(સચિત્ર)

# અમરગર્જના

અથવા

## સુષુપ્તિ અને જાગરણ




"ગુજરાતી" પત્રની ઑફીસ,
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ નં. ૧.

(સચિત્ર)

# અમરગર્જના

અથવા

## સુષુપ્તિ અને જાગરણ



"ગુજરાતી" પત્રની ઑફીસ,
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ નં. ૧.

# "ગુજરાતી" પત્રે આપેલી ભેટો

| | નામ | ઇ. સન. | કિંમત. |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ... ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| બ. | ગૃહધર્મ... ... ... ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| ૧ | રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર ... | (૧૮૮૬) | મળતી નથી |
| | (દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ)... ... | | ૦-૧૦-૦ |
| ૨ | હિન્દ અને બ્રિટાનિયા (રાજભક્તિવિડંબણ—એકભાણ) | (૧૮૮૭) | ૩- ૦-૦ |
| ૩ | ગંગાગોવિંદસિંહ અથવા વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ | (૧૮૮૮) | ૧- ૮-૦ |
| ૪ | મહારાણીનું જીવનચરિત્ર ... ... ... | (૧૮૮૮) | ૧- ૮-૦ |
| ૫ | સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો ... | (૧૮૮૯) | ૦- ૪-૦ |
| ૬ | ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમ ભાગ) | (૧૮૯૦) | મળતી નથી |
| ૭ | દિલ્હીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ | (૧૮૯૫) | ૨- ૦-૦ |
| ૮ | અઠારમી સદીનું હિન્દુસ્તાન અથવા સૂર્યનો અસ્ત અને ચન્દ્રનો ઉદય ... ... ... | (૧૮૯૬) | ૨- ૦-૦ |
| ૯ | ઔરંગઝેબ અને રાજપૂતો ... ... ... | (૧૮૯૭) | ૨- ૦-૦ |
| ૧૦ | શાહજાદો અને ભીખારી અથવા ઇંગ્લાંડના રાજવંશનો એક અદ્ભુત ઇતિહાસ ... ... ... | (૧૮૯૮) | ૧- ૮-૦ |
| ૧૧ | હેસ્ટિંગસની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૯) | ૨- ૦-૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ ... | (૧૯૦૦) | ૨- ૦-૦ |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન ... | (૧૯૦૧) | મળતી નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય ... ... | (૧૯૦૨) | મળતી નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશવાઇનો ઉદયકાળ... | (૧૯૦૩) | મળતી નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ ... | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૮* | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઈવનું કપટતંત્ર ... | (૧૯૦૫) | મળતી નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન... | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૦* | હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય... | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૧ | નંદનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા! | (૧૯૦૭) | ૩- ૦-૦ |

| | નામ | ઇ. સન. | કિંમત |
|---|---|---|---|
| ૨૨ | પેશવાઇની પડતીનો પ્રસ્તાવ અથવા લાલજી વેરાગણ | (૧૯૦૮) | મળતી નથી |
| ૨૩ | ઔરંગઝેબનો હૃદય અથવા આ તે મહાન મોગલ! | (૧૯૦૯) | ૨- ૦-૦ |
| ૨૪* | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ... ... | (૧૯૧૦) | મળતી નથી |
| ૨૫* | કતલે આમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ... | (૧૯૧૧) | ૨- ૦-૦ |
| ૨૬ | પુરાતન દિલ્હી ૪૦ ચિત્રો ... ... ... | (૧૯૧૧) | ૨- ૦-૦ |
| ૨૭ | સ્વપ્નમીમાંસા ... ... ... ... | (૧૯૧૧) | મળતી નથી |
| ૨૮* | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... ... | (૧૯૧૨) | ૨- ૦-૦ |
| ૨૯* | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... | (૧૯૧૩) | ૨- ૦-૦ |
| ૩૦* | હમ્મીર હઠ અથવા રણથંભોરનો ઘેરો ... | (૧૯૧૪) | મળતી નથી |
| ૩૧ | મુખાકૃતિથી ભાગ્યપરીક્ષા ... ... ... | (૧૯૧૫) | ૨- ૦-૦ |
| ૩૨ | બાળકોની પ્રભુતા ... ... ... ... | (૧૯૧૬) | |
| ૩૩* | ચાણક્યનંદિની અથવા પ્રેમ અને મુત્સદ્દીગીરી ... | (૧૯૧૭) | મળતી નથી |
| ૩૪* | આનંદભદ્રા અથવા નંદીપુરનો વિનાશ ... | (૧૯૧૮) | ૩- ૦-૦ |
| ૩૫ | રૈનક મહેલની રાજખટપટ અથવા ચાલુક્ય વંશના વિજયસિંહનો આક્રમ ... ... | (૧૯૧૯) | ૩- ૦-૦ |
| ૩૬* | બાદશાહ બાબર અથવા નૂરે ઇસલામ ... ... | (૧૯૨૦) | ૩- ૦-૦ |
| ૩૭* | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર ... | (૧૯૨૧) | ૩- ૦-૦ |
| ૩૮* | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર ... | (૧૯૨૨) | ૩- ૦-૦ |
| ૩૯* | અનારકલી અથવા અપરાધી અકબર ... ... | (૧૯૨૩) | ૩- ૦-૦ |
| ૪૦* | મહારાણી મયણલ્લા અથવા સિદ્ધરાજની માતા ... | (૧૯૨૪) | ૪- ૦-૦ |
| ૪૧* | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય ... | (૧૯૨૫) | ૩- ૦-૦ |
| ૪૨* | નાના સાહેબ અથવા (સ્વધર્મમાટે પ્રાણાર્પણ) ... | (૧૯૨૬) | ૩- ૦-૦ |
| ૪૩* | મુશીરેસલ્તનત અથવા મલબારનો મોપલા અત્યાચાર | (૧૯૨૭) | ૩- ૦-૦ |
| ૪૪* | સિતમગર સુલ્તાન અથવા તલવાર અને કુરાન ... | (૧૯૨૮) | ૩- ૦-૦ |
| ૪૫* | કચ્છનો કેસરી અથવા ભીમો અને અનેસર ... | (૧૯૨૯) | ૩- ૦-૦ |
| ૪૬* | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ ... | (૧૯૩૦) | ૩- ૦-૦ |

* આવી ફુલ્લીની નિશાનીવાળા ગ્રન્થો રા. રા. નારાયણ વિસનજી ઠક્કુરના રચેલા છે.

# ગ્રંથોત્સર્ગ

છે ઘોષણા જેની સદા નિજ ધર્મની સ્વાધીનતા;
છે ગર્જના જેની સદા નિજ કર્મની સ્વાધીનતા;
છે ભાવના જેની સદા નિજ મર્મની સ્વાધીનતા;
હો આણ આત્મા અસ્થિ પલ[1]ને ચર્મની સ્વાધીનતા;
વાણી વિચારોની તથા આવેશની સ્વાધીનતા;
ચૂડામણી એ સર્વની નિજ દેશની સ્વાધીનતા. ૧
પરતંત્રતા દારિદ્રય છે, સ્વાધીનતા ધનકોષ છે;
સ્વાધીનતા સદ્ગુણ અને પરતંત્રતા નરદોષ છે;
પરતંત્રતા છે વેદના, સ્વાધીનતા સંતોષ છે;
પરતંત્રતા જેવો ન બીજો પાપનો પરિપોષ છે;
છે દેહ, પણ જો દેહમાં ચેતન નથી તો કૈં નથી;
ચેતન છતાં સ્વાધીનતા સાધન નથી તો કૈં નથી. ૨
નિશ્ચય થયો એ, ઉતર્યો વિશ્વાસ રાખી રામમાં;
હિન્દૂ નરોનો વૃન્દ જે સ્વાધીનતા સંગ્રામમાં;
સ્વાધીનતા સંદેશ પ્હોંચાડયો પુરોમાં ગ્રામમાં;
"સ્વાધીનતામાટે મરી વિચરો સુરોના ધામમાં;
વીત્યો સમય વિશ્રામનો, આ જાગરણનો કાળ[2] છે;
કાં તો મરણનો છે અને કાં તો તરણનો કાળ છે. ૩
સંગ્રામ છે જો કે ખરો, તો પણ ન હિંસા આદરો;
જો છે જિગીષા[3] તો અહિંસા શસ્ત્રને હસ્તે ધરો;
અપમાન અત્યાચાર કારાગારથી ન જરા ડરો;
આગળ વધ્યા છો તો હવે પાછાં નહીં પગલાં ભરો;
ફાંસી ગળામાં ધારજો, પરવા ન રાખો જાનની;
હાંસી થવા દેશો નહીં આ દેશ હિન્દુસ્થાનની!" ૪
ઉપદેશ દેતા દેશને સ્વાતંત્ર્યદલના અગ્રણી;
બોલે વચન તેવું જ વર્તન રાખતા જે નરમણી;
જે દેશહિતને સાધતા નિજ લક્ષ લાભોને હણી;
શિરપર ધરીને ધૂલિ તે નરવીરનાં ચરણો તણી;
સન્માન આદર ભાવથી હું તેમને વંદન કરૂં;
સ્વાતંત્ર્યશિક્ષક આ કથા હું તેમના કરમાં ધરૂં. ૫

ઠક્કુર નારાયણ

---

૧ પલ–માંસ. ૨ કાળ–સમય. ૩ જિગીષા–વિજયની આકાંક્ષા.

# ઉપોદ્‌ઘાત

ઇ. સ. ૧૯૦૬ માં 'ગુજરાતી'ના ગ્રાહકોને 'ગુજરાતી'ની ૨૦ મી ભેટ તરીકે અપાયલી 'હળદીઘાટનું યુદ્ધ' નામક ઐતિહાસિક નવલકથામાં હિન્દુત્વના તારણહાર પ્રાતઃસ્મરણીય ભારતગૌરવ મેવાડમિહિર મહારાણાશ્રી પ્રતાપસિંહજીના રાજ્યારોહણથી આરંભીને પરલોકવાસની ઘટના પર્યન્તનો કથાભાગ અથવા ઇતિહાસ નવલકથાના મનોરંજક સ્વરૂપમાં વર્ણવવામાં આવ્યો હતો, એ વાર્તા 'ગુજરાતી'ની ભેટોના રસિક પાઠકો તથા પાઠિકાઓના સ્મરણમાં હોવી જ જોઇએ. મહારાણા પ્રતાપસિંહની પરલોકયાત્રાની ઘટના ઘટ્યા પછી તેમનો યુવરાજ અમરસિંહ મેવાડના સિંહાસનનો અધિકારી તથા મેવાડવાસિની હિન્દુપ્રજાનો કર્તા ધર્તા ને ભાગ્યવિધાતા થયેલો હતો, એ ઘટના પણ ઇતિહાસરસિક પાઠકો તથા પાઠિકાઓથી અજ્ઞાત નજ હોઇ શકે. પ્રસ્તુત ઐતિહાસિક નવલકથામાં એ મહારાણા અમરસિંહના જીવનની પ્રધાન ઘટનાઓને વર્ણવવામાં આવી છે. એ મહારાણો અમરસિંહ યૌવનના આરંભકાળમાં પ્રથમ તો વેશ્યાવિહાર તથા વારુણીપાન (મદિરાપાન) આદિક દુર્ગુણોની વૈતરણીમાં નિમજ્જિત થઇને પોતાના ક્ષાત્રધર્મ તથા ક્ષત્રિયોચિત કર્તવ્યને સર્વથા ભૂલી ગયો હતો અને અષ્ટૌપ્રહર દુરાચારોમાં જ ડૂલી ગયો હતો; પરંતુ જ્યારે ચંદાવત કૃષ્ણ જેવા દેશભક્ત, સ્વામિભક્ત, રણશૂર તથા પ્રભાવશાલી સરદારે આવી તેને તેના ધર્મ તથા કર્તવ્યનું ભાન કરાવ્યું અને દેશપર આવી પડેલી આપત્તિનો પરિચય કરાવ્યો ત્યારે તે ક્ષણે જ તેની એ વિલાસપ્રિયતારૂપ સુષુપ્તિનો લોપ થઇ ગયો; તે સુષુપ્તિની ગર્તામાંથી જાગરણના ક્ષેત્રમાં આવીને ઊભો રહ્યો; પોતાના મૂળ સ્વરૂપ તથા વંશપરંપરાગત કર્તવ્યના જ્ઞાનથી તે પોતાના પ્રમાદને બરાબર જાણી ગયો અને ત્યાર પછી તેણે મુગલ શહનશાહ જહાંગીર સાથે મેવાડની સ્વાધીનતા, હિન્દુધર્મ તથા હિન્દુજાતિની રક્ષા અને વંશગૌરવની સુરક્ષિતતામાટે એક કિંવા બે વાર નહિ, પણ સત્તર વાર તુમુલ સંગ્રામો કરીને પ્રત્યેક વેળાયે વિજયભાગી થઇ પોતાના પુણ્યશ્લોક પિતાના નામને દીપાવ્યું હતું અને



પુત્રના 'કુલદીપક' વિશેષણને સંપૂર્ણ સાર્થક કરી બતાવ્યું હતું. આ અઢારમી વારના સંગ્રામમાં યુદ્ધસાધનો તથા યુદ્ધસામગ્રીના અભાવે નિરુપાય થઈને શહનશાહ જહાંગીર સાથે તેને અનિચ્છાપૂર્વક સંધિ કરવો પડ્યો હતો અને એ સંધિ નામમાત્રનો હોઈને એથી તેની પ્રતિષ્ઠામાં જો કે લેશમાત્ર પણ ન્યૂનતા થઈ ન હોતી, છતાં પણ એ સંધિથી પોતાની મેવાડના મહારાણા તરીકેની યોગ્યતાનો લોપ થયેલો માની લઈને મહારાણા અમરસિંહે પોતાના જીવનકાળમાં જ પોતાના યુવરાજ કર્ણસિંહનો રાજ્યાભિષેક કરી પોતે રાજ્યના કાર્યથી નિવૃત્ત થઈ વાનપ્રસ્થ આશ્રમ, એકાંતવાસ અથવા નિવૃત્તિનિવાસને સ્વીકારી લીધો હતો. આ ઐતિહાસિક ઘટનાનો આધાર લઈને જ પ્રસ્તુત નવલકથા લખવામાં આવી છે. પ્રસ્તુત નવલકથાની ઐતિહાસિકતાના સંબંધમાં આટલું સૂચન પર્યાપ્ત છે.

અહીં મારે પ્રાંજલતાથી એ વાર્તાને પણ સ્વીકારવી જ જોઈએ કે પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા મારી કેટલીક અન્યાન્ય ઐતિહાસિક નવલકથાઓ પ્રમાણે મારી પોતાની મૌલિક કૃતિ નથી; કિન્તુ ઈ. સ. ૧૯૦૮ માં એક બંગાળી નવલકથાનો ગુજરાતી ભાષામાં કરાયલો શોધિતવર્ધિત અનુવાદ છે. 'શશાંક' તથા 'કરુણકુમારી' આદિક ઇતિહાસપ્રધાન નવલકથાઓના બંગાલી પુરાતત્ત્વજ્ઞ લેખક શ્રીયુત રાખાલદાસ વંદ્યોપાધ્યાય જેવા એકાદ બે લેખકોને અપવાદરૂપ માનવામાં આવે, તો અન્યાન્ય બંગાળી લેખકોની લખેલી ઐતિહાસિક નવલકથાઓમાં ઐતિહાસિક પાત્રોને ગૌણ રાખીને પ્રેમકથાનાં કાલ્પનિક પાત્રોને જ પ્રાધાન્ય આપવામાં આવે છે અને તેથી બંગાળી લેખકોની લખેલી ઐતિહાસિક નવલકથાઓમાં ઐતિહાસિકતા નામમાત્રની અથવા તો આવશ્યકતા પૂરતી જ હોય છે. જેનો આ અનુવાદ કરવામાં આવ્યો છે તે બંગ ભાષામાં લખાયલી શ્રીયુત બાબૂ જ્યોતિરિન્દ્રનાથ મજૂમદારકૃત 'સુંદરી' નામક ઐતિહાસિક નવલકથા પણ એવા જ પ્રકારની હોવાથી; એટલે કે, તેમાં ઐતિહાસિકતા અત્યંત અલ્પ પરિમાણમાં હોવાથી અને હું પોતે ઐતિહાસિકતાની પ્રધાનતાનો પક્ષપાતી હોવાથી, જો કે મારી પોતાની ઐતિહાસિક નવલકથાઓ જેટલા પરિમાણમાં તો નહિ, પરંતુ અમુક પરિમાણમાં જ્યાં જ્યાં આવશ્યકતા હતી ત્યાં ત્યાં ઐતિહાસિક ઘટનાઓ મેં કાંઈક વિસ્તારપૂર્વક લખી હતી અને આજે બાવીસ વર્ષ પછી આ નવલકથાના પ્રકાશનનો અવસર આવ્યો ત્યારે વળી ઐતિહાસિકતાની અધિક આવશ્યકતા જણાતાં આ નવલકથાના ઉપસં-

હારનો અંતિમ (તૃતીય) પરિચ્છેદ પ્રખ્યાત પુરાતત્ત્વજ્ઞ તથા ઇતિહાસવેત્તા રાય બહાદુર પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત હિન્દી ભાષામાં લખાયલા 'ઉદયપુર રાજ્યકા ઇતિહાસ'ના આધારે લખીને ઉમેરી દેવામાં આવ્યો છે અને તે પરિચ્છેદ ઇતિહાસપ્રિય તથા ઇતિહાસરસિક પાઠકો તથા પાઠિકાઓને અવશ્ય રુચિકર થઇ પડશે એવો મારો દૃઢ વિશ્વાસ છે. આવા પ્રકારના સંવર્ધનોના યોગે મૂળ ગ્રંથ કરતાં લગભગ ૮૦ પૃષ્ઠ આ અનુવાદમાં વધી ગયાં છે; નહિ તો મૂળ ગ્રંથના અનુવાદનાં આટલાં પૃષ્ઠો થવાનો સંભવ ન હોતો. મૂળ બંગાળી ગ્રંથમાં આ કથાની નાયિકાનું નામ સુંદરી હતું તે બદલીને કુન્દકુમારી રાખવામાં આવ્યું છે. બંગીય ગ્રંથકારે કથાની નાયિકાને મહત્ત્વ આપીને ગ્રંથનું નામ 'સુંદરી' રાખ્યું હતું અને મેં જ્યારે તેનો અનુવાદ કર્યો ત્યારે ઐતિહાસિકતાને મહત્ત્વ આપીને આ ગ્રંથનું નામ 'અમરસંન્યાસ' રાખ્યું હતું; પરંતુ એ નામ પણ અત્યારે ઉચિત ન જણાતાં પ્રસ્તુત ગ્રંથ **'અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ'** એ ગંભીર તથા રહસ્યદર્શક નામથી પ્રકટ કરવામાં આવ્યો છે અને પ્રસ્તુત ગ્રંથના સાદ્યંત પઠન પછી પાઠકો તથા પાઠિકાઓને પણ આ નામ અધિક અન્વર્થક તથા રહસ્યદર્શક જણાયા વિના નહિ રહે એવી મારી દૃઢ માન્યતા છે.

અત્યારે 'ગુજરાતી' પણ અલ્પકાલિક સુષુપ્તિને ભોગવીને જાગરણના ક્ષેત્રમાં અવતીર્ણ થયું છે અને 'ગુજરાતી'ના જાગરણ પછીની 'ગુજરાતી'ની પ્રથમ (વસ્તુતઃ ૪૬ મી) ભેટ પણ 'સુષુપ્તિ અને જાગરણ' નામથી પ્રકાશિત થાય છે એ એક અચિંત્ય આકસ્મિકતા છે અને એ આકસ્મિકતા શાશ્વતતાના સ્વરૂપમાં સ્થિર થઇને 'ગુજરાતી'ને ચિરકાલિક જાગરણનો લાભ સમર્પતી રહે, એ જ કૃપાસિંધુ પરમાત્માનાં ચરણોમાં 'ગુજરાતી'ના અભિભાવકોની અંતઃકરણપૂર્વક અભ્યર્થના છે.

આ નવલકથા ઇ. સ. ૧૯૦૮ માં લખાયલી હોવા છતાં અત્યારે બાવીસ વર્ષ પછી પ્રકટ થાય છે તેનાં કેટલાંક વિશિષ્ટ કારણો હોવા છતાં તે કારણોને દર્શાવવાની આવશ્યકતા ન હોવાથી એટલું જ કથન પર્યાપ્ત છે કે આ નવલકથાના પ્રકાશનમાટે વિધાતાએ આ સમયને જ નિયત કરેલો હોવાથી અને વિધાતાનો લેખ અવ્યર્થ હોવાથી ઇ. સ. ૧૯૦૮ માં લખાયલી આ નવલકથા જો ઇ. સ. ૧૯૩૦ માં પ્રકાશનનાં દર્શન કરતી જોવામાં આવે, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી અને હોઇ શકે પણ નહિ. આવા અણધાર્યા વિલંબોના સંબંધમાં 'ગુજરાતી'ની **'કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર**

# ઉપોદ્‌ઘાત

'ખેંગાર' નામક ઇ. સ. ૧૯૨૨ માં પ્રકટ થયેલી ૩૮મી ભેટની પ્રસ્તાવનાના પ્રારંભમાં જે કાંઇ લખવામાં આવ્યું હતું તે અહીં પણ લાગૂ પડે છે એટલે આ વિષયનું પિષ્ટપેષણ નિરર્થક છે.

અંતે જે પરમકરુણાસિંધુ દયાઘન પરમાત્માની પરમકૃપાથી બાવીસ વર્ષ જેટલા અતિદીર્ઘ કાળ પશ્ચાત્ પ્રસ્તુત નવલકથા નિર્વિઘ્ન પ્રકાશિત થઇ શકી છે અને તે પણ વળી 'ગુજરાતી'ની ભેટ તરીકે જ પ્રકાશિત થઇ શકી છે તેમાટે તે પરમકરુણાસિંધુ પરમાત્માનો વારંવાર ઉપકાર માનીને અને તેની પાસેથી નિરંતર કાર્યસિદ્ધિની યાચના કરીને મારા ઉપોદ્‌ઘાતને હું અહીં સમાપ્ત કરું છું.

મુંબઈ: વિક્રમાર્ક ૧૯૮૬
ફાલ્ગુન, કૃષ્ણ (રંગ) પંચમી;
તા૦ ૧૯ મી માર્ચ ૧૯૩૦,
બુધવાર

ઠક્કુર નારાયણ વિસનજી

# અનુક્રમણિકા


ઉપક્રમ

પરિચ્છેદ — વિષય — પૃષ્ઠ

૧ લો બાલ્યવિનોદ ... ૧
૨ જો પ્રધાન પાત્રોનો પરિચય ... ... ... ૩

પ્રથમ ખણ્ડ

૧ લો કેશલાચાર્ય ... ... ૬
૨ જો અહેરિયા–કિરણસિંહ ૮
૩ જો લતાકુંજમાં સ્વપ્ન ... ૧૧
૪ થો લતાકુંજમાં પુષ્પ ... ૧૫
૫ મો એ કોણ? ... ... ૧૯
૬ ઠ્ઠો ક્યાં ગઈ? ... ... ૨૬
૭ મો રાજપુત્રનું આયોજન ૨૮

દ્વિતીય ખણ્ડ

૧ લો અબળા કે સબળા? ૩૧
૨ જો નવીન સંબંધ– રાણુજી–અબ્દુલ્લા ... ... ૩૩
૩ જો કચદ ... ... ... ૩૬
૪ થો પૂર્વકથા ... ... ૪૨
૫ મો સ્વપ્ન સમાન ... ૪૮
૬ ઠ્ઠો પુનઃ શોધમાં ... ૫૦

તૃતીય ખણ્ડ

૧ લો મહાતપસિંહ ... ૫૩
૨ જો આકર્ષણ ... ... ૫૭
૩ જો પ્રત્યાવર્તન ... ... ૬૩
૪ થો પુનઃ સંયોગ ... ૬૬
૫ મો અમરલીલા ... ... ૭૧
૬ ઠ્ઠો ચંદાવત કૃષ્ણનો ઉપદેશ અથવા સુષુપ્તિ અને જાગરણ... ... ... ૭૮
૭ મો શૂરાના સંગ્રામ ... ૮૬
૮ મો પરિચય ... ... ૯૧
૯ મો કુન્દકુમારીની ઈચ્છા ૯૩
૧૦ મો લાવણ્યમયી અને પ્રમીલા ૯૭

ચતુર્થ ખણ્ડ

૧ લો જહાંગીર અને નૂરજહાન ... ... ૧૦૨
૨ જો અમીનાનો નવીન પ્રયત્ન ... ... ... ૧૧૦
૩ જો અબ્દુલ્લાની ઔરત ૧૧૪
૪ થો લાવણ્યમયીનું હૃદય ૧૨૦
૫ મો સત્ય કે સ્વપ્ન? ... ૧૨૩
૬ ઠ્ઠો ચુમ્બન ... ... ૧૨૮
૭ મો "ના, મેં તો નથી સાંભળી!"... ... ૧૩૧
૮ મો બહુ દિવસ પછી ૧૩૫
૯ મો પ્રતિભાની નિરાશા ૧૩૭
૧૦ મો રૈવતીની આલિશતા ૧૪૩
૧૧ મો 'લાચારી' ... ... ૧૪૬

પંચમ ખણ્ડ

૧ લો મુગલ પરાજય ... ૧૫૪
૨ જો અમીનાનો અન્ત ૧૫૭
૩ જો મઠની નવીન પ્રબંધકારિણી ... ... ૧૬૧
૪ થો વજ્રપાત ... ... ૧૬૪
૫ મો લાવણ્યમયીની વેદના ૧૬૬
૬ ઠ્ઠો વનવાસિની ... ... ૧૭૦

ષષ્ઠ ખણ્ડ

૧ લો ગતાવલોકન ... ૧૭૩
૨ જો દેવી! ... ... ૧૭૫
૩ જો નિષ્ફળતા ... ... ૧૮૦
૪ થો પુનઃ યુદ્ધની તૈયારી ૧૮૨
૫ મો વિજેતા કોણ? ... ૧૮૫
૬ ઠ્ઠો જીવન્મૃત ... ... ૧૮૭
૭ મો ઉન્મુક્ત હૃદય ... ૧૯૦
૮ મો દુઃખનો અન્ત ... ૧૯૫

ઉપસંહાર

૧ લો અમરસંન્યાસ ... ૧૯૯
૨ જો પરિણામ ... ... ૨૦૧
૩ જો મહારાણા અમરસિંહની યોગ્યતા અને કૈલાસયાત્રા ... ૨૦૫








# છે??

હિંદુસ્થાનમાં બીસ્કીટની મારકીટ ક્યાં છે? મુંબઈમાં.

મુંબઈમાં સઉથી જુનું અને જાણીતું કારખાનું કયું છે?

હંસ દીવાન કંપની

કંપની ક્યારે સ્થાપન થઈ? સને ૧૯૨૫ માં.

## બીસ્કીટ શી રીતે તૈયાર કરવામાં આવે છે?

ખાસ

# ઓટોમેટીક મશીનરીથી-

આજ સુધીમાં તેને કોઈ સરટીફીકેટો મળેલાં છે?

ભાઈ સાહેબ, સરટીફીકેટ તો શું પણ સોનાના ચાંદ પણ મળેલા છે. અને આવું લખવાનો હક્ક ફક્ત એજ કંપની ધરાવે છે, જે સ્થાપન થયાથી આજ સુધી તમામ વેપારી ગ્રાહકોને ભાવના પ્રમાણમાં ઉત્તમ માલ આપીને સંતોષ આપતી રહી છે. હિંદુસ્તાનમાં કોઇપણ પ્રખ્યાત શહેર કે ગામ એવું નથી કે જ્યાં હંસ દીવાનની બીસ્કીટ ન હોય.

અમારી ખાસ ભલામણ છે કે બીસ્કીટ ખરીદવા પહેલાં હંસ દીવાન કંપનીનું નામ બરાબર વાંચી ખરીદવા ચુકશો નહિ.

☞ ખાસ યુરોપીઅન મેનેજમેન્ટ હેઠળ કામ લેવાય છે.

જથાબંધ ઘરાકને સેમ્પલ પ્રાઇસલીસ્ટ તથા સુંદર કેલેન્ડર મફત મોકલવામાં આવશે. લખો.

# હંસ દીવાન કંપની,

## ઓટોમેટીક બીસ્કીટ ફેક્ટરી.

ટેલીફોન નં. ૪૧૫૦૭

પોસ્ટ બોક્ષ ૪૫૨૮, મુંબઈ ૮ તારનું સરનામું 'બીસ્કીટ'

# અમરગર્જના

અથવા

# સુષુપ્તિ અને જાગરણ

## ઉપક્રમ

### પ્રથમ પરિચ્છેદ

#### બાલ્યવિનોદ

વિક્રમ સંવત્ ૧૬૫૭ ના એક દિવસે ઋતુરાજ વસંત કુમાર ગ્રીષ્મને લગભગ એક વર્ષને માટે યુવરાજના પદે સ્થાપન કરીને પોતે વાનપ્રસ્થ થઇ ગયો હતો. કુમારશ્રીના સુશાસન (?) થી કેટલાક પ્રાણીઓ તૃષાતુર થઈ તડપતા હતા, ધગધગતી વાલુકામાં ચાલતાં અનેક પ્રવાસીઓનાં પગનાં તળીયાં બળીને ખાક થઈ જતાં હતાં અને કેટલાંક ગૃહોમાં અગ્નિનારાયણની પણ મહાભારત કૃપા થતી જોવામાં આવતી હતી. ગ્રીષ્મ કુમારે એ સમયે કેટલો બધો અનર્થપાત કર્યો હતો, એનો ઇતિહાસના લેખકોને બરાબર શોધ મળી શક્યો નથી અને લોકોને તે જાણવાની કાંઈ એટલી બધી આવશ્યકતા પણ નથી.

જે સમયનો અમો વૃત્તાંત લખીએ છીએ, તે સમયમાં આરાવલી પર્વતની તળેટીમાં માલતીગઢ નામક એક નાનો કિલ્લો આવેલો હતો. માલતીગઢમાં ચારે તરફથી ઈંટોની બાંધેલી ભીંતવડે ઘેરાયલો એક નાનો બગીચો હતો અને તે બગીચાના મધ્યભાગમાં એક સુંદર તથા મનોહર તળાવ પણ શોભી રહ્યું હતું. એ સરોવરના તીરે નાના પ્રકારનાં વૃક્ષો નેત્રોને આનંદ આપતાં જોવામાં આવતાં હતાં. એક બાજૂ આરસ પત્થરનું એક મન્દિર દૃષ્ટિગોચર થતું હતું. એ મંદિરમાં ભગવાન્ ઉમાનાથ શંકરની મૂર્ત્તિની સ્થાપના કરાયલી હતી; અને એથી થોડાક અંતરે એક પર્ણકુટી આવેલી હતી. બાગમાંનાં ફૂલો ખીલીખીલીને પોતાના સુગંધવડે મનુષ્ય માત્રને મુગ્ધ બનાવી દેતાં હતાં, ભ્રમરકુળને આકુળ વ્યાકુળ કરી નાખતાં હતાં તથા સૂર્યના ઉત્તાપથી પોતાના શિરને બચાવવામાટે શિરને વાયુના અંકમાં

નીચું નમાવી દેતાં હતાં. માલતીગઢના નિવાસીઓ એ બગીચાને 'શ્રી એકલિંગજીના બાગ'ના નામથી ઓળખતા હતા.

એક દિવસે સૂર્યભગવાનના અસ્તાચલમાં જવાના સમયથી–અર્થાત સાયંકાળથી–કાંઇક પૂર્વે એક બાળક અને એક બાલિકા એ એકલિંગજીના બાગમાંના તળાવનાં પગથિયાંપર બેઠેલાં હતાં. એમને જોવાથી એવો ભાસ થતો હતો કે, જાણે એ જીવધારી કુસુમો જ ખીલી નીકળ્યાં છે! બાળકનું વય બાર વર્ષનું અટકળવામાં આવતું હતું અને બાલિકાની અવસ્થા આઠથી નવ વર્ષની દેખાતી હતી. અવસ્થાના પ્રમાણમાં જોતાં બાળકનું શરીર કાંઇક કદાવર દેખાતું હતું. એ બાળક ગૌરવર્ણ, વિશાલભાલ, ઉજ્જ્વલનેત્ર, પ્રશસ્તવક્ષ અને આજાનુબાહુ હતો. બાલિકાની કાયા દુર્બળ હોવા છતાં પણ સબળ હતી. એનો રંગ પણ ગોરો જ હતો અને ભાલપ્રદેશ બહુ વિશાળ ન હોવા છતાં પણ સુંદર દેખાતો હતો. નાસિકા કિંચિત્ લંબ હતી–અતિશય લાંબી તો નહોતી જ. તિર્યક્ અને કૃષ્ણવર્ણ ભ્રૂની નીચે કોમળ, સુંદર અને ચંચળ નેત્રો વિરાજમાન થયેલાં હતાં. સંક્ષેપમાં એટલું કહેવું જ પર્યાપ્ત થશે કે, કોઈ પણ સારી સ્વરૂપવતી સુંદરી પ્રમાણે એ બાલિકાનાં સંપૂર્ણ અંગો સુંદર અને આકર્ષક હતાં.

બાળક અને બાલિકા બન્ને પોતાની રમતગમતમાં લીન થયેલાં હતાં. તેઓ પુષ્પો લઇને કોઈ વાર એક બીજાના શરીરપર ઉછાળતાં હતાં અને કોઇ વાર પુષ્પોની માળા બનાવીને એકબીજાના ગળામાં પહેરાવતાં હતાં. ક્વચિત્ કુસુમોને તળાવનાં પગથિયાંપર પણ નાખી દેતાં હતાં અને પાછાં તેમને વીણીને એકઠાં કરી લેતાં હતાં. કોઇ વાર સુમનોને સરોવરના જળમાં વહેવડાવી દઇને પાછાં તેમને પાણીમાંથી કાઢી લેતાં હતાં. ઇત્યાદિ બીજા પણ નાના પ્રકારના ખેલો અને તે સાથે કેટલાક વિવિધ પ્રકારના અસંબદ્ધ વિનોદો પણ તેઓ કર્યા કરતાં હતાં.

એવી રીતે કેટલીક વાર સુધી રમ્યા પછી ખેલાડી બાળકે પુષ્પો એકઠાં કરી પગથિયાંપર અક્ષરો બનાવીને કાંઇક લખ્યું. બાલિકા એ બધું તેની પીઠ પાછળ ઊભી ઊભી ધ્યાનથી જોયા કરતી હતી. અંતે બધી રચના કરી લઇને બાળકે કહ્યું કેઃ "જો તો ખરી, કુમારી! આ અક્ષરો કેવા બન્યા છે તે?"

બાલિકાએ જોયું તો પગથિયાંપર તેને આ પ્રમાણે પોતાનું નામ પુષ્પાક્ષરોમાં લખેલું દેખાયુંઃ "કુન્દકુમારી!"

"લખવામાં તમારો હાથ સારો કેળવાયલો છે, તેથી જ આવી અજબ કારીગરી કરી શક્યા છો. વારુ; જુઓ હવે હું પણ એક નામ લખું છું તે!" બાલિકાએ જરાક મંદ હાસ્ય કરીને કહ્યું.

એમ બોલી થોડાંક ફૂલો એકઠાં કરીને બાલિકાએ લખવાનો આરંભ કર્યો. તેણે થોડાક અક્ષરો લખ્યા પણ તે બગડેલા જણાવાથી પાછા ભૂંસી નાખ્યા. પાછાં પુષ્પોને એકઠાં કરતી વેળાયે બાળકના લખેલા અક્ષરોમાંનાં કેટલાંક કુસુમો ખસી ગયાં, પણ બાળકે પાછા તે અક્ષરોને સુધારી દીધા. બાલિકા પાછી લખવા લાગી. બીજી વાર પણ અક્ષર બગડી જવાથી તેમને ભૂંસીને ત્રીજી વાર તેણે લખવાનો ઉદ્યોગ આદર્યો. અંતે મહાપરિશ્રમ કરીને "શોભનસિંહ !" એ પ્રમાણેનું નામ તેણે લખ્યું તો ખરૂં જ. એ છેલ્લી વારના અક્ષરો બહુ જ સારા અને સ્વચ્છ લખાયા છતાં પણ બાળકના લખેલા અક્ષરોની બરાબરી કરી શકે તેવા તો ન હોતા જ. બાલિકા બિચારી શું કરે ? લાચાર થઇને એ અક્ષરોને તેણે કાયમ રહેવા દીધા, અને માથું ઉંચું કરીને બાળકના મુખને તે જોવા લાગી.

"તેં મારૂં નામ શામાટે લખ્યું વારૂં ?" બાળકે હસીને કહ્યું.

"તમોએ ત્યારે મારૂં નામ કેમ લખ્યું વારૂં ?" બાલિકાએ પૂછ્યું.

બાળકથી કશું પણ ઉત્તર આપી શકાયું નહિ. મનમાં જ તેણે પોતાનો પરાજય માની લીધો.

---

## દ્વિતીય પરિચ્છેદ

### પ્રધાન પાત્રોનો પરિચય

એ પછી ૭ વર્ષ જેટલો સમય વીતી ગયો. વાચકો, જે બાળક અને બાલિકાનો આપણને પરિચય થઈ ચૂકયો છે, તેઓ હવે યૌવનની સીમાપર્યન્ત આવી પહોંચ્યાં હતાં. અર્થાત્ હવે તેઓ બાલ્યાવસ્થામાં ન હોતાં. વીરભૂમિ મેવાડ અથવા ઉદયપુરના સિંહાસનને મહારાણો અમરસિંહ શોભાવી રહ્યો હતો. રાણાના આધીન રાજાઓ અને સરદારોમાંનો માલતીગઢનો સરદાર મહાતપસિંહ રાણાજીનો વિશેષ પ્રિયપાત્ર અને વિશ્વાસપાત્ર મિત્ર મનાતો હતો. મહાતપસિંહના એકના એક પુત્રનું નામ શોભનસિંહ હતું. શોભનસિંહ બાલ્યાવસ્થાથી જ ઢાલ અને તલ્વાર બાંધ્યા કરતો હતો અને એ વ્યવસાયમાં જ તેનો બધો સમય વીતી જતો હતો. ગુરુજી પાસે બેસીને વિદ્યાભ્યાસ કરવામાં તેનું જરા પણ ધ્યાન લાગતું ન હોતું. આલસ્યના નામમાત્રથીજ તેને મહાતિરસ્કાર આવી જતો હતો.

કેટલાક સમયથી માલતીગઢની રાણી પોતાના એક પુત્ર અને એક કન્યાને મૂકીને પરલોકવાસિની થઈ ગયેલી હોવાથી શોભનસિંહ તથા તેની સહોદરા માતૃહીન દશામાં આવી પડયાં હતાં.

માલતીગઢમાં મહાતપસિંહનો એક મિત્ર પણ રહેતો હતો અને વરુણસિંહના નામથી ઓળખાતો હતો. વાચકોને એ વરુણસિંહનો સાક્ષાત્કાર થવાનો નથી. પરંતુ એના પુત્ર અજિતસિંહનું વાચકોએ સ્મરણ રાખવું જ જોઇએ; કારણ કે, એનો અનેક વાર પ્રત્યક્ષ પરિચય થવાનો છે. અજિતસિંહ શસ્ત્ર અને અસ્ત્ર કરતાં વ્યાસ અને વાલ્મીકિને જ વધારે ચાહતો હતો અને દિવસરાત કાલિદાસ તથા ભવભૂતિના અભ્યાસમાં જ મચ્યો રહેતો હતો.

મહાતપસિંહ અને વરુણસિંહનો પરસ્પર એટલો બધો ગાઢ સ્નેહસંબંધ હતો કે, પારિવારિક કાર્યની સુગમતામાટે (સ્ત્રીઓના આવવા જવામાટે) ઉભયના અંતઃપુરના મધ્યમાં એક ગુપ્ત માર્ગને તેમણે નિર્માણ કરાવી લીધો હતો, અને તે માર્ગમાંથી જ તેમનો આવવા જવાનો વ્યવહાર થયા કરતો હતો.

માલતીગઢમાં દેવાધિદેવ મહાદેવજીનો ઉપાસક, પવિત્રચિત્ત અને સંસારત્યાગી એક વૃદ્ધ બ્રાહ્મણ વસતો હતો. એનું નામ કેશવાચાર્ય ગોસ્વામી હતું. જે બાગમાં એ બ્રાહ્મણ નિવાસ કરતો હતો, તે બાગ વાચકોથી અજ્ઞાત નથી; કારણ કે, એકલિંગજીના બાગને તો આપણે જોઇ જ ચૂક્યા છીએ. એ ગોસ્વામીજીની એક પાલિતા કન્યા હતી કે, જેનું નામાભિધાન કુન્દકુમારી હતું. કેટલાક સમય પૂર્વે ગોસ્વામીનો એક બાલ્યાવસ્થાનો મિત્ર ઉદયપુરમાં રહેતો હતો અને કુન્દકુમારી તેની જ એકની એક પુત્રી હતી. જે સમયે એ કન્યાની અવસ્થા માત્ર બે વર્ષની જ હતી, તે સમયે એના પિતાનો કૈલાસવાસ થયો હતો. પતિના વિયોગથી અત્યંત શોકાતુર થઇને કુન્દકુમારીની માતા પણ સ્વામી સાથે બળીને સતી થઈ ગઈ હતી. અભાગિની બ્રાહ્મણબાળાની સંભાળ લેનાર આ જગત્‌માં કોઈ પણ રહ્યું ન હોતું. પોતાના મિત્રની પુત્રીને એવી રીતે પિતૃવિહીના, આત્મીયવિહીના અને એકાકિની જોઇને ગોસ્વામીનું અંતઃકરણ પીગળી ગયું. કેશવાચાર્ય એ અલ્પવયસ્કા કન્યાને પોતાની સાથે લઈ આવ્યો અને પ્રેમથી પોતે જ તેનું લાલનપાલન કરવા લાગ્યો. કુન્દકુમારી ગોસ્વામીને 'પિતા'ના નામથી બોલાવતી હતી અને તેનામાં પૂજ્યભાવ, શ્રદ્ધા તથા ભક્તિ રાખતી હતી. સંસારત્યાગી કેશવાચાર્ય પણ તેને પોતાની પુત્રી પ્રમાણે જ પાળતો અને માનતો હતો.

ઘણાક વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે, પ્રેમ આંધળો હોય છે. અમારી સંમતિ પણ એવી જ છે અને વાસ્તવિક રીતે વિચાર કરતાં એ જ સિદ્ધાન્ત સત્ય જણાય છે. પ્રેમ ક્યારે અને કોની સાથે બંધાઈ

જશે, એનો નિશ્ચય કરી શકાતો નથી. સારા માર્ગમાં જવાથી સુખની સીમા નથી રહેતી અને કુમાર્ગમાં વિચરતાં માથાપર દુઃખના ડુંગરો આવી પડે છે! કયારે, કોણ કોની જોડે પ્રેમમાં બંધાઈ જાય છે, એનો કોઈ નિયમ જ જોવામાં આવ્યો નથી, આવતો નથી અને આવશે પણ નહિ. એનું મૂળ કારણ એ જ કે, પ્રેમ આંધળો છે.

કુન્દકુમારી અને શોભનસિંહ બાલ્યાવસ્થાથી જ સાથે વસતાં હતાં અને રમતગમત કર્યા કરતાં હતાં. એકને એક દિવસ બીજાનું દર્શન ન થતાં તેના મનમાં ગભરાટ થવા માંડતો હતો અને તરત તેઓ એક બીજાને મળવાની ચેષ્ટા કરતાં હતાં. કોઈ વાર એકલિંગજીના બાગમાં આવીને શોભન કુન્દકુમારી સંગે રમતો હતો અને કોઈ વાર કુન્દકુમારી રાજભવનમાં આવીને શોભન સાથે રમત કરતી હતી.

એ સમયથી જ ઉભયના હૃદયમાં સ્નેહના અંકુરની ઉત્પત્તિ થવા માંડી હતી અને જેમ જેમ દિવસો વીતતા ગયા, તેમ તેમ તેમનો તે સ્નેહસંબંધ વધારે અને વધારે દૃઢ થતો ગયો. એનું કારણ એ જ કે, પ્રેમ આંધળો હોય છે. એ સમયે એ વાતનું તેમને જરા પણ જ્ઞાન હતું નહિ કે, પ્રેમ શો પદાર્થ છે અને એ અજ્ઞાનાવસ્થામાં તેમના હૃદયમાં અનેક પ્રકારની આકાંક્ષાઓ અને અનેક પ્રકારની આશાઓ કલ્લોલ કર્યા કરતી હતી. કિન્તુ હવે તેઓ બાલ્યાવસ્થાની સીમાને ઓળંગી આવેલાં હોવાથી તેમનાં અંતઃકરણમાં સારાસારાવચારનો આવિર્ભાવ થવા લાગ્યો હતો. શોભનસિંહ સારી રીતે સમજી ગયો કે, કોઈ પણ ઉપાયે તેને કુન્દકુમારીની પ્રાપ્તિ થવાનો સંભવ ન હોતો; તેમ જ કુન્દકુમારી પણ જાણી ગઈ હતી કે, શોભન સાથે તેનો વિવાહસંબંધ થાય, એ 'ન ભૂતો ન ભવિષ્યતિ' જેવું જ હતું.

વિશ્વના એ નિયમને તો સર્વ જનો જાણે જ છે કે, જે વસ્તુની આશા રાખવામાં આવે છે, તે વસ્તુની બહુધા પ્રાપ્તિ થઈ શકતી નથી; કિંબહુના કોઈ વાર તો દુર્ભાગ્યવશતાથી સર્વથા ધારવા કરતાં વિરુદ્ધ પરિણામ જ ભોગવવું પડે છે. અસ્તુ; હવે આ લંબાયલા ઉપક્રમને અહીં જ અટકાવીને અમો અમારાં પાઠકો તથા પાઠિકાઓની ઉત્કંઠાની તૃપ્તિમાટે નવલકથાને આરંભી દેવાનું જ ઉચિત ધારીએ છીએ.

ફકીરો હવે પોતાના ગુસ્સાને કાબૂમાં રાખી શક્યા નહિ. ક્રોધે તેમને તેમના કર્તવ્યનું વિસ્મરણ કરાવી દીધું. તેમનામાંનો એક કોપનો આવેશ બતાવીને કહેવા લાગ્યો કે: "હું બાદશાહનો મન્સબદાર છું અને મારું નામ અબ્દુલ્લાખાન છે. બાદશાહ પોતે પણ મારી ખાતિરદારી કરે એ વાત તારા જાણવામાં નહિ આવી હોય!"

"ત્યારે હું પણ આપને જણાવું છું કે, હું ગોસ્વામી કેશવાચાર્ય છું અને ઉદયપુરના રાણા સાહેબ પોતે મારાં ચરણોમાં મસ્તક નમાવે છે." કેશવાચાર્યે પણ તેવા જ ભાવથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

"જે દુશ્મન આપણી છૂપી કરામતને જાણી ગયો છે, તેને આ ...વામાં જીવતો રહેવા દેવો એ અક્ષમ્ય ગુનાહ છે." એમ કહીને ફકીરવેષધારી અબ્દુલ્લાખાને પોતાની ઝોળીમાંથી એક રણશૃંગ કાઢીને વગાડ્યું. એ રણશૃંગનો ધ્વનિ થતાં જ જોતજોતામાં બે હથિયારબંધ સિપાહીઓ આવીને હાજર થઈ ગયા. એ બન્ને સિપાહીઓ મુગલ જાતિના હતા. તેમને ઉદ્દેશીને અબ્દુલ્લાએ કર્કશ સ્વરથી કહ્યું કે: "આ કાફિરને પકડીને કબજે કરી લ્યો. જોજો; છટકી ન જાય."

પોતાના સરદારનો હુકમ સાંભળતાં જ તે સિપાહીઓએ કેશવાચાર્યને બાંધી લીધો અને તેને આગળ ચલાવીને પોતે તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. કેશવાચાર્ય જાણી ગયો કે: 'હવે બળ બતાવવું વ્યર્થ છે.' એમ ધારીને તે લાચારીથી ચુપચુપ તેમની સાથે ચાલવા લાગ્યો. અબ્દુલ્લાખાન પોતાના સાથી વેષધારી ફકીર સાથે સર્વની પાછળ ચાલ્યો આવતો હતો. અરણ્યમાંથી જેવી રીતે તે ક્ષુદ્ર નદી વાંક ખાતી અને ભ્રમણ કરતી ચાલી જતી હતી, તેવી જ રીતે એ લોકો પણ વાંકાચૂંકા માર્ગોમાં ચાલ્યા જતા હતા. તેમની ગતિથી 'શત્રુઓ દક્ષિણ દિશામાં જવાની ઇચ્છા ધરાવે છે' એમ કેશવાચાર્યે જાણી લીધું. કેટલેક દૂર ચાલી આવવા પછી મુસલ્માનો એકાએક અટકી ગયા અને પોતાના ભાવિ સર્વનાશના પ્રસંગની ચિન્તા કરવા લાગ્યા. કેશવાચાર્યને પકડીને તેઓ કેટલાક અંતરે ... લઈ ગયા. પણ એવામાં એક એવો અદ્ભુત બનાવ બન્યો કે, અંતે કેશવાચાર્યને છોડીને પ્રાણ બચાવવામાટે તેમને પલાયનનો જ આશ્રય લેવો પડ્યો.

---

## દ્વિતીય પરિચ્છેદ
### આહેરિયા–કિરણસિંહ

વસન્તના દિવસોમાં રાજપૂત લોકો શિકાર કરવાને નીકળે છે; અને એ શિકાર 'આહેરિયા' નામથી ઓળખાય છે. એ ઉત્સવ પ્રસંગે

રાણાના આત્મીયજનો, મિત્રો અને સરદાર આદિ સર્વે એકઠા મળે છે. એ માત્ર શિકાર પણ નથી અને એને રમતનું નામ પણ આપી શકાતું નથી; કારણ કે, એ શિકારમાં મેળવેલા જય કે પરાજયથી રાજપૂત લોકો પોતાના આગામિ વર્ષના શુભાશુભ ફળની કલ્પના કરી લે છે. આજે પણ રાજપૂતો એ આહેરિયામાટે નીકળ્યા હતા. જો એઓ પશુનો વધ કરે, તો આવતું વર્ષ આનંદમાં વીતવાનું હતું અને દુર્ભાગ્યથી જો શિકાર છટકી જાય, તો તે વર્ષમાં દુઃખ અને સંકટોના આવવાની વાટ જોવાનો તેઓ નિશ્ચય કરવાના હતા.

આજે રાજપૂત લોકો એક વનવરાહની પાછળ પડ્યા હતા. વરાહની પાછળ દોડતો દોડતો રાજકુમાર કિરણસિંહ બહુ છેટો નીકળી ગયો હતો. પણ તે એકલો ન હોતો; બીજા પણ બે મનુષ્યો તેની સાથે હતા. તેઓ વરાહનો બહુ જ સારી રીતે પીછો પકડીને ચાલ્યા આવતા હતા, પણ ધૂર્ત વરાહ ઝાડીઓમાં લપાતો છુપાતો એવી રીતે સટકી જતો હતો કે, રાજકુમારને એક વાર પણ તેને મારવાનો લાગ ફાવ્યો નહિ. ચાલતાં ચાલતાં જંગલ વધારે ઘાટું આવતું ગયું અને વરાહ પણ તેમાં છુપાઇ ભરાઇને પ્રાણ બચાવવાની વધારે ચેષ્ટા કરવા લાગ્યો. વરાહનો શિકાર કાંઇ જેવો તેવો શિકાર હોતો નથી, કિન્તુ એ શિકારથી રાજપૂતોના શુભાશુભનો નિર્ણય કરવામાં આવે છે, એટલે ગમે તેટલો પરિશ્રમ પડવા છતાં પણ એ શિકારને છોડવામાં તો નથી જ આવતો. કિરણસિંહ એ વાત સારી રીતે જાણતો હતો કે: 'એક વાર ખુલ્લું મેદાન આવી જાય, તો પછી એ વરાહ છટકી શકે તેમ નથી.' એવા વિચારથી હાથમાં શસ્ત્ર ધારણ કરી મહાવ્યગ્રતા, કુશળતા અને ધીરવીરતાથી તે તેની પાછળ પોતાના ઘોડાને દપટાવતો જતો હતો. અંતે એક નાના ડુંગરની તળેટીમાં આવીને તેણે જોયું તો શિકારનો તેને ક્યાંય પત્તો મળ્યો નહિ. કુમાર ગભરાયો અને પોતાના સાથીને સંબોધીને કહેવા લાગ્યો કે: "જુઓ અહીં અવશ્ય કોઈ ગુહા છે અથવા તો કોઈ છુપો રસ્તો છે, કે જ્યાં એ વરાહ ભાગી ગયો છે."

ત્રણે જણે મળીને ખૂબ શોધ ચલાવ્યો, એટલે કેટલાક વખત પછી એ જ પહાડની તળેટીમાં એક સ્થાને એક નાની સરખી ગુહા તેમના જોવામાં આવી. એ ગુહા એટલી બધી સાંકડી હતી કે, એક સાથે બે માણસો પણ તેમાં જઈ શકે તેમ ન હોતું. એ ગુહાને જોઇને કિરણસિંહ પોતાના સાથીઓને કહેવા લાગ્યો કે: "મિત્રજનો! આપણો શિકાર આ ગુહામાં જ છુપાયલો છે. એને માર્યા વિના આપણું કલ્યાણ નથી; એટલે અશ્વોને અહીં જ છોડીને, ચાલો, આપણે પગપાળા જ આ ગુહામાં ચાલ્યા જઇએ."

અંતે એ ઉપાયની જ યોજના કરવામાં આવી. સર્વ પોતપોતાના વાહનપરથી ઊતરી પડ્યા અને ઘોડાઓને એમના એમ જ છોડીને બન્દૂક સામી કરી અને ભાલાઓને ખેંચીને તે ત્રણેએ એ ગુહામાં પ્રવેશ કર્યો. થોડી વાર ચાલ્યા પછી તેઓ એ ગુહાના બીજા સામેના મોઢાપર આવી લાગ્યા. ત્યાં આવતાં જ તેમણે જોયું કે, તેમનો શિકાર ગુહાના અંદરના ભાગ તરફ પીઠ રાખીને સામા દ્વાર તરફ મોઢું રાખી હાંફતો બેઠો હતો. તેનું અડધું શરીર ગુહાની અંદર અને અડધું બહાર હતું. લાગ જોઇને કિરણસિંહે પોતાના ભાલાનો ઘા કર્યો. ભાલો લાગવાથી અભાગી પશુ પોકાર કરવા લાગ્યો અને ઊભો થઇને ચક્કર ચક્કર ફરવા લાગ્યો. પરંતુ ગુહા સાંકડી હોવાથી તે પાછો ફરી શક્યો નહિ. એટલામાં બીજા બે ભાલાઓનો તેના શરીર પર આઘાત થયો. તે ગુહામાંથી બહાર નીકળી આવ્યો અને હાથ પગ પછાડવા અફાળવા મંડી ગયો.

ત્રણે રજપૂત વીરો પણ તેની પાછળ જ બહાર નીકળ્યા. જે ક્ષણે એ લોકો ગુહામાંથી બહાર નીકળ્યા, તે જ ક્ષણે મુસલ્માનો કેશવાચાર્યને પકડીને ત્યાં આવી લાગ્યા. રાજપૂતોને જોતાં જ કેશવાચાર્યના મુખમંડળમાં રક્તવર્ણ તેજનો આવિર્ભાવ થયો અને મુગલોનાં મોઢાં પીળાં પડી ગયાં. કિરણસિંહની દૃષ્ટિ કેશવાચાર્યપર પડતાં જ 'સીતાસિંહ! વૈરીસિંહ! અહીં આવો!' એ પ્રમાણે પોતાના સાથીઓને બૂમ પાડીને તે મુસલ્માનોના શરીરપર ધસી આવ્યો અને તેમને મુષ્ટિપ્રહાર કરીને દૂર ખસેડી દીધા. કિરણસિંહની વજ્ર સમાન મુષ્ટિના પ્રહારથી મુગલ સિપાહીઓનાં માથાં ચક્કર ખાવા લાગ્યાં અને તેથી કેશવાચાર્યને છોડીને ચુપચાપ તેઓ એક તરફ ઊભા થઈ રહ્યા. વૈરીસિંહે બે ફકીરોને બે ઠોંસા લગાવી દીધા. એક ફકીર તો ઠોંસો પડતાં જ માથું પકડીને જમીનપર બેસી ગયો. પણ અબ્દુલ્લાખાને રાજપૂત વીરના મુષ્ટિપ્રહારને પોતાના હાથપર ઝીલી લીધો. કેશવાચાર્યને દૂર ઊભેલો જોઇને કિરણસિંહ બોલ્યો કે: "અત્યારે તો આપ પધારો. બીજી વાર આપને મળીને આજનો બધો વૃત્તાંત હું નીરાંતે સાંભળીશ." કેશવાચાર્ય પણ, ત્યાં વધારે વાર ખોટી થવાનું વ્યર્થ ધારીને, પોતાની પર્ણકુટીના માર્ગમાં પ્રયાણ કરી ગયો.

મુગલ લોકોએ પ્રથમ આક્રમણને સહન કરી લઇને ઝટ ઊભા થઈ પોતપોતાની છુપી ગુપ્તીઓને બહાર કાઢી અને લડવાની તૈયારી કરી દીધી. રાજપૂતો પણ શત્રુઓથી કાંઈ પાછા હટી જાય એવા તો ન હોતા જ. એક નાનું સરખું યુદ્ધ થયું, પણ ઈશ્વરની કૃપાથી અંતે

વિજય તો રાજપૂતોના ભાગ્યમાં જ આવ્યો. બે મુગલ સિપાહીઓનો તો ત્યાં જ ફેસલો થઈ ગયો અને એક ફકીર જીવ લઇને કૂતરાની પેઠે નાસી ગયો. માત્ર એક જ મુસલ્માન વીર બાકી રહ્યો અને તે અબ્દુલ્લાખાન પોતે જ હતો. રાજપૂતોએ એને બાંધીને કયદ કરી લીધો અને પોતાના મારેલા શિકારને સાથે લઇને તેમણે પાછો તે ગુહામાં પ્રવેશ કર્યો. એ જ ક્ષણે પાસેના ઝાડની આડમાંથી એક સુન્દર સ્ત્રી બહાર નીકળી આવી અને તેણે એમને ગુહામાં પ્રવેશ કરતા જોયા. પણ એ રાજપૂતો અને અબ્દુલ્લાખાનમાંના કોઇએ પણ એ અબળાને જોઈ ન હોતી.

કેશવાચાર્ય, કિરણસિંહથી છૂટા પડ્યા પછી એકદમ અરણ્યમાંથી બહાર નીકળી આવ્યો. અરણ્યની પાસે જ એક નાનો મઠ હતો. તે મઠના દ્વાર પાસે આવીને તેણે સાદ કર્યો કેઃ "પ્રતિભા!" કેશવાચાર્યનો કંઠધ્વનિ સાંભળતાં જ એક રુદ્રાક્ષશોભિતા, ભસ્મમંડિતા, કાષાયવસના, પરિણતવયસ્કા અને ઉજ્જવલ શ્યામાંગી યોગિની મૂર્તિએ આવીને તેને પ્રણામ કર્યા. એ યોગિનીને બનેલા બનાવનું આદિથી અંત પર્યંત વર્ણન કરી સંભળાવીને અંતે કેશવાચાર્યે કહ્યું કેઃ "પુત્રિ! જો એ મુસલ્માનો અને રાજકુમાર કિરણસિંહના સંબંધમાં કોઈ વાત તારા જાણવામાં આવે, તો સત્વર આવીને મને સમાચાર આપી જજે." એમ કહીને કેશવાચાર્ય ત્યાંથી વિદાય થયો.

---

## તૃતીય પરિચ્છેદ
## લતાકુંજમાં સ્વપ્ન

એ જ દિવસે મધ્યાહ્ન પૂર્વે આકાશમાં કાંઇક વાદળાં જોવામાં આવ્યાં. દિવસના ચઢવાની સાથે આકાશ પણ ક્ષણેક્ષણે વધારે અને વધારે મેઘાચ્છાદિત થતું ગયું—તે એટલે સૂધી કે, મધ્યાહ્ન સમયે તો સર્વત્ર ઘોર અંધકારની ઘાટી ઘટા છવાઈ ગઈ. પ્રકૃતિનું સ્વાભાવિક શાંત સ્વરૂપ મહાભયંકર દૃષ્ટિગોચર થવા લાગ્યું. એ સમયે શ્રીએકલિંગજીના ઉદ્યાનમાંના એક માધવીકુંજમાં એક સુકુમારી બાલિકા હથેળીમાં પોતાના કોમળ ગાલની સ્થાપના કરીને બેઠી હતી.

પ્રિય પાઠકો! ધારી લ્યો કે, તમોએ મહાપરિશ્રમ વેઠીને એક લતા વાવી હતી, અને પોતાના હાથે જ તેને જલસિંચન કરી ઉછેરીને મોટી કરી હતી. તે વેળાયે તમારા મનમાં એવી આશા હતી કે, એ લતા કેટલાક દિવસ પછી મોટી થતાં પુષ્પગુચ્છથી ઉભરાઈ જશે અને પોતાના સુગંધથી તમોને મુગ્ધ અને મોહિત કરી નાખશે. ઇત્યાદિ. પણ હવે

ધારો કે, તમારી એ આશાને અફળ ગયેલી જોઇને–અર્થાત્ એ પ્રમાણેનું પરિણામ ન આવતાં–તમારા મનમાં કેટલો બધો શોક થવાનો ! એની કલ્પના માત્ર તમે જ કરી શકશો. જો તમો પુષ્પસુગંધના સ્નેહી હો, તો અમો તમારી પાસેથી જાણવા માગીએ છીએ કે, તમોને એ નિરાશાથી કેટલો બધો ખેદ થવાનો સંભવ છે, તે જરા ખરેખરૂં કહી દ્યો ! કારણ કે, અમારા એ વિશેના થોડા ઘણા અનુભવની તેની સાથે સરખામણી કરવાનો અમૂલ્ય અવસર અમોને મળી શકે.

વિદ્વાન્ કવિજનો કહે છે કે: 'આશા' નામક એક લતા થાય છે, કે, જેની કેટલાક લોકો, મહાયત્ન અને પ્રેમથી પોતાના હૃદયક્ષેત્રમાં વાવણી કરે છે, અને જીવસટોસટના અનેક પ્રયત્નો કરીને તેનું લાલન પાલન કરતા રહે છે. કેટલાકોના સદ્ભાગ્યયોગે એ આશાલતા પુષ્પિતા થઇને સુગંધનો આસ્વાદ આપે છે ખરી, પણ બહુધ: દુર્ભાગ્યયોગે ફૂલીને પુષ્પપલ્લવિતા થવા પૂર્વે જ નષ્ટ થઈ જાય છે; અકાળે જ એનો જડમૂળથી નાશ થાય છે; માત્ર એટલું જ નહિ, પણ સાથે તે હૃદયરૂપી ક્ષેત્રનો પણ વિનાશ કરી નાખે છે. ત્યારે કહો કે, એવા સમયમાં મન શું કહેતું હોય છે વારૂ ? અમોને તો આ સંસારમાં એવી સદ્ભાગિની એક પણ વ્યક્તિ નથી દેખાતી કે, જે એ આશાલતાના નાશને લીધે થયેલા પોતાના વિદીર્ણ હૃદયદ્વારા એક વાર પણ નાની અથવા મોટી આપદામાં આવી પડી ન હોય ! સંસારને નિહાળો–આબાલ–વૃદ્ધ વનિતા સર્વને–સર્વના જીવનને નિરખીને જુઓ, એટલે તરત તમારા જાણવામાં આવી જશે કે, સકળ સાંસારિક જનો એક કે બીજા પ્રકારે અવશ્ય એ નિરાશાના કટુસ્વાદને ચાખી ચૂક્યાં છે. જુઓ આ બાળા, કે જેના કેશ આમ તેમ વિખરાયલા છે અને જે પોતાના કુમળાયલા ગાલને હાથના આધારે રાખીને બેઠી છે, એના હૃદયમાં પણ શું એવો જ કોઈ નિરાશાનો આઘાત નથી થયો ? ખરેખર કુન્દકુમારી પણ નિરાશાના મૂળવાળી આશારૂપી લતા અને પોતાના ભગ્નહૃદયને સાચવતી વ્યાકુલ બની ગઈ છે ? કુન્દકુમારી ગાલપર હાથ રાખીને ચિન્તારૂપી ગંભીર સમુદ્રમાં ગોથાં ખાયા કરતી હતી. તેના મનમાં અનેક પ્રકારના વિચારતરંગો ઉદ્ભવ્યા કરતા હતા, અને તેમાંના કેટલાક વિચારો નીચે લખ્યા પ્રમાણેના હતા;–

"વારૂ–શોભનસિંહનો જન્મ ક્ષત્રિયના ગૃહમાં શામાટે થયો ? અસ્તુ: પણ જ્યારે એમનો જન્મ ક્ષત્રિયકુળમાં થયો, તો પછી હું બ્રાહ્મણને ત્યાં કેમ અવતરી વારૂ ? જો હું બ્રાહ્મણકુમારી થઈ, તો

એમને પણ બ્રાહ્મણનો દેહ પ્રાપ્ત કેમ ન થયો? સૃષ્ટિના કર્તા માટે આ અત્યન્ત નિન્દા અને દોષનો વિષય છે!!"

થોડી વાર શાંત રહીને પુનઃ તે મનમાં જ કહેવા લાગી કેઃ "સમયના પરિવર્તન સાથે મનુષ્યના મનનું પણ બહુ જ પરિવર્તન થાય છે! પ્રથમ મારી એવી ધારણા હતી કે, શોભનસિંહના મોહના માર્ગમાં હું ઊભી પણ નથી રહેવાની—મારા હૃદયને હું વશ કરી લઈશ! પણ અત્યારે તો એથી વિપરીત દશા જ થયેલી જોવામાં આવે છે: હવે તો એવી જ ભાવના થયા કરે છે કે, શોભનનો વિવાહ નજરે જોઇને જ હું સુખિની થઈશ! પણ એ ક્યારે પરણશે? કઈ ભાગ્યશાલિની સુંદરીને હૃદયનું દાન આપશે!!"

પુનઃ તે પોતાના મનને પૂછવા લાગી કેઃ શોભનસિંહ, પોતાનો વિવાહ શામાટે નથી કરતા વારુ? અનેક સ્થાનેથી માગાં આવ્યાં, પરન્તુ એકનો પણ એમણે સ્વીકાર ન કર્યો, એનું કારણ શું હશે? કોઇ વાર કન્યા રૂપાળી નથી, કે તેના પિતાની વીરોમાં નામના નથી અથવા તો તે ઉચ્ચ વંશની કુલીન બાળા નથી, ઇત્યાદિ નાના પ્રકારના વિરોધ તેઓ વારંવાર લાવ્યા કરે છે, એનો કશો પણ હેતુ સમજી શકાતો નથી! ખરેખર શોભનસિંહ મને ચાહે છે—અરે ચાહે છે એટલું જ નહિ પણ પ્રાણથી પણ મને વિશેષ માને છે! પણ પોતાના એ સ્નેહની વાત કોઈવાર પણ એમણે કહી નથી. આજથી પહેલાં આ અસાર સંસારમાં મનુષ્યે મનુષ્યની સાથે જેટલો સ્નેહ સાચવેલો છે, ને ભવિષ્યમાં કોઇ કોઇની જોડે સ્નેહનો જેટલો સંબંધ રાખશે; એટલો જ બલ્કે એથી પણ વધારે સ્નેહસંબંધ એમણે મારી સાથે રાખેલો છે! પરંતુ એ સ્નેહના બદલામાં મેં એમને શું આપ્યું છે અને હવે પછી શું આપવાની છું વારુ? બીજું કાંઈ નહિ, પણ કેવળ દારુણ દુઃખ અને દુઃખ જ!!"

એ વિચારનો હૃદયમાં ઉદ્ભવ થતાં જ કુન્દકુમારીના ઓષ્ઠો ધીમે ધીમે કંપવા લાગ્યા. બહુ જ મૃદુતા અને સ્પષ્ટતાથી તેના છેલ્લા શબ્દોનો પ્રતિધ્વનિ થયો કેઃ "કેવળ દારુણ દુઃખ અને દુઃખ જ!!"

કુન્દકુમારી પુનઃ વિચાર કરવા લાગી કેઃ "પણ આટલી બધી અકારણ ચિન્તા મારે શામાટે કરવી જોઇએ?" વિચારમાં તે એટલી બધી તલ્લીન થઈ ગઈ હતી કે, કોકિલાનો પંચમ સ્વર અને બપૈયાનો પિયુપિયુ શબ્દ પણ તે સાંભળી શકતી ન હોતી. કેટલાક સમય પછી એ સુંદરીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને એ નિઃશ્વાસના પ્રતિધ્વનિરૂપે જાણે શોભનસિંહનો કંઠધ્વનિ તેના સાંભળવામાં આવ્યો હોયની! એમ તેને લાગ્યું. જાણે શોભનસિંહ 'કુન્દકુમારી!' કહીને તેને બોલાવતો હોયની! એવો તે અબળાને આભાસ થયો!

અહીં એ વાર્તા અમારે વાચકોને જણાવી દેવી જોઇએ કે, શોભનસિંહ એ બાળાને કુન્દકુમારીના નામથી જ બોલાવ્યા કરતો હતો.

કુન્દકુમારી એકાએક ચોંકી ગઈ અને આંખો ફાડી ફાડીને આસપાસ ચારે તરફ જોવા લાગી, પણ અંતે પોતાના ભ્રમના ભેદને જાણી લઇને ચિત્તને અન્ય વિષયમાં લગાડવાની ચેષ્ટા કરવા લાગી. થોડી વાર પછી પાછો તેને એવો ભાસ થયો કે, જાણે શોભનસિંહ તેને 'કુન્દકુમારી! ઓ કુન્દકુમારી!' કહીને બોલાવતો ઊભો છે.

પાછી તે આમતેમ નજર દોડાવવા લાગી, પણ જ્યારે કોઈ પણ તેના જોવામાં આવ્યું નહિ, ત્યારે તે પવનપર કોપ કરવા લાગી અને વાયુથી ઉત્પન્ન થતા શબ્દનો તિરસ્કાર કરતી એક શીતલ પાષાણ શિલાપર હાથના આધારે મસ્તક રાખીને લેટી ગઈ અને લેટતાની સાથે જ તે ગાઢ નિદ્રાને વશ થઇ ગઇ.

એ સમયે દિવસ કાંઇ નમતો થવા માંડ્યો હતો અને દક્ષિણ દિશાનો વાયુ આકાશમાં ઘેરાયલાં વાદળાંને વિખેરી નાખવાના પ્રયત્નમાં લાગેલો હતો. નિદ્રાવસ્થામાં કુન્દકુમારી અનેક પ્રકારનાં સ્વપ્નો જોવા લાગી. એક વાર તેણે એવું સ્વપ્ન જોયું કે, જાણે તે એક અજ્ઞાત સ્થાને જઇ ચડી છે અને ત્યાં ગાયન, વાદન અને નૃત્ય આદિનો આનંદદર્શક પ્રકાર ચાલી રહ્યો છે. જોતજોતામાં એક નૃત્ય કરતી પૂતળી કુન્દકુમારી પાસે આવી અને તેણે એક તીખી ધારવાળી તલ્વાર કુન્દના હાથમાં આપી. ઇચ્છા ન હોવા છતાં પણ એ યુવતીએ તે તલ્વાર લઇ લીધી અને નિમેષમાત્રમાં એ બધા દેખાવનો લોપ થઇ ગયો. ત્યાર પછી અનેક અશ્વ અને હાથીઓને દલબદ્ધ થઇને તેણે પોતાની સામેથી ચાલી જતા જોયા. પળમાત્રમાં એ દૃશ્યનો પણ લોપ થયો. પુનઃ ગાયન, વાદન અને નૃત્ય આદિ પ્રકાર અને તલ્વાર આપવાનો દેખાવ તેની નજર આગળ તરવા લાગ્યો. હવેના વખતે કુન્દકુમારીએ વિરક્ત થઇને તે તલ્વારને ધિક્કારથી જમીનપર નાખી દીધી. તલ્વારનો તિરસ્કાર કરવાની સાથે જ તે બાળાને એક પ્રકારના અકથનીય કષ્ટનો બોધ થવા લાગ્યો; એટલે તે તલ્વારને મેળવવામાટે કુન્દકુમારી બહુ જ ગભરાઇને પ્રયત્ન કરવા લાગી અને અત્યંત પરિશ્રમ કર્યા પછી, તે તલ્વાર પાછી તેના હાથમાં આવી. તલ્વાર હાથમાં આવતાં જ તેની નિદ્રા ઊડી ગઇ અને આંખો ઉઘડી ગઇ. જાગતાં જ તેને એવો ભાસ થયો કે, તેના મસ્તક આગળ કોઇ પુરુષ બેઠેલો છે. આંખો ઉઘાડીને જોયું, તો શોભનસિંહ બેઠેલો હતો.

"શોભનસિંહ ! આજે–અત્યારે મેં એક નઠારૂં અને ભયંકર સ્વપ્ન જોયું છે. એનું સ્મરણ થતાં મારા હૃદયમાં કંપનો આવિર્ભાવ થાય છે અને ગાત્ર શિથિલ થઈ જાય છે." કુન્દકુમારી બેઠી થઇને બોલી.

"સ્વપ્ન કદાપિ સત્ય નથી હોતું; એટલામાટે તારે એથી ગભરાઇ જવાનું કાંઇ પણ કારણ નથી." શોભનસિંહે તેના હૃદયને શાંત કરવાના ઉદ્દેશથી કહ્યું.

એ પછી કુન્દકુમારીએ સ્વપ્નનો સર્વ વૃત્તાંત શોભનસિંહને કહી સંભળાવ્યો. એ સાંભળી લઇને તે બોલ્યો કે: "તું કશી પણ ચિંતા કરીશ નહિ. સ્વપ્ન કદાપિ ફળતું નથી."

કુન્દકુમારીનો એ આશ્વસનમાં વિશ્વાસ બંધાયો કે નહિ, એ અમો કહી શકતા નથી; પરંતુ એટલું કહી શકીએ છીએ કે, તે બાળાએ એનું કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યું નહિ.

~~~~~~~~~

## ચતુર્થ પરિચ્છેદ
## લતાકુંજમાં પુષ્પ

અત્યારે પણ આકાશમાં કેટલાંક છૂટાં છવાયાં વાદળાં ચઢી આવેલાં દેખાતાં હતાં. શોભનસિંહના હૃદય–આકાશમાં પણ કાળી ઘટા છવાયલી હતી અને તે પણ આજે વિભાગશઃ જોવામાં આવતી હતી. આજે શોભનસિંહના આનંદરૂપ સમુદ્રમાં ભીષણ તરંગો ઉદ્ભવતા હતા. ઓલવાઇ જવા પહેલાં દીપકના પ્રકાશનો એક વાર મોટો ભડકો થાય છે, તેવી જ શોભનસિંહના ચિત્તની અવસ્થા હતી;–

"જઇફીમેં જવાનીસે જિયાદા જોશ હોતા હય;
ભડકતા હય ચિરાગે સુબહ્, જબ ખામોશ હોતા હય."

–અસ્તુ. શોભનસિંહે કુન્દકુમારીને સંબોધીને કહ્યું કે: "કુન્દકુમારી ! તું તારા મનમાં શા વિચાર કરતી હતી વારૂ ?"

કુન્દકુમારી એ પ્રશ્ન સાંભળીને શોભનસિંહના મુખ સામું જોઇ રહી, અને જ્યારે તેને કોઇ પણ વાતનું સ્મરણ થયું નહિ, ત્યારે તેણે સામો પ્રશ્ન પુછ્યો કે: "ક્યારે ? કઈ વેળાયે ?"

"હું એટલું જ જાણવા માગું છું કે, તારા મુખમાંથી જે 'કેવળ દારુણ દુઃખ અને દુઃખ જ,' એ શબ્દોનો ઉચ્ચાર થયો હતો, એનો ભાવાર્થ શો છે ?" શોભનસિંહે મંદ હાસ્ય કરીને કહ્યું.

શોભનસિંહનો એ પ્રશ્ન સાંભળીને કુન્દકુમારી નિઃસ્તબ્ધ થઈ ગઇ અને કેટલીક વાર સુધી વિચાર કરીને મલિન ભાવથી કહેવા લાગી કે: "શોભન ! એ શબ્દોના ભાવાર્થને જાણવાથી તમોને શો લાભ થવાનો હતો ?"
~~~~~~~~~

"કાંઈ નહિ. વારુ, ત્યારે હવે હું રજા લઇશ." એમ કહીને શોભનસિંહ ઊઠીને ઊભો થઇ ગયો, અને જવાની તૈયારી કરવા લાગ્યો.

"ના. હમણા ન જશો." કુન્દકુમારીએ તેને રોકીને કહ્યું.

"ત્યારે મારા સવાલનો જવાબ દે." શોભનસિંહ બોલ્યો.

કુન્દકુમારી આમતેમ જોઇને બોલી કે: "જો એ શબ્દોના ભાવાર્થને જાણવાનો પ્રયત્ન તમો ન કરો, તો વધારે સારૂં."

બીજીવારનો એવો જવાબ સાંભળીને શોભનસિંહે હસવાને બદલે ભવાં ચઢાવ્યાં અને મોઢું ઊતરેલું બનાવી દીધું. તે પોતાના મનમાં જ વિચાર કરવા લાગ્યો કે: "પ્રણયિની કુન્દકુમારીનો પ્રેમ મારામાં હવે આગળના જેવો રહ્યો નથી. આજે મનની વાત મારાથી એ છુપાવે છે, એનું એ જ મૂળ કારણ છે."

જે વ્યક્તિને તમો પોતાની જ સમજતા હો, અને તે જો પોતાના મનના ભાવને તમારાથી છુપાવતી હોય, તો એથી અવશ્ય તમારા હૃદયમાં ખેદ થવાનો જ. કિન્તુ મનમાં વિચાર કરી જુઓ કે, એવી એવી વાતોને કેટલીયે વાર તમો હસવામાં જ ઊડાવી ચૂકયા છો. કુન્દકુમારી અને શોભનસિંહ વચ્ચે એવો પ્રકાર કોઈ દિવસે પણ થતો ન હોતો—તેઓ એકબીજાના હૃદયની વાત કદાપિ છુપાવતાં ન હોતાં,—જો કોઈ વાર તેઓ એવી કોઈ બીના છુપાવવા ઇચ્છતાં હતાં, તો પણ તે ક્ષણે તે વાત પોતાની મેળે જ જાહેર થઈ જતી હતી. પરંતુ આજે કુન્દકુમારીને તેના મનનો ભેદ છુપાવતી જોઇને હૃદયમાં શોભનસિંહ અનિવાર્ય શોક કરવા લાગ્યો. તે પોતાના મનમાં જ કહેવા લાગ્યો કે: "કુન્દકુમારીનો સ્નેહ હવે આગળના જેવો રહ્યો નથી." એ વિચાર આવતાં જ અભિમાને તેની ગર્દન દબાવી અને અભિમાનના વેગમાં જ તે બોલી ઊઠ્યો કે; "કુન્દકુમારી! એક દિવસ તે પણ હતો કે;—"

શોભનસિંહથી વધારે બોલી શકાયું નહિ. એટલું બોલીને જ તે અટકી ગયો. જાણે કોઇએ તેના મોઢામાં ડૂચો મારી દીધો હોયની! એવો જ તેને ભાસ થવા લાગ્યો. તે પોતાની ઇચ્છાથી જ બોલતો બંધ થઈ ગયો હતો કે નિરુપાય થઇને તેને શાંત થવું પડ્યું હતું, એનો અમારાથી યથાર્થ નિર્ણય કરી શકાય તેમ નથી.

કુન્દકુમારી વારંવાર પૂછવા લાગી કે: "કેમ શોભન! તે એવો દિવસ કયો હતો વારૂ? તે કેવો દિવસ હતો? શોભન! તે વેળાયે શી લીલા થયા કરતી'તી? તમો ચુપ કેમ થઈ ગયા? બોલતા કેમ નથી?"

શોભનસિંહથી એ પ્રશ્નનું ઉત્તર આપી શકાયું નહિ. અંતે મહા કઠિનતાથી તે બોલ્યો કે: "ના. હવે હું કાંઈ પણ બોલીશ નહિ."

"એનું કારણ?" કુન્દકુમારીએ સવાલ કર્યો.

શોભને કશો પણ જવાબ આપ્યો નહિ. કુન્દકુમારી ફરીફરીને પૂછવા લાગી: "કેમ? નહિ શામાટે બોલો?"

એ બીજી વેળાયે પણ શોભનસિંહ તો નિરુત્તર જ રહી ગયો. કુન્દકુમારી મનમાં જાણી ગઇ કે: "શોભનનું હૃદય આજે મારાથી વિરક્ત થઇ ગયું છે!" એ વિચાર થતાં જ તેની મુખમુદ્રામાં પણ ગંભીરતાનો આવિર્ભાવ થવા લાગ્યો, તેના હૃદયમાં કંપ થવા લાગ્યો અને તેથી તે પણ અભિમાનના મદથી ઉન્માદિની બની ગઈ. અભિમાન આણવાનું કારણ એટલું જ કે, તેણે શોભનસિંહનો કશો પણ અપરાધ કર્યો ન હોતો, છતાં તેણે એ બિચારીપર અમથો કોપ કર્યો હતો. કુન્દકુમારી પણ કાંઈ ન બોલી. થોડી વાર પછી તે ત્યાંથી ઊઠીને ચાલવા લાગી. એટલે જાણે નિદ્રામાંથી જાગૃત થયો હોયની! તે પ્રમાણે ઝબકી ઊઠીને શોભનસિંહ બોલ્યો કે: "કેમ, કુન્દકુમારી! ક્યાં જાય છે?"

"હું હવે વધારે વાર અહીં રહું એ યોગ્ય નથી." વિષાદને વશ થઇ કુન્દકુમારીએ તીવ્ર સ્વરથી ઉત્તર આપ્યું.

"તું શામાટે જાય છે? લેને હું જ ચાલતો થાઉ છું." શોભને કહ્યું.

એટલું બોલીને તે તો ચાલવાજ લાગી ગયો. કેટલાક અંતરે જવા પછી મુખ ફેરવીને તેણે નજર દોડાવી, તો કુન્દકુમારી એક દૃષ્ટિથી તેની તરફ જોતી ઊભેલી તેના જોવામાં આવી. એ દૃશ્યને જોતાં જ શોભનસિંહનું હૃદય કંપવા લાગ્યું, મસ્તક ભ્રમણ કરવા માંડ્યું અને શરીરમાંથી સ્વેદ છૂટવા લાગ્યો. તે દાંતોમાં આંગળી દબાવી પાસેના એક ચંપક વૃક્ષમાંથી એક પુષ્પને તોડીને આગળ વધ્યો. થોડુંક ચાલવા પછી અચાનક કોઇ વિચાર આવવાથી તે પાછો ઊભો રહી ગયો. કુન્દકુમારીએ કહ્યું હતું કે: "હું હવે વધારે વાર અહીં રહું એ યોગ્ય નથી!" એ વાક્યનું તેને પુનઃ સ્મરણ થઇ આવ્યું. શોભનસિંહે કુન્દકુમારીના એ કથનનો બીજોજ ભાવાર્થ કાઢ્યો. તે મનમાં જ કહેવા લાગ્યો કે: "હં—એ વાક્યથી એણે મને એમ દર્શાવ્યું કે, હવે આપણે બાળક નથી—બાલ્યાવસ્થામાં નથી. એટલે જ્યાં મારા જેવો યુવા પુરુષ ઉપસ્થિત હોય, ત્યાં એના જેવી યુવતિ ઊભી રહે, એ ઉચિત ન કહેવાય. હાય! શું કુન્દકુમારીએ મને એટલો બધો નીચ અને અધમ ધારી લીધો છે કે!!" તેણે પાછો મનમાં નિર્ધાર કર્યો કે: "મારે જઇને તલ્વાર પર હાથ રાખી પ્રતિજ્ઞાપૂર્વક એ યુવતિને જણાવી દેવું જોઇએ કે, મને તું ધારે છે, તેવો હું નીચ, અધમ અને ઇન્દ્રિયલોલુપ નથી!"

એક બીજાના કહેવાનો ભાવાર્થ અને ઉલટો જ સમજ્યાં હતાં. શોભનસિંહ અભિમાનમાં ફૂલાતો સરળ રેષામાં ચાલવા લાગ્યો. આગળ વધીને જોયું તો માલતીગઢના સિંહદ્વારનું તેને દર્શન થયું. તે દ્વારમાંથી બહાર નીકળી આવ્યો; સમીપમાં આરાવલી પર્વતનાં ઊંચાં ઊંચાં આકાશથી સાથે વાતો કરતાં શિખરો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. તે શિખરો જાણે તેને પોતાની પાસે બોલાવતાં હોયની ! એવો શોભન-સિંહને ભાસ થવા લાગ્યો. તે પર્વતની દિશામાં વિચરવા લાગ્યો.

દિવસ હવે વધારે રહ્યો ન હોતો. થોડી વારમાં જ સૂર્યાસ્ત થવાનો હતો. માર્ગમાં મનુષ્ય કે પશુ કોઈ પણ ક્યાંય દેખાતું ન હોતું. માત્ર કેટલાંક પક્ષીઓ ઊડી ઊડીને પોતાના માળામાં ભરાઈ જતાં હતાં, તેનો જ મંદધ્વનિ સંભળાતો હતો. પણ શોભનને એનું જરા પણ ભાન હતું જ નહિ. તે તો પોતાના એક બીજા જ ધ્યાનમાં નિમગ્ન થઈને એકસરખો પર્વતની દિશામાં જ ચાલ્યો જતો હતો.

---

## પંચમ પરિચ્છેદ

### એ કોણ?

કેશવાચાર્યની આજ્ઞાનુસાર શોધ કરીને પ્રતિભા સંધ્યાકાળે શ્રી એકલિંગજીના બાગમાં આવી પહોંચી, અને કહેવા લાગી કે: “રાજપૂતો મુગલોને પકડીને ઉદયપુર લઈ ગયા છે. એક મુગલ અને એક બીના મોઢેથી મેં એ વાત સાંભળી છે.”

અહીં વાચકોને પ્રતિભાનો કેટલોક પરિચય કરાવવો અત્યંત આવશ્યકીય છે. પ્રતિભા કુન્દકુમારી પ્રમાણે કેશવાચાર્યની પાલિતા પુત્રી ન હોતી, કિન્તુ બાલ્યાવસ્થાથી જ તે કેશવાચાર્યની શિષ્યા થઈ હતી. જે સમયે ગોસ્વામી કેશવાચાર્ય પાર્વતીનાથ નામક મઠનો અધિકારી હતો અને એકલિંગજીના બાગનો અધિકાર તેના ગુરુના હાથમાં હતો, તે સમયમાં જ પ્રતિભાએ કેશવાચાર્ય પાસેથી સંન્યસ્તદીક્ષા લીધી હતી. ગુરુનો પરલોકવાસ થયા પછી કેશવાચાર્યે પોતાના સ્થાને, એટલે કે, પાર્વતીનાથમઠની ગાદીએ પોતાની શિષ્યા પ્રતિભાને બેસાડીને પોતે પોતા-ના ગુરુનું—એકલિંગજીના બાગનું—આસન સંભાળવા લાગ્યો હતો. કેશવા-ચાર્ય પ્રતિભાને પોતાની પુત્રી પ્રમાણે ચાહતો હતો. પ્રતિભા કુન્દકુમારીને પણ એવા જ પ્રેમથી ચાહતી હતી, પણ એ પ્રેમમાં સંસારત્યાગિની યોગિનીની અયોગ્ય માયાનું મિશ્રણ થયેલું જોવામાં આવતું હતું. એનું શું કારણ હોવું જોઇએ, એ કેશવાચાર્યના સમજવામાં આવી શકતું ન હોતું.

કેશવાચાર્ય અને પ્રતિભાને બેઠેલાં જોઇને કુન્દકુમારી પણ તેમની પાસે આવીને બેઠી, અને પ્રતિભાને કહેવા લાગી કેઃ "બહેન! તમો તે આજે કાંઈ ઘણા દિવસે દેખાયાં!"

"વારંવાર આવવાનું બની નથી શકતું એથી જ." પ્રતિભા બોલી. થોડી વાર રહીને પ્રતિભા પુનઃ બોલી કેઃ "કેમ, કુન્દકુમારી તારું શરીર આવું નિસ્તેજ અને દુર્બળ કેમ થઈ ગયું છે વારુ?"

"મારું શરીર દુર્બળ થઈ ગયું છે? ના, ના. એ તો ઘણા દિવસથી તમોએ મને જોઇ! નથી ને, એથી જ તમોને એમ લાગે છે." કુન્દકુમારીએ ખરી વાતને ખોટી બનાવવાનો પ્રયત્ન કર્યો. એમ કહીને તરત તે ત્યાંથી ઊઠીને ચાલી ગઈ; એટલે પ્રતિભા કેશવાચાર્યને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ "પિતાજી! કુન્દકુમારીની અવસ્થા હવે વિવાહયોગ્ય થઈ ચૂકી છે; તો એના વિવાહનો અદ્યાપિ કાંઇ પણ નિશ્ચય તમોએ કર્યો છે ખરો કે નહિ?"

"પ્રથમ તો મારી પણ એવી જ ઇચ્છા હતી કે, હવે એને સત્વર પરણાવી દેવી. પરન્તુ એની જન્મકુંડળીને જોતાં જે અશુભ ચિહ્ન મારા જાણવામાં આવ્યું છે, તેથી મારી એ ઇચ્છાનો લોપ થઇ ગયો છે. એના ગ્રહો હવે બહુ જ નઠારા આવવાના છે." કેશવાચાર્યે ઉત્તર આપ્યું.

"આપે એવું તે શું અશુભ ચિહ્ન જોયું તે જણાવશો?" પ્રતિભાએ નિરાશામિશ્રિત ઉત્સુકતાથી પૂછ્યું.

કેશવાચાર્ય એનું ઉત્તર આપવા જતો હતો, એટલામાં કુન્દકુમારી પાછી ત્યાં આવી લાગી અને પ્રતિભાને કહેવા લાગી કેઃ "બહેન! તમો તમારા મઠમાં ક્યારે જવાનાં છો વારુ!

"હમણા જ જવાની છું." પ્રતિભાએ કહ્યું.

"ત્યારે મને પણ સાથે લેતાં જશો કે?" પ્રેમ દર્શાવીને કુન્દકુમારીએ પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

"તારે ચાલવું હોય, તો મારી ક્યાં ના છે?" પ્રતિભાએ કહ્યું.

"ત્યારે પિતાજી! મને જવાની આજ્ઞા છે કે?" શિષ્ટાચારને અનુસરીને કુન્દકુમારીએ કેશવાચાર્યની આજ્ઞા માગી.

"એમાં આજ્ઞા તે વળી શાની હોય!" કેશવાચાર્યે અનુમતિ આપી.

મન્દમન્દ વાયુ આરાવલી પર્વતમાંનાં વૃક્ષોની શાખાઓને ધીમે ધીમે આન્દોલિત કરતો હતો અને પ્રતિભા તથા કુન્દકુમારી મંદ ગતિથી પહાડી રસ્તામાં ચાલી જતી હતી. એ માર્ગે એ વેળાયે નિઃસ્તબ્ધતાના મહિમાને વિસ્તારતો જોવામાં આવતો હતો. ધીમે ધીમે શબ્દ-

પક્ષની ચન્દ્રિકામયી છાયાએ આવીને પર્વત, તરુ, લતા અને માર્ગ આદિને આચ્છાદિત કરી નાખ્યાં. કુન્દકુમારીએ ચાલતાં ચાલતાં પ્રતિભાને પૂછ્યું કે: "બહેન! આજે તમારે આરતી કરવાની નથી કે શું?"

"ના; મારી એક શિષ્યા છે, તે જ આરતી કરી લેશે." પ્રતિભાએ ઉત્તર વાળ્યું.

"પણ બહેન! અહીં વનપશુઓનો ત્રાસ છે ખરો કે નહિ?" કુન્દકુમારીએ બીજી જાતનો સવાલ કર્યો.

"જરા પણ નથી." પ્રતિભાએ ટૂંકો જવાબ આપ્યો.

"એમ કેમ વારુ?" કુન્દકુમારીએ અસંતોષ બતાવ્યો.

"કારણ કે, એક તો આસપાસમાં કોઇ અરણ્ય નથી અને બીજું રાજપૂત લોકો વારંવાર અહીં શિકાર કરવાને આવ્યા કરે છે, એટલે વનપશુ અહીં વાસ કરતાં જ નથી." પ્રતિભાએ સંતોષકારક ઉત્તર આપ્યું.

"વારુ; પણ જો આપણે અહીંથી દૂર ચાલ્યાં જઇએ, તો કાંઇ ભયનો સંભવ ખરો કે?" કુન્દકુમારીએ પ્રશ્નશૃંખલાને આગળ લંબાવી.

"અરણ્યની બહારના ભાગમાં ભય શાનો હોય વારુ? પણ—હા—આજ કાલ અહીં કેટલાક મુસલ્માન લોકો આવેલા છે અને તેથી જો કાંઇ પણ ભય હોય તો તે એ વિધર્મીઓનો જ છે." પ્રતિભાએ કહ્યું.

એ વાત સાંભળતાં જ કુન્દકુમારીનું હૃદય થરથર કંપવા લાગ્યું અને તેનાં વિશાળ નેત્રોને સર્વત્ર ભયંકર અંધકારનો વિસ્તાર દેખાવા લાગ્યો. ભયના આઘાતથી તેનું કોમળ શરીર પણ કંપી ગયું. પણ પ્રતિભા જરાક આગળ આગળ ચાલતી હોવાથી એમાંનું કશું પણ તેના જોવા કે જાણવામાં આવી શક્યું નહિ. કુન્દકુમારીએ પૂછ્યું કે: "કેમ બહેન! આજે જો કોઇ રાજપૂત આ પર્વતપર ચઢે, તો શું થાય વારુ?"

"એનો જવાબ મારાથી કેમ કરીને આપી શકાય વારુ? હું કાંઇ ભવિષ્યભાષિણી નથી." પ્રતિભાએ જણાવ્યું.

કેટલીકવાર સુધી મૌનવ્રત ધારણ કરીને કુન્દકુમારીએ પુનઃ પૂછ્યું કે: "અને તે જો રાજપૂત બાળક જ હોય, તો પણ એ મુસલ્માનો તેનાપર અત્યાચાર કરવાથી દૂર નહિ જ રહે કે શું?"

"એ વિશે મારાથી શું કહી શકાય? પણ તું ડરતી તો નથી ને?" પ્રતિભાએ આશ્વાસક ભાવથી કહ્યું.

"ના; હું જરાય ડરતી નથી. તમો તમારે ચાલ્યાં કરો." કુન્દકુમારીએ મંદ સ્વરથી કહ્યું.

એ જ સમયે કેટલાક અંતરે પથ્થરના એક ચઢાણપર એક તરુણ પુરુષ બેઠેલો તેમના જોવામાં આવ્યો. હજી તો હમણાં જ

મુસલ્માનો વિશેની વાતચીત ચાલતી હતી, એટલે કુન્દકુમારીના હૃદયમાં ઘણો જ ગભરાટ થવા લાગ્યો. થોડી વારમાં જ કોણ જાણે શા વિચારથી, તે આગળ વધી અને તેણે જોયું કે, એ તરુણ પુરુષના શિરપર 'અમરશાહી' પાઘડી બાંધેલી હતી, અને તેમાં એક હીરો પણ ચમકતો હતો. તેનાં વસ્ત્રો પણ રાજપૂતો જેવાં જ હતાં અને કમ્મરે એક તલ્વાર પણ લટકેલી હતી. પ્રતિભાએ એટલો તો નિશ્ચય કરી લીધો કેઃ 'એ પુરુષ અવશ્ય કોઈ રાજપૂત વીર જ હોવો જોઇએ.' એ પછી તેના સમક્ષ આવીને તે હિમ્મતથી કહેવા લાગી કેઃ "કોણ શોભનસિંહ?" વાચકોએ અહીં જાણવું જોઇએ કે, પ્રતિભા શોભનસિંહને સારી રીતે ઓળખતી હતી.

શોભનસિંહ લમણે હાથ રાખીને વિચારમાં લીન થઈ ગયો હતો. તે પોતાના વિચારમાં એટલો બધો તદાકાર—તલ્લીન—થઈ ગયો હતો કે, તેને એ બે અબળાઓના આવવાની પણ ખબર ન પડી ને પ્રતિભાનો આવાહનધ્વનિ પણ તેના કર્ણદ્વારમાં પ્રવેશી ન શક્યો. પ્રતિભાએ શોભનસિંહને બીજી વાર બોલાવ્યો. હવેની વેળાયે શોભને પ્રતિભાનો અવાજ સાંભળ્યો અને આશ્ચર્યસહિત આંખો ઊંચી કરીને તેના મુખ સામું જોવા લાગ્યો. તેણે જોયું કેઃ "સામે એક યોગિની ઊભેલી છે, ને તેની ડાબી બાજૂએ—ઓહ્! એ તો તે જ મૂર્તિ!"

"કુમાર! તમો અહીં કેમ આવ્યા છો?" પ્રતિભાએ પૃચ્છા કરી.

કેટલીક વેળા વીતી જવા પછી શોભનસિંહના અંગમાં ચેતન આવ્યું. તે યોગિનીને પ્રણામ કરીને કહેવા લાગ્યો કેઃ "દેવી! એવું કયું સ્થાન છે કે જ્યાં રાજપૂતોનો સંચાર ન હોય?"

"સંભળાય છે કે, આજ કાલ કેટલાક મુગલો અહીં આવેલા છે. શું એ વાત તમારા સાંભળવામાં નથી આવી?" પ્રતિભાએ પૂછ્યું.

"હું પણ એ વાત સાંભળી ચૂકયો છું." શોભનસિંહે ઉત્તર આપ્યું.

"છતાં અહીં તમો અત્યારે એકલા શામાટે આવ્યા છો?" પ્રતિભાએ પૂછ્યું.

એ સવાલનો શોભનસિંહે કશો પણ જવાબ આપ્યો નહિ. તે એક દૃષ્ટિ અને એક ધ્યાનથી કુન્દકુમારીના મુખનું અવલોકન કરવા લાગ્યો. થોડી વાર પછી શુદ્ધિ આવતાં પુનઃ પ્રતિભા પ્રતિ જોઇને તે બોલ્યો કેઃ "અત્યારે તમો બન્ને કયાંથી આવો છો?"

"એકલિંગજીના બાગમાંથી." પ્રતિભાએ ઉત્તર દીધું.

શોભનસિંહે પુનઃ કુન્દકુમારીના મુખપર દૃષ્ટિપાત કર્યો અને કંપિત સ્વરથી પુછ્યું કેઃ "કુન્દકુમારી! તું અહીં કયાંથી?"

કુન્દકુમારી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ઊભી હતી અને એક ટસથી શોભનસિંહને જોયા કરતી હતી. જેવો શોભનસિંહનો ધ્વનિ તેના શ્રવણોમાં અથડાયો કે, તરત તેની છાતી ધડકવા લાગી. પ્રતિભાની પાછળ એક પાષાણશિલા પડેલી હતી, તેના પર કુન્દકુમારી બેસી ગઇ અને તેણે વસ્ત્રવડે પોતાના મુખને ઢાંકી લીધું.

તેની એ બધી ચર્યા શોભનસિંહે જોઈ અને તેના ભાવને તે સમજી ગયો. તેના હૃદયના એથી કકડે કકડા થઈ ગયા. કુન્દકુમારીના આવવાનું કારણ જેટલું પોતાના જાણવામાં હતું તેટલું પ્રતિભાએ કહી સંભળાવ્યું, પણ શોભનસિંહે તે તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ.

થોડેક છેટે કેટલીક વારથી એક શ્વેત વસ્તુ દૃષ્ટિગોચર થયા કરતી હતી. તેને જોઇને પ્રતિભા શોભનસિંહને કહેવા લાગી કે: “જુઓ, આ સામો મારો મઠ દેખાય છે; તો ચાલો અને આજની રાત ત્યાં જ વિશ્રાંતિ કરીને ગાળો.”

શોભનસિંહ કિંકર્તવ્યવિમૂઢ જેવો થઈ ગયો હતો. વસ્તુતઃ પ્રતિભા સાથે તેના મઠમાં જવાની તેની જરા પણ ઇચ્છા હતી નહિ. કદાચિત્ ચંદ્રમાની શીતલ ચંદ્રિકામાં બેસવાથી તેના હૃદયની વ્યથાનું નિવારણ થાય એવો સંભવ હતો. એટલામાટે થોડી વાર હા નાનો વિચાર કરીને તેણે ઉત્તર આપ્યું કે: “તમો ચાલતાં થાઓ.”

“ત્યારે તમો શું પાછળથી આવશો?” પ્રતિભાએ કહ્યું.

“તમો ચાલો તો ખરાં.” શોભનસિંહે વાતને ઊડાવવાનો યત્ન કર્યો.

કુન્દકુમારીને બોલાવી સાથે લઇને પ્રતિભા આગળ ચાલવા લાગી. કુન્દકુમારી શિલાતલપરથી ઊઠી અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી શોભનનાં નેત્રો આગળથી વીજળીના ઝબકારાની પેઠે પસાર થઈ ગઇ. શોભનસિંહના હૃદયમાં કોણ જાણે શો આઘાત થયો કે જેથી તેનું મસ્તક ભ્રમણ કરવા લાગ્યું—ને ઊભો ન થઇ શકવાથી તે પાછો ત્યાંને ત્યાં જ બેસી રહ્યો. હાય! કુન્દકુમારી! આજ રાત્રિના સમયે તું એ સ્થાને શામાટે આવી? શું શોભનસિંહ પણ અહીં આવેલો છે, એ જાણીને જ તું પણ આવી હતી કે? પર્વતપર ચઢતી વેળાયે શોભનસિંહે મુખ ફેરવીને જોયું હતું, અને માલતીગઢના દ્વારમાં કુન્દકુમારી ઊભેલી તેની નજરે પડી હતી. કિંચિત્ આગળ વધીને પુનઃ તેણે ત્યાં દૃષ્ટિપાત કર્યો હતો, પણ તે વેળાએ તે યુવતી ત્યાં હતી નહિ. એ સર્વ બનાવોનું અનુક્રમે શોભનસિંહને સ્મરણ થવા લાગ્યું. હાય! ત્યારે શું માત્ર શોભનસિંહને મળવામાટે જ કુન્દકુમારી ત્યાં આવી હતી કે? આહ—

કુન્દકુમારી તો શોભનસિંહને ભૂલી જવાની ચેષ્ટામાં પડી હતી, એનું ત્યારે શું થયું વારુ? એનું ઉત્તર અમારાથી આપી શકાય તેમ નથી.

આકાશમાં ચંદ્રિકાનો વિસ્તાર થયેલો હતો. પૂર્ણચંદ્રનાં વિમલ કિરણોના સમાગમથી પૃથ્વી પ્રકાશિત થયેલી જોવામાં આવતી હતી. શોભનસિંહ ત્યાંથી ઊઠીને ચાલવા લાગ્યો. પ્રથમ તે ધીમો ચાલ્યો, પછી વેગને કાંઇક વધાર્યો અને અંતે અત્યંત વેગથી ગમન કરવા લાગ્યો. વેગપૂર્વક ચાલવાથી હૃદયની વ્યથાનો નાશ થઇ જશે, એવી તેની ધારણા હતી. જ્યારે મનુષ્યના હૃદયમાં કોઈ પણ પ્રકારનો અગ્નિ પ્રજળ્યા કરે છે, ત્યારે તેની દશા લગભગ ગાંડા જેવી જ થઈ જાય છે; એમાં અસ્વાભાવિક જેવું કાંઇ પણ નથી.

એવી રીતે ઊતાવળથી ચાલતાં શોભનસિંહ એક વિશાળ આમ્ર-વૃક્ષ તળેથી પસાર થતો હતો, એવામાં એક બાજૂથી આવીને અચાનક કોઇએ તેનો હાથ પકડી લીધો અને કહ્યું કે: "શોભન!"

ઉત્તરમાં શોભનસિંહે કહ્યું કે: "કોણ અજિત?"

જેણે શોભનનો હાથ પકડ્યો હતો, તે અજિતસિંહ હતો. અજિતસિંહ શોભનનો પ્રાણાધિક મિત્ર થતો હતો અને તેના સર્વ ગુહ્ય ભેદોને પણ જાણતો હતો. તેણે આશ્ચર્યચકિત થઇને પુછ્યું કે: "શોભન! તું અહીં ક્યાંથી?"

"ભાઇ! અહીં હું કેમ અને શામાટે આવ્યો છું, એનો બહુ લાંબો વૃત્તાંત છે. પણ પ્રથમ એ તો કહે કે તું અહીં કેમ આવ્યો છે?" શોભનસિંહે જણાવ્યું.

"મેં બે મુસલ્માનોનો પીછો પકડ્યો હતો એટલે તેમની પાછળ પાછળ ભટકતો હું અહીં સુધી આવી પહોંચ્યો છું. અહીં જ તે મુસલ્માનો ક્યાંક છુપાઇ રહ્યા છે અથવા તો ન્હાસી આવ્યા છે, એવો મારા મનમાં સંશય છે. હવે અત્યારે આ અરણ્યમાં તેમને શોધવાની મારી ઇચ્છા નથી." અજિતસિંહે આવવાનું કારણ વ્યક્ત કરી બતાવ્યું.

"એ ઘટનાથી અનુમાન કરી શકાય છે કે, મુગલોના જાસૂસો આટલામાં જ ક્યાંક છુપાઇ બેઠેલા હોવા જોઇએ. વારુ—કાલ સવારમાં આપણે એનો શોધ ચલાવીશું." શોભનસિંહે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"પણ શોભન! તું અત્યારે આ પહાડમાં કેમ અને શા કારણથી આવ્યો છે, એ તો તેં જણાવ્યું જ નહિ." અજિતસિંહે પ્રથમ પ્રશ્નનું પુનરુચ્ચારણ કર્યું.

"એનું કારણ હું તને કહી સંભળાવું છું. બેસી જા." શોભને કહ્યું.

બન્ને મિત્રો તે આમ્રવૃક્ષથી થોડાક અંતરે પથ્થરપર બેસી ગયા અને શોભનસિંહે તે દિવસનો સઘળો વૃત્તાંત અજિતને કહી સંભળાવ્યો. નિત્ય પ્રમાણે શોભન આજે પણ એકલિંગજીના બાગમાં ફરવામાટે ગયો હતો અને લતાકુંજમાં કુન્દકુમારીને જેવી અવસ્થામાં જોઈ હતી તથા ત્યાં તે યુવતિના સ્નેહમાં શાંતિને બદલે જે તીવ્રતાનો તેને અનુભવ થયો હતો, તે સઘળો વૃત્તાંત તેણે અથથી ઇતિ પર્યન્ત વર્ણવ્યો. શોભનના ચુપ થવા પછી અજિતસિંહે ગંભીરતાથી કહ્યું કેઃ "શોભન! તું એ બાળાને કોઇ પણ રીતે ભૂલી તો નથી જ શકવાનો ને?

"અજિત! તું મને ભૂલવાની વાત કહે છે! આજ સુધી તો હું એને ભૂલી શક્યો નથી અને ભવિષ્યમાં પણ ભૂલી શકીશ, એવી મને આશા નથી." શોભનસિંહે સત્ય ઉત્તર આપ્યું.

"શોભન! તું વિવાહ કરી લે. એથી તને સુખ અને શાંતિની પ્રાપ્તિ થશે." અજિતસિંહે ઉપદેશ આપ્યો.

"નહિ, અજિત! તું હજી એના રહસ્યને સમજતો નથી. વિવાહ કરવાથી કોઇ કાળે પણ મને સુખ મળવાનું નથી." શોભનસિંહે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને નિરાશાપૂર્વક કહ્યું.

"એમ કેમ વારુ? આ તો આજે હું નવી જ વાત સાંભળું છું." અજિતસિંહે આશ્ચર્ય બતાવ્યું.

"જો અજિત! હવે મારા હૃદયમાં એટલું બીજું સ્થાન નથી કે જેમાં હું બીજી સ્ત્રીના પ્રેમને રાખી શકું." શોભનસિંહે દૃઢતા દર્શાવી.

"તે વિવાહિતા સ્ત્રી પોતાના પ્રેમમાટે તારા હૃદયમાં પોતાની મેળે જ સ્થાન કરી લેશે. એની તારે ચિંતા કરવાની નથી. તું પ્રથમ વિવાહ તો કરી લે." અજિતસિંહે પોતાના આગ્રહને ચાલૂ જ રાખ્યો.

"નહિ, અજિત! નહિ. એમ બનવું સર્વથા અશક્ય છે. જ્યારે પણ એ સુંદરી કુન્દકુમારીને હું જોઉં છું એટલે તત્કાળ મારી વિવાહ વિષયક ઇચ્છાનો નાશ થઇ જાય છે. અનેક સ્થાનેથી વિવાહ માટેનાં માગાં આવ્યાં પણ તે બધાંને મેં એક કે બીજું કારણ બતાવીને ટાળી દીધાં એ વાતને શું તું નથી જાણતો કે? અજિત! મારો વિવાહ થઇ ગયો છે." શોભનસિંહે પોતાના પ્રેમમાં અચળ રહીને આશ્ચર્યકારક સંવાદ કર્યો.

"એને તું વિવાહ કહે છે કે? અરે એ તો એક બાલ્યવિનોદ હતો બાલ્યવિનોદ!" અજિતસિંહે પુનઃ તેના વાદનો પ્રતિવાદ કર્યો.

અજિતસિંહ હજી વધારે બોલવા જતો હતો, એટલામાં પાસેના આમ્રવૃક્ષની આડમાંથી એક મનુષ્ય વ્યક્તિ બહાર નીકળીને બીજી તરફ નાસી જતી તેમના જોવામાં આવી. શોભનસિંહે પોકાર કરીને કહ્યું કે "એ કોણ?"

"ચાલો—આપણે એને જોઇએ." અજિતસિંહે કહ્યું.

ક્ષણમાત્રમાં તો તે મનુષ્યમૂર્તિ અદૃશ્ય થઇ ગઇ અને ઉભા મિત્રોનો પરિશ્રમ નિષ્ફળ થયો.

---

## ષષ્ઠ પરિચ્છેદ

### ક્યાં ગઇ?

તે દિવસે લતાકુંજમાં બેસીને કુન્દકુમારીએ નિશ્ચયપૂર્વક એમ જ માની લીધું હતું કે: "શોભનસિંહ મારાપર કોપાયલા છે! જો એમને મારા કોઈ પણ શબ્દ અથવા કોઇ પણ કાર્યથી કષ્ટ કિંવા દુઃખ થયું હશે, તો તમારે એમની ક્ષમા માગીને સદાને માટે હું અહીંથી વિદાય થઇ જઇશ." એવો નિશ્ચય કરીને કુન્દકુમારી ત્યાંથી શોભનસિંહને શોધવામાટે ઊઠી અને કેટલેક દૂર જવા પછી તેણે તેને પર્વત તરફ જતો જોયો. એટલે તે ત્યાંથી પાછી વળી અને પ્રતિભાને સાથે લઇને પર્વતપર ચઢી. પ્રથમ તો તેણે શોભનસિંહને મળીને કેટલીક વાતચીત કરવાનો વિચાર કર્યો હતો, પણ જ્યારે ચાર આંખો મળી, ત્યારે લજ્જા, ક્ષોભ અને અભિમાને તેના મુખમાંથી એક પણ શબ્દને બહાર નીકળવા દીધો નહિ.

ત્યાંથી આવ્યા પછી ભોજન સમયે પ્રતિભાએ ભોજનમાટે કેટલાંક ફળમૂળ લાવીને કુન્દકુમારી આગળ મૂક્યાં; પરંતુ તેણે જરા પણ આહાર કર્યો નહિ. એ પછી બન્ને શય્યામાં પડી રહી. શય્યામાં પડ્યા પછી પ્રતિભા, કુન્દકુમારીને કેશવાચાર્ય, માલતીગઢ આદિના શય્યામાં નાના પ્રકારના અનેક પ્રશ્નો પૂછવા લાગી, અને કુન્દકુમારી એ પ્રશ્નોનાં યથાર્થ ઉત્તરો આપતી રહી. એવી રીતે વાતો કરતાં કરતાં પ્રતિભાની આંખ લાગી ગઇ અને તે ગાઢ નિદ્રાને વશ થઇ ગઇ.

નિત્યના નિયમ પ્રમાણે પાર્વતીય પક્ષીઓના કલરવ સાથે જ પ્રતિભાની નિદ્રાનો લોપ થયો. શય્યામાં કુન્દકુમારીને ન જોવાથી અને કુટીરનાં દ્વાર ખુલ્લાં જોવાથી પ્રતિભાના મનમાં કોઇ પણ પ્રકારનું આશ્ચર્ય થયું નહિ. પરંતુ કુટીરથી બહાર નીકળ્યા પછી ત્યાં પણ જ્યારે કુન્દકુમારી તેના જોવામાં ન આવી, ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. નિકટનાં બીજાં એક બે સ્થાનોમાં શોધ કરતાં પણ જ્યારે તે ન મળી, ત્યારે તો તેના મનમાં એક પ્રકારનો આઘાત જ થવા લાગ્યો. એક વાર ફરીથી તે બાળાને શોધવાનો નિશ્ચય કરીને પ્રતિભા બહાર નીકળી; પરંતુ એ વેળાયે પણ જ્યારે તેનો કોઇ પણ પત્તો ન લાગ્યો, ત્યારે મુગલો વિશે તેના મનમાં સંશય આવવા

લાગ્યો. મનમાં એ સંશય આવતાં જ તે અત્યન્ત વ્યાકુળ થઈ ગઈ. એ નિર્જનવનમય પાર્વતીય પ્રદેશમાં તે ચતુર્દશવર્ષીયા કુન્દકુમારી એકલી ક્યાં ગઈ હશે વારુ? કેશવાચાર્યનો પ્રતિભામાં બહુ જ વિશ્વાસ હોવાથી જ તેણે કુન્દકુમારીને તેની સાથે મોકલી હતી. પોતાનાં બીજાં બધાં કામોને છોડી દઈને પ્રતિભા પ્રાણુપર પણ ઉદાર થઈને કુન્દકુમારીનો શોધ ચલાવવા લાગી. ધીમે ધીમે તેણે સમસ્ત અરણ્યને ખૂંદી નાખ્યું; અંધકારમયી પાર્વત્ય ગુહાઓ અને નદીના તીર પ્રાંતમાં જઈ જઈને તે 'કુન્દકુમારી! કુન્દકુમારી' કરીને પોકાર કરવા લાગી. પરંતુ પોતાની છાયાવિના બીજું કોઈ પણ માનવ પ્રાણી તેના જોવામાં ન આવ્યું અને પોતાના શબ્દોના પ્રતિધ્વનિવિના બીજો એક પણ શબ્દ તેના સાંભળવામાં ન આવ્યો. તેને નિરાશા અને નિરાશાનું જ સર્વત્ર દર્શન થવા લાગ્યું.

પર્વતનાં જાણીતાં અને અજાણ્યાં બધાં સ્થાનોને પ્રતિભા શોધી વળી, પણ જ્યારે બાળાનો કોઈ પણ પત્તો મળ્યો નહિ, ત્યારે તે મનોગત વિચાર કરવા લાગી કે: "એ છોકરી એકલિંગજીના બાગમાં તો નહિ ચાલી ગઈ હોય તે?" એવો વિચાર કરીને ત્યાં જઈને જ પોતાની ઉત્કંઠાને શાંત કરવાના નિશ્ચયથી તે વેગપૂર્વક એકલિંગજીના બાગ તરફ ચાલવા લાગી. લગભગ મધ્યાહ્ન સમયે યોગિની હાંફતી હાંફતી બાગમાં આવી પહોંચી અને ત્યાં આવીને જ્યારે તેણે એમ સાંભળ્યું કે: "તે અહીં પણ આવી નથી." ત્યારે તો તેની નિરાશાની સીમા જ રહી નહિ. કુન્દકુમારીના એકાએક અદૃશ્ય થવાના સમાચાર સાંભળીને કેશવાચાર્ય પણ મહાચિન્તા અને શોકના સમુદ્રમાં ડૂબી ગયો.

"પિતાજી! આ અનર્થનું મૂળ હું જ છું." પ્રતિભાએ કેશવાચાર્યને ઉદ્દેશીને ખેદદર્શક સ્વરથી કહ્યું.

"એમ ધારી લેવામાં તારી ભૂલ થાય છે; કારણ કે, વિધિના લેખને કોઈ પણ મિથ્યા કરી શકતું નથી." કેશવાચાર્યે તેના હૃદયનું સાંત્વન કરવાના ઉદ્દેશથી શાંતિદર્શક વાક્યો ઉચ્ચાર્યાં:

"જો હું એને મારી જોડે ન લઈ ગઈ હોત, તો....."

"તો પણ જે થવાનું હોત, તે તો થાત જ. આવી રીતે જ આપણાથી જૂદા થવાનું એ બાળાના ભાગ્યમાં લખેલું હતું. જો એ અહીં હોત, તો પણ એને કોણ રોકી શકે એમ હતું વારુ?" કેશવાચાર્યે પ્રતિભાને વચ્ચે જ બોલતી અટકાવીને ભાગ્યની પ્રબળતાનું દર્શન કરાવ્યું.

"ચાલો–આપણે એને જોઇએ." અજિતસિંહે કહ્યું.

ક્ષણમાત્રમાં તો તે મનુષ્યમૂર્તિ અદૃશ્ય થઈ ગઇ અને ઉભય મિત્રોનો પરિશ્રમ નિષ્ફળ થયો.

---

## ષષ્ઠ પરિચ્છેદ

### ક્યાં ગઈ?

તે દિવસે લતાકુંજમાં બેસીને કુન્દકુમારીએ નિશ્ચયપૂર્વક એમ જ માની લીધું હતું કે: "શોભનસિંહ મારાપર કોપાયલા છે! જો એમને મારા કોઈ પણ શબ્દ અથવા કોઇ પણ કાર્યથી કષ્ટ કિંવા દુઃખ થયું હશે, તો તેમાટે એમની ક્ષમા માગીને સદાને માટે હું અહીંથી વિદાય થઇ જઇશ." એવો નિશ્ચય કરીને કુન્દકુમારી ત્યાંથી શોભનસિંહને શોધવામાટે ઊઠી અને કેટલેક દૂર જવા પછી તેણે તેને પર્વત તરફ જતો જોયો. એટલે તે ત્યાંથી પાછી વળી અને પ્રતિભાને સાથે લઇને પર્વતપર ચઢી. પ્રથમ તો તેણે શોભનસિંહને મળીને કેટલીક વાતચીત કરવાનો વિચાર કર્યો હતો, પણ જ્યારે ચાર આંખો મળી; ત્યારે લજ્જા, ક્ષોભ અને અભિમાને તેના મુખમાંથી એક પણ શબ્દને બહાર નીકળવા દીધો નહિ.

ત્યાંથી આવ્યા પછી ભોજન સમયે પ્રતિભાએ ભોજનમાટે કેટલાંક ફળમૂળ લાવીને કુન્દકુમારી આગળ મૂક્યાં; પરંતુ તેણે જરા પણ આહાર કર્યો નહિ. એ પછી બન્ને શય્યામાં પડી રહી. શય્યામાં પડ્યા પછી પ્રતિભા, કુન્દકુમારીને કેશવાચાર્ય, માલતીગઢ આદિના સંબંધમાં નાના પ્રકારના અનેક પ્રશ્નો પૂછવા લાગી, અને કુન્દકુમારી એ પ્રશ્નોનાં યથાર્થ ઉત્તરો આપતી રહી. એવી રીતે વાતો કરતાં કરતાં પ્રતિભાની આંખ લાગી ગઇ અને તે ગાઢ નિદ્રાને વશ થઈ ગઇ.

નિત્યના નિયમ પ્રમાણે પાર્વતીય પક્ષીઓના કલરવ સાથે જ પ્રતિભાની નિદ્રાનો લોપ થયો. શય્યામાં કુન્દકુમારીને ન જોવાથી અને કુટીરનાં દ્વાર ખુલ્લાં જોવાથી પ્રતિભાના મનમાં કોઈ પણ પ્રકારનું આશ્ચર્ય થયું નહિ. પરંતુ કુટીરથી બહાર નીકળ્યા પછી ત્યાં પણ જ્યારે કુન્દકુમારી તેના જોવામાં ન આવી, ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. નિકટના બીજાં એક બે સ્થાનોમાં શોધ કરતાં પણ જ્યારે તે ન મળી, ત્યારે તો તેના મનમાં એક પ્રકારનો આઘાત જ થવા લાગ્યો. એક વાર ફરીથી તે બાળાને શોધવાનો નિશ્ચય કરીને પ્રતિભા બહાર નીકળી; પરંતુ એ વેળાયે પણ જ્યારે તેનો કાંઇ પણ પત્તો ન લાગ્યો, ત્યારે મુગલો વિશે તેના મનમાં સંશય આવવા

લાગ્યો. મનમાં એ સંશય આવતાં જ તે અત્યન્ત વ્યાકુળ થઈ ગઈ. એ નિર્જનવનમય પાર્વતીય પ્રદેશમાં તે ચતુર્દશવર્ષીયા કુન્દકુમારી એકલી ક્યાં ગઇ હશે વારૂ ? કેશવાચાર્યનો પ્રતિભામાં બહુ જ વિશ્વાસ હોવાથી જ તેણે કુન્દકુમારીને તેની સાથે મોકલી હતી. પોતાનાં બીજાં બધાં કામોને છોડી દઇને પ્રતિભા પ્રાણપર પણ ઉદાર થઇને કુન્દકુમારીનો શોધ ચલાવવા લાગી. ધીમે ધીમે તેણે સમસ્ત અરણ્યને ખૂંદી નાખ્યું; અંધકારમયી પાર્વત્ય ગુહાઓ અને નદીના તીર પ્રાંતમાં જઈ જઇને તે 'કુન્દકુમારી ! કુન્દકુમારી ' કરીને પોકાર કરવા લાગી. પરંતુ પોતાની છાયાવિના બીજું કોઇ પણ માનવ પ્રાણી તેના જોવામાં ન આવ્યું અને પોતાના શબ્દોના પ્રતિધ્વનિવિના બીજો એક પણ શબ્દ તેના સાંભળવામાં ન આવ્યો. તેને નિરાશા અને નિરાશાનું જ સર્વત્ર દર્શન થવા લાગ્યું.

પર્વતનાં જાણીતાં અને અજાણ્યાં બધાં સ્થાનોને પ્રતિભા શોધી વળી, પણ જ્યારે બાળાનો કાંઈ પણ પત્તો મળ્યો નહિ, ત્યારે તે મનોગત વિચાર કરવા લાગી કેઃ "એ છોકરી એકલિંગજીના બાગમાં તો નહિ ચાલી ગઇ હોય ને ?" એવો વિચાર કરીને ત્યાં જઇને જ પોતાની ઉત્કંઠાને શાંત કરવાના નિશ્ચયથી તે વેગપૂર્વક એકલિંગજીના બાગ તરફ ચાલવા લાગી. લગભગ મધ્યાહ્ન સમયે યોગિની હાંફતી હાંફતી બાગમાં આવી પહોંચી અને ત્યાં આવીને જ્યારે તેણે એમ સાંભળ્યું કેઃ "તે અહીં પણ આવી નથી." ત્યારે તો તેની નિરાશાની સીમા જ રહી નહિ. કુન્દકુમારીના એકાએક અદૃશ્ય થવાના સમાચાર સાંભળીને કેશવાચાર્ય પણ મહાચિન્તા અને શોકના સમુદ્રમાં ડૂબી ગયો.

"પિતાજી ! આ અનર્થનું મૂળ હું જ છું." પ્રતિભાએ કેશવાચાર્યને ઉદ્દેશીને ખેદદર્શક સ્વરથી કહ્યું.

"એમ ધારી લેવામાં તારી ભૂલ થાય છે; કારણ કે, વિધિના લેખને કોઈ પણ મિથ્યા કરી શકતું નથી." કેશવાચાર્યે તેના હૃદયનું સાંત્વન કરવાના ઉદ્દેશથી શાંતિદર્શક વાક્યો ઉચ્ચાર્યાં:

"જો હું એને મારી જોડે ન લઈ ગઈ હોત, તો....."

"તો પણ જે થવાનું હોત, તે તો થાત જ. આવી રીતે જ આપણાથી જૂદા થવાનું એ બાળાના ભાગ્યમાં લખેલું હતું. જો એ અહીં હોત, તો પણ એને કોણ રોકી શકે એમ હતું વારૂ?" કેશવાચાર્યે પ્રતિભાને વચ્ચે જ બોલતી અટકાવીને ભાગ્યની પ્રબળતાનું

એ વેળાયે પ્રતિભાના નેત્રોમાંથી બે અશ્રુબિન્દુ ખરી પડતા કેશવાચાર્યે જોયા. તે મનમાં જ વિચાર કરવા લાગ્યો કેઃ "આ શું?"

પ્રતિભા કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના જ ત્યાંથી ઊઠીને બહાર ચાલી આવી. મનમાં કુન્દકુમારીમાટે તેને અનિવાર્ય ચિંતા થયા કરતી હતી.

---

## સપ્તમ પરિચ્છેદ

### રાજપુત્રનું આયોજન

કુન્દકુમારીના અચાનક અદૃશ્ય થવાના સમાચાર દશે દિશામાં પવન પ્રમાણે ફેલાઇ ગયા. શોભનસિંહ પ્રભાતમાં દુર્ગમાં આવ્યો, તો ત્યાં એ વાત એના પણ જાણવામાં આવી. શોભનસિંહ એકાંતમાં બેસીને એ વિશે વિચાર ચલાવવા લાગ્યો. પ્રથમ તો કુન્દકુમારીને તેણે જ અભિમાન દર્શાવ્યું હતું, તેની એને સ્મૃતિ થવા લાગી. તે મનમાં જ જરાક હસ્યો અને આત્મગત કહેવા લાગ્યો કેઃ "મારૂં અભિમાન શાનું–મને અભિમાન કરવાનો અધિકાર શો છે? જો કુન્દકુમારીની ઇચ્છા હોય તો મારો તિરસ્કાર કરી શકે એમ છે–તે મારા સ્નેહથી વિમુખ થઇ શકે એમ છે. એ બધા અભિમાનો કુન્દકુમારીને જ શોભા આપી શકે છે. મારામાં એવી તે શી વિશેષતા છે કે, જેના બળથી હું અભિમાન કરૂં? અરે–મારૂં તે અભિમાન શું અને વાત શી! એ કલ્પના જ વ્યર્થ છે!" થોડી વાર વિચારશૂન્ય દશામાં રહીને તે પુનઃ નિશ્ચય કરીને મનમાં જ બોલ્યો કેઃ "હું એ સ્વર્ગીય સુન્દરીને અવશ્ય ચાહીશ–હું સ્વાર્થનો ત્યાગ કરીને, જેનાથી એને સુખ અને સંતોષ મળવાનો સંભવ હશે, તેવા કાર્યની જ હવે પછી ચેષ્ટા કરતો રહીશ. હું દૂરનો દૂર રહીને પણ એનાપર ઉપકાર કર્યા કરીશ." એમ ધારીને અંતે તેણે દૃઢતમ નિશ્ચય કર્યો કેઃ "અત્યારે કુન્દકુમારી અદૃશ્ય થયેલી છે અને અનુમાન એવું જ કરી શકાય છે કે, એ બાળા અવશ્ય કોઇ અનિવાર્ય આપત્તિમાં આવી પડેલી હોવી જોઇએ. એનાપર ઉપકાર કરવાનો આ એક બહુ જ સારો અવસર છે. બસ; આ ક્ષણે જ એને શોધવામાટે હું કમર કસીને બહાર નીકળી પડીશ!"

આ નિશ્ચય કરીને શોભનસિંહ ઊઠ્યો અને વસ્ત્ર બદલી એક તલ્વાર તથા તમંચો લઇ ઘોડાપર સવાર થઇને કિલ્લાથી બહાર નીકળ્યો. પ્રથમ તો શોભનસિંહ અજિતસિંહને ઘેર ગયો. તેને જોતાં જ અજિતસિંહે સવાલ કર્યો કેઃ "કેમ ભાઈ! આજે વળી આ ઠાઠમાઠ? ક્યાં જવાની તૈયારી કરી છે?"

" કુન્દકુમારીને શોધવા જવાની !" શોભનસિંહે ઉત્તર આપ્યું.
" આજે તું ગાંડો તો નથી થયો ને ?" અજિતસિંહે ટકોર કરી.
" અજિત ! તું તો બધો ભેદ જાણે છે. તારાથી તો એક પણ બીના
છુપી નથી. છતાં તું આમ બોલી રહ્યો છે ?" શોભનસિંહે ગંભીરતાથી કહ્યું.
" તું તેને ક્યાં ક્યાં શોધતો ફરીશ ?" અજિતે પૂછ્યું.
" જળમાં, સ્થળમાં અને નભોમંડળમાં સર્વત્ર ફરી વળીશ. એ
રમણી અવશ્ય મને મળવાની જ, એ વિશે તારે સંશય રાખવો જ
નહિ !" શોભનસિંહે પોતાના નિશ્ચયને વ્યક્ત કર્યો.
અજિતસિંહે તેને ઘણોય સમજાવ્યો, પણ તે હઠીલાએ તેની
એક પણ વાત માની નહિ. અંતે તેના ઉપદેશથી કંટાળી જઈને
શોભન બોલ્યો કે: " ભાઈ ! હવે હું કોઈ પણ કારણથી રોકાવાનો તો
નથી જ. ત્યારે મારા કાર્યમાં તું વૃથા બાધા શામાટે નાખે છે ? તું
જોતો નથી કે, ઘેરથી બધી તૈયારી કરીને જ હું તારી પાસે આવેલો છું તે !"
અજિતસિંહના મનમાં મહાખેદ થવા લાગ્યો. શોભનસિંહના
નિશ્ચયને ચળાવવાનું કાર્ય અશક્ય જાણીને તે કહેવા લાગ્યો કે: " વારુ;
ત્યારે ચાલ હું પણ તારી સાથે જ ચાલું છું; કારણ કે, એકથી
હંમેશાં બે વધારે બળવાન ગણાય છે."
" પ્રિય અજિતસિંહ ! તું મારી સાથે આવીશ, તો મારા
કાર્યમાં વિઘ્ન આવી પડવા જેવું જ થશે. ભાઈ ! હું એટલું તો સારી
રીતે સમજું છું કે, તું જો મારી જોડે હોય છે, તો મારામાં બમણું
બળ આવી જાય છે. છતાં આ કાર્ય જૂદા પ્રકારનું હોવાથી હું તને
છોડીને એકલો જ જવાનું વધારે પસન્દ કરું છું. મેં મારા આવી રીતે
ચાલ્યા જવાની વાત કોઈને પણ જણાવી નથી. તે એટલે સુધી કે,
મારા પિતાની પણ મેં આજ્ઞા નથી લીધી. એમ કરવાનાં અનેક
કારણો છે. તેમાંનું એક કારણ તો એ છે કે, જો હું પિતાને એ વિશે
પૂછવા રહ્યો હોત, તો તેઓ મને કોઈ કાળે પણ આજ્ઞા આપત
નહિ; અને બીજું એ કે, જે કાર્યમાટે પ્રવાસ કરવા હું તત્પર થયો
છું, તે ખુલ્લી રીતે તેમની આગળ મારાથી કહી શકાય તેમ ન હોતું,
અને પિતા આગળ અસત્ય પણ બોલી શકાય નહિ. ઇત્યાદિ કારણોથી
માત્ર તારા વિના બીજા કોઈને પણ મારા પ્રયાણની વાત જણાવવાનું
મેં ઉચિત ધાર્યું નથી. મારા ચાલ્યા જવા પછી અવશ્ય મારી શોધ
કરવામાં આવશે, એટલે તે વેળાએ તને જે યોગ્ય લાગે તે ખુલાસો
કરી દેજે અને સર્વના મનનું સમાધાન કરજે." શોભનસિંહે ગંભીર
મુદ્રા તથા ગંભીર વાણીથી આ શબ્દો ઉચ્ચાર્યા.

અજિતસિંહે જાણી લીધું કે: 'શોભનનું ચિત્ત અત્યારે ઠેકાણે નથી, અને એટલામાટે સર્વ વાતોનો વિચાર કરીને મારે જ ધ્યાનથી બધું કામ પાર પાડવું પડશે.' એવો વિચાર કરીને તેણે શોભનસિંહને જણાવ્યું કે: "વારુ; ત્યારે એ તો બતાવતો જા કે, તારો મેળાપ પાછો ક્યાં થશે?"

"હું ક્યાં જઇશ અને ક્યાં રહીશ, એનો અત્યારે હજી મેં કશો પણ નિશ્ચય કર્યો નથી. ભાઈ અજિત! મારા જેવા એક દુર્ભાગી મનુષ્યમાટે તું આટલી બધી ચિન્તા કરીને વ્યર્થ મનને વ્યથામાં શામાટે નાખે છે? મને મળવાની શી અગત્ય છે?" શોભનસિંહે વિરક્તભાવથી કહ્યું.

"મારી ચિન્તા અને મનોવ્યથાનો વિચાર તારે કરવાનો નથી. મારી એક વાત જો તું માને તો તારો બહુ જ ઉપકાર. તે એ કે આજે અહીંથી ચાલીને તું કોઈ સ્થાને રહી જજે. મને તે સ્થાનનું નામ જણાવી દે, એટલે આવતી કાલે હું તને ત્યાં આવીને મળીશ. આપણે મળ્યા પછી જે કાંઇ કરવાનું હશે, તેની વ્યવસ્થા કરી લઇશું." અજિતસિંહે પોતાના આગ્રહને ચાલુ જ રાખ્યો.

"અજિત! હવે હું એક ક્ષણમાત્ર પણ અહીં થોભી શકું એમ નથી. મારા ચિત્તમાં બહુ જ ગભરાટ થાય છે. મારું ચિત્ત આટલું બધું વ્યાકુળ થઈ ગયું છે, એથી મને અવશ્ય લાગે છે કે, મારી કુન્દકુમારી જરૂર કોઈ અનિવાર્ય આપત્તિમાં આવી પડેલી હોવી જોઇએ. વારુ; ત્યારે મારા સુખદુઃખના ભાગી બંધુ અજિત! હું તારી આજ્ઞા લઉં છું. કૃપા રાખે છે તેવી હમેશા રાખતો રહેજે."

આટલું કહીને શોભનસિંહ ઊઠીને ઊભો થયો અને ઘરમાંથી બહાર નીકળી આવ્યો. અજિતસિંહે એક વાર તેને પાછો બોલાવવાનો વિચાર કર્યો, પણ 'જતી વેળાયે કોઇને વધારે ટોકવો, એ સારું નથી' એમ ધારી તેણે પોતાના વિચારને મોડી વાળ્યો. વળી તે એ પણ જાણતો જ હતો કે: 'એ હવે અત્યારે મારા ઉપદેશને માનવાનો તો નથી જ. પોતાના મનનું ધાર્યું એ અવશ્ય કરવાનો જ એટલે એને રોકવો વ્યર્થ છે.' અસ્તુ. થોડી વાર પછી તેણે બહાર આવીને જોયું તો શોભનસિંહનું કાંઈ પણ ચિન્હ ત્યાં દૃષ્ટિગોચર થયું નહિ. શોકથી તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને વિચારમાં નિમગ્ન થઇને કેટલાક સમય પર્યન્ત ત્યાંનો ત્યાં જ ઊભો રહી ગયો.

# દ્વિતીય ખણ્ડ

## પ્રથમ પરિચ્છેદ

### અબળા કે સબળા ?

એ તો અમો પ્રથમ જ જણાવી ચૂકયા છીએ કે, જયારે રાજપૂત લોકોએ પોતાના કરેલા શિકાર–વરાહ–અને મુગલોને સાથે લઇને તે ગુહામાં પ્રવેશ કર્યો હતો, ત્યારે પાસેના વૃક્ષની આડમાં ઊભેલી એક તરુણ અબળા તેમની એ ચર્યાનું અવલોકન કર્યા કરતી હતી. રાજપૂતોના આગળ વધવા પછી તે પણ કેટલાક અંતરે રહીને તેમની પાછળ પાછળ ચાલવા લાગી.

એ યુવાત તેઓ કયાં જાય છે, તે જોવા અને જાણવાની ઇચ્છા ધરાવતી-હતી. જયારે રાજપૂત લોકો ગુહામાંથી બહાર નીકળ્યા ત્યારે એ અબળા ગુહાના અંતર્ભાગમાં રહીને બહુ જ સાવધાનતાથી એ લોકોના કાર્યને જોવા લાગી. તેણે સામેના મેદાનમાં ત્રણ ઘોડાઓને આમતેમ ફરતા જોયા. પોતાના માલિકોને જોતાં જ તે અશ્વો કૂદીકૂદીને તેમની સામા આવીને ઊભા રહ્યા. રાજપૂતોએ પરસ્પર કાંઇક સલાહ કરીને એક ઘોડાની પીઠ ઉપર પોતાના શિકારને બાંધી દીધો અને એક રાજપૂત તે ઘોડાની લગામ પકડીને પગે પાળો ચાલવા લાગ્યો. બીજો મનુષ્ય પોતે ઘોડાપર સવાર થયો અને તેણે અબ્દુલ્લાખાનના હાથપગ બાંધીને તેને પોતાના ખોળામાં રાખી લીધો. કુમાર કિરણસિંહ અશ્વારોહણ કરીને સર્વની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે સ્ત્રીએ મનમાં નિશ્ચય કર્યો કે: 'સર્વનો સ્વામી એ જ હોવો જોઇએ."

અરણ્યમાં એક સ્થળે કેટલાક કઠિયારાઓ સૂકાયલાં ઝાડોનાં થડોને વાઢતા ઊભા હતા. રાજપૂતોને જોતાં જ તે સર્વેએ પોતાના કામને મૂકીને તેમને નમસ્કાર કર્યા. એ લીલાને જોઇને તે પાછળ ચાલતી ચપળા તરત પામી ગઈ કે: "એ કઠિયારાઓ અવસ્ય એ રાજપૂતોને ઓળખતા હોવા જોઇએ."

તે રાજપૂત ઘોડેસવારોના આગળ વધી જવા પછી તે તરુણી કઠિયારાઓ પાસે આવી અને નમ્રતા તથા વિનયથી તેમને પૂછવા લાગી કે: "આ ઘોડેસવારો કે જે હમણાં જ અહીંથી ગયા તે કોણ હતા વારુ ? તમો એમને ઓળખો છો ખરા કે ?"

કઠિયારાઓ એ અબળાને જોઇને તરત જાણી ગયા કે: 'એ કોઈ સાધારણ કૃષિકારની કન્યા તો નથી જ.' વળી એ અબળાને આવા અરણ્યમાં એકાકિની આવેલી જોઇને તો તેમના મનમાં વધારે જ

આશ્ચર્ય થવા લાગ્યું. કઠિયારાઓએ તેને કેટલાક સવાલો પૂછ્યા, પણ તેમના જૂઠા જવાબો આપીને તેણે તે ભોળા લોકોને હવામાં અદ્ધર ઉડાવી દીધા. વળી તે પૂછવા લાગી કે: "હા; પણ મેં જે વાત પૂછી કે, એ ઘોડેસવારો કોણ છે અને એમને તમો ઓળખો છો કે નહિ? એનો તો તમોએ જવાબ આપ્યો જ નહિ."

"ઓળખીએ કેમ નહિ? એમાંનો એક તો રાણા સાહેબનો મોટો પુત્ર હતો, પણ બીજા બે કોણ હતા, એની અમોને ખબર નથી." એક કઠિયારાએ જવાબ આપ્યો.

"એ લોકો ક્યાં ગયેલા હોવા જોઇએ, એ પણ તમો બતાવી શકો એમ છે કે?" તે સ્ત્રીએ થોડી વાર પછી બીજો પ્રશ્ન પૂછ્યો.

"ગયા હશે ઉદયપુર. બીજે ક્યાં જવાના હતા!" કઠિયારો બોલ્યો.

"એ ઉદયપુર ગયા હશે, એમ તમો ખાત્રીથી કહો છો કે?" નિશ્ચય કરવામાટે તે તરુણીએ ખેંચીને બીજી વાર પૂછ્યું.

"હા હા; ખાત્રીથી કહીએ છીએ ખાત્રીથી!" બીજા કઠિયારાએ જરાક કંટાળો બતાવીને કહ્યું.

એ જવાબ સાંભળીને તે યુવતિ ત્યાંથી પાછી ફરી અને જે માર્ગેથી આવી હતી તે માર્ગમાં જ પાછી ચાલી ગઇ.

બીજે દિવસે પ્રાતઃકાળમાં એ જ પ્રમદા ઉદયપુરના રાજમાર્ગમાં વિચરતી જોવામાં આવી. તેણે એક મોટી ચાદર ઓઢીને પોતાના શરીરને માથાથી પગ સુધી ઢાંકીને છુપાવી દીધું હતું. ચાલતાં ચાલતાં એક વૃદ્ધ પુરુષને પોતા પાસેથી પસાર થતો જોઇ તેને ઉદ્દેશીને તે કહેવા લાગી કે: "જો આપ મારૂં એક કામ કરી આપો, તો હું આપને એના બદલામાં સારૂં ઇનામ આપવા તૈયાર છું. જો આપની એ કામ કરવાની ઇચ્છા હોય, તો જણાવો."

તે વૃદ્ધ પુરુષે એ યુવતિનું મુખ જોવાની ચેષ્ટા કરી, પરંતુ ઘુંઘટથી તેના મુખનો સમસ્ત ભાગ ઢંકાયલો હોવાથી તેનો પ્રયત્ન સર્વથા નિષ્ફળ થયો. તેણે પૂછ્યું કે: "એવું તે આપનું શું કામ છે વારૂ?"

"હું આપને એક વસ્તુ આપું, તે કૃપા કરીને આપ મહારાણાજીના હાથમાં પહોંચાડી દેશો?" તરુણીએ કહ્યું.

"પણ તે વસ્તુને નજરે જોયા વગર હું એ કામ કરવા માટેની હા પાડી શકું એમ નથી." વૃદ્ધ પુરુષે દીર્ઘ દૃષ્ટિથી કહ્યું.

તરુણીએ પોતાના વસ્ત્રના અંતર્ભાગમાંથી એક નાની પોટલી કાઢીને તે વૃદ્ધ પુરુષના હાથમાં આપી. એ પોટલીને હાથમાં લઇને તે ગૃહસ્થે પૂછ્યું કે: "એમાં કોઇ જોખમની વસ્ત તો નથી ને?"

“ના; એ વિષે આપ નિશ્ચિન્ત રહો.” યુવાતએ આશ્વાસન આપ્યું.
તરુણીએ થોડાક રૂપિયા તેને ઇનામ દાખલ આપ્યા અને એ
અચાનક મળેલા લક્ષ્મીલાભથી આનંદિત થતો થતો તે વૃદ્ધ પુરુષ
ત્યાંથી રાજભવન તરફ જવાને રવાના થઈ ગયો.

---

## દ્વિતીય પરિચ્છેદ

### નવીન સંબંધ–રાણાજી–અબ્દુલ્લા

અપરિચિત અબળાએ તે વૃદ્ધ પુરુષદ્વારા મોકલેલી પોટલી યથા-
સમય રાણાજીના હાથમાં પહોંચી ગઈ. એ પોટલી ચારે કોરથી
સારી રીતે મજબૂત સીવી લીધેલી હતી. રાણાએ તેને ઉખેડીને જોઈ
એટલે તેમાંથી એક જડાઉ રાખડી (રાખી અથવા રક્ષા) અને એક
પત્રિકા નીકળી. એ પત્રિકા ફારસી ભાષામાં લખેલી હતી, પણ ગુર્જર
વાચકોની જાણમાટે અમો અહીં તેનો ગુજરાતી અનુવાદ આપવાનું જ
વધારે યોગ્ય ધારીએ છીએ. એ પત્રમાં નીચેના આશયનો લેખ
લખેલો હતો;—

“રાજપૂતોમાં એવો તે કોણ હશે કે, જે રક્ષાબંધનના પવિત્ર
સંબંધને પ્રાણથી પણ વધારે નહિ ચાહતો હોય। રાજપૂતવંશમાં ઉત્પન્ન
થયેલો એવો કાપુરુષ તે કોણ હશે કે, રક્ષા બાંધનારી ભગિનીની
આપત્તિના નિવારણમાટે પોતાના જીવનનું બલિદાન આપવાને તૈયાર
નહિ થતો હોય। રાજપૂતોનાં હૃદયો અત્યંત ઉદાર છે, અને એટલા
માટેજ આ અપરિચિતા દુઃખિની બાળા આપની પવિત્ર સેવામાં આ રક્ષાને
મોકલવાનું સાહસ કરી શકી છે. આશા રાખવાનું એક બીજું કારણ
એ પણ છે કે, અમરસિંહ મહારાજાધિરાજ પ્રતાપનંદન અમરસિંહ
જેવા ન્યાયપરાયણ, ધર્મશીલ અને પરોપકારી મહારાણા આગળ મારી
પ્રાર્થના નિષ્ફળ જવાનો સંભવ નથી. અર્થાત્ આપ આ જ્ઞાનહીના
બાળાની ધૃષ્ટતાની ક્ષમા કરીને આ નવીન સંબંધનો સ્વીકાર કરશો કે?

“મહાશય, હું એક બીજી પણ ભિક્ષા માગું છું અને તે એ કે,
આપના વીરશિરોમણિ યુવરાજે મલ્લયુદ્ધમાં એક મુગલને હરાવીને કયદ
કરી લીધો છે. એ મુગલ તે બીજો કોઈ નહિ, પણ દિલ્લીનો મન્સબદાર
અબ્દુલ્લાખાન છે. રાજન્! એને જો આપ બંધનમુક્ત કરી દેશો,
તો આપની આ ધર્મભગિની ઉપર આપનો પૂર્ણ આભાર થશે. સ્વર્ગ-
વાસી રાજપૂતકુલતિલક મહારાણા પ્રતાપસિંહના પ્રતાપી પુત્રનાં ચરણોમાં
કરેલી આ પ્રાર્થના નિષ્ફળ તો નહિ જ થાય, એવી મારી ધારણા છે
અને આશા છે કે, મહારાણાજી! આપ પણ એમ જ સમજતા હશો.

અંતમાં હું એટલી જ વિનતિ કરૂં છું કે, અબ્દુલ્લાખાન પણ એક સત્ય વીર છે—હવે પછી એમના હાથે આપનું કાંઇ પણ અનિષ્ટ થશે નહિ. એના ભાર અથવા એની જવાબદારીને હું મારા માથાપર ધારી લઉં છું.

આપની રક્ષાબંધન કરનારી ધર્મભગિની અમીના."

રાજપૂતોમાં રક્ષાબંધનનો સંબંધ બહુ જ પૂજ્ય, પવિત્ર અને ગૌરવદાયક ગણાય છે. કોઇ પણ રમણીની આપેલી રક્ષા; પછી તે સોનાની હોય, જડાઉ હોય, હીરા મોતીથી મઢેલી હોય કે માત્ર ઊન અથવા રેશમની જ હોય, પણ તે મળવાથી માત્ર રાજપૂતો તો શું, પણ મુગલ સમ્રાટો પણ પોતાનું અહોભાગ્ય માનતા હતા. આપણી કથાના સમયથી પૂર્વે ઇતિહાસમાં એક એવો બનાવ નોંધાયલો છે કે, જેના યોગે એ નીતિની સત્યતાનો આપણને ઘણો જ સારો પરિચય મળી શકે છે. તે એ કે, એક દિવસ કોઇ રાજપૂત રાણીએ વિપત્તિમાં આવી પડવાથી દિલ્લીના તે સમયના મુગલ સમ્રાટ્ હુમાયૂન્‌ને એવી જ એક રક્ષા મોકલી હતી અને તે રક્ષાને જોતાં જ હુમાયૂન્ બંગાળાના વિજયની લાલસાનો પરિત્યાગ કરીને તત્કાળ મેવાડમાં આવવાને રવાના થયો હતો. ત્યાં આવ્યા પછી અવિશ્રાંત પરિશ્રમ કરીને તેણે ચિત્તોડની રાણીનો આપત્તિમાંથી ઉદ્ધાર કર્યો હતો. એથી સ્પષ્ટ સિદ્ધ થઈ જાય છે કે, આ અસાર સંસારમાં ભ્રાતૃસંબંધથી બીજો એક પણ સંબંધ વિશેષ બળવાન્ નથી.

અમરસિંહ એ વિનતિપત્રને વાંચીને ગહન ચિન્તામાં પડી ગયો, પણ એમાંથી કોઈ પણ નવીન ભેદને તે જાણી શક્યો નહિ. "અમીના તો કોઈ મુસલ્માન અબળાનું નામ જણાય છે! ત્યારે મારી પાસે આ રક્ષા મોકલનાર એ અમીના કોણ હશે વારૂ? અમીના અબ્દુલ્લાને શામાટે છોડવવા ચાહે છે, એની અત્યારે મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી. અસ્તુ: એનું ગમે તે કારણ હો, પણ એ અબળા જ્યારે રક્ષાબન્ધનનો પવિત્ર સંબંધ બાંધીને એ ભિક્ષા માગે છે અને પોતાને એક આશ્રિતા તરીકે ઓળખાવે છે, ત્યારે મારે એની પ્રાર્થનાનો અવશ્ય સ્વીકાર કરવો જ જોઇએ. વળી અબ્દુલ્લાને અહીં બંધનમાં રાખવાથી કાંઇ વધારે લાભ થવાનો સંભવ પણ નથી. એક મચ્છરને મારવાથી મારૂં શું ભલું થવાનું હતું વારૂ? હું એને અવશ્ય છોડી મૂકીશ!" એવો તેણે મનમાં જ દૃઢ નિશ્ચય કરી લીધો.

એ પ્રમાણે લાભ હાનિનો વિચાર કરીને મહારાણા અમરસિંહે અનુચરોને અબ્દુલ્લાને દરબારમાં લાવીને હાજર કરવાની આજ્ઞા કરી. તત્કાળ રાજબંદિને ત્યાં ઉપસ્થિત કરવામાં આવ્યો. એક બે સવાલ જવાબ થવા પછી રાણાજીએ પૂછ્યું કે: "ખાંસાહબ! અમીના કોણ છે?"

બન્ને ભવાં ચઢાવીને અબ્દુલ્લાએ જવાબ આપ્યો કે: "આલી જનાબ! હું મારા છૂટકારાની ઉમ્મીદ નથી રાખતો. જો મને હું જ્યાં અત્યાર સુધી હતો, ત્યાં જ પાછો મોકલી આપશો, તો આપની મારાપર મોટી મેહરબાની થશે. હું આપનો એહસાન કોઇ દિવસ પણ ભૂલીશ નહિ."

"આપના મનમાં કોઇ પણ પ્રકારની વ્યથાને ઉપજાવવામાટે આ સવાલ મેં આપને નથી પૂછયો. આપ એનો જવાબ ન આપો, તો મને એની એટલી બધી જરૂર પણ નથી. પણ, વારૂ; એ તો જણાવો કે, આપની સાથે બીજા કેટલા મુગલો આ મેવાડભૂમિમાં આવેલા છે?" અમરસિંહે પૂછ્યું.

"મહારાણા આગળ આ બધી છુપી વાતોને હું જીવ જતાં પણ ઉઘાડી પાડવાનો નથી." અબ્દુલ્લાએ નકારનો જવાબ વાળ્યો.

"હું તો આપને એ પ્રથમથી જ જણાવી ચૂક્યો છું કે, જો આપ મારા સવાલોના ખરેખરા જવાબો આપી દેશો, તો હું આપને અવશ્ય છોડી મૂકીશ." અમરસિંહે આશ્વાસન આપ્યું.

"મહારાણાજી! આ અબ્દુલ્લા એવા છૂટકારાનો ભૂખ્યો નથી." અબ્દુલ્લાએ દૃઢતાથી જણાવી દીધું.

"વારૂ; ત્યારે એ તો બતાવો કે, આપ લોક અહીં શા મતલબથી આવેલા છો?" અમરસિંહે વળી પણ પ્રશ્ન કર્યો.

"આવો સવાલ શામાટે પૂછવો જોઇએ? જો હું એમ કહું કે, અમો આપના દોસ્ત તરીકે આવ્યા છીએ, તો એ મારી વાત આપ માનશો ખરા કે?" અબ્દુલ્લાએ સામો પેચીલો સવાલ કર્યો.

"ના; એકદમ તો હું માનું નહિ જ." અમરસિંહે કહ્યું.

"ત્યારે એવો સવાલ પૂછવો ફુજૂલ છે." અબ્દુલ્લાએ કહ્યું.

અમરસિંહે એ જવાબને ધ્યાનમાં ન લઇને પાછો સવાલ કર્યો કે: "સાંભળવામાં આવે છે કે, જહાંગીર બાદશાહે અમારાપર ચઢાઇ કરવા માટે ફોજ મોકલી છે, એ વાત ખરી છે કે?"

"મહારાજ! મુગલો નમકહરામ હોતા નથી, એ વાતને જો આપ જાણતા ન હો તો આજથી જાણી રાખજો. જે વાત કહેવાથી આપની ભલાઈ અને અમારા શહેનશાહની બુરાઇ થવાનો સંભવ હોય, તેવી કોઈ પણ વાત મારી જબાનથી આપ કોઇ કાળે પણ સાંભળી શકવાના નથી." અબ્દુલ્લાખાને જરાક હસીને જવાબ આપ્યો.

"વારુ ત્યારે એ વાતોને આપણે હવે આટલેથી જ રહેવા દઇએ. પણ જુઓ, અબ્દુલ્લાખાન! આપ જો મારી એક–માત્ર એક

માનવાનું વચન આપો, તો હું આપને આ ક્ષણે જ છોડી મૂકવાને તૈયાર છું.” અમરસિંહે જરાક વિચાર કરીને કહ્યું.

“હું એમ કરવાની કબૂલાત આપું છું. ફરમાવો.” અબ્દુલ્લાએ અમરસિંહના મનોભાવને જાણીને જવાબ આપ્યો.

“જો હું આપને બંધનમુક્ત કરૂં તો, ફરી વાર મેવાડમાં આવીને આપ અમોને પરિશ્રમ તો નહિ આપો ને?” અમરસિંહે જણાવ્યું.

“એનો મારી મરજીથી હું કેમ કરીને કોલ આપી શકું વારૂ? કારણ કે, જેનું નમક હું ખાઉં છું, તે જે હુકમ કરે તે મુજબ મારે ચાલવું જ જોઇએ.” અબ્દુલ્લાએ જરાક વિચાર કરીને કહ્યું.

એ ઉત્તર સાંભળીને અમરસિંહના મુખમંડળમાં આનંદની છાયા દેખાવા લાગી. તરત તેણે પોતાના સિપાહીઓને આજ્ઞા કરી કેઃ “આ મુગલ નાયકને છોડી મૂકો; કારણ કે, એ એક વીરનર છે.”

“આટલી વાર સૂધી હજૂર શું મારી નમકહલાલીની પરીક્ષા જ લેતા હતા કે?” અબ્દુલ્લાએ મંદ હાસ્ય કરીને કહ્યું.

“જો આપ એમ સમજો, તો પણ કાંઇ ખોટું નથી. ખાં સાહબ! આપ એક શત્રુના રૂપમાં આવ્યા હતા, પણ હવે મિત્રના રૂપમાં વિદાય થાઓ. બાદશાહ સાથે યુદ્ધ કરવાનું તો જન્મોજન્મથી જ વિધાતાએ અમારા ભાગ્યમાં લખી રાખ્યું છે, એટલે જે વેળાયે લડવાને આવો, તે વેળાયે સમરક્ષેત્રમાં પુનઃ શત્રુના રૂપે દર્શન આપજો.” અમરસિંહે પણ હસીને જ આ વાક્યો ઉચ્ચાર્યાં.

અબ્દુલ્લા મહારાણાને નમન કરીને સિપાહીઓની સાથે દરબાર-માંથી બહાર આવ્યો. ત્યાં એક સિપાહીએ તેને કહ્યું કેઃ “આપ મહાભાગ્યશાળી છો, તેથી જ મહારાણાજીના શત્રુ થયા છો.”

“બહાદુરોની કીમત બહાદુરો જ આંકી શકે છે. ખાખરની ખિસકોલી શાકરનો સ્વાદ શું જાણે!” અબ્દુલ્લા હસીને બોલ્યો.

અબ્દુલ્લા એટલું બોલીને વિદાય થયો. પણ તેના મનમાં એક ખટકો ક્ષણે ક્ષણે થયા કરતો હતો. રાણાજીએ અમીનાના નામનો ઉચ્ચાર કર્યો હતો, એનો જ વારંવાર વિચાર કરતો તે ચાલ્યો જતો હતો.

---

## તૃતીય પરિચ્છેદ

### કયદ

જે સમયે પ્રાતઃકાળના મંદમંદ વાયુના આઘાતથી આરાવલી પર્વતપરનાં વૃક્ષો ધીમે ધીમે કંપાયમાન થયાં કરતાં હતાં, તે સમયે એ જ શૈલરાજની એક નિર્જન ઉપત્યકા (તળેટી) માંથી અબ્દુલ્લાખાન

વિચારમાં નિમગ્ન થયેલો એકલો જ ચાલ્યો જતો હતો. અબ્દુલ્લા-
ખાનની ત્રણ બાજુએ નાની નાની ટેકરીઓ થાસથી પોતાના શિરો-
ભાગને ઢાંકીને ઊભેલી જોવામાં આવતી હતી. નાનાં નાનાં વૃક્ષોથી
છવાયલી એ ટેકરીઓ પ્રકૃતિદેવીના ઉપવન સમાન સુશોભિત દેખાતી
હતી. ઉચ્ચ પર્વતવિભાગમાં હરિતતૃણશય્યાના સૌન્દર્યનું અપૂર્વ
સંમેલન થયેલું હોવાથી એને નિરખતાં સર્વ જનોનાં નેત્રોને એક
સરખો આનંદ મળી શકતો હતો. તળેટીમાં ઊભાં રહીને એ પર્વતોની
ઉંચાઇને જોવા જતાં અમારી કોમળપ્રાણા પાઠિકાઓના હૃદયમાં
ભય ઉત્પન્ન થવાનો સંભવ હોવાથી અમો એનું વિસ્તૃત વર્ણન કરવાનું
ઉચિત ધારતા નથી. એક બાજૂએ વહન કરતી લઘુ પાર્વતીય નદી
વિરહવ્યાકુલા વનિતા પ્રમાણે સ્વામિસંમેલનાર્થ દોડી જતી હતી.
કોમલતા અને કઠિનતા તથા સરળતા અને કુટિલતા એક સ્થાને
સંમીલિત થઇને પ્રકૃતિની શિલ્પનિપુણતા અને સુન્દરતાનો વિશ્વસૃષ્ટાની
કુશળતા સહિત બહુ જ સારો પરિચય કરાવતી હતી.

અબ્દુલ્લાખાનનું ધ્યાન એ સૃષ્ટિના સૌન્દર્યમાં જરા પણ હતું
નહિ. તે તો સર્વથા પોતાની ચિંતામાં જ આત્મવિસ્મૃત થઇ ગયો હતો.
કેટલાક અંતરે આવેલી એક ટેકરીપર એક રમણી બેઠેલી હતી અને
તેના સુદીર્ઘ કૃષ્ણકેશ હવામાં આમતેમ ઉડતા જોવામાં આવતા હતા.
અચાનક એ સુન્દરીપર અબ્દુલ્લાની દૃષ્ટિ પડી. કેટલાક સમય પછી
તે યુવતિએ પણ અબ્દુલ્લાને જોયો અને ચાર આંખો મળતાં જ તે
એકાએક હબકીને પાષાણપ્રતિમા સમાન જડ બની ગઇ. અબ્દુલ્લાએ
આશ્ચર્યના ભાવથી પૂછ્યું કે: "કોણ અમીના ?"

"હા; હું અમીના જ છું." અમીનાએ કહ્યું.

"તારા અહીં આવવાનું કારણ ?" અબ્દુલ્લાએ સવાલ કર્યો.

"હું કંઇ આજે જ અહીં નવી આવી નથી, પણ દિલ્લીથી તમારી
સાથેની સાથે જ છું." અમીનાએ અજાયબી ઉપજાવનારો જવાબ આપ્યો.

"પણ મને તો દિલ્લી છોડ્યાને ઘણા જ દિવસ થઇ ગયા
છે." અબ્દુલ્લા વિચાર કરીને બોલ્યો.

"જેટલા દિવસ દિલ્લી છોડ્યાને તમોને થયા, તેટલા જ દિવસ મને
પણ થઇ ગયા છે." અમીના બોલી.

"તું દિલ્લીથી ક્યારે નીકળી હતી વારુ ?" અબ્દુલ્લાએ પૂછ્યું.

"જે દિવસે તમો મને કપટજાળમાં ફસાવીને ન્હાસી ગયા હતા,
તે જ દિવસે." અમીનાએ જવાબની સાથે એક મેણું પણ મારી લીધું.

"અમીના ! શું તું આ સાચું બોલે છે કે ?" અબ્દુલ્લાએ કહ્યું.

"તમારી આગળ અને હું જૂઠું બોલું ?" અમીના રોષથી બોલી.

અબ્દુલ્લાનું મોઢું પીળું પડી ગયું. તે કહેવા લાગ્યો કેઃ "ત્યારે આટલા દિવસમાં મને તેં એક વાર પણ મોઢું કેમ ન બતાવ્યું વારૂ ?"

"મોઢું બતાવવાની મરજી નહોતી થતી, એટલામાટે જ." અમીનાએ ટૂંકો ને ટચ જવાબ આપ્યો.

"પણ હું તો અહીં જંગ કરવા આવ્યો છું. તારા આવવાનો શો હેતુ હતો ?" અબ્દુલ્લાએ જરાક આડો સવાલ કર્યો.

"હેતુ ? માત્ર તમોને આફતમાંથી ઉગારવાનો જ." અમીનાએ જરાક હસીને જવાબ આપ્યો.

"પણ આજ સુધીમાં કોઇવાર પણ તેં આફતમાંથી મને બચાવ્યો છે ખરો કે ?" અબ્દુલ્લાએ આંખ ફેરવીને કહ્યું.

"કાફિરોએ તમોને કેમ છોડી દીધા, એ વાતને તમો જાણો છો ખરા કે ?" અમીનાએ સામો સવાલ કર્યો.

"બહાદુર મર્દો બહાદુર મર્દની કદ્ર કરે છે, એટલામાટે જ." અબ્દુલ્લાએ જરાક અભિમાનથી જ જવાબ આપ્યો.

"સાહબ ! આ તમો પોતાની તારીફ પોતાના મોઢેથી કરો છો તો ખરા; પણ એમાં સચ્ચાઇ જરા પણ નથી." અમીના ધીમેથી બોલી.

"ત્યારે તું જ કહે કે, મારો છૂટકારો કેમ થયો ?" અબ્દુલ્લા બોલ્યો.

"માત્ર મારા લીધે જ." અમીનાએ કહ્યું. એટલું કહીને અમીનાએ રક્ષાબંધનનો સમસ્ત વૃત્તાંત તેને આદિથી અંતપર્યન્ત કહી સંભળાવ્યો. એ સાંભળી લઇને અબ્દુલ્લા આશ્ચર્યચકિત થઇને કહેવા લાગ્યો કેઃ "પણ બી સાહબા ! એ તો જણાવો કે, આ બધી કરામાત તમો શીખ્યાં ક્યાંથી ?"

"શું એ વાત તમો નથી જાણતા કે, જોધપુરનાં જનાબ બેગમ સાહબાની ખિદમતમાં હું રહી ચૂકી છું તે ?" અમીનાએ કહ્યું.

"શું, એ તું ખરૂં બોલે છે કે ?" અબ્દુલ્લાએ હર્ષમાં આવી જઇને એ ઉદ્ગાર કાઢ્યો. તેને વધારે સંતોષ આપવાના ઉદ્દેશથી અમીના આગળ વધીને કહેવા લાગી કેઃ—

"જે વખતે હું જનાબ બેગમ સાહબની તહનાતમાં રહેતી હતી, તે વખતે રાજપૂતોના રીતિરિવાજ આદિની ઘણીક વાતચીતો તેમની સાથે થયા કરતી હતી. એક દિવસ વાતપરથી વાત નીકળતાં તેમણે મને એ રક્ષાબંધનનો વૃત્તાંત પણ કહી સંભળાવ્યો હતો. વળી મારા પૂછવાથી એ રક્ષા બનાવવાનો તરીકો પણ તેમણે મને બતાવી દીધો હતો. હું એવા વિચારની અબળા છું કે, મનુષ્યે જો અવસર મળે તો

પ્રત્યેક વિદ્યા શીખી રાખવી જોઇએ; કારણ કે, કોઇ વેળાયે તે બહુ જ ઉપયોગની થઇ પડે છે. એ મારા અભિપ્રાયથી આજે મને પ્રત્યક્ષ લાભ મળ્યો છે."

"ત્યારે તો તું એ બહુ જ સારી વિદ્યા શીખી અને એનો લાભ પણ તને સારો મળ્યો." અબ્દુલ્લાએ વિનોદનો ભાવ દર્શાવીને કહ્યું.

"ખૈર એ વાતો તો જાણે ઠીક. પણ હવે મારી એક આરજૂ તમારે પૂરી કરવી પડશે." અમીનાએ ઇચ્છા દર્શાવી.

"એ વળી શી આરજૂ છે, કહે જોઇએ ?" અબ્દુલ્લાએ ઉત્કંઠા બતાવી.

"પણ હું જે કહું, તે તમારે કુબૂલ કરવું જ પડશે." અમીનાએ ગંભીરતાથી કહ્યું.

"તારો હુકમ કે ? વારુ; ફરમાવ ત્યારે." અબ્દુલ્લા બોલ્યો.

"જનાબ મહારાણા સાહબને મેં એવું વચન આપેલું છે કે, મારાથી બની શકશે તેટલી ઊતાવળ કરીને તમોને અને તમારા સાથીઓને હું મેવાડની સરહદથી બહાર પહોંચાડી આવીશ." અમીનાએ જણાવ્યું.

"બસ, હવે હું જાણી ગયો કે, તારો પોતાના ભાઇનો પક્ષ કરીને મારી સાથે લડવાનો જ વિચાર થયેલો છે. યા ખુદા ! જેનું તેં કોઇ કાળે મોઢું પણ જોયું ન હોતું, તે તો થયો તારો પોતાનો અને આપણી આટલા દિવસની મહબ્બત હોવા છતાં હું થયો બિગાનો !" અબ્દુલ્લાએ કહ્યું.

"હા; પારકાને જ પોતાનો બનાવ્યો છે તો ! જેના મુખનું કોઇ દિવસે દર્શન પણ ન હોતું કર્યું, તેને મેં મારો મિત્ર બનાવી લીધો છે. મેવાડમાં આવીને મિત્રતાનો મેં આ નવીન સંબંધ બાંધ્યો છે. સમજ્યા કે ?" અમીના જરાક હસીને કહેવા લાગી.

"હજૂરનું કહેવું રાસ્ત છે. આપ જનાબની સાથે લડતાં નક્કી આ બન્દાની જ હાર થવાની છે; કારણ કે, આપ આલીજનાબપર મારાથી તો હથિયાર ચલાવી શકાય તેમ છેજ નહિ." એમ કહીને વિનોદનો ભાવ દર્શાવવા માટે અબ્દુલ્લાએ નમ્રલિખિત કવિતાની લીટીનો કટાક્ષપૂર્વક ઉચ્ચાર કર્યો: "હમ મર્દ હયેં ઔરતપે ન હથિયાર ઉઠેગા !"

અમીના પણ ઉર્દુ ભાષાનાં રહસ્યોને જાણનારી હોવાથી જરૂર કાંઇક જવાબ આપત; પણ તેણે વધારે બોલવાનું યોગ્ય ન ધાર્યું અને વિનોદને ગંભીરતાનું સ્વરૂપ આપીને કહ્યું કે: "એમ થવું તો બન્ને માટે એક સરખું જ છે. પણ મારી વાતને આપ મશ્કરીમાં ઉડાવી

"તમારી આગળ અને હું જૂઠું બોલું ?" અમીના રોષથી બોલી.

અબ્દુલ્લાનું મોઢું પીળું પડી ગયું. તે કહેવા લાગ્યો કેઃ "ત્યારે આટલા દિવસમાં મને તેં એક વાર પણ મોઢું કેમ ન બતાવ્યું વારુ ?"

"મોઢું બતાવવાની મરજી નહોતી થતી, એટલામાટે જ." અમીનાએ ટૂંકો ને ટચ જવાબ આપ્યો.

"પણ હું તો અહીં જંગ કરવા આવ્યો છું. તારા આવવાનો શો હેતુ હતો ?" અબ્દુલ્લાએ જરાક આડો સવાલ કર્યો.

"હેતુ ? માત્ર તમોને આફતમાંથી ઊગારવાનો જ." અમીનાએ જરાક હસીને જવાબ આપ્યો.

"પણ આજ સુધીમાં કોઇવાર પણ તેં આફતમાંથી મને બચાવ્યો છે ખરો કે ?" અબ્દુલ્લાએ આંખ ફેરવીને કહ્યું.

"કાફિરોએ તમોને કેમ છોડી દીધા, એ વાતને તમો જાણો છો ખરા કે ?" અમીનાએ સામો સવાલ કર્યો.

"બહાદુર મર્દો બહાદુર મર્દની કદ્ર કરે છે, એટલામાટે જ." અબ્દુલ્લાએ જરાક અભિમાનથી જ જવાબ આપ્યો.

"સાહબ ! આ તમો પોતાની તારીફ પોતાના મોઢેથી કરો છો તો ખરા; પણ એમાં સચ્ચાઇ જરા પણ નથી." અમીના ધીમેથી બોલી.

"ત્યારે તું જ કહે કે, મારો છૂટકારો કેમ થયો ?" અબ્દુલ્લા બોલ્યો.

"માત્ર મારા લીધે જ." અમીનાએ કહ્યું. એટલું કહીને અમીનાએ રક્ષાબંધનનો સમસ્ત વૃત્તાંત તેને આદિથી અંતપર્યન્ત કહી સંભળાવ્યો. એ સાંભળી લઇને અબ્દુલ્લા આશ્ચર્યચકિત થઇને કહેવા લાગ્યો કેઃ "પણ બી સાહબા ! એ તો જણાવો કે, આ બધી કરામાત તમો શીખ્યાં ક્યાંથી ?"

"શું એ વાત તમો નથી જાણતા કે, જોધપુરનાં જનાબ બેગમ સાહબાની ખિદમતમાં હું રહી ચૂકી છું તે ?" અમીનાએ કહ્યું.

"શું, એ તું ખરૂં બોલે છે કે ?" અબ્દુલ્લાએ હર્ષમાં આવી જઇને એ ઉદ્ગાર કાઢ્યો. તેને વધારે સંતોષ આપવાના ઉદ્દેશથી અમીના આગળ વધીને કહેવા લાગી કેઃ—

"જે વખતે હું જનાબ બેગમ સાહબની તહનાતમાં રહેતી હતી, તે વખતે રાજપૂતોના રીતિરિવાજ આદિની ઘણીક વાતચીતો તેમની સાથે થયાં કરતી હતી. એક દિવસ વાતપરથી વાત નીકળતાં તેમણે મને એ રક્ષાબંનધનો વૃત્તાંત પણ કહી સંભળાવ્યો હતો. વળી મારા પૂછવાથી એ રક્ષા બનાવવાનો તરીકો પણ તેમણે મને બતાવી દીધો હતો. હું એવા વિચારની અબળા છું કે, મનુષ્યે જો અવસર મળે તો

પ્રત્યેક વિદ્યા શીખી રાખવી જોઇએ; કારણ કે, કોઇ વેળાયે તે
બહુ જ ઉપયોગની થઇ પડે છે. એ મારા અભિપ્રાયથી આજે મને
પ્રત્યક્ષ લાભ મળ્યો છે."
"ત્યારે તો તું એ બહુ જ સારી વિદ્યા શીખી અને એનો લાભ
પણ તને સારો મળ્યો." અબ્દુલ્લાએ વિનોદનો ભાવ દર્શાવીને કહ્યું.
"ખૈર એ વાતો તો જાણે ઠીક. પણ હવે મારી એક આરજૂ
તમારે પૂરી કરવી પડશે." અમીનાએ ઇચ્છા દર્શાવી.
"એ વળી શી આરજૂ છે, કહે જોઇએ ?" અબ્દુલ્લાએ
ઉત્કંઠા બતાવી.
"પણ હું જે કહું, તે તમારે કુબૂલ કરવું જ પડશે." અમી-
નાએ ગંભીરતાથી કહ્યું.
"તારો હુકમ કે ? વારૂ; ફરમાવ ત્યારે." અબ્દુલ્લા બોલ્યો.
"જનાબ મહારાણા સાહબને મેં એવું વચન આપેલું છે કે,
મારાથી બની શકશે તેટલી ઊતાવળ કરીને તમોને અને તમારા સાથી-
ઓને હું મેવાડની સરહદથી બહાર પહોંચાડી આવીશ." અમી-
નાએ જણાવ્યું.
"બસ, હવે હું જાણી ગયો કે, તારો પોતાના ભાઇનો પક્ષ
કરીને મારી સાથે લડવાનો જ વિચાર થયેલો છે. યા ખુદા ! જેનું
તેં કોઇ કાળે મોઢું પણ જોયું ન હોતું, તે તો થયો તારો પોતાનો અને
આપણી આટલા દિવસની મહબ્બત હોવા છતાં હું થયો બિગાનો !"
અબ્દુલ્લાએ કહ્યું.
"હા; પારકાને જ પોતાનો બનાવ્યો છે તો ! જેના મુખનું કોઇ
દિવસે દર્શન પણ ન હોતું કર્યું, તેને મેં મારો મિત્ર બનાવી લીધો છે.
મેવાડમાં આવીને મિત્રતાનો મેં આ નવીન સંબંધ બાંધ્યો છે. સમજ્યા
કે ?" અમીના જરાક હસીને કહેવા લાગી.
"હજૂરનું કહેવું રાસ્ત છે. આપ જનાબની સાથે લડતાં નક્કી આ
બન્દાની જ હાર થવાની છે; કારણ કે, આપ આલીજનાબપર મારાથી
તો હથિયાર ચલાવી શકાય તેમ છેજ નહિ." એમ કહીને વિનોદનો
ભાવ દર્શાવવા માટે અબ્દુલ્લાએ નમ્રલિખિત કવિતાની લીટીનો કટાક્ષ
પૂર્વક ઉચ્ચાર કર્યો: "હમ મર્દ હયેં ઔરતપે ન હથિયાર ઉઠેંગા !"
અમીના પણ ઉર્દુ ભાષાના રહસ્યોને જાણનારી હોવાથી જરૂર
કાંઇક જવાબ આપત; પણ તેણે વધારે બોલવાનું યોગ્ય ન ધાર્યું અને
વિનોદને ગંભીરતાનું સ્વરૂપ આપીને કહ્યું કે: "એમ થવું તો બન્ને
માટે એક સરખું જ છે. પણ મારી વાતને આપ મશ્કરીમાં ઉડાવી

દેશો નહિ. રાણા સાહબ સાથે વિગ્રહ કરવાથી હવે તમારે દૂર જ રહેવાનું છે. તમારે દિલ્લી તરફ ચાલ્યા જવું પડશે."

"બાદશાહ સલામતે મને અહીં જંગ કરવામાટે મોકલ્યો છે, એ શું તું નથી જાણુતી કે?" અબ્દુલ્લાએ પણ ગંભીરતાથી સવાલ કર્યો.

"જાણવા છતાં પણ હું તમોને એમ કરવાની ના પાડું છું." અમીનાએ અધિકારદર્શક સ્વરથી કહ્યું.

અમીનાની વાતને નાકબૂલ કરવાની અબ્દુલ્લામાં શક્તિ હતી નહિ. એટલે દિલ્લી તરફ પાછા વળવાનો નિશ્ચય કરીને અબ્દુલ્લાએ કહ્યું કે: "વારુ; ચાલો ત્યારે આપણુ હવે દિલ્લી જવા માટેની તૈયારી કરીએ."

એમ કહી અમીનાનો હાથ ઝાલીને અબ્દુલ્લા ઊઠીને ઊભો થયો અને એ બન્ને પર્વતની તળેટીમાં વિસ્તરેલા એક ઘન અરણ્યના અંતર્ભાગમાં ચાલ્યાં ગયાં. એ અરણ્યના મધ્યમાં એક ગુહા હતી અને ત્યાં કેટલાક મુગલો આમતેમ ફરતા જોવામાં આવતા હતા. અબ્દુલ્લા અને અમીના તે ગુહામાં દાખલ થયા. ગુહામાં હજી તો તેઓ થોડુંક જ ચાલ્યાં હશે, એટલામાં બહારથી કોલાહલનો ધ્વનિ તેમના કાનોમાં આવીને અથડાયો. એ અવાજ સાંભળતાં જ અબ્દુલ્લા ઝટ ગુફામાંથી બહાર નીકળી આવ્યો અને આવીને સાંભળ્યું કે: "એક શસ્ત્રધારી હિન્દુ-રાજપૂત આટલામાં આવીને ફર્યા કરે છે. કદાચિત્ એ કોઈ નઠારા વિચારથી પણ આવ્યો હોય!"

અબ્દુલ્લા તે તરફ ચાલ્યો અને થોડેક છેટે જતાં એક શસ્ત્રાસ્ત્રધારી રાજપૂત અરણ્યમાં વિચરતો તેના જોવામાં આવ્યો. મુગલને જોઈને તે યુવક નાઠો પણ નહિ અને છુપાયો પણ નહિ. નિઃશંક અને નિર્ભયતાથી તે જેમનો તેમ જ ફરતો રહ્યો. અબ્દુલ્લાએ તેને પૂછ્યું કે: "તું કોણ છે?"

વાંચકો! તમો એ રાજપૂત તરુણને ઓળખો છો કે? એ આપણી નવલકથાનો નાયક શોભનસિંહ જ હતો. શોભનસિંહે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે: "હું ગમે તે છું, પણ પ્રથમ એ તો જણાવો કે, તમો આટલા બધા મુગલો અહીં શામાટે આવ્યા છો?"

"હું તને હુકમ ફર્માવું છું કે, તું ફૌરન અહીંથી ચાલ્યો જા." અબ્દુલ્લાએ કરડાકીથી કહ્યું.

અકસ્માત્ શોભનસિંહના મનમાં એવો વિચાર આવ્યો કે: 'કદાચિત્ કુન્દકુમારી એમના હાથમાં સપડાઈ ગઈ હોય અને એમણે તેને પકડીને અહીં કયદ કરી રાખી હોય, તો તે સંભવિત જણાય છે ખરું!' એ વિચાર આવતાં જ તેના મનમાં કોપનો આવિર્ભાવ થયો અને કોપના આવેશમાં જ તે કહેવા લાગ્યો કે:-

“આ મેવાડ મારી જન્મભૂમિ છે–અત્યારે હું મારી માતાના અંકમાં બેઠેલો છું–હું અહીંથી ક્યાં ચાલ્યો જાઉં અને શામાટે ચાલ્યો જાઉં? સામો હું તમો લોકોને આજ્ઞા કરૂં છું કે, જો તમો અમારા શત્રુ જ હો, તો અત્યારે અને આ ક્ષણે જ આ મેવાડની સીમાથી બહાર ચાલ્યા જાઓ.” શોભનસિંહે તિરસ્કારદર્શક સ્વરથી કહ્યું.

“ઓ હિન્દુ જવાન! હું તને ફરીથી ચેતવણી આપું છું કે, તું જલ્દ અહીંથી ચાલ્યો જા; કારણ કે, વિનાકારણ તને કયદ કરીને હયરાન કરવાનો અમારો ઇરાદો નથી.” અબ્દુલ્લાએ વળી પણ ધમકાવીને કહ્યું.

એ વખતે શોભનસિંહે મનમાં વિચાર કર્યો કે: “જો હું આ લોકોનો કયદી બની જઇશ, અને જો એમને ત્યાં કુન્દકુમારી હશે; તો તેનો સહજમાં જ શોધ લાગી જશે. એક વાર પત્તો મળ્યો એટલે પછી તેના ઉદ્ધારની ચેષ્ટા પણ કરી શકાશે.” એવી ધારણાથી તે કહેવા લાગ્યો કે: “અરે ચાંડાલ! જો તારામાં મને પકડવાની શક્તિ હોત, તો તો તેં ક્યારનોય મને કયદ કરી લીધો હોત; પણ તું તો કોઇ વ્યંડળ છે, એટલે તારામાં એટલું બળ ક્યાંથી હોઇ શકે વારૂ? જો તારૂં માથું હવે કેવી રીતે ધડકી જૂદું થાય છે તે!”

એમ કહીને શોભનસિંહે અબ્દુલ્લાના માથાપર તાકીને પોતાની બન્દૂક ચલાવવાનો યત્ન કર્યો; પરંતુ એ માત્ર એક પ્રકારનો અભિનય હોવાથી બંદૂકના ઘોડાને દાબવામાં તે જાણી જોઇને વિલંબ કરવા લાગ્યો. તેની બંદૂકને જોઇને જીવવાની આશાને છોડી બેઠેલા અબ્દુલ્લાએ એક છલાંગ મારીને શોભનસિંહનો હાથ પકડી લીધો અને તેના હાથમાંની બંદૂક તથા કમરમાંની તલ્વારને છીનવીને પોતાના કબ્જામાં કરી લીધી. શોભનસિંહે પોતાની ઇચ્છાથી તે બન્ને હથિયારો તેને આપી દીધાં. તેને આવી રીતે નિઃશસ્ત્ર થયેલો જોઇને અબ્દુલ્લા કોપ કરીને કહેવા લાગ્યો કે: “તને કયદી થવાનો જ ધખારો છે, તો ભલે કયદી થઇને ચાલ અમારી સાથે.”

એમ કહીને બળથી શોભનસિંહનો હાથ પકડીને, તેને ઘસીટતો અબ્દુલ્લાખાન ત્યાંથી ચાલવા લાગ્યો. શોભનસિંહે તેની વિરુદ્ધ એક પણ શબ્દ ન ઉચ્ચાર્યો. તેના મનમાં જે ઇચ્છા હતી, તેને એકાએક આમ સફળ થયેલી જોઇને તેના હૃદયમાં એક પ્રકારનો આનંદ થવા લાગ્યો અને તે આનંદની છટા તેની મુખમુદ્રામાં પણ દૃષ્ટિગોચર થવા લાગી. અબ્દુલ્લા એથી આશ્ચર્યચકિત થઇ ગયો, પણ એના ખરા કારણને જાણી શક્યો નહિ. મનુષ્યના મનની વાત મનુષ્ય જાણી પણ ક્યાંથી શકે?

## ચતુર્થ પરિચ્છેદ
### પૂર્વકથા

અબદુલ્લા કોણ હતો અને અમીના કોણ હતી ઇત્યાદિ પ્રશ્ન જિજ્ઞાસુ વાચકોના મનમાં ઉત્પન્ન થાય, એ સર્વથા સ્વાભાવિક જ છે એમાં પણ અબદુલ્લાના વિશેષ પરિચયની એટલી બધી આવશ્યકતા નથી; પરંતુ અમીનાની પૂર્વકથાને જાણ્યાવિના તો વાચકોના મનની શાંતિ થવાની નથી જ. એ વાત સારી રીતે અમારા ધ્યાનમાં હોવાથી પ્રસ્તુત પરિચ્છેદમાં અમો અમીનાનો કેટલોક પૂર્વ વૃત્તાંત આપીને વાચકોની જિજ્ઞાસાતૃપ્તિનો પ્રયત્ન કરીશું. અસ્તુ.

બીબી અમીનાનું ઘર દિલ્લીમાં હતું. જે ઘરમાં અમીનાનો વસવાટ હતો, તે ઘરની સ્ત્રીઓમાં એક તો અમીના પોતે હતી અને બીજી તેની ફુઆ રહેતી હતી. એ ફુઆની અવસ્થા પણ અમીના જેવી જ હતી; કારણ કે, તે વખતમાં ત્યાં સ્ત્રીઓની ગણના કૂતરા પ્રમાણે જ કરવામાં આવતી હતી. નાની અવસ્થામાં જ અમીનાનો વિવાહસંબંધ થઈ ગયો હતો અને થોડા સમયમાં જ પાછી તે વિધવા થઈ ગઈ હતી. અમીનાએ પોતાના શૌહરના મરણ પછી તરત વિધવાવિવાહ અથવા તો નિકાહ કર્યો ન હોતો. એનું કારણ એ હતું કે, તે કાંઇક ફારસી ભણેલી હતી. યૌવનમાં આગળ વધતાં જ્યારે પણ તેના મનમાં વિવાહ કરવાની ઇચ્છા થઈ આવતી હતી, ત્યારે તરત જ તે એક ફારસી કિતાબ કાઢીને વાંચ્યા કરતી હતી. એ પુસ્તકમાં એક સ્થળે એમ લખેલું હતું કેઃ "અતિ રૂપવતી હોવા છતાં પણ જે કોઇ વિધવા સ્ત્રી સાથે વિવાહ કરે છે, તો તે ઘણો જ દુઃખી થાય છે." એ લેખને વાંચતાં જ અમીનાનો વિવાહ વિષયક વિચાર બદલાઈ જતો હતો અને તેના હૃદયમાં વિજાતીય દ્વેષનો ઉદ્દ્ભવ થતો જોવામાં આવતો હતો. તે પોતાના મનમાં કહ્યા કરતી હતી કેઃ "હેં-શું મર્દો ઔરતોને એટલી બધી નીચી અને કમીની સમજે છે કે? ખૈર; હું પણ એ મતલબી મર્દોને બતાવી આપીશ કે, ઔરતો મર્દોને પણ કેટલા બધા નીચા અને કમીના સમજે છે તે! જમાનો બદલાઈ જશે, તો પણ કોઈ મર્દ સાથે હું શાદીના ગાંઠથી નહિ જ જોડાઉં!"

અમીના જો કે વધારે પૈસાદાર ન હોતી, પરન્તુ તે અત્યંત રૂપવતી હતી, એમાં તો કશો પણ સંશય ન હોતો જ. દિલ્હીના ઘણા બરા કુબેરપુત્રો એના સૌન્દર્યથી મુગ્ધ થઇને એને પોતાના કાબૂમાં લાવવાની ચેષ્ટા કર્યા કરતા હતા, પરંતુ એ કોઇને જરાય ગણકારતી ન હોતી; કારણ કે, તે સમયે તેના મનમાં પુરુષજાતિ વિશેના વિજાતીય દ્વેષનો અગ્નિ દિન રાત એક સરખો જાગૃત રહ્યા કરતો હતો. જ્યારે પણ

પત્ની અને પતિના પ્રેમસુખનું તેને સ્મરણ થઈ આવતું હતું, ત્યારે થોડી વાર તેનો નિશ્ચય ચળી જવાની અણીપર આવી લાગેલો જોવામાં આવતો હતો.

એક દિવસ અબ્દુલ્લા નામનો એક સાધારણ સૈનિક અચાનક તેની નજરે પડ્યો. એ મુગલ તરુણ કેટલો ને કેવો રૂપાળો અને સૌન્દર્યનો શૃંગાર હતો, એ જોકે અમારાથી કહી શકાય તેમ નથી; પરંતુ અમીનાનાં નેત્રોએ તો તેના અંગમાં અપૂર્વ સૌંદર્યનું દર્શન કર્યું. અમીનાનો જીવ એ તરુણમાં ભરાઇ ગયો. તે એટલે સુધી કે, તેની મનોહારિણી મૂર્ત્તિને તે કદાપિ ભૂલી શકી નહિ. તેની પ્રતિજ્ઞા એક તરફ દૃઢ અને બીજી બાજૂએ શિથિલ થવા લાગી.

જેવી રીતે અત્યારે આપણા જોવામાં આવે છે કે, જો કોઇ સ્વરૂપવતી સુન્દરી અસહાયા હોય છે, તો તેને અનેક પ્રકારનાં સંકટો ભોગવવાં પડે છે; તેવી રીતે તે સમયમાં પણ એવો જ પ્રકાર ચાલતો હતો. પ્રથમ પ્રથમ તો અમીના પાસે અનેક કુટ્ટિનીઓ અથવા તો દૂતીઓ આવવા લાગી; પણ અમીનાના હૃદયમાં દૃઢ થઇ ગયેલા તે ફારસી લેખ અને અબ્દુલ્લા વિષયક અનુરાગ આગળ તે દૂતીઓએ બતાવેલી હજારો લાલચોનું કોઇ પણ જાણવા જેવું પરિણામ થઇ શક્યું નહિ. ધીમે ધીમે તેને ભાવિ અત્યાચારની છાયા દૃષ્ટિગોચર થવા લાગી; અને એથી કોઇ કોઇ વાર તેનું મન બહુ જ ગભરાટને અનુભવવા લાગ્યું.

અમીનામાં એક બહુ જ અદ્વિતીય ગુણ હતો. તે એ કે તે ચિત્રકળામાં અત્યંત પ્રવીણ હતી. તેના એ ગુણનાં ગીતો બાદશાહની બેગમોના સાંભળવામાં પણ આવી ચૂકયાં હતાં. દિલ્લીશ્વર અકબરશાહની પુત્રવધૂ–એટલે કે સલીમની જોધપુરી બેગમે પોતાના પતિ સલીમ આગળ એક દિવસ પોતાની છબિ ચિત્રાવવાની ઇચ્છા દર્શાવી અને સાથે ચિત્રકારિણી અમીનાની પણ પ્રશંસા કરી. બીજે જ દિવસે અમીનાને બાદશાહના જનાનખાનામાં બોલાવવામાં આવી અને આવતાંની સાથે જ તે જોધપુરી બેગમની તસ્વીર ચીતરવા લાગી. એથી ચિત્રલેહા અમીનાને બે લાભો થયા; એક તો તેને શાહી જનાનખાનામાં નોકરી મળી અને બીજો લાભ એ કે વિલાસી તરુણોના અત્યાચારથી તેનો છૂટકો થયો.

કેટલાક દિવસ પછી ચિત્રના કાર્યની સમાપ્તિ થઇ. જ્યારે છબિ તૈયાર થઇ ગઇ અને તે બીજી બેગમોને બતાવવામાં આવી, ત્યારથી અમીનાનું નામ આખા અંતઃપુરમાં જાણીતું થઇ ગયું. એ પત્રપ્રતિમ

જોઇને અભિમાનની પ્રતિમારૂપ કેટલીક બેગમો નાક મોઢાં વાંકાં કરવા લાગી. કોઇએ જેમ એ છબિની પ્રશંસા પણ ન કરી, તેમ જ નિન્દા કરવાની પણ કોઇની હિમ્મત ચાલી શકી નહિ. એક બેએ પ્રશંસા કરી અને બે ચાર તો દ્વેષના અગ્નિથી એટલી બધી બળી ગઇ કે, ત્યાંની ત્યાં જ એની નિન્દા પણ કરવા લાગી. પણ એમાં ખૂબી તો એ કે જેમણે એ છબિની નિન્દા કરી હતી, તે બેગમોએ જ સર્વથી પ્રથમ અમીનાને બોલાવીને પોતપોતાની તસ્વીરો તેના હાથે આલેખાવી. અમીનાને એ વ્યવસાયથી દ્રવ્યનો ઘણો જ લાભ થવા લાગ્યો.

એવી રીતે અમીનાને બહુ બહુ છબિયો આલેખવી પડી. 'પોતાના દહિને કોઇ પણ ખાટું કહેતું નથી' એ કહેવત પ્રમાણે બધી બેગમોને પોતપોતાની છબિ વધારે પસન્દ પડી. પણ એથી અમીનાને ધનની સારી રકમ હાથ લાગી ગઇ. બેગમોની તસ્વીરો બનાવવાનું કામ પૂરૂં થવા પછી અમીના દિલ્લીના ચાંદની ચોકમાં એક મકાન ભાડે લઇને તેમાં રહેવા લાગી. અમીના લૌંડીઓ, દરબાન અને નોકર ચાકરની બધી વ્યવસ્થા કરી લઇને ઠાઠમાઠથી ત્યાં વસવા લાગી હતી; કારણ કે, હવે તે માલદાર થઇ ગઇ હતી અને પૈસાટકાની તેને જરા પણ ખોટ હતી નહિ. આટલા બધા દિવસો વીતી જવા છતાં પણ અબ્દુલ્લાના મુખને તે ભૂલી શકી ન હોતી. એક દિવસ સંધ્યાકાળે અમીનાએ અબ્દુલ્લાને પોતાના મકાન પાસેથી ઘોડાપર બેસીને જતો જોયો. તેને જોતાં જ તે બારી પાસેના બારણામાંથી કઠેરામાં આવીને ઊભી રહી અને તેની નજર પોતાપર પડે તો સારૂં, એવી આશાથી તેની તરફ જોવા લાગી. અબ્દુલ્લા પણ એક વિલાસી યુવક હતો એટલે આમતેમ જોતાં તેની દૃષ્ટિ અમીનાપર જઇ પડી. પણ અબ્દુલ્લા એકસરખો આગળ વધતો ગયો અને વારંવાર ફરી ફરીને અમીનાના મુખને જોતો જોતો અંતે દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગયો.

તે દિવસથી દરરોજ અબ્દુલ્લા એ માર્ગમાંથી નીકળવા લાગ્યો અને અમીના પણ નિત્ય નિયમિત સમયે કઠેરામાં ઊભી રહીને તેના ચિત્તનું આકર્ષણ કરવા લાગી. એક દિવસ અચાનક મનમાં કોઇ વિચાર આવવાથી અબ્દુલ્લાએ અમીનાના મકાનના દરબાનને આવીને પૂછ્યું કે: "આ મકાનમાં કોણ રહે છે વારૂ?"

"મશહૂર તસબ્બુર–ચિત્રલેખા–અમીના બીબી." દરબાને જવાબ આપ્યો. એ જવાબ સાંભળીને અબ્દુલ્લા ચાલ્યો ગયો.

એ બનાવને કેટલાક દિવસ વીતી ગયા પછી અબ્દુલ્લાખાન વસ્ત્રાલંકારોથી સજ્જિત થઇ, અતર ફુલેલ લગાવી આંખમાં સુરમાની કાળાશ

તથા હોઠપર પાનની લાલાશનો રંગ ચઢાવીને ઠાઠમાઠથી ત્યાં એક દિવસ આવી લાગ્યો અને તેણે દરવાનને કહ્યું કે: "તમારી બીબીને જઇને ખબર આપો કે એક રઇસ પોતાની છબિ ચિત્રાવવામાટે આવેલા છે, અને દરવાજાપર તમારા હુકમની વાટ જોતા ઊભેલા છે."

થોડી વારમાં જ દરબાન અંદર જઇને પાછો આવ્યો અને વિનયથી કહેવા લાગ્યો કે: "બીબી સાહબાએ એમ કહેવડાવ્યું છે કે, અસલ તસ્વીર આપી જાઓ, તો તેની નકલ બતાવી આપવામાં આવશે."

"તેમને જઇને કહો કે, મારે મારા ચહેરાપરથી જ તસ્વીર ઊતરાવવાની છે." અબ્દુલ્લાએ બીજો સંદેશ કહાવ્યો.

પાછો અંદરથી એવો જવાબ આવ્યો કે: "મર્દની તસ્વીર ચહેરો જોઇને ઊતારી શકાય એમ નથી."

અબ્દુલ્લા નિરાશ થઇને જવાની તૈયારી કરતો હતો, એટલામાં અમીના 'જોઉં તો ખરી એ કોણ આવ્યો છે તે!' એવો વિચાર કરીને ઉપર છજામાં નીકળી આવી, તો તેણે અબ્દુલ્લાને ત્યાં આવેલો જોયો. તરત તે લૌંડીને તેણે નીચે મોકલી કે, જે અબ્દુલ્લાને ઉપર બીજા માળપર લાવીને એક વિશાળ સુશોભિત ઓરડામાં બેસાડી ગઇ. અમીના પડદા પાછળ બેસીને વાતચીતની શરૂઆત કરતી બોલી કે: "ચહેરો જોઇને તસ્વીર ઊતારવાનું કામ એક દિવસમાં તો પૂરું થઇ શકવાનું નથી જ, તેમ જ માત્ર એક વાર આપનો ચહેરો જોવાથી પણ એ ચિત્ર આલેખી શકાશે નહિ. એટલા માટે જો તસ્વીર ઊતરાવવાની જ આપની ઇચ્છા હોય, તો આપને રોજ અહીં આવવાની તકલીફ ઉઠાવવી પડશે."

આંધળો શું માગે? બે આંખો, જો ઈશ્વર આપે તો. અબ્દુલ્લાને તો એટલું જ જોઇતું'તું, એટલે તેણે અનુમોદન આપીને જણાવ્યું કે: "વારુ; જેવું આપનું ફર્માન. હું રોજ આવીશ."

બીજે દિવસે અબ્દુલ્લાના આગમનની વેળાએ અમીના માથું ઓળી, સારાં વસ્ત્રો ધારણ કરી, તેલ ફુલેલ લગાવી, અને આંખોમાં સુરમો આંજીને દર્પણની સામે પાન ચાવતી બેસી રહી હતી. એટલામાં ખાનસાહબ પણ ત્યાં આવી ધમક્યા. મંદ હાસ્ય કરીને અમીનાએ તેનો આદર સત્કાર કર્યો અને ત્યારપછી અહીં તહીંની કેટલીક વાતો કરીને અમીનાએ તસ્વીર ઊતારવાની શરૂઆત કરી. નિર્લજ્જ અમીના પરપુરુષ સમક્ષ બેસીને વારંવાર તેના મુખનું અવલોકન કરવા લાગી, અને પોતાની કલમને ચલાવવા લાગી. કલમ ચલાવતાં ચલાવતાં કોઇ કોઇ વાર તેનો હાથ કંપી જતો હતો અને વચવચમાં તે વાતો પણ કરતી

જતી હતી. એથી સ્પષ્ટ જણાય આવતું હતું કે, અમીનાના મનમાં વસી રહેલા પુરુષજાતિવિષયક દ્વેષનો એ સમયમાં લોપ થઈ ગયેલો હોવો જોઇએ.

એ પ્રમાણે ઘણા દિવસ વીતી ગયા. જે દિવસે તસ્વીર તૈયાર થઈ ગઈ, તે દિવસે અમીનાએ અબ્દુલ્લાને કહ્યું કેઃ "આપનું કામ તો આજે પૂરૂં થયું છે. પણ હવે પછી પણ કોઈ કોઈ દિવસ મુલાકાતનો લાભ તો આશા છે કે, આપતા રહેશો જ."

"દિલજાન! તને જોયાવિના આ અબ્દુલ્લા એક દિવસ પણ જીવતો રહી શકવાનો હતો ખરો?" અબ્દુલ્લાએ આજે પહેલી જ વાર મર્યાદાનો ભંગ કરીને આ વાક્ય ઉચ્ચાર્યું.

દિવસો પાણીના પ્રવાહ પ્રમાણે ઝટપટ વહી જવા લાગ્યા અને એ બન્ને આશક માશૂક એક બીજાના પ્રેમની સાંકળમાં બંધાઈ ગયા. અમીનાનાં કોપ અને પ્રતિજ્ઞાનો કોણ જાણે ક્યાંય લોપ થઈ ગયો. અબ્દુલ્લાની પોતાની પરણેતર અને પોતાના પુત્રપર જે પ્રીતિ અને મમતા હતી, તેનો પણ સર્વથા નાશ થઇ ગયો. તેમની સાથે મળવા કરવાની વાત તો દૂર રહી, પણ તેમની સૂરત જોવાનું પણ તેણે છોડી દીધું. અબ્દુલ્લાએ અમીનાને નિકાહ કરવાની મરજી દેખાડી, પણ એ ક્ષણે અમીનાને પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ થવાથી તેણે કહ્યું કેઃ "નિકાહ તો એક જાતનો ખોટો દેખાવજ છે. જ્યાં બન્નેનાં દિલ મળી ગયાં હોય, ત્યાં નિકાહની શી જરૂર છે!" અંતે અમીનાની ભાવના જ માન્ય રહી અને એ બન્ને પ્રેમાંધ યુવતિયુવક આનંદમાં પોતાનો સમય વીતાડવા લાગ્યાં.

એ જ, સમયમાં અકબરનો શાહજાદો સલીમ 'જહાંગીર' નામ ધારણ કરીને દિલ્હીના તખ્તપર બેઠો હતો. બાદશાહ થતાંની સાથે જ સર્વથી પ્રથમ તેનું ધ્યાન ઉદયપુરના મહારાણા તરફ ગયું હતું. કેટલાક કાળપૂર્વે પાણીપતમાં એક યુદ્ધ થયું હતું, તે યુદ્ધમાં સલીમ પોતે હાજર હતો અને રાજપૂતો સાથે તે લડ્યો પણ હતો. તે યુદ્ધમાં માત્ર ગણત્રીના રાજપૂત વીરોએ મુગલોની અગણિત સેનાનો કેવી રીતે વિધ્વંસ કરી નાખ્યો હતો, એ બનાવ સલીમ પોતાની આંખોથી જોઇ ચૂકયો હતો. એટલે રાજપૂતોની પ્રણાલીને અનુસરીને બાદશાહ જહાંગીરે (સલીમે) પોતાના સૈન્યમાં સુધારણા કરી, અને એ સુધારણા થઇ રહ્યા પછી સેનાપતિને શોધી કાઢવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. અંતે એક સેનાધ્યક્ષ પણ તેને મળી આવ્યો અને તે સેનાધીશના સહાયક તરીકે બાદશાહે અબ્દુલ્લાને ચૂંટી

કાઢ્યો. અબ્દુલ્લાને એ એક કાર્યમાટે ચૂંટી કાઢવાનું કારણ એ હતું કે, આગળ પણ ઘણીક વાર અબ્દુલ્લાની રણકુશળતાના વૃત્તાંતોને સલીમ પોતે સાંભળી ચૂકયો હતો. એ પ્રમાણે સૈન્યની સઘળી તૈયારીઓને પૂરી કરી દેવામાં આવી.

"સેના થોડા વખતમાં જ દિલ્હીથી કૂચ કરવાની છે." એવી ખબર દરબારમાંથી અબ્દુલ્લાના સાંભળવામાં આવી. દિલ્હીને છોડી જવામાટે તો અબ્દુલ્લાના મનમાં કશો પણ શોક થયો નહિ; પરંતુ અમીનાના થનારા વિયોગના વિચારથી તેનું હૃદય વિદીર્ણ થઇ ગયું. એ વાત અબ્દુલ્લાએ અમીનાને જ્યારે પ્રથમ કહી સંભળાવી, ત્યારે પ્રથમ તો અમીનાના મનમાં કાંઇક દુઃખ થયું, પણ પછીથી તે પોતાના દુઃખને ભૂલી જઇને પોતાના આશકને કહેવા લાગી કેઃ "ગભરાઓ છો શામાટે? મને પણ સાથે જ લેતા જાઓ, એટલે થયું."

"અરે પણ હું તો લડાઇ કરવાને જાઉં છું, એ તું ભૂલી ગઇ કે શું?" અબ્દુલ્લાએ સંકોચ દર્શાવ્યો.

"એ હું સારી રીતે જાણું છું. છતાં પણ તમારી સાથે આવવાની મારી ઇચ્છા છે." અમીનાએ તેની સાથે જવાનો આગ્રહ દર્શાવ્યો.

અબ્દુલ્લાનો અમીનાને પોતા સાથે લઇ જવાનો વિચાર ન હોતો, અને તે આવો હઠ પકડીને બેઠી હતી. તે મહાસંકટમાં પડી ગયો. અંતે અબ્દુલ્લાએ એવો નિશ્ચય કર્યો કેઃ "મારે હવે કોઇ પણ રીતે ફરેબ કરીને અહીંથી ચાલ્યા જવું જોઇએ." મનમાં એવો વિચાર કરીને તેણે અમીનાને કહ્યું કેઃ "વારૂ; આ બાબતનો આપણે નીરાંતે વિચાર કરીશું. જતી વેળાયે હું જરૂર તને પણ સાથે લેતો જઇશ."

અમીના અબ્દુલ્લા કરતાં કાંઇ ઓછી બુદ્ધિ ધરાવનારી નારી ન હોતી. તેના મનોભાવને તે તત્કાળ જાણી ગઇ અને મનમાં જ કહેવા લાગી કેઃ "હું પણ જરૂર તમારી સાથે મેવાડમાં આવીશ." પણ બહારથી ભોળાઇના ભાવને બતાવતી બોલી કેઃ "વારૂ; ત્યારે જેવી તમારી મરજી!" અબ્દુલ્લાના મનમાં કાંઇક ધૈર્ય આવ્યું અને તે ત્યાંથી ઊઠીને પોતાને ઘેર આવ્યો.

દિલ્હીમાંથી પ્રયાણ કરી જવા પૂર્વે અમીનાને છેલ્લી વાર મળવાનું સાહસ અબ્દુલ્લા કરી શકયો નહિ. એનું કારણ એ હતું કે, અમીના તેની સાથે ચાલવાનો હઠ પકડી બેઠી હતી. તીક્ષ્ણ બુદ્ધિશાલિની અમીના પણ બાદશાહની સેનાના પ્રયાણનું દિનરાત ચિંતન કરતી હતી; કારણ કે, તેનો પોતાનો પણ જવાનો વિચાર હતો. એક દિવસ અચાનક તેણે સાંભળ્યું કેઃ "શાહી ફોજ રવાના થઇ ચૂકી છે." એ ખબર સાંભ-

જતી હતી. એથી સ્પષ્ટ જણાય આવતું હતું કે, અમીનાના મનમાં વસી રહેલા પુરુષજાતિવિષયક દ્વેષનો એ સમયમાં લોપ થઈ ગયેલો હોવો જોઇએ.

એ પ્રમાણે ઘણા દિવસ વીતી ગયા. જે દિવસે તસ્વીર તૈયાર થઇ ગઈ, તે દિવસે અમીનાએ અબ્દુલ્લાને કહ્યું કેઃ "આપનું કામ તો આજે પૂરૂં થયું છે. પણ હવે પછી પણ કોઈ કોઈ દિવસ મુલાકાતનો લાભ તો આશા છે કે, આપતા રહેશો જ."

"દિલજાન! તને જોયાવિના આ અબ્દુલ્લા એક દિવસ પણ જીવતો રહી શકવાનો હતો ખરો?" અબ્દુલ્લાએ આજે પહેલી જ વાર મર્યાદાનો ભંગ કરીને આ વાક્ય ઉચ્ચાર્યું.

દિવસો પાણીના પ્રવાહ પ્રમાણે ઝટપટ વહી જવા લાગ્યા અને એ બન્ને આશક માશૂક એક બીજાના પ્રેમની સાંકળમાં બંધાઈ ગયા. અમીનાનાં કોપ અને પ્રતિજ્ઞાનો કોણ જાણે ક્યાંય લોપ થઈ ગયો. અબ્દુલ્લાની પોતાની પરણેતર અને પોતાના પુત્રપર જે પ્રીતિ અને મમતા હતી, તેનો પણ સર્વથા નાશ થઇ ગયો. તેમની સાથે મળવા કરવાની વાત તો દૂર રહી, પણ તેમની સૂરત જોવાનું પણ તેણે છોડી દીધું. અબ્દુલ્લાએ અમીનાને નિકાહ કરવાની મરજી દેખાડી, પણ એ ક્ષણે અમીનાને પોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ થવાથી તેણે કહ્યું કેઃ "નિકાહ તો એક જાતનો ખોટો દેખાવજ છે. જ્યાં બન્નેનાં દિલ મળી ગયાં હોય, ત્યાં નિકાહની શી જરૂર છે!" અંતે અમીનાની ભાવના જ માન્ય રહી અને એ બન્ને પ્રેમાંધ યુવતિયુવક આનંદમાં પોતાનો સમય વીતાડવા લાગ્યાં.

એ જ, સમયમાં અકબરનો શાહજાદો સલીમ 'જહાંગીર' નામ ધારણ કરીને દિલ્લીના તખ્તપર બેઠો હતો. બાદશાહ થતાંની સાથે જ સર્વેથી પ્રથમ તેનું ધ્યાન ઉદયપુરના મહારાણા તરફ ગયું હતું. કેટલાક કાળપૂર્વે પાણીપતમાં એક યુદ્ધ થયું હતું, તે યુદ્ધમાં સલીમ પોતે હાજર હતો અને રાજપૂતો સાથે તે લડ્યો પણ હતો. તે યુદ્ધમાં માત્ર ગણત્રીના રાજપૂત વીરોએ મુગલોની અગણિત સેનાનો કેવી રીતે વિધ્વંસ કરી નાખ્યો હતો, એ બનાવ સલીમ પોતાની આંખોથી જોઇ ચૂકયો હતો. એટલે રાજપૂતોની પ્રણાલીને અનુસરીને બાદશાહ જહાંગીરે (સલીમે) પોતાના સૈન્યમાં સુધારણા કરી, અને એ સુધારણા થઇ રહ્યા પછી સેનાપતિને શોધી કાઢવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. અંતે એક સેનાધ્યક્ષ પણ તેને મળી આવ્યો અને તે સેનાધીશના સહાયક તરીકે બાદશાહે અબ્દુલ્લાને ચૂંટી

અબ્દુલ્લાને એ એક કાર્યમાટે ચૂંટી કાઢવાનું કારણ એ
કાઢ્યો. અબ્દુલ્લાને એ એક કાર્યમાટે ... રણકુશળતાના વૃત્તાંતોને
હતું કે, આગળ પણ ઘણીક વાર અબ્દુલ્લાની રણકુશળતાના વૃત્તાંતોને
સલીમ પોતે સાંભળી ચૂક્યો હતો. એ પ્રમાણે સૈન્યની સઘળી તૈયારીઓને
પૂરી કરી દેવામાં આવી.
"સેના થોડા વખતમાં જ દિલ્હીથી કૂચ કરવાની છે." એવી
...ાહ્વા દરબારમાંથી અબ્દુલ્લાના સાંભળવામાં આવી. દિલ્હીને છોડી જવા-
...ારે તો અબ્દુલ્લાના મનમાં કશો પણ શોક થયો નહિ; પરંતુ અમી-
...ાના થનારા વિયોગના વિચારથી તેનું હૃદય વિદીર્ણ થઇ ગયું. એ વાત
અબ્દુલ્લાએ અમીનાને જ્યારે પ્રથમ કહી સંભળાવી, ત્યારે પ્રથમ તો
અમીનાના મનમાં કાંઇક દુઃખ થયું, પણ પછીથી તે પોતાના દુઃખને
ભૂલી જઇને પોતાના આશકને કહેવા લાગી કેઃ "ગભરાઓ છો
શામાટે? મને પણ સાથે જ લેતા જાઓ, એટલે થયું."
"અરે પણ હું તો લડાઇ કરવાને જાઉં છું, એ તું ભૂલી ગઇ
કે શું?" અબ્દુલ્લાએ સંદેહ દર્શાવ્યો.
"એ હું સારી રીતે જાણું છું. છતાં પણ તમારી સાથે આવવાની
મારી ઇચ્છા છે." અમીનાએ તેની સાથે જવાનો આગ્રહ દર્શાવ્યો.
અબ્દુલ્લાનો અમીનાને પોતા સાથે લઇ જવાનો વિચાર ન હોતો,
અને તે આવો હઠ પકડીને બેઠી હતી. તે મહાસંકટમાં પડી ગયો.
અંતે અબ્દુલ્લાએ એવો નિશ્ચય કર્યો કેઃ "મારે હવે કોઇ પણ રીતે
ફરેબ કરીને અહીંથી ચાલ્યા જવું જોઇએ." મનમાં એવો વિચાર
કરીને તેણે અમીનાને કહ્યું કેઃ "વારુ; આ બાબતનો આપણે નીરતિ
વિચાર કરીશું. જતી વેળાયે હું જરૂર તને પણ સાથે લેતો જઇશ."
અમીના અબ્દુલ્લા કરતાં કાંઇ ઓછી બુદ્ધિ ધરાવનારી નારી
ન હોતી. તેના મનોભાવને તે તત્કાળ જાણી ગઇ અને મનમાં જ
કહેવા લાગી કેઃ "હું પણ જરૂર તમારી સાથે મેવાડમાં આવીશ."
પણ બહારથી ભોળાઇના ભાવને બતાવતી બોલી કેઃ "વારુ; ત્યારે
જેવી તમારી મરજી!" અબ્દુલ્લાના મનમાં કાંઇક ધૈર્ય આવ્યું અને
તે ત્યાંથી ઊઠીને પોતાને ઘેર આવ્યો.
દિલ્હીમાંથી પ્રયાણ કરી જવા પૂર્વે અમીનાને છેલ્લી વાર મળવાનું
સાહસ અબ્દુલ્લા કરી શક્યો નહિ. એનું કારણ એ હતું કે, અમીના
તેની સાથે ચાલવાનો હઠ પકડી બેઠી હતી. તીક્ષ્ણ બુદ્ધિશાલિની અમીના
પણ બાદશાહની સેનાના પ્રયાણનું દિનરાત ચિંતન કરતી હતી; કારણ
કે, તેનો પોતાનો પણ જવાનો વિચાર હતો. એક દિવસ અચાનક તેણે
[સાંભળ્યું કેઃ "શાહી ફોજ રવાના થઇ ચૂકી છે." એ ખબર સાંભ-

ળતાં જ તે પણ તરત પોતાના ઘરમાંથી બહાર નીકળી અને દિલ્હી નગરમાંથી પ્રયાણ કરીને ફોજની પાછળ પાછળ ચાલવા લાગી. ઘણા દિવસો પછી બધા અજમેર પહોંચ્યા. નગરની સીમામાં છાવણી નાખીને સેનાપતિએ અબ્દુલ્લાને પોતાની પાસે બોલાવ્યો અને તેઓ પરસ્પર કાંઇક મસ્લહત કરવા લાગ્યા. અંતે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે: "પ્રથમ તો આપણામાંના કોઇ ચાલાક માણસે જઇને મેવાડમાંના પહાડી રસ્તાઓ જોઇ આવવા જોઇએ; કારણ કે, એવા પહાડી દેશોમાં યુદ્ધ કરવું, એ કાંઇ રમતની વાત નથી. પરંતુ ત્યાં જશે કોણ? એવો ચાલાક આદમી કોણ છે?" એવો સવાલ ઊભો થયો, એટલે કેટલાક ઊહાપોહ પછી અબ્દુલ્લાએ પોતે જ ત્યાં જવાનો નિશ્ચય કર્યો અને કેટલાક ચુનંદા મુગલ સૈનિકોને લઇને તે ઉદયપુર તરફ જવાને રવાના થઇ ગયો. અમીના પણ ચોરી-છુપીથી તેમની પાછળ પાછળ ચાલવા લાગી. અબ્દુલ્લાએ મેવાડમાં પહોંચ્યા પછી ઉદયપુર અને માલતીગઢની વચ્ચેના એક નિર્જન સ્થાનમાં પોતાનો પડાવ નાખ્યો. એ પછી જે કાંઇ બનાવ બન્યો, તે વાચકોને વિદિત હોવાથી અત્ર તેની પુનરુક્તિનું અનાવશ્યક છે. હવે પાછા આપણે આપણી કથાની શૃંખલાને આગળ લંબાવીશું.

---

## પંચમ પરિચ્છેદ

### સ્વપ્ને સમાન

અબ્દુલ્લાએ શોભનસિંહને કયદ કરી લીધો હતો, એ વૃત્તાંત તો વાચકો વાંચી આવ્યા છે. જે દિવસે શોભન યવનોનો બંદી થયો, તે જ દિવસે અમીના અને પોતાના દલબલને સાથે લઇને અબ્દુલ્લા દિલ્હી તરફ જવાને મેવાડભૂમિમાંથી રવાના થયો. શોભનસિંહ પણ નજરબન્દ થઇને એ લોકોની જોડે પ્રવાસ કરવા લાગ્યો. પરંતુ શોભન જે વિશિષ્ટ ઉદ્દેશથી શત્રુઓનો બંદી થયો હતો, તે તેનો ઉદ્દેશ સફળ થયો નહિ. અર્થાત્ કુન્દકુમારીનો પત્તો તેને ત્યાં મળી શક્યો નહિ. તે સર્વથા નિરાશ થઈ ગયો.

અજમેર પાસેની મુગલ સૈન્યની મોટી છાવણીમાં આવીને એક કપટયુક્તિનો અબ્દુલ્લાએ સફાઇથી પ્રયોગ કર્યો. સેનાપતિને મળીને તે કહેવા લાગ્યો કે: "જનાબેસન્ ! હું હવે મયદાને જંગમાં લડવાને લાયક રહ્યો નથી."

"એમ કેમ વારુ?" સેનાપતિએ આશ્ચર્યથી પૂછ્યું.

# પેશાબનાં ભયંકર દર્દોની
## છેલ્લામાં છેલ્લી અજાયબ શોધ!




# "ગોનો-કીલર"

(રજીસ્ટર્ડ)

### પ્રમેહ અને પેશાબને લગતાં તમામ બીકટ દર્દોનો ચમત્કારીક ઇલાજ.

"ગોનો કીલર"–પેશાબ અને ધાતુનાં દર્દો માટે એકજ છેલ્લી દવા છે, કે જેની બરોબરી કોઈ પણ દવા છેજ નહી. તેનાં ચમત્કારીક ગુણને લીધે દર્દીને કદી પણ નાસીપાસ થવું પડતું નથી. મોટા મોટા વૈદ્યો, હકીમો, ડાકટરોની દવાઓ અને ઈન્જેકશનો લઈ કંટાળી ગયા હો। અંગ્રેજી, જર્મન, ફ્રેન્ચ અને અમેરિકન મેડીસિનો (દવાઓ)માં પૈસા ગુમાવી નિરાશ થઈ બેઠા હો! ત્યારે છેવટનો ઇલાજ "ગોનો કીલર" એકજ બીનજોખમી વનસ્પતીક રામબાણ ઇલાજ છે. ચાહે તેટલા ભયંકર પ્રમાણમાં, ચાહે તેટલા વરસનો જુનો અથવા નવો પ્રમેહ, પેશાબ માર્ગે વહેતી રસી, (પરૂ) જતી ધાતુ તેમાં થતી બળતરા (અગન), પેશાબ ટીપું ટીપું તથા અટકીને આવવો, ગુપ્ત ભાગ (મૂત્રાશયમાં) થયેલો જખમ તથા આવેલો સોજો, તેથી પેશાબ કરવામાં નડતી મુશ્કેલી, અને પેશાબની ઘડી ઘડી થતી હાજત (ઇચ્છા), મૂત્રાશયમાં પરમાના ઉત્પન્ન થયેલ, "ગોનો કોકસ" નામના જંતુઓ, સ્વપ્નામાં જતી ધાતુ, સ્ત્રીઓના પ્રદરનાં રોગો, વગેરે પેશાબને લગતાં સ્ત્રી અને પુરૂષો બેઉનાં જુનાં તથા નવાં જડ કરી બેઠેલાં નાસીપાસી ઉપજાવે તેવાં તમામ દર્દોનો જડથી નાશ કરી ખરાબ થયેલી ધાતુને સુધારી સ્વચ્છ અને ઘટ્ટ કરે છે.

**૫૦ ગોળીની એક બાટલીની કિંમત રૂ. ૩) વી. પી. ખર્ચ જુદું.**

પરદેશ–હિંદુસ્થાન બહાર એક બાટલીની કિ. શી. ૭) બે બાટલીની કિંમત શી. ૧૨) ત્રણ બાટલીની કિ. શી. ૧૬). અગાઉથી નાણાં મોકલાવવાં જોઇએ.

તારનું "સરનામું–GONOKILLER" BOMBAY

એકલા બનાવનાર:–ડો. ડી. એન. જસાણી, A ૧૩૭ ગુલાલવાડી–મુંબઈ ૪.

મુંબઈ એજંટ–વનમાલી ભીખાની કું., પ્રીન્સેસ સ્ટ્રીટ–મુંબઈ ૨.

''મને ખાબમાં આવીને ફરિસ્તાઓ કહી ગયા છે કે: 'અબ્દુલ્લા! તું જંગમાં જઈશ નહિ.' એટલામાટે જ હું લડવાને આવવાનો નથી." અબ્દુલ્લાએ ગંભીરતાથી જણાવ્યું.

સેનાપતિએ તેને ઘણોય સમજાવ્યો, પણ અબ્દુલ્લાએ તેની એક પણ વાત માની નહિ. એટલે અંતે લાચારીથી વિરક્ત થઈને સેનાધ્યક્ષે તેને કહ્યું કે: '' આ સૂધી તમારા વિશે મારા મનમાં ઘણા જ સારા વિચારો હતા, પણ આજે તે બધા વિચારો બદલાઈ ગયા છે. તમારા જેવા ડરપોક માણસોથી જંગના મયદાનમાં રમી શકાય તેમ છે જ નહિ. હું તમોને છૂટા કરૂં છું; તમારી મરજી હોય, ત્યાં જવાની તમોને રજા આપવામાં આવે છે.''

અબ્દુલ્લા મનમાં આનંદિત થતો ચાર છ મુગલોને સાથે લઈને દિલ્હી તરફ ચાલતો થયો. શોભનસિંહ પણ તેમની સાથે જ હતો. શોભનસિંહ નજરકયદ હતો, એ તો પ્રથમથી જ અમો કહી ચૂકયા છીએ. એટલે તે સાધારણ કયદી પ્રમાણે દુઃખી ન હોતો; કિન્તુ સર્વની જોડે હળીમળીને રહ્યા કરતો હતો. એવી રીતે હળીમળીને અને નમ્રતાથી વર્તવામાં તેનો એક સ્વાર્થ પણ સમાયલો હતો. તે બહુધા કુન્દકુમારીનો પત્તો મેળવવાની અનેક ચેષ્ટાઓ કર્યા કરતો હતો; પરંતુ દુર્ભાગ્યવશતાથી તેની તે ચેષ્ટાઓ લેશમાત્ર પણ ફળવતી થઈ શકી નહિ.

દિલ્હીનો પ્રવાસ કરતી વેળાયે મુગલ સિપાહીઓ તો અમીનાને અબ્દુલ્લાની સ્ત્રી જ ધારતા હતા. જાણે તેની સ્ત્રી ઉદયપુરથી પોતાના પિતાને ત્યાંથી જ આવેલી હોય ની! એવી જ તેમની ધારણા હતી. પરંતુ અબ્દુલ્લા પોતે દિલ્હી ગયો નહિ; કારણ કે, દિલ્હીમાં જઈને બાદશાહને મોઢું બતાવવાની તે હિમ્મત કરી શકયો નહિ. માર્ગમાં એક નાનું અને મનોહર અરણ્ય આવતું હતું અને ત્યાં પીપળા તથા અશોક આદિ વૃક્ષોની અત્યંત વિપુલતા હતી. એ અરણ્યમાંની નાની નાની નદીઓ પણ કલકલ શબ્દ કરતી અને દોડતી દોડતી યમુનાનદી સાથે પ્રેમાલાપ કર્યા કરતી હતી. અમીનાની ઇચ્છાને આધીન થઈને અબ્દુલ્લાએ એ સ્થાને જ પોતાનો પડાવ નાખ્યો અને ત્યાં જ તે એકાંત સુખને ઉપભોગતો વસવા લાગ્યો.

એક દિવસ રાત્રિના સમયે સર્વ મુગલો નિદ્રાના અંકમાં પડીને અમીરી અને ફકીરીનાં સ્વપ્ન જોવામાં નિમગ્ન થઈ ગયા હતા, તે વેળાયે શોભનસિંહ તંબૂના એક ખૂણામાં પડ્યો પડ્યો નાના પ્રકારની ચિંતાઓને આલિંગન આપ્યા કરતો હતો. શોભનસિંહ નિદ્રાદેવીના પ્રસાદને મેળવી શકયો નહિ. આજે ઘણા દિવસથી તેના નેત્રોને નિદ્રાનો

પરિચય થતો જ ન હોતો. 'चिन्तातुराणां न सुखं न निद्रा' ચિંતાતુરને સુખ અને નિદ્રા હોતાં નથી, એ કહેવત કાંઇ ખોટી તો નથી જ.

એકાએક શોભનસિંહની ચિંતામાં બાધા પડી ગઇ. ગાયનના મધુર આલાપથી તે સ્થાનમાં મધુર ગુંજન થવા લાગ્યું. એ મધુર સ્વરને સાંભળીને શોભનસિંહ મનમાં ને મનમાં જ આશ્ચર્યના ઉદ્‌ગારો કાઢવા લાગ્યો અને તે ગાયનને એક ધ્યાનથી સાંભળવા લાગ્યો. શોભનનું હૃદય આન્દોલિત થવા લાગ્યું; કારણ કે, એ સ્વર ચિરપરિચિત હતો; નવીન ન હોતો. બાષ્પરુદ્ધ કંઠથી શોભન એકાએક બોલી ઉઠ્યો કે: " આ કોણ ગાય છે વારૂ ?"

ગાનાર વ્યક્તિએ એ શબ્દો કદાચિત્ સાંભળ્યા નહિ હોય; કારણ કે, એ સવાલનો કશો પણ જવાબ મળ્યો નહિ. પુનઃ તે જ સ્વર બીજી મધુર રાગિણીના રૂપમાં કર્ણગોચર થવા લાગ્યો. શોભનસિંહ ચિત્રસ્થ પ્રતિમા પ્રમાણે સ્તબ્ધ બનીને એ આલાપને સાંભળ્યા કરતો હતો. સંગીતનો ધ્વનિ ધીમે ધીમે દૂર જવા લાગ્યો અને તે એટલે સૂધી કે, અંતે તે સંભળાતો પણ બંધ થઈ ગયો. શોભનસિંહે ગાંડા માણસ પ્રમાણે પોકાર કર્યો કે: "કુન્દકુમારી ! ઓ કુન્દકુમારી ! તું ક્યાં છે ?"

પરંતુ એનું કોઇએ પણ ઉત્તર આપ્યું નહિ. શોભને બીજી વાર પણ આવાહન કર્યું, પરંતુ વાયુના સહાનુભૂતિસૂચક 'આહા' શબ્દ, રાત્રિના નિઃસ્તબ્ધતાસૂચક પ્રતિધ્વનિ અને વૃક્ષોના નિરાશાબોધક મર્મર રવ વિના બીજું કાંઈ પણ સાંભળવામાં આવી શક્યું નહિ. શોભન પોતે એવી નિમગ્નતામાં ત્યાં કેટલી વાર સુધી બેસી રહ્યો હતો, એની તેને જરા પણ શુદ્ધિ રહી નહિ. એકાએક તેણે બહાર નજર કરી તો, ઉષઃકાળનો અંધુક પ્રકાશ સર્વત્ર પ્રસરેલો તેના જોવામાં આવ્યો. તે તત્કાલ ઊઠીને ઊભો થઈ ગયો.

---

## ષષ્ઠ પરિચ્છેદ
### પુનઃ શોધમાં !

પ્રકૃતિનો અંધકારનો અંત આવ્યો, કિન્તુ શોભનસિંહના અંતઃકરણમાં છવાયલા અંધકારનો લોપ થયો નહિ. એ અંતરનો અંધકાર તો ક્ષણે ક્ષણે વધારે અને વધારે ભયંકર થતો દેખાયો. શોભનસિંહ રાત્રિસંગીતના મધુરધ્વનિનો બહુ જ વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં કરતાં તેણે કુન્દકુમારીના વિષયમાં એક પ્રકારનો નિશ્ચય કર્યો અને ત્યાર પછી તે નિશ્ચયને પૂર્ણ કરવાની યુક્તિને શોધી કાઢીને થોડા સમયને માટે તે નિશ્ચિન્ત થયેલો દેખાયો.

દિવસ વીત્યો અને પાછી નિશા આવી. ગતરાત્રિ જેવો જ અંધકાર પાછો સર્વત્ર છવાઈ ગયો. રાતે શોભનસિંહ પોતાના તંબૂમાંથી બહાર નીકળ્યો; કારણ કે, તે નજરબંદ હતો, કયદી ન હોતો. એટલામાટે એનાપર પહેરાનો પણ એટલો બધો સખ્ત જાપતો રખાયલો ન હોતો. તે જે વેળાયે તંબૂમાંથી નીકળીને બહાર આવ્યો, તે વેળાયે સર્વ સિપાહીઓ મૃતસમાન અવસ્થામાં પડેલા હતા. એક અફીણી સિપાહી બેઠો બેઠો ઝોકાં ખાયા કરતો હતો. શોભન એને ઓળખતો હતો. પગલાંનો અવાજ સાંભળીને સિપાહીએ પૂછ્યું કેઃ "એ કોણ ?"

"દોસ્ત." શોભનસિંહે સાંકેતિક ઉત્તર આપ્યું.

"શી ખબર છે, દોસ્ત ?" સિપાહી પ્રથમ પ્રમાણે જ ઝોકાં ખાતો બોલ્યો.

"સિંહના બાળકે પોતાના હાથે જ પોતાના પગમાં સાંકળ પહેરી લીધી હતી અને આજે પોતાની ઇચ્છાથી તેને તે તોડી નાખે છે." શોભનસિંહે માર્મિક ઉત્તર આપ્યું.

નિદ્રામાં ઘેરાયલા સિપાહીએ પોતે એ વાક્યનું રહસ્ય ન સમજવાથી નિદ્રિત સ્વરમાં જ કહ્યું કેઃ "હં–એવી વાત છે કે ?" એનો કશો પણ જવાબ ન આપતાં શોભનસિંહ ત્યાંથી ગરછંતી કરી ગયો.

બીજે દિવસે સવારમાં તપાસ કરતાં કયદી ન્હાસી ગયેલો જણાયો. અબ્દુલ્લાએ પોતાનાં સિપાહીઓને બહુ જ ધમકાવ્યા, કેટલાકોને દંડ પણ કર્યો અને તેને પકડી લાવવા માટેનો સખ્ત હુકમ ફર્માવ્યો. જો કે અબ્દુલ્લાને શોભનસિંહની કશી પણ આવશ્યકતા તો ન હોતી જ; છતાં પણ એક કાફિર તરુણ મુગલોની આંખમાં ધૂળ નાખીને ચાલ્યો ગયો, એ વાતથી તે ઘણો જ છેડાઈ ગયો હતો.

શોભનસિંહનો મુગલોને પાછો ક્યાંય પત્તો મળી શક્યો નહિ. મુગલોની છાવણીમાંથી નીકળીને શોભન કેટલાક અંતરે આવેલા એક ઘાટા જંગલમાં ચાલ્યો ગયો. એ દિવસ કૃષ્ણપક્ષની તૃતીયા કે ચતુર્થીનો હતો, એટલે ચંદ્રપ્રકાશની સહાયતાથી તે રાતમાં ને રાતમાં જ ઘણો જ દૂર નીકળી આવ્યો હતો. આવા અરણ્યમાં અને ભયાનક રાત્રિના સમયમાં કોઈ હિંસ્ર પશુ આવીને ખાઈ જશે અથવા હલ્લો કરશે, એની તેના હૃદયમાં જરા પણ ભીતિ હતી નહિ. તેની તો એવી જ ધારણા હતી કેઃ "આવા ભયાનક નિર્જનવનમાં કુન્દકુમારી અવશ્ય એકલી એકાટ ભ્રમણ કરતી ફરતી હોવી જોઇએ."

એ પછી "જ્યાં મને મળશે અથવા મળવાનો સંભવ હશે, ત્યાં હું કુન્દકુમારીને શોધીશ." એવો વિશ્વાસપૂર્વક નિશ્ચય કરીને શોભનસિંહ એક વૃક્ષ તળે વિશ્રાંતિ લેવામાટે બેઠો. બેઠા પછી તે પાછો મનમાં વિચાર કરવા લાગ્યો કે: "હું પ્રાણ જતાં સુધી પણ કુન્દકુમારીને શોધતો રહીશ. મુગલોનો હું વળી પણ કયદી થાઉં, તો તેની પણ મને ચિન્તા નથી; કારણ કે, કુન્દકુમારીના કલ્યાણ-માટે તો હું મારા જીવનનો ઉત્સર્ગ કરી જ ચૂક્યો છું, એટલે હવે ચિંતા શી છે?"

પ્રાતઃકાળ થતાં તો ત્યાંથી તે પાછો ચાલવા લાગ્યો. પણ તે ક્યાં જતો હતો વારૂ? તેના-તે બાળાના જ પુનઃ શોધમાં!

# તૃતીય ખણ્ડ

## પ્રથમ પરિચ્છેદ

### મહાતપસિંહ

એક દિવસે સંધ્યાસમયે એક રાજપૂત અશ્વારોહી માલતીગઢના સિંહદ્વારમાં થઈને કિલ્લાના અંતર્ભાગમાં દાખલ થયો. અશ્વ પસીનાથી તરબોળ થઈ ગયો હતો અને તે રાજપૂત પણ થાકી ગયેલો ધૂળથી ખરડાઈ ગયેલો જોવામાં આવતો હતો. સરદારના મકાન પાસે આવી લાગતાં જ તે તરુણ નર ઘોડાપરથી નીચે ઊતરી પડ્યો અને મહાતપસિંહને મળવા માટેની પોતાની ઇચ્છાને પ્રકટ કરવા લાગ્યો. એ સમયે મહાપતસિંહ પુષ્પવાટિકામાં વિરાજીને વિશ્રામનો ઉપભોગ લઈ રહ્યો હતો. તે પ્રવાસી યુવકનો સંદેશ સિપાહીએ આવીને સરદારને કહી સંભળાવ્યો. મહાપતસિંહની આજ્ઞાથી તે યુવકને પુષ્પવાટિકામાં સરદાર આગળ લાવીને બેસાડવામાં આવ્યો. સાલુમ્બ્રાગઢથી એ યુવક દૂત તરીકે માલતીગઢમાં આવ્યો હતો.

શિષ્ટાચાર અનુસાર કુશલ પ્રશ્નની સમાપ્તિ થતાં મહાતપસિંહે જિજ્ઞાસા દર્શાવી કે: "અત્યારે તો આપ વિશ્રામ કરો, હું પછી અવકાશે આપની જોડે વાતચીત કરીશ. અત્યારે તો મારે માત્ર એટલું જ જાણવાનું છે કે, ઘણા દિવસો પછી સાલુમ્બ્રા સરદારે મને જે યાદ કીધો છે, તેનું કારણ શું છે?"

"રાજન્! દીવાનજીની આજકાલ જે દશા ચાલે છે, તેની તો બહુધા આપને ખબર હોવી જ જોઈએ." રાજપૂત યુવકે કહ્યું.

"સારી રીતે જાણું છું. મહારાણાજી પોતાની ક્ષત્રિયોચિત વીરતા અને ગુણગ્રાહકતાને ભૂલી ગયા છે અને વેશ્યા, ચાટુકાર, મદિરા તથા આલસ્યના જાળમાં સપડાઇને પવિત્રાત્મા પ્રતાપસિંહના નામને કલંકિત કરી રહ્યા છે. એ પરિસ્થિતિ સારી રીતે મારા જાણવામાં આવી ગયેલી છે." મહાતપસિંહે ગંભીરતા અને શોકના મિશ્રિત ભાવથી કહ્યું.

એ ઉત્તર સાંભળીને તે તરુણ ક્ષત્રિયકુમારે પોતાનું મોઢું નીચું કરી લીધું. એટલે મહાતપસિંહ પુનઃ બોલ્યો કે: "આપ મને રાજનિન્દક કિંવા રાજદ્રોહી ધારી ન લેશો. હૃદયમાં ખેદ અને આવેશનો અતિરેક થવાથી જ મારા મુખમાંથી આ ઉદ્ગારો નીકળી પડે છે. મારો ઉપાય નથી."

"એક બાજૂએ મહારાણાજીની આવી દશા છે અને બીજી બાજૂએ રાજપૂત જાતિની કીર્તિ ઘોર વ્યાધિવડે ઘેરાયલી છે. મુગલો એક

મોટી સેના લઇને મેવાડપર ચઢાઈ કરવાના છે, એ વાત તો આપના સાંભળવામાં પણ આવેલી હોવી જ જોઇએ." તે તરુણ વીરે ગંભીર-મુદ્રાથી કહ્યું.

"હા; એ સમાચાર પણ હું સાંભળી ચૂક્યો છું." મહાતપસિંહે વક્ર-મુદ્રા કરીને ઉત્તર આપ્યું.

"પરંતુ રાણાજીને એની જરા પણ ચિન્તા હોય એમ દેખાતું જ નથી. તેઓ તો એમાટે અંધ અને બધિર જેવા જ બની ગયા છે. એટલામાટે જ યુવરાજ કિરણસિંહ અને સાલુમ્બ્રા સરદારે આપને પોતા પાસે બોલાવેલા છે. એ લોકોની એવી ઇચ્છા છે કે, આવતી પૂર્ણિમાને દિને રાજા અને સરદારોએ મળીને હવે પછી આપત્તિ-નિવારણના શા ઉપાયો યોજવા જોઇએ, એનો નિર્ણય ઉદયપુરમાં કરી નાખવો." રાજપૂત યુવકે લાગણી દેખાડીને કહ્યું.

"એ બહુ જ પ્રશંસનીય ઇચ્છા છે. શ્રીએકલિંગજીની કૃપાથી એમની એ શુભ ઇચ્છા સફળ થાઓ! હું નિયત કરેલા દિવસે ત્યાં જરૂર આવીને હાજર થઇશ." મહાતપસિંહે અનુમોદન આપ્યું.

"વારુ; તો હવે આપ મને જવાની આજ્ઞા આપશો?" તે યુવકે ઊઠીને પ્રયાણની આજ્ઞા માગી.

મહાતપસિંહે તેને રોકી રાખ્યો અને કહ્યું કે: "હેં! આ શું! અત્યારે આપ જશો ક્યાં?"

નમ્રતા અને વિનયસહિત તે યુવક કહેવા લાગ્યો કે: "હું આપની આજ્ઞાનું પાલન કરીને આપના આદરસત્કારનો સ્વીકાર નથી કરી શકતો, એમાટે મારા હૃદયમાં અત્યંત શોક થાય એ સ્વાભાવિક છે. પરંતુ જો આપ શાંતિથી વિચાર કરશો તો મારું આ વર્તન આપને અવિનયરૂપ નહિ જ દેખાય; કારણ કે, મેવાડમાંના જેટલા સરદારો છે, તે સર્વ સરદારોને આ સમાચાર પહોંચાડવાનો ભાર કેવળ મારા માથાપર જ નાખવામાં આવ્યો છે અને સમય બહુ જ થોડો રહ્યો છે; એટલે કે, આવતી પૂર્ણિમાથી પૂર્વે જ મારે એ કાર્યની સમાપ્તિ કરી નાખવાની છે. એટલામાટે એક પળ પણ વિશ્રાંતિમાં મારાથી વીતાડી શકાય તેમ નથી જ. રાજન્! અત્યારે હું નથી રહેતો, એનો આપ લેશ માત્ર પણ શોક કરશો નહિ; કારણ કે, હું વળી બીજા કોઇ અવસરે આપને ત્યાં આવીશ અને અતિથિ થઇને આપના સત્કા-રનો સ્નેહસહિત સ્વીકાર કરીશ. અત્યારે તો ગમે તેમ કરીને પણ મને જવાની આજ્ઞા આપશો જ, એવી આપનાં ચરણોમાં મારી આગ્રહ-પૂર્ણ પ્રાર્થના છે."

મહાતપસિંહે અતિશય આગ્રહ કર્યો, પરંતુ યુવાને ત્યાં વધારે વાર ખોટી થવાની સાફ ના પાડી. તેના ચાલ્યા જવા પછી મહાતપસિંહ તેની સ્વદેશહિતૈષિતાની મનમાં ને મનમાં જ પ્રશંસા કરતો ઘરમાં આવીને હજી તો બેઠો હતો, એટલામાં પોતાની શિષ્યાસહિત યોગિની પ્રતિભા ત્યાં આવી લાગી અને આવતાંની સાથે જ પૂછવા લાગી કે: "મહારાજ! કુમાર શોભનસિંહના કાંઈ સમાચાર મળ્યા કે?"

"ના; હજી તો કશા પણ સમાચાર મળ્યા નથી." મહાતપસિંહે નિરાશાસૂચક સ્વરથી કહ્યું.

"ત્યારે આપે બીજો કોઇ પ્રબંધ કર્યો કે?" પ્રતિભાએ પૂછ્યું.

"બીજો શો પ્રબંધ કરું?" મહાતપસિંહે કહ્યું.

"કુમારના અનુસંધાન માટેનો." પ્રતિભા બોલી.

"પુત્રનું અનુસંધાન કરવા માટેનો અત્યારે મને અવકાશ નથી. અત્યારે અમારાં નેત્રો સમક્ષ રક્તપાતક સંગ્રામનું ઘોર સંકટ આવીને ઉપસ્થિત થયેલું છે અને એ સંકટને ટાળવા માટેના અમારે ઉચિત પ્રયત્નો કરવાના છે. માતૃભક્તિ કરતાં પુત્રપ્રેમ વિશેષ બળવાન્ નથી." વૃદ્ધ મહાતપસિંહે સ્વદેશાભિમાનનું દર્શન કરાવ્યું.

પ્રતિભા મનમાં ને મનમાં વિચારવા લાગી કે: "ઓ! રાજપૂતોનાં હૃદયો આવાં કઠિન હોય છે, એ તો મેં આજે જ જાણ્યું!" પછી તે મહારાજને સંબોધીને કહેવા લાગી કે: "મહારાજ! શોભનસિંહ ક્યાં ગયેલા છે, એ આપ જાણો છો ખરા કે?"

"અજિતે એમ સાંભળ્યું છે કે, તે દિલ્લી તરફ ગયેલો છે." મહાતપસિંહે ઉત્તર આપ્યું.

"દિલ્લી જવાનું શું કારણ હોવું જોઇએ, એની આપને કાંઈ ખબર છે ખરી કે?" પ્રતિભાએ પાછો બીજો સવાલ કર્યો.

"મુગલોની રાજધાની જોવાનું જ. બીજું કારણ તે શું હોઈ શકે વારુ?" મહાતપસિંહે ભોળા ભાવથી કહ્યું.

કેટલીક વાર સૂધી મૌનવ્રત ધારણ કરીને મનમાં કાંઇક વિચાર કર્યા પછી પ્રતિભા ધીમેથી કહેવા લાગી કે: "સાંભળો, મહારાજ! મારા ગુરુજીની એક પાળેલી કન્યા હતી."

"કુન્દકુમારી જ કે નહિ?" મહાતપસિંહે કહ્યું.

"હા; તે જ. પણ આજે કેટલાક દિવસથી તે અદૃશ્ય થઈ ગઈ છે અને તેનો પત્તો નથી." પ્રતિભાએ જણાવ્યું.

"એ વાત પણ મારા સાંભળવામાં આવી છે." મહારાજે કહ્યું.

મોટી સેના લઇને મેવાડપર ચઢાઈ કરવાના છે, એ વાત તો આ સાંભળવામાં પણ આવેલી હોવી જ જોઇએ." તે તરુણ વીરે ગંભીર મુદ્રાથી કહ્યું.

"હા; એ સમાચાર પણ હું સાભળી ચૂકયો છું." મહાતપસિંહે મુદ્રા કરીને ઉત્તર આપ્યું.

"પરંતુ રાણાજીને એની જરા પણ ચિન્તા હોય એમ દેખાતું નથી. તેઓ તો એમાટે અંધ અને બધિર જેવા જ બની ગયા એટલામાટે જ યુવરાજ કિરણસિંહ અને સાલુમ્બ્રા સરદારે આ પોતા પાસે બોલાવેલા છે. એ લોકોની એવી ઇચ્છા છે કે, આવતી પૂર્ણિમાને દિને રાજા અને સરદારોએ મળીને હવે પછી આપત્તિ નિવારણના શા ઉપાયો યોજવા જોઇએ, એનો નિર્ણય ઉદયપુરમાં કરી નાખવો." રાજપૂત યુવકે લાગણી દેખાડીને કહ્યું.

"એ બહુ જ પ્રશંસનીય ઇચ્છા છે. શ્રીએકલિંગજીની કૃપાથી એમની એ શુભ ઇચ્છા સફળ થાઓ ! હું નિયત કરેલા દિવસે ત્યાં જરૂર આવીને હાજર થઇશ." મહાતપસિંહે અનુમોદન આપ્યું.

"વારુ; તો હવે આપ મને જવાની આજ્ઞા આપશો ?" તે યુવકે ઊઠીને પ્રયાણની આજ્ઞા માગી.

મહાતપસિંહે તેને રોકી રાખ્યો અને કહ્યું કે: "હેં ! આ શું ? અત્યારે આપ જશો કયાં ?"

# દ્વિતીય પરિચ્છેદ

## આકર્ષણ

જ્યાં સુધી મહાતપસિંહ યોગિની સાથે વાતચીત કરવામાં રોકાયલો હતો, ત્યાં સુધી તે યુવક રાજપૂત દૂત તે બાગમાંથી બહાર ગયો ન હોતો. જતાં જતાં તે યુવાને એક સ્થાને એક બાળાને બેઠેલી જોઇ. એ બાળાને જોતાં જ તેની પોતાની ગતિ મંદ થઇ ગઇ અને પછી તો તે એકદમ જ ચાલતો અટકી પડ્યો. બાળા એક પાષાણના ઓટલાપર પગ નીચે લટકતા રાખીને ફૂલોનો ગજરો બનાવવાના કામમાં નિમગ્ન થઇ ગયેલી બેઠી હતી. એકાએક નજર પડવા છતાં પણ એ બાળાને નિર્જીવ પ્રતિમા ધારીને તે યુવક જરા પણ ઠગાયો નહિ; કારણ કે, ગજરો બનાવતાં તેના બન્ને હાથો એક સરખા ચાલતા પ્રત્યક્ષ જોવામાં આવી શકતા હતા. જો તે હીલતી ન હોત અને પાષાણમૂર્તિ પ્રમાણે સ્થિરતા ધારીને બેસી રહી હોત, તો પણ તેને કોઇ પણ મનુષ્ય નિર્જીવ મૂર્તિ ધારે, એ સર્વથા અશક્ય હતું; કારણ કે, આ સંસારમાં એવો અદ્વિતીય ચતુર શિલ્પકાર કોઇ પણ નથી કે, જે જડવસ્તુમાંથી એવી અતુલ સૌન્દર્યવતી મૂર્તિને નિર્માણ કરી શકે. શ્વેત રંગની સાથે રક્ત રંગનું મિશ્રણ કરીને જુઓ, તો એ બાળાના સૌન્દર્યની આપ કેટલેક અંશે કલ્પના કરી શકશો. તે યુવકને એ સ્થાનમાં પરી અથવા અપ્સરાને જોવાની આશા તો ન હોતી જ, એટલે તે એ બાળાને અપ્સરા પણ માની શક્યો નહિ. તેમ જ એને સ્વર્ગની દેવી પણ તે ન ધારી શક્યો; કારણ કે, સ્વર્ગની દેવીના દર્શનનો લાભ મળે, એટલો બધો તે યુવક પોતાને ભાગ્યશાળી સમજતો ન હોતો અથવા તેને પોતાના કરેલા એવા એક પણ મહાપુણ્યની સ્મૃતિ હતી નહિ કે, જેના ફળ તરીકે તેને દેવાંગનાનું દર્શન થઇ શકે. એ સર્વ કારણોની એકત્રતાથી તે યુવકે એ બાળાને ધારી તો માનવી અબળા જ. તેણે અનુમાન કર્યું કેઃ "એ બાળાનું વય લગભગ બાર વર્ષનું જ હોવું જોઇએ." બાળાના મુખકમળમાંથી અપૂર્વ સૌન્દર્યનો પ્રવાહ વહ્યા કરતો હતો અને તેમાં મધુરતા તથા સરળતાનો સંપૂર્ણતાથી સમાવેશ થયેલો હતો. બાળાનું મુખમંડળ એટલું બધું સ્વચ્છ અને નિર્મળ હતું કે, દર્પણ પ્રમાણે તેમાં પણ છાયા પડી શકતી હતી. એના ગુલાબી હોઠોને જોતાં એવો જ ભાસ થતો હતો કે, જાણે જન્મથી એ હોઠોએ હાસ્યનો ત્યાગ કર્યો જ નથી અને હવે કરવાના પણ નથી. એનાં વિશાળ નેત્રો એટલાં બધાં ઉજ્જ્વળ અને સ્નિગ્ધ હતાં કે, કોઇથી તેમનું વર્ણન કરી શકાય તેમ હતું જ નહિ. ભ્રમરના

# દ્વિતીય પરિચ્છેદ

## આકર્ષણ

જ્યાં સુધી મહાતપસિંહ યોગિની સાથે વાતચીત કરવામાં રોકાયલો હતો, ત્યાં સુધી તે યુવક રાજપૂત દૂત તે બાગમાંથી બહાર ગયો ન હોતો. જતાં જતાં તે યુવાને એક સ્થાને એક બાળાને બેઠેલી જોઇ. એ બાળાને જોતાં જ તેની પોતાની ગતિ મંદ થઇ ગઇ અને પછી તો તે એકદમ જ ચાલતો અટકી પડ્યો. બાળા એક પાષાણના ઓટલાપર પગ નીચે લટકતા રાખીને ફૂલોનો ગજરો બનાવવાના કામમાં નિમગ્ન થઇ ગયેલી બેઠી હતી. એકાએક નજર પડવા છતાં પણ એ બાળાને નિર્જીવ પ્રતિમા ધારીને તે યુવક જરા પણ ઠગાયો નહિ; કારણ કે, ગજરો બનાવતાં તેના બન્ને હાથો એક સરખા ચાલતા પ્રત્યક્ષ જોવામાં આવી શકતા હતા. જો તે હીલતી ન હોત અને પાષાણમૂર્તિ પ્રમાણે સ્થિરતા ધારીને બેસી રહી હોત, તો પણ તેને કોઇ પણ મનુષ્ય નિર્જીવ મૂર્તિ ધારે, એ સર્વથા અશક્ય હતું; કારણ કે, આ સંસારમાં એવો અદ્વિતીય ચતુર શિલ્પકાર કોઇ પણ નથી કે, જે જડવસ્તુમાંથી એવી અતુલ સૌન્દર્યવતી મૂર્તિને નિર્માણ કરી શકે. શ્વેત રંગની સાથે રક્ત રંગનું મિશ્રણ કરીને જુઓ, તો એ બાળાના સૌન્દર્યની આપ કેટલેક અંશે કલ્પના કરી શકશો. તે યુવકને એ સ્થાનમાં પરી અથવા અપ્સરાને જોવાની આશા તો ન હોતી જ, એટલે તે એ બાળાને અપ્સરા પણ માની શક્યો નહિ. તેમ જ એને સ્વર્ગની દેવી પણ તે ન ધારી શક્યો; કારણ કે, સ્વર્ગની દેવીના દર્શનનો લાભ મળે, એટલો બધો તે યુવક પોતાને ભાગ્યશાળી સમજતો ન હોતો અથવા તેને પોતાના કરેલા એવા એક પણ મહાપુણ્યની સ્મૃતિ હતી નહિ કે, જેના ફળ તરીકે તેને દેવાંગનાનું દર્શન થઇ શકે. એ સર્વ કારણોની એકત્રતાથી તે યુવકે એ બાળાને ધારી તો માનવી અબળા જ. તેણે અનુમાન કર્યું કે: “એ બાળાનું વય લગભગ બાર વર્ષનું જ હોવું જોઇએ.” બાળાના મુખકમળમાંથી અપૂર્વ સૌન્દર્યનો પ્રવાહ વહ્યા કરતો હતો અને તેમાં મધુરતા તથા સરળતાનો સંપૂર્ણતાથી સમાવેશ થયેલો હતો. બાળાનું મુખમંડળ એટલું બધું સ્વચ્છ અને નિર્મળ હતું કે, દર્પણ પ્રમાણે તેમાં પણ છાયા પડી શકતી હતી. એના ગુલાબી હોઠોને જોતાં એવો જ ભાસ થતો હતો કે, જાણે જન્મથી એ હોઠોએ હાસ્યનો ત્યાગ કર્યો જ નથી અને હવે કરવાના પણ નથી. એનાં વિશાળ નેત્રો એટલાં બધાં ઉજ્જવળ અને સ્નિગ્ધ હતાં કે, કોઇથી તેમનું વર્ણન કરી શકાય તેમ હતું જ નહિ. ભમરના

રંગ સમાન એનાં કાળાં ભ્રૂ કર્ણપર્યન્ત વિસ્તરેલાં હતાં અને મનુષ્યની દૃષ્ટિને તે તત્કાળ પોતા તરફ આકર્ષતાં હતાં. કેવળ એના મુખના સૌન્દર્યને જોઇને જ તે યુવક મોહમુગ્ધ બની ગયો હતો, એમ ન હોતું; કિન્તુ એ બાળાની સુગોલ ગ્રીવા, બાહુ, પતલી કમર અને કોમળ ચરણ ઇત્યાદિ અવયવો પણ મનુષ્યના મનને મોહવશ કરવાને પૂર્ણ શક્તિમાન હતા. બાળાના એ અપૂર્વ રૂપરાશિના પાછલા ભાગમાં વિસ્તરેલા કૃષ્ણ કુંતલ—કાળા વાળ—એટલા બધા કાળા હતા કે, સંસારમાં એના જેવી કાળી કોઈ પણ વસ્તુ ભાગ્યે જ મળી શકે ! મુક્ત કેશકલાપ એટલો બધો મનોહર અને રમણીય દેખાતો હતો કે, અંબોડામાં એટલી બધી રમણીયતા આવી શકી હોત કે નહિ, એની શંકા જ હતી. બાળાએ એ સમયે લીલા રંગની સાડી પહેરેલી હતી અને લીલા રંગની સાથે કાળા વાળ એટલા બધા શોભાયમાન દેખાતા હતા કે, બીજા રંગ સાથે એટલી બધી શોભાનું દર્શન કદાપિ થઈ શકત નહિ. પુષ્પવાટિકામાં ગોદમાં પુષ્પ લઇને બેઠેલી એ બાળા એવી તો માધુર્યમયી દેખાતી હતી કે, સુન્દર ગૃહના મધ્યભાગમાં રત્નાલંકારોથી સજ્જિત થયેલી કામિની પણ એટલી અને એવી મધુરી ન દેખાય. પરંતુ સૌન્દર્યની એ સાક્ષાત્ પ્રતિમાનું નામ શું હશે વારુ ? યુવક એ અબળાનું નામાભિધાન જાણવાને બહુ ઉત્કંઠિત થવા લાગ્યો; પણ શું કરે ? લાચાર—નામ જાણવાનું તેની પાસે એક પણ સાધન હતું નહિ.

ઘણા વખત પછી બાળાએ ઊંચી નજર કરીને જોયું. એ ક્ષણે ગર્દન ઝુકાવીને બહુ વારથી ગજરો ગુંથતાં ગર્દન દુઃખી આવી હોય અને થાક ઊતારવાને જ તેણે માથું ઉચક્યું હોય ની ! એવો જ ભાસ થવા લાગ્યો. ઊંચી નજર કરતાં જ સામા ઊભેલા યુવકને એણે જોયો અને ચાર આંખોનો મેળાપ થઈ ગયો. દૃષ્ટાદૃષ્ટ થતાં જ યુવક લજ્જિત થઇને માથું નીચું નમાવી દીધું અને મનમાં કહેવા લાગ્યો કેઃ “અરે હું આ શું કરી રહ્યો છું ! એક અજ્ઞાત બાળાને વિમુગ્ધ પુરુષ પ્રમાણે એક દૃષ્ટિથી હું આટલી વારથી જોતો ઊભો રહ્યો છું, એ શું કહેવાય ? ધિક્કાર હો મને અને મારા આવા અપવિત્ર આચરણને ! !” મનમાં એવા એવા અનેક વિચાર કરતો નીચી નજર કરીને ધીમે પગલે તે ત્યાંથી ચાલતો થઈ ગયો અને બાળાની દૃષ્ટિથી અદૃશ્ય થતાં સુધી તેણે એક વાર પણ પુનઃ પાછળ દૃષ્ટિપાત ન કર્યો તે ન જ કર્યો.

થોડી વાર તો તે યુવકના મનમાં વિવેકનો અચલ અધિકાર રહ્યો, પરંતુ પુનઃ તે બાળાના અપ્રતિમ અને અનુપમેય સૌન્દર્યનું ચિત્ર હૃદયનેત્રો સમક્ષ આવતાં તેના તે વિવેકનો લોપ થઈ ગયો.

અને તેના સ્થાનમાં સ્વાભાવિક સ્ત્રીસ્નેહનો સંચાર થતાં તેના મુખમાંથી નૈસર્ગિક રીતે જ કવિ કુળગુરુ કાળિદાસકૃત 'શૃંગારતિલક' નામક કાવ્યનો પ્રથમ શ્લોક તાલસ્વરસહિત બહિર્ગત લાગ્યો:-

> 'बाहू द्वौ च मृणालमास्यकमलं लावण्यलीला जलं
> श्रोणी तीर्थशिला च नेत्रशफरं धम्मीलशैवालकम् ।
> कान्तायाः स्तनचक्रवाकयुगलं कन्दर्पबाणानलै-
> र्दग्धानामवगाहनाय विधिना रम्यं सरो निर्मितम्' ।।*

"અહા-કેવો અનુભવપૂર્ણ ભાવાર્થ! ખરેખર ઉપમા તો કાળિદાસ! તારા પિતાની જ છે! જો મને એ કાન્તાના કાયારૂપ સરોવરમાં સ્નાન કરવાનો પ્રસંગ મળે, તો કન્દર્પના બાણાનળથી દગ્ધ થયેલા મારા હૃદયને શાંતિ મળે ખરી કે નહિ? અવશ્ય-મળે, મળે ને મળે જ. ખરૂં જ કહ્યું છે કે;-

> 'उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
> दंडिनः पदलालित्यं माघे संति त्रयो गुणाः' ।। †

-શૃંગારરસમય કાવ્યોનું વાચન પણ કામાનળની શાન્તિનો એક સારામાં સારો અને રામબાણ ઉપચાર છે; એમાં તો લેશમાત્ર પણ સંશય નથી જ." આવી રીતે કેટલાક અસંબદ્ધ વિચાર કરતો ઉન્માદવશ થઇને તે યુવક માર્ગમાં વિચરવા લાગ્યો.

એ યુવકના ગયા પછી બાળા મનમાં વિચાર કરવા લાગી કે: "એ અપરિચિત તરુણ કોણ છે વારૂ? એની અવસ્થા વીશ વર્ષથી વધારે તો જણાતી નથી જ. એની કાંતિ કનકસમાન છે, કદમાં પણ કેવો મધ્યમ છે અને શરીરે પણ દૃઢ તથા બળવાન્ જણાય છે. એ શૂરવીરસમાન દેખાતો યુવાન્ કોણ હશે અને ક્યાંથી આવ્યો હશે વારૂ?"

---

* ભાવાર્થ-કામદેવના બાણની જ્વાળાથી બળતા પુરુષોને સ્નાન કરીને શાંત થવામાટે બ્રહ્મા-વિધાતા-એ સ્ત્રીની બે ભુજાઓ છે મૃણાલ-કમળદંડ જેમાં, સ્ત્રીનું મુખ છે કમળ જેમાં, લાવણ્યનો વિલાસ છે જળ જેમાં, કટિ છે ઉતરવાની સીડી જેમાં, નેત્રરૂપ છે બે મત્સ્યો જેમાં, બાંધેલા કેશરૂપ છે શૈવાલ જેમાં અને બે સ્તન છે ચક્રવાકપક્ષીનું જોડું જેમાં એવું (સ્ત્રીના શરીરરૂપ) રમણીય અને સુંદર સરોવર નિર્માણ કરેલું છે.

† ઉપમાનો ગુણ કાલિદાસનો જ છે, અર્થગૌરવ ભારવિના લેખમાં વિશેષ છે, પદલાલિત્ય દંડીન્ કવિની કૃતિમાં અધિક દૃષ્ટિગોચર થાય છે અને માઘ કવિની રચનામાં સાધારણતઃ કિંવા સમાન ભાવે એ ત્રણે ગુણોનો સમાવેશ થયેલો જોવામાં આવે છે.

રંગ સમાન એનાં કાળાં ભ્રૂ કર્ણપર્યન્ત વિસ્તરેલાં હતાં અને મનુષ્યની દૃષ્ટિને તે તત્કાળ પોતા તરફ આકર્ષતાં હતાં. કેવળ એના મુખના સૌન્દર્યને જોઇને જ તે યુવક મોહમુગ્ધ બની ગયો હતો, એમ ન હોતું; કિન્તુ એ બાળાની સુગોલ ગ્રીવા, બાહુ, પતલી કમર અને કોમળ ચરણ ઇત્યાદિ અવયવો પણ મનુષ્યના મનને મોહવશ કરવાને પૂર્ણ શક્તિમાન્ હતા. બાળાના એ અપૂર્વ રૂપરાશિના પાછલા ભાગમાં વિસ્તરેલા કૃષ્ણ કુંતલ–કાળા વાળ–એટલા બધા કાળા હતા કે, સંસારમાં એના જેવી કાળી કોઇ પણ વસ્તુ ભાગ્યે જ મળી શકે! મુક્ત કેશકલાપ એટલો બધો મનોહર અને રમણીય દેખાતો હતો કે, અંબોડામાં એટલી બધી રમણીયતા આવી શકી હોત કે નહિ, એની શંકા જ હતી. બાળાએ એ સમયે લીલા રંગની સાડી પહેરેલી હતી અને લીલા રંગની સાથે કાળા વાળ એટલા બધા શોભાયમાન દેખાતા હતા કે, બીજા રંગ સાથે એટલી બધી શોભાનું દર્શન કદાપિ થઇ શકત નહિ. પુષ્પવાટિકામાં ગોદમાં પુષ્પ લઇને બેઠેલી એ બાળા એવી તો માધુર્યમયી દેખાતી હતી કે, સુન્દર ગૃહના મધ્યભાગમાં રત્નાલંકારોથી સજ્જિત થયેલી કામિની પણ એટલી અને એવી મધુરી ન દેખાય. પરંતુ સૌન્દર્યની એ સાક્ષાત્ પ્રતિમાનું નામ શું હશે વારૂ? યુવક એ અબળાનું નામાભિધાન જાણવાને બહુ ઉત્કંઠિત થવા લાગ્યો; પણ શું કરે? લાચાર–નામ જાણવાનું તેની પાસે એક પણ સાધન હતું નહિ.

ઘણા વખત પછી બાળાએ ઊંચી નજર કરીને જોયું. એ ક્ષણે ગર્દન ઝુકાવીને બહુ વારથી ગજરો ગુંથતાં ગર્દન દુઃખી આવી હોય અને થાક ઊતારવાને જ તેણે માથું ઉચક્યું હોય ની! એવો જ ભાસ થવા લાગ્યો. ઊંચી નજર કરતાં જ સામા ઊભેલા યુવકને એણે જોયો અને ચાર આંખોનો મેળાપ થઇ ગયો. દૃષ્ટાદૃષ્ટ થતાં જ યુવકે લજ્જિત થઇને માથું નીચું નમાવી દીધું અને મનમાં કહેવા લાગ્યો કે: "અરે હું આ શું કરી રહ્યો છું! એક અજ્ઞાત બાળાને વિમુગ્ધ પુરુષ પ્રમાણે એક દૃષ્ટિથી હું આટલી વારથી જોતો ઊભો રહ્યો છું, એ શું કહેવાય? ધિક્કાર હો મને અને મારા આવા અપવિત્ર આચરણને!!" મનમાં એવા એવા અનેક વિચાર કરતો નીચી નજર કરીને ધીમે પગલે તે ત્યાંથી ચાલતો થઇ ગયો અને બાળાની દૃષ્ટિથી અદૃશ્ય થતાં સુધી તેણે એક વાર પણ પુનઃ પાછળ દૃષ્ટિપાત ન કર્યો તે ન જ કર્યો.

થોડી વાર તો તે યુવકના મનમાં વિવેકનો અચલ અધિકાર રહ્યો, પરંતુ પુનઃ તે બાળાના અપ્રતિમ અને અનુપમેય સૌન્દર્યનું ચિત્ર હૃદયનેત્રો સમક્ષ આવતાં તેના તે વિવેકનો લોપ થઇ ગયો

અને તેના સ્થાનમાં સ્વાભાવિક સ્ત્રીસ્નેહનો સંચાર થતાં તેના મુખ-માંથી નૈસર્ગિક રીતે જ કવિ કુળગુરુ કાળિદાસકૃત 'શૃંગારતિલક' નામક કાવ્યનો પ્રથમ શ્લોક તાલસ્વરસહિત બહિર્ગત લાગ્યો:-

'बाहू द्वौ च मृणालमास्यकमलं लावण्यलीला जलं
श्रोणी तीर्थशिला च नेत्रशफरं धम्मीलशैवालकम् ।
कान्तायाः स्तनचक्रवाकयुगलं कन्दर्पबाणानलै-
र्दग्धानामवगाहनाय विधिना रम्यं सरो निर्मितम्' ॥*

"અહા-કેવો અનુભવપૂર્ણ ભાવાર્થ! ખરેખર ઉપમા તો કાળિદાસ! તારા પિતાની જ છે! જો મને એ કાન્તાના કાયારૂપ સરોવરમાં સ્નાન કરવાનો પ્રસંગ મળે, તો કન્દર્પના બાણાનળથી દગ્ધ થયેલા મારા હૃદયને શાંતિ મળે ખરી કે નહિ? અવશ્ય-મળે, મળે ને મળે જ. ખરૂં જ કહ્યું છે કે;-

'उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
दंडिनः पदलालित्यं माघे संति त्रयो गुणाः' ॥ †

-શૃંગારરસમય કાવ્યોનું વાચન પણ કામાનળની શાન્તિનો એક સારામાં સારો અને રામબાણ ઉપચાર છે; એમાં તો લેશમાત્ર પણ સંશય નથી જ." આવી રીતે કેટલાક અસંબદ્ધ વિચાર કરતો ઉન્માદવશ થઇને તે યુવક માર્ગમાં વિચરવા લાગ્યો.

એ યુવકના ગયા પછી બાળા મનમાં વિચાર કરવા લાગી કે: 'એ અપરિચિત તરુણ કોણ છે વારૂ? એની અવસ્થા વીશ વર્ષથી વધારે તો જણાતી નથી જ. એની કાંતિ કેતકસમાન છે, કદમાં પણ એવો મધ્યમ છે અને શરીરે પણ દૃઢ તથા બળવાન્ જણાય છે. એ શૂરવીરસમાન દેખાતો યુવાન્ કોણ હશે અને ક્યાંથી આવ્યો હશે વારૂ?"

* ભાવાર્થ-કામદેવના બાણની જ્વાળાથી બળતા પુરુષોને સ્નાન કરીને શાંત થવામાટે બ્રહ્મા-વિધાતા-એ સ્ત્રીની બે ભુજાઓ છે મૃણાલ-કમળદંડ જેમાં, સ્ત્રીનું મુખ છે કમળ જેમાં, લાવણ્યનો વિલાસ છે જળ જેમાં, કટિ છે ઉતરવાની સીડી જેમાં, નેત્રરૂપ છે બે મત્સ્યો જેમાં, બાંધેલા કેશરૂપ છે શેવાલ જેમાં અને બે સ્તન છે ચક્રવાકપક્ષીનું જોડું જેમાં એવું (સ્ત્રીના શરીરરૂપ) રમણીય અને સુંદર સરોવર નિર્માણ કરેલું છે.

† ઉપમાનો ગુણ કાલિદાસનો જ છે, અર્થગૌરવ ભારવિના લેખમાં વિશેષ છે, પદલાલિત્ય દંડીન્ કવિની કૃતિમાં અધિક દૃષ્ટિગોચર થાય છે અને માઘ કવિની રચનામાં સાધારણતઃ કિંવા સમાન ભાવે એ ત્રણે ગુણોનો સમાવેશ થયેલો જોવામાં આવે છે.

એવા વિચારો કરતી એ બાળા પોતાના અડધાપડધા ગુંથેલ ગજરાને લઇને ઊઠી ઊભી થઈ. ત્યાંથી ચાલીને તે મહાતપસિંહના અંતઃપુરમાં આવી અને તરત એક સુસજ્જિત ઓરડામાં પેસી ગઇ ઓરડામાં એક પલંગ બિછાવેલો હતો. બાળા પ્રથમ તો એ પલંગપર બેસી ગઈ અને થોડી વાર બેઠા પછી તેપર લેટી ગઇ. પાછી તે ઊઠીને બેઠી થઈ અને કાંઇક વિચાર કરીને વરુણસિંહના અંતઃપુર તરફ ચાલવા લાગી. એ તો અમો વાર્તાના આરંભમાં જ જણાવી ચૂકયા છીએ કે, અંતઃપુરવાસિની અબળાઓના આવજાવની સગવડમાટે વચ્ચેથી એક ગુપ્તમાર્ગ કાઢેલો હતો. એ માર્ગમાં થઇને જ એ બાળા ત્યાં આવી હતી: વરુણસિંહના રણવાસમાં પ્રવેશ કરતાં જ પ્રથમ જે દાસી મળી તેને એણે પૂછ્યું કે: "પ્રમીલા ક્યાં છે વારૂ?"

"પેલા ઓરડામાં બેઠાં." દાસીએ એક સુસજ્જિત ઓરડા તરફ અંગુલીનિર્દેશ કરીને કહ્યું.

બાળા તરત તે ઓરડા ભણી ચાલી ગઈ, પણ તે ઓરડામાં પણ જ્યારે કોઈ તેના જોવામાં ન આવ્યું ત્યારે તે નિરાશ થઇને ત્યાંથી પણ પાછી ફરી. એટલામાં એક સમવયસ્કા બાળા પોતાની પાસે જ આવતી તેની નજરે પડી. તેને આવતી જોઇને એ બાળા હતી ત્યાં જ ઊભી રહી ગઈ. બીજી બાળાએ નિકટ આવીને પોતાના નાનકડા ઘુંઘટમાંથી એક અપૂર્વ સુન્દર મૂર્ત્તિને બહાર કાઢી. બાગમાં બાળાએ જે ગજરો હાલમાં જ ગુંથ્યો હતો અને જેને તે પોતાની સાથે જ લેતી આવી હતી, તે ગજરાને તેણે તે બીજી બાળાના ગળામાં પહેરાવી દીધો.

તેની આવી ચેષ્ટાને જોઇને તે બીજી બાળા બોલી કે: "ત્યારે તો આજે લાવણ્યમયીએ પ્રમીલાના ગળામાં વરમાળા આરોપીને તેની સાથે વિવાહ કર્યો, એમ જ કે નહિ?". એમ બોલીને તે હસી પડી.

યદ્યપિ અમો એ બીજી નારીને પણ બાળાના નામથી જ બોલાવીએ છીએ, તથાપિ એને બાળા કહેવાનો અમોને બહુ જ થોડો અધિકાર છે. એની શારીરિક પૂર્ણતાને જોતાં સ્પષ્ટ જણાઈ આવતું હતું કે, એ બાળા કેટલેક અંશે યુવતિ નામના અધિકારને પ્રાપ્ત થઈ ચૂકી હતી. અમે જો કે બીજી બાળાને પ્રથમ બાળાની સમવયસ્કા કહી ચૂકયા છીએ, પરંતુ વાસ્તવિકતાથી જોતાં તે પ્રથમ બાળાથી વયમાં બે વર્ષ મોટી હતી. એ તો વાચકો જાણી જ ગયા હશે કે, પહેલીનું નામ લાવણ્યમયી અને બીજીનું નામ પ્રમીલા હતું. લાવણ્યમયીએ પ્રમીલાના પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર ન આપીને પોતાના ગુલાબી હોઠોને દાંતોમાં દબાવી તેના ગુલાબી ગાલપર નખવતી એક ચૂંટી ભરી લીધી.

"વારૂ; એ તો કહે કે, અત્યારે એકાએક આવીને તેં મારા આ
અંધકારમય ગૃહમાં પ્રકાશનો પ્રસાર કરી દીધો, એનું કારણ શું છે ?"'
પ્રમીલાએ સંભાષણનો આરંભ કરીને કહ્યું.

"તું ઘણીક વાર અચાનક આવીને મારા અંધકારવ્યાપ્ત ગૃહમાં
પ્રકાશનો વિસ્તાર કરે છે, એનો બદલો વાળવામાટે જ." લાવણ્યમયીએ
પણ વિનોદનું ઉત્તર વિનોદથી જ આપ્યું.

"હું તારે ઘેર ક્યારે આવી હતી જો !" પ્રમીલાએ છણુકો કર્યો.

"ત્યારે મેં ક્યારે તારા ઘરમાં અજવાળું કર્યું છે જો !" લાવણ્ય-
મયી પણ તેવા જ ભાવથી છણુકો કરીને બોલી.

"બીજાના ઘરપર ચઢાઇ કરીને તું લડવા તો નથી આવીને ?"
પ્રમીલા જરાક ગંભીરતાના અભિનયથી બોલી.

"પોતાના ઘરમાં આવેલી જોઇને મને તું વિના કારણ ગાળો
ભાંડવાને તો તૈયાર નથી થઇ ગઇ ને ?" લાવણ્યમયીએ કહ્યું.

"પણ તને તો ગાળો બહુ જ ગમે છે ને !" પ્રમીલા બોલી.

"હા; પણ માત્ર તારા મુખની જ." લાવણ્યમયીએ કહ્યું.

લાવણ્યમયીનું એ વચન સત્ય હતું; કારણ કે, પ્રમીલાના મધુર
કંઠમાંથી નીકળતી ગાળો, તે ભાગ્યે જ ગાળો કહી શકાય, એમ હતું.
તેની ગાળ કોઈ જાદૂઇ અસરથી પ્રેમના કોમળ અને સ્નિગ્ધ સંભાષ-
ણના રૂપમાં ફેરવાઈ જતી હતી. પ્રમીલા એના ઉત્તરમાં કાંઇક બોલવા
જતી હતી, એટલામાં બહારથી કોઇના પગલાંનો અવાજ સાંભળવામાં
આવ્યો. એ અવાજ સાંભળતાં જ પ્રમીલા લાવણ્યમયીના હાથમાંથી
પોતાના હાથને છોડવીને વીજળીના વેગે અદૃશ્ય થઈ ગઇ. જે વેળાયે
પ્રમીલા પાછલે દરવાજે થઇને બહાર નીકળવા જતી હતી, તે વેળાયે
તેની ચાલવાની ગતિ જો કે અત્યંત તીવ્ર હતી, તથાપિ અજિતસિંહે
સામેના દ્વારમાંથી અંતઃપ્રવેશ કરીને તત્કાળ તેને જતી જોઈ લીધી.

એ ઓરડામાંથી નીકળીને પ્રમીલા જે ઓરડામાં ઊભી રહી,
તે ઓરડો એના કરતાં કાંઇક ન્હાનો હતો. લાવણ્યમયી પણ ધીમે
ધીમે ચાલતી તેની પાસે આવી પહોંચી. થોડી વાર સુધી તો બન્ને
સખીઓ ખૂબ ઠઠ્ઠા મશ્કરી કરતી હતી, પણ પછીથી લાવણ્યમયીને
કાંઇક યાદ આવવાથી તે ત્યાંથી ચાલતી થઇ અને જ્યાંથી આવી
હતી, તે માર્ગે પાછી ચાલી ગઈ.

લાવણ્યમયીના ચાલ્યા જવા પછી પ્રમીલા પાછી પોતાના પ્રથમના
ઓરડામાં આવી. એ વેળાયે અજિતસિંહ પલંગપર પડ્યો પડ્યો પુસ્તક
વાંચતો હતો. પ્રમીલાએ ઘરમાં આવીને પાછળનો દરવાજો વાસી

દીધો અને પછી સામેના બારણામાં ઝાંખીને જોયું. કોઇ હતું નહિ એટલે તે આવીને પલંગના એક ખૂણે અજિતસિંહના પગ પાસે શર્માતી અને સંકોચાતી ધીમેથી બેસી ગઇ. અજિતસિંહે તેની તરફ હસીને જોયું અને પુનઃ પુસ્તક વાંચવા માંડ્યું. પણ જીવ બધો પ્રમીલામાં ભરાયલો હોવાથી બે ચાર લીટી વાંચી ન વાંચી અને તે પણ સમજ્યા વિનાની જ. વળી તેણે વાંચવાનો પ્રયત્ન કર્યો પણ તાત્પર્ય કાંઇ પણ સમજવામાં ન આવ્યું. વાંચનમાં ચિત્ત ન લાગવાથી અંતે કંટાળીને તે પુસ્તકને મૂકી દઇને પ્રમીલાને તાકીતાકીને જોવા લાગ્યો. પ્રમીલા પણ તેને અભંગ ધ્યાનથી નિરખવા લાગી. એટલે અજિતસિંહ કહેવા લાગ્યો કે: "મનુષ્ય શું મનુષ્યને ખાઇ જાય છે કે?"

"ના; એમ કોણ કહે છે?" પ્રમીલાએ શર્માઇને ઉત્તર આપ્યું.

"ત્યારે આટલી બધી દૂર કેમ ન્હાસે છે? અહીં બેસવામાં આટલી બધી ગભરાય છે શાની?" અજિતસિંહે કહ્યું.

"જો વળી! ગભરાટ તે શાનો હોય?" પ્રમીલા છણકો કરીને બોલી.

"ગભરાટ નથી, ત્યારે જ તો સો ગાઉ દૂર બેઠી છે, જોને!" અજિતસિંહે અધીરતાનું બીજા રૂપમાં દર્શન કરાવ્યું.

"શું, આપ એમ ધારો છો કે, આપના ભયથી હું દૂર બેઠી છું?" પ્રમીલાએ શય્યામાં શૂરવીરતા બતાવીને કહ્યું.

"એમ નહિ તો બીજું વળી શું?" પ્રમીલાને ચીડાવવામાટે ખાસ કરીને અજિતસિંહે આ વાક્ય ઉચ્ચાર્યું.

એનું પ્રમીલા કાંઇ પણ ઉત્તર આપી શકી નહિ. તે હાસ્યમયી પ્રતિમા સાડીના છેડાથી મુખને ઢાંકીને હસતી હસતી સ્વામીના શરીરપર ઢળી પડી. અજિતસિંહે તે શારદીય ચંદ્રિકારાશિને પોતાની છાતી સરસી ચાંપીને પ્રેમથી ચુંબન કર્યું. પ્રમીલાના ગળામાં પુષ્પોની માળાને જોઇને તે પૂછવા લાગ્યો કે: "આજે તું ખૂબ શૃંગાર સજીને આવી છે ને શું!"

"એક દિવસ તમોએ મારા ગળામાં માળા પહેરાવી હતી અને આજે આ માળા લાવણ્યમયી પહેરાવી ગઈ છે. એ પણ તમારી ભગિની જ છે કે નહિ! એટલે કે, હું ભાઈ અને બહેન બન્ને જોડે પરણી છું." પ્રમીલાએ હસીને કહ્યું.

એ સમયે અજિતસિંહ પ્રમીલાના વીણાવિનિન્દિત મધુર કંઠસ્વરના શ્રવણમાં તલ્લીન થઈ ગયો હતો અને મદનના ગર્વનો ખર્વ કરનાર તેના કટાક્ષને જોયા કરતો હતો. વસ્તુતઃ અજિતસિંહનું ધ્યાન શી વસ્તુમાં હતું, એ અમારાથી કહી શકાય એમ નથી.

એ ક્ષણે બહારથી કોઇના ચરણોનો ધ્વનિ સંભળાયો. એ ધ્વનિ સાંભળતાં જ પ્રમીલા વળી પાછી પાછળના બારણાં ઉઘાડીને ત્યાંથી બહાર ન્હાસી ગઇ. પતિપત્નીના વિલાસનો અચાનક ભંગ થઈ ગયો.

---

## તૃતીય પરિચ્છેદ

### પ્રત્યાવર્તન

સંવત્ ૧૬૬૪ ની એક ભયંકર રાત્રિના સમયમાં આકાશમાંથી જળની મૂષળધાર વૃષ્ટિ થયા કરતી હતી, વાયુ પણ વિશેષ વેગથી ચાલતો હતો અને તેથી કેટલાંક બળવાન્ અને મહાન્ વૃક્ષો પણ નિર્મૂળ થઇને પોતાના આશ્રિત નાના રોપાઓ તથા જીવજંતુઓને દબાવતાં ભૂતલશાયી થઈ જતાં હતાં. એક તો અરણ્ય, તેમાં વળી અંધકાર અને અંધકારમાં જળવૃષ્ટિ તથા ચપળા–વીજળી–ના ચમકાટને જોઇને જાણે નિસર્ગદેવી આજે વિકટ હાસ્ય કરતી હોય ની ! એવો જ સર્વથા ભાસ થતો હતો.

અંધકાર એટલો બધો વિપુલ પરિમાણમાં વિસ્તરેલો હતો કે, પોતાનો હાથ પણ કોઇના જોવામાં આવી શકતો ન હોતો. એ ભયંકર સ્વરૂપધારી અરણ્યના જે વિભાગમાં વૃક્ષ અથવા બીજા કોઇ પણ પ્રકારના આશ્રયનું નામ નિશાન પણ ન હોતું, તે વિભાગ–સ્થાનમાં એક સંન્યાસિની કોઇ વાર ઊભી ઊભી અને કોઇ વાર બેસીને વિચાર કરતી દૃષ્ટિગોચર થતી હતી. કોઈ વૃક્ષતળે તે એટલામાટે ઊભી ન હોતી રહેતી કે, કદાચિત્ તે પડી જાય તો રક્ષાને સ્થાને ભક્ષા ન કરી નાખે. સંન્યાસિનીના શિરપર અતોનાત પાણી વર્ષતું હતું અને પ્રતિક્ષણ પવન મહારાજ તેને પૃથ્વીપર પાડી નાખવાની ચેષ્ટા કર્યા કરતો હતો. શરદીની વિશેષતાથી તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો હતો. બહુ વાર સુધી એમની એમ ઊભી રહેવાથી તે અકળાઇને થાકી ગઇ અને થરથર કંપતી ભૂમિપર બેસી ગઈ. એ ક્ષણે જ પાછો વીજળીનો ચમકાટ થયો.

એનાથી થોડાક અંતરપર આવેલા એક લતાકુંજમાં એવી જ રીતે આફતનો મારેલો એક તરુણ પુરુષ બેઠેલો જોવામાં આવતો હતો. વીજળીના ચમકાટમાં તેણે તે સંન્યાસિનીને જમીનપર પડતી જોઇ લીધી, ને એ ઘટનાને જોતાં જ તે યુવક તરત પોતાના સ્થાનેથી ઊઠીને તે સ્ત્રીની પાસે આવ્યો. આવતાની સાથે જ પ્રથમ એ યુવકનો હાથ તે સ્ત્રીના લલાટપર પડ્યો. તે અબળાનું આખું શરીર શીતલ [illegible] અને તેમાં ભયંકર કંપ થયા કરતો હતો. છતાં પણ

અદ્યાપિ તે ચેતનહીન થયેલી ન હોતી. યુવક પોતાના મુખને તે અબળાના મસ્તક પાસે રાખીને કહેવા લાગ્યો કે: "માતા! આ ભયંકર સ્થાનમાં આપને બહુ જ કષ્ટ થતું હશે; તો પાસે જ એક પર્ણકુટી છે, તેમાં ચાલો; ત્યાં આપને ઘણો જ આરામ મળશે."

સંન્યાસિની એ યુવકના આધારથી ઊઠીને ઊભી થઈ. એ ક્ષણે પુનઃ એક વાર વીજળીનો ચમકાટ થયો. એ પ્રકાશની સહાયતાથી યુવકે સંન્યાસિનીનું મુખ જોઈ લીધું અને આશ્ચર્યથી કહ્યું કે: "યોગિની દેવી!"

પરિચિત કંઠસ્વર સાંભળતાં જ યોગની બોલી કે: "કોણ શોભનસિંહ કે? કુમાર! તમો અહીં ક્યાંથી વારુ? કુન્દકુમારી ક્યાં છે?"

પ્રકૃતિની વિકરાલ ભૈરવ ગર્જનાને ભેદીને યોગિનીનો ક્ષીણ કંઠસ્વર શોભનસિંહનાં શ્રવણોમાં સંપૂર્ણતાથી પહોંચી ન શક્યો. માત્ર કુન્દકુમારીના નામના ઉચ્ચારને જ શોભન સાંભળી શક્યો. એણે જાણ્યું કે: 'પ્રતિભા કુન્દકુમારીના સમાચાર સાંભળવાની ઇચ્છા ધરાવે છે.' એટલે એણે ઉત્તરમાં જણાવ્યું કે: "ચાલો; પછી બધું કહી સંભળાવું છું."

કેટલેક અંશે અનુમાન અને કેટલેક અંશે વિદ્યુત્પ્રકાશની સહાયતાથી શોભનસિંહ પ્રતિભાને પર્ણકુટી પર્યન્ત સહીસલામત લઈ આવ્યો. ત્યાં પાણી બહુ જ ઓછા પારમાણમાં ટપકતું હતું, હવાનું પણ વધારે જોર ન હોતું અને તેથી વૃક્ષોને પણ પડવાની ભીતિ ન હોતી. પ્રતિભા શરદીથી અદ્યાપિ કંપ્યા કરતી હતી. કેટલીક વાર પછી જરાક હૂંફ આવતાં તે પૂછવા લાગી કે: "કુમાર! કુન્દકુમારીના કાંઈ સમાચાર મળ્યા કે?"

"નહિ, દેવી!" નિરાશાથી શોભને ઉત્તર આપ્યું. વચ્ચે માલતીગઢથી નીકળ્યા પછીનો કેટલોક વૃત્તાંત સંભળાવીને છેવટે તેણે કહ્યું કે: "આજે કેટલા દિવસથી કુન્દકુમારીને દિવસ અને રાત એક સરખી રીતે હું શોધ્યા કરું છું, પણ ક્યાંય એનો પત્તો મળી શકતો જ નથી. પણ સાથે મારો એવો પણ નિશ્ચય છે કે, કુન્દકુમારીનો નિવાસ આ અરણ્યમાં જ છે. મારા ધારવા પ્રમાણે ગઈ કાલે પણ તે મારા જોવામાં આવી હતી. મને જોતાં જ તે ન્હાસી ગઇ અને ત્યાર પછી તે સંધ્યાના અંધકારમાં ક્યાં છુપાઇ ગઈ, એની અદ્યાપિ મને ભાળ મળી શકી નથી!"

એ વાત સાંભળીને પ્રતિભાનું મુખ કાંઈક નિસ્તેજ થઈ ગયું. શોભનસિંહે યોગિનીને એ અરણ્યમાં આવવાનું કારણ પૂછ્યું અને ત્યાર પછી માલતીગઢના કુશળ સમાચારની પણ પૃચ્છા કરી. એ સર્વ પ્રશ્નોના

થોચિત ઉત્તર આપીને પ્રતિભા કહેવા લાગી કે: "કુમાર! તમારા તાએ તમોને પાછા બોલાવેલા છે. મેવાડમાં મુસલમાનો આવી ચૂકયા અને જે દિવસ જાય છે તેમાં યુદ્ધ થવાની તૈયારી છે. એટલા-ાટે તમારા પિતાએ એમ કહેવડાવ્યું છે કે, જો શોભનસિંહ મારો મરો પુત્ર હોય, તો તેણે આ સમયે જન્મભૂમિના હિતમાટે જીવનો-સર્ગ કરવાની ઇચ્છાથી યુદ્ધક્ષેત્રમાં ઉપસ્થિત થવું જ જોઇએ. પછી તો જેવી તમારી ઇચ્છા."

એ સંદેશ સાંભળીને પ્રથમ તો શોભનસિંહ કાંઈક વિચારમાં પડી ગયો અને થોડી વાર પછી કહેવા લાગ્યો કે: "દેવી! મારાથી પિતાની આજ્ઞાનો અનાદર કરી શકાય તેમ નથી. હું આ ક્ષણે જ આપની રજા લઇને ઘરભણી ચાલતો થાઉં છું. પણ ખેદ એટલો જ થાય છે કે, કુન્દકુમારીનો શોધ હું ન કરી શકયો અને વચ્ચે અચાનક યુદ્ધનું વિઘ્ન આવીને ઊભું રહ્યું!"

"કુન્દકુમારીને હું શોધીશ. અને એ બાળાનો પત્તો મળતાં જ હું એકલિંગજીના બાગમાં આવી પહોંચીશ. હવે તમો આ વિષયની જરા પણ ચિન્તા રાખશો નહિ." પ્રતિભાએ આશ્વાસન આપ્યું.

કેટલેક અંશે એ આશ્વાસનથી શોભનસિંહના હૃદયનો ભાર ઓછો થયો. પ્રભાતકાલિક બાલરવિનાં રક્તવર્ણ કિરણોના ઉદય સાથે જ અવસ્કંદ–તોફાન–અને જળવૃષ્ટિનો અંત થઈ ગયો. એ વેળાયે પ્રતિભાનાં ચરણોમાં પડી તેનો આશીર્વાદ લઇને શોભનસિંહ મેવાડ તરફ જવાને રવાના થઇ ગયો.

એ રાત્રિના તોફાન અને વર્ષાદથી એક બીજા માણસનું પણ ઘણું જ નુકસાન થઈ ગયું હતું. તે માણસ બીજો કોઈ નહિ, કિંતુ આપણો પૂર્ણ પરિચિત મુસલમાન સરદાર અબ્દુલ્લાખાન જ હતો. અબ્દુલ્લાનો તંબૂ બિલ્કુલ ફાટી જઇને હવામાં ઊડી ગયો હતો, ઘોડાઓ રસ્સી તોડીને ભાગી ગયા હતા, ઝાડની ડાળોથી દબાઈ જતાં ગાડીઓના ચૂરેચૂરા થઇ ગયા હતા, ખાવા પીવાની બધી ચીજો બિલ્કુલ બગડી ગઇ હતી અને બિચારી અમીના માથાથી પગ સુધી ભીંજાઇને પાણીમાં તરબોળ થઇ ગઇ હતી. અબ્દુલ્લાએ મહાકષ્ટ અને દુઃખ સાથે બાકી રહેલી રાત અમીનાના હાથને પકડી રાખીને ઊભે ઊભે જ જેમ તેમ કરીને વીતાડી. સવારમાં તોફાન અને વર્ષાનું બળ નરમ પડતાં અમીના કહેવા લાગી કે: "હું એક પળમાત્ર પણ હવે અહીં રહેવાની નથી. અત્યારે અને આ ક્ષણે જ હું તો દિલ્હી તરફ ચાલી જવાની છું."

એ પછી અબ્દુલ્લાએ પાસેના એક ગામમાંથી પાલખી અને ભોઇઓને બોલાવી મંગાવ્યા. અમીનાને પાલખીમાં બેસાડીને અને પોતે ઘોડેસવાર થઇને અબ્દુલ્લા પોતાના અનુચરોને દિલ્લીની દિશામાં પ્રયાણ કરવાની આજ્ઞા આપી દિલ્લી તરફ જવાને ચાલતો થયો. એમ સાંભળવામાં આવે છે કે, દિલ્લીમાં પહોંચ્યા પછી અબ્દુલ્લાએ બાદશાહ આગળ પોતાના ગુનાહને છુપાવવામાટે એવો ખોટો બચાવ કર્યો હતો કે: "સેનાપતિએ જ મને કાઢી મૂક્યો છે; કારણ કે, મારા જેવા એક અદના આદમીની મદદ લેવાની તેમની મરજી હોય, એમ જણાતું નથી. મારે લાચાર થઇને પાછા ફરવું પડ્યું છે."

જહાંગીર બાદશાહ જરાક ભોળા અને ઉદાર સ્વભાવનો હોવાથી તેણે એ વાતને ખરી માની લીધી અને વધારે કાંઇ પણ પૂછપરછ કરી નહિ, એટલે અબ્દુલ્લા નીરાંતે પોતાની પ્યારી અમીના સાથે અયશ આરામમાં પોતાના દિવસો વીતાડવા લાગ્યો.

---

## ચતુર્થ પરિચ્છેદ
### પુનઃ સંયોગ

લગભગ એક પ્રહર દિવસ ચઢી આવ્યા પછી સૂર્ય નારાયણે પોતાના જગજ્જીવક પ્રકાશનું દર્શન કરાવ્યું. પ્રતિભા તડકામાં બેસીને રાતની શરદીને હટાવવાનો પ્રયત્ન કરતી હતી. હજી સુધી એનાં ભીનાં વસ્ત્રો સૂકાયાં ન હોતાં. એટલામાં પાછળથી કોઇ સ્ત્રી આવીને પ્રતિભાને ગળે બાઝી પડી. પ્રતિભાએ મુખ ફેરવીને જોયું તો કાષાયવસ્ત્રધારિણી અને ચન્દનતિલકવિલાસિની કુન્દકુમારીને તેણે પોતાની દૃષ્ટિ સમક્ષ ઊભેલી જોઈ. આશ્ચર્યની સીમા !

પ્રતિભા એકસમયાવચ્છેદે વિસ્મિત, પુલકિત, સ્તંભિત અને વિચલિત થઇ ગઇ. એ વેળાએ કુન્દકુમારીને પ્રેમ કરવો કે ગાળો ભાંડવી, એનો પ્રતિભા કાંઈ પણ નિશ્ચય કરી શકી નહિ. અંતે કોપ કરી તેને પોતાની ગોદમાં ખેંચીને તે તિરસ્કારપૂર્વક કહેવા લાગી કે: "કુન્દકુમારી ! શું કેશવાચાર્યના શિક્ષણનું ફળ આ છે કે ?"

જે હેતુથી પ્રતિભાએ આ શબ્દો ઉચ્ચાર્યાં હતા, તે હેતુને કુન્દકુમારી તે ક્ષણે જ સમજી ગઇ. છતાં સ્ત્રીસ્વભાવને અનુસરી અજાણી બનીને તે પૂછવા લાગી કે: "કેમ વારુ ? મારો એવો તે શો અપરાધ થયો છે ?"

"તેં શો અપરાધ કર્યો છે તે બતાવું કે ? તું બ્રાહ્મણની કન્યા હોઇને એક ક્ષત્રિય કુમારમાં પ્રેમાસક્ત થયેલી છે; સ્ત્રી હોવા છતાં

કોઇને પણ કહ્યા વગર તું ઘરમાંથી બહાર ન્હાસી ગઇ છે અને આવા યૌવનના સમયમાં તું એકલી એકાટ ભિન્ન ભિન્ન પ્રાંતોમાં ભ્રમણ કરતી રહે છે; છતાં પણ ઉપરથી એવો સવાલ કરે છે કેઃ ' મારો એવો તે શો અપરાધ થયો છે?' ધિક્કાર છે તને અને તારી બુદ્ધિને!" પ્રતિભાએ કોપના આવેશથી કહ્યું. "આના કરતાં વધારે બીજો તે શો અપરાધ હોઇ શકે, એ તો બતાવ!"

કુન્દકુમારી ક્રોધ અને અભિમાનના ભાવથી પ્રતિભાની ગોદમાંથી ઊઠીને દૂર જઈ ઊભી રહી અને હાંફતી હાંફતી કહેવા લાગી કેઃ "તું મને શું સમજે છે? જરાક વિચાર કરીને બોલ."

"હું તને સતી નથી સમજતી." પ્રતિભાએ શબ્દોનો પ્રહાર કર્યો.

"ત્યારે તો તને અને તારા જીવનને સહસ્ર વાર ધિક્કાર છે! હું તે ભૂમિની સ્ત્રી છું કે જે ભૂમિની અબળાઓ પોતાના સતીત્વના સંરક્ષણમાટે અગ્નિની જ્વાળામાં પડીને જીવતી જ બળી જાય છે અને પ્રાણની આહુતિ આપી દે છે! એ વાતને તું ભૂલી ગઇ હોય, એમ જ જણાય છે!" કુન્દકુમારીએ અત્યંત કોપ દર્શાવીને કહ્યું.

"એ બધા પાપને છુપાવવાના પ્રકારો છે." પ્રતિભાએ તેના કોપની જ્વાળામાં બે પળી ઘૃત હોમ્યું.

"પાપને છુપાવવાના પ્રકારો કે?" કુન્દકુમારી છેડાયલી નાગિની પ્રમાણે ફૂત્કાર કરીને ગર્જતી કહેવા લાગી. "શું હું આ અસત્ય વચન ઉચ્ચારૂં છું કે? માત્ર અન્તર્યામી ભગવાન્ જ જાણે છે કે, જે પાપનું તું મારા શિરે આરોપણ કરે છે, તે પાપની હું અધિકારિણી થઇ નથી. શોભનસિંહને અરણ્યમાં બે ચાર વાર મેં જોયા હતા, પરંતુ હું તેમની પાસે ગઇ ન હોતી. એનું કારણ એ જ કે, શરીરશુદ્ધિનો કોઇ કાળે પણ સંહાર થવો ન જોઇએ!"

"તું મહાપાપિની છે." પ્રતિભા તેના બોલવાના ભાવાર્થને સમજવા છતાં તેની વધારે પરીક્ષા કરી લેવાના ઉદ્દેશથી બોલી.

હવે કોપના સ્થાને કુન્દકુમારીના મનમાં વેદના થવા લાગી અને તેના પરિણામે તેનાં નેત્રોમાંથી અશ્રુધારાનું વહન થવા લાગ્યું. તે રોતી રોતી જ બોલી કેઃ "જા; હવે હું તારી જોડે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવા નથી ઇચ્છતી."

પ્રતિભાએ તેના વચનથી જરા પણ કોપ ન કર્યો—સામી તે હસતી હસતી કહેવા લાગી કેઃ "અરે અભાગિની! હું તારી કોઇ વૈરિણી નથી."

કુન્દકુમારી આશ્ચર્યચકિત નેત્રોથી તેના મુખને નિહાળવા લાગી. એટલે પ્રતિભાએ પ્રથમ પ્રમાણે જ હસીને કહ્યું કે: "હું તારી માતા-ની સગી બહેન થાઉં છું, સમજી કે ?"

અંધકારવ્યાપ્ત રાત્રિમાં જેવી રીતે વીજળીના ચમકાટથી એકા-એક સર્વ વસ્તુઓ દૃષ્ટિગોચર થવા માંડે છે અને સર્વત્ર પ્રકાશ છવાઈ જાય છે, તેવી જ રીતે યોગિનીના એ વચનથી કુન્દકુમારીના મનમાં નવીન પ્રકારનો પ્રકાશ દેખાવા લાગ્યો. તે એકાએક પોતાના સ્થાનેથી ઊઠી અને ઊછળીને પ્રતિભાની ગોદમાં ભરાઇ ગઇ–તે પ્રતિભાના ગળામાં બન્ને હાથ નાખીને ડૂસકાં ભરી ભરીને રડવા લાગી. પ્રતિભા પણ થોડી વાર સુધી રડી અને પછી બોલી કે: "કુન્દકુમારી ! ખરેખર હું તારી માસી જ છું. જો એ સંબંધ ન હોત, તો તને આટલો બધો ઠપકો આપવાની મને કશી પણ અગત્ય હતી નહિ. ખાસ તને શોધવામાટે જ હું ભટકતી ભટકતી અહીં સુધી આવી છું. જો તારી સાથે રક્તનો સંબંધ વિધાતાએ ન સાંધ્યો હોત, તો મારે આટલા બધા પરિશ્રમો શામાટે વેઠવા પડત વારૂ ?"

કુન્દકુમારીને માતૃસ્નેહનો લેશમાત્ર પણ અનુભવ ન હોતો–એટલે સુધી કે, માતાના મુખનું દર્શન પણ તેણે કર્યું ન હોતું, એટલે માતાના મુખનું તેને જરાય સ્મરણ હતું નહિ. એટલામાટે પ્રતિભાને જ પોતાની જનની માની લઇને તેનાં ચરણોની રજને તે બાળાએ પોતાના માથાપર ચઢાવી અને ત્યાર પછી સજળ નેત્રોથી યોગિની તરફ જોઇને સદ્‌ગદિત સ્વરથી તે બોલી કે: "માતા !"

"મારી પુત્રી !" અશ્રુ વર્ષાવતી પ્રતિભાએ ઉભરાઇ જતા વાત્સલ્યથી આ શબ્દોને ઉચ્ચાર્યાં.

"તમો જ મારી માતા છો કે ?" કુન્દકુમારીએ પૂછ્યું.

"હવે તો એમ જ માની લેવાનું છે." પ્રતિભાએ આંસૂ લુછીને કહ્યું.

"માતા ! ત્યારે ખરેખર તમો મારાં માસી જ છો કે ?" કુન્દ-કુમારીએ પુનઃ પ્રશ્ન કર્યો.

"મારી સહોદરા જે સમયે બહુ જ અલ્પવયસ્કા બાલિકા હતી, તે સમયે જ અમારાં માતાપિતાનો પરમધામમાં નિવાસ થયો હતો. એ પછી બહુ બહુ કષ્ટ વેઠીને એને મેં પાળીપોષીને મોટી કરી અને ઉદયપુરના એક બ્રાહ્મણકુમાર વેરે પરણાવી દીધી હતી. હું પોતે સદાને માટે કૌમારવ્રત ધારણ કરીને કેશવાચાર્યની શિષ્યા થઈ હતી. તું મારી

એ જ સહોદરાની પુત્રી છે. સમજી કે?" પ્રતિભાએ કેટલોક પૂર્વ-વૃત્તાંત કુન્દકુમારીને કહી સંભળાવ્યો.

"ત્યારે માતા! આટલા દિવસ તમોએ મને એ વાત કેમ ન કહી વારુ?" કુન્દકુમારીએ પ્રેમસદ્ગદિત થઈને કહ્યું.

"જેમ એ વાત અત્યાર સુધી મેં કહી ન હોતી, તેમ જ હવે પછી હું એ વાત તને કહેવાની પણ ન હોતી. પણ આજે નિરુપાય થવાથી જ આ ભેદ મારે ઊઘાડવો પડ્યો છે!" પ્રતિભાએ કહ્યું. થોડી વાર રહીને પ્રતિભાએ પાછો સવાલ કર્યો કે: "કુન્દકુમારી! તું આવી રીતે ઘરમાંથી નાઠી શા માટે?"

"માતા! હું કોઈ પણ અનિષ્ટ ઉદ્દેશથી ઘરમાંથી બહાર નીકળી નથી." કુન્દકુમારીએ ઉત્તર આપ્યું.

"શું તેં શોભનસિંહમાટે જ ગૃહનો ત્યાગ ન હોતો કર્યો કે?" પ્રતિભાએ ભ્રૂધનુષ્ય ચઢાવીને કહ્યું.

"હા; શોભનસિંહના કારણથી જ નીકળી હતી; પરંતુ તેમની પ્રાપ્તિમાટે નહિ. એટલો જ ભેદ છે." કુન્દકુમારી બોલી.

"તો શું એને ભૂલી જવામાટે કે?" પ્રતિભાએ પૂછ્યું.

"ના; ભૂલી જવામાટે પણ નહિ." બાળાએ અટપટો જવાબ દીધો.

"ત્યારે શામાટે?" કંટાળેલી પ્રતિભા બૂમ મારીને બોલી.

"વારુ; ત્યારે સાંભળો, હું સમસ્ત વૃત્તાંત કહી સંભળાવું છું." એમ કહીને કુન્દકુમારી નીચેનો વૃત્તાંત વર્ણવવા લાગી:—

"આજે હું તમોને મારા હૃદયનો ભેદ ખોલી બતાવું છું; પણ કૃપા કરીને તમો એ વાત કોઈને પણ કહેશો નહિ. તે દિવસ તમારા સૂઈ જવા પછી હું શય્યામાંથી ઊઠી અને શોભનસિંહને કેટલીક વાતો કહેવામાટે મઠમાંથી બહાર આવી. પરંતુ પ્રથમ તો શોભનસિંહને મેં જ્યાં પૂર્વે જોયા હતા, ત્યાં એ વખતે જોયા નહિ. થોડીક વાર શોધ્યા પછી એક આમ્રવૃક્ષતળે શોભનસિંહને મેં અજિતસિંહ સાથે વાતચીત કરતા જોયા અને તેમના મુખથી મેં મારા નામનો ઉચ્ચાર થતો પણ સાંભળ્યો. મારું નામ સાંભળતાં જ તેમની વાતો સાંભળવાની મારા મનમાં સ્વાભાવિક જ વધારે ઇચ્છા થઈ આવી. હું લપાઈ છુપાઈને ધીમાં પગલાંથી ચાલતી તે આમ્રવૃક્ષની પાસે જઈ પહોંચી. ત્યાં પહોંચ્યા પછી મેં જે કાંઈ પણ સાંભળ્યું તેથી હું એકાએક ચમકી ગઈ. મેં સાંભળ્યું કે, શોભનસિંહ વિવાહ કરવા ઇચ્છતા હતા, પણ મને જોતાં જ તેમની એ વિવાહ વિષયક ઇચ્છાનો નાશ થઈ જતો હતો. વળી એ વાત પણ મારા જાણવામાં આવી કે, વિવાહ માટેના

અનેક માગાંને તેમણે જે અસ્વીકાર કર્યો હતો, તેનું મૂળ કારણ પણ હું જ હતી. એ સર્વ રહસ્યને જાણીને મેં મનમાં જ નિશ્ચય કર્યો કે, જો મને એ જોશે નહિ, તો અવશ્ય કોઈ પણ સ્ત્રી સાથે વિવાહ કરશે અને સુખી થશે. એવો નિશ્ચય કરીને હું ત્યાંથી ભાગી. ‘એ કોણ ?’ એવો શોભનસિંહે પોકાર કર્યો, પણ મને તેઓ જોઈ શક્યા નહિ. તે દિવસે અને તે ક્ષણે જ મેં એવી પ્રતિજ્ઞા કરી લીધી કે: ‘હું એમની દૃષ્ટિથી દૂરની દૂર જ રહેવાનો પ્રયત્ન કરીશ.’ બસ–માતા ! આવી ધારણાથી જ મેં માલતીગઢનો ત્યાગ કરેલો છે. ગુરુ કેશવાચાર્ય અને તમો તો એમ જ ધારી બેઠા હશો કે, કુન્દકુમારી મરી ગઈ હશે ! ખરૂં કે નહિ ?”

પ્રતિભા વિસ્મયતાપૂર્વક કુન્દકુમારીને શિરથી ચરણપર્યંત ધારી ધારીને જોવા લાગી. થોડા વખત પછી તે બોલી કે: “કુન્દકુમારી ! તું આ નિર્જનવનમાં એકલી કેમ રહે છે અને કયાં રહે છે ?”

“માતા ! હું એકલી નથી રહેતી. મને મારા જેવી એક બીજી અનાથા રાજપૂત બાળા મળી ગઈ છે એટલે હું અને તે સાથે મળીને એક જ પર્ણકુટીમાં વસીએ છીએ.” કુન્દકુમારીએ એક નવી વાત સંભળાવી.

“બસ; હવે એ બધા ઝગડાને નાખ ચૂલામાં અને તું મારી જોડે ચાલવા માંડ.” પ્રતિભાએ પોતાની ઇચ્છા દર્શાવી.

“કયાં ચાલું ?” કુન્દકુમારીએ પ્રશ્ન કર્યો.

“માલતીગઢ. બીજે કયાં ?” પ્રતિભાએ ઉત્તર આપ્યું.

“ચાલવાનું કારણ ?” કુન્દકુમારીએ પાછો સવાલ કર્યો.

“કારણ પૂછવાનું કાંઈ કારણ ?” પ્રતિભાએ કરડાકીથી કહ્યું.

“કારણ કે, હું ત્યાં ચાલવાની નથી.” કુન્દકુમારીએ કહેવા માંડ્યું: “મેં મારા મનની બધી વાતો તમોને જણાવી દીધી છે, એટલે વધારે કહેવાની કશી પણ અગત્ય નથી.”

“એ તો હું પણ જાણું છું કે તું ચાલવાની નથી; પણ હું પણ તને સાથે લીધા વિના અહીંથી જવાની નથી.” પ્રતિભાએ દૃઢતાથી કહ્યું.

પ્રતિભાએ કુન્દકુમારીને બહુ બહુ સમજાવી, પરંતુ કોઇ પણ ઉપાયથી તે હઠીલી બાળા વશ થઇ નહિ. ઉપદેશ, ધમકી અને શાંતિનો કશો પણ ઉપયોગ થયો નહિ. પ્રતિભાના સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા. અંતે કુન્દકુમારીએ પોતાનું સ્વરૂપ બતાવીને કહ્યું કે: “જોઉં તો ખરી કે, મને અહીંથી કોણ લઇ જાય છે તે !”

નિરુપાય થઇને પ્રતિભા ઊઠીને ઊભી થઇ અને કોપ દર્શાવીને કહેવા લાગી કે: “વારૂ જા; અને તારી ઇચ્છા હોય તેમ કર. આજથી તું મારી પુત્રી નથી અને હું તારી માતા નથી. હું આ ચાલી !”

હવે કુન્દકુમારીનો બધો મદ ઊતરી ગયો અને તે પ્રતિભાના ચરણોમાં પડીને નમ્રતાથી કહેવા લાગી કે: "નહિ, માતા! એમ ન બોલો કે: 'તું મારી પુત્રી નથી!' જ્યારે આ બળતા હૃદયને શાંત કરવાની તમોએ આટલી બધી કૃપા કરી છે, ત્યારે હવે એ શાંતિનો આમ તત્કાળ ભંગ કરવો તમોને ઉચિત નથી."

"જો તું મારી પુત્રી હોત, તો માતા હૃદયમાં શી વેદના ભોગવે છે, એની કલ્પના તેં કરી હોત અને અત્યાર સુધીમાં તો મારી ઇચ્છાને આધીન થઇને માર્ગે પણ પડી ચૂકી હોત. પણ તું મારી કોઇ પણ નથી." પ્રતિભાએ આંખોને લાલચોળ કરીને જણાવ્યું.

"તમારા 'તું મારી કોઈ પણ નથી!' એ વાક્યને સહન કરવાની હવે મારામાં શક્તિ નથી. આજે મને તમોએ જે વસ્તુ આપી છે, તે મને આ જન્મમાં પૂર્વે કોઈવાર પણ પ્રાપ્ત થઇ ન હોતી, અને હવે પછી મળવાની આશા પણ નથી. હું તમારી જોડે ચાલીશ, પણ મને પ્રથમ એટલું કહો કે:" કુન્દકુમારી વધારે બોલી શકી નહિ. એટલું જ બોલીને તે સ્થિર દૃષ્ટિથી પ્રતિભાના મુખનું અવલોકન કરવા લાગી.

"શું કહું?" ભગ્ન સ્વરથી પ્રતિભાએ પૂછ્યું.

"એ જ કે, જો હું ફરીથી તમારો ત્યાગ કરીને ક્યાંક ચાલી જવાની ઇચ્છા કરૂં, તો તમારે મને રોકવી નહિ: એ માટેનું મને વચન આપો." કુન્દકુમારીએ આશ્ચર્યજનક ઇચ્છા દર્શાવી.

"આમ કરવામાં મને કશો પણ વાંધો નથી." પ્રતિભાએ સમયને સાધી લેવાના ઉદ્દેશથી કહ્યું અને કુન્દકુમારીના કોમલ કપોલભાગમાં ચુંબન કર્યું. એ પછી બન્ને અબળાઓ ઊઠીને ઊભી થઇ અને કુન્દકુમારીની નૂતન સખી રાજપૂત બાળાને સાથે લઇને તેઓ ચાલવા લાગી. એ બાળાનું નામ રેવતી હતું. એનો વિશેષ વૃત્તાંત હવે પછી પાઠકવૃન્દના જાણવામાં આવશે. અસ્તુ.

---

## પંચમ પરિચ્છેદ
## અમરલીલા

"God bless the king, I mean the faith's defender;
God bless—no harm in blessing—the pretender;
But who pretender is, or who is King,—
God bless us all,—*that's* quite another thing."

*J. Byrom.*

આપણી વાર્તાના સમયમાં મેવાડરાજ્યની લગામ જગદ્વિખ્યાત

વીરશિરોમણિ મહારાણાશ્રી પ્રતાપસિંહના જ્યેષ્ઠ પુત્ર મહારાણા અમરસિંહના હાથમાં હતી, એ તો અમો આ ગ્રન્થમાં આગળ પણ અનેક વાર જણાવી ચૂકયા છીએ, એટલે એ વિશે વિશેષ લખવાની કશી પણ આવશ્યકતા નથી. અમરસિંહ જ્યારે આઠ વર્ષના વયનો હતો, ત્યારથી જ સંકટસમયમાં દીર્ઘકાળપર્યન્ત પોતાના પિતા સાથે વસેલો હોવાથી તેને સર્વ પ્રકારનાં સંકટો અને શુભ તથા અશુભ પ્રસંગોનો ગંભીર તથા ગહન અનુભવ થયેલો હતો. તે જ્યારે ઇ. સ. ૧૫૮૭ માં સિંહાસનારૂઢ થયો, ત્યારે પૂર્ણ યુવાવસ્થામાં હતો અને પોતાની બરોબરીના પુત્રો તથા શૂરવીર રાજપૂત યોદ્ધાઓના બળથી મંડિત હતો. સારાંશ કે, પ્રતાપસિંહ કરતાં રાજ્યારોહણ સમયે અમરસિંહને આત્મોન્નતિ તથા રાજ્યોન્નતિનાં અધિક અનુકૂલ સાધનો ઉપલબ્ધ થયાં હતાં, એમાં તો કશો પણ સંશય નથી.

મહારાણા પ્રતાપસિંહનો સર્વથી મહાન્ શત્રુ દિલ્લીનો શાહનશાહ અકબર તેના પરલોકવાસ પછી આઠ વર્ષપર્યન્ત જીવતો હતો. જો કે પ્રતાપ સાથેના યુદ્ધમાં અંતે બાદશાહનો વિજય થયો હતો; પરંતુ એ વિજય તેને ઘણો જ મોંઘો પડી ગયો હતો અને અંતે કંટાળીને તેને યુદ્ધવિગ્રહને બંધ જ કરી દેવો પડ્યો હતો. અકબરે પોતાના જીવનકાળમાં અમરસિંહની જરા પણ છેડ કરી ન હોતી તેમ જ અમરસિંહે પણ પ્રબળ મુગલો સાથે વિનાકારણ વિગ્રહ કરવાનું ઉચિત ધાર્યું ન હોતું. એટલામાટે જ્યાં સુધી અકબર જીવતો રહ્યો, ત્યાં સુધી મેવાડના દિવસો શાંતિમાં વીતી ગયા. એ અવકાશમાં અમરસિંહે પોતાના રાજ્યમાં અનેક સુધારાનાં કાર્યો કરી લીધાં; એટલે કે, પૃથ્વીના વિભાગો નવી રીતિથી કરવામાં આવ્યા, જાગીરદારોને નવીન જાગીરો અપાઇ અને જાગીરદારોની નોકરીના નિયમો પણ બાંધવામાં આવ્યા. અમરસિંહે પદવીધરોની પદવીઓને સ્થિર કરી દીધી કે જે આજ સુધી પણ જેમની તેમ જ ચાલી આવે છે. એવી જ રીતે બીજા પણ અનેક પ્રકારના નિયમો બનાવ્યા. પાઘડી કેવી અને કેવા ઘાટની બાંધવી જોઇએ એ માટેનો પણ ખાસ નિયમ કરવામાં આવ્યો. એ પાઘડી 'અમરશાહી પાઘડી'ના નામથી ઓળખાય છે અને મેવાડની રાજસભાના મોટા મોટા ઉમરાવ અને જાગીરદારો એ જ પાઘડી આજ સુધી બાંધતા જોવામાં આવે છે.

એ પ્રમાણે અમરસિંહનો સમય સ્વસ્થતા અને શાંતિમાં જ વ્યતીત થવા લાગ્યો; પણ એથી પ્રતાપસિંહે અંતકાળે ઉચ્ચારેલાં વાક્યોની સત્યતા સિદ્ધ થવા બેઠી હોય ની ! એવો રંગ દેખાવા લાગ્યો.

### "ગુજરાતી" પ્રેસે પ્રકટ કરેલા ગ્રન્થો

| | | |
|---|---|---|
| ૧ | વિવેકાનંદ વિચારમાળા ભાગ ૧ લો કર્મયોગ, ભક્તિયોગ, અને પ્રકીર્ણ ... ... | ૩–૮–૦ |
| ૨ | વિવેકાનંદ વિચારમાળા–ભાગ ૨ જો રાજયોગ; રામકૃષ્ણનું ચરિત્ર, વચનો વગેરે ... ... | ૩–૮–૦ |
| ૩ | વિવેકાનંદ વિચારમાળા ભાગ ૩ જો સંપૂર્ણ જ્ઞાનયોગ | ૩–૮–૦ |
| ૪ | વિવેકાનંદ વિચારમાળા ભાગ ૪ થો સાંખ્યદર્શન, પત્રો, ૧૪ પ્રકીર્ણ લેખો ... ... | ૩–૮–૦ |
| ૫ | વિવેકાનંદ વિચારમાળા ભાગ ૫ મો ૨૦ પ્રકીર્ણ લેખોનો સંગ્રહ ... ... ... | ૩–૮–૦ |

ભોગવિલાસમાં નિમગ્ન ન રહેવામાટેના પ્રતાપસિંહના ઉપદેશને ન ગણુકારીને અમરસિંહે પોતાના નિવાસમાટે એક સુંદર સરોવરના તીરપ્રાંતમાં એક ભવ્ય અને વિશાળ મહાલય બંધાવ્યો અને તેને 'અમરમહાલય'નું નામ આપવામાં આવ્યું. એ મહાલય અદ્યાપિ કાયમ છે. મેવાડના રાજપુરુષોએ એ પછી જે મોટા મોટા પથ્થરના મહાલયો બંધાવેલા છે અને જેમાં તેઓ અદ્યાપિ રહે છે, તે મહાલયોની બાંધણી કરતાં એ 'અમરમહાલય'ની બાંધણી સર્વથા જૂદા જ પ્રકારની છે. એટલે કે, તે સમયના 'ગોથિક્' શિલ્પ પ્રમાણે એની રચના કરાયલી છે. અસ્તુ. એ 'અમરમહાલય'ને તે સમયના કેટલાક લોકો 'વિલાસમંદિર'ના નામથી પણ ઓળખતા હતા. 'અમરમહાલય'નું એ વિલક્ષણ નામ પડવાનું કારણ શું હતું, એ જાણવામાટે ભૂતકાળને ભેદીને આપણે એ મહાલયમાં પ્રત્યક્ષ પ્રવેશ કરવો જોઇશે; તો ચાલો પાઠકો તથા પાઠિકાઓ, આપણે અમરમહાલયમાં પ્રવેશ કરીએ અને તેમાંની અમરલીલાનું અવલોકન કરીને મનમાં ઉત્પન્ન થયેલી આતુરતાને શાંત પાડીએ.

રાત્રિ લગભગ એક પ્રહર જેટલી વીતી ગઇ હતી. એ વેળાયે અમરમહાલયમાં અનેક દીપકોનો દિવસ સમાન પ્રકાશ વિસ્તરેલો જોવામાં આવતો હતો અને તે પ્રકાશ સરોવરના સ્વચ્છ સલિલમાં પ્રતિબિંબિત થતાં જાણે ત્યાં નીચે તથા ઉપર મળીને બે મહાલયો અસ્તિત્વ ધરાવતા હોય નો ! એવો ઘડીભર ભ્રમ થઈ જતો હતો. ધીમે ધીમે આકાશમાં ચંદ્રમાનો ઉદય થતો જતો હતો અને તેથી સરોવરની સુન્દરતામાં વૃદ્ધિ થતી જોવામાં આવતી હતી. મહાલયનાં દ્વારપર સખ્ત ચોકી પહેરો રાખેલો હતો અને મહારાણાના ખાનગી દુરાચારી મિત્રો વિના બીજા કોઇને પણ અંદર જવા દેવાની પરવાનગી ન હોતી.

હવે આપણે જરા મહાલયના અંતર્ભાગમાં સંચાર કરીને ત્યાંનું અવલોકન કરીએ. અમરસિંહ જે વચલા ઓરડામાં બેસીને વિલાસ અથવા બીજા શબ્દોમાં કહીએ તો દુરાચાર સુખનો ઉપભોગ લેતો હતો, તે ઓરડાની લંબાઈ અને પહોળાઇ ચાળીસ કે પચાસ હાથથી ઓછી તો ન હોતી જ. એ ઓરડો ચોખૂણો હતો અને દરેક ભીંતમાં અનેક દરવાજા અને બારીઓ જોવામાં આવતાં હતાં. સ્થળે સ્થળે મોટાં મોટાં દર્પણો ભીંતે લટકતાં હતાં અને શૃંગારરસોત્પાદક કેટલીક છબિઓ પણ ત્યાં દૃષ્ટિગોચર થતી હતી. છતની કડીઓમાં ફૂલઝાડની કુંડીઓ લટકતી હતી અને બારીઓમાં દીપકમાળાની રચના કરેલી હતી. ઓરડામાં એક વિશાળ અને સારી કારીગરીનો બહુમૂલ્ય ગાલીચો પાથરેલો હતો અને તેની ઉપર

એક સ્થાને સુવર્ણનું રત્નજડિત એક સુંદર સિંહાસન ગોઠવેલું હતું. એ સિંહાસનના ઉપરિ ભાગમાં ચાર નાજુક થાંભલાઓને આધારે મોતીઓની ઝાલરવાળો જરીનો ભરેલો ચંદરવો છવાયલો હતો અને સિંહાસનમાં ગાદી તકિયા પણ એવા જ પ્રકારના રાખેલા હતા. સિંહાસન સમક્ષ ડાબી જમણી બન્ને બાજૂએ વીસ વીસ બીજાં નાનાં સુવર્ણાસનો ગોઠવેલાં હતાં અને સિંહાસનની આસપાસ ચામરધારિણી યુવતિઓને ઊભાં રહેવામાટેની વિપુલ જગ્યા રાખવામાં આવી હતી. સારાંશ કે, એ ઓરડાને એટલો બધો સુન્દર, સુશોભિત અને વિલાસમય બનાવવામાં આવ્યો હતો કે, જેની યથાર્થ કલ્પના ભાગ્યે જ કરી શકાય તેમ છે.

અત્યારે ઓરડામાં કેટલીક અતુલ રૂપવતી લલનાઓ નાના પ્રકારનાં વાદ્યયંત્રો તથા પક્ષવાદ્યો આદિને લઇને બેઠેલી અને તેમના સ્વરોને મેળવતી જોવામાં આવતી હતી. રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિ થતાં દૂરથી અમુક એક વિશેષ પ્રકારના સંગીતનો આલાપ સંભળાયો અને તે આલાપને સાંભળતાં જ તે સર્વ સુંદરીઓ ઊઠીને ઊભી થઇ ગઇ. થોડી વારમાં જ એ ઓરડામાં એક સ્વર્ગીય દેવીસમાન સૌન્દર્ય ધરાવતી સોળ શૃંગાર સજીને પધારેલી અનુપમ લાવણ્યવતી લલનાએ પ્રવેશ કર્યો અને તેને અન્ય સર્વ સુંદરીઓએ નમી નમીને નમસ્કાર કર્યા. એ બીજી બાળાઓ વાદ્યયન્ત્રોને વગાડીને સંગીતને આરંભતી હતી એટલામાં તે નવીન આવેલી અપ્સરાએ પોતાના ગાંધર્વકન્યા સમાન કંઠસ્વરથી કહ્યું કેઃ—

"ના;—હાલમાં આ ગાયનવાદનના વ્યવસાયને બંધ રાખો. મારા પ્રાણાધાર મહારાણાને પધારવા દ્યો એટલે અમો સાથે મળીને જ એ આનંદનો આસ્વાદ લઇશું."

બે ચાર ક્ષણમાં જ એક દાસીએ આવીને નમ્રતાથી કહ્યું કેઃ "મહારાણાજી પધારે છે."

એ સમાચાર સાંભળતાંજ સર્વ સુન્દરીઓ પોતપોતાના સ્થાનેથી ઊઠીને ઊભી થઇ ગઇ—તે નવીન સુંદરી પણ ધીમે ધીમે પોતાના આસનપરથી ઊઠી અને તેણે અમરસિંહ—મેવાડના મહારાણાને તેના કેટલાક રાતદિવસના મિત્રો સહિત ત્યાં આવતો જોયો. રાણાના આવતાં જ નમસ્કાર ચમત્કારનો પ્રકાર ચાલવા લાગ્યો. તે પોતાના આસનપર બેસી ગયો, અતુલ લાવણ્યવતી લલના તેની ડાબી બાજૂના બીજા આસનપર બેઠી, મિત્રો પણ સઘળા ગોઠવાઇ ગયા અને ગાયનવાદનની લીલાનો આરંભ થયો. એટલામાં અમરસિંહે આજ્ઞા કરી કેઃ "મદિરા લાવો અને નૃત્યસહિત ગાયન કરો."

આજ્ઞાનું તરત પાલન કરવામાં આવ્યું. દાસીઓએ મદ્યથી ભરેલી સુવર્ણસુરાહી અને સુવર્ણના પ્યાલાઓ એક સુવર્ણની થાળીમાં લાવીને હાજર કર્યાં. પેલી મુખ્ય સ્ત્રી પ્યાલા ભરી ભરીને અમરસિંહને મદ્ય પાવા લાગી. અમરસિંહ કાંઇ દારૂડિયો તો ન હોતો જ. માત્ર તબીયતને બહલાવવામાટે જ તે કોઇ કોઇ વાર કિંચિદ્ મદ્યપાન કરતો હતો. લગભગ ત્રણ ચાર પ્યાલા પીધા પછી તેના મગજમાં કાંઇક ખુમારી આવવા લાગી એટલે તેણે મદિરા પીવાનું બંધ કર્યું; અને ઉદ્ગાર કાઢયો કે: "યુદ્ધ અને વિગ્રહમાં જીવન વીતાડવા કરતાં આવા વિલાસમાં જીવનનો સદ્વ્યય કરવો એજ મનુષ્યાવતારની ખરી સાર્થકતા છે. મનોહારક હાસ્ય નૃત્યનો આરંભ હજી કેમ નથી કરાતો?"

આજ્ઞા થતાં જ રમણીઓ અથવા બીજા શબ્દોમાં બોલીએ તો વારવનિતાઓના હાવભાવ અને કટાક્ષયુક્ત નૃત્ય ગાનનો આરંભ થયો અને અમરના મિત્રોએ મદિરાનું પણ ઇચ્છા પ્રમાણે આનંદ અને સ્વતંત્રતાથી સેવન કરવા માંડ્યું. એ નૃત્ય ગાયનનો પણ અંતે કંટાળો આવવાથી અમરસિંહે તે મુખ્ય નારીને આજ્ઞા કરી કે: "દુલારી! હવે તું એક ચીજ સંભળાવ અને અમારા દિલને ઉન્મત્ત બનાવ. પણ ગાયન તારી દિલ્લીની ભાષામાં ગાજે કે, જેથી સર્વને વધારે કૌતુક થાય."

અહીં વાચકોએ જાણવું જોઇએ કે, એ દુલારી એક હિન્દુવેશ્યા હતી અને મૂળ દિલ્લીની રહેનારી હતી. અમરના વિલાસી સ્વભાવના સમાચાર સાંભળીને તે મેવાડમાં આવી હતી અને પોતે સંગીતશાસ્ત્રમાં પ્રવીણ તથા અતિશય રૂપવતી હોવાથી રાણાની બહુ જ પ્રિયપાત્ર થઇ પડી હતી. રાણાની આજ્ઞા થતાં જ સિતારના તારોને મેળવીને તેણે નીચે પ્રમાણે ગાવાની શરુઆત કરી:

### સંગીત

'કયસા જાદૂ કિયા સજની—મયઁ તો વ્યાકુલ હો ગઇ
સારી રયન નીંદ ન આવેરે હાં—કયસા.
હમરે પિયાકો લે આવો જાવોરી—કયસે કાટું દિન રતિયાં ઉન બિન
હમ પે ટોનવા જી કર ગયે—સુખ ચયન હર ગયે આજ રે હાં—કયસા.
હયફ હય મૌત હી આઇ ન કયામત આઇ;
ફિર સતાનેકો હમારે શબે ફુરકત આઇ;
દર્દને કયું ન મેરે હાલ પે કી હમ્દર્દી;
કયું ન હસરતકો મેરે હાલપે હસરત આઇ!—કયસા."

સંગીતની પૂર્ણાહુતિ થતાં જ સર્વના મુખમાંથી 'વાહ–વાહ–વાહ–વાહ'ના ઉદ્દગારો નીકળવા લાગ્યા અને અમરસિંહે દુલારીને ચુંબન તથા આલિંગનરૂપી ઇનામ આપીને તેની એ સેવાનો બદલો વાળી આપ્યો. એ પછી શૃંગારની ચેષ્ટાનો અંત આવ્યો અને તેના સ્થાનમાં દ્યૂતદેવી આવીને વિરાજમાન થયેલી દેખાવા લાગી. એટલે કે, અમરસિંહ પોતાના ખુશામદી મિત્રો સાથે જુગાર રમવામાં પ્રવૃત્ત થયો. રાણાના પ્રતિસ્પર્ધી રમનારાઓ તેને ખુશ કરવામાટે જાણી જોઇને હારી જતા હતા. રાણા તરફથી તેના એક પ્રતિનિધિ તરીકે બીજો જ માણસ પાસા ઢાળતો હતો અને રાણો બેઠો બેઠો જોયા કરતો હતો. રાણાની પાસે જ દુલારી ઊભી ઊભી પંખાવતી વાયુ ઢોળ્યા કરતી હતી. બીજી એક સુંદરી રાણાના ખોળામાં માથું મૂકીને લેટી ગઇ હતી અને મધુર સ્વરથી કાંઇક ગાયા કરતી હતી. એ દુલારીની એક સ્વરૂપવતી શિષ્યા હતી અને તે પણ રાણાને પ્રેમજાળમાં સપડાવવા માટેના પોતાથી બનતા પ્રયત્નો કર્યા કરતી હતી. થોડાક અંતરે એક બીજી નારી દર્પણ સમીપ બેસી નાકમાંની નથને હીલવતી પોતાના સૌન્દર્યના વસંત ઋતુનું દર્શન કરીને મનમાં હર્ષાતી હતી. એટલામાં બહારથી એક દરબાને આવીને સમાચાર સંભળાવ્યા કેઃ "બહાર કેટલાક સરદારો મહારાણાજીના દર્શનમાટે પધાર્યા છે અને અહીં આવવાની આજ્ઞા માગી રહ્યા છે."

"પાછો વળી એ જ યુદ્ધનો પ્રસ્તાવ કે ?" અમરસિંહે તે દ્વારપાળની વાત સાંભળતાં જ પોકાર કરીને કહ્યું.

"પાછો વળી એ જ યુદ્ધ અને વિગ્રહનો પ્રસ્તાવ કે ?" હજી તો રાણાના શબ્દો પૂરા બોલાયા પણ ન હોતા, એટલામાં તેના એક હાજી હા કરીને સત્યાનાશ કાઢનાર મિત્રે પ્રતિધ્વનિ સમાન તેના વાક્યનો પુનરુચ્ચાર કર્યો.

"કોઈ પ્રાંતમાં તો શું પણ કોઇ રાજ્યમાં પણ આજકાલ યુદ્ધનું નામ સાંભળવામાં આવતું નથી. આપણા દેશમાં પણ યુદ્ધ કે લડાઇનું નામ નિશાન નથી. પણ અહીંના નવરા સરદારોને લડાઇ વગર બીજું કોઇ કામ જ નથી સૂઝતું. એ દુઃખ તે કોની આગળ જઇને કહેવું !" બીજા એક સવાયા ખુશામદી ટટ્ટૂએ ટાપસી પૂરી.

"પૂર્વે જો કે યુદ્ધના પ્રસ્તાવો થતા હતા, પણ તે સમયે વિગ્રહની આવશ્યકતા હતી. અત્યારે એવી કશી પણ આવશ્યકતાને હું જોઇ શકતો નથી." અમરસિંહે કહ્યું.

"હા—આપ કહો છો, તે તો યુદ્ધનો જ કાળ હતો અને તેથી યુદ્ધ થાય એ સ્વાભાવિક જ હતું. તે કાળ તો એવો હતો કે, પ્રતિદિન વિગ્રહ થયા કરતો હતો અને ક્ષણે ક્ષણે એમાટેના પ્રસ્તાવો પણ થતા હતા. પણ અત્યારે કાંઇ તેવો સમય નથી." ત્રીજાએ હા જી હાનો વ્યાપાર ચલાવ્યો.

"હાલમાં તો લડાઇની કશી પણ જરૂર દેખાતી નથી. ત્યારે વના કારણ આપણને આવી અને આટલી બધી મંત્રણાની યંત્રણા શામાટે આપવામાં આવતી હશે, એ કાંઇ સમજી શકાતું નથી." ચોથાએ પોતાની મોભાગ્રબુદ્ધિનું પ્રદર્શન કરાવ્યું.

"જેમ સ્વાભાવિક રીતે જ અત્યારે યુદ્ધની આવશ્યકતા નથી, તેમ જ જાણી જોઇને વિગ્રહને ઉપસ્થિત કરવાનું પણ કાંઇ પ્રયોજન મને તો જણાતું નથી. જુઓ ને, રાજપૂતાનાના અત્યારે જેટલા રાજાઓ છે, તે સર્વેએ મુગલો સાથે સંધિ કરીને મિત્રતા કરી લીધી છે. માત્ર આપણા મહારાણાજી જ એ વિષયમાં અત્યાર સુધી કાંઇ પણ ધ્યાન નથી આપતા." પ્રથમ મિત્રે પોતાના સમાનશીલવ્યસન મિત્રોને ઉદ્દેશીને કહ્યું. પણ એ વાત અમરસિંહને સંભળાવવાનો જ તેનો અંતઃસ્થ હેતુ હતો.

"બાદશાહ સાથે મિત્રતા કરવામાં કેટલા બધા લાભો સમાયલા છે, એની અદ્યાપિ મહારાણાજીના મનમાં કલ્પના આવેલી નથી. જો આપણા રાણાજી બાદશાહ સાથે મૈત્રીનો સંબંધ બાંધી લે, તો તો પછી બીજું જોઇએ જ શું ? બાદશાહ આપણને કેટલીયે નવી નવી જાગીરો આપશે અને દિલ્લીમાં મહારાણાજીના નિવાસમાટે આવો જ એક મોટો મહાલય પણ બંધાવી આપશે." બીજા મિત્રે પોતાના મૂળ મંત્રની વિસ્તારથી ટીકા કરી સંભળાવી.

મહાલયનું નામ સાંભળીને દુલારી બોલી ઊઠી કે: "દિલ્લીમાં મહાલય બંધાય, તો તો આપણે બધાં ત્યાં જ જઇને વસીએ તો. અહીંના હવા પાણી કરતાં દિલ્લીનાં હવા પાણી વધારે સારાં છે."

"જો એમ બને, તો તો પછી આનંદનો અવધિ જ થઈ જાય ને શું !" દુલારીની શિષ્યાએ ટાપસી પૂરી.

"ચાલો ત્યારે મહારાજ ! આપણે દિલ્હીમાં જ જઇને આપણો નિવાસ કરીએ ને સુખમાં દિવસ વીતાડીએ. આ યુદ્ધપ્રિય સામંતોના ત્રાસથી તો આપણો છૂટકો થાય !" દુલારીએ આગળ પડીને ઉપદેશ કર્યો અને અમરસિંહના ઉત્તરની તે આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગી.

અમરસિંહે કોઇની વાતનો કશો પણ જવાબ આપ્યો જ નહિ. એ મૌનવ્રતનું કારણ એ હતું કે, જેમ તેના મનમાં શાંતિને ભોગવ-

વાની લાલસા હતી તેમ જ કીર્તિને મેળવવાની ઇચ્છાનો પણ નિવાસ હતો. હવે શાંતિને ભોગવવી કે કીર્તિને મેળવવાનો પ્રયત્ન કરવો, એ પ્રશ્નના ગંભીર વિચારમાં તે નિમગ્ન થઈ ગયો. ક્ષણે ક્ષણે રાણાના મનમાં ઉત્તેજનનો આવિર્ભાવ અને તિરોભાવ થવા લાગ્યો. પ્રથમ તેના મનમાં એ વિચાર આવ્યો કે: "યુદ્ધ કર્યા વિના જ પોતાના પૂર્વજોના રાજ્યને શત્રુ; અને તે પણ વળી વિધર્મી હિન્દુધર્મદ્રોહી શત્રુના હાથમાં સોંપી દેવું, એ શું મારા માટે ઉચિત છે કે? વિધર્મી સમ્રાટ્‌ના દાસત્વને સ્વીકારવાથી જ મારી શોભામાં વૃદ્ધિ થવાની છે કે શું? ના ના—કદાપિ નહિ!" એક ક્ષણે એવા વિચારોનો ઉદ્ભવ થતો હતો પણ અન્યક્ષણે તે કુલટા કામિનીઓનાં ચંદ્ર સમાન મુખમંડળોને જોતાં અને તેમની પ્રેમથી ભરેલી મીઠી મીઠી વાતોને સાંભળતાં જ તેનો એ બધો જુસ્સો ક્યાંનો ક્યાંય ચાલ્યો જતો હતો. અત્યંત સુસજ્જિત 'અમરમહાલય'ના દર્શનથી અને સરોવરની શોભા તથા પુષ્પવાટિકામાંના સુગંધથી તે બિલ્કુલ બાયલો બની જતો હતો; એટલે કે, વિલાસની એ વસ્તુઓનું સ્મરણ થતાં જ તેના શૌર્યનો અચાનક સંહાર થઇ જતો હતો.

દુર્ભાગી દ્વારપાળ ઉત્તરની આશામાં ને આશામાં ત્યાંનો ત્યાં જ પાષાણની પ્રતિમા સમાન નિશ્ચલ ઊભો હતો, પરન્તુ તેને કાંઇ પણ ઉત્તર ન મળવાથી તે નિરાશ થઈ ગયો અને મહાધર્મસંકટમાં આવી પડ્યો; કારણ કે, મહારાણાની આજ્ઞા વિના ત્યાંથી ખસી શકાય તેમ ન હોવાથી નિરુપાય થઇને તેને ત્યાં જ ઊભા રહેવાની ફરજ પડી.

હવે એમને આપણે એવી અવસ્થામાં જ છોડીને બહાર ખોટી થતા સરદારોની થોડી ઘણી ભાળ લઇએ. ચાલો ત્યારે, વાચકો, આપણે મહાલયમાંથી બહાર જઇએ.

---

## ષષ્ઠ પરિચ્છેદ

### ચંદાવત્ કૃષ્ણનો ઉપદેશ અથવા સુષુપ્તિ અને જાગરણ

"યુદ્ધથકી ગભરાય જે, નહિ તે ક્ષત્રિય બાળ;
રાજપૂત તે છે ખરો, જે થાય શત્રુનો કાળ.
દે શીતળતા સૂર્ય તો, સૂર્ય કદા ન કથાય;
તપ્ત તેજથી હીન તે, ષંઢ ચંદ્ર કહેવાય." અજ્ઞાત કવિ.

પૂર્ણિમાનો દિવસ આવતાં ન આવતાંમાં તો મેવાડના સર્વ સરદારો, જાગીરદારો અને રાજાઓ ઉદયપુરમાં આવીને એકઠા થઈ ગયા.

પૂર્ણિમાના દિવસે સંધ્યા સમયે યુવરાજ કિરણસિંહ સાથે મળીને સર્વે સરદારોએ એક સભા ભરી અને 'હવે પછી શું કરવું અને શું નહિ?' એ વિષયપર તે સભામાં વાદવિવાદ ચાલવા લાગ્યો. અંતે ઘણાક ઊહાપોહ પછી એવો નિશ્ચય કરવામાં આવ્યો કે: 'સર્વ સરદારોએ જઈને મહારાણાજીને વિપત્તિનો સમગ્ર વૃત્તાંત કહી સંભળાવવો અને જો એનું કાંઈ પણ સારું પરિણામ ન આવે, તો વિનયથી રાણાને વિલાસની નિદ્રામાંથી જાગૃત કરવાની ચેષ્ટા કરવી. પણ દુર્ભાગ્યયોગે જો એ ઉપાયનું પણ કાંઈ ફળ ન થાય, તો પછી ત્રીજો પ્રયત્ન એ કે, બળાત્કાર કરીને પણ રાણાને કર્તવ્યપાલનમાં પ્રવૃત્ત કરવા.' એ પ્રમાણે તેમણે પ્રથમ અને દ્વિતીય પ્રકારના પ્રયત્નો કરી જોયા, પણ એનું જ્યારે કશું પણ પરિણામ આવ્યું નહિ, ત્યારે તેમણે તૃતીય ચેષ્ટાનો ઉદ્યોગ કરવા માંડ્યો. એક દિવસ રાત્રિના સમયે સર્વ સરદારો એકઠા થઈને 'અમરમહાલય'ના દ્વાર પાસે આવીને ઊભા રહ્યા; કારણ કે, મહારાણો રાત્રિનો સમય બહુધા ત્યાં જ વીતાડતો હતો, એ વાતને તેઓ સારી રીતે જાણતા હતા. સરદારોએ ત્યાંના દ્વારપાળ દ્વારા કહેવડાવ્યું કે: “જઈને રાણાજીને કહો કે, સરદારો આપને મળવામાટે બહાર આવીને ઊભા છે.” એ સંદેશ લઈને દ્વારપાળ અમરસિંહ પાસે ગયો અને સંદેશ સંભળાવ્યો પણ ખરો, પરંતુ તે બિચારાને એનો કશો પણ જવાબ આપવામાં ન આવ્યો, એ આપણે ગત પરિચ્છેદના અંતમાં જાણી આવ્યા છીએ, એટલે એના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. અસ્તુ.

અંતે એ સરદારો જ્યારે બહાર ઊભા રહી રહીને બહુ જ કંટાળી ગયા અને તેમની આંખો દૂખવા આવી, ત્યારે રાણાના ઉત્તરની વાટ ન જોતાં જીવપર ઉદાર થઈને તેમણે તત્કાળ મહાલયમાં પ્રવેશ કર્યો. સર્વના અગ્રભાગે સાલુમ્બ્રા સરદાર ચંદાવત્ કૃષ્ણસિંહ હતો, તેની પાછળ માલતીગઢનો રાજા મહાતપસિંહ અને એની પછી અનુક્રમે બીજા સરદારોએ અમરમહાલયના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો. સર્વ સરદારોને આમ એકાએક પોતાના નેત્રો સમક્ષ આવી ઊભેલા જોઈને અમરસિંહ લજ્જિત, વિરક્ત અને દિઙ્મૂઢ જેવો બની ગયો. પણ અંતે કાંઈક હિમ્મત લાવીને તે કહેવા લાગ્યો કે: “સારા સરદારો! અહીં આપ અત્યારે શી ઈચ્છાથી આવેલા છો અને આપનો ઉદ્દેશ શો છે, તે સત્વર મને કહી સંભળાવો!”

સાલુમ્બ્રાસરદારે ધીરતા અને ગંભીરતાથી ઉત્તર આપ્યું કે: “અમો અત્યારે મહારાણાજીને ભ્રમાંધકારમાંથી ઊગારી લેવાને જ આવ્યા

છીએ અને આપને આ મોહની નિદ્રામાંથી જાગૃત કરવા એ જ અમારો ઉદ્દેશ છે.”

“પરંતુ આવી વિચિત્ર અને વિલક્ષણ રાજભક્તિનું ઉદાહરણ તો મેં કદાપિ જોયું ન હોતું અને સાંભળ્યું પણ ન હોતું. શું તમારું આ વર્તન તમોને યોગ્ય લાગે છે કે ?” અમરસિંહે વિરક્તદર્શક ભાવથી કહ્યું.

અમરસિંહના આ ઉદ્દ્ગાર સાંભળીને તેના ખુશામદી મિત્રો વચ્ચે ટાપસી પૂરીને હાજી હા કરતા બોલવા લાગ્યા કે: “ના; મહારાજ ! કદાપિ નહિ. કોઈ દેશમાં આવો બનાવ તો બન્યો જ નથી. જોવું તો દૂર રહ્યું, પણ સ્વપ્નમાં પણ આવી બીના જોવામાં નથી આવી, અને આ સરદારો—”

બસ એ ખુશામદી ટટ્ટૂઓ વધારે કાંઈ પણ બોલી શક્યા નહિ. તેમની વાત તેમના મોઢામાં જ રહી ગઈ; કારણ કે, મહાતપસિંહ પોતાની તલ્વારને ખેંચીને તેમના માથાપર જઈને ઊભો રહ્યો અને આંખોમાંથી અગ્નિના કણોને વર્ષાવતો કહેવા લાગ્યો કે: “આશા છે કે, હવે, આ ખુશામદી કૂતરાઓની જીભ શાન્ત થઈ જશે. જો એમ નહિ થાય તો તેને આ તલ્વારની ધારનો સ્વાદ ચાખવો પડશે.”

પુનઃ સાલુંબ્રાપતિ અમરસિંહને સંબોધીને કહેવા લાગ્યો કે: “આપનો જન્મ પ્રસિદ્ધ વીર અને પૂજનીય ‘શિશોદિયા’ વંશમાં થયેલો છે, એ વાતને શું આપ ભૂલી ગયા છો કે ? પોતાના પૂર્વજોની કીર્ત્તિનો શું આપના મનમાં જરા પણ વિચાર નથી થતો કે ? આપના વંશમાં અત્યાર સુધીમાં જે અનેક વીર પુરુષો થઈ ગયા છે, તે સર્વનાં નામોનો અત્યારે હું આપ સમક્ષ ઉચ્ચાર કરી જાઉં કે ?”

સરદારશિરોમણિ ચંદાવત્ કૃષ્ણ એમ બોલીને કેટલીક વાર સૂધી ચુપ રહ્યો અને કાંઇ પણ જવાબ ન મળવાથી પુનઃ વાગ્બાણને ચલાવતો કહેવા લાગ્યો કે: “રાજન્ ! જરા કમળમેરની વાતને યાદ કરો, પિતા પ્રતાપસિંહનાં સંકટોનું સ્મરણ કરો અને ક્ષત્રિયધર્મની સ્મૃતિને પણ તાજી કરો. અદ્યાપિ આપની સ્મરણશક્તિ એટલી બધી મલિન નથી થઇ ગઇ કે, એ સર્વ ઘટનાઓને આપ ભૂલી ગયા હો ! શું રાજસ્થાનની સ્ત્રીસેનાની કીર્ત્તિનાં ગીત આપના સાંભળવામાં નથી આવ્યાં કે? તેઓ પોતાનાં કોમળ શરીર પર લોહકવચ ધારણ કરીને અને પોતાના સુકોમળ હસ્તોમાં તલ્વાર ને ભાલા આદિ શસ્ત્રાસ્ત્રો ઉપાડી કેશકલાપને મુક્ત મૂકી ભગવતી ચંડીનો અવતાર લઇ સ્વદેશના રક્ષણમાટે અને સ્વાતંત્ર્ય તથા ધર્મના ઉદ્ધારમાટે શત્રુઓ સાથે રણભૂમિમાં લડીને પોતાના જીવનનો ઉત્સર્ગ કરી ગઇ છે—પરાધીનતાના

ાપથી સર્વથા અલિપ્ત રહીને પોતાની પાછળ જગત્‌માં અક્ષય્ય કીર્ત્તિને ોડી ગઇ છે, તો એટલું સામર્થ્ય પણ શું આપ પુરુષ હોવા છતાં ાથી ધરાવતા ?”

અમરસિંહ તો પ્રથમ પ્રમાણે નિરુત્તર જ રહ્યો. એટલે ચંદાવત્ સરદાર આગળ વધીને કહેવા લાગ્યો કેઃ “મહારાજ! મેવાડની એ અબળાઓ કોમળ કામિનીઓ હોવા છતાં પણ શું કરી ગઇ છે અને આપ કઠોર પુરુષ હોવા છતાં પણ કેવાં કાર્યોમાં નિમગ્ન થયેલા છો, એ અંતરાયનો વિચાર કરી જુઓ! જે મેવાડભૂમિનો બાર વર્ષનો સુકોમળ બાળક પણ અદ્દ્ભુત રણકૌશલ્યથી યુદ્ધ કરવાને ઉદ્યુક્ત થઈ જાય છે, તેજ ભૂમિના આપ એક પૂર્ણ યુવા પુરુષ અને નેતા હોવા છતાં સાધારણ મદનયુદ્ધમાં આમ પરાજિત થઇને નિરુત્સાહ થઇ ગયા છો, એનો આપના હૃદયમાં લેશમાત્ર પણ શોકયુક્ત પશ્ચત્તાપ નથી થતો કે? સૂર્યવંશના રાજા થઇને આવી રીતે કાયર અને બાયલા બનીને આપ બેસી રહો, એ મહાખેદનો વિષય છે. હજી તો પોતાના જીવનકાળમાં આપે ઘણાં ઘણાં મહાન્ કાર્યો કરવાનાં છે. આપ જાણો છો કે, અદ્યાપિ ચિત્તોડનો ઉદ્ધાર નથી થયો!”

જાણે ચંદાવત્ કૃષ્ણનો ઉપદેશ જરા પણ તે સાંભળતો ન હોય અને મૂક તથા બધિર જ બની ગયો હોય ની! તે પ્રમાણેજ અમરસિંહ કાંઇ પણ બોલ્યા વિના નીચું માથું કરીને બેસી રહ્યો હતો. ક્ષણે ક્ષણે ચંદાવત્ સરદારના મનમાંનો કોપાગ્નિ વધારે અને વધારે પ્રદીપ્ત થતો જતો હતો. તે આંખોને લાલચોળ કરી સિંહસમાન ગર્જનાથી પુનઃ બોલવા લાગ્યો કેઃ—

“અકબર સાથેના યુદ્ધનું કનિષ્ટ કે શ્રેષ્ઠ જે પરિણામ આવવાનું હતું તે આવી ચૂકયું હતું અને મહાપ્રતાપી પ્રતાપરાણાના જીવનના અંતિમ દિવસે મેવાડના મુખ્ય માંડલિક રાજાઓ અને સરદારો આપના પિતાની તૃણશય્યા સમક્ષ બેસી નીચું મુખ કરી નેત્રમાંથી અશ્રુ વર્ષાવ્યા કરતા હતા; અને આપ પોતે પણ એ સમયે પોતાના મરણોન્મુખ પિતા સમક્ષ બે હાથ જોડીને ઊભા હતા. જીવમાં અંતિમ યાતના થતી હોવા છતાં પણ પ્રતાપસિંહ અત્યંત અસ્પષ્ટ ધ્વનિથી “ચિત્તોડ! ચિત્તોડ!” એવો જ ઉચ્ચાર કર્યા કરતા હતા. એ ઘોષ સર્વના સાંભળવામાં આવ્યો હતો અને એથી સર્વનાં અંતઃકરણો અત્યંત વિહ્‌વળ થઇ ગયાં હતાં. થોડી વાર પછી પ્રતાપરાણાએ પોતાનાં નેત્રોને ઊઘાડ્યાં હતાં અને આપને જોઇને એક ગંભીર નિઃશ્વાસ નાખ્યો હતો. તેમની એવી અવસ્થા જોઇને મેં પૂછ્યું હતું કેઃ ‘મહા-

રાજ ! આપના હૃદયમાં શી વ્યથા થાય છે ? આપની યોગમયી શાન્તિનો ભંગ શાથી થાય છે ? મહારાજ ! અમો સર્વ આપ સમક્ષ ઊભા છીએ–કહો–આપના મનની શી ઇચ્છા બાકી રહી છે ?' એના ઉત્તરમાં પરલોકના પ્રવાસની તૈયારી કરતા રાણાજીએ એવાં વાક્યો ઉચ્ચાર્યાં હતાં કે: 'સરદાર ! હું મહાદુર્ભાગી છું ! મને મરણ પણ સુખપૂર્વક પ્રાપ્ત નથી થતું ! ચંદાવત્ ! કહો, કુમાર અમરસિંહ મારા વ્રતની પરિપૂર્ણતા કરશે ?' આપે એ ક્ષણે વીરાસન વાળી હાથ જોડીને કંપિત સ્વરે કહ્યું હતું કે: 'પિતાજી ! મારા વચનમાં વિશ્વાસ રાખો ! હું પિતાના વ્રતની પરિપૂર્ણતા કરીશ !' આપની એ પ્રતિજ્ઞાને સાંભળીને મહારાણા ફરી બોલ્યા હતા કે: 'વ્રતની ઉદ્યાપના કરીશ ? તારું સુકુમાર શરીર આવાં કષ્ટો સહન કરી શકશે ? છાતીએ આગની અંગીઠી બાંધીને સ્વદેશના ઉદ્ધારમાટે પોતાના પ્રાણ અર્પવાને તું સમર્થ થઇ શકીશ ખરો ?' એનું આપે શું ઉત્તર આપ્યું હતું, એ આપને સાંભરે છે ખરું કે ? ન સાંભરતું હોય, તો હું યાદ દેવડાવીશ. તે વીરત્વ-દર્શક ઉત્તર હતું કે: 'હા; પૂજ્ય પિતાજી ! હું સમર્થ થઇ શકીશ ! પ્રતાપનો પુત્ર કોઇ કાળે પણ અસત્ય ભાષણ કરે, એ સંભવે જ નહિ.' આપના એ આશ્વાસનથી પણ સંતોષ ન થવાથી પ્રતાપસિંહે પુનઃ શંકા દર્શાવીને કહ્યું હતું કે: "આ વેશ, આ પર્ણકુટી અને આ શય્યા–વિશેષ વૈભવ નહિ–બની શકશે કે ?" એના જવાબમાં આપે દૃઢતા બતાવીને જણાવ્યું હતું કે: 'એવો કુલાંગાર કોણ હોય કે, જે પોતાના પિતાની અંતકાળની આજ્ઞાનું ઉલ્લંઘન કરે ? પિતાજી મરતાં સૂધી હું ચિત્તોડના ઉદ્ધારનો પ્રયત્ન કરતો રહીશ. એ પ્રતિજ્ઞા હું ધર્મને સાક્ષી રાખીને કરું છું. આપની આત્મશક્તિ મારી સહાયિકા થાઓ !' એ પ્રતિજ્ઞા સાંભળી 'હવે હું સુખે મરીશ !' એમ બોલી મરણોન્મુખ મહા-રાણાએ આપને કંઇક સંકેત કર્યો અને આપે પોતાનું મુખ તેમના મુખ પાસે રાખ્યું. આપના મસ્તકપર હાથ રાખીને તેમણે આશીર્વાદ આપ્યો અને કહ્યું કે: 'આ પંક્તિને સદા સર્વદા સ્મૃતિમાં રાખજે: 'संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते' એમ કહીને મહારાણાએ મારા તરફ જોઇને કાંઇક વિકટ હાસ્ય કર્યું હતું. એનો ભાવાર્થ હું સમજી ગયો અને તે એ જ કે, આપનાં વચનોમાં તેમનો જોઇએ તેટલો વિશ્વાસ બંધાતો ન હોતો અને તેથી મેં તેમને એવું આશ્વાસન આપ્યું હતું કે: 'મહારાણાજી ! જ્યાં સૂધી હું જીવતો છું, ત્યાં સૂધી તો કુમાર પિતૃ-વ્રતનું ઉલ્લંઘન કરી શકશે નહિ. હું રાત દિવસ એનાપર ધ્યાન રાખીશ. આ મારું અંતિમ વચન છે. આપ નિશ્ચિન્ત થાઓ !'

એ પછી આપના પિતાના મુખમંડળમાં અપૂર્વ અને અલૌકિક હાસ્યની છટા દૃષ્ટિગોચર થવા લાગી. તે આસન્ન મરણ મુખમુદ્રામાં સ્વર્ગીય લાવણ્ય ઝળકવા લાગ્યું. તે હાસ્ય અને તે લાવણ્ય હજી તો દૃષ્ટિગોચર થતાં હતાં, એટલામાં અચાનક તે સ્વદેશપ્રેમી, પરમપુણ્યશીલ, વીરોના વીર, અર્જુનના અવતાર, મેવાડના ચક્રચૂડામણિ અને રાજસ્થાનના દિવ્યરત્ન મહાપુરુષે પોતાના આયુષ્યના મધ્યાહ્નકાળમાં જ પોતાનાં નેત્રોને સદાને માટે બંધ કરી લીધાં અને તેઓ પરિશ્રમથી મેળવેલું રાજ્ય આપના હાથમાં આપી ગયા. હવે આપને એ વાતોનો વિચાર કરવાનો છે, કાં તો મરણ સમયે પિતાને જે વચન આપે આપેલું છે, તેની પૂર્તિ કરો કે પછી આપને વિલાસમાં ન પડવા દેવાની અને પિતૃવ્રતથી ન ચળવા દેવાની મેં જે તે મહાપુરુષ સમક્ષ પ્રતિજ્ઞા કરી હતી, તેનું પાલન કરવાની મને સ્વતંત્રતા આપો !”*

પિતાના પરલોકપ્રયાણ સમયનું ચિત્ર નેત્રો સમક્ષ આવીને ઊભું રહેવાથી અમરસિંહનાં નેત્રોમાંથી બે ચાર અશ્રુબિન્દુ ટપકી પડ્યાં. છતાં પણ તેના ચિત્તમાં આવેશનો આવિર્ભાવ થયો નહિ અને તે કાંઈ પણ બોલ્યો નહિ. એટલે વૃદ્ધ ચંદાવત કૃષ્ણ પુનઃ ગર્જના કરીને કહેવા લાગ્યો કેઃ—

“મહારાજ ! ઉદયપુરનાં દ્વારપર્યન્ત તો શત્રુઓ આવી લાગ્યા છે, છતાં ઉદયપુરના રક્ષક હોવા છતાં આપ નિશ્ચિન્ત થઈને બેઠા છો અને ક્ષણિક ભોગવિલાસમાં પોતાના અમૂલ્ય જીવનનો વિનાશ કરી રહ્યા છો, એ શું આપને શોભા આપે છે કે? કદાચિત્ આપની એવી ધારણા હશે કે, મુગલોની આધીનતાનો અંગીકાર કરી લેવાથી હવે પછીનો સમસ્ત કાળ આનંદ અને સુખમાં જ વીતી જશે. પણ મહારાણાજી ! આપની એ આશા સર્વથા વ્યર્થ છે; વંધ્યાપુત્ર અને આકાશકુસુમ સમાન છે ! એ તો નિશ્ચયપૂર્વક જાણી લેજો કે; પરાધીનતાથી કોઈ કાળે પણ સત્ય સુખની પ્રાપ્તિ થઈ શકતી નથી. મહાન્ વિદ્વાનો પણ એમ જ કહી ગયા છે કેઃ

'पराधीनं वृथा जन्म परस्त्रीषु वृथा सुखम् ।
परगेहे वृथा लक्ष्मीर्विद्या या पुस्तके वृथा ” ॥ †

* ચંદાવત કૃષ્ણે પ્રતાપની કેવી સેવા બજાવી હતી, તેનું સવિસ્તર વર્ણન 'ગુજરાતી 'ની ઇ. સ. ૧૯૦૬ ની ભેટ 'હળદીઘાટનું યુદ્ધ' નામક પુસ્તકમાં આવી ગયું છે. આ સંભાષણમાં જે પ્રતાપ, અમરસિંહ અને ચંદાવત કૃષ્ણનાં ભૂતકાલિક વાક્યો આવે છે, તે બધાં તે ગ્રંથમાંનાં જ છે અને પ્રસં[illegible] અહીં લેવામાં આવ્યાં છે.

† વૃથા જન્મ પરતંત્ર ને, તેમ પરનારીભોગ;
પરગૃહમાં લક્ષ્મી વૃથા, પુસ્તકવિદ્યાયોગ.”

—અત્યારે તો આપની કદાચિત્ એવી જ માન્યતા હશે કે, વિધર્મી સમ્રાટ્ આધીન થઈ રહેવાથી કોણ જાણે કેટલાં બધાં વૈભવસુખો આવી મળશે; પરંતુ જ્યારે જરા જરા વાતમાં ભયંકર અપમાનને સહન કરવાના પ્રસંગો પ્રાપ્ત થશે, અત્યંત કરના ભારથી મસ્તક દબાવા માંડશે અને નાના પ્રકારની પીડાઓ ભોગવવી પડશે—જ્યારે આપનામાં સ્વતંત્રતાને પ્રકાશિત કરવાની અલ્પ શક્તિ પણ અવશિષ્ટ રહેવા નહિ પામે અને આજ્ઞા વિના એક પગલું ચાલવામાટે ભયંકર શિક્ષાને ભોગવવાનો સંભવ સ્પષ્ટ દૃષ્ટિગોચર થશે, ત્યારે જ પરતંત્રતામાં સુખ છે કિંવા દુઃખ છે, એની ખરી કલ્પના આપ કરી શકશો. પણ એવો અશુભ પ્રસંગ આવે તે પૂર્વે જ જાગૃત થાઓ; મહારાજ ! પોતાના પૂર્વજોની ઉજ્જ્વલ કીર્ત્તિને કલંકિત ન કરો; પોતાના નિષ્કલંક કુળને અધઃપાતથી બચાવી લ્યો—પિતાને આપેલા વચનનું યથાર્થ પાલન કરો. એમાં જ આપની અને અમો બધાની શોભા સમાયલી છે. મારાથી હવે વધારે બોલી શકાતું નથી.”

અમરસિંહે મૌનવ્રત ધારણ કરેલું હોવાથી ચંદાવત્ સરદારના એક પણ પ્રશ્નનું ઉત્તર આપ્યું નહિ. થોડી વાર સુધી બધા ચુપ થઇને ઊભા રહ્યા. ચંદાવતના મનમાં ધીમે ધીમે ક્રોધ અને ધૃણાનો એક સમયાવચ્છેદે ઉદય થવા લાગ્યો. તેને જાણે પોતાના મસ્તકમાં અગ્નિની જ્વાળા પ્રકટી હોય ની, એવો ભાસ થયો. ગાલીચાપર મદિરાની જે સુવર્ણસુરાહી પડી હતી તેને તેણે તરત ઉઠાવી લીધી અને એક ગાંડા માણસ પ્રમાણે મોટા દર્પણપર તેનો પ્રહાર કર્યો. જોતજોતામાં તે વિશાળ દર્પણના કકડે કકડા થઈ ગયા. એટલામાં ઓરડાના અંતર્ભાગમાં મહાકોલાહલ થતો સંભળાયો. સાલુંબ્રાપતિ આંખો ફેરવીને સર્વ સરદારોને કહેવા લાગ્યો કેઃ “મેવાડના શૂરવીર અને કૃતજ્ઞ સરદારો ! આજે પ્રાણ અર્પીને પણ આપણે મહારાણા પ્રતાપસિંહના પુત્રને શાશ્વત કલંકથી મુક્ત કરવો જોઇએ.”

એટલું કહી સાલુમ્બ્રાસરદારે અમરસિંહનો હાથ પકડીને તેને આસનપરથી નીચે ઊતાર્યો. અમરસિંહના મનમાં એથી ઘણું જ માઠું લાગ્યું—વિશેષતઃ સ્ત્રીઓની વચ્ચે થયેલું એ અપમાન અસહ્ય થઈ પડ્યું—તે ક્રોધથી લાલ પીળો થઈ ગયો અને સરદારોને ઉદ્દેશીને જેમ ફાવે તેમ બકવા લાગ્યો. પણ એના અપશબ્દોનો કોઇએ જરા પણ વિચાર કર્યો નહિ અને કાંઈ જવાબ પણ વાળ્યો નહિ. સર્વ સરદારો મળીને તેને ‘અમરમહાલય’માંથી બહાર લઇ આવ્યા. એ વખતે લગભગ ઉષઃકાળ થવા આવ્યો હતો અને મંદ મંદ પ્રકાશની છટા સર્વત્ર

વિસ્તરી ગયેલી જોવામાં આવતી હતી. મહાલયની બહાર ચોગાનમાં કેટલાક સુસજ્જિત અશ્વોને ઊભા રાખવામાં આવ્યા હતા. જે અશ્વ તેજસ્વી અને દ્રુતગતિ હતો, તેપર બેસવાનો સરદારોએ અમરસિંહને આગ્રહ કર્યો. શું કરે ? તે બિચારો નિરુપાય થઈ ગયો હતો અને સરદારોની શક્તિને આધીન થઈ ગયો હતો. તે કાંઈ પણ બોલી શકયો નહિ અને કાંઈ કરવાનું સામર્થ્ય તો તેનામાં હતું જ નહિ; એટલે તેનાં નેત્રોમાં અશ્રુ ભરાઈ આવ્યાં. સર્વ સરદારોએ જોયું કે, તેના ગણ્ડદેશમાંથી પ્રબળ વેગવતી અશ્રુધારા વહન કરતી હતી. છતાં હૃદયને કઠિન કરીને કોઇએ પણ તે તરફ વધારે ધ્યાન આપ્યું નહિ. કિંતુ પોતપોતાના અશ્વપર આરૂઢ થઇને અને અમરસિંહને પોતાની જોડે લઇને તે સરદારો વાયુના વેગે આગળ વધવા લાગ્યા. જતી વખતે સર્વેએ સાથે મળીને 'શ્રી એકલિંગજીનો જય!' એવો જયધ્વનિ કર્યો હતો.

કેટલાક અંતરે યુવરાજ કિરણસિંહ સેનાસહિત ઊભા રહીને એ સરદારોના આવવાની વાટ જોયા કરતો હતો. સરદારો અમરસિંહને લઇને તે સ્થળે આવી પહોંચ્યા. ત્યાં આવતાં જ સૈનિકો મહારાણાને જોઇ જયધ્વનિ કરતા પર્વતપરથી નીચે ઊતરવા લાગ્યા અને પાછળના ભાગમાં હૃદયને ઉન્મત્ત કરનાર નગારાંનો ધ્વનિ થવા માંડ્યો. આ ઊત્સાહવર્ધિની પરિસ્થિતિના યોગે નિમેષ માત્રમાં જ અમરસિંહના મનની સમસ્ત જડતાનો નાશ થઈ ગયો. ઉન્મત્ત સૈનિકોના વારંવારના જયનાદથી, હૃદયને ઉન્મત્ત બનાવનાર રણવાદ્યોના ધ્વનિથી અને પર્વતની તે સમયની સ્વાભાવિક શોભાના દર્શનથી અમરસિંહનું મન ચૈતન્યમય બની ગયું. એ વેળાયે તે મનમાં જ વિચાર કરવા લાગ્યો કેઃ "સરદારોએ મારી સાથે આવું ઉચ્છૃંખલતા પૂર્ણ વર્તન કર્યું, પણ એમાં પ્રથમ દોષ મારો જ હતો." એમ ધારીને તે સરદારોની ક્ષમા માગવા લાગ્યો.

એટલે સાલુમ્બ્રાસ્વામીએ વિનયસહિત જણાવ્યું કેઃ "મહારાજ! આપે ઉચ્ચારેલા અપશબ્દોથી અમો અમારે જરા પણ અપમાન થયેલું નથી માનતા. હવે આપ પોતાના કર્તવ્યનું પાલન કરીને મેવાડભૂમિની રક્ષા કરો, એટલે બસ છે."

એ પછી અમરસિંહ પોતાના સરદારો અને સૈનિકોને સંબોધીને કહેવા લાગ્યો કેઃ "મારા બંધુઓ! તમારે અત્યારે મુસલ્માનોના કપટપ્રભાવનો જ વિચાર કરવાનો છે. એમની ધૃષ્ટતા તો જુઓ. આપ જે પોતાની સ્વતંત્રતાનું રક્ષણ શરીરના રક્તને વહેવડાવીને પણ કરતા

આણ્યા છો અને હજી પણ કર્યા કરો છો, એ આણુથી પણ અધિક પ્રિય આપણી સ્વતંત્રતાને મુગલસમ્રાટ્ છીનવી લેવા માગે છે. પણ મને જોઇને અત્યંત આનંદ થાય છે કે, તેમના એ અયોગ્ય સાહસનો તેમને યથાયોગ્ય દંડ દેવાને આપ બધા એકબળથી તૈયાર થઈ ગયા છો. હે મિત્રો! આજે અગિયાર વર્ષ થયાં માતા રણચંડી નિરાહાર હોવાથી ચાલો આપણે આજે શત્રુઓના રક્ત અને માંસનું ભોજન આપીને એ કરાલ રણચંડીની ક્ષુધાને શાંત કરીએ. મને પૂરેપૂરો વિશ્વાસ છે કે, ભગવતી રણચંડી સમરભૂમિમાં અવશ્ય આપણી સહાયિકા થશેજ. અર્થાત્ વિજય વિશે મારા હૃદયમાં લેશમાત્ર પણ શંકા નથી."

ચારે તરફથી સૈનિકોએ દેવી ભવાનીનો જયજયકાર બોલાવ્યો અને તેઓ બમણા ઉત્સાહથી યુદ્ધક્ષેત્ર ભણી ચાલવા લાગ્યા.

અમરસિંહને સુષુપ્તિ અને જાગરણનો અશ્રુત પૂર્વ તથા અમૂલ્ય અનુભવ થયો.

---

## સપ્તમ પરિચ્છેદ

### શૂરાનો સંગ્રામ

બાદશાહની સેના મંજિલ દર મંજિલ પડાવ નાખવાને બદલે ઉદયપુરપર આક્રમણ કરવામાટે, ઉદયપુરનો પરાજય કરવામાટે અને મેવાડની સ્વતંત્રાનો વિધ્વંસ કરવામાટે વાયુના વેગે અવિશ્રાંત ચાલી આવતી હતી. પહાડોને ઓળંગતો, પહાડી વિકટ રસ્તાઓને સુગમ્ય કરતો, અનેક પ્રકારનાં કષ્ટોને સહન કરતો, સૈનિકોના મનમાં ઉત્સાહને ભરતો અને વિજયની આશાના ઉદ્યાનમાં વિચરતો બાદશાહનો સેનાપતિ પણ નદીનો પ્રવાહ જેવી રીતે સમુદ્ર તરફ વહેતો જતો હોય છે, તે પ્રમાણે ઊતાવળથી મેવાડની રાજધાની ઉદયપુરપ્રતિ ધસી આવતો દેખાતો હતો. સૈન્યમાં હાથી, ઘોડા, બળદની ગાડીઓ, બંદૂક, તોપો, બીજાં હથિયાર અને અન્ન સામગ્રી આદિ યુદ્ધસાધનોની જરા પણ ન્યૂનતા જોવામાં આવતી ન હોતી. પાયદળ અને ઘોડેસવાર સૈનિકોની સંખ્યા હજારોની થવા જતી હતી. કોઈ મુસ્લિમ યોધ્ધો 'નામવરી'ની આશા ધરાવતો હતો, તો કોઇ ખાનસાહબના મનમાં અતુલ ધનભંડારને મેળવવાની જ લાલસા લાગી રહી હતી; કોઈ બહાદુરજંગના હૃદયમાં બહાદુરી બતાવીને મોટી પદવીને મેળવવાની આકાંક્ષા હતી તો કોઇ વળી સુંદર રાજપૂત રમણીનું હરણ કરવાને જ ત્યાં આવ્યા હતા, એવી રીતે પોતપોતાની જૂદી જૂદી આશાઓથી ઉત્સાહિત થઇને મુસ્લિમ સૈનિકો

આવ્યા છો અને હજી પણ કર્યા કરો છો, એ આણુથી પણ અધિક પ્રિય આપણી સ્વતંત્રતાને મુગલસમ્રાટ્ છીનવી લેવા માગે છે. પણ મને જોઇને અત્યંત આનંદ થાય છે કે, તેમના એ અયોગ્ય સાહસનો તેમને યથાયોગ્ય દંડ દેવાને આપ બધા એકબળથી તૈયાર થઈ ગયા છો. હે મિત્રો! આજે અગિયાર વર્ષ થયાં માતા રણચંડી નિરાહાર હોવાથી ચાલો આપણે આજે શત્રુઓના રક્ત અને માંસનું ભોજન આપીને એ કરાલ રણચંડીની ક્ષુધાને શાંત કરીએ. મને પૂરેપૂરો વિશ્વાસ છે કે, ભગવતી રણચંડી સમરભૂમિમાં અવશ્ય આપણી સહાયિકા થશે જ. અર્થાત્ વિજય વિશે મારા હૃદયમાં લેશમાત્ર પણ શંકા નથી."

ચારે તરફથી સૈનિકોએ દેવી ભવાનીનો જયજયકાર બોલાવ્યો અને તેઓ બમણા ઉત્સાહથી યુદ્ધક્ષેત્ર ભણી ચાલવા લાગ્યા.

અમરસિંહને સુષુપ્તિ અને જાગરણનો અશ્રુત પૂર્વ તથા અમૂલ્ય અનુભવ થયો.

---

## સપ્તમ પરિચ્છેદ

### શૂરાના સંગ્રામ

બાદશાહની સેના મંજિલ દર મંજિલ પડાવ નાખવાને બદલે ઉદયપુરપર આક્રમણ કરવામાટે, ઉદયપુરનો પરાજય કરવામાટે અને મેવાડની સ્વતંત્રાનો વિધ્વંસ કરવામાટે વાયુના વેગે અવિશ્રાંત ચાલી આવતી હતી. પહાડોને ઓળંગતો, પહાડી વિકટ રસ્તાઓને સુગમ્ય કરતો, અનેક પ્રકારનાં કષ્ટોને સહન કરતો, સૈનિકોના મનમાં ઉત્સાહને ભરતો અને વિજયની આશાના ઉદ્યાનમાં વિચરતો બાદશાહનો સેનાપતિ પણ નદીનો પ્રવાહ જેવી રીતે સમુદ્ર તરફ વહેતો જતો હોય છે, તે પ્રમાણે ઉતાવળથી મેવાડની રાજધાની ઉદયપુરપ્રતિ ધસી આવતો દેખાતો હતો. સૈન્યમાં હાથી, ઘોડા, બળદની ગાડીઓ, બંદૂક, તોપો, બીજાં હથિયાર અને અન્ન સામગ્રી આદિ યુદ્ધસાધનોની જરા પણ ન્યૂનતા જોવામાં આવતી ન હોતી. પાયદળ અને ઘોડેસવાર સૈનિકોની સંખ્યા હજારોની થવા જતી હતી. કોઈ મુસ્લિમ યોધ્ધો 'નામવરી'ની આશા ધરાવતો હતો, તો કોઇ ખાનસાહબના મનમાં અતુલ ધનભંડારને મેળવવાની જ લાલસા લાગી રહી હતી; કોઈ બહાદુરજંગના હૃદયમાં બહાદુરી બતાવીને મોટી પદવીને મેળવવાની આકાંક્ષા હતી તો કોઇ વળી સુંદર રાજપૂત રમણીનું હરણ કરવાને જ ત્યાં આવ્યા હતા, એવી રીતે પોતપોતાની જૂદી જૂદી આશાઓથી ઉત્સાહિત થઇને મુસ્લિમ સૈનિકો

મોટી ધામધૂમથી મેવાડભૂમિમાં દિલ્લીના બાદશાહના અધિકારને જમાવવામાટે ચાલ્યા આવતા હતા.

બન્ને બાજૂ ગગનચુંબિત ઉચ્ચ પર્વતો ઊભેલા હતા અને તેમના મધ્યભાગમાંની ખીણમાંથી એ મુસલ્માની સેના ચાલી જતી હતી. કાંઈક દક્ષિણ દિશાયે એક અમુક સ્થાને એ પર્વતો પરસ્પર આલિંગન કરીને ઊભેલા જોવામાં આવતા હતા અને એ ઉભય પર્વતની વચ્ચેથી એક નાની ગુહા જેવો માર્ગ નીકળેલો હતો. એની ડાબી બાજૂ એક બહારથી નાની પણ અંતર્ભાગમાં વિસ્તૃત થતી ગુહા દૃષ્ટિગોચર થતી હતી અને આસપાસ એવી બીજી પણ અનેક નાની મોટી ગુહાઓ જોવામાં આવતી હતી. મુસલ્માન સૈનિકોને એ માર્ગની ભયંકરતાનું વિશેષ જ્ઞાન ન હોવાથી તેઓ તો નિર્ભય થઇને આગળ વધતા જ જતા હતા.

મુગલોની સેનાનો મધ્યભાગ જ્યારે એ ગુહાઓની પાસે આવી લાગ્યો તે વેળાયે એકાએક એક ગુહામાંથી એક ઘોડેસવાર સૈનિક બહાર નીકળી આવ્યો. તે હજી તો કેટલાકની નજરે પણ પડ્યો ન હોતો, એટલામાં તો તેના જેવો જ એક બીજો અશ્વારોહી સૈનિક બહાર આવ્યો–તરત ત્રીજો પણ નીકળ્યો–સારાંશ કે જોતજોતાંમાં ગુહામાંથી એક મહાભારત અશ્વારોહી સૈન્ય નીકળીને ત્યાં એકત્ર થઈ ગયું.

ગુહામાંથી નીકળતા એ ઘોડેસવારોને રાજપૂત સૈનિકો તરીકે ઓળખવામાં મુસલ્માનોને જેટલો સમય લાગ્યો હતો, તેટલા સમયમાં તો રાજપૂતોની વિશાળ સેના ત્યાં એકત્ર થઈ ગઈ. એમને જોતાં જ મુગલોની સેનામાં મહાકોલાહલ મચી ગયો અને તેઓ બહુ જ ગભરાટમાં પડી ગયા. એટલામાં તો બીજી ગુહાઓમાંથી પણ એક પછી એક રાજપૂત વીરો બહાર નીકળતા જોવામાં આવ્યા, અને જોતજોતાંમાં મુગલો તથા રાજપૂતોના પરસ્પર યુદ્ધનો આરંભ થઈ ગયો.

બંદૂક અને તોપનો ઉપયોગ કરી શકાય, એમાટેનો કોઈ પણ ઉપાય હતો નહિ, એટલે લાચાર થઇને મુગલ સેનાપતિએ તલ્વારોને ચલાવવાનો જ પોતાના સૈનિકોને હુકમ આપી દીધો. 'દીન દીન'નો પોકાર કરતા મુસલ્માનો જીવપર આવીને તલ્વારની મદદથી લડવા લાગ્યા. મુસલ્માનોના 'દીન દીન' શબ્દની સાથે રાજપૂતોના 'હરહર મહાદેવ' અને 'એકલિંગજીનો જય!' ઇત્યાદિ રણધ્વનિનું સંમિશ્રણ થયું અને એ એકત્ર ગર્જનાથી પર્વતો પણ કંપાયમાન થતા હોયની! એવો ભાસ થવા લાગ્યો. એ વેળાયે અમરસિંહ સિંહસમાન પરાક્રમ ધારણ કરીને યુદ્ધક્ષેત્રમાં ઝૂઝવા લાગ્યો. અમે તેમ પણ અંતે પિત

તેજ પુત્રમાં પ્રકટયું તો ખરૂંજ. 'બાપ તેવા બેટા' એ કહેવત કાંઈ ખોટી તો નથી જ.

એક વાર રાજકુમાર કિરણસિંહનો અશ્વ ઇશારો મળતાં જ છલાંગ મારીને ઊછળતો શત્રુસૈન્યના મધ્યભાગમાં જઇને ઊભો રહ્યો. રાજકુમારને પોતાના મધ્યમાં આવી પડેલો જોઇને મુગલ સૈનિકોના આનંદનો પાર ન રહ્યો. ચારે તરફથી મુગલોએ એ રાજકુમારના શરીરપર આક્રમણ કર્યું, અને એને મારી નાખવા અથવા તો કયદ કરી લેવામાટે ઘણા પ્રયત્નો કર્યા. પણ સિંહનો શાવક કોઇ એમ જ પકડાઈ કે મરાઈ જતો નથી. અર્થાત્ કિરણસિંહ પણ તેમના હાથમાં આવ્યો નહિ–તેની તેજસ્વી તલ્વારના પ્રહારથી અનેક મુગલ સૈનિકોનાં માથાં ધડથી જૂદાં થઇને ધૂળ ચાટતાં થઇ ગયાં. એટલામાં તેના ઘોડાની ગર્દનપર કોઇ શત્રુની તલ્વારનો એક જોરદાર પ્રહાર થયો. રાજકુમારે એ પ્રહારને જોતાં જ જમીન પર પડતા ઘોડાની પીઠપરથી નીચે કૂદકો માર્યો અને દોડતાં દોડતાં જ શત્રુઓનો મહાવિનાશ કરવા માંડયો. એટલામાં એક બીજો ઘોડેસવાર રાજપૂત વીર તેની પાસે આવી પહોંચ્યો અને તેની આવી અવસ્થાને જોઇને નમ્રતાપૂર્વક કહેવા લાગ્યો કે: "રાજકુમાર! આપ આ અશ્વપર આરૂઢ થાઓ અને પોતાના શરીરના સંરક્ષણનો પ્રયત્ન કરો!"

યુદ્ધોન્મત્ત કિરણસિંહે મુખ ફેરવીને જોયું તો એક રાજપૂત વીર યુવક એક સુસજ્જિત અશ્વને લઇને ઊભેલો તેના જોવામાં આવ્યો. એટલે તેની પ્રાર્થનાના ઉત્તરમાં તે કહેવા લાગ્યો કે: "હે વીર યુવક! જો આ અશ્વને હું મારા ઉપયોગમાં લઇશ, તો પછી તમારી શી દશા થશે, એનો તમોએ કોઇ પણ વિચાર કર્યો છે ખરો કે?"

"મારી જે દશા થવાની હશે, તે થશે. એની આપ ચિન્તા ન કરો. સત્વર આ અશ્વપર આરોહણ કરો અને શત્રુના પ્રાણોને પરિહરો!" તે શૂરવીર યુવકે જવાબ આપ્યો.

"નહિ; મહાશય! તમારી આ ઉદારતા માટે હું તમને સહસ્રશ: ધન્યવાદ આપું છું; પરંતુ તમારા જીવને જોખમમાં નાખીને હું મારા પ્રાણનું રક્ષણ કરવા નથી ઇચ્છતો. મારાથી એ અશ્વનો ઉપયોગ કરી શકાય એમ નથી જ." રાજકુમાર કિરણસિંહે કૃતજ્ઞતાપૂર્વક તેની પ્રાર્થનાનો અસ્વીકાર કરતાં કહ્યું.

"પરંતુ યુવરાજ! આપના અને મારા જેવા એક ક્ષુદ્ર પ્રાણીના પ્રાણોમાં જે મહદંતર રહેલો તેનો પણ આપે વિચાર કરવો જ જોઇએ." તે વીર યુવકે પુન: માર્મિક ભાવથી વિનતિ કરી.

"સર્વેના પ્રાણ સમાન છે. એમાં અંતર જેવું કાંઇ પણ નથી." કિરણસિંહે જણાવ્યું.

એટલું બોલીને રાજકુમાર ત્યાંથી આગળ વધવા જતો હતો, એટલામાં મહાતપસિંહ ત્યાં આવતો દેખાયો. મહાતપસિંહે તે નવીન આગંતુક વીર નરને જોઇને કહ્યું કે: "હું તમને ઓળખી ગયો."

વૃદ્ધ સરદારના પરિચિત સ્વરને ઓળખીને કિરણસિંહે તેની સામું જોયું એટલે મહાતપસિંહ તેને કહેવા લાગ્યો કે: "યુવરાજ! આપ કોઇ પણ પ્રકારના સંકોચ વિના આ ઘોડાપર બેસી જાઓ."

મહાતપસિંહની એ પ્રાર્થનાને સાંભળતાં જ કિરણસિંહ વધારે કાંઈ પણ બોલ્યા વિના ઉછળીને ઘોડાપર ચઢી બેઠો. મહાતપસિંહે મનમાં એવો વિચાર કર્યો હતો કે: 'કુમાર એ યુવકના અશ્વને પોતાના ઉપયોગમાં લેશે, એટલે સારો અશ્વ હું એ યુવકને આપી દઇશ.' પરંતુ મહાતપસિંહને પોતાની એ ઇચ્છાને વ્યક્ત કરવાનો અવસર સુદ્ધાં પણ મળ્યો નહિ; તો પછી તેની એ ઇચ્છા ફળીભૂત તો ક્યાંથી જ થઇ શકે? કારણ કે, કિરણસિંહને પોતાના અશ્વપર આરૂઢ થતો જોઇને તે ક્ષણે જ તલ્વારથી માર્ગને સ્વચ્છ કરતો તે વીર યુવક શત્રુસેનામાં આગળ વધવા લાગ્યો. એ બધા બનાવો બહુ જ અલ્પ સમયમાં બની ગયા હતા. એ બધા બનાવો બન્યા, તે સમયમાં તલ્વારો તો અવ્યાહત ચાલ્યા જ કરતી હતી. યુદ્ધ એક ક્ષણને માટે પણ બંધ રહ્યું ન હોતું.

એટલામાં અકસ્માત્ શત્રુઓએ આવીને મહાતપસિંહને ચારે તરફથી ઘેરી લીધો. એ સમયે અન્ય રાજપૂત યોદ્ધાઓ આમ તેમ વિખરાઇને શત્રુઓનો સંહાર કરી રહ્યા હતા અને તેમને એક બીજાના સંકટની જરા પણ શુદ્ધિ હતી નહિ. એટલે કોઇની સહાયતાની આશા ન હોવાથી નિરુપાય થઇને વૃદ્ધ મહાતપસિંહ એકલો જ શત્રુઓ સાથે ઘોર સંગ્રામ કરવા લાગ્યો. અંતે શત્રુઓની સંખ્યા વધારે હોવાથી તેણે શત્રુઓને સંહારવાના કાર્યનો ત્યાગ કરીને માત્ર પોતાના દેહને રક્ષવાની જ ચેષ્ટા કરવા માંડી. મહાતપસિંહ એકલો હતો અને અનેક શત્રુઓ એકસમયાવચ્છેદે તેના શરીરપર શસ્ત્ર ચલાવી રહ્યા હતા. અર્થાત્ તે સર્વના પ્રહારોને એ એકલો રોકી શકે, તે સર્વથા અશક્ય અને અસંભવિત જ હતું. અંતે તે ઘણો જ જખમી થઈ ગયો અને તેના શરીરમાં આઘાતનાં અનેક ચિહ્નો દેખાવા લાગ્યાં તથા દેહમાંથી રક્તની અસ્ખલિત ધારાનું વહન થવા લાગ્યું. અંતે શરીરમાં લેશમાત્ર પણ શક્તિ ન રહેવાથી અવસન્ન થઇને તે ઘોડાની પીઠપરથી નીચે ઢળી પડ્યો, પરંતુ હજી તે પૃથ્વીપર પડ્યો ન હોતો, એટ

"હવે પછી તમારે એ વ્યવસાય કરવો પડશે નહિ. આજથી હું તમોને મારા પાંચ સો સૈનિકોના નાયકની પદવી આપું છું. તમો હવેથી ઉદયપુરમાં જ વસજો." ઉદાર રાણાએ પોતાની ઉદારતાનો પરિચય કરાવ્યો.

"જેવી મહારાણાજીની આજ્ઞા. આ પ્રાણ માત્ર દેશ અને રાજાની સેવામાટે નિર્માયલા હોવાથી દેશની અને આપની સેવા કરવાનું સાધન આપવાની ઉદારતા દર્શાવીને આપ મારા પર આ મોટો ઉપકાર કરી રહ્યા છો." તેજસિંહે પોતાની કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું.

"વારુ; તમો ઉદયપુરમાં મને પાછા મળજો." અમરસિંહે કહ્યું.

એ દિવસની અરણ્ય–સભાની એટલેથી જ સમાપ્તિ કરવામાં આવી. બીજા રાજપૂત વીરો આમતેમ ચાલ્યા જવાની ધામધૂમમાં પડ્યા હતા, તે ગડબડાટનો લાભ લઇને શોભનસિંહે આવીને તેજસિંહનો હાથ પકડી લીધો અને આભારદર્શક સ્વરથી કહ્યું કેઃ "મહાશય! હવે આપને છોડવાની મારી જરા પણ ઇચ્છા નથી થતી. આપનો મારા પર ઘણો જ મોટો આભાર થયો છે કે, જેનો બદલો વાળવાની મારામાં લેશમાત્ર પણ શક્તિ નથી."

"માલતીગઢના કુમાર ! આપ વારંવાર આવાં વાક્યો ઉચ્ચારીને મને લજ્જિત શામાટે કરો છો વારુ ? આવાં પ્રશંસામય વાક્યો સાંભળીને હું ઘણો જ શર્માઇ જાઉં છું." તેજસિંહે નિરભિમાનિતા દર્શાવી.

"કારણ કે, આપે મારા પૂજ્ય પિતાશ્રીના પ્રાણનું સંરક્ષણ કર્યું છે." શોભનસિંહે કહ્યું.

"તો એમાં મેં વિશેષતા તે શી કરી બતાવી છે ? કર્તવ્યપાલનથી અધિક મેં કશું પણ કર્યું નથી. આપની પ્રશંસા કરવાની પદ્ધતિ અતિશયોક્તિ ભરેલી છે." તેજસિંહે પુનઃ સરળતા દર્શાવી.

"આજથી મને આપ પોતાનો એક મિત્ર માનજો." શોભનસિંહે અંતઃકરણના ખરા ભાવથી કહ્યું.

"માલતીગઢના કુમારની મિત્રતાનો લાભ મળવાથી આ સેવક પોતાને કૃતાર્થ અને ગૌરવમંડિત થયેલો માને છે." તેજસિંહે તેવા જ યોગ્ય શબ્દોમાં ઉત્તર વાળ્યું.

"ત્યારે તો આજ પોતાના નવીન મિત્રના અતિથિ થવાનો આપ અસ્વીકાર તો નહિ જ કરો, એવી મને દૃઢ આશા છે." આલંકારિક ભાષામાં શોભનસિંહે તેજસિંહને આમંત્રણ કર્યું.

"કદાપિ નહિ. આપના અતિથિ થવાનું મારા ભાગ્યમાં તે વળી ક્યાંથી હોય વારુ ? એથી તો મારા મનમાં અપાર આનંદ થવાનો.

એક વાર મારે માલતીગઢ આવવું જ હતું; કારણ કે, માલતીગઢના રાજાની આજ્ઞાનું અદ્યાપિ હું પાલન નથી કરી શક્યો, એનો મને બહુ જ ખેદ થયા કરે છે.” તેજસિંહે આભારદર્શક શબ્દો ઉચ્ચાર્યા.

એ સંભાષણની સમાપ્તિ પછી શોભનસિંહ અને તેજસિંહ ત્યાંથી ચાલીને પોતાની છાવણીમાં આવ્યા. છાવણીમાં આવતાં જ તેમને એવા સમાચાર મળ્યા કે: ‘મહાતપસિંહ ભયંકર જ્વરથી પીડાય છે!’ એ વાત સાંભળતાં જ તેઓ તેની પાસે ગયા અને તેને જોતાં જ શોભનસિંહ ઘણો જ ગભરાઇ ગયો. ત્રિદોષના વિકારની પ્રબળતા થઈ જવાથી મહાતપસિંહ લવારો કર્યા કરતો હતો અને ભયંકર અંગવિક્ષેપ કરીને સર્વના મનમાં ભયને ઉપજાવ્યા કરતો હતો. તત્કાળ એક નિપુણ વૈદ્યરાજને ચિકિત્સામાટે ત્યાં બોલાવવામાં આવ્યો.

અનુચર વૈદ્યને બોલાવવા ગયો, એટલે તેજસિંહ શોભનસિંહને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: “મારો તો એવો જ અભિપ્રાય છે કે, મહારાજને આપણે હવે સત્વર જ માલતીગઢમાં લઈ જવા જોઇએ. જો કાંઇ પણ વધારે આવશ્યકતા હોય અને આપની ઇચ્છા હોય, તો આપની સાથે હું પણ માલતીગઢ ચાલવાને તૈયાર છું.”

“મને વિશ્વાસ છે કે, અત્યારે મારું મગજ ઠેકાણે ન હોવાથી મારા બોલવાનો જરા પણ વિચાર ન કરતાં આપ પોતે જ જેમ યોગ્ય લાગે તેમ કરવાની વ્યવસ્થા કરી લેશો. આપનો મારાપર એ એક બીજો ઉપકાર થશે.” શોભનસિંહે નેત્રમાં નીર લાવીને પ્રાર્થના કરી.

“વળી પણ આપ આવું બોલ્યા કે? આપની આજ્ઞા પ્રમાણે પ્રત્યેક કાર્ય કરવાને હું કટિબદ્ધ છું.” તેજસિંહે જરાક વક્રતા દર્શાવીને કહ્યું.

શોભનસિંહ તેના મનોભાવને જાણી ગયો, એટલે વધારે કાંઇ પણ બોલ્યો નહિ. અંતે તેજસિંહનો અભિપ્રાય જ યોગ્ય ઠર્યો. તે જ દિવસે સર્વ જનો મહાતપસિંહને પાલખીમાં નાખીને માલતીગઢ તરફ જવાને રવાના થઈ ગયા.

---

## નવમ પરિચ્છેદ

### કુન્દકુમારીની ઈચ્છા

પ્રતિભા કુન્દકુમારીને શ્રીએકલિંગજીના બાગમાં લઇ આવી. માર્ગમાં જ તેણે તેને ચેતવણી આપી મૂકી હતી કે: “તારી સાથે મારો જે રક્તસંબંધ છે, તે વિશેની વાત તારે બીજા કોઇને કોઇ કાળે પણ જણાવવી નહિ; કારણ કે, એમાં કેટલોક ભેદ સમાયલો છે.”

"એ ભેદ શો છે, માતા ?" કુન્દકુમારીએ આતુરતાથી પૂછ્યું.

"કારણ કે, હું અત્યારે એક સંન્યાસિની છું અને એથી જ મારો એવો વિચાર છે કે, આ સંસારમાં મારું કોઇ પણ છે, એ વાત લોકોના કાને ન જવી જોઇએ. એમાં જ મારી વધારે શોભા છે." પ્રતિભા બોલી.

"હું એ વાતનો ઉચ્ચાર નહિ કરું, અને કદાચિત્ આપણા આ પરસ્પર સંબંધની વાર્તા લોકોના જાણુવામાં આવશે, તો તે દિવસ પછી તમો ફરીથી મને આ સ્થળે જોઇ શકશો નહિ." કુન્દકુમારીએ કહ્યું.

કુન્દકુમારીના મનમાં પ્રથમ એવી ભીતિ ઉત્પન્ન થઇ હતી કે, 'મને જોતાં જ કેશવાચાર્ય મારો કોણ જાણે કેટલોય તિરસ્કાર કરશે;' કિન્તુ તેની એ કલ્પના અસત્ય ઠરી; કારણ કે, કેશવાચાર્યે તેને એક પણ કડવો શબ્દ કહ્યો નહિ. તે પ્રથમ જેવી રીતે તેને પુત્રી સમાન પ્રેમથી પાળતો હતો, તેવી જ રીતે હવે પણ પાળવા લાગ્યો. જે પ્રમાણે તે કુન્દકુમારીનો પ્રથમ આદરસત્કાર કરતો હતો અને તેને પોતાની પુત્રી સમાન ગણીને વાત્સલ્ય બતાવતો હતો, તે જ પ્રમાણે અત્યારે પણ તે કરવા લાગ્યો.

કુન્દકુમારીની સખી પ્રમાણે રેવતી પણ એકલિંગજીના બાગમાં તેની સાથે વસવા લાગી. રેવતીની અવસ્થા દશથી બાર વર્ષની અંદર જ હતી. તેના શરીરનો રંગ કિંચિત્ શ્યામ હતો અને તે હૃષ્ટપુષ્ટ હતી. તેના માથાના વાળ ટૂંકા, કાળા અને ઘૂઘરિયાળા હતા, ભ્રૂ જરાક લાંબી, લલાટનો મધ્ય ભાગ કાંઇક ચપટો, નેત્ર અણીયાળાં, દૃષ્ટિ કિંચિત્ વામ ભાગમાં ઝુકેલી, નમણું નાક, હોઠ નાજુક અને કમર પાતળી, એ પ્રમાણે તેના શરીરના જૂદા જૂદા અવયવોની રચના હતી. અત્યારે એનું એટલું જ વર્ણન કરીને બાકીનો વૃત્તાંત વાચકોને આગળ જતાં જણાવીશું.

જે દિવસે કુન્દકુમારી અને પ્રતિભા એકલિંગજીના બાગમાં આવી પહોંચી હતી, તે જ દિવસે સંધ્યાસમયે કુન્દકુમારી એકલી સરોવરના તીરપ્રાન્તમાં અહીં તહીં ફરતી હતી. એ સમયે આકાશમંડળ સ્વચ્છ હતું, ચમકતી તારાઓથી ઘેરાયલો ચંદ્રમા પોતાની શીતલ ચંદ્રિકાવડે સર્વત્ર પ્રકાશને વિસ્તારી રહ્યો હતો અને સરોવરના તીરે ઊગેલા હરિત દર્ભના મધ્યભાગમાં વિરાજતા નાનાં નાનાં પુષ્પવૃક્ષો પુષ્પના ભારથી નમી જઇને પોતાની શોભાને વિસ્તારતાં જોવામાં આવતાં હતાં. કુન્દકુમારી એ ક્ષણે મનોગત એવો વિચાર કરી રહી હતી કે: "જો મારાથી મારા પોતાના સાંસારિક સુખનું બલિદાન

ન આપી શકાય, તો પછી આ સરોવરના જળમાં ડૂબીને પ્રાણનો ત્યાગ કરવો, એ જ મારામાટે વધારે લાભકારક છે."

પ્રતિભા ધીમાં પગલાંથી આવીને કુન્દકુમારીની પાસે જ ઊભી રહી ગઈ. પ્રતિભાને જોઇને તે બાળાએ કહ્યું કે: "માતા! જ્યારે પણ હું તમારા મુખનું દર્શન કરૂં છું, ત્યારે મારા મનમાં એક પ્રકારની અપૂર્વ શાંતિનો આવિર્ભાવ થાય છે."

"ત્યારે અત્યાર સુધી તારા મનમાં અશાંતિ જ ભરેલી હતી કે શું?" પ્રતિભાએ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"માતા! મારૂં આ હૃદય અશાંતિથી ઓતપ્રોત ભરેલું છે!" કુન્દકુમારીએ નિઃશ્વાસ નાખીને કહ્યું.

"એમ થવાનું કાંઈ કારણ?" પ્રતિભાએ પાછો સવાલ કર્યો.

"કારણ હું પોતે પણ સમજી નથી શકતી." કુન્દકુમારીએ પ્રથમ જેવા નિરાશાદર્શક ભાવથી જ કહ્યું.

એ જવાબ સાંભળીને પ્રતિભાના મુખમંડળમાં ગંભીરતાની છાયા દૃગ્ગોચર થવા લાગી. તે ગંભીરતાથી જ બોલી કે: "તું શોભનસિંહને મળવાની ઇચ્છા ધરાવે છે કે કેમ?"

"ના." કુન્દકુમારીએ કાંઇક સ્થિરતાથી ઉત્તર આપ્યું.

"ત્યારે તારી ઇચ્છા શી છે?" પ્રતિભાએ પૂછ્યું.

"હું શોભનસિંહને કેવળ સુખી થયેલો જોવાની જ ઇચ્છા ધરાવું છું. એટલે કે, શોભનસિંહને વિવાહિત થયેલો જોવાની જ મારી ઇચ્છા છે." કુન્દકુમારીએ પોતાના મનોભાવને પ્રકટ કર્યો.

"હું તારી એ અશાંતિને દૂર કરી શકીશ." પ્રતિભા બોલી.

"ત્યારે સત્વર જ એવો કોઈ ઉપાય શામાટે નથી કરતાં?" કુન્દકુમારીએ અધીરતાથી કહ્યું.

પ્રતિભા પોતાના બન્ને હાથો વડે કુન્દકુમારીના બે હાથોને પકડીને, તેના વિશાળ નેત્રો સાથે પોતાની દૃષ્ટિનું સંમેલન કરીને અને તેના મુખરૂપ દર્પણમાં તેના હૃદયની છાયાનું સ્પષ્ટ દર્શન કરીને કહેવા લાગી કે: "હવે તું શોભનસિંહને તારા મનમાંથી ભૂલી જવાની ચેષ્ટા કર."

"બસ; તમારા આ શબ્દોથી મારો નિશ્ચય થઈ ગયો કે, તમો મારા હૃદયની અશાંતિનો નાશ કરી શકો તેમ નથી." કુન્દકુમારીએ પ્રતિભાની ધારણાથી સર્વથા વિરુદ્ધ શબ્દોનો જ ઉચ્ચાર કર્યો.

પ્રતિભાએ રોષથી કુન્દકુમારીના બન્ને હાથ છોડી દીધા, અને બે ડગલાં દૂર ખસી જઇને કહ્યું કે: "તું મહા પાપીયસી છે."

"હું કાંઈ શોભનસિંહને પ્રણયની દૃષ્ટિથી જોતી નથી. નિઃસ્વાર્થ ભાવથી કેવળ તેમના સુખની જ ચિંતા કરૂં છું, તો એમાં પાપ જેવું શું છે વારૂ?" કુન્દકુમારીએ નિષ્કપટતાથી કહ્યું.

"તું એમ કહે છે કે, એમાં પાપ જેવું શું છે? જો તારો વિવાહ થઈ જાય તો?" પ્રતિભાએ એક પેચીલો સવાલ પૂછ્યો.

"જ્યારે મારો વિવાહ થઈ જશે, ત્યારે હું શોભનસિંહને ભૂલી જવાની ચેષ્ટા કરીશ. પરંતુ મારો વિવાહ થશે, ત્યારે કે ની?" કાંઈ પણ પ્રકારનો વિચાર કર્યા વિના જ કુન્દકુમારીએ ઉચ્છૃંખલતાભરેલો જવાબ આપી દીધો.

તેના આ ઉત્તરને સાંભળીને પ્રતિભાનું મુખમંડળ નિસ્તેજ થઈ ગયું. તે શાન્તિયુક્ત અને મંદ સ્વરથી કહેવા લાગી કેઃ "ગુરુજી તારો વિવાહ કરી આપશે."

"તમારી આ માન્યતા વ્યર્થ અને નિષ્ફળ છે. ગુરુજીને જઈને જણાવી દેજો કે, તેઓ વિનાકારણ મારા વિવાહનો પરિશ્રમ ન કરે; કારણ કે મારો વિવાહ તો ક્યારનોય થઈ ગયો છે." કુન્દકુમારીએ કહ્યું.

આ શબ્દો સાંભળીને પ્રતિભાના હૃદયમાં વજ્રાઘાતની વેદના થવા લાગી અને તે કંપતી કંપતી કહેવા લાગી કેઃ "આ તું અત્યારે શો બકવાદ કરે છે, એનું તને કાંઈ ભાન છે ખરૂં કે?"

"હું એમ કહું છું કે, જો તમો પોતાના સુખના બલિદાનને જ સંન્યાસ કહેતાં હો, તો હું એ સંન્યાસનો સ્વીકાર કરીશ; અને જો પરોપકારનું જ બીજું નામ ધર્મ હોય, તો હું એ ધર્મનું પાલન કરવાનો નિશ્ચય કરી ચૂકી છું." કુન્દકુમારીએ પણ ધીમા સ્વરથી કહ્યું.

પ્રતિભા હવે જાણી ગઈ કે, કુન્દકુમારીનો એ વ્યર્થ બકવાદ તો ન હોતો જ. એમ જાણીને તે બોલી કેઃ "તું તારા પોતાના કયા સુખનું બલિદાન આપીશ વારૂ? અને પરોપકાર શો કરીશ?"

"હું મારા કયા સુખનું બલિદાન આપવા ઇચ્છું છું, એ મારાથી તમોને સમજાવીને કહી શકાય તેમ નથી જ. પણ હા; હું પરોપકાર શો કરવાની છું, તે તમોને કહી સંભળાવું છું, તે સાંભળો. શોભનસિંહ કોઈ પણ રીતે વિવાહ કરે અને સુખી થાય, એ વિષયની જે ચેષ્ટા કરવી, એ જ મારો પરોપકાર છે." કુન્દકુમારીએ દૃઢતાથી કહ્યું.

પ્રથમ તો એના પ્રત્યુત્તરમાં પ્રતિભા કાંઈ પણ બોલી નહિ. પણ થોડી વાર રહીને તેણે કહ્યું કેઃ શું, "ત્યારે તારી એવી જ ઇચ્છા છે?"

"હા; મારી એવી જ ઇચ્છા છે." કુન્દકુમારી બોલી.

"ત્યારે તો તું જેમ બને તેમ સત્વર જ યમધામમાં પ્રયાણ કરી જા!" એવો શાપ આપીને પ્રતિભા ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી કુન્દકુમારી મનમાં જ કહેવા લાગી કે: "મારી પણ મરવાની જ ઇચ્છા છે. પણ જો શોભનસિંહને સુખી થયેલા જોઇને મરીશ તો મરણ પણ મારામાટે આનંદદાયક થઇ પડશે. જો એમ નહિ થાય, તો અંતકાળે મારે ભયંકર યમયાતનાને સહન કરવી પડશે!" આહા! નૈસર્ગિક પ્રેમનો કેટલો બધો અદ્દભુત પ્રભાવ!

---

## દશમ પરિચ્છેદ

### લાવણ્યમયી અને પ્રમીલા

માલતીગઢના પ્રજાજનોએ સાંભળ્યું કે: 'રાજા માંદા થઇને આવેલા છે.' એ સમાચાર સાંભળતાં જ માલતીગઢનિવાસી વૃદ્ધ, યુવા, બાળક, બાલિકા અને સર્વ સરદારો તેને જોવામાટે આવવા લાગ્યાં. માત્ર વયસ્કા સ્ત્રીઓ જ આવી શકી નહિ; કારણ કે, એ વેળાયે રાજા પાસે બે અપરિચિત પુરુષો બેઠેલા હતા. એ બે અપરિચિત પુરુષો કોણ હતા? એવો કદાચિત્ વાચકો પ્રશ્ન કરશે, તો તેમને અમારે જણાવી દેવું જોઇએ કે, એમાંનો એક તો વીર રાજપૂત યુવક તેજસિંહ હતો અને બીજો ઉદયપુરથી જેને બોલાવવામાં આવ્યો હતો તે વૈદ્યરાજ હતો. અસ્તુ.

તેજસિંહનાં નેત્રો અને મન એકસરખી રીતે દ્વારમાં જ લાગેલાં હતાં. તે ઘરમાં આવતાં મનુષ્યોને બહુ જ ધ્યાન અને આગ્રહથી જોયા કરતો હતો. એટલામાં સુન્દર આભૂષણધારિણી એક બાલિકાને ઓરડામાં આવેલી જોઇને તેજસિંહનું મુખમંડળ હર્ષથી પ્રફુલ્લ થતું દેખાવા લાગ્યું. ત્યારપછી તે બાલિકા જ્યારે મહાતપસિંહની શય્યા પાસે આવીને તેને 'પિતા પિતા' કરીને સંબોધવા લાગી, ત્યારે તો વળી તેજસિંહના મુખમંડળમાં આગળ કરતાં પણ વિશેષ પ્રફુલ્લતાની છાયાનું દર્શન થવા લાગ્યું. એ બાલિકા લાવણ્યમયી જ હતી. તેજસિંહ મનમાં જ વિચાર કરવા લાગ્યો કે: "આ પીળા રંગની સાડીથી એની જેટલી શોભા દેખાય છે, તેટલી શોભા બીજા રંગની સાડીથી ભાગ્યે જ દેખાતી હશે અને જેવું સૌન્દર્ય એના કાળા વાળોની ગુંથેલી વેણીમાં દૃષ્ટિગોચર થાય છે, તેવું સૌન્દર્ય બીજા પ્રકારે કેશબંધન કરવાથી થઇ નહિ જ શકતું હોય! આ સુંદર અને સજાવેલા ઓરડામાં ખરેખર આ બાળાના આગમનથી

શોભાનો વળી ઔર વધારો થઇ ગયો છે, એમાં તો લેશમાત્ર પણ સંશય નથી જ." એવા એવા વિચારોમાં તે નિમગ્ન થઇ ગયો.

લાવણ્યમયીએ આનાથી પૂર્વે કોઇ વાર પણ તેજસિંહને જોયો હતો કે નહિ, એનું તેને પોતાને સ્મરણ ન હોતું. ઘણીક વાર પિતા પિતા કરીને પોકાર કરવા છતાં જ્યારે તેને કાંઇ પણ જવાબ મળી શકયો નહિ, ત્યારે તે અંતે નિરાશ થઇને ચુપ થઇ ગઇ. એટલામાં તેના કાનોમાં એવા શબ્દો અથડાયા કે: "મહારાજ અત્યારે નિદ્રાવશ થઇ ગયા છે."

તે બાળા લાવણ્યમયી એ શબ્દોને સાંભળીને ચમકી ગઇ અને આંખો ફાડી ફાડીને તે એ શબ્દોના બોલનાર સામું જોવા લાગી. તેને જોતાં જ બાળાના મુખનો રંગ લાલચોળ થઇ ગયો અને પુનઃ ક્ષણમાત્રમાં એ રંગનો પણ સર્વથા લોપ થઇ ગયો. અર્થાત્ પુનઃ તેની મુખમુદ્રામાં સ્વાભાવિક રંગની છટાનું દર્શન થવા લાગ્યું. બાળાએ પોતાના માથાને નીચું નમાવી લીધું. સારાંશ કે, 'મહારાજ નિદ્રાવશ થઇ ગયા છે.' એ વાકયનો ઉચ્ચારનાર તેજસિંહ જ હતો. બાળાના આવા હાવભાવનું અવલોકન કરીને તેજસિંહના મનમાં એક રીતે જેમ લજ્જાનો ભાવ ઉત્પન્ન થવા લાગ્યો, તેમ જ બીજી રીતે આનંદનો પ્રભાવ પણ પ્રકટવા માંડયો. છતાં તે પોતે તો લજ્જા કે આનંદનો લેશમાત્ર પણ નિશ્ચય કરી શકયો નહિ, અને નિર્નિમેષ દૃષ્ટિથી તે બાળાના મુખાવલોકનમાં જ લીન થઇ ગયો.

શોભનસિંહ ખાનપાન, નિદ્રા તથા શાંતિનો ત્યાગ કરીને દિવસ અને રાત્રિનો સમસ્ત સમય પિતાની સેવા અને શુશ્રૂષામાં જ વીતાડવા લાગ્યો. તેજસિંહ અને લાવણ્યમયી એકનિષ્ઠાથી શોભનને તેના કાર્યમાં સહાયતા આપવા લાગ્યાં. રોગી–મહાતપસિંહ–ની શય્યા પાસે કોઇ કોઇ વાર તેજસિંહ અને લાવણ્યમયીને એકલાં જ બેસી રહેવું પડતું હતું. જે વેળાયે એ બન્ને એકલાં બેસતાં હતાં, તે વેળાયે એ ઉભયનું હૃદય કંપાયમાન થયા કરતું હતું. જ્યારે પણ તેજસિંહને લાવણ્યમયી સાથે વાતચીત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતો હતો, તે સમયે તેજસિંહનો કંઠ અવરુદ્ધ થઇ જતો હતો. જ્યારે પણ લાવણ્યમયીને તેજસિંહના હાથમાં કાંઇ પણ વસ્તુ આપવી પડતી હતી, ત્યારે તેના કરમાં કંપનો આવિર્ભાવ થતો હતો.

ઉદયપુરના વૈદ્યની ચિકિત્સાથી મહાતપસિંહની પ્રકૃતિમાં દિવસે દિવસે સુધારો થતો ગયો. માલતીગઢમાં આવ્યા પછી નવમે દિવસે મહાતપસિંહે પ્રથમ સ્નાન કર્યું. એટલા દિવસ તેજસિંહનો નિવાસ

માલતીગઢમાં જ હતો. એટલા અલ્પ અવસરમાં તેજસિંહ અને લાવણ્યમયી એકબીજાંને સારી રીતે ઓળખી ગયાં હતાં અને એકબીજાંના સ્વભાવનો પણ કેટલેક અંશે તેમને પરિચય થઇ ગયો હતો. એ વાત તેજસિંહના જાણવામાં આવી ગઈ હતી કે: 'લાવણ્યમયી માલતીગઢના રાજા મહાતપસિંહની અવિવાહિતા વયસ્કા કન્યા છે.' અને લાવણ્યમયીના હૃદયે તેજસિંહને એક રણપટુ ક્ષત્રિય યુવક માની લીધો હતો.

તેજસિંહ નવ દિવસ માલતીગઢમાં વીતાડીને દશમે દિવસે ત્યાંથી પ્રયાણ કરવાને તૈયાર થયો. શોભનસિંહે તેને બે દિવસ વધારે રહેવાનો આગ્રહ કર્યો, એટલે એના જવાબમાં તે કહેવા લાગ્યો કે: "આપની પાસે વધારે દિવસ રહેવાની મારી બહુ જ ઇચ્છા છે, એમાં તો કશો પણ સંદેહ નથી જ; પરંતુ રાણાજીએ મને પોતાની સેવામાં હાજર થવાની આજ્ઞા કરેલી છે, એટલામાટે વિના કારણ રાણાજીની એ આજ્ઞાના પાલનમાં વિલંબ કરવો, એ હું ઉચિત ધારતો નથી."

એ કારણ સાંભળીને બીજી વાર શોભનસિંહે તેને રોકવાનો પ્રયત્ન ન કર્યો અને તેના પ્રયાણની તૈયારી કરવામાં આવી. જે વેળાયે મહાતપસિંહને પ્રણામ કરીને અને શોભનસિંહને મળી ભેટીને તેજસિંહ પોતાના ઘોડાપર બેસવાની તૈયારી કરતો હતો, તે વેળાયે લાવણ્યમયી પોતાના મહાલયની એક બારીમાં બેસીને તે યુવકના મુખનું એકધ્યાનથી અવલોકન કર્યા કરતી હતી. એજ અવસરે પ્રમીલા અચાનક એ ઓરડામાં આવી લાગી અને પાછળ ઊભી રહીને જોવા લાગી, તો લાવણ્યમયી ઝરૂખામાં બેઠી બેઠી એકલીનતાથી કોઈ વસ્તુને જોયા કરતી હોય, એવો તેને ભાસ થયો. એથી તેણે પણ બારીમાં ડોકિયું કરીને જોયું, તો તેજસિંહને જોતાં તે પણ આશ્ચર્યમાં નિમગ્ન થઈ ગઈ. તેના મનમાં જે સંશય આવ્યો, તે વિશે એ ક્ષણે તો તે કાંઇ પણ બોલી નહિ. માત્ર મંદ હાસ્ય કરીને તે ઓરડામાં જઇને ત્યાં પડેલા પલંગપર બેસી ગઈ.

ઘણી વાર સુધી પ્રમીલાના આગમનની વાત લાવણ્યમયીના જાણવામાં આવી નહિ. બહુ સમય વીત્યા પછી નિરાશાસૂચક એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને જ્યારે તેણે પોતાની દૃષ્ટિને બહારથી ફેરવીને ઓરડા ભણી જોયું, ત્યારે અચાનક પ્રમીલાને પલંગપર બેઠેલી જોઇને તેના આશ્ચર્યનો પાર જ ન રહ્યો. પ્રમીલાને જોતાં જ તેના હૃદયમાં એક પ્રકારનો સંકોચ થવા લાગ્યો. ચતુર પ્રમીલા તેના મનોભાવને જાણી ગઈ અને કિંચિત્ સ્મિત કરીને કહેવા લાગી કે: "આમ શર્માય છે શામાટે? એમાં શર્માવા જેવું તે શું છે વારુ?"

એ શબ્દો સાંભળીને તો લાવણ્યમયી વળી વધારે સંકોચાઇ ગઇ. છતાં પણ સ્ત્રીસ્વભાવને અનુસરી પોતાના મનોભાવને છુપાવી રાખીને તે બોલી કેઃ "આ તારા બોલવાનો ભાવાર્થ શો છે? શામાં શર્માવા જેવું નથી, એ હું કાંઈ સમજી શકી નહિ."

"વારૂ, એ તો કહે કે, તેં તારા મનને પાછું પોતાના કાબૂમાં લઈ લીધું કે તેની સાથેજ જવા દીધું?" પ્રમીલા પુનઃ પૂર્વ પ્રમાણેજ મંદ હાસ્ય કરીને બોલી.

"મન, અને તે કોની સાથે જઇ શકે વારૂ?" લાવણ્યમયીએ બિલ્કુલ અજ્ઞાન બતાવીને કહ્યું.

"તેજસિંહની સાથે. બીજા વળી કોની સાથે?" બટક બોલી પ્રમીલાએ લાવણ્યમયીના પ્રણયનો પ્રકાશ કરી દીધો.

તેજસિંહનું નામ સાંભળીને લાવણ્યમયી અત્યંત લજ્જિત થઇ ગઈ અને તેના મનમાં વિચારના નાના પ્રકારના તરંગો ઊઠવા લાગ્યા. પણ તે બિચારી શું કરે? અંતે મનમાં એક પ્રકારનો નિશ્ચય કરીને તે બોલી કેઃ "હું કાંઇ પણ જાણુતી નથી." એમ કહીને તે પ્રમીલાને ગળે વળગી પડી. એ સમયે તેના મુખમાં હાસ્ય, નેત્રોમાં લજ્જા અને હૃદયમાં સ્નેહનો વાસ થયેલો પ્રત્યક્ષ જોવામાં આવી શકતો હતો. પ્રમીલાએ હસીને કહ્યું કેઃ "કેમ મારી કલ્પના ત્યારે ખરી છે કે નહિ?"

"આજે વળી આ જૂઠો જૂઠો બકવાદ તે તેં શો કરવા માંડ્યો છે!" લાવણ્યમયીએ એ વાતને ટાળવાના ઉદ્દેશથી છણકો કરીને કહ્યું.

"વારૂ–હું જૂઠો બકવાદ કરૂં છું, તો છો કરતી; પણ તું જ સાચું જણાવી દે કે, તેજસિંહની સાથે તારૂં મન પણ ચાલ્યું ગયું છે ખરૂં કે નહિ?" બંધી પ્રમીલાએ પોતાની વાતને બીજી રીતે સાચી સાબિત કરવાની યુક્તિ શોધી કાઢી.

એનું લાવણ્યમયીએ કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ. એટલે પુનઃ પ્રમીલા તેની હડપચી પકડીને કહેવા લાગી કેઃ "હં–વારૂ–એ તો કહે કે, તેજસિંહને તેં તારૂં મન આપ્યું છે કે નહિ?"

"નહિ." લાવણ્યમયીએ ગંભીરતાથી ઉત્તર આપ્યું.

"વારૂ–ત્યારે હવે હું તેજસિંહને ગાળો ભાંડવા માંડું છું. તું કાંઇ બોલીશ તો નહિ ને? તારે ને એને શું? લુચ્ચો ક્યાંકનો!" પ્રમીલાએ એક બહુ જ ખૂબીદાર યુક્તિ વાપરી.

"વિનાકારણ તારે કોઇને ગાળો ભાંડવાની શી જરૂર છે. જો તો ખરી-ગાંડી તો નથી થઇને." મનમાં એ પ્રકાર અસહ્ય લાગવાથી લાવણ્યમયીએ કિંચિત્ ક્રોધ કરીને કહ્યું.

"કેમ, તેં તો તેજસ્સિંહને મન નથી જ આપ્યું ને? લુચ્ચી! મારી આગળ પણ મનોભાવને છુપાવવાની તજવીજ કરે છે કે? મારૂં-લે ત્યારે હું આ ચાલી-જ્યાં સૂધી તારા મનની બધી વાતો મને તું કહી નહિ સંભળાવે, ત્યાં સૂધી કોઇ કાળે પણ હું તારે ઘેર આવવાની નથી." એમ કહીને પ્રમીલા હસતી હસતી ત્યાંથી ચાલી ગઇ. લાવણ્યમયી પલંગપર પડી ગઇ અને તેના મુખમાંથી અચનાક નીચેનો ઉદ્ગાર નીકળી ગયો;—

"લોકો જેને ઓળખે, કહિને પ્રેસકટાર;
મારૂં મન ઘાયલ થયું, તેથી પ્હેલી વાર!"

# ચતુર્થ ખણ્ડ

---

## પ્રથમ પરિચ્છેદ

### જહાંગીર અને નૂરજહાન

પ્રેમી પાઠકો! વીરપ્રસવિની મેવાડભૂમિમાં આપણે ઘણો સમય વીતાવ્યો અને અનેક ઘટનાઓનું અવલોકન કર્યું; તો હવે ચાલો આપણે તે સમયના ભારતસમ્રાટની રાજધાની દિલ્લી નગરીમાં સંચાર કરીએ અને મનને અન્ય વિષયમાં વાળીએ. ચાલો–પધારો.

આપણી પ્રસ્તુત નવલકથાના કાળમાં ભારતવર્ષ, તે જ સમસ્ત સંસારનો સાર મનાતો હતો, દિલ્લીનો વિલાસ તે ભારત વર્ષનો સાર હતો અને બાદશાહનો રણવાસ (અંતઃપુર અથવા જનાનખાનું) દિલ્લી-નગરનો પણ સાર ગણાતો હતો. અત્યારે આપણે એ બાદશાહી અંતઃપુરમાં જ સૂક્ષ્મરૂપે પ્રવેશ કરીને ત્યાંની અમુક ઘટનાનું નિરીક્ષણ કરવાનું છે.

દિલ્લી નગરથી કેટલાક અંતરે યમુના નદીના તીર પ્રદેશમાંના એક પ્રશસ્ત અને રમણીય સ્થાનમાં મહદૈશ્વર્યસંપન્ન ભારતસમ્રાટ જહાંગીર બાદશાહે ગ્રીષ્મકાળના વિહારમાટે કેટલાંક ભવ્ય રાજમહાલયો બંધાવેલાં હતાં. એ મહાલયસમૂહનું સર્વસાધારણ નામ 'આરામ ગાહ' રાખવામાં આવ્યું હતું, અને એમાંનો 'નૂરજહાન્' નામનો મહાવિશાળ પ્રાસાદ શોભા, વૈભવ અને ઐશ્વર્ય ઇત્યાદિમાં સર્વથી અગ્રગણ્ય મનાતો હતો. એ 'નૂરજહાન' મહાલયની અધિવાસિની જહાંગીરની નવપ્રણયિની મેહરુન્નિસા અથવા નૂરજહાન (જગજ્જ્યોતિઃ) પોતાનાં નિઃસીમ રૂપ, ગુણ અને સૌભાગ્યની અતુલ જ્યોતિથી અંતઃપુરવાસિની અન્ય બેગમોના કોમળ પ્રાણોને ક્ષણે ક્ષણે દગ્ધ કરી નાખતી હતી. ચિરયૌવના નૂરજહાન બાદશાહની બેગમ થયા પછી બીજી બધી બેગમોના પ્રેમસૂર્યનો બાદશાહના હૃદયાકાશમાંથી અસ્ત થઈ ગયો હતો. બાદશાહના હૃદયાકાશમાં માત્ર નૂરજહાનના પ્રેમસૂર્યનો પ્રકાશ જ વિસ્તરેલો જોવામાં આવતો હતો.

નિશા ચંદ્રિકાથી વિભૂષિત હતી. ભગવાન્ રજનીકાન્ત ચંદ્રમા પોતાની વિમલ જ્યોત્સ્નાવડે વસુંધરાને સ્નાન કરાવી રહ્યો હતો. કોઈ કોઈ વાર વિરલ મેઘો આવીને ચંદ્રપ્રભાને મ્લાન કરતા હતા. કેટલાક અંતરે આવેલા દેવગિરિ નામક પર્વતના ધવલ ગાત્રપર ચંદ્રકિરણોનું પતન થતાં ત્યાં બહુ જ પ્રેક્ષણીય ચકમકાટ દૃષ્ટિગોચર થતો હતો. 'આરામ-

ગાહ'ના રાજમહાલયોનું પાદક્ષાલન કરતી યમુના નદી કલકલ રવ સહિત વહન કર્યા કરતી હતી. નદીના નિર્મળ નીરમાં ચંદ્રકિરણો પ્રતિબિંબિત થઇને તરલ રજતધારા પ્રમાણે ચમકતાં હતાં.

પોતાના દીપકપ્રકાશિત રંગમહાલયમાં એક ગવાક્ષિસંનિધ ઊભી રહીને નૂરજહાન બેગમ સૃષ્ટિસુંદરીના એ નિશાકાલિક વિમલ કૌમુદીયુક્ત ગંભીર સૌન્દર્યના અવલોકનમાં લીન થયેલી હતી. બેગમનો કેશકલાપ મુક્ત હતો. તે ભ્રમર સમાન કૃષ્ણ કેશરાશિનો કેટલોક ભાગ તેના પૃષ્ઠભાગે ઝૂલતી પીરોજી રંગની સાડીપર અને કેટલોક ભાગ તેના સુંદર ગુલાબી ગાલોપર પડેલો હોવાથી તેના નૈસર્ગિક અનુપમ સૌન્દર્યમાં એક પ્રકારની અનુપમ વૃદ્ધિ કરી રહ્યો હતો. દશે દિશામાં શાંતિનું સામ્રાજ્ય પ્રસ્થાપિત થયું હતું. એ સુરમ્ય પ્રદેશમાં એ વેળાયે કોઈ પણ પ્રકારનો શબ્દ સાંભળવામાં આવતો ન હોતો. અરણ્યમાં કલરવ કરનારાં મૃદંગરાજ અને બુલબુલ આદિ પક્ષીઓ અત્યારે નિદ્રાસુખનો અનુભવ અને આસ્વાદ લેતાં પડ્યાં હતાં.


નૂરજહાન

બાહ્ય પ્રકૃતિના એ મનોહર સૌન્દર્યનું કેટલીક વાર સુધી નિરીક્ષણ કરીને નૂરજહાન બેગમ પોતાના મનમાં જ નિઃશ્વાસ નાખીને કહેવા લાગી કે: "આહા ! આજની આ નિશાદેવી કેટલી બધી સુંદર અને રમણીય દેખાય છે ! સ્ફટિક સમાન શુભ્ર ચંદ્રિકામાં દૃગ્ગોચર થતા આ અપ્રતિમ સૃષ્ટિસૌન્દર્યને જોઇને મારા આ દગ્ધ હૃદયમાં આજે કેટલી બધી આશાઓ ઉત્પન્ન થાય છે ! પણ માત્ર-આશા રાખવાથી શો લાભ ? એ આશાઓ સફળ કેમ કરીને થાય ? આ મહાલયમાં એક બન્દિની તરીકે હું અત્યારે મારૂં જીવન વીતાડું છું; પણ જેનામાં મારી સર્વ આશાઓ બંધાયલી છે, તે પ્રિયતમ ક્યાં છે ? સત્વર આવવાનું વચન આપી ગયા છતાં હજી તેઓ આવ્યા નહિ અને આ દાસીને દર્શન આપ્યાં નહિ. 'મારો તારામાં મારા પ્રાણ કરતાં પણ વધારે પ્રેમ છે.' એવાં વાક્યો તેઓ વારંવાર મુખથી ઉચ્ચારે છે, પણ એ વાક્યોની વાસ્તવિકતાનો અનુભવ જરા પણ થતો નથી. આ મારી યૌવનજ્વાળા, હૃદયમાંની પ્રબળ વાસના અને પ્રબળતર મનોવૃત્તિ તથા મહત્ત્વાકાંક્ષાની શાંતિ કેવી રીતે થશે ? અનેક દાસી, મુક્તામણિ અને રક્ત પ્રવાલ ઇત્યાદિની સ્વામિની થઇને પાંજરામાંની પક્ષિણી પ્રમાણે જીવન વીતાડવામાં સત્ય સુખનો અંશ માત્ર પણ જોવામાં આવતો નથી. પાષાણમાં કોઇ કાળે પણ પુષ્પની ઉત્પત્તિ થતી નથી-દિલ્લીશ્વર જહાંગીરનું હૃદય પાષાણ સમાન કઠિન

હોવાથી તેમાં સ્નેહના સુકોમળ સુમનનો ઉદ્ભવ કેવી રીતે થઇ શ
વારૂ ? હું સાર્વભૌમ બાદશાહની બેગમ છું, પરંતુ દિનરાત સ્વામિસુખને
ઉપભોગ લેતી આ દાસીઓ પણ મારા કરતાં વધારે સુખી અ
સંતુષ્ટ છે !" એવા મનોગત વિચારો કરીને નૂરજહાને ગવાક્ષ બ
કરીને પુનઃ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને ધીમે ધીમે આવીને
એક સુકોમળ મૃદુ શય્યામાં બેસી ગઈ.

આજે સાત દિવસ થયા જહાંગીર બાદશાહ શિકારમાટે દૂરન
એક અરણ્યમાં ચાલ્યો ગયો હતો, અને તેની તરફથી બેગમને અદ્યાપિ
કશા પણ સમાચાર મળ્યા ન હોતા. જે દિવસે તે ગયો તે દિવસે બેગ
મને તેણે એમ કહ્યું હતું કેઃ "હું અવશ્ય સંધ્યાકાળે જ પાછો આવ
પહોંચીશ." પરંતુ આપેલા વચન અનુસાર તે પાછો આવ્યો નહિ
એક દિવસ ગયો; બીજો દિવસ થયો અને ત્રણ દિવસ વીત્યા; નૂર
જહાન કાગના ડોળે પોતાના પ્રિયતમના આવવાની વાટ જોયા કરતી
હતી, પરંતુ સાત સાત દિવસ વીતી જવા છતાં પણ બાદશાહની
સવારી આવી નહિ, એટલે હવે બેગમના શોકમાં ક્ષણે ક્ષણે ભયંકર
વૃદ્ધિ થવા લાગી.

નૂરજહાનના રંગમહાલયમાં નાના પ્રકારના સુગંધિત દીપો બળત
હતા. ચારે તરફ સુંદર રંગથી રંગાયલી ભીંતોપર ચિત્રકારના કૌશલ્યને
દર્શાવનારાં લતાપત્રનાં ચિત્રો આલેખેલાં હતાં, અને એ ચિત્રને જોત
એ જાણે ખરેખરી જ પુષ્પલતાઓ હોય ની ! એવો પણ ઘડીભર ભ્રમ
થઈ જતો હતો. ચારે તરફ સ્વચ્છ અને વિશાળ બિલ્લોરી કાચના
તખ્તાઓ ગોઠવેલા જોવામાં આવતા હતા. દર્પણો ઉપર નાગકેશર અને
ચમેલીનાં ફૂલોના કૌશલ્યથી ગુંથેલા હારો લટકતા દેખાતા હતા, અને
તેમના મિશ્રિત થયેલા સુગંધનો સમસ્ત મહાલયમાં વિસ્તાર થઈ
ગયો હતો. નૂરજહાનનાં કોમળ ચરણનાં ચિહ્નોને ધારણ કરવામાટે
નીચે ફર્શીપર સુન્દર ચિત્રમય ગાલીચા પાથરેલા હતા. ભીંતપર સ્થાને
સ્થાને સ્ફટિકની ખીંટીઓના આધારે તૈલમિશ્રિત રંગની બહુમૂલ્ય રમણીય
છબીઓ લટકાવેલી હતી; એ છબીઓમાં સ્ફટિકખંડના ચંચળ પ્રકાશનું
પ્રત્યાવર્તન થતાં તેમની ઉજ્જવલ શોભા અધિક મનોહર દેખાતી હતી
અને એથી જાણે ચિત્રપટમાંની મૂર્તિઓ સજીવતાને ધારણ કરતી હોય ની !
એવો જ સર્વથા ભાસ થતો હતો.

નૂરજહાન શય્યામાંથી ઊઠીને એક સુંદર મસ્નદ (કોચ)પર બેઠી.
એ વખતે પોતાના અંગપરનાં દુકૂલોનો ભાર પણ તેને અસહ્ય થઇ
પડ્યો હતો. મહા કોપથી તેણે તે બારીક વસ્ત્રને નીચે ગાલીચા પર નાખી

દીધું. ઝગઝગતા પીરોજી રંગની અને ઝીણા મોતીઓથી ગુંથેલી તે સુંદર ઓઢણીને નૂરજહાને કોપના આવેશમાં આવીને નીચે નાખી દેતાં ઉજ્જ્વલ દીપકના પ્રકાશમાં તે અદ્વિતીય ચમકાટ કરવા લાગી. વિરક્ત સ્વરથી તે બોલી કે: "શું કરું? કોઇ પણ વસ્તુમાં મન લાગતું જ નથી."

બેગમસાહેબાની આજ્ઞાની પ્રતીક્ષા કરતી પાસે જ એક લોંડી (દાસી) ઊભેલી હતી. તેને ઉદ્દેશીને નૂરજહાન્ બોલી કે: "પેલી તરફના દાલાનમાં મારી નવી વીણા પડેલી છે, તે લઇ આવ—જા."

"પણ એ વીણાના તારો તૂટી ગયા છે, તેનું કેમ?" દાસીએ કહ્યું.

"જા—ત્યારે સિતાર લાવ." નૂરજહાને બીજી આજ્ઞા કરી.

દાસી તરત સિતાર લઇ આવી; પરંતુ નૂરજહાનથી તેના તારો તથા સ્વરોને મેળવી શકાયા નહિ. તે રમણીનાં બિંબફળને પણ લજ્જિત કરનાર તેના કોમળ અધરોમાં મધુર સ્મિતની છટા દેખાવા લાગી. તે પોતાના મનમાં જ કહેવા લાગી કે: "આ સિતાર પણ પીટયો પુરુષ-વર્ગમાંનો જ કે નહિ? એટલે એનામાં કઠોરતા હોય, એમાં નવાઇ જ શાની? વીણા સ્ત્રીવર્ગની છે એટલે મારા પ્રેમના તારો સાથે વીણાના તારો પણ તૂટી ગયા છે; અને જહાંગીરના હૃદયની કઠોરતાનું પ્રત્યક્ષ પ્રમાણ બતાવવામાટે આ નરજાત સિતારના તારો કાયમ રહ્યા છે!"

થોડા દિવસ પહેલાં એક વજીરન્ નામની નવીન દાસી નૂરજહાનની તહનાતમાં આવીને રહેલી હતી. તે દિલરુબા, વીણા અને સિતાર આદિ તંતુવાદ્યો વગાડવામાં અત્યંત કુશળ હોવાથી બેગમે દાસીને કહ્યું કે: "જો-જલ્દી જા અને વજીરન્ને કહે કે, તે પોતાની દિલરુબાને લઇને સત્વર અહીં આવે—મૃદંગ તો તું વગાડી શકે છે."

તરત દાસી ગઈ અને વજીરન્ને લઈ આવી. વજીરને દિલરુબાના તારો મેળવ્યા અને દાસીએ મૃદંગપર થાપ લગાવી. સાજ મળી રહ્યા પછી વજીરને અદબથી પૂછ્યું કે: "બેગમ સાહબા! કઇ ચીજ સાંભળવાની ઇચ્છા છે."

"તમો માત્ર વાદ્યોને વગાડો—આજે મારી જ ગાવાની ઇચ્છા થઈ આવી છે." એમ કહીને નૂરજહાને એક ગજલ ગાવાનો આરંભ કર્યો અને વજીરન્ તથા દાસીએ વાદ્યોથી તેનો સાથ કર્યો. તે ગજલ નીચે પ્રમાણે:—

ગજલ

"ફલકકા હાય! કયા તીરે સિતમ બરસાના આતા હય;
દિલે આશકકા બિસ્મિલકી તરહ તડપાના હય.
જુદાઇમેં તેરી સાકી જિગરકા ખૂન પીતા હું;
મયઁ રો દેતા હું જબ હોટોં તલક પયમાના આતા હય.

કરમ ફરમાના આતા હય, ન ઉસ્કો મેહર આતી હય;
ખુતે બેરહમકો મેરે ફકત તરસાના આતા હય.
સિતમ આતા હય ગર તુમકો, વફા મુજકો ભી આતી હય;
જલાના તુમકો આતા હય, મુઝે જલ જાના આતા હય.
બસી હય અયસી આંખોંમેં 'મુરાદ' ઉસ માહકી સૂરત;
નજર ચારોં તરફ બસ જલ્વએ જાનાના આતા હય."

નૂરજહાન્ બેઠી હતી, તે મસ્નદની સામે જ એક મોટો તખ્તો ટાંગેલો હતો. ઓરડામાં એ વેળાયે દીપકોનો પૂર્ણ પ્રકાશ પ્રસરેલો હતો. ગઝલની છેવટની પંક્તિ ગાતાં ગાતાં બેગમે ઊંચી ગર્દન કરીને જોયું તો સામેના નિષ્કલંક, અને સૌગંધિક પુષ્પમાળાથી વિભૂષિત દર્પણમાં એક અત્યંત સુંદર, પ્રશસ્ત લલાટ અને શ્યામ શ્મશ્રુયુક્ત પુરુષના પ્રતિબિંબનું દર્શન થયું. એકાએક સર્પ દૃષ્ટિગોચર થતાં ભયથી સાધારણ મનુષ્યની જેવી અવસ્થા થાય છે, તેવી જ એ ક્ષણે નૂરજહાનની અવસ્થા થઇ ગઇ.

એ દર્પણપ્રતિબિંબિત મૂર્તિને પુનઃ જોવાનું સાહસ તેનાથી કરી શકાય એમ ન હોતું. બેગમના મનમાં 'અવશ્ય એ પુરુષે મારા ઉદ્ગારોને સાંભળેલા હોવા જોઇએ;' એવી કલ્પનાથી લજ્જાનો ભાવ ઉત્પન્ન થયો હતો. એ પુરુષ તે બીજો કોઇ નહિ, પણ રાજરાજેશ્વર દિલ્લીપતિ જહાંગીરશાહ બાદશાહ પોતે જ હતો; કારણ કે, એ રંગમહાલયમાં અન્ય પુરુષનો પ્રવેશ સર્વથા અશક્ય અને અસંભવિત હતો. પુનઃ નૂરજહાને એક વાર સાહસ અને ધૈર્ય ધારીને દર્પણમાં જોયું. તે પ્રતિબિંબિત પ્રતિમા પૂર્વ પ્રમાણે પાષાણવત્ નિશ્ચલ જ હતી. એ મૂર્તિ જહાંગીરની જ હોવી જોઇએ, એવો બેગમનો નિશ્ચય થઇ ગયો. દર્પણની પાસે જ બાદશાહની' કદ્દે આદમ ( માણસના કદની ) તસ્વીર ટાંગેલી હતી—નૂરજહાને તેનું પણ અવલોકન કર્યું—તેના હૃદયમાં કંપ થવા લાગ્યો—તેને એ જહાંગીર દેખાવા લાગ્યા. જહાંગીરની મૂર્તિને જોતાં જ તેનો કોપ પ્રેમના રૂપમાં પલટાઇ ગયો. તે દર્પણમાંના પ્રતિબિંબને ઉદ્દેશીને જ



જહાંગીર.

કહેવા લાગી કે: "પ્રાણેશ્વર! આ દાસીથી દૂર ત્યાં દ્વારમાં શામાટે ઊભા રહ્યા છો? તમારા પગ થાકી નહિ જાય કે?"

"રાજરાજેશ્વરી નૂરજહાન્! તારૂં લાવણ્ય—અતુલનીય—કેવળ અનુપમેય છે. સુંદરીઓ પણ તારા સૌન્દર્યને જોઇને કામાવહ્વળ થઈ જાય છે, તો પછી મારા જેવો એક પામર પુરુષ તારા એ સ્વર્ગીય સૌન્દર્યના નિરીક્ષણથી નેત્રોને તૃપ્ત કરવામાટે તારા દ્વારમાં ઊભો રહ્યો હોય, તો એમાં આશ્ચર્ય જેવું શું છે વારૂ?" એમ બોલતો બાદશાહ જહાંગીર બેગમની પાસે આવીને બેઠો અને તેના અધરામૃતના પાનમાં સ્વર્ગના સુખને અનુભવવા લાગ્યો.

જહાંગીરે પ્રેમના એ શબ્દોનો ઉચ્ચાર તો કર્યો, પણ તેના મુખમંડળમાં ચિન્તા અને વ્યગ્રતાની સ્વાભાવિક એક પ્રકારની શ્યામ છાયા છવાયલી હોવાથી તેની વાણીથી સત્ય આનંદનો થવો જોઇએ તેટલો સાક્ષાત્કાર થઇ શકતો ન હોતો. ચાલાક નૂરજહાન્ તરત એ રહસ્યને જાણી ગઈ અને નમ્રતાથી તેને પૂછવા લાગી કે: "શૌહરે મન્! આપના હૃદયમાં આજે એવી અને એટલીબધી તે શી ચિન્તા આવી ભરાયલી છે કે, જેની છાયા અત્યારે આપના મુખમંડળમાં પણ પ્રત્યક્ષ દેખાય છે? મને એ મનનો ભેદ સ્પષ્ટતાથી જણાવશો કે?"

"હુ આખા દિવસના પ્રવાસથી ઘણો જ થાકી ગયો છું, માટે થોડીક શરાબ (મદિરા) મંગાવ, એટલે પછી એ ભેદ હું તને નીરાંતે કહી સંભળાવું છું." જહાંગીરે આજ્ઞા કરી.

દાસીને મોકલવાને બદલે નૂરજહાન્ પોતે જ પાસેના એક બીજા ઓરડામાં ચાલી ગઈ અને એક સુવર્ણપાત્રમાં શીરાજની વખણાતી મદિરા લાવીને તે પાત્ર તેણે બાદશાહના હાથમાં આપ્યું. જહાંગીર તરત તેમાંની મદિરાને ગટગટાવી ગયો અને આનન્દમાં આવીને નીચેની કવિતા બોલવા લાગ્યો:—

"ઘનઘોર ઘટાયેં છાઇ હયઁ, રુત બદલી આજ જમાનેકી;
પી ઔર પિલાતા જા સાકી! હો ખયર તેરે મયખાનેકી!"

એના જવાબમાં નૂરજહાને પણ આ પ્રમાણે કાવ્યનો ઉચ્ચાર કર્યો:-

"નેર્ગિસકે ઇશારે હોતે હયઁ, ફૂલોંકા રંગ બદલતા હય;
ગુન્ચેકી સુરાહી ઢલતી હય, લાલેકા પ્યાલા ચલતા હય!"

"એક પ્યાલો, નૂર! બીજો પણ ભરી આપ!" જહાંગીર ો. અને વધારામાં જણાવ્યું કે:—

"પિયેંગે મય બજાહિર કિસકી હમકો સાકિયા ચોરી;

ખુદાકી જબ નહીં ચોરી, તો ફિર બન્દેકી કયા ચોરી ?”

તે ક્ષણે જ નૂરજહાન્ શરાબનો એક બીજો જામ ભરી લાવી અને તેને પણ જહાંગીર ગટગટાવી ગયો. શરાબનૌશી કરીને બાદશાહ થોડી વાર બિછાના પર લેટી ગયો અને નૂરજહાન્ તેનું માથું દાબતી બેસી રહી. થોડી વાર પછી તે ઊઠયો અને બેગમને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

“જહાંગીરની જાન નૂરજહાન ! રાજપૂતાનાની કેટલીક રિયાસતો અત્યારે આપણા તાબામાં છે–એટલે કે, ત્યાંના રાજાઓ આપણા તાબેદાર છે–આઝાદ નથી. પરંતુ માત્ર ઉદયપુરનું રાજ્ય સ્વતંત્ર છે, ને ત્યાંનો રાણો નિર્ભયતા અને બેદરકારીથી દિલ્લીશ્વરને કોપની દૃષ્ટિથી જોયા કરે છે, એ મારાથી દેખી શકાતું નથી.”

ત્યારે શું હજી સુધી મેવાડમાં હુજૂરે પોતાની ફૌજને મોકલવાની તકલીફ લીધી જ નથી કે?” નૂરજહાને પૂછ્યું.

“આપણી ફૌજને તો હું ત્યાં એક વાર નહિ, પણ અનેક વાર મોકલી ચૂકયો, પરંતુ મેવાડ રાજ્યના સંરક્ષકો ઘણા જ નમકહલાલ, રાજ્યને કાયમ રાખવામાટે જીવ આપનારા, રણશૂર અને અતુલબળશાળી છે; તેમ જ બીજું કારણ એ છે કે, ત્યાંના પહાડી રસ્તાઓ બહુ જ વિકટ હોવાથી આપણા સૈનિકોની ત્યાં કશી પણ કારીગરી ચાલી શકતી નથી.” નિરાશાસૂચક સ્વરથી જહાંગીરે જવાબ આપ્યો.

બાદશાહનો એ જવાબ સાંભળી એક તીવ્ર કટાક્ષ ચલાવતી નૂરજહાન્ કહેવા લાગી કેઃ “મારો તો એવો જ અભિપ્રાય છે કે, એ સાધનો ઉપરાંત મેવાડના રાજપૂતો અવશ્ય કોઇ બીજા અલૌકિક ગુણને પણ ધરાવતા હોવા જોઇએ. હું કલ્પના કરી શકું છું કે ત્યાંના લોકો શહવતના ગુલામ ( કામવાસનાના દાસ ) અને વિલાસી તો નહિ જ હોય!”

જહાંગીર પોતાપર થયેલા કટાક્ષનો ભાવાર્થ સમજી ગયો અને તેથી મંદ હાસ્ય કરીને બોલ્યો કેઃ “નૂરજહાન ! સર્વ દેશોના લોકોમાં એ દોષ નથી હોતો. પરંતુ એટલું તો ખરું જ છે કે, સર્વ સ્થળે પુરુષો કરતાં સ્ત્રીઓમાં કામવિકારની સદા અધિકતા જ હોય છે. એ સિદ્ધાંતને સ્ત્રીઓ પોતે પણ કુબૂલ કરે છે. કદાચિત્ તું પણ એ વાતને માની લઇને હા પાડવાની ના નહિ પાડે.”

બાદશાહે વાપરેલી એ ચાલાકીથી નૂરજહાન્ કાંઈક ઝંખવાણી પડી ગઇ; છતાં પણ પોતાની લજ્જાને છુપાવી રાખી સ્મિત કરીને કહેવા લાગી કેઃ “કામવિકારનો જીવતો જાગતો સુબૂત તો હુજૂરના બંધાવેલા આ મહાલયોને જોતાં જ પોતાની મેળે સળી જાય છે. વળી

પુરુષો પોતાની પરણેલી સ્ત્રી ઉપરાંત રાંડો રાખે છે અને એક કરતાં વધારે કન્યાઓ સાથે લગ્ન કરે છે, એ પુરુષોના કામવિકારનું બીજું પ્રબળ પ્રમાણ છે.”

“પુરુષોના કામવિકારનાં એ સબળ પ્રમાણો હોય કે ન હોય, એની હજી શંકા છે; પરંતુ પોતાના પતિને મારી નાખનાર ખૂની મર્દની ગોદમાં તે જ ઔરતના બેસવાથી સ્ત્રીના કામવિકારનો તો અચૂક સુબૂત આપણને મળી શકે છે.” જહાંગીરે કટાક્ષપૂર્વક જણાવ્યું.

જહાંગીરના એ કટાક્ષને ઇતિહાસના વાંચકો જેવી સ્પષ્ટતાથી સમજી ગયા હશે, તેવી જ સ્પષ્ટતાથી નૂરજહાન પણ બાદશાહના હૃદયવિદારક મર્મભારત વચનોના સારને સમજી ગઈ. શેરઅફગનના સંહારક જહાંગીર સાથે નૂરજહાને વિવાહનો સંબંધ સાંધ્યો હતો એ જ આ કટાક્ષનો ભેદમય વિષય હતો. પણ અહીં વાચકોએ એમ ધારી લેવાનું નથી કે, નૂરજહાન્ એ કટાક્ષ સાંભળીને લજ્જિત કિંવા શોકાતુર થઇ ગઈ હશે. તે વિશ્વવિજયિની રમણી એ વચનોથી જરા પણ લજ્જિત થઇ નહિ; કિન્તુ હસીને કહેવા લાગી કે: “હુજૂર એ વાતની તો યાદ્દાસ્ત હોવી જ જોઇએ કે, શરૂઆતમાં તે સ્ત્રીએ પોતાના પતિના ખૂની સાથે વિવાહ કરવાની અને પ્રેમનો સંબંધ જોડવા માટેની સાફ ના પાડી હતી ?”

“ઔરતોના વિકારની ત્યાં જ પરીક્ષા થાય છે. પ્રથમ લોકોને દંભ બતાવવામાટે તેઓ ના પાડે છે અને પછી તરત પ્રેમના પંથમાં જરા પણ વિચાર કર્યા વિના વિકારથી દોરાઈ જાય છે.” જહાંગીરે પુનઃ પોતાની બુદ્ધિનું દર્શન કરાવ્યું.

હવે આ વેળાયે નૂરજહાનથી પોતાના બચાવમાં એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તેને આવી રીતે નિરાશ થયેલી નિહાળીને બાદશાહ તેના ગુલાબી ગાલોને ચૂમીને પ્રેમથી કહેવા લાગ્યો કે: “હં—જો તો ખરી આપણે બીજા વિષયમાં ઊતરી ગયાં અને આપણી મૂળ વાત તો જ્યાંની ત્યાં જ રહી ગઈ. મેવાડમાં અહીંથી જે ફોજ જાય છે, તે ત્યાં જઇને કોણ જાણે શા કારણથી કશી પણ બહાદુરી બતાવી શકતી જ નથી. છેલ્લી જે ફોજ મોકલવામાં આવી હતી, તેના સંબંધમાં આજે એવા સમાચાર આવ્યા છે કે, એ આખી ફોજનો જડમૂળથી નાશ થઇ ગયો છે.”

નૂરજહાને કાંઇક ગંભીરતાથી ઉત્તર આપતાં જણાવ્યું કે: “ફોજનો નાશ થયો હોય, તો પણ શી ચિન્તા છે ? દિલ્હીની સલ્તનત બીજી કોઇ પણ સલ્તનત સાથે સરખાવતાં અત્યંત બળવતી અને દૃઢ છે.

હવે આપણે એના કરતાં બમણી ફોજ ત્યાં મોકલવી જોઇએ અને જો એથી પણ કાંઇ સારૂં પરિણામ થયેલું ન દેખાય તો છેવટે તેથી પણ બમણું લશ્કર મોકલીને ફતહ મેળવવાની કોશિશ કરવી, એમાં જ આપણું ગૌરવ સમાયલું છે. મેવાડ જેવી એક તણખલા જેટલી સલ્તનત અથવા કહો કે, એક સાધારણ રિયાસત આપણો મુકાબલો ક્યાં સુધી કરી શકવાની હતી વારૂ? હજરત સલામત! આજથી જ આપ ફરીથી ફોજ એકઠી કરવા માંડો અને વર્ષાઋતુ પછી તેને મેવાડપર ચઢાઇ કરવામાટે મોકલી આપો.”

“એ બધો મિથ્યા વ્યાપાર છે. માત્ર નૂરજહાન્ જ મારા માટે આ સંસારસુખનો સત્ય સાર છે.” કામવશ થઇને જહાંગીર બોલ્યો.

આનંદસુખવિલાસમાં ઘણી રાત વીતી ગઇ. જહાંગીરને નિદ્રાવશ થયેલો જોઇને ઓરડાના દ્વારને અંદરથી બંધ કરીને નૂરજહાન્ પણ નિદ્રાદેવીની ઉપાસના કરવાની ઇચ્છાથી શય્યાશાયિની થઈ. અલ્પ સમયમાં જ તેમને આનંદમય શાંતિનો અનુભવ થવા લાગ્યો.

શોકનો અવકાશ મળત નહિ. પણ આ તો પાપી અબ્દુલ્લાએ પ્રથમ તો અમીનાના સર્વસ્વનો નાશ કર્યો હતો, અને હવે તેને પણ તજી દઈને તે એક મુસલ્માન કુળકલંકિની કામિનીના કામજાળમાં જઈને ફસાઇ પડ્યો હતો. એ બનાવોના સ્મરણથી જ અમીનાના અંતઃકરણમાં આટલો બધો વિષાદ અને શોક દિવસ ને રાત થયા કરતો હતો. એ ચિન્તામાં ને ચિન્તામાં જ તેની ક્ષુધા, તૃષા અને નિદ્રાનો એક સમયાચ્છેદે લોપ થઈ ગયો હતો.

વાંચકો અદ્યાપિ અમીનાની બુઆને તો નહિ જ ભૂલ્યા હોય. આપણે એને બુઆના નામથી પણ ઓળખી શકીએ છીએ અને અમીનાની સખીની પદવી પણ એને આપી શકીએ છીએ. એ બુઆનું નામ ગુલ્શન્ હતું. ગુલ્શને જ્યારે અમીનાને અબ્દુલ્લા પાસેથી એ બેઇમાનીનો બદલો લેવાની શીખામણ આપી, ત્યારે તેના જવાબમાં અમીનાએ કહ્યું કેઃ "આમાં અબ્દુલ્લાનો શો દોષ છે વારૂ ? જે દોષ છે તે બધો એ ચંડાળ રાંડનો જ છે. એણે જ મારા સોના જેવા અબ્દુલ્લાને ભમાવીને આવો કથીર જેવો કરી નાખ્યો છે."

"લે વળી—એમાં રાંડનો તે વળી શો વાંક ?" ગુલ્શન્ બોલી.

"ખરેખર—એમાં રાંડનો પણ વધારે કાંઇ પણ અપરાધ નથી. ખરી રીતે જોતાં વાંક તો મારી આ ફૂટેલી કિસ્મતનો જ છે." અમીનાએ નિરાશાદર્શક નિઃશ્વાસ નાખીને કહ્યું.

અમીનાના આવા ઉદ્ગારથી ગુલ્શન્ મનમાં જાણી ગઇ કેઃ 'આનાથી કશું પણ કાર્ય સાધી શકાશે નહિ.'

વર્ષાઋતુની સમાપ્તિનો સમય આવી લાગ્યો હતો અને મેવાડપર ચઢાઇ કરવાની આખા નગરમાં ચર્ચા ચાલી રહી હતી; પરંતુ સેનાનો સેનાપતિ કોણ થવાનો અને એ પદવી કોને મળવાની, એનો અદ્યાપિ કશો પણ નિશ્ચય કરવામાં આવ્યો ન હોતો.

એક દિવસ ગુલ્શને અમીનાને કેટલાક પુરાણા કાગળોના ઢગલામાંથી કાંઇક શોધવાનો પ્રયત્ન કરતી બેઠેલી જોઇ. એ પ્રસંગ સાધીને તે કહેવા લાગી કેઃ "શું શોધે છે ?"

અમીનાએ પોતાના કાર્યને બંધ ન રાખતાં જવાબ આપ્યો કેઃ "જો અબ્દુલ્લા હવે એ રાંડને તલાક આપીને મારે ત્યાં ન આવે, તો પણ મને એની દરકાર નથી. તે પોતાની બીબી અને બચ્ચાં સાથે જઇને રહે, એ જ મારી ઇચ્છા છે અને એમાં જ હું ખુશ છું."

એ સાંભળી ગુલ્શને ડોકું ધૂણાવીને કહ્યું કેઃ "એ પરિણામ તું કઈ રીતે લાવી શકવાની હતી વારૂ ?"

"જો અબ્દુલ્લાને કોઈ પણ ઉપાયે હું દિલ્લીથી બહાર દૂરના દેશમાં મોકલી શકું, તો મને લાગે છે કે, મારી એ ઈચ્છા અનાયાસે સફળ થઈ જાય એમ છે." અમીનાએ પોતાના મનોભાવને જણાવ્યો.

"પણ એને દિલ્લી બહાર મોકલવાનો એવો કોઈ માર્ગ તેં શોધી કાઢ્યો છે ખરો કે?" ગુલ્શને આતુરતાથી પૂછ્યું.

"હા—અત્યારે હું એ માર્ગને શોધી કાઢવાના પ્રયત્નમાં જ પડેલી છું." અમીનાએ જવાબ આપ્યો.

એ પ્રમાણેની વાતચીત કરતાં કરતાં કાગળોના ઢગલામાંથી અમીનાએ એક કાગળ શોધી કાઢ્યો અને મનમાં જ તેને વાંચીને મંદ હાસ્ય કરતી તે ઊઠીને ઊભી થઈ ગઈ.

"એ કાગળ શાનો છે?" ગુલ્શને પૂછ્યું.

"એ બાદશાહની બેગમોના જનાનખાનામાં જવાનું હુકમનામું છે. જ્યારે આગળ હું મહાલયમાં નોકરીપર હતી, તે વેળાયે આ આજ્ઞાપત્ર મને મળ્યું હતું." અમીનાએ ખુલાસો કર્યો.

"આ પત્ર અત્યારે શોધવાથી જણાય છે કે, પાછી તું જનાનખાનામાં જ જવાની ઇચ્છા ધરાવે છે. પણ વારૂ, જનાનખાનામાં જઇને તું શું કરીશ?" ગુલ્શને પાછો સવાલ કર્યો.

"ત્યાં જઇને હું જે કરવાની છું, એ વાત તને હું ત્યાંથી પાછી આવવા પછી સંભળાવીશ. અત્યારે તો સત્વર મારે જવું જ જોઇએ; કારણ કે, સંધ્યાનો સમય થવા આવ્યો છે." અમીનાએ કહ્યું.

એ પ્રમાણે બોલીને અને ગુલ્શનને કાગળોની ગાંસડી બાંધીને અમુક સ્થળે રાખી દેવાની ભલામણ આપીને અમીના ઘરમાંથી બહાર નીકળી અને પગે ચાલીને જ જવા લાગી. બીબી સાહબાને આજે પગે ચાલી જતી જોઇને દરબાનની અજાયબીનો પાર જ રહ્યો નહિ.

પ્રથમ તો રાજમાર્ગમાંથી ચાલીને જવું તેને જરાક કઠિન લાગ્યું; કારણ કે, ઘણા દિવસથી તેનો ચાલવાનો અભ્યાસ છૂટી ગયો હતો. પણ માર્ગો બધા જાણીતા હોવાથી અંતે મનને દૃઢ કરીને ઊતાવળે પગલે ચાલતી તે રાજમહાલય સમક્ષ આવી પહોંચી. પ્રત્યેક દ્વારપર આજ્ઞાપત્ર બતાવતી તે મહાલયના અંતર્ભાગમાં દાખલ થઇ ગઇ અને આંગણામાં આવ્યા પછી તે પોતાના કોઇ પરિચિત મનુષ્યને આમ તેમ શોધવા લાગી.

શાહી મહાલના એ આંગણામાં અનેક ખ્વાજાસરાઓ અને લૌંડીઓ આમતેમ ફરતાં જોવામાં આવતાં હતાં. તેઓ પોતાના કામ-કાજમાં એટલાં બધાં મશગૂલ થઈ ગયાં હતાં કે. કેટલાકોને તો અ-

મીના ત્યાં આવીને ઊભી હતી એનું પણ કાંઇ ભાન હતું નહિ. કેટલાકોએ એને જોઇ, પણ કાંઇ ધ્યાન આપ્યું નહિ; અને કેટલાકોની એનાપર બરાબર નજર પડી, છતાં પણ કોઇએ એની સાથે વાત કરવાની તકલીફ લીધી નહિ. અમીનાનો પોતાના પરિચિત મનુષ્યને શોધવાનો પ્રયત્ન નેત્રોની સહાયતાથી ચાલૂ જ હતો. થોડી વાર પછી અચાનક એક પ્રહરિણી* તેના જોવામાં આવી. તેને જોતાં જ અમીના બોલી ઊઠી કે: "હું ઘણા વખતથી અહીં તમારી તલાશમાં જ ઊભેલી છું."

"કેમ? ખબર તો છે ને?" પ્રહરિણીએ પૂછ્યું.

"જનાબ નૂરજહાન્ બેગમ સાહબા અત્યારે ક્યાં છે, તે જરા બતાવશો કે?" અમીનાએ પોતાની ઇચ્છાને વ્યક્ત કરી.

"તમારા બોલવાપરથી જણાય છે કે, શાયદ તમોએ બેગમ સાહબાને જોયાં નથી. પણ—હા—ક્યાંથી જોયાં હોય? કારણ કે, તમારા અહીંથી રૂખ્સત થયા પછી તો તેઓ અહીં પધારેલાં છે. પણ બેગમ સાહબા સાથે તમારૂં શું કામ છે, તે જણાવશો?" પ્રહરિણીએ કહ્યું.

"એ કામનો ખુલાસો અત્યારે સાંભળશો કે બેગમ સાહબાની રૂબરૂમાં સાંભળશો?" અમીના માર્મિકતાથી બોલી.

"બેગમ સાહબાની રૂબરૂમાં સાંભળવામાં પણ કાંઇ વાંધો નથી. વારૂ—ત્યારે આવો." એમ કહીને પ્રહરિણી આગળ આગળ ચાલવા લાગી અને અમીના તેની અનુગામિની થઇ. જે ઓરડામાં અમૂલ્ય અલંકારો અને ઉત્કૃષ્ટ વસ્ત્રો ધારણ કરીને નૂરજહાન્ અથવા જગજ્જ્યોતિ વિરાજમાન થયેલી હતી, તે ઓરડામાં એ બન્નેએ પ્રવેશ કરીને બેગમ સાહબાને નમીનમીને લાંબી સલામો કરી. નમસ્કાર ચમત્કારની સમાપ્તિ થયા પછી પ્રહરિણીએ જરાક આગળ વધી હાથ જોડીને કહ્યું કે: "આ ઔરત હજૂર બેગમ સાહબા આગળ કાંઇક અર્જ કરવાની ખ્વાહિશ ધરાવે છે."

"તમો કોણ છો?" નૂરજહાને અમીનાને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો.

"આ દાસી દિલ્હીની રહેવાવાળી એક સાધારણ સ્ત્રી છે." અમીનાએ અત્યંત નમ્રતા દર્શાવીને ઉત્તર આપ્યું.

"તમારી શી તમન્ના છે?" નૂરજહાને પૂછ્યું.

"બાદશાહની અનેક બેગમોની તસ્વીરો આ દાસીએ બનાવી આપેલી હોવાથી મારી એવી ઇચ્છા છે કે, હુજૂરની પણ એક છબી મારા હાથે બને તો વધારે સારૂં." અમીનાએ જવાબ દીધો.

---

* બાદશાહોના જનાનખાનામાં જે સ્ત્રીઓ સિપાહીઓનો વેશ ધારણ કરીને પહેરો ભરવાનું કામ કરે છે, તેમને પ્રહરિણીના નામથી જ સાધારણ રીતે

"ના; હજી ફોજ રવાના થઇ નથી, પણ હવે જલ્દી જ જવાના છે." નૂરજહાને મીઠો જવાબ આપ્યો.

"હં-પણ આ વખતે ફોજનો અફસર (સેનાપતિ) કોણ થવાનો છે, તે હુજૂર જાણે છે કે ?" કલમને ચાલતી રાખીને અમીનાએ હસીને સવાલ કર્યો.

"સેનાપતિ કોણ થશે, એનો હજી બરાબર નિશ્ચય કરવામાં આવ્યો નથી. શાહી દરબારમાં અનેક હોશિયાર અને બહાદુર જવાંમર્દ પડેલા છે, એટલે કોઇ ને કોઇ એક આફસરજંગ તો મુકર્રર થવાનો જ." નૂરજહાને સાધારણ નિષ્કપટ ભાવથી જવાબ આપ્યો.

"હજરત ! જો આ બન્દીની એક આશા પૂરી કરો, તો પ્રાર્થના કરૂં." અમીનાએ ધીમે ધીમે પોતાના સ્વાર્થના માર્ગમાં પગ મૂકવા માંડયો. છતાં તેનો હાથ તો અટકયો ન હોતો જ.

"બેતકલ્લુફ-વિનાસંકોચ-કહો." નૂરજહાન બોલી.

"પણ જો એ આશા પૂરી કરવાનું વચન આપો, તો કહું." અમીનાએ કહ્યું. અમીના વાત તો બેગમ સાથે કરતી હતી, પરંતુ તેની આંખો તો તસ્વીરમાં જ લાગેલી હતી.

"જો તમારી એ આશા પૂરી કરવા લાયક હશે, તો તો હું અવશ્ય પૂરી કરીશ જ." નૂરજહાને અર્ધ અનુમોદન આપ્યું.

"એનો તો આપની ઇચ્છાપર જ આધાર છે. જો આપની કૃપા થાય, તો એવું જગતમાં કયું કાર્ય છે કે, જે ન બની શકે ? હા; જો આપની મરજી ન જ હોય, તો પછી બીજી વાત છે." અમીનાએ પ્રસંગ જોઇને ખુશામદનો વ્યાપાર ચલાવ્યો. એ વેળાયે અમીનાનો કરુણાપૂર્ણ કંઠસ્વર બહુ જ મધુર બની ગયો હતો. બેગમ નૂરજહાનને પણ તે અત્યંત મધુર લાગ્યો. આશાદર્શક ભાવથી બેગમ પ્રસન્ન થઇને બોલી કે: "વારૂ; જે તમારી આશા હોય તેને વ્યક્ત કરો."

"અબ્દુલ્લાખાન નામક એક સન્સબદાર આપના દરબારમાં મુલાજિમ (નોકર) છે, તેને જ જો સેનાપતિ બનાવીને મોકલવામાં આવે, તો કામ ન ચાલી શકે કે શું ?" ભૂલથી પણ પોતાની કલમને ન અટકાવતાં અમીનાએ પોતાની ઇચ્છાને વ્યક્ત કરી બતાવી.

"પણ એમાં તમારો એટલો બધો શો સ્વાર્થ સમાયલો છે વારૂ ?" નૂરજહાને સાશંક મુદ્રાથી પૂછ્યું.

અમીનાએ એનું કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ. એટલે થોડી વાર થોભીને બેગમ બોલી કેઃ "વારૂ; ત્યારે બાદશાહ આગળ હું વાતને છેડીશ."

અમીનાએ માથું નીચું નમાવીને ચિત્રમાં કલમ ચલાવતાં ચલાવતાં જ જવાબ આપ્યો કે: "હુજૂર! આ ગરીબ લૌંડીને આવાં બહાનાં શા માટે બતાવો છો? આપની આગળ બિચારા બાદશાહની તે શી ગણના હોય વારુ? જેમ આપ આજ્ઞા કરો, તેમ બાદશાહે કરવું જ જોઇએ. આપની વાત બાદશાહ સરઆંખોથી કુબૂલ કરવાના જ, એવી મને પૂરી ખાત્રી છે."

"એમાં તો જરા પણ શક નથી જ." નૂરજહાન્ અભિમાન દર્શાવતી બોલી.

હવે અમીનાના હાથમાંની કલમ નીચે જમીનપર પડી ગઇ. એ જોઇને નૂરજહાન્ ગભરાઇ ઊઠીને ઊભી થઈ ગઈ. કારણ કે, તે બન્ને સુંદરીઓની સામો સમ્રાટ્ જહાંગીર આવીને ઊભો રહ્યો હતો. અમીના ડરતી ડરતી સલામ કરીને ઘૂંઘટ કાઢી એક ખૂણામાં જઇ ઊભી રહી. તેને આવી રીતે ગભરાટમાં પડેલી જોઇને જહાંગીર કહેવા લાગ્યો કે:—

"બાદશાહ કુબૂલ કેમ નહિ કરે? નૂરજહાનના ફર્માનને બાદશાહે બસરોચશ્મ કુબૂલ કરવું જ જોઇએ. આ ઔરત બહુ જ હોશિયાર, ચાલાક અને અકલમન્દ દેખાય છે. નૂર! એ કોણ છે વારુ?"

અમીનાના સંબંધમાં નૂરજહાન્ જેટલું જાણતી હતી, તે સર્વ તેણે બાદશાહને કહી સંભળાવ્યું. અમીનાનો પરિચય પામીને બાદશાહે તેને પોતા પાસે બોલાવી. અમીના પણ સાહસ કરીને જહાંગીર પાસે આવી અને હાથ જોડી ગોઠણ મંડીયે પડીને નમ્રતાથી કહેવા લાગી કે: "જહાંપનાહ! આ નાચીજ બન્દી જો કાંઇ પણ વધારે ઘટારે બોલી ગઇ હોય, તો તેની તે ભૂલ અથવા ખતાને દરગુજર કરવાની મેહરબાની બતાવશો. આ લૌંડી બેવકૂફ અને અડધી ગાંડી જેવી છે."

"હું તારાથી જરા પણ નારાજ નથી; જરાય ગભરાઇશ નહિ." જહાંગીરે આશ્વાસન આપ્યું.

અમીનાએ વળી પણ નમીને બાદશાહને મુજરો કર્યો. બાદશાહે પૂછ્યું કે: "અબ્દુલ્લા તારો કોણ થાય છે?"

અમીના જાણી ગઈ કે: 'બાદશાહે બધી વાતો સાંભળી લીધી છે.' પરંતુ દિલ્લીનો બાદશાહ જ્યારે જનાનખાનામાં બેગમ પાસે આવતો હતો, ત્યારે તે બાદશાહ રહેતો ન હોતો. તેની અવસ્થા અને પદવી એક સાધારણ મનુષ્ય પ્રમાણે જ થઈ જતી હતી; કારણ કે, એ સમયે તે કરવા તથા ન કરવાના તેમ જ કહેવા તથા ન કહેવાનાં બધાં કાર્યો કરવામાં પ્રવૃત્ત થઇ જતો હતો અને તે એટલે સુધી કે, ચોરો પ્રમાણે સંતાઇને બીજાની છૂપી વાતો સાંભળવામાં પણ તેને જરાય

સંકોચ થતો નહોતો. એ વાતને પણ ચિત્રકળાનિપુણ અમીના સારી રીતે જાણતી હતી, એટલે તેને કાંઇ બાદશાહનો વધારે ભય થયો નહિ. અમીનાને નિરુત્તર જોઇને બાદશાહે પુનઃ કહ્યું કેઃ "તારા મનમાં જે વાત હોય, તે નિર્ભયતાથી કહી દે."

પણ એ સવાલનો પ્રથમ કાંઇ પણ જવાબ આપવાને બદલે અમીના નૂરજહાન્‌ની તરફ એકીટસે જોવા લાગી. જ્યારે નૂરજહાને બધો ભેદ કહી દેવાસાટે નેત્રસંકેત કરીને અનુમાત આપી ત્યારે તે નિર્ભય થઇને કહેવા લાગી કેઃ "જહાંપનાહ! અબ્દુલ્લાખાન મારા ખાવિન્દ થાય છે અને હું તેમની બીબી છું."

"આમ હોવા છતાં પણ તમો કહો છો કે, 'હું એક દુઃખની મારી દુઃખિયારી, નારી છું.' એ તો અજાયબી જ કહેવાય." નૂરજહાને હસીને વચમાં જ પોતાના મનનો ઉદ્દગાર કાઢ્યો.

"હુજૂર! શું મન્સબદારની દિલદાર કોઇ વાર દુઃખીયારી અને લાચાર નથી હોતી કે?" અમીનાએ નીચી નજર રાખીને જ કહ્યું.

નૂરજહાન્ મનમાં સમજી ગઇ કેઃ 'અમીનાના દુઃખનું બીજું જ કોઇ કારણ હોવું જોઇએ.' જહાંગીર અમીનાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ "અબ્દુલ્લાખાન ફોજનો અફસર બનીને મેવાડમાં લડાઇ કરવાને જાય, એમ તું શામાટે ઇચ્છી રહી છે વારૂ?"

અમીના સાહસ સહિત ઉત્તર આપતી કહેવા લાગી કેઃ "જહાંપનાહ! મારો શૌહર રાજપૂતો સાથેની લડાઇમાં ફતહ મેળવીને કીર્તિ પામશે, તો તેથી અમારા ઘરની શોભામાં વધારો થશે, એવી મારી માન્યતા છે. જે રાજપૂતોને કોઇ પણ જીતી શકયું નથી, તેમને બાદશાહનો એ એક સાધારણ સિપાહી હરાવે અને પોતાના નામને હમેશને માટે કાયમ રાખી જાય, એ જ જોવાની મારી મનીષા છે."

"તારી આ વાતોને હું ખરી તરીકે નથી માની શકતો.' જહાંગીરે જરાક હસીને કહ્યું.

અમીના એ સાંભળીને મનમાં જ વિચારવા લાગી કેઃ "હવે વધારે વાર જૂઠું બોલવાથી કાંઇ પણ મતલબ નીકળી શકે એમ નથી જ. એથી તો છેવટે મારેજ નીચું જોવું પડશે." એવો વિચાર કરીને તે જહાંગીરને અનુલક્ષીને બોલી કેઃ "જહાંપનાહ! આવી પ્રાર્થના કરવાનું આ દાસીને એક બીજું પણ કારણ મળેલું છે. પણ હું એમની ઔરત હોવાથી વધારે કાંઇ પણ બોલી શકતી નથી."

"બાદશાહ અથવા રાજાને રૈયતે પોતાના પિતા સમાન જ માનવો જોઇએ અને રૈયત તેમ જ માને છે પણ ખરી ત્યારે પિતા આગળ

શર્મ અને પડદો શા માટે રાખવા જોઇયે વારૂ? તું બધી વાત સાફ સાફ જણાવી દે, એટલે પછી જો શક્ય હશે તો હું તારી એ મનોવેદનાને દૂર કરવાની મારાથી બનતી કોશિશ કરીશ." જહાંગીરે ગંભીરતાથી કહ્યું.

લજ્જાથી મસ્તકને અવનત કરીને અમીના કહેવા લાગી કેઃ "હજરત સલામત! મારો શૌહર આજકાલ બહુ જ બદચલન—દુરાચારી—થઈ ગયો છે, એટલે મારી એવી ધારણા છે કે, જો એ થોડા વખતને માટે કોઇ બીજા દેશમાં જઇને રહે, તો પોતાની મેળે જ એના આચારો સારા થઇ જશે અને એના સુધરવાથી મારા ભાગ્યમાં પણ સુધારો થશે."

નૂરજહાન્ અમીનાની નજર ચૂકવી એક તીવ્ર કટાક્ષબાણ ચલાવીને બાદશાહને કહેવા લાગી કેઃ "મર્દોના શહવતી (કામી) હોવાનો આનાથી વધારે શો સુબૂત હોઇ શકે વારૂ?"

જહાંગીર નૂરજહાન્‌ના એ કટાક્ષના ભાવાર્થને સમજી ગયો અને જરાક હસ્યો. પાછો તે અમીનાને સંબોધીને બોલ્યો કેઃ "બેફિકર; હું અબ્દુલ્લાને એ માટે ઠપકો આપીશ. તે પોતાના દુરાચારોને તજી દેશે અને ઘેર આવીને તારી માફી માગશે. પછી તો થયું ને?"

"મારા સરતાજ ખાવિન્દને કોઇ પણ રીતે શર્મિન્દો કરવાની અને નીચું જોવડાવવાની મારી મરજી નથી. મારા મનનો જે ભાવ અને આશય છે, તે તો હુજૂરને મેં પ્રથમથી જ જણાવી દીધો છે; એટલે હવે વધારે કહેવાની કશી પણ અગત્ય નથી જ." અમીનાએ હાથ જોડીને કહ્યું.

"વારૂ; ત્યારે હવે તારે જવું હોય, તો ભલે જા. હું એની સઘળી યોગ્ય વ્યવસ્થા કરી નાખીશ." જહાંગીરે તેના હૃદયનું સાંત્વન કર્યું.

અમીના એ આજ્ઞા સાંભળી નમન કરી પાછલા પગે ચાલતી ઓરડાના દ્વારમાંથી જ્યારે બહાર નીકળી ગઇ, ત્યારે—ત્યાર પછી—નૂરજહાન્ હસતી હસતી પોતાના શૌહર—બાદશાહ—ને કહેવા લાગી કેઃ "હવે મને શો હુકમ ફર્માવો છો?"

એ પછી બાદશાહ અને નૂરજહાનનો પરસ્પર જે વાણીવિલાસ અને અનંગવ્યવહારનો પ્રકાર ચાલ્યો, તે સર્વનું અહીં વર્ણન કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી; કારણ કે, એ ચર્ચાઓનો આપણી વાર્તા સાથે કશો પણ સંબંધ નથી. માત્ર એટલું જ જણાવી દેવું ઉચિત છે કે, બાદશાહે અમીનાની કેટલીક વાતોને સત્ય માની લીધી હતી; એટલે એથી એ તો સ્પષ્ટ જાણી શકાય છે કે, એક સાધારણ સ્ત્રીના બુદ્ધિચાતુર્યે

આગળ સમસ્ત ભારતવર્ષના સમ્રાટ્‌ને અથવા તો તેની બુદ્ધિને સર્વથા હાર જ માનવી પડી હતી. ખરૂં જ કહ્યું છે કેઃ—

"स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यम् ।
देवो न जानाति कुतो मनुष्यः ?"

સ્ત્રીઓનાં ચરિત્ર અને પુરુષના ભાગ્યને સાક્ષાત્ પરમેશ્વર પણ જાણી નથી શકતો, તો પછી બિચારા પામર મનુષ્યની તે શી શક્તિ–અર્થાત્ મનુષ્ય તો કયાંથી જ જાણી શકે ? અસ્તુ. હવે આપણે આપણી કથાના અનુસંધાનમાં આગળ વધીશું.

---

## ચતુર્થ પરિચ્છેદ
## લાવણ્યમયીનું હૃદય

દેવગિરિનું યુદ્ધ થયાને આજે લગભગ એક વર્ષ વીતી ગયું હતું. પણ એટલા દિવસ સુધી શું લાવણ્યમયી તેજસિંહની વાતોને સ્મરણમાં રાખીને બેઠી હતી ? કે પછી તે એ સર્વ બનાવોને સર્વથા ભૂલી જ ગઈ હતી ? અમો અમારાં દીર્ઘદૃષ્ટિ અને બહુશ્રુત પાઠકો તથા પાઠિકાઓને નમ્રતાથી પૂછવાનું સાહસ કરીએ છીએ કે, એ બેમાંથી સ્મરણનો સંભવ વિશેષ છે કે વિસ્મરણની શકયતા અધિક છે ?

એમાંથી ગમે તે શકય હોય કે ગમે તે અશકય હોય, પરંતુ ભૂતકાળને ભેદીને એટલું તો અમો અવશ્ય જોઇ શકીએ છીએ કે, લાવણ્યમયી તે દિવસથી પ્રતિદિવસ તેજસિંહના નામનો જપ કર્યા કરતી હતી. જ્યારથી તેણે બારીમાં બેસીને તેજસિંહને પ્રયાણ કરી જતો જોયો હતો, ત્યારથી પ્રથમ તો કેટલાક દિવસ તે ઘોર ચિન્તામાં જ પડી ગઈ હતી, પણ તેની એ ચિન્તાની બીજા કોઇને પણ જાણ થવા પામી ન હોતી. તે દિવસથી પ્રમીલા સાથેનો તેનો સહવાસ પણ ઘણો જ ઓછો થઇ ગયો હતો. તેની એ પ્રેમવેદનાને પ્રથમ જાણી લેનારી પ્રમીલા જ હતી; કારણ કે, સ્ત્રીના મનોભાવને સ્ત્રી ઝટ જાણી જાય છે, એ સંસારનો એક દૃઢ નિયમ જ છે. લાવણ્યમયી સદા સર્વદા સાવધાન રહેતી હતી અને ભૂલથી પણ કોઇ વાર પોતાના મુખમાંથી તેજસિંહ શબ્દ બહાર ન નીકળી જાય એની ઘણી જ સંભાળ રાખતી હતી; કારણ કે, એ વાત જો કોઇના જાણવામાં આવી જાય, તો તેને લજ્જિત થવું પડે એમ હતું અને તેથી તે એ વિશે એટલી બધી સાવધાન રહે એ સર્વથા સ્વાભાવિક જ હતું.

પરંતુ એવી રીતે પ્રેમના પ્રજળતા પાવકને અંતરમાં જ દબાવી રાખવાથી દિવસે દિવસે લાવણ્યમયીનું શરીર મલિન અને નિસ્તેજ થવા લાગ્યું. તેની એ અવસ્થા પ્રથમ પ્રમીલાના જોવામાં આવી અને ત્યાર પછી મહાતપસિંહ તથા શોભનસિંહ પણ તેના દેહની એ દુર્દશાને જોઈ શક્યા. પણ એ મલિનતાનું મૂળ કારણ શું હોવું જોઈએ, એ ભેદમાત્ર પ્રમીલા વિના બીજા કોઈના પણ જાણવામાં આવી શક્યો નહિ અને તેને જાણવાની કોઈએ કશી ચેષ્ટા પણ કરી નહિ. લાવણ્યમયીનાં જેટલાં ઉત્તમ અને મૂલ્યવાન્ વસ્ત્રો હતાં, તે સર્વ કીડાઓ ખાઈ ગયા; માથામાં નાખવાનાં જેટલાં સુગંધિત તેલો હતાં, તેમાંનો કેટલોક ભાગ કીડીઓ પી ગઈ; બાકીનો ભાગ બગડી જવાથી દીવામાં નાખીને બાળી નાખવામાં આવ્યો અને તેના ભોજનમાટે જે ઉત્તમોત્તમ પદાર્થો આવતા હતા, તે સર્વ દાસીઓના ઉદરમાં સ્થાન મેળવવા લાગ્યા. તે બાળાની દાનશીલતામાં આજકાલ ઘણો જ વધારો થઈ ગયો હતો અને તે એટલે સુધી કે, જે કોઈ પણ વસ્તુ માગે, તે એની પાસેથી મળી શકતી હતી. જાણે એણે કલ્પલતાના સ્વરૂપને જ ધારણ કર્યું હોયની! એવો જ ભાસ થતો હતો. એના લાંબા અને કાળા નાગ સમાન કેશોના સંબંધમાં આપણે એટલું તો અવશ્ય જાણવું જ જોઈએ કે, પ્રમીલા તેનાપર નિરંતર નજર રાખતી હોવાથી તેના કેશોએ જટાના અવતારને ધારી લીધો ન હોતો.

એક દિવસ પ્રમીલાએ લાવણ્યમયીને એકાંતમાં પકડી અને તેનો બહુ જ અંત લીધો ત્યારે તે મુગ્ધા બાળાએ નિરુપાય થઈને કેટલીક વાતોનો સ્વીકાર કર્યો. પછી બીજી વાર એક દિવસ પ્રમીલા તેની પાસે આવી અને તેની જોડે બેસીને અત્યંત ગંભીરતાથી કહેવા લાગી કે: "લાવણ્યમયી! તું નિરંતર આટલી બધી ચિન્તા ન કર. તારા કોમળ શરીરની કેવી દુર્દશા થતી જાય છે, એ તું જોઈ શકતી નથી કે શું?"

"મને તો મારા શરીરની એવી કાંઈ પણ દુર્દશા થયેલી દેખાતી નથી. તું વળી આજે આ શું બકે છે." લાવણ્યમયીએ વાતને ઉડાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

"તું બિલ્કુલ રોગી જેવી દેખાય છે અને તારા મુખમાંથી તેજનો તો લોપ જ થઈ ગયો છે. પણ બહેન! એમ થવાનું કારણ શું છે તે કહીશ કે?" પ્રમીલાએ પોતાના પ્રયત્નમાં દૃઢ રહીને પૂછ્યું.

"કારણ વળી શાનું અને શું? મૂળ ન હોય ત્યાં શાખાનો તે સંભવ ક્યાંથી હોઈ શકે વારુ?" લાવણ્યમયીએ ઉડાવનારો જવાબ દીધો.

"પણ આજકાલ તું આટલી બધી ચિન્તા શાને કર્યા કરે છે?" પ્રમીલાએ વળી પણ તેવો જ સવાલ કર્યો.

"ચિન્તા શાની ને વાત શી?" લાવણ્યમયી બોલી.

"વળી કહે છે કે, ચિન્તા શાની?" એમ કહીને પ્રમીલા લાવણ્યમયીને નાના પ્રકારના ઉપદેશો આપવા લાગી. તેણે કહ્યું કે: "જો, લાવણ્ય! જેને પોતાની પ્રિય વસ્તુની પ્રાપ્તિની આશા નથી હોતી, તે આટલી બધી કદાચિત્ ચિન્તા કરે, તો તે વ્યાજબી પણ કહેવાય; પરંતુ તારી અવસ્થા કાંઇ એવી નથી, છતાં પણ તારે આટલી બધી ચિન્તા કરવાનું શું કારણ હશે, એ હું સમજી શકતી નથી." પ્રમીલા એમ કહીને તેના ઉત્તરની વાટ જોવા લાગી.

"મારી ચિન્તા કેવી છે વારૂ?" લાવણ્યમયીએ પૂછ્યું.

"તારી ઇચ્છિત વસ્તુ મળવાની તો તને પૂરેપૂરી આશા છે, ત્યારે પછી વિનાકારણ આટલી ચિન્તા કરીને પ્રાણોને શાને પછાડી નાખતી હઇશ જે?" પ્રમીલા બોલી.

"મારી ઇચ્છિત વસ્તુ શી છે?" લાવણ્યમયીએ પ્રશ્ન કર્યો.

"તે કોઇ પુરુષ છે અને જેને તું પોતાનું મન આપી ચૂકી છે." પ્રમીલાએ ઉત્તર આપ્યું.

"તે પુરુષ કોણ છે વારૂ?" લાવણ્યમયીએ પુનઃ પૂછ્યું.

"તેજસિંહ!" પ્રમીલાએ તેના ચિત્તચોરના નામનો ઉચ્ચાર કર્યો.

એ નામ સાંભળીને લાવણ્યમયીએ પ્રથમ તો કિંચિત્ સ્મિત કર્યું; પરંતુ ત્યાર પછી કોપપૂર્ણ નેત્રોવડે તેની તરફ જોઇને તે કહેવા લાગી કે: "જો, પ્રમીલા! તું બહુ જ મોટી ભૂલ કરે છે. મેં મારૂં હૃદય કોઇને પણ આપ્યું નથી અને મારૂં હૃદય કોઈ પુરુષને આપવાનો ખરી રીતે જોતાં મને કશો અધિકાર પણ નથી. તારી આગળ લજ્જા કરવાનું કાંઈ પણ કારણ નથી. એ તો તું જાણે જ છે કે, મારા હૃદય પર મારી પ્રભુતા બહુ જ થોડી છે; કારણ કે હું મારા પિતા અને ભ્રાતાને આધીન છું. વિવાહ થવા પૂર્વે આ હૃદય તેમની આજ્ઞાને જ ધારણ કરી રહેનારૂં છે. એટલે કે, મારૂં હૃદય જેને આપવાની તેમની ઇચ્છા હશે, તેને જ તેઓ આપી દેવાના. મને જે આશ્ચર્ય થાય છે, તે એટલું જ કે, તું એક આર્ય અબળા હોવા છતાં મને એમ કેમ કહે છે કે, 'તેં તારૂં હૃદય પિતા અને ભ્રાતાની ઇચ્છા વિના જ બીજા કોઈ પુરુષને આપી દીધું છે!' આ ઘટના કદાપિ શક્ય છે ખરી?"

એ વેળાયે લાવણ્યમયીનો સ્વર સ્થિર અને ગંભીર થઈ ગયો હતો. પ્રમીલા પોતાના મનમાં ને મનમાં જ લાવણ્યમયીને કોટિકોટિ

ધન્યવાદ આપવા લાગી. હાય! જે પાપી અને દુષ્ટાત્માઓ આપણા આ આર્યાવર્તની અબળાઓનાં આવાં અતિપવિત્ર અંતઃકરણોને પરિવર્તિત કરવાની ઇચ્છા—દુષ્ટ વાસના—ધરાવતા હોય, તે મહાપાતકી જનોને હે જનની વસુન્ધરે! તું પોતાના ગર્ભમાં શામાટે શમાવી નથી દેતી?

પ્રમીલા મોહમુગ્ધ થઇને કહેવા લાગી કેઃ "લાવણ્ય! હું સમજી ગઈ કે, તારા આ પ્રણયમાં કેટલીક નિરાશા પણ સમાયલી છે. તને તેજસિંહની પ્રાપ્તિ થશે કે નહિ, એ અત્યંત શંકાસ્પદ વાર્તા છે, અને તેથી જ રાતદિવસ ચિન્તા કરી કરીને તું શરીરનો નાશ કરી નાખવાને તૈયાર થઈ ગઈ છે!"

લાવણ્યમયીએ એનું કશું પણ ઉત્તર આપ્યું નહિ; એટલે હવે પ્રમીલાએ પણ વધારે બોલવાનું વ્યાજબી ધાર્યું નહિ. તે, બીજી ત્રીજી વાતો કાઢીને તેના મનને રમાડવાનો પ્રયત્ન કરવા લાગી.

એ પછી વળી પાછા બીજા પણ કેટલાક દિવસો વીતી ગયા. હવે લાવણ્યમયીના શરીરમાં ધીમે ધીમે જ્વરનો આવિર્ભાવ થવા લાગ્યો. દિવસે દિવસે એ જ્વરનો પ્રભાવ વધતો જ ગયો અને જ્વરની વૃદ્ધિ સાથે તેના શરીરની ક્ષીણતામાં પણ વૃદ્ધિ થવા લાગી. તે સૂકાયલા કાંટા જેવી થઈ ગઈ. હાય! નિરાશાનું કેવું ખેદકારક પરિણામ?

---

## પંચમ પરિચ્છેદ

### સત્ય કે સ્વપ્ન?

આપણે ઘણા દિવસથી તેજસિંહની મુલાકાત નથી લીધી, માટે રસિક વાંચકો! જો તમારી તેને મળવાની ઇચ્છા હોય, તો ચાલો અમારી સાથે પધારો—આજે અમો તેની જોડે તમારો મેળાપ કરાવી આપીશું. જુઓ, માલતીગઢની સામેના પર્વતની તળેટીમાંથી જે માર્ગ નીકળેલો છે અને તે માર્ગમાં પેલો જે એક અશ્વારોહી યુવક ચાલ્યો જાય છે, તે જ આપણો પૂર્વપરિચિત તેજસિંહ છે. હવે કદાચિત્ આપ એવો પ્રશ્ન કરશો કેઃ 'એ તેજસિંહને એ સ્થાને આવવાનું શું કારણ છે?' તો એ શંકાનું પણ અમે નિવારણ કરી નાખીશું.

હવે તેજસિંહ ઉદયપુરનો એક રાજકર્મચારી થયો હતો અને તેથી બહુધા તે ઉદયપુરમાં જ વસતો હતો. જો કે, સાલુમ્બ્રાગઢમાં તેનો વંશપરંપરાનો પુરાતન આવાસ હતો ખરો, પરંતુ હવે ત્યાં જવાનું તેને વધારે પ્રયોજન પડતું ન હોતું. છતાં કેટલીક વાર પ્રયોજન ન હોવા છતાં પણ તેને ત્યાં જવું પડતું હતું. તે સાધારણ રીતે કોઇ વાર ત્યાં જતો હતો, થોડા દિવસ રહેતો હતો અને પાછો ઉદયપુરમાં

ચાલ્યો આવતો હતો. એ ઉપરાંત ત્યાં તેને કોઈ વિશેષ આવશ્યક કાર્ય કરવાનું હતું જ નહિ. ઉદયપુરથી સાલુમ્બ્રાગઢ તરફ જવાના બે માર્ગો છે. એક તો સીધો ઉદયપુરથી સાલુમ્બ્રાગઢ ચાલ્યો ગયો છે અને બીજો માર્ગ માલતીગઢ પાસેથી થઈ કેટલોક ઘેરાવો લઈને સાલુમ્બ્રાગઢને જઈ મળેલો છે. તેજસિંહ બહુધા એ બીજા–માલતીગઢવાળા–માર્ગથી જ જતો આવતો હતો. જ્યારે પણ તે ઉદયપુરથી નીકળતો હતો, ત્યારે પ્રત્યેક વાર તે પોતાના મનમાં એવો નિશ્ચય કરતો હતો કેઃ 'આજે તો માર્ગમાં અવશ્ય માલતીગઢમાં રોકાઈશ અને ત્યાંના લોકોને મળતો જઈશ.' પરંતુ જ્યારે તે માલતીગઢની પાસે આવી લાગતો હતો, ત્યારે લજ્જાથી અચાનક ઘેરાઈ જતો હતો અને માલતીગઢમાં જવાના તેના નિશ્ચયનો તત્કાળ લોપ થઈ જતો હતો. તેના હૃદયમાં એનો જ વિચાર થયા કરતો હતો કેઃ "પાછળથી લોકો એમ જ બોલવાના કે, એ તો કેવળ લાવણ્યમયીને જોવા કે મળવામાટે જ અહીં આવ્યા કરે છે; અને એ વાત લાવણ્યમયીના જાણવામાં આવતાં કદાચિત્ તેના મનમાં પણ મારા વિશે અશુભ અભિપ્રાય બંધાઈ જશે." એવા વિચાર અને હેતુથી તે માલતીગઢમાં પ્રવેશ કરી શકતો ન હોતો. વળી પાછો જ્યારે તે સાલુમ્બ્રાગઢથી ઉદયપુર જવામાટે નીકળતો હતો, ત્યારે પણ મનમાં એવી ધારણા કરતો હતો કેઃ "આ વખતે તો માલતીગઢમાં અવસ્ય એક દિવસ રહીશ." પરંતુ પુનઃ માલતીગઢને જોતાં જ તેના મનની અવસ્થા પાછી આગળના જેવી જ થઈ જતી હતી; એટલે કે, અચાનક લજ્જા આવીને તેના નિશ્ચયમાં વિઘ્ન નાખી દેતી હતી. એક વાર નહિ, પણ પ્રત્યેક વાર એમ જ થયા કરતું હતું. જે વીર પુરુષે અસંખ્ય શત્રુદલના મધ્યભાગમાં પ્રવેશ કરીને નિર્ભયતા તથા પ્રફુલ્લતાથી શત્રુઓનો સંહાર કરી નાખ્યો હતો અને પોતાની વીરતાનો પ્રભાવ બતાવીને ઉદયપુરના મહારાણાને પણ મુગ્ધ કરી દીધો હતો, તે રણધીર વીરને માલતીગઢના દ્વાર પાસે નિરંતર પરાજિત થવું પડતું હતું. એ શું એક પ્રકારનું આશ્ચર્ય ન કહી શકાય કે ? પણ પ્રેમલજ્જાનો સ્વભાવ જ એવો હોય છે, એટલે એમાં વધારે આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. વળી જ્યારે જ્યારે પણ તેના મનમાં લાવણ્યમયીનું સ્મરણ થઈ આવતું હતું, ત્યારે તે પોતાના પ્રેમાસક્ત મનને એમ જ સમજાવ્યા કરતો હતો કેઃ "હે નિર્બોધ મન ! એ એક રાજાની કન્યા છે અને તું ભિક્ષુક છે. તારો ને એનો સંયોગ થવો અશક્ય છે ! માટે સાવધાન થઈ જા અને એ આશાનો ત્યાગ કરી દે. એમાં જ તારા સુખનો ખરો સાર સમાયલો છે !"

આજે એ માર્ગમાં તેજસિંહ ચાલ્યો જતો હતો, એનું પણ એ જ કારણ હતું. ચાલતાં ચાલતાં તે માલતીગઢના બહુ જ સમીપમાં આવી પહોંચ્યો, સતૃષ્ણ નયનોથી ગઢતરફ જોવા લાગ્યો અને જાણી જોઇને પોતાના ઘોડાને ધીમે ધીમે ચલાવવા લાગ્યો. તેજસિંહે એક વાર અસ્ત થતા સૂર્યનું અવલોકન કર્યું. તેને જણાયું કે, રાત્રિના આગમનમાં હવે વિશેષ વિલંબ ન હોતો. એ પછી પોતાનાં વસ્ત્રો પર તેની અચાનક દૃષ્ટિ પડતાં, તેના જાણવામાં આવી ગયું કે, માઘ માસની નિશાકાલિક શીતલતાથી રક્ષણ કરી શકે, તેવાં તેનાં વસ્ત્રો ન હોતાં અને ઠેઠ સાલુમ્બ્રાગઢ સુધી પહોંચવાનું હતું. એ બધા વિચારો મનમાં આવવા છતાં પણ ઘોડાને તેણે ઉતાવળથી ન ચલાવ્યો—પ્રથમ પ્રમાણે તે મૂક પ્રાણીને તે મંદગતિથી જ ચલાવતો રહ્યો.

એ જ સમયે કિલ્લાના એક બુર્જપર ઊભેલા શોભનસિંહે તેજસિંહને જતો જોઇ લીધો અને તત્કાળ પોતાની પાસે ઊભેલા પોતાના સિપાહીને આજ્ઞા કરીને કહ્યું કે: "જો, પેલો ઘોડેસવાર ચાલ્યો જાય છે, તેને મારૂં નામ આપીને અહીં બોલાવી લાવ."

આજ્ઞાને શિરોધાર્ય કરીને તે સિપાહી નીચે ઊતર્યો અને ઘોડાપર સવાર થઇને ત્યાંથી ચાલતો થયો. તેજસિંહનો અશ્વ ધીમી ચાલથી ચાલ્યો જતો હતો, એટલે પોતાના અશ્વને દપટાવીને તે સિપાહી જોતજોતાંમાં તેની પાસે આવી પહોંચ્યો. શોભનસિંહનું નામ સાંભળતાં જ તેજસિંહ ત્યાંથી પાછો ફર્યો અને ઝટ પોતાના મિત્રની સેવામાં આવીને ઉપસ્થિત થયો.

શોભનસિંહની મુખમુદ્રા એ સમયે કાંઇક મલિન થયેલી દેખાતી હતી. પારસ્પરિક કુશળ સમાચાર પૂછ્યા પછી શોભનસિંહે કહ્યું કે: "અત્યારે ક્યાંથી આવો છો અને ક્યાં જવાનો ઉદ્દેશ છે?"

"ઉદયપુરથી આવું છું અને સાલુમ્બ્રાગઢ તરફ જવાનો વિચાર છે." તેજસિંહે ઉત્તર આપ્યું.

"અમોને મળ્યા વિના જ એક અપરિચિત મનુષ્ય પ્રમાણે આપ અહીંથી ચાલ્યા જાઓ છો, એ શું આપને ઉચિત લાગે છે કે?" શોભનસિંહે ઠપકો આપ્યો અથવા બીજા શબ્દોમાં કહીએ તો વિવેક બતાવ્યો.

"મારા એ અપરાધમાટે હું આપની ક્ષમા માગું છું. મેં સાલુમ્બ્રાગઢથી વળતી વેળાએ આપને પરિશ્રમ આપવાનો વિચાર કર્યો હતો." તેજસિંહે પણ વિવેકથી જ ઉત્તર વાળ્યું.

"પણ તેજસિંહ! જો આપ વળતી વેળાયે જ અહીં આવ્યા હોત, તો લાવણ્યમયીના મુખનું દર્શન ભાગ્યે જ કરી શક્યા હોત; કારણ કે, હવે તો એમ જ જણાય છે કે, એ બાળા કોઇ લાંબો વખત જીવવવાની નથી." શોભનસિંહ નિરાશાસૂચક સ્વરથી બોલ્યો, અને એ વાતનું તેના મનમાં કેવું પરિણામ થાય છે, તે જાણવામાટે તે તેજસિંહના મુખમંડળનું એકાગ્રદષ્ટિથી અવલોકન કરવા લાગ્યો. અંતે તેની મુખમુદ્રામાં થયેલા પરિવર્તનને જોઇને શોભનસિંહના મુખમંડળમાં કાંઈક પ્રસન્નતાથી છટાનું દર્શન થવા લાગ્યું.

"શું લાવણ્યમયીની પ્રકૃતિ અસ્વસ્થ છે કે?" તેજસિંહે આતુરતાપૂર્ણ પણ ધીમા સ્વરથી પ્રશ્ન કર્યો.

"હા; લાવણ્યની માંદગી આજકાલ એટલી બધી વધી ગઈ છે કે, ચિકિત્સકોએ પણ તેના જીવનની આશાને છોડી દીધી છે." શોભનસિંહે કહ્યું.

તેજસિંહે એ સાંભળીને એક નિઃશ્વાસ નાખ્યો.

એ પછી શોભનસિંહે પોતાના એક અનુચરને તેજસિંહના ઘોડાની સંભાળ રાખવાની આજ્ઞા કરીને તેજસિંહને સાથે લઈ મહાલય તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં તેજસિંહે સવાલ કર્યો કેઃ "લાવણ્યમયીને એવો ભયંકર તે શો રોગ થયો છે વારૂ?"

"જ્વર અને તેની સાથે શરદી તથા ઉધરસનો પણ વિકાર જણાય છે. પણ અત્યાર સુધી લાવણ્ય ભાન અને શુદ્ધિમાં તો બરાબર છે. બાલ્યાવસ્થામાં જ માતાનો સ્વર્ગવાસ થયો અને તેથી બિચારીને સુખ શું છે, એની કલ્પના પણ નથી. બસ; એ જ આ રોગનું મૂળ કારણ હોવું જોઇએ." શોભનસિંહે કહ્યું.

ઊંડા પાણીમાં પત્થરનો એક ટુકડો નાખવાથી તે પાણી જેવી રીતે કંપાયમાન થાય છે, તેવી જ રીતે શોભનસિંહની એ વાત સાંભળીને તેજસિંહના હૃદયમાં ભયંકર કંપ થવા લાગ્યો; તેનામાં સંભાષણ કરવાનું સામર્થ્ય પણ રહ્યું નહિ.

માર્ગમાં જરાક આગળ વધતાં અજિતસિંહનો મેળાપ થયો, એટલે એ ત્રણે જણ સાથે મળીને મહાલયમાં આવ્યા. ત્યાર પછી તેજસિંહને બહારની બેઠકમાં બેસાડીને અજિત અને શોભને અંતઃપુરમાં પ્રવેશ કર્યો. ચાલતાં ચાલતાં અજિતે શોભનને ઉદ્દેશીને કહ્યું કેઃ "શોભનસિંહ! તેજસિંહને લાવણ્યમયી પાસે લઇ જા."

"આમ એકાએક એને લાવણ્ય પાસે લઇ જવો, એ ઠીક નથી. પ્રથમ તેજસિંહ આવવાના છે, એટલા સમાચાર આપીએ, પછી આવી

ગયાનું જણાવીએ અને અંતે મુલાકાત કરાવીએ, એ જ વધારે સારૂં છે." શોભનસિંહે દીર્ઘદૃષ્ટિ દર્શાવીને કહ્યું.

"તેજસિંહ આવવાના છે, એમ તો આશ્વાસન આપવામાટે પ્રમીલા ઘણા દિવસથી એને કહ્યા કરે છે, એટલે હવે એમના આવી જવાની વાત જ કહેવી જોઇએ." અજિતસિંહે એક નવી વાત જણાવી.

"વારૂ; ત્યારે પ્રમીલાને જઇને કહી દ્યો એટલે તે લાવણ્યમયીને તેજસિંહના આગમનના સમાચાર આપી દે." શોભનસિંહે કહ્યું.

"હાય! આ ભેદ જો પ્રથમથી જ આપણા જાણવામાં આવ્યો હોત, તો આજે લાવણ્યની આવી દુર્દશા ન થઈ હોત!" શોભન નિરાશાથી બોલ્યો.

"પણ આ વાત મને તેં પ્રથમ જ કેમ ન જણાવી વારૂ?" અજિતસિંહે કાંઇક રોષનો ભાવ બતાવીને કહ્યું.

"પ્રમીલાએ જ્યારે મને આ વાત કહી, ત્યારે જ એ ભેદ મારા જાણવામાં આવ્યો અને ત્યાર પછી તરત જ તને મેં જે બીના હતી તે જણાવી દીધી. પ્રમીલાએ ઘણા વખત સુધી એ વાતને છુપાવી રાખવામાં ઘણી જ મોટી ભૂલ કરી, એમાં તો જરા પણ સંશય નથી. પ્રથમ તો પ્રમીલાએ મને કાંઈ પણ કહ્યું ન હોતું, પણ જ્યારે તેણે જોયું કે વૈદ્ય પણ લાવણ્યમયીના જીવનની આશાને છોડી ગયા છે, ત્યારે જ તે મારી પાસે આવી અને રોતી રોતી કહેવા લાગી કેઃ 'તેજસિંહવિષયક સ્નેહ જ લાવણ્યમયીનો કાળ થઇ પડ્યો છે.' જે થવાનું હતું તે થઇ ગયું છે, પણ આ અંતની ઘડીયે પણ જગદંબાએ કૃપા કરીને તેજસિંહને પોતાની મેળે જ અહીં મોકલી દીધો છે, એ પણ આપણે આપણા સદ્‌ભાગ્યનું જ એક લક્ષણ સમજવું જોઇએ." શોભનસિંહે સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યો.

પ્રમીલાના મુખથી એ સમાચાર લાવણ્યમયીના સાંભળવામાં આવી ગયા કેઃ "તેજસિંહ આવી પહોંચ્યા છે." એ શુભ સંવાદને સાંભળતાં જ પીડામાં પડેલી લાવણ્યના મુખમંડળમાં હાસ્યના નૂતન-ચંદ્રનું દર્શન થવા લાગ્યું.

બીજી તરફ શોભનસિંહે અજિતસિંહને એક બાજૂ બોલાવીને પૂછ્યું કેઃ "ભાઈ! તેજસિંહ કયા વંશમાંથી ઊતરી આવેલા છે, એ વિશે તું કાંઇ જાણે છે ખરો કે?"

"ના." અજિતસિંહે અજ્ઞાન દર્શાવ્યું.

"ત્યારે આજ રાત્રે જ ગમે તેમ કરીને એ વાતનો શોધ તારે કરી લેવાનો છે. સમજ્યો કે?" શોભનસિંહે તાકીદ કરી.

"વારુ; હું પૂછી લઇશ." અજિતસિંહે બીડું ઊઠાવ્યું.

થોડા વખત પછી તેજસિંહને સાથે લઇને શોભનસિંહ લાવણ્યમયીની શય્યા પાસે આવીને ઊભો રહ્યો. એક પ્રકારે તેજસિંહની આશા પણ સફળ થઇ. લાવણ્યમયીને જોતાં જ તે મનોગત કહેવા લાગ્યો કે: "લાવણ્યમયીના તે અપૂર્વ લાવણ્યનો ક્યાં લોપ થઇ ગયો વારુ? તે તપ્ત સુવર્ણ સમાન સુવર્ણનો સંહાર કોણે કર્યો? હોઠોના ગુલાબી રંગનો વિભંગ શાથી થયો? કૃષ્ણરંગી સુન્દર કેશોની સ્નિગ્ધતા કેમ દેખાતી નથી? વિશાળ નેત્રોની આવેગમયી દૃષ્ટિની સૃષ્ટિ ક્યાં છે? હાય! નેત્રોને બંધ કરીને એ લલિત લલના શય્યામાં મૃત સમાન સ્થિતિમાં સૂતેલી છે!"

"લાવણ્ય! જાગે છે કે?" એમ કહીને શોભનસિંહે લાવણ્યમયીને મંદ સ્વરથી બોલાવી.

લાવણ્યમયીએ નેત્રો ઊઘાડીને જોયું—નેત્રો સમક્ષ તેજસિંહની મૂર્તિ ઊભેલી તેના જોવામાં આવી. પ્રેમી બાળા એક દૃષ્ટિથી તેજસિંહના મુખનું અવલોકન કરવા લાગી. કેટલીક વાર પછી પુનઃ ક્લાન્ત થઇને તેણે પોતાની આંખોને બંધ કરી લીધી. પાછી બીજી વાર જ્યારે તેણે આંખો ઊઘાડી, ત્યારે પોતાની સામે પ્રમીલાને બેઠેલી જોઈ. ઓરડામાં એ વેળાયે બીજું કોઇ પણ હતું નહિ. થોડેક છેટે એક દીપક બળ્યા કરતો હતો. લાવણ્યમયીએ ક્ષીણ સ્વરથી પૂછ્યું કે: "પ્રમીલા! થોડી વાર પહેલાં મને એમ દેખાયું હતું કે, જાણે તેજસિંહ મારી શય્યા પાસે ઊભેલા છે. એ સત્ય છે કે સ્વપ્ન?"

"તારો સ્નેહ તને શું કહે છે?" પ્રમીલાએ કહ્યું.

"હું શું કહી શકું? સત્ય કે સ્વપ્ન?" એમ કહીને લાવણ્યમયીએ પાછાં નેત્રો બંધ કરી લીધાં અને થોડી વારમાં જ તે સ્વપ્નસૃષ્ટિમાં વિહરવા લાગી.

---

## ષષ્ઠ પરિચ્છેદ

### ચુમ્બન

પ્રમીલાએ લાવણ્યમયીને તેજસિંહના આવવાની વાત સમજાવી દીધી. બીજે દિવસે લાવણ્યનો રોગ લેશમાત્ર પણ વધેલો દેખાયો નહિ, કિન્તુ તેનામાં કિંચિત્ સજીવનતા આવેલી દૃષ્ટિગોચર થવા લાગી. પ્રમીલાને આવેલી જોઇને લાવણ્યમયી કહેવા લાગી કે: "પ્રમીલા! જ્યારથી હું માંદી પડી છું, ત્યારથી ઘણા લોકો મને જોવામાટે આવી ગયા છે અને આવતા જાય છે પરંતુ [illegible]

સખી આજ સુધીમાં એક વાર પણ મને જોવા માટે નથી આવી એનું કારણ શું હોવું જોઇએ વારુ?"

"તારી તે સખી કોણ વારુ?" પ્રમીલાએ પૂછ્યું.

"કુન્દકુમારી." લાવણ્યમયીએ ઉત્તર આપ્યું.

"એને બોલાવું કે?" પ્રમીલા બોલી.

"હા; બોલાવ." લાવણ્યમયીએ ઇચ્છા દર્શાવી.

પ્રમીલા ત્યાંથી ઊઠીને ચાલતી થઇ. એટલામાં તેજસિંહને સાથે લઇને શોભનસિંહ ઓરડામાં આવી લાગ્યો. તેજસિંહને એક વાર જોઇને જ લાવણ્યમયીએ પોતાની આંખોને બંધ કરી લીધી. શોભનસિંહે લાવણ્યમયીને બે ચાર વાર બોલાવી, પણ એક પણ જવાબ તેને મળ્યો નહિ. શોભનસિંહ મનમાં સમજી ગયો કે: 'એ નિદ્રામાં નથી, પણ જાણી જોઇને જ નથી બોલતી; શરમાઇ ગઇ છે.' બન્ને જણ શય્યાની પાસે જ આસનપર બેસી ગયા. શોભનસિંહે તેજસિંહને પૂછ્યું કે: "તેજસિંહજી! હું આપને એક વાત પૂછવાની ઇચ્છા ધરાવું છું."

"શી આજ્ઞા છે, કુમાર!" તેજસિંહે નમ્રતાથી કહ્યું.

"આપે પવિત્ર રાઠોડકુળની એક શાખામાં જન્મ ધારણ કરેલો છે અને અમો ગિહલોત વંશની એક શાખામાં અવતરેલા છીએ. અર્થાત્ જગદમ્બાની કૃપાથી જો મારી ભગિની સારી થઇ જાય અને એનો કર અમો આપના કરમાં અર્પણ કરીએ, તો આપને કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય તો થવાનો નથી ને?" શોભનસિંહે લાવણ્યના લગ્નનો પ્રસ્તાવ કર્યો.

જાણે કોઇ આશાતીત અથવા અસંભવનીય વાર્તાનું શ્રવણ કરતો હોયની! તેવી રીતે તેજસિંહ દિગ્મૂઢ જેવો થઈ ગયો. તેના માથાથી તે પગ સુધી જાણે વીજળી દોડી ગઇ હોયની! તેવો એક કંપનો આઘાત થઈ ગયો. તે માથું નીચું નમાવીને પૃથ્વી તરફ જોવા લાગ્યો. તેજસિંહને આવી રીતે નિરુત્તર જોઇને શોભન પૂછવા લાગ્યો કે: "કેમ, ત્યારે આપની શી ઇચ્છા છે? બીજા કોઇનો એ કાર્યમાટે અભિપ્રાય તો પૂછવાનો નથી ને?"

"યુવરાજ! મને સ્વપ્નમાં પણ એવી આશા ન હોતી કે, આપના મુખથી આવી વાત મારા સાંભળવામાં આવશે." તેજસિંહે શરમાઇને કહ્યું.

"ત્યારે આપની એ કાર્યમાટે સંમતિ છે ને?" શોભને ફરી પૂછ્યું.

"રત્નની માળાને ગળામાં ધારણ કરવા કોણ ન ઇચ્છે વારુ?" તેજસિંહે આલંકારિક ભાષામાં ઉત્તર આપ્યું.

એ સમસ્ત સંભાષણ લાવણ્યમયીએ પણ સાંભળી લીધું. તેના અંધકારમય હૃદયાકાશમાં આશાનો સ્વર્ગીય પ્રકાશ પડવા માંડ્યો. શોભનસિંહે એકલા જ ઓરડામાંથી બહાર આવીને એ બધી વાતો અજિતસિંહને કહી સંભળાવી. એ બધું સાંભળીને અજિતસિંહ બોલ્યો કેઃ "પણ; મહારાજ તારા વચનને માન્ય રાખશે ખરા કે ?"

"હું ગમે તે પ્રયત્ન કરીને પણ તેમની એ કાર્યમાટે અનુમતિ મેળવીશ. વળી તેમને એ સંબંધથી અસંતુષ્ટ થવાનું એવું કાંઈ કારણ પણ નથી; કારણ કે, તેજસિંહ કોઈ અયોગ્ય અથવા અકુલીન યુવક નથી, એટલે પછી વાંધો શાનો હોય ? ભાઈ ! હું બીજું કાંઈ પણ નથી ઇચ્છતો. મારી માત્ર એટલી જ ઇચ્છા છે કે, કોઈ પણ રીતે મારી ભગિની લાવણ્યમયી દુઃખમુક્ત થઇને સુખભાગિની થઈ જાય !" શોભનસિંહે કહ્યું.

એક દિવસ એકાંતમાં બેસીને શોભનસિંહે એ બધી વાતો શાંતિથી પોતાના પૂજ્ય પિતાને કહી સંભળાવી. કેટલાક સંશય દર્શાવ્યા પછી અંતે તેના મનનું પણ સમાધાન થઈ ગયું અને મહાતપસિંહ પણ એ કાર્યમાં સંમત થઇ ગયો.

શોભનસિંહ પોતે સ્નેહની જ્વાળાથી બળ્યા કરતો હતો, તેથી પોતાના અનુભવના આધારે પોતાની ભગિનીને સુખી કરવામાટેના ખરા ઉપાયને તે સારી રીતે ઓળખી ગયો હતો. હાય ! જો આપણા ઘરમાં–દરેક ઘરમાં–શોભનસિંહ જેવા જ ભાઈ હોય, તો આપણી અનેક અબળા બાળાઓને બહુધા દુઃખને ભોગવવાનો પ્રસંગ જ ન આવે !

ચિકિત્સાનો ભાર તો ચિકિત્સકોના શિરપર જ પડેલો હતો, પણ તે સાથે શોભનસિંહે તેના પથ્યની એક નવીન વ્યવસ્થા કરી હતી. તે વારંવાર કોઈ પણ કારણથી કૌશલ્યસહિત તેજસિંહને લાવણ્યમયીના ઓરડામાં લાવતો હતો અને તેને એકલો જ તેની શય્યા પાસે મૂકીને બહાર ચાલ્યો જતો હતો. શોભનસિંહની એ વ્યવસ્થાનું અલ્પ સમયમાં જ બહુ સારું ફળ દેખાવા લાગ્યું. થોડા દિવસમાં જ લાવણ્યના જ્વરનો લોપ થયો અને ઉધરસ પણ ઓછી થઈ ગઈ. પાંડુતાની ન્યૂનતા થવા સાથે પ્રથમ જેવા ઉજ્જ્વલ વર્ણનું દર્શન પણ થવા લાગ્યું.

એ પછી બીજા પણ કેટલાક દિવસો વીતી ગયા અને રોગનો લાવણ્યમયીના શરીરમાં માત્ર આઠમો ભાગ જ બાકી રહ્યો. એક દિવસ શોભનસિંહ અને તેજસિંહ લાવણ્યમયીની શય્યા પાસે બેઠા હતા. એટલામાં તેજસિંહ કહેવા લાગ્યો કેઃ "રાજકુમાર ! આજે મારી રજાના દિવસો પૂરા થયેલા હોવાથી જો આપની આજ્ઞા હોય, તો હું ઉદયપુર જાઉં."

એ શબ્દો લાવણ્યમયીના કાનોમાં પણ અથડાયા. તેણે તરત પોતાની આંખોને બંધ કરી લીધી.

શોભનસિંહે ઉત્તર આપતાં કહ્યું કે: "આપના એ કાર્યમાં અમારાથી કેમ બાધા કરી શકાય વારૂ? પણ મારી એટલી જ પ્રાર્થના છે કે, કોઇ કોઇ વાર કૃપા કરીને અહીં પધારવાનો પરિશ્રમ લેતા રહેશો, તો અમારાપર આપનો મોટો ઉપકાર થશે."

"આપની કૃપા ચિરકાળ મારા સ્મરણમાં અવિચળ રહેવાની છે." તેજસિંહે કૃતજ્ઞતા દર્શાવી.

એટલામાં એક દાસીએ આવીને સમાચાર સંભળાવ્યા કે: "કુમાર સાહબ! આપને મહારાજ બોલાવે છે."

"આ આવ્યો" કહીને શોભનસિંહ ઊઠીને ઊભો થયો અને તે દાસી પણ ત્યાંથી પોતાના કોઇ બીજા કામે ચાલી ગઇ. લાવણ્યમયી પાસે કેવળ તેજસિંહ એકલો જ બેસી રહ્યો. લાવણ્યમયીના ઓસીકાને પોતાના ગોઠણનો ટેકો આપીને તે બેઠો હતો. અનન્યકર્મા તેજસિંહ પોતાના અનિમિષ નેત્રોથી નિમીલિતલોચના લાવણ્યમયીના શ્વાસોચ્છ્વાસની ગણના કરતો હોયની! એવો જ ભાસ થતો હતો. થોડા વખત પછી લાવણ્યે જ્યારે પાસું બદલ્યું, ત્યારે તેનું માથું ઓસીકાપરથી ખસકી જઇને તેજસિંહની જંઘાપર જઇ પડ્યું. તેજસિંહે પોતાની હૃદયદેવીના મસ્તકને વધારે સંભાળ અને સ્નેહથી ગોઠવીને જંઘાપર રાખ્યું, અને ત્યાર પછી તે નિમીલિતનયના લાવણ્યમયીના મુખનું સ્થિર દૃષ્ટિથી અવલોકન કરવા લાગ્યો. જોતજોતાંમાં તે તન્મય થઇ ગયો. એ પછી શું થયું? પ્રથમ તો તેજસિંહનું માથું ધીમે ધીમે નીચેની તરફ ઝુકવા લાગ્યું, તેના હોઠો કંપવા લાગ્યા અને ત્યાર પછી એ ત્રયોદશવર્ષીયા બાલિકાના કમનીય ગંડદેશપર–એ અનાઘ્રાત અને કિંચિત્ કરમાયલા પુષ્પ સમાન ગંડદેશપર એક–શું? ચુંબન? હા. કેવું ચુંબન? પુષ્પોને થતા મૃદુમંદપવનથી પણ અધિક સુકુમાર, દેવતાનાં ચરણોપરના પ્રસૂનના સ્પર્શ કરતાં અધિક પવિત્ર અને સ્વર્ગીય એક ચુંબન! અમો પાઠકો તથા પાઠિકાઓને નિર્ભયતાથી પૂછીએ છીએ કે, તેજસિંહનું એ કાર્ય પવિત્ર હતું કે અપવિત્ર?

---

## સપ્તમ પરિચ્છેદ

## "ના, મેં તો નથી સાંભળી!"

જે દિવસે પ્રમીલાએ કુન્દકુમારીને બોલાવી લાવવામાટે માણસ મોકલ્યું હતું, તે જ દિવસે સંધ્યા સમયે કુન્દકુમારી લાવણ્યમયીને જોવા-

માટે આવી હતી. પ્રથમ તો તે આવતાંની સાથે જ પ્રમીલા પાસે ગઇ, પણ ત્યાં તેણે એમ સાંભળ્યું કે: 'પ્રમીલા લાવણ્ય પાસે બેઠી છે.' એટલે તે પણ લાવણ્યના ઓરડામાં આવી લાગી.

કુન્દકુમારીને આવેલી જોઇને લાવણ્યમયી અને પ્રમીલા ઉભયનાં હૃદયો બહુ જ પ્રસન્ન થયાં. કુન્દકુમારી લાવણ્યની શય્યા પાસે બેસીને પૂછવા લાગી કે: "લાવણ્ય! બહેન કેમ છે?"

લાવણ્યમયી એનું ઉત્તર આપે, તે પૂર્વે જ પ્રમીલા બોલી ઊઠી કે: "આજે તો એની પ્રકૃતિ ઘણી જ સારી છે, અને આશા છે કે, આવતી કાલે સંધ્યાકાળ સુધીમાં એ બિલ્કુલ સારી થઇ જશે."

પ્રમીલાની એ વાતપર લાવણ્યમયીએ ધ્યાન આપ્યું કે નહિ, તે અમારાથી કહી શકાય એમ નથી. પરંતુ અનુમાન તો એવું જ કરી શકાય છે કે, અવશ્ય તેણે ધ્યાન તો આપેલું હોવું જ જોઇએ; કારણ કે, એ વખતે તેણે દેખાય ન દેખાય તેવું મંદસ્મિત કર્યું હતું. લાવણ્યમયી કુન્દકુમારીનો હાથ ઝાલીને કહેવા લાગી કે: "કેમ સખી! હું આમ મરણશય્યામાં પડી છું, એ જાણવા છતાં પણ એક વાર મને મળવા આવવાની અત્યાર સુધી તારી ઇચ્છા થઇ નહિ કે?"

"મરે તારા શત્રુઓ! આવા અશુભ શબ્દો મુખથી ન ઉચ્ચાર. શું કોઇને રોગ થતા નથી કે? તું નવાઇની તો માંદી નથી પડી ને! એ તો ચાર દિવસ તબીયત લથડે ને સારી પણ થઇ જાય. એમ જ ચાલ્યા કરે છે!" કુન્દકુમારીએ આશ્વાસનદાયક વચનો ઉચ્ચાર્યાં.

હવે પ્રમીલા ચુપ રહી શકી નહિ. એ આનંદમયી તો સર્વસમયે આનંદમાં જ નિમગ્ન રહેતી હતી. તે બોલી કે: "આપણી આ લાવણ્યમયીને કોઇ જાણી શકે એવો સાધારણ રોગ નથી તો! એને તો એક પ્રકારની બાધા થઇ ગઇ છે બાધા—એટલે કે, વળગાડ થયો છે."

કુન્દકુમારી અંદરની એક પણ વાત જાણતી ન હોતી, એટલે તેણે નિર્દોષ ભાવથી પૂછ્યું કે: "બાધાનો રોગ વળી કેવો?"

"કોણ જાણે બહેન! કોઇ કહે છે કે, એને ભૂતની બાધા થયેલી છે ને કોઇ દેવબાધા થયાનું જણાવે છે. લાવણ્યમયી પોતે તો પોતાને દેવબાધા થવાનું જ કહે છે." ખંધી પ્રમીલાએ વાતને આગળ વધારી.

"અને ભૂતબાધા થવાનું કોણ કહે છે?" કુન્દકુમારીએ કિંચિત્ હસીને પૂછ્યું.

"આ તમારા મારા જેવી મૂર્ખ અબળાઓ!" પ્રમીલાએ કટાક્ષમાં જ જવાબ આપ્યો.

લાવણ્યમયીએ પ્રમીલાના હાથ પર એક થપ્પડ લગાવી. એટલે તે વધારે છેડાઇને કહેવા લાગી કેઃ "મારવી હોય તો ભલે ને માર્યા કર. તારા મારના ડરથી હું સત્યને છુપાવીને અસત્ય તો નથી જ બોલવાની. તેજસિંહ ભૂત નથી તો કોણ છે? જો એ ભૂત ન હોત, તો તને આટલી પીડા આપત ખરા કે?"

હવે કુન્દકુમારી કેટલાક ભેદને સમજી શકી. તેણે આતુરતાથી પૂછ્યું કેઃ "એ તેજસિંહ કોણ વારૂ?"

"તેજસિંહ એક રાજપૂત વીરયુવક છે, ઉદયપુરના મહારાણાને ત્યાં નોકરીમાં છે અને એથી વધારે જાણવાની ઇચ્છા હોય, તો લાવણ્યમયીને પૂછો." પ્રમીલાએ હવાલો આપી દીધો.

"શું ત્યારે એ તેજસિંહ સાથે જ લાવણ્યમયીનો લગ્નસંબંધ થવાનો છે કે?" કુન્દકુમારીએ પૂછ્યું.

"વર અને કન્યા બન્ને તો રાજી છે. માત્ર હવે કન્યાના પિતાની અનુમતિ મેળવવાનું કામ બાકી છે. પણ તેમની અનુમતિ પણ મળી ગયેલી જ ધારી લ્યોને!" પ્રમીલાએ કહ્યું.

વળી પણ લાવણ્યમયીએ પ્રમીલાના હાથપર જોરથી એક તમાચો ખેંચી કાઢ્યો, એટલે પ્રમીલા કહેવા લાગી કેઃ "બહેન! અમોને આમ મારવાથી તારૂં શું વળવાનું હતું જો! હવે જે તારા હૃદયમંદિરના બંદિ થઇને આવે, તેમને જ આ બધા બળનું દર્શન કરાવજે કે જેથી કાંઇક લાભ થાય!"

"કન્યાના પિતાની અનુમતિ કેમ કરીને મળશે વારૂ!" કુન્દકુમારીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"યુવરાજે કહ્યું છે કે, 'હું મારાથી બનતા પ્રયત્ને મહારાજની અનુમતિ મેળવીશ.'" એટલું કહીને લાવણ્યના મુખપર પોતાનું મુખ રાખીને પ્રમીલા બોલી કેઃ "ભાઇ અને બહેનના વિવાહ એક સમયે જ કરી આપવામાં આવશે, એવો જ રંગ દેખાય છે."

કુન્દકુમારીએ પ્રસંગ જાણીને એક બીજી વાતને છેડી; કારણ કે, એ વાતમાં તેનો કાંઇક હેતુ પણ સમાયલો હતો. તેણે કહ્યું કેઃ "મારા સાંભળવામાં આવ્યું હતું કે, શોભનસિંહના વિવાહની તિથિ પણ નિશ્ચિત થઇ ગઇ છે, એ વાત ખરી છે કે?"

"શોભનસિંહનો વિવાહ તો આજે ક્યારનોય જૂનો પુરાણો પણ થઇ ગયો હોત, પરંતુ લાવણ્યમયી તેજસિંહને પ્રાપ્ત ન કરી શકી, એ જ વચ્ચે બાધા પડી ગઇ." પ્રમીલાએ કાંઇક ખેદ દર્શાવીને કહ્યું.

એ વાતો સાંભળવાની લાવણ્યમયીની બિલકુલ ઇચ્છા ન હોતી, એમ તો ન હોતું જ. એવી અવસ્થામાં જેવી રીતે બધા કહ્યા કરે છે, તેવી જ રીતે લાવણ્યમયી પણ બોલી કે: "પ્રમીલા ! આમ આજે તું આવો જૂઠો લવારો શાને કર્યા કરે છે વારૂ ? કુન્દકુમારી ! તમો આ ગાંડીના અસત્ય ભાષણમાં જરા પણ વિશ્વાસ રાખશો નહિ. હું સાચું કહું છું; પછી તમો જાણો."

કુન્દકુમારીએ લાવણ્યમયીને એનું કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ; તેણે કિંચિત્ સ્મિત કર્યું, અને પ્રમીલાને ઉદ્દેશીને કહ્યું કે: "એથી તો એમ જ જણાય છે કે, એમના વિવાહનો બીજો કોઈ દિવસ સત્વર જ નક્કી થવાનો હશે. કેમ નહિ કે ?"

"હા; જણાય છે તો એમ જ. મને પણ એમ જ લાગે છે કે, શોભનસિંહનો વિવાહ જેટલો સત્વર થઇ જાય, તેટલું વધારે સારૂં છે." પ્રમીલાએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"ત્યારે વિલંબ થવાથી કાંઇ હાનિનો સંભવ છે ખરો ? પ્રથમ તેમની વિવાહ કરવાની ઇચ્છા ન હોતી કે શું ?" કુન્દકુમારીએ અજાણી થઇને પૂછ્યું.

"એ એક લાંબી અને વિસ્તારવાળી કથા છે: જો આ ઘટના કવિ કાલિદાસના સાંભળવામાં આવી હોત, તો તેણે એનું એક ઉપયોગી અને અભ્યસનીય મહાકાવ્ય બનાવી નાખ્યું હોત !" પ્રમીલાએ પોતાની વિદ્વત્તાનું દર્શન કરાવ્યું. અહીં વાચકોને અમારે જણાવી દેવું જોઇએ કે, પ્રમીલાએ એ વાક્યની અજિતસિંહના વાક્યભંડારમાંથી ચોરી કરી હતી. નાહ તો કાલિદાસના નામનો ઉલ્લેખ કરવાની તેની પોતાનામાં પ્રતિભા ન હોતી.

"ત્યારે તો એ કથા તમારે મને કહી સંભળાવવી જોઇએ." કુન્દકુમારીએ આગ્રહ કર્યો.

"તમોએ શું કાંઇ પણ નથી સાંભળ્યું કે ? લ્યો—સાંભળો ત્યારે—પ્રથમ તો રાજકુમારને કોઇ કન્યા જ પસંદ પડતી ન હોતી. આ કન્યા તો કુલીન નથી અને આનો પિતા સારો નથી, ઇત્યાદિ કારણો બતાવીને વાતને વારંવાર કુમાર ટાળી નાખતા હતા. પછી અંતે જ્યારે બધાએ બહુ જ હઠ કર્યો અને આગ્રહ ન જ છોડ્યો—તેમણે એમ જ કહ્યું કે: 'તમોને જ્યારે કોઇ કન્યા પસંદ નથી આવતી, તો બીજાની પસન્દગીથી જ લગ્ન કરી લ્યો.' ત્યારે કુમારે જવાબ આપ્યો કે: 'ના; મારે તો પરણવું જ નથી.' એટલે બધા નિરાશ થઇ ગયા." પ્રમીલાએ વૃત્તાંત કહી સંભળાવ્યો.

"ત્યારે અંતે કુમારે અનુમતિ કેમ આપી વારુ?" કુન્દકુમારીએ પોતાની આતુરતાને તૃપ્ત કરવામાટે પાછો સવાલ કર્યો.

"કોઈ અમથી અનુમતિ નથી આપી તો. મહારાજે જ્યારે સ્પષ્ટતાથી એમ કહી દીધું કે: 'જો તું વિવાહ નહિ કરે, તો મારા હૃદયમાં દુઃખનો અસહ્ય આઘાત થશે.' અને ભગિનીએ પણ રોવા ધોવાનો વ્યાપાર ચલાવવા માંડ્યો તેમ જ મિત્રો પણ રાત દિવસ પાછળ પડેલા જ હતા; ત્યારે કાંઈક મન પીગળ્યું. પરંતુ એનું પણ જેવું થવું જોઇએ તેવું પરિણામ ન થયું; ત્યારે પુનઃ મહારાજે કહ્યું કે: 'જો તું વિવાહ ન જ કરવાનો હોય, તો આ રાજપાટનો ત્યાગ કરીને આજે જ હું અરણ્યમાં ચાલ્યો જાઉં છું.' એથી કુમાર કાંઈક વધારે નરમ થયા, છતાં પણ વિવાહ કરવાની સંમતિ તો તેમણે ન જ આપી. પરંતુ કુમારની સંમતિ વિના જ મહારાજે વિવાહની સર્વ તૈયારીઓ કરવા માંડી, એટલામાં લાવણ્યમયી માંદી થઇ અને તેથી બધો ખેલ બગડી ગયો. આ વાત તો બધા જાણે છે, તો શું તમોએ જ નહિ સાંભળી હોય?" બધો ખુલાસો કરીને પ્રમીલાએ પ્રશ્ન કર્યો.

કુન્દકુમારી બહુધા એ બધી વાતોને જાણુતી હતી, છતાં પણ અજાણી થઇને તે બોલી કે: "ના; મેં તો નથી સાંભળી!"

---

## અષ્ટમ પરિચ્છેદ

### બહુ દિવસ પછી

"ન વો જિસ્મ રહા ન વો ગાત રહી;
ન વો જાતે બુલન્દ સિફાત રહી;
ન વો આંખ રહી ન વો બાત રહી;
ન વો દિન હી રહે ન વો રાત રહી."

પંડિત નારાયણ પ્રસાદ બેતાબ

કુન્દકુમારીએ જે કાંઇ પણ જવાબ આપ્યો, તે લાવણ્ય અને પ્રમીલા બન્નેએ માની લીધો. ત્યાર પછી સર્વને મૌન ધારણ કરી બેઠેલી જોઇને લાવણ્યમયી કહેવા લાગી કે: "કેમ બહેન! હવે તમો પહેલાંની પેઠે અમારે ઘેર કેમ નથી આવતાં વારુ?"

"કેમ, આ આવી નથી તો બીજું શું કર્યું છે?" કુન્દકુમારીએ કહ્યું.

"એ તો પ્રમીલાએ બોલાવ્યાં એટલે વળી આવ્યાં; નહિ તો–" લાવણ્યમયીએ કહ્યું.

"નહિ તો શું હું ન આવી હોત કે?" કુન્દકુમારીએ પૂછ્યું.

"એ તો પરમાત્મા જાણે ! મારી આવી અન્તિમ અવસ્થાના સમાચાર સાંભળવા છતાં પણ જ્યારે તમો વગર બોલાવ્યાં ન આવ્યાં, ત્યારે મારો વિશ્વાસ તમારામાં કેમ કરીને બંધાય વારૂ ?" લાવણ્યમયીએ કટાક્ષથી કહ્યું.

"પણ આવીને હું શું કરી શકું એમ હતું વારૂ ? બહેન ! મારા આવવાથી તારા દુઃખમાં જરા પણ ઘટાડો થઇ શકે એમ ન હોતું જ. અને એટલામાટે જ હું ન હોતી આવી." કુન્દકુમારીએ પોતાનો બચાવ કર્યો.

"ના; તમારી એ માન્યતા ભૂલ ભરેલી છે. કુન્દકુમારી ! તમો મારા કષ્ટમાં ઘણો જ ઘટાડો કરી શકો એમ છે. તમોને જોવાથી મારી પ્રબળ પીડાનો બહુ ભાગે પરિહાર જ થઇ જાય છે." લાવણ્યમયીએ મર્મપૂર્વક કહ્યું.

સંધ્યાકાળે કુન્દકુમારી, લાવણ્યમયી અને પ્રમીલાની આજ્ઞા લઇને, ઓરડામાંથી જેવી બહાર નીકળવા જતી હતી, તેવી જ તેની દૃષ્ટિ સમક્ષ શોભનસિંહ ઊભેલો તેના જોવામાં આવ્યો. એ તો નિશ્ચિત છે કે, આમ એકાએક શોભનસિંહને પોતાના નેત્રો સમક્ષ ઊભેલો જોઇને કુન્દકુમારીના કોમળ હૃદયમાં લેશમાત્ર પણ આશ્ચર્ય થયું ન હોતું. પરંતુ હાય ! કોણ જાણે શા કારણથી આજે આટલા દિવસ પછી શોભનસિંહને જોતાં જ તે યુવતિના હૃદયમાં ભયંકર કંપનો આવિર્ભાવ થવા લાગ્યો. તે પોતે પણ એ કંપના કારણની કલ્પના કરી ન શકી. અને શોભનસિંહ ? તેની પણ એક બીજી રીતે લગભગ એવી જ અવસ્થા થઇ ગઇ. આજે લગભગ એક વર્ષથી કાંઇક અધિક સમય પૂર્વે એકલિંગજીના બાગમાંના લતાકુંજમાં કુન્દકુમારી અને શોભનસિંહનો જે મેળાપ થયો હતો, તેની પછીના મેળાપને તો ન જેવા જ સમજવા જોઇએ. તે દિવસે તે લતાકુંજમાં શોભનસિંહે કુન્દકુમારી સાથે જે વ્યવહાર કર્યો હતો અથવા તો બીજા શબ્દોમાં કહીએ તો કુન્દકુમારીના વ્યવહારનો તેણે જે ભાવાર્થ કાઢ્યો હતો, તેની આજે શોભનના મનમાં ઝટ સ્મૃતિ થઇ આવી. આજે અકસ્માત્ કુન્દકુમારીને જોઇને—વિશેષતઃ પોતાના ઘરમાં જ જોઇને શોભનના આશ્ચર્યનો પાર જ રહ્યો નહિ. શોભનસિંહનાં હૃદય, હસ્ત, ચરણ અને સ્વરમાં એક સરખો કંપ થવા લાગ્યો. તેના મસ્તકમાં ભ્રમણ થવા લાગ્યું અને તેનાં નેત્રોમાં અંધકારની છાયા છવાયલી દેખાવા લાગી.

હાય; શોભનસિંહ ! હાય, કુન્દકુમારી ! આજે આ તમારી કેવી ભયંકર દશા ! એક વર્ષ પૂર્વે તો તમારી આવી કરુણોત્પાદક અવસ્થા

થતા જવામાં આવતા ન હોતી, ત્યારે આટલું બધું પરિવર્તન શામાટે? અવશ્ય એનું કોઇ પણ કારણ તો હોવું જ જોઇએ; પણ તે અમારા સમજવામાં આવી શકે તેમ નથી. કોઇ વાર તમારા મુખથી જ સાંભળીશું. અસ્તુ.

જ્યારે કુન્દકુમારી પોતે જ શોભનસિંહને ત્યાં આવી હતી, ત્યારે શોભનસિંહે પોતે જ પ્રથમ તેને કુશળ સમાચાર પૂછવા જોઇએ, એવી શોભનની માન્યતા થઇ. પણ એ વખતે શો પ્રશ્ન કરવો અને શો નહિ? એ વાત તેના ધ્યાનમાં આવી શકતી ન હોતી. કેટલીક વાર સુધી મનમાં ને મનમાં જ એ વિશેનો વિચાર કરી અન્તે મહાપરિશ્રમથી એક પ્રશ્નનો નિશ્ચય કરીને તેણે પૂછ્યું કે: "કેમ, કુન્દકુમારી! તું તો કુશળ ને?"

કુન્દકુમારીએ પણ એ પ્રશ્નનું પ્રચલિત ઉત્તર આપતાં કહ્યું કે: "આપ પણ આનંદમાં છો ને?"

બસ એટલી વાતચીત કર્યા પછી શોભનસિંહ એક તરફ ચાલ્યો ગયો અને કુન્દકુમારી બીજી દિશામાં વિદાય થઇ ગઇ.

હાય, શોભનસિંહ! હાય, કુન્દકુમારી! એક વર્ષ જેટલા લાંબા સમય પછી તમારો આ પરસ્પર પ્રથમવાર જ મેળાપ થયો અને માત્ર આટલા સંભાષણમાં જ તેનો અંત આવી ગયો? કેવળ એક વર્ષમાં જ આટલું બધું પરિવર્તન? આટલા દિવસ પછી પ્રેમીઓનો આજે આવો શુષ્ક વ્યવહાર? શોભનસિંહ! શું સ્વાર્થત્યાગ તે આનું જ નામ છે કે? કુન્દકુમારી! તારા વિચાર પ્રમાણે આ નશ્વર વિશ્વના લોકો આને જ નિઃસ્વાર્થ ભાવના નામથી ઓળખે છે કે શું?

કિન્તુ શોભનસિંહ પણ જેમ એટલું સમજતો ન હોતો, તેમ જ કુન્દકુમારીએ પણ એનો એટલો વિચાર કર્યો ન હોતો. સર્વથા શુષ્ક ભાવથી બન્ને એ જૂદી જૂદી દિશામાં ચાલ્યાં ગયાં. તેમનાં પૂર્વનાં નેત્રો, પૂર્વ વાર્તાલાપ, વીતેલા દિવસો અને વિગત રાત્રિયોનો સર્વ રીતે લોપ થયેલો જ જોવામાં આવતો હતો.

---

## નવમ પરિચ્છેદ
## પ્રતિભાની નિરાશા

અપરાહ્‌ણ સમય થઇ ચૂક્યો હતો. કુન્દકુમારીએ શ્રીએકલિંગજીના બાગમાં આવીને પ્રથમ તો અંગશુદ્ધિમાટે સ્નાન કર્યું અને ત્યારપછી વસ્ત્ર બદલીને તે એકલિંગજીના મંદિરમાં ગઇ. એ સમયે કેશવાચાર્ય મહાદેવની આરતી કરી રહ્યો હતો, અને તેનાથી થોડાક અંતરે પ્રતિભ

પણ ઊભી હતી. આરતીની સમાપ્તિ થતાં જ કુન્દકુમારીએ પ્રતિભાને પૂછ્યું કે: "માતા! તું ક્યારે આવી?"

પ્રતિભાએ તેના પ્રશ્નનું ઉત્તર આપવાને બદલે તેને પોતાની પાછળ આવવાનો ગુપ્ત સંકેત કરીને પોતે આગળ ચાલવા માંડ્યું. એ દિવસ શુક્લ પક્ષની ત્રયોદશી કે ચતુર્દશીનો હતો. બાગમાં સર્વત્ર શીતલ ચંદ્રમાની ચંદ્રિકાનો વિસ્તાર થયો હતો અને પુષ્પના સૌગંધ્યથી સૌગંધ્યમય થયેલા વાયુ સાથે તે ચંદ્રિકા વિહાર કરતી હોયની! એવો ભાસ થયા કરતો હતો. બાગના જે ભાગને નિર્જન ભાગ તરીકે ઓળખવામાં આવતો હતો, તે ભાગમાં પ્રતિભા અને કુન્દકુમારી આવી લાગી. પરંતુ એક ત્રીજી વ્યક્ત પણ એમની પાસેની ઝાડીમાં છુપાઇને એમની ચર્ચાનું અવલોકન કરતી હતી, એ બાબતની એ બન્નેને જરા પણ ખબર ન હોતી.

"કુન્દકુમારી! આજે તું ક્યાં ગઇ'તી વારૂ?" પ્રતિભાએ પૂછ્યું.

જેવા રંગરૂપ અને ગંભીર સ્વરથી એ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો, તેવા ગાંભીર્ય અને સરળભાવથી જ એનું ઉત્તર આપવાની કુન્દકુમારીની ઇચ્છા ન હોતી; એટલે તે નિરુત્તર જ રહી ગઇ. તેના આવા રંગને જોઇને જેવી રીતે કોઇ અપરાધીને પૂછવામાં આવે છે, તેવા કર્કશભાવથી પ્રતિભાએ કુન્દકુમારીને બીજી વાર સવાલ પૂછ્યો કે: "કુન્દકુમારી! સત્વર કહી દે કે, આજે તું ક્યાં ગઇ હતી?"

એ વખતે કુન્દકુમારીની ઇચ્છા હોત, તો તે કોપ પણ બતાવી શકત, પરંતુ કોણ જાણે શા કારણથી તેમ ન કરતાં પોતાના આગળના વિચારને બદલી નાખીને તેણે સરળ ભાવથી જ જવાબ આપ્યો કે: "કેમ—આ સવાલ પૂછવાનું કારણ? શું, પિતાજી પાસેથી તમોએ કાંઇ પણ નથી સાંભળ્યું કે?"

"હા—સાંભળ્યું તો છે ખરૂં." પ્રતિભા ભ્રૂ ચઢાવીને બોલી.

"ત્યારે એની એ વાત બીજી વાર શામાટે પૂછો છો?" કુન્દકુમારીએ વાદવિવાદની પદ્ધતિથી કહ્યું.

"બીજી વાર એની એ વાત પૂછવાનું એક ખાસ કારણ છે. અને તે કારણથી જ હું તને પૂછું છું કે, આજે તું ક્યાં ગઈ હતી?" પ્રતિભાએ પોતાની પ્રતિભાનું દર્શન કરાવીને કહ્યું.

"હું આજે શોભનસિંહની ભગિની રોગપીડિતા લાવણ્યમયીને જોવામાટે તેમને ઘેર ગઇ હતી." કુન્દકુમારીએ જે હતી તે ખરેખરી વાત જણાવી દીધી.

જો કુન્દકુમારીએ 'શોભનસિંહની ભગિની' કહેવાને બદલે કેવળ લાવણ્યમયીના નામનો ઉચ્ચાર કર્યો હોત, તો પણ પ્રતિભા તેના આશયને સમજી શકે એમ હતું. ત્યારે ખાસ કરીને શોભનસિંહના નામને ઉચ્ચારવાનું પણ કાંઇ કારણ હોવું જ જોઇએ. પ્રતિભાના પ્રશ્ન પૂછવાના ભાવથી તેને કાંઇક મર્મપીડા થઇ હતી અને તે પીડાની વેદનાએ જ તેના મુખમાંથી એ શબ્દોનો ઉચ્ચાર કરાવ્યો હતો.

પ્રતિભા આવાં ગૂઢ તથા માર્મિક વચનોના રહસ્યને સમજી શકતી ન હોતી. એટલે તે તો કુન્દકુમારીના એ ઉત્તરને માત્ર વાચાળતા જ સમજી અને કિંચિત્ કોપાયમાન થઇને કહેવા લાગી કે: "ત્યારે તો તને ત્યાં શોભનસિંહ પણ મળેલા હોવા જ જોઇએ, કેમ ખરૂં કે નહિ?"

"હા; મળ્યા હતા. મારે એ વાતને છુપાવવાનું કાંઇ પણ કારણ નથી." કુન્દકુમારીએ ગર્વસહિત કહ્યું.

"વળી પાછું એનું એ જ પાપ કે? હા; એ વાત શામાટે છુપાવવી જોઇએ? પાપને છુપાવવા કરતાં ન છુપાવવું, એ જ પાપીમાટે વધારે સારૂં છે." પ્રતિભાએ કોપના શિખરે ચઢીને કહ્યું.

"શું પાપ? પુનઃ પાપ? માતા! તમોને વધારે હું શું કહું? જો તમો મારી માતાની ભગિની હોવાને બદલે બીજાં કોઇ હોત, તો તેને આ કલંક લગાડવાનું હું યથાયોગ્ય ફળ તત્કાળ ચખાડી દેત." કુન્દકુમારીએ પણ તેવા જ કોપના ભાવથી કહ્યું.

એ વાક્યો ઉચ્ચારતાં ઉચ્ચારતાં કુન્દકુમારીનાં વિશાળ નેત્રોમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. ચંદ્રમાની ચંદ્રિકામાં તેને જોઇને પણ પ્રતિભાએ જોયાં ન જોયાં કરી નાખ્યાં. હવે એ સમયે તેનાં એ વાક્યોનું શું ઉત્તર આપવું જોઇએ, એનો પ્રતિભાની બુદ્ધિથી તત્કાળ નિર્ણય કરી શકાયો નહિ. પ્રતિભા આગળ પાછળનો કાંઇ પણ વિચાર કર્યા વિના અને કુન્દકુમારીના મુખને જોયા વિના જ કોપ કરીને બોલી ઊઠી કે: "તું બીજું તે એનું શું ફળ ચખાડવાની હતી વારૂ? હા; કદાચિત્ શોભનસિંહને કહીને તેની હત્યા કરાવી નાખત; કેમ એમ જ ને?"

"પાછી પણ એની એ જ વાત ને?" બાષ્પરુદ્ધ કંઠમાંથી કુન્દકુમારી માત્ર એટલા જ શબ્દો ઉચ્ચારી શકી. તેનાથી વધારે કાંઇ પણ બોલી શકાયું નહિ. તેના ગંડદેશમાંથી પ્રબળ અશ્રુધારાનું વહન થવા લાગ્યું. કુન્દકુમારી જ્ઞાનહીન બાલિકા પ્રમાણે અંચલથી તેને રોકવાની વૃથા ચેષ્ટા કરવા લાગી. તે જ્યાં ઊભી હતી, ત્યાં જ પૃથ્વી પર બેસી ગઈ—તે ઘૃણા અને ક્રોધથી અર્ધમૃત જેવી થઇ ગઇ હતી. પુનઃ તેણે પ્રતિભાના મુખ પ્રતિ દૃષ્ટિપાત કર્યો જ નહિ.

પ્રતિભાએ એ બધી ઘટના જોઇ અને તેથી તેનું હૃદય પણ પીગળી ગયું. તે મનમાં જ વિચાર કરવા લાગી કે: "આ બાળાએ મારા સર્વસ્વનો નાશ કરી નાખ્યો ! હાય ! જો આ મારી ભગિનીની પુત્રી ન હોત, જો બાલ્યાવસ્થામાં જ એની માતાનો સ્વર્ગવાસ ન થયો હોત અને જો એ શૈશવમાં જ અનાથ બાળા તરીકે મારી નજરે ન પડી હોત, તો આજે મારા હૃદયમાં એને આટલું બધું સ્થાન કોઇ કાળે પણ મળી શક્યું ન હોત !" એ વિચાર કરીને તેણે કિંચિત્ શાંતિના ભાવથી કુન્દકુમારીને કહ્યું કે: "કુન્દકુમારી ! તું રડે છે શામાટે ?"

એ સાંભળીને કુન્દકુમારી વળી વધારે ડૂસકાં ભરી ભરીને રડવા લાગી અને થોડી વાર પછી બોલી કે: "એટલામાટે જ કે, મારૂં આ અસાર સંસારમાં કોઈ પણ નથી."

એ શબ્દો સાંભળતાં જ પ્રતિભાના નેત્રોમાં પણ પાણી ભરાઇ આવ્યું. મહાકષ્ટથી તેણે પોતાના અશ્રુપ્રવાહને રોકી રાખ્યો. હવે તેના મનમાં લેશમાત્ર પણ કોપનો ભાવ રહ્યો ન હોતો. તે કુન્દકુમારીની પાસે જ બેસી ગઇ અને સદ્દગદિત સ્વરથી કહેવા લાગી કે: "કુન્દ-કુમારી, તું પવિત્ર હોય કે ન હોય, એ બીજી વાત છે; પણ એટલું તો સત્ય છે કે, તું અસત્યભાષિણી તો નથી જ. એ વાતનો હું મુક્તકંઠે સ્વીકાર કરૂં છું; એમાં જરા પણ શંકાનું સ્થાન નથી જ. પણ જો તું મારી પુત્રી હોય, તો આજે મારા મનના એક અન્ય સંશયનો ઉચ્છેદ કરી નાખ."

"જે સંશય હોય, તે સત્વર મને કહી સંભળાવો." કુન્દકુમારીએ રોતાં રોતાં કહ્યું.

"શોભનસિંહમાં તારો થોડો ઘણો પણ અનુરાગ નથી કે શું ?" પ્રતિભાએ પ્રશ્નના રૂપમાં પોતાના સંશયને વ્યક્ત કર્યો.

"તમો અનુરાગ શાને કહો છો, એ હું સમજી શકતી નથી. અનુરાગનો જો કોઇ અનીતિદર્શક અર્થ થતો હોય, તો પરમાત્મા સાક્ષી છે કે, એ અનુરાગ મારા હૃદયમાં નથી. જો એ અનુરાગ શબ્દનો સારો ભાવાર્થ લોકો સમજતા હોય, તો હું ઢોલ વગાડીને કહું છું કે, તે અનુરાગનો મારા હૃદયમંદિરમાં પૂર્ણ નિવાસ છે." કુન્દ-કુમારીએ અનુરાગ શબ્દની વ્યાખ્યા કરી બતાવી.

"વારૂ; શોભનસિંહને તું કેવી દૃષ્ટિથી નિહાળે છે ?" પ્રતિભાએ વળી પણ આડો સવાલ કર્યો.

"આ પ્રશ્નનું શું ઉત્તર આપવું જોઇએ, એ મારા ધ્યાનમાં આવી શકતું નથી." કુન્દકુમારીએ કહ્યું.

"પણ કુન્દકુમારી ! તું વિવાહ શામાટે નથી કરતી ?" પ્રતિ-
ભાએ બીજા માર્ગમાં સંચારીને પૂછ્યું.
"જો સંસારમાં થતું લગ્ન, માત્ર ઇન્દ્રિયલાલસાની તૃપ્તિનું જ
સાધન હોય, તો એવા લગ્નને હું ધિક્કારૂં છું. એવા વિવાહ કરતાં
આજન્મ કુમારિકાવ્રતના પાલનને જ હું વધારે ઉત્તમ માનું છું."
કુન્દકુમારીએ દૃઢતાથી ઉત્તર આપ્યું.
"પણ જો તું કુમારિકાવ્રતને યથાર્થ સ્વરૂપમાં ન પાળી શકે તો ?"
પ્રતિભાએ પાછી શંકા દર્શાવી.
"તમો કૌમારને પાળી શક્યાં અને હું નહિ પાળી શકું ?"
કુન્દકુમારીએ સામો પ્રશ્ન કર્યો.
"મારા ચિત્તમાં વિકાર ઉપજાવે, એવી કોઇ પણ વસ્તુ આ જગતમાં
અસ્તિત્વ ધરાવતી ન હોતી, એથી જ હું કુમારિકાવ્રતને પાળી શકું
છું. પણ તારામાટે એક વિકારનું સાધન છે, અને એટલામાટે જ
હું આગ્રહ કરીને કહું છું કે, જો તું વિવાહ કરે, તો તેથી તારી અધિક
કલ્યાણની ભાવના છે." પ્રતિભાએ કાર્યકારણના સંબંધનું દર્શન કરાવ્યું.
"ત્યારે તમો મારા બોલવાનો ભાવાર્થ કાંઇ સમજ્યાં જ નહિ.
મારા ચિત્તમાં કોઇ કાળે પણ વિકારનો સંચાર થઇ શકે એમ નથી જ.
મને માતા ! વળી એ પણ જાણજો કે, જેનું મન પ્રથમથી જ વિકૃત
થઇ ગયેલું હોય, તેનો વિવાહ ન કરવો એ જ વધારે સારૂં છે. બીજું,
કેવળ સમાજના શુભમાટે જ હું મારા સુખનો ત્યાગ કરૂં છું, એ પણ
નિશ્ચયપૂર્વક માની લેજો. એમ કરવાનું મૂળ કારણ એ જ છે કે,
સંસારના બીજા લોકોમાટે મારે પોતે ઉદાહરણરૂપ ન થવું પડે !"
કુન્દકુમારીએ પોતાના આભ્યંતર ભાવોનું સ્પષ્ટીકરણ કરી બતાવ્યું.
"જો; મારા આટલા ઉપદેશને પણ ધ્યાનમાં રાખી લે, અને
શોભનસિંહને તું પોતાના ભ્રાતા, પિતા કે સન્તાન સમાન માન.
આ પવિત્ર ભાવનાને તું દૃઢ કરી લઇશ એટલે પછી તને વિવાહ
કરવાની આવશ્યકતા અથવા આપત્તિ પણ નહિ રહે !" પ્રતિભાએ
ઉપદેશ આપ્યો.
"એમ કરવામાં પણ એક અનિવાર્ય આપત્તિ સમાયલી છે."
કુન્દકુમારીએ મર્મમાં જ કહ્યું.
"તે શી આપત્તિ છે ?" પ્રતિભાએ આતુરતાથી પૂછ્યું.
કુન્દકુમારીએ તત્કાળ એનું કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ. તે ચુપ-
ચુપ બેસી રહીને જમીન તરફ નીચી નજર કરીને જોવા લાગી. પ્રતિ-
ભાએ બીજી વાર કહ્યું કે: "એમ કરવામાં શી આપત્તિ છે, તે કહે."

"માતા ! જ્યારે તમારો આવો સતત આગ્રહ છે, ત્યારે સાંભળો: બાલ્યાવસ્થામાં જે સમયે પુષ્પોની માળા ગુંથીને હું શોભનસિંહના ગળામાં પહેરાવતી હતી, ત્યારે મનમાં હું એમ જ કલ્પ્યા કરતી હતી કે, હું તેમના કંઠમાં એ 'વરમાળા'જ પહેરાવું છું. વળી જ્યારે શોભનસિંહ મારા ગળામાં સુમનમાળા આરોપતા હતા, ત્યારે હું એમ જ ધારતી હતી કે: 'બસ શોભનસિંહે હવે મને પોતાની પત્નીની ગૌરવમયી પદવી સમર્પી દીધી છે અને હું એમની અર્ધાંગી થઈ ચૂકી છું !' માતા ! એ ઘટનાઓને અદ્યાપિ હું ભૂલી શકી નથી. ત્યારે હવે કહો કે......"

આટલા ઉદ્ગારો કાઢીને કુન્દકુમારી ચુપ થઇ ગઇ. તે વધારે બોલી શકી નહિ. પ્રતિભા તીવ્ર દૃષ્ટિથી તેનાં નેત્રો અને લલાટનું અવલોકન કરવા લાગી. એ વેળાયે પ્રતિભાના મુખના નિરીક્ષણથી એમ જ જણાતું હતું કે, કુન્દકુમારીના હૃદયપટમાં જે કાંઇ પણ લખેલું હતું, તે એના વાંચવામાં અને સમજવામાં આવી ગયું હતું. તેવી જ દૃષ્ટિથી તેને જોતી પ્રતિભા તેને ઉદ્દેશીને કહેવા લાગી કે: "જ્યારે તારી આવી જ ભાવના છે, ત્યારે તું શોભનસિંહ સાથે એક પત્નીને શોભે તેવો વ્યવહાર શામાટે નથી રાખતી ? પત્નીએ તો પતિ સાથે પત્નીના ધર્મથી જ વર્તવું જોઇએ; એમાં જ પત્નીની ખરી શોભા સમાયલી છે."

"પત્નીના એવા ધર્મને હું ધિક્કારૂં છું." ચંડિકાના રૂપને ધારણ કરીને કુન્દકુમારીએ કહ્યું.

"ધિક્કારૂં છું, એટલે ?" પ્રતિભાએ વક્રતાથી પૂછ્યું.

પ્રતિભા કુન્દકુમારીના મુખથી જે વાત સાંભળવાની ઇચ્છા ધરાવતી હતી, તે જ વાત હવે કુન્દના મુખમાંથી નીકળી. કુન્દકુમારી ધિક્કારથી કહેવા લાગી કે: "જો શોભનસિંહ સાથે હું એક પત્ની તરીકેનો વ્યવહાર રાખું, તો પછી આ સંસારમાં લોકોને શું મોઢું બતાવું વારૂ ? લોક મારા માટે શું બોલશે, એની તમારા મનમાં કાંઇ પણ કલ્પના છે કે નહિ ? વારૂ; મારી નિન્દા થશે, એ વાતને પણ ઘડીભર વિસારી મૂકો: પણ લોકો મારા એ વર્તનથી શોભનસિંહની પ્રશંસા પણ નથી જ કરવાના."

કુન્દકુમારીને ગળે લગાડીને ચુંબન કરવાની પ્રતિભાના મનમાં ઇચ્છા થઇ આવી. પરંતુ હજી પણ વધારે કાંઇક પૂછવાનું હોવાથી તે પોતાની એ ઇચ્છાને દાબી દઇને ધૈર્યપૂર્વક કહેવા લાગી કે: "એક વર્ષ પૂર્વે તેં કહ્યું હતું કે: 'શોભનસિંહ કોઇ પણ રીતે વિવાહ કરે, એવા પ્રકારનો હું પ્રયત્ન કરીશ.' એ વાતનું તને સ્મરણ છે ખરૂં કે ?"

હા; એ વાતનું મને પૂરેપૂરૂં સ્મરણ છે.” કુન્દકુમારી બોલી.
ત્યારે તેં એવો કાંઇ પણ પ્રયત્ન કર્યો છે ખરો ?” પ્રતિભાએ પૂછ્યું.
'જ્યારથી મેં એમ સાંભળ્યું છે કે, આ અભાગિનીને જોતાં જ તેમની વિવાહવિષયક ઇચ્છાનો નાશ થઇ જાય છે, ત્યારથી હું મારાથી બનતા પ્રયત્ને શોભનસિંહની દૃષ્ટિથી દૂરની દૂર જ રહ્યા કરૂં છું. શોભનસિંહને ન જોવાથી મારા મનમાં કષ્ટ થાય છે અને ચિત્તવ્યાકુળ થઈ જાય છે, એમાં તો લેશમાત્ર પણ સંદેહ નથી જ. પરંતુ મારા એ કષ્ટ અને ચિત્તની વ્યાકુળતાને હું ગમે તેમ કરીને સહન કર્યા કરૂં છું. એથી અધિક અન્ય કોઇ પ્રયત્ન કરવાની કશી પણ આવશ્યકતા હોય, એમ મને તો લાગતું નથી. અહીં શોભનસિંહના સંબંધી જનો અને મિત્રો એમને પરણાવી દેવાની ચેષ્ટા તો કરી જ રહ્યા છે, એટલે હવે એની ચિન્તા મારે શામાટે કરવી જોઇએ વારૂ ?” કુન્દકુમારીએ બધો ખુલાસો કરી નાખ્યો.

હવે પ્રતિભામાટે બીજી કોઇ પણ વાતને જાણવાનું કાર્ય બાકી રહ્યું નહિ. તેણે અત્યંત સ્નેહસહિત કુન્દકુમારીની કોમળ અને પવિત્ર કાયાને આલિંગન આપ્યું. કુન્દકુમારી એ વેળાયે આગળ કરતાં પણ વિશેષ પરિમાણમાં રોવા લાગી.

કેટલીક વાર પછી પ્રતિભા અને કુન્દકુમારી બન્ને ત્યાંથી ચાલી ગઇ. તેમના જવા પછી જે વ્યક્તિ અત્યાર સુધી ઝાડીમાં છુપાઇ રહી હતી, તે બહાર નીકળી આવી. એ વ્યક્તિ બીજી કોઇ નહિ, પણ કુન્દકુમારીની સહચરી અથવા સખી રેવતી જ હતી.

---

## દશમ પરિચ્છેદ
## રેવતીની બાલિશતા

બાગમાંથી આવીને કેશવાચાર્યના આશ્રમની પ્રથમ પર્ણકુટીમાં કુન્દકુમારીએ અને બીજી પર્ણકુટીમાં પ્રતિભાએ પ્રવેશ કર્યો. કેશવાચાર્ય અંતિમ કુટીરમાં હશે, એમ ધારીને પ્રતિભા પણ ત્યાં ગઇ અને ગુરુના આસને પાસે જ જમીનપર બેસી ગઇ. એટલામાં રેવતી એ કોટડીમાં આવી પહોંચી; પણ થોડી જ વારમાં કોણ જાણે શા વિચારથી અચાનક ઉઠીને બહાર ચાલી ગઇ. જાણે તે પ્રતિભાને ત્યાં એકેલી જોઇને જ પાછી વળી હોયની ! એવું કેટલેક અંશે અનુમાન કરી શકાતું હતું.

રેવતીના ચાલ્યા જવા પછી ગુરુ અને શિષ્યા વચ્ચે કેટલુંક સંભાષણ થવા લાગ્યું. ગીતા, ઉપનિષદ્ અને વેદ તથા પુરાણ આદિ

સર્વ શાસ્ત્રોની થોડી ઘણી ચર્ચા થઇ. શાસ્ત્રચર્ચામાં રાત ઘણી જ વીતી ગઈ, એટલે ત્યાંથી ઊઠવાનો સમય થવાથી પ્રતિભા કહેવા લાગી કે: "પિતાજી! આપે કુન્દકુમારીના વિવાહના વિષયમાં કાંઇક ગણના કરી હતી કે કેમ? અને એ ગણનાથી આપના જાણવામાં શું આવ્યું હતું?"

"હા; ગણના કરી હતી અને એથી એ જ મારા જાણવામાં આવ્યું હતું કે, વિવાહ થયા પછી દંપતી દીર્ઘ કાળ પર્યન્ત સુખ ભોગવી શકે તેમ નથી જ. અને એ પછી—" એટલું બોલીને કેશવાચાર્ય એકાએક બોલતો બંધ થઇ ગયો.

"અને એ પછી શું થશે?" પ્રતિભાએ આતુરતાથી પૂછ્યું.

"ઉભયમાંથી એકનું મરણ થશે અને એકના મરણથી બીજાને સુખની નિરંતર પ્રાપ્તિ થશે." કેશવાચાર્યે નિઃશ્વાસ નાખીને નિરાશા-સૂચક સ્વરથી કહ્યું.

"એ વિઘ્નને ટાળવાનો કોઇ ઉપાય છે ખરો કે?" પ્રતિભાએ હવામાં બાચકા ભરવાનો પ્રયત્ન કરીને પૂછ્યું.

"મૃત્યુ અચલ છે. એને ટાળવાનો ઉપાય હોતો જ નથી." ગંભીર મુદ્રા કરીને કેશવાચાર્યે ઉત્તર આપ્યું.

પ્રથમ તો પ્રતિભા મસ્તકને અવનત કરીને કાંઇક ચિંતામાં નિમગ્ન થઈ ગઈ અને કેટલીક વાર પછી મસ્તકને ઉન્નત કરીને તેણે જિજ્ઞાસા દર્શાવી કે: "ત્યારે એ બન્નેમાંથી પ્રથમ કોણ મરશે વારુ?"

"એ વિશે મેં જ્યોતિષની ગણના કરી નથી, એટલે નિશ્ચય-પૂર્વક મારાથી કશું પણ કહી શકાય એમ નથી." કેશવાચાર્યે ઉત્તર આપ્યું.

પ્રતિભાના મનમાં એથી ચિંતાની વૃદ્ધિ થઈ, પરંતુ રાત ઘણી વીતી ગયેલી હોવાથી તે ત્યાંથી ઊઠીને ચાલી ગઈ.

બીજી પર્ણકુટીમાં કુન્દકુમારી ભોજન આદિની સામગ્રી તૈયાર કરીને પ્રતિભાની વાટ જોતી બેઠી હતી. પ્રતિભાએ ભોજન કર્યું જ નહિ. બન્ને જઇને શય્યામાં પડી રહી.

આજે શય્યામાં પડતાં જ નિત્યના નિયમ પ્રમાણે પ્રતિભાને નિદ્રા આવી શકી નહિ. કુન્દકુમારી અને કેશવાચાર્યની વાતોની ચિંતાએ શય્યામાં પણ તેનો પીછો છોડ્યો ન હોતો. તેણે મનમાં વિચાર કર્યો કે: 'આજે કુન્દકુમારીએ વરમાળા પહેરાવવાની જે વાત કહી હતી, તેને જ વિવાહ ધારી લેવામાં આવે, તો તો વિવાહ કરીને બન્ને સુખી નથી થયાં, એ વાર્તા સત્ય સિદ્ધ થઈ ચૂકી છે. જ્યોતિર્ગણિતના આધારે ભાસેલું એ પ્રથમ ભવિષ્ય તો સત્ય સિદ્ધ થઇ ચૂક્યું છે. જો બીજી




અનેક રોગની એકજ અમૃત તુલ્ય દવા

મહાજનનું બાદશાહી

# પેનક્યુરર

રજીસ્ટર્ડ હમેશા સાથે રાખો

આ દવા પીવાથી અને બહાર લગાડવાથી સર્વ રોગ મટી જાય છે, જેવા કે સાધારણ ઝેરી જંતુઓ તથા વીંછીના ડંખ, છાતીમાંનો દુખાવો, દમ, સળેખમ, બધી જાતના પેટના દુખાવા, સંગ્રહણી, કોલેરા વિગેરે તમામ રોગ મટે છે. કેટલોગ મફત મંગાવો.

**બાટલી એકનો રૂ. ૧) પોસ્ટેજ ૦ા= ત્રણ બાટલીના રૂ. ૩)=**

**છ બાટલીના રૂ. પાાા= (પોસ્ટ ખર્ચ સાથે).**

**સી. સી. મહાજન એન્ડ કુાં,**

શેખ મેમણ સ્ટ્રીટ, સુતાર ચાલને નાકે. મુંબઈ નં. ૨,

---


1


2


3


4


5


6


7


8


9

## ફકત રૂ. ૬ાા માં

રૂ. ૨૫ ની કીમતના હાથે બાંધવાના સોનેરી મજબુત અને ટકાઉ ઘડીયાળો ફકત રૂ. ૬ાા માં. સાથે સુંદર પટ્ટો તથા બોકસ ભેટ દાખલ આપવામાં આવશે.

પેકીંગ અને પોસ્ટેજ માફ.

**રોમન વોચ કુાં,** ગીરગામ, મુંબઈ, નં. ૪.

## હિન્દુત્વના ઉપાસકોને શુભ સન્દેશ!

મુંબઈ ઇલાકાની હિન્દુ પ્રજાનું હિન્દુત્વદઢાયક અને શુદ્ધિ, સંગઠન તથા
ગોરક્ષાપુરસ્કારક નિષ્પક્ષપાત તથા નિર્ભય સાપ્તાહિક

# હિન્દુજ્યોતિ

તંત્રી અને માલિકઃ

**ઠક્કુર નારાયણ વિસનજી**

વિક્રમ સંવત્ ૧૯૮૬ ના કાર્તિક શુક્લા પૂર્ણિમા (શનિવાર તા૦ ૧૬ મી નવેમ્બર ૧૯૨૯) ના શુભ દિવસથી એટલે કે લગભગ પાંચ માસથી આ સાપ્તાહિક પ્રતિ શનિવારે પ્રાતઃકાળમાં નિયમિત પ્રકટ થવા માંડ્યું છે. આટલા થોડા સમયમાં પણ આ પત્રે હિન્દુત્વના પ્રેમીઓને મુગ્ધ કરી દીધા છે. હિન્દુજાતના હિતની રક્ષા તથા હિન્દુ ધર્મના ગૌરવની વૃદ્ધિ કરવી એ આ પત્રનો પરમ ઉદ્દેશ છે. આ પત્રના તંત્રી શ્રી. ઠક્કુર નારાયણ છે એટલું જ જણાવવાથી સુજ્ઞ જનો એની ઉપયોગિતાની કલ્પના કરી શકશે; કારણ કે, હિન્દુત્વરક્ષાના સંબંધમાં શ્રી. ઠક્કુરની વીરત્વપ્રેરક તથા નિર્ભય લેખની સર્વને સુવિદિત છે.

આ સાપ્તાહિકમાં આદર્શ હિન્દુ હુતાત્મા સ્વ. સ્વામી શ્રદ્ધાનન્દજી કૃત 'Hindu Sangathan or Saviour of the Dying Race' નામક અંગ્રેજી ગ્રન્થનો **'હિન્દુ સંગઠન અથવા મરણોન્મુખ હિન્દુ જાતિની એકમાત્ર સંજીવની'** નામથી અવિકલ અનુવાદ ધારાવાહિકરૂપે આપવામાં આવે છે. વિશેષમાં દેશી રાજ્યો તથા રાજાઓ કિંવા બાપુઓની દુનિયાનાં રોમાંચક રહસ્યોનો સ્ફોટ કરનારી તથા વર્તમાનકાલીન સમાજ સાથે સંબંધ ધરાવનારી શ્રી. ઠક્કુર નારાયણની રસવાહિની લેખિનીથી લખાતી **'બાલવિધવા કલ્યાણી'** નામક ચાલૂ નવલકથા પણ નિયમિત આપવામાં આવે છે. સ્થાયી ગ્રાહકોને ઠક્કુર નારાયણ કૃત 'કાવ્ય કુસુમાકર' નામક તેમનાં આજ દિવસ સુધીનાં કાવ્યોનો પ્રચંડ સંગ્રહ ભેટ તરીકે આપવામાં આવે છે.

**વાર્ષિક લવાજમ**

ભેટના પુસ્તક તથા ખાસ અંક સહિત

| | |
|---|---|
| હિન્દુસ્થાન તથા બર્મા માટે | રૂ. ૫-૦-૦ |
| સમુદ્રપારના દેશો માટે | રૂ. ૭-૦-૦ |

છુટક નકલનો એક આનો; ટપાલથી સવા આનો.

ગ્રાહક થવામાટે લખોઃ—

વ્યવસ્થાપક 'હિન્દુજ્યોતિ' કાર્યાલય,

વાત પણ સત્ય થાય, તો તો બેમાંથી એકનું મરણ થવું જ જોઇએ. તો શું કુન્દકુમારીનું મરણ થશે કે? ના, ના. ત્યારે શોભનસિંહનો સ્વર્ગવાસ થશે કે? ના નાઃ એમ પણ શામાટે થવું જોઇએ વારુ? ઈશ્વર કરે ને જ્યોતિર્ગણિતના એ સિદ્ધાંતો અસત્ય જ સિદ્ધ થઇ જાય! શું જ્યોતિઃશાસ્ત્રનાં પ્રમાણો કોઇ વાર અસત્ય સિદ્ધ નથી થતાં કે?' ઇત્યાદિ નાના પ્રકારની ચિન્તાઓએ પ્રતિભાને નિદ્રાવશ ન થવા દીધી.

ઘણીક વાર પછી કુન્દકુમારીએ પોકાર કર્યો કેઃ "માતા!"

"તું અત્યાર સુધી ઊંઘી નથી કે શું?" પ્રતિભાએ પૂછ્યું.

"ના, માતા! તમોએ રેવતીને કાંઈ કહ્યું'તું ખરું કે?" કુન્દકુમારીએ અચાનક પૂછ્યું.

"ના, મેં તો કાંઇ કહ્યું નથી. પણ એનું શું છે?" પ્રતિભાએ આશ્ચર્યચકિત થઇને સામો પ્રશ્ન પૂછ્યો.

"આજે રેવતીએ અચાનક મને પૂછ્યું કેઃ 'યોગિની તમારાં કેવાં માસી થાય છે?' એ વાત એના જાણવામાં કેમ કરીને આવી હશે વારુ?" કુન્દકુમારીએ જણાવ્યું.

એ વાત સાંભળતાં જ પ્રતિભા ચોંકી ગઇ અને ત્યાર પછી શાંત થઇને કહેવા લાગી કેઃ "પુત્રી! કોણ જાણે એ વાત એને કોણે કહી; હું કાંઇ પણ જાણતી નથી. હં; પણ તેં એનો શો જવાબ આપ્યો વારુ?"

મેં એની વાતપર વધારે ધ્યાન ન આપીને કહ્યું કેઃ "મને વારંવાર તું આમ કંટાળો શાને આપ્યા કરે છે? અત્યારે મારો જીવ ઠેકાણે ન હોવાથી તું અત્યારે વધારે લવારો કરતી બંધ થઇ જા." કુન્દકુમારીએ જણાવ્યું.

પ્રતિભાના હૃદયમાં વળી એ એક બીજી નવીન ચિન્તાનો ઉદ્‌ભવ થયો. 'રેવતીને એ ગુપ્ત ભેદની કેમ કરીને અને ક્યાંથી ખબર પડી' એના વિચારમાં તે ગહન ચિન્તાના સમુદ્રમાં ડૂબી ગઈ. થોડી વાર પછી કુન્દકુમારી નિદ્રાવશ થઈ ગઈ અને પ્રતિભાનું જાગતાં જાગતાં વિચારમાં જ વાણું વાઈ ગયું.

પ્રભાતકાળ થતાં જ પ્રતિભા પોતાના મઠતરફ ચાલતી થઈ, કેશવાચાર્ય સ્નાન કરવામાટે સરોવરના તીરે ગયો, તો ત્યાં એકાંતમાં તેણે રેવતીને બેઠેલી જોઈ. આથી પૂર્વે કોઈ પણ વાર એવી રીતે સરોવર તીરે તેને બેઠેલી કેશવાચાર્યે જોઈ ન હોતી, એટલે તેના મનમાં એનું આશ્ચર્ય થવા લાગ્યું. ગોસ્વામીને જોતાં જ રેવતી તેને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ "ગુરુજી! ગઈ કાલે મેં કુન્દકુમારીને એક વાત પૂછી હતી, અને આજે પાછો એનો એ સવાલ યોગિની પ્રતિભાદેવીને પણ

પૂછ્યો હતો; પરંતુ બન્નેએ જવાબ કાંઈ પણ ન આપ્યો અને મારી વાતને કુવામાં ઊડાવી દીધી. તો હવે હું આપને પ્રાર્થના કરીને પૂછું છું કે, યોગિની સાથે કુન્દકુમારીનો શો સંબંધ છે, તે કૃપા કરીને મને જણાવશો કે ?"

"એ બન્નેનો સંબંધ તે વળી શાનો હોય !" કેશવાચાર્યે પણ તેની વાતને ધ્યાનમાં ન લેતાં ઓથડ જવાબ આપી દીધો.

"યોગિની કુન્દકુમારીની સગી માસી થાય છે, એ વાત હું ધારું છું કે, આપ પણ જાણતા જ નથી." રેવતીએ ભેદ ખોલ્યો.

કેશવાચાર્ય અચાનક ચાલતો અટકી ગયો અને રેવતીને જોઈને તેણે પૂછ્યું કેઃ "એ વાત તારા જાણવામાં કેવી રીતે આવી ?"

"ગમે તે રીતે પણ હું જાણું છું, એટલું ચોક્કસ છે." રેવતીએ હવે જરાક મોંઘી થવાનો પ્રયત્ન કર્યો.

"ના; એમ સમજવામાં કદાચિત્ તારી ભૂલ થતી હશે. જો એમ હોત, તો અત્યાર સુધીમાં એ વાત અવશ્ય મારા જાણવામાં આવી ગઈ હોત." કેશવાચાર્ય એટલું કહીને સ્નાન કરવામાટે ચાલ્યો ગયો. રેવતી ત્યાંની ત્યાં જ બેસી રહી.

ગામની ઘણી ખરી સ્ત્રીઓ એ સરોવરમાંથી જળ ભરી જવાને આવ્યા કરતી હતી. રેવતીએ તે સર્વ સ્ત્રીઓને કુન્દકુમારી અને પ્રતિભાના એ સંબંધની વાત વિસ્તારથી કહી સંભળાવી. એ સર્વ સ્ત્રીઓ કુન્દકુમારી, પ્રતિભા અને કેશવાચાર્યને સારી રીતે ઓળખતી હોવાથી આ વાત સાંભળીને સર્વના મનમાં થોડો ઘણો પણ આશ્ચર્યનો ભાવ ઉદ્‌ભવ્યા વિના તો ન જ રહ્યો. પરન્તુ કુન્દકુમારી સાથેના શોભનસિંહના સંબંધની વાત તેણે કોઈને પણ કહી નહિ. એનું એક કારણ તો એ હતું કે, એ પ્રેમની કથા કહી સંભળાવવાનું જે સાહસ જોઈએ, તે તેનામાં ન હોતું અને બીજું એ કે, એ વિશેની તેને ખબર પણ બહુ જ થોડી હતી. જો એમ ન હોત, તો અવશ્ય એ બીજો છબરડો પણ તેણે વાળી નાખ્યો હોત. રેવતીની બાલિશતાનું એથી વધારે બીજું પ્રમાણ શું જોઈએ વારુ ? અસ્તુ.

---

## એકાદશ પરિચ્છેદ

### 'લાચારી'

'પ્રેમ બલા છે કેવી એ, નથી કોઈને જાણ;
વૈદ્યો પણ એ રોગની, કરી શકે ન પિછાણ.
પ્રેમ તણા વ્યાપારમાં, લાભ ન લેશ જણાય;
જાણું છું, તોપણ હૃદય, ત્યાંનું ત્યાં જ તણાય."

લાવણ્યમયી સર્વથા રોગમુક્ત થઈ ગયા પછી માલતીગઢના રાજા મહાતપસિંહે પુનઃ પોતાના પુત્ર શોભનસિંહના વિવાહ પ્રતિ ધ્યાન આપવા માંડ્યું. પરન્તુ 'પ્રથમ લાવણ્યમયીનાં લગ્ન થવાં જોઈએ, ત્યાર પછી હું લગ્ન કરીશ.' એમ કહીને શોભનસિંહે એ પ્રસંગે પણ પોતાના વિવાહની વાતને ઉડાવી દીધી. એ ગૃહનો ઝગડો ચાલતો જ હતો, એટલામાં અચાનક એવા સમાચાર મળ્યા કે: 'દિલ્લીથી કોઇ અબ્દુલ્લાખાન નામનો મુસલ્માન સેનાપતિ મહાભારત સૈન્ય લઇને મેવાડમાં યુદ્ધ કરવામાટે આવી પહોંચ્યો છે.' એટલે એ કારણથી કેટલાક દિવસને માટે ભાઈ બહેન બન્નેના વિવાહની વાત પાછી ખોરંભે પડી ગઇ. પુત્ર પુત્રીના વિવાહની તૈયારીને બદલે મહાતપસિંહ રણભૂમિમાં જવાની તૈયારી કરવા લાગ્યો.

એ સમયે સમસ્ત ભારતવર્ષમાં વસંત ઋતુરાજનો અધિકાર વ્યાપેલો હતો. એક દિવસ રમણીય સંધ્યાના સમયે શોભનસિંહ અને અજિતસિંહ કિલ્લાની દીવાલપર ચઢીને આમ તેમ ભ્રમણ કરી રહ્યા હતા. પર્વત ઉપર મોટા મોટા વૃક્ષરાજો વીર રાજપૂતો પ્રમાણે અચલ ભાવથી ઊભા હતા અને યથેચ્છ વાયુનું સેવન કર્યા કરતા હતા; ફૂલના નાના નાના રોપાઓ આખો દિવસ પશ્ચિમ વાયુના આઘાતોને સહન કરીને અત્યારે ધનાઢ્ય ગૃહસ્થોના દારૂડિયા છોકરાઓ અથવા તો કુળદીપકો(?) પ્રમાણે ડોલતા જોવામાં આવતા હતા; લીલાંછમ ખેતરોને જોઇને ગાયોની ત્યાંથી હટવાની ઇચ્છા થતી ન હોતી, છતાં ગોવાળીઆઓ લાકડીનો ઉપયોગ કરીને જોરાવરીથી તેમને પોતાના સ્થાનમાં લઇ જવાનો પ્રયત્ન કરી રહ્યા હતા; ખેડુતો પોતાનાં ખેતરોમાંના કામકાજને જરાક વ્હેલાથી જ પૂરાં કરીને નાના પ્રકારના આનંદોમાં નિમગ્ન થઇ ગયા હતા. કોઈ બે ચાર ગોઠીયાઓ સાથે બેસીને હુક્કાને અનુભવી રહ્યા હતા; કોઇ રાગના આલાપ અને તબલાંને બદલે ગોઠણપર થાપ લગાડવામાં જ લીન થઇ ગયા હતા અને કેટલાક સૃષ્ટિસૌન્દર્યનું નિરીક્ષણ કરતા આમ તેમ ફરતા દૃષ્ટિગોચર થતા હતા. સ્ત્રીઓમાંની કેટલીક કૂપમાંથી અને કેટલીક સરોવરમાંથી પાણી ભરીને બેડાં માથે અને કેડે ઉપાડીને આમ તેમ આડી અવળી નજર દોડાવતી પુરુષોને નેત્રકટાક્ષથી ઘાયલ કરતી ચાલી જતી હતી અને પોતાના ચંદ્ર સમાન કાંતિયુક્ત મુખમંડળોને ખુલ્લાં રાખીને સર્વને તેમના દર્શનનો લાભ આપી પોતાના સ્ત્રીજન્મની સાર્થકતા કરતી હતી ! (જો એમ કરવાથી જ સ્ત્રીજન્મની સાર્થકતા મનાતી હોય તો !) પરંતુ કેટલીક લજ્જાશીલ અને કુલીન કામિનીઓ જાણે પરપુરુષને પોતાનાં મુખમંડળોને અનાવૃત્ત કરવાને

ભયંકર પાતક માનતી હોયની! તેવા ભાવથી લાંબો સાડાસાત હાથનો ઘૂંઘટો તાણીને અને મસ્તકોને નીચાં નમાવીને પોતાને માર્ગે ચાલી જતી હતી. એ બે સ્વભાવની સ્ત્રીઓને જોતાં આ દોરંગી દુનિયાના બે જૂદા જૂદા રંગોનું તત્કાળ જોનારને ભાન થઇ શકતું હતું. પાપ અને પુણ્ય; સત્ય અને અસત્ય અથવા ઉત્તમ અને અધમ વસ્તુમાં પરસ્પર કેટલો ભેદ અને કેવો ભેદ રહેલો હોય છે, એનું એ લીલાના અવલોકનથી બહુ જ સારૂં જ્ઞાન મળી શકતું હતું. અહા! વસ્તુતઃ ભયંકર પરંતુ બહારથી અત્યંત રમણીય દેખાતા આ નશ્વર સંસારની આ કેટલી બધી વિલક્ષણતા! અસ્તુ.

આ સર્વ દૃશ્યોનું અવલોકન કરતા અને એમના સંબંધમાં પોતાના અનુકૂલ–પ્રતિકૂલ અભિપ્રાયોને પરસ્પર દર્શાવતા શોભનસિંહ અને અજિતસિંહ કિલ્લાની દીવાલપર પગો મોકળા કરી રહ્યા હતા. કેટલીક વાર અજિતસિંહ કાલિદાસ, ભવભૂતિ અને બાણુ જેવા પ્રાચીન સંસ્કૃત કવિજનોની પદ્ધતિને અનુસરીને એ સમયના સૃષ્ટિસૌન્દર્યની સ્તુતિ કરવામાં સંલગ્ન થઈ જતો હતો. અત્યારે પણ તેના એક એવા જ કાવ્ય વિનોદનું શ્રવણ કરીને શોભનસિંહ હસતો હસતો કહેવા લાગ્યો કે: “અજિત! જ્યારે તું નૈસર્ગિક સૌન્દર્યનો આટલો બધો પ્રેમી છે, ત્યારે તને જો સ્વાભાવિક સ્નેહીની પદવી આપવામાં આવે તો શું ખોટું છે વારૂ? એ તો સ્વયં સિદ્ધ જ છે કે, જે સ્વભાવથી જ પ્રેમી હોય છે, તે પ્રેમી હોવાની સાથે લંપટ પણ હોવાનો જ. અર્થાત્ હું મારા મિત્રને લંપટશિરોમણિના નામથી પણ બેધડક બોલાવી શકું એમ છે. કેમ એમાં તને કાંઇ વાંધો છે ખરો કે?”

અજિતસિંહ તેવા જ પ્રકારનું હાસ્ય કરીને ઉત્તરમાં કહેવા લાગ્યો કે: “જે કાંઈ પણ તારે બોલવાનું હોય, તે જરાક છાતીપર હાથ રાખીને બોલે તો વધારે સારૂં. તારી સૌન્દર્યપ્રીતિ મારા કરતાં કઈ બાબતમાં ઓછી છે, એ મનમાં જરાક સારી રીતે વિચાર કરીને મને કહે જોઇએ! વળી પ્રેમી તો મારા કરતાં તું હજાર ગણો વધારે છે; એટલે તારી લંપટતાની માત્રા મારા કરતાં ઘણી જ વિશેષ હોવાથી તને લંપટતાના ભંડારની પદવી શાને ન આપવામાં આવે, એનું કાંઈ કારણ બતાવીશ કે?”

“પણ ભાઈ! મારો સ્નેહ તો ગુપ્ત છે. એ સ્નેહના પ્રાકટ્યની આ જન્મમાં તો જરાય આશા નથી જ.” શોભનસિંહે નિરાશાદર્શક ઉત્તર આપ્યું.

હવે અજિતસિંહે પણ કાંઇક ગંભીરતાના ભાવને ધારણ કર્યો અને ગંભીર સ્વરથી કહ્યું કે: "શોભન! તું તારા વિવાહના કાર્યમાં સંમત શામાટે નથી થતો? પિતાના હૃદયમાં સદૈવ એક પ્રકારની વેદનાનો આઘાત કર્યા કરવો, એ શું પુત્રને ઉચિત છે કે?"

"કોણ પિતા અને કોણ સ્વજન!" શોભનસિંહે ઉદાસીન વૃત્તિથી ઉદ્દગાર કાઢ્યો.

"શોભન!" તારા મનની અંતિમ ધારણા એ જ છે કે શું? તારા હૃદયમાં પોતાના જન્મદાતા પૂજ્ય પિતા કરતાં એક ક્ષુદ્ર નારીની પદવી એટલી બધી મોટી થઈ ગઈ છે કે, એક સ્ત્રીના સંબંધને જાળવી રાખવામાટે પિતાની આજ્ઞા તથા ઇચ્છાનો તું જરા પણ વિચાર નથી કરતો! અફસોસ!!" અજિતસિંહે વાગ્બાણનો પ્રહાર કર્યો.

"એક સ્ત્રીના સંબંધને જાળવી રાખવામાટે? અજિત! તું આજે આ શું બોલે છે! અંતે મારા હૃદયની તેં એ જ પરીક્ષા કરી કે? શું કુન્દકુમારીને મેં અત્યાર સુધી કોઇ વાર પણ મારી ધારી હતી? અને અત્યારે પણ હું એને મારી ધારૂં છું, એ તું શાના આધારે કહી શકે છે, તે જણાવીશ કે?" શોભનસિંહે કાંઇક ખેદથી આ શબ્દોને ઉચ્ચાર્યા.

"ત્યારે તું વિવાહ નથી કરતો, એનું કારણ શું છે?" અજિતસિંહે ખેંચીને સવાલ કર્યો.

"હું એ તો તને પ્રથમથી જ જણાવી ચૂક્યો છું કે, મારા હૃદયમાં હવે બીજી કોઈ અબળાને બેસાડવામાટેનું સ્થાન નથી. ત્યારે વિના કારણ કોઈ નિર્દોષ નારીને મારે દુઃખી શામાટે કરવી જોઇએ વારૂ?" શોભનસિંહે મર્મવેદનાયુક્ત હૃદયથી કહ્યું.

"વારૂ, શોભન! જો તું માઠું ન લગાડે, તો તને એક વાત કહું. કેમ કહું કે?" અજિત બોલ્યો.

"તારા બોલવાથી હું માઠું લગાડું, એમ બને જ કેમ? જે કહેવાનું હોય, તે ખુશીથી કહી નાખ." શોભનસિંહે અનુમતિ આપી.

"ના; એ જેવી તેવી વાત નથી. એ તો એક મહાભારત–ગહન ગોષ્ટી છે." અજિતસિંહે પુનઃ નિશ્ચય કરી લેવાના ઉદ્દેશથી કહ્યું.

"ગમે તેવી મહાભારત વાત હોય, તો પણ કહી દે." શોભનસિંહે ગંભીરતાથી કહ્યું.

"મારા બોલવાનો આશય એટલો જ છે કે, તારો અને કુન્દકુમારીનો પરસ્પર પતિપત્નીનો સંબંધ તો કોઇ કાળે થવાનો જ નથી. એટલે એના વિના બીજી કોઇ પણ ઇચ્છા તારા મનમાં થાય છે ખરી કે નહિ?" અજિતસિંહે જે પૂછવાનું હતું તે માર્મિકતાથી પૂછ્યું.

"ઇચ્છા? શાની ઇચ્છા?" શોભને નિષ્કપટતાથી પૂછ્યું,

"તું કુન્દકુમારીને........"

એટલું બોલીને જ અજિતસિંહ એકાએક બોલતો બંધ થઇ ગયો. તેનાથી એક શબ્દ પણ વિશેષ બોલી શકાયો નહિ. શોભનસિંહ તેની મુખચર્યાનું એક ધ્યાનથી અવલોકન કરવા લાગ્યો. મુખચર્યામાં થતા ફેરફારોથી મનુષ્યના મનમાં રમી રહેલા સારા કે નઠારા ભાવો થોડા કે વધારે પરિમાણમાં બીજાના જાણવામાં આવી જાય છે, એ આ સૃષ્ટિનો નિયમ છે. એ નિયમ સત્ય થયો. અજિતસિંહના મનોભાવને શોભન જાણી ગયો અને તેથી કહેવા લાગ્યો કેઃ—

"તારા મનનો કદાચિત્ એવો આશય હશે કે, હું કુન્દકુમારીને મારી ઉપપત્ની અથવા રાખ તરીકે રાખી લઉં, કેમ એમ જ કે નહિ? પણ અજિત! તું એ નથી જાણતો કે, એ સુમન સ્વર્ગની શોભાને વધારવામાટે જ નિર્માયલું છે, એટલે હું એના સૌગંધ્યનો આસ્વાદ લેવા નથી જ ઇચ્છતો. જ્યાં સુધી આ દેહ છે, ત્યાં સુધી તો હું એ બાળાની પવિત્રતાનો નાશ નથી જ કરવાનો. જ્યાં સુધી એ સુંદરીમાં સ્વર્ગીય શુદ્ધિ અને પવિત્રતાનો નિવાસ છે, ત્યાં સુધી તો એ દેવીનાં દર્શન તથા ધ્યાનથી જ મને વિશેષ સુખનો અનુભવ થયા કરે છે. મારા પ્રાણપ્રિય સુહૃદ્! જે રત્નનેમાટે આપણે આટલો બધો ગર્વ ધરાવીએ છીએ, જે રત્નનેમાટે આપણે સુવર્ણની પ્રતિમાને અગ્નિમાં બાળીને ભસ્મીભૂત કરી નાખીએ છીએ, તે સ્ત્રીના પવિત્ર સતીત્વ-રત્નનો નાશ મારાથી કેમ કરીને કરી શકાય વારૂ? અજિત! હું સારી રીતે જાણું છું કે, જો સંસારમાં વ્યભિચારની છાયા પડી જાય છે, તો ધીમે ધીમે તે વ્યભિચાર સંસારસુખનું નિર્મૂલન કરી નાખે છે. એવા ત્યાજ્ય અને તિરસ્કરણીય વ્યભિચારને હું સ્વેચ્છાથી આલિંગન આપું એ સર્વથા અસંભવનીય છે."

એ વાક્યોને ઉચ્ચારતાં શોભનસિંહનાં નેત્રો આંસુભીનાં થઈ ગયાં અને એ ઉદ્ગારોને સાંભળીને અજિતસિંહનાં રોમાંચ ખડાં થઇ ગયાં. અજિતનું અંતઃકરણ આનંદથી ઊછળવા લાગ્યું. કેટલીક વાર પછી તે આનંદસૂચક મુદ્રાથી કહેવા લાગ્યો કેઃ "આજે જો કોઈ અન્ય મનુષ્યના મુખમાંથી આ ઉદ્ગારો નીકળતા મેં સાંભળ્યા હોત, તો તેને હું કોટિ-કોટિ ધન્યવાદ આપત! પણ તું મારો મિત્ર હોવાથી તારી વધારે પ્રશંસા હું કરી શકતો નથી. છતાં પણ એટલું તો કહેવું જ જોઇએ કે, આ વિચારો તારી યોગ્યતાને બરાબર શોભાવે અને વધારે તેવા જ છે."

"બસ; હવે એ વાતોને પડતી મૂકો. હું–તારી કવિતાના વિનોદને આગળ ચલાવ જોઇએ." શોભનસિંહે વિષયનું પરિવર્તન કરવાના ઉદ્દેશથી કહ્યું.

"એ કાવ્યવિલાસને કોઈ બીજા સમયમાટે મુલ્તવી રાખ. આજે તારા ઊડાવ્યાથી હું ઊડવાનો નથી, અને તારા ખરેખરા મનોભાવને જાણ્યાવિના તને છોડવાનો નથી. મને બરાબર વિચાર કરીને ખરૂં કહી દે કે, તું વિવાહ કરીશ કે નહિ ?" અનુભવી અજિતસિંહે પોતાના નિશ્ચયને દૃઢ રાખીને જિજ્ઞાસા દર્શાવી.

"વાહ; આ પ્રશ્ન પણ સારો ! શું હું બે વાર વિવાહ કરૂં કે ?" શોભનસિંહે મર્મયુક્ત કહ્યું.

"ખરૂં; તું માલતીગઢની એક વિવાહિતા આર્યયુવતી હોવાથી તારાથી બે વાર વિવાહ કેમ કરીને કરી શકાય વારૂ !" અજિતસિંહે વિનોદના રંગને વધારીને મશ્કરી કરી.

"એમ તો એમ, પણ વિવાહિતા આર્યયુવતી જેવી વાત મેં શી કરી છે એ તારે જણાવવું જોઇશે." શોભનસિંહે ગંભીરતાથી કહ્યું.

"એજ કે, પુરુષ તો અનેક વાર વિવાહ કરી શકે છે, પણ વિવાહિતા આર્ય અબળા જ બે વાર લગ્ન કરી શકતી નથી." અજિતસિંહે જણાવ્યું.

"વારૂ; ત્યારે અજિત ! આજે તો તારી સાથે મારે શાસ્ત્રાર્થ જ કરવો જોઇશે. જો ખરેખર હું માલતીરાજની વિવાહિતા પુત્રી હોત, તો તમો લોકો વિવાહમાટે મને આટલો બધો આગ્રહ કરી શકત ખરા કે ?" શોભનસિંહે સવાલ કર્યો.

"કદાપિ નહિ. પરંતુ તું પુત્રી નથી, એટલામાટે જ આ બધો ઝગડો ચાલ્યા કરે છે." અજિતસિંહે પાછો આગ્રહ કર્યો.

"અજિત ! તમો લોકો આવા વિચારો ધરાવતા હોવાથી જ આવી અધમ અવસ્થામાં આવી પડેલા દેખાઓ છો. સમાજનું આ કેવું અને કેટલું બધું કઠોર શાસન ! સ્ત્રી કોઇ કાળે પણ એકથી અધિક વાર વિવાહ કરી જ ન શકે અને પુરુષ જોઇએ તો પચાસ વાર પરણે, તો પણ તેને કોઇ અટકાવી શકે તેમ નથી; એમાં ન્યાય જેવું શું છે, તે કોઇ પણ મને બતાવી શકશે કે ?" શોભનસિંહે એક પ્રકારના વાદને ઉપસ્થિત કરી દીધો.

"એનું કારણ અને પ્રમાણ તારા પોતાના વચનોથી જ સિદ્ધ થઇ શકે છે, એટલે તેમને અન્યત્ર શોધવા જવાની કશી પણ અગત્ય નથી. અત્યારે જ જે સતીધર્મની તું આટલી બધી પ્રશંસા

કરતો હતો, તેને આટલી વારમાં જ તું ભૂલી ગયો કે શું ?" અજિતે પ્રશ્નાત્મક ઉત્તર આપ્યું.

"તારું આ કથન વાસ્તવિક છે; મારા બોલવાનો ભાવાર્થ એવો છે કે, સ્ત્રીઓ પ્રમાણે જ એક વાર પરણવાનો નિયમ પુરુષોને પણ શાસાટે લાગૂ પાડવામાં નથી આવતો ? એમ કરવાથી આપણા સદ્ધર્મના ગૌરવોમાં એક અનન્ય ગૌરવની વૃદ્ધિ થવાનો જ સંભવ છે. એમ કરવામાં દોષ જેવું મને તો કાંઇ પણ જણાતું નથી." શોભનસિંહે એમ કહીને પોતાના વિચારોની દઢતાનું દર્શન કરાવ્યું.

"તને એમાં દોષ જેવું જો કે કશું પણ નથી દેખાતું, પણ ખરી રીતે જોતાં એમાં એક મહાભારત દોષ રહેલો છે. એ તો તું જાણે જ છે કે, વધારે આશા રાખવી, એ કાંઈ સારું નથી. જે ઉંચે ચઢે છે તે જ નીચે પડે છે. બન્ને તરફ હાથ ફેલાવ્યાથી બન્ને હાથ ખાલી જ રહે છે. જે થવાનું હોય છે તે જ થાય છે." શોભનસિંહને સમજાવવાસાટે અજિતસિંહ આ પ્રમાણે કેટલાક ન સમજી શકાય તેવા શબ્દો બોલી ગયો.

વાંચકો એ તો સારી રીતે જાણે છે કે, શોભનસિંહે વિદ્યાનો વિશેષ અભ્યાસ કરેલો ન હોઇને તેની અત્યાર સુધીની અવસ્થા અસ્ત્ર અને શસ્ત્રના વ્યવસાયમાં જ વીતી ગઇ હતી; એટલે તે આવા શાસ્ત્રાર્થ કિંવા તર્કવિતર્કની કશી પણ ચિન્તા કદાપિ રાખતો જ ન હોતો. અર્થાત્ આવી પરિસ્થતિ હોવાથી તત્કાળ તેણે પોતાના પરાજયને સ્વીકારી લીધો અને ત્યાર પછી તે કહેવા લાગ્યો કે: "તારી જોડે શાસ્ત્રાર્થ કરી શકું એટલું સામર્થ્ય મારામાં નથી. જો કોઇ સ્ત્રી તારા આ સંવાદને સાંભળત, તો તે તારા સારી રીતે સમાચાર લઈ નાખત."

"અત્યારે આટલામાં કોઇ અબળા ન હોતી, એટલાસાટે જ આ બધી વાતો હું તને સંભળાવી શક્યો, પણ એ વિતંડવાદને જવા દે અને જો મારા ઉપદેશને માનતો હોય તો વિવાહમાટે સંમતિ આપી દે. તારા સર્વ શુભેચ્છકોની માત્ર એટલી જ આકાંક્ષા અને પ્રાર્થના છે." અજિતે કહ્યું.

"શું તું એ હઠને છોડી શકે એમ નથી કે ?" શોભન બોલ્યો.

"ના; એ હઠને મારાથી ત્યજી શકાય તેમ નથી. તારો વિવાહ થયેલો જોઇને તારા પિતા સુખી થશે અને તારા અવિવાહિત રહેવાથી તેમના હૃદયમાં દુઃખનો અસહ્ય આઘાત થવાનો સંભવ છે, એટલે હવે હું તને જ પૂછું છું કે, આવી પરિસ્થિતિમાં તારું કર્તવ્ય શું છે, તે તું પોતે જ જણાવી દે." અજિતસિંહે તેને બીજી રીતે સપડાવ્યો.

"બસ; અજિત! તું હવે વધારે બોલ બોલ ન કર. તારી આ વાતો સાંભળીને હું કદાચિત્ ગાંડો જ બની જઇશ. એ બાબતનો જેમ જેમ હું વધારે વિચાર કરું છું, તેમ તેમ મારા ચિત્તમાં ભ્રમની વિશેષતા થતી જાય છે. મારા પિતાના સુખમાટે આ ક્ષણેજ મારા જીવનનો ઉત્સર્ગ કરવાને હું તૈયાર છું. પરંતુ જે વેળાયે વિવાહના પ્રસંગનું મને સ્મરણ થાય છે, તે વેળાયે મારું મસ્તિષ્ક ભ્રમિષ્ટ થઈ જાય છે." શોભનસિંહે નિરાશાપૂર્વક કહ્યું.

"તારા વિવાહમાટે તારી સંમતિ લેવાની કશી પણ આવશ્યકતા ન હોતી. તારી અસંમતિ હોવા છતાં પણ જો ધારત તો તારા પિતા તારો વિવાહ તત્કાળ કરી શકે એમ હતું, અને તેમણે એમ કરવાનો નિર્ધાર પણ કરી રાખ્યો હતો; પરંતુ પાછળથી તેમના મનમાં એવી શંકા આવી કે, કદાચિત્ તું તારા વિવાહની વાર્તાને સાંભળીને ક્યાંક પલાયન કરી જઇશ, તો તેમને પાછળથી લજ્જિત થવું પડશે. અથવા તો વિવાહ થયા પછી જો તું સ્ત્રી સાથે દાંપત્યવ્યવહાર ન રાખે, તો વળી એથી પણ ભૂંડું થાય. એમ ધારીને જ તેમણે પોતાના એ વિચારનો ત્યાગ કરી દીધો હતો." અજિતસિંહે આવેશપૂર્વક કહ્યું.

"અજિત! મારા સુબંધુ! હું કુલાંગાર અને પિતાનો કુપુત્ર છું." શોભને નિરાશાસૂચક ઉદ્ગાર કાઢ્યો.

"વારુ; પણ શોભન! તું વિવાહમાટે સંમતિ નથી આપતો એનું ખરેખરું કારણ મને બતાવી દે. તું પોતાની સ્ત્રીને હૃદયમાં સ્થાન નહિ આપી શકે, એટલા કારણથી જ તું વિવાહ નથી કરતો, એ વાત મારા માનવામાં આવી શકતી નથી." અજિતે પુનઃ સંશય દર્શાવ્યો.

થોડીક વાર ચુપ રહ્યા પછી શોભનસિંહ કહેવા લાગ્યો કે: "અજિત! કુન્દકુમારીએ આજ સુધી વિવાહ નથી કર્યો, એનું કારણ શું હોવું જોઇએ, એનો પણ તેં અત્યાર સુધીમાં કોઇ વાર વિચાર કર્યો છે ખરો કે? એનું કારણ માત્ર મારું જ પાપ છે. ભાઇ! કુન્દકુમારી ગમે તે કહે અને મારી જોડે ગમે તેવું વર્તન કરતી હોય, પણ એ તો હું સારી રીતે જાણું છું કે, આજ સુધી તે મને અને માત્ર મનેજ ચાહે છે. એ પ્રેમબંધનના કારણથી જ તેણે અત્યાર લગી વિવાહ કર્યો નથી. એ પણ હું સંપૂર્ણ રીતે સમજી ગયો છું કે, કેવળ મારામાટે જ તેણે પોતાનાં સર્વ સુખોનો ત્યાગ કરી દીધો છે. એ સર્વ વાતોને ભૂલી જઇને હું તુચ્છ સાંસારિક સુખોના ઉપભોગની લાલસાથી વિવાહ કરું એ યોગ્ય કહેવાય ખરું કે? નહિ, કદાપિ નહિ. અજિતસિંહ! હું પણ એ સુંદરી પ્રમાણે જ સન્યાસને સ્વીકારી લઇને મારાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરી લઇશ. જો

મારા પિતા જીવતા ન હોત, તો અત્યારે મને તું આ સ્થાનમાં ભાગ્યે જ જોઈ શકયો હોત."

"શોભન ! વિચાર કર; તારા પિતાનો વંશરક્ષક માત્ર તું એકલો જ છે; એ વાતને તારે ભૂલી જવી નથી જોઇતી." અજિતે કહ્યું.

"હું નિરુપાય છું, લાચાર છું." શોભને ઉત્તર આપ્યું.

"તારા પૂર્વજોને–પૂર્વ પુરુષોને તારા વિના પિંડ કોણ આપશે, એનો તેં વિચાર કર્યો છે ખરો કે ?" અજિતે વિવાહ કરી લેવાનું એક બીજું પ્રબળ કારણ દર્શાવ્યું.

"હું નિરુપાય છું; મારો ઉપાય નથી," પુનઃ શોભને તેનું તે જ ઉત્તર આપ્યું.

"સારાસારનો કાંઇ તો વિચાર કર." અજિતસિંહે પુનઃ આગ્રહ કર્યો.

"લાચારી છે." શોભને રડીને કહ્યું.

એટલે અંતે નિરાશ થઇને અજિતસિંહ પણ એ જ બોલ્યો કેઃ "ખરેખર 'લાચારી' જ છે !"

---

# પંચમ ખણ્ડ

---

## પ્રથમ પરિચ્છેદ

### મુગલપરાજય

પુનઃ રણવાદ્યોનો ધ્વનિ સંભળાવા લાગ્યો. એક બે અને ત્રણ ચાર કરીને ફાલ્ગુન માસના છ દિવસ વીતી ગયા. સાતમે દિવસે પ્રભાતમાં જ અમરસિંહ આલમગુમાન નામક ગજરાજના પૃષ્ઠ ભાગપર સોનાની અંબાડીમાં વિરાજીને જ્યાં રાજપૂત સેના તેની પ્રતીક્ષા કરતી ઉભી હતી, તે સ્થાને આવી પહોંચ્યો. અગણિત રાજપૂત સૈનિકોનો જયધ્વનિ દશ દિશાઓને કંપાયમાન કરવા લાગ્યો. અલ્પ સમય પછી રાજપૂત વીરો આગળ વધવા લાગ્યા.

રણપુર નામક એક ગિરિમાર્ગે પાસે આવીને અમરસિંહે પોતાના સૈન્યના મુખ્ય મુખ્ય સામંતો અને સેનાપતિઓને પોતાની પાસે બોલાવ્યા અને પોતાની દીર્ઘદર્શિતાનો પરિચય કરાવતો તે તેમને સંબોધીને અતિશય ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ "મુસલમાન લોકો આ માર્ગેથી જ અહીં આવશે, એ તો આપણે સારી રીતે જાણીએ જ છીએ. પરંતુ આપણા સૈનિકોની સંખ્યા ઘણી જ થોડી હોવાથી આટલી અલ્પ સેના પાસેથી આજે આપણે મહાભારત કામ લેવાનું છે. મારો એવો અભિપ્રાય છે કે, શત્રુઓને પાછળથી જ મારવા એ જ અધિક લાભ-

કારક હોવાથી અત્યારે હવે એનો નિશ્ચય આપણે કરી લેવાનો છે કે, એ કાર્યનો ભાર કોના માથાપર નાખવો જોઇએ ? કારણ કે, સમય થોડો છે અને કાર્ય વિશેષ કરવાનું છે.”

અમરસિંહનાં આ વચનો સાંભળતાં જ અનેક વીર યુવકોએ એ કાર્યના ભારને પોતાના શિરપર ઊપાડી લેવાની પોતાની ઇચ્છા દર્શાવી. પરંતુ અમરસિંહે અંતે કેટલોક વિચાર કરીને એ કામની જવાબદારી માલતીગઢની સેના સાથે સેનાપતિ તરીકે આવેલા શોભનસિંહના માથાપર જ નાખી દીધી. પોતાના પુત્રને આટલું મોટું સન્માન મળેલું જોઇને મહાતપસિંહની છાતી ગર્વથી ગજગજ ફૂલવા લાગી. મહાતપસિંહે પુત્રને આલિંગન આપીને વિદાય કર્યો. રાણાજી અને પિતાની આજ્ઞા મળતાં જ શોભનસિંહ પિતાનાં ચરણોમાં મસ્તક નમાવી પોતાની સેનાને લઇને વાયુના વેગે ત્યાંથી પ્રયાણ કરી ગયો.

આ અખિલ બ્રહ્માંડનો રચયિતા અવશ્ય મેવાડને સ્નેહ દૃષ્ટિથી જોતો હોવો જોઇએ, એમ સ્પષ્ટ દેખાઇ આવે છે. એ સ્નેહના કારણથી જ પરમેશ્વરે મેવાડ દેશની એવી તો અદ્દ્ભુત રચના કરેલી છે કે, પોતાના સ્વલ્પ સૈન્યથી શત્રુના મહાવિશાળ સૈન્યનો મુકાબલો કરવો એ મેવાડીઓને માટે કાંઇ કઠિન કાર્ય હોતું નથી. એ સત્યની એક બે વાર નહિ પણ અનેક વાર સિદ્ધતા થઇ ચૂકી છે. મેવાડમાં પ્રવેશ કરવાના માર્ગમાં એવાં અનેક સ્થાનો છે કે, જ્યાં છુપાઇ રહેવાથી જ કેટલેક અંશે વિજયનો નિશ્ચય થઇ જાય છે. એવાં સ્થાનો મુગલ સૈનિકોથી સર્વથા અજ્ઞાત હતાં. શોભનસિંહ પોતાના સૈનિકો સહિત એવા જ એક સ્થાનમાં આવીને સંતાઇ બેઠો હતો.

થોડા વખત પછી અચાનક મુગલોના ડંકાનો અવાજ સંભળાવા લાગ્યો અને પુનઃ મુગલ સેના દૃષ્ટિગોચર થવા લાગી. જ્યાં સુધી મુસ્લિમ સેના નિકટવર્તી માર્ગમાંથી પસાર થઇ ગઇ, ત્યાં સુધી તો શોભનસિંહ કશું પણ બોલ્યો નહિ. જ્યારે તેણે મુસલ્માન સૈન્યના છેલ્લા સૈનિકને પોતાની આંખો આગળથી જતો જોયો એટલે તરત પોતાના શૂર રાજપૂત વીરોને ઇશારો કર્યો. સેનાધ્યક્ષનો ઇશારો મળતાં જ અશ્વારોહી રાજપૂતોએ મ્યાનોમાંથી તલ્વારોને ખેંચી લીધી અને તેઓ મયદાનમાં નીકળી આવીને મુસ્લિમ સૈનિકો ઉપર ભૂખ્યા વરૂઓ પ્રમાણે તૂટી પડ્યા. એ ક્ષણે જ બીજી તરફથી અમરસિંહ પોતે પણ શત્રુઓના સમુદાય ઉપર ધસી આવ્યો.

મુગલસેનાના સેનાપતિ અબ્દુલ્લાખાનને રાજપૂતોની એ પદ્ધતિથી લેશમાત્ર પણ આશ્ચર્ય થયું નહિ. તેના મનમાં તો એવા આક્રમણની

પ્રથમથી જ ભીતિ હતી એટલે તે પોતાના સૈન્યના બે વિભાગ કરીને એક વિભાગને પાછળ મૂકતો આવ્યો હતો. મુગલ અને રાજપૂત સૈનિકો સમાન ઉદ્યમ તથા સમાન ઉત્સાહથી રણભૂમિમાં ભયંકર સંગ્રામ કરવા લાગ્યા. આકાશમાં અંધકાર અને પૃથ્વી ઉપર રક્તનો પ્રવાહ દૃષ્ટિગોચર થવા લાગ્યો.

મુગલોની તોપોના ગોળાઓની સામેથી વૃષ્ટિ થવા લાગી, અને રાજપૂતોની તોપો પણ ગોળાથી જ તેમનો જવાબ આપવા લાગી. રાજપૂતોએ અચાનક પાછળના ભાગમાં આક્રમણ કરવાથી મુસલ્માનો પાછળના ભાગમાં તોપોનો મારો ચલાવી ન શક્યા. કેવળ શસ્ત્રોનો ખણખણાટ, માર મારના શબ્દો અને જયધ્વનિ જ સર્વત્ર સંભળાવા લાગ્યા. પોતાના ગણત્રીના રાજપૂત સૈનિકોને લઇને શોભનસિંહ અગણિત મુસલ્માન સૈન્ય સાથે લડવા લાગ્યો અને સામેથી અમરસિંહ શત્રુઓ પર તૂટી પડ્યો.

ક્ષણ બે ક્ષણમાં જ મુસલ્માનોની હિમ્મત તૂટી ગઈ અને રાજપૂતો બમણા ઉત્સાહથી યુદ્ધ કરવા લાગ્યા. રાજપૂતો જયનાદ કરવા લાગ્યા અને મુસલ્માનો માર ખાઇને એક બીજાનાં મોઢાં તાકવા લાગ્યા. મુસ્લિમ સેનાપતિનો પત્તો ન હોતો—તે ક્યાંય જોવામાં આવતો ન હોતો. અબ્દુલ્લાખાન ક્યાં ગયો અને તેનું શું થયું, એ કોઇ પણ કહી શકતું ન હોતું. અર્થાત્ મુગલોના પરાજયનો રંગ આકાશમાં પ્રત્યક્ષ દેખાતો હતો. મુસલ્માનો પ્રાણરક્ષામાટે આમતેમ ભાગવા લાગ્યા. પણ ભાગીને જાય ક્યાં? કારણ કે, ખીણમાં બન્ને તરફથી રાજપૂતોએ તેમને ઘેરી લીધા હતા અને શોભનસિંહની તલવારથી તેઓ છટકી જાય એ સર્વથા અશક્ય જ હતું. કેટલીક વાર પછી શોભનસિંહ પોતાના સૈનિકોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "આટલો બધો અત્યાચાર ન કરો. કેવળ અસ્ત્ર, શસ્ત્ર અને હાથી ઘોડા છીનવી લઇને શત્રુઓને જતા કરો." રાજપૂત સૈનિકોએ તત્કાળ તેની એ આજ્ઞાનું પાલન કર્યું.

જે ગિરિમાર્ગમાં થઇને મુગલ લોકો આવ્યા હતા, તે માર્ગના મધ્યભાગમાં થોડી વાર પછી અચાનક એક અબળા ઊભેલી જોવામાં આવી. એ અબળા પલાયન કરતા મુગલ સૈનિકોને યુદ્ધના સમાચાર પૂછતી હતી. મુગલ સેનાના પરાજયના સમાચાર સાંભળીને પ્રથમ તો તેના મનમાં ખેદ થયો, પણ ત્યાર પછી શીઘ્ર જ તેની મુખમુદ્રામાં આનંદની છટાનું દર્શન થવા લાગ્યું. ચાણક્ય વાચકો! એ અબળાને આપ ઓળખી તો ગયા હશો જ. પણ જો ઓળખાણ ન પડી હોય

તો અમારે જણાવવું જોઈએ કે, એ અબળા તે અબ્દુલ્લાની આશક
ચિત્રલેખા અમીના જ હતી. અમીના આ વખતે પણ લપાઈ છુપા-
ઈને દિલ્લીથી મુગલ સેનાની પાછળ પાછળ આવી હતી. પણ એના
આગમનની અબ્દુલ્લાને જરા પણ ખબર હતી નહિ.

---

## દ્વિતીય પરિચ્છેદ

### અમીનાનો અંત

અમીનાના અંતઃકરણમાં યુદ્ધના ફળાફળને જાણવાની લેશમાત્ર
ણું ઇચ્છા હતી નહિ; કિન્તુ સેનાપતિ અબ્દુલ્લાના સમાચાર જાણ-
ામાટે તે અત્યંત વ્યાકુળ થઈ ગઈ હતી. એટલામાટે તે પલાયન
રતા સિપાહીઓને અબ્દુલ્લા વિશેના સમાચાર પૂછતી હતી. તેના સ-
ાલનો જવાબ આપતાં એક સિપાહીએ કહ્યું કે: "સેનાપતિ તો કયદ
ઇ ગયા !" પરંતુ અમીનાએ તેની એ વાત માની નહિ. બીજાએ
કહ્યું કે: "સેનાપતિનો યુદ્ધમાં દેહાંત થયો !" પણ એ વચનમાં વિશ્વાસ
રાખવાની પણ તેની ઇચ્છા ન થઇ. અંતે વધારે વાર ઊભી રહી ન
શકવાથી તે જમીનપર બેસી ગઇ અને સંધ્યાનો સમય પાસે આવ્યો
તે વેળાયે પાછી તે ઊઠી અને ધીમાં પગલાંથી આગળ ચાલવા લાગી.
થોડાક અંતરે એક પર્ણકુટી આવેલી હતી, તેમાં પ્રવેશ કરીને તેણે
અંદરથી તેનાં દ્વાર વાસી લીધાં. અમીનાએ મેવાડમાં આવીને એ
પર્ણકુટી પોતાના ખર્ચે જ બનાવી હતી અને તેમાં રોજના વપરા-
શની કેટલીક વસ્તુઓ પણ લાવીને તેણે ગોઠવી રાખી હતી.

પ્રથમ એ પર્ણકુટીથી અલ્પ અંતરે મુગલ સેનાની છાવણી હતી,
એટલે એ નિર્જન વનમાં વસવા છતાં પણ તેને કોઇ પ્રકારની ભીતિ
રહેતી ન હોતી. પરંતુ આજે કાંઇક ભયનો ભાસ થતો હતો; કારણ
કે, મુગલ સૈનિકોના ચાલ્યા જવાથી ત્યાં નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય
વ્યાપી ગયું હતું. એમ હોવા છતાં પણ અમીનાનું હૃદય તો નિર્ભય
જ જોવામાં આવતું હતું; કારણ કે, જે મનુષ્યને પ્રાણની આશા અને
માયા હોય છે અથવા તો જે માન અને જીવનની જેટલી લાલસા
રાખે છે, તેટલી તેના મનમાં વધારે ભીતિ થવાનો સંભવ હોય છે. એ
પ્રાણ અને માનની લાલસાનો લોપ થવાથી અમીનાના અંતઃકરણ-
માંથી સંશય તથા ભયનો લોપ થઇ ગયો હતો. પ્રત્યક્ષ મરણથી પણ
તે ગભરાય એમ ન હોતું.

બીજે દિવસે પ્રભાતમાં નિદ્રામાંથી જાગી મનમાં કાંઇક વિચાર
કરીને અમીના રણપુર તરફ જવાને ચાલતી થઇ. થોડી વારમાં જ તે

સમરક્ષેત્રમાં આવી પહોંચી. એ વેળાએ રણભૂમિએ મહાભયંકર સ્વરૂપ ધારણ કરેલું હતું. ગઇ કાલે જ્યાં કાનના પડદાને ફાડી નાખનારા જયનાદ સંભળાતા હતા, ત્યાં આજે ભયંકર શાંતિનો અધિકાર જામેલો જોવામાં આવતો હતો. ગઇ કાલે જે સ્થાનમાં અગણિત વીરયોદ્ધાઓ ગર્વસહિત તલવારોને હાથમાં રાખીને આમ તેમ દોડધામ કરતા હતા, તે સ્થાનમાં આજે કૂતરાં, શિયાળવાં અને ગીધો આનંદથી ફરતાં ને મૃત શરીરોનું ભક્ષણ કરતાં નજરે પડતાં હતાં. ક્યાંક ક્યાંક મરણની અણીપર આવી પહોંચેલા યોદ્ધાઓનો મૃદુ ચીત્કાર સંભળાતો હતો. ગઇ કાલે જ્યાં સ્વદેશપ્રેમી વીરોની ચરણરજ પડતી હતી, ત્યાં આજે રક્તના પ્રવાહમાં નિકૃષ્ટ તસ્કરોના પગ લપસી જતા હતા. માત્ર એક જ દિવસમાં એ કેવું પરિવર્તન ! કાળનો એ જ અગાધ મહિમા !!

અમીનાને જોતાં જ એક તસ્કર ( ચોર ) તેની પાસે આવ્યો. તેને જોઇને અમીનાએ ભ્રૂ વક્ર કરીને કમરમાંથી પોતાના છરાને બહાર ખેંચી કાઢ્યો. શસ્ત્ર સમક્ષ પાપીનું બળ ટકી શકતું નથી, એટલે છરાને જોતાં જ તે પાપી પલાયન કરી ગયો. અમીના એક એક કરીને સર્વે મૃત શરીરોને અને મુમૂર્ષુ વ્યક્તિઓને તપાસીને જોવા લાગી. એ કાર્યમાં એટલો બધો સમય વીતી ગયો કે, પ્રભાતથી સંધ્યાનો સમય થવા આવ્યો, પરંતુ જેના શોધમાટે તે આવી હતી, તેનો ક્યાંય પત્તો મળી શકયો નહિ. જેની કોઇ પણ આત્મીય અથવા પ્રિય વસ્તુ ખોવાઈ જાય છે અને તે વસ્તુને તેનો માલિક એક જ સ્થાને જેમ વારંવાર ખોળ્યા કરે છે, તેવી રીતે અમીના પણ અબ્દુલ્લાને ફરી ફરીને એક જ સ્થાનમાં શોધવા લાગી, પરંતુ એનું ફળ કાંઇ પણ થયું નહિ. એટલે અંતે તે નિરાશ થઇને મનમાં જ વિચાર કરવા લાગી કે: “એના મૃત શરીરને ગીધ અને શિયાળવાં તો ખાઇ નહિ ગયાં હોય ? અથવા મરણ પછી એનો ચહેરો એટલો બધો બદલાઇ તો નહિ ગયો હોય કે, જોવા છતાં પણ તે મારા ઓળખવામાં નહિ આવી શકતો હોય !”

તે નિર્ભાન્ત નારી ત્યાંથી પાછી ફરી. પરંતુ તે પર્ણકુટીમાં ન આવી. આજે આખી રાત તેણે હિંસ્ર પશુઓના સહવાસમાં જ વીતાડી, પણ કોઇ પણ પશુએ તેનો સંહાર ન કર્યો. જ્યારે મનુષ્ય પોતાના જીવનથી કંટાળી જાય છે, ત્યારે હજાર ચેષ્ટાઓ કરવા છતાં પણ તેના પ્રાણનો અંત નથી થતો; તેમ જ જ્યારે પ્રાણનો અંત થવાનો હોય છે, ત્યારે ગમે તેટલા પ્રયત્નો કરવા છતાં પણ કોઇ તેને રોકી નથી શકતું. સંસારનો નિયમ જ એવો છે કે, એ વિષયમાં કોઇનું કશું પણ બળ

ચાલી શકતું જ નથી. જે વસ્તુને જે ચાહે છે, તે વસ્તુ તેને મળતી નથી, પરંતુ જેની ઇચ્છા નથી હોતી, તે વસ્તુ આવીને તેને પરાણે ગળે વળગી પડે છે. અમીના મરણની ઇચ્છા ધરાવતી હતી, એટલામાટે જ તે રાતે કોઇ વનપશુ સાથે તેનો મેળાપ ન થયો. કેવી વિચિત્રતા?

રાત્રિ વીતી ગઇ, દિવસનું આગમન થયું અને સૂર્યનારાયણ પુનઃ આકાશમાં પ્રકાશવા લાગ્યા. તથાપિ અમીનાના ભ્રમણનો અંત ન આવ્યો. બહુ થાકી જતી હતી ત્યારે જરા વાર તે ક્યાંક બેસી જતી હતી અને પાછી આમ તેમ ભટકતી હતી. બે દિવસથી તેણે અન્ન કે જળનું દર્શન પણ કર્યું ન હોતું. તેની ક્ષુધા અને પિપાસાનો નાશ થઇ ગયો હતો. લગભગ એક પ્રહર દિવસ ચઢતાં તે ફરતી ફરતી પર્વતના એક ઝરા પાસે આવી લાગી, અને નમીને નીચે જોવા લાગી. તે ઝરો બહુ જ નીચો અને એટલો ઊંડો હતો કે, ઉપરથી જો કોઇ પડે, તો તેનાં હાડકાંનો પત્તો લાગવો પણ મુશ્કિલ હતો. અમીના પોકાર કરીને બોલી ઊઠી કે "બસ; પ્રાણને શરીરમાંથી કાઢી નાખવાનું આ સાધન અત્યંત ઉત્તમ છે હવે આ દુ:ખથી ભરેલા જગત્‌માં જીવીને મારે શું કરવું છે!"

અમીના ઊઠીને ઊભી થઇ અને પોતાની સાડીના છૂટા છેડાને કમરમાં મજબૂત બાંધી લીધો. પુનઃ તેણે ઝરણા તરફ નજર દોડાવી અને પુનઃ માથું ઊંચું કરીને પરમેશ્વરની પ્રાર્થના કરવાનો વિચાર કર્યો. પરંતુ એ ક્ષણે પુનઃ અબ્દુલ્લાનું સ્મરણ થઇ આવતાં તે પરમાત્માની પ્રાર્થના ન કરી શકી: તેનું મોઢું સીવાઇ ગયું. પુનઃ એ સર્વ વિષયના ધ્યાનને ત્યજી દઇને તે પર્વતપરથી ઝરણામાં કૂદી પડવાનો ઉદ્યોગ કરવા લાગી.

તે પ્રેમભ્રષ્ટ પ્રમદા ભૂસ્કો મારવાની તૈયારીમાં હતી એટલામાં પાછળથી કોઇ મનુષ્ય વ્યક્તિએ આવીને તેનો હાથ પકડી લીધો. અમીના આશ્ચર્યથી ચમકી ગઇ અને તેણે મુખ ફેરવીને જોયું તો એક રૂપવતી તરુણ સંન્યાસિની પોતાના પશ્ચાદ્‌ભાગમાં ઊભેલી તેના જોવામાં આવી. અમીનાએ કમ્પિત સ્વરથી પૂછ્યું કે: "તમો કોણ છો?"

"તમો મને ઓળખી શકશો ખરાં? મારું નામ કુન્દકુમારી છે." કુન્દકુમારી અથવા તરુણ સંન્યાસિની બોલી.

"તમોએ મારો હાથ શાને ઝાલ્યો?" અમીનાએ કહ્યું.

"આત્મહત્યા શામાટે કરો છો? શું તમોને પોતાના પ્રાણ એટલા બધા ભારી થઇ ગયા છે?" કુન્દકુમારીએ આશ્ચર્યથી પૂછ્યું.

"તમોને અહીં કોણે બોલાવ્યાં છે?" અમીનાએ ક્રોધપૂર્વક કહ્યું.

"તમારા પ્રાણત્યાગના સંકલ્પે." કુન્દકુમારી શાંતિથી આ ઉત્તર આપીને તેના મુખનું અવલોકન કરવા લાગી.

"શું તમો આટલામાં જ ક્યાંક હતાં?" અમીનાએ પૂછ્યું.

કુન્દકુમારીએ એક દિશામાં અંગુલીનિર્દેશ કરીને કહ્યું કેઃ "જુઓ–પેલો જે મઠ દેખાય છે, તે પાર્વતીનાથનો મઠ કહેવાય છે. હું એ મઠના દ્વારમાં જ ઊભી હતી. સદ્‌ભાગ્યે તમો નીચે પડવામાં જરાક વિલંબ કર્યો, એટલે હું દોડી આવીને તમોને બચાવી શકી. નહિ તો અત્યારે તો તમારા મરણને કેટલોક સમય પણ થઇ ગયો હોત."

"તમારામાં મને બચાવવાની શક્તિ નથી." અમીનાએ ઉન્માદ દર્શક ઉદ્‌ગાર કાઢ્યો.

"પણ તમો આત્મઘાત કરવાને શા કારણથી તૈયાર થયાં છો, તે કૃપા કરીને જણાવશો કે?" કુન્દકુમારીએ જિજ્ઞાસા દર્શાવી.

"હું એક અત્યંત અભાગિની અબળા છું." અમીનાએ નિઃશ્વાસ નાખીને કહ્યું.

"દુઃખોના આઘાતને સહન કરવામાટે જ વિધાતાએ આપણને અંતઃકરણ આપેલું છે." અમીનાની આંખો સાથે પોતાની આંખોને મેળવીને કુન્દકુમારીએ આ શબ્દો ઉચ્ચાર્યા.

"તમો મારા હૃદયને જાણતાં નથી. મારો શોક એવો સાધારણ નથી." અમીનાએ કહ્યું.

"હું સમજી ગઇ છું. તમો કોઇના પ્રેમમાં પડ્યાં'તાં કે?" કુન્દકુમારીએ ખરો ભેદ જણાવ્યો.

"હા; મારા જેવી પ્રેમના પાવકમાં બળનારી બીજી એક પણ નારી મળી શકે તેમ નથી." અમીનાએ ઉત્તર આપ્યું.

"અદ્યાપિ તમો સ્નેહના રહસ્યને બરાબર જાણી શક્યાં નથી, એમ જ જણાય છે. હું જાણી શકું છું કે, તમારો અનુરાગ અદ્યાપિ અસપર્ણ અવસ્થામાં જ છે. સ્નેહની સંપૂર્ણતા અનુભવાયલી ન હોવાથી જ પોતાના પ્રિયતમના વિયોગની વેદના તમારાથી સહેવાતી નથી. સહનશીલતાનો અભાવ હોવાથી તમો આમ વિનાકારણ મરવાને તૈયાર થઇ ગયાં છો." કુન્દકુમારીએ કટાક્ષપૂર્વક કહ્યું.

કુન્દકુમારીના એ કટાક્ષનું અમીનાના હૃદયમાં કુન્દકુમારીની ધારણા કરતાં પણ અધિક પરિણામ થયું. અમીનાના ચિન્તારૂપ પ્રવાહનો વેગ એકાએક બદલાઈ ગયો. તેનાથી કાંઈ પણ ઉત્તર આપી શકાયું નહિ. તે માથું નીચું નમાવીને ચિન્તામાં નિમગ્ન થઈ ગઇ.

કેટલીક વાર પછી કુન્દકુમારી કહેવા લાગી કેઃ "પણ તમો છો કોણ? જો હરકત ન હોય, તો મને પોતાનો પરિચય આપશો કે?"

"બહેન! હું એક મુસલ્માન ઔરત છું." અમીનાએ કહ્યું.

"વારૂ; પણ આમ અત્યારે આપ જીવનું બલિદાન શા કારણથી આપતાં'તાં તે તો જણાવો." કુન્દકુમારીએ બીજો પ્રશ્ન પૂછ્યો.

અમીનાએ મસ્તક ઊંચું કર્યું અને કુન્દકુમારીના મુખ સામું જોઇને તે કહેવા લાગી કે: "ના; હવે હું મરવાની નથી. તમો ભલે ગમે તે હો, પણ મારી બુદ્ધિને ઠેકાણે લાવવામાટે હું તમારો ઘણો જ ઉપકાર માનું છું. હવે હું સારી રીતે જાણી શકું છું કે, હું વિના કારણ જ આત્મહત્યા કરવાને તૈયાર થઇ હતી. મારૂં સર્વસ્વ તો પ્રથમથી જ હું તેમને આપી ચૂકી છું, એટલે સાથે સાથે મારૂં જીવન પણ તેમને હવાલે થઇ જ ગયું છે એટલે હવે એ જીવનને નષ્ટ કરવાનો મને કશો પણ અધિકાર નથી; એ અધિકાર તેમનો જ છે." એમ કહીને ઉન્માદિની અમીના જોતજોતામાં ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ.

કુન્દકુમારી મનમાં જ કહેવા લાગી કે: "આ અબળા ઉન્માદિની છે અને એ જ એનો અંત છે."

જો આપણે પણ એમ જ કહીએ કે, ઉન્માદ જ અમીનાનો અંત અથવા અંતકાળ છે, તો આપણા એ કથનને અવાસ્તવિક કોણ કહી શકે તેમ છે વારૂ?

## તૃતીય પરિચ્છેદ

### મઠની નવીન પ્રબંધકારિણી

કુન્દકુમારી પાછી પાર્વતીનાથના મઠમાં આવી લાગી. રાત્રે એક ઓરડામાં પ્રતિભા અને કુન્દકુમારી તથા બીજા ઓરડામાં રેવતી અને પ્રતિભાની એક શિષ્યા શય્યામાં નિદ્રાનો ઉપભોગ લેવામાટે સૂઇ ગઇ. અહીં વાચકોએ જાણવું જોઇએ કે, રેવતી આ મઠમાં કુન્દકુમારી સાથે આવી હતી.

જ્યારે પણ પ્રતિભા અને કુન્દકુમારી સાથે એક શય્યામાં જ સૂતી હતી, તે દિવસે બન્નેમાંથી એકને પણ સત્વર નિદ્રા આવતી ન હોતી. એ બન્નેની જે વાતચીત થવાની હોય, તે બહુધા રાતના સૂવા વખતે જ થતી હતી. આજે પણ એમ જ થયું. માસી ભત્રીજી વચ્ચે નાના પ્રકારનો વાર્તાલાપ થવા લાગ્યો.

"કુન્દકુમારી! મારા અને તારા પરસ્પર સંબંધની વાત રેવતીના જાણવામાં કેવી રીતે આવી વારૂ? તને કાંઇ એની ખબર પડી કે?" પ્રતિભાએ પૂછ્યું.

"આજ સુધી મને તો એનો કશોય પત્તો મળી શક્યો નથી." કુન્દકુમારીએ પોતાનું અજ્ઞાન બતાવ્યું.

"વારુ; પણ બીજા કોઇને પણ એ બાબતની જાણ થઇ છે ખરી કે? ગુરુજી એ વાત જાણે છે ખરા કે?" પ્રતિભાએ પુનઃ પૂછયું.

"એ જ વાત તમોને કહેવામાટે આજે હું ખાસ અહીં આવી છું." કુન્દકુમારી બોલી.

"ઝટ કહી દે જે કહેવાનું હોય તે." પ્રતિભાએ ઉત્કંઠા દર્શાવી.

"આજે કેટલાક દિવસોથી ગામની જે કોઇ સ્ત્રી મને મળે છે, તે આપણા સંબંધના વિષયમાં કાંઇ ને કાંઇ મને પૂછ્યા કરે છે. કોઇ પૂછે છે કે: 'યોગિની તારી શું થાય છે?' તો કોઇ એવો સવાલ કરે છે કે: 'પ્રતિભા સાથે તારૂં શું સગપણ છે?' હું કોઇને કાંઇ પણ ઉત્તર આપતી જ નથી; મૂગીમંતર થઇ જાઉં છું.' કુન્દકુમારીએ કહ્યું.

"ત્યારે તો આપણો એ ગુપ્ત ભેદ સર્વ લોકોના જાણવામાં આવી ગયેલો હોવો જોઇએ, એમ જ દેખાય છે." થોડી વાર વિચાર કરીને પ્રતિભાએ કહ્યું.

"હા; જણાય છે તો એમ જ." કુન્દકુમારીએ કહ્યું.

"ત્યારે શું ગુરુજી પણ એ વાતને જાણી ગયા છે કે?" પ્રતિભાએ પાછો પ્રશ્ન કર્યો.

"એની મને જરાય ખબર નથી." કુન્દકુમારી બોલી.

"ઠીક. આજે નહિ જાણ્યું હોય તો આવતી કાલે કે પછી બે દિવસ કેડે તેઓ પણ અવશ્ય એ વાતને જાણવાના જ." પ્રતિભાએ કહ્યું

"એમાં લેશમાત્ર પણ સંદેહ નથી." કુન્દકુમારીએ કહ્યું.

એ પછી એમનો જે સંવાદ ઘણી વાર સૂધી ચાલ્યો, તેના ઉલ્લેખની કશી પણ આવશ્યકતા નથી.

અરુણોદય થતાં જ કુન્દકુમારી શ્રી એકલિંગજીના બાગમાં જવાને તૈયાર થઇ, અને પ્રતિભાને મળવા ચાલી. પ્રતિભા તે જ ઓરડાના એક ખૂણામાં બેઠી હતી, એટલે કુન્દકુમારી તેને જોઇ ન શકી. થોડી વાર પછી જ્યારે તેણે પ્રતિભાને એક ખૂણામાં બેઠેલી જોઇ, ત્યારે તે તેની પાસે ગઇ અને પોતાના પ્રયાણની વાત તેને કહી સંભળાવી. પ્રતિભા ઊઠીને ઊભી થઇ અને પોતાના ડાબા હાથને તેની ખાંધપર રાખી જમણા હાથની આંગળીવડે તેની હડપચી પકડીને તેણે તેનાં મુખને ઊંચું કર્યું. પ્રતિભાનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો. તે મનમાં ને મનમાં જ કહેવા લાગી કે: "હે વિધાતા! જ્યારે તારો આ બાળાના ભાગ્યમાં સુખ ન લખવાનો જ નિર્ધાર હતો, તો પછી તેં આને આટલું રૂપ શામાટે આપ્યું?" એ પછી તે કુન્દકુમારીને ઉદ્દેશીને કહેવા લાગી કે: "મારો એવો આશીર્વાદ છે કે, તું અવશ્ય

પ્રતિભાનો આ આશીર્વાદ કુન્દકુમારીના મનને રુચ્યો હોય, એમ જણાયું નહિ. તે ગભરાઇને કહેવા લાગી કે: "માતા ! આ શું ? શું તમો મને ચિરકાળને માટે વિદાય કરો છો કે ? શું હવે તમારો મેળાપ નહિ જ થાય કે ?"

"ઇશ્વરની ઇચ્છા હશે, તો અવશ્ય આપણો પુનઃ મેળાપ થશે જ. તને સુખી થયેલી જોઇને જ મારી મરવાની ઇચ્છા હતી !" પ્રતિભાએ કહ્યું.

"બસ; માતા ! હવે હું એકલિંગજીના બાગમાં જવાની નથી. હું તમારા ચરણોમાં જ પડી રહીશ. હું રેવતીને ત્યાં મોકલી દઉં છું." કુન્દકુમારી પોતાના મનોભાવને દર્શાવતી બોલી.

"ના; પુત્રી ! તું ત્યાં જા; હું પાછી તને મળીશ." પ્રતિભાએ આશ્વાસન આપ્યું.

"અવશ્ય મળશો કે ?" કુન્દકુમારીએ પુનરપિ પૂછ્યું.

"હા; નક્કી મળીશ." પ્રતિભાએ પુનઃ વિશ્વાસ બંધાવ્યો.

"તમોએ અત્યાર સુધી કોઇ વાર પણ મને ઠગી નથી, એટલે તમારા વચનમાં હું વિશ્વાસ રાખું છું." કુન્દકુમારીએ કહ્યું.

"હું તને છોડીને ક્યાં જઇ શકું એમ છે વારુ ?" પ્રતિભાએ પુનઃ વિશ્વાસના દૃઢીકરણ માટે આ શબ્દો ઉચ્ચાર્યા.

એ પછી કુન્દકુમારી રેવતીને લઇને માલતીગઢની દિશામાં પ્રયાણ કરી ગઇ. કુન્દકુમારીના પ્રસ્થાન પછી પ્રતિભાએ પોતાની શિષ્યાને બોલાવીને કહ્યું કે: "વિષ્ણુપ્રિયા ! મેં આજે એક નવો નિર્ધાર કર્યો છે."

"શો નિર્ધાર, માતા ?" વિષ્ણુપ્રિયાએ પૂછ્યું.

"તીર્થયાત્રા કરવાનો." પ્રતિભાએ કહ્યું.

"એ તો અત્યંત શુભ નિર્ધાર છે." વિષ્ણુપ્રિયાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"જો; તીર્થયાત્રા કરવામાટે મારે બહુ જ દૂર જવું પડશે, અને આ ક્ષણભંગુર શરીરનો ક્યારે અને કેવી રીતે નાશ થશે એ કોઈ પણ જાણી શકતું નથી. એટલામાટે મારી ઇચ્છા છે કે, બને તો મઠનો પણ કાંઇક પ્રબંધ કરતી જાઉં તો વધારે સારું." પ્રતિભાએ હૃદયનો ભાવ જણાવ્યો.

"એ પણ આપનો ઘણો જ સારો વિચાર છે." શિષ્યા બોલી.

"આજથી આ મઠની પ્રબંધકારિણીની પદવી હું તને જ આપું છું. આજ સુધી જે કાંઈ મારા અધિકારો હતા, તે આજથી તારા થયા છે, એમ જ તારે સમજવું. મારી પેઠે તું પણ તારી પોતાની ઇચ્છા અનુસાર

કોઈ સુશીલ બાળાને શિષ્યા બનાવી લેજે અને જે યોગ્ય લાગે તે કરજે."
પ્રતિભાએ મઠના પ્રબંધના સમસ્ત ભારને શિષ્યાના શિરપર નાખી દીધો.

"મઠ શી વસ્તુ છે? શું તમે મને ત્યાગીને ચાલ્યાં જવાનાં કે?" એમ કહીને વિષ્ણુપ્રિયા અશ્રુ વર્ષાવવા લાગી.

"સંસારની મિથ્યા માયામાં લુબ્ધ થઇને મારા શુભ સંકલ્પમાં અત્યારે તારે બાધા કરવી જોઇતી નથી. મારો અને તારો શો સંબંધ છે? કાંઈ પણ નહિ. તારે માત્ર પોતાના કર્તવ્યનો જ અત્યારે વિચાર કરવાનો છે." પ્રતિભાએ અનાસક્તિનું ભાન કરાવીને ઉપદેશ આપ્યો.

"ત્યારે મને શી આજ્ઞા છે?" વિષ્ણુપ્રિયાએ આંખોમાંનાં આંસુને લુછીને નમ્રતાથી પૂછ્યું.

"એ જ કે, આટલા દિવસ સુધી તને જે કાંઈ મારી તરફથી શિક્ષણ મળ્યું છે, તેને અનુસરીને જ સર્વ કાર્યો કરજે. હું હવે જાઉં છું. મારા પ્રસ્થાન પછી મારા પ્રયાણના સમાચાર ગુરુજીને કહેવડાવજે."

પ્રતિભાની આજ્ઞા સમાપ્ત થતાં વિષ્ણુપ્રિયાએ નમીને તેનાં ચરણોમાં પ્રણામ કર્યાં અને તત્કાળ પ્રતિભા ત્યાંથી પ્રયાણ કરી ગઈ.

તેના પ્રયાણ પછી વિષ્ણુપ્રિયા 'એમના આજે આમ અચાનક ચાલ્યા જવાનું શું કારણ હશે? ગુરુજીની આજ્ઞા પણ ન લીધી, એનો ભેદ શો હશે?' ઇત્યાદિ અનેક પ્રકારના પોતાના મનમાં વિચાર કરવા લાગી, પણ એનું ખરું કારણ તેના સમજવામાં આવી ન શક્યું. અંતે તેના ઉપદેશનું મનન કરતી તે યોગ્ય શિષ્યા શાંત થઇને બેસી રહી.

---

## ચતુર્થ પરિચ્છેદ

### વજ્રપાત

જે સમયે કુન્દકુમારી અને રેવતી માલતીગઢના દ્વારમાં આવી પહોંચી, તે જ સમયે પોતાના પુત્ર અને સૈન્યસહિત માલતીરાજ મહાતપસિંહ પણ દુર્ગમાં આવી લાગ્યો. કુન્દકુમારી શ્રીએકલિંગજીના બાગમાં આવીને એક લતાકુંજમાં જઈ બેઠી અને રેવતી કોઇ બીજી તરફ ચાલી ગઈ.

લતાકુંજમાં બેઠી બેઠી કુન્દકુમારી એક એક કરીને બધી જૂની વાતોને યાદ કરવા લાગી. એ લતાકુંજમાં જ તે બાલ્યાવસ્થામાં શોભનસિંહ સાથે રમ્યા કરતી હતી; એ કુંજમાં જ એક વાર તેણે એક દુઃસ્વપ્ન જોયું હતું; સ્વપ્ન પછી શોભનસિંહે તેને ધૈર્ય આપ્યું હતું અને એ કુંજમાં જ શોભન જોડે તેનો અંતિમ વાર્તાલાપ થયો હતો. એ સર્વ ઘટનાઓનું સ્મરણ થતાં કુન્દકુમારીનું હૃદય કંપવા લાગ્યું. જો

એની જગ્યાએ બીજી કોઈ સ્ત્રી હોત, તો એ સર્વ ઘટનાઓના સ્મરણથી અવશ્ય રોઈ પડી હોત; પરંતુ કુન્દકુમારીનાં નેત્રો એવાં અગલ્ભ ન હોતાં.

મનોગત વિચાર કરતી કુન્દકુમારી કહેવા લાગી કે: "શોભનસિંહે વિવાહ કર્યો કર્યો વારુ? વિવાહ કર્યો જ નથી અને વિવાહ ન કરવા છતાં તે સુખી થયા નથી! હું આટલા દિવસ એમની દૃષ્ટિથી દૂર રહી અને એમને ન મળી; પરંતુ એનું ફળ કાંઈ જ થયું નહિ. મારા સર્વ ઉપાયો વ્યર્થ–નિષ્ફળ થયા, ત્યારે હવે મારે કયા નવીન ઉપાયની યોજના કરવી?"

એવી રીતે વિચાર કરતાં કરતાં કુન્દકુમારીએ અંતે એક વિષયનો નિશ્ચય કર્યો અને ત્યાર પછી ત્યાંથી એકાએક ઊઠીને તે રેવતીને શોધવામાટે ચાલતી થઈ. રેવતીને પકડી તેને એકાંતમાં લઈ જઈને તે કહેવા લાગી કે: "રેવતી! તું મારું એક કામ કરી શકીશ ખરી કે?"

"બીજાં હાથે કરતાં હશે તો હું આંખોથી કરીશ." રેવતી બોલી.

"ત્યારે તું જરા શોભનસિંહ પાસે જા. મહાલયમાં જતાં જો કોઈ તને રોકે, તો કેશવાચાર્યનું નામ લેજે. શોભનસિંહને તો તું સારી રીતે ઓળખે છે ને?" કુન્દકુમારીએ કહ્યું.

"હા. એમને તો હું બરાબર પિછાનું છું." રેવતીએ કહ્યું.

"એમને મારો એટલો સંદેશ આપજે કે સંધ્યાસમય પૂર્વે મને એ એકલા જ કોઈ એકાંત સ્થાનમાં આવીને મળી જાય. તું પણ એમને આ સંદેશો એકાંતમાં જ કહેજે." કુન્દકુમારીએ આજ્ઞા કરી.

રેવતીએ ડોકું ધૂણાવીને તેની આજ્ઞાનો સ્વીકાર કર્યો અને ત્યાંથી ઝટપટ ચાલવા માંડ્યું. તરત મહાલયમાં પહોંચીને તેણે કુન્દકુમારીનો સંદેશ શોભનસિંહને કહી સંભળાવ્યો. રેવતીમાં એ એક ઘણી જ સારી ટેવ હતી કે જે કાર્યનો ભાર તેના શિરપર નાખી દેવામાં આવતો હતો, તે કાર્ય વિશે એક શબ્દ પણ તે કોઈને કહેતી ન હોતી. એથી જ એ વાત કોઈ ચોથા માણસના જાણવામાં આવી નહિ.

સંધ્યા થવા પૂર્વે જ કુન્દકુમારી પોતાના સ્થાનેથી ઊઠીને સરોવરના તીરે બકુલવૃક્ષ તળે આવીને ઊભી રહી. એ વૃક્ષની છાયાથી સરોવર, ઘાટ, જળ, અને નાનાં નાનાં વૃક્ષો એકદમ ઢંકાઈ ગયેલાં હતાં. એની ડાળીઓપર બેસીને કોકિલાઓ પોતાના ગાનના તાનમાં ગિલ્તાન થયેલી જોવામાં આવતી હતી અને મંદ મંદ વાયુની શીતલ લહરી સ્વર્ગીય સુખનો ભાસ કરાવતી હતી. કેટલાક સમય પછી શોભનસિંહ ધીમે ધીમે કુન્દકુમારી સમક્ષ આવીને ઊભો રહ્યો. એ વેળાએ

એ ઉભય વ્યક્તિની મૂર્તિઓ યથાસંભવ ગંભીર, દૃષ્ટિ સ્થિર, ગ્રીવા ઉન્નત અને નેત્રો નીચે નમેલાં હતાં. શોભનસિંહ કાંઇ પણ બોલે, તે પૂર્વે જ કુન્દકુમારી બોલી ઊઠી કેઃ "શોભનસિંહ! આપને અત્યારે મેં જ અહીં બોલાવ્યા હતા."

"અને તેથી જ હું અહીં આવ્યો છું. પણ અત્યારે મને અહીં બોલાવવાનું શું કારણ હતું વારુ?" શોભનસિંહે પૂછ્યું.

"આજે તમારે એક મહા અપ્રિય વાર્તા સાંભળવાની છે, કહો, સાંભળી શકશો ખરા કે!" કુન્દકુમારીએ ભયંકર પ્રસ્તાવ કર્યો.

"મને અપ્રિય ભાસે અથવા હોય, એવું આ જગતમાં કાંઇ પણ નથી. જે કહેવાનું હોય તે ખુશીથી કહી નાખ." શોભને દૃઢતાથી કહ્યું.

"જુઓ, શોભનસિંહ! મને નિર્લજ્જ ન ધારશો. આ શબ્દો કર્તવ્યના અનુરોધથી જ મારે ઉચ્ચારવા પડે છે." કુન્દકુમારીએ કહ્યું. થોડી વાર ચુપ રહીને તે પાછી કહેવા લાગી કેઃ "શોભન! આજ સુધી તમોએ વિવાહ શામાટે નથી કર્યો વારુ? અવિવાહિત રહેવાનું શું કારણ?"

શોભનસિંહનું સમસ્ત શરીર વાયુના વેગથી કંપાયમાન થનારી પતાકા પ્રમાણે કંપવા લાગ્યું. તેનાં નેત્રોમાંથી જાણે વિદ્યુલ્લત્તા નીકળતી હોયની! એવો જ ભાસ થવા લાગ્યો. શોભનસિંહે ઉત્તરમાં કહ્યું કેઃ "માત્ર આટલું જ કાર્ય હતું કે, બીજું પણ કાંઇ કહેવું છે?"

"બીજી પણ ઘણીક વાતો કહેવાની છે અને તે સર્વ વાતોના તમારે ખરેખરા જવાબ આપવા પડશે." કુન્દકુમારીએ માર્મિકતાથી જણાવ્યું.

કુન્દકુમારીની દૃષ્ટિ પૃથ્વીપર જ પડેલી હતી. તેની આંખોને જોવાથી એવો જ ભાસ થતો હતો કે, જાણે તેમાંથી અગ્નિની જ્વાળા હમણાં બહાર નીકળી પડશે. શોભનસિંહ બકુલ વૃક્ષની એક શાખાને પકડીને તેના આધારે ઊભો રહ્યો અને કુન્દકુમારી તરફ જોઇને કહેવા લાગ્યો કેઃ "કુન્દકુમારી! જે કારણથી અદ્યાપિ તારો વિવાહ નથી થયો, તે જ કારણથી મારો વિવાહ પણ નથી થયો, એમ તો મારાથી કહી શકાય તેમ નથી જ."

એ સાંભળીને કુન્દકુમારીએ પોતાની દૃષ્ટિને પૃથ્વીપટપરથી ઉઠાવીને શોભનના મુખમંડળમાં સ્થાપી દીધી. એટલે શોભનસિંહે લજ્જાથી પોતાનાં નેત્રોને નીચાં નમાવી દીધાં. કુન્દ કહેવા લાગી કેઃ "શોભન! આજે જે વાર્તા સંભળાવવામાટે મેં તમોને બોલાવ્યા છે, તે વાર્તા સાંભળો!"

બન્ને એક બીજાના મુખને જોવા લાગ્યાં. કુન્દકુમારીએ પોતાના હૃદયના કોઇ એક પ્રતિકૂલ તરંગ સાથે લડવાનો આરંભ કર્યો હતો;

અને શોભનસિંહ કાષ્ઠ કઠોર તથા ભયાનક વાર્તા સાંભળવાની પ્રતીક્ષા કરતો ઊભો હતો. કુન્દકુમારી શાંતિનો ભંગ કરીને બોલી કે: "શોભનસિંહ! મને ચાહવાનો કિંવા મારામાં સ્નેહની સ્થાપના કરવાનો તમોને જરા પણ અધિકાર નથી."

શોભનનાં નયનો મીચાઇ ગયાં. થોડી વાર સુધી તો તેની જ્ઞાનશક્તિનો લોપ થઇ ગયો હોયની! એવો જ તેને ભ્રમ થવા લાગ્યો. તેનામાં બોલવાની જરાય શક્તિ રહી ન હોતી. જો કે શોભન તો પ્રથમથી એક કઠોર વાર્તા સાંભળવામાટે તૈયાર થઇને જ ઊભો હતો, છતાં પણ આવી કઠિન શબ્દશૃંખલાને સાંભળવાની તેને સ્વપ્ને પણ કલ્પના ન હોતી. તે કિંકર્તવ્યવિમૂઢ પ્રમાણે નિશ્ચલ ભાવથી બોલ્યા ચાલ્યા વિના જ ઊભો રહી ગયો. કુન્દકુમારી પુનઃ કહેવા લાગી કે: "ખરેખર શોભન! મને ચાહવાનો હવે તમોને લેશમાત્ર પણ અધિકાર નથી. મારો બીજા કોઇના હૃદયમાં નિવાસ થયેલો છે, એ વાતને અત્યાર સુધી હું જાણતી જ ન હોતી. આપણા પરસ્પર અનુરાગ અથવા પ્રણયને હું મહાપાપ માનતી હોવાથી મારી એવી ઇચ્છા છે કે, તમો મને ભૂલી જાઓ."

શોભનસિંહ નિરુત્તર જ રહ્યો અને વિસ્મયચકિત થઇને કુન્દકુમારીના મુખનું નિરીક્ષણ કરવા લાગ્યો. કુન્દકુમારી વળી પાછી કહેવા લાગી કે: "જુઓ, શોભન! ખરી વાત તો એ છે કે, પ્રથમ તો હું પણ તમોને ચાહતી હતી, પણ ઘણા દિવસથી તમારો મેળાપ ન થવાથી મારો પ્રેમ એક બીજા પુરુષ સાથે બંધાયો છે; એટલે કે, મારા હૃદયમાં તમારી પ્રતિમાના સ્થાને એક બીજી જ મૂર્તિ વિરાજમાન થયેલી છે. એટલામાટે જ મારી એ પ્રાર્થના છે કે, તમો મારામાંના તમારા પ્રેમને પાછો ખેંચી લ્યો."

શોભનસિંહ મૂર્ચ્છિત થવાની અણીપર આવી લાગ્યો હતો, પણ મહાકષ્ટથી પોતાના શરીરને તેણે સંભાળ્યું અને હાંફતો હાંફતો તે કહેવા લાગ્યો કે: "કુન્દકુમારી! તારા મુખમાંથી અત્યારે નીકળેલા આ ઉદ્‌ગારોના શ્રવણથી મારા મનમાં અતિશય સંતોષ થયો છે. તારા મનમાં કદાચિત્ એવી શંકા રહ્યા કરતી હોય કે, હું તને ચાહું છું; તો આજથી નિશ્ચય કરી લેજે કે, શોભન કુન્દકુમારીને ભૂલી ગયો છે."

"તમારે એમ ન ધારવું કે, તમારાં આ વચનોને જ ખરાં માનીને હું વિશ્વાસ કરી જઇશ. શોભન! તમો કોઈ એવું પ્રત્યક્ષ કાર્ય કરી બતાવો કે, જેથી તમો મને ભૂલી ગયા છો, એનો મારા મનમાં અચલ વિશ્વાસ બંધાઈ જાય," કુન્દકુમારીએ એક વાંધો કાઢ્યો.

"એવું કાર્ય મારે શું કરવું ?" શોભનસિંહે જિજ્ઞાસા દર્શાવી.

"એ જ કે, તમો વિવાહ કરો, એટલે મારો નિશ્ચય થઇ જશે." કુન્દકુમારીએ જે કહેવાનું હતું તે સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું.

"મેં જ્યાં સૂધી એ વિષયનો વિચાર કરેલો છે, ત્યાં સૂધી મને તો એમ જ જણાય છે કે, મારા વિવાહિત થવા અથવા અવિવાહિત રહેવા સાથે એ બાબતનો કાંઇ પણ સંબંધ હોય, એમ નથી જ. કુન્દકુમારી ! જેને તારૂં હૃદય ચાહતું હોય, તેની જોડે તું નિઃશંકભાવથી વિવાહ કરી લે. મને એમાં જરા પણ વાંધો નથી. વળી એ પણ માની લેજે કે, આજથી મારા અંતઃકરણમાં આ કુન્દ નામધારિણી નારીવ્યક્તિ વિષયક લેશમાત્ર પણ અનુરાગ બાકી રહ્યો નથી. જો તારો એવો જ નિશ્ચય હોય કેઃ 'શોભન મને ચાહતો હતો.' તો પણ આ પળથી ધારી લે જે કેઃ 'મને તે ખરેખર ભૂલી ગયો છે !' પુરુષનું વચન એક જ હોય છે, એટલે મારા વચનમાં વિશ્વાસ રાખીને માની લેજે કે, આજથી આરંભી મારા જીવનના અવશિષ્ટ દિવસોને તને ભૂલી જવાની ચેષ્ટામાં જ હું પૂરા કરીશ. હવે તારે એ વિશે વધારે કાંઇ પણ કહેવું પડશે નહિ. હું રજા લઉં છું."

એટલું બોલીને શોભનસિંહ ઉતાવળે પગલે ત્યાંથી ચાલ્યો ગયો. કુન્દકુમારી દિગ્મૂઢ જેવી બનીને ત્યાંની ત્યાં જ ઊભી રહી. તેના મનમાં એવી આશા હતી કે, શોભનસિંહ એક વાર તો પાછો ફરીને અવશ્ય જોવાનો જ, પરંતુ તેની એ આશા આકાશપુષ્પ સમાન નિષ્ફળ નીવડી. શોભનસિંહે એક વાર પણ પાછળ નજર ન ફેરવી. તે તો દૃષ્ટિને નીચી રાખીને વાયુના વેગથી ચાલતો જોતજોતામાં ત્યાંથી અદૃશ્ય થઇ ગયો. અંતે નિરાશ થઇને કુન્દકુમારી પણ ત્યાંથી ચાલતી થઇ અને ઘરમાં આવી શય્યામાં ચાદર ઓઢીને સૂઇ રહી. શય્યામાં તે અશ્રુ વર્ષાવવા લાગી. તે મનમાં જ કહેવા લાગી કેઃ "આજે આ કાર્ય મેં યોગ્ય તો નથી જ કર્યું; આવી વજ્રપાત સમાન વાર્તા શોભનને સંભળાવવી ન હોતી જોઇતી !"

શોભનસિંહ એકલિંગજીના બાગમાંથી નીકળીને પ્રથમ તો કિલ્લાની દીવાલ પર જઇને ફરવા લાગ્યો, પરંતુ ત્યાં પણ જ્યારે ચેન ન પડ્યું ત્યારે તે પોતાના શયનમંદિરમાં ચાલ્યો ગયો. ત્યાં પણ તેના ચિત્તમાં શાંતિનો આવિર્ભાવ ન થયો અને હજી રાત્રિનો બે પ્રહર જેટલો સમય વીતાડવાનો હતો. આજની ઘટનાની કથા શોભનસિંહે અજિતસિંહને પણ કહી નહિ.

## પંચમ પરિચ્છેદ

### લાવણ્યમયીની વેદના

લાવણ્યમયીના વિવાહની તિથિ હવે પાસે જ આવી લાગી હતી. મહાતપસિંહ નિશ્ચિન્તભાવથી કન્યાના લગ્નની તૈયારીઓ કરવા લાગ્યો હતો. શોભનસિંહના વિવાહના દિવસને પુનઃ કેટલાક સમયને માટે મુલતવી રાખવામાં આવ્યો હતો. આ સર્વ સમાચાર તેજસિંહને મળી ચૂક્યા હતા, ને તેથી તે ઉદયપુરથી સાલુમ્બ્રાગઢમાં આવીને વિવાહનો સમારંભ કરવાના પ્રયત્નોમાં પડી ગયો હતો. નાના પ્રકારનાં નૃત્ય ગાયન અને ઉત્સવો થવા લાગ્યાં હતાં. સારાંશ કે, આજકાલ માલતીગઢમાં મહા આનંદ વ્યાપેલો જોવામાં આવતો હતો.

પ્રમીલાના પ્રમોદનો તો પારાવાર જ ન હોતો. તે પ્રતિસમય લાવણ્યમયી સાથે મશ્કરી, મજાક અને મેણુટોણાંની બાજી માંડ્યા કરતી હતી. લાવણ્યમયી કેટલીક વાર હસતી હતી અને કેટલીક વાર બનાવટી કોપ કરીને તેને ધુત્કારી નાખતી હતી. એવી રીતે સખીઓનો પરસ્પર વિનોદ ચાલ્યા કરતો હતો.

શુભ દિવસે વિવાહના કાર્યની સમાપ્તિ થયા પછી કન્યા સંસારના નિયમને અનુસરીને પોતાને સાસરે ગઇ. તે દિવસે શોભનસિંહ મોડી રાત સુધી અજિતસિંહ સાથે વાતો કરતો બેઠો હતો. અંતે ઊઠતી વેળાયે અજિતે શોભનને ગળે લગાવ્યો અને ત્યાર પછી તે પોતાને ઘેર ચાલ્યો ગયો.

અજિતસિંહના ચાલ્યા જવા પછી શોભનસિંહ જે ઓરડામાં મહાતપસિંહ સૂઈ રહ્યો હતો તે ઓરડામાં આવ્યો. દ્વાર પાસે આવતાં જ સિપાહીઓ તેને નમન કરીને દૂર ખસી ગયા. શોભને ઓરડામાં પ્રવેશ કર્યો. ગત કેટલાક દિવસના ચાલૂ પરિશ્રમથી વૃદ્ધ સરદાર ઘણો જ થાકી ગયો હતો અને તેથી અત્યારે ઘોર નિદ્રામાં પડીને જગત્‌ના જ્ઞાનથી રહિત થઈ ગયો હતો. દીપકના ઉજ્જ્વલ પ્રકાશમાં તેનું સ્વાભાવિક ગંભીર મુખમંડળ વિશેષ ગંભીર થયેલું દેખાતું હતું. પ્રથમ તો શોભન પોતાના પિતાના પલંગ પાસે આવીને ઘણી વાર સુધી ઊભો રહ્યો અને પિતાના મુખનું અવલોકન કરવા લાગ્યો. એટલામાં તેનાં નેત્રોમાંથી અશ્રુના બે ઉષ્ણ બિંદુઓ ખરી પડ્યાં. ખરેખર જેનાં નયનોમાં કદાપિ અશ્રુનો આવિર્ભાવ નથી થતો, તેનું શરીર, અમો કહીએ છીયે કે, વિધાતાએ મનુષ્યના ચર્મમાં પશુના રક્ત અને માટી કે પાષાણના હૃદયને ભરી દઇને જ બનાવેલું હોવું જોઇએ. અસ્તુ.

થોડી વાર પછી શોભનસિંહે પિતાનાં ચરણોમાં નમીને પ્રણામ કર્યા. પછી પિતાનાં ચરણોને સ્પર્શ કરીને તે હાથ પોતાની તલ્વારને અડકાડ્યો. ત્યાર પછી તે તરત ઓરડામાંથી પાછો બહાર નીકળી આવ્યો.

ઘરમાંથી નીકળીને શોભનસિંહ સદર દરવાજાપર આવ્યો અને સિપાહીઓને દ્વાર ઉઘાડવાની આજ્ઞા કરી. સિપાહીઓ એવી મોડી રાતે દ્વાર ઉઘડાવવાનું કારણ શું હતું, એટલું પણ પૂછવાનું સાહસ કરી ન શક્યા. તેમણે આજ્ઞા મળતાં જ દ્વાર ઉઘાડી નાખ્યાં. શોભનસિંહ તે ગંભીર રાત્રિના ગંભીર સમયમાં માત્ર પોતાની એક જ સહાયિકા તલ્વારને લઇને કિલ્લામાંથી બહાર નીકળી ગયો.

બીજે દિવસે માલતીગઢમાં ક્યાંય રાજકુમારનો પત્તો ન લાગવાથી લોકોના મનમાં ઘણો જ ગભરાટ વ્યાપી ગયો. થોડા વખત પછી રાતે જે સિપાહીઓ દ્વારપર પહેરો ભરતા હતા, તેમને બોલાવવામાં આવ્યા અને તેમના મુખથી રાતે અચાનક કુમારના કિલ્લામાંથી બહાર ચાલ્યા જવાની હકીકત સર્વના જાણવામાં આવી. એ વાત સાંભળીને અજિતસિંહને ઘણું જ દુઃખ થયું અને વૃદ્ધ સરદારનાં વિશાળ નેત્રોમાંથી અશ્રુધારાનું વહન થવા લાગ્યું.

કેટલાક વખત પછી એ સમાચાર લાવણ્યમયીના કાને પણ પહોંચ્યા. બધો વૃત્તાંત સાંભળીને તે શોકથી શય્યામાં જઇને પડી રહી. તેજસિંહે પોતાની નવોઢા નારીને ઘણીયે સમજાવી અને મનાવી, પરંતુ તેનું પરિણામ કાંઇ પણ થયું નહિ. લાવણ્યમયીએ વિલાપ કરી કરીને આખું ઘર માથાપર ઉપાડી લીધું અને તેજસિંહને કેવળ એટલું જ કહ્યું કે: "તમો મારી પાસેથી ક્યાંય દૂર જશો નહિ."

---

## ષષ્ઠ પરિચ્છેદ
## વનવાસિની

કુન્દકુમારીએ શોભનસિંહના અદૃશ્ય થવાના સમાચાર સાંભળ્યા એટલે જાણે બાણથી કોઇએ તેના શરીરને વીંધી નાખ્યું હોયની ! તેવી તેના હૃદયમાં અસહ્ય વેદના થવા લાગી. એ ક્ષણે જ તે જ દિવસે સંધ્યાકાળે તે સરોવર તીરે ગઇ હતી અને તેણે બકુલ વૃક્ષની છાયામાં ઉભાં રહીને વજ્ર સમાન શબ્દોનો પ્રયોગ કર્યો હતો એનું તેના મનમાં સ્મરણ થઇ આવ્યું. કુન્દકુમારીના અંતઃકરણમાં અસહ્ય યાતના થવા લાગી, એવી પીડા તેના મનમાં પૂર્વે કોઇ વાર પણ થઇ ન હોતી. તે ડૂસકાં ભરીભરીને રોવા લાગી, અને પછી મનમાં જ બોલી કે: "અસત્યની સહાયતા લઇને કોઇ કાળે પણ કોઇ પોતાના મનોરથને સિદ્ધ નથી કરી શકતું."

એવી રીતે કેટલાક દિવસ વીતી ગયા. દિવસ તો વીતતા ગયા, પરંતુ તેના મનનું દુઃખ ગયું નહિ—સામું તે તો દિવસે દિવસે વધારે અને વધારે જ વધવા લાગ્યું. લગભગ એક મહિના પછી કુન્દકુમારીએ એક દિવસ બેઠાં બેઠાં વિચાર કર્યો કે: "માત્ર મારામાટે જ શોભનસિંહે સર્વસ્વનો ત્યાગ કરેલો છે—રાજપાટ, પિતા, મિત્ર અને ગૃહ આદિ સર્વ વસ્તુઓને ત્યજીને તેઓ ચાલતા થયા છે એનું કારણ માત્ર હું અને મારી તે દિવસની વજ્રપાત સમાન વાણી જ છે. હું મહા અભાગિની છું. મારૂં બીજું કોણ છે? હું મહાપાપિની છું. મારૂં અહીં શું છે? કોઇ નથી—કશું પણ નથી. ત્યારે મારે અહીં શાને બેસી રહેવું જોઇએ વારૂ? મારામાટે એમણે સર્વ સુખોનો ત્યાગ કર્યો અને હું આનંદથી ગૃહમાં બેસી રહું તો મારા જીવનને ધિક્કાર હો!!"

થોડી વાર શાંત રહીને પુનઃ તે આત્મગત બોલવા લાગી કે: "આજે મારી માતા પ્રતિભા કયાં છે? શું હું તેને શોધી શકું એમ નથી કે? શું હું દેશે દેશ અને અરણ્યે અરણ્યમાં ભ્રમણ નહિ કરી શકું કે? શું હું પ્રત્યેક મનુષ્યને તેનાવિશે પૂછીને અંતે તેને નહિ જ મળી શકું કે? ગૃહમાં હવે મારૂં શું કામ છે? મારા વિના અહીં શું અટકી પડે એમ છે વારૂ? હવે તો ગૃહશૂન્ય અને આહારશૂન્ય થઇને આ સંસાર—અટવીના પરિભ્રમણમાં જ મારૂં પરમ સુખ સમાયલું છે. ગૃહ મારામાટે દુઃખનો ભંડાર છે—આહાર વેદનાનો અંબાર છે!!"

અંતે કુન્દકુમારીએ એમ કરવાનો જ નિશ્ચય કર્યો. બીજે દિવસે પ્રભાતમાં જ્યારે કેશવાચાર્ય પ્રાતઃકાલિક નિત્યકર્મોમાં રોકાયલો હતો, તે વેળાયે કુન્દકુમારી તેના ઓરડામાં ચાલી ગઇ. ગોસ્વામીજીના ઓરડામાં યુદ્ધોપયોગી શસ્ત્રાસ્ત્રોની કશી પણ ન્યૂનતા ન હોતી. એ શસ્ત્રાસ્ત્રોમાંથી કુન્દકુમારીએ એક નાનકડી તલ્વારને લઇને પોતાના વસ્ત્રમાં છુપાવી દીધી. કદાચિત્ આત્મરક્ષણમાટે જ તેણે એ શસ્ત્રને પોતાની પાસે રાખવાનું યોગ્ય ધાર્યું હશે. ભારતવર્ષનો એક એવો પણ સમય હતો કે, જ્યારે રાજપૂતરમણીઓ યુદ્ધવિદ્યામાં અત્યંત નિપુણ હતી અને શસ્ત્રાસ્ત્રો સાથે મહાપ્રીતિ ધરાવતી હતી. હાય! આજે તે સમયનો કોણ જાણે કયાં લોપ થઇ ગયો છે, તે જાણવામાં નથી આવતું.

ત્યાંથી નીકળીને કુન્દકુમારી શ્રીએકલિંગજીના મંદિરમાં આવી અને ભાવસહિત શિવજીને પ્રણામ કરીને જમણા હાથમાં એક ત્રિશૂલ ધારણ કરી નવીન યોગિની બનીને એકલી જ એકલિંગજીના બાગમાંથી બહાર નીકળીને ચાલવા લાગી.

એકલિંગજીના બાગને પાછળ છોડીને–માલતીગઢને પાર કરીને તે એક પર્વતપર ચઢવા લાગી. પર્વતપરથી તે પાર્વતીનાથના મઠમાં ગઇ, મઠમાંથી અરણ્યમાં પ્રવેશ કરીને તેણે અરણ્યના માર્ગમાં સંચાર કર્યો. માર્ગમાં આવતાં કેટલાક ગ્રામોમાં તે પ્રતિભાને શોધવા લાગી. માર્ગમાં મળતા પ્રત્યેક મનુષ્યને પ્રતિભાનાં શરીરનાં ચિહ્નોનું વર્ણન કરી સંભળાવીને તે એ જ પ્રશ્ન કરતી હતી કે: "એવી કોઇ યોગિની આપના જોવામાં આવી છે કે ?"

કુન્દકુમારી! ધીમે ધીમે ચાલ; ચાલવામાં આટલી બધી ઊતાવળ ન કર. આ સંસારને હજી તું બરાબર નથી ઓળખતી. સંસારનો એવો જ સ્વભાવ છે કે, સર્વ જીવો સ્વાર્થને સાધવામાં જ ગુંથાયલા હોય છે, બીજાનો ભાવ કોઇ પણ પૂછતું નથી. આ સંસારમાં જ્યાં નજર નાખો ત્યાં સ્વાર્થ અને હિંસાની નદી જ વહન કરતી દેખાશે. માટે તું ધીમી અને વિચાર કરીને આગળ ચાલ. સંસારમાં તારે અનેક આપત્તિઓ સાથે યુદ્ધ કરવું પડશે. સરળ માર્ગમાં જ સંચાર કરજે. આ વિશાળ બ્રહ્માંડમાં જેની પ્રાપ્તિની આશા ન હોય, તેને મેળવવાની ચેષ્ટા ન કરીશ. જેની પ્રાપ્તિની આશા હોય, તેને મેળવવાની જ ચેષ્ટા કરજે; એમાં જ તારૂં હિત સમાયલું છે.

પાછળથી કેશવાચાર્યે કુટીરમાં આવીને જોયું તો પોપટી પાંજરામાંથી ઊડી ગઇ હતી. ગોસ્વામીના મનમાં થોડો ઘણો ખેદ તો થયો; પરંતુ હવે આ વેળાયે તે પોતાના કોપના અગ્નિને દબાવી શક્યો નહિ. કોપમાં જ તે બોલી ઉઠ્યો કે: "આના જેવી સ્વછંદ સ્ત્રી અત્યાર સૂધીમાં બીજી એક પણ મારા જોવામાં નથી આવી! અંતે એનું શું પરિણામ થવાનું છે એની કલ્પના મારાથી કરી નથી શકાતી. અસ્તુ. 'यद्भावि तद्भवतु शुभमशुभं वा'!" એમ કહીને તેણે એક શોકપૂર્ણ શીતલ નિઃશ્વાસ નાખ્યો.

*  *  *  *

સુજ્ઞ વાંચકો! પાંચ વર્ષ પર્યંત હવે આપ સર્વ પોતપોતાના ગૃહમાં જઇને વિશ્રામ કરો; કારણ કે, આપણી નવલકથાનો પાંચ વર્ષ પછી જ હવે નવીનતાથી આરંભ થવાનો છે.



# ષષ્ઠ ખણ્ડ

---

## પ્રથમ પરિચ્છેદ
### ગતાવલોકન

"Time rolls his ceaseless course."
Scott.

ગત પાંચ વર્ષમાં આ જીવજગત્માં કેટલા જીવોનો જન્મ થયો અને કેટલા જીવોનો અંત થયો, એનો યથાર્થ હિસાબ તો ચિત્રગુપ્તના ચોપડામાં જ લખેલો હશે. અમારા દફ્તરમાં એનો હિસાબ નથી, એ જોઇને અમોને ઘણો જ ખેદ થાય છે. જો હોત, તો એ ગણના પણ અમોએ આનંદથી અમારાં વાંચકો સમક્ષ રજૂ કરી હોત.

જે ઇતિહાસને અમો જાણીએ છીએ અથવા તો જે ઇતિહાસના સંબંધમાં પ્રથમ પણ કેટલોક ઉલ્લેખ અમો કરી ચૂક્યા છીએ, તે ઇતિહાસમાં અન્ય ઘટનાઓના વર્ણન સાથે એક સ્થાનમાં એ ઉલ્લેખ પણ કરેલો છે કે, એ પાંચ વર્ષના કાલાવધિમાં દિલ્હીના બાદશાહ જહાંગીરે પોતાના એક આશ્રિત રાજપૂતને રાણાની પદવીથી વિભૂષિત કરીને ચિત્તોડમાં શાસન કરવામાટે મોકલી દીધો હતો. એ રાજપૂતનું નામ સાગરસિંહ હતું અને તે રાણા અમરસિંહનો કાકો થતો હતો. અમરસિંહના પૂજ્ય પૂર્વજોની પવિત્ર રાજધાની ચિત્તોડના સિંહાસનપર મુગલદાસ કુલાંગાર સાગરસિંહ આવીને બેઠો, અને પવિત્ર રાજધાનીને પોતાના અપવિત્ર શરીરના સ્પર્શથી અપવિત્ર કરવા લાગ્યો. પરંતુ સૃષ્ટિનો એવો એક નિયમ જ છે કે, મનુષ્યમાત્રની આશા સદા સર્વદા અસંપૂર્ણ જ રહ્યા કરે છે; અર્થાત્ સાગરસિંહની આશા પણ પૂર્ણ થવા ન પામી. જે વસ્તુનો પૂરેપૂરો ઉપભોગ લેવાની સાગરસિંહની લાલસા હતી, તે વસ્તુનો દુર્ભાગ્યવશ સ્પર્શ કરવા ઉપરાંત બીજા કશા પણ ઉપભોગને તે ભોગવી શક્યો નહિ. પોતાની આશાને એવી રીતે નિરાશાના રૂપમાં બદલાતી જોઇને સાગરસિંહના મનમાં પ્રતિક્ષણ એ વિચાર આવવા લાગ્યો કે: "આ ચિત્તોડની સ્વતંત્રતામાટે જ અમરસિંહના પૂર્વ પુરુષોએ પોતાના પ્રાણનાં અનેક વાર બલિદાન આપેલાં હતાં." એ ઘટનાનું સ્મરણ થતાં જ કુળકલંક સાગરસિંહના સંદગ્ધ હૃદયમાં અનુતાપ, નિરાશા અને આત્મગ્લાનિનો અગ્નિ વિશેષ પ્રબળતાથી સળગવા લાગી જતો હતો. અંતે જ્યારે એ મનોવેદનાને તે કોઇ પણ ઉપાયે સહન ન જ કરી શક્યો, ત્યારે તે પોતાની ઇચ્છાથી જ

ચિત્તોડના શાસનનો અધિકાર અમરસિંહના હાથમાં સોંપી દઈને પોતે પાછો દિલ્લી ચાલ્યો ગયો, અને જહાંગીરનાં નેત્રો સમક્ષ આત્મહત્યા કરીને તેણે પોતાના પાપી જીવનનો અંત કરી નાખ્યો.

એ પછી અમરસિંહપર ચઢાઈ કરવાની દિલ્લીમાં પાછી તૈયારી થવા લાગી. જહાંગીરના શાસનકાલમાં યુદ્ધની એવી મહાભારત તૈયારી કોઈ સમયે પણ કરવામાં આવી ન હોતી, એમ ઇતિહાસના વાચનથી સ્પષ્ટ જણાઈ આવે છે. આ વેળાયે દિલ્લીશ્વર જહાંગીર પોતે પણ સપરિવાર યુદ્ધ કરવા માટે જવાનો હતો અને તેણે સમસ્ત સૈન્યના વરિષ્ટ સેનાધ્યક્ષની પદવી પોતાના શાહજાદા પરવીજને આપી હતી. બહુ ભારી તૈયારી અને ધામધૂમ સાથે મેવાડપતિ મહારાણા અમરસિંહ સાથે સમરાંગણમાં ભયંકર યુદ્ધ કરવાના ઉદ્દેશથી બાદશાહે સૈન્યસહિત દિલ્લીથી પ્રયાણ કર્યું.

કેટલાક દિવસના પ્રવાસના પરિશ્રમો વેઠી અજમેરમાં આવીને બાદશાહે છાવણી નાખી અને પ્રત્યેક કાર્યની દેખરેખ તે પોતે જ ધ્યાનપૂર્વક રાખવા લાગ્યો.

પોતાના પૂર્વજોની રાજધાનીનું નગર ચિત્તોડ અમરસિંહને સાગરસિંહની ઉદારતાથી મળ્યું અને તેનો તેણે આનંદથી સ્વીકાર પણ કર્યો; પરંતુ પાછળથી તે નગરની વ્યવસ્થા કરવાનું એક નવીન સંકટ રાણાજીની આંખો આગળ આવીને ઊભું રહ્યું; કારણ કે, ચિત્તોડ નગર એ સમયે એટલું બધું ઉદ્ધ્વસ્ત થઇ ગયું હતું, કે તેનો પુનરુદ્ધાર કરવામાટે પુષ્કળ પૈસા ખર્ચવા વિના તે કોઇ પણ રીતે મજબૂત થઇ શકે તેમ ન હોતું જ. વળી એ ચિત્તોડનો આખો કિલ્લો દુરુસ્ત થાય તો જ કામ ચાલી શકે એમ હતું. કિલ્લાનો એક પણ ભાગ સારી હાલતમાં ન હોતો. જો એ કિલ્લો મજબૂત થાય, તો તો રાજપૂતોને પછી કોઇ પણ શત્રુની ભીતિ ન હોતી; પરંતુ એમાટે ખર્ચ કરવા જેટલા ધનની પોતાના ભંડારમાં વિપુલતા ન હોવાથી હવે પછી શું કરવું અને શું નહિ, એના ગહન વિચારમાં અમરસિંહ દિન રાત મૂંઝાયા કરતો હતો. અંતે મનમાં તેણે એવો નિશ્ચય કર્યો કે: "જો ચિત્તોડની આસપાસનો બધો પ્રદેશ આપણા હાથમાં આવી જાય, તો પછી ચિત્તોડનું સંરક્ષણ પોતાની મેળે જ દૃઢ થઇ જશે." એવી ભાવનાથી લગભગ એંસી નગરો અને ચાળીસ કિલ્લા જેટલો મેવાડનો વિશેષ પ્રદેશ તેણે પોતાના તાબામાં કરી લીધો અને ત્યાંના સાંસ્થાનિકોને પોતાના સહા-

નામના કિલ્લાને જીતવાની બાબતમાં સૂક્તાવત અને ચંદાવતની પરસ્પર હોડ થઈ અને તેથી એ ઝપાઝપીમાં તેમના શૌર્યસૂર્યનો બહુ જ સારો પ્રકાશ લોકોના જોવામાં આવ્યો; એમ ભાટોએ પોતાની કવિતામાં વર્ણવેલું છે. એ હોડમાં સૂક્તાવત શાખાના ઘણાખરા પુરુષો અને સાલુમ્બ્રાધિરાજ ચંદાવતવંશના ત્રણ પુરુષોના પ્રાણનાં બલિદાન અપાયાં હતાં. પરંતુ ભાટો કહે છે કે: “યાવત્કાલપર્યન્ત તેમના શૌર્યની કીર્તિ અખિલ છે, તાવત્કાલપર્યન્ત તેઓ મૃત નહિ, પણ સજીવન જ છે!” ખરેખર એમ જ છે. મનુષ્યના મરણ પછી માત્ર તેની કીર્તિસત્તા જ અવશિષ્ટ રહે છે, અને એટલામાટે જ સર્વ સત્પુરુષોનો પ્રથમથી જ કીર્ત્તિ સંપાદન કરવાનો એકસરખો પ્રયત્ન ચાલતો નિત્ય આપણા જોવામાં આવ્યા કરે છે. બીજાનાં મરણ કરતાં પણ શ્રીકૃષ્ણ ચંદાવતના મૃત્યુથી અમરસિંહને ઘણી જ ખોટ ગઈ. તેના રાજ્યનો એક આધારસ્તંભ તૂટી પડ્યો, એમ કહીએ, તો એમાં કાંઇ પણ અતિશયોક્તિ જેવું તો નહિ જ કહેવાય. કૃષ્ણ ચંદાવતના મરણથી જ અમરને અંતે નિરુપાય થવું પડ્યું હતું, એ વાર્તાવિભાગ આગળ જતાં વાંચકો સમક્ષ રજૂ થવાનો હોવાથી અત્યારે એ વિશે વિશેષ લખવું ઉચિત નથી. અસ્તુ.

અજમેરમાં આવીને છાવણી નાખ્યા પછી જહાંગીરે પોતાના શાહજાદા પરવીજને કહી મૂક્યું હતું કે: “જો મહારાણો પોતે કે પછી તેનો યુવરાજ તારી પાસે આવીને તારો સત્કાર કરે અને તારી જોડે સ્નેહનું આચરણ રાખે, તો પછી તારે તેમના દેશને લેશમાત્ર પણ ઉપદ્રવ કરવો નહિ.” પરંતુ શિશોદિયા વંશીઓનો તો એવો દૃઢ નિશ્ચય હતો કે: “ગમે તેમ થાય, તો પણ મુસલ્માન શત્રુઓને શરણે તો ન જ જવું અને તેમની જોડે સ્નેહનો સંબંધ પણ કદાપિ ન રાખવો.” વળી આગળ બબ્બે વાર રાજપૂતોનો વિજય થયેલો હોવાથી નમવાની કલ્પના પણ તેમના મનમાં ન આવે, એ સર્વથા સ્વાભાવિક જ હતું. અમરસિંહે શત્રુના આગમનના સમાચાર સાંભળતાં જ પોતાના સૈન્યની તૈયારીઓ કરવા માંડી.

---

## દ્વિતીય પરિચ્છેદ

### દેવી!

સંવત ૧૬૭૦ માં એક દિવસ સંધ્યાકાળે એક યુવા પુરુષ ચિત્તોડના કિલ્લામાં જવાના એકમાત્ર માર્ગમાં ચઢાણપર ચઢતો જોવામાં આવતો હતો. એ તો વાંચકોને કહેવું પડે એમ નથી જ કે, ચિત્તોડનો

કિલ્લો તપર આવેલો છે; એટલે કે, જમીનની સપાટીથી તે ઘણા જ ઊંચા ભાગમાં વિરાજે છે.

આપણે જે સમયનું વર્ણન કરીએ છીએ, તે સમયમાં ચિત્તોડગઢની કેવી અવસ્થા હતી, તે વિશે તે સમયના ઈંગ્લંડથી દિલ્લીમાં વકીલ તરીકે આવી વસેલા એક ચૅપ્લેન-ખ્રીસ્તી ઉપાધ્યાયે પોતાના



ચિત્તોડગઢનો કિલ્લો

ગ્રંથમાં જે વર્ણન કરેલું છે, તે વાંચકોની જાણમાટે અહીં ઊતારી લઈશું તો અયોગ્ય તો નહિજ ગણાય. તે લખે છે કે: "ચિત્તોડગઢ અત્યંત પ્રાચીન કાળના એક રાજ્યની રાજધાનીનું નગર છે અને તે એક ઉચ્ચ પર્વતપરની વિસ્તીર્ણ અને સપાટ ભુમિમાં ઓછામાં ઓછા દશ માઈલ (પાંચ કોસ)ના ઓરસચોરસ ઘેરાવામાં વસેલું છે. મેં જ્યારે

એ નગર જોયું, ત્યારે લગભગ એક સો દેવાલયો અને રાજમંદિરો ખંડીયેરની હાલતમાં આવી પડ્યાં હતાં, તેમ જ સમસ્ત નગર ભગ્ન અને ઉદાસીન જ દેખાતું હતું. એ ઉપરાંત ત્યાં કોરેલા પત્થરના જયસ્તંભો અને હજારો પત્થરની ઈમારતો સ્થાને સ્થાને પડતર અવસ્થામાં દૃષ્ટિગોચર થતાં હતાં. ચિત્તોડગઢપર ચઢવાનો માત્ર એક જ ઉત્કૃષ્ટ અને મજબૂત પાષાણમાર્ગ પર્વતને ભેદીને કાઢવામાં આવ્યો હતો અને નગરના અંતર્ભાગમાં પ્રવેશ કરવાનાં ચાર જૂદાં જૂદાં દ્વારો કરેલાં હતાં. એ નગરમાં તે વેળાયે માત્ર ખેડુત લોકો જ વસતા હતા અને કેટલાંક વન્ય પશુઓએ પણ ત્યાં પોતાની વસતીને જમાવી હતી. તે સમયે જો કે એ નગરની આવી બિસ્માર હાલત થઈ ગઈ હતી, તો પણ એ નગર પોતાની ઉન્નતિના સમયમાં કેટલું બધું સુંદર અને વૈભવયુક્ત હોવું જોઈએ, એની કલ્પના કેટલાંક અવશિષ્ટ ચિહ્નોને જોતાં સહજમાં જ કરી શકાતી હતી. એ નગરને અકબર બાદશાહે રાણા ઉદયસિંહના સમયમાં મહાપરાક્રમયુક્ત યુદ્ધો કરીને પોતાના અધિકારમાં કરી લીધું હતું; અને ત્યાંના રાજાને ત્યાંથી તેણે કાઢી મૂકેલો હોવાથી તેઓ ચિત્તોડ જેવા જ પાસેના એક બીજા પહાડી પ્રદેશમાં જઈને વસ્યા હતા. અકબર કોઈ કાળે પણ ચિત્તોડ લઈ શકે તેમ ન હોતું, પરંતુ તેણે પ્રથમ ત્યાં ઘેરો ઘાલ્યો, એટલે રાજાને બહારથી અન્નસામગ્રી મળી શકી નહિ; એથી નિરુપાય થઈને તેમણે પોતે જ ચિત્તોડનો સદાતેમાટે ત્યાગ કર્યો.” ઇત્યાદિ. અસ્તુ. હવે આપણે આપણી કથાના વિષયમાં આગળ વધીશું.

પૂર્વકથિત યુવા પુરુષના શિરપર જટા છવાયલી હતી, અને દાઢી તથા મૂછોના વાળ પણ ઘણા જ વધી ગયેલા જોવામાં આવતા હતા. તેણે એક ભગવા રંગની ધોતી (અથવા ધોતિયું) પહેરેલી હતી અને સ્કંધપર એક રામનામી રાખી લીધી હતી. ગળામાં યજ્ઞોપવીતનું દર્શન થતું હતું અને પગ ઊઘાડા હતા. યુવકના એ યોગિવેશના આભ્યન્તર ભાગમાં નરદુર્લભ સૌન્દર્યની પ્રફુલ્લતા સ્પષ્ટ દૃગ્ગોચર થતી હતી, છતાં પણ તેના મુખમંડળમાં કોઈ પણ પ્રકારના આનંદની છટા દેખાતી ન હોતી. આનંદના સ્થાને તેની મુખમુદ્રામાં વિષાદની ગંભીર છાયા અને ચિન્તાનાં સંપૂર્ણ લક્ષણો જ દેખાતાં હતાં. સૂર્ય ભગવાનની પ્રખરતાના પ્રતાપે તેના પ્રશસ્તલલાટમાં સ્વેદના બિન્દુઓ મૌક્તિક સમાન જોવામાં આવતા હતા. છતાં એ યુવકનું એ તરફ ધ્યાન હોય, એમ જણાતું ન હોતું.

એ યુવક એક પછી એક ચિત્તોડગઢના ચારે દરવાજા પસાર

એક શીતલ ઉચ્છ્વાસ લઇને પુનઃ તે આગળ ચાલ્યો. ચિત્તોડ નગરનો કોઈ પણ માર્ગ એ યુવકના જાણવામાં ન હોય, એમ જણાતું ન હોતું અને તેથી જ ક્યાંય ભૂલો પડ્યા વિના તે સડસડાટ પોતાના ઇચ્છિત સ્થાનપ્રતિ ચાલ્યો જતો હતો.

એવી રીતે ચાલતાં ચાલતાં તે એક મકાનના દરવાજાપર આવીને ઊભો રહી ગયો. એ યુવકની સામે અનેક માણસો તે મકાનમાંથી બહાર નીકળ્યા અને બહારથી મકાનમાં ગયા, પરંતુ તેમાંના કોઇએ પણ એ યુવક તરફ ધ્યાન દોડાવ્યું નહિ તેમ જ યુવકે પણ કોઇને કાંઈ કહ્યું નહિ. કેટલીક વાર પછી એક પ્રૌઢ અને સંભ્રાન્ત વેષધારી પુરુષ તેની પાસે થઇને નીકળ્યો અને તેને જોતાં જ યુવકે આગળ વધીને પ્રણામ કર્યાં. તે પુરુષને યુવકની આવી ચર્યાને જોઇને કાંઇક આશ્ચર્ય થયું. યુવક તેની વિસ્મયતાના કારણને સમજી જઇને કહેવા લાગ્યો કેઃ "મહાશય! અત્યારે જો કે મેં બ્રાહ્મણનો વેષ ધારણ કરેલો છે, પરંતુ ખરી રીતે મારે જણાવવું જ જોઇએ કે, હું બ્રાહ્મણ નથી."

યુવકના આ શબ્દો સાંભળીને તે પ્રૌઢ પુરુષના મનમાં વળી વધારે આશ્ચર્ય થયું અને તેથી તેણે પૂછ્યું કેઃ "મહાશય! આપને મારી સાથે કાંઇ કામ છે કે?"

"મંત્રી મહાશય! હું યુદ્ધવિદ્યાનું કેટલુંક જ્ઞાન ધરાવું છું અને તેથી હાલમાં જે યુદ્ધ થવાનું છે, તે યુદ્ધમાં જો બની શકે તો મહારાણાજીના સૈન્યના સેનાપતિ થવાની મારી ઇચ્છા છે." યુવકે પોતાની ઇચ્છા દર્શાવી.

"એક અજ્ઞાત પુરુષને એકાએક સેનાપતિની પદવી આપી શકાય તેમ નથી. જો કોઇ સાધારણ સૈનિકની પદવી લેવાનો આપનો વિચાર હોય, તો આપની પ્રાર્થના સાંભળવામાં આવશે." પ્રૌઢ પુરુષે ખુલાસો કર્યો.

અંધકારમય રાત્રિમાં જેવી રીતે એકાએક વીજળી પોતાનો ચમકાર બતાવીને લુપ્ત થઇ જાય છે, તેવી રીતે પ્રૌઢ પુરુષના એ ઉત્તરને સાંભળીને યુવકના મુખમાંના તેજનો લોપ થઇ ગયો. પરંતુ સ્વદેશહિતનો વિચાર કરીને એક સાધારણ સૈનિકનું પદ લેવામાં પણ તેણે આનાકાની ન કરી. યુવક એ આશયનું ઉત્તર આપવા જતો હતો, એટલામાં સામેથી અમરસિંહ પોતે અને મહાતપસિંહ આવતા તેના જોવામાં આવ્યા, ને તેમને જોતાં જ એ યુવક ત્યાંથી અચાનક અદૃશ્ય થઇ ગયો.

એ ઘટનાને કેટલાક દિવસ વીતી ગયા પછી એ જ યુવક એક દિવસ પર્વતના શિખરપર બેઠેલો હતો. ત્યાં મનુષ્યનું નામ નિશાન પણ

જોવામાં આવતું ન હોતું. સામે જ એક પર્વતમાર્ગ હતો અને એ યુવક તે જ માર્ગમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરીને બેઠો હતો; કારણ કે, બાદશાહની સેના એ માર્ગમાં થઇને ચિત્તોડ તરફ ચાલી જતી હતી. થોડા વખત પછી એ માર્ગમાં જ એક બીજી સેના પણ આવતી દૃષ્ટિ-ગોચર થઇ. એ બીજી સેના રાજપૂતોની હતી. મુગલોની સંખ્યાસાથે સરખાવતાં રાજપૂતોની સંખ્યા ઘણી જ થોડી હતી. કેટલાક સમય પછી એ ખામનોરની બારી નામક સ્થાનમાં બન્ને તરફના સૈનિકોનો એક બીજા સાથે ભેટો થઇ ગયો. દશે દિશાઓને કંપાયમાન કરનારો જયધ્વનિ કાનના પડદાને ફાડી નાખવા લાગ્યો. યુવક એકાગ્ર દૃષ્ટિથી એ યુદ્ધલીલાનું અવલોકન કરવા લાગ્યો. થોડી વાર પછી તે મનમાં જ કહેવા લાગ્યો કે: "હાય ! હું રાજપૂત હોવા છતાં પણ યુદ્ધના આ મહોત્સવમાં ભાગ નથી લેતો અને કાપુરુષ પ્રમાણે દૂરથી જ બેઠો બેઠો તમાશાને જોયા કરું છું. ધિક્કાર હો મારા માનવજીવનને !!"

મુગલો અને રાજપૂતોના પરસ્પર ઘોર સંગ્રામનો ક્યારનો ય આરંભ થઈ ચૂક્યો હતો. મુગલો કોઇ વાર પાછા હટી જતા અને પુનઃ ઝોક સંભાળીને આગળ પણ વધી જતા હતા. યુવક પુનઃ પ્રથમ પ્રમાણે જ આત્મગત કહેવા લાગ્યો કે: "હાય ! જો આ ક્ષણે એક તલ્વાર મારા હાથમાં આવી જાય, તો હું પણ મારા મનની આશાને અત્યારે પૂરી કરી નાખું."

અકસ્માત્ પાછળથી ખણખણાટનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. યુવકે પાછળ વળીને જોયું તો હાથમાં એક તીક્ષ્ણધારવાળી નગ્ન તલ્વાર લઇને સંન્યાસિની સમાન દેખાતી એક દેવી ઊભેલી તેની નજરે પડી. એ સ્ત્રીમાં જેટલું સૌન્દર્ય અને જેટલી યૌવનની પૂર્ણતા દેખાતી હતી, તેટલી સુન્દરતા અને યૌવનચ્છટા માનવ માનિનીમાં કોઈ કાળે પણ દેખાવાનો સંભવ ન હોતો. યુવકે ધીમેથી કેટલાંક વાક્યો ઉચ્ચાર્યાં. પરંતુ તે દેવીએ મુખથી એનું કાંઇ પણ ઉત્તર ન આપતાં પોતાના તલ્વારવાળા હાથને આગળ ધરીને તેને તલ્વાર લઇ લેવાનો નેત્રથી સંકેત કર્યો. યુવક આશ્ચર્ય અને વિસ્મયતામાં પડતાં જડ જેવો જ બની ગયો હતો. મનમાં ઉત્સાહ આવતાં અધીર થઇને તે પૂછવા લાગ્યો કે: "તમો કોણ છો ? પ્રથમ મને જણાવો કે તમો કોણ છો ?"

દેવીએ કશું પણ ઉત્તર ન આપ્યું એટલે યુવક પાછો બોલવા લાગ્યો કે: "તમો કોણ છો તે કૃપા કરીને જણાવો. તમોને જોવાથી મારા હૃદયમાં જે વ્યક્તિની કલ્પના થાય છે, તે જ વ્યક્તિ જો તમો હો તો સત્વર તેવું બોલી નાખો."

તથાપિ દેવીએ કાંઇ પણ પ્રત્યુત્તર ન આપ્યું. ક્ષત્રિય યુવક પુનઃ પ્રાર્થના કરતો કહેવા લાગ્યો કેઃ "તમો મને આ તલ્વાર શામાટે આપો છો વારૂ? મારા પર આટલી બધી દયા કરવાનું શું કારણ છે?"

એ વેળાયે પણ દેવી તો નિરુત્તર જ રહી. કેવળ તલ્વારવાળા હાથને તેણે લાંબો કર્યો. પરંતુ યુવક તે તરફ જરા પણ ધ્યાન ન આપીને આગળ પ્રમાણે જ કહેવા લાગ્યો કેઃ "શું તું કુન્દકુમારી છે? કુન્દકુમારી! તું અહીં ક્યાંથી?"

યુવક હજી તો બોલતોજ હતો એટલામાં તેણે જોયું કે, દેવીની છાયા સુદ્ધાં પણ ત્યાં હતી નહિ. તે તો ક્યારનીયે ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ હતી. માત્ર તલ્વાર અને તેની મ્યાન એ બે વસ્તુઓ જ ત્યાં પડેલી હતી. દેવી ત્યાંથી ઊતાવળે પગલે જંગલ તરફ ચાલી અને ત્યાર પછી ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ.

યુવકે તલ્વાર અને મ્યાનને પોતાના હાથમાં ઊપાડી લીધી અને પોતાની ઓઢેલી રામનામીને માથાપર પાઘડી તરીકે બાંધી લીધી. ઢાલના સ્થાને ડાબા હાથમાં મ્યાન રાખી અને જમણા હાથમાં તલ્વાર ઝાલી તે દોડતો દોડતો પર્વતપરથી નીચે ઊતરી ગયો. ત્યાં તે સમર-સાગરમાં કૂદી પડ્યો. એ સમય પર્યન્ત કોઇના પણ જય કે પરાજયનો કશો પણ નિર્ણય થયો ન હોતો.

---

## તૃતીય પરિચ્છેદ
## નિષ્ફળતા

શાહજાદો પરવીજ઼ રણવિશારદ, યુદ્ધનીતિજ્ઞ હતો અને પોતે પણ યુદ્ધમાં પૂર્ણ ઉત્સાહ અને શૌર્યથી લડતો હતો, પરંતુ દુર્ભાગ્યયોગે તે વિજય પ્રાપ્ત કરી ન શક્યો. રાજપૂતો સાથે લડતાં મુગલોના પગ જમીનમાંથી ઊખડી ગયા. પર્વતના પ્રત્યેક શિખરપર રાજપૂતોના જય-ધ્વનિનો પ્રતિધ્વનિ કર્ણગોચર થવા લાગ્યો. અંતે કોઇ પણ ઉપાયે પરવીજ઼ પોતાના પ્રાણનું રક્ષણ કરીને યુદ્ધભૂમિમાંથી પલાયન કરીને ચાલ્યો ગયો.

પોતાની અતુલનીય કાર્યદક્ષતાના કારણથી એ સમયે તેજસિંહ એક નામાંકિત સેનાપતિ ગણાતો હતો. જે સમયે તેજસિંહ પોતાના સૈનિકોને શિબિરમાં પાછા વાળવાના કાર્યમાં રોકાયલો હતો, અને આહત તથા મુમૂર્ષુ સૈનિકોની શુશ્રૂષા આદિનો પ્રબંધ કરી રહ્યો હતો તે સમયે તેણે માથાપર એક નાની પાઘડીવાળા એક હાથમાં મ્યાન અને બીજા હાથમાં તલ્વાર ધારણ કરેલા અને ફાટેલાં વસ્ત્રોમાં

વીંટળાયલા એક યુવકને પર્વતપર ચઢતો જોયો. તેને જોતાં જ તેજ-સિંહના મનમાં એક જાતનો ખટકો થયો અને તેથી તેણે તત્કાળ દોડી જઇને તે યુવકનો પાલવ પકડી લીધો. યુવક એકાએક પાછો ફરીને ઊભો રહી ગયો. તેજસિંહ તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "હું તો તમોને ક્યારનોય ઓળખી ગયો છું."

"તમો મને ક્યાંથી ઓળખી શકો વારુ? શું તમોએ પૂર્વે પણ કોઇ વાર મને જોયો હતો કે?" તે યુવકે આશ્ચર્યથી કહ્યું.

"શું તેજસિંહે શોભનસિંહને કોઇ વાર જોયો પણ નહિ હોય કે?" તેજસિંહે માર્મિકતાથી કહ્યું.

"પણ જો હું શોભનસિંહ ન હોઉં તો?" યુવકે કહ્યું.

"કુમાર! હવે તમારો પોતાને છુપાવવાનો આ પ્રયત્ન કદાપિ સફળ થવાનો નથી." તેજસિંહે દઢતાથી કહ્યું.

શોભનસિંહ જાણી ગયો કે: 'એણે મને બરાબર ઓળખી લીધો છે.' એટલે તે ગદ્ગદ સ્વરથી કહેવા લાગ્યો કે: "તેજસિંહ! લાવણ્ય-મયી તો આનંદમાં છે ને?"

"આનંદમાં પણ છે અને શોકમાં પણ છે. તમોને યાદ કરીને તે રાતદિવસ રડ્યા કરે છે." તેજસિંહે સમાચાર સંભળાવ્યા.

"પિતાજીની શી અવસ્થા છે?" શોભનસિંહે પૂછ્યું.

"તેમની શારીરિક સ્થિતિ સારી છે." તેજસિંહે ઉત્તર આપ્યું.

"માલતીગઢના શા સમાચાર છે?" શોભનસિંહે પાછો પોતાની જન્મભૂમિ વિશે પ્રશ્ન કર્યો.

તેજસિંહ કાંઈ અંતર્યામી ન હોતો, તેમ જ તે અજિતસિંહ પણ ન હોતો કે, શોભનસિંહના એ પ્રશ્નના મર્મને સમજીને જાણી જાય કે, શોભન કુન્દકુમારીના સમાચાર જ પૂછતો હતો. એટલે તેજસિંહે સરળ ભાવથી જ ઉત્તર આપ્યું કે: "કુમાર! તમારા વિના માલતીગઢની અવસ્થા મૃત સમાન જ થઇ ગયેલી છે."

તેજસિંહે શોભનસિંહને પોતા સાથે લઇ જવાના ઘણાય પ્રયત્નો કર્યા અને તેને ઘણો ઘણો સમજાવ્યો, પરંતુ એનું પરિણામ કશું પણ થયું નહિ. જ્યારે શોભનસિંહે કોઇ પણ રીતે તેનો ઉપદેશ ન માન્યો, ત્યારે અંતે નિરુપાય થઇને તેજસિંહ એકલો જ ત્યાંથી ચાલ્યો ગયો. પણ જતી વેળાયે શોભનસિંહ પાસેથી તેણે પુનર્મિલનવિષયક વચન તો અવશ્ય લઈ લીધું હતું.

શોભનસિંહે પર્વતપર ચઢીને જે વનમાં તે દેવીએ સંચાર કર્યો હતો. તે વનમાં ઉતાવળથી પ્રવેશ કર્યો. પરંત દેવીનો ત્યાં ક્યાંય પત્તો

મળ્યો નહિ. એ અરણ્ય કાંઇ બહુ વિશાળ ન હોતું અને શોભનસિંહ તેના ખૂણેખૂણામાં ફરી વળ્યો, પરંતુ તે દેવીનું પુનઃ દર્શન ન થયું તે ન જ થયું. ત્યાં તો જાણે એ વનમાં કોઇ વાર કોઇ આવ્યું જ ન હોય, તેવો જ ભાસ થતો હતો. શોભનસિંહે નિઃશ્વાસ નાખીને ઉદ્‌ગાર કાઢ્યો કેઃ "આજના પ્રયત્નમાં આ કેવી નિષ્ફળતા!"

## ચતુર્થ પરિચ્છેદ

### પુનઃ યુદ્ધની તૈયારી

ગત યુદ્ધમાં શાહજાદા પરવીજનો પરાજય થયો અને રાજપૂતોને જય મળ્યો, એ વિજય પરિણામે મેવાડને અત્યંત વૈભવદાયક થઇ પડ્યો, એમ મુસલ્માન ઇતિહાસકારો પણ લખી ચૂક્યા છે. એ મુસલ્માન ઇતિહાસવેત્તાઓએ તે સમયની મુગલ સેનાની દુર્દશાનું જે કેટલુંક વર્ણન કરેલું છે તે આ પ્રમાણે છેઃ "સેનાપતિ પરવીજ બારીમાં જ અટકી પડ્યો હતો અને તેથી મુગલ સૈન્યમાં ઘણી જ અવ્યવસ્થા થઇ ગઇ હતી. તેની ઘણીક સામગ્રી લૂટાઇ ગઇ હતી અને મુસલ્માનોને એવા સંકટ અને એવી આપત્તિમાં આવી પડેલા જોઇ પ્રસંગનો લાભ લઇને રાજપૂતોએ તેમનાપર ભયંકર આક્રમણ કરીને તેમને ન્હાસવાની ફરજ પાડી હતી. એ યુદ્ધમાં બાદશાહની સેનાનો ઘણો જ નાશ થયો હતો અને કેટલાક સારા સારા યોદ્ધાઓ પણ માર્યા ગયા હતા. સૈનિકોએ એક વાર જે પલાયન કરવાનો આરંભ કર્યો, તે કોઇના પણ રોકવાથી રોકાયો જ નહિ અને પાછળથી રાજપૂતોનો મારો તો એકસરખો અખંડ ચાલૂ જ હતો; એટલે અંતે પરવીજને પણ નિરુપાય થઇને પલાયનનો આશ્રય લેવો પડ્યો;" કે, જે ગત પ્રકરણમાં આપણે પણ જાણી ચૂક્યા છીએ. અસ્તુ.

પરવીજ નાઠો તો ખરો; પણ પાછળ પોતાના ભવિષ્યમાં શૂરવીર થવાની આશા આપનાર પુત્રને કેટલાક સૈનિકોની સરદારી આપીને લડવામાટે રાખતો ગયો. પરંતુ તે પણ પોતાના પિતા પરવીજ કરતાં કાંઇ પણ વધારે પરાક્રમ બતાવી શક્યો નહિ. રાજપૂતોએ સમરાંગણમાંથી તેને પણ પાછો હટાવી દીધો અને અંતે લડતાં લડતાં ત્યાં જ તે પરવીજનો પુત્ર પણ માર્યો ગયો. અમરસિંહ જ્યારથી સિંહાસનારૂઢ થયો ત્યારથી એ સમય સુધીમાં જહાંગીર સાથે તેની સત્તર વાર લડાઇઓ થઇ ચૂકી હતી, અને તે પ્રત્યેક યુદ્ધમાં, જો કે કેટલાક પરાક્રમી રાજપૂત સરદારોનો અંત થયો હતો, તો પણ વિજય તો અંતે મેવાડના રાણાને જ મળતો રહ્યો હતો. જેટલા મુગલો યુદ્ધમાં

મરતા હતા, તેટલાજ રજપૂતો પણ તેઓ બાદશાહની સેનામાં આવીને જોડાઈ જતા હતા. સારાંશ કે, મુસલમાનોનો સૈન્ય-સમુદ્ર જેવોને તેવો જ કાયમ હતો. મુગલો આવી આવીને કપાતા જતા હતા અને રાજપૂતો તેમને યમધામમાં મોકલતા જતા હતા. એ પ્રમાણે સત્તર લડાઈઓ થઈ અને તે સર્વ લડાઈઓમાં રાજપૂતોએ પોતાના અતોનાત શૌર્યનું જગતને ખરું જ ચારે દર્શન કરાવી દીધું. રાજપૂત સૈન્યની દરેક ટુકડી પોતાના નાયકના મરણ પર્યન્ત હિંમત રાખીને લડતી હતી અને અંતે જય મેળવીને જ પાછી વળતી હતી. કોઈ પ્રશ્ન કરશે કે, રાજપૂતોના અનેક પરાક્રમી સરદારો મરી ગયા, તો પણ તેમને ત્રાસ થયો નહિ હોય કે શું? ના—તેમના મનમાં ત્રાસનો લેશ-માત્ર પણ ભાસ ન હોતો. એક સરદારનો સ્વર્ગવાસ થયો કે તેના સ્થાને બીજો તેના કરતાં પણ અધિક શૂરવીર સરદાર આવીને ઊભો રહેતો હતો અને તે પોતાના પક્ષનો વિજય કરીને જ જંપતો હતો. એવો જ ક્રમ ચાલ્યા કરતો હતો. મુગલ અને રાજપૂતોની એવી અનેક ઝટાપટીઓ થઈ; પણ ઉભય પક્ષમાંથી કોઈ પણ પક્ષ ઢીલો પડ્યો નહિ.

રણભૂમિમાં પરાજય પામીને પાછો ફરેલો શાહજાદો પરવીઝ, અજમેરમાં જ્યાં પોતાના પિતા જહાંગીરનો પડાવ પડેલો હતો, ત્યાં આવી પહોંચ્યો અને પોતાના પરાજયનો યથેતિ વૃત્તાંત તેણે પિતાને કહી સંભળાવ્યો. બાદશાહ ઘણો જ લજ્જિત થયો અને શાહ-જાદાની લજ્જાની તો સીમાજ ન રહી. અગણિત મુગલ-સેનાને ગણ્યાગાંઠ્યા રાજપૂત સૈનિકોએ પરાજિત કરી નાખી, એ કાંઈ જેવી તેવી શરમની વાત તો ન હોતી જ. અંતે પિતા પુત્રનો કેટલોક સંવાદ થયા પછી શોકાતુર પુત્રના મનનું સમાધાન કરવાના હેતુથી દિલ્હીશ્વર જહાંગીર મૃદુતાથી કહેવા લાગ્યો કેઃ "પુત્ર! તું આટલો બધો શોકા-તુર ન થા. તારી અને દિલ્હીના બાદશાહની આ અપકીર્તિની વાર્તા હું જગતના લોકોના જાણવામાં નહિ જ આવવા દઉં. હું મારી પોતાની 'સવાને ઉમરી'*માં એનો વૃત્તાંત બિલકુલ લખવાનો જ નથી."

અંતે એમ જ થયું. તે જ દિવસે દિલ્હીના બાદશાહના પોતાના લખેલા જીવનચરિત્રમાંથી એક સત્ય ઘટનાનો લોપ થઈ ગયો. સર્વનાં ચરિત્રોમાં બહુધા એક બે પ્રસંગો તો રહ્યા જ કરે છે. શ્રીરામચંદ્ર-જીએ વાલીનો વધ કર્યો હતો અને ધર્મરાજ યુધિષ્ઠિરે અશ્વત્થામા

* જીવનચરિત્ર. જહાંગીર બાદશાહે પોતે લખેલું પોતાનું જીવનચરિત્ર 'જહાંગીરનામા' નામથી પ્રસિદ્ધ છે અને તે મુદ્રિત પણ થયું છે અને તે "બંગવાસી" પ્રેસમાંથી મળે છે.

હાથીના વિષયમાં અસત્ય શબ્દનો ઉચ્ચાર કર્યો હતો, એ ઘટનાઓ તો જાણે બહુ જ પુરાતન થઈ ગઈ છે. પરંતુ શહનશાહ અકબરના પવિત્ર ચરિત્રમાં જે નૌરોજા તથા નિર્દોષ પ્રેમમૂર્તિ અનાર્કલીની પૈશાચિક હત્યાની ઘટના છે, તેનો પણ આજ દિવસ સુધીમાં લોપ થઈ શક્યો નથી અથવા તો તેને મટાડવાનો કોઇએ પ્રયત્ન પણ કર્યો નથી. એટલામાટે જો જહાંગીરનાં જીવનમાં પણ એટલો કલંક રહી જાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી.

એ પછી બાદશાહની આજ્ઞાથી મહબ્બતખાન સેનાપતિ થયો અને તેણે ચિત્તોડપર ચઢાઈ કરી; પરંતુ તે પણ પરાજિત થઇને પાછો આવ્યો. સદ્‌ભાગ્ય કે, તેના પ્રાણ બચી ગયા. એ મહબ્બતખાન તે બીજો કોઇ નહિ પણ જેને જહાંગીરે રાણાની પદવી આપીને ચિત્તોડમાં રાજ્ય કરવામાટે મોકલ્યો હતો અને પશ્ચાત્તાપથી જેણે ચિત્તોડનો અધિકાર અમરસિંહને આપી દિલ્લી દરબારમાં આત્મહત્યા કરીને સ્વર્ગવાસ કર્યો હતો, તે સાગરસિંહનો જ પુત્ર હતો. એ વટલીને મુસલ્માન થઈ ગયો હતો. જહાંગીરની કાર્યકીર્તિમાં એ એક બહુ જ સાહસી પુરુષ ગણાતો હતો અને સારા શૂરવીરોમાં એની ગણના કરવામાં આવતી હતી. વિશ્વમાં આવા પ્રકારો જ બહુ સ્થાને જોવામાં આવ્યા કરે છે. બાપનો એક માર્ગ તો વળી પુત્રનો બીજો જ માર્ગ.

આટઆટલી વાર સતત પરાજયો થતા ગયા, તો પણ જહાંગીરે લડાઇનો વિચાર ફેરવ્યો નહિ, તેમ જ વિલંબ પણ કર્યો નહિ. વળી પણ તેણે એક વાર મેવાડપર ચઢાઇ કરી; પરંતુ રાજપૂતોની ઝંઝાવાત સમાન ફૂંકથી મુગલોની સેના હવામાં કોણ જાણે ક્યાંય ઊડી ગઈ.

પુનઃ યુદ્ધની ભયંકર તૈયારીઓ કરીને જહાંગીરે સેનાપતિની પદવી પોતાના ત્રીજા શાહજાદા ફુર્રમને આપી. સૈનિકોની જેટલી સંખ્યા ફુર્રમના તાબામાં હતી, તે ઉપરાંત બીજા પણ દશ હજાર ઘોડેસવારો જહાંગીરે તેને વિશેષ સહાયતામાટે આપ્યા. એટલું કરવા છતાં પણ બાદશાહને સંતોષ ન થયો, અને તેથી આજમખાન નામક એક બીજા સિપાહસાલારને તેનો મદદગાર બનાવીને સાથે મોકલી આપ્યો. જહાંગીરની એ દૃઢતા કાંઇ જેવી તેવી પ્રશંસાને પાત્ર તો નથી જ.

અમરસિંહ પણ બાદશાહની એ હીલચાલથી અજ્ઞાન તો ન હોતો જ. પરંતુ વારંવાર યુદ્ધ થવાથી બાદશાહના સમુદ્ર સમાન સૈન્ય અને કુબેર સમાન ધનભંડારનો અંત ન હોતો આવતો–મેવાડના ક્ષુદ્ર સરોવર સમાન સૈન્ય અને ક્ષુદ્ર ધનભંડારની સમાપ્તિ થવા આવી

તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. છતાં પણ અમરસિંહ હિંમત રાખીને કરી શકાય તેટલી યુદ્ધસામગ્રી એકઠી કરવા લાગ્યો.

---

## પંચમ પરિચ્છેદ
## વિજેતા કોણ?

"War, war, is still the cry; war even to the knife!"

Byron.

મેવાડના મહારાણા અમરસિંહે ગત પરિચ્છેદમાં જણાવ્યા પ્રમાણે પોતાથી બની શક્યાં તેટલાં યુદ્ધનાં સાધનો એકત્ર કરીને શાહજાદા ર્રમપર ચઢાઇ કરી. એક ઉપત્યકામાં ઉભયપક્ષનાં સૈન્યો સામસામાં મળી ગયાં.

ભયંકર યુદ્ધનો આરંભ થયો. પ્રથમ તો દૂરથી તોપોની લડાઇ જ ચાલવા લાગી. અમરસિંહે એ વેળાયે મનમાં વિચાર કર્યો કે: "જો આવા પ્રકારે જ વધારે વાર યુદ્ધ ચાલ્યા કરશે, તો અગણિત મુગલ સૈનિકો સમક્ષ ગણત્રીના રાજપૂતોનો અવશ્ય પરાજય જ થવાનો. એટલામાટે શસ્ત્રયુદ્ધ થાય તો વધારે સારૂં." એવો નિશ્ચય કરીને એકદમ તેણે પોતાના સૈનિકોને શત્રુ સૈન્યપર આક્રમણ કરવાની આજ્ઞા આપી દીધી. આજ્ઞા મળતાં જ રાજપૂત વીરો મુસલ્માનો પર તૂટી પડ્યા. રાજપૂતો ઉન્મત્ત થઇને મુગલોનો સંહાર કરવા લાગ્યા અને સર્વત્ર હાહાકારનો વિસ્તાર થઇ ગયો. આજે તેમને પોતાના શરીરસંરક્ષણનો જરા પણ વિચાર ન હોતો; કિન્તુ જેમ બને તેમ શત્રુઓનો વધારે સંહાર કરવાની ચેષ્ટામાં જ તેઓ મચેલા હતા. યુવરાજ કિરણસિંહ મદોન્મત્ત ગજરાજ પ્રમાણે યુદ્ધભૂમિમાં આમ તેમ ફરતો શાહજાદા ફુર્રમને શોધતો હોય, એમ તેની મુખચર્યાથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. એ યુદ્ધના અવલોકનથી એવો જ નિશ્ચય થતો હતો કે, મુગલોના સૈન્યરૂપ સાગરમાં જાણે રાજપૂતરૂપ માછલાં જ તરી રહ્યાં છે!

એક વિશેષ સ્થળમાં એક રાજપૂત યુવક અદ્‌ભુત યુદ્ધ કરતો જોવામાં આવતો હતો. એ યુવકના હાથમાં માત્ર એક તલ્વાર વિના બીજું એક પણ શસ્ત્રાસ્ત્ર હતું નહિ. ડાબા હાથમાં મ્યાન હતી કે, જે ઢાલનું કામ આપતી જણાતી હતી. સામરિક શૃંગારના સ્થાને શીર્ષપર એક નાની પાઘડી બાંધેલી હતી અને શરીરમાં માત્ર એક જૂનું પેરણ જ તેણે પહેરેલું હતું. એ પૃથ્વીપટ પરજ યુદ્ધવિહાર કરતો

હતો. જે શત્રુના જીવનનો અંત આવી ચૂકયો હોય, તે જ એની સામો આવતો હતો અને ક્ષણમાત્રમાં પરલોકમાં પ્રયાણ કરી જતો હતો.

એનાથી થોડાક અંતરે એક બીજો બહુમૂલ્યવસ્ત્રધારી રાજપૂત વીરનર યુદ્ધ કરવામાં નિમગ્ન થયેલો દૃષ્ટિગોચર થતો હતો. તેને આવી રીતે ભીષણ સંગ્રામ કરતો જોઇને પ્રથમ યુવક પોતાની તલ્વારની સહાયતાથી માર્ગને સાફ કરતો તે બીજા યુવકની પાસે આવી લાગ્યો અને કહેવા લાગ્યો કે: "તેજસિંહ!"

તેજસિંહે મુખ ફેરવીને જોયું અને આશ્ચર્યથી કહ્યું કે: "કોણ, શોભનસિંહ?

"તેજસિંહ! મેં મારી પ્રતિજ્ઞાની આજે પૂર્તિ કરી છે; કારણ કે, પુનઃ તારી જોડે મારા વચન પ્રમાણે મેં આજે મુલાકાત કરી છે." શોભનસિંહે વચનનું સ્મરણ કરાવીને કહ્યું.

એ ક્ષણે જ કેટલાક મુગલોએ એકાએક ધસી આવીને એ બન્ને યુવકોપર પોતાનાં શસ્ત્રોનો ભયંકર પ્રહાર કર્યો. પરંતુ એ બે રણશૂર વીરોએ મુગલોના એ આક્રમણને પોતાના શસ્ત્રસંચાલનથી નિષ્ફળ કરી નાખ્યું. પુનઃ તેજસિંહ કહેવા લાગ્યો કે: "હા, પણ કુમાર! તમોએ શું આવા કટાકટીના પ્રસંગે અને આવા રૂપમાં મળવાનું વચન આપીને મને ભૂલાવામાં નાખ્યો હતો કે?"

"બંધુ તેજસિંહ! સાવધાન......જુઓ શત્રુ......"

એવી રીતે અડધું પડધું બોલતો બોલતો શોભનસિંહ એક બીજી જ દિશામાં ચાલતો થઈ ગયો. એ સમયે જ પાછળથી કેટલાક મુગલ સૈનિકોએ આવીને તેજસિંહને ચારે તરફથી ઘેરી લીધો. શોભનસિંહ પાછો ફરીને જેવો તેને બચાવવા જતો હતો, તેવો શત્રુમાંના કોઇનો ભાલો તેની પીઠમાં ઘુસી ગયો અને તેથી તરત જ નિશ્ચેષ્ટ થઇને તે ધરણીપર ઢળી પડ્યો. અગણિત સૈનિકો તેના શરીરને ચગદીને આમ તેમ પસાર થઇ ગયા.

અંતે યુદ્ધ શાંત તો પડ્યું ખરૂં જ. પરંતુ આજના એ યુદ્ધનું પરિણામ અત્યંત શોચનીય થયું. આજના યુદ્ધમાં પોતાના પ્રાણને લઇને રાજપૂતોમાંથી કેવળ અમરસિંહ, કિરણસિંહ, મહાતપસિંહ, તેજસિંહ, અજિતસિંહ; તથા મુગલમાંથી શાહજાદો ખુર્રમ અને બીજા બે ત્રણ મુગલ સરદારો જ જીવતા બચી શક્યા હતા. બાકીના બીજા બધાનો ત્યાંનો ત્યાં જ અંત આવી ગયો હતો. એથી જ અમો પૂછીએ છીએ કે: ઉભયમાંથી ખરો વિજેતા કોણ?

## ષષ્ઠ પરિચ્છેદ
## જીવન્મૃત!

શાહજાદા ફુર્રમે અજમેરમાં આવીને તે દિવસના યુદ્ધનો સકળ વૃત્તાંત સવિસ્તર પોતાના પિતાને કહી સંભળાવ્યો. એ દુઃખકારક વૃત્તાંત સાંભળીને જહાંગીરનું વજ્ર સમાન હૃદય કંપાયમાન થઇ ગયું. જહાંગીર ત્યાંથી ઊઠીને બીજા તંબૂમાં આવ્યો. એ તંબૂમાં બાદશાહ બેગમ નૂરજહાનનો નિવાસ હતો. ત્યાં આવીને તેણે નૂરજહાનને યુદ્ધનું શાહજાદાના મુખથી સાંભળેલું અથેતિ વર્ણન કરી સંભળાવ્યું. આજ સુધીનાં યુદ્ધોની બધી વાતો નૂરજહાનના જાણવામાં તો હતી જ; કારણ કે, જહાંગીર તેને હમેશ પ્રત્યેક બાબત યથા સમય જણાવી દેતો હતો અને તેના ઉપદેશથી જ સર્વ રાજ્યકાર્ય કરતો હતો.

નૂરજહાને એ સમયે એવો ઉપદેશ આપ્યો કેઃ "અત્યારે લશ્કરમાં જેટલા સિપાહીઓ હોય, તેમાંના માત્ર દશ વીસને જ કામકાજમાટે છાવણીમાં રાખીને બાકીના બધા સૈનિકોને આ ક્ષણે જ મેવાડ તરફ રવાના કરી દ્યો." અંતે એ ઉપદેશ પ્રમાણે જ સર્વ વ્યવસ્થા કરવામાં આવી. નૂરજહાનનો ઉપદેશ ન પળાય, એમ બનવું અશક્ય હતું.

અમરસિંહના કાને જ્યારે એ સમાચાર આવ્યા, ત્યારે તેના ચિત્તમાં અનિવાર્ય ચિન્તાનો પાવક પ્રજળવા લાગ્યો; કારણ કે, હવે તે યુદ્ધનાં સાધનોથી સર્વથા ખાલી જ થઇ ગયો હતો. તેના જેટલા રણવિશારદ યોદ્ધાઓ હતા, તે સર્વ એક પછી એક યુદ્ધભૂમિમાં પોતાના પ્રાણની આહુતિ આપીને સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા હતા; જે શસ્ત્રાગાર શસ્ત્રાસ્ત્રોથી ભરભૂર હતો, તેમાં અત્યારે લાકડીઓ પણ હતી નહિ; જે ધનકોષમાં ધન અને રત્ન આદિની રેલછેલ હતી, તેમાં આજે એક કાણી કોડી પણ જોવામાં આવતી ન હોતી; અને જે હૃદયમાં સદા સર્વદા શૌર્યનો નિવાસ રહેતો હતો, તેમાં અત્યારે મંદતા અને ઉત્સાહહીનતાની જ છાયા પ્રસરેલી સ્પષ્ટ દેખાતી હતી. સારાંશ કે, ધન, યોદ્ધાઓ અને શૌર્યનો એક સાથે અને એકસમયાવચ્છેદે જ અભાવ થઇ ગયો હતો. વૃદ્ધાવસ્થાએ વળી અશક્તિ લાવીને એથી પણ વધારે પ્રબળ શત્રુની ગરજ સારી હતી. જે વસ્તુઓની આવશ્યકતા હતી, તેમાંની એક પણ અત્યારે અમરસિંહના હસ્તમાં ઉપલબ્ધ ન હોતી. ત્યારે અવશિષ્ટ શું હતું વારુ? કેવળ તુચ્છ પ્રાણ અને પુત્ર કલત્ર આદિ; સ્વર્ણલતા સમાન સરલહૃદયા કોમલાંગી સુંદરીઓ અને તેમનાં

અમૂલ્ય સતીત્વરત્નો, અદ્યાપિ મેવાડભૂમિમાં અવશિષ્ટ હતાં. તેમ જ તે સ્ત્રીઓ કે જેમના ભ્રાતા, પુત્ર, પિતા અને પતિ આદિ અમરસિંહના કીર્તિસ્તંભને અડગ રાખવામાટે અને સ્વદેશને સ્વતંત્ર રાખવામાટે સમરભૂમિમાં પોતાના પ્રાણનું બલિદાન આપી ચૂક્યા હતા, (તે સ્ત્રીઓ) અદ્યાપિ જીવતી હતી. જો હવેની વેળાયે મુગલોનો જ વિજય થાય–તેમના વિજયનો હવે પૂરેપૂરો સંભવ હતો–તો પછી એ લક્ષ્મીસ્વરૂપિણી કુલકામિનીઓની શી દશા થાય વારુ? તેમને દુરાચારી મુગલોના હાથે અપમાન, લાંછન અને કલંકને સહન કરવાનો કુપ્રસંગ આવે, એ જ. પણ નહિ, અમરસિંહ જીવ જતાં પણ એમ થવા દે એ સર્વથા અસંભવનીય હતું.

અમરસિંહ પાસે હવે દિલ્લીશ્વર સાથે સંધિ કર્યા વિના પોતાના દેશને દુર્દશાથી બચાવવાનો બીજો એક પણ ઉપાય હતો નહિ. અંતે મહારાણાએ નિરુપાય થઇને ખુર્રમ આગળ સંધિનો પ્રસ્તાવ મોકલી દીધો. મેવાડના રાણા અને દિલ્લીના મુગલ બાદશાહોના પરસ્પર વૈરનો આરંભ થવા પછી આઠસો વર્ષમાં અભિમાની શિશોદિયાવંશિ રાણાઓએ બાદશાહ આગળ 'શરણ' કે 'સંધિ' શબ્દનો કદાપિ ઉચ્ચાર કર્યો ન હોતો, તે શબ્દનો આજે નિરુપાય થવાથી અમરસિંહના મુખથી ઉચ્ચાર થયો. અમરસિંહને હવે પછી વિજયની જરા પણ આશા ન દેખાયાથી જ તેણે આ અપકીર્તિકારક માર્ગનો સ્વીકાર કર્યો હતો. એ સંધિનો પ્રસ્તાવ કરવા માટે અમરસિંહે પોતાના બે સરદારોને મોકલ્યા. એમાંના એકનું નામ સૂપકર્ણ અને બીજાનું નામ હરિદાસ હતું. સંધિનો પ્રસ્તાવ આવતો જ શાહજાદા ખુર્રમે તેનો અત્યંત હર્ષ અને આનંદ સહિત સ્વીકાર કર્યો. એનું કારણ એ કે, એક તો ખુર્રમ પોતે પણ ઉદારચિત્ત હતો અને વળી તેના પિતા જહાંગીરની પણ તેને એવી જ આજ્ઞા હતી કે, જે આપણે પ્રથમ પણ જાણી આવ્યા છીએ. જહાંગીરની એવી આજ્ઞા હોય, એમાં વધારે આશ્ચર્ય જેવું કાંઇ પણ ન હોતું; કારણ કે, તે સમયના બાદશાહ અને રાજાઓ પોતાના બીજા સમાન પદવીના પુરુષનું માન કેવી રીતે જાળવવું જોઇએ, એ વિદ્યાને સારી રીતે જાણતા હતા. પણ આજે? હાય–ભૂત અને વર્તમાનકાળની તુલના કરવાથી આકાશ ને પાતાળ જેટલો અંતર સાફ દેખાઇ આવે છે. એનો વિચાર કરતાં હૃદય કંપી જાય છે!! અસ્તુ.

પરંતુ હાય! અમરસિંહ! તેં આ શું કર્યું? જો તારે આમ જ કરવું હતું, તો પછી પોતાનું નામ અમરસિંહ શામાટે કાયમ રહેવા દીધું? જો તારી અમર રહેવાની ઇચ્છા હતી, તો પછી આવું મૃત

કરનારૂં કાર્ય શા કારણથી કર્યું, એનો મર્મ અમારા સમજવામાં આવી નથી શકતો.

કેવો શોચનીય અધઃપાત! આ સંસારે તારા રાજત્વકાળપર્યન્ત મેવાડના મહારાણાઓના આવા અધઃપાતનો પરિચય ન હોતો કર્યો. પાશ્ચાત્ય ભૂખંડના કેવળ એક જ મહાપુરુષનો એવો જ અધઃપાત થયો હતો અને તે પણ તારા સમયથી બસેં વર્ષ પછી. આમ હોવા છતાં પણ જો આ નશ્વર જગતના લોકો તારી સહિષ્ણુતાની સ્તુતિ ન કરે, તો પછી એમ જ સમજવું જોઇએ કે, આ જગત્ ગુણગ્રાહક નથી. મરણ પછી તો ક્ષણ માત્રમાં જ સર્વ યાતનાઓનો અન્ત આવી જાય છે, પરંતુ જીવિત રહીને પ્રતિક્ષણ વૃશ્ચિકના દંશની વેદનાથી પણ અધિક મર્મવેદનાને તારે સહન કરવી પડશે! માટે ધન્ય છે, તારી એ અલૌકિક સહિષ્ણુતાને! હાય! જે વેળાયે ઉદયપુરનો મહારાણો દિલ્લીના મન્સબદારના નામથી ઓળખાશે અને મેવાડની પવિત્ર રાજધાની જાગીરનું હીનતાદર્શક નામ ધારણ કરશે, ત્યારે, તે વેળાયે, મહારાણા અમરસિંહ! આપના હૃદયમાં દુઃખનો કેવો આઘાત થશે, એની કલ્પના અમારા જેવા પામર પ્રાણીથી કરી શકાય એમ નથી. પ્રસૂતિની વેદના પ્રસૂતા જ પિછાને છે; વંધ્યાને એની કલ્પના ક્યાંથી હોઇ શકે વારૂ?

જેના હાથમાં શતાવધિ નહિ, પણ સહસ્રાવધિ ભાગ્યો રમતાં હોય તેને પોતાના ભાગ્યમાટે બીજાનું મુખ જોવું પડે, એ કાળની કેવી કુટિલ ગતિ! મહારાણા! પવિત્ર અને પૂજ્ય મહારાણા અમરસિંહ! આજે આપ આવા નિરુત્સાહ અને નિસ્તેજ કેમ બની ગયા? દિલ્હીશ્વર જહાંગીર જે વેળાયે આપને પોતાના એક આધીન જાગીરદાર અને મન્સબદાર તરીકે ગણીને સંધિપત્ર આપશે અને આપ પણ તે પ્રમાણેનું જ સંધિપત્ર લખી આપશો, તે વેળાયે આપના અંતઃકરણમાં એ વિષયની ચિંતારૂપ ચિતાની જ્વાળાનો ઉદય નહિ થાય કે: "એક સમય એવો હતો કે, અનેક જાગીરદારો અને મન્સબદારો આ અમરસિંહના પ્રાસાદને જોવામાટે દિનરાત ઉત્સુક રહેતા હતા અને આજે હું કોઇ બીજાનો તાબેદાર થયો છું!" મહારાણાજી! સત્ય વાત તો એ છે કે, આપે જહાંગીર સાથે આ સંધિ કર્યો નથી, પરંતુ વાસ્તવિક દૃષ્ટિથી જોતાં જીવિત છતાં આપ પોતે જીવન્મૃત

# સપ્તમ પરિચ્છેદ

## ઉન્મુક્ત હૃદય

રસિક વાચકવૃન્દ ! શોભનસિંહને આપણે સમરભૂમિની લાલ શોણિતશય્યામાં નિશ્ચેષ્ટ અવસ્થામાં છોડ્યો હતો, એટલે પુનઃ એક વાર આપણે તેની પણ ભાળ લેવી જોઇએ.

શોભનસિંહ જો કે અચેતન થઇ ગયો હતો, છતાં અદ્યાપિ તે મરણને શરણ તો ન હોતો જ થયો. વળી તે જો કે મરી ન હોતો ગયો; પરંતુ સૈનિકોના પદદલનથી લગભગ મરવાની અણીપર આવી લાગ્યો હતો.

નિસર્ગની એ વિચિત્રતા તો બહુધા ઘણાકોના જાણવામાં હોવી જોઇએ કે, પર્વતપ્રદેશમાં કોઇ કોઇ વાર ઋતુ વિના પણ જલવૃષ્ટિ થયા કરે છે. યુદ્ધની સમાપ્તિ પછી આજે પણ એવી જ રીતે વર્ષાનું આગમન થયું હતું. વર્ષાના જળ અને શીતલ સમીરના સ્પર્શથી શોભનસિંહના શરીરમાં પુનઃ ચૈતન્યનો સંચાર અથવા આવિર્ભાવ થયો. તેના શરીરમાં ઊઠવાની તો લેશમાત્ર પણ શક્તિ હતી નહિ એટલે સચેતન થવાથી તેની પીડા ઘટવાને બદલે સામી વધતી જ જોવામાં આવી. ત્યાં એક પણ એવો મનુષ્ય હતો નહિ કે, જે એવી ભયાનક વેદનાના સમયમાં તેની કાંઇ પણ સેવા શુશ્રૂષા કરીને તેના હૃદયને શાંત કરે. સર્વત્ર અસંખ્ય સૈનિકો તેના જેવી જ દશામાં મૃત્યુની પ્રતીક્ષા કરતા પડ્યા હતા અને આ સંસારને અંતિમ પ્રણામ કરીને એક પછી એક પોતાના પ્રાણનો ત્યાગ કરતા જતા હતા.

એવા ભયંકર સમયમાં એ મૃત શરીરોના સમૂહમાં અચાનક બે સ્ત્રીઓ આમ તેમ ફરતી દૃષ્ટિગોચર થવા લાગી. સર્વત્ર વિસ્તરેલાં મૃત શરીરોવડે સમસ્ત રણભૂમિ એકદમ ઢંકાઇ ગઇ હતી, અને કોઇ સ્થાને જો થોડીક જમીન ખાલી હોય, તો તે રક્ત અને માટીના બંધાયલા કીચડવાળી જ જોવામાં આવતી હતી. કીચડમાં લપસી જવાના ભયથી એ બન્ને સુંદરીઓ બહુ જ સાવધાનતાથી એ ભયંકર દૃશ્યના મધ્યમાંથી હિંમત અને સાહસ ધારીને ચાલી જતી હતી.

એ બન્ને અબળાઓએ કાષાય વસ્ત્રો પરિધાન કરેલાં હતાં અને ગળામાં તથા માથાપર રુદ્રાક્ષ તથા સ્ફટિકની માળાઓને ધારણ કરી લીધી હતી. શરીરપર ભસ્મનું લેપન કરેલું હતું અને લલાટ, વક્ષઃસ્થળ, બાહુ તથા કંઠ આદિ શરીરના બીજા ભાગો ચંદનચર્ચિત જોવામાં આવતા હતા. બન્નેના હાથમાં ત્રિશૂળ હતાં. એકની અવસ્થા લગભગ ચાળીસ વર્ષની કલ્પવામાં આવતી હતી અને બીજી રમણીનું

ય ચોવીસ કિંવા પચ્ચીસ વર્ષથી વધારે હોય, એમ જણાતું ન હોતું. એ દ્વિતીય તરુણ સુંદરીના સૌન્દર્ય તથા લાવણ્યનું વર્ણન કરવાને અમારી ક્ષુદ્ર લેખિની સર્વથા અસમર્થ છે.

એ ઉભય સ્ત્રીઓ વિક્ષિપ્ત મનુષ્ય પ્રમાણે મૃતમનુષ્યરાશિમાં ક્યાંઇને શોધવાનો પ્રયત્ન કરતી હોય, એમ જણાતું હતું. એટલામાં તરુણીએ પ્રૌઢાને કહ્યું કે: "મહાતપસિંહને તમોએ શું કહ્યું હતું ?"

"મેં એમ કહ્યું હતું કે: 'આપનો પુત્ર જખ્મી થઇને રણભૂમિમાં પડ્યો છે.' એથી વિશેષ કાંઇ પણ કહ્યું ન હોતું." પ્રૌઢાએ ઉત્તર આપ્યું.

"ત્યારે તેઓ પોતે અહીં કેમ ન આવ્યા વારુ !" તરુણીએ પૂછ્યું.

"તેમણે તેજસિંહને અને અજિતસિંહને સાથે લઇને આવવાનું કહ્યું હતું, તેઓ હમણાં જ આવી પહોંચશે." પ્રૌઢાએ ઉત્તર વાળ્યું.

સૂર્યનારાયણના અસ્તંગત થવામાં હજી થોડોક વિલમ્બ હતો. બન્ને અબળાઓ પોતાની ઇચ્છિત વસ્તુને શોધવા લાગી. થોડી વાર પછી તે તરુણી કહેવા લાગી કે: "અહીં તો ક્યાંય પત્તો નથી લાગતો."

"તેઓ અહીં જ હોવા જોઇએ; કારણ કે, યુદ્ધમાંથી તેઓ પાછા તો નથી જ ફર્યા." પ્રૌઢાએ નિશ્ચયપૂર્વક કહ્યું.

"હા; એ તો હું પણ જાણું છું." તરુણીએ એક નિરાશાસૂચક નિઃશ્વાસ નાખીને કહ્યું.

જ્યાં શોભનસિંહ કણછતો પડ્યો હતો, તે સ્થળથી થોડા જ અંતરે એ બન્ને અબળાઓ ઊભી હતી અને ઉપર પ્રમાણેની વાતો કરતી હતી. પ્રાણાન્તક યાતના થતી હોવા છતાં પણ તરુણીના વાર્તાલાપ શોભનસિંહનાં શ્રવણોમાં પહોંચી ગયો. એટલે તે પોતાની અવસ્થાને ભૂલી જઇને ઊઠવાની ચેષ્ટા કરવા લાગ્યો; પરંતુ ઊઠી ન શક્યો. એ પ્રયત્નથી રગો ખેંચાવાથી સામું તેમાંથી રક્તનું વિશેષ વહન થવા લાગ્યું. અંતે શોભનસિંહે ક્ષીણ સ્વરથી આવાહન કરીને કહ્યું કે: "કુન્દકુમારી !"

એ આવાહન સાંભળીને બન્ને અબળાઓ ચમકી ગઈ અને ધીમે ધીમે તેઓ શોભનસિંહ પાસે આવીને ઊભી રહી. શોભનસિંહ પ્રથમ કરુણ નેત્રોથી તરુણી તરફ જોઇ રહ્યો અને પછી બોલ્યો કે: "કુન્દકુમારી ! મેં તને ઓળખી લીધી !"

કુન્દકુમારી શોભનસિંહની પાસે આવીને બેસી ગઈ. શોભનસિંહ પાછો પૂછવા લાગ્યો કે: "કુન્દકુમારી ! તું અત્યારે અહીં ક્યાંથી ?"

શોભનસિંહે ઘણી વાર સુધી ઉત્તરની પ્રતીક્ષા કરી, પરંતુ જ્યારે પોતાના પ્રશ્નનું તેને કાંઇ પણ ઉત્તર મળ્યું નહિ, ત્યારે તે પુનઃ

રા. રા. શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ આશ્રિત.

# હિન્દુગૌરવગ્રંથમાળા

સંપાદક, પ્રકાશક તથા મુખ્ય લેખક,

**ઠક્કુર નારાયણ વિસનજી**

વિશ્કલિત થયેલા હિન્દુસમાજને પુનઃ સંગઠિત તથા શક્તિશાલી બનાવવાના શુભ આશયથી આદર્શ હિન્દુ હુતાત્માઓનાં પ્રેરણાદાયક ચરિત્રોને ઓજસ્વિની ભાષામાં લખીને તથા સચિત્ર સ્વરૂપમાં પ્રકાશિત કરીને અને એ ગ્રંથોનો પડતર કરતાં પણ ઓછા મૂલ્યથી પ્રચાર કરવા માટે આ ગ્રંથમાળાનું સંચાલન કેવળ સેવાભાવથીજ કરવામાં આવે છે. માળાના જે બે ગ્રન્થો બહાર પડયા છે, તેમના સંબંધમાં વર્તમાનપત્રોએ તેમજ વિદ્વાનોએ ઉત્તમ અભિપ્રાયો આપેલા છે. આ ગ્રન્થમાળાના સ્થાયી ગ્રાહકોની દિનપ્રતિદિન વૃદ્ધિંગત થઈ રહેલી સંખ્યાજ એની લોકપ્રિયતાની પ્રતીતિ કરાવે છે. ફક્ત એક વાર આઠ આના પ્રવેશ ફીના ભરીને ગ્રાહક થનારને માળાને પ્રત્યેક કાચાપૂઠાનો ગ્રન્થ બાર આનામાં અને પાકાપૂઠાનો એક રૂપિયા બે આનામાં આપવામાં આવે છે. ગ્રાહક થયા પછી બહાર પડનારા સર્વ ગ્રન્થો લેવાને સ્થાયી ગ્રાહકો બંધાયલા રહેશે. બહાર પડી ચૂકયું

પ્રથમ પુષ્પ (પુસ્તક)

**ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરન્ધર ધર્મસમ્રાટ્**

લેખકઃ–ઠક્કુર નારાયણ

માળાનું દ્વિતીય પુષ્પ (પુસ્તક)

**વીર વૈરાગી અથવા બન્દા બહાદુર**

લેખકઃ– હિન્દુ ત્રિમૂર્તિ

તૈયાર થાય છે — થોડા સમયમાં બહાર પડશે

માળાનું તૃતીય પુષ્પ (પુસ્તક)

**હિરણ્યગર્ભ હિન્દુ અથવા**

**યશસ્વિની હિન્દુજાતિના દિવ્ય ગૌરવનો ઇતિહાસ**

લેખકઃ–ઠક્કુર નારાયણ

વિશેષ વિગતમાટે અડધા આનાની ટિકિટ બીડી ગ્રન્થમાળાનું વિસ્તૃત વિજ્ઞાપનપત્ર મંગાવો. પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

વ્યવસ્થાપક,
'હિન્દુગૌરવગ્રંથમાળા' કાર્યાલય;
નં. ૧૦૦, બજારગેટ સ્ટ્રીટ,
કોટ, મુંબઈ, નં. ૧

"હા, સર્વ જીવિત અને કુશળ છે. એમની જરાય ચિન્તા કરશો નહિ." યોગિનીએ આશ્વાસન આપ્યું.

"બસ, હવે હું આનંદથી આ અસાર સંસારના મોહને ત્યજીને શાંતિથી મરીશ. કુન્દકુમારી! બોલ, તું પણ સુખિની થઈ છે કે નહિ, એ સમાચાર પણ મને અંતકાળે સાંભળી લેવા દે." શોભનસિંહે આતુરતાથી આ વાકયો ઉચ્ચાર્યાં.

"નહિ; શોભનસિંહ! અત્યાર લગી તો હું સુખિની નથી થઇ. તમોને સુખી કરવાની મેં પ્રતિજ્ઞા કરી હતી; પરંતુ મારી એ પ્રતિજ્ઞા પૂરી ન થઈ એટલે હું કેવી રીતે સુખિની થઇ શકું વારૂ?" કુન્દકુમારીએ નિરાશાસૂચક મુદ્રાથી જણાવ્યું.

"કુન્દકુમારી! આ વળી તું શું બોલે છે? હું તારા આશયને સમજી નથી શકતો." શોભનસિંહ શરીરમાં વેદના થતી હોવાથી આ શબ્દો બળાત્કારે બોલી શકયો.

કુન્દકુમારી અશ્રુ વર્ષાવતી કહેવા લાગી કે: "શોભનસિંહ! જે સત્ય વાર્તાને આજ સૂધી મેં છુપાવી રાખી હતી, તે હું આજે તમોને સંભળાવું છું. સાંભળો:—"આ અભાગિનીએ પ્રેમવશ થઇ શોભનને પોતાના અંતઃકરણમાં સ્થાન આપ્યું હતું. શોભન! આ દુર્ભાગિનીનો વિવાહ કેમ ન થયો, એનું કારણ તમારા જાણવામાં છે ખરૂં કે? એ કારણને તમો જાણો છો કે નહિ, તે હું કહી શકતી નથી. બાલ્યાવસ્થામાં આપણે રમતાં રમતાં પુષ્પોની માળાઓ ગુંથીને એક બીજાના ગળામાં પહેરાવી દેતાં હતાં, તે ઘટનાને આજના આ પળ સૂધી પણ હું ભૂલી શકી નથી. શોભન! તે વેળાયે હું મનમાં એમ જ કલ્પના કરતી હતી કે, આપણો એક બીજા સાથે વિવાહસંબંધ થઇ ગયો છે. તે દિવસથી હું તમોને પોતાના પતિ તરીકે માનીને જ પ્રેમ કરતી આવી છું."

એમ કહીને કુન્દકુમારી ઘણીક વાર સૂધી નેત્રોમાંથી અશ્રુની ધારાને વર્ષાવતી અધોવદન કરીને બેસી રહી. કેટલાક સમય પછી ભાન આવતાં તેણે આંસૂ લૂછી નાખ્યાં અને હૃદયને દૃઢ કરીને તે પુનઃ કહેવા લાગી કે:—

"શોભન! તમોને વિવાહિત થયેલા જોવાના મેં અનેક પ્રયત્નો કર્યા. તમોને સ્ત્રીના સંગમાં રંગમાં રમતા અને સુખી થયેલા જોવાની મારી તીવ્રતમ ઇચ્છા હતી. પણ મારી સર્વ ચેષ્ટાઓ વિફળ અને વ્યર્થ થઇ. મને ન જોવાથી તમારી વિવાહ કરવાની ભાવના થશે, એવો વિચાર કરીને હું તમારાથી દૂરની દૂર જ રહેતી હતી. મારાપર કોપા-

યમાન થઇને તમો મને ભાળવામાટે પણ વિવાહ કરશો, એમ ધારીને મેં તમારી જોડે અત્યંત કઠોર અને અયોગ્ય વર્તાવ કર્યો—જો કે, મારૂં હૃદય એમ કરતાં ફાટી જતું હતું, તો પણ મારા એ ઉદ્યોગને મેં કાયમ જ રાખ્યો. એ સર્વનું કારણ શું? માત્ર તમોને સુખી થયેલા જોવાની ઇચ્છા. પરંતુ મારી સર્વ ધારણા વ્યર્થ થઇ અને અંતે આ પરિણામને જોવાનો પ્રસંગ આવી લાગ્યો!"

આ વાતો સાંભળીને શોભનસિંહનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રબળ પ્રવાહ વહેવા માંડ્યો. તે ધીમા સ્વરથી રડતો રડતો કહેવા લાગ્યો કે: "કુન્દકુમારી! લાવણ્યમયીની માંદગીના વખતમાં એક દિવસ તારી જોડે મારો મેળાપ થયો હતો, એનું તને સ્મરણ છે ખરૂં કે?"

"સ્મરણ કેમ ન હોય વારૂ? તે દિવસે મેં તમારી સાથે જે વર્તન કર્યું હતું, તે ખાસ એટલા જ ઉદ્દેશથી કે, તમો મારાપર કોપ કરો અને મારામાંથી પોતાના પ્રેમને પાછો વાળી લ્યો." કુન્દકુમારી રોતી રોતી બોલી.

"સરોવરના તીરે બકુલ વૃક્ષની છાયામાં ઊભી રહીને તું શું બોલી હતી, એની તને સ્મૃતિ છે ખરી કે?" શોભને પૂછ્યું.

"હા; બરાબર યાદ છે. એનું કારણ પણ એ જ હતું." કુન્દકુમારીએ ઉત્તર આપ્યું.

"પણ, કુન્દકુમારી! તારો પ્રણયી પુરુષ કોણ છે વારૂ?" શોભનસિંહે પાછી તેની તે જ વાત પૂછી.

"કોઇ પણ નથી. એ માત્ર તમારા પ્રેમને પલટાવવાનું એક નિમિત્ત જ મેં શોધી કાઢ્યું હતું." કુન્દકુમારીએ પોતાના કપટનો પ્રકાશ કરીને કહ્યું.

શોભનસિંહે ક્લાન્ત થઇને પોતાનાં નેત્રોને બંધ કરી લીધાં. કેટલીક વાર પછી પાછાં નેત્રોને ઊઘાડીને તે બોલ્યો કે: "તે દિવસ પર્વતપર મને મળીને પાછી તું વનમાં અદૃશ્ય શામાટે થઇ ગઇ'તી વારૂ?"

"તમોને મળવાની મારી ઇચ્છા ન હોતી, એટલામાટે જ." કુન્દકુમારીએ વાસ્તવિક કારણ દર્શાવ્યું.

કેટલીક વાર સુધી મૌનવ્રતને ધારણ કર્યા પછી શોભનસિંહ પુનઃ કહેવા લાગ્યો કે: "વારૂ, કુન્દકુમારી! ત્યારે હવે મારી વાત સાંભળી લે. તેં મને મારા હૃદયમાંથી તને સર્વથા વિસારી દેવાની સૂચના આપેલી હોવા છતાં પણ હું આજ સુધી તને ભૂલી નથી શક્યો. જેટલી મેં તને વિસારી દેવાની વધારે ચેષ્ટા કરી, તેટલી જ તારી પ્રતિમા વજ્ર સમાન મારા હૃદયમાં વિશેષ ઊંડી કોરાઇ જવા લાગી. ગત છ વર્ષમાં હું કોણ જાણે કેટ-

લાંય અરણ્યો અને કેટલાય દેશોમાં ફરી વળ્યો, એ પ્રેમને ભૂલી જવામાટે અનેક સંન્યાસીઓના ઉપદેશો સાંભળ્યા અને છેવટે હઠયોગનો અભ્યાસ પણ કર્યો; પરંતુ મારા એ સકળ પ્રયત્નોનું અંતે ફળ કાંઇ પણ ન થયું; એટલે કે, હું તને અને તારા પ્રેમને ભૂલી ન શક્યો. આજે મારા માનવજીવનની લીલાનો અંતિમ દિવસ છે, અને એટલામાટે જ આ સર્વ ગુપ્ત વાર્તાઓ આજે મેં તને કહી દીધી છે. જો એમ ન હોત, તો કોઈ દિવસે પણ આ ભેદનો હું તારા સમક્ષ પ્રકાશ થવા દેત જ નહિ."

એ ક્ષણે દૂરથી કોઇનાં પગલાંનો અવાજ અચાનક સાંભળવામાં આવ્યો. કોઇ માનવ વ્યક્તિના આગમનની શંકાથી પ્રતિભા કુન્દકુમારીને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ "ચાલો, આપણે હવે અહીંથી દૂર ખસી જઇએ."

કુન્દકુમારી આંસુ લૂછતી આ આજ્ઞા સાંભળી ઊઠીને ઊભી થઇ. તેઓ જ્યારે ત્યાંથી કેટલેક દૂર નીકળી ગઇ, ત્યારે પાછી પ્રતિભા કહેવા લાગી કેઃ "કુન્દકુમારી! આટલા દિવસના આપેલા શિક્ષણ અથવા ઉપદેશનું ફળ આ જ થયું કે?"

"શું થયું, માતા?" કુન્દકુમારીએ નિર્દોષભાવથી પૂછ્યું.

"તારાં નેત્રોમાં અશ્રુનું દર્શન કેમ થાય છે, એ હું સમજી શકતી નથી. તારા હૃદયમાં દુઃખ તો નથી થતું ને?" પ્રતિભાએ કટાક્ષપૂર્વક આ વાક્યો ઉચ્ચાર્યાં.

"નહિ, માતા! શોકને પોતાના હૃદયમાં સ્થાન આપવું જ ન જોઇએ, એ પાઠ હું સારી રીતે શીખી ચૂકી છું. શોભનનો સ્વર્ગવાસ થવાનો છે, એટલામાટે હું રોઉં છું, એમ તમારે કદાપિ ધારવું જ નહિ. મારા અશ્રુસ્રાવનું કારણ એ જ છે કે, હવે કોઇ કાળે પણ શોભનને મારાં આ નયનોથી હું નિહાળી શકવાની નથી. હવે તમો જ કહો કે, આ ઘટના હૃદયને વિદારી નાખનારી છે ખરી કે નહિ?" કુન્દકુમારીએ આ પ્રશ્ન પૂછીને પ્રતિભાને બોલતી બંધ જ કરી દીધી.

—:o:—

## અષ્ટમ પરિચ્છેદ

### દુઃખનો અન્ત

મહાતપસિંહ, તેજસિંહ અને અજિતસિંહ શોભનસિંહને શોધતા શોધતા અન્તે શોભનસિંહ પાસે આવી પહોંચ્યા. વૃદ્ધ મહાતપસિંહ પોતાનું માથું કૂટીને ત્યાં જ જમીનપર બેસી ગયો. શોકના આઘાતથી અજિતસિંહનું હૃદય ફાટીને કટકે કટકા થઇ જવા લાગ્યું. તેજસિંહનાં નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની વૃષ્ટિ વર્ષવા લાગી.

સૂર્ય ભગવાન્ અસ્તાચલમાં પ્રયાણ કરવાની તૈયારીમાં હતાં, એટલે કે, રાત્રિના આગમનનો સૂચક અંધકાર ધીમે ધીમે પોતાના અધિકારને વિશ્વમાં વિસ્તારી રહ્યો હતો. ઉપર્યુક્ત ત્રણે પુરુષો મરણોન્મુખ શોભનસિંહને ચારે તરફથી ઘેરીને બેસી ગયા. કોઇના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શક્યો નહિ. અંતે શાંતિનો અથવા તો નિસ્તબ્ધતાનો ભંગ કરીને મૃદુ સ્વરથી શોભનસિંહ કહેવા લાગ્યો કે: "આપ સર્વ આટલો બધો વિલાપ શામાટે કરો છો ?"

"હવે હું વિલાપ નહિ કરૂં: ગત ૭ વર્ષથી સદાસર્વદા હું રોયા જ કરૂં છું, એટલે હવે રોવાની કશી પણ અગત્ય નથી." મહાતપસિંહે કહ્યું.

"પૂજ્ય અને વંદનીય પિતા ! હવે આ પ્રસંગે મારો તિરસ્કાર ન કરો; કારણ કે, મારો અંતકાળ નિકટમાં આવી લાગ્યો છે. હવે અત્યારે મારી એ જ પ્રાર્થના છે કે, કૃપા કરીને મારા અપરાધની મને ક્ષમા આપો." શોભનસિંહે સજળ નેત્રોથી અભ્યર્થના કરી.

"તારા અપરાધની હું અહીં આવ્યો ત્યારથી જ તને ક્ષમા આપી ચૂક્યો છું." મહાતપસિંહે કરુણા લાવીને કહ્યું.

"પિતાજી ! જરાક પાસે આવો અને આપનાં ચરણોને સ્પર્શ કરવાનો મને પ્રસંગ આપો." એમ કહીને શોભનસિંહે પોતાના પિતાનાં ચરણોને પકડીને પોતાના શિરપર તેમની સ્થાપના કરી. મહાતપસિંહ પોતાનાં ચરણોને પાછાં ખેંચવાનો પ્રયત્ન કરતો હતો, એ જોઇને શોભનસિંહ પુનઃ વિનીત અને નમ્ર ભાવથી કહેવા લાગ્યો કે: "પિતાજી ! મારી આ પિતૃભક્તિમાં આપ કૃપા કરીને આમ બાધા ન નાખો. મારી તો એવી જ ભાવના છે કે, આપ કોઇ સાધારણ પુરુષ નથી, કિન્તુ સાક્ષાત્ દેવના જ અવતાર છો !"

પુત્રનાં એ વચનો સાંભળીને મહાતપસિંહ ત્યાં જ જેમનો તેમ જ બેસી રહ્યો. તેનાં નેત્રોમાંથી ઉષ્ણ નીરના બે બિન્દુઓ નીચે ખરી પડ્યા. શોભનસિંહે પિતાનાં ચરણોની ધૂલિને ઉપાડીને પોતાની જિહ્વાપર ધારણ કરી લીધી અને પિતાના દક્ષિણ ચરણને વક્ષઃસ્થળપર ધારણ કરીને તે પુનઃ ક્ષીણ સ્વરથી કહેવા લાગ્યો કે: "પિતાજી! હું આપનો એક મહાદુર્ભાગી પુત્ર છું. આપની કાંઇ પણ સેવા હું કરી શક્યો નથી એટલે એના અનુતાપથી અત્યારે મારૂં ચિત્ત બળીને ભસ્મીભૂત થઈ જાય છે."

એ પછી શોભનસિંહે એક હાથમાં તેજસિંહનો હાથ પકડીને અને બીજા હાથમાં અજિતસિંહનો કર ઝાલીને બન્નેની આજ્ઞા લીધી અને તેજસિંહને ઉદ્દેશીને કહ્યું કે: "મારી પ્રાણપ્રિય સહોદરા લાવણ્ય-

મથીને સારી રીતે સંભાળજો. એને કાંઈ પણ ઓછું આવવા ન દેશો.” પુનઃ તે અજિતસિંહને સંબોધીને કહેવા લાગ્યો કેઃ “ ભાઇ ! મારી બધી વાતોને હવે તું ભૂલી જજે.”

અજિતસિંહ અને તેજસિંહથી શોકનો વેગ વધી ગયેલો હોવાથી કાંઈ પણ બોલી શકાયું નહિ. તે બન્ને માત્ર અશ્રુ વર્ષાવવામાં અને અશ્રુને લૂછવામાં જ લીન થઇ ગયા હતા. શોભનસિંહનો સ્વર ક્ષણે ક્ષણે વધારે અને વધારે જ ક્ષીણ થતો જતો હતો. તો પણ હૃદયને કઠિન કરીને શોભનસિંહ તેમને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કેઃ “તમો હવે આમ અશ્રુપાત કરતા અટકી જાઓ. જે કાંઇ પણ જાણવાની મારી ઇચ્છા હતી, તે સર્વ મારા જાણવામાં આવી ગયું છે. જેમના સુખદર્શનનો મને અતીવ અભિલાષ હતો, તે સર્વના મુખ દર્શનનો અંતકાળે મને લાભ મળી ચૂકયો છે. સ્વદેશની સેવા કરતાં મારા પ્રાણ જાય છે અને પિતાના પવિત્ર ચરણને છાતીપર સ્થાપીને હું સદાને માટે પ્રયાણ કરૂં છું; એથી અધિક મનુષ્યના ક્ષુદ્ર જીવનમાં બીજું કયું સુખ હોઇ શકે વારૂ ?”

શોભનસિંહનો સ્વર વળી પણ ક્ષીણ થવા લાગ્યો અને શ્વાસ ઊતાવળથી ચાલવા લાગ્યો. તેનું શરીર અચલ અને તેનાં નયનો સ્થિર દેખાવા લાગ્યાં. એક ક્ષણમાત્રમાં જ તેનો પ્રાણવાયુ તેના નશ્વર દેહને ત્યજીને વાતાવરણમાં લીન થઈ ગયો. તેની માનવલીલાનો જોતજોતાંમાં અંત થઈ ગયો.

કોઈ ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે મહાતપસિંહ પોતાના પુત્રના મૃત દેહને તાકી તાકીને અને આંખો ફાડી ફાડીને નિહાળવા લાગ્યો. અજિતસિંહ અને તેજસિંહનો વિલાપ અનિવાર્ય અને અવર્ણનીય હતો.

નિશાનું આગમન થયેલું જોઇને અજિતસિંહે અને તેજસિંહે મળીને શોભનના મૃત દેહને પોતાના સ્કંધભાગપર ઊપાડી લીધો અને ત્યાંથી તેઓ ચાલવા લાગ્યા. મહાતપસિંહ પણ નિર્જીવ પ્રતિમા પ્રમાણે તેમની પાછળ પાછળ રોતો કકળતો ચાલવા લાગ્યો. મહાતપસિંહની દૃષ્ટિ તથા આંખો રોઇ રોઇને લાલચોળ થઇ ગયેલી જોવામાં આવતી હતી.

પ્રતિભા અને કુન્દકુમારી અત્યાર લગી ત્યાં જ ઊભી હતી. અજિતસિંહ અને તેજસિંહના રોદનનો ધ્વનિ સાંભળીને તે બન્ને સમજી ગઇ કે, શોભનસિંહે આ અસાર સંસારનો ચિરકાલિક ત્યાગ કરી દીધો હતો. એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કુન્દકુમારી કહેવા લાગી કેઃ “મારૂં સર્વસ્વ ચાલ્યું ગયું !”

"કુન્દકુમારી! આજે દીર્ઘ કાળ પછી તારા ભાગ્યનું પરિવર્તન થયું!" પ્રતિભાએ તેના ઉદ્‌ગારને ન સાંભળીને કહ્યું.

"તે કેવી રીતે, માતા?" કુન્દકુમારીએ પૂછ્યું.

"આજે અચાનક તારા 'દુઃખનો અન્ત' આવી ગયેલો હોવાથી હવે તારાથી સુખને પ્રાપ્ત કરી શકાશે." પ્રતિભાએ માર્મિકતાથી કહ્યું.

"તમો એ કેમ કરીને જાણી શકયાં વારુ?" કુન્દકુમારીએ ગંભીરતા અને વિસ્મિતતાથી પ્રશ્ન કર્યો.

"ગુરુજીએ તારા ગ્રહોનું અવલોકન કરીને કહ્યું હતું કે, બેમાંથી એકનું મરણ થશે, એટલે બીજાને સત્ય સુખની પ્રાપ્તિ થશે. જો એમ ન થાય તો બન્ને સંકટમાં જ રહેવાનાં. જ્યારે ગુરુજીની પ્રથમ વાણી સત્ય સિદ્ધ થઇ છે, તો પછી આ બીજી વાણી પણ અવશ્ય સત્ય સિદ્ધ થવી જ જોઇએ." પ્રતિભાએ કારણનું દર્શન કરાવ્યું.

એ વાણી સાંભળીને કુન્દકુમારીની કાયામાં કંપનો આવિર્ભાવ થઇ ગયો અને તે શોકાવૃત્ત મુખથી કહેવા લાગી કેઃ "માતા! તમો આ ભવિષ્યને પ્રથમથી જ જાણતાં'તાં; તો પછી અત્યાર લગી એ વાત મને શામાટે ન કહી વારુ?"

"જો એ વાત તારા જાણવામાં આવશે, તો તું અવશ્ય આત્મહત્યા કરીને મરી જઇશ, એ કારણથી જ મેં તને એ વાત કહી ન હોતી." પ્રતિભાએ કહ્યું.

"ખરેખર તમો મારી માતા તો નથી જ!" કુન્દકુમારીએ મહાતિરસ્કાર દર્શાવીને કહ્યું.

એ પછી તે બન્ને ત્યાંથી ચાલતી થઇને થોડા જ અંતરપર આવેલા ભગવતીમંદિરમાં આવીને વિશ્રાંતિ લેવામાટે બેઠી.

# ઉપસંહાર

## પ્રથમ પરિચ્છેદ

### અમરસંન્યાસ

"'Tis a very good world we live in,
To lend, or to spend, or to give in;
But to beg, or to borrow, or get a man's own,
'Tis the very worst world that ever was known."

*Old Truism.*

આપણી નવલકથાનો હવે લગભગ અંત થવા આવ્યો છે. માત્ર એક બે વાતો કહેવાની છે તે કહીને અમો એની સમાપ્તિ કરી નાખીશું.

મહાન્ પ્રતાપી દિલ્લીશ્વર અકબરના કુળદીપક જહાંગીરે અમરસિંહના સંધિવિષયક પ્રસ્તાવને અત્યંત હર્ષસહિત સ્વીકારી લીધો. એ સંધિપત્ર સર્વ પ્રકારે અમરસિંહની ઇચ્છા અનુસાર જ લખવામાં આવ્યું હતું. રાણાના એ સંધિપત્રથી જહાંગીરે પોતાના ગૌરવને એટલું બધું વધી ગયેલું માની લીધું હતું કે, એ આનંદને પ્રદર્શિત કરવામાટે સમસ્ત નગરમાં ગાન તાનનો સમારંભ તેણે કેટલાક દિવસ સુધી એમનો એમ ચાલુ રખાવ્યો હતો. સરદારો તથા સિપાહીઓને એ પ્રસંગના સ્મરણાર્થે અનેકવિધ ઉચ્ચ પદવીઓ તથા ઉપહાર આપવામાં આવ્યાં હતાં અને ગરીબ તથા કંગાલોને અન્નવસ્ત્ર આદિ એટલા તો વિપુલ પરિમાણમાં અને મુક્ત હસ્તે અપાયાં હતાં કે, જેનું વર્ણન થવું સર્વથા અશક્ય અને અસંભવનીય જ છે.

જહાંગીરે દરબારમાં પોતાના પુત્રો કરતાં પણ ઉચ્ચ આસન મહારાણાજી અને તેના પ્રતિનિધિઓમાટે ખાસ તૈયાર કરાવ્યાં હતાં. મહારાણો અમરસિંહ કોઇ વાર પણ દિલ્લી ગયો ન હોતો, કિન્તુ તેના સ્થાને તેનો યુવરાજ કિરણસિંહ જ શાહના દરબારમાં હાજર રહેતો હતો. યુવરાજ કિરણસિંહનું આસન બાદશાહે પોતાના સિંહાસનની જમણી બાજૂએ રાખ્યું હતું, તેની તથા તેના પિતાની બે ઉત્તમ મૂર્તિઓ નિર્માણ કરાવીને પોતાના આગરામાંના બગીચામાં તેમના સ્મારક તરીકે રખાવી હતી અને તેને મોટા મોટા અધિકાર, પદવીઓ તથા ઉપહારો આપીને દિવસે દિવસે તેની પૂજ્યતાને તે બહુ જ વધારતો જતો હતો. તો પણ "બાદશાહ મને જાગીરદાર કહેશે; કારણ કે, હું એનો માંડલિક રાજા છું. આ ઘટનાથી મારા પૂર્વજોના કીર્તિસૂર્યને કાંઇ જેવો તેવો

કલંક તો નથી જ લાગ્યો !" એ વિચારથી કિરણસિંહના મનમાં વારંવાર અત્યંત ખેદ થતો હતો; તેમ જ ૫૦૦૦ રાજપૂત ઘોડેસવાર સૈનિકો સહિત જહાંગીર બાદશાહની ફોજ સાથે તેના સહાયક તરીકે તેને જે વારંવાર ફરવું પડતું હતું, એથી પણ તેને મનમાં બહુ જ અપમાન લાગી આવતું હતું.

આજે જે રાજા હોય છે, તે જો કાલે ભિક્ષુક બની જાય, તો તે ઉભય પ્રકારના જીવનના તારતમ્યને સારી રીતે સમજી શકે છે; કાલે જે સ્વાધીન હતો, તે આજે પરાધીન અથવા પરતંત્ર થતાં સ્વ-તંત્રતા અને પરતંત્રા વચ્ચે શો ભેદ રહેલો હોય છે, એને સારી રીતે ઓળખી શકે છે અને સુખી મનુષ્ય દુઃખમાં આવી પડતાં જ સુખ-દુઃખની ખરી વ્યાખ્યાને તત્કાળ સમજી શકે છે. એવી જ ગતિ મહારાણા અમરસિંહની પણ થઇ હતી. તે હૃદયના અનુતાપના અગ્નિથી દિવસ અને રાત બળ્યા કરતો હતો. જેણે એક વાર સ્વતંત્રતાનાં કંદમૂળનો આહાર કર્યો હતો, તે પરતંત્રતાનાં પકવાન્નોને પામીને સંતુષ્ટ ન થઇ શકયો. જહાંગીર તેના એ મનોભાવને સારી રીતે જાણી ગયો હતો અને તેથી તેને સંતુષ્ટ કરવાની તે અનેક ચેષ્ટાઓ કરવા લાગી ગયો હતો.

પરંતુ જહાંગિરની એ સઘળી ઉદારતાનું પારણામ ઉલટું જ થવા લાગ્યું. જેમ જેમ જહાંગીર મહારાણાનું વધારે સન્માન કરતો જતો હતો, તેમ તેમ અમરસિંહની આંખોમાં અશ્રુનો અધિક આવિર્ભાવ થતો જતો હતો. કાપી નાખેલા વૃક્ષની ચોટીપર જળસિંચન કરવાથી જેમ કાંઇ પણ પરિણામ નથી થતું, તેવી રીતે બાદશાહની એ ઉદારતાનું અમરના અંતઃકરણમાં પણ કાંઇ પણ પરિણામ થઇ શકયું નહિ. અમરસિંહ વિષતુલ્ય ભાસતા પરતંત્ર જીવનને વધારે વાર સહન કરી ન શકયો. અંતે તેણે પોતાના પૌત્રને દિલ્લીદરબારમાં મોકલીને યુવરાજ કિરણસિંહને મેવાડમાં પાછો બોલાવી લીધો અને રાજ્યના સર્વ સર-દારોની અનુમતિ લઇને તેણે તેના ભાલમાં રાજતિલક કરીને તેને મેવાડના હીનપ્રભ રાજસિંહાસનપર બેસાડી દીધો. એ પછી એક દિવસ અમર-સિંહે પોતાના સેનાપતિ, સરદારો અને અન્યાન્ય જનોને સંબોધીને નમ્રતાથી કહ્યું કેઃ

"મારા શૂરવીર સરદારો અથવા બીજા શબ્દમાં કહું તો બંધુજનો! મને હવે અહીંથી ચાલ્યા જવાની રજા આપો. આજે અઢાર વર્ષ થયાં આપ સર્વ એકનિષ્ઠાથી મને સહાયતા આપતા આવ્યા છો અને આપો છો. આપ સર્વ જનોએ પોતાના જાતિગૌરવને જાળવવાની પ્રાણાન્ત ચેષ્ટા કરી હતી, પરંતુ આપણા બધાના દુર્ભાગ્યથી આપણા સર્વ પ્રયત્નો

નિષ્ફળ થયા છે. મેવાડની રાજ્યલક્ષ્મી દિલ્લીશ્વરપર પ્રસન્ન થઇને તેની આજ્ઞાધારિણી થઇ રહી છે! આ ભયાનક દૃશ્યને મારાં નેત્રો જોઇ શકે તેમ ન હોવાથી આ પરતંત્રતાના અગ્નિની ભયંકર જ્વાળામાંથી નીકળીને હૃદયને શાંત કરવામાટે હું આ સ્થાનને તજીને દૂર ચાલ્યો જાઉં છું. આપ સમક્ષ મારી એટલી જ પ્રાર્થના છે કે,આપ સર્વ મારી પ્રતિમા કિરણસિંહપર પણ મારા જેવો જ સ્નેહ ભાવ રાખજો અને આપણી આ જનની જન્મભૂમિને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય સમજજો. સર્વ મળીને પરસ્પર ભ્રાતા સમાન સંબંધ રાખજો અને જીવના જોખમે પણ એકતા અથવા સંપને જાળવી રાખજો. જો જાતીય ધર્મની રક્ષા કરીને એકનિષ્ઠાથી વર્તશો, તો અવશ્ય એક દિવસ મેવાડ તથા મેવાડીઓના સુખસૂર્યનો ઉદય થવાનો જ?"

એ ભાષણ થઈ રહ્યા પછી સરદાર, પરિષદ્ગણ, સેનાપતિ અને જાગીરદારો અશ્રુ વર્ષાવતા અમરસિંહની ઇચ્છાને આધીન થઇને તેને ભેટ્યા. એ પછી અમરસિંહ પુનઃ કહેવા લાગ્યો કેઃ "બંધુજનો! હવે હું પ્રયાણ કરૂં છું. મારા માટે આપ લોકો જરા પણ શોક કે ચિન્તા કરશો નહિ. આપ લોકોના કુશળ સમાચાર સાંભળીને હું નિત્ય સંતુષ્ટ રહ્યા કરીશ. જતી વેળાયે હું બ્રાહ્મણ અને ગુરુ જનોનાં ચરણોમાં પ્રણામ કરૂં છું."

આબાલવૃદ્ધ સર્વ અશ્રુ વર્ષાવતા પોતપોતાનાં ગૃહોપ્રતિ પાછા વળ્યા. એક સમયનો મેવાડનો પ્રતાપી રાણો અમરસિંહ વાનપ્રસ્થ થઇને '**નૌચૌકી**' નામક સ્થાનમાં નિવાસ કરવામાટે રાજધાનીમાંથી ચાલતો થયો. જા. અમરસિંહ! જા; અને એકાંતમાં શાંત થા. એ નથી તારો એકાંતવાસ; કિન્તુ તને જીવન્મુક્તની પદવીથી વિભૂષિત કરનાર એ છે તારો **અમર સંન્યાસ**!

---

## દ્વિતીય પરિચ્છેદ

### પરિણામ

"Here I and sorrows sit;
Here is my throne; bid kings come bow to it."

*Shakspere.*

**મહાતપસિંહે** પોતાના જીવનકાળમાં અનેક દુઃખો સહન કર્યાં હતાં, પરંતુ એકમાત્ર પુત્રમરણનો શોક તેનાથી સહન કરી શકાયો નહિ; એટલે તેણે રાજ્યકાર્યના ભારને તેજસિંહના શિરપર નાખી દઇને પોતે

સંન્યાસ લઇ લીધો. ત્યાર પછી તીર્થયાત્રા કરતો કરતો તે કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો અને ત્યાર પછી તેનો કોઇને કશો પણ પત્તો મળી શક્યો નહિ.

તેજસિંહ લાવણ્યમયી સાથે કેટલાક દિવસ માલતીગઢમાં જ રહ્યો; પરંતુ જ્યારે તેણે ત્યાં લાવણ્યમયીના શોકમાં જરા પણ ઘટાડો થતો જોયો નહિ, ત્યારે અંતે નિરુપાય થઇને ઉદયપુરમાં આવીને તે વસવા લાગ્યો. તે દિવસથી જ લાવણ્યમયીએ પ્રતિજ્ઞા કરી કે: "હવે મરણપર્યંત કોઇ વાર પણ હું માલતીગઢમાં જઇશ નહિ."

લાવણ્યમયી પિતાના અદૃશ્ય થવાના અને બંધુના પરલોકવાસના શોકને સત્વર તો ભૂલી ન જ શકી. કેટલાક સમય પછી તેણે એક પુત્રને જન્મ આપ્યો. છ માસ પછી જ્યારે તે બાળકના અન્નપ્રાશન-વિધિનો દિવસ આવ્યો, ત્યારે તેજસિંહ કહેવા લાગ્યો કે:—

"આવા જ શુભ અવસરે લોકો પોતાનાં આત્મીય સ્વજનોને આમંત્રણ કરીને બોલાવે છે. પણ મારું તો કોઇ પણ આત્મીય જન નથી. તારે કોઇને બોલાવવા છે કે?"

આ પ્રશ્ન સાંભળીને લાવણ્યમયીનાં લાવણ્યલલિત લોચનોમાં પાણી ભરાઈ આવ્યાં. થોડા વખત પછી તે ગદ્ગદ સ્વરથી કહેવા લાગી કે: "ત્યારે મારું પણ એવું કયું સગું આ સંસારમાં બાકી રહ્યું છે કે જેને હું બોલાવું? માત્ર એક પ્રમીલા જ છે. પ્રમીલા મારી પ્રાણથી પણ અધિક પ્રિય બાલ્યસખી છે, એટલે એને તો ગમે તેમ કરીને અવશ્ય બોલાવવી જ જોઇએ."

તેજસિંહે અજિતસિંહને આમંત્રણ મોકલ્યું અને સાથે પ્રમીલાને લાવવાનો સંદેશ પણ કહાવ્યો. પ્રમીલા પોતાના બે વર્ષના બાળકને ગોદમાં તેડીને લાવણ્યમયીના ઘરમાં આવી લાગી. ત્યાં આવતાં જ પ્રમીલાનું બાળક પોતાની માતાની ગોદમાંથી ઊતરીને લાવણ્યમયીના પુત્ર સાથે રમવા લાગી ગયું.

અન્નપ્રાશનને દિવસે મહાસમારોહ સહિત એક ઉત્સવ કરવામાં આવ્યો. એ પછી પણ લાવણ્યમયીએ પ્રમીલાને કેટલાક દિવસ સુધી પોતાને ત્યાંથી જવા ન દીધી.

એક દિવસ પ્રમીલાનો પુત્ર અને લાવણ્યમયીનો પુત્ર સાથે મળીને રમવામાં નિમગ્ન થયેલા હતા. એટલામાં અચાનક કુન્દકુમારી ઓરડામાં આવી લાગી અને તે બન્ને બાળકોને પોતાની ગોદમાં ઉપાડી લઇને તેમને ચુંબન કરવા લાગી. દૂર ઊભેલી લાવણ્યમયી અને પ્રમીલા એ તમાશાને જોયા કરતી હતી. જો કે કુન્દકુમારીને આજે તેમણે

ઘણા લાંબા વખત પછી જોઇ હતી, છતાં પણ તેને જોતાં જ તેમણે ઓળખી લીધી હતી. તેને ઓળખતાં જ બન્ને દોડીને તેની પાસે આવી પહોંચી અને કુન્દકુમારીને નાના પ્રકારના પ્રશ્નો પૂછવા લાગી. કુન્દકુમારીએ ગત ૭ વર્ષનો સંપૂર્ણ ઇતિહાસ વિસ્તારપૂર્વક તેમને કહી સંભળાવ્યો.

જે સ્થળે એ ત્રણે સુંદરીઓ બેસીને વાર્તાલાપ કરવામાં નિમગ્ન થયેલી હતી, તે સ્થળે એક ભિક્ષુક ભામિની એ સમયે જ આવી લાગી અને ઊભી રહીને તીવ્ર દૃષ્ટિથી કુન્દકુમારીને એકાગ્ર દૃષ્ટિથી જોઇ રહી.

"તમો કોને જોઇ રહ્યાં છો ?" કુન્દકુમારીએ પ્રશ્ન કર્યો.

"જો કે તું મને નથી ઓળખી શકતી, પણ હું તને બરાબર ઓળખી ગઈ છું. એક દિવસ તેં જ મારા પ્રાણ બચાવ્યા હતા. પેલા પર્વતપર આપણે મળ્યાં હતાં, એ શું તું ભૂલી ગઇ કે ?" તે ભિક્ષુકીએ એક જૂની ઘટનાનું સ્મરણ કરાવતાં કહ્યું.

તત્કાળ કુન્દકુમારીને અમીનાનું સ્મરણ થઇ આવ્યું. તરત તે એ ભિક્ષુકીને ઓળખી ગઇ અને ત્યાર પછી તેને આદર સહિત બેસાડીને તે કહેવા લાગી કે: "હાલમાં તમો શું કરો છો, ક્યાં ફરો છો અને ક્યાં વસો છો ?"

"કરૂં છું એ કે ભીખ માગીને પેટ ભરૂં છું, જંગલોમાં ફરૂં છું અને કોઈ વાર વૃક્ષની છાયામાં તો કોઇ વાર પર્વતની ખીણોમાં વસીને રાતોને વીતાડું છું." અમીનાએ ખરેખરો જવાબ આપ્યો.

લાવણ્યમયી અને પ્રમીલાએ અમીનાના વૃત્તાંતને સાંભળવાની ઇચ્છા દર્શાવી એટલે કુન્દકુમારીએ તેના વિશે તે પોતે જે કાંઇ પણ જાણતી હતી તે સઘળો વૃત્તાંત અથેતિ કહી સંભળાવ્યો. તેના એ વૃત્તાંતને સાંભળી લઇને લાવણ્યમયીએ અમીનાને કાંઇક આપીને કહ્યું કે: "અમીના ! હવેથી તમારે ભિક્ષાવૃત્તિ કરવી જ નહિ. તમોને જે વસ્તુ જોઇએ તે મારી પાસેથી આવીને લઇ જજો."

અમીના લાવણ્યમયીના વચનને આનંદસહિત માન્ય કરીને ત્યાંથી ચાલતી થઈ ગઈ.

લાવણ્યમયીનો અત્યંત આગ્રહ થવાથી કુન્દકુમારીને તે સમયે તો ત્યાં જ રોકાઇ રહેવું પડ્યું. સંધ્યાસમયે જ્યારે કુન્દકુમારી રાજમાર્ગમાં થઇને ચાલી જતી હતી, તે વેળાયે અચાનક કેશવાચાર્યને માર્ગમાં ચાલ્યો જતો તેણે જોયો. કેશવાચાર્ય પોતાના એક કાર્યમાટે અને મહારાણાના નિમંત્રણથી ઉદયપુરમાં આવેલો હતો.

કુન્દકુમારીએ ગુરુને જોતાં જ નમીને પ્રણામ કર્યો. કુન્દકુમારીને જોઇને ગોસ્વામીના મનમાં અત્યંત આશ્ચર્ય થવા લાગ્યું. કુન્દકુમારી કેશવાચાર્યને એક શિવાલયમાં લઇ ગઇ કે, જ્યાં પ્રતિભા પણ બેઠેલી હતી. કેશવાચાર્યના પૂછવાથી પ્રતિભાએ પોતાના અને કુન્દકુમારીના પલાયનનો વૃત્તાંત અકપટ ભાવથી અક્ષરે અક્ષર સત્ય કહી સંભળાવ્યો અને પછી તે કહેવા લાગી કેઃ "મારા પલાયનનું બીજું કાંઇ પણ કારણ ન હોતું. આપને પ્રથમ મેં કહ્યું હતું કે, મારૂં આ સંસારમાં કોઇ પણ નથી. કુન્દકુમારી મારી સ્વર્ગવાસિની સહોદરાની કન્યા છે, એ વાત આપને કે બીજા કોઇને પણ મેં જણાવી ન હોતી. એટલામાટે જ્યારે એ ભેદ પોતાની મેળે જ અચાનક ખુલ્લો થઇ ગયો, ત્યારે મનમાં હું બહુ જ લજ્જિત થવા લાગી અને મારા મનમાં એમ થવા લાગ્યું કે, હવે મારે ગુરુજીને મુખ શું બતાવવું? એ વિચારથી જ હું ન્હાસી ગઇ હતી. બીજું કાંઇ પણ પલાયનનું કારણ હતું જ નહિ. હું અક્ષરે અક્ષર સત્ય જ બોલું છું."

પ્રતિભાની વાર્તા સમાપ્ત થયા પછી કુન્દકુમારી બોલી કેઃ "પિતાજી! રેવતી ક્યાં છે વારૂ?"

"રેવતી એકલિંગજીના બાગમાં જ રહે છે. તમો બન્નેના ચાલ્યા જવા પછી તે મારી શિષ્યા થઇ છે. તમોને તે વારંવાર યાદ કર્યા કરે છે." કેશવાચાર્યે ઉત્તર આપ્યું.

કેશવાચાર્યે એ પછી પ્રતિભા તથા કુન્દકુમારીને એકલિંગજીના બાગમાં ચાલવાનો અત્યંત આગ્રહ કર્યો. પરંતુ બન્નેમાંથી એકનુંય મન ત્યાં જવાને પ્રસન્ન હોય એમ દેખાયું નહિ, એટલે અંતે નિરુપાય તથા હતાશ થઇને ગોસ્વામી કેશવાચાર્ય એકલો જ માલતીગઢ તરફ ચાલ્યો ગયો.

એ પછી પ્રતિભા અને કુન્દકુમારી અખંડ તીર્થયાત્રા કરવા લાગી. ઘણા દિવસ પછી ફરતી ફરતી એ બન્ને અબળાઓ હરિદ્વારમાં આવી પહોંચી. ગ્રીષ્મઋતુનો સમય વર્તમાન હતો. પ્રભાતકાળમાં પતિતપાવની ગંગા નદીના નીરમાં સ્નાન કરવામાટે તેઓ રામઘાટ પર આવી હતી. જળમાં પડીને સ્નાન કરતાં કરતાં પ્રતિભાએ કુન્દકુમારીને પૂછ્યું કેઃ "કેમ કુન્દકુમારી! હવે તો તું સુખિની થઇ ને?"

કુન્દકુમારીએ દીર્ઘ નિઃશ્વાસ નાખીને ઉત્તર આપ્યું કેઃ "હા; થઇ."

* * * * *

કુન્દકુમારી! આજે અમો તને દેવીની ઉપમા આપીએ છીએ; કારણ કે, પોતાના પ્રેમની પવિત્રતા અથવા તો વિશુદ્ધતાની રક્ષામાટે

તે જે કાંઇ પણ કરી બતાવ્યું છે, તે સાધારણ મનુષ્ય જાતિના સ્વભાવને નહિ કિન્તુ દેવજાતિના સ્વભાવને જ યોગ્ય છે. અર્થાત્ તને દેવીની પદવીથી વિભૂષિતા કરવામાં જ મનુષ્યજાતિનું ગૌરવ છે. તારા સચ્ચરિત્રથી સંસારની અન્ય સ્ત્રીઓને ઘણો જ સારો બોધ મળી શકશે. હું ફરી પણ કહું છું કે, તું સ્ત્રી નહિ; પણ ખરેખર દેવી જ છે! તારા જેવી દેવીસ્વરૂપિણી સુન્દરીઓના અસ્તિત્વથી જ ભારતવર્ષનું કેટલુંક ગૌરવ અદ્યાપિ અવિચલ રહી શક્યું છે!! પરમાત્મા સમસ્ત સુંદરીઓને તારા જેવી જ સદ્બુદ્ધિ અને સદાચારવૃત્તિ આપો, એ જ અભ્યર્થના!!!

---

## તૃતીય પરિચ્છેદ

### મહારાણા અમરસિંહની યોગ્યતા અને કૈલાસયાત્રા

મેવાડના મહારાણા જૈત્રસિંહથી આરંભીને મહારાણા અમરસિંહજીના રાજત્વકાળના અઢારમા વર્ષ પર્યન્ત અર્થાત્ લગભગ ચાર સો વર્ષ જેટલા સુદીર્ઘકાળ પર્યન્ત મેવાડના શિશોદિયાવંશભૂષણ રાજ્યકર્તાઓ પોતાની સ્વતંત્રતાને સુરક્ષિત રાખવામાટે દિલ્લીના મુસ્લિમ સુલ્તાનો તથા બાદશાહો સાથે રણભૂમિમાં બહુધા લડતા ને લડતા જ રહ્યા હતા અને તેમણે મુસ્લિમ સુલ્તાનો તથા બાદશાહોના વર્ચસ્વને સ્વીકારીને પરાધીનતાને કદાપિ પોતાના નિકટમાં આવવા ન હોતી દીધી; માત્ર એટલું જ નહિ, પણ મહારાણા સંગ્રામસિંહ અથવા સાંગાના સમય પર્યન્ત તેઓ વારંવાર મુસલ્માન બાદશાહો પાસેથી સામા કેટલાક પ્રાંતોને છીનવી પોતાના રાજ્યમાં મેળવી દઇને પોતાના રાજ્યની સીમાઓને વધારતા જ રહ્યા હતા. અંતે મુસલ્માન રાજ્યકર્તાઓ તેમ જ પોતાની સ્વતંત્રતા તથા કુલમર્યાદાને તિલાંજલિ સમર્પીને બાદશાહોના સેવક થઈ રહેલા કર્તવ્યભ્રષ્ટ રાજપૂત રાજાઓ સાથે દીર્ઘકાળ પર્યન્ત લડાઇઓ કર્યા પછી મહારાણા અમરસિંહે નિરુપાય થઇને ઉપર દર્શાવ્યા પ્રમાણે મુગલ શહનશાહ જહાંગીર સાથે જો કે સંધિ તો કર્યો હતો; પરંતુ એ સંધિ તેણે પોતાના વંશના પ્રાચીન ગૌરવને સર્વથા સુરક્ષિત રાખીને જ કર્યો હતો અને તેથી જ મેવાડના કોઇ પણ મહારાણાને દિલ્લીના કોઇ પણ બાદશાહના દર્બારમાં જઇને બાદશાહ સમક્ષ પોતાના મસ્તકને નમાવીને દંડાયમાન થવાના અપમાનને સહન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો જ ન હોતો; છતાં પણ એ નામમાત્રની પરાધીનતાએ મહારાણા અમરસિંહના હૃદયમાં એવી તો ગ્લાનિને ઉત્પન્ન કરી દીધી હતી કે તે ગ્લાનિના પરિણામે મહારાણા અમરસિંહે પોતાના જીવનકાળમાં જ પોતાના

યુવરાજ કિરણસિંહને મેવાડના સિંહાસનપર અભિષિક્ત કરીને પોતે એકાંતવાસને સ્વીકારી લીધો હતો. રાજમહાલયમાં વસવા છતાં મહારાણા અમરસિંહનો વિરક્ત આત્મા મહાલયનિવાસમાં વન્ય પર્ણકુટીના નિવાસને જ અનુભવી રહ્યો હતો.

જેવી રીતે શહનશાહ અકબર તેની સાથે પ્રાણપણથી અંતપર્યન્ત લડનારા વીર રાજપૂતોનું સન્માન કરતો હતો અને પોતાના એ વીરત્વ વિષયક સદ્ભાવના ઉદાહરણસ્વરૂપ તેણે જેવી રીતે બદનોરના વીર જયમલ્લ તથા આમેટના વીર પત્તાની હસ્તીઓ પર બિરાજેલી પાષાણમૂર્તિઓને નિર્માણ કરાવીને આગ્રાના કિલ્લાના દ્વારની બન્ને બાજૂયે સ્થાપિત કરાવીને તે વીર રાજપૂતોનો આદર કરી બતાવ્યો હતો તેવી જ રીતે બાદશાહ જહાંગીરે પણ પોતાના અજમેરનિવાસના સમયમાં મહારાણા અમરસિંહ તથા તેના યુવરાજ કિરણસિંહની મનુષ્યના પૂરા કદની સ્ફટિક પાષાણ (આરસ પત્થર)ની દંડાયમાન મૂર્તિઓનું નિર્માણ કરાવીને તે મૂર્તિઓને આગ્રાના કિલ્લામાં દર્શનના ઝરૂખાની નીચેના ભાગમાં બગીચામાં ઊભી કરાવી દીધી હતી.* આવી રીતે બાદશાહ જહાંગીરના સમયમાં તેની રાજધાની આગ્રા નગરમાં મેવાડના ચાર વીર પુરુષોની પાષાણપ્રતિમાઓ તેમની અલૌકિક વીરતાના સ્મારકસ્વરૂપે વિદ્યમાન હતી. અકબર તથા જહાંગીર બાદશાહે જેમણે તેમની આધીનતાને સ્વીકારીને તેમ જ પોતાની ભગિનીઓ તથા પુત્રીઓને તેમની સાથે પરણાવી દઇને પોતાના ઉજ્જવલ રાજપૂતવંશને ચિરકલંકિત કરી પોતાની ષંઢતાનો પરિચય કરાવ્યો હતો તેવા કોઈ પણ કુલકલંક રાજપૂત રાજાની મૂર્તિને નિર્માણ ન કરાવતાં જેમણે પોતાના વંશની ઉજ્જવલતાને તથા પોતાની સ્વાધીનતાને નિષ્કલંક તથા અવિચલ રાખવામાટે એ ઉભય બાદશાહો સાથે વર્ષો પર્યન્ત ભયાનક યુદ્ધો કર્યાં હતાં; અસંખ્ય મુસલ્માનોને રણભૂમિમાં સંહારી નાખ્યા હતા અને દિલ્હીના બાદશાહો ગમે તેવા તથા ગમે તેટલા બલાઢ્ય હોવા છતાં તેમના સમક્ષ પોતાનાં મસ્તકોને ન હોતાં જ નમાવ્યાં તે પોતાના તથા પોતાના મુસ્લિમ સામ્રાજ્યના પરમવિરોધી મેવાડી વીર રાજપૂતોની પાષાણપ્રતિમાઓને અકબર તથા જહાંગીર બાદશાહે નિર્માણ કરાવીને પોતાની રાજધાનીમાં રખાવી હતી એથી સ્પષ્ટ દેખાઈ આવે છે કે જગતમાં પૂજા તો કેવળ વીર પુરુષોની જ થાય છે અને જ્યાં વીરતાનો ચમત્કાર દેખાય છે

* 'તુજુક જહાંગીરી' (શહનશાહ જહાંગીરના આત્મચરિત્ર)નો અંગ્રેજી અનુવાદ: ભાગ ૧ લો: પૃષ્ઠ ૩૩૨.

ત્યાં તે ચમત્કાર સમક્ષ બલાઢ્યથી બલાઢ્ય શત્રુઓ પણ પૂજ્યભાવથી પોતાના અભિમાન તથા ગર્વનો પરિત્યાગ કરીને પોતાનાં મસ્તકોને વીરતાનાં ચરણોમાં નમાવી દે છે. આ ઘટનાથી હિન્દુજાતિએ જે કોઇ પણ હિન્દુધર્મ તથા હિન્દુજાતિના વિરોધી વૈરીઓ હોય તેમને પોતાની અનન્ય વીરતાના ચમત્કારો બતાવીને ચકિત કરી દેવાના પાઠને જ શીખી લેવાનો છે; કારણ કે, ચમત્કાર વિના નમસ્કાર હોતો જ નથી. અસ્તુ.

દિલ્લીના મુગલ બાદશાહના દર્બારમાં કેવળ મેવાડમાટે જ એ નિયમ હતો કે જ્યારે મેવાડના સિંહાસનપર નવીન મહારાણો આવતો હતો ત્યારે તેને મુગલ શહનશાહના દર્બારમાં આવવાની ફરજ ન પાડતાં ખિલઅત તથા ફરમાન આદિક મેવાડ મોકલી આપવામાં આવતાં હતાં તેમ જ પાંચ હજારી મન્સબની મન્સબદારીના નિયમ અનુસાર એ વસ્તુઓ બાદશાહની સેવામાં રહ્યા વિના જ મેવાડના મહારાણાને તેના વંશની અનન્ય પ્રતિષ્ઠાના ચિહ્ન તરીકે ઘર બેઠાં જ મળી જતી હતી. મુગલ બાદશાહોના સમયમાં મુગલિયા દર્બારમાં મેવાડના મહારાણા જેટલી અન્ય કોઇ પણ રાજપૂત રાજાની પ્રતિષ્ઠા ન હોતી. તે સમયમાં જહાંગીરની રાજધાનીમાં વસતા અંગ્રેજ ગૃહસ્થ સર ટૉમસ્ રોએ સ્પષ્ટ શબ્દોમાં એવો ઉલ્લેખ કરેલો છે કે: "બાદશાહ જહાંગીરે મેવાડના મહારાણાને પોતાના બળથી નહિ, કિન્તુ પારસ્પરિક સંમતિથી જ આધીન કર્યો હતો; કિંવા બાદશાહે મેવાડના મહારાણાને પરાજિત કરીને નહિ; પણ બખ્શીશો આપીને જ જીતી લીધો હતો એમ પણ કહી શકાય; કારણ કે, મેવાડના મહારાણાને જીતવાથી બાદશાહની આવકમાં કશો પણ વધારો તો થયો જ ન હોતો અને સામું તેને બહુ બહુ આપવું પડતું હતું.*

વિલિયમ્ અરવાઇન્ પોતાના 'Later Mughals' નામક ગ્રંથમાં લખે છે કે: "મેવાડમાં અતિપ્રાચીન તથા મહત્ત્વશીલ શિશોદિયા વંશનું રાજ્ય હતું અને તેની રાજધાની ઉદયપુર હતી. ચિત્તોડ નામક મેવાડની પુરાતન રાજધાનીને શહનશાહ અકબરે લઇ લીધી હતી. છતાં પણ શિશોદિયાઓ મુસલ્માનોના સંપર્કથી યથાશક્ય દૂરના દૂર જ રહ્યા કરતા હતા અને મુગલ બાદશાહોને પોતાની પુત્રી આપવામાં તેઓ ભયાનક અપમાન માનતા હોવાથી એ અપમાનના કલંકને તેમણે પોતાના ભાલપ્રદેશમાં કદાપિ લાગવા દીધો ન હોતો. જોધપુર તથા અંબે-

* The Embassy of Sir Thomas Roe (વિલિયમ ફૉસ્ટર સંપાદિત) પૃષ્ઠ ૯૦.

રના મોટા મોટા રાજપૂત રાજાઓ પ્રમાણે મેવાડના મહારાણાઓ પોતાના સેવક તરીકેના ધર્મનું પાલન કરવામાટે મુગલ બાદશાહોનાં સૈન્યમાં સંમિલિત થઇને મુગલ બાદશાહોના શત્રુઓ સાથે લડવાને કદાપિ ગયા ન હોતા."*

મહાશય વિલિયમ્ અરવાઇનના આ કથનના આ અંતિમ વાક્યની વ્યાખ્યા કરતાં પ્રસિદ્ધ ઇતિહાસલેખક પ્રોફેસર જદુનાથ સરકાર લખે છે કે: "આ છૂટ છાટ કેવળ મેવાડના રાણાઓને જ આપવામાં આવી હતી અને તેથી અન્યાન્ય આધીન રાજાઓ પ્રમાણે મેવાડના મહારાણાઓને બાદશાહના દર્બારમાં હાજરી પણ આપવી પડતી ન હોતી અને શાહી ફાજની નોકરી પણ બજાવવી પડતી ન હોતી. તેમના માટે એવો નિયમ કરવામાં આવ્યો હતો કે મેવાડના મહારાણાઓએ પોતાના કોઈ પ્રતિનિધિ, કનિષ્ઠ બંધુ, રાજકુમાર અથવા કોઈ પગારદાર સેવકને શહનશાહના દર્બારમાં મોકલી આપવો. મુગલ બાદશાહના સૈન્યમાં જોધપુર તથા આંબેરના રાજાઓના સૈનિકો કરતાં મેવાડના મહારાણાના સૈનિકો બહુ જ ઓછા રહેતા હતા."†

બાદશાહ સાથે સંધિ થઇ ગયા પછી, અકબરના ચિત્તોડવિજયની ઘટનાથી આરંભીને વિક્રમ સંવત્ ૧૬૭૧ અથવા ઇ. સ. ૧૬૧૪ પર્યન્તના કાલાવધિમાં, મેવાડના જેટલા પ્રદેશો બાદશાહના અધિકારમાં આવી ગયા હતા અને જે પ્રદેશો ભિન્ન ભિન્ન મનુષ્યોને જાગીર તરીકે અપાઇ ગયા હતા તે સર્વ પ્રદેશો તથા ચિત્તોડનો કિલ્લો પણ મેવાડના મહારાણાને પાછા મળી ગયા હતા. મેવાડના યુવરાજ કિરણસિંહના નામનું જે બાદશાહી ફર્માન તા૦ ૩૧ ઉર્દિબહિસ્ત, તા૦ ૨૨ રબિઉસ્સાની હિ. સ. ૧૦૨૪ (વિક્રમ સંવત્ ૧૬૭૨ જ્યેષ્ઠ વાદ અથવા ઇ. સ. ૧૬૧૫ તા૦ ૧૧ મી મે) ને દિવસે લખાયું હતું તેમાં બાદશાહના અધિકારમાં ચાલ્યો ગયેલો મેવાડનો આખોય ઇલાકો યુવરાજ કિરણસિંહના નામે બહાલ થઇ જવા ઉપરાંત ફૂલિયા, રતલામ, બાંસવાડા, જીરન, નીમચ અને અરણોદ આદિ બહારનાં પ્રગણાઓ પણ યુવરાજ કિરણસિંહને જાગીરમાં અપાયાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.‡

* * * *

વિક્રમ સંવત્ ૧૬૭૬ ના માઘ માસની શુકલ દ્વિતીયા અને

---

* Irvine's 'Later Mughals' Vol 1., PP. 42-43.

† Irvine's 'Later Mughals' Vol 1., P. 43 (Footnote).

‡ 'તુજક જહાંગીરી' (જહાંગીરના આત્મચરિત્ર) નો અંગ્રેજી અનુવાદ: ભાગ ૨ જો: પૃષ્ઠ ૧૮.

બુધવારને દિવસે (તા૦ ૨૬ મી જાન્યુઆરી ૧૬૨૦) મહારાણા અમરસિંહનો ઉદયપુરના પોતાના રાજમહાલયમાં દેહાંત થયો હતો અને આહાડમાં ગંગોદ્દભવના નિકટમાં તેના મૃત દેહની અન્ત્યેષ્ટિ ક્રિયા કરવામાં આવી હતી. તેના મૃત દેહની સાથે ૭ રાણીઓ, નવ દાસીઓ અને નવ સાહેલીઓ પોતાનાં સજીવન શરીરોને અગ્નિનારાયણના મુખમાં સમર્પીને સતી થઇ હતી. અમરસિંહના મૃત્યુ પછી મેવાડના મહારાણાઓનો અગ્નિસંસ્કાર એ જ સ્થાનમાં થતો રહ્યો હતો અને તેથી એ સ્થાનને 'રાજસ્મશાન' નામ આપવામાં આવ્યું હતું. મહારાણા અમરસિંહના અવસાનના સમાચાર શહેનશાહ જહાંગીરને તે કાશ્મીરથી પાછો ફરતાં સુલ્તાનપુરમાં રોકાયો હતો ત્યારે ફાલ્ગુન માસની શુકલા પંચમીને દિવસે મળ્યા હતા અને એ સમાચાર મળતાંની સાથે જ મહારાણા અમરસિંહના પુત્ર ભીમસિંહ તથા ભઁવર* (પૌત્ર) જગત્સિંહને (કે જેઓ એ કાશ્મીરયાત્રાના પ્રસંગે તેમની સાથે જ હતા તેમને) જહાંગીરે સરપાવ આપીને ઉદયપુર રવાના કરી દીધા હતા.†

મહારાણો અમરસિંહ વીર પિતાનો વીર પુત્ર હોવાથી, યૌવનમાં વિલાસરૂપ સુષુપ્તિમાં પડી જવા છતાં જ્યારે તેને એ સુષુપ્તિમાંથી જગાડીને સાવધાન કરી દેવામાં આવ્યો ત્યારે તે જેવી રીતે પોતાના પિતાના જીવનકાળમાં મુગલો સાથે લડ્યો હતો તેવી જ રીતે પોતાની સ્વતંત્રતાની રક્ષામાટે પોતાના સમકાલિક બાદશાહ જહાંગીર સાથે જ્યાં સૂધી તેની પાસે યુદ્ધનાં સાધનો વિદ્યમાન હતાં ત્યાં સૂધી લોકોત્તર વીરતાથી એટલામાટે લડતો રહ્યો હતો કે તેના હૃદયમાં પોતાના પુણ્યશ્લોક પિતા પ્રતાપ રાણાના અંતિમ સમયના ઉપાલંભોનું નિરંતર સ્મરણ થયા કરતું હતું. વર્ષોનાં વર્ષો પર્યન્ત અખંડ તથા અવિશ્રાંત સંગ્રામો કરતાં કરતાં જ્યારે રાજપૂતોની સંખ્યા દિવસાનુદિવસ ઘટતી ને ઘટતી જ દેખાવા લાગી અને વિજયની લેશમાત્ર પણ આશા ન રહી ત્યારે પોતાના સર્દારોની ઇચ્છા તથા પોતાની તે સમયની પરિસ્થિતિને જોઇને તેને પોતાની

---

* રાજપૂતાનામાં રાજાઓ તથા સર્દારો આદિના પૌત્રોને જ્યાં સૂધી તેમના પિતામહો (દાદાજીઓ) જીવતા હોય છે ત્યાં સૂધી 'ભઁવર' નામથી બોલાવવા અથવા ઓળખવામાં આવે છે.

† મહારાણા અમરસિંહજીની ૨૬ રાણીઓ હતી અને તે રાણીઓથી તેમને ૬ રાજકુમાર તથા એક રાજકુમારી મળીને જે એકંદર સાત સંતાનો પ્રાપ્ત થયાં હતાં, તેમનાં નામો આ પ્રમાણે: યુવરાજ કિરણસિંહ, રાજકુમાર સૂર્યમલ્લ (સૂરજમલ); ભીમ (ભીમસિંહ); અર્જુનસિંહ; રત્નસિંહ; વાઘસિંહ અને રાજકુમારી બલવન્તાંબાઇ.

---

## "ગુજરાતી" પત્રે પ્રકટ કરેલી સામાજિક નવલકથાઓ

| | | | |
|---|---|---|---|
| ૧ | એમ. એ. બના કે કર્યો મેરી મિટ્ટિ ખરાબ કી ? | | ૨– ૦–૦ |
| ૨* | વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ ... | | ૩– ૦–૦ |
| ૩* | આજકાલનો સુધારો અથવા રમણીય ભયંકરતા | | નથી. |
| ૪* | સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન ... | | ૩– ૦–૦ |
| ૫* | ચૂડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા | *ભાગ ૧ લો | ૪– ૦–૦ |
| ૬ | ,, ,, | *ભાગ ૨ જો | ૪– ૦–૦ |
| ૭ | નવો જમાનો અથવા અમૃત કે ઝેર ? ... | | ૪– ૦–૦ |
| ૮ | વેરની વસુલાત ... ... ... ... | | નથી. |
| ૯ | અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ (સચિત્ર) | ભાગ ૧ લો | ૩– ૦–૦ |
| ૧૦ | ,, ,, | ભાગ ૨ જો | ૩– ૦–૦ |
| | ,, ,, | બે ભાગો સાથે | ૫– ૦–૦ |

## "ગુજરાતી" પ્રેસે પ્રકટ કરેલી સામાજિક નવલકથાઓ

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ગંગા એક ગૂર્જર વાર્તા (સચિત્ર) ... | | ૧– ૪–૦ |
| ૧૨ | વિક્રમની વીસમી સદી અથવા આજકાલના હાલહવાલ | ભાગ ૧ લો | ૩– ૦–૦ |
| ૧૩ | ,, ,, | ભાગ ૨ જો | ૩– ૦–૦ |
| | ,, ,, | બે ભાગો સાથે | ૫– ૦–૦ |
| ૧૪ | હાથનાં કર્યાં હૈયે વાગ્યાં ... ... ... | | ૧– ૪–૦ |

**નોંધઃ**–આ પુસ્તકો ગુજરાતીના ગ્રાહકોને કીફાયત ભાવે મળશે.

* આવી ફુદડીવાળા ગ્રન્થોના કર્તા રા. રા. નારાયણ વિસનજી ઠક્કુર છે.

**"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ, સાસુન બિલ્ડીંગ, કોટ, મુંબઈ.**

# સ્ત્રીઓનું સૌંદર્ય




સુંદર મોહક વાળથી અપૂર્વ દીપી નીકળે છે. માટે તેવા મોહક વાળ જોઈ અદેખાઈ નહિ કરતાં તેવા વાળ પ્રાપ્ત કરવા સારૂ તમો પણ પ્રયત્ન કરો. જેઓ પોતાના વાળની સંભાળ રાખવાનું સમજે છે. તેઓ બીજી ચીજો ઉપર આધાર નહિ રાખતાં, હમેશાં

## કામીનીઆ ઑઈલ (રજીસ્ટર્ડ)

વાપરે છે, અને વાળને સુંદર, મોહક, સુંવાળા રેશમ જેવા બનાવે છે. દુનીઆભરમાં લાખો લોકો કામીનીઆ ઑઈલ વાપરે છે, અને તેનાથી થતા ફાયદા જોઈને બીજાઓને તે વાપરવા ભલામણ કરે છે. કારણ કે તે ખરી પડતા વાળને અટકાવી, ઉગવામાં જે નડતર હોય તે દુર કરી વાળને લાંબા વધારે છે, મગજને ઠંડક આપે છે. વળી તેની મોહક મીઠી સુગંધી અત્યંત પ્રીય લાગે તેવી છે. માથામાં થતો ખોડો, તથા જંતુઓનો નાશ કરે છે. આવા અનેક ગુણો તથા ઉત્તમ બનાવટને લીધે લગભગ દરેક પ્રદર્શનમાં કામીનીઆ ઑઈલને સોનાના ચંદો, તથા સરટીફીકેટો મળેલા છે. આથી વિશેષ ખાત્રી શી જોઈએ? તમો પોતેજ એક બાટલી ખરીદી ખાત્રી કરો. પછી તમે પણ હંમેશાં એજ વાપરવાનું પસંદ કરશો.

દરેક શહેરમાં પ્રતિષ્ઠિત દુકાનદારો વેચે છે.

કીમત ૧ બાટલીના રૂ. ૧– ૦–૦ વી. પી. ખર્ચ રૂ. ૦– ૬–૦ જુદા.
૩ બાટલીના રૂ. ૨–૧૦–૦ વી. પી. ખર્ચ રૂ. ૦–૧૨–૦ જુદા.

સોલ એજંટઃ–ધી એંગ્લો ઈંડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું.
૨૮૫ માર્કેટ, પોસ્ટ બોક્ષ ૨૦૮૨, મુંબઈ નં. ૨.



# ઓમર પાશા,

એક તવારીખરૂપી વાર્તા.



( પુષ્કળ ચિત્રોસાથે. )


રચનાર,

પ. બે. મરઝબાન,

"વિવેક વાણી" ( યાને ઇંગ્રેજી રીતભાત ),

"ગુલિવરની મુસાફરીઓ,"

"મજુક ફુટારો,"

વગેરેના રચનાર.





ફૉર્ટ પ્રિંટિંગ પ્રેસ,

બાઇ.

# ઓમર પાશા,

એક તવારીખરૂપી વાર્તા.





( પુષ્કળ ચિત્રોસાથે.)

રચનાર,

પ. બે. મરઝબાન,

"વિવેક વાણી" ( યાને ઇંગ્રેજી રીતભાત ),

"ગુલિવરની મુસાફરીઓ,"

"મજેહ સુધારો,"

વગેરેના રચનાર.



ફૉર્ટ પ્રિંટિંગ પ્રેસ,



મર્હુમ લેડી પીરોજબાઇ ફીરોઝશાહા મેહેતા.

જન્મઃ—તા૦ ૧૯ મી સપટેમ્બર, ૧૮૫૦. મરણઃ—તા૦ ૧૨ મી નવેમ્બર, ૧૯૦૭



# દીબાચો.

હાલમાં ગુજરાતી ભાષામાં જેટલાં પુસ્તકો પારસી લખનારાઓને હાથે લખાયછે, તેમાંનાં થોડાક અપવાદોસિવાય ઘણાંખરાં પારસી સંસારી વાર્તાઓનાંજ હોયછે. તેવી-જરીતે વર્ત્તમાનપત્રો, તથા માહવારી ચોપાનીયાંઓમાં પણ એવીજ કેસમની વાર્તાઓનો સમાવેશ કરવામાં આવેછે જોકે ફુરસતનો વખત ગાળવામાટે એવાં લખાણો વાંચવામાં ઝાઝું વાંધાજેવું તો કશું નજરે આવતું નથી, તોપણ એવાં એકનીએક જાતનાં લખાણોથી તે વાંચનારાં કુમળાં કે પુખ્ત મગજને કશો ફાયદો થતો હોય, એ શકભરેલુંછે. વાર્તા એવી હોવી જોઇએ, કે જેમાંથી તેના વાંચનારને ખાસ ગમ્મત મળવાઉપરાંત. તવારીખનેલગતું, દુનિયાદારીનેલગતું, કે દરેકજાત નીતિ રીતનું જ્ઞાન મળવાસાથે સમજ મળે. અને વળી સાથે બીજા ફાયદા થાય, તથા મગજ ખીલે. એવાં વાંચનોથી જો કાંઇ પણ લાભ થાય તો ઠીક, નહીંતો વખત અને પૈસા ફોકટમાં ગુમાવેલા ગણાય.

ઘણી વાકેફી મગરૂરીસાથે જણાવુંછું, કે મારાં આગળનાં ત્રણ પુસ્તકો "વિવેક વાણી". (યાને અંગ્રેજી રીતભાતનું પુસ્તક), "ગુલિવરની મુસાફરીઓ," અને "મણુક હુટારો"ને મનમાનતો, બલકે પૂરતો આસરો ગુજરાતી વાંચનારી આલમતરફથી મળ્યો-છે, અને તેમાટે તેનો આ પ્રસંગે ખરાં દિલથી ઉપકાર માનુંછું. મારૂં છેલ્લું પુસ્તક ૧૮૯૩નાં સાલમાં બહાર પડ્યાપછી ઘણો લાંબો વખત નિકળી ગયો, અને બીજાં કામોની રોકાણનેસબબે બીજાં વધુ પુસ્તકો બહાર પાડવાની ફુરસત મળી નહીં, પણ જેવી મને તેમ કરવાની તક મળી, કે તેવીજ આ પુસ્તક બહાર પાડવાનો વિચાર કર્યો. હું ખુલ્લેખુલ્લું જણાવી દઉંછું, કે મને લખનારતરીકે બહાર આવવાનો જરા પણ અભરખો કે વિચાર નથી, પણ જ્યારે મને જેટલીબી ફુરસત મળે, ત્યારે આળસુ પડી રેહેવાકરતાં, કોઇ પણ રીતે તેનો સારો લાભ લેવાય. કે જેથી મને પોતાને ઉપરાંત વાંચનારને ફાયદો થાય, એવાજ વિચારથી લખુંછું.

જે શુભ વાંચનારાઓ અંગ્રેજી ભાષાથી નસીબવંત હોય, છતાં જેઓએ અત્યાર-આગમચના "ક્રિમિયાની લડાઇ"નેલગતાં પુસ્તકો વાંચ્યાં ન હોય, તેઓને તે એકવાર વાંચવાની હું મજબુત ભલામણ કરૂંછું. જગજાહેર આ લડાઇથી શું શું ખાના-ખરાબીઓ થવા પામી હતી, પણ તેમ વળી તેથી શું શું ફાયદાઓ થવા પામ્યાછે. તે સર્વે જાણવાની ભારે અગત્યછે, એમ કેહેવામાં કશું ખોટું ગણાશે નહીં. આ એક લડાઇએ તવારીખમાં મોટું નામ કાહાડયુંછે, અને બીજાં ઘણાં વર્ષોસુધી તેની ભયંકર

યાદ યુરોપની પ્રજાઓનાં મગઝમાંથી વિસરાયએમ નથી. આ લડાઇ કેવીરીતે ઉભી થવા પામી હતી, અને તેમાં જુદાજુદા રાજ્યવાળાઓએ કેવો અને કેટલો ભાગ બજાવ્યો હતો, વગેરે બાબતોથી જાણકાર થવામાંટે અમારાં વાંચનારાંઓને "A History of Modern Europe, by C. A. Fyffe, M. A., Vol. III, Chap. III, pages 178 to 240," વાંચવાની હું સખ્ત ભલામણ કરૂંછું.

આ પુસ્તક ખરીદનારાં મારાં મેહરબાન ઘરાકોને કદાચ તેની રૂપિઆ પાંચની કીમત પ્રથમ આકરી લાગશે, પણ જો તેઓ એનાં ઉંચાં કાગઝ, ૯૦૦ સફાઓ, મઝબુત કપડાંની બાંધણી, પુષ્કળ ચિત્રો, ઇત્યાદિ બાબતો ધ્યાનમાં લેશે, તો પછી સ્હેજ વારમાં તેઓની ખાતેરી થશે, કે આ કીમત કાંઇ ઘણી નથી. જેટલી બાબત એમાં સમાવેલીછે, તેમાંથી ખાસાં ચાર ન્હાનાં પુસ્તકો બહાર પાડી શકાય, અને તેઓની કીમત જો સામટી ગણવામાં આવે, તો તે આ એક પુસ્તકની કીમતસાથે સરખાવતાં ઘણી વધારે થવા જાય.

હાલનાં વખ્તમાં "ફોટોઝિંકો"ની કળાથી ઘણાં સરસ ચિત્રો મેળવી શકાયછે, પણ તેઓ કીમતમાં વધી જાયછે. વળી વાંચનારે જાણવું જોઇએછે, કે આ વાર્ત્તાના બનાવને લગભગ ૫૬ વર્ષો થઈ ગયાંછે, અને તેટલામાંટે ચિત્રો પણ આગળીજ ઢબનાં હોવાં જોઇએ. વળી તે સસ્તાં થવાં જોઈએ, એટલામાંટે લંડનના જાણીતા અને આગેવાન પુસ્તકો બહાર પાડનાર, **મી૦ જોન** ડિકસને જ્યારે સેવકે તેનાં ઇંગ્રેજીમાં છપાયલાં પુસ્તકમાંનાં ચિત્રોની નકલો મને પુરી પાડવાની અર્ઝ કીધી, ત્યારે તે મેહરબાન ગ્રહસ્થે તે ખુશીથી કબુલી, અને આ પુસ્તકનેમાંટે કેફાયતે તે ચિત્રો પુરાં પાડયાં, કે જેમાંટે હું જો તેમણનો ઉપકાર આ તકે ન માનું, તો નમકહરામ ગણાઉં. મારાં આગળાં પુસ્તકો વખ્તે પણ મને એવીજ સગવડ વિલાયતની બીજી "કુપની"ઓતરફથી કરી આપવામાં આવી હતી, જેઉપરથી જણાશે, કે ઇંગ્રેજો પારકા મુલ્કના લખનારાઓને પણ પોતાથી બની શકતી મદદ આપવાને કેટલા આતુરછે, અને તેમ કરીને પોતાનું કેટલું મોટું મન દેખાડેછે. દેશી છાપનારાઓએ આ લોકોનો દાખેલો લઇ મોટું દેલ દેખાડવું જોઇએછે. "હુંજ ખાઉં, હુંજ કમાઉં, હુંજ કીર્ત્તિ મેળવું," વગેરે સાકડું મન રાખવાથી આપણા દેશીઓ ઘણા પછાત રેહેલાછે, અને કદાચ હજી પણ રેહેશે, એ ચોકસ માનવું.

આ પુસ્તક વાંચતીવેળા સાથે નકશાઓ ( maps ) રાખીને તેમાં જણાવેલાં મથકો જોવાથી આ વાર્તા વધારે સેહેલાઇથી સમજ પડશે, એટલુંજ નહીં, પણ તેમાં વધારે રસ ઉમેરાશે, તથા વળી ભૂગોળની માહિતી થવાથી પણ ફાયદો થશે, માંટે તેમ કરવાની હું મારાં શાણાં વાંચનારાંઓને ભલામણ કરૂંછું.

આ પુસ્તકને છેડે કેટલીક "નોટો" આપવામાં આવીછે, કે જે પણ વળી કેટલાંક અજાણ વાંચનારાંઓને કામની થઈ પડશે, એમ ધારૂંછું.

મારા મુસલમાન ભાઇઓને આ પુસ્તક હરખાવ્યાવગર રેહેશે નહીં, કેમકે ટર્કીએ જે બહાદુરી બતલાવીછે, જે કીર્ત્તિવંત જીતો મેળવીછે, કે જેનું બ્યાન આ વાર્ત્તામાં આપવામાં આવ્યુંછે, તે તવારીખમાં યાદગાર રહી ગયાંછે, અને કયો દેશાભિમાની મુસલમાન તેમાંટે મગરૂર ન થશે?

કેટલાક ઇંગ્રેજી શબ્દો, જેવાકે "સ્ટીમર," "પીસ્ટૉલ," "ટેબ્લ," ઇત્યાદિ હાલના વખતમાં એટલાતો સાધારણછે, કે તેજ વાપરવાને હમણાંના લખનારાઓને કશી અડચણજેવું નથી.

આ વાર્તાનો મૂળ પાયો એક ખરા બનેલા બનાવઉપરથી રચાયલો હોવાને-સબબે, તેમાં જણાવેલી જગ્યાઓ, તથા તેમાં ભાગ લેતા મુખ્ય આસામીઓનાં નામો, વગેરે અસલજ રાખ્યામાં આવ્યાંછે, કે જેથી તેની ખરી ખાંમીખુબી માલુમ પડે.

છેલ્લે, મારાં જે કદરદાન વાંચનારાંઓએ આ પુસ્તક ખરીદી મને આસરો આપ્યો-છે, અને આશાછે, કે હવેપછી પણ આપતાં રેહેશે, તેઓનું હું અત્રે ખરાં દેલથી અહેસાન માનુંછું.

સેવક,

ફરદુનજી બેહેરામજી મરઝબાન.

નેસ્બિટ રોડ, મઝગામ,
મુંબાઈ, ૧૯૧૦.

# સાંકળિયું.


| પ્રકરણ. | બાબત. | પાનું. |
|---|---|---|
| ૧ લું. | લશ્કરી કવાયદ. | ૧. |
| ૨ જું. | બંદીવાન. | ૯. |
| ૩ જું. | સોનાના બે સિક્કાઓ. | ૧૭. |
| ૪ થું. | કૉન્સટૅન્ટિનોપલ. | ૨૬. |
| ૫ મું. | સીરાસ્કિયર. | ૩૭. |
| ૬ ઠું. | બાગે બેહેસ્ત. | ૪૪. |
| ૭ મું. | વાંધાવાળું પ્રગણું. | ૫૧. |
| ૮ મું. | છળ કપટ. | ૬૦. |
| ૯ મું. | પાપી ચહેરો. | ૬૮. |
| ૦ મું. | મોટી દાબડો. | ૭૪. |
| ૧ મું. | ગુફા. | ૮૨. |
| ૨ મું. | જનરલ અને તેની બેટી. | ૮૯. |
| ૩ મું. | ઢોળ ચઢાવેલું ઘડિયાળ. | ૯૩. |
| ૪ મું. | લડાઇની સાંજ. | ૧૦૧ |
| ૫ મું. | વડો સેનાધિપતિ. | ૧૦૮. |
| ૬ મું. | ઑલ્તેનિત્ઝા. | ૧૨૨. |
| ૭ મું. | પ્રિન્સ ગૉર્ટશૅકૉફ. | ૧૨૯. |
| ૧૮ મું. | રશિયન છાવણી. | ૧૩૮. |
| ૧૯ મું. | કાકો અને ભત્રીજો. | ૧૪૬. |
| ૧૦ મું. | બુખારેસ્ટ. | ૧૫૩. |
| ૨૧ મું. | પ્રિન્સ અને છુપો ખુની. | ૧૬૧. |
| ૨૨ મું. | ઘરમાંનું કેદખાનું. | ૧૬૮. |
| ૨૩ મું. | સિનોપ | ૧૭૮. |
| ૨૪ મું. | ઝિલ્લાહ. | ૧૮૬. |
| ૨૫ મું. | સિગાર. | ૧૯૨. |
| ૨૬ મું. | રોહાન-સિલિસ્ટ્રિયા. | ૨૦૦. |
| ૨૭ મું. | આલ્મા નદી. | ૨૦૯. |
| ૨૮ મું. | હરીફ આશકો. | ૨૧૫. |
| ૨૯ મું. | બાલાકલાવા. | ૨૨૩. |
| ૩૦ મું. | ઝિલ્લાહ. | ૨૨૯. |
| ૩૧ મું. | કારાકાલ. | ૨૩૮, |
| ૩૨ મું. | ખુની. | ૨૪૬. |
| ૩૩ મું. | ફાંસી. | ૨૫૨. |
| ૩૪ મું. | ઝુઆવ. | ૨૬૦. |
| ૩૫ મું. | સેબાસ્ટૅપૉલ. | ૨૬૯. |
| ૩૬ મું. | ઇનકરમાન, | ૨૮૦. |
| ૩૭ મું. | ઇનકરમાનના ટોળાવો. | ૨૮૭. |
| ૩૮ મું. | તંબુ. | ૨૯૨. |
| ૩૯ મું. | ચુપૅટૉરિયા. | ૩૦૧. |
| ૪૦ મું. | એક પોલની બેટી. | ૩૧૦. |
| ૪૧ મું. | ઠરાવ. | ૩૨૦. |

| | | |
|---|---|---|
| ૪૨ મું. | ઍબ્સિલ. | ૩૩૦. |
| ૪૩ મું. | કીનો. | ૩૩૯. |
| ૪૪ મું. | બાપ અને બેટો. | ૩૪૮. |
| ૪૫ મું. | ઘંટ. | ૩૫૬. |
| ૪૬ મું. | ચુસાડિ. | ૩૬૩. |
| ૪૭ મું. | આડી ગલી. | ૩૭૯. |
| ૪૮ મું. | ટૉગાલિ. | ૩૮૮. |
| ૪૯ મું. | ગોફ્તેગુ. | ૩૯૬. |
| ૫૦ મું. | મુલાકાત. | ૪૦૫. |
| ૫૧ મું. | સેનાધિપતિનો મુલાકાતનો ઓરડો. | ૪૧૫. |
| ૫૨ મું. | છુપો જાસુસ. | ૪૨૩. |
| ૫૩ મું. | તપાસ. | ૪૩૦. |
| ૫૪ મું. | આમણસામણ વાતચિત—કેદખાનાંની કોટડી. | ૪૩૮. |
| ૫૫ મું. | શેરનાયામાં તપાસ. | ૪૪૭. |
| ૫૬ મું. | બંદીવાન. | ૪૫૭. |
| ૫૭ મું. | એલમાનૉફ. | ૪૬૪. |
| ૫૮ મું. | કારાબેલનાઇયાહ. | ૪૭૩. |
| ૫૯ મું. | નાયકની રોન. | ૪૮૩. |
| ૬૦ મું. | કરનલનો કુતરો. | ૪૯૨. |
| ૬૧ મું. | હાકેમ રિસ્ટરખે. | ૪૯૯. |
| ૬૨ મું. | ઑસ્ટ્રિયનો. | ૫૦૬. |
| ૬૩ મું. | ફિલિપેસ્કો. | ૫૧૩. |
| ૬૪ મું. | એક, બે, ને ત્રણ. | ૫૨૩. |
| ૬૫ મું. | જંગ. | ૫૩૧. |
| ૬૬ મું. | મામેલૉન અને ખાણો. | ૫૩૯. |
| ૬૭ મું. | માલાકૉફનો બુર્જ. | ૫૪૭ |
| ૬૮ મું. | રીડાન.—પથ્થરનો પૂલ. | ૫૫૫. |
| ૬૯ મું. | કેટૅચ. | ૫૬૦. |
| ૭૦ મું. | બુઢો કારભારી. | ૫૬૯. |
| ૭૧ મું. | ડેરો. | ૫૭૬. |
| ૭૨ મું. | હાજી મુરાદ. | ૫૮૮. |
| ૭૩ મું. | અરસપરસનો ખોલાસો. | ૫૯૫. |
| ૭૪ મું. | બહુરા. | ૬૦૩. |
| ૭૫ મું. | વરાળ યંત્રવાળી ન્હાની મનવાર. | ૬૧૧. |
| ૭૬ મું. | આનાપા. | ૬૧૮. |
| ૭૭ મું. | કૉકૅશિયન વચેરાન જંગ્લો. | ૬૨૬. |
| ૭૮ મું. | મુસાફરી ચાલુ. | ૬૩૪. |
| ૭૯ મું. | ચીરાડો. | ૬૪૩. |
| ૮૦ મું. | કેલ્લો. | ૬૫૦. |
| ૮૧ મું. | શામીલ. | ૬૫૮. |
| ૮૨ મું. | શર્તો. | ૬૬૭. |
| ૮૩ મું. | ઓમર પાશા કૉન્સટૅન્ટિનોપ્લખાતે. | ૬૭૪. |
| ૮૪ મું. | પ્રુશિયન કુરનલ, અને તેની બેટી. | ૬૮૧. |
| ૮૫ મું. | સુફેદ પુશાકવાળી બાનુ. | ૬૯૪. |
| ૮૬ મું. | કાચનું બારણું. | ૭૦૪. |
| ૮૭ મું. | બાપ અને બેટી. | ૭૧૪. |
| ૮૮ મું. | " પીસ્ટૉલ " ફાડીને આપેલી ચેતવણી. | ૭૨૪. |
| ૮૯ મું. | " સૉલિસિટર "નો બેટો. | ૭૩૧. |
| ૯૦ મું. | સુફેદ પુશાકવાળી બાનુએ ત્રીજીવાર દીધેલો દેખાવ. | ૭૩૮. |
| ૯૧ મું. | પિતા. | ૭૪૬. |

| | | |
|---|---|---|
| ૯૨ મું. | કાઉંટેસ વૉન ઍલનસ્ટીન. | ૭૫૪. |
| ૯૩ મું. | જવાન સૉશ્યાનો ઠરાવ. | ૭૬૦. |
| ૯૪ મું. | સ્વીઑંગે અને ચેરનાયા. | ૭૬૭. |
| ૯૫ મું. | ગ્રીક કુટુંબ. | ૭૭૪. |
| ૯૬ મું. | હમલો કરનાર. | ૭૮૨. |
| ૯૭ મું. | કાઝીની અદાલત. | ૭૯૦. |
| ૯૮ મું. | શાદી. | ૭૯૭. |
| ૯૯ મું. | છેલ્લી તૈયારીઓ. | ૮૦૩. |
| ૧૦૦ મું. | સેબાસ્ટૅપૉલનું પડી ભાંગવું. | ૮૧૧. |
| ૧૦૧ મું. | કાર્સઉપરનો ઘેરો. | ૮૧૮. |
| ૧૦૨ મું. | કાર્સની લડાઇ. | ૮૨૯. |
| ૧૦૩ મું. | સુયુમ-કાલેહ. | ૮૩૫. |
| ૧૦૪ મું. | ઈનશુરિ. | ૮૪૨. |






# નોટોનું સાંકળિયું.

| નોટ. | | બાબત. | પાનું. |
|---|---|---|---|
| ૧ | લી. | ગ્રીક દેવલનો પંથ. | ૮૪૯. |
| ૨ | જી. | મારશલ. | ૮૪૯. |
| ૩ | જી. | કરનલ. | ૮૫૦. |
| ૪ | થી. | લફ્ટેનન્ટ. | ૮૫૦. |
| ૫ | મી. | 'ખરાક". | ૮૫૦. |
| ૬ | ઠી. | એડી-કાંગ. | ૮૫૦. |
| ૭ | મી. | ડ્રગુન. | ૮૫૦. |
| ૮ | મી. | મુસાફિરખાનાં. | ૮૫૦. |
| ૯ | મી. | ઑટોમન. | ૮૫૦. |
| ૧૦ | મી. | પાંચ વારની નેમાઝ. | ૮૫૧. |
| ૧૧ | મી. | ગોલડન હોર્ન. | ૮૫૧. |
| ૧૨ | મી. | "ફ્રીઝ". | ૮૫૧. |
| ૧૩ | મી. | દીવાન. | ૮૫૧. |
| ૧૪ | મી. | જૅનિસૅરી. | ૮૫૧. |
| ૧૫ | મી. | ઑસમાનલિ. | ૮૫૧. |
| ૧૬ | મી. | અર્ધ-ચાંદની આકૃતિ. | ૮૫૧. |
| ૧૭ | મી. | બે અથવા બેગ. | ૮૫૨. |
| ૧૮ | મી. | પાશા અથવા પાચ્છા. | ૮૫૨. |
| ૧૯ | મી. | મેજર. | ૮૫૨. |
| ૨૦ | મી. | બ્રિગૅડિયર-જનરલ. | ૮૫૨. |
| ૨૧ | મી. | જનરલ. | ૮૫૨. |
| ૨૨ | મી. | મામેલુકો અથવા મેમલુકો. | ૮૫૨. |
| ૨૩ | મી. | બૅાસફરસ. | ૮૫૨. |
| ૨૪ | મી. | તોપોમાં ખીલા મારી રદ્દ કરવી. | ૮૫૩. |
| ૨૫ | મી. | સીરાલિયો. | ૮૫૩. |
| ૨૬ | મી. | "હેલમેટ." | ૮૫૩. |
| ૨૭ | મી. | હાથને બુસો લેવો. | ૮૫૩. |
| ૨૮ | મી. | અબદુલ-મેડજિડ. | ૮૫૪. |
| ૨૯ | મી. | બૅરન. | ૮૫૪. |
| ૩૦ | મી. | "સાત મેનારનો કેલ્લો." | ૮૫૪. |
| ૩૧ | મી. | "પૅાન્ટિલિયન્સ." | ૮૫૫. |
| ૩૨ | મી. | "અનડેસ." | ૮૫૫. |
| ૩૩ | મી. | કૅપટન. | ૮૫૫. |
| ૩૪ | મી. | બારણાંઓ બંધ રાખવાવિષે. | ૮૫૫. |
| ૩૫ | રી. | બાણું પોકારવાવિષે. | ૮૫૫. |
| ૩૬ | મી. | પ્રિન્સ આલેકઝાંડર સેરજેવિટચ મેન્ટશિકૅાફ. | ૮૫૫. |
| ૩૭ | મી. | પ્રિન્સ. | ૮૫૫. |
| ૩૮ | મી. | "મિલિશિયા." | ૮૫૬. |
| ૩૯ | મી. | એલચીઓનાં હોદ્દેર છાંડી જવાવિષે. | ૮૫૬. |
| ૪૦ | મી. | "ૅાસ." | ૮૫૬. |
| | | | ૮૫૬. |

| | | | |
|---|---|---|---|
| ૪૧ | મી. | હૉર્સપૅાડાર. | ૮૫૬. |
| ૪૨ | મી. | "વૉલન્ટિયર." | ૮૫૬. |
| ૪૩ | મી. | કૉર્કસસ. | ૮૫૬. |
| ૪૪ | મી. | ચાસેર. | ૮૫૭. |
| ૪૫ | મી. | વઝીર. | ૮૫૭. |
| ૪૬ | મી. | "હાઇનેસ." | ૮૫૭. |
| ૪૭ | મી. | "એક્સેલન્સી." | ૮૫૭. |
| ૪૮ | મી. | પ્રિન્સ માઇકલ ગૉર્ટસ્ચૅકૉફ. | ૮૫૭. |
| ૪૯ | મી. | "આઉટપોસ્ટસ." | ૮૫૭. |
| ૫૦ | મી. | સાર્જન્ટ. | ૮૫૭. |
| ૫૧ | મી. | સેંટ પીટર્સબર્ગ. | ૮૫૭. |
| ૫૨ | મી. | સાઇબીરિયા. | ૮૫૮. |
| ૫૩ | મી. | ઍડમિરલ. | ૮૫૯. |
| ૫૪ | મી. | સેબાસ્ટૉપૉલ. | ૮૫૯. |
| ૫૫ | મી. | "સરજ્યન." | ૮૫૯. |
| ૫૬ | મી. | મસ્કૉવીટ. | ૮૫૯. |
| ૫૭ | મી. | ફીલ્ડ-માર્શલ. | ૮૫૯. |
| ૫૮ | મી. | ટ્રાન્સિલવૅનિયા. | ૮૬૦. |
| ૫૯ | મી. | જોસેફ બેમ. | ૮૬૦. |
| ૬૦ | મી. | જૅક્સ લેરોય ડે સેંટ આર્નૉડ. | ૮૬૦. |
| ૬૧ | મી. | લૉર્ડ જેમ્સ હેન્રી ફિટ્ઝરોય રૅગલૅન | ૮૬૦. |
| ૬૨ | મી. | ગ્રેનૅડિયર્સ. | ૮૬૦. |
| ૬૩ | મી. | ઝુઆવ્સ. | ૮૬૦. |
| ૬૪ | મી. | "પીરામિડો." | ૮૬૧. |
| ૬૫ | મી. | "ઍમ્બ્યુલન્સ." | ૮૬૧. |
| ૬૬ | મી. | ટોકવામાં આવવાવિષે. | ૮૬૧. |
| ૬૭ | મી. | વરદીનો શબ્દ. | ૮૬૧. |
| ૬૮ | મી. | જેરૂસૅલેમ. | ૮૬૨. |
| ૬૯ | મી. | રીજમીરોનાં નામો. | ૮૬૨. |
| ૭૦ | મી. | ચામડાંનો ચાબુક. | ૮૬૨. |
| ૭૧ | મી. | "ડિસચાર્જ." | ૮૬૨. |
| ૭૨ | મી. | પોલ. | ૮૬૨. |
| ૭૩ | મી. | "ગ્રેનાઇટ." | ૮૬૩. |
| ૭૪ | મી. | વગરપઇડાંની ગાડી. | ૮૬૩. |
| ૭૫ | મી. | નિકૉલસ ૧ લો. | ૮૬૩. |
| ૭૬ | મી. | "વિંટર પૅલેસ." | ૮૬૪. |
| ૭૭ | મી. | "પિક્ચર-ગૅલરી." | ૮૬૪. |
| ૭૮ | મી. | ઈવાન્સ ૩ જો. | ૮૬૫. |
| ૭૯ | મી. | બૅસિલ (ઈવાન ૪ થો.) | ૮૬૫. |
| ૮૦ | મી. | ફ્રિયૉડૉર આઇવૅનૉવિટ્ચ. | ૮૬૫. |
| ૮૧ | મી. | ડિમેટ્રિયસ. | ૮૬૫. |
| ૮૨ | મી. | બૉરિસ ગૉડૉનાવ. | ૮૬૫. |
| ૮૩ | મી. | આલેક્ઝિસ, માઇકલૉવિટ્ચ. | ૮૬૫. |
| ૮૪ | મી. | ફ્રિયૉડૉર, આલેક્ઝિસવિટ્ચ. | ૮૬૬. |
| ૮૫ | મી. | પીટર ધ ગ્રેટ. | ૮૬૬. |
| ૮૬ | મી. | આલેક્ઝિસ. | ૮૬૭. |
| ૮૭ | મી. | કૅથરાઇન ૧ લી. | ૮૬૭. |
| ૮૮ | મી. | પીટર ૨ જો. | ૮૬૮. |

| | | | |
|---|---|---|---|
| ૮૯ | મી. | આના ઈવાનૉવના. | ૮૬૮. |
| ૯૦ | મી. | પીટર ૩ જો. | ૮૬૮. |
| ૯૧ | મી. | કૅથેરાઇન ૨ જી. | ૮૬૮. |
| ૯૨ | મી. | પૉલ ૧ લો. | ૮૬૯. |
| ૯૩ | મી. | આલેકઝાંડર ૧ લો. | ૮૭૦. |
| ૯૪ | મી. | રશિયાના ઝારોનો અંત. | ૮૭૧. |
| ૯૫ | મી. | લડાઈમાં સુફેદ વાવટાનો ઉપયોગ. | ૮૭૨. |
| ૯૬ | મી. | લીક્ટેનટાઇનના ટાપુઓ. | ૮૭૨. |
| ૯૭ | મી. | ખ્રિસ્ટી નામે બોલાવવાવિષે. | ૮૭૨. |
| ૯૮ | મી. | "સૅપર્સ ઍંડ માઇનર્સ." | ૮૭૨. |
| ૯૯ | મી. | કાઉંટ. | ૮૭૨. |
| ૧૦૦ | મી. | વાલિકો. | ૮૭૨. |
| ૧૦૧ | મી. | હૅપ્સબર્ગ. | ૮૭૨. |
| ૧૦૨ | જી. | મેયર. | ૮૭૨. |
| ૧૦૩ | જી. | યુકસાઇન. | ૮૭૩. |
| ૧૦૪ | થી. | પીડમૉન્ટીસો. | ૮૭૩. |
| ૧૦૫ | મી. | પોર્ટસમાઉઠની લશ્કરી કૉલેજ. | ૮૭૩. |
| ૧૦૬ | ઠી. | ગામડયાસઇ ભાષાવિષે. | ૮૭૩. |
| ૧૦૭ | મી. | "સ્ટીમરો"ના "પૅડલો" કે "પ્રૉપેલર." | ૮૭૩. |
| ૧૦૮ | મી. | અલબરૂઝ. | ૮૭૩. |
| ૧૦૯ | મી. | પીવાનાં પેયાલાં. | ૮૭૩. |
| ૧૧૦ | મી. | "સૅલૅમૅનડર." | ૮૭૪. |
| ૧૧૧ | મી. | "ઑરડર આવ ધ બાઠ." | ૮૭૪. |
| ૧૧૨ | મી. | શામીલ. | ૮૭૪. |
| ૧૧૩ | મી. | સ્પાન્ડૉનો કલ્લો. | ૮૭૫. |
| ૧૧૪ | મી. | ફ્રેડરિક ૨ જો. | ૮૭૫. |
| ૧૧૫ | મી. | "લિજિયન આવ ઑનર." | ૮૭૬. |
| ૧૧૬ | મી. | ફ્રેંચ ધ્વજ. | ૮૭૬. |
| ૧૧૭ | મી. | બાશિ-બાઝુકો. | ૮૭૬. |
| ૧૧૮ | મી. | જલ્લાની કોરને ચુંબન કરવું. | ૮૭૭. |
| ૧૧૯ | મી. | માહમુદ ૨ જો. | ૮૭૭. |
| ૧૨૦ | મી. | ડ્યુક, અર્લ, મારકવિસ, નાઇટ, અને બૅરોનેટ. | ૮૭૭. |
| ૧૨૧ | મી. | નીવા નદી. | ૮૭૮. |




# ચિત્રોનું સાંકળિયું.


| ચિત્ર. | બાબત. | પાનાની સામે. |
|---|---|---|
| ૧ લું. | સુબા સાહેબને તેના ઘોડાઉપરથી ખેંચી કાહાડી, નિચ્ચે ધુળમાં રગડોળ્યો ! | ૧૬. |
| ૨ જું. | તે એક દીવાનઉપર બેઠેલો હતો, અને તેનીહજુરમાં, * * * લશ્કરી અમલદારો ઉભેલા હતા. | ૪૦. |
| ૩ જું. | માથાંઉપરથી પોતાની ટોપી માનથી ઉતારી, * * * પોતાનાં એક ઘુંટણઉપર પડયો. | ૫૬. |
| ૪ થું. | પોતાના ઉંચી તુખમના સુફેદ દુધજેવા ઘોડાઉપર સવાર થઇ, તે મહલ્લાઓમાંથી પસાર થતો હતો. | ૮૦. |
| ૫ મું. | પોતાનો એક હાથ પોતાની બેટીનાં સુફેદ ખભાંઉપર રૂખી, અને બીજે હાથે પેલું ઘડિયાળ દેખાડી તે બોલ્યો. | ૯૬. |
| ૬ ઠું. | સુલતાન અબદુલ-મેઝજિદનીહજુરમાં ઓમર પાશાને દાખેલ કર્યામાં આવ્યો. | ૧૨૦. |
| ૭ મું. | એક ઘોડેસવાર અમલદાર, * * * તેનીહજુરમાં આ કમનસીબ બંધવાને લઇ જવામાં આવ્યો. | ૧૩૬. |
| ૮ મું. | બીજે દિને બપોરને વખતે ઓમર પાશા પોતાનાં વડાં મથકમાં પોતાના ઓરડામાં બેઠેલો હતો, તેનીહજુરમાં તેના કેટલાક એડી-કાંગો ઉભેલા હતા. | ૧૬૦. |
| ૯ મું. | "મોટા સરદાર, આપ નામવર આ પિછાણી શકોછો?" | ૧૭૬. |
| ૧૦ મું. | તરતજ એક ભયભીત ધડાકો થયો. | ૨૦૦. |
| ૧૧ મું. | આપ્રમાણે આવતાંને વાર થોડીજ "મિનીટો"માં તેણે કંઇક રેશિયનોને ઝબ્હ કરી નાખ્યા ! | ૨૧૬. |
| ૧૨ મું. | અને તેજ ઘડિએ એક વિક્રાળ દેખાવના રેશિયનતરફ પોતાની "પીસ્ટૉલ" છોડી. | ૨૪૦. |
| ૧૩ મું. | પણ તેજ ઘડિએ "લાઇટ" ઘોડેસવાર રીજમીટ તેઓનીવચ્ચે પોતાના ઘોડાઓ દોડાવી લાવી. | ૨૫૬. |
| ૧૪ મું. | એક લાંબું ખંજર તેનાં મિયાનમાંથી તેણે બહાર ખેંચી કાહાડયું. | ૨૮૦. |
| ૧૫ મું. | ગુંગળાવીને મારી નાખનારાં તે દોરડાના છેડા ખેંચીને તે ગુનાહગારને ઉપર લટકાવી દેવામાં આવ્યો. | ૨૯૬. |
| ૧૬ મું. | તે બહાદુર બ્રિટિશ જનરલ મરણતોળ ઝખમી થઈ પોતાના ઘોડાઉપરથી ઝમીનઉપર તુટી પડયો. | ૩૨૦. |
| ૧૭ મું. | ત્યારપછી ઝુઆવે આ બંધે ટુકડીઓવચ્ચે ખુનખાર કાપાકાપી થતી જોઇ. | ૩૩૬. |
| ૧૮ મું. | કારણકે ઈજીપશિયન રીજમીટોની એક ટુકડી, * * * તે બહાદુર સેલિમ પાશાની સરદારીતળે શેહેરમાંથી ત્યાં આવતી હતી. | ૩૬૦. |
| ૧૯ મું. | ઝાર નિકૉલસ પોતાનાં મોતનાં બિછાણાંઉપર પડેલો હતો. | ૩૭૬. |
| ૨૦ મું. | તેના ભાઇએ * * * પણ નમન કરી શાહનશાહતરીકે તેને માન આપ્યું. | ૪૦૦. |
| ૨૧ મું. | ગંજાવર મોટો ઘંટ તુફાનના ગગડાટજેવા ભારે આવાઝસાથે નિચ્ચે આવી પડયો. | ૪૧૬. |
| ૨૨ મું. | જે દુરબીનવડે તે રેશિયન કેલ્લેબંદીની તપાસ કરતો હતો. | ૪૪૦. |
| ૨૩ મું. | તરત પાશાના પગોઆગળ હાથ જોડીને પડી. | ૪૫૬. |
| ૨૪ મું. | જયાં આ ત્રણે બાનુઓ ફરતી હતી. | ૪૮૦. |
| ૨૫ મું. | પછી બીજીજ પળે ફ્રેંચો અને રેશિયનો એક ખુની ઝપાઝપીમાં જોડાઇ ગયા. | ૪૯૬. |
| ૨૬ મું. | અદબ વાળીને તે ઘેરો ઘાલેલાં શેહેરતરફ જોઇ ઉંડા વિચારમાં મસ્ગુલ થયો. | ૫૨૦. |
| ૨૭ મું. | એક હાથે તેણે પોતાનો ચેહેરો ઢાંકયો—અને બીજે હાથે તેમાં પકડેલો રૂમાલ નિચ્ચે નાખ્યો. | ૫૩૬. |
| ૨૮ મું. | જયારે બ્રિટિશ સેપાહોએ પેલેસિયેરના લડવૈયાઓને મક્કમપણે અને ઉલટભર તે ખડકવાળી ટેકરીઉપર ધસી જતા જોયા. | ૫૬૦. |

| | | | |
|---|---|---|---|
| ૨૯ | મું. | આગળ ધસ્યા જતા ફ્રેંચમેનોઉપર જે મારો ચલાવ્યામાં આવ્યો હતો, તે કેટલો ભયાનક હતો. | ૫૭૬. |
| ૩૦ | મું. | આ ચારે જનરલોવચ્ચે જે સલામઅકરામ થઇ તે ટુંકી પણ સભ્યતાભરી હતી. | ૬૦૦. |
| ૩૧ | મું. | રશિયનો હઠી ગયાઃ તેઓની મોટી સંખ્યા પૂલઉપર મારી ગઇ. | ૬૧૬. |
| ૩૨ | મું. | બહુરાના હાથઉપર આ વેળા એક ઘણીજ નાદર ઉંચી કીમતની શાલ નાખેલી હતી. | ૬૪૦. |
| ૩૩ | મું. | ઉંઘાડે પગે—અને હાલહવાલ કપડાંસાથે એક બાનુને બેઠેલી તેણે જોઇ. | ૬૫૬. |
| ૩૪ | મું. | પણ તેટલાં ત્રણ શિરકાશિયન પાયદલ સેપાહો તેનીઉપર તુટી પડ્યા. | ૬૮૦. |
| ૩૫ | મું. | આ સત્તાનું વડપણ ઓમર પાશાને આપવામાં આવ્યું હતું. | ૬૯૬. |
| ૩૬ | મું. | તે નામદાર સુલતાનની મુલાકાતે તેના શાહનશાહી મેહેલમાં પધાર્યો. | ૭૨૦. |
| ૩૭ | મું. | થોડીક પળોસુધી રાજા ધાસ્તીનેમારે જાણે તેને લકવો થયો હોય, એમ પૂતળાંનીપેઠે ઉભોજ રહ્યો. | ૭૩૬. |
| ૩૮ | મું. | આ દેખાવ જોઇ કાર્લ ન વર્ણવી શકાયએટલી ધાસ્તીથી દુઃખના બેઠા સાદે બોલ્યો, "સુફેદ પુશાકવાળી બાનુ!" | ૭૬૦. |
| ૩૯ | મું. | લગ્નની ક્રિયા કર્યામાં આવી. | ૭૭૬. |
| ૪૦ | મું. | તેનું લાલ અજવાળું પાણીઉપર પડતું હતું, અને તેનેલીધે શેહેરમાંહેલી નઝદીકની ઇમારતો ખુલ્લી દેખાતી હતી. | ૮૦૦. |









# ઓમર પાશા.

## પ્રકરણ ૧ લું.

### લશ્કરી કવાયદ.

ક્રોશિયાનો મુલ્ક બે પ્રગણાંઓમાં વેહેંચાઇ ગયેલોછે, કે જેમાંનું એક ટર્કીનાં રાજ્યને, અને બીજું ઑસ્ટ્રિયાનાં રાજ્યનેલગતુંછે, અને તેટલાઉપરથી એક ભાગને "ઑસ્ટ્રિયન ક્રોશિયા" તથા બીજા ભાગને "ટર્કિશ ક્રોશિયા"ના નામથી ઓળખવામાં આવેછે. ઑસ્ટ્રિયન ક્રોશિંયાનો મુલ્ક પ્રથમ ઘણો નજીવો ગણાતો હતો, પણ પછી તે વધીને એક ઘણું મોટું પ્રગણું બની ગયું, કે જેમાં તરેહવાર કોમનાં, ધર્મનાં, અને વર્ગનાં લોકોનો વસવાત થયો હતો. તેની પશ્ચિમ દિશાએ ઍડ્રિઆટિક સમુદ્ર આવેલો; તેની જગ્યા તમામ પર્વતોથીભરેલી; તેના રેહેવાસીઓ જંગલી હાલતના પણ લડાયક; અને તેઓનો ધર્મ *ગ્રીક દેવલનેલગતોછે. તેઓ ઑસ્ટ્રિયાના રાજ્યની જુસરી ઘણાંજ અસંતોષસાથે લઈ ચલાવેછે, અને જેવીરીતનો ઝુલ્મ ઑસ્ટ્રિયાનાં રાજ્યનાં બીજાં પ્રગણાંઓમાં ચાલેછે, તેવો જો આ પ્રગણાંનાં લોકોઉપર ચલાવ્યામાં આવે, તો ખચિત તેઓ રાજ્યનીસાંમે બળવો ઉઠાવી પોતાને ગળેની જુસરી કાહાડી નાખવાનો પ્રયત્ન કરે, એ બનવાજોગછે. ઑસ્ટ્રિયાતરફથી આ પ્રગણાઉપર એક હાકેમ નેમવામાં આવતો, કે જે "બાન"ના એલકાબથી ઓળખાતો, અને તેને તમામ લશ્કરી અને મુલ્કી સત્તા આપવામાં આવતી હતી. આ પ્રગણાંનાં મુખ્ય શેહેરો કાર્લસ્ટાડટ અને આગ્રામ કરીને હતાં, તથા તે બંધે અંદરના ભાગમાં આવેલાં હતાં, અને તે બંધેમાં જુદેજુદે વખતે હાકેમનું વડું મથક કર્યામાં આવ્યું હતું.

આપણી આ વાર્તા ઇસ્વી સને ૧૮૨૦ના વર્ષમાં શુરૂ થાયછે. જુન મહિનાની એક ખુશનુમા સવાર હતી, અને આખું ક્રોશિયા ગડબડસડબડથી હળમળી રહ્યું હતું, કારણકે હાકેમ શેહેરનીનઝદીકના એક ચોગાનમાં લશ્કરી કવાયદની તપાસ લેનાર હતો., લોકોના કેટલાક હકોઉપર તરાપ મારવામાં આવેલી હોવાથી લોકો રાજ્યતરફ બેદિલ થયેલાં હતાં, અને તેટલામાંટે ચોકાસી રાખવાની મતલબે આગળાં ઘણાંક વર્ષોસુધી કોઇવાર ન આવેલું, એટલું મોટું ઑસ્ટ્રિયન લશ્કર ત્યાં જમા કર્યામાં આવેલું હતું. ખુદ ક્રોશિયાના દેશી-

* જુઓ નોટ ૧ લી.

ઓથી બનેલું એક લશ્કર તો હતુંજ, છતાં તે લશ્કરકરતાં ઑસ્ટ્રિયન લશ્કર ઘણું સરસછે, અને જો કાંઈ ખટપટ ઉઠે, તો તેઓને દાબી નાખવાને તે કેટલું બધું શક્તિવાનછે, એવું દેખાડવાની મતલબે ખુદ ઑસ્ટ્રિયાથી બીજું ઘણુંક લશ્કર બોલાવ્યામાં આવ્યું હતું. હમણાંનો બાન, કે જેની નેમણુક ટુંક મુદ્દતઉપરજ થયેલી હતી, તે તેની આગળ થઈ ગયેલા બાનકરતાં લોકોતરફ ઘણો કરડો હતો; તે એક પાકો ઑસ્ટ્રિયન હતો, અને ખુદ રાજધાની શેહેર વિયેનાથી ક્રોશિયાનાં લોકોને મજબુત હાથે દાબેલા રાખવા એવો ખાનગી હુકમ જોકે તેને મળેલો હતો, તોયે તેકરતાં પણ વધારે સખ્તાઈથી તે તેઓઉપર હાકમી ચલાવતો હતો. ખરૂં બોલ્યે, તો રાજ્યતરફથી ક્રોશિયાની રૈયતઉપર ઝુલ્મ ગુજારવામાં આવતો હતો. તેના વખ્તમાં લોકોની બેદિલી એટલેસુધી તો વધી ગઈ હતી, લોકો તેને એટલાંતો ધિક્કારતાં હતાં, કે મોડેવેહેલે એક મોટો બળવો જાગી ઉઠે, એવાં તમામ ચિન્હો જણાતાં હતાં. ફક્ત લોકોમાંજ નહીં, પણ સાથે લાગી ક્રોશિયન લશ્કરના સેપાહોમાં પણ બેદિલી પંથરાયલી જણાતી હતી, આ સર્વે કારણોનેલીધે આપણે આગળ જણાવ્યુંછે, તેમ ઑસ્ટ્રિયન લશ્કરની મોટી સંખ્યા ક્રોશિયાખાતે ભેગી કરવામાં આવી હતી, અને લોકોમાં દેહેશત ઉપજાવવાના વિચારથી લશ્કરી કવાયદ ભારે દમામસાથે કરવામાં બાનની બાહુશ મતલબ હતી.

અંદરખાનેથી તેની મતલબ ગમે તે હોય, છતાં કાર્લસ્ટાડટ શેહેરમાં તો તે કારણનેલીધે એક તેહેવારજેવો થઈ પડયો હતો. શું જવાન કે બુઢાં, શું તવંગર કે ગરિબ, શું ઓરત કે મર્દ કે બાળક, સર્વે જણાં કવાયદના મયેદાનતરફ રસ્તો લેતાં જણાતાં હતાં. અદેખાંઓ કંઈ "બાવા આદમ"ના વખ્તની મોટી ગાડીઓમાં સવાર થયેલાં હતાં, અને ઉપર તેવાજ જુના પુરાણા પોશાક પેહેરેલા નોકરો બિરાજેલા હતા! તેમ વળી કેટલાક ખુબસુરત જવાનો અને ફક્કી પોશાક સજેલી બાનુઓ સુંદર ઘોડાઉપર સવાર થયેલી હતી. વળી વચલે વાંધેનાં મર્દો અને ઓરતો પગે ચાલતાં જતાં હતાં, અને તેઓ ઉતરતે વાંધેનાં લોકોનાં ટોળાંઓમાં ભેળાતાં હતાં. ઉચે વાંધેનાં લોકોનો પોશાક ઘણો ભપકાદાર અને કિમતી હતો, વચલે વાંધેનાં લોકો સાદા અને ઠાઠમાઠવગરના પોશાકમાં સજ થયેલાં હતાં, પણ ગરિબ વર્ગનાં તો તરેહવાર પોશાકોમાં બિરાજેલાં હતાં.

મર્દો પોતાના મજબુત, ભોળા, પણ હેમતી દેખાવથી, અને ઓરતો પોતાના ખુબસુરત, મરોડદાર દેખાવથી, અને મોટી ચળકતી આંખોથી સર્વેનું ધ્યાન ખેંચતાં હતાં.

પુષ્કળ આવાઝોનેલીધે હવામાં એક જાતનો ગુણગુણ કરતો સાદ પંથરાઈ રેહેલો હતો, અને ગરિબ વર્ગની ક્રોશિયન ઓરતોના ખુશ હસવાના આવાઝથી ઘણું દિલપસંદ લાગતું હતું. પણ તેટલાં વાજાંના દિલ ઉસ્કેરનારા સરોદો વાગતા સંભળાયા, અને તેની સાથે કેટલીક રીજમીટની ટુકડીઓ જુદીજુદી જગ્યાઓએથી કુચ કરતી આવી, અને જ્યાં કવાયદ થનાર હતી, ત્યાં જમા થવા લાગી. બાને ખાસ હુકમ કાહાડયો હતો, કે ઑસ્ટ્રિયન લશ્કરે શેહેરના એક ભાગમાંથી, અને ક્રોશિયન લશ્કરે બીજા ભાગમાંથી કુચ કરીને આવવું, કે જેથી ઑસ્ટ્રિયન લશ્કરનો દમામદાર દેખાવ, અને મોટી સંખ્યા શેહેરીઓનાં જોવામાં જમણીગમથી આવે, અને ક્રોશિયન લશ્કરનો નર્મ દેખાવ ડાબી

બાજુથી દેખાય. એમ કરવામાં હાકમની મતલબ ફક્ત લોકોમાંજ ત્રાસ બેસાડવાની નહતી, પણ ક્રોશિયન લશ્કરને પણ એવું દેખાડવાની તેની મતલબ હતી, કે જો તેઓ બેદિલ થઈને બળવો કરશે, તો તેઓને મજબુત હાથે દાબી દેવામાંટે ઑસ્ટ્રિયન લશ્કર તદન શક્તિવાન અને તૈયાર હતું.

હવે તમામ લશ્કર મયેદાનમાં આવી ઉભું હતું. સર્વે રીજમીટો પોતાનેમાંટે નક્કી કરેલી જગ્યાએ સંઘ સમારીને ઉભી હતી; અને જોકે ઑસ્ટ્રિયન અને ક્રોશિયન રીજમીટો અક્કેકનીપાસે ઉભેલી હતી, છતાં ભેળાયાવગર તદન છુટીજ હતી. એક જમણી બાજુ, તો બીજી ડાબી બાજુ ખડી હતી. શેહેરીઓ અને ઑસ્ટ્રિયન લશ્કર તથા તેના અમલદારોવચ્ચે ગમેએવો કડવાસછતાં, દેખાવ સઘળો ભપકાભરેલો અને કોઈનાં પણ દિલમાં દેહેશત ઉપજાવેએવો લાગતો હતો. સૂર્ય તેઝથી પ્રકાશતો હતો, અને પાયદલ રીજમીટના સેપાહોની બાગનેટો, ઘોડેસવારોના ચળકતા ભાલાઓ, અને અમલદારોની તલવારો તેથી ચળકી રહ્યાં હતાં, અને જાણે આખું મયેદાન સળગી ઉઠ્યું હોય, તેવા દેખાવથી આંખો ઝંખવાઈ જતી હતી. "બૅંડો" સુંદર સરોદો વજાડતાં હતાં; અમલદારો પોતાના કસ્બી લશ્કરી પોશાકોથી ઝળઝળ થતા પોતાની રીજમીટોઆગળ ટોળું થઈને ઉભા રહી અપસઅપસમાં વાતો કરતા હતા, અને તેમાં વળી તમાશગીરોના દેખાવથી સુંદરતામાં વધારો થતો હતો.

જે ક્રોશિયન રીજમીટો ત્યાં ઉભેલી હતી, તેમાંની એક સર્વેકરતાં તમાશગીરોનું વધારે ધ્યાન ખેંચતી હતી, કારણકે તે તમામ શેહેરીઓની વધારે માનીતી હતી. તેને સરહદની "ઑઝુલિન રીજમીટ"ને નામે ઓળખવામાં આવતી હતી. તેના સેપાહો પોતાના સારા, ઉંચા, મજબુત કદનેલીધે, તેઓના રમણીક પોશાકનેલીધે, તેનાં સુંદર "બૅંડ"નેલીધે, તેના સેપાહોની શેહેરીઓતરફની મમતાભરેલી વળણનેલીધે બીજી રીજમીટોકરતાં સર્વેનું વધારે ધ્યાન ખેંચતી હતી. સરહદતરફના ઉંચા પાહાડોના ખરતલ રેહેવાસીઓમાંથી મજબુત બાંધાના જવાનોને ચુંટી કાહાડીને તેઓની આ રીજમીટ ઉભી કર્યામાં આવી હતી; લડાઇમાં જ્યાંજ્યાં તેને મોકલવામાં આવી હતી, ત્યાંત્યાં તેને પોતાની વફાદારી અને બહાદુરીથી સારૂં નામ કાહાડ્યું હતું; અને જે પણ શેહેરની ચોકીમાંટે તેને મોકલવામાં આવતી, ત્યાંના શેહેરીઓતરફની પોતાની સારી અને માયાળુ ચાલચલણનેલીધે, તથા ઑસ્ટ્રિયન રાજ્યનો ઝુલ્મ બનતીરીતે શેહેરીઓઉપર ઓછો પડે એવીરીતે તેઓતરફ વર્તવાનેલીધે, તેને લોકો ઘણી ચાહાતાં, અને માન આપતાં હતાં. આ સર્વે કારણોનેલીધે ક્રોશિયાના શેહેરીઓની આ "ઑઝુલિન રીજમીટ" ઘણી માનીતી હતી. અને તેજ કારણનેલીધે હમણાંનો ઝાલ્મી હાકમ આ રીજમીટતરફ અણગમો દેખાડે, અને અંદરખાનેથી તેને ધિક્કારે .તેમાં નવાઈ શી? તે બનતાંતુલીક આ રીજમીટતરફ ઘણો કરડો અને તોછડો રેહેતો હતો, તો જોકે તે તેનેથી મનમાં ઘણો ડરતો હતો.

લશ્કરી "બૅંડ" પોતાના સરોદો વજાડવાનાં બંધ કર્યાં, અને પછી "બ્યુગલ"નો અવાજ થયો, એવું જણાવવાને, કે હાકમ સાહેબ પોતાના રસાલાસાથે આવતા હતા.

તરતજ પોતાની રીજમીટઆગળ ઉભેલા અમલદારો વિખરાઇ ગયા, અને સર્વે પોતપોતાની જગ્યાએ જઇ ઉભા.

કાર્લસ્ટાડટતરફથી મયેદાનગમ જોતાં કેટલાક ઘોડેસવારોને માથે જુદીજુદી જાતની સુશોભિત કલગીઓ હાલતી દેખાવા લાગી. આ ઘોડેસવારોની સ્હેજ આગળ એક ઘોડેસવાર એક ઘણાજ ખુબસુરત, મજબુત ઘોડાઉપર સવાર થયેલો હતો. આ પુરૂષ તે ક્રોશિયાનો નામદાર બાન હતો, અને તેનીપુઠે ચાલતો તેનો ભપકાદાર રસાલો હતો. થોડીક પળમાં આ આખી પાયગાની સવારી કવાયદના મયેદાનમાં આવી પુગી, અને ત્યાં જમા થયેલાં તમાશબીનોનીસાંમેથી પસાર થઈ ગઇ.

બાન મધ્યમ કદનો પુરૂષ હતો. તેણે આ વેળા ઑસ્ટ્રિયન રાજ્યના એક *મારશલનો અતિ સુંદર પોશાક સજેલો હતો: તેનો દેખાવ સેપાહબચ્ચાને છાજતો હતો. તેણે ઘણીક લડાઇઓ જોઇ હોય, એમ તેના દેખાવઉપરથી તરતજ જણાઇ આવતું હતું. પોતે લશ્કરી અને મુલ્કીખાતાંનો વડો હતો, તેથી જોકે તેનો દેખાવ ઘણો દમામદાર હતો, છતાં તેના ચેહેરાઉપરથી ખુલ્લું જણાતું હતું, કે તે સર્વેને ધિક્કારતો હતો, અને જાતે કપટી હોય, એવું તેના દેખાવઉપરથી સાફ જણાઇ આવતું હતું. તે પોતાનો સુંદર ઘોડો ધીમેધીમે ચલાવતો હતો, અને તેનીપછવાડે તેનો આખો રસાલો ચાલતો હતો. પોતે શાહનશાહી સુબોછે, માટે દરેક જણ પોતાની ટોપી ઉતારીને અને નમીને તેને માન આપશે, એવી આશા તે રાખતો હોય, એમ તેનાં ચેહેરાઉપરથી ખુલ્લું જણાતું હતું. તેને સારીરવેસે માલુમ હતું, કે લોકોમાં અત્યારઆગમજની બેદિલી પંથરાઇ ગયેલી હતી, અને જો તે મજબુત હાથે કામ ન લેશે, તો વધારે નઠારૂં રૂપ લેશે, એમ પણ તે સારીપેઠે જાણતો હતો, પણ લોકોનો જુસ્સો આટલી બધી હદસુધી રાજ્યનીસાંમે વધી ગયો છે, એવી તેને ખબર નહતી.

પણ ખરેખર તો તેમજ હતું; તેણે પોતાના ઘોડાને ઉભો રાખવા, એવાતો જોરથી એકદમ લગામ ખેંચી, કે તે બિચારૂં જાનવર પોતાના પાછળા પગો ઉપર ફસડાઇ પડયું, અને પછી એકઠાં થયેલાં લોકોતરફ તેણે પોતાની ધિક્કારભરેલી આંખો ફેરવી. કારણકે કોઈ એક જણે પણ તેનાં માનમાં ટોપી ઉતારી નહતી; ફક્ત થોડાક ખુશામદિઆઓએ આવકાર દેવામાટે હુરરેરેનો કોઇક નબળો આવાઝ કાહાડવાની કોશેશ કીધી; અને પેલી સુફિયાણી ગાડીઓમાંથી ફક્ત થોડીક બાનુઓએ સુફેદ રૂમાલો ઉડાર્યા. ટુંકમાં, બાનને એટલોતો થંડો આવકાર આપવામાં આવ્યો, કે તેનું ધ્યાન પણ થઇ ન શકે. જે નબળા આવાઝે હુરરેરેનો પોકાર કર્યામાં આવ્યો, તે જો નહીંજ કર્યામાં આવતે, અને જો તદનજ ચુપકીદી અખત્યાર કર્યામાં આવતે, તો હાકમતરફનો રૈયતનો ધિક્કાર વધારે ઓછો માલુમ પડી આવતે. તોયે પોતાના ઘોડાને એકદમ ઉભો રાખવાશિવાય, અને તમાશગીરોતરફ ધિક્કારની નઝર ફેંકવાશિવાય, કોઈ પણ બીજીરીતે તેઓતરફનો પોતાનો ગુસ્સો, નાખુશી, અને નાઉમેદી તે દેખાડી શક્યો નહીં; કેમ દેખાડે? શું તે આખી પ્રજાને સામટી શિક્ષા કરે? અને તે પણ શામાટે? તેમ કદી ન બનવાજોગ હતું. વળી તે ખવાસે મગરૂર હતો, એટલે પોતાનો ગુસ્સો જેમ તેમ દાબી રાખીને પોતાનો ટેક જાળવી રાખ્યો.

* જુઓ નોટ ૨ જી.

તેના રસાલાના અમલદારો ઘણાખરા ઑસ્ટ્રિયન રેહેવાસીઓ હતા, પણ થોડાક ક્રોશિયાના પણ હતા, અને તેઓ પોતાથી બની શકે તેવીરીતે હંમેશાં પોતાના વડાતરફ દિલસોઝી દેખાડવાની તજવીજ કરતા હતા, અને તેટલા માટે તેઓએ પણ બનતાં-તુલીક તમાશગીરીતરફ ધિક્કારની નઝરથી જોવા માંડ્યું, અને પછી પોતપોતામાં ધાસ્તી-ભરેલી આંખોથી એશારતો કરવા માંડી. તેઓ સારીરીતે જાણતા હતા, કે બાનનો ગુસ્સો ઉસ્કેરાયલો હતો, તેનું દિલ દુઃખાયલું હતું, તે જાતે કપટી હતો, અને તેની હંમેશની ચાલપ્રમાણે હવે તે તેઓમાંહેલા કોઇ એક જણઉપર કાંઇનેકાંઇ બ્હાને, તે દહાડો ખલાસ થાય, તેઆગમજ પોતાનો ભરાઇ રેહેલો ગુસ્સો ખાલી કરવાનોજ.

હાકમે પોતાનો ઘોડો આગળ દપટાવ્યો, અને તેના રસાલાએ પણ તેની પુંઠેપુઠ ચાલવા માંડ્યું. એમ કરતાં, તેઓ જ્યાં રીજમીટો ઉભેલી હતી, ત્યાં આવી પુગ્યા; નીશાની થતાંજ સર્વે "બૅંડો" એ રાજગીતના સરોદો વગાડવા માંડ્યા; અને તમામ લશ્કરે આ મોટા અમલદારને હથિયારો નમાવી ઘટતું માન આપ્યું. આ લશ્કરી ક્રિયા પુરી થવાપછી બાન પોતાના રસાલાસાથે જ્યાં રીજમીટો સજ્જ સમારી ઉભેલી હતી, ત્યાં તેઓની તપાસ કરવા ગયો. પ્રથમ તેણે ઑસ્ટ્રિયન રીજમીટો તપાસી, અને જોકે પોતે ઘણોજ ઉસ્કેરાયલો હતો, છતાં તેઓમાં જરાસરખી પણ ખામી કાહાડવાને તેણે દરોસ્ત ધાર્યું નહીં, કારણકે તે સારીરવેસે જાણતો હતો, કે આવા કડાકડીના વખ્તમાં સલામતીમાટે તેને તેઓનીજઉપર ભરોસો રાખવાનો હતો, એટલામાટે તેઓને જેમ બને તેમ ખુશી રાખવામાંજ તેણે ડાહાપણ જોયું. હવે ક્રોશિયન રીજમીટોને તપાસવાની વારી આવી, અને તેઓઆગળ આવી લાગતાંજ તેનાં મ્હોડાંઉપર ગુસ્સાની, ધિક્કારની, અને કપટની છાપ ખુલ્લી દેખાઇ આવી. પેહેલી રીજમીટ-આગળ આવતાંજ તેના વડા અમલદારે તેને માન આપ્યું, અને તે તેણે ઘણું સ્હેજ ડોકું નમાવી તોછડાઇથીજ સ્વિકાર્યું, અને ધીમેધીમે આગળ વધ્યો. તેની તિક્ષણ આંખો તેઓમાં કાંઇ પણ ખોડખાપણ શોધી કાહાડવાને એમથીતેમ ફર્યાં કરતી હતી, અને તેના આવા ચસ્કી ગયેલા મીઝાજમાં તે કાંઇ પણ ખામી શોધી કાહાડે, તેમાં નવાઇ શી?

જે બીજી રીજમીટઆગળ તે આવી પુગ્યો, તે સરહદઉપરની "ઑઝુલિન" પાયદલ રીજમીટ હતી. તેનો વડો અમલદાર *કરનલ ક્રૉઝકિ નામે હતો. તેણે એક બહાદુર અમલદારનેછાજતી સભ્યતાથી પોતાના વડા હાકમને લશ્કરી સલામ કીધી, અને નહીં દેખાયએટલું માથું ધ્રુણાવી બાને તેનો સ્વિકાર કીધો. તેનું ધકધ્યાન આ રીજમીટના સેપાહોના પોશાકમાં, કે હથિયારમાં, કે તેઓની લશ્કરી વર્ત્તણુંકમાં કાંઇ નજીવીજેવી પણ ખોડખાપણ શોધી કાહાડવામાં હતું, પણ તે બનેજ કેમ? કોઇપણ લશ્કરી અમલદાર, પછી તે ગમેએવો કરડો હોય, તેનેથી પણ તેમાં કશી કસુર કહડાય એમ નહતું: આ હાકમ, કે જેનું દિલ આ રીજમીટઉપર રૂઠેલું હતું, તેનેબદલે જો કોઇ બીજોજ હતે, તો તે આવા સરસ કવાયદવાળા, ખુબસુરત, મજબુત, બહાદુર જવાન સેપાહોને જોઇને ખુશી થવાવિના રેહેતે નહીં. તેઓ એવીતો સારી કવાયદ પામેલા હતા, કે નહીં કોઈ એક બાલભાર આગળ, કે પાછળ ઉભેલો. બંદુકો વળી એવીતો સરસ-રીતે ધરી પકડેલી, કે જો એક નાકે જઇ કોઈ જુવે, તો જાણે ફકત એકજ બંદુક

* જુઓ નોટ ૩ જી.

એકજ સેપાહ પકડીને ઉભેલો હોય, એમ લાગે, એવા સરખા તેઓ ઉભેલા હતા. તેઓનો પોશાક અતિશય સ્વચ્છ હતો, તેઓનો સામાન અને હથિયારો ન વર્ણવી શકાય એવાં સારી હાલતમાં હતાં. નહીં પીતળઉપર એક ડાઘ, કે નહીં લોખંડઉપર જરા કાટ. સર્વે સાફ, સફાઇદાર, અને ઝળઝળ કરતું હતું. ટુંકમાં, દુનિયાની સર્વેથી સુધરેલી રૈયતોમાંની કોઇ પણ રૈયતની રીજમીટને જોખ દે, એવો આ "ઑગ્રુલિન રીજમીટ"નો દમામદાર દેખાવ હતો.

પણ ક્રોશિયાના સુબાએ તો કાંઇ પણ કરીને તે રીજમીટમાં ખામી કાહાડવાનો ઠરાવજ કીધેલો હતો: ક્રોશિયાની બીજી કોઈ પણ રીજમીટકરતાં એજ રીજમીટથી તે વધારે ડરતો હતો, અને તેટલામાટે તેને વધારે ધિક્કારતો હતો. હલકાં મગજના લોકોનીપેઠે, કોઇ પણ રીતે તે આ રીજમીટને ખરાબ લગાડવાને અને ધમકી આપવાને તૈયાર હતો, કારણકે વાંચનારે જોયું હશે, કે ક્રૉશિયન રૈયતનીસામે કાંઇ કરીને પણ પોતાનું વેર દેખાડવાને તે તળપી રેહેલો હતો. હવે આપણે આગળ જાણ્યુંછે, તેમ આ રીજમીટ રૈયતની અતિ માનીતી હતી, રૈયત તેનેમાટે મગરૂર હતી, એટલે જો કાંઇ પણ કરીને તેનીઉપર પોતાનો ગુસ્સો ખાલી કરે, તેને અપમાન કરે, ઠપકો આપે, તો તેમ કરી આ બેવકુફ સુબો પોતાની રૈયતનું દિલ દુઃખાવવામાં ફતેહ પામે.

ધારાપ્રમાણે પોતાની રીજમીટની તપાસ બાન કરે, ત્યારે વડા અમલદારે તેનીસાથે જવું જોઇએ, એટલામાટે કરનલ ક્રૉઝકિ સુબાનીસાથેજ પોતાનો ઘોડો ચલાવતો હતો, પણ બાનનો સ્વભાવ આ વેળા ચસ્કેલો હતો, તેથી તે મનમાં ઘણો બીહતો હતો, કે રખેને તે ગુસ્સો તેની રીજમીટઉપર ખાલી થાય, અને તેમાં તે ભૂલતો નહતો.

હાકમે ક્રૉઝકિને ઘણા ગુસ્સાભરેલા અને તોછડા સાદે કહ્યું, "કરનલ તમોએ તમારાં માણસોને જેમ શરીરની કવાયદમાં કેળવ્યાંછે, તેવીજરીતે તેઓની ચાલચલણમાં પણ કેળવવાં જોઇએછે. હું જોઉંછું, કે આ પાહાડી 'ઑગ્રુલિનો'ની ઢબમાં જોઇતી સભ્યતા બીલકુલ દેખાતી નથી."

**કરનલ ક્રૉઝકિ**—"નામવર સાહેબ, બેઅદબી માફછે, પણ તેઓનો દેખાવજ એવો લડવૈયાઓને છાજતોછે, અને તમો નામદારની માફી ચાહીને કહીશ, કે તેટલામાટે તેઓને વધારે શાબાશી ઘટે છે."

પોતાના હાથમાંના ઘોડાના ચાબકાવડે જાણે પટા ખેળતો હોય, અને કરનલને તેના આસુજબે ખુલ્લાં દિલથી બોલવામાટે ઝુડી કાહાડવા માગતો હોય, તેવા ચાળા કરીને બાન તીખાસથી બોલ્યો, "સાહેબ, શું, તમો મને શિખવવા આવ્યાછો?"

શાહનશાહી સુબાતરફ શાંતપણે નઝર ફેરવીને કરનલે જવાબ આપ્યો, "નહીં, નામવર સાહેબ. એક સેપાહતરીકે પોતાના વડાને સલાહ આપવી, એ ઘણું બેઅદબીભર્યુંછે, તે હું સારીપેઠે જાણુંછું. પણ આપ નામદારે મને જે સવાલ [illegible] મારેથી બનેએવો લાયક જવાબ મેં આપ્યો છે."

કારણકે તેઓનો વડો અમલદાર, કરનલ ક્રૉઝકિ, તેઓનો ઘણો માનીતો હતો. દરેક સેપાહ તેને ચાહાતો હતો, અને જો કામ પડે, તો પોતાના જાનવડે પણ તેને બચાવવાને ખરાં દિલથી તૈયાર હતો. આ દેખાવ બાનથી કાંઇ છુપો રહ્યો નહીં. તે મોટેથી પોકારી ઉઠ્યો, "આ રીજમીટને આગળ વધવાનો હુકમ કરો, હું એની વધારે બારિક તપાસ લેવા માગુંછું."

એક ઘડીભર કરનલ ક્રૉઝકિનાં ચેહેરાઉપરનું લોહી ઉડી ગયું; તે ફીકો મારી ગયો; તેનાં દિલમાં ગુસ્સો ઉભાતો હતો, અને તે જેમતેમ દાબી રાખવાની કોશેશ કરતો હતો. પોતાનીઉપર અને પોતાની માનીતી રીજમીટનીઉપર મુકવામાં આવેલાં આ ખોટાં તહોમતથી તેનો ચેહેરો પાછો લાલ થઇ આવ્યો, છતાં જેમ બાને ફરમાવ્યું હતું, તેમ કરવાની તેને ફર્ઝ પડી. તેણે પોતાની રીજમીટને તેની જગ્યાએથી વીસ કદમ આગળ વધવાનો હુકમ કર્યો. દરેક સેપાહને, દરેક અમલદારને પણ જેમ કરનલ ક્રૉઝકિને લાગ્યો હતો, તેમ દિલમાં ચટકો લાગ્યો હતો. સુબો સારીરીતે સમજતો હતો, કે દરેકનાં દિલ તેણે દુઃખવ્યાં હતાં, પણ તેથી દિલગીર થવાનેબદલે તે મનમાં ઉલટો ખુશ થવા લાગ્યો.

તે તેઓની આગળી હરોલઆગળથી ધીમેધીમે પસાર થઇ ગયો, અને પોકાર માર્યો, "પોર્યાઓ તમારીસામેજ નઝર રાખો, મારીસામે ના જુઓ! તમારાજેવા ક્રોટના જંગલીઓની હુલ્લડખોરી વર્ત્તણુક હું ચાલવા દઇશ નહીં! તમારા વડાઓતરફ કેવી નર્માશ અને સલુકાઇથી ચાલવું, તે હું તમોને સારીરીતે શિખવીશ! જંગલીઓ, મારીગમ એમ જોયા શાના કરોછ?" આટલું બોલતાં તેજ રીજમીટના એક જવાન *લફ્ટેનન્ટઆગળ તે આવી પહોંચ્યો, કે તરતજ પોતાનો ઘોડો થોભાવી, મોટેથી પોકારી ઉઠ્યો, "અને તમોએ તમારી ચાલ સુધારીને તમારાં માણસોને પણ સભ્યતાથી જોવા શિખવવું જોઇએછે, સાહેબ!"

પોતાને આવી બેઆબરૂભરેલી રીતે, અને તોછડાઇથી કેહેતાં સાંભળીને તે ખુબસુરત જવાનના ચેહેરાઉપર લોહી ધાઇ આવ્યું.

આ જોઈ હાકમે કહ્યું, "આ જવાન ઘણો હુલ્લડખોરી ચાલનો જણાયછે," અને પોતાની અતિ ગુસ્સાભરી આંખોથી તે જવાન અમલદારગમ જોઇને તે બોલ્યો, "કરનલ, આ પોર્યાનું નામ શું?"

**કરનલ ક્રૉઝકિ**–"મેહેરબાન સાહેબ, એનું નામ ઠીયોડોર લાટૉસછે." તે માયાળુ કરનલે જોયું, કે બાન પાછો ગુસ્સાથી લાટૉસગમ જોતો હતો, માટે તેણે તેને સ્હેજ એશારત કીધી, કે પોતાનો ગુસ્સો દાબી રાખીને શાંત ઉભા રેહેવું.

**બાન**–"હં! લાટૉસ? ત્યારે લફ્ટેનન્ટ લાટૉસ સાંભળ! હું જ્યારે બીજી વાર આ રીજમીટની તપાસ લઉં, ત્યારે સંભાળ લેજે, કે તારી વર્ત્તણુક વધારે સભ્યતાભરી હોય, નહીંતો ખુદા કસમ"——હાકમે એમુજબે બોલતાં પોતાના હાથમાંનો ચાબકો એવીરીતે ફેરવ્યો, કે જાણે તે એવું દેખાડવા માગતો હોય,કે "એવડે તુંને હું ઝુડી કાહાડીને સુધારીશ." તે ઠીયોડોરનાં મ્હોડાંની એટલેતો નઝદીકમાં ચાબુક ફેરવતો હતો, કે તેમ કરતાં ચાબકાની

* જુઓ નોટ ૪ થી.

રહેજ ચીમકી તેના ગાલને લાગી, એથી પાછો તે જવાનનો ગુસ્સો તપી આવ્યો; તેના ચેહેરાઉપર પાછો રતાસ ચઢી આવ્યો; પણ બીજીજ પળે તે રંગ ઉતરી જઇને તેનો ચેહેરો ઉજળો પુણીજેવો થઇ ગયો; જાણે જે ધિક્કારભર્યાં શબ્દો તે બોલવા જતો હતો, તે દાબવા માગતો હોય, તેમ તેણે પોતાના હોઠો ગુસ્સાથી બીડયા; તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું, તે એટલાસુધી કે તેના હાથમાં પકડેલી તલવાર તેનાં ખભાંઉપર હાલતી દેખાઇ.

/ આ સર્વે જોઇ સુબો પોકારી ઉઠયો, "ખુદા કસમ! શું હજી પણ તું મારી-સામે થવાની હેમત કરેછે?" અને પોતાનો ઘણા વખ્તનો ભારે ગુસ્સો તે છાલકાં મઝનો પુરૂપ દાબી શક્યો નહીં, અને એટલું બોલતાંસમેત ઉસ્કેરાઇને ઠીયોડોર લાર્ટાસના ચેહેરાઉપર પોતાના હાથમાંના ચાબકવડે એક મજબુત ફટકો ઝુડી કાહાડયો.

પછી શું બન્યું, તે એક ઘડીનુંજ કામ હતું. આ ફટકાથી જે ચમચમાત થયો, તેનાંકરતાં વધારે પોતાને થયેલી બેહોરમતીથી ચચરીને, તેણે પોતાના હાથમાંની તલવાર ફેંકી દીધી; એક વાઘ પોતાનાં રહેઠાણમાંથી શેકારઉપર તરાપ મારે એવી ઝડપે તેણે કુદકો માર્યો, અને આંખ ઢાંકીને પાછી ઉઘાડયે, તેટલા વખ્તમાં તો (જુઓ ચિત્ર ૧ લું) **સુબા સાહેબને તેના ઘોડાઉપરથી ખેંચી કાહાડી, નીચે ધુળમાં રગડોળ્યો!**



# પ્રકરણ ૨ જું.

## બંદિવાન.

હવે આપણે આપણો દેખાવ કવાયદનાં મયેદાનતરફથી કાર્લસ્ટાડટ શેહેરની લશ્કરી ચોકીનેલગતાં બંદિખાનાની એક નહાની કોટડીતરફ ફેરવ્યે. સાંજનો વખ્ત હતો, અને તે કોટડીમાં એક બેઢપ નહાની મેજઉપર એક મોમબત્તિ બળતી હતી, કે જે ત્યાં અંધારૂં પડવાનેલીધે સળગાવવામાં આવી હતી. તેની ઝાંખી ને હાલતી રોશની ઠીયેડોર લાટૉસનાં હેમતવાન પણ શીકા મારી ગયેલા ચેહેરાઉપર સ્હેજ અજવાળું નાખતી હતી.

તે એક ઘણોજ નવજવાન પુરૂષ હતો. તેની ઉમર આ વખ્તે ફક્ત વીસ વર્ષોની હતી. જોકે તે સાધારણ ઉંચાઇનો હતો; જોકે તેનું કદ ઘણું પાતળું હતું, તોયે ભરાઉદાર હતું; તેની અદબઆદા ઘણી સારી હતી; અને સામટીરીતે તેનું બદન મજબુતાઇ અને ચંચળાઇ દેખાડતું હતું; તેનાં શરીરનો આકાર સર્વે પ્રકારે સરખા પ્રમાણમાં હતો; અને પાતળોછતાં તે એવો તો તતણુખાર હતો, કે તેથી તે હતો, તેકરતાં સામાની નઝરે ઉંચો હોયએવો લાગતો હતો. તેની છાતી પોહોળી હતી, છતાં તેની પાતળી કમરનેલીધે તે વધારે પોહોળી દેખાતી હતી. તેનાં સરખાં સોટાજેવાં કદનેલીધે, તેણે જે ભપકાદાર અને શોભિતો લશ્કરી પોશાક પેહેરેલો હતો, તેથી તે વધારે સોહામણો લાગતો હતો. પણ, આ વેળા તેની બાજુમાં તેની તેઝ તલવાર નહતી, કારણકે તે તો હમણાં આ નહાની કોટડીમાં એક બંદિવાનતરીકે કેદ પડેલો હતો!

લેફ્ટેનન્ટ લાટૉસ કાંઇ ફક્ત શરીરેજ શોભિતો નહતો, પણ તે અતિ ઘણો ખુબસુરત હતો. તેનો ચેહેરો ઘટમદાર હતો, અને તેઉપર મર્દાનગી નઝરે પડતી હતી; તેનું કપાળ ઉંચું હતું; તેનાં ભવાં ભરેલાં હતાં, કે જેથી તે હેમતી અને બાહુશ જણાતો હતો; તેની કાળી ભમર આંખો, સાધારણ કદની પણ અતિશય ચંચળ હતી, અને તે જેમ માયા દેખાડતી વેળા નર્મ લાગતી, તેમ જ્યારે તે ગુસ્સે થતો, ત્યારે આતશનીપેઠે ચળચળ થતી હતી. તેનાં મ્હોંની દાબડી ભરેલી, પણ રોણકદાર હતી, અને તેઉપરથી જણાતું હતું, કે તે મક્કમ ઠરાવનો માણસ હતો; જ્યારે તેના હોઠો ખુળતા, ત્યારે હાથીદાંતજેવા સુફેદ દાંતો તેમાંથી દેખાતા હતા; તેને ઘણીજ થોડી મુછ ઉગેલી હતી, પણ તેનાં માથાંનાજેવાજ કાળા ભમર અને ખુદરતી ચળકતા બાલની તે હતી; તેનું માથું સ્હેજ કરચલયા બાલોથીભરેલું હતું, કે જેમાં પોતાના ઘટમદાર હાથો ખોસી હમણાંજ તેણે પોતાના બાલોના ઝુલફાં ઉપર કીધાં હતાં, જોકે તેની ચામડીનો રંગ એકદમ શીકાફ્ચ ઉજળો નહતો, પણ તે ગોરો અને રતાસદાર હતો. સ્હેજ સામળો કહો, તો ચાલે; તેના હોઠો લાલ ને ભરેલા હતા. જોકે તે ઘણો જવાન અને પાતળિયો હતો, તોએ ઠીયેડોરનો બહારનો દેખાવ એક સેપાહબચાનેછાજતો હતો; તેની ઢપછંપ એક લડવૈયાનેલાયકની હતી; તે જાણે લડાઇનેજમાટે જન્મેલો હોયે, એમ લાગતું હતું; અને કમનસિબે જો કોઇ અડચણ વચ્ચે ન નડે, તો તે આગળ

મોટું નામ કાહાડે, એવું દયાળું દિલ, હુશિયારી, હેમત, અને ખંત ધરાવતો હતો. એટલું બધું તેનું વિગતવારે વર્ણન કરવાની આપણી મતલબ એજછે, કે હવેપછી આપણને તેનીસાથે ઘણું કામ પડનાર છે.

પણ હાલમાં તો તે બાપડો બંદિખાનામાંની પોતાની કોટડીમાં પડેલો હતો. આપણે આગળ કહ્યુંછે, તેમ વખ્ત સાંજનો હતો; ટેબલઉપર ઝાંખી રોશની આપતી એક મીણબત્તિ બળતી હતી; અને તેઉપર તેને આપવામાં આવેલો ખોરાક, જરા પણ હાથ લગાડયાવિના એમનોએમ પડેલો હતો. તે કોટડીમાં ઘણોજ થોડો અને સાધારણ સામાન હતો; તેનો દરવાઝો ભારે મજબુત અને સંગીન હતો; અને ફક્ત ત્યાં એકજ નહાની બારી ભીંતમાં ઉંચેથી આવેલી હતી, કે જેને લોખંડના મજબુત સળિયાઓ જડી લીધેલા હતા. ઠીયોડોર એક નહાની કંગાળ પથારીઉપર બેઠેલો હતો. આપણે આગળ જણાવી ગયા છૈયે, તેમ હમણાં તેના ચેહેરાઉપરનો તંદરોસ્ત લાલ રંગ ઉડી ગયેલો હતો; તેના હોઠો બીડેલા હતા; તેની આંખોમાં એક જાતની રોશની ઝળકતી હતી; અને તેનું શરીર ધ્રૂજવાનેબદલે તદન સ્થિર હતું, તેઉપરથી જણાતું હતું, કે જોકે તેનું દિલ દુઃખી હતું, તોયે તે મક્કમ હતું, અને તે જવાન બંદિવાનની ભારે હેમત દેખાડી આપતું હતું.

તરતજ કોટડીનો દરવાઝો ખોળાયો, અને કરનલ ક્રૂઝકિ અંદર દાખલ થયો. જેવી-રીતે ઠીયોડોર લાટૅાસ એક નહાની પદવીના અમલદારનો એક અચ્છો નમુનો હતો, તેવીજ-રીતે આ ગ્રહસ્થ પણ ક્રોશિયન સેપાહના ઉંચી પદવીના એક અમલદારનેલાયકનો નમુનો હતો. તે આસરે ચાળીસ વર્ષોની ઉમરનો, ઉંચાં કદનો, સત્તા ચલાવવાલાયક દેખાવનો, જોકે ખુબસુરત તો નહીં, તોપણ સોહામણો હતો; તે ઝબર હેમતવાન, મોટાં મનનો, દયાળુ, અને ઉમદા ખવાસનો હતો, કે જે સર્વે સદગુણો તેના ચેહેરાઉપર ખુલ્લા પ્રગટી નિકળેલા હતા.

કોટડીમાં દાખલ થતાંજ તેણે તુરંગના કિલ્લીદારને, કે જેણે તેને અંદર દાખલ કર્યો હતો, તેને પાછો દરવાઝો બંધ કરવાનો, તથા આસરે અર્ધા કલાકપછી પાછા આવી તેને બહાર કાહાડવાનો હુકમ કર્યો. જોકે પોતે એક રીજમીટનો વડો હતો, છતાં આરીતે તેને પોતાને પણ બંધ કરવોજ જોઇએ, એવો સખ્ત કાયદો હતો, અને તે કાયદાને માન આપવાને તે પોતાના ગમેએવા ઉંચા દરજ્જાછતાં બંધાયલોછે, એમ તે સારી-રવેસે સમજતો હતો. વળી આ જવાન કેદીઉપર પુરતી ચોકાસી રાખવાનો હુકમ તે બંદિખાનાના લાગતાવળગતાઓને થયેલો હતો, કારણકે આ કાંઇ શેહેરી બંધવાઓને રાખવાનું કેદખાનું નહતું, પણ તે તો "ઑગ્રુલિન રીજમીટ"નેલગતી *બરાકોના કેદખાનાનેલગતી એક નહાની કોટડી હતી, કે જેમાં ઠીયોડોર લાટૅાસને પુરવામાં આવ્યો હતો.

પોતાના વડાને માંહે દાખલ થતો જોઇ ઠીયોડોર સભ્યતાથી પોતાની કંગાળ પથારી-ઉપરથી ઉઠી ઉભો થયો, અને પોતાના સુંદર હલકે, તોયે તદન મક્કમ અને શાંત સાદે બોલ્યો, "કરનલ, તમો અત્રે પધાર્યા, તે તમારાં ઉદાર દિલની એક ગુવાહી છે! ખચિતજ તમારી મારીઉપર ઘણી મેહેરબાની થઇછે! હું જાણું છું, કે મને ટેપ'મરાઈ ચુકીછે,

* જુઓ નોટ ૫ મી.

અને તે મને જણાવવા આવવાને તમોએ તસ્દી લીધીછે, કેમ ખરૂં કેની? કોઈ બીજો કે જેને મારેવાસ્તે કશી દાઝ નહોય, તેવાને તોછડે મ્હોંથી મને મારી જીવલેણ ખબર કેહેવાડવાનેબદલે, તમોએ પોતેજ તે ધીરજ અને નર્માશથી કેહેવાનું વાજબી ધાર્યુંછેની? ખચિત હું તમારો ઘણોજ ઉપકારી થયોછું! પણ આટલી બધી ચોકાસી લેવાની, કે તસ્દીમાં પડવાની કાંઇ ઘણી ઝરૂર નહતી. હું તો પ્રથમથીજ જાણી ચુકયોછું, કે મને મોતની સઝા થશેજ, અને તે એક ખરા ખ્રિસ્તીને અને એક શૂરા સેપાહબચાને છાજતીરીતે ખમવાને હું તૈયાર થઇ રહ્યોછું."

આ સાંભળીને કરનલનાં નર્મ દિલમાં ઘણું લાગી આવ્યું. તેણે ઠીયોડોરનો હાથ પોતાના હાથમાં લઇને માયાથી દાબ્યો, અને પછી ગમગીન સાદે કહ્યું, "મારા ગરિબ જવાન દોસ્ત, તમોએ કીધેલી અગમચેતી તદન ખરી છે. તમોને ટેપ મરાઇ ચુકીછે—પણ હજી થોડીક આશાછે!"

આ સાંભળી અજાયબ થઇ, ઘડીભર થોભીને તે બોલ્યો, "આશા!" પણ તરતજ મન પાછું મક્કમ કરી તે થંડા સાદે બોલ્યો, "પેલા જુલ્મગાર બાનના પગોઆગળ પડી તેનેથી મારી ચાહાવાશિવાય બીજી કઇ રીતે આશા રાખી શકાય?"

થોડીક પળોસુધી કરનલ ફ્રૉઝકિ મુંગોમંતર થઇ ઉભો રહ્યો, અને પછી બોલ્યો, "હા, ઠીયોડોર, આ એકજ ઉપાયછે, કે જેથી તારી જવાન ઝેંદગી બંચાવી શકાય. આટલી નહાની ઉમરે આ દુનિયાને સલામ કરી જવું, એ ખરેખર ઘણુંજ દિકટછે!"

છતાં મજબુતાઇ અને શાંતપણે લાટૉસે પાછો ઉત્તર વાળ્યો, "ખચિત, કરનલ, તમો એક બહાદુર માણસનેછાજતી ચીવટાઇથી આ ઝેંદગીને વળગી રેહોછો, પણ સમજો, કે તમો મારી હાલની હાલતમાં હોવ, તો મને થયેલાં અપમાનની કિમતે તમો ઝેંદગી બંચાવવાનું વાજબી ધારો?"

આ સાંભળીને તે વડો અમલદાર પાછો મુંગો થઇ ગયો. તે જુઠું બોલેએવો નહતો, અને જો સાચુંજ બોલવા માગે, તો તે પોતે પણ ઠીયોડોરને તેની ઝેંદગી બંચાવવાનેમાટે બાનપાસે માફ માગવાની અને દયા મેળવવાની કદી સલાહ આપે, એમ પણ નહતું.

જરા પણ ડર્યાવગર લાટૉસે પાછો સવાલ કર્યો, "મને કયારે મોતની શિક્ષા કરવામાં આવનાર છે?"

**કરનલ ફ્રૉઝકિ**—"આવતી કાલે સવારના સૂર્ય ઉગતાં, પણ મારા વહાલા ઠીયોડોર મારૂં કહ્યું સાંભળો! એક અઘોડ સેપાહતરીકે હું જે કરૂં, તે તમો એક જવાન અમલદારતરીકે તો નહીંજ કરો. હું કબુલ કરૂંછું, કે તમોને ગુસ્સે થવાનું ઘણુંજ સુસ્તકીમ કારણ મળ્યુંછે, પણ તેમ વળી તેનેમાટેની સઝા પણ સખ્ત કરવામાં આવીછે. ગુસ્સે થવાનુ કારણ જેમ તમામ લશ્કરનીસામે મળ્યુંછે, તેમ સઝા પણ તેનીજસામે થઇછે. તમારી હેમતમાટે કોઇને જરા પણ શક નથી, તોયે તમારી ઝેંદગી બંચાવવાની એક કોશેશ કરવાવગર તમો તેને શરણ થાઓ, એમ તો બનેજ નહીં, એમ મને ખાતરીથી લાગેછે."

ઠીયોડોર લાટૅાસ ચુપ ઉભોજ રહ્યો, તોયે તેના ચેહેરાઉપરથી સાફ જણાતું હતું, કે તે પોતાના વડાની સારી નિષ્ટાછતાં મક્કમ ઠરાવ કરી રહ્યો હતો.

કરનલે પછી આગળ ચલાવ્યું, "હાકમના એક *એડી-કાંગે હમણાંજ મારીસાથે વાત કરતાં જે ઇસારો કીધોછે, તેઉપરથી મને માનવાનું કારણ મળ્યુંછે, કે નામદાર હાકમે પોતે પણ જોયુંછે, કે જોઇએ તેકરતાં તેણે આ બાબદમાં ઘણાં સખ્ત પગલાં ભર્યાંછે, અને પોતાના ઉશ્કેરાયલા ગુસ્સાની લગામ લગાર વધારે ઢીલી મુકી દીધીછે. તમોને જયારે કવાયદનાં મયેદાનમાં પકડવામાં આવ્યા, ત્યારે તમોને છોડવવામાટે જે ગુસ્સાથી અને વાજબીરીતે ઉશ્કેરાઇને તમામ રીજમીટ તૈયાર થઇ રહી હતી, તેઉપરથી બાનને લાગ્યુંછે, કે જો બની શકે, તો આપણી રીજમીટને થંડી પાડવી." પછી જરા ખીજવાઇને તે બોલ્યો, "હું હવે ખચિત મારાં દિલથી દિલગીર થાઉંછું, કે મેં તે વખ્તે તેઓને તેમ કરવાને ફક્ત એકજ શબ્દ કહ્યો નહીં, કે માત્ર એકજ એશારત કીધી નહીં, કેમકે જો તેમ મેં તે વખ્તે કીધું હતે, તો તમારો છુટકારો કરવાને તળપી રેહેલી આખી રીજમીટ તુટી પડતે! પણ તે વખ્તે મારી મર્ઝીઉપર લશ્કરી કાયદો ફાવી નિકળ્યો; મેં આપણાં માણસોને દાબી રાખ્યાં; હા, ખચિત મેંજ તેઓને કાબુમાં દાબેલાં રાખ્યાં, અને હવે હું મારી ભૂલ જોઉંછું!"

આ છેલ્લા બોલો તે ખરેખરા ખીજવાતથી બોલ્યો હતો. કારણકે આ ઉદાર દિલના કરનલને ખરેખરી દિલગીરી લાગતી હતી, કે ઠીયોડોરને બંચાવવામાટે જો તેણે પોતાના બહાદુર સેપાહોને ધસી જવા દીધા હતે, તો તેનું પરિણામ પછી ગમે તે આવતે, તોયે ફિકર નહીં, પણ તેનો માનીતો ઠીયોડોર જે આવી હાલતે હંમણાં આવી પડ્યોછે, તેમ આવી પડતે નહીં.

પોતાના વડાની આવી તેનીતરફની કાળજી અને માયા જોઇને, તથા તેને હવે ખરેખરો દિલગીર થાતો જોઇને લાટૅાસ બોલ્યો, "નહીં, તે કામ દિવાનાપણાંજેવું ઠરતે! તેમાંથી બેશક કતલ થાતે. ઑસ્ત્રિયન કસાઇઓ (સિપાહો)ની સંખ્યા ઘણી વધારે હોવાથી બહાદુર ક્રીટ લશ્કરને તેઓ ઘેરી લેતે, અને પછી તેઓની ભયંકાર કતલ ચાલતે. મારાજેવા એક નહીં જાણીતા અને મિસકીન માણસનેમાટે આટલું બધું કિમતી લોહી નાહેકનું રેડાય, તે હું કદી પણ સાંખી શકતે નહીં! નહીં, કરનલ, તમે તેઓને અટકાવી રાખવામાં ખચિતજ ડાહાપણ વાપર્યું છે; તમોને હવે તેનો શોક કરવાનું કશું કારણ નથી; આવાં નિર્દય ઑસ્ત્રિયન ઘાતકીપણાંનો હું જે એક એકલો ભોગ થઈ પડયોછું, તે વિચારથી મને ઘણી ખુશી ઉપજેછે, અને મારૂં મોત હું વગરઆંચકીએ ખમવાને તૈયારછું!"

કરનલ ક્રોઝકિ—"મારા જવાન દોસ્ત, આ તમારા વિચારો તમારો અમિરી ખવાસ દેખાડેછે, અને આવા ભલા ખવાસો ધરાવનાર એક શખ્સ, કે જે દુનિયામાં નામ કાહાડવાનેલાયકછે, તે સ્હેજ કસુરમાટે મોતજેવી ભયંકાર શિક્ષા ભોગવવા તૈયાર થયોછે, તે વિચારથીજ મારૂં હૈયું કાંપેછે!"

* જુઓ નોટ ૬ ઠી.

ગમેએટલી કોશેશ કરવાછતાં લાર્ડોસથી એક નહાની હાય મરાવાવિના રહી નહીં, અને તે બોલ્યો, "હા, મેં આશા રાખી હતી, કે વખ્તજતે દુનિયામાં હું કીર્તિ મેળવીશ, પણ હવે તે સઘળા ખ્યાલી વિચારો જણાયાછે, કેમકે જે તલવારવડે હું તેવું નામ કાહાડવાનો ખ્યાલ ધરાવતો હતો, તે મારી માનીતી તલવાર મારીસોડેથી ખુંચવી લેવામાં આવીછે."

તેને આપ્રમાણે દિલગીર થતો જોઇ, એક સારી તક મળેલી ધારી, કરનલે કહ્યું, "અને ત્યારે શાસારૂં, ઠીયોડોર, તમો એવી એક કિમતી ઝેંદગી બંચાવી લેતા નથી, હું જાણુંછું, કે બાન હરકોઇ નજીવે બહાને પણ તમોને માફી બખ્શવાને ઘણો ખુશી જણાયછે, કે જેમ કરવાથી જાણે તે પોતે ઝાલ્મી નથી, એવું દેખાડવાની તક શોધેછે! હું ખાતરીથી માનુંછું, કે જે એડી-કાંગે મને એવું સમજાવવાની ધારણા રાખીછે, કે ફક્ત ભોળાઇથી મારીઆગળ આ સઘળું તે બોલ્યોછે, તે ખરેખરૂં જોતાં ભોળાઇથી નહીં, પણ ખાખસુસ ખુદ બાનની શિખવણીથી બોલ્યોછે——"

ઠીયોડોર—(વચ્ચે બોલી ઉઠીને) "પણ જો હું હાકમપાસેથી દયા માગું, તો તે શું મને મારી તલવાર પાછી સપોરદ કરશે? શું તે મને પાછો તમારી રીજમીટમાં મારા અસલ હોદ્દાઉપર આવવા દેશે? શું તે પોતાનો ક્રોધ અને કિનો ભૂલી જઈ મને મારી કારકીર્દી આગળ વધતી અટકાવવાનેબદલે મારી લાયકીપ્રમાણે આગળ વધારશે?"

કરનલ ક્રોઝકિ—"પણ સમજો, કે તેમ નહીં કરશે, તો તમારેમાંટે દુનિયાં કાંઇ ખાલી નથી. ક્રોશિયા કે ઑસ્ત્રિયાનેબદલે તમારેમાંટે બીજી ઘણી નોકરીઓ ઉઘાડીછે, કે જ્યાં તમારાજેવા એક બહાદુર માણસની તલવારની સેવા ઘણી ખુશીથી કબુલવામાં આવશે."

ઠીયોડોર—"હું સમજ્યો. તમે માનોછો, કે જોકે સુબો મને મારૂં જીવતદાન તો બખ્શશે, પણ મને મારો હોદ્દો પાછો આપશે નહીં. નહીં, તેમ કદી બનનાર નથી!"

કરનલ ક્રોઝકિ—"ખરી વાત છુપાવવામાં ખોટુંછે. તે નામદાર તમારી ઝેંદગી તો બંચાવશે, લિકન તમો એટલુંતો કબુલ કરશો, કે તમોએ લશ્કરી કાયદાનો જે ભંગ કર્યોછે, અને જોકે તમોને ગુસ્સે થવાનું પુરતું કારણ તેણે આપ્યુંછે, તોયે તેમાંટે તમોએ જે કામ કર્યુંછે, તેસારૂં કાંઇ પણ શિક્ષા કરવાવિના તમોને પાછા તમારા હોદ્દાઉપર બેસવા, એ તેનાજેવા આ દેશના માનવંત સુબાથી ન બને એમછે."

ઠીયોડોર—"હું તે બરાબર સમજુંછું, પણ મારો કાંઇ ખરેખરો કસુર નહીં, તે· માંટે મારી ચાહી હું પોતાને કદી પણ હલકો પડવા દેનાર નથી. મને મારી ઝેંદગી વાહાલીછે, તે હું કબુલ કરૂંછું; અને જો બારીના સળિયાઓ તોડી નાખીને, કે આ દરવાઝો ભાંજીને, કિંવા પથ્થરની આ જાડી મઝબુત દિવાર તોડીને જો હું છટકી જવા પામું, તો તેમ કરવાને કદી ચુકું નહીં. પણ બાનઆગળ હું નિચો પડું, નહીં, કદી પણ નહીં!"

આ જવાન લફટેનન્ટતરફ થોડીક પળોસુધી ખુલ્લી અજાયબીસાથે જોઇને કરનલ ક્રૉઝકિ ધીમે સાદે અને સ્હેજ વિચારવંત ઢપે બોલ્યો, "ત્યારે તમે છટકી જવા માગોછો? પણ, અફસોસ! છટકી જવાનું, તો કદી ન બને એવુંછે!"

એજ પળે દરવાઝાનો મોટો અડગડો પાછો ખસડાતો સંભળાયો; દરવાઝો ખૂલ્યો; અને કિલ્લીદાર સેપાહ પાછો નઝરે પડ્યો.

આ જોઇ કરનલે તે સેપાહને કહ્યું, "મૅનફ્રેડ, અમોને બે મિનિટો વધારે મળવા દે." આ સાંભળી તે સેપાહ સભ્યતાથી વળી પાછો ફર્યો, અને જેવો દરવાઝો પાછો ઢાંકવામાં આવ્યો, કે ફ્રૉઝકિએ લાર્ટાસને કહ્યું, "અગરજો હું આજે હાકમને મળીશ નહીં, તો પછી ઘણું અસુરું થઇ જશે. તમારીતરફથી મને તેને કાંઇ કેહેવાનુંછે?"

તે જવાને જવાબ આપ્યો, "નહીં કંઇજ નહીં."

ફરીથી કરનલે ખંતીને ઓજરખાહીથી પુછ્યું, "કંઇજ નહીં, તમારીતરફેણમાં નાખતી કરવામાટે એક બોલ પણ નહીં?"

**લાર્ટાસ**—"નહીં, કંઇજ નહીં"

આ સાંભળીને ફ્રૉઝકિને ઘણુંજ લાગી આવ્યું, અને તે બોલ્યો, "પણ મારા જવાન દોસ્ત, તમારી ઝેંદગીનું કેમ? તમારી ઝેંદગી, આ તમારો જવાન જીવ કાંઈ પણ કરીને બંચાવવો તો જોઇએછે! વિચાર કરો, દરિયાફ્ત કરો! શું મારે હાકમને કંઇજ કેહેવાનું નથી?"

થીયોડોરે ત્રીજીવાર પાછો તેજ જવાબ આપ્યો, "નહીં, કંઇજ નહીં."

કરનલે આઉપરથી લાર્ટાસગમ ઘણીજ દિલગીરીથી ટીકીટીકીને જોયું, અને તે આ જવાનની આવી બહાદુરી જોઈને મનમાં ઘણો ખુશી અને અજાયબ થયો, પણ તેટલાં કોટડીનો દરવાઝો પાછો ઉંઘડ્યો.

ભાંગેતુટે, ગળગળતે, અને જાણે ડચકાં ખાતો હોય, તેવા ધીમા સાદે, તથા થીયોડોરનો શોભિતો હાથ પોતાના હાથમાં ઘણી માયાથી લઇ, તે અત્યાતુર જુસ્સાથી અને ખરા પ્યારથી ચાંપીને કરનલ બડબડ્યો, "મારા પ્યારા બેટા, ખોદા તમારું ભલું કરજો! અલ્લાહની તમારીઉપર મદદ હોજો!" ફક્ત આટલા શબ્દો બોલીને અમિરી ખવાસનો ફ્રૉઝકિ તે કોટડીમાંથી જલદીથી બહાર નિકળી પડ્યો.

થીયોડોર લાર્ટાસ પણ એકવાર પાછો એકલો પડ્યો. સવારના પહોરમાં તેની કોટડીની બારીના સળિયાઓમાંથી સૂર્યનાં તેઝદાર કીરણો જેવાં માંહે દાખલ થશે, તેવોજ તેની ઝેંદગીનો પણ છેડો આવશે, પણ ત્યાંસુધી તો તેને ત્યાંજ ગોંધાઇ રેહેવું પડશે, એવો વિચાર કરતો તે પાછો પોતાનાં બિછાણાંઉપર બેઠો; તેજ બિછાણાંઉપર કે જ્યાંથી જ્યારે કરનલ માંહે આવ્યો હતો, ત્યારે તેને મળવાને તે ઉઠી ઉભો થયો હતો. તોયે તેણે જે ઠરાવ કર્યો હતો, તેબાબે તેને એક પળ પણ પસ્તાવો થયો નહતો. હજી પણ તે પોતાના ઠરાવને મક્કમ વળગી રહ્યો હતો. અગરજો તેને દશ હઝાર ઝેંદગી હોય, તો ઝાલમી બાનતી-આગળ નિચ્યા પડવાનેબદલે તે દશ હઝારવાર મોતને તાબે થવાને તૈયાર હતો!

પોશાકસાથેજ પોતાનાં બિછાણાંઉપર શાંત અને ખુશ ઉંઘમાં પડેલો હતો. જીવલેણ વખ્ત નજદીક આવતો હતો, તેની ધાસ્તી તેનાં દિલમાંથી આ વેળા થોડીકવાર દુર થયેલી હતી, સબબકે તેણે પોતાની જવાન ઝેંદગી ઘણી આબરૂભરેલી અને ભલી રીતે ગુજારેલી હતી; તેનું હૈયું સાફ હતું; અને તેણે કોઈ એવાં પાપી કર્મો ન કીધાં હતાં, કે જેથી તેની એવી અંતની ઘડીએ તેનું હૃદય ડંખે.

ઘડિયાળમાં મધરાતનો વખ્ત હજીતો ઠોકાઇ ન રહ્યો, તેટલાં તેની કોટડીના ઝબરદસ્ત દરવાઝાનો અડગડો કોઇ સંભાળથી ખસાડતું હોય, તેમ જણાયું; પછી કળમાં આહસ્તેથી ચાવી ફરવાનો ધીમો સાદ સંભળાયો; ખુદ તે દરવાઝો પછી ઉંઘડયો; અને જો-કે તેની કોટડીમાંની મિણબત્તિ તો બુજાઈ ગયેલી હતી, તોયે કોઇના હાથમાં પકડેલી બત્તિની રોશની તેની કોટડીમાં પડવા લાગી, અને આ સર્વે બનાવોથી લાટૉસ પોતાની મીઠી ખોબોબમાંથી બિદાર થયો. થોડો વખ્તસુધી, તો શું બનાવ બન્યોછે, તેનું તેને ભાન રહ્યું નહીં, પણ સુતી વેળા તે જે વિચાર કરતો હતો, તેજ વિચાર પાછો તેનાં મગ્ઝઉપર તાઝો થયો, અને તેને ધીમે સાદે પુછયું, "કેમ વખ્ત થયો કે?"

કિલ્લીદાર મૅનફ્રેડ, કે જે તે વેળા હાઝર હતો, તે એક હરફ પણ બોલ્યો નહીં, પણ તેનીપછવાડેથી એક ઉંચાં કદનો શખ્સ, કે જેણે પોતાના પોશાકઉપર એક મોટો જાડો ઝભ્ભો ઓઢેલો હતો, તે તરતજ અંદર દાખલ થયો.

આ પુરૂષ કોઇજ નહીં, પણ કરનલ ફ્રૉઝકિ હતો, "ઠીયોડોર, હું તમોને બંચાવવા આવ્યોછું. તમોએ છટકવુંજ જોઇએ! ખચિત તમારે નાસી જવુંજ જોઇએ!"

આ સાંભળી લાટૉસે કરનલનો હાથ પોતાના હાથમાં લઇ તે માયાથી ચાંપ્યો, અને પછી બોલ્યો, "મારા અમિરી દિલના દોસ્ત, જો તેમ કરવાથી તમો ફસી જતા હોવ, તો તેમ કદી બનનાર નથી!"

તે હાતમ દિલનાં અમલદારે ઉતાવળે જવાબ દીધો "નહીં, હું ફસું એમ નથી. તો જોકે હું મારી સલામતીનેમાંટે એકલપેટો બન્યોછું, પણ આ નિમકહલાલ મૅનફ્રેડ તમારી-સાથે નાસી જશે. જેમ કરવાથી બધો દોષ એનીઉપર આવશે, પણ તમારી ઝેંદગી બંચાવવાના નેક કામનું માન પણ એનેજ મળશે. ઝીન બાંધેલા બે ઘોડાઓ તૈયારછે, અને ઠીયોડોર, તમારા ખર્ચમાંટે નાણાંની આ કોથળી પણ હું લેતો આવ્યોછું."

એમ બોલીને કરનલે પૈસાની તે ભારી થેલી આ જવાંમર્દના હાથમાં બાંહેંસથી આપી. આટલી બધી માયા પોતાઉપર કરતો જોઇને લાટૉસનું હૈયું ભરાઇ આવ્યું, અને તેણે ફ્રૉઝકિનો હાથ પોતાના હાથમાં લઇ તેઉપર બોસો લીધો. મોતથી ડરીને જેણે એક આંસુ ખેરવેલું નહીં, તે પોતાઉપર થતી આવી મેહેરબાની કરેલી જોઇ ગડગડ આંસુઓ ખેરવી રડવા લાગ્યો; પોતાના મર્દાની દરજ્જાને જરા પણ ધોકકો ન પુગે, એવા વિચારથી જેણે પોતાની કિમતી ઝેંદગી આપવામાંટે દૃઢ સાદે ના પાડેલી, તે હવે અમિરી ખવાસના કરનલને પોતાઉપર આટલોબધો ઉપકાર કરતો જોઈ ઘણાંજ ભાંગાતુટા અને ધ્રૂજતા આવાઝે આભાર માનવા લાગ્યો.

એજ પળે દરવાઝાનો મોટો અડગડો પાછો ખસડાતો સંભળાયો; દરવાઝો ખુલ્યો; અને કિલ્લીદાર સેપાહ પાછો નઝરે પડયો.

આ જોઇ કરનલે તે સેપાહને કહ્યું, "મૅનફ્રેડ, અમોને બે મિનિટો વધારે મળવા દે." આ સાંભળી તે સેપાહ સભ્યતાથી વળી પાછો ફર્યો, અને જેવો દરવાઝો પાછો ઢાંકવામાં આવ્યો, કે ફ્રૅાઝકિએ લાટૅાસને કહ્યું, "અગરજે હું આજે હાકમને મળીશ નહીં, તો પછી ઘણું અસુરૂં થઇ જશે. તમારીતરફથી મને તેને કાંઇ કેહેવાનુંછે?"

તે જવાને જવાબ આપ્યો, "નહીં કંઇજ નહીં."

ફરીથી કરનલે ખંતીને ઓજરખાહીથી પુછયું, "કંઇજ નહીં, તમારીતરફેણમાં નાખતી કરવામાંટે એક બોલ પણ નહીં?"

લાટૅાસ—"નહીં, કંઇજ નહીં"

આ સાંભળીને ફ્રૅાઝકિને ઘણુંજ લાગી આવ્યું, અને તે બોલ્યો, "પણ મારા જવાન દોસ્ત, તમારી ઝેંદગીનું કેમ? તમારી ઝેંદગી, આ તમારો જવાન જીવ કાંઈ પણ કરીને બંચાવવો તો જોઇએછે! વિચાર કરો, દરિયાફ્ત કરો! શું મારે હાકમને કંઇજ કેહે-વાનું નથી?"

ટીયોડોરે ત્રીજીવાર પાછો તેજ જવાબ આપ્યો, "નહીં, કંઇજ નહીં."

કરનલે આઉપરથી લાટૅાસગમ ઘણીજ દિલગીરીથી ટીકીટીકીને જોયું, અને તે આ જવાનની આવી બહાદુરી જોઈને મનમાં ઘણો ખુશી અને અજાયબ થયો, પણ તેટલાં કોટડીનો દરવાઝો પાછો ઉંઘડયો.

ભાંગેતુટે, ગળગળતે, અને જાણે ડચકાં ખાતો હોય, તેવા ધીમા સાદે, તથા ટીયોડોરનો શોભિતો હાથ પોતાના હાથમાં ઘણી માયાથી લઇ, તે અત્યાતુર જુસ્સાથી અને ખરા પ્યારથી ચાંપીને કરનલ બડબડયો, "મારા પ્યારા બેટા, ખોદા તમારૂં ભલું કરજો! અલ્લાહની તમારીઉપર મદદ હોજો!" ફક્ત આટલા શબ્દો બોલીને અમિરી ખવાસનો ફ્રૅાઝકિ તે કોટડીમાંથી જલદીથી બહાર નિકળી પડયો.

ટીયોડોર લાટૅાસ પણ એકવાર પાછો એકલો પડયો. સવારના પહોરમાં તેની કોટડીની બારીના સળિયાઓમાંથી સૂર્યનાં તેઝદાર કીરણો જેવાં માંહે દાખલ થશે, તેવોજ તેની ઝેંદગીનો પણ છેડો આવશે, પણ ત્યાંસુધી તો તેને ત્યાંજ ગોંધાઇ રેહેવું પડશે, એવો વિચાર કરતો તે પાછો પોતાનાં બિછાણાંઉપર બેઠો; તેજ બિછાણાંઉપર કે જ્યાંથી જ્યારે કરનલ માંહે આવ્યો હતો, ત્યારે તેને મળવાને તે ઉઠી ઉભો થયો હતો. તોયે તેણે જે ઠરાવ કર્યો હતો; તેબાબે તેને એક પળ પણ પસ્તાવો થયો નહતો. હજી પણ તે પોતાના ઠરાવને મક્કમ વળગી રહ્યો હતો. અગરજે તેને દશ હઝાર ઝેંદગી હોય, તો ઝાલમી બાનની-આગળ નિચ્યા પડવાનેબદલે તે દશ હઝારવાર મોતને તાબે થવાને તૈયાર હતો!

કલાકપછી કલાક પસાર થવા લાગ્યા; નઝદીકના કોઇ મિનારાઉપરના ઘડિયાળનાં ઘંટના ભારે ટકોરાથી જણાતું હતું, કે મધરાત થઇ હતી; પણ ટીયોડોર લાટૅાસ પોતાના

પોશાકસાથેજ પોતાનાં બિછાણાંઉપર શાંત અને ખુશ ઉંઘમાં પડેલો હતો. જીવલેણ વખ્ત નઝદીક આવતો હતો, તેની ધાસ્તી તેનાં દિલમાંથી આ વેળા થોડીકવાર દુર થયેલી હતી, સબબકે તેણે પોતાની જવાન ઝેંદગી ઘણી આબરૂભરેલી અને ભલી રીતે ગુજારેલી હતી; તેનું હૈયું સાફ હતું; અને તેણે કોઈ એવાં પાપી કર્મો ન કીધાં હતાં, કે જેથી તેની એવી અંતની ઘડીએ તેનું હૃદય ડંખે.

ઘડિયાળમાં મધરાતનો વખ્ત હજીતો ઠોકાઇ ન રહ્યો, તેટલાં તેની કોટડીના ઝબર-દસ્ત દરવાઝાનો અડગડો કોઇ સંભાળથી ખસાડતું હોય, તેમ જણાયું; પછી કળમાં આહસ્તેથી ચાવી ફરવાનો ધીમો સાદ સંભળાયો; ખુદ તે દરવાઝો પછી ઉઘડયો; અને જો-કે તેની કોટડીમાંની મિણબત્તિ તો બુજાઈ ગયેલી હતી, તોયે કોઇના હાથમાં પકડેલી બત્તિની રોશની તેની કોટડીમાં પડવા લાગી, અને આ સર્વે બનાવોથી લાટૉસ પોતાની મીઠી ખોવાબમાંથી બિદાર થયો. થોડો વખ્તસુધી, તો શું બનાવ બન્યોછે, તેનું તેને ભાન રહ્યું નહીં, પણ સુતી વેળા તે જે વિચાર કરતો હતો, તેજ વિચાર પાછો તેનાં મગઝઉપર તાઝો થયો, અને તેને ધીમે સાદે પુછયું, "કેમ વખ્ત થયો કે?"

કિલ્લીદાર મૅનફ્રેડ, કે જે તે વેળા હાઝર હતો, તે એક હરફ પણ બોલ્યો નહીં, પણ તેનીપછવાડેથી એક ઉંચાં કદનો શખ્સ, કે જેણે પોતાના પોશાકઉપર એક મોટો જાડો ઝબ્ભો ઓઢેલો હતો, તે તરતજ અંદર દાખલ થયો.

આ પુરૂષ કોઇજ નહીં, પણ કરનલ ફ્રૅાઝકિ હતો, "ઠીયોડોર, હું તમોને બંચાવવા આવ્યોછું. તમોએ છટકવુંજ જોઇએ! બચિત તમારે નાસી જવુંજ જોઇએ!"

આ સાંભળી લાટૉસે કરનલનો હાથ પોતાના હાથમાં લઇ તે માયાથી ચાંપ્યો, અને પછી બોલ્યો, "મારા અમિરી દિલના દોસ્ત, જો તેમ કરવાથી તમો ફસી જતા હોવ, તો તેમ કદી બનનાર નથી!"

તે હાતમ દિલનાં અમલદારે ઉતાવળે જવાબ દીધો "નહીં, હું ફસું એમ નથી. તો જોકે હું મારી સલામતીનેમાટે એકલપેટો બન્યોછું, પણ આ નિમકહલાલ મૅનફ્રેડ તમારી-સાથે નાસી જશે. જેમ કરવાથી બધો દોષ એનીઉપર આવશે, પણ તમારી ઝેંદગી બંચાવવાના નેક કામનું માન પણ એનેજ મળશે. ઝીન બાંધેલા બે ઘોડાઓ તૈયારછે, અને ઠીયોડોર, તમારા ખર્ચમાટે નાણાંની આ કોથળી પણ હું લેતો આવ્યોછું."

એમ બોલીને કરનલે પૈસાની તે ભારી થેલી આ જવાંમર્દના હાથમાં બોહોંસથી આપી. આટલી બધી માયા પોતાઉપર કરતો જોઇને લાટૉસનું હૈયું ભરાઇ આવ્યું, અને તેણે ફ્રૅાઝકિનો હાથ પોતાના હાથમાં લઇ તેઉપર બોસો લીધો. મોતથી ડરીને જેણે એક આંસુ ખેરવેલું નહીં, તે પોતાઉપર થતી આવી મેહેરબાની કરેલી જોઇ ગડગડ આંસુઓ ખેરવી રડવા લાગ્યો; પોતાના મર્દાની દરજ્જાને જરા પણ ધોકકો ન પુગે, એવા વિચારથી જેણે પોતાની કિમતી ઝેંદગી આપવામાંટે દૃઢ સાદે ના પાડેલી, તે હવે અમિરી ખવાસના કરનલને પોતાઉપર આટલોબધો ઉપકાર કરતો જોઈ ઘણાંજ ભાંગાતુટા અને ધ્રુજતા આવાઝે આભાર માનવા લાગ્યો.

ફ્રૅાઝકિએ ઠીયોડોરને ઉતાવળે કોટડીમાંથી બહાર કાહાડયો; તેઓનીપુઠે મૅનફ્રેડ પોતાના હાથમાં એક ફાનુસ લઇને ચાલતો હતો. તેઓ એક નહાની ચાલમાંથી પસાર થઇ એક નહાનાં ચોગાણુમાં આવ્યા, અને એક ચાવી, કે જે મૅનફ્રેડે ચોકિઆનોની ઓરડીમાંથી તફડાવી તૈયાર રાખી હતી, તેવડે એક દરવાઝો ઉંઘાડયો, કે જેમાંથી એક તબેલામાં જવાતું હતું, અને જે તબેલાઓમાં ખાસ અમલદારોના ઘોડાઓ રાખવામાં આવતા હતા, ત્યાં ત્રણે જણા આવી પહોંચ્યા. આ જગ્યાએ ખુદ કરનલના બે ઝડપી ઘોડાઓઉપર ઝીન બાંધી, અને લગામ પેહેરાવી તૈયાર રાખેલા હતા. પછી બહારનું એક બારણું ઉંઘાડવામાં આવ્યું; ફ્રૅાઝકિ અને ઠીયોડોરે ફરીથી એકમેકસાથે પ્યારભરી "શેકહૅાંડ" કીધી, એકમેકને મમતાના સખુનો કહ્યા, અને પછી તરતજ લાટૅાસ ઘોડેસવાર થઇ એક એકાંત જગ્યાએથી નિકળી ચાલ્યો. તેનીપછવાડે નિમકહલાલ મૅનફ્રેડ પોતાનો ઘોડો દપતાવતો હતો. છુટયો ! નસિબવાન ઠીયોડોર લાટૅાસ આખરે ઝાલેમ બંદિખાનામાંથી છુટયો !






(ચિત્ર ૧ લું.) " સુબા સાહેબને તેના ઘોડાઉપરથી ખેંચી કાહાડી, નિચ્ચે ધુળમાં રગડાળ્યો. ! (પાનું ૮ મું.)



# પ્રકરણ ૩ જું.

## સોનાના બે સેક્કાઓ.

કોશિયન ટેકડીઓઉપર સવારનું ઝઝળું પડતું હતું, જ્યારે બે સવારો પ્લાસિકનાં નહાનાં ગામડાંતરફ એક સ્હેજ ઉંચી ટેકડીઉપરથી ઉતરતા જણાતા હતા. આ ગામડું કાર્લસ્ટાડટથી આસરે ત્રીસ માઇલો દુર હતું. આ લાંબો છેટો જુન માસના એક ખુશનોમા દિવસે મધરાત અને સવારના ટુંક વખ્તવચ્ચે આ બન્ને સવારોએ કાપ્યો હતો, અને તે પણ તમામ જંગલી પહાડોનાં ગામોમાંથી. આઉપરથી વાંચનારને તરત માલુમ પડશે, કે પોતાના ઘોડાઓ આ પુરૂષોએ ઘણાં ઝડપથી દોડાવેલા હોવા જોઇએ.

અલબતાં આ સવારો તે ઠીયોડોર લાટૅાસ અને તેનો ચોકિઆત મેનફ્રેડ હતા, તે તો વાંચનારે અગાઉથી જાણ્યુંજ હશે, એટલે વધારે ખોલાસાથી કેહેવાની કશી ઝરૂર નથી. જે ઉંચાણ ટેકડીઉપરથી તે જવાન ઉતરી આવતો હતો, ત્યાંથી જે ગામડુ દેખાતું હતું, તે લાટૅાસની જન્મભૂમિ હતી, કે જે જોઇને તેનાં દેલમાં કાંઇ અજાયબ અસર થવા લાગી. આ જગ્યાએ તે પોતાનાં વહાળાંઓને છેલ્લી સલામ કરવા જવાની ઉતાવળમાં પડયો હતો, કે જેઓથી કદાચ હવેપછી તે હંમેશનો છુટો પડનાર હતો! તેની નઝરે જ્યારે ત્યાંનાં ઘરો અને બીજા દેખાવો પડયા, ત્યારે તેનાં બચપણના ઘણાક બનાવો આ જગ્યાએ બનેલા તેને યાદ આવ્યા. આ જગ્યાએ એક નહાનું પણ મઝબુત બાંધણીનું ઘર, તથા તેનેલગતો બાગ, વગેરે તેનાં કુટુંબની ઘણીક ઓલાદોના હવાલામાં હજી રેહેલો હતો, અને જ્યાં તેનો પોતાનો પણ જન્મ થયેલો હતો, તેનેથી સ્હેજ દુર જરા વધારે શોભીતો એક વજીફો હતો, કે જ્યાં અસલ તેનો મરહુમ બાપ રેહેતો હતો. લાટૅાસનો બાપ લશ્કરમાંથી ફારેગ થયેલો એક લફટેનન્ટ હતો, કે જેને સરકારતરફથી તેના અર્ધા પગારજેટલું "પેનશન" મળતું હતું. વળી તે આ ગામડાંના "માજિસ્ટ્રેટ"નો માનવંત હોદ્દો પણ ધરાવતો હતો. તે આ જગ્યાઉપર ઘણાંક વર્ષોસુધી રહ્યો હતો, અને દરેક રીતે સુખી હતો. લોકો તેને સારૂં માન આપતાં હતાં, હયાંજ તે અને તેની બાયડી બંધે મરણ પામ્યાં હતાં, અને તેજ ગામડાંનાં દેવલમાં આ એકવારનાં સુખી ધણીધણિયાણીને ભૂમિદા કરવામાં આવ્યાં હતાં. આ સર્વે દેખાવ જોઇ ઠીયોડોરની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. દેવલનીપાસેનું નહાનું મકાન, કે જેની દીવારઉપર સુંદર, ખુશ્બોદાર ફુલોના વેલાઓ ચઢાવેલા હતા, અને જેના નહાના બાગમાં બેસુમાર ઉંચા ગુલાબો ખીલી નિકળેલા હતા, તેમાં હાલ તેનો કાકો, કે જે ફકત હાલ તેના બાપનાં કુટુંબમાં બાકી રેહેલો હતો, તે રેહેતો હતો, કે જે હાલમાં તે ગામડાંનાં દેવલનો એક ગ્રીક પાદરી હતો. તેનેથી થોડે દુર એક લાંબું, નીચી બાંધણીનું, સુફેદ, "બરાક"નાજેવા દેખાવતું મકાન હતું, કે જે તે પ્રગણાંની લશ્કરી કેળવણી આપવાની નિશાળ હતી અને જ્યાં ઠીયોડોરે પોતે પોતાની શુરૂઆતની લશ્કરી

કેળવણી લીધી હતી. કે જ્યાંથી પછી તેને કાર્લસ્ટાડટનીપાસેની ટુર્મની વધારે ઉંચી નિશાળમાં મોકલવામાં આવ્યો હતો. જ્યારે તેનો બાપ પોતાની હૈયાતીમાં લડાઇઓઉપર જતો, ત્યારે તેનો મરહુમ બુઢો બપાવો તેને, તથા તેની માને ઘણીજ માયા અને સંભાળથી રાખતો હતો, તે જગ્યા જ્યારે તેની નઝરે પડી, ત્યારે તરતજ તેણે પોતાની આંખો દુઃખથી ફેરવી નાખી, કારણકે તે સારીરીતેસે જાણતો હતો, કે હવે તે જગ્યાને તેને હંમેશની તજવી પડશે. તો જોકે ખુદ એજ પોતાની જન્મભૂમિતરફ હાલમાં ટીયોડોર, પોતાની-સાથે મૅનફ્રેડને લઇને જતો હતો.

થોડાજ વખ્તમાં આપણી વાર્તાનો આ જવાન નાયક તેનાકરતાં આસરે ત્રણ કે ચાર વર્ષે મોટી ઉમરના બીજા આસામીની બગલગીરીમાં જઈ પડ્યો, કે જે શખ્સ લાટૅાસને તે મકાનના દરવાઝાઆગળ ઘોડાઉપરથી ઉતરતો જોઈ, તેને આવકાર દેવાને દોડી આવ્યો હતો. તે કોઈજ નહીં, પણ લાટૅાસનો એકનો એક ભાઇ જૉસેફ હતો, કે જે હંમણાં તે વઝીફાનો વારેસ થયેલો હતો.

ટીયોડોરે પોતાઉપર બનેલી તમામ હકિકત પોતાના ભાઇને ઉતાવળે કહી જણાવી. જૉસેફ લાટૅાસ તો આશામાં હતો, કે તેનો વહાળો ભાઈ કંઇ છ અઠવાડિયાંની કે બે માસની રઝાઉપર પોતાને ઘર મઝાહ કરવા આવ્યો હશે, કે જેમ આવવાનો તે વિચાર રાખતો હતો, પણ જ્યારે આ સર્વે બિના તેણે જાણી, ત્યારે તેની નાસેપાસીનો પાર રહ્યો નહીં. વધારે દલગીરી તો એટલાવાસ્તે લાગતી, કે થોડો વખ્ત પણ થોભવાનેબદલે તેને તરતજ ત્યાંથી જતા રેહેવાનું હતું, કેમકે તે જો તેમ ન કરે, તો બાનના જાસુસો કાર્લસ્ટા-ડટથી ઝરૂર આવીને તેને પાછો કેદ કરે. આ કારણનેલીધે જૉસેફ લાટૅાસને પોતાનાં ઘરમાં પોતાના નહાના ભાઇને થોડો વખ્ત પણ રેહેવાની માગણી કરવી ફોકટ હતી. એટલુંજ નહીં પણ આખાં ઑસ્ટ્રિયન રાજ્યના બોહોળા વિસ્તારમાં પણ હવેથી તેને પોતાનું ઘર ગણી શકાય એમ ન હતું!

જૉસેફ લાટૅાસ એક વર્ષથી થોડુંકજ વધુ વખ્તઉપર પરણ્યો હતો, અને આ શાદીપછી તેને ત્યાં એક બાળક બેટાનો જન્મ થયો હતો, કે જે હમણાં ફક્ત બે માસની ઉમરનો હતો. ટીયોડોર પછી પોતાના ભાઇની બાયડીને ભેટ્યો, કે જેણી એક નાઝુક દેખાવની, નર્મ સ્વભાવની બાનુ હતી, અને તેબાદ એક કાકાની મગરૂરીસાથે પાળણામાં પોઢેલા પોતાના ભત્રીજાના ચેહેરાઉપર ચુંમી લેવાને દોડ્યો.

વાંકા વળી આ નિર્દોષ બચ્ચાંને ચુંમી લેતાં, તે બોલ્યો, "વહાળાં બચ્ચાં, તુંને મોટો થતો જોવામાં, તારી નિર્દોષ ગમત ભોગવવામાં મને કેવી ખુશહાલી ઉપજતે! પણ અફસોસ! ખુદાની મર્ઝી જુદીજ છે. મારાં સ્વદેશમાં કદી પણ પાછું ન ફરતાં બોહોળી દુનિયામાં હવે હું દેશનિકાળ થનારછું!"

"આવા નાઉમેદીના સુખનો શાનેમાટે કાહાડેછે? મારા વહાળા બેટા, શું બનાવ બન્યોછે?" એમ એક બોઝુર્ગ દેખાવના મર્દે પુછ્યું. તેણે પાદરીનો પુશાક પેહેરેલો હતો, અને તે તરતનોજ તે નહાનાં મકાનનાં દેવાનખાનામાં દાખલ થયો હતો.

તેને જોતાંજ ઠીયોડોર પોતાના બુઢા ગ્રીક પાદરી કાકા લાટૉસના હાથોમાં દોડી ગયો, અને બંનેએ એકમેકને ખરા પ્યારથી બગલગીરી કીધી. તેને પણ જે બનાવ કાર્લસ્ટાડટખાતે બન્યો હતો, તેથી તરતજ વાકેફ કર્યોમાં આવ્યો. તે સાંભળી બુઢો પાદરી બહુજ દેલગીર થયો, તોયે કાંઇપણ ગુસ્સાના શબ્દો ઓચરવાનેબદલે તેણે પોતાના ધર્મી ધંધાને છાજતા દેલાસાના સુખનો કહ્યા, અને પોતાના જવાન ભત્રીજાને ખુદાઉપર એતબાર રાખવાની ભલામણ કીધી. ઠીયોડોરના ત્રણે કુટુંબીઓએ બાનને અથવા તેથી પણ આગળ વધીને ખુદ શાહાનશાહને અર્જ કરવાને ખાલેસ દેલથી ભલામણ કીધી, પણ આપણી વાર્તાના આ જવાન નાયકે ઘણાજ ઉપકારસાથે પણ મગરૂરીથી તે સર્વે ભલામણોને નાકબુલ કીધી.

ઠીયોડોર—"નહીં, આ ઑસ્ટ્રિયન ઝાલેમગારોને દયાનેમાંટે હું પોતે અર્ઝી કરવાનો નથી, કે મારીતરફથી કોઈને પણ કરવા દેનારબી નથી! હું મારાં નસિબને આધીન થઇશ; હું કોઇ બીજી જગ્યાએ મારૂં નસિબ અજમાવવાને દુનિયામાં બહાર પડીશ; હું કદાચ મારી ઉમેદમાં ફતેહ પામીશ, અને મારૂં કુટુંબ મારેમાંટે કદાચ મગરૂર થશે." આમ બોલતાં ઠીયોડોરની કાળી આંખોમાં જુસ્સાનો આતશ ચમકવા લાગ્યો. પછી તે વધુ બોલ્યો, "પણ કદાચ હું મારી ઉમેદોમાં નિષ્ફળ પણ થાઉં!" આ સુખનો બોલતાં, તેનો ચેહેરો પાછો દેલગીરીભર્યો, અને તેનો આવાઝ શોકાતુર બની ગયો. "દુનિયાનાં કોઈ એકાદ ખુણામાં, મારાં સ્વદેશથી દુર, મારાં વહાળાંઓથી દુર, એક ગરીબ અને નામવગરની ઘોરમાં કદાચ ઉતાવળે મારો અંત પણ આવે!"

જૉસેફ લાટૉસ—(ગળગળતે આવાઝે) "પણ પ્યારા ભાઈ, તું કયાં જનારછે?"

ઠીયોડોર—હું પોતે પણ તે જાણતો નથી, પણ હાલ જે થોડા વખ્તસુધી આપણે સર્વે સાથે મળ્યાં છૈયે, તેટલો વખ્ત પણ દેલગીરીમાં શામાંટે પસાર કર્યે! આવી વખ્તે, અને આવા સંજોગોવચ્ચે પણ આપણાથી બનેએટલા આપણા જીવો ખુશ કરી લૈયે. હાલનો વખ્ત નચિંતાઇમાં પસાર કર્યે, અને ભવિષ્યનેમાંટે સારી ઉમેદો રાખ્યે!"

ફરીથી બુઢા કાકાજીએ દયામાંટે અર્ઝ કરવાની ભલામણ કીધી, અને ફરીથી જૉસેફ લાટૉસે પુછયું, "પણ મારા વહાળામાં વહાળા ભાઇ, તું કયાં જનારછે?"

"જ્યાં પણ મારી તલવારની નોકરી કબુલ રાખવામાં આવશે ત્યાં," બહાદુર જવાન કોડે જવાબ આપ્યો.

ઘણીજ અધીરાઇથી પણ અતિશય માયાથી જૉસેફે પુછયું, "પણ તું અમોને કાગઝ-પત્ર તો લખશે કેની? વખ્તોવખ્ત તું કેમછે, અને તારૂં કેમ ચાલેછે, તેથી અમોને વાકેફ તો કર્યા કરશેની?"

ઠીયોડોર—"હા, હું મારેથી બનશે તેમ તેપ્રમાણે કરવાની કોશેશ કરીશ, પણ એવો પત્રવ્યવહાર ઘણીજ ચોકાસીથી ચલાવવો પડશે. જુઓ, મારા વહાળા ભાઈ! એક માણસ કે જે નવું નસિબ અઝમાવવા બહાર પડેછે, તેને દુનિયામાં નવેજ નામે બહાર પડવું જોઇએ. નહીંતો આગળાં કમનસિબની પીડા પગેજ વળગેલી રેહેછે!"

લગાર ઠપકારૂપી ઢબે બુઝુર્ગ પાદરી કાકો બોલ્યો, "ઠીયોડોર! શું તું તારૂં કુટુંબી નામ તજી દેશે? તે કુટુંબ, કે જે જોકે ગરીબછે, તોયે તેનાં નામઉપર કોઇ દહાડો કશી નામોશી લાગેલી નથી, તે તું છોડી દેશે?"

ડીયોડોર—"નહીં, કાકાજી, તે કુટુંબનાં નામને આજસુધી તો નામોશી લાગી નથી! અને હમણાં થોડાક કલાકોમાં જેજે બનાવો બનવા પામ્યાછે, તેમાં પણ હું કશું નામોશી કે ખેલાલતજેવું તો જોતો નથી! તોયે મને તે તજી દેવાની ફરજ પડેછે. જો જરા ધીરજ રાખો, તો હું તેનો સબબ સમજાઉં! કાર્લસ્ટાડટખાતે જે બનાવ બન્યોછે, તેની ખબર સઘળી-ગમ ફરી વળી હશેજ. કેમકે મારાજેવા એક નહાની પદવીના અમલદારને હાથે એક બાન,— કે જે એક સરસુબા, યાને એક શાહાઝાદાજેવોછે, તેને માર ખાવો પડે, એ કાંઈ નહાનીસુણી વાત નથી, અને તે પણ વળી તેનાં પોતાનાંજ તમામ લશ્કરનીસામે! લશ્કરી કાયદાનાં બંધારણને સખ્તાઇથી માન આપીને ચાલનારાઓ, તે કાયદાઓને માન આપનારાઓ મને ગુસ્સે થવાનું જે મોટું કારણ મળ્યું હતું, તેઉપર તો આંખમીંચામણાજ કરે, પણ તેનાં પરિણામમાટે તો ખુલ્લું જણાવે, કે મેં લશ્કરી કાનુન તોડ્યોછે, અને તેનેવાસ્તે મને મોતની શિક્ષા થવીજ જોઇએ, એમ ધારે. આવા સંજોગોવચ્ચે કયો રાજા, કયો સેનાપતિ, કયો સરદાર મને પોતાની નોકરીમાં રાખે? ને જો અજાણપણાંમાં રાખેખી, તો તેની જાણમાં મારી ચાલ આવ્યાપછી શું મને તરત પાછો હાંકી નહીં કાહાડે? માટે મારાં વહાળાંઓ, તમો હવે જોશો, કે આ કંગાલ હાકમનેલીધે મને દેશવટો ભોગવવો પડશે, અને વળી મને મારું નામ પણ ફેરવવાની કાંય ફરજ પડશે!"

ડીયોડોરનું આ વાજબી બોલવું સાંભળી બુઢા લાર્ટાસ પાદરીની, જોસેફની, અને તેની બાયડીની આંખોમાં આંસુઓ આવી ગયાં.

પછી આપણા આ જવાન બહાદુરે આગળ ચલાવ્યું, "હવે તમે જોશો, કે મારી હાલત ઘણી કઢંગી થઇ પડીછે, અને સાધારણરીતે કાગઝપત્રો તમોઉપર લખવાનું ઘણું ધાસ્તીભર્યું થઇ પડશે, કેમકે જો હું તેમ કરું, અને કદાચ બાન મારાં કાગઝો જતાં-આવતાં પકડે, તો હમણાં તે મારીઉપર ઘણોજ કીનાબાઝ થયેલો હોવાથી ઝરૂર તે તમોને હયેરાન કરવાને ચુકે નહીં. આ અતિ પાપી ઑસ્ટ્રિયન રાજ્યમાં તમામ જગ્યાએ છુપી લુચ્ચાઇઓ અને ખુલ્લો ઝુલમાત પંથરાઇ ગયોછે." પણ તેટલાં ડીયોડોરને એકાએક કાંઈ વિચાર સુઝ્યો, અને તેણે કરનલ ક્રોઝિએ આપેલી પૈસાથીભરેલી થેલી બહાર ખેંચી કાહાડી, અને તેમાંથી સોનાના બે સેક્કાઓ બહાર કાહાડી, તેજ ઓરડામાં ટાંગેલાં હથિયારોમાંથી એક ખંજર હાથમાં લીધું, અને તેની તીક્ષણ અણીવડે તે બંને સેક્કાઓઉપર બરાબર એકસરખી આકૃતિઓ પાડી, અને પછી બોલ્યો, "પણ જો ભાઇ! આ બંને સોનાના સેક્કાઓઉપર બરાબર એકજ જાતની નેશાનીઓ મેં કીધીછે. હું તેમાંનો એક મારીપાસે રાખું છું, અને જાસેફ, બીજો તમો તમારીપાસે સાચવી રાખજો. અગરજો કોઇ કાસદ તમારીપાસે **તમારા કોઇ વહાળા ગેરહાઝર બેસીની ખબર** લાવવાની હેમત કરે, કે જેમ બોલવાને હું તેને શિખવીશ, તો તમો તેનીપાસેથી કાંઇ ઇધાણી માગજો, અને અગરજો તે આ નેશાની કીધેલો સોનાનો સેક્કો રજુ કરે, તો તમે ખાતરીથી જાણજો, કે તે ખચિત મારીતરફથીજ આવ્યોછે. પણ જો તે આ ઇધાણી રજુ કરી ન શકે, તો જાણજો, કે તે મારો એક જાસુસ નથી!"

જૉસેફ લાર્ટાસ, કે જેની આંખોમાં આ વેળા પાણી ભરાઈ આવેલાં હતાં, તેણે તે સેક્કો લઈ પોતાનાં ગજવામાં મુક્યો, અને પછી ડીયોડોર વાત ફેરવી નાખવાના ઇરાદાથી

પોતાના ન્હાનકડા ભત્રીજીનાં પાળણાગમ ફરી ગયો, અને પુછ્યું, "તમારા આ હેતવંત બાળકનું નામ શું રાખ્યુંછે ?"

**જૉસેફ્ લાટૉસ**-"વહાળા ભાઇ, તારા પોતાનાં નામઉપરથી અમોએ એનું નામ **ઠીયોડોર** રાખ્યુંછે."

આ સાંભળી ઠીયોડોરની છાતી પાછી ભરાઇ આવી. તે બોલ્યો, "ઠીક, ત્યારે ખુદા કરશે, તો મારા વહાળા નામરાસિયાને, હું તેનો કાકો, કોઇ દહાડે ચાહાવાનેલાયકનો પુરવાર થઇશ !"

આમુજબે બોલી, તેણે ફરીથી તે ખોઆબમાં પડેલાં ભુલકાંના ચેહેરાઉપર બોકી કરી, અને પછી જે નિયામત અચ્છું ખાણું તૈયાર કર્યામાં આવ્યું હતું, તેને એન્સાફ આપવાને સર્વે બેઠાં. નિમકહલાલ મૅનફ્રેડને પણ તેઓએ પોતાનીસાથે જમવા બેસાડયો, અને જેવું ખાણું પુરું થયું, કે ઠીયોડોર ઉઠી ઉભો થયો, અને કેહેવા લાગ્યો, "મારાં વહાળાંઓ, હું આ મકાનમાં લગભગ બે કલાકો થયાં રહ્યોછું, અને હવે હયાંથી જતા રેહેવામાં મારે ઢીલ કરવી નહીં જોઇએ. ઘોડાઓને પણ પુરતી થાક મળીછે. મૅનફ્રેડ, જાઓ, અને તેઓને જલ્દી તૈયાર કરો."

કાકાએ અને ભાઇએ બંધેએ પોતાની કોથળીમાંથી બીજા સોનાના સેક્કાઓ કાહાડી ઠીયોડોરને તે આપવાની બોહોંસ કીધી, કે અડીબીડીએ કામ લાગે, પણ ઠીયોડોર જાણતો હતો, કે તેઓની હાલત ગરીબ હતી, અને ગમેએટલી કાકલુદીછતાં તેઓનો એક સેક્કો વધીક લેવાને તેણે ના પાડી. તેણે તેઓની ખાતરી કીધી, કે તેને જોઇએ તેકરતાં વધારે નાણું તેનીપાસે હતું, છતાં તેના ભાઇનાં હથિયારોમાંથી તેણે બે તલવારો અને બે "પિસ્ટોલો" ચુંટીને પોતાનેમાટે તથા મૅનફ્રેડનેમાટે પસંદ કીધી. એવીરીતે હરકોઇ આબરૂદાર ક્રોશિયન પોતાનાં ઘરમાં હથિયારો રાખતો હતો. પછી એકબીજાને છેલ્લી સલામો કરવામાં આવી; કોટીઓ અને બોકીઓ લેવાઇ; રડારોળ ચાલી; આર્શીવાદો દેવાયા; દેલાસાનાં સુખનો કેહેવાની કોશેશો થઇ; અને લાટૉસ તથા મનફ્રેડ આખરે ત્યાંથી છુટા પડયા ! ઠીયોડોર અને નિમક-હલાલ મૅનફ્રેડ જયાંસુધી દેખાયા, ત્યાંસુધી બુઢા પાદરી કાકાએ, જવાન ભાઇ જૉસેફ અને તેની બાયડીએ ઘરના દરવાઝાઆગળ ઉભા રહી, પોતાના હાથમાં પકડેલા રૂમાલો ઉડારી છેલ્લી સલામ કર્યા કીધી.

પ્લાસ્કિનો ન્હાનો વઝીફો આપણા આ બેઉ મુસાફરોને છોડી ગયાને ચાર કલાકો થઇ ગયા હતા, એટલું વાંચનાર, તુંને જણાવવું જોઇએછે—હંમણાં બપોરના મધ્યા-ન્હનો વખ્ત હતો-અને તેઓએ ખાસો ચાળીસ માઇલોનો રસ્તો આગળ કાપ્યો હતો.

જ્યારે તેઓ એક ઉંડી, પણ સાંકડી ખીણમાંથી રસ્તો કાપી એક વિશાળ ખુલ્લાં મયેદાનમાં બહાર પડયા, ત્યારે ઠીયોડોર બોલ્યો, "મૅનફ્રેડ, જો ગામની મારી માહિતી ભૂલતો ન હોઉં, તો હવે આપણે ટર્કીશ ક્રોશિયાની સરહદથી ફક્ત બાર માઇલો દુર છૈયે. એકવાર આપણે તે હદ ઓળંગી, કે પછી તદન સલામત છૈયે, એમ જાણવું, અને જે પેહેલું ટર્કીનું મથક આવશે, તે નૉવિનું ગામ આવશે."

**મૅનફ્રેડ**—"હા સાહેબ, ત્યાં જેમ જલ્દી જઇએ, તેમ વધારે સારૂં. એક કલાકઅગાઉ આપણે જે બનાવ જોયોછે, તેથી મારી તો ખાતરી થઇછે, કે દરેક બાજુએ બાનતરફથી લશ્કરી ટુકડીઓને આપણને પકડવાને છોડી મુકવામાં આવીછે, માંટે જો આપણે તે સરહદ-ઉપર જલ્દી પહોંચી જઇએ, તો તેમાં આપણી પોતાનીજ સલામતીછે."

**ઠીયોડોર**—"પેલા બાર *કઝુનોના હાથમાંથી આપણે મહા મુસીબતે છટકવા પામ્યા હો ! તેઓ ઝબરા આપણીપુઠે લાગ્યા હતા હં ! પણ આપણાં સારાં નસિબ, કે આપણે બંધે વઝનમાં હલકા હોવાથી, અને આપણા ઘોડાઓ ઘણા મઝબુત અને તેઝ ચાલના હોવાથી, આપણે તેઓના સપાટામાંથી નિકળી જવા પામ્યાછીયે. તોયે આપણે તેઓને ખુબ હંફાવ્યા, કેમ ?"

આ સાંભળી મૅનફ્રેડે ઉમેર્યું, "ભલે કાજે કે આપણે પેલાં નાળાંતરફ દોડયા, કે જેથી આપણી પોતાની અને આપણી પુઠે લાગનારાઓનીવચ્ચે ઉંચા પહાડોની કઢણો આવી ગઇ."

**ઠીયોડોર**—"આપણા નિમકહલાલ ઘોડાઓએ ઘણી બહાદુરીથી ઝડપ દેખાડી. ખચિત આપણે તે બીચારાંઓનો નાળાના ખડબચડા રસ્તાઉપર ખુબ દમ લીધોછે, અને આપણે નૉવિ પહોંચીશું, કે——સાંભળો !"

બોલતો અટકી જઇને, અને એક ઘડીભર ઘોડાને દોડતો ધીમો પાડીને ઠીયોડોરે કહ્યું, અને પછી દમ ઉંચો રાખીને કાન દઇ સાંભળવા લાગ્યો, કે જેમ તેના સોબતીએ પણ કર્યું. તેઓ એક પણ બીજો બોલ એકબીજાને બોલે, તેનીઅગાઉ તેઓની આંખો એકમેકસે મળી, ને તેની મતલબ બંન્ને સમજી ગયા, કે શું બનાવ બન્યો હતો.

**ઠીયોડોર**—"આપણી પુઠે લાગનારાઓ આવી લાગ્યાછે !" અને હજી તો તે શબ્દો પુરા પણ કરી ન રહ્યો, તેટલાં તે નાળાંની બાજુની ઉંચી ટેકરીઉપરથી બાર ઑસ્ટ્રિયન ઘોડેસવારોની એક ટોળી તેઓનીસાંમે આવી ઉભી.

**હાૅરેસ** અને **મનફ્રેડ** બંધે મયદાનતરફ બનતી ઝડપે દોડયા, અને તેઓના બહાદુર ઘોડાઓ પણ જાણે પોતાના ધણીઓની જોખમભરેલી હાલત સમજી ગયા હોય, તેમ શેકારી કુતરાઓનીપેઠે દમ બાંધીને દોડવા લાગ્યા. પણ પેલા કઝુનો તેઓની વધારેનેવધારે નઝદીક આવતાજ ગયા. તેઓ પણ પુષ્કળ ઝડપે પોતાના ઘોડાઓને દોડાવતા હતા. એકપછી એક ઉપરાસાપરી કેટલીક "પિસ્ટોલો"ના બારો થયા, પણ તેમાંહેલી ગોળીઓ જોકે તેઓની ઘણીજપાસેથી પસાર થઇ ગઇ, તોયે તેથી ઠીયોડોરને કે તેના સોબતીને કશીપણ ઇઝા થઇ નહીં.

**ઠીયોડોર**—"મૅનફ્રેડ, હાલમાં તમારાં હથિયારોનો કશો ઉપયોગ કરતા ના ! કેમકે આપુને આપણી 'પિસ્ટોલો' પાછી ભરવાની તક મળશે નહીં. આપણને જલ્દીથી તેની ઝરૂર પડશે !"

હજી તો તે આટલા બોલો પુરા કરી ન રહ્યો, તેટલાં મૅનફ્રેડના ઘોડાનો પગ એક ખાંડામ પડવાથી તે તુટી પડયો, અને તેનો સવાર તેની ગરદનઉપરથી ઉથળાઇને થોડેક છેટે ઉડીને પડયો.

* જુઓ નોટ ૭ મી.

પણ બહાદુર મૅનફ્રેડ, જરા પણ વખત ખોહોવાવગર તરત ઉઠી ઉભો થયો; એક પળકારામાં ટ્રીયોડોર લાર્ટાસે પણ પોતાના ઘોડાને થોભાવ્યો, એવી મતલબથી કે તે પોતાના નિમકહલાલ નોકરને મદદ કરે, પણ ફોકટ! થોડીજ પળમાં આ બંધે જણાનીઆસપાસ ઑસ્ટ્રિયન ડ્રૅગુનો ફરી વળ્યા.

ટ્રીયોડોર—"મૅનફ્રેડ, મારીઆગળજ રેહેજો! મારીનઝદીકજ ઉભા રેહેજો, ને હું તમારો બચાવ કરીશ." આ વખતે મૅનફ્રેડ ઘણી ધાસ્તીભરેલી હાલતમાં આવી પડયો હતો, કારણકે વાંચનારે જોયુંછે, તેમ તેને પાછો પોતાના ઘોડાઉપર સવાર થવાનો વખત મળ્યો નહતો.

ઉપલી ટોળીના વડા અમલદારે પુકાર માર્યો, "લેફ્ટેનન્ટ લાર્ટાસ, શરણ થા!"

પણ આપણો નાયક હેમત હારે એવો નહતો. તેણે બહાદુરીથી જવાબ આપ્યો, "કદી નહીં!" અને એટલું બોલતાંજ તેણે એક વિજળીના ચમકારાનીપેઠે પોતાની તલવાર મિયાનમાંથી બહાર ખેંચી કાહાડી.

બોલ બોલતામાં તેની અને તે અમલદારનીવચ્ચે તલવારોથી લડાઇ ચાલી; જાણે બે સાંપો એકબીજાને વળગતા હોય, તેમ બંન્ને તલવારો એકમેકસાથે વિંટળાઇ, પણ અજાયબજેવી ઝડપે ટ્રીયોડોરે પોતાનાં માથાંઉપર તલવાર ફેરવી, અને પછી તેના હરીફની કોલાહઉપર એક એવોતો ઝબરદસ્ત સાબુત ફટકો માર્યો, કે કોલાહના બે ટુકડા થઇ, તેનાં માથાંનાં પણ બે ફાડચાં થઇ ગયાં! આ જોઇ બીજા ડ્રૅગુનો ખુનઉપર ચઢયા, અને લાર્ટાસ તથા મૅનફ્રેડઉપર સામટો હમલો કર્યો, એવા વિચારથી કે તેઓ પોતાનો કીનાબાઝ ગુસ્સો તેઓઉપર ખાલી કરી, તેઓને મારી નાખે.

પણ આ વખતે ટ્રીયોડોર લાર્ટાસે ઘણી મર્દાન્ગી બતાવી. ઉસ્કેરાઇ જવાનેબદલે તેણે શાંતપણે પણ હેમ્તથી પોતાની નઝર સાબુત રાખી, અને પોતાઉપર પડતા ઉપરાસાપરી તલવારના ફટકાઓ, અને તેનીતરફ ટાંકેલી "પિસ્ટોલો"ને પોતાની તલવારવડે છટકાવ્યા કીધાં. વળી સાથે લાગી પોતાનો બચાવ કરવામાં અને સાથેસાથે હમલો કરવામાં તેણે ઘણી ઉલટ અને ચંચળાઇ બતલાવી. પોતાના ઘોડાઉપર એવો તો અચ્છો કાબુ રાખ્યો, કે જ્યારે ઝરૂર પડે, ત્યારે તેને અહીંથીતહીં એવોતો સરસરીતે ચલાવ્યો, અને ઝરૂર જોઈ એવીતો સારીરીતે આગળ દોડાવ્યો અને પાછળ હઠાવ્યો, કે કોઇ બિનઅનુભવી પણ જોઇ શકે, કે તે જીવઉપર આવીને ઘણીજ કાળજીથી લડતો હતો. પણ ખરેખર જોતાં, તો તેનું લડાયક ખમીર તેનું દેલ ઉસ્કેરતું હતું, અને તેથી કાંઇ અદભૂત ઝોર તેનાં શરીરમાં આ વેળા આવતું હતું. એક પળ પણ તેણે પોતાનું સાવધપણું, પોતાનું શાંતપણું, કે પોતાનો મેઝાજ ખોયાં નહીં.

ઘણી મિનિટો આપ્રમાણે ઝપાઝપી ચાલી નહીં, કેમકે બંધે બાજુએ લડનારાઓની સંખ્યામાં ઘણો તફાવત હતો. મૅનફ્રેડ એક સીંહનાજેવી બહાદુરીથી લડયો, અને પોતાના બહાદુર શેઠને ઘણી સરસરીતે મદદ કીધી, અને ફક્ત બે મિનિટોથી પણ થોડા વખ્તમાં ચાર ડ્રૅગુનો મુવેલા કે મરવાજેવા ઝમીનઉપર પડયા, અને તેઓના ઘોડાઓ પોતાના સવારોવગર મયેદાન ઓળંગી નાસી ગયા. એટલીવારમાં તો પાંચમો સેપાહ પણ ટ્રીયોડોરની

થથરાવી નાખનારી તલવારનો ભોગ થઇ પડ્યો. જાણે તેની ઝેંદગીઉપર કાંઇ જાદુઇ અસર થયેલી હતી, પણ અફસોસ તેવું કેસમત બાપડા મૅનફ્રેડનું નહતું. નઝદીકથી ફોડેલી એક "પિસ્ટોલ" ની ગોળીથી તેનું માથું વિંધાઇ ગયું, અને તે બહાદુર, નિમકહલાલ નોકર મુરદું થઇ તેનીજપાસે પડ્યો! પછી પોતાના ઘોડાને કાંટા મારી, બાકી રેહેલા ડ્રુશુનોનીવચ્ચેથી આપણો આ બહાદુર જવાન બહાર નિકળ્યો, અને જાણે કમાનમાંથી એક તીર છુટે તેવી ઝડપે તે કતલની જગ્યાએથી નિકળી ગયો.

પણ હજી ઝાઝી ઇઝા પામ્યાવગરના, અને તેટલામાંટે તેની પુઠે લાગી શકેએવી હાલતના છ ડ્રુશુનો બાકી રેહેલા હતા. તેઓ હજી પણ ઠીયેડોર લાટૉસને પકડવાની આશામાં પોતાના ઘોડાને ઝડપથી દોડાવી તેનીપુઠે લાગ્યા. આ વખ્તનો દેખાવ કોઇ પણ જોનારનું દેલ ઉસ્કેરેએવો હતો!

પોતાનીપાછળ ફરી પોતાનીપુઠે લાગનારાઓવચ્ચે કેટલો તફાવત હતો, તે જોઇને ઠીયેડોર મનમાંજ બોલ્યો, "નૉવિ તો હજી છ માઇલ દુરછે!"

જોકે તે લોકોથી દુરનેદુર નાસ્તો હતો, પણ બેએક માઇલ ગયાપછી પાસો બદલાઇ ગયો, અને તેઓ તેની વધારેનેવધારે નઝદીક આવતા જણાયા.

આ જોઇ લાટૉસે વિચાર કર્યો, કે પાછા ફરીને તેઓનીસાંમે થાઉં! મરૂં ત્યાંસુધી લડું! પણ શાવાસ્તે નાહકનું લોહી રેડી, પોતાની ઝેંદગી પણ આટલા બધા જણાઓસાંમે જોખમમાં નાખે? માંટે જો હજી પણ કાંઇ તદબીરથી છટકી જવાય, તો સારૂં.

તે ઘોડાજેવા અસીલ જાનવરના ગુણોથી બધી રીતે માહિતગાર હતો, માંટે સ્હેજ વાંકા વળી પોતાના નાસ્તા ઘોડાને પસવાર્યો. અને માયાભરેલા અને ઉલટ આપનારા બોલો તેને કહ્યા. હંમેશાં એવા બોલો ઉંચી તુખ્મના ઘોડાઓ સમજતા જણાયછે; અને તેનો ઘોડો પણ જાણે તેનાં કેહેવાની મતલબ સમજી ગયો હોય, તેમ જેટલી પોતાનામાં શક્તિ હતી, તેટલી પુર ઝડપે દોડવા લાગ્યો. આગળ શેકાર, અને પાછળ શેકારીઓ દોડવા લાગ્યા; બીજા બેએક માઇલો વળી પાછા પસાર થયા; લાટૉસે વળી ફરીથી પાછું ફરી જોયું, તો ડ્રુશુનો તેનીનઝદીક આવતા જતા હતા; વળી પાછો તેણે પોતાના ઘોડાને પસવાર્યો, અને એરીતે તે મયેદાનમાં શેકાર કરવાનું ચાલુંજ રહ્યું.

પોતાને લાટૉસની ઘણા નઝદીક આવેલા જોઈ ડ્રુશુનો ખુશીમાં આવી ગયા, અને બોલ્યા, "હજી પણ આપણે એને પકડી શકીશું!" અને પછી પોતાના ઘોડાનાં પાંસળાંઓમાં અણીદાર કાંટાઓ ઘોંચી, તેઓને લોહીલુહાણ કરી ઝોરમાં આગળ દોડાવવા લાગ્યા.

થોડેજ તફાવતે ઝાડોની ઘટામાંથી થોડાંક ઘરોનો ઝુખંડો લાટૉસનાં દિઠામાં આવ્યો, તે જોઇ તે મનમાંજ બોલ્યો, "આહા! ખુદા તારી મદદ! હવે હું સલામત રહીશ! એક બીજી કોશેશ મારા બહાદુર ઘોડા, ફક્ત એકવાર વધુ કોશેશ, અને પછી તું ને હું બંધેજણા સલામત જઇશું!"

જાણે આ સર્વે બોલેલું તે ચાલાક જાનવર સમજતું હોય, તેમ તે બીચારાં મુંગા પ્રાણીએ વધુનેવધુ ઝોરથી દોડવા માડયું. આગળ લાટૉસ વધ્યો જતો હતો, ને પુઠેનેપુઠે તે ડ્રુશુનો લાગેલા રેહેલા હતા! બલકે તેઓ નઝદીકનેનઝદીક આવતાજ ગયા, અને જાણે

એમ લાગે, કે નૉવિના જે મકાનો લાટૉસની નઝરે પડયાં હતાં, તેઓનીતરફ જવા-નેબદલે તે મકાનો તેને ભેટવાને તેનીનઝદીક દોડી આવતાં હોય, એટલી ઝડપથી તેઓ અને ટ્રીયોડોરવચ્ચેનો અંતરો ઓછો થતો જતો હતો!

"શાબાશ, મારા બહાદુર રફ્સ! શાબાશ!" આવા ખુશહાલીભર્યા સુખનો ટ્રીયો-ડોરનાં મ્હોંમાંથી નિકળ્યા, કારણકે ઑસ્ટ્રિયાની સરકારની સરહદ ઓળંગી, તે ટર્કી સર-કારની સરહદમાં હવે જઇ પહોંચ્યો હતો. તે નૉવિનાં ગામની પાદરે આવી પુગ્યો હતો, માટે હવે તેણે પોતાના ઘોડાની ઝડપ ઓછી કીધી.

તેણે પાછું ફરી જોયું, તો દૂશ્મનોને પણ પોતાના ઘોડા થોબાવેલા દિઠા, કારણકે તેઓની અને લાટૉસનીવચ્ચે પથ્થરોનો એક ઢગલો પડેલો હતો, કે જે ટર્કી અને ઑસ્ટ્રિયાના રાજ્યોની સીમા દેખાડવામાટે તે બંધે રાજ્યોતરફથી ત્યાં માર્યામાં આવ્યો હતો. તે સૂપાહો પોતાને *માત થયેલા જોઇ બહુ ખીજવાઇ ગયેલા* હતા, અને લાટૉસતરફ ધમકીભરેલા ચાળાઓ કરી પોતાના ગુસ્સાનો ઉભરો ખાલી કરતા હતા! પણ તેવાજ હલકા ચાળા કરી ટ્રીયોડોરે પોતાને હલકો પાડ્યો નહીં, પણ તેઓતરફ ધિક્કારની નઝર ફેંકી તેણે પોતાના ઘોડાને ધીમેધીમે આગળ ચલાવ્યો, અને તે નૉવિ ગામના મુખ્ય *મુસાફરખાનાનીસામે આવી પોતાના અમીરી જાનવરની પીઠથી ઉતર્યો.

* જુઓ નોટ ૮ મી.





## પ્રકરણ ૪ થું.

### કૉન્સટૅન્ટિનોપ્લ.

જેવો *ઑટોમનોનાં આ બાદશાહી શેહેરમાં ટ્રીયોડોર લાટૉસ દાખલ થયો, તેવો "અલ્લાહ સર્વેથી મોટોછે!" એવો પુકાર કૉન્સટૅન્ટિનોપ્લના દરેક મિનારાઉપરથી પુકારવામાં આવતો હતો. જુલાઇ માસનો મધ્યાન બપોરનો તે વખ્ત હતો; મસ્જેદો અને મેહેલોના હઝારો મિનારાઓ સૂર્યનાં તડકાંથી ઓપેલાં સોનાનીપેઠે સર્વે ઠેકાણે ચળકતા હતા. ઑસ્ટ્રિયન ડ્રેગુનોના હાથમાંથી છટકવામાં જે નિમકહલાલ ઘોડાએ તેને કિમતી મદદ આપી હતી, તેનીજઉપર હાલમાં તે સવાર થયેલો હતો. તે નૉવિ ગામની સરહદ છોડી બૉસનિયા અને રૂમાલિયાના મોટાં પ્રગણાંઓ પસાર કરી છસો માઇલોની મુસાફરી નહાનીનહાની મંજલો પોતાના અમીરી ઘોડાઉપર ધીમેધીમે કાપી, આખરે કૉન્સટૅન્ટિનોપ્લના બાદશાહી શેહેરમાં હવે આવી પુગ્યો હતો, અને હયાં તેનો વિચાર ટર્કીના સુલતાનની નોકરીમાં રેહેવાનો હતો.

એક મુસલમાન લશ્કરમાં નોકરી શોધવાની ટ્રીયોડોર લાટૉસની શી મતલબ હતી, તે હવે આપણે વાંચનારને જણાવીશું. તેનાં ઘણાં મુસ્તકીમ કારણો હતાં. એક તો આ જવાંન પોતાઉપર થયેલા ગેરઇનસાફમાટે હવે ઑસ્ટ્રિયાનાં રાજ્યતરફ ઘણોજ ક્રોધમાન થયેલો હતો; તેને સારીરીતે ખબર હતી, કે ચાલુ લાંબો વખ્ત થયો, ટર્કીનાં અને ઑસ્ટ્રિયાનાં રાજ્યોવચ્ચેનો સંબંધ કચડાયલોજ ચાલ્યા કરતો હતો, અને ટુંક વખ્તમાં તે બંધે રાજ્યોવચ્ચે સળગી ઉઠી, લડાઇ જાગે તો તેને ખુશીસાથે ઑસ્ટ્રિયાના ઝુલ્માતસામે પોતાની તલવાર ચલાવવાની તક મળે એમ હતું, અને સુલતાનની નૌકરીમાં પોતાની તલવારનો ઉપયોગ કરવાનો તેનો મુખ્ય સબબ એજ હતો. વળી તેમ કરવામાટે તેઉપરાંત બીજાં પણ કારણો તેનીપાસે હતાં. તે સારીરવેસે જાણતો હતો, કે જેમ બીજાં રાજ્યોમાં બડેખાં કુટુંબોનેજ લશ્કરમાં ચઢતા હોદાઓ તેઓની લાયકાતનેલીધે નહીં, પણ ફક્ત લાગવગથી મળ્યા જતા હતા, અને ખરેખરા લાયક બહાદુર નરોને તેથી બેહદ ગેરઇનસાફ થતો હતો, તેમ ટર્કીનાં રાજ્યમાં નહતું. ત્યાં તો સૌ કોઇને તેઓની લાયકાતમુજબે આગળ વધવાની સારી તક મળતી હતી, અને તે કારણનેલીધે ગમેએવો એક ગરીબ માણસ પણ પોતાની જાતી બાહુશી અને બહાદુરીથી, તથા પોતાની નિમકહલાલીથી ગમેએવા નહાના હોદાથી વધીને મોટામાંમોટા હોદાઉપર આવી શકતો હતો. જેમ બીજાં રાજ્યોમાં માનના મોટા હોદાઓ વંશપરંપરા બડેખાંઓને અને તવંગરોને મળ્યા જતા હતા, પછી તેને તેઓ લાયક હોય, કે ન હોય, તેથી ટર્કીમાં તદન ઉલટુંજ હતું, યાને માનભરેલા હોદાઓ અને દોલત એક ગરીબમાંગરીબ પુરૂષ પોતાની લાયકાતથી મેળવવા પામતો હતો. વળી ટ્રીયોડોર જાણતો હતો, કે મુસલમાન રૈયતવચ્ચે ભેળાઇ જઇને, તથા ત્યાં કોઈ બીજું નામ ધારણ કરીને જો તે રેહેશે, તો ક્રૉટના

* જુઓ નોટ ૯ મી.

ઠીયોડોર લાર્ટોસનું નામ વિસરાઇ જઇ તેને ત્યાં કોઇ ઓળખશે પણ નહીં, અને કાર્લસ્ટાડટખાતે જે માઠો બનાવ બનવા પામ્યો હતો, તેથી તેનાં હકમાં કશું ખોટું થશે નહીં. વળી ટર્કીનો નામવર સુલતાન યુરોપના બીજાં કોઇનેકોઇ મોટા રાજ્યસાથે હંમેશાં લડાઇમાં રોકાયલો રેહેતો હતો. તેની અતિ બોહોળા વિસ્તારની હકુમતનાં કેટલાંક પ્રગણાંઓમાં જુદાજુદા ધર્મનાં લોકો વસ્તાં હતાં, કે જેઓ વારંવાર તેનાં રાજ્યસામે બળવો ઉઠાવ્યા કરતાં હતાં, યાતો તેનાં રાજ્યની સરહદઉપર આવેલા બીજા ખ્રિસ્ટી રાજ્યવાળાઓ ધીમેધીમે તેની જગ્યાઉપર પગપેસારો કરી ગામો પચાવી જતા હતા, તેઓનીસાંમે સુલતાનને વારંવાર લડવું પડતું હતું, અને આ સબબોનેલીધે ટર્કીને જાથુકનું મોટું લશ્કર રાખવું પડતું હતું, અને તે ઘણોખરો લડાઇઓમાં રોકાયલોજ રેહેતો હતો. તેનો અમલ ઘણો મોટો હતો, અને તેનું રાજ્ય એ વેળા ઘણું ઝબરદસ્ત ગણાતું હતું. આ તમામ કારણોનેલીધે આપણા આ જવાનને ઑટોમેન નોકરી વધારે લાભકારક જણાઇ, કે જેમાં તે ફક્ત પોતાની તેઝ તલવારથી હેમતભરેલી આશાઓથી, પોતાને આગળ વધવાનો રસ્તો કરી શકે. આવા દેલને ખુશ કરનારા વિચારો કરતો ઠીયોડોર આખરે ટર્કીનાં પાયતખ્ત શેહેરમાં આવી પુગ્યો હતો.

આપણા આ જવાન બહાદુરે ઘણી સારી કેળવણી લીધેલી હતી. તે જ્યારે ટુર્મની લશ્કરી પાઠશાળામાં તાલીમ લેતો હતો, ત્યારે ત્યાં તે બીજી કેટલીક ભાષાઓ શિખ્યો હતો. તેને જે લાયક કેળવણી ત્યાં આપવામાં આવતી હતી તેથી, અને વળી ખુદ પોતાની ચાલુ ઉલટ અને કાળજીથી તે હવે જરમન, ઇટાલિયન, ફ્રેંચ, ઇંગ્રેજી, અને ટર્કીશ ભાષાઓમાં પણ સારીરીતે પ્રવીણ બન્યો હતો. તેટલાંમાટે જે દેશની નોકરીમાં તે હંમણાં જોડાવાનો વિચાર કરતો હતો, તે દેશની ભાષાથી તે કાંઈ અજાણ્યો નહતો: તે દેશની તવારિખ અને રાજ્યકારોબારથી પણ તે સારીરીતે માહિતગાર હતો. વળી તે ઑસ્ટ્રિયાના ક્રોશિયાનો રેહેવાસી હતો, કે જે પ્રગણું ટર્કીના ક્રોશિયાની અડોઅડ આવેલું હોવાથી, તે બંધેવચ્ચે અલબતાં ઘણું નિકટપણું હતું, અને તે કારણોનેલીધે તે ઑટોમન લોકોની ચાલચલણ, રીતભાત, રવાઝ, વગેરે બાબદોથી તદ્દન જાણીતો હતો.

આપણે આગળ જાણ્યુંછે, તેમ હંમણાં ખરી બપોરનો વખ્ત હતો, અને તે દહાડાની *ત્રીજી નેમાઝનો વખ્ત થવાથી "સુએનિઝો" યાને બાંગીઓ કૉન્સટૅન્ટિનોપ્લના મિનારાના ઝરૂખાઓઉપર પુકાર મારતા હતા, ત્યારે ઠીયાડોર શેહેરમાં દાખલ થયો. મહલ્લામાંથી તે ધીરેધીરે આગળ વધતો હતો; તે એક ધર્મશાળાની ખોળમાં હતો, એવી ધર્મશાળા, કે જેમાં કરકસરસાથે સગવડથી તે રહી શકે. આખરે તેને તેવી એક ધર્મશાળા શોધી કાહાડી, અને તેના દરવાઝાઆગળ આવી ઉતર્યો. ફોકટનો વખ્ત નહીં ખોવાના એરાદાથી, તેણે તરતજ અંઘોળ કીધું, અને પછી પોતાનો મુસાફરીથી ખરાબ થયેલો પુશાક બદલી નાખ્યો, કે જેથી તે જે કામમાટે જવાની ઉમેદ રાખતો હતો, ત્યાં જતાં તે વધારે આબરૂદાર દેખાવનો લાગે. પછી તરતજ ખોરાકપાણી કરી, પોતાના ઉમદા ઘોડાની ખબર કોહાડવા તબેલામાં ગયો. તેની ત્યાં પુરતી માવજત કર્યામાં આવીછે, એવી પોતાની ખાતરી કરી તેણે તે ધર્મશાળાના માલેકને પોતાને ખોસરો પાશાના મેહેલતરફ લઈ જવાને એક ભોમિયો મેળવી આપવાની અર્ઝ કીધી.

* જુઓ નોટ ૧૦ મી.

રાજ્યનો આ મોટો અમલદાર ત્યાંનો **સીરાસકિયર** હતો, યાને તે લડાઇખાતાના વઝીરના અને લશ્કરના વડા સેનાપતિના બંધે મોટા હોદ્દાઓ ધરાવતો હતો. આ ધર્મશાળાવાળો, કે જે જાતે એક તુર્કી હતો, અને જેને ટીયોડોરે એક ભોમિયો મેળવી આપવામાટે અર્જી કીધી હતી, તે અજાયબીથી બોલી ઉઠયો, "ઇનિશાલ્લા !" તુર્કીઓ હંમેશાં ઘણા ગંભીર લોકોછે, અને તેવીજરીતે ઉપલો ધર્મશાળાવાળો પણ પોતાની ગંભીરતા સાચવી રાખીને, અને ઘણી અજાયબીસાથે ટીકીટીકીને પણ માનસાથે **લાટોસ**ગમ જોવા લાગ્યો. ખરી વાતછે, કે ટીયોડોરનો દેખાવ અને ઠપછપ એવાં હતાં, કે તે **સીરાસકિયર**પાસે ખાનગી કામે જવાને લાયક દેખાતો હતો, અને તેને તે નામદારના મેહેલમાં કશી પણ ઢીલવગર દાખેલ કરી શકાય, એવો સરસ તેનો દેખાવ હતો, તોયે તેણે સેપાહો કામઉપર ન હોય, ત્યારે જે સાદો પુશાક પેહેરેછે, તેવો હંમણાં પેહેરેલો હતો. યુરોપના ટર્કી-તરફથી તેણે ત્રણથી ચાર અઠવાડિયાંની જે લાંબી મુસાફરી કીધી હતી, તેથી અલબત્ત તેનો પુશાક ખરાબ થઇ ગયેલો હતો, અને **સીરાસકિયર**જેવા મોટા મોભાવાળા આસામીની મોલાકાતમાટે તે ઘણો ખરાબ થઇ ગયેલો હતો. તેટલામાટે આ કોઇ હેમતવાન જવાન ખ્રિસ્ટી હોવો જોઇએ, કે જે આવા પુશાકમાં **ખોસરો પાશા**જેવા મોટા વઝીરની મોલાકાતે જવા માગેછે, એમ તે ધર્મશાળાવાળાએ ધાર્યું, તેમાં તેનો કશો તકસીર નહતો.

તેણે દેખાડેલી અજાયબીથી, અને તેના દેખાવથી પામી જઇને ટીયોડોરે ફરીથી પુછ્યું, "કદાચ વઝીરને મળવાનો વખ્ત હંમણાં નહશે ?"

**ધર્મશાળાવાળો**—"નહીં, તેથી ઉલટુંજ છે. ઘણુંકરીને હંમણાંજ બપોર અને આફતાબ અસ્ત પામવાની નેમાઝના વખ્તવચ્ચેજ તે નામદારની મોલાકાત લેવાઇ શકાયછે."

**ટીયોડોર**—"ત્યારે મને એક ભોમિયો મેળવી આપવાને તમો અચકાવોછો કાંય ?"

**ધર્મશાળાવાળો**—"એટલાજમાટે, કે જો તમારીપાસે બીજો સારો પુશાક હોય, ને તે એવે વખ્તે પેહેરીને જાઓ, તો સારૂં."

**ટીયોડોર**—"હું જયારે તમારી ધર્મશાળાઆગળ ઉતર્યો, તેવેળા મારા ઘોડાનાં ઝીનસાથે તમોએ જે કોથળો બાંધેલો જોયો હતો, તેમાં જે પુશાક હતો, તેજ મારીપાસે-છે, બીજો વધારે કોઇ નથી. હવે એઉપરથી તમોજ દરિયાફ્ત કરો, કે બીજો એથી સારો પુશાક હું ક્યાંથી લાઉં ?"

**ધર્મશાળાવાળો**—(પોતાનાં ખભાં ચઢાવીને) "માશાલ્લા ! તે તો તમારૂં કામછે. મને તો જે વાજબી લાગ્યું, તે મેં તો તમોને કહ્યું."

ત્યારપછી, તેણે એક નહાના નોકરને બોલાવ્યો, અને તેને આપણા મિત્ર ટીયોડોરને **સીરાસકિયર**ના મેહેલતરફ લઇ જવાનો હુકમ કર્યો.

**લાટોસ** આ ભોમિયાનીપુઠેપુઠે કૉન્સટૅન્ટિનોપલના મહલ્લાઓમાંથી ચાલવા લાગ્યો, અને મનમાં વમાસ્વા લાગ્યો, "આ મોટા દરજ્જાના ટર્કીશ હોદ્દેદારોઆગળ જવાનું કામ લગાર બિકટ લાગેછે, પણ જો હું એક વેળા તેમ કરવામાં ફતેહ પામ્યો, તો પછીનું કામ કંઇ અઘરૂં નથી. એક વેળા જો ઑટૉમન નોકરીમાં દાખલ થયો, તો પછી એક હેમતવાન, મકકમ ઠરાવના, અને લાયક આસામીને આગળ વધવાને કાંઇ હરકતજેવું લાગતું નથી."

જ્યારે ટીયોડોર પોતાનાં મનસાથે આપ્રમાણે વિચાર કરતો હતો, ત્યારે તેનો ભોમિયો તેને એવીતો સાંકડી ગળીઓમાંથી લઇ જતો હતો, કે તેનાં ઉંચાં ઘરો જાણે એકબીજાને ભેટતાં હોય, તેટલાં પાસેપાસે હતાં. ત્યારપછી તેઓ પોહોળા મોટા રસ્તાઓઉપર ચાલવા લાગ્યા, કે જ્યાં મોટાં સુંદર મકાનો આવેલાં હતાં. ત્યાંથી તેઓ બાઝારવાળા રસ્તાઓઉપરથી પસાર થયા, કે જ્યાંની તમામ દુકાનો તરેહવાર વેપારી માલોથી ભરચક હતી. ત્યારબાદ તેઓ શોભીતી બાદશાહી દેખાવની મસ્જેદોઆગળથી પસાર થયા. રસ્તામાં ટીયોડોરની નઝરે ટર્કો, આરમીનિયાનો, યાહુદીઓ, ઇંગ્રેજો, ગ્રીકો, વગેરે જુદીજુદી કોમનાં લોકો પડયાં. આખરે તેનો ભોમિયો સંગેમરમરના એક મોટા દરવાઝાઆગળ ઉભો રહ્યો, અને તેણે ટીયોડોરને તે દરવાઝાગમ આંગળી બતલાવી. આ દરવાઝાની બંધે બાજુએ બે પોહોરાગીરો ઉભેલા હતા, કે જેઓએ તે વખ્તના રાજ્યકર્ત્તા સુલતાન માહમુદે દાખલ કીધેલો અતિ ભપકાદાર લશ્કરી પુશાકો પેહેરેલા હતા. ટીયોડોરે જાણ્યું, કે તે જે રસ્તે આવ્યો હતો, તે રસ્તેથી તે હવે વગર ભોમિયાએ પોતાની ધર્મશાળાતરફ પાછો ફરી શકશે. તેટલાંમાંટે તેણે પોતાના ભોમિયાને લાયક બખ્શેશ આપી વિદાય કર્યો, અને પોતે હેમતથી સીરાસકિયરના મેહેલના દરવાઝાતરફ ચાલ્યો.

ટીયોડોર લશ્કરી ફર્ઝોથી સારીરીતે માહિતગાર હતો, માંટે તેણે તે પોહોરાગીરોને કશો સવાલ કર્યો નહીં, પણ બેધડક એક નહાના ચોકમાં દાખલ થયો, કે જ્યાં એક હબ્શી દરવાન પોતાના હોદ્દાઉપર ઉભેલો હતો.

આ નોકરે ઘણીજ ગંભીરતાથી, પણ સાથે ઘણીજ નમનતાઇથી ટીયોડોરને પુછ્યું, "કોણને પુછોછો ?"

પોતાની હંમેશની સાદાઇ, અને જવાનીના તોરસાથે લાટૉસે જવાબ દીધો, "નામદાર ખોસરો પાશાને. હું તે નામવર વઝીરસાથે વાત કરવા ચાહુંછું."

**હબ્શી દરવાન**—"તે નામદાર લશ્કરી અમલદારોસાથે દરબારમાં રોકાયલાછે, અને હાલમાં કોઇનિ પણ તેવણપાસે જવા દેવાનો હુકમ નથી."

**ટીયોડોર**—"પણ દરબાર ખલાસ થવાપછી ?" અને આપ્રમાણે પ્રશ્ન કરી તેણે એક સોનાનો સેકકો કાહાડી, તે હબ્શીની નઝરે પડે તેમ પકડયો.

**હબ્શી દરવાન**—(સેકકો જોઇને) "એવા સો સેકકાઓ તમે મને આપો, તોપણ હું તમોને હંમણાં અંદર દાખલ કરી શકતો નથી. આજે તો હું તમારી મર્ઝી બજાવી શકીશ નહીં."

આ જવાબથી ટીયોડોર લગાર નાઉમેદ થયો, પણ પાછું પુછ્યું. "પણ વારૂં કાલે ?"

**હબ્શી દરવાન**—"આહા, કાલે ! જોઇશું !" ટર્કો તેમજ તેઓના નોકરો ભવિષ્યનેમાંટે કોઇ પણ કબુલાત આપીને બંધાઇ જતા નથી, અને તેવીજ ચોકસાઇથી હબ્શીએ પણ આ વેળા જવાબ દીધો હતો.

આપણા દોસ્તે આઉપરથી ધર્મશાળાતરફ પાછું ફરવા માંડ્યું. જે ઉલટ અં ઝંડપે તે વઝીરના મેહેલતરફ ગયો હતો, તેથી ઉલટીજરીતે નાઉમેદ અને ધીમે પગલે

પાછો ફર્યો; તે ઉદાસ થઈ ગયો હતો; પણ જવાનો ઘણા નાઉમેદીના ભોગ થઇ પડતા નથી, તેમ તેણે પોતાનાં મનને માર્યું, કે ફેકર નહીં, વળી કાલે કદાચ તે વધારે ફતેહમંદ થશે. કાલ પણ આવી; ખોસરો પાશાના મેહેલની બીજી મોલાકાત થઇ; અને વળી પાછી તે નામદારસાથે મોલાકાત થઈ નહીં. દરરોઝ તે જવાન ફ્રાંટ મક્કમ ઠરાવે તેજ જગ્યાએ આવતો પણ કાંઈ દાદ લાગતી નહીં. આમુજબે એક પખવાડિઉં પસાર થઈ ગયું, અને પેહેલે દહાડે જ્યારે તેણે કૉન્સટૅન્ટિનોપ્લમાં પગ મુક્યો હતો, અને તેની મોરાદ બર આવી નહતી, તેવોજ હાલ આજે પણ તેનો હતો. આહેસ્તેઆહેસ્તે તેની ધીરજ ખુટવા લાગી; તેની નાઉમેદી વધવા લાગી; કારણકે તેણે વઝીરના "સેક્રેટેરી"ને એક કાગઝ લખ્યો હતો, તેનો જવાબવટીક મળ્યો નહતો. આ કાગઝમાં તેણે એક ધારણ કીધેલું ખોટું નામ લખ્યું હતું, અને તેજ નામે તે ધર્મશાળામાં પણ ઓળખાતો હતો.

આ આખાં પખવાડિયાંમાં તે મોટા હોદ્દેદારને ફકત નઝરે જોવાથી પણ બેનસિબ રહ્યો હતો, કારણકે તે નામદાર થોડુંક થયું બીમાર ચાલ્યા કરતો હતો, અને તેટલામાંટે બહાર આવવાનેબદલે પોતાના મેહેલમાંજ તે ઘણુંકરીને રેહેતો હતો. વળી જો તેને ખાસ અધિકારીઓની મંડળીમાં, કે ખુદ સુલતાનની દરબારમાં જવું પડતું, તો તે એક ગાડીમાં જતો, કે જેનીઆસપાસ એટલા બધા તો ચોકીપાહારાઓ રેહેતા, કે ખુદ ગાડીનીપાસે આવવાનું, કે તેનીઉપર નઝરવટીક ફેંકવાનું કોઈ રાહાદારીથી કદી ન બની શકેએમ હતું.

આખરે જ્યારે તરેહવાર અધીરાઇ અને નાઉમેદીસાથે આ પખવાડિયું પસાર થયું, ત્યારે ઠીયોડોરની જાણમાં આવ્યું, કે ખોસરો પાશા હવે તદન તંદરોસ્ત થયો હતો, અને કદાચ પાસેની મસ્જેદમાં સાંજની નેમાઝનેમાંટે પધારશે. રાજ્યના મોટા અધિકારીઓનો એવો રવાઝ હતો, કે નેમાઝ ખલાસ થવાપછી બહાર નિકળતીવેળા પવિત્ર મસ્જેદનાં મકાનઆગળ જે કોઇને કાંઇ અર્ઝી કે કાંઈ બીજું આપવું હોય, તો તે સ્વિકારવું. આ-ઉપરથી ઠીયોડોરે પણ એક નહાની અર્ઝી લખી કાહાડી, અને તેમાં પોતે ટર્કીની નોકરીમાં રેહેવાને કેટલો એન્તેઝીર હતો, તે દરસાવ્યું હતું, અને તેઉપર સીરાસકિયરે ધ્યાન પહોંચાડવાની મેહેરબાની કરવી, એવી તેમાં અર્ઝ ગુજારી હતી. આ અર્ઝી પોતાનીસાથે રાખીને આપણો જવાન સાંજના સૂર્ય અસ્ત પામવાને વખ્તે જે મસ્જેદમાં ખોસરો પાશા નેમાઝ કરવાને આવતો હતો, ત્યાં જઈ ઉભો. ત્યાં બીજાં ઘણાંક લોકો તે નામદારનાં દીદાર જોવાને તથા માન આપવાને હાઝર થયેલાં હતાં, કારણકે ખોસરો પાશા તે વખ્તના બીજા પ્રધાનોકરતાં ઘણો લોકપ્રિય હતો. પણ આજેબી ઠીયોડોરનાં નસિબમાં નાઉમેદ થવાનું હતું, અને તેવીજ-રીતે બીજાં લોકોનાંબાબમાં પણ હતું, સબબકે તરતજ ખબર થઇ, કે કામની ભારે રોકાણનેલીધે તે દિન ખોસરો પાશા મસ્જેદમાં નેમાઝ પઢવા આવનાર નહતો.

અંતિ નાઉમેદીસાથે આપણો જવાન લાટૉસ અફસોસ કરતો ભેગાં મળેલાં લોકોનાં ટોળાંમાંથી બહાર નિકળ્યો, અને વિચારમાંનેવિચારમાં તે કયાં જાયછે, તેનું પણ તેને ભાન રહ્યું નહીં; જ્યાં જવાય, ત્યાં તે ચાલવા લાગ્યો. આહેસ્તેઆહેસ્તે અંધારૂં થવા માડયું, અને જ્યારે પોતાના વિચારમાંથી છુટો થયો, ત્યારે તેને માલુમ પડ્યું, કે તે શેહેરના કોઇ એવા લત્તાઉપર હતો, કે જેથી તે તદન અજાણ્યો હતો, તે પોતાનો રસ્તો એક સાંકડી

સેરીમાંથી લેતો હતો, કે જે તદ્દન એકાંત હતી; ત્યાં એટલુંતો ચુપ હતું, કે તેનાં પોતાનાં પગલાંના આવાઝશિવાય, અને ઑટોમન રાજ્યાનીના દરેક મહલ્લાઓમાં જેમ પુષ્કળ કુતરાંઓ રખડતાં ફરેછે, તેઓના ભસવાના આવાઝશિવાય, ત્યાં બીજો કાંઇ પણ આવાઝ સંભળાતો નહતો.

પોતે જે ધર્મશાળામાં રેહેતો હતો, ત્યાં જવાનો રસ્તો કોઇ રાહાદારી દેખાડે, એવી મતલબથી તે કોઇની ત્યાં આવવાની આશા રાખતો, આગળ વધ્યો જતો હતો. અગર તેમ નહીં, તો કોઇ ગરીબ માણસ થોડાક પૈસાની ઉમેદે તેને ત્યાં લઇ જાય, એવા વિચારમાં તે હતો. પણ તેની મતલબ પાર પડી નહીં, અને આ એકાંત મહલ્લો તે પસાર કરીને બહાર પડયો, તો તેની નઝરે *ગોલ્ડન હૉર્નનાં પાણી નઝરે પડયાં. એકાએક આ જવાન ફ્રેંકનાં સાંભળવામાં કોઈ છાકટાઓની ધિંગામસ્તીના અને ગડબડસડબડના સાદ આવ્યા, અને એક હલકું પીઠું, કે જે પડોશમાંજ આવેલું હતું, તેમાંથી થોડાંક માણસો બહાર ધસી આવ્યા. તેઓના પુશાકઉપરથી તેઓ ખલાસીઓજેવા લાગતા; તેઓની ઝબાનઉપરથી ઠીયોડોરને જણાયું, કે તેઓ ગ્રીકો હતા. તેઓ કોઇ વેપારી વહાણના ખલાસીઓ હોય, એમ ખુલ્લું જણાતું હતું, અને ખલાસીઓનાં બાબમાં જેમ હંમેશાં બનેછે, તેમ પોતાનાં વહાણઉપર લાંબો વખ્ત ગોધાઈ રેહેવાપછી જ્યારે છુટ મળેછે, ત્યારે બનતાંસુધી દારૂ પી મસ્તી કરવામાં મઝાહ લેછે, તેમ તેઓ પણ કરતા હતા, એમ લાગ્યું. ઘણુંકરીને ગર્મ દેશોમાં સાંજનું ઝઝકળું વધારે વખ્ત રેહેછે, તેમ અત્રે પણ હોવાથી લાટૅાસન જોવામાં આવ્યું, કે તેઓની સંખ્યા આસરે છની હતી. વળી પીઠાંમાંની રોશ્ની જે બહારાં પડતી હતી, તેઉપરથી તેઓના ચેહેરા તેનાં જોવામાં ખુલ્લા આવ્યા, અને તેઓ તદ્દન છાકટા થયેલા હતા.

હજીતો તેઓ ઠીયોડોરની નઝરે પડયા નહીં, તેટલાંતો તેઓની વગર મતલબની ગડબડ અને ગુમબરાડા વધારે પરગરા તેને કાને પડયા.

તેઓમાંહેલો એક બોલ્યો, "ખુદા શાહેદ, એક ટર્ક! એક બુઢો ટર્ક! ચાલો, ચાલો, આપણે એને આપણી સલામતી લેવાડવા ધુમ દારૂ પાયે!"

ત્યારે બીજો મોટે સાદે ઘાંટો પાડીને બોલ્યો, "એ સુફેદ દાઢીવાળો એની આખી ઝેંદગીમાં કદાચ આજેજ પેહેલીવાર દારૂનો સ્વાદ ચાખશે, જોકે એ લોકોના ધર્મમાં તો દારૂ પીવાની સખ્ત મનાઇછે!"

વળી ત્રીજો બોલી ઉઠયો, "એને ઉંચકીને પીઠાંમાં લઇ જઇયે!" એમ બોલી વળી પાછા બધા સાથે ગડબડ કરવા લાગ્યા.

આ વેળા ઠીયોડોર નદીઆગળથી ફરીને આગળ ચાલવા જતો હતો, એવી આશાથી કે કોઈ ભોમિયો તેને ઘેર પહોંચાડવા કદાચ મળી જશે, તેટલાંજ પીઠાંમાંથી નિકળેલા મસ્તીખોર ખલાસીઓ હસ્તાહસ્તા તેનીસામે થઇ ગયા. આપણો જવાન તેઓથી ફક્ત વીસ વારને છેટે દુર હતો, અને પોતાનીસામે શું બનેછે, તે ખુલ્લું જોઇ શકતો હતો.

* જુઓ નોટ ૧૧ મી.

તેનાં જોવામાં આવ્યું, કે ટુર્કી લેબાશવાળો એક મર્દ પાસેની ગલીમાંથી તેજ મહલ્લામાં ચાલ્યો આવતો હતો, અને પેલા ફ્રેંચોનીવચ્ચે જઈ લાગ્યો હતો. તેઓ સઘળા તેનીઉપર તુટી પડયા; અલબતાં તેઓની મતલબ કોઇપણ રીતે તેને હયેરાન કરવાની નહતી, તોયે તે ગંભીર દેખાવના અને મોભાદાર મુસલમાનનીસાથે જેવીરીતે વર્ત્તવું જોઇએ, તેવીરીતે તેઓ વર્ત્તતા નહીંજ હતા. તેણે તેઓનીસાથે તેઓની ફ્રેંચ ભાષામાંજ વાત ચલાવી, કે જે તે ઘણી સારીરીતે બોલી તથા સમજી શકતો જણાતો હતો; તેણે તેઓને તેઓની આવી અઘટિત ચાલમાંટે સખ્ત ઠપકો આપ્યો, પણ તે સાંભળે કોણના બાપ! તેઓતો દારૂથી મસ્ત થયેલા હતા, અને તદ્દન તુંફાની બની, જેમ તેઓએ પોતે જણાવ્યું હતું, તેમ મસ્તી કરવાપરજ પડયા હતા. તેઓએ તે મુસલમાનને પોતાના મઝબુત હાથોમાં ઉપાડયો, અને તેને પીઠાંમાં લઇ જવા જતા હતા. તેઓના હાથમાંથી છુટવાને તેણે ઘણાં ફાંફાં માર્યાં; અને તેઓનાં તેમ કરવાસાંમે સખ્ત વાંધો ઉઠાવ્યો, પણ જો તરત મદદ મળી નહતે, તો તેઓ તેમ કરવામાં ઝરૂર ફતેહ પામતે.

બિચારા બુઢા ટર્કને આવી હાલતમાં જોઇ, અને પોતાને આટલું બધું અપમાન થયેલું જોઇને ઘણો ગુસ્સે થયેલો જોઈ, ઠીયોડોર લાૅરૉસ, તે ફ્રેંચોનીવચ્ચે એકદમ ધસી ગયો; તેઓને ધક્કા મારી બાજુ હઠાવ્યા, અને તેઓના હાથમાંથી તે મુસલમાનને છુટો કીધો. આ સઘળો બનાવ આપણે આ બાબદ વાંચ્યે છૈયે, તેનાં કરતાં પણ ઓછા વખતમ બન્યો, અને એટલોતો ઝડફથી, કે પેલા ખલાસીઓ તો તદ્દન અકળાઇને સાવજજેવા થઇ ગયા, અને તેઓને ખબર પણ નહતી, કે તેઓનીસાંમે થનારતો ફક્ત એકલો એકજ પુરૂષ હતો! તરતજ ઠીયોડોરે તે સુફેદ દાઢીવાળા ટર્કને એક બાજુએ ખસાડી દીધો; પોતાની તલવાર મિયાનમાંથી ખેંચી કાહાડી; અને પેલા ખલાસીઓને તેઓના જીવને જોખમે ફરીથી તે શખ્સને હાથ લગાડવાની ધમકી આપી. ફ્રેંચોપાસે કશાં પણ હથિયારો નહતાં, છતાં તેઓ કાંઇ એક જણની તલવારથી ડરી જાય, તેમ નહતું, માંટે બધાઓ સાથે મળી ઠીયોડોરઉપર સામટો હમલો કરવા જતા હતા, તેટલાંજ તેઓનો એક અમલદાર ભોગજોગે ત્યાં આવી લાગ્યો. તેણે તેઓને તેઓના મછવામાં એકદમ પાછા ફરવાનો ધમકીથી હુકમ કર્યો, અને તેઓને નાચારીએ પોતાના વડાને તાબે થવાની ફરજ પડી. પણ પોતાની ખાસ્સી ગમતમાં આટલાસરખા પોરિયાએ જે ખલલ કીધી હતી, તેને કોઇરીતે તેઓ શિક્ષા કરી શકયા નહીં, તેમાંટે પોતાની દીલગીરી ઝાહેર કરીને તેઓએ ત્યાંથી ચાલતી પકડી. જેવો તેઓનો અમલદાર તેઓને એકતરફથી લઈ ચાલ્યો, કે ઠીયોડોરે પોતાની તલવાર મિયાનમાં પાછી ખોસી, અને પછી પેલા બુઢા ટર્કને લઈ બીજીતરફ ચાલ્યો.

થોડીક ઝાંખી રોશ્ની જે પડતી હતી, તેનેથી ઠીયોડોરને જણાયું, કે જે શખ્સનો તેણે આપ્રમાણે બંચાવ કર્યો હતો, તે ઘણાજ મુફલેસ પુશાકમાં હતો, તો જોકે તેની ટપછપ ઘણી મોભાદાર અને કોઇને પણ પસંદ પડેએવી હતી; તેની ઉમર સાઠથી થોડાંક વધુ વર્ષોની હતી; અને તેની બાલથીભરેલી દાઢીથી તેનો દેખાવ ઘણો બુઝુર્ગ લાગતો હતો. તેના ચેહેરાઉપરથી તે ગંભીર અને વળી સાથે ઉદાર દિલનો દેખાતો હતો. પેલા હુલ્લડખોરા ખલાસીઓના હાથમાંથી પોતાનો બંચાવ થવાપછી તેણે તરતજ પોતાનું સાવધપણું પાછું દેખાડયુ, અને તેઉપરથી ઠીયોડોરની ખાતરી થઇ, કે તે કોઈ ઘણાંજ મક્કમ મનનો માણસ હોવો જોઇએ.

તે બુઢા ટર્કે પોતાનો ઉપકાર થોડાજ બોલોમાં કહી સંભળાવ્યો, પણ તે થોડા બોલો તે ઘણીજ લાયકરીતે અને ઘણીજ સંભાળથી ફ્રેંચ ભાષામાં બોલ્યો હતો. પણ તેનો પાછો જવાબ ઠીયોડોરે ટર્કીશ ઝબાનમાં આપ્યો.

તે સાંભળીને તે બુઢો બોલ્યો. "માશાલ્લા! ત્યારે શું તમે પોતેબી એક ફ્રેંચ નથી?"

**ઠીયોડોર**—"નહીં, સાહેબ. હું તો ઍડ્રીઆટિક સમુદ્રના પૂર્વ કેનારાઉપરનાં એક પ્રગણાંનો રેહેવાસીછું, અને ત્યાંથીજ આવ્યોછું."

**બુઢો ટર્ક**—(વધારે ખંતથી) "હં! ત્યારે કદાચ તમે એક ડાલમાશિયન હશો? અગર નહીતો એક ક્રોશિઅન હશો?"

**ઠીયોડોર**—"હા, સાહેબ, હું એક ક્રોટછું, પણ ખરૂં પુછાવો, તો જાતે એક ક્રોટ છતાં ઑસ્ટ્રિયાની ઝાલ્મી જુસરીને ધિક્કારનારોછું, અને તેટલાજ સબબે મારૂં સ્વદેશ છોડીને હ્યાં આવ્યોછું."

**બુઢો ટર્ક**—"અને ત્યારે તમો કૉન્સટૅન્ટિનોપ્લમાં શું કામ આવ્યાછો?"

**ઠીયોડોર**—"સુલતાનની નોકરીમાં મારી તલવારથી કોઇ ચાકરી મેળવવાની ઉમેદમાં હું અત્રે આવ્યોછું, પણ તેટલામાંટે એક આખું પખવાડિયું થયું, સીરાસકિયરને મળવાને હું ફોકટમાં ફાંફાં માર્યા કરૂંછું."

**બુઢો ટર્ક**—"તેમાં કશો શક નથી! અમારા આ બડેખાં હોદ્દેદારોની મુલાકાત લેવાનું ઘણું દિકટ કામછે. પણ તમે કયાં રેહોછો? અને આવે વખ્તે તમે હ્યાં કેમ આવી લાગ્યા, કારણકે અંધારૂં થવાપછી આ જગ્યાઓ ઘણી ધાસ્તીભરેલીછે?"

ઠીયોડોરે પોતાની સર્વે હકીકત વિગતવારે તેને તરતજ કહી સંભળાવી, અને વઝીર મસ્જેદઆગળ આવે, ત્યારે તેને આપવાને જે અર્ઝી તૈયાર કરી હતી, અને તેમ કરવામાં તે કેવીરીતે નાઉમેદ થયો હતો, તે સર્વેનું બ્યાન તેનીઆગળ કહી સંભળાવ્યું, અને પછી પોતે કેવીરીતે રસ્તો ભુલ્યો હતો, તે પણ કહ્યું.

આ સર્વે સાંભળી તે બુઢો બોલ્યો, "તમોએ આજે મારી ખરેખરી એક ઘણી મોટી ખેદમત બજાવી છે, અને તેના અહસાનમાં હું વધુ તો કાંઇ કરી શકતો નથી, પણ જે મહલ્લામાં તમારી ધર્મશાળા આવીછે, ત્યાંસુધી હું તમારીસાથે આવીને તમોને રસ્તો બતલાવીશ, અને તેમ કરવામાં મને કાંઇ ઘણી અડચણ પડશે નહીં, સબબકે મારાં ગરીબ ઘરઉપર જવાનો રસ્તો પણ ત્યાંથીજ થઇનેછે."

આ બુઝુર્ગ મુસલમાનની માયાનેમાંટે ઠીયોડોરે તેનો ઘણો ઉપકાર માન્યો, અને તેઓ બંધે સાથેસાથે ચાલવા લાગ્યા.

પછી વળી પાછી ટર્કે વાત ચલાવી, "ખ્રિસ્ટી, મને એક સલાહ આપવાની રેઝા આપશો, અને તે એજછે, કે તમોને મળેલી નાઉમેદીછતાં, તમોએ હજી તદન હેમત હારવી નહીં. આ તમારા કામમાં, તેમજ દરેક બીજાં કામોમાં જો તમો ખંત રાખશો, તો ઝરૂર તમોને તેમાં ફતેહ મળશે. હું ચાહુંછું, કે ફકત મ્હોડેથી તમોને સલાહ આપવાને-બદલે તમોને તમારાં કામમાં કોઇ બીજીરીતે મદદ કરી શકતો હતે, પણ હું તો એ

કમતરીન આદમીછું, અને મોટા હોદ્દેદારોમાં કાંઇ લાગવગ ધરાવતો નથી. છતાં, જો તમોને મારાં બોલવામાં રાસ્તી જણાતી હોય, તો સીરાસકિયરના મેહેલઆગળ ફરીથીને-ફરીથી જયા કરજો, અને તેમ કરવાછતાં પણ જો તમો તમારી અર્ઝી તેને પુગાડવામાં ફતેહ નહીં પામો, ત્યારેતો તમારાં મોટાં કમનસીબની વાત ! તમો જે મહલ્લામાં રેહોછો, તે આએજછે, અને મારાજેવો એક બુઢ્ઢો તમોને આશીર્વાદ દેછે, કે ખુદા તમારૂં કામ ફઝલ કરે !"

ત્યારબાદ ઠીયોડોર અને તે બુઝુર્ગ ટર્ક છુટા પડયા, ઠીયોડોરે પોતાની ધર્મશાળા-તરફનો રસ્તો લીધો, અને તેતરફ આહેસ્તેઆહેસ્તે મનમાં વિચાર કરતો ચાલવા લાગ્યો. તે પોતાનાં મનસાથે બોલવા લાગ્યો, "ખચિત, મારે હજી પણ ખંત રાખવી જોઇએ ! તેમ કરવાશિવાય મારો બીજો કશો છુટક નથી ! કદાચ ખુદાએ મારીઉપર મેહરબાની કરીનેજ આ બુઢ્ઢા માણસને મારા રસ્તાઉપર મુક્યો હશે, કે જેથી તેની વાજબી સલાહથી મારાં જીગરમાં પાછી નવી ઉમેદ પૈદા થઇછે, કારણકે હું તો ખરેખર તદ્દન નાઉમેદ થઇ ગયો હતો."

સુવા જવાઅગાઉ ઠીયોડોરે ક્લારિકખાતેનાં પોતાનાં ઘરમાં જે સોનાના સેકકાઉપર નેશાની કીધી હતી, તે બહાર કાહાડી, તે જોવા લાગ્યો, અને જો ખુદા તેનાં નસીબને કાંઈ યારી આપે, તો કોઈ વિશ્વાસુ ખેપિયાને તે સેકકા આપી પોતાને ઘર પોતાના વાહાલાંઓને સારી ખબર મોકલી આપવાનો તે વિચાર કરવા લાગ્યો. વળી એજ વેળાએ તેને પોતાનો નમકહલાલ મેનફ્રેડ યાદ આવ્યો, અને તે સાંભરી આવ્યાથી તેને અતિશય દુઃખ થવા લાગ્યું; તેની આંખોમાંથી ગડગડ આસુંઓ ટપકવા લાગ્યાં, કારણકે તે દયાળુ દેલનો સેપાહ જો હંમણાં જીવતો હતે, તો તે કોઇ ઘણા છુપા વેષમાં વખ્ત આવવે તેનીતરફથી સેકકા લઇને ક્રોશિયા જતે.

આપણો નાયક ત્યારપછી બિછાણે ગયો; તેને હવે બધા સારાજ સ્વપ્નાઓ આવવા લાગ્યા; અને સવારના જ્યારે તે ઉંઘમાંથી બીદાર થયો, ત્યારે પોતાનાં દેલસાથે કેહેવા લાગ્યો, "ખચિત પેલા બુઝુર્ગ ટર્કે જે સુખનો મને કહ્યાછે, તે ફતેહની ખુશ ખબરની આગાહી આપનારાજેવાછે !"

બપોરના હંમેશને વખ્તે ઠીયોડોર લાટાસે સીરાસકિયરના મેહેલતરફનો પાછો રસ્તો ધર્યો. પોતાથી બની શકેએટલી સારીરીતે તેણે પોતાનો પુશાક સજ્યો હતો, અને જોકે તેનો મુસાફરીનો પુશાક તો જેવા જોઇએ તેવો સરસ નહતો, છતાં તેનું કદ, અને જવાન લશ્કરી દેખાવ કોઇનું પણ દેલ તેનીતરફ ખેંચેએવાં હતાં, અને તેટલામાટે જ્યારે તે રસ્તામાંથી પસાર થતો હતો, ત્યારે ઘણીક જવાન ખુબસુરત બાનુઓ, તેની ખુબસુરતી અને દફછપ જોઇને પોતાના બુરખામાંથી ચળકતી આંખો તેનીતરફ ફેંકીને દેલમાં ખુશી થતી હતી !

આખરે તે બોસરો પાશાના મેહેલઆગળ આવી પહોંચ્યો; તે હંમેશનીપેઠે તેના ચોકમાં દાખલ થયો; અને હંમેશનીમુવાફેક પેલો હબ્શી દરવાન તેને સાંમે મળ્યો. આ પુરૂષ, કોણ જાણે પોતાને હંમેશની પડેલી આદતપ્રમાણે, કે કોણ જાણે પોતાની ફર્ઝ છે,

એમ સમજીને. જ્યારે પણ લાર્ટોસને મળતો ત્યારે એકનોએકજ સવાલ પુછતો, કે "કોણને પુછોછો ?" અને આ વેળાએ તો જાણે તેને આગળ કોઈવાર જોયેજ નહીં હોય, એમ અજાણ્યા થઈ ડીયોડારને તેજ સવાલ ફરીથી કર્યો.

ડીયોડાર—"હું નામવર ખોસરો પાશાને મળવા માંગુંછું."

આ સાંભળી તે હબ્શી નમ્યો. અને કહ્યું, "ઠીક, મારીપાછળઆવો."

આજે આ ન ધારેલી ફતેહ થયેલી જોઇ ડીયોડારનું દેલ ઘણું ખુશ થઇ ગયું. જોકે આજે તે મેહેલતરફ વધારે આશાવંત આવ્યો હતો, અને તેટલામાટે આજની ફતેહથી તે આગળી સર્વે નાઉમેદીઓ ભુલી ગયો. પેલો હબ્શી તેને અંદરના એક બીજા ચોકમાં લઈ ગયો, કે જ્યાં એક સુંદર ફુંવારો ઉડતો હતો. અને આસપાસ મેંદી, માંલુંગાં, જીત-ફળ, વગેરેનાં પુષ્કળ ઝાડો રોપેલાં હતાં, અને જ્યાં મોટી સંખ્યામાં તથા તરેહવાર શોભિતા પુશાકોમાં સજ થયેલા નોકરો, અહીંતહીં ફરતા હતા. કેટલાકો ટોળાં થઇ અરસ-પરસમાં ગોફતેગુ ચલાવતા હતા, ત્યારે વળી કેટલાકો સંગેમરમરના બાંકોઉપર અરડાઇને પડેલા હતા. ત્યાંથી ડીયોડારને એક ઉંચા મેહેરાબવાળા દરવાઝામાંથી લઇ જવામાં આવ્યો, કે જ્યાંથી પેલો હબ્શી નોકર તેને નમીને જતો રહ્યો.

આ જગ્યાએ વળી બે જવાન, ખુબસુરત હજુરિયાઓ, અર્ધ લશ્કરી આસ્માની રંગના પુશાકમાં સજ થયેલા ઉભેલા હતા. તેઓના પુશાકઉપર સુફેદ "બટનો". અને કિના-રીઓ જડેલાં હતાં, અને માથાંઉપર *"ફેઝ" કે કોઇપણ જાતની પાઘડીનેબદલે પીછાં-વાળી શોભિતી ટોપીઓ પેહેરેલી હતી. તેઓ હવે આપણા જવાનનાં ભોમિયાઓ થયા, અને તેને એક પોહોળા, મોટા, શુદ્ધ સંગેમરમરના સુંદર દાદરઉપરથી ઉપર લઇ ગયા, કે જે દાદરની બંધે બાજુએ અતિશય મોટાં કદનાં શોભિતાં ફુલદાનો થોડેથોડે છેટે મુકેલાં હતાં, કે જેમાનાં ફુલોમાંથી અતિ દેલપસંદ ખુશ્બુ નિકળી સર્વે ઠેકાણે પંથરાઇ ગઇ હતી. મથાળે જઈ પુગ્યાપછી એક મોટાં, ઉંચાં બારણાંને તે હજુરિયાઓએ સ્હેજ હાથ લગાડયો, કે તરત તે બારણાં ઉંઘડી ગયાં, કે જેમાંથી થઇને દીવાનખાનાંની બહારના એક મધ્યમ કદના ઓરડામાં તેઓ દાખેલ થયા, કે જ્યાં તરેહવાર જાતના કસબી પુશાકમાં સજ થયેલા કેટલાક લશ્કરી અમલદારો ઉભેલા હતા. એજ ઓરડામાં બીજા બે હબ્શી ગુલામો, અસલ "ફાશિન"ના ટર્કી કપડાંમાં ઉભેલા હતા. તેઓનાં માથાંઉપર મોટી પાઘડીઓ, દેલમાં લાંબા ઝબ્બાઓ, અને પગમાં અતિ પોહોળાં સુરવાળો પેહેરેલાં હતાં. તેઓએ ડીયોડારને તથા પેલા બે હજુરિયાઓને જોતાંને વાર સોનેરી ગીલીટવાળા બે ન્હાનાં બારણાંઓ ખોલ્યાં, કે જેમાંથી વળી ડીયોડાર પસાર થયો. જેવો તે માંહે દાખલ થયો, કે બારણાં જાણે ચાંપથી ઉંગાડબંધ થતાં હોય, તેમ તરતજ પાછાં બંધ થઈ ગયાં. આ દીવાનખાનાંમાં આવ્યાપછી ડીયોડારને જણાયું, કે તે કોઇ શખ્સની હાઝેરીમાં આવી ઉભો હતો.' તે એક (જુઓ ચિત્ર ૨ જું) †દીવાનઉપર બેઠેલો હતો, અને તેનીહજુરમાં, ન્હાનાં દીવાનખાનાંમાં હતા, તેનાંકરતાં પણ વધારે સંખ્યામાં લશ્કરી અમલદારો ઉભેલા હતા.

* જુઓ નોટ ૧૨ મી. † જુઓ નોટ ૧૩

આપણા જવાન ફીયોડોરે વાકાં વળી ઘણીજ સભ્યતાથી કુરનેશ બજાવી, કારણકે તેને ખાતેરી હતી, કે તે શખ્સ કોઇજ નહીં, પણ સીરાસકિયર પોતેજ હતો.

લાંબા વખતની કંટાળાભરેલી નાઉમેદીઓપછી પોતાની ખરી આશાઓ મુ- પ્રમાણે સફળ થયેલી જોઈ, તે દેલમાં ઘણોજ ખુશ થવા લાગ્યો, અને તેનું મગજ ચકડોળ થવા લાગ્યું. તે કાંઈ ઉપલા મોટા મરતબાના વઝીરની, કે તેનીઆસપાસ ઉભેલા ભપક- દાર પુશાકવાળા બંડખાં અમલદારોની હાઝેરીનેલીધે નહતું, કેમકે આ જવાન ક્રૂર, શૂર, બહાદુર સ્વભાવનો ને મઝબુત ભેજાંનો હતો, પણ આપ્રમાણે થવાનું કારણ જુદુંજ હતું, અને તે એ હતું, કે જ્યારે ફીયોડોરે અદબથી કુરનેશ બજાવ્યાપછી પોતાનું ટોકું પાછું ઉંચક્યું, કે તરત તે ચમક્યો, કારણકે તે તખ્તઉપર બેઠેલો સીરાસકિયર ખોસરો પાશા તો કોઈજ નહીં, પણ તે બુઢો મર્દ કે જેને તેણે તુર્કાની ફ્રેંચ ખલાસીઓના હાથમાંથી બચાવ્યો હતો, તે પોતે હતો. પ્રથમતો ફીયોડોર સમજ્યો, કે તે કાંઈ સ્વપ્નું જોતો હશે, પણ તેણે પોતાની આંખોઉપર હાથ ફેરવી, અને પછી તેની ખાતેરી થઈ, કે તે સ્વપ્ન નહીં, પણ ખરેખરો બનાવ હતો.

**ખોસરો પાશા**—(જરા હસીને) "હું તે જાણુંછું, અને એક વખતે મને ઘણી લાલચ થઈ, કે હું કોણછું, તે તમોને જણાવી દઉં, અને તમોને આજે અત્રે મારીહઝુરમાં આવવાને ફરમાઉં, પણ તમો તો મને એક મેસ્કીન બુઢોજ ધારતા હતા, અને તેવા એક ગરીબની સલાહમુજબે તમો ચાલશો કે નહીં, તે તપાસવાનો મને ખ્યાલ થયો. વળી તમો મારા મેહેલમાં આવ્યા કરવાની કાળજી રાખશો કે નહીં, તે જાણવાને પણ હું આતુર હતો, એટલે ચુપજ રહ્યો. પણ મારે તમોને જણાવવાની કશી ઝરૂર નથી, કે જ્યારે ફરી તમો **સીરાસકિયર**ને મળવા માંગો, ત્યારે તમોને તરત મેહેલમાં દાખેલ કરવાનો મેં હુકમ ફરમાવી મુક્યો હતો."

આ સાલેસાઈભર્યું બોલવું સાંભળીને ટીયોડોર લાટૉસ અદબથી વાંકો વળી પાછો નમ્યો, અને પછી વઝીરે તેને પોતાનાં તખ્તની જમણી બાજુએ એક "સોફા"ઉપર બેસવાને ફરમાવ્યું; અને થોડીક "મિનીટો"સુધી જાણે તેનાં ભલાંનેમાટે ઘણી કાળજી રાખતો હોયતેમ તેનીતરફ ટીકીટીકીને જોયા કર્યું.

**ખોસરો પાશા**—"તમો ક્રોશિયાના એક રેહેવાસી છોઓની? તમોએ ગઇ રાતે મને તેમ કંઇ જણાવ્યું હતું ખરૂં, અને વળી તમો કાંઈ બોલ્યા, તેઉપરથી મને માનવાને કારણછે, કે તમો **ઑસ્ટ્રિયા**નાં રાજ્યની નોકરીમાં હતા, ખરૂં કે?"

ટીયોડોરને લાગ્યું, કે જોઇએ તેકરતાં વધારે લાભ તેનામાં **સીરાસકિયર** લેતો હતો, તેથી શું જવાબ દેવો, તેના વિચારમાં તે પડ્યો,

**ખોસરો પાશા**એ વળી જરા વધારે બારીકીથી ટીયોડોરગમ જોઈને કહ્યું, "તમોએ ગઇ રાતે મને જણાવ્યું, કે 'ખરૂં તો કેહેવું જોઇએ,' તેઉપરથી હું માનુંછું, કે તમો રાસ્ત બોલવાનું પસંદ કરોછો——"

ટીયોડોર આ સાંભળી શર્માઇને લાલચોળ થઈ ગયો, અને પછી બોલ્યો, "મેં આપ નામવરને એવું કશું કર્યું નથી, કે જેથી જુઠું બોલવાનો કશો શક મારીઉપર આવે."

**ખોસરો પાશા**—"પણ તમોએ મારા 'સેક્રેટરી'ને એક કાગળ લખ્યોછે, અને તેમાં તમે 'રુબિટઝ' નામની સહી કરીછે."

આ સાંભળીને ટીયોડોર લાટૉસના ગાલઉપર રતાસ ચઢી આવ્યો, છતાં અમીરી અને માણસાઇ સાફ દેલથી તેણે જવાબ આપ્યો, "નામવર ઉમરાવ, હું કબુલ કરૂંછું કે, મેં એક નામ ધારણ કીધુંછે, કે જે મારૂં પોતાનું ખરૂં નામ નથી. તોયે ખુદાને હાઝેરનાઝેર જાણીને હું કહુંછું, કે જે નામ મારા મરહુમ બાપે મને આપ્યુંછે, તેને નામોસી લગાડવાજેવું કશું કામ મેં કર્યું નથી!"

**ખોસરો પાશા**—(તેને બોલતો અટકાવીને) "હું તે જાણુંછું. દુન્યાદારીનીરીતે તમો બેગુનાહછો, પણ સખ્ત લશ્કરી કાયદા સંભાળનારાઓની આંખોમાં તમો કદી માફ ન થાય, એવા ગુનાહગાર ઠર્યાછો."

**ટીયોડોર**—"હું જોઉંછું, કે તમો નામદાર મારેમાટે ઘણું જાણોછો, બલકે સઘળું જાણોછો! અને જો મેં એક જુદુંજ નામ એખતિયાર કર્યું હોય: અગરજો જે બનાવ બન્યોછે, તે છુપાવવાનું આ દુન્યામાં મને કારણ મળ્યું હોય, તો તે——"

**ખોસરો પાશા**—(વચ્ચે બોલી ઉઠીને) "તમો તેમ કરવામાં વાજેબી હતા ! મારેથી બનેએટલું તમારૂં ભલું કરવાની મોરી નેમમાં જે ચોક્કસ બનાવો મારી જાણમાં આવ્યાછે, તેથી તેમાં જરા પણ ખતરો પડનાર નથી ! એક ઘડી પણ નહીં ! હવે આપણે આગળ વાત ચલાવ્યે તેનીઆગમજ ગઇ રાત્રે બનેલા બનાવનાસંબંધમાં મારે તમોને કેટલીક બાબદોથી વાકેફ કરવા જોઇએ. હું વારંવાર ઘણા મેસ્કીન પુશાકમાં અંધારૂં થવાપછી શેહેરમાં ફરવા નિકળુંછું. એવી મતલબથી, કે મારી જાતે ખાતેરી કરૂં, કે "બરાકો"માં બધું શાંત અને સુલેહભર્યું છે કે નહીં; પેલા કજિયાખોર અને હુલ્લડખોર જૅનિસૅરિઓ લશ્કરી કાયદાપ્રમાણે અમલ કરેછે, કે નહીં," અને જરા હસીને તે વધુ બોલ્યો, "નામદાર સુલતાન જે સુધારાઓ કરવાનાં પગલાં લેનારછે, તેબાબે લોકો શું વિચાર ધરાવેછે, તે ખાનગીરીતે મારાં જાણવામાં આવે. પણ હવે તમારે પોતાનેવિષે, ઠીયોડોર લાટૉસ—"

પોતાનું ખરૂં નામ સાંભળતાંજ આપણો જવાન પોકારી ઉઠ્યો, "આહા ! ત્યારે આપ નામદારે મને ખરેખરો પિછાણ્યોછે ! પણ કેવીરીતે——"

**ખોસરો પાશા**—શું ટર્કીની સરહદસુધી તમારી પુઠ પકડવામાં ન આવી હતી ? અને તમો ત્યાંથી થઇને પછી કૉન્સટૅન્ટિનોપલ જઇ ઑટોમન સરકારની નૌકરીમાં જોડાશો, એમ ધારવામાં ક્રોશિયાનો બાન શું વાજેબી નહતો ? તે હાકમ હમણાં તમારો કટ્ટો દુસ્મન થઇ લાગ્યોછે, એમ તમોને જણાવવાની હવે કશી ઝરૂર રહી નથી, અને તેટલામાંટે હવે તમારે જાણવાની પણ અગત્યછે, કે તેણે હ્યાં તમારી ઉમેદ તોડવાને અને તમારી ઉમેદોનો ભંગ કરવાની કોશેશ કરવામાં કશું બાકી રાખ્યું નથી. તેણે ખુદ મારીઉપર એક ફકો લખી, પોતાના ખાસ કાસેદને અત્રે મોકલ્યો હતો, અને તેમાં તમારી તમામ હકીકત——"

**ઠીયોડોર**—(લગાર ખીજવાઇને) "હા, અને તેમાં મને ખરાબ લાગે એવીરીતે ખુબ મરીમસાલો ભરીને બેશક લખેલું હશેજ."

**ખોસરો પાશા**—"પણ તમોજ જુઓછો, કે તમોને ખરાબ લગાડવામાં તે ફતેહ પામ્યો નથી. તેનીતરફથી મોકલવામાં આવેલો કાસેદ આજેજ સવારના અત્રે આવી પુગ્યો હતો, અને તે કાગળ લાવ્યો હતો, તેમાં તમારા દેખાવ, વગેરેની નેશાનીઓનું એક હુબહુ બયાન કર્યામાં આવ્યુંછે. તેઉપરથી ગઈ રાત્રે મારા છુટકારા કરનારને મેં તરતજ પિછાણ્યોછે. વળી તમોએ ગઇ રાત્રે તમારી જે થોડીક હકીકત મને કહી હતી, તેઉપરથી 'કુબિટઝ' નામ ધારણ કરનાર કોણછે, તેનું ખરૂં નામ શુંછે, તે શામાંટે હ્યાં આવ્યોછે, વગેરે, સર્વે હું તરત પામી ગયો હતો."

**ઠીયોડોર**—"ત્યારે, કદાચ, આપ નામદારના સર્વે અધિકારીઓમાં પણ હું ખરેખરો કોણછું, તે તો જણાઇજ ગયું હશે ?"

**ખોસરો પાશા**—"અને સમજો, કે તેમ જણાઇ પણ ગયું હોય, તો તેમાં તમોને શર્માવાજેવું શુંછે ? પણ ખરેખર તો તેમ નથી. ફક્ત મારો 'સેક્રેટૅરી,' કે જે મારા બધા અધિકારીઓમાં સર્વેથી વધારે વિશ્વાસુછે, તેજ એકલો આ તમામ બાબદથી માહિતગારછે. લે ચાલો, હવે આપણે તમારીજ બાબદઉપર વાત કર્યે. હું તમારી સર્વે ભલી ઉમેદો પાર પાડવાને ખુશીછું. પણ જવાન મર્દ, તમારે જાણવું જોઇએ," અત્રે ખોસરો પાશાએ

લગાર ગંભીર સાદે કહ્યું, "તમોને ખબર પણ હોવી જોઇએ, કે હું, તરતજ તમોને લશ્કરના એક અમલદારની પદવી આપવા માગુંછું, પણ તે કબુલ કરવાઆગમજ તમારે એક સરત સ્વિકારવી જોઇએ——"

આ સાંભળી ટીયોડોર, કે જે પેહેલાં આ ખુશ ખબરથી હરખાઇ ગયો હતો, તેનો ચેહેરો દેલગીર થઇ ગયો, અને તે ગળગળતે સાદે બોલ્યો, "નામદાર સાહેબ, હું તે જાણુંછું, હું ઑટોમન સ્વાઝથી પુરતો વકેફ હોવાથી, મને તે ભોગ આપવો પડશે. તે હું આગમજથીજ જાણતો હતો. ટુંકમાં કહું, તો હું જાણુંછું, નામવર માલેક, કે સુલતાનની નોકરીમાં જોડાવા પેહેલાં મારે મારો બાપીકો ધર્મ ત્યાગ કરી, મારે એક મુસલમાન થવું જોઇએ!" આટલું બોલતાં તેનો સાદ ગુંગળાવા લાગ્યો.

**ઓમરો પાશા**—(ટીયોડોરના ચેહેરાતરફ ટીકીટીકીને જોવાપછી) "અને તેમ કરતાં તમોને ઘણુંજ દુઃખ લાગેછે, ખરૂં કેની? જો એમજ હોય, તો જવાન મર્દ, થોભ, અને વધારે પુખ્ત વિચાર કરવાવગર કુવામાં ભુસકો મારતો ના! પોતાનાં જેગરમાં ખતરો રાખીને ફરનાર કોઇ દિને પણ એક ચુનંદો સેપાહબચ્ચો બનતો નથી. સાંભળો! હું તમારા ઘણો અહસાનમાંછું, અને તેનો બદલો હું બીજી રીતે વાળી આપી શકું એમછે. અગરજો તમો તમારા બાપદાદાઓનો મઝહબ ત્યાગ કરવાને આંચકી ખાતા હોય, તો પૈસા લેઓ, હું નાણાંની મોટી રકમ તમોને બખ્શવાને ખુશીછું, કે તે લઇ તમો કોઇ દુરદેશાવર નિકળી જાઓ, કે જ્યાં——"

**ટીયોડોર**—(વચ્ચે બોલી ઉઠીને) "નહીં! નહીં! હું કોઇ પણ ભોગ આપવાને તૈયાર-છું—પછી તે ધર્મ પણ હોવ તો શું થયું! તેમ કરવામાં મારી મતલબ એટલીજછે, કે તેથી કરીને કોઈ દહાડે મને ઑસ્ટ્રિયનોનીસાંમે લડવાની તક મળશે. આ તક મને બેશક સુલતાનની નોકરીમાં જોડાવાથી ઝરૂર મળશે—હું તમારી માંગણી કબુલ રાખુંછું!"

**ઓમરો પાશા**—(લગાર દયાળુ દેલથી) "જવાન મર્દ, એથી વધારે બેહતર તમો કશું કરી શકશો નહીં. તમારા હકમાં ઘણું સખ્ત નુકશાન કર્યામાં આવ્યુંછે, તેપણ એવું સખ્ત, કે જેબાબે તમોને કશી ખબર પણ પડી નહશે!"

પોતાની બેઠકઉપરથી કુદકો મારી ટીયોડોર ઉઠી ઉભો થયો, અને તેનાં મનમાં તરતજ એક વિચારથી ધાસ્તી ઉપજી આવી, અને બોલી ઉઠ્યો, "આહા! શું એમછે! શું તે ઘાતકી અને જનુની બાને મારા ભાઇને, તેની વાહાલી મહોરદારને, અને તેઓનાં ફુલ બચ્ચાંને, મારા બુઝુર્ગ કાકા, ભલા પાદરીને——"

**ઓમરો પાશા**—(તેને હયાંજ બોલતો અટકાવીને) "મારા જવાન દોસ્ત, જે બન્યું-છે, તે નહીં બન્યું થનાર નથી, માંટે એટલો ઉશ્કેરાઇ ના જા! અલ્લાહ એન્સાફીછે, અને તેનો હુકમ કોઇ કદી પણ ફેરવી શકતું નથી."

જોકે સીરાસકિયરે લાટૉસને પોતાના સ્વભાવઉપર કાબુ રાખવાની ભલામણ કીધી હતી, છતાં તેણે ઘણાં ઉશ્કેરાઇને કહ્યું, "પણ તેઓની ઝેંદગી, નામવર સાહેબ, જેઓ મારાં ઘણાંજ અતલગનાં વાહાલાંછે, તેઓની કિમતી ઝેંદગીનું કેમ?"

**ઓમરો પાશા**—"તેઓ સલામતછે."

**હીયોડોર**—(ઘણીજ આતુરતાથી) "ખુદા, તારૂં અહસાન માનુંછું !" આ સાંભળવા-પછી તેનાં મગજઉપરથી એક મોટો બોજો દુર થયો, અને પછી તે આગળ બોલ્યો, "પણ મુરબ્બી સાહેબ, તેઓને કોઇ પણ રીતે નુકશાન કરવાની કોશેશ તો કીધામાં આવીછે ની ? આપનું બોલવું, આપનો ચેહેરોજ ગવાહી આપેછે, કે બાને પોતાનો કીનો તે બીચારાંઓ-ઉપર લીધોછે !"

**ખોસરો પાશા**—(ઘણીજ માયા ને મમતાથી) "હું તમોને ઘણી એન્તેઝારીમાં રાખવા ચાહાતો નથી. હાકેમને ખબર થઈ, કે તમો તથા તમારો સાથી નાસીને તમારાં સ્વદેશી ગામડાંતરફ અવલ ગયા હતા—ત્યાં તમોએ હથિયારો મેળવ્યાં—જેઉપરથી તમારાં વાહાલાં કુટુંબીઓને ઑસ્ત્રિયાની તમામ હકુમતમાંથી તેણે હંમેશનેમાંટે દેશનિકાળ કીધાંછે."

આ અતિ દુઃખદાયક અહવાલ સાંભળીને **લાટૉસે** ફક્ત એટલુંજ પુછ્યું, "અને તેઓ ક્યાં ગયાંછે ?"

**ખોસરો પાશા**—"તે હું જાણતો નથી. હાકેમનો કાસેદ, જે આજે સવારના અત્રે આવી પુગ્યોછે, તે દશ દહાડાઆગમજ કાર્લસ્ટાડટથી ઉપડયો હતો; તેણે ટપ્પે ટપ્પે ઘોડા બદલ્યા, અને ઘણીજ ઉતાવળી મુસાફેરી કરતો ત્યાં આવી લાગ્યોછે; અને તમો ક્રોશિયા છોડયાપછી જેજે બનાવો બન્યા હતા, તે તમામ હકીકત તેણે મને જણાવીછે."

આ સાંભળી **લાટૉસની** આંખોમાંથી ગડગડ આંસુઓ ટપકવા લાગ્યાં, અને ધીમે સાદે બોલ્યો, "અને આ લુચ્ચા બાનના ગુસ્સાનો ભોગ થઈ મારો વાહાલો ભાઇ, તેની બાયડી ને બાળક, તથા મારા બુઝુર્ગ કાકા પોતાનું ઘર છોડી પરમુલકમાં દેશનિકાળ થયાંછે ! તેઓ આ ઓહોળી દુન્યાંમાં રવડતાં થઇ પડયાંછે, અને તે બધું મારેલીધેજ થયુંછે !" પછી તે વધારે ગુસ્સાથી બોલ્યો, "પણ, ઓહો ! તે રહેમી દાદગર આવો અઝીમ ગુનાહ તેની સઝા કરવાવગર પસાર થવા દેશે નહીં ! હું ખુદાપાસે માંગી લઉંછું, કે તેનો કીનો લેવાનું મારી સરજતમાં હોય !"

થોડોક વખ્ત વઝીર અને **લાટૉસ** બંધે મુગા રહ્યા, કે જે વખ્તે હીયોડોરે પોતાની આંખોપરથી આંસુઓ લુછી નાખ્યાં, અને પછી વધારે શાંત, વધારે ગંભીર સાદે બોલ્યો, "મારા મેહરબાન સાહેબ, મારા બાપદાદાનો ધર્મ ત્યાગ કરવામાંટે મારા દેલમાં જે આના-કાની હતી, તે હવે તદન દુર થઇ ગઇછે. આજ દિનથી હું તમારા દેશને મારો દેશ ગણુંછું; તમારો ધર્મ તે મારો ધર્મ ગણુંછું; તમારી ધર્મક્રિયા અને ધર્મરવાઝોને હું મારા પોતાના-તરીકે ગણીને માન આપીશ; કોઈ પણ વાતે, દરેક વાતે હવે હું તમારામાંનોજ એક થાઉં-છું, અને એટલીજ ઉમેદ રાખુંછું, કે કદુવાભરેલા ઑસ્ત્રિયન ઝુલ્મનીસાંમે સારી તેજદાર તલવાર ખેંચવાની મોડે કે વેહેલે મને તક મળે !"

ખોસરો પાશાએ આ સર્વે બોલવું ઘણાં ધ્યાનથી સાંભળ્યું, અને પછી બોલ્યો, "અયે જવાન, જો સાંભળ, બરાબર સાંભળ, તુંને તારો ધર્મ ત્યાગ કરવાની જે આનાકાની થતી હતી, તે દુર કરવાના એરાદાથી કાંઇ આ ગમખવાર બનાવો મેં તુંને જણાવ્યા નથી, અથવા અમારા પાક પયેઘામબરના, કે *ઑસમાનલિની રૈયતના પાક વારસાતને લડવાને

* જુઓ નોટ ૧૫ મી.

હું કાંઈ તુંને ફરજ પાડતો નથી. મારી મતલબ તો ફક્ત એ હતી, કે જે બનાવો તારી-પછવાડે બન્યાછે, તેથી તુંને વાકેફ કરવો, અને તું તારાં કુટુંબબાબે કોઇ પણ રીતે થાય!" શકમંદ રેહે, તેનાંકરતાં બેહતર કે જે વધારે ખરાબ બનાવ બન્યોછે, તેથી તું જાણકાર

જોકે આ વેળા ઠીયોડોરનો ચેહેરો ઝર્દ થઇ ગયેલો હતો, તોયે તે મક્કમ ઠરાવનો અને કરડો દેખાતો હતો. તેણે સીરાસકિયરને કહ્યું, "તમો નામદાર મારીતરફ ઘણીજ ઉદારતા અને માયાથી વર્ત્યાછો. આ ખબર સાંભળવાપછી મને મારી જન્મભૂમીતરફ કોઇ રીતનો સંબંધ રહ્યો નથી. હવે જે દેશને મેં મારો પોતાનો કરી લીધોછે, તેતરફથી જો ઝરૂર પડશે, તો હું લડીશ, અને મરીશ! હા, અને જો એકવાર આ ધિક્કારભરેલા ઑસ્ત્રિયનોતરફ મારી તલવાર મેં ખેંચી, તો પછી મિયાનને છેલ્લી સલામ! તે કદીપણ પાછી તેની મિયાનમાં ખોસાવાની નથી! મારા મુરબ્બી, મેં હવે મારો ઠરાવ નક્કી કર્યોછે; મારાં વાહાલાંઓ, કે જેઓ મારેખાતેર આઝાબ પામેછે, તેઓનેમાટે હવે હું એકપણ વધુ આંસુ ખેરવીશ નહીં. નહીં, બસ મારાં દુઃખનો અહીંજ છેડો આવી ગયોછે! હવે મને મારા કીનાનોજ વિચાર કરવા દેઓ!"

તે બુઢો ટર્ક, કે જે ભારે હેમત ધરાવતો હતો; જે ઘણીક લડાઇઓમાં બહાદુરીથી લડેલો હતો; અને જે હંમેશાં લડાયક ખમીરને ઘણો ચાહાતો હતો, તેવટીક આ જવાનને આવી છટા અને હેમતથી બોલતો સાંભળી ઘણો ખુશ અને અજાયબ થયો, અને તેની-તરફ ટીકીટીકીને જોવા લાગ્યો, સબબકે તેનીસાંમે ઉભેલા જવાનનું કદ જાણે તેને મોટું થતું હોય, એવું જણાયું; તેનો દેખાવ જાણે દહેશત ઉપજાવેએવો લાગ્યો; અને તેનાં બોલવામાં જાણે ચોકસ જાતની સચાઇ હોય, એમ તેને લાગ્યું; યાને તેનો આખો દેખા-વજ જાણે ફેરવાઇ ગયો હોય, તેવો બુઢા સીરાસકિયરને તે લાગ્યો. તેને લાગ્યું, કે તે જાણે જવાન ઠીયોડોરને બસ જોયાજ કરે; અને તેને જોઇને તે પોતાને પણ જાણે પાછો જવાન થતો હોય, એમ માનવા લાગ્યો! કારણકે તે પોતે પણ ઑસ્ત્રિયનોને ખરાં દેલથી ધિક્કારતો હતો; તેને પોતાને પણ તેઓતરફ કડવી અદાવત હતી; અને આ જવાનની તેઓતરફની આવી સખ્ત ભાષા સાંભળીને તેની પોતાની રગેરગમાંનું બુઢું લોહી ઉકળવા લાગ્યું.

વળી પાછા થોડાક વખ્ત બંધે જણાં ચુપ રહ્યા. આ વેળા પોતાની આંખો ઠીયોડોર લાટૅાસતરફથી ફેરવીને બોસરો પાશા કાંઇ ઉંડા વિચારમાં હોય, એમ લાગ્યો, પછી તે બોલ્યો, "મારા જવાન દોસ્ત, આજથી તારૂં ભવિષ્ય મેં મારા હાથમાં લીધુંછે, કારણકે એક નજીવા બનાવે અલ્લાહે તુંને મારા રસ્તાવચ્ચે ગઇ રાત્રે નાખેલો જણાતો નથી. એમાં કાંઇ ઘણો ઉંડો ભેદછે. આ દુન્યામાં એકજ જણ મને અતિશય વાહાલુંછે, અને ગઇ રાત્રે ઘેર પાછા ફર્યાપછી મેં તેણીને જે સર્વે બનાવ બન્યો હતો, તે કહી સંભળાવ્યો, અને હું કેવી કબ્જા હાલતમાં આવી પડયો હતો, કેવીરીતે એક ઉદાર દેલના જવાન અજાણ્યા ખ્રિસ્તીએ મારો બચાવ કર્યો હતો, વગેરે જ્યારે મેં તમામ કયેફેયત તેણીને કહી, ત્યારે તેણીનું દેલ અહસાનની લાગણીથી ઉભાઇ ગયુંછે, અને જોકે અમારાં દેશનો રવાઝ તો નથી, તોયે ખુદ પોતાને મ્હોડેજ તમારૂં અહસાન માનવાને તેણી ઘણીજ આર્ઝુમંદછે. એઉપરથીજ તમારી ખાતેરી થશે, કે હું તમારાં ભલાંમાં કેટલો લાભ લઉંછું."

આપ્રમાણે બોલી ખોસરો પાશા જે તખ્તઉપર બેઠેલો હતો, તેઉપરથી ઉઠ્યો, અને એક શોભિતો મખમલનો પર્દો, કે જેઉપર ભારેભાર કસબી ઝાલરો જડેલી હતી, તે ખસાડી જે બારણાંઉપર તે ટાંગેલો હતો, તેઉપર ધીમેથી ટકોરા માર્યા. તે સાંભળતાંજ અતિ સુંદર અને કિમતી પુશાકવાળો એક હબશી નોકર હાઝેર થયો, અને પોતાના શેઠને ઘણીજ આદાબથી વાંકો વળી નમન કીધું. પાશાએ તેનાં કાનમાં ઘણું ધીમેથી કાંઇ કહ્યું, અને તે સાંભળી નોકરે ફરીથી નમન કીધું. પછી ખોસરૂ પાશાએ ઠીયોડોરનો હાથ પકડીને પુછયું, "ત્યારે તમોએ પાકો ઠરાવ કર્યોછે?"

**ઠીયોડોર**—(મક્કમપણે) "સર્વે કરારસાથે કબુલ કરૂંછું."

**ખોસરૂ પાશા**—"તમો તમારી સ્વદેશી જગ્યા, તમારા બાપદાદાનો મઝહબ, અને ખુદ તમારૂં નામવટીક ત્યાગ કરવાને રાઝીછો?"

ફરીથી ઠીયોડોરે આગળનાંજજેવાં મક્કમપણાંથી જવાબ આપ્યો, "સર્વે ત્યાગ કરવાને કબુલ કરૂંછું."

**ખોસરૂ પાશા**—"ઠીક ત્યારે આજથી હું તમોને '**ઓમર**' નામ આપુંછું, અને એ નામશિવાય બીજાં કોઈ પણ નામથી હવે તમે ઓળખાશો નહીં. તમો તે કબુલ કરોછો? તમો અમારી રીતભાંત, અમારા રવાઝો, અમારી દીન, અમારી ધર્મક્રિયા, એ સર્વે કબુલ રાખશો?"

ત્રીજીવાર ઠીયોડોરે જરાપણ અચકાયાવગર કહ્યું, "એ સર્વે હું કબુલ રાખુંછું."

આઉપરથી બુઢા પાશાએ કહ્યું, "ઠીક, ત્યારે જ્યાં તમોને આ ગુલામ લઇ જાય, ત્યાં એનીપુઠે જાઓ. બેટા, મેં તારેવાસ્તે જે ધારી રાખ્યુંછે, તે સર્વેનેલાયકનો તુંછે!"

**ઓમર**—કારણકે હવે આપણે આપણા જવાન ઠીયોડોર લાર્ટાસને એજ નામે ઓળખીશું—તરતજ ઘુંટણિયે પડ્યો, અને જે હાથ તેનીઆગળ ધરવામાં આવ્યો હતો, તે ચુમ્યો; તેનો પોતાનો હાથ પણ સીરાસકિયરે પોતાના હાથમાં લઇ એક બાપનાજેવી માયાથી દાબ્યો; અને પછી પેલા કાળા ગુલામનીપુઠે તેજ સોનેરી ઝાલરવાળા મખમલના પર્દાવાળા દરવાઝામાં ઉતાવળે ચાલ્યો.

તે ગુલામ આપણા નાયકને એક સાંકડી ચાલમાંથી એક મોટાં દીવાનખાનામાં લઈ ગયો, કે જ્યાંથી તે મેહેલના બીજા ત્રણ જુદાજુદા ભાગોમાં જવાઇ શકાતું હતું. આ દીવાનખાનાંમાં તેઓ બેઉ જણાશિવાય બીજું કોઇ હાઝેર નહતું. ત્યાંથી તે ગુલામ સામેની એક બીજી ચાલતરફ ગયો, અને ઓમર પણ તેનીપુઠે ચાલ્યો. આ બીજી ચાલને નાકે એક બારણું હતું, જે તે હબશી ગુલામે ઉઘાડયું, અને પછી પાછા હઠી જઈ, ઓમરને તેમાં દાખેલ થવાની એશારત કીધી. ઓમરે તેમુજબે કર્યું, અને પેલા હબશીએ બારણું પાછું બંધ કીધું, અને હવે ઓમરજ ત્યાં એકલો રહ્યો.

ત્યાં એક દેલપઝીર દેખાવ જે તેની નજરે પડ્યો, તેવિષે હવે આપણે આવતાં પ્રકરણમાં જાણીશું.





## પ્રકરણ ૬ ઠું.

### બાગે બેહેશ્ત.

એક ઘણાજ સુશોભિત બાગમાં ઓમરે પોતાને આવી ઉભેલો જોયો. તેમાં તરેહવાર જાતના અને રંગના અતિ ખુબસુરત ફુલોના ક્યારાઓવચ્ચે ન્હાના પગરસ્તાઓ કીધેલા હતા, કે જેઉપર ચકચક કરતી કોડીઓ બિછાવેલી હતી, અને તેથી એવું લાગતું હતું, કે જાણે સંગેમરમરના કટકાઓથી મઢી લીધેલી ઝમીન બનાવેલી હોય, એવી સરસ ત્યાં માણસને હાથની કારીગરી કીધેલી હતી. સૌથી ઉંચી કોડીના, અને આરસપહાણમાંથી કોતરી કાહાડેલા ઝબરદસ્ત મોટાં ફુલદાનો તરેહવાર જાતના ફુલો, અથવા ખુશ્બુદાર પાણીથી ભરેલાં ત્યાં જગેજગ હતાં. વળી ત્યાં ઠેકાણેઠેકાણે ફુવારાઓમાંથી પાણી ઉડતાં હતાં. આ કારણનેલીધે ત્યાં દેલને ખુશ લાગેએવી ઠંડી અને ખુશ્બુદાર લેહેકી આવતી હતી. ઘણાંજ શોભિતાં અને રંગરંગના પિચ્છોવાળાં પક્ષિઓ ત્યાં હતાં, કે જેઓના લાલચટક, ઘેરા જાંબુરા, લીલમનાજેવા લીલા, અતિશય પીળા, કે ગુલછડીજેવા સુફેદ ફુલોનાજેવા રંગો આંખે ઉડી વળગતા હતા. વળી ત્યાં તરેહવાર રંગના સંગેમરમરની બેઠકોઉપર સોનેરી પાંજરાંઓ મુકેલાં હતાં, તથા ઝાડોની ડાળીઓઉપર ટાંગેલાં હતાં, કે જેમાં બંધ કીધેલાં પંખેરાંઓ પોતાનો સુંદર આવાઝ કાહાડતાં હતાં, ઘણીજ શોભિતી રંગેલી, અને સોનાની અણીવાળી લાકડીઓઉપર તરેહવાર જાતના પોપટો, મેના, વગેરેને બાનુઓ પોતાનાં ગળાંમાં પેહેરેછે, તેવી ઘણીજ બારીક નકશીની અને સોનારૂપાંની ઝીણી સાંકળોથી પગો બાંધીને બેસાડેલાં હતાં. ત્યાંજ વળી માલુંગાં અને નારંગીના ઝાડો ફળોથી ઝુમાઇ જતાં હતાં; મીઠી, મોટી, રસીલી દ્રાક્ષોથી માડવાઓ તો ઝુળાઇ જતા હતા, અને તેઓના લીલા કંજરજેવા વેળાઓથી આસપાસ સઘળે લીલાંલેહેર લાગતી હતી; કેથે પણ ન જોયલાંએવાં મોટાં મેંદીનાં ઝાડો ત્યાં જોવાંમાં આવતાં હતાં; પુશ્કલ માંડવાઓઉપર અતિ ખુશ્બુદાર ગુલાબો ઝુમી જતા હતા. આ સર્વે દેખાવ બાગે બેહેશ્તજેવો લાગતો હતો, તેનીવચ્ચે કોઇ કિમતી અને ક્વચિત મળેએવાં લાકડાંની ન્હાની "ટેબલ," કે જેઉપર તમામ સીપનો મીનો કીધેલો હતો, તે ગોઠવેલી હતી. આ "ટેબલ"ઉપર સુંદર વાસણો બર્ફથી ઠંડાં કીધેલાં ઉંચાં શર્બતોથી ભરીને તેમજ ઉંચી કોડીની રકાબીઓ ઘણાંજ સરસ ફળો ઉપરસુધી ભરીને મુકેલી હતી, વળી ત્યાં કાચના કિમતી વાસણોમાં મીઠાઇમેવો ભરેલો હતો; યાને સ્હેજ મ્હોં સમારવાને સઘળું ત્યાં તૈયાર હતું.

'આ સર્વે દેખાવનું બ્યાન કરવાની આપણાંમાં શક્તિ નથી! જોકે ઘણાજ સરસ સણગારેલા એક મેહેલમાંથી થઇને ત્યાં આવવાનું હતું, તોયે જેવો તે મેહેલનો ઉંબર ઓળંગ્યો, અને બારણાં તેનીપછવાડે બંધ થયાં ને ઓમર આ જગ્યાએ આવી પહોંચ્યો, કે તેને એમજ લાગ્યું, કે તે પરીઓનાં રહેઠાણમાં, ખરેખરાં બેહેશ્તમાં આવી લાગ્યોછે! આ રમણિય બાગનીઆસપાસ ઉંચી દીવાર ભરી લીધેલી હતી, પણ તેઉપર ફળોના અને

ફુલોના વેળાઓ એવીતો સરસરીતે ચઢાવ્યામાં આવ્યા હતા, કે કોઇને માલુમ પણ ન પડે, કે તે બાગની હદ ક્યાં આવીછે! ખરેખરૂં તો એમજ લાગતું હતું, કે બાગનો છેડોજ નહતો!

આવા સરસ બાગમાં ઓમરે પોતાને આવી લાગેલો જોયો. તેને એમજ લાગ્યું, કે તેને કોઇએ બેહેસ્તમાં લાવી નાખ્યોછે! પણ જ્યારે તેણે પોતાની નઝર ઉંચે કરીને ચકચકીત આસ્માનતરફ જોયું, ત્યારેજ તેની ખાતેરી થઇ, કે નહીં તે આ દુન્યાંમાંજ હજી હતો! થોડોક વખ્ત તો ઓમર ઉંબરઉપરજ ઉભો રહ્યો; તેને કશું ભાન રહ્યું નહીં; તે પોતાઉપર પડેલી જફાઓવટીક થોડોક વખ્ત ભુલી જઇને ખુશીમાં આવી ગયો; તેને જાણે એમ લાગ્યું, કે તે જરાબી હાલશે, કે ખુશહાલીનો એક બોલ પણ બોલશે, તો આ સરસ દેખાવ તેનીઆગળથી એક સવપ્નાપેરે ગુમ થઇ જશે; પણ ધીરેધીરે આ દેખાવ ખ્યાલી નહીં, પણ ખરોછે, એવી તેની ખાતેરી થવા લાગી, અને પછી તે ધીમે ડગલે વચ્ચેના પગરસ્તાતરફ આગળ વધવા લાગ્યો. ત્યાં તેની નઝરે કોઈ પણ આદમ પડયું નહીં, તોયે સીરાસકિયરને મ્હોંડે જે સુખનો તેણે સાંભળયા હતા, તે હજી તેનાં મગઝઉપર તાઝા હતાં, અને તેથી તેણે ચોક્સ માન્યું, કે આવા એક મોહોમેદન બેહેસ્તખાનાંમાં બીરાજતી એક પરી પણ ત્યાં હોવીજ જોઇએ!

તે આગળ ચાલ્યાજ કીધો; પોતાનીઆસપાસ અધિરાઇથી જોવા લાગ્યો, અને પેહેલે તો લગાર બ્હીને, પણ પછીથી વધારે હેમતથી તે માડવાઆગળ ચાલ્યો, કે જ્યાં ખાવાપીવાનું સર્વે ગોઠવી મુક્લું હતું. જેમજેમ તે આગળ વધતો ગયો, તેમતેમ તેને વધારેને વધારે હેમત પણ આવવા લાગી. હજી પણ તે ત્યાં એકલોજ હતો, તે હવે વધારે હેમતથી ઝાડોની ઘટાઓવચ્ચે નઝર દોડાવવા લાગ્યો. આપ્રમાણે અર્ધો કલાક નિકળી ગયો, અને તેને એમ લાગયું, કે ત્રીસ "મિનીટો"નેબદલે ફક્ત ત્રીસ "સેકંડો" થયાંજ તે બાગમાં આવ્યો હતો, વખ્ત એટલો જલ્દીથી વહી ગયો હતો, કેમકે દર પગલે તેની નઝરે કાંઇ નવુંનેનવું અને અજાયબજેવું પડયુંજ જતું હતું, કે જે જોઇ આંખોને આનંદ થતો, ને દેલમાં ખુશહાલી પૈદા થતી હતી. ત્યાં એવાંતો સરસ ફુલો હતાં, કે તેનાં નામોનીવટીક તેને ખબર નહતી; ત્યાં એવાંતો સારાં ફળો હતાં, કે તેવાં ક્રોશિયાના ઑસ્ટ્રિયન મોટા અધિકારીઓના મોટા અને શોભિતા બાગોમાં પણ ઉગેલાં નહતાં. ફુલદાનો અને તેઓની કારીગરી તથા તેઓઉપરનું ઉત્તમ કોતરકામ સર્વે તેના માલેકનો અચ્છો અને ઉંચો શોખ બતલાવતાં હતાં. આ સર્વેવચ્ચે જાણે સ્વપ્નું જોતો હોય, એવીરીતે ઓમર ગળીકુંચીવાળા રસ્તાઓમાં, અને ક્યારાઓમાં ફરવા લાગ્યો.

તરતજ તેને કાને ગાયનનો સુંદર આવાઝ પડયો, તે એટલોતો ધીમો હતો, કે પ્રથમ તો તેણે ધાર્યું, કે તે ફક્ત ખ્યાલી વિચાર હતો, પણ ધીમેધીમે તે આવાઝ વધારે પરગરો સંભળાવા લાગ્યો, અને વળી આ નવા બનાવથી દીદમુગ થઇ, દમ ઉંચો રાખી, તે ધ્યાનથી સાંભળવા લાગ્યો. ઓમરને જણાયું, કે કોઇ મ્હોંડેથી ગાતું હતું, અને સાથે વાજીંત્ર પણ વગાડતું હતું, અને તે બંધેના સાથે ભેળાવાથી ઘણુંજ દેલખુશ લાગતું હતું. પ્રથમતો તેને લાગ્યું, કે તે ફક્ત ખ્યાલી તુરંગ હતો; પછી લાગ્યું, કે નહીં, તે ખરેખરો આવાઝ હતો; તે કોણતરફથી આવતો હતો, તે પોતે જોઇ શકતો નહતો; તે ફુલોના

ક્યારાઓઉપરથી કોઈ અણદિઠ પરીઓતરફથી આવતો હતો, એમ તેને પછી લાગ્યું. ગાનારાંઓના હલક મીઠા હતા; વાંસળીઓના આવાઝ ધીમા હતા. તેને માલુમ ન પડતું, કે આવાઝો આ બાજુથી આવતા હતા, કે પેલી બાજુથી; તે ઉપરથી આવતા હતા, કે નિચ્ચેથી; તેનું ખ્યાનજ નહીં થઇ શકેએવી રીતે તે આવાઝો આવતા હતા.

કેટલો વખત ગાયન ચાલુ રહ્યું, તે ઓમર કહી શકયો નહીં. તેને પોતાને કશું ભાનજ રહ્યું નહતું. પણ આખરે તે આવાઝો દુર જતા ગયા, અને પછી સંભળાતા તદન બંધ થયા. હવે જાણે ખુશ ખાબમાંથી બીદાર થયો હોય, એમ ઓમરને લાગ્યું, પણ તે વળી બીજી અજાયબીમાં ગર્ક થવામાટે હતું.

વચ્ચોવચમાંના પગરસ્તાઉપરથી બુરખો નાખીને એક ઔરત તેનીતરફ આવતી હતી, કે જેણીનીપછવાડે કાળી તથા ગોરી ગુલામડીઓ પણ પોતાના ચેહેરા બુરખામાં છુપાવીને પછવાડે થોડેક છેટે ચાલતી હતી. જોકે આ ધિક્કારવાજોગ ઢાંકણથી તે બાનુનો ચેહેરો તો તદન ઢંકાઇ ગયલો હતો, તોયે તેણી જવાન હતી, એમ તો ઓમરની તરત ખાતેરી થઇ, કારણકે તેણીનાં શરીરની કાંતી અતિ સુંદર હતી; તેણીનો હાલચાલ, જોકે ધીમી, શર્માળ, અને બ્હીકણ હતી, તોયે ઘણી મરોડદાર, અને જવાનીના તોરમાં હતી; તેણીના નાઝુક ઘાટના પગોમાં કિમતી કસબીભરેલી સપાટો પહેરેલી હતી; તેણીના પગની ઉઘાડી ઘુંટીઓ એવીતો ઘટમદાર હતી, એવીતો સરસ ગોળ ભરેલી, અને એવીતો સુફેદ હતી, કે તેથી તેણીની ચાલ હલકી, કમાનિયતી, અને નહીં વર્ણવી શકાયએવી મરોડવાળી લાગતી હતી; તો જોકે તેણી ઘણીજ ધીમે અને અચકાઇઅચકાઇને ચાલતી હતી; તેણીનો પુશાક તદન ઉગમણ દેશતરફનો હતો; તેણીએ ઉપર પેહેરેલો ઘાઘરો જાંબુરી મખમલનો તથા ઉંચા કસબકામથી ભરેલો હતો, અને તેથી તેણીના ખુબસુરત શરીરની કાંતી ખિલી નિકળેલી હતી; જેમ યુરોપ્યન બાનુઓ પોતાના શરીરને ઘાટ આપવા પટાઓ વગેરેથી કસીને બાંધેછે, તેમ કશું તેણીએ કર્યું નહતું, છતાં તેણીનાં શરીરનો કુદરતી ઘાટજ એવોતો સરસ હતો, કે તેણીને તેવી ખોટી મદદની કશી અગત્યજ નહતી; તેણીનો બીજો પુશાક પણ તેટલોજ ઉંચો, કિમતી, અને શોભિતો હતો; પટાનેબદલે તેણીએ એક શાલ પોતાની કમરે વિંટાળેલી હતી, અને તેને આગળથી એક "બકલ" વડે બાંધી લીધેલી હતી. તે "બકલ" નક્કર સોનાનું, અને અતિશય ઉમદા કારીગરીનું બનાવેલું હતું, અને તેનીઉપર બે મોટાં કદના કિમતી ઝવાહેરો મઢેલાં હતાં, કે જેવાં ઓમરે પોતાની આખી ઝેંદગીમાં કદી પણ જોયાં નહતાં; તેણીનું સુરવાળ મોટું અને ઉગમણ દેશતરફની ઢપનું હતું; તેનો આકાર એક "બલુન"જેવો હતો, પણ તેથી તેણીની હાલચાલમાં કશી ચડચણ પડેએવો નહતો, વળી તે તેણીને શોભિતો લાગતો હતો. આ સુરવાળને ઘુંટીઓનીવચ્ચેથી બંધ કીધેલું હતું, કે જેથી તેણીની ઘુંટીઓનો થોડોક ભાગ આપણે આગળ જણાવી ગયાછે, તેમ ઉંઘાડો રહેલો હતો, કારણકે તેણીએ કશાં મુઝાં પેહેરેલાં નહતાં. વળી ઉપરના ઝભ્ભાની બાંયો કાણીની સ્હેજ નિચ્ચેસુધી હોવાથી, તેણીના હાથો ઉંઘાડા દેખાતા હતા, કે જે શુદ્ધ સુફેદ, તદન ડાઘડુઘવગરના અને ઘણા સરસ હતા. તેઉપર ઘણીજ કિમતી પોહોંચીઓ પેહેરેલી હતી. એક હાથે તેણીએ પોતાનો બુરખો પકડેલો હતો, કે જેમ કરવાથી તેણીનાં

નાઝુક અણિયાળાં આંગળાંઓ દેખાતાં હતાં. તેણીનાં નખોઉપર મેંદીનો લાલ રંગ ચઢાવેલો હતો, અને તેઓનો આકાર બદામનાજેવો હતો. બીજા હાથમાં તેણીએ થોડાંક ફુલોનો ઝુમખો પકડેલો હતો. ટુંકમાં, આ બાનુ દરેકરીતે બેહેસ્તની પરીમેસ્લ હતી!

તેણી ધીમેધીમે, મરોડદાર ચાલથી, અને જાણે શર્માતી હોય, તેવીરીતે આગળ ચાલી આવતી હતી. આ વેળા ઓમરનું ધ્યાન તો હજી પેલાં ગાયનતરફજ ખેંચાયલું હતું. પણ તેણીને ઘણીજ નઝદીક આવેલી જોઇ, તેને મર્દાનગીની પોતાની ફર્ઝ યાદ આવી. તે તરતજ આગળ દોડી ગયો, (જુઓ ચિત્ર ૩ જું) માથાંઉપરથી પોતાની ટોપી માનથી ઉતારી, અને આવી એક નવજવાન બાનુને જોતાંજ પોતાનાં એક ઘુંટણઉપર પડ્યો. આ જોઇ, તેણીના ધ્રુજતા હાથોમાંથી ફુલો ઝમીનઉપર પડ્યાં; તેણીએ ધીરેથી પોતાનો બુરખો ઉંચક્યો, અને ઘણાજ મધુર પણ શર્માળ આવાજે કહ્યું, "મારા બાપ-કરતાં પણ વાહાલા કાકાને જંગ્લી ફ્રેંચોના હાથોમાંથી છોડાવનારનું અહસાન ખરાં દેલથી માનવાને હું હ્યાં આવીછું."

આ સાંભળી એક "મિનીટ"સુધી તો ઓમર કશો પણ જવાબ દઇ શક્યો નહીં. તે આશા તો રાખતોજ હતો, કે તે બાનુ ખુબસુરત તો હોવીજ જોઇએ, પણ જ્યારે તેણીએ પોતાનો બુરખો ઉંચકીને પોતાનો અતિ ખુબસુરત ચેહેરો દેખાડ્યો, ત્યારેતો ઓ-મરની અક્કલ ગુમ થઇ ગઇ! તેણે કદી પણ આવો ચેહેરો જોવાની આશા રાખી નહતી! તેણીનાં કાળાં, ભરેલાં, અને ચળકતા બાલોનાં ઝુલ્ફાંઓઉપર એક ફેંટો વિંટાળેલો હતો, કે જેઉપર મોતીઓનું વણત કીધેલું હતું, અને તેઉપર કિમતી ઝવાહેરો મઢી લીધેલાં હતાં, તથા વચ્ચોવચમાં સોનાનો *અર્ધ-ચાંદનો એક આકાર હતો, પેલા ધિક્કારવાજોગ બુરખાને તદ્દન ખસેડી નાખવાથી, જાણે કોતરી કાહાડેલી હોય, એવી તેણીની રોનકદાર લાંબી ગર્દન ખુલ્લી દેખાતી હતી. ચેહેરાની ચામડીનો રંગ ઘણોજ સુફેદ, અને એવોતો સફાઇદાર હતો, કે તેઉપરથી આ સોલ વર્ષની બાનુની કુમારી હાલતની તાઝગી જણાઇ આવતી હતી. જોકે તેણીના ગાલોઉપર સ્હેજ કુદ્રતી રતાસ હતો, છતાં હમણાં શર્મનેમારે તે વધારે લાલ દેખાતા હતા. તેણી પોતાની કાળી મ્હોટી આંખો ઝમીનતરફ રાખીને ઉભેલી હતી, કે જેથી તેણીના લાંબા, કાળાં ભમ્મરજેવાં પાપણો તેણીના ગાલોઉપર પડતાં હતાં. હિંગળાજેવા લાલ હોઠો જરા હસ્તા ઉઘડેલા હતાં, અને તેમાંથી મોતીના દાણાજેવી સુફેદ કળીબંધ દાંતની હારો દેખાતી હતી. તેણીનો ચેહેરો નાઝુક પણ શોહામણો હતો. ઓમરે પોતાની આખી ઝેંદગીમાં આવી ખુબસુરત પરીજેવી બાનુને કેથે પણ જોઇ નહતી!

પોતાના પગોઆગળ ઓમરને ઘુંટણિયે પડેલો જોઇ, તેણી બોલી, "ઉંહો, તમારે મારીઆગળ ઘુંટણઉપર પડવું નહીં જોઇએ! જો આપણા બેમાંથી કોઇએ પણ પડવું હોય, તો તે મારેજછે, કે જેના વાહાલા બેસીને ઝુલ્મજાસ્તી અને અપમાનમાંથી તમોએ બહાદુ-રીથી બચાવ્યાછે."

તેણીનું આ બોલવુંજ દેલને એક મધુર ગાયનસમાન હતું, અને જાણે તેણીનાં મ્હોંમાંથી નિકળતો દમ આસપાસની હવામાં વધુ ખુશ્બુ ફેલાવતો હતો. તરતજ ઓમર

* જુઓ નોટ ૧૬ મી.

ઉઠી ઉભો થયો, અને તેણે એક મર્દનેછાજતા આવાઝ અને ઢપે જવાબ આપ્યો, "બાનુ, આપના કાકાજેવા એક ઉંચી પદવીના અમલદારની સેવા બજાવવી, એમાં હું ખરી મગરૂરી માનુંછું. મારી ઝેંદગીની સૌથી સુખીમાં સુખી. અને મધુરમાં મધુર ઘડી આ છે, કે જે વેળા તમોજેવાં એક બાનુ મારો ઉપકાર માનોછો!"

નારીફના આ શબ્દો સાંભળી, તે બાનુ આગળકરતાં પણ વધારે શર્માઇને લાલ થઇ, અને બોલી, "મારા કાકાની ખરેખર તમોએ એક ઘણી મોટી સેવા બજાવીછે. અગરજો તેમ નહીં હતે, તો મારા દેશના સખ્ત રવાઝનીવિરૂદ્ધ મને તમારૂં અહસાન માનવા દેવામાટે તમારી મુલાકાત લેવા દેવાની, તમારીસાથે છુટથી ગોફ્તેગુ કરવાની, અને તે પણ બુરખાવગર, તેવણ કદી પણ રૂઝા આપતે નહીં. તમો સીરાસકિયરની દોસ્તી અત્યારઆગમજની મેળવી ચુક્યાછો, પણ તેવણની ભત્રીજીનો તમોતરફનો સારો વિચાર, જોકે તે ગમેએવો નજીવો હોય, તોયે ખરાં દેલનોછે, જોકે એવણ મારા કાકાછે, છતાં મને તેવણની ભત્રીજી કહો, કે ગમેતો તેવણની કરી લીધેલી દીકરી—સલિમા કહો, બંધે એકસરખુંજછે."

ખુશીથી ઉભાઇ જતાં દેલે ઓમર બોલ્યો, "ખુબસુરત સલિમા! આજથી તમારૂં નામ હું મારી બંદગીમાં બોલીશ; તમારો ચેહેરો મારાં મગઝઉપર કોતરાઇ રેહેશે, અને તે જ્યારે મને યાદ આવશે, ત્યારે જે નૌકરીમાં હું જોડાયોછું, તેમાં વધારે આગળ વધવામાટે મને ઉલટ આપશે."

થોડીકવાર થોભીને સલિમા બોલી, "તમોને અત્રે હાઝેરી આપવા દેવામાં આવીછે, તેઉપરથીજ જણાયછે, કે તમોતરફ મારા કાકાનો કેટલો બધો પ્યારછે, અને હું ધારૂંછું, કે હવેથી તમો તમારી તલવાર સુલતાનની નૌકરીમાં ખેંચનારછો?"

ઓમર—"અગરજો સીરાસકિયરનીહઝુરમાં કબુલાત આપતીવેળા મારાં દેલમાં જરા પણ આનાકાની અને દગદગો રહ્યો હોય, તો તે તમોજેવાં બાનુનાં મ્હોંથી મારેવિષેની કાળજી સાંભળીને એકદમ દુર થયાંછે. હા—હું સુલતાનની નૌકરીમાં હવે જોડાનારછું! બાપદાદાનો મઝહબ અને મુલક, બંધે મેં આજથી તજયાંછે, અને ખુબસુરત બાનુ સલિમા તમોસાથે ઓમરનાં નામથી હાલ હું વાત કરૂંછું!"

ખોસરો પાશાની ભત્રીજી આવા એક અતિ ખુબસુરત, મરોડદાર કદના જવાનતરફ બીદરકાર રેહે એમ તો બનેજ ક્યાંથી? તેની દેલ જીતી લેએવી અદબઆદાબ, અને તેનો મીઠો પણ મર્દાનગીભર્યો આવાઝ તે નવજવાન બાનુઉપર અસર ન કરે, એમ તો બનેજ ક્યાંથી? વળી તેની કાળી ચળકતી આંખો જે તેણીનીતરફ ટીકાઇ રેહેલી હતી, તેથી શું તેણી અજાણી હતી? ના, તેણી સારીપેઠે જાણતી હતી, કે જવાન ઓમરના હૈયાંઉપર તેણીએ પોતાનો છાપ માર્યો હતો! તેણી સારીરીતે જાણતી હતી, કે તેણીના કાકાએ જે જવાનને પોતાની મેહરબાનીતળે લીધોછે, જેણે પોતાનો ખ્રિસ્ટી ધર્મ ત્યાગ કરી એસ્લામી ધર્મ અખતિયાર કર્યોછે, તે હવેપછી પોતાનો કરી લીધેલા દેશતરફ કેટલો ઇમાનદાર નિવડશે, તેટલામાટે જ્યારે ઓમરે ઘણા જુસ્સાથી અને ખરાં દેલથી પોતાનો ધર્મ અને દેશ

ત્યાગ કીધેલો ઝાહેર કર્યો, ત્યારે સલિમાનાં દેલમાં ખુશહાલીની ભારે લાગણી પૈદા થઈ; તેણીની હંમેશની નર્મ માયાળુ આંખોમાં ઉલટ અને જુસ્સો ચળકવા લાગ્યો; નિમકહલાલી, અજાયબી, અને મુહબ્બતની સર્વે લાગણીઓ જે તેનાં મ્હોંઉપર પ્રકાશી નિકળી હતી, તે ખરેખરીરીતે જોતાં, તો તેણીનાં દેલનીજ લાગણીના પડછાયો હતો. પણ પછી જાણે તેણીની આંખોમાં કાંઇ તેલેસ્મ હોય, અને તેથી તેનું દેલ તેણીનીતરફ ખેંચાતું હતું, એમ તેને લાગ્યું. તેણી પણ જાણે પોતાના પ્યારની નબળાઇ દેખાડવાથી શર્માતી હોય, એવીરીતે નિચ્ચે નઝર રાખીને ચુપ ઊભી. જોકે તેણી આરીતે ચુપ ઉભી હતી, છતાં તેણીનાં દેલમાં શું થતું હતું, તે તેણીની આંખો અને ચેહેરો કહી આપતાં હતાં, અને ઓમર તે સમજી ગયો; અને તેનું દેલ અંદરખાનેથી ધડકવા લાગ્યું, અને તેથી હેમત પકડીને તે પાછો ઘુંટણિયે પડ્યો, અને ધીમે સાદે બોલ્યો, "ખુબસુરત સલિમા, મને માફ કર! હું અર્ઝ કરૂંછું, કે તું મને માફ કર!—પણ કેહે, કે જો આ હાથથી હું મારી તલવારવડે નામદારી મેળવું, તો કોઇ દહાડો એવો પણ આવે ખરો, કે તારો હાથ મેળવવાની ઉમેદ રાખું?"

આ સાંભળી શર્મનેમારે કહો, કે પ્યારના જુસ્સાનેલીધે જવાન સલિમાનાં મ્હોંડાંઉપર લાલ રંગ ચઢી આવ્યો, અને પોતાની આંખો ઝમીનતરફજ નિચ્ચે રાખીને તેણી બોલી, "ઓમર, શું તમે જાણતા નથી, કે મારા કાકાનો તમારીઉપર કેવો મઝબુત પ્યાર બેઠાછે તે? જો તેમ નહીં હતે, તો તેવણ મને આરીતે તમારી મુલાકાત લેવા પણ દેતે?"

આ બોલોથી ઓમરને લાગ્યું, કે તેણીના મીઠા, સુંદર હલકથી જાણે તેનીઆસપાસની હવામાં પ્યારની ખુસ્બુજ પથરાઈ ગઇ હતી! તેનાં દેલમાં જે પ્યારનો આતશ સળગ્યો હતો, તે હવે તેને વધારે આશાવંત બનાવા લાગ્યો! હવે બધું તેને સારૂંજ દેખાવા લાગ્યું!

જાણે હજી પણ તે સ્વપ્નુંજ જોતો હોય, અને આ જે તે સાંભળેછે, તે ન માન્યાંમાં આવેએવુંછે, એમ તેને લાગ્યું. પછી તે બોલ્યો, "ત્યારે શું મને તારો હાથ મેળવવાની ઉમેદછે? શું મારાજેવા એક મેસ્કીન અને ન જણાયલા પુરૂષને, ઓ ખુબસુરત બાનુ, તું તારા પ્યારથી નવાઝશે? અરે, મેં જે સર્વે ખમ્યુંછે, તેનો આ ખરેખરો એક બદલોછે, તે સર્વે ખમેલાં દુઃખો હવે કુચ્છ બિસાદમાં નથી!" પણ આટલું બોલતા તેને તેના દેશનિકાળ થયેલાં અને હાડમારી ભોગવી ચુકેલાં વાહાલાં ખેસીઓ યાદ આવ્યાં, અને તેનો ચેહેરો પાછો દેલગીર થઇ ગયો.

આ જોઈ સલિમાને તેની ઘણીજ દયા આવી, અને પોતાની મર્ઝી હોય, કે ન હોય છતાં તેણીએ પોતાનો હાથ લંબાવ્યો, એવી મતલબથી કે પોતાનીસાંમે ઘુંટણિયે પડેલા તે જવાનને પાછો ઉભો કરે. પછી તેણી બોલી, "ત્યારે, શું તમોઉપર ઘણોજ અઝાબ પડયોછે?"

તે જવાને તે નર્મ સુફેદ હાથ પોતાના હાથોમાં લઇ તેપર બુસા લીધા અને ઉઠી ઉભો થયો, અને બોલ્યો, "તમારા આ માયાળુ શબ્દોનેમાટે, વાહાલી બાનુ, ખુદા તમારૂં ભલું કરજો! હા, મેં ઘણું, ઘણુંજ ખમ્યુંછે! મારી પોતાનીઉપર સખ્ત ઝુલ્માત ગુજર્યો નથી, પણ મારાં નઝદીકના ખેસીઓ, કે જેઓ મારાં વાહાલાં ખેસીઓછે, તેઓઉપર

પણ મારેલીધે પુષ્કળ દુ:ખ આવી પડયુંછે! હંમણાં થોડીજ વારઅગાઉ, બાનુ, તમારા નામવર એસીને ખુદ મ્હોંડે જે હકીકત મેં સાંભળીછે, તેથી મારૂં દેલ ફાટી જાયછે! અને સાથે તેઓઉપર ઝુલ્માત ગુજારનારાઓઉપર સખ્ત થાયછે! પણ હવે મને એમ લાગેછે, કે એક ફરેસ્તાનો હાથ મને મદદ આપેછે! અને તેની અસર મારીઉપર થતી મને લાગેછે. તે અસર આ તારી મીઠી ચશ્મોમાંથી થાયછે!"

લાગણીસાથના આ શબ્દો સાંભળી નર્મ હૈયાંની સલિમાની આંખોમાંથી ટપકટપક આંસુઓ ખરવા લાગ્યાં; તેણી બોલી. "હવે તમે જાઓ. ઓમર, મને છોડી જાઓ. આપણને હવે પાછાં મળવાની ઉમેદ, ક્યાંસુધી——પણ, આહ," જરા વધારે જુસ્સાથી "મને કાંઇ એવી બસારત થાયછે, કે આપણે ઘણાંજ જલ્દીથી પાછાં મળીશું! ઘણાં, ઘણાંજ જલ્દી! બહાદુર ઓમર, મને દેલમાં એમ લાગેછે, કે તમો નામદારીનાં મયેદાનમાં ઘણા જલ્દી નામ કાહાડશો! અને હંમણાં જોકે તમે ઘણાં મેસ્કીનછો, ને તમારૂં નામ અંધારાંમાંછે, છતાં તમારી બાજુમાં લટકતી આ તલવાર તમારૂં નામ ભવિષ્યમાં નામવર કરશે! જાઓ, ઓમર, જાઓ, ખુદા તમારો નેગાહબાન થાઓ!"

આટલું બોલીને, પોતાની મુલાકાત ટુંકી કરવાની મતલબથી નહીં, પણ પોતાને જે લાગતું હતું, તે છુપાવવાની મતલબથી સલિમાએ તરત પોતાનો બુરખો ચેહેરાઉપર ઢાંકી દીધો; અને બીજેજ પળે તેણી ઓમરઆગળથી ચાલી ગઇ. ખરેખરૂં પુછો, તો તેણીએ તેને પોતાની મુહબ્બતનો થોડો ઘણો કૌલ આપ્યો હતો!

તેણીના ગયાપછી ઓમરે વાંકા વળી, જે ફુલો તેણીના હાથમાંથી ત્યાં પડયાં હતાં, તે ઉંચકી લીધાં; પોતાના હોઠોસાથે દાબ્યાં! અને પછી પોતાની છાતીઆગળ મુક્યાં! બાગમાંથી મેહેલતરફ સુંદર ઝાડોથીભરેલા રસ્તાને છેક નાકે ઉભી રહી, સલિમાએ પોતાનો સુફેદ રૂમાલ પ્યારથી ઓમરતરફ હળાવ્યો, અને પછી તરતજ પોતાની ગુલામડીઓની ટોળકીસાથે તેણી ત્યાંથી ગુમ થઇ ગઈ!

ઓમર, કે જેનું દેલ આ વખ્તે ખુશીથી બાગબાગ થતું હતું, તે પણ જે રસ્તે પોતે આવ્યો હતો, તે રસ્તે પાછો મેહેલના દરવાઝાઆગળ આવી પહોંચ્યો.

ત્યાં પેલોજ હબ્શી ગુલામ હાઝેર હતો. તેણે બારણું ઉંઘાડયું, અને કાંઇ પણ બોલ્યાવગર ગુપચુપ ઓમરને પાછો સીરાસ્કિયરનીહઝુરમાં લઇ ગયો. ત્યાં તેની અને ખોસરો પાશાનીવચ્ચે શું બન્યું, તે વર્ણવાની હાલ કશી ઝરૂર નથી. તે વાંચનાર, તું તેને વખ્તે જાણશે. હાલતો એટલુંજ કેહેવું બસ થશે, કે ઓમરે વઝીરથી રઝા લીધી, અને ભવિષ્યનેમાટે ઉમેદભર દેલે, ખુશ ચેહેરાસાથે પોતાને મકાને પાછો ફર્યો.





# પ્રકરણ ૭ મું.

## વાંધાવાળું પ્રગણું.

છેલ્લા બનાવપછી ત્રણ વર્ષો વહી ગયાં હતાં. ૧૮૨૩ નાં સાલના જુન મહિનાની અધ-વચનો વખત હતો, કે જ્યારે એક ટર્કિશ રીજમીટ નૉવિ શેહેરમાં દમામસાથે દાખેલ થતી હતી, કે જ્યાં તે હાલ તરત પોતાનું મુકામ કરવાની હતી. આએજ શેહેરમાં ત્રણ વર્ષોઅગાઉ, નાસી આવેલા ઠીયોડોર લાટૅાસે ઑસ્ટ્રિયન દુશ્મનોથી છટકી જઇને આસરો લીધો હતો. તે આપણો બહાદુર હમણાં કયાં હતો? વાંચનારને તે હવે તરત જણાવીશું.

સૈવારનું પહર હતું, કે જ્યારે ભપકાબંધ પુશાકવાળું અને પુરતાં હથિયારોથી સજ થયેલું એક પાયદલ લશ્કર, આપણે ઉપર વાંચ્યુંછે તેમ, ટર્કિશ ક્રોશિયાનાં આ શેહેરમાં આવી પહોંચ્યું હતું. લશ્કરને ભેટવાને આખી રૈયત બહાર પડી હતી. તે તેને ખુશહાલીના પોકારોથી આવકાર દેતી હતી. વળી તેના વડા અમલદારને લાયક આવકાર દેવાને ત્યાંના સત્તાવાળાઓ પણ હાજેર થયા હતા. પણ આ ભક્તિભાવ કાંઇ તે લશ્કરના કરનલતરીકે, યા ઉંચ પદવીના *બેતરીકે તેનીતરફ દેખાડવામાં આવતો નહતો, પણ તેણે અત્યારઆગમજ પોતાનાં કુવતથી જે નામ આશ્કારા કર્યું હતું, અને જે કીર્તિ હજી એક જવાન્યાંછતાં તેણે મેળવી હતી, અને તેમ કરીને જે ઉંચી પદવીએ હમણાં તે હતો, તેપર ચઢયો હતો, તેતરફ પોતાનો ખરાં દેલનો પ્રેમ દેખાડવાને આ સર્વે ગડબડ હતી. હજીતો આ રીજ-મીટના કરનલની ઉમર ફકત ત્રેવીસ વર્ષોની હતી, અને તેનું નામ ઓમર હતું!

ટર્કિશ લશ્કરમાં જેમ ધારો હતો, તેમ આ રીજમીટ પણ ત્રણ પલટણોની બનેલી હતી. તેમાં ખાસા ૩,૦૦૦ લડાયક સેપાહો હતા. વળી તેનીસાથે એક ન્હાનું તોપખાનું પણ હતું, કે જેમાં ચાર તોપો હતી. હવે વાંચનારે જાણ્યું હશે, કે નૉવિજેવાં શેહેરની ન્હાની વસ્તીમાં લોકોએ બંડ ઉઠાવ્યું હોય, તો આટલાં મોટાં લશ્કરની કાંઇ ત્યાં ઝરૂર હોયજ નહીં, પણ તે તો ફકત સરહદઉપરની ચઢાઇનેમાટે તેના લશ્કરી સરંજામસાથે રવાના કર્યામાં આવ્યું હતું.

હવે આપણે તેનો થોડોક ખોલાસો કરીશું. ઑસ્ટ્રિયન ક્રોશિયાના બાને જે કીના-ભરેલો પયેગામ ઠીયોડોર લાટૅાસનેમાટે સીરાસકિયર ખોસરો પાશાઉપર મોકલ્યો હતો, તેનો કશો પણ જવાબ તે ભલા ઉમરાવે પાછો વાળવાનું દરોસ્ત જોયું નહતું. એથી બાનને મનમાં માઠું લાગ્યું, અને તેણે જાણ્યું, કે ટર્કિશ વઝીરે એમ કરીને તેનાતરફ દેખાઇતો દેમાગભરેલો તિરસ્કાર દેખાડયો હતો. એક તો બાનને સુલતાનની આખી રૈયતસામે અવ-લથીજ કુદર્તી ક્રોધ હતો, અને તેમાં વળી પોતે જાતે ઘણો કીનાખાઉ સ્વભાવનો હોવાથી, તેનો ગુસ્સો ટર્કિશોસામે ઘણોજ ઉસ્કેરાયો. આપણે આગળ જાણ્યુંછે, તેમ ઑસ્ટ્રિયન અને ટર્કિશ ક્રોશિયાવચ્ચે પોતપોતાની સરહદની એક "લાઇન" ભરી લીધેલી હતી, છતાં બાને

---

* જુઓ નોટ ૧૭ મો.

તે સરહદ જાણે અજાણપણાંમાં ઓળંગી જતા હોય, તેવીરીતે સામી બાજુનાં ખેતરોમાં ઘુસી જવાને પોતાનાં લશ્કરના થોડાક સેપાહોને ઉશ્કેર્યા. આગમજથી ખરાબ વિચાર બાંધી બેઠેલા **બાન**જેવા એક આદમીનેમાટે તેમ કરવામાં અડચણજેવું કાંઇ રહ્યું નહીં. તેણે તો કોઇ પણ રીતે ફીનો લેવો, એટલે આ બહાનું તેને ઠીક મળી ગયું. **ટર્કિશ ક્રોશિયા** અને **ઑસ્ટ્રિયન ક્રોશિયા**વચ્ચે **સેવ** નામની નદી વેહેછે. પણ તે નદીથી સ્હેજ દુર **ક્લાડુસ**નાં ગામડાંસુધી ઝમીનનો એક ટુકડો લંબાયલોછે, કે જે ગામડું **ઑટોમન** રાજ્યને હસતક હતું. **બાને** છદ્દ લીધી, કે ફકત નદીસુધીજ **ટર્કી**ની હદછે, અને તેટલામાંટે **ક્લાડુસ**નું ગામડું તેનાં પ્રગણાંની હદમાં, અને તેનાં રાજ્યની હકુમત તળેછે. **બૉસનિયા** અને **ટર્કિશ ક્રોશિયા**નાં સામટાં પ્રગણાંઓનો તે વેળાનો હાકેમ એક **સાન્ડજાક બે** નામનો હતો, કે જેણે પોતાની જવાનીના વખ્તમાં પોતાના ધણી સુલતાનની ઘણી અચ્છી સેવા બજાવી હતી, પણ હમણાં બુઢો થઇ જવાથી, તેને પોતાનો આગળો જુસ્સો ખોહી દીધો હતો. એટલામાંટે જ્યારે **બાને** પોતાની બીઅદબી ઘણી હદસુધી ચલાવી, અને **ક્લાડુસ**નાં ગામમાં એક લશ્કરી મઝબુત ટુકડીવટીક મોકલી આપી તેનો કબ્જો પોતે લેવાની હેમત કીધી, છતાં **સાન્ડજાક બે** તેનીસાંમે થયો નહીં. **બાન**ના ઘાતકી **ઑસ્ટ્રિયન** સેપાહોએ તે કમનસીબ પ્રગણાંને તદન વયેરાન કરી નાખ્યું, અને તેથી ધાસ્તી ખાઇને લુટાયલા, હાડમાર થયેલા, અને સર્વેરીતે પાયમાલ થયેલા **ટર્કિશ** ખેડુતો નાસેપાસ થઇ **નૉવિ** ગામમાં નાસી આવ્યા. આઉપરથી **ઑસ્ટ્રિયા**ની રાજધાની **વિયેના**ખાતેના સુલતાનના એલચીએ વાંધાઓ ઉઠાવ્યા, પણ લુચ્ચાં અને કાવાદાવાવાળાં **ઑસ્ટ્રિયન** રાજ્યે તે સરહદનેલગતા નકશાઓ, આગળ થયેલા કોલકરારો, વગેરે તપાસવાને મસે વખ્ત ગાળી કાહાડવા માંડયો. તેઓ એમ સમજવા લાગ્યા, કે એમ વખ્ત જતે આ વાત દબાઇ જશે, અને આ પચાવી પાડેલું ગામ **ઑસ્ટ્રિયન ક્રોશિયા**નીસાથે જોડાઇ જશે. પણ આપણો **ઓમર બે** છેલ્લાં ત્રણ વર્ષો થયાં કાંઇ બહાનું **ઑસ્ટ્રિયા**નાં રાજ્યસાંમે થવાનું શોધ્યાજ કરતો હતો, પણ તે તેને મળ્યું નહતું, તેને હવે આ ઠીક તક હાથ આવી ગઇ. તેણે પોતાના મુરબ્બી અને દોસ્ત **ખોસરો પાશા**ને આ વાતથી વાકેફ કર્યો, અને તે બુઢા **સીરાસકિયરે** પોતાના જવાન સરદારની અર્ઝ કબુલ કીધી. આગળી સારી સેવાઓનેમાટે જોકે બુઢા **સાન્ડજાક બે**ને તેના હાલના હોદ્દાઉપર **ટર્કિશ ક્રોશિયા**ખાતે ચાલુજ રાખ્યામાં આવ્યો, છતાં આ હાકેમથી તદન અલાહેદા રહીનેજ આ બાબતમાં પગલાં ભરવામાંટે **ઓમર**ને સંપૂર્ણ સત્તાસાથે ત્યાં આ વાંધાવાળી જગ્યાએ તેની રીજમીટસાથે મોકલી આપવામાં આવ્યો.

આ કારણનેલીધે આપણે આગળ જાણ્યુંછે, તેમ **ઓમર બે** પોતાના ૩,૦૦૦ સેપાહોનાં બહાદુર લશ્કરસાથે, તથા તોપખાનાની એક ટુકડીસાથે **નૉવિ** શેહેરમાં આવી લાગ્યો હતો. આ **નૉવિ** શેહેર પણ નદીનાં કાંઠાઉપરજ વાંધામાં પડેલી જગ્યાનીસાંમેજ આવેલું હતું, અને હજી પણ **ઑસ્ટ્રિયન ક્રોશિયા**માં તે વાંધાવાળી જગ્યા એક ફાંચડનીપેઠે આવેલીછે. જેવી **નૉવિ**ખાતે ખબર ફેળાઇ, કે જાણીતો **ઓમર બે** આ વાંધાનો નિકાળ કરવામાંટે આવેછે, કે રૈયતનાં લોકોની ખુશહાલી અને આશાનો પાર રહ્યો નહીં. કારણકે લોકોને સારીરવેસ ખબર હતી, કે **ઓમર બે** કાગળોથી વાંધાઓ ઉઠાવ્યા કરે અને ફોકટનો પત્રવ્યવહાર ચલાવીને વખ્ત ગુમાવેએવો શખ્સ નહતો, પણ પોતાની તલવારને ઝોરે "એક ચણાંની

બે ફ્રાંક" તરત ફરી દે તેમાંનો આસામી હતો. પોતાનાં લસ્કરને મોખરે, ઉડતી ધજાઓ અને વાજાંના સરોદાસાથે જ્યારે નૉવિ શેહેરમાં દાખેલ થયો, ત્યારે તેને હુરરેરેનાં ગંજાવર પોકારોથી વધાવી લીધામાં આવ્યો, અને તેના ખુબસુરત ઘોડાનીઆસપાસ ક્લાડુસ પ્રગણાંમાંથી પાયમાલ થઈને નાસી આવેલાં લોકો ફરી વળ્યાં, અને તેઓનો બંચાવ કરવાને અને દુઃખમાંથી છોડવવાને કાકલુદી કરવા લાગ્યાં; પોતાની માલમિલકત અને મકાનો પાછાં મેળવી આપવાને અર્ઝ કરવા લાગ્યાં; એટલુંજ નહીં, પણ તે કરપિણ ઑસ્ટ્રિયન પીંડારાઓ-ઉપર કીનો લેવાના કાલાવાલા કરવા લાગ્યાં.

પણ હમણાં જ્યારે પોતાનાં લસ્કરને મોખરે નૉવિ શેહેરમાં દાખેલ થતો હતો, ત્યારે ઓમરનાં મનમાં શું વિચારો આવતા હતા? ફક્ત ત્રણ વર્ષોઅગાઉ તે આએજ જગ્યાએ નાસી આવેલો એક મેસ્કીન હતો; તેને પકડી આપનારને કે તેને મારીને તેનું ધડ લાવી આપનારને એનામ જાહેર કર્યામાં આવ્યું હતું; તે તેજ ધર્મશાળાઆગળ ઉતર્યો, કે જ્યાં તે પ્રથમ આવી ઉતર્યો હતો, અને ત્યાંજ હમણાં લોકો તેને માન આપવાને એકઠું થયેલું હતું; તે વેળાએ તે ભવિષ્યનેમાટે ઘણો અચોક્કસ હતો; પણ હમણાંતો તેની કીર્તિ સાંમે આવી ઉભેલી હતી. તેને પદવી દર પદવી ચઢાવ્યામાં આવ્યો હતો, અને હાલમાં તે એક ઉંચા લસ્કરી હોદ્દાઉપર હતો, અને હજી પણ વધારે આગળ વધવાની તેને ઉમેદ હતી; તેને બેની અમીરી પદવી મળી હતી, અને હવેપછી તે જો કોઇ મહાભારત કામ બજાવે, તો તેને *પાશાની અતિ માનવંત પદવીએ ચઢાવવામાં આવે, એ ચોક્કસ હતું. તે વખ્તે તેની હાલત કેવી હતી! હમણાં તેની આગળ વધવાની આશા કેવી હતી! ત્રણ વર્ષોઆગળના નાસી આવેલા અને ન જણાયલા ઠીયોડોર લાટૉસ, અને હમણાંના અમીર ઓમર બેવચ્ચે કેટલો બધો તફાવત?

પણ શું આ ખુશહાલીભરેલા વિચારોમાં કાંઇ દુઃખી વિચારો તેને ન આવતા હતા? શું તેનાં સુખના પેયાલાંમાં દુઃખનો એક કત્રો ભેળાયલો નહતો? હા, પોતાનાં દુઃખી અને દેશનિકાળ થયેલાં વાહાલાંઓને તે હરદમ યાદ કર્યા કરતો હતો! જોકે તેનો સ્વભાવ કીનાબાજ નહતો, તેથીઉલટું તેનું દેલ હાતેમ અને ખવાસ દયાળું હતાં, છતાં ઑસ્ટ્રિયન ક્રોશિયાના બાનઉપર વેર લેવાને તેનો જીવ તલપાપડ થતો હતો.

નૉવિ શેહેરમાં આવતાંનેવાર વાંધાવાળાં ક્લાડુસ પ્રગણાંબાબે, અને ઑસ્ટ્રિયન લસ્કરે તેનો કેવીરીતે કબ્જો લીધો હતો, વગેરે બાબતોની તલાશ તેણે ચલાવવા માંડી. આ ઠેકાણે વાંચનારને જણાવવાની અગતયછે, કે વાંધાવાળાં પ્રગણાંનો વિસ્તાર આસરે ત્રીસ માઇલ લાંબો, અને વીસ માઇલ પોહોળોછે; તેનો આકાર પડારોકોછે, અને ક્લાડુસનું શેહેર તેને મથાળે આવેલુંછે, યાને સર્વેથી ઉંચી ટોંચઉપર આવેલુંછે. આસરે ૪,૦૦૦ સેપાહોનાં ઑસ્ટ્રિયન લસ્કરે આ પ્રગણાંનો કબ્જો લીધેલો હતો. અને તેઓમાંનો મોટો ભાગ ખુદ ક્લાડુસ શેહેરની ઘણો નઝદીકમાંજ પડાવ નાખીને પડ્યો હતો. બાકીનું, આસરે ૧,૦૦૦ માણસનું લસ્કર ઑસ્ટ્રૉસાટઝખાતે પડેલું હતું. તોયે ઓમર વગર વખ્ત ખોવે ઉતાવળી કુચ કરીને નૉવિ આવી પહોંચ્યો. લાંબી મંજલથી તેના સેપાહો થાકી

* જુઓ નોટ ૧૮ મી.

ગયેલા હોવાથી લડાઇ શરૂ કરવાઆગમચ તેણે તેઓને પુરતી આસાયશ આપી. તોયે આ વખ્ત પણ તેણે ફોકટમાં જવા દીધો નહીં. સેપાહો આસાયશ લેતા હતા, તે વખ્તનાઅરસામાં તેણે પોતાનીતરફથી એક કાસેદને જે અમલદારના હાથતળે ઑસ્ટ્રિયન લશ્કર હતું, તેનીપાસે મોકલ્યો, અને આ વાંધાવાળું પ્રગણું એકદમ છોડી જવાને ફરમાવ્યું. અગરજો તેમ તે અમલદારે કર્યું હતે, તો નક્કી થતે, કે તે પ્રગણું હકદાર રીતે ટર્કિશ હકુમતનેલગતું હતું. પોતાને સોંપવામાં આવેલાં કામનો "રીપૉર્ટ" કરવાને ઓમરનો તે કાસેદ બીજી સવારે આવી પહોંચ્યો. ઓમરના હાથતળે લશ્કરની જે ચાર ટુકડીઓ હતી, તેમાંની એકનો તે વડો હતો, અને *મેજરની પદવી ધરાવતો હતો, છતાં ઑસ્ટ્રિયન લશ્કરનાં †બ્રિગૅડિયર-જનરલે તેને ઘણોજ અસભ્યભરેલો આવકાર દીધો હતો.

તે બ્રિગૅડિયર-જનરલે કહ્યું, "તમારા કરનલને કેહો, કે આ પ્રગણું ઑસ્ટ્રિયાના અમારા નામદાર શાહનશાહનુંછે; અને જો તેમ આગળ થયેલા કૌલકરારોનીરૂએ નહીં હોય, તો હવે અમોએ જીતી લેવાથી તે થયુંછે."

ટર્કિશ મેજરે પાછો જવાબ આપ્યો, "ઠીક, ત્યારે હું પણ પાછા જવાબમાં કહુંછું, કે આ પ્રગણું અમારા નામદાર સુલતાનનુંછે, અને જ્યારે તમોએ તે તલવારથી ખોટીરીતે કબ્જે કીધુંછે, તો અમો પણ હકદારરીતે તલવારથીજ તે પાછું તમારા હાથમાંથી ખુંચવી લઇશું !"

આવો "રીપૉર્ટ" ઓમર બેને કરવામાં આવ્યો, અને તેઉપરથી તેણે બનતી ઉતાવળે પગલાં ભરવાનો ઠરાવ કર્યો. તેને મઝબુત શક હતો, કે તેની હાલચાલ તપાસવાનેમાટે નૉવિમાં ઑસ્ટ્રિયન જાસુસો હોવાજ જોઇએ, અને તેથી કોઇરીતે દુશ્મનને લાભ ન થાય, તેની તેણે ઘણી સંભાળ રાખી, અને તેટલામાટે બીજો આખો દહાડો જ્યારે તે નૉવિમાં હતો, ત્યારે તેણે પોતાનાં લશ્કરને કુચ કરવાની તૈયારી કરવાનો કશો હુકમ આપ્યો નહીં. તેનો હંમેશનો નિયમ એવોજ હતો, કે તે જે કરવાનો હોય, તે પોતાનાં મનમાંજ રાખતો, અને કોઇને પણ તેબાબે જણાવતો નહતો. તે પોતાનું સુઝયું કર્યા કરતો હતો, અને પોતાના હાથતળેના અમલદારોનીનઝીક તે સલાહ લેતો નહતો. તે બીજે દહાડે નૉવિથી કુચ કરી જશે, એવી લોકો આશા રાખતાં હતાં, અને તેથી જ્યારે કલાકપછી કલાક પસાર થવા લાગ્યા, અને ઓમરે તો કશી પણ તૈયારી કરવાનાં ચિન્હો નહીં દેખાડયાં, ત્યારે તેઓ અજાયબ થવા લાગ્યાં, અને તેઓમાં લગાર નાઉમેદી પણ પંથરાયલી જણાઇ. શેહેરમાં શું બનતું હતું, તેવિષે ઓમર સારીરીતે માહિતગાર હતો, પણ તે કાંઇબી બોલ્યો નહીં. એટલાઉપરથી જ્યારે સૂર્ય અસ્ત પામ્યો, ત્યારે સર્વેને લાગ્યું, કે આ બીજી રાત પણ લશ્કર નૉવિ શેહેરમાંજ, તથા તેનીઆસપાસમાંજ ગુજારશે, એવા ખ્યાલમાં લોકો નાઉમેદી અને નાખુશીસાથે સુવા ગયાં.

જે ધર્મશાળામાં ઓમરે પોતાનું મથક કીધું હતું, ત્યાં રાતના દશ વાગતે તેણે પોતાના હાથનિચ્ચેના ચારે મેજરોને ગુપચુપ બોલાવ્યા, અને પોતાને જે ઘટતા હુકમો આપવા હતા, તે તરતજ ખાનગીરીતે આપ્યા. હુકમપ્રમાણે ફક્ત અર્ધા કલાકમાં તમામ

* જુઓ નોટ ૧૯ મી. † જુઓ નોટ ૨૦ મી.

લશ્કર કુચનેમાટે હથિયારબંદ થઈ તૈયાર ઉભું. એક ટુકડીને બે તોપોસાથે બનતી ઉતાવળે ઑસ્ટ્રૉસાટઝખાતે ઉપડી જવાનો હુકમ થયો, કે જે નૉવિ શેહેરથી આસરે વીસ માઇલિ-જેટલું દુર હતું. જ્યારે બાકીની ત્રણ રીજમીટો, અને બાકીની બે તોપો લઇને ઓમર પોતે કલાકુસ શેહેરખાતે કુચ કરી ગયો. આ પગલાં એવીતો છુપીરીતે, અને એટલાંતો ઝડપથી લેવામાં આવ્યાં, કે નૉવિ શેહેરના રેહેવાસીઓને તેની કશી ખબરવટીક પડી નહીં; તેઓ તો નિરાંતે સુતેલાં હતાં. વળી બેએક ઑસ્ટ્રિયન જાસુસો, કે જેઓ ખરેખર તે શેહેરમાં હતા, તેઓ પણ અજ્ઞાનપણાંમાં નચિંતે સુતેલા રહ્યા. જ્યારે સવાર પડી, ત્યારે ગામમાં ખબર ફેલાઇ ગઇ, કે લશ્કર તો પેહેલી રાત્રેજ છુપાછુપ ઉપડી ગયું હતું. આ ખબરથી લોકોની ખુશહાલીનો, તેમજ પેલા ઑસ્ટ્રિયન જાસુસોના ગભરાટનો પાર રહ્યો નહીં!

જે ટુકડીને ઑસ્ટ્રૉસાટઝખાતે રવાના કર્યામાં આવી હતી, તે ત્યાં સવારના આસરે આઠ વાગતે નજરે પડી, અને તે જે મેજરની સરદારીહેઠલ હતી, તેણે તેને એવીતો હેકમતથી ગોઠવી, કે જો ઑસ્ટ્રિયનોનાં જોવામાં આવે, તો તેઓ એમજ સમજે, કે તેઓનીસાંમે ઘણું મોટું લશ્કર લાવ્યામાં આવ્યું છે. જે ઑસ્ટ્રિયન લશ્કર ઑસ્ટ્રૉસાટઝખાતે મુકામ કરી પડેલું હતું, તે ૩,૦૦૦ સેપાહોનું બનેલું હતું. આ સંખ્યા ટર્કિશ સેપાહોકરતાં ખરેખર વધારે હતી; તેઓ પોતાને તદન સલામત ધારતા હતા; રાતની વેળા તેઓનીસાંમે આપ્રમાણે કુચ કરી આવ્યાંમાં આવશે, એવો તેઓને જરા ખ્યાલ પણ નહતો; તેટલામાંટે જ્યારે તેઓને ખબર કરવામાં આવી, કે પાસેની ટેકરીઓઉપરથી ટર્કો ઉતરી આવેછે, ત્યારે તેઓ તદન ગભરાઈ ગયા. તોયે તેઓ તરતજ હથિયારબંદ થયા, અને પોતાના કરનલની સરદારીહેઠળ શેહેરમાંથી ઑટોમનોનીસાંમે થવાને બહાર પડ્યા. પછી ટર્કિશ મેજરે પાછી પોતાની ટુકડીને સંકોચાવી નાખી, અને પોતાના સેપાહોને જરા દમ ખાવાનો વખ્ત આપવામાટે ઉભા રાખ્યા, અને તેઓસાંમે એક ટુંક પણ ઉસ્કેરનારૂં ભાષાણ કરી સંભળાવ્યું. તેનો જવાબ તેના સેપાહોએ અત્યાતૂર પોકારોથી આપ્યો; ટુકડીનેલગતો વાવટો ઉડતો કર્યામાં આવ્યો; અને પછી હલ્લો કરવાનો હુકમ થયો.

ત્યારપછી બંનેવચ્ચે ઝપાઝપી થઇ, તે ખરેખર ખુનરેઝીભરેલી હતી, પણ ઝમીન જે લોહીથી રંગાઇ તે મુખ્ય કરીને ઑસ્ટ્રિયન લોહીથી હતી. ટર્કોની તલવાર, બાગનેટો, અને બંદુકોના મારાથી આટલા બધા પોતાના સાથીઓને માર્યા ગયેલા જોઇ, ઑસ્ટ્રિયન સેપાહો ઘણા જનુનઉપર આવ્યા, અને જીવઉપર આવીને લડવા માંડયું. તેઓપાસે ચાર તોપો હતી, કે જેથી ટર્કિશ લશ્કરમાં ભયંકર ખાનાખરાબી થવાની ધાસ્તી પ્રથમમાં હતી, પણ તેઉપર ટર્કોએ હમલો કર્યો, અને પોતાને કબ્જે લીધી. બે કલાકથી પણ ઓછા વખ્તમાં આ ઝપાઝપીનો છેડો આવ્યો. અને ઑસ્ટ્રિયનોમાં ભારે નાસાનાસ થઇ, કે તરતજ ટર્કિશ ધજા પાછી ઑસ્ટ્રૉસાટઝની દીવારઉપર ઉડતી કર્યામાં આવી.

હવે આ વેળા ઓમર એ ત્રણ રીજમીટોની સરદારી લઈ કલાકુસતરફ ધસ્યો જતો હતો. પણ નૉવિથી તે જગ્યાનો તફાવત ઑસ્ટ્રૉસાટઝ કરતાં વધારે હતો, માટે જ્યાં ઑસ્ટ્રિયન લશ્કર મુકામ કરી પડયું હતું, ત્યાંસુધી પહોંચતાં બપોરના મધ્યાનનો વખ્ત થયો હતો. શેહેરથી ત્રણ કે ચાર માઇલિને તફાવતે કલાકુસનો એક શેહેરી ઘોડેસવાર થઇને જતો ઓમર બેને રસ્તામાં મળ્યો, અને તેણે તેને ઘણીક અગત્યની ખબર આપી. તેણે

જણાવ્યું, કે ક્રોશિયાનો બાન પોતે લશ્કરની બે રીજમીટો, તથા કેટલાક ઘોડેસવારોની એક ટુકડી લઇ ફલાહુસખાતે ગઇ રાતે આવી પહોંચ્યો હતો, અને તેથી હાલમાં ત્યાં બધું મળી ૫,૦૦૦ થી પણ વધુ સેપાહોનું લશ્કર જમા થયેલું છે. ઓમરનાં લશ્કરમાં ફક્ત ૨,૨૦૦ સેપાહોજ હતા, અને તેટલામાટે આ બે લશ્કરોની સંખ્યાવચ્ચે ઘણો ફર્ક હતો. પણ આપણા જવાન બહાદુરના જીવને નિરાંત હતી, અને વળી તેણે પોતાનાં લશ્કરને એક સુભાષિત ભાષણ કરી ઉશ્કેરી મુક્યું હતું. નાવિથી ચુપચુપ જે લશ્કર મોકલ્યું હતું, તેથી ઑસ્ત્રૉસાટઝખાતે તો ફતેહ મળીજ હશે, એમ તેની ખાતેરી હતી. કેમકે તે ત્યાં પહોંચે ત્યારે ઑસ્ટ્રિયનો લડવાને તૈયાર તો નહીંજ હોવા જોઈએ, અથવા કંઇજ નહીં તો તેઓને ફલાહુસથી વધારે લશ્કર પોતાની મદદે બોલાવવાની તક તો નહીંજ મળેલી હોવી જોઇએ, એમ તે સારીરીતે સમજતો હતો, અને તેટલામાટે તે દહાડો પુરો થાય, તેનીઆગમચ ફલાહુસનાં શેહેરઉપર, કે જેતરફ તે હમણાં ધસ્યો જતો હતો, ત્યાં ઑટૉમનનો વાવટો ઉડતો કરવાનો તેને પાકો ઠરાવ કર્યો હતો.

ઓમરે પોતાનાં લશ્કરને બે ભાગમાં વેહેંચી નાખ્યું, અને તે દરેક ભાગસાથે અક્કેકી તોપ રાખી. પણ તે બંધે ભાગોને અક્કેકથી એટલાતો નઝદીક રાખ્યા, કે કામ પડવે તેઓ તરત પાછા એકઠા થઇ જઇ શકે, અને તેમ કરી કોઇ લાયક દાવપેચ રમી શકાય. શેહેરની વધારે નઝદીક આવી પહોંચતાં ઑસ્ટ્રિયન લશ્કર એક મયેદાનઉપર તેણે જોયું, અને ઓમરે પોતાની દુરબીનથી સાફ જોયું, કે બાન પોતે પોતાનાં લશ્કરની કવાયદ કરાવતો હતો. જ્યારે ઑસ્ટ્રિયન રીજમીટોની નઝરે ટર્કિશ લશ્કરના સેપાહોની બાગનેટોઉપર સૂર્યનો ઝળકાટ પ્રકાશતો દેખાય, એટલા નઝદીક તેઓ આવી લાગ્યા, ત્યારે તેઓ પોતાની કવાયદની જગ્યાએથી ખસી ગયા, અને લશ્કરી કવાયદનું મયેદાન બદલાઇને લડાઈનું મયેદાન થઇ પડયું!

ઓમરનું લશ્કર બે ભાગોમાં આગળ વધ્યું. તેણે પોતે એક ભાગની સરદારી લીધી હતી, અને બીજા ભાગની સરદારી તેણે પોતાની પદવીથી ઉતરતા બીજા એક મેજરને સોંપી હતી. એક ગરૂડ પક્ષિનાજેવી તીક્ષણ આંખો આપણા નાયકે દુશ્મનના મોટાં લશ્કર-ઉપર ફેરવી. તેની મતલબ પોતાની ખાતેરી કરવાની હતી, કે લશ્કરમાં ક્રોટની એકાદ રીજ-મીટ હતી, કે નહીં. પણ જ્યારે તેણે જોયું, કે તમામ લશ્કર ખુદ ઑસ્ટ્રિયન સેપાહોનુંજ બનેલું હતું, ત્યારે તે દેલથી ઘણો ખુશ થયો. સબબકે ખુદ પોતાનાજ સ્વદેશીઓસાંમે લડવામાંટે તેનું દેલ રંજીદા થતું હતું. તેમાં મુખ્યકરીને પોતે જે ઑઝુલિન રીજમીટમાં એકવાર હતો, તેનીસાંમે પોતાનાં હથીયારો ઉંચકવાને તેને ઘણીજ આનાકાની લાગતી હતી. વળી કદાચ જો તેમ હોય, તો તેની સરદારી પણ પોતાની ઝેંદગી બચાવનાર ઉદાર દેલના ક્રોઝકિના હાથમાં હોવી જોઇએ, એમ તે જાણતો હતો. પણ નહીં: તેથીઉલટુંજ હતું, ઑસ્ટ્રિયન સેપાહોની સરદારી બાને પોતેજ લીધી હતી, અને તેનીસાથે તેનો ભપકાદાર રેસાલો હાઝેર હતો.

ઓમરે ઝપાઝપી શરૂ કરવામાંટે મોટેથી પોકાર માર્યો, "ઑસ્ટ્રિયન હમલો કરના-રાઓને મોતને શરણ કરો!"



(ચિત્ર ૩ જું.) "માથાઉપરથી પોતાની ટોપી માનથી ઉતારી, * * * પોતાનાં એક ઘુંટણઉપર પડયો." (પાનું ૪૭ મું.)

આ સાંભળતાંજ ટર્કિશ વાજાંવાળાઓએ એક લશ્કરી રાગ વગાડવા માંડ્યો; રીજ-મીટનો મોટો લાલ વાવટો ખુલ્લો થયો; તેનીઉપર ટર્કીનાં રાજ્યની સોનેરી અર્ધ-ચાંદની સુંદર આકૃતિ પાડેલી હતી; અને પછી ફલાકુસની લડાઈ શરૂ થઇ.

બપોરના એક વાગી ગયેલો હતો, અને ગર્મી તો કેહે, મારૂં કામ, પણ પવનની ધીમી લેહેરી ફુંકતી હતી, કે જેથી ટર્કિશ ધજા ઉડતી, અને તેનો દેખાવ ઘણો દમામદાર લાગતો હતો, અને તેનો લોહીનાજેવો લાલચટક રંગ જાણે થનારી ખુનરેઝીના માઠા શુકન દેખાડતો હતો. ખાન પોતે એક ઉંચી જગ્યાએ ઉભેલો હતો, અને પોતાનાં લશ્કરસાથે સરખાવતાં ટર્કિશ લશ્કર ઘણું ન્હાનું હોવાથી ઘણો બીદરકાર હતો; તેને થોડીજ ખબર હતી, કે જે નામદાર સરદાર ઓમરની સરદારીહેઠલ ટર્કિશ લશ્કર હાલ લડતું હતું, તે કોઇજ નહીં, પણ ઠીયોડોર લાટૉસ હતો, અને જેનેવિષે તેનાં દેલમાં હાડવેર હતું, અને જેનો નાશ કરવાને તે તળપી રેહેલો હતો.

પેહેલાજ હલ્લામાં પોતાનાં લશ્કરને હઠી જતાં જોઇને ખાનને ઘણી અજાયબી ઉપજી, અને તેથી તેનો ગુસ્સો ઘણોજ ઉસ્કેરાયો. તે તો એમજ જાણતો હતો, કે જે લશ્કરમાટે તે ઘણો મગરૂર હતો, તે પેહેલેજ સપાટે ટર્કિશ સેપાહોનો ઘાણ કાહાડી નાખશે ! ઑસ્ટ્રિયનોની આઠ તોપોએ ટર્કોઉપર પોતાના ગોળાઓ છોડવાનું શરૂ કીધું. ઓમરે જોયું, કે જો ફક્ત અર્ધો કલાક પણ આ તોપોનો મારો ચાલુ રેહે, તો તેનાં લશ્કરની ઘણી ખાનાખરાબી થશે, એટલામાટે તેણે પોતાની બે ટુકડીઓસાથે તે તોપોઉપર હેમતથી હલ્લો કર્યો. આ દાવપેચ એવીતો હેમત અને એટલીતો ઝડપથી તે રમ્યો, કે તેથી તેની ધારેલી ઉમેદ પાર પડી. ટર્કી સેપાહોએ તોપો હાથ કીધી, પણ દુશ્મનના હાથમાં જવાઆગમચ ઑસ્ટ્રિયન તોપદાઝોએ તેઓમાં *ખીલા મારી તે રદ કરીને નાદા. પણ એજ વેળાએ ટર્કિશ લશ્કરમાંની બે તોપોએ એવીતો સરસરીતે મારો ચાલુ રાખ્યો, કે તેથી ઑસ્ટ્રિયન લશ્કરમાં મોટું ભંગાણ પડ્યું. આ માઠા શુકનો જોઇને, તથા લડાઇની બાઝી ફેરવાઈ ગયેલી જોઇને ખાન ઘણોજ ક્રોધમાન થયો, અને ઘોડેસવાર લશ્કરની એક ટુકડીની સરદારી પોતે લઇ ટર્કિશોનીસામે ધસ્યો; તેણે બહાદુરીથી હલ્લો કર્યો, પણ વધારે બહાદુરીથી તેને મારી હઠાવ્યામાં આવ્યો, અને ઑટોમન બાગનેટોથી વિંધાઇને સવારોના ઘોડાઓએ પાછા નાસ્વા માંડ્યું, આ જોઇ ટર્કિશ સેપાહોએ "આન-લા-ઇલ્લાહા"ના પોકારો મારી ભાગતા ઘોડેસ્વારોનીપુઠે લાગી, તેઓઉપર હમલો કર્યો. આ સર્વે લડાઇ ફક્ત બે કલાકોસુધી ચાલુ રહી.

હવે બંધે બાજુવાળા પુર જોસથી અને જીવઉપર આવીને લડતા હતા. તોયે ઑટોમનોની જીત ચાલુજ રહી, અને ઑસ્ટ્રિયનો વધારેનેવધારે હઠતાજ ગયા. આગળ વધતા ટર્કોઉપર એક બાજુથી હલ્લો થતો જોઇ ઓમર પોતે લડાઈનાં મયેદાનમાં પડ્યો; તેનીસાંમે જે આવે તેને પોતાની તેઝ તલવારથી તે કાપતોજ ગયો; અને તેને હાથે માર્યા ગયેલાઓનાં શરીરો કચડતો તેનો ઘોડો આગળ વધ્યો જતો. આખરે એવો બનાવ બન્યો, કે આ ભારે કલમાં ઓમર અને ખાન સામસામા આવી ગયા, અને બંને જણાં પોતાની તલવારોથી એકબીજાસાથે આમણસામણ લડવા મંડ્યા.

* જુઓ નોટ ૨૪ મી.

હાલના વખતમાં લડાઇમાં બે સરદારો પોતેજ હાથોહાથ લડે, એ લગાર ન બનવાજોગછે, માંટે આવો બનાવ બનેલો જોઇ બંધે બાજુના સેપાહો શું નિવેડો આવશે, તેનો આગળથીજ વિચાર બાંધી બેઠા હતા. તેઓ સારીરીતે જાણતા હતા, કે જે સરદાર પડશે, તેની બાજુ હારેલી ગણવામાં આવશે, એમ સમજી તેઓ પોતાની ખુનરેઝીભરી કાપાકાપીમાંથી થોડીક "મિનીટો"સુધી થોભ્યા.

એક ઘડીભર બાનને લાગ્યું, કે તે જે ઑટોમન કરનલસાથે લડતો હતો, તે તેનેથી તદ્દન અજાણ્યો નહતો! પણ તે કોણ હતો? તેને તેણે ક્યાં જોયો હતો, વગેરે વધારે વિચાર કરવાની હાલ તેને ફોરસત નહતી. જોકે તે દરેકરીતે ખરાબ હતો, છતાં એટલું તો કેહેવાઈ શકાશે, કે તે હિચકારો નહતો, માંટે લડાઈનાં હંગામમાં તેને પોતાને લડવાની ઝરૂર જણાઇ, તો તેથી કાંઇ તે ડરી ગયો નહીં. તેના જલદીથી ખીજવાઈ જાયએવા સ્વભાવનેલીધે, ઓમર જે ઠંડા સ્વભાવથી પણ હેમતથી લડતો હતો, તેમાં બાનને ઘણું ખમવું પડતું હતું, અને તેજ કારણનેલીધે આ બંધે જણાંઓવચ્ચેની લડાઈનો પણ જલદીથી અંત આવી ગયો. બાન જે નેમથી ફટકો મારતો, તે આપણો પહલવાન અચ્છી સેફતથી પોતાની તલવારને ઝટકે છટકાવી નાખતો, પણ ઓમરના દરેક ઝટકાએ તે ઑસ્ટ્રિયન સેનાપતિનું લોહી રેડાયું જતું. આખરે ઘણું લોહી જવાથી દીવાનાજેવો બની, બાને પોતાનાં ઝીનઉપર લટકાવેલી "પિસ્ટૉલ" બહાર કાહાડી, અને પોતાના હરીફઉપર છોડી. તેમાંની ગોળી ઓમરના છેક કાનઆગળથી પસાર થઈ ગઇ, પણ આંખ મિંચીને ઉંગાડ્યે, તેટલા વખતમાં ઓમરની તલવાર બાનની છાતીમાં ભોકાઇ ગઇ! એક ભયંકાર ચીસ પાડી, તેણે પોતાના બંધે હાથો ઉંચા ધર્યા. એક હાથમાંથી તલવાર, અને બીજા હાથમાંથી "પિસ્ટૉલ" નિચ્ચે પડયાં, અને પોતાના ઘોડાઉપરથી તે નિચ્ચે તુટી પડયો. આ જોઇ ટર્કોએ ખુશીનો પોકાર ઉઠાવ્યો, અને સાંમી બાજુના સેપાહોઉપર એક છેલ્લો હલ્લો કરવા વરૂનીપેઠે તુટી પડયા!

આપ્રમાણે કાપાકાપી ચાલતી હતી, તેટલાં ઓમર પોતાના ઘોડાઉપરથી કુદી પડયો, અને ભોંયઉપર લાંબા થઈ પડેલા બાનની ઉપર વાંકા વળીને તેનીગમ જોયું. આ વખ્તે ત્યાં તેઓ બંધે એકલાજ હતા, કારણકે ઑસ્ટ્રિયનો ત્યાંથી નાસતા હતા, અને ટર્કો તેઓનીપુઠે દોડતા હતા. બાનનો દમ બંધાઇ જતો લાગતો હતો, અને તેના હોઠોમાંથી ઘણોજ ધીમો સાદ નિકળ્યો, "પાણી!"

પાસેજ એક ન્હાનો ઝરો હતો, અને નઝદીકમાંજ એક ઑસ્ટ્રિયન સેપાહની * કોલાહ પડેલી હતી. તરત તેણે તે ઉપાડી લીધી; ઝરાપાસે દોડ્યો; અને તેમાં નિર્મળ પાણી ભરી, તે પાછો દોડતો બાનપાસે આવ્યો; તેણે પોતાના મરતા દુશ્મનને પોતાના હાથોમાં ઉંચક્યો; પાણીથીભરેલી તે કોલાહ તેના હોઠોઆગળ પકડી; અને બાને તે આસુદગી આપનારૂં પાણી પીધું!

મરતાંમરતાં પણ તે ક્રુર સ્વભાવના સરદારને પોતાના ફતેહમંદ દુશ્મનને પોતાનીતરફ દયા દેખાડતો જોઇ લાગી આવ્યું, અને તે બોલ્યો, "તમો ઘણાં ઉદાર દેલના દુશ્મનછો."

---

* જુઓ નોટ ૨૬ મી.

પોતાના કટ્ટા વેરીતરફ પણ દયા કરવાવગર **ઓમ**રથી રેહેવાયું નહીં. તેનો જાતી ખવાસજ દયાળુ ને ઉદાર હતો. તેના ચેહેરાગમ જોઇ તે બોલ્યો, "તમો મને ઓળખોછો, હું કોણછું તે ?"

બાને પોતાની ઝાંખી થતી જતી આંખો પાછી ઉઘાડી, અને ધારીધારીને આપણા બહાદુરના ચેહેરાતરફ જોવા લાગ્યો. તેની ઓળખમાં તે આવતો હોય, તેમ તેનાં મ્હોંડાં-ઉપરથી લાગ્યું, અને પછી તેનો ચેહેરો શયેતાનનાજેવો થઇ ગયો, અને તે બડબડ્યો, "અગરજો હું આગમજથી જાણતે, કે તું નાસી જનાર વટલેલછે, તો મારા જીવનેખાતેર પણ હું તારે હાથનું એક ટીપું પાણી પીતે નહીં !"

**ઓમર**—( કડવાસથી ) "વટલેલ ! મને વટલેલ થવાની કોણે ફર્ઝ પાડી ? કોણે મારા બેસીઓને દેશનિકાળ કીધા ?"

બાને પાછો જવાબ આપવાની કોશેશ કીધી, પણ તેનેથી બોલી શકાયું નહીં, તેનાં ગળાંમાં જાણે કાંઇ આવી અટકી બેઠું હતું ! તેનો ધરટલો ચાલવા લાગ્યો, અને શયેતાનનાજેવા ચેહેરાસાથેજ તે પછવાડે પડી ગયો, અને તેનો જીવ નિકળી ગયો.

અર્ધા કલાકપછી, પોતાના ફતેહમંદ લશ્કરસાથે **ઓમર કલાફુસમાં** દાખેલ થયો, અને તેજ દિને સાંજના ચાર વાગ્તે તે શેહેરનાઉપર **ઑટૉમન સરકારનો** વાવટો ફડફડવા લાગ્યો ! વળી તેજ વખ્તે **ઑસ્ટ્રોસાટઝથી** એક કાસેદ ત્યાં થયેલી ફતેહની ખુશ ખબર લાવ્યો, અને આમુજબે **ઑસ્ટ્રિયન** ધાઇપડુઓના હાથમાંથી તે વાંધાવાળું પ્રગણું પાછું ટર્કિશોએ જીતી લીધું, અને તે પાછું સુલતાનની હકુમત તળે આવ્યું.

જ્યારે આ જલ્દી મેળવેલી ફતેહની, અને આપણા જવાનની બહાદુરીની ખબર **કૉન્સટૅન્ટિનોપ્લ**ખાતે પહોંચી, ત્યારે બુઢા **સીરાસકિયર**ની ખુશહાલીનો પાર રહ્યો નહીં. તેણે જવાન **ઓમર**ને *જનરલની ઉંચી પદવીએ ચઢાવ્યો, એટલુંજ નહીં પણ નમકહલાલ **ઑટૉમન** સુલતાને શાહઝાદાનેબરનો **પાશા**નો નામચીન અલ્કાબ **ઓમર**ને એનાયત કર્યો.

* જુઓ નોટ ૨૧ મી.





# પ્રકરણ ૮ મું.

## છળ કપટ.

દુલાડુસ પ્રગણાંમાં બનેલા આ બનાવોથી પછી હજી પણ શુંશું બનાવો બનશે; લડાઈનું પરિણામ આપ્રમાણે આવવાથી ઑસ્ટ્રિયા ટર્કીસામે મોટી લડાઇ ઉઠાવશે કે નહીં; અથવા ઑસ્ટ્રિયન ક્રોશિયાખાતે બાનની જગ્યાએ જે બીજા હાકેમની નેમણુક કરવામાં આવશે, તે આ બે કાપાકાપીના આવેલાં આફતભરેલાં પરિણામથી પોતાનું તમામ લશ્કર એકઠું કરી તે જગ્યા પાછી મેળવવામાટે પાછો ત્યાં કુચ કરી આવશે કે નહીં, વગેરે બાબતોથી શકમંદ હોવાનેલીધે ઓમર પાશા નૉવિખાતે થોડાંક અઠવાડિયાં પડી રહ્યો. કામ પડે, તો તેને મદદ લાગે, એવા ઇરાદાથી ટર્કીની સરકારે બીજી બે વધુ રીજમીટો તેના હાથતળે સરહદઉપર મોકલી આપી. પણ આ વખતે વધુ ભયંકાર મોટી લડાઇમાં ઉતરવાનું ઑસ્ટ્રિયાની સરકારને વાજેબી લાગ્યું નહીં, અને તેટલામાટે આ વાંધાવાળાં પ્રગણાંનેલીધે ઉઠેલી ખટપટનો છેડો લાવવાનું તે સરકારે એલચીઓને સોંપ્યું. એથી પોતે પાછાં જીતી લીધેલાં પ્રગણાંની ફતેહને ત્રણ માસ વિટ્યાકેડે ઓમર પાશાને તેની સગવડે કૉન્સટૅન્ટિનોપ્લખાતે પાછા ફરવાનો હુકમ થયો. કેહેવાની કશી ઝરૂર નથી, કે જે કુટુંબોને ઑસ્ટ્રિયન ધાઇપિઠુઓએ તેઓનાં સુખી ઘરમાંથી હાંકી કાહાડીને, તથા તેઓની માલમિલકત ફનાં કરીને પાયમાલ કરી નાખ્યાં હતાં, તેઓ હવે પાછાં પોતાને મકાને આવ્યાં. ઓમર પાશાના મઝબુત હાથેથી તેઓનો દલદેસરીમાંથી છુટકો થયો હતો, માટે તેઓ હવે તેને પોતાના તારનારતરીકે ફક્ત ચાહાવાજ નહીં, પણ તેને લગભગ પૂજવા લાગ્યાં, યાને નૉવિના રેહેવાસીઓ પોતાનાવચ્ચે આ બહાદુર જવાન પહલવાનને જોઇને મગરૂર થવા લાગ્યાં.

નૉવિથી ઉપડી જવાનો ઓમર પાશા ઇરાદો રાખતો હતો, તેની બે દીવસોઆગમજ એક સાંજે ધર્મશાળાનાં પોતાનાં મુકામઉપર તે એકલો બેઠેલો હતો. સાંજનું ઝઝકળું થયેલું હતું; ઓમર પોતાના કાંઈ વિચારમાં ગરકાવ હતો; જયારે એક નોકરે આવીને ખબર કીધી, કે એક મુસાફેર, કે જે હમણાંજ શેહેરમાં આવી પુગ્યોછે, તે તેને મળવા માગેછે. તેણે પોતાનું નામ તે નોકરને આપ્યું નહતું, પણ ફક્ત એટલુંજ જણાવ્યું હતું, કે તે નામદાર પાશાને મળવા માગેછે. ઓમરે તે શખ્સને તરત હાઝેર કરવાનો હુકમ આપ્યો; અને થોડીજ પળમાં તે મુસાફેર તેનીઆગળ આવી ઉભો. તેનીઉપર અવલમાં નઝર ફેંકતાંજ ઓમરને જણાયું, કે તે શખ્સ ઉંચાં કદનો હતો; તે મઝબુત બાંધાનો હતો, અને દમામદાર દેખાવનો હતો; તેણે પોતાના પુશાકઉપર એક લશ્કરી ઝભ્ભો પેહેરેલો હતો. આ સર્વે તે ઓરડામાંનાં ઝાંખાં અજવાળાંથી ઓમર જોઇ શક્યો હતો.

તે મુસાફેરે ઓમરને જોતાંનેવાર તરત પોતાની ટોપી ઉતારીને તેને સલામ કીધી. સલામ કરવાની ઢબઉપર ઓમરને લાગ્યું, કે તે કોઇ લશ્કરી આદમી હોવો જોઇએ. પછી તે મુસાફેર જરમન ઝબાનમાં બોલ્યો, "હું જે ભાષામાં તમો નામદારસાથે વાત કરૂંછું, તે આપ સમજી શકોછો, કે નહીં તે મને માલુમ નથી."

ઓમરે તરત કાંઈ ઉત્તર દીધો નહીં; તેનો આવાઝ તેના કાનને જાણે જાણીતો હોય, એમ લાગ્યો; પણ બેત્રણ ડગલાં આગળ વધીને તેણે તેની મુલાકાતે આવનારનું મ્હોં પોતાની ગરૂડનાજેવી ચંચળ આંખોએ બારીકીથી તપાસ્યું. જોકે આપણે આગળ કહ્યું, તેમ આ વેળા ઓરડામાં અંધારૂં હતું, છતાં ઓમરે તેને તરત પિછાણ્યો, અને તેને જોઇને આપણા નાયકનાં દેલમાં ન વર્ણવી શકાય, એટલી ખુશહાલી પૈદા થઈ, અને તે દાબવામાંટે અને પાછી હેમત લાવવામાંટે થોડીક પળોસુધી તે બારીતરફ ફરી ગયો.

તે મુસાફેર લગાર ઠંડાંપણાંથી અને મગરૂરીથી બોલ્યો. "હું કોઈ બીઆબરૂભરેલા વિચારથી આવ્યોછું, એમ તમો નામદાર ધારશો નહીં, એવી હું આશા રાખુંછું, તો જોકે મારા લ્હાં આવવાનું કારણ ચોકસ સબબોનેલીધે થયુંછે."

"મારા અસીલ અને કદી ન ભુલાયલા દોસ્ત! હું તમારેમાંટે કદી પણ એવું વિચારૂં નહીં," એમ બોલી, ઓમર પોતાની મુલાકાતે આવનારનો હાથ ઝાલવા એકદમ તેનીઆગળ ધસી ગયો. તેનો હાથ પોતાના બંધે હાથોમાં પકડીને તેણે અતિશય માયાથી દાબ્યો. "ક્રૉઝકિ, મારા ખરા દોસ્ત, ક્રૉઝકિ! તમોએ જે અહસાન મારીઉપર કર્યું-છે, તે હું મારી ઝેંદગીના છેડાસુધી ભુલું એમ નથી! શું સારાં નસીબનેસબબે તમો અત્રે પધાર્યાછો?"

તેઉપરથી અમીરી ખવાસના ક્રોટે જવાબ દીધો, "યા ખુદા! શું આ ખરેખરો બનાવછે? તમો, ટીયોડોર! અને તે પણ વળી એક મશ્હુર જનરલ, અને ઉંચી પદવીના એક પાશા! આ દુન્યાઝાહેર થયેલી કીર્ત્તિ મેળવનાર બહાદુર મર્દ તે તમો!" એમ બોલી ક્રૉઝકિએ ઓમરને ચાંપીને કોટી કીધી.

લગાર દેલગીર સાદે ઓમર બોલ્યો, "શું તમો હવે ઓળખવાછતાં મને માન આપોછો? શું તમો હજી મને એક દોસ્તતરીકે ચાહોછો?"

**કરનલ ક્રૉઝકિ**—"હું તમારી વખાણ કરૂં, કે તમોબાબે અજાયબ થાઉં, તો તેમાં નવાઇ શીછે? તમોએ ઘણાજ થોડા વખ્તમાં કેટલી બધી નામદારી મેળવીછે? મારા જવાન દોસ્ત, હું સત દેલથી કહુંછું, કે જેટલો હું મારા પોતાના છોકરામાંટે ખુશી ને મગરૂર થાઉં, તેટલોજ હું તમારેમાંટે થાઉંછું, કેમકે તમોએ આખી દુનિયાંમાં એવું તો સરસ નામ કાહાડયુંછે, કે તેવું ઘણાજ થોડા જણા કાહાડી શકે!"

**ઓમર**—"તમારા આવા ઉમદા સુખનોમાંટે તમારો હઝારગણો અહસાન માનુંછું, પણ મને જલ્દીથી તમારેવીષે જણાવીને મારી આતુરતા શાંત કરો! શું કાંઇ નાખુશ બનાવ બન્યોછે, કે જેથી તમોને બે રાજ્યોવચ્ચેની સરહદ ઓળંગી અત્રે આવવું પડયુંછે?"

**કરનલ ક્રૉઝકિ**—"મારે પોતાનેવિષે તો કશો નાખુશ બનાવ બન્યો નથી. મેં તો ફકત તમારેજખાતેર આ ઉતાવળી મુસાફેરી કીધીછે. બનતી ચોકસાઈથી હું છુપાછુપ અત્રે આવ્યોછું, અને મને જે જણાવવુંછે, તે કહી હું અત્રેથી પાછો તરત રવાના થવા માગુંછું"

આ સાંભળી, ઓમર અજાયબીમાં પડયો, અને પછી પુછયું, "ત્યારે શું આ બાબત મને પોતાનેલગતીછે?"

**કરનલ ક્રૌઝકિ**—"હા, અને તમોને કેવીરીતે લાગતીવળગતીછે, તે હવે તમો જાણશો. તમોને કદાચ ખબર તો હશેજ, કે ક્રોશિયાના મરનાર બાનનો એક બેટોછે——"

**ઓમર**—"હા, ડૅનિયલ લૅમબર્ગ નામનો તેનો એક છોકરોછે ખરો, પણ જ્યાં-સુધી મને યાદછે, ત્યાંસુધી મેં તેને કદી જોયોવરીક નથી. હું કાર્લસ્ટાડટખાતે તમારી રીજમીટમાં હતો, ત્યારે તે ત્યાં નહીં હતો."

**કરનલ ક્રૌઝકિ**—"નહીં. પણ હમણાં છેલ્લાં બે વર્ષો થયાં ડૅનિયલ લૅમબર્ગ કાર્લ-સ્ટાડટખાતે એક મોટો મુલ્કી હોદ્દો ધરાવેછે. તેના બાપના સર્વે બદ ખવાસો તેનાંમાં ઉતરેલાછે, તો જોકે મરનારનાજેવી બહાદુરી તેનાંમાં નથી. ખરૂં પુછો, તો તેના બાપ-કરતાં પણ વધારે વેરી તેનો ખવાસછે——"

પોતાની હંમેશની કુદર્તી શાંત હેમતથી **ઓમર** બોલ્યો, "અને કદાચ તેટલામાટે તેણે પોતાનું હડડતું વેર મારીઉપર લેવાના સૌગંદ ખાધા હશે. જો તેમજ હશે, તો તે મારીઉપર પોતાનો દુષ્ટ કીનો લેવાને ગમેએવા તરકટી અને હલકા ઉપાયો લેવાને ચુકશે નહીં, એમજ કેની?"

**કરનલ ક્રૌઝકિ**—"હા, ખરેખર તેમજછે. પણ હું ખુદાનો ઉપકાર માનુંછું, કે આવું ઝબુન કામ કરનાર મારો એક સ્વદેશી ક્રોટ નહીં, પણ એક નીચ ઑસ્ટ્રિયનછે, કે જે શયેતાનીયતીભરેલા અને ખુનીનેલાયકના વિચારો તમારીસાંમે ધરાવેછે!"

**ઓમર**—"મારા વાહાલા દોસ્ત, હવે તમારા અત્રે આવવાની ઉમદા નેમ હું સમજી ગયોછું. આ મુસાફેરી તમોએ એટલાજમાટે માથે ઉઠાવીછે, કે તેમ કરીને તમોએ એક ખુનીના બદ ઠરાવથી મને ચેતાવેલો રાખો?"

**કરનલ ક્રૌઝકિ**—"હા—એવાજ એરાદાથી હું અત્રે આવ્યોછું. હું તો **ઓમર પાશા**-નેજ ચેતાવવાના ઠરાવથી આવ્યો હતો, પણ હવે મને બમણી ખુશહાલી ઉપજેછે, કે તેનેબદલે તો હું **ઓમર પાશા**માં મારા એક આગળા જાની દોસ્તને જોઉંછું, કે જે દોસ્તને હું હંમેશાં યાદ કરતો રહ્યોછું, અને જેનાં ભલાંનેમાટે હું હંમેશાં આતુર રહ્યોછું! હવે મને થોડોક ખોલાસો કરવા દેઓ. જ્યારે કશાડુસની લડાઇની, અને તેમાં બાનના માર્યા જવાની ખબર કાર્લસ્ટાડટખાતે આવી પહોંચી, ત્યારે તે સાંભળીને ડૅનિયલ લૅમબર્ગ ઘણોજ ઉદાસ થઈ ગયો; ઘણાંક અઠવાડિયાંઓસુધી તો તે પોતાના દોસ્તો અને ઓળખાણપાળ-ખાણવાળાઓથી દુરનોદુર રહ્યો; તે એકાંત વખ્તે અને એકાંત જગ્યાઓએ એકલો ભટકયા કર્યો; અને તેનો અવતાર એક દીવાના માણસજેવો થઈ ગયો."

**ઓમર**—"પણ શું ત્યારે તેને કોઇએ એમ ન જણાવ્યું, કે તેનો બાપ તો વાજેબી અને ઇમાનદાર લડતમાં માર્યો ગયો હતો?"

**કરનલ ક્રૌઝકિ**—"હા, તેમ તેને ખબર કર્યામાં આવી હતી. વળી તેને એમ પણ કેહેવામાં આવ્યું હતું, કે ખુદ ટર્કિશ સરદારને હાથેજ બાન માર્યો ગયો હતો, પણ ડૅનિ-યલ લૅમબર્ગજેવા ખરાબ ખવાસના માણસને તેથી કાંઇ દેલાસો મળ્યો નહીં. તેના દેલમાં તમામ જનુની અને પાપી જુસ્સાઓ ઉસ્કેરાઇ આવ્યા; અને તેના સર્વે હલકામાંહલકા

હવસોને તો તેથી વધારે ઉત્તેજન મળ્યું. ટુંકમાં કહુંછું, કે તે એક ઘાતકી કીનો લેવાના વિચારમાંને વિચારમાં ફર્યા કીધો, પણ તે તેના પાપી વિચારો ફક્ત ગઈ કાલેજ મારી જાણમાં આવ્યાછે. કાર્લસ્ટાડટ શેહેરની બહાર એક એકાંત જગ્યાએ અમો બંધે જણા ન ધારેલા મળી ગયાં, અને મેં તેનીસાથે વાત કરવાની પેહેલ કાહાડી. તેનાં દેલમાં શુંશું વિચારો હતા, તેની મને પ્રથમ તો કાંઇ ખબર પણ નહતી. તેના બાપના મરણનેલીધે તે અતિ દુઃખમાં ગરકાવ હશે, અને તેથી તે આ રીતે એકાંતમાં ફર્યા કરતો હશે, એવા વિચારથી હું તો તેની દયા ખાવા લાગ્યો, અને તેનું દુઃખ ઓછું થાય, એવા નેક વિચારથી તેને દેલાસો દેવા લાગ્યો. પણ તેણે તો મને એકદમ બોલતો અટકાવ્યો. જોકે તે ફક્ત થોડાજ સુખનો બોલ્યો, પણ ફક્ત એક 'મિનીટ'થી પણ ઓછા વખતમાં મેં તરત જોઈ લીધું, કે તેની ધારણા ઘણીજ પાપી હતી. હવે, મારા દોસ્ત, હું તમોને ટુંકમાંજ કહુંછું, કે તેણે સૌગંદઉપર તેનો શું વિચાર હતો, તે મને જણાવ્યો, અને તે એજ હતો, કે તેના બાપની હાર અને મોત, એ બંધેનું વેર લેવામાટેજ હવે તેણે પોતાની બાકીની ઝેંદગી ગુજારવાનો મક્કમ ઠરાવ કર્યોછે. તેનું ખુની ખંજર તમારૂં લોહી પીશે, ત્યારેજ તેનો કીનો વળશે, એમ તે બોલ્યો. એક લડવૈયો, કે જેણે પોતાનાં પરાક્રમોથી મોટું નામ કાહાડયુંછે, તે એવીરીતે એક ઘાતકી, પાપી ખુનીને હાથે માર્યો જાય, એ વિચાર મને પસંદ આવ્યો નહીં, અને તેટલામાટે મેં ઠરાવ કર્યો, કે વેષધારણ કરી, અને નામ જણાવ્યાવિના **ઓમર પાશા**ને તેને માથે ભટકતાં કાળબાબે વાકેફ કરવો. અને, ઓહો ! હું હવે કેટલો ખુશ થાઉંછું, કે જે સારો ઠરાવ મેં કર્યો હતો, તેનો કેવો સરસ બદલો મને મળ્યોછે ! કેમકે **ઓમર પાશા**માં તો હું મારા આગળા ગુમ થઇ ગયેલા હીયોડોરને જોઉંછું, અને મેં તેની સેવા બજાવીછે !"

**ઓમર**—"મારા વાહાલા ક્રૉઝકિ, જો હું **ઓમર પાશા** પણ હતે, તોબી મારીતરફની તમારી ભલી લાગણી ખરેખર ઘણીજ ઉદાર કેહેવાતે, પણ હવે તો આગળી મિત્રાચારીનો ગાંઠ ઘણો વધારે મઝબુત થયોછે, કે જે સેહેલાઇથી હવે તુટે એમ નથી ! એક દેખાઇતા અને હડડતા દુશ્મનસામે એક માણસ પોતાનો બંચાવ પોતાની તલવારથી કરવાને શક્તવાન થાય, પણ મધરાતે ખુન કરનાર એક હિચકારો, કે જે એક ફુસડાતા નાગનીપેઠે તેની પુઠે લાગી, તેને ખાબમાં તેનાં હૈયાંમાં પોતાના કાતેલ ડંખથી ડંખે, તેનીસામે તે કેવીરીતે પોતાનો બંચાવ કરી શકે ?" પછી ઘણીજ લાગણીથી **ઓમર** વધુ બોલ્યો, "મારા અઝીઝ દોસ્ત, મને લાગેછે, કે તમોએ આસુધાં બે વાર મારી ઝેંદગી બંચાવીછે !"

ત્યારપછી ક્રૉઝકિએ **ઓમર**ને ડેનિયલ લૅમબર્ગનાં શરીર, ચેહેરા, વગેરેનું એક સંપૂર્ણ વર્ણન કહી સંભળાવ્યું, અને તે જ્યારે પુરૂં કરી રહ્યો, કે જરા થોભીને તે બોલ્યો, "પ્લાસ્કિખાતે તમારાં જે બેસીઓ રેહેતાં હતાં, તેઓની કાંઇ ખબર તમોને મળીછે ?"

**ઓમર**—(એક સર્દ હાય મારીને) "અફસોસ, કંઇજ નહીં ! ત્રણ વર્ષોઅગાઉ ક્રોશિયા છોડયાપછી હું કૉન્સટૅન્ટિનોપ્લખાતે ગયો, જ્યાં મારાં સારાં નસીબે હું **સીરાસકિયર ખોસરો પાશા**ની મેહરબાની મેળવવા પામ્યો. જેવો હું મારા ધંધામાં હરીફામ થયો,

કે મેં એક વિસ્વાસુ કાસેદને પ્લાસ્કિખાતે મારાં વાહાલાં ખેસીઓની ખબર કાહાડવા મોકલ્યો, એવી મતલબથી કે તેઓને દેશનિકાળ કીધાપછી તેઓ કયાં જઇને રહ્યાંછે, તેની કાંઇ બાતમી મળે, પણ તે ફક્ત એટલીજ ખબર લાવ્યો, કે મારો બુઝુર્ગ કાકો, મારો વાહાલો ભાઈ અને તેની બાયડી, અને તેઓનો ન્હાનો બેટો, એ સર્વેને તેઓનાં સુખી ઘરમાંથી હાંકી કાહાડી, થોડાક સેપાહોના પહરાહેઠલ કેથે મોકલાવી દીધામાં આવ્યાંછે, પણ તે કયાં, તે મારો જાસુસ શોધી કાહાડી શકયો નહીં. ઑસ્ત્રિયન બાને એવીરીતે પોતાનું વેર લીધું હતું! અને જોકે તે મરી ગયોછે, અને તેટલામાટે મારે તેનેવિષે બદ સુખનો તો ઓચરવા નહીં જોઇએ, છતાં એટલુંતો કહ્યાવગર મને ચાલતું નથી, કે તે પેલી જહાનમાં પોતાના પૈદા કરનારઆગળ આ જહાનમાં તેણે ચલાવેલી પોતાની તમામ પાપી ચાલનો જવાબ આપવા ગયોછે!"

ઓમર પાશા અને કરનલ ક્રૉઝકિવચ્ચે પછી થોડીક વધારે વાર વાતો ચાલી, પણ તે અત્રે જણાવવાજોગ કાંઇ નહતી. ત્યારબાદ બંયેએ સાથે ખાણું ખાધું, અને તે ઉદાર દેલનો ક્રોટ પોતાના જવાન દોસ્તને પ્યારભરેલી રીતે છેલ્લી સલામ કરી, છુટો પડયો.

બીજો દિવસ ઉગ્યો; બપોરના એક વાગ્તાનો સુમાર હતો; ઓમરે ત્યાંથી ઉપડી જવાઅગાઉ પોતાનાં લશ્કરને કામ પડે, તો મદદ કરવામાટે જે બે વધુ રીજમીટો આવી હતી, તેની કવાયદ કરાવી જોઈ, તે પોતાની ધર્મશાળામાં તરતનોજ આવેલો હતો. ધર્મશાળાના દરવાઝાઆગળ પોતાના ઘોડાઉપરથી ઉતરતાંજ તેને ખબર કર્યામાં આવી, કે એક જવાન શખ્સ તેની મુલાકાત કરવાને ચાહાતો હતો. તે ખબર સાંભળતાંજ આપણા જવાનનાં મનમાં કાંઇક વિચાર આવી ગયો. તોયે મન શાંત રાખી, તે ઉપર પોતાના ઓરડામાં ચાલ્યો ગયો, અને તે જવાન શખ્સને પોતાનીહઝુરમાં લાવવાનો હુકમ ફરમાવ્યો; પોતાના ઓરડાની એક જાળીવાળી બારીઆગળ જાણે તે કશું જાણતો નહોય, તેવીરીતે નભરવસ થઇને બેઠો; પોતાના ચેહેરાઉપરથી પોતાના કરચળિયાં ઝુલ્ફાં ઉંચાં કર્યાં. એકાદબે "મિનીટો"માં તે શખ્સ, કે જે તેને મળવા માંગતો હતો, તેને તેનીહઝુરમાં તેના ઓરડામાં દાખેલ કર્યામાં આવ્યો. તેનેવીષે ઓમરના મનમાં જે શક હતો, તે હવે પાકો થયો, કારણકે તેનો દેખાવ કરનલ ક્રૉઝકિએ જે વર્ણન કર્યું હતું, તેને હુબહુ મળતો આવતો હતો.

ડૅનિયલ લૅમબર્ગ લગભગ આપણા જવાન નાયકનીજ ઉમરનો હતો, યાને તેની ઉમર ત્રેવીસ વર્ષો અને થોડાક મહિના વધુની હતી; તે કદે ઠીંગણો પણ બાવળની ગાંઠજેવો મઝબુત હતો; તેનો દેખાવ બળિયલ અને ચીડાઉ હતો, તો જોકે હમણાં તે ભોળોભટાક અને સાફ દેલનો હોય, એવો ખોટો દેખાવ ધારણ કરતો હતો; સામટીરીતે જોતાં તે કાંઈ બદસુરત તો કેહેવાયજ નહીં, તોયે તેને જોતાંજ કોઇ પણ તેને ધિક્કારે એવો તેનો દેખાવ હતો. તે ખામખા ઘણાંજ ચિથરેહાલ અને કંગાળ કપડાં પેહેરીને આવ્યો હતો, પણ તેમાં તેની ખાસ મતલબ સમાયલી હતી. તેનાં શરીરઉપર કાંઇ પણ હથિયાર સજેલું જણાતું નહતું.

ઓમરની હાઝેરીમાં આવતાંને વાર તેણે ઘણાં વાંકા વળીને કુરનેશ બજાવી, અને જાણે ભોળાં દેલથી બોલતો હોય, તેમ વગર વખ્ત ખોવે બોલવા માંડયું, "તમો નામદાર તમારીસાંમે ઑસ્ત્રિયન ઝુલ્માતથી ઘણા હાડમાર થયેલા એક ઑસ્ત્રિયનને જુઓછો. મેં

મારૂં બાપિકું વતન તજી દીધુંછે, અને **ઓમર પાશા**વિષે ઘણી સારી વાતો સાંભળવાથી તમારી મદદમાંટે આવ્યોછું, અને તમો નામદારના પગઆગળ પડી અર્જ કરૂંછું, કે મને કાંઇ નોકરી બખ્શવાની મેહરબાની કરવી, પછી તે ગમેએવી હલકાંમાંહલકી હશે, તોયે તમારો ગુલામ તે કબુલ રાખશે."

**ઓમર**—(ઘણાંજ ઠંડા સ્વભાવે) "અને તમોને કેવીરીતે ગેરઇન્સાફ કર્યામાં આવ્યોછે?"

ખોટાં બહાનાતળે ડૅનિયલ લૅમ્બર્ગે તોપ મારવા માંડી; જુઠીસાચી ગેરઇન્સાફીઓ ઉભી કીધી, કે જે અત્રે દરસાવવાની કશી અગત્ય નથી. એટલુંજ ફકત જણાવીશું, કે તે તેણે ઘણી કાવાબાઝરીતે ગોઠવી કહાડી હતી, અને તે કહી સંભળાવતાં સાચાઇનો એવોતો સરસ દેખાવ ભજી બતાવ્યો, કે જો **ઓમર**ને આગમચથી ચેતાવ્યામાં આવ્યો નહતે, તો તે પણ તે સર્વે વાત સાચી માનતે. છતાં તે જાણે કશું જાણતોજ નહોય, તેમ નીચી મુંડીએ બેસીને તેણે સઘળું સાંભળ્યા કર્યું. નીચું જોવાની તેની મતલબ એ હતી, કે તેના ચેહેરાઉપરથી તે સઘળું તરકટ જાણેછે, એવી કશી નેશાની ડૅનિયલને માલુમ પડે નહીં. પણ જ્યારે તેનો મન્સુબાદાર ખુની પોતાની સઘળી તરકટભરેલી વાતનો છેડો લાવ્યો, ત્યારે **ઓમર** ધીમેથી પોતાનું મ્હોડું ઉંચું કરી, તેની કાળી ભમ્મર આંખોથી ટીકીટીકીને ડૅનિયલ લૅમબર્ગતરફ જોવા લાગ્યો.

આપ્રમાણે પોતાને ધારીધારીને જોતો જોઇ, તે પાપી લગાર ગભરાટમાં પડ્યો, કે તરતજ **ઓમરે** સવાલ કર્યો, "અને તમારૂં નામ શું?"

**લૅમબર્ગ**—"મેહરબાન નામદાર. મારૂં નામ **આરનૉલ્ડ હૅનહાર્ટ**છે."

તે ઠગારા કંગાળતરફ હજીપણ વધારે ટાંકીને તે જોવા લાગ્યો, અને તેથી તે વધારેને-વધારે ગભરાવા લાગ્યો, પછી **ઓમરે** પાછો સવાલ કર્યો. "એજ તમારૂં ખરૂં નામછે, એમ તમો ચોકસછો?"

લગાર ધ્રુજતે સાદે તેણે જવાબ દીધો, "હા—તેજ મારૂં નામછે. પણ તમો નામ-દાર એ સવાલ મને શાસારૂં——"

**ઓમર** પોતાની બેઠકઉપરથી ઉઠ્યો, પોતાના બંધે હાથોથી પોતાની છાતીઉપર અદબ વાળી, અને જે માણસે તેનો જાન લેવાના કસમ ખાધા હતા. તેનીઆગળ આવ્યો, અને વચ્ચે બોલી ઉઠ્યો, "નહીં! તમોએ નહીં, પણ મને તમોને સવાલ કરવા જોઇએ! ડૅનિયલ લૅમબર્ગનેબદલે આરનૉલ્ડ હૅનહાર્ટ નામ તમે કયે દહાડેથી બદલ્યુંછે?"

આ સાંભળી વિજળીનો એક સખ્તમાંસખ્ત આંચકો લાગે, તેવીરીતે તે **ઑસ્ત્રિયન** ચોંક્યો, અને હમણાં તે **ઓમર**ના પગોઆગળ તુટી પડશે, એવું લાગ્યું, પણ તરતજ બીજી પળે, પોતે એક ઘણીજ કઢંગી હાલતમાં આવી પડ્યોછે, એમ તેને લાગતાંનેવાર પોતાના કંગાળ પુશાકમાં છુપાવેલું એક ખંજર તેણે ખેંચી કાહાડ્યું, અને એક ભયંકાર પોકાર મારી એક જંગલી હયેવાનનીપેઠે તે **ઓમર**નીઉપર કુદ્યો. પણ તે એવીરીતે કરશેજ, એમ **ઓમર** આગમચથી સારીપેઠે જાણતો હોવાથી તૈયારજ હતો, તેણે એક હાથે તે ખુનીના

હાથની કાંડી પકડી, અને બીજે હાથે તેના હાથમાંથી ખંજર ઝુંટાવી લીધું. થોડીવાર તો ડૅનિયલ લૅમબર્ગ ગભરાઇને દિઙ્મુઢ થઇને ઉભોજ રહ્યો, પણ પછી પોતાનાં ઘુંટણોઉપર પડી, જેની ઝેંદગી તેણે અતી ઘાટકીરીતે લેવાની કોશેશ કરી હતી, તેનીજપાસે પોતાની હિચકારી ઝેંદગી બચાવવાને કાલાવાલા કર્યા.

પોતાના હાથમાં આવેલું ખંજર ઓમરે પોતાનીપછવાડે ઓરડાનાં છેક દુરના એક ખુણામાં ફેંકી દીધું, અને બોલ્યો, "ઠીક, તારી ઝેંદગી લે! હું તુંને જીવતો રાખુંછું, અને તે એવીજ મતલબથી, કે મારી ચાલથી હજી પણ તારી છાતીમાં કાંઇ સારી લાગણી પૈદા થાય, જો લાગણીજેવું તારાં દેલમાં કાંઈ પણ હોય તો? કંગાળ માણસ, શું તુંને ખબર નથી, કે તુંને હમણાનેહમણાં ફાંસી દેવાની સત્તા હું ધરાઉંછું? કારણકે આ જગ્યાએ હું દરેક રીતની હકુમત ધરાઉંછું, અને મારો એક હરફજ તેમ કરવાને બસછે. પણ હું તુંને ફરીથી કહુંછું, કે હું તારી ઝેંદગી બચાઉંછું! નિકળ અહાંથી, અને ફરીથી તું મારીનઝદીક આવવા નહીં પામે તેની ઘણીજ સંભાળ રાખજે!"

બરાબર સંભળાય પણ નહીં, તેવા ધીમા સાદે કંગાળ લૅમબર્ગ કાંઇ બોલ્યો, અને પછી લજવાઇને નીચી મુંડીએ ઓરડાની બહાર જવા કરતો હતો, તેટલાં કોઇનાં પણ દેલમાં દહેશત ઉપજાવેએવા મઝબુત સાદે ઓમરે પોકાર માર્યો, "સબુર!"

આ સાંભળી દયા ઉપજાવેએવા સાદે લૅમબર્ગે કહ્યું, "અફસોસ! અફસોસ! મહાન **પાશા**, તમોએ મારીતરફ દેખાડેલી રહમદેલીમાંટે શું પસ્તાઓછો? જો તેમજ——"

**ઓમર**—"નહીં, હું પસ્તાતો નથી. એક વખ્ત આપેલો કૉલ પાછો ખેંચી લઉંએવો આદમી હું નથી. તારી કંગાળ ઝેંદગી તું લઇને જા, પણ તું મારીઆગળથી જાય, તેઆગમચ મને જે બે સુખનો તુંને કેહેવાછે, તે સાંભળતો જા. તેં ઑસ્ત્રિયન ઝુલ્માતની જે વાતો મારીઆગળ કહી, તે તો જોકે તદ્દન જુઠીછે, તોયે હું જે એક **ઑસ્ત્રિયન** ઝુલ્માતનો દાખલો આપવા માગુંછું, તે તો ખરો બનેલોછે! અને તે ઝુલ્માતનો હું પોતેજ એક ભોગ થઇ પડયોછું. જે ઝુલ્મગારે મારીઉપર અઝાબ ગુજાર્યોછે, જેણે મને અતિ દુઃખી કર્યોછે, જેણે મારાં વાહાલાં ખેસીઓને ઘરબારવિનાના કરી નાખ્યાંછે, તે કોણ હતો? તે ખુદ તારો બાપ!"

આ સાંભળતાંજ લૅમબર્ગના મગઝમાં વિચાર આવી ગયો, અને તે બોલી ઉઠયો, "આહા! ત્યારે તમો નામદાર——"

**ઓમર**—(તેને બોલતો અટકાવીને) "હું કોણ હતો, તેની ફેકર નહીં! એટલુંજ બસ થશે, કે તારો બાપ મને અને મારાં વાહાલાંઓને સર્વેથી વધુમાંવધુ દુઃખી કરનાર હતો, અને ખુદાનો એવોજ હુકમ હશે, કે તે મારેજ હાથે માર્યો જવો જોઇએ. પણ તે વાજેબી મારામારીમાંજ માર્યો ગયોછે. મારૂં વેર લેવાનેમાંટે આખી દુનિયાનેખાતેર પણ હું તેને એક ખુનીનાં ખંજરે મારતે નહીં! હવે, ડૅનિયલ લૅમબર્ગ, એક ખુનીનીપેઠે મારી ઉપર ગલબો કરવાનો તુંને શો સબબ મળ્યોછે? મેં તારૂં એવું તે શું બગાડયુંછે, કે જેથી તું મારો કટ્ટો દુસ્મન થઇ લાગ્યોછે? તારા બાપે તો મને દુઃખ દીધું—અને કદાચ તેમ કરવામાંટે તો તેને કાંઇ

પણ કારણ મળ્યું હશે. પણ મારાં નિર્દોષ કુટુંબીઓને વગરદયાએ દુઃખ દેવાનો તેને શો સબબ હતો? તારા બાપને, અને મને દુઃખ દેનારને મારેજ હાથે વાજેબી સઝા થાય, એવો જે ખુદાનો હુકમ હશે, પણ હવે તે મારો કીનો હું તેનાં મોતપછી તેનીસાથેજ કબ્રમાં ઢાંકી દઉંછું, હું તેનું વેર કોઇરીતે તારીઉપર લેવાનો એરાદો રાખતો નથી. તેથીઉલટું, જોકે તું માણસ અને ખુદા બન્નેની આંખોમાં તકસીરવાર ઠરી ચુકયોછે, છતાં હું તુંને તારૂં જીવતદાન બક્ષુંછું, અને આશા રાખુંછું, કે જે નર્માશથી હું તારીસાથે વર્ત્યોછું, તે તું હમેશાં યાદ રાખશે! હવે, જા."

કદાચ કાંઇ ઉપકારના શબ્દો તે બોલે, તે અટકાવવાના એરાદાથી ઓમરે પોતાના હાથવડે તેને એકદમ ત્યાંથી જતા રેહેવાની એશારત કીધી, કારણકે તે સારીરવેસે જાણતો હતો, કે તે જે કાંઇ પણ ઉપકારના સુખનો આચરતે, તે ખરાં દલના તો નહીંજ હોય. આપછી ડેનિયલ લૅમબર્ગ હલકો પડીને, ફઝીહત થઇને, નાઉમેદ બનીને, લજવાતોલજવાતો તે ઓરડામાંથી પોબારા ભાપી ગયો.



## પ્રકરણ ૯ મું.

### પાપી ચેહેરો.

આપણે જે વાત આગળાં પ્રકરણમાં વાંચી ગયા, અને હમણાં તે પાછી ચાલુ કર્યે છૈયે, તે બેનીવચ્ચે ચાર વર્ષો આસાનીથી વહી ગયાંછે. આ વખ્તે કૉન્સટૅન્ટિનોપ્લમાં ભયંકાર બનાવ બન્યો હતો, કે જેવો ધાસ્તીભરેલો મામલો ટર્કીની તવારીખમાં આગળ ક્વચિતજ બન્યો હશે. આ બાબત તે જૅનિસૅરીઓને નાબુદ કરવાવિષેની હતી.

આપણે આગળ જણાવી ગયા છૈયે, તેમ આ વેળા જૅનિસૅરીઓનો મોટો દોર કૉન્સટૅન્ટિનોપ્લખાતે ચાલતો હતો. પોતાના દેશમાં ગુનાહ કરી નાસી આવેલા ખ્રિસ્તીઓનું એક મઝબુત લશ્કર ટર્કીના ઘણા આગળા સુલતાનોએ પોતાનાં રાજ્યમાં ઉભું કીધું હતું; તેઓ આ વાર્તાને વખ્તે એટલાતો પગભર થઇ ગયેલા હતા, કે તેઓના હાથમાં સુલતાનો તો લગભગ પૂતળાંજેવા થઈ પડયા હતા; તેઓ વારંવાર સુલતાનોની સત્તાનીવટીક સાંમા થતા હતા; તે એટલી હદસુધી, કે જો કોઇ સુલતાન તેઓની સત્તાની જરા પણ સાંમે થતો, અથવા જે આપખુદી તેઓ રાજ્યમાં ચલાવતા, તેને દાબી દેવાની તજવીઝ કરતો તો તે તેઓના અણગમામાં આવી પડતો, અને તે કારણે તેઓ તેને બેધડક ગાદીઉપરથી ઉઠાડી મુકી, તેનેબદલે પોતાની મર્ઝીના સુલતાનના કોઈ ખેશીને ઝનાનામાંથી ખેંચી લાવી ગાદી-નશીન કરતા; આ રીતે ગાદીઉપર આવનાર કુદર્તીરીતે તેઓથી બ્હીને ચાલતો, અને તેઓને માલમિલકત અને ખઝાનાથી ભરપુર કરતો.

આ વખ્તે સુલતાન **માહમુદ** પોતાના માનીતા અને વીશ્વાસુ બુઢા **સીરાસકિયર** ખોસરો **પાશાની** મદદ અને સારી સલાહથી રાજ્યદુઆરી બાબતમાં, શેહેર સુધરાઇખાતાંમાં, અને સંસારી બાબતોમાં ઘણા સારા સુધારાઓથી રાજ્યમાં ઉઠલપાઠલ કરતો હતો. આ કામ ખરીરીતે જોતાં ઘણું નેક અને ઉમદા હતું. પોતાના વંશપરંપરા ચાલતા આવેલા રવાજોમાં આ સુધારાઓથી નારાઝ થઇ રૈયતે કાંઇ બંડ ઉઠાવ્યું નહતું, તેઓ તો તેથીઉલટા ખુશી થતા હતા.

પણ આ સુધારાઓ જ્યારે જૅનિસૅરીઓના કેટલાક હકોનાબાબમાં ક્યોમાં આવ્યા, ત્યારે તેઓએ દેશમાં બળવો ઉઠાવ્યો. આ વેળા તેઓની સંખ્યા ખાસી ૩૦,૦૦૦ સેપા-હોની હતી. જોકે દેખાઇતીજરીતે આ બળવો ઝબરો હતો, તોયે **સીરાસકિયર** ખોસરો **પાશાએ** આગમચથી મોત ચેતીને કૉન્સટૅન્ટિનોપ્લખાતે ૫૦,૦૦૦ સેપાહોનું એક મઝબુત લશ્કર લાવી તૈયાર રાખેલું હોવાથી સુલતાન તેઓની સરકશી દાબી દેવાને તદન શક્તિવાન હતો. આ લશ્કર સુલતાનના સુધારાઓનીતરફેણમાં હતું, અને વળી તે સુલતાનનો ખુદ બંચાવ કરવાને પણ પુરતું લાયક હતું. આ આખાં લશ્કરનો એક ભાગ, કે જેમાં પાંચ રીજમીંટો હતી, અને જેમાં બધા મળી ૧૮,૦૦૦ સેપાહો હતા, તે **ઓમર પાશાની** સરદારીતળે હતા, કારણકે વઝીરને આ જવાન સરદારની બહાદુરી અને સારી સમજમાટે ઘણો ઉંચો વિચાર હતો.

ઓખરે જૅનિસૅરીઓએ બળવો જગાડ્યો, અને તેથી સુલતાનના નમકહલાલ સિપાહીઓએ આ મસ્તાન સિપાહીઓની "બરાકો" ઉપર હમલો કર્યો; એક ખુનખાર ઝપાઝપી થઇ; ઓમરે પોતાની બહાદુર રીજમીંટોને બહાર પાડી; અને "બરાકો"માંની એકઉપર છાપો માર્યો, અને જૅનિસૅરીઓના જનરલ, યાને આગાના મથકનો કબ્જો લીધો. કૉન્સટૅન્ટિનોપ્લના મહલ્લાઓમાં ઘણા કલાકોસુધી ભયંકર કત્લ અને ચક્ક કરી નાખેતેવી ખુનરેઝીઓના દેખાવો નઝરે પડવા લાગ્યા! શાણા સુલતાનનીસામે બળવો જગાડવાના પોતાના ગુનાહની તકસીરમાટે ૨૦,૦૦૦ જૅનિસૅરીઓ પોતાના જાનથી ગયા, અને એકવારની આ ત્રાસદાયક ફોજના બાકી રેહેલાઓ નાસી ગયા, કે બંદીવાન થઇ પડયા. તોયે મોટાં દેલના સુલતાને તેઓને માફી બક્ષી, પોતાના જાથુકનાં લશ્કરમાં જોડી નાખ્યા, અને આરીતે ઑટોમન રાજ્યમાંથી જૅનિસૅરીઓનાં ટોળાંનો અંત આવી ગયો. આ હુલ્લડખોરોનીસામે થવામાં અને માહમુદની તરફથી નમકહલાલીથી લડવામાં જેજે સરદારોએ ભાગ બજાવ્યો હતો, તેઓને ઘણાં ઉદાર દેલથી નવાઝવામાં આવ્યા, અને તેઓમાં આપણો જવાન ઓમર પાશા પણ એક હતો. તેને એક ઘણો મોટો ઓહોદ્દોમુસારો સુલતાનતરફથી નક્કી કરી આપ્યામાં આવ્યો, એટલુંજ નહીં, પણ *"બે ઘોડાની પુછડીના પાશા" નો નામિચો અમીરી ખેતાબ એનાયત કર્યામાં આવ્યો.

જે દિવસે કાપાકાપી થઈ, અને જે દિને ઓમરને "બે ઘોડાની પુછડી"ની ચમરીઓનું માન ખુદ સુલતાનને હાથે મળ્યું, તેજ દિવસે સાંજના આસરે છ વાગ્તે તે વઝીરને ત્યાં હાઝેર થયો. તે આવશે, એવી આશા ખોસરો પાશા રાખતોજ હતો, કારણકે તે જાણતો હતો, કે હવે સૌથી વધારે મોટાં અને વાહાલાં એનામપર પોતાનો હક મેળવવાનો દાવો કરવાને તે આવવાનોજ—અલબતાં આપણા નાયકની નઝરે તે હક, મોટા ઓહોદ્દામુસારાકરતાં, અથવા ખુદ સુલતાનને હાથે મેળવેલા સૌથી ઉંચા અમીરી ખેતાબકરતાં પણ વધારે મોટો અને પ્યારો હતો.

ઓમરને તરતજ આ પ્રતાપી વઝીરનીઆગળ હાઝેર કર્યામાં આવ્યો, કે જે વઝીરે જેમ આગળ એક પ્રખ્યાત લડવૈયાતરીકે નામ કાહાડયું હતું, તેમ હમણાં થોડાંક વર્ષો થયાં તે રાજ્યનીતિમાં કુશળ સર્વેથી મોટા આદમીતરીકે જાણીતો થયેલો હતો. જે દીવાનખાનાંમાં સાત વર્ષોઅગાઉ સુલતાનની નોકરીમાં દાખેલ થઇ પોતાની કમરે લટકાવેલી તલવારને ઝોરે પોતાની રોટી મેળવવાની અર્ઝ કરવામાટે તેને દાખેલ કર્યામાં આવ્યો હતો, તેજ ભપકાદાર દીવાનખાનાંમાં હમણાં પણ ખોસરો પાશા જ્યારે ઓમર ત્યાં આવ્યો, ત્યારે એકલો બેઠેલો હતો, પણ હમણાં તેની હાલત તે વખ્તનાંકરતાં કેવી જુદીજ હતી! કેવી સૌથી ચડતી હાલતે તેની ઉમેદો હમણાં બર આવેલી હતી! હાલમાં તેની કમરે એક ઘણી ન્હાની પદ્વીના અમલદારની સાધારણ તલવાર લટકાવેલી નહતી, પણ ઝવાહેરોથી મઢેલી એક †જનરલની પદ્વીવાળા અમલદારની તે હતી, અને તેની છાતીએ પોતાની જુદીજુદી બહાદુરીઓ અને મહાન કામોથી મેળવેલા હીરાજડીત પુષ્કળ ચાંદો અને ખેતાબો લટકાવેલા હતા!

* જુઓ નોટ ૧૮ મી. † જુઓ નોટ ૨૧ મી.

હંમેશના નિયમી વિવેકપ્રમાણે ઓમર ખોસરો પાશાનીસાંમે ઘુંટણિયે પડવા જતો હતો, પણ તેટલાં તે બુઢા વઝીરે, તરત પોતાના દીવાનઉપરથી ઉતરી આવી, તેને પોતાની છાતીસાથે દાબ્યો, અને ખુશહાલીભર્યા ઉભરાથી બોલ્યો, "ઓમર, મારીસાંમે ઘુંટણ મરડિયે પડતો ના! તું, કે જે હવે ખુદ મારા કબીલામાં દાખેલ થવાનોછે, તેને હવે એમ કરવું સઝાવાર નથી!"

ઓમર—"તમો નામદારે ઘણી મેહરબાનીસાથે મને જે કબુલાત આપી હતી, તેનીરૂએ હવે હું મારી મહોરદાર મેળવવાને આવ્યોછું."

ખોસરો પાશા—"બહાદુર અને ખુબીવંતા જવાન મર્દ, સલિમા હવે તારીજછે! અને મારી આખી લાંબી ઝેંદગીમાં જે મારા કોલો મેં પાળ્યાછે, તેમાંનો આ કોલ પાળતાં મને સૌથી વધારે ખુશી ઉપજેછે. મેં અવલથીજ જોઇ લીધું હતું, કે દરેકરીતે ફતેહમંદ થવાની દરેક ખુબીઓ તારામાંછે, પણ તુંને ફતેહ મળવામાટે જોગવાઇ અને તક મળે, તો તું આગળ જતાં ખિલી નિકળે એવોછે, અને તેટલાજઉપરથી જ્યારે સાત વર્ષોઅગાઉ તું આએજ જગ્યાએ મારીસાંમે આવી ઉભો હતો, ત્યારે મેં તુંને જે સુખનો કલ્લા હતા, તે આજે બોલેબોલ પાછા કહી સંભળાઉંછું. મેં તુંને કહ્યું હતું, કે 'ઓમર, તારેખાતેર આજે મેં મારા વતનનો ધારો અને તરીકો છોડયોછે; મેં મારી કોમના રવાઝથી ઉલટા જઇ તુંને તે બાનુનો ચેહેરો જોવા દીધોછે, કે જેણીને જો તું ચાહે, તો હવેપછી તારી મહોરદાર કરી શકશે; જા, ઓમર, દુનિયામાં આગળ પડ; તારે હાથે નામ કાહાડ; કીર્ત્તિ મેળવ; અને માન પામ; અને જ્યારે તું "બે ઘોડાની પુછડીઓ"નો ખેતાબ મેળવે, ત્યારે મારીઆગળ આવજે, અને ત્યારે સલિમા તારીજછે!' આમુજબે મેં તુંને સાત વર્ષોઆગમચ કહ્યું હતું, તે મને હજી બરાબર યાદછે. મેં જે ઉમેદો તારીઉપર રાખી હતી, તેમાં તું પુરેપુરો ફતેહ પામ્યોછે, અને હવે સલિમા તારીજ થશે!"

આ વખતે ઓમર પાછો ખોસરો પાશાના પગોઆગળ ઘુંટણિયે પડયો, અને આ વેળા વઝીર તેને તેમ કરતો અટકાવી શકયો નહીં. આપણા નાયકે પોતાના બુઝુર્ગ મુરબ્બીનો હાથ પોતાના હાથમાં પકડી તેઉપર ખુશહાલીથી *બુસો લીધો. ત્યારપછી સીરાસકિયરે પોતાના હબ્શી ગુલામને બોલાવ્યો. આ તેજ ગુલામ હતો, કે જે સાત વર્ષોઅગાઉ ઓમરને પેલા સુંદર બાગિચામાં લઇ ગયો હતો, અને તેજ નૌકરીની ફર્ઝ ખોસરો પાશાતરફથી એક ઈશારત થતાંજ તે હમણાં પણ બજાવવાને તૈયાર હતો. ઉછળતાં હૈયાંએ ઓમર તે ગુલામનીપછવાડે ચાલ્યો, કે જે તેને તેજ બેહેસ્તના બાગમાં જવાના દરવાઝાસુધી લઈ ગયો.

હા—આએજ જગ્યાએ સાત વર્ષોઅગાઉ ઓમરે એક અતિ દેલપઝીર દેખાવ જોયો હતો! ત્યાંજ સાત વર્ષોઅગાઉ તે અતિ ખુબસુરત સલિમાથી જુદો પડયો હતો! તે લાંબા વખ્તનાઅરસામાં એક પણ વખ્ત તેને આ જગ્યાએ ફરીથી દાખેલ થવા દેવામાં આવ્યો નહતો! કે પોતાના બુઝુર્ગ મુરબ્બીની બેટીસમાન ભત્રીજીને તેને મળવા દીધામાં આવ્યો નહતો! જોકે આ લાંબો વખ્ત તેને ઘણાં ઉપયોગી કામો કરવામાં કાહાડયાં હતાં, તોયે તે

* જુઓ નોટ ૨૭ મી.

ઓમરને માથેથી ઘણાં આસાનીથી પસાર થઇ ગયાં હતાં. જોકે હમણાં તેનો દેખાવ વધારે મર્દાનગીભરેલો લાગતો હતો, તોયે તેઆગળના જેવોજ, કે જેવો આપણે આપણાં વાંચનારનીસનમુખ તેને પેહેલો ધર્યો હતો, સરખો અને મરોડદાર રેહેલો હતો. પોતાના સેપાહીઉપર હુકમ ફરમાવવાની આદતનેલીધે જોકે તેનો આવાઝ લગાર મોટો અને ઘાડો થયો હતો, તોયે તે આગળનાજજેવો ઉદાર અને બહાદુર હતો.

તે બાગિચામાં દાખેલ થયો, અનેથોડીક "મિનીટો"સુધી તે ત્યાં એકલોજ ઉભો રહ્યો, પણ પછી પેલોજ આગળો ગાયનનો મીઠો હલક અને વાજીંત્રનો ખુશનોમા આવાઝ તેને કાને એકવાર પાછો પડયો. આહા! શું ખરેખર સાત વર્ષો પસાર થઇ ગયાં હતાં? શું આજ તે સુંદર ફુલફળનો બાગિચો હતો, કે જ્યાં સાત વર્ષોઅગાઉ તેજ મીઠો હલક અને સુંદર વાજીંત્ર તેણે સાંભળ્યું હતું? શું તે હમણાં સ્વપ્ન તો ન જોતો હોય? મધુર ખુસબુવાળી, ઠંડી લેહેરીવાળી જગ્યાએ તે ખાબ તો કરી ઉઠયો ન હોય? અને સ્વપ્નામાં તેણે કલાહુસની લડાઇ, તથા બીજી જગ્યાએ કીધેલાં પરાક્રમો જોયાં તો નહોય? માન અને મરતબો ફક્ત ખ્યાલી તો નહોય? અને તેને જે પ્યાર મેળવવાનો હતો, તે ફક્ત તેનાં ખાબી મગઝનો ખોટો વીચાર તો નહોય? આ સર્વેઉપર વિચાર કરતો થોડોક વખ્ત ઓમર ગુંચવાયલોજેવો ઉભો રહ્યો, કારણકે વધારે વિચારવાનું તેનાં મગઝમાં કુવત નહતું. તેનીઆસપાસની તમામ ચીઝો અને દેખાવ તે છેલ્લો ત્યાં આવ્યો હતો, તેવાંજ હુબહુ હતાં, તેની નઝરે તેજ ફુલો પડયાં; દેરખ્તોઉપર તેજ મેવો અને ફળો બેસુમાર લટકતાં તેણે જોયાં; તેજ ખુશનોમા હવા; તેજ સૂર્યની રોશની; અને વળી તેજ વાજીંત્ર અને ગાયનનો સરોદ. ત્યારે શું સાત વર્ષોનો ફક્ત એક સ્વપ્નો તો નહતો? પણ નહીં, જ્યારે તેણે પોતાની છાતીગમ નઝર ફેરવી; પોતાની બાજુમાં લટકતી હીરાજડીત તલવાર જોઇ; ત્યારે ખુશીનેમારે એકવાર પાછું તેનું દેલ અંદરથી ધડકવા લાગ્યું! નહીં, તે સ્વપ્નો નહીં, પણ ખરો બનાવ હતો!

વળી તે આ વેળા ઘણીવાર એકલો રહ્યો નહીં. તેની નઝરે એક ફરેસ્તાઈ દેખાવ પડયો. તે ફળો અને ફુલોથીભરેલા બાગિચાની, તે સૂર્યથી પ્રકાશ પામતી જગ્યાની, તે સુંદર સરોદની પરી હવે તેની નઝરે હુબહુ પડી. આગળ સાત વર્ષોઉપર આ જગ્યાએ જેમ બ્હીતી ધીમેધીમે આવી હતી, તેમ આ વેળાએ તેણી આવી નહીં, પણ જવાનીના તોરમાં શર્માતીશર્માતી છતાં બેધડક ઉતાવળે ત્યાં ચાલી આવી. તેણીની આંખોમાં નાઝુક પ્યારનો પડછાયો પ્રકાશી નીકળ્યો હતો! તેણીનો બુરખો ઉંચકી નાંખેલો હતો! આગળ હતી, તેનાકરતાં આ વખ્તે સલિમા ઘણી વધારે ખુબસુરત ઓમરની નઝરે દેખાઇ! તરતજ ખુશહાલી અને અજાયબીથી ઉસ્કેરાઈ જઇ ઓમર પાશાએ તેણીને પોતાના હાથોમાં પકડી, અને ચાંપીને બથલગીરી કીધી!

કેવી ખરી ખુશહાલી, કેવા પુરેપુરા પ્યારથી ઓમરે આ ખિલતી કળીને પોતાની છાતીસાથે દાબી! કેવા સર્વોત્તમ વાહાલથી આ જવાન છોકીએ પોતાના ખરા આશકને આવકાર દીધો! તેનું પુરેપુરૂં બ્યાન કરવાને કલમમાં કુવત, કે ઝબાનમાં ઝોર નથી! તેનેમાટે આપણીપાસે પુરતા શબ્દો નથી! આ વખ્તે બંનેનાં દેલમાં જે લાગણી

પૈદા થઈ હતી, તે અત્રે જણાવી શકાયએવી નથી! તેઓ આરીતે અક્કેકને વળગીને તે સુખના બાગે બેહેસ્તમાં ધીમેધીમે ફરવા લાગ્યાં, અને એકબીજાને પ્રેમભરી આંખોથી નિહાળવા લાગ્યાં. સાત વર્ષોઅગાઉ વીસ વર્ષની ઉમરે ઓમરે પોતાની ખુબસુરતીથી જે છાપ આ જવાન કુમારિકાનાં હૈયાંઉપર માર્યો હતો, તેજ ખુબસુરતી અને મર્દાનગીભરેલા દેખાવથી હમણાં સત્તાવીસમે વર્ષે પણ જેવોનેતેવોજ તેણીનાં દેલમાં પડેલો રહ્યો હતો. જ્યારે પુરી ખિલતી એક કળીનીપેઠે સલિમા પોતાની આ ત્રેવીસ વર્ષની ઉમરે એક ન્હાની છોકરી નહીં, પણ ખિલેલી, ખુબસુરત એક જવાન બાનુ બનેલી હતી. બંધે આશકમાશુક આ વેળા ખરેખર સુખી ને સંતોષી હતાં!

બીજે દિને ઓમર પાશા શાદીના ગાંઠથી જોડાવામાટે સીરાસકિયરના મેહેલમાં જવા નિકળ્યો. આખાં શેહેરમાં વિજળીનીપેરે ખુશ ખબર ફેલાઇ ગઈ હતી, કે આજે ઓમરની શાદીનો શાદમાન દિવસ હતો. (જુઓ ચીત્ર ૪ થું) પોતાના ઉંચી તુખ્મના સુફેદ દુધજેવા ઘોડાઉપર સવાર થઈ, તે મહલ્લાઓમાંથી પસાર થતો, ત્યારે હુર્રેરેના ગંજાવર પોકારોથી તેને વધાવી લેવામાટે હઝારોહઝાર લોકો ત્યાં ભેગાં મળ્યાં હતાં, કારણકે ઓમર પાશાકરતાં વધારે પ્યારૂં નામ તે વેળા લોકોનાં મ્હોંઉપર કોઇપણ બીજું નહતું. તેનાં બહાદુરીભર્યાં કામો, તેની કીર્ત્તિ, પોતાનીજ ખંત, મેહેનત, અને હુશિયારીથી જે મોટી પદવી, દૌલત, અને મરતબો તે ઘણો જલ્દી મેળવવા પામ્યો હતો, તેસાથે જે જવાની અને ખુબસુરતી તે ધરાવતો હતો, સુલતાને હાથ ધરેલા સર્વે સુધારાઓ, કે જે લોકોને પસંદ હતા, તેમાં તેણે જે આગેવાનીભર્યો ભાગ લીધો હતો, અને સર્વેથી વધારે અગત્યનું કામ, જે તેણે મગરૂર, મેઝાજી, અને મસ્તાની જેનિસેરિઓનો તોર અને ઝુલ્મ તોડીને, અને છેલ્લે બળવો બેસાડી દઇને બજાવ્યું હતું, તે સર્વેનેલીધે ઑટોમન પ્રજા તેનાતરફ ફેદાફેદા થઈ ગઇ હતી, અને તેમ થાય તેમાં અજાયબજેવું શું હતું? ટર્કો, ફ્રેંચો, યાહુદીઓ, અને આરમીનિયાનોનાં ટોળેટોળાં તેનો બખ્તાવર ચેહેરો જોવાને, તેને પોતાનાં ખરાં દેલની લાગણીથી વધાવી લેવાને અધિરાં પડી, રસ્તાઓ ઘેરી ઉભાં હતાં, અને તેટલામાટે સીરાસકિયરના મેહેલતરફ જવાના રસ્તાઓ ગરદીથી એટલાતો ઉભાઇ ગયા હતા, કે ત્યાંથી સેહેલાઇથી પસાર પણ થઇ શકાતું નહતું. જેટલી ભારે ગરદી હતી, તેટલુંજ ભારે માન પણ ઓમરને આપવામાં આવેલું હતું.

ઘણાક રસ્તાઓ પસાર કરીને જ્યારે તે વઝીરના મેહેલના દરવાઝાની લગભગ નઝદીક આવી પુગ્યો, ત્યારે પોતાનીતરફ ઉંચે જોતા ખુશહાલીથી ઉસ્કેરાઇ ગયેલાં લોકોના ચેહેરાઓમાં તેનાં દિદાંમાં એક પાપી ચેહેરો દેખાયો. જાણે એક ઘડીપળ એક ઝહરી સર્પની આંખોસાથે તેની પોતાની આંખો મળી ગઇ હોય, એમ તેને લાગ્યું. પણ બીજીજ ઘડીએ તે નાખુશભરી આંખો તેનીનજરૂથી દુર થઇ, અને તે પાપી આંખોનો ધણી ત્યાંથી એકદમ ગેપ થઇ ગયો! તોયે તેથી કાંઇ આપણો આ બહાદુર જવાન બ્હીધો નહીં, પણ પોતાના હંમેશના હેમતી સ્વભાવે, જાણે કશું બન્યું નહોય, તેમ શાંત રહ્યો, અને હઝારોહઝાર લોકોમાંથી કોઇ એકે પણ ન જાણ્યું, કે કાંઇ અસાધારણ બનાવ તેની આંખોએ પડ્યો હતો. ઓમરે પાછું ફરી તેજ જગ્યાએ જોયું, કે જ્યાં તે પાપી ચશ્મા તેની

ચશ્મોસાથે મળી હતી, પણ ત્યાં તે આ વેળા હતો નહીં. કશી પણ દરકાર કર્યાવગર તે આગળ વધ્યો, છતાં તેનાં દિલમાં ખાતેરી હતી, કે તેણે ડૅનિયલ લૅમબર્ગનો કપટી અને જનુની ચેહેરો હુબહુ જોયો હતો, અને તેની આંખો તેની પોતાનીતરફ જોતી હતી.

આખરે સીરાસકિયરના મેહેલઆગળ તે આવી પહોંચ્યો. આ વખ્તે પોતાની બેટી-સમાન વાહાલી ભત્રીજીના થનાર ખાવંદને હર્ષભર્યો આવકાર દેવાને ખુદો વઝીર બહારના ચોકમાં આવી ઉભો હતો. એજ વેળાએ બહાર ઉભેલાં લોકોનાં ટોળાંમાં વઝીરના સંખ્યા-બંદ ગુલામોએ મુઠ્ઠેમુઠ્ઠાભરી રૂપાનાં સેક્કાઓ ફેંકીને રીતસરની ખયેરાત કીધી. શાદીની ખરેખરી ક્રિયા કરવાઆગમચ ધારામુજબે શરૂઆતની ક્રિયા કર્યામાં આવી, અને ત્યારે ઓમરની જાણમાં આવ્યું, કે પોતાની મહોરદારના કાકાતરફથી તેને નવ લાખ રૂપિયાની પેહેરામણી કર્યામાં આવી હતી. અલબતાં જોકે આ વેળા ઓમર પોતે પણ બહુ દૌલતમંદ થયેલો હતો, છતાં આ રકમથી તેની દૌલતમાં ઘણો વધારો થયો. પણ ખુબસુરત સલિમાના હાથની જે પેહેરામણી તેને થઇ હતી, તેનીઆગળ સરખાવતાં આ સર્વે પેહેરા-મણીઓ તેને મનથી કુચ્છ નહતી. જ્યારે તેણે સલિમાનો ખુબસુરત, ખુશાલભર્યો અને ખુબીવંતો ચેહેરો જોયો, ત્યારે લોકોનાં ટોળાંમાં જે પાપી ચેહેરો જોયો હતો, તેની અસર એકદમ તેનાં મનમાંથી દુર થઇ ગઇ.



## પ્રકરણ ૧૦ મું.

### ભેદી દાબડો.

હવે ઉપલા ખુશીભર્યા બનાવપછી, વળી પાછાં બાર વર્ષોનો આપણે ખાંચો ખાવો પડશે, યાને હવે ૧૮૩૯ નાં સાલની અધવચ હતી. આ વેળા આપણા નાયક, **ઓમર પાશા**ની ઉમર ઓગણચાળીસ વર્ષોની હતી. અને વાંચનારને સારીપેઠે ખબર હશે, કે તેની ખુબસુરત બાયડી **સલિમા**, તેનાંકરતાં ચાર વર્ષો ન્હાની હતી. તેઓની પરણેલી ઝેંદગી ઘણીજ શાંત, સુલેહભરેલી, અને સુખી નીવડી હતી, અને જોકે તેઓને પેટે કાંઇ પણ ફર્ઝંદ થયાં નહતાં, છતાં તેઓ એકબીજાસાથે પ્યારની સાંકળથી મઝબુત સીકડાયલાં રેહેલાં હતાં. **ઓમર**ઉપર તેની ઉમરે કશો છાપ માર્યો નહતો, તેથીઉલટો તે હતો, તેકરતાં પણ વધારે જવાન દેખાતો હતો, અને તેવોજ હાલ સુંદર **સલિમા**નો પણ હતો.

જોકે આ બાર વર્ષો વહી ગયાં હતાં, પણ તે લાંબા વખ્તનાઅરસામાં **ઓમર** કાંઇ આળસુ રહ્યો નહતો. **ઑટોમન** રાજ્યના ગંજાવર વિસ્તારમાં તેને જુદાજુદા મોટા હોદ્દાઓ-ઉપર મોકલવામાં આવ્યો હતો, અને તે દરેક ઠેકાણે એક લડવૈયાતરીકે, અને રાજ્યઅધિ-કારીતરીકે તેણે પોતાના શાહનશાહી ધણીની ઘણી અચ્છી સેવાઓ બજાવી હતી. તેણે **બૉસનિયા** અને **મૉન્ટીનીગ્રો**ખાતે ઉઠેલા બળવાઓ દાબી નાખ્યા હતા; **સીરિયા**ની લડાઇ-ઓમાં ઇજીપ્ટના બળવાખોર *રાજ્યકર્તાઓસાંમે સુલતાનનાં લશ્કરને લઇ જવામાં તેણે મોટો ભાગ લીધો હતો; **ઍશિયા માઇનર**નાં પ્રગણાંઓમાં **લીબૅનન**ના પહાડી મુલ્કોમાં, અને **આલબાનિયા**નાં જંગલી પ્રગણાંઓમાં **ઓમર**નું નામ હાકેમતરીકેના તેના વખાણવાલાયક કારોબારમાટે, અથવા લડવૈયાતરીકે તેનાં કુવતમાટે એકસરખીરીતે ઘણું જાણીતું થયેલું હતું. આ સર્વે તેની ચહાઇઓ વેળા તેની નમકહલાલ. અને વાહાલી **સલિમા** તેનીસાથેની-સાથેજ હતી. જોકે હવે તે એક મુસલમાન ધર્મ પાળતો હતો, છતાં **ઓમર** પોતાની ચાલચલણમાં એક ખ્રિસ્ટીતરીકે વર્ત્યો હતો, યાને જેમ મુસલમાન ધર્મમાં એકથી વધુ બાયડીઓ કરવાની છુટ હતી, તેમ તેણે કર્યું નહતું, પણ ફકત એકજ બાયડી **સલિમા**નેજ પરણીને તે બેઠો હતો. તો જોકે જ્યારે તે તેણીને પરણી આવ્યો, ત્યારે જેટલી ચાહાતો હતો, તેથી લેશભાર પણ હમણાં તે તેણીને ઓછી ચાહાતો નહતો.

હમણાં ૧૮૩૯ નાં સાલમા **ઓમર** અને **સલિમા** **કૉન્સટૅન્ટિનોપ્લ**ખાતે પાછાં આવી રહ્યાં હતાં, આ બાદશાહી શેહેરનીઅંદર એક ઘણાજ ભપકાદાર મેહેલમાં તેઓ રેહેતાં હતાં, અને †**બૉસફૉરસ**ના કેનારાઉપર એક ન્હાનું પણ સુંદર મકાન હવા ખાવા જવા-માટે તેઓએ લીધું હતું. તેઓનાં આ બંધે મકાનોમાં બુઝુર્ગ **ખોસરો પાશા** વારંવાર જઇને તેઓના પરોણાતરીકે રેહેતો હતો. તેઓ બંધેને તે પોતાના ખુદ બેટાબેટીતરીકે ચાહાતો હતો. **સલિમા**નો બાપ તેણીને ઘણી ન્હાની મુકીને મરી જવાથી **ખોસરો પાશા**એ

*જુઓ નોટ ૨૨ મી. †જુઓ નોટ ૨૩ મી.

તેણીને એક બેટીતરીકે પાળી હતી, અને ઓમરે પોતાની જાતી મેહેનત અને ઝળકતી કારકીર્દીથી એટલુંતો મોટું નામ કીધું હતું, કે તેને પણ તે પોતાના એક બેટાતરીકેજ ચાહાતો હતો. તેનેમાંટે ખોસરો પાશા હંમેશાં ઘણો સંતોષી અને મગરૂર હતો, અને તેની-ઉપર ઘણોજ પ્યાર રાખતો હતો.

હમણાં આપણે આ વાત વાંચ્યે છિયે, તે ૧૮૩૯ નાં સાલની તા૦ ૩૦ મી જુનનો દિવસ હતો; વખ્ત સાંજના મોડેથી હતો. આ વેળા સુલતાનના *બાદશાહી રાજમેહેલ-માંથી ઓમરના બૉસફૅારસના કેનારાઉપરનાં ન્હાનાં મકાનમાં એક કાસેદ ઉતાવળે આવ્યો, અને જણાવ્યું, કે નામદાર સુલતાન ઓમરને મળવાને તરત બોલાવેછે. પોતાનાં કુવત અને કીર્ત્તિનેમાંટે તેને વારંવાર આપ્રમાણે બોલાવી ચઢાઇઓઉપર ઉપડી જવાનો હુકમ સુલ-તાન કરતો હતો, માંટે આ પયેધામથી તેને કાંઇ ઘણી અજાયબી ઉપજી નહીં, પણ તોયે થોડાંક અઠવાડિયાં થયાં નામદાર માહમુદ ઘણો બીમાર ચાલતો હતો, અને ઓમરે થોડાજ વખ્તઉપર સાંભળ્યું હતું, કે તે નામવર મોતને બિછાણે પડેલોછે, તેટલામાંટે જ્યારે કાસેદ આવ્યો, ત્યારે તેને તરેહવાર અંદીશાઓ દેલમાં થવા લાગ્યા. તેને મેહેલમાં પોતાની-આગળ લાવવામાંટે સુલતાને ખુદ પોતાનો એક સુંદર સણગારેલો બાદશાહી મછવો મોકલી આપ્યો હતો. પોતાને આવેલાં તેડાંમાંટેની સર્વે હકીકતથી તેણે સલિમાને વાકેફ કીધી, અને પછી ઉતાવળે મછવાભણી ચાલ્યો, કે જે આ વખ્તે તેનાં મકાનઆગળજ બૉસ-ફૅારસનાં પાણીમાં કેનારાઆગળ લંગર કરીને પડેલો હતો. સુલતાનનો પયેધામચી પણ ઓમ-રનીસાથે ત્યાં આવ્યો, અને મછવામાં તૈયાર રેહેલા છ મઝબુત હલેસાં મારનારાઓ તરતજ તે મછવાને મેહેલના બાગના પછવાડેના ખાનગી દરવાઝાઆગળ લાવ્યા. આ વખ્તે અંધારૂં થયેલું હતું, હવા ખુશનોમા હતી, તારાઓ પુર તેઝથી પ્રકાશતા હતા, અને તેઓનો પડછાયો બૉસફૅારસનાં સ્થિર નિર્મળ પાણીમાં પડતો હોવાથી, તથા વળી સર્વે ઠેકાણે ચુપ હોવાથી, સર્વે દેખાવ ઘણોજ મનહરણ લાગતો હતો.

આ રાજમેહેલ કૉન્સટૅન્ટિનોપ્લ શેહેરના ઇશાનખુણામાં આવેલોછે; તેનો વિસ્તાર અતિશય બોહોળોછે; અને ત્યાંથીજ બૉસફૅારસનાં પાણી શેહેરમાં વેહેવાનાં શરૂ થાયછે. અર્ધા કલાકથી પણ ઓછા વખ્તનાંઅરસામાં સંગેમરમરનાં પગથિયાંઓઆગળ આવીને તે મછવો ઉભો રહ્યો; ત્યાંજ થોભવાને તે કાસેદે હલેસાં મારનારાઓને ફરમાવ્યું, અને ઓમ-રને તેનીપછવાડે આવવાને અર્ઝ કીધી. ત્યારબાદ તેઓ એક બાગ ઓળંગી ગયા, અને ત્યાંથી આપણા જવાન નાયકને એક મોટા દાદરઉપરથી થઇને એક અતિ સરસરીતે આરાસ્તે કીધેલાં દીવાનખાનાંમાં લઈ જવામાં આવ્યો, કે જ્યાં થોડીક "મિનીટો" થોભવાને તેને પેલા કાસેદે માનપૂર્વકરીતે જણાવ્યું. આ ન્હાના દીવાનખાનામાં સુલતાનના ઘરખટ-લાનેલગતા કેટલાક હઝુરિયાઓ હાઝેર હતા, અને જેવો ઓમર ત્યાં દાખેલ થયો, કે તેઓ તરત પોતાની બેઠકોઉપરથી ઉઠી ઉભા થયા, ઘણાં વાંકા વળીને કુરનેશ બજાવી, અને જ્યાંસુધી તે ત્યાં થોભ્યો, ત્યાંસુધી તેઓ પણ એક બાજુએ જઇ અદબથી ઉભા, કાર-ણકે તેનાજેવી ઉંચી પદવીના એક પુરૂષનીસાંમે તેઓથી વિવેકના તરીકાસુજબે બેસી શકાય, એમ નહતું. પેલો પયેધામચી ઓમરને ત્યાંજ રાખીને અંદરના એક બીજા ઓરડામાં

*જુઓ નોટ ૨૫ મી.

ગયો; એક કે બે "મિનીટો"માં તે પાછો ફર્યો, અને ઓમરને જણાવ્યું, કે થોડાજ વખ્તમાં નામદાર સુલતાન તેવણની મુલાકાત લેશે.

આમુજબે આસરે બીજો પાએક કલાક વહી ગયો, અને પછી તે દીવાનખાનાંને છેક નાકેનું એક બારણું ઉઘડ્યું. લાંબી સુફેદ દાઢીવાળો એક બુઢો ટર્ક, કે જેનો દેખાવ ઘણો પાપી અને કોઇને પણ જોવા નહીં ગમે એવો હતો, અને જેણે લગાર કંગાળ પુશાક પેહેરેલો હતો, તેને લઇને છ હજુરિયાઓ તે બારણાવાટે બહાર આવ્યા. તેઓ સર્વે જ્યારે તેનીનઝદીક આવ્યા, ત્યારે ઓમરને જણાયું, કે તે ધણીના હાથો તેની પીઠપાછળ બાંધેલા હતા, અને તેને એક બંદીવાન કર્યામાં આવ્યો હતો. તેઓમાંનું કોઈ એક હરફ પણ બોલ્યું નહીં. પણ જ્યારે તે ઓરડામાંથી બંધવાને લઇ જતા હતા, ત્યારે તે જાણે દયાને-માંટે આર્ઝુમંદ હોય, એવીરીતે પોતાનીઆસપાસ નજર ફેંકતો હતો. થોડીક "મિનીટો"માં જે દરવાઝે ઓમર દાખેલ થયો હતો, તેજ દરવાઝે તે બંધવાને પણ બહાર લઇ જવામાં આવ્યો, અને પછી તે બારણું બંધ કર્યામાં આવ્યું. હવેજ ઓમરને જણાયું, કે તેને જે મછવામાં ત્યાં લાવ્યામાં આવ્યો હતો, તે તેને પાછો ઘર લઇ જવામાંટે ત્યાં થોભાંવ્યામાં આવ્યો નહતો, પણ તે તો આ કંગાળ પુરૂપને લઇ જવામાંટેજ રોકવામાં આવ્યો હતો.

વળી પાછો અંદરનો દરવાઝો ઉઘડ્યો; તેના ઉંબરઉપર એક બીજો હજુરિયો આવી ઉભો; અને તેણે ઓમરને તેનીસાથે જવાની એશારત કીધી. આ ન્હાનાં ઓરડામાંથી બીજા એક વધારે મોટાં દીવાનખાનાંમાં તેને લઈ જવામાં આવ્યો, કે જ્યાં ગંભીર ચેહેરાસાથના પાંચ કે છ આરમીનિયાનો અને ફ્રેંચો ઉભેલા હતા. તેઓ પોતપોતામાં ઘણીજ આતુરતાસાથે કાંઇ મસ્લહત ચલાવતા હતા. ઓમરે તરત જાણ્યું, કે તેઓ નામદાર સુલતાનના હકીમો હતા. તેઓના ચેહેરાઉપરથી, તથા જેરીતે તેઓ પોતપોતામાં વાતો કરતા હતા, તેઉપરથી ઓમરને લાગ્યું, કે તેઓના નામિચા બીમારની હાલત ઘણીજ માઠી થયેલી હોવી જોઇએ. તે તેઓઆગળથી પસાર થતો હતો, ત્યારે તે હકીમોએ તેનાજેવા પાશાની પદ્દવીવાળાને છાજે એવીરીતે વાંકા વળીને કુરનેશ બજાવી. પેલો હજુરિયો પછી તેને એક મોટી ચાલમાંથી એક દરવાઝાઆગળ લાવ્યો, કે જેઉપર ભારી સોનેરી ઝાલરોથી મઢેલો મખમલનો એક મોટો પર્દો નાખેલો હતો. આ પર્દો તરત ખસેડવામાં આવ્યો; તે દરવાઝો કાંઇ પણ આવાઝવગર ઉઘડ્યો; તે હજુરિયો અદબથી એક બાજુ થઇ જઇ ઉભો; અને આપણો નાયક તે ઓર-ડામાં દાખેલ થયો, કે જ્યાં સુલતાન માહમુદ પોતાનાં મોતનાં બિછાણાંઉપર સુતેલો હતો. તે બીછાણાંગમ ઓમર ચાલ્યો, કે જ્યાં તેણે આગળ કોઇ વાર પણ ન દીઠેલા એક જવાનને બિછાણાંઉપર વાંકો વળીને ઉભેલો જોયો. મખમલ જડેલા એક મોટા તખ્તાઉપર એક સુંદર પલંગ ગોઠવેલો હતો. ત્યાં આવતાંજ ઓમર ઘુંટણિયે પડ્યો.

તેને જોઈને તે મરણકાંઠે પડેલો રાજકર્ત્તા બોલ્યો, "મારા નમકહલાલ અને વાહાલા ઓમર, મારીનઝદીક આવ. મારીપાસે આવ, અને તારા બાદશાહનો છેલ્લો હુકમ સાંભળ, કે જે બાદશાહની તેં લાંબી અને ઘણી અચ્છી નૌકરી બજાવીછે."

હુકમને તાબે થઇ પાશા તે પલંગતરફ ગયો; આ વેળા તે જવાન, કે જે આપણા નાયકને આ સઘળો વખ્ત ટીકીને જોયા કરતો હતો, તેના ચેહેરાતરફ માયાથી જોઇને

માહમુદ સુલતાન બોલ્યો, "ઓમર, જે વફાદાર સેવા, તેં આજસુધી મારી બજાવીછે, તેવી હવે થોડા વખ્તપછી તુંને આ જવાનની બજાવવી પડશે."

આ સાંભળી ઓમરે ઘણુંજ વાંકા વળી તે જવાન શાહઝાદાને નમન કર્યું; તેને જોઇને તેનાં દેલમાં તેની ઘણીજ દયા ઉસ્કેરાઇ, એટલાજ વિચારથી કે આવાં મોટાં રાજ્યની જંજાળમાં, જોખમોમાં, અને રાજ્યના તરેહવાર ફંદોમાં બીચારા આ તદન જવાન શાહઝાદાને હવે સિકડાવું પડશે. અને ઓમરજેવા ઉદાર દેલના અકલમંદ, અને દુરઅંદીશ પુરૂષની છાતીમાં તે જવાનબાબે દયા ઉસ્કેરાય તેમાં નવાઇજેવું શું હતું? કારણકે તે શાહઝાદા *અબદુલ—મેડજિડની ઉમર ફકત સત્તર વર્ષની હજી હમણાંજ શરૂ થયેલી હતી. તે ઉંચાં કદનો, પણ શરીરે ઘણોજ પાતળિયો હતો, છતાં મરોડદાર દેખાવનો, અને સીધો હતો; છેલ્લી માંદગીમાંથી તે તરતનો સાજો થયલો હોવાથી, તેમજ સુલતાનની બીમારીની અને બીજી ચિંતાઓનેલીધે તેનું મ્હોડું તદન ફિક્કું મારી ગયેલું હતું, પણ તેનો બાંધો હંમેશનો રોગી હોય, એવો લાગતો હતો; તેના ચેહેરાઉપર હંમેશની ઉદાસી અને દેલગીરીનો છાપ જણાતો હતો; છતાં તેના આ ચેહેરાઉપર શાહઝાદાનેલાએકની મગરૂરી દેખાતી નહતી; તોયે કોઇ ચકોર આંખોનેજ તરત જણાઇ આવે, કે તે ઝેહન બુદ્ધિનો હતો, અને કામ પડવે દુનિયાંમાં આગળ પડવાની લાયકાત તેનાંમાં હતી; તેના ગાલોઉપર જરા પણ રતાસ નહતો; તેની આંખો કાળી ભમ્મરજેવી, મોટી, ચળકતી, અને ખુબસુરત હતી, અને તેના ફિક્કાં મ્હોડાંઉપર ચકચક થતી હતી; તેના હોઠો ભરેલા હતા; તેના દાંતો એક ઔરતનાજેવા કળીબંધ અને સફાઇદાર હતા; તેના ચેહેરાઉપર અહીંતહીં સહિ-એડના ઝાંખા ડાઘો પડેલા હતા; અને તે હજી અતિશય જવાન હોવાનેલીધે દાઢીઉપર બાલની જરા પણ નેશાની નહતી; તેનો સ્વભાવ મળતાવડો, તેનો દેખાવ જોવા ગમેએવો, અને સામટીરીતે લેતાં આ જવાન શાહઝાદો સર્વે બાબતોમાં કોઇને પણ જોતાંનેવાર પસંદ પડેએવો હતો. તેણે યુરોપ્યન ઢબનો પુશાક સજેલો હતો. પોતાનાં ઇંગ્રેજી ઢપના ડગલા-ઉપર તેણે "નિશામ-ઇફ્તિખાર"નો હીરાજડીત ચંદ્રના આકારનો ચાંદ લટકાવેલો હતો. જ્યારે ઓમરે થોડાક લાયક શબ્દોમાં પોતાની વફાદારી તે જવાન શાહઝાદાને ઝાહેર કરી, ત્યારે તેણે તેનો પાછો જવાબ તેવાજ લાયક શબ્દોમાં વાળ્યો, તેઉપરથી જણાયું, કે તેનો આવાઝ ધીમો, નર્મ, અને ગંભીર હતો.

પછી તે મરવા સુતેલા સુલતાને કહ્યું, "મારા બેટા, હવે તું થોડોક વખ્ત ત્યાંથી જા, અને અમોને એકલા રેહેવા દે. થોડીક પળ પણ તારેથી છુટું રેહેતાં મને બીહદ દુઃખ ઉપજેછે, કે જ્યારે આ દુનિયાંમાં મારો વખ્ત હવે ઘણોજ થોડો રહ્યોછે, પણ મને આપણા વફાદાર ઓમરને કાંઇક ખાનગી વાતો જણાવવીછે."

આઉપરથી અબદુલ-મેડજિડ ત્યાંથી ચાલી ગયો, અને આપણો નાયક અને મરણ-કાંઠે આવેલો સુલતાન બંધે એકલાજ રહ્યા.

શાહઝાદાનાં ત્યાંથી જવાંપછી જ્યારે તે દીવાનખાનાંનું ખાનગી બારણું બંધ થયું, કે માહમુદે બોલવાનું પાછું શરૂ કર્યું, "ઓમર, આ દુનિયાંમાં હવે મારો વખ્ત ઘણોજ

*જુઓ નોટ ૨૮ મી.

थोडो रह्योछे, ते मारूं केहेवुं तो ते सांभळ्युंछे. मने लागेछे, के मोतना देव एझरायले पोतानो दस्त हवे मारीउपर नाख्योछे. अगरजो मारी याददाश्तशक्ति दगो न देती होय, तो हुं धारूंछुं, के तें तारा मरवा पडेला मालेकनी नोकरी ओगणीस वर्षोसुधी बजावीछे? अने ते बधो वख्त तुं खरो नमकहलाल, साचो, अने आबरूदार निवड्योछे. हवे, मने तुंने एक छेल्लुं पण विश्वासु काम सोंपवुंछे, अने तुंने मारीतरफ हवे एक छेल्लीज फर्ज बजाववानी रहीछे. जेओए मारूं नमक खाधुंछे, तेओ सर्वेमां तुंज फक्त एकलो आ मारी खास नोकरी बजाववानेलायकछे, अने मने तारीउपर पुरु एतबारछे. ओमर, मने केहेवामां आव्युंछे, ते शुं खरूंछे? के तुं फक्त **एकज** बायडी धरावेछे, अने तेणी-नीसाथे मुहबत अने वफादारीथी रेहेछे? तारा दरजानेखातेर, तें बीजी ओरतोसाथे नेकाह कर्या नथी, अने तारा हवसनेखातेर तें तारा झनानामां खुबसुरत लोंडीओ राखी नथी, शुं ए तमाम साचुंछे?"

**ओमर**—"मारा नामवर बादशाह, हा, ए वात तमाम साचीछे. मारी खुबसुरत अने भली **सलिमा**ज मारां देलमां एकली राज करेछे."

**सुलतान**—"ए धणी नेक वातछे, अने तेटलावास्ते जो एक नाजुक बानुतरफ एक पेदरतरीकेनी के एक बेरादरतरीकेनी फर्जो तारे माथे नाखवामां आवे, तो ते तुं वफादारीथी, मानथी, अने रास्तीथी बजावशे?"

**ओमर**—(गंभीराईथी) "आप **नामवर** शाहनशाहतरफ जेवी वफादारीथी हुं वर्त्योछुं, अने जेनां हमणांज आप नामदारे वखाण कर्याछे, तेनां कस्म लइने हुं जणा-उंछुं, के तमो नामवरनो हमणां अने हवेपछी जे कांइ बादशाही हुकम थशे, ते हुं वफादारीथी बजावीश."

**सुलतान**—"अने जो थोडा वख्तनेमाटे एक **मादर**नी के बेहेननी मायानी झरूर पडे, तो ते फर्ज तारी लायकीवाळी अने दानाव महेरदार, बानु **सलिमा**, एक मेहरबानी-तरीके बजावशे, एम तुं मने खातेरी आपेछे?"

**ओमर**—"जेवीरीते एक पेदर के एक भाइतरीके ते बानुतरफ वर्त्तवाने हुं तैया-रछुं, तेवीजरीते **सलिमा** एक मादर के एक बेहेनतरीके तेणीने चाहशे, तेनी हुं पुरु खातेरी आपुंछुं."

**सुलतान**—"ताराजेवा उदार देलना आदमीथी हुं जेटली उमेद राखुं, तेथी कोइ पण रीते ओछी आ तारी वात रास्त नथी, तेमज बानु **सलिमा**नेमाटे तें जे मने खातेरी आपीछे, तेउपर हुं कोईरीते ओछो एतबार राखतो नथी. ज्यांसुधी आ काळबुतमां जान-छे, त्यांसुधी मारो एकेएक हुकम एक कायदाबराबरछे, अने करोडो आसामीना पनाह आपनारतरीके हुं तेणीनाउपर मारा छायानी ढाल आडी पकडवाने तैयारछुं. पण थोडाज कलाकोमां आ जान आ तन छोडी जशे, अने जोरावर **माहमुद**नुं आ काळबुत जे माटी-मांथी उभुं थयुंछे, ते माटीसाथे पाछुं मळी जशे. मारो बेटो जोके धणो रांक अने ताबेदारछे, छतां ऑटोमन तवारीखमां एवा धणा दाखला बन्याछे, के जेमां पोताना बापना मरतीवेळाना सुखनो ते बेटाओए पाळ्या नथी. एटलामाटे, **ओमर**, ज्यांसुधी आ तनमां जानछे, त्यांसुधी

તે બાનુ, કે જેણીનેમાટે હું હમણાં બોલુંછું, તેણીનો બનતીરીતે બચાવ કરવાનો મેં એરાદો રાખ્યોછે, તેમ કરીને હું મારા બેટાના રસ્તામાંથી એક લાલચ દુર કરવા માંગુંછું. કારણકે તે ગમેએટલો શાણો હોય, કે પોતાના બાપનો તાબેદાર હોય, તો શું થયું, તોયે તે લાલચને વશ થવાવગર રેહેશે નહીં, એવી મારી ખાતેરીછે. ઓમર, મારી કેહેવાની મતલબ તો તું હવે સમજી ગયો હશે ?"

**ઓમર**—"નામવર બાદશાહ, જેટલું આપ બોલ્યાછો, તેટલાંની મતલબ તો હું પુરેપુરી સમજ્યોછું. મેં આપ નામદારનો એકેએક હરૂફ ધ્યાન દઈને સાંભળ્યોછે, અને મારી છાતીમાં તે કોતરાઇ રહ્યોછે."

**સુલતાન**—"ઠીક, ત્યારે તેવાજ ધ્યાનથી હું જે કહુંછું, તે સાંભળ. આ બાદશાહી મેહેલમાં એક જવાન જાન છે, કે જેણીનાઉપર હું એકવાર ખરેખર આશક પડયો હતો, પણ વખ્ત એવો આવ્યો, કે આશકનેબદલે હું તેણીને એક પેદરના પ્યારથી ચાહાવા લાગ્યો. આ મેહેલમાં અવલમાં જેવી નિર્દોષ અને પાક તેણી આવી હતી, તેવીજ પાક મનની અને પાક તનની તેણી આ મકાન તારીસાથે છોડી બહાર પડશે, અને તેં મને કોલ આપ્યોછે, કે તેણીની દામનને કોઇરીતે અલવલ ન પુગે, તેની તું સંભાળ રાખશે. તું તેણીને તારીસાથે હ્યાંથી લઈ જા; તારી ખુબસુરત **સલિમાસાથે** તેણીને મેળવતાં, તારા બાદશાહે પોતાનાં મોતનાં બિછાણાઉપરથી જે હકીકત જણાવીછે, તે તમામ બિના તું તેણીને કેહેજે. તારી નેક **સલિમાસાથે** તે જવાન છોકરીને કૉન્સટૅન્ટિનોપ્લથી દુર લઈ જવામાં તું દેર કરતો ના. બીજી સવારે આફતાબ તલુ થાય, કે તું તારી મુસાફરી શરૂ કરજે. તે મણી લાંબીછે, કારણકે **ઑસ્ત્રિયાનાં** રાજ્યનાં ટ્રાન્સીલવૅનિયાનાં પ્રગણાંમાં તુંને જવુંછે. ત્યાં **હરમાનસ્ટાડટની** પડોશમાં, ઉમરાવ *બૅરન ડી કેહરીનનો કેલ્લેબંદીવાળો એક મોટો મેહેલ તું શોધી કાહાડજે. તે લાંબો વખ્ત થયાં રંડાયલોછે, અને જો હાલમાં જીવતો હોય, તો તેને ઘણો ઝૈફ થયેલો તું જોશે. તેના કોઈ ખેશી કે વાહાલાં હમણાં નથી, સેવાયકે આ——પણ તેની કાંઇ ફેકર નહીં! જો તે જીવતો હોય, તો તું આ જવાન બાનુને તેને મેળવી આપજે, કે જેણી આ મેહેલમાં તો **અફશિનાં** નામથી ઓળખાયછે, પણ હું જે કેલ્લેબંદીવાળા મેહેલનેમાટે કહુંછું, ત્યાં ગયાપછી તેણી પોતાને ખરે નામે ઝાહેર થશે. આ સઘળું બજા લાવવાને તું કસ્મ ખાયછે ?"

**ઓમર**—"મારા મેહેરબાન મુરબ્બી સાહેબ, હું ખરાં દેલથી કસ્મ ખાઉંછું. પણ જો તે બૅરન ડી કેહરીન હાલમાં હયાત નહોય તો ?"

**સુલતાન**—"હું તે તુંને જણાવવાનોજ હતો." એમ બોલી આ મરવા સુતેલા સુલતાને ઘણા ઝાલરઝુલરવાળા તકિયાહઓ, કે જેને અઢીંગીને તે અર્ધી બેઠેલી ઢપે પોતાનાં બિછાણાંમાં અજેટાયલો હતો, તેનીનિચ્ચે પોતાનો હાથ ખોસી, એક ન્હાનો દાબડો બહાર ખેંચી કાહાડયો. આ દાબડો કોઈ અજાયબજેવાં હિંદુસ્તાનનાં લાકડાંનો બનાવેલો હતો; તેનીઉપર ઉંચી સીપોનો સણગાર કીધેલો હતો; અને તેની તમામ કોરે સોનાથી મઢી લીધેલી હતી; તેને મથાળે નક્કર સોનાનું એક કડું હતું, કે જેનીસાથે રેશમી દોરીથી એક

* જુઓ નોટ ૨૮ મી.

ચાવી બાંધેલી હતી. પણ કુચી ખોસવાનાં નાકાંઉપર સુલતાનની બાદશાહી મોટી મહોર કીધેલી હતી. પછી ગંભીર આવાઝે સુલતાને આગળ ચલાવ્યું "જો બૅરન ડી ફ્રેહરીન હયાત નહોય, અને જો તેની માલમિલકત તેનાં વસિયતનીરૂએ કોઈ બીજાં શખ્સોના હાથમાં ગઈ હોય, અને ટુંકમાં કહુંછું, કે જો અઈશા આસરાવગરની અને દોસ્તવગરની થઇ પડે, તો આ દાબડો તેણીને ઉંઘાડવા દેજે. પણ તેથીઉલટું જો બૅરન હયાત હોય, ને તે જો અઇશાને આવકાર દે, કે જેમ હું ઉમેદ રાખુંછું, કે તે કરશેજ, તો આ દાબડો તું અઇશાના હવાલામાં આપજે, પણ તે એવાં કૌલસાથે, કે જ્યાંસુધી કોઈશખ્સ તેણીની-સાથે શાદી કરે નહીં, ત્યાંસુધી તે ખોલવો નહીં. પણ વળી બીજી પણ એક શર્ત કરૂંછું, અને તે એછે, કે જો તેણી અગિયાર વર્ષોતુલીક શાદી થવાવગર પડી રેહે, તો તે મુદ્દત-બાદ, તેણી જાણે શાદી કરીજ ગઇ હોય, તેમ તે દાબડો ખોલે. આ બધું તું બરાબર સમજ્યોછે ?"

**ઓમર**—"મેં ઘણુંજ ધ્યાનથી સર્વે હકીકત સાંભળીછે, અને તે હું બરાબર સમજ્યોછું. જાણે એક સબકનો મેં ઘણાં વર્ષોતુલીક અભ્યાસ કર્યો હોય, ને તે મારાં મગઝ-ઉપર ઠસી ગયો હોય, તેવીજ સારીરીતે આપ નામદારનું કેહેવું મારાં મગઝઉપર ઠસી ગયુંછે."

**સુલતાન**—"અને મારા નમકહલાલ **ઓમર**, તું આ તમામ બરાબર બજાવવાને ફરી એકવાર કસમ ખાયછે ?"

**ઓમર**—(ઘણીજ ગંભીરાઇથી) "હા, હું કસમ ખાઉંછું."

**સુલતાન**—"ઘણું બેહતર કીધું !" એમ બોલી તેણે પોતાનો હાથ **ઓમર**ને આપ્યો, કે જેઉપર તેણે બુસા લીધા.

ત્યારપછી **માહમુદે** તે દાબડો **ઓમર**ને આપ્યો, કે જે ન્હાનો હોવાથી તેણે પોતાના પુશાકમાં તે સેહેલાઇથી છુપાવ્યો. પછી જે હઝુરિયો તેને ત્યાં લઈ આવ્યો હતો, તેને બોલા-વવાને સુલતાને **ઓમર**ને કહ્યું. કે જેમ તરતજ કર્યામાં આવ્યું. સુલતાને આ હઝુરિયાને કાનમાં કાંઇ થોડાક બોલોમાં હુકમ કર્યો. હવે **ઓમર**ને અને મરવા સુતેલા તેના બાદ-શાહને છુટા પડવાનો વખ્ત આવ્યો; આ વખ્તે બંધેને દેલમાં બીહદ દુઃખ થતું હતું; કેમકે તેઓ હંમેશનેમાટે છુટા પડવ.ની છેલ્લી સલામ એકબીજાને કરતા હતા ! અને તેમજ બન્યું. થોડાક કલાકોપછી આ ઝોરમંદ **માહમુદ**—સુધારાનો મોટો ખાં—દુનિયાંનાં જે અતિ હુશિયાર અને મશ્હુર બાદશાહો, કોઈ પણ વખ્તે કે કોઇ પણ દેશમાં તખ્તઉપર બેઠેલા, તેઓમાંહેલો એક આ ફાની જહાનથી કુચ કરી ગયો, અને તેનેબદલે તેનો બેટો **અબદુલ-મેઝિડ** તખ્તઉપર બેઠો.

સુલતાન **માહમુદ**ના ઓરડામાંથી પછી તે હઝુરિયો **ઓમર**ને આગળાંજ ન્હાનાં દીવા-નખાનાંમાં કે જ્યાં તેણે હકીમોને ઉભેલા જોયા હતા, કે જે દીવાનખાનાંમાંથી તેણે પેલા સુફેદ દાઢીવાળા બુઢા **ટર્ક**ને એક બંદીવાનતરીકે લઈ જતાં જોયો હતો, ત્યાં નહીં લઈ ગયો, પણ એક ચાલમાંથી થઇને એક અતિશય મોટાં અને ઘણાં સરસરીતે સણગારેલાં દીવાન-ખાનાંમાં લઇ ગયો, કે જ્યાં ઘણુંજ મનપસંદ ખાવાનું તૈયાર કરી એક મેઝઉપર ગોઠવી મુકેલું હતું. આ જગ્યાએ તેને એકલાને પા કલાકથી પણ વધુ વખ્ત થોભવું પડ્યું.



(ચિત્ર ૪ થું.) "પોતાના ઉંચી તુખમના સુફેદ, દુધજેવા ઘોડાઉપર સવાર થઈ, તે મહલ્લાઓમાંથી પસાર થતો હતો." (પાનું ૭૨ મું.)

તેઓનેમાટે તૈયાર રાખવામાં આવ્યો હતો. પેલી પેટી, કે જેમાં અઇશાનો સામાન હતો, તે તે મછવામાં આવી, અને જ્યારે ઓમર પોતાની જવાન સાથીને અંદર ઉતારતો હતો, ત્યારે સાફ ચાંદરણાંમાં તેનાં જોવામાં આવ્યું, કે જે મછવામાં તે મેહેલમાં આવ્યો હતો, તે નહીં પણ આ બીજોજ મછવો હતો.

ત્યારે મેહેલની સીડીઓઆગળ તેને ઉતારવાપછી પેહેલા મછવાનું શું થયું હતું? પેલા સુફેદ દાઢીવાળા ટર્કને *"સાત મેનારના કેલ્લા"માં, કે કોઇ બીજી જગ્યાએ તેને કીધેલી કોઇ તકસીરનેમાટે કેદ કરવા લઇ જવામાટે તે મછવો કામમાં લેવામાં તો ન આવ્યો હોય? માણસજાતનો જાતી ખવાસજછે, કે જે ભેદી બનાવો તે જોય, તેમાંટે જાણવાને તે હંમેશાં આતુર રેહેછે, અને ઓમર પોતે પણ તેમ આતુર રેહે, તો તેમાં નવાઇજેવું શુંછે? તોયે તેણે મનમાં પાકો મનસુબો કીધો હતો, કે તેઆણે કે બીજી હરકોઇ બાબતમાંટે અઇશાને સવાલો કરવા નહીં, પણ તેણી પોતાની રાઝીખુશીથી જેટલી બાબત જણાવે તેજ જાણવી.

* જુઓ નોટ ૨૦ મી.





# પ્રકરણ ૧૧ મું.

## ગુફો.

આગળનાં પ્રકરણમાં આપણે જે સર્વે બિના જણાવી ગયા છૈયે, તે બન્યાબાદ આસરે એક પખવાડિયાંપછી મુસાફરોની એક ન્હાની ટોળી વાલાશિયાનાં પ્રગણાંમાંથી ટ્રાન્સીલવૅનિયાની સરહદતરફ પોતાનો રસ્તો કાપતી હતી. ચાર ઘોડા જોડેલી એક ગાડીમાં બે બાનુઓ તથા ઔરત નોકરો હતી; ઓમર પાશા ઘોડાઉપર સવારી કરતો હતો; તેનીસાથે પાંચ મર્દ ખેદમતગારો હતા, કે જેઓ સઘળા પણ સારા ઘોડાઓઉપર સવાર થયેલા હતા. કેહેવાની કશી અગત્ય નથી, કે તે બે બાનુઓમાંની એક સલિમા અને બીજી અઇશા હતી.

ટ્રાન્સીલવૅનિયાની ઑસ્ટ્રિયન સરહદતરફ જવામાંટે ઑટૉમનના રૂમેલિયા, બલગૅરિયા, અને વાલાશિયાનાં મોટાં પ્રગણાંઓમાંથી ઘણી લાંબી મુસાફરી કરવી પડતી હોવાનેલીધે, તેઓ ન્હાનીન્હાની મંજલો કાપતા આસાનીથી મુસાફરી કરતાં હતાં, કારણકે રખેને બાનુઓને થાક ચઢે, તેની ઓમરને ફેકર હતી. મરહુમ સુલતાનને આપેલા પવિત્ર કૌલને તે નમકહલાલીથી વળગી રહ્યો હતો, અને તેવીજરીતે શાણી અને રહમદેલ સલિમા પોતે પણ પોતાનો ભાગ માયાથી બજાવતી હતી. તેણી હંમેશાં અઇશાનીપાસેની પાસેજ રેહેતી હતી, અને તેટલામાંટે મુસાફરીદરમેયાન સલિમાને ઓમરસાથે ખાનગીમાં પુરાપાધરા બાર બોલો પણ બોલવાની તક મળી નહતી. તોયેપણ એક વખ્તે થોડાક બોલો ઉતાવળે કેહેવાની સલિમાને તક મળી ગઇ. તેણીએ ઓમરને ખાનગીમાં જણાવ્યું, કે મળતાવડા સ્વભાવની અઇશાએ પોતાની આગળી ઘણી ખરી તમામ કયેફેયત તેણીને ખુલ્લાં દેલથી જણાવી હતી. વળી તે ઓમરથી કોઇપણ રીતે છુપી રાખવાની અઇશાએ બાધ રાખી નહતી, તેટલામાંટે જ્યારે તેઓ પોતે માથે લીધેલું કામ પુરૂં કરી પાછાં બંધે એકલાં મળશે, ત્યારે સલિમા તે સર્વે તાઅજ્જુબીભરેલી હકીકત ઓમરને જણાવશે, એમ પણ તેણીએ કહ્યું હતું.

જે જગ્યાએથી તેઓ મુસાફરી કરતાં હતાં. ત્યાં લુટારાઓનો ડર ઘણો હતો, પણ તેજ કારણનેલીધે કાંઇ ઓમર ગાડીમાં બાનુઓસાથે મુસાફરી કરવાનેબદલે ઘોડાઉપર સવાર થયો નહતો, પણ તેનું ખરૂં કારણ તો એ હતું, કે તેમ કરવાથી અઇશાને કોઇરીતે અડચણ ન પડે, અને તેણી ખુલ્લાં દેલે સલિમાસાથે વાતો કરે. રખેને કોઇપણ પારકા મર્દની નઝર તેણીનીઉપર પડે; એવી ધાસ્તીથી તેણી હંમેશાં પોતાનાં મ્હોંડાંઉપર બુરખો નાખેલો રાખતી હતી, અને તેટલાંઉપરથી ઓમરની ખાતેરી થઇ, કે મુસલમાન રવાઝ આવો ચીવટપણે અઇશા રાખતી હોવાથી, તેણી મુસલમાન ઝનાનામાં લાંબો વખ્તસુધી રેહેલી હોવી જોઇએ. આ સબબનેલીધે તેને એકવાર પણ અઇશાનો ચેહેરો અછડતોવટીક જોવાની તક મળી નહતી, અને તેવી તક મેળવવાની તેણે જરા પણ કોશેશ કદી કરી નહતી. ટુંકમાં, કંટાળો આવેએવી ખંતથી, પોતાની હંમેશની લાયકીથી, અને નેક ચાલથી ઓમર પોતાના મરહુમ મુરબ્બી નામદાર સુલતાન માહમુદના હુકમને બોલેબોલ માન આપી વર્ત્યો હતો.

આપણે આગળ જણાવ્યું છે, તેમ આપણાં મુસાફરો રૂમેલિયા અને બલગૅરિયાનાં પ્રગણાંઓ પસાર કરીને નિકૉપૉલિસઆગળ ડૅન્યુબ નદી ઓળંગી ગયાં, અને પછી વાલાશિયાંનાં પ્રગણાંમાં પોતાનો રસ્તો કાપતાં હતાં. આલુટા નદીને રસ્તે થઇને, ટ્રાન્સીલવાનિયાનાં શેહેરનાં હરમાનસ્ટાડટ ગામમાં જવાનું હતું, ત્યાં આવેલાં સ્લાટિનાનાં ન્હાનાં શેહેરનીનઝદીક તેઓ એક સાંજના આવી પુગનાર હતાં, કે જે શેહેરમાં તેઓએ તે રાત ગુજારવાનો ઠરાવ કર્યો હતો. જુલાઇ માસ હતો, અને તેટલામાંટે ત્યાં હવા ઠીક હતી, પણ જેમજેમ સાંજ પડવા લાગી, તેમતેમ કાળાં વાંદળાંઓ આકાશઉપર ચઢવા લાગ્યાં; પવન, કે જે હમણાંતુલીક ધીમો ફુંકતો હતો, તે એકાએક પડી ગયો; આ પવનના બંધ પડી જવાસાથે તુફાન થવાની ધાસ્તી ઉપજી; અને તેનેલીધે ગર્મી તો કેહે કે મારૂં કામ.

ઓમર આગળ વાલાશિયામાં આવી ગયેલો હોવાથી તેને ત્યાંની દરેક જગ્યાની માહિતી હતી, તેઉપરથી તેણે જોયું, કે સ્લાટિના પહોંચવામાટે હજી સાત માઇલોનો રસ્તો કાપવો પડશે. વળી રસ્તામાં નહીં કોઇ ગામડું, કે જ્યાં સગવડભરેલો ઉતારો મળી શકે. એટલાઉપરથી તેણે માથે ચઢેલાં તુફાનનેલીધે પોતાનીસાથની બાનુઓવીષે ચિંતા થવા લાગી, અને તેણે તે ગાડીના *ઘોડાઓઉપર સવાર થયેલા ચાબુકસવારોને જલ્દી આગળ વધવાનો હુકમ કર્યો. પણ તેટલાં એટલોતો ધોધમાર વરસાદ પડવા લાગ્યો, કે તે અને બીજા મર્દો જેઓ ઘોડાઓઉપર ખુલા હતા, તેઓ ભીંજાઇને તરબોર થઇ ગયા. ખુદ પોતાનેવીષે તો તેણે કાંઈ પણ દરકાર નહતી. તેને ચઢાઇઓમાં તડકોતાપ, ભુખપ્યાસ, સર્દીગર્મી, વગેરે ઘણાં ખમેલાં હોવાથી, તે એવી બાબતોમાં ઘણો ઘડાઇ ગયેલો હતો, પણ વરસાદ તો બાનુઓવાળી ગાડીમાં પણ દાખેલ થવા લાગ્યો, અને વળી અધુરાંમાં પુરૂં તેજ વખ્તે એક ખડબચડા રસ્તાઉપર આંચકો લાગવાથી ગાડીની એક ધરી ભાંગી ગઇ! હવે તો ત્યાં થોભવાસેવાય બીજો કાંઇજ ઇલાજ રહ્યો નહીં. ત્યાંઆગળજ એક ઉભી ટેકરીની બાજુમાં એક ગુફા આવેલો હતો. આ ગુફામાં ઓમર અને તેના સાથીઓ તે બંધે બાનુઓ, અને ઔરત નોકરોને બનતી ઉતાવળે લઇ ગયા. તેઓ સર્વે જણીઓ ગર્મ શાલો અને ઝભ્ભાઓમાં સારીરીતે ઢંકાયલી હોવાથી તેઓને ઝાઝી ભીનાશ લાગી નહતી. તેઓ હજીતો ગુફામાં જઇને ઠર પડયાં નહીં, તેટલાં કડાકાધડાકાઓ સાથે, ઝબરદસ્ત વિજળીના ચમકારાઓ થઇ, જાણે આખું આસ્માન તુટી પડતું હોય, તેમ ગાજવીજ થઇ વરસાદ તુટી પડયો.

હવે શું કરવું? જ્યાંસુધી તુફાન અને વરસાદ નર્મ પડે, ત્યાંસુધી તે ગુફામાં રેહેવાસેવાય કશો છુટક નહતો. તોયે તુફાનનાં ઝોરઉપરથી જણાતું હતું, કે તે જલ્દીથી સમી જશે. પોતાનીસાથે ત્રણચાર ખેદમતગારોને લઇ મારમારના વરસાદમાં ભાંગેલી ધરી દરોસ્ત કરવાને ઓમર કામે લાગ્યો, એવી આશાથી, કે કાંઇ નહીં, તો સ્લાટિના પહોંચેએટલી પણ જો ધરી ઠીક થાય, તો સારૂં. સારાં નસીબે ગાડીમાં પુરતું ખાવાપીવાનું હતું, અને તે તરતજ બહાર કાહાડી બાનુઓનેમાંટે તૈયાર કર્યામાં આવ્યું.

જ્યારે ઓમર અને તેની સાથવાળાઓ ધરી દરોસ્ત કરવામાં રોકાયલા હતા, ત્યારે તેઓએ એક ઘોડાનાં પગલાંનો આવાઝ તેઓતરફ ઝડપથી આવતો સાંભળ્યો, અને વિજળી

* જુઓ નોટ ૩૧ મી.

થયાપછી જે અંધારૂં થતું, તેમાં જેમતેમ જોતાં તેઓએ એક સારા મઝબુત ઘોડાઉપર સવાર થયેલા એક મુસાફરને તેઓનીઆગળ આવી ઉભેલો જોયો.

ગાડીથી થોડેક છેટે તરતજ પોતાના ઘોડાની લગામ ખેંચી, તેને ઉભો રાખી, તે મુસાફરે પુછયું, "શુંછે ? કાંઈ અકસ્માત બન્યોછે ?"

આ સાંભળીને ઓમર ચોંક્યો. તે આવાઝ તેને જાણીતોજેવો લાગ્યો. તોયે તેણે તે છેલ્લો સાંભળ્યો હતો, તેનાકરતાં જરા વધારે ઘાડો થયેલો લાગ્યો. પણ બીજીજ ઘડિએ કદાચ તે ભુલ કરતો હોય, એમ ધારી પોતાની હંમેશની સભ્યતાથી પાછો જવાબ આપ્યો, "હા, એક અકસ્માત બન્યોછે, અને વળી વધારે દેલગીરીભર્યું, તો એછે, કે મારી-સાથે બાનુઓ——"

પણ તે હ્યાંજ બોલતો અટકી ગયો: કારણકે તે સવારે તરતજ પોતાના ઘોડાને એડ મારી, તે જગ્યાએથી તરતજ નાસી ગયો !

આ જોઇ ઓમર મનમાં કેહેવા લાગ્યો, "ખચિત, તે તેજ હતો. તેનો આવાઝ સાંભળી, એક ઘડી પણ હું શકમાં કેમ રહ્યો ? અંતઃકરણથી ડંખેલો તે હિચકારો મને જોતાંજ હ્યાંથીજ પોબારા માપી ગયોછે !"

વાંચનારને કેહેવાની કશી અગત્ય નથી, કે આ આવાઝ ડૅનિયલ લૅમબર્ગનોજ હતો, કે જે ચંચળ ઓમરે તરતજ પિછાણ્યો હતો. નૌવિખાતે તે લુચ્છાનાં તરકટને માત કરવાને સોળ વર્ષો થઇ ગયાં હતાં; પછી જ્યારે તે પોતાની વાહાલી સલિમાસાથે શાદી કરવા જતો હતો, ત્યારે કૉન્સટૅન્ટિનોપ્લના રસ્તામાં લોકોની ભીડવચ્ચે તેનો પાપી ચેહેરો તેણે બાર વર્ષોઆગાઉ જોયો હતો. ત્યારપછી ઘણો લાંબો વખ્તસુધી તેનેવિષે કશો પણ વિચાર તેણે કીધો નહતો, તો જોકે અવારનવાર જ્યારે તે તેને યાદ આવતો, ત્યારે ઓમર તેને તરતજ પોતાનાં મગઝમાંથી કાહાડી નાખતો, અને વળી હમણાં પણ જ્યારે ઓમરને જોઇને ડૅનિયલ લૅમબર્ગ નાસી ગયો. ત્યારે પણ આપણા જવાને તેનાબાબે ઝાઝી કનવાર કીધી નહીં, કારણકે તરતવેળા કામ ચાલે એટલી ગાડીની ધરી દરોસ્ત થઇ હતી. એપછી તેણે ગુફાતરફ ફરવા માડયું.

આ વખ્તે વરસાદનું ઝોર પણ નર્મ પડયું હતું; ગગડાટ અને ગાજવીજ તેઓને માથેથી બંધ થઇ દુર સંભળાતાં હતાં; અને વિજળી પણ ઘણી નર્મ અને લાંબે વખ્તે પડતી હતી; યાને તુફાન વહી જતું હતું; અને ઓમરને લાગ્યું, કે ઘણાજ થોડા વખ્તમાં તેઓ પાછા સ્લાટિનાતરફની કુચ શરૂ કરવાને શકિતવાન થશે.

તે ટેકરીનાં મ્હોંઆગળથી તે ગુફા આસરે પચાસ "ફીટ" ઉંડો હતો, અને ઓમરના ખેદમતગારોએ તેમાં બેએક મશાલો સળગાવીને ગોઠવી હતી. જ્યારે આપણો નાયક ગુફામાં દાખેલ થયો, ત્યારે તેને માલુમ પડયું, કે અઇશા મ્હોંઉપર ભારી બુરખો નાખી એક નોકર બાનુના ખોળાઉપર માથું મુકી ઉંઘાતી હતી. જ્યારે સલિમા ઝમીનઉપર એક જાડો ઝબ્બો બિછાવી તેઉપર ચુપ બેસીને અઇશાની ચોકાસી કરતી હતી. પોતાના વાહાલા ખાવંદને અંદર આવતો જોઇ સલિમા ઉઠી ઉભી થઇ, અને તેને ચુપ રેહેવાને એશારત કીધી. એમ ધારીને કે રખે તેનાં બોલવાચાલવાથી અઇશાની ઉંઘમાં કાંઇ ખલલ

થાય. પછી તેનો હાથ પકડી, તેણી તેને ગુફાનાં મ્હોંઆગળ લઇ ગઈ, એવી મતલબથી કે તેણી જોઇ શકે, કે મુસાફેરી આગળ ચલાવી શકાશે કે નહીં.

ત્યાં ખુબસુરત **સલિમાએ ઓમરને** કહ્યું, "ધાસ્તી અને થાકને વશ થઇને **આઇશા** ભરઉંઘમાં પડીછે."

**ઓમર**—"મારી વાહાલી, હજી મુસાફેરી પાછી શરૂ કરવાને બીજો અર્ધો કલાકછે, તેટલાં તેણીને આરામ કરવા દે. જોકે તુફાન નર્મ પડતું જાયછે, તોયે અર્ધા કલાકનીઆ-ગમચ આપણેથી બહાર નિકળાય એમ નથી."

**સલિમા**—"ત્યારેતો બીચારી મારી જવાન સહીનેમાંટે ઠીક થયું, કારણકે મેં હમણાં તમોને જણાવ્યુંછે, તેમ તેણી મુસાફેરીની થાકથી તદન આજેજ થઇ ગઇછે."

**ઓમર**—"તો જોકે તેણીને થાક ન ચડે, એવા એરાદાથી ટુંકીટુંકી મંજલે આપણે કુચ કીધીછે, અને મેં મારેથી બનતી સંભાળ——"

**સલિમા**—(અધીરાઇથી વચ્ચે બોલી ઉઠીને) "મારા સૌથી પ્યારા ખાવંદ, હા, હા, તમારેથી બનતી દરેક સંભાળ અને માવજત તમોએ લીધીછે, અને **આઇશા** ખરાં દેલથી તે તમારી તમામ માયા અને સારી સમજનેમાંટે તમારૂં અહસાન માનેછે."

આ સાંભળી **ઓમરે સલિમાના** ગુલાબી, ભરેલા ગાલોઉપર માયાથી હાથ ફેરવ્યો, કે જે ગાલોઉપર તેણીની અતિ જવાન વયે, જે ખુબસુરતી અને રતાસ રેહેલો હતો, તે હજી હતો. પછી તે ધીમેથી બોલ્યો, "મારી અતિ વાહાલી **સલિમા**, અને તેણી તારી માયાનેમાંટે પણ ઉપકાર માનતી હોવીજ જોઈએ. તારી કદરશનાસીનેમાંટે તારી જવાન સહીનાં દેલમાં ઘણીજ માયા અને મુહબ્બત પૈદા થયાં હશે! **સલિમા**, મને જણાવ, કે શું તેણી ખરેખરી સુખીછે? આ મુસાફેરીનું પરિણામ તેણીનાં ખરેખરાં સુખમાં આવશે, એમ શું તેણી ધારેછે?"

**સલિમા**—"જરા થોભો! મને ખાતેરી કરવા દો, કે તેણી ખરેખરી ભરઉંઘમાં પડીછે કે? અને જો તેમ હશે, તો પછી હું તેણીની તમામ કઇફેયત થોડા બોલોમાં તમોને જલ્દીથી જણાવી દઇશ."

આપ્રમાણે બોલી **સલિમા** ઘણી આહેસ્તેથી કંઈ પણ ગડબડ કરવાવિના ગુફાનાં માંહેના ભાગમાં ગઇ, અને **ઓમર** ગુફાનાં મ્હોંઆગળથી આસરે વીસ પગલાં દુર જઈ તુફાનની નેશાનીઓ કેવીછે, અને મુસાફેરી પાછી ચાલુ કરી શકાશે, કે નહીં, તે નક્કી કરવા આસ્માન-તરફ જોવા લાગ્યો. એક "મિનીટ"માંજ તે ગુફાનાં મ્હોંઆગળ પાછો ફર્યો, કે જ્યાં તે પોતાની બાયડીસાથે હમણાંજ વાતે ઉભો હતો. અંદર સળગાવેલી મશાલોમાંની એકનાં અજવાળાંથી તેણે જોયું, કે કોઇ છુપાઇને ત્યાંથી ચાલી જતું હતું, અને પોતાની ઘણીજ નઝદીકમાં તેણે કોઈનાં પગલાં પણ સાંભળ્યાં. પછી શું બન્યું, તે ફક્ત એકજ પળનું કામ હતું. આંખ ઢાંકીને પાછી ઉંઘાડયે, તેથી પણ થોડા વખતમાં તે બનાવ બની ગયો હતો!

ઘણોજ ઘાતકી અને જંગ્લી આવાઝ તેના કાનઉપર પડયો, કે "આખરે ફાનો લીધો!" તેજ વેળા દેયું ફાડી નાખેએવી મોટી એક ચીચિઆરી ગુફામાંથી આવતી સંભ-

ળાઈ, અને ત્યાંની રોશ્નીથી **ઓમર**ની આંખોઉપર કાંઈ ચળકાટ પડયો, અને તરતજ તેની ગર્દનઉપર તેની માનીતી પ્યારી **સલિમા**ના હાથો વિંટળાઇ ગયા !

એક ફટકો લગાવ્યામાં આવ્યો હતો ! **સલિમા**નાં મ્હોંમાંથી બીજી એક ચીસ સંભળાઈ! અને જે જગ્યાએ આ કરપિણ કર્મ કરવામાં આવ્યું હતું, ત્યાંથી ઉતાવળાં પગલાં ધસારાબંદ બહાર નિકળી જતાં જણાયાં !

આ સર્વે જોઇ **ઓમર** દુ:ખથી દીવાનોજેવો બની જઇ પોકારી ઉઠયો, "તરકટ ! તરકટ થયુંછે, ખુનીને પકડો !" કારણકે આ વેળા તેના ચેહેરાઉપર ગર્મ લોહીની ધારાઓ વેહેતી હતી ! અને પોતાના આ ભારે ગભરાટવેળા તેને જાણવાને એટલી પણ શુધ્ધિ રહી નહતી, કે આ લોહી તેનું પોતાનું હતું, કે **સલિમા**નું !

આહા ! અગરજો તે તેનું પોતાનું લોહી હતે, તો તેની તે જરા પણ દરકાર કરતે નહીં ! પણ અગરજો તે તેની ઘણીજ માનીતી અને વાહાલી **સલિમા**નું હોય, તો બસ થઇ ચુકયું !

**સલિમા** ધીમે સાદે બોલી, "યા અલ્લાહ, તારૂં અહસાન માનુંછું ! યા ખુદા તારી તારીફ કરૂંછું ! કે તેં મારા વાહાલા જાનનો જીવ બંચાવ્યોછે !"

એવીતો માયાથી **સલિમા** **ઓમર**ની ગર્દનને વળગી તેની છાતીઉપર માથું નાખી ઉભી હતી, કે શું બન્યુંછે, તેની જુસ્તોજુ કરવાઆગમજ થોડીક "મિનીટો" વહી ગઇ; તેને આ સઘળો બનાવ શું હતો, તે જાણવાને ભારે એન્તેઝારી થઈ, અને "મારી મીઠામાં મીઠી, વાહાલાંમાં વાહાલી **સલિમા**, આ તું શું બોલેછે ?" એટલુંજ કહી, તે ત્યાં ઉભો રહ્યો, અને પેલો ખુની, કે જેનો સાદ તેણે ઓળખ્યો હતો, તેની શોધમાં દોડવામાં ઢીલ થઈ.

બંધે ગુલામડીઓ, **અઇશા** પોતે, અને ત્રણ ખેદમતગારો એટલીવારમાં તો ત્યાં દોડી આવી પાશા અને તેની બાનુનીઆસપાસ ફરી વળ્યા હતાં, અને તેઓએ જ્યારે બંધેને લોહીથી ખરડાયલાં જોયાં, ત્યારે કમકમાટ, દહશત, અને દુ:ખના આવાઝો તેઓનાં મ્હોંમાંથી નિકળી પડયા ! બીચારી **અઇશા** તો બેશુદ્ધ થઇ ગઇ, અને એક ગુલામડી તરત તેણીને ગુફાની અંદરના ભાગમાં ઉઠાવી લઇ ગઈ. આ વખ્તે લગભગ દીવાના થઇ ગયેલા બાપડા **ઓમર**ને ખરી બિના શું હતી, તેની સમજ પડી. તે ખુની, કે જેનાં ખંજરનું પાનું, તેની પોતાની ઝેંદગી લેવામાં નિષ્ફળ ગયું હતું, તે આખરે તેની વાહાલી, નિર્દોષ મહોરદારની છાતી ચીરી નાખવામાં ફતેહમંદ નિવડયું હતું ! તેણીની હાલત હવે ખરાબ થતી જતી હતી ! તેણીની ઝેંદગીની ઓટ જલ્દી થવા માડતી હતી ! **ઓમરે** પોતાનાં ઘુંટણઉપર પડી, પોતાની જેગરસમાન વાહાલી મહોરદારને પોતાના હાથોમાં પકડી, તેણીનું માથું લઇ પોતાની છાતીસાથે દાબ્યું. આ વેળાના દુ:ખી દેખાવની લાગણીનું વર્ણન કરવાને ગમેએવી સરસ ઝબાનમાં ઝોર નથી, કે કલમમાં કુવત નથી ! તેનું બ્યાનજ ન થાય, એવો તે દેખાવ હતો ! **સલિમા**ના ફેરેસ્તાઇ ચેહેરાઉપર એક પવિત્ર ગંભીરતા અને ખરાં દેલની ખુશહાલી ઝાહેર થતી હતી, અને તેણી ઘણાજ નબળા સાદે બોલી, "મારાં વાહાલાં જેગર, આમુજબે તારા પોતાના હાથોમાં મરવું, મને કેવું મધુર લાગેછે ! વળી જ્યારે હું

જાણુંછું, કે મારાં મોતથી તારો કીમતી જાન સલામત રેહેવા પામ્યોછે, ત્યારેતો મારૂં મોત મને વધારે મીઠું લાગેછે! ઓમર, મારેમાંટે ગમ ના કર! રડ ના! આપણે આ દુનિયાંમાં પેહેલાં મારા કાકાના જે સુંદર બાગમાં એકમેકને મળ્યાં હતાં, તેકરતાં હઝાર દરજ્જે સુંદર અને ખુબસુરત બેહેસ્તના બાગમાં આપણે હવે પછી એક દિન પાછાં મળીશું, કે જ્યાં પછી ફરી છુટાં પડવાનું નથી! મારાં વાહાલાં જેગર, અલ્લાહ તુંને સુખી રાખે!"

ભારે લડાઇઓ, કે જેમાં આપણા આ લડવૈયાએ જાનની દરકારવગર ઝિંપળાવેલું; કે જ્યાં તેણે પોતાના પગોઆગળ હઝારો જાનો તડફડીને મરી જતા જોયલા, છતાં તે આ વેળા પોતાના હાથમાં પકડેલી સલિમાને આવી હાલતમાં જોઇને એક બચ્ચાંનીપેઠે ડચકાં ખાઇ રડવા લાગ્યો. તેણીની પ્યારભરી આંખો આ વખ્તે ઓમરગમ જોયા કરતી હતી; તેણી ઓમરનેમાટે દુઆના કાંઇ શબ્દો બબડી, અને પછી જાણે એક ન્હાનું બાળક પોતાની માતાની ગોદમાં આરામ કરવાને જતું હોય, તેવી શાંતીથી નેક સલિમા આ દુનિયાંની હંમેશની નિદ્રામાં પડી! તે ભલો કીમતી જાન, તે કિરતારને હવાલે ગયો!



## પ્રકરણ ૧૨ મું.

### જનરલ અને તેની બેટી.

હવે દેખાવ બદલાયછે; આપણી વાર્તા વળી લાંબો વખ્ત લેછે; આપણે આગળું પ્રકરણ, કે જેમાં સલિમાનું ખુન થયેલું જણાવ્યુંછે, તે બનાવપછી, સાડા તેર વર્ષો વળી પાછાં વહી ગયાંછે; તેર વર્ષો અને છ મહિનામાં આપણા નાયક ઓમર પાશાઉપર તરેહવાર લીલીસુકી પડી ચુકીછે; તરેહવાર બનાવો તેનાબાબમાં બની ચુક્યાછે; અને તે સર્વે હકીકત વાંચનારને વખ્ત આવવે જણાવ્યામાં આવશે. પણ હાલમાં તો વળી બીજીજ બાબતો-ઉપર બોલવું પડેછે, કે જે કદાચ અમારાં વાંચનારને આ વાર્તાસાથે લાગુ પડતી ન જણાશે, પણ વખ્ત આવવે તે આ તવારીખમાં ભાગ લેવાતીછે, એમ તેની ખાતેરી કરશે.

૧૮૫૩ નાં સાલનો જાનેવારી માસ હતો; બ્રિટિશ રાજ્યધાની લંડન શેહેરના પશ્ચિમ છેડાતરફ એક સુંદર મકાનનીમાંહેનો દેખાવ હતો, એમ વાંચનારે જાણવું. આ મોટું મકાન, કે જે સર જેમ્સ કુટબર્ટની માલેકીનું હતું, તે પોર્ટમેન સ્કુવેર નામના મહલ્લામાં આવેલું હતું. તેનો ધણી શ્રીમંત હતો, અને ઇંગ્રેજી લશ્કરી નોકરીમાં *મેજર-જનરલની ઉંચી પદવી ધરાવતો હતો. હાલમાં તે એક જાણીતી પાયદલ રીજમીટનો કરનલ હતો.

જનરલ સર જેમ્સ કુટબર્ટ, હમણાં જ્યારે આપણે વાંચનારસનમુખ તેને રજુ કર્યો છિયે, ત્યારે પાંસેક વર્ષોની ઉમરનો હતો. કદે તે પાતળિયો પણ લાંબો હતો; કમર-માંથી રહેજ વાંકો વળેલો હતો, પણ તે તેની ઉમરનેલીધે નહીં, પણ લાંબી અને મુશ્કેલ નોકરીનેલીધે હતું. તોયે તે પુરાદી કાઠીનો હતો, અને ઉંમરનો થવાછતાં, તે વખ્તનાં ઘણાક જવાન મર્દોકરતાં વધારે ચપળ હતો. તે મઝબુત બુદ્ધિનો હતો, અને તેની મનશકિત હજી તદન વધારે સારી હાલતમાં હતી. જોકે તે ઉમરનો હતો, છતાં પોતાની ચપળાઇ-નેલીધે, તે હતો તેકરતાં વધારે જવાન લાગતો હતો. તેનો દેખાવ દરેકરીતે લશ્કરી હતો, અને તેમાં વળી તેને જાડી ભરેલી મુંછ હોવાથી તે બ્રિટિશનેબદલે જાણે કોઇ પરદેશી જનરલ-અમલદાર હોય, તેવો લાગતો હતો. તોયે ખાસ્સે તે બુટો લડવૈયો બાલેબાલ એક બ્રિટિશ હતો. તેના આચારવિચારો, તેની ચાલચલણ, તેનાં મતો, તેની મગરૂરી, તેનો માથાળુ સ્વભાવ, એટલુંજ નહીં, પણ તેના ભુલભરેલા વિચારો અને શકમંદ ખવાસવટીક પુરેપુરાં બ્રિટિશ હતાં. સાચાઇ આપણને કેહેવાની ફરજ પાડેછે, કે સર જેમ્સ કુટબર્ટ, જોકે એક ઘણો સરસ બુટો લડવૈયો હતો, છતાં ઘણાક ભુલભરેલા વિચારો તે ધરાવતો હતો, અને તે પણ વળી ઘણાજ મઝબુત ભુલભરેલા.

તેણે પરદેશમાં ઘણી નોકરી બજાવી હતી: તેણે પોતાની જવાનીમાં હિંદુસ્તાનખાતે કીર્ત્તિ મેળવી હતી; તે વૉટરલુની પ્રખ્યાત લડાઇમાં લડયો હતો; એક સંસ્થાનનો હાકેમ-

* જુઓ નોટ ૧૯ મી.

વકીલ નેમાયો હતો. આરીતે ખટપટી નોકરીઓમાં રોકાયલો હોવાનેલીધે તેણે પરણવાનો વિચાર લાંબો વખ્તતુલીક સુઝયો નહીં. આ લાયક જનરલે આશરે પચાસ વર્ષોની ઉમરે પોતે ભેગી કરેલી મોટી દોલતનો લાભ લેવાના વિચારથી પરણીને એક ઠેકાણે કાયેમ રેહેવાનો એરાદો કીધો. તેઉપરથી પોતાને લાયકની એક ભલી બાનુ, કે જેણી પોતાના એક મરનાર અમલદાર દોસ્તની બેહેન થતી હતી, તેણીનીસાથે લગ્નનાં ગાંઠથી તે જોડાયો. લગ્ન વખ્તે આ બાનુ ત્રીસથી થોડાંક વધુ વર્ષોની ઉમરની હતી, આ લગ્નથી તેઓને પેટે ફક્ત એક બેટીનું ફર્ઝંદ થયું હતું, કે જેણીને જન્મ આપતીવેળા લેડી કુથબર્ટ મરણ પામી હતી. પોતાને ગયેલી આ મોટી ખોટથી તેણીના ભરથારને થોડોક વખ્તસુધી તો કદી નહીં વિસરાયએવો ભારે ગમ લાગ્યો, પણ વખતનાં વેહેવાસાથે તેનું દુઃખ ઓછું થવા લાગ્યું, અને તે પોતાનો શોક ભુલાવવામાટે તે હવે પોતાનાં આ એકપુરાં બચ્ચાંઉપર મગરૂરી અને પ્યારથી જોઇ પોતાનો વખ્ત ગાળવા લાગ્યો.

આ બેટીનું ખ્રિસ્તી નામ તેણે એલોઇસ રાખ્યું; તે તેણીને ઘણીજ માવજતથી ઉછેરવા લાગ્યો; પણ તેમ વળી તેણી તેના પ્યારથી એકદમ છકીને બગડી ન જાય, એટલામાટે ચોકસ અંકુશ તેણીનીઉપર રાખવા લાગ્યો. સર જેમ્સ કુથબર્ટના, તેમજ મર્હુમ લેડી કુથબર્ટનાં કોઇ નઝદીકનાં સગાંઓ ન હોવાથી તેણે એક ઘણીજ સારી ચાલચલણવાળી, ઉમરની બાઈને તેણીને કેળવણી આપવા, તથા સાથે રેહેવામાટે મેળવી, અને આ ભલી "ગવરનેસ" યાને સ્ત્રીશિક્ષકની અથાગ મેહેનત અને કાળજીતળે, તેમજ ખુદ કરનલની જાતી સંભાળહેઠળ આ નિર્દોષ એલોઇસ ઉછરવા લાગી. તેણી એક બાનુનેલાયકના સદગુણો, કેળવણી, ખુબસુરતી, અને નીતિવચ્ચે ઉછરતી ગઇ.

આપણે જણાવવું જોઇએ, કે લગ્નપછીથી સર જેમ્સ કુથબર્ટ પોતાની નોકરીમાંથી ફારેગ થયો હતો, પણ જ્યારે તેની બાયડી મરણ પામી, ત્યારે પોતાનો ભારે શોક ભુલાવવામાટે પોતાનું ચિત્ત કશાંઉપર લગાડવાનો તેણે ઠરાવ કર્યો. એટલામાટે શોક રાખવાનો વખ્ત પુરો થતાંજ, તેણે એક શેહેર, કે જેમાં લશ્કર પડી રહેતું હતું, તેની હાકમી, તથા ત્યાંનાં લશ્કરનું વડપણ કબુલ રાખ્યું. કેટલાંક વર્ષોતુલીક તેણે હાકમી ભોગવી, પણ પછી પોતાની બેટી મોટી થવાથી તેણીને મંડળીઓમાં દાખેલ કરવાના વિચારથી તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું, પણ રેજીમેંટના વડા કરનલતરીકે ફક્ત માનનો હોદ્દો ચાલુ રાખી, તે લંડન શેહેરમાં રેહેવા આવ્યો, અને આપણે આગળ જણાવ્યુંછે, તેમ પૉર્ટમૅન સ્કુવેરના લતાઉપર આવી વસ્યો.

હમણાં આપણે વાંચનારને આ બિનાથી વાકેફ કરીએ છૈયે, ત્યારે ૧૮૫૩ નાં જાનેવારી માસની શરૂઆત હતી, અને તેવેળા એલોઇસની ઉમર અઢાર વર્ષોની હતી. આપણે કહી ગયા છૈયે, કે તેણી મનમાં તેમજ તનમાં ખીલી નિકળેલી હતી. તેણી ખરેખરી ઘણીજ રૂપાળી હતી. તેણીનું કદ મધ્યમસરની ઉંચાઇનું હતું; તેણી સરખાં કદની એક વનદેવીજેવી હતી; તેણીની હાલચાલ દેલપસંદ હતી; તેણીનાં બાલ ઘણા ઘેરા ભુરા રંગના, અને કુદરતી ચળકતા હતા; તેણીની સુંદર આંખો ખુલ્લા ભુરા રંગની, મોટી, અને ચળકતી હતી; તેણીનાં પાપણો તેણીનાં માથાંના બાલકરતાં

પણ વધારે ઘેરા રંગના, અને લાંબાં હતાં; ભવાં પાતળાં, અને કમાનદાર, તથા કપાળ ઉંચું અને શોભિતું હતું; તેણીનો ચેહેરો જવાનીનો બહાર, અને તંદુરોસ્તીનો વિચાર આપતો હતો; તેણીના હોઠ લાલ કેરમઝી, તથા મ્હોંની દાબડી ન્હાની હતી; અને દાંતો જાણે મોતીની બે હારો હોય, એવા સરખા અને સુફેદ હતા. ટુંકમાં. એલૅાઇસનો દેખાવ ઘણો ખુબસુરત, અને કોઇનું પણ મન હરી લેએવો હતો. તેણી પોતે પણ જાણતી નહતી, કે તેણી એટલી ખુબસુરતછે.

સર જેમ્સ ક્રુકબર્ડનો એવો વિચાર હતો, કે તેણીની ઉમરની એક જવાન બાનુએ ઉંચે વાંધેનાં મંડળમાં ભેળાવું ઝરૂરનુંછે, છતાં પોતાનાં ઘરમાં કોણને પરોણાતરીકે બોલાવવા તેવિષે તે ઘણી સંભાળ લેતો હતો. તેમજ તેટલીજ સંભાળ કોણનાં ઘરમાં તેણીને પોતાનીસાથે મુલાકાતે લઇ જવી, તેની પણ તે લેતો હતો. આવી ફેરેસ્તાઇ ખસલતની એક બાનુએ સભ્યતાંવાળાં, વિવેકી, અને વગરએબનાં મંડળોમાંજ ફરવું જોઇએ, એવો તેનો મક્કમ વિચાર હતો. આ કારણનેલીધે તેણીને બોહોળી ઓળખાણ કરવાની ઝાઝી તક મળી નહતી, તોયે તેણીનાં જે થોડાં ઓળખાણપિછાણવાળાંઓ હતાં, તેઓ નીતિમાન. અને ઘણાં આબરૂદાર હતાં.

એક કુટુંબનાં ઘરમાં, કે જ્યાં તેણીના બાપને ઘણી થાડી મિત્રાચારી હતી, ત્યાં એલૅાઇસને એક જવાન ફ્રેંચ ગ્રહસ્થસાથે પિછાણ થઇ, કે જે પોતાનાં સ્વદેશની સારી રીજમીટોમાંની એકમાં લફ્ટેનન્ટનો લશ્કરી હોદ્દો ધરાવતો હતો. ઍડ્રિયન ડેલાંશી એલૅાઇસકરતાં ત્રણ વર્ષો મોટો હતો. તે જવાન, દેખાવે ખુબસુરત, કેળવાયલાં મગઝનો, સુધરેલો, ચંચળ, ગ્રહસ્થાઇ રીતભાતનો, ઉમદા ખવાસનો, અને તદન ખામીવગરની ચાલચલણનો હોવાથી કોઇ પણ જવાન બાનુ તેના પ્યારમાં પડે, તો તેમાં ખોટું કે નવાઇજેવું કશું નહતું. તે લાંબા અને મરોડદાર દેખાવનો હતો; તેનો દેખાવ ફક્ત ખુબસુરત નહીં, પણ તેનાં મ્હોંડાંઉપર બુદ્ધિનો, આબરૂનો, પ્રમાણિકપણાંનો, અને બહાદુરીનો છાપ ખુલ્લો પ્રગટી નિકળેલો જણાતો હતો. તેના બાલ કાળા, અને કરચલિયા, અને તેનું કપાળ ઉંચું હતું. તેને કાળી, ઝીણી મુંછ હતી, અને દાંતો સુફેદ હાથીદાંતજેવા હતા. સાધારણરીતે ફ્રેંચો જેમ ઘણા સભ્યતાવાળા હોયછે, તેમ તે ઘણો વિવેકી હતો. તો જોકે તેઓનાજેવો ખાલી દમામ, પુશાકની ઇશકાઇ, વગેરે બીજા અવગુણો તેનાંમાં નહતા. તેનો સ્વભાવ હસમુખોછતાં તેના જાતભાઇઓનાજેવો હલકાઇભરેલો નહતો. જે સારા ગુણો તેના સ્વદેશીઓ ધરાવેછે, તે ધરાવવાઉપરાંત તે ઇંગ્રેજોના ભલા ગુણો પણ ધરાવતો હતો. તે ઉંચ કુળનો હતો, અને જોકે પોતાના બાપનો ન્હાનો બેટો હતો, છતાં ફ્રેંચ લશ્કરમાં લફ્ટેનન્ટના દરમાયાઉપરાંત. તેની બીજી ખાનગી આવક હતી.

જ્યારે વીસ વર્ષનો હતો, ત્યારે ઍડ્રિયન ડેલાંશીએ લશ્કરી વિદ્યાસંબંધી એક પુસ્તક રચી બહાર પાડ્યું હતું, કે જે આખાં ફ્રાન્સ દેશમાં ઘણું વખણાયું હતું. લડાઇખાતાંના પ્રધાને ઍડ્રિયન ડેલાંશીની બુદ્ધિ તરત પિછાણીને, તેને પોતાપાસે બોલાવી ઇંગ્લાંડ જઇ, ત્યાં લશ્કરસંબંધી વધારે અભ્યાસ કરવાની સુચના કીધી. પણ તે એક છુપા જાસુસતરીકે નહીં, પણ ખુલ્લી અને આબરૂભરેલી રીતે. તેમ કરવાની પ્રધાનની મતલબ એજ હતી,

કે ઈંગ્રેજી લશ્કરી બંધારણમાં જે સારું હોય, તે પોતાનાં ફ્રેંચ લશ્કરમાં દાખેલ કરી તેમાં સુધારો કરવો. ડેલાંશીજેવા એક સારી ચાલચલણના, હુશિયાર, અને લાયકાતવાળા ગ્રહસ્થના દરજ્જાને છાજે એટલામાટે, તેમજ વળી જે કારણસારૂં તેને લંડન મોકલવામાં આવનાર હતો, તેમાં તેને પુરેપુરી તક મળે એટલામાંટે બ્રિટિશ દરબારના ફ્રેંચ એલચીના અંગત મદદનિશનો હોદ્દો આપી તેને ત્યાં મોકલવામાં આવ્યો હતો, આ કારણનેલીધે ઈંગ્રેજી રાજધાની શેહેરનાં ઉંચે વર્ગના આબરૂદાર મંડળોમાં ભેળાવાની તેને ઘણી સારી તક મળી, અને આપણે આગળ જણાવ્યુંછે, તેમ તેને એલૅાઇસ કુઠબર્ટસાથે ઓળખાણ પડી.

આટલો અગત્યનો ખોલાસો કીધાપછી, ૧૮૫૩ નાં સાલનાં જાનેવારી માસની શરૂઆતમાં એક ચોક્કસ દહાડે સર જેમ્સ કુઠબર્ટનાં મકાનમાં આપણે વાંચનારને કાંય લાવ્યા છૈયે, તે હવે જણાવીશું.

વખ્ત સાંજનો હતો, અને જનરલે તે દહાડે પોતાને ત્યાં શિરસ્તામુજબ એક ન્હાની મજલેસ બોલાવી હતી. નોતરેલાં પરોણાંઓમાં ઍડ્રિયન ડેલાંશી પણ એક હતો. હવે એતેફાક એવો બન્યો, કે પોતે ધારતો હતો, તેકરતાં વધારે વખ્તસુધી સર જેમ્સ કુઠબર્ટ પોતાનાં કામમાં રોકાઇ ગયો, અને તેમાંથી રાતના છેક નવ વાગ્યાપછી તેનો છુટકારો થયો, કે જ્યારે પરોણાઓ તો તેને ત્યાં આવીને ભેગાં મળ્યાં હતાં. તેણે પોતાનો * અર્ધ—લશ્કરી પુશાક પેહેરેલો હતો. પોતાના ઓરડામાં જઇ પોતાનો પુશાક બદલીને ખાનગી પુશાક પેહેરી આવે તેઆગમચ પોતે ન ધારેલીરીતે રોકાઇ જવાનું કારણ દરસાવી પોતાનાં પરોણાઓની માફી ચાહાવાના વિચારથી તે જ્યાં તેઓ હતાં, ત્યાં થોડોક વખ્ત આવ્યો. તેણે પોતાનાં પરોણાઓઉપર નજર ફેરવી; તેઓને આવકારના સુખનો કહ્યા; થએલી ઢીલમાટે માફી ચાહી. તરતજ તેની પ્યારી બેટી તેનીઆગળ દોડી ગઇ, એવા વિચારથી, કે તેનું ખાણું જમવાનાં ઓરડામાં તેનેમાટે તૈયાર કરાવી રાખ્યુંછે, તેબાબે તેને ચેતાવે. જોકે તેણે તેણીના ગાલઉપર માયાથી હાથ ફેરવ્યો, તોયે એલૅાઇસને લાગ્યું, કે તે ગમેએટલી માયા તેણીનીતરફ દેખાડતો હતો, છતાં તેના ચેહેરાઉપર ખીજવાટ અને ગુસ્સાની એંધાણીઓ આ વખ્તે જણાતી હતી.

આ જોઈ ખુદ તેણીનું મ્હોંડું ઉતરી ગયું. તેણીની ખાતેરી થઇ હતી, કે કોઇ બનાવ એવા બનવો જોઈએ, કે જેથી તેણીના વાહાલા પિતાને ખીજવાવાનું કારણ મળ્યું હોય, તોયે જનરલ એક "મિનીટ" ત્યાં થોભ્યો, અને પછી પોતાનીપછવાડે પાસેના ઓરડામાં આવવાને પોતાની બેટીને એશારત કીધી.

* જુઓ નોટ ૩૨ મી.



# પ્રકરણ ૧૩ મું.

## ઢોળ ચઢાવેલું ઘડિયાળ.

જે ઓરડામાં તે જવાન અને ખુબસુરત એલૉઇસ પોતાના બાપનીપછવાડે ગઇ તેની, અને જે ઓરડામાં પરોણાઓ ભેગાં મળ્યાં હતાં, તે બંનેનીવચ્ચે એક ઘણી કીમતી, ભારી સોનેરી ઝાલરવાળો મખમલનો પર્દો નાખેલો હતો. પર્દો જોકે થોડો ખસાડેલો હતો, છતાં જ્યાં સર જેમ્સ કુઠબર્ટ અને તેની બેટી ઉભેલાં હતાં, ત્યાં પાસેના ઓરડામાંથી દેખાતું નહતું. વળી પરોણાઓ અને આ બાપબેટીવચ્ચે એટલો મોટો અંતરો હતો, કે તેઓ જે કાંઇ વાત કરે, તે પરોણાઓ સાંભળી શકે નહીં. આપણે આપણી વાર્તા આગળ ચલાવ્યે, તેઅગાઉ આટલો ખોલાસો કરવાની ઝરૂર જોઇએ છિયે.

તે ઓરડામાંના સામાનઉપરથી તે ઘરનો ધણી તવાંગર હતો, એમ જણાઇ આવતું હતું. ઘણી મોંઘી કીમતના ઝુમરો છતઉપર ટાંગેલાં હતાં; ટાંગેલા પર્દાઓ ઘણી ઉંચી કીમતના હતા; અને ત્યાં મુકેલો તમામ સામાન ઉંચા શોખનો, અતિ શોભિતો, દરેકરીતે સગવડભરેલો, અને ભારે ઠાઠમાઠવાળો હતો. વિલાયતમાં અને બીજા ઠંડીના મુલ્કોમાં ઠંડી દુર કરવામાટે જે સુંદર સગડીઓ દરેક ઓરડામાં બાંધવામાં આવેછે, તેનીઉપરની બેઠકઉપર જેમ હંમેશાં શોભિતી ચીઝોનો સણગાર કરવામાં આવેછે, તેમ ત્યાં પણ કીધેલો હતો. ઘણીજ ઉમદા કારીગરીનાં સંગેમરમરનાં બે ન્હાનાં પુતળાંઓ તેઉપર અક્કેક નાકે ગોઠવી મુકેલાં હતાં. એક બહાદુર લડવૈયા ડયુક આવ વેલિંગટને જે વેળા વૉટરલુની લડાઇનાં મયેદાનમાં ફતેહની વખ્તે પોતાના ઘોડાઉપર દેખાવ દીધો હતો, તેની નકલ હતી; બીજું પુતળું તેના જંગી હરીફ મહાન નેપૉલિયનનું હતું, કે જે જાણે હવે પુરેપુરી તેની હાર થઇછે, તે પામી જતો હોય, તેની હાલત દેખાડતું હતું. આ બે પુતળાંઓનીવચ્ચે પીતળનું પણ સોનાનો ઢોળ ચઢાવેલું એક અતિ શોભિતું ઘડિયાળ હતું, કે જેની બનાવતનું બ્યાન અત્રે કરવાની ઝરૂરછે. તે ઘડિયાળનો ચંદો બ્રિટિશ સીંહ અને ફ્રેંચ મરઘાનીઉપર ટેકવેલો હતો, જાણે તે બંધેવચ્ચે દોસ્તીનું મઝબુત નાતું હોય, એમ બતલાવવામાટે તેઓનાં મ્હોં એકમેકનીસામે કરીને ઉભા રાખેલા હતા. ચંદાનીઉપર ઇંગ્લાંડ અને ફ્રાન્સની ધજાઓ એકબીજાસાથે મેળવીને બનાવેલી હતી. જાણે વધારે એવું દેખાડવા, કે બંધે રાજ્યોવચ્ચે ભારે મિત્રાચારીભર્યો સંબંધ હોય.

આપણે જણાવવું જોઇએ, કે આ ઉત્તમ ઘડિયાળ સર જેમ્સ કુઠબર્ટને મારશલ સુલ્ટ, યાને ડયુક આવ ડાલમાશિયાએ ભેટ આપ્યું હતું. નામદાર મહારાણીજી વિક્ટોરિયા જ્યારે રાજ્યગાદીઉપર આવ્યાં, ત્યારે ફ્રાન્સના રાજા લુઇ ફિલિપે માનનેખાતેર પોતાંના પ્રતિનિધિતરીકે આ મશ્હુર ઉમરાવ અને સરદારને ઇંગ્લાંડ મોકલ્યો હતો. પોતાનાં મકાનમાં કાંઇ સારી જગ્યાએ આ ઉંચી ભેટ મુકવાની સર જેમ્સ કુઠબર્ટને મર્યાદા, લાયકી, અને ગ્રહસ્થતરીકેની લાગણીનેલીધે ફર્ઝ પડી હતી. તોયે દોસ્તીની જે આકૃતિઓ તેઉપર પાડેલી હતી, તેબાબે આ કસાયલા ઇંગ્રેજ જનરલને બીશક ઘણો શબેહ હતો. અસલ

વિચારના લડવૈયાઓમાંહેલો તે એક હતો, કે જેઓ ફ્રેંચોને ઇંગ્રેજોના કુદર્તી દુશ્મનો-તરીકે ગણતા હતા. તોયે મંડળીમાં જે થોડાક ફ્રેંચોસાથે તેને ઓળખાણ પડી હતી, તેઓવિષે તે સારો વિચાર ધરાવતો હતો; તોયે બાકીની આખી ફ્રેંચ પ્રજાતરફ તે ધિક્કારતી લાગણીથી જોતો હતો. બંને દેશોવચ્ચે ખરાં દેલની અને હંમેશની દોસ્તી રેહે, એ વિચારનેજ તે અંદરખાનેથી ધિક્કારતો અને હસી કાહાડતો હતો. રાજા લુઇ ફિલિપની દોસ્તીની સાચાઇબાબે તેને જરા પણ વિશ્વાસ નહતો. તે તેને ભરોસો નહીં રખાયએવા, અદેખા, કાવત્રાંખોર, અને કાવાદાવાળા એક રાજ્યકર્ત્તાતરીકે લેખતો હતો. તેવીજરીતે તે ત્રીજા નૅપૉલિયનના મીઠા બોલોઉપર પણ એતબાર રાખતો નહતો. એટલામાટે જોકે એક ગ્રહસ્થના તરીકાતરીકે **સર જેમ્સ ક્રુઠબર્ટે** તે ઘડિયાળને પોતાનાં મકાનમાં એક ઘણી દેખાઇતી જગ્યાએ મુકયું હતું, તોયે અસલી વિચારના એક સેપાહગચ્યાતરીકે, અને એક વેહેમી બ્રિટિશ પ્રજાતરીકે તે તેનીતરફ નાખુશીથી જોતો હતો, અને આ બે રાજ્યોવચ્ચે મિત્રાચારી દેખાડનારી બનાવટને લુચ્છાઇ અને ડગાઇતરીકે માનતો હતો.

જે ઓરડામાં પોતાના બાપે તેણીને એશારતથી બોલાવી હતી, ત્યાં **એલૉઇસ** પોતાના પિતાનીપુઠે ધડકતી છાતીસાથે ગઈ. ત્યાં ગયાપછી તે **જનરલે** તરત પોતાની જવાન બેટી-તરફ એકદમ ઉભા રહી જઇને જોયું. તેનાં મ્હોંડાંઉપરથી તે કરડો તેમજ માયાળુ હોય, એમ જણાયો. બીચારી **એલૉઇસ** પોતાના પિતાના ચેહેરાતરફ બ્હીક અને એન્તે-ઝારીથી જોતી ઉભી.

**જનરલ**—"મારી વાહાલી **એલૉઇસ**, હવે વખ્ત આવ્યોછે, અને ખુદાપાસે દુઆ ચાહુંછું, કે હજી પણ ઘણું મોડું થયું નથી! કે જ્યારે મારે તુંને ચેતવણીના બે સુખનો કેહેવા જોઇએ."

આ સાંભળી બાપડી **એલૉઇસ** ચોંકી, અને પોતાના બાપને એવીરીતે ગંભીરતાથી બોલતો સાંભળી તેનીતરફ ધાસ્તી અને દુઃખથી જોવા લાગી, કારણકે તે તેણીને શું કેહેવા માગતો હતો, તેનો કાંઇક ઝાંખો ખ્યાલ તેણીને આવ્યો હતો. તોયે ભોળાં દેલની હોવાથી તેણી તેનું બોલવું તદન સ્પષ્ટરીતે સમજી ગઈ નહતી.

તે બુઢા **જનરલે** **એલૉઇસનાં** માથાંઉપર માયાથી હાથ ફેરવીને લગાર વધારે ધીમા સાદે કહ્યું, "મારાં અતિ વાહાલાં બચ્ચાં, હું હમણાં તારીસાથે એક બાપતરીકે વાત કરૂંછું. મેં તુંને મારા જીવનીપેઠે સાચવીછે, અને જેવીરીતે તું એક બેટીતરીકે મારાતરફ હેત કરેછે, તેવીજરીતે હું તારીતરફ પણ એક બાપતરીકે માયા રાખુંછું! ભવિષ્યમાં તારૂં ભલું થયેલું જોવાને હું ઘણોજ એન્તેઝારછું, અને ખુદા મારો સાક્ષી છે, કે તેમ કરવાને હું મારો બનતી કોશેશ કરૂંછું. તુંને સુખી થયેલી જોવાને, તારૂં ભલું થાય તે જોવાને, અને મંડળીઓમાં તું જે સારો દરજ્જો ભોગવેછે તે સાચવવાને હું ઘણો આતુરછું."

પછી **સર જેમ્સ ક્રુઠબર્ટ** થોડીક પળોસુધી થોભ્યો. બીચારી તે જવાન બાનુનાં મનમાં જે શક હતો, તે હવે ખુલ્લો થયો. હવે તેણી સર્વે વાતનો ભરમ સમજવા લાગી, અને ફરીથી જ્યારે તેણીએ પોતાના પિતાનાં મ્હોંડાંતરફ જોયું, ત્યારે તેણીના ખુબસુરત ગાલો-ઉપરની સુર્ખી ઉડી ગયેલી હતી.

હજી પણ વધારે ધીમા અને વધારે માયાભરેલા સાદે જનરલે આગળ ચલાવ્યું, "એલૉઇસ, હું એક ઘડીભર પણ ધારતો નથી, કે તેં તારો પ્યાર કોઇને કબુલ્યો હોય. તોયે એક ચોક્કસ બાબતઉપર ખુલ્લાં દેલથી તારીસાથે વાત કરવા માગુંછું. મેં ઘણીવાર જોયુંછે, કે એક ચોક્કસ જવાન ગ્રહસ્થ—એક પારકા મુલકના શખ્સ—પણ મારે તેનું નામ દેવાને અચકાવું શું કરવા જોઈએ? લે, હું તે કહી દઉંછું, તે ગ્રહસ્થ મૉંસ્યુ ડેલાંશીછે—તે તારીતરફ જોઇએ તેકરતાં વધારે ધ્યાન આપતો મને જણાયોછે, અને હમણાં જ્યારે હું ઘરમાં આવ્યો, ત્યારે પાસેના ઓરડામાં, મેં વળી પાછો તેને તારીપાસે બેઠેલો જોયો હતો."

એલૉઇસે શર્માઇને નિસ્ચેજ જોયા કર્યું, અને સર જેમ્સ કુઠબર્ટનાં જોવામાં આવ્યું, કે જ્યારે તે બોલતો હતો, ત્યારે તેણી ગભરાટનેમારે ધ્રુજતી હતી.

**જનરલ**—"મારી વાહાલી બેટી, મારી પ્યારી એલૉઇસ, હું ધારૂંછું, તેકરતાં વાત કાંઇ વધારે બેહેંકીછે કે? કાંઇ પ્યારના સુખનો તુંને કેહેવાને મૉંસ્યુ ડેલાંશીએ હેમત કીધીછે?"

એલૉઇસે પોતાના પિતાગમ જોયું, અને પોતાની ઘેરી ભુરી આંખોએ તેનીગમ જોઇને બોલી, "નહીં બાવાજી, કદી નહીં!"

આ સાંભળી તે બુઢા સેપાહગરચ્યાને ધીરજ આવી, છતાં હજી તેનાં મનમાં કાંઇ સંદેહ હોય, એમ લાગ્યું. તેણે ફરીથી પુછ્યું, "અને હવે મારી પ્યારી બેટી, જે સાચાં અને સાફ દેલથી તેં આ કબુલ્યુંછે, તેવાજ સાચાં અને સાફ દેલથી મને વધુ જણાવ, કે તારા બીજા ઓળખીતા જવાન ગ્રહસ્થોકરતાં તું મૉંસ્યુ ડેલાંશીને કોઇ-રીતે વધારે પસંદ કરેછે?"

આ સાંભળીને એલૉઇસના ચેહેરાઉપર રતાસ ચઢી આવ્યો, પણ તે તરત ઉતરી જઈ તેણીનું મ્હોંડું પાછું ફિક્કું મારી ગયું, પછી તેણીએ આગળનીજપેઠે નિર્દોષપણે જવાબ દીધો, "મૉંસ્યુ ડેલાંશી જેરીતે મારીતરફ વર્ત્તેછે, તે કાંઇ મને નાપસંદ તો નથીજ."

આ બોલવું સાંભળી બુઢાજીને ગુસ્સો ઉપજતો હોય, એવો તેનો દેખાવ થયો, તોપ્ણ બાપતરફ જે મમતા તેણી રાખતી હતી, તેનીજ મમતા અને અતિશય નર્મ સ્વભાવે તેણીએ કહ્યું, "મારા અતિ વાહાલા બાવાજી, મારાં દેલમાં જે વાત હતી, તે સાચી કેહે-વાને તમોએ મને ફરમાવ્યું, અને મેં તેમ કીધુંછે!"

**જનરલ**—"એલૉઇસ, તારાં દેલને પુછ, અને મને જણાવ, કે શું તું આ જવાન ફ્રેંચમૅનને ચાહેછે?"

પાછો તેણીનો ચેહેરો લાલ થઇ આવ્યો, અને તે જોઈ સર જેમ્સ કુઠબર્ટે જોયું, કે તેને લગાર અવિચારી પગલું ભર્યું હતું, કેમકે જે સવાલ તેણે પુછ્યો હતો, તેજ એલૉ-ઇસને ખરી બિનાથી જાગરત કરવાને પુરતો હતો. તેણીને તરતજ પોતાનાં દેલની ખરી લાગણી ઝાહેર થઇ ગઇ; ખરો ઉગતો પ્યાર, જે એક નિર્દોષ બાનુનાં દેલમાં પૈદા થાયછે, તે હવે પ્રગટી નિકળ્યો; તેણીએ **હવેજ જાણ્યું, કે તેણી ઍડ્રિયન ડેલાંશીને ચાહાતી હતી!**

તેણીનાં મનમાં આ વેળા શું થતું હતું, તે તેણીનો બાપ તરત પામી ગયો; તેણે વગરસંભાળે અને ઉતાવળાંપણાંથી જે કામ કર્યું હતું, તેમાટે અંદરખાનેથી હવે પસ્તાવા લાગ્યો; તેણે હવે જોયું, કે તેની જવાન બેટીનાં દેલમાં જે પ્યાર હજી જણાયલો નહતો, તે તેને પોતાને હાથે દાખેલ કીધો હતો; તેણીનું ધ્યાન બીજીગમ રોકીને જે જુદો માર્ગ તેણે લેવો જોઈતો હતો, તેનેબદલે તેને તેણીને જુદેજ રસ્તે દોરવી હતી; કે જે માર્ગ હવે તે કોઈરીતે ફેરવી શકેએમ નહતું.

**જનરલ**—પ્યારી એલૉઇસ, તું સારૂ હેલથી બોલીછે. તારી મતલબ હું સમજી ગયોછું! પણ હું તુંને અર્ઝ કરૂંછું, કે તારા બાપનું બોલવું ધ્યાન ધરીને સાંભળ. મૉસ્યુ ડેલાંશી બીશક એક ઘણો સભ્યતાવાળો અને હુશિયાર જવાન ગ્રહસ્થછે, પણ તે એવી એક પ્રજાનેલગતોછે, કે જે પ્રજાનીસાંમે હું કત્લેહામ લડાઇ ચલાવી આવ્યોછું, અને તેઓતરફ દોસ્તીની લાગણી હું ધરાઉં, એ કદી ન બને એમછે. એલૉઇસ, મારાં બચ્ચાં—તુંને એક ફ્રેન્ચમૅનસાથે પરણેલી જોઉં, તો મારૂં દેલ તુટી જાય! તે ઉપરાંત, વળી મેં તારેવાસ્તે કોઈ બીજોજ વિચાર કરી રાખ્યોછે. મારો લડાઈનો જુનો સાથી અને મારો મિત્ર જનરલ હૅઝલઉડ, કે જે મરણ પામ્યોછે. તેનો બેટો પણ તારીતરફ પ્યારની નઝરથી જુએછે. તે મેં જોયુંછે—હું તે પામી ગયોછું—અને મેં તેનીતરફ મારો વિચાર બાંધ્યોછે. લે, હું તુંને ખરેખરૂં કહી દઉંછું, કે સિડની હૅઝલઉડે એ બાબતસર આજે મારીસાથે વાત પણ કરી-છે, અને તેટલામાટે જ્યારે હું ઘરમાં આવ્યો, ત્યારે મૅાસ્યુ ડેલાંશીને તારીતરફ પ્યારભ-રેલીરીતે વર્તતાં જોઇને મને કેટલું દુઃખ લાગ્યું હશે, તેનો તુંજ વિચાર કર. તે જોતાંજ મેં તારીસાથે આ બાબતઉપર વાત કરવાનો તરત ઠરાવ કર્યો. કદાચ તે વાત કરવાનો વખ્ત હમણાં તુંને સારો ન લાગેએવો અને કવખ્તનો લાગતો હશે. એમ હું ધારૂંછું. પણ જો હમણાં *કૅપટન સિડની હૅઝલઉડ આપણે ત્યાં આવી લાગશે, અને સર જેમ્સ ક્રુઠગર્ટની બેટીને (લગાર મગરૂરીથી) બ્રિટિશ પ્રજાનાં કુદર્તી દુસ્મનોના એકનીસાથે પ્યાર કરતી તે જોય, તે હું ચાહાતો નથી."

પોતાનો પિતા જે શબ્દો ઉતાવળે બોલી ગયો, તે એલૉઇસે ઘણાંજ દુઃખી દેલે સાંભળ્યા પોતે હજીતો હમણાંજ જાણવા શીખી હતી, કે તેણી જેને ચાહેછે, તેનેથી દુર કરી તેણીનો પિતા તેણીનો હાથ બીજા એકને આપવા ઇચ્છેછે, કે જે મર્દતરફ એક સાધારણ ઓળખાણવાળા ગ્રહસ્થ સિવાય બીજી કોઈ પણ રીતની લાગણી તેણી ધરાવતી નહતી, અને જેના પોતાનીતરફના પ્યાર બાબે તે બીચારી હમણાંસુધી બીદરકાર રહી હતી. આ સર્વેઉપરથી જે દુ.ખ અને ફેકર તેણીને ઉપજ્યાં, તે હવે વધીને ધાસ્તીમાં બદલાઇ ગયાં, અને તે આ જવાન બાનુનાં મ્હોંડાંઉપર ખુલ્લાં જણાઇ આવતાં હતાં. તેણીનો ચેહેરો લાલ થઈ આવતો, કે ફિક્કો પડી જતો. આ સર્વે જોઇ તે બુઢા સેપાહબચ્ચાને પણ ઘણું દુઃખ ઉપજવા લાગ્યું. ઘડીભર તેણે આઝુજી કે ઠપકો આપવાનો વિચાર થતો; પણ જે મર્દ આખી ઝેંદગી છાવણીમાં ગુજારેલી, જેણે પોતાના સેપાહોઉપર હુકમ કરવાની ટેવ પડેલી, તે એકદમ આવી રીત પોતાના ઘરખટલામાં કેવીરીતે એખતિયાર કરે?

* જુઓ નોટ ૩૩ મી.



(ચિત્ર ૫ મું.) " પોતાનો એક હાથ પોતાની બેટીનાં સુફેદ ખભાઉપર મુકી, અને બીજે હાથે પેલું ઘડિયાળ દેખાડી તે બોલ્યો. " (પાનું ૯૭ મું.)

પોતાનો એક હાથ પોતાની બેટીના સુફેદ ખભાઉપર મુકી, અને બીજે હાથે પેલું ઘડિયાળ દેખાડી (જુઓ ચિત્ર ૫ મું) તે બોલ્યો, "એલૉઇસ, તું કદી પણ એમ ના ધારતી, કે એક સાધારણ સભ્યતાનેખાતેર મેં આ ફ્રેંચ સોનેરી ઢોળ ચઢાવેલું રમકડું મારાં ઘરમાં જે આવી ઝાહેર જગ્યાએ મુક્યુંછે, તેથી તેઉપરનાં બીવકુફાઇભરેલાં પુતળાંઓથી હું દોરવાઈ જઇશ. તેઉપર ઈંગ્લાંડ અને ફ્રાન્સવચ્ચેનો જે મેળાપ પાડેલોછે, તે માત્ર પોકળ અને ખોટોછે. એક ઈંગ્રેજ બાનુ અને એક ફ્રેંચ ગ્રહસ્થવચ્ચેનાં લગ્ન કદી પણ સુખી નિવડે નહીં. જ્યાંસુધી મારૂં ચાલેછે, ત્યાંસુધી હું કદી પણ એવાં લગ્ન થવા દેનાર નથી! અને તુંએ પણ મારી બેટીતરીકે એવી લાગણીઓ, કે જે મારા પાકા ઠરાવ, અને કદી પણ નહીં ફેરવાયએવા વિચારોનીસાંમે જાય, તે તારાં દેલમાંથી કાહાડી નાખવી."

**એલૉઇસ**—(બ્હીની બ્હીતી) "બાવાજી, તમારાતરફ પુરતાં માનસાથે મને જણાવવૂં જોઇએ, કે તમોએ સ્વદેશાભિમાની વેર તમારાં દેલમાંથી——"

**જનરલ**—(ગુસ્સાથી) "ખુદા કસમ! હું જોઉંછું, કે એડ્રિયન ડેલાંશીએ ઘણા સારા પાઠ તુંને ભણાવવાના શરૂ પણ કીધાછે——"

એક બાનુનેછાજતા ખરા ટેકસાથે, તેમજ પોતાના બાપતરફનાં માન, અને દીકરીતરફના પ્યારસાથે એલૉઇસ વચ્ચે બોલી ઉઠી, "પિતાજી, મોંસ્યુ ડેલાંશીએ એવો એક પણ હરફ મને કહ્યો નથી, અને જો તેણે કહ્યો હતે, તો તમે ખાતેરી રાખજો, કે હું તેનીસાંમે થવાવગર રેહેતે નહીં."

પોતાની બેટીની આવી લાગણી અને જુસ્સો જોઇ સર જેમ્સ કુઠબર્ટ ખુશીસાથે અજાયબ થવાવગર રહ્યો નહીં, અને તેઉપરથી તે હવે આગળકરતાં ઘણા વધારે માયાળુ અને ઠંડા સ્વભાવે બોલ્યો, "મારી વાહાલાંમાં વાહાલી એલૉઇસ, મારી ખાતેરીછે, કે જે મને ગમે તેજ તું કરશે. એક થોડી 'મિનીટો' વધારે તું મારૂં સાંભળ, અને પછી આપણી વાતનો છેડો આવી જશે. સદીઓસુધી ઈંગ્લાંડ અને ફ્રાન્સ એકબીજાંસાથે લડયાંછે, અને જોકે હમણાં સાડત્રીસ વર્ષો થયાં, આ બંધે રાજ્યોવચ્ચે સુલેહ રેહેલીછે, તોયે તેઓ બંધે એક થઇ જશે, એમ કાંઇ કેહેવાઈ શકાતું નથી. ફ્રેંચોની બહાદુરીવિષે મારાંકરતાં કોઇ પણ બીજો વધારે વખાણ કરી શકશે નહીં. જો એક ઘડીભર પણ તેઓની બહાદુરીવિષે શક લઇ જવાય, તો તેથીઉલટું આપણાં પોતાનાં લશ્કરની અર્ધી કીર્તિ ધુળ મળે, કે જેઓએ તેઓને વારંવાર હરાવ્યાછે. પણ જોકે આ બે ધજાઓ (ઘડિયાળતરફ ફરીથી આંગળી દેખાડીને) પુતળાંઓમાં તો સાથે ફડફડેછે, તોયે આ દુનિયાંમાં ખરેખર તો તેઓ કદી પણ સાથે મળનાર નથી. હું પોતે તો ચાહુંછું, કે આ બંધે ધજાઓ તેવીરીતે એકમેકસાથે ઉડતી થાય, કારણકે તેમાં તમામ સુધરેલી પ્રજાઓનું ભલુંછે, પણ તેમ કદી થનાર નથી, તે જાણી હું નાસેપાસ થાઉંછું. કારણકે મને સારીરવેસે ખબરછે, કે આં બંધે રાજ્યોવચ્ચે હડડતું જન્મવેરછે."

નિર્દોષ એલૉઇસે જોયું, કે જ્યારે તેણીનો પિતા આ બાબતઉપર વધારે તકરાર કરવાને ખુશીછે, ત્યારે તેણી બોલી, "મારા અતિ વાહાલા પિતાજી, આ બે પ્રજાઓ એકમેકસામે જે સાચી અને ભલી લાગણીઓ ધરાવેછે, તેની એક હજાર સાબેતીઓ શું નથી? ફ્રેંચ

પરોણાઓ ઈંગ્લાંડમાં આવેછે, અને શું તેઓને આપણે ખુશીસાથે માયાભર્યો આવકાર દેતા નથી? અને તેવીજરીતે ઈંગ્રેજી પરોણાઓની ફ્રાન્સ જે ઘણી આગતાસ્વાગતા કરેછે, તેબાબે શું તેઓ ઘણી તારીફ કરતા નથી?"

**જનરલ**—(હઠીલાઇનેમારે) "એ બધી ફક્ત ઉપરઉપરની સભ્યતાછે. શું તું એમ ધારેછે, કે જો કોઈ સુધારાનેખાતેર એકાદ લડાઇ જાગે, તો ઈંગ્લાંડ અને ફ્રાન્સ જોડેજોડ ઉભા રહીને લડશે? શું તું એમ નહીં ધારતી, કે આપણીસામેનાં તેઓનાં જુનાં વેરનેખાતેર તેઓ આગળનીજપેઠે આપણીસામે કમર કસીને ઉભા રેહેશે? અને શું તું એમ નહીં જાણતી, કે આપણને મદદ કરવાનેબદલે, આપણીસાથે જોડમાં ઉભા રહીને લડવાનેબદલે, તેઓ દુશ્મનોસાથે મળી જઈ, આપણોજ ઘાણ કાહાડશે?"

**એલૉઇસ**—(નર્માશથી) "મારા વાહાલા બાવાજી, એવી બાબતનો મને ઘણોજ થોડો અનુભવછે, પણ હું તમારાં બોલવાને અને તમારાં મતને હંમેશાં માનતી આવીછું, તેમ આ વખતે પણ માનુંછું. અગર નહીંતો હું તો તેથીઉલટુંજ ધારતે."

આ સાંભળી તે બુઢો સેપાહબચ્ચો અધીરાઇથી બોલી ઉઠ્યો. "શું! આટલી બધી પુરવારીઓ હું આપુંછું, તેછતાં તું એવો વિચાર ધરાવેછે? આપણાં દેશઉપર હલ્લો લાવવાનો વિચાર આ નવો ફ્રેંચ રાજકર્તા આજ એક વર્ષ થયું કર્યો જાયછે, તેબાબે શું તુંને કાંઇજ ખબર નથી? એકાએક જો એવો કોઇ હમલો લાવવામાં આવે, તો તેનીસામે થવામાંટે આપણાં રાજ્યે સર્વે તૈયારીઓ કરી રાખીછે; તેથી શું તું અંજાણીછે? શું આપણે——"

તેના ઉત્તરમાં દેલ જીતી લેએવા દેખાવસાથે એલોઇસ બોલી, કે જેથી તેણીની તકરારને ઘણું વઝન મળ્યું "પણ મારા પ્યારા બાવાજી, તમે પોતેજ એવા હમલો લાવવાના વિચારને હસી કાહાડયો હતો, તેનું કેમ?"

**જનરલ**—"નહીં! હમલો લાવવાની કોશેશને મેં નથી હસી કાહાડી, તે તો બનવાજોગછે, પણ તેમાં તેઓ કદી પણ ફતેહ પામે, એવું જો તેઓ ધારતા હોય, તો તે વિચારને મેં તો હસી કાહાડયોછે. એલૅાઇસ, હું હવે ફરી એકજ વાર વધુ જણાઉંછું, કે ફ્રેંચો આપણા જન્મના વેરીછે. ઈંગ્રેજો તેઓનીસામે લડયાછે. અને જો કામ પડશે, તો લડશે. આહા! જો લડાઈનાં મયેદાનમાં આ બંને ધજાઓને (ફરી એકવાર ઘડિયાળતરફ આંગળી દેખાડીને) એકજ બાજુતરફથી સાથે ઉડતી હું જોઉં, એકજ કારણનેમાટે સાથે મલીને લડતાં જોઉં, ઈંગ્રેજો અને ફ્રેંચોને સાથે મલીને એકજ ફતેહને માટે કોશેશ કરતાં જોઉં, તો પછી ખચિત મારો વિચાર ફરે, મારો મત ઉલટાય, અને પછી પેલા જવાન ફ્રેંચમૅનને તારીતરફ પ્યાર કરતો જોઇ હું મગરૂરી અને સંતોષસાથે મારાં કુટુંબમાં થનારાં એવાં એક જોડાણમાટે ખુશી થઇ હસું. પણ એ બધું કશું કોઇ પણ દહાડે બનનાર નથી!"

હવેતો જેબી નજીવી આશા હાથ આવે, તેને વળગી પડીને, કે જેથી તેણીને સિડની હૅઝલઉડતરફથી દેખાડવામાં આવતો પ્યાર ખમવો પડે નહીં, એલાઇસ બોલી ઉઠી, "વાહાલા બાવા, કોણ જાણી બેઠુંછે, કે એવોખી દહાડો કાં ન આવે? તેટલાં તમોએ જે વિચાર બાંધ્યોછે, તે મુલતવી રાખો. જે પ્રજાને તમો ધિક્કારોછો, અને જેનીતરફ તમો

અવિશ્વાસથી જુઓછો, તેજ પ્રજાનેલગતો તેછે, એટલામાંટે તમોએ તેને પણ ધિક્કારવો ન જોઇએ. તેનેવિષે ખરાબ મત બાંધી લેવો ન જોઇએ !"

**જનરલ**–(ધિક્કારભરેલી ઢપે) "છોકરી ! શું બોલી ? મારા વિચારને મુલતવી રાખવો જોઇએ ? શું નહીં બનવાજોગ કદી બનનારછે ? દુનિયાંના બે છેડાઓ કદી સાથે મળનારછે ? દુધને શાઇ સાથે મળે, ને તેમ થવાપછી દુધ સુફેદજ રેહે ને શાઇ કાળીજ રેહે ? એકજ કારણનેમાંટે આ બે ધજાઓ સાથે ફડફડશે, એવો જો વિચાર હું રાખું, તો તે વિચાર ખચિત બિવકુફાઇભરેલો હોવો જોઇએ ! પણ તું સાંભળ ! જો કે તારો આ વિચાર તો બચ્ચાંસાઇછે; તારાં મનનો એક નાદાન ફાંટોછે; કદી પણ ન બને, એવો એક ખ્યાલી વિચારછે. છતાં હું ખુશીછું, કે આપણે આ બાબતઉપર આજે વાત ચલાવીછે. જો કદાચ હું તારીસાથે પ્રથમમાં સખ્તાઈથી અને ગેરસલુકાઈથી વર્ત્યો હોઉં, તો હવે હું વિચારથી અને તકરારથી તેનો છેડો લાઉંછું. હવે આપણે આ વાત વધારે કરવી નહીં. તું હજી ઘણી જવાનછે, અને જો તું મને કબુલાત આપે, કે મૉસ્યુ ડેલાંશી જે કાંઈ પ્યારભરી વલાણ તારીતરફ દેખાડે તેને તું ઉત્તેજન આપશે નહીં, તો હુંબી તુંને કબુલાત આપુંછું, કે સિડની હૅઝલઉડતરફથી દેખાડવામાં આવતા પ્યારને કબુલજ કરવાની હું તુંનેબી ફર્ઝ પાડીશ નહીં."

પોતાના બાપનો હાથ પોતાના હાથમાં પકડી તેઉપર બુસો લઈ એલૅાઈસે જવાબ આપ્યો, "મારા પ્રિય પિતાજી, તમો મને હંમેશાં એક તાબેદાર બેટી જોશો. તમોને માલુમ પડશે, કે તમારી એલૅાઇસ તમારી મર્ઝીવિરૂદ્ધ કાંઈ પણ કરશે નહીં!"

જે તકરાર દુઃખભરેલીરીતે શરૂ થઈ હતી, તેનો સુનેહભરેલીરીતે છેડો આવેલો જોઈ બુઢો જનરલ કાંઈ થોડો ખુશી થયો નહીં, તે બોલ્યો, "આ તરૂં બોલવું ડાહાપણભરેલું અને વાજેબીછે. મેં તો આશા રાખી હતી કે—પણ આજ તેની કાંઈ ફેકર નહીં, આપણાંવચ્ચે જે કબુલાતો અપાઇછે, તેમાં હું મારો ભાગ ખુશીથી બજાવીશ. નહીં, એટલુંજ નહીં, પણ તેથીબી વધારે હું તુંને કબુલાત આપુંછું, કે જો ન બનવાજોગ બનાવ બને, યાને અગરજો આ બંધે ધજાઓ સાથે જોડાઇને એકજ કારણમાંટે એકજ બાજુથી સાથેસાથે લડે, તો ઍડ્રિયન ડેલાંશીતરફનો પ્યાર કબુલ કરવાને હું તુંને રજા આપુંછું, અને તે લગનનું માગું કરવા મારીપાસે બેધડક આવજે." ફરીથી પોતાની બેટીનાં માથાંઉપર માયાથી હાથ પસવારીને, 'અને હવે મારાં બચ્ચાં, તું શાંત થા, અને પાસેના ઓરડામાં આપણાં પરોણાંઓઆગળ પાછી જા. હું થોડીજ પળમાં ત્યાં તમો લોકોઆગળ આઉંછું."

**સર જેમ્સ** ફુઠબર્ટે પોતાની દીકરીના ગાલઉપર પ્યારભરી ચુંમી લીધી, અને તેજ ઓરડાને છેક છેડેના એક દરવાઝામાંથી નિકળી ચાલ્યો. જ્યારે એલૅાઈસ પેલાં પુતળાંવાળાં ઘડિયાળઆગળ થોડીક વાર ઉભી કે જે પુતળાંઓની બનાવટમાં કાંઈક મતલબ સમાયલી હતી. પછી તેણીએ પોતાનો ઉસ્કેરાયલો ચેહેરો પાછો શાંત કીધો

તે બુઢો સેપાહબચ્ચો પોતાનો પુશાક બદલવા વગેરેમાંટે પોતાના ઓરડામાં ગયો. તે મનમાં મળકાવા લાગ્યો, કે પોતાની બેટીને ઍડ્રિયન ડેલાંશીસાથે જે કબુલાતે પરણવાની રજા તેણે આપીછે, તે કદી પણ બને એમ નથી. તેમ વળી બીજા હાથઉપર તે

જવાન બાનુના જીવને પણ કરાર થયો હતો, કેમકે કૅપ્ટન હૅઝલઉડતરફથી દેખાડવામાં આવતા પ્યારને કબુલ ન કરવામાંટે તેણીને ચોકસ મુદ્દતનો છુટકારો મળ્યો હતો. આ છુટકારાથી થએલી નચિંતાઈ, અને પોતાના બાપતરફની તાબેદારી, આ બંધે કારણોનેલીધે તેણીએ ઍડ્રિયન ડેલાંશીને કોઈરીતે વધારે ઉમેદ રાખવાનું કારણ ન આપવાનો નિશ્ચય કર્યો, તો જોકે તેણીની છાતીમાં આશાનું એક કિરણ હજી બાકી રહ્યું હતું, કે આ પ્યાર, કે જે ફક્ત એક કલાકઆગમચ તેણીને ખુલ્લો જણાયો હતો, તે મોડેવહેલે મેળવવામાં તેણી ફતેહ પામશે. જોકે આ પ્યાર મેળવવાને હજી વાર હતી; તે હજી અચોકસ હતો; અને હજી તે તેણીના સમજવામાં પુરેપુરો આવ્યો નહતો !

પણ જ્યારે તેણીની સુંદર ભુરી આંખો તે પીતળનાં સોનેરી ઢોળ ચઢાવેલાં શોભિતાં ઘડિયાળઉપર પાછી પડી, જ્યારે તેણીએ બ્રિટિશ અને ફ્રેંચ ધજાઓની આકૃતિઓ એક-બીજીસાથે ભેળાઇને ઉભેલી જોઇ, ત્યારે તેણીની નર્મ છાતીમાં ભારે અફસોસ થવા લાગ્યો; તેણી મનમાં વમાસવા લાગી, કે "મારી આખી જીંદગી પસાર થશે, પણ આ બાબતનો નિવેડો કદી આવનાર નથી! ઓહો, ખુદા!"





## પ્રકરણ ૧૪ મું. 34314

### લડાઇની સાંજ.

જે ઓરડામાં પરોણાંઓ ભેગાં મળ્યાં હતાં, ત્યાં પછી એલૉઇસ કુઠઅર્ટ પાછી ફરી, અને જ્યાં તેણીની બે સહીઓ બેઠેલી હતી, તેઓનીવચ્ચે જગ્યા લીધી, એવી મતલબથી, કે તેમ કરવાથી અડ્રિયન ડેલાંશીને તેણીનીપાસે બેસવાની જોગવાઇ ન મળે, અને તેમજ વળી તેનાં મનમાં માઠું ન લાગે.

પ્રિય વાંચનાર ! તું જો તારી જવાનીમાં ખરાં દેલથી કોઇ બાનુઉપર પ્યારમાં પડયો હશે, તો તુંને માલુમ હશે, કે પ્યાર ઘણો તીક્ષ્ણ બુદ્ધિનોછે ! તેજપ્રમાણે ડેલાંશી તરત પામી ગયો, કે એલૉઇસ અને તેણીના બાપવચ્ચે તેને ખાતેર કાંઇક બનાવ બન્યોછે ખરો. વળી તેને તરત જણાયું, કે જોકે એલૉઇસ જાણે કશું બન્યું નહોય, એવી શાંતરીતે, અને ઘરની યજમાનતરીકે વર્ત્તવાની તજવીઝ કરતી હતી, છતાં કોઇ ચોકસ અંકુશમાં પોતાને દાબી રાખતી હતી. આઉપરથી તેનાં મનમાંની શંકા વધારે મઝબુત થઇ. વળી તેને બુદ્ઢા જનરલનો તેના પોતાના દેશતરફનો અભાવ સારીરીતે ખબર હતો. જ્યારે તે આપ્રમાણે પ્યારમાં પડયો હતો, ત્યારે આ અભાવ તેની આડે આવશે, એમ તે પેહેલે- થીજ ડરતો હતો, અને તેની આ ધાસ્તી હવે ખરી પડતી જણાઇ.

આવા સંજોગોવચ્ચે તેણે શું કરવું, તેનો વિચાર તે કરતો હતો. તેની ખાતેરી હતી, કે એલૉઇસ તેને ચાહાતી હતી, માંટે પોતાનો ખરો પ્યાર તેણે એકદમ તેણીને ઝાહેર કરી દેવો, કે વખ્તઉપર વાત રાખીને થોભવું, એવાએવા વિચારો તેનાં મનમાંથી પસાર થતા હતા, તેટલાં તે ઓરડાનું *બારણું ઉઘડયું, અને કૅપટન હૅઝલઉડ તેમાં દાખેલ થયો.

જો બહારના ખુબસુરત દેખાવઉપરજ છળકાયએવો એલૉઇસનો ખવાસ હતે, ત્યારેતો ઍડ્રિયન ડેલાંશીને સિડની હૅઝલઉડથી બ્હીવાનું ઝરૂર કારણ રેહેતે, કેમકે આ જવાન અમલદાર ઍડ્રિયનના પોતાનાજજેટલો ખુબસુરત હતો, બલકે તે તેનાંકરતાં પણ વધારે મર્દાનગીભર્યા દેખાવનો હતો. તેની રીતભાત પણ એક ખરા ગ્રહસ્થનેલાયકની હતી, પણ જે ચઢતા પ્રકારની ચંચળાઇ અને હુશિયારી આ જવાન ફ્રેંચમૅન ધરાવતો હતો, તેવી હૅઝલઉડમાં નહતી. તે ડેલાંશીકરતાં એકાદબે વર્ષો વડો હતો, એટલુંજ નહીં, પણ પૈસાની બાબતમાં પણ તે ડેલાંશીકરતાં ઘણો ચઢતો હતો. તે મોટી દોલતનો ધણી હતો. આપણે આગળ જણાવ્યુંછે, તેમ તે લશ્કરમાં કૅપટનનો હોદ્દો ધરાવતો હતો, અને હમણાં તે પોતાના લશ્કરી પુશાકમાં સજ થઇને ત્યાં આવ્યો હતો.

પોતાને સર જેમ્સ કુઠઅર્ટનીસાથે તેજ સવારના એલૉઇસબાબે જે વાતચિત થઈ હતી, તેઉપરથી કૅપટન હૅઝલઉડ વધારે આશામાં હતો. નસીબસંજોગે એવું બન્યું, કે

---

*જુઓ નોટ ૩૪ મી.

એલોઇસનીઆસપાસ બેઠેલી બે બાનુઓમાંની એક " ટેબલ "ઉપર મુકેલી ઉમદાં ચિત્રોની ચોપડી જોવાને ત્યાંથી ઉઠી ગઇ, કે લાગલો તે જગ્યાએ સિડની હૅઝલઉડ જઇને ગોઠવાઇ ગયો. કેલાંશી પણ એલૉઇસના હાથનો એક ઉમેદવારછે, એમ તેને થોડોઘણો શક હતો, માટે રખે તે ત્યાં બેસે, એવા વિચારથી તે ઉતાવળો જઇને ત્યાં બેસી ગયો; તેણે મનપસંદ વાત કરવાની ચાલુ કીધી, અને તે જવાન ફ્રેંચમેનની દુનિયાવર્ણ અને ડાહી વાતને ઢાંકી નાખવાના વિચારથી તે ગમેતે બોલીને એલૉઇસને રીઝવવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

પોતાની ગમેએટલી લાયકી, નિર્દોષતા, અને સારી રીતભાતછતાં, પોતાને ગમતા પ્યારને ટુંકેથી ડામી દેવાજેટલી શકિત એલૉઇસમાં નહતી, અને તેમ બને એ કુદરતી હતું, અને તેમાં વળી અધુરામાં પુરૂં પોતાને ન ગમતા એક જવાનતરફથી જે પ્યારના ચાળાઓ તેણીનીતરફ થતા, તે તેણીને હવે વધારે કંટાળાભર્યા લાગ્યા. વળી તેણી કાંઈ એક નખરાંબાઝ નાર નહતી. તે ઓરડામાં દાખેલ થવાપછી તેણીએ જાણીજોઇને ઍડ્રિયનને દુરનોદુર રાખ્યો હતો એ ખરી વાતછે, પણ તેમછતાં સિડની હૅઝલઉડનાં ખંતી નખરાંને ઉત્તેજન આપવાનો જરા પણ ખ્યાલ તેણી ધરાવતી નહતી. વાંચનારે જોયું હશે, કે તેણીને એક વિકટ ભાગ ભજવી બતાવવાનો હતો. મક્કરબાઝીનો જરા પણ અંશ તેણીના ભોળા અને ભલા દેલમાં નહતો, માટે પોતે કોઇરીતે ઍડ્રિયનને ધિક્કારતી નહતી, એવું દેખાડવાની, તેમજ બીજી વખ્તે કૅપટન હૅઝલઉડતરફથી દેખાડવામાં આવતા પ્યારને તેણી નાપસંદ કરેછે, એવું પણ દેખાડવાની, તેણી પોતાથી બનતી કોશેશ કરતી હતી. તેણી તેનીતરફ ઠંડીજ રહી; તેના દમવગરના હસવાના ટાહુકાઓ સાંભળી સભ્યતાનેખાતેર તેણી જરા હસવાનું ડોળ ઘાળતી; અને જ્યારે તે તેણીની તારીફમાં કાંઈ બોલતો, ત્યારે તેતરફ પોતાની નાપસંદગી દેખાડતી. વળી જ્યારે હૅઝલઉડે વાંકા વળી, તેણીના કાનમાં જાણે કાંઇ ખાનગી વાત કેહેતો હોય, એવો દેખાવ કર્યો, ત્યારે તરતજ તેણીએ પોતાનું મ્હોંડું પોતાની બીજી બાજુએ બેઠેલી બાનુતરફ ફેરવી નાખ્યું; અને તેણીનીસાથે વાત કરવા મંડી ગઇ.

આ વેળાએ સર જેમ્સ કુઠબર્ટ પણ પુશાક સજીને તે ઓરડામાં દાખેલ થયો; તેણે પોતાની ચંચળ નઝરે એક ઘડીમાં જોઇ લીધું, કે કૅપટન હૅઝલઉડની બાજુમાંજ એલૉઇસ બેઠેલી હતી, અને ઍડ્રિયન તો એક બાજુએ દુર ઉભેલો હતો. આ જોઈ બુઢાજી સંતોષ પામ્યા ! ફકત સંતોષજ પામ્યા નહીં, પણ પોતાની બેટી પોતાનું કહ્યું માનીને કૅપટનનો પ્યાર કબુલ રાખતી હતી, એમ ધારી મનમાં મળકાવા લાગ્યા! વખ્ત જતે એ બંધે જણાં પરણી જશે, એવું વિચારી લઈ ખુશ થયા ! તે બીજા પાસેના ઓરડામાં ચાલી ગયો, અને ત્યાં બીજા પરોણાઓસાથે નચિંત હૈડે પાનાં રમવામાં ગુંથાયો.

આ વેળા વળી શું બન્યું, તે જુઓ ! એલૉઇસની બાજુએ બેઠેલી બાનુ સમજી કે આ બંધે જવાન જીવડાઓને કાંઇ ખાનગી વાતો કરવી હશે, અને તેથી તેણી "કબાબમાં હાડકુ" થઇ પડતી હશે, એમ ધારી તેણી કાંઇ મસે, ત્યાંથી ઉઠી ગઇ. એલૉઇસ પણ જો લાગ ફાવે, તો ત્યાંથી ઉઠી જવાને ઘણી આતુર હતી, પણ તેમ કરવાથી કૅપટન હૅઝલઉડતરફ અસભ્યતા કીધેલી ગણાશે, એમ ધારી બાપડી ત્યાંજ બેસી રહી. તોયે તેણીને અંદરથી લગાર ગભરાટ અને ગુંચવાડો થતો હતો, કારણકે કૅપટન હૅઝલઉડ હવે ખુલ્લીરીતે

તેણીનીતરફ પ્યારના ચાળાઓ દેખાડવા લાગ્યો, પણ ખુદા આ વેળા તેણીને સહાય થયો, અને એક બીજો ધમધમ્યો પરોણો તેજ વેળા ત્યાં આવી લાગ્યો, કે જેને આવકાર દેવાનાં બહાનાતળે તેણી તે નવા આવનારતરફ પોતાની બેઠકઉપરથી ઉઠી દોડી ગઈ.

આ નવા આવનારને આવકાર દેવાની ગડબડમાં તેણીનો રૂમાલ ભોંયઉપર પડી ગયો, જેવિષે તેણીને કાંઈ ખબર પડી નહીં, તેમજ સિડની હૅઝલઉડનાં જોવામાં પણ તે આવ્યો નહી, કારણકે જેવી તેણી તે નવા આવનારને આવકાર દઇને પરવારે, તેવોજ પાછો તેણીનીઆગળજ તે રેહે, એવા વિચારથી તે પણ ઉઠીને તેણીની-સાથેજ ગયો હતો. પણ ઍડ્રિયન ડેલાંશીએ તે રૂમાલ પડતો જોયો હતો; તે તરતજ ત્યાં દોડી ગયો, અને તે ઉચકી લીધો; અને જેવી એલૅાઇસ બારણાંઆગળથી પાછી ફરી, કે તે તેણે તેણીને સ્વાધિન કર્યો. તેજ ધણી, કે જેને એલૅાઈસ અર્ધો કલાક થયો ઉડાવીને દુરનોદુર રાખતી હતી, તો જોકે તેણીનાં હૈયાંમાં આ સઘળો વખ્ત તો તે દુર નહતો, તેને પાછો પોતાનીપાસે આવેલો જોઇ, તેણીના મ્હોંડાઉપર લોહી ધાઈ આવ્યું. આ સઘળો બનાવ સિડની હૅઝલઉડે જોયો, અને તેથી તેની ખાતેરી થઈ કે મીસ કુઠબર્ટ, તે ધારતો હતો, તેમ ખરેખર ઍડ્રિયન ડેલાંશીને ચાહાતી હતી. આ વખ્તે સિડનીનાં હૈયાંમાં અદેખાઇનો અને ધિક્કારનો આતશ સળગ્યો; જોકે તે જાતે તો ઉદાર દેલનો એક જવાન હતો, તોયે તે ઍડ્રિયનને એક હરીફતરીકે ધિક્કારની નઝરથી જોવા લાગ્યો.

એલૅાઈસને જણાયું, કે ડેલાંશી તથા હૅઝલઉડ બંધે એકીજ વખ્તે તેણીનીસાથે વાત કરવાને તૈયાર થઇ રહ્યા હતા. એમ ધારી તે તેઓ બંન્નેઆગળથી જાણે પોતાના બાપસાથે કાંઈ વાત કરવા માગતી હોય, એવો દેખાવ કરી જયાં તે બુઢો જનરલ બેસીને પાનાં રમતો હતો, ત્યાં ચાલી ગઇ. સારાં નસીબે ત્યાં એક વૃદ્ધ લશ્કરી અમલદાર તેણીનીસાથે વાતે વળગ્યો; અને જ્યારે *ખાણુ પોકારવામાં આવ્યું, ત્યારે તેનીસાથેજ તેણી જમવાના ઓરડામાં ગઈ, અને તેની બાજુમાંજ બેઠી; વળી બાકીનો વખ્ત પણ તેણીએ તેનીઆગ-ળનોઆગળજ કાહાડયો. એથી કૅપટન હૅઝલઉડના પ્યારના નાપસંદ ચાળાઓ ઉડાવવામાં તેણી ફનેહ પામી, તેમજ વળી ઍડ્રિયન ડેલાંશીઆગળ જવાની ફર્ઝમાંથી પણ મોકલી થઇ.

આ રાતપછીથી સિડની હૅઝલઉડ તે જવાન ફ્રેંચમૅનને પોતાનો એક હરીફ ધારી તેનેથી ડરવા લાગ્યો, અને તેટલામાટે તેને ધિક્કારવા પણ લાગ્યો; તેણે મનમાં સૌગંદ ખાધા, કે કાંઈ પણ બહાને, અને જો કાંઈ બહાનું હાથ ન આવે, તો કાંઇ છીટુ શોધીને, તેણે ઍડ્રિયનને ગુસ્સે કરવો, અને તેમ કરી તેનીસાથે "પિસ્ટૉલ"બાઝી રમવાની ફર્ઝ પાડવી.

ઠીક, હવે આપણે અત્રે આ બંધે હરીફ આશકોને થોડોક વખ્ત હાલ તરત પડતા મુકીશું; તેમજ બ્રિટિશ કેનારાને પણ થોડી વખ્ત છોડી જઇશું; અને પાછા ઑટોમન રાજ્યમાં વાંચનારે તુંને લઈ જઇશું. વાંચનાર, તુંને યાદ તો હશે, કે જ્યારે આપણે આ બ્યાન કર્યે છૈયે, ત્યારે ૧૮૫૩ નું સાલ ચાલતું હતું, અને ઉપલો બનાવ બન્યો, તેની થોડાંક અઠવાડિયાંપછી આ રાજ્યના ઉત્તરતરફના ભાગમાં રાજદુઆરી ખટપટ જાગી ઉઠી હતી.

* જુઓ નોટ ૩૫ મી.

ત્યાં હાલમાં લડાઇ જાગી હતી, પણ તે શા સબબથી, વગેરે બાબતને આપણી વાર્ત્તા-સાથે ઝાઝી નેસ્બત નથી, કારણકે તેવિષે અમારાં વાંચનારાંઓમાંહેલાં ઘણાંખરાં જાણીતાં હોવાં જોઇએ. તવારીખના સફાઓમાં રશિયન એલચી, *† પ્રિન્સ મેન્ટસ્ચિકાફવિષે સારીપેઠે લખવામાં આવ્યું છે. આ અમલદારે પોતાના શાહનશાહી માલેક રશિયાના ઝારતરફથી ટર્કીનાં સુલતાનઉપર કેટલીક ચોક્કસ માગણીઓ મોકલી, અને તે માગણીઓ પણ ઘણીજ મગરૂર ઢપે, અને અપમાનભરેલીરીતે મોકલવામાં આવી હતી, પણ તેથી ઉસ્કેરાઇ જવાનેબદલે સુલ-તાન અબ્દુલ-મેડજિડ અને તેના પ્રધાનો ઘણાજ શાંત અને ઓજદાર રહ્યા; જ્યાં તેઓને વાજેબી લાગ્યું, ત્યાં પોતાની આબરૂને કશો ધોકો ન પુગે, એવીરીતે છુટછાટ મુકી. આ સઘળા બખેડાનું મૂળ પૅલેસ્ટાઇનખાતે આવેલી કેટલીક ખ્રિસ્ટી પવિત્ર જગ્યાઓબાબે હતું. પણ જ્યારે રશિયાએ એવી માગણી કરી, કે ઑટોમન સરકારની હકુમતતળેની એક કરોડ વીસ લાખ માણસોની ખ્રિસ્ટી રૈયતને ઝારની હકુમતતળે મુકવી, ત્યારે સુલતાને બહાદુરીથી અને તુચ્છકારથી તે માગણી કબુલ રાખવાને સાફ ના પાડી.

આ વખ્તે એકગમથી પ્રિન્સ મેન્ટસ્ચિકૉફ પોતાના ઝારના એક એલચીતરીકે કૉન્સટૅન્ટિનોપલખાતે ઘણી તુંડીથી રાજ્યદુઆરી ખટપટ ચલાવતો હતો, ત્યારે બીજી-ગમથી તે સઘળો વખ્ત રશિયા કોઇ પણ બહાને લડાઇ ઉભી કરવાની મતલબથી ઘણા ઝબરદસ્ત પાયાઉપર લડાઇની તૈયારી કરતું હતું. આ જોઇ સુલતાનની સરકારને પણ તેવાજ મોટા પાયાઉપર પોતાને ત્યાં પણ તૈયારીઓ કરવાની ઝરૂર જણાઇ. પોતાના લોભી, જોખમભર્યાં, અને ધાસ્તી ઉપજાવેએવા પડોશીએ જે પગપેસારો કરવાની ધમકી આપી હતી, તેને મઝબુત હાથે પુગી વળવાને ટર્કીએ એક રૈયતતરીકે જે દેખાવ કર્યો, તે ખચિત ઘણોજ ભારે હતો. જે ‡“ મિલિશિયા ” લશ્કર રાખવામાં આવ્યું હતું, તેને લડાઇનેમાટે બહાર પડવાનો હુકમ થયો; હંમેશની પગારદાર ચાલુ લશ્કરની રીજમીંટોને પુરતા સેપાહોથી પાછી મઝબુત કર્યામાં આવી; અને રાજ્યનાં દરેક ખુણાંમાંથી રૈયતે શાહનશાહી જામદાર-ખાનાંમાં ખુશીથી નાણાંની ઘણી મોટી રકમો મોકલી આપવા માંડી.

ટર્કીનાં રાજ્યની તવારીખમાં તા૦ ૧૮ મી મે ૧૮૫૩ નો દિવસ ઘણો યાદગાર ગણા-યછે. એ દિને જે તે છેલ્લો જવાબ મોકલવાની પ્રિન્સ મેન્ટસ્ચિકૉફે માગણી કરી, અને તે માગણીને સુલતાન અને તેના પ્રધાનોએ તુચ્છકારી કાહાડી. આ પગલું ખરેખર ઘણું અગત્યનું, મોભાદાર, અને ગંભીર હતું; ઝારે સુલતાનનોસાંમે લડવાની આ માગણીજેવું નહતું, તેથીઉલટું સુલતાને પોતેજ ઝારને લડાઇમાં ઉતરવાની સીધીરીતે ફરજ પાડી હતી. પોતાના સુલતાન અબ્દુલ-મેડજિડે, અને તેના પ્રધાનોએ લીધેલાં આ બહાદુરીભર્યાં પગ-લાંથી ટર્કીશ રૈયત ઘણી ખુશી થઇ હતી, અને ઘણીજ ઉસ્કેરાયલી હતી. તે જોકે તેઓએ કોઇરીતે અવિચારી મતને વળગી રહી કોઇ રીતનું ધર્મનું જનુન દેખાડ્યું નહીં, તેઓમાં ફક્ત ઉલટમંદ જુસ્સો ફેળાયલો હતો; ખરીરીતે જોતાં એક ઉત્તમ સરકારને ઉત્તમ રૈય-તનો ખરાં દેલનો ટેકો હતો.

તેની મગરૂરીભરી માગણી ટર્કીશ સરકાર આવા તુચ્છકારથી ના પાડશે, એવી પ્રિન્સ મેન્ટસ્ચિકૉફને સ્વપ્ને પણ આશા નહતી, અથવા જેને તે નિચ્ચોં પાડવા માગતો, તે

* જુઓ નોટ ૩૬ મી † જુઓ નોટ ૩૭ મી ‡ જુઓ નોટ ૩૮ મી.

નિશ્ચો પડનાર નથી, એમ તેણે કદી પણ ધાર્યું નહતું. મામલો આરીતે ફેરવાઈ ગયેલો જોઈ, તે ઑટોમન રાજ્યધાની શેહેર છોડી ગયો. તા૦ ૨૨ મી મેને દિવસે રશિયન સરકારના રાજ્યચિન્હો તથા વાવટો કૉન્સટૅન્ટિનોપલખાતેનાં રશિયન એલચીખાતાંનાં મકાનઉપરથી ઉતારી પાડવામાં આવ્યાં, *એવું દેખાડવા, કે હવે આ બંધે દેશોવચ્ચેનો એખલાસ તુટો હતો, અને તેઓવચ્ચે હવે કોઈપણ રીતનો રાજ્યદ્વારી સંબંધ રહ્યો નહતો. હમણાંતુલીક એવું માનવામાં આવતું હતું, કે રશિયા એટલુંતો બળવાનછે, કે તે જે ચાહે તે કરી શકે; તે જે ચાહે, તે પોતાને હાથ લઈ શકે; ઑટોમન રાજ્યધાનીની ઘણું નઝદીક આવેલું સેબાસ્ટૉપૉલનું ઝબરદસ્ત બારૂં કદી નહીં જીતાયએવો મોટો દરિયાઈ કાફેલો બહાર પાડવાને સામર્થ્યવાનછે, એમ ધારવામાં આવતું હતું, અને જોકે અઠવાડિયાંઓ અને મહિનાઓ પસાર થઈ ગયા, અને ગપો ઉડી રહી, કે મૉલડૅવિયા અને વાલાશિયાના ટર્કિશ મુખ્ય મથકોઉપર હમલો કરવામાટે રશિયાનું લશ્કર મોટી સંખ્યામાં જમા થતું હતું, છતાં મુસલમાનોનાં દેલ તુટયાં નહીં; સુલતાન હેમત હાર્યો નહીં; કે રશિયન એલચીતરફ જે હેમતભરી ઢપે કામ લેવામાં આવ્યું હતું, તેમાંટે તેના પ્રધાનોને કોઈરીતે પસ્તાવો થયો નહીં. તેથીઉલટું આ કટોકટ વખતે રશિયનોસાંમે એકલા ઉભા રેહેવાનો ઑટોમન રાજ્યે નક્કી ઠરાવ કર્યો. આ ખટપટમાં ઑસ્ટ્રિયનોઉલટા ટર્કીનીસાંમા રહ્યા; ફ્રાન્સઉપર જરા પણ ભરોસો રખાય એમ નહતું; અને ઈંગ્લાંડે શું કરવું, તે હજી નક્કી કર્યું નહતું. કોઈ પણ જાતની આશા કે મદદવગર બહાદુર ટર્કિશ રૈયત જે દેશઉપર પોતાનો ખરો હક તેમાંટે મરણની ઘડીસુધી લડવાને, ચોકસ ઠરાવ કરી રહી હતી. જેવો ઈંગ્રેજોને ઈંગ્લાંડઉપર, જેવો ફ્રેંચોને ફ્રાન્સઉપર હક હતો, તેવોજ આ દેશઉપર ટર્કીનો પોતાનો હક હતો, એમ તે માનતું હતું. પ્રિન્સ મેન્ટસ્ચિકૉફને કૉન્સટૅન્ટિનોપલ છોડી ગયાપછી થોડાં અઠવાડિયાં પસાર થઈ ગયાં, અને જરા પણ ખાંચો ખાધાવગર ઑટોમન સરકારે લડાઈની તૈયારીઓ મોટા પાયાઉપર કરવાની ચાલુજ રાખી. લોકોમાં જોસભર ઉલ્લટ પંથરાયલી હતી, તો જોકે તેઓમાં કશું પણ ધર્મનું જંગ્લી જનુન જણાતું નહતું; બહાદુરીભરેલું દેશાભિમાન જાગૃત થયું હતું, તો જોકે ઝોરઝુલ્મ, લુટ, કે એવાંજ બીજાં કારણોનો તેઓને વિચાર પણ નહતો; આખરે નવા શિખાઉ સેપાહોનાં ટોળેટોળાં, કે જેઓને કોઈ પણ જાતની લશ્કરી તાલીમ મળેલી નહતી, અને કોઈ પણ દહાડો લડાઈ જોયલી નહીં, છતાં ઘણા ઉલટભેર, ઑટોમન રાજ્યના સઘળા ભાગોમાંથી આવીને એકઠા થવા લાગ્યા, ત્યારે સવાલ ઉભો થયો, કે આ મોટાં લશ્કરની સરદારી કોણને આપવામાં આવશે? આવ· જુદાંજુદાં ખવાસનાં ટોળાંને બરાબર ગોઠવીને ચલાવવામાંટે એવો કોણ કેળવાયલો સરદાર મળશે? ઝારનાં ધાસ્તીભરેલાં લશ્કરને મારી હઠાવવામાં ફતેહ પામે, એવો શૂરો નર કોણ નેમાશે?

એજ વર્ષની, યાને ૧૮૫૩ નાં સાલની ૩૦ મી જુને સાંજનાં સુલતાન પોતાના પ્રધાનો અને બીજા મોટા હોદ્દેદારોની આ બાબતનો ફડચો કરવામાંટે મળેલી દબદબાભરેલી વડી રાજ્યસભામાં પ્રમુખસ્થાને બિરાજ્યો. અબ્દુલ-મેડજિડની ઉમર આ વખ્તે ત્રીસ વર્ષોની હતી. જે ઈંગ્રેજી પુશાક તે હંમેશાં સજતો હતો, તે તેણે આ વખ્તે કાહાડી નાખી, પોતાનો ટર્કિશ લેબાશ કે જે તેના વડવાઓ પેહેરતા આવ્યા હતા, તેમાં સજ થઈ, ત્યાં હાઝેર થયો હતો. તેનો

*જુઓ નોટ ૩૯ મી.

હંમેશનો ફિક્રો, ગંભીર ચેહેરો શાંત હતો, પણ પાકા ઠરાવવાળો દેખાતો હતો; તેની કાળી મોટી આંખોઉપર ઉંડા વિચારનો પડછાયો પડેલો જણાતો હતો.

પોતાનાં શાહનશાહી ઉંચાં તખ્તઉપર તે બેઠો; તેનીઆસપાસ ઉંચાંમાંઉંચી પદવીના, અને ઘણા વખણાયલા, કસાયલા, અને અક્કલમંદ સલાહકારી પ્રધાનોની સભા ઉભેલી હતી; ત્યાં બુઢો ખખ થઈ ગયેલો, પણ હજીભી પુરતી મગઝશક્તિવાળો બુઝુર્ગ ખોસરો પાશા હતો; મેન્ટસ્ચિકૉફનીસામે બળતવારીથી રાજ્યદુઆરી તકરારોમાં ઉતરનાર બાહુશ રશિદ પાશા ત્યાં હતો; બીજો મોટો અને ઉદાર દેલનો રાજ્યદરબારી પુરૂપ, ફુઆદ-અફન્દી ત્યાં હાઝેર હતો; ધર્મ અને ધારાઓનો વડો, શેખ-ઉલ-એસ્લામ ત્યાં નઝરે પડતો હતો; તેઉપરાંત ત્યાં બીજા ઘણા ઉંચે વાંધેના રાજ્યદરબારના અને મેહેલનેલગતા હોદ્દેદારે. પણ હાઝેર હતા.

રૂમેલિયાનાં લશ્કરનો વડો સેનાધિપતિ કોણને નેમવો, તે સવાલ ત્યાં પુછવામાં આવ્યો આ ઉંચા પણ જોખમભરેલા હોદ્દાઉપર પોતાનો હકછે, એવો દાવો સુલતાનના બનેવીએ કર્યો, કે જે એક કસાયલો, કીર્ત્તિ પામેલો લડવૈયો હતો, અને જેમ બ્રિટિશ રાજ્યસભામાં ચાલેછે, તેવાજ છુટાંપણાંથી આ વેળાએ સુલતાનનીહઝુરમાં પણ દરેક બાબતઉપર તકરાર ચાલી. પોતાના માનીતા સલાહકારોનાં મનઉપર કશી પણ ખોટી અસર ન થાય, એવા નેક એરાદાથી સુલતાને આ તકરારમાં કશો ભાગ લઈ પોતાનો ખરો મત ઝાહેર ન કર્યો. કલાકોસુધી તકરાર ચાલી, અને સુલતાનના આ બેશીને તે હોદ્દો ન આપવો, એવું વધુ મતે પસાર થયું. પછી ખોસરો પાશાએ એક બીજું નામ સુચવ્યું, કે જે તેને પોતાને એકલાનેજ વાહાલું નહતું, પણ તેની ખાતેરી હતી, કે તે પુરૂષનીઉપર તમામ પ્રજા પુર એતબારથી જોતી હતી. આ દરખાસ્તને ફુઆદ-અફન્દીએ ટેકો આપ્યો. આખી દરબારમાં ફક્ત એકલો શેખ-ઉલ-એસ્લામજ ધર્મનાં જનુનથી દોરવાઈ જાય, એવો હતો, તે આ દરખાસ્તનીસાંમે એટલામાંટે થયો, કે આ પુરૂપ પોતાના રાજ્યદુઆરી મતોમાં ઘણો છુટા વિચારનોછે. પણ રશિદ પાશા, કે જે પરદેશખાતાંનો પ્રધાન હતો, તેણે શેખ-ઉલ-એસ્લામના આ વાંધાનીસાંમે એક ઘણું લાબું અને સુભાષિત ભાષણ કીધું, અને તે જ્યારે પુરૂં થયું, ત્યારે સર્વેની આંખો મર્યાદાથી સુલતાનતરફ ટીકાતી હતી. પોતે હંમેશાં જે જુસ્સો દેખાડતો હતો, તેનાંકરતાં ઘણા વધારે જુસ્સા અને ઉલટસાથે આ દરખાસ્તને તે નામદારે પોતાનો ટેકો આપ્યો, અને તે સર્વેનુમાતે પસાર કર્યામાં આવી. આ વખ્તે ખુદ શેખ-ઉલ-એસ્લામે પણ પોતાના બાદશાહી ધણીની તાબેદારીમાં ગરક થઈ, તે પુરૂપનીસાંમેનો પોતાનો વિચાર ફેરવ્યો.

આખી રાતસુધી આ યાદગાર દરબાર ચાલુ રહી; જ્યારે લગભગ સવારૂં પડવા આવ્યું, યાને તા૦ ૧ લી જુલાઈ ૧૮૫૩ નો દિન ઉગ્યો, ત્યારે આ ગંભીર દરબારમાં, અને (જુઓ ચિત્ર ૬ ઠું) સુલતાન અબદુલ-મેડજિડનીહઝુરમાં ઓમર પાશાને દાખેલ કર્યામાં આવ્યો.

**સુલતાન**—"તું મારો સરદાર અને સેપાહસાલાર થવાને ખુશીછે? મારાં પાયદલ અને ઘોડેસવાર લશ્કરના વડા સેનાધિપતિનો હોદ્દો તું કબુલ રાખેછે?"

**ઓમર**—"હા, નામવર સુલતાન, હું તે જોખમભર્યો હોદ્દો કબુલ રાખુંછું."

**સુલતાન**—"અને તું મારા દુશ્મનનીસાંમે લડવાને, મારીતરફથી મગરૂર અને તુંડ રૂશનીસાંમે જંગમાં ઉતરવાને રાઝીછે?"

**ઓમર**—"હા; હું છઉં."

આ વખ્તે સવારનું પેહેલું ઝઝકળું નઝરે પડયું; બાંગીઓએ બંદગીમાંટે બાંગ પોકાર્યા, કે "અલ્લાહ સૌથી મોટોછે!" અને આવા પોકારો આખાં કૉન્સટૅન્ટિનોપલના મેનારાઓઉપરથી નિકળ્યા, અને તેજ વખ્તે સુલતાનના ખુદ હાથોથી વડા સરદાર અને સેપાહસાલારના હોદ્દાનું મુખતિયારનામું **ઓમર પાશાને** એનાયત કરવામાં આવ્યું.



## પ્રકરણ ૧૫ મું.

### વડો સેનાધિપતિ.

"અલ્લાહ સૌથી મોટોછે!" એવા પોકારો કૉન્સટૅન્ટિનોપલની દરેક મસ્જેદના મેનારાઓઉપર થવા લાગ્યા, યાને સવારની નેમાઝમાંટે જે ઘડિએ બાંગીઓ પોકારતા હતા, તેજ ઘડિએ ઓમર પાશાને તેના સુલતાને વડા સેનાધિપતિની સનદ આપી હતી. તે મળવાપછી સરદાર વધુ વખત આ બાદશાહી શેહેરમાં ખોટી થયો નહીં, પણ તે તરતજ બૉસફૉરસને કેનારે આવેલાં પોતાનાં સુંદર મકાનતરફ ગયો, અને ત્યાં પોતાની બાયડી બાનુ અઇશાની ભેટ લઇ તેણીથી છુટો પડયો. કેમ વાંચનાર ! તું અઇશાનું નામ સાંભળીને ચોંકયો કેમ ? પણ હા, ખરેખર તેમજ હતું. ટ્રાન્સિલવૅનિયાની આ ખુબસુરત બાનુ, કે જેણીનીતરફ ઓમરે, અને તેથી વધુ બીચારી મર્હુમ સલિમાએ, જે અતિશય માયામેહરબાની દેખાડી હતી, તે હમણાં આપણા નાયકની મહોરદાર થયેલી હતી. તે બનાવ કેમ બનવા પામ્યો, અને સુલતાન માહમુદના ભેદભર્યા ન્હાના દાબડાનું શું થયું, તેવિષે આપણે હવે જલદીથી વાકેફ થઇશું.

આપણે આગળ જણાવી ગયા છેયે, તેમ બાનુ અઈશાને છેલ્લી સલામ કરવાને ઓમર પોતાનાં સુંદર મકાને ગયો, અને તેણીએ એક મહોરદારતરીકેની અમીરી મગરૂરીસાથે પોતાના વાહાલા ખાવંદને તેના બાદશાહતરફથી, પોતાના કરી લીધેલા દેશતરફથી ઝારનાં લશ્કરસાંમે લડવા જવાને હેમતથી રઝા આપી; તો જોકે છુટાં પડતીવેળા તેણી ઘણી રડી, છતાં તેનો બહાદુર ખાવંદ વધારે કીર્ત્તિ મેળવવા પામશે, એવા વિચારોથી આખરે તેણીનો ચેહેરો હસ્તો થયો.

ઓમર પાશા ત્યારપછી શુમલાખાતે ગયો, કે જે બલગૅરિયા પ્રાંતનો એક કસ્બો હતો, અને ત્યાં તેણે પોતાનું વડું મથક કીધું. હવે તેની ઝેંદગીનો એક નવો સફો ખુલ્લો થયો. તેણે પોતાને ૧,૦૦,૦૦૦ માણસોનીઉપર સરદાર નેમાયલો જોયો. જોકે દેખાઈતી તો આ સંખ્યા ઘણી મોટી હતી, છતાં તેનો દશમો ભાગ પણ ખરેખરી લડાયક કવાયદથી માહિતગાર નહતો. આ નવા સેપાહોનાં ટોળાંઓને કેળવીને લડાઈમાં ભાગ લેવાલાયક કરતાં આપણા ઓમરને બહુ મેહેનત પડી. એજ વખ્તે રશિયનો મૉલડૅવિયા અને વાલાશિયાનાં વડાં મથકોખાતે ૧,૨૦,૦૦૦ માણસોનાં લશ્કરસાથે દાખેલ થયા હતા. આ સઘળા સારી કવાયદ લીધેલા સેપાહો હતા; તેઓ ધર્મ-જનુની બનેલા હતા; અને મુસલમાનોસાંમે ધિક્કારના ધકધકતા આતશથી ઝળતા હતા. ઓમરને જણાયું કે જ્યારે ઑટૉમન *ચાંદ રશિયન †"ક્રૉસ"સાથે લડાઇમાં ઉતરશે, તે કાંઇ બચ્ચાંની રમતજેવું ન થશે, અને તેટલામાંટે આ મહાભારત કામને બરાબર લાયક ઉતારવામાંટે તેણે પોતાનાં લશ્કરને સારી હાલતમાં મુકવાને ખંતથી મેહેનત કરવાની ચાલુ રાખી. લશ્કરના તમામ અમલદારો અને સેપાહોએ જ્યારે જાણ્યું, કે આવા મોટા અને જોખ-

---

*જુઓ નોટ ૨૬ મી. †જુઓ નોટ ૪૦ મી.

મભર્યા હોદ્દાઉપર ઓમરજેવા એક કસાયલા અને બહાદુર સરદારની નેમણુક કર્યામાં આવીછે, ત્યારે તેઓની ખુશહાલીનો પાર રહ્યો નહીં, તેઓ સર્વે પોતાના કીર્ત્તિવંત સરદારની શાબાશી મેળવવાને જાણે હરીફાઇમાં પડયા હતા.

શુમલાના કસ્બાની કેલ્લેબંદી ઓમરને ઘણીજ ખરાબ હાલતમાં જણાઈ, અને તેટલામાંટે ઝરૂરની વેળાએ તે પોતાનો બંચાવ કરવાને સામર્થવાન થાય, એવા એરાદાથી તેણે તેની કેલ્લેબંદી મઝબુત કરવાના ઉપાયો લીધા. વિદ્દિનથી સિલિસ્ત્રિયાસુધીનાં ડૅન્યુબ નદીઉપરનાં બલગૅરિયાનાં આખાં પ્રગણાંમાં આવેલાં સર્વે શેહેરો અને કેલ્લાઓની તેણે મુલાકાત લીધી; કયા કેલ્લાઓને વધારે મઝબુત કરવા, કયાંકયાં બંચાવનાં નવાં બાધકામો ઉભાં કરવાં, તે સર્વે તેની અનુભવી આંખોએ તેણે જોઇ લીધું. તે ફક્ત ચાર કલાકો ઉંઘાતો, અને બાકીનો આખો વખ્તસુધી પોતાના ઘોડાઉપર સવાર થયેલો રેહેતો. જાણે તેને મનથી થાક શું તે તો અજાણ્યુંજ હતું, અને તે જોઈ તેના રેસાલાના અમલદારો, તેમજ તેનું આખું લશ્કર હયરત પામતું. આરીતે અઠવાડિયાંઓ અને મહિનાઓ વહી ગયા, પણ ઓમર જરાબી તેની તનદરોસ્તીમાં લઠડયો નહીં, કે નહીં તેનો ઉદ્યોગ કમી થયો. દિવસે તેને લીધેલી આવી ચાલુ મેહેનતથી, અને રાતે કીધેલાં જાગરણથી નિપજેલું અજાયબજેવું પરિણામ હવે જણાઇ આવ્યું. શુમલાનું ગામ જાણે જાદુથી થયું હોય, તેવીરીતે હમલાથી નહીં જીતાયએવા એક કેલ્લામાં ફેરવાઇ ગયું; ડૅન્યુબ નદીઉપરનો આખો બલગૅરિયન કોસ્તો તદન બંચાવ કરવાલાયક હાલતમાં મેળાયો; અને ટર્કિશ લશ્કર ઘણી સારી કવાયદ પામી તૈયાર થયું. સઘળા દેશોનાં લોકો ઑટૉમન રાજ્યનાં બંચાવનાં આ મથકો એક અજાયબીતરીકે જોવા ઉતરી પડયાં, અને ઓમર પાશા, કે જેની કીર્ત્તિ અત્યારઆગમચની આખી દુનિયાંમાં મશહુર થયેલી હતી, તેણે બજાવેલાં આ મહાભારત કામો જોઇ આશ્ચર્યથી દંગ થઈ ગયાં !

વિદ્દિનથી તે સિલિસ્ત્રિયાસુધી ડૅન્યુબ નદીના કેનારાઉપર આવેલા તમામ કેલ્લાઓ, તથા બીજાં કેલ્લેબંદીવાળાં શેહેરો, કે જેની મરામત કરવામાં આવી હતી, કે જ્યાં નવાં બાધકામો કર્યામાં આવ્યાં હતાં, ત્યાં સઘળે ઠેકાણે વડા સેનાધિપતિએ પોતાના પુરેપુરા ભરોસાદાર અમલદારો નેમ્યા. લશ્કરનો મોટો ભાગ શુમલાખાતે રાખ્યામાં આવ્યો, કે જ્યાંથી આસપાસ સર્વે ઠેકાણે જોઈતી લશ્કરી મદદ મોકલવાને બને એમ હતું. કોઈ-કોઇવાર ઓમર ખાણું ખાઇ ઘોડેસવાર થતો, અને પોતાનીસાથે ત્રણ કે ચાર એડી-કાંગોને લઈને સાઠ, હેંસી, કે સો માઇલ દુર આવેલાં બીજાં લશ્કરી મથકોની મુલાકાતે ઝડપમાં દોડી જતો. આ કારણમાંટે ઠેકાણેઠેકાણે ઘોડાઓના ટપ્પાઓ સરદારનેસારૂં તૈયાર રાખવામાં આવતા, અને તેની મદદથી તે નહીં મનાયએટલી ઉતાવળે પોતાની મુસાફેરી પુરી કરતો. જ્યારે લોકો ધારતાં, કે તે કોઇ દુરની જગ્યાએછે, તેટલાંતો તેઓનાં મ્હોંડાં સાંમે આવીને તે ઉભો રેહેતો, અને તેઓને અજાયબીમાં નાખતો. આમુજબ કરવાથી તેનો હુકમ બરાબર બજાવવામાં આવેછે, કે નહીં તેવિષે તેની ખાતેરી થતી, એટલુંજ નહીં, પણ તેનાં લશ્કરમાં ભારે ચોંપ રેહેતી.

આપણે આગળ કહ્યુંછે, તેમ આ વખ્તે ઘણાં અઠવાડિયાંઓ અને મહિનાઓ પસાર થઈ ગયાં હતાં. તેને સુલતાનનાં આખાં લશ્કરનો સરદાર અને સેપાહસાલાર તા૦ ૧ લી

જુલાઈ ૧૮૫૩ ને દિને નેમવામાં આવ્યો હતો, અને હમણાં તેજ વર્ષની તા૦ ૧ લી નવેમબરનો દિવસ હતો, કે જેઉપર અમારાં પ્રિય વાંચનારનું ધ્યાન ખેંચવાની અગત્યછે. સવારના સાત વાગતાનો વખ્ત હતો; શુમલાખાતે એક ઘરમાં જ્યાં પોતાનું મથક કીધેલું હતું, ત્યાં ઓમર પાશા પોતાના ઓરડામાં એકલો બેઠેલો હતો; એક "ટેબલ"ઉપર ફાનુસ બળતું હતું, અને તેનો ઉજાશ ટર્કિશ મારશલનાં મ્હોંડાંઉપર પડતો હતો; તેનું ધ્યાન તેનીસાંમે પડેલા સંખ્યાબંધ નકશાઓ, "પ્લાનો," દસ્તાવેજો, વગેરેમાં રોકાયલું હતું. આ વેળા ઓમરની ઉમર ત્રેપન વર્ષોની હતી, પણ તોયે તે એટલી ઉમરનો જણાતો નહતો. તેની જવાનીમાં તનનું જે કુવત, અને મનની ચપળતા, તે ધરાવતો હતો, તે હજી તેનાંમાં મોજુદ હતી; તેની મોટી કાળી આંખોમાં તેજ આગળો ચળકાટ રેહેલો હતો; તેના દાંતો હજી જેવાનેતેવા કળીબંદ સુફેદ અને સાબુત હતા; પણ તેવીજરીતે તેના કાળા ભમ્મર બાલો રહ્યા નહતા. તેના બાલો હવે થોડાથોડા સુફેદ થવા માંડયા હતા, અને તેઉપરથીજ તેની મહિનાઓની એન્તેઝારી અને મેહેનત માલુમ પડી આવતી હતી; તેથીજ તેને ચઢતી થાક અને કરવા પડતાં જાગરણ જણાઈ આવતાં હતાં.

તરતજ તેના ઓરડાનું બારણું ઉઘડયું, અને તેમાં એક એડી-કાંગ દાખેલ થયો. પોતાના વડાતરફ અદબથી, અને લશકરી ઢબે સલામ કીધી, તેણે ઓમરને જણાવ્યું, કે ક્રૉઝકિ નામનો એક ક્રોશિયન ગ્રહસ્થ નામદાર પાશાને મળવાને અર્ઝ કરતો હતો. આભાર અને આનંદની લાગણીથી ઓમરે તે ગ્રહસ્થને તરતજ તેનીઆગળ રજુ કરવાનો હુકમ કર્યો, પણ જ્યારે તેનીસાંમે બાલ પાકેલા, કમરમાંથી વાંકા વળેલા એક બુઢા આદમીને લાવ્યામાં આવ્યો,ત્યારે આપણો નાયક લગાર ચોંકયો. તેને શક ઉત્પન્ન થયો, કે આ મર્દ શું તેનો વાહાલો મિત્ર ક્રૉઝકિજ હતો કે નહીં. તોયે વધારે બારીકીથી જોતાં તેની ખાતેરી થઇ, કે બચિત તે ક્રૉઝકિજ હતો. કારણકે તેનાં દિઠાંમાં તેજ અમીરી ચેહેરો આવ્યો; તેની ક્રોશિયન આંખો હજી જેવીનેતેવીજ તિક્ષણ હતી. એક બેટાનાજેવા પ્યાર અને માનથી ઓમર તેને વળગી પડયો, અને તે બુઢા શખ્સે પણ એક બાપનાજેવીજ મમતાથી તેને ચાંપીને પાછી બધ-લગીરી કીધી, કે જે વેળા તેની આંખોમાંથી નવધાર આંસુઓ પડતાં હતાં.

ખુશીનેમારે લગાર ધ્રુજતે સાદે ક્રૉઝકિ બોલ્યો, "નૉવિખાતે હું તમોને કલાહુસના પહલવાનતરીકે મળવાપછી ત્રીસ વર્ષો પસાર થઇ ગયાંછે, અને હમણાં હું મારી વખાણ તેજ શખ્સને ઝાહેર કરવા આવ્યોછું, કે જેનીતરફ હાલના હંગામમાં આખી દુનિયાની નઝર ખેંચાઇ રહીછે! મારી પેહેલી પિછાણ વખ્તે તમો એક ગરીબ અને ઘણી ન્હાની પદવીના અમલદાર હતા; હવે હું તેજ શખ્સને એક ઝોરાવર લશ્કરના વડા સેનાધિપતિ-તરીકે જોઉંછું! અને આટલી બધી ચઢતી થવાછતાં વચ્ચે કેટલો થોડો વખ્ત પસાર થયોછે!"

ઓમર—"એક રીતે જોતાં, તો મારીઉપર પડેલા ઑસ્ટ્રિયન ઝુલમાતનો ઉપકાર માનવો ઘટેછે, કેમકે તેને મને દુનિયામાં હાંકી કાહાડયો. તે વેળા મને મારૂં નસીબ આઝમાવવાને મારી બાજુમાં એક તલવારસેવાય બીજું કાંઇ નહતું. પણ મારા અઝીઝ દોસ્ત, તેવીજરીતે ઝુલમાત ખમેલાં મારાં વાહાલાં ખેશીઓબાબે કાંઇ ખબર તમોએ સાંભળીછે?"

ક્રૉઝિક—"નહીં, કાંઈ પણ નહીં. જો મને કાંઇ પણ ખબર મળી હતે, તો તે હું તમોને જણાવવાને કદીબી ચુકતે નહીં. કેમકે તમોને કાગળ મોકલીને ક્યાં જણાવવું, તે તો હું સારીપેઠે જાણતો હતો. તમો ક્યાં છેઓ, શું કરોછો, તેની તો આખી દુનિયાને ખબર પડેછે. લીબનનના હાકેમતરીકે, બૉસનિયાના બળવાખોર બેઓઉપર તમોએ મેળવેલી ફતેહબાબે, વાલાશિયામાં બાદશાહી કમિશનરતરીકે, તથા તમારા નામચીન શેઠ સુલતાનના લડાઈખાતાંના એક પ્રધાનતરીકે તમારૂં નામ હંમેશાં મારા સાંભળવામાં આવતું હતું, અને જો કાંઇ સારા સમાચાર મારી જાણમાં કોઈબી વખ્તે આવ્યા હતે, તો તે હું તમોને તરતજ ખુશીસાથે જણાવતે. પણ શું તમો મને એમ કેહેવા માંગોછો, કે તમોને પોતાને તમારાં ખેશીઓના કશા સમાચાર મળ્યા નથી?"

ઓમર—(દેલગીરીથી) "નહીં, કંઇ પણ મળ્યા નથી, અને તેથીજ તેઓનાબાબમાં કાંઇ ખરાબ બનાવ બન્યો હોય, એમ હું લાંબો વખ્ત થયો ફેકર રાખુંછું. મારી ખાતેરીછે, કે વર્ષોઅગાઉના મારા ગ્રીક પાદરી બુઝુર્ગ કાકાજી તો કબ્રમાં આરામ લેવા ગયા હશે, પણ મારો વાહાલો ભાઈ, તેની મહોરદાર, અને તેઓનો બાળક બેટો, કે જેને મેં પાળણાંમાં ઉંઘેલો જોયો હતો, અને જેને મારાં નામઉપરથી 'ઠીયૉડોર' નામ આપવામાં આવ્યું હતું, તે સઘળાંઓનું શું થયું હશે, તેનો વિચાર મને હંમેશાં આવ્યા કરેછે. કોઈ વેળા તેઓબાબે મારાં મનમાં ખરાબ વિચારો આવેછે. વળી તેઉપરાંત જ્યારે એક કરપિણ બનાવનો પણ મને હંમેશાં દેલગીરીભર્યો વિચાર આવેછે, ત્યારે મારૂં હૈયું ફાટફાટ થાયછે."

ઘણાજ મમતાભરેલા દેખાવ અને દયાળુ સાદે ક્રૉઝિક બોલ્યો, "અફસોસ, તમો શાંનેમાટે બોલોછો, તે હું સારીપેઠે જાણુંછું! તમારી મહોરદારના ઘાતકી મોતની માઠી ખબર તે દુષ્ટ બનાવ બન્યાપછી તરતજ મેં સાંભળી હતી, અને વળી મેં એવો પણ ખુમાટો ઉડેલો સાંભળ્યો હતો, કે તે હિચકારૂં ખુન કરનાર પાપી શખ્સ કોણ હતો, તેથી પણ તમે વાકેફ હતા."

આ સાંભળી ઓમરના ખુબસુરત ચેહેરાઉપર ભારે દેલગીરી ફેલાઇ ગઇ, અને તેણે જવાબ આપ્યો, "તે ઘાતકી ફટકો મને મારવાનો એરાદો હતો, પણ મારી ફેરેસ્તાઇ ખસલતની સલિમા મને બચાવવા વચ્ચે પડી, અને તેમાં મરણ પામી."

ક્રૉઝિક—"અને તે ખુની, જો હું મારા શકમાં ખરો હોઉં, તો પેલો——"

ઓમર—(ભારે દેલગીર સાદે) "તે પાપી કોઈજ નહીં, પણ ડેનિયલ લૅમબર્ટ હતો! તે ગભરાટના વખ્તમાં તેની પુઠ પકડવી ફોકટ હતી, અને તેથી તે છટકી જવા પામ્યો. ત્યારપછી મેં તે કપટી ચંડાળબાબે કશું પણ સાંભળ્યું નથી. ક્રૉઝિક, જોકે હું એક લડાઈનો માણસછું, તોયે ફોકટનું લોહી રેડનારો આસામી હું નથી. હું મોતની સઝાને ધિક્કારૂંછું, અને નાપસંદ કરૂંછું, અને જોકે લડાઇઓમાં મેં પુષ્કળ ખુનામર્કી જોઇછે, લડાઇઓમાં મારાં લશ્કરને લઇ ગયોછું, અને ભારે કાપાકાપીમાં મેં મારો ભાગ બજાવ્યોછે, તોયે બીનઝરૂરી ઘાતકીપણાંનો દોષ આ મારા હાથોને કદી લાગવા દીધો નથી! છતાં હું ખુલ્લું જણાઉંછું, કે જો તે ચંડાળ પાપી મારીઆગળ આવે, તો મારી પોતાની તલવારવડે તેની છાતી વિંધી નાખવાવગર હું રહું નહીં!"

ક્રૉઝકિ—"જો તે જીવતોજ હશે, તો ખાતેરી રાખજો, કે તે તમારા કીનાનો ભોગ થયાવગર રેહેશે નહીં. પણ જો તે હમણાં મરી ગયો હશે, તો તે ખચિત કંગાળ મોતેજ મુવો હશે. માણસાઈ અવતારનો તે દૈત કાંઈ સારો ફેજ તો પામેજ નહીં!"

થોડીક વાર થોભીને ઓમર બોલ્યો, "તમે મારેમાંટે ઘણી અજાયબજેવી વાતો સાંભળી હશે, પણ મારી બીજીવારની શાદીબાબે સાંભળીને તો તમે અજાયબ નહીંજ થશો!"

ક્રૉઝકિ—"તમારેલગતી બાબતો જાણવાને મેં ઘણી સંભાળ લીધીછે, અને તેટલામાંટે તમારી શાદીબાબે કાંઇ હું અજાણ્યો રહું, એમ તો બનેજ નહીં. જો હું ભુલતો નહોઉં, તો તમારાં હાલનાં મહેરદાર લેડી આલિઝા ફેહરીનછે, ખરૂં કેની?"

ઓમર—"તમે ખરા છેઓ. હા, તેમજછે. આ મારી બીજીવારની શાદી એક કેસ્સાહજેવીછે, અને તેબાબે મારે તમોને વિગતવારે જણાવવું જોઇએ, પણ તેમ કરૂં, તેઆગમચ મારે તમોને તમારેલગતા એકુબે સવાલ પુછવાછે. હમણાંસુધી બધી વાત મારેજલગતી થઈછે, પણ મારા પ્યારા ક્રૉઝકિ, ખચિત માનજો, કે તમારેલગતી કેટલીક બીના જાણવાને હું ઘણો એન્તેઝારછું."

ક્રૉઝકિ—"લાંબો વખ્ત થયો મેં ઑસ્ત્રિયન સરકારની નૌકરી છોડી દીધીછે. બાન જેલાશિશ, કે જે ઘણો વખ્તસુધી મારાં દેશી પ્રગણાંનો હાકેમ હતો, તેના ઝુલ્માતોથી કંટાળી જઇને મેં મારી રીજમીટની સરદારીનું રાજીનામું આપ્યું. મારો સાધારણ ખર્ચ નિકળે, અને હું આસાનીથી રહી શકું, એટલું દ્રવ્ય મારીપાસેછે, પણ આળસુ પડીને દહાડા કાહાડવાનો મારો ખવાસ નથી, અને તેટલામાંટે હમણાં તમારી મુલાકાત લેવામાં મારી બે મતલબોછે. પેહેલી મતલબ તો એછે, કે તમો જેવણનાંમાં હું હંમેશાં મોટો લાભ લેતો આવ્યોછું, તેવણને જે માનનેલાયકછો, તે તમોને મળીને મારે મ્હોંડે ઝાહેર કરવું બીજી મતલબ એછે, કે મારેથી જે ગરીબ નોકરી થાય, તેમાંટે તમોને અર્જ કરવી."

ઓમર—"જેવું તમારૂં નામ મને જણાવ્યામાં આવ્યું, કે તેજ વેળા તમોમાંટે કાંઇ પણ કરવાની ઉમેદ મારાં દેલમાં બરપા થઈ આવી!" એમ બોલી તેણે પાછો પોતાના દોસ્તનો હાથ પોતાના હાથમાં લઇ ઘણી માયાથી હળાવ્યો. "ખચિત, તમારી નૌકરી મને ઘણી કીમતી થઇ પડશે. હું તે તરતજ કબુલ રાખુંછું, અને તમોને શું હોદ્દો જોઇએછે, તે મને જણાવો."

ક્રૉઝકિ—"તેબાબે આપણે હવેપછી નક્કી બંદોબસ્ત કરીશું, પણ તેટલાં મારાં ખરાં દેલથી તમારો ઉપકાર માનુંછું, તે કબુલ કરો, કેમકે તમોએ જરાપણ આનાકાનીવગર તરતજ મારી માગણી કબુલ કીધીછે. હવે તમારેલગતી હકીકત, જે તમે મને કેહેનાર હતા, તે શરૂ કરો."

૧૮૩૯ નાં સાલમાં ઓમર પાશાની સંભાળમાં સુલતાન માહમુદે અઇશાને કેવીરીતે સોંપી હતી; કેવીરીતે તેણીને ટ્રાન્સીલવૅનિયાનાં હરમાનસ્ટાડટ શેહેરની પડોશમાં આવેલાં બૅરન ડી ફેહરીનનાં કેલ્લેબંધીવાળાં આલિશાં મકાનમાં લઇ જવાની હતી; અને કેવીરીતે તેણીના હવાલામાં પેલો ભેદી દાબડો મુકવામાં આવનાર હતો, કે જે ચોકસ શર્તોએજ ઉંઘાડવાનો હુકમ હતો, તે સર્વે હકીકત ઓમરે હવે ક્રૉઝકિને કહી સંભળાવા માડી. પછી તે બોલ્યો, "આમુજબ જ્યારે લૅમબર્ગના ખુની હાથે મારી વાહાલી

સલિમાને મોતનો ઝર્બ માર્યો, ત્યારે અઈશા ત્યાં હાજેર હતી. તે જોઈ તેણી બીહુશ થઇ ગઇ, અને તેણીને બીજી ઔરત નૌકરોના હવાલામાં સોંપવામાં આવી. જ્યારે પાછી હુશમાં આવી, ત્યારે દેલગીરીનેમારે અને દુઃખથી દીવાનીજેવી થઈ ગઇ; આ ખરાબ બનાવનું કારણુ તેણીજ હતી, એમ જણાવી તેણી પોતાનેજ બદનામ કરવા લાગી; કારણકે તેણીને પોતાને ઘર સલામત પહોંચાડવાનાં કારણે અમારૂં તેતરફ જવું થયું હતું, એમ તેણી કેહેવા લાગી; મારાં દુઃખી દેલે જેટલો દેલાસો મારેથી દેવાય, એટલો મેં આ કમનસીબ જવાન બાનુને દીધો; અને ટુંકમાં કહુંછું, કે અમોએ પછી ત્યાંથી ઉઠાંગરી કરી વાલાશિયા પ્રગણાંના સ્લાટિના, કે જેની નઝદીકમાંજ આ કરપિણુ કામ કરવામાં આવ્યું હતું, તેતરપ પાછી કુચ શરૂ કીધી. આ શેહેરમાં મારી વાહાલી મહોરદારની લાશને દફન આપવામાં આવ્યું. આ કામ પાર ઉતારવામાટે અમોને તે શેહેરમાં થોડાક દિવસો થોભવું પડયું, અને પછી અમોએ અમારી મુસાફેરી પાછી શરૂ કીધી. આ સઘળો વખ્ત અઈશા પેલી ઔરત નૌકરોનીસાથે ગાડીમાંજ મુસાફેરી કરતી હતી, અને હું આગળનીજપેઠે ઘોડાઉપર સવારી કરતો હતો. તે મુસાફેરી પુરી થઈ, ત્યાંસુધી એકવાર પણ અઇશાનો ચેહેરો મારા જોવામાં આવ્યો નહતો, અને સભ્યતાનેખાતેર જે થોડાક હરફો કોઇકોઇ વાર બોલવાની ઝરૂરજ પડતી, તેસેવાય કાંઈપણ બીજી વાત અમો બંધે જણાવચ્ચે થઇ નહતી. આખરે અમો હરમાનસ્ટાડટની પડોશમાં આવી લાગ્યાં, અને ત્યારેજ જેમ હું લાંબો વખ્ત થયો ધારતો હતો, તેમ પેહેલીજ વાર મારા જાણવામાં આવ્યું, કે એક બેટીને, હું તેણીના લાંબા વખ્તના છુટા પડેલા દુઃખી બાપને સ્વાધિન કરવા લઈ જતો હતો. તે મને કેમ જણાયું, તે હું તમોને કહુંછું. જ્યારે અમો હરમાનસ્ટાડટનીનઝદીકમાં આવી પહોંચ્યાં, ત્યારે અઇશા ઘણી આતુરતાથી ખબર કાહાડવા લાગી, કે બૅરન ડી ક્રેહરીન હજી જીવતો હતો, કે નહીં.? તેનો જવાબ 'હા'માં મળવાથી અઈશાએ ખુશહાલીનો એક પોકાર માર્યો, અને તેણી બોલી ઉઠી 'અલ્લાહ કરીમ, તારો અહસાન માનુંછું, કે મારો વાહાલો બાપ હજી હયાતછે!' ત્યારપછી અમોએ જે મકાનતરફ રસ્તો લીધો, તે એક ઘણુંજ આલિશાં મકાન હતું. પણ તે વેળા મારા હકમાં બનેલા અતિ ખરાબ બનાવનેલીધે મારૂં દેલ એટલુંતો ગમખવાર હતું, કે તે મકાનનેલગતો બાગેબેહેસ્તજેવો બાગિચો, કે જેમાંથી અમો પસાર થતાં હતાં, તેઉપર મેં કશું ધ્યાનવટીક આપ્યું નહીં; તેમાં મને કશી મોજજેવું લાગ્યુંજ નહીં. અમોને ખબર પડી, કે બૅરન તે વેળા ઘરમાંજ હતો. મેં મારે હવાલે સોંપેલી જવાન બાનુનો ધ્રુજતો હાથ મારા હાથમાં પકડયો; અમોને જ્યાં તે નામદાર બૅરન બેઠેલો હતો, તે ઓરડામાં લઇ જવામાં આવ્યાં; તરતજ અઇશા પોતાના બાપઆગળ ઘુંટણિયે પડી, પોતાના ચેહેરાઉપરનો બુરખો ઉચકી નાંખ્યો, અને બોલી, 'પ્યારા પેદર, તમારી લાંબા વખ્તની ગુમાઇ ગયેલી આલિડાને લેઓ!' અને બીજીજ પળે તે બુઝુર્ગ બાપે પોતાની બેટીને પોતાનાં હૈયાંસાથે ચાંપી."

થોડોક વખ્તસુધી ઓમર પાશા ચુપ રહ્યો, અને પછી નિચ્ચેમુજબે બોલવાનું પાછું શરૂ કર્યું:—

"આ પેહેલીજ વાર મેં આલિડા ડી ક્રેહરીનનો ચેહેરો જોયો હતો. તેણી અતિશય ખુબસુરત હતી, અને તેણીની ઉમર આસરે ઓગણીસ વર્ષોની હતી. તેણીએ પોતાના

બાપસાથે મારી ઓળખ કરાવી; અને જ્યારે તેણે મારૂં નામ જાણ્યું, અને મારીઉપર બનેલા છેલ્લા ગઝબબાબે વાકેફ થયો, ત્યારે મને ઘણોજ માયાભરેલો આવકાર દીધો. તે વખતના દેખાવબાબે હું વધારે લંબાણ કરતો નથી,–પણ આલિડાબાબેજ તમોને વધારે વિગતે જણાવીશ, કે જેણીનેમાંટે મને પછી તેજ દિને બધી હકીકતથી વાકેફ કર્યોમાં આવ્યો હતો. મને એવું જણાવવામાં આવ્યું, કે જ્યારે આલિડા એક ન્હાનું બચ્ચું હતું, ત્યારે તેણીની મા મરણ પામી, અને તેણી બૅરનનું એકજ પુરૂં બચ્ચું હતું, તેટલામાંટે બૅરનનો તેણીનાંમાં ઘણો જીવ હતો. તે એલચીતરીકે એક ઘણો ખબરદાર મર્દ હોવાથી, જ્યારે આલિડા દશ વર્ષની હતી, ત્યારે ઑસ્ટ્રિયન સરકારે તેને ઈરાનના શાહની દરબારમાં પોતાના એક ખાસ કામનેમાંટે એલચીતરીકે નેમ્યો હતો. તે ત્યાં જવા નિકળ્યો, ત્યારે પોતાની બેટીને પોતાનીપછવાડે મુકી જવા તેને ગમ્યું નહીં, તેટલામાંટે તેણે તેણીને, તથા તેણીનેમાંટે એક સ્ત્રીશિક્ષકને સાથે લઈને જવાનો ઠરાવ કર્યો. તેઓ સઘળાં ઈરાન ગયાં, અને યુરોપથી બે વર્ષોની મુદ્દતસુધી ગેરહાજેર રહ્યાં, કે જે વખ્ત વિત્યાબાદ તેઓ ઈસફાનની દરબારમાંથી પાછાં ઘર આવવા નિકળ્યાં. આ વેળા આલિડાની ઉમર બાર વર્ષોની હતી, અને તેણી ઘણીજ ખુબસુરત હતી. એશિયા માઇનરમાં આવેલાં ડિયારબેકિરનાં ટર્કિશ પ્રગણાંમાંથી તેઓ પસાર થતાં હતાં, તે વેળા તે એલચીખાતાંની ટોળીઉપર લુટારાઓએ હલ્લો કર્યો; તેઓપાસે જે હતું તે તમામ લુટી લેવામાં આવ્યું, અને ચીસો પાડતી આલિડાને તેણીના દીવાનાજેવા થઇ ગયેલા બાપસોડેથી છિનવી લઈ ગયા. તેણીને અતિ ખુબસુરત જોઇને તે ચંડાળોએ તેણીને સારી રકમે એક ગુલામડીતરીકે વેચવાનો ઠરાવ કર્યો. તેઓ તેણીને અલેપોખાતે લઇ ગયા, કે જ્યાં તેણીને એક બુઢા ટર્કને વેચવામાં આવી, કે જે ગુલામો ખરીદવા અને વેચવાનો નીચ ધંધો કરતો હતો. આ શખ્સ, કે જેનું નામ ઈબ્રાહીમ હતું, અને જેનીસાથે તે લુટારાઓને લેવડદેવડ હતી, તે તેણીને અઇશા નામ આપી, બીજી ગુલામડીઓનાં ટોળાંસાથે કૉન્સટૅન્ટિનોપલખાતે લાવ્યો. બીચારી આલિડાએ પોતાનો છુટકારો કરવામાંટે તે નાપાક શખ્સના ઘણા કાળાવાળા કર્યા, પણ ફોકટ. તેણીની કાકલુદી અને કાળાવાળાથી તે ઉલટો વધારે ગુસ્સે થઇ તેણીને ખરાબ ગાળગલોચ કરવા, અને સખ્ત માર મારવા લાગ્યો. આખરે તેણીને કૉન્સટૅન્ટિનોપલખાતે લાવીને ગુલામોના બાઝારમાં વેચવા ખુલ્લી મુકી, અને ત્યાંથી તેણીને મર્હુમ સુલતાન માહમુદના ઘરખટલાનેવાસ્તે એક બાંડીતરીકે વેચાતી લેવામાં આવી. સુલતાનના જે અમલદારે તેણીને ખરીદી હતી, તેનીઆગળ આલિડાએ પોતાનો તમામ અહેવાલ કહ્યો, પણ તેઉપર તેણે પણ કાંઇ ધ્યાન આપ્યું નહીં. ત્યારપછી તેણીને બાદશાહી ઝનાનામાં એક લોંડીતરીકે મોકલવામાં આવી, કે જ્યાં પોતાના બદબખ્તને તાબે થઈ જેમ રેહેવાયું, તેમ તેણી દિવસો કાહાડવા લાગી. વખ્ત વેહેવા લાગ્યો, વર્ષો પસાર થઇ ગયાં, અને એક દિને જ્યારે તેણીની ઉમર સતર વર્ષોની હતી, ત્યારે આલિડાની ખુબસુરતીઉપર સુલતાન માહમુદની નઝર ખેંચાઈ. તેણીને ઘણોજ ખુબસુરત જોઇ તે તેણીનીઉપર મોહિત પડયો, અને પોતાની માનીતીઓમાં આલિડાને પણ દાખેલ કીધી હતે, પણ આ અર્ધી દીવાનીજેવી દુઃખી છોકરીએ તે નામદારના પગઉપર પોતાનું માથું નાખી, તેતેથી દયા

આપી. પોતાની તમામ કયેફેયત સુલતાન માહમુદને કહી સંભળાવી. તે નામદાર ઘણાં ઉમદાં દેલનો મર્દ હતો, તેણે પોતાનાં મનઉપર કાબુ રાખી, તેણીની માગણી કબુલ કીધી. તોએ તેણે આલિડાને પોતાને ઘેર પાછી મોકલવાની અર્જઉપર તરતજ ધ્યાન આપ્યું નહીં, કેમકે તે એમ ધારતો હતો, કે વખતના વેહેવાસાથે તેની તેણીતીતરફની અતિશય માયા-મેહેરબાની જોઈ આલિડા પિગળશે, અને તેની માયાળુ ખંતથી તેણીનો પ્યાર હજી પણ તે મેળવવા પામશે, અને તેમ થશે, તો તે આલિડાને પોતાનાં ઝનાનામાં રાખી શકશે. પણ વખત તો વેહેયોજ ગયો, અને સુલતાનનાં દુરનેદુર રેહેવામાંટે, તથા તેની તમામ માયામેહેરબાનીમાંટે જોકે આલિડા તેનાં ઘણાં અહસાનમાં હતી, છતાં તેની રાખેલી ઔરતતરીકે રેહેવાને તેણી ઘણીજ નાખુશ હતી. અત્રે મારે જણાવવું જોઇએ, કે આલિડાની કયેફેયત સાંભળીને પેલા પાપી ગુલાગી વેપાર ચલાવનાર ઇબ્રાહીમને શોધી કાહાડવાને ઘણીક તજવીઝ કર્યામાં આવી, અને ડિયારબેકિરના પાશાને પુછાવતાં, એવું માલુમ પડયું, કે આ શખ્સ તે પ્રગણાંમાં ઉભાઇ જતા લુટારાઓસાથે છુપો સંબંધ રાખવામાંટે ત્યાં જાણીતો હતો, અને તે સર્વેથી ખુબસુરત જીવડાઓનો વેપાર ચલાવવામાં મશહુર હતો. આઉપરથી એવો હુકમ કરવામાં આવ્યો, કે ફરી જ્યારે ઇબ્રાહીમ કોન્સટૅન્ટિનોપલખાતે દેખાવ દે, ત્યારે તેને પકડીને કેદ કરવો. આપ્રમાણે વખત વહી ગયો; સુલતાન માહમુદે હજી પણ આલિડાને કોઇ પણ રીતે પઝવવાનું મોકુફ રાખ્યું હતું; છતાં તેણીનો છુટકારો કરવાજેટલું મોટું દેલ તેણે દેખાડયું નહીં. માહમુદની છેલ્લી બીમારીની થોડુંકજઉપર એક દિને તેના બેટા અબદુલ-મેડજિડ, કે જે હાલમાં સુલતાનછે, તેણે આલિડાને ઝનાનાને-લગતા બાગમાં ખુશ્કે ચેહેરે ફરતી અછડતી જોઇ. આ જવાન શાહઝાદો, કે જે તે વખતે ફકત એક ન્હાનો છોકરો હતો, તે તેણીના પ્યારમાં પડયો; તેણે આલિડા કોણ હતી, ક્યાંથી આવી હતી, વગેરે ખબરો મેળવી, અને તેણી પોતાના બાપના ઝનાનામાં રાખેલી ઔરતોમાંની એક નહતી, એમ જ્યારે જાણ્યું, ત્યારે તેણીનીઉપર પ્યારનો એક કાગળ લખ્યો, કે જે અકસ્માતથી તેના બાપ માહમુદના હાથમાં જવા પામ્યો: આલિડાએ કોઇબીરીતે તેના બેટાને આ કામમાં ઉત્તેજન આપ્યું હતું કે નહીં, અને તેણી પોતે પણ તેનીસાથે પ્યારમાં હતી કે નહીં, તેબાબે સુલતાને તેણીને પુછયું. તેણીએ ભોળાં દેલથી તે વાતનો એન્કાર કર્યો. આ બનાવ બન્યાપછી એકાએક સુલતાન માહમુદ બીમાર થયો; અને બીમારીનાં દુ:ખોમાં, અને તે ઘડીસુધી રાજ્યની સંભાળબાબેની કાળ-જીમાં, તે આલિડાને તો લગભગ ભુલીજ ગયો. પણ જ્યારે તે નામદારને લાગ્યું, કે હવે તે ઝાઝો વખત આ ફાની દુનિયાંમાં રેહેશે નહીં, ત્યારે જે ખુબસુરત જીવડાને હજીતો તેણી બચ્યું હતું, તેટલાં તેણીના બાપના હવાલામાંથી ઘાતકીપણે છિનવી લેવામાં આવી હતી, તેને વાજેબી એન્સાફ આપી એક ભલું કામ કરવાનો એરાદો કર્યો. વળી તેમ કરવાનું તેને વધારે મોટું બીજું કારણ એ હતું, કે તેના મુવાબાદ તેનો છોકરો અબદુલ તેન પોતાનાજેવોજ ઉદાર દેલથી વિવેકી નિવડશે નહીં, પણ તેથીઉલટો પોતાનો જવાન હવસ પુરો પાડવામાંટે સુલતાનતરીકેની પોતાની પુર સત્તા વાપરી, તે બીચારી જવાન બાનુનાં સુખનો નાશ કરશે, એમ તે નામદારને લાગ્યું, જોકે માહમુદને તેમ વિચારવા પુખ્ત કારણ હતું, છતાં મારે તો જણાવવું જોઈએ, કે તેમ વિચારવામાં તેણે પોતાન

બેટાને ઘણી ગેરઓન્સાફી કીધીછે, કારણકે અબદુલ-મેઝ્જિડનો ખવાસ ઘણો ઉદાર, દયાળુ, અને ઉમદાછે. તોયેપણ એવું નક્કી કર્યામાં આવ્યું, કે આલિડાને છુટકારો બખશી અબદુલ-મેઝ્જિડના હાથમાં ન જાય, માંટે ત્યાંથી દુર કરવી. આ કામ બજાવવામાંટે મને ચુંટી કાહાડવામાં આવ્યો."

ફરીથી ઓમર થોડોક વખ્તસુધી ત્યાં બોલતો મુગો રહ્યો, કે જ્યારે ફ્રૉઝકિ તો આ દેલપસંદ બાબતનો છેડો શું આવશે, તે જાણવાની અધીરાઇમાં પડયો હતો.

પાશાએ આગળ ચલાવ્યું, "ત્યાં મારે જણાવવું જોઇએ, કે તે યાદગાર સાંજ, કે જ્યારે મને પોતાનીપાસે તેડી લાવવાને સુલતાન પોતાના કાસેદને ફરમાવતા હતા, તેજ વખ્તે તે નામદારને ખબર કરવામાં આવી, કે તેની આગળે દિને પેલો ગુલામી વેપારી ઈબ્રાહીમ કૉન્સટૅન્ટિનોપ્લખાતે આવી ચઢવાથી, તેને પકડવામાં આવ્યોછે. તેઉપરથી માહમુદે તેને પોતાનીહઝુરમાં લાવવાનો હુકમ કર્યો. જ્યારે તેને લાવવામાં અને સવાલો કર્યામાં આવ્યા, ત્યારે આલિડાએ જણાવેલી તમામ હકીકત ઘણીજ નફટતાઇથી તે નાસુ-કેર ગયો, અને કસમ ખાવા લાગ્યો, કે તેણે તો તેણીને આલેક્ઝાંડ્રિયાના ગુલામી બાઝા-રમાંથી વેચાતી લીધી હતી. આઉપરથી માહમુદે આલિડાને જે ઓરડામાં તે બીમાર પડેલો હતો, ત્યાં બોલાવી મંગાવી, અને તેનીસાંમે રજુ કીધી. જે બાબત તેણીએ સુલ-તાનને પ્રથમ જણાવી હતી, તેજ બાબત તેણીએ ખુલ્લાં દેલથી વેપારીનાં મ્હોંડાંઉપર પાછી કહી સંભળાવી. આઉપરથી ઇબ્રાહીમ પોતાની લુચ્ચાઈ ધુળ મળેલી જોઈ તે નામદારનીસાંમે ઘુંટણ મરડિયે પડી તેની માફી ચાહાવા લાગ્યો, પણ સુલતાન ઘણો ગુસ્સે થયેલો હોવાથી તે નામદારે તે પાપી શખ્સને 'સાત મેનારાવાળા' જાણીતા અને ઝબરદસ્ત કેલ્લામાં જન્મસુધી કેદ કરવાને ફરમાવ્યું. જ્યારે હું મેહેલમાં નામદાર સુલતાનના હુકમથી આવ્યો હતો, ત્યારે મેં જે સુફેદ દાઢીવાળા બુઢા ટર્કને બહારના ઓરડામાંથી બંદીવાનતરીકે લઈ જતા જોયો હતો, તે એજ ઈબ્રાહીમ હતો. જે બાદશાહે આલિડાતરફ આટલી બધી માયા દેખાડી હતી, તેણીને તે નામદારે તેણીથી છુટાં પડતાં ઘણાક આશીર્વાદો દીધા, કે જે વેળા તેણીએ તે નામ-વરનીસાંમે ઘુંટણિયે પડી પોતાના છુટકારામાંટે જે કાળજી તેણે દેખાડી હતી, તેમાંટે ઘણો અહસાન માન્યો. જ્યારે તે મરણકાંઠે પડેલા શાહનશાહનો ઓરડો આલિડા છોડી ગઈ, કે તરતજ મને અંદર દાખેલ કરવામાં આવ્યો, કે જે વેળા મારા આગળ જણા-વ્યામુજબે મને તેણીનાસંબંધમાં શુંશું કરવાનું હતું, તેમાંટે હુકમો ફર્માવ્યામાં આવ્યા."

આ સર્વે હકીકત ફ્રૉઝકિએ ઘણાં ધ્યાનથી સાંભળી, ને તે તેને ઘણી દેલપસંદ લાગી, અને પછી તેને પુછ્યું, "પણ પેલા દાબડાનું શું થયું?"

ઓમર—"હું હવે તેજ બાબતઉપર આઉંછું. પોતાની લાંબો વખ્તસુધી ગુમાઈ ગયેલી બેટીને પાછી જોવાથી બૅરન ડી કેહરીન બહુ ખુશીમાં આવી ગયો; તે સુલતાનને હઝારોહઝાર દુઆ દેવા લાગ્યો; અને વળી તેણીને પોતાના ઝનાનામાં રાખવાછતાં તેણીની નીતિને કશો પણ ધોકો લગાડવાવગર પાછી મોકલવામાંટે તે તેની પુષ્કળ તારીફ ગાવા લાગ્યો. વળી મેં લીધેલી ભારે તકલીફસારું, તથા તેની બેટીની લીધેલી ભારી સંભાળમાંટે તે

મારો પણ બેહદ અહસાન માનવા લાગ્યો, અને પોતાના પરોણાતરીકે તેને ત્યાં થોડાં અઠ-વાડિયાં ગુજારવાને કાકલુદીથી અર્ઝ કરવા લાગ્યો. સલિમાને ખોવાથી મને એટલોતો ગમ લાગેલો હતો; કે પાછો ઘર ફરવાને લાંબી મુસાફરી કરવાની મારી ઉલટ તદન મરી ગયેલી હતી, અને તેટલામાટે બૅરનની માયાળુ પરોણાગત એક મહિનોસુધી ચાખવાને હું ત્યાં થોભી ગયો. તેણીના બાપનીહઝુરમાંજ મેં તેણીને પેલો દાબડો હવાલે કર્યો, અને તે ઉઘાડવાબાબે સુલતાને જેજે શર્તો કીધી હતી, તે તમામ મેં તેણીને કહી સંભળાવી. કારણકે તે તરતજ ઉઘાડવાનો નહતો, કેમકે આલિડાનો બાપ તો જીવતો હતો; તેણી કાંઇ પૈસાસંબંધી મુસ્કેલીમાં નહતી; અને વળી તેણીને ઘણો માયાભર્યો આવકાર તેણીના બાપતરફથી મળ્યો હતો. એક માસ વિત્યાકેડે હું ત્યાંથી પાછો ફર્યો, અને બૅરનને કબુ-લાત આપી, કે જો કોઇ કારણથી હું તેના મેહેલનીનઝદીકમાં આવીશ, તો ઝરૂર ફરીથી તેની મુલાકાત ખુશીથી લેવાને ચુકીશ નહીં. આ બનાવ બન્યાપછી ઘણાંક વર્ષો વહી ગયાં. પણ ગમેએવાં ભારી દુઃખવચ્ચે મેં આલિડાને તેણીના બાપને મેળવી આપવામાં જે ભાગ લીધો હતો, તે જ્યારે મને યાદ આવતું, ત્યારે મને એક જાતની ખુશી ઉપજતી હતી. આ બનાવ બન્યાને છ વર્ષોપછી, એટલે ૧૮૪૫નાં સાલમાં મને વાલાશિયાનાં રાજધાની શેહેર બુશારેસ્ટખાતે જવું પડયું, કારણકે ત્યાંના રાજકર્ત્તા *હૉસપૉડાર, કે જે અમારા નામદાર સુલતાનનો એક જાગીરદાર હતો, તેની કાંઇક ખોટી વર્ત્તણુકનેલીધે તપાસ કર-વાની ઝરૂર હતી. આ જાણીતાં શેહેરમાં મને બૅરન ડી ફ્રેહરીનની અને તેની બેટી આલિ-ડાની ન ધારેલી મુલાકાત થઈ ગઇ. આ વેળા આલિડા બીમાર હોવાથી, તેણીના હકીમોએ હવા અને જગ્યાના ફેરફારમાટે ભલામણ કરવાથી તેણીને લઇ બૅરન ત્યાં આવ્યો હતો, કારણકે તેઓના ધારવાપ્રમાણે તેણીની બીમારી તનની નહીં, પણ મનની હતી, અને તેણીનાં મગઝઉપર કોઈ જાતની એન્તેઝારીનો બોજો પડેલો હતો. મારાં કામને સબબે મને કેટલાક મહિનાઓસુધી બુશારેસ્ટખાતે રેહેવું પડયું, અને તે અરસામાં હું વારંવાર બૅરન ડી ફ્રેહરીનને ઘર તેની મુલાકાતે જતો હતો. ન ધારેલીરીતે તે બાનુની બીમારીનો છુપો ભેદ હું જાણવા પામ્યો, અને તે એજ હતો. કે તે બીમારી મારીઉપર કદી નાબુદ ન થાય-એવા પ્યારમાં પડીને ઝુરતી હતી. આ જાણી મને તેણીઉપર રહમ આવી, અને રહમઉપ-રથી વધીને પ્યાર આવવા લાગ્યો. મારી હક થયેલી વાહાલી સલિમાબાબે અમો બંધે જણાં વાતો કરવા લાગ્યાં, અને ધીમેધીમે મને માલુમ પડવા લાગ્યું, કે તેણીની ખુબસુરતી સલિ-માની ખુબસુરતીને મળતી હતી. તેવાજ કાળા, ચળકતા બાલો; તેવીજ ચળકતી ખુબસુરત આંખો; તેવોજ ચેહેરાનો ઘટમ; અને તેવોજ મ્હોડાંનો ફેરેસ્તાઇ દેખાવ! વળી તેણીની રીતભાત પણ તદન ઉગમણ દેશની બાનુઓનાજજેવી; સાદ પણ જાણે મર્હુમ સલિમાનોજ; તમામ બાબતોમાં તેણી મારી વાહાલી મરનાર સલિમાને તદન મળતી આવતી હતી! ક્રૉઝકિ, હવે હું ટુંકમાંજ કહુંછું, કે હું પણ તેણીને ચાહાવા લાગ્યો, છતાં તેણીનો હાથ મેળવવાની માગણી કરવાની હું હેમત કરી શકયો નહીં. હું જો તેમ કરૂં, તો તેણી કે જેણીએ મારો જાન બચાવવામાટે પોતાનો જાન આપ્યો હતો, તેણીની પવિત્ર યાદને દોષ લાગે, એમ મને લાગ્યું. આ વખ્તે બૅરન ડી ફ્રેહરીનઉપર લકવાની બીમારીએ ગળબો

* જુઓ નોટ ૪૨ મી.

કર્યો, અને થોડાજ દિવસમાં તે બીચારો આ ફાની દુનિયા છોડી ગયો. તેનાં મોતથી તેની બેટીને ઘણોજ ઝખુન ધા લાગ્યો, અને ફક્ત મારી હાઝેરીથીજ તેણી પોતાનું દુઃખ થોડો વખ્ત વિસરવા લાગી. હવે કરવું કેમ? તેણીથી છુટા પડવું; તેણીને જણાવવું, કે હું તેણીનીસાથે શાદીના ગાંઠથી બંધાઇ શકતો નહતો; તો તેણીનાં સુખનો હંમેશસુધીનો નાશ કરવાબરાબર હતું. પણ આરીતે તેણીને હંમેશની દુઃખી કરવી, એ મારેથી બનેએમ નહતું, અને બૅરનનાં ગુજરવાપછી પાંચ યા છ મહિના વિત્યાબાદ મેં આ વાત આલિડા આગળ છેડી. મેં તેણીને સાચું જણાવ્યું, કે મેં મુસ્લીમ દીન એખતિયાર કર્યોછે, અને તેઓનો દેશ તે હવે મારો પોતાનો દેશ થયોછે, અને તેણી જો મારીસાથે શાદી કરે, તો અમારી શાદીની ક્રિયા મુસ્લીમ રવાઝપ્રમાણેજ થવીજોઇએ. તેણીએ કસમઉપર જણાવ્યું, કે મારો મઝહબ અને દેશ હવે તેણીનો પણ થશે, અને મારેખાતેર જે પણ ભોગો આપવા પડે, તે વગર આનાકાનીએ આપવાને તેણી ઘણી ખુશી જણાઈ. આઉપરથી અમોએ શાદી કીધી, અને ત્યારપછી, મારા વાહાલા ફ્રૅઝિક, સુલતાન માહમુદના મરતી વખ્તના હુકમોમુજબે, અમોએ તે દાબડો ખોલ્યો."

વળી થોડીક વારસુધી વાત બંધ પડી, અને વળી પાછી તે ઓમર પાશાએ નિચ્ચેમુજબે શરૂ કીધીઃ—

"તે દાબડો ઉંધાડવામાં આવ્યો. તેમાં ઉપરજ મહોરબંધ એક કાગઝ આલિડા ક્રેહરીનનાં સરનામાનું મુકેલું હતું; અને તેનીનિચ્ચે અતિ મોટી કીમતના ઝવાહેરો હતાં. આ કાગઝ મરનાર સુલતાનના ખાનગી "સેક્રેટરી"ને હાથે લખાયલું હતું, પણ તેઉપર ખુદ પોતાને બાદશાહી હાથે સુલતાને સહીસાખ કરેલાં હતાં, તેમાં આ અતિ કીમતી અને ઉમદા ભેટ આપતાં જે શર્તો કીધેલી હતી, તેનો ખોલાસો માયાભરીરીતે કર્યામાં આવ્યો હતો, કે જો આલિડાને ટ્રાન્સીલવૅનિયા ગયાપછી માલુમ પડે, કે તેણીનો બાપ મરણ પામ્યોછે, અને તેથી તેણી નાવારેસ અને નિરાધાર થઇ ગઇછે, તો આ દાબડામાં તેણીનેમાટે જોઇતી દોલત હતી. અગર તેમ નહીં, ને તેણીનો બાપ જીવતોછતાં, તેણીને પાછી પોતાને હવાલે લેવાને ના પાડે, એવા ખ્યાલથી, કે તેણી હવે અનીતિમાન અને અપવિત્ર થઇ હતી, તો તેવે સમયે પણ આ દોલત તેણીને કામ લાગે, તો જોકે કાગઝમાં લખેલી બીનાથી બૅરનની પુરતી ખાતેરી કરવામાં આવી હતી, કે આલિડા તેનીપાસે જેવી હતી, તેવીજ પાકી અને કલંકવગરની હાલતમાં પાછી આવી હતી. ત્રીજું-કે જો ટ્રાન્સીલવૅનિયાખાતે પાછા ફર્યાપછી, તેણીનો બાપ તેણીને બેટીતરીકે પાછી કબુલ રાખે, અને તેથી કરીને તેણીને પૈસાસંબંધી કશી અગવડ ખમવી ન પડે, તો જ્યાંસુધી કોઇ તેણીનીસાથે ખુશીથી પરણે, ત્યાંસુધી તે દાબડો ખોલવો નહીં, પણ શાદીને દહાડેજ તે ઉંઘાડી, તેમાંનાં અતિ કીમતી ઝવાહેરો સુલતાનતરફથી લગ્નની ભેટતરીકે કબુલ રાખવાં. અને ચોથું-કે જો ત્રીસ વર્ષની ઉમરસુધી કોઇ તેણીનીસાથે શાદી નહીં કરે, તો પછી એમ સમજવું, કે તેણીની પરણવાની હવે ઝાઝી આશા નથી, અને તેટલામાટે આ કીમતી ખઝાનો વાપરવાથી તેણીએ બેનસીબ રેહેવું નહીં, પણ તે ખોલીને તેમાંહેલી દોલતનો ગમે તે ઉપયોગ કરવો, કે જે દોલત સુલતાન માહમુદે એક બાપતરીકેના પ્યારથી તેણીને બખ્શી હતી. આમુજબે તે કાગઝમાં બયાન કર્યામાં આવ્યું હતું, જે વાંચીને અમો બંનેઉપર મરનાર સુલતાને

બતાવેલી ભારે અક્લમંદી અને સખી દેલગુરદાબાએ ઘણી ઉંડી અસર થઇ. ફ્રૅાઝકિ, ટુંકમાં કહુંછું, કે આલિડાએ મારી મહોરદાર થવાપછી અઇશાનું પોતાનું આગળનું નામ પાછું ધારણ કર્યું, અને આજસુધી તેણી મારીતરફ એક માયાળુ, નર્માશવાળી, અને નમક-હલાલ મહોરદારતરીકે વર્તીછે."

હજીતો આ વાત પુરી થઇ નહીં, તેટલાં પોતાના હાથમાં મહોર કીધેલું એક "પાકેટ" લઇને એક એડી-કાંગ તે ઓરડામાં દાખેલ થયો, અને માનસાથે ઓમરને જણાવ્યું, કે હમણાંજ એક ટાટાર, યાને સરકારી કાસેદ તે લઇને ઑટામન રાજ્યધાની-તરફથી આવી પહોંચ્યો હતો. આટલું જણાવી, તે આડી-કાંગે ત્યાંથી રૂખસદ લીધી, અને ઓમર પાશાએ તેઉપરનાં સરનામાતરફ સ્હેજ નઝર ફેંકી, તે પોતાની લખવાની "ટેબ્લ"નાં એક ખુણામાં મુકી ચાપી દીધી.

પછી શાંત સ્વભાવે તે વડા સેનાધિપતિએ પોતાના દોસ્ત ફ્રૅાઝકિને કહ્યું, "હમણાં કૉન્સટૅન્ટિનોપ્લખાતે એક નવા સીરાસકિયર, યાને લડાઇખાતાના પ્રધાનની નેમણુક કર્યામાં આવીછે. આ નવો હોદ્દેદાર, બ્હીકણુ અને કમહેમતનોછે, અને આ દસ્તાવેજ, જે હમણાં મને મળ્યોછે, તે તેનીતરફનોછે."

આ સાંભળી તે બુઝુર્ગ ક્રોશિયન અજાયબીથી બોલી ઉઠયો, "અને તોબી તમો તે નાનજા નથી ?"

ઓમર—(લગાર મુંછમાં હસીને) "ફેકર નહીં, તેને વખ્તે થોડા દહાડાપછી તેણી વંચાશે ! તે વખ્તનાઅરસામાં," પાછો ગંભીર થઇ જઇને, "હું એક એવોતો ફટકો લગાવવાની ઉમેદ રાખુંછું, કે તેથી આખું યુરોપ અજાયબીમાં ગરક થઇ જશે ! જુઓ ! યુરોપની જુદીજુદી મુખ્ય રાજધાનીઓનાં આગેવાન પત્રો હ્યાં મૌજુદછે," એમ બોલી પાશાએ એક "ટેબ્લ," કે જેઉપર વર્તમાનપત્રોના ઢગલાઓ પડેલા હતા, તેતરફ આંગળી દેખાડી, "લંડનનું 'ટાઇમ્સ,' પારિસનું 'જુરના ડે ડેબા,' માડ્રિડનું 'હેરાલ્ડૅા,' ફ્રૅંકફૉર્ટનું 'આલમાઇન ઝીટાં,' અને બીજાં ઘણાંક પત્રો, સઘળાં ખરાં દેલના સંતોપસાથે એક આવાઝે મત આપેછે, કે મારી ફર્ઝછે, કે મારે પેહેલો હમલો લઇ જવાનો જોખમ ખેડવો નહીં, પણ પોતાના સંરક્ષણનેમાટે થોભવું. ઠીક, ઠીક, મને મારી ફર્ઝ શિખાવવા-માટે આ ગ્રહસ્થોએ લીધેલી તકલીફમાટે અહસાન થયું ! પણ હું એ લોકોને દેખાડી આપીશ, કે હું મારી ફર્ઝ તે લોકોકરતાં વધારે સારીરવેસે સમજુંછું ! મારા પ્યારા ફ્રૅાઝકિ ! જુઓ, આ 'લંડન ટાઇમ્સ,' કે જે પોતાને આખાં યુરોપમાં સૌથી આગેવાન પત્ર કેહેવાડવાનો ફાંકો રાખેછે, તે બીઅદબીભરી અભિમાનીસાથે શું કેહેછે ! 'ઓમર પાશાએ તદન પોતાનાં સંરક્ષણનો બંચાવ કરવો, અને ડૅન્યુબ નદી ઓળંગી જઇ, ત્યાં પોતાનાં લસ્કરને લઇ જવાનો વિચાર વટીક કરવો જોઇએ નહીં.' એમ આ 'ટાઇમ્સ' પત્ર લખેછેઃ અને હવે, મારા દોસ્ત, તમો તરત જોશો, કે ઓમર કેવીરીતે કામ લેછે."

તેનાં આ ભાષણમાં જરા પણ ફીસિયારી કે બડાઇનો અંશ નહતો, પણ તે લગાર ખુશ મસ્ખરીની, અને ટકોરની ઢપે તે ચેતવણીનાં લખાણોસંબંધી બોલ્યો હતો. આ સઘળો વખ્ત ફ્રૅાઝકિ તેનીતરફ અજાયબી અને આતુરતાથી ટીકયા કરતો હતો; કારણકે તે પાશાને રગેરગ ઓળ-ખતો હતો, અને તેથી તેણે જાણ્યું, કે કોઈ ઝબરદસ્ત ફટકો લગાવવાનો તેનો વિચાર હતો.

આઉપરથી તે ક્રોશિયન બોલ્યો, "તમોએ મારી કમીની નોકરી કબુલીછે. હું પણ કાંઇ આળસુ બેસી રેહેવાની નહીં, પણ ઉદ્યોગી નોકરી માગુંછું; પણ ખાતેરી રાખજો, કે તે કાંઈ હું મોટી પદવીની ઉમેદમાં માગતો નથી, પણ મારેલાયકનીબી હશે, તો હું મોટા ઉપકારસાથે કબુલ રાખીશ. તમારાં લશ્કરની એકાદ ટુકડીમાં મને એક *વૉલન્ટીયરતરીકે પણ રાખશો, તો——"

ઓમર—"હા, મારા મેહરબાન દોસ્ત, હું તમોને એક રીજમીટમાં જોડવા માગુંછું પણ તમો માગોછો, તેમ એક સાધારણ સેપાહતરીકે નહીં, કે નહીં એક ઉતરતી પદવીના અમલદારતરીકે. હું તમોને ૪,૦૦૦ સેપાહોની બનેલી એક ઘણી સરસ, નામિચી પાયદલ રીજમીટના વડાના હોદ્દાઉપર †મેજર-જનરલની પદવીસાથે નેમુંછું, કે જે રીજમીટો હાલમાં ટુરટુકાઈખાતે મથક કરીને પડેલીછે."

આસુજબે બોલીને, હજીતો ખુશીમાં આવેલો ક્રૉઝકિ તેનું અહસાન માને, તેઆગમચ ઓમર પાશાએ ઓરડાનું બારણું ખોલ્યું, અને પછી પોતાના સઘળા એડી-કાંગોને માંહે બોલાવ્યા. પછી "ટેબલ"ઉપર મુકેલાં મહોરબંદ એક દસ્તાવેઝતરફ આંગળી બતલાવીને તેણે પેહેલા એડી-કાંગને કહ્યું, "તરત ઘોડેસવાર થાઓ, અને બનતી ઉતાવળે વિડિનખાતે દોડી પહોંચી બહાદુર ઇશમાયલ પાશા, કે જેવણ ત્યાં લશ્કરની સરદારીમાંછે, તેવણને આ રૂકો હાથોહાથ આપો. આ કામ પુરૂં કરી, તમો ટુરટુકાઈખાતે મને આવી મળજો."

એડી-કાંગે તે રૂકો લીધો, વાંકો વળી નમ્યો, અને તરત ત્યાંથી રવાના થયો.

પછી બીજા એડી-કાંગતરફ ફરીને ઓમર બોલ્યો, "તમે પણ તરત સવાર થાઓ, અને રસ્ટચકખાતે દોડી પહોંચો. આ રૂકો ત્યાંના સરદારનેમાંટેછે, તે તેને બરાબર સ્વાધિન કરી, તમો પણ મને ટુરટુકાઇખાતે આવી મળજો." તે જવાન એડી-કાંગે પણ તે રૂકો લીધો, વાંકો વળી નમ્યો, અને ત્યાંથી ચાલતી પકડી.

ઓમર—"જનરલ ક્રૉઝકિ, તમે પોતે પણ ટુરટુકાઈખાતે રવાના થાઓ, અને ત્યાં પુગાપછી આ ત્રીજો રૂકો ત્યાંના હાકેમ હલિલ પાશાને આપજો. ત્યાં પડેલાં લશ્કરના તમોને નાયબ-સરદાર નેમવામાં આવ્યાછે."

જયારથી ઓમરના રેસાલાના ઉપલા અમલદારો તે ઓરડામાં દાખેલ થયા હતા, ત્યારથી તે ક્રોશિયને પોતાની અને ઓમરવચ્ચેની અતલગ દોસ્તીનું રૂપ બદલી નાખ્યું હતું, અને તેનીતરફ હવે તે પોતાના વડાતરીકે વર્તવા લાગ્યો હતો. તેણે પણ નમન કર્યું, પોતાને આપવામાં આવેલો રૂકો લીધો, અને ત્યાંથી વિદાય થયો.

ત્યારપછી બીજા એક એડી-કાંગને ઓમરે કહ્યું, "તમો બનતી ઝડફે સિલિસ્ત્રિયાખાતે સવારી કરો, આ ચોથો દસ્તાવેઝ ત્યાંના સરદારના હાથમાં સ્વાધિન કરો. પછી ત્યાંથી મને ટુરટુકાઇખાતે આવી મળજો."

આ હુકમો મળતાંજ જીવ લેતા કે સર્વે એડી-કાંગો પોતાની જુદીજુદી મુસાફરીએ નિકળી ગયા; તેવીજ ઝડફે નવો નેમાયલો જનરલ ક્રોઝકિ પણ ટુરટુકાઈખાતે ગયો. તે

*જુઓ નોટ ૪૨ મી. † જુઓ નોટ ૨૧ મી.



( ચિત્ર ૬ હું.) "સુલતાન અબદુલ-મેડજિડનીહજુરમાં ઓમર પાશાને દાખેલ કર્યામાં આવ્યો."(પાનું ૧૦૬મું.)

ખાસ નોકરીમાં ઓમરે રેસાલાના બે અમલદારો આપ્યા હતા. તા૦ ૧ લી નવેમબરની સાંજ હતી, કે જ્યારે ઉપલા અમલદારો શુમલાથી ઉપડી ગયા હતા; અને તા૦ ૩ જીની સવારે, તેઓ જે પયેધામો લાવ્યા હતા, તેનું પરિણામ તેઓનાં જોવામાં ખુલ્લું આવ્યું. કારણકે ચાર જુદેજુદે ઠેકાણેથી ટર્કિશ લશ્કરોએ ડેન્યુબ નદી ઓળંગીને દુશ્મનના મ્હોંઆ મ્હોંમાં અચણુચ દેખાવ દીધો ! આમુજબે વિડિનથી કાલાફાતમાં, રસ્ટચકથી ગીરગેવોમાં, ટુરટુકાઇથી ઑલ્તેનિત્ઝામાં, અને સિલિસ્ટ્રિયાથી કાલારાશમાં ટર્કી લશ્કરો રશિયનોની-સામસામાં વિજળીના ચમકારાઓનીપેઠે ફાટી નિકળ્યાં ! તેજ યાદગાર દિવસે ઘણા અનુભવી અને હુશિયાર રશિયન અમલદાર, જનરલ ડૅનેનબર્ગને ઇશમાયલ પાશાએ કાલાફાતખાતે શેકસ્ત આપી; બીજાં રશિયન લશ્કરને ગીરગેવૉનીસામેના એક ટાપુમાંથી મારી કાહાડવામાં આવ્યું, અને ત્યાંની તોપો છુટતી બંધ કરાવી દીધી; જનરલ પૅાલૅાફની સરદારીહેઠલનાં ચુંનદા ૯,૦૦૦ રશિયન સેપાહોને ઑલ્તેનિત્ઝાખાતે, ક્રૅાઝકિની સરદારીહેઠલના ૫,૦૦૦ ટર્કોએ ઝબરદસ્ત માર માર્યો; જ્યારે વળી રશિયન લશ્કરને કાલારાશખાતેથી હાલહવાલી-સાથે હાંકી કાહાડવામાં આવ્યું ! માશાલ્લા ! શાબાશ ટર્કી ! શાબાશ તારી બહાદુરીને ! પણ હજી ઑલ્તેનિત્ઝામાં બીજા ચોવીસ કલાકમાં વધારે યાદગાર લડાઈ થવાનું સરજેલું હતું. જનરલ પૅાલૅાફનાં લશ્કરની મદદે ઉતાવળે બીજું લશ્કર મોકલી આપવામાં આવ્યું, કે જેથી તે ૯,૦૦૦ ઉપરથી વધીને ૧૬,૦૦૦ સેપાહોનું થયું. તા૦ ૩ જીની રાત્રે ઓમર પાશા ટુરટુકાઇ આવી પહોંચ્યો, અને તે દહાડે જનરલ ક્રૅાઝકિએ મેળવેલી ફતેહમાંટે તેને ખરાં દેલથી મુબારેકબાદી આપી; ઑટૅામને ખોદેલી ખાઇઓઉપર મઝબુત લશ્કરી ચોકાસી લેવાડી; અને આરીતે તે મથકે લગભગ ૧૦,૦૦૦ ટર્કી સેપાહોને જમા કરી, તે જગ્યા મઝબુત બનાવી.

તા૦ ૪ થી નવેમબરની યાદગાર સવાર પડી; રશિયનોને ગર્માગર્મ આવકાર દેવાને ઑટૅામનો તૈયાર થઇ રહ્યા હતા. પણ મધ્યાન બપોરે સાડાબારને અમલે રશિયનોનું *ક્રૉસૅકસ ઘોડેસવાર લશ્કર ટર્કિશ મથકતરફ વધ્યું આવતું નજરે પડયું; તરતજ બંધે બાજુથી તોપો છોડવામાં આવી; અને ઑલ્તેનિત્ઝાની મોટી લડાઇ શરૂ થઇ.

* જુઓ નોટ ૪૩ મી.



# પ્રકરણ ૧૯ મું.

## ઑલ્તેનિત્ઝા.

ડૅન્યુબ નદીના બલગૅરિયાતરફના કેનારાઉપરની એક ઉંચી જગ્યા, કે જે તુરટુકાઇના કેલ્લાની નઝદીક હતી, ત્યાંથી ઓમર પાશા સામાં કેનારાઉપર પોતાનાં લશ્કરના લડાઇના દાવપેચ જોતો ઉભો હતો, કે જે સઘળી બાઝી તેણે પોતેજ રચી હતી. હલિલ પાશા, કે જે એક બહાદુર અને અનુભવી સરદાર હતો, તે પોતાની સરદારીહેઠળ ઑટોમન લશ્કરના મુખ્ય ભાગને આગળ વધાર્યો જતો હતો; જનરલ ફ્રૉઝકિ સવાર પડવાની એક કલાક આગમચથી એક ગિચ્ચ ઝાડીવાળાં જંગલમાંથી પાયદલની ચાર ટુકડીઓની પોતાની રીજમીટસાથે મથક કરી ઉભો હતો; ટર્કિશ લશ્કરનો એક બીજો ભાગ ઑલ્તેનિત્ઝાનાં ગામડાંમાં આવેલાં મકાનો અને મયેદાનમાં આવેલા નાકેના છેલ્લા કેલ્લાઓ રોકી તૈયાર હતું.

ઓમર પાશાએ ખાસ હુકમ આપ્યો હતો, કે જયાંસુધી દુશ્મનો ત્રણસો વારજેટલા નઝદીક ન આવે, ત્યાંસુધી થોડાં હથિયારોથી સજ થયેલી પાયદલ રીજમીટોએ પોતાની બંદુકોમાંથી ગોળીઓ ફેંકવી નહીં, અને પુર હથિયારોવાળી પાયદલ રીજમીટોએ દોહોડસો વારસુધી નઝદીક આવે, ત્યારેજ ગોળીઓનો વરસાદ વરસાવવો. રશિયનોની એક ન્હાની ઘોડેસવાર ટોળકીએ દેખાવ દીધો, તેઉપરથી જણાયું, કે તેઓનું આખું લશ્કર વધ્યું આવતું હતું; તેઓના પાયદલ સેપાહોની ટુકડીઓ એકપાછળ એક જોડાજોડમાં કુચ કરતી આવતી હતી; અને તેઓ ટર્કિશોએ ખોદેલી ખાઈઓનો કબ્જો લેવાની આશામાં આવતા હતા. આએજ વખ્તે ઑટોમન લશ્કરનું અજાયબજેવું ઉંચું બંધારણ, અને લીધેલી પુખ્ત કવાયદની ગવાહી મળી આવી, કારણકે જયાંસુધી ઠરાવી આપેલી હદસુધી દુશ્મનો આવી પુગ્યા નહીં, ત્યાંસુધી એક પણ બંદુક ફોડવામાં આવી નહીં; પણ જેવી તે હદસુધી તેઓ આવી પહોંચ્યા, કે ટર્કિશ પાયદલે ગોળીઓનો ખાનાખરાબીભર્યો મારો શરૂ કીધો; રશિયનો એક લાંબી હારમાં ગોઠવાઇને આગળ વધ્યાજ ચાલ્યા; અને તેજ વેળા જનરલ ફ્રૉઝકિ જ્યાં હતો, ત્યાંથી ઑટોમનોતરફથી આઠ વીસ-રતલી તોપોએ પોતાની જગ્યાએથી મારો ચલાવ્યો. આ મારો બંધ કરવાના એરાદાથી તેતરફ રશિયનો ધસ્યા, અને પોતાની બાર મોટી તોપો તે બાજુએ ધસડી લાવ્યા, અને તેજ ઘડિએ પોતાની બાજુમાં તૈયાર ઉભેલા તુરાઇ વગાડનારને ઓમર પાશાએ ઝોરથી રણસીંગુ ફુંકવાની એશારત કીધી. રણસીંગાંનો આવાઝ હવામાં પંથરાઇ ગયો; તે બંદુકોના આવાઝો અને તોપોના ધડાકાઓકરતાં પણ ઝોરથી સંભળાયો; ડૅન્યુબ નદીને પેલે પાર તેનો સાદ ગયો; તે ફ્રૉઝકિના કાનઉપર પડયો, કે જે તે આવાઝનેમાટેજ ઉમેદ રાખીને થોભી ઉભો હતો. આ આવાઝ સાંભળતાંજ તેને મળેલા હુકમસુજબે તે રશિયન લશ્કરની એક બાજુમાં ધસી ગયો; અને પછી બંધે લશ્કરોવચ્ચે ઝબુન ખુનામર્કી અને કાપાકાપી ચાલી; કારણકે બંદુકોનો મારો અવલમાં ચલાવ્યાપછી ટુર્કી સેપાહો પોતાની તેઝદાર બાગનેટોસાથે રશિયનોઉપર તુટી પડયા; અને તેથી દુશ્મનો હારીને નાસવા લાગ્યા. તરતજ વડા સેનાધિપતિનાં રણસીંગુ વગાડનારે બીજીવાર તુરાઇ ફુંકી બીજી નેશાની

કીધી, કે જે હલિલ પાશાએ સાંભળતાંનેવાર તેને તાબે થઈ તે પણ દુશ્મનોઉપર હમલો લાવ્યો. પોતાના નાસભાગ કરતા સેપાહોનીવચ્ચે જનરલ પૉલૉફ દોડ્યો, અને ધમકીઓ, કબુલાતો, વગેરે આપીને હેમતથી પાછા જમા થવાને કહ્યું, અને તેમ કરવામાં તે ફતેહ પામ્યો; રશિયન સેપાહો પાછા હારબંધ એકઠા થયા, અને પછી ખુલ્લાં મયેદાનમાં ફરીથી લડાઇ ચાલુ થઈ.

આ વખતે બપોરના બે વાગ્તાનો અમલ હતો; આ સઘળો વખ્ત ઓમર પાશા પોતાના રેસાલાસાથે નદીના સામી બાજુના કેનારાઉપર પોતાનાં લશ્કરની હાલચાલ તપાસવા તથા હુકમો આપવામાં રોકાયલો હતો, પણ હવે લડાઈની જગ્યા તેનેથી એટલી દુર થઇ, કે તેનું રણસીંગું સંભળાવા લાગ્યું નહીં; તેણે હમણાંતુલીક એક જનરલતરીકે જે કરવા ઘટે તે કર્યું હતું, પણ હવે તેણે ખુદ પોતે લડાઇમાં એક લડવૈયાતરીકે પોતાનો ભાગ લેવાનો એરાદો કીધો. જે ચિબુક, યાને હુક્કો તે ગગડાવતો હતો, તે તેણે બાજુએ નાખ્યો; તરતજ એક મછવામાં, પોતાના રેસાલાસાથે કુદી પડ્યો; બીજા મછવામાં તેઓના ઘોડાઓને ચઢાવ્યામાં આવ્યા; અને થોડીજ પળમાં ડૅન્યુબ નદીને બીજે પાર જ્યાં લડાઇ ચાલતી હતી, ત્યાં તેઓ ઝમીનઉપર ઉતર્યા. આ જગ્યા ઘણીજ સાંકડી, ફક્ત ત્રણસો વાર પોહોળી હતી.

પોતાના ઘોડાઓઉપર પાછા સવાર થઇને, સરદાર અને તેનો એડી-કાંગો ઑલ્તેનિત્ઝાનાં ગામડાંમાંથી પસાર થઈ લડાઇનાં મયેદાનમાં આવી લાગ્યા. ઓમર પાશાએ જોયું, કે ટર્કિશ રીજમીટોનીસામે રશિયન પાયદલ લશ્કર હેમતથી થયું હતું, અને બીજીતરફથી દુશ્મનની કોસૅક ઘોડેસવાર ટુકડીઓ, જાણે આગળ તેઓને મારી હઠાવ્યામાં આવી નહીં હોય, એવી ઉલટથી મારો ચલાવતી હતી. સઘળી બાજુએ ગોળીઓનો વરસાદ વરસી રહ્યો હતો; બંધે બાજુએથી તોપોના ગોળાઓ ઉડી રહ્યા હતા, અને તેઓમાંથી નિકળતાં ધુંઆનો ગોટેગોટ સુફેદ રૂ જેવા આ ખુનરેઝીની જગ્યાએ પથરાઇ ગયા હતા; ઝમીન માર્યા ગયેલાઓથી અથવા બીચારા મરતાઓથી છવાઇ ગઇ હતી; ઝખ્મી થયેલાઓ અને કપાઇ ગયેલાઓ દુઃખસાથે અહીંતહીં પડેલા હતા; પણ ઓમરની ચંચળ આંખોએ તરત જોઇ લીધું, કે તેના દર એકેક બહાદુર સેપાહીએ દુશ્મનના લગભગ ત્રણ કે ચાર સેપાહો માર્યા ગયા હતા.

પોતાના બહાદુર સરદારને ત્યાં હાજેર થયેલો જોઇને ઑટોમન સેપાહો ખુશીમાં આવી ગયા; તેઓને નવું શૂર છુટું; અને ગંજાવર હુરરેના પોકારોથી તેઓએ પોતાના માનીતા સેનાપતિને વધાવી લીધો; તેઓ સર્વે પોતાના આ વડાની આંખોમાં વિખ્યાતિ પામવાના વિચારથી વધારે ઉલટ પકડી લડવા લાગ્યા; ખુદ ઓમર પોતે પણ જ્યાં સૌથી વધારે કાપાકાપી ચાલતી હતી, ત્યાં વચ્ચો ઘસ્યો; અને બીજી વાર રશિયનોએ માર ખાઇ નાસવા માડયું. ઑટોમન *ચાસેરોની ન્હાની બંદુકોએ દુશ્મનોનો ત્રાસદાયક ઘાણ કાહાડી નાખ્યો હતો; અને ટર્કિશ પાયદલ રીજમીટો વગરધાસ્તીએ દમબદમ હમલો લાવતી જતી; આ સર્વે જોઇ પૉલૉફે પાછા પોતાનાં ભાગતાં લશ્કરનીવચ્ચે ઝોકાવ્યું; પણ આ વેળા તે અગાઉનીપેઠે તેમાં ફતેહ પામ્યો નહીં; તેઓ પાછા જમા થઇ શક્યા નહીં; તેઓની નાસભાગ સંપૂર્ણ હતી; અને સાજના સાડાચાર વાગ્તે ઑલ્તેનિત્ઝાની લડાઇ ખલાસ થઇ.

---

*જુઓ નોટ ૪૪ મી.



## પ્રકરણ ૧૯ મું.

### ઑલ્તેનિત્ઝા.

ડૅન્યુબ નદીના બલગૅરિયાતરફના કેનારાઉપરની એક ઉંચી જગ્યા, કે જે તુરતુકાઇના કેલ્લાની નઝદીક હતી, ત્યાંથી **ઓમર પાશા** સામાં કેનારાઉપર પોતાનાં લશ્કરના લડાઇના દાવપેચ જોતો ઉભો હતો, કે જે સઘળી બાઝી તેણે પોતેજ રચી હતી. હલિલ પાશા, કે જે એક બહાદુર અને અનુભવી સરદાર હતો, તે પોતાની સરદારીહેઠળ ઑટૉમન લશ્કરના મુખ્ય ભાગને આગળ વધાર્યો જતો હતો; જનરલ ક્રૅઝકિ સવાર પડવાની એક કલાક આગમચથી એક ગિચ્ચ ઝાડીવાળાં જંગલમાંથી પાયદલની ચાર ટુકડીઓની પોતાની રીજમીટસાથે મથક કરી ઉભો હતો; ટર્કિશ લશ્કરનો એક બીજો ભાગ ઑલ્તેનિત્ઝાનાં ગામડાંમાં આવેલાં મકાનો અને મયેદાનમાં આવેલા નાકેના છેલ્લા કેલ્લાઓ રોકી તૈયાર હતું.

**ઓમર પાશાએ** ખાસ હુકમ આપ્યો હતો, કે જયાંસુધી દુશ્મનો ત્રણસો વારજેટલા નઝદીક ન આવે, ત્યાંસુધી થોડાં હથિયારોથી સજ થયેલી પાયદલ રીજમીટોએ પોતાની બંદુકોમાંથી ગોળીઓ ફેંકવી નહીં, અને પુર હથિયારોવાળી પાયદલ રીજમીટોએ દોહોડસો વારસુધી નઝદીક આવે, ત્યારેજ ગોળીઓનો વરસાદ વરસાવવો. રશિયનોની એક ન્હાની ઘોડેસવાર ટોળકીએ દેખાવ દીધો, તેઉપરથી જણાયું, કે તેઓનું આખું લશ્કર વધ્યું આવતું હતું; તેઓના પાયદલ સેપાહોની ટુકડીઓ એકપાછળ એક જોડાજોડમાં કુચ કરતી આવતી હતી; અને તેઓ ટર્કિશોએ ખોદેલી ખાઇઓનો કબ્જો લેવાની આશામાં આવતા હતા. આએજ વખ્તે ઑટૉમન લશ્કરનું અજાયબજેવું ઉંચું બંધારણ, અને લીધેલી પુખ્ત કવાયદની ગવાહી મળી આવી, કારણકે જયાંસુધી ઠરાવી આપેલી હદસુધી દુશ્મનો આવી પુગ્યા નહીં, ત્યાંસુધી એક પણ બંદુક ફોડવામાં આવી નહીં; પણ જેવી તે હદસુધી તેઓ આવી પહોંચ્યા, કે ટર્કિશ પાયદલે ગોળીઓનો ખાનાખરાબીભર્યો મારો શરૂ કીધો; રશિયનો એક લાંબી હારમાં ગોઠવાઇને આગળ વધ્યાજ ચાલ્યા; અને તેજ વેળા જનરલ ક્રૅઝકિ જયાં હતો, ત્યાંથી ઑટૉમનોતરફથી આઠ વીસ-રતલી તોપોએ પોતાની જગ્યાએથી મારો ચલાવ્યો. આ મારો બંધ કરવાના એરાદાથી તેતરફ રશિયનો ધસ્યા, અને પોતાની બાર મોટી તોપો તે બાજુએ ધસડી લાવ્યા, અને તેજ ઘડિએ પોતાની બાજુમાં તૈયાર ઉભેલા તુરાઇ વગાડનારને **ઓમર પાશાએ** ઝોરથી રણસીંગુ ફુંકવાની એશારત કીધી. રણસીંગાંનો આવાઝ હવામાં પંથરાઇ ગયો; તે બંદુકોના આવાઝો અને તોપોના ધડાકાઓકરતાં પણ ઝોરથી સંભળાયો; ડૅન્યુબ નદીને પેલે પાર તેનો સાદ ગયો; તે ક્રૅઝકિના કાનઉપર પડયો, કે જે તે આવાઝનેમાટેજ ઉમેદ રાખીને થોભી ઉભો હતો. આ આવાઝ સાંભળતાંજ તેને મળેલા હુકમમુજબે તે રશિયન લશ્કરની એક બાજુમાં ધસી ગયો; અને પછી બંને લશ્કરોવચ્ચે ઝબુન ખુનામર્કી અને કાપાકાપી ચાલી; કારણકે બંદુકોનો મારો અવલમાં ચલાવ્યાપછી ટુર્કી સેપાહો પોતાની તેઝદાર બાગનેટોસાથે રશિયનોઉપર તુટી પડયા; અને તેથી દુશ્મનો હારીને નાસવા લાગ્યા. તરતજ વડા સેનાધિપતિનાં રણસીંગુ વગાડનારે બીજીવાર તુરાઇ ફુંકી બીજી નેશાની

કીધી, કે જે હલિલ પાશાએ સાંભળતાંનેવાર તેને તાબે થઈ તે પણ દુશ્મનોઉપર હમલો લાવ્યો. પોતાના નાસભાગ કરતા સેપાહોનીવચ્ચે જનરલ પૉલૉફ દોડયો, અને ધમકીઓ, કબુલાતો, વગેરે આપીને હેમતથી પાછા જમા થવાને કહ્યું, અને તેમ કરવામાં તે ફતેહ પામ્યો; રશિયન સેપાહો પાછા હારબંધ એકઠા થયા, અને પછી ખુલ્લાં મયેદાનમાં ફરીથી લડાઇ ચાલુ થઈ.

આ વખ્તે બપોરના ૧ બે વાગતાનો અમલ હતો; આ સઘળો વખ્ત ઓમર પાશા પોતાના રેસાલાસાથે નદીના સામી બાજુના કેનારાઉપર પોતાનાં લશ્કરની હાલચાલ તપાસવા તથા હુકમો આપવામાં રોકાયલો હતો, પણ હવે લડાઈની જગ્યા તેનેથી એટલી દુર થઇ, કે તેનું રણસીંગું સંભળાવા લાગ્યું નહીં; તેણે હમણાંતુલીક એક જનરલતરીકે જે કરવા ઘટે તે કર્યું હતું, પણ હવે તેણે ખુદ પોતે લડાઇમાં એક લડવૈયાતરીકે પોતાનો ભાગ લેવાનો એરાદો કીધો. જે ચિબુક, યાને હુક્કો તે ગગડાવતો હતો, તે તેણે બાજુએ નાખ્યો; તરતજ એક મછવામાં, પોતાના રેસાલાસાથે કુદી પડયો; બીજા મછવામાં તેઓના ઘોડાઓને ચઢાવ્યામાં આવ્યા; અને થોડીજ પળમાં ડૅન્યુબ નદીને બીજે પાર જ્યાં લડાઇ ચાલતી હતી, ત્યાં તેઓ ઝમીનઉપર ઉતર્યા. આ જગ્યા ઘણીજ સાંકડી, ફક્ત ત્રણસો વાર પોહોળી હતી.

પોતાના ઘોડાઓઉપર પાછા સવાર થઈને, સરદાર અને તેનાં એડી-કાંગો ઑલ્તેનિત્ઝાનાં ગામડાંમાંથી પસાર થઈ લડાઇનાં મયેદાનમાં આવી લાગ્યા. ઓમર પાશાએ જોયું, કે ટર્કિશ રીજમીટોનીસામે રશિયન પાયદલ લશ્કર હેમતથી થયું હતું, અને બીજીતરફથી દુશ્મનની કૉસૅક ઘોડેસવાર ટુકડીઓ, જાણે આગળ તેઓને મારી હઠાવ્યામાં આવી નહીં હોય, એવી ઉલટથી મારો ચલાવતી હતી. સઘળી બાજુએ ગોળીઓનો વરસાદ વરસી રહ્યો હતો; બંધે બાજુએથી તોપોના ગોળાઓ ઉડી રહ્યા હતા, અને તેઓમાંથી નિકળતા ધુંઆનો ગોટેગોટ સુફેદ કફનજેવા આ ખુનરેઝીની જગ્યાએ પંથરાઇ ગયા હતાં; ઝમીન માર્યા ગયેલાઓથી અથવા બીચારા મરતાઓથી છવાઇ ગઇ હતી; ઝખ્મી થયેલાઓ અને કપાઇ ગયેલાઓ દુઃખસાથે અહીંતહીં પડેલા હતા; પણ ઓમરની ચંચળ આંખોએ તરત જોઇ લીધું, કે તેના દર એકેક બહાદુર સેપાહીએ દુશ્મનના લગભગ ત્રણ કે ચાર સેપાહો માર્યા ગયા હતા.

પોતાના બહાદુર સરદારને ત્યાં હાજેર થયેલો જોઇને ઑટૉમન સેપાહો ખુશીમાં આવી ગયા; તેઓને નવું શૂર છુટું; અને ગંજાવર હુરરેના પોકારોથી તેઓએ પોતાના માનીતા સેનાપતિને વધાવી લીધો; તેઓ સર્વે પોતાના આ વડાની આંખોમાં વિખ્યાતિ પામવાના વિચારથી વધારે ઉલટ પકડી લડવા લાગ્યા; ખુદ ઓમર પોતે પણ જ્યાં સૌથી વધારે કાપાકાપી ચાલતી હતી, ત્યાં વચ્ચે ધસ્યો; અને બીજી વાર રશિયનોએ માર ખાઇ નાસવા માંડયું. ઑટૉમન *આર્નૌતોની ન્હાની બંદુકોએ દુશ્મનોનો ત્રાસદાયક ઘાણ કાહાડી નાખ્યો હતો; અને ટર્કિશ પાયદલ રીજમીટો વગરધાસ્તીએ દમબદમ હમલો લાવતી જતી; આ સર્વે જોઇ પૉલૉફે પાછા પોતાનાં ભાગતાં લશ્કરનીવચ્ચે ઝોંકાવ્યું, પણ આ વેળા તે અગાઉનીપેઠે તેમાં ફતેહ પામ્યો નહીં; તેઓ પાછા જમા થઇ શકયા નહીં; તેઓની નાસભાગ સંપૂર્ણ હતી; અને સાજના સાડાચાર વાગતે ઑલ્તેનિત્ઝાની લડાઇ ખલાસ થઇ.

*જુઓ નોટ ૪૪ મી.

આમુજબે ૧૬,૦૦૦ રશિયનોને ૧૦,૦૦૦ તુર્કીઓએ ઝબરદસ્ત માર મારીને હરાવ્યા; લડાઇનાં મયદાનમાં પોતાના ૩,૦૦૦ મુવેલા સેપાહોને નાખીને રશિયનો નાઠા હતા. ઓમરનાં લશ્કરમાં ફક્ત ૫૦૦ સેપાહો માર્યા ગયા હતા; છતાં જીતનારાઓના હાથમાં દુશ્મનનાં પુષ્કળ હથિયારો, અને મોટા જથામાં દારૂગોળો; લડાઇનો અસબાબ, અને ખુરાકી, વગેરે આવ્યાં. પોતાની થયેલી તે દહાડાની ફતેહમાંટે ઑલ્તેનિત્ઝાથી ત્રણવાર તોપો ફોડી, ટુરટુકાઇખાતેનાં લશ્કરને વધામણી કરવામાં આવી, અને આ ખુશ ખબરના જવાબમાં કેલ્લાઉપરથી બાણો છોડી વળતી મુબારેકબાદી આપવામાં આવી.

તેજ સાંજે ઓમર પાશા, જ્યારે ટુરટુકાઇખાતેનાં પોતાનાં મકાનના ઓરડામાં જનરલ ક્રૉઝકિસાથે બેઠેલો હતો, ત્યારે તે નામદાર બોલ્યો, "તા૦ ૧ લીની સાંજે શુમલાખાતે, જે રૂકો મને મળ્યો હતો, તે આજે હવે વાંચવાની મને ફોરસત મળીછે!"

એમ બોલી તેણે તે પયેધામ કાહાડી વાંચવા માંડયો; તે વાંચતો હતો, ત્યારે તેના ખુબસુરત ચેહેરાઉપર મગરૂરીભરેલા ધિક્કારની નેશાનીઓ જણાતી હતી, પણ પાસેજ સળગાવેલી સગડીમાં તે રૂકો ફેંકી દઇ, તે બોલ્યો, "હવે તે હુકમ બજા લાવવાને ઘણું અસુરં થયુંછે!"

તે થોડીકવાર મુગો રહ્યો, પછી ઓમર ફરી બોલ્યો, "આ હુકમમાં મને ફર્માવ્યામાં આવ્યું હતું, કે મારે હમલો કરવાનેબદલે, ફક્ત સંરક્ષણજ કર્યા કરવો. મેં આગલથીજ ધાર્યું હતું, કે એવોજ કાંઇ હુકમ આવ્યો હશે, અને તેટલાજમાંટે તે રૂકો તે વખ્તે મેં ન વાંચ્યો."

**જનરલ ક્રૉઝકિ**—"તેજ વખ્તે તમો નામદારે કહ્યું હતું, કે તમો એક એવો ફટકો લગાવશો, કે તેથી આખી દુનિયા અજાયબીમાં ગરકાવ થાશે; અને તે તમારો કોલ આજરોઝે ઑલ્તેનિત્ઝાખાતે તમોએ પુરેપુરો પાર પાડયોછે!"

જ્યારે મોટાં જંગની, અને તેમાં દરેક ઠેકાણે ટર્કિશ લશ્કરને મળેલી ફતેહોની ખુશ ખબર કૉન્સટૅન્ટિનોપ્લખાતે થઈ, ત્યારે રૈયત તો અજાયબીમાં ગરકાવ થઇ ગઇ; સુલતાનનાં લશ્કરના વડા સરદાર અને સેપાહસાલારતરીકે જે દિને ઓમરની નેમણુક થઇ હતી, તે શુભ દિવસને દરેક શેહેરી આશીર્વાદ દેવાં લાગ્યાં. પોતાના વડા સેનાધિપતિની બહાદુરી અને હુશિયારીમાંટે તેને લાયક બદલો આપવાને સુલતાન અબદુલ-મેડજિડે પણ કોઇરીતે ઢીલ કીધી નહીં. ઓમર પાશાને હવે બાદશાહી દરજાનેછાજતો સર્વેથી ઉંચી પદવીનો *વઝીરનો ખેતાબ બખ્શયાની સનદ આપી એક ખાસ એલચીને તરત રવાના કર્યામાં આવ્યો. આ ઉંચા ખેતાબનીરૂએ હવે ઓમરની ધજાઉપર †"ઘોડાની ત્રણ પુછડીઓ"ની આકૃતિ જણાતી હતી, અને તેના ઉંચા ખેતાબનેલીધે તે હવે ‡"હાઇનેસ"ના અલ્કાબનેબદલે ¶"એકસેલન્સી" ના અલ્કાબસાથે બોલાવા લાગ્યો.

આ વેળા તમામ રશિયન લશ્કરના વડા સેનાપતિ §પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફનું વડું મથક વાલાશિયાની રાજધાની બુશારેસ્ટખાતે હતું. એજ લશ્કરે પ્રથમ ટર્કિશ મુખ્ય શેહેરોઉપર

* જુઓ નોટ ૪૫ મી. † જુઓ નોટ ૧૮ મી. ‡ જુઓ નોટ ૪૬ મી.
¶ જુઓ નોટ ૪૭ મી. § જુઓ નોટ ૪૮ મી.

ચઢાવો કીધો હતો. ઑલ્તેનિત્ઝાની લડાઇની ખબર સાંભળીને પોતાનીસાથે ૨૫,૦૦૦ સેપાહોનું મોટું લશ્કર લઇ, તે જે જગ્યાએ ઑટૉમનોને ફતેહ મળી હતી, અને રશિયનોને નામોસી ખમવી પડી હતી, ત્યાં જવા તરત નિકળી પડયો. રસ્તામાં તેને પૉલૉફનું માર ખાઇ નાહેલું લશ્કર પાછું એક સગવડભરેલી જગ્યાએ જમા થતું હતું, તેનો ભેટો થયો. પોતાનીસાથના અને આ નાસી આવેલાં બંધે લશ્કરોને જમા કરીને ઑલ્તેનિત્ઝાતરફ ધસ્યા જવાનો તેણે ઠરાવ કર્યો; અને ત્યાંથી ટર્કોને મારી કાહાડવાના તેણે સોગંદ લીધા. પૉલૉફને તેણે સખતમાં સખ્ત ભાષામાં ઠપકો આપ્યો, અને આ વડો સેનાપતિ ભારે અભિમાનીથી બોલ્યો, "ડૅન્યુબ નદીમાં હવે હું આ ઑટૉમનોને કેવીરીતે મારી હાંકી કાહાડુંછું, તે તમેજ જોશો!"

આમુજબે ઑલ્તેનિત્ઝાતરફ રશિયનો આગળ વધ્યા, અને તા૦ ૧૧ મી નવેમબરની સવારના આ ધસ્યું આવતું લશ્કર *ચોકાસીમાંટે મુકેલી ટર્કિશ ટુકડીઓની નઝરે પડયું. તેઓ તરતજ ભયની ચેતવણી આપવાને, યાને ખરું જોતાં, તો મોટી સંખ્યામાં રશિયનો નઝદીક આવી પુગ્યાછે, તેવિષેની ખબર કરવાને દોડયા. એક પયેધામચીને ડૅન્યુબ ઓળંગી જઇ ઓમર પાશાને ટુરટુકાઇખાતે ખબર આપવાને તરત રવાના કર્યામાં આવ્યો, અને દુશ્મનોની મુકાબેલ થવાને સઘળા મળી આસરે ૯,૦૦૦ પાયદલ અને ઘોડેસવાર સેપાહો લઇ, જનરલ ક્રૂઝકિની લાયક મદદસાથે હલિલ પાશા તરતજ નિકળી પડયો. આગળ વધતી રશિયન ટુકડી તેઓને મળી તેને તેઓએ સેહેલાઇથી મારી કાહાડી, પણ તરતજ આખું લશ્કર તેઓને આવી મળ્યું, અને ૧૩,૦૦૦ રશિયનો તથા ૯,૦૦૦ ટર્કોવચ્ચે બે કલાકસુધી એક ભારે લડાઇ ચાલી. રશિયનો હાર ખાઇ છુટા પડી વિખરાઇને ગભરાટમાં નાસાનાસ કરવા લાગ્યા. આ વખ્તે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફનાં લશ્કરમાં કેટલાં માણસો હતાં, તેની બાતમી હલિલ પાશાને તેના જાસુસોથી મળી હતી, માંટે તેણે તેઓની પુઠ વધારે વખ્ત પકડવામાં ડાહાપણ જોયું નહીં, એ કારણે તેણે પોતાનાં ફતેહમંદ લશ્કરને મયેદાનમાં થાક ખાવાને થોભાવ્યું, કે જેથી તાઝા થઇ તેઓ દુશ્મનસાંમે ફરીથી લડવાને શક્તિવાન થાય, પણ રશિયન લશ્કરમાં તો પોતાઉપર પડેલા આ મારાથી એવી દહેશત પેસી ગઇ હતી, કે તેઓની વધારે ખરાબી કરવાની પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે હામ ભિડી નહીં. તે પણ તેઉપરથી ઑટૉમન લશ્કરથી ત્રણ માઇલને, અને ઑલ્તેનિત્ઝાથી દશ માઇલને છેટે પડાવ નાખીને પડયો.

સાંજનો વખ્ત થવા આવ્યો હતો, સ્હેજ અંધારું થયું હતું, તે વેળા એક ઘોડેસવાર મુસાફેર જે બુશારેસ્ટતરફથી પોતાનો રસ્તો કાપ્યો આવતો હતો, તેને રશિયન છાવણીમાં સળગાવેલાં તાપણાંઓ દિઠાં. તે આસરે બત્રીસ કે તેત્રીસ વર્ષોની વયનો હશે, પણ પોતાના સીધા સોટાજેવા શરીરનેલીધે, તથા તેના ચેહેરાની કોમળતાઇથી, તે હતો તેથી ઘણી ઓછી ઉમરનો લાગતો હતો. તેની દાઢી સદંતર બોડેલી હતી; તેને સુંદર કાળી આંખો હતી; બાલો પણ કાળા ભમ્મરજેવા અને કરચલિયા હતા; તથા ચેહેરો ઘણો અણિઆળો ને શોહામણો હતો; તેની ચામડી કુદર્તીજ ફિક્કા રંગની હતી, પણ મુસાફેરીની કસરતનેલીધે, તથા નવેમબર માસની સાંજની ઠંડીનેસબબે તેના ગાલઉપર રતાસ ચઢેલો હતો, અને તેથી વધારે છોકરવનજેવો દેખાતો હતો; તેનું કદ મધ્યમ ઉંચાઇનું હતું,

*જુઓ નોટ ૪૯ મી.

અને આપણે આગળ જણાવ્યુંછે, તેમ તેનું શરીર પાતળું, ઘણું મરોડદાર, અને બધી રીતે સરખું હતું; તે દેખાવે ખુબસુરત અને કોઈનું પણ દેલ છતી લેએવો હતો; તે જો પોતાને પચીસ કે છવીસ વર્ષનો જણાવે, તો તે કોઇ પણ માને, એવો તેનો દેખાવ જવાન લાગતો હતો.

તેણે શરીરઉપર સાદો પુશાક, અને માથાંઉપર લાલ " ફેઝ " ટોપી પેહેરેલાં હતાં. તેનીસોડે કાંઇ પણ હથિયાર જણાતું નહતું, તેઉપરથી માલુમ પડતું હતું, કે તે લશ્કરી નહીં, પણ સાધારણ શેહેરી હોવો જોઇએ: કારણકે તે જો રશિયન લશ્કરનો કે વાલાશિયાનાં લશ્કરનો એકાદ અમલદાર હતે, તો આવા લડાઈના હંગામમાં તે પોતાનીસાથે હથિયાર રાખવાની સત્તા ધરાવતો હોવો જોઇતે.

રશિયાનાં લશ્કરમાં સળગાવેલાં તાપણાંઓ જોઇ શકેએટલો નઝદીક આવવાપછી આ મુસાફેરે તરતજ પોતાના ઘોડાની લગામ ખેંચી પકડી, અને હવે કયો માર્ગ લેવો, તેના વિચારમાં થોભ્યો. પણ તેને થોડીજ "મિનીટો" વિચાર કર્યો, અને પછી જે ઝાહેર રસ્તે તે આવતો હતો, તે છોડી દઈ રશિયનોના ચોકાસીમાંટે મુકવામાં આવેલાં થાણાંઓ ઉડાવવાની મતલબથી તેણે એક ઘણો લાંબો ચકરાવો લઈ આગળ વધવાનો નિશ્ચય કર્યો. આ પડાવ નાખી પડેલું લશ્કર રશિયનોનું હતું, તેની તેને બરાબર ખબર હતી. તે કાંઈ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ બુશારેસ્ટથી થોડાક દિવસોઅગાઉ આ જગ્યાએ જવા નિકળ્યો હતો તેઉપરથીજ નહીં, પણ રશિયન ઘોડેસવારોના બખતરો અને કોલાહો, જે ત્યાં સળગાવેલા આતશનેલીધે ચળકતાં હતાં, તે તેનાં દિઠાંમાં ખુલ્લાં આવ્યાં હતાં, તેઉપરથી તેની ખાતેરી થઇ હતી, કે આ લશ્કર રશિયનોનુંજ હતું. તેની મતલબ ગમે તે હોય, પણ એટલુંતો સાફ જણાતું હતું, કે તે રશિયનોથી દુર રેહેવાને ઘણો આતુર હતો, અને તેઉપરથી તેણે તેઓને ચુકવીને પોતાને ધારેલે ઠેકાણે જવામાંટે ચકરાવો લઈ લાંબો રસ્તો લેવાનો ઠરાવ કર્યો હતો.

બે ખેતરોનીવચ્ચે પણ નિચાણમાં આવેલા એક ન્હાના રસ્તાતરફ આપણો આ મુસાફેર ચાલ્યો, અને આસપાસની જગ્યા તે રસ્તાથી તેનાં માથાંસુધીની ઉંચી હોવાને સબબે રશિયન લશ્કરમાંથી તેને કોઇ જોઇ ન શકે, એમ હતું. જાણે એક ઉંડી ખાઇમાંથી તે પસાર થતો હોય, એમ તેને લાગ્યું. અંધારૂં વધારે થતું જતું હતું, અને આ જગ્યાથી તે કેવળ અજાણ્યો હોવાથી પોતાનો રસ્તો ચુકવાની તેને ઘણી ધાસ્તી હતી. પણ તેટલાં તે રસ્તો ત્યાંજ આવી અટકયો, અને આપણા મુસાફેરે ફરી પાછો પોતાનો ઘોડો ઉભો રાખ્યો, કારણકે તેની નઝરે વળી પાછું ખુલ્લાં મયેદાનમાં છાવણી કરી પડેલાં લશ્કરે સળગાવેલું તાપણું પડયું. આ તાપણાંનીસાંમે દેખાઈતી રીતે ચોકાસીમાંટે રાખેલા બે કે ત્રણ જણાં તેની નઝરે પડયા, કે જેઓ અહીંથીતહીં ચાલ્યા કરતા હતા.

રશિયનો, કે જેઓ લાંબા તફાવતસુધી મથક કરી પડેલા હતા, તેઓથી દુરનાદુર રેહેવાના વિચારથી આ મુસાફેરને કેટલાંક ખેતરો ઓળંગી જવાની ફર્જ પડી. તે તેમ કરીને એક જંગલમાં ગયો. ત્યાંનાં ઝાડોઉપરનાં તમામ પાંદડાં જોકે ખરી પડેલાં હતાં, પણ તોયે તેઓ એટલાંતો ખીચોખીચ ઉગેલાં હતાં, કે તેથી તેની અને રશિયન લશ્કરનીવચ્ચે એક

આડો પર્દાજેવો થઇ રેહેલો હતો. વળી જે રસ્તે તે જવા ચાહાતો હતો, ત્યાંજ જંગલનો રસ્તો પણ વાંક લેતો હતો. તે આસરે પા માઇલ આગળ વધ્યો, કે જ્યારે તદ્દન અંધારૂં થયેલું હતું, અને હવે તે વમાસવા લાગ્યો, કે સાંજ પડતાંજ તેણે કોઇ જગ્યાએ મુકામ કીધું હતે, તો ઘણું સારૂં થતે.

હજીતો પોતાનો આ ભુલ તે જોયછે; તેટલાંજ જે ઝમીનઉપરથી તે પોતાનો ઘોડો ચલાવી લાવતો હતો, તે અંદર ગરક બેસી ગઇ; તે સવાર અને તેનો ઘોડો બંધે સાથે નિચ્ચે ઉંડાણમાં તુટી પડયા; તેજ વખ્તે જાણે તે જીન્નોનાં રેહેઠાણમાં આવી પડયો હોય, એવી ભયંકાર ચીસો તેનીઆસપાસથી નિકળતી સંભળાઇ. આ ન દેખાતા અને અજાણ્યાં આદમીઓમાંથી એકે તરત એક મશાલ સળગાવી, અને તેનાં અજવાળાથી તે મુસાફેરને તરતજ માલુમ પડયું, કે તે રશિયનોનીવચ્ચે આવી પડયો હતો.

આ બનાવ કેમ બન્યો, તે આપણે ટુંકમાં સમજાવીશું. આ જગ્યાએ વાલાશિયાના સૌથી ગરીબ અને કંગાળ સ્થિતિના ગામડિયાઓ ઘરો બાંધવાને અશક્ત હોવાથી ઝમીનમાં ઉંડા ખાડા ખોદી, તેઉપર વરસાદનું પાણી નિકળી જાય, એટલામાટે ઘાસ કે ઝાવળાંનાં સ્હેજ ઢળાવદાર છાપરાં કરી તેમાં રેહેતા હતા, પણ લડાઇનેસબબે તેઓ પોતાનાં આ કંગાળ રેહેઠાણો છોડી નાસી ગયા હતા. હવે રશિયન લશ્કરને હલિલ પાશાસાથે લડાઇ થવાપછી "હૉસ્પિટલ"ની થોડીજ સગવડ મળવાનેલીધે ઝમીનનિચ્ચેનાં આ કંગાળ રેહેઠાણોમાં પોતાના ઝખ્મી થયેલા રશિયન સેપાહો, કે જેઓ ત્યાં એકઠા થઇ પડેલા હતા, તેઓનાં શરીરોઉપર પડવાનેલીધે, આ મુસાફેરને ઘણી ગંભીર નુકસાની તો ન થઇ; તેનો ઘોડો, કે જે ઘણો અસીલ હતો, તે તરત પાછો ઉઠી ચુપ ઉભો રહ્યો, જો તેણે બ્હીને મસ્તીતુફાન કર્યાં હતે, તો કાંઇક ઝખ્મી થયેલાઓને જીવથી મારી નાખ્યા હતે, તો જોકે કેટલાક ઝખ્મીઓ તેઓના આપ્રમાણે માંહે ગબડી પડવાથી વધારે સખ્ત ઇજા પામ્યા હતા.

આ વખ્તે સળગાવેલી મશાલથી અંદર સારૂં અજવાળું પડતું હતું, અને તેથી તે ક્યાં આવી પડયો હતો, તે આપણા મુસાફેરે તરત જોઇ લીધું. આ ઠેકાણે બીજા ઘણાક સાજાતાઝા સેપાહો પણ હાઝેર હતા, કે જેઓ ઝખ્મી થયેલાઓની સારવારને મસે, પણ ખરેખર તો છાવણીમાંથી રાતની વખ્તે ચોકી કરવી ન પડે, એવી મતલબથી ત્યાં આવી ભરાયલા હતા, કેમકે તેઓને ધાસ્તી હતી, કે કદાચ રાતની વખ્તે છાવણીઉપર ટર્કો હમલો લાવશે. જ્યારે તેઓ ત્યાં સુવા ગયા હતા, ત્યારે તેઓએ મશાલો બુજાવી નાખી હતી, એવી બ્હીકથી કે રખેને તેની રોશની જોઇ ટર્કિશો, ત્યાં ઉતરી પડે, પણ જ્યારે તેઓનાં જોવામાં આ મુસાફેર એકલો આવ્યો, ત્યારે તેઓ સઘળા તેનીઉપર ઉલટી પડયા! વાહ! કેવા બહાદુર રશિયન સેપાહો!

તેઓ તેને તરેહવાર સવાલો કરવા મંડી ગયા; જોકે આપણો મુસાફેર કાંઇ હિચકારો નહતો, છતાં પોતાઉપર એકાએક આવી પડેલા આ બનાવથી તે ગભરાઇ ગયો હતો. વળી સાથે રશિયન સેપાહો તેનીતરફ ઘણીજ ધમકીથી અને ક્રુરપણે વર્તતા હોવાનેસબબે પણ તે તેઓને કશો ઉત્તર આપી શક્યો નહીં. તેના પુશાક અને દેખાવઉપરથી તેઓએ તેને વાલાશિયાનો એક રેહેવાસી ધાર્યો, અને સર્વે વાલાશિયનો તેઓના છુપા કે ઝાહેર શત્રુઓ હોવાને કારણે, તેઓએ "જાસુસ! જાસુસ!" કરી પોકારો ઉઠાવ્યા.

અને વળી ઉમેર્યું, કે "અને જ્યારે એને સવાલો કર્યામાં આવ્યા, ત્યારે એ ગભરાઇ ગયેલો હતો, અને આ વાલાશિયનનો ચેહેરોજ ગુનાહગારતરીકે પુરવારી કરવાને બસ હતો. એ બીશક એક વાલાશિયનજછે."

મેજર—"રશિયાએ ઉઠાવેલી આ પવિત્ર લડાઈનીસાંમે સઘળાજ વાલાશિયનો થયેલાછે ! પણ આ બાબતનો ચુકાદો કરવાનું કામ મારૂં નથી. વળી પ્રિન્સ કાંઇ અત્રેથી દુર નથી, માંટે જાઓ, આ બંધવાને તે નામદારનીહઝુરમાં લઇ જાઓ."

આગળનાજજેવી નામોસીભરેલી રીતે તે મુસાફરને ત્યારપછી ત્યાંથી લઇ જવામાં આવ્યો. પુષ્કળ તંબુઓની હારોમાંથી પસાર થઈ, તેઓ એક ન્હાનાં ગામડાંમાં આવ્યા, કે જેનીઆસપાસ સર્વે ઠેકાણે તંબુઓ તાણેલા હતા. આ ગામડાંની એક કંગાળ ધર્મ-શાળામાં પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે પોતાનું વડું મથક કીધેલું હતું. આ ધર્મશાળાનાં પીઠાંનાં ઉંબરઆગળજ એક એડી-કાંગ "સીગાર" પીતો હતો, તેને પેલા સારજંટે કહ્યું, જે સાંભળી તે શખ્સ તરતજ ઉપર દોડ્યો; જ્યારે બંદીવાન તથા તેની સાથવાળાઓ ધર્મશાળાની બહાર ઉભા રહ્યા. થોડી "મિનીટો"માં તે પાછો ફર્યો, અને પેલા સારજંટને જણાવ્યું, કે થોડી-વારમાં તે નામદાર આ બાબતવીષે તપાસ ચલાવશે.

આઉપરથી તે મુસાફરને ઉપર એક ગળિચ ભાંગાતુટા દાદરવડે પેહેલા મજલાઉપરના એક ઓરડામાં લઇ જવામાં આવ્યો, કે જ્યાં એક "ટેબ્લ"આગળ રશિયન વડો સેનાપતિ બેઠેલો હતો. તે "ટેબ્લ" નકશાઓ, દસ્તાવેઝો, પયેધામો, "પ્લાનો," વગેરેથી ભરાઇ ગયેલી હતી. પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ મધ્યમ કદથી સ્હેજ ઉંચો હતો; તેને સાઠ વર્ષો પુરાં કીધાં હોય, એમ જણાતું હતું; અને તેનો દેખાવ દબદબાભરેલો હતો. તેનો દેખાવ કરડો નહતો, બલકે તેથીઉલટું તે નર્મ સ્વભાવનો જણાતો હતો, તેણે આંખોઉપર ચશ્મા ચઢાવેલા હતા; તેના રેસાલાના જે ત્રણચાર અમલદારો તેનીઆગળ અદબથી ઉભેલા હતા, તેઓસાથે તે વાતો ચલાવતો હતો, અને તેઉપરથી જણાતું હતું, કે તેની રીતભાત લશ્કરીનેબદલે શેહે-રીને વધારે મળતી આવતી હતી; તેની ઢબછબ એક ગ્રહસ્થનેછાજતી હતી; અને એક અજાણ્યાને તો એમજ લાગે, કે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફનાકરતાં કોઈ પણ બીજો શખ્સ વધારે વિવેકી કે સભ્યતાવાળો ન હશે. પણ આતો સર્વે તેના દેખાઈતા સદગુણો હતા. પણ ખરે-ખર જોતાં, તો તે ઘણા તામસી મેઝાજનો પુરૂષ હતો; તેનો સ્વભાવ જરાકમાં ઉસ્કેરાઈ જાય તેવો હતો; અને પોતાના બાદશાહી ધણી ઝારનાજેવોજ તે ઘણો ઝાલેમ અને વેરી હતો. એક લશ્કરી અમલદારતરીકે તેણે મોટી નામના મેળવી હતી, અને પોતાની લાયકા-તથીજ તે ઉંચી પદવીએ ચઢવા પામ્યો હતો. પણ તેના સેપાહો તેને એક સખ્ત અમલ-દારતરીકે ગણીને તેનેથી ઘણાજ ડરતા હતા, અને તેને ધિક્કારતા હતા; તેવીજ રીતે તેનાં હાથનિચ્ચેના સર્વેથી ઉંચી પદવીના અમલદારો પણ તેનેથી ધ્રુજતા, અને તેને નાપસંદ કરતા હતા. તેઓ સર્વે જાણતા, કે જોકે તેનો સ્વભાવ ઘણો ઠંડો જણાતો હતો, તોયે જરાસરખા વાંકમાંટે તે ઘડીમાં ક્રોધમાન અને જુસ્સાવાળો થઈ જતો હતો. લશ્કરી કે મુલ્કી સઘળા રશિયન હોદ્દેદારોનીમુવાફેક તે પણ દરેક જાતના કાવાદાવા, દગાફટકા, અને દાવ-પેચમાં પુરો હતો. તે દર્કોનીવચ્ચે પોતાના જાસુસો રાખતો હતો, એટલુંજ નહીં પણ

ખુદ પોતાનાંજ લશ્કરમાંવટીક તેણે ખાતમીદારો મુકેલા હતા; અને જાતે જોકે તે એક બહાદુર લડવૈયો હોવાછતાં, પોતાની કોઇ પણ મતલબ સાંધવાને ગમેએવું નીચ કે હલકું કામ કરવાને પછાત પડેએવો ન હતો. આવી ચાલચલગતવાળા એક ઉંચા હોદ્દેદારનીસનમુખ તે સારજંટ અને બે સેપાહો પોતાના બંદીવાનને બીએકુતીસાથે ઘસડી લાવ્યા.

ફક્ત એક પળસુધી પ્રિન્સ ગૉર્ટસ્ચેકૉફે પોતાના ચશ્મામાંથી આ જાસુસ કેહેવાતા શખ્સસાંમે જોયું, અને પછી પોતેપોતાના અમલદારોસાથે જે વાત કરતો હતો, તે પુરી કીધી. આ વેળાએ તે કાંઈ રમુજી વાત કેહેતો હતો, તે જોકે જરા પણ હસ્વાજેવી નહતી, છતાં તેના એડી-કાંગો તેને ખુશ રાખવામાટે પેટ પકડીને હસ્તા હતા, જાણે એવું દેખાડવા, કે તેઓના આખા જન્મારામાં તેઓએ આવી સરસ અને હસ્વાજોગ વાત કદી સાંભળી ન હોય!

તે વાત અને હસ્વું પુરૂં થયાપછી પ્રિન્સે પાછો ગંભીર અને કરડો દેખાવ ધારણ કર્યો, અને પોતાનીસાંમે લાવવામાં આવેલા મુકદ્દમાવિષે તપાસ ચલાવવા માંડી. પેલા રશિયન મેજરને જે હકીકત સારજંટે જણાવી હતી, તેજ તેણે પાછી બોલેબોલ કહી સંભળાવી, કે જે પ્રિન્સે ધ્યાન દઈ સાંભળી. તે પુરી થતાંજ ઘણાંજ શાંત મોભાથી, તે મુસાફર બોલ્યો. "હું ખુદાને હાઝેરનાઝેર જાણીને જણાઉંછું, કે હું એક જાસુસ નથી!"

**ગૉર્ટસ્ચેકૉફ**—"તે તો હવે આપણે તરત જાણીશું. એના ઝાડા લેઓ, અને જો ઝરૂર જણાય, તો એના બધાં કપડાં ઉખેડી નાખીને ચોકસી કરો, કે તેની ઘડીઓમાં કે અસતરોમાં છુપાવેલાં કાંઇ કાગઝો છેકે?"

**મુસાફર**—"અગરજો તમો નામદાર મારા હાથો છોડી નાખવાનો હુકમ ફરમાવશો, તો હું પોતેજ મારી રાઝીમર્ઝીથી મારીપાસે જેજેછે, તે સર્વે તમો સાહેબનીહઝુરમાં કાહાડી આપીશ."

**ગૉર્ટસ્ચેકૉફ**—"અમારીહઝુરમાં જેને શકમંદ કારણોમાટે હાઝેર કર્યામાં આવેછે, તેઓસાથે એટલી નર્માશથી અમો વર્તતા નથી. ચાલો, જલ્દી એના ઝાડા લેઓ!"

સમજાવત જેટલી નકામી હતી, તેટલુંજ બિનફેઇદટનું આ ઝાડા લેવાનીસાંમે થવાનું પણ હતું, એમ ધારી તે મુસાફર ખામુશી પકડીને અને પોતાના હમેશનાં શાંત મોભાસાથે ઉભો. તેના ઝાડા લેવામાં આવ્યા, પણ તેનાં ગજવાંમાંથી થોડાક ન્હાની કીમતનાં સિક્કાઓસેવાય કશાં પણ કાગઝયાંઓ મળ્યાં નહીં. તેના સૌથી ઉપર પેહેરેલા ડગલાને છાતીઆગળથી ઉખેડી નાખી તપાસ્વામાં આવ્યો, પણ સર્વે ફોકટ.

**ગૉર્ટસ્ચેકૉફ**—"આતો અમે જાણતા હતા તેમજ થયુંછે, કારણકે તમારા જાસુસો પોતાને અપરાધી સાબેત કરેએવી કાંઈપણ ચીઝ પોતાનાં શરીરઉપર લઇને ફરેએવા ભોળા ને બીવકુફ નથી!" પછી લગાર કરડા સાદે તે બંદીવાનને પુછ્યું, "તમારૂં નામ શું?"

"**લિયૉપોલ્ડ પિના,**" તેણે તરતજ અને વગર બ્હીક જવાબ આપ્યો.

**ગૉર્ટસ્ચેકૉફ**—"તમે ક્યાંના રેહેવાસીછો? તમો એક **વાલાશિયન**છો કે?"

**લિયૉપોલ્ડ પિના**—"નામવર સાહેબ, હું જન્મે એક **વાલાશિયન**છું. હું એક **ઑસ્ટ્રિયન**છું, પણ ઘણી ન્હાની વયથી **બુશારેસ્ટ**ખાતે રેહેલોછું, કે જ્યાં હું એક ગરીબ પણ આબરૂદાર ધંધો ચલાઉંછું."

ગૉર્ટસ્ચૅકૉફ—"અને હમણાં જ્યારે અકસ્માત થયા, અને તેથી તમો અમારા સેપાહોવચ્ચે આવી પડયા, ત્યારે તમો ક્યાં જતા હતા?"

**લિયૉપૉલ્ડ પિના**—"હું ખુલ્લેખુલ્લું કબુલ કરૂંછું, કે મારો એક ભેરો, જે ટર્કિશ લશ્કરમાં નોકરીએછે, અથવા મારા ધારવાપ્રમાણે તેમાં હોવો જોઇએ, તેને ભેટવાની ઉમેદથી હું ઑલ્તેનિત્ઝાખાતે જતો હતો."

ગૉર્ટસ્ચૅકૉફ—"અને જો તમોને તે જડયો હતે, તો તમોએ અમારાં લશ્કરવિષે સઘળી ખબરો તેને બીશક આપી હતે, કે જે ખબરો ટર્કિશોને કામની થઇ પડતે, કેમ?"

**લિયૉપૉલ્ડ પિના**—"મારા નામદાર સાહેબ, પણ એવી કોઈ ખબરો હું જાણતોજ નથી, તો પછી તે આપું કેમ!"

ગૉર્ટસ્ચૅકૉફ—"શું તમોને ખબર નથી, કે તમો વાલાશિયાના એક રેહેવાસી હોવાથી તમામ રૂશિયાના શાહનશાહ, તે મારા ઉંચે દરજ્જેના શેઠની એક બાપનાજેવી પનાહ, અને માયાળુ રાજ્યના તાબાતળે હમણાં તમોછો? અને વળી શું તમે જાણતા નથી, કે તેટલામાટે દુશ્મનસાથે કોઈ પણ જાતનો વ્યવહાર રાખવાથી મોતની સજા કરવામાં આવેછે?"

**લિયૉપૉલ્ડ પિના**—(ખુલ્લાં દેલથી) "નામવર સાહેબ, મારી કોઈ પણ પાપી ધારણા ન હોવાથી, મેં કોઇ પણ રીતે ધારો તોડયો હોય, એમ મારૂં હૈયું મને ડંખતું નથી."

આ સાંભળી હવે પ્રિન્સે કરડા સાદનેબદલે વધારે નર્મ ઠપકારૂપી ઢબે કહ્યું, "પણ તમે એમ તો જાણતાજ હતા, કે તમો ખોટું કામ કરોછો, કેમકે તેમ જો નહીં હોય, તો તમોને રૂશિયન છાવણી ચુકાવીને જવાનો સબબ શો? તમે ખેતરો ઓળંગી જવા માંગતા હતા, કે જેમ કરવા જતાં, તમો જાણે તમારેમાટે ગોઠેલાં છટકામાં સપડાઇ ગયા હોવ, તેમ મારા સેપાહોના હાથોમાં સપડાઇ ગયા."

**લિયૉપૉલ્ડ પિના**—"છતાં, મારા મેહેરબાન સાહેબ, તમોજ વિચાર કરો, કે જો હું રશિયન છાવણી દુર કરવાનીજ મતલબ ધરાવતો હોઉં, તો પછી તમારી ખાનગી વાતો જાણવાને એક જાસુસતરીકે મને કેમ બને? હું ફરીથી કહુંછું, કે હું સુલેહ ચાહનારો મુસાફરછું, અને માનપૂર્વક જણાઉંછું, કે મારા બોલવાની સાચાઇને મારેલગતી દરેક બાબતથી મઝબુત ટેકો મળેછે, તે તો આપ સાહેબે પણ જોયું હશે?"

થોડીક વારસુધી પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ કાંઇ ઉંડા વિચારમાં પડયો, અને પછી એકાએક પોતાનો હાથ પેલા સારજંટતરફ હલાવીને કહ્યું, "આ બંધવાના હાથો છોડી નાખો, મને એનીસાથે કાંઈ ખાનગી વાત કરવીછે."

આ હુકમ તરતજ બજાવવામાં આવ્યો; લિયૉપૉલ્ડ પિનાના હાથોઉપરનું દોરડું એકદમ છોડી નાખવામાં આવ્યું; તેનાં ગળાંમાંનો ફાંસો કાહાડી નાખવામાં આવ્યો; અને પોતાના જનરલતરફથી થયેલા એશારાઉપરથી પામી જઇને સેપાહો તેમજ રેસાલાના અમલદારો, તે ઓરડામાંથી દુર થયા.

હવે રશિયન સેનાપતિ અને લિયૉપૉલ્ડ પિના બેજ જણાં તે ઓરડામાં એકલા રહ્યા હતા.

ગૉર્ટસ્ચૅકૉફ—"અને શું આ સાચુંજછે, કે તમો ટર્કિશ લશ્કરમાંના તમારા એક ખેશીને મળવા જતા હતા? બીશક તે કોઇ હલકી નહીં, તો સાધારણ પદવી ધરાવતો હશે?"

લિયૅાપૅાલ્ડ પિના—"નામવર સાહેબ, એ સાચુંજછે, અને મારા તે કહેવાની સાચાઇમાંટે હું ખુદાના કસમ લઉંછું! ઑટોમન લશ્કરમાં મારા તે ખેશીની ખોળ કરવાના એરાદાથીજ હું ત્યાં જતો હતો."

ગૉર્ટસ્ચૅકૉફ—"અને જો હું તમોને તમારી મુસાફરી ચાલુ રાખવાની પર્વાનગી આપું, તો પછી કેમ?"

આ સાંભળી તે મુસાફરના ચેહેરાઉપર ખુશહાલી પંથરાઇ, અને તે બોલ્યો, "ત્યારેતો હું આપ નામદારનું અહસાન જન્મસુધી ભુલીશ નહીં."

તેઉપરથી પ્રિન્સે લગાર મસ્ખરીની ઢપે કહ્યું, "શબ્દોથી કે લાગણીથી અહસાન માનવો, એ બધું તો ઠીકજછે, પણ તમારાં કામથી તે પુરવાર કરી આપશો?"

લિયૅાપૅાલ્ડ પિના—"હું ખાતેરીથી માનુંછું, કે તમો નામદાર મને એવું કાંઇ નહીંજ ફરમાવશો, કે જેથી મારી આબરૂને ધોકો પુગે. બાકી બીજી કોઇ પણ રીતે હું તમો સાહેબે દેખાડેલી મેહરબાનીનો બદલો વાળી આપવા તૈયારછું."

ગૉર્ટસ્ચૅકૉફ—"તમે તમારા ખેશીને શોધી કાહાડવાના એરાદાથી ટર્કિશ લશ્કરમાંજાઓ છોની? જો તેમજ હોય, તો મને એક પયેગામ ત્યાં પહોંચાડવોછે, કે જે કોઇ બીજાને સોંપું, તેને-બદલે તમારેજહસ્તક મોકલું, તો તે વધારે સલામત પુગશે, એમ હું ધારૂંછું. હવે, લિયૅા-પૅાલ્ડ પિના! મને ધ્યાન ધરીને સાંભળો. મેં તમારી ઝેંદગી બંચાવીછે, અને તમો તેમાંટે મારા ભારે અહસાનમાંછો. હું તમોએ જે સર્વે હકીકત જણાવી છે, તે સાચી માનુંછું, કારણકે તમારામાં કાંઇક ચોકસ ભોળાપણું મને જણાયછે, તમો મને ઠગો નહીં, અથવ મારીતરફ નમકહરામ થાઓ નહીં, તેબાબે સાવચેતીમાં રેહેજો. કારણકે હું તમોને સોગંદ લઇ કહુંછું, કે જો તમે તેમ થશો, તો તેનો કીનો લેવાનો પણ એક દિવસ આવશે, તે સત માનજો. તેમ કરવાથી જો બીજી વેળા તમો મારા હાથમાં સપડાયા, તો હું તમોને જીવતા જવા દઇશ નહીં! તેટલામાંટે ટુંકમાં કહુંછું, કે હું તમોને એક મહોરબંધ ફકો આપું, તે તમો ઑટોમન લશ્કરના સરદાર, નામદાર ઓમર પાશાને હાથોહાથ પહોંચાડ-વાનું માથે લેઓછો?"

ઘણા મક્કમ આવાજે અને સાફ દેલનાં ભરોસાથી લિયૅાપૅાલ્ડ પિનાએ જવાબ દીધો, "હા, હું માથે લઉંછું."

ગૉર્ટસ્ચૅકૉફ—"તમે કસમ લેઓછો?"

લિયૅાપૅાલ્ડ પિના—"હું કસમ લઉંછું!"

ગૉર્ટસ્ચૅકૉફ—"હું તમોને સાચા માનુંછું. પણ યાદ રાખજો! તમે મારો પયેગામ પહોંચાડયોછે કે નહીં, તે હું જાણવાવગર રેહેવાનો નથી."

લિયૅાપૅાલ્ડ પિના—"સાહેબ, એક કામ જે કરવાને મને કશી મેહેનત પડવાની નથી, કે તે બજાવવામાંટે મને કાંઇ મારો રસ્તો છોડી બીજીગમ જવું પડવાનું નથી, તે

બજાવવાનું માથે લેવાને મને શું વાંધો હોય? પણ કદાચને તેમ કરવામાંટે મને થોડી વધારે મુસાફરી પણ કરવી પડી, તો તેમાં શું મુંઝાકોછે? તમો નામદારે મારીતરફ જે મેહરબાની દેખાડીછે, તેનીસાથે સરખાવતાં તે લીધેલી મેહેનત કુચ્છ બિસાદમાં નથી."

ગૉર્ટસ્ચૅકૉફ—"તમે ખરૂં બોલોછો. તોયે મેં આપેલી ચેતવણી હું એકવાર ફરીથી તમોને જણાઉછું. એક કે બે બીનાઓ બને એમછે. યાતો તમો તમારો જે કાંઇ હોય, તે ધંધો ચલાવવા બુખારેસ્ટ પાછા ફરો, અથવા તમો ટર્કોનીવચ્ચે તમારા ખેશીની-સાથે રહી જાઓ. આ બેમાંના કોઇ પણ વખ્તે તમો મારા હાથમાં મોડેવહેલે સપડાયાવગર રેહેવાના નથી. વળી જો તમો ઑટૉમનસાથે રેહેશો, ત્યારેતો વધારે જલ્દી મારે હાથ આવવાના, કારણકે જોકે અમોને થોડા વખ્તનો અટકાવ તેઓતરફથી થયોછે ખરો, પણ હું જે મારાં કસાયલાં અને કવાયદવાળાં ઝબરદસ્ત લશ્કરને તેઓનાં નવા શિખાઉઓનાં લશ્કરમુકાબેલ લાવનારછું, તેમાં તેઓ જલદીથી મને તાબે થશે, એ તો ચોકસજછે. તે વખ્તે હું અને તમો પાછા મળશુંજ, અને તેટલામાંટે હું જે કામ તમોને સોંપુંછું, તે નમકહલાલીથી બજાવવામાં તમારેજ લાભછે."

લિયૉપોલ્ડ પિના—"નામદાર સરદાર, ખાતેરી રાખજો, કે હું તે બરાબરરીતે બજા લાવીશ."

એપછી પ્રિન્સે લિયૉપૉલ્ડને એક બેઠક બતલાવી, ત્યાં થોડીવાર થોબવાને જણાવ્યું. પોતે જે પયેગામ ટર્કિશ વડા સેનાધિપતિઉપર મોકલનાર હતો, તે લખવા બેઠા. આ પયે-ગામ ઘણો ટુંક હતો, કારણકે તે લખાઇને જલ્દી પુરો થયો. પછી તેને એક "એનવે-લોપ"માં મુકી તેઉપર લાખથી "સીલ" કરી, તેઉપર પોતાની ખાસ મહોર, કે જે તેની-પાસેજ "ટેબલ"ઉપર પડેલી હતી, તેવડે મહોર કરવાનેબદલે, પોતાના ગજવાંમાંથી એક રશિયન સીક્કો બહાર કાહાડી, તેવડે મહોર કીધી, ત્યારબાદ, તેઉપર સરનામું કીધું, "હિઝ હાઇનેસ, વઝીર ઓમર પાશા, ઑટૉમન લશ્કરના સરદાર જોગ," અને તે પત્ર પછી તેણે લિયૉપોલ્ડ પિનાને આપ્યો."

તેમ કર્યાપછી પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે "ટેબલ"ઉપર મુકેલો એક ઘંટ વગાડ્યો, કે પેલાજ સેપાહો અને એડી-કાંગો પાછા ઓરડામાં દાખેલ થયા. પોતાના એક એડી-કાંગને રશિયન સેનાપતિએ કાનમાં કાંઇ કહ્યું, અને પછી પેલા સારજંટને હુકમ કીધો, "આ મુસાફરનો ઘોડો પાછો એવણને સ્વાધિન કરો; પણ જો અકસ્માત થયેલો હોવાથી તેને કાંઇ ઇજા થઈ હોય, તો એક સારો ઘોડો એવણને આપો, અને હવે, લિયૉપૉલ્ડ પિના, આપણ બન્ને જણાવચ્ચે જે વાત થઇછે, તે ધ્યાનમાં રાખીને કામ કરજો, અને તે છુપી રાખજો. અગરજો બહાર જણાશે, કે શકભરેલા બનાવોવચ્ચે એક જણ પકડાયાછતાં, તેને માફી બખ્શવામાં આવી, અને તેનો જાન બચાવવામાં આવ્યોછે, તો તેથી ઘણો ખરાબ દાખલો બહાર બેસશે, અને બીજાઓને તેવીરીતે ચાલવાનું ઉત્તેજન મળશે."

તે મુસાફરે નમન કર્યું, અને તેનીપાસેથી જે થોડું નાણું લઈ લેવામાં આવ્યું હતું, તે તેને પાછું સ્વાધિન કરવાની અર્ઝ કીધી, જે તરતજ સ્વિકારવામાં આવી, અને પછી તે પ્રિન્સનીહઝુરમાંથી ગયો. તે એડી-કાંગ, કે જેને પ્રિન્સે કાનમાં કાંઇ કહ્યું હતું, તે પણ

લિયૉપૉલ્ડનીસાથે ત્યાંથી ગયો. તેણે પિનાને જણાવ્યું, કે સારજંટ અને તેનીસાથના સેપાહો અકસ્માતવાળી જગ્યાએ તેનો ઘોડો લાવવાને ગયાછે, તેટલાં તે ધર્મશાળામાં તેને ગમે તે ખાણું લેવાની છૂટ આપવામાં આવીછે. લિયૉપૉલ્ડને પુરો શક હતો. કે તેને પોતાને ખવાડવાપીવાડવા કરતાં તે એડી-કાંગની ખાણીપીણી કરવાની એવડી મતલબ હતી, એમ જાણી તેણે તે મતલબી માંગણી તરતજ કબુલ કીધી. આઉપરથી તેઓ ધર્મશાળાના જમવાના ઓરડામાં ગયા, અને ત્યાં તેઓનીસાંમે "વાઇન" લાવી મુકવામાં આવ્યો. તે અમલદારે પોતે ખાણાંને ઘણો સારો એન્સાફ આપ્યો. અને અસેમસે લિયૉપૉલ્ડ પિનાના કાન ખોલ્યા, કે જો તે પાના કે પાસાથી રમવા માંગતો હોય, તો હજી જવાને ઘણી વાર હતી. પણ લિયૉપૉલ્ડને ઘણો શક હતો, કે તેનો ડોળો, જે થોડુંક નાણું તેનીપાસે હતું, તેઉપર ખોભેલો હતો, એટલામાંટે તેણે ત્યાંથી બનતી ઉતાવળે નિકળી જવાની ઘણી અગત્યછે, એમ બહાનું કાહાડીને ઉઠાવ્યો. આઉપરથી થોડી "મિર્નીરી"માં બારણાંઆગળ બે ઘોડાઓ લાવ્યામાં આવ્યા. તેમાંનો એક તેજ ઘોડો હતો, કે જેઉપર અકસ્માત બન્યો, તે વેળાએ તે મુસાફર સવારી કરતો હતો. બીજો તે રુશિયન એડી-કાંગનો હતો.

એડી-કાંગ—"ઘોડાઉપર સવાર થાઓ, કારણકે મને તમોને લશ્કરથી દૂર રાખવામાં આવેલાં ચોકીનાં થાણાંઓતુલીક સહીસલામત પહોંચાડી આવવાનો હુકમ કર્યોમાં આવ્યોછે."

લિયૉપૉલ્ડને તેવુંજ જોઇતું હતું. તે તરત ઘોડે ચઢી બેઠા, અને કેસાલાનો તે અમલદાર પણ પોતાના ઘોડાઉપર બેસીને તે મુસાફરને રુશિયન લશ્કરી છાવણીમાંથી દોરી લઇ જવા લાગ્યો. તે પોતાના ઘોડાને ખુદબખુદ ચાલે ચલાવવા લાગ્યો, અને જ્યાં જગ્યા સારી ખુલ્લી મળે, ત્યાં લગાર ઉતાવળે પણ દોડાવવા લાગ્યો. તંબુઓનીવચ્ચેથી ગુંચવાળા રસ્તાઓ છોડી, ચોકીમાટે સળગાવેલાં ઘણાંક બળતાંઓઆગળથી પસાર થઇ, તેઓ આગળ વધવા લાગ્યા. થોડીથોડી વારે તે રુશિયન બોલતો, "લિયૉપૉલ્ડ પિના, ઑટોમન લશ્કરને કચરી નાખવાને એકજ ઝબરદસ્ત ફટકો મારવા જે ગંજાવર લશ્કર અમારો નામિચો જનરલ લઇ આવ્યોછે, તેનું બળ અને સંખ્યા તમે જોઇ કે ?"

લિયૉપૉલ્ડે કશો જવાબ આપ્યો નહીં. પણ તેનાં મનમાં આ વેળા શા વિચારો પસાર થતા હતા, તે જો અમારાં વાંચનાર જાણવાને ઇચ્છતાં હોય, તો તે એજ હતાં. કે તેનો રુશિયન સાથી જે અભિમાની રાખતો હતો, તે તો થોડાજ દહાડાઉપર ઑલ્તેનિત્ઝાખાતે બે વાર ખાધેલો માર, અને સવારની નાસભાગપછી તદન ફોકટની હતી.

આમુજબે અર્ધો કલાક પસાર થઇ ગયો; તે રાત્રી સવારી હજી ચાલુ રહી: છાવણીમાંના ઘણાએક આડાઅવળા અને વાંકાટીકા રસ્તાઓ તેઓએ પસાર કીધા; તોયે આ છાવણીનો તો છેડોજ ન મળે! હજી પણ જગ્યેજગ્યે બળતાંજ દેખાયા કરતાં હતાં. તોયે સવારી તો ચાલુ હતી; બીજો અર્ધો કલાક પસાર થઇ ગયો: અને થોડેથોડે વખ્તને અંતરે તે રુશિયન અમલદાર લિયૉપૉલ્ડને લશ્કરનાં ગંજાવરપણાંમાંટે ધ્યાન ખેંચ્યા કરતો હતો, કે જેમાંથી તે તેને લઇ જતો હતો.

તરતજ તે મુસાફરનાં મનમાં કાંઇ સ્હેજ શક ઉભો થયો; તે શક વધતોજ ગયો; અને આખરે તે પાકો થયો. ચોક્સ તંબુઓ, કે જેનીઆગળથી તે અગાઉ પસાર થઇ ગયો

હતો, તેજ પાછા તેની નઝરે પડયા: કેટલાક પહેરાગીરોના ચેહેરા, જે એક કલાક આગમચ બારીકીથી તેને બિહામણા અને વિક્રાળ જણાયા હતા, તેજ તેને પાછા જોયા. હવે તે સઘળું પામી ગયો! જે રસ્તેથી તેઓ પસાર થતા હતા, તે વાંકાટીકા અને ગોળ હતા, અને ત્યાંથી ફેરવીફેરવીને પેલો એડી-કાંગ તે મુસાફેરને લઇ જતો, એવી મતલબથી કે તે એમ સમજે, કે રશિયન લશ્કર ઝબરદસ્તછે, અને તેની છાવણીનો વિસ્તાર ઘણો મોટોછે. લિયૅાપૉલ્ડે તે અમલદારગમ બાજે ડોળે જોયું, તો તેને માલુમ પડ્યું, કે તે તેનીતરફ બારીક તપાસથી જોતો હતો; તેનાં મનમાં આ તરકટથી શું અસર થઈ હતી, તે જાણવાને તે આતુર જણાતો હતો; પણ લિયૅાપૉલ્ડ પોતાની સાવચેતીમાં હતો, અને તેની કંગાળ ઠગાઇ તેણે પકડી પાડી હતી, એવાં કશાં ચિન્હો તેણે પોતાના ચેહેરાઉપર બતાવ્યાં નહી.

પછી તે અમલદાર મનમાં મળકાવા લાગ્યો, કે પોતાના વડા સરદારનો હુકમ તેણે હવે પુરેપુરો બજાવ્યોછે, એમ ધારી તેણે લિયૅાપૉલ્ડને કહ્યું, "આખરે, આપણે છાવણીના છેડાસુધી આવી પહોંચ્યા છિયે. તમોને જરાણી ખ્યાલ હતો, કે અમારૂં લશ્કર આટલું બધું મોટુંછે?"

તે મુસાફેરે જવાબ દીધો, "નહીં, ખરેખર મને તેનો જરા પણ ખ્યાલ નહતો." આ તેનો જવાબ ખરીરીતે જોતાં, તો વાજબીજ હતો, કારણકે લિયૅાપૉલ્ડ તે અમલદારની લુચ્ચાઇ પામી ગયેલો હોવાથી; તે બરાબર જાણતો હતો, કે લશ્કર તો જેટલું તે દેખાડવા માંગતો હતો, એટલું મોટું નહીં હતું. તોયે આપ્રમાણે તે ટકોરમાં બોલ્યો હતો; પણ તે ટકોરમાં હતું, એમ તેણે જાણવા દીધું નહીં.

આખરે તંબુઓની ગળીકુચીઓનો છેડો આવ્યો; તોયે છાવણીથી ઘણે તફાવતેસુધી મુકેલાં લશ્કરી થાણાંઓમા સળગાવેલાં બળતાંઓ દેખાતાં હતાં.

ત્યાં આવી પુગ્યાપછી તે એડી-કાંગ બોલ્યો, "ત્યાં હવે આપણે છુટા પડીશું. હું તમોને સફળ મુસાફેરી ઇચ્છું છું."

**લિયૅાપૉલ્ડ**—"અને તમોએ મારીતરફ દેખાડેલી સભ્યતામાંટે તમારૂં અહસાન માનું છું."

ત્યારપછી રેસાલાના તે અમલદારે પોતાના ઘોડાને પાછો છાવણીતરફ ફેરવ્યો, અને લિયૅાપૉલ્ડ વિના ત્યાંથી આગળ વધ્યો. તે એક "માઇલ" પણ આગળ ગયો નહશે, તેટલાં માણસોનો કુચ કરવાનો આવાઝ તેને કાને પડયો. તે વધારે ધ્યાનથી સાંભળવામાંટે તેણે પોતાના ઘોડાને ઉભો રાખ્યો; અને તેને જણાયું, કે તે કાંઇ એક ખોટો ખ્યાલ નહતો. એક હથિયારબંધ લશ્કર ધસ્યું આવતું હતું, પણ તે રશિયનોનું લશ્કર હતું, કે ટર્કિશ લશ્કર પોતાના દુશ્મનની છાવણીઉપર હમલો લઇ જતું હતું, તે લિયૅાપૉલ્ડ કહી શક્યો નહીં. ઘણા જણાનાં ચાલવાનો ભારી સાદ, તેમજ ઘોડાની ખરીઓનો તેથી પણ ભારી આવાઝ તેનીનઝદીક અને નઝદીક આવતો, તેમજ વધારેનેવધારે પરગરો સંભળાવા લાગ્યો. વળી લિયૅાપૉલ્ડે પૈડાંના ગગડાટનો આવાઝ પણ સાંભળ્યો. તેઉપરથી તેણે જાણ્યું, કે ગમે તે બાજુનું તે લશ્કર હોય, તોયે તેઓનીસાથે તોપખાનું પણ હતું.

દુશ્મનનાં લશ્કરની હાલત અને હાલચાલ તપાસવામાંટે તપાસે નિકળેલી રશિયનોની એક ટોળી તે હશે, તો વળી તેને આપદામાં પડવું પડશે, એવી બીકથી આપણા મુસાફેરે



( ચિત્ર ૭ મું.) "એક ઘોડેસવાર અમલદાર, * * * તેનીહજુરમાં આ કમનસીબ બંધવાને લઇ જવામાં આવ્યો." (પાનું ૧૨૮ મું.)

પોતાનો સલંગ રસ્તો છોડી ફરી એકવાર ખેતરોમાંથી જવા માંડ્યું. આ વેળા વાદળાંમાંથી માહતાબ બહાર નિકળ્યો, અને તેની મદદથી લિયૉપૉલ્ડ વિના ખેતરોમાંથી સહીસલામત પોતાનો રસ્તો લઇ શક્યો. વળી રખેને, ત્રણ કલાકોઆગમચ જેવો અકસ્માત બન્યો હતો, તેવો ફરીથી બને, અને તેથી વળી પાછો તે કોઇ જોખમભરેલી પીડામાં આવી પડે, એવી ચિંતાથી તે હવે વધારે સંભાળથી આગળ વધવા લાગ્યો. એક ઉંચી જગ્યાએ થોભીને તેણે તે કુચ કરી જતાં લશ્કરતરફ નજર ફેંકી; સેંકડો બાગનેટોઉપર ચંદ્રના કિરણો ચળકતાં તેનાં દિઠામાં આવ્યાં; પણ તે લશ્કરનો પુશાક તેને દેખાયો નહીં, કારણકે તે તેનેથી ઘણું દુર હતું. તે રશિયન લશ્કર હતું, કે ટર્કિશ, તે નક્કી કરવાની આશામાં ત્યાં થોડીવાર થોભ્યો; કારણકે જો તે ટર્કિશ લશ્કર હોય, તો ઝરૂર ઝપાઝપી થવી જોઇએ, અને તેથી તેનું શું પરિણામ આવેછે, તે જાણવાનો તેણે ઠરાવ કર્યો હતો. આખરે એકાએક બંદુકો ફુટવાનો આવાઝ તેને કાને પડ્યો, અને "આન લા ઇલ્લા!"ના પોકારો બંદુકોના ધડાકાકરતાં પણ વધારે મોટે સાદે નિકળ્યા, આઉપરથી આપણા મુસાફરની ખાતેરી થઇ, કે તે ઑટોમન લશ્કર હતું, અને રશિયન છાવણીઉપર હમલો લઇ જતું હતું.





## પ્રકરણ ૧૮ મું.

### રશિયન છાવણી.

જ્યાં ઉભો હતો, ત્યાંજ લિયૉપૉલ્ડ પિના થોભ્યો; કારણકે ત્યાંથી ઘાતકી ખુનરેઝી જોવાની વધારે સગવડ હતી. થોડીવારમાંજ તેની ખાતેરી થઈ હતી, કે આગળ વધેલી ટર્કિશ લશ્કરની એક ટુકડીને રશિયન લશ્કરની ટુકડીસાથે મેળાપ થયો હતો, અને હવે જીવ-ઉપર આવીને બંધે બાજુવાળાઓ લડતા હતા. ઝપાઝપ એકપછીએક બંદુકોના બારો થતા હતા; અને પછી તોપ ફુટવાનો એક ઝબરદસ્ત આવાઝ સંભળાયો. બંદુકો અને તોપોમાંથી નિકળતા ધુમાડાઉપરથી કઇ બાજુએ કાપાકાપી ચાલેછે, તે તેનાં જાણવામાં આવ્યું, અને પુર ચાંદરણાંમાં તેનાં જોવામાં આવ્યું, કે ટર્કિશ પાયદલનાં ધાડાંનેધાડાં લડાઇના મયેદાન-તરફ આગળ ધસ્યાં જતાં હતાં.

ઘણીજ ઉલટથી લિયૉપૉલ્ડ પિનાએ આ સર્વે દેખાવ જોયો. એક ચોક્કસ બાજુતરફ તેની ઘણી સારી લાગણી હતી; તેનાં દેલમાં જનુનના આવેશની લાગણી ફેળાઇ જતી હતી; એક લડવૈયાનો જુસ્સો તેનામાં ઉડતો તેને જણાતો હતો; અને તેથી તે બોલી ઉઠ્યો, "ઓ ખુદા! હું ચાહુંછું, કે આ લડાઇમાં ભાગ લેવાનું મારી સરજતમાં હોતે!"

તેને તરત જણાયું, કે ટર્કિશોની જીત થતી જતી હતી, અને રશિયનો પાછા હઠતા હતા. તોપનો આવાઝ ચાલુ આવ્યાજ કરતો હતો: લડનારાઓનાં હથિયારો ચાંદરણાંમાં ચળકચળક થતાં હતાં. પણ હવે લિયૉપૉલ્ડ પિનાની નઝરઆગળથી આ લડાઇનો દેખાવ દુર થતો જતો હતો, કારણકે રશિયનો હઠ્યાજ જતા હતા, અને ટર્કિશો તેઓનીપુઠે દોડતા હતા. આ જોઈ લિયૉપૉલ્ડ પિના તે ટેકરીઉપરથી ખેતરોમાં ઉતરી, પાછો પોતાને મુખ્ય રસ્તે પડ્યો. આપણે આગળ જાણ્યુંછે, તેમ તેની મર્ઝી ટર્કિશ લશ્કરને જઇ મળવાની હતી: તેટલાઉપરથી તેણે તે મયેદાનને છેડે જઇ થોભવાનો વિચાર કર્યો, એવી મતલબથી કે લડાઇ પુરી કરીને ટર્કિશ લશ્કર જ્યારે પાછું ફરે, ત્યારે તેનીસાથે જોડાઈ જવું, અને પોતાની મુસાફેરી કરવાની જે નેમ હતી, તેબાબે ચોક્કસ જુસ્તોજુ કરવી.

જીતેલા ટર્કિશો આગળ વધતાજ ગયા; અને રશિયન ટુકડી તદન વિખરાઇ જવાથી પોતાની છાવણીતરફ નાઠી. ત્યાં પણ સર્વે પ્રકારની તૈયારીઓ ચાલી રહી હતી; અને લિયૉપૉલ્ડ પિના પણ તેઉપરથી તેતરફજ આગળ અને આગળ વધવા લાગ્યો. તોયેપણ ટર્કિશ લશ્કરથી થોડે છેટે રહીને, પેહેલી ઝપાઝપીવાળી જગ્યા તે પસાર કરી ગયો. ત્યાં આખી ઝમીન મુવેલા અને મરવા પડેલા સેપાહોથી સઘળી છવાઇ ગઇ હતી. ઝખ્મી થયે-લાઓ, કે જેઓને લડાઇના જનુનમાં અને ગડબડમાં ત્યાંજ પડતા નાખી જવામાં આવ્યા હતા, તેઓ રખેને તેના ઘોડાના પગોતળે કચડાઇ મરે, એવી દયાળુ લાગણીથી તેણે તે મયેદાનનો રસ્તો મુકવી, બીજો લાંગો રસ્તો લીધો. બીજી એક સગવડભરેલી જગ્યા, કે જ્યાં તે પાછો થોભ્યો હતો, ત્યાંથી રશિયન છાવણીમાંની અસંખ્ય બતીઓ અને બળતાંઓ તે

જોઇ શકતો હતો. વળી તેનાં જોવામાં આવ્યું, કે તે રોશનીઓ તેને દેખાતી વારંવાર બંધ થઈ જતી હતી, કારણકે સેપાહોનાં ટોળેટોળાં આગળ વધ્યા આવતા ટર્કિશોનીસામે થવાને છાવણીમાંથી બહાર પડતાં હતાં, અને બીજા પા કલાકથી પણ ઓછા વખ્તમાં પાછી એક મોટી લડાઇ ચાલી. બંધેતરફથી છોડવામાં આવતી તોપોના આવાઝોના ગગડાટો ભારે અને ચાલુ હતા; ઝપાઝપ ઉપરાસાપરી બંદુકો છુટતી; ખુનરેઝીનાં આ મયેદાનમાં ધુમાડાના ગોટે-ગોટા ઉડતા; અને બંદુકો તથા તોપોનાં ફુટવાનો ચળકાટ જાણે ઘેરાયલા વાદળાંમાંથી વિજળીના ચમકારા થતા હોય, એવો લાગતો હતો. કોઇવાર થોડા વખત બંદુકો તથા તોપો છુટતી બંધ પડતી; ધુમાડો વિખરાઇ જતો; અને આપણા મુસાફરની નઝરે માણુસ-જાતનાં ટોળાં આગળ વધતાં પડતાં. તેઓનાં હથિયારો ચાંદરણાંમાં, કે રશિયન છાવણીમાંના સળગાવેલા આતશોથી ચળકતાં હતાં. લશ્કરી વાજાંઓના સુંદર આવાઝો; લડનારાઓના ભારે પોકારો; ઝખમી થયેલાઓના અને મરતા સેપાહોની ચીચિયારીઓ, આ સર્વે સાથે ભેળાઇ જતું હતું, અને વળી સાથે પાછા બંદુકોના અને તોપોના ધડાકાઓ ઉઠ-તા. ખચિત આ સર્વે ઘણુંજ ભયંકાર લાગતું હતું !

તરતજ લિયૅપૉલ્ડને પોતાનીપાછળ તેજ રસ્તેથી પુષ્કળ ઘોડાઓનાં પગલાંનો સાદ સંભળાયો, વળી સાથે હથિયારોનો ખખડાટ પણ થાતો હતો, અને તેથી તેને સેહેલથી જાણ્યું, કે ટર્કિશ ઘોડેસવારોની એક મોટી ટુકડી તેનીતરફ દોડતી આવતી હતી. તરતજ પોતાના ઘોડાને એડ મારીને તે એક બાજુએ દોડાવી ગયો, અને મુખ્ય રસ્તાની બાજુએ આવેલાં ખેતરોતરફ ગયો. ત્યાંથી તેણે તે ઘોડેસવારોને પસાર થતા જોયા; અને તે દેખાવ ખરેખર ઘણો ભપકાદાર હતો. જાણે પોતાનીઉપર સવાર થયેલાઓ કશાં પણ વઝનના નહોય, એવીરીતે તેઓના ઘોડાઓ રસ્તાઉપરથી દોડયા જતા હતા; તેઓની ચાલો અને દુમો, તેમજ ઑટૉમન ઘોડેસવારોની "ફેઝ"નાં ઝાંબુરાં રંગનાં ફુમટાંઓ, જ્યારે તેઓ પુર ઝોરથી દોડયા જતા હતા, ત્યારે હવામાં ઉડતાં હતાં. પિનાએ તેઓતરફ પોતાની આંખો ટાંકેલી રાખી; તેઓ આસરે ૧,૦૦૦ ની સંખ્યામાં હતા. તેઓનાં ત્યાંથી પસાર થવા-પછી પિના પણ તેજ બાજુતરફ ચાલ્યો. તેણે તે સવારોને પણ રશિયન છાવણીતરફજ દોડયા જતા જોયા; તેઓ પછી થોડે છેટે એક મયેદાનમાં જઇ ગોઠવાયા, અને પછી તેઓથી થોડે દુર ઉભેલી એક મોટી પાયદલ ફોજઉપર હલ્લો કર્યો. તેઓનાં માથાંઉપરથી પુષ્કળ ધુમાડો પસાર થતો પિનાએ જોયો, અને તેથી થોડીક "મિનીટો"સુધી તેઓ તેની નઝરે પડયા નહીં, પણ પછી તરતજ તે ધુમાડામાંથી મોટાં બળતાં ઉડતાં દેખાયાં, અને એક ભયંકાર આગ તેનાં જોવામાં આવી. રશિયન છાવણીમાં આગ લાગવાથી તે સળગી ઉઠી હતી !

એક તંબુઉપરથી બીજા તંબુને આ આગે પોતાના સપાટામાં લઇ લીધા, અને જાણે આતશના સાંપો રમત કરતા હોય, એવો દેખાવ થઇ લાગો. વળી તેટલાંમાં એક ઝબર-દસ્ત ભડાકો થયો. રશિયનોનું એક આખું દારૂખાતું સળગી ઉઠયું હતું. આખી છાવણીમાં આગના સોળા ઉઠયા હતા; અને રશિયનો પોતે જે કરી ન શકયા, તે આ ખુદાઇ બનાવે કરી બતલાવ્યું, અને તે એજ, કે તેમ થવાથી રશિયનો અને ટર્કિશોવચ્ચે આતશનો એક પર્દો ઉભો થયો, અને તેનેલીધે ટર્કિશો તેઓઉપર વધુ હલ્લો લાવી શકયા નહીં, અને ત્યાંજ

અટકી રહ્યા! એકાએક પોતાનીતરફ એક ઘોડેસવારને ઝોરથી પોતાનો ઘોડો દોડાવતો આવતો લિયૅપૉલ્ડ પિનાએ જોયો; વળી તેનાં જોવામાં આવ્યું, કે કાણુ જાણે ઝખ્મી થવાથી કે આગ જોઇને ભડકવાથી તે જાનવર પુર મસ્તીમાં આવેલું હતું, અને તેના સવારના કાબુમાં તે નહતું. આ સવાર કોઇ ઉંચી પદ્વીનો રશિયન અમલદાર હતો, એટલું હજીતો આપણો આ મુસાફર જોયછે, તેટલાંતો તે ઘોડાએ ઠોકર ખાધી, અને તેનાં માથાંઉપરથી ઉછળાઇને ઉપરનો સવાર ઝમીનઉપર ઝોરથી પટકાયો.

તરતજ પોતાના ઘોડાઉપરથી કુદી પડીને લિયૅપૉલ્ડ પિનાએ તે રશિયનના ઘોડાની લગામ પકડી લીધી, અને તેટલીવારમાં તે રશિયન પોતે પણ ઝડપથી ઝમીનઉપરથી ઉઠી ઉભો થયો. પણ જેવો તેણે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફનો ચેહેરો જોયો, કે તરતજ તેનાં મ્હોંમાંથી અજાયબીના સુખનો નિકળ્યા. તેજ ઘડિએ વળી એક બીજો ઝબરો મોટો કડાકો રશિયન છાવણીમાંથી સંભળાયો, અને તે સાંભળતાંનેવાર તે ઘોડો એટલોતો ચોંક્યો, કે પિનાના હાથમાંથી ભારે આંચકાસમેત લગામ છટકાવીને તે એકદમ નાસી ગયો.

આ જોઇ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ હાય મારીને બોલી ઉઠ્યો, “ઓહ ખુદા! હવે મારૂં મોત ખચિત આવી લાગ્યુંછે!” કારણકે તેણે તરતજ જોયું હતું, કે ત્રણ કે ચાર ટર્કિશ ઘોડેસવારો તે જગ્યાએ મારતે ઘોડે આવતા હતા.

આ વેળાએ તરતજ લિયૅપૉલ્ડ પિનાને યાદ આવી ગયું, કે એજ રશિયન સેનાપતિને તે તેની ઝેંદગીનેમાટે આભારી હતો. તેને આ વેળા એટલું પણ ભાણ ન આવ્યું, કે ઓમર પાશાઆગળ પોતાની મતલબનેસર પયેગામ પહોંચાડવાની આપમતલબથીજ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે તેની ઝેંદગી બચાવી હતી. પણ આ વખતજ એટલોતો ગભરાટનો હતો, કે શાંતપણે વિચાર કરવાનો તે વખ્ત હતોજ નહીં; ફકત પોતાઉપર કરવામાં આવેલા ભારે આભારનોજ વિચાર આપણા મુસાફરનાં હૈયાંમાં આ વેળા હતો.

આપ્રમાણે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ અફસોસસાથે બોલી રહ્યો નહીં; હજીતો લિયૅપૉલ્ડ પિના તે ધસ્યા આવતા ટર્કિશ સેપાહોતરફ સ્હેજ નઝર ફેંકી રહ્યો નહીં, તેટલાંતો તેનાં મનની ભલી લાગણી ઉભરાઇ આવી; તેણે તે ટર્કિશ સેપાહોને તેઓઉપર ધસી આવતા દિઠા. આ જોઇ તે બોલી ઉઠ્યો, “નહીં, નામદાર સાહેબ, તમારૂં મોત આવ્યું નથી! આ મારા ઘોડાઉપર જલ્દી ચઢી બેસો, અને ત્યાંથી નાસો!”

આ ઉદાર દિલની માગણીનો લાભ તરતજ તે રશિયન પ્રિન્સે લીધો. હજીતો તે કુદીને ઝીનઉપર બેઠો નહીં; હજીતો તેણે તે મુસાફરના ઘોડાની લગામ હાથમાં પકડી નહીં, તેટલાંતો ટર્કિશ સેપાહો ત્યાં આવી ચઢયા.

તેઓમાંનો એક પોકારી ઉઠ્યો, “પાક પયેગામબરનાં નામથી કહુંછું, કે એતો ગૉર્ટસ્ચૅકૉફ પોતેજછે!” એમ બોલી તે અને તેની સાથવાળા બીજા બે ઘોડેસવારોએ પ્રિન્સનીપુઠ પોતાના ઘોડા દપટાવ્યા, અને ચોથો જે ત્યાં રહ્યો હતો, તેને પોતાના ઘોડાઉપરથી નિર્ચે કુદી પડી લિયૅપૉલ્ડને પકડ્યો, અને જનુનથી બોલ્યો. “તમો મારા બંદીવાનછો!”

લિયૅપૉલ્ડ—“અને હું કાંઇ સામે થનો પણ નથી.”

રશિયન વડા સેનાપતિને છટકી જવામાં મદદ કીધેલી જોઇ, તે મુસલમાન કુદર્તી-રીતે એમજ સમજ્યો, કે લિયૅપૉલ્ડ પિના તે પ્રિન્સની નૌકરીમાં હશે, કિંવા એક વાલાશિયન હશે, કેમકે ઘણા વાલાશિયનોને રશિયનોનીતરફેણમાં થવાની ફર્જ પાડવામાં આવી હતી, અને કેટલાકોને તો પોતાના સ્વાર્થનેલીધે પણ તેમ કરવું પડતું હતું.

તેણે પિનાને પુછ્યું, "અને હવે મેહરબાની કરી જણાવશો, કે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફના હાથતળે તમે શું હોદ્દો ધરાવોછો? મને લાગેછે, કે તમે તેના 'સેક્રેટરી' હશો, કે કોઈ બીજા મુલ્કી અમલદાર હશો." એમ તેને ધારવાનું કારણ એ હતું, કે લિયૅપૉલ્ડનાં શરીરઉપર કોઇ પણ જાતનું હથિયાર નહતું.

સાવચેતીકરતાં વધારે ભોળાપણાંથી લિયૅપૉલ્ડ જવાબ આપ્યો, "હું કોઇ પણ રીતે રશિયન પ્રિન્સની નોકરીમાં નથી, તેમજ મને રશિયનોની તરફેણ કરવામાં કશો પણ લાભ નથી."

**ટર્કિશ સેપાહ**—"ઇનશાલ્લા! આએબી ઘણો ગ્મુજી એકરાર! છતાં તમોએ અમારા દુશ્મનના વડાનેજ નસાડવામાં મદદ કરીછે!"

એમ બોલી અતિ ગુસ્સાસમેત તે મુસલમાને પોતાની તલવાર મિયાનમાંથી ખેંચી કાહાડી, અને લિયૅપૉલ્ડને કાપી નાખવાનો કસ્દ કીધો, પણ હજીતો પિનાનાં મ્હોંમાંથી "સબુર" કરીને શબ્દ નિકળ્યો નહીં, તેનીઆગમચ તે ઉદાર દેલના ટર્કિશ સેપાહે પોતાનો હાથ ખાંચ્યો, અને "નહીં, નહીં, એ હથિયારવગરનો શખ્સછે!" એમ બોલી તેણે તરતજ પોતાની તલવાર પાછી નિચ્ચે કીધી, કારણકે બંચાવવગરના એક શખ્સને મારવો, એ એક બહાદુર ટર્કિશ લડવૈયાને નામુનાસેબ હતું.

**લિયૅપૉલ્ડ**—"મેં જે કીધુંછે, તે વગરવિચારે ફક્ત તકનો લાભ લેવા કીધુંછે, અને મારી લાગણીનેલીધે કીધુંછે, કે જેમાટે હું શર્માતો નથી."

**ટર્કિશ સેપાહ**—"અલબત, તમો મારા બંદીવાનછો, અને મને તમોને પાશાહજુર લઇ જવા જોઇશે."

**લિયૅપૉલ્ડ**—(આતુરતાથી) "કયા પાશાપાસે?"

**ટર્કિશ સેપાહ**—"વળી ઓમર પાશાસેવાય બીજા કયા પાશાપાસે? અમારા વડા સેનાધિપતિપાસે, કે જેનેમાટે અમો મોતના છેડાસુધી લડવાના?"

**લિયૅપૉલ્ડ**—(વધારે આતુરતાથી) "અને હમણાં તેવણ પોતે જાતે સરદારીમાંછે?"

**ટર્કિશ સેપાહ**—"માશાલ્લા! બચિત તેવણજછે. પણ મારા દોસ્ત, ખરૂં કહુંછું, કે હવે તમારૂં મોત આવી લાગ્યુંછે. મને લાગેછે, કે તમોને લડાઇની રીતભાતે કશી ખબર નથી, કે જો કોઇ લડાઇમાં દુશ્મનને મદદ કરે, તો તેને મોતની સઝા કર્યામાં આવેછે. તેનાતરફ જરા પણ રહમ દેખાડવામાં આવતી નથી. અને તેમ દેખાડવી જોઇએ પણ નહીં, અગર જોકે મારી ભલી તલવારે તમોને બચાવ્યાછે, તોયે પણ તમોને રાજતરફ બીનવફાઇને-માટે તો મોતની સઝા થશેજ."

લિયૉપૉલ્ડ—"રાજતરફ બેવફાઈ? તમો શું કહેવા માંગોછો? પણ કંઈ ફીકર નહીં! મને તમારા પાશાપાસ લઇ જાઓ."

ટર્કિશ સેપાહ—(ગુસ્સે થઇને) "કંઇ ફીકર નહીં! શું તમે કાંઇ બારપંદર જીંદગી ધરાવોછો, કે આવું બોલોછો? રાજતરફ બેવફાઇ? ખરેખરજ, શું એક વાલાશિયન, કે જે જન્મથીજ સુલતાનની રૈયત ગણાયછે, તે તે નામદારના દુશ્મનને મદદ કરે, તો રાજ-સામે બેવફાઇભિર્યો કરતો નથી? અને વળી તેબી કેવો દુશ્મન! રશિયન લશ્કરનો સેનાપતિ પોતેજ! ચાલો, એકદમ મારીસાથે ચાલો."

લિયૉપૉલ્ડ—(અધીરાઇથી) "અને તમો મને તમારા વડા સેનાધિપતિ ઓમર પાશાઆગળ લઈ જશોની?"

ટર્કિશ સેપાહ—"તમો તે નામદારનીહજુરમાં હવે જલ્દીજ જશો." અને પછી એક હાથે લિયૉપૉલ્ડને ધરી પકડ્યો, બીજે હાથે પોતાના ઘોડાની લગામ ઝાલી, અને પછી બળતી છાવણીથી થોડેક દુર જ્યાં ઑટૉમન લશ્કરનાં ટોળેટોળાં ઉભાં હતાં, ત્યાં તેને લઇ ચાલ્યો.

આ મુસલમાન-સેપાહ પોતાનાં બંદીવાનસાથે આટલીબી ટપાટપી કરવાનું પોતાના દરજાથી ઉતરતું ગણતે, પણ બનાવ એમ બન્યો હતો, કે આ બહાદુર સેપાહે બીજા ઘોડે-સવારોસાથે રશિયનોઉપર હલ્લો કરવામાં ભારે મેહેનતનો ભાગ ઉલટથી લીધો હતો, કે જે લિયૉપૉલ્ડ પિનાએ પણ જોયો હતો, અને તેથી તે તદન થાકી ગયો હતો, અને હવે જોકે ઑટૉમનોની જીત થઇ હતી, તેથી થોડીક "મિનીટો" દમ ખાવામાટે તે ત્યાંજ ઉભો રહી વાતો ચલાવે. તો તેમાં તે કશું ખોટું કરતો નહતો. જ્યારે તેઓ બન્ને જણા એકઠાં મળેલાં ટર્કિશ લશ્કરપાસે આવી લાગ્યા, ત્યારે ત્યાંથી દુશ્મનોની બળતી છાવણીનો દેખાવ ઘણો ભયંકર તોયે ભપકાદાર દેખાતો હતો. જ્યાં પણ નઝર દોડે, ત્યાં દુરસુધી આતશનાં ભડકાં ઉઠેલાં હતાં; અને તેથી ફતેહમંદ ઑટૉમનોથી આતશની આ દીવારનેલીધે આગળ વધી શકાતું નહતું.

તેઓ સેપાહોનાં એક ટોળાંઆગળ આવી પહોંચ્યા, કે જ્યાં પાસેજ એક અમલદાર એક તોપને અઢેળીને ઉભેલો હતો. તે મુસ્લીમ, કે જે લિયૉપૉલ્ડને બંદીવાન કરીને લાવ્યો હતો, તેણે જે બનાવ બન્યો હતો, તે ટુંકમાં પણ સાચેસાચો કહી સંભળાવ્યો. આપણો મુસાફર ટર્કિશ ભાષા જાણતો હતો, માટે આપણે જે હકીકત જણાવીછે, તે વેળા તેણે ઉપલા સેપાહસાથે તેજ ભાષામાં વાત કરવામાં અડચણ પડી નહતી, અને વળી હમણા તેજ સેપાહ અને તેના અમલદારવચ્ચે જે વાતો ચાલતી હતી; તે પણ તે સારીપેઠે સમજી શકતો હતો.

તેણે તે અમલદારને કહ્યું, "હું તમોને અર્ઝ કરૂંછું, કે મને તમારા પાશાનીહઝુરમાં લઈ જાઓ, કારણકે મારે તેવણને કાંઇ ઘણી ખાનગી અને અગત્યની ખબર જણાવવીછે."

આ સાંભળી તે અમલદાર શકની નઝરે લિયૉપૉલ્ડતરફ જોઈને બોલ્યો, "હશે, તમારી ખબર ઘણી ખાનગી અને અગત્યની હશે, પણ જે શખ્સે પ્રિન્સ ગૉર્ટસ્કૉફને નસાડ-વામાં મદદ કીધીછે, તે રશિયનોતરફ ઘણીજ સારી લાગણી ધરાવતો હોવો જોઇએ, અને

બીજે દિને બપોરને વખ્તે **ઓમર પાશા** પોતાનાં વડાં મથકમાં પોતાના ઓરડામાં બેઠેલો હતો, (જુઓ ચિત્ર ૮ મું) તેનીહજુરમાં તેના કેટલાક **એડી-કાંગો** ઉભેલા હતા; તે કાંઈ થોડુંઘણું કાચુંપાકું ખાઈ મ્હોં સમારતો હતો, અને સાથેસાથે પોતાની ચિબુક ચઢાવતો હતો. થોડીજ "મિનીટો" અગાઉ તેણે **લિયૉપૉલ્ડને** પોતાનીહજુરમાં લાવવાનો હુકમ કીધો હતો, જેનીરૂએ થોડાક સેપાહીના ચોકીપહેરાતળે તેને **પાશાનીહજુરમાં** ત્યાં લાવ્યામાં આવ્યો. તેને જે સ્થિતિમાં પકડવામાં આવ્યો હતો, તેતરફ જોતાં સર્વેનાં મનમાં એવો વિચાર બેસી ગયો હતો, કે એ તો ખરેખરો એક **રશિયન** જાસુસજ હતો, કે કોઈ બીજીરીતે તેઓનો આડતિયો હતો, અથવા કદાચ તે દગાથી ખુન કરવાનો વિચાર ધરાવતો હતો. આમાંહેલા કોઈ પણ કારણનેલીધે જ્યારે તેને **પાશાનીહજુરમાં** લાવ્યામાં આવ્યો, ત્યારે તેના હાથો પીઠપાછળ બાંધવામાં આવ્યા હતા. તેને પકડવાપછી જ્યારે તેના ઝાડા લેવામાં આવ્યા, ત્યારે તેનીપાસેથી **પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે** સ્વાધિન કીધેલું કાગળ પણ મળી આવ્યું હતું. પણ તેઉપરની વિચિત્ર મ્હેહોરનેલીધે તેનીતરફનો શક વધારે મઝબુત થયો. તેઓ એવું ધારવા લાગ્યા, કે **ટર્કિશ સેનાપતિનીપાસે** આવવાની મતલબથી અને તેમ કરીને પોતાની ખુની મુરાદમાં પાર પડવાના વિચારથી તેણે પોતેજ આ કાગળનું ઓઠું ઉભું કીધું હતું.

આ વેળા **લિયૉપૉલ્ડની** વર્ત્તણુક જ્યારે તે **રશિયનોને** હાથ પકડાયો હતો, તે વેળા જેવી શાંત અને ગંભીર હતી, તેવીહમણાં નહતી; પણ આ વેળા તેનાં દેલમાં એક જાતનો જુસ્સો, ઉલટ, અને સાથે વળી બ્હીક ઉત્પન્ન થયાં હતાં. જે ઘડિએ તે **પાશાનીહજુરમાં** દાખેલ થયો, કે તેનાં મ્હોંડાંઉપરનો રંગ વારંવાર બદલાવા લાગ્યો; થોડીક પળસુધી તેણે તે નામચિન સરદારગમ અત્યાતુર અજાયબીથી ટીકીને જોયા કીધું: અને પછી વધારેવાર પોતાની લાગણી થોભાવી ન શકવાથી, તેણે પોતાની છાતીઉપર માથું નાખ્યું. અને તેની આંખોમાંથી આંસુઓની ધારા વેહેવા લાગી.

હવે તેના ચોકીદારોના અમલદારે. **પાશાતરફ** અતિ આદરમાનથી નમન કરીને કહ્યું, "નામદાર સાહેબ, અગર હુકમ ફરમાવો, તો જણાઉં, કે આ કાગળ જ્યારે આ શખ્સને પકડવામાં આવ્યો, ત્યારે એનાં શરીરઉપરથી મળી આવ્યોછે."

તરતજ **લિયૉપૉલ્ડ** ધ્રુજતા પણ ઉસ્કેરાયલા સાદે બોલી ઉઠયો, "આ કાગળમાં શું લખેલુંછે, તેબાબે મને કશી ખબર નથી, પણ હું તમો નામદારને કાકલુદીથી અર્ઝ કરૂંછું. કે મારૂં કેહેવું એકાંતમાં સાંભળવું, કારણકે મને કાંઈ અગત્યનું આપ સાહેબને જણાવવુંછે."

**ઓમર પાશાએ** પોતાની કાળી, તીક્ષ્ણ આંખોથી તે બંધવાગસ ટીકીટીકીને જોયું, અને તેથી જાણે તેની પુર ખાતેરી થઈ હોય, કે આમુજબે ખાનગી મુલાકાત લેવામાં આ પ્રમાણિક, ખુબસુરત, અને સાફ દેલનાં જવાનની કશી પાપી ધારણા નથી, તેઉપરથી તેણે ચોકીદારોને હુકમ કર્યો, "એના હાથ છોડી નાખો, અને ત્યાંથી બહાર જાઓ."

બોલતાંને વાર તે હુકમ બજા લાવવામાં આવ્યો; **લિયૉપૉલ્ડના** હાથઉપરથી દોરડું છોડી નાખવામાં આવ્યું; અને **ટર્કિશ** સેપાહો ત્યાંથી બહાર ગયા; પણ **પાશાના** એડી-કાંગો તો સાંજ ઉભા રહ્યા.

**ઓમર પાશા**—"મારા અમલદારોનીરૂબરૂમાં તમારે જે કેહેવું હોય, તે કેહો. બ્હીશો ના, પણ ઉતાવળ કરો."

આઉપરથી હેમત પકડીને **લિયૉપૉલ્ડ** તે વડા સેનાધિપતિના પગોઆગળ ઘુંટણિયે પડ્યો, અને કાંઇ ન્હાની વસ્તુ પોતાનીપાસેથી કાહાડીને લાગણીવાળે સાદે કહ્યું, (જુઓ ચિત્ર ૯ મું) "મોટા સરદાર, આપ નામવર આ પિછાણી શકોછો ?"

**ઓમરે** તે વસ્તુ ભોંયઉપર ઘુંટણ મરડિયે પડેલા **લિયૉપૉલ્ડના** હાથમાંથી પોતાના હાથમાં લીધી; તે એક સેક્કો હતો: જરાસરખી નઝર તેઉપર ફેંકતાંજ તરત તેણે તે ઓળખ્યો, અને પછી ઘણા મનોવિકારથી તે જ્વાનગમ જોઇને અધીરાઇથી પુછ્યું, "પણ તમે પોતે કોણછો ?"

**લિયૉપૉલ્ડ**—"મારૂં નામ **લિયૉપૉલ્ડ પિના** નહીં, પણ **થીયોડોર લાટૉસ** છે !"

"મારો ભત્રીજો—મારો વાહાલો ભત્રીજો !" એમ બોલી તે તરત પોતાની જગ્યાએથી ઉઠી તેનીપાસે દોડી આવ્યો, અને પોતાના ભત્રીજાને પોતાની બઘલમાં ચાંપી, કોટી કીધી !



## પ્રકરણ ૧૯ મું.

### કાકો અને ભત્રીજો.

આગળાં પ્રકરણમાં વર્ણવેલો દેખાવ ઘણોજ અસરકારક હતો. તેત્રીસ વર્ષોની લાંબી મુદ્દતસુધી આ વાર્તાના નાયકને બીલકુલ ખબર ન પડી હતી, કે ક્રોશિયાના ઝાલ્મી બાને તેઓનાં સુખી ઘરમાંથી હાંકી કાહાડેલાં તેના વાહાલાં ખેશીઓ ક્યાં હતાં, અને તેઓનુ શું થયું હતું; અને હવે એક ઘડીનીવચમાં, જ્યારે તેને જરા પણ આશા નહતી, તેજ વખ્તે આ વડા સેનાધિપતિને લાંબી મુદ્દતનાં ગુમાયલાંઓમાનો એક જડી આવ્યો હતો. તે મોટો લડવૈયો, કે જે લડાઇનાં મયેદાનમાં હેમતથી અને બહાદુરીથી લડેલો, તેજ આ વખ્તે પોતાના ભત્રીજાને ભેટતાં આંખોમાંથી આંસુઓ ખેરવવા લાગ્યો; અને તે દેખાવ જોઈ તેના રેસાલાના અમલદારોને પણ ઘણું લાગી આવ્યું. જોકે તેઓને ત્યાંથી જતા રેહેવાને કેહેવામાં ન આવ્યું હતું, છતાં વિવેક અને શાણપણથી તેઓ તે ઓરડો છોડી ગયા; અને હવે તે ભત્રીજો પોતાના નામચિન કાકાસાથે એકલો રહી ગયો.

ઓમર પાશાએ તેને ઉતાવળે કેટલાક સવાલો પુછયા, અને તેમાં તેને ખુશહાલીભરી ખબર મળી, કે તેનો ભાઈ અને ભોંજાઇ હજી જીવતાં હતાં, અને તેઓ હાલમાં બુખારેસ્ટખાતે વસતાં હતાં, કે જ્યાંથી ઠીયોડોર મુસાફેરી કરતો આવ્યો હતો. ફરીથીનેફરીથી તે સરદારે પોતાના ભત્રીજાને ખબ્રલગીરી કીધી, કે જેને તેત્રીસ વર્ષોઅગાઉ ક્રોશિયાના પ્લાસિકનાં ગામડાના વઝીફામાં પાળણામાં પોઢેલું એક બાળક જોયો હતો. તેત્રીસ વર્ષો! તે વહી ગયેલા વખ્તનો પાછો વિચાર કરતાં જણાયું, કે કેટલો બધો વખ્ત વિતી ગયો હતો! અને તે વખતનાઅરસામાં ઓમર પાશાઉપર શુંશું વિત્યું હતું! આપ્રમાણે જ્યારે વિચાર કરતો હતો, ત્યારે તેજ ઘડિએ ઠીયોડોર લાટૉસનાં મનમાંથી પણ તેવાજ વિચારો પસાર થતા હતા. તે પોતાના કાકાબાબે માન અને અચરતીથી વિચાર કરતો હતો, કે જે કાકાએ આખી દુનિયાંને પોતાની કીર્ત્તિથી છક કરી નાખી હતી. તે જવાન શખ્સને આ સઘળો ખરો બનાવ એક સ્વપનાજેવો લાગતો હતો—એક નહીં બનવાજોગ બીના તે જોતો હતો, અને તે એજ કે તે પોતે ગરીબ અને નહીં જણાયલોછતાં ૧,૦૦,૦૦૦ થી વધુ સેપાહીઓઉપર સરદારી ભોગવતા આવા એક નામિચા વડા સેનાધિપતિનો ભત્રીજો થતો હતો! શાહઝાદાજેવો ઉંચો ખેતાબ ધરાવતો ઓમર પાશા—તેણે બજાવેલાં મહા પરાક્રમો—રશિયાના જંગ્લી લશ્કરસાંમે પોતે પોતાનાતરીકે કરી લીધેલાં દેશનો બંચાવ કરવામાટે તેને સોંપવામાં આવેલું અતિ જોખમનું કામ—અને તમામ દુનિયાની તેનીતરફ ખેંચાઇ રેહેલી આંખો અને ધ્યાન—આ સર્વેનો જ્યારે તે વિચાર કરતો, ત્યારે ઠીયોડેર લાટૉસને વમાસણ થતી, કે તે ત્યાં ખરેખર ઓમર પાશાના ભત્રીજાતરીકે બેઠેલો હતો, કે તેમાં કાંઇ ભુલ હતી!

સરદારે પોતાના ખેશીસાથે ઘણી માયાથી વાતો ચલાવી; તે પોતાના ભાઈ તથા ભોંજાઇવિષેની ખબરો જાણવાને ઘણો આર્ઝુમંદ હતો. આ વાત ટુંકમાંજ કેહેવામાં આવી. વાંચનાર જાણેછે, તે પ્રમાણે જૉસફ લાટૉસને, તેના કાકા ગ્રીક પાદરીને. તેની ભોંજાઇને

તથા તેઓનાં ન્હાનાં બાળકને ઓમરે કાર્લસ્ટાડટથી નાસી જવાપછી તેઓની લીધેલી મુલાકાતપછી, (કે જે વેળાએ તે પોતે પણ ઠીયોડોર લાટૉસનું નામ ધરાવતો હતો), તેઓનાં સુખી ઘરમાંથી હાંકી મેળવામાં આવ્યાં હતાં. તેઓને ખબર હતી, કે હવે તેઓને ઑસ્ટ્રિયન હકુમતતળેની કોઇ પણ જગ્યાએ વસ્વા દીધામાં આવશે નહીં; "પોલિસ"ની ચોકસીતળે તેઓને રેહેવું પડશે; અને તેઓઉપર જે સતાવણી અને જુલ્મ પાડવામાં આવશે, તેથી તેઓની ઝેંદગી ઘણી કંગાળ અને અકારી થશે. આ સર્વે કારણોનેલીધે તેઓ વાલાશિયાખાતે ગયાં, અને ત્યાંથી પછી બુશારેસ્ટ જઇને ઠરીઠામ પડયાં. ત્યાં પોતાનેમાટે અને પોતાનાં બેશીઓનેમાટે ભલા ગ્રીક પાદરીએ એક ન્હાની નિશાળ ઉઘાડી, જૉસેફ લાટૉસ, કે જેણે થોડીઘણી કેળવણી લીધેલી હતી, અને જે પોતાના ભાઇ ઓમરનાજેટલો ઉંચી કેળવણી લીધેલો નહતો, તે પોતાના બુજુર્ગ કાકાને નિશાળ ચલાવવાનાં કામમાં મદદ કરવા લાગ્યો, અને આપ્રમાણે થોડાં વર્ષોસુધી ચાલ્યાપછી બુઢો કાકો મરી ગયો, ત્યાંસુધી ધિકપાપે કામ ચાલ્યું. વખ્તના વેહેવાસાથે જૉસેફ લાટૉસ પોતાનું, બાયડી અને વાહાલા બેટાનું ગરીબ પણ સુખી સંસારે ઘર ચલાવી શકે, એટલું તેના આ ધંધામાંથી કુટી કાહાડવા લાગ્યો. પોતાના મોટા થતા જતા બેટાને પોતાના જે વાહાલા ભાઇનાં નામઉપરથી નામ આપવામાં આવ્યું હતું, તેનું શું થયું હશે, તેબાબે તેઓ વારંવાર અંદીશો કરતાં હતાં. આખરે તેઓએ એવો માઠો વિચાર કર્યો, કે તે બીચારો દુનિયામાં વધુ વાર હયાત નહશે, નહીં-તો તેઓ તેનેવિષે કાંઇ પણ ખબર સાંભળતે. આપ્રમાણે ઓમર પાશાને તો તેનાં બેશીઓ ઘણાં વર્ષોનો મરી ગયેલો ધારતાં હતાં.

જોકે બેત્રણ વખ્તે ઓમર પાશા બુશારેસ્ટખાતે મોટા હોદ્દાઓઉપર આવ્યો હતો, કે જેબાબે અમારાં વાંચનારાંઓ અત્યારઆગમચનાં જાણીતાં થયેલાંછે. એક વેળા ગરીબ શિક્ષક, જૉસેફ લાટૉસ, સખ્ત બીમાર પડેલો હતો, અને તેથી તેને સુલતાનના શાહનશાહી કમિશનરને જોવાની તક મળી નહીં. બીજી વેળાએ જ્યારે ઓમરે બુશારેસ્ટની મુલાકાતો લીધી, ત્યારે જૉસેફ લાટૉસ પોતાની નિશાળનાં કામમાં એવોતો રોકાયલો હતો, કે જેમ બીજાં લોકો આ મોટા શખ્સને જોવા તથા માન આપવા બહાર પડયાં હતાં, ત્યારે તેને પણ તેમ કરવાને બન્યું નહીં. તેને સ્વપ્ને પણ ખબર નહતી, કે જે મોટો પાશા આજે માનપાન ભોગવેછે, તે તો તેનો સગો ભાઇછે, અને ઉપલાં કારણોનેલીધે જ્યારે બંધે ભાઇઓ એકજ શેહેરમાં સાથે રેહેતા, ત્યારે તેઓ બંધે એકબીજાની હયાતીથી અજાણ્યા હતા!

લાટૉસનાં કુટુંબે અલબતાં ઓમરવિષે, તથા તેનાં ભારી પરાક્રમોવિષે ઘણુંવણું સાંભળ્યું હતું, અને જે કોઇ માન પામેલું કે બહાદુરીભરેલું હોય, તેતરફ કુદરતી પ્રેમથી, તેઓએ આ શખ્સની કીર્તિને પણ માનસાથે વખાણી હતી. તેઓ ઓમરની મહોરદારનાં કમકમાટભર્યાં મોતવિષે જાણી બહુ દુઃખી થયાં હતાં, અને વળી એવી પણ ખબર તેઓએ સાંભળી હતી, કે તે ખુની કોઇજ નહીં, પણ ક્રોશિયાના મરનાર બાનનો બેટો હતો, પણ તેઓને થોડીજ ખબર હતી, કે કલાહુસખાતે થયેલાં પોતાનાં બાપનું વેર લેવામાટે, તેણે તેઓનાજ એક બહુ અતલગના અને ઘણા પ્યારા બેશીની વાહાલી બાયડીને ઝબ્હ કીધી હતી.

જેમ વખ્ત જતો ગયો, તેમ ઠીયોડોર લાટૉસ પોતાના પિતાને તેના નિશાળ ચલાવવાનાં કામમાં સારીરીતે મદદ કરવા લાગ્યો, અને આરીતે આ ન્હાનું કુટુંબ ગરીબ ઉદ્યો-

ગથી પણ પોતાની જાતી પ્રમાણિક મેહેનતથી પેટ પુરતું કમાવા લાગ્યું. આખરે ટર્કી અને રશિયાવચ્ચે લડાઇ જાગી, અને જોકે **ઓમર પાશા**, તેઆગમચ જાણીતો તો થયેલોજ હતો, છતાં આ વખ્તે ડૅન્યુબ નદીતરફ રશિયનોનીસાંમે બચાવ કરવાનાં અતિ અગત્યનાં કામમાંટે જ્યારે તેની નેમણુક ઝાહેર થઈ, ત્યારે તેનું નામ એટલુંતો જગઆસ્કાર થઇ ગયું, કે દરેકને મ્હોંડે તે ચઢી ગયું. યુરોપનાં તમામ વર્ત્તમાનપત્રોમાં તેનાં નામની ઝાહેરાતી થઈ; અને તે કારણનેમાંટે સુલતાનનાં લશ્કરના આ વડા સેનાધિપતિની અસલ તવારીખ જેમ બને તેમ ખોળી કાહાડીને પોતાનાં વાંચનારાંઓસાંમે ધરવાને ઘણી ઉલટ ફેલાઇ. આઉપરથી **ઓમર પાશા**વિષે જોઇતી ખબરો મેળવવામાંટે દરેક પ્રજાના આગેવાન પત્રવાળાઓએ પોતાના પ્રતિનિધિઓને રવાના કર્યા. તે સર્વેમાં એક ફ્રેંચ પત્રવાળો વધારે નસીબવંત નિવડયો, અને તેણે પોતાનાં પત્રમાં સર્વેથી પેહેલાં ઝાહેર કર્યું, કે આ જાણીતો સરદાર જન્મે એક ક્રોટ હતો, અને તેનું અસલ કુટુંબી નામ "લાટાસ" અથવા "લાટૅાસ" હતું.

પોતાનો અહવાલ પોતાના કાકાઆગળ જણાવતાં હ્રીયોડોર વધુ બોલ્યો, કે "ગઈ પરમ દિનની સાંજે દરરોઝનું કામ ખલાસ કરીને મારા બાવા એક કાફીખાનાંમાં ગયા, કે ત્યાં જઇને પરદેશનાં વર્ત્તમાનપત્રો તેવણ વાંચે. ફ્રેંચ આગેવાન પત્ર 'જુરના ડે ડેબા' લઇને વાંચવા જતાં, મારા વાહાલા કાકાજી, તેવણે '**ઓમર પાશા**,' એવું મથાળું વાંચ્યું, અને તેનેલગતી બાબત વાંચવાની શરૂ કીધી. તે વાંચતાંજ તેવણની અજાયબી, યા ખુદા, તેવણની ખુશહાલીનો પાર રહ્યો નહીં; અને જ્યારે તેવણે 'લાટાસ' અથવા 'લાટૅાસ' નામ, અને **ઓમર પાશા** જન્મે એક ક્રોટ હતા, એમ વાંચ્યું, ત્યારેતો તેવણને નવી ઉમેદો પૈદા થઈ! જાણે દારૂની નેશામાં હોય, તેવા ખુશીનેમારે ઘેલાગાંડાજેવા તેવણ ઘરે આવ્યા, અને પોતે વાંચેલી અતિ ખુશ ખબર મને તથા મારાં માતાજીને જણાવી. તોયે અમારી આ ઉમેદ પાર પડશે, એવી અમોને ખાતેરી નહતી, અને જાણે એક ન બનેએવા બનાવનો ખાબ જોતાં હોઇએ, એમ અમોને લાગ્યું. તોયે આ ટર્કિશ સેનાપતિને શોધી કાહાડવામાંટે મારે જવું એવો નક્કી એરાદો અમો લોકોએ કર્યો, અને જ્યારે હું બાળક હતો, તે વખ્તે જે સેક્કો આપવામાં આવ્યો હતો, અને જે ઘણી માયા અને માવજતથી સાચવી રાખવામાં આવ્યો હતો, તે તેવણ પારખેછે, કે નહીં તે તપાસી જોવું, એવું નક્કી કર્યામાં આવ્યું. આ સેક્કાઉપર રગ્લાસિકખાતેનાં મારા બાવાજીનાં ઘરમાં તમે પોતે હાથે એંધાણી કીધી હતી. મેં એક ઘોડો મેળવ્યો, અને ગઇ કાલે સવારના સકારેથી બુશારેસ્ટથી નિકળ્યો."

ત્યારપછી આગળી રાત્રે જે બનાવો તેનીઉપર બન્યા હતા, તે સર્વે હ્રીયોડોર લાટૅાસે પોતાના કાકાને અવલથી આખેરસુધી કહી સંભળાવ્યા; અને તેમ કરતાં પ્રિન્સ ગૉર્ટસ્ચેકૉફે જે કાગળ તેને આપ્યું હતું. અને જે ખોલવાવગર હજી "ટેબ્લ"ઉપર પડેલું હતું, તે તેઓને પાછું યાદ આવ્યું.

**ઓમર પાશા**—(હસીને) "અને, મારા વાહાલા હ્રીયોડોર, તમોને પોતાની છાવણીમાંથી ગોળનેગોળ, ત્યાંથીત્યાં, ફરીફરીથી લઇ જવામાં તે રશિયન સેનાપતિ એમ સમજ્યો, કે જ્યારે તમો હાં આવશો, ત્યારે મને તેનાં ખોટાં ગંજાવર લશ્કરબાબે ખબર કરશો,

એમજ કેની? તેની નીચ ઠગાઈ! કદાચ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે ધાર્યું હશે, કે તમે કાંઇ ઘણા દાનાવ નહીં હશો, ને તે જે કંગાળ યુક્તિ તમારીસાથે કરતો હતો, તે તમો પારખી શકશો નહીં! પણ જોકે આ રશિયનો જેવા જોઇએ તેવા બહાદુરછે, એમાં તો કશો શક નથી, છતાં ગરજની વેળા હલકામાંહલકા દાવપેચ રમવાને તે લોકો કદી શર્માતા નથી. પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે એમ વિચાર્યું, કે તમે જ્યારે આવીને તેણે ઠગાઇથી દેખાડેલાં લશ્કરબાબે અમારીઆગળ વાત કરશો, ત્યારે તે સાંભળીને અમારાં લશ્કરનાં ‘પોતયાં લેવાશે’! પણ નહીં, ડીયોડોર, તેમ કદી બનવાનું નથી. ઑલ્તેનિત્ઝાખાતે અમારાકરતાં ઘણી મોટી સંખ્યાનાં લશ્કરને અમારા મૂઠીભર પણ બહાદુર ઑટોમને કેવા મારી હઠાવ્યા, તે તો તમે સાંભળ્યું હશે; અને વળી ગઇ રાત્રે મારા ફક્ત ૧૨,૦૦૦ સેપાહોએ તેથી ઘણાં વધારે ગૉર્ટસ્ચૅકૉફનાં લશ્કરને કેવું નસાડ્યું, તે તો તમે પોતેજ જોયું હતું.”

ડીયોડોર—“અને મારા વાહાલા કાકાજી, અને તેજ વખ્તે મેં કેવું ચાહ્યું, કે તમારા વાવટાતળે મને પણ એક હોદ્દો મળે, તો કેવું સારૂં. અમારી લાગણી અવલથીજ ટર્કિશોતરફછે, અને હવે અમે જાણ્યુંછે, કે ઑટોમન સેનાધિપતિ તો ખુદ અમારા પોતાના નઝદીકના ખેશીછે, તેથી જોકે અમો ઘણાં ખુશી અને મગરૂર છૈયે, છતાં અમારી લાગણીમાં તેથીજ કાંઇ વધારો થતો નથી.”

આ સાંભળી ઓમર ઘણો ખુશી થયો, અને પોતાના ભત્રીજાને પુછ્યું, “અને ત્યારે તમો સુલતાનની નોકરીમાં જોડાવાને ખુશીછોની, ડીયોડોર?”

ડીયોડોર—(ઘણી ઉલટથી) “હા, અલબત! જ્યારે તેમ થશે, ત્યારે તે દહાડો મારી ઝેંદગીનો સર્વેથી સુખી—નહીં, સર્વેથી સુખી નહીં. સર્વેથી સુખી દહાડો, તો આજનો ગણાશે, પણ તેનેથી બીજો સુખી દહાડો હું તે ધારીશ, કે જે દહાડે મને તમોજેવા નામવરના હાથતળે નોકરી કરવાની પર્વાનગી મળશે!”

ઓમર પાશા—“તેમજ થશે, ડીયોડોર, ખચિત તેમજ થશે.”

ડીયોડોર—“અને ગઇ રાત્રે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફને નાસી જવામાં મેં મદદ કીધી, તેમાટે તમો મારીઉપર ગુસ્સે તો નથી થયા?”

ઓમર પાશા—“ભળી અને નમકહલાલ નિષ્ટાથી જે કામ કરવામાં આવે, તેનેમાટે હું કદીપણ ગુસ્સે થાઉં નહીં, તે મારા ભત્રીજા, તમારે યાદ રાખવું. વળી જે સારી ઘડિએ મને મારો એક વાહાલો ખેશી આવી મળ્યોછે, અને વળી જે સારી ઘડિએ મેં મારાં બીજાં ખેશીઓના સારા સમાચાર સાંભળ્યાછે, તેજ ઘડિએ હું ગુસ્સે થાઉં નહીં. પણ આપણે ફરીથી પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફનો આ પયેગામ તો ભુલીજ ગયા.”

એમ બોલી તે ટર્કિશ સરદારે “ટેબલ”ઉપરથી તે રશિયને મોકલેલો પયેગામ લીધો, કે જે ત્યાં જે ચોકીબાન ડીયોડોર લાર્ટોસને ત્યાં લાવ્યો હતો, તેણે મુક્યો હતો, તેણે તેઉપરની મહોર તપાસી, અને રશિયન જનરલની પોતાની ખાનગી મહોરનેબદલે ફક્ત એક સેક્કાથી તે કીધેલી જોઈ અજાયબ થયો.

પછી ધિક્કારથી પાશા બોલ્યો, “કંગાળ ઠગારો! આ મહોરજ અંદરની બીનાની સાબેતી પુરેછે, ઠીક, આપણે તે શું બાબતછે તે જોઈશું.”

એમ બોલી ઓમરે તે કાગળ ઉખેડ્યું, અને તેઉપર પોતાની ચંચળ આંખો ફેરવી ગયો, કે જેમાં નિચેમુજબ લખેલું હતું:—

"શામાટે ઓમરજેવો એક બહાદુર અને મોટો આદમી એક હવે-પછી પાયમાલ થઈ જનારાં નબળાં દેશની સેવા બજાવેછે? તમામ રેશિયાઓના શાહનશાહ, જે આજના જમાનાના દરેક હયાત બાદશાહોમાં જેમ સર્વેથી વધારે બળવાનછે, તેવોજ ઉદાર પણ છે, તેની જો ઓમર પાશા સેવા બજાવે, તો તે નામદાર શાહનશાહ તેનો બદલો કેવીરીતે વાળવો, તે સારીરીતે જાણેછે. આ કાગળ લખનાર આસામી-તરફથી બહાદુર ઓમર પાશા વાકિફગાર થાશે, કે આ કાગળનો લખનાર કોણછે, અને તેટલામાંટે જેજે કબુલાતો અત્રે આપવામાં આવેછે, તે પુરેપુરી પાર પાડવામાં આવશે, તેમાંટેની તેની પુર ખાતેર-જમા થશે. તે કબુલાતો એછે, કે તેને રેશિયાના સર્વેથી ઉચે વાંધ્રેનાં મંડળોમાં પ્રિન્સની પદવી આપવામાં આવશે; સોનાની એક મોટી દોલતથી તેને નવાઝવામાં આવશે; શેહેરો અને ગામડાંઓવાળી એક મોટી જાગીર, કે જેમાં ખેતીમાંટે હજારો ગુલામો હશે, તે તેને બખ્શવામાં આવશે. આ સઘળું, જો બહાદુર ઓમર સુલતાનની વગર ઉમેદની સેવા છોડી દઈ રેશિયાના નામદાર શાહનશાહનીતરફેણમાં આવશે, તો તેના બદલાતરીકે આપવામાં આવશે. અગરજો આ બાબતવિષે આ કાગળના લખનારસાથે વધારે પત્રવ્યવહાર ચલાવવાનો વિચાર ઓમર પાશાને હોય, તો તે આ કાગળ લાવનાર શખ્સનીજ-મારફતે ચલાવી શકશે, સેવાયકે ઓમર પાશાપાસે તેમ કરવામાંટે તેનો કોઈ વધારે વિશ્વાસુ આદમી હોય."

આ વાંચતીવેળા ઑટોમન સરદારનાં મ્હોંડાંઉપર ગુસ્સાની, ધિક્કારની, અને નાખુશીની જે નેશાનીઓ જણાતી હતી, તેનું વર્ણન ન કરી શકાયએવું હતું.

આખરસુધી તે કાગળ વાંચવાજેટલી ધીરજ તે જેમતેમ રાખી શક્યો, અને તે પુરૂં થતાંજ તે બોલી ઉઠ્યો, "એક ધુતારાકરતાં પણ નપેતર—એક હડહડતો લુચ્ચો! તે જેવો પોતેછે, તેવાજ બીજાને પણ સમજેછે! અગરજો સુલતાન દૌલત અને પદવીથી તેને એક-હાથ કરવાને ચાહે, તો તે ખાસીરીતે ઝરૂર પોતાના ધણીને દગો કરવાને ચુંક નહીં. અને આ લાયકીવાળા રશિયન સરદારની લુચ્ચાઇ તો જુઓ! દેખાઇતીરીતે તેણે આ કાગળ એવા દસ્તખતે લખ્યુંછે, કે તે તેનુંજ લખેલુંછે, એમ કદી પણ જણાય નહીં—તેનીઉપર પોતાનાં નામની ખરી સહી કરતો નથી—તે પોતાની મહોરવટીક આ કાગળઉપર કરતો નથી: તેમાં તેની દેખાઈતી મતલબછે, કે જો હું તેનું આ નીચ કાગળ દુનિયામાં ઝાહેર કરૂં, તો તેવિષે પોતે ખાસીરીતે નાકુબેર જાય."

ઓમરે પછી તે કાગળ ઠીયોડોર લાટૉસને વાંચવામાંટે આપ્યો, જે તેણે ઝડપથી અને ધિક્કારથી વાંચીને પુછ્યું, "અને મારા વાહાલા કાકા, તમો આ કાગળ દુનિયામાં આસ્કારા કરશો?"

ઓમર પાશા—"નહીં, કેટલીક ચોકસ બરજાતદગીઓ એવી હોયછે, કે તેઓને છુપી રાખવામાં ડાહાપણછે. આ પયેગામની બાબતમાં ચુપ રેહેવાથીજ ગૉર્ટસ્ચૅકૉફને સૌથી

સરસ સઝા થશે. તે જાણશે, કે મેં તેનાં આ લખાણતરફ ધિક્કાર બતાવ્યોછે, અને તેના લખનારતરફ તિરસ્કાર દેખાડયોછે. વળી દુનિયાનાં ભલાંમાટે આવાં લખાણો દાબી દેવાંજ ભલુંછે, કેમકે નહીંતો ઘણાઓને પોતાના શેઠોતરફ નમકહરામ થવાની આંખો ઉંઘડેછે. અગરજો હું આ કાગઝ આશ્કારા કરૂં, તો લોકો એમ સમજે, કે મારી પોતાની આબરૂ અને ભલી ચાલ દેખાડવાની મતલબથી હું તે ઝાહેર કરૂંછું, માટે આ નીચ પયેગામનો ફેંઝ આમુજબે થવો જોઈએ!"

આપ્રમાણે બોલી, પાશાએ ગૉર્ટસ્ચૅકૉફનો પત્ર પોતાના ભત્રીજાના હાથમાંથી લઈ, પાસે સળગાવેલી એક સગડીમાં બાળી નાખ્યો.

**ઓમર પાશા**—"તે મને 'પ્રિન્સ'ની પદવી આપવાની માગણી કરેછે, પણ તે પદવી તો હાલમાંજ હું ધરાઉંછું; તે મને એક જાગીર આપવા જણાવેછે, પણ હમણાંબી હું એક બહોળા વિસ્તારના મુલ્કનો માલેકછું; ખેતીનેમાટે તે જાગીરઉપર હઝારો કંગાળ હાલતના ગુલામોનેબદલે, જ્યારે હું મારા મુલ્કની મુલાકાતે જાઉંછું, ત્યારે ત્યાંના છુટાપણું ભોગવતા ખેડુતોના સુખી ચેહેરા જોઈને મને વધારે ખુશહાલી ઉપજેછે, પણ જો એક ગરીબમાંગરીબ, અને કમીનામાંકમીનો પણ આસામી હું હતે, તોયે પણ જે બાજુતરફ હું હાલછું, તેનીજતરફ વળગી રેહેવામાં, અને બાદશાહી ખેતાબો અને આખી દુનિયાના ખઝાનાને ધિક્કારની નઝરથી જોવામાં હું વધારે ખુશી થતે!"

આવા ઉમદા વિચારો સાંભળીને ઠીયોડોર લાટૉસ પોતાના કાકાતરફ વધારે માન અને મમતાથી જોવા લાગ્યો. તે આવા એક ખેશી, અને શખ્સના હાથતળે નોકરી બજાવવાને હવે વધારે ઇચ્છવા લાગ્યો!

**ઓમર પાશા**—"અને હવે મારા વાહાલા ઠીયોડોર, આપણને હાલમાં જેઓ વધારે લાગતાંવળગતાં, અને વધારે વાહાલાંછે, તેઓબાબે પાછો વિચાર કરીએ. કાલે તમો પાછા બુખારેસ્ટખાતે રવાના થાજો, અને તમારા બાવા અને માતાને જલ્દી ટુરકુસ્તાન આવવાને કેહેજો, કે જેઓને ભેટવાને અને માયાળુ આવકાર દેવાને તેઓનો ભાઇ ઘણો એન્તેઝારછે, અને ઓહો! જો કદી મારી ગંજાવર દોલત, અને ઉંચા મર્તબાથી હું મારાં વાહાલાં ખેશીઓને તેઓની ગરીબાઈમાંથી કાહાડી તેઓની બાકીની તમામ ઝેંદગીસુધી આબાદ હાલતમાં મુકવાને ફતેહ પામું, તો પછી મારી ખુશહાલીનો શો પાર!"

ઠીયોડોર લાટૉસે ઓમરનો હાથ પોતાના હાથમાં પકડીને તેઉપર બુસો લીધો. ત્યારપછી પાશા, જે કામ તેને સોંપવા માંગતો હતો, તેબાબે શું વાજબી પગલાં લેવાં, તેબાબે તેઓએ મસ્લહત ચલાવી.

**ઠીયોડોર**—"બુખારેસ્ટમાં અમો આપણું કુટુંબી 'લાટૉસ' નામજ ધરાવતાં હતાં, પણ ગઇ રાત્રે જયારે હું રશિયનોને હાથ પકડાયો, ત્યારે મારાં ધ્યાનમાં જે પેહેલું નામ આવી ગયું, તે મેં ઠોકી દીધું, અને તે 'લિયૉપૉલ્ડ પ્રિના' હતું. કારણકે મને દેહેશત લાગી, કે જો હું લાટૉસ નામ જણાવીશ, તો તેઓ સમજી જશે, કે જે ખેશીને હું ટર્કિશ લશ્કરમાં મળવા માંગતો હતો, તે તમોજ હતા. વળી તે નામ જો તેઓ જાણે, તો હું એક જાસુસછું, એમ માનીને તેઓ મને તરત મારી નાખે. આ કારણોનેલીધે મેં

લિયૉપૉલ્ડ પિના નામ ધારણ કર્યું. હવે બુશારેસ્ટ પાછાં ફરતાં મને મારાં નામઠાણે ઘણી ચોકસાઈ રાખવી પડશે, કારણકે વાળાશિયાનાં આ રાજધાની શેહેરમાં રશિયન જાસુસો ઘણા ઉભાઇ જાયછે, અને જો કદાચિત ગૉર્ટસ્ચૅકૉફની જાણમાં આવે, કે મેં તેને ઠગ્યોછે, તો પછી જોકે મેં તેનો ગઇ રાત્રે જાન બંચાવ્યોછે, તેછતાં મને સખ્ત સઝા કરવાને તે ચુકે એમ નથી, સબબકે રશિયનોનાં દેલમાં ઉપકારજેવી તો કાંઇ લાગણીજ નથી. વળી બીજી પીડા એછે, કે હમણાં એવો મનાઇહુકમ કાહાડવામાં આવ્યોછે, કે એક કુટુંબના એટથી વધારે આસામીઓએ સાથે બુશારેસ્ટ છોડી જવું નહીં. રશિયન સત્તાવાળાઓ ડરેછે, કે જો તેમ કરવા દેવામાં આવે, તો થોડાજ વખ્તમાં આ શેહેર ખાલી થઇ જશે, અને તેમ થયાથી આખી દુનિયામાં આશ્કારા થાય, કે રશિયન અમલ ન ખમાયએવો ઝુલ્માતભર્યોછે. તેટલામાટે, મારા અઝીઝ કાકાજી, તમો જોશો, કે મારા બાવા અને માને મારીસાથે બુશારેસ્ટ શેહેરમાંથી કાહાડી લાવવાનું કામ ઘણું દિકટછે."

**ઓમર પાશા**—"તોયે, હીયોડોર, કોઇબી રીતે તેમ થવું, તો જોઇએ. કારણકે જેવી તમો જણાવોછો, તેવી હાલત વાલૅશિયાનાં રાજધાની શેહેરની જો થઇ હોય, ત્યારે તો મારાં વાહાલાંઓને જેમ બને તેમ જલ્દી ત્યાંથી દુર કરવામાં આવે, તેમ બેહતર."

કાકા ભત્રીજાએ ત્યારપછી આ બાબતઉપર થોડીવાર વધારે મસ્લહત ચલાવી, અને પછી ઓમરે કહ્યું, "ચાલો, હવે હું તમોને મારા એક ઘણાજ અઝીઝ અને લાયકીવાળા દોસ્તસાથે ઓળખાણ કરાઉંછું."

સરદારે પછી જેમ બનેએમ ટુંકમાં જનરલ ક્રૅઝકિબાબે જે લાગતુંવળગતું હતું, તે તમામ પોતાના ભત્રીજાને કહી સંભળાવ્યું, અને વળી વધાર્યું, કે "આ બહાદુર કસાયલો લડવૈયો પણ હાલમાં સુલતાનની નોકરીમાંછે. તેનું નામ હાલમાં સાદિકછે: ઑલ્તેનિત્ઝાખાતે પેહેલેજ દિને ઑટૉમન લશ્કરે જે ફતેહ મેળવી, તે તેનીજ સરદારીહેઠલ હતી—અને તે ફતેહનેલીધેજ તા૦ ૪ થીએ માનભરેલી બીજી મોટી ફતેહ મળવા પામી હતી. મને જે પુર સત્તા આપવામાં આવીછે, તેનીરૂએ મેં તેને બેનો ખેતાબ બખ્શયોછે. એજ ખેતાબ, મારા પ્યારા ભત્રીજા, હું તમોને પણ હવે થોડા વખ્તમાં આપવાને શક્તિવાન થઇશ."

ક્રૅઝકિને, યાને સાદિક બેને મકાને તરતજ પછી એક પયેઘામચીને મોકલવામાં આવ્યો; અને તેઉપરથી આ બુઢો લડવૈયો તે હુકમને તાબે થઇ, તરતજ આવી પુગ્યો. પોતાનાં લાંબા વખ્તનાં ગુમાઇ ગયેલાં ખેશીઓનો ઓમરને આખરે પત્તો મળ્યોછે, એ ખબર જાણતાંજ તેનું ઉદાર દેલ અતિયંત ખુશી થયું, અને ખરાં દેલની માયાથી તેણે હીયોડોરને પોતાની છાતીસાથે ચાંપ્યો.





# પ્રકરણ ૨૦ મું.

## બુશારેસ્ટ.

આપણે આગળનાં પ્રકરણમાં જણાવેલી બાબતપછી બીજે દિવસે સાંજે જ્યારે ઝળકળું થવા માડયું હતું, ત્યારે ઠીયોડોર લાટૅાસ એક સરસ ઘોડો, કે જે તેને તેના કાકા ઓાબરે બક્ષીશ આપ્યો હતો, તેઉપર સવાર થયેલો, બુશારેસ્ટ શેહેરમાં દાખેલ થયો. આખું શેહેર રોશનીથી ઝળઝળી રહ્યું હતું; કારણકે ટર્કીસામે રશિયનોએ કેહેવાતી ફ્તેહ મેળવવામાટે શેહેરમાં રોશની કરી ખુશહાલી ઝાહેર કરવાનો પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે હુકમ કર્યો હતો. ફ્તેહ ! ફ્તેહનેબદલે તેઓ તો સખ્ત માર ખાઇ નાસી આવ્યા હતા ! નાક હતું, કે ખુંપરો ? પણ આ ગૉર્ટસ્ચૅકૉફ રશિયન ઠગાઇઓ, અને કાવાદાવામાં પૂરો હતો. તેમ કરવામાં તેની મતલબ હતી. વળી તેણે તમામ તવાંગર શેહેરીઓમાં હુકમ ફેલાવ્યો હતો, કે તેઓએ તેઓની ગુંજાશમુજબ ફ્તેહની ખુશહાલીમાં ખાણાંઓ આપવાં, નાચોની મજલેસો કરવી, ગાણતાણની અને બીજી ખુશીની મજલેસો મેળવવી ! વળી તેણે શેહેરની તમામ નાટકશાળાઓ વચલે વર્ગની અને ગરીબ વર્ગની રૈયતનેમાટે મુફ્ત ખુલ્લી મુકાવી હતી ! અને તેઓમાંના જેઓ માંગે, તેઓને ગમેએટલો દારૂ મફ્ત પાવાને પીઠાંવાળાઓ, અને ધર્મશાળાવાળાઓને હુકમ કર્યો હતો. રશિયાના શાહનશાહની સલામતી કોઇબી રીતે તે રાત્રે જેમ બનેએમ ધણી લેવાય. એવો પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે એરાદો રાખ્યો હતો.

ઠીયોડોર લાટૅાસ આ રોશનીથી ભભુક મારતાં શેહેરમાં દાખેલ થયો. એનો સબબ શો હશે, તેબાબે તે અજાયબ થવા લાગ્યો, પણ આખરે તે એક દીવારઆગળ આવી પહોંચ્યો, કે જેઉપર એક ઝબરદસ્ત મોટું ઝાહેરનામું મારેલું હતું; તે વાંચવાને ઠીયોડોર ત્યાં થોભ્યો; રશિયન લશ્કરે મેળવેલી "મહાન કીર્ત્તિ" અને ઑટોમનોની થયેલી હાર તેમાં દરસાવેલી હતી; તેમાં પોતાનું હંમેશનું લબાડીપણું ઝાહેર કર્યામાં આવેલું હતું. આઉપરથી બેહદ ધિક્કારસાથે ઠીયોડોરે ત્યાંથી આગળ ચાલવા માંડયું; હજીતો તે થોડાં કદમ આગળ વધ્યો નહીં, તેટલાં તેણે રશિયન સેપાહીની ચોકાસીમાટે ફરવા નિકળેલી એક ટુકડીને પોતાનીતરફ આવતી દિઠી. તે ગળી સાંકડી હતી, અને ત્યાંથી બીજે કેથે નિકળી જવાનો બીજો માર્ગ પણ નહતો, અને તેટલામાટે તે ટુકડીને ઉડાવવામાટે તેને પાછા ફરવાસેવાય બીજો કાંઇ છુટક નહતો; પણ તેમ થઇ શકેએમ પણ નહતું. કારણકે તે જો તેમ કરે, તો સેપાહીઓના મનમાં તેનેવિષે કાંઇ શક ઉભો થાય. તેમ વળી કોઇ તેને ઓળખે નહીં, એવી પણ તેની મર્ઝી હતી, માટે જે બને તે ખરૂં, એમ ધારી આગળજ વધ્યા કરવાનો તેણે મન્સુબો કર્યો. પણ પૂર રોશનીનેલીધે તે ટુકડીના અમલદારની નઝર તેનીઉપર પડી, અને તેથી તે પોકારી ઉઠયો, "મારા સમ, એતો લીયૉપોલ્ડ પિનાછે!"

આ અમલદાર કોઇજ નહીં, પણ તેજ એડી-કાંગ હતો, કે જેણે ઠીયોડોરનેમસે પોતે ધુમ "વાઇન" ઢીંચ્યો હતો; જે તેનું ખીસું ખાલી કરવાની મતલબથી, તેને પાનાં ખેળવાને ભલામણ કરતો હતો; અને તેને રશિયન છાવણીમાંથી ફેરીફેરીને લઇ ગયો હતો. ઓાબર

પાશાના ભત્રીજાને પણ તેને જોઇને પોતાનો ઘોડો થોભાવવાની હવે ફર્જ પડી. પછી તે એડી-કાંગ બોલ્યો, "મારા દોસ્ત, ફરી એક વાર ભલે બુશારેસ્ટ પધાર્યા. તમોને જે ચોક્કસ કામ સોંપવામાં આવ્યું હતું, તે તમોએ કેવીરીતે બજાવ્યુંછે, તે જાણવામાટે તમોને જોઇને નામદાર પ્રિન્સ ખચિત ઘણાં ખુશી થશે."

"આવતી કાલે તે નામદારનીહઝુરમાં આવવાનું માન હું લઇશ," ટીયોડોરે કહ્યું, તો જોકે તેમ કરવાબાબે તેનાં મનમાં શક હતો.

**એડી-કાંગ**—"મને માફ કરો, પણ હમણાંનાકરતાં સારી તક તમોને કાલે મળશે નહીં. કામનેમાટે ગમે તે વખ્તે પણ નામદાર પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફની મુલાકાત હંમેશાં સેહેલાઇથી લેવાઇ શકાયછે, અને વળી એક ખાસ હુકમ બહાર પાડવામાં આવ્યોછે, કે એક ચોક્કસ લિયૅાપૉલ્ડ પિના નામનો શખ્સ, જો બુશારેસ્ટમાં દેખાય, તો તેને અમારા આ નામચિન સરદારની મુલાકાતે તરત આવવાને અર્ઝ કરવી."

જાણે પોતાનાં મનમાં કાંઈ દગો હોય નહીં, એવો ભોળો દેખાવ ધારણ કરીને ટીયોડોરે જવાબ દીધો, "હં, જો એમજછે, ત્યારેતો હું હૉસ્પૉડારના મેહેલમાં વગરઢીલે તમારીસાથે આઉંછું."

અમારાં વાંચનારાંઓને જણાવવાની અગત્યછે, કે મૉલ્ડેવિયા અને વાલાશિયાનાં મુખ્ય મથકો ઑટોમનની હકુમતના આખા ભાગોછે, કે જે દરેક ભાગો ખ્રિસ્તી ખંડયા રાજાઓના અમલતળેછે. આ રાજાઓ અથવા પ્રિન્સોને "હૉસ્પૉડાર"નાં ખેતાબથી ઓળખવામાં આવેછે, અને તેઓની નેમણુક સુલતાનતરફથી કર્યામાં આવેછે. રશિયનોની ચઢાઇ વખ્તે, મૉલ્ડેવિયાનો પ્રિન્સ ઘિકા, અને વાલાશિયાનો પ્રિન્સ સ્ટિરબે પોતાની હકુમત છોડીને ઑસ્ટ્રિયાની રાજધાની વિયેનાખાતે જઇ રહ્યા હતા. આ કારણનેલીધે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે પોતાનું વડું મથક બુશારેસ્ટના હૉસ્પૉડારના મેહેલમાં કર્યું હતું. તેટલામાટે આ મેહેલમાં તે ટુકડી અને એડી-કાંગ ટીયોડોર લાટૉસને લઇ ગયાં, કે જેઓ શેહેરમાં ટર્કોઉપર રશિયન લશ્કરે મેળવેલી મહાન ફતેહનેમાટે વડા સેનાધિપતિના હુકમને માન આપી બરાબર રોશની કર્યામાં આવી હતી કે નહી, રૈયતને દારૂ છુટથી આપવામાં આવતો હતો કે નહીં, અને બીજી બધી રીતે ખુશીખુશહાલી લોકો કરતાં હતાં કે નહીં, તેની તપાસ રાખવાને મહલ્લાઓમાં ચોકાસીમાટે ફરવા નિકળ્યા હતા.

પણ ટીયોડોર લાટૉસને તરતજ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફનીહઝુરમાં લઇ જવામાં આવ્યો નહીં; તેને એક ન્હાનાં દીવાનખાનાંમાં થોડીક વાર થોભાવ્યામાં આવ્યો, અને તે શામાટે તેનો ખોલાસો આપણે કરીશું. *સેંટ પીટર્સબર્ગખાતે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફના અગત્યના પણ ખોટા મતલબી ઉભા કીધેલા પયેગ્રામો અને દસ્તાવેજો લઇને તરત ઉપડી જવામાટે આ મેહેલના દરવાઝાઆગળ પયેગ્રામચીઓ હાઝેર રાખ્યામાં આવ્યા હતા; અને પ્રિન્સ પોતે આ પયેગ્રામો ખોટા ઉભા કરવામાટે ઘણાં કામમાં રોકાયલો હતો.

તે નામદાર એક અતિ ઘણાં સરસરીતે સણગારેલાં દીવાનખાનાંમાં પોતાની પીઠ સગડીતરફ કરીને ઉભેલો હતો, જયારે એક "સેક્રેટરી" એક "ટેબલ"આગળ બેસીને તે નામ-

* જુઓ નોટ ૫૧ મી.

દાર જે લખાવતો હતો, તે લખી કાહાડતો હતો. સરદાર અને તેના આ લેખકવચ્ચે શુંશું ગોફતેગુ ચાલી હતી, તેનો થોડોક ભાગ અમારાં વાંચનારાંઓને જણાવેલો વ્યર્થ જશે નહીં. તેઉપરથીજ જણાશે, કે રશિયનો કેવા જુઠા, કાવાદાવાવાળા, હલકા, અને અપ્રમાણિકછે.

ગૉર્ટસ્ચૅકૉફ—"શરૂઆતમાં વાંચતાં કેમ લાગેછે?"

"આ રીતે, મારા લૉર્ડ," 'સેક્રેટરી'એ જવાબ આપ્યો, અને પછી તે સરકારી ખતમાંથી તેણે નિચ્ચેમુજબે વાંચવા માંડયું:—

"એડી-કાંગ જનરલ પ્રિન્સ માઇકલ ગૉર્ટસ્ચૅકૉફ ઘણી તાબેદારીથી તમામ રશિયાના નામદાર શાહનશાહને નમન કરેછે, અને તે નામદારનાં શાહનશાહી લશ્કરે ઑટોમનોઉપર જે કેટલીક ઉમદા ફતેહો મેળવીછે, તેબાબે પોતાની ખુશહાલી જણાવવાનું માન લેછે. પ્રથમમાં તા० ૩ જીએ ઑલ્તેનિત્ઝાખાતે એક ઝપાઝપી થઈ હતી, કે જે ડૅન્યુબ નદીઉપરનું એક ગામડું છે. આ ઠેકાણે ટર્કો ઘણી મોટી સંખ્યામાં ધસી આવ્યા. ઓછામાંઓછી ગણત્રીપ્રમાણે દુશ્મનોની સંખ્યા——"

અત્રે "સેક્રેટરી" ચુપ રહ્યો, અને ઘણાં માનસાથે પ્રિન્સનાં ચેહેરાગમ જોયું, એવી મતલબથી કે તેનાં મ્હોંમાંથી જે શબ્દો નિકળે તે લખી લેવા.

ગૉર્ટસ્ચૅકૉફ—"તે લડાઇની યાદી તમારીઆગળછે, તેમાં કેટલી સંખ્યા જણાવીછે? મારી મતલબ, કે ખરી યાદી, કે જે મને ખાનગી મોકલી આપવામાં આવીછે!" અને પછી તેણે પોતાના ચશ્માંમાંથી તે "સેક્રેટરી"તરફ ભરમભરેલી નઝરે જોયું.

પોતાની બાજુમાં મુકેલી કાગઝની એક કાપલીમાં જોઇને તે લેખક બોલ્યો, "મારા લૉર્ડ, તે યાદીમાં જણાવ્યામાં આવ્યુંછે, કે તા० ૩ જીને દિને ઑલ્તેનિત્ઝાખાતે ખરેખરૂં આસરે ૫,૦૦૦ ટર્કોનું લશ્કર હતું, જ્યારે આપણા જનરલ પૉલૉફની સરદારીહેઠલ ૯,૦૦૦ સેપાહો હતા."

ગૉર્ટસ્ચૅકૉફ—"ઠીક, ત્યારે લખો, કે ટર્કો ૨૭,૦૦૦, અને આપણું શાહનશાહી લશ્કર ૬,૦૦૦."

એકાદ બે "મિનીટ" લખ્યાપછી તે લેખક બોલ્યો, "મારા લૉર્ડ, તેમ લખ્યુંછે."

ગૉર્ટસ્ચૅકૉફ—"અને માર્યાં ગયેલા અને ઝખ્મી થયેલાઓનું કેમ કરીશું?"

ફરીથી તે ખાનગી યાદીમાં જોઇને "સેક્રેટરી"એ કહ્યું, "મારા લૉર્ડ, મને કેહેવાને દેલગીરી ઉપજેછે, કે તે તા० ૩ જીને દિનની લડાઇમાં આપણા ૮૦૦ સેપાહો માર્યા ગયાછે, અને ૧,૫૦૦ ઝખ્મી થયાછે, કે બંદીવાનતરીકે પકડાયાછે."

ગૉર્ટસ્ચૅકૉફ—"ઘણું સારૂં, ત્યારે લખો, કે આપણો એક સેપાહ માર્યો ગયોછે, અને ૧૩ ઝખ્મી થયાછે."

સેક્રેટરી—"મારા લૉર્ડ, મેં તેમુજબે લખ્યુંછે, અને વળી મેં એમ પણ વધારે લખવાની હેમત કીધીછે, કે લડાઇનાં મયેદાનમાં ટર્કો એક ભયંકાર સંખ્યા માર્યાં ગયેલાઓની નાખીને નાઠા હતા."

ગૉર્ટસ્ચૅકૉફ—"ઘણુંજ બેહતર! અને હવે તા० ૪ થીના દિવસે ઑલ્તેનિત્ઝાખાતે જે મોટી લડાઇ થઈ હતી, તેબાબે યાદીમાં શું કેહેછે?"

સેક્રેટરી—"૧૦,૦૦૦ ટર્કોનું, અને ૧૬,૦૦૦ આપણા શાહનશાહનું લશ્કર."

ગૉર્ટસ્ચૅકૉફ—"ત્યારે લખો, કે તે દિને ટર્કિશ લશ્કર ૪૩,૦૦૦ સેપાહોનું, અને આપણું, હું ધારૂંછું, કે આવા વખ્તનેમાટે ૧૨,૦૦૦થી ઓછું નહીં લખવું જોઇએ."

સેક્રેટરી—"લખ્યું, મારા લૉર્ડ. અને આ ખરી યાદીઉપરથી હું જોઉંછું, કે તે દિને આપણા ૩,૦૦૦ સેપાહો માર્યા ગયા હતા, જ્યારે ટર્કોના આસરે ૫૦૦ જણા."

ગૉર્ટસ્ચૅકૉફ—"લખો, કે તે દિને ટર્કોના ૯,૦૦૦ માણસો માર્યાં ગયાં હતાં; આપણી સંપૂર્ણ ફતેહ થઇ હતી, અને જો રાત પડી ગઇ નહતે, તો——નહીં, તેમ નહીં!" પોતેજ બોલતો અટકીને, "લખો, કે ઘણો ભારે ધુમસ પડવાનેલીધે——એક સરકારી ખતમાં ધુમસ ઘણો કામ લાગેછે!——"

તે ખુશામદિયો "સેક્રેટરી" બોલ્યો, "હા, મારા લૉર્ડ, ખચિત ઘણો કામ લાગેછે."

ગૉર્ટસ્ચૅકૉફ—"ઠીક, ત્યારે લખો, કે જો ધુમસ ઘણો પડયો નહતે, તો ટર્કોને આપણું લશ્કર ડૅન્યુબ નદીમાંજ હાંકી કાહાડતે. હા, એમ લખો."

સેક્રેટરી—"મારા લૉર્ડ, તેમ લખ્યું. પણ તે લડાઇમાં આપણને કેટલી નુકશાની થઇ, તે તમો નામદારે જણાવ્યું નથી."

ગૉર્ટસ્ચૅકૉફ—"ઓહો! એક માણસ માર્યો ગયો, અને ૧૯ ઝખ્મી થયા."

સેક્રેટરી—"લખ્યું, મારા લૉર્ડ."

ગૉર્ટસ્ચૅકૉફ—"હવે આપણે ૧૧ મી તારીખના બનાવબાબે જણાવવું જોઇએ. લખો, કે આસરે ૧૦,૦૦૦ સેપાહોને સાથે લઇને હું પોતે જાતે બુખારેસ્ટથી ઑલ્તેનિટ્ઝાતરફ આગળ વધ્યો. સાંમેથી હલિલ પાશા ૨૧,૦૦૦ સેપાહોસાથે આવતો મળ્યો, જેને મેં સખ્ત મારમારીને નસાડયો. વળી વધુ લખો, કે રાત્રે ઓમર પાશા ખુદ પોતે પોતાનાં તમામ લશ્કરસાથે આવી પહોંચ્યો, અને છાવણી કીધી. સાથે ઉમેરો, કે અમોએ તેઓઉપર હલ્લો કીધો, તેઓનાં લશ્કરને વિખેરીને નસાડયું, અને તેઓની છાવણી સળગાવી મુકી."

તેનાં લખાવવામુજબે તે લખનારે લખીને પુરૂં કીધાપછી તે બોલ્યો, "સર્વે લખ્યુંછે, મારા લૉર્ડ."

ગૉર્ટસ્ચૅકૉફ—"લખો, કે સરદાર ઓમર પાશા ઉભી પૂછડીએ નાસતાં આપણા હાથમાં પકડાનો સ્હેજમાં છટકી ગયો, તેનીપુઠે આપણા ત્રણ કોસૅકો લાગ્યા, અને તે એક ચમત્કારભરેલીરીતેજ બચી જવા પામ્યોછે."

સેક્રેટરી—"લખ્યું, મારા લૉર્ડ. અને હવે બંધે બાજુએ કેટલાં માર્યાં ગયાં લખું?"

ગૉર્ટસ્ચૅકૉફ—"૫,૦૦૦ ટર્કો માર્યા ગયા, અને ૧૩,૦૦૦ જણા ઉભી પૂછડીએ નાઠા."

સેક્રેટરી—"અને આપણને કેટલી નુકશાની થઇ લખું, મારા લૉર્ડ?"

ગૉર્ટસ્ચૅકૉફ—"લખો, કે આપણો એક સેપાહ માર્યો ગયો, અને ૬ ઝખ્મી થયા."

આ સાંભળી "સેક્રેટરી" લખતોલખતો અચકી ગયો, જે જોઇ પ્રિન્સ તપી જઇને બોલ્યો, "કાંય, એમ કેમ? તમો શામાટે ખોટી થાઓછો?"

ગભરાયલા અને બીકામ થયલા "સેક્રેટરી"એ કહ્યું, "તમો નામદારની હું નમનતાઇસાથે માફી માંગુંછું, પણ તમો સાહેબને પુરતાં માનસાથે જણાવવાની બીઅદબી કરૂંછું, અને ફરીથી તમો નામવરની દરગુઝર ચાહીને જણાવવાની હેમત કરૂંછું, કે બધીજ જગ્યાએ **ફકત એક માણસ માર્યો ગયેલો** તમે લખાવોછો."

આ સાંભળી ગૉર્ટસ્ચૅકૉફ ગુસ્સાથી લાલપીલો થઇ જઇને ઘાંટો પાડીને બોલ્યો, "ખુદા કસમ! સાહેબ! શું તમો મારીજપાસે વધારે માણસો માર્યાં ગયેલાં લખાવા માંગોછો? તમે ધારોછો, કે હું **બે માણસો** લખાવવાની પણ હેમત કરી શકું? સાહેબ, શું તમે એમ ધારોછો, કે મારી આ વયે ***સાઇબીરિયાનાં** ભયંકાર અને કંગાળ વયેરાનમાં મારે દેશનિકાળ થવું? ચાલો, જલ્દી કરો, અને હું જે લખાઉંછું, તે લખી કાહાડો."

**સેક્રેટરી**—"તેમ મેં લખ્યું, મારા લૉર્ડ."

**ગૉર્ટસ્ચૅકૉફ**—"ઠીક, હવે એ બધું લખેલું કેમ લાગેછે? ખરૂંજ બોલજો. જે તમોને વાજબી લાગે, તેજ બોલજો, કોઇરીતે બ્હીશો મા."

**સેક્રેટરી**—"મારા લૉર્ડ, હું તેમજ કરીશ. તમો સાહેબતરફ પુરતાં માનસાથે તમારૂં ધ્યાન ખેંચવાની રજા માંગુંછું, કે તા૦ ૪ થીએ ડૅન્યુબ નદીમાં મારી હઠાબ્યામાં આવેલું જણાવ્યુંછે, છતાં તા૦ ૧૧ મીએ **વાલાશિયા**સુધી આટલા બધા "માઇલો" ટર્કો આગળ ધસી આવે, એ જરા અજાયબજેવું નથી લાગતું?"

**ગૉર્ટસ્ચૅકૉફ**—"પણ તા૦ ૧૧ મી સુધી ધુમસ ચાલુ રહ્યો હતો, તેથી તેઓ વધી આવ્યા હતા. તેઓનેમાટે આપણે બીજીગમ તપાસ રાખતા હતા, તેટલાં ધુમસનેલીધે તેઓ ન દેખાવાથી વધી આવ્યા હતા. લખો, એમ ખોલાસો કરીને લખો."

ખુશામદિયા "સેક્રેટરી"એ કહ્યું, "ઘણું સારૂં, મારા લૉર્ડ!" અને પછી મુછમાં જરા હસવાની હેમત કરીને, ધીમે સાદે તે ફરીથી બોલ્યો, "ઘણું ઠીક, બચિત ઘણુંજ બેહતર!"

પ્રિન્સ એટલા વખ્તમાં તો પાછો નર્મ પડી ગયો હતો, અને પોતાનો દેખાવ અને રીતભાત પાછી સભ્યતાભરેલી કરીને પુછ્યું, "અને હવે તમોને બીજી ટીકા કરવીછે?"

**સેક્રેટરી**—"મને માફ કરજો, મારા લૉર્ડ, આપણી છાવણીમાં લાગેલી આગની પેલી ન્હાની બાબત રહી ગઇછે, તેનું કેમ? મને સમજ નહીં પડતી, કે આવી કકડતી ઠંડી હવામાં આપણા સેપાહો પોતાના તંબુઓવગર કેમ કરશે? વળી માથે ચોમાસું પણ આવ્યુંછે?"

**ગૉર્ટસ્ચૅકૉફ**—"તેઓને તે વગર લઇ ચલાવવું પડશે. લે ચાલો, હવે પયેગામ પુરો કરી નાખો. શેહેરમાં થયેલી ખુશહાલીબાબે અંદર જણાવવાને ભુલશો ના. નામદાર શાહનશાહને એવું બતલાવજો, કે રૈયતે પોતાની રાઝીખુશીથી ખુશહાલી કીધી હતી, અને **વાલાશિયા**નાં લોકોએ આપણીતરફમાં ઘણી ભલી લાગણી દેખાડીછે. લુચ્ચાઓ!" એક બાજુતરફ ફરીને "જો એ નાપાકના જણ્યાઓનું ચાલતું હોય, તો આપણાં ગળાં રેંહેંસવાને પણ ચુકે નહીં!"

* જુઓ નોટ પર મી.

સેક્રેટરી—"ખરીતો પુરો થયોછે, મારા લૉર્ડ."

ગૉર્ટસ્ચૅકૉફ—"બહુ સારૂં, હવે તમે આ મેહેલનાં મોટાં દીવાનખાનાંમાં જાઓ, કે જ્યાં હૉસ્પૉડાર પોતાની દરબાર ભરતો હતો, અને ત્યાં જેટલાબી ટર્કિશ વાવટા ટાંગેલા હોય, તે ઉતારવાને ખેદમતગારોને હુકમ કરો."

સેક્રેટરી—(ઘણી અજાયબીથી) "ફક્ત ટર્કિશ વાવટાઓજ ઉતરાવવા, મારા લૉર્ડ ?"

ઘણીજ સભ્યતાથી, જાણે "સેક્રેટરી" તેનો જાની દોસ્ત હોય, તેવી માયાભરેલી ઢપે પ્રિન્સે જવાબ આપ્યો, "હા, ફક્ત ટર્કિશ વાવટાઓજ. આ વાવટાઓ કાસેદોને સ્વાધિન કરજો; તેઓ તે સેંટ પીટર્સબર્ગખાતે લઇ જઇ આપણી મહાભારત ફતેહોની નેશાનીતરીકે નામદાર શાહનશાહના પગઆગળ મુકશે. અને જો સાંભળો, મારા દોસ્ત, આ વખ્તે તે ખેદમતગારોને ખુબ 'છાંટો પાણી' આપવાને ભુલતા ના, કે જેમ કરવાથી તેઓ આ વાવટા ખરેખરા ક્યાંથી આવ્યાછે, તેનો એક હરૂપ પણ કાસેદોને કેહેવા પામશે નહીં, નહીંતો તે નાપાકો સેંટ પીટર્સબર્ગ જઇને ગામમાં આ નાપસંદ ખરી હકીકત બધાંને કહી દેશે."

"સેક્રેટરી"એ નમન કીધું, અને તે ઓરડો છોડી ગયો. જેવો તે ત્યાંથી ગયો, કે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે રશિયન હારો અને ટર્કિશ જીતોને લગતી ખરી યાદી લઈ સગડીમાં ફેંકી દીધી. પછી તે "સેક્રેટરી"ની "ટેબ્લ"આગળ બેઠો; તે સરકારી ખરીતાઉપર પોતાની સહી કીધી, અને કાગળના એક તાવઉપર થોડીક સત્રો જલ્દીથી લખી કાહાડી. આપ્રમાણે કીધાપછી, તેણે એક ઘંટ વગાડયો, જે સાંભળીને તેના એડી-કાંગોમાંહેલો એક આવી ત્યાં હાજેર થયો.

ગૉર્ટસ્ચૅકૉફ—"જનરલ પૉલૉફ ત્યાં હાજેરછે ?"

એડી-કાંગ—"તમો નામદારના હુકમને તાબે થઈ જનરલ આવીને ખોટી થાયછે."

ગૉર્ટસ્ચૅકૉફ—"તેવણને હુંઇ આવવાને કહો." અને જ્યારે તે એડી-કાંગ જનરલ પૉલૉફને બોલાવવા ગયો, કે પ્રિન્સે પોતાનો કરડો દેખાવ પાછો ધારણ કર્યો.

એક "મિનીટ"થી પણ ઓછા વખ્તમાં જનરલ પૉલૉફે દેખાવ દીધો. તે એક લશ્કરી દેખાવનો; અધોડ વયનો; અને ભોળા પ્રમાણિક ચેહેરાવાળો હતો; તે ભલી નિષ્ટા-વાળા એક શુદ્ધ અમલદારતરીકે સર્વેમાં જાણીતો હતો; તે એન્સાફી અને ખુલ્લાં દેલનો હતો, અને આ સર્વે ગુણોનેલીધે રશિયન અમલદારોમાં તે એક અપવાદજેવો હતો. તેણે પ્રિન્સને નમન કર્યું, અને તેનો શો હુકમ હતો, તે જાણવાને ઉભો રહ્યો.

ગૉર્ટસ્ચૅકૉફ—"બેસો, અને આ ખરીતો વાંચો."

હુકમમુજબે જનરલ પૉલૉફે કર્યું. જ્યારે તે આ લબાડ, ગીઠું પિરસેલો દસ્તાવેઝ વાંચતો હતો, ત્યારે વડો સેનાપતિ આતુરતાથી તેનો ચેહેરો તપાસતો હતો. તોયે જનરલે આ તદન જુઠી બનાવતનો ખરીતો વાંચતાં પોતાનાં દેલમાં શું થતું હતું, તે સાંતી રાખ-વાની પુર સાવચેતી રાખી હતી,

તે વાંચી રેહેવાપછી આખરે તે લગાર ટુંકમાં અને તોછડાઇથી બોલ્યો, "મેં વાંચ્યોછે, મારા લૉર્ડ."

**ગૉર્ટસ્ચૅકૉફ**—"તમોને ખબરછે, કે ઝારનો હુકમછે, કે જ્યારે પણ એક લડાઇ થઇ હોય, અને તેનો અહવાલ તે નામદારને મોકલવામાં આવે, ત્યારે મારેથી જે બીજો સર્વેથી મોટો અમલદાર હોય, તેણે તેની સાચાઇબાબે પોતાની સાખ એવા દસ્તાવેજઉપર કરવી. માટે તમો તમારી સહી હવે એઉપર મુકો."

**પૉલૉફ**—(મક્કમપણે અને લગાર અસભ્યતાથી) "હું તેમ કરી શકતો નથી, મારા લૉર્ડ, તેમ કરવાને મારૂં દેલ ના પાડેછે." એટલું બોલી તે "ટેબલ"આગળથી ઉઠી ઉભો થયો.

**ગૉર્ટસ્ચૅકૉફ**—(ઠંડાં દેલથી) "નામદાર શાહનશાહનીરૈયતમાં દેલજેવી કાંઈ ચીઝજ નથી."

**પૉલૉફ**—"પણ હું એક સેપાહછું, મારા લૉર્ડ, અને મને આબરૂ શું ચીઝછે, તે બરાબર ખબરછે. હું કબુલ કરૂંછું, કે ટર્કોને હાથે મેં હાર ખમીછે. તમો નામદારને જે ગમે તે મને કરો—પણ જે કીર્ત્તિ મેં મેળવી નથી, તેનું માન લેવાને હું કદી કબુલ કરનાર નથી. તેમજ એક બહાદુર દુશ્મનઉપર જુઠો આરોપ પણ મુકનાર નથી."

હજી પણ વધારે ઠંડાં દેલથી અને રીતભાતથી ગૉર્ટસ્ચૅકૉફ બોલ્યો, "જનરલ પૉલૉફ તમોને આ દસ્તાવેજઉપર સાખ મુકવીજ પડશે."

**પૉલૉફ**—(વધારે મક્કમપણાંથી) "મારા લૉર્ડ, હું તેમ કરી શકતો નથી!"

**ગૉર્ટસ્ચૅકૉફ**--"જનરલ, હું ધારૂંછું, કે બે વર્ષોની વાતઉપર તમે બીજીવાર એક જવાન બાનુસાથે પરણ્યા હતા ની?"

**પૉલૉફ**—"હું તેણીને મારાં જેગરસમાન ચાહુંછું! અને હું તેણીનોઆગળ પાછો નામોસીભરી હાલતમાં જઇશ નહીં."

**ગૉર્ટસ્ચૅકૉફ**—"જનરલ, હું ધારૂંછું, કે તમોને આ શાદીથી એક ફર્ઝંદ થયુંછેની? અને તમારી બાયડીએ એક બીજા ફર્ઝંદને જન્મ આપવાની વકીછે ની?"

**પૉલૉફ**—"મારા લૉર્ડ, હા, તેમછે ખરૂં, અને તે મારાં બાળકોનેમાટેજ મારે આબરૂભરેલી ચાલ ચલાવવી જોઇએછે."

**ગૉર્ટસ્ચૅકૉફ**--જનરલ, આ કાગઝતરફ જુઓ." એમ કહી થોડાજ વખ્તઉપર જે થોડીક સત્રો તેણે લખી હતી, તે ઉચકીને દેખાડયું. "આ કાગઝ તમોને તમારી પદવી છિનવી લેવાનું, અને તમારાં સઘળાં માનો ખુંચી લેવાનું, અને ઑલ્તેનિત્ઝાખાતે જંગ્લી ટર્કોનાં એક ટોળાંને હાથે તમે શર્મભરેલો માર ખાધો, એટલામાટે તમોને જનરલના માનવંત હોદાઉપરથી પાછા એક સાધારણ સેપાહની હલકી પદવીએ ઉતારી પાડવાનું એક 'વારંટ' છે. નામદાર શાહનશાહને મોકલવાના ખરીતાઉપર ફરીથી એક વાર તમારી નઝર ફેંકવાની મેહરબાની કરો, અને વિચાર કરો, કે હજી પણ તેઉપર તમારી સાખ કરવાને તમે ચાહોછો, કે નહીં."

આ સાંભળી જનરલ પૉલૉફ સુફેદ પુણીજેવો થઇ ગયો, અને ભયંકાર "વારંટ" જોતાંજ જાણે કોઈએ તેને મારી નાખવામાટે એક સખ્ત ફટકો લગાવ્યો હોય, એમ લથડિયાં ખાવા લાગ્યો. તેને પોતાની ખુબસુરત અને લાયકીવાળી જવાન બાયડી યાદ આવી, કે જેણી હાલમાં તેનથી દુર મૉસ્કો શેહેરમાં હતી; તેને પોતાનાં ન્હાનાં બાળકનો, જે

હજી જન્મવાનું હતું, તેનો અંદીશો કીધો; એક સર્દ હાય મારી; તે પાછો "ટેબ્લ"આગળ બેઠો; હાથમાં કલમ પકડી; જરા પાછો અચકયો; ફરીથી ગૉર્ટસ્ચૅકૉફતરફ જોયું; ફરી એકવાર તે ભયંકાર "વારંટ"ગમ નઝર ફેંકી; અને પછી આશા છોડીને જેવીરીતે એક માણસ પોતાનો આત્મા શયેતાનને વેચેછે, તેમ તેણે પોતાની સહી તે દસ્તાવેઝઉપર કીધી.

"મેં સહી કીધીછે, મારા લૉર્ડ," એમ બોલી, તે "ટેબ્લ"આગળથી ઉઠી ઉભો થયો. આ વેળા તેનું મ્હોંહું એક મુર્દાજેવું ફિક્કું મારી ગયું હતું; તેણે પોતાના હાથમાંની કલમ નિચ્ચે ફેંકી દીધી, અને બોલ્યો, "પણ મારૂં અંતઃકરણ કેહેછે, કે હું એક પાપી ચંડાળ બન્યોછું."

જાણે સંગેમરમરના પુતળાંનાં હોહોમાંથી આવાઝ આવતો હોય, તેવા ઠંડાં દેલે ગૉર્ટસ્ચૅકૉફ બોલ્યો, "તમે શું બન્યાછો, તેની કાંઈ ફેકર નહીં, જનરલ, પણ આખરે આ ખરીતાઉપર સાખ તો થઇછે."

એમ બોલી, તેણે પેલું ધમકીભરેલું "વારંટ" સગડીમાં ફેંકી દીધું; પૉલૉરે નમન કીધું, અને જલ્દીથી તે ઓરડામાંથી ચાલી ગયો.

તેનાં જવાપછી તરત "સેક્રેટરી" પાછો ઓરડામાં દાખેલ થયો. અને પ્રિન્સને જણાવ્યું, કે વાવટાવિષે તેણે જે હુકમો આપ્યા હતા, તે બરાબર બજાવવામાં આવ્યાછે. ત્યારપછી તે ખરીતાઉપર રીતસરની મહોર કરવામાં, અને સરનામું લખવામાં આવ્યું; અને જેવો તે લઇને કાસેદોને પહોંચાડવા તે "સેક્રેટરી" મેહેલના દરવાઝાભણી ચાલ્યો, કે એક એડીકાંગે આવી ખબર કીધી, કે લિયૉપૉલ્ડ પિનાને ચોકીદારોને હસ્તક ત્યાં લાવ્યામાં આવ્યોછે.

ગૉર્ટસ્ચૅકૉફ—"આહ! ઠીક થયું. તેને અંદર લાવવાનો હુકમ કરો."

તરતજ તેનો આ હુકમ બજા લાવ્યામાં આવ્યો, અને ફરી એકવાર ઠીયોડોર લાટૉસે પોતાને રશિયન વડા સેનાધિપતિની હઝુરમાં ઉભેલો જોયો.





(ચિત્ર ૮ મું.) "બીજે દીને બપોરને વખ્તે ઓમર પાશા પોતાનાં વડાં મથકમાં પોતાના ઓરડામાં બેઠેલો હતો, તેની હજુરમાં તેના કેટલાક એડી-કાંગો ઉભેલા હતા." (પાનું ૧૪૪ મું.)



## પ્રકરણ ૨૧ મું.

### પ્રિન્સ અને છુપો ખુની.

પોતાનીમારફતે ઓમર પાશાને, જે કાગઝ મોકલવાનું કામ તેને સોંપવામાં આવ્યું હતું, તે કામ તેણે હુકમમુજબે બરાબર બજાવ્યુંછે, એવો જવાબ પ્રિન્સ ગૉર્ટ-સ્ચૅકૉફને કેવીરીતે આપવો, તેવિષેનો વિચાર ઠીયોડોર લાટૉસે પોતાનાં મનમાં આગમચથી સારીપેઠે ગોખી રાખ્યો હતો. પોતે શાહનશાહને કેવીરીતે કાગઝ ગોઠવીને લખ્યો હતો, તેબાબે પ્રિન્સ પોતાનાં મનમાં મગ્ન થતો હતો, કે જે કાગઝઉપર તેણે ઝેરઝુસ્મથી બાપડા જનરલ પૉલોશ્ની સાખ મુકાવી હતી. આ કારણનેલીધે તેનો સ્વભાવ હાલ ઠંડો અને ખુશહાલ હતો, તેટલામાટે જ્યારે ઠીયોડોર લાટૉસને તેનીહઝુરમાં લાવ્યામાં આવ્યો, ત્યારે તેની ચાલચલણ ઘણી ભલમણસાઇભરેલી હતી. જે બે ચોકીદારો અને એડી-કાંગને સ્વાધિન ઠીયોડોર હતો, તેઓને પ્રિન્સે ઓરડામાંથી બહાર જવાનો હુકમ કર્યો, અને પછી તે રૂશિયન સેનાપતિ અને ઓમર પાશાનો ભત્રીજો ફક્ત બેજ જણા ત્યાં એકલા રહ્યા.

ઠંડી પડતી હોવાથી સગડીઆગળ ઉભા રહીને ગૉર્ટસ્ચૅકૉફ ગર્મી લેતો હતો, તેણે ઠીયોડોરને પુછ્યું, "બુશારેસ્ટમાં આટલા જલ્દી પાછા ફર્યા? તેઉપરથી મને લાગેછે, કે ટર્કિશ લશ્કરમાંના તમારા ખેશીને શોધી કાહાડવામાં તમે ફતેહ પામ્યા નહીં હશો?"

"નહીં, મારા લૉર્ડ, તેથીઉલટુંજ તે મને જડ્યોછે," ઠીયોડોર લાટૉસે જવાબ આપ્યો, અને પછી રખેને તે ખેશી શું હોદ્દાઉપરછે, તેનું નામ શુંછે, વગેરે કાંઇ વધુ સવાલો પુછે, એવી ધાસ્તીથી તેજ પોતે બોલી ઉઠ્યો, "અને તમો નામદારે જે કાગઝ મને ઑટૉમન લશ્કરના વડાને આપવા સોંપ્યો હતો, તે મેં તેવણને પહોંચાડ્યોછે."

**ગૉર્ટસ્ચૅકૉફ**—"ઘણું નેક કીધું! પણ તમોને તેનો કાંઇ જવાબ આપવામાં આવ્યોછે?"

**ઠીયોડોર**—"નહીં, મારા લૉર્ડ."

આ જવાબથી પ્રિન્સને લગાર ખીજવાટ અને નાસેપાસી ઉપજી, અને તેણે ફરીથી પુછ્યું, "તમોએ ખુદ પાશાને જોયો હતો?"

**ઠીયોડોર**—"મેં ખુદ વડા સેનાધિપતિને તે કાગઝ હાથોહાથ આપ્યો હતો. ખરેખરૂં જોતાં, મારા લૉર્ડ, તમો નામદારને છટકી જવામાં મદદ કરવાનું માન ભોગવ્યાપછી હું પોતે ટર્કોના હાથમાં એક કેદી થઇ પડ્યો, અને તેપછી મને બીજે દિને ઓમર પાશાની-સામે ઉભો કર્યામાં આવ્યો. ઑટૉમન લશ્કરનીનઝદીક હું શામાટે આવ્યો હતો, તે મેં તે નામદારને કહી સંભળાવ્યું, અને પછી આપ નામવરનો પત્ર તેમણાં હાથમાં મુક્યો."

**ગૉર્ટસ્ચૅકૉફ**—(લગાર આતુરતાથી) "તમોએ તેને તે વાંચતાં જોયો હતો! ક્રિયૅ-પૉલ્ડ પિતા, મને સાચું કેહેજો, જે હોય તે ખરેખરૂંજ જણાવજો!"

**ઠીયોડોર**—"મેં ઓમર પાશાને તે કાગઝ વાંચતાં જોયો હતો."

ગૉર્ટસ્ચૅકૉફ--"ખચિત? તમે ખુદ તેને કાગળ વાંચતાં જોયો? અને પછી શું થયું?"

ડીયોડોર—"પછી શું બન્યું, તે જો હું જણાવીશ, તો તમો નામદાર ગુસ્સે થશો. પણ જો તે હું જણાઉં, તો તમો નામદારની પુરેપુરી ખાતેરી થશે, કે મેં તે કાગળ ખરેખર બરાબર પહોંચાડયોછે."

આ સાંભળી અધિરાઇ અને ગુસ્સાથી તે રશિયન સેનાપતિએ પોતાના હોઠો કરડયા: કારણકે ડીયોડોર શું કેહેવાનો હતો, તે તે આગમચથી થોડોઘણો પામી ગયો હતો. તોયે બધી હકીકત જાણવાનો તેણે ઠરાવ કરેલો હોવાથી, તે બોલ્યો, "અને મેં જે કાગળ તેનીઉપર મોકલી આપવાની મેહરબાની કીધી હતી, તે વાંચવાપછી ઓમર પાશાએ શું કહ્યું?"

ડીયોડોર—"તે વાંચવાપછી નામદાર ટર્કિશ સેનાપતિ ઘણા ગુસ્સે થયેલા દેખાયા; તેવણનાં મ્હોંઉપર તિરસ્કાર અને અપમાનની નેશાનીઓ પ્રગટી નિકળેલી જણાઇ; પછી તેવણે તે કાગળ ધિક્કારસાથે સગડીમાં ફેંકી દીધું."

ગૉર્ટસ્ચૅકૉફ—(ઘણા ઠંડા સાદે) "અને તમે તેવણને જણાવ્યું હતું, કે આ કાગળનો લખનાર તો હું હતો?"

ડીયોડોર—(લગાર ભક્કમપણે) "તે કાગળમાંજ લખેલું હતું, કે તેવણને જોઇતી ખબરો હું આપીશ; કારણકે ઓમર પાશાએ તે મને વંચાવ્યો, અને પછી મને સવાલો પુછ્યા, તેના જવાબો, હાલમાં જેમ હું તમો નામદારને સાચેસાચા આપુંછું, તેમ તેવણને પણ આપ્યા હતા."

આ વખ્તે સેનાપતિનો ખાનગી "સેક્રેટરી" ઓરડામાં પાછો આવ્યો, અને ડીયોડોર લાટૉસની જરા પણ ખબર લીધાવગર તે પ્રિન્સનીઆગળ ચાલી ગયો, અને તેના કાનમાં કાંઇ ખાનગીરીતે કહ્યું.

તેનું કેહેવું સાંભળીને ગૉર્ટસ્ચૅકૉફ મોટેથી બોલ્યો, "થોડીક 'મિનીટો' તેને થોભવા જણાવો. આ શખ્સસાથની મારી મુલાકાત પુરી થવાપછી તેને મળીશ. ઘણો વખ્ત નહીં લાગશે."

"સેક્રેટરી"એ તે સાંભળી નમન કર્યું, અને ઓરડો છોડી જવાને જેવો પાછો ફર્યો, કે તેની નઝર ડીયોડોર લાટૉસઉપર પડી, અને તેને તરત ઓળખ્યો, અને જાણે તેનાતરફ માયા દેખાડતો હોય, તેવી ઢબે તેને નમીને સલામ કીધી. આ જોઇ ડીયોડોરના ગાલોઉપર રતાસ ચઢી આવ્યો, કારણકે જોકે તેણે ગૉર્ટસ્ચૅકૉફના આ "સેક્રેટરી"ને આગળ કોઈવાર દિઠો હોય, એમ તેને યાદ તો ન આવ્યું, તોયે તે તેનેથી તદન અજાણ્યો નહતો, એવી તેને ધાસ્તી પૈદા થઇ.

ડીયોડોરના ચેહેરાઉપર ચઢી આવેલો રતાસ પ્રિન્સની ચકોર આંખોથી છુપો રહ્યો નહીં, અને તેથી તે બોલી ઉઠયો, "અહં! તમે બન્ને જણા એકમેકને ઓળખતા જણાઓછો? તમો આગળ કેથે મળેલા હોવા જોઇએ?" "સેક્રેટરી"તરફ ફરીને, "તમે કયાં મળ્યા હતા, કે આરીતે તમો લિયૉપૉલ્ડ પિનાને પિછાણોછો?"

**સેક્રેટરી**—"એવા નામના કોઇ શખ્સને હું પિછાણતો નથી, મારા લૉર્ડ, મને તો આ જવાન શખ્સને ઠીયોડોર લાટૉસતરીકે કોઇ એક કે બીજી તર્કે ઓળખાવ્યામાં આવ્યો હતો."

**ગૉર્ટસ્ચૅકૉફ**—"શું, લાટૉસ? અને વર્ત્તમાનપત્રોમાં જણાવ્યામાં આવ્યુંછે, કે—— આહા! હવે હું સમજ્યો!" તેનાં મનમાં તરત એક વિચાર આવી ગયો, અને પછી ઠીયોડોરનાં મ્હોંડાંગમ ટીકીટીકીને જોઇને તે કરડા અને ખંધા સાદે બોલ્યો, "તમો ઑટોમન લશ્કરમાં એક ખેરીની શોધ કરવા ગયા હતા, અને ઓમર પાશામાં તે ખેરી મળી આવ્યો, કેમ ખરૂં કેની?"

**ઠીયોડોર**—"હા, હું તે નામુંકેર જતો નથી, મારા લૉર્ડ, અને તે સરદારના એક ઉદાર દેલના દુશ્મનતરીકે, તમો નામદાર પણ કબુલ કરશો, કે તે એક એવો મર્દછે, કે જેના ખેરી થવામાં કોઇ પણ મગરૂરી લે."

તરતજ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે પોતાના "સેક્રેટરી"ને એશારત કીધી, કે તેવોજ તે ઓરડો છોડી ગયો, અને જ્યારે તેનાં જવાપછી બારણું બંધ થયું, કે તે રશિયન જનરલે એક ઘણાજ નર્મ અને શાંત સ્વભાવની ઢપે તેને ઠપકો આપ્યો, "જ્યારે મેં ઓમર પાશાને આપવા તમોને તે કાગળ આપ્યું, ત્યારેજ તમોએ મને એબાબે જણાવવું હતું, કે તમો જે ખેરીની શોધમાં જાઓછો; તે એજ હતો. તેમ કરતે, તો તે કામ તમોને સોંપવાઆગમચ હું બેવાર વિચાર કરતે."

એનો ઠીયોડોર કાંઇ ઉત્તર દેવા જતો હતો, તેટલાંબારણું પાછું ઉઘડયું, અને તેજ એડી-કાંગ પોતાનીસાથે ત્રણ કે ચાર સેપાહોને લઇને ત્યાં હાજેર થયો. તેઓને જોતાંનેવાર એક ઘડીમાંજ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફની રીતભાત ઉલટાઇ ગઇ—તેનો દેખાવ કદી શાંત ન થાયએવો થઇ ગયો—અને તે મોટે સાદે પોકારી ઉઠયો, "આખર એ ખરેજ એક જાસુસછે. એને ત્યાંથી લઇ જઇ ભોંયરાંના એક કેદખાનાંમાં નાખો! અને જેટલોવાર તે ત્યાં હોય, તેટલા વખ્તમાં એને કોઇનીસાથે જરા પણ વાત કરવા દેશો, તો તમારો જાન લેવામાં આવશે, માટે ખુબ સંભાળ રાખજો!"

આઉપરથી ઠીયોડોર લાટૉસને પકડીને ત્યાંથી લઇ જવામાં આવ્યો. થોડી "મિનીટો"માં તે ખાનગી "સેક્રેટરી" પોતાનીસાથે અધોડ વયના શખ્સને લઇને પાછો આવ્યો; આ શખ્સનો પુશાક ઘણો હાલહવાલ હતો; અને તેનો દેખાવ ઘણો પાપી હતો. તરતજ પ્રિન્સે પોતાના "સેક્રેટરી"ને ત્યાંથી જવાને એશારત કીધી, અને તેનાં ત્યાંથી જવાપછી તે નવા આવનારતરફ ફરીને કહ્યું, "તમો મારીસાથે કાંઇ ઘણાજ ખાનગી અને અતિ અગત્યનાં કામસારૂં વાત કરવા માંગોછોની?"

**નવો આવનાર**—"હા, મારા લૉર્ડ."

જેઉપરથી પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે તે શખ્સગમ ઘણી બારીકીથી જોયું; તેના ચેહેરાઉપર પાપી જુસ્સાઓ, બદફેલી, અને દલદેસરીની નેશાનો ખુલ્લી જણાતી હતી. પછી તેને પુછ્યું, "અને તમો કોણછો?"

નવો આવનાર—"મારૂં નામ ડૅનિયલ લૅમબર્ગ છે."

ગૉર્ટરચૅકૉફ—"આહ! મેં તમોવિષે આગળ સાંભળ્યુંછે!" એમ બોલતાં, જોકે તે જાણતો હતો, કે તેનીહજુરમાં ઉભેલો શખસ કોઇજ નહી, પણ ઓમર પાશાની પેહેલી બાયડીનો ખુની હતો, છતાં તેનાં દેલમાં તેને જોઇને જરા પણ કંપારી છુટી નહીં, કે તે તિરસ્કારથી પાછો હઠયો નહીં. તેનેબદલે ઉલટું, તે વધારે નર્મ અને ઉસ્કેરણીભરેલે આવાઝે બોલ્યો, "તમોને મારીસાથે શું કામછે?"

ડૅનિયલ લૅમબર્ગ—"તે કે જેણે બાયડીને મારી નાખીછે, તે હવે ખાવંદનો જીવ લેવાને અચકાશે નહીં."

ગૉર્ટસ્ચૅકૉફ—"તમારી કેહેવાની મતલબ એવીછે, કે તમો અમારા જુના ધર્મને માનનાર નામદાર શાહનશાહના સૌથી કટામાંકટા વેરીમાંના એકને, કે જે નામદારનાં તમામ ભલાં કામોની અને ફતેહની આડે આવેછે, તેને દુર કરી નાખવાનું માથે લેવા માંગોછો?"

ડૅનિયલ લૅમબર્ગ—"હા, મારા લૉર્ડ, તે હું માથે લઇશ." આ પાપી બોલો બોલતાં તેનો મંદ થઇ ગયેલો ચેહેરો વધારે કદરૂપો અને બિહામણો થયો.

ગૉર્ટસ્ચૅકૉફ—"અગરજો હું ભુલતો નહીં હોઉં, તો તેમ કરવામાં તમારા બાપનાં મોતનો કાતેલ કીનો લેવામાટે તમો ઉસ્કેરાયાછો, એમ ખરૂં કે? અગરજો ફક્ત કીનો લેવાનીજ તમારી ખાસ મતલબ હોય, તો તમે મને શામાટે તે કેહેવા આવ્યાછો, જાણે તેમ કરવામાટે મારી રઝા કે પર્વાનાની કાંઇ અગત્ય હોય?"

ડૅનિયલ લૅમબર્ગ—"મારીગમ જુઓ, મારા લૉર્ડ, અને ફક્ત જરાસરખી નઝર ફેરવતાંજ તમો નામદારને જણાશે, કે મારી હાલત કાંઇ સારી નથી. વિપત્તિઓ—જરા લગાર વળી બદફેલીથી—હું પાયમાલ થઇ ગયોછું."

ગૉર્ટસ્ચૅકૉફ—"તમોને પૈસાની ઝરૂરછે? પણ મારી કેમ ખાતેરી થાય, કે જો હું તમોને મદદ——"

ડૅનિયલ લૅમબર્ગ—(એક લુચ્ચાઇભર્યા ઠરાવનો દેખાવ કરીને) "કે હું મારો કૉલ પુરો પાડીશ? પણ, મારા લૉર્ડ, આ કામનીપુઠે હું લાગ્યોછું, અને તે બજાવવાના મેં સૌગંદ લીધાછે. જોકે કલાહુસખાતે થયેલાં મારા બાપનાં મોતપછી પેહેલા સૌગંદ લેવાને આજે વર્ષોનાંવર્ષો વહી ગયાંછે, તોયે તે બાબત મારાં મનમાંથી જરા પણ ભુલાઇ નથી. જોકે હજી તેમ કરવામાં હું ફાવ્યો નથી, છતાં તે વિચારોથી ખુશી થયા કરૂંછું; જેમ એક કંજુસ પોતાના સોનાના ઢગને પ્યારો ગણેછે, તેમ હું આ મારા વિચારને પ્યારો ગણુંછું, અને તેનો ને તેનોજ વિચાર કરવામાં હું મારી મોજ માની લઉંછું. હું મારાં મનમાં વિચાર કરૂંછું, કે જ્યાંસુધી મારો મુદ્દઇ તેની સત્તાની સર્વેથી ચઢતામાંચઢતી ટોચે ચઢે, ત્યાંસુધી મારે થોભવું, કે જેથી તેનું પડવું પણ તેટલુંજ ભારે નિવડે. મારો ઠરાવ પાર પાડવાનો વખ્ત હવે આવી લાગ્યોછે, પણ હું ભીખારી થઇ ગયોછું, અને જોઇતા છુપા વેધો મેળવવાવગર મારી ધારેલી મુરાદ માથે લઇ શકું એમ નથી.

ગૉર્ટસ્ચૅકૉફ—"હા, હવે હું તમારી મતલબ સમજ્યો." એમ બોલી સોનાના સેક્કાઓથી ઠીચોઠીચભરેલી એક થેલી તેણે બહાર કાહાડી, અને વધુ બોલ્યો, "આ લેઓ, અને યાદ રાખજો, કે અગરજો તમો તમારી કબુલાત પાર પાડશો, તો એથી ઘણી વધારે થેલીઓના તમે ધણી થશો. તમો આ બાબતવિષે એક હરૂફ પણ કોઇને જણાવશો ના!—પણ બનતી ઉતાવળે હાંથી નિકળી જાઓ."

ડૅનિયલ લૅમબર્ગે તે થેલી લીધી—તેના ઉપકારમાં વાંકા વળીને નમન કર્યું, અને પછી બોલ્યો, "પણ જે કામમાટે મેં તમો નામદારની મુલાકાત લેવાની અર્ઝ કીધી હતી, તે હજી સંપૂર્ણરીતે પાર પડી નથી."

ગૉર્ટસ્ચૅકૉફ—"તમોને બીજું વધારે શું કેહેવુંછે? જલ્દી કહી દેઓ, કારણકે મારો વખ્ત ઘણો કીમતીછે."

ડૅનિયલ લૅમબર્ગ—"મને તમો નામદારને કેહેવાની કશી અગત્ય નથી, કેમકે તે આપ સારીરવેસે જાણોછો, કે હરકોઇ મોટા અધિકારીનીહઝુરમાં કોઇબી વખ્તે જવું, કાંઇ સેહેલું નથી, પછી તે અધિકારી ગમે તે પ્રજાનો હોય, તો શું થયું. તેમાં ખાસ કરીને ટર્કિશ સેનાપતિનાબાબમાં તો તેનીઆસપાસના શખ્સો ઘણીજ સંભાળ રાખેછે. તે મારે હાથે બનેલા આગળા બનાવનેલીધેજ નહીં, પણ તમો નામદારથી માફી ચાહીને જણાઉંછું, કે ટર્કિશ તમામ લસ્કરમાં એવી અફવા ફેલાઇ રહીછે, કે રશિયન જાસુસો, જો તક મળે, તો ખુનીઓ થવાને ચુકે એમ નથી."

ગૉર્ટસ્ચૅકૉફ—"યા ખુદા! શું આ ટર્કિશ જંગ્લીઓ એમ બોલેછે?" આપછી તે પાછો પોતાના હંમેશના ગુસ્સાભર્યા સ્વભાવનો થઈ જવા લાગ્યો; પણ પાછો પોતાનો સ્વભાવ કાબુમાં લઇને, અને ઠંડો પડી જઇને તે બોલ્યો, "પણ આ બોલવાની કાંઇ ફેકર નહીં! તમો મારીતરફથી બીજી શાની આશા રાખોછો, તે મને કહો."

ડૅનિયલ લૅમબર્ગ—"મારા લૉર્ડ, ટર્કો આપ્રમાણે બોલેછે, એ તો ચોકસછે, કારણકે આજ થોડાક માસ થયાં જ્યારે મારી પુરી ખાતેરી થતી, કે ઓમર પાશા દુરછે, ત્યારે હું ચોકીસીમાટે રાખેલી ટર્કિશ ટુકડીઓનીનઝદીક જવાની હેમત કરતો હતો. ટુંકમાં પાશાની મુલાકાત લેવાનું કામ મને ભારી થઈ પડ્યું. મારે તે મુલાકાત એવીરીતે લેવી જોઇએ, કે તે વેળા હું અને તે બંધે જણા ત્યાં એકલાજ હોઇએ!"

ગૉર્ટસ્ચૅકૉફ—"હું તમારૂં કેહેવું સમજ્યો, પણ જરા મને જણાવશો, કે પાશા સાથે તમો એકલા એકાંતમાં ખાનગી મુલાકાત લઈ શકો, એમ મારેથી કેમ બની શકે?"

ડૅનિયલ લૅમબર્ગ—"શું તમો નામદારપાસે એવો કોઈ ટર્કિશ કેદી નથી, કે જેને તમો નામદાર બહારનો ખોટો દેખાવ કરી એ ટર્કિશ જનરલપાસે એક પયેગામ કે કાગઝ લઈ જવાનાં કામમાટે છોડી શકો?—અને એવા કોઈ કાસેદનીસાથે એક હઝુરિયાતરીકે, કે હરકોઇ બીજીરીતે મને નહીં ગોઠવી આપો? કે જેથી વગરહરકતે મને પાશાનીહઝુરમાં જવાની તક મળે?"

ગૉર્ટસ્ચૅકૉફ—"નહીં, એમ બનેએવું નથી! હું એટલું બધું તરકટ ઉભું કરી શકું એમ નથી—અને તોપણ—થોભો! થોભો! મને એક વિચાર સુઝ પડ્યોછે," પછી

થોડીકવાર વિચારમાં મશ્ગુલ રેહેવાપછી તેઆગળ બોલ્યો, "હાલ તો તમો ત્યાંથી જાઓ—અને મધરાત થવાપછી પાછા મારીપાસે વેહેલા આવજો. અગરજો હું મારા લખવાના ઓરડામાં હોઉં, તો થોભજો! જ્યાંસુધી હું પાછો ફરૂં, ત્યાંસુધી થોભી જજો, જતા ના!"

ડૅનિયલ લૅમબર્ગે તેપ્રમાણે કરવાનું કબુલ કીધું—પછી પ્રિન્સને નમીને થોડા વખતમાંટે ત્યાંથી ગયો. પોતાની આ મુલાકાતથી તેની બુરી નેમ પાર પડશે, એવા વિચારથી તે મનમાં મળકાવા લાગ્યો.

હવે આપણે પાછા ઠીયોડોર લાર્ટાસનું શું થયું, તે જોઇએ. તેને આપણે છેલ્લો એડી-કાંગ અને સેપાહોના ચોકી પહરાતળે લઇ જતો જોયો હતો. તેઓ તેને એક ઝરૂખાઉપરથી એક ખાનગી દાદરતરફ લઇ ગયા; તેઉપરથી તેઓ સઘળા નિચ્ચે ઉતર્યા, કે જ્યાં એક ન્હાનું મઝબુત બારણું હતું. તે ઉઘાડવામાં આવ્યું; એક ફાનુસ તેઓએ મેળવ્યું; અને આ ટોળી પોતાના કેદીને લઇને પથ્થરની સાંકડી સીડીઓઉપરથી ઉતરી, કે જેને છેડેથી એક મેહેરાબદાર ચાલમાં જવાતું હતું. આ ચાલને એક છેડે ઝાળીવાળી ફક્ત એક બારી હવા આવવામાંટે મુકવામાં આવેલી હતી, પણ તે છેક ઉપર છાપરાંતરફ હતી, કારણકે આ ચાલ ઝમીનમાં નિચ્ચે હતી. આસરે અર્ધી "ડઝન" બારણાંઓમાંથી એવીજ ન્હાની કોટડીઓમાં જવાતું હતું, કે જે સઘળાં ન્હાનાં કેદખાનાં હતાં. આમાંહેલી એક કોટડીમાં ઠીયોડોર લાર્ટાસને ધકેલવામાં આવ્યો. તેને ત્યાં લઇ જવામાં આવ્યો, ત્યારે તેઓવચ્ચે એક બોલ પણ બોલવામાં આવ્યો નહતો; સઘળા ચુપ ચાલ્યા કીધા હતા; લાર્ટાસે પણ ચુપકીદીજ એખતિયાર કીધી હતી; તે સારીરીતે જાણતો હતો, કે તેઓને હાથે દયા મેળવવાની કોશેશ કરવી મિથ્યા હતી. તેઓ પોતાની ઝેંદગીને જોખમે તેમ કરી શકે, એ પણ ન બનવાજોગ હતું. તેને આ કોટડીમાં પુરવાપછી તેનું બારણું બંધ કર્યામાં આવ્યું; અડગડાઓ દેવામાં આવ્યા; અને ઉપર ભારે સાંકળ ચઢાવ્યામાં આવી, કે જેનો આવાઝ તેના કાનઉપર એવોતો બિહામણો લાગતો, કે તેથી તેનાં દેલમાં કંપારીઓ છુટતી હતી; પેલું ફાનુસ પણ તેઓ પોતાનીસાથે લઇ ગયા હતા; અને આ રીતે ઠીયોડોર લાર્ટાસને તે ભોંયરાંના એકાંતમાં, અંધારાંમાં અને શાંતાકારમાં હવે રેહેવું પડ્યું.

જયારે તેને ત્યાં પુરવામાં આવ્યો, ત્યારે સેપાહોના હાથમાંની બતીની રોશની થોડો વખ્ત તે કોટડીમાં પડી હતી, તેઉપરથી તેણે જોઇ લીધું હતું, કે તેમાં એક કંગાળ ખાટલી, બેસવાનું એક "સ્ટુલ," અને એક "ટેબલ" હતાં. ફકત એક બાજુએ આવેલાં બારણાંમાંની મઝબુત ઝાળીમાંથી ત્યાં હવા આવજા કરતી હતી, બાકીની ત્રણ બાજુઓ ભારી પથ્થરની બનાવેલી હતી. ઠીયોડોર તે ખાટલીઉપર જઇ બેઠો, અને આ દેલગીરીભર્યા બનાવબાબે વમાસણ કરવા પડ્યો. તેને પોતાનાં માબાપ યાદ આવ્યાં, કે જેઓનીપાસે તે જો કદી જવા ન પામે, તો તેઓ તેનાં આપ્રમાણે ભેદભરેલીરીતે ગુમ થવાનેસબબે દુઃખ અને દેલગીરીમાં ઘણા ગરકાવ થવાના એમ તેને લાગ્યું; તેને પોતાના નામચિન કાકાનો વિચાર આવ્યો, કે જેને તેણે થોડુંકઉપર શોધી કાહાડ્યો હતો, અને જેને તેને સુલતાનની નૌકરીમાં દાખેલ કરવાની કબુલાત આપી હતી, પણ જેને હવે કદાચ તે કદી ફરી જોવા ન પામશે. પણ શું ખરેખર ગૉર્ટસ્ચૅકૉફે તેને મારી નાખવાનોજ એરાદો કીધો હતો? ટર્કોના

હાથમાં તેને બંદીવાન થતો ઠીયોડોરે બંચાવી લીધો હતો, તે ભારે ઉપકાર શું તે ભુલી ગયો હતો?

આપ્રમાણે વિચારમાંનેવિચારમાં ખાસા બે કલાકો નિકળી ગયા; આ વખ્તે લગભગ મધરાત થયેલી હતી; એકાએક પોતાના વિચારમાંથી ઠીયોડોર લાર્ટાસ ચોંક્યો, કારણકે પેલી મેહેરાબદાર ચાલમાંથી માણસનાં પગલાંઓનો પડઘો તેણે સાંભળ્યો. તરતજ તે મઝબુત બારણાંની ઝાળીમાંથી ઝાંખી રોશનીનો ઉજાશ અંદર પડવા લાગ્યો; સાંકળનો નિચ્ચે પડવાનો ખખડાટ સંભળાયો; ભારે અડગડાઓ ખસાડવાનો આવાઝ થયો: આખરે તે ભારી બારણું પોતાનાં મીજાગરાંઉપર ફરતું દેખાયું, અને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકોફ હાથમાં એક ફાણસ લઇ, તે ભોંયરાંનાં બંદીખાનાંમાં દાખેલ થયો. પોતાની છેલ્લી અજલની ઘડી આવી લાગીછે, એમ સમજી ઠીયોડોર પોતાની ખાટલીઉપરથી ચોંકીને ઉભો થયો; તેણે ધાર્યું, કે તેનાં મોતનો પયેઘામ કેહેવાને તે રશિયન સેનધિપતિ પોતે આવ્યોછે. પણ પ્રિન્સે તો માયા-ભરેલે સાદે કહ્યું, "કોઇ વાતે બ્હીશો ના! હજી પણ સૌ સારૂંજ થશે!" અને પછી પોતાના હાથમાંનું ફાણસ "ટેબલ" ઉપર મુક્યું.





## પ્રકરણ ૨૨ મું.

### ભોંયરામાંનું કેદખાનું.

થીયોડોર લાટૉસ અદબ વાળીને શાંત મને પણ ભપકાથીજ ઉભો રહ્યો, કારણકે તેની ખાતેરી હતી, કે તેની ઝેંદગી બચાવવાના બહાનાથી, પણ વળી કોઇ નવું તરકટ ઉભું કરીને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ ત્યાં આવ્યો હતો.

આપણે અત્રે જણાવવું જોઇએછે, કે થીયોડોરને જ્યારે બંદીખાનાંમાં નાખવામાં આવ્યો હતો, ત્યારે તેને હાથેપગે બેડીઓ થોકી નહતી; તેમજ તેના હાથપગ પણ બાંધવામાં આવ્યા નહતા. છતાં તેનીપાસે કાંઈ પણ હથિયાર નહતું. તેનેથીઉલટુંજ તેણે જોયું, કે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે પોતાની બાજુમાં તલવાર લટકાવેલી હતી. વળી ઘણી ઉંચી કારીગરીની એકીવારે બે ગોળીઓ ફેંકી શકેએવી બે "પીસ્ટૉલો" તેના પટામાં ખોસેલી હતી. ટુંકમાં, તે પુરતીરીતે હથિયારબંદ થઇ આવ્યો હતો. તેણે આ બધું તરત એક સપાટામાં જોઈ લીધું, પણ તે એવીરીતે નહીં, કે જાણે બારીક તપાસથી જોતો હોય. થીયોડોર લાટૉસ મનમાં વિચારવા લાગ્યો, "એ એકલોજ ત્યાં આવ્યોછે—તેના ઝુલ્મગાર સેપાહો સાથે લાવ્યો નથી—અને તેજ કારણનેમાટે મારીરૂબરૂમાં વગર હથિયારે આવવામાટે એણે વાજેબી ધાર્યું નથી. કંઇ ઘણી ઉંડી બાઝી એ ખેળવા માંગેછે, કે જેમાંટે એણે જોઇતી સાવચેતી વાપરીછે!"

પોતાનો આગળો ઠંડો મેઝાજ અને મીઠો સ્વભાવ ધારણ કરીને રૂશિયન સેનાપતિ બોલ્યો, "જ્યારે હું પેલા જંગ્લી ઑટૉમનોના હાથમાં પકડાઈ જતો હતો, ત્યારે મને બચાવી લેવામાટે જે અચ્છી સેવા તમોએ મારી બજાવીછે, તે હું ભુલી ગયો નથી. એ કારણમાટે જો બની શકે, તો હું તમોને બચાવી લેવાને ખુશીછું—હું તમોને તમારી ઝેંદગી બચાવવાની તક આપવા માગુંછું."

થીયોડોર—"શું શર્તે, મારા લૉર્ડ? કારણકે મને લાગેછે, કે કોઇ ચોકસ શર્તેજ તમો મારો જાન ઉગારવાનો વિચાર રાખોછો."

ગૉર્ટસ્ચૅકૉફ—"પેહેલાં તો જે હાલતમાં તમોએ તમોને લાવી મુકયાછે, તેતરફ જુઓ. તમો વાલાશિયામાં રેહેતા હોવાથી હવે તમે સુલતાનની રૈયતતરીકે લેખાવા જોઇએ. કંઇ અજાયબ સંજોગોવચ્ચે તે દહાડે તમે મારા હાથમાં સપડાયા હતા—તમોએ તે વેળા તમારૂં નામ ખોટું આપ્યું હતું—મેં તમોને એક કામ સોંપ્યું—તમે ટર્કિશ લશ્કરમાં ગયા—અને જુઓ! આ સઘળો વખ્ત, તો તમે દુશ્મનનાં લશ્કરના વડાના એક અતલગના ખેશી હતા! અગરજો તમારી તપાસ કરવામાટે તમોને લશ્કરી અદાલતસામે ઉભા કરવામાં આવે, તો શું તમો એમ ધારોછો, કે તમોને થોડી 'મિનીટો' પણ જીવતા રાખવામાં આવે?"

ડીયોડોર—"હાલમાં હું એક ઝોરાવર અને મોટી હકુમતવાળા શખ્સના હાથમાં એક નબળો અને લાઇલાજજેવો આદમી થઇ પડયોછું. તમોને જે ગમે તે કરો. પણ હું બાપોકાર જણાઉંછું, કે રશિયનોતરફ એક જાસુસતરીકે હું વર્ત્યો નથી."

ગૉર્ટસ્ચૅકૉફ—"તમારી હકીકતથી એક લશ્કરી અદાલતનાં મનની ખાતેરી કરવાને તમો શક્તિવાન નથી. પણ હું ફરીથી જણાઉંછું, કે મારી મરઝી કોઇપણ રીતે તમારો જાન બચાવવાનીછે—નહીં, તેથી પણ વધારે તમોને તમારૂં છુટાપણું બખ્શવાને હું ચાહુંછું—અને તે પણ વળી જલ્દીથી !"

પોતાનો આગળોજ સવાલ ડીયોડોરે ફરીથી પુછયો, "પણ તે શું શર્તે, મારા લૉર્ડ !"

ગૉર્ટસ્ચૅકૉફ—"તે શર્ત ઘણી સેહેલછે, અને તે તમો ઘણી આસાનીથી પાળી શકો એવીછે. જો ધ્યાન ધરીને સાંભળો ! ટર્કિશ લશ્કરના વડા સેનાપતિસાથે મને વધારે વ્યવહાર ચલાવવાની ઝરૂર પડીછે—તેની મતલબ તમોએ આગળ જે કામ બજાવ્યું હતું, તેવીજ નથી. તે વખ્તે મારી તે માગણી તમારાજ જણાવ્યામુજબે તમારા તે ખેશોએ મગરૂરીથી અને તિરસ્કારથી નાકબુલ કીધી હતી. પણ હાલમાં મારા કબ્ઝામાં થોડાક ટર્કિશ બંદીવાનોછે, અને તેઓની બદલી હું મારા તેટલીજ સંખ્યાના સેપાહોસાથે કરવા માંગુંછું, કે જેઓ ટર્કોને હાથ હાલમાં કેદ પડેલાછે."

ડીયોડોર—"આ કામ માથે ઉઠાવવાને મને જરા પણ આનાકાની નથી, અને તે હું નમકહલાલીથી બજાવીશ, એવી તમો નામદારને કબુલાત આપુંછું."

ગૉર્ટસ્ચૅકૉફ—"હજી મને બીજું શું કેહેવુંછે, તે તમોએ પુરેપુરૂં સાંભળી લીધું નથી. બંદીવાનોની અદલાબદલી તો એક વાત થઇ. બીજી વાત એછે, કે તેણે થોડાક વખ્તસુધી ચોકસ કારણનેમાટે લડાઇ અટકાવવી ને સુલેહ જાળવવી. ટર્કિશ જનરલના એક ખેશોતરીકે, ડીયોડોર લાટૉસ, તમો એક રશિયન એલચીતરીકે ઑટૉમન લશ્કરી મથકે મોકલવાલાયક નથી, પણ આ એક સેવા તમો મારેખાતેર બજાવી શકો એમછે, માટે હું એક કાસેદને પસંદ કરૂં, તેને તમો તમારીસાથે લઇ જશો, અને તમારી મદદ અને લાગવગથી તે નામદાર ઓમર પાશાની ખાનગી મુલાકાત લઇ શકે, એવો બંદોબસ્ત કરવાને તમારો લાગવગ લગાડશો. એટલું કામ તમે માથે ઉઠાવશો ? તમો તેમ કરવાની કબુલાત આપો, તો મારો કાસેદ તમારીસાથે ઉપડી જવાને તૈયારછે, અને તમોને તરતજ છુટાપણું બખ્શવામાં આવશે."

ડીયોડોર—"હું તમો નામદારની શર્તો કબુલુંછું, પણ તમો સાહેબપાસે હું અરઝ માંગી લઉંછું, અને તે જો મને બખ્શવામાં આવશે, તો હું તમો નામવરનું સોંપેલું કામ વધારે ખુશીથી અને વગર ઢીલે બજાવવાને શક્તિવાન થઇશ. મારાં માબાપ——"

ગૉર્ટસ્ચૅકૉફ—"સબુર ! તેઓનેજલગતી એક શર્ત હું મારી માગણીસાથે જોડનાર હતો, કારણકે મને ખબર થઇછે, કે તમારા બાપ તથા મા બુશારેસ્ટનાં રેહેવાસીઓછે. હું તમોને ઝેંદગી અને છુટાપણું બખ્શવા માંગુંછું, પણ હું જે વિશ્વાસ તમારીઉપર મુકવા માંગુંછું, તે વિશ્વાસનો તમે ભંગ ન કરશો, તેની ઝામેનગીરી શું ? નહીં ! એ ઝામેનગીરીતરીકે તમારાં માબાપ બુશારેસ્ટખાતે અમારા કબ્ઝામાં રેહેશે. તમો મારૂં સોંપેલું કામ

બરાબર બજાવ્યુંછે, કે નહીં, તે તો મને તરત જણાશે, અને હું મારો પ્રિન્સતરીકેનો બોલ આપુંછું, કે જે ઘડિએ મારો કાસેદ ઓમર પાશાને મથકેથી પાછો ફરશે, તેજ ઘડિએ હું તમારા બાપ અને માને બુશારેસ્ટ છોડીને તેઓને ગમે ત્યાં જવાની રજા આપીશ."

હજીતો આ શબ્દો તે પુરેપુરા બોલી રહ્યો નહીં, તેટલાંજ જેવા ભારે ઝોરથી એક વાઘ પોતાના શેકારઉપર તરાપ મારે, તેવીજરીતે ઠીયેડોર લાટૉસ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફઉપર કુદયો, અને રશિયન સેનાપતિને તે ભોંયરાંનો લાદીની ઝમીનઉપર પટક્યો—ઠીયેડોર પોતાનાં ઘુંટણો તેની છાતીઉપર મુકી તેઉપર ચઢી બેઠો—અને પ્રિન્સના પટામાં ખોસેલી બે "પીસ્ટૉલો"માંની એક ખેંચી કાહાડીને તેનું મ્હોં તેનાં કપાલસાંમે ધર્યું. પડવાથી ગૉર્ટસ્ચૅકૉફ અર્ધો બેભાનજેવો થઇ ગયો; અને આ થોડા વખ્તની બેભાનીનો લાભ લઇ તે "પીસ્ટૉલ" તરત પોતાનાં ગજવાંમાં સેરવી દીધી, અને બીજીજ પળે તે ચત્તાપાત થઇને પડેલા જનરલની બીજી "પીસ્ટૉલ" પણ કાહાડી લીધી.

**ગૉર્ટસ્ચૅકૉફ**—"તમોતરફ આટલી મેહરબાની દેખાડયાપછી આ તમારી ચાલ ઘણી શર્મભરેલીછે!"

**ઠીયેડોર**—(કરડા આવાઝે) "મારા લૉર્ડ, વધુ બોલવાની તસ્દી લેશો ના; અને હમણાં જેવીરીતે મોટે સાદે તમે બોલ્યાછો, તેમ ફરીથી મોટે સાદે બોલતા ના, નહીંતો મારી પોતાની સલામતીનેખાતેર તમોને હાંજ 'પોંહોંતા' કરી નાખવાની મને ફર્ઝ પડશે."

"તમોને મારીપાસેથી શું જોઇએછે?" પ્રિન્સે પુછ્યું, કે જે હવે પાછો પુર શુદ્ધિમાં આવ્યો હતો. ઠીયેડોરને લાગ્યું, કે તે ધીમેથી અને ચોકસાઇથી પોતાની તલવારગમ હાથ લઇ જતો હતો.

આ જોઇ ઘણાજ કરડા સ્વભાવે લાટૉસ બોલ્યો, "તમારા બંધે હાથો ઉપર તમારાં માથાંનીનિચ્ચે લઈ જાઓ, મારા લૉર્ડ, નહીંતો ખુદાના કસમ ખાઇને કહુંછું, કે આ "પીસ્ટૉલ"વડે તમારાં ભેજાંનો ખિમો કરી નાખીશ."

ત્યાં મુકેલાં ફાનુસની રોશની જેમ ગૉર્ટસ્ચૅકૉફના મુર્દાજેવા ફિક્કા પડી ગયેલા ચેહેરાઉપર પડતી હતી, તેવીજરીતે તે ઓમર પાશાના ભત્રીજાનાં મક્કમ ઠરાવવાળા અને ઉશ્કેરાયલાં મ્હોંડાંઉપર પણ પડતી હતી, તેઉપરથી પ્રિન્સે જોયું, કે આ ફતેહમંદ દુશ્મનસાથે લાંબીટુંકી કરીશ, તો જીવ જવાનો સૌદો થઈ પડશે. તેટલામાંટે તેને જે હુકમ કર્યામાં આવ્યો હતો, તેને તાબે થયો, અને પોતાના બંધે હાથો ઉંચકીને પોતાનાં માથાંનીનિચ્ચે લઈ ગયો. પછી ઠીયેડોરે, પોતાનાં ઘુંટણો ભોંયે ચત્તા પડેલા જનરલની છાતીઉપર ખુબ દાબેલાજ રાખીને, અને પોતાના જમણા હાથમાં પકડેલી "પીસ્ટૉલ"નું મ્હોં ગૉર્ટસ્ચૅકૉફનાં કપાળથી ફક્ત એક તસુજેટલું દુર પકડીને, પોતાને ડાબે હાથે જનરલની તલવાર મિયાનમાંથી ખેંચી કાહાડી, અને આરીતે પોતાના બંદીવાનને તદન હથિયારવગરનો બનાવવામાં ફતેહ પામ્યો.

**ઠીયેડોર**—"હવે ઉઠો, મારા લૉર્ડ, પણ જરાબી સાંમે થવાની તજવીઝ કરશો, તો તમારી ખરાબી થયેલી જાણજો, કારણકે તમોને બરાબર ખબરછે, કે હમણાં તમોને એક જીવઉપર આવેલા આદમીસાથે કામ લેવાનુંછે."

આપ્રમાણે બોલી, ડીયોડોર તે રશિયન જનરલની છાતીઉપરથી ઉઠ્યો, અને તેનેથી થોડાં પગલાં દુર હઠીને ઉભો; પોતાના હાથમાં "પીસ્ટૉલ" અને તલવાર એવીરીતે પકડ્યાં, કે કામ પડે, તો બંધેનો તે ઉપયોગ કરી શકે. પોતાની નીચ યુક્તિ ધુળ મળેલી જોઇને ગૉર્ટસ્ચૅકૉફ ગુસ્સાનેમારે અંદરથી બાહુ ઉકળતો હતો, પણ તેને તે બહારથી દેખાડવાની હેમત કીધી નહીં, તેથી તે બંદીખાનાંથી ભોંયઉપરથી ઉઠી ઉભો થયો, અને બોલ્યો, "હું તમોતરફ જે દયા દેખાડવાને તૈયાર થઇ રહ્યો હતો, તેનો તમોએ ઘણોજ ખરાબ બદલો વાળ્યોછે."

ડીયોડોર—(તિરસ્કારભરેલે દેખાવે) "શું તમ એમ ધારોછો, મારા લૉર્ડ, કે તમારાં નજીવાં બહાનાતળે કોઈ જાતનું તરકટ ને કુચ્છાઇછે, તે હું સમજ્યો નહીં હતો? તમે મને કાંઈ આંધળોબાંધળો સમજોછો શું? તમે એમ ધારોછો, કે તમારાં નિર્દયપણાંતળે હું મારાં વાહાલાં માબાપને છોડી દઇશ? પણ હાલમાં આપણે એકમેકને દોષ દેવાનો વખ્ત નથી—કે બિનશેકતના ખોલાસાઓ કરવાનો સમ્ય નથી. તમો નામદાર મારેવાસ્તે, તેમજ મારાં બાપ અને માતાનેમાંટે પર્વાનો લખી આપશો, અને જો તમો તેમ કરશો, તોજ હું તમારી ઝેંદગી, કે જે હાલ મારા કાબુમાંછે, તે બંચાવીશ, નહીંતો તમે પેલી જહાનમાં કુચ કરી ગયા એમજ સમજજો!"

ગાર્ટસ્ચૅકૉફ—"ઠીક, ત્યારે મારા લખવાના ઓરડામાં આવો, ત્યાં હું તમોને પર્વાનો લખી આપું અને ત્યાં——"

ડીયોડોર—(ફરીથી ધિક્કાર દેખાડીને) "મારા લૉર્ડ, એમ બનશે નહીં. હું મારા જીવઉપર આવીને હમણાં બધું કરૂંછું, પણ તે હું ઘણીજ ચોકાસીથી કરીશ. લખવાનો સામાન ક્યાંછે, તે મને કહો, અને હું તે હાંજ લઇ આવીશ. પણ મને છટકામાં સપડાવા મોકલવાનો વિચાર ના કરતા, નહીંતો નેમાં તમોનેજ ભારી પડશે; કારણકે જો તમારા રેસાલાનો કોઇ પણ મને પકડશે, તો હું તેનીઆગળ એવી એક વાત કહીશ, કે જેથી તે મારીસાથે પાછો આ કેદખાનાંમાં આવશે, અને હ્યાં આવતાંને વાર જેવું બારણું ઉંધાડવામાં આવશે, કે તરત હું તમારો જાન લઇશ! અલબતાં, તમારી એવી દગલબાઝી-નેખાતેર મને મારો જીવ પછીથી આપવો પડશે એ વાત તો ખરી, તોયે હું મારો કીનો લીધાવગર આ દુનિયા છોડી જઇશ નહીં!"

ડીયોડોર લાર્ટૉસની આંખમાં મક્કમ ઠરાવ પ્રિન્સે જોયો; વધુ તકરાર કરવી ફોકટછે, એમ તેને તરત જણાયું, અને તેથી તે બોલ્યો, "તમે હાલ મારીઉપર હુકમ ચલાવનાર શેઠ, અને હું તમારો તાબેદાર નોકરજેવો થઇ પડ્યોછું. જે પથ્થરના દાદરઉપરથી તમોને હ્યાં નિચ્ચે લાવ્યામાં આવ્યાછે, તે તો તમે જાણોછો, તેજ રસ્તે પાછા ઉપર જાઓ—હમણાં થોડાક વખ્તઅગાઉ જે ઓરડામાં આપણી મુલાકાત થઈ હતી, તે ઓરડામાં જજો, અને ત્યાં તમોને લખવાનો તમામ સામાન મળશે. આ ઓરડામાં તમે કદાચ એક ધણીને મારેમાંટે ખોટી થયેલો જોશો, પણ તેની અને તમારીવચ્ચે કશી પણ વાતચિત થવાની ઝરૂર નથી. અગરજો આલમાં તમોને કોઇ બીજું મળે, તો તમે ફક્ત એટલુંજ જણાવજો, કે પ્રિન્સે તમોને છુટાપણું બખ્શયુંછે."

ઠીયેડોર લાર્ટોસે પોતાના ડાબા હાથમાં ત્યાં મુકેલું ફાણસ પકડયું; પોતાના જમણા હાથમાં નાગી તલવાર પકડી; અને પોતાના ડગલામાં બીજી "પીસ્ટૉલ" એવીરીતે છુપાવી, કે જો કામ પડે, તો તરત હાથમાં આવી જાય; તે મ્હોં પ્રિન્સતરફજ રાખીને પાછળે પગે દરવાઝાના ઉંબરસુધી આવ્યો; પણ હાલમાં પ્રિન્સની તેનીઉપર હમલો કરવાની જરા પણ મર્ઝી નહતી, કારણકે તે સારીરવેસે જાણતો હતો, કે તે હથિયારવિનાનો હોવાથી તેમ કરવું જોખમભરેલું હતું. પછી ઠીયેડોર તે કોટડીમાંથી બહાર આવ્યો; તેનું બારણું બંધ કર્યું; અડગડા દીધા; અને સાંકળ ચઢાવી; અને પછી પોતાનીપાસેનાં હથિયારો પોતાના ડગલાની-નિચ્ચે છુપાવ્યાં.

આ વેળાએ ઓમર પાશાના આ હેમતવાન ભત્રીજાને કેવી ભારે એન્તેઝારીમાંથી પસાર થવું પડયું હતું, તે અમારાં વાંચનારાંઓને જણાવવાની ઝાઝી અગત્ય નથી. તે દાદરનાં પગથિયાંઆગળ ઉભો રહીને થોડીક "મિનીટો" થોભ્યો; તેની મતલબ પોતાની ખાતેરી કરવાની હતી, કે બંદીખાનાંના દરવાઝાની સળિયાની ઝાળીમાંથી મદદનેમાટે બંધવો થયેલો ગૉર્ટસ્ચૅકૉફ બુમો પાડછે કે નહીં; પણ ના, સર્વે શાંત હતું. આઉપરથી ઠીયેડોર દાદરઉપર ચઢયો; બારણાંઆગળ આવી પહોંચ્યો; અને તેનો અડગડો રોહેલાઇથી ઉંધાડીને બહાર પડયો. ત્યાંથી તે ખાનગી દાદરઉપર ચઢયો, અને ત્યાંથી પાછો પેલાજ ઝરૂખાઆગળ આવી લાગ્યો. તેઉપરથી તે આગળ વધ્યો; માર્ગમાં તેને કોઇપણ મળ્યું નહીં, અને આખરે પ્રિન્સના ખાનગી લખવાના ઓરડામાં આવી લાગ્યો, કે જ્યાં તેની અને તે નામદારનીવચ્ચે મુલાકાત થઇ હતી.

ઠીયેડોર જ્યારે માંહે દાખેલ થયો, ત્યારે ઓરડામાં બતીઓ બળતી હતી, અને સગડીઆગળ એક પુરૂષ બેઠેલો હતો. પણ દરવાઝો ઉંઘડવાનો આવાઝ સાંભળીને, તે શખ્સ તરત પોતાની જગ્યાએથી ઉઠી ઉભો થયો, અને ઠીયેડોરની જોકે થોડી કે ઘણી ખાતેરી હતી, કે ત્યાં તેને કોઇ મળશેજ, તોયે આ પુરૂષનો પાપી ચેહેરો જોવાથી તે લગાર ચોંક્યો. તે શખ્સે તેને નમન કર્યું—ઠીયેડોરે તેની સલામનો પાછો ઉત્તર વાળ્યો—અને પછી તે શખ્સ બોલ્યો, "હું ધારૂંછું, કે નામદાર સેનાપતિની નૌકરીમાંહેલાજ તમો પણ હશો? મારેસારૂં કાંઇ પયેગામ તમે લાવ્યાછો?"

આ સાંભળી ઠીયેડોરે જરાબી સમયસુચકતા ખોઇ નહીં, પણ શાંતપણે જવાબ આપ્યો, "મને ખબરછે, કે તમો નામદાર પ્રિન્સની મુલાકાતનેમાટે આં થોભોછો. જલ્દીથી તેવણ આં આવી લાગશે."

પછી ઠંડે કલેજે, જાણે તે પ્રિન્સનેલગતોજ હોય, તેવી ધીરજે તેણે "ટેબ્લ"ઉપર પડેલાં કાગઝો ખોળવા માંડયાં; તેમાં તેણે કેટલાક છાપેલા "ફૉર્મો," યાને પર્વાનાઓ પડેલા જોયા. જો કોઇ કુટુંબના બે કે તેથી વધુ આસામીઓ બુશારેસ્ટ છોડી જવાની રજા કે પર્વાનાની માગણી કરતાં, તો તેઓને આ "ફૉર્મો" ભરી આપવામાં આવતા હતા. આમાંહેલો એક "ફૉર્મ," તથા એક કલમ અને શાઇનો ખડિયો તરત ત્યાંથી ઉંચકીને, ઠીયેડોરે પાછી તે શખ્સને નમીને સલામ કીધી, અને તે ઓરડામાંથી બહાર નિકળી આવ્યો,

તેજ ઘડિએ સામેના એક ઓરડાનું બારણું પણ ઉઘડયું, અને જે એડી-કાંગનેમાટે આપણે આગળ વારંવાર વાંચી ગયા છિયે, તે તેમાંથી બહાર આવ્યો.

**એડી-કાંગ**—"ઓહો! શું ખરેખર મારા દોસ્ત **લિયૅપૉલ્ડ** **પિના**, કે જો વધારે બરાબર બોલું, તો **ડીયોડોર** **લાટૉસને** પાછું છુટાપણું મળ્યું કે?"

**ડીયોડોર**—(લગાર ઉતાવળે) "હા, હા, અને વળી પાછો મને **પ્રિન્સ** **ગૉર્ટસ્ચૅકૉફ** પોતાનાં કાંઇ કામસારૂં રોકવા ઇચ્છેછે. ઓરડામાં જે શખ્સ થોભેછે, તેને કાંઇ કેહેવામાટે મને **પ્રિન્સે** મોકલ્યો હતો, અને હું તમારી પણ શોધમાંજ હતો, તેટલાંજ તમે અચાનક મળી ગયા."

**એડી-કાંગ**—"ત્યારે અજાયબ જેવીરીતે તમારી હાલત બદલાઇ ગઇછે."

**ડીયોડોર**—(લગાર ભપકાથી) "તે તો તમારા શેઠનું કામછે. હાલમાં **પ્રિન્સ** બીજા ઓરડામાં કામે રોકાયલાછે, અને મને તમોને જણાવવાનો હુકમ કર્યોછે, કે આ ઓરડાનાં બારણાંઆગળજ તમે થોભજો, અને જ્યાંસુધી તે નામદાર ત્યાં આવીને તેની મુલાકાત લે તેટલાં પેલો શખ્સ, કે જે ખાનગી ઓરડામાં બેઠેલોછે, તેનીઉપર બારીક નઝર રાખજો, અને વળી કેહેવાડયુંછે, કે તેમ કરતાં જો બે કે ત્રણ કલાકો પણ નિકળી જાય, તોયે ફેકર નહીં, પણ એને ત્યાંથી સટી જવા દેતા ના."

**એડી-કાંગ**—"બહુ સારૂં, દોસ્ત **લાટૉસ**, હું તે નામદારનો હુકમ બરાબર બજા લાવીશ."

એમ બોલી તેણે ડીયોડોરતરફ એક દોસ્તનીપેઠે ઘરોબાથી સલામ કરવાને હસીને માથું ધુણાવ્યું, અને પછી પાછો પોતાના ઓરડામાં જઇને બારણું ઉઘાડું રાખી ત્યાં બેઠો, એવી મતલબથી કે જો ખાનગી ઓરડામાંહેલો પેલો શખ્સ જરાપણ હાલચાલ કરે, તો તે જોઇ અને સાંભળી શકે. **પ્રિન્સ** **ગૉર્ટસ્ચૅકૉફનાં** ભેદભરેલાં કામો, તેના છળકપટના દાવપેચોની રીતીઓથી તે એટલોતો વાકેફ હતો, કે ડીયોડોરવિષે તેને જરાસરખો પણ શક પૈદા થયો નહીં. વળી ડીયોડોરે એવી ધીરજથી અને વગરધાસ્તીએ તેનીસાથે વાતો ચલાવી હતી, કે શક ઉપજવાજેવું કશું તેને ન લાગે, તેમાં નવાઈ નથી.

આ વેળાએ ડીયોડોર ભોંયરાંગમ પાછો જતો હતો, કે જ્યાં તે બીજા કોઇને પણ મળ્યાવગર જઈ પુગ્યો. તે કેદખાનાંની જગ્યાએ સઘળું શાંત અને ચુપ હતું; અને જ્યાં ગૉર્ટસ્ચૅકૉફને બંદીવાન કર્યામાં આવ્યો હતો, તે કોટડીના દરવાજાઆગળ જઇને ડીયોડોરે પોતાના હાથમાંનું ફાણુસ એવીરીતે ધર્યું, કે જેથી તેની રોશની બારણાંની ઝાળીમાંથી અંદર પડે, અને તેથી તે જોઈ શકે, કે **પ્રિન્સ** એક બંધવાનીપેઠે તાણે થઇને થોભેલોછે, કે તેનીઉપર હમલો કરવાનાં વિચારથી બારણાંઆગળ તૈયાર થઇ ઉભોછે. પણ નહીં, તે **રશિયન** સેનાધિપતિ તો ખાટલીઉપર બેહેલો હતો; તેને પોતાની છાતીઉપર અદબ વાળેલી હતી; તેનો દેખાવ નિચ્ચો પડેલોજેવો હતો; અને તે કાંઇ ઉંડા વિચારમાં મશ્ગુલ થયેલો હતો બીશક કાંઈ સારા વિચારમાં તો તે નહીંજ હતો—તે કોટડીમાં રોશની પડતી હતી, તેનું પણ તેને કશું ભાન થોડીક "મિનીટો" સુધી રહ્યું નહીં.

ડીયોડોર **લાટૉસ** માંહે દાખેલ થયો, પણ તેમ કરવાઆગમચ, જો ગરજ પડે, તો કામ લાગે એવા વિચારથી તેણે પોતાનાં હથિયારો પાછાં બહાર કાહાડી તૈયાર રાખ્યાં હતાં;

અને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે પણ જોયું, કે તેના હરીફઉપર અણચિંત્યો હમલો કરવો નામુનાસિબ હતું.

ડીયોડોર—"આ રહ્યો પર્વાનો, અને આ રહ્યો લખવાનો સામાન," એમ બોલી તેણે સર્વે "ટેબલ"ઉપર મુક્યું.

ગૉર્ટસ્ચકૉફ—"હું તમારી મર્ઝીપ્રમાણે કરૂં, પછી તો તમે મને આ જગ્યામાંથી જવા દેશો કેની?"

ડીયોડોર—"તમો નામદારે મને ઘણા હુકમો ફર્માવ્યાછે, અને તમારેજ પગલે હવે જો હું તમોને તેમજ ફર્માવું, તો તમો કાંઈ ઘણા અજાયબ તો નહીંજ થશો? વાજેબી-રીતે આ પર્વાનો ભરી આપવાની મેહેરબાની કરો; અને પછી મારાં મનમાં જે કેહેવાનુંછે, તે હું કહીશ."

આ સાંભળી રુશિયન સેનાપતીને અંદરથી ગુસ્સો લાગ્યો; તેણે પોતાના હોઠ પોતાના દાંતોમાં પકડયાઃ તેનો ચેહેરો, જે કુદર્તી ફિક્કો હતો, તે આ સાંભળીને લાલચોલ થઈ ગયો; જે નામોસી તેને ખમવી પડતી હતી, તેથી તેને દેલમાં ઘણુંજ લાગતું હતું. તે એક પ્રિન્સ—એક મોટો જનરલ—એક મોટાં લશ્કરનો સેનાપતિ—હૉસ્પોડારના મેહેલમાં રેહેનારો, તે પોતાનો ફતેહમંદ હરીફ જે કેહે તેમ કરવાને તાબેદાર! અને વળી તે પણ એક કેદખાનાંમાં! પણ તેનીજ તલવાર, અને તેનીજ "પીસ્ટૉલો"નેલીધે તેને તેમ કરવાની હવે ફર્જ પડતી હતી; તેણે જાણ્યું, કે તેને એક એવા આદમીસાથે હમણાં કામ પાડવું છે, કે જે તેના પોતાનાજ બોલોમાં જીવઉપર આવેલો હતો.

પડેછે, કે જરા પણ સાંમે ન થવાની સંભાળ લેજો—કે મને ધમકી આપવા એક પગલું પણ આગળ વધવાની હેમત કરશો ના, નહીંતો મારી હાલત એવી બતંગ આવી ગઇછે, કે તમોને તેજ ઘડિએ ગોળીથી વિંધી નાખવાને હું એક પળવાર પણ થોભીશ નહીં!"

ખીજવાટથી ફરી એકવાર પ્રિન્સે પોતાના હોઠો કરડ્યા. ઠીયોડોરે ફાણસ પાછું હાથમાં લીધું—તે ભોંયરાંનાં બંદીખાનાંમાંથી પાછો ફર્યો—અને ઘણીજ સંભાળથી તેનો દરવાઝો બરાબર બંધ કીધો. ફરીથી એકવાર પ્રિન્સનાં હથિયારો પોતાના પુશાકમાં છુપાવીને તે એક ઘડી પણ ખોવાવગર તે પથ્થરની સીડીઓ ચઢી ગયો, અને મથાળે આવેલાં બારણાંઆગળ આવ્યાપછી ત્યાંજ તે ફાણસ મુકયું, કારણકે આગળ ચાલમાં તો એક બતી બળતી હતી, કે જે ચાલમાં તે પછી દાખેલ થયો; તે પસાર કીધી, અને હૉસ્પૉડારના મેહેલમાં અંદર દાખેલ થવાનાં મોટાં દીવાનખાનાંમાં જઇ પહોંચ્યો. આ વખ્તે જોકે મધ-રાતથી પણ વધારે મોડું થયેલું હતું, છતાં કેટલાક ઘરબટલાના નૌકરો, સેપાહો, અને કાસેદો ત્યાં અહીંતહીં અરડાઇને પડેલા હતા, પણ તેઓનીવચ્ચેથી કશી પણ અડચણ કે અટકાવવગર ઠીયોડોર ત્યાંથી પસાર થઈ જવા પામ્યો. તેથીઉલટું સામું દરબાને તેને માનઐઝુતથી મોટાં બારણાંમાંની ન્હાની ઝાળી ઉંઘાડી આપી! ઠીયોડોર તેવારે બહાર પડયો—ફરી એકવાર તેણે છુટાપણાંની હવા દમમાં લીધી!

પણ કેવો તે પછી દોડયો! તે ફકત દોડયોજ નહીં, પણ ઉડી ગયો એમ કહો, તોપણ ચાલે! આગળ કોઇવાર પણ તેના પગોએ તેને એટલી ઝડપે દોડાવ્યો નહતો! પણ તે જાણતો હતો, કે હવે દરેક ઘડી કીમતી હતી! અને તેનાં માબાપનું ઘર આ રોશની કીધેલાં શેહેરને છેક બીજે નાકે ખાસું દોઢ "માઇલ" દુર આવેલું હતું! આખરે જે મહ-લામાં તેનું ગરીબ ઘર આવેલું હતું, ત્યાં તે જઈ પહોંચ્યો; તે બારણાંઆગળ દોડયો; અને ઝોરથી તે ઠોકયું. સારાં નસીબે તેનાં માબાપ હજી સુવાને ગયાં નહતાં, કારણકે પ્રિન્સ ગૉર્ટ-સ્ચૅકૉફે સખ્ત હુકમ કાહાડયો હતો, કે શેહેરીઓએ પોતાનાં ઘરોમાં આખી રાત રોશની ચાલુ રાખવી; બુખારેસ્ટના બીજા રેહેવાસીઓનીપેઠે જૉસેફ લાટૉસ અને તેની બાયડી પણ રખેને રોશની બુજાઇ જાય, તેની ધાસ્તીએ જાગતાં બેઠાં હતાં. જોકે પોતાની લાગણીવીરૂધ તેઓને રોશની કરવાની ફર્ઝ પડી હતી, અને તેથી તેઓ ઘણાં ખીજવાયલાં હતાં, તોયે ઠીયોડોરનાં માબાપને તેમ કરવાસેવાય બીજો ઇલાજ નહતો.

ઘરનું બારણું ઉંઘડયું—ઠીયોડોર અંદર ઘુસી ગયો—અને તેના બાપ અને માને બઘલગીરી કીધી. તેઓને બનતી ઝડફે ત્યાંથી કુચ કરી જવાની તૈયારી કરવા કેહેવાનો વખ્ત હાથમાં નહતો, છતાં ઘણી ઉતાવળમાં થોડાજ શબ્દોમાં તેણે તેઓને હકીકત જણાવી. છતાં તે થોડાજ બોલોમાં ઓમર પાશા કોઈજ નહીં, પણ તેઓનો લાંબા વખ્તનો ગુમાઈ ગયેલો બેશી હતો, તે પણ જણાવી દીધું, જે સાંભળી તેઓ બેહદ ખુશી થયાં, અને પછી તેઓ ઉતાવળે મુસાફરીએ નિકળી પડવામાટે પોતાથી બનતી ઝડફે લાગી ગયાં.

પાસેજ આવેલા એક તબેલામાં ઠીયોડોર દોડી ગયો. ત્યાં પણ લોકો પોતાની રોશ-નીની સંભાળ લેતાં બેઠેલાં હતાં, અને ઘોડાનો ધણી આવી મધરાતે પણ પોતાના તબેલા-માંના સૌથી સરસ ત્રણ ઘોડાવેચવાને તૈયાર હતો. પોતાના બેશી ઓમર પાશાને ગોધવા

અને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે પણ જોયું, કે તેના હરીફઉપર આણચિંત્યો હમલો કરવો નામુનાસિબ હતું.

ઠીયોડોર—"આ રહ્યો પર્વાનો, અને આ રહ્યો લખવાનો સામાન," એમ બોલી તેણે સર્વે "ટેબ્લ"ઉપર મુક્યું.

ગૉર્ટસ્ચકૉફ—"હું તમારી મર્ઝીપ્રમાણે કરૂં, પછી તો તમે મને આ જગ્યામાંથી જવા દેશો કેની?"

ઠીયોડોર—"તમો નામદારે મને ઘણા હુકમો ફર્માવ્યાછે, અને તમારેજ પગલે હવે જો હું તમોને તેમજ ફર્માવું, તો તમો કાંઈ ઘણા અજાયબ તો નહીંજ થશો? વાજેબી-રીતે આ પર્વાનો ભરી આપવાની મેહરબાની કરો; અને પછી મારાં મનમાં જે કેહેવાનુંછે, તે હું કહીશ."

આ સાંભળી રશિયન સેનાપતીને અંદરથી ગુસ્સો લાગ્યો; તેણે પોતાના હોંઠ પોતાના દાંતોમાં પકડયાઃ તેનો ચેહેરો, જે કુદર્તી ફિક્કો હતો, તે આ સાંભળીને લાલચોલ થઇ ગયો; જે નામોસી તેને ખમવી પડતી હતી, તેથી તેને દેલમાં ઘણુંજ લાગતું હતું. તે એક પ્રિન્સ—એક મોટો જનરલ—એક મોટાં લશ્કરનો સેનાપતિ—હૉસ્પૉડારના મેહેલમાં રેહેનારો, તે પોતાનો ફતેહમંદ હરીફ જે કેહે તેમ કરવાને તાબેદાર! અને વળી તે પણ એક કેદખાનાંમાં! પણ તેનીજ તલવાર, અને તેનીજ "પીસ્ટોલો"નલીધે તેને તેમ કરવાની હવે ફર્ઝ પડતી હતી; તેણે જાણ્યું, કે તેને એક એવા આદમીસાથે હમણાં કામ પડયુંછે, કે જે તેના પોતાનાજ બોલોમાં છીવઉપર આવેલો હતો.

પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે આખરે પર્વાનો પોતાનીસામે મુક્યો—કલમ હાથમાં પકડી—અને તેમાં જૉસેફ લારૉસ, તેની બાયડી, અને તેઓના બેટા ઠીયોડોરનાં નામો ભરી આપ્યાં. તે છાપેલા "ફૉર્મ"માં જેઓને લાગતુંવળગતું હતું, તેઓને ખુલ્લું જણાવેલું હતું, કે તેમાં લખેલાં નામોવાળાં ત્રણે આસામીઓને બુશારેસ્ટ શેહેરમાંથી, તેઓને ગમે તે વખ્તે, તેઓને જ્યાં ગમે ત્યાં, વગરહરકતે બહાર જવા દેવાં. આ દસ્તાવેજઉપર પ્રિન્સ ગૉર્ટસ્ચૅ-કૉફે પોતાની સહી કીધી; અને ઠીયોડોરે તપાસી જોયું, અને તેની ખાતેરી થઇ, કે તે બરાબર રીતસરનો લખાયલો પર્વાનો હતો, કારણકે પ્રથમ જ્યારે સુલતાનનાં મૉલ્ડેવિયા અને વાલાશિયાનાં પ્રગણાંઓઉપર રશિયન લશ્કરે હલ્લો કર્યો હતો, ત્યારે તેણે આગળ એવા ઘણાક રશિયન પર્વાનાઓ જોયલા હતા.

પોતાનાં ગજવાંમાં તે પર્વાનો ઠીયોડોરે સંભાળીને મુક્યો, અને પછી બોલ્યો, "તમારા પોતાના નોકરો તમારેમાટે શોધ કરે તે વખ્તસુધી તમો નામદારને લાંજ બંદીવાન કરી જવાની મને ફર્ઝ પડેછે, એમ મને ખુલ્લું કેહેવાને કશી આંચકી લાગતી નથીઃ મારો તેમ કરવાસિવાય બીજો કશો ઇલાજ નથી, એમ તમો નામવર પણ કબુલ કરશો.?"

ગૉર્ટસ્ચૅકૉફ—(ગુસ્સાથી) "હું મારો એક પ્રિન્સતરીકેનો કોલ આપુંછું, કે હું તમોને આ શેહેરમાંથી વગરહરકતે——"

ઠીયોડોર—(વચ્ચે બોલી ઉઠીને) "મારા લૉર્ડ, મેં જે આટલી બધી મેહેનત લીધી, કાંઈ એક ઘડીની બીવકુફાઇનેમાટે નહતી. ફરીથી તમોને સાવચેતી આપવાની મને ફર્ઝ

પડેછે, કે જરા પણ સાંમે ન થવાની સંભાળ લેજો—કે મને ધમકી આપવા એક પગલું પણ આગળ વધવાની હેમત કરશો ના, નહીંતો મારી હાલત એવી બતંગ આવી ગઇછે, કે તમોને તેજ ઘડિએ ગોળીથી વિંધી નાખવાને હું એક પળવાર પણ થોભીશ નહીં !"

ખીજવાટથી ફરી એકવાર પ્રિન્સે પોતાના હોઠો કરડયા. ઠીયોડોરે ફાણસ પાછું હાથમાં લીધું—તે ભોંયરાંનાં બંદીખાનાંમાંથી પાછો ફર્યો—અને ઘણીજ સંભાળથી તેનો દરવાજો બરાબર બંધ કીધો. ફરીથી એકવાર પ્રિન્સનાં હથિયારો પોતાના પુશાકમાં છુપાવીને તે એક ઘડી પણ ખોવાવગર તે પથ્થરની સીડીઓ ચઢી ગયો, અને મથાળે આવેલાં બારણાંઆગળ આવ્યાપછી ત્યાંજ તે ફાણસ મુકયું, કારણકે આગળ ચાલમાં તો એક બતી બળતી હતી, કે જે ચાલમાં તે પછી દાખેલ થયો; તે પસાર કીધી, અને હોસ્પોડારના મેહેલમાં અંદર દાખેલ થવાનાં મોટાં દીવાનખાનાંમાં જઇ પહોંચ્યો. આ વખતે જોકે મધરાતથી પણ વધારે મોડું થયેલું હતું, છતાં કેટલાક ઘરબટલાના નોકરો, સેપાહો, અને કાસેદો ત્યાં અહીંતહીં બરડાઇને પડેલા હતા, પણ તેઓનીવચ્ચેથી કશી પણ અડચણ કે અટકાવવગર ઠીયોડોર ત્યાંથી પસાર થઈ જવા પામ્યો. તેથીઉલટું સામું દરબાને તેને માનએદ્બતથી મોટાં બારણાંમાંની ન્હાની ઝાળી ઉઘાડી આપી ! ઠીયોડોર તેવારે બહાર પડયો—ફરી એકવાર તેણે છુટાપણાંની હવા દમમાં લીધી !

પણ કેવો તે પછી દોડયો ! તે ફકત દોડયોજ નહીં, પણ ઉડી ગયો એમ કહો, તોપણ ચાલે ! આગળ કોઇવાર પણ તેના પગોએ તેને એટલી ઝડપે દોડાવ્યો નહતો ! પણ તે જાણતો હતો, કે હવે દરેક ઘડી કીમતી હતી ! અને તેનાં માબાપનું ઘર આ રોશની કીધેલાં શેહેરને છેક બીજે નાકે ખાસું દોઢ "માઇલ" દુર આવેલું હતું ! આખરે જે મહલ્લામાં તેનું ગરીબ ઘર આવેલું હતું, ત્યાં તે જઈ પહોંચ્યો; તે બારણાંઆગળ દોડયો; અને ઝોરથી તે ઠોકયું. સારાં નસીબે તેનાં માબાપ હજી સુવાને ગયાં નહતાં, કારણકે પ્રિન્સ ગૉર્ટ-સ્ચૅકૉફે સખ્ત હુકમ કાહાડયો હતો, કે શેહેરીઓએ પોતાનાં ઘરોમાં આખી રાત રોશની ચાલુ રાખવી; બુશારેસ્ટના બીજા રેહેવાસીઓનીપેઠે જૉસેફ લાટૉસ અને તેની બાયડી પણ રખેને રોશની બુઝાઇ જાય, તેની ધાસ્તીએ જાગતાં બેઠાં હતાં. જોકે પોતાની લાગણીવીરૂધ તેઓને રોશની કરવાની ફરજ પડી હતી, અને તેથી તેઓ ઘણાં ખીજવાયલાં હતાં, તોયે ઠીયોડોરનાં માબાપને તેમ કરવાસેવાય બીજો ઇલાજ નહતો.

ઘરનું બારણું ઉઘડયું—ઠીયોડોર અંદર ધુસી ગયો—અને તેના બાપ અને માને બથલગીરી કીધી. તેઓને બનતી ઝડપે ત્યાંથી કુચ કરી જવાની તૈયારી કરવા કેહેવાનો વખ્ત હાથમાં નહતો, છતાં ઘણી ઉતાવળમાં થોડાજ શબ્દોમાં તેણે તેઓને હકીકત જણાવી. છતાં તે થોડાજ બોલોમાં ઓમર પાશા કોઇજ નહીં, પણ તેઓનો લાંબા વખ્તનો ગુમાઈ ગયેલો ખેશી હતો, તે પણ જણાવી દીધું, જે સાંભળી તેઓ બેહદ ખુશી થયાં, અને પછી તેઓ ઉતાવળે મુસાફેરીએ નિકળી પડવામાટે પોતાથી બનતી ઝડપે લાગી ગયાં.

પાસેંજ આવેલા એક તબેલામાં ઠીયોડોર દોડી ગયો. ત્યાં પણ લોકો પોતાની રોશનીની સંભાળ લેતાં બેઠેલાં હતાં, અને ઘોડાનો ધણી આવી મધરાતે પણ પોતાના તબેલામાંના સૌથી સરસ ત્રણ ઘોડાવેચવાને તૈયાર હતો. પોતાના ખેશી ઓમર પાશાને ગોધવા

જવાની આશામાં જ્યારે ઠીયોડોર લાર્ટોસ નિકળ્યો હતો, ત્યારેતો તેની પૈસાની હેલીમાં ઘણુંજ થોડું નાણું હતું, પણ જ્યારે તેણે એજ ઑટોમન લશ્કરના વડા સેનાધિપતિ ખેશીની કુરટુકાઈખાતેથી વાલાશિયાનાં રાજધાની શેહેરમાં પાછાં આવવાની રજા લીધી હતી, ત્યારે તેની હેલી સોનાના સેક્કાઓથી ચિક્કાર ભરાયલી હતી. માંટે તેણે ઘોડાના માલેક-સાથે ભાવતાલમાં રકઝક કીધી નહીં; તે તેને ખુશીથી ચુકાવી આપ્યો; અને થોડીજ "મિનીટો"માં તે જનાવરો સાજ નાખેલાં—તેમાં એક તો બાનુની સવારીનેમાંટે--લાર્ટોસ કુટુંબનાં ગરીબ રેહેઠાણઆગળ લાવી હાઝેર કર્યામાં આવ્યાં.

પેલા પર્વાનાની મદદથી, કાંઈ પણ હરકત કે અટકાવવગર તેઓ બુશારેસ્ટમાંથી બહાર પડવાને શક્તિવાન થયાં, અને જ્યારે શેહેર બહાર મયેદાનમાં આવી લાગ્યાં, ત્યારે તેઓએ પોતાના ઘોડાઓને ઝડપથી દોડાવવા માંડયા. તેઓની આખી મુસાફેરીમાં તેઓની-પુઠ પકડવાને સેપાહોને મોકલવામાં આવ્યા હતા કે નહીં, તેની તેઓને ખબર પણ પડી નહીં; કારણકે આખરે તેઓ ઑલ્તેનિત્ઝાખાતે સહીસલામત આવી પુગ્યાં હતાં—તો જોકે જે અતિ ઘણી ઝડપથી તેઓને મુસાફેરી કરવાની ફરઝ પડી હતી, તેથી ઠીયોડોરની મા બાપડી ઘણી થાકી ગઇ હતી; અને વળી તેમ કરવામાંટે જેમ બને તેમ થોડીજ જગ્યાએ તેઓ થાક ખાવામાંટે થોભ્યાં હતાં.

ઑલ્તેનિત્ઝાથી લાર્ટોસ કુટુંબને મછવાઓમારફતે કુરટુકાઇખાતે લઈ જવામાં આવ્યું, કે જ્યાં જૉસેફ લાર્ટોસને તેના લાંબા વખ્તના ગુમાઇ ગયલા ભાઇએ પોતાના હાથોમાં પકડી બથલગીરી કીધી. તેટલીજ હોંસથી પોતાની ભોજાઇને પણ ઉદાર દેલના ઓમરે ચાંપીને માયાથી ભેટી કીધી;—ઠીયોડોરને પણ પાછો ઘણાં વાહાલથી આવકાર આપવામાં આવ્યો—અને સર્વેરીતે કુટુંબીઓનો લાંબે વખ્તે થયેલો આ ભેટો ઘણો ખુશીભરેલો હતો. જેમતેમ પોતાનું ગુજરાન થાયએટલું કમાવામાંટે નિશાળના બીચારા ગરીબ શિક્ષકને ઘણાંક વર્ષોતુલીક જે ધક્કાવહીરું કરવું પડયું હતું, જેને કોઇ ઝાઝું ઓળખતું પણ નહતું, તેને સ્વપ્ને પણ ખબર નહતી, કે લાર્ટોસનાં નામસાથે મોટું માન જોડાયલું હશે—તે હવે પોતાના ભાઇને પ્રિન્સની પદવીથી બોલાવવા લાગ્યો, કે જેને તે ઝમાનાના સર્વેથી મોટા જનરલતરીકે નામ કાહાડી વાખવાખી મેળવી હતી.

આપણી વાર્તાના આ ભાગઉપર આપણે ઘણું લંબાણથી બોલીશું નહીં. ફક્ત એટલુંજ કેહેવું બસ થશે, કે ઓમર પાશાએ પોતાના ખેશીઓને દોલત અને ભેટોથી નવાઝયાં; અને જેઓ સેનાપતિનીઆગળ જતા આવતા હતા, તેઓ પણ સર્વે આ જાણીતા સરદારનાં સગાંઓને માન આપવામાં અને ચાહાવામાં ખુશી થતાં હતાં. પણ થોડા દિવસો વિત્યાકેડે ઠીયોડોર લાર્ટોસે પોતાના કાકાને સુલતાનનાં લશ્કરમાં તેને નોકરીએ રાખવામાંટે આપેલી કબુલાત યાદ દેવડાવી; જેઉપરથી ઓમરે તેને જણાવ્યું, કે જો તે એવી કોઇ પણ નોકરી કબુલ કરે, તો તેને પોતાનો ધર્મ છોડી મુસલમાન મઝહબ એખતિયાર કરવાની ફરઝ પડશે, એટલુંજ નહીં. પણ મુસ્લીમ દેશને પોતાના દેશતરીકે ગણવો જોઇશે પોતાના નામચિન કાકાનાં હાથહેઠલ એક તલવાર પેહેરવાનેમાંટે તેને જે પણ ભોગો આપવા પડે, અથવા જે પણ શર્તો કબુલવી પડે. તે ખુશીસાથે કરવાને ઠીયોડોરે પોતાની પુર મર્ઝી



( ચિત્ર ૯ મું. ) " મોટા સરદાર, આપ નામવર આ પિછાણી શકોછો ? " (પાનું ૧૪૫ મું.)

ઝાહેર કીધી; તેઉપરથી તેનાં માબાપની સલાહ પુછવામાં આવી; અને તેઓએ ખુશીસાથે તેના આ જગઝાહેર ખેશીના હાથમાં પોતાના છોકરાનું ભલુ ભવિષ્ય મુંક્યું.

આઉપરથી ઠીયોડોરનું ખ્રિસ્ટી નામ બદલીને હવે "ટવારિક" રાખ્યામાં આવ્યું, અને તેને તરતજ તેના કાકાનો એક એડી-કાંગ નેમવામાં આવ્યો, વળી તેને કૅપટનની લશ્કરી પદવી પણ આપવામાં આવી. આએજ વખ્તે સરદારને કાળા સમુદ્રમાં, જે ટર્કિશ દરિયાઇ કાફેલો પડેલો હતો, તેના વડા ટર્કિશ *ઍડમિરલસાથે કાંઈ સંદેશો ચલાવવાની ઝરૂર પડી, અને આપણો આ વડો સેનાધિપતિ પોતાના કીર્તિના લોભી અને ઉમંગી ભત્રીજાને કાંઇ લાયક અને વિશ્વાસુ કામ સોંપવાને એન્તેઝાર હોવાથી, તેણે આ કામ ટવારિકને સોંપ્યું.

ટવારિક પોતાના એડી-કાંગના સુંદર પુશાકમાં ઘણો શોભતો હતો. તેનો ઢેલબેસ્તો આસ્માની રંગનો ડગલો, કે જેના છાતીઆગળના ભાગઉપર તમામ કસબકામ ભરેલું હતું, તે તેનાં શેનકદાર શરીરને ઘણો મઝાનો લાગતો હતો; વળી તેની બાજુમાં લટકાવેલી તલવારથી તેનો દેખાવ એક ઉમદા લશ્કરી પુરૂષનેલાયકનો હતો. ઍડમિરલ ઑસમાન પાશાઉપર સરદારે મોકલવા ધારેલો પયેગામ તરતજ તૈયાર કર્યામાં આવ્યો, જે લઇ ટવારિક પોતાનાં માબાપની અને પોતાના કાકાની માયાભરી ભેટ લઈ વાર્નાને બંદરે જવા નિકળ્યો. ત્યાં આવી પહોંચતાં ટર્કિશ લડાઈનાં એક ન્હાનાં બારકસના કૅપટનતરફથી ટવારિકને ખબર મળી, કે ઑસમાન પાશા પોતાનો દરિયાઈ કાફેલો લઇ સિનોપખાતે ઉપડી ગયો હતો. કે જે ટર્કીના સલ્તનતલગતું દરિયા કાંઠાનું એક બંદર હતું, અને જે કાળા સમુદ્રના દક્ષિણ કેનારાઉપર આવેલું હતું.

*જુઓ નોટ ૫૨ મી.



ઝાહેર કીધી; તેઉપરથી તેનાં માબાપની સલાહ પુછવામાં આવી; અને તેઓએ ખુશીસાથે તેના આ જગઝાહેર ખેશીના હાથમાં પોતાના છોકરાનું ભલું ભવિષ્ય મુંક્યું.

આઉપરથી દીયોડોરનું ખ્રિસ્તી નામ બદલીને હવે "ટવારિક" રાખ્યામાં આવ્યું, અને તેને તરતજ તેના કાકાનો એક એડી-કાંગ નેમવામાં આવ્યો, વળી તેને કુપટનની લશ્કરી પદવી પણ આપવામાં આવી. આએજ વખ્તે સરદારને કાળા સમુદ્રમાં, જે ટર્કિશ દરિયાઇ કાફલો પડેલો હતો, તેના વડા ટર્કિશ *ઍડમિરલસાથે કાંઈ સંદેશો ચલાવવાની ઝરૂર પડી, અને આપણો આ વડો સેનાધિપતિ પોતાના કીર્ત્તિના લોભી અને ઉમંગી ભત્રીજાને કાંઇ લાયક અને વિશ્વાસુ કામ સોંપવાને ઇન્તેઝાર હોવાથી, તેણે આ કામ ટવારિકને સોંપ્યું.

ટવારિક પોતાના એડી-કાંગના સુંદર પુશાકમાં ઘણો શોભતો હતો. તેનો દેલબેસ્તો આસ્માની રંગનો ડગલો, કે જેના છાતીઆગળના ભાગઉપર તમામ કસબકામ ભરેલું હતું, તે તેનાં રોનકદાર શરીરને ઘણો મઝાનો લાગતો હતો; વળી તેની બાજુમાં લટકાવેલી તલવારથી તેનો દેખાવ એક ઉમદા લશ્કરી પુરૂષનેલાયકનો હતો. ઍડમિરલ ઑસમાન પાશાઉપર સરદારે મોકલવા ધારેલો પયેગ્રામ તરતજ તૈયાર કર્યામાં આવ્યો, જે લઇ ટવારિક પોતાનાં માબાપની અને પોતાના કાકાની માયાભરી ભેટ લઈ વાર્નાને બંદરે જવા નિકળ્યો. ત્યાં આવી પહોંચતાં ટર્કિશ લડાઈનાં એક ન્હાનાં બારકસના કુપટનતરફથી ટવારિકને ખબર મળી, કે ઑસમાન પાશા પોતાનો દરિયાઈ કાફલો લઇ સિનોપખાતે ઉપડી ગયો હતો, કે જે ટર્કીના રાજ્યનેલગતું દરિયા કાંઠાનું એક બંદર હતું, અને જે કાળા સમુદ્રના દક્ષિણ કેનારાઉપર આવેલું હતું.

આઉપરથી ઓમર પાશાના આ ભરોસાદાર એડી-કાંગનેમાટે એક ઑટોમન આગબોટ તરતજ તેની નોકરીમાં હાઝેર કર્યામાં આવી, તેઉપર સવાર થઈ ટવારિક પોતાની સફરે નિકળી ચાલ્યો. ને સફર એક યાદગાર હતી—જ્યાંસુધી ટવારિક આ દુનિયામાં જીવવા પામે, ત્યાંસુધી તે આ દહાડા કદી ભુલતે નહીં, કારણકે તે એવીતો અણીનીધીકે સિનોપ આવી લાગ્યો. કે ત્યાં ચાલેલી એક ભયંકર દરિયાઈ લડાઇ જોવાને તથા તેમાં ભાગ લેવાને તે નસીબવંત નિવડયો. આ લડાઇનેલીધેજ આ જગ્યાનું નામ હાલની આ લડાઈની તવારીખમાં યાદગાર રહી ગયું છે.

---

*જુઓ નોટ ૫૨ મી.





## પ્રકરણ ૨૩ મું.

### સિનોપ.

ઓમર પાશાના ભત્રીજા ટવારિકને જે ઑટોમન આગબોટ લઈ ગઈ હતી, તેનીઉપર બાર તોપો હતી, અને તેનું નામ ટાઈફ્ હતું. તે એક ઘણું સુંદર વહાણ હતું; અને તેમાંના ભારે બળવાળાં ઇનજીનોની મદદથી તે પાણીમાંથી સડસડાટ ઘણી ઝડફે ચાલ્યું જતું હતું. વાર્ના અને સિનોપવચ્ચે સાડી ત્રણસો "માઇલ"નો છેટોછે, અને તેટલામાટે તેટલી મંઝેલ કાપવાને આસરે ચોવીસ કલાકો પુરતા હતા. પણ પોતાનાં ધારેલાં મથકથી હજી થોડેક તફાવતે ટાઈફ્ હતું, તેટલાં કાળા સમુદ્રઉપરથી તોપ ફુટવાનો આવાઝ સંભળાયો. આ "સ્ટીમર"ઉપરના સર્વે જણા પ્રથમ તો સમજ્યા, કે તે આવાઝ ત્યાં બારાંમાં પડેલી એકાદ ટર્કિશ મનવારઉપરનો હશે, કિંવા શેહેરમાંનું લશ્કર પોતાની તોપોથી હંમેશની કવાયદ કરતું હશે. પણ આ ખ્યાલી વિચાર ઝાઝો વખ્ત ટકી શક્યો નહીં, કારણકે તોપોના ગગડાટથી ટાઈફ્ઉપરના અનુભવી આસામીઓને તરંત જણાયું, કે કેથે નઝદીકમાં લડાઈ ચાલતી હોવી જોઇએ.

*સેબાસ્ટૉપૉલથી આવી લાગેલા રશિયન કાફેલાએ સિનોપના ઑટોમન દારૂખાનાં-ઉપર હલ્લો કર્યો હતો, તેવિષે ટાઇફ્નીઉપરના માણસોને હવે કશો શક રહ્યો નહીં. આ "સ્ટીમર"નો કૅપટન જેમ ટવારિક ફરમાવે, તેમ કરવાને પોતાની હવે ફર્ઝ સમજવા લાગ્યો, અને તેટલામાટે હવે શું કરવું, તેબાબે તે ટવારિકનો હુકમ પુછવા લાગ્યો.

ઓમર પાશાના ભત્રિજાએ તેનો તરત જવાબ વાળ્યો, કે "જો લડાઈજ ચાલતી હોય, તો આપણી ફર્ઝ તદન ખુલ્લી છે; અને આપણે રસ્તો બદલીને નિકળી જવાનેબદલે તે જગ્યાએ જેટલી બનેએટલી ઝડફે ટર્કિશોની મદદે દોડી પહોંચવું જોઇએછે." અત્રે જણાવવું જોઇએછે, કે હરકોઈ સરકારી મનવારઉપર કામ કરતા સર્વે ખલાસીઓ કવાયદવાળા લડવૈયાઓજ હોયછે.

પોતાનાજ વિચારને મળતો આ જવાબ હતો, તે આ ઑટોમન કૅપટનના ચેહેરાઉપરથીજ જણાઇ આવ્યો, અને તેણે તરતજ "સ્ટીમર"ની ઝડફ વધારવાના હુકમો આપ્યા. જેમજેમ તેઓ આગળ વધતા ગયા, તેમતેમ તોપોના આવાઝો વધારે મોટા અને ખુલ્લા સંભળાવા લાગ્યા, અને લડાઇનેમાટે સર્વે તૈયારીઓ કરી રાખવાના હુકમો ટાઇફ્ના કૅપટને આપ્યા. આ હુકમો તરતજ બજાવ્યામાં આવ્યા, અને તેમ કરવામાં ટવારિકે કૅપટનને ઘણી મદદ આપી.

આ યાદગાર લડાઈ જ્યારે ટાઈફ્ઉપરથી નઝરે પડવા લાગી, ત્યારે બપોરનો વખ્ત હતો; હવા તદન શાંત હતી; અને હજીતો તે લોકો સિનોપથી થોડાક "માઇલો" દુર હતા, તેટલાંજ દ્રષ્ટિમર્યાદાતરફ તેઓનાં જોવામાં ધુમાડાનાં કાળાં વાદળાંઓ દેખાવા લાગ્યાં. એથી

* જુઓ નોટ ૫૪ મી.

ટાઈફ્રઉપરના માણસો ચાલતી લડાઈ જોઈ શક્યાં નહીં, ફક્ત અવારનવાર તોપોનાં ફુટવાથી જે ચળકાટ થતો તેજ ધુમાડામાંથી દેખાતો હતો; વળી અવારનવાર પવનથી ખસી જતા ધુમાડામાંથી વહાણોના ઉંચા ડોળો, સડો, અને દોરડાંઓ સ્હેજ વાર નઝરે પડતાં હતાં; પણ તેટલાં એકાએક પવનના એક મોટા ઝપાટાથી ધુમાડો દુર થઈ ગયો, અને તેથી ટાઈફ્રનાં તુતકઉપર ઉભેલાઓનાં દિઠામાં એક ઘણોજ ભપકાદાર પણ અતિશય દુઃખદાયક દેખાવ દિઠામાં આવ્યો.

આપણે હવે અત્રે આ લડાઈ કેમ અને કેવા સંજોગોવચ્ચે થઈ હતી, તેવિષે થોડોક ખોલાસો કરીશું. એશિયા માઈનરખાતે, જે ટર્કિશ લશ્કર પડેલું હતું, તેના ખપમાટે ખુરાકી, વગેરે લઈને જતાં વહાણોને પોતાના કાફ્લાની ચોકાસીતળે લઈને જવાનો હુકમ ઑસમાન પાશા નામના એક બહાદુર અને અનુભવી ટર્કિશ ઍડમિરલને થયો હતો. પાશાના આ કાફ્લામાં એક તેની પોતાનીઉપરાંત બીજી ન્હાનીમોટી આઠ મનવારો, અને હથિયારબંદ એક મોટી "સ્ટીમર" હતી. આ કાફ્લો અને ખુરાકી, વગેરે ભરેલાં વહાણો જ્યારે કૉન્સટૅન્ટિનોપલથી હંકારી ગયાં, ત્યારે ઑસમાન પાશાનાં મનમાં એમ હતું, કે જે ઇંગ્રેજી અને ફ્રેંચ કાફ્લો થોડોક વખ્ત થયો તે બાદશાહી રાજધાની શેહેરનાં બંદરમાં લંગર નાખી પડેલો હતો, તે કાળા સમુદ્રતરફ ઉપડી જવામાટે તૈયાર પડેલો હતો, અને તેની મતલબ, જો રુશિયન કાફ્લો સેબાસ્ટૅાપાલનું બારૂં છોડી આગળ વધે, તો તેને તેમ કરતાં અટકાવવામાટે હતો. વળી ઑસમાન પાશા એમ પણ ધારતો હતો, કે જો ઍશિયા માઇનરના કેનારાઉપર પોતાનું લશ્કર ઉતારવાને રુશિયનો યત્ન કરે, તો તેઓને તેમ કરતા અટકાવવામાટે આખા ટર્કિશ કાફ્લાના વડા દરિયાઈ સેનાધિપતિ કાપિટાન પાશા ખુદ પોતે પોતાના આખા કાફ્લાસહિત બૉસફૉરસની સામુદ્રધુની ઓળંગીને કાળો સમુદ્ર પસાર કરી જઈ ત્યાં જઈ લાગવો જોઇએ. ઝબરો ધુમસ પડવાનેલીધે ઑસમાન પાશાને સિનોપખાતે થોભવાની ફરજ પડી, અને કૉન્સટૅન્ટિનોપ્લ છોડી જતી વેળા તેને વખ્ત ન મળવાનેલીધે કેટલોક સામાન લેવાને ન બનવાથી, તેને પોતાનાં વહાણો ભરવામાટે સિનોપખાતે તક મળી.

કાપિટાન પાશા ટર્કિશ કાફ્લાનો મોટો ભાગ પોતાની સરદારીહેઠલ લઈને ઑસમાન પાશાના કાફ્લાનીપછવાડે કાળા સમુદ્રમાં જવાને લંગર ઉંચકવાની તૈયારી કરતો હતો. આ વેળા ઍડમિરલો ડન્ડાસ અને હામેલિન, કે જેઓ પોતપોતાનાં ઇંગ્રેજી અને ફ્રેંચ કાફ્લાઓની સરદારી ભોગવતા હતા, તેઓએ ટર્કિશ કાફ્લાના નામદાર વડા દરિયાઈ સેનાધિપતિને ખાતેરી આપી જણાવ્યું, કે તેને ઑસમાન પાશાનીપુઠે કાળા સમુદ્રમાં જવાની કશી અગત્ય નથી, કેમકે તેઓની પુર ખાતેરજમા હતી, કે સેબાસ્ટૉપાલની બહાર રુશિયન કાફ્લો નિકળવાની કદી પણ હેમત કરી શકેજ નહીં, કારણકે રુશિયનોને સારીરવેસ ખબર હતી, કે ઇંગ્રેજો અને ફ્રેંચો ટર્કિશની બાજુમાં થઈ ગયાછે, અને તેનીતરફથી લડાઇમાં ઉતરવાને તૈયાર ઉભાછે. તોયે એટલાઉપરથી પણ કાપિટાન પાશાની ખાતેરી થઈ નહીં; તેનાં મનમાં મઝબુત શક રહ્યો હતો; અને તેટલામાટે લંગર ઉઠાવી પોતાની મઝીમુજબ ચાલવાને તેણે તૈયારી કરવાની ચાલુજ રાખી. પણ ઇંગ્રેજી અને ફ્રેંચ ઍડમિરલોએ હાલ પોતાની જગ્યાએથી ખસવાનું દરોસ્ત ધાર્યું નહીં, તેમજ તેઓના

સાથવગર ટર્કિશ કાફેલાએ પણ ત્યાંથી ન ખસવાનું વાજેબી ધાર્યું. આઉપરથી તેઓએ તરતજ પોતપોતાની સરકારના એલચીઓની મદદ આ કામમાટે મેળવવાની આઝોજી કીધી; તેઉપરથી આ કુશળ એલચીઓએ કાળા સમુદ્રમાં ઑટોમન કાફેલાની કશી ઝરૂર નથી, એવું ટર્કિશ વડા વઝીરને સમજાવ્યું. આટલી બધી જીદથી અને પોતે ખરાછે એવા ખાતેરીભરેલા વિચારથી જ્યારે ઇંગ્રેજી અને ફ્રેંચ એલચીઓ ખાતેરી આપેછે, ત્યારેતો તેઓ ખરા હશે, એવા ભુલભરેલા ખ્યાલથી વડા વઝીરે તેઓનું કેહેવું માન્યું, અને તેઉપરથી તેણે કાપિટાન પાશાને તરત વેળા લંગર નહીં ઉચકવાનો તથા ત્યાંજ થોભી જવાનો જીવલેણ હુકમ ફરમાવ્યો.

પણ તેનેબદલે તો ઉલટોજ બનાવ બન્યો.

રશિયન જાસુસોથી રશિયન ઍડમિરલ નાશિમૉફને ખબર થઇ, કે ઑસમાન પાશાનો ફકત એક ન્હાનોજ કાફેલો કાળા સમુદ્રમાં ગયોછે, અને ટર્કિશ કાફેલાનો મોટો ભાગ, તેમજ ઇંગ્રેજી અને ફ્રેંચ આખા કાફેલાઓ તો કૉન્સ્ટૅન્ટિનોપ્લખાતેજ પડેલાછે, તેઉપરથી તે આસરે બાર વહાણોનો એક કાફેલો લઇ સેબાસ્ટૉપોલખાતેથી હંકારી ગયો. તેના આ કાફેલામાંની ચાર મનવારોઉપર દરેકમાં એકસો ને વીસ તોપો હતી; અને ચાર મનવારોઉપર દરેકમાં છાસી તોપો હતી; બીજી લડાઇનેબરની "સ્ટીમરો" હતી. ઑસમાન પાશાના ન્હાનીમોટી મનવારોના કાફેલાસુકાબેલ આ એક ઘણો મોટો કાફેલો હતો. પવન સારો મળવાથી નાશિમૉફ ઉતાવળે સિનોપખાતે આવી પોહોંચ્યો; જ્યારે ઑસમાન પાશાના કાફેલાઉપરથી આ મનવારો જોવામાં આવી, ત્યારે પ્રથમ તેઓ એમ સમજ્યા, કે તેઓનીપુઠે તેઓનોજ બીજો કાફેલો કૉન્સ્ટૅન્ટિનોપ્લથી આવી લાગ્યો હશે, અને તેઉપરથી ઑસમાન પાશા તદ્દન નભરવસ રહ્યો; તેણે તેટલામાટે લડાઇનેમાટે કશી પણ તૈયારી કીધી નહીં; પણ જ્યારે રશિયન વહાણો વધારે નઝદીક આવી લાગ્યાં, ત્યારે તેને શક પડ્યો, કે તરતજ તેણે ઉતાવળે તૈયારીઓ કરવાના હુકમો આપ્યા; અને પોતાના કાફેલાની બીજી મનવારોને બચાવમાટે તૈયારીઓ કરવાની નેશાનો વાવટાઓથી કીધી. એવા બનાવ વખતે એક બહાદુર માણસ જેટલું કરે તેટલું તેણે પણ કર્યું; અને તેમાં તેના ન્હાનાં વહાણોના કાફેલાએ બની શકતી મદદ આપી.

ટર્કિશ કાફેલો, પોતાનાં મોટાં વહાણોના કાફેલાઆગળ કેટલો નબળો હતો, અને વળી પોતાનાં વહાણોઉપર કેવી મોટાં કદની અને પુષ્કળ તોપો હતી, તેથી ઍડમિરલ નાશિમૉફ માહિતગાર હોવાથી તે મનમાં ખુશી થવા લાગ્યો, કે એક મોટી લડાઇ કરવાવિના ફકત પોતાના મછવાઓની મદદથી તે તે સિનોપના રસ્તામાંજ દરેક ટર્કિશ વહાણનો કબ્જો સેહેલથી લેવાને શક્તિવાન થશે. આઉપરથી તેણે પોતાના કાફેલામાંના તમામ મછવાઓને નિચ્ચે ઉતારી તેમાં સેપાહીને ભર્યા; અને પછી ટર્કિશ કાફેલાતરફ હંકારવા માંડ્યું. વળી નાશિમૉફે પોતે પોતાની મનવારઉપરથી ટર્કિશ ઍડમિરલને દાનાઇ વાપરી તાબે થવાની "સિગનલ" કીધી; પણ તેનો જવાબ ઑટોમન વહાણોઉપરથી મછવાઓઉપર તોપોનો મારો છોડીને આપવામાં આવ્યો. તોયે રશિયનો બહાદુરીથી આગળ વધ્યા ગયા; ટર્કિશ તોપોના મારાથી તેઓનાં કેટલાક મછવાઓ ડુબી ગયા; જ્યારે બાકીના ટર્કિશ ન્હાની

મનવારોની નઝદીક જવામાં ફતેહ પામ્યાં; કે જેમ થવાપછી જેવીરીતે એક શેહેરઉપર હલ્લો લઇ જઇને તેને જીતવામાં આવેછે, તેવીરીતે તેઓએ ટર્કિશ વહાણોનો કબ્જો લેવાને ઉપર ચઢવા માંડ્યું, પણ ટર્કો ઘણા હેમતથી સાંમે થયા; તેઓનાં તુતકઉપર ઝબરી કાપાકાપીનો દેખાવ થઇ પડ્યો; ઝારના ખલાસીઓસાથે સુલતાનના ખલાસીઓ હાથોહાથ અને પગોપગ લડ્યા. આખરે સિનોપની આ યાદગાર લડાઇમાં ઑટોમનો તદ્દન ફતેહ પામ્યા, અને દરેક વહાણનાં તુતકઉપરથી રશિયનોને મારી કાહાડવામાં આવ્યા, કે જેઓને નાસીને પોતાના મછવાઓમાં જતાં ભારે નુકશાની ખમવી પડી.

આ સઘળો બનાવ નાશિમૉફ પોતાની મનવારઉપરથી એક દુરબીનવડે જોતો ઉભો હતો, તેણે જ્યારે પોતાની ધારેલી નેમ ઉંધી વળેલી, અને પોતાના માણસોનો પરાજય થયેલો જોયો, ત્યારે પોતે પોતાની નઝરોથી ઠગાતો હતો, એમ તેણે ધાર્યું. તેમ કદી પણ બને નહીં, એવી તેની પુર ખાતેરી હતી. પણ તેણે જ્યારે જાણ્યું, કે ખરેખર તેમજ બન્યું હતું, ત્યારે તેણે પોતાની મનવારઉપરથી પોતાના કાફેલાનાં બીજાં વહાણોને સામટો હલ્લો કરવામાટે "સિગનલ" કીધી, અને પછી તેના રાક્ષસી કાફેલાએ ટર્કિશ કાફેલાઉપર તોપોનો ઝબરદસ્ત મારો ચલાવવાનો શરૂ કીધો.

તેનો જવાબ તરતંજ ટર્કિશ કાફેલાએ પાછો તોપોના મારાથીજ વાળ્યો; અને તેથી ધુમાધાર થઈ રહ્યું, કે જેમાંથી ફુટતી તોપોનો ચમકાટ વિજળીનીપેઠે જણાતો હતો. રશિયન ઍડમિરલની મનવારે ઑસમાન પાશાની મનવારને પોતાની તોપોના મારામાટે સઘળીમાંથી ચુંટી કાહાડી; અને તેનીઉપર પોતાની સામટી એકસો વીસ તોપોથી મારો ચલાવ્યો, કે જેનો જવાબ ટર્કિશ મનવારની ફક્ત સાઠ તોપોએ પાછો આપ્યો. આવા ભારે મારાછતાં ઑસમાન પાશા જરા પણ ડર્યો નહીં; તેણે મક્કમપણે લડવાનું ચાલુ રાખ્યું; તે શાંતપણે પોતાના હુકમો ફરમાવ્યો ગયો; અને તેવીજ ઉલટ તથા ચોકાસીથી તેના લડવૈયાઓએ તે બજાવ્યા કીધા; ત્રણત્રણ વાર રશિયનોએ આ મનવારનો કબ્જો લેવાની વેતરણ કીધી, અને ત્રણત્રણ વાર તેઓને મારી હઠાવ્યામાં આવ્યા. કાફેલામાંહેલી બીજી ટર્કિશ મનવારોએ પણ પોતાનો ભાગ ઘણો બહાદુરીથી બજાવ્યો; અને આરીતે સખ્ત લડાઇ ચાલુ રહી. આપ્રમાણે લડાઇ ચાલુ હતી, તેટલાં પવનના એક સપાટાએ તોપોમાંથી નિકળતો ધુંઓ થોડીક "મિનીટો"સુધી એક બાજુએ ઘસડાઇ ગયો, અને તેથી ટાઉનઉપરના માણસોનાં જોવામાં એક ઘણોજ દબદબાભરેલો તેમજ એક ભારે ભયંકાર દેખાવ નઝરે પડ્યો.

સારાં નસીબે આ દેખાવ થોડાં વખ્તનેમાટે હતો, છતાં તે તેના કૅપટનનાં જોવામાં આવ્યો, કે જેથી લડનારાં વહાણો કયાંકયાં હતાં, તે તેનાં દિમાંગમાં આવ્યું. કારણકે તેમ જો ન થતે, તો પોતે ભુલમાં રશિયન કાફેલાવચ્ચે પોતાનાં વહાણને હંકારી જવાની ઝરૂર તે ભુલ કરતે. તેણે તરત પોતાનો રસ્તો છોડી, થોડો આડે રસ્તે ફર્યો, પછી તરતંજ ગોળ ફરી જઇને એક મોટી રશિયન મનવાર, જે એક ન્હાની ટર્કિશ મનવારઉપર મારો ચલાવતી હતી, તેનીતરફ ઘસી ગયો; પોતાની "સ્ટીમર"ની એક બાજુઉપરથી તેનીઉપર તોપો છોડી, અને ન્હાની જગ્યામાં જેટલો બની શકેએટલો ચકરાવો લઇને પાછી બીજી બાજુથી ઝબરો મારો ચલાવ્યો, કે જેપછી (જુઓ ચિત્ર ૧૦ મું) તરતંજ એક ભયભીત ધડાકો થયો. જાણે દરિયામાંનાં ભિતરમાંથી એક જવાળામુખી ફાટયો હોય:

હથિયારો, અને બળતાંના સોળા હવામાં ઉંચે ઉડતાં દેખાયાં—અને જાણે ધરતીકંપથી ઉંચકાઇ જતાં હોય, તેમ પાણી આસપાસ ઉંચકાયાં—અને આંખો આંધળી કરી નાખે-એવો ચળકાટ, અને કાનો ફાડી નાખેએવો ઝબરો આવાઝ થયો, કે જેથી મઝબુતમાં મઝબુત, અને બહાદુરમાં બહાદુર પણ માથાંનાં તાલકાંથી તે પગનાં તળિયાંસુધી ધ્રુજવા લાગ્યા—એવી આ ધડાકાની અસર હતી. તેથી ટાઇફ વહાણ પણ દરિયામાં ઉપરનીચે થવા લાગ્યું, અને તેનાં તુતકઉપર રશિયન વહાણનાં પુષ્કળ ટુકડાઓ આવી પડયા, કે જેથી ઘણાક ખલાસીઓને ઇજા થઇ, અને કેટલાંક દોરડાંવટીક તુટી ગયાં. ઉપર ચઢતાં બળતાં પછી બદલાઇને તેનેબદલે કાળાઢણક ધુમાડાના ગોટેગોટ નિકળવા લાગ્યા, અને જ્યાં રશિયન મનવાર હતી, તેનેબદલે હવે ત્યાં કાંઇજ નહીં પણ થોડાક બળીને કોયલો થઇ ગયેલાં પાટિયાંઓ દરિયાઉપર તરતાં જણાયાં. ટુંકમાં, તે રશિયન મનવારનું દારૂખાનું સળગી ઉઠયું હતું, અને તેમાંના સર્વે માર્યા ગયા હતા.

આમુજબે લગભગ ચાર કલાકોસુધી એક ઝબરી અને ભયંકાર લડાઇ ચાલુ રહી, કે જેમાં ફરીથી ટાઇફે ભાગ લીધો. પણ જોકે ટર્કો ઘણીજ બહાદુરીથી લડયા—જોકે તેઓએ ઘણી હેમતથી પોતાનાં વહાણોનો બચાવ કીધો—તોયે પોતાનાં કરતાં અતિ ઘણા મોટા કાફેલાસાંમે તેઓ શું કરી શકે? તેઓની ઘણીક ન્હાની મનવારો અત્યારતુલિકમાં તો ડુબી ગઈ હતી—જે બચવા પામી હતી, તે ભાંગી ગઇ હતી—તેઉપરના ડોળો તુટી પડયા હતા—અને તોપોના મારાથી ને એવીતો વિંધાઇ ગઇ હતી, અને તેઓમાં એટલાંતો ગબાડાં પડયાં હતાં. કે તેઓની તોપોનાં મ્હોંના ખાંચાઓવટીક ઓળખાઇ શકાતા નહતા—ફક્ત તેઓનાં ખોખાંજ પાણીની સપાટીઉપર તરતાં રહ્યાં હતાં. છતાં આ ભાંગીતુટી ગયેલી મનવારોઉપરથી તોપોનો અને બંદુકોનો મારો રશિયન મનવારોઉપર મારવાનો છેક અંતની ઘડીસુધી ચાલુજ રાખ્યામાં આવ્યો હતો; જ્યાંસુધી ટકી શકાય, ત્યાંસુધી આ બહાદુર ઓટોમન લડવૈયાઓ રશિયન વેરીઓને તાબે થયા નહીં. પણ આખરે જ્યારે તેઓનાં તુતક માર્યા ગયેલાઓથી ચિક્કાર ભરાઇ જવા લાગ્યાં, ત્યારેજ એકપછીએક તે મનવારોઉપરથી તોપોનો મારો, અને બંદુકના બારો ચલાવવામાં આવતા બંધ થયા; જ્યારે કે ઝખ્મી થયેલા, કપાઇ વઢાઇ ગયેલા, અને કાળાઢણક થઇ ગયેલા આ બહાદુર ટર્કિશ લડવૈયાઓમાં જરા પણ કુવત ન રહ્યું. જ્યારે તેઓ પોતાની તોપોનીઆસપાસ ફરવાને, કે બંદુકો પાછી ભરવાનેવટીક અશક્ત થયા, ત્યારેજ તેઓએ લડવાનું મોકુફ કીધું, પણ ત્યાંસુધી તો તેઓ જેમ લડાય તેમ લડયા.

દરેક ઠેકાણે લડાઈ જીવઉપર આવીને લડવામાં આવી હતી. હમલો કરનારાઓ ઘણા જનુની બન્યા હતા, કે પોતાનો બચાવ કરનારાઓ બહાદુરીથી લડયા હતા, તે કેહેવું માહાલછે. બંધે બાજુતરફથી ભારે હેમત દેખાડવામાં આવી હતી. પણ આ લડાઈમાં જે સર્વેથી વધારે લાંબી ઝપાઝપી થઈ, તે રશિયન અને ટર્કિશ એડમિરલોની ખુદ પોતાનીજ મનવારોવચ્ચે થયેલી હતી. બહાદુર ઑસમાન પાશાનીસાથે તેની મનવારઉપર આ વેળા તેની એકપુરી, અતિ ખુબસુરત અને લાયકીવાળી, આસરે ચોવીસ વર્ષોની ઉમરની બેટી પણ હતી. પ્રથમમાં જેવું પાશાને જણાયું, કે આગળ વધતો કાફેલો ટર્કિશોનો નહીં, પણ દુશ્મનોનો હતો, તેવોજ તે પોતાનો "કૅબિન"માં નિચ્ચે દોડી ગયો, અને પોતાની બેટીને

વહાણના એક મછવામાં બેસી કેનારે નિકળી જવાની અર્ઝ કીધી. પણ તેની માયાળુ બેટી ઝિલ્લાહે પોતાના બાપને આ વખ્તે છોડી જવાની સાફ ના પાડી—અંતની ઘડીસુધી તેની-સાથેજ રેહેવાનો તેણીએ પોતાનો એરાદો ઝાહેર કર્યો—જો ખુદા તેના બાપને ફતેહ બખ્શ-વાની મેહરબાની કરે, તો સૌથી પેહેલી પોતે તેને મુબારકબાદી આપવાની ઇચ્છા જણાવી—પણ જો તેથીઉલટું તે માર્યો જાય, તો પોતે પણ તેનીસાથેજ મરવાનું પસંદ કીધું. કેવી હેતવંતી અને બહાદુર બેટી! તેણીનો બેટીતરીકેનો પ્યાર તેણીને તેમ કરવાને ઉશ્કેરતો હતો, તેટલામાંટે તેણીનીઉપર ગુસ્સે ન થવાને ઝિલ્લાહે પોતાના પેદરને આજીજી કીધી; અને વળી એવીવેળા છુટાં પડતાં, તેણીને જે બેહદ દુઃખ થશે, તેમાંથી તેણીને બંચાવવાને ઝિલ્લાહે પોતાના પિતાના કાલાવાલા કર્યા. આ સઘળાંઉપરથી ઍડમિરલને તેણીની માંગણી કબુલ રાખવાની ફર્ઝ પડી; તેણીને પોતાની છાતીસાથે દાબીને તે બોલ્યો, "મારા બેટા, યાદ રાખજે, કે જયારે હું તુતકઉપર મારી ફર્ઝ બજાવવામાંટે જઇશ, ત્યારે ગમેતેવા કારણનેલીધે હું ત્યાંથી એક ડગલું પણ ખસનાર નથી!"

"પેદર, આવા લડાઇના કટોકટ વખ્તે તમો મારો કશો વિચાર કરો ના." તે બહાદુર જવાન બાનુ બોલી. "એવા વિચાર કરશો, તો તમો હેમત ખોઈ દેશો. હમણાંનો બારીક સમયે તો તમારે તમારી ફર્ઝ અને તમારી આબરૂનોજ વિચાર કરવાનોછે!"

પોતાની બેટીના આ વિચારોથી તેણીના બાપને વધારે હેમત આવી; તેણે ફરી એકવાર પોતાની બેટીને ગોદમાં દાબી; અને પછી તરતજ પોતાની મનવારનાં તુતકઉપર દોડયો. ત્યારપછી તેની મનવાર અને રશિયન ઍડમિરલનાં ઝબરદસ્ત મોટાં વહાણવચ્ચે એક ખુનખાર લડાઈ ચાલી; જાણે પોતાની બેટીની હસ્તી તદ્દન ભુલીજ ગયો હોય, એમ **ઑસમાન પાશાએ** લડયા કીધું—જાણે ગમેએવાં પણ કારણમાંટે, પોતાની બેટી સલામતછે કે નહીં તેવટીક જાણવામાંટે તેણે તુતકઉપરથી પોતાની જગ્યા કદી ન છોડવાનો ઠરાવ કીધો હોય, એમ જણાતું હતું. દુશ્મનના ઝબરદસ્ત તોપના ગોળાઓ આ બહાદુર ટર્કિશ ઍડમિ-રલનાં વહાણને દરેક બાજુથી કચરી નાખતા હતા, છતાં નિચ્ચે "કૅબિન"માં ઝિલ્લાહ કેમછે, તેણી સલામતછે કે નહીં, તેની ખબર કાહાડવામાંટે તેણે કોઈ માણસનેવટીક નિચ્ચે મોકલ્યું નહીં. તેને લાગ્યું, કે જો તે તેણીની ખબર કાહાડવા મોકલે, અને તેની જાણમાં આવે, કે તેણી મરી ગઇછે, તો પછી આ ગમખવાર વાત જાણી, તેની હેમતને ઝબરો આંચકો લાગે; વળી આ નમકહલાલ ટર્કે વિચાર્યું, કે પોતાની ફર્ઝ અદા કરતીવેળા તેણે પોતાનાં ગમેએવાં અતલગનાં ખેશીતરફના પ્યારના ગાંઠબાણે વિચારવાનો કશો હક નથી. આપ્રમાણે આ ગઝબનાક લડાઇ ચાલુજ રહી; અને જયારે આપણે ઉપર જણાવ્યુંછે, તેમ તેની મનવારઉપર ત્રણત્રણ વાર રશિયનોએ ચઢી આવવાના યત્નો કર્યા, ત્યારે પોતાના હાથમાં નાગી તલવારસાથે આ બહાદુર **ઑસમાન પાશા**, પોતાના માણસોને માથે સરદારી લઇ તેઓને પાછા મારી હઠાવવામાંટે જીવજાનથી લડતો હતો.

જયારે વખ્તોવખ્ત ધુમાડો દુર થતો, ત્યારે **ઑસમાન પાશા** પોતાના કાફેલાની થયેલી ભારે ખરાબી જોઇ શકતો હતો; તોપણ તે કાફેલાની દરેક મનવારઉપર લડતા સેપાહો અને ખલાસીઓએ પોતાની ફર્ઝ દેલોજાનથી બજાવી હતી, એમ જાણી તેને ભારે સંતોષ

થતો હતો. પણ તરતજ લડાઇના ગગડાટવચ્ચે તેણે પોતાની મનવારની જમણી બાજુતરફ એક "સ્ટીમર"ના ચક્રનો છકછક કરતો આવાઝ સાંભળ્યો—આ વેળા ઍડમિરલની મનવાર નાશિમૉફની મનવારસાથે બીજીગમથી લડતી હતી. ઑસમાન પાશાને ખબર હતી કે કૉન્સટૅન્ટિનોપ્લતરફથી તેના કાફેલાસાથે ફક્ત એકજ સાદી "સ્ટીમર" આવી હતી, પણ તે તો ભાંગીને, બળીને, પાયમાલ થઇ ગઇ હતી; અને તેથી તેની મનવારનઝદીક આવતી બીજી "સ્ટીમર" રશિયન કાફેલાનેલગતી હોવી જોઇએ; તેની મતલબ ઑસમાન પાશાને પોતાની અને નાશિમૉફની મનવારવચ્ચે લઇને બંધેઉપરથી મારો ચલાવવાની હશે, એમ તેણે ધાર્યું; તેઉપરથી તેણે પોતાના માણસોને જમણી બાજુની તોપોઉપરથી મારો ચલાવવાને તૈયાર કરી રાખ્યાં—પણ તેટલાતો ધુમાડાનીવચ્ચેથી ઑસમાન પાશાએ ટર્કિશ વાવટો તેઉપર ઉડતો જોયો. થોડીજ "મિનીટો"માં તેની મનવારનીઅડાઅડ ટાઇફ આવી લાગી, અને ઑસમાન પાશાની મનવારઉપર ટવારિક ચઢી આવ્યો.

ટવારિકના લશ્કરી પુશાકઉપરથી ઑસમાન પાશાએ તરત જાણ્યું, કે તે એક એડી-કાંગની પદવી ધરાવનાર હતો; અને જ્યારે તેને ખબર થઇ, કે રૂમાલિયાના વડા સેનાધિપતિતરફથી તે આવ્યો હતો, ત્યારે તેણે તેને ખરાં દેલથી આવકાર આપ્યો. ટવારિકે ઍડમિરલને ખબર કીધી, કે તેની "સ્ટીમર" ટાઇફઉપરથી થયેલા મારાનેલીધેજ રશિયન મનવાર સળગી ઉઠીને થોડાક વખતઉપર નાશ પામી હતી; અને પછી તેને સોંપવામાં આવેલો પયેઘામ તેણે ઑસમાન પાશાને સ્વાધિન કીધો.

ઑસમાને તે "પાકિટ" તરત ઉખેડયું; અને તેમાં લખેલી બાબતઉપર ઉનાવળે પોતાની નઝર ફેરવી ગયો, અને પછી બોલ્યો, "નામદાર વડા સેનાધિપતિનો હુકમ હું ઘણીજ ખુશીસાથે બજા લાવતે, પણ એક કલાકપછી મારી સરદારીતળેનો આ કાફેલો સદંતર નાશ પામશે! તે નામદાર મને ફર્માવેછે, કે ઍશિયામાં પડેલાં લશ્કરને ખુરાકી, દારૂગોળો, હથિયારો, વગેરે પહોંચાડયાપછી મારે ડૅન્યુબ નદીનાં મુખઆગળ પુગી જવું, અને ત્યાં ખુશ્કીઉપર જે લડાઇની યુકિત તેવણે રચીછે, તેમાં મારે પણ ભાગ લેવો." પછી પોતાની-આસપાસ નઝર ફેરવીને, "હવે તમો પોતેજ વિચાર કરો, કે ખુદ ઍશિયા માઇનર જઇ મારૂં કામ બજાવવાજેવી હાલતમાં હું છઉં!"

જયારે આમુજબે ઍડમિરલ અને એડી-કાંગ મનવારનાં તુતકઉપર ઉભા રહી પોતપોતાવચ્ચે વાતો ચલાવતા હતા, ત્યારે આસપાસ લડાઇના ઝબરા ધડાકાઓ તો ચાલુજ હતા, અને તોપો ફુટવાના ભારે આવાઝો તેઓના કાનો ફાડી નાખતા હતા; તેઓની-આસપાસ ગોળીઓનો વરસાદ વરસતો હતો; પણ તેછતાં ટર્કિશ ઍડમિરલના ચેહેરાઉપર જરા પણ ધાસ્તીની નેશાનો જણાતી નહતી—તેમજ ટવારિક પણ તેવીજરીતે શાંત અને હેમતી ચેહેરાસાથે ઉભો રહ્યો હતો.

તેને આરીતે બિનદહશતે ઉભેલો જોઇ ઑસમાન પાશાએ તેનો હાથ પોતાના હાથમાં લીધો, અને બોલ્યો, "તમો એક બહાદુર જવાન છો, અને હું ઉમેદ રાખુંછું, કે અલાહ આ ખટપટમાંથી તમારી ઝેંદગી સલામત રાખશે, કે જેથી હવેપછી બહાદુરીમાટે તમારૂં નામ વખણાશે."

પાશાના આવા માયાભરેલા અને ઉત્તેજન આપનારા શબ્દોનેમાંટે પોતાનો ઉપકાર પોતાના ચેહેરાઉપર દેખાડીને ટવારિક બોલ્યો, "હવે હું પાછો ટાઈફઉપર જાઉંછું, કે જેથી મને રશિયન ઍડમિરલની મનવારઉપર બીજી બાજુથી હમલો કરવાનું બની આવે."

**ઑસમાન પાશા**—"નહીં, તેમ કરવું હવે ફોકટનુંછે, માટે હવે બનતાંતુલિક તમો ટાઇફને જેમ બનેએમ નુકશાનીમાંથી દુરજ રાખો, કે જેથી તક મળવે મારા કાફેલાના થોડાઘણા પણ માણસોને તેઉપર ઉપાડી લઇ બચાવવાને કામ લાગે, કે જેથી તેઓ ઘાતકી રશિયનોના હાથમાં બંદીવાનો થતા બચે."

હજીતો ટર્કિશ ઍડમિરલ આ બોલો બોલી ન રહ્યો, તેટલાં તોપનો એક ગોળો તેને લાગ્યો; અને તે બીચારો તુતકઉપર તુટી પડયો. ટવારિકે તે પછડાઇ પડેલા સરદારતરફ જરાસરખી નજર ફેરવી તેટલાં જે ઇજા તે બાપડાને થઇ હતી, તે તે પુરેપુરી જોઇ શક્યો; એક પગ ઘુંટણનીનિચ્ચેથી સાફ ઉડી ગયો હતો—બીજો કમકમાટભરેલીરીતે છુંદાઇ છરાઇ ગયો હતો, અને તેનાં હાડકાં માંસ તોડીને તેનાં ફાટેલાં "પાટલુન"માંથી બહાર નિકળી આવ્યાં હતાં.

. આ માઠો બનાવ જોઇ પોતાના માનીતા ઍડમિરલનીપાસે ત્રણ કે ચાર ખલાસીઓ તરત દોડી આવ્યા, અને તેઓને ટવારિકે કહ્યું, "દોડો! દોડો! જલદી *'સરજ્યન'ને બોલાવો!"

**ઑસમાન પાશા**—"નહીં, નહીં, જે બીચારા બચી શકે તેવા હોય, તેઓનીજ માવજતમાંટે 'સરજ્યન'ને રેહેવા દેઓ; મારી હાલત હવે આશાવગરનીછે! ઓહો! મારી બીચારી બેટી——"

ટવારિક આ વેળા તુતકઉપર ઘુંટણિયે પડીને પોતાના હાથોમાં ઑટોમન ઍડમિરલને-પકડી રાખ્યો હતો, તે આ સાંભળીને તરત બોલી ઉઠ્યો, "અગરજો તમો નામદારને તમારાં કુટુંબને કંઇ કાંઇ કેહેવડાવવું હોય, તો——"

**ઑસમાન પાશા**—"મારી વાહાલી બેટીસિવાય આ દુનિયામાં મારેમાંટે રડનાર કોઈ પણ બીજું બેશી નથી, અને તેણી નિચ્ચે મારી 'કૅબિન'માં છે. જલ્દી તેણીનીપાસે જાઓ—તેણીને તમારાં ટાઇફઉપર લઇ જાઓ: કારણકે મેં તો મારો ઠરાવ નક્કી કીધોછે! હું અંતની ઘડીસુધી આ મનવારઉપરથી લડીશ; કારણકે થોડીજ 'મિનીટો'માં રશિયનોની ફતેહ થશે. તમે ઘણા આબરૂદાર અને પ્રમાણિકછો: કારણકે આબરૂદારસિવાય બીજો કોઇ શખ્સ મહાન ઓમર પાશાના ભત્રીજાનો મગરૂરીભરેલો સંબંધ ધરાવે નહીં. તમારી સંભાળમાં હું મારી ઝિલ્લાહને સોંપુંછું——"

**ટવારિક**—"અને હું પણ તમારૂં આ કામ નમકહલાલીથી અને બરાબરરીતે બજા લાવવાનાં કસમ ખાઉંછું!"

પણ હવે એક ઘણોજ દેલ ફાડી નાખનારો દેખાવ નજરે પડયો, તે શું હતો, તે આપણે આવતાં પ્રકરણમાં જાણીશું.

*જુઓ નોટ ૫૫ મી.



## પ્રકરણ ૨૪ મું.

### ઝિલ્લાહ.

હજીતો ઓસમાન પાશાનો ભત્રીજો બોલી રહ્યો નહીં, તેટલાં ઝિલ્લાહ પોતેજ તુતક-ઉપર દોડી આવી. કોઇ રીતે તેણીને ખબર પડી હતી, કે તેણીનો બાપ ઝખ્મી થયો હતો; તેથી તે સાંભળી વધુ વખત નિચ્ચે રહી શકી નહીં; એન્તેઝરી અને ગમથી અર્ધી દીવા-નીજેવી તેણી ઉપર દોડતી આવી, કે જ્યાં તેણીની સેવાની હવે અગત્યછે, એમ તેણીને લાગ્યું.

પોતાના કપાઇવઢાઇ ગયેલા પ્યારા બાપની ખરાબીભરેલી અવસ્થા જોતાંજ, તેની બાજુમાં તેણી ઘુંટણિયે પડી; પોતાના હાથેમાં તેને ઉંચક્યો—તેના ગાલો ચુમીએથી ભરી નાખ્યા; અને પછી જાણે તેણીને તેણીની હમણાં ફર્ઝ શું હતી, તે એકએક યાદ આવ્યું હોય, તેમ પોતાનાં દુઃખને એક બાજુએ મુક્યું, અને પોતાનું કામ બજાવવામાટે શાંત સહનશકિતથી તૈયાર થઇ. પોતાનાં મ્હોંડાંઉપરનો બુરખો ફાડીને તેનો એક પાટો બનાવ્યો અને તેવડે પોતાના બાપનાં ચુંથાઇ ગયેલા અવયવોઉપરથી પુષ્કળ વેહેતું લોહી ચુસી લીધું; આ વખ્તેજ એક નમકહલાલ ખલાસી, જે આ કમનસીબ બનાવ જોતાંજ નિચ્ચે દોડી ગયો હતો, તે કપડાંના બીજા પાટાઓ અને ઘાનું કપડું લઇને તરત ત્યાં આવી લાગ્યો.

આ વખ્તે જ્યારે પોતાના બાપના ઝખ્મોની સારવાર ઝિલ્લાહ ઘુંટણિયે પડીને કરતી હતી, ત્યારે તેણીનીઆસપાસ બંદુકની ગોળીઓ ઘુમતી હતી, અને કાન ફાડી નાખેએવા લડાઇના ધડાકાઓ થતા હતા; ટ્વારિક પણ તેણીની બાજુમાંજ ઘુંટણઉપર પડીને જોઇતી મદદ કરતો હતો. આપ્રમાણે થોડીક "મિનીટો" પસાર થઇ ગઇ—તે સઘળો વખ્ત ઓસ-માન પાશા પોતાની બેટીને તેને છોડી જવાને કાકલુદીભરી અર્ઝ કરતો હતો, અને ટાઇક-ઉપર તેણીને લઇ જવાને ટ્વારિકને ફર્માવતો હતો. પણ ઝિલ્લાહ પોતાની ફર્ઝથી જરા પણ હઠી નહીં; અને ટ્વારિક પણ તેણીને તેણીના ફેરેસ્તાઇ કામમાંથી લઇ જવામાટે વચ્ચે પડવાની હેમત કરી શકયો નહીં. જોકે તેણીનીઆસપાસ મોતનો દેવ ભમ્યા કરતો હતો, જોકે જે ઘડી જતી, તેમાં તેણી માર્યા જવાની અણીઉપર હતી, તોયે તેણીની ફર્ઝ-નીવચ્ચે આવી, તે જગ્યાએથી તેણીને ખસડી જવામાં, અને તેમ કરીને તેણીની પોતાના બાપતરફની સૌથી પવિત્ર ફર્ઝમાં પડવાનું તે પવિત્રાઇ તોડવાબરાબર સમજતો હતો.

જોકે આ વખ્તે તેણી અતિશય દુઃખમાં હતી, છતાં તેણીનો ચેહેરો ઘણો ખુબસુરત લાગતો હતો. પોતાની દુઃખી લાગણીનો ઉભરો તેણી ઘણી મક્કમપણે દાબી રાખતી હતી, એમ તેણીનાં મ્હોંડાંઉપરથી ખુલ્લું જણાઇ આવતું હતું. આ વખ્તે તેણીનાં માથાંઆગ-ળથી તોપનો એક ગોળો એટલોતો નઝદીકથી પસાર થઇ ગયો, કે તેથી હાલતો પવનવ-ટીક તેણીના ગાલને લાગ્યો, અને તેણીના છુટા થઇ ગયેલા બાલોવટીક તેનેથી હાલ્યા. પણ તેણીએ તેથી જરા પણ હારી ખાધી નહી—તેણી જરા પણ બ્હીહી નહીં: અને જ્યારે તે ગોળો તેણીથી ફક્ત ત્રણ કે ચાર વારજેટલો દુર તુતક ફાડીને અંદર પેવસ થયો, ત્યારે

પાટિયાંના જે કટકાઓ તેથી ઉડયા, તેમાંના એકાદથી પોતાના પ્રિય પિતાને કશી વધુ ઇજા થઇછે કે નહીં, તે જોવા તેને પાટા બાંધતાં ફક્ત એક 'મિનોટ' તેમાં મ્હોંડાંતરપ જેયું.

ઑસમાન પાશાના ઝખ્મી થએલા ભાગોઉપર શ્વાનું કપડું તથા પાટાએ હજીતે. પુરેપુરા બંધાઇ રહ્યા નહીં, તેટલાંજ તે વહાણને મથાળે એક ઝબરો ધસારો થયો; ચચિ-યારીઓ, બુમો, પુકારો, એકમેકસાથે અથડાતાં હથિયારોના આવાઝો, અને જલ્દી દોડતાં ઘણાં પગલાંઓ, વગેરેથી જણાયું, કે આખરે રશિયનોએ ચોથીવાર તે મનવારઉપર ધસારો કર્યો હતો.

ઑસમાન પાશા નબળે ધીમે સાદે બોલ્યો, "ઓહ! કોઇ મારી તલવાર આપો!" એમ બોલી તેણે ઉઠવાની કોશેશ કીધી, પણ લાઇલાજ થઇ પાછો પડો.

ટવારિક--"એવણને મારી 'સ્ટીમર'ઉપર આપણે લઇ જઇએ. જલ્દી કરો! ઉતાવળા થાઓ!"

ઑસમાન પાશા—(બહાદુરીથી) "નહીં, કદી નહીં—ખુદાના કસ્મ લઇ કહુંછું, કે તેમ હું થવા દેનાર નથી! જે કોઇ મારાં પોતાનાં વહાણનાં તુતકઉપરથી મને ખસાડશે, તેને હું મારો કટ્ટો વેરી ગણીશ. ટવારિક, મારી ઝિલ્લાહને ત્યાંથી લઇ જાઓ! મારી બેટીને લઇને ત્યાંથી જતા રેહો!"

ટવારિક—"બાનુ, હું તમોને આજીજી કરી કહુંછું, કે તમારા બાપનો સુખન કબુલ રાખો! એક બેટીએ પોતાના બાપતરફ જે પણ કરવા ઘટે, તે સર્વે તમોએ કર્યું છે, અને——"

પાછી દુ:ખથી દીવાનીજેવી થઇ જઇને, ઝિલ્લાહ બોલી ઉઠી, "નહીં—હું કદી પણ એવણને છોડી જનાર નથી! હું કદી પણ એવણથી દુર થનાર નથી! હું મારા વાહાલા પેદરનીસાથેજ મરીશ!"

ટવારિક—"ત્યારેતો ખુદા મારો શાહેદછે, હું તમો બંધેનો છેલ્લી ઘડીસુધી બચાવ કરીશ!" એમ બોલી આ બહાદુર જવાને પોતાની શમ્શીર મિયાનમાંથી ખેંચી, અને દુશ્મનોનીસામે થવાને ફર્યો.

મનવારના આગળા ભાગઉપર ચઢી આવેલા રશિયનોને અટકાવી રાખવામાટે થોડીક "મિનીટો"સુધી તો ઑસમાન પાશાના થોડાક બાકી રેહેલા, બહાદુર પણ હાલહવાલ થઈ ગએલા ખલાસીઓ ફતેહ પામ્યા, પણ પછી જ્યાં ઑસમાન પાશા પડેલો હતો, ત્યાં મનવારના કોટઆગળ જંગલી અને જનુની દેખાવના *મસ્કૉવીટ ખલાસીઓના ધાડાંનેધાડાં ધુમાડાનીઅંદરથી ધસી આવ્યાં; તેઓના હાથોમાં વહાણોને પકડવાની આંકડીઓ, કુહાડીઓ, તલવારો, અને "પીસ્ટૉલો" હતી; અને ટવારિકસાથે તેઓનીસામે થવા અને લડવામાટે ટર્કિશ ખલાસીઓની સંખ્યા તો ઘણી ન્હાની, ફક્ત મુઠીભર હતી, તોયે પણ રશિયનોને પેહેલાં તો મારી હઠાવ્યામાં આવ્યા; પણ તેઓ ફરીફરીથી હલ્લો લાવ્યા, અને પછી ટર્કિશ મનવારઉપર મધમાખીનાં ટોળાંનીપેઠે ઉભાઈ ગયા. એક સીંહનાજેવી બહાદુરીથી ટવારિક લડયો; અને તેનાં હથિયારથી ઘણાએક રશિયન ખલાસીઓ કપાઇ મુવા.

*જુઓ નોટ ૫૬ મી.



## પ્રકરણ ૨૪ મું.

### ઝિલ્લાહ.

હજીતો ઓમર પાશાનો ભત્રીજો બોલી રહ્યો નહીં, તેટલામાં ઝિલ્લાહ પોતેજ તુતક-ઉપર દોડી આવી. કોઇ રીતે તેણીને ખબર પડી હતી, કે તેણીનો બાપ ઝખમી થયો હતો; તેથી તે સાંભળી વધુ વખત નિચ્ચે રહી શકી નહીં; અન્તેઝારી અને ગમથી અર્ધી દીવાનીજેવી તેણી ઉપર દોડતી આવી, કે જ્યાં તેણીની સેવાની હવે અગત્યછે, એમ તેણીને લાગ્યું.

પોતાના કપાઇવઢાઇ ગએલા પ્યારા બાપની ખરાબીભરેલી અવસ્થા જોતાંજ, તેની બાજુમાં તેણી ઘુંટણિયે પડી; પોતાના હાથોમાં તેને ઉંચક્યો—તેના ગાલો ચુમીઓથી ભરી નાખ્યા; અને પછી જાણે તેણીને તેણીની હમણાં ફર્ઝ શું હતી, તે એકાએક યાદ આવ્યું હોય, તેમ પોતાનાં દુઃખને એક બાજુએ મુક્યું, અને પોતાનું કામ બજાવવામાટે શાંત સહનશક્તિથી તૈયાર થઇ. પોતાનાં મ્હોંડાંઉપરનો બુરખો ફાડીને તેનો એક પાટો બનાવ્યો અને તેવડે પોતાના બાપનાં ચુંથાઇ ગએલા અવયવોઉપરથી પુષ્કળ વેહેતું લોહી ચુસી લીધું; આ વખતેજ એક નમકહલાલ ખલાસી, જે આ કમનસીબ બનાવ જોતાંજ નિચ્ચે દોડી ગયો હતો, તે કપડાંના બીજા પાટાઓ અને ઘાનું કપડું લઇને તરત ત્યાં આવી લાગ્યો.

આ વખતે જ્યારે પોતાના બાપના ઝખમોની સારવાર ઝિલ્લાહ ઘુંટણિયે પડીને કરતી હતી, ત્યારે તેણીનીઆસપાસ બંદુકની ગોળીઓ ઘુમતી હતી, અને કાન ફાડી નાખેએવા લડાઇના ધડાકાઓ થતા હતા; ટ્વારિક પણ તેણીની બાજુમાંજ ઘુંટણઉપર પડીને જોઇતી મદદ કરતો હતો. આપ્રમાણે થોડીક "મિનીટો" પસાર થઇ ગઇ—તે સઘળો વખત ઓસમાન પાશા પોતાની બેટીને તેને છોડી જવાને કાકલુદીભરી અર્ઝ કરતો હતો, અને ટાઇફ-ઉપર તેણીને લઇ જવાને ટ્વારિકને ફર્માવતો હતો. પણ ઝિલ્લાહ પોતાની ફર્ઝથી જરા પણ હઠી નહીં; અને ટ્વારિક પણ તેણીને તેણીના ફેરેસ્તાઇ કામમાંથી લઇ જવામાટે વચ્ચે પડવાની હેમત કરી શકો નહીં. જોકે તેણીનીઆસપાસ મોતનો દેવ ભમ્યા કરતો હતો, જોકે જે ઘડી જતી, તેમાં તેણી માર્યા જવાની અણીઉપર હતી, તોયે તેણીની ફર્ઝ-નીવચ્ચે આવી, તે જગ્યાએથી તેણીને ખસડી જવામાં, અને તેમ કરીને તેણીની પોતાના બાપતરફની સૌથી પવિત્ર ફર્ઝમાં પડવાનું તે પવિત્રાઇ તોડવાબરાબર સમજતો હતો.

જોકે આ વખતે તેણી અતિશય દુઃખમાં હતી, છતાં તેણીનો ચેહેરો ઘણો ખુબસુરત લાગતો હતો પોતાની દુઃખી લાગણીનો ઉભરો તેણી ઘણી મક્કમપણે દાબી રાખતી હતી, એમ તેણીનાં મ્હોંડાંઉપરથી ખુલ્લું જણાઇ આવતું હતું. આ વખતે તેણીનાં માથાંઆગળથી તોપનો એક ગોળો એટલોતો નઝદીકથી પસાર થઇ ગયો, કે તેથી હાલતો પવનવટીક તેણીના ગાલને લાગ્યો. અને તેણીના છુટા થઇ ગએલા બાલોવટીક તેનેથી હાલ્યા. પણ તેણીએ તેથી જરા પણ હારી ખાધી નહી—તેણી જરા પણ બ્હીહી નહીં: અને જ્યારે તે ગોળો તેણીથી ફક્ત ત્રણ કે ચાર વારજેટલો દુર તુતક ફાડીને અંદર પેવસ થયો, ત્યારે

પાટિયાંના જે કટકાઓ તેથી ઉડ્યા, તેમાંના એકાદથી પોતાના પ્રિય પિતાને કશી વધુ ઇજા થઇછે કે નહીં, તે જોવા તેને પાટા બાંધતાં ફક્ત એક 'મિનાટ' તેનાં મ્હોંડાંતરપ જોયું.

ઑસમાન પાશાના ઝખ્મી થએલા ભાગોઉપર ઘાનું કપડું તથા પાટાએ હજીતે પુરેપુરા બંધાઇ રહ્યા નહીં, તેટલાંજ તે વહાણને મથાળે એક ઝબરો ધસારો થયો; ચીચિયારીઓ, બુમો, પુકારો, એકમેકસાથે અથડાતાં હથિયારોના આવાઝો, અને જલ્દી દોડતાં ઘણાં પગલાંઓ, વગેરેથી જણાયું, કે આખરે રશિયનોએ ચોથીવાર તે મનવારઉપર ધસારો કર્યો હતો.

ઑસમાન પાશા નબળે ધીમે સાદે બોલ્યો, "ઓહ! કોઇ મારી તલવાર આપો!" એમ બોલી તેણે ઉઠવાની કોશેશ કીધી, પણ લાચારજ થઇ પાછો પડ્યો.

ટવારિક--"એવણને મારી 'સ્ટીમર'ઉપર આપણે લઇ જઇએ. જલ્દી કરો! ઉતાવળા થાઓ!"

ઑસમાન પાશા—(બહાદુરીથી) "નહીં, કદી નહીં—ખુદાના કસમ લઇ કહુંછું, કે તેમ હું થવા દેનાર નથી! જે કોઇ મારાં પોતાનાં વહાણનાં તુતકઉપરથી મને ખસાડશ, તેને હું મારો કટ્ટો વેરી ગણીશ. ટવારિક, મારી ઝિલ્લાહને ત્યાંથી લઇ જઓ! મારી બેટીને લઇને ત્યાંથી જતા રેહો!"

ટવારિક—"બાનુ, હું તમોને આજીજી કરી કહુંછું, કે તમારા બાપનો સુખન કબુલ રાખો! એક બેટીએ પોતાના બાપતરફ જે પણ કરવા ઘટે, તે સર્વે તમોએ કર્યું છે, અને——"

પાછી દુઃખથી દીવાનીજેવી થઇ જઇને, ઝિલ્લાહ બોલી ઉઠી, "નહીં—હું કદી પણ એવણને છોડી જનાર નથી! હું કદી પણ એવણથી દુર થનાર નથી! હું મારા વાહાલા પેદરનીસાથેજ મરીશ!"

ટવારિક—"ત્યારેતો ખુદા મારો શાહેદછે, હું તમો બંન્નેનો છેલ્લી ઘડીપુગી બંચાવ કરીશ!" એમ બોલી આ બહાદુર જવાને પોતાની શમ્શીર મિયાનમાંથી ખેંચી, અને દુશ્મનોનીસામે થવાને ફર્યો.

મનવારના આગળા ભાગઉપર ચઢી આવેલા રશિયનોને અટકાવી રાખવામાટે થોડીક "મિનીટો"સુધી તો ઑસમાન પાશાના થોડાક બાકી રેહેલા બહાદુર પણ હાલહવાલ થઈ ગએલા ખલાસીઓ ફતેહ પામ્યા, પણ પછી જ્યાં ઑસમાન પાશા પડેલો હતો, ત્યાં મનવારના કોટઆગળ જંગલી અને જનુની દેખાવના *મસ્કૉવીટ ખલાસીઓના ધાડાંનેધાડાં ધુમાડાનીઅંદરથી ધસી આવ્યાં; તેઓના હાથોમાં વહાણોને પકડવાની આંકડીઓ, કુહાડીઓ, તલવારો, અને "પીસ્ટૉલો" હતી; અને ટવારિકસાથે તેઓનીસામે થવા અને લડવામાટે ટર્કિશ ખલાસીઓની સંખ્યા તો ઘણી ન્હાની, ફક્ત મુઠીભર હતી, તોપે પણ રશિયનોને પેહેલાં તો મારી હઠાવવામાં આવ્યા; પણ તેઓ ફરીફરીથી હલ્લો લાવ્યા, અને પછી ટર્કિશ મનવારઉપર મધમાખીનાં ટોળાંનીપેઠે ઉભાઈ ગયા. એક સીંહનાજેવી બહાદુરીથી ટવારિક લડ્યો; અને તેનાં હથિયારથી ઘણાએક રશિયન ખલાસીઓ કપાઇ મુવા.

*જુઓ નોટ ૫૬ મી.

પણ આખરે મનવારના બીજા ભાગતરફથી બીજા વધુ રશિયનો ઉપર ધસી આવ્યા; અને પાછળા ભાગતરફથી મસ્કૉવીટ દરિયાઇ સેપાહો તુતકઉપર ચઢી આવ્યા.

આ જોઇ જ્યાં ઑસમાન પાશા પડેલો હતો, તે જગ્યાએ ટવારિક દોડી ગયો, અને પોકારી ઉઠયો, "હવે તો એમણને ત્યાંથી લઇ જવાજ જોઇએ! એક બીજી પળ વધુ થશે, તો પછી તેમ કરી શકાશે નહીં!"

પણ ઝિલ્લાહે તો કશો જવાબ દીધો નહીં; પોતાના બાપની છાતીઉપર માથું નાખી તેણી ઘુંટણ મરડિયે તેનીઆગળ પડેલી દેખાઇ;—અને ઑસમાન પાશાનો હાથ તેણીની ગર્દનઆસપાસ વિંટળાયલો હતો; પણ આ વેળા તેણી બેશુદ્ધ થઇ ગયેલી હતી. પાશા પોતે પણ અર્ધી બેભાન હાલતમાં પડેલો હતો; ટવારિકે જોયું, કે હવે જે દરેક ઘડી જાયછે, તે અતિ કીમતીછે, માટે તેણે બે કે ત્રણ ખલાસીઓને ઍડમિરલને ટાઇફઉપર ઉંચકી જવામાં મદદ આપવા બોલાવ્યા. તેણે પોતે ઝિલ્લાહને પોતાના મઝબુત હાથોમાં ઉંચકી; જાણે બેભાનીમાં કાંઇ બડબડતો હોય, તેમ ઑસમાન પાશાને ધીમેથી બોલતો તેણે સાંભળ્યો: પણ વખ્ત બારીક આવેલો જોઇ, તે સાંભળવાને તે થોભ્યો નહીં. આ વેળા રશિયન વહાણતરફથી ટર્કિશ મનવારતરફ ધુમાડાનું એક વાદળું ધસડાઇ આવ્યું, અને તેમાં તેને લાભજ થયો; થોડીજ "મિનીટો"માં તે ઍડમિરલની બેટીને પોતાની "સ્ટીમર"નાં તુતકઉપર સહીસલામત લઇ જવાને ફતેહ પામ્યો. ત્યાં તેણીને લાયક સંભાળમાં સોંપીને—કારણકે તેણી હજી બેશુદ્ધ હાલતમાંજ હતી—અને તેણીને નિચ્ચે "કૅબિન"માં લઇ જવાનો હુકમ આપીને, ટવારિક પોતાની ટાઇફના અંદર દાખેલ થવાના રસ્તાતરફ ઉપર પાછો ધસ્યો, એવી આશાથી, કે ટર્કિશ ઍડમિરલને લઇ આવવામાં તે મદદ કરે.

પણ ટવારિકે ત્યાંતો તેને દિઠો નહીં: જે ખલાસીઓની તેણે મદદ માંગી હતી, તેઓ આ છુંદાઇછડાઇ ગયેલા સરદારને નિચ્ચે ઉતારતા હતા. તે જોઇ ટવારિકે એક "મિનીટ" પણ ખોવાવગર શું કરવું, તે નક્કી કરી નાખ્યું. તે ઍડમિરલની મનવારની બાજુએ દોડી ગયો—એકવાર પાછો તેનાં તુતકઉપર પહોંચી ગયો—પણ ત્યાં તેણે પોતાને રશિયન સેપાહોનાં એક ટોળાંનીવચ્ચે જઇ લાગેલો દિઠો. તેઓ મોટી સંખ્યામાં હોવાથી તેનીઉપર ભૂખ્યા વરૂઓનીપેઠે તુટી પડયા, અને એક પળમાં તેને પોતાનો કેદી બનાવ્યો. આએજ વખ્તે તેણે રશિયનોને નાશિમૉફની મનવારઉપર બહાદુર ઑસમાન પાશાને લઇ જતો જોયો; કારણકે હવે રશિયનોની સંપૂર્ણ ફતેહ થઇ હતી.

ટર્કિશ મનવારનાં તુતકઉપરથી, કે જ્યાં તેને બંદીવાનતરીકે પકડવામાં આવ્યો હતો, તેણે જરાસરખી નઝર ફેંકી, તો તેને માલુમ પડયું, કે રશિયન ખલાસીઓનું એક ટોળું તેની ટાઇફઉપર હવે હલ્લો કરવાની તૈયારી કરતું હતું; આ જોઇ, તેણે પોતાના કૅપટનને તેને નામે બોલાવીને પોકાર્યું, "ત્યાંથી તમે નિકળી જાઓ! જલ્દી ત્યાંથી જતા રેહો!"

તેજ ઘડિએ ટાઇફના કૅપટને પોતાના ઇંજનેરોને "સ્ટીમર"ને જલ્દીથી ચલાવી જવાનો હુકમ પોકાર્યો, અને તેજ ઘડિએ એક રશિયન સેપાહે પોતાના હાથમાંની બંદુકના કુંધાંનો ફટકો ટવારિકને ઝોરથી લગાવ્યો, કે તે નિચ્ચે તુટી પડયો. ટાઇફના કૅપટનને વખ્તસર ચેતવણી આપવાની શિક્ષાતરીકે આપ્રમાણે જનુની હમલો તેનીઉપર કરવામાં આવ્યો હતો,

પણ તેથી ટ્વારિકને ફક્ત સ્હેજ ઝણઝણાટ થવાઉપરાંત કશી વધારે ગંભીર પ્રકારની ઈજા થઈ નહતી— તેમજ તે બેભાન પણ થઈ ગયો નહતોઃ જાણે એક વાઘ પોતાની છુપાવાની જગ્યાએથી કુદે, તેવી ઝડપથી આંખના એક પળકારામાં તે પાછો ઉઠી ઉભો થયો, અને પેલાજ જંગલી રૂશિયન સેપાહના હાથમાંથી તેણે તેની બંદુક ઝુટાવીને તેજ ઘડિએ તેનાં માથાંમાં એવોતો એક સખ્ત ફટકો લગાવ્યો, કે તે મુર્દાંજેવો થઈ તુતકઉપર પડ્યો, અને પછી અદ્દભુતરીતે તે બંદુકને પોતાનાં માથાંઉપર ફેરવતોફેરવતો તે આગળ વધ્યો. જે બીજા સેપાહો તેને બાગનેટથી વિંધી નાખવાને આ વેળા આગળ વધ્યા હતા, તેઓ આ જોઈ ડરી ગયા, અને તેથી તેઓમાંથી ટ્વારિક પોતાનો રસ્તો કાપી જવા પામ્યો. તરતજ તે મનવારના દાખેલ થવાના દાદરઆગળ જઈ પહોંચ્યોઃ વળી ત્યાં ઉભેલા એક રૂશિયનને પહોંતો કરી મુક્યો—આ જોઇ તેનીતરફ પુષ્કળ બંદુકો છોડવામાં આવીઃ પણ તેજ ઘડિએ તે રૂશિયન શત્રુઓનીવચ્ચેથી ગેબ થઈ ગયો.

તેઓ સમજ્યા, કે તે માર્યો ગયો હતો, અને દાદરઉપરથી નિચ્ચે દરિયામાં તુટી પડ્યો હતો. અલબતાં તે દરિયામાં હતો એ તો ખરું; પણ તે કાંઇ મરી જઇને તેમાં પડ્યો નહતો, પણ પોતાની ખુશીથી કુદી પડ્યો હતો; અને પોતાનાં સઘળાં ઝોરસાથે ટાઇફતરફ તરી જતો હતો. ઝડફથી પાણી કાપતા તેના હાથો રૂશિયન સેપાહોએ જોયા; કારણકે તે એક ઘણો અચ્છો તરનાર હતો. દમબદમ ગોળીઓ તેનીઉપર છોડવામાં આવી; પણ તેથી જરાબી ઈજા પામવાવગર તે આગળ વધ્યો ગયો. તેનો આવાઝ મૌજાઓઉપરથી સંભળાયો; થોડીજ વારમાં હવે તે ટાઇફનાં તુતકના એક છેડાઉપર ઉભેલો દેખાયો.

ત્યાં પહોંચતાંજ તેણે પેહેલી ખબર ઝિલ્લાહની પુછી, અને તેને જણાવ્યામાં આવ્યું, કે તેણી હજી બેભાનીમાંજ પડેલી હતી. તેમછતાં ટાઇફના તબીબે તેને ખાતેરી આપી, કે જોખમજેવું કશું નહતું. તેણીનો બાપ દુશ્મનોને હાથ પકડાવાની માઠી ખબર તેણીને જણાવવાની હજી થોડી વાર હતી, તેથી ટ્વારિકને સંતોષ મળ્યો; કારણકે તેને ખબર હતી, કે તેની "સ્ટીમર" ઘણી કજ્જ હાલતમાં આવી પડી હતી—અને તે જો રૂશિયનોના વહાણોમાંથી છટકી જવા પામે, તો તે એક મોજેઝોજ ગણાય—કારણકે તે સારીરૂવેસે જાણતો હતો, કે હજી ઝબરી લડાઇ થવાની બાકી હતી. તેટલામાટે તુતકઉપર પોતાની હાઝેરી આપી, પોતાથી બનતી મદદ "સ્ટીમર"ના માણસોને આપવાને તે ખુશી હતો.

હાલમાં લડાઇ તો તદ્દન પુરી થઇ હતી; ધુમાડો સદંતર દુર થઈ ગયો હતો; અને તેનું પરિણામ ઘણું દુઃખદાયક નઝર આવતું હતું. ઓસમાન પાશાના કાફેલાનાં અર્ધાઅર્ધ-કરતાં પણ વધારે વહાણો ડુબી ગયાં હતાં; અને બાકીનાં ફક્ત બળી ગયેલાં લાકડાંનાં ઢીમસાંજેવાં બેડોળ આકારનાં તર્યા કરતાં હતાં. તેઓમાંના કોઇઉપર એક ડોળ પણ બાકી રહ્યો નહતો. દરિયો ભાંગી ગયેલાં અને બળી ગયેલાં લાકડાંના કટકાઓ અને પાટિયાંઓથી તમામ ભરાઈ ગયો હતો; ડોળને કે બીજી કોઈ વસ્તુને વળગી રહેલા બીચારા ટર્કિશ ખલાસી-ઓમાંના જે કોઇ નઝરે પડતા, તેઓને બચાવી લેવામાટે દયાળુ ટ્વારિક પોતાની "સ્ટીમર" ટાઇફને વારંવાર આગળ વધતી અટકાવતો હતો. આપણે આગળ જણાવી ગયા છીએ, તેમ એક રૂશિયન "સ્ટીમર" ઉડી ગઇ હતી, અને બાકીની સઘળીને લડાઇથી સખ્ત નુકશાની થઈ હતી.

આ સર્વે દેખાવ લાંબો વખતસુધી નિહાળવાને ટવારિકને બન્યું નહીં; કારણકે તરતજ બે ન્હાની રશિયન મનવારો ટાઇફઉપર હલ્લો લાવી; અને જે ઘણી આગળ હતી, તેને તોપોનો મારો પ્રથમ શરૂ કીધો. પણ સારાં નસીબે ટાઇફના કપ્તાનને તેતરફના કેનારાની ઘણી સારી માહેતી હોવાથી તે બનતાંસુધી સલામતીથી જવાય, એટલો કેનારાનીનઝદીકમાં પોતાની "સ્ટીમર" લઇ જવા લાગ્યો. "એનજીનો" પણ ઘણાં જોરથી ચલાવવા માંડયાં; અને તે સુંદર વહાણ ઘણી ઝડપથી સડસડાટ આસાનીથી પોતાનો રસ્તો કાપવા લાગ્યું. તોયે પેહેલીજ રશિયન મનવાર ઘણી ધાસ્તીભરેલીરીતે આગળની આગળ રહી; તે એટલી નઝદીક કે તેઉપરથી છોડવામાં આવતા ગોળાઓ ટાઇફની બાજુઉપર લાગતા હતા. તેઓમાંહેલો એકાદ જો "સ્ટીમર"ના પંખાને લાગે કે "એનજીન"વાળા ઓરડામાં દાખેલ થઇ નુકશાન કરવા પામે, તો તે "સ્ટીમર"ની કઝા આવી બને! કપ્તાને પોતે પોતાને હાથે એક તોપની નેમ તાંકી—અને પછી તે તોપ છોડી તે જે કરવા ધારતો હતો, તેમાં તે તદન ફતેહ પામ્યો—તેણે ઘણીજ સરસ નેમ લીધી હતી. તોપનાં ફુટવાસાથેજ દુશ્મનની મનવારનો સૌથી આગળનો અને સૌથી મોટો ડોળ તુટી પડયો. આ બનાવથી તે આગળ વધતી અટકી પડી, અને તેની અને ટાઇફનીવચ્ચેનો અંતરો વધી ગયો, અને તેથી ટાઇફને બીજો ગોળો છોડવાની પણ ઝરૂર રહી નહીં.

એક કલાક વિત્યાપછી આ બંધે રશિયન મનવારો તે ઑટોમન "સ્ટીમર"થી ઘણી દુર પડી ગઇ. આ વખ્તે ટવારિકને ખબર કરવામાં આવી, કે ઝિલ્લાહ શુદ્ધીમાં આવીછે, અને દીવાનીજેવી થઈ પોતાના બાપની ખબર પુછેછે. તેઉપરથી ટવારિક નિચ્ચે તેણીની "કેબિન"માં ગયો; ઝિલ્લાહે તેને તરતજ ઓળખ્યો; અને પોતાના બાપની હકીકત જાણવાને કરગરીને અર્ઝ કરવા લાગી. તેણે ડાહાપણ વાપરીને ધીરેધીરે સર્વે હકીકત તેણીને ખરેખરી જણાવી; તેણે તેણીને જણાવ્યું, કે જ્યારે તેને પાશાને છેલ્લો જોયો હતો, ત્યારે જીવતો હતો, પણ તે રશિયનોને હાથ જઇ પડયો હતો, પણ તેમ થવાનું મુખ્ય કારણ એજ હતું, કે તેને ખુદ પોતાનાં વહાણનાં તુલકઉપરથી ખસાડી લઈ જઇ દોસ્તોના હાથોમાં બચી જવાને સાફ ના પાડયું હતું. પોતાના બાપથી વિખુટી પડવાનેલીધે ઝિલ્લાહ લગભગ દીવાનીજેવી થઈ ગઇ, અને તે પણ વળી એક બંદીવાન! જોકે તેણી કુદર્તીરીતે ઘણી શાણી અને ગરીબ સ્વભાવની હતી, છતાં પોતાની દુઃખી લાગણીના ગુસ્સામાં તેણીએ ટાઇફઉપર જેઓ હતા, તે સર્વે જણાને ઍડમિરલને બીકરકારીથી છોડી આવવામાટે ઠપકો આપ્યો.

કશી પણ દરકાર કરવાવગર સર્વે બીના આ પ્રમાણિક દેલનો ટર્ક અવલથીઆખરસુધી કહી ગયો. પોતે ટવારિકને જે ગેરઈન્સાફ કીધો હતો, તેમાટે ઝિલ્લાહ દેલમાં હવે ઘણી દુઃખી થવા લાગી; તેણીએ તબીબનો સર્વે અહવાલ ધ્યાનથી સાંભળ્યો હતો—તેણીનો ગુસ્સો હવે ઉતરી ગયો હતો, છતાં તેણીનું દેલ તો હજી ઝખ્મીજ હતું—અને તેણીએ હવે ટવારિકને કહ્યું, "મારી ઘણીજ નમકહરામ અને નાલાયક ચાલમાટે તમો મને માફ કરશો?"

ટવારિક—"બાનુ, હું કાંઇ તમારીઉપર ગુસ્સે થયો નથી, એટલે તમોને માફ કરવાજેવું કશું નથી. હું તમોને થએલું દુઃખ સમજુંછું. તમારા દોસ્ત અને મદદગાર થવાને મેં તમારા બાપને કૌલ આપ્યો હતો, અને હું તે મારો કૌલ કદી પણ તુટવા દઇશ નહીં."

આ સાંભળી ઝિલ્લાહે પોતાનો હાથ ટવારિકને આપ્યો; તેણીને માફ કરવાની ખરીક્રીથી અર્ઝ કીધી; અને તેણીનેમાટે તથા તેણીના પિતાનેમાટે તેણે જે કીધું હતું, તેમાટે ખરાં દેલથી ઘણોઘણો ઉપકાર માન્યો.

ટાઇફ્રના કૅપટનસાથે થોડીક મસ્લેહત ચલાવીને, ટવારિકની ભલામણથી એવું ઠરાવ્યામાં આવ્યું, કે સિનોપખાતે જે ત્રાસદાયક મોહો બનાવ બન્યો હતો, તેની ખબર પહોંચાડવાને તેઓએ હવે પાધરા કૉન્સટૅન્ટિનોપ્લખાતે ઉપડી જવું. આમુજબે બે દહાડામાં તેઓ તે બાદશાહી શેહેરમાં આવી પહોંચ્યા; અને ટવારિકે ઘટની જગ્યાએ પોતાનો "રીપૉર્ટ" કર્યાપછી, શેહેરમાં આવેલા પોતાના કાકાના મેહેલમાં ગયો, કે જ્યાં હમણાં બાનુ અઇશા રેહેતી હતી. પોતે કોણ હતો, તે જણાવ્યાથી તેને ઘણો માયાભરેલો આવકાર દેવામાં આવ્યો, અને પછી તેણે ઑસમાન પાશાની બેટીબાબે સર્વે બીના તેણીને જણાવી.

ખરેખરી દોસ્તીની લાગણીસાથે લેડી અઇશાએ ઝિલ્લાહને પોતાનીસાથે રાખવાની માગણી કીધી—તેણીને પોતાનેજ ત્યાં હવેપછી રાખવાને ઘણી ખુશી દેખાડી—અને તેણીનું ભારે દુઃખ જેમ પોતાથી બનેએમ ઓછું કરવાની મર્ઝી જણાવી. ઝિલ્લાહનું અતલગનું ખેશી કોઇ નહતું, કે જેનીઆગળ હવે તેણી જઇને રેહે; વળી પોતાના બાપનાં મકાનમાં જઇ રેહેવાને તેણીનું દેલ ચાહાતું નહતું; કારણકે ત્યાં જો તેણી જાય, તો તદ્દન એકલી પડે, અને પોતાના કમનસીબ બાપનાજ વિચારો ત્યાં યાદ આવ્યા કરે, કે જે બીચારો કરપિણ રશિયનોના હાથમાં બંધવો થઇ પડ્યો હતો! તેટલામાટે તેણીએ ઓમર પાશાની બાયડીએ જે માગણી ટવારિકમારફતે કીધી, તે ઉપકારસાથે કબુલ રાખી. આઉપરથી ટાઇફ્રમાંથી તેણીને બાનુ અઇશાના સુંદર મેહેલમાં લઇ જવામાં આવી.

થોડા દિવસોપછી બાનુઓની રઝા લઇ, ટાઇફ્રઉપર સવાર થઇ ટવારિક વાર્નાખાતે પાછો ફર્યો; અને ત્યાંથી પછી તે પોતાનાં માબાપ અને કાકાનાં મથક શુમલાખાતે જવાને નિકળ્યો. બીજીગમથી સિનોપખાતે બનેલાં કમકમાટ ઉપજાવનારા બનાવની ખબર ઓમર પાશાને તો પહોંચી ચુકી હતી; વળી ટવારિકે લડાઇ વખતે દેખાડેલી બહાદુરીનો તમામ અહવાલ પણ તેની જાણમાં અગાઉથી આવી ગયો હતો; અને તેટલામાટે તેના શુમલા પાછા ફરવાપછી પોતાના ભત્રીજાને બેની પદવીએ ચઢાવવાનું વડા સેનાધિપતિએ તદ્દન વાજેબી ધાર્યું, યાને "ટવારિક બે"ના બડેખા અલ્કાબથી તે હવે ઓળખાવા લાગ્યો.

આ સર્વે દેખાવ લાંબો વખતસુધી નિહાળવાને ટ્વારિકને બન્યું નહીં; કારણકે તરતજ બે ન્હાની રશિયન મનવારો ટાઇફઉપર હલ્લો લાવી; અને જે ઘણી આગળ હતી, તેને તોપોનો મારો પ્રથમ શરૂ કીધો. પણ સારાં નસીબે ટાઇફના કપ્ટનને તેતરફના કેનારાની ઘણી સારી માહેતી હોવાથી તે બનતાંસુધી સલામતીથી જવાય, એટલો કેનારાનીનઝદીકમાં પોતાની "સ્ટીમર" લઇ જવા લાગો. "એનજીનો" પણ ઘણાં જોરથી ચલાવવા માંડયાં; અને તે સુંદર વહાણ ઘણી ઝડપથી સડસડાટ આસાનીથી પોતાનો રસ્તો કાપવા લાગ્યું. તોયે પેહેલીજ રશિયન મનવાર ઘણી ધાસ્તીભરેલીરીતે આગળની આગળ રહી; તે એટલી નઝદીક કે તેઉપરથી છોડવામાં આવતા ગોળાઓ ટાઇફની બાજુઉપર લાગતા હતા. તેઓ માંહેલો એકાદ જો "સ્ટીમર"ના પંખાને લાગે કે "એનજીન"વાળા ઓરડામાં દાખેલ થઇ નુકશાન કરવા પામે, તો તે "સ્ટીમર"ની કઝા આવી બને! કૅપ્ટને પોતે પોતાને હાથે એક તોપની નેમ તાંકી—અને પછી તે તોપ છોડી તે જે કરવા ધારતો હતો, તેમાં તે તદન ફતેહ પામ્યો—તેણે ઘણીજ સરસ નેમ લીધી હતી. તોપનાં ફુટવાસાથેજ દુશ્મનની મનવારનો સૌથી આગળનો અને સૌથી મોટો ડોળ તુટી પડયો. આ બનાવથી તે આગળ વધતી અટકી પડી, અને તેની અને ટાઇફનીવચ્ચેનો અંતરો વધી ગયો, અને તેથી ટાઇફને બીજો ગોળો છોડવાની પણ ઝરૂર રહી નહીં.

એક કલાક વિત્યાપછી આ બંધે રશિયન મનવારો તે ઑટૉમન "સ્ટીમર"થી ઘણી દુર પડી ગઇ. આ વખ્તે ટ્વારિકને ખબર કરવામાં આવી, કે ઝિલ્લાહ શુદ્ધીમાં આવીછે, અને દીવાનીજેવી થઈ પોતાના બાપની ખબર પુછેછે. તેઉપરથી ટ્વારિક નિચ્ચે તેણીની "કૅબિન"માં ગયો; ઝિલ્લાહે તેને તરતજ ઓળખ્યો; અને પોતાના બાપની હકીકત જાણવાને કરગરીને અર્ઝ કરવા લાગી. તેણે ડાહાપણ વાપરીને ધીરેધીરે સર્વે હકીકત તેણીને ખરેખરી જણાવી; તેણે તેણીને જણાવ્યું, કે જ્યારે તેને પાશાને છેલ્લો જોયો હતો, ત્યારે જીવતો હતો, પણ તે રશિયનોને હાથ જઇ પડયો હતો, પણ તેમ થવાનું મુખ્ય કારણ એજ હતું, કે તેને ખુદ પોતાનાં વહાણનાં તુતકઉપરથી ખસાડી લઈ જઇ દોસ્તોના હાથોમાં બચી જવાને સાફ ના પાડયું હતું. પોતાના બાપથી વિખુટી પડવાનેલીધે ઝિલ્લાહ લગભગ દીવાનીજેવી થઈ ગઇ, અને તે પણ વળી એક બંદીવાન! જોકે તેણી કુદર્તીરીતે ઘણી શાણી અને ગરીબ સ્વભાવની હતી, છતાં પોતાની દુઃખી લાગણીના ગુસ્સામાં તેણીએ ટાઇફઉપર જેઓ હતા, તે સર્વે જણાને ઍડમિરલને બીકરકારીથી છોડી આવવામાટે ઠપકો આપ્યો.

આ વેળા તબીબ પણ "કૅબીન"માં હાઝેર હતો, તેણે ઝિલ્લાહને નર્માશભરેલે સાદે ઠપકો આપ્યો, "બાનુ, અગરજો તમો જાણો, કે તમોને રશિયનોના હાથમાં કેદ પકડાતાં કેવી બહાદુરીથી આ બહાદુર જવાને બચાવ્યાંછે—હું કહુંછું, કે અગરજો તમો જાણો, કે તમારા બાપને બચાવવાને આ માયાળુ શખ્સે કેટલી ઝહમત અને જોખમ ઉઠાવ્યાંછે, તો તમો અમારીસાથે એને પણ ઠપકામાં સામેલ કરો નહીં."

પછી ટ્વારિક બીજી વાર કેવીરીતે રશિયન મનવારઉપર ગયો હતો—તે કેવીરીતે ત્યાં કેદ પકડાયો હતો—અને કેવીરીતે તેને પોતાની ઝેંદગી બચાવવામાટે દરિયામાં તરવું પડયું હતું—કેવીરીતે તેનાઉપર ગોળીઓનો મારો ચલાવ્યામાં આવ્યો હતો, તે સર્વેનું તે તબીબે બ્યાન કરી સંભળાવ્યું. તબીબને આ સઘળું બોલતાં ટ્વારિકે અટકાવ્યોછતાં, તેની

મોકલી આપીને વધારો કર્યામાં આવ્યો હતો; અને તે જનરલે હવે સિલિસ્ટ્રિયાનાં અગત્યનાં ઑટોમન શેહેરને ઘેરો ઘાલવાનો ઠરાવ કર્યો હતો.

આ વખ્તનાંઅરસામાં રશિયનોએ ન્હાનું વાલાશિયા તદન છોડી દીધું હતું; અને શર્ડોવાનની ઝપાઝપીપછી કાલાફાટખાતેનાં ટર્કિશ લશ્કરને તે બાજુતરફ દુશ્મનોની કશી ધનનસલ જણાઇ હતી નહીં. આ સઘળો વખ્ત ઝિલ્લાહ તે ઉમરાવનાં કુટુંબસાથેજ રહી હતી: જોકે લેડી અઇશાએ તેણીને પાછી પોતાને ત્યાં આવવાને વારંવાર માયાળુ ઇજન કીધું હતું, છતાં તેણી ઉમરાવના મેહેલમાંજ રહી; તો જોકે અઇશા અને ઝિલ્લાહવચ્ચે કાગઝપત્રોનો વ્યવહાર ચાલુ રહ્યો હતો. પણ ત્યારે શર્ડોવાનની પડોશમાંજ મરહુમ ઍડમિરલની બેટીને પડી રેહેવાનો સબબ શો હતો? શું ઉમરાવના મેહેલમાં હવે ટવારિક વારંવાર મુલાકાતે આવતો હતો, અને જ્યાં તેને હંમેશાં માયાભર્યો આવકાર દેવામાં આવતો હતો, તેનેલીધે તેણી ત્યાં રહી હતી?—કે ટવારિકતરફના પોતાના ઉપકારના બદલામાં તેણી ત્યાં રહી હતી? શું તેઓવચ્ચે થયેલી પિછાણે પ્યારનું રૂપ લીધું હતું? હા, ખચિત તેમજ હતું; અને પોતાના બાપના શોકમાં હજી તે બેટી હોવાથી, સભ્યતાનેખાતેર આ બહાદુર અમલદારે પોતાનો પ્યાર તેણીને ઝાહેર કરવાનું દરોસ્ત જોયું નહતું, જોકે તે માંહેથી તો કશું બોલ્યો નહતો, છતાં તેનો દેખાવ તે ઝાહેર કરતો હતો.

પણ એકાએક તેના કાકા ઓમર પાશાતરફથી ટવારિકને તેના બહાદુર ચાસેરોની ટુકડીસાથે સિલિસ્ટ્રિયાનાં લશ્કરને જઈ મળવાનો હુકમ ફરમાવ્યામાં આવ્યો; અને છુટાં પડતી વખ્તે તેણે ઝિલ્લાહને પોતાનો પ્યાર ઝાહેર કર્યો. પોતે પણ તેને અંદરખાનેથી ચાહાતી હતી, એમ તેણીએ ખુલ્લાં દેલથી કબુલ કરી દીધું; અને પછી તેઓએ એકબીજાને પરણવાનો કૌલ આપ્યો. ટવારિક ત્યારપછી ઉતાવળે ત્યાંથી નિકળી ચાલ્યો; ઝિલ્લાહના પ્યારને વધારે લાયક થવામાંટે નવી કીર્ત્તિઓ મેળવવાની ઉમેદ તે દેલમાં રાખતો હતો.

તા૦ ૧૭ થી મે ૧૮૫૪ ને દિને રશિયનોએ સિલિસ્ટ્રિયાઉપર ઘેરો ઘાલવાનું શરૂ કર્યું. મસ્કૉવીટ નૌકરીમાંના ઘણા હુશિયાર ઇજનેર જનરલ શિલડર્સે જોઇતાં ઝરૂરનાં લશ્કરી બાંધકામોઉપર દેખરેખ રાખી. ઘેરો ઘાલવાનાં આ કામમાંટે પ્રથમમાં ૪૦,૦૦૦ રશિયનોને તૈયાર કર્યામાં આવ્યા, જ્યારે સિલિસ્ટ્રિયાના બચાવનું લશ્કર ફક્ત ૧૫,૦૦૦ માણસોનું હતું. તોપોનો મારો શરૂ થયો; તોપોના ગોળાઓ શેહેરનીઅંદર છોડવામાં આવ્યા; પણ ટર્કિશ તોપોએ ઝબરો મારો ચલાવી તેનો પાછો જવાબ આપ્યો. ડૅન્યુબ નદીની પેલીમેર પડેલાં રશિયન લશ્કરમાં ટર્કિશ તોપોએ ઘણી સારી નેમથી ઝ્વલેણ ગોળા ફેંક્યા; જ્યારે ટવારિકના ચુનંદા સેપાહોએ જે મસ્કૉવીટ ઇજનેરો નદીઉપર પુલ નાખવાનાં કામમાં રોકાયલા હતા, તેઓઉપર પોતાની બંદુકોથી ઝબરદસ્ત મારો શરૂ કીધો. પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ બીજું લશ્કર લઇ બુશારેસ્ટથી આવી લાગ્યો; અને આરીતે એકઠાં થયેલાં ૬૦,૦૦૦ માણસોનાં લશ્કરે તા૦ ૨૯ મી મેને દિવસે શેહેરઉપર એક હમલો કીધો.

આ યાદગાર દિવસની સવારના એક વાગ્તે ત્રણ લશ્કરી ટુકડીઓ, કે જે દરેકમાં દશદશ હઝાર સેપાહો હતા, તેઓ કેલ્લાઉપર જુદીજુદી બાજુથી હલ્લો લાવ્યા, જ્યારે બાકીનું લશ્કર ડૅન્યુબ નદીની પેલીમેર કામ પડે, તો લડવાને તૈયાર થઇ ઉભું. તોપોના ઝબરા

મારાતળે આ રીજમીટોએ આગળ વધવા માંડયું, પણ સિલિસ્ટ્રિયાના કેલ્લામાં એક એવો ચુનંદો સરદાર હતો, કે જેની હુશિયારી તેની બહાદુરીનાજેવીજ સરસ હતી; જેની તીક્ષણ આંખો હંમેશાં ચોકસી રાખતી હતી; જે દુશ્મનોથી થતી ભુલો તરત સમજી જતો હતો. આ શખ્સ કોઈજ નહીં, પણ બડો બહાદુર મુશિર પાશા હતો, કે જેની સરદારીતળે કેલ્લામાંનું લશ્કર હતું. વળી આપણે અત્રે જણાવવું જોઇએ, કે આ પાશાનો હુકમ ઉઠાવવામાટે, ત્રણ ઇંગ્રેજી સરદારો, જનરલ કૅનન, કૅપટન બટલર, અને લફટેનન્ટ નૅસ્મીઠ નામે હતા, કે જેઓની મદદ પાશાને ઘણી કીમતી થઇ પડી હતી.

રૂશિયનોનો હમલો ઘણો ત્રાસદાયક હતો—તેમજ ટર્કોનો બંચાવ પણ તેવોજ બહાદુરીભર્યો હતો, આપ્રમાણે કલાકોસુધી જીવલેણ લડાઇ ચાલુ રહી. જ્યારે હમલો કરનારી લશ્કરી ત્રણ ટુકડીઓ આગળ વધતી, ત્યારે એમ જણાતું, કે ગૉર્ટસ્ચૅકૉફનો જનુની હાથ સિલિસ્ટ્રિયાની દીવારોસામે માણસજાતનાં ઝબરાં ટોળાંઓને ફેંકતો હોય. તેજવેળા શેહેરનીઅંદર ગોળાઓનો લોખંડી વરસાદ વરસતો હતો, કે જેથી ઔરતો અને બાળકો ધ્રુજતાંકાંપતાં તેઓના બંચાવમાટે ઝમીનમાં બનાવેલા ઓરડાઓમાં ભરાઇ જતાં હતાં—તેવીજરીતે કેલ્લામાંથી ટર્કોની તોપો રૂશિયનોનાં મોતના પયેગામો ફેંકતી હતી. જેમ દરિયાના ઝબરદસ્ત મોજાઓ ઉછળીને પહાડોસાથે અફળાઈ ધીમેથી પાછા હઠે, તેવીજરીતે રૂશિયન સેપાહોનાં ટોળેટોળાં સિલિસ્ટ્રિયાના કેલ્લાની દીવારોઉપર દોડતાં આવતાં, પણ કાંઇ ન વળવાથી પાછાં હઠી જતાં હતાં. તેઓનું ઝોર ઝબરૂં હતું—તેઓની મેહેનત અથાગ હતી; પણ તેથી પણ વધારે વખાણવાજોગ અને વધારે અજાયબ થવાજોગ તો અંદરનાં લશ્કરની હેમત અને કુવત હતાં. એથી રૂશિયનોની હાર તુટી—તેઓ ડગમગવા લાગ્યા—તેઓ પાછા હઠયા; આ જોઈ કેલ્લામાંનાં ટર્કિશ લશ્કરે બહાર નિકળી તેઓઉપર છાપો માર્યો. થોડીક વારસુધી રૂશિયન અને ટર્કિશ લડનારાઓ એકબીજામાં ભેળાઇ ગયા, અને એક ખુનખાર લડાઈ ચાલી,—તેઓ એકમેકઉપર દરિયાઈ મોજાનીપેઠે ઉછળતા, અને પાછા છુટા પડતા. થોડીક વારસુધી તો કોણની જીત, ને કોણની હાર થઈ હતી, તે પણ જાણી શકાયું નહીં, અને સર્વે શકમંદ રહ્યા,—આખરે ઑટોમન ઝોર ફાવ્યું, અને તેઓએ રૂશિયન લશ્કરને મારી હઠાવી ડૅન્યુબ નદીનાં પાણીસાથે ભેળી નાખ્યું.

જ્યારે આ હિણપસ્તીભરેલી હારની ખબર સેંટ પીટર્સબર્ગખાતે જઇ પુગી, ત્યારે ઝારે પોતાના સર્વેથી વડા જનરલ—પ્રિન્સ પાસ્કીવિટચને પોતાનાં લશ્કરનો વડો નેમીને ત્યાં તરત રવાના કર્યો. આ બહાદુર લડવૈયાએ પોલાંડ જીતી લીધું હતું, અને ઇરાનઉપર મહાભારત ફતેહ મેળવી હતી. કાપાકાપીને આ મથકે ઉપડી જવાને બનતી ઉતાવળે પાસ્કીવિટચ નિકળ્યોઃ પણ તે ત્યાં આવી પુગે તેઅરસામાં—એટલે તા૦ ૨ જી જુનને દિને—રૂશિયનોએ ફરી એકવાર કેલ્લાઉપર હમલો કર્યો, અને ફરી એકવાર તેઓને મારી હઠાવ્યામાં આવ્યાઃ આ બીજીવારની લડાઈ વખ્તે બહાદુર મુશિર પાશા માર્યો ગયો હતો, જનરલ શિલડર્સે હવે પોતાની સઘળી ઇજનેરી કળા વાપરવા માંડીઃ જ્યાં પણ તે ખાણો ખોદતો, તો તેનીસામે ઑટોમનો પણ ખોદતા; અને આ ઘેરા વખ્તે રૂશિયનોનાજેવી ઇજનેરી હુન્નરમંદી મુસ્લીમોએ પણ દેખાડી આપી.

૧૩ મી જુને પ્રિન્સ પાસ્કીવિટ્ચ બીજાં ઝબરાં વધારાનાં લસ્કરસાથે આવી પહોં-ચ્યાપછી રશિયનોએ પોતાના સામટા ૮૦,૦૦૦ સેપાહોનાં લશ્કરસાથે ફરી એકવાર કેલ્લા-ઉપર હલ્લો કરવાની તૈયારીઓ કીધી, અને આ વખ્તે તેઓ ફતેહ પામવાની પુર ઉમેદમાં હતા. પણ તેજ દિવસે સાંજના ઑલ્તેનિત્ઝાના છતનારાઓમાંનો એક—હલિલ પાશા—પોતાનીસાથે ૧૩,૦૦૦ સેપાહોનું લશ્કર લઇ શેહેરનાં લશ્કરની મદદે આવી પુગ્યો. ત્યારપછી આ જાણીતા સરદારના હાથતળે શેહેરનું આખું લશ્કર રશિયનોનાં ઝબરાં મોટાં સૈન્યદલ-ઉપર હમલો કરવાને સાથે બહાર પડયું. સિલિસ્ટ્રિયાના કેલ્લાનીપાસેજ એક ઝબરી લડાઇ થઇ—પ્રિન્સ પાસ્કીવિટચ એક બાજુએ સરદાર હતો, હલિલ પાશા બીજી બાજુએ. કલાકો-સુધી કાપાકાપી ચાલુ રહી; પાસ્કીવિટચ, ગૉર્ટસ્ચૅકૉફ, શિલડર્સ, લુડેર્સ, ઑરલૉફ, અને રશિયન લશ્કરના બીજા ઘણા જાણીતા સરદારો ઝખ્મી થયા, અને તેઓને લડાઇનાં મયે-દાનમાંથી ઉંચકી લઇ જવામાં આવ્યા. આ વખતે સાંજ પડવા માંડી હતી; રશિયન લશ્ક-રનો તદન પરાજ્ય—અને સિલિસ્ટ્રિયાનો છુટકારો થયો.

સિલિસ્ટ્રિયાએ પોતાના થયેલા છુટકારાની ખુશહાલીમાં તોપોના આવાઝો કીધા; જયારે રશિયનો પોતાના હઝારો માર્યા ગયેલા અને ઝખ્મી થયેલાઓને લડાઇનાં મયેદાનમાં પડતા મુકીને જેમ નસાય તેમ નાઠા; તેઓ એટલાતો ગભરાયલા હતા, કે ડૅન્યુબ નદી ઓળંગી જવા હાથો અને પગોઉપર જાનવરોનીપેઠે ચાલીને નાસવા જતાં તેઓમાં બધી ભેલમભેલ થઇ ગઇ, અને તેમાં પણ તેઓનાં હઝારો માણસો માર્યાં ગયાં. ઑટૉમનોએ તેઓના ઘેરો ઘાલવામાંટે ઉભાં કીધેલાં બાંધકામોનો નાશ કર્યો—અને ટર્કોના હાથમાં નાઠેલા દુશ્મનોની તોપો, દારૂગોળો, ખુરાકી, અને બીજો પુષ્કળ લશ્કરી સામાન લુટતરીકે આવ્યો.

તા૦ ૭ મી જુલાઇને દિને ઓમર પાશા પોતાનાં લશ્કરનો મુખ્ય ભાગ સાથે લઇ શુમલાથી રસ્ટચકઆગળથી ડૅન્યુબ નદી ઓળંગીને આવ્યો, અને જનરલ સેમૉનૉફ, કે જે ૪૦,૦૦૦ માણસોસાથે ગીરગેવૉખાતે છાવણી નાખી પડેલો હતો, તેનીઉપર હલ્લો કર્યો. આ વખ્તે સરદારનાં લશ્કરમાં ૩૦,૦૦૦ સેપાહો હતા. ખાસા અગ્યાર કલાકોસુધી લડાઇ ચાલુ રહી, કે જે વખ્ત જવાબાદ ભારે ખોટસાથે રશિયનોને હરાવ્યામાં આવ્યા. આ વખ્તનાઅરસામાં પ્રિન્સ પાસ્કીવિટ્ચે પોતાની સરદારીનું રાઝીનામું આપ્યું હતું; જનરલ શિલડર્સ ઝખ્મી થઇને માર્યો ગયો હતો; અને તેટલામાંટે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ ફરી એકવાર લશ્કરનો વડો થવા પામ્યો. તેણે જોયું, કે જો જરા પણ વખ્ત ખોવામાં આવશે, તો તેના બાદશાહી ધણીના હાથમાંથી મુખ્ય પ્રગણાંઓ જતાં રેહેશે, માટે કાંઇબી કરીને ઓમર પાશાને આગળ વધતો અટકાવવો જોઇએ. એટલામાંટે એકવાર ફરીથી નસીબ આઝમાવવાસારૂં એક ઝબરી કોશેશ કરવાના વિચારથી તેણે પોતાનું તમામ લશ્કર એક જગ્યાએ જમા કરવા માંડયું—અને તરતનીજ નવી આવેલી કોસૅક રીજમીટોનેલીધે તેનાં લશ્કરને પુરતી મઝબુતાઇ મળેલી હોવાથી—ગૉર્ટસ્ચૅકૉફે ૭૦,૦૦૦ માણસોનું એક મોટું લશ્કર લઇ ગીરગેવૉતરફ કુચ કીધી. તેનીસામે થવાને ઓમર પાશા ફક્ત ૩૦,૦૦૦ સેપાહો લઇ બહાર પડયો. બંધે દુશ્મનો એકબીજાને ફ્રાટેસ્ટિની પડોશમાં મળ્યા: લડાઇ છ કલાકોસુધી જારી રહી; અને જોકે કોસૅકોના વડા હેટમૅને પોતાની બહા-દુરીથી ઑટૉમનોની ડાબી બાજુઉપર ધસારો ચલાવ્યો—તોયે આખરે રશિયન લશ્કરની

તદ્દન હાર થઇ. મુખ્ય સંસ્થાનો હાથ કરવામાંટે આ લડાઇ ઝબરી ચલાવ્યામાં આવી હતી: તે બપોરના શરૂ થઇ— અને સાંજે છ વાગ્તાપછી થોડે વખ્તે **ઓમર પાશાએ** દુશ્મનને જે ગમે તે દિશાએ જીવ લઇને નાસતું દિઠું.

થોડા દહાડા વિત્યાકેડે બુશારેસ્ટ શેહેરના ઉમરાવોમાંથી ઉંચી પદવીના થોડાક ચુંટી કાહાડેલા અમીરોના પત્રિનિધિઓએ ટર્કિશ વડા સેનાધિપતિની મુલાકાત લઇ, તેને તે શેહેરમાં દાખેલ થવાનું માનભર્યું ઇજન કર્યું, કે જે શેહેર હવે રશિયનો હંમેશનેમાંટે સદંતર છોડી ગયા હતા; અને થોડોક વખ્તપછી આ પ્તેહમંદ સરદાર તે શેહેરમાં દાખેલ થયો, કે જેને વાલાશિયાના આ શેહેરની રૈયતે હર્ષનાદથી અને ખુશહાલીથી વધાવી લીધો. ખચિત આ વખ્ત **ઓમર પાશાનેમાંટે** બહુ મગરૂર થવાજોગ હોવો જોઇએ;—અને તે યાદગાર સવાર તેને યાદ કીધી, કે જ્યારે બંદગીમાંટે કૉન્સટૅન્ટિનોપ્લની દરેક મસ્જેદના બાંગીઓએ બાંગ પોકારી હતી, કે "અલ્લાહ સર્વેથી મોટોછે !" તેજ વખ્તે તેને ખુદ નામદાર સુલતાનના હાથેથી પોતાના હોદ્દાનું મુખતિયારનામું મેળવ્યું હતું. તેને હવે લાગ્યું, કે તેણે રશિયનોના હાથમાંથી પોતાના બાદશાહનો પ્કત મુલ્કજ બંચાવ્યો નહતો, પણ વળી તેઓએ આગળ જીતી લીધેલાં કેટલાંક પ્રગણાંઓ પણ તેઓપાસેથી પાછાં મેળવ્યાં હતાં.

રશિયન લશ્કરી મોટામોટા જાણીતા સત્તાધિકારીઓને તેણે હરાવ્યા હતા. ઇરાન અને પૉલાંડનો જીતનાર, **પાસ્કીવિટચ**—કસાયલો લડવૈયો, **ગૉર્ટસ્ચૅકૉફ**—આખી દુનિયામાં મશ્હુર થયેલો ઇજનેર, **શિલડર્સ**—હેમતવાન અને એકદમ ધસી જનારો, **લિપ્રાન્ડિ**—*ટ્રાન્સિલવૅનિયામાં બહાદુર †બેમને હરાવનાર, **લુડેર્સ**—સેનાપતિનાં કામનો હુશિયાર, **ડૅનેનબર્ગ**—ફ્રૉસૅકોનો બહાદુર વડો, **હેટર્મન**—**પૉલૉફ**—**સેમૅનૉફ**—**ઑરેપ**—અને બીજા ઘણા મોટામોટા સરદારોને દરેકને **ઑટૉમન** લશ્કરે બાર માસની ટુંક મુદ્દતમાં હાર આપી નીચા પાડ્યા હતા ! અને આ બધું માન, એકલું માન કોણને ? ટર્કિશ લશ્કરના સર્વેથી બહાદુર વડા સેનાધિપતિ **ઓમર પાશાને** !

ઉપલાં કારણનેલીધે **બુશારેસ્ટ**ખાતે ઝબરી ધામધુમ થાય, ભારે હર્ષ ફેલાય, રૈયત પોતાનાં દેલનો ઉભરો દેખાડે, લોકો અજાયબ થાય, તો તેમાં નવાઇજેવું કશું નહતું; બાનુઓના ખુબસુરત હાથેથી સુફેદ દુધજેવા રૂમાલો ઉડવા લાગ્યા; અગાસીઓઉપર ફુલોના હારો અને તોરણો લટકી રહી; દરેક જણના ચેહેરાઉપર આ નામચિન પહલવાન, કે જેણે સુલતાનનાં લશ્કરના સરદાર અને સેપાહસાલારતરીકે આખી દુનિયામાં નામ કાહાડ્યું હતું, તેના ખુબસુરત દીદાર જોવાથી ખુશી પૈદા થઈ !

અમારાં કેટલાંક વાંચનારાંઓને લડાઇની ગોઠવણ, વગેરે બીજી બાબતોથી કદાચ કંટાળો આવે, પણ અત્રે તેમ જો ન કરવામાં આવે, તો વાર્ત્તાનો રસ તુટી જાય, અને તેની પુરેપુરી મતલબ, અને સંબંધ બરાબર સમજી શકાય નહીં, એટલે તેમ કરવાવિના બીજો ઇલાજ નથી.

*જુઓ નોટ ૫૮ મી.  †જુઓ નોટ ૫૯ મી.





## પ્રકરણ ૨૭ મું.

### આલ્મા નદી.

સિલિસ્ટ્રીયા શેહેરની કેક્લેબંદીની દીવારોનિચ્ચે ઉપલી યાદગાર લડાઇ થયાને બરાબર ત્રણ માસપછી એક એવી બીના બની, કે જેથી ઘણા જાણવાજોગ બનાવો ઉભા થયા. તે દહાડો તા૦ ૧૫ મી સપટેમબરનો હતો; સવારના હડી વાગ્તાનો વખ્ત હતો, કે જ્યારે ક્રિમીયાની પશ્ચિમ બાજુએ આવેલાં યુપૅટોરિયામાં લંગર નાખી પડેલાં વહાણોના રસ્તાતરફથી એક ઝળકતો બાણુ ઉરાડવામાં આવ્યો. રાત ઘણી ખુશનોમા હતી; ખરેખર બોલ્યે, તો તે સવારનો વખ્ત હતો; બેસુમાર તારાઓ આકાશઉપર ચળકતા હતા; અને આખા કાળા સમુદ્રઉપર તદન શાંત હતું. તારાઓની રોશનીવાળી ઠંડી હવામાં એ બાણુ જાણે એક અપશુકન ખરતા તારાનીપેઠે ઉપર ઉડયો; તે વહાણોના ઉંચામાંઉંચા ડોળઉપર ઉડતા વાવટાઓની પણ ઉપર જઇને ફુટો; અને પછી તેમાંથી હઝારોહઝાર ઝળઝળતાં તણખાંઓ નિકળી આસપાસ ફેલાઇને બુજાઇ ગયાં. તોયે તે ઉજાશ, કે જે ફક્ત થોડીજ પળોસુધી પંથરાઈ ગયો, તે કાંઇ બચ્ચાંની રમત નહતી—તે કોઇ બાળકને હાથે ઉરાડવામાં આવ્યો નહતો—તે કાંઇ બિનમતલબે છોડવામાં આવ્યો નહતો.

એક ઝબરદસ્ત કાફેલો યુપૅટોરિયાના માર્ગમાં આવી લાંગર્યો હતો. લશ્કરનેમાટે ખાધખુરાકી, દારૂગોળો, વગેરે લાવનાર વહાણોના એક ન્હાના કાફેલાની સલામતીમાટે બે ઝબરદસ્ત લડાયક કાફેલાઓ સાથે આવ્યા હતા: અને તે કાફેલાની દરેક મનવારઉપર બ્રિટિશનીસાથે ફ્રેન્ચ વાવટાઓ ઉડતા હતા, જે બતલાવી આપતા હતા, કે ટર્કીની હેમાયતે આ બંધે મોટાં રાજ્યો એકસંપીથી આવ્યાં હતાં. ફ્રેન્ચ ઍડમિરલની પોતાની મનવારઉપરથી આ બાણુ છોડવામાં આવ્યો હતો. તેની મતલબ એવું જણાવવાની હતી, કે ક્રિમીયાના કેનારાઓઉપર બંધે એકત્ર થયેલાં રાજ્યોનાં લશ્કરોને હવે પગ મુકવાનો વખ્ત થયો હતો.

પછી જે દેખાવ નઝરે પડયો, તે ખરેખર ભપકાદાર અને અસરકારક હતો; હવે જ્યારે તે ખુશનોમા રાત વિતીને ધીમેધીમે સવારનું પહર ફાટવા માંડયું, ત્યારે બંદરતરફ આ સંખ્યાબંધ વહાણો ચુપચુપ પોતાનો રસ્તો કાપ્યાં જતાં દેખાયાં. તે કાફેલાની ચાલ બાદશાહી અને ગંભીર હતી; તેઓમાં હઝારો જીવડાઓ ભરેલા હતા, કે જેઓ પોતાઉપર આવી પડનારી ધાસ્તીઓથી અજાણ્યા હવે કેનારાઉપર ઉતરનાર હતા, અને ત્યાંથી કોણકોણ પાછા પોતાને સ્વદેશ જીવતા જશે, તે કોઇ જાણી શકતું નહતું.

બરાબર સાત વાગ્તાને અમલે ઉતરવાનું શરૂ થયું. તેઓને હરકત કરવાને એક પણ રશિયન ત્યાં હાઝેર નહતો; અને ઘણાજ સારા પ્રકારે અને કવાયદસાથે તેઓ કેનારે ઉતરવા લાગ્યા. આસાયશ લેવામાટે, તેમજ દુશ્મનોબાબે ખબર મેળવવાસારૂં યુપૅટોરિયાનીનઝદીકમાં આ જોડાઈ ગયેલાં બ્રિટિશ અને ફ્રેન્ચ લશ્કરો, તેમજ ટર્કિશ સેપાહોની એક ન્હાની ટુકડી થોડા દિવસોસુધી રહી.

તા૦ ૧૯ મીએ ક્રિમીયાની તેઓની આ પેહેલીજ છાવણીમાંથી આ એકસંપી રાજ્યોનાં લશ્કરોએ કુચ કરી બહાર પડવા માંડ્યું. તેઓનો વિચાર રશિયનોઉપર સામો હલ્લો લઇ જવાનો હતો. તદન જમણી બાજુએ સુલેમાન પાશાની સરદારીહેઠલ ટર્કિશ લશ્કર કુચ કરતું હતું; ત્યારપછી *મારશલ સેંટ આરનોડની સરદારીતળે બહાદુર ફ્રેન્ચોની ઘણીક રીજમીટો ચાલી; અને પછી ડાબી બાજુએ બહાદુર અને મઝબુત બ્રિટિશ સેપાહો આવ્યા, કે જેઓ તેમજ ફ્રેન્ચો રશિયનોસાથે ઉતાવળે હાથ મેળવવાને ઘણા ઉલટમંદ દેખાતા હતા. આપણને અત્રે જણાવવાની અગત્યછે, કે જે બહાદુર લડવૈયાઓને ઇંગ્લાંડે મોકલ્યા હતા, તેઓ જાણીતા સરદાર †લૉર્ડ રૅગલૅનની સરદારીતળે હતા.

તપતા સૂર્યના કિરણોનિચ્ચે કરવામાં આવતી આ કુચથી સેપાહો ઘણા થાકી ગયા હતા, અને દુઃખી થતા હતા; વળી જે દેશમાંથી કુચ કરવામાં આવતી હતી, તે એવો હતો, કે બીચારા સેપાહોની તરસ છીપાવવાને એક ટીપું પાણી પણ ત્યાં નહતું—આખરે કંટાળાભરેલા ઘણાક "માઇલો" પસાર કીધાપછી બલગાનાકની ન્હાની પણ આનંદકારદાયક નદીઆગળ તેઓ આવી પહોંચ્યા. કલાકોનાકલાકોપછી આખરે સેપાહોને પોતાના હોઠ પાણીથી ભિંજવવાની આ તક મળી; તેઓએ આ નદીનું બીલોરી પાણી પેટપુરતું પીધું, અને તેનાં ઠંડાં પાણીવડે પોતાના પગો ધોયા.

આ બલગાનાક નદીના કેનારાઉપર એકસંપી રાજ્યોનાં આ બંધે લશ્કરોએ રાતનેમાટે છાવણી કીધી; પણ બીજી સવારે—યાને તા૦ ૨૦ મી સપટેમબરને યાદગાર દિને— આ લશ્કરોએ પાછી કુચ શરૂ કીધી. તેઓને ખબર હતી, કે તેઓની થોડે આગળ નઝદીકમાંજ રશિયનો પડેલા હતા, અને તેઓ હવે એક મોટી લડાઇના દરવાઝામાં ઉભેલા હતા. આમુજબે તેઓ એક બીજી ન્હાની નદીતરફ આગળ વધ્યા,—તે નદી, કે જેનું નામવટીક જ્યાંથી તે પસાર થતી હતી, ત્યાંના પ્રગણાંઓની બહાર તે દિવસસુધી કોઈ જાણતું નહતું, પણ સાંજના સૂર્ય આથમતીવેળા તો તેનું નામ જગઆશ્કાર થવા પામ્યું હતું. આ નદીનું નામ "આલ્મા" કરી હતું.

એકસંપ રાજ્યોનાં લશ્કરો ઉત્તર દિશાતરફથી—તે ન્હાની નદીની જોડેજોડ આગળ કુચ કર્યાં જતાં હતાં; જ્યારે બીજી દિશાતરફ એટલે દક્ષિણે પ્રિન્સ મેન્ટસ્ચિકૉફની સરદારીહેઠલ રશિયનો એક મઝબુત મથક હાથ કરી પડયા હતા. નદીની તેતરફના કેનારાની જગ્યા થોડેક કટકેસુધી ઉંચાણમાં આવેલી હતી—તેનીપછી એક ખીણ આવેલી હતી—અને તેનીપછી વળી પાછી વાંકીચુકી, ખડબચડી ઝમીન હતી, વચ્ચેવચ્ચે વળી નાળાંઓ, અને ઉંચાણ જગ્યાઓ આવેલી હતી, અને એરીતે ચારસોથી છસો "ફીટ" ઉંચી તે જગ્યા હોવાથી તેઉપરથી નિચાણમાં ખુલ્લું દેખાતું હતું. તેઉપર કેટલાંક ઘરો આવેલાં હતાં, કે જેમાંનાં કેટલાંકોને સુંદર બાગો પણ હતા; ફળની વાડીઓ, દ્રાક્ષના માંડવાઓ, વગેરે તે ખીણનીઆસપાસ, અને નદીના કેનારાઓઉપર આવેલાં હતાં. નદીના સર્પાકારથી અને બાગબાગિચાઓથી તે જગ્યાનો દેખાવ અતિ રમણિય લાગતો હતો.

આપણે જણાવ્યુંછે, તેમ આલ્માની આ ઉંચી જગ્યાએ પ્રિન્સ મેન્ટસ્ચિકૉફે પોતાનું મથક કર્યું હતું. તેનાં લશ્કરમાં આસરે ૪૦,૦૦૦ માણસો હતાં, કે જેમાંનાં ૫,૦૦૦ ઘોડેસવારો હતા.

*જુઓ નોટ ૬૦ મી. †જુઓ નોટ ૬૧ મી.

હારોહાર મોટી તોપો તેનાં લશ્કરમાં હતી; પોતાનું મથક સારી જગ્યાએ આવેલું છતાં, તેણે ખાઇઓ ખોદી, અને કોટો ઉભા કરીને તે ઘણું વધારે મઝબુત કર્યું હતું. વળી ત્યાં ખીણનીઆસપાસ આવેલાં ઘરોમાં, બાગિચાઓમાં, અને ફળની વાડીઓમાં તેણે પોતાના સૌથી સુનંદા નેશાનબાઝોને ગોઠવ્યા હતા. તેનું મથક સર્વે વાતે મઝબુત હતું, અને વળી ટેકરીઓની હારોનો પૂર્વ દિશાનો છેડો બહાર નિકળી આવેલો હોવાથી, અને ઘણો સીધો ને ઉભો હોવાથી જાણે કીલ્લાની દીવારઉપર કોટ બાંધેલો હોય, એમ લાગતું હતું. આ ટેકરાની ઉંચાણસામે રૂશિયનોએ એક ઉંડી ખાઇ ખોદી હતી,—અને તેનીપછવાડે એક કોટ ઉભો કરી, તેના ઓથામાં તોપખાનું ગોઠવ્યું હતું; આ તેઓનો સર્વેથી જમણી-ગમનો છેડો હતો. તેઓનો ડાબીગમનો છેડો તે ટેકરાની પશ્ચિમે આવેલો હતો, કે જે છેક દરિયાકાંઠે લાગેલો હતો. રૂશિયન લશ્કરની ગોઠવણ ઉપરમુજબે કર્યામાં આવી હતી—તેઓએ પોતાની તોપો એવીરીતે ગોઠવી હતી, કે જેથી આલ્મા નદીનીસામે સર્વે ઠેકાણે તેઓ મારો ચલાવી શકે.

એકસંપી રાજ્યોનાં લશ્કરોને નદીના પૂર્વતરફના કેનારાઉપર ગોઠવવામાં આવ્યાં હતાં; છેક જમણી બાજુએ ફ્રેંચ જનરલ બૉસ્કેના હાથહેઠલનાં લશ્કરના એક વિભાગને મુક-વામાં આવ્યો હતો, કે જેને સુલેમાન પાશાની સરદારીહેઠલના ટર્કો મદદે હતા: ત્યારપછી ફ્રેંચ લશ્કરનો મુખ્ય ભાગ હતો, કે જેની સરદારી મારશલ સેંટ આરનૉડે ખુદ પોતે લીધી હતી, જ્યારે પ્રિન્સ નૅપૉલિયનનાં લશ્કરનો વિભાગ તમામ ફ્રેંચ લશ્કરોની ડાબી બાજુએ ગોઠવાયો હતો. તેની બરાબર પાસેજ સર ડે લૅસી એવન્સનો, અને જનરલ ઇંગ્લિઆંડના લશ્કરી વિભાગો હતા; ત્યારપછી સર જ્યૉર્જ બ્રાઉનના, તથા ડયુક આવ કૅમબ્રિડજના વિભાગો બ્રિટિશ લશ્કરની છેક ડાબી બાજુએ હતા. જનરલ કૅથકાર્ટના વિભાગને ઝરૂરનેમાટે ખાસ રાખ્યામાં આવ્યો હતો; અને જો કામ પડે, તો ડાબી બાજુનાં લશ્કરને બચાવવાસારૂં લૉર્ડ લુકાનની સરદારીહેઠલની ઘોડેસવાર પલટણોને તૈયાર રાખ્યામાં આવી હતી. આમુજબની ગોઠવણ એકસંપી રાજ્યોનાં લશ્કરોની હતી. તે લશ્કરો ખરેખરાં બહાદુર હતાં; અને તેઓએ જે કારણમાટે આ લડાઇનો જોખમ માથે ઉઠાવ્યો હતો, તે ખરો અને વાજેબીજ હતો.

સવારના ઘણે સકારેથી જનરલ બૉસ્કેના વિભાગે દરિયાની લગોલગ આવેલા પહાડોના એક ટેકરાની પશ્ચિમ દિશાઉપર ચઢવા માંડ્યું. આ કામ ઘણું કંટાળાભરેલું અને લાંબું હતું, અને તેમ કરતાં ઘણા કલાકો નિકળી ગયા, કે જે સઘળો વખ્ત આલ્મા નદીના પુર્વ કેનારાઉપરનાં એકસંપી રાજ્યોનાં લશ્કરો ત્યાંજ ઉભાં રહ્યાં. સૂર્ય ઘણો તેજમાં પ્રકાશતો હતો; અને સઘળો દેખાવ ઘણોજ સરસ લાગતો હતો. થંબ દરિયાઉપર પડેલો ઝબરદસ્ત કાફેલો ત્યાંથી દેખાતો હતો; તેમજ કાફેલાઉપરથી માણસોની ભારે ઠઠ અને આસપાસનો વિચિત્ર પણ રમણિય દેખાવ ખુલ્લો દેખાતો હતો. પણ તરતજ તે ટેકરાના પશ્ચિમ છેડાતરફ ૭ ફ્રેંચ મનવારો આવતી જણાઇ. તેઓનો ધીમેધીમે દબદબાથી આગળ વધવાનો દેખાવ ઘણોજ દેલ ઉશ્કેરનારો હતો!—તેઓની તેમ કરવાની મતલબ ઘણીજ ધાસ્તીભરેલી હતી! કારણકે હવે તે સુંદર મનવારોએ ઉપલા ટેકરાઉપર ગોળાઓનો મારો શરૂ કર્યો; અને રૂશિયનોની ડાબી બાજુએ જે સરસ નેમથી લોખંડી વરસાદ વરસાવવામાં આવતો, તે નિચ્ચે ઉભેલું લશ્કર બરાબર જોઇ શકતું હતું.

પણ, આહા ! એકદમ તે તોપોનો મારો બંધ પડ્યો! હમણાં લગભગ બપોર પડવા આવી હતી; અને બૅાસ્કેનો ફ્રેંચ વિભાગ હમલો કરવાની નેમથી ઉભીનેઉભી ઉંચાઇએ ચઢ્યો જતો દેખાયો. મધમાખોનાં સંખ્યાબંધ ટોળાંનીપેઠે તેઓ તે કુદર્તીરીતે કોતરાયલી દીવારોઉપર વળગીને ઉપર ચઢતા હતા. નિચ્ચે ઉભેલાં લશ્કરને એવું લાગતું, કે જાણે હમણાં તેઓ સઘળા તુટી પડીને નિચ્ચે ખીણમાં ગરક જશે. પણ નહીં !—તેઓ તો આગળ વધ્યાજ ગયા. જંગ્લી હરણોનાજેવાં ચીવટપણાંથી તેઓ ખડકની કોરોને વળગી રેહેતા; આલપ્સ પર્વતના બર્ફઉપરનાં જંગ્લી બકરાંઓના પગો પણ તેઓકરતાં વધારે ઠરેલ ન હશે! એવા સરસરીતે ઠરેલ પગે આલ્મા નદીઉપરની ઝબરી ઉંચાઇએ તેઓ ચઢયા જતા દેખાયા. આખરે તેઓ ટોંચઉપર પહોંચ્યા: બંદુકોના આવાઝો કાને પડયા—ધુમાડાના ગોટેગોટ આસમાનતરફ ચઢવા લાગ્યા:—હવે ખુનખાર લડાઇ શરૂ થઇ હતી.

બંધે બાજુતરફ લડાઇની ગોઠવણ ઘણીજ સારીરીતે કર્યામાં આવી હતી, અને બંધે બાજુવાળાઓ હેમતમાં પુર હતા. તે ટેકરાની કઠણઉપર હમણાં કાંઇ ફકત ઝપાઝપી નહીં, પણ ખુનામરકી અને કાપાકાપી ચાલી રહી હતી, અને તેમાં બંધે બાજુએ બહાદુરીથી ભાગ લીધો હતો. તે દિવસની લડાઇનું સેવટ આવ્યું; કારણકે રશિયનોને બાગનેટોથી મારી હટાડવામાં આવ્યા, અને તેઓ ત્યાંથી વચ્ચેના ભાગમાં નાસી ગયા; જેવીરીતે એક સાંપનાં માથાંઉપર ફટકો પડવાથી, તેનું આખું શરીર હાલેછે,—તેવીરીતે થરથરાટવાળી અસર આ રશિયન લસ્કરની ડાબી બાજુના ભાગઉપર થઈ હતી.

એકસંપી રાજ્યોનાં લશ્કરોનો મુખ્ય ભાગ જે વખ્તમાંટે થોબતો હતો, તે હવે આવી પહોંચ્યો. તેઓને આગળ વધવાનો હુકમ થયો. નદીના છાલકાં પાણીમાં પાયદલ અને ઘોડેસવાર રીજમીટો અક્કેક આગળ દમબદમ વધવા લાગી. તેઓઉપર રશિયન તોપખાનાંએ જીવલેણ મારો ચલાવ્યો; આગળ વધતાં લશ્કરોઉપર ગર્ભછાંટ અને બીજા ભારી ગોળાઓનો ઝબરો મારો ચાલુ થયો. થોડોક વખ્તઅગાઉ નદીનાં પાણી જે થંબ, અને કાચજેવાં નિતરાં હતાં, તે હવે તેમાંથી હઝારો માણસો અને ઘોડાઓના પગોથી ડોહવાઇને ગદલાં થઇ ખુબ હાલતાં હતાં. વળી ટેકરીઉપરથી જે ગોળાઓ તેમાં આવી પડતા, તેથી તેઓ જાણે તડફડિયાં મારતાં હોય, એવાં લાગતાં હતાં. તોયે ઘણી સારી હાલતમાં લશ્કરો તે ઓળંગી ગયાં; હેમતથી તેઓ આગળ વધ્યાં;—આ વખ્તનો દેખાવ ખચિત ઘણો દબદબાભરેલો અને અસરકારક હતો.

પહાડો અને નદીનીવચ્ચેની જગ્યાઉપર જેટલાં ઘરો આવેલાં હતાં, તે જાણે તેટલા ન્હાના કેલ્લાઓજેવાં થઈ લાગ્યાં હતાં. તેમાં ભરાઇને રશિયન બંદુકચીઓ આગળ વધતાં એકસંપી રાજ્યોનાં લશ્કરોઉપર ગોળીઓનો વરસાદ વરસાવતા હતા; અને દરેક ઠેકાણે તથા દરેક બાજુએ મોતનો દેવ ખાનાખરાબી કરતો હતો. જોકે રશિયન તોપોએ ટેકરીઓઉપરથી ઝબરો મારો ચાલુ રાખ્યો, છતાં રીજમીટો તો તેની દરકારવગર આગળ વધતીજ જતી હતી. હેમતી ફ્રેંચોની બરાબર તો કોઇ કરી શકેએમ નહતું; મક્કમ ઠરાવના પણ ગંભીર અને બહાદુર બ્રિટિશ સેપાહોનાજેવા થોડાજ સેપાહો હશે.

બાગનેટોની અણીઓથી દરેક ઘર હાથ કર્યામાં આવ્યું: આગળ વધતા સેપાહો પોતાનીસાંમે જે આવે તે સફા કરી નાખતા ગયા:—અને હવે ઉપરની ટેકરીઓઉપર હલ્લો

કરવાનો શરૂ થયો. જે બાજુએ મેન્ટસ્ચિકૉફનું લશ્કર હતું, ત્યાંથી એકવાર રશિયનોએ એવોતો મારો ચલાવ્યો, કે ડયુક આવ કૅમ્બ્રિડજ પોતાની રીજમીટોને પાછા ફરવાનો હુકમ આપવા જતો હતો, પણ તેટલાં સર કૉલિન કૅમ્પબેલે પોતાના શૂરા સેપાહોની ૪૩ મી હાઇલૅંડર પલટણોને તેઓની મદદે જવાનો હુકમ કર્યો; કે જેથી ગમેએવા સખ્ત મારાછતાં આખરે ડયુકના વિભાગે કોટઉપર હલ્લો લઇ જવાનું ચાલુ રાખ્યું.

જ્યારે લડાઇ ઘણી ખુનખાર ચાલતી હતી—જ્યારે રીજમીટો છુટી પડી ગઈ હતી—અને જ્યારે બંધે દુશ્મનો અક્રેકમાં ભેલાભેલ થઈ જઇને લડતા હતા—ત્યારે બ્રિટિશ *ગ્રેનૅડિયર્સ રીજમીટનો એક મેજર પોતાની પલટણથી છુટો પડી ગયો. લડાઈની ગર્માગર્મીમાં, અને દારૂગોળાથી ઉડતા ધુમાડામાં, તે પોતાના ભરજોરથી દોડતા ઘોડાઉપર સવાર થયેલો, જે જગ્યાની તેને આગમચથી ખબર નહીં, ત્યાં દોડી આવ્યો. પણ તેજ વેળાએ ધુમાડો દુર થઈ જવાથી આ બહાદુર ઇંગ્રેજ મેજરે પોતાને વિક્રાળ દેખાવના થોડાક રશિયનોનીવચ્ચે આવી પડેલો જોયો. તોયે જરા પણ હેમત હાર્યાવગર તેણે પોતાની તલવારવડે છવઉપર આવીને પોતાનો બચાવ કરવા માંડયો: તે તેઓમાંથી પોતાનો રસ્તો કાપી જવાની કોશેશ કરતો હતો, તેટલાં કમનસીબે તેની તલવાર મૂઠમાંથી ભાંગી ગઈ—અને વળી જાણે તેટલી આપદા થોડી હોય, તેમ તેજ વખ્તે તેના ઘોડાને એક ગોળી લાગવાથી તે નિચ્ચે તુટી પડયો.

એક "મિનીટ" જો વધારે ગઈ હતે, તો તે બહાદુર ઇંગ્રેજ અમલદારનું મોત નક્કી હતું, પણ જેમ એક વિજળીનો ચમકારો થાય, એટલા થોડા વખ્તમાં તેજ જગ્યાએ એક બીજો શખ્સ આવી પહોંચ્યો. આ એક જવાન ફ્રેંચ અમલદાર હતો, તેનાં શરીરના પાતળા બાંધાનેલીધે તથા તેના અતિ ખુબસુરત દેખાવનેલીધે તે લડાઇજેવી આવી ભયંકાર જગ્યાને તદન નાલાયક જણાતો હતો. તોયે આ જવાન, કે જે ફક્ત બાવીસ વર્ષની વયનો હતો, તે એક પહલવાનનાજેવી બહાદુરી, અને સીંહનાજેવી હેમત ધરાવતો હતો. નિચ્ચે તુટી પડેલા મેજરનાં શરીરઉપરથી કુદી જઇને, પોતાના એક હાથમાં તલવાર અને બીજા હાથમાં એક "પીસ્ટૉલ" પકડી તે રશિયનોનીસાંમે થયો. (જુઓ ચિત્ર ૧૧ મું.) આપ્રમાણે આવતાંને વાર થોડીજ "મિનીટો"માં તેણે કંઇક રશિયનોને ઝબ્હ કરી નાખ્યા. ખરેખર આ એક પરાક્રમ હતું—તે ઇંગ્રેજ અમલદારને બચાવવામાં આવ્યો. તે પોતે તરત ઉઠીને ખડો થયો, અને પોતાનો જાન બચાવનારનો હાથ પકડી તે ઉપકારથી દાબવા જતો હતો,—પણ તેટલાં તેના પોતાનાજ હાથો પાછા નિચ્ચે પડયા, તેનાં મ્હોંડાંઉપર અજાયબીસાથે લગાર ખીજવાટ પૈદા થયેલો જણાયો, અને તે બોલ્યો, "કૅપટન ડેલાંશી !"

"એવાજ બનાવ વખ્તે મેજર હૅઝલઉડ મારેમાંટે જે કરતે, તેજ મેજર હૅઝલઉડનેવાસ્તે કરતાં મને ઘણી ખુશહાલી ઉપજેછે."

વાંચનારે હવે જાણ્યું હશે, કે તેઓ બંધે કોણ હતા ?

ગમેએટલો ખીજવાટ ઉપજવાછતાં તે ઇંગ્રેજ અમલદારનો ભલો ખવાસ પ્રગટી નિકળ્યો, અને તે બોલ્યો, "ખુદાને હાઝેરનાઝેર જાણીને કહુંછું, કે તમો કહોછો, તે ખરૂં જછે. હું પણ તમોને એવીજરીતે મદદ કરવાને કદી પણ ચુકતે નહીં." એમ કહી બંધેએ

* જુઓ નોટ ૬૨ મી.

એકમેકને "શેક-હાંડ" કીધી, "હું તમોને મારો જાન બંચાવવામાટે તમારો દેવાદાર થયોછું, કૅપટન ડેલાંશી—અને ખુદા કરેને તેવોજ બદલો પાછો વાળવાને હું શક્તિવાન થાઉં!"

આપ્રમાણે બોલી મેજર હૅઝલઉડે માર્યા ગયેલા એક રશિયનની તલવાર, જે તેની-પાસે પડેલી હતી, તે ઉંચકી લીધી, અને સવારવગરના તેઓનીપાસેથી નાસતા એક ઇંગ્રેજી ઘોડાની લગામ પકડી લઇ, તરત કુદીને તેઉપર સવાર થઇ હૅઝલઉડે ડેલાંશીતરફ મમતાથી હાથ હળાવ્યો, અને ત્યાંથી દોડાવી ગયો.

તે ફ્રેંચ બહાદુરે પોતાની રીજમીટમાંટે આસપાસ જોયું, કે જે થોડોજ વખ્તઅગાઉ લગભગ વિખરાઇ ગઈ હતી—હારીને નહીં, પણ લડાઈની ઉલટમાં; તેણે તે પાછી એક ખાઇ, કે જ્યાંથી રશિયનોને મારી હટાડયામાં આવ્યા હતા, ત્યાં ફરી એકઠી થતી જોઇ. બીજી એક ખાઈ, કે જે ત્યાંથી બસેંક વારઉપર ખોદેલી હતી, તેમાં ઉભા રહી રશિયનો બંદુકોનો મારો ચલાવતા હતા, તેતરફ હવે ઍડ્રિયનની રીજમીટ ધસારો લઈ જતી હતી. થોડીક "મિનીટો"માં આ બહાદુર રીજમીટ ધુમાડામાં લપટાઈ ગઈ; અને દુશ્મનોનો મારો તેઓનો ભારે ઘાણ કાહાડતો હતો. આ જોઇ ઍડ્રિયન આગળ વધ્યો; ખુદ જ્યાં ઘણી ઝપાઝપી થતી હતી, તેનીવચ્ચે ધસી ગયો: ત્યાં તોપો અને બંદુકોથી એટલોતો ભારી ધુમાડો થયેલો હતો, કે તે પોતાનીસાંમે બાર વારજેટલે દુર પણ જોઈ શકતો નહતો. તે દુશ્મનો-નીવચ્ચે ઘેરાઇ ગયો. તોયે હેમત રાખી તે લડયો: પણ તેનું મોત ખચિત નઝદીક આવેલું જણાયું. ધુમાડો જેવો દુર થયો, કે તે કેવી અવસ્થામાં આવી પડયો હતો. તે તેણે તરત જોઇ લીધું—તે પોતાની રીજમીટથી સદંતર દુર થઇ ગયો હતો—તે એક ખાઈની કોર નઝદીક હતો, કે જે ખાઈમાંથી દુશ્મનોની સંખ્યાબંધ બંદુકોની બાગનેટો બહાર ઝળઝળ થતી દેખાતી હતી.

આ વખ્તે તેને કાને ઝોરથી દોડતા ઘોડાનાં પગલાં પડયાં: તે ઘોડો આગળ દોડયો આવતો હતો—અને તેઉપર બેઠેલો ધાસ્તીવગરનો સવાર તેને ઍડ્રિયનના દુશ્મનોનીવચ્ચે દોડાવી લાવ્યો.

"ચઢી બેસો, અને મને વળગી રેહેજો! ચઢો, જીવ બંચાવવો હોય, તો તરત ચઢી જાઓ!" હૅઝલઉડ બોલ્યો, કારણકે આ સવાર કોઇજ નહીં, પણ મેજર હૅઝલઉડ પોતેજ હતો.

ઍડ્રિયન તરત તેનીપછવાડે કુદી બેઠો,—(જુઓ ચિત્ર ૧૨ મું.) અને તેજ ઘડિએ એક વિક્રાળ દેખાવના રશિયનતરફ પોતાની "પીસ્ટોલ" છોડી: જ્યારે હૅઝલઉડે બીજાને પોતાની તલવારથી કાપી નાખ્યો. પોતાની પીઠઉપર હૅઝલઉડ અને ડેલાંશી બેઠેલાછતાં તેઓને લઇને આ તીખો ઘોડો તે ખાઈ કુદાવી ગયો—આ બંધે કોણ? સર જેમ્સ કુલ્બર્ટની બેટીના આશક હરીફો! અને તે પણ જંગના મયેદાનમાં એકજ ઘોડાની પીઠે બંધે જણા!

હૅઝલઉડની રીજમીટ નઝદીકમાંજ હતી: તે ત્યાં ફ્રેંચ પલટણ, કે જેનો ડેલાંશી એક કૅપટન હતો, તેને મદદ કરવા આવી હતી. તે ખાઈ જીતવામાં આવી—અને તેના બંચાવ-માંટે જે બાંધકામો કર્યામાં આવ્યાં હતાં, તેનો તમામ નાશ કર્યામાં આવ્યો: અને જ્યારે તે દહાડાની લડાઇ પુરી થઈ, ત્યારે હૅઝલઉડે ડેલાંશીને કહ્યું, "મારો જાન બંચાવવામાંટે હું તમારો ઉપકારી હતો, તે ઉપકારનો બદલો મેં તમારો પાછો જાન બંચાવીને હવે વાળી આપ્યોછે!"



## પ્રકરણ ૨૮ મું.

### હરીફ આશકો.

આલમાની લડાઇ પુરી થઇ હતી. જે પણ જગ્યાઓ બાંધકામ કરવાનેલાયકની હતી અને જે હમલાથી જીતી ન શકાયએવી હતી, તે એકસંપી રાજ્યોનાં લશ્કરોએ હાથ કરી લીધી હતી. પેહેલેથી છેલ્લેસુધી જે ઝપાઝપીઓ થઇ હતી, તે ઘણી ખુનખાર હતી; પણ તે સર્વેનું પરિણામ ગ્રેટ બ્રિટન અનેફ્રાન્સના બહાદુર સેપાહોનીતરફેણમાં ઉતર્યું હતું. રશિયનો જેમ નસાય તેમ ગેરબંદોબસ્તમાં નાઠા હતા; એકસંપી રાજ્યોનાં લશ્કરોસામે કેટલાંકઅઠવાડિયાંઓસુધી પોતે હાથ કીધેલી ટેકરીઓ કબ્જે રાખવાનો જે ઠરાવ રશિયન જનરલે બડાઇથી કરી રાખ્યો હતો, તેનેબદલે તો ત્યાંથી તેના સેપાહોની ટુકડીઓ અને તુટી ગયેલી રીજમીટો ગઠલમઠલમાં તે જગ્યાઓ છોડીને નાસી ગઇ.

કદી જીતી ન શકાયએવી જગ્યા મેન્ટસ્ચિકૉફ ધારતો હતો, તે કેટલાંક અઠવાડિયાં તો શું પણ થોડા કલાકોમાં છોડી તેનાં ગંજાવર લશ્કરને ભાગવું પડયું! આ છેલ્લી ઝપાઝપીનો દેખાવ ખરેજ છાતી ફાડી નાખેએવો હતો; આ લડાઇના કમકમાટભરેલા બનાવોનું બ્યાન કરવાને કલમમાં તાકાત નથી! તેને લાયકના પુરતા શબ્દો પણ નથી! તેમ કરવાનો ગમેએવો પ્રયત્ન કરવો વ્યર્થછે! તે દેખાવ કેવો હશે, તેનો વિચાર તો કરી શકાય, પણ તેનો ખરેખરો દેખાવ નઝરે જોતાં કેટલો ભયાનક હતો, તેનો સ્હેજ પણ ખ્યાલ ગમેએવાં ચંચળ ભેજાંમાં ઉતરવો મુશ્કેલછે. વાંચનાર! મુવેલાઓના અને બીચારા મરવા સુતેલાઓના ઢગલાઓ, તેઓનીઆસપાસ લડાઇમાં જીતેલા શત્રુઓનાં હથિયારો—જેમાં તોપો અને તોપોના ગાડિયાં, બંદુકો, વાવટાઓ, અને સેપાહોની કોલાહો, સઘળું ગઠલમઠલ વિખરાઇને અહીં-તહીં પડેલું. માર્યા ગયેલા અને ઝખ્મી થયેલા એકમેકસાથે ભેળાઇને તરેહવાર ઢબે પડેલા, અને જ્યાં નઝર કરો, ત્યાં કપાઇવિહડાઇ ગયેલા. ધડોવગરનાં ફક્ત શરીરોજ, અથવા બરાબર બે ફાડમાં ચીરાઇ ગયેલાં માથાંઓજ—હાથો કે પગોવગરનાં શરીરો—અને કેટલાકો તો એવા છુંદાઇછડાઇ ગયેલા, કે જાણે લોહીના લોંદા હોય, અથવા લોહીમાં બોળી કાહાડેલાં લુગડાંનાં પોતાં હોય,—બધા દેખાવમાં આ દેખાવ સર્વેથી વધારે કંપારી છુટેએવો હતો. ત્યાં એક મુડદું અર્ધું ઉઠી બેઠેલુંજેવું, માથુંઉપર ઢળી પડેલું, આંખો તદન ઉઘાડી, જાણે આવનારતરફ જોઇને ચિતળી ચઢેએવી રીતે જોતી! પાસેજ બીજા કપાઇ મુવેલા પડેલા, તેઓના હાથો જાણે પોતાઉપર ફટકો પડતો છટકાવવામાટે ઉંચા કીધેલા હોય, તેમ ઉંચકેલા. ઝખ્મી થયેલાઓનાં મ્હોંમાંથી દુઃખનો ઉંડો સાદ નિકળતો, કે ગુંગળાતો વિળાપનો આવાઝ, કે મોટેથી દયા ઉપજાવાજોગ શોક; જયારે "સરજયનો" અહીંથીતહીં ઝખ્મીઓની માવજતનેમાટે દોડતા, ત્યારે તેઓવટીક મરતા અને મરી ગયેલાઓના બિહામણા ચેહેરા જોઇને કમકમતા, ઝખ્મી થયેલાઓની આઓજીથી તેઓનાંવટીક દેલો પિગળતાં; અને તેઓની

આબરૂનેખાતેર જણાવવું જોઇએ, કે જેમ તેઓ પોતાના સ્વદેશીઓની માવજતનેમાટે કાળજીમંદ હતા, તેવીજ ખરાં દેલથી તેઓ ઝખ્મી થયેલા દુશ્મનોની પણ સારવાર કરતા હતા.

બીજી સવારે પરોઢિયાંમાં સિડની હૅઝલઉડ બ્રિટીશ છાવણીથી થોડે દુર એકલો ફરતો હતો; તે પોતાના વિચારમાં પુર મશ્ગુલ હતો. તેનાં મનમાં આ વખ્તે ખુબસુરત એલૉઇસ કુઠબર્ટના વિચારો ભમતા હતા; પણ તેજ વખ્તે તેનાં મનમાં કોઈ બીજા શખ્સનેમાંટે પણ વિચાર આવતો હતો, કે જે તે કોઈરીતે પોતાનાં મગઝમાંથી દુર કરી શકતો નહતો, અને જેનેવિષે તે એલૉઇસથી ઉલટીજ લાગણીથી વિચાર કરતો હતો. આ વિચાર કોણુનેમાંટે હતો ? તે ઍડ્રિયન ડેલાંશીનેમાટે હતો. હૅઝલઉડ તેને પોતાનો એક હરીફ લેખતો હતો, અને તેટલામાંટે તે તેને મનમાં ધિક્કારતો હતો. તે હજી પણ તેને વધારે ધિક્કારવાનું મન કરતો, પણ તેના સદ્દગુણો તેને તેમ કરતાં અટકાવતા હતા. વાંચનારને અત્રે જણાવવાની અગત્યછે, કે આપણે બે વર્ષોઉપર તેઓની ઓળખ કીધી હતી, ત્યારપછી આ બંધે જવાનો હાલમાં પોતાનાં દેશનાં લશ્કરમાં અક્કેકી પદવીઉપર ચઢયા હતા. સિડની હૅઝલઉડ, જે તે વખ્તે એક કૅપટનની પદવી ધરાવતો હતો, તે હમણાં મેજર થયો હતો, અને ઍડ્રિયન ડેલાંશી, જે તે વેળા લફ્ટેનન્ટ હતો, તે હાલમાં એક કૅપટન થયો હતો. ઇંગ્રેજ અમલદાર હમણાં પચીસ વર્ષોનો, અને ફ્રેન્ચ અમલદાર ત્રેવીસ વર્ષોની વયનો હતો. આપણે વાંચનારને જણાવ્યુંછે, તેમ ઍડ્રિયન ઉંચો, અને સારા ડોળનો, તથા અતિશય ખુબસુરત ચેહેરાનો હતો; જ્યારે સિડની હૅઝલઉડ શોહામણો, પણ વધારે મર્દાની ઢપછપનો અને મઝબુત બાંધાનો હતો.

આલ્માની લડાઇપછીની બીજી સવારે હૅઝલઉડ પોતાના વિચારોવિષે મનમાં દરિયાફ્ત કરવા બહાર નિકળ્યો હતો, પણ એલૉઇસ કુઠબર્ટના વિચારોસાથે સંબંધ રાખનાર પુરૂષની તેજવેળા મુલાકાત થશે, એમ તેણે કદી પણ ધાર્યું નહતું. તોયે બનાવ તેવોજ બન્યો; કારણકે આલ્માની ઉત્તર બાજુએ આવેલાં ઝાડોની ઘટામાંથી તે જેવો બહાર પડયો, કે મેજર હૅઝલઉડે કૅપટન ડેલાંશીને-પોતાનીતરફ આવતો દિઠો. ઘડીભર હૅઝલઉડનાં દેલમાં ધિક્કારનો દૈત્ય જાગૃત થયો—જેવીરીતે એક ઝહરી સર્પ પોતાના શેકારને આવતો જોઈ પોતાનાં શરીરનું વળ છોડી મ્હોં ઉંચું કરેછે, તેવીરીતે અદેખાઇનો સર્પ તેનાં દેલમાં છુટી ઉઠયો. તેણે પ્રથમ એવો વિચાર આવી ગયો, કે કોઈરીતે ડેલાંશીને અપમાન કરવું, અને પોતાનીસાથે "પીસ્ટૉલ"બાઝી રમવાને તેને ઉશ્કેરવો; તોયે તેણે પોતાનાં મનઉપર આ વખ્તે ભારે કાબુ રાખવાનો યત્ન કર્યો—પોતાઉપર થયેલો ઉપકાર મનમાં પાછો યાદ કરવાની તેણે ભલી કોશેશ કીધી;—અને તેમાં તે થોડેઘણે દરજે ફાવ્યો.

મેજર હૅઝલઉડને જોઈને ઍડ્રિયન ડેલાંશી તો ખુશીનેમાટે આગળ ધસ્યો; અને હજીતો પોતાનો હાથ તેને આપવો, કે નહીં તેનાં વમાસણમાં હૅઝલઉડ હતો, તેટલાં ડેલાંશીએ પોતેજ તેનો હાથ માયાથી પકડયો.

ડેલાંશી—"ગઈ કાલની જીવલેણ મારામારીમાં મારો બંચાવ કરવામાં જે અમીરી ચાલ તમોએ મારીતરફ ચલાવી હતી, તેમાંટે તમારો અતિ ભારે ઉપકાર માનવાની તક મને મળી નહીં, પણ આજે હું મારા ખરાં દેલથી તેનું અહસાન માનુંછું."



( ચિત્ર ૧૧ મું. ) " આ પ્રમાણે આવતાંને વાર થોડીજ 'મિનીટોમાં' તેણે કંઇક રશિયનોને ઝબ્બે કરી નાખ્યા. " (પાનું ૨૧૩ મું.)

જરા લગાર ઠંડાં દેલથી અને મનમાં પર્દો રાખીને હૅઝલઉડે પાછો જવાબ દીધો, "કૅપ્ટન ડેલાંશી; તેઆગમચ તો તમોએ મારી ઝેંદગી બચાવી હતી, તે તો તમો ભુલી ગયા નહીં હશો ?"

ઉદાર દેલના ઍડ્રિયને કહ્યું, "હા, પણ તે તો જુદીજ વાત હતી ! જનુની રશિયનોને હાથે જ્યારે તમો માર્યા જતા હતા, ત્યારે તે જગ્યાએ હું વગરધારેલો આવી લાગ્યો હતો, પણ તમો તો મને બચાવવાને જાણીજોઇને તક સાંધી હતી—તમો તો જાણીજોઈને તેમ કર્યું હતું—ખામોખા તેમ કરવાનોજ આગમચથી વિચાર રાખ્યો હતો—એટલે તમારી નેમ વધારે ઉમદા હતી."

હૅઝલઉડ—(હજી પણ લગાર ઠંડાંજ દેલથી) "કૅપ્ટન ડેલાંશી, હું તમોને કહી ચુકયોછું, કે તમોએ મારી ઝેંદગી બચાવી, તે ઉપકારનો બદલો પાછો વાળવાનો મેં ઠરાવ કર્યો હતો. મેં તેમ કર્યુંછે; અને હવે આપણે પાછા આગળનીમુવાફેક જાણે કશું બન્યુંજ નહોય, તેમ એકસરખા થઇ ગયા છૈયે."

આ બોલવું સાંભળી તે જવાન ફ્રેંચમેનનાં મનમાં દુઃખ ઉપજ્યું, કે જે તેના ચેહેરાઉપરથી જણાઇ આવવા લાગ્યું. તેનાં મનમાં જે શક લાંબો વખત થયો ભમ્યા કરતો હતો, તે હવે ચોકસ થયો. તેને ખબર તો હતીજ, કે હૅઝલઉડ એર્નાઇસને ચાહતો હતો; અને તે જ્યારે ઈંગ્લાંડમાં હતો, ત્યારે વારંવાર જોયું હતું, કે એજ કારણનેલીધે આ ઇંગ્રેજ અમલદાર તેને જોકે એકદમ ધિક્કારતો તો નહતો, તોયે તેનાંતરફ નાખુશીથી જોતો હતો. ઍડ્રિયનનું દેલ એટલુંતો મોટું હતું, કે તે આવી કોઈ રીતની હરીફાઇમાં ઉતરવાને ચાહે નહીં, અને તેથી તે હૅઝલઉડવિષે પણ એમજ ધારતો હતો. પણ હવે તેનો શક તદન દુર થઇ ગયો:—જે શકઉપરથી તેણે હાથ ઉઠાવેલો, તે હવે બીશક તેને ખરોજ માલુમ પડયો; અને પોતાના હરીફની નઠારી ચાલ તેને ખુલ્લી જણાઇ. આગળે દિવસે તેણે જ્યારે હૅઝલઉડનો જાન બચાવ્યો હતો ત્યારે, અને તેજ દિને બીજી વખતે જ્યારે હૅઝલઉડે તેને બચાવ્યો હતો ત્યારે, આ બંધે વખતે તે ઇંગ્રેજે જે વિચારો દરસાવ્યા હતા, તેઉપરથી આ ફ્રેંચમૅને તેનો નઠારો ગુણ જોઇ લીધો હતો.

પોતાના ઘણા ખુબસુરત ચેહેરાઉપર હજી પણ દુઃખી દેલની નેશાનીસાથે ઍડ્રિયન બોલ્યો. "કૅપ્ટન હૅઝલઉડ, તમો કહોછો, કે આપણે હવે એકમેકના કશા આભારમાં રહ્યા નથી, પાછા એકસરખાજ થયા છૈયે, અને કાલે બે વાર જે કારણોમાટે આપણને એકઠા મળવું થયું હતું, તે જાણે બન્યુંજ નહોય, એમ આપણે જાણવું, પણ આવી તમારી લાગણી જોઇ હું ઘણોજ દેલગીર થયોછું. હું તે તમારી લાગણીમાં ભાગ લઇ શકતો નથી. મારે હાથે જો અચાનક કાંઇ મદદ મળી હોય, તો તે બિલકુલ વિચારમાં ન લેતાં, હું તો હજી પણ કહુંછું, કે તમોએ તો મારો જાન બચાવ્યોછે, અને તેમાંટે હું તમારો ભારે ઉપકારી થયોછું. તમો પણ મારા ઉપકારમાંછો, એમ તમોએ મને જણાવવાનું કશું કારણ નથી. પણ મારાં દેલમાં ઉપકારની લાગણીથી જે ખુશહાલી પૈદા થાયછે, તે તમો કોઇ પણ રવેસે અટકાવી શકનાર નથી."

પોતાને આવી નઠારી હાલતમાં આવી પડેલો જોઈ હૅઝલઉડે પોતે ગુસ્સે થવાની કોશેશ કીધી—એવી વખતે છાલકાં મગઝનો એક શખ્સ જેમ બહાનું શોધવાના ફાંફાં મારેછે

તેમ કરવાનો તેણે યત્ન કીધો—અને પછી બોલ્યો, "ખુદા કસમ! જાણે તમો જાણીજોઇને મને કોઇ પ્રકારે અપમાન કરવા માંગતા હોય, એમ મને તો લાગેછે!"

તે ઇંગ્રેજનો મેઝાજ બગડી ગયેલો જોઇ તેની દયા કરીને ડેલાંશી બોલ્યો, "નહીં, મેજર હૅઝલઉડ, તમો તમારાં અંતઃકરણનેજ પુછો, અને તે તમોને જણાવશે, કે જે તોહમત તમો મારીઉપર મુકવા માંગોછો, તેથી હું તદ્દન નિર્દોષછું." આલ્મા નદીનીસાંમે પારના કેનારાઉપરની એક ટેકરી, કે જ્યાં ફ્રેંચ અને ઇંગ્રેજી લશ્કરોનાં મથકોનીવચ્ચેની જગ્યાએ તેઓનાં રાજ્યોની ધજાઓ સાથે ફડફડતી હતી, તેતરફ આંગળી બતાવીને તે બોલ્યો, "જુઓ! જ્યારે આપણે આ દેખાવઉપર વિચાર કર્યે છૈયે, ત્યારે આપણા હાથો પણ ભાઈઓનાસરખી ઉત્સાહથી સાથે મળવા જોઈએ, અને આપણાં દેલો પણ મઝબુત ગાંઠથી બંધાવા જોઈએછે."

આ જવાન ફ્રેંચમૅનનાં બોલવામાં, ચેહેરામાં, અને રીતભાતમાં એક જાતનું અમીરી ભોળાપણું જણાતું હતું—આગળે દિવસે જે જગ્યાએ તેઓએ એકબીજાના જાન ઉગાર્યાં હતા, તેતરફ નઝર ફેંકતાં તેનાં દેલમાં એક જાતનો ઉમદા હેમતનો ઉભરો ઉભાતો હતો; આ જોઈ હૅઝલઉડનાં દેલમાં ખાતેરી થઈ, કે તેનીસાથે સરખાવતાં તે પોતે એક હલકો, તુચ્છ, અને ઉતરતો આસામી હતો. તોયે તેના જીદ્દી સ્વભાવે તે એકદમ કબુલ કરવાને હજી પણ આનાકાની કર્યાં કીધી; તે પોતે ખોટો હતો, અને તેનો હરીફ ખરો હતો, તે તરત કબુલ કરી દેવાને તેનું અંતઃકરણ હજી ના પાડતું હતું; એક સુધા મર્દનેછાજતાં સાફ દેલથી પોતાનો હરીફ ખરેખર તો પોતાનો એક અંગત મિત્રછે, એમ કબુલ કરવા-માંટે બહાર પડવાને તે વામાટામામાં પડયો હતો.

પોતાને આવી હાલતમાં જોઈ, પોતાની હલકી ચાલનું સ્હેજ સમાધાન કરવાના વિચારથી તે બોલ્યો, "કૅપટન ડેલાંશી, તમો કહોછો, તે ખરી વાતછે, કે આપણાં બંનેનાં રાજ્યોની ધજાઓ હાલમાં સાથે ઉડેછે—વળી એ પણ તમારૂં બોલવું રાસ્તછે, કે એકજ કારણનેમાંટે, એકજ જગ્યાએ, આપણાં રાજ્યોનાં બંધે લશ્કરો સાથે મળી લડેછે, પણ આ પ્રજાકિય જોડાણથી આપણાવચ્ચેની લાગણીઓ અને ખાનગી સ્વારથ એકબીજામાં મળી જાય, એમ બનવું માહાલછે."

**ડેલાંશી**—મેજર હૅઝલઉડ, જો તમો પુરવાર કરી આપો, કે મારાં કોઇ કામથી કે શબ્દોથી મેં તમોને કદી પણ નુકશાન કર્યુંછે—કે કોઇ બીઆબરૂભરેલીરીતે હું તમારા હકોનીવચ્ચે આવ્યોછું—અથવા તમારાં ધારેલાં કામોનીવચ્ચે સેરેસ્તાવિરૂદ્ધ હું પડયોછું, તો હું કબુલ કરીશ, કે હું જે હમણાં તમારીસાથે મિત્રાચારી રાખવાને આર્ઝુમંદછું, તેનીસાંમે થવાનું તમોને મોટું કારણછે."

આ સાંભળીને હૅઝલઉડે પોતાના હોઠો કરડયા; તોયે જેટલો બની શકેએટલો પોતાનાં હૈયાઉપર કાબુ રાખીને, તે બોલ્યો, "કૅપટન ડેલાંશી, જે બાબતછે, તે હવે વધુ વાર છુપાવવામાં કશો સાર નથી. શું તમોને ખબર નથી, કે દુનિયામાં તરેહવાર જાતની હરીફાઇઓ હોયછે તે?—તેઓમાંની કેટલીક એવી હોયછે, કે જેથી ઉમદા વિચારો આપણાં દેલમાં

ઉભા થાયછે—પણ કેટલીક વળી એવી પણ હોયછે, કે જે શખ્સોવચ્ચે અંતરો પણ પાડેછે, અને તેથી તે શખ્સોને એકમેકથી ઉલટે રસ્તે દુર નાસવાની ફર્ઝ પાડેછે?"

**ડેલાંશી**—"તમો શું બાબતવિષે એશારો કરોછો, તે છુપાવવાનાં જો હું નીચ ઢોંગ કરૂં, તો ખોટું કીધેલું કેહેવાય. તો જોકે તેજ વખતે હું એમ પણ ઇચ્છુંછું, કે તે જવાન અને નિર્દોષ બાનુ, કે જેણી હાલ અત્રેથી ઘણે દુરછે, તેણીનું પવિત્ર નામ આપણાવચ્ચેની આ વાતચિતમાં ન ઘસડવામાં આવતે, તો ઘણું સારૂં થતે, પણ——"

**હૅઝલઉડ**—(ગુસ્સાભરેલા ચેહેરાસાથે) "ત્યારે તમો તેણીને ચાહોછો? તમોએ તેણીના હાથની માંગણી કીધીછે? એટલુંજ મને જાણવામાટે પુરતુંછે!"

**ડેલાંશી**—(લગાર નર્મ ઠપકારૂપી પણ ધીરે આવાઝે) "અને તમો પણ તેણીને ચાહોછો, અને તમોએ પણ તેણીના હાથની માંગણી કીધીછે, છતાં હું તમોને જણાઉંછું, કે હું તો તમારાતરફ જરા પણ અદાવતનો અંશ ધરાવતો નથી. અગરજો આગળા ઝમાનામાં જ્યારે બે હરીફ શૂરવીરો ચળકતાં લોખંડી બખતરોમાં સજ થઇ એવી બાબતમાં જેમ લડતા હતા, અને જે જીતતો તે બાનુનો હાથ મેળવવા પામતો હતો, તેવીજરીતે જો હાલના ઝમાનામાં પણ માનભરેલીરીતે લડવાનું હતે, તો તે વાજેબી હું ગણતે, પણ હમણાં તો તેવું કશું બની શકતું નથી. અગરજો આ લડાઇમાંથી આપણે બન્ને જણા પાછા જીવતા પશ્ચિમ યુરોપ જવા પામ્યે—અને જ્યારે આપણે પાછા એલૅાઇસ કુઠબર્ટને મળવા પામ્યે, તે વેળા જો તેણી પોતાનો હાથ ખુશીથી તમોને આપવાનું પસંદ કરે, તો તેથી મને ગમેએટલું ભારે દુઃખ ઉપજે—તોપણ યાદ રાખજો, કે હું તમારો હાથ એક સાચા મિત્રતરીકે લેવાને, અને એવો એક ઉમદા ખઝાનો મેળવવાને ભાગ્યાશાળી નિવડવામાટે તમોને ખરાં દેલથી મુબારકબાદી ઇચ્છવાને કદી પણ પછાત પડીશ નહીં."

પોતાના હરીફને આવા ઉદાર શબ્દો ઓચરતાં સાંભળી હૅઝલઉડના સારા ગુણો પાછા ઉભરી આવ્યા, અને તે બોલ્યો, "આહ! શું તમે ખરે તેમ કરશો? પણ સર જેમ્સ કુઠબર્ટની બેટી અને તમારાવચ્ચે શું આશાઓછે, તે જાણવા માંગું, તો તેમાં તમોને કાંઇ અડચણજેવું તો નથી?"

**ડેલાંશી**—"જરા પણ નહીં. લેઓ, હુંજ તમોને શું બન્યું છે, તે ખુલ્લેખુલ્લું અને સાચેસાચું જણાવી દઉંછું. કદાચ તમોને ૧૮૫૩ ના જાનેવારી માસની તે સાંજની યાદ હશે, કે જ્યારે આપણે બંધે જણા સર જેમ્સ કુઠબર્ટનાં ઘરમાં આપવામાં આવેલી મજલેસમાં હાઝેર થયા હતા?"

**હૅઝલઉડ**—"તે મને સારીરવેસે યાદછે, કારણકે તેજ દિને સવારના મેં એલૅાઇસના હાથની માંગણી સર જેમ્સપાસેથી કીધી હતી, અને તેવણે મને જણાવ્યું હતું, કે જો હું એલૅાઇસનું દેલ જીતવામાં ફતેહ પામું, તો તેવણતરફથી કોઇરીતની અડચણ નહતી. પણ તમારી વાત આગળ ચલાવો."

**ડેલાંશી**—"તે સાંજે મને જણાયું, કે પોતાના બાપસાથે કાંઇક ખાનગી વાત કર્યાપછી મીસ કુઠબર્ટ મારેથી દુરનીદુર રહી. હું ખુલ્લું જણાઉંછું, કે તેણીનાં એમ કરવાથી મને ઘણું દુઃખ ઉપજ્યું. હું એલૅાઇસને ચાહાતો હતો—જેવા ખરા પ્યારથી હમણાં હું

તેણીને ચાહુંછું. તેવાજ ખરા પ્યારથી ત્યારે પણ ચાહાતો હતો!—પણ તેણીનીસાથે લગ્નના પવિત્ર ગાંઠથી જોડાવાજેવી તે વેળા મારી હાલત કે જોગવાઇ નહતી—હું તે વેળા હમણાંના-જેવી આબાદ હાલતમાં અને ચઢતી પદવીએ નહતો—મને સારીરવેસે ખબર હતી, કે તેણીનો પિતા એવાં એક લગ્નમાંટે કદી પણ બહાલી આપશે નહીં; અને વળી એમ પણ કહુંછું, મેજર હૅઝલઉડ, કે ગમે તે થાય, તોયે હું તે નિર્દોષ ઍલાઇસને છેત્રીને છુપીરીતે કદી પણ પરણતે નહીં—હું તેણીને તેણીના બાપના હુકમનીસામે થવાને કદી પણ ઉત્તેજન આપતે નહીં. આમુજબે કેટલાંક અઠવાડિયાંઓ વહી ગયાં—હું તેણીને કવચિતજ ભેટતો હતો—મારો પ્યાર સાચેસાચો તેણીને જણાવવાની મને કોઇ લાયક તક મળી નહીં—અને જો તેવી તક મળતે, તોપણ તેમ નહીં કરવાનો મેં નક્કી નિશ્ચય કર્યો હતો. આખરે એક દહાડે મને અમારાં લડાઈખાતાંના પ્રધાનતરફથી એક કાગઝ મળ્યો, જેમાં જણાવ્યાંમાં આવ્યું હતું, કે મારૂં કામ હવે ઇંગ્લાડમાં ખલાસ થયેલું હોવાથી, મારે પાછા ફ્રાન્સ જઈ મારી રીજમીટમાં જોડાવું, કેમકે યુરોપમાં રાજદ્વારી મામલો લગાર ધારતીભરેલી હાલતમાં આવેલો હતો. હવે મેં એલૅાઇસસાથે વાત કરી તેણીને મારો પ્યાર જણાવવાનો ઠરાવ કર્યો—અને તેબાબે પછી તેણીના બાપસાથે વાત કરી, જે તે નિવેડો લાવવાનો વિચાર રાખ્યો. મને તેમ કરવાની એક તક મળી ગઈ; અને મજલેસની સાંજે એલૅાઈસ અને તેણીના બાપવચ્ચે શું ખાનગી વાતચિત થઈ હતી, તે તેણીએ સાચેસાચી મને તેજ વખ્તે જણાવી દીધી. મેજર હૅઝલ-ઉડ, હું તમોને એક બોલમાંજ જણાવી દઉંછું, કે તેણીએ પણ મારીઉપરનો પોતાનો પ્યાર કબુલ કીધો——"

આ સાંભળતાંજ તે ઇંગ્રેજનો ચેહેરો ફિક્કો મારી ગયો, અને પછી તરતજ પાછો લાલચોળ થઈ આવ્યો. તે બોલી ઉઠયો, "આહ! ત્યારે એલૅાઇસે તમારીઆગળ કબુલ કરી દીધું, કે તેણી તમોને ચાહાતી હતી? પણ ફીકર નહીં. આગળ ચલાવો." આ વેળા ફરી એકવાર હૅઝલઉડે પોતાની લાગણીનાં ઉછળતાં તુફાનને દાબી રાખવાનો પ્રયત્ન ફતેહ-મંદીસાથે કર્યો.

ડેલાંરી—(આગળનાંજજેવાં સાદાં દેલથી) "એલૅાઇસે મને જણાવ્યું, કે તેણીના પિતાએ મારેવિષે તેણીનીસાથે ઘણી ગંભીર વાતો કીધીછે. તેવણને ઘણાખરા ફ્રેંચ લોકો-માંટે ઘણો બેવિશ્વાસ હતો; તોયે તેવણે તેજ વખ્તે વળી ભાર મુકીને અને ખરાં દેલથી જણાવ્યું, કે જો કદી આ બે પ્રજાઓની ધજાઓ કોઇ એકજ કારણમાંટે સાથે મળીને ઉડતી થાય, તો પછી તેવણ મારી પરણવાની માંગણી ના પાડશે નહીં; જો તેવો બનાવ બને, તો તેવણ ઉલટું આ બે પ્રજાઓવચ્ચે મિત્રાચારીભરેલો એકસંપ અને જોડાણ થયેલું સમજશે. જ્યારે એલાઇસને મ્હોંડેથી આ સર્વે હકીકત મેં જાણી, ત્યારે લડાઇ ઉઠી નહતી; કૉન્સટૅન્ટિનોપ્લખાતેના રશિયન એલચી મેન્ટસ્ચિકૉફનેલીધે આખાં યુરોપમાં ભારે ગડબડ અને ગુંચવાડો ઉભો થયો હતો, તે તો દેખાઇતું હતું,—તોયે તે બાબતમાં ફ્રાન્સ કેટલો અને કેવીરીતનો ભાગ લેવા તૈયાર થશે, તે કોઇ કહી શકતું નહતું. વળી ઑટોમનોનેખાતેર ઇંગ્લાંડ આ ઝઘડામાં ઝંહોકાવશે; કે નહીં તે પણ ઘણું અચોકસ હતું. એ કારણનેલીધે સર જેમ્સ કુઠબર્ટે જે માંગણીઓની ખરી તપાસ લેવાને ઝોરઝુલ્મથી ઝરૂર પાડી હતી, તે માંગણીઓ કદી પણ પાર પડે, તેની મને તે વેળાએ

જરા પણ આશા નહતી. તોયે મેં તેવણની મુલાકાત લેવા માંગી—મેં તેવણને સાચેસાચું કહી દીધું, કે હું તેવણની બેટીને ચાહાતો હતો—અને મેં મારો ખરાં દેલનો પ્યાર તેણીને જણાવ્યોછે, એમ પણ મેં તેવણને જણાવી દીધું. તેવણે ઠંડે સ્વભાવે—બલકે માયાથી—પણ ચોકસ ઠરાવે જે સઘળી બાબતો પોતાની બેટીને જણાવી હતી, તે મને પાછી કહી સંભળાવી; અને જોકે મને આશાના કોઈ પણ વધુ શબ્દો આપ્યા નહીં, તોયે તેવણે એટલુંતો ખરાં દેલથી કબુલ કરી દીધું, કે જે સગાઈ એલૅાઈસને નાપસંદ હશે, કે જે સગાઇથી તેણીનું દેલ ગમખવાર થશે, તે તેવણ કદી પણ કરનાર નથી. આ ખાતે-રીથી મને કેટલોક સધિયારો મળ્યો. મેં એલૅાઈસથી રઝા લીધીઃ મેં તેણીને જણાવ્યું, કે તેણીતરફનો મારો પ્યાર કદી પણ બદલાવાનો નથી—છતાં મેં તેણીનીતરફથી કોઇ પણ જાતનો પાછો કૌલ કબુલાવ્યો નહીં. હું ઈંગ્લાંડ છોડી ગયો, અને મારી રીજમીટમાં પાછો જોડાયો,—મેં મારી સરકારની બજાવેલી સેવાઓમાંટે કૅપટનની એક ખાલી થયેલી પદવીએ મને ચઢાવ્યામાં આવ્યો. તેટલાં ટર્કી અને રશિયાવચ્ચે લડાઇ ઉઠીઃ પણ તમોને સારીપેઠે ખબર તો છે, કે તેમાં કશો પણ ભાગ ઝારનીસાંમે લેવાનો પાકો ઠરાવ ફ્રાન્સ અને ઈંગ્લાંડ ઝાહેર કરે, તેઆગમચ ઘણાક મહિનાઓ વહી ગયા હતા. આખરે તે બારીક સમય આવી લાગ્યો—બંધે સરકારોએ રશિયાનીસાંમે લડાઇમાં ભાગ લેવાનું નક્કી કર્યું: અને બે વર્ષોઅગાઉ કદી પણ ન બનવાજોગ શર્તો સર જેમ્સ કુઠબર્ટ મારીસાથે કીધી હતી, તે આખરે છેલ્લા થોડાક માસો થયા ખરી પડવા લાગી. ગાલિપૅાલિ આવી પહોંચ્યાપછી મેં ઈંગ્રેજી અને ફ્રેંચ ધજાઓને સાથે ઉડતી જોઇ. તેઉપરથી મેં એક પત્ર સર જેમ્સ કુઠ-બર્ટઉપર લખી, તેવણે આપેલી કબુલાત યાદ દેવડાવી. વખ્ત જતે મને તેનો જવાબ મળ્યો. તે જોકે ટુંકમાં હતો--છતાં તે કસાયલા લડવૈયાનાં પ્રમાણિક સાફ દેલનેછાજતો હતો. તેણે મને આ મહાભારત લડાઈમાં નામ કાહાડવાને સૂચના કીધી, અને જો તેમ કરવામાં હું ફતેહ પામું, તો પછી પોતાની બેટીનો હાંથ મને આપવાને, અને તેમ કરીને મારૂં નામ પોતાનાં જાણીતાં નામસાથે જોડવાને તેવણે ઘણી ખુશી દેખાડી. હવે, મેજર હૅઝલઉડ, મેં તમોને સર્વે બીના જણાવીછે; અને જો હું ચાહાતે, તો તમોને આ બાબત જણાવવાના અખાડા કરી જતે,—પણ તેમ ન કરતાં મેં મારાં દેલની સર્વે વાત તમારી-સાંમે ખુલ્લી કરી દાધીછે."

હૅઝલઉડ—"તેમ કરવાથી તમારીસાંમે મને જે અદાવતી લાગણી હતી, તે તમોએ દુર કરી નાખીછે! તમોએ મને શર્મીંદો કીધોછે! તમારી ચાલ ખચિત ઉદાર અને ભલીછે. આ હરીફાઇમાં તમોતરફ હાડવેર અને ધિક્કાર રાખવાનેબદલે મારે તમોને ખરાં દેલથી ચાહાવા જોઇએછે! ડેલાંશી, તમોએ મારામાં એકાએક અજાયબજેવો ફેરફાર કરી મુકયોછે! હવે હું વધારે અકલમંદ અને સારો બન્યોછું. એટલુંછતાં, હું જે કહુંછું, તે ધ્યાન ધરીને સાંભળો! એલૅાઇસનો હાથ મેળવવામાંટે એક ફતેહમંદ ઉમેદવાર થવાની આશાઉપરથી હજી હું હાથ ઉઠાવતો નથી. પણ હવેપછી આપણાંવચ્ચે તેમ કરવામાટે આબરૂભરેલીરીતે હરીફાઈ ચાલુ રેહેશે,—અને વળી તે પણ બે જાતની હરીફાઇઓ—એક તો મુહબતની, અને બીજી લડાઇમાં નામ કાહાડવાની! કેમ, તમો મારી આ માંગણી કબુલ રાખોછો?"

ડેલાંશી—(ખુશી દેખાડીને) "હા, હું કબુલ રાખુંછું! તમારે મ્હોંડેથી આવી ઉદાર માંગણી થયેલી જોઇ મને કેટલી ખુશહાલી ઉપજેછે, તેનો કદાચ તમોને ખ્યાલ પણ નહશે!"

આપછી બંધે જવાનોએ ખરી મમતાથી એકમેકસાથે "શેક-હાંડ" કીધી. પોતે પોતાની જે ખરી ફર્ઝ હતી, તે બજાવવામાંટે સિડની હૅઝલઉડનું હૈયું પણ અંદરથી હરખાવા લાગ્યું. તેઓ છુટા પડયા; કારણકે જુદેજુદે મથકેથી હમણાં "બ્યુગલ"ના આવાઝો થતા હતાઃ છુટા પડતી વખ્તે બંધેએ જલ્દીથી ફરી એકવાર મળવાનું એકમેકને વચન આપ્યું, અને હવેપછી તેઓ બંધે એકમેકના જાની દોસ્તો થશે, એવો મનમાં પાકો ઠરાવ કરી આખરે છુટા પડયા.





## પ્રકરણ ૨૯ મું.

### બાલાકલાવા.

એકસંપી રાજ્યોનાં લશ્કરોના વડા સેનાધિપતિ, મારશલ સેંટ આરનૉડે આલ્માની લડાઇ વખ્તે સિપાહીઓએ દેખાડેલી અતિશય બહાદુરીનાં જે વખાણો કર્યાં, તે અત્રે જણાવવાને ભુલવું જોઇતું નથી. ખુદ પોતાનાં દેશના સિપાહીનીસનમુખ એક ભાષણ કરતાં આ ફ્રેંચ મારશલ બોલ્યો, કે "તમોએ તમારી સાથેસાથ લડનારા ઈંગ્રેજ સિપાહીનીસાથે ભારે હરીફાઇ કીધીછે; અને તમારી બાગનેટોને ઝોરે ઝબરદસ્ત અને ઘણા સારા બંધાવવાળાં મથકો જીતી લેવામાં આવ્યાંછે."

બ્રિટિશ લશ્કરને ઉપલાંનાંકરતાં વધારે માન કદી પણ મળશે નહીં. આ લડાઇથી જે કીમતી જીવોના ભોગ અપાયા હતા, અને જેનેલીધે પુષ્કળ બ્રિટિશ કુટુંબો દુઃખના દરિયાવમાં ગરક ગયાં હતાં, અને જેઓ વિળાપમાં પડયાં હતાં, તેઓને એટલોજ સંતોષ મળ્યો હતો, કે તેઓના વાહાલાઓ આલ્માનાં મોટાં જંગમાં ઘણી બહાદુરી બતલાવીને મુવા હતા.

જ્યારે આપણે મોતવિષેજ બોલ્યે છૈયે, ત્યારે આ યાદગાર દહાડાની સરદારી ભોગવનાર ફ્રેંચ મારશલનાં મરણબાબે ચુપકીદી એખતિયાર કરવી, તે આપણી ખરેખરી ફર્જ ન દેખાડવાબરાબર છે. આવા એક ભારે મોતવિષે દેલગીરી ન દેખાડવી, એ એક જાતનું નગુણાપણુંછે. ઘણાંક વર્ષોસુધી આ મહાન સરદાર એક કદી સાજી ન થાય, એવી બીમારીનો ભોગ થઈ પડયો હતોઃ તોયે અંતની ઘડીસુધી તેણે તે બીમારી હેમત અને ધીરજથી ખમી હતી; અને જોકે તા૦ ૨૦ મી સપટેમબરનાં પરોઢિયાંમાં જ્યારે સૂર્ય ઉગ્યો, ત્યારે તે ઘોરને કાંઠે ઉભેલો હતો, તોયે તે પોતાના ઘોડાઉપર સવાર થયો, અને મયેદાનમાં પોતાની ફર્જ બજાવવા બહાર પડયો હતો. એક ભારે ફતેહ મેળવેલી જોવાને તે જીવતો પામ્યો; મોત તેને માથે ઘુમતું હતું, છતાં તે પોતાની સરકારને તે દહાડાની મહાન ફતેહનો અહેવાલ લખવાને જીવતો પામ્યો. તે દુશ્મનની તલવારનો ભોગ થઈને મુવો નહીં; પણ લડાઇની થાકથી અતિ નબળો પડીને મરણ પામ્યો, અને કદી સાજી ન થાયએવી જે બીમારીને તે લાંબો વખ્ત થયો વશ થયો હતો, તેથીજ તે આ દુનિયા છોડી ગયો. તેની આગળીપાછળી બાબતોઉપર આંખમિંચામણા કરવાની અમો અમારાં વાંચનારાંઓને અર્જ કરતા નથી. તેની કારકીર્દી તદન દુરાચરણોથીભરેલી, અને વ્યભિચારી હતી. એક ઝુલ્મીના હાથમાં આખું ફ્રાન્સ આપી દેવામાં, અને તેમ કરવામાંટે પોતાનાં ધણીનાં ક્રુર કામોમાં મદદ કરી તેથી વેહેતાં લોહીમાં તેણે પોતાનો જમણો હાથ બોળ્યો હતો, તે વિસારી દેવાની પણ અમારાં વાંચનારાંઓને અગત્ય નથી. તોયે આવી એક મહાભારત ફતેહ મેળવ્યાને વખ્તેજ મરણ પામવામાંટે આવા એક મોટા સરદારસારૂં દેલગીરી દેખાડ્યાવગર ચાલતું નથી.

આલ્માની લડાઇપછી એકસંપી રાજ્યોનાં લશ્કરો ક્રિમીયાના દક્ષિણ ભાગતરફ ઉતાવળે આગળ વધ્યાં, કે જ્યાં તેઓએ સેબાસ્ટોપાલને ઘેરો ઘાલ્યો, જે આજસુધી દુનિ-

યામાં યાદગાર રહી ગયોછે. તા૦ ૧૭મી અક્ટૉબરને દિને ખુશ્કીઉપર તેમજ દરિયાતરફથી સામટો હમલો સેબાસ્ટૉપોલઉપર કર્યામાં આવ્યો, અને તેનો ઉત્તર પણ તેવીજરીતે દુશ્મનોતરફથી આપ્યામાં આવ્યો. સેબાસ્ટૉપોલના દક્ષિણ બાજુના કેલ્લાઓઉપરથી દુશ્મનની એકસોને ત્રીસ તોપોએ ઝબરો મારો ચાલુ કીધો, અને તેનો પાછો જવાબ ફ્રેંચો અને ઈંગ્રેજોએ ઝમીનઉપરથી એકસોને વીસ તોપોથી આપ્યો. બપોરપછી ફ્રેંચ, ઈંગ્રેજ, અને ટર્કિશ કાફેલાઓ લડાઈમાં ઉતર્યાં, અને પથ્થરના મઝબુત કેલ્લાઓઉપર મારો મારવાનો શરૂ કીધો; અંધારૂં થવા આવ્યું, ત્યાંસુધી તે ચાલુ રહ્યો: કેટલાક કેલ્લાઓને પાછા જવાબ આપતા બંધ પાડયા—પણ એકસંપી રાજ્યોના કાફેલામાંની ઘણીક મનવારોને દુશ્મનોએ છોડેલા ગોળાઓથી ભારે નુકશાની ખમવી પડી. કાફેલાઓ પાછા લડાઈમાં જોકે ઉતર્યાં નહીં, તોપે ઝમીનઉપરથી એકસંપી રાજ્યોનાં લશ્કરોએ પછીના ઘણાક દહાડાઓસુધી મારો મારવો ચાલુ રાખ્યો.

હવે આપણે ક્રિમીયાની મહાભારત લડાઈના ઘણાજ ભયંકાર બનાવોમાંના એકવિષે બોલીશું. વાંચનારને અત્રે જણાવવાની અગત્યછે, કે બાલાકલાવાનું શેહેર, કે જે એકસંપી રાજ્યોનાં લશ્કરનાં મથકની દક્ષિણતરફના કેનારાઉપર આવેલું હતું, તે તેઓએ પોતામાટે પસંદ કીધું હતું. તેઓનાં આ મથક અને શેહેરનીવચ્ચે થોડીક ઉંચાઈએ બંચાવનેમાટે ઉતાવળમાં જેમતેમ થોડાક કોટો ઉભા કર્યામાં આવ્યા હતા, કે જે દરેક કોટનો કબ્જો મૂઠીભર ટર્કિશ સેપાહોના હવાલામાં આપ્યામાં આવ્યો હતો.

૨૫ મી અક્ટૉબરની સવારના પહરમાં લિપ્રાન્ડિની સરદારીતળે એક રશિયન લશ્કરે, જ્યાં ઉપલાં બંચાવનાં કામચલાઉ બાંધકામો ઉભાં કર્યાંમાં આવ્યાં હતાં, ત્યાં ઉંચી જગ્યાએ એકાએક દેખાવ દીધો. ઓમર પાશાના બહાદુર સેપાહોએ ડૅન્યુબ નદીઉપર જે રશિયન જનરલોને માર માર્યો હતો, તેઓમાંનોજ આ લિપ્રાન્ડિ પણ એક હતો. તેના હાથહેઠલ એક ઝબરૂં મોટું લશ્કર હતું; તે ચોરીછુપીથી ત્યાં આવી પહોંચ્યો હતો; કેમકે તે વખ્તે ભારે ધુમસ પડતો હતો. આવાં એક ઝબરદસ્ત લશ્કરનીસામે બાંધકામમાં મથક કીધેલા મૂઠીભર ટર્કો પોતાનો બંચાવ કરી શકે, એ ન બનવાજોગ હતું; અને દુશ્મનોની મોટી સંખ્યાનેલીધે તેઓને ત્યાંથી નાસવાની ફર્ઝ પડી, ત્યારે તેઓને કમનસીબે જણાયું, કે જે તોપો તેઓનેપછવાડે મુકીને નાસવું પડયું હતું, તેઓમાં ખીલા મારી તદન રદ્દ કરવાનાં તેઓપાસે કશાં સાંધણો નહતાં, કે જેમ કરવાથી તે તોપો દુશ્મનોનાં હાથમાં જવાછતાં તરતવેળા નકામીજેવી થઈ પડે.

તેઓનાં ત્યાંથી નાસવાપછી લિપ્રાન્ડિએ તે બાંધકામોનો કબ્જો લીધો: ધુમસ દુર થઈ ગયો; અને તે રશિયન જનરલે આ નાસતા ઑટોમનોની પુઠ પકડવાને પોતાની ઘોડેસવાર રીજમીટની એક ટુકડીને હુકમ કર્યો. પણ તેમ કરવા જતાં આ કૉસૅક ઘોડેસવારોને માલુમ પડયું, કે તેઓ ૯૩ મી હાઈલૅંડર રીજમીટની સાંમસાંમા થઇ ગયા હતા. આ બહાદુર ઈંગ્રેજ રીજમીટ હેમતથી સાંમે થઈ, જે જોઈ રશિયન ઘોડેસવારોએ પાછું ફરવા માંડયું, પણ રશિયન લડનારાઓ જ્યાં તે બાંધકામો આવેલાં હતાં, તે ટેકરીઓઉપર છુટાંછુટાં ટોળાંઓમાં વિખરાઈ ગયા.

તેઓનીસાંમે થવાને બીજી બે ઇંગ્રેજી ટુકડીઓને મોકલી આપવામાં આવી; અને ફ્રેંચ *ઝુઆવોની ટુકડી, તેમજ બીજી ફ્રેંચ રીજમીટો તરત તે જગ્યાએ આવી પુગી. કેટલાક કલાકોસુધી લડાઇ ચાલુ રહી; અને જનરલ સ્કારલેટની સરદારીહેઠલની ભારે હથિયારોથી સજ થયેલી ઇંગ્રેજી ઘોડેસવાર પલટણે તેઓઉપર ઘણો સરસરીતે હલ્લો કર્યો. તેજ વખ્તે ઇંગ્રેજોની વખણાયલી રીજમીટો સ્કૅાટચ ગ્રેઝ—ઇનિસકિલિન ડ્રેગુનો આગળ વધ્યા. વળી તેઓથી થોડે દુર પછવાડે ૪ થી અને ૫ મી ડ્રૅગુન ગાર્ડોની પલટણો તૈયાર હતી; આ બહાદુરીભરેલા હમલાથી રશિયનોએ નાસવા માંડયું. અતિ હેમતથી એકસંપી રાજ્યોનાં ન્હાનાં લશ્કરોએ ઝબરદસ્ત મોટી રશિયન સૈન્યને હરાવી. પણ તે દહાડાના આવાં મહાભારત પરાક્રમોનીવચ્ચે એક પરાક્રમ એવું હતું, કે જે ખાસ જણાવવાની ઘણી અગત્યછે, કારણકે તે પરાક્રમ દુનિયાના છેડાસુધી તવારીખમાં યાદગાર રહી જશે.

બપોરપછીનો વખ્ત હતો—રશિયનો માર ખાઇને પાછા હઠતા હતા: અને એવું જણાયું, કે તેઓ નાસતીવેળા બચાવનાં બાંધકામોમાંથી હાથ કીધેલી તોપો પણ પોતાનીસાથે લઇ જવાનો વિચાર કરતા હતા. આઉપરથી લૅાર્ડ રૅગલૅને ઘોડેસવાર રીજમીટોના સરદાર લૅાર્ડ લુકાનઉપર એક પયેઘામ લખીને મોકલ્યો, કે તેણે પોતાની ફૅાજ લઇ આગળ વધી જવું. આ પયેઘામ લઇ કૅપટન નૅાલાન, કે જે ઇંગ્રેજ વડા સેનાપતિના રેસાલામાંનો હતો, તે ગયો. તરતજ ભુલ જણાઇ ગઈ; કારણકે જેમ ફર્માવ્યામાં આવ્યું હતું, તેમ તે પયેઘામ પહોંચવાઆગમચજ ભારે તમામ હથિયારોવાળી ઇંગ્રેજી "હેવી" ઘોડેસવાર પલટણ તો અગાઉથીજ આગળ ધસી ગઇ હતી—અને જો થોડાં હલકાં હથિયારોવાળી "લાઇટ" ઘોડેસવાર પલટણ તેમ કરતે, તો ઝરૂર તેનો સદંતર નાશ થવાવિના રેહેતે નહીં.

**કૅપટન નૅાલાન**—"એ હુકમ આપ્રમાણેછે. રશિયનો તોપો ઉઠાવી જાયછે—અને તેમ કરતા તેઓને તમો નામદારે અટકાવવાની ઝરૂરછે.

આ સાંભળી લૅાર્ડ લુકાને જરા પણ વીલંબ લગાડયો નહીં, કે તે અચકાયો નહીં: તેણે તે હુકમ લૅાર્ડ કાર્ડિગન, કે જે તેના હાથહેઠલ હતો, તેને મોકલી આપ્યો, અને "લાઈટ" ઘોડેસવાર રીજમીટ લઈ રશિયનોઉપર હમલો કરવાને તે નામદારને ફર્માવ્યું.

આ ન્હાની પણ સરસ રીજમીટ, કે જે ફક્ત ૬૦૦ મઝબુત સેપાહોની બનેલી હતી—તે દુશ્મનોના ગમેએવા સખ્ત મારાછતાં આગળ ધસી ગઈ. તેઓ ખીણનીઅંદર નિશ્ચે આગળ દોડતા ચાલ્યા; તેઓના હાથોમાં નાગી તલવારો પકડેલી હતી, કે જે સૂર્યમાં ઝકઝક થતી હતી—તેઓના ઘોડાઓ જાણે તેઓની પીઠઉપર કોઈ બેઠેલુંજ નહોય, એવી આસાનીથી ઝોરમાં દોડતા હતા. તેઓનીસાંમેજ એક કોટ આવેલો હતો—તેઓના જમણા હાથઉપર તેમજ ડાબા હાથઉપર તોપખાનાંઓ હતાં; અને આવી ધાસ્તીભરેલી સંકડાસમાં આ રીજમીટ ઘેરાઇ ગઇ હતી. રશિયન ન્હાનીમોટી તોપોએ ગોળાઓનો એક ઝબરો મારો શરૂ કર્યો; અને તેવીજરીતે આ બહાદુર ઘોડેસવાર રીજમીટઉપર છુટે હાથે બંદુકોની ગોળીઓનો વરસાદ પણ વરસવા લાગ્યો. આ ગર્મ લોખંડી વરસાદના ચાલુ ભારે મારામાંથી આ બહાદુરો જેવીરીતે પસાર થઇ ગયા, તેનો અહવાલ જણાવવો, એ કાંઈ બનાવટી વાર્ત્તા નથી, કે

*જુઓ નોટ ૬૩ મી.

સહરાગાતી કથા નથી, પણ ખરેખરો બનેલો બનાવછે, કે જે દરેક ઇંગ્રેજ બચ્ચાને મગરૂર કરવાને પુરતોછે.

આ દેખાવ નઝરે જોનારને છક્ક કરી નાખવાને, તથા તેનો દમ બંધ કરી નાખવાને-લાયકનો હતો. જયારે પોતાનીઉપર આપ્રમાણે ગોળા અને ગોળીઓનો ઝબરો મારો ચાલતો હતો, તેવેળાએ તેનીઅંદરથી દોઢ "માઇલ"જેટલે તફાવતે પસાર થઈ જવું, એ કાંઈ ન્હાનીસુણી વાત નહતી!

એક ફ્રેંચ જનરલ, જે આ આશ્ચર્યકારક હેમતી બનાવ જોતો હતો, તે બોલી ઉઠયો, "આ કામ ખચિત ઘણું મહાભારતછે, પણ તે રીતસરના લડાઇના હુન્નરમુજબે નહીં, પણ કોઈ અન્નાયબજેવી રીતે બજાવ્યાસાં આવ્યુંછે!"

પણ જોમઉપર ચઢેલી "લાઇટ" ઘોડેસવાર રીજમીટ તો આગળનેઆગળ વધતીજ ગઈ—ખીણમાં નિચ્ચે ઉતરવાપછી ઘોડાઓએ ટેકરીઓઉપર ચડવા માંડયું: પણ દરેક પગલે અક્કેકો ઘોડો માર્યો જતો હતો—દરેક પળે એક બહાદુર ઇંગ્રેજ સેપાહ જાનથી જતો હતો. કૅપટન નૉલાન, કે જે આગળ વધવાનો આ જીવલેણ હુકમ લઈ ગયો હતો, તેજ બાપડો માર્યા ગયેલાઓમાં સર્વેથી પેહેલો હતો. ધાસ્તીભરેલી ઝડફથી લશ્કરની સંખ્યા ઓછી થતી જતી હતી; તોપે એક પણ જીવ ધ્રુજ્યો નહીં--એકે પણ હેમત છોડી નહીં—કોઈએ પોતાની લગામ જરા પણ પાછી ખેંચી નહીં—બાકી રેહેલા એક પણ ઘોડાની ઝડફ ઓછી કર્યામાં આવી નહીં! શાબાશ! ઇંગ્રેજ સેપાહબચ્ચાઓ શાબાશછે તમોને! આફ્રીનછે તમારી બહાદુરીને!

આખરે તે કોટઆગળ બાકી રેહેલા સેપાહો આવી પહોંચ્યા: રશિયનો આ વેળા તોપ ખેંચી જવાની તૈયારીઓ કરતા હતા—(જુઓ ચિત્ર ૧૩ મું.) પણ તેજ ઘડિએ "લાઇટ" ઘોડેસવાર રીજમીટ તેઓનીવચ્ચે પોતાના ઘોડાઓ દોડાવી લાવી—તેઓઉપર તલવારથી હમલો કીધો—તેઓને રેહેસી નાખ્યા. જે અક્કેકો બ્રિટિશ લડવૈયો માર્યો ગયો હતો, તેઓનેબદલે બબે મસ્કૉવીટ જંગ્લીઓ ઝમીનઉપર મુર્દું થઇ પડયા હતા. પણ આખરે તે કોટ પસાર કરી જવામાં આવ્યો—આ ન્હાની બહાદુર ટુકડીઉપર રશિયનોનાં સંખ્યાબંધ ટોળાંઓ આસપાસથી તુટી પડયાં, છતાં તેઓનીવચ્ચેથી આ હેમતવાન ઘોડેસવારોએ જરા પણ ધાસ્તી ખાધાવગર પોતાનો રસ્તો કાપ્યો. આકરતાં વધારે સારીરીતે પોતાનું જોર આગળ કદી પણ બતાવ્યામાં આવ્યું નહતું: એક મૂઠીભર માણસોએ એક આખાં મોટાં લશ્કરની હરોળો તોડી નાખી હતી.

ત્યારપછી આ પાયમાલ થયેલી ટુકડીએ પાછા પોતાના ઘોડાઓ નિચ્ચે દોડાવવા માંડયા. વળી પાછો રશિયન તોપોનો અને બંદુકોનો ગઝબનાક મારો તેઓઉપર ચાલુ થયો; પણ અફસોસ! જ્યારે આ મોટું પરાક્રમ બજાવી આ ઘોડેસવારો પોતે જે જગ્યાએથી ઉપડયા હતા, ત્યાં પાછા આવી પોતાના હાંફી ગયેલા ઘોડાઓની લગામ ખેંચી ઉભા રાખ્યા, ત્યારે તેઓમાં ફક્ત ૧૪૦ જણા બાકી રહ્યા હતા!

આ યાદગાર દિવસેજ પણ લગાર સકારે જે રીજમીટમાં મેજર હૅઝલઉડ હતો, તેને પણ લડાઇમાં ભાગ લીધો હતો; અને તેવીજરીતે તેજ વખ્તે ફ્રેંચોતરફથી ડેલાંશીની

રીજમીટે પણ લીધો હતો. બપોરના ત્રણ વાગ્યે તો એક પણ રશિયન નઝરે પડયો નહતો; અને ઇંગ્રેજ તેમજ ફ્રેંચ લસ્કરો પ્રથમ ઝખ્મી થયેલાઓને, અને પછી મુવેલા પડેલાઓને ઉંચકી જઇ ઝમીન સફા કરવામાં રોકાયાં. આપણે અત્રે જણાવવું જોઇએ, કે લડાઈ પુરી થવાપછી ડેલાંશીનાં થાકી ગયેલાં લસ્કરે આસાયશ લેવા, અને ખુરાક ખાવામાંટે તરત વેળા એક જગ્યાએ મથક કીધું. આ જગ્યાની નઝદીકમાંજ હૅઝલઉડનાં લસ્કરે પણ મુકામ કીધો હતો. બંધે લસ્કરના અમલદારો એકબીજાસાથે આખા દહાડાના બનેલા બનાવબાબે સભ્યતાથી વાતો કરવામાં રોકાયા. ઍડ્રિયન પણ ત્યાં હતો, અને તેણે આસપાસ સઘળે ઠેકાણે સિડની હૅઝલઉડને શોધ્યો, પણ તે ત્યાં જણાયો નહીં. તેને તેનાવિષે ઘણી ધાસ્તી-ભરી ચિંતા થવા લાગી, તેણે બધાંને પુછયું, કે તે ક્યાં હતો? એમુજબે તેણે એક ઇંગ્રેજ અમલદારને પણ સવાલ કર્યો, જેણે તેના સવાલનો ઉત્તર ઘણી ગંભીરાઈ અને દેલગીરીથી વાળ્યો.

અમલદાર—"પેલી ખડબડચી ટેકરીઉપર અમારી રીજમીટ રશિયનોને મળી; અને મને જણાવવાને અતિશય દુઃખ લાગેછે, કે સર્વેથી પેહેલો હૅઝલઉડ માર્યો ગયો. મેં તેને એક ગોળીથી વિંધાઇને તેના ઘોડાઉપરથી નિચ્ચે પડતો જોયો: પણ તેનાં મોતનો કીનો પુરેપુરો લેવામાં આવ્યોછે. જ્યાં તે પડયોછે, ત્યાં તેનાં શરીરઉપર માર્યા ગયેલા સંખ્યાબંધ રશિયનોનાં મુર્દા પડયાંછે. જેવા ઝખ્મી થયેલાઓને પેહેલાં ખસાડવામાં આવશે, કે પછી તરત તેનું મુર્દું અમો ત્યાંથી ખસાડીને અત્રે લાવનાર છૈયે."

હૅઝલઉડનાં મોતના સમાચાર સાંભળીને ઍડ્રિયન ડેલાંશીનાં દેલમાં ભારે સંતાપ થયો; અને ત્યાંથી તરતજ પોતાનાં મનમાં તેનેવિષે ઉભા થતા શોકાતુર વિચારો, કે જે તે દાબી શકયો નહીં, તેઉપર ગોર કરવાને એક બાજુએ તે ચાલી ગયો. પણ તેને તરતજ વિચાર આવ્યો, કે પોતાના મરી ગયેલા દોસ્તતરફ એક છેલ્લી પણ ગંભીર ફર્ઝ તેને બજાવવાની હતી; અને તેટલામાંટે પેલા ઇંગ્રેજ અમલદારે જે જગ્યા તેને બતલાવી હતી, તેતરફ ઉતાવળે દોડયો.

તે જગ્યાએ આવી લાગતાંજ તેની પુરેપુરી ખાતેરી થઈ, કે ઉપલા અમલદારે જે કહ્યું હતું, તેમાં જરા પણ સહરાગાતજેવું હતું નહીં, કે સિડની હૅઝલઉડનાં મોતનો બરાબર કીનો લેવામાં આવ્યો હતો. ખરેખર ત્યાં માર્યા ગયેલા રશિયનોનો ઢગલો પડેલો તેનાં દિઠાંમાં આવ્યો—બિહામણા ચેહેરાઓસાથે લોહીથી ભિંજાયલા પુશાકોનો ત્યાં એક *"પીરામિડ" થયેલો હતો! શોકાતુર મને પોતાના આ ગંભીર કામઉપર તે જવાન ફ્રેંચ-મૅન ઉદાર દેલે મંડયો; તેણે રશિયન મુર્દાઓને એકપછીએક ખસેડવા માંડયાં, પણ તે કાંઈ તેને જોશથી કે અસભ્યતાથી ખસાડયાં નહીં; જોકે તે દુસ્મનોનાં મુર્દા હતાં, છતાં આ ભલા જવાને તે જીવવગરનાં ખોખાંઓને પણ ઘણા આદરમાનથી એકપછી એક ખસાડયાં.

આહા! આખરે આ લોહીથી તરબોર થયેલા ઢગલાને તળિયેથી તેણે સિડની હૅઝલ-ઉડને ઓળખ્યો. પણ તે ઘણી મુશ્કેલીથી પોતાના મિત્રને ઓળખી શકયો, કારણકે આ કમનસીબ મેજરનો પુશાક લોહીથી તમામ તરબોર થઈ ગયેલો હતો; તેની રીંછના ચામડાંની ટોપી નિકળી પડેલી હતી—તેના બાલો લોહીથી ચિટકી ગયેલા હતા. આ જીવ-વગરનાં શરીરને ઍડ્રિયને ધીમેથી તે જગ્યાએથી બહાર કાહાડયું: પાસેજ એક ન્હાનો

*જુઓ નોટ ૬૪ મી.

ઝરો વેહેતો હતો; તેના કેનારાતરફ તે પોતાના મિત્રનાં બદનને ઉંચકી લાવ્યો. પોતાનો રૂમાલ ઝરાનાં નિર્મળ પાણીમાં બોળીને તેણે હૅઝલઉડનો ચેહેરો અને બાલોઉપરનું બંધાઈ ગયેલું લોહી ધોવા માંડયું: પણ તેમ કરતાં તે એકદમ અચકીને ઉભો—તેણે પોતાની કાળી આંખોથી તે ચેહેરાગમ ટીકીટીકીને જોયું—તે પોતાનો દમ ઉંચો રાખીને શકમાં ઉભો રહ્યો. પછી ખુશહાલીનો એક પોકાર માર્યો—થોડી પણ આશાથી તેનેથી એક ચીસ પડાઇ ગઇ—કારણકે હૅઝલઉડના હોઠો ધીમેધીમે ફડફડતા તેણે જોયા—તેની બંધ કીધેલી આંખોનાં પોપચાં સ્હેજ ધ્રુજવા લાગ્યાં—ઝેંદગીનો તદન અંત આવ્યો નહતો—પાણીથી તે પાછો શુદ્ધિમાં આવતો જણાયો !

ધીરેધીરે તેણે પોતાની આંખો ઊઘાડી; આ જોઈ એડ્રિયનનાં ભલાં દેલમાં વધારે ખુશહાલી પૈદા થઇ—તે વધારે ખુશીના પોકારો કરવા લાગ્યો—આશા, ખચિત હવે તેને વધારે આશા આવવા લાગી—કારણકે હેઝલઉડ હજી જીવતો હતો !

ઘાયલ થયેલા સેપાહોને લઇ જવાની ફ્રેંચ લશ્કરનેલગતી એક *ગાડી—યાને કમાનનું એક ગાડું, કે જેમાં બે ઘોડાઓ જોડેલા હતા—તે આ વખ્તે ત્યાં નઝદીકમાંથીજ પસાર થતું હતું; તે જોઈ તેના હાંકનારને ગાડું ત્યાં લાવવાનો ડેલાંશીએ હાંક માર્યો. થોડીજ પળમાં તે ગાડું તે જગ્યાએ આવી લાગ્યું: તે ગાડાંનીસાથેજ એક "સરજ્યન" પણ હાજેર હતો; અને આ દયાળુ "ડાક્ટરે" તરત સિડની હૅઝલઉડની સારવાર કરવા માંડી. તેની ઝેંદગીની ચિણગારીએ હવે બળતાંનું રૂપ લેવા માંડયું; પછી આ ઈંગ્રેજ મેજરને તે ગાડાંમાં સંભાળથી મુકવામાં આવ્યો—કે જેપછી ડેલાંશીના પોતાના તંબુતરફ તે હંકારી જવામાં આવ્યું—ત્યાં પહોંચવાપછી આ અમીરી ખવાસના જવાન ભલા ફ્રેંચમૅને તરતજ જેટલા બની શકેએટલા ચાંપતા ઈલાજો પોતાના એકવારના હરીફનેમાટે લેવા માંડયા.

*જુઓ નોટ ૬૫ મી.





## પ્રકરણ ૩૦ મું.

### ઝિલ્લાહ.

આપણી આ વાર્તામાં દેખાવ દઇ ગયેલાં બીજાં કેટલાંક આસામીઓવિષે હવે જણાવીશું, કે જેઓનેમાટે અમારાં વાંચનારાંઓએ કેટલીક એન્તેઝારી આગળ બતલાવી હશેજ.

આપણે મર્હુમ ઍડમિરલ ઑસમાન પાશાની બેટી ખુબસુરત ઝિલ્લાહને રૅડૅાવાનની પડોશમાં આવેલા વાલાશિયન ઉમરાવના મેહેલમાં મુકી આવ્યા હતા. જ્યારે આપણે તે ઉમરાવનાં કુટુંબની ઓળખ વાંચનારસાથે કરાવી હતી, ત્યારે તે કુટુંબમાં, તે પોતે, તેની બાયડી, અને તેની બે બેટીઓ એટલાં હતાં: પણ હવે જણાવવું જોઇએ, કે તે ઉમરાવનો એક બેટો પણ હતો, કે જે તે વખ્તે યુરોપના કોઈ બીજા ભાગમાં ગેરહાઝેર હતો. ફેબ્રુઆરી માસની શરૂઆતમાં જ્યારે ટવારિકની ઝિલ્લાહસાથે ફરીથી મુલાકાત થઇ, તે વેળ તે ઉમરાવનાં ઘરમાં વારંવાર મુલાકાતે આવતો જતો હતો,—આખરે મે મહિનામાં તેના કાકા ઓમર પાશાએ સિલિસ્ટ્રિયાના બંચાવમાં ભાગ લેવામાટે તેને ત્યાં જવાનો હુકમ કર્યો, ત્યાંસુધી તે ત્યાંજ રહ્યો હતો, અને ઉમરાવનાં કુટુંબની તેમજ ઝિલ્લાહની મુલાકાત લેયા કરતો હતો. ઝિલ્લાહથી છુટા પડવાઆગમચ તેણે પોતાનો પ્યાર તેણીને ઝાહેર કર્યો હતો; અને તેવોજ પ્યાર પાછો આ શર્માળ છોડીએ પોતાનો પણ કબુલ્યો હતો. સિલિસ્ટ્રિયાના ઘેરા વખ્તે ટવારિકે પણ પોતાનો ભાગ ઘણો બહાદુરીથી બજાવ્યો હતો, અને જે ભારે જંગ તેના કેલ્લાનીનિચ્ચે મચ્યું હતું, તેનાં પરિણામમાં તે કેલ્લો સલામત રહ્યો હતો, અને રશિયનોનો તદન પરાજય થયો હતો. જે જુદાજુદા ઑટૉમન સરદારોનાં નામો લોકોમાં પ્રશંસા પામ્યાં હતાં, તેઓમાં ટવારિકનું નામ પણ ઘણું ચરવાયું હતું; અને સિલિસ્ટ્રિયાની આખર અને મોટી લડાઇ પુરી થવાપછી જ્યારે ઝિલ્લાહને ટવારિકતરફથી એક કાગઝ મળ્યું, ત્યારે તેણીની ખુશહાલી પારવિનાની હતી—તેણીએ તે કાગઝને પ્યારથી આંખોમાં દાબ્યું, અને તેઉપર બુસાઓ લીધા—કારણકે તેણીને લાગ્યું, કે આ કાગઝ એક એવા જવાંમર્દતરફથી આવ્યું હતું, કે જે તેણીના પ્યારને પુરેપુરો લાયક હતો.

રશિયનો મુખ્ય સંસ્થાનો છોડી નાઠાપછી થોડાંક અઠવાડિયાં વિત્યાકેડે ઓમર પાશા અને તેના ભત્રીજાનો ભેટો બુખારેસ્ટખાતે થયો, કે જે વેળાએ મળેલી તકનો લાભ લઇને ઝિલ્લાહના આશકે પોતાના કાકાને જણાવ્યું, કે તેણે તેણીને પોતાનો હાથ આપવાને કબુલ્યું હતું. આવી એક લાયક બાનુસાથે પોતાના માનીતા ભત્રીજાની સાજવારી થાય, અને તેથી તેના સુખમાં વધારો થાય, તેથી ઓમર પાશા પણ ઘણો મગન થયો; અને તેથી તેણે પણ પોતાની પુર રઝા તેમ કરવામાટે ટવારિકને તરત બખ્શી. રૅડૅાવાનની નઝદીકમાં આવેલા પોતાના મેહેલમાંથી મુલાકાતે આવવાનું જે ઇજન તે ઉમરાવે ટવારિકને કીધું હતું, તેનો લાભ લેવાને તેનાથી બને એટલામાટે ઓમર પાશાએ પોતાના ભત્રીજાને એક

માસસુધી ગેરહાજેર રેહેવાની રઝા આપી; અને તેઉપરથી ટવારિક બે ન્હાનાં વાલાશિયા જવામાટે તરત ઉપડી ગયો.

તે મહિનો એવોતો સુખમાં પસાર થયો, કે જ્યારે તે પુરો થયો, ત્યારે જાણે એક અઠવાડિયુંજ માત્ર ગુજર્યું હોય, એમ લાગ્યું, એટલી ઝડપથી તે પસાર થઇ ગયો હતો; પણ આખરે છુટાં પડવાનો વખ્ત આવી લાગ્યો. ટવારિકે ઝિલ્લાહને જણાવ્યું, કે તેને માથે પડેલી ફરજોનેલીધે કદાચ તે થોડાક મહિનાઓસુધી તેણીની મુલાકાતે આવી શકશે નહીં; પણ તેણે તેણીના કાનમાં છુપીરીતે જણાવ્યું, કે તેઓ જ્યારે ફરીથી પાછાં મળશે, ત્યારે તેઓની શાદીનેમાટેજ મળશે, એવી તે ઉમેદ રાખતો હતો. ઝિલ્લાહનો લાલ થયેલો ચેહેરો, અને તેણીનું શર્માઇને નિચ્ચે જોયા કરવુંજ પુરવાર કરતું હતું, કે તેણી પણ તે વિચારને મળતી થતી હતી! પણ ઉમરાવનું કુટુંબ તેણીને ઘણાજ પ્યારથી ચાહાતું હતું, તેટલામાટે તેણીનો ટવારિકની મહેરદાર થવાનો શુભ પ્રસંગ આવે, તેટલો વખ્તતુલિક તેણીએ તેઓનાંજ માયાળુ છત્રતળે રેહેવાનો ઠરાવ કર્યો. ખરેખરૂં કહ્યે તો તેણી ઓમર પાશાની બાયડી, લેડી અઇશાની મુલાકાતે એકવાર કૉન્સટૅન્ટિનોપ્લખાતે જવાને ઘણી આતુર હતીઃ પણ મુસાફેરી સેંકડો "માઇલો"ની લાંબી હતી—અને વળી ઑટોમન રાજ્યધાનીખાતે તેણીનીસાથે જવામાટે કોઇ દોસ્તો પણ નહતાં, તેટલામાટે સઘળીરીતે જોતાં તેણીએ તે ઉમરાવનાં કુટુંબમાંજ રેહેવાનું વધારે દરોસ્ત ધાર્યું હતું.

ટવારિક બે પોતાના કાકાનાં લશ્કરમાં પાછો જોડાવામાટે ત્યાંથી ઉપડયો; અને બુખારેસ્ટ આવી પુગ્યાપછી ઓમર પાશાએ ડૅાબ્રુડશાનાં પ્રગણાંની ઉત્તરે આવેલાં બાંધકામો ઉભાં કર્યામાં આવતાં હતાં, તેઉપર તપાસ રાખવાને તેને મોકલી આપ્યો, જો હારી ગયેલું મસ્કોવીટ લશ્કર આ ઠેકાણાંઓઉપર એકાએક હલ્લો લાવે, તો તેના અટકાવમાટે આ બાંધકામો ઉભાં કરવાની તેને ઝરૂર જણાઈ હતી, કારણકે હાલમાં દુશ્મનનું લશ્કર રશિયાના પોતાના બેસઅરેબિયાનાં પ્રગણાંમાં જઇ પડેલું હતું, અને ત્યાંથી તે હલ્લો લાવેએવી દરેક વકી રાખવામાં આવતી હતી. આ કારણનેલીધે તે પાછો ઝિલ્લાહને જઇ મળે, તેઆગમચ ઘણાક મહિનાઓ નિકળી જાયએવી ટવારિકની ખાતેરી હતી.

ટવારિક જ્યારે ઝિલ્લાહથી છુટો પડયો, ત્યારે આગસ્ટ માસની અધવચનો વખ્ત હતો; અને તેનેથી છુટા પડવાપછી કેટલોક વખ્તસુધી તેણી શોકાતૂર દેલે ફર્યા કીધી. પણ પછી પોતાના દોસ્તોની મમતાથી તેણીનો જુદાઇનો ઝખ્મ ધીરેધીરે રૂઝાવા લાગ્યો; અને તેણીનાં મનનું સમાધાન થવા લાગ્યું. આપણે આગળ જણાવી ગયા છૈયે, કે તેણી અતિ ખુબસુરત બાનુ હતી, અને તેટલામાટે જે કોઈ તેણીને જોતું, તે તેણીની સંપુર્ણ ખુબસુરતી અને ભલી ચાલથી તેણીનાતરફ દોરવાયાવગર રેહેતું નહીં. હમણાં તેણી પચીસમું વર્ષ પુરૂં કરવા આવેલી હતીઃ પણ તેથીબી ઓછી વયની હોય, એવી તેણી દેખાતી હતી—કારણકે તેણીની જવાનીનો તાઝગી હજી તેણીનાંમાં મૌજુદ હતી.

વળી આપણે આગળ કહી ગયા છૈયે, કે સલામતીનાં ચોકસ કારણોનેલીધે પ્રથમમાં તેણીએ ગ્રીક પુશાક ધારણ કર્યો હતો; અને જોકે ત્યારપછી વાલાશિયામાંથી રશિયનોને મારી કાહાડયામાં આવ્યા હતા, અને તેથી તેણીને હવે બ્હીવાનું કશું કારણ

નહતું, માંટે ઝિલ્લાહે પોતાનો બાપીકો મુસ્લીમ પુશાક પાછો ધારણ કર્યો હતો, કે જે તેણીને ઘણોજ શોભતો હતો, છતાં મુસલમાની રસ્મમુજબે બુરખામાં રેહેવાનું તેણીને કશું ઝાઝું કારણ ન હોવાથી, તે તેણીએ પાછો ધારણ કર્યો નહતો, અને ટર્કિશ લેબાશમાંજ પણ ખુલ્લે ચેહેરે ફરતી હતી. તેણી હાલમાં એક ખ્રિસ્ટી કુટુંબમાં રેહેતી હતી, કે જેઓની રીતભાત અને પુશાક યુરોપ્યન ઢપનાં હતાં; અને તેથી તેણીએ પણ પોતાના દોસ્તોની રીતમુજબે જેટલું વાજેબી લાગેએટલું ધારણ કર્યું હતું.

ટવારિકનાં ત્યાંથી ગયાકેડે આસરે બે કે ત્રણ અઠવાડિયાંપછી, તે ઉમરાવને પોતાના બેટાતરફથી એક કાગઝ મળ્યું, તેમાં જણાવ્યામાં આવ્યું હતું, કે તે હવે ઉતાવળે ઘર પાછો ફરેછે. ડીમેટ્રિયસ બારની, જે તેનું નામ હતું, તે આ વખતે આસરે ત્રીસ વર્ષોની વયનો હતો; અને પોતાના બાપના અમીરી ખેતાબનો અને બેસિયાર દોલતનો એકલો વારેસ હોવાથી, તેને પોતાનાં ગુજરાનનેમાંટે કશો પણ ધંધો એખતિયાર કર્યો નહતો. તે અયેશઅશરતનો બડો શોકીન હતો, અને લગાર કુછંદઉપર પડ્યો હતો—પોતાના ખુબસુરત ચેહેરા અને ડોળદાર શરીરનેમાંટે તે મગરૂર હતો—અને દોલતવાન ઝાહેર મંડળોમાં અને પદવીવાળા પુરૂષોની ખુશામદિયાઓ જે ખોટાં વખાણો કરેછે, તેવી વખાણ પોતાનેમાંટે થતી, તેથી તે ઘણો ફુલી ગયો હતો. ડીમેટ્રિયસે સુધરેલાં પશ્ચિમ યુરોપખાતે મુસાફેરી કરવાની તેના બાપપાસેથી રઝા લીધી હતી; અને તેટલામાંટે છેલ્લાં બે કે ત્રણ વર્ષો થયાં, તે મોજીલાં પારિસ શેહેરમાં જઇ રહ્યો હતો. તેનાં કાગઝોઉપરથી તો તેનાં કુટુંબને એમ માલુમ પડતું હતું, કે તે આ રંગીલાં શેહેરમાં આબરૂદાર અને નિયમિત ચાલથી રેહેલો હતો—પણ પોતાની તબિયતના સુધારાપછી જ્યારે તે ઉમરાવ ઓડેસાથી પોતાને સ્થળે પાછો ફર્યો, ત્યારે તેને જણાયું, કે જે મોટી નાણાંની રકમ તેણે પોતાના શરાફોના હાથમાં પોતાના આ એકપુરા બેટાના ચાલુ ખર્ચ અને તેની સારી આંટનેમાંટે ખાતું પાડી જુદી કાહાડી મુકી હતી, તેમાંનો મોટો ભાગ ખર્ચી ખાવામાં આવ્યો હતો. રખેને પોતાનો બેટો પારિસની બદફેલીઓના વમળમાં ખેંચાઇ જતો હોય, એવી ધાસ્તીથી તેણે પોતાના બેટાને તરત ઘરે પાછો ફરવાનો હુકમ ફર્માવ્યો; અને ગમે તેછતાં હજી ડીમેટ્રિયસ એટલો ખરાબ ચાલનો ન થયો હતો, કે પોતાના બુઝુર્ગ બાપના હુકમનો અનાદર કરે, માંટે તેણે પાછો એક કાગઝ લખી, પોતાને મળેલા હુકમને તરત તાબે થવાનો એરાદો ઝાહેર કર્યો હતો.

આઉપરથી તે જવાબ ઉમરાવને મળ્યાકેડે એક પખવાડિઉં રહીને એક દહાડે બપોરના ડીમેટ્રિયસ બારનીની સવારી આવી પુગી. તેણે એક ઘણી શુસોભિત ગાડીમાં મુસાફેરી કીધી હતી, અને તેનીસાથે ત્રણ નોકરો હતા. એક તો વાલાશિયન હતો, કે જે જ્યારે તે મુસાફેરીએ જવા ઘરમાંથી નિકળ્યો હતો, ત્યારેજ તેને સોંપવામાં આવ્યો હતો: બીજો એક ફ્રેંચમેન હતો, કે જેને તેણે પારિસમાં પોતાની નોકરીમાં લીધો હતો ; આ નોકરવિના શેઠને જરાએ ચાલતું નહોય, એમ જણાતું હતું; ત્રીજો એક ઑસ્ટ્રિયન હતો, કે જેને ઘર પાછાં ફરતી વેળાએ વિયેનામાંથી પસાર થતાં તરતનો ઉપાડી લઇ પોતાની નોકરીમાં રાખ્યો હતો. પોતાનાં અંગત કામમાંટે ત્રણત્રણ ચાકરોનો ખર્ચ રાખવો, એ તે ઉમરાવને બિનફાએદાનાં ઉડાઉપણાંજેવું લાગ્યું: પણ ત્રણ વર્ષોની જુદાઇપછી જ્યારે તેણે ઘરમાં પગ મુકયો, તેજ વેળાએ તેને તેબાબે સવાલો કરવાને અથવા ઠપકો આપવાને તેણે

દરોસ્ત ધાર્યું નહીં. જેમ તેનો બાપ તેને લાંબી મુદ્દતે ભેટવાથી ખુશી થયો હતો, તેવીજ-રીતે તેની મા તથા બેહેનોને પણ બેહદ ખુશી ઉપજી હતી; વળી બુઢા ઉમરાવે પોતાના બેટાના પારિસમાં ફાવેલા ખર્ચાળુપણાંવિષે તેઓઆગળ કશો સંસારો કીધેલો ન હોવાથી, તેઓની આ મુલાકાતવેળા મા, બેહેનો, કે ડીમેટ્રિયસવચ્ચે કશા અણગમાજેવું હતું નહીં.

ઘણાક દહાડાઓ વિત્યાકેડે ઉમરાવે આ ત્રણત્રણ હઝુરિયાઓ, કે જે તે પોતાનીસાથે લાવ્યો હતો. તેઓબાબે તેનીસાથે વાત કરવાની તક લીધી, અને તેવિષે જ્યારે તેઓ બંધે એક વેળા એકલાજ હતા, ત્યારે ખોલાસો માંગ્યો.

પોતાની કાળીકાળી ઝીણી મુછોને વળ દેતો જઇને, તેણે જવાબ દીધો, "મારા પ્યારા બાવા, તમારે જાણવું, કે જે વાલાશિયન લોંઠાને તમોએ મારા હઝુરિયાતરીકે મારીસાથે મુસાફરીએ મોકલ્યો હતો, તે આપણા દેશમાં તો ચાલી જાય, પણ હું કહું છું, તે માનજો, કે એક શખ્સ જે ઉંચે વાંધેનાં મંડળોમાં ભેળાતો હોય, તેનો હઝુરિયો થવાને તે બીલકુલ નાલાયક હતો; જે ઉંચી રીતભાત અને સુધરેલા રવાઝો આપણને આવાં સારાં મંડળોમાં જાળવવાં પડેછે, તેનેમાટે તે કેમ કરી ચાલે શકે?"

**ઉમરાવ**—(લગાર ઠપકારૂપે) "મારા બેટા, ત્યારે શું તમારી કેહેવાની મતલબ એમછે, કે તમારાં સ્વદેશ વાલાશિયાનાં લોકો સદંતર જંગ્લીઓછે?"

**ડીમેટ્રિયસ**—"મારા લૉર્ડ, તેઓ તદન જંગ્લીઓછે, એમ હું કેહેતો નથી, પણ તમે એટલુંતો કબુલ કરશો, કે વાલાશિયાનાં લોકો વિયેનાનાં લોકોકરતાં રીતભાતમાં અને ઉંચા પ્રકારના વિવેકમાં તો ઘણુંજ ઉતરતાંછે—અને વળી પશ્ચિમ યુરોપનાં લોકોનો વિવેક અને શોખ તો એટલા ઉંચા પ્રકારનોછે, કે તેઓને વાલાશિયાનાં લોકોસાથે સરખાવાયજ નહીં. તેટલામાંટે, મારા વાહાલા બાવાજી, મને આ ફ્રેંચમૅન જૅસમિનને મારી નોકરીમાં રાખવાની ફર્ઝ પડી. નોકરોમાં તે એક ખરૂં ગોહરછે, અને એની બરાબરીના બીજા ઘણાજ થોડા નોકરો હશે."

**ઉમરાવ**—(લગાર તોછડાઇથી ટુંકમાંજ) "ગોહર! મારે મનથી તો તે એક કંગાળ ડોળઘાળુ અક્કડબાઝછે! વારૂ હવે તે વાત પડતી મુકો. તમારા ફ્રેંચ હઝુરિયાવિષે તો રહ્યું, મને તેની ઝાઝી અડચણ નથી— તમોને તમારા પુશાક, વગેરેનાં કામમાંટે તેનાવગર ચાલે નહીં, એમ મને લાગેછે. પણ મારી પુછવાની ખાસ મતલબ તો પેલા ઑસ્ટ્રિયનવિષેછે. તમો મને જણાવોછો, કે જે બુઢા અને નમકહલાલ નોકરને મેં તમોને સોંપ્યો હતો, તે તો તમોને લોંઠાજેવો લાગ્યો:—પણ મારે મનથી આ તમારો ઑસ્ટ્રિયન નોકર તો તેના-કરતાં પણ બેડોળ અને કઢંગોજેવોછે; દેખાવમાં તો તે જરા પણ આબરૂદાર દેખાતો નથી. નથી તે જવાન, કે નહીં તેનો ચેહેરો સારો, કે જેથી——"

**ડીમેટ્રિયસ**—"મારા લૉર્ડ, જો સાચું કહું તો મેં એને ફક્ત મારો ઉપકાર દેખા-ડવા અને વળી તેનીઉપર દયાની નજરે જોવાના વિચારથી મારી નોકરીમાં લીધોછે. તે બીના એમછે, કે તમારા હુકમને તરત માન આપી, જ્યારે હું ઉતાવળે પારિસ છોડી મુસાફરી કર્યો આવતો હતો, ત્યારે મેં ધાર્યું, કે એકુએ આડવાડિયા વિયેનાખાતે થોભું, કારણકે ઑસ્ટ્રિયાનાં આ રાજધાની શેહેરમાં મારા ઘણાક મિત્રો અને ઓળખાણપિછાણ-

વાળાઓ હતાં. એક રાત્રે હું કલ—ક—અરે મારી કેહેવાની મતલબ, કે એક મજલેસમાંથી પાછાં ફરતાં, મને એક એકાંત મહલ્લામાંથી પસાર થવું પડ્યું, કે જ્યાં મારીઉપર ત્રણ કે ચાર ખફતા પોશાગીરોએ હમલો કર્યો; અને જો તે વેળા તરત આ પુરૂષ, કે જેને તમો તુચ્છકારોછો, તે મારી મદદે દોડી આવ્યો નહતે, તો મારૂં બની ચુક્યું હતે."

ઉમરાવ—"મેં કાંઈ ખરેખર તેને તુચ્છકાર્યો નથી, હું તો ફક્ત અજાયબ થતો હતો; કે—પણ આગળ ચલાવો, પછી શું બન્યું, ડીમેટ્રિયસ! તમારાં આ બ્યાનથી એક બાપતરીકે મને ઘણું લાગેછે."

ડીમેટ્રિયસ—"આ પુરૂષે, જેમ મેં તમો સાહેબ જણાવ્યુંછે તેમ, મારી એવીતો અચ્છી સેવા બજાવી, કે બીશક હું તેના ભારે આભારમાં ગયોછું, અને તે ઉપકારનો બદલો વાળવાની મતલબથીજ મેં એને મારી નોકરીમાં લીધોછે; હું તેને મારી ઝેંદગીના બંચાવનારતરીકે હવે લેખુંછું. તે વખ્તે તેનાં શરીરઉપર ચિથરેહાલ લુગડાં હતાં—તે તમામ કંગાળિયતમાં ગરક ગયેલો હતો—અને તેઉપરથી મેં તેનો અહવાલ પુછ્યો. તેણે મને પોતાનો દેલગીરીભર્યો અહવાલ ઝાહેર કર્યો, પણ તે અત્રે તમોઆગળ પાછો કહી જવાની કાંઈ ઝાઝી અગત્ય નથી, તોયે તેથી મારી તો ખાતેરી થઈ, કે તે સાચુંજ કેહેતો હતો—જોકે હું પણ તમો નામદારઆગળ કબુલ કરૂંછું, કે આ શખ્સનો દેખાવ એવોછે, કે એની વાત કદી પણ સાચી માન્યામાં ન આવે. ટુંકમાંજ કહુંછું, કે તેનું કોઈરીતે આપરથી ગુજરાન થાય, એવી મકસદથી મેં એને મારી નોકરીમાં રાખ્યો, કે જેમ કરવાથી એના જે ભારે અહસાનમાં હું દબાયલોછું, તેનો થોડોઘણો પણ બદલો વાળવાનું મારેથી બની શકે."

ઉમરાવ—"હું ખુશીછું, કે આ ખોલાસો તમોએ મારીઆગળ કીધોછે. આજપછીથી હું આ શખ્સનો બદસુરત ચેહેરો ભુલી જઈશ, અને ફક્ત એટલુંજ યાદ રાખીશ, કે તેણે મારા બેટાનો જાન બંચાવ્યોછે, અને તમારાજજેવો હું પણ એનાં અહસાનમાં રહીશ. આ તમારા ત્રીજા ખેદમતગારનું નામ શું?"

ડીમેટ્રિયસ—"જરમન ભાષામાં એનું નામ 'લુડવિગ'છે, પણ તે એવુંતો બિહામણું નામછે, કે મેં તેનેબદલે તેજ નામનેમળતું ફ્રેંચ નામ, યાને 'લુઇસ' નામ એને આપ્યુંછે. તેટલામાટે, મારા પ્યારા બાવા, હવે તમારી રઝાથી આપણે એને 'લુઇસ'નેજ નામે બોલાવીશું."

અત્રે ઉમરાવ અને તેના બેટાવચ્ચેની મુલાકાત ખત્મ થઈ; અને તરતજ ડીમેટ્રિયસ, જે વાત પોતાના પિતાસાથે થઇ હતી, તે તેના આ નવા ખેદમતગારને છુપીરીતે જણાવવાને, ત્યાંથી નિકળી ગયો. પોતાના ખાનગી ઓરડામાં તેને બોલાવીને ડીમેટ્રિયસે કહ્યું, "લુઇસ, આપણે બંધે જણા કેવીરીતે એકમેકને ઓળખવા લાગ્યા છૈયે, તેબાબે કદાચ મારા બાવા તમોને પુછશે. તમે એટલુંજ કેહેજો, કે એક સાંકડા રસ્તાઉપર પોશાગીરોની કાંઈ હાથચાળાકી થઇ હતી: અને ખબરદાર, એવું કાંઇ ના જણાવતા, કે તે મારામારી તો એક જુગારખાનાંના દરવાઝાઉપર થઇ હતી."

લુઇસ—(સ્હેજ મ્હોં ફસકાવીને) "મારા લૉર્ડ, તમારી મતલબ હું સમજી ગયોછું. અને વળી એમ પણ મારે ન જણાવવું, કે તમારીઉપર હમલો કરનારાઓ તો

તે બંધે ભાઇઓ, અને તે પણ વેપારીઓ હતા, તેખી અખાડાજ કરી જવા, કેમ ખરૂં કેની? ને તેઓનું તમારીઉપર હમલો કરવાનું કારણ, તો તેઓની બ્હેનઉપર તમોએ ગુજારેલા બળાત્કારનું વેર લેવાનું હતું——"

**ડીમેટ્રિયસ**—(અધિરાઇથી) "શું તમો એમ ધારોછો, કે તેવીતેવી વાતો હું આ ઘરમાં જણાવવાને ઇચ્છુંછું?"

**લુઇસ**—(ઘણીજ ખુશામદભરેલીરીતે નમીને) "તમો નામદારે ફક્ત મને ફર્માવવું, અને તમારો સેવક તે બોલેબોલ બજા લાવવાને ચુકશે નહીં. તોયે સર્વ બાબત આગમચથી ખુલાસેવાર જાણેલી સારી; કે જેથી શું કેહેવું, ને શું નહીં, તેથી હું બરાબર માહિતગાર થાઉં."

**ડીમેટ્રિયસ**—"હવે તો તમે જાણ્યું કેની? ધ્યાન રાખજો, અને નમકહલાલીથી મારીતરફ વર્ત્તજો——"

**લુઇસ**—(વચ્ચે બોલી ઉઠીને) "જ્યારે તમો નામદારે મને પુછ્યું હતું, કે મારૂં ભલું તમો કેવીરીતે કરી શકશો, ત્યારે મેં શું કહ્યું હતું? મેં તમો નામવરને જણાવ્યું હતું, કે હું હમણાં ભુખે મરૂંછું; અને મારો જે શેઠ મને અન્ન આપશે, તેની. ચાકરી હું નમકહલાલીથી અને સારીરીતે બજાવીશ—પછી તે ચાકરી ગમેતેવી હશે, તો તેનો શો મુજાકોછે. તમોજેવા એક અમીર, કે જેવણ મોજના શોકીન અને ઔરતોનીબાબતમાં લેહેરી, તેવણની દરેક બાબતમાં સેવા બજાવવાને તમારો સેવક કોઈરીતે ખાંચો જશે નહીં!"

**ડીમેટ્રિયસ**—(લગાર અધિરાઇથી) "ભલે, ભલે, પણ તે વખ્તે તમોએ જે કહ્યું હતું, તે પાછું કહી જવાની શી મતલબ?"

**લુઇસ**—(નમીને) "ફક્ત તમો નામદારની યાદદાસ્ત તાઝી કરવામાટે, કે મેં જેમ આપ સાહેબને જણાવ્યું હતું, તેવો ઘણાં કામનો એક માણસ હું છું—અને મને લાગેછે; કે તમારી ઇચ્છામુજબે કામ કરવાની મને ઘણી જલદી તક મળશે——"

**ડીમેટ્રિયસ**—(પોતાના બદસુરત હઝુરિયાતરફ અજાયબીથી જોઇને) "તમો શું કેહેવા માંગોછો?"

**લુઇસ**—(બાડી નઝરે પોતાના શેઠગમ જોઇને) "મારા લૉર્ડ, ખોદાએ મને આંખો આપીછે—અને હું તેઓનો ઉપયોગ સારીકાની કરૂંછું. બાનુ ઝિલ્લાહ ઘણીજ ખુબસુરતછે--તમો નામદાર ખુબસુરત જવાન બાનુઓના બડા શોકીનછો——"

હજુસુધી છેક ઘણી નીચ પદવીએ ડીમેટ્રિયસ ઉતરી પડયો નહતો; તેનાં શરીરમાં અમીરી લોહી વેહેતું હતું; માંટે તેને ફસાવવામાંટે આ જે યુક્તિ તેનીસાંમે ધરવામાં આવી હતી, તેને તે એકદમ વશ થયો નહીં, અને તેથી તે બોલી ઉઠયો, "પણ તેણી હાલ મારા બાપની એક પરોણીછે, તે તમે ભુલી કેમ જાઓછો? તેણી મારી બેહેનોની સહીછે, તેની શું તમોને ખબર નથી?"

**લુઇસ**—"તેથી શું થયું? થોડાક મહિનાઓઅગાઉ તો તેણી તેઓથી તદન એક બીગાનીજેવી હતી; તેઓની અને તેણીનીવચ્ચે સગાઇનું જરા પણ નાતું નથી——"

આ સાંભળી ડીમેટ્રિયસનું હૈડું ધડકવા લાગ્યું; તેની નઝરોસાંમે ઝિલ્લાહનો ખુબસુરત ચેહેરો હુબેહુ આવી ઉભો, અને તેથી તે બોલી ઉઠયો, "હા—બચિતજ તેણી

ખુબસુરતછે! બેહદ ખુબસુરતછે, એમાંતો કશો સંદેહ નથી! પણ તેણી બીજાસાથે અદરાયલીછે—તેણી હવે ટુંક વખ્તમાં પેલા શૂરા ટર્કિશ સેનાપતિ, કે જેણે રશિયનોને આપણા દેશમાંથી મારી કાહાડયાછે, તેના બહાદુર ભત્રીજાની મહેરદાર થનારછે."

લુઇસ—"તેની મને બધી ખબરછે, મારા લૉર્ડ. નોકરોના ઓરડામાં જે વાતો ચાલેછે, તેઉપરથી માથાંકુટે એટલુંતો જાણવાને હું શકિતવાન થયોછું, તોયે પણ તમોજેવા નામવર ઉમરાવને કેમ ચાલવું તેની કોઇ પણ રીતે સલાહ તો મારેથી અપાય નહીં--અને વળી કેમ વર્ત્તવું, શું કરવું, એ સર્વે ફર્માવવાની બીઅદબી પણ મારેથી થઇ શકે નહીં. હું તો ફક્ત એટલુંજ જાણુંછું, કે જો તમોજેવા ખુબસુરત, એક વાલાશિયન અમીર તેતરફ જરા ખાટીમીઠી નઝર રાખતા હોવ, તો પછી ગમેએવો એક ટર્કિશ સેપાહ, પછી તે મોટો બે કાં નહીં હોય, તો શું થયું, પણ તમો નામવર તેમાં હરીફાઇ કરવાને પુરતા લાયકછો, અને હરીફાઇમાં સો ટકા ફાવો, એવી પણ મારી તો ખાતેરીછે."

આપ્રમાણે બોલીને લુઇસ તે ઓરડો છોડી ગયો—તે મનમાં સારીરવેસે સમજતો હતો, કે ડીમેટ્રિયસનાં દેલના સેતારના એક એવા તારઉપર તેણે આંગળું મુક્યું હતું, કે તેમાંથી હવે સુંદર આવાઝ નિકળવાવિના રેહેનાર નથી—યાને તે હવે પ્યારમાં ચકચુર થઇ, તેના કહ્યામુજબ ચાલવાને પછાત પડનાર નથી.

આ તો ખરૂં હતું, કે ઝિલ્લાહની ખુબસુરતીઉપર ડીમેટ્રિયસ દીવાનો બની ગયો હતો. જેવી પેહેલવેહેલી તેની નઝર તેણીનીઉપર પડી હતી, તેવોજ તે તેણીનાઉપર ફેદા થઇ ગયો હતો; તોયે તે તેણીનીતરફ સભ્યતાથી અને આદરમાનભરેલી રીતે વર્ત્તતો હતો. આપણે આગળ જણાવી ગયા છૈયે, કે તેની ચાલચલગત હજી છેક બગડી ગઇ નહતી; તે જાણીબુજીને એવી એક બરજાદગી કરે એટલો નીચ બન્યો નહતો; તેનાં દેલમાં હજી સારી લાગણી રેહેલી હતી; સેવાયકે કાંઈ પણ ખોટું કામ કરવાની મઝબુત ઉશ્કેરણી તેને થાય; અને એવી ઉશ્કેરણી થવાનો સબબ તેને તેના નોકરનાં બોલવાથી મળ્યો. કેઇતરફ પોતાના શેઠની નઝર ટાંકેલી હતી, તેનાં દેલનું ખેચાણ કેઇતરફ હતું, તે હવે આ ચતુર ઑસ્ટ્રિયન ચેતી ગયો હતો. તોયે શું કરવું. તેના કશા પણ નક્કી ઠરાવઉપર હજી ડીમેટ્રિયસ આવ્યો નહતો. ઝિલ્લાહનાં સુખમાં ખલલ થાય, એવો કશો વિચાર તેનાં મગઝમાં દાખેલ થયો નહતો: તોયે જયારે પણ તે તેણીની ખુબસુરતીવિષે દરયાફ્ત કરતો ત્યારે પોતાનાં મનઉપરનો કાબુ ખોહી દેતો હતો.

આમુજબે કેટલાંક અઠવાડિયાંઓ પસાર થઇ ગયાં; પણ તેઅરસામાં ડીમેટ્રિયસની ચાલચલણ ઝિલ્લાહતરફ માનભરેલી અને વિવેકી રહી. તેણી પોતે ભોળા સ્વભાવની, ખુલ્લાં દેલની, અને સર્વે કોઇઉપર વિશ્વાસ રાખેએવી હતી. પોતાતરફ જે માયામેહરબાની તે ઉમરાવનું કુટુંબ દેખાડતું હતું, તેથી તેણી તેઓનાં ભલાંમાટે ઘણી કાળજીમંદ હતી, અને જાણે તેઓનાંજ કુટુંબની હોય, એવીરીતે તેઓ સર્વેસાથે વર્ત્તતી હતી. ઉમરાવ અને તેની આયડી, જાણે ઝિલ્લાહનાંજ માબાપ હોય, અને તેઓની બેટીઓ જાણે તેણીનીજ બેહેનો હોય, એવી માયાથી તેણીને તેઓ સર્વે ચાહાતાં હતાં, અને તેટલામાટે આ તે કુદરતીજ હતું, કે ઝિલ્લાહ ડીમેટ્રિયસને પોતાના એક વાહાલા ભાઇસમાન ગણે, તો તેમ

નવાઇજેવું શું હતું ? આઉપરથી તેઓવચ્ચેનો ઓખલાસ ધીમેધીમે વધવા લાગ્યો; તેઓ એકબીજાંસાથે વધારે છુટથી ભેળાવાં લાગ્યાં. પણ એક દોસ્તતરીકે કે ભાઇતરીકે તેણીની-તરફ જોવાનેબદલે ડીમેટ્રિયસ બીજા વધારે ઉંડા વિચારો રાખતો હતો, તેનો ઝિલ્લાહને જરા પણ ખ્યાલ નહતો.

પણ આ થોડાં અઠવાડિયાંનાઅરસામાં તે ઉમરાવના બેટાનાં દેલનો જુસ્સો વધારે ઉભરાઇ ગયો; તે દાબી શકે, તેનાંકરતાં વધારે જોરથી તે પ્યાર ઉછાળો મારવા લાગ્યો; અને આ ઉછળતા પ્યારને પુરતા ઢોંગના સાહાયાતળે તેણે પોતાની બેહેનો અને માબાપથી છુપાવી રાખ્યો. ઝિલ્લાહઉપરનો તેનો હવસ એકદમ દીવાના-જેવો થઈ ગયો: તે તેનાં દેલને માંહેથી કોતરી ખાવા લાગ્યો; અગરજો ઝિલ્લાહ અદરાયલી નહતે, તો તે તેણીના હાથની ઝરૂર તરત માંગણી કરતે; પણ તેણીનો પ્યાર ટવારિકઉપર એટલો બધો હતો, કે તેનીસાથે હરીફાઈ કરવી એ ન બનવાજોગ હતું.

તે ઑસ્ટ્રિયન ખેદમતગાર લુઇસ આ બાબતવિષે આપણે આગળ જણાવી ગયા છૈયે, તેકરતાં વધુ કાંઈ પણ વાત પોતાના શેઠસાથે ત્યારપછી કીધી નહીં: પણ તે ડીમેટ્રિ-યસનીઉપર ચોકાસીભરી નઝર રાખતો રહ્યો, અને તેનાં મનમાં શુંશુ વિચારો પસાર થતા હતા, તે બરાબર પામી ગયો હતો. આખરે તેણે તે બાબત પાછી છેડવાનો વખ્ત પાકો થયેલો જોયો. આ વખ્તે ડીમેટ્રિયસે તેની વાત ઘણી ખુશીથી સાંભળી. પોતાના હવસમાં આંધળો થયેલો, તે પોતાનાં મનની ઇચ્છા કોઈ પણ ભોગે તૃપ્ત કરવાને હવે તતપર થયો; તે હવે કાંઇ પણ ખોટું કર્મ કરવાને જીવઉપર આવ્યો હતો. પેલા દુરાચારી નોકરે તેને એક નીચ યુક્તિ સુચવી.

**લુઇસ**—"થોડાક દહાડાઅગાઉ બાતુ ઝિલ્લાહને તેણીના આશક ટવારિકતરફથી એક કાગઝ મળ્યું હતું. તેણી તે કાગઝ બાગમાં ચાલતીચાલતી વાંચતી હતી. આ વેળા નસીબ-જોગે હું પણ તેણીનીનઝદીકમાજ હતો. યા અલ્લાહ ! જ્યારે તેણી તે કાગઝ વાંચતી, ત્યારે તેમાંની બાબતથી તેણીનો ચેહેરો કેવો ખુશહાલીભર્યો થતો હતો, અને તેથી તેણી કેવી ખુબસુરત લાગતી હતી. અગરજો તમારેબદલે હું ઉમરાવ હતે—તમારાજેવો ખુબસુરત, તવાંગર, અને ઉંચી પદવી ધરાવતો હતે——"

**ડીમેટ્રિયસ**—(ઘણીજ અધિરાઇથી) "ચલાવો, આગળ ચલાવો, તમે તેણીને કાગઝ વાંચતાં જોઈ, પછી શું થયું ?"

**લુઇસ**—"હા અને મારી ખાતેરી થઈ, કે તેણીએ તે કાગઝ ફક્ત એકવાર નહીં, પણ બારવાર ફરીફરીથી વાંચ્યો હશે; અને તે કાગઝમાં તેણીના દેલબરે ઘણીક પ્યારની બાબતો લખેલી હતી; તેમાં તેણે લખેલું હતું, કે હવે ઘણાજ ટુંક વખ્તમાં તે બુશારેસ્ટ આવી પહોંચશે, અને ત્યાંથી અત્રે તે એક ઘડી પણ ખોવાવગર દોડયો આવશે. હું સારીરીતે અટકલ કરૂંછું, કે તે વાંચતાં તેણીના હાથો ધ્રુજતા હતા, અને તેણીનું હૈયું તળપાપડ થતું હતું."

**ડીમેટ્રિયસ**—(ઉતાવળે)"પણ આ સઘળું તે કાગઝમાં લખેલું હતું, તે તમે કેમ જાણ્યું?"

**લુઇસ**—(જરા મસ્ખરીનો પણ પાપી દેખાવ કરીને) "કારણકે મેં તે વાંચ્યું હતું."

**ડીમેટ્રિયસ**— (અજાયબીથી) "વાંચ્યું હતું? **તમે** !"

**લુઇસ**—"હા, મારા લૉર્ડ, અને તે પણ ઘણી સેહેલાઇથી બની શક્યું હતું. બાનુ ઝિલ્લાહ જ્યારે તે કાગળ વાંચતાં હતાં, તેટલાં તમો નામદારને અગાસીનાં પગથિયાંઉપરથી નિચ્ચે ઉતરી આવતાં જોઇને તરતજ તે કાગળ પોતાના પુશાકમાં છુપાવી દીધું. તેવણ ધારતાં હતાં, કે તે બરાબર ઠેકાણે તેણીએ મુકી દીધુંછે, પણ તેનેબદલે તો અજાણ-પણાંમાં તેવણે તે ભોંયઉપર નાખી દીધું હતું; તેટલાં પવનનો એક સપાટો આવ્યાથી જે ઝાડીનીપછવાડે હું છુપાયલો હતો, ત્યાં તે ઉડી આવ્યું. મેં તે ઉંચકી લીધું, ને હાલમાં તે મારીપાસેછે."

**ડીમેટ્રિયસ**—"મને યાદછે, કે તે દહાડે ઝિલ્લાહ એમ બોલતાં હતાં ખરાં, કે તેવણનું એક કાગળ ગુમાઇ ગયુંછે—પણ તમે તે કાગળનો શું ઉપયોગ કરવા ધારોછો ?"

"સાંભળો, મારા લૉર્ડ," એમ બોલી લુઇસે પોતે અતિ દુષ્ટ અને ઘોરકર્મ કરવાની એક યોજના, જે તેણે પોતાનાં પાપી કળકુપ ભેજાંમાં ગોખી રાખી હતી, તે ડીમેટ્રિયસને વિગતવારે કેહેવા માંડી.

ડીમેટ્રિયસે તે ઘણુંજ ધ્યાંનથી સાંભળી. એક ઘડીભર તેનાં દેલમાં સારી લાગણીએ ઘર કર્યું; પણ પાછી બીજી પળે ઝિલ્લાહનો અતિ ખુબસુરત ચેહેરો તેની નઝરસાંમે આવી ઉભો; તે પોતાનો સારો ખવાસ ભુલી ગયો, અને તે ચંડાળ ઑસ્ટ્રિયને જે યોજના રચી હતી, તેને વશ થયો.





# પ્રકરણ ૩૧ મું.

## કારાકાલ.

જાણે અણધાર્યો બોલતો હોય, તેમ બીજે દિને ડીમેટ્રિયસે નાસ્તાની "ટેબલ"ઉપર વાત છેડી, કે તે તેના નોકર લુઇસને કેટલીક વસ્તુઓ, જે શર્ડોવાનનાં ગરીબ ગામમાં મળી શકતી નહતી, તે ક્રાર્જોવાખાતેથી ખરીદી લાવવામાટે મોકલનારછે; માટે જો તેનાં કુટુંબ-માંથી કોઇએ કાંઇ કામ તેને સોંપવું હોય, તો બીલાશક ફર્માવવું. સઘળાંઓએ ના પાડી, કે તેઓને કાંઇ સોંપવું નથી; એઉપરથી તેજ દહાડે બપોરના લુઇસ ઉમરાવના એક ઘોડા-ઉપર સવાર થઇ ત્યાંથી નિકળી આવ્યો. ત્રીજે દિને સાંજે તે પાછો ફર્યો; તે ક્રાર્જોવા નહીં, પણ બીજેજ ઠેકાણે પોતાની ધારેલી યોજનાનાંસંબંધમાં જઇ શરૂઆતનો બંદોબસ્ત કરી આવ્યો હતો, અને તેબાબે કાંઇ કશો શકવટીક કોઇને ઉપજયો નહીં; ફક્ત તેનો શેઠજ તે કયાં ગયો હતો, તેથી પુર વાકેફ હતો.

લુઇસનાં પાછા ફરવાને બીજે દિને બપોરને વખતે કાસેદનાજેવા દેખાવનો એક શખ્સ ઘોડેસવાર થયેલો, તે ઉમરાવના મેહેલઆગળ આવી પહોંચ્યો. તે બાનુ ઝિલ્લાહને નામનું એક કાગળ લાવ્યો હતો; અને તેણે જણાવ્યું, કે તે કાગળ લાવવામાટે તેને બુશારેસ્ટથી ખાસ રવાના કર્યામાં આવ્યો હતો. ઝિલ્લાહે તે કાગળ લીધું, અને ટવારિકના દસ્તખતો તરત ઓળખ્યા; તે વાંચવામાટે અધિરાઇથી ઉતાવળે પોતાના ઓરડામાં દોડી ગઇ. તે કાગળમાં એવી મતલબનું લખેલું હતું, કે ટવારિક ડૉન્યુબ નદીઉપરનાં એક ગામમાંથી તરતનોજ બુશારેસ્ટખાતે આવી પહોંચ્યો હતો; અને તે મથકે તેને પોતાના કામનેસર ત્રણ અઠવાડિયાંઓતુલિક રોકાવાની ફર્ઝ પડશે. વળી તે કાગળમાં જણાવ્યામાં આવ્યું હતું, કે નામદાર ઓમર પાશાની બાયડી લેડી અઇશા પણ બુશારેસ્ટખાતે પોતાનાં પ્રખ્યાત ખાવંદસાથે આવી રહેલાં હતાં, કે જેવણ ઝિલ્લાહને ભેટવાને ઘણાંજ આતુર હતાં. ઘણી પ્યારભરેલી ભાષામાં આ કાગળ લખેલો હતો, કે જેવી ભાષા પ્યારમાં ગરક થયેલો એક આશકજ ફક્ત પોતાની માશુકને લખી શકે. તેમાં ઝિલ્લાહને વળી અર્ઝ કર્યામાં આવી હતી, કે હવે તેણીના ખરા વાહાલા અને વફાદાર આશકને પોતાનો હાથ બખ્શવામાં વધારે ઢીલ કરવી નહીં—પણ તરતજ બુશારેસ્ટ આવવામાટે નિકળી પડવું. આ કાગળમાં વધુ જણાવ્યામાં આવ્યું હતું, કે દેશમાં સઘળે ઠેકાણે હવે ટર્કોની હાઝેરી હોવાથી રસ્તામાં કોઇરીતે બ્હીવાજેવું નથી; કૉન્સટૅન્ટિનોપ્લથી બુશારેસ્ટસુધી આવતાં જે લાંબી મુસાફેરીની હાડમારી બાનુ અઇશાને ખમવી પડી હતી, તેથી તેવણની તબિયત હાલમાં ઠીક નહતી, નહીંતો તેવણ પોતેજ ઝિલ્લાહને લઇ જવામાટે એક લાયક રેસાલાસાથે શર્ડોવાન આવનાર હતાં. વળી આ કાગળને છેડે એવો પણ એશારો કર્યામાં આવ્યો હતો, કે ટવારિકની પુર ખાતેરી હતી, કે ઝિલ્લાહ તેની અર્ઝ કબુલ કરી તરત બુશારેસ્ટ આવવા નિકળી પડશે, કે જયાં તે હાલમાં તેઓની શાદીની તમામ તૈયારીઓ કરવામાં રોકાયોછે, અને જે શાદીમાં

ખુદ ઓમર પાશા અને તેવણના મ્હેરદાર લેડી અઇશા મોટા ઉમંગથી ભાગ લઇ, તેઓને મોટું માન આપનારછે. આપણે જણાવવાને ભુલવું જોઇતું નથી, કે આ કાગળમાં ટવારિકનાં મા તથા બાપમાંટે પણ ઇશારો કર્યામાં આવ્યો હતો, કે તેઓ પોતાના બેટાની થનાર મ્હેરદારને મળવાને તથા વધાવી લેવાને ઘણાંજ એન્તેઝાર થઇ રહ્યાંછે.

આ કાગળ વાંચવાથી ઝિલ્લાહ ઘણીજ ખુશ થઇ ગઇ નહતી, એમ જો આપણે કહે, તો તે બીચારી નિર્દોષ બાનુને મોટો ગેરઇન્સાફ કીધેલો ગણાય. તેણી ખરેખર ખુશ થઇ ગઇ હતી, અને વાંચવાપછી જ્યારે તેણીનું દેલ જરા શાંત થયું, કે પછી આ ખુશ વધામણી પોતાની સહીઓને જણાવવામાંટે તેણી તરત તેઓઆગળ દોડી ગઇ. તેઓએ આ ખુશ ખબર સાંભળી, તેણીને ઘણી મુબારકબાદી ઇચ્છી; અને તેણીના ઉપયોગમાંટે ભલા ઉમરાવે પોતાની મુસાફેરીની ગાડી આપવાની માંગણી કીધી, કે જે ઘણા ઉપકારસાથે ઝિલ્લાહે કબુલ રાખી; તેણી બુશારેસ્ટ જવાને હવે બાહુ અધિરી પડી ગઇ હતી, અને તેમ થાય એમાં કશી નવાઇ નહતી—છતાં તેજ વખ્તે તેણીએ ઉમરાવને અને તેનાં કુટુંબને તેઓથી છુટાં પડતાં, જે દુઃખ થતું હતું, તે ખુલ્લું જણાવ્યું. આ વેળા ડીમેટ્રિયસ પણ ત્યાં હાઝેર હતો, તેણે પણ ખોટાં ડોળથી એક ભાઇતરીકે ઝિલ્લાહને મુબારકબાદી ઇચ્છી, અને તેણીનીસાથે જવામાંટે નોકરચાકરોને તથા ગાડીઘોડાઓને તૈયાર કરવાનાં કામમાં રોકાયો. જે કાસેદ તે કાગળ લાવ્યો હતો, તેને ઝિલ્લાહે સારી બખ્શેશ આપી, અને પોતે તરત બુશારેસ્ટ આવવા નિકળી પડેછે, એવી મતલબનો પાછો એક જવાબ ટવારિકઉપર લખી, તે કાસેદને આપી ઉતાવળે પાછો ફરવાને તેને જણાવ્યું.

બપોરના છેક ત્રણ વાગ્તે ઝિલ્લાહની ઉઠાંગરીની તૈયારીઓ પુરી થઇ. તે ઉમરાવની અસલ ઢપની મુસાફેરીની ચારઠ, કે જેમાં સુંવાળા બાલના ચાર ઘોડાઓ જોતરેલા હતા, તે તૈયાર થઇ આવી ઉભી. આ ઘોડાઓનીઉપર બે હાંકનારાઓ સવાર થયેલા હતા; ઉમરાવની નોકરીમાંહેલા એક બુઢા ખેદમતગારને અને એક દાસીને પણ બાનુ ઝિલ્લાહનીસાથે તેણીની ખેદમતમાં બુશારેસ્ટસુધી તેણીને પહોંચાડી આવવામાંટે આપ્યામાં આવ્યાં હતાં. આખરે છુટાં પડવાનો વખ્ત આવી લાગ્યો. આ ઉદાર દેલનાં બુઝુર્ગ ઉમરાવતરફથી, અને તેનાં માયાળુ કુટુંબતરફથી ઝિલ્લાહને જે સગવડ, સુખ, અને માયાથી રાખ્યામાં આવી હતી, તેમાંટે આ નમકહલાલ અને અમીરી ખવાસની ટર્કિશ બાનુએ રડતી આંખોસાથે તેઓનો ભારે ઉપકાર માન્યો. તેઓએ પણ તેણી ઘણી સુખી ઝેંદગી ગુજારે એવા આશિષ દીધા; કુટુંબની બાનુઓએ તેણીને ખરાં હેતથી કોટીઓ કીધી—તે બુઢા ઉમરાવે તેણીના કપાળઉપર એક બાપનાજેવી મમતાથી બચ્ચી લીધી—અને ડીમેટ્રિયસ બારતીએ તેણીનો હાથ ચુંમ્યો, અને પછી ઘણીજ સભ્યતાસાથે તેણીને ગાડીમાં ચઢી બેસવામાં મદદ કીધી.

સવારી આખરે ત્યાંથી હંકારી ગઇ; અને પેહેલાંતો થોડોક વખ્તસુધી બીચારી ઝિલ્લાહ ગડગડ આંસુઓ પાડી ગાડીમાં રડવા લાગી; જે માયાળુ મિત્રોને તેણી પછવાડે મુકી આવી હતી, તેઓવિષે વિચાર કરતાં તેણીની છાતી ભરાઈ આવતી હતી. પણ જ્યારે તેણીને વિચાર આવ્યો, કે તેણી બીજા માયાળુ કુટુંબમાં હવે જાયછે, ત્યારે તે વિચારથી તેણીનું મ્હોંડું પાછું લગાર હસતું થયું. વળી તેણી શું પોતાના વાહાલા ટવારિકને ભેટવા

ન જતી હતી? શું તેણીની શાદીની તૈયારીઓ ચાલી રહી નહતી? હા, તેમજ હતું, અને તે વિચારોથી પણ શું તેણીને ખુશહાલી પૈદા ન થાય? જેમ શર્ડાવાનખાતે છોડી આવેલાં દોસ્તોથી છુટાં પડવામાટે દેલગીરીથી તેણીની આંખોમાંથી આંસુઓ વરસતાં હતાં, તેમજ બુશારેસ્ટખાતે ભેટનાર મિત્રોમાટે ખુશહાલીથી પણ તેણી આંસુઓ વરસાવતી હતી. જાણે ઍપ્રિલ માસના સૂર્યના તડકામાં વરસાદનું ઝાપટું વરસતું હતું.

આપણે આગળ જણાવ્યું છે, તેમ જ્યારે ઝિલ્લાહ મુસાફેરીનેમાટે નિકળી, ત્યારે બપોરના ત્રણ વાગેલા હતા. કારાકાલનું ન્હાનું ગામ આસરે ત્રીસ "માઈલો"ને છેટે હતું; અને એજ જગ્યાએ તેણીએ રાતના મુકામ કરવાનો વિચાર રાખ્યો હતો,—તેણીએ ગણત્રી કીધી હતી, કે જો સવારના પેહેરમાં તેઓ પોતાની મુસાફેરી પાછી શરૂ કરશે, તો તેજ દહાડે સાંજસુધીમાં તો તેઓ બુશારેસ્ટ પુગી જશે. એ વખ્તે ઘોડાનો ટપ્પાઓ બદલવામાં આવ્યા,—ફક્ત પેહેલાંજ ટપ્પાસુધી ઉમરાવના ઘોડાઓ અને તેના હાંકનારાઓ આવ્યા હતા; અને હવે ઝિલ્લાહ જોકે ભાડેના ડાકઘોડાના ટપ્પાઓથી આગળ મુસાફેરી કરતી હતી, તોયે ગાડી તો હજી તે બુઢા ઉમરાવનીજ હતી; ફક્ત તેના ઘોડાઓ અને હાંકનારાઓજ બદલ્યા કરવામાં આવતા હતા. આ ગાડી જુની અને ભારી હતી, અને તેથી તે ધીમે ચાલનારી અસલી ઢપની હતી, તોયે મોટી કુસાદે હતી. તે બુઢો ખિદમતગાર અને દાસી ગાડીની બહાર બેઠેલાં હતાં: હવે અંધારૂં થવા માંડતું હતું—કારણકે અક્ટોબર માસ પુરો થવા આવ્યો હતો: તોયે હવા ખુશનોમા અને ઠંડી હતી: આપણે, હવે જણાવવું જોઈએ, કે જે દિને બાલાકલાવાની ભારે મોટી યાદગાર લડાઇ ક્રિમીયાખાતે થઇ હતી, તેજ દિને તે ઉમરાવના મેહેલમાંથી ઝિલ્લાહ મુસાફેરીએ નિકળી હતી.

આખો રેસાલો હવે કારાકાલનાં ગામથી ફક્ત બે "માઇલો"ને છેટે આવી પુગ્યો—સાંજનું અંધારૂં વધતું જતું હતું—અને ઝિલ્લાહ તે સગવડભરેલી ચારકનાં એક ખુણામાં અઢેલાઇને પોતાના વિચારોમાં મશગુલ પડી હતી,—આ વેળા કેટલાક ઘોડાઓનાં પગલાં સાંભળી તેણી એકાએક ચોંકી ઉઠી—જેવાં તેઓ ગાડીની લગભગ પાસે આવ્યાં, કે પગલાંનો આવાઝ સંભળાતો બંધ પડ્યો. તેનેબદલે હાંકનારાઓના પોકારો અને બહાર બેઠેલાં બે નોકરોના કાલાવાલાના સાદો તેણીને કાને પડ્યા. આ આવી પહોંચેલા સવારોમાંનો એક તરત ઘોડાઉપરથી કુદી પડ્યો, અને ગાડીનું બારણું જલદીથી ઉઘાડી ઝિલ્લાહને બહાર આવવાનો હુકમ કર્યો. પણ તેણી એવીતો હયેબતાઇ ગઇ હતી—કારણકે તેણી એમ ધારતી હતી, કે ફરી પાછી તેણી રશિયનોને હાથ પકડાઇ હતી—કે તેણી દેલગીરીનો ધીમો સાદ કાહાડી બેભાન થઈ ગઈ.

ત્યાં સઘળામળી ચાર ઘોડેસવારો હતા: તેઓમાંના બે જણા હાંકનારાઓઉપર ચોકાસી રાખતા હતા—ત્રીજો તે ખેદમતગાર અને દાસી મુંગાં બેસી રેહે, એવી મતલબથી તેઓતરફ "પીસ્ટોલ" ટાંકી ઉભો હતો—અને ચોથો, કે જે પ્રથમ ઘોડાઉપરથી કુદી નિચ્ચે ઉતરી પડ્યો હતો, તેણે ગાડીનું બારણું ખોલ્યું હતું. તે સઘળાઓએ પોતાના ચેહેરા કાળા રેશમી મુખવટાથી છુપાવ્યા હતા: અને એકસેવાય બીજા ત્રણે સવારોનાં કપડાં વાલાશિયન ગરીબ ખેડુતો પેહેરેછે, તેવાં હલકી કેસમનાં હતાં. ચોથો શખ્સ, કે જેણે ઉંચી કેસમનાં



( ચિત્ર ૧૨ મું ) " અને તેજ ઘડિએ એક વિકાળ દેખાવના રશિયનતરફ પોતાની ' પીસ્ટોલ ' છોડી. " ( પાનું ૨૧૪ મું. )

લુગડાં પેહેરેલાં હતાં, તેણે પોતાનું આખું શરીર ઢંકાયએવો મોટો જાડો ઝભ્ભો પણ પેહેરેલો હતો; તો જોકે તેણે પણ બીજાઓનીપેઠે પોતાનો ચેહેરો મુખવટાથી છુપાવેલો હતો.

એજ શખ્સે ગાડીનું બારણું ખોલ્યું હતું; તેણે પોતાથી બની શકેએવા ખોખરા અને સાંભળવા નહીં ગમેએવા ખોટા આવાઝે ઝિલ્લાહને ગાડીમાંથી બહાર ઉતરવાને હુકમ ફરમાવ્યો હતો. પણ તેણી ક્યાં તેનું બોલવું સાંભળતી હતી?—કારણકે તેણી તો ગાડીમાંજ બેશુદ્ધ થઈ ગઈ હતી: જો આ સવારનેબદલે પોતાના કોઈ ઘણાજ નઝદીકના અને અતિ વાહાલા ખેશીને બોલતો સાંભળતે, તોપણ તે બુઢો ખેદમતગાર કે દાસી તેનો આવાઝ પારખી શકતે નહીં, એટલાં તે બીચારાંઓ ગભરાઈ ગયાં હતાં.

પછી જે બન્યું, તે ફક્ત થોડી "મિનીટો"નું કામ હતું. તે ઝભ્ભાવાળા લુચ્છાએ તે બેશુદ્ધ પડેલી ટર્કિશ બાનુનાં શરીરનીઆસપાસ પોતાના હાથો વિંટાળીને તેણીને ગાડીમાંથી બહાર ખેંચી કાહાડી; તરત પોતાના ઘોડાઉપર પાછો સવાર થયો, અને તેણીને એક હાથે કમરમાંથી પકડી રાખીને ત્યાંથી પોતાનો ઘોડો દપટાવી ગયો—તેનીપાછળ તેના ત્રણે લુચ્છા સાથીઓ પણ નિકળી ચાલ્યા,—અને જે બન્યું હતું, તેથી ગાફેલ થઈ ગયેલા ઘોડાવાળાઓ, ખેદમતગાર, અને દાસી ધાસ્તીનેમારે બેહબાકળાં બની જઈ ત્યાંજ રહી ગયાં.

હવે આપણે આ તબક્કે વાંચનારને વાકેફ કરવાં જોઇએ, કે જોરઝુલ્મથી ખુબસુરત ઝિલ્લાહને હરણ કરી જનાર ઝભ્ભાવાળો શખ્સ કોઈજ નહીં, પણ ડીમેટ્રિયસ બારની હતો; અને તેના ત્રણ સાથીઓમાં એક તેનો ફ્રેંચમૅન નોકર જસમિન, બીજો ઑસ્ટ્રિયન નોકર લુઇસ, અને ત્રીજો તેજ ખોટો કાસેદ હતો, કે જે ઝિલ્લાહનેમાટે કાગઝ લાવ્યો હતો, પણ જેને એજ લુચ્છા લુઇસે કારાકાલખાતે તે ખોટી સહીવાળું કાગઝ ઉમરાવને ઘર પહોંચાડવામાટે ભાડે રાખ્યો હતો.

આ ચારે જણા પછી જ્યાં ગાડી પકડવામાં આવી હતી, તેની પાસેજ આવેલી એક સાંકડી સેરીમાં વળી ગયા, અને આસરે બે "માઇલ" દુર આવેલાં એક ન્હાનાં ગામડાંતરફ પોતાનો રસ્તો લીધો. થોડીજ "મિનીટો"માં તેઓ ત્યાં આવી પહોંચ્યા; કારણ ઘોડાઓને ઘણી ઝડપથી દોડાવ્યામાં આવ્યા હતા. આ ટોળી એક ન્હાનાં દેવલના દરવાઝાઆગળ આવી થોભી—કે જે તે ગામડાંની જમણી બાજુએ આસરે સો વારને છેટે આવેલું હતું.

તે દેવલનો દરવાઝો અર્ધો ઉઘાડેલો હતો તેમાંથી, તથા તેની બારીઓમાંથી અંદર મુકેલી એક બતીની ઝાંખી રોશની બહારથી દેખાતી હતી: તેનાં યજ્ઞકુંડઆગળ ધર્મગુરૂનો પુશાક પેહેરીને ગ્રીક દેવલનેલગતો એક પાદરી તૈયાર ઉભેલો હતો;—કારાકાલની પડોશમાં આ સર્વે તૈયારીઓ ફ્રાન્જોવા જવાનેમસે આવીને પેલા ઑસ્ટ્રિયન ખેદમતગારે કરી રાખી હતી. અત્રે જણાવવું જોઇએ, કે ગ્રીક દેવલોનેલગતા વાલાશિયાનાં ગામડાંઓના પાદરીઓ ઘણાજ ઉતરતે વાંધેના પુરૂષો હતા—અજ્ઞાન અને આળસુ—પૈસાના અતિ લોભી—દુરાગ્રહી અને અદેખા—અતિયંત મુફલેસ—અને પૈસાનેમાટે ગમેએવું પણ હલકું કામ બજાવવાને તેઓ તૈયાર થતા હતા.

જ્યારે આ ટોળી છેક દેવલના દરવાઝાઆગળ આવી પુગી, કે તેઓએ પોતાના ઘોડાઓને થોભાવ્યા, અને તેજ વખ્તે ઝિલ્લાહ પણ પાછી શુદ્ધિમાં આવી ... ...

ટ્રિયસ પોતાના ઘોડાઉપરથી પોતાના હાથમાં હજી તેણીને પકડી રાખીને ધીમેથી ઉતર્યો, અને પોતાનાં મ્હોંઉપરનો મુખવટો ખેંચી કાહાડ્યો; અને પછી પોતાનાં ખરા સાદે કહ્યું, "ઝિલ્લાહ, મને મુઆફ કરજે—વાહાલી ઝિલ્લાહ, હું તારેથી દરગુઝર ચાહુંછું! આવું કામ કરવાને મને તારીતરફના પ્યારે ઉસ્કેર્યોછે!"

એક ભયંકાર ચીસ પાડી ઝોર કરી તે ટર્કિશ બાનુ તેના હાથમાંથી છુટી ગઇ: પણ તે જે ગુસ્સાના શબ્દો બોલવા જતી હતી, તે ધાસ્તીનેમારે તેના મ્હોંમાંથી નિકળી શક્યા નહીં.

**ડીમેટ્રિયસ**—"ઝિલ્લાહ, મારા પ્યાર, હું તુંને ચાહુંછું—હું તારીઉપર દીવાનો થઇ ગયોછું! આ દુનિયામાં ગમે તે થશે, તોયે હવે હું તુંને મારી બાયડી કરવાવિના રેહેનાર નથી; અને બનાવ એવો બન્યોછે, કે તુંને મારી મર્ઝીને તાબે થવાવગર બીજો છુટક નથી. તુંને જે કાગઝ મળ્યો હતો, તે તો ખોટો ઉભો કીધેલો હતો: જ્યારે ટવારિક જાણશે, કે તું તો કોઇ બીજાજ શખ્સની બાયડી થઇછે——"

હજીતો તે પોતાનું બોલવું પુરું કરે, તેટલાંતો ઝિલ્લાહની ઝબાન ઉપડી, અને તેણી મોટે સાદે પોકારી ઉઠી, "લુચ્ચા! દગલબાઝ! ઓ એન્સાફી અલ્લાહ! હવે મારું શું થશે?" એમ બોલતાંજ તેણીને ચક્કરો આવવા લાગ્યા, અને જો ડીમેટ્રિયસે તેણીને પોતાના હાથમાં ઝાળી લીધી નહતે, તો ખચિત તેણી ઝમીનઉપર પટકાઇ પડતે.

પછી તરતજ તે તેણીને પોતાના હાથોમાં ઉંચકીને દેવલના અંદરના ભાગમાં લઇ ગયો—આ સઘળો વખ્ત ઝિલ્લાહ મોટેથી ચીસો પાડતી હતી: તેણીએ છુટવાનેમાટે ગમે-એટલી કોશેશ કીધી—હાથેપગે અફાળીઝીકી નાખ્યા—તોયે આ વખ્તે ડીમેટ્રિયસનાં અંગમાં એક દૈત્યનાંજેવું ઝોર આવેલું હતું—અને તેથી કરીને તે આ કમનસીબ બાનુને છેક યજ્ઞ-કુંડનાં પગથિયાંસુધી લઈ આવ્યો. પેલો ઑસ્ટ્રિયન ખેદમતગાર, લુઈસ તો ઘોડાઓની સંભાળ લેવામાટે બહારજ ઉભો રહ્યો: પણ ફ્રેંચ નોકર જૅસમિન અને પેલો વેષધારી કાસેદ પોતાના શેઠની પુઠે દેવલમાં દાખેલ થયા,—અને પછી તેઓએ તે દેવલનો દરવાઝો અંદરથી બંધ કરી દીધો.

હજીતો દરવાઝો બંધ કરવાનો ખખડાટ બહાર ઉભેલા લુઇસના કાનઉપર પડ્યો નહીં, તેટલાં તેનાં સાંભળવામાં કોઇ બીજો આવાઝ આવ્યો,—જાણે તે સાંકડી ગલીમાં ઝોરથી ઘોડાઓ દોડતા આવતા હોય, એવો તે આવાઝ હતો.

તે પોતાના મનથી બોલ્યો, "આ–આ–લો, હવે બની ચુક્યું!" એમ બોલીને તે પછી સૌથી નઝદીક ઉભેલા ઘોડાઉપર ચઢી બેસી, ત્યાંથી પોબારા માપી ગયો.

આ નાઠેલા લુઇસે તે ગામડું પસાર કર્યું; અને હજી આગળ પોતાના ઘોડાને દોડાવ્યોજ ગયો; તે ક્યાં નાસતો હતો, તેની પણ તેણે કશી પરવા કીધી નહીં. પણ જ્યારે તેણે જાણ્યું, કે તેનીપછવાડે કોઇ લાગ્યું નથી, ત્યારે થોડી "મિનીટો"પછી તેણે પોતાના ઘોડાને થોભાવ્યો. તે હમણાં કોઇ મકાનનીપાસે આવી લાગ્યો હતો, કે જે અંધારામાં તેને ઝાખું નઝરે પડ્યું; થોડીક પળો વિચાર કર્યાથી તેણે ધાર્યું, કે આ કારાકાલનું ગામ હશે.

તે મનમાં વિચાર કરવા લાગ્યો, કે જો આજની રાત હું અહીંજ કોઈ જગ્યાએ તોડી પાડું, તો કેમ? ઘોડાવાળાઓ તો કાંઇ મને ઓળખી શકવાના નથી—ખુદા ઉમરાનુ

વના નોકરોને પણ ખબર નથી, કે હું પણ તે ટોળીમાંનોજ એક હતો—અને કવખતે જે ઘોડેસવારો આવી પુગ્યાછે, તેઓ પણ મારેથી અજાણ્યાછે. આ ખટપટનો શું નિવેડો આવેછે, તે મારે જાણવો તો જોઇએ. તેઓ ગમે તે શખ્સો હોય, પણ કોણ જાણે, કદાચ લૉર્ડ ડીમેટ્રિયસ તેઓને લાંચ આપી તેઓનાં મ્હોં બંધ કરશે. અને વળી હજી મને મારૂં એનામ મળવાનુંછે, તેતો જુદું !—મારાજેવો એક નોકર, કે જેને ગમેએવું નઠારૂં કામ સોંપવામાં આવે, તો શું થયું, તેને આવા શેઠજેવો એક બિલ્કુ ક્યાં મળવાનો હતો ? આખરે, એક તવાંગર અને વગવસિલાવાળો ઉમરાવઝાદો આ આપદામાંથી છટકી તો જવાનોજ—જો આપદાજેવું કાંઈ આવી બનશે તો. ગમે તે થાય, પણ તેણે મને તો બંચાવવોજ પડવાનો. હા, આ બધી પીડાનો શું નિવેડો આવેછે, તે જાણવામાટે હું ફારાકાલમાંજ રહીશ ! શું બન્યુંછે, તેનો ગપાટો બે કલાકમાં તો ઝરૂર મારે કાને પડશે.''

આપ્રમાણે પોતાનાં મનમાં બધી વાતનો ફડચો કરીને તે ઑસ્ટ્રિયન નોકર તે ગામમાં આવ્યો, અને ત્યાંની અસલવારેની જે એકજ ધર્મશાળા હતી, ત્યાં ઉતર્યો. પોતાના દગલબાઝ, પાપી કામનો બંદોબસ્ત કરવામાંટે એકુબે દહાડાઆગમચ જ્યારે તે આ ગામમાં આવ્યો હતો, ત્યારે પણ એજ "હૉટેલ"માં તેણે ઉતારો લીધો હતો. એક ઘોડાવાળાએ આવી તેના ઘોડાને પોતાનેહસતક લીધો, અને તે પછી દારૂ વેચવાના ઓરડામાં દાખેલ થયો. ત્યાં તેણે જોયું, કે કોઇપણ હાઝેર નહતું; માટે ખાણું લાવવાનો હુકમ કરી, ત્યાં તે બેઠો. અગરજો પોતાનાજ વિચારમાં તેનું ધ્યાન રોકાયલું નહતે, તો તે ઝરૂર જોતે, કે જે ઔરત નોકર તેની સેવામાં હાઝેર થઈ હતી. તેણીના ચેહેરાઉપર લગાર અજાયબજેવી છાપ પંથરાઈ રેહેલી હતી,—તેમાં કાંઇ છુપા ભેદસાથે ઘણી ખંદાઇ ભેળાયલી હતી—જાણે તેણી એવું જણાવવા માંગતી હોય, કે તેણી એક ઘણી જાણવાજોગ પણ છુપી વાતથી માહિતગારછે. પણ આ બદસુરત ઑસ્ટ્રિયન પોતે જે ખટપટમાંથી છટકી આવ્યો હતો, તેનાજ ઉંડા વિચારમાં તે હતો, એટલે તેણે તેણીના એવા ચેહેરાછતાં કશું પણ વધુ ન પુછતાં, પોતામાટે આવેલો "વાઇન" "ટેબ્લ"ઉપર મુકીને તેણીને તે ઓરડામાંથી જવા તોછડાઇથી ફર્માવ્યું.

આમુજબે એક કલાક વહી ગયો ; અને તે ઓરડામાં કોઇ પણ બીજું દાખેલ થયું નહીં. પણ લુઇસે કેટલાંક આવતાંજતાં લોકોનાં પગલાં સાંભળ્યાં—દાદરોઉપર લોકો ચઢતાં-ઉતરતાં જણાયાં—અને જ્યાં પોતે બેઠેલો હતો, તે ઓરડાનીઉપરના ઓરડાઓમાં લોકોને ચાલતાંહાલતાં સાંભળ્યાં: ધર્મશાળામાં થતી આ ગડબડસડબડ અને ધમચક્રીથી તેણે ધાર્યું, કે ત્યાં ઘણાંક લોકો આવી ઉતરેલાં હોવાં જોઇએ. આ જોઇ તેણે પોતાનેમાટે એક બિછાણાંની જોગવાઈ કરવાનો આખરે વિચાર યાદ આવ્યો.

તેણે ઘંટ વગાડ્યો, અને પેલીજ નોકર છોકરી આવી; હજી તે પોતાનાજ વિચારમાં ગુંથાયલો હોવાથી તેણીનાં મ્હોંઉપરની અજાયબજેવી છાપની તેણે કાંઇ દરકાર કીધી નહીં. તેને આવો બીદરકાર જોઇ, તે છોડીનો "કાંદો બિહયો," અને તેણી મનમાંજ બોલી, "મને જો સોનાના સેકાઓથીભરેલી એક કેલી પણ હવે આપે, તોબી હું હવે એને તે છુપી વાત કેહેવાની નથી !"

લુઇસ—"આજ રાત્રે હ્યાં સુવામાંટે મને એક બિછાણાંની જોગવાઇ થશે?"

સ્ત્રી નૌકર—(લગાર તોછડાઇથી) "કાતરિયાંપર મળશે, બીજે તો કેયે નહીં."

આ વખ્તે દુરથી આવતા ઘોડાઓનાં પગલાં સંભળાયાં; લુઇસે જોયું, કે દેવલમાં થયેલા ઘોંટાળાથી તે માહિતગાર થાય, તેટલાં થોડા વખ્તસુધી તે કોઈરીતે સલામત રેહે, તો સારૂં, એવા વિચારથી તેણે તે છોડીને કહ્યું; "ઠીકછે, ત્યારે ઉતાવળ કરો, ને મને તે કાતરિયાંઉપર જવાનો રસ્તો બતલાવો."

"તમોને રસ્તો તો ખબરછે," તે છોડીએ અપમાનભરેલી ઢપે કહ્યું, કારણકે હવે તેણીને લુઇસતરફ ધિક્કાર છુટતો હતો. "ગઈ પરમની રાત્રે તમે હ્યાં આવ્યા, ત્યારે જે ઓરડામાં સુતા હતા, તે ઓરડાની બરાબર માથે તે કાતરિયુંછે."

આ વેળા ઘોડેસવારો ધર્મશાળાના દરવાજાઆગળ આવી પહોંચ્યા હતા; તે જોઇ લુઇસે કાતરિયાંઉપર પોતાના સુવાના ઓરડાતરફ તરત ચાલવા માંડ્યું—અને પેલી છોડી તો ત્યાંજ ઉભી રહી, તેની ઘાતકી ચાલમાંટે ઠપકારૂપી બાણો મનમાંને મનમાં તેનીતરફ ફેંકવા લાગી; તેણીને લુઇસે કોઈ પ્રકારના સવાલો ન કરવાથી, તેણીને ભારે અપમાન થયું હતું. તેણી પેટમાંની વાત ખાલી કરવા ચાહાતી હતી, પણ લુઇસે, તો તેને ઝાઝું કોઠું ન આપ્યું, તેથી તેણીનાં દેલમાં ઘણું માઠું લાગ્યું હતું. આખર કરે પણ ઔરત!

તે ઑસ્ટ્રિયન ખેદમતગાર કાતરિયાંઉપરના ઓરડામાં ગયો, અને તેનું બારણું અંદરથી બંધ કીધું. તે ઓરડો એવીરીતે આવેલો હતો, કે ઘરમાં શું થાયછે, તેની તેને જરા પણ ખબર ન પડે. તે મનમાં ધારવા લાગ્યો, કે તેણે શેકટમાં "લપ્પાં લીધાં હતાં"—જરા વધારે હેમત પકડીને પાછો દારૂવાળા ઓરડામાં જવાનો તેણે કસ્દ કાધો—કે જોઇએ તે જે ખબરો મેળવવાને એન્તેઝાર હતો, તેમાંની કોઇ તેને ત્યાં મળેછે. આપ્રમાણે થોડીક "મિનીટો"સુધી વિચાર કરી, લુઇસે બારણું ઉંઘાડયું, અને બહાર ડોકું કાહાડીને સાંભળવા લાગ્યો. પણ સર્વે ચુપ હતું: તે જોઇ દાદરઉપરથી નિચ્ચે ઉતર્યો.

તે આ ન્હાનાં "હૉટેલ"નાં પેહેલા મજલાઉપર હવે આવ્યો: ત્યાંના એક ઓરડાનું બારણું રહેજ ઉંઘાડું હતું, અને ત્યાં બળતી એક બતીનું અજવાળું તેમાંથી બહાર પડતું હતું. ફરીથી ત્યાં ઉભા રહીને લુઇસે કાન કીધા. તે ઓરડામાં કોઈ ભરઉંઘમાં પડેલું હતું, અને તેનો ઘોરવાનો ઉંડો આવાઝ બહાર સ્પષ્ટ સંભળાતો હતો. તે કોણ હતું, તે જાણવાને આ ઑસ્ટ્રિયનને ભારે ચટાપટી થઇ, અને તેથી તેણે માંહે ડોકું ખોસ્યું. હા—એક જણ—ટર્કિશ અમલદારનો સાદો લેબાશ પેહેરીને ત્યાં ગાદીવાળા "કોચ"ઉપર સુતેલો હતો.

પણ જ્યારે તે અમલદાર કોઇજ નહીં, પણ ઓમર પાશા પોતેજ હતો, એવું જ્યારે આ પાપી ઑસ્ટ્રિયન હઝુરિયાનાં દિઠાંમાં આવ્યું, ત્યારે તેના કદરૂપાં મ્હોંડાંઉપર જે ધિક્કાર અને વેર પ્રગટી નિકળ્યાં, તે દેખાવનું વર્ણન કેમ કરી શકાય? એકબે ઘડીતો તે જગ્યાએ જાણે જકડાઇજ ગયો: તેની શુદ્ધબુદ્ધ ઉડી ગઈ; તેની મગઝશકિત જડ થઈ ગઈ; તેનાં મનમાંથી દુનિયાઈ તમામ વિચારો ઉડી ગયા; જો તે વેળા આખાં ઘરમાંથી આગના પોકારો ઉઠયા હતે, તો તે પણ તેનાં સાંભળવામાં આવતે નહીં, એવો સુનોબાવરો તે બની ગયો.

પણ તરતજ જે પુશાક તેણે તે સાંજના કરપિણ કામમાટે ધારણ કર્યો હતો, તેની-નિચ્ચે છુપાવેલું એક લાંબું ખંજર તેનાં મિયાનમાંથી તેણે બહાર ખેંચી કાહાડયું: (જુઓ ચિત્ર ૧૪ મું.) તે હાથમાં મઝબુત પકડીને એક ખુની ફટકો તે લગાવવા ધીમે પગલે આગળ વધતો હતો—તેટલાં કોઈએ તેને પછવાડેથી પકડી ધર્યો, અને તેના હાથમાંનું ખંજર ઝુંટાવી લીધું.

આ ખુન કરવાનો એરાદો રાખનાર લુચ્છાએ, અને જેણે તેના ખુની હાથમાંથી હથિયાર ખુંચવી લીધું હતું. તે બંધે જણાએ એકમેકને તરત ઓળખી કાહાડયા. તેઓ બંધે બુશારેસ્ટના હૉસ્પૉડારના મેહેલમાં પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફના ઓરડામાં આગળ એકમેકને મળ્યા હતા. પણ ટવારિક—આ કંગાળ પુરૂષને પકડનાર તેજ હતો—આ શખ્સ કોણછે, તેથી તે ઘડીસુધી બિનવાકેફ હતો.

પણ તે ફકત થોડીજ પળોસુધી તેનેથી અજાણ્યો રહ્યો: કારણકે આ ગડબડથી ઓમર પાશા જાગી ઉઠયો હતો, અને "કોચ"ઉપરથી ઉઠી ઉભો થયો હતો. તેણે ઘણી અજાયબીથી પુછયું, "આ કોણ ? શું ખરેખર, ડેનિયલ લૅમબર્ગ !"





## પ્રકરણ ૩૨ મું.

### ખુની.

વાંચનારે જાણ્યું છે, તેમ જે કાગળથી ભોળવાઇને ઝિલ્લાહે તે ઉમરાવનો મેહેલ છોડ્યો હતો, તે ખોટી સહીસાથનું કાગળ હતું; તે ખોટી બનાવતનો પત્ર ડૅનિયલ લૅમબર્ગે પોતાના શેઠ ડીમેટ્રિયસ બારતીની મંઝુરિયાતથી ઉભો કર્યો હતો. તો જોકે કાગળમાં જેમ ખોટું જણાવ્યું હતું, તેમ ખરેખરરીતે ટવારિકને બુશારેસ્ટ આવવાની ઝરૂર પડી હતીઃ પોતાની ધારેલી મહોરદારને કાગળપત્રથી જાણ કરવાનેબદલે પોતે જાતેજ ઝિલ્લાહને બુશારેસ્ટ લાવવાની તેણે ઓમર પાશાને અર્જ કીધી હતી, અને જે તે સરદારે ખુશીસાથે બક્ષી હતી. તેણે ટવારિકને જવાની ફકત રજાજ આપી નહીં, પણ મર્હુમ ઍડમિરલજેવા મોટા આસામીની બેટીને સાંમા લેવા જવામાંટે પોતે પણ તેનીસાથે તે ઉમરાવના મેહેલમાં જવાનો પોતાનો ઇરાદો ઝાહેર કર્યો. પોતાના કાકાની પોતાતરફ આટલી બધી માયા અને કાળજી જોઇ ટવારિક ઘણો ખુશ થયો; અને તેઉપરથી તેણે શુમલાખાતે પોતાનાં માબાપને પણ આ વાત ઝાહેર કરી, વગર વખ્ત ખોવે બુશારેસ્ટખાતે નિકળી પડવાને એક પત્ર મોકલ્યો; કે જ્યાં તેની શાદી જલ્દીથી થનાર હતી. ઓમર પાશાની મહોરદાર લેડી અઇશા પોતાના ખાવંદને ભેટવામાંટે કૉન્સટૅન્ટિનોપ્લથી નિકળી ચુકી હતી, અને આડ્રિયાનોપ્લસુધી આવી પહોંચી હતી. તેણીનીઉપર સરદારે પણ એક પયેઘામ મોકલાવ્યો હતો, અને તેમાં આ શાદીની શુભ વધાઇના સારા સમાચારો લખી મોકલ્યા હતા.

પોતાનીસાથે ત્રણ એડી-કાંગોને લઇને ઓમર પાશા અને તેનો ભત્રીજો ઘોડેસવાર થઇ બુશારેસ્ટથી નિકળ્યા ; આ એડી-કાંગોમાંના બે સરદારના, અને એક ટવારિકનો હતો. તેઓનીસાથે વળી ટર્કિશ ઘોડેસવાર રીજમીટના ૭ સેપાહો પણ હતાઃ તેઓને સાથે રાખવાનું ઓમરનું કારણ એ હતું, કે તેનાજેવા દરજાનો આસામી જ્યારે ઉમરાવના મેહેલની, તથા પોતાના દેશનેમાંટે જાન આપનાર એક બહાદુર ઍડમિરલની બેટીની મુલાકાતે જાય, ત્યારે સાથે એક ન્હાનોસરખો પણ રેસાલો મુસાફેરીમાં હાઝેર હોવો જોઇએ; વળી સાથે બે હજુરિયાઓ પણ હતા.

આ બાબત લખ્યે છૈયે, તે દિને સાંજના તેઓ કારાકાલખાતે આવી પહોંચ્યા; પણ કમનસીબે ઓમર પાશા એકાએક બીમાર થઇજવાથી, તેજ રાત્રે રાડૅવાન જવાસારૂં મુસાફેરી ચાલુ રાખવાનું તેઓએ દરોસ્ત ધાર્યું નહીં. તોયે તે નામદારને ખબર હતી, કે પોતાની વાહાલી ઝિલ્લાહને ભેટવાને ટવારિક અધિરાઇથી-જળતો હતો; અને તેથી તેણે પોતાના ભત્રીજાને તે ઉમરાવના મેહેલતરફ સવારી કરી જવાને ઘણા ડાહાપણથી આગ્રહ કર્યો. બને એમ જલ્દી ઝિલ્લાહને મળવાને કુદર્તીરીતે તે ગમેએટલો આતુર હોવાછતાં, વાલાશિયાની આવી કંગાળ એક ધર્મશાળામાં પોતાના કાકાને બીમાર છોડી જવાને તેણે સાફ ના પાડી; પણ જેણે છાવણીઓની ભારે અગવડો ખમેલી, જેણે લડાઇમાં સંકટો વેઠેલાં, જેણે ચઢાઇઓઉપર જતી વખ્તે અતિ આપદાઓ ભોગવેલી, તે જરાસરખી બીમારીથી હઠી

જાય, તે વિચારને ઓમર પાશાએ હસી કાહાડયો. તોયે આ ગોઠવણનીસામે જયારે ટવારિક બેએ વાંધા ઉઠાવ્યા, ત્યારે ઓમર પાશાએ બહાનું કાહાડયું, કે તે પોતે ઉમરાવના મેહેલની મુલાકાતે આવનારછે, તેવિષે આગમચથી તે નામદારને ચેતાવ્યાવગર જવું તેનાજેવી પદવીના આદમીને છાજતું નહતું, માટે ટવારિકે પેહેલાં ત્યાં જવું ડાહાપણભર્યું છે.

આઉપરથી પોતાના એડી-કાંગને, બે સેપાહોને, અને પોતાના ખાસ હજુરિયાને લઇને તે આગળથી નિકળી ગયો. રાડૉવાનતરફ તેઓ ઘણા આગળ વધ્યા નહીં, કે રસ્તાનીવચ્ચે એક ગાડી ઉભેલી તેઓએ જોઇ—તેઉપર એક બુઢો નોકર અને એક આબરૂદાર સ્ત્રી મહા સંતાપમાં બેઠેલાં - હતાં—વળી ઘોડાઓઉપર હાંકનારાઓ કાંઇ પણ હાલચાલ કરવાવગર બેઠેલા હતા—જાણે તેઓ સર્વે કાંઈ ભારે ગુંચવણમાં પડયાં હોય, તેમ લાગતું હતું. ટવારિક અને તેનો રેસાલો, ડીમેટ્રિયસ અને તેના ગોઠિયાઓનાં ત્યાંથી જવાપછી તરતજ આવી પુગ્યો હતો. મ્હોં છુપાવીને આવેલા કેટલાક પુરૂષોની એક ટોળી, તેઓસાથની એક જવાન બાઇને ઉઠાવી ગયાછે, એવી કડવી ફર્યાદ કરી, ઉમરાવના નોકરોએ આજીજી કરી આ સવારોની મદદ ચાહી ; પણ પછી તેઓએ ટવારિકને તરત પિછાણ્યો. થોડાજ બોલોમાં શું બન્યું હતું, તેથી તેને વાકેફ કર્યામાં આવ્યો: જે રસ્તે તે હરણ કરનારાઓ નાસી ગયા હતા, તે દેખાડયો ; આ સાંભળી તે અને તેનો ન્હાનો રેસાલો મારતે ઘોડે ત્યાંથી નિકળી ચાલ્યા.

તેઓ ઘણી ઝડપથી તે દેવલઆગળ આવી પહોંચ્યા: ત્યાંથી કોઈ ઘોડાનાં દોડતાં પગલાં તેઓને કાને પડયાં: પણ તે દુર જતાં જણાવાથી, તેઓએ તેનીપુઠે દોડવાનો કશો ખ્યાલ પણ કર્યો નહીં. ઘોડાઉપરથી કુદી પડી, ટવારિકે તે દેવલનો દરવાઝો ઉઘાડવાનો યત્ન કર્યો: પણ તે માંહેથી બંધ કરી અડગડા ચઢાવેલા હોવાથી ઉઘાડી શકાયો નહીં. તેણે પોતાનાં શરીરથી તે ખોલવાને ઝોર કર્યું; પણ તે દેવલની પથ્થરની દીવારો તોડી પાડવાની કોશેશ કરતે, તેવીજ કોશેશ તે બારણું ઉઘાડવામાંટે પણ હતી ! દૈવયોગે તેના રેસાલાએ ત્યાં આગળજ લાકડાંનું એક ઢીમસું પડેલું દિઠું; અને તે લઈ તેઓએ દરવાઝાઉપર ઝોરથી ઠોકવા માંડયું, કે બીજેજ ફટકે તે દરવાઝો ઉઘડી ગયો. ઝિલ્લાહઉપર આવો ભારે બળાત્કાર ગુજારનારાઓ કોણ હતાં, તેથી ટવારિક તદન અજાણ્યો હતો, તે વાંચનારે યાદ રાખવું—કારણકે તેઓ કોણ હતા, તેથી તે ઉમરાવના નોકરો પણ અજાણ્યાં હતાં. ત્યાં ઉભેલા ઘોડાઓઉપરથી ટવારિકે અને તેની સાથવાળાઓએ અનુમાન કર્યું, કે તે લોકો આ દેવલમાંજ ભરાયલા હોવા જોઇએ.

હવે આપણે તે દેવલમાં શું બન્યું, તે જોઈએ. આપણે આગળાં પ્રકરણમાં વાંચી ગયા છૈયે, કે ડીમેટ્રિયસ બારનો ઝિલ્લાહને પોતાના મઝબુત હાથોમાં ઉઠાવી દેવલમાં ઉંચકી ગયો હતો, અને જોકે તેણીએ છુટી થવાને ઘણી ખેંચતાણ કીધી હતી, છતાં આ વખતે તેનાં શરીરમાં એક રાક્ષસનાંજેવું ઝોર આવ્યું હતું. એથી તે કમનસીબ બાનુ અર્ધી દીવાનીજેવી થઈ ગઈ; કારણકે તેણીની ખાતેરી થઈ હતી, કે પોતાનો નીચ ઠરાવ અમલમાં લાવવાનો તેણે નિશ્ચય કર્યો હતો. જૅસમિન અને પેલો ઠગારો કાસેદ તેઓનીપુઠે ગયા હતા, અને ફકત બારણું બંધ કરવાનુંજ કામ તેઓએ બજાવ્યું હતું—કારણકે તેઓને ધીરજ



## પ્રકરણ ૩૨ મું.

### ખુની.

વાંચનારે જાણ્યુંછે, તેમ જે કાગઝથી ભોળવાઇને ઝિલ્લાહે તે ઉમરાવનો મહેલ છોડયો હતો, તે ખોટી સહીસાથનું કાગઝ હતું; તે ખોટી બનાવતનો પત્ર ડૅનિયલ લૅમબર્ગે પોતાના શેઠ ડીમેટ્રિયસ બારનીની મંઝુરિયાતથી ઉભો કર્યો હતો. તો જોકે કાગઝમાં જેમ ખોટું જણાવ્યું હતું, તેમ ખરેખરરીતે ટવારિકને બુશારેસ્ટ આવવાની ઝરૂર પડી હતીઃ પોતાની ધારેલી મહોરદારને કાગઝપત્રથી જાણ કરવાનેબદલે પોતે જાતેજ ઝિલ્લાહને બુશારેસ્ટ લાવવાની તેણે ઓમર પાશાને અર્ઝ કીધી હતી, અને જે તે સરદારે ખુશીસાથે બખ્શી હતી. તેણે ટવારિકને જવાની ફક્ત રઝાજ આપી નહીં, પણ મર્હુમ ઍડમિરલજેવા મોટા આસામીની બેટીને સાંમા લેવા જવામાંટે પોતે પણ તેનીસાથે તે ઉમરાવના મેહેલમાં જવાનો પોતાનો એરાદો ઝાહેર કર્યો. પોતાના કાકાની પોતાતરફ આટલી બધી માયા અને કાળજી જોઇ ટવારિક ઘણો ખુશ થયો; અને તેઉપરથી તેણે શુમલાખાતે પોતાનાં માબાપને પણ આ વાત ઝાહેર કરી, વગર વખ્ત ખોવે બુશારેસ્ટખાતે નિકળી પડવાને એક પત્ર મોકલ્યો; કે જ્યાં તેની શાદી જલ્દીથી થનાર હતી. ઓમર પાશાની મહોરદાર લેડી અઇશા પોતાના ખાવંદને ભેટવામાંટે કૉન્સટૅન્ટિનોપ્લથી નિકળી ચુકી હતી, અને આડ્રિયાનોપ્લસુધી આવી પહોંચી હતી. તેણીનીઉપર સરદારે પણ એક પયેઘામ મોકલાવ્યો હતો, અને તેમાં આ શાદીની શુભ વધાઇના સારા સમાચારો લખી મોકલ્યા હતા.

પોતાનીસાથે ત્રણ એડી-કાંગોને લઇને ઓમર પાશા અને તેનો ભત્રીજો ઘોડેસવાર થઇ બુશારેસ્ટથી નિકળ્યા ; આ એડી-કાંગોમાંના બે સરદારના, અને એક ટવારિકનો હતો. તેઓનીસાથે વળી ટર્કિશ ઘોડેસવાર રીજમીટના છ સેપાહો પણ હતાઃ તેઓને સાથે રાખવાનું ઓમરનું કારણ એ હતું, કે તેનાજેવા દરજાનો આસામી જ્યારે ઉમરાવના મેહેલની, તથા પોતાના દેશનેમાંટે જાન આપનાર એક બહાદુર ઍડમિરલની બેટીની મુલાકાતે જાય, ત્યારે સાથે એક ન્હાનોસરખો પણ રેસાલો મુસાફેરીમાં હાઝેર હોવો જોઇએ; વળી સાથે બે હઝુરિયાઓ પણ હતા.

આ બાબત લખ્યે છૈયે, તે દિને સાંજના તેઓ કારાકાલખાતે આવી પહોંચ્યા; પણ કમનસીબે ઓમર પાશા એકાએક બીમાર થઇજવાથી, તેજ રાત્રે શટૉવાન જવાસારૂં મુસાફેરી ચાલુ રાખવાનું તેઓએ દુરેસ્ત ધાર્યું નહીં. તોયે તે નામદારને ખબર હતી, કે પોતાની વાહાલી ઝિલ્લાહને ભેટવાને ટવારિક અધિરાઇથી-જળતો હતો; અને તેથી તેણે પોતાના ભત્રીજાને તે ઉમરાવના મેહેલતરફ સવારી કરી જવાને ઘણા ડાહાપણથી આગ્રહ કર્યો. બને એમ જલ્દી ઝિલ્લાહને મળવાને કુદર્તીરીતે તે ગમેએટલો આતુર હોવાછતાં, વાલાશિયાની આવી કંગાળ એક ધર્મશાળામાં પોતાના કાકાને બીમાર છોડી જવાને તેણે સાફ ના પાડી; પણ જેણે છાવણીઓની ભારે અગવડો ખમેલી, જેણે લડાઇમાં સંકટો વેઠેલાં, જેણે ચઢાઇઓઉપર જતી વખ્તે અતિ આપદાઓ ભોગવેલી, તે જરાસરખી બીમારીથી હઠી

જાય, તે વિચારને ઓમર પાશાએ હસી કાહાડયો. તોયે આ ગોઠવણુનીસાંમે જ્યારે ટવારિક બેએ વાંધા ઉઠાવ્યા, ત્યારે ઓમર પાશાએ બહાનું કાહાડયું, કે તે પોતે ઉમરાવના મેહેલની મુલાકાતે આવનારછે, તેવિષે આગમચથી તે નામદારને ચેતાવ્યાવગર જવું તેનાજેવી પદવીના આદમીને છાજતું નહતું, માંટે ટવારિકે પેહેલાં ત્યાં જવું. ડાહાપણભર્યું છે.

આઉપરથી પોતાના એડી-કાંગને, બે સેપાહોને, અને પોતાના ખાસ હઝુરિયાને લઇને તે આગળથી નિકળી ગયો. શડૉવાનતરફ તેઓ ઘણા આગળ વધ્યા નહીં, કે રસ્તાનીવચ્ચે એક ગાડી ઉભેલી તેઓએ જોઇ—તેઉપર એક બુઢો નોકર અને એક આબરૂદાર સ્ત્રી મહા સંતાપમાં બેઠેલાં હતાં—વળી ઘોડાઓઉપર હાંકનારાઓ કાંઇ પણ હાલચાલ કરવાવગર બેઠેલા હતા—જાણે તેઓ સર્વે કાંઈ ભારે ગુંચવણુમાં પડયાં હોય, તેમ્ લાગતું હતું. ટવારિક અને તેનો રેસાલો, ડીમેટ્રિયસ અને તેના ગોઠિયાઓનાં ત્યાંથી જવાપછી તરતજ આવી પુગ્યો હતો. મ્હોં છુપાવીને આવેલા કેટલાક પુરૂષોની એક ટોળી, તેઓસાથની એક જવાન બાઇને ઉઠાવી ગયાછે, એવી કડવી ફર્યાદ કરી, ઉમરાવના નોકરોએ આજીજી કરી આ સવારોની મદદ ચાહી; પણ પછી તેઓએ ટવારિકને તરત પિછાણ્યો. થોડાજ બોલોમાં શું બન્યું હતું, તેથી તેને વાકેફ કર્યામાં આવ્યો: જે રસ્તે તે હરણ કરનારાઓ નાસી ગયા હતા, તે દેખાડયો; આ સાંભળી તે અને તેનો ન્હાનો રેસાલો મારતે ઘોડે ત્યાંથી નિકળી ચાલ્યા.

તેઓ ઘણી ઝડપથી તે દેવલઆગળ આવી પહોંચ્યા: ત્યાંથી કોઈ ઘોડાનાં દોડતાં પગલાં તેઓને કાને પડયાં: પણ તે દુર જતાં જણાવાથી, તેઓએ તેનીપુઠે દોડવાનો કશો ખ્યાલ પણ કર્યો નહીં. ઘોડાઉપરથી કુદી પડી, ટવારિકે તે દેવલનો દરવાજો ઉંઘાડવાનો યત્ન કર્યો: પણ તે માંહેથી બંધ કરી અડગડા ચઢાવેલા હોવાથી ઉંઘાડી શકાયો નહીં. તેણે પોતાનાં શરીરથી તે ખોલવાને ઝોર કર્યું; પણ તે દેવલની પથ્થરની દીવારો તોડી પાડવાની કોશેશ કરતે, તેવીજ કોશેશ તે બારણું ઉઘાડવામાંટે પણ હતી ! દૈવયોગે તેના રેસાલાએ ત્યાં આગળજ લાકડાંનું એક ઢીમસું પડેલું દિઠું; અને તે લઈ તેઓએ દરવાઝાઉપર ઝોરથી ઠોકવા માંડયું, કે બીજેજ ફટકે તે દરવાઝો ઉંઘડી ગયો. ઝિલ્લાહઉપર આવો ભારે બળાત્કાર ગુજારનારાઓ કોણ હતાં, તેથી ટવારિક તદન અજાણ્યો હતો, તે વાંચનારે યાદ રાખવું—કારણકે તેઓ કોણ હતા, તેથી તે ઉમરાવના નોકરો પણ અજાણ્યાં હતાં. ત્યાં ઉભેલા ઘોડાઓઉપરથી ટવારિકે અને તેની સાથવાળાઓએ અનુમાન કર્યું, કે તે લોકો આ દેવલમાંજ ભરાયલા હોવા જોઇએ.

હતી, કે તેઓની આ અતિ દુષ્ટ યોજનામાં કોઇ રીતની હરકત નડશે નહીં. પણ જેવા તેઓએ એક ઘોડાનાં પગલાં દુર જતાં સાંભળ્યાં—કે જે ડૅનિયલ લૅમબર્ગના ઘોડાનાં હતાં—અને તેનીપછી ફરીથી બીજા ઘોડાઓનાં પગલાં નઝદીક આવતાં સાંભળ્યાં, ત્યારે તેઓએ તરત દરવાઝાઆગળ દોડી જઇ તેને કળ દીધી; અને પછી અડગડાઓ ચઢાવી દીધા.

યજ્ઞકુંડઉપર બે મોમબતીઓ ઝાંખી બળતી હતી, કે જ્યાં પોતાનો ધર્મગુરૂનો લેબાશ પેહેરીને પાદરી ઉભેલો હતો; તેનીનઝદીક દેવલનેલગતો હલકી પદવીનો એક નોકર ઉભેલો હતો, કે જેને ક્રિયાના એક શાક્ષીતરીકે લાવવામાં આવ્યો હતો. જ્યારે બહાર ઉભેલાઓના આવાઝ, અંદર ઉભેલાઓને કાને પડયા, કે ડીમેટ્રિયસ અધિરાઇથી બોલી ઉઠયો, "જલ્દી ! જલ્દી ! પવિત્ર પાદરી, ઉતાવળ કરો ! શાદીના આશીર્વાદો જલ્દી ભણો; અમારાંવચ્ચે શાદીનો ગાંઠ બાંધો—અને પછી તે આખી દુનિયાથી પણ કદી તુટનાર નથી !"

આ વેળા તેના હાથો હજી ઝિલ્લાહની કમરઆસપાસ વિંટાળેલા હતાઃ છતાં એક અદ્ભુત ઝોર કરી તેણી ડીમેટ્રિયસના પંજામાંથી છુટી થઇ. આ જોઇ તે તેણીનીતરફ કુદ્યોઃ તેણી મદદનેમાટે બુમો પાડતી દરવાઝાભણી નાઠી. ડીમેટ્રિયસ તેણીનીપુઠે દોડયોઃ—તેજ વેળાએ પેહેલો ઝબરદસ્ત ફટકો દરવાઝાઉપર પડયોઃ અને ઉમરાવઝાદાએ ઝિલ્લાહને પાછી પોતાના હાથોમાં એકવાર ફરીથી પકડી. ફરીથી તેણીએ તેના હાથોમાંથી છુટવાને અથાડઝીંક કીધીઃ આ વખતે ડીમેટ્રિયસ પણ જીવઉપર આવેલો હતો, માટે એક ઝોર કરી જેમ એક ન્હાનાં બાળકને ઉપાડે, તેમ તેણીને ઝમીનઉપરથી ઉઠાવી પાછો યજ્ઞકુંડઆગળ દોડયો. ફરીથી બીજો ફટકો દરવાઝાઉપર પડયો—અને એક ભારી કડાકાસાથે તે ભાંગી ગયું—અને ટવારિકને કાને ઝિલ્લાહને મદદનેમાટે બુમો પાડતી સંભળાઇ.

જૅસમિન અને પેલો ઠગારો કાસેદ તેના રસ્તાનીવચ્ચે પડી, અંદર આવતો અટકાવવા લાગ્યાઃ પણ તેણે તેઓને આંચકા મારી ઝમીનદોસ્ત કીધા; અને પોતાની તલવાર મિયાનમાંથી ખેંચી પોતાની અતિ વાહાલી માશુકની મદદે ધસ્યો.

ભારે ખુશહાલીના, દેલ ઉસ્કેરેએવા પોકારથી તેણી બોલી, "ટવારિક !" આ નામ સાંભળતાંજ ડીમેટ્રિયસ ધાસ્તીથી હયેબતાઇ ગયો, અને ઝિલ્લાહને પોતાના પંજામાંથી છોડી દીધી.

કે લાગલી તે ટવારિકના હાથોમાં દોડી ગઈ,—સલામતી અને છુટકારાથી તેણી એટલીતો ઉસ્કેરાઇ ગઈ હતી, કે તેના હાથમાં જતાંજ બેશુદ્ધ થઇ પડી.

"આ ગળાંપ્રાંસુઓને પકડો !" ટવારિકે ગુસ્સાથી હુકમ કર્યો, અને તેજ પળે ડીમેટ્રિયસને, જૅસમિનને, અને ઠગારા કાસેદને બેના સેપાહોએ તરત કેદ પકડયા.

આ જોઈ પાદરી હવે પોતાની સલામતીનેમાટે કાંપવા લાગ્યો—કારણકે ઝિલ્લાહને મ્હોંથી જ્યારે તેણે ઓમર પાશાના ભત્રિજાનું નામ સાંભળ્યું, ત્યારે તેની ધાસ્તીનો પાર રહ્યો નહીં—તે આગળ દોડી આવ્યો, અને એક હલકા ગુલામનીપેઠે નમીને જણાવ્યું, કે ઝિલ્લાહને તેને ઘર લઇ જવી, કે જે તે દેવલનીપછવાડેજ આવેલું હતું. ઝિલ્લાહનેખાતેર ટવારિકને આ સૂચના કબુલ કરવાની ફર્જ પડી; કારણકે તેણી સંગેમરમરનાં એક પૂતળાંનીપેઠે તેના હાથોમાં મુર્દાજેવી થઈ પડેલી હતી. યજ્ઞકુંડનીપાસેજ એક ખાનગી બારણું હતું,

તેવારે આ પાદરી પોતે જે ન્હાનાં ઝુંપડાંમાં રેહેતો હતો, ત્યાં તેને લઇ ગયો. ત્યાં એક બુઢી સ્ત્રી, કે જે તે પાદરીનાં ઘરનો ખટલો સંભાળતી હતી, તેણીને આ બેભાન બાનુની સારવાર તથા ઉપાયો કરવાનો હુકમ કર્યામાં આવ્યો; પણ તેણી ગમેએટલી માવજત કરવાછતાં ઘણો લાંબો વખ્તતુલિક તેવીજ બેશુદ્ધ હાલતમાં પડી રહી.

કેવી ભારે આર્જુથી, કેવા ભારે દુ:ખથી ટવારિક તેણીનીઉપર વાંકા વળી સારવાર કરવા લાગ્યો, તેનો ખ્યાલ આવવો મુસ્કેલછે!—કારણંકે તેને ધાસ્તી હતી, કે તેણીની અજલ આવી ચુકી હતી. તે એવોતો દીવાનોજેવો બની ગયો હતો, કે આ ઘોરકર્મ કરનારાઓબાબે પાદરીને સવાલો કરવાની પણ તેને કામ રહી નહીં; અને જ્યારે તે કંગાળ, લાલચુ પાદરી પોતાનેમાટે કાંઇ કેહેવાને તેનીઆગળ આવ્યો, ત્યારે તેનું કશું સાંભળવાનેબદલે તેને તરત ત્યાંથી ચાલ્યા જવાનો તેણે હુકમ કર્યો. આમુજબે આસરે અર્ધા કલાકસુધી ઝિલ્લાહ બેશુદ્ધ પડી રહી; અને ત્યારપછી આખરે ધીમેધીમે શુદ્ધિમાં આવવા લાગી.

જાણે કાંઇ ભયંકર સ્વપ્નો જોઇ ઉઠી હોય, તેમ તેણી ધીરેધીરે જાગૃત થવા લાગી; પણ તેણી તદ્દન સલામતછે, એમ જ્યારે ટવારિક માયાથી કેહેવા લાગ્યો, ત્યારેજ ઝિલ્લાહની ખાતેરી થઇ, કે જે સઘળો બનાવ બન્યો હતો, તે એક સ્વપ્નો નહીં, પણ ખરેખરો બનાવ હતો. હવે બંધે આશકમાશુકનાં દેલમાં ખુશી પેદા થવા લાગી; અને જ્યારે ઝિલ્લાહ તદ્દન શુદ્ધિમાં આવી, ત્યારેજ આ કરપિણ કામ કરનારાઓ કોણ હતા, તેબાબે ટવારિક તેણીને સવાલો પુછ્યા.

જે કુટુંબનાં બીજાઓથી તેણીનીતરફ અતિ માયા બતલાવવામાં આવી હતી, જેઓએ તેણીનાં દરેક સુખનેમાટે અતિશય કાળજી રાખેલી, તેજ કુટુંબના એકથી તેણીનીઉપર આવો ભારે સેતમ ગુજરેલો જણાવતાં ઝિલ્લાહને અતિશય દુ:ખ થવા લાગ્યું. આવું એક દુષ્ટ કર્મ કરવામાટે ઉમરાવના બેટાને અપરાધી થયેલો જાણી ટવારિક ઘણો અજાયબ થયો; અને હવે આ બાબતમાં શું પગલાં ભરવાં તેમાટે બહુ ગુંચવણમાં પડ્યો. તેઉપર અખાડા કરવા એ તો બની શકેજ નહીં એમ હતું;—તેને ઉઘાડો પાડવો અને સઝા કરવી, તે બુઝર્ગ ઉમરાવ અને તેનાં કુટુંબઉપર દુ:ખ ઉપજાવવાજેવું હતું, એટલે આ બેમાંથી એકઉપર પણ અમલ કરવાને તે અચકાતો હતો. તોયે પુખ્ત વિચાર કર્યાપછી, તે એવા ઠરાવઉપર આવ્યો, કે આ બાબતનો ફેસલો કરવાનું કામ પોતાના કાકા ઓમર પાશાનીઉપર રાખવું.

ધ્રુજતા ઉભેલા પાદરીતરફ ફરીને તે હવે બોલ્યો, "કંગાળ પાદરી. તેં પવિત્ર હોદ્દાને તેં તારી નિર્લજ ચાલથી દોષ લગાડ્યોછે, તે જો તું તારી [illegible] છોડી ન દેશે, તો તુંને ઘણી સખ્ત સઝા ફર્માવ્યામાં આવશે."

ડીમેટ્રિયસ, કે જેને લગભગ અર્ધો કલાકસુધી એક કેદીતરીકે દેવલમાં રાખ્યામાં આવ્યો હતો. તેને હવે શું કરવું, તેબાબે વિચાર કરવાને પુરતો વખ્ત મળ્યો હતો; તેણે જોયું, કે તે ઘણી ખરાબ હાલતમાં સપડાયો હતો, તે બોલ્યો, "તમો નામદાર મને એક બોલ બોલવાની રજા આપશો?"

**ટવારિક**—(ઠંડાપણાથી) "મને એવી કોઇ પણ અર્ઝ કરવાનું ફોકટનુંછે. આવા એક ગંભીર ગુનાહનેમાટે મારેથી તમોતરફ કોઇ પણ જાતની દયા દેખડાવી શકાયએમ નથી; તમારા અને તમારીસાથનાઓનો ફેસલો કરવાનું કામ મારાંકરતાં વધારે ચઢતા સત્તાવાળાને હાથ જવું જોઇએછે."

**ડીમેટ્રિયસ**—"ફક્ત એકજ બોલ મને જણાવવા દેવાની અર્ઝ કરૂંછું. હું પ્યારમાં આંધળો થઇ જવાથી આ કામ મારે હાથે થવા પામ્યુંછે. હું તે વખ્તે દીવાનો થઇ ગયો હતો, અને મારાં મનઉપર હું મારો કાબુ રાખી શક્યો નહીં. તોયે મેં કોઇપણ રીતે બાનુ ઝિલ્લાહતરફ ખરાબ નિષ્ટા રાખી નહતી, એજ મારીતરફેણમાં જાયછે; મેં તેણીને મારી બાયડી બનાવી હતે;—અને જોકે શાદીની ક્રિયા તેણીના ધર્મમુજબે થયેલી તો નહીંજ ગણાતે, તોયે અમો તેથી એકબીજાંસાથે શાદીના ગાંઠથી બંધાયલાં પુરવાર થતે——"

**ટવારિક**—(ગુસ્સાથી તેને બોલતો અટકાવીને) "મારા લૉર્ડ, તમારો આ ખોટો બકબકારો બંધ કરો! તમારી વર્ત્તણુક ઘણીજ બીઆબ્રુતીભરેલી, શર્મભરેલી, અને હિચકારીછે."

**ડીમેટ્રિયસ**—(ગુસ્સાથી) "આહા! શું તમો મને **હિચકારો** કહોછો? ચાહુંછું, કે આ વખ્તે હું હથિયારબંદ હતે, અને પછી મારી તલવાર આ બટ્ટાનેમાટે શિક્ષા કરતે!"

આ મગરૂરીભર્યાં બોલવાનો ટવારિકે કશો પણ જવાબ આપ્યો નહીં—પણ તે બંધવાઓને **કારાકાલ** લઇ જવાને પોતાના રેસાલાના સેપાહોને હુકમ ફર્માવ્યો. બાદ તે પાછો ઝિલ્લાહઆગળ આવ્યો, અને તેણીને દેવલમાંથી તેના આગળા દરવાઝાતરફ લઇ ચાલ્યો, કે જે તેઓએજ ભાંજીને ઉઘાડ્યું હતું, અને જ્યાં તેઓના ઘોડાઓ ઉભેલા હતા. પણ જ્યાં ગાડીને થોબાવ્યામાં આવી હતી, તે તો આ જગ્યાથી બે "માઇલો" દુર ઉભેલી હતી, અને વળી રસ્તો એટલોતો સાંકડો હતો, કે ભારી ગાડીને ત્યાં લાવી પણ ન શકાય. એથી ટવારિકે ઝિલ્લાહને પોતાના ઘોડાઉપર ચઢવાને મદદ કીધી; અને તે પોતે લગામ પકડી ઘોડાને ચલાવવા લાગ્યો, અને પોતે તેની બાજુમાં ચાલવા લાગ્યો.

આખરે તેઓ તે ગાડીનઝદીક આવી પહોંચ્યાં; અને બાનુ ઝિલ્લાહને ઉઠાવી જનારાઓના હાથમાંથી તેણીનો છુટકારો થયેલો જોઇ, પેલાં બે નોકરોની ખુશહાલીનો પાર રહ્યો નહીં. વળી તે કરપિણ કામ કરનારાઓતરીકે **લૉર્ડ ડીમેટ્રિયસ બારનીને**, તેના ખેદમતગારને, અને કાસેદને જોઇને તેઓને ઉપજેલી અજાયબી કાંઇ થોડી નહતી. તેઓ વળી પેલા **ઑસ્ટ્રિયન** નોકરનેમાટે જોવા લાગ્યાં, પણ તે તો આ ટોળકીમાં જણાયો નહીં.

ઝિલ્લાહ પાછી ગાડીમાં બેઠી; ટવારિક પોતાના ઘોડાઉપર સવાર થયો; અને આખી સવારીએ **કારાકાલ**તરફ કુચ કરવા માંડયું. ટવારિક ગાડીની બાજુમાંજ સવારી કરતો હતો; અને તેણે પોતાના રેસાલામાંના માણસોને તેઓના બંદીવાનોને લઇને ગામમાંની **ધર્મશાળા**-આગળ આગમચથી જવાનો હુકમ કર્યો, કે જ્યાં હવે તેઓ આવી પહોંચનાર હતા. તેઓને

એમુજબે આગળઆગળ નિકળી જવાનો હુકમ કરવામાં ટવારિકની ઉંડી મતલબ હતી! તેને ઝિલ્લાહને પ્યારની હઝારો બીનાઓ કેહેવાની હતી! તેણે હવે તેણીને જણાવ્યું, કે ઓમર પાશા કારકાલ તેઓની શાદીમાં ભાગ લેવાને આવ્યાછે—અને તેનાં માબાપ, તેમજ બાનુ અઈશા પણ થોડા વખતમાં તેજ કારણસારૂં બુશારેસ્ટખાતે આવી લાગશે.

બંધવાઓને ધર્મશાળામાં લાવ્યામાં આવ્યા; અને આ ટોળીનાં આવવાની ગડબડ સાંભળતાંજ દારૂ પીવાનો ઓરડો ડૅનિયલ લૅમબર્ગ એકદમ છોડી ગયો. આ મોટા ઓરડામાં તે બંદીવાનોને રાખ્યામાં આવ્યા હતા,—અને જેઓનેહસ્તક તેઓ હતા, તેઓ પણ ત્યાંજ તેઓઉપર ચોકસી રાખવામાંટે રહ્યા હતા. ડૅનિયલ લૅમબર્ગને જે ખબર આપવાને પેલી નૌકર છોડીનો જીવ તળપાપડ થતો હતો, તે એજ હતી, કે તે ધર્મશાળામાં આખાં ટર્કિશ લશ્કરનો નામિચો વડો સેનાધિપતિ આવી ઉતર્યોછે; પણ તેની કઢંગી ચાલથી તે જવાન ઔરતને અપમાન થયું હતું, અને તેથી તેણીની ચાલપ્રમાણે ગામગપાટા કરવાથી તેણી અટકી હતી.

જે થોડો વખ્ત ડૅનિયલ લૅમબર્ગે તે કાતરિયાંવાળા ઓરડામાં ગુજાર્યો, તે વખ્તના-અરસામાં પેલી ગાડી ધર્મશાળાના દરવાઝાઆગળ આવી ઉભી: અને ત્યાં ઝિલ્લાહની ખાસ સગવડનેખાતેર એક ખાનગી ઓરડો તેણીનેમાંટે તરત તૈયાર કર્યામાં આવ્યો. પછી જે બનાવ બન્યો હતો, તેની સર્વે હકીકતથી પોતાના કાકાને વાકેફ કરવાને ટવારિક ઉપલા મજળા-ઉપર ગયો; અને વાંચનારે જોયુંછે, કે જ્યાં પાશા સુતેલો હતો, ત્યાં દાખેલ થયો, અને તે પણ એક ખુનીને હાથે તેની અતિ કીમતી ઝેંદગી બંચાવવામાંટે વખ્તસર ત્યાં આવી લાગ્યો હતો.

આહ! અગરજો આ વખ્તે તે ખુની ખંજરે પોતાનું પાપી કામ બજાવ્યું હતે, તો ઑટૉમન રાજ્યને કેવી ભયભરેલી નુકશાની ખમવી પડતે!—અગરજો તે યાદગાર રાત્રે બહાદુર ઓમરનું લોહી રેડાયું હતે, તો તવારીખમાં એક ભયાનક બનાવની કેવી નોંધ રેહેતે! પણ નહીં, મસ્કૉવીટ લશ્કરોની શર્મભરેલી ચઢાઇસાંમે ટર્કીનો કીર્ત્તિવંત બંચાવ કરી, તેને ઉઠાવેલાં ભલાં કામમાં, તેનો મદદગાર થવાને જે માણસને અલ્લાહે સરજેલો તેની સલામતીનેમાંટે તેજ પાક પર્વરદેગારનો ગયેબી હાથ લંબાયલો હતો! હા--જે શખ્સનીઉપર દુશ્મનોની ઉડતી કાતેલ ગોળીઓથી બંચાવવાને કરીમે કારસાજે પોતાની ઢાલ આડી પકડેલી, જે શખ્સની ઝેંદગી સો લડાઈઓમાં બંચાવેલી, તે શખ્સ આવાં એક નહીં જણાયલાં ગામડાંની એક કંગાળ ધર્મશાળામાં એક હલકા પાપીનાં ખંજરનો ભોગ કેમ થઈ પડે?

હવે આગળાં પ્રકરણનેછેડે આપણી વાર્ત્તા જ્યાં આપણે બંધ કરી આવ્યા છૈયે, ત્યાંથી પાછી શરૂ કર્યે. જે ઘડિએ ટવારિકે ડૅનિયલ લૅમબર્ગને પકડયો હતો, તેજ ઘડિએ તેણે પોતાની તલવાર મિયાનમાંથી ખેંચી કાહાડી હતી: આ ગડબડથી ઓમર જાગી ઉઠયો, અને આ લુચ્છો શખ્સ કોણ હતો, તે ઝાહેર કર્યું; અને તેજ ઘડીએ પાશાના પોતાના બે એડી-કાંગો તે ઓરડામાં ધસી આવ્યા; અને જે ધાસ્તીમાંથી તેઓનો માનીતો સરદાર બંચી ગયો હતો, તે જાણી તેઓને ભારે ગભરાટ થયો. પાશા પોતે તો હંમેશની ચાલપ્રમાણે પાછો ગંભીર અને શાંત સ્વભાવનો થઇ ગયો હતો: પોતાની જે અમૂલ્ય સેવા બજાવી હતી, તેમાંટે તેણે અતિ પ્યારભરેલે દેખાવે પોતાના વાહાલા ભત્રીજાનું ભારે અહસાન માન્યું.

ડૅનિયલ લૅમબર્ગ ફિક્કો પડી ગયેલો, અને તદ્દન ગભરાતભરેલી હાલતમાં બે એડી-કાંગોનીવચ્ચે ઉભેલો હતો, કે જેઓએ તેને મઝબુત પકડી રાખ્યો હતો. તે કંગાળે ઓમર પાશાનીગમ જોવાનીવટીક હેમત કીધી નહીં. એક ખવિસનાજેવાં હાડવેરથી જોકે તે આ પહલવાનને ધિક્કારતો હતો—તોયે તેનાંમાં તેનીસામે જોવાજેટલી પણ હેમત નહતી, તો જોકે દગલબાઝીથી તો તે તેનો જાન લેવાની કોશેશ કરવાને પણ બ્હીધો નહીં.

પોતાની પેહેલી બાયડી, સલિમાનું નિર્દોષ લોહી જે ક્રૂર ખુનીએ રેડયું હતું, તેનીજ-હઝુરમાં પાછો પોતાને ઉભેલો જોઈ, તેની પ્યારી સલીમા પાછી તેને યાદ આવી, અને તેથી કમકમીને લગાર ધ્રુજતે આવાઝે તે બોલ્યો, "ડૅનિયલ લૅમબર્ગ, આખરે અલ્લાહનો એવોજ હુકમછે, કે તુંને તારા ગુનાહોનેલાયકની સઝા કરવી. માંટે તારે હવે મોતનેસારૂં તૈયાર થવું. જોકે મોતની શિક્ષાને હું ધિક્કારૂંછું, તોયે તારાજેવા એક નાપાક ખવિસને આ ધર્તિઉપર વધારે વખ્ત રાખવો ઠીક નથી. તેં જોકે મારાતરફ કશી પણ ઉદાર અને ઈન્સાફી ચાલ ચલાવી નથી, તોયે તારાં મોતની ટેપ મારૂં, તેનીઆગમચ ફરી એકવાર હું તારીતરફ ઉદાર થાઉંછું. જોકે તેં તો મારો જાન મને કશો પણ વખ્ત આપવાવિના મારા બનાવનારને સપોરદ કીધો હતે; પણ હું તો તેથીઉલટું તુંને થોડા કલાકની મેહેતલ આપુંછું, કે તેટલા વખ્તમાં તું તારા પૈદા કરનારપાસે તારાં કીધેલાં બદકામોની મુઆફી માંગી શકે—અલબતાં જો એવી મુઆફી માંગવાજેટલું પણ માણુસાઈપણું તારામાં હોય તો. સવારના આફતાબ તલુ થતાંજ તુંને ફાંસી દઇ મારી નાખવામાં આવશે. એને લઇ જઈ કોઈ મઝબુત સલામતી-ભરેલી જગ્યાએ કેદ કરો !"

"મારા લૉર્ડ, એક શબ્દ મને બોલવા દેઓ," આમુજબે ટવારિકે પાશાને કહ્યું; કારણકે આ વખ્તે તેને કાંઈ તરત યાદ આવી ગયું હતું. "મેં આ શખ્સને આગળ જોયોછે, અને તે બુશારેસ્ટખાતે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફના ખાનગી ઓરડામાં જ્યારે પ્રિન્સ મારાં બંદીખાનાંમાં તેના એક પયેધામચીને તમો નામદારપાસે લઇ જવાને મને સમજાવતો હતો, ત્યારે આ શખ્સ પ્રિન્સનેમાંટે ખોટી થતો હતો——"

**પાશા**—"ટવારિક, તમોએ તેબાબે કેહેલું મને બરાબર યાદછે." પછી ડૅનિયલ લૅમ-બર્ગતરફ ફરીને, "કંગાળ પુરૂષ, એબાબે તુંને કાંઇ કબુલવુંછે——"

આ સાંભળી તે ખુની જંગલીપણાંથી વચ્ચે બોલી ઉઠયો, "હવે મને મારી વાતો છુપી રાખવાની હું કાંઇ ઝરૂર જોતો નથી, માંટે તમો નામદારને તે જણાવુંછું, કે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે મને સોનાના સેક્કાઓથી નવાઝયો, અને તમારો જાન લેવામાંટે મેં મારી મર્ઝી જણાવી, તેમાં મને ઉત્તેજન આપ્યું. પણ જ્યારે મેં પછવાડેથી જાણ્યું, કે તેના ખાનગી ઓરડામાં જે શખ્સને મેં દિઠો હતો, તે તો તમારો પોતાનો ભત્રીજો——"

**ટવારિક**—(ગુસ્સાથી) "બસ, પાપી, હવે હું તારી નીચ મતલબ સમજી ગયોછું. તારી મતલબ એજ હતી, કે કોઇ પણ રીતે તારે મારા નામાંકિત કાકાનીહઝુરમાં દાખેલ થવું, કે જેથી તારો ખુની ઠરાવ પાર પાડવાની તક મળે !"

ઓમર પાશાએ પોતાના હાથથી ઈશારત કીધી, અને ડૅનિયલ લૅમબર્ગને તે ઓરડામાંથી લઈ જવામાં આવ્યો.

# પ્રકરણ ૩૩ મું.

## ફાંસી.

હવે ટવારિકે જે સઘળો બનાવ બન્યો હતો, તેનું વિગતવાર બ્યાન પોતાના કાકાને કહી સંભળાવ્યું—કારાકાલની ધર્મશાળામાં તેનું આમુજબે ન ધારેલું પાછાં ફરવાનું કારણ કહ્યું—પછી તરતજ ઓમર પાશા ઝિલ્લાહની મુલાકાત લેવા તથા સલામ કરવાને ગયો; એક હાથઉપર પોતાની નવી ભેશાને ઘણી લાયકીવાળી તથા અતિ ખુબસુરત જોઇ, સરદાર ઘણો ખુશ થયો; તેમ બીજા હાથઉપર પોતાના ખાવંદના આવા એક નામાંકિત, બહાદુર, અને ખુબસુરત કાકાને જોઇ ઝિલ્લાહ પણ મગ્ન તથા મગરૂર થવા લાગી. આ બંધે જણા-વચ્ચેની પેહેલી મુલાકાત ઘણોજ થોડો વખ્ત થઇ: કારણકે ઘણું મોડું થયું હતું, અને જે અસાધારણ બનાવોથી તેણીને ખમવું પડયું હતું, તેથી તેણીને આસાયશની ઘણી ઝરૂર હતી.

સરદાર અને તેનો ભત્રીજો પોતાના ઓરડામાં પાછા ફર્યા: અને હવે ડીમેટ્રિયસ બારનીતું શું કરવું, તેબાબે ટવારિક પોતાના કાકાનો ચુકાદો જાણવાને થોભ્યો.

**ઓમર પાશા**—"ઘણો ધિક્કારવાજોગ ઝુલ્મ ગુજારવામાં આવ્યોછે, એમાં તો કશો શક નથી, પણ બીજા હાથઉપર બાનુ ઝિલ્લાહતરફ તે ઉમરાવનાં કુટુંબે જે અસાધારણ માયા દેખાડીછે, તેનું અહસાન ભુલી જવું જોઇતું નથી. પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે પેલા નીચ ખુનીને મારો જાન લેવાને કેવીરીતે ઉસ્કેર્યો હતો, તે તો તમે હમણાં સઘળું સાંભળ્યુંછે. જો એ સઘળી હકીકત બહાર પાડું, તો તમામ દુનિયામાં તે રશિયન પ્રિન્સને ઝબરી નામો-સીનો બટો લાગે. પણ ટવારિક, હું તેમ કરવાને રાઝી નથી. જે બહાદુર લશ્કરની સરદારી ધરાવવાનું માન હું ભોગવુંછું, તે લશ્કરની ફતેહોથી તેની લશ્કરી આબરૂ ધુળ મળી ગઇછે; અને એજ સઝા એને પુરતીછે. હવે ડીમેટ્રિયસ બારનીનાબાબમાં આપણે એને શિક્ષા કરવાનેબદલે ઉદાર દેલથી એની કસુર મુઆફ કરી, તે બુઝુર્ગ ઉમરાવ અને તેનાં કુટુંબે માબાપવગરની ઝિલ્લાહતરફ જે માયા તેઓએ દેખાડીછે, અને જેમાંટે આપણે તેઓનાં અહસાનમાં હાલ છૈયે, તેનો બદલો વાળી આપીશું. તમે બેસો, અને તે ઉમરાવઉપર તેના છોકરાની લુચ્ચાઇનો તમામ અહવાલ, અને તેમાં તે કેવીરીતે નાસેપાસ થયોછે, તે લખી કાહાડો."

પોતાના કાકાનો હુકમ ટવારિકે તરત બજાવ્યો, અને જ્યારે તે પુરૂં થયું, ત્યારે ઓમરે પોતાના મુખ્ય એડી-કાંગને બોલાવીને કહ્યું, "સવારના આફતાબ તલુ થતાંજ તમો બંધવા ડીમેટ્રિયસને, આપણા બે સેપાહોના એક રેસાલાસાથે લઈ રાડૉવાન ઉપડી જાજો. એને તેના બાપને સ્વાધિન કરજો,—અને તેજ વખ્તે આ કાગઝ પણ તેવણને આપજો. ડીમેટ્રિયસનીસાથે તેનાં દુષ્ટ કર્મમાં જે મળતિયાઓ હતા, તેઓને વાલાશિયાની હકુમત-માંથી હાંકી કાહાડજો, અને તેઓને જણાવજો, કે જો ફરીથી તેઓ ટર્કિશ ઝમીન-ઉપર પગ મેળતાં પકડાશે, તો ધારામાં જે સખ્તમાંસખ્ત સઝા ફરમાવેલી હશે, તે તેઓને કરવામાં આવશે."

હજીતો ઓમર પોતાનું બોલવાનું પુરૂં કરી રહ્યો નહીં, તેટલાં બીજો એડી-કાંગ ઓરડામાં દાખેલ થયો. અને કાંઇ કહ્યું, તેઉપરથી જણાયું, કે જ્યારે ડૅનિયલ લૅમબર્ગને ધર્મશાળામાંથી શેહેરમાં કોઈ સલામત જગ્યાએ કેદ કરવામાં લઈ જતા હતા, ત્યારે ઉમરાવના પેલા બુઢા નૌકરે તેને ઓળખ્યો, અને તરતજ ઝાહેર કર્યું, કે જે લુચ્ચાએ ઑટોમન જનરલનો જીવ લેવાનો કસદ કીધો હતો, તે તો ઉમરાવના બેટાની નૌકરીમાં હતો.

આ હકીકતથી તેઓએ વધારે જુસ્તોજુ કરવાની પાશાને અને ટવારિકને ઝરૂર જણાઇ; અને તેટલામાંટે ડીમેટ્રિયસને પાછો ઓમરનીહજુરમાં લાવવાનો હુકમ કર્યામાં આવ્યો. પોતાને ઉંચી પદવીના જાણીતા ઓમરનીસામે લાવેલો જોઇ તે ઉમરાવઝાદો ધ્રુજવા લાગ્યો; કારણકે તેને સારીરીતે ખબર હતી, કે તેણે જે ઝુલમઝાસ્તી ઝિલ્લાહઉપર ગુજારી હતી, તેનેમાંટે મોતની શિક્ષાવટીક કરવાની સત્તા પાશા ધરાવતો હતો. માંટે જ્યારે તેને ડૅનિયલ લૅમબર્ગમાંટે પુછવામાં આવ્યું, ત્યારે તેણે પોતાનાં મનનું સાવધપણું ખોવાવગર હેમતથી તે વાતની ના પાડી, અને જાણીજોઇને એક ખુનીને પોતાની નૌકરીમાં રાખવાના વિચારનેજ ધિક્કારી કાહાડયો. તેને તેનીસાથે અવલમાં કેવીરીતે પિછાણ થઈ હતી; અને તેને શા સબબસર પોતાની નૌકરીમાં રાખ્યો હતો, તે સઘળી વાત ખોલાસાવાર કહી સંભળાવી. આ વાત તરતજ સાચી માનવામાં આવી,—કારણકે જોકે ડીમેટ્રિયસે એક ખોટું કામ તો કર્યું હતું, છતાં તે ખુનજેવું અતિ પાપી કર્મ કરવાને કોઇને ઉશ્કેરે, એ બનવાજોગ નહતું. ઓમરે તેને પોતાનીહજુરમાંથી પાછો મોકલ્યો,—અને પછી તે અને ટવારિક પોતપોતાના ઓરડામાં આરામ કરવાને ગયા.

હવે આપણે પાછા ડૅનિયલ લૅમબર્ગનું શું થયું, તે જોઇએ, કે જેને વડા સેનાધિપતિએ વાજબીરીતે મોતની સઝા ફરમાવી હતી. તેને ધર્મશાળામાંથી એક જગ્યાએ લઇ ગયા, કે જે ગામની પાદરે આવેલી હતી. આ જગ્યા એક કામચલાઉ કેદખાનાંતરીકે વપરાતી હતી. જ્યારે ગુનાહગારોને શિક્ષા કર્યામાં આવતી, ત્યારે તેઓને પ્રગણાંનાં મઝબુત બંદીખાનાંમાં લઈ જવાઆગમચ આ કામચલાઉ કેદખાનાંમાં પુરવામાં આવતા હતા. આગળાં એક પ્રકરણમાં એવાંજ એક ઝમીનનીઅંદર બનાવેલાં મકાનબાબે વાંચી ગયા છૈયે, કે જેમાં ટવારિક અને તેનો ઘોડો ગગડી પડયા હતા, અને જેથી તે રશિયનોના હાથમાં પેહેલીવાર પકડાઈ ગયો હતો. આ કામચલાઉ બંદીખાનું કાંઇજ નહીં, પણ ફકત ખોદી કાહાડેલો આસરે ચોદ "ફીટ" ઉંડો એક ચોરસ ખાડો હતો—તેનીઉપર લાકડાંનું એક મઝબુત અણિયાળું છાપરૂં હતું—તેમાં દિવસે ઉજાસ પડવામાંટે, અને દિવસે તેમજ રાત્રે હવા આવવામાંટે એક ન્હાનું બાકોરૂં રાખેલું હતું. તેને એક ચોરદરવાઝો હતો, કે જેવાટે એક નીસરણીથી નિચ્ચે ઉતરાતું હતું: પણ જ્યારે ડૅનિયલ લૅમબર્ગને આ ખાડામાં પુરવામાં આવ્યો, ત્યારે તે નીસરણી ઉપર ખેંચી લેવામાં આવી હતી, અને તે ચોરદરવાઝાને અડગડો દેવામાં આવ્યો હતો. તેઉપરાંત વળી એક ચોકીદાર તે દરવાઝાઆગળ ભરેલી બંદુકસાથે પહેરો ભરતો હતો; અને આ સઘળાંઉપરથી જણાશે, કે તેમાંથી છટકવું, એ કદી ન બનવાજોગ હતું. એવોજ વિચાર જેઓએ તેને આ બંદીખાનાંમાં પુર્યો હતો, તેઓનો પણ હતો: અને તેવા વિચારથીજ તેનાં શરીરઉપર કોઈ પણ જાતની બેડી ઠોકવામાં આવી નહતી.

રાત અંધારી કીલિયાન હતીઃ નહીં માહતાબ પ્રકાશતો કે નહીં તારા ; અને ડૅનિયલ લૅમબર્ગે પોતાને કાળાં ભિંટ અંધારાંમાં જાણે પોતાને દટાયલો જોયો. છાપરાંની જે બાજુએ ચોરદરવાઝો હતો ત્યાં, તથા કેઇકેઇવાર આખાં છાપરાંનીઆસપાસ ચોકીદાર પહેરો ભરતો હતો, તેનાં ચાલવાનો એકસરખો આવાઝ તેને કાને પડતો હતો, તેમ જો નહતે, તો ત્યાં ભયંકર એકાંતપણું લાગતે—આ સેપાહનાં પગલાંના આવાઝથી એમ જણાતું કે, નઝદીકમાં કોઇ આદમજાતછે, અને તે ખ્યાલથી આ કંગાળ બંદીવાનને એક જાતનો સધિયારો મળતો હતો.

પણ વખ્ત જતે આ સધિયારાથી તો ઉલટી તેને દલગીરી ઉપજવા લાગી; તે મનથી વિચારવા લાગ્યો, કે આવી માણસાઇ સોબત પાસે નહતે, તો ઘણું સારૂં; તે વમાસવા લાગ્યો, કે જો તદન એકલોજ હતે, તો ત્યાંથી નાસી જવાની કોશેશ તે કરતે. પણ તે ચોકીદાર ત્યાં હોવાછતાં ત્યાંથી નાસી જવાની આ કોશેશ તે કાં ન કરે ? તેને આવતી કાલે મરવાનું તો છેજ—તેને ફાંસીની ટેપ તો મળી ચુકીજ હતી—અને તેની ખાતેરી હતી, કે જે ગુનાહો તેણે કીધા હતા, તેતરફ જોતાં તેનીતરફ હવે કદી પણ દયા બતલાવવામાં આવશેજ નહીં. હા—તે છટકવાની કોશેશ કરશે ! જો તેમાં તે ફતેહ પામ્યો, તો ફરી એકવાર છુટાપણું મળવાથી, એકવાર પાછી તાઝી હવા દમમાં લેવાથી, તેને કેટલી ખુશહાલી ઉપજશે—પછી તે તેને ગમશે, ત્યાં જવાને શકિતવાન થશે ! પણ જો આ યત્નમાં તે નિશ્ફળ થયો, તો હમણાંનાંકરતાં કાંઇ વધારે ખરાબ હાલત તો તેની થવાનીજ નહતી.

આવાઆવા વિચારો તે ગુનાહગારનાં મનમાંથી તેનાં કેદ થવાપછી અર્ધોક કલાકસુધી આ વખ્તે પસાર થતા હતા. એક વખ્તે તેણે નાસવાનો ઠરાવ કર્યો, તો તે કેનીરીતે પાર ઉતારવો, તેવિષે પોતાનાં મનમાં ગોઠવણ કરવા લાગ્યો. તે ગોઠવણ શું, તે પણ તેણે પોતાનાં મનમાં નક્કી કીધી. આપણે અત્યારઆગમચ જણાવી ગયા છૈયે, કે આ ખાડો ચૌદ "ફીટ" ઉંડો હતોઃ તેની દીવાર કોઇ જાતની મટોડીથી ચીણી લેવામાં આવેલી હતી, કે જે ત્યાં સળગાવ્યામાં આવેલાં બળતાંનેલીધે જોઇએએવી કઠણ થયેલી હતી. જોકે કઠણ તો હતી, તોપણ ગમેએવાં બુઠાં હથિયારવડે તે ખણી શકાય, એટલી નર્મ હતી—જો કોઇ જાતનું હથિયાર આ કામમાટે મળી જાય તો, લૅમબર્ગે પોતાના હાથો લંબાવી ત્યાં શોધવાનાં ફાંફાં માર્યાં; અને તરતજ તેના હાથમાં આસરે છ "ઇંચ" લાંબો, અને લગભગ એક "ઇંચ" બ્યાસનો પાતળો લાકડાંનો કટકો આવી ગયો. ત્યાં સળગાવવામાં આવેલાં બળતણમાંનો બાકી વધેલો તે એક ટુકડો હતો; તે થોડો બળવાપછી બુજાવી નાખેલો હોવાથી તેનો એક છેડો અણીવાળો, તેમજ વળી ઘણો કઠણ પણ થયેલો હતો. આ હથિયાર લઇ તે પોતાને કામે વળગ્યો.

પ્રથમ તો લૅમબર્ગ ઉભીનેઉભી બે લાઇનોમાં બાકોરાંઓ ખણવા લાગ્યો, તે એટલાં મોટાં, કે તેમાં તેના પગો જાય, અને તે ઉભો રહી શકે. આ બાકોરાંઓથી ઉપર જવાઇ શકાયએવો એક દાદરજેવો થયો; આ બાકોરાંઓ તેણે ચોરદરવાઝાની બરાબર ઉભી લીટીઓમાં પાડયાં હતાં. આ ખોદકામ તેણે અર્ધા કલાકમાં પુરૂં કર્યું.

થોડીકવાર થાક ખાવાપછી, જે બાકોરાંઓ તેણે આ ઝમીનહેઠલ ખાડામાં પાડયાં હતાં, તેવડે ડૅનિયલ લૅમબર્ગે ઉપર ચઢવા માંડયું. ઉપર આવ્યાપછી જે ઠેકાણે ઝમીનનીઆગળજ

તે ચોરદરવાજો આવેલો હતો, ત્યાં પોતાનો હાથ જાયતેવું બાકોરૂં કોતરવા માંડયું. રખેને તે ચોકીદારનું ધ્યાન ખેંચાય, માટે તે હવે અતિશય ચોકસાઇથી કામ કરવા લાગ્યો. તે ઘણાંજ ધ્યાનથી ચોકીદાર કયાં ચાલતો હતો, તે તપાસતો રહ્યો: જ્યારે તે પહેરાગીર પેલાં બાકોરાંઆગળ આવતો, કે લૅમબર્ગ એક પૂતળાંનીપેઠે થંભ ઉભો રેહેતો. આખરે તે આરપાર કોતરાઇ રહ્યું. તેમાંથી તેનો હાથ બહાર નિકળી શકેએટલું મોટું તે હતું; હવે તે પહેરાગીરનો તે છાપરાંનીઆસપાસ આંટો મારી આવવાનો વખ્ત આવે, તેટલાં થોભ્યો. જેવો તે ગયો, કે લૅમબર્ગે પોતાનો હાથ બહાર કાહાડી, ચોરદરવાઝાનો અડગડો શોધવા માંડયો. જે આખરે તેના હાથને લાગ્યો—અને તેથી તેનાં દેલમાં ખુશહાલી ઉપજી.

પણ બાકોરાંઓમાં પોતાના પગો ખોસીને ઘણો વારસુધી ઉભા રેહેવાનેલીધે, તથા વળી એક હાથે માથાંઉપર છાપરાંનો એક આડો ભારવટિયો પકડી ઉભો હતો, અને બીજે હાથે ખોદકામ ચલાવતો હતો, તેથી તેનું આખું શરીર અકડી ગયું હતું, તેટલામાટે ફરી એકવાર તેને નિચ્ચે ઉતરવાની, અને ઝમીનઉપર આસાયશ લેવાની ફર્ઝ પડી. ઓહો! જો તે છટકી જવા પામે! તો તેણે પોતાનાં મનસાથે પાકો ઠરાવ કર્યો, કે પોતાનું વેર લેવાની તે હરગેઝ ફરીથી તજવીઝ કરશે નહીં! બલકે તેથીઉલટું, તે કોઇ પારકાં દેશમાં નાસી જશે, અને કદી ફરીથી તે સુલતાની હકુમતતળેના દેશમાં પગ મુકશે નહીં! તેણે કયાં જવું? તેણે પાછા વિયેના જવું? હા:—અગર તેમ નહીં, તો બર્લિનની મુલાકાતે જવું—અથવા તેમબી નહીં તો પારિસ ઉતરી પડવું? એક ભુખેમરતા વેરાગીનીપેઠે જો તેને આખે રસ્તે ફરસડયાં મારીને પણ ચાલવું પડે, તો તેની પણ ચિંતા નહીં, પણ જવું!—ગમે તેમ થાઓ, પણ જે બિહામણું મોત તેનીસામે ડોળા ગુરકતું હતું, તેનાંકરતાં તો ભલું!

આવાઆવા વિચારો કરતો પા કલાકથી પણ વધુ વખ્ત તે કંગાળ ત્યાં પડી રહ્યો; અને પછી પાછો પોતાનું ધારેલું કામ પાર પાડવાના વિચારથી ઉઠી ઉભો થયો. ખાડાની ભીતની મટોડીમાં પાડેલાં બાકોરાંની મદદવડે તે એકવાર ફરીથી ઉપર ચઢયો; પોતાનો હાથ ઉપલાં બાકોરાંમાંથી બહાર કાહાડી તે અડગડો ખસાડવાની કોશેશ કીધી, પણ જોકે તેણે તે પા "ઇંચ"જેટલો પણ ખસાડયો નહીં, છતાં તે તેના કિટાઇ ગયેલા નકુચામાં ઘસાઇને ખરરખરર આવાઝ કરવા લાગ્યો, જેથી લૅમબર્ગ ઝબરી ધાસ્તી ખાઇ થરથર કાંપવા લાગ્યો; તે બ્હીધો કે રખેને તે આવાઝ ચોકીદારે સાંભળ્યો હોય. ખરેખર ચોકીદારના કાનઉપર પણ કાંઇ આવાઝ આવ્યો હતો ખરો, કેમકે તે એકદમ થંભ થઇ ઉભો, ને કાન દઇ પાછો સાંભળવા લાગ્યો. એક "મિનીટ" થોભીને કશું ન સાંભળવાથી તેણે પાછું આગળનીપેઠે ચાલવા માંડયું—અને તેથી લૅમબર્ગનો બંધાઇ ગયેલો દમ પણ પાછો ચાલવા લાગ્યો.

બંદીવાને પોતાનું કામ પાછું શરૂ કર્યું: પણ હવે તે ઘણીજ ચોકસાઇથી કરવા લાગ્યો. ફકત એક બાલબાલજેટલો તે અડગડો ખસાડતો. તેને તેમ કરવાને ઘણોજ થોડો વખ્ત મળતો, કારણકે વળી ચોકીદાર ત્યાં પહેરો ફરતો આવતો, કે જેથી લૅમબર્ગને પોતાનો હાથ માંહે પાછો ખેંચી લેવો પડતો. આમુજબે બીજો અર્ધો કલાક નિકળી ગયો: પણ જ્યારે આખો અડગડો નકુચામાંથી બહાર ખેંચી કાહાડવામાં આવ્યો, ત્યારે આ કંગાળના દેલમાં ખુશહાલીની ધ્રુજરી થવા લાગી, કારણકે તે જાણતો હતો; કે તેનાં નાસી જવાની અડચણમાંની અર્ધીમાં તો તે ફાવ્યો હતો.



( ચિત્ર ૧૩ મું. ) "પણ તેજ ઘડિએ 'લાઇટ' ઘોડેસવાર રીજમીટ તેઓનીવચ્ચે પોતાના ઘોડાઓ દોડાવી લાવી." ( પાનું ૨૨૬ મું.)

ફરીથી એકવાર આસાયશ લેવામાટે તે પાછો નિચ્ચે ઉતર્યો—પણ આ વખ્તે ફક્ત થોડીજ "મિનીટો"સુધી. આટલી થોડીવાર પણ તે આસાયશ લેતે નહીં, પણ તેનાં શરીરના સાંધાઓ તદન અકડી ગયા હતા, તે છુટા પાડવાને, તથા નાસવાની છેલ્લી કોશેશ કરે, તેઅગાઉ જરા પાછો તાઝો થવાને તેને તેમ કરવાની ઝરૂર જણાઈ હતી. હવે ફરી એકવાર તે ઉભા દાદરઉપર ચઢયો: તે છેક મથાળેનાં પગથિયાંઉપર આવી લાગ્યો—પેલા ચોરદરવાઝાની-નિચ્ચે અર્ધો દબાઈ જઇ વાંકો વળી ઉભો, એવીરીતે કે જેવું તે ઉઘાડે, કે તે ઝમીનની સપાટીઉપર આવી ઉભો રેહે. હવે ફરીથી કયારે તે ચોકીદાર પાછો તે બંદીખાનાંનાં આખાં છાપરાંનીઆસપાસ પોતાના પહરાઉપર ફરવા જાય, તેની આશામાં તે થોભ્યો; દમ ઉંચો રાખી એન્તેઝારીથી તે તેનાં પગલાંનો આવાઝ સાંભળવા લાગ્યો; આહા ! આ વખ્તે હવે તે પહરાગીર તેમજ કરતો હતો ! નહીં—તેતો પાછો આવ્યો ! આહા ! આએ વખ્તે તો તે ખચિત તેમ કરતો હતો! નહીં—વળી પાછી નાઉમેદી !—તે તો પાછો ત્યાંજ ફર્યા કરતો હતો ! આ વખ્તની લૅમબર્ગની એન્તેઝારીનું બ્યાન કરવું મુસ્કેલછે: તે તેનો સર્વેથી અતિશય દુઃખદાયક વખ્ત હતો —ખરેખર જોતાં તો તે રીબતો હતો. જાણે એક ત્રાજવાંમાં તેનું મોત અને ઝેંદગી તોળાતાં હતાં: આ છેલ્લી કોશેશઉપર તેના જીવનો સઘળો આધાર હતો.

"આહા ! આખરે તે જાયછે ખરો !" એમ લૅમબર્ગે મનમાં ધાર્યું, અને દમ ઉંચો રાખીને સાંભળવા લાગ્યો. "હા, હા—તે ચોકીદાર ત્યાંને ત્યાં ફર્યા કરવાનેબદલે છાપરાંની-આસપાસ આંટો મારી આવવા જતો હતો !"

પેલો છટકાંવાળો દરવાઝો ઉઘાડવાને આ બંદીવાને એક પળ પણ ખોહી નહીં—ઓહો, કેવી ચોકસાઈથી તેણે તેમ કીધું ! જરા પણ આવાઝ કીધો નહીં—તેનાં મીજાગરાંઓમાંથી જરા પણ સાદ નિકળવા દીધો નહીં—તેનાં પાટિયાંઓ જરા પણ ખખડયાં નહીં ! તેણે છાપરાંના ઢળાવઉપર ધીમેધીમે બારણું પછવાડે મુક્યું ! આ સઘળું એક "મિનીટ"માં થઇ ગયું.

હવે બહાર કુદી પડી અઘોર અંધારાંમાં નાસવાનુંજ બાકી રહ્યું હતું ! તેમ પણ તેણે કીધું; અને પછી જેટલી ઝડફથી એક કામઠામાંનો તીર ઉડે, તેવી ઝડફથી આ ગુનાહગાર ત્યાંથી પોબારા માપી ગયો ! એક ઘડીમાંજ તે પહરાગીરનાં મ્હોમાંથી અજાયબીનો આવાઝ નિકળી પડયો—તેણે પોતાની ભરેલી બંદુક છોડી—તેની ગોળી લૅમબર્ગના કાનઆગળથી એટલીતો પાસેથી પસાર થઈ, કે તેની ગર્મીવટીક તેના ગાલને લાગી. પણ, ખુશહાલીસાથે અતિયંત એન્તેઝારીથી જરાપણ ઈઝા પામ્યાવગર તેણે દમ બાંધીને આગળ નાસવાજ માંડયું—તે ચિંતામાં એટલોતો ગરકાવ થઈ ગયો હતો, કે તે પહરાગીર તેનીપછવાડે દોડયો આવતો હતો, તેનાં પગલાં પણ થોડીક "મિનીટો"સુધી તો તેનાં સાંભળવામાં ન આવ્યાં. પણ, ખરેખર તેની પુઠ પકડવામાં આવી હતીઃ તે ચોકીદાર તેને પકડવા પછવાડે દોડતો આવતો હતો.

તે સેપાહ પોતાની બંદુક ઝમીનઉપર ફેંકી દઈ તેનીપછવાડે લાગ્યો હતો; તે તેની એટલોતો નઝદીક આવી લાગ્યો હતો, કે કેદીનાં પગલાંવટીક તે સાંભળી શકતો હતો. ભારે અંધારાંમાંથી તેઓ બંને દોડવા લાગ્યા—આગળ નાસનાર ને પાછળ પકડનાર—આમુજબે એક કઠણ સરખો રસ્તો, કે જેની બંધે બાજુએ ખાઇઓ આવેલી હતી, ત્યાં તેઓ દોડયાજ

કીધા. તરતજ લૅમબર્ગને જણાયું, કે તેની પુઠ પકડવામાં આવી હતી; અને આહા! ધાસ્તી અને દુઃખનેમારે તેણે કેવી ઝડપથી દોડવા માંડ્યું ! આખી ઝેંદગીમાં તે કોઇ વાર આ-પ્રમાણે જીવ લઈ ઝડપમાં દોડયો ન હશે ! છતાં તેને જણાયું, કે તેનો પકડનાર તેનીપુઠ ઘણો નઝદીકનેનઝદીક આવતો જતો હતો: હવે પોતાની સલામતીમાટે તેણે કાંઈ કરવુંજ જોઇએ ! તે પછવાડે દોડનાર કોઇજ નહીં. પણ તે ચોકીદારજ હતો, તે તો તેની ખાતેરી હતી: તેને ખબર નહતી, કે તે પહેરાગીરે પોતાની બંદુક તો ફેંકી દીધી હતી—ડૅનિયલ એમજ સમજતો હતો, કે દોડતાંદોડતાં તેણે તે પાછી ભરી હતી; કાંઇ નહીં તો તેનીપાસે તલવાર તો હશેજ, અને પોતે તો કશાં પણ હથિયારવગરનો હતો, એમ તે ધારતો હતો; અને વળી ખુન કરવાસેવાય બીજી બાબતમાં તો ડૅનિયલ લૅમબર્ગ પાકો હિચકારો હતો—ખુન કરવું એ પણ એક હિચકારાનુંજ કામછે. અને જોકે તે જીવઉપર હમણાં આવેલો હતો, છતાં પાછાં ફરીને તે પહેરાગીરસાથે લડવાની તેનામાં હેમત નહતી !

તે પાપીએ પોતાની જમણીગમ જોયું: તેનાં જોવામાં ત્યાં એક ખાઈ આવી—તે પહોળી હોવાથી કુદી જઇ શકાય એમ નહતું—વળી તે કેટલી ઉંડી હતી, તેની પણ તેને માહેતી નહતી—પણ જો તે તેમાંથી જાનવરનીપેઠે પોતાના હાથો અને પગોઉપર ચાલી જાય, તો કદાચ આવાં અંધારાંમાં તે છટકી જવા પામે. તેણે પાછી પોતાની ડાબી બાજુ-તરફ જોયું:—ત્યાં પણ એક ખાઈ હતી, અને સાંમી પારે તો એવું અંધારૂં હતું, કે જાણે એક કાળી ભીંત ઉભી કીધી હોય. પણ ચોકીદાર તો તેની વધારેનેવધારે નઝદીક આવતોજ ગયો: તે જોઈ તેણે ખાઇમાં ભુસ્કો માર્યો—અને તરતજ તેમાંનાં પાણી તેનાં માથાંઉપર ફરી વળ્યાં. તે પાછો ઉપર આવ્યો—તે પોતાની ઝેંદગીનેમાટે તે પાણીની ઘોરમાં અવળ્યાં મારવા લાગ્યો—ફરીથી એકવાર પાછો ડુબી ગયો—તેના કાનમાં સુણસુણ સુણસુણ આવાઝ થવા લાગ્યો, અને આ વખ્તે તેની ઝેંદગીના સઘળા મુખ્ય બનાવો એક નાટકના દેખાવનીપેઠે તેનાં મગઝમાંથી એક વિચારનેવેગે પસાર થઈ ગયા:—અને પછી તે બીહુશ થઈ ગયો.

પણ તે પાપીનાં નસીબમાં આ ખાઇમાં મરવાની સરજત નહતી. જોકે આવે મોતે મરવું, એ પણ ભારે કમકમાટભરેલું અને ધિક્કારવાજોગ હતું, તોયે તેના નસીબમાં હજી વધારે કમકમાટભરેલે અને હજી વધારે ધિક્કારવાજોગ મોતે મરવાનું સરજેલું હતું. જ્યારે તે પાછો શુદ્ધિમાં આવ્યો, ત્યારે તેને જણાયું, કે તેને તેના ડગલાના ગળેબંધમાંથી પકડીને એક મઝબુત હાથ ઝમીનઉપરથી ઘસડી જતો હતો. બનેલા બનાવનું સ્મરણ તેને ધીરેધીરે થવા માંડ્યું; સર્વે બાબતની તેને સમજ પડી ગઇ ; અને પોતે કેવી ધાસ્તીભરેલી હાલ-તમાં આવી પડયો હતો, તે જ્યારે તેને પોતાના હાથો અને પગો મઝબુત બાંધેલા જોયા, ત્યારે તરત સમજી ગયો. તે પહેરાગીરે તેને ખાઇમાંથી બહાર ખેંચી કહાડયાપછી, તેનાં મુશકો બાંધીને, આપ્રમાણે પાછો બંદીખાનાંતરફ ઘસડી જતો હતો.

આખરે બંદીખાનાંઆગળ તેઓ આવી પહોંચ્યા: તે પહેરાગીરે આ વખ્તે તેને દાદર મુકી તેઉપરથી ઉતારવાજેટલી પણ તસ્દી લેવાનું નામુનાસેબ ધાર્યું; પણ પેલા ચોરદરવાઝા-માંથી નિચ્ચે સેરવી દીધો—તો જોકે તેમ કરતાં તેણે કોઇ પણ રીતે વગર કારણનું ઘાતકી-પણું, કે ઝુલ્મ ગુજાર્યો નહીં. જ્યારે લૅમબર્ગ પાછો તે ભોંયરાંનાં કેદખાનાંને તળિયે આવી

પડ્યો, કે મનનાં દુઃખથી પીડાઇને ભારે શોકનો ધીમો આવાઝ કાહાડવા લાગ્યો; તેણે પોતાનાં માથાંઉપર પાછું તે ચોરફાલકું ઢંકાતું તથા તેનો અડગડો પાછો દેવાતો સાંભળ્યો.

આમુજબે થોડા કલાકો નિકળી ગયા;—પોતાની પીઠઉપર ચત્તો પડીને આ કંગાળ તે અણિયાળાં છાપરાંનાં મથાળાંમાંથી સવારનું ઝાંખુ અજવાળું જોતો હતો, તેવોજ તેણે ચોરદરવાઝાનીઆગળ માણસોનાં પગલાં અને બોલવાનો સાદ સાંભળ્યો. સવાર પડવા માંડ્યું હતું: અને તે છાપરાંનાં હવા આવવાનાં બાકોરાંમાંથી તે સવારનું ઝઝકળું જોઇ શકતો હતો.

તે ફાલકું ઉઘડ્યું—નીસરણી નિચ્ચે ઉતારવામાં આવી:—તેવારે બે સિપાહો અંદર ઉતર્યા—અને તે બંદીવાનના હાથેપગે છોડી નાખ્યામાં આવ્યા. ફરી હાથો બાંધવામાં આવ્યા, પણ આ વેળા તે તેની પીઠપછવાડે બાંધવામાં આવ્યા. તેને તે નીસરણીઉપર ચઢાવ્યામાં આવ્યો—પણ ઘણાંક કલાકોસુધી તરબોર થયેલાં કપડાંમાં પડી રેહેવાનેલીધે તેનાં શરીરનાં સાંધેસાંધા ઠંડીથી અકડી ગયા હતા, જેથી તે નીસરણીઉપર ચઢી પણ શકયો નહીં. ધ્રુજતો અને થથરતો—તેના દાંતો કચકચતા—લૅમબર્ગને ગામની પાદરે જયાં થોડાંક ઝાડો આવેલાં હતાં, ત્યાં લઇ જવામાં આવ્યો; ત્યાં રેહેવાસીઓનાં ટોળેટોળાં ઉભેલાં તેનાં જોવામાં આવ્યાં, કે જેઓ તેને ફાંસી દેતો જોવામાંટે ત્યાં ભેગાં થયાં હતાં, તેણે હેમત દેખાડવાની મતલબથી ઘણો વિક્રાળ દેખાવ કરવાની તજવીઝ કીધી; તેમાં તે ફાવ્યો નહીં. તે તદન નાસેપાસ થઇ ગયો હતો—કંગાળ બની ગયો હતો—ઘણોજ કંગાળ—યા ખુદા, કેવો કંગાળ!

એક પાદરી તેનીઆગળ આવ્યો: પણ તે પવિત્ર પુરૂષના ઉપદેશોઉપર તેણે કશું લક્ષ દીધું નહીં; તેના દેલાસાનાં સુખનોના ઉત્તરોવટીક દીધા-નહીં: તે પોતાની કંગાળિયતમાં બેભાનજેવો થતો જતો હતો. દોરડાંનો એક ફાંસો તેનાં ગળાંમાં નાખ્યામાં આવ્યો: અને બીજો છેડો એક પણ પાંદડાંવગરનાં અને સુકાઇ ગયેલાં એક ઝાડની ડાળીઉપર ફેંકવામાં આવ્યો, કે જે ઝાડ વિજળી પડવાથી મરીને કરમાઇ ગયું હતું. આહા! આવા એક માણસને ફાંસી દેવામાંટે ઝાડ પણ તેવુંજ ધાસ્તીભરેલીરીતે બરાબર લાયક હતું! ઇશ્વરી શ્રાપ તે ઝાડ અને માણસ બંનેઉપર ઉતરેલા હતા! વનસ્પતિ દુનિયાની તે મરી ગયેલી વસ્તુ માણસની દુનિયાનાં મરણ પામેલાને લેવાની હતી!

ફાંસી દેવાનાં કામઉપર ચોકાસી રાખવાને જે અમલદારને નેમવામાં આવ્યો હતો, તેને એશારત કીધી; કારણકે આ ડરામણો દેખાવ જોવાને નહીં ઓમર પાશા કે નહીં ટવારિક હાઝેર હતા. (જુઓ ચિત્ર ૧૫ મું.) ગુંગળાવીને મારી નાખનારાં તે દોરડાંના છેડા ખેંચીને તે ગુનાહગારને ઉપર લટકાવી દેવામાં આવ્યો—તે સુકાઇ ગયેલી, પાંદડાં વગરની, વિજળીથી મરી ગયેલી ડાળીઉપર ઑસ્ટ્રિયન હાકેમનો બેટો પોતાની બદચાલો અને ગુનાહોનેલીધે લટકતો થયો! ત્યાં જોવા ન ગમે એવી ખેંચતાણો વચ્ચે નિર્દોષ, ખુબસુરત અને પાક સલિમાના પાપી ખુનીએ પોતાનો પ્રાણ છોડ્યો.

—❦—



## પ્રકરણ ૩૪ મું.

### ઝુઆવ.

આપણે પાછા ક્રિમીયાતરફ જઇશું. બાલાકલાવાની લડાઇ, કે જેમાં સિડની હૅઝલઉડ ઝખ્મી થઇ પડયો હતો, અને જે વખતે તેની ઝેંદગી જે જગ્યાએ આ ઇંગ્રેજ અમલદાર પડયો હતો, ત્યાં ઉદાર દેલના ઍડ્રિયન ડેલાંશીની વખ્તસરની મુલાકાતથી બચવા પામી હતી, તેનીપછી દશ દહાડા વહી ગયા હતા.

બ્રિટિશ છાવણીથી બની ગયેલાં કંતાનનાં ગામમાંના એક તંબુમાં જો આપણે ડોકયું કરી જોશું, તો ત્યાં આપણને મેજર હૅઝલઉડ એક ખાટલીઉપર લાંબો થઇ પડેલો નજર આવશે. જે ખરી કસોટીથી તેનાં શરીરને ખમવું પડયું હતું, તેથી તેનો ચેહેરો ફિક્કો મારી ગયેલો હતો; તેનું બદન તદન નાતવાન થઇ ગયું હતું. તેના ડાબા હાથમાં એક ગોળી પેવસ થઈ હતી; અને જોકે તેથી તેનો હાથ કાંઇ ચીરાઈ ગયો ન હતો, છતાં તેથી તેને ભારે ઇઝા થઈ હતી; તેઉપરાંત તેને તલવારોથી કેટલાક ઝખ્મો થયા હતા—કારણકે મેજર હૅઝલઉડ તે દિને જીવઉપર આવીને લડયો હતો. ગોળી બહાર ખેંચી કાહાડવામાં આવી હતી, અને ઝખ્મોઉપર મલમપટો કરવાથી તેઓ સાજા થવાનાં સારાં ચિન્હો દેખાડતા હતાઃ પણ લોહી પુષ્કળ જવાથી, તે મોતને કાંઠે આવી પડયો હતો, અને તેથી હમણાં આપણે તેને જોઇએ છૈયે, તે વેળા ઘણી નબળી અને સુસ્ત હાલતમાં તે પડેલો હતો.

યાદ રાખવું, કે જયારે તેને ઉંચકી લાવ્યામાં આવ્યો, ત્યારે તેને ઍડ્રિયન ડેલાંશીનાં તંબુમાં લઇ જવામાં આવ્યો હતો, કે જ્યાં પ્રથમ તેની સારવાર કરવામાં આવી હતી; આ તંબુમાં તે રીજમીટના વડા અમલદારની પર્વાનગીથી પેહેલા ત્રણ કે ચાર દહાડાઓસુધી તેને રેહેવા દેવામાં આવ્યો હતો. તેને ત્યાં રાખવામાંટે ઍડ્રિયન ડેલાંશીએ પોતાના વડાને "રીપૉર્ટ" કર્યો હતો, અને તેને કેવા સંજોગોવચ્ચે મોતમાંથી ઉગારવામાં આવ્યો હતો, તેનું વિગતવાર વર્ણન પણ કર્યું હતું. પણ તેને ત્યાંથી ખસાડવામાં આવે, એટલી શક્તિ જયારે હૅઝલઉડને આવી, ત્યારે તેણે પોતેજ પોતાને બ્રિટિશ છાવણીમાં તેના પોતાના તંબુમાં લઈ જવાને અર્ઝ કીધી,—તે અર્ઝ કાંઇ તેણે તે બહાદુર જવાન ફ્રેંચમૅનની પરોણાગત વધારે વખ્ત નહીં ચાખવાની હઠીલી નાખુશીનેલીધે કીધી હતી નહીં, પણ જયાં બ્રિટિશ વાવટો ઉડતો હોય, ત્યાં પાછા જવાની, અને પોતાનાં મથકઉપર પાછા ફરવાની આતુરતાનેલીધે હતી. તેને ખમેલાં દુઃખોનેલીધે તે ડેલાંશીના તંબુમાં બે દહાડાઓસુધી બેભાન પડી રહ્યો હતો, અને તેથી તેનો સ્વભાવ અધિરો, ચીડાઉ, અને આકળો બની ગયો હતો. વળી જે ફ્રેંચ તબીબ તેની સારવાર કરતો હતો, તેણે પણ તેને તેની ઇચ્છાપ્રમાણે ત્યાંથી ખસાડવામાટે ભલામણ કીધી હતી, આઉપરથી મેજર હૅઝલઉડને તેના પોતાના તંબુમાં લઇ જવામાં આવ્યો. ડેલાંશી પણ તેનીસાથે ત્યાં ગયો; કેટલાક અમલદાર દોસ્તો તેને ભેટવાને આવ્યા હતા, તેઓને તેને પુછયું, કે તેની રીજમીટનો જે સેપાહ

તેનું ખાનગી કામ કરતો હતો, તે ક્યાં હતો, પણ તેને જણાવ્યામાં આવ્યું, કે જે દહાડે બાલાકલાવાની લડાઈમાં તે પોતે ઝખ્મી થઇ પડયો હતો, તેજ દહાડે તે બાપડો પણ માર્યો ગયો હતો. આઉપરથી ઍડ્રિયન ડેલાંશીએ તેનો પોતાનો નોકર હૅઝલઉડનાં કામકાજમાંટે સોંપવાને ઘણી આગ્રહથી માંગણી કીધી ; અને તેથી મેજરે જોયું, કે તેનાતરફ બતાવવામાં આવેલી આટલી બધી માયાપછી જો તે ના પાડશે, તો તે નમકહરામમાં ખપશે, માંટે તેણે તે માંગણી કબુલ રાખી.

આપણે જણાવી ગયા છૈયે, તેમ બાલાકલાવાની લડાઇને દશ દિવસો થઇ ગયા હતા; છતાં નબળાઇથી મેજર હૅઝલઉડ પોતાનાં બિછાણાંઉપરજ પડયો રહ્યો હતો. જે જવાન ઝુઆવ પોતે હૅઝલઉડની ખેદમતમાં સોંપ્યો હતો, તે ઘણો નમકહલાલ, પોતાનાં કામઉપર ઘણો ધ્યાન આપનારો, અને ચંચળ નોકર નિવડશે, એવી ડેલાંશીએ તેને ખાતેરી આપી હતી; અને તેમજ પુરવાર પણ થયું. બીમારને જોઇતી સારવાર કરવામાં ગમેએવી પણ અનુભવી ધંધાદારી "નર્સ" આ ઝુઆવનાકરતાં વધારે હુશિયાર નિવડતે નહીં; આ જવાન ઝુઆવકરતાં વધારે ધ્યાનથી, મેહેનતથી, અને ખંતથી એક ભાઇ પણ તેની સારવાર કરતે નહીં. આખી બ્રિટિશ છાવણી માંદા પડેલા અને ઝખ્મી થયેલાઓથી ઉભાઇ ગઇ હતી ; અને કેટલાક ઉંચી પદવીવાળા અમલદારો, કે જેઓ માંદગીથી કે ઇઝા પામવાથી પોતાની ખાટલીઓઉપર પટકાઇને લાંબા થઈ પડયા હતા, તેઓનેમાંટે પણ પુરતી લાયકાતવાળા નોકરો કે તબીબો પુરાપાધરા મળી શકતા નહતા. એટલામાંટે હૅઝલઉડે પોતાને ઘણો નસીબવંત માનયો હતો, કે તે આ ઝુઆવની કાળજીભરી સંભાળતળે મેલાયલો હતો ; પણ તે આ બાબતવિષે ઝાઝી દરકાર કરતો જણાતો નહીં હતો—તો જોકે આવો ઉપયોગી, આવો મમતાવાળો, અને આવો હુશિયાર એક ખેદમતગાર તેની સેવામાં રોકવામાંટે તેણે ખચિત ઍડ્રિયન ડેલાંશીનો ઉપકાર તો માન્યો હતો.

જોકે હૅઝલઉડના ઝખ્મોમાં સારો સુધારો થતો જતો હતો, તોયે તેઓ એવા પ્રકારના હતા, કે તેઓની ચાલુ માવજત અને સંભાળ લેવાની આ નોકરને ફર્ઝ પડતી હતી. દહાડામાં એક વાર—અને તે પણ ફક્ત એક "મિનીટ"—એક ઇંગ્રેજ "સરજ્યન" બીમાર કેમછે, તે જોવામાંટે તેના તંબુમાં ફેરો મારી જતોઃ—કામ એટલું બધું હતું, બીમારોની સંખ્યા એટલી મોટી હતી, કે પોતાને હાથે તે ઝખ્મોનો મલમપટો કરવાની પણ તે તબીબને ફોરસત નહતીઃ તે તો ફક્ત શું કરવું, કેમ કરવું, તે સમજાવીને ત્યાંથી ચાલતી પકડતો ; અને તે સર્વેનીઉપર સારીરીતે અમલ થવાઉપર હૅઝલઉડની સલામતીનો આધાર હતો. આઉપરથી જોકે મેજર પોતાના આવા સરસ ખેદમતગારતરફ બીદરકાર હતો, તોયે તે ઝુઆવની માયાભરી સેવાનો લાભ આ પટકાઈ પડેલા અમલદારને પુરેપુરો મળ્યો જતો હતો. દરરોઝ વળી ઍડ્રિયન ડેલાંશી પોતે પોતાના પ્યારના આ ઇંગ્રેજ હરીફની મુલાકાતે આવતો, કે જે હરીફ બનેલા સંજોગોથી હાલમાં તેનો એક દોસ્ત થઈ પડયો હતોઃ પણ ઇંગ્રેજ "સરજયન"નાકરતાં દરરોઝ વધુનેવધુ વખ્ત તે આ ઝખ્મી થયેલા મેજરનીઆગળ ગાળતો; વળી તે પોતાનાજ ભંડારમાંથી કેટલીક ઝરૂરજોગી વસ્તુઓ પોતાનીસાથે લેતો આવતો, કે જેમાંટે બ્રિટિશ લશ્કરનાં દવાખાનાંનાં તેમજ મોદીખાનાંનાં ખાતાંઓ ઘણાંજ હાલહવાલ હતાં. કોઈ પણ ઝરૂરજોગી વસ્તુ ત્યાં મળી શકતી નહતી.

અત્રે થોડોક ખોલાસો કરવાની અગત્યછે. આ ઝુઆવ રીજમીટો પ્રથમ ફ્રેંચ હકુમતતળેના આલજીરિયાનાં સંવસ્થાનમાં ઉભી કર્યામાં આવી હતી, અને તે વખ્તે એવો વિચાર રાખ્યામાં આવ્યો હતો, કે તેઓમાં સઘળા ત્યાંના આફ્રિકન હબ્શી દેશીઓનેજ દાખેલ કરવા. પણ ઘણાક સબબોનેલીધે, કે જે અત્રે દરસાવવાનું કામ આપણું નથી, આ યોજના ધાર્યાજેટલી પાર પડી નહીં; અને તેઉપરથી આ ઝુઆવ રીજમીટોમાં જવાન ફ્રેંચમેનોની મોટી સંખ્યાને દાખેલ થવામાટે ઉત્તેજન આપવામાં આવ્યું. હવે આ જવાન ઝુઆવ, કે જેનું નામ ગસટેવ હતું, તેનેમાટે ઍડ્રિયન ડેલાંશીએ હૅઝલઉડને એમ જણાવ્યું હતું; કે તે ફ્રેંચ દેશી હોવાથી આ ઝુઆવ રીજમીટમાં દાખેલ થવા પામ્યો હતો. ખચિત, જોકે તે ઉમરે ઘણો ન્હાનો હતો—તોયે પૂર્વતરફ આવવાઆગમચ તેને આફ્રિકાની ગર્મ હવાનો કેટલોક અનુભવ થઈ ચુકયો હતો, કે જે ત્યાંનાં તડકાંથી સ્હેજ સામળો મારી ગયેલો તેનો ચેહેરો દેખાડી આપતો હતો. તેનેવિષે બોલતાં આપણે અત્રે જણાવવું જોઈએછે, કે તેની વય આસરે વીસ વર્ષોની જણાતી હતી: તેનાં મ્હોંડાંઉપર ઝીણીઝીણી, કાળી મુછ ફુટી નિકળેલી હતી, તેસેવાય દાઢી કે થોભાજેવું બીજું કશું નહતું; તેનો ચેહેરો ઘટમદાર, અને સરખો હતો; તેના બાલ કાળા હતા, અને તેવીજ કાળા રંગની આંખો પણ હતી, કે જેઉપર લાંબાં કાળાં પાંપણો હતાં. સાધારણ ઉંચાઇકરતાં તે સ્હેજ નિચો હતો, અને તેનું શરીર પાતળિયું હતું, તો જોકે ઝુઆવ રીજમીટનો ઢીલોઢચ પુશાક પેહેરેલો હોવાથી તેનાં શરીરની સુંદર કાંતીનો બરાબર ખ્યાલ આવતો નહતો. તોયે જો તે દેલબેસતાં કપડાં પેહેરે, તો તેનું સુંદર શરીર કેવું શોભિ નિકળે, તે એક અનુભવી જોનારથી છુપું રેહેતું નહતું.

જેમ આપણે આગળ જણાવી ગયા છૈયે, તેમ જો ઍડ્રિયન ડેલાંશીએ ઉદાર દુરઅંદીશી વાપરી નહતે, તો મેજર હૅઝલઉડના તંબુમાં જોઇતી વસ્તુઓની મારામાર થતે, તેબી વળી કાંઇ મોજશોખની વસ્તુઓજ નહીં, પણ એક બીમારને જોઇતી ઝરૂરિયાત વસ્તુઓનીવટીક. છેલ્લા બે કે ત્રણ દહાડા થયા ધોધમાર વરસાદ વરસતો હતો; અને જો આ ભલા ફ્રેંચ અમલદારે લોખંડનો એક ખાટલો તરતાતરત મોકલી આપ્યો નહતે, તો હૅઝલઉડની રજાઇ પાણીથી પચપચતી ઝમીનઉપર પડી રહી હતે. વળી તેણે પોતાના તંબુમાંથી ઉંચકીમેલી શકાય, એવી સગવડભરેલી એક સગડી પણ પુરી પાડી હતી, કે જેઉપર તે ઝુઆવ પાણી તાતવતો, કે ખુરાક પકાવતો. "વાઇન," સુકો મેવો, સારા ઘઉંનું પાઉં, તાઝું ગોસ્ત, અને બીજી તરેહવાર સુખાકારીની ચીઝો ઍડ્રિયને પુરી પાડી હતી—અને તેઉપરાંત ઘાનું કપડું, પાટાઓ અને દવાવટીક પોતાનાં લશ્કરમાંથી તે લાવી તૈયાર રાખતો હતો, કેમકે બ્રિટિશ લશ્કરી દવાખાનું તો ઘણુંજ કંગાળ હાલતમાં અને અપુર્ણ હતું. એક અનુભવી "સરજ્યન"નાજેવી સફાઈથી ગસટેવ ઝખ્મોઉપર પાટા બાંધતો; બરાબર ઠરાવેલે ચોકસ વખ્તે તે દવાના ભાગ પાતો; તે બીમારનું બિછાણું અને તકિયાહ એવીતો માયાથી ગોઠવતો, કે એક બેહેનવટીક તેવી માયા દેખાડી શકે નહીં—અને પોતાના બીમારનાં સુખ અને સગવડનેમાટે તે એટલીતો કાળજી રાખતો, એવોતો પોતાનાં કામમાં ચપળાઇ દેખાડતો, દરેક ન્હાનીસરખી બાબતનેમાટે એટલીતો ચોકસાઈ રાખતો, કે તેમ એક કેળવાયલી "નર્સ" પણ દેખાડે નહીં. વળી તે સિડની

હૅઝલઉડનેમાટે એવોતો સરસ અને સ્વાદિષ્ટ ખુરાક પકાવતો, કે બિમારીનેલીધે તેની ભૂખ ગમેએવી મરી ગયેલીછતાં, તે ખાવાને લલચાતો ; અને તે ખુરાક એવી સારીરીતે તેનીસાંમે પીરસતો, કે મેજર હૅઝલઉડ એક લશ્કરી છાવણીની હાડમારીમાં પડેલોછે, એવો તેને વિચારવટીક આવતો નહતો.

હૅઝલઉડ ફ્રેંચ ભાષા ઘણી સરસરીતે બોલી શકતો હતો ; અને તેટલામાટે જો તે ચાહાતે, તો પોતાના ગરીબ નૌકરસાથે વાતચિત કરી પોતાનો વખ્ત સારીરીતે પસાર કરી શકતે. પણ તે ગસટેવનીસાથે કદાચજ વાત કરતો હતો—અને તેપણ કાંઈ જોઈતું કરતું માંગવું પડે ત્યારેજ, અથવા ખાટલાઉપર એમ તેને પડી રેહેવું પડતું હતું, તેમાંટે તેને પોતાની અધિરાઇ જણાવવી પડે ત્યારેજ. આપણે કબુલ કરવું જોઈએ, કે પેહેલા દહાડાઓઉપર તો તે એટલો નબળો પડી ગયો હતો, કે લાંબા તાહેલાં કરવાજેટલી શક્તિ તેનામાં નહતી: પણ છેલ્લા બે કે ત્રણ દિવસો થયા, તો તેને એટલી શક્તિ આવી હતી, કે જો તે વાતચિત કરવા માંગતે, તો તેમ આસાનીથી કરી શકતે. તોયે તેણે ગસટેવસાથે ઘણુંજ થોડું બોલવાનું જારી રાખ્યું. વાંચનારને પુરતી ખબર તો હશેજ, કે હૅઝલઉડ ઉદાર લાગણીઓ ધરાવતો હતો, તોયે તે લાગણીઓ મંદ થઇ ગયેલી, અને તેનાં દેલમાંજ છુપાયલી રેહેતી હતી ; અને તેટલામાટે તેને એમ નહીં લાગ્યું, કે જે માયા અને કાળજી તે જવાન ઝુઆવ તેનીતરફ બતલાવતો હતો, તેનાં ભારે અહસાનમાં તે હતો. તે તો એમજ ધારતો હતો, કે આવો ઉમદા એક નૌકર તેને આપવામાટે તેણે ઍડ્રિયન હેલાંશાનો ઉપકાર માન્યો હતો, અને તેજ પુરતું હતું.

તોયે તેનાજેવા ઉદાર ખવાસનો માણસ તો ઝુઆવની લાયકાત વધારે સારીરીતે પિછાણી શક્વો જોઇએ. એવા માણસે તો તરત જોઈ લેવું જોઈતું હતું, કે કેવી ભારે સંભાળથી, તે તેનું દરેક કામ બજાબ્યો જતો—અને વળી એટલું પણ જોઇ શકતે, કે જે કામ તેના પોતાના શેઠે તેને સોંપ્યું હતું, તેજ તે બજાવતો નહતો, પણ દરેક કામ ખરાં દેલથી બરાબર કરવાને તે કેવી ભારે ઉલટ અને એન્તેઝારી દેખાડતો હતો. જો બીમારનાં બિછાણાંઉપરનું કપડું જરા ભોંયઉપર લબડતું, તો કેવી ચોકાસીથી તે તરત ઉઠીને પાછું સરખું કરતો ! —જો વરસાદ વરસવા માંડતો, તો કેવી અગમચેતીથી, તે તરત દોડી જઈ તંબુની બહાર આસપાસ એક ન્હાની નીક ખોદી કાહાડતો, કે જેથી પાણીના ધોધ અંદર દાખેલ થવાનો બદલે બહાર દુર નિકળી જાય !—રખે પાણી અંદર ટીપાય, એવી ધાસ્તીથી તે કેવી ચપળતાથી તંબુમાં પડેલું દરેક આંધરૂં, કે ફ્રાટ તરત સીવી લેતો !—ફક્ત સાદડીના એક ટુકડાઉપર બેસી માત્ર રોટીનો એક ટુકડો અને ઠંડાં પાણીનો ગોટ જલ્દીજલ્દી ખાઈપી લઇ, કેવા સંતોષ અને ઉલટથી તે બીમારનો ખુરાક પકાવવામાં ગુંથાતો !—આખીઆખી રાત તે બીમારનેખાતેર કેવો ઉજાગરા કરતો ! અને દર દશદશ "મિનીટે" કે પાપા કલાકે પોતાની સાદડીઉપરથી ઉઠીને તપાસતો, કે હૅઝલઉડ સુતેલો હતો, કે નહીં ! અને જો નહીં સુતેલો હોય, તો તેને કાંઇ જોઈતું હતું કે નહીં, તે કેવી માયાથી તે પુછતો ! તે વારંવાર વગર માથું-મારવે પણ ખરી આતુરતાથી તેનાં દરેક સુખ અને સગવડનેમાટે કેવો તતપર રેહેતો ! પણ, આપણે જેમ જણાવી ગયા છૈયે, તેમ આ સઘળી સંભાળ, કાળજી, અને માયાની હૅઝલઉડને

ઘણીજ થોડી ખબર પડતી હતી—અને અગરજો પડતી, તો તેની તે થોડીજ દરકાર કરતો હતો. ગરીબ બીચારો ઝુઆવ !

બાલાકલાવાની લડાઈના દશ દિવસોપછી—એટલે તા૦ ૪ થી નવેમબરની સાંજના— તે બીમાર કેમ હતો, તેની ખબર લેવાને હેઝલઉડની રીજમીટનેલગતા ત્રણ કે ચાર અમલદાર મિત્રો તેના તંબુમાં દાખેલ થયા; તેઓને આશા હતી, કે તેઓસાથે બરાબર વાતચિત કરવાજેટલી તેની હાલત સુધરી હશે. તે દહાડે બીજા દહાડાઓકરતાં પણ હેઝલઉડ ઘણો તાસવીસ કરતો હતો; તેનો સ્વભાવ ચીડાઉ થઇ ગયો હતો, અને તે જરાજરામાં ટપી જતો હતો: વળી તે અમલદારો તેનેવિષે ઘણા બીદરકાર હતા, એવી પણ તેણે ફરિયાદ કીધી; તોયે આજે તેઓ તેને મળવા આવવાથી તે લગાર ખુશી થયેલો જણાતો હતો. એટલેકે, પેહેલાંતો તેણે બડબડવા અને ઠપકારૂપી તાણાઓ તેઓને માર્યા, પણ પછી તેનો બગડી ગયેલો સ્વભાવ જરાજરા સુધરવા લાગ્યો, અને તે તેઓસાથે ખુશ મેઝાજથી વાતે મંડ્યો. આ અમલદારો, જેઓ હેઝલઉડના તંબુમાં મુલાકાતે આવ્યા હતા, તેઓમાંના કોઈ ન્હાનાં "સ્ટાંડો"ઉપર, તો કોઇ સામાનની પેટીઉપર ચઢી બેઠા હતા; ફક્ત ગસટેવજ ઝમીન-ઉપર ચટાઇ બિછાવીને તેઉપર બેહેલો હતો; તેને પોતાના બંધે હાથોવચ્ચે પોતાનું માથું પકડેલું હતું; અને તેની આંખો બીમારનેસારૂં ચા બનાવવામાંટે સગડીઉપર જે પાણીની કીટલી ગર્મ કરવા મુકી હતી, તેતરફ હતી.

અહીંતહીંની થોડીક વાતો કરવાપછી તે અમલદારોમાંનો એક બોલ્યો, "અને હેઝલઉડ, તમો હવે ઠીક છેઓ, ખરૂં કેની? ચાલો, મારા પ્યારા દોસ્ત, હવે જેમ બને તેમ જલ્દી સાજા થઇ જવાની તજવીઝ કરો; અગર નહીંતો, જો હું ભુલતો ન હોઉં, તો સખ્ત ઝપાઝપી થનારછે, ને તેમાં તમો ભાગ લેતા રહી જશો."

અલબતાં સિડની એક બહાદુર મર્દ હતો, માંટે આ વાત સાંભળીને તેની આંખો ઉલટથી ચમકવા લાગી, અને તેને જવાબ આપ્યો, "તમારી કેહેવાની મતલબ શું છે? શું તમો એમ ધારોછો, કે રશિયનો આપણીઉપર ફરીથી એકવાર હમલો કરવાનો વિચાર રાખેછે? સત્યાનાશ જાય એનું, હુંબી કેઇ વખ્તે આ ખાટલે અડયોછું!"

તેજ અમલદાર પાછો બોલ્યો, "પ્યારા દોસ્ત, તમોને ખોજવાવાની કે બળાપો કરવાની કશી ઝરૂર નથી. આપણો બધાનો હાલ કોઇનેકોઈ દિવસે એવોજ થવાનો—તમોએ તો પેલા ખુબસુરત જવાન ફ્રેંચમૅન, કૅપટન ડેલાંશીના ઘણા ઉપકારી થવું જોઇએ, કે જેણે તમારી ઝેંદગી બંચાવીછે."

હેઝલઉડ—"ઉપકારી? હું ખરેખર તેનો ઉપકારીછું. પણ——"

તેટલાં બીજો અમલદાર વચ્ચે બોલી ઉઠ્યો, "અને હું ધારૂંછું, કે આ જવાન ઝુઆવ પણ ઉપકારનેલાયકછે—પણ એ ઇંગ્રેજી બોલી શકેછે કે?" તે અમલદારે ધીમે સાદે પુછયું.

હેઝલઉડ—"એક વાકય તો નહીં, પણ એક શબ્દબી નહીં. બધીરીતે જોતાં આ પોરિયો ઘણો ઠીકછે: પણ તેમાં શું મોટી વાતછે, એ ફકત એની ફર્ઝ બજાવેછે. થોડા વખ્તનેમાંટે ડેલાંશીએ એની નોકરી મને ઉછીની આપીછે; એને મારા હવાલામાં સોંપ્યોછે;

અને પછી એ એના ખરા શેઠની નોકરી કરે, કે મારી કરે, એ બધું એને મનથી તો એકનું એકજછે. પણ હમણાં તમે મને શું કેહેવા જતા હતા?" હૅઝલઉડે પેહેલા બોલનાર અમલદારને સવાલ કર્યો.

અમલદાર—"એટલુંજ, કે રશિયનો આજે મોટી સંખ્યામાં પોતાનું લશ્કર શેરનાયાની ખોણ, કે જે ઇનકરમાનના ડુંગરોની બીજી બાજુએ આવેલીછે, ત્યાં જમા કરેછે. અમારી દુરબીનોમાંથી અમો તે બરાબર જોઈ શક્યે છૈયે; તેઓ એટલીતો મોટી સંખ્યામાં એકઠા થયાછે, કે જાણે મધમાખીઓનું ટોળું હોય તેવા તેઓ દુરથી દેખાયછે—પાયદલ રીજમીટોની ખીચોખીચ હારો—ઘોડેસવારોનાં ગંજાવર ટોળેટોળાં——"

પોતાના "કોચ"ઉપરથી ઉસ્કેરાઇને હૅઝલઉડ અર્ધો ઉઠી બેઠો, અને આતુરતાથી પુછ્યું, "અને શું તમો ધારોછો, કે તેઓ એક હમલો લાવવાનો એરાદો રાખેછે?"

આએજ વખ્તે ગસટેવ પણ પોતાની ચટાઇઉપરથી ઉઠ્યો; અને મુલાકાતે આવના રાઓવચ્ચેથી પસાર થઇ, તે બીમારના ખાટલાઆગળ આવ્યો, કે જેઉપર મુકેલા ટકિયાહઉપર હૅઝલઉડે નબળાઇનેલીધે પાછાં પોતાનું માથું નાખી દીધું હતું. પછી તે ઝુઆવે તેનાં બિછાણાંઉપરનાં ઓઢણાં, ટકિયાહ, વગેરે બરાબર પાછાં દરોસ્ત કીધાં; અને જોકે આ જવાન કશુંએ બોલ્યો નહીં—તોયે ઉસ્કેરાઇને જેવીરીતે બીમાર બોલ્યો હતો, અને પાછો સુઇ ગયો હતો, તેથી તેની ખરાબી થશે, એમ જાણે તે ઠપકો આપવા માંગતો હોય, એવો તેનો દેખાવ, અને તેની ઢબઉપરથી જણાતું હતું. તે પાછો પોતાની જગ્યાએ ગયો, અને સગડીઉપર પાણી ગર્મ કરવાનાં પોતાનાં કામઉપર લાગ્યો.

આ જોઈ તે અમલદારોમાંનો એક બોલ્યો, "હૅઝલઉડ, તમો ચોકસછો, કે આ પોરિયો ઈંગ્રેજી ભાષા સમજતો નથી?"

હૅઝલઉડ—"હા, હું ચોકસછું, કારણકે મેં પોતે એને તેબાબે પુછયુંછે—અને તેઉપરાંત વળી એના શેઠ કૅપટન ડેલાંશીએ પણ મને કહ્યું હતું, કે એ ઇંગ્રેજી ભાષા બીલકુલ જાણતો નથી. એ કેમ કરી જાણી શકે? અઢાર વર્ષોની ઉમરનો થયો, ત્યાંસુધી તો ફ્રાન્સની બહાર એણે પગવટીક મુક્યો નહતો, તે ત્યારપછી તો ઝુઆવ રીજમીટમાં જોડાયો; કે જે રીજમીટને તો પછી તરતજ પૂર્વની લડાઇનેમાટે વહાણઉપર ચઢાવી દીધામાં આવી હતી."

પેહેલા બોલનાર અમલદારે કહ્યું, "હમણાંજ મેં એને બરાબર નિહાળીને જોયોછે. આગળ તો મેં એનીતરફ જોવાની દરકાર કીધી નહતી. હમણાં જ્યારે હું એને બરાબર તપાસીને જોઉંછું, તો મને જણાયછે, કે એ અતિ ઘણો ચંચળ પોરિયોછે—અને વળી ઘણો ખુબસુરતછે—સાથે વળી ઘણો સભ્યતાવાળો જણાયછે. કેટલાક આ જવાન ફ્રેંચમેનો ઘણા અજાયબજેવી સભ્યતાવાળા રેહેછે! તેઓમાં જાણે કુદર્તી વિવેક ઉતરી આવેલો માલુમ પડેછે. જોકે તેઓ આપણા દેશના માણસોજેવા મઝબુત બાંધાના, કે પહોળાં હાડકાંનાં હોતા નથી. હૅઝલઉડ, મને લાગેછે, કે જ્યારે તમો 'સરજ્યન'ના હાથમાંથી સાજા થઇ બહાર પડશો, ત્યારે તમોને આ તમારા ઝુઆવને પાછો ડેલાંશીને સપોરદ કરતાં ઘણી દેલગીરી લાગશે?"

હૅઝલઉડ—"દેલગીરી! બચિત, શું ધૂળ મુકવા હું દેલગીર થાઉં? હું તો આ ઝુઆવની નૌકરી તદ્દન નાકબુલ કરનાર હતો, પણ શું કરૂં, કે મારી રીજમીટમાંનો મારો

નોકર જે દહાડે હું ઝખ્મી થયો, તેજ દહાડે બીચારો માર્યો ગયો. અને વળી ડેલાંશીએ આ દુકતાને મારી ખેદમતમાં રાખવાને ખરાં દેલની આતુરતાથી એટલોતો આગ્રહ કર્યો. કે તેને ના પાડવું મારેમાટે તદન અશક્ય થઇ પડ્યું. પણ પેલા રશિયનોબાબે—જો હુ ઘડીભર પણ ધારૂં, કે——"

અમલદારોમાંનો એક વચ્ચે બોલી ઉઠ્યો, "તમો શું કાંઇ ઘેલાબેલા થયાછો, કે આવી હાલતમાં તમારૂં બિછાણું છોડવાનો વિચાર કરોછો? તમારેથી તમારા ઘોડાઉપર ચઢી પણ શકાવાતું નથી—ખચિત, જો તમો તેમ કરવાનો યત્ન પણ કરશો, તો તમારૂં મોત આવેલું નક્કી જાણજો. પણ બધી વાત રહી, આજને કાલ આ રશિયનોના ક્રાસેકો આપણીઉપર ઉતરી આવે, એમ હું ધારતો નથીઃ તે દહાડે બાલાક્લાવાની ટેકરીઓઉપર તેઓએ પુરતો 'મેથીપાક જમ્યોછે'!"

લગાર ખીજવાટભરેલી અધિરાઇથી હૅઝલઉડ બોલ્યો, "પણ તમારામાંથી કોઇ હમણાંજ બોલ્યું, કે તેઓ ખીણમાં મધમાખીઓનાં ટોળાંઓનીપેઠે એકઠા થાયછે, તેઉપરથી મારી તો ખાતેરીછે, કે તેઓની મતલબ કાંઇ નવુંજુનું કરવાનીછે, અને જો તેમજ હોય, તો ઓહ ખુદા! ગમે તે થશે, પણ હું આ બિછાણાંમાં વધુ વાર કદી પડી રેહેનાર નથી."

આ વખ્તે તે ઝુઆવ પાછો પોતાની સાદડીઉપરથી ઉઠ્યો,—અને કાંઇ પણ ગડબડ કર્યાવિના હૅઝલઉડનેમાટે ચા બનાવવા લાગ્યો—કે જેમ કરવામાં વળી તેનો કાંઇ ભરમ હતોઃ કારણકે પોતાના બીમારને ફરીથી ઉસ્કેરાયલો જોઇને તેને લાગ્યું, કે તેને કાંઇ ચાપાણી આપવું, કે તે પાછો શાંત થાય. જોકે તેની આ સેવા ખરાં દેલની હતી, છતાં ખબડીભભડીને તેના હાથમાંથી ચા લઇ તેણે પીવા માંડી, પણ પોતે જેનાં ભલાંનેમાટે અતિશય કાળજી રાખતો હતો, તેના ખીજવાટથી તેને મનમાં કાંઇ પણ માઠું માની લીધું નહીં. પોતાની હાલચાલમાં જેવો વગરઆવાઝનો, તેમજ પોતાની ઝબાનથી પણ તે ચુપ હતો—મન ઠેકાણે રાખી શાંતપણે તે કામ કર્યો જતો હતો—છતાં જાણે જે કામ તે કરતો હતો, તેમાં મજાહ લેતો હોય, એવો તેનો દેખાવ હતો—આ રીતે તે હૅઝલઉડની સેવા બજાવ્યો રહ્યો.

પોતાની ચા પી રેહેવાપછી જ્યારે તે ઝુઆવ પાછો પોતાની ચટાઇઉપર જઇ બેઠો, કે વળી હૅઝલઉડે બોલવાનું શરૂ કર્યું, "હું ચાહુંછ, કે આપણને જણાય, કે સેબાસ્ટૉપોલમાં શું હાલચાલ થાયછે—ને ત્યાં મામલો કઇ તરાહનોછે."

આઉપરથી એક અમલદાર બોલ્યો, "હા,—અને જો આ બાબતમાં ભરોસાદાર અને ચોકસ ખબર કોઇ લાવી આપે, તો લૉર્ડ રૅગલૅન તેમજ જનરલ કૅનરૉબર્ટ ઘણી સારી રકમો આપવાને બહુ ખુશીથી તૈયાર થાય." તેની મતલબ ઇંગ્રેજ તથા ફ્રેંચ વડા સેનાપતિઓમાટે કેહેવાની હતી.

હૅઝલઉડ—"ત્યાંથી લશ્કરમાંના નાસી આવેલા છેલ્લા સેપાહો આપણા લોકોને શું જણાવેછે?"

પ્રથમ બોલનાર અમલદારે જવાબ વાળ્યો, "ઓહ! આ લુચ્ચા નાસી આવનાર રશિયન સેપાહોઉપર શું ભરોસો રખાય? તેઓ જે ખબરો આપણને પહોંચાડેછે, તે બધી એકમેકથીઉલટીજ હોયછે. એક જણાવેછે, કે ત્યાંનું લશ્કર અને રેહેવાસીઓ ખુરાકની

તંગીથી ભારે દુ:ખ ખમેછે: બીજો કેહેછે, કે તેથીઉલટું ખુરાકીની દરેક ચીઝનો જથો ત્યાં ધણો મોટોછે. બાલાકલાવાની લડાઇને આગળે દિવસે એક સેપાહ નાસી આવ્યો હતો, તેણે આપણને ખાતેરીસાથે કહ્યું હતું, કે લિપ્રાન્ડિનાં લશ્કરને ખુરાક અને દારૂગોળાની તંગીનેલીધે સેબાસ્ટૅાપૅાલથી ઉઠાંગરી કરીને સિમફેરૅાપૅાલખાતે જઇ મથક કરવાની ફરજ પડી હતી——"

**બીજો અમલદાર**—"આ દેખાઇતા નાસી આવનારા સેપાહોને રશિયનો આપણા-વચ્ચે ખરેખરા છુપા જાસુસોતરીકે ઢોંગ કરીને મોકલી આપતા હોય, તો હું કાંઇ ધણો અજાયબ થાઉં નહીં."

હૅઝલઉડ—"તેમાં કાંઇજ શક નથી ! અને તેટલાજમાંટે જો બની શકતું હોય, તો આપણીતરફથી જાસુસો મોકલી જોઇતી અગત્યની ખબરો મેળવવાની ધણી ઝરૂરછે, કે જેથી શેહેરના કેલ્લાનીઅંદર કેવો મામલોછે, તેની સાચી ખબર મળી આવે."

**એક અમલદાર**—(લગાર ખીદરકારીથી) "આહ ! જો કોઇ હુશિયાર શખ્સ સેબા-સ્ટૅાપૅાલમાં દાખેલ થવાની વેતરણ કરવાનું માથે લે, તોજ તેમ બની શકે. તે જો તેમ કર-વામાં ફતેહ પામે—ત્યાંની દરેક બાબતની નોંધ લે—અને પછી સઘળી ખબરો મેળવી-ને પાછો નિકળી આવવાની કોશેશ કરે—તોજ તેમ બને,—તે ખબરો પછી આપુને કેટલી કામની થઈ પડે !"

આ રીતે હૅઝલઉડ અને તેની મુલાકાતે આવનારાઓવચ્ચે લાંબો વખ્તસુધી વાતો ચાલી રહી; અને ત્યારપછી તેઓએ ત્યાંથી રઝા લીધી,—પણ જતી વખ્તે તેઓએ આવતી કાલે પાછા મુલાકાતે આવવાની કબુલાત આપી, અને આશા બતાવી, કે ત્યારે હૅઝલઉડ વધારે સુધરતી હાલતમાં તેઓને જણાશે.

તેઓના ગયાપછી અર્ધો કલાક નિકળી ગયો,—કે જે વખ્તનાઅરસામાં એક શબ્દ પણ તંબુમાં બોલવામાં આવ્યો નહીં હતો. તે ઝુઆવ પોતાની સાદડીઉપર બેઠેલો હતો ; અને જાણે સગડીમાંના આતશતરફ તેનું ધ્યાન રોકાયલું હોય, એવો દેખાવ કરતો હતો; પણ ખરેખરૂં જોતાં, તો તે દરેક "મિનીટે" એન્તેઝારીથી "કોચ"તરફ પોતાનું મ્હોંડું ફેરવીને જોયા કરતો હતો, કે હૅઝલઉડ ઉંધ્યો હતો કે નહીં. તેની ઢપઉપરથી લાગતું હતું, કે તે કોઈ બાબતનેમાંટે અધિરો થયેલો હતો. આખરે શ્વાસ લેવાના ચાલુ આવાઝથી તેની ખાતેરી થઈ, કે તેનો બીમાર ભરઉંધમાં પડયો હતો; આઉપરથી તે ઝુઆવ પોતાની ચટાઇ-ઉપરથી વગરગડબડ કરવે ઉઠયો, અને ધીમે પગલે તંબુમાંથી બહાર સટકી ગયો. થોડીક વેળાપછી—કહોકે આસરે અર્ધા કલાકપછી--ઍડ્રિયન ડેલાંશી તે તંબુમાં દાખેલ થયો; અને તે બીમારનીઉપર વાંકા વળીને પોતાની ખાતેરી કીધી, કે તે હજી ભરઉંધમાંજ પડેલો હતો. આ વખ્તે તે જવાન ફ્રેંચ અમલદારનો ચેહેરો અકળાયલો અને ઉચ્ચાટ જણાતો હતો—તે સિડની હૅઝલઉડના ખાટલાનીપાસે બેઠો; અને પોતાના હાથોની અદબ વાળીને કાંઇ ઉંડા વિચારમાં ગરક થયો.

હૅઝલઉડનું ગળું તરસથી સુકાઇ જવાને સબબે તે ચોંકી ઉઠયો, અને આસપાસ જોવાવગર બોલી ઉઠયો, "ગસટેવ, પાણી—ચા—દુધ--અથવા કાંઇબી આપ !" વધારે અધિરાઇથી "જલદી ! ઉતાવલ કર! સત્યાનાશ ગયો, એમ પૂતળાંનીકાંતી બેસી શાનો રહ્યોછે?"

કૅપટન ડેલાંશી પોતાના વિચારોમાં એટલોતો મશ્ગુલ થયેલો હતો, કે તે પેહેલાં તેનું આ બોલવું સમજી શક્યો નહીં: પણ હવે તેની શુદ્ધ ઠેકાણે આવી—તે તરત "સ્ટુલ-" ઉપરથી ઉઠ્યો—અને હૅઝલઉડતરફ દેલગીરી અને અજાયબીથી જોયું—તો જોકે જે હઠીલાઈ અને ખીજવાટથી તે બોલ્યો હતો, તેમાટે તેને અંદરખાનેથી સ્હેજ ગુસ્સો લાગ્યો હતો. પણ તે કાંઈ પોતાનેમાટે નહીં, તે તો પેલા જવાન ઝુઆવનેમાટે હતો. હવેજ આ ફ્રેંચ અમલદારને ઝાહેર થઇ ગયું હતું, કે હૅઝલઉડ કેવીરીતે તે બાપડાસાથે વર્ત્તતો હતો: તો જોકે હૅઝલઉડ તેનીસાથે સખ્તાઇથી, અને તોછડાઇથી વર્તેછે, એવી ફરિયાદનો એક હરૂફ પણ આજતુલિક ગસટેવે તો તેનીઆગળ કાહાડ્યો નહતો, અને હમણાં જ્યારે ન ધારેલીરીતે કૅપટન ડેલાંશીનાં જાણવામાં તે આવ્યું, ત્યારે તેને ગુસ્સો ઉપજે, તેમાં કશી નવાઈ નહતી. પણ તોયે તેણે પોતાનો ગુસ્સો તરત દાબી દીધો—અને જાણે કશું નહોય તેવો દેખાવ ધારણ કરી આસુદગી આપનારૂં જે પીણું તૈયાર કરી રાખવામાં આવેલું હતું, તેમાંથી પેયાલોભરી તેણે બીમારને આપ્યું.

**હૅઝલઉડ**—"અરે! મારા વાહાલા ડેલાંશી! તમે છેઓકે? તમારા આવવામાંટે હું ઘણો ખુશી ને ઉપકારી થયોછું! દહાડામાં બબ્બે મુલાકાતો! પણ ગસટેવ ક્યાં ગયો?"

**ડેલાંશી**—"તે હમણાં હાં પાછો આવશે." જોકે એમ બોલતાં તેનો ચેહેરો ઉચ્ચાટ થયેલો અને તેનો સાદ ધ્રુજતો હતો. "તેની ગેરહાઝેરીમાં તમારાં બિછાણાંઆગળ મેં તેની જગ્યા રાખીછે. શાંત થાઓ, અને પાછા સુઈ જાઓ;તમારાં દેલમાં તાપછે—આજે સાંજે તમારી-આગળ તમારા દોસ્તો મુલાકાતે આવ્યા હતા—અને તેઓની વાતથી તમો ઉસ્કેરાયાછો."

પણ ઉંઘી જવાનેબદલે તો હૅઝલઉડ રશિયનોના દાવપેચઉપર ડેલાંશીસાથે વાતો ચલાવવાની તજવીઝ કરવા લાગ્યો. તોયે રખેને તે બીમાર ઉસ્કેરાય, એવી ભલી નેમથી તે જવાન ફ્રેંચમૅને તેની પુરી ખાતેરી કરી આપીને શાંત કીધો; અને હૅઝલઉડ ધીમેધીમે પાછો ઉંઘમાં પડવા લાગ્યો.

આમુજબે કલાકો વહી ગયા,—તે વખ્તે તંબુમાં ઝાંખી રોશની હતી, પણ બહાર અંધારૂં ભીત અને તુફાન હતું, અને વખ્ત ઘણો ધીમેધીમે પણ અતિ કંટાળાભરેલો જવા લાગ્યો: કારણકે વરસાદ અને કરાં બંધે એકસંપી રાજ્યોનાં લશ્કરોનાં કંતાનનાં રેહેઠાણોનીઉપર અને આજુબાજુ ધુમ પડતાં હતાં. અને તેમછતાં હજી તે ઝુઆવ પાછો ફર્યો નહતો—અને તેથી હજી તે બીમારના "કાચ"નીપાસે બેસીને ઍડ્રિયન ડેલાંશીએ ઉજાગરો કરવો ચાલુ રાખ્યો હતો.





## પ્રકરણ ૩૫ મું.

### સેબાસ્ટૉપોલ.

રાતના દશ વાગ્તાનો વખ્ત હતો; મારમારનો વરસાદ વરસતો હતો, અને ભારે કરાં પડતાં હતાં; ત્યારે જવાન ઝુઆવ સેબાસ્ટૉપોલના કિલ્લાની બહારની દીવારનાં એક સૌથી નજદીકનાં નાંકાતરફ ઝપાટામાં જતો હતો. તેણે પોતાનો રસ્તો કારાબેલનાઇયાહનાં એક પરાંતરફ લીધો,—આ પરૂં સેબાસ્ટૉપોલનાં ગામનો એક ભાગ હતો, કે જેનીસાંમેજ ઇંગ્રેજોએ બંચાવમાટે ખાડાઓ ખોદેલા હતા, તેમજ બીજાં લશ્કરી કામચલાઉ બાંધકામો ઉભાં કીધેલાં હતાં. વળી આ જગ્યા સેબાસ્ટૉપોલનો સર્વેથી ઘણો અગતયનો ભાગ હતો, કારણકે તેમાં રશિયનોનું તોપખાતું, દારૂખાતું, ખુરાકીપુશાકી, તોપો ઓટવાનાં મોટાં કારખાનાંઓ, અને બીજાં ઝાહેર ખાતાંઓ આવેલાં હતાં. કારાબેલનાઈયાહનાં ગામનીવચોવચ એક મોટી ઇમારત આવેલી હતી, કે જેઉપર પીલા રંગનો વાવટો ઉડતો હતો; રશિયન વડા સેનાધિપતિ, પ્રિન્સ મેન્ટસિચકૉફની મતલબ આ વાવટો ચઢાવી, એવું દેખાડવાની હતી, કે તે મકાનમાં બીમાર અને ઝખ્મી થયેલાઓમાંટે "હૉસ્પિટલ" ઉઘાડવામાં આવીછે, આઉપરથી ઇંગ્રેજ સેનાપતિ લૉર્ડ રૅગલેંને પોતાનાં લશ્કરને ખાસ હુકમ આપ્યો હતો, કે તે મકાનઉપર બનતાંતુલિક તોપોનો મારો ચલાવવો નહીં, કેમકે તેમ કરવું, એ અશકત માણસોઉપર ઘાતકીપણું ચલાવવાબરાબર તે ગણતો હતો.

રાત અંધારી કીલ હતીઃ ગસટેવ પોતે પોતાનીસાંમે એક વારજેટલે દુર પણ જોઇ શકતો નહતો; કારણકે ફક્ત અંધારૂંજ નહતું, પણ સાથે વરસાદ અને કરાં પુષ્કળ પડતાં હતાં. તેણે પોતાનો ઉપર ઓઢવાનો મોટો ડગલો પોતાનાં શરીરનીઆસપાસ મઝબુત વિંટાજ્યો હતો—છતાં તે ચામડીસુધી ભિંજાઇને તરબોર થયેલો હતો.

પણ રાત ઘણી અંધારી હોવાથી તેને પોતાને તો એકરીતે ફાયદોજ હતો, કેમકે તેથી ઇંગ્રેજી ચોકીનાં થાણાંઓ ચુકાવી જવાનું તેને ઘણું સુગમ થયું; વળી વરસાદ અને કરાંનાં પડવાના આવાઝથી તેનાં પોતાનાં પગલાં સમજાતાં નહતાં. વગર અડચણે, અને વળી *ટાકિયાવગર ગસટેવે ઉતાવળે આગળ વધવા માંડયુંઃ પણ આમુજબે અર્ધો કલાક ઝડફમાં ચાલ્યાપછી તેણે પોતાની ચાલ ધીમી કીધી—કારણકે તેણે હવે જાણ્યું, કે તે કિલ્લાના રશિયન લશ્કરની નઝદીકમાં આવી પુગ્યો હતો. પણ તરતજ કોઈ વસ્તુ, કે જે ઝમીનઉપર પડેલી હતી, તેનીસાથે તેનો પગ અઠડયો, અને તે તુટી પડયો; તેનો હાથ માણસના ચેહેરાનાસમાગમમાં આવ્યો. એથી ઝુઆવનાં દેલમાં એક જાતનો કમકમાટ ઉપજ્યો; કારણકે તે ચેહેરો સંગેમરમરનાજેવો ઠંડો થઇ ગયેલો હતો, અને તેણે તરત જાણ્યું, કે તે શખ્સ એક મુર્દું થઈ પડેલો હતો. પણ જેવો તે પાછો ઉઠી ઉભો થયો, કે તેનાં ભેજાંમાં એક વિચાર આવી ગયો. તેણે પોતાનો હાથ તે મુવેલાના પુશાકઉપર ફેરવ્યો, તો તેને જણાયું, કે તે મરણ પામેલો શખ્સ એક રશિયન સેપાહ હતો.

---

* જુઓ નોટ ૬૬ મી.

ગસટેવે તરતજ તે મુડદાંનાં શરીરઉપરનો લશ્કરી લેબાશ કાહાડી લીધો, અને તે પોતાનાં લુગડાંનીઉપરજ પેહેરી લીધો. વળી તે મરનારની બાજુમાં તેની બંદુક પણ પડેલી હતી, તેથી તેણે ઉંચકી લીધી. દેખાઇતીરીતે આ સેપાહ પોતાની છાવણી છોડીને ભટકવા નિકળેલો, અને તેને ઈંગ્રેજ થાણાંઉપરથી ગોળી મારી વિંધી નાખવામાં આવેલો હોવો જોઇએ.

આપ્રમાણે મસ્કૉવીટ પુશાકમાં સજ થઇને, તે ઝુઆવે પાછું આગળ વધવા માંડયું, અને તે આખરે મટોડાંના ઢગથી બનાવેલી દીવારનીનઝદીક આવી પુગ્યો. તે વગરઆવાઝ કરવે તે દીવારની છેક પાસેથી વાંકોવાંકો ચાલ્યો, અને એક એવે ઠેકાણે આવી પુગો, કે જયાંની ભીટમાંનાં બાકોરાંમાંથી તોપોના મ્હોડાં જણાતાં નહતાં; ત્યાં તોપો ગોઠવેલી હતીજ નહીં; અને તેથી તેની ખાતેરી થઈ હતી, કે એવી જગ્યાએ સેપાહોની ચોકી મુકવામાં આવેલીજ ન હશે. ભારે હેમતથી તે હવે તે છાતીપુરજેટલી ઉંચી દીવારઉપર ચઢયો; કાન દઇને સાંભળવા લાગ્યો; અને વરસાદ તથા કરાંનાં પડવાના આવાઝમાંથી તેણે માણસોનાં બોલવાનો સાદ પરગરો સાંભળ્યો; એક બિલાડીનાજેવી ચપળાઇથી તે દીવારનીમાંહે કુદી પડયો; અને ત્યાં પણ તેને રોકવામાં ન આવ્યાથી તે રશિયનોએ ખોદેલા બંચાવના ખાડાઓની બહારની બાજુસુધી વધ્યો ગયો. હવે તેણે કારાબેલનાઇયાહનાં પરાંમાં જે રોશનીઓ બળતી હતી, તેતરફ ચાલવા માંડયું.

થોડીજ "મિનીટો"માં ગસટેવ એક રશિયન ચોકીદારનીસાંમે આવી ઉભો, કે જે ઝાડોનાં ઠુંઠાંઓવચ્ચે એમથીતેમ ફરીને પહરો ભરતો હતો.

બોખરે આવાઝે તે મસ્કૉવીટ સેપાહે સવાલ કીધો, "ત્યાં કોણ જાયછે?"

ઝુઆવે તરતજ જવાબ આપ્યો, "એક દોસ્ત, કે જે આવી ઠંડી રાત્રે તમોને ખુશ કરવાને કાંઈ લઈ આવ્યોછે." જોકે રશિયન ભાષા તે ઘણી સફાઇથી અને જલ્દી બોલી શકતો નહતો, તોયે પેલો સેપાહ જે બોલ્યો, તે બરાબર સમજ્યો હતો, અને પોતાથી બની શક્યું તેવી સારીરીતે જવાબ વાળ્યો હતો.

વળી બોલતાંનેવાર તેણે પોતાનાં ગજવાંમાંથી દારૂની એક ચપટી ન્હાની બાટલી બહાર કાહાડી તે ચોકીદારનીસાંમે ધરી, કે જે તેણે ભારે હોંશથી લીધી, કારણકે તે વરસાદ અને કરાંથી ભિંગાઇને તરબોર થઇ ગયેલો હતો.

"બીવકુફ ખરો, પણ તું માયાળુંછે!" તે બોલ્યો, અને પછી દારૂનો એક મોટો ગોટ ચઢાવ્યો: તે ઝુઆવના ઉચ્ચારોઉપર તેણે જરા પણ ધ્યાન આપ્યું નહીં, કારણકે રશિયન લશ્કરમાં પણ રશિયાનાં ગામેગામના રેહેવાસીઓ સેપાહતરીકે જોડાયલા હતા, અને તે સર્વેના ઉચ્ચારો કાંઇ એકસરખા નહોતા. "પણ મારા ભલા દોસ્ત, તમોએ * વરદીનો બોલ જણાવવો હતો," તે ચોકીદારે આગળ ચલાવ્યું, અને પછી વળી ઘણોસરખો "બ્રાન્ડી" તે બાટલીમાંથી ટાંસ્યો, "ભલા આદમી નહીંતો રાત જરા પણ ઉજાશવાળી હતે, અને આ તુફાનથી ગડબડાટ થતો નહતે, તો તમે મારીઆગળ આવી લાગતે, તેનીઅગાઉ તો મારી બંદુકની ગોળી તમારાં ભેજાંમાં જઇને બેઠી પણ હોતે!"

*જુઓ નોટ ૬૭ મી.

ઝુઆવે આ સાંભળી જાણે તેને ઘણી રમુજ પડી હોય, તેમ હસવાનું ડોળ ઘાળીને કહ્યું, "અરે યાર, શું કરૂં જરા છાવણીમાંની દારૂની દુકાનમાં 'છાંટો પાણી' લેવામાં રોકાયો, તેટલાં બીજા સેપાહોને વરદીનો જે શબ્દ કહી સંભળાવ્યામાં આવ્યો, તે મારાં જાણવામાં નહીં આવ્યો."

"ત્યારે તમોએ તમારા બીજા ગોઠિયા સેપાહને પુછીને તેથી વાકેફ થવાની અક્કલ ખર્ચવી હતી," તે રશિયન સેપાહ બોલ્યો, અને પછી પેલા જલદ "બ્રાન્ડી"ની બીજી એક મોટીજેવી ટાંસ મારી. "જો સાંભળો, તે બોલ એમછે, કે 'અસલી અયેતેકાદ,' કેમ, દોસ્ત, આપણે જે ભલાં કામમાટે લડયે છૈયે, તે જોતાં એ બોલ ઠીકછેની? આજે આપણા પાદરીએ વાઅઝી કરતાં જે કહ્યું હતું, તેવિષે તમોએ શું ધાર્યું? કે જો આપણે આ ઈંગ્રેજો અને ફ્રેંચોને મારી કાહાડયે, તો *જેરૂસેલેમનો રસ્તો આપણેમાંટે ખુલ્લો થશે; અને જેરૂસેલેમ કાંઇ ઘણું દુર નથી. હવે, તમોને ખબરછે, કે જેરૂસેલેમ પવિત્ર જગ્યામાં આવેલુંછે—કે જ્યાં આપણા પાદરીએ જણાવ્યામુજબે બસ દુધ અને મધના રેળાઓજ વેહેછે—"

પણ ઝુઆવે આ રશિયન સેપાહનું જંગલી અજ્ઞાનપણું, તથા બીવકુફાઇભરી સાદાઇને ટુંકથીજ ડહામીને વચ્ચે બોલી ઉઠયો, "હા, બચિત! બચિત! પણ તે દુધ ને મધ મળે, તેટલાં હમણાંતો તમે આએ 'બ્રાન્ડી' પુરી કરો, કે હું મારે મથકે જાઉં."

"ઠીક, ત્યારે લેઓ આએ તેમજ કરૂંછું," એમ બોલી તે બાટલીનું તળિયું લાવી મુંક્યું, અને પછી હેડકી ખાતોખાતો કાંઇ ભાંગુંતુટું એમ બોલ્યો, "મા-આ-રો, દો-ઓ-સ્ત, ધ-અ-ણો મ-મ-જા-આ-નો મા-આ-ણ-સ-છે!"

અને પછી લડડતે પગલે આ ચોકીદાર પાછા પહેરો ભરવા લાગ્યો; તેના હવે બધા વિચારો એજ હતા, કે જેરૂસેલેમ અને પવિત્ર ઝમીનઉપર તે જશે, ત્યારે ત્યાં શું કરશે; પણ ઝુઆવે તો તેને સલામ કરી ત્યાંથી ચાલતી પકડી; તે આગળ વધ્યો; કારાબેલનાઇયાહના કેલાની બહાર જે પેહેલાજ રશિયન ચોકીદારના સમાગમમાં તે આવ્યો હતો, તેમાં ફતેહમંદ થવાથી તે ખુશીખુશી થતો હતો. વાતમાંને વાતમાં તે થોડોક બીજો ગર તેનીપાસેથી મેળવવાને આતુર હતોઃ પણ તેને ડર લાગતો હતો, કે ગમેએટલી ચોકાસી રાખવાછતાં રખેને તેને કાંઇ શક પડે, એટલે તેને વધારે સવાલો ન કરવામાંજ તેણે ડાહાપણ જોયું.

આસરે દશ "મિનીટો" આગળ ચાલવાપછી ગસટેવ એક જગ્યાએ આવી પહોંચ્યો, કે જ્યાં એક ન્હાની છાપરીતળે ત્રણ કે ચાર રશિયન સેપાહો બળતું સળગાવીને તાપણું કરતા હતા; પોતાનો સાદ બની શકેએવો કઠોર કરીને આ સાહસિક જવાન પેલો વરદીનો શબ્દ બોલ્યો—"અસલી અયેતેકાદ." તેને કાંઇ પણ બીજો સવાલ કર્યામાં આવ્યો નહીં, અનેત્યાંથી પણ તે આગળ વધ્યો—રસ્તામાં કોઇએ પણ તેની ઝાઝી ખબર લીધી નહીં; અને તેથી થોડીક "મિનીટો"માં તે કારાબેલનાઇયાહનાં પરાંમાં દાખેલ થયો. ત્યાં તેનાં જોવામાં આવ્યું, કે ત્યાં ભારે તૈયારીઓ ચાલી રહી હતી. મહલ્લાઓમાં મોટીમોટી તોપો, અને દારૂગોળાનાં ગાડાંઓ પસાર થતાં હતાંઃ અવારનવાર સરસ ઘોડાઓઉપર સવાર થયેલા રેસા-

*જુઓ નોટ ૬૮ મી.

લાના અમલદારો દોડયા જતા હતા—અલબતાં ચોકસ નાકાંઓઉપર તેઓ ચોકસ હુકમો આપવાને આગ્રમાણે દોડધામ કરી રહ્યા હતા—અને તેઓના ઘોડાઓનાં દોડવાથી એટલો-તો કાદવ ઉડતો હતો, કે તેથી ગસટેવ તદન છંટાઇ ગયો હતો. રસ્તામાં સઘળે અંધારૂં હતું, પણ જયાંજયાં ઝાહેર ઇમારતો હતી તેમાં સળગાવેલી બતીઓથી, તથા તોપોનાં ગાડિયાંઓસાથે લઇ ચાલતાં ફાણસોથી સ્હેજ અજવાળું રસ્તાઉપર પડતું હતું. ગસટેવને કોઈએ રોકયો પણ નહીં, કે નહીં કોઇએ તેની ખબરવટીક લીધીઃ અને જાણે તેખી કાંઇ ભારે કામમાં રોકાયલો હોય, તેમ ઝડફથી આગળ વધ્યો ગયો, કે જેમ બીજાઓ પણ અહીંથીતહીં ઉતાવળે કામસર જતા આવતા હતા.

તરતજ ગસટેવ એક ભઠિયારાની દુકાનઆગળ આવી પહોંચ્યો, કે જે હજી ઉઘાડીજ હતી. તેનો ધણી તથા તેના બે નૌકરો ભઠ્ઠીમાંથી તૈયાર થયેલાં ઢગલાંબંધ પાઉંઓ બહાર કાહાડીને વેચવાનાં બાંકડાઉપર ઢગલા મારતા હતા. તે મરણ પામેલા સેપાહનો જે પુશાક ગસટેવે પેહેરેલો હતો, તેનાં ગજવાંમાં ત્રણ કે ચાર રેશિયન સેકાઓ હતા; પેહેલાંતો આ જવાન ઝુઆવને લગાર આનાકાની લાગી, પણ પછી હેમત પકડીને તે દુકાનમાં દાખેલ થયો. ત્યાં બાંકડાઉપર મુકેલાં પાઉંઓમાંથી એક ઉપાડયું, અને ભઠિયારાને એક સેકો આપ્યો.

ભઠ્ઠીમાંથી બહાર કાહાડેલાં ગર્માગર્મ પાઉંઓના ઢગલાતરફ સંતોષથી જોઇને તે ભઠિયારો બોલ્યો, "જો આપણા દુશ્મનો આ ઢગલા જોવે, તો કેની મજાહ પડે! ખરૂં-ખોટું તો ખુદા જાણે, પણ તેઓની છાવણીમાં બુમ તો એવી ફેળાઇછે, કે આપણીપાસે ગામમાં પુરતી ખુરાકી નથી!"

પોતાના હાથમાંનાં પાઉંનો એક મોટો ટુકડો ભાંજીને ગસટેવે તે મ્હોંમાં મુકયો, અને જાણે ખરી ભૂખથી તે ખાતો હોય, તેમ તે ચાવતોચાવતો બોલ્યો, "તેઓના બાપડા સેપાહોને લગાર ઉલટ આપવાને એવો ખુમાટો કાંય નહીં તે લોકો ફેળાવે!"

**ભઠિયારો**—"આહ! પણ આપણે ભૂખે મર્યે,ત્યાંસુધી સેબાસ્ટૉપૉલનો કબ્જો લેવાને થોભવાનો જો તેઓએ વિચાર રાખ્યો હોય, તો જયાં પડયાછે, ત્યાં બીજા થોડાક મહિના-ઓતુલિક તેઓને પડી રેહેવું પડશે. આ તમારો બાકીનો ખુરદો, દોસ્ત."

આ સાંભળી તે ઝુઆવે કહ્યું, "શું!" અને પછી જાણે પોતાનો ખુરદો ગણી લેતો હોય, તેવો દેખાવ કરીને, "ત્યારે શું પાઉંનો ભાવ હજી વધ્યો નથી?" કેમકે પાઉંની ઘણીજ નજીવી કીમત તેનીપાસેથી લેવામાં આવી હતી.

**ભઠિયારો**—(લગાર ધિક્કારથી) "ભાવ વધ્યો?—નારે, દોસ્ત! ભાવ શાનો વધે? આપણને જે ખુરાકી જોઇએછે, તે બીજે રસ્તે આપુને મળતી રેહેછે. પણ, ભાઇ, તમોને તો સઘળી છુપી વાતની ખબર પડતી હશે—આ બધી દોડાદોડ ને તૈયારીઓ ચાલી રહીછે, તે શામાટે? આજે રાત્રે કાંઈ નવુંજુનું કરવામાં આવનારછે, શું?"

જાણે જાણતો હોય, પણ જણાવવા નહીં માંગતો હોય, તેવું ખોટું ડોળ ઘાળીને ઝુઆવ બોલ્યો, "વખ્ત આવવે સૌ જાણશો." એમ કહી પેલો ખુરદો ગજવામાં સેરવી દઈ, તે દુકાનમાંથી ભપકામાં બહાર નિકળી ચાલ્યો, કેમકે જે વાતચિત થઇ હતી, તે પુરતી હતી, અને તે લંબાવવામાં સાર નહતો, એમ તે ચતુર સારીપેઠે જાણતો હતો.

તે હજીતો બારણાંમાંથી બહાર નિકળતો હતો, તેટલાં ભઠ્ઠીમાં સળગાવેલાં બળતાંનું અજવાળું તેનીઉપર પડતું હોવાથી, ત્યાંથી એક એડી-કાંગ જે ઝપાટામાં પસાર થતો હતો, તેની નઝર તેનીઉપર પડી; કે લાગલો તે અમલદારે પોતાના ઘોડાને ઉભો રાખ્યો.

એડી-કાંગ—"આએતો ઘણુંજ ઠીક થઈ ગયું! ચાલ, પોરિયા, મારી પુષ્કળ મેહેનત બચી ગઇ! ખુદા જાણેછે, આજે રાતના મને કેટલું કામ કરવાનુંછે, તું *ઝારિનાની રીજમીટમાંનોછે, નહીં?"

ઝુઆવે જરા પણ વખ્ત ખોવાવગર તરત હેમતથી જવાબ આપ્યો, "હા સાહેબ, હું મગરૂરછું, કે તે રીજમીટનો હું એક સેપાહછું."

એડી-કાંગ—"ઠીક! ઠીક!—દોસ્ત, જરા નઝદીક આવ!—કેમકે મને તુંને જે કેહેવુંછે, તે ત્યાંથી પસાર થતા રાહદારીઓએ સાંભળવું નહીં જોઈએ."

આ હુકમથી ગસટેવ તે અમલદારના ઘોડાનાં ખભાંસુધી ગયો; અને પછી તે એડી-કાંગે વાંકા વળી, ઘણેજ ધીમે સાદે કહ્યું, "તારી રીજમીટના કરનલઆગળ જા, કહે કે સઘળી તૈયારી કરી રાખ્યામાં આવીછે—તે શું તે તેવણ સારીપેઠે જાણેછે—અને સવારના પાંચ કે છ વાગતે જ્યારે તેવણ દેવલના ઘંટા વાગતા સાંભળે, ત્યારે તેવણે પોતાની રીજમીટના તમામ સેપાહોને હથિયારબંદ તૈયાર કરી રાખવા. જા, જલ્દી કર—ને રસ્તામાં આ પાઉં ચાવવા ઉભો ના રેહેતો!"

આટલું કહીને તે એડી-કાંગ પોતાના ઘોડાને કાંટા મારી ત્યાંથી દોડાવી ગયો. જાણે કાંઈ ઘણો અગત્યનો પયેગામ પહોંચાડવાનું તેને માથે આવી પડયું હોય, એવો ખોટો દેખાવ કરી તે પણ ત્યાંથી ધરપચમાં આગળ ચાલતો થયો; અને રખેને તેજ એડી-કાંગ તેને પાછો મળી જાય, એવી બ્હીકથી તે જે પેહેલી ગલીનું ખુણું આવ્યું, ત્યાં વળી ગયો,—જે ગલીમાં તે આવી પુગ્યો હતો, તે તદન અંધારી હતી. ત્યાં તેણે પોતાની ચાલ જરા ધીમી કીધી, કે હવે શું કરવું, તેનો વિચાર કરવાને તેને બની આવે. તેને હવે વિચાર આવવા લાગ્યો, કે કારાબેલનાઈયિાહમાં દાખેલ થવાકરતાં, તેમાંથી પાછા નિકળવાનું ભારે બિકટ હતું; અને પોતે જે ધાસ્તીભર્યું કામ માથે ઉઠાવ્યું હતું, તેના વિચારથી હવે તે ધ્રુજવા લાગ્યો. પણ આ તેની દહેશત ફકત થોડીજ વારની હતી: અને પાછી હેમત ધરીને પોતે જે સહાસ કર્મ માથે ઉઠાવ્યું હતું, તે પાર પાડવાનો તેણે ઠરાવ કર્યો, અને તેથી તેણે આગળ પાછું ચાલુ મુંકયું. આ વખ્તે તેને કાને માણસોનાં ચાલવાનો તથા પગલાંનો સાદ સંભળાયો; અને પાસેજ એક આરકું હતું, કે જેમાં કીલિયાન અંધારૂં હતું, ત્યાં ભરાઈને ઉભો. જેઓ વાતો કરતા હતા, તેઓ ઉતાવળી ચાલે ત્યાં આવી લાગ્યા, કે તેજ ઘડિએ મારમારનો વરસાદ એકદમ તુટી પડયો; અને જ્યાં ઝુઆવ છુપાઈને ઉભો હતો, તેજ આરકાંતળે તેઓએ પણ આસરો લીધો. આ જોઈ તેણે કાંઇ પણ ગડબડ કરવાવગર વધારે અંદર ભરાવા માંડયું; અને પછી તેઓ શું વાતો ચલાવેછે, તે સાંભળવાના એરાદાથી દમ ઉંચો રાખીને ઉભો.

* જુઓ નોટ ૬૯ મી.

આ બોલનારાઓમાંના એકે કહ્યું, "મેજર, જો આ યોજના પાર પડી, તો ઇંગ્રેજોનો સદંતર નાશ થવાનો."

આ સાંભળી તે મેજર બોલ્યો, "ખીણમાં ડૅનનબર્ગનીપાસે કેટલું લશ્કરછે?"

જવાબ મળ્યો, કે "૪૦,૦૦૦ થી ૫૦,૦૦૦ નીવચ્ચે, અને આપને તો સારીરીતે ખબરછે, કે ઇનકરમાનની ટેકરીઓઉપર જમણા પાછળા ભાગઉપરનું ઇંગ્રેજ લશ્કર તો તદન બચાવવગરનુંછે."

એથી ઘણાં જંગલીપણાંથી ખુશી થઇ, તે મેજર બોલ્યો, "હા—ખચિત તે લોકોની ભારે ખુનામરકી થશે. થોડા કલાકમાંતો——"

આ વખ્તે થોડી "મિનીટો"સુધી તે આરકાંવાળા રસ્તામાં પવનનો એવોતો ઝબરો સપાટો ફુંકવા લાગ્યો, કે તેઓ શું વધુ વાત ચલાવતા હતા, તે ગસટેવ સાંભળી શક્યો નહીં. જોકે તુફાનના આ ભારે મારામાંથી બચવાને લગભગ અર્ધો કલાકસુધી તે બંધે રશિયન અમલદારો ત્યાં થોભ્યા; તોયે કાંઈ વધુ ખબર તે ઝુઆવ તેઓતરફથી મેળવવા પામ્યો નહીં—ફકત તેને એટલીજ ખબર પડી ગઈ, કે સવારના જ્યારે દેવલના ઘંટો વાગે, ત્યારે કેલ્લામાંનાં લશ્કરે જાણવું, કે શેરનાયાની ખીણમાંથી ઇનિકરમાનની ટેકરીઓઉપર હલ્લો શરૂ કર્યામાં આવ્યોછે, અને જો તેમાં ઇંગ્રેજોની હાર થાય, તો શેહેરમાંના લશ્કરે આ એક-સંપી રાજ્યોનાં લશ્કરોઉપર એક ઝબરદસ્ત અણચિંત્યો છાપો મારવામાંટે હથિયારબંદ તૈયાર રેહેવું. પેહેલાંતો એડી-કાંગે જે પયગામ કેહેવાડ્યો હતો, તેની મતલબ આ જવાન ઝુઆવ તે વખ્તે બરાબર સમજી શક્યો નહતો, તે હવે પુરેપુરી સમજ્યો.

તુફાન સ્હેજ ઓછું થવા લાગ્યું; તેથી તે અમલદારો તે અંધારી આરકાંવાળી ગલીમાંથી નિકળી ચાલ્યા; અને થોડીક "મિનીટો"પછી ગસટેવે પણ ત્યાંથી ચાલુ મુંક્યું. જ્યાં જવાય, ત્યાં કંઇ પણ ચોક્સઃ ઠરાવવગર તે આગળ ચાલવા લાગ્યો, અને તે કઇતરફ જતો હતો, તેથી તે તદન અણજાણ્યો હતો. આપ્રમાણે તે ત્રણ કે ચાર મહલ્લાઓ વટાવી ગયો—આખરે તે એક મોટી ઇમારતનીસાંમે આવેલી ખુલ્લી જગ્યાએ આવી પહોંચ્યો, કે જે ઇમારતની ઘણી બારીઓમાં બતીઓ બળતી હતી. તેના આગળા મોટા દરવાઝાઓ ઉઘાડા હતા, અને ત્યાં કાંઇ ખુબ ધમચક્રી અને દોડાદોડી ચાલી રહી હતી. મોટીમોટી ભારી તોપો તેમાંથી બહાર લાવવામાં આવતી હતી; દારૂગોળો અને બીજો લશ્કરી અસબાબ તેમાંથી કાહાડીને ગાડાંઓ અને ખટારાઓમાં ભરવામાં આવતો હતો; ઝુઆવને જણાયું, કે તે કોઇ મોટા ભંડારનીનઝદીકમાં આવી લાગ્યો હતો. પણ તેણે પોતાની આંખો ઉપર કરીને જોયું, તો તેના દિઠામાં શું આવ્યું ? તે જોતાંજ તેનાં મ્હોંમાંથી અજાયબીનો આવાઝ નિકળી પડ્યો ! જે શોધ ન ધારેલીરીતે થઈ હતી, તેથી તો તે અજાયબીસાથે ખુશી પણ થયો ! શું તે જોતો હતો, તે ખરૂં હતું, કે તે એક સ્વપ્નું જોતો હતો ? તે મકાનની બારીઓમાંથી જે રોશની બહાર પડતી હતી, તેજ મકાનને માથે અંધારામાં એક પીલો વાવટો ઉડતો નહતો ? તે મકાન તો એક "હૉસ્પિ-ટલ" હતી, એમ દેખાડવામાંટે તેઉપર પીલો વાવટો ચઢાવ્યામાં આવ્યો હતો, પણ ખરેખર તો તે એક દારૂખાનું હતું ! લશ્કરી અસબાબ ભરવાનું એક મકાન હતું !

હા—ખરેખર તેમજ હતું: ત્યાંથી જે સખ્યાબંધ ; રશિયન સેપાહો ત્યાંથીત્યાં જતા હતા, તેઓ તેને અજાયબ થતો જોઇ, તરત પામી જાય, કે તે એક છુપો જાસુસ હતો, તો તેને તરત કૈદ કર્યામાં આવે, એવી ધાસ્તીથી પાસેજ આવેલી એક અંધારી ગલીમાં તે ઝુઆવ ઘુસી ગયો. હા ! કેવી સરસ શોધ તેણે કીધી હતી! પ્રિન્સ મેન્ટસ્ચૅકૉફની ઠગારી યુકિતથી જે ઇમારતઉપર લૉર્ડ રૅગલૅને તોપોના ગોળા ન છોડવાનો દયાળુ હુકમ પોતાના તોપચીઓને આપ્યો હતો, તે તો તરેહવાર જાતના ખાનાખરાબીના અસબાબથીભરેલું એક મકાન હતું ! પીલો વાવટો તો બીમાર અને ઝખ્મી થયેલા સેપાહોની એક “હૉસ્પિટલ”ને બદલે તોપખાનાંના અને દારૂખાનાંના એક ઝબરદસ્ત મોટા ભંડારને માથે ઉડતો હતો !

તે બહાદુર જવાન ઝુઆવે આગળ ચાલ્યાજ કીધું,—તેનો વિચાર હવે જો બની શકે, તો બ્રિટિશ છાવણીમાં પાછો ફરવાનો હતો. તેણે એક મેનારા-ઉપરનું ઘડિયાળ વાગતું સાંભળ્યું; પાછળી રાતના એક વાગ્તાનો વખ્ત થયો હતો. હજીતો ઘંટનો આવાઝ બરાબર બંધ ન પડયો, તેટલાં ગસટેવનાં જોવામાં આવ્યું, કે કેટલીક તોપો અને તોપખાનાંનાં ગારિયાંઓ તે રસ્તાઉપરથી ધસારાબંધ પસાર થયાં—તેઓમાં જોડેલા ઘોડાઓ ચાર પગે દોડતા હતા. તેઓનીસાથે સેપાહોની એક સારી સંખ્યા પણ હતી. આ સર્વે જોઇ ગસટેવે તે લોકોની નઝર ચુકાવવામાં ડાહાપણ વિચાર્યું. એવા ખ્યાલથી તે બાજુએ ભરાઇ ગયો, અને પાસેજ એક બીજો આરકાંવાળો રસ્તો હતો, તેમાં છુપાયો, કે જે રસ્તો આગળનાજેવાજ આરકાંવાળા રસ્તાને મળતો હતો, અને જ્યાં તે જ્યારે ઉભો હતો, ત્યારે તેનાં સાંભળવામાં પેલા બે રશિયન અમલદારોવચ્ચેની વાત આવી હતી. પણ તેમ છુપાવા જતાં, તો તે પથ્થરની સીડીઓઉપરથી અંદર ઝોરમાં ગબડી પડયો, અને બેશુદ્ધ થઈ ગયો.

જ્યારે પાછો શુદ્ધિમાં આવ્યો, ત્યારે તેને લાગ્યું, કે જાણે તે સ્વપ્ન જોઇ ઉઠયો હતો: પણ તેના ચડી ગયેલા સાંધાઓ, અને દુ:ખતા અવ્યયોથી આખરે તેની ખાતેરી થઇ, કે તે સ્વપ્ન નહીં, પણ એક ખરેખરો બનાવ બન્યો હતો. એથી તે ઝબરા ગભરાટમાં પડયો. જો કદાચને તેનું એકાદ હાડકું ભાંગી ગયું હોય તો પછી ? ત્યારે તો તે રશિયનોના હાથમાં ઝરૂર કૈદ પકડાવાનો, અને એક જાસુસતરીકે તેને મોતની સઝા થવાની ! મનની આ ભયંકર બ્યાકુળતાથી તે તરત ઉઠી ઉભો થયો: પણ આ વખ્તે શું તેની ખુશહાલી ! તેનું એક પણ હાડકું ભાંગ્યું નહતું, તેને ફકત થોડા ઘસારાઓ પડવાસેવાય બીજી કોઈ પણ જાતની ગંભીર ઇઝા થઈ નહતી; વળી ફકત તેનાં સાંધાઓ સ્હેજ દુ:ખતા હતા. પોતે બેશુદ્ધ હાલતમાં કેટલો વખ્તસુધી પડી રહેલો હશે, તેબાબે મનમાં હજીતો વિચાર કરતો હતો, તેટલાં પાછું તેજ મેનારાનું ઘડિયાળ વાગ્યું, અને તેઉપરથી તેણે જાણ્યું, કે ત્રણ વાગ્યાનો વખ્ત થયો હતો.

આમુજબે તેણે બે કલાકો ફોકટમાં ગુમાવ્યા હતા !—એ અમૂલ્ય કલાકો, કે જે વખ્તમાં તો તે ત્યાંથી સટકી જવા પણ પામ્યો હતે ! પણ હવે વધુ વખ્ત ખોવો જોઇએ નહીં, કંઈ પણ કરીને હવે પોતાની સલામતીના ઊપાયો લેવા જોઇએ, નહીંતો મોત નક્કી હતું ! ઠંડીથી થરથરતો, ગસટેવ પાછો તે પથ્થરની સીડી ચઢી ઉપર આવ્યો, અને મહલ્લામાં પાછો આવ્યો, કે જે હવે તદન એકાંત અને

ખાલી હતો. કરાં પડતાં બંધ થયાં હતાં—અને વરસાદ પડતો પણ ઘણો કમી થયો હતોઃ તોયે ઘણો ભારે ધુમસ આખાં ગામઉપર પડતો હતો. વળી એક નવી ફિકર ઝુઆવને પડીઃ—કેલ્લાતરફ પોતાનો રસ્તો કેવીરીતે શોધી કાહાડવો ? જો કોઇનિ પુછે, તો તે જાસુસતરીકે પકડાઈ જાય; અને જો પકડાઈ જાય, તો તેનું મોત પણ તૈયારજ હતું ! માટે પોતેજ કોઈરીતે પોતાનો રસ્તો શોધી કાહાડવો જોઇએ.

જ્યાં જવાય ત્યાં તેણે ચાલવા માંડ્યું: થોડીજ "મિનીટો"માં તે એક બીજા મહલ્લામાં આવી પહોંચ્યો, કે જ્યાં સેપાહોના કુચ કરવાનાં ભારે પગલાંઓનો આવાઝ તેને કાને પડ્યો. તેઓ કઈતરફ જતા હતા, તે જાણવામાટે તે થોડીકવાર થોભ્યો, અને પછી જેતરફ તેઓ કુચ કરી જતા હતા, તેજતરફ, પણ તેઓથી થોડે તફાવતે પોતે પણ ચાલવા લાગ્યોઃ કારણકે તેણે ધાર્યું, કે તેઓ ખોદેલી ખાઇઓતરફ જતા હતા. તેનીપાસે તેની બંદુક હતીઃ અને જો કોઇ તેને કાંઈ સવાલ કરે, તો તેનો જવાબ તેનીપાસે તૈયાર હતોઃ—તે તરત જણાવતે, કે તબિયત લગાર નાદરોસ્ત હોવાથી તે તેની રીજમીટથી વિખુટો પડી ગયો હતો.

પોતે રચેલી યોજનામુજબ્બે તે પેલી પાયદલ ટુકડીની પુઠેપુઠે ચાલવા લાગ્યો, અને ભારે સંતોષસાથે તેણે જોયું, કે તે કારાબેલનાઇયાહની સરહદઉપર આવી પહોંચ્યો હતો. જે રસ્તે પેલી સેપાહોની ટુકડી જતી હતી, તેજ રસ્તે હવે તે જવાનેબદલે લગાર આડો ફાટો; તે એક ઝાડીઆગળ આવી પુગ્યો, કે જ્યાં એક સેપાહ પહેરો ભરતો હતો. લગાર કરડો સાદ કાહાડીને તે પેલો વરદીનો શબ્દ બોલ્યો, કે તેને કાંઇ પણ અટકાવવગર આગળ વધવા દેવામાં આવ્યો. તેણે જોયું, કે આ તેજ જગ્યા હતી, કે જ્યાં થોડા કલાકોઅગાઉ તેણે પેલા રશિયન સેપાહને "બ્રાન્ડી" આપ્યો હતો ; હવે તે કયાં હતો, તે બરાબર જાણી શક્યો.

આ વખ્તે ધુમસ વધતો જતો હતોઃ પણ એકરીતે તો તેથી આપણા આ જવાન ઝુઆવને ફાયદોજ હતો ; કારણકે સેપાહોનાં ઘણાંક ટોળાંઓ હાંથીત્યાં જતાં આવતાં હતાં, અને તેઓને તે તેથી ઉડાવી શક્યો, પણ તેમ બીજા હાથઉપર તેને પોતાનો ખરો રસ્તો શોધી કાહાડવામાં ભારે મુસ્કેલી નડીઃ જ્યારે પણ તે રશિયન સેપાહોનાં, કે ઘોડાનાં પગલાં સાંભળતો, કે તેઓથી આડો ફાટી પાછો બીજીગમ નિકળી જતો. ફરી એકવાર તેને ઘડિયાળ વાગ્તું સાંભળ્યું. હવે સવારના ચાર વાગ્તાનો વખ્ત થયો હતો.

હજીતો તેનો આવાઝ બંધ થયો નહીં, તેટલાં આ ઝુઆવ કોટની એક નિચ્ચી દીવારઆગળ આવી પુગ્યો. ત્યાં ઉભા રહી, તેણે કાન દઇ સાંભળ્યું. તેનાં જમણા હાથતરફ કોઇનો વાત કરવાનો સાદ આવતો હતોઃ તેના ડાબા હાથઉપર એક સંત્રીના પહરાના ચાલવાનો આવાઝ સંભળાતો હતો. હવે શું કરવું, તેના અંદીશામાં તે હતો, તેટલાં આસપાસ પડતા ધુમસમાંથી એક આકાર તેનીસાંમે આવી ઉભો ; તેને જોતાંજ ઝુઆવે જે સેપાહને તેણે "બ્રાન્ડી" આપ્યો હતો, તેનેજ પોતાનીસનમુખ આવી ઉભેલો દિઠો.

**સેપાહ**—"ઓહો ! મારા જવાન દોસ્ત, ખરેખર પાછા તમેજ આવ્યા કે ? 'સુફેદ કેલ્લા'આગળ તમારી રીજમીટ જમા થાયછે, ને તમે હાં કાંય ભટકયા કરોછો ? જલ્દી નિકળી જાઓ, નહીંતો ખુદા કસ્મ તમોને *ચામડાના ચાબુકનો સ્વાદ તે લોકો ચખાડશે !"

* જુઓ નોટ ૭૦ મો.

ગસટેવ—"મારા દોસ્ત, જો સાંભળો, મને એક ઘણોજ સરસ વિચાર સુજ પડી ગયોછે!"

સેપાહ—(આતુરતાથી) "હં! એમ કે? તે શું છે, મને તો જણાવો?"

ગસટેવ—"જો આપણે જેરૂસલેમ અને પેલી પવિત્ર જગ્યાનો રસ્તો આપણેમાટે જેમ જલ્દી ખુલ્લો કર્યે, તેમ સારૂં, એ તો તમોણી કબુલ કરોછો કેની?——"

સેપાહ—(એક હાય મારીને) "હા, યાર, જો આપણેથી ખુલ્લો થાય તો કે? પણ તે કેવીરીતે થાય?"

ગસટેવ—"જુઓ, હું તમોને સમજાઉં. જાણે આપણે ઈંગ્રેજ અને ફ્રેંચ છાવણીઓમાં જઇએ, અને ત્યાં જુઠુંજુઠું સમજાવ્યે, કે અમો અમારાં લશ્કરમાંથી કંટાળીને નાસી આવ્યા છૈયે. પછી ત્યાંનો સઘળો મામલો આપણે જોઈ લઈ--ત્યાંથી કોઇ રીતે પાછા સટકી આવ્યે, અને પછી પ્રિન્સને દુશ્મનોનાં બાંધકામો કયાંકયાં નબળાંછે તે જણાવ્યે—કે જેતરફ પછી જો તે નામદાર છાપો મારશે, તો તેની ફતેહ નક્કી જાણવી—રશિયન લશ્કરની તેથી જીત થશે—અને પછી આપણે જેરૂસલેમ, કે જે હાંથી ફક્ત થોડાજ 'માઈલો' દુરછે, ત્યાં આપણાં લશ્કરસાથે જલ્દી જવા પામીશું! કેમ સમજ પડી કેની?"

જોકે આ વખ્ત ગસટેવનો જીવ સટોસટનો હતો, તોયે તેનેથી જરા હસી પડવાવગર રેહેવાયું નહીં, કારણકે તે બાપડા રશિયન સેપાહની જંગલી ભોળાઇ અને ગાવડી અજ્ઞાનપણાંનેમાટે તેને રમુજ પડતી હતી. પેલો મૂર્ખ સેપાહ થોડીક "મિનીટો" વિચારમાં પડયો; એકવાર તો ગસટેવતરફ શકમંદ નજરે જોતો હોય, એમવટીક ઝુઆવને લાગ્યું; એથી આ જવાનનાં ઝબરાં "પોતિયાં ઢેવાવા લાગ્યાં!" પણ તેટલાંતો તે રશિયન સેપાહે ઝપાટામાં તેનો હાથ પકડયો, ત્યારેતો તેણે ઘણાંજ "લપ્પાં લીધાં." પણ તેની આ બ્હીક ઘણાજ થોડા વખ્તમાટે હતી; કારણકે પેલો સેપાહ તો તેની મીઠીમીઠી વાતોથી મગનમગન થઈ ગયો હતો, તે બોલ્યો, "સેંટ નિકોલસના કસ્મ! મારા દોસ્ત, આ તારો વિચાર તો ઘણોજ સરસછે!"

ગસટેવ—"ચાલો ત્યારે આપણે તે વગર વખ્ત ખોવે અમલમાં લાવ્યે. આપણે આ રસ્તે જઇએ?" એમ બોલી તે પેલી મટોડાંની બનાવેલી દીવાર કુદાવી જવા કરતો હતો, તેટલાં તે રશિયન તેને ઝોરથી પાછો ખેંચી લઇ બોલ્યો, "શું તમે કાંઇ ઘેલાબેલા થયાછો? શું તમોને ખબર નથી, કે ત્યાં તો આપણી ત્રણ મોટી તોપોનું મથક રાખ્યામાં આવ્યુંછે? ત્યાં જઇશું, તો આપણે આપણાંજ લોકોના હાથમાં સપડાઇ જઇશું; અને આપણે શું કરવા નાસી જતા હતા, તે તેઓને કહીશું, તો તે કાંઇ તેઓ માનવાના હતા?"

ગસટેવ—"હા જો, ખરી વાત!—હું તો તે ભુલીજ ગયો! આપણે ક્યાં છૈયે, તે મને બરાબર યાદ નહીં રહ્યું."

સેપાહ—"આ રસ્તે ચાલો!" એમ બોલી તે ગસટેવને લઈ ઝપાટામાં આગળ ચાલવા લાગ્યો.

થોડીક "મિનીટો" આગળ ચાલ્યાપછી તેઓ એક જગ્યાએ આવી પહોંચ્યા, કે જ્યાં તેઓનાં સાંભળવામાં દુર પહારો ભરતા એક સંત્રીનાં પગલાં આવ્યાં, જેથી તે રશિ-

યન સેપાહ બોલી ઉઠયો. "જલ્દી કરો! જલ્દી કરો! ત્યાંથી આપણે જલ્દીથી સટકી જઇ શકશું."

તેઓ બંધે દીવાર કુદાવી ગયા: ઝુઆવ અને તેનો સાથી હવે કારાબેલનાઇયાહના કોટની બહાર બાજુએ આવી ઉભા.

સેપાહ—"હવે આપણે સીધાનેસીધા ઇંગ્રેજી લશ્કરની હદસુધી ચાલ્યા જવુંછે, કે જે આપણી બરાબર સાંમેજ આવેલીછે. ધુમસ પડેછે, છતાં હવે આપણે આપણો રસ્તો ચુકીશું નહીં."

ગસટેવ—"ઘણું સારૂં! પણ તમે ભુલી જાઓછો, કે જો આપણે આપણા હાથમાં બંદુકો લઇને તેઓનાં એકાદ થાણાઆગળ જઇ લાગશું, તો આપણે નાસી આવેલા છૈયે, એમ કહીશું, તેનીઅગાઉ તો તેઓ આપણને ગોળીથી ઠાર મારી નાખશે."

સેપાહ—"સાચી વાત કહી, આપણે આપણી બંદુકો ત્યાંજ મુકીને જઇએ."

એમ બોલી તેણે તરતજ પોતાના હાથમાંની બંદુક નિચ્ચે ઝમીનઉપર ફેંકી દીધી, પણ એક ચિત્તાનીપેઠે કુદીને ઝુઆવે તે ઉંચકી લીધી; તેઉપર બાગનેટ ચઢાવેલી હતી; અને પછી ચપળાઇથી ત્રણચાર ડગલાં દુર દોડી જઇ, તે બોલ્યો, "જરા પણ આગળ વધતા ના, નહીંતો, મારા દોસ્ત, જાણજો, કે તમો જાનથી ગયાછો!"

આ સાંભળી રશિયન સેપાહ અજાયબી અને ધાસ્તીથી તત-પપ થઇ ગયો, અને બોલ્યો, "તમારી શું મતલબછે?"

ગસટેવ—(ઉતાવળે) "મારી મતલબ, કે જેવો હું દેખાઉંછું, તેવો હું નથી. હું કાંઇ રશિયન સેપાહ નથી—ખુદા કરે ને હું એક રશિયન ન થાઉં! સેબાસ્ટૉપૉલમાં મને જેજે જોવાનું અને જાણવાનું હતું, તે સઘળું મેં જોઇ અને જાણી લીધુંછે; અને તમે જો શાણા હોવ, તો તમોએ મને વરદીનો શબ્દ જણાવ્યો હતો, અને મને ગઇ રાત્રે સલામત પસાર થવા દીધો હતો, તે કોઇઆગળ બોલતા ના. નહીંતો તમો ભારી ખટ-પટમાં આવી પડશો. હું તમોને કોઇરીતે ઇઝા કરવા માંગતો નથી; હું ચાહું, તો તમોને મારી આગળઆગળ ચલાવીને એક બંદીવાનતરીકે લઇ જાઉં—પણ તમે મારી અચ્છી સેવા બજાવીછે, અને તેટલામાટે તમોતરફ નમકહરામ થવા માંગતો નથી. તમારાં લશ્કરમાં ઉતાવળે જતા રહો. પણ મારા દોસ્ત, છુટા પડવા પેહેલાં હું તમોને બે બોલ કેહેવા માંગુંછું! જેરૂસલેમ અને પેલી પવિત્ર જગ્યા તમો ધારોછો, તેકરતાં ત્યાંથી ઘણે દુરછે. સાહેબજી."

આમુજબ બોલી તે ઝુઆવ ત્યાંથી કુદકા મારતો નિકળી ચાલ્યો, અને સાથે તે બંધે બંદુકો પણ લેતો ગયો; બાપડો અભણ રશિયન સેપાહ તો દિગમૂઢ થઇ, ત્યાંજ થોડીવાર ઉભો રહ્યો. આખરે એક ભારે નઠારી ગાળ ચોપડી, અને ગુસ્સામાં પોતાની વાળેલી મૂઠી પોતાના કપાળઉપર મારીને, તે પેલી દીવારતરફ પાછો ફર્યો; અને પોતાના ગોઠિયા તેને જોય નહીં, તેમ ત્યાંથી અંદર વટી ગયો.

ઝુઆવ તો પોતે તદ્દન સલામતછે, એમ જાણ્યું, ત્યાંસુધી ઉતાવળે આગળ વધ્યોજ ચાલ્યો; અને પછી એકદમ ઉભો રહી ગયો. પોતાના હાથમાંની બંધે બંદુકો ઝમીનઉપર ફેંકી દઇ, પોતાના પુશાકઉપર પેહેરેલો રશિયન લશ્કરી લેબાશ તેણે કાહાડીને ફેંકી દીધો;

અને પછી ઈંગ્રેજી છાવણીતરફ પોતાનો રસ્તો લીધો. અર્ધા કલાકથી પણ ઓછા વખતમાં તે સિડની હૅઝલઉડના તંબુઆગળ આવી પહોંચ્યો; અને ધુમસમાંથી તે ઝાંખો દેખાતો તંબુ જોઇને, તેનાં દેલમાં ઘણું લાગી આવ્યું. એક ઠેકાણે તે થોડીક "મિનીટો"સુધી બેઠો, અને પોતાના હાથોવડે પોતાનો ચેહેરો ઢાંકયો. તે ડચકાં ખાવા લાગ્યો—પણ તે ખુશહાલીનેમાટે હતાં, કે દેલગીરીનેમાટે હતાં—કે બંધે સામટાં કારણોનેલીધે હતાં, તે જાણ-વાની હજી આપણે હેમત કરી શકતા નથી. ગમે તે કારણે હોય, પણ આપ્રમાણે રડવાથી આ જવાન ઝુઆવનો જીવ હલકો પડયો; તેનું ભરાઇ આવેલું હૈયું ખાલી થયું; અને પાછી હેમત પકડવાને તે શકિતવાન થયો.

તે તંબુમાં દાખેલ થયો. ધીરેથી માંહે જઇને જોયું, તો તેને જણાયું, કે હૅઝલઉડ ભરઉંઘમાં પડેલો હતો, અને તેની ખાટલીપાસે ડેલાંશી બેસીને તપાસ રાખતો હતો. જવાન ઝુઆવને પાછો આવેલો જોઇ તે ફ્રેંચ અમલદારની ખુશહાલીનો પાર રહ્યો નહીં; તોયે તે ઝુઆવતરફ તેણે ઘણી માનભરેલી ઢબે અને સભ્યતાના દેખાવથી જોયું, કે જે લગાર અજાયબજેવું લાગતું હતું. પણ તેને ચુપ રેહેવામાટે ગસટેવે પોતાની આંગળી પોતાના હોઠઉપર મુકી; અને પછી લખવાનો જે સામાન ત્યાં પડેલો હતો, તે જલ્દીથી લઇ તે ત્યાં બેઠો, અને નિચ્ચેમુજબે થોડીક લાઇનો તેણે ફ્રેંચ ભાષામાં લખી કાહાડી:—

> "નામદાર લૉર્ડ રૅગલૅનને ખબર કરવામાં આવેછે, કે ઈનકરમાનની ટેકરીઓઉપર જલ્દીથી હમલો કરવામાં આવનારછે.
>
> "સેબાસ્ટૅાપૅાલનાં દેવલમાં ઘંટો વગાડવામાં આવે, તો જાણવું, કે હમલો શરૂ થઈ ચુકયોછે, અને કેલ્લામાંનાં લશ્કરને બહાર પડવાનો હુકમ થયોછે.
>
> "સેબાસ્ટૅાપૅાલમાં ખુરાકી પુષ્કળછે,—તેમજ તોપો, ગાળગોળા, અને સઘળો લશ્કરી અસબાબ પણ ઘણોછે.
>
> "તે ઈમારત, કે જેઉપર પીલો વાવટો ઉડેછે, તે એક 'હૉસ્પિટલ' નહીં, પણ એક ગંજાવર દારૂખાનુંછે."

કાગઝની બીજી એક કાપળીઉપર આ ઝુઆવે બરાબર તેજ ખબર લખી કાહાડી,—પણ તેમાં ફકત ફેરફાર એટલોજ હતો, કે તેમાં ફ્રેંચ જનરલ કૅનરૅાબર્ટનું નામ લખેલું હતું; આ બંધે કાગઝો તેણે ઍડ્રિયન ડેલાંશીને આપ્યાં. તે જવાન ફ્રેંચ અમલદારે તેમાંનું લખેલું ઘણી અજાયબીસાથે વાંચ્યું: તે ઝુઆવે ઘણી અધિરાઈથી તેને ત્યાંથી જવાને એશારત કીધી; ઍડ્રિયને માનભરેલી સભ્યતાથી પોતાની ટોપી ઉંચકીને સલામ કીધી—અને તંબુમાંથી બહાર નિકળી ચાલ્યો. આટલું બધું માન એક સાધારણ સેપાહને! કાંય વારૂં? હવે પછી જાણશો.

અર્ધો કલાકપછી—અને જેવો હૅઝલઉડ જાગૃત થયો, કે—સેબાસ્ટૅાપૅાલના ઘંટો વાગવા લાગ્યા. તેઓનો આવાઝ જોકે ઘણો ઝીણો આવતો હતો, તોયે તે ઝુઆવના તીક્ષ્ણ કાનોએ બરાબર સંભળાતો હતો; અને તેણે જાણ્યું, કે ઇનકરમાનની ટેકરીઓઉપર હલ્લો શરૂ કર્યામાં આવ્યોછે.





## પ્રકરણ ૩૬ મું.

### ઈનકરમાન.

વાંચનારે જાણવું, કે જ્યાં બ્રિટિશ લશ્કરનું મથક કીધેલું હતું, ત્યાં છેક જમણી બાજુએ ટેકરીઓની એક ઉંચીનિચી હાર આવેલી હતી, કે જેને "ઈનકરમાનની ટેકરીઓ"ને નામે ઓળખવામાં આવતી હતી, અને જ્યાંથી નિચાણમાં શેરનાયાની ખીણ દેખાતી હતી. તેજ નામની એક નદી ત્યાંથી સર્પાકારે વાંકીટીકી વેહેતી હતી; સેબાસ્ટૉપોલની ન્હાની ખાડીના ઉપલા છેડાઉપરથી તે શરૂ થઈ વેહેતી હતી. આ નદીથી પુર્વ દિશામાં ઇનકરમાંનની ટેકરીઓથી થોડેક "માઈલો"ને તફાવતે અસલવારેનું એક પડી ભાંગેલું શેહેર આવેલુંછે, કે જે ઉપલી ખીણની સીમાતરીકે ગણાયછે. ૪ થી નવેમબરે આખો દહાડો તેમજ રાતથી તે છેક તા૦ ૫ મીની સવારસુધી રશિયન લશ્કરની ભારે સંખ્યા ઈનકરમાનની ટેકરીઓવચ્ચેની ખીણમાં, તથા ઉપલાં ભાંગી પડેલાં શેહેરનીવચ્ચે જમા થતી હતી; તેઓનો વિચાર બ્રિટિશ મથકના છેક જમણા ભાગઉપર હલ્લો કરવાનો હતો.

સવારના આસરે પાંચ વાગ્તાને સુમારે રશિયનોએ કુચ કરવાને, તથા જુદીજુદી બાજુઓતરફથી ઈનકરમાનના ઢોળાવો ચઢવાને શરૂ કર્યું. મારમારનો વરસાદ વરસ્યાપછી હવે ઘણો ધુમસ પડતો—અને તે એજ ધુમસ હતો, કે તેમાંથી પેલો સાહસિક ઝુઆવ સેબાસ્ટૉપોલથી પાછો ફર્યો હતો. ફ્રેંચ કે ઈંગ્રેજ કોઈ પણ સેનાપતિને ખ્યાલવટીક નહતો, કે તેઓઉપર હલ્લો લાવવાનો રશિયનોનો વિચારછે. ફ્રેંચ જનરલ કેનરૉબર્ટનું મથક તો ઈનકરમાનની ટેકરીઓથી થોડેક દુર તફાવતે હતું, માટે જો તે બીફીકર રેહે, તો તેમાં કશી નવાઈ નથી, પણ ઈંગ્રેજ સેનાપતિ લૉર્ડ રૅગલૅન એવા ખોટા વિચારથી નભરવસ રેહે, એ ઘણું અજાયબ થવાજોગછે, કારણકે આગળ જણાવ્યાપ્રમાણે શેરનાયાની ખીણમાં રશિયનો જમા થતા જતા હતા, તે વાત તો સર્વેને ખુલ્લી જાણીતી હતી, તોયે તે જાણવાછતાં આ ઈંગ્રેજ સેનાપતિ ખરેખર બીદરકાર રહ્યો; અને જ્યારે તે નામદાર પોતાનાં વડાં મથક કીધેલાં કંગાળ ઘરમાં હજીતો નચિંત જીવે ઉંઘતો હતો, ત્યારે રશિયનો જે ઝાડઝાંખરા અને ઝાડીઓ, ઈનકરમાનની ટેકરીઓની બાજુમાં ઉગેલી હતી, તેમાંથી ભરાતાછુપાતા ગંજાવર ભારે સંખ્યામાં ટેકરીઓઉપર ચઢયા આવતા હતા.

આ યાદગાર સવારના આસરે છ વાગતાને અમલે લૉર્ડ રૅગલૅનનો એક એડી-કાંગ હાંફ્ળોશંફ્ળો પોતાના વડાંના ઓરડામાં બેધડક કાંઇપણ તાઝીમતવાઝુ કર્યાવિના ધસી આવ્યો, અને તે નામદારના હાથમાં એક લેફાફો મુકયો; તેઉપરનું સરનામું ઘણીજ ઉતાવળે લખેલું જણાતું હતું, અને વળી તેઉપર કીધેલી મહોર પણ ઘણી હાલહવાલ રીતે કર્યામાં આવેલી હતી. લૉર્ડ રૅગલૅને તરત તે "એનવેલોપ" ખોલ્યું, અને તેમાંથી કાગઝની લખેલી એક કાપળી કાહાડી વાંચવા માંડી, કે જેમાંહેલી બાબતથી અમારાં વાંચનારાંઓને ગયાં પ્રકરણમાં જાણીતાં કરવામાં આવ્યાંછે. જોકે આ કાગઝ નનામો હતો, તોયે



( ચિત્ર ૧૪ મું. ) " એક લાંબું ખંજર તેનાં મિયાનમાંથી તેણે બહાર ખેંચી કાહાડ્યું. " (પાનું ૨૪૫ મું.)

તેમાં ઇનકરમાનની ટેકરીઓઉપર કરવા ધારેલા હલ્લાબાબે જે ઈશારો કર્યામાં આવ્યો હતો, તેબાબે હવે વધારે વાર નભરવસ રેહેવામાં ભારે જોખમ હતો, અને તેટલામાટે તે નામદારે સર ડી લૅસી ઍવન્સને ઘટતા હુકમો મોકલ્યા; કારણકે જે બાજુથી હલ્લો લાવવામાં આવનાર હતો, તે ઉપલા સરદારનાં લશ્કરી મથકની ઘણીજ નઝદીકમાં હોવાથી, પ્રથમ ધાસ્તી તેઓબાબે હતી, તેજમુજબે વળી તેણે બીજા વિભાગોના સરદારોને પણ હુકમો કેહેવાડયા; આપ્રમાણે હુકમો ફર્માવ્યાપછી થોડીક "મિનીટો"ની તે નામદારને ફેરસત મળી, કે તરત તેણે આ અગત્યનો પયેગ્રામ લાવનાર કોણ હતો, તેબાબે પરપુછ કરવા માંડી.

એડી-કાંગ—"એક જવાન ફ્રેંચ અમલદાર, કે જેને હું પિછાણતો નથી, અને વળી તેવણ અમલદારની કઈ પદવી ધરાવેછે, તે પણ હું કહી શકતો નથી, સબબકે જ્યારે તેવણ આ રૂકો આપી ગયા, ત્યારે માથાંથી પગસુધીનો લાંબો મોટો ઝભ્ભો તેવણે પોતાના પુશાકઉપર પેહેરેલો હતો—તેવણ અત્રે ભારતે ઘોડે આવ્યા, અને તમો નામદારના રેસાલાના કોઇપણ અમલદારને મળવા માંગ્યું. તે સાંભળી હું તરત તેવણઆગળ દોડી ગયો; કે તેવણે આ રૂકો મારા હાથમાં મુક્યો. તેવણે વળી મને અર્ઝ કીધી, કે તે બરાબર અને જલ્દી પહોંચાડવાને મારે ચુકવું નહીં; અને બીજીજ પળે જેટલી ઝડપથી તેવણનો ઘોડો દોડી શકે, તેટલી ઝડપે તેવણ ત્યાંથી નિકળી ગયા."

આ વખતે લૉર્ડ રૅગલૅનને વધુ સવાલો કરવાની ફેરસત નહતી; તે પોતાના ઓરડામાંથી જલ્દી નિચ્ચે આવ્યો; પોતાના ઘોડાઉપર સવાર થયો, અને ઇનકરમાનની ટેકરીઓ તરફ પોતાનો રસ્તો લીધો, કે જે જગ્યા તેનાં મથકથી આસરે બે "માઇલો"જેટલી દુર હતી.

આ વખ્તનાઅરસામાં ઍડ્રિયન ડેલાંશી ઇંગ્રેજી વડાં મથકે આ અતિ અગત્યનો પયેગ્રામ પહોંચાડીને તેજમુજબે તેની બીજી નકલ ફ્રેંચ સેનાપતિ જનરલ કેનરૉબર્ટને પુગાડવાને ઉતાવળે દોડયો. પણ સારાં નસીબે કૅપટન ડેલાંશીને જનરલ બૉસ્કે રસ્તામાંજ મળી ગયો, કે જેની સરદારીહેઠળ ફ્રેંચ લશ્કરનો એક વિભાગ હતો—આ જનરલ બહાદુર ફ્રેંચ લશ્કરના સરદારોમાંનો એક ઘણોજ ઉલટમંદ અમલદાર હોવાથી, સવારના સકારેથી પોતાનાં કામમાટે બહાર પડયો હતો. આ જનરલ બૉસ્કેને ઍડ્રિયને પેલો પયેગ્રામ આપ્યો, અને પછી તે તેને આ પડતા ભારે ધુમસમાંથી ઓળખી કાહાડે, તેઆગમચ ત્યાંથી ઘોડો દપટાવી ગયો. આપ્રમાણે સર્વેને ઉડાવીને વટી જવાની ઍડ્રિયનની મતલબ બીજી કાંઇપણ હતી નહીં, ફકત એટલીજ કે તે ખબર તે કયાંથી અને કોણનીમઆરેફતે મેળવવા પામ્યો હતો, તેબાબે તેને કોઇ સવાલ કરે નહીં, કેમકે તે આ ખબર જણાવવાને તૈયાર નહનો.

પણ લૉર્ડ રૅગલૅન પોતાના રેસાલાસાથે તે જગ્યા, કે જે તે વખ્તપછીથી તવારીખમાં યાદગાર રહી જવાની હતી, ત્યાં આવી પુગે તેઅગાઉ—અને જનરલ બૉસ્કે પોતાનાં લશ્કરને હથિયારબંદ તૈયાર કરે, તેઆગમચ રશિયન રીજમીટોની હારનીહાર તે ટેકરીઓઉપર ધસારો લાવવા લાગી. દવ હજી પુષ્કળ પડતો હતો; વરસાદે પાછું ઝોરથી વરસવા માંડયું હતું, તેથી સવારનાં અંધકારમાં વધારો થયો હતો. આ અંધારાંનો લાભ લઇને રશિયનોએ ટેકરીઓઉપર તોપો ગોઠવવા માંડી, અને બ્રિટિશ મથકતરફ સંખ્યાબંધ છુટીછુટી લશ્કરી ટુકડીઓને છોડી મુકી. લૉર્ડ રૅગલૅને સર ડી લૅસી ઍવન્સને મોકલેલો હુકમ આજ વખ્તે આવી મળ્યો; અને તેથી લશ્કરનો બીજો ભાગ પણ તરત હથિયારબંદ થવા લાગ્યો.

ઘણા ટુંક વખતમાં બ્રિટિશ લશ્કરી ટુકડીઓ અને રશિયન લશ્કરી ટુકડીઓ એક-મેકનીસાંમસાંમે આવી ઉભી. જોકે રશિયન દુશ્મનોનાં ભારે ટોળેટોળાંસાથે સરખાવતાં બ્રિટીશો ઘણીજ નજીવી સંખ્યામાં હતા, તોયે તેઓ જરા પણ હેમત હાર્યાવિગર ઘણી બહાદુરીથી સાંમા થયા, અને રશિયનોને પાછા મારી હટાડયા,—તેટલાં તેઓના બીજા વિભાગને હથિયારબંદ થવાનો વખ્ત મળી ગયો. આપ્રમાણે રશિયનોની ટુકડીઓને મારી હટાડવાથી તેઓ પોતાનાં લશ્કરનાં મુખ્ય ભાગસાથે પાછા આવી જોડાયા, અને પછી રશિયન તોપખાનાંએ પોતાનીતરફથી મારો ચાલુ કર્યો. આખી બ્રિટિશ છાવણીઉપર ગોળાઓ આવી પડવા લાગ્યા, અને તેઓના ઉંડા ભારી આવાઝોથી ઈનિકરમાનની ટેક-રીઓ અને અંધારી ભયંકર હવામાં તેના પ્રતિઆવાઝો થવા લાગ્યા.

તરતજ ધુમસ દુર થવા લાગ્યો; અને તેથી રશિયનોને બ્રિટિશ લશ્કરનો બીજો વિભાગ ખુલ્લો દેખાવા લાગ્યો, કે જેઉપર તેઓએ હવે તોપોનો મારો શરૂ કર્યો. તંબુઓ-નીઉપર ગોળાઓ, ગર્ભછાંટો આવી પડવાથી, તેઓ જગ્યેજગ્યે ફાટીતુટી ઉડી જવા લાગ્યા—તેઓ ત્યાંતયાં ભાંગીતુટી પડવા લાગ્યા, કે હવામાં ઉડવા લાગ્યા. તોપોનાં ફુટવાનો ધોંધાટ એટલોતો ચાલુ હતો, કે તે જાણે કોઈ ડુંગરઉપર થતા ભારે તુફાનના આવાઝને હુબહુ મળતો આવતો હતો. વળી તે તોપોના અજાયબજેવા ધોંધાટસાથે બંદુકો ફુટવાના કડાકાઓથી વધારો થયો; કારણકે હવે લડાઈ ખરેખરી શરૂ થઈ હતી: બ્રિટિશ રીજ-મીટો હવે ધીમેધીમે રશિયન હલ્લો કરનારાઓનીસાંમે ચાલુ આવતી જતી હતી. ટેકરીઓ દુશ્મનોની ગંજાવર સંખ્યાથી તમામ છવાઈ ગઈ હતી,—કોઈ ટુકડી ઝાડીમાંથી નિકળી આવતી—કોઈ એકાદ ટેકરાપાછળથી નિકળી આવતી—અને એમુજબે આ છવલેણ લડા-ઈમાં ભાગ લેવાને જગ્યેજગ્યાથી બહાર પડતી. જોકે ધુમસ ઉંધડી જતો હતો, કે જેથી રશિયન સેપાહોના ભુરા લશ્કરી પુશાકનેલીધે જયાંસુધી તેઓ ટેકરીઓઉપર ઘણા નઝદીક ચઢી આવતા નહતા, ત્યાંસુધી દેખાતા હતા નહીં, કે જે ટેકરીઓઉપર હમણા બ્રિટિશો ધસ્યા જતા હતા. વળી તોપોના ગગડાટ અને બંદુકોના આવાઝને લીધે દુશ્મનોનાં ભારી પગલાં પણ સંભળાતાં નહતાં, પણ જ્યારે આછો દવ પણ નિકળી ગયો, અને ઝરમરઝરમર પડતો વરસાદ બંધ પડયો, ત્યારે મોહોકાણનો દેખાવ પરગરો નઝરે પડવા લાગ્યો.

ટેકરીઉપર આસપાસ લડાઈ ચાલતી હતી: ગોળા, ગોળી, ગર્ભછાંટના મારાવચ્ચે પણ બ્રિટિશો પોતાનોઉપર હમલો કરનારાઓને અટકાવવાને આગળ વધ્યા. ભારે જનુનથી રશિ-યન પાયદલ લશ્કર ઠસાઠસ હારોમાં ધસ્યું આવ્યું: પણ તેટલાંજ જનુન અને બહાદુરીથી બ્રિટિશ લશ્કર તેનીસાંમે થયું, અને તેને મારી હટાવ્યું. જોકે બ્રિટિશોને ઘણાજ ટુંક વખ્તઉપર આ હલ્લાબાબે ચેતવણી મળી હતી—છતાં ભારે અંધારાંમાં અને વરસાદમાં તેઓ કયાં જતા હતા તેની પણ ખબરવગર તેઓ ધસ્યા ગયા હતા—તેઓને જરાપણ ખબર નહતી, કે કઈ ઝાડીમાંથી તેઓઉપર અચાનક હલ્લો કર્યામાં આવશે, કે દુશ્મનની કેટલી સંખ્યાવચ્ચે તેઓ ઘેરાઈ જશે—દરેક પગલે કોઈ અતિ ઉંડા ખાડામાં તેઓ ગિરા અને કાંટાવાળી ઝાડીમાંથી નિકળતાંજ ગબડી પડવાની ધાસ્તીમાં હતા—કે કેથે છુપાવેલા તોપખાનાંની બરાબરસાંમેજ કુચ કરી આવી ઉભા રેહેશે—ટુંકમાં તેઓ ઢંગધડાવગરની, ધાસ્તીભરી, જોખમભરેલી, અને નસીબઉપર આધાર રાખનારી તદન અચોક્સ કુચ કર્યા

જતા હતા--છતાં બ્રિટિશ સેપાહોએ જે પુર બહાદુરી અને હુશિયારીભરેલી હેમત દેખાડી, તે કોઇને પણ ઓચંબામાં નાખેએવી હતી. પણ ખરેખર તેમજ હતું, અને આ યાદગાર દિવસે જેટલી બહાદુરી આપણા સેપાહોએ દેખાડી હતી, તેવી આગળ તેઓએ કવચિતજ દેખાડી હશે.

જે તંબુમાં આપણે સિડની હૅઝલઉડને મુકી આવ્યા છૈયે, ત્યાં હવે પાછા ફર્યે. જયારે તે હેમતી ઝુઆવ સેબાસ્ટૅાપોલથી પાછો ફર્યો, અને પેલાં નનામાં કાગઝો ઉતાવળે લખી કાહાડીને એૅડ્રિયન ડેલાંશીને તે લઇ જવા આપ્યાં, ત્યારેતો હૅઝલઉડ હજી સુતેલોજ હતો. વાંચનાર જાણેછે, તેમ ડેલાંશીના તંબુમાંથી જવાપછી અર્ધે કલાકે મેજર હૅઝલઉડ ઉંઘમાંથી બીદાર થયો, અને તેજ વખ્તે સેબાસ્ટૅાપોલના ઘંટો વાગવા લાગ્યા. તંબુની બહાર હજી અંધારૂં ભીત હતું; અને તંબુમાં એક મીણબતી ઝાંખી બળતી હતી.

જયારે હૅઝલઉડે આહેસ્તેથી પોતાની આંખો ઉઘાડી, ત્યારે પોતાના આવ્યાપછી જે ચા તેનેમાટે તૈયાર કરી રાખી હતી, તે લઈ ગસટેવ તેની ખાટલીઆગળ આવ્યો. જાણે કાંઈ અસાધારણ બનાવ બન્યોછે, એવું તે ઝુઆવના ચેહેરા તથા રીતભાતઉપરથી ગમે એવા બારીક જોનારને પણ કશું જણાય નહીં, એવો શાંત તે હતોઃ ગઈ રાત્રે બનેલા બનાવોથી તે કશો પણ ઉસ્કેરાયલો નહતો, પણ જાણે તેવું કશું બન્યું નહોય, એવી શાંત અને ઠંડી તેની વર્ત્તણુક હતી. તોયે અંદરથી તે ભારે શકમંદ અને ચિંતાતુર હતો, કારણકે સેબાસ્ટૅાપોલના ઘંટો વાગતા હતા, અને તે સારીપેઠે જાણતો હતો, કે ઇનકરમાનની ટેકરીઓઉપર હવે રશિયનો હમલો લાવવાને ધસ્યા આવતા હોવા જોઇએ--અને ગસટેવની પૂર ખાતેરી હતી, કે તોપોના ધડાકા હવે જલ્દીથી તંબુમાં સંભળાશે, તો જોકે તે તંબુ તો રશિયનો જયાં હલ્લો લઇ જવાનો વિચાર રાખતા હતા, તેનેથી બે "માઇલો"થી પણ વધુ દુર હતો.

આગળા દિવસકરતાં આજે હૅઝલઉડને પોતાને ઘણું વધારે ઠીક લાગતું હતું, પણ હજી તે એટલો તો નબળો હતો, કે તેનેથી જરા પણ મેહેનત થાય, એ ન બનવાજોગ હતું.

તેણે ગસટેવને લગાર ઠપકાથી કહ્યું, "તું રાતના ક્યાંથી જતો રહ્યો, અને તેમ જવાનો હતો, તેની મને આગમચથી ખબર પણ આપી નહીં!"

**ગસટેવ**—(નર્માશથી) "પણ મારેબદલે મારી જગ્યા રાખવાનું કૅપટન ડેલાંશીએ માથે લીધું હતું."

આ જવાબથી તો હૅઝલઉડ ઉલટો વધારે નાખુશ થયો, અને બોલ્યો, "પણ તું ઘણા કલાકો બહાર ગયો હતો, કારણકે રાતના જયારે પણ હું જાગી ઉઠતો, ત્યારે મારીપાસે કૅપટન ડેલાંશીનેજ મેં બેઠેલો જોયો."

તે બીમારતરફથી પોતાનું મ્હોંડું ફેરવી નાખીને અને ધીમે પણ લગાર ધ્રુજતે આવાઝે તે ઝુઆવે જવાબ આપ્યો, "હં! ત્યારે મારા જવાથી તમોને ગમ્યું નહીં, એમ કે?"

હૅઝલઉડ તેનો જવાબ "હા" કરી આપવા જતો હતો, પણ તેનો હઠીલો અને ચીડાઉ સ્વભાવ—કે જેવા સ્વભાવનેલીધે જો એક ફેરેશ્તો પણ તેની સારવાર કરે, તો તેનેથી પણ તે સંતોષ પામે નહીં—પાછો ઉભરી આવ્યો, અને તે જે પોતાનાં દેલથી ખરી વાત

હમણાં જણાવવા જતો હતો, તે પાછી ફેરવી તોળીને, લગાર ધિક્કારભરેલી ઢપે બોલ્યો, "મને ગમ્યું નહીં ? બચિત તારા જવાઆવવાબાબે હું ઝાઝી દરકાર પણ કરતો નથી ! હું સાફ કહુંછું, કે જો એક કામ કરવાનું તું માથે લે, તો તે બરાબર ખંતથી કરવું, એવી મારી મર્ઝીછે. કૅપટન ડેલાંશીનેતુંત્યાંથી જવાને કેટલી વાર થઇ ?"

પણ તે ઝુઆવે એનો કશો ઉત્તર દીધો નહીં. કોણજાણે જે ઢપથી તેનીસાથે વાત કરવામાં આવતી હતી, તેથી તેને ગુસ્સો લાગ્યો હતો—કે કોણજાણે તેથીઉલટું તેનાં દેલની લાગણી ઉભરાઇ આવી હતી—તે હાલમાં આપણે નક્કી કહી શકતા નથીઃ પણ એટલું તો ખરૂં, કે કશો પણ જવાબ આપવાનેબદલે તે પાછો પોતાની ચટાઇઉપર જઈ બેઠો, અને સગડીઉપર વાંકો વળી, જાણે ત્યાં કાંઈ જોવામાં ગુંથાયો હોય, એવું ડોળ દેખાડવા લાગ્યો.

પોતે પુછેલો પ્રશ્ન પાછો પુછવાનું હૅઝલઉડે લાયક ધાર્યું નહીં; અને તે પોતાનાજ કાંઈ વિચારમાં પડી રહ્યો—પણ તે વિચારો કાંઇ તેને પસંદ પડતા નહતા—તે આ વેળા બીમારીનેલીધે પોતાને બિછાણે અડી રહ્યો હતો, તેબાબે વિચારમાં મશ્ગુલ હતો. ઝુઆવ તો તેનેમાટે નાસ્તો તૈયાર કરવાનાં કામમાં તરત રોકાયો; હૅઝલઉડનાં બોલવાથી તેને ગમે-એટલું આગળ દુઃખ ઉપજ્યું હોય, છતાં તે ભુલી જઇને પાછો પોતાની અસલી માયાળુ લાગણીથી તેની સંભાળમાટે કામ કરવા મંડ્યો. આમુજબે વખ્ત વહી જવા લાગ્યો, પણ તેટલાં દુરથી તોપોના ધડાકાનો ભારે આવાઝ સંભળાયો.

આ વખ્તે હૅઝલઉડ પોતાનું માથું તકિયાહઉપર ટેકવીને લાંબો થઇ પડેલો હતો, ધડાકો સાંભળતાંજ ચોંકી ઉઠ્યોઃ પણ જ્યારે તેણે બીજા ધડાકાઓની ગર્જના એકપછી-એક થતી સાંભળી, ત્યારે તે પોતાની ખાટલીઉપર તડો થઈ બેઠો.

**ગસટેવ**—(કરગરીને) "સાહેબ, ઉસ્કેરાઓ ના, કંઇ નહીં, એ તો ફક્ત ખોદેલી ખાઇઓમાંથી આવાઝ આવેછે."

**હૅઝલઉડ**—(લગાર મેઝાજ ખોઇને) "ગઇ કાલે, તેમજ પરમ દિને તો તોપો છોડ-વામાં આવી નહતી. જો સાંભળ ! ફરીથી ધડાકાઓ થાયછે ! ખુદા શાહેદ, આ તો લડાઈ ચાલી રહીછે—અને રશિયનો આપણીઉપર ધસી આવ્યાછે !"

આપ્રમાણે બોલી તે ઘણીજ અકુદર્તી ખુશહાલી અને ઉમંગથી—અકુદર્તી કહેવાની આપણી મતલબ એછે, કે તે ઘણો નબળો પડી ગયો હતો, તો જોકે, બીજીરીતે જોતાં, તો તે ઝબરો હેમતી હતો—હૅઝલઉડ પોતાના ખાટલાઉપરથી કુદી બહાર પડ્યો.

**હૅઝલઉડ**—"મારો પુશાક ! મારાં કપડાં ! જલ્દી ! જલ્દી—મારો પુશાક લાવ ! અને મારો ઘોડો !—દોડ, ગસટેવ—દોડ, ઉતાવળ કર ! જલ્દી થા ! જા, ને મારો ઘોડો તૈયાર કરાવ !"

**ગસટેવ**—(ઘણા ગભરાટસાથે) "શું, સાહેબ ? તમારો ઘોડો ? તે તો બાલાકલાવા-ખાતે તમે ઝખ્મી થઈ પડયા, ત્યારે તમારીનિચ્ચે કપાઈ મુઓછે—અને, અરે તમે આપ્ર-માણે ઉસ્કેરાઈને તમારોજ ઘાણ કાહાડોછો !"

"ચુપ રેહે ! બીવકુફ !" એમ બોલી હૅઝલઉડે પોતાની પેટીમાંથી પોતાનો પુશાક પોતેજ બહાર ખેંચી કાહાડ્યો, કે જે ખરાબ ન થાય, એટલામાટે તેમાં ઉંચો કરી મુક-

વામાં આવ્યો હતો. "ત્યાંથી નિકળ! ને મારેવાસ્તે એક બીજો ઘોડો મેળવી લાવ!—જો સાંભળ! લશ્કરને હથિયારબંદ થવાનેમાટે પડઘમો વાગેછે! મારી રીજમીટ તૈયાર થઇછે!—દરેક જણ તૈયાર થયુંછે!—અને મારે એકલાએ ત્યાં પડી રેહેવું નહીં જોઈએ!"

આમ બોલતાંજ તેણે લડડયાં ખાધાં અને ખાટલીઉપર પાછો પડયો; પોતાને થયેલી નબળાઈનેમાંટે શ્રાપ દેવા લાગ્યો; પણ તરતજ પાછો ઉઠી ઉભો થયો, પણ આ વેળા તેનો ચેહેરો પાછો ફિક્કોફચ્ચ થઈ ગયેલો હતો, કારણકે તે નબળો હતો, છતાં ઉસ્કેરાઇ ગયેલો હતો.

**ગસટેવ**—(ઘણાજ કાલાવાલા અને આઝીજીથી) "ખુદાનેખાતેર, **મેજર** હૅઝલઉડ, તમારી તબિયતનો તો કાંઇ વિચાર કરો—તમારી સલામતી—ખુદ તમારી ઝેંદગીનો તો કાંઇ વિચાર રાખો!"

આ સાંભળીને **સિડની**નો પિત્તો ઘણો ઉછળી આવ્યો, અને તે મોટે સાદે પોકારી ઉઠયો, "નિકળ ત્યાંથી ને તરત એક ઘોડો લાવ! મારેમાંટે કયેથી પણ એક ઘોડો મેળવ—નહીંતો ફરીથી તારું મ્હોંહું મને કદીબી દેખાડતો ના! જલ્દી જા! હું કહું-છું, કે જલ્દી હંઇથી જા!"

પણ તોયે ઝુઆવ જરા પણ હાલ્યાચાલ્યાવગર તે બીમારનીહઝુરમાં ઘણી ગરીબાઇસાથે ઉભો રહ્યો. તેના ચેહેરાઉપર દેલગીરી, એન્તેઝારી, અને કાલાવાલાની નેશાનો પ્રગટી નિકળેલી હતી. આ વખ્તે તે ઝુઆવને શિક્ષા કરવાને પોતાનો હાથ ઉઠાવવા જતો હતો, પણ તરત એક લઠડિયું ખાઇને પાછો ખાટલીઉપર તુટી પડયો, અને ઘણો ઉસ્કેરાઈ જવાથી થાકીને ઝોરથી દમ લેવા લાગ્યો. તોપોના આવાઝો વધારે મોટાનેમોટા થતા જતા હતા; તે ચાલુનેચાલુ ઉપરાસાપરી કાને પડતા હતા; અને તે સાંભળીને ફરીથી ત્રીજીવાર પોતાની મતલબ પાર પાડવામાંટે **સિડની** હૅઝલઉડને શૂર છુટયું.

તે પોકારી ઉઠયો, "જા ત્યાંથી, નીચ છોકરા, તું મારા હુકમનો અનાદાર કરેછે! તરત જા, અને મારેસારૂં એક ઘોડો મેળવી લાવ!"

ઝુઆવે જોયું, કે જો તે વધુવાર ત્યાં ઉભો રેહેશે, તોબી તે હૅઝલઉડને પોતાનો પુશાક પેહેરતાં અટકાવી શકશે નહીં; વળી તેણે જોયું, કે જો તેનેમાંટે ઘોડો મેળવવા જવાના ખોટા ઢોંગ ન કરશે, તો વધુનેવધુ તે ખીજવાશે, અને તેથી તેની તબિયત વધારે બગડશે;—એમ ધારી તે તંબુમાંથી બહાર નિકળી ચાલ્યો. આ વખ્તે હૅઝલઉડની રીજમીટ જલ્દી હથિયાર-બંદ થતી હતીઃ દરેક તંબુમાંથી તૈયાર થયેલા સેપાહો બહાર નિકળીને દુર એક ચોકસ જગ્યાએ જમા થતા હતા. બાપડો ઝુઆવ હૅઝલઉડના તંબુનીજ પડોશમાં જઇ ઉભો—તે એન્તેઝારી અને ચિંતાથી અધમુઓજેવો થઈ ગયો હતો— તે બીમારઆગળ પાછા જવાની તેની હેમત ચાલી નહીં–અને મનમાંજ વમાસવા લાગ્યો, કે આ પીડાનો કેવીરીતે અંત આવશે.

રીજમીટોના અમલદારોના ઘોડાઓમાંટે કામચલાઉ ઝાવળાનાં ઝુંપડાના તબેલાઓ ઉભા કર્યામાં આવેલા હતા, તેમાંથી તેઓને હવે બહાર લાવવામાં આવતા હતા; તેજ વખ્તે જાણે હમણાંજ ઘોરમાંથી એક મુર્દું લશ્કરી પુશાક પેહેરીને બહાર નિકળ્યું હોય, તેવા બિહામણા અને અતિ ફિક્કા મારી ગયેલા દેખાવનો ભૂતજેવો લઠડતોલડડતો તે તંબુની બહાર પડયો.

આ જોઈ ઝુઆવથી એક ચીસ પડાઈ ગઈ: અને તે તરતજ હૅઝલઉડને એવી હુલડાઈ ન કરવામાટે મેન્નતઝારી કરવાને ફરીથી દોડી ગયો. પણ સિડનીએ તો ઘણાજ ગુસ્સાથી તેને બાજુએ હડસેલી મુક્યો: અને જે માણસો તે ઘોડાઓને ત્યાંથી લઇ જતા હતા, તેઓને કાંઈ સવાલો કરવા મંડી ગયો. તેઓથી તેને કહેવામાં આવ્યું, કે જો તે ચાહે, તો એક ફાલતું ઘોડો તેને મળી શકે, એમ હતું; તે ઘોડાને પોતાને સ્વાધિન લીધો, અને પાસેજ ઉભેલા એક સેપાહને તેને ઝીનઉપર ચઢવામાં મદદ કરવાનો તાકિદે હુકમ કર્યો—કારણકે ઘોડાઉપર પોતાની-મેળે ચઢી બેસવાજેટલું કુવત પણ આ વેળા તેનામાં હતું નહીં.

તેને આ ઘેલું કામ કરતાં અટકાવવા અને કાલાવાલા કરવાના વિચારથી તે બીચારો ઝુઆવ ફરી એકવાર તેની આગળ જવા કરતો હતો, પણ તેટલાં તેને વિચાર આવ્યો, કે તેમ કરવું હવે ફોકટતું હતું, અને વળી તેમ કરવાથી તે વધારે આપદામાં આવી પડશે,એમ તેણે ધાર્યું. એથી તેણે શોકાતૂર દેખાવે આ સઘળો મામલો જોયા કર્યો, તો જોકે સિડની હૅઝલઉડની આવી હેમત જોઈ, તે કાંઈ થોડો અજાયબ થયો નહીં; પછી તે પણ બ્રિટિશ છાવણીના વાંકાચુકા રસ્તાઓઉપરથી એક હરણજેવે ઝડપે ત્યાંથી ઝપાટામાં નિકળી ચાલ્યો.





# પ્રકરણ ૩૭ મું.

## ઈનકરમાનના ઢોળાવો.

ઈનકરમાનની લડાઈ ચાલુજ હતી. તોપોનાં છુટવાથી તમામ ટેકરીઓ જાણે તેના પાયામાંથી ધ્રુજતી હતી; તોપોનાં મ્હોંમાંથી એકપછીએક એમ ઉપરાસાપરી જે ગોળાઓ છુટી ઉડતા, તેથી જાણે એવું લાગતું, કે જાણે ભઠ્ઠીઓમાંથી નક્કર આતશોના ટટકાઓ નિકળતા હોય. તેઓના ગગડાટ ભયંકર હતા; વળી તેમાં બંદુકોનાં ફુટવાથી વધારે ઘોંઘાટ થતો હતોઃ લડાઈનો દેખાવ જોકે દમામદાર તોપે ભયંકર હતો.

અને હવે આ ભયાનક દેખાવવચ્ચે એક રીજમીટ આવી લાગી, કે જેને આગળી ઝપાઝપીઓમાં બહાદુરમાંબહાદુર રીજમીટતરીકે નામના મેળવી હતીઃ જ્યાં તપોતપ સેપાહો મોતને શરણ થતા હતા, ત્યાં આ રીજમીટ આવી લાગી. આ રીજમીટ હૅઝલઉડનીજ હતી. રીજમીટને મોખરેજ તેના વડા કરનલની બાજુમાં તે પોતાનો ઘોડો દપટાવતો હતોઃ આ વેળા તેના ફિક્કા મારી ગયેલા ગાલોઉપર રતાસ ધાઇ આવેલો હતો—તેની આંખો આતશનીપેઠે ચમકતી હતી. તેની બહાદુરી અને હેમતથી તેની નબળાઇઉપર તે તરત વેળા ફાવી નિકળ્યો હતોઃ અને જો કોઇ જાણતો નહોય, કે તે તરતનોજ ભારે બીમારીની પથારીમાંથી ઉઠી આવ્યોછે, તો તે ખરેખર એક બીમારછે, એમ કદી પણ માને નહીં.

આ વેળા રશિયનોને ટેકરીઓઉપરથી પાછા મારી હઠાવ્યામાં આવ્યા હતા. ટેકરીઓનો કબ્જો રાખવાને તેઓ જીવઉપર આવીને લડયા હતાઃ બ્રિટિશ સેપાહો ટેકરીઓઉપરથી તેઓનીઉપર તુટી પડયા હતાઃ પણ આખરે રશિયનો ખીણમાં ઘણી મોટી સંખ્યામાં આવી પાછા એકઠા મળ્યા. ઝારના ઘણાજ ચુનંદા ઓછામાંઓછા ૪૦,૦૦૦ સેપાહો ત્યાં જમા થયા હતા; અને જોકે તેઓને ટેકરીઓઉપરથી હાંકી કાહાડયામાં આવ્યા હતા—જોકે ઢોળાવોઉપરથી તેઓને પાછા ફરવાની ફર્જ પડી હતી—તોયે પોતાનો ખોયલો કબ્જો પાછો મેળવવાને જાણે તેઓએ નિશ્ચય કીધેલો જણાતો હતો.

બીજા હાથઉપર આસરે ૮,૦૦૦ બ્રિટિશ સેપાહો ફતેહ મેળવતા આગળ ધસ્યા આવતા હતાઃ જ્યારે જનરલ બૉસ્કેની સરદારીહેઠલનું ૬,૦૦૦ બહાદુર માણસોનું લશ્કર પણ આ ઝપાઝપીમાં ભાગ લેતું હતું. વળી તેમાંજ ઍડ્રિયન ડેલાંશીની પણ રીજમીટ હતીઃ તે જવાન ફ્રેંચમૅન, કે જેનાં પરાક્રમો અને જેના ઉમદા ખવાસમાટે આપણે ખુશી અને મગરૂરીસાથે આગળ વર્ણન કરી ગયા છૈયે, તેને પણ ભારે બહાદુરીથી આ લડાઈમાં ઝીપલાવ્યું હતું.

પણ હવે આ યાદગાર સવારના દશ વાગી ગયા હતા, અને ઘણી ઝબરી લડાઇ ધીમેધીમે નર્મ પડતી જતી હતી; એકજ ઠેકાણે ભારે લડાઇ ચાલવાનેબદલે હવે જુદેજુદે ઠેકાણે સેંકડો ટોળીઓવચ્ચે ખુનામરકી ચાલી રહી હતી. હવે રીજમીટોનીસામે રીજમીટો

લડતી નહતી—લશ્કરી વિભાગો એકેકસામે આવી લડતા નહતાઃ પણ અસંખ્ય ટુકડીઓ એકમેકસાથે ઝપાઝપી ચલાવતી હતી. એક ઠેકાણે રશિયનોની એક ન્હાની ટોળી એક ખેડુતનાં ભાંગાંતુટાં ઘરનો કબ્જો લઇ બેઠી હતીઃ ત્યાં મૂઠીભર ફ્રેંચ સેપાહો તે ઘર ભાંગીને માંહે દાખેલ થયા—અને પોતાની બંદુકોઉપર ચઢાવેલી બાગનેટોવડે તેઓઉપર હલ્લો કર્યો—તેઓને રેંહેસી નાખ્યા—અને બાકીના નાસી જવા પામ્યા. બીજે ઠેકાણે મસ્કોવીટોની એક ટોળીએ ઝાડીઓમાંથી ધસી આવી, બ્રિટિશ સેપાહોની એક ન્હાની ટોળકીઉપર ગોળીઓનો જીવલેણ મારો ચલાવ્યો; પણ બ્રિટિશો રશિયનોઉપર તુટી પડ્યા, અને તલવાર તથા બાગનેટની અણીઓથી તેઓને વિંધી નાખ્યા. તેમ વળી છુટાછુટા પણ લડી મરતા હતા—બંધે બાજુના વિખુટા પડી ગયેલા સેપાહોવચ્ચે ભારે જનુનથી હાથચાલાકી ચાલતી. લડાઇનીવચ્ચે પણ આરીતે છુટીછુટી ઝપાઝપીઓ કાંઈ ઓછી નહતી. પણ જો રશિયન એવી ઝપાઝપીમાં એકાદ બ્રિટિશ કે ફ્રેંચ સેપાહની મુકાબેલ આવી જતો, તો તેની કમબખ્તીજ જાગી એમ જાણવું !

ઇંગ્રેજી પુશાકવાળી એક બહાદુર ટુકડી એકાએક રશિયનોની બાજુમાં હલ્લો લાવવાની મકસદથી ઢોળાવઉપરથી ઉતરી આવી. તેઓને મોખરે નાગી તલવારસાથનો એક સરદાર પોતાના બહાદુર સેપાહોને ઉલટ આપતો ધસી આવ્યો.} પણ રશિયનોએ તરત પોતાની તે જગ્યા છોડી દીધી, અને તેઓ સર્વે વાતે તૈયાર થયેલા હતા. આ બહાદુર સરદાર સર જ્યૉર્જ કુંઠકાર્ટની સરદારીહેઠલની જાણીતી રીજમીંટને સઘળી બાજુથી ઘેરી લેવાને જુદીજુદી દિશાતરફથી રશિયન પાયદલની પુષ્કળ ટુકડીઓ નિકળી આવી. તોયે જરાપણ ડર્યાવિના બહાદુર બ્રિટિશો પોતાની બાગનેટોસાથે આગળ વધ્યા—મારવું કે મરવું એવો પાકો ઠરાવ તેઓએ કીધેલો તેઓનાં મ્હોંડાંઉપરથી જણાતો હતો. મઝબુત રશિયનો પણ આગળ ધસ્યા ;—તેઓએ આગળીગમથી, પછી પાછળીગમથી, તો કોઈવાર બાજુમાંથી હલ્લાઓ કર્યાં, અને સર જ્યૉર્જ કુંઠકાર્ટ અને તેના મૂઠીભર સેપાહો સઘળીગમથી તદ્દન ઘેરાઇ ગયા !

હદબહાર ઉલટ અને બહાદુરી બતલાવવાની આ બીજી ભુલ હતી,—એવીજ ભુલ બ્રિટિશોએ બાલાકલાવાની લડાઇ વેળા પણ કીધી હતી. પણ જે બહાદુરી તેઓએ બતલાવીછે, તેથી તેઓની આ ભારે ગફલતી ભુલી જવામાં આવીછે.

પોતાના સેપાહોને મોખરે રહીને સર જ્યૉર્જ કુંઠખર્ટ એક લડવૈયાનેછાજતી બહાદુરીથી લડ્યોઃ પણ ઘણી મોટી સંખ્યામાં દુશ્મનો આવ્યાજ ગયા, અને તેઓનીવચ્ચે તેની ટુકડી સપડાઇ ગઈ; (જુઓ ચિત્ર ૧૬મું.) અને તે બહાદુર બ્રિટિશ જનરલ મરણતોળ ઝખ્મી થઇ પોતાના ઘોડાઉપરથી ઝમીનઉપર તુટી પડ્યો. કપાઇને મરતાં તેના જે થોડાક સેપાહો બાકી રહ્યા, તેઓએ પોતાનીઆસપાસ બની રેહેલા આ માણસના બનેલા કોટનીવચ્ચેથી પોતાનો રસ્તો કાપ્યો; તેઓ હાડમાર થયેલા, ચિથરેહાલ બનેલા, ઝખ્મી થયેલા, તોયે પણ કીર્ત્તિ પામેલા, પાછા ટેકરીઉપર પોતાની જગ્યાએ આવી પુગ્યા.

બપોરસુધી આમુજબે લડાઈ ચાલુ રહી—જયારે આખરે રશિયનોએ નબળા પડવા માંડ્યું. તેઓની આ હાલત જોઈ એકસંપી રાજ્યોનાં લશ્કરે તેનો લાભ લેવાનું શરૂ કીધું; અને તેથી રશિયન રીજમીટો નાસવા લાગી. આ રીતે એકસંપી રાજ્યોના આસરે

૧૪,૦૦૦ બહાદુર સેપાહોએ સાથે મળી ૪૦,૦૦૦ થી પણ વધુ ગંજાવર સંખ્યાને શેકસ્ત આપી; અને દુનિયામાં જાણીતી થયેલી લડાઈઓમાંની એક ઇનકરમાનની લડાઇનું નામ સદાનું યાદગાર રહી જવા પામ્યું.

બીજી બાબતઉપર બોલવાઅગાઉ આપણે અત્રે ઉમેરવું જોઈએ, કે સૅબાસ્ટૉપૉલનીસાંમે જનરલ કૅનરૉબર્ટે એવીતો સરસ એક યૌજ તૈયાર કરી રાખી મુકી હતી, કે સવારના પહરમાં જ્યારે તે ગામના ઘંટો હમલો કરવામાંટે વજાડવામા આવ્યા, ત્યારે તે ગામનાં લશ્કરે હલ્લો લઇ જવાની નાફ્રમાંની કીધી,—તે જોઇ પ્રિન્સ મેન્ટસ્ચૅકૉફે પણ તેમ ન કરવાના અખાડા કરી જવામાં ડાહાપણ જોયું, અને શેરનાયાની ખીણઉપરની ટેકરીઓ-પરની લડાઈનું શું શેવટ આવેછે, તે જાણવાને થોભી ગયો.

આખરે ઇનકરમાનની લડાઈ પુરી થઈ: રશિયનો હારીને પાછા ફર્યા; અને ઇંગ્રેજો તથા ફ્રેંચો પોતપોતાના ઝખ્મી થયેલાઓને ઉંચકી જવાને, અને માર્યા ગયેલાઓને દફનાવવાનાં શોકાતૂર અને ગંભીર કામમાં રોકાયા. લડાઇનાં મયેદાનઉપર સઘળે ઠેકાણે હવે શોધાશોધ ચાલી રહી; આ શોધ કરનારાઓમાં એક અતિ દુ:ખી જેગરે અને ભારે એન્તેઝારીથી કરતો હતો. આ શખ્સ કોઇજ નહીં, પણ નમકહલાલ ગસટેવ હતો. ભારી કાપાકાપીપછી તેણે હૅઝલઉડની રીજમીટને પાછી ફરતી જોઈ હતી; તેને પેહેલીજ નઝરે જોતાં જણાયું, કે તેમાંના ધણાકો માર્યા ગયા હતા, અથવા ઝખ્મી થઈ પડયા હતા, અને થોડાકોજ પાછા ફરવાને નસીબવંત નિવડ્યા હતા—વધારે બારીકીથી નઝર કરતાં તેને જણાયું, કે જેનેમાંટે તે અતિશય કાળજીથી જોતો ઉભો હતો, તે તેઓમાં હતો નહીં. છુટા ચાલતા સેપાહોમાંના એકને તેણે આતુરતાથી તેનેવિષે પુછ્યું, અને તેણે શેરનાયાની ખીણતરફના એક ઢોળાવગમ ફકત પોતાની આંગળીથી એશારત કરી જવાબ આપ્યો. તેની કેહેવાની મતલબ એવી હતી, કે જેનેમાંટે તમે પુછોછો, તે તો ત્યાં પડેલોછે. ઝુઆવનાં પોતાનાં મનમાં પણ એવોજ કાંઈ વિચાર આગમચથી આવી ગયો હતો. એક "મિનીટ"સુધી તેની આંખોમાંથી ગડગડ આંસુઓ પડવા લાગ્યાં, પણ બીજીજ પળે તે તેણે લુછી નાખ્યાં, અને તે ટેકરાઉપરથી નિચ્ચે ખીણતરફ ઝપાટામાં ચાલવા માંડ્યું.

પણ આ કાપાકાપીની અને ખુનરેઝીની જગ્યામાં તે સિડની હૅઝલઉડની શોધ તે કયાં કરે? તોયે ગસટેવે મનસાથે પાકો ઠરાવ કર્યો હતો, કે જ્યાંસુધી તે તેને શોધી ન કાહાડે, ત્યાંસુધી ઉંઘ અને ભૂખ તેને હરામ હતાં! તેણે એકપછીએક બિહામણી અને બ્હીક લાગેએવી માણસાઇ રકમોને દુર કીધી—કે જેઓથી ત્યાં મુવેલાઓના ઢગો થયેલા હતા—જ્યારે કોઈ ચોકસ પુશાક તેનાં દિઠામાં આવતો, ત્યારે તેનાં મ્હોંમાંથી એક ચીસ પડાઈ જતી, પણ જ્યારે તે પુશાકના પેહેરનારનું મ્હોંડું તે તપાસીને જોતો, અને તે હૅઝલઉડ નહીં જણાતો, ત્યારે વળી પાછો તેનાં દેલમાં એક જાતનો સધિયારો આવતો, અને તે છુટકારાનો એક દમ લેતો. એવી રીતે કપાઇ ગયેલાઓના ડુંગરો તેણે એકપછીએક તપાસ્યા—વળી તેમ કરતાં કોઇ ઝખ્મી થયેલાને મદદ કરવાને પણ તે ચુકતો નહતો, પછી તે દોસ્ત હોય, કે દુશ્મન—તે ઝાડીઓમાં ફરી વળ્યો—કાંટાની વાડમાં ઘુસ્યો—બસ બધે-

બધ તેણે શોધ્યાજ કર્યું ! તેના હાથો, તેનો ચેહેરો, અને તેનાં કપડાં માણસનાં લોહીથી ખરડાઇલચડાઈ ગયાં હતાં: તે થાકથી હમણાં બેશુદ્ધ થઈ જશે, એવો નબળો પડી ગયો હતો—અને તોયે તે નબળાઈ તેને જણાઈ નહીં, આ દાસ્તાનવિષે આપણે ઘણું બોલી શકયે, પણ તેમ કરવાકરતાં વાંચનારેજ તેનો ખ્યાલ મનમાં કરી લેવો, કેમકે ગમેએવું રંગીન બયાન તેની ખરેખરી હાલતનો ખ્યાલ આપી શકે, એમ નથી.

લડાઇ ખત્મ થવાને બે કલાકો થઈ ગયા હતાઃ હવે અંધારૂં થવા માંડયું હતું ; અને તોયે, તે જવાન ઝુઆવ તો પોતાની શોધ કર્યોંજ જતો હતો. એકસંપી રાજ્યોનાં લશ્કરોમાંના સેપાહો પોતપોતાના ઘણાખરા ઝખ્મી થયેલા અને માર્યા ગયેલા ગોઠિયાઓને ઉપાડી લઇ ગયા હતાઃ ઘોડાનાં દરેક ગાડાંમાં, કે હાથગાડીમાં ગસટેવે બારીક તપાસ ચલાવી, પણ તે જેને શોધતો હતો, તે તેને મળ્યો નહીં. આખરે એક ઝખ્મી થયેલા જે બ્રિટિશ સેપાહને ગાડીમાં મુકવામાં તે મદદ કરતો હતો, તેને ઝુઆવે સવાલ કર્યો, કે મુખ્ય લડાઈ કઇકઇ જગ્યાઓઉપર ચાલી હતી, અને કયાંકયાં હૅઝલઉડવાળી રીજમીટ જોવામાં આવી હતી ? જોકે આ સવાલ તેણે બીજા પચાસ સેપાહોને આગળ પુછયો હતો, પણ તેઓએ જે જવાબો આપ્યા, તે એકમેકથી ઉલટા હોવાથી, તેણે ફરી એકવાર તેજ સવાલ આ સેપાહને પણ પુછયો.

ઝખ્મથી નબળા પડી ગયેલા આ સેપાહે ઘણેજ ધીમે સાદે જવાબ આપ્યો, “જ્યારે મેં તે રીજમીટને છેલ્લી જોઈ, ત્યારે તે રશિયનોઉપર પેલી ટેકરીનીનિચ્ચે ઝાડીમાં હલ્લો લઈ જતી હતી.”

આ સાંભળતાંજ તે ઝુઆવ ત્યાં દોડયો. આ જગ્યાની મુલાકાત તેણે અગાઉ લીધી નહતી: કારણકે ઝાડઝાંખરાનેલીધે તે ટેકરી તેનાં જોવામાં આવી નહતી. આ ઠેકાણે બે હાથગાડીઓમાં ઝખ્મી થયેલા તથા માર્યા ગયેલાઓને જમા કરવામાં આવતા હતાઃ ત્યાં તેણે હૅઝલઉડવિષે ખબર કાહાડી—તેઓએ જણાવ્યું, કે મેજરની લાશ હજી મળી નહતી. આ વખ્તે લગભગ તદન અંધારૂં થયેલું હતું: પણ ગસટેવની કાળજી આ વખ્તે ઓછી થવાનેબદલે ઉલટી વધેલી હતી, તેથી તેણે તો પોતાની શોધ કરવાનું ચાલુજ રાખ્યું. વખ્ત પસાર થવા લાગ્યો, અને હજી તેને ફતેહ તો મળી નહીં. નાઉમેદીનાં વાદળાંના ભારતળે તેની આશાની છેલ્લી ચિણગારી હવે બુજાવાની અણીઉપર આવી હતી.

પણ એજ વખ્તે તેણે એક ધીમો સાદ સાંભળ્યો, કે “પાણી ! પાણીનુ ફકત એક ટીપું !”

ઝુઆવના હોઠમાંથી એક શબ્દ પણ નિકળ્યો નહીં; તોયે જ્યારે તેણે હૅઝલઉડનો સાદ પારખ્યો, ત્યારે જાણે તેનાં મ્હોંમાંથી ખુશહાલીની એક મોટી ચીસ પડેલી સંભળાતી હોય, એમ કોઈપણ ધારે ! પણ આ વખ્તે ગસટેવ એક “મિનીટ” લડડી પડયો: જાણે ઘણી ખુશહાલીનેમારે તેની લાગણી ઘેલી થઈ ગઈ હોય, તેમ તે ચક્કર ખાવા લાગ્યો; પણ તરત પાછો પોતાનાં મગઝને ઠેકાણે લાવી, તે બીજી પળે તરત હૅઝલઉડની બાજુમાં ઘુંટણ ભરડિયે બેઠો.

અને શું તે ઝુઆવપાસે હૅઝલઉડને પાવાને પાણી હતું ? હા: અને વળી તે પોતાની સાથે “વાઈન,” ઘાનું કપડું, અને બાંધવાના પાટાઓ પણ લેતો આવ્યો હતો ! તે આઠાં

પરિણામની ધાસ્તીમાંજ હતો, એટલે જોઇતી સર્વે સામગ્રી ત્યાં સાથે લેતોજ આવ્યો હતો. હૅઝલઉડ પણ તેને ઓળખ્યો; અને નબળે સાદે ઉપકારનાં કાંઇ શબ્દો બડબડ્યો. પણ તે જ્યારે પોતાના તંબુમાં ખાટલીઉપર લાંબો થઇ પડેલો હતો, ત્યારે જેવી નિર્દયપણે અને વગરલાગણીએ તે આ જવાન જુઆવસાથે વર્ત્યો હતો, તેથીઉલટીજ રીતે માયાથી તેણે હમણાં પોતાનો આભાર ઝાહેર કર્યો હતો.

થોડીજ " મિનીટો "માં આ નમકહલાલ જુઆવે હૅઝલઉડને એક હાથગાડીમાં મુક્યો; અને જ્યારે તે ગાડી ટેકરીઉપર બ્રિટિશ છાવણીમાં ઘસડી જવામાં આવતી હતી, ત્યારે થાકીને લોઠપોઠ થઇ ગયેલો બીચારો ગસટેવ તેની સાથેસાથે ચાલતો હતો; પણ આ વેળા તે ગુપચુપ રહયા કરતો હતો.



શરૂ કર્યામાં આવ્યો: પણ તે મારો બીજે કેથે નહીં, પણ ફક્ત એક ચોકસ જગ્યાએજ ચલાવ્યામાં આવતો હતો. હંમેશનીપેઠે પેલો પીલો વાવટો તો તે ઉંચાં મકાનઉપર ઉડતોજ હતો; આ મકાન પરાંનીવચોવચમાં આવેલું હતું, છતાં હવે તેનો કોઈ પણ રીતે નાશ કરવાનો મક્રમ ઠરાવ કર્યામાં આવ્યો હતો. તરતજ તેઉપરની વાવટાકાઠી નિચ્ચે તુટી પડી: રશિયનો તો એમજ સમજ્યા, કે નેમવગર તાકેલો એકાદ ગોળો ભોગજોગે તેઉપર અકસ્માતથી આવી પડ્યો હશે, એમ ધારી તેઓએ બીજી નવી વાવટાકાઠી ઉભી કરવા, અને તેઉપર પાછો પીલા રંગનો વાવટો ચઢાવવાની દોડાદોડી કરી મુકી. હજીતો તેઓ આ કામ પુરૂં કરી ન રહ્યા, હજીતો વાવટો પવનમાં ઉડતો થવાને ઝાઝી વાર ન થઈ, તેટલાં બ્રિટિશ ખાઇઓતરફથી એક બીજો ગોળો ધુમટો અને ઝબરો આવાઝ કરતો હવામાંથી ઉડી આવ્યો; તે એવીતો સરસ નેમથી ફેંકવામાં આવ્યો હતો, કે આવીને આબાદ તે દારૂખાનાંના ભંડારનાં છાપરાંઉપર પડ્યો; પડતાંને વાર એક ગંજાવર ધડાકો થયો. થોડી "મિનીટો"-સુધી તો જાણે એવું લાગ્યું, કે એક જવાળામુખી પર્વત એકાએક ફાટ્યો હોય: બળતાંનો એક ગોટો તરત ઉંચે નિકળતો જણાયો, અને પછી તેમાંથી ધુમાડાના ગોટેગોટા બહાર પડવા લાગ્યા; થોડીક "મિનીટો"સુધી તો તે ધુમાડો ઉપરનોઉપર દેખાયા કર્યો, અને સઘળે કાળુંકાળું થઈ રહ્યું: પણ પછી ધીરેધીરે તે ત્યાંથી દુર થયો, અને પછી જે દેખાવ નઝરે પડ્યો, તેથી ઇંગ્રેજી છાવણીમાંથી એક ગંજાવર પોકાર ઉઠ્યો—આ પોકાર ખુશહાલી અને ફતેહનો હતો: કારણકે વધુ વાર તે પીલો વાવટો નઝરે પડ્યો નહીં—અને તે ઇમારત, કે જેઉપર તે ફડફડતો હતો, તે બળીને તમામ ભસ્મ થઈ ગઈ હતી!

આ ઇમારત ખરેખર દારૂગોળાનો એક ભંડાર હતો, કે ખરેખર એક "હૉસ્પિટલ" હતી, તેબાબે બ્રિટિશ સેપાહોનાં મનમાં જે દગદગો થયા કરતો હતો, તે હવે સદંતર દુર થઇ ગયો; હવે તેઓની પુરેપુરી ખાતેરી થઈ, કે તે વાવટો એક "હૉસ્પિટલ"ઉપર નહીં, પણ દારૂગોળાના એક ભંડારઉપર દગાઇથી ઉડતો કર્યામાં આવ્યો હતો, કારણકે ગમેએવો પણ ક્રૂર દુસ્મન માદા અને ઝખ્મી થયલાઓનાં મકાનઉપર ગોળાનો મારો ચલાવી લાઇલાજ થઇ પડેલાઓને મારી નાખે, એવો સુધરેલા લોકોમાં રવાઝ નથી; તેઓનું દયાળું દેલ આ વાતમાં ઘણી છુટ મુકેછે, પછી તે લડાઇમાં હોવ, તો શું થયું? જે ભયંકર ધડાકાસાથે દારૂખાનું સળગી ઉઠ્યું હતું, તેથી હવે સર્વેની પુરેપુરી ખાતેરજમા થઈ, કે તે મકાન તમામ સળગી ઉઠે, એવી વસ્તુઓથી ચિકાર ભરેલું હોવું જોઈએ; કે જે મકાનને આજ-સુધી કશી અલવલ આવવા દીધામાં આવી નહતી.

હવે જે તંબુમાં મેજર હૅઝલઉડ રેહેતો હતો, ત્યાં આપણ પાછા જઇએ. આ બ્રિટિશ અમલદાર—ખાનગી ઝીંદગીમાં જેટલો ભલી ચાલનો હતો, તે કરતાં ઘણો વધારે લડાઇમાં બહાદુર અને હેમતવાન હતો—તેને ઇનકરમાનની લડાઇમાં વળી એક બીજો ઝખ્મ થયો: પણ તે કાંઈ ઘણો ધાસ્તીભરેલો નહતો. એમ જણાયછે, કે જ્યારે તેની રીજમીટ રશિયનોનાં પાયદલ લશ્કરઉપર એક ભારે હમલો લઇ જતી હતી, ત્યારે તેજવેળા તે ભારે થાકથી પોતાના ઘોડાઉપરથી તુટી પડ્યો; પછી શું થયું, તેની તેને ખબર પણ રહી નહીં, પણ જ્યારે તે પાછો શુદ્ધિમાં આવ્યો, ત્યારે તેનું ગળું તરસથી સુકાઇ જવા લાગ્યું: જ્યારે તે પાણીના એક ટીપાંનેમાટે ટવળાટ કરતો હતો, તેજ વેળાએ જુઆવે તેને

જવાબ આપ્યો હતો. તેણે તેનો સાદ તરત ઓળખ્યો; આ વેળા આગળ તે જે ધાતકી અને સખ્તરીતે તેનીસાથે વર્ત્યો હતો, તે યાદ આવ્યું, અને તેથી તેનાં દેલમાં તેબાબે ભારે પસ્તાવો થવા લાગ્યો. જ્યારે તેને તેના તંબુમાં પાછો લઇ જવામાં આવ્યો, ત્યારે તે પાછો તદ્દન બેભાન થઇ ગયો; અને તે બેભાનીમાંથી જ્યારે તે ફરી પાછો શુદ્ધિમાં આવ્યો, ત્યારે તેને તાવ ચઢયો હતો, અને તેની ગુમમાં તે લવારોબકારો કરવા લાગ્યો.

ઈનિકરમાનની લડાઈ થવાપછી એક પખવાડિયાંથી પણ વધુ વખ્ત સિડની હૅઝલઉડ તેની-આસપાસ શું બનાવો બનતા હતા, તેથી બીખબર રહ્યો હતો. કોઇવાર તે લાંબો વખ્તસુધી ઉંઘ્યાઈ રહેતો—પણ ઉંઘમાં તે જે ગમે તે બોલતો બકતો હતો: વળી કોઇ બીજી વખ્ત તે કલાકો-સુધી લવારોબકારો કર્યા કરતો, અને તેમ કરવાથી તે જ્યારે તદ્દન થાકી જતો, ત્યારે પાછો ઉંઘમાં પડતો હતો. બ્રિટિશ "સરજ્યન" દહાડામાં ફક્ત એકવાર માત્ર થોડોજ વખ્ત તેને જોવાને આવતો, અને તેણે તેની જીવવાની આશા છોડી દીધી હતી: પણ તેને થોડીજ ખબર હતી, કે ઍડ્રિયન ડેલાંશીની મેહરબાનીથી એક ફ્રેંચ "સરજયન" એજ બીમારની મુલાકાતે દર સાંજે અંધારૂં થવાપછી આવતો હતો, અને ફ્રેંચ દવાઈદારૂખાતાં-માંથી તેનેમાટે જોઇતી દવા, વગેરે પુરૂં પાડવામાં આવતું, કે જે બાબતમાં બ્રિટિશ ખાતું તદ્દન લોથ હતું.

અને હજી જરા પણ કંટાળવાવગર તથા ખરા ઉત્સાહથી—હજી પણ વધારે માયાભ-રેલી અને ચાલુ સારવારથી—તે જવાન ગસટેવ તેની માવજત કર્યા જતો હતો. જ્યારે આ આખું પખવાડિયું હૅઝલઉડની ઝેંદગી ફક્ત એક દોરાઉપર લટકેલી હતી, તે વખતનાઅ-રસામાં એકવાર પણ આ ઝુઆવે તેનો તંબુ છોડયો નહતો. કોઇવાર જ્યારે હૅઝલઉડ ઉંઘેલો હોય, ત્યારે આ જવાન માત્ર તંબુનાં બારણાઆગળ જઇ ઉભો રેહેતો, અને ઠંડી હવા ખાતો, કારણકે તે પોતે પણ તાવથી બળતો હતો. પણ એક ઘડીબી તે આ બ્રિટિશ અમલદારને વિડીજો મુકતો નહતો, કારણકે તેની ઝેંદગી બચાવવાને જો કદાચ પોતાનો જાન પણ આપવો પડે, તો તેમ કરવાનેબી તે અતિયંત ખુશી હતો. તેના ભક્તિભાવની બરાબર કોઇપણ બીજો કરી શકે નહીં. વારંવાર જ્યારે ઍડ્રિયન ડેલાંશી હૅઝલઉડના તંબુમાં તેની મુલાકાતે આવતો, ત્યારે તે આ ઝુઆવને થોડી વાર પણ અહીંતહીં ફરવા જવામાટે ભારે આઝુજી કરતો, અને તેટલો વખ્ત તેની ગેરહાઝેરીમાં તે પોતે બીમારની સારવાર કર-વાનું માથે લેવાની માગણી કરતો; પણ ગસટેવ તો એમજ સમજતો હતો, કે તેનાસિ-વાય બીજો કોઇપણ હૅઝલઉડની માવજત કરી શકશેજ નહીં, એવા વિચારથી તે દેલગી-રીસાથે ડેલાંશીની માયાળુ માગણી નામંજુર કરતો હતો.

આમુજબે તે પખવાડિયું પસાર થઇ ગયું—અને હવે હૅઝલઉડની તબિયતમાં દેખાઇ તો સુધારો થયો: ઘણોજ ધાસ્તીભરેલો બારીક સમય વિતી ગયો; અને આ સુધારો જોઇ, ઇંગ્રેજ "સરજ્યન" પણ પોતાની અજાયબી દેખાડવાવિના રહ્યો નહીં.

આ વખ્તે બ્રિટિશ લશ્કરને અતિ ઘણું ખમવું પડયું હતું. તે ભારે કંગાળિયત, બીમારી, અને ભૂખમરો ખમતું હતું. ઠંડી તો એવી સખ્ત પડતી હતી, કે તેઓનાં હાડે-હાડ કપાઇ જતાં હતાં, તેમાં વળી ભૂખમરો, એટલે તેઓનાં સંકટોનો પાર નહતો. ઇંગ્લાં-

ડમાં વહિવટ કરનારા જે અધિકારીઓને હાથ આ લડાઇસંબંધી મામલો હતો, તેઓ તેઓની ફર્જ બજાવવામાં ઘણાજ નાલાયક માલુમ પડયા, તેમાં વળી ક્રિમિયાખાતેના જુદાજુદા વડા અમલદારો પોતાના હોદ્દાને તદન નાલાયક પુરવાર થયા, અને તેથી જે ખરાબ પરિણામ નિપજ્યું, તેથી આખી સુધરેલી દુનિયાને કમકમાટ ઉપન્યો, તેઓને અજાયબી લાગી, અને તેઓબાબે ઘણુંજ બુરૂં બોલાયું. આ સર્વે હકીકત આ વાર્તામાં જણાવ્યાકરતાં તે લડાઇનિલગતી કોઇ તવારીખમાં વાંચવાની અમો અમારાં વાંચનારાંઓને સખ્ત ભલામણ કર્યે છીયે. બાલાકલાવાનાં બંદરમાં ઈંગ્લાંડથી ખુરાકી ભરી લાવેલાં વહાણો લાંગરેલાં હતાં; અને તેછતાં બીચારા બહાદુર ઈંગ્રેજ સેપાહો પોતાની છાવણીમાં ભૂખે મરતા હતા. ઠસોઠસ પુશાકો ભરેલાં બીજાં વહાણો બાલાકલાવાખાતે આવી લાગ્યાં હતાં; અને તેછતાં બાપડા બ્રિટિશ સેપાહોના અંગઉપરના પુશાકોના ફાટીને વાવટા ઉડતા હતા. ઈંગ્લાંડનો કેનારો આગળ કદી ન છોડી ગયેલું એવું સરસ, મઝબુત લશ્કર જે આ લડાઇમાંટે મોકલવામાં આવ્યું હતું, તે સઘળું નાશ પામીને ભૂખે મરતું, દુર્બળ, અને ચિંકરેહાલ અવસ્થામાં આવી પડયું હતું. બાલાકલાવાના ડંકાઉપર ઘાસચારાના ડુંગરો માર્યામાં આવ્યા હતા, તે ત્યાં પડયાપડયા સડી જતા હતા, કે બંદરનાં પાણીમાં પડીને તર્યા કરતા હતા; અને તેછતાં આપણી તોફે ઘોડેસ્વાર રીજમીટોના ઘોડાઓ ઘાસચારાવગર ભૂખે ટપોટપ મરી જતા હતા. બહાદુર લશ્કરે જે દુઃખો ક્રિમિયાની લડાઇ વખ્તે ખમ્યાંછે, તે આજસુધી ઈંગ્લાંડનાં લોકો દુઃખસાથે યાદ કરેછે. આજના વખ્તમાં તે વાત કેટલાકો માનવાને પણ ના પાડે, તો તેમાં કશી નવાઇ નથી, એવો ભારે ગઝબ આ લશ્કરઉપર ગુજર્યોછે, અને તે ફકત બીદાદીનેલીધે, અને પુરતી લાયકાત ન ધરાવતા અમલદારોનેલીધે ખમવો પડયો હતો. આ ડરામણી કંગાળિયત, દુઃખો, અને ભૂખમરાનું વર્ણન કરવું, તદન અશકતછે. હવેપછીનાં વાંચનારાંઓ, જ્યારે તેની તવારીખ વાંચવા બેસશે, ત્યારે તે ન બનવાજોગ માનીને અવિશ્વાસથી બાજુ મુકશે, અને સાફ જણાવશે, કે આ સઘળી તવારીખ ઘણી સહરાગાતથી લખાયલીછે, અને તેમ તેઓ ન માને, તેમાં ખોટું શુંછે? કારણકે તેઓને તો આજના વખ્તનો ઇંગ્રેજી લશ્કરનો અનુભવ હોયછે, કે જે લશ્કરના બંદોબસ્ત, બહાદુરી, અને કવાયદનેમાંટે આખી દુનિયા શાબાશીનો આવાઝ કાહાડેછે.

પણ આટલી બધી બીદાદીછતાં સિડની હૅઝલઉડના તંબુમાં તો કોઇ પ્રકારની ખામી નહતી: કારણકે ઍડ્રિયન ડેલાંશીની ઉદાર માયાથી ત્યાં તો સર્વે પાંતીનું સુખ અને સગવડ હતાં, અને દરેક જોઇતી ચીઝો તેણે ત્યાં મૌજુદ રાખી હતી. વળી તે દુલાં દેલના જવાન ફ્રેંચ અમલદારની ખાતેરી હતી, કે પોતાના બીમારની ઝરૂરિયાતો સંભાળવાની કાળજીનેલીધે તે જવાન જુઆન પોતાનીઉપર દુઃખ પડવા દેશે, અને ભૂખે મરશે, એવું જાણી તેણે તેનેમાંટે પણ પાકો બંદોબસ્ત કીધો હતો, અને તેણે બે જણાને પુરે તેકરતાં પણ ઘણી વધારે ખુરાકી તેઓને પહોંચતી કરવાની ચોકાસી રાખી હતી. ફ્રેંચ છાવણીમાં ખુરાકીનું તો પુછવુંજ શું? ત્યાં તે પુષ્કળ મોટા જથામાં હતી, એટલુંજ નહીં, પણ વળી તમામ ફ્રેંચ લશ્કરને ગર્મ કપડાં, અને બીજી ઝરૂરિયાતો પુરતા જથામાં પુરી પાડવામાં આવી હતી, કે જેથી તેઓ ક્રિમિયાના શિયાળાનીસાંમે ટકી રેહેવાને શક્તિવાન થાય. આ બે લશ્કરોની માવજતોવચ્ચે કેટલો તફાવત! કેવો મોટો તફાવત!—એકને



( ચિત્ર ૧૫ મું.) "ગુંગળાવીને મારી નાખનારાં તે દોરડાંના છેડા ખેંચીને તે ગુનાહગારને ઉપર લટકાવી દેવામાં આવ્યો " (પાનું ૨૫૯ મું.)

જોઇતી દરેક ચીઝ બરાબર ઉત્તમરીતે પુરી પાડવામાં આવતી—ત્યારે બીજું પોતાના સ્વદેશમાં સરકારી હોદ્દેદારોની અને પારકાં દેશમાં જુદાંજુદાં ખાતાંઓના કરતાકારવરતા વડાઓની નાલાયકાત, બીદાદી, અને અજ્ઞાનપણાંનેલીધે જીવથી માર્યું જતું !

સિડની હૅઝલઉડ ઘણો ધીમેધીમે સાજો થતો હતો: પણ તે ઘણો ચોકસરીતે સુધરતો જતો હતો. તેની બીમારી પાછી ઉભાઇ નહતી ; અને જોકે તેનાં મંદવાડ પછી સાજી થવાની તેની હાલત ઘણી ધીરેધીરે આગળ ડગલાં ભરતી હતી, તોયે તે સુધરતો જતો હતો, એમ ખુલ્લું જણાતું હતું. ઍડ્રિયન ડેલાંશીતરફ તે ખરાં દેલનો ઉપકાર જણાવતો હતો ; પણ ઝુઆવતરફ તે એક મુરબ્બીતરીકેની માયા દેખાડતો હતો. આગળાતરફનો તેનો ઉપકાર એક ખરી લાગણી ઝાહેર કરતો હતો ; જ્યારે પાછળાતરફની માયા દેખાડવાની જાણે તેની ફર્ઝ હોય, એમ જણાવતો હતો. આ તફાવત અને તેનાં કારણો સેહેલથી સમજાય એવાંછે. હૅઝલઉડ સારીરવેસે જાણતો હતો, કે જો ડેલાંશી ચાહાતે, તો તેનેમાંટે કશું પણ કરતે નહીં, અને તેણે જે ખરાં દેલથી કીધું હતું, તેમાંટે તે તેનાં ઉંડા અહસાનમાં ગયો હતો. પણ ઝુઆવનેમાંટે, તો તે એમ ધારતો હતો, કે તે તો ફક્ત એક હલકી પદવીનો નૌકર હતો, અને તેટલાંમાંટે તેણે જે કીધું, તે તો માત્ર તેની ફર્ઝ હતી, તો જોકે તે ફર્ઝની હદ ઓળંગી ગયો હતો, અને ઘણી અસાધારણ માયા અને કાળજી તેનાતરપ દેખાડતો હતો, પણ તે તો તેના મનનો માત્ર એક ધુંટો હતો, અને પોતાની ફર્ઝને મોજતરીકે ગણીને તેમ કરતો હતો. એક તેનીબરાબરીની પદવીનો હતો, તેટલામાંટે હૅઝલઉડ તેને પોતાનો એક મિત્ર ગણી શકે, અને તેટલામાંટે તેનીસાથે ભેળાઈ શકે; પણ બીજો તો તેના વિચારપ્રમાણે એક નૌકર હતો, કે જેણે જોઇએ તેકરતાં વધુ કાળજી અને નમકહલાલી તેનીતરપ દેખાડી હતી, અને તેમાંટે તેનેલાયકનો એક સારો બદલો આપવાનો સિડની હૅઝલઉડનો એરાદો હતો.

ઇનકરમાનની લડાઇપછી ખાસો એક મહિનો વિત્યાકેડે—કે જે વખતે હૅઝલઉડ ઉઠીને બેસવાને, તેમજ પોતાના મળવા આવનારાઓની મુલાકાત લેવાને શકિતવાન થયો હતો—ત્યારે પેલી નનામી ચિઠ્ઠીઓ, કે જેમાં ઘણી કીમતી ખબરો આપ્યામાં આવી હતી, તે ભેદભરેલી બાબતોબાબે તેને જાણ થઇ. જે દિવસે હૅઝલઉડની હાઝેરમાં ઉપલી બાબતવિષે વાતો ચાલતી હતી, ત્યારે તેને મળવાને બે કે ત્રણ અમલદારો આવ્યા હતા, કે જેઓ ઇનકરમાનની લડાઇની આગળી સાંજે પણ તેનાં બિછાણાંઆગળ આવી બેઠા હતા, અને વાતો ચલાવી હતી, જેવિષે આપણે એક આગળાં પ્રકરણમાં જણાવી ગયા છૈયે. આ વખ્તે પણ રાબેતામુજબે તે ઝુઆવ પોતાની સાદડીઉપર બેઠેલો હતો, અને સગડીમાંના આતશઉપર રસોઇની જે તૈયારીઓ તે કરતો હતો, તે તપાસવામાં રોકાયલો હતો.

તે અમલદારોમાંનો એક બોલ્યો, " એમાંતો કશો શક નથી, કે કોઈ શખ્સ તેજ રાત્રે સેબાસ્ટૅાપાલમાં દાખેલ થયેલો હોવોજ જોઇએ; અને ત્યાંથી તેણે જે ખબર મેળવી હતી, તેથી આપણાં લશ્કરનો બંચાવ થઇ ગયો હતો, અને તેનેજલીધે તેઓ જે છાપો મારવાનો એરાદો રાખતા હતા, તેનીસાંમે ફ્રેંચોએ તૈયારીઓ કરી રાખવાની ચોકાસી રાખી હતી. શું આ અજાયબજેવું નથી, કે જે બાબતવિષે આપણે આગળ લાંજ વાતો ચલાવી હતી, તેમ બનવા પામ્યુંછે ? તે જાણે આપણે ગઈ કાલેજ કીધી હોય, એવી સારીરીતે મને હજી બરાબર યાદછે——"

હૅઝલઉડ, કે જેનો આવાઝ બીમારીનેલીધે નબળો પડી ગયો હતો, તે ઘણો ધીમે આવાઝે બોલ્યો, " ખચિત ! અને તે મને પણ યાદછે. તમો તે વખ્તે બોલ્યા હતા, કે જો કોઇ સાહસિક શખ્સ તેઓનાં શેહેરમાં દાખેલ થઇને તેઓના નાસી આવેલા સેપાહો, જે વાતો જણાવતા હતા, તેની સાચાઇ શોધી લાવે, તો આપણને ઘણો ફાયદો થાય. આપણી વાત જાણે કોઇને સૂચના કરવાજેવી હતી, કે જાણે ઇશ્વિરપ્રેરણાંથી થયેલી હતી, કારણકે આખરે તેમજ બનવા પામ્યુંછે !"

પ્રથમ જે અમલદાર બોલ્યો હતો, તેણે કહ્યું, " મને તો લાગેછે, કે ઇશ્વરની મર્ઝીથીજ તેમ બનવા પામ્યુંછે—અને નહીં કે આપણે સૂચના કરવાથી—નહીં ! કારણકે તેમ જો હતે, તો આપણામાંના કોઇ એક જણે આ પરાક્રમ બજાવેલું હોવું જોઇએ. બીશક મને તો લાગેછે, કે જે ફ્રેંચ અમલદાર લૉર્ડ રૅગલૅનને મથકે તે નનામો પયેઘામ પહોંચાડી આવ્યો હતો, તેણેજ આ કામ બજાવેલું હોવું જોઇએ; કદાચ થોડા કલાકોપછી તે બીચારો ઇનકરમાનની લડાઇમાં માર્યો ગયો હોય—કારણકે જો તે હમણાં જીવતો હોય, તો જનરલ કૅનરૉબર્ટે બહાર પાડેલા ઢંઢેરાસુજબે બહાર નહીં પડતે?"

આ સાંભળી હૅઝલઉડની મઝબુત લાગણીએ જોશ પકડયો, અને તે લાગણીનેસબબે હંમેશકરતાં તે વધારે ઉસ્કેરાયલા મોટા સાદે ખુશી થઇને બોલી ઉઠયો, "ખચિત, તેનું આ કામ ઘણું કીર્ત્તિભરેલું હતું. ગમે તે શખ્સ તે હોય, પણ જો તે બહાદુર શખ્સ હમણાં જીવતો હોય, તો હું તેની પિછાણ કરવાને ઘણો ખુશી અને મગરૂર થાઉં ! હું કસમ ખાઇને જણાઉંછું, કે તે મારીપાસે જેબી મેહરબાની માંગે, તે હું ખુશીથી તેને બખ્શું, પછી તે મારી આખી દૌલત માંગે, તો તે પણ હું તેને આપી દેવાને અચકાઉં નહીં !"

અત્રે આ ચાલતી વાતચિત જરા અટકી પડી, કારણકે જવાન ઝુઆવ, જે આ સઘળું સાંભળતો હતો, તેણે સગડીઉપર મુકેલું ઉકળતા સેરવાથીભરેલું વાસણ ભુલમાં ઉંધું વાળી નાખ્યું; ગસટેવની આ બીદરકારીનેલીધે હૅઝલઉડે ગુસ્સે થઈ તેને ઠપકો આપ્યો; હમણાં તે તેનીતરફ ગમેએટલી માયા દેખાડવા માંગતો હતો, છતાં તેનો સ્વભાવ ચીડાઉ થઇ ગયેલો હોવાનેસબબે તે તેમ કરતાં અચકાયો નહીં. ત્યારપછી થોડી વધુ વાર ત્યાં બીજી વાતો ચાલી; અને પછી મુલાકાતે આવનારા અમલદારોએ ત્યાંથી રૂખ્સત લીધી.

તેઓનાં જવાપછી થોડા વખ્તમાં ઍડ્રિયન ડેલાંશી તે તંબુમાં દાખેલ થયો; તે પોતાસાથે ખુરાકીથીભરેલી જે એક ટોપલી લાવ્યો હતો, તે ઝુઆવના હાથમાં સેરવી દઇ, તે મેજર હૅઝલઉડઆગળ વાતે બેઠો.

તે જવાન ફ્રેંચમૅનનો હાથ પોતાના હાથમાં લઈ, અને તે ઘણી મમતાથી દાબીને તે બ્રિટિશ અમલદાર બોલ્યો, " મારા પ્યારા ડેલાંશી, મારીતરફ તમોએ બતલાવેલી માયામેહરબાની હું કદી, કદી ભુલી જઇશ નહીં——"

**ઍડ્રિયન**—(વચ્ચે બોલી ઉઠીને) "જરાસરખી તમારી સેવા બજાવવાને જો હું શક્તિવાન થયો હોઉં, તો તે જણાવવાની તમોને કશી ઝરૂર નથી."

હૅઝલઉડ—"હા—મને તે સેવાઓ ઝરૂર જણાવવીજ જોઇએ, મારે તમારૂં અહસાન બાપોકાર કબુલ કરવાની ફર્ઝજછે ! તમોએ મારેમાંટે જે કીધુંછે, તે જો તમો નહીં કરતે, તો આજે હું મરી પણ ગયો હતે ! તમારો 'સરજ્યન' જે મારી મુલાકાતે આવેછે, તેમાંટે હું તમારો ભારે આભારીછું—તેમજ જે દવા મને પુરી પાડવામાં આવેછે—તથા જે ખુરાક મને શકિત આપેછે— તે સર્વેનેસારૂં——"

પણ તરતજ ડેલાંશી માયાભરેલે સાદે ભાર મુકીને વચ્ચે બોલી ઉઠયો, "મારા પ્યારા હૅઝલઉડ, તમો ભુલી જાઓછો, કે મારાકરતાં દશ હઝારગણા તમો આ જવાનના આભારી છેઓ"—એમ બોલી તેણે ઝુઆવગમ પોતાની આંગળી બતલાવી.

આપણે જણાવવું જોઇએછે, કે આ બંધે જવાનો પોતપોતાવચ્ચે ઇંગ્રેજી ભાષામાં વાતો ચલાવતા હતા ; અને હૅઝલઉડનાં મનમાં સધિયારો હતો, કે **ગસટેવ** તો તેનો એક બોલ પણ સમજતો નહતો, તે બોલ્યો," મને ખબરછે, કે હું એના પણ અહસાનમાંછું ! જેવો હું કલમ પકડવાજેટલી શકિત ધરાવશ, કે મારા લંડનના શરાફોના કૉન્સટૅન્ટિનોપ્લના આડતિયાઉપર એક 'ચેક' લખી કાહાડીશ, તેમાં એની બાકીની આખી ઝેંદગીસુધી સાધારણ ખર્ચ નિકળેએટલી મોટી નાણાંની રકમ હું એને બખ્શેશતરીકે ભરી આપીશ."

આ વખતે **ઍડ્રિયન** પોતાની બેઠકઉપરથી લગાર અજાયબજેવી રીતે ચોંકીને ઉભો થયો,—જેમ કરતાં જે નહાનાં " સ્ટાંડ "ઉપર તે બેઠેલો હતો, તે નિચ્ચે ગબડી પડયું, કે જેવીરીતે ગડબડ કરવી એક બીમારના ઓરડાને લાયક નહતી, પણ તેમાં તેનો કશો કસુર નહતો; તે તરત તંબુના દરવાઝાઆગળ દોડયો, અને બોલી ઉઠયો, "હમણાં આ આવાઝ શાનો થયો ?"

આ પ્રશ્નથી ઉસ્કેરાઇને હૅઝલઉડે કહ્યું, " ખુદા કસ્મ, જો **રશિયનો** પાછા આવ્યા હશે, તો હું કદી પણ ત્યાં પડી રેહેનાર નથી !"

ઝુઆવ તરત પોતાની ચટાઇઉપરથી ઉઠી ઉભો થયો; અને લગાર દેલગીરીભર્યાં દેખાવથી ઍડ્રિયન ડેલાંશીગમ જોયું,—જે પોતાની બેઠકઆગળ પાછો ફર્યો, અને બોલ્યો, "એ તો ખોટો ગભરાટ હતો—કશું બન્યું નથી. મારા પ્યારા હૅઝલઉડ, મારી આ બીદરકાર ચાલનેમાંટે હું તમારી હઝાર વખ્ત માફી ચાહુંછું."

હૅઝલઉડ—"જેઓ લશ્કરની છાવણીઓમાં ઝેંદગી ગુજારતા હોય, તેઓને હંમેશાં ખોટો ગભરાટ ખમવો પડેછે. ઠીક, હમણાં હું તમોને શું કેહેતો હતો ? હા—હું એમ કેહેતો હતો, કે હું **ગસટેવનો** કેવીરીતે ઉપકાર વાળવાનો વિચાર રાખુંછું——"

**ઍડ્રિયન**—(તેને બોલતો અટકાવીને) "હાલમાં તે બાબતવિષે વધુ બોલવાની ઝરૂર નથી ! જો ગસટેવ તમારૂં બોલવું સમજી શકશે, તો તેને માઠું લાગશે——"

હૅઝલઉડ—"પણ તે તો આપણું બોલવું સમજતો **નથી** ! અને તેને માઠું લાગશે, એમ જયારે તમો કહોછો, ત્યારે એનો ઉપકાર બીજી કઇરીતે હું વાળી આપી શકું ? પૈસા આપવાસેવાય બીજી કઇરીતે એના ઉપકારનો બદલો વાળી આપવાને મારામાં શકિતછે ?"

**ઍડ્રિયન**—(લગાર ગંભીરાઇથી) " મારા વાહાલા હૅઝલઉડ, આ જવાને બે વાર તમારી ઝેંદગી બંચાવીછે; અને યાદ રાખજો, કે એણે જે નમકહલાલીથી તમારી સેવા

બજાવીછે, તે ફક્ત એનાં દેલમાં તમારેવાસ્તે જે માયા અને ભલી લાગણીછે, તેટલાજમાટે બજાવીછે, અને તેનો બદલો પૈસાથી પાછો વાળી શકાય એમ નથી !"

તે જવાન ફ્રેંચ અમલદારના આ સુખનો સાંભળી, હૅઝલઉડને લગાર અચરતી ઉપજી, અને પછી તે બોલ્યો, "મારા વાહાલા ડેલાંશી, તમો કહોછો, તે ખરી વાતછે, કે જેમ તમો છેઓ, તેમ એ પણ મારીબરાબરની પદવીનો હતે, તે હું મારી ઝેંદગીના છેડાસુધી એનો જાની, નમકહલાલ, સાચો મિત્ર થઇ રેહેતે—અને તે મારી દોસ્તીમાં કશો પણ ફેરફાર થવા પામતે નહીં—તેજ એનાં અહસાનનો બદલો વાળેલો હું ગણતે. પણ ચાલો, આપણે હવે એ બાબતસર હાલ તરત વધુ વાત કરવાનું મૌકુફ કર્યે—મુખ્યકરીને આ જવાનનેલગતી. તમારા અહસાનમાં હું કેટલો બધો છું, તે તો મેં તમોને જણાવ્યુંછે. પણ યાદ રાખજો હું ! કે આપણાવચ્ચે જે એક ચોકસ બાબતમાં હરીફાઇ છે, તે તો આપણાવચ્ચે ચાલુજ રેહેશે——"

**ઍડ્રિયન**—(તેને વધુ બોલતો અટકાવીને) "તે બાબતઉપર બોલવાનું પણ હાલ તરત તો માંડી વાળો, બીજે કોઇ વખતે તેબાબે વાત કરીશું—પણ હવે મને તમોને છોડી જવું જોઇએ !" એમ બોલી તેણે પોતાનાં ઘડિયાળમાં જોયું ; અને લગાર અધિરાઇથી, પછી તે તંબુ છોડી ગયો.





## પ્રકરણ ૩૯ મું.

### યુપૅટૉરિયા.

હવે ઈનકરમાનની લડાઈ થવાને ત્રણ મહિનાથી પણ વધુ વખ્ત થઈ ગયો હતો,—યાને આપણે આગળાં પ્રકરણમાં હૅઝલઉડ અને ડેલાંશીવચ્ચે જે ગોફતેગુ થયેલી જણાવી હતી, તેને બે માસ ઉપર થઈ ગયા હતા, એટલે હમણાં ૧૮૫૫ નાં સાલના ફેબરવારી માસની અધવચનો વખ્ત હતો; અને જગ્યા યુપૅટૉરિયા હતી.

આ કસ્બો ક્રિમિયાના પશ્ચિમતરફના કેનારાઉપર, અને સેબાસ્ટૉપોલથી અડતાળીસ "માઈલો"ને તફાવતે આવેલોછે. વાંચનારને યાદ હશે, કે આ યુપૅટૉરિયાના કસ્બાનીનઝદીકમાં પ્રથમ બંધે એકસંપી રાજ્યોનાં લશ્કરો ક્રિમિયામાં ઉતર્યાં હતાં; અને આલ્માની લડાઈપછી તેઓ સેબાસ્ટૉપોલની દક્ષિણ બાજુએ કુચ કરતાં આવી પહોંચ્યાં હતાં. દક્ષિણ દિશાતરફ તેઓ આવી લાગેલાં હોવાથી, તે કસ્બાની ઉત્તર દિશાનાં તમામ પ્રગણાંઓ રશિયનોને હાથ ખુલ્લાં હતાં, કે જે માર્ગે તેઓ વધુ લશ્કર, દારૂગોળો, અને ખુરાકી આસાનીથી મેળવ્યાં જતાં હતાં, અને એકસંપી લશ્કરોતરફથી તેઓને કશી અડચણ નડતી નહતી. જ્યારે જવાન ગુઆવ છુપ્યો સેબાસ્ટૉપોલમાં ગયો હતો, અને ત્યાંથી પાઉં ખરીદ્યું હતું, ત્યારે રશિયન ભઠિયારાએ જે સગવડબાબે એશારો કર્યો હતો, તે એજ હતી.

ડૅન્યુબનાં મુખ્ય પ્રગણાંઓમાંથી રશિયનોને પોતાનાં ફતેહમંદ લશ્કરથી મારી કાહાડયાપછી, ઓમર પાશાને તેના શાહનશાહી ધણી સુલતાનતરફથી ફર્માયશ થઇ, કે તેણે પોતાનાં લશ્કરનાં એક ભાગને ક્રિમિયાખાતે મોકલી આપવું, અને ત્યાં ઈંગ્રેજો અને ફ્રેંચોસાથે મળીને કામ કરવું. ઑટોમન રાજ્ય, કે રાજ્યને હવે તે પોતાનુંજ ગણતો હતો, તેનાં ભલાંનેમાટે પોતાનો જાન પણ આપવાને સરદાર તૈયાર હતોઃ પણ જાનકરતાં હજી વધુ વાહાલી તેને એક જનરલતરીકેની આબરૂ હતી; અને તે આબરૂ સેહેલમાં ગુમાવવાને તે ખુશી નહતો. ક્રિમિયાની ભૂમીઉપર રશિયનોનીસાંમે થવાને તે એક લડવૈયાની હોંસથી બળતો હતોઃ પણ લૉર્ડ રૅગલૅન કે જનરલ કૅનરૉબર્ટની લશ્કરી કુશળતાબાબે તેને કાંઇ ઘણું ઉંચું મત નહતું. "ઈંગ્રેજો અને ફ્રેંચોનીસાથે મળીને કામ કરવું," એટલેકે આ બે રાજ્યોના સેનાપતિઓ જે હાલચાલ કરે અથવા ગોઠવણ કરે, તેમાં ભાગ લેવો; અને જોકે આ ત્રણે સરદારો પોતપોતાનાં લશ્કરની છુટી અને સ્વતંત્ર હકુમત ચલાવે, તોયે તેઓ જે પગલાં લે તે લડાઇની એક સભાની મસ્લહતીથી લીધેલાં કેહેવાય. આ ગોઠવણથી ઘણી અડચણો અને વાંધાઓ ઉઠવાની ઓમર પાશાને ખાતેરી હતી. વળી તે સારીપેઠે જાણતો હતો, કે જો કોઇ ગંભીર અને અગત્યનો સવાલ ઉભો થાય, તો ઈંગ્રેજ અને ફ્રેંચ સેનાપતિઓ પોતાનાં વધુ મતોથી તેનીઉપર ફાવી જવાવિના રેહે નહીં. આપણે આગળ જણાવ્યુંછે, તેમ તેને તેઓનાં લશ્કરી દાવપેચો અને ખબરદારીમાટે જરા પણ અયેતેકાદ હતો નહીં: તેઓએ આગળ ઘણી ગંભીર ગફલતીઓ કીધી હતી, તેબાબે તે સારીરવેસે માહિત-

ગાર હતો, અને જો તેઓના હાથતળે બહાદુર સેપાહો લડનારા નહતે,—તેમાં મુખ્યકરીને ઇંગ્રેજ સેપાહો—તો તેઓ કે દહાડેના હારીને પાયમાલ થઇ ગયા હતે.

તેટલામાટે જ્યારે પોતાનાં લશ્કરનો મોટો ભાગ લઇને ક્રિમિયાખાતે ઉપડી જવાનું તેને શાહનશાહી ફર્માન આવ્યું, ત્યારે તેણે નામદાર સુલતાનઉપર એક માનપૂર્વક પત્ર લખ્યો, અને તેમાં તેનો હુકમ બજાવવામાંટે તેને શુંશું વાંધાઓ હતા, તે દરસાવ્યા, અને આ વાંધાઓ કેવીરીતે દુર કરવામાં આવે, તેબાબે કેટલીક સૂચનાઓ પણ કીધી. તેણે તે નામદારને ખુલ્લેખુલ્લું લખી જણાવ્યું, કે જો એવી કોઇ યોજનાનો બંદોબસ્ત કરવામાં આવે, તો લડાઇનેલગતી સભામાં તેને એકનેબદલે બે મતો આપવાનો હક મળવો જોઇએ. ફક્ત જો આ શર્તો કબુલ રાખવામાં આવે, તોજ ઓમર પાશાએ ક્રિમિયા પોતાનાં લશ્કરસાથે જવાને કબુલ્યું; અને જો તેમ કરવામાં આવે, તો વધારે ઉલટ અને હોંસથી ઑટોમન સરકારનું કામ બજાવવાને તેણે નામદાર સુલતાનને ખાતેરી આપી.

આ બાબતઉપર સુલતાનના પ્રધાનોએ કૉન્સટૅન્ટિનોપ્લખાતેના બ્રિટિશ અને ફ્રેંચ એલચીઓસાથે મસ્લહત ચલાવી; પણ તેઓએ તો આ અર્ઝ નામંજુર રાખી, એવું જણાવીને, કે તેમ કરવાથી તો જાણે ઓમર પાશાને ટર્કિશ લશ્કરઉપરાંત ઇંગ્રેજી અને ફ્રેંચ લશ્કરોનો પણ સૌથી વડો સેનાધિપતિ નેમેલો લેખાય, અને તેથી તો સર્વે સત્તા તેના એકલાનાજ હાથમાં રેહે. આઉપરથી ઓમર પાશા, કે જે આ વખ્તે વાર્નાખાતે હતો, ત્યાં તેનીઆગળ એક કાસેદને રવાના કર્યામાં આવ્યો, અને જે પયેગામ તેનીસોડે મોકલવામાં આવ્યો હતો, તેમાં તેણે જે માંગણી કીધી હતી, તે પાછી ખેંચી લેવાની અર્ઝ કર્યામાં આવી હતીઃ પણ આ વડો સેનાધિપતિ તો પોતાના ઠરાવને વળગી રહ્યો—અને જો તેમ ન કરવામાં આવે, તો પોતાનો ઠરાવ ફેરવવાકરતાં પોતાનું રાઝીનામું મોકલી આપવાનું વધારે પસંદ કીધું, કારણકે તે ધારતો હતો, કે આ શર્તો પોતાની એઝ્ઝત અને કીર્ત્તિ સાચવવાનેમાંટે અતિ ઘણી ઝરૂરની હતી. લૉર્ડ રૅગલૅન કે જનરલ કૅનરૉબર્ટ જો કાંઇ ગફલતી કરે, તો તેથી તેની પોતાની મેળવેલી આબરૂ ધૂળ મળે, અને કીર્ત્તિ ઝાંખી થાય, એમ તે ચોક્કસ જાણતો હતો. જોયું, કે ઓમર પાશા પોતાનો વિચાર ફેરવતો નથી, ત્યારે આખરે ઇંગ્રેજ અને ફ્રેંચ એલચીઓએ તેની ઉપલી માંગણી કબુલ રાખી; કારણકે જો આ નામિચો સરદાર, ઘણીક લડાઇઓ જીતનાર આ પહલવાન, પોતાની સરદારીનું રાઝીનામું આપી લડાઇથી અલગ થઇ જાય, તો ઑટોમન રાજ્યે માથે ઉઠાવેલાં ભલાં કામને મોટો ધકો પુગે, એમ તેઓ સારીરવેસે સમજતા હતા; વળી ક્રિમિયાખાતે તેનાં જવાની અતિ ઘણી અગત્ય તેઓએ જોઇ, આઉપરથી લડાઇનેલગતી સભામાં અધિક વઝન ધરાવવાનો ઓમર પાશાને હક બખ્શવામાં આવ્યો; અને તેનેલગતા પયેગામો અને હુકમો લૉર્ડ રૅગલૅન અને જનરલ કૅનરૉબર્ટને તેઓની સરકારોતરફથી મોકલી આપવામાં આવ્યા.

ટર્કો સામે વળગી ગયા. જ્યારે રશિયનોને ખબર થઇ, કે તેઓને જગેજગ સખ્ત માર માર-નારો નામિચો ઑટોમન સરદાર વળી પાછો એકવાર તેઓસામે લડવાને આવી લાગ્યોછે, ત્યારે તેઓમાં અતિ ભારે તરખાટ ફેળાયો; અને તેમ થાય, તેમાં કશું નવાઇજેવું નહતું, કારણકે ઓમર પાશાએ તેઓના બબે મોટા જનરલોને ડૅન્યુબ નદીઉપરની બે લડાઇઓમાં શર્મભરેલીરીતે હરાવ્યા હતા: તેઓએ ઓમર પાશાનું આખું લશ્કર યુપૅટોરિયા આવી ઉતરે, તેઅગાઉ તે શેહેરઉપર હલ્લો કરવાના વિચારથી ઉતાવળે એક ઘણું ગંજાવર મોટું લશ્કર એક જગ્યાએ જમા કરવા માંડયું.

આપણે હમણાં જે દિવસમાટે બોલ્યે છૈયે, તે ફેબ્રુવારી માસની તા૦ ૧૬ મીનો દિવસ હતો. યુપૅટોરિયાની એક મુખ્ય ધર્મશાળાના એક ઓરડામાં મેજર હૅઝલઉડ બેઠેલો હતો. તેનાં શરીરઉપર આ વખ્તે લશ્કરી પુશાક નહતો, કારણકે તે તો ઘસાઇપિસાઇને ન પેહેરવાજેવો થઇ ગયેલો હતો, તેનાં મ્હોંડાંઉપર છેલ્લી સખ્ત માંદગીનાં ચિન્હો જણાતાં હતાં. તેછતાં તેને હવે પાછી જલ્દીથી શકિત આવતી હતી: કોઇ ઉંચી પદવીના અને લાંબા અનુભવવાળા બ્રિટિશ અમલદારનેમાંટે એક જગ્યા નિકળવા પામી હતી, કે જેઉપર તેની નેમણુક કરવાને તેણે લૉર્ડ રૅગલૅનને ભારે આજીજી કીધી. ઓમર પાશાએ પોતાના રેસાલામાં બે કે ત્રણ ઇંગ્રેજ અને ફ્રેંચ અમલદારોને દાખેલ કરવાની પોતાની ઇચ્છા જણાવી હતી; તેમ કરવાની તેની મતલબ એજ હતી; કે તેઓનીમઆરેફતે સેબાસ્ટૉપોલની-સાંમે પડેલાં એકસંપી રાજ્યોનાં લશ્કરોના વડાઓસાથે સંદેશા ચલાવવામાં વધારે સગવડ અને સેહેલાઇ થઇ પડે. આ વખ્તે સિડની હૅઝલઉડને હવા ફેરફાર કરવા જવાની તેના "સરજયન"તરફથી ભલામણ થઇ હતી: પણ તેનાજેવા ચટપટિયા જીવને લડાઇનાં મયેદાન-માંથી દુર થઇ કૉન્સ્ટૅન્ટિનોપ્લનાં એકાદ "હૉટેલ"માં નવરા પડી રેહેવાનું રૂચ્યું નહીં. એટલામાંટે તેણે આજીજી કરવાથી તેને પણ નામદાર ઓમર પાશાના એક એડી-કાંગ-તરીકે નેમવામાં આવ્યો હતો.

એક ઇંગ્રેજી "સ્ટીમર"માં મેજર હૅઝલઉડ બાલાકલાવાથી યુપૅટોરિયા આવી લાગ્યો, અને હમણાં, યાને તા૦ ૧૬ મી ફેબ્રુવારીએ જ્યારે આપણે તેને પાછો વાંચનારસામે રજુ કર્યે છૈયે, તેની આસરે એક અઠવાડિયાંઆગમચ તે ત્યાં આવી રેહેલો હતો. પણ શું તે એકલોજ યુપૅટોરિયાખાતે આવ્યો હતો? શું તે પેલા જુઆવથી છુટો પડયો હતો? તે આપણને હવે તરત જણાશે.

હૅઝલઉડ માંહેલા એક ઓરડામાં બેઠેલો હતો, કે જેમાં બીજા એક ન્હાના ઓરડાંમાંથી થઇને જવાતું હતું. આ ન્હાના ઓરડામાં એક જવાન પુરૂષ બેઠેલો હતો; તેનાં શરીરમાં સાદાં પણ સ્વચ્છ લુગડાં પેહેરેલાં હતાં—કે જે આપણે જણાવવું જોઇએ, કે ઍડ્રિયન ડલાંશીએ પોતાનાં કપડાંમાંથી તેને પુરાં પાડયાં હતાં. જ્યારે આપણે જણાવીશું, કે તે જવાન પુરૂષનો ચેહેરો સામળો મારી ગયેલો હતો— તેની આંખો અને બાલ કાળાં હતાં— તેનાં મ્હોંડાઉપર દાઢીજેવું કશું હતુંજ નહીં, પણ ફક્ત ઝીણીઝીણી કાળી મુછો હતી— તેની હાલચાલ વિવેકીજ નહીં, પણ સાથે રોનકદાર હતી— અને તેને જોતાંજ જોનારને તે ગમી આવેએવો હતો— જયારે આપણે આ સર્વે જણાવ્યે છૈયે, ત્યારે વાંચનાર તો

સમજી જશે, કે તે પુરૂપ કોઇજ નહીં, પણ ગસટેવ હતો, અને તે હજી સિડની હૅઝલઉડની ખેદમતમાંજ હતો. હમણાં આપણે જ્યારે ઉપલી બાબત જણાવ્યે છેયે, ત્યારે બપોરના આસરે ત્રણ વાગ્તાનો સુમાર હતોઃ હૅઝલઉડ પોતાના ઇંગ્લાંડખાતેના ખેશીઓ અને દોસ્તોને કેટલાંક કાગઝો લખીને પરવાર્યો હતો. તેણે "ટેબ્લ"ઉપર મુકેલો એક ઘંટ વગાડયો; અને તે સાંભળીને ગસટેવ આવી તેની સેવામાં હાઝેર થયો.

"જો હું ભુલતો ન હોઉં, તો તેં મને 'જણાવ્યુંછે, કે કૉન્સટૅન્ટિનોપ્લ જનારો ડાગ આજે સાંજનાં તૈયાર કરવામાં આવનારછે?" હૅઝલઉડે તે જવાનને હંમેશનીમુવાફેક ફ્રેંચ ભાષામાં પુછયું.

**ગસટેવ**—"હા— આજે સાંજે સાત વાગ્તે."

**હૅઝલઉડ**—"ગસટેવ, મને ખરૂં કેહે, કે તું મનેજ કાંય વળગી રહ્યોછે, શું તુંને બીજી કોઈ નોકરી કરવા ગમતી નથી? હું સારીરીતે જાણુંછું, કે હું જ્યારે પેલા કંગાળ તંબુમાં મારી ખાટલીઉપર માંદો પડેલો હતો, ત્યારે મારો સ્વભાવ વારંવાર ઘણો ચીડાઉ થઇ જતો હતો—કોઈકોઈ વખ્તે તો હું તારીતરફ ઘણોજ કરડો અને ધાતકી થતો હતો, છતાં——"

"અને તમારાજેવી અવસ્થામાં પડેલો કોઈ પણ તેવો થઈ જાય, તે હું સારીપેઠે સમજીને તેવિષે મારાં મનમાં કોઇરીતે માઠું લાવતો હતો નહીં," ગસટેવે તરત જવાબ વાળ્યો, કે જે આ વખ્તે બારીતરફ પીઠ કરીને ઉભેલો હતો. તેણે પોતાનું મ્હોડું સિડની હૅઝલઉડથી અર્ધું ફેરવી નાખ્યું હતું, કારણકે આ વખ્તે મેજર તેનીતરફ ખરા ભાવથી ટીકીટીકીને જોતો હતો, કે જેમ તેણે આગળ કોઇવાર તેનીતરફ જોયું નહતું.

**હૅઝલઉડ**—"તું કાંઇ ઘણો અજાયબ તરાંહનો જવાન્યોછે! અને મારી ખરેખરી ફર્ઝ, તેમજ મારો નિશ્ચય ઠરાવ હવે તારીતરફ માયાથી વર્ત્તવાનોછે. પણ જ્યારે મારીસાથે ચુપૅટારિયા તુંને લઈ જવામાંટે કૅપટન ડેલાંશીએ મને આગ્રહ કર્યો, ત્યારે તેનો ખરો ભરમ શું તે તો મને ડેલાંશીએ જણાવ્યોજ નહીં, અને તેમ કરવાનો શો સબબ હશે, તે જાણવાને મને ઘણી ચટાપટી થાયછે. મારી મતલબ, કે તું તો ઝુઆવ રીજમીટમાંનો એક સેપાહછે, તેછતાં મારી નોકરીમાં લ્હાં આવવાની રઝા તુંને કેમ મળી?"

"જનરલ કૅનરૉબર્ટની મેહરબાનીથી તેમ બનવા પામ્યુંછે," ઝુઆવે પાછો જવાબ આપ્યો; અને પછી જરા થોભીને તે વધુ બોલ્યો, "સાહેબ, શું તમોને ખબર નથી, કે જનરલ કૅનરૉબર્ટે *નોકરીમાંથી છુટકારો બખ્શવાની મારીઉપર મેહરબાની કીધીછે તે? હું હવે વધુ વાર ફ્રેંચ સરકારની નોકરીમાં નથી."

**હૅઝલઉડ**—"આહ! હવે મને યાદ આવ્યું. એવુંજ કાંઇ ડેલાંશીએ મને કહ્યું હતું ખરૂં; પણ મારૂં ઉપડી જવાનું એટલુંતો એકાએક ઉભું થયું, કે તેથી મને મારા મિત્ર ડેલાંશીસાથે ઘણો લાંબો વખ્ત મુલાકાત લેવાને પણ બન્યું નહીં, અને જે થોડી વાત તારેમાંટે થઇ હતી, તે તો મારાં ભેજાંમાંથી વિસરાઈજ ગઇ. ગસટેવ, હું ફરીથી કહુંછું, કે તું કાંઈ અજાયબ જવાન્યોછે. ઇંગ્રેજી એક હઝાર 'પૌંડ' પૈસાની કીમત તું સમજેછે? તે

*જુઓ નોટ ૭૧ મી.

તારા દેશના પચીસ હઝાર 'ફ્રૅંક' સેંકાઓનીબરાબર ગણાયછે; અને જો આ રકમને વ્યાજે મુકે, તો તું'ને વર્ષદહાડે ચાળીસ કે પચાસ 'પૌંડ'ની ઉપજ થાય." (વાંચનારને કેહેવાની તો કશી અગત્ય નથી, કે એક હઝાર "પૌંડ," તે આપણા ૧૫,૦૦૦ રૂપિઆ-નીબરાબર ગણાયછે.)

ગસટેવ—(લગાર અધિરાઇથી તેયે બ્હીતેબ્હીતો) "સાહેબ, એટલી એક રક-મની કીમત હું સારીરવેસે જાણુંછું."

હૅઝલઉડ—"અને એટલીજ રકમ મેં તું'ને બક્ષવાની માંગણી કીધી હતી, તે તેં લેવાને ના પાડી. તેં તો મારી નૌકરીમાંજ રેહેવાની ખુશી દેખાડી, અને તું'ને કેટલો લવા-જમ આપવો, તે પણ મારીજ મુન્સેફીઉપર છોડયું. તારી મારીતરફની ખરાં દેલની પુરવારી જોઇ, મારાં દેલમાં કાંઇ થાયછે, એમ જો હું તું'ને નહીં જણાઉં, તો મેં ખોટું કીધેલું કેહેવાય——"

એજ વખ્તે તેને જણાવ્યામાં આવ્યું, કે ઓમર પાશાતરફથી તેવણઆગળ એક કાસેદ આવ્યોછે; જેથી તેઓવચ્ચેની વાત ત્યાંજ અટકી ગઇ. પોતે લખેલાં કાગઝો ટપાલ"ઑફિસ"માં નાખી આવવામાંટે હૅઝલઉડે ગસટેવને ફર્માવ્યું; અને તેથી તે લઇ આ જવાન્યો ત્યાંથી નિકળી ચાલ્યો. તે ન્હાના ઓરડામાંથી પસાર થતાં, ગસટેવે તે કાગ-ઝોઉપરનાં સરનામાં વાંચી જોયાં; અને તેમાંનું એક સરનામું વાંચતાંજ, તે ચાલતો એકા-એક ઉભો રહી ગયો, અને ઘણોજ ઉસ્કેરાઇ ગયો. તે ત્યાંજ એક બેઠકઉપર બેસી ગયો; અને પોતાની છાતીમાં જે ઉભરાઓ ઉભાતા હતા, તેથી થોડીકવાર તો તે અકળાયલોજેવો જણાયો. પણ પાછો સાવધ થઇ, તે પોતાના ખાનગી ઓરડામાં દોડી ગયો, અને તે ઓર-ડાનાં બારણાંને માંહેથી કળ દીધી. અર્ધો કલાક વિત્યાકેડે તે જવાન ઝુઆવ પાછો બહાર આવ્યો; અને પછી ટપાલ"ઑફિસ"આગળ આવીને તેણે ઉપલાં કાગઝોમાંના ફક્ત ચારજ કાગઝો ડાગમાં નાખ્યાં—જ્યારે ખરેખર તો સિડની હૅઝલેઉડે તેને **પાંચ** કાગઝો નાખવા આપ્યાં હતાં.

બીજી સવારે આસરે છ વાગતે તે ઝુઆવ મેજર્ હૅઝલઉડના ઓરડામાં દાખેલ થયો, અને લગાર ઉસ્કેરાયલા આવાઝે કહ્યું, "સાહેબ, નામદાર પાશાએ તમોને બોલાવવા મોક-લ્યાછેઃ રશિયનો ધસ્યા આવેછે!"

આ સાંભળી હૅઝલઉડ એક છલાંગ મારીને ઉઠયો, અને બોલ્યો, "જાઓ, અને મારા સાઇસને કહો, કે મારો ઘોડો જલ્દી તૈયાર કરે! પાંચ 'મિનીટ'માં હું નિશ્ચે આઉંછું!"

ઝુઆવ ત્યાંથી ઉતાવળે ચાલી ગયો. હૅઝલઉડે જલ્દીજલ્દી પોતાનો પુશાક પેહેરી લીધો; તે પોતાના ઘોડાઉપર કુદી ચઢયો, કે જે તેને ઓમર પાશાએ ભેટ આપ્યો હતો; અને પછી કેલાતરફ પોતાનો ઘોડો ઝોરમાં દપટાવ્યો.

તે જવાન ઝુઆવ પણ થોડે તફાવતે તેની પુઠ્પુઠ ગયો—જોકે તે પગે ચાલતો હતો, તોપણ ઘણો ઝડફમાં; અને જ્યારે આમુજબે ઝડપથી જતો હતો, ત્યારે પોતાનાં મનમાંજ બડબડતો હતો, "અલ્લાહ કરીમ, એની હુલ્લડભરેલી હેમતનેલીધે વળી પાછો એ કોઈ નુકશાન-કારક વિઘ્નમાં આવી ન પડે, તેની તું સંભાળ લેજે!"

જે પેહેલી તોપ દુશ્મનોએ છોડી, તેનો ધડાકો તે ઝુઆવને કાને હવે પડ્યો; અને પછી ઉપરાસાપરી તોપો ફુટવાના આવાઝો આવવા લાગ્યા. તોપોનો ભારે મારો શરૂ થઇ ચુક્યો હતો; અને તેવોજ ઝબરો મારો મારી ટર્કિશ તોપખાનું તેનો પાછો જવાબ વાળતું હતું. સવાર ઘણી નાપસંદ હતી—સઘળે ઠેકાણે અંધારૂં હતું—ધુમસ પડતો હતો--તોયે ત્રણ મહિનાઅગાઉ જેવો ભારે ધુમસ ઇનકરમાનઆગળ પડ્યો હતો, અને અપશૂકનની આગમચથી ખબર ફ્રીધી હતી—તેવો હમણાં નહતો, તેમજ તેટલું અંધારૂં પણ નહતું. તોયે જાડો દવ પડતો હતો, કે જેમાંથી થોડેક છેટેની વસ્તુ ઝાંખી દેખાતી હતી. યુપૅટૉરિયાના ટારટર લોકોની વસ્તી—અથવા તેમાંનાં જેટલાં જણાં ઝુઆવને રસ્તામાં મળ્યાં—તેઓ સર્વે ગભરાઇ ગયેલાં હતાં: કારણકે તેઓ સારીરવેસે જાણતાં હતાં, કે હવે તોપોનો મારો તેઓનાં શેહેરઉપર ચાલુ થવાથી, તેનો નાશ થવાનો. પણ તેટલાંતો તેઓનાં દિલમાં ટર્કિશ રીજમીટોની લાંબીનેલાંબી હારો મહલ્લાઓમાંથી કોટતરફ કુચ કરી જતી આવી. તેઓનાં વાજાં વાગતાં હતાં—તેઓના બહાદુર કરનલો તેઓને મોખરે ઘોડેસવાર થયેલા આગળ ચાલતા હતા—તેઓએ ખભે મારેલી બંદુકોઉપરની લાંબી અને અણિયાલી બાગનેટોના ઝુરાનેઝુરા ચળચળ થતા હતા—તેઓને જોઇને ટારટર રેહેવાસીઓનાં મ્હોંડાંઉપર દેખાઇતો ફેરફાર થઇ ગયો; તેઓના ચેહેરાઉપરથી હવે જણાતું હતું, કે તેઓ ટર્કોતરફ માત્ર સારી લાગણીજ નહીં, પણ ખરા વિશ્વાસથી જોતાં હતાં.

આ દેખાવ જોવાલાયક અને દમામદાર, ગંભીર, અને ઠરેઠરાબંધ હતો. ટર્કિશ સેપાહો તદન નવા પુશાકમાં સજ થયેલા હતા. તેઓ ઘણાખરા ખુબસુરત, ઉંચા, કસરતબાઝ, મઝબુત માણસો હતા: તેઓના ચેહેરાઉપર મક્કમ ઠરાવનો છાપ જણાતો હતો. ઝુઆવ આ ઑટોમન લશ્કરની એક રીજમીટને રસ્તામાંથી પસાર થતી નિહાળતો એક આરકાનિચ્ચે ઉભો હતો. તેનું દેલ અંદરથી ખુશી થતું હતું. હવે જે લડાઈ થવાનો સંભવ હતો, તેનું પરિણામ તેઓનીતરફેણમાંજ આવશે, એવી તેની ખાતેરી હતી: તેણે પોતાનીસાંમે ઑલ્તેનિત્ઝા, સિટાટ, સિલિસ્ટ્રિયા, અને ગીરગેવાના બહાદુર લડવૈયાઓને દિઠા. આ રીજમીટ પસાર થઇ ગઇ, કે પછી ઘોડેસવારોની એક રીજમીટ આવી—તેના ન્હાના પણ મઝબુત બાંધાના ઘોડાઓ જાણે પોતાના સવારોનીપેઠે લડાઇમાં ભાગ લેવાને ઇન્તેઝાર હોય, એમ એકનીએક જગ્યાએ થરકયા કરતા હતા. આ ઘોડેસવારોનો પુશાક ઘણો શોભિતો હતો: તેઓની-આગળ કરનાઇ વગાડનારાઓ પોતાના પેંપુડાના કઠોર સાદ કાહાડતા ઘોડા ચલાવતા હતા, કે જે પેંપુડાના આવાઝોથી મહલ્લાઓ ગાજી રહ્યા હતા. આ રીજમીટ પણ હવે પસાર થઈ; કે પછી તે ઝુઆવ પોતે પણ કોટતરફ ઝપાટામાં નિકળી ચાલ્યો.

તે એક ખુલ્લી જગ્યાએ આવી પહોંચ્યો, અને ત્યાં પેહેલીજ નઝરે બંચાવનાં બાંધકામોની "લાઇન"નો એક મોટો ભાગ પડ્યો. આ બાંધકામો ઑટોમન લશ્કરથી ભરાઇ ગયાં હતાં--બધા સેપાહો ત્યાં હારબંધ ગોઠવાઇ ઉભેલા હતા— તેઓનો દેખાવ બિનધાસ્તીવાળો હતો. આ ખુલ્લી જગ્યાનીવચ્ચે કેટલાક એડી-કાંગો ટોળું થઇને સાથે મળેલા હતા: તેઓ સઘળા ઘોડેસવાર થયેલા હતા, અને બીજા જે સવારો નિચ્ચે ઉતરેલા હતા, તેઓના ઘોડાની લગામો પકડી ચલાવતા, કે જે ઉતરેલા સવારો પણ કાંઇ ઘણે દુર નહતા. ઑમર પાશા—પોતાનો અતિ ઉંચો પુશાક પેહેરીને એક નિચ્ચી પાળઉપર ઉભેલો હતો—તેનાં

ખભાંઉપર શોભિતા સોનેરી ગુચ્છાઓ બીરાજી રહ્યા હતા—તેની છાતી ચાંદોથી ભરાઇ ગયેલી હતી—તે દુરબીનમાંથી નહીં, પણ પોતાની ખુલ્લી તીક્ષ્ણ આંખોથી ધુમસમાંથી રશિયનોની હાલચાલ તપાસતો ઉભો હતો. તે નામદારનીપાસેજ જે એડી-કાંગો હાઝર હતા, તેઓમાં હૅઝલઉડ પણ પોતાના સરદારનીપછવાડે તે કોટઉપર ઉભેલો હતો. આમુજબનો દેખાવ તે ઝુઆવની નઝરે પડયો;—અને આ સઘળો વખત ટર્કિશ તોપો રશિયનોની તોપોના મારાનો પાછો જવાબ આપતી હતી.

હૅઝલઉડ તેને જોઈ શકે નહીં, પણ તે પોતે તો મેજરને નઝરમાં રાખી શકે, એવી-રીતે તે ઝુઆવ ઉભો હતો—ત્યાંથી તે હવે પોતે કોટના ભાગઉપર ચઢયો, કે જ્યાં ઑટૉમન લશ્કર ઉભેલું નહતું. આ વખ્તે ધુમસ પડતો બંધ થતો જતો હતો; તેથી રશિયન લશ્કરની પલટણોનાં ટોળેટોળાં આગળ વધ્યાં આવતાં હવે પરગરાં દેખાતાં હતાં. ઓમર પાશા હજી તે કોટની નિચ્ચી દીવારઉપરજ ઉભેલો હતો; અને હવે જ્યારે રશિયનોની બંદુકોમાંથી ગોળીઓ તે કોટતરફ આવવા લાગી, તોયે હજી તે સરદાર દુશ્મનોની હાલચાલ તપાસતો ત્યાંજ ઉભેલો હતો. આખરે તે નિચ્ચે ઉતર્યો, અને એક મહલ્લામાંથી આપણે ઉપર જણાવેલી ખુલ્લી જગ્યાએ પોતાની પાયદલ રીજમીટને ભમાવતોભમાવતો એક કરનલ લઇ આવતો હતો, તેને પોતાના એક એડી-કાંગપાસે કાંઈ સંદેશો કેહેવાડયો. ઝુઆવે તે હુકમ લઈ જવામાં આવેલો જોયો, અને પછી તેનેથી જે અસર થઇ તે પણ જોઇ. કારણકે તે રીજમીટ કોટઉપર ચઢવાનેબદલે, રશિયનોના વિક્રાળ, મઝબુત કોસૅક સવારોની એક ટુકડી, જે ફુટતી તોટાના ધુમાડામાં છુપાતી તે ટર્કિશ હદતરફ ધસી આવતી હતી, તેને તેમ કરતી અટકાવવાને આગળ વધી ગઇ. રશિયન કોસૅકો ખેંચેલી નાગી તલવારોસાથે આગળ વધ્યા આવ્યા. ટર્કો તેઓને ત્યાંજ અટકાવવાને તેઓતરફ ધસ્યા ગયા; અને જ્યારે રશિયન ઘોડેસવાર ટુકડી આસરે હૅંસી વારજેટલે નઝદીકસુધી આવી પહોંચી, કે ઑટૉમન પાયદલ રીજમીટે તેઓઉપર પોતાની બંદુકો છોડી થથરાવી નાખેએવો મારો ચલાવ્યો. ( જુઓ ચિત્ર ૧૭ મું. ) ત્યારપછી ઝુઆવે આ બંધે ટુકડીઓવચ્ચે ખુનખાર કાપાકાપી થતી જોઇ; અને તેજ ઘડિએ ચુર્પૅટારિયાની જાણીતી લડાઇ શરૂ થયેલી કેહેવાય.

જે બહાદુર પાયદલ રીજમીટને તે કોસૅકોને અટકાવવાને ઓમર પાશાએ મોકલી હતી, તેને ફતેહ મળેલી સરદારે નઝરે જોઇ—પછી તે કોટની દીવારઉપરથી નિચ્ચે ઉતર્યો, અને પાછો પોતાના ઘોડાઉપર સવાર થયો. પોતાના રેસાલાના કેટલાક અમલદારોને તેણે જુદેજુદે ઠેકાણે જુદાજુદા હુકમો કેહેવાને રવાના કર્યા—અને તે બજાવવામાં આવે તેટલી-વાર આ વડો સેનાધિપતિ ત્યાં થોભ્યો. રીજમીટોઉપર રીજમીટો હવે રશિયનોનીસાંમે આવી,—કે જેઓ હવે શેહેરની બહાર આવેલાં એક કબ્રસ્તાનતરફ મોટી સંખ્યામાં આગળ વધ્યા જતા હતા.

આ કબ્રસ્તાનની પડોશમાં હવે લડવાને ઓમર પાશા પોતાના દમામદાર રેસાલાસાથે ગયો. તે જગ્યાએ એક ભારે કાપાકાપી ચાલી: પણ કોટઉપર જ્યાં ઝુઆવ ઉભેલો હતો, ત્યાંથી તે બરાબર દેખાતી નહતી—કારણકે લડનારાઓ તોપો અને બંદુકના ધુમાડામાં ઢંકાઇ ગયા હતા.

જે પેહેલી તોપ દુશ્મનોએ છોડી, તેનો ધડાકો તે ઝુઆવને કાને હવે પડયો; અને પછી ઉપરાસાપરી તોપો ફુટવાના આવાઝો આવવા લાગ્યા. તોપોનો ભારે મારો શરૂ થઇ ચુક્યો હતો; અને તેવોજ ઝબરો મારો મારી ટર્કિશ તોપખાનું તેનો પાછો જવાબ વાળતું હતું. સવાર ઘણી નાપસંદ હતી—સઘળે ઠેકાણે અંધારૂં હતું—ધુમસ પડતો હતો--તોયે ત્રણ મહિનાઅગાઉ જેવો ભારે ધુમસ ઇનકરમાનઆગળ પડયો હતો, અને અપશૂકનની આગમચથી ખબર કીધી હતી—તેવો હમણાં નહતો, તેમજ તેટલું અંધારૂં પણ નહતું. તોયે જાડો દવ પડતો હતો, કે જેમાંથી થોડેક છેટેની વસ્તુ ઝાંખી દેખાતી હતી. યુપૅટોરિયાના ટારટર લોકોની વસ્તી—અથવા તેમાંનાં જેટલાં જણાં ઝુઆવને રસ્તામાં મળ્યાં—તેઓ સર્વે ગભરાઇ ગયેલાં હતાં: કારણકે તેઓ સારીરવેસે જાણતાં હતાં, કે હવે તોપોનો મારો તેઓનાં શેહેરઉપર ચાલુ થવાથી, તેનો નાશ થવાનો. પણ તેટલાંતો તેઓનાં દિઠાંમાં ટર્કિશ રીજમીટોની લાંબીનેલાંબી હારો મહલ્લાઓમાંથી કોટતરફ કુચ કરી જતી આવી. તેઓનાં વાજાં વાગતાં હતાં—તેઓના બહાદુર કરનલો તેઓને મોખરે ઘોડેસવાર થયેલા આગળ ચાલતા હતા—તેઓએ ખભે મારેલી બંદુકોઉપરની લાંબી અને અણિયાલી બાગનેટોના ઝુરાનેઝુરા ચળચળ થતા હતા—તેઓને જોઇને ટારટર રેહેવાસીઓનાં મ્હોંડાંઉપર દેખાઇતો ફેરફાર થઈ ગયો; તેઓના ચેહેરાઉપરથી હવે જણાતું હતું, કે તેઓ ટર્કોતરફ માત્ર સારી લાગણીજ નહીં, પણ ખરા વિશ્વાસથી જોતાં હતાં.

આ દેખાવ જોવાલાયક અને દમામદાર, ગંભીર, અને ઠેરાબંધ હતો. ટર્કિશ સેપાહો તદ્દન નવા પુશાકમાં સજ થયેલા હતા. તેઓ ઘણાખરા ખુબસુરત, ઉંચા, કસરતબાઝ, મઝબુત માણસો હતા: તેઓના ચેહેરાઉપર મક્કમ ઠરાવનો છાપ જણાતો હતો. ઝુઆવ આ ઑટોમન લશ્કરની એક રીજમીટને રસ્તામાંથી પસાર થતી નિહાળતો એક આરકાંનિચ્ચે ઉભો હતો. તેનું દેલ અંદરથી ખુશી થતું હતું. હવે જે લડાઈ થવાનો સંભવ હતો, તેનું પરિણામ તેઓનીતરફેણમાંજ આવશે, એવી તેની ખાતેરી હતી: તેણે પોતાનીસાંમે ઑલ્તેનિત્ઝા, સિટાટ, સિલિસ્ટ્રિયા, અને ગીરગેવૉના બહાદુર લડવૈયાઓને દિઠા. આ રીજમીટ પસાર થઇ ગઇ, કે પછી ઘોડેસવારોની એક રીજમીટ આવી—તેના ન્હાના પણ મઝબુત બાંધાના ઘોડાઓ જાણે પોતાના સવારોનીપેઠે લડાઇમાં ભાગ લેવાને અન્તેઝાર હોય, એમ એકનીએક જગ્યાએ થરકયા કરતા હતા. આ ઘોડેસવારોનો પુશાક ઘણો શોભિતો હતો: તેઓનીઆગળ કરનાઇ વગાડનારાઓ પોતાના પેંપુડાના કઠોર સાદ કાહાડતા ઘોડા ચલાવતા હતા, કે જે પેંપુડાના આવાઝોથી મહલ્લાઓ ગાજી રહ્યા હતા. આ રીજમીટ પણ હવે પસાર થઈ; કે પછી તે ઝુઆવ પોતે પણ કોટતરફ ઝપાટામાં નિકળી ચાલ્યો.

તે એક ખુલ્લી જગ્યાએ આવી પહોંચ્યો, અને ત્યાં પેહેલીજ નઝરે બંચાવનાં બાંધકામોની "લાઇન"નો એક મોટો ભાગ પડયો. આ બાંધકામો ઑટોમન લશ્કરથી ભરાઇ ગયાં હતાં--બધા સેપાહો ત્યાં હારબંધ ગોઠવાઇ ઉભેલા હતા— તેઓનો દેખાવ બિનધાસ્તીવાળો હતો. આ ખુલ્લી જગ્યાનીવચ્ચે કેટલાક એડી-કાંગો ટોળું થઇને સાથે મળેલા હતા: તેઓ સઘળા ઘોડેસવાર થયેલા હતા, અને બીજા જે સવારો નિચ્ચે ઉતરેલા હતા, તેઓના ઘોડાની લગામો પકડી ચલાવતા, કે જે ઉતરેલા સવારો પણ કાંઇ ઘણે દુર નહતા. ઑમર પાશા—પોતાનો અતિ ઉંચો પુશાક પેહેરીને એક નિચ્ચી પાળઉપર ઉભેલો હતો—તેનાં

ખભાંઉપર શોભિતા સોનેરી ગુચ્છાઓ ખીરાજી રહ્યા હતા—તેની છાતી ચાંદાથી ભરાઇ ગયેલી હતી—તે દુરબીનમાંથી નહીં, પણ પોતાની ખુલ્લી તીક્ષ્ણ આંખોથી ધુમસમાંથી રશિયનોની હાલચાલ તપાસતો ઉભો હતો. તે નામદારનીપાસેજ જે એડી-કાંગો હાજેર હતા, તેઓમાં હૅઝલઉડ પણ પોતાના સરદારનીપછવાડે તે કોટઉપર ઉભેલો હતો. આમુજબનો દેખાવ તે ઝુઆવની નઝરે પડયો;—અને આ સઘળો વખત ટર્કિશ તોપો રશિયનોની તોપોના મારાનો પાછો જવાબ આપતી હતી.

હૅઝલઉડ તેને જોઈ શકે નહીં, પણ તે પોતે તો મેજરને નઝરમાં રાખી શકે, એવીરીતે તે ઝુઆવ ઉભો હતો—ત્યાંથી તે હવે પોતે કોટના ભાગઉપર ચઢયો, કે જ્યાં ઑટૉમન લશ્કર ઉભેલું નહતું. આ વખ્તે ધુમસ પડતો બંધ થતો જતો હતો; તેથી રશિયન લશ્કરની પલટણોનાં ટોળેટોળાં આગળ વધ્યાં આવતાં હવે પરગરાં દેખાતાં હતાં. ઓમર પાશા હજી તે કોટની નિચ્ચી દીવારઉપરજ ઉભેલો હતો; અને હવે જ્યારે રશિયનોની બંદુકોમાંથી ગોળીઓ તે કોટતરફ આવવા લાગી, તોયે હજી તે સરદાર દુશ્મનોની હાલચાલ તપાસતો ત્યાંજ ઉભેલો હતો. આખરે તે નિચ્ચે ઉતર્યો, અને એક મહલ્લામાંથી આપણે ઉપર જણાવેલી ખુલ્લી જગ્યાએ પોતાની પાયદલ રીજમીટને ભમાવતોભમાવતો એક કરનલ લઇ આવતો હતો, તેને પોતાના એક એડી-કાંગપાસે કાંઈ સંદેશો કેહેવાડયો. ઝુઆવે તે હુકમ લઈ જવામાં આવેલો જોયો, અને પછી તેનેથી જે અસર થઇ તે પણ જોઇ. કારણકે તે રીજમીટ કોટઉપર ચઢવાનેબદલે, રશિયનોના વિક્રાળ, મઝબુત કોસૅક સવારોની એક ટુકડી, જે ફુટતી તોપોના ધુમાડામાં છુપાતી તે ટર્કિશ હદતરફ ધસી આવતી હતી, તેને તેમ કરતી અટકાવવાને આગળ વધી ગઇ. રશિયન કોસૅકો ખેંચેલી નાગી તલવારોસાથે આગળ વધ્યા આવ્યા. ટર્કો તેઓને ત્યાંજ અટકાવવાને તેઓતરફ ધસ્યા ગયા; અને જ્યારે રશિયન ઘોડેસવાર ટુકડી આસરે હેંસી વારજેટલે નઝદીકસુધી આવી પહોંચી, કે ઑટૉમન પાયદલ રીજમીટે તેઓઉપર પોતાની બંદુકો છોડી થથરાવી નાખેએવો મારો ચલાવ્યો. ( જુઓ ચિત્ર ૧૭ મું. ) ત્યારપછી ઝુઆવે આ બંધે ટુકડીઓવચ્ચે ખુનખાર કાપાકાપી થતી જોઇ; અને તેજ ઘડિએ યુપૅટારિયાની જાણીતી લડાઇ શરૂ થયેલી કેહેવાય.

જે બહાદુર પાયદલ રીજમીટને તે કોસૅકોને અટકાવવાને ઓમર પાશાએ મોકલી હતી, તેને ફતેહ મળેલી સરદારે નઝરે જોઇ—પછી તે કોટની દીવારઉપરથી નિચ્ચે ઉતર્યો, અને પાછો પોતાના ઘોડાઉપર સવાર થયો. પોતાના રેસાલાના કેટલાક અમલદારોને તેણે જુદેજુદે ઠેકાણે જુદાજુદા હુકમો કેહેવાને રવાના કર્યા—અને તે બજાવવામાં આવે તેટલીવાર આ વડો સેનાધિપતિ ત્યાં થોભ્યો. રીજમીટોઉપર રીજમીટો હવે રશિયનોનીસાંમે આવી,—કે જેઓ હવે શેહેરની બહાર આવેલાં એક કબ્રસ્તાનતરફ મોટી સંખ્યામાં આગળ વધ્યા જતા હતા.

આ કબ્રસ્તાનની પડોશમાં હવે લડવાને ઓમર પાશા પોતાના દમામદાર રેસાલાસાથે ગયો. તે જગ્યાએ એક ભારે કાપાકાપી ચાલી: પણ કોટઉપર જ્યાં ઝુઆવ ઉભેલો હતો, ત્યાંથી તે બરાબર દેખાતી નહતી—કારણકે લડનારાઓ તોપો અને બંદુકના ધુમાડામાં ઢંકાઇ ગયા હતા.

તોપો ફુટવાના આવાઝો કાનના બેહેર ફાડી નાખે, એવા ઝબરા હતા; અને ગોળીઓનો મારો ઉપરાસાપરી ચાલતો હતો. ઘણેક ઠેકાણે હવે લડાઇ પુર ઝોરમાં ચાલતી હતી—પણ મુખ્યકરીને તે કબ્રસ્તાનઆગળ હતી. પણ તેટલાંજ સૂર્ય પુર ઝોરથી પ્રકાશવા લાગ્યો; જે ભારે ધુમસ પડતો હતો, તે બંધ થયો; અને તેથી હવે ગસટેવ જે બનતું હતું, તે બરાબર જોઈ શકવા લાગ્યો. હવે બંદુકોનો મારો જરા ધીમો પડવા લાગ્યો—તેનો ધુમાડો દુર થઇ ગયો: અને હવે તેણે જોયું, કે બંધે બાજુના સેપાહો હાથોહાથ અને પગોપગ લડતા હતા. ઑટૉમનો પોતાની બાગનેટોની અણીઓથી દુશ્મનોને પાછા હટાડી કાહાડતા હતા. દરેક ઠેકાણે એવોજ મામલો હતો;—તે કબ્રસ્તાનમાંથી પણ હવે તેઓને હાંકી કાહાડવામાં આવ્યા—અને જે લશ્કરની ટુકડીઓની સરદારી ઓમર પાશાના હાથતળે હતી, તેઓ રશિયનોને માર મારી નસાડતી હતી.

હૅઝલઉડનું શું થયું હશે, તેની ચિંતામાં હવે ઝુઆવ તે કોટની દીવારઉપરથી નિચ્ચે ઉતર્યો, અને કબ્રસ્તાનના જે ભાગઆગળ આ ખુનખાર ઝપાઝપી થઇ હતી, ત્યાં દોડ્યો: પણ તેને ત્યાં થોડીવાર એક બાજુએ ઉભા રેહેવું પડ્યું—(જુઓ ચિત્ર ૧૮ મું.) કારણકે ઇજીપશિયન રીજમીટોની એક ટુકડી, કે જે સરદારે ત્યાં મોકલી આપી હતી, તે બહાદુર સલિમ પાશાની સરદારીતળે શેહેરમાંથી ત્યાં આવતી હતી. આ ટુકડીએ રશિયન લશ્કરના વચલા ભાગઉપર હલ્લો કર્યો; અને તેથી દુશ્મનો હવે નાસભાગ કરવાનો મન્સુબો કરતા હતા; હવે ઝુઆવ, આગળ વધવાને શક્તિવાન થવાથી, ઓમર પાશાને પોતાના રેસાલાસાથે મયેદાનનીવચ્ચેથી દોડાવી જતો તેનાં દિઠામાં આવ્યો; તે હવે બીજી જગ્યાએ ફતેહ મેળવવાને દોડ્યો જતો હતો—કારણકે જોકે લડાઇ તો ભારે ખુનખાર હતી, છતાં હજી તે ભાયગેજ ત્રણ કલાકોસુધી ચાલી હોય.

હા—ત્યાં સરદાર પોતાના રેસાલાસાથે ગયો: પણ હૅઝલઉડ કયાં હતો? તે વડા સેનાધિપતિના એડી-કાંગોમાં તે ઝુઆવની તીક્ષ્ણ અને આતુર આંખોએ હૅઝલઉડ પડ્યો નહીં. તેણે આસપાસ બધે તપાસ કીધી, પણ ફોકટ; જોકે આ વખતે છુટીછવાઈ ગોળીઓ તેનીઆગળથી પસાર થતી હતી, તેની પણ તેણે દરકાર કીધી નહીં, એટલો તે પોતાના વાહાલા હૅઝલઉડને ધુંડવામાં ચકચુર થઇ ગયેલો હતો. તેણે ખાસ રાખેલાં ઇજીપશિયન લશ્કરને રશિયનોઉપર તુટી પડતું જોયું: તેણે બહાદુર સલિમ પાશાને ગોળીથી વિંધાઇને પોતાના ઘોડાઉપરથી મુવેલો નિચ્ચે પડતો જોયો: અને આ કારણનેલીધે ઑટૉમન લશ્કરે કીનાના, અને દુશ્મનનાં લશ્કરે ખુશહાલીના ઉઠાવેલા પોકારો તેના કાને પડયા, પણ હૅઝલઉડ તેની નઝરે પડ્યો નહીં!

પણ ત્યારે હૅઝલઉડ હતો કયાં? તે ઝુઆવ પછી કબ્રસ્તાનતરફ દોડ્યો, કે જેમ કરવા જતાંજ એક ચીસ તેના હોઠામાંથી નિકળતી સંભળાઈ—અને તે ભોંયઉપર તુટી પડ્યો. એક ગોળી તેને આખરે લાગી હતી!

તેજ ઘડિએ એક ઘોડેસવાર તે જગ્યાએ ઘોડો દપટાવતો આવી લાગ્યો. તેણે ગસટેવને તરત પિછાણ્યો—અને તેથી પોતાના ઘોડાની લગામ ખેંચી તેને ઉભો રાખ્યો: બીજીજ પળે તે ઘોડાઉપરથી નિચ્ચે કુદી પડ્યો. તે કોઇજ નહીં, પણ ખુદ હૅઝલઉડ પોતેજ હતો.

ઝુઆવ તો બેશુદ્ધ થઇ ગયો હતો; પણ તેનાં ધ્રુજતાં પાપણોથી, અને તેના હાલતા અવયવોથી જણાતું હતું, કે તે મરી ગયો નહતો. હૅઝલઉડ—પોતે પણ ઘણી માયાળુ લાગણીથી—તે ઝુઆવને મદદ કરવાની ભલી નેમથી તેનીઆગળ ઘુંટણ મરડિયે પડયો. તે જવાન્યાનાં કમીસના આગળા ભાગઉપર લોહીના ડાઘો પંથરાઈ ગયા હતા, તેઉપરથી તે ગોળી ક્યાં પેવસ થઈ હતી, તે તરત જણાઇ આવ્યું; અને તેટલામાટે તે લોહી દાબી દેવાના વિચારથી હૅઝલઉડે તેનું કમીસ ફાડીને ખુલ્લું કર્યું.

પણ આ વખ્તે તે ઇંગ્રેજ અમલદારની અચરતીનો શો પાર!—તેની અજાયબી કયા શબ્દોમાં વર્ણવી શકાય! કેમકે જયારે તે કમીસ ફાડી કાહાડવામાં આવ્યું, તો હૅઝલઉડની નઝરે એક ઔરતની બર્ફ જેવી સુફેદ છાતી પડી!





## પ્રકરણ ૪૦ મું.

### એક *પોલની બેટી.

હવે આપણને કોઇ બીજી બીના જણાવવાનીછે, અને તેમાંટે વધારે ખોલાસાથી ચોકસ હકીકતો વાંચનારસનમુખ ધરવી જોઈએ. આ કારણમાંટે લડાઈનું મયેદાન છોડી હવે, સેંટ પીટર્સબર્ગનાં બાદશાહી શેહેરમાં આપણી વાર્ત્તાને લઇ જવાની ઝરૂરછે, અને હાલના જે વખ્તનેમાંટે આપણે વાંચ્યે છૈયે, તેનેથી આગળના વખ્તઉપર ઉપકથારૂપે બનેલા કેટલાક બનાવોનું સવિસ્તર બયાન કરવાની ફર્ઝ પડેછે.

રશિયન રાજધાની શેહેર સેંટ પીટર્સબર્ગ આખી દુનિયાનાં સર્વેથી સરસ શેહેરો-માંહેલું એક શેહેરછે. આ શેહેરનીવચ્ચેની દબાદબાભરેલી નેહેરો, અને પહેોળા રસ્તાઓઉપર આવેલી ઇમારતો એટલીતો મોટી, ઉંચી, અને દમામદારછે, કે જેથી જાણે આખું શેહેર મેહેલોથીજ બનેલું હોય, અને એજ કારણનેમાંટે તેને ઘણુંકરીને "મેહેલોનાં શેહેર"ની ઉપમા આપવામાં આવીછે: ઇમારતો એકસરખી હારમાં, અને બાંધકામ પણ એકસરખી ઢપનાં હોવાનેલીધે, તેના દમામમાં ઓર વધારો થાયછે. આ મકાનો ઘણાંખરાં †"ગ્રેનાઇટ" જાતના પથ્થરનાં બાંધેલાંછે; અને સેંટ પીટર્સબર્ગનાં ગરીબમાં ગરીબ લોકોનાં ઘરો પણ યુરોપનાં બીજાં મોટાં શેહેરોનીસુવાફેક કંગાળ નથી. ઝાહેર ઇમારતો સઘળી ઘણી ઉમદા બાંધણીનીછે: તેમજ ડંકાઓ, પુસ્તાઓ, અને કોટો—આ સઘળું નક્કર "ગ્રેનાઇટ" પથ્થરનું બાંધેલું હોવાથી—ઝારોનાં આ શેહેરના બાદશાહી દેખાવના દબદબામાં વધારો કરેછે.

આપણે હવે વાંચનારનું ધ્યાન પાછું ત્રણ વર્ષોની મુદ્દતઉપર લઈ જઇયે છૈયે, એટલે કે જે બનાવવિષે હાલમાં આપણે જાણીશું, તે ઇસ્વી સન ૧૮૫૨ ની શરૂઆતમાં બન્યો હતો. તે ફેબરવારી માસ હતો: નિવા નદીનાં પાણી બંધાઇને સંગેમરમરજેવાં કઠણ હાલતમાં હજી રેહેલાં હતાં: હવામાં કશો ફેરફાર થયો નહતો, પણ તે તાઝગી આપનારી હતી; અને આખો દહાડો સંખ્યાબંધ ‡વગર-પૈડાંની ગાડીઓ સખ્ત બર્ફઉપર ત્યાંથીત્યાં દોડતી હતી. આ ફેબરવારી મહિનાને ચોકસ દિવસે નિવા નદીનાં બંધાયલાં બર્ફઉપર એક તહેવાર કે મેળો ભરાતો હતો, કે જ્યાં આ રાજધાની શેહેરનાં કાંઇ અગણિત હઝારો લોકો એકઠાં થયાં હતાં. ટેમ્સ નદીઉપર જ્યારે કઠણ બર્ફ બંધાયછે, ત્યારે લંડનના જાણીતા પૂલઆગળ જેવા મેળા ભરાયછે, તેનેમળતોજ ત્યાં પણ એક મેળો ભરાયલો હતો: કારણકે ત્યાં પણ દરેક કેસ્મની રમતગમતો અને રમુજો થતી હતી,—ઝુલ્લાઓ, દુકાનો, મંડપો, અને અહ-ર્શના તહેવાર કરનારાંઓની રમુજોનેમાંટે પુરાં પાડવામાં આવ્યાં હતાં.

આ ભીડનીઅંદરથી ફક્ત બેજ જણાંઓને આપણે ચુંટી કાહાડીશું—તેમાંનો એક વૃદ્ધ અને ઘણો આબરૂદાર દેખાવનો મર્દ હતો, જ્યારે બીજી આસરે ઓગણીસ વર્ષોની ઉમરની એક અતિ ખુબસુરત જવાન બાઈ હતી, કે જેણી તે બુઢ્ઢા મર્દના હાથઉપર પોતાનો

હાથ ટેકવીને ઉભેલી હતી. પેહેલો આસરે પંચાવણ વર્ષોની વયનો હશે: તે મધ્યમ કદનો હતો—પણ લગાર પાતળિયાં શરીરનો હતો; તેના ફિક્કા ચેહેરાઉપર કરચલી વળેલી હતી, જે કદાચ ઘણી જંજાળિયતનેલીધે હોય, કે ઘણા અભ્યાસનું પરિણામ હોય. આ જવાન બાનુ તેની બેટી હતી; તેણી એટલીતો ખુબસુરત હતી, કે તેણીને જોનારનું ધ્યાન તેણીની અજાયબજેવી ખુબસુરતીથી તેણીનીતરફ વધારે ખેંચાય, એમાં કશી નવાઈ નહતી. તેણીનું કદ ઉંચું અને મરોડદાર હતું--તેણી સોટાજેવી સરખી હતી—દેખાવની દરેક બાબતમાં તેણી સંપૂર્ણ હોવાસાથે શર્માળ અને બાનુનેછાજતી મર્યાદાવાળી હતી; તેણીના બાલ કાળા ભમ્મરજેવા; અને તેણીની આંખો પણ કાળી હતી: તેણીનો ચેહેરો કુદર્તીજ ફિક્કો, પણ પુદ્દેદ સંગેમરમરજેવો સફાઈદાર હતો—અને તેથી તે ઘણો શોભતો હતો: તેણીના હોઠો હીંગળાજેવા લાલ હતા; અને નસ્કોરાં સ્હેજ ગુલાબી રંગનાં હતાં: તેણીના ચેહેરાનો ઘાટ મજાહનો લંબાચો ગોળ હતો; ભવાં કમાનદાર અને ભરેલાં, તથા કપાળ સરખું હતું; તેણી નિર્દોષ અને નિખાલસ દેલની એક બાનુ હતી. ટુંકમાં તેણી એક પરી પયેકર નાર હતી.

હવે આ બે જણાં કોણ હતાં, તેઓની આપણે આપણાં વાંચનારાંઓસાથે જલ્દી ઓળખાણ કરાવ્યે. તે બુઝુર્ગ ગ્રહસ્થ વિદ્યામાત્રમાં રોકાયલો હતો—અને, તેમાં મુખ્યકરીને રસાયણશાસ્ત્રઉપર તે વધારે ગુંદાયલો હતો. તેણે આ બાબતઉપર ઘણાંક ઉમદાં પુસ્તકો રચ્યાં હતાં; અને તે ઘણાં વખણાયાં હતાં. તે પૉલાંડ દેશનો રેહેવાસી હતો; અને તેનું નામ વૉલસમાર હતું. તે કોઈ ઘણાં જાણીતાં કુટુંબનો નહતો—પોતે પોતાને હાથેજ કેળવણી પામેલો હતો—અને પોતાના અભ્યાસમાં અતિયંત ખંત અને મેહેનતથી, તેમજ પોતાની લાયકાતથી કોઇના પણ આસરાવગર કીર્ત્તિએ પોતાનીમેળેજ વધ્યો હતો. પોતાના વખ્તમાં તેને ઘણાં દુઃખો સહન કરવાં પડયાં હતાં, અને પોતાનો વખ્ત ભારે વિપત્તિઓમાં તેણે ગુજાર્યો હતો. હજીતો પુરેપુરો વીસ વર્ષોની ઉમરનો તે થયો નહીં, તેટલાંજ તેનાઉપર સરકારસામે રાજદ્રુઆરી ગુનાહમાં સામેલ થવાનો ખોટો આરોપ મુકવામાં આવ્યો, અને તેથી તે સાઇબીરિયાખાતે દેશનિકાળ થયો. ત્યાં તે પોતાનાજજેવા બીજા એક કમનસીબ દેશનિકાળ થયેલા પણ મરણ પામેલા શખ્સની બેટીસાથે પરણ્યો: અને આ લગ્નથી બે બાળકો જન્મયાં—એક બેટો અને એક બેટી. તેઓનાં નામો ઍસિલ અને ફ્રેડરાઇન કરી હતાં. આ ભાઈબેહેનની ઉમરવચ્ચે આસરે ચાર વર્ષોનો તફાવત હતો. ફ્રેડરાઇનને જન્મ આપ્યાપછી થોડાજ વખ્તમાં તેઓની મા મરણ પામી; અને પોતાની વાહાલી મહેરદારને કબ્રવાસી કીધાપછી ટુંક વખ્તમાં તેને મુઆફી બખ્શવાનો હુકમ આવ્યો—અને તે મુઆફી પણ શાનેમાટે, તેણે કાંઈ પણ ન કીધેલા ગુનાહનેમાટે!

આઉપરથી વૉલસમાર પોતાના આ બે જવાન બચ્ચાંઓને લઇને તરત પોતાને સ્વદેશ વૉરસૉ શેહેરખાતે જવા ઉપડયો; આ ઠેકાણે આવીને તેણે કેટલાંક વર્ષોસુધી વિદ્યાનેલગતો પોતાનો ઉદ્યમ એવીતો ફતેહમંદીસાથે ચાલુ રાખ્યો, કે જોકે તે દૌલતમંદ તો ન થયો, તોયે તેમાંથી તેને પોતાનો ગુજારો આબરૂથી થાય, એટલી આવક થવા લાગી. તેની નજરસામે ઍસિલ અને ફ્રેડરાઇન ખુબસુરતીમાં વધવા અને ઉછરવા લાગ્યાં; આ વખ્ત તેનો સુખી થવાનો હતો, પણ પોતાઉપર અતિ

વાહાલ કરનારી અને નમકહલાલ મહોરદારની શિકલ જયારે ને ત્યારે તેની નઝરસાંમે આવીને ઉભી રેહેતી—ત્યારે જે નીચ ગેરએન્સાફ્નો તે ભોગ થઈ પડયો હતો, તે યાદ આવતો, અને તેથી તેનાં દેલમાં ભારે ક્રોધ અને દુઃખ થતાં હતાં. તેનો જાતી ખવાસજ ભારખમ અને તિખો હતો, એટલે તેને ક્રોધ ઉપજે, અને દુઃખ થાય, એમાં ઝાઝી નવાઈ નહતી. આ કારણનેલીધે વૉલમારનો સ્વભાવ થોડોઘણો ચીડિયો અને કરડો થયો હતો; અને તેની આ લાગણીઓ તેના ચાલુ અભ્યાસનેલીધે વધારે વિકારી થઇ હતી. તોયે તેને એન્સાફ આપવામાંટે આપણે અત્રે જણાવવાની અગત્યછે, કે તે પોતાનાં બચ્ચાંતરફ જરા પણ કરડાપણું કે ગુસ્સો દેખાડતો નહતો; તેઓની મર્હુમ માનેખાતેર, તેમજ તેઓને પોતાનેખાતેર તે તેઓને અતિ ઘણો ચાહાતો હતોઃ અને જોકે જુઠા આરોપનેલીધે અને રાજદુઆરી ઝુલ્માતનેલીધે તેણે ઘણું સોસ્યું હતું, અને તેમાંટે તેનાં દેલમાં ભારે ઝખ્મ થયો હતો, છતાં આ બે જણાં, કે જેઓ તે બાબતમાં તદન નિર્દોષ હતાં, તેઓતરફ પોતાનો ગુસ્સો તે કદી પણ દેખાડતો નહતો.

આપણે ઉપર જણાવ્યુંછે, તેમ વૉરસૅા વૉલમારનું સ્વદેશી શેહેર હતું,—આ જગ્યાએથી તેને દેશનિકાળ કર્યામાં આવ્યો હતો—કે જ્યાં પાછો તે સાઇબીરિયાના ચાલુ હંમેશના પડતા બર્ફમાંથી પાછો ફર્યો હતો. તેટલામાંટે વૉરસૅામાં સર્વેને આ વાત જાણીતી હતી, કે એક ઝુલ્મી રાજ્યનાં નિર્દય દુઃખોથી તે હાડમાર થયેલો એક પુરૂષ હતો; અને જયારે તેનો બેટો મોટી ઉમરનો થયો, ત્યારે વૉલમારને જણાયું, કે ઍસિલનેસારૂં કોઈ લાયક નોકરી મેળવવાની તેની ઇચ્છામાં આ બનાવ તેનીવિરૂદ્ધ જશે. તેટલામાંટે તેણે સેંટ પીટર્સબર્ગખાતે જઈ રેહેવાનો ઠરાવ કર્યો, કે જ્યાં તેની આગળી બીનાઓ ન જણાયલી હોવાથી તેને તેના બેટામાંટે નોકરી મેળવવામાં વધારે સવળતા થઇ પડવાની તે આશા રાખતો હતો. આ ઠરાવ અમલમાં લાવ્યામાં આવ્યો; અને સેંટ પીટર્સબર્ગખાતે આવી રહ્યાપછી થોડાજ વખતમાં કોઈ ઉંચી પદવીના અધિકારીઉપર ઍસિલનેમાંટે લાગવગ લગાડવામાં તે ફતેહ પામ્યો. આ લાગવગનું પરિણામ એ નિપજ્યું, કે આ જવાનને ઇમ્પીરિયલ ગાર્ડની નામિચી લશ્કરી ટુકડીમાં નેમવામાં આવ્યોઃ પણ ઍસિલ પૉલાંડના તેજ રેહેવાસી વૉલમારનો બેટો હતો, કે જેને આગળ ઘણાંક વર્ષોઉપર સાઇબીરિયામાં દેશનિકાળ કર્યામાં આવ્યો હતો, તે વાત બનતાંતુલિક છાની રાખવાની ઉપલા ઉમરાવ અધિકારીએ તેઓને ભલામણ કીધી.

વૉલમાર નામ ઘણું સાધારણ હતું; અને તેથી આ વાત છુપી રાખવામાં કાંઈ ઘણી મુશ્કેલી પડી નહીં. પોતાના અતિ વાહાલા બેટા ઍસિલને એક સારી નોકરી મળી, કે જેમાં તેને આગળ ફાવવાની ઘણી તકો હતી, તે જોઇ બાપ પોતે ઘણો મગ્ન થતો હતો—અને પોતે ઓછીવધતી એકાંત જેંદગી પોતાની બેટી કૅઠરાઇનસાથે ગુજારવા લાગ્યોઃ હવે તેણે દુનિયામાં વધુ પુસ્તકો બહાર પાડવાનું બંધ કર્યું, અને વિધ્યાનેલગતાં ચોપાનિયાંઓમાં તરેહવાર બાબતો લખવા માંડી, કે જે તે પોતાને ખરે નામે નહીં, પણ નનામે લખતો હતો. આ મહેનતથી તે પોતાનાં ગુજરાનજેગું કુટી કાહાડવા લાગ્યો—કે જે કમાઈ પોતાનું, પોતાની બેટીનું, તથા એક ઔરત નોકર, જેણીને તેઓએ પોતાની નોકરીમાં રાખી હતી, તે ત્રણેનું પેટ ભરવાને તદન પુરતી હતી.

જ્યારે આપણે વાંચનારને આ સર્વે હકીકતથી વાકેફ કર્યે છીયે, ત્યારે બૅસિલ લગભગ બે વર્ષોનો ઇમપીરિયલ ગાર્ડ પલટણમાં નોકરીએ રેહેલો હતો. જે વાત છુપી રાખવાની ઝરૂર હતી, તે તેના ગોઠિયા અમલદારોથી, અથવા ઝારના મેહેલમાં છાની રહી હતી, એમ તે સારીપેઠે જાણતો હતો. ઉલટું તે વખ્તના રશિયાના શાહનશાહ નિકૉલસનું ખાસ ધ્યાન તેનીતરફ વધારે ખેંચાયું હતું, અને તેથી તે અવારનવાર તેનીઉપર બાદશાહી મેહરબાનીઓ દેખાડવા લાગ્યો, અને જવાન વૉલમારજેવો એક ચંચળ, ખુબસુરત, અને લાયકીવાળો અમલદાર, કે જે ભવિષ્યમાં નામ કાહાડે, તેવો હતો, તેનીતરફ તીક્ષ્ણ નઝર અને બુદ્ધિના એક બાદશાહનું ધ્યાન ખેંચાય, તેમાં નવાઇજેવું કશું નહતું, કારણકે તે બાદશાહી ગાર્ડ પલટણમાં હતો, કે જે પલટણની તપાસ ઝાર નિકૉલસ વારંવાર લેતો હતો: બૅસિલ કદે ઉંચો અને દેખાવે ખુબસુરત હતો—તેનો દેખાવ તદન એક લડવૈયાનેછાજે તેવો હતો—અને તેથી તે જે ભપકાદાર લશ્કરી પુશાક પેહેરતો હતો, તેથી તેની ખુબસુરતીમાં ઓર વધારો થતો હતો—વળી તેનો વડો અમલદાર હંમેશાં તેનેમાટે ઉંચું મત ધરાવતો હતો. આ કારણનેલીધે તેને વધારે ઉંચી પદવીએ ચઢાવ્યામાં આવ્યો, અને હમણાં તે એક કૅપટનનો લશ્કરી હોદ્દો ધરાવતો હતો.

આપણે જણાવી ગયા છીયે, કે વૉલમાર એકાંત ઝેંદગી ગુજારતો હતો: અને હવે વધુ જણાવીશું, કે તેણે ઘણાંજ થોડાઓસાથે ઓળખાણપિછાણ પાડી હતી—અને જેઓસાથે પાડી હતી, તેઓને ઘણી સંભાળથી તેણે ચુંટી કાહાડયા હતા—તેનું કારણ કાંઇ એમજ નહતું, કે તેની છુપી વાત બહાર જણાય નહીં, પણ તેની અતિ વાહાલી બેટી ઘણાંજ ભેળાવાલાયક અને સારાં માણસોનાજ સમાગમમાં આવે, એમ તે ઇચ્છતો હતો. ઝાહેર મેળાવડાઓની જગ્યાએ તેઓ ક્વચિતજ જતાં હતાં; પણ કુંઠરાઇનનો જીવ કંટાળી જાયએવી ચાલુ ઝેંદગી તેણી ભોગવતી હોવાથી તેમાં કાંઇક થોડો ફેરફાર કરવાના માયાળુ વિચારે વૉલમાર તેણીને નિવા નદીઉપર ભરાયલા મેળામાં લઇ ગયો હતો, કે જેબાબે આપણે આગળ જણાવી ગયા છીયે. આટલી હકીકત જણાવ્યાપછી હવે આપણે વાર્તા પાછી શરૂ કર્યે.

પૂર્વતરફના આ મુલ્કમાં શિયાળાના દહાડા બહુ ટુંકા હોયછે, અને તેથી અંધારૂં જલદી પડવા માંડતું હતું, જેથી વૉલમારે પોતાની બેટીને મોજમજાહની આ જગ્યાએથી હવે ઘેર જવાને સૂચવ્યું, અને તેમુજબે તેઓ ભીડાભીડમાંથી પોતાનો રસ્તો કરતાં જતાં હતાં, તેટલાં એકાએક ભયંકર ખુમાટો ઉડયો, કે બર્ફ ભાંગીને છુટું પડી જતું હતું, અને નિવા નદીનાં પાણી તેને તળિયેથી ઉભાઇને ઉપરના ધાડા અને નક્કર બર્ફને ઉપસાવતાં હતાં. આ ખુમાટાથી એક ઝબરી દહશત એકઠાં થયેલાં તમાશબીનોમાં પેડી; અને હઝારો જણાં પોતાનો જીવ બચાવવા સામટાં કેનારાતરફ દોડવા લાગ્યાં; ગભરાયલી ઔરતોએ ચીસાચીસ કરી મુકી; અતિશય દોડધામ કરતા મર્દોએ મોટેમોટે બુમો પાડવા માંડી; અને આ ભચડાકચડીમાં ઔરતો અને મર્દો તુટી પડયાં, તેઓને કચડીને બીજાંઓ આગળ દોડવા લાગ્યાં, જેથી પડી ગયેલાંઓની બુમોથી ગડબડમાં અને ભેળમભેળામાં ભારે વધારો થયો. આ દોડાદોડીમાં કુંઠરાઇન પોતાના બાપથી વિખુટી પડી ગઇ; અને ઘણી ગભરાયલી તેને લાંબાં અધ શોધવામાટે દોડવા લાગી.

વધારે અંધારૂં જલ્દી થતું આવ્યું; છતાં તે તો તેણીને જડયો નહીં. તેણી થાકથી બેશુદ્ધ થવાજેવી હાલતમાં આવી હતી,—તેટલાં એક ઉંચા કદનો ખુબસુરત જવાન ગ્રહસ્થ તેણીને આવી મળ્યો; જેણે તેણીને દુ:ખમાં આવી પડેલી જોઈ, તેનું કારણ પુછ્યું. તેણે પ્રથમતો રૂશિયન ભાષામાં સવાલ કર્યો,—કે જે ભાષા તે ઘણી ભાંગીતુટી બોલી શકતો હતો, અને તેના ઉચ્ચારો એવા હતા, કે તેઉપરથી કોઇ પણ જાણી શકે, કે તે એક પારકા મુલકનો રેહેવાસી હશે. પણ ફૅઠરાઇન એટલીતો ગભરાઇ ગઈ હતી, કે તેના આ પુછવાનો તરત જવાબવટીક આપવાની તેણીને ફામ રહી નહીં. તેઉપરથી આ ગ્રહસ્થ તો એમજ સમજ્યો, કે તેનીજમુવાફેક આ બાનુ પણ પારકા મુલ્કની ઔરત હશે, એવા વિચારથી તેને તેણીને ફ્રેંચ ભાષામાં સવાલો કરવા માંડયા; પણ હવે ફૅઠરાઇનની જીભ ઉપડવા માંડી હતી—અને તેટલામાંટે તેણીએ પણ ફ્રેંચ ભાષામાંજ જવાબો આપ્યા; કારણકે તેણીને ઘણી સારી કેળવણી આપવામાં આવી હતી—અને દરેક પૉલિશ કે રૂશિયન બાનુને પ્રવિણતામાટે તે વખતમાં ફ્રેંચ ભાષા શીખવીજ પડતી હતી.

આ જવાન ગ્રહસ્થે તેણીને ખાતેરી આપી, કે બર્ફ ભાંગવાબાબે જે ગુમાટો પડયો હતો, તે ખોટો હતો, અને તેટલામાંટે તેણીએ પોતાની સલામતીવિષે ધાસ્તી રાખવાનું કશું કારણ નથી. તેણે તેણીને ઘર પહોંચાડી આવવાની માંગણી કીધી; ફૅઠરાઇન ઘણી ઉસ્કેરાઈ ગયેલી હતી, તેમજ ધસી આવતાં લોકોની ભીડથી અને વગર-પૈડાંની ગાડીઓમાં જોડેલા ઘોડાઓનાં દોડી આવવાથી એટલીતો બાવરી બની ગઈ હતી, કે તેણીએ આ અતિ માયાભરેલી સભ્યતાથી કીધેલી માંગણી કબુલ રાખી; તે જવાન પારકા મર્દનો હાથ પકડયો; અને પછી તેઓ તેણીનું ઘર, જે ત્યાંથી બે "માઇલો"જેટલું દુર હતું, ત્યાં જવા નિકળ્યાં.

લોકોની ભીડ દુર કરવાના વિચારથી તેઓને વાંકોટીકો અને લાંબો રસ્તો લેવાની ફર્જ પડી, જેમ ચાલતાં તેઓવચ્ચે વાતો ચાલી, તેઉપરથી ફૅઠરાઇને જાણ્યું, કે તેણીનો આ નવી ઓળખાણવાળો ગ્રહસ્થ ઇંગ્લાંડનો એક રેહેવાસી હતો, પણ પોતાના કાકાનાં મરણનેલીધે કુટુંબનેલગતી બાબતસર તેને સેંટ પીટર્સબર્ગ આવવાની ઝરૂર પડી હતી. તેનો મરનાર કાકો રૂશિયાનાં આ રાજધાની શેહેરના બ્રિટિશ એલચીખાતાંમાં હતો. આખરે તેઓ ફૅઠરાઇનને મથકે આવી પહોંચ્યાં; અને ઘણી ખુશહાલીસાથે તેણીએ જાણ્યું, કે તેણીનો બાપ પણ અત્યારઆગમચનો ત્યાં સહીસલામત આવી પહોંચ્યો હતો: એમ જણાયું, કે પોતાની વિખુટી પડેલી બેટીમાંટે ભીડાભીડનાં ઘોંટાળામાં તેણે ફોકટમાં શોધ કીધી, અને કદાચ તેણી ઘર ગઇ હશે, એમ ધારી ઉતાવળે તે પણ ઘરે આવ્યો. ફૅઠરાઇને આ જવાન ઇંગ્રેજે તેણીની જે સભ્યતાવાળી સેવા બજાવી હતી,-તે પોતાના બાપને કહી સંભળાવી; અને પછી બાપદીકરી બંધેએ તેને તે સાંજના તેઓનીસાથે ખાણું લેવાની અર્ઝ કીધી. આ ગ્રહસ્થ ફૅઠરાઇનથી ફકત આસરે ત્રણ વર્ષો ઉમરમાં મોટો હતો—તે ઔરત વર્ગતરફ ઘણો માયાળુ હતો—વળી તેણે કોઈ બીજી બાનુઉપર પોતાનું દેલ બાંધ્યું નહતું—આ સર્વે કારણો જોતાં, તે જો આ જવાન બાનુની અજાયબજેવી ખુબસુરતીથી અંજાઇ જાય, તો તેમાં આશ્ચર્યજેવું કશું નહતું. વળી પોતે તે ગ્રહસ્થના અહસાનમાં જવાથી, અને જે અજાયબજેવા સંજોગોથી તેઓવચ્ચે ઓળખાણ થઈ હતી, તેઉપરથી તેઓ બંધેવચ્ચે હવે કાંઈ ઘણો અંતરો રહ્યો નહીં, અને તેથી તેઓવચ્ચે દોસ્તીનું નાતું બંધાયું.

આમુજબે થોડાંક અઠવાડિયાંઓ પસાર થઈ ગયાં: અને તે ઇંગ્રેજ ગ્રહસ્થ વૉલમારનાં ઘરમાં વારંવાર મુલાકાતે આવવા લાગ્યો. વૉલમાર પોતે તો ઘણોખરો પોતાના અભ્યાસમાં કે પોતાના રસાયન કરવાના ઓરડામાં રોકાયલો રેહેતો હતો; અને તેથી કૅઠરાઇનને અને તેણીના આ મુલાકાતે આવનારને એકલાં સાથે મળવાનો ઘણો વખ્ત મળતો હતો. તેનો દેખાવ ખુબસુરત હતો—તેની રીતભાત પસંદ પડેએવી હતી—અને તેનું ધ્યાન ઘણી ખંતથી કૅઠરાઇનમાંજ રોકાયલું રેહેતું હતું; અને તેણે આ નિર્દોષ જવાન કુમારિકાનું દેલ તદ્દન જીતી લીધું હતું. પોતાના હોદ્દાની રોકાણનેલીધે બૅસિલને પોતાના બાપનાં ઘરમાં આવવાને ઝાઝું બનતું નહતું; અને જોકે તેની આ ઇંગ્રેજ ગ્રહસ્થસાથે ઓળખાણ કરાવ્યામાં આવી હતી, અને તે તેને બે કે ત્રણવાર પોતાને ત્યાં ભેટયો હતો, છતાં તે તેને ઘર દરરોઝ આવતો હતો, એવો જરા પણ શક તેને નહતો. તેવીજરીતે તેણીનો બાપ પોતે પણ આ વાતથી અજાણ્યો હતો: કારણકે પોતાનાં દેલમાંના નિખાલસ પ્યારવિષે કૅઠરાઇને પોતાના બાપને કશું જણાવ્યું નહતું; પોતે તેને ચાહેછે, એમ ખુલ્લેખુલ્લું પોતાના બાપને કેહેવાને તેણી ઘણી શર્માતી હતી. તેણી એમ ધારતી હતી, કે તેણીનો ખરો આશક, ઘટતે વખ્તે તેણીના હાથની માંગણી, તેણીના બાપને કરશે; તેણીનો તેનીઉપર સંપૂર્ણ એતબાર હતો; તેણી કોઈ પણ રીતે પાપી વિચાર કે ખોટા ઢોંગથી પોતાના બાપ અને ભાઇથી આ વાત છુપાવતી નહતી.

આ જવાન ખુબસુરત ઇંગ્રેજને આ પૉલિશ રૂપસુંદરી એટલીતો ચાહાતી હતી, કે તેણીએ તેના દેશની ભાષા શીખવાનું શરૂ કર્યું; તેણી ભારે ખંતથી પોતાના આ અભ્યાસઉપર મંડી. તેણીને જોઇતા પાઠ શીખવવાનાં ખુશ કામમાં તે કલાકોના કલાકોસુધી તેણીનીઆગળ રેહેતો હતો; આવા એક શિક્ષકના હાથતળે, અને તે પણ વળી મનોભાવથી અભ્યાસ કરવાનેલીધે—તેમજ વળી તેણી અતિ ચંચળ હોવાનેસબબે—થોડાજ મહિનામાં તેણીએ ઘણો સારો વધારો કર્યો. આમુજબે અર્ધું વર્ષ પસાર થઇ ગયું; અને તે સઘળો વખ્ત કૅઠરાઇનને એક ખુશ દેલપસંદ સ્વપ્નપેરે લાગ્યો: તેણી તદ્દન સાફ દેલની—સાચી રાહે ચાલનારી—પોતાના પ્યારબાબે એટલીતો ખાતેરીભરેલી હતી, કે તેણીનો આશક તેણીના હાથની માંગણી તેણીના બાપપાસેથી શામાટે કરતો નહશે, તેનો વિચારવટીક તેણીને આવ્યો નહીં. આ વખ્તે—એટલે છ માસ વહી જવાપછી એક બનાવ એવો બનવા પામ્યો, કે જેને ભવિષ્યના બનાવોમાટે ઘણું લાગતુંવળગતું હતું.

આપણે જણાવ્યુંછે, કે વૉલમાર પોતાની બેટીસાથે શેહેરના એક એકાંત ભાગમાં રેહેતો હતો; ખરેખરી રીતે જોતાં, તો તેઓનું રહેઠાણ છેક શેહેરની પાદરે હતું, અને જેની પડોશમાં એક ખુલ્લી જગ્યા હતી, કે જ્યાં વસ્તીજેવું કાંઈ હતું નહીં. એક દહાડે બપોરે કૅઠરાઇન એક ચોપડી વેચનારની દુકાનેથી એકલી પાછી ફરતી હતી; કે જ્યાં તેણી પોતાને જોઇતી કેટલીક ઇંગ્રેજી ચોપડીઓ ખરીદવાને ગઇ હતી—ત્યારે તેણીને જણાયું, કે તેણીની પુઠેપુઠે એક ઉંચા કદનો ગ્રહસ્થ આવ્યા કરતો હતો. તેણે એક મોટો લશ્કરી ઝભ્ભો પોતાના પુશાકઉપર પેહેરેલો હતો, કે જેના ગળેબંધથી તેનાં મ્હોંડાનો નિચલો ભાગ તદ્દન ઢંકાઈ ગયલો હતો. આ જોઇ કૅઠરાઇને વધારે ઝડપથી આગળ ચાલવા માંડ્યું; પણ તે ગ્રહસ્થનાં પગલાં વધારેને વધારે નજદીક આવતાં તેણીએ સાંભળ્યાં;—અને જોયું, કે

પોતાને ઘર પુગવાઅગાઉ તે તેણીની છેક પાસે આવી લાગશે, એટલામાટે એક બાનુને-છાજતો મોભો જાળવીને જો તે કોઇરીતે તેણીને અપમાન કરે, તો તેસાંમે થવામાંટે તૈયાર થઇ રહી. તરતજ આ મોટા ઝભ્ભાવાળો શખ્સ તેણીની બાજુમાં આવ્યો; અને સભ્યતાનેબદલે જાણે હુકમ કરતો હોય, એવા સાદે કહ્યું, "જવાન બાનુ, હું તમારીસાથે થોડી વાત કરવા માંગુંછું !"

-કૅઠરાઇન હિંમતથી ઉભી રહી; આ અપમાનનેલીધે ગુસ્સાથી તેણીના ગાલોઉપર રતાસ ધાઇ આવ્યો; અને એક તદ્દન અજાણ્યા શખ્સને તેણીને આ રીતે રસ્તામાં રોકવાની શી સત્તા હતી, તે જાણવામાંટે તેણી બોલવા જતી હતી, તેટલાંતો તે શબ્દો તેણીનાં ગળાંમાંજ અટકી ગયા— તેણી ઘણીજ ગભરાઇ ગઇ— કારણકે તેણીનાં ચેહેરાતરફ જે બે આંખો ટીકતી હતી—જે કદી ન નર્મ પડેએવા કરડા ચેહેરાસાથના ઝભ્ભામાં ઢંકાયલા શખ્સને તેણીએ જોયો હતો—જે ભુરખી મુછોથી ઢંકાયલા મગરૂર હોઠો તેણીએ દિઠા હતા—તે કોઇ સાધારણ આદમીના નહીં, પણ ખુદ રશિયાના ઝાર *નિકૅાલસના પોતાના હતા !

આ બડેખાં, આ અતિ બળવાન રાજ્યકર્ત્તા, કે જેનીસાંમે આવતાં દરેક જણ થરથર કાંપતું હતું—આ ભારે સત્તા ધરાવતો રાજવંશી, કે જેની મર્ઝી થતાંજ મોતની શિક્ષા કર્યામાં આવતી હતી, અને જેણે આખાં રશિયાના સર્વેથી ઉંચે વાંધેનાં લોકો પણ વહેમના-માર્યા એક દેવતારૂપે ગણતાં હતાં--તેને પોતાનીસાંમે ઉભેલો જોઇ આ નાજુક અબળા અતિશય ગભરાઇ ગઇ. વળી તેજ વખ્તે તેણીને યાદ આવી ગયું, કે એક વાત છાની રાખ્યામાં આવી હતી, તે જો ઝાહેરમાં આવે, તો તેથી તેણીનો બાપ અને ભાઇ, તેમજ તેણી પોતે પણ ભારે ફીનાના ભોગ થઇ પડે. જાણે તેણીએ પોતે કાંઇ અઝીમ ગુનાહ કર્યો હોય, એવીરીતે આ વિચારથી તેણી ડરી ગઇ હતી. જાણે કોઇએ તેણીને તે જગ્યાસાથે જડી લીધી હોય, એવીરીતે તેણી ત્યાં થંભ થઈ ઉભી; તેણી પોતાના શાહનશાહઆગળ ઘુંટણિયે પડતે, પણ તેણીના અવયવો જાણે તેમ કરવાને ના પાડતા હોય, એવા જડ થઇ ગયા હતા; તેણી કાંઇ બોલી હતે, પણ જાણે તેણીની જીભને લકવો થઈ આવ્યો હોય, એમ તે માંહે ખેંચાઇ જતી હતી.

હવે જાણે મેહરબાની દેખાડતો હોય, તેમ લગાર નર્મ સાદે ઝાર બોલ્યો, "કૅઠરાઇન, તું ઘણી ખુબસુરતછે—ખચિત, તું અતિ ઘણી ખુબસુરતછે. મેં તારી ખુબસુરતીવિષે સાંભળ્યું હતું, તે બોલેબોલ ખરૂં પડયુંછે. નહીં, ઘુંટણ મરડિયે પડ ના !" એમ કહી તેણે તેણીનો હાથ પકડયો; કારણકે આજ ઘડિએ જે ઢપે તે બોલતો હતો, તેથી ઘણી ગભરાઈને આ કંગાળ છોડી તેના પગોઆગળ પડવા જતી હતી.

-કૅઠરાઈન—(અચકાતીઅચકાતી) "મહારાજ, મને આપના પગઆગળ ઘુંટણ મરડિયે પડવા દો, કે હું આપની પિતાતરીકેની મેહરબાની માંગું—આપ સાહેબથી દયા ચાહું !"

ઝાર—"નહીં, હું હુકમ કરૂંછું, કે તારે ઘુંટણ મરડિયે પડવું નહીં ! હું શું [illegible], તે સાંભળ ! વૅાલમારની ખુબસુરત બેટીવિષે વાત થતો મારાં સાંભળવામાં આ[illegible] વખાણ ખરીછે કે નહીં તે જાણવાનો મેં ઠરાવ કીધો. છોડી, જો કોઈ બીજો શ[illegible]

*જુઓ નોટ ૭૫ મી.

માંગણી તારેથી કરે, તો તેથી તારી બીઆબરૂ થયેલી લેખાય; પણ જ્યારે તેજ માંગણી જો તારા બાદશાહતરફથી કર્યામાં આવે, તો તેમાં તારે મગરૂરી અને માન સમજવું જોઇએ."

આ સાંભળી કૅઠરાઇનનાં દેલમાં ધાસ્તી ઉપજી, અને તેણીના હોઠો ધ્રુજવા લાગ્યા; તેણીની છાતી અંદરથી ગુંગળાવા લાગી; અને દહશતનેમારે તેણી ફિક્કી મારી જઇ ઝારનાં મ્હોંતરફ દુઃખથી ટીકવા લાગી.

આગળ બોલ્યો હતો, તેકરતાં વધારે મગરૂરીથી તે હવે બોલ્યો, " મારાં હૈયાંના હાર, શું તું મારૂં બોલવું સમજી શકતી નથી, કે આ મારી માંગણી તું તુચ્છકારી કાહાડેછે ?"

હવે કૅઠરાઇન જીવઉપર આવી ગઇ—તેમજ તેણીને ભારે ધિક્કાર ઉપજ્યો—અને તેથી તેણી હેમતવાન થઈ, અને બોલી, " મુરબ્બી, મને ત્યાંથી પસાર થવા દેઓ ! હું તમો નામદારને કરગરીને આજુજી કરૂંછું, કે મને ત્યાંથી જવા દો ! સાહેબ, આવી નઠારી માંગણી, તમોજેવાને મ્હોંથી પણ મારે મનથી અપમાનભરેલી અને બીઆબરૂભરીછે !"

જાણે એક લોખંડના સંકડાંમાં પકડ્યો હોય, એવીરીતે મઝબુત તેણે કૅઠરાઇનનો હાથ પકડ્યો, અને બોલ્યો, "થોબ, હું તુંને હુકમ કરૂંછું ! શું તું તેજ વૅાલમારની બેટી નથી, કે જે એક ગુનાહગાર પોલતરીકે ઠરી ચુકેલોછે ?—દેશનિકાળમાંથી તેનીઉપર દયા દેખડાવી હું તેને પાછો લાવ્યોછું, તે મારાં કામનો તું આવી નમકહરામીથી બદલો આપેછે ?—તારો ભાઈ મારી બાદશાહી નોકરીમાં ચોરીછુપીથી ઘુસવા પામ્યોછે, તે શું તું ભુલી ગઇછે ?"

ગડગડ આંસુઓ વરસાવી કૅઠરાઇને કહ્યું, "દયા કરો, મહારાજ !—મારીઉપર રહમ કરો !" આટલું બોલતાંજ તેણી ઝમીનઉપર તુટી પડી હતે, પણ શાહનશાહે તરતજ તેણીને મઝબુત હાથોથી પકડી લીધી. તેણી વધુ બોલી, "હું તમો નામદારને કરગરીને જણાઉંછું, કે મેં આપ નામદારને કદી ગુસ્સે કીધા નથી—જ્યારે મારા બાપને દેશનિકાળ કર્યામાં આવ્યો, ત્યારે તે તદન બીગુનાહ હતો—હાલમાં તે સુલેહભરેલી રીતે અને આબરૂથી પોતાનું કામ કર્યો જાયછે—અને મારા ભાઇએ પોતાની લાયકાતથી પોતાના વડા અધિકારીઓની પસંદગી મેળવીછે. અને આપ નામદાર, જે આવો ઉંચો દરજ્જો ભોગવોછો——"

ઝાર—(તેણીને બોલતી અટકાવીને) "ખામુશ કર, છોડી ! ઘણાં વર્ષોઅગાઉ તારો બાપ એક હુલ્લડખોર હતો ; અને જોકે તેને મુઆફી બક્ષવામાં આવી પણ હોય, તોયે રશિયામાં રાજ્યદ્રોહીઓને કદી ભુલી જવામાં આવતા નથી. તારી ખુબસુરતીથી હું ખુશી થઈ ગયોછું: તારાજેવી એક શર્માળ કુમારિકાઆગળ ઘુંટણિયે પડીને મારો પ્યાર ઝાહેર કરવાનું કામ મારાજેવાનું નથીઃ બસ મારી મર્ઝી થઇ, તો ગમે તેવી ખુબસુરત ઔરતે મારી મર્ઝીને આધીન થવું જોઇએ."

કૅઠરાઇન—(અતિ દુઃખી જેગરે) "મારીઉપર દયા કરો, મુરબ્બીસમાન રાજાજી, મારી-ઉપર દયા કરો. અરે ! જો હું ખરેખર ખુબસુરત હોઉં, તો ધૂળ પડજો, એ મારી ખુબ-સુરતીઉપર !—અલ્લાહ કરીમ, અલ્લાહ રહીમ, તારી મદદ હોજો ! "

ઝાર—"નહીં—મધુર કૅઠરાઇન, આ ખુબસુરતી તુંને મારાજેવાને ખુશ કરવા અને રીઝવવાનેમાટે આપવામાં આવીછે, કે જે તેની કીમત સારીરવેસે પિછાણેછે ! કદાચ હું

પોતાને ઘર પુગવાઅગાઉ તે તેણીની છેક પાસે આવી લાગશે, એટલામાંટે એક બાનુને-છાજતો ઓભો જાળવીને જો તે કોઇરીતે તેણીને અપમાન કરે, તો તેસાંમે થવામાંટે તૈયાર થઇ રહી. તસ્તજ આ મોટા ઝબ્બાવાળો શખ્સ તેણીની બાજુમાં આવ્યો; અને સભ્યતાનેબદલે જાણે હુકમ કરતો હોય, એવા સાદે કહ્યું, "જવાન બાનુ, હું તમારીસાથે થોડી વાત કરવા માંગુંછું!"

-કૅથરાઇન હેમતથી ઉભી રહી; આ અપમાનનેલીધે ગુસ્સાથી તેણીના ગાલોઉપર રતાસ ધાઇ આવ્યો; અને એક તદન અજાણ્યા શખ્સને તેણીને આ રીતે રસ્તામાં રોકવાની શી સત્તા હતી, તે જાણવામાંટે તેણી બોલવા જતી હતી, તેટલાંતો તે શબ્દો તેણીનાં ગળાંમાંજ અટકી ગયા— તેણી ઘણીજ ગભરાઇ ગઇ— કારણકે તેણીનાં ચેહેરાતરફ જે બે આંખો ટીકતી હતી—જે કદી ન નર્મ પડેએવા કરડા ચેહેરાસાથના ઝબ્બામાં ઢંકાયલા શખ્સને તેણીએ જોયો હતો—જે ભુરખી મુછોથી ઢંકાયલા મગરૂર હોથો તેણીએ દિઠા હતા—તે કોઇ સાધારણ આદમીના નહીં, પણ ખુદ રશિયાના ઝાર *નિકોલસના પોતાના હતા!

આ બડેખાં, આ અતિ બળવાન રાજ્યકર્ત્તા, કે જેનીસાંમે આવતાં દરેક જણ થરથર કાંપતું હતું—આ ભારે સત્તા ધરાવતો રાજવંશી, કે જેની મર્ઝી થતાંજ મોતની શિક્ષા કર્યામાં આવતી હતી, અને જેણે આખાં રશિયાના સર્વેથી ઉંચે વાંધેનાં લોકો પણ વહેમના-માર્યાં એક દેવતારૂપે ગણતાં હતાં--તેને પોતાનીસાંમે ઉભેલો જોઇ આ નાજુક અબળા અતિશય ગભરાઇ ગઇ. વળી તેજ વખ્તે તેણીને યાદ આવી ગયું, કે એક વાત છાની રાખ્યામાં આવી હતી, તે જો ઝાહેરમાં આવે, તો તેથી તેણીના બાપ અને ભાઇ, તેમજ તેણી પોતે પણ ભારે કીનાના ભોગ થઇ પડે. જાણે તેણીએ પોતે કાંઇ અઝીમ ગુનાહ કર્યો હોય, એવીરીતે આ વિચારથી તેણી ડરી ગઇ હતી. જાણે કોઇએ તેણીને તે જગ્યાસાથે જડી લીધી હોય, એવીરીતે તેણી ત્યાં થંભ થઈ ઉભી; તેણી પોતાના શાહનશાહઆગળ ઘુંટણિયે પડતે, પણ તેણીના અંગ્યવો જાણે તેમ કરવાને ના પાડતા હોય, એવા જડ થઇ ગયા હતા; તેણી કાંઇ બોલી હતે, પણ જાણે તેણીની જીભને લકવો થઈ આવ્યો હોય, એમ તે માંહે ખેંચાઇ જતી હતી.

હવે જાણે મેહરબાની દેખાડતો હોય, તેમ લગાર નર્મ સાદે ઝાર બોલ્યો, "કૅથરાઇન, તું ઘણી ખુબસુરતછે—ખચિત, તું અતિ ઘણી ખુબસુરતછે. મેં તારી ખુબસુરતીવિષે સાંભળ્યું હતું, તે બોલેબોલ ખરૂં પડયુંછે. નહીં, ઘુંટણ મરડિયે પડ ના!" એમ કહી તેણે તેણીનો હાથ પકડયો; કારણકે આજ ઘડિએ જે ઢપે તે બોલતો હતો, તેથી ઘણી ગભરાઈને આ કંગાળ છોડી તેના પગોઆગળ પડવા જતી હતી.

**કૅથરાઇન**—(અચકાતીઅચકાતી) "મહારાજ, મને આપના પગઆગળ ઘુંટણ મરડિયે પડવા દો, કે હું આપની પિતાતરીકેની મેહરબાની માંગું—આપ સાહેબથી દયા ચાહું!"

**ઝાર**—"નહીં, હું હુકમ કરૂંછું, કે તારે ઘુંટણ મરડિયે પડવું નહીં! હું શું કહુંછું, તે સાંભળ! વૉલમારની ખુબસુરત બેટીવિષે વાત થતો મારાં સાંભળવામાં આવી; અને આ વખાણ ખરીછે કે નહીં તે જાણવાનો મેં ઠરાવ કીધો. છોડી, જો કોઈ બીજો શખ્સ એક ચોકસ

*જુઓ નોટ ૭૫ મી.

માંગણી તારેથી કરે, તો તેથી તારી બીઆબરૂ થયેલી લેખાય; પણ જ્યારે તેજ માંગણી જો તારા બાદશાહતરફથી કર્યામાં આવે, તો તેમાં તારે મગરૂરી અને માન સમજવું જોઇએ."

આ સાંભળી કૅઠરાઇનિનાં દેલમાં ધાસ્તી ઉપજી, અને તેણીના હોઠો ધ્રુજવા લાગ્યા; તેણીની છાતી અંદરથી ગુંગળાવા લાગી; અને દહશતનેમારે તેણી ફિક્કી મારી જઇ ઝારનાં મ્હોંતરફ દુઃખથી ટીકવા લાગી.

આગળ બોલ્યો હતો, તેકરતાં વધારે મગરૂરીથી તે હવે બોલ્યો, "મારાં હૈયાંના હાર, શું તું મારૂં બોલવું સમજી શકતી નથી, કે આ મારી માંગણી તું તુચ્છકારી કાહાડેછે ?"

હવે કૅઠરાઇન જીવઉપર આવી ગઇ—તેમજ તેણીને ભારે ધિક્કાર ઉપજ્યો—અને તેથી તેણી હેમતવાન થઈ, અને બોલી, "મુરબ્બી, મને ત્યાંથી પસાર થવા દેઓ ! હું તમો નામદારને કરગરીને આજીજી કરૂંછું, કે મને ત્યાંથી જવા દો ! સાહેબ, આવી નઠારી માંગણી, તમોજેવાને મ્હોંથી પણ મારે મનથી અપમાનભરેલી અને બીઆબરૂભરીછે !"

જાણે એક લોખંડના સંકડાંમાં પકડ્યો હોય, એવીરીતે મઝબુત તેણે કૅઠરાઇનનો હાથ પકડ્યો, અને બોલ્યો, "થોબ, હું તુંને હુકમ કરૂંછું ! શું તું તેજ વૉલમારની બેટી નથી, કે જે એક ગુનાહગાર પોલતરીકે ઠરી ચુકેલોછે ?—દેશનિકાળમાંથી તેનીઉપર દયા દેખડાવી હું તેને પાછો લાવ્યોછું, તે મારાં કામનો તું આવી નમકહરામીથી બદલો આપેછે ?—તારો ભાઈ મારી બાદશાહી નૌકરીમાં ચોરીછુપીથી ઘુસવા પામ્યોછે, તે શું તું ભુલી ગઈછે ?"

ગડગડ આંસુઓ વરસાવી કૅઠરાઇને કહ્યું, "દયા કરો, મહારાજ !—મારીઉપર રહમ કરો !" આટલું બોલતાંજ તેણી ઝમીનઉપર તુટી પડી હતે, પણ શાહનશાહે તરતજ તેણીને મઝબુત હાથોથી પકડી લીધી. તેણી વધુ બોલી, "હું તમો નામદારને કરગરીને જણાઉંછું, કે મેં આપ નામદારને કદી ગુસ્સે કીધા નથી—જ્યારે મારા બાપને દેશનિકાળ કર્યામાં આવ્યો, ત્યારે તે તદ્દન બીગુનાહ હતો—હાલમાં તે સુલેહભરેલી રીતે અને આબરૂથી પોતાનું કામ કર્યો જાયછે—અને મારા ભાઇએ પોતાની લાયકાતથી પોતાના વડા અધિકારીઓની પસંદગી મેળવીછે. અને આપ નામદાર, જે આવો ઉંચો દરજ્જો ભોગવોછો——"

**ઝાર**—(તેણીને બોલતી અટકાવીને) "ખામુશ કર, છોડી ! ઘણાં વર્ષોઅગાઉ તારો બાપ એક હુલ્લડખોર હતો ; અને જોકે તેને મુઆફી બખ્શવામાં આવી પણ હોય, તોયે રૂશિયામાં રાજ્યદ્રોહીઓને કદી ભુલી જવામાં આવતા નથી. તારી ખુબસુરતીથી હું ખુશી થઈ ગયોછું: તારાજેવી એક શર્માળ કુમારિકાઆગળ ઘુંટણિયે પડીને મારો પ્યાર ઝાહેર કરવાનું કામ મારાજેવાનું નથીઃ બસ મારી મર્ઝી થઇ, તો ગમે તેવી ખુબસુરત ઑરતે મારી મર્ઝીને આધીન થવું જોઇએ."

**કૅઠરાઇન**—(અતિ દુઃખી જેગરે) "મારીઉપર દયા કરો, મુરબ્બીસમાન રાજાજી, મારીઉપર દયા કરો. અરે ! જો હું ખરેખર ખુબસુરત હોઉં, તો ધૂળ પડજો, એ મારી ખુબસુરતીઉપર !—અલ્લાહ કરીમ, અલ્લાહ રહીમ, તારી મદદ હોજો !"

ઝાર—"નહીં—મધુર કૅઠરાઇન, આ ખુબસુરતી તુંને મારાજેવાને ખુશ કરવા [illegible] રીઝવવાનેમાંટે આપવામાં આવીછે, કે જે તેની કીમત સારીરવેસ પિછાણેછે ! [illegible]

તારીસાથે ઘણા કરડાપણાંથી અને સખ્તાઈથી બોલ્યો હોઇશ; કદાચ તુંને ધમકી પણ આપી હશે, પણ તું જવાનછે—તું રાંકછે, એટલામાંટે મારે તારીસાથે વધારે માયાથી વર્ત્તવું જોઇતું હતું. જો ત્યારે સાંભળ! હું તુંને બેહદ સુખમાં રાખીશ—હું તારા બાપને દોલતના ઢગળાઓથી નવાઝીશ—હું તારા ભાઈને વધારે મોટા હોદ્દાઓ આપીશ——"

અર્ધી બ્હીદેલી, અર્ધી ગુસ્સે થયેલી તે છોડીએ ધીમે સાદે કહ્યું, "મહારાજ, તે ધારાઓ અને તે ધર્મના તમો વડા છેઓ, કે જેની ફર્ઝ નીતિને ઉત્તેજન આપવાનીછે——"

**ઝાર**—(પાછો ગુસ્સે થઈ તેણીને બોલતી અટકાવીને) "તારી વાઅઝને જહન્નમમાં નાખ! તારીસાથે તકરાર કરવાને હું લાયક નથી. બસ, મારો શોખ થયોછે, તું મને ઘણી પસંદ આવીછે—અને તે મારો શોખ પુરો પડવોજ જોઇએ. તોયે હું તુંને તેબાબે વિચાર કરવાનો વખ્ત બખ્શુંછું—તે વખ્તમાં તું તૈયાર——"

હવે કૅઠરાઇન જીવઉપર આવી હતી, તે બોલી ઉઠી, "કદી નહીં, સાહેબ—તેમ કદી બનનાર નથી! આ દુનિયાની સપાટીઉપર કદી મારો બાપ હલકામાં હલકો ભીખારી પણ થાય, તોયે તે પોતાની બેટીની આબરૂને ભોગે મેળવેલી દોલત કદી પણ કબુલ કરે નહીં! તે એવા નીચ પૈસાને ઠોકરે મારે!—અને મારા ભાઈની હાલત નપેતરમાં નપેતર થાય, તોયે તે કદી પણ એવાં કારણથી મળેલી પદવી કે હોદ્દો કબુલ રાખે નહીં! ને મારેમાંટે તો તમો નામદારે એટલુંજ જાણવું, કે એવી બીઆબરૂમાં જવાકરતાં મરવું હું વધારે પસંદ કરૂંછું!"

**ઝાર**—(ભારે ગુસ્સા અને ગર્વથી) "મગરૂર અને બીવકુફ છોકરી, તું શું બોલેછે, તે તું પોતે જાણતી નથી. શું તારા બાપે સાઇબીરિયાનાં કમકમાટભરેલાં કષ્ટોવિષે તુંને કશું જણાવ્યું નથી?"

આ સાંભળી બાપડી કૅઠરાઈનનાં મ્હોંમાંથી ચીસ પડાઇ ગઇ; કારણકે વૉલમારે ખરેખર તેણીનીસાથે તેબાબે વારંવાર ઘણા કડવાસથી વાતો કીધી હતી; અને તે ભયાનક મુલ્કમાં દેશનિકાળ થયેલાંઓની કંગાળ મુસીબતો વર્ણવી હતી.

**ઝાર**—"શું તું જાણતી નથી, કે મારાં મ્હોંમાંથી જો ફકત એકજ શબ્દ નિકળશે, તો તુંને અને તારા બાપને તમારાં ઘરમાંથી બહાર ખેંચી કાહાડયામાં આવશે?—વિજળીના એક ચમકારાનીપેઠે તારા ભાઇની બધી ધારેલી ઉમેદો ફના થઈ જશે?—અને તમોને બધાંને તે કમકમાટભરેલી જગ્યાએ પાછાં દેશનિકાળ કરવામાં આવશે?"

**કૅઠરાઈન**—"રાજાજી, નહીં તમો એમ કદી કરો નહીં! ના, નહીં—માણસનો ખવાસ છેક એટલો બધો ખરાબ અને ઘાતકી હોતો નથી!" આ બાપડી છોડી, પોતે શું બોલતી હતી, તેનો જરા પણ વિચાર તેણીને નહતો.

**ઝાર**—"આ તારા કંગાળ, નબળા વિચારોઉપર ભરોસો રાખતી ના. જો હું મારી મર્ઝીપ્રમાણે દરેક જણને ચલાઉં નહીં, તો પછી આ મારી મોટી સત્તા શા કામની? હું તેનો વિચાર કરવાને એક અઠવાડિયાંની મેહેતલ આપુંછું. તે આખું અઠવાડિયું આ બાબત છાની રાખવાનો હું તુંને હુકમ કરૂંછું; કારણકે હમણાં આપણ બન્નેવચ્ચે જે

બન્યુંછે, તેનો એક હરૂફ પણ જો તું તારા બાપને કે ભાઇને જણાવશે, તો તું ચોકસ જાણજે, કે તે મારી જાણમાં આવવાવગર રેહેશે નહીં; અને જો તેમ થશે, તો તમો સઘળાં મારા કીનાના ભોગ થઈ પડશો. આજથી સાતમે દહાડે—આએજ જગ્યાએ—અને આએજ વખ્તે તું મને તારો ઠરાવ જણાવજે. ખબરદાર, કૅઠરાઇન, જો તેં મારા હુકમનો જરા પણ અનાદર કીધોછે તો! જેમ હું એનામ આપવામાં ઘણો ઉદારછું, તેમ શિક્ષા કરવામાં પણ ઘણો ઘાતકીછું; અને તે બંધે અમલમાં મુકવાને હું સર્વે શક્તિમાનછું."

આપ્રમાણે બોલી, ઝાર ત્યાંથી ફરીને ચાલી ગયો, અને બીચારી દુઃખી અને ગભરાયલી કૅઠરાઈનની નઝરઆગળથી ગુમ થઇ ગયો,—તેણી આ વેળા એવીતો હયેબતી ગઇ હતી, કે કેટલીક "મિનીટો"સુધી એક ઝાડને અઢેળીને ઉભી રહી,—તેણીને ખબર નહતી, કે આ સઘળો ખરો બનાવ હતો, કે છાતી ફાડી નાખેએવો ક્રૂર સ્વપ્ન હતો.

તેણી પોતાને ઘર કેમ ગઈ, તેની પણ તેણીને ખબર રહી નહીં. પોતા ઉપર આવી પડેલાં આ હયેબતનાક ગઝબથી તેણીનું ભેજું ચકભમ થઈ ગયું હતું. અગરજો તેણી ઝારની નીચ માંગણી ના પાડે, તો તેથી તેણીનો પોતાનોજ નહીં—પણ સાથે તેણીના વાહાલા બાપનો, તથા તેણીના પ્યારા ભાઇનો નાશ થતો હતો; તેમજ તેણીના આશકને બેહદ નાઉમેદી થતી હતી. પણ જો બીજા હાથઉપર, તેણી તેની બીશર્મીભરેલી માંગણી કબુલ રાખે—નહીં—બેહતર કે તેણી મરી જાય! બીચારી આ નિર્દોષ, અને ખુબસુરત જવાન અબળા આ વખ્તે પોતાની લાગણીઓ કેવીરીતે દાબી રાખતી હતી—તેણીનાં મનમાં કેવાં અતિ ભારે દુઃખો થતાં હતાં, તે સઘળાંનું સંપૂર્ણ વર્ણન કરવાને આ કલમમાં શક્તિ નથી.





# પ્રકરણ ૪૧ મું.

## ઠરાવ.

આખરે સાતમાં દિવસનું સવારૂં પડ્યું; બીચારી કૅઠરાઇનિ આખી રાત બંદગી કરવામાં, તથા પોતાનાં દુઃખી દેલનો ઉભરો બહાર કાહાડવામાટે રડવામાં ગુજારી—અને અંતે પોતાના "કોચ"ઉપરથી ઉઠી.

ઝારની મુલાકાતપછીના છ દિવસોમાં પોતાના ભાઈ બૅસિલને ફક્ત એકવાર જોયો હતો—અને તે પણ ફક્ત થોડીક "મિનીટો": પોતાનાં મનનું દુઃખ, અને પોતાનું તમામ તુટી ગયલું દેલ જેમ બને તેમ છુપાવવાની તેણીએ કોશેશ કીધી હતી, અને તેજ વખ્તનાઅરસામાં તેણીએ પોતાનાં દેલની લાગણી તેવીજ ફતેહથી પોતાના બાપથી પણ છુપાવી હતીઃ પણ તેમ તેણી પોતાના આશકનાબાબમાં જોઇએએવી સારીરીતે છુપાવી શકી નહીં. તેને તરત જાણ્યું, કે તેણીનાં મનઉપર કોઇ જાતનો બોજો હતો; તેણી ઉડાવીને વાતો કરતી—અને જોકે તેણીનું હૈયું અંદરથી ચીરાઇ જતું હતું, છતાં જેમતેમ હસવાનો પ્રયત્ન કરતી હતી; તે તેણીને ખુશ કરવાના વિચારથી દરેકરીતે પ્યારના સુખનો કેહેતો, પણ તે ફોકટમાં. તેણે એકવાર તો તેણીના હાથની માંગણી એકદમ તેણીના બુઝુર્ગ બાપથી કરવાની પણ ભલામણ કીધી; તેણે ખુલ્લું જણાવ્યું, કે તે હજી શાદી કરી નાખવાનેબદલે આપ્રમાણે મહિનાઓ થયા પ્યાર કર્યા કરતો હતો, તેનું મુખ્ય કારણ એજ હતું, કે તે વખ્ત તેને મનથી સ્વર્ગનાં સુખજેવો મીઠો લાગતો હતો. પણ આ પગલું તે ભરે, તેનીઅગાઉ હજી થોડા વધુ દહાડા થોભી જવાની કૅઠરાઇને તેને અર્ઝ કીધી; આઉપરથી શું ધારવું, તેનાં વમાસણમાં આ જવાન ગ્રહસ્થ પડયો—તો જોકે તેણી તેને ઘણી ચાહાતી હતી, તેવિષે તો તેને જરા પણ શક નહતો, કે તેણીએ તેનીસાથે પરણવાની કબુલાત આપવામાં એક અવિચારી પગલું ભર્યું હતું, એમ તેણી હવે સમજવા લાગી હતી, એવો જરા પણ ખ્યાલ તેને નહતો.

આપણે જણાવ્યુંછે, તેમ સાતમો દહાડો ઉગ્યો, અને કૅઠરાઇન આખી રાતના ઉજાગરાપછી પોતાના "કોચ"ઉપરથી ઉતરી. કલાકો પસાર થઇ ગયાઃ તે જીવલેણ ઘડી નઝદીક આવતી ગઇ. ગાંડી, બેબાકળી, લગભગ દીવાનીજેવી, આખરે તેણી પોતાના પિતાના અભ્યાસ કરવાના ઓરડામાં દોડી, અને ઝાર તથા પોતાવચ્ચે બનેલો તમામ અહવાલ તેને જણાવ્યો. તેમાં તેણીના આશકવિષે એક શબ્દ પણ તેણી બોલી નહીં:—આ વખ્તે તેણી પોતાનો પ્યારવટીક ભુલી ગઇ હતીઃ જે ધાસ્તીભરેલી હાલતમાં અને આપદામાં આવી પડી હતી, તેનોજ તેણીને આ વખ્તે ફકત વિચાર આવતો હતો—જે ધાસ્તીભરેલી આફ્રત તેણીના બાપ અને ભાઇઉપર પડવાની ધમકી આપવામાં આવી હતી, તેનોજ ફક્ત તેણીને અંદેશો થતો હતો!

તેણીની સર્વે વાત સાંભળીને પ્રથમ તો વૉલમાર અજાયબીથી ચકભમ થઈ ગયો; અને પછી બાપતરીકેની સઘળી ધિક્કારભરેલી લાગણીઓ તેની છાતીમાં સળગી ઉઠી. વળી તેજ વખ્તે



( ચિત્ર ૧૬ મું.) " તે બહાદુર બ્રિટિશ જનરલ મરણતોળ ઝખ્મી થઇ પોતાના ઘોડાઉપરથી ઝમીનઉપર તડી ગડ્યો. "

જે દુઃખો અને ગેરઈન્સાફ તેણે આગળા દહાડાઓઉપર ખમ્યાં હતાં, તેનું સ્મરણ તેને થયું; અને તેઉપરથી તેણે ઠરાવ કર્યો, કે ગમે તે થાઓ, પણ તેણીની પાકઝાદ બેટીને દૈત્યજેવા ક્રૂર દેલનાં એક ઝુલ્મીને કદી પણ આરાધવી જોઈએ નહીં.

તેણીની સદગુણી ચાલથી ખુશી થઇ, વૉલમાર પ્યારથી બોલ્યો, "કૅઠરાઇન, મેં જે અતિ પ્યાર તારીતરફ દેખાડયોછે, તેને તું ખરેખર લાયક નિવડીછે. મોટીમોટી લાલચોથી તું અંજાઇ ગઇ નથી, તેમજ ઝારની ધમકીઓથી ગભરાઇને તેની નીચ માંગણીઓ કબુલ કરી દીધી નથી, તેથી હું બચિત મગરૂરછું. હવે પછી પણ તેના બળાત્કારનો ભોગ હું તુંને થવા દઇશ નહીં. મારાં બચ્ચાં, ચાલ મારીસાથે!—તે નક્કી કીધેલી જગ્યાએ આપણે બેઉ જણાં સાથે જઇએ; હું તે ઝુલ્મગારને કહીશ, કે તેને ગમે તો આપુને બન્નેને આપણાં ઘરમાંથી હાંકી કાહાડે—તેને જોઇએ, તો મારા બેટાની આશાઓ ભ્રષ્ટ કરે—પણ પતિવ્રતાના સદગુણી રસ્તાઉપરથી તે તુંને કદી પણ આડી લઇ જઇ શકશે નહીં!"

કૅઠરાઇન—"નહીં, મારા વાહાલા બાવાજી—મને એકલીજ જવા દો, કદાચ તેને મારીઉપર દયા આવશે; અને વળી તેને જાણવું નહીં જોઇએ, કે મેં તમોને તેની છુપી વાત કહી દઇને તેના હુકમનો અનાદર કર્યોછે. પ્યારા બાવાજી, ખાતેરી રાખજો, કે તમારાં દેલનો ક્રોધ હું પોતે પણ પુરેપુરો તેને દેખાડી આપીશ—અને તે પ્રસંગે ઝરૂરની હેમત અને મોભો દેખાડવાને હું ચુકીશ નહીં. મેં તમોને સર્વે બાબત જણાવી દીધીછે, એટલે હવે મને પૂર હેમત આવીછે! તમારા ઉમદા દાખલાથી મારી દ્રઢતાને ઉત્તેજન મળ્યુંછે! માટે હવે તમોએ કશી ચિંતા રાખવાનું કારણ નથી."

પોતાની ભલાં દેલની બેટીને કોટી કરીને પ્યારથી વૉલમાર બોલ્યો, "ઠીક, ત્યારે મારાં બચ્ચાં, જા. જા!—તારૂં નિર્દોષપણું, તારી હેમત, તારો મોભો, તારાં સુખના નાશ કરનાર ખવિસની મતલબ ઉંધી વાળે!"

કૅઠરાઇન બહાર નિકળી ચાલી; અને જ્યારે તેણી તે મુકરર જગ્યાએ આવી પહોંચી, ત્યારે તેણીને જણાયું, કે તેણીની હેમત ઘટવાનેબદલે ઉલટી વધતી જતી હતી. ગયું આખું અડવાડિયું તેણીએ દુઃખમાં, બળાપામાં, અને નાઉમેદીમાં કાહાડયું, તેમાટે હવે તેણી પોતાનીજઉપર ગુસ્સે થવા લાગી. આ વેળા તેણીની સુંદર કાળી આંખો આતશનીપેઠે ચળકતી હતી; તેણીના જીવમાં આવેલું ઝોર, તેણીના ચપટ બીડેલા હોઠોઉપરથી જણાતું હતું, કે જે હવે ધુજતા નહતા; તેણીની ચાલ હવે વધારે મોભાદાર દેખાતી હતી. છતાં તેણીનો ચેહેરો, કે જે કુદર્તીજ ફિક્કા રંગનો હતો, તે હમણાં ઘણો વધારે ઉજળો મારી ગયેલો હતો.

પોતાની મળવાની જગ્યાએ જેવી તે આવી પુગી, કે તરત તેજ ઘડિએ તેણીએ ઝારને પોતાનીતરફ આવતો દિઠો. આગળનીજપેઠે તેણે આ વેળા પણ પોતાનાં શરીરને મોટા ઝભ્ભાથી ઢાંકી નાખ્યું હતું: જ્યારે તે તેણીનીનઝદીક આવી લાગ્યો, ત્યારે તેની મગરૂર, ઘાતકી, અને ઢોરનાજેવી વગરચળકાતની સીસાંજેવી આંખોથી તે તેણીના ચેહેરાતરફ બારીક ચોકસાઇથી ટીકવા લાગ્યો. તેણી શું ઠરાવ કરીને આવી હતી, તે બીશક તેણીનો ચેહેરો જોતાંજ પામી ગયો: પણ તેણે તે જાણી લીધુંછે, એમ તેનાં મ્હોંડાંઉપરથી કશું પણ તેણે જણાવ્યું નહીં.

ઝાર—"કૅંઠરાઇન વૅાલમાર, તું હવે મને શું કેહેવા માગેછે?"

કૅંઠરાઈન—"રાજાજી, હું ધુંટણિયે પડીને આપપાસે દયામાટે આજીજી કરૂંછું, કારણકે તમો મારાકરતાં વધારે મોટાછો, અને જેઓ આ દુનિયામાં ગરીબ હોય, તેઓએ પોતાના વડાઓપાસે અર્જ કરતાં ધુંટણ ભરડિયે પડવાની ફર્જછે."

ઝાર—(લગાર દમામથી) "છોડી, નહીં, તારે ધુંટણ ભરડિયે પડવું નહીં, તારો કરાર શુંછે, તે બસ મને જણાવ."

જો તેણી તેની મર્જીમુજબ ચાલવાને કબુલે, તો તેથી ખુશી થવાથી, અથવા તેમ નહીં, ને જો તેણી ફક્ત દયા માંગીનેજ છટકી જવાને આજીજી કરે, તો તેથી ગુસ્સે થવાથી, બેમાંનાં હરકોઇ કારણથી તેની આંખોમાં ચળકાટ આવે, એવી તે નહતી, તેતરફ હેમતથી જોઇને હવે કૅંઠરાઇન બોલી, "મુરબ્બી સાહેબ, આપ નામવર શાહનશાહ, જે મોટી આપખતિયાર સત્તાના ધણીછો, તે સત્તા જેમ મર્જીમાં આવે, તેમ મૂજ ગરીબઉપર ચલાવો, પણ મારી આબરૂને ભોગે હું મારો, કે મારા ભાઇ અને બાપનો છુટકારો ખરીદવાને કદી પણ કબુલ કરનાર નથી!"

ઝાર—"છોડી, તું ઠીક અને ડાહાપણભર્યું બોલીછે. મેં તો ફક્ત તારી તપાસ કરવાની મતલબે આ બધું કર્યું હતું. નહીં, નહીં!—ધુંટણપર પડ ના! અને હવે તુંને તારી ભલી ચાલનો બદલો મળશે. ચાલ મારીસાથે."

એક ઘડીમાંજ શાહનશાહની રીતભાત તદ્દન બદલાઇ ગઇ હતી: હવે તે જાણે મેહરબાની દેખાડતો હોય—જાણે ઘણો સભ્યતાવાળો હોય—જાણે ઘણો દયાળુ હોય, એવો જણાયો; અને તે સર્વે જોઇ આગળ ઘણી દુઃખી થયેલી આ કુમારિકાના જીવને અતિ કરાર થયો. ખુશહાલીનેમારે તેણીની આંખોમાંથી ગડગડ આંસુઓ પડવા લાગ્યાં—તેણીનું હૈયું ભરાઇ આવ્યું—તેણીએ ઉપકારના શબ્દો બોલવાની કોશેશ કીધી, પણ તેમ તેણીથી બની શકયું નહીં. ઝારે નર્માશથી તેણીનો હાથ પકડયો, અને ભાડેની એક ગાડી, જે થોડેક છેટે ખોટી થઈ ઉભેલી હતી, તેતરફ તેણીને લઈ ચાલ્યો; તેણીને તેમાં બેસાડીને, પછી પોતે પણ તેમાં દાખેલ થયો. તેણે તેના હાકનારનાં કાનમાં કાંઇ હુકમ આપ્યો; આ મહાન પુરૂષ કોણ હતો, તે આ ગાડીવાનની તેનીતરફની અતિ માનભરેલી ઢપછપઉપરથી, અને જાણે તેનેથી બ્હીતો હોય, એવા તેના દેખાવઉપરથી, તે જાણતો હોય, એમ લાગતું હતું; અને પછી ઝડફે તે ગાડી ત્યાંથી હંકારાઇ ગઈ.

ભાગ્યેજ દશ "મિનીટો" તે ગાડી હંકારાઈ હશે; તેટલા ટુંક વખ્તનાઅરસામાં ઝારે કૅંઠરાઇનસાથે અતિ ઘણી માયાથી અને સધિયારો આવેએવી રીતે વાતો ચલાવી. પોતાની તરફ દેખાડવામાં આવેલી ભલાઈમાટે હવે તેણી પોતાનો ઉપકાર ઝાહેર કરવાને શક્તિવાન થઈ: પણ તોયે તેણીને કયાં લઇ જવામાં આવતી હતી, તેવિષે પુછવાની તેણીની હેમ્મત ચાલી નહીં. એક જવાન ઈંગ્રેજતરફ તેણી ચાહા રાખતી હતી, તે તેવણને માલુમ હતું એવો કાંઈક ટચકો શાહનશાહે કર્યો; અને તે સાંભળી કૅંઠરાઇન શર્માઇ જઈ પોતાનું માથું નિચ્ચું કીધું, અને મુગીમુગી બેસી રહી.

ગાડી સેંટ પીટર્સબર્ગ શેહેર છોડી બહાર ચાલી; અને પરાંનાં એક સ્વચ્છ ન્હાનાં મકાનના મેહેરાબઆગળ આવી એકાએક ઉભી રહી ગઇ. ત્યાં આગળ બીજાં થોડાંક ઘરો નઝદીકમાં હતાં; અને તે મકાનોનીવચ્ચે દેવલનો એક ટોંચવાળો મેનારો બહાર નિકળી આવેલો દેખાતો હતો; હ્યાં ઝારે ફેઠરાઇનને ઉતરવામાં મદદ કીધીઃ—અને તે તેણીને મોભાભરેલી સભ્યતાથી તે ન્હાનાં મકાનમાં લઇ ગયો; પણ તે ઘરના કોઇ પણ ઓરડામાં દાખેલ થવાનેબદલે, તેઓ બંધે એક ચાલ પસાર કરીને પાછળે દરવાઝેથી બહાર આવ્યાં, કે જ્યાંથી એક ન્હાના બાગમાં જવાતું હતું. આ બાગને છેક છેડે ઉપલું દેવલ આવેલું હતું, કે જેનો મેનારો ફેઠરાઇન વૉલમારનાં દિલમાં આગમચનો આવ્યો હતો. દેવલનો દરવાઝો ઉંઘાડોજ હતો; અને હજી ઝાર તો તેણીને લઇ આગળજ ચાલ્યા કીધો. આ બધાંનો અર્થ શું? થોડીકવાર તો તેણી ગભરાઇ ગઇ; પણ બીજીજ પળે તેણીએ તે જવાન ઇંગ્રેજને દેવલમાં બેસવાની જગ્યાઓવચ્ચેથી પોતાનીતરફ ચાલી આવતો જોયો.

આ જોઇ તેણીનાં દેલની ખુશહાલીનો પાર રહ્યો નહીં: તેણીએ આભાર અને અજાયબીની લાગણીસાથે શાહનશાહનાં મ્હોંડાંતરફ જોયું. તે જોઇ તે મુછમાં હસ્યોઃ અને પછી તેણીનો પકડેલો હાથ છોડી દઇ, પોતાનો ચેહેરો એક ઘડીભર બીજીગમ ફેરવ્યો, અને તેમ કરતાં બોલ્યો, "મારાં બચ્ચાંઓ, તમો એકબીજાંને કોટી કરો—સુખી થાઓ—કારણકે હું હવે તમારી શાદી થતી જોવાનોછું!"

અને ખરેખરી ઉલટથી તેઓએ કોટી કીધી. આ લગ્નનેમાંટે પોતાના પિતાની મંઝુરિયાત લેવાની ઝરૂરછે, એમ પણ આ વેળા ફેઠરાઇને વિચાર્યું નહીં—કારણકે શાહનશાહની મર્ઝી સર્વોપરી હતી; અને જોકે તેણી પોતે તો એક પોલ હતી, છતાં જેવી રીતે રશિયાના મોટાં ઉંચે વાંધેનાં લોકો શાહનશાહને એક પિતાતરીકે ગણીને માન આપતાં હતાં, તેમ તેણી પણ હવે તેને ગણવા લાગી. તે નામદારની ખરાબ માંગણીઓને તેના ગમેએટલા ઉંચા દરજાછતાં તેણીએ તુચ્છકારી કાહાડી હતી, અને તેની ધમકીઓની જરા પણ દરકાર ન કરતાં પોતાના સદગુણી ઠરાવમાં મક્કમ રહી હતી, તેના બદલામાં તે હવે તેણીનીઉપર માયામેહરબાનીની બખ્શેશની નવાઝેશ કરતો હતો, એવું જાણીને ફેઠરાઇનની નિર્દોષ આંખોમાં તે હવે વધારે ભલો જણાતો હતો. એવા વિચારોથી, અને વળી પોતાના જવાન આશકનો એકાએક ભેટો થવાથી આ કુમારિકાના દેલમાં ખુશહાલી ઘર કરે, એમાં ખોટું કાંઇ નહતું.

યજ્ઞકુંડઆગળ પાદરી ઉભેલો હતો—ત્યાં આ પરણતું જોડું હવે ચાલ્યું—તમામ રશિયાઓનો શાહનશાહ પોતે આ લગ્નક્રિયાના શાહેદતરીકે હાઝેર હતો. તે ક્રિયા શરૂ થઈ—આગળ વધી—અને પુરી પણ થઇ; બંધે આશકમાશુકના હાથો હવે શાદીનાં પવિત્ર ગાંઠથી જોડાયાઃ નોંધપોથીમાં રીતસર સર્વે નોંધવામાં આવ્યું: અને શાહેદીના ઝામેનતરીકે ખુદ નામદાર શાહનશાહે પોતાને હાથે તેમાં સાખ કીધી.

**શાહનશાહ**—"હવે, મારાં બચ્ચાંઓ, હ્યાંથી વિદાય થાઓ, અને સુખી રેહેજો. પણ આપણે છુટાં પડયે, તેની આગમચ એક બોલ તમોને કેહેવા ચાહુંછું! તમારાજેવા પાકી પ્યારનો બદલો આપવાનું, તથા તે પાર ઉતારવાનું જેમ મેં માથે લીધુંછે, તેવીજરીતે

કુઁઠરાઇનિ, આ ખુશ બનાવની ખબર તારા બાપને જણાવવાની પણ મારીજ ફર્ઝછે—કારણકે તે તારા બાપની સત્તા મેં અગાઉથીજ છિનવી લીધેલી હું ધારૂંછું. તેટલામાંટે મારાં કેટલાંક કારણોનેલીધે મારી એવી મર્ઝીછે, કે ચોક્કસ વખ્ત આવવે, હું આ વાતથી તારા બાપને જાણીતો કરૂં, ત્યાંસુધી તારે આ લગ્નવિષે તારા બાપ કે ભાઇને જાણીતા કરવા નહીં, કે જે તારા બાપ અને ભાઇનું ભલું કરવાનો હું વિચાર રાખુંછું."

**કુઁઠરાઇન**—(શર્માઇને અને માનથી) "અમો તદ્દન આપ નામવરના હાથમાં છૈયે. હું આપના બાદશાહી હુકમને પુરેપુરી તાબેછું." અને પછી તેણીનો ખાવંદ બોલ્યો, "અને મારી કુઁઠરાઇનના ખેશીઓનાં ભલાંમાં હું પણ ખરાં દેલથી ભાગ લેતો હોવાથી, આપ નામદારનાં બાદશાહી ફર્માનને હું પણ તાબે રહીશ."

આ નવાં પરણેલાં જોડાંતરફ માયાળુપણાંથી સ્હેજ હસીને ઝારે કહ્યું, "ઠીક ત્યારે, હવે જાઓ—અને મારો હુકમ ભુલશો મા !"

આ જવાન જોડું ત્યાંથી પછી પગે ચાલતું ગયું; અને જ્યારે તેઓ વૉલમારનાં મકાનતરફ જતાં હતાં, ત્યારે વરરાજાએ પોતાની ખુબસુરત મહેરદારને તે પેલાં દેવલમાં તેજ ધડિએ કેવીરીતે આવવા પામ્યો હતો, તે સર્વે હકીકત કહી જણાવી.

તે બોલ્યો, "ફક્ત એક કલાકઅગાઉ ઝારનો એક એડી-કાંગ મારા 'હૉટેલ'માં મારીપાસે આવ્યો, અને હું તુંને ખરાં દેલથી ચાહુંછું, અને તુંને પરણવાનો એરાદો રાખુંછું, તે સર્વે બાબતોથી શાહનશાહ સારીરીતે વાકેફછે, એમ તેણે મને જણાવ્યું. વળી તેણે મને જણાવ્યું, કે તે નામદાર પોતાની તમામ રૈયતના પિતાતરીકે ગણાયછે, એટલામાંટે આપણાં ભલાંનેમાંટે દેખરેખ રાખવાની તેની ફર્ઝછે— વળી મારો એરાદો જો પ્રમાણિક હોય, તો પછી ઘણો લાંબો વખ્તસુધી પરણ્યાવગર હું ફક્ત પ્યાર ચલાવ્યા કરૂં, એ સારૂં નહીં હતું. મેં તો લગાર ગુસ્સાસાથે તે એડી-કાંગને જણાવ્યું, કે મારી નિષ્ટા કોઇરીતે બુરી નહતી: જેઉપરથી તેણે મને કહ્યું, કે જો તેમજ હોય, તો પછી એકદમ મારે તારીસાથે લગ્નનાં ગાંઠથી બંધાવાને વાર લગાડવી ન જોઇએ. વાહાલી કુઁઠરાઇન, હું તો એક પગેજ તેમ કરવાને તૈયાર હતો. એમ તુંને કેહેવાની પણ કશી ઝરૂરછે?—અને પછી તરતજ તે એડી-કાંગ મને પેલાં દેવલમાં લાવ્યો, અને જેવી તુંને ઝારનીસાથે ત્યાં આવતાં જોઇ, કે પછી તે ત્યાંથી એકદમ ચાલી ગયો."

તે જવાન ઇંગ્રેજે આપેલા ખોલાસો ઉપરમુજબે હતો; અને તેજપ્રમાણે કુઁઠરાઇન પોતે ત્યાં કેવીરીતે આવવા પામી હતી, તે જણાવ્યું. ઝારે તેણીનીસાથે કેવી ચાલ પ્રથમમાં ચલાવી હતી, તે સર્વે તેણીએ ખુલ્લાં દેલથી પોતાના જવાન ખાવંદને કહી સંભળાવ્યું; અને ગયું આખું અઠવાડિઉં તેણીએ કેવાં. દુ:ખમાં ગુજાર્યું હતું, તે પણ જણાવ્યું. તે દહાડે શાહનશાહે ચલાવેલી ભલી ચાલમાંટે તેઓ બંધેએ પોતાની અજાયબી અને તેનીતરફનો ઉપકાર એકબીજાંને ઝાહેર કર્યાં: અને વળી તેના હુકમ બોલેબોલ પાળવાનો તેઓએ ઠરાવ કર્યો.

પોતે જેને પોતાનો હાથ હમણાંજ બખ્શયો હતો, તેનેથી થોડાક વખ્તમાંટે હાલ તરત છુટી પડીને કુઁઠરાઇન તરત પોતાના બાપપાસે દોડી ગઇ; અને ટુંકમાં તેણીએ તેને જણાવ્યું, કે ઝારે આખરે તે દહાડે તેણીનીતરફ ઉદારતા અને સહનશિલતા બતાવી હતી.

તે સાંભળી વૉલમાર પોતાની બેટીને ભેટી પડ્યો—અને તેણીની નેકી અને દ્રઢતાનેલીધેજ તેમ બનવા પામ્યું હતું, તેમાટે તેણીને મુબારકબાદી ઇચ્છી. પણ આ બાબત લગાર નાઝુક હોવાથી, તેને તેણીને બીજા કશા સવાલો કરવાનું વાજેબી ધાર્યું નહીં—અને તે બાબતસર હવે તે વધુ વાત કરવાનો નથી, એવું પોતાની ઢપછપઉપરથી દેખાડ્યું. આ સર્વે બાબતવિષે હમણાંતુલિક તો બૅસિલ વૉલમારને પણ કશું જણાવ્યામાં આવ્યું નહતું, એટલું વાંચનારને અત્રે જણાવવાની અગત્યછે.

હવે તે જવાન ઈંગ્રેજ આગળકરતાં પણ વારંવાર વૉલમારનાં મકાનમાં આવવા લાગ્યો. ખુબસુરત ક્રૅટરાઇનની મુલાકાત લેવાનો તેને એક ખાવંદતરીકે હવે હક હતો; બાપ તો પોતાનાં કામમાં ગુંહાયલો રેહેતો, અને એક સ્ત્રીનોકર હતી, તે તો ઘરખટલાનાં પોતાનાં કામમાં રોકાયલી રેહેતી, એટલે કોઇની પણ જાણવગર તે મુલાકાત લેવાનું સવળ થઇ પડતું હતું. આપ્રમાણે ત્રણ મહિનાઓ પસાર થઇ ગયા; અને ઝારતરફથી તો કશા સમાચાર સાંભળવામાં આવ્યા નહીં. તેમજ પોતાની બેટીની શાદીની જાણ કરવામાંટે વૉલમારને મેહેલમાંથી બોલાવ્યામાં પણ ન આવ્યો. તોયે આ જવાન જોડું એટલાંતો સુખમાં દહાડા કાહાડતું હતું, કે તેઓને આ બાબતવિષે જરા પણ વિચાર ન આવ્યો; અને સ્હેજ વિચાર આવતો, ત્યારે તેઓ એકબીજાંને એમ કેહેતાં, કે બીશક શાહનશાહ પોતાની ફુરસતે તેમ કરવાનો એરાદો રાખતો હશે. પણ હવે એક બનાવ એવો બન્યો, કે જેથી ક્રૅટરાઇનને તે બાબત વધુવાર છુપી ન રાખવાની ઝરૂર જણાઈ: કારણકે તેણી હમ્લદાર થઈ હતી, અને ટુંક વખ્તમાં એક માતા થવાની તૈયારીમાં હતી.

એજ વખ્તે તે ખુબસુરત અને મધુરી ક્રૅટરાઇનને જણાવા લાગ્યું, કે આગળનીજપેઠે તેણીનો ખાવંદ હવે વારંવાર આવતો જતો નહતો; તેઉપરાંત વળી તેણીને લાગ્યું, કે તેની રીતભાત તેણીનીતરફ આગળનાજેટલી હોંસીલી અને અત્યાતુર નહની, તો જોકે તે હજી તેણીનીઉપર માયા અને મુહબત દેખાડતો હતો. વળી તેણે ક્રૅટરાઇનને જણાવ્યું હતું, કે જે અગત્યનાં કામમાટે તેને સેંટ પીટર્સબર્ગખાતે આવી રેહેવું પડ્યું હતું, તે લાંબો વખ્ત થયો પુરૂં થયું હતું, અને ઇંગ્લાંડથી તેનાં ખેશીઓ અને મિત્રો તેને ત્યાં પાછા ફરવામાંટે કાગઝોઉપર કાગઝો લખી અર્ઝ કરતાં હતાં. એટલામાંટે ક્રૅટરાઈનની પરણેલી હાલતબાબે તેણીના બાપ અને ભાઈને ખબર કરવાની ઘણી ઝરૂર હતી—તે કાંઇ તેણીની નાઝુક હાલતનેજલીધે નહીં, પણ પોતાના પતિસાથે તેને સ્વદેશ પાછાં ફરવાનું હોવાથી તેઓને આગમચથી જાણીતા કરવાની ઝરૂર હતી. તેણીએ પોતાના વરને આજીજી કીધી, કે તેણે ઝારને એક અર્ઝી લખી મોકલવી, અને તેમાં તે નામદારને યાદ આપવી, કે તેણીના બાપને સર્વે વાતથી ચેતાવવાને તેણે જે બાદશાહી કૌલ આપ્યો હતો, તે હવે જલ્દીથી અમલમાં લાવવો—અથવા જો તેમ નહીં, તો જે કૌલ આ બાબત છાની રાખવામાંટે તેઓપાસેથી લેવામાં આવ્યો હતો, તેમાંથી તેઓને મુક્ત કરવાં, કે જેથી તેઓ પોતે તે બાબત બુઢા વૉલમારને જણાવે. આ સાંભળી તે જવાન ઈંગ્રેજે પ્રથમતો ઘણાંક હીલાંબહાનાં કાહાડયાં—તેણે જણાવ્યું, કે તેમ કરવાથી શાહનશાહને માઠું લાગશે: પણ ક્રૅટરાઇને, જયારે પોતાને એક પરણેલી મહોરદારતરીકે રીતીથીઉલટી અને ઘણી કઝ્ઝ હાલતમાં આવેલી જોઇ વધારેનેવધારે ધાસ્તી ખાવા લાગી, ત્યારે

તેણીએ વધારેનેવધારે કાકલુદી પોતાના ખાવંદને કરવા માંડી, કેમકે હવે આ વાત ઝાહેર થવાની ઘણીજ ઝરૂર હતી—એઉપરથી અંતે તેણીના પતિએ અર્ઝી મોકલી આપવાનું કબુલ કીધું. આપણે આગળ એશારો કીધોછે, તેવી મતલબની એક અર્ઝી તેણે શાહનશાહને લખી મોકલી; અને તે નામદાર ઝારને પહોંચવાપછી તરતજ એક ચિઠ્ઠી ખાનગીરીતે કૅઠરાઇનઉપર મોકલી આપવામાં આવી, તેમાં એવી મતલબ હતી, કે બીજી સાંજે તેણીએ એક ચોકસ વખ્તે, જે જગ્યાએ આગળ તેઓ મળ્યાં હતાં, તેજ જગ્યાએ ઝારને આવી મળવું.

આ રૂકો વાંચી તે જવાન બાનુ બહુ ખુશી થઇ; તેણી મનમાં સમજવા લાગી, કે શાહનશાહ પોતાની કબુલાત ભુલી ગયેલો હોવાથી તેને તેની ફકત યાદ આપવાની ઝરૂર હતી: પણ વળી બીજા હાથઉપર તેણીને દેલગીરી લાગી, કે તે દહાડે પાછો તેણીનો ધણી મુલાકાતે આવ્યો નહતો. જો તે આવતે, તો અર્ઝીઉપર જે ધ્યાન શાહનશાહ નિકૉલસે તરત આપ્યું હતું, તેબાબે તેને વાકેફ કર્યામાં આવતે. વળી બીજે દહાડે પણ તેને દેખાવ દીધો નહીં, અને તે નામદારને મળવાનો વખ્ત તો ભરાવા આવ્યો હતો: તોયે નિર્દોષ કૅઠરાઇન મનમાં એમ સમજવા લાગી, કે કાંઈ અગત્યનાં કામમાં તે રોકાઇ ગયેલો હોવાથી તેનું "હૉટેલ" છોડી બહાર જઇ શકતો નહશે.

બરાબર નેમેલે વખ્તે આ જવાન બાનુ તે મળવાની જગ્યાએ જઇ પુગી; અને લગભગ તેજ વખ્તે ઝાર પણ ત્યાં આવી તેણીને મળ્યો. આ વખ્તે પણ તેણે પોતાના પુશાકઉપર આગળનીજપેઠે એક લાંબો લશ્કરી ઝભ્ભો પેહેરેલો હતો. પોતાનાજેવી એક કમીન ઔરતનેમાટે તે નામદારજેવો એક સૌથી ઉંચે વાંધેનો ગ્રહસ્થ આટલી બધી કાળજી અને મેહરબાની દેખડાવે, તેમાટે તેણી તેનો ઉપકાર માનવા જતી હતી: પણ ઝારના ચેહેરાનો કાંઇ ઓરજ દેખાવ જોઇ, તેણી તેમ કરતાં અચકી. જાણે તેણીનાં કોઇ દુઃખઉપર ખુશી થઇને તે જોતો હોય, એવો આ વેળા તેનો દેખાવ થયેલો હતો—બહારથી તેની ઢપ લગાર મેઝાજીજેવી હતી—તે જોઇ તેણીનાં શરીરમાંનું લોહી જાણે દોડતું બંધ થઇ જવા લાગ્યું, અને કાંઇ આફત આવી પડવાની હોય, તેવી આગાહી તેણીને થઇ. તેણીની જીભ બંધાઇ ગઈ—તેણીનો ચેહેરો બિહામણો ફિક્કો મારી ગયો: તેણીને જાણે એમ લાગ્યું, કે શાહનશાહ તેણીનીસાંમે એક મિત્રતરીકે ઉભો નહીં હતો; જાણે તેણી કોઈ પાપી તરકટની ભોગ થઇ પડી હોય, એમ તેણીને જણાવા લાગ્યું.

લગાર દમામભરેલે આવાઝે અને ઢપે ઝાર બોલ્યો, "મને એક અર્ઝી મળીછે, કે જેમાં તારૂં નામ લખવામાં આવ્યુંછે, અને તેનો જવાબ લખીને કેહેવાડવાકરતાં રૂબરૂમાં આપવાને,મેં દરેસ્ત ધાર્યુંછે. હાલના હંગામમાં તુંને જેમ ગમે તેમ કરવાની છુટછે. ચાર માસઅગાઉ તારાં લગ્નને દિને જે વાત છુપી રાખવાનો મેં તુંને હુકમ કર્યો હતો, તેમાંથી હવે હું તુંને મુક્ત કરૂંછું; માંટે તે બાબત હવે તારા બાપને તુંજ જણાવજે. તે બાબતમાં મારો વિચાર મેં ફેરવ્યોછે; અને તે કામ મેં માથે લેવાનેબદલે હવે તે બજાવવાનું હું તુંને સોંપુંછું."

જેવી ઢપે અને સાદે આ શબ્દો કેહેવામાં આવ્યા હતા, તે કૅઠરાઇનને ગમ્યા નહીં: પણ તોયે તે જે બોલ્યો હતો, તેમાં વાંધાજેવું કશું તેણીએ જોયું નહીં,—તોયે એટલું તો

તેણીને સ્પષ્ટ જણાયું, કે લગ્નને દિવસે તેણીનેમાટે જે કાળજી દેખાડવાની ઝારે કબુલાત આપી હતી, તે હવે તે દેખાડતો નહતો. તોયે જાણે એક ભારી બોજામાંથી તેણીનું મગઝ હલકું થયું હોય, એમ કૅંઠરાઇનને લાગ્યું, કારણકે હવે તેણીનાં લગ્નની છુપી રાખેલી વાત તેણીના બાપને જણાવવાની તેણીને રઝા મળી હતી; પણ જ્યારે ફરીથી તેણીએ પોતાની આંખો ઉંચકી ઝારના ચેહેરાતરફ બ્હીતાંબ્હીતાં જોયું, ત્યારે તેની ઠંડી ક્રૂર આંખો જોઇ તેણીને ઘણું દુઃખ લાગ્યું.

શાહનશાહ—"આપણે છુટાં પડયે, તેઆગમચ એક શબ્દ કેહેવા માંગુંછું, અને તે તુંને સલાહતરીકે હું કહુંછું. તે આ છે,—કે તું તારા બાપના પગોઆગળ પડી તારી આ શાદીની વાત તેને જણાવે, તેઆગમચ આ તારી શાદીની પુરવારી મેળવી રાખવાની સંભાળ લેશે, તો વધારે સારૂં; નહીંતો આજ ચારચાર માસ થયા, તે વાત છુપાવી રાખવાનું મુસ્તકીમ કારણ દેખાડવું, તુંને ભારી પડશે. અને હવે સલામ."

આમુજબે બોલી શાહનશાહ ત્યાંથી પાછો ફરીને ચાલી ગયો. કાંઈ પણ ખોટું થવાનુંછે, એવી ધાસ્તી તેણીનાં દેલમાં ઉત્પન્ન થઇ, અને થોડીક "મિનીટો"સુધી તેણીએ તે જતો હતો, તેતરફ જોયા કીધું; પણ પછી પાછી હેમત પકડીને, તેણી મનમાંજ બોલી, "જ્યારે આ વખ્તે મારે ખુશી થવું જોઇએ, ત્યારે તેનેબદલે હું ઉદાસ થાઉંછું, એ કેવી બીવકુફાઈની વાતછે. મારાં લગ્નની પુરવારી તો મને તરત સેહેલાઇથી મળી શકશે; અને હું મારા બાપ અને ભાઇની સમક્ષ વગર ખેજાલતે ઉભી રહી શકીશ!"

જ્યારે તેણી તે જગ્યાએથી જવા ફરી, ત્યારે પોતાના પિતાને સાંમેથી આવતો તેણીએ દિઠો: તેણી તરત તેને વળગી પડીને સર્વે ખોલાસો કરવા જતી હતી, પણ તેટલાં તેણીને યાદ આવ્યું, કે બધું કહી દેવાઆગમચ લગ્નની "સરટિફિકેટ" મેળવવી ઠીક થઇ પડશે.

વૉલમાર—(એન્તેઝારીભરેલે ચેહેરે) "મારાં બચ્ચાં, હમણાં જે તારીસાથે હતો, તેને મેં ઓળખ્યોછે. હું બ્હીવા લાગ્યો, કે રખેને તેને પોતાની સતાવણી પાછી ચાલુ કીધી હોય: પણ હવે તારા ચેહેરાઉપરથી ખુલ્લું જણાયછે, કે તેમ નથી."

કૅંઠરાઈન—(ઉતાવળે) "વાહાલા બાવાજી, ખરેખર તેમ નથી! ઘરે પાછા ફરો: અર્ધા કલાકમાં હું તમારીપાસે આઉંછું—અને પછી શું બન્યુંછે, તેની તમો સર્વે હકીકત જાણશો. પ્યારા બાવા, હમણાં મને કાંઇ પુછતા ના; જ્યારે હું તમોને બધો ખોલાસો કરીશ, ત્યારે તમો તદન સંતોષ પામશો."

જાણે પોતાની ખુબસુરત બેટીની નીતિ, આબરૂ, અને નિર્દોષપણાંનેમાટે તેની પુર ખાતેરી હોય, એવું દેખાડવા વૉલમાર મગરૂરી અને માયાથી બોલ્યો, "ઠીક બેટા, જેમ તારી મઝીં."

તેણે પોતાનો રસ્તો ઘરતરફ લીધો: જ્યારે કૅંઠરાઇને, જે ન્હાનાં દેવલમાં તેણીની શાદી થઇ હતી, તેતરફ ચાલવા માંડયું—લગનપછીથી તેણી ફરીથી આ દેવલમાં આવી હતી નહીં—કારણકે ભક્તિમાંટે ઘણુંકરીને તેણી બીજા દેવલમાં જતી હતી. તેણી તે દેવલના પાદરીનાં મકાનઆગળ આવી પુગી—તેનેવિષે ખબર કાહાડી—પણ જે ઉમરે પુગેલી તેનાં ઘરની સ્ત્રીનોકરે તેણીને જવાબ આપ્યો, તેણીએ કૅંઠરાઈનને જણાવ્યું, કે જે પાદરીવિષે તેણી તપાસ કરતી હતી, તે તો **આજ ચાર માસ થયાં** ત્યાંથી જતો રહ્યો

હતો. કુઁઠરાઈનનાં ઉશ્કેરાયલાં દેલમાં આ ચાર મહિનાની મુદ્દત એક અપશુકનજેવી લાગી; પણ તેછતાં તેણીએ પાછી હેમત પકડીને મનમાં વિચાર્યું, કે "જોકે જે પાદરીએ લગ્નના આશીર્વાદ સાર્યાછે, તે તો જતો રહ્યોછે, તોયે દેવલના ચોપડામાં તો તે લગ્નની નોંધ કીધેલીછે—વળી તેઉપર શાહનશાહે પોતાને હાથે શાક્ષિતરીકે પોતાની સાખ કીધેલીછે, એટલે ફેકર શીછે ?"

ત્યારપછી તેણીએ નવા આવેલા પાદરીને મળવા માંગ્યું; અને તેઉપરથી તેણીને તેની-પાસે લઈ જવામાં આવી.

આ પાદરી ઘણી મોટી ઉમરનો અને બુઝુર્ગ દેખાવનો હતો, તેણે પુછ્યું, "મારાં બચ્ચાં, તમારૂં શું કામછે?"

કુઁઠરાઈને ખોલાસો કર્યો, કે આ દેવલમાં ચાર મહિનાઆગમચ તેણીનાં છુપીરીતે લગ્ન થયાં હતાં, અને તે લગ્નની "સરટિફ્કિટ" તેણીને જોઇતી હતી. આઉપરથી તે બુઢો પાદરી એક મોટો પોથો લાવ્યો: તે ચોકસ પાનું ઉંઘાડયું, કે જેમાં કુઁઠરાઈનની જણાવેલી તારીખવારની નોંધ હોવી જોઈતી હતી: પણ ઘણી ચોકસાઇથી દરેક નોંધ તપાસીને તે બોલ્યો, "મારાં બચ્ચાં, તમો કેહોછો, તેવાં નામો તો હ્યાં નોંધેલાં જણાતાં નથી."

"ખચિતછે, પવિત્ર બાવાજી ! તમો ભુલ કરોછો—તમે ગફલતીથી તે ચોકસ નોંધ જોતાં ચુકયા હશો !" આપ્રમાણે જોકે કુઁઠરાઇન બોલી, તોયે તેણીનાં અંગઉપર ઠંડા ઝરાં ફુટવા લાગ્યાં; તેણી ધુજવા લાગી; અને પછી પોતે તે પાનું તપાસવા પડી.

ખરેખર ત્યાંતો એવી કંઇજ નોંધી નહતી. તેણી આ જોઇ ગભરાતનેમારે ચીસ પાડી ઉઠી હતે: પણ તેણી નોંધ તપાસવામાં ઘણી રોકાયલી હતી. તેણીનાં દિઠાંનાં આવ્યું, કે તે બે પાનાંઓનીવચ્ચે સ્હેજ ખુલ્લી જગ્યા હતી; બનવાજોગ હતું, કે બે પાનાંઓવચ્ચેનું એક પાનું કાહાડી લેવામાં આવ્યું હોય: પણ ખરેખર તેમજ થયું હતું કે નહીં, તે ખાતેરીથી કેહેવાઈ શકાય એમ નહતું. તેણીનું માથું હવે ઘુમવા લાગ્યું: આ વેળા આ કમનસીબ જવાન બાનુનાં દેલમાં જે થતું હતું, તેનું બ્યાન થઇ શકે એમ નથી. તેણીની આવી હાલત જોઇ તે બુઢા પાદરીને તેણીની ઘણી દયા આવી: પણ તેણે કશા સવાલો તેણીને પુછયા નહીં. શું તે બધી વાતથી વાકેફ હતો ?—કે શું તેને આ દેવલમાં નેમવાપછી આ કરપિણુ તરકટ કરવાને હુકમ કર્યામાં આવ્યો હતો, કે જે ઘાતકી તરકટની તેણી બાપડી એક ભોગ થઈ પડી હતી?

બોખરે, ગભરાયલે આવાઝે, અને તદ્દન નિરાશીભરેલે દેખાવે કુઁઠરાઇન બોલી, "પૂજ્ય પિતા, એક ઘણું ઘાતકી કામ કર્યામાં આવ્યુંછે—અને ઝારે પોતે——"

"ચુપ, મારાં બચ્ચાં !" તે બુઢા પાદરીએ જાણે બ્હીતો હોય, તેવા આવાઝે કહ્યું, "તે નામ અપમાનભરી રીતે બોલતી ના !"

કુઁઠરાઈન—"નહીં, પવિત્ર બાપ, હું ખચિત જોઉંછું, કે તેમ કરવું, તદ્દન ફોકટ-નુંછે !" એમ બોલી ઘણાં દુ:ખી દેલે તેણી પાદરીનાં આ ગરીબ મકાનમાંથી નિકળી ચાલી.

ધીમેધીમે આ કમનસીબ જવાન બાનુએ પોતાનો રસ્તો ઘરતરફ લીધો. હવે તેણી સઘળું સમજી ગઇ હતી. ઝારની નીચ માંગણીઓ ના પાડવામાં આવ્યાથી, તેણે તેણીનીઉપર

એક ભયંકર કીનો લીધો હતો! હવે તેણી પોતાના બાપને શું કેહે? ઓહ! તેણીએ પોતાનાં ખાવંદને મળવું જોઈએ—તેનીસાથે મસ્લહત કરવી જોઇએ—તેઓએ બંધે જણે તેણીના બાપના પગઆગળ પડવું જોઇએ, અને તેની ખાતેરી કરવી જોઇએ, કે તેઓ ખરા પ્યારથી અને રીતસર લગ્નનાં ગાંઠથી જોડાયલાં હતાં, તો જોકે એક ઝાલ્મી હાથે તેઓને અધર્મીપણાંનો અને બીઆબરૂનો બટ્ટો લગાડ્યો હતો.

કૅઠરાઇન ઘરે પાછી ફરી: પણ ત્યાં તેણીનો ધણી આવ્યો નહતો. બે કે ત્રણ કલાકો તેની વાર જોતાં વહી ગયા; આ સઘળો વખ્ત તેણીએ પોતાના બાપને ઉડાવવામાં કાહાડ્યો: પણ હજી તેણીનો ખાવંદ આવ્યો નહીં. તેણીને બેહદ બેન્તેઝારી અને ચિંતા થતી હતી; સેંટ પીટર્સબર્ગમાં આવીને એક વર્તુલિક જે "હૉટેલ"માં તે રહ્યો હતો, તે "હૉટેલ"માં તેણી ગઇ; ત્યાં તેનેમાટે ખબર કાહાડી, તો તરતજ તોછડાઇથી જવાબ મળ્યો, કે તે તો ગઇ કાલ બપોરનો પોતાને સ્વદેશ ઉપડી ગયો હતો!

આ સાંભળી કૅઠરાઇન બેશુદ્ધ થઇ નહીં ગઇ—તેણી રડી પડી નહીં: એક ઘડીભર તેણીને જાણે તમ્મર આવતા હોય, તેમ તેણી ડોળા ખાવા લાગી; અને પછી તદન નિરાશીભરેલી હાલતમાં તે "હૉટેલ"ના દરવાઝાઆગળથી પાછી ફરી. ઝારના ભયંકર કીનાનો તેણીને આ એક વધુ દાખલો મળ્યો: તેને તેણીના વરને દેશબહાર મોકલાવી દીધેલો હોવો જોઇએ! હવે શું કરવું? બધી હકીકત બાપને જણાવી દેવી? નહીં તેમ બની શકે એમ નહતું! તેણીનો બાપ ગુસ્સાના આવેશમાં આ સર્વે વાત તેણીના ભાઇને જણાવી દે; અને તેથી બૅસિલ ગમે તે થાય, તોયે પોતાની બેહેનની ધૂળ મળેલી આબરૂનેખાતેર ઝારની પોતાનીઉપર તેનો કીનો લેવાવિના રેહે નહીં. ભલે તેણીની આસુજબે સતાવણી કરવામાં અને ખરાબી કરવામાં આવે, પણ તે તેણી તેણે જણાઓ, કે જેઓને તેણી ખરા પ્યારથી ચાહાતી હતી, તેઓઉપર કોઇ જાતનો ગઝબ પડવા દેનાર નથી—એવો તેણીએ પાકો ઠરાવ કરી રાખ્યો!

ખરેખર હદબહાર નાસેપાસી કૅઠરાઈનને થઇ હતી; ઘડીભર તેણીએ આપઘાત કરવાનો વિચાર કર્યો; પણ તરતજ તેણીને યાદ આવ્યું, કે થોડા વખ્તમાં તેણી એક માતા થનાર હતી. વળી તેણીને બીજો એમ પણ વિચાર આવ્યો, કે જો કે તેણીના ધણીને ઝોરજુલ્મથી કે આપમુખતિયારીથી રશિયન રાજધાની છોડી જવાની ફર્ઝ પાડવામાં આવી હતી, છતાં તે તેણીને એકદમ તરક કરી જાય, એ કદી પણ બને નહીં. ના!—તે પેહેલી જોગવાઇએ તેણીનીસાથે સંદેશો ચલાવશે!—તેને ક્યાં અને કેવીરીતે જઇ મળવું, તેબાબે તે ઝરૂર કોઇ વિશ્વાસુ કાસેદ કે મિત્રમઆરેફતે તેણીને જણાવશે!—અને તે પયેગામ, કે કાગઝ જે તેણીને મળશે, તે તેણી તેને ખરેખર પરણેલીછે, એવી પોતાના બાપની ખાતેરી કરવામાટે ઘણું કામ આવશે. નિરાશીમાં હમેશાં આશા વધારે ફાવેછે, અને આ આશામાંજ બાપડી બદબખ્ત કૅઠરાઈન જેમ તેમ દહાડા કાહાડવાને શક્તિવાન થઈ.

તેણી ઘર પાછી ફરી: પોતાના બાપને મળી: પણ થોડાજ કલાકોઆગમચ જે ખોલાસો તેને કરવાને તેણીએ કબુલ કીધું હતું, તે કરી દેવાનેબદલે ફકત પોતાના બાપને એટલુંજ જણાવ્યું, કે ઝાર તેણીને ન ધારેલો રસ્તામાં મળી ગયો હતો, અને તે વાતમાં કાંઈ

ઝાઝું દમજેવું નહતું. આ વખ્તે વૉલમાર આગળના કોઈ પણ વખ્તકરતાં પોતાની વિદ્યાનેલગતી નવી શોધો અને કલ્પનાઓમાં ઘણો ગુંટાયલો હોવાથી, કૅઠરાઈનનો આ ખોલાસો તેણે સેહેલથી માની લીધો, અને તે વાત ત્યાંજ અટકી.

લગભગ બીજા ત્રણ મહિના ગુજરી ગયા; અને કૅઠરાઈનને તેણીના પતિતરફથી લખેલો કે મ્હોંડેનો એક પણ પયેધામ મલ્યો નહીં. દરરાત્રે દુઃખથી પીડાતી, અને રડતી આંખોસાથે તેણી પોતાના તકિયાહઉપર માથું નાખતી, અને દરરાત્રે મનને મારતી, કે "કદાચ કાલે કાંઇ પયેગ્રામ આવશે!" પણ કાલબી પસાર થઇ જવાછતાં વરતરફથી તો કશોબી પયેધામ આવ્યો નહીં; પણ તેણી આશામાંને આશામાં દહાડા કાહાડવા લાગી; પણ તે આશા હવે દિનઉગતે ઓછી થતી ચાલી, અને નાસેપાસીના કબ્રમાં જાણે તેણી દટાઇ જવા લાગી. આ સઘળો વખ્ત તેણીનો બાપ અને ભાઈ જોતા હતા, કે તેણીનાં મગ્ઝઉપર કોઇ જાતની ફેકર હતી, અને તેણી દહાડેદહાડે બદલાતી જતી હતી. પણ જ્યારે તેઓ નર્માશથી અને માયાથી તેનું કારણ પુછતા, ત્યારે તેણી હસવાનું ડોળ ઘાળતી, અને તેઓને ખાતેરી આપતી, કે તેઓ કાંઇ ભુલ કરતા હતા, તેણીને તો કશું નહતું.

પણ હવે વખ્ત એવો આવવા લાગ્યો, કે તેણીની હમ્લદાર હાલત વધુ વખ્ત છુપાવી શકાય, એમ નહતું; તેણી હર પળે ધુજતી, કે રખે તેણીની તે હાલત જણાઇ જાય. હવે કરવું કેમ? આ સવાલ તે બાપડી કમનસીબ જવાન અબલાએ પોતાના જીવને કેટલી બધીવાર પુછયો!—અને તે દરેક વખ્તે અંતઃકરણ અંદરથી ફક્ત એટલોજ જવાબ આપતું, કે તેણીએ પોતાનું ઘર છોડી બીજે કેથે નાસી જવું!

એક રાત્રે ભયંકર સ્વપ્ન જોઇ કૅઠરાઇન એકદમ ભડકી ઉઠી; અને તેણીના દિઠાંમાં આવ્યું, કે ઘરની સ્ત્રીનોકર તેણીનાં બિછાણાંપાસે ઉભેલી હતી. તે નોકરે તરત ખોલાસો કર્યો; તેણીનો સુવાનો ઓરડો કૅઠરાઈનના ઓરડાની જોડમાંજ હતો; તેણીએ કૅઠરાઇનને ઉંઘમાં દુઃખી આવાઝ કાહાડતી સાંભળી; અને રખે તેણી બીમાર થઇ ગઇ હોય, અને મદદની ઝરૂર હોય, એવી ફેકરથી તેણી તરત તેણીના ઓરડામાં દોડી આવી હતી; ત્યાં આવીને જોયું, તો કૅઠરાઇનિ ખાબમાં કાંઇ ભયંકર સ્વપ્ન જોઇને બ્હીધી હતી. આ ખોલાસાપછી તે જવાન બાઇએ પોતાની ભલાં દેલની તે નોકરનો ઉપકાર માન્યો, અને તેણીને પાછી તેણીના ઓરડામાં મોકલી દીધી.

પણ આ બનાવથી હવે કાંઈ પણ નક્કી પગલું ભરવાનો કૅઠરાઇનિ નિશ્ચય કર્યો; પછી તે ગમેએટલો જેગર ફાડી નાખનારો હોય, તો શું થયું; અને તેટલાંમાટે તેણી પોતાન બાપીકાં ઘરમાંથી બીજે દિને ગુમ થઈ ગઈ!





## પ્રકરણ ૪૨ મું.

### બૅસિલ.

પ્રથમતો વૉલમારનાં માન્યામાંજ ન આવ્યું, કે તેની બેટી પોતાનું ઘર રાઝીખુશીથી છોડી ગઈ હોયઃ તેણીને કોઈ નીચ ઠગાઈથી લઇ જવામાં આવી હોય, કે કોઈ અકસ્માત તેણીને થયેલો હોવો જોઇએ. તેણી પોતાપાછળ કાંઇ પણ કાગઝ લખીને મુકી ગઇ નહતી—તે સ્ત્રીનોકરને કાંઈ પયેધામ આપી ગઇ નહતી—કે તેણીનો ભવિષ્યમાં શો ઇરાદોછે, તે જાણવાને બનેઃ પણ જ્યારે તેણીના ઓરડામાં ચોકસાઇથી ખોળ કરવામાં આવી, ત્યારે જણાયું, કે શરીર શણગારની કેટલીક અગત્યની વસ્તુઓ ગુમ થયેલી હતી, તેમજ જે થોડુંઘણું નજીવી કીમતનું ઝવેરાત તેણીનીપાસે હતું, તે પણ ગુમ થઇ ગયું હતું. આઉપરથી ખુલ્લું જણાયું, કે તેણી પોતાની રાઝીખુશીથી નાસી ગઈ હતી; આ જોઇ વૉલમાર જાણે દીવાનોજેવો થઇ ગયો.

તે દુઃખી બાપે પોતાના બેટાને બોલાવી મંગાવ્યો; અને તેના હુકમને તાબે થઈ બૅસિલ તરત ત્યાં આવી લાગ્યો. પણ કેવી દુઃખદાયક ખબર સાંભળવાનું તે જવાન સેપાહની સરજતમાં હશે! તેની બેહેન—તેની અતિ વાહાલી બેહેન ઘરમાંથી નાસી ગઈ હતી; અને તેણી કયાં ગઇ હતી, તે કોઈ જાણતું નહતું. પોતાના બાપના જનુની લવારાબકારાથી બૅસિલને કાંઇક સંસારો જણાયો, કે જે ઘણો અગત્યનો હતો. આ લવારાબકારામાં કૅઠરાઇનનાં નામસાથે ઝારનું નામ શામાંટે બોલવામાં આવતું હતું? આઉપરથી બૅસિલે સર્વે હકીકતથી પોતાને વાકેફ કરવાને પોતાના પિતાને કાકલુદીભરી અર્ઝ કીધી; અને તેને તાબે થવાની બુઢા વૉલમારને આખરે ફર્ઝ પડી.

બાર મહિનાની વાતઉપર ઝારે કેવી બીઆબરૂભરેલી માંગણી કૅઠરાઈનને કીધી હતી, તેથી તેણે પોતાના બેટાને વાકેફ કર્યો; અને હવેજ તે જવાન અમલદારનાં સમજવામાં આવ્યું; કે શામાંટે તેની બેહેન ઉદાશજેવી ફર્યા કરતી હતી, અને કેવા ઉડાવનારા જવાબો તેના પ્યારભરેલા સવાલોના તેણીએ તે વખતે આપ્યા હતા. ત્યારપછી વૉલમારે કૅઠરાઈનને શાહનશાહસાથે વાત કરતી થોડાક મહિનાઓઅગાઉ એક દહાડે જોઈ હતી, તે કહી સંભળાવ્યું; અને તેજ વખતે ચોકસ બનાવો બનેલા આ દુઃખી બાપને હવે યાદ આવ્યા,—કેવી રીતે કૅઠરાઇને તેને ઘર પાછા ફરવાને કહ્યું હતું, અને જણાવ્યું હતું, કે તે દરેક બાતનો સંતોષકારક ખોલાસો પછી ઘર આવીને આપશે—પણ જયારે તે તેણીને ફરી મળ્યો, ત્યારે કેવી રીતે ઉડાવીને અને ટુંકમાંજ તેણીએ વાતો કીધી હતી—અને ખરેખરો કશો મનમાનતો ખોલાસો કર્યો નહતો, તે સર્વે વિગતવારે બૅસિલને કહી સંભળાવ્યું. તે દહાડેથી બાપ અને ભાઈ બન્નેએ કૅઠરાઈનનાં મનની હાલત ફેરવાયલી જોઈ હતી; અને દરેક સંજોગો ધ્યાનમાં લેતાં આ બાબતનું પરિણામ ઘણું માઠું આવશે, એમ તેઓએ હવે ધાર્યું. ત્યારપછી તેઓએ ઘરમાંની સ્ત્રીનોકરને પુછ્યું; અને ઘણીજ આનાકાની અને અતિ-

શય નાખુશીથી તેણીને જણાવવાની ફરજ પડી, કે કૅઠરાઇનને હમ્લ હતા. વધારે ચાંપીને પુછતાં એક મધરાતના કૅઠરાઇનને કેવાં દુઃખમાં રાત ગુજારતી તેણીએ સાંભળી હતી, તે સર્વે ખરેખરૂં કહી દીધું,—અને વળી વધાર્યું, કે જ્યારે તેણી પોતાની જવાન બાઇના ઓરડામાં ગઈ હતી, ત્યારે તેણીને મ્હોંથી ઝારનું નામ ક્રોધસાથે બોલતાં તેણીને સાંભળી હતી. પણ પોતાનાં ધુંટણઉપર પડીને તે બુઢીએ વૅાલમાર અને તેના બેટાપાસે માંગી લીધું, કે તેઓએ એવું કશું ન કરવું, અથવા બોલવું, કે જેથી તેણીને કોઈ પંચાતીમાં આવી પડવું પડે; કારણકે તેણી સાઇબીરિયાના બર્ફના કંગાળ મુલ્કમાં દેશનિકાળ થવામાટે ઘણી કમકમતી હતી.

હવે દરેક બાબત એક આયનાનીમેસાલે વૅાલમાર અને બેટાને ખુલ્લી થઈ ગઈ. તેઓને હવે કશો શક રહ્યો નહીં, કે કૅઠરાઇનિ યાતો લાલચથી ભોળવાઇને, કિંવા શાહનશાહના દમ ભરાવવાથી યા ઝોરઝુલ્મથી ઝારના નીચ હવસને વશ થઈ હતી; અને પોતાની હમ્લદાર હાલત વધુ વાર છુપાવી ન શકવાનેલીધે, તેમજ વળી તે પોતાના નઝદીકના ખેશીઓને ઝાહેર કરવાને શર્મનેમારે અશક્ત હોવાથી, તે કમનસીબ છોકરીએ આખરે પોતાનાં ઘરમાંથી વટી જવાનું વાજેબી ધાર્યું હતું. પેહેલાંતો વૅાલમાર અને બૅસિલ આ સર્વે બાબતોથી ઘણુંજ દુઃખી થયા,—તેઓ પોતાનો ગુસ્સો પણ છુટથી દેખાડવાને નાતાકાત હતા, પણ તરતજ આ દુઃખી થયેલા બાપે પોતાનાં આંસુઓ લુછી નાખ્યાં, પોતાના બેટાને તેના હાથની કાંડીમાંથી ઝોરમાં પકડયો, અને ગુંગળાતે સાદે બોલ્યો,—"બૅસિલ, આપણે આમુજબે આપણી દેલગીરી ઝાહેર કરવી ન જોઇએ: કીનો, બસ કીનો લેવાનો વિચાર આપણે કરવો જોઇએછે."

તે જવાન પુરૂષે પણ પોતાનાં આંસુઓ લુછી નાખ્યાં, અને જવાબ દીધો, "હા, બાવાજી, આપણે આમ રડવાનેબદલે આપણો ગુસ્સો કીનાનેજમાંટે જાળવી રાખવો જોઇએછે."

**વૅાલમાર**—"એકવારની એક ઘણી *બળવાન અને મહાન કોમમાંથી હું ઉતરી આવ્યોછું, કે જે કોમ હમણાં હલકી, અને લગભગ તાબેદારીની પદવીએ ઉતરી જવા પામીછે; શું તે કારણનેમાંટે મને આવા નીચ અને સખ્ત ઝુલ્માતનેમાંટે પસંદ કરવામાં આવ્યોછે? જો, બૅસિલ હું શું કહુંછું, તે સાંભળ! તું તો મારી આગળીપાછળી સર્વે વાતો સારીરીતે જાણેછે; પણ હું તે હમણાં ફરીથી દરસાવી જાઉંછું, કે જેથી આપણે કીનો લેવાને વધારે ઉસ્કેરાઇએ. જયારે હું ફકત એક છોકરો હતો, ત્યારે રશિયન જાસુસોએ મારીઉપર ખોટું આળ મુકયું;—અને તેઉપરથી રશિયન સત્તાવાળાઓએ મને મારાં વતનમાંથી દેશનિકાળ કર્યો, અને મને સાઇબીરિયાના ભયાનક મુલ્કમાં ધકેલી આપ્યો. આપ્રમાણે હું કે જે જન્મથી એક પોલછું, તેનીસાથે વર્ત્યામાં આવ્યું! સાઇબીરિયામાં મારો તેનીસાથે મેળાપ થયો, કે જે પછી મારી મહેોરદાર થવા પામી—બૅસિલ, તે તારી ફેરેશ્તાઇ મા હતી; તે બીચારી એક બીજા દેશનિકાળ થયેલા પોલની બેટી હોવાથી, તેણીને પણ પોતાના બાપસાથે દેશપાર થવાની ફરજ પડી હતી! અમોએ ઘણોજ ટુંક વખ્ત સુખમાં કાહાડયો; કારણકે ત્યાંના શિયાળાની અંતિ કકડતી ઠંડીનેલીધે મારી તે વાહાલી મરણ

*જુઓ નોટ ૭૨ મી.

પામી. ખરેખરૂં જોતાં, તો ઝુલ્માતે તેણીનું ખુન કર્યું હતું ! અને તે કયો ઝુલ્માત ? તે રશિયાનો ઝુલ્માત હતો ! અફસોસ, મારા વાહાલા બેટા, આ મારીઉપર ગુજરેલા ગઝબો આજ ઘણાંક વર્ષો થયાં મારાં મનમાંનેમનમાં ઘોળાયા કરેછે; પણ મારાં વાહાલાં બચ્ચાંઓનેખાતેર મારાં હૈડાંમાં કીનાનો જે કીડો ચવડયા કરતો હતો, તેને હું મહા મુસીબતે દાબી રાખતો હતો. નહીં, એટલુંજ નહીં ;—પણ વધારે એ કે તારૂં ભવિષ્યમાં ભલું થાય, એવા વિચારથી મેં તુંને આ ઝાલ્મી નોકરીમાંવટીક જવા દીધો—કારણકે આપની કમતાબેની જાતનેમાટે એસેવાય બીજી કોઇ નોકરી આપણેમાટે ખુલી નથી. તે વખ્તે મેં મનમાં વિચાર્યું, કે તુંને આ નોકરીમાં દાખેલ થવા દેવામાટે હું ખરેખરો અપરાધી થયોછું ; પણ મારા બેટાનેમાટે મારાં હૈયાંમાં જે પ્યાર હતો, તેનેલીધે તેનું કોઇ પણ રીતે ભલું થાય, એવી મારી એન્તેઝારી હતી, અને તેથી મારીઉપર ગુજરેલા ગઝબોઉપર અને, મારા સ્વદેશીઓને ખમવાં પડેલાં દુઃખોઉપર મારો તારીઉપરનો પ્યાર ફાવી ગયો, યાને હું ચુપ બેઠો. પણ બૅસિલ—હવે આ છેલ્લો ફટકો આપણીઉપર ઝબરો પડયોછે ; અને તેણી કે જેણી આપણી બંધેની અતિ વાહાલી હતી—તેણી, કે જેણીનો કુદર્તી ખવાસ પાક અને સદગુણી હતો—તેણી બીએઝ્ઝુતીના ઉંડા ગારમાં ડુબીછે—અને આપણે હવે તેણીને ખોઈ બેઠા છૈયે. બૅસિલ, હવે બધા બનાવોને એક કોરે મુકીને, આપણે ફકત આપણો આ બાબતનો કીનો લેવામાંટેજ આ ધરતીઉપર જીવવું જોઇએછે !"

પોતાના બાપની આ સર્વે હકીકત જે તે જવાન્યો ઘણી દેલગીરી અને ઉભાતા ગુસ્સાસાથે ઘણાં ધ્યાનથી સાંભળતો હતો, તે બોલ્યો, "બાવાજી, ખચિત હવે આપણે કીનો લેવામાંટેજ આપણે આ દુનિયામાં જીવશું ! શું કરવું તે મને જણાવો, અને હું તમારા હુકમને તાબે થઇશ. જો તમારો હુકમ હોય, તો અબઘડી હું તે ઝાલ્મી ચંડાળની છાતીમાં મારૂં વેહેતું ખંજર ભોકી દઉં."

આ સાંભળી ગભરાઈને વૉલમાર બોલી ઉઠયો, "નહીં, નહીં, બૅસિલ ! હું મારાં બંધે બચ્ચાંઓને ખોવા માંગતો નથી ! જ્યારે મેં જણાવ્યું, કે હવે આપણે કીનાનેજમાંટે આ દુનિયામાં જીવવું જોઇએ, ત્યારે મારી કેહેવાની મતલબ એ હતી, કે આપણી હયાતીની મૂળ મતલબ હવે બસ કીનો લેવાનીજ હોવી જોઈએ. પણ આપણે તે તક આવે, ત્યાંસુધી થોભવું જોઇએછે—આપણે તે વખ્તની ધિરજથી વાર જોવી જોઇએછે—આપણે આપણી તક શોધતા રેહેવું જોઇએછે. તારી ને પેલા પાપી શાહનશાહવચ્ચે હાલ કેવો મામલોછે ?"

**બૅસિલ**—"તેણે કે જેણે તમારી ખરાબી કીધીછે, તે તમારા બેટાતરફ દરેકરીતે મેહરબાની દેખાડવાને ખંતી જણાયછે. કદાચ એ તેનાં મનનો પવન હોય—કે કદાચ તેમાં તેનાં મક્કર હોય, તે હું કહી શકતો નથીઃ પણ ઝાર મારાતરફ માયાથી વર્તેછે, એમાં તો કશો શક નથી."

**વૉલમાર**—" મારા બેટા, તે બંધેછે—તેનાં મનનો પવન પણછે, અને મક્કર પણ છે. તારી બેહેનને જોવાઆગમચ તેણે તારીતરફ મેહરબાની દેખાડવા માંડી— એ તેનો મનપવન હતો. તારી બેહેનને જોવાપછી, અને તેણીની ખરાબી કરવાપછી, તેણે તારીતરફ મેહરબાની દેખાડવાનું ચાલુ રાખ્યુંછે— અને તે તેનાં મક્કરછે. તારી બેહેનની બીએઝ્ઝુતી તું

મુંગે મ્હોંડે ખમી જાય, તેની લાંચતરીકે તે જે મેહરબાનીઓ તારીતરફ દેખાડેછે, તે તું કબુલ રાખશે, એમ તે ધારેછે. આ પાપી ઝારને તેના આ વિચારમાં રેહેવા દે!—અને બૅસિલ, જો કદાચને તે તુંને તારી બીચારી ગુમાઈ ગયેલી કૅઠરાઇનમાંટે કાંઈ પુછે, તો તે વખ્તે તુંને જે વાજેબી લાગે, તે કેહેજે. હવે તુંને ભારે ખોટું ડોળ ઘાલીને વર્ત્તવું પડશે!”

**બૅસિલ**—(તેવાજ જુસ્સાથી) “મારી લાગણીનો ગમેએવો ભોગ આપવો પડશે, તો તે હું આપીશ; ગમેએવું બીઆબરૂભરેલું કાંમ મને બજાવવું પડશે, તો તે બજાવવાને હું ચુકીશ નહીં—ગમેએવું છેતરપીંડીતું કામ મને કરવું પડશે, તો તે હું હવે ખુશીથી કરીશ—પણ તેમ કરતાં મોડેવહેલે પણ મારો પુરેપુરો કીનો લેવાનો બને, તો બસછે. બાવાજી, આજથી હું બદલાઇ ગયોછું; હું હવે તે આગળો બૅસિલ નથી, તે યાદ રાખજો!”

**વૉલમાર**—“બૅસિલ, જો કોઇ બીજો વખ્ત હતે, તો તુંને આમુજબે બોલતો સાંભળતાં મારૂં હૈયું કચડાઈ જતે: પણ જે બનાવ બન્યોછે, તે જોતાં તારાજેવો બેટો ધરાવવામાંટે હમણાં તો હું મારા અંતકરણથી ખુશીછું.”

**બૅસિલ**—“ઠીક, ત્યારે બાવાજી બોલો, તમારો શો હુકમછે? તે બહાર પાડો, અને હું તેને તરત તાબે થઇશ.”

**વૉલમાર**—“મોડે કે વહેલે આપણે કીનો લેવો, એ બાબત તો જાણે હવે નક્કી થઇછે, પણ તે કીનો એવીરીતે લેવો જોઇએ, કે આપણે બંધે તો તેમાંથી સલામત છટકી જવા પામ્યે. એકવાર જો આપણે ફટકો લગાવ્યો, તો પછી તેનાં પરિણામનું દુઃખ જોઇ આપણે એકબીજાને કહીે, કે આપણે કીનો લીધોછે: વળી આપણે જીવવું તો ઝરૂરજ જોઇએ, કે પછવાડેથી જો આપણી ગુમાયલી કૅઠરાઇન પાછી આપણુને મળી આવવા પામે, તો આપણે તેણીને પણ જણાવ્યે, કે તેણીનું વેર આપણે લીધુંછે! બૅસિલ, હું આ બધું કહુંછું, તે તું સમજેછે કે? આપણે આપણું કામ કપટીરીતે તેમજ ગુપ્તરીતે કરવું ઝરૂરતુંછે. આપણે હાલ જે વાતો કર્યે છિયે, તે એક પવિત્ર અને ગંભીર વાતતરીકે, આપણાંવચ્ચેજ છાની રેહેવી જોઇએછે; અને મારા બેટા, મુખ્યકરીને **તુંનેજ** આ કામનો મુખ્ય ભાગ બજાવવાનું ખોટું ડોળ ઘાલવું પડશે.”

**બૅસિલ**—“બાવાજી, હું તેમ દેલોજાનીથી કરીશ.”

**વૉલમાર**—“જાણે આપણે એમ સમજ્યે, કે ઝારે આપણી જે ખરાબી કીધીછે, તેથી તે સંતોષ પામ્યોછે—અને મને મારાં આ મકાનનાં એકાંતવાસમાં કાંઈ પણ દુઃખ દેવાવગર કે ઇઝા કરવાવગર હવે પડી રેહેવા દેછે— અને તું પણ તારી હમણાંની હાલતમાં કશો ફેરફાર દેખાડતો નથી. જો એમ થયું, તો પછી આપણું વેર લેવાનું કામ ઘણું સારીરીતે બજાવી શકાશે. ઝાર જેબી નવીનવી મેહરબાનીઓ તારીતરફ દેખાડે, તો તું જાણે તે મોટા આભારસાથે સ્વિકારતો હોય, તેમ કબુલ રાખ્યો જજે: એક પાળેલા કુતરાનીપેઠે તું વધારેને વધારે તેનો ઓશિયાળો થતો જજે. તું એવું કરવાને ભુલતો ના, કે જેથી તું તેની નઝરતળે વધારે આવતો જાય, ને તારીતરપ તેનું ધ્યાન વધારે ખેંચાતું જાય. બૅસિલ, ટુંકમાંજ કહુંછું, કે જેવીરીતે એક ઝહરી નાગ દગાભરેલીરીતે પોતાના

શેકારનીપાસે ધીમેધીમે જાયછે, અને પછી જ્યારે તક મળેછે, ત્યારે તરત પોતાના ઝેહરી દાંતો તેનાં પાંસરાંમાં મારેછે, તેવીજરીતે તું ને પણ હાલમાં કરવાનું છે."

**બૅસિલ**—" અને બાવાજી, આ બધો દેખાવ અને ઢોંગ કરવાપછી તેનું પરિણામ તમો શું લાવવા માંગોછો ? ખુલ્લા શબ્દોમાં પુછું, તો તેમ કરવામાં તમારી નેમ શું છે ?"

**વૉલમાર**—"બૅસિલ, આટલાંઆટલાં વર્ષો થયાં રસાયણશાસ્ત્રનો જે અભ્યાસ હું કરૂંછું, તે શું ફોકટમાંછે ? શું તેમાંથી મેં શોધી કાહાડયું નથી, કે——"

**બૅસિલ**—"બસ, બસ, બાવાજી, હું હવે સમજી ગયો ! જ્યારે હું તમારીઆગળ આવીને જણાઉં, કે કીનો લેવાનો વખ્ત હવે આવી લાગ્યોછે, ત્યારે તમો તે મને આપજો."

આટલી વાતચિત થવાપછી બાપદીકરા બન્ને છુટા પડયા.

વાંચનારે તો જોયું હશે, કે આ સઘળો વખ્ત તે બંધે બાપબેટાને પેલા જવાન ઈંગ્રેજવિષે તો કશો શક કે વિચાર પણ આવ્યો નહતો, અને આમુજબે તે તેઓનાં મગઝ-માંથી તદન ભુસાઇ ગયો હોય, એમાં કશી નવાઈ પણ નહતીઃ કારણકે જે તપસિલવાર ગવાહીઓ મળી હતી, તે સઘળી કુંઠરાઇનની ખરાબી કરવામાટે ફક્ત ઝારનીજસામે પડી હતી. એટલુંતો યાદ રાખવું, કે તે જવાન ઈંગ્રેજની ચાલુ મુલાકાતોબાબે વૉલમાર તો તદન અજાણ્યોજ હતો ; વળી બૅસિલ પોતાનાં કામઉપર એટલોતો રોકાયલો રેહેતો હતો, કે તે પોતાના બાપને ઘર ક્વચિતજ આવતો હતો, અને તેથી તેને પણ આ ચાલુ મુલા-કાતોની કશી ખબર નહતી ; અને વળી કુંઠરાઇને અને તેણીના વરે જે ચોકાસીથી એક-બીજાંની મુલાકાતો લેવાની ચાલુ રાખી હતી, તેથી ઘરની નૌકર પણ બાપબેટાનાજેટલીજ બીખબર હતી.

આપ્રમાણે વખ્ત વેહેતો ચાલ્યો ; અને કુંઠરાઇનની કશી ધનનસલ જણાઇ નહીં. અવલમાં તો વૉલમાર ઉમેદમાંજ રહ્યો, કે તેની બેટીતરફથી તેને કાંઇ કાગઝપત્ર મળશે, અને તેઉપરથી તેણી કયાં હતી, તેનો પત્તો મળશે ; પણ જ્યારે દિવસોનાં દિવસો વહી ગયા, અઠવાડિયાંઓ પસાર થઈને મહિનાઓ થઇ ગયા, છતાં અધિરાઇથી રાહા જોયલું કાગઝ તો આવ્યું નહીં, ત્યારે આખરે તે દુઃખી બાપે પોતાની આશા આહેસ્તેઆહેસ્તે છોડવા માંડી. તેને એમ લાગ્યું, કે ઝાર તેની બેટીની ખરાબી કરીને હવે સંતોષ પામ્યો હતો; તેથી હવે તેણીના બાપઉપર વેર લેવાનો તેનો કશો વિચાર નહતો. બૅસિલ પણ એમજ ધારવા લાગ્યો, કે જેનીઉપર બાદશાહી મેહરબાનીઓ દેખાઈતીરીતે વધતી જતી હતી.

પોતાનાં ઘરમાંથી નાસી જવાને આસરે છ માસ ગુજરવાપછી એક દહાડે બૅસિલ *"શિયાળાના મેહેલ"માં ચોકીદારોના વડા અમલદારતરીકે હોદ્દાઉપર હતો—તે ચોકમાં અહીં-થીતહીં ફર્યા કરતો હતો—તેનાં મનમાં પોતાના બાપની અને બેહેનની થયેલી ખરાબીના વિચારો ભમતા હતા—અને મોડેવહેલે તેનો કીનો લેવામાં આવશેજ—એમ તે મનમાં વિચારતો હતો—તેટલાં તેણે ઝારને પોતાનીતરફ આવતો દિઠો. તરત બૅસિલે શાહનશાહને ભારે અદબથી લશ્કરી સલામ કીધી ; અને ઝાર તેનીસાથે વાતે મંડયો.

*જુઓ નોટ ૭૬ મી.

**શાહનશાહ**—"મેં જાણ્યુંછે, કે તમારા બાવાછે, કે જેવણ એક પરાંમાં રેહેછે; તમારીઉપર મારી ઘણી મેહરબાનીછે, માટે હું જાણવાને ઇચ્છુંછું, કે હું કાંઇ તેવણનાં ભલાંનેમાટે કરી શકું એમછે? કારણકે મારી ખાતેરીછે, કે તમો તમારા પિતાને ઘણાજ ચાહાતા હોવા જોઇએ?"

**બૅસિલ**--"નામવર મુરબ્બી, મારા બાવા કાંઇ ઓર સ્વભાવના અને ચાલચલણના માણસછે—તેઓની આખી ઝેંદગી એકાંતવાસમાં ગુજરીછે——"

**શાહનશાહ**—(પોતાની કઠોર આંખોથી તે જવાન અમલદારગમ ટીકીટીકીને જોઇને) "તેના એકાંતવાસમાં તેને ગમત આપવાને, અને તેનું એકલાપણું તોડવાને તમારાં કોઇ બીજાં ભાઇઓ કે બેહેનો શું નથી?"

**બૅસિલ**—(પોતાના ચેહેરામાં જરા પણ ફેરફાર દેખાડવાવગર) "હુઝુર, મારો કોઈ ભાઇ તો હતોજ નહીં, પણ મારી એક બેહેન હતી, કે જેણી આસરે છ મહિનાઅગાઉ-સુધી મારા બાપસાથે રેહેતી હતી——"

**શાહનશાહ**—"હં! ત્યારે હું ધારૂંછું, કે તેણી પરણી ગઇ હશે? અને પોતાના ખાવંદસાથે બીજે કેથે જઇને રહી હશે?"

બૅસિલે ફક્ત પોતાના ચેહેરાઉપર દેલગીરી દેખાડી, પણ બીજાં કશાં ચિન્હો બતલાવ્યાં નહીં, અને જવાબ દીધો, "અફસોસ, નહીં, મહારાજ! મારી બેહેન શું ફેજે પહોંચીછે, તેના ભારે ખાનગી ભેદનો કશો ખોલાસો મળતો નથી. તેણી એકાએક ગુમ થઇ ગઇછે——"

પોતાની ચળકાટવગરની ઠંડી આંખોથી ફરી તે જવાન પુરૂપતરફ ધારીધારીને જોઇ, શાહનશાહ બોલ્યો, "શું? ગુમ થઇ ગઇ? શું તમે એમ કેહેવા માંગોછો, કે કાંઇ દુષ્ટ કર્મ થવાનો શક તમોનેછે?"

શાહનશાહની આંખોતરફ ઘણીજ નમનતાઇ અને માનથી જોઇને બૅસિલે ઉત્તર દીધો, "નહીં, નામવર, તેવો કાંઇ શક તો નથી. મારી બેહેનનું ખુન થયું હોય, એવાં પાપી કામનો કશો શક લાવવાનું અમોને કારણ નથી. તેણી પોતાની રાઝીખુશાથી ઘરમાંથી નાસી ગઇછે, તેના પુરાવા અમારીપાસેછે, બસ વધુ અમો કાંઇ જાણતા નથી. અમારીજ એક ઘણી નઝદીકની અને અતિ વાહાલી ખેશાનેમાટે એક નઠારૂં મત ઉચારવું પડેછે, તે ઘણું ખેદકારકછે, રાજાજી, પણ આવા બનાવમાં એકજ બાબત વધારે ધ્યાનમાં લેવાનીછે, અને તે એજ, કે તેણી ખુબસુરત હતી."

**શાહનશાહ**—"અને તેઉપરથી એમ જણાયછે, કે તમોને ધાસ્તીછે, કે કોઇએ તેણીને બગાડીછે?"

**બૅસિલ**—"એક બાપ અને ભાઇતરીકે અમો તેણીનીતરફ ગમેએટલા પ્યાર, મગરૂરી અને આશાથી જોઇએ, છતાં આ વિચારસેવાય, અમો બીજો કશો વિચાર તેણીના આ રીતે ગુમ થવામાટે બાંધી શકતા નથી."

**શાહનશાહ**—"ગરીબ બીચારા જવાન! મને તમારી દયા આવેછે."



( ચિત્ર ૧૭ મું. ) " ત્યારપછી ઝુઆવે આ બંધે ટુકડીઓ વચ્ચે ખુનખાર કાપાકાપી થતી જોઇ ". ( પાનું ૩૦૭ મું. )

જાણે આ ભલી લાગણીનેમાટે શાહનશાહનો ઉપકાર માનતો હોય, તેવીરીતે બૅસિલે નમન કર્યું—તોયે જે નીચ ડોળધાલુ ઝાલ્મીનીસાંમે તે ઉભો હતો, તેને મનમાં તો તેણે ભારે શ્રાપ દીધા.

**શાહનશાહ**—"તમારાં ભલાંનેમાટે તો હું મારાં દેલમાં ઘણી દાઝ રાખુંછું, પણ તમારા દુ:ખી થયેલા પિતાને સુખ થાય, એવું કશું પણ શું હું બજાવી નહીં શકું?" અને માણસજાતના મનપવનપ્રમાણે શાહનશાહને બૅસિલ વૉલમાર તો અંદરખાનેથી અતિશય વાહાલો લાગતો હતો.

**બૅસિલ**—"તમો નામદાર શાહનશાહની બીજી વફાદાર રૈયતનીજપેઠે મારો બાપ પણ તમો નામવરને મ્હોંથી નિકળતો દરેક હુકમ દરેક બાબતમાં બજાવવા તૈયારછે: પણ જો તમો તેવણનાં સુખનેમાટે શું કરવું, એમ પુછશો, તો તેવણ એટલુંજ માંગશે, કે જે એકાંતવાસમાં તેવણ હાલ આજ કેટલોક વખ્ત થયો પડેલાછે, તેવીજરીતે તેવણનાં ગરીબ મકાનમાં શાંતીથી તેવણને દહાડા ગુજારવા દેવામાં આવે, અને કોઇ રીતની હયેરાનગતી તેવણને પહોંચાડવામાં ન આવે."

**શાહનશાહ**—"જ્યારે એમજછે, ત્યારેતો એવા સુલેહભર્યા અને એવા નિર્દોષ આદમીનીવચ્ચે આવવાનું કામ મારૂં નથી; અને તમારેમાંટે તો, જવાન આદમી, હું એટલુંજ કરીશ, કે તમારી ચાલચલણ એવીતો સારીછે, કે તેમાંટે મારે તમોને તેનો બદલો આપવો જોઇએ—અને તેમ કરવાને હું ચુકીશ નહીં."

આપ્રમાણે આ મુલાકાત ખત્મ થઇ; અને બૅસિલની હવે ખાતેરી થઇ, કે ઝાર એમજ સમજેછે, કે તેની અને કૅઠરાઇનનીવચ્ચે જે બન્યું હતું, તેથી તેણીનો બાપ અને ભાઇ હજી અજાણ્યાજછે. વળી તેની એમ પણ ખાતેરી થઇ, કે નિકૉલસે જે સવાલો હમણાં તેને કર્યાં હતા, તે પોતાની ખાતેરી કરવાને હતા, કે જોઇએ બૅસિલ તેઓવચ્ચે બનેલા બનાવથી માહિતગારછે કે નહીં; અને શાહનશાહના સવાલોના જવાબો આપતાં તેણે અણજાણપણાંનું જે ખોટું ડોળ ધાલ્યું હતું, તેમાં તે પુરેપુરો ફતેહ પામવામાંટે પોતાને દેલમાં મુબારકબાદી આપવા લાગ્યો.

૧૮૫૩ નાં સાલની પાનખર રૂતુ હતી, કે જ્યારે ઉપલી વાતચિત થઇ હતી, અને જેમ વખ્ત જવા લાગ્યો, તેમતેમ બૅસિલને જણાયું, કે શાહનશાહ તેનીઉપર વધારેનેવધારે મેહરબાનીઓ દેખાડતો હતો. હજી કૅઠરાઇનની તો કશી ખબર મળી નહીં: તેણી શું ફેજે પહોંચી હતી, તેનો જરા સંસારોવટીક તેણીના બાપ અથવા ભાઇને કોઇબીતરફથી જણાયો નહીં.

આ સમયે રશિયા અને ટર્કિવચ્ચે લડાઇ જાગી, અને તેટલામાંટે શાહનશાહને પોતે જે મહાભારત કામમાં ઝીપળાવ્યું હતું, તેઉપર પોતાનું સઘળું ધ્યાન રોકવાની અગત્ય જણાઈ. લડાઇનાં જેજે પરિણામો આવતાં હતાં, તેની અસર ઝારઉપર કેવીરીતે થતી હતી, તે બૅસિલની જાણમાં આવતું, કે નહીંતો બીજાઓથી તેની તેને ખબર પડતી હતી, કારણકે તેની ફ્રૅઝ ઘણુંખરૂં મેહેલમાંની નૌકરીઉપર રેહેવાની હતી. પેહેલાંતો શાહનશાહે અતિશય મગરૂરીભરેલો દેખાવ ધારણ કર્યો—જાણે આખી પૃથ્વીનો તે શાહનશાહ હોય, તેવા દમામથીજં તેણે કામ લેવા માંડયું—તે તો એમજ ખાતેરીથી માનતો હતો, કે તેનાં

ઝબરદસ્ત લશ્કરનીસાંમે ટર્કિશ લશ્કરનાં ફાડચેફાડચાં થઇ જશે, અને જેમ પવનનાં ફુંકાટાથી ભુસું ઉડી જાય, તેમ તે પણ ક્યાંનું ક્યાં વેરાઇવિખરાઇ જશે ! પણ જ્યારે ઑલ્તેનિત્ઝાની લડાઇની ખબર સેંટ પીટર્સબર્ગખાતે આવી પુગી, ત્યારેતો શાહનશાહના ભારે ગુસ્સાનો પાર રહ્યો નહીં; તેણે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફઉપર કાસેદો મોકલી, તેને ફર્માવ્યું, કે એકદમ ટર્કોને ડૅન્યુબ નદીમાં હાંકી કાહાડવા. વળી થોડોજ વખ્તપછી સિટાટની લડાઇના સમાચાર આવી પુગ્યા; અને તે સાંભળીને ઝારને લાગ્યું, કે તેણે પોતાનાં લશ્કરમાંટે જે અતિ મોટી પણ ભારે ખોટી અભિમાની રાખી હતી, તે જોઇએ તેકરતાં વધારે હતી. અધુરાંમાં પુરૂં વળી ઈંગ્રેજ અને ફ્રેંચ સરકારોએ તેનીસાંમે લડાઇ ઝાહેર કીધી: અને તેથી તેણે જીવઉપર આવીને લડવાનો ઠરાવ કર્યો. તેટલાં સિલિસ્ટ્રિયાઉપર ઘેરો ઘલાયો; અને ત્યાંથી જે સનાનના સમાચાર આવ્યા, ત્યારેતો શાહનશાહની ભારે અધિરાઇની હદજ આવી રહી. તેની તો પુર ખાતેરી હતી, કે સિલિસ્ટ્રિયા તેનાં લશ્કરના હાથમાં આવી જશે, અને તેટલામાંટે જે બનાવો ત્યાં બનતા હતા, તેમાંટે ઉસ્કેરાયલી અને બેચેંન હાલતમાં તે રહ્યો. સેંટ પીટર્સબર્ગથી કાસેદોઉપર કાસેદો દમબદમ છોડવામાં આવ્યા, અને જે અસલદારો ઘેરો લઇ ગયા હતા, તેઓને કેવીરીતે કામ લેવું તેના હુકમો તેઓઉપર ઉપરાસાપરી મોકળી આપવામાં આવ્યા; આખરે ખબર આવી, કે રશિયન લશ્કરને માર મારવામાં આવ્યોછે—ખબર આવી, કે ઘેરો ઘાલનારાં લશ્કરે સિલિસ્ટ્રિયાઉપર ફોકટના હમલાઓ કીધાછે, અને તેમાં તેઓ હાર્યાછે—અને ખબર આવી, કે મસ્કૉવીટ જબરાં લશ્કરને મૂઠીભર ઑટૉમન લડાયકોએ માર મારીને હાલહવાલ હાલતમાં હાંકી કાહાડયુંછે. પ્રથમ તો આ વાત ઝારે માનીજ નહીં: પણ પયગામઉપર પયગામ, અને કાસેદઉપર કાસેદ આવ્યા, અને આ બનાંવો ખરા હતા, એમ જણાવ્યું,—જ્યારે તેના કેટલાક મોટામાંમોટા જનરલો કેવીરીતે માર્યા ગયા હતા, અને બીજા ઝખમી થયા હતા, તેની ખબર જાણી—બધું કેવીરીતે ખરાબેહાલ થઈ ગયું હતું, તે સાંભળ્યું—ત્યારે તેના ક્રોધની હદ રહી નહીં. તે ગુસ્સાનેમારે જનુની અને દીવાનોજેવો બની ગયો, અને તેટલાંમાંટે તેના તબીબો તેની ઝેંદગીમાંટે ધાસ્તી કરવા લાગ્યા. તે માથાંથી ચસ્કી જશે—યા વારંવારના આ ગુસ્સાની ભયંકર અસરથી તેનું માથું ફાટી જશે—એમ સર્વેને લાગ્યું.

અને હવેજ વૉલમારે પોતાના બેટાને પુછયું, કે તે વખ્ત આવી લાગ્યો હતો કે નહીં, કે જ્યારે તે લોકોએ ધારેલું કામ પાર પાડવામાં આવે? અને તે જવાને જવાબ દીધો, કે તેને જોઇતી તક હજી મળી નથી.





## પ્રકરણ ૪૩ મું.

### કીનો.

હવે આપણે ૧૮૫૫ નાં વર્ષની શરૂઆતમાં આવીશું, યાને આપણે વાંચનારને વૉલમાર કુટુંબસાથે ઓળખાણ કરાવ્યાપછી ત્રણ વર્ષો રહીને—અને કમનસીબ કુંઠરાઇનનાં ગુમ થવાને દોહોડ વર્ષથી વધુ વખ્ત નિકળી ગયાપછી—જે બીજા બનાવો બન્યા હતા—તે આપણી આ રશિયન વાર્તાના એક આડા ફાંટાઉપર હવે આપણે બોલીશું.

૧૮૫૫ ના ફેબરવારી મહિનાનો વખ્ત હતો; અને રશિયાના શાહનશાહની તબિયતમાં એક દેખાવતો ફેરફાર તે વખ્તે થયો હતો. સેબાસ્ટોપોલઉપરનો ઘેરો થોડાક મહિનાઓસુધી ચાલુ રહ્યો; અને તે વખ્તમાં જે ચાલુ બનાવો બન્યા કીધા, તેથી ઝાર ઘણો ઉચ્ચાટ અને ઉસ્કેરાયલોજ રહ્યો. કોઇવાર તે ખુશીમાં આવી જતો—તો કોઇવાર તે તદન નાસીપાસ થઇ જતો: કોઇવાર તે ભારે ઉદાસીમાં ગરક થતો—તો બીજી વખ્તે તે ગુસ્સાથી ટપી જતો—તો વળી કોઇ વાર તેથીઉલટો અતિ ખુશહાલીમાં આવી જતો. આમુજબે તેની હાલત અતિશય ફેરફારભરેલી રેહેતી.

હવે આપણે આ ઠેકાણે ખોલાસો કરવાની અગત્યછે, કે આ વેળા સેંટ પીટર્સબર્ગખાતે બે જુદીજુદી રાજદુઆરી ટોળીઓ હતી—તેમાંની એક આ લડાઇનીતરફેણમાં, જ્યારે બીજી સુલેહ કરવાનીતરફેણમાં હતી. પેહેલીની મતલબ એ હતી, કે ગમેતે જોખમે, અને ખર્ચની જરા પણ દરકાર કર્યાવિના આ લડાઇ ચાલુ રાખવી: જ્યારે બીજીનો વિચાર એવો હતો, કે ગમેતે શર્તોએ સુલેહ કરવી—પછી તે શર્તો, તેઓને ગમેએટલી નીચી પાડનારી હોય, તોપે તે કબુલીને આ ભયંકર ખાનાખરાબીભરી અને અતિ ખર્ચાળુ લડાઇનો અંત લાવવો. શાહનશાહનો સર્વેથી વડો બેટો, આલેકઝાંડર સુલેહ ચાહાનારી ટોળીના વિચારોને દેલોજાનથી ટેકો આપનારો હતો: બીજો બેટો, કૉન્સટૅનટાઇન, લડાઇ ચલાવવાના વિચારવાળી ટોળીનો જીવ અને જીવનગારો હતો. શરૂઆતમાં તો ઝાર નિર્કોલસ લડાઇને ચાહનારી ટોળીનાં દબાણતળે તદન હતો: પણ જેમજેમ વખ્ત વેહેતો ગયો, અને ટર્કોને હાથે તેનાં લશ્કરને ઉપરાસાપરી માર પડવાનો કડવો અનુભવ તેને મળતો ગયો, ત્યારે આ લડાઇમાં ઝંપળાવવાની પોતાની બીવકુફાઇઉપર તે ખાનગીરીતે બળાપો કરવા લાગ્યો, અને હવે તે ગમેતે રીતે સુલેહને પસંદ કરનારી ટોળીની સંગમાં જવાને ઘણો આતુર હતો.

પણ, જોકે તે એક જુલ્મગાર રાજા હતો; છતાં તે આમુજબે પોતાની મર્ઝીની વળાણ લઇ શકતો નહતો. તે એક સત્તાથી ડરતો હતો—તે સત્તા છુપી અને ભયંકર હતી—અને જે સત્તાએ રશિયાના શાહનશાહી મેહેલોમાં આગળ વારંવાર દેખાવ દીધો હતો:—અને તે સત્તા કંઈજ નહીં, પણ ખુન હતું ! આમુજબે જ્યારે આ બળવાન શાહનશાહ તેની પોતાની અગણિત કરોડો માણસોની વસ્તીને પોતાની આપખુદ મર્ઝીપ્રમાણે કચરી નાખતો, અને પોતાના હુકમમુજબે ગમે તેમ ચલાવતો હતો—અને જેના રાજદુઆરી વિચારોથી આખા

સુધરેલી દુનિયામાં ઉથલપાથલ થતી હતી—તેવો આ મહાન રાજકર્ત્તા જેમ ધાર્યામાં આવતું હતું, તેમ દરેક બાબતમાં તદ્દનજ સર્વ શક્તિમાન નહતો ; અને પોતાના ઉમરાવોના અસંતોષી થવાથી તે ધાસ્તીભરેલા સત્તાના પંજામાં રખેને આવી જાય, તેમાંટે અંદરખાનેથી ઘણો ધ્રુજતો હતો. ટુંકમાં, તે સારીરવેસે જાણતો હતો, કે જો તે લડાઈને પસંદ કરનારી ટોળીમાંથી નિકળી જઈ સાંમી ટોળીમાં સામેલ થશે, તો તેનાં વેરમાં તેને મોતનો ઝર્બ ખમવો પડશેઃ તેમ વળી બીજા હાથઉપર, તે એમ પણ સમજતો હતો, કે તે જો સુલેહને ચાહનારી ટોળીની સંફમાં નહીં જશે, તો તે ટોળીના સભાસદો તેનેથી નાઉમેદ અને ગુસ્સે થઇ, તેનું કાટલું કાહાડી નાખવાને ચુકનાર નથી.

આ ભયંકર વિચારોથી ઉપર જણાવ્યાપ્રમાણે ઝાર નિકૉલસનાં મનની ડામાડોળ અસ્થિર હાલત હતી, અને તેથી તેનું એકવારનું લોખંડજેવું મઝબુત શરીર હવે તુટવા લાગ્યું ; અને તેથી કરીનેજ ૧૮૫૫ નાં ફેબરવારી માસમાં નિકૉલસના તબીબોને તેનેમાંટે ભારે ચિંતા થવા લાગી.

પણ ઝારને જે ધાસ્તી હતી, જે કારણોમાંટે તે વારંવાર ઉસ્કેરાઇ જતો હતો, અને ફેકરચિંતાથી તે અંદરનો અંદર આમુજબે ખવાઇચિવાઈ જતો હતો, તેનાં કારણો કાંઈ ફક્ત લડાઇનેલીધેજ નહતાં. તેમાંનું ઘણુંજ ડરામણું કારણ, તો હજી આપણને જણાવવાનું રહી ગયુંછે; અને તે એજ હતું, કે જે જીવલેણ ફટકો તેનીઉપર પડવાની તેને હયબત હતી, તે તેનાં કુટુંબમાંથી પડવાની તે ફેકરમાં હતો. હા—તે ડરતો હતો, કે રખેને સુલેહ ચાહનારી ટોળીનાં ઉસ્કેરવાથી તેનો વડો બેટો, આલેકઝાંડર, પોતે તેને ઝહરનો પેયાલો પાય, અથવા કોઈ ઉમરાવોનાં કાતેલ ખંજરનો તે ભોગ થાય, તો તેઉપર તે બેટો આંખવિંચામણા કરે; અથવા બીજા હાથઉપર લડાઇને પસંદ કરનારી ટોળીના સમજાવ્યાથી, તેનો બીજો બેટો, કૉન્સટૅનટાઇન, પિતૃઘાતક થાય, એવી આશાથી કે તેની ટોળીવાળાઓ પછી તેને ગાદીઉપર બેસાડી, આ લડાઇ પુર ઝોરથી ચાલુ રાખવામાં ફતેહ પામે. પણ મુખ્યકરીને ઝાર આ કૉન્સટૅનટાઇનથીજ વધારે ડરતો હતો ; અને તેટલામાંટે તેણે તેનેથી ન્હાના એક બીજા ભાઈ માઇકલસાથે ક્રિમિયાના લડાઇનાં મથકઉપર મોકલાવ્યો, એવું બહાનું કાહાડીને કે સેબાસ્ટૉપૉલખાતે તેઓની હાઝેરીથી ત્યાંનાં લશ્કરને ઘણી હેમત આવશે, અને ઉલટથી લડવાને તે શક્તિવાન થશે.

સર્વે મામલો આમુજબે હતો, તેટલાં એક બનાવ બન્યો, કે જે આપણે અત્રે વર્ણવાની અગત્યછે. એક રાત્રે આસરે દશ અને અગિયાર વાગ્યાનીવચ્ચે વૉલમાર તરતનોજ પોતાના ઓરડામાં ગયેલો હતો,—જ્યારે બહારના દરવાઝાનો ઘંટ વાગ્યો. બુઢી ચાકરડી થોડીજ વાર આગમચની પોતાના ઓરડામાં સુવાને ગયેલી હતી; તેટલાંમાંટે વૉલમાર પોતેજ કોણે ઘંટ વગાડ્યો હતો, તે જોવાને નિચ્ચે ઉતર્યો. આ વેળા તેનાં દેલમાં તરેહવાર વિચારો આવતા હતા; તે અંદરથી ધ્રુજતો હતો; ગુમાઇ ગયેલી કૅઠરાઈન પાછી ઘર તો ફરી નહોય ? કે નહીંતો ઝારનો ખાનગી કામદાર તેને પકડીને સાઇબીરિયા ધકેલી દેવા તો ન આવ્યો હોય ? કે નહીંતો બૅસિલ કેહેવા તો ન આવ્યો હોય, કે ધારેલાં કામનો હવે બરાબર વખ્ત આવી લાગ્યોછે ? વૉલમારે ધ્રુજતાંધ્રુજતાં બારણું ઉંઘાડ્યું, અને પોતાના બેટાને પોતાની-સાંમે ઉભેલો દિઠો.

પછી બાપ અને બૅસિલ બન્ને ઓરડામાં જઈ ભરાયા; બારણું ચોકસાઈથી બંધ કીધું; બેટાના ચેહેરાઉપરથી માલુમ પડતું હતું, કે તેને કાંઈ ઘણી અગત્યની વાત જણાવવાની હોય, અને તેથી બાપ ધ્યાન દઇને સાંભળવાને તૈયાર થઇ બેઠો.

બૅસિલ—( ધીમે સાદે ) "બાવાજી, આખરે કીનો લેવાનો વખ્ત આવી પુગ્યોછે !"

વૉલમાર—( અધિરાઇથી ) "મારા બેટા, તું ચોકસછે ?—ઠગાતો તો નથી ?"

બૅસિલ—"બાવાજી, આહેસ્તે બોલો !—એટલા મોટે ના બોલો ! કારણકે મને તમોને એક ઘણીજ ખાનગી વાત કેહેવીછે, અને આજના વખતમાં દીવારને પણ કાન હોયછે, તે શું તમે જાણતા નથી ?"

વૉલમાર—"બોલ, બૅસિલ, બોલ, મારા બેટા ! હું એન્તેઝારીથી મરી જાઉંછું ! મારૂં દેલ અંદરથી અધિરાઇનેમારે ધ્રુજેછે !"

ઘણે ધીમે સાદે બૅસિલ બોલવા લાગ્યો. આ વખ્તે બતીની રોશની તેના ચેહેરાઉપર પડતી હતી, અને તેથી જણાતું હતું, કે તે ચેહેરો તદન ફિક્કો મારી ગયેલો હતો, તો જોકે તેના મ્હોંડાંઉપર મક્કમપણાંની છાપ નજરે પડતી હતી, "બાવાજી, આજે એક ઘણો અસાધારણ નવાઇનો બનાવ બનવા પામ્યોછે. મને બાદશાહી મેહેલના *સખીઓવાળા ઓરડામાં જવાની પુર રઝાછે, કે જેમ બીજા કોઇને ત્યાં જવાનો હુકમ નથી, ત્યાં આજે સાંજે હું ફરતો હતો. જ્યારે હું ત્યાં દાખેલ થયો, ત્યારે ત્યાં કોઇ પણ હતું નહીં; હું ત્યાં દીવારઉપર ટાંગેલી જુદાંજુદાં આસામીઓની તસ્વીરો નિહાળતો હતો. મારી નજરે †ત્રીજા ઇવાન્સની તસ્વીર પડી, કે જેના વખ્તથી રશિયનોની મોટાઇ શરૂ થાયછે, અને જેણે પોતે નિર્દય, જતુની, દીવાની, અને ઝુલ્માતભરી રાજ્યનીતિ રાજ્યમાં પેહેલી શરૂ કરી હતી, કે જે આજસુધી ચાલુ રહીછે. ત્યારપછી મેં ઝાર બૅસિલની તસ્વીર જોઇ, કે જેનું નામ મારાં નામને મળતું આવવાને-લીધે, તે જોઇ મને શર્મ લાગી—કારણકે તે ખુની દૈત્યે આપણા સ્વદેશ પૉલાંડસામે લડાઇઓ ચલાવી, એવીતો ખુનરેઝી ચલાવી હતી, કે જે યાદ કરતાં આપણાં દેલમાં કંપારી છુટેછે, અને તે માણસજાત હતો, છતાં માણસાઇનાં નામને કળંક લગાડી ગયોછે."

વૉલમાર—"મારા બેટા, પણ તેમ તારાંજ નામરાસિયાઓ પૉલાંડમાં પણ થઇ ગયાછે, કે જેઓ અતિ ભલા હતાઃ અને તેમ જો નહતે, તો હું તારૂં નામ 'બૅસિલ' કદી પણ રાખતે નહીં."

પોતાના બાપનો હાથ પોતાના હાથમાં પકડી તેઉપર માન અને પ્યારથી બુસો લઈ, બૅસિલ બોલ્યો, "વાહાલા બાવાજી, મારાં પોતાનાં નામનેમાંટે મેં જે ખોટી ટીકા કરી તેમાંટે મને મુઆફ કરજો, પણ હું તેમ કરતી વખ્તે ઘણો ખીજવાયલો હતો, માંટેજ મારેથી તેમ બોલી દેવાયુંછે."

વૉલમાર—"મારા બેટા, મેં તુંને મુઆફ કર્યુંછે, ચાલ, બોલ, પછી શું થયું ?"

બૅસિલ—"બૅસિલની તસ્વીરઆગળથી કમકમીને હું ખસી ગયો, અને પછી ‡ચોથા બૅસિલની તસ્વીર જોઇ, કે જેને 'ત્રાસદાયક'ની ઉપમાં આપવામાં આવી હતી, અને જેણે પોતાના પૂર્વજોના શયેતાની ઘોરકર્મોને પણ એક કોરે મુકયાં હતાં, એવો તે પાપી હતો."

* જુઓ નોટ ૭૭ મી. † જુઓ નોટ ૭૮ મી. ‡ જુઓ નોટ ૭૯ મી.

વૉલમાર—"મારા બેટા, હા તે તેજ નામેકાર હતો, કે જેને ફક્ત ખોટો વહેમ પેઠો હતો, કે નૉવૉગૉરૉડના ચોક્સ થોડાક આસામીઓ પૉલિશ સરદારોસાથે છુપો સંબંધ ધરાવેછે, અને તે વહેમના માર્યા, તેણે શેહેરીઓની એક ઝાહેર કત્લ ચલાવવાનો હુકમ કર્યો હતો,—આ ધાતકી કત્લમાં ઓછામાંઓછાં ૨૫,૦૦૦ માણસોને બેરહમ રેંહેંસી નાખવામાં આવ્યાં હતાં. વળી તામસી ગુસ્સાના આવેશમાં તેણે પોતાના સૌથી વડા બેટાનું ખુન કીધું હતું; પણ તે બનાવની થોડાંજ અઠવાડિયાંપછી તેને પોતાને પણ ઝહર આપી મારી નાખવામાં આવ્યો હતો."

બૅસિલ—"તેની પછી *ફ્રીયૉડોર ગાદીઉપર આવ્યો, કે જેની તસ્વીર પણ આજે સાંજે મારાં જોવામાં આવીછે. તે તો એક કંગાળ, દુર્બળ, કમઅકલી હતો, તો જોકે તેનામાં એક ઝાલ્મીનેલાયકના તમામ બદગુણો હતા, પણ તેનીઆગમચના બાદશાહજેટલો દમ કે જુસ્સો તેનામાં નહતાં."

વૉલમાર—"તેને પણ ઝહર દઈ મારી નાખવામાં આવ્યો હતો, અને તે ઝહરનો પેયાલો તેના ભાઇ ડીમેટ્રિયસનેજ હાથે પાવામાં આવ્યો હતો."

બૅસિલ—"અને ખુદ †ડીમેટ્રિયસ, પોતે, કે જેની પણ તસ્વીર મેં આજે જોઇછે, તે પણ ઝાલ્મી મોતેજ મરણ પામ્યો હતો. તેનું તેના વડા પ્રધાન, ‡બૉરિસે ખુન કર્યું હતું, કે જે પછી ગાદી પચાવી બેઠો હતો. તેની તસ્વીરમાં તેનો ચેહેરો જોતાંજ જણાઈ આવતું હતું, કે તેનામાં દરેક પાપી જુસ્સાઓ હોવા જોઇએ."

વૉલમાર—"હા; ખચિત, તે જાતે એક ખવિસજ હતો, અને તેના અતિ ક્રૂર ગુનાહોથી લોકો કંટાળીને જીવઉપર આવી ગયાં હતાં. આખરે તેના ઉમરાવોએ જગાડેલા એક હુલ્લડમાં તેનું ખુન કર્યામાં આવ્યું હતું. તેનાં મોતથી એક નવાજ વંશનો ગાદીઉપર આવવાની સવળતા થઇ—તે વંશ રૉમાનૉફનાં કુટુંબનું હતું, કે જેમાંથી હાલનું રાજય કરતું કુટુંબ ઉતરી આવેલુંછે. આ વંશના પેહેલા બાદશાહ માઇકલની સબી તમો જોઇ હતી કે?"

બૅસિલ—"હા, અને જ્યારે હું તે જોતો હતો, ત્યારે મને એમ લાગ્યું, કે જાણે હું એક હયેવાની ઝુલ્મગારનાં મ્હોડાંનો સબ્રો ચિતારેલો જોતો હોઉં."

વૉલમાર—"તેનીઉપર પણ જાસ્તી ગુજરવાથી તે મરણ પામ્યો હતો. તેનીપછી ગાદીએ આવનાર §આલેકઝિસ હતો——"

બૅસિલ—"જ્યારે મેં તેની તસ્વીર જોઈ, ત્યારે ધિક્કારથી મારૂં દેલ બળીને ખાક થઇ ગયું: કારણકે તેણે જે ભયંકર અને ખુનરેઝીભરી લડાઈઓ આપણાં વાહાલાં વતન પૉલાંડસાથે ચલાવી હતી, તેનું કમકમાટભરેલું બયાન મેં તવારીખમાં વાંચેલું હતું. તેનીપછી થયેલા બાદશાહ ‖ફ્રીયૉડોરની સબી જોતાં મને એમ લાગ્યું, કે તે અર્ધો કમઅક્લ, અને અર્ધો ખવિસ હોવો જોઇએ."

વૉલમાર—"અને તેનીઉપર પણ જાસ્તી ગુજારવામાં આવ્યાથી તે મરી ગયો હતો. ત્યારપછી પેલા દીવાના ¶પીટરનું રાજ્ય શરૂ થયું, કે જેને દુનિયાના લોકો 'મહાન પીટર'નાં નામે ઓળખેછે."

* જુઓ નોટ ૮૦ મી. † જુઓ નોટ ૮૧ મી. ‡ જુઓ નોટ ૮૨ મી.
§ જુઓ નોટ ૮૩ મી. ‖ જુઓ નોટ ૮૪ મી. ¶ જુઓ નોટ ૮૫ મી.

બૅસિલ—"તેની તસ્વીર પણ વળી મેં જોઈ, અને સાથે તેના બેટા *આલેકિસસની પણ, કે જેનું ખુન તેણે કર્યું હતું—તેવીજ રીતે વળી પેલી લફંગી ને દુરાચારી †કૅઠરાઈનની તસ્વીર પણ મારા જોવામાં આવી, કે જેણીનીસાથે તે પરણ્યો હતો, અને ગાદીઉપર બેસાડી હતી."

વૉલમાર—(લગાર ટકોરમાં) "અને કૅઠરાઇને પછી પોતાનાજ ખાવંદને ઝહર આપીને પોતાનું અહસાન દેખાડી આપ્યું હતું!"

બૅસિલ—તેણીતીપછી ગાદીઉપર આવનાર બીજા ‡પીટરની, અને તેનીપછીથી શાહનશાહબાનુ §એનની તસ્વીરો, તેમજ એનના યાર બિરેનની સબી પણ આ મેહેલનાં ચિત્રોનાં સંગ્રહસ્થાનમાં મુકેલીઓછે. ત્યારપછી ‖પીટર ત્રીજાની સબી આવેછે, કે જેને ગાદીઉપરથી ઉઠાડી મુકી બંદીખાનાંમાંજ તેનું ખુન કર્યામાં આવ્યું હતું."

વૉલમાર—"ત્યારપછી ¶કૅઠરાઇન બીજી ગાદીએ આવી હતી, અને આ લોભી, કાંઈ પણ ખોટું કર્મ કરવાને જરાપણ આંચકી ન ખાય એવી, ઝુલમી, અને બીશર્મ, લફંગી, અને દુરાચારી ઓરત રશિયાની ગાદીઉપર સૌથી વધારે વખત રાજ્ય કરવા પામી હતી. તેણીની તસ્વીર ત્યાં છે કે?"

બૅસિલ—"હા, છે, અને વળી તેની જગ્યાએ આવનાર **પૉલ——"

વૉલમાર—(વચ્ચે બોલી ઉઠીને) "પેલો કંગાળ, દુર્બળ, અને કમઅકલ, પણ સાથે લાગો ભારે ઝાલમી, કે જેનાજેવા ઘણા અવતારો રશિયાની ગાદીઉપર બેસવા પામ્યાંછે, તેનું પણ ખુન કરવામાં આવ્યું હતું—ઘણાખરા આ બધા મસ્કૉવિટ ઝારોનું મોત તેવીજ રીતે આવવાનું જાણે ખુદાએ સરજેલું હતું!"

બૅસિલ—"પછી ††આલેકઝાંડરની સબી આવેછે, તે તેજ આલેકઝાંડર હતો, કે જે નૅપૉલિયન બૉનાપાર્ટની લ્હડાઇનીસાંમે થયો હતો, અને એકત્ર થયેલાં રાજ્યોનીસાથે મળી પારિસમાં દાખેલ થયો હતો."

વૉલમાર—"હા, પણ તેનેબી ડૉન નદીઉપરતાં ટાગાનરૉગ નામનાં શેહેરમાં ઝહર દઇ મારી નાખવામાં આવ્યો હતો, અને તેનીપછી આવનાર આ શખ્સ નિકૉલસછે, કે જેને આપણી કૅઠરાઇનની આબરૂનો નાશ કીધોછે—તે એજ ધણી છે, કે જેણે, બૅસિલ, આપણે આપણા હડહડતા દુશ્મનજેવો ગણ્યે છૈયે—અને પોતે પણ પોતાના વડા ભાઇ આલેકઝાંડરને ઝહર દીધું હતું! પછી તેના બીજા મોટા ભાઇ કૉન્સટૅનટાઇનની ગાદી પચાવી લીધી. નહીંતો તે ઝરૂર ગાદીએ આવવા પામતે—ઓહ! હવે આ પાપીનાં કાળાં કરતુકોનો ઘડો ભરાઇ ચુક્યોછે!"

આમુજબે આ બંધે બાપદીકરા એક જાતના ગંભીર પણ ક્રૂર સંતોષસાથે એકલા બેસી વાતો ચલાવતા હતા; તેઓ એક બીજાના ચેહેરાગમ જોતા હતા; અને આપ્રમાણે રશિયાના બાદશાહી મેહેલોમાં બનેલા કમકમાટભર્યાં બનાવોની મતલબ ફરીથી કહી જતા હતા

*જુઓ નોટ ૮૬ મી. †જુઓ નોટ ૮૭ મી. ‡જુઓ નોટ ૮૮ મી. §જુઓ નોટ ૮૯ મી.
‖જુઓ નોટ ૯૦ મી. ¶જુઓ નોટ ૯૧ મી. **જુઓ નોટ ૯૨ મી. ††જુઓ નોટ ૯૩ મી.

અને આ વાત કેવી ભયંકર બાબતઉપર તેઓ ચલાવતા હતા ! જાણે એમજ જણાયછે, કે એક મોટાં રાજ્યઉપર હઝારો ચુંથણા પાડવાનેમાટેજ શયેતાને રશિયાની ગાદી ઉભી કીધી હોય, અને જાણે જેઓ તે બાદશાહી ગાદીઉપર આવે, તેઓને માથે ખુદાનો શ્રાપ હોય ! કરોડો રૈયતતરફ ક્રૂર ઝુલ્માત, અને મેહેલોની સંગેમરમરની દીવારોઅંદર અધમમાં અધમ ગુનાહભર્યાં કામો—ઝુલ્માત, ગુસ્સો, પાપી કર્મો, તિરસ્કાર,—તેનીસાથે ઔરતોની બીશર્મ લપ્પંગાઈઓ અને બીલગામ બદફેલીઓ—બહાર દેશાવરોમાં ખુનરેઝીભરી લડાઈઓ—દેશમાં સામટી ચલાવેલી કતલો–ગાદીઉપર આવવાની ધારણાથી બેહદ ખુનો—અને પછી તે બાદશાહી બેઠક સાચવી રાખવાની આશાથી કરવામાં આવેલાં ગણત્રીવગરનાં ખુનો—સગાપનું જાણે નાતુંજ નહીં, ને પ્યારનો ગાંઠજ નહીં—એવો તાત્પર્ય રશિયન રાજ્યનો હતો. ભાઈ ભાઈનું ખુન કરતો—બાપ દીકરાને રેંહેંસી નાખતો—કે પોતાના ખાવંદને મારી નાખવામાં આવતો, તો તેની બાયડી તેઉપર આંખમિંચામણા કરી જતી—આવાઆવા ત્રાસદાયક બનાવો ચાર સદીઓસુધી રશિયાના બાદશાહી ઝુલ્માતનીસાથે તાલુકો ધરાવતા રહ્યા હતા. આ બાબતોઉપર પણ વૉલમાર અને તેનો બેટો કેટલોક વખ્તસુધી વાતો ચલાવવા લાગ્યા, જાણે આ વાત હવે પછી બનનાર બનાવનો એક લાયક દીબાચો હોય, તેવીરીતે તેઓ તેઉપર ગોફતેગુમાં રોકાયા.

**વૉલમાર**—"બૅસિલ, તારે મને શું જણાવવાનું હતું, તે હવે કેહે? આવી મોડી રાત્રે તું ઘાં શું કરવા આવ્યોછે? અને હવે આપણે લાંબો વખ્ત થયા માંગતા હતા, તે વખ્ત આવી લાગ્યોછે, એમ તું શાઉપરથી ધારેછે?"

હવે આગળનાજેવે ધીમે અને નર્મ સાદે નહીં, પણ જરા વધારે મોટે સાદે બૅસિલ બોલ્યો, "બાવાજી, હું તે તસ્વીરવાળા ઓરડામાં હતો, અને એમજ સમજતો હતો, કે હું ત્યાં એકલોજછું. હું હમણાંના ઝાર શાહનશાહ નિકૉલસની તસ્વીરસાંમે ઉભેલો હતો. મેં એ જીવતા દૈત્યનો ચેહેરો તે સબીમાં હુબેહુ ચિતારેલો મારીસાંમે જોયો. આપણું વાહાલું પૉલાંડ, કે જે આ પાપીએ કચડી નાખ્યુંછે, આપણને ગુલામી હાલતમાં લાવી નાખ્યાછે, અને યુરોપના નકશામાંથી જાણે આપણી જાતને નાબુદજ કરી નાખીછે, તે સઘળું મને તે વખ્તે યાદ આવી ગયું;—અને હું તેને શ્રાપ દેવા લાગ્યો—મને તે વારે આપણી વાહાલી અને ગુમાયલી કૅટ્રાઈનનો વિચાર આવ્યો—તેજ કૅટરાઈન, કે જેનું આ પાપીએ નખોદ વાળ્યુંછે;—અને તેઉપરથી મેં તેને ફરીથી બદદુઆ ચાહી ! મારી લાગણીઓ ઉશ્કેરાવાથી, અને હું તો એમજ સમજતો હતો, કે તે મોટાં દીવાનખાનાંમાં હું એકલોજ હતો તેથી, મારા મનના વિચારો હું જરા મોટે સાદે એકલોજ બોલવા લાગ્યો. હું મનમાં એમજ સંતોષ લેતો હતો, કે કંતાનઉપર ચિતારેલી તસ્વીરનેબદલે હું ખરેખરા જીવતા શાહનશાહનેજ તેનાં મ્હોંઉપર શ્રાપો દેતો હતો. મારા બાવાજી, હું તમારીતરફથી તેમજ મારીતરફથી ગુસ્સામાં તેનીસાંમે બોલતો હતો—મેં તેનીઉપર હઝારો ફિટકારો નાખ્યા—એટલુંજ નહીં, પણ ઘણીક વેરભાવિક ધમકીઓવટીક આપી. મારા દેલમાં એકઠો થયેલો તમામ ગુસ્સો મેં તે વખ્તે ખાલી કર્યો, અને પછી હું બોલ્યો, 'નિર્દોષના નાશ કરનાર નાકદર અયે પાપી ચંડાળ ! મારા બાપે જે કાતેળ ઝહર જે જીવ લેનારાં તત્વોમાંથી ખેંચી કાહાડયુંછે, તે તારી રગેરગમાં હજી પણ દાખેલ કરવાને હું ચુકીશ નહીં !'"

પોતાનો દમ ઉપરનોઉપર રાખી, આ સાંભળી વૉલમારે પુછ્યું, "મારા બેટા, આપ્રમાણે તું બોલ્યો ? અને પછી શું થયું ?"

બૅસિલ—"હા, બાવાજી, હું એજપ્રમાણે બોલ્યો હતો, અને તેજ વખ્તે મારાં ખભાં-ઉપર કોઇએ આવીને એકાએક હાથ મુક્યો——"

વૉલમાર—"હાથ મુક્યો ! પણ તે કોણે ?"

જે એન્તેઝારીથી આ સવાલ પુછવામાં આવ્યો હતો, તેઉપર કશું પણ ધ્યાન ન આપતાં બૅસિલે આગળ ચલાવ્યું, "જાણે મને વિજળીનો ઝબરો આંચકો લાગ્યો હોય, તેમ હું ચોંક્યો ! જાણે ભૂતપિસાચથી બ્હીધો હોઉં, તેવી ધાસ્તી મને પેઠી ! પાછું ફરીને જોયું, તો——"

વૉલમાર—(અધિરાઇથી ધ્રુજીને) "કોણને જોયો ?"

બૅસિલ—"બાવાજી, ફરીથી જણાઉંછું, કે દીવાર પણ સાંભળેછે, જરા આગળ આવીને વાંકા વળો, કે તે ધણી, જે એકાએક ત્યાં આવી લાગ્યો હતો, તેનું નામ તમોને કાનમાં કહું."

વૉલમાર જરા આગળ આવીને વાંકો વળ્યો, અને બૅસિલે તેના કાનમાં એક નામ કહ્યું.

વૉલમાર—"ખુદા તારી મદદ હોજો ! મારા બેટા ! હવે તારૂં આવી બન્યુંછે !"

બૅસિલ—"નહીં, બાવાજી—જરા શાંત થાઓ ! મેં જેતું નામ દીધુંછે, તેણે મને જણાવ્યું, કે મારે બ્હીવું નહીં. પછી અમો બન્ને જણે લાંબો વખ્તસુધી તે દીવાનખાનાંમાં એમથીતેમ સાથેસાથે ચાલવા માંડ્યું, અને અપસઅપસમાં ગુસગુસ વાતો ચલાવી; મેં કૅઠરાઇનની સર્વે હકીકત તેને જણાવી. બાવાજી, ટુંકમાંજ જણાઉંછું, કે તે, તેજ જેતું નામ મેં તમોને જણાવ્યુંછે, તેણે પોતે—પણ બાવાજી, તમે એમ અવિશ્વાસથી મારી-સાંમે કાં જુઓછો ? તેણે પોતે મને તે કામ કરવાને ઉત્તેજન આપ્યુંછે: કારણ તે પોતે પોતાનેવાસ્તે હવે રસ્તો મોકલો—પણ બસ, એટલુંજ જણાઉંછું !"

લાંબો વખ્તસુધી બન્ને જણા ચુપ બેસી રહ્યા—બાપ અને બેટો બંધે એકેકનાં મ્હોંડાં-ગમ ટીકતા બેઠા—બાપે પેહેલાં અવિશ્વાસથી જોયા કર્યું, પણ ધીમેધીમે તેને વિશ્વાસ આવવા લાગ્યો—બેટાનો ચેહેરો જોકે ઘણો ફિક્કો મારી ગયેલો હતો, છતાં તેઉપર મક્કમ ઠરાવની છાપ દેખાતી હતી. આખરે પછી વૉલમાર પોતાની જગ્યાએથી ઉઠ્યો ; પોતાના બેટાને પોતાનીપછવાડે આવવાની એશારત કીધી, અને પોતાની રસાયણપ્રયોગો કરવાની ઓરડીમાં તેને લઇ ગયો. પાણીનાજેવી નિર્મળ રંગની કોઇ પ્રવાહીભરેલી એક ન્હાની શીશી તેણે ત્યાંથી કાહાડી. કાંઈ પણ બોલવાવગર ગુપચુપ તે તેના બેટાના હાથમાં આપી ; અને બૅસિલે તે ન્હાની શીશી પોતાના પુશાકમાં છુપાવી દીધી. પછી તેણે પોતાના બાપનો હાથ પોતાના હાથમાં લઇ માયાથી ચાંપ્યો ; અને એક શબ્દ પણ બોલવાવગર, તે બાપનાં મકાન-માંથી નિકળી ચાલ્યો.

ઉપલી જે વાત આપણે જણાવીછે, તે બન્યાપછી એક પખવાડિયું ગુજરી ગયું ; અને ઝાર નિકૉલસની તબિયત દિનપરદિન વધારેનેવધારે બગડતી ગઇ. તેનો વડો બેટો

આલેકઝાંડર તેની સારવારમાં ખડેપગે રહ્યો,--જાણે ખરા ભક્તિભાવથી અને ખંતથી તે તેની નોકરી બજાવતો હોય, એવો તેણે દેખાવ કર્યો હતો. ઝારની અર્જીઉપરથી તેના બે બેટાઓ, કૉન્સટૅનટાઇન અને માઇકલને ક્રિમિયાથી પાછા બોલાવ્યામાં આવ્યા ; માઇકલને પાછળ નાખીને કૉન્સટૅનટાઇન વધારે ઝડપથી પેહેલો આવી લાગ્યો ; તેને બીશક એવી આશા હતી, કે તેનો બાપ તેને પોતાની ગાદીનો વારેસ ઠરાવી જશે. પણ સેંટ પીટર્સબર્ગમાં આવી પહોંચ્યાપછી કૉન્સટૅનટાઇનને ખબર થઇ, કે તે બાબતમાં તો તેના બાપે તેના આંવવાઆગમચથીજ પોતાનો ઠરાવ ઝાહેર કર્યો હતો, અને તે એ હતો, કે તેના વડા ભાઇ આલેકઝાંડરને તેનીપછી સર્વે રશિયાઓના ભવિષ્યના ઝારતરીકે ગાદીનશીન કરવો.

૧૮૫૫ નાં સાલના માર્ચ માસની ૨ જી તારીખે સવારના પહેરમાં સેંટ પીટર્સબર્ગના "શિયાળાના મેહેલ"માં એક ઘણો ગંભીર દેખાવ બનવા પામ્યો હતો. (જુઓ ચિત્ર ૧૯ મું.) ઝાર નિકોલસ પોતાનાં મોતનાં બિછાણાંઉપર પડેલો હતો. તેની જમણી બાજુએ શાહનશાહબાનુ ધુંટણ મરડિયે પડીને તેના મરતી વખ્તના આશીષ મેળવતી હતી. બરાબર તેણીનીપછવાડે આલેકઝાંડર ઉભેલો હતો ; તેની ખાતેરી હતી, કે હવે ટુંક વખ્તમાં બાદશાહી તાજ તેનાં માથાંઉપર બીરાજશે. તેની બાજુમાં કૉન્સટૅનટાઇન ઉભેલો હતો,—તેની નઝર પોતાના મરવા સુતેલા બાપના ચેહેરાઉપર થોડીક "મિનીટો"સુધી ટીકાયલી હતી, તેને પોતાનો ચેહેરો ફેરવ્યો, અને કાંઇક શકમંદ આંખોથી તે હવે પોતાના ભાઇ આલેકઝાંડરને ટીકવા લાગ્યો.

આપ્રમાણે શકભરેલી રીતે પોતાનીતરફ પોતાના ભાઇને નિહાળતો જોઇને આલેકઝાંડર ઘણો ધીમે સાદે બોલ્યો "અફસોસ ! ચુપૅટારિયાની લડાઇની, તેમજ પેલા અજીત લડવૈયા ઓમર પાશાની મહાન ફતેહની ખબરો સાંભળીને આપણાં પ્રતાપી બાવાજીની ઝેંદગીને એક છેલ્લો જીવલેણ ફટકો લાગ્યોછે !"

ઘડીભર એવું લાગ્યું, કે જાણે કૉન્સટૅનટાઇન કાંઈ તેથીઉલટીજ વાત કેહેવા જતો હોય: પણ તેમ ન કરવાનું તેણે આ વખ્તે વધારે બેહતર ધાર્યું: તેણે પોતાના હોઠો ચીડનેમારે પોતાના દાંતોમાં કરડયા—અને ચુપજ ઉભો રેહ્યો.

મરતા ઝારના ડાબા હાથઉપર ગ્રીક વડો પાદરી ઉભેલો હતો—તે અતિ બુઝુર્ગ દેખાવનો હતો, અને તેણે મરવા સુતેલા બાદશાહનાં માથાંઉપર એક પવિત્ર "ક્રૉસ" ધરેલો હતો. તે નામદારનીપાસેજ વડો તબીબ પોતાના બાદશાહી બીમારની નાડ પકડીને ઉભેલો હતો, અને હવે તે નામદાર કેટલી થોડીવાર જીવશે, તેની મનમાં ગણત્રી કર્યો જતો હતો. તે તબીબનીસોડમાં બાદશાહી કુટુંબની બે બાનુઓ બિછાણાની બાજુમાં ધુંટણિયે પડીને ભારે દેલગીરીનેમારે ધસાધસ રડતી હતી. બિછાણાના પગઆગળ સેંટ પીટર્સબર્ગનો આર્ચ-બિશપ, યાને સૌથી વડો પાદરી, ગ્રીક દેવલનેલગતો એક બીજા ઉંચી પદવીના પાદરીનીસાથે ઉભો રહી પવિત્ર ધર્મપોથીમાંથી ચોકસ વાકયો વાંચ્યો જતો હતો, કે જે સુફેદ ઝબ્ભાવાળો એક હાથનિચેનો પાદરી ઉંચકીને ઉભેલો હતો. રાજ્યના ઉંચી પદવીના અધિકારીઓમાંહેલો એક વડો અધિકારી, પ્રિન્સ ડૉલગૉરૂકિનો લશ્કરી આકાર આ સર્વે દેખાવની પછવાડેની જગ્યાએ ઉભેલો દેખાતો હતો, અને આરીતે મોતના દીવાનખાનાંનો આ જીવતો ચિતાર પુરો થતો હતો.

ઝારની મરણ ઘડીનેલગતા બનાવોનું વધુ વર્ણન કરવાનું કામ આપણું નહીં, પણ કોઈ તવારીખનવેશનુંછે, માટે તે અત્રે દરસાવવાની ઝરૂર નથી. ટુંકમાં ત્યાં એટલુંજ જણાવીશું, કે **માર્ચ** માસની તે યાદગાર સવારના દશ કલાકનેઅમલે શાહનશાહ નિકૉલસે પોતાનો છેલ્લો દમ ખેંચ્યો. તરતજ **આલેકઝાંડરને** તમામ રશિયાઓનાં શાહનશાહતરીકે ત્યાં હાઝેર રેહેલાં સર્વેએ વાંકા વળીને નમન કર્યું: અને ( જુઓ ચિત્ર ૨૦ મું. ) તેના ભાઈએ તેમજ દરબારના બીજા તમામ ઉંચે દરજ્જેના અધિકારીઓએ પણ નમન કરી શાહનશાહતરીકે તેને માન આપ્યું.

આ વખતે જ્યારે શાહનશાહ **આલેકઝાંડરને** પદાભિષેક કર્યામાં આવ્યો હતો, તેજ વખ્તે ઑસિલ્ન પોતાના બાપને મકાને દોડ્યો; અને વૉલમારનો હાથ પોતાના હાથમાં પકડીને બોલ્યો, "બાવાજી, આખરે આપણો કીનો લેવામાં આવ્યોછે !"





## પ્રકરણ ૪૪ મું.

### બાપ અને બેટો.

"આખરે આપણો કીનો લેવામાં આવ્યોછે!" આ શબ્દો સાંભળતાંજ જાણે વૉલમારનાં દેલમાં વિજળીનો ચમકારો લાગ્યો હોય, એવી અસર થઈ, અને થોડોક વખ્તતુલિક તો એક ખવિસને થાય, એવા ભારે સંતોષની લાગણી તેનાં હૈયાંમાં ફેલાઇ. તો જોકે કુદર્તીરીતે તો તે આવી નઠારી લાગણી ધરાવનાર એક શખ્સ નહતો. કુદર્તે તેનો ખવાસ અતિ ઘણો પરોપકારી અને પરગજુ બનાવ્યો હતો; અને તે એક શાંત, એકાંત, અને નિર્દોષ ઝેંદગીમાં પોતાનો અભ્યાસ ચલાવવાને જન્મેલો હતો; પણ તે કયારે? જયારે તેને તેના માર્ગસર વગરહરકતે ચાલવા દેવામાં આવે ત્યારે. પણ આ શખ્સઉપર ઘણા ઘાતકી ઘાઓ પડયા હતા; તેનાં હૈડાંમાં ઝુલ્માત અને વિપ્તિઓનું દુઃખ ઘણી ન્હાની ઉમરથીજ પેવસ થયું હતું—અને તેથી તેની સારી લાગણીઓ મંદ થઈ ગઇ હતી; તેનો દયાળુ ખવાસ મરી ગયો હતો; અને તેની સર્વે કુદર્તી ભલી લાગણીઓ ફેરવાઇને જડ થઇ ગઇ હતી. તે સર્વેછતાં જયારે પોતાની વાહાલી બેટીને ખોવાનું દુઃખ તેનીઉપર પડયું, ત્યારેતો તે લાગણીઓ વધારે ક્રૂર બની ગઇ, અને એટલામાટે કુદર્તીરીતે એક ભલો, રાંક, અને નિર્દોષ શખ્સ હવે "આખરે આપણો કીનો લેવામાં આવ્યોછે!" એવા નિર્દય શબ્દો સાંભળીને તેઉપર મગ્ન થાય, તો તેમાં નવાઇજેવું કશું નથી. તોયે આ પરિપૂર્ણ કીનાનો ફક્ત વિચાર કરવાકરતાં કાંઇક વધારે ભયંકર હજી હતું, અને તે કેવી ભયંકરરીતે આ કીનો લેવામાં આવ્યો હતો, તે હતું: જયારે તેનો સંતોષ પુરો થયો, કે આ બાપબેટા લગાર ઉદાસ દેખાવે એકબીજાસામે ટગરટગર જોતા ઉભા રહ્યા.

થોડીક વારપછી વૉલમારે પુછયું, "મારા બેટા, આ અતિશય મોટા બનાવનો છેડો કેમ આવ્યો, તે મને જણાવ."

**બૅસિલ**—"તમો જાણોછો, કે જે ધણીએ મને આ કામ કરવાને ઉત્તેજન આપ્યું હતું, તેની પોતાની પણ તેમાં મતલબ સાથેલાગી સમાયલી હતી, અને તેટલામાંટે મેહેલના છેક માંહેલા ભાગમાં, કે જયાં શાહનશાહનો અને તેના ખેશકબીલાનો વસવાટ હતો, ત્યાં મારી નેમણુક કર્યામાં આવી. આખા મેહેલમાં આ વેળા સૌથી ચઢતી સત્તા મારા હાથમાં સોંપવામાં આવી હતી. મરનાર ઝારના પોતાના ખાસ ઓરડાનીનઝદીકમાંજ મને પણ એક ઓરડો વાપરવામાંટે હવાલે કરવામાં આવ્યો—એવી મતલબથી, કે હું મારી ફર્ઝ વધારે ચોકસાઇથી બજા લાવી શકું. તેણે બહાર એવું જણાવ્યું, કે બાદશાહી ચોકીદાર રીજમીટનો ઝાર નિકૅાલસનો હું સૌથી વધારે માનીતો અમલદાર હોવાથી, આ માનનો હોદ્દો મને સોંપવામાં આવ્યો હતો."

**વૉલમાર**—"મારા બેટા, એ સર્વે વાત તો હું જાણુંછું, પણ આજના બનાવો કેમ બનવા પામ્યા, તે જાણવાની મને અધિરાઈ થાયછે."

**બૅસિલ**—"આજે સવારના **ઝાર નિકૉલસને** જણાયું, કે હવે તેની અંતની ઘડી નજદીક આવી ચુકીછે, કારણકે તેના તબીબોએ તેને ખાતેરીથી જણાવ્યું હતું, કે હવે થોડાજ વખતમાં તેને ફેફસાંનો લકવો લાગુ પડશે——"

**વૉલમાર**—(લગાર ભેદભરેલી રીતે) "હા—ફેફસાંઓનો લકવો—ખચિત, તેમજ!—કદી દુર ન થઇ શકેએવું પરિણામ—પણ કાંઇ ફેકર નહીં, બૅસિલ આગળ ચલાવ!"

આઉપરથી **ઝાર નિકૉલસે** પોતાનાં કુટુંબને પોતાનીપાસે બોલાવી મંગાવ્યું, એવી મતલબથી, કે તે હવે તેઓને હંમેશગીનેમાટે છુટા પડવાઆગમચ ભેટી લે; અને આમુજબે ભેટીને જયારે કુટુંબ ત્યાંથી પાછું ફર્યું, ત્યારે તેનીઆગળ ફક્ત તેનો ખાસ તબીબજ હાજેર હતો. પછી તે શખ્સ, કે જેનું નામ હું આ મકાનમાં પણ બોલી શકતો નથી, તે મારી-પાસે આવ્યો, અને મને કહ્યું, "બૅસિલ વૉલમાર, જ્યારે આપણે તસ્વીરોવાળા ઓરડામાં એકલા ફરતા હતા, ત્યારે આપણાવચ્ચે જે કરાર થયોછે, તે કરાર હજી પણ અમલમાં લાવવાનું તમે દબાણ કરોછો?' મેં માનપૂર્વક પણ મક્કમપણે કહ્યું, 'હા, હું હજી દબાણ કરૂંછું'—જાણે મારા આ ઠરાવથી તે બોલનારને દુઃખ લાગ્યું હોય, તેવો તેનો દેખાવ થયેલો મને જણાયો, અને મારો જવાબ તેથીઉલટોજ હું આપીશ, પણ તેમ તો મેં કીધું નહીં, તેથી જાણે તે નાઉમેદ થયો હોય, એમ મને લાગ્યું: પણ હું મારા ઠરાવમાં મક્કમ રહ્યો—હું જરા પણ ડગમગ્યો નહીં. પછી મને જ્યારે બોલાવ્યામાં આવે, ત્યારે હાજેર થવામાંટે તૈયાર રેહેવાને કહી, તે ત્યાંથી ચાલી ગયો."

**વૉલમાર**—(જોકે ઘણે ધીમે સાદે, તોયે એન્તેઝારી અને અધિરાઇથી) "અને બૅસિલ, અને તેણે પોતાની કબુલાત પાળી કે? અને તું તારા ઠરાવમાં મક્કમ રહ્યો કે?"

**બૅસિલ**—"હા, બાવાજી. સાંભળો—હું તમોને બધી વાત ખોલાસાવાર જણાઉંછું. તે મને છોડી ગયો; અને હું મેહેલમાંના મારા ઓરડામાં અર્ધા કલાકથી પણ વધુ વખ્ત શું પરિણામ આવશે, તેની ભારે એન્તેઝારીમાં થોભ્યો. તરતજ બારણું ઉંઘડયું: અને બાદશાહી મેહેલના એક ખેદમતગારે મને તેનીપછવાડે જવાને એશારત કીધી. મેં તેમ કર્યું: મને એક બીજા ન્હાના બહારના ઓરડામાં લઈ જવામાં આવ્યો—અને પછી તે ખેદમતગાર ત્યાંથી ચાલી ગયો."

ધ્રુજતો, અને એન્તેઝારીથી ઉશ્કેરાઇ ગયેલો વૉલમાર બોલ્યો, "બૅસિલ, અને આ ન્હાના ઓરડામાંથી થઇને મોતના ઓરડામાં જવાતું હતું? ખરૂં કેની? મને જલ્દી કેહે."

**બૅસિલ**—"હા, બાવાજી, તેમજ હતું. હું થોડીજ 'મિનીટો' ત્યાં થોભ્યો, તેટલાં તે ઓરડાને છેક નાકેનું એક બારણું ઉંઘડયું, અને માંહેના ઓરડામાંથી બાદશાહી તબીબ હું ઉભેલો હતો, ત્યાં આવ્યો, અને જાણે દુઃખી દેલે કેહેતો હોય, તેમ ઘણા ધીમા આવાઝે બોલ્યો, 'મને જણાવ્યામાં આવ્યુંછે, કે મરવા સુતેલા બાદશાહના ઘણાજ વાહાલા અને નમકહલાલ નોકરોમાંના તમે પણ એક છેઓ, અને તેટલામાંટે તમારા બાદશાહનાં બિછા-ણાપાસે ઘડીભર ઘુંટણિયે પડવાનો, અને થનાર મોતથી મંદ થઇ ગયેલો તે નામદારનો હાથ ચુમવાનો દુઃખી સંતોષ અને માન મેળવવાને તમોએ કાકલુદીભરી આઝીજી કીધીછે.'—

મેં લાયક શબ્દોમાં મારી તેમ કરવાની ઇચ્છા જાહેર કીધી, અને જાણે મને ભારે સંતાપ થતો હોય, એવું ડોળ ધાલ્યું: આઉપરથી તે તબીબે મને પોતાનીપાછળ આવવાને એશારત કીધી."

"યા ખુદા, આ વખ્તે હું તારીસાથે હતે, તો કેવું સારૂં થતે, મારા બેટા!—અરે! જો આ વખ્તે તારી જગ્યાએ હું હતે, તો કેવું મજાહતું!" વૉલમાર ધીરે સાદે બોલ્યો: જોકે તેનો સાદ ધીમો હતો, તોયે તેનાં બોલવાનું જુસ્સાભરેલું હતું, જાણે તેની અંદરની લાગણીઓ જાગરૂત થઇ હોય. "પણ આગળ ચાલ! પછી શું થયું?" એમ બોલી, તેણે પોતાની કુરશી પોતાના બેટાની હજુ વધારે પાસે ખેંચી.

**બૅસિલ**—"તે તબીબે મને તેનીપાછળ જવાને જણાવ્યું. ઝાર નિકૉલસ પોતાની શુદ્ધિમાં છે કે નહીં—અને જો તે શુદ્ધિમાં હોય, તો તે બોલી શકતો હતો, કે નહીં. તે જાણી લેવાને મેં તેને થોડીવાર રોકયો."

**વૉલમાર**—(અધિરાઇથી ધ્રુજીને) "ઠીક, ખચિત, સારૂં થયું જે તેમ તેં ખબર કાહાડવાની ચોકાસી રાખી! તું તારી સંભાળમાં રહ્યો, એ નેક કીધું!—તેં ખરેખર ડાહાપણ ખર્ચ્યું. અને પછી તે તબીબે શું કહ્યું?"

**બૅસિલ**—"તેણે મને જણાવ્યું, કે નામદાર શાહનશાહ હજી શુદ્ધિમાંછે, અને મરણની છેલ્લી ઘડીસુધી તે તેમ રેહેશે."

"હા—મેં જે ગણત્રી કીધી હતી, તેમજ થયુંછે." વૉલમાર મનમાં બડબડ્યો; પોતાની દેખાઇતી થયેલી ફતેહથી થોડીક વારસુધી તેનો દેખાવ શયેતાનનાજેવો થઈ ગયો; તેની રસાયણશાસ્ત્રની કાબેલિયતથી જે ધાસ્તીભરેલી અને ભેદી શોધ તેણે કીધી હતી, તેથી તેને એક જાતનો મોટો સંતોપ થયો, અને પછી બોલ્યો, "તે તબીબે તુંને કહ્યું, કે છેલ્લી ઘડીસુધી તે શુદ્ધિમાં રેહેશે?"

**બૅસિલ**—હા, બાવાજી, વળી તે તબીબે મને એમ પણ વધુ જણાવ્યું, કે ઝારની વાચાશક્તિ જતી રહી હતી——"

**વૉલમાર**—"હા ખચિત, તેમ થવુંજ જોઇએ!"

**બૅસિલ**—"તેણે વળી મને કહ્યું, કે તેના અવયવો સઘળા લકવાથી જુદા પડી ગયા હતા, અને તે છેક મોતને કાંઠે આવી લાગ્યો હતો. આ સઘળું સાંભળી મને અંદરથી અતિયંત ખુશી ઉપજી—આ ખબર સાંભળી મને નહીં વર્ણવી શકાયએવો ભારે સંતોપ પૈદા થયો: ત્યાં મેં એકવારના મહાન નિકૉલસને 'કોચ' ઉપર લાંબો થઈ પડેલો જોયો, કે જેઉપરથી તે ફરીથી ઉઠવા પામનાર નહતો.' ત્યાં, આ એક હઝાર પાપોથીભરેલો શખ્સ!—પોલાંડનો નાશ કરનાર—યાહુદી પ્રગણાંઓને જડમૂળથી ઉખેડી નાખનાર—બાવાજી, ઘણાં વર્ષોઅગાઉ તમોને દેશનિકાળની ખોટી સઝાનો કરનાર—આપણી ગુમાઇ ગયેલી કૅથરાઈનની ખરાબી કરનાર પડેલો હતો! આ શખ્સ, કે જેને મ્હોંડેથી નિકળેલા નિર્દય હુકમોનેલીધે લડાઈ જાગીછે—તે લડાઇ કે જે હજી ચાલુછે—તે પડેલો હતો! પણ, ઓહ! અજલના દુતના હુકમઆગળ માણસના આ હુકમો શી બિસાતમાંછે! જાણે ઘણો દુ:ખી થતો હોઉં, તેમ નાચારજેવો હું તેના 'કોચ'આગળ ગયો: તે મારો દેખાવ તદન ડોળ-

ઘાલુ અને ખોટો હતો—કારણકે અંદરથી તો મારૂં દેલ તેનું આ દુઃખ જોઇ ખુશી થતું હતું, અને તે જોઈ મને એક જાતનો સંતોષ થતો હતો. ઝારનો ચેહેરો ભયભિત ઉજળો ફક્ક મારી ગયેલો હતોઃ—તેનું કુદર્તી ગોળ અને આસુદ્દું મ્હોંડું ઝરડાઇ ગયેલું અને દુબળું થઇ ગયેલું હતુંઃ હોઠો તદ્દન સુફેદ થઇ ગયા હતા, અને સ્હેજ ફિક્કા આસ્માની રંગના હતા—પણ ઘણાં, અતિ ઘણા ફિક્કા——"

વૉલમાર—"હા—તેમ થવુંજ જોઇએ! અને મારા બેટા, આંખો, તેની આંખો કેવી હતી?"

બૅસિલ—"જાણે ઓપેલાં સીસાંજેવી તે દેખાતી હતી. જ્યારે હું ઓરડામાં દાખેલ થયો, ત્યારે જરા પણ હાલવાવગર તે થંભ હતીઃ જાણે તેની ઝાંખી પડતી બાકીની ઝેંદગીના બુજાતા ચેરાગનેમાંટે તે બંદગી કરવા ઇચ્છતો હોય, તેમ મરવા સુતેલો ઝાર ઉપર જોતો હતોઃ પણ જ્યારે હું તેનાં બિછાણાંની છેક નઝદીક ગયો, ત્યારે તે એક ઘડીપળ ફડફડી. આ વખ્તે તબીબ તેનીઆગળ ઘુંટણ ભરડિયે પડયો; અને ઝારનો ડાબો હાથ પોતાના હાથમાં લઈ, તેની નાડ તપાસવા લાગ્યો. તેનો જમણો હાથ તેની છાતીઉપર આડો પડેલો હતોઃ જાણે તેઉપર બુસો લેતો હોઉં તેવીરીતે હું તેનીઉપર વાંકો વળ્યો——"

વૉલમાર—ઓ બૅસિલ, બૅસિલ—તારેવાસ્તે આ પળો કેવી ખુશકારક હતી!"

બૅસિલ—(ઘણા ગંભીર આવાઝે) "હા, બાવાજી, આ વખ્તે અજાયબજેવી, ન વર્ણવી શકાયએવી લાગણી મારાં દેલમાં થતી હતી,—મારાં દેલની તમામ ઇચ્છાઓ આ ઘડિએ ફક્ત એકજ મધ્ય જગ્યાએ જમા થઇ હતી! તે ઘડીની મોજ મેળવવાનેજ હું જીવતો હતો!—પણ આવી ઘડી મારી ઝેંદગીમાં ફરી જોવાને હું ઇચ્છતો નથી! તબીબની આંખો તેના હાથમાં પકડેલા ઝારના હાથતરફ નિચ્ચે ફેરેલી હતીઃ અને તેથી તેણે મારીતરફ જોયું નહીં. આ વખ્તે મારો ચેહેરો એકાએક બદલાઇ ગયો. બાવાજી, હું જાણે નરો એક ભૂત હોઉં, તેવો વિકાળ તે થઈ ગયો!—તે જોતાંજ ઝારના સુન મારી ગયેલા ચેહેરાઉપર ધાસ્તીની છાપ પડી, અને તેની આંખો ફડફડી. પણ તે જરા પણ હાલી શક્યો નહીં—તે એક શબ્દ પણ બોલી શકયો નહીં. ઓહ, આ વખ્તે મને સાઇબીરિયા દેશનિકાળ કરવાનો હુકમ આપવાને તે અશક્ય હતો! મારી પીઠ ચામડાંના ચાબુકે ચીરી નાખવાનો હુકમ કરવાને તે અશકત હતો!—પોતાનો કીનો લેવાને તે અશકત હતો, તો જોકે તેનાં મનમાં તેનાં પાપની પતીજ થઈ હતી, કે કુંઠરાઇનની તેણે કીધેલી ખરાબીનો કીનો લેનાર હુંજ હતો! હા, હા—જોકે દુઃખ અને ગુસ્સાની લાગણીઓ પળવાર તેની આંખોમાં જણાતી હતી, તોયે તે પળવારમાં મને જણાઇ ગયું, કે ઝાર તે સમજી ગયો હતો, અને આ વખ્તે તે પોતે મારા કીનાનો ભોગ થઈ પડયો હતો!"

જાણે ખુદાનો આભાર માનતો હોય, તેમ બંધે હાથો જોડીને વૉલમાર બડબડયો, "ઓ કુંઠરાઈન, ખરેખર તારો કીનો લેવાયોછે!"

"હા—તમારી બેટી અને મારી બેહેનનો ખરેખરો કીનો લેવાયોછે;" આમુજબે તમારી અને મારી બોલોઉપર ભાર મુકીને પણ ધીમે સાદે બૅસિલ બોલ્યો, "પણ હજી મેં તમોને બધું કહ્યું નથી---."

**વૉલમાર**—"શું બધું નથી કહ્યું? મારા બેટા, હજી બીજું શું કેહેવાનુંછે?"

**બૅસિલ**—"હાથમાં આવેલી તક મને છોડવા ગમી નહીં. મેં ધાર્યું હતું, તેકરતાં પણ વધારે સારી તક મળી ગઇ; કારણકે તેઓએ કાંઇ જાણ્યું નહીં. વળી હું જે તમોને કહુંછું, તે ફકત થોડીક પળોનું કામ હતું. હું ઝારનાં શરીરઉપર વાંકો વળ્યો, જાણે લકવાથી અડી ગયેલો હાથ, જે તે ખસાડી શકતો નહતો, તે ચુંમવા જતો હોઉં તેમ, અને પછી તેના કાનમાં થોડાક શબ્દો ઘણા ધીમા આવાજે કહ્યા. ધીમે અને નર્મ આવાજે, પણ સફાઇથી અને ઉતાવળે તે શબ્દો મારા હોઠોમાંથી ફુંકાર મારી બહાર પડયા, જાણે તે ઘડિએ હું એક ઝહરી સર્પ તે મરવા પડેલા ઝારઉપર પડેલો હોઉં, તેમ લાગતું હતું!"

**વૉલમાર**—(અતિયંત અધિરાઈ અને એન્તેઝારીથી) "અને તે શબ્દો શું હતા, બૅસિલ? કે જે તેં તેના કાનમાં ફુંકયા હતા?"

**બૅસિલ**—"બાવાજી, હું તે તમોને જણાવીશ, તે શબ્દો આમુજબે હતા:—'અમારો કીનો લેવાયોછે—ભયંકરરીતે અમોએ કીનો લીધોછે! ઝહર તો **અમારૂંજ** હતું: પણ જે હાથે તે તમોને આપવામાં આવ્યુંછે, તે——"

ત્યાં બૅસિલ બોલતો અચકી ગયો; તેનાં મ્હોંડાંઉપર એકાએક ધાસ્તી પ્રગટી નિકળી; તે ઉઠી ઉભો થયો, અને દમ ઉંચો રાખી કાન દઈ સાંભળવા લાગ્યો.

વૉલમાર પણ તેજપ્રમાણે પોતાની બેઠકઉપરથી ઝબકીને ઉઠયો, અને પુછ્યું, "મારા બેટા, શુંછે?"

**બૅસિલ**—(અધિરાઇથી) "બાવાજી, શું તમારાં સાંભળવામાં કાંઈ આવ્યું નહીં? જાણે કોઇ દરવાઝાઉપરનો ઘંટ વગાડતું હોય, તેમ તમે નહીં સાંભળ્યું? જાણે કોઇનાં પગલાં આગળ આવતાં હોય, તેમ તમારાં સાંભળવામાં નહીં આવ્યાં; જાણે હથિયારોનો આવાઝ થતો હોય, તેમ તમારા સાંભળવામાં નહીં આવ્યું?"

**વૉલમાર**—"નહીં બેટા, એમાંનું કંઇબી મારાં સાંભળવામાં તો આવ્યું નથી." એમ બોલી વૉલમારે થોડીક "મિનીટો"સુધી પુર ધ્યાન દઇ સાંભળવાની તજવીઝ કીધી, અને પછી પાછો બોલ્યો, "કાંઈ નહીં, એતો તારાં મનનો ખોટો ધકારોછે."

**બૅસિલ**—(ગંભીર આવાઝે અને શોકાતૂર દેખાવે) "અને બાવાજી, એમ ખોટો ધકારો થાય, એમાં કશી નવાઇ નથી, કારણકે આજે સવારે બનેલા બનાવો ગમેએવા હેમતવાનને પણ ચળી નાખવાને—અને ગમેએવા મઝબુત ભેજાંના માણસને ચકડોળ કરી મુકવાને પુરતા હતા. અગરજો હમણાં હું મારી પોતાનીઉપર મઝબુત કાબુ રાખી શકતો નહતે, તો મને લાગેછે, કે હું દીવાનો થઇ જતે——"

આ સાંભળી વૉલમાર ફકત એન્તેઝારજ દેખાયો નહીં, પણ સાથે બ્હીધેલોજેવો દેખાયો; તેણે બૅસિલને બોલતો અટકાવીને કહ્યું. "બૅસિલ ખુદાનેખાતેર એમ ના બોલ! આપણે લીધેલા આ કીનાથી શું તુંને સંતોષ મળ્યો નથી?"

**બૅસિલ**—"હા, મને ઘણો સંતોષ થયોછે! તોયે પણ ફેકર નહીં, બાવાજી, હું શાંતછું——"

વૉલમાર—"બૅસિલ, તેં તારો વાક્ય પુરો નથી કીધો. મારી કેહેવાની મતલબ શું તે તું સમજ્યો?—ઝારના કાનમાં તેં જે શબ્દો હલુસે કહ્યા, તે——"

બૅસિલ—(લગાર ગુસ્સાથી) "બાવાજી, ફરીથી તે મારીપાસે બોલાવોના! તે શું હતા, તે'તો તમે પુરેપુરા સમજી ગયાછો. આહા! તે ફીનો ઘણો ભયંકર હતો! ફરીથી મેં ઝારના ચેહેરાઉપર નહીં બ્યાન થાયએવા દુખની, કમકમાટની, અને અતિશય ગુસ્સાની છાપ જોઇ; અને તે ચેહેરો હું કદી પણ ભુલી જાઇશ નહીં! મારી ઝેંદગીના છેડાસુધી તે મારાં મગ્ઝઉપર ભમ્યા કરશેઃ જયારે હું જાગતો હોઇશ, ત્યારે મારી નઝરસાંમે તે દેખાયા કરશે; જ્યારે હું ઉંઘતો હોઇશ, ત્યારે હંમેશાં તે મને સ્વપ્નામાં દેખાશે. ઓહ! તે મરવા સુતેલા માણસનો ચેહેરો, ખરેખર બિહામણો હતો!"

વૉલમાર—"બૅસિલ, જાણે જે કાંઇ કરવામાં આવ્યુંછે, તેમાંટે તું હવે પસતાતો હોય, એવીરીતે બોલેછે—જાણે તેમ કરવામાંટે તારૂં હૈયું તુંને ડંખતું હોય,તેમ તું વાત કરેછે."

બૅસિલ—"નહીં, પિતાજી, તેમ નથી! મને ફક્ત ભવિષ્યનેમાંટે સ્હેજ ફેકર લાગેછે, બાકી મને કોઇ રીતનો પસતાવો થતો નથી."

વૉલમાર—"હવે બીજું વધારે તુંને મને શું કેહેવાનુંછે?"

બૅસિલ—"બાવાજી, કાંઇજ નહીં. ફક્ત એટલુંજ, કે ખોટો દેખાવ કરવામાંટે હું શાહનશાહના 'કાચ'નીપાસે મારાં ઘુંટણોઉપર પડયો, અને તે તબીબ તો એમ સમજ્યો, કે હું બાદશાહનેમાંટે બંદગી કરતો હોઇશ. ઝારના કાનમાં હું જે શબ્દો હલુસેથી બોલ્યો હતોઃ તે તેનાં સાંભળવામાં બીલકુલ આવ્યા નહતાઃ મારાં ત્યાં આવવાનાં ખરેખરાં કારણવિષે તેને જરા પણ શક નહતો. પછી હું ત્યાંથી ચાલી ગયો,—મારા વિચારોમાં મશ્ગુલ થવાને હું મારા પોતાના ઓરડામાં ગયો, અને આ પુરેપુરા લીધેલા કામઉપર ખુશીથી વિચાર કરવા લાગ્યો. ટુંકવખ્તમાં ત્યારપછી આખા બાદશાહી મેહેલમાં ખબર ફેલાઇ ગઈ, કે ઝાર નિકૉલસ મરણ પામ્યો હતો, અને તેનેબદલે આલેકઝાંડર રાજ્યગાદીઉપર આવ્યો હતો."

વૉલમાર—"મારા બેટા, અને પછી તું લાં આ સર્વે બાબતોથી મને વાકેફ કરવાને આવ્યો? અને હવે બૅસિલ, તારી બેહેનની થએલી ખ્વારીનો કીનો લેવામાં તેં મને જે મદદ આપીછે, તેમાંટે હું તુંને મારા આશીર્વાદ દઉંછું! તારા બાપે જે આ કામ કીધુંછે, તેવાસ્તે તું તેનેમાંટે ખરાબ વિચાર લઇ જતો ના, કેમકે કુદર્તે તેને હમણાં તે જેવોછે, તેવો બનાવ્યો નહતો—તેવોતો તેને ઝુલ્માતે અને આઝાબે બનાવ્યોછે! અને તું પોતે પણ, મારા બેટા, જેવીરીતે મેં તુંને ઉછેર્યોછે, તેવો નથી: તું પણ ફેરવાઇ ગયોછે—આપણે બંધે દુઃખના વંટોળિયામાં ઘસડાઇ ગયાથી, આવા બન્યા છૈયે, તેમાં આપણો પોતાનો કશો કસુર નથી!"

બૅસિલ—"બાવાજી, તમારા સુખનો જાણે તમે તમારેમાંટે મુઆફી ચાહાવા માંગતા હોવ, તેવા જણાયછે, પણ તેમ કેહેવાની કશી અગત્ય નથી; અને તેમ હું ઇચ્છતો પણ નથી. આહ! એક બાબત જોકે નજીવીજેવીછે, તોયે મારે તમને કેહેવી જોઇએછે. તે આ છેઃ—જયારે બાદશાહી મેહેલના મારા ઓરડામાંથી હું બહાર નિકળ્યો, કે હંઈ આવીને જેજે

બન્યુંછે, તેથી તમોને વાકેફ કરૂં, ત્યારે ચાલમાં મને ગ્રાંડ-ડયુક કૉન્સટૅનટાઇન ભેટયો. તેનો ઘણો ગંભીર અને ઉદાસ ચેહેરો હું કદી ભુલી જઇશ નહીં ! પોતાનાં મનમાં ગમે તે વિચારો હોય, પણ તેમાં તે ઘણો મશગુલ હોવાથી, મને તેણે જોયો નહીં, પણ તે વિચારો શું હશે, તેની અટકલ તો તમે કરી શકોછો, બાવાજી ? મારી તો પુર ખાતેરીછે, કે ગ્રાંડ-ડયુક કૅાન્સટૅનટાઇનને પુરો શકછે, કે તેના બાપનું મોત પણ રશિયાના આગળા ઝારોનીમુવાફેકજ આવ્યુંછે !"

**વૉલમાર**—"મારા બેટા, અને તેવાં મોતની ગ્રાંડ-ડયુક કૅાન્સટૅનટાઇન થોડીજ પરવા કરેછેઃ કારણકે આ રૅામાનૅાફોનાં દેલમાં હૈયાંજેવી કોઇ ચીઝજ નથી; કે નથી એક-બીજાનેમાંટે પ્યાર, કે લાગણી. જો ડયુક કૅાન્સટૅનટાઇન ગંભીર અને ઉદાસ હતો, તો તે કાંઇ તેના બાપનાં મરણનેલીધે નહીં—પણ એતો એને તમામ રશિયાઓની ગાદીઉપર બેસાડવામાં ન આવ્યો, તેમાંટે લાગેલી નાસેપાસીના ભારે ગુસ્સાનેમાંટે હતો," અને જ્યારે પણ તે બાદશાહી વંશજોનેમાંટે બોલતો, ત્યારે હમેશાં જે કડવો ધિક્કાર તે દેખાડતો હતો, તેમ આ વેળા પણ દેખાડીને તે આગળ બોલ્યો, "અને મારા બેટા, હજીતો ગ્રાંડ-ડયુક કૅાન્સટૅનટાઇન તે વખ્ત આવવાની રાહ જુએછે. *એજ રીતે અને એવાજ કરતુકથી કોઈ દહાડે વળી તેબી ગાદીઉપર આવશે."

**બૅસિલ**—"ચુપ રહો, બાવાજી ! મુગા રહો ! આપણે આ ધાસ્તીભરેલી વાત હવે વધુ ચલાવીશું નહીં."

એજ ઘડિએ બહારના દરવાઝાઉપરનો ઘંટ કોઈએ ઝોરથી વગાડયો, તે સાંભળી વૉલમાર અને તેનો બેટો બંધે ચોંકયા; અને પછી જાણે કાંઇ અપશુકન થવાનો હોય, એવીરીતે બન્ને એકમેકનીસાંમે જોવા લાગ્યા, જાણે તેઓ બંધે એક ગુનાહથી માહિતગાર હોવાનેલીધે બ્હીતા હોય, કે રખેને તેઓ એન્સાફની ચુંગાલમાં ફસીને સઝા પામે. પણ થોડીજ "મિનીટો"માં તેઓ પાછા શાંત થયા, અને પોતે બ્હીધા હતા, માંટે પોતાનાં હિચકારાપણાંમાંટે બંધે શર્માવા લાગ્યા. વૉલમાર જાણે પોતાના બેટાને હેમત આપતો હોય, એવીરીતે તેનીતરફ જોવા લાગ્યો ; અને બેટો પણ ગમેએવું સંકટ આવી પડે તેનીસાંમે થવાને તૈયાર હોય એવીરીતે, અને પોતે કીધેલાં કર્મનેમાંટે જે ખમવું પડે, તે ખમવાને હેમત પકડીને ઉભો.

બારણું ઉઘડયું: લશ્કરી લેબાશમાં સજ થયેલા એક અમલદારે દેખાવ દીધો; અને બૅસિલે તેને નવા ઝાર આલેકઝાંડરના મુખ્ય એડી-કાંગતરીકે તરત પિછાણ્યો. દાખેલ થતાંનેવાર તે એડી-કાંગે અતિશય સભ્યતાથી વાંકા વળી નમન કર્યું; તે તદન એકલોજ આવેલો હોવાથી, બાપબેટાએ તરત ધાર્યું, કે આફતજેવું કશું નહતું.

**એડી-કાંગ**—"તે મહાન પ્રતાપી બાદશાહ, કે જેણે હમણાંજ તમામ રશિયાઓનો રાજ્યઅધિકાર પોતાના હાથમાં લીધોછે, તેવણના ખાસ હુકમથી હું અત્રે આવ્યોછું; અને તમો બન્નેનેમાંટે તે નામદારની મેહરબાની અને મમતાના પયેધામો તમોસારૂં લાવ્યોછું."

પોતામાંટે મોકલવામાં આવેલી બાદશાહી મેહરબાનીઓ કબુલ કરવામાંટે વૉલમાર અને તેના બેટાએ પાછું નમન કર્યું.

* જુઓ નોટ ૯૪ મી.

પછી બુઢા વૉલમારતરફ ફરીને તે એડી-કાંગ બોલ્યો, "તમોને હું પેહેલાં જણાવીશ, કે નામદાર શાહનશાહ ઝાર આલેકઝાંડરે પોતાના મર્હુમ પિતાની ખાનગી નોંધ-બુકમાં તમારેવિષે સેશરેશભરેલી નોંધ કીધેલી જોવાથી તે નામદાર ઝારનો જે ઇરાદો હતો, અને જે તેવણનાં મરણનેલીધે પાર પાડવાનો રહી ગયો હતો, તે પોતે પાર પાડવાનો ઠરાવ કર્યોછે. આ દસ્તાવેજમાં"—અને અત્રે તે એડી-કાંગે એક મહોર કીધેલો દસ્તાવેઝ "ટેબ્લ"ઉપર મુક્યો—"સેબાસ્ટૉપૉલ શેહેરમાં એક મુલ્કી ઉંચા હોદ્દાઉપર તમારી નેમણુક કર્યામાં આવીછે, અને તે ઘેરો ઘલાયલાં શેહેરનાં દરેક સરકારી ખાતાંઓમાં લાયક સુધારાઓની અતિ ઘણી ઝરૂર હાલના વખ્તમાં હોવાથી, તે નામદારે હુકમ ફર્માવ્યોછે, કે એક કલાકમાંજ તમોએ સેંટ પીટર્સબર્ગ છોડી ત્યાં ઉપડી જવું."

વૉલમારે વાંકા વળી માનસાથે નમન કર્યું, અને તેણે તે દસ્તાવેઝનું "પાકેટ" ઉંચકીને તેઉપર બુસો લીધો, અને પછી તેઉપરની મહોર ફોડી.

ત્યારપછી જવાન પોલતરફ ફરીને તે એડી-કાંગ બોલ્યો, "કૅપટન બૅસિલ વૉલમાર, તમારા પિતાજીકરતાં તમોઉપર નામદાર શાહનશાહની નવાઝેશ કોઇરીતે ઓછી નથી." પછી એક બીજું મહોર કીધેલું "પાકેટ" રજુ કરીને, તે બોલ્યો, "આ દસ્તાવેઝમાં તમોને શાહનશાહી રેસાલાના મેજરની ચઢતી પદવીએ નેમવામાં આવ્યાછે; પણ તમારી કાળજી, હુશિયારી, અને ચંચળાઇ ધ્યાનમાં લઇને તમોને નામદાર પ્રિન્સ ગૉર્ટસ્ચૅકાફના રેસાલામાં નેમવામાં આવ્યાછે, કે જે નામદારને હાલમાં ક્રિમિયાખાતેનાં તમામ બાદશાહી લશ્કરોના વડા સરદારતરીકે નામદાર પ્રિન્સ મેન્ટસ્ચિકૉફની જગ્યાએ મુકરર કરવામાં આવ્યાછે. રશિયાની હકુમતવાળા તે ભાગમાં હાલ મામલો ઘણો ગંભીર થઇ પડયોછે, એટલાસુધી કે ટર્કિશ મારશલ ઓમર પાશાએ આપણીતરફ ઘણી ધમકીભરેલી ઢપ એખતિયાર કીધીછે. આ અને બીજાં કારણોનેલીધે તમોજેવા એક લાયક અમલદારને લડાઇને મથકે વગરઢીલે મોકલી આપવાની ઘણીજ ઝરૂર જણાઇછે. તેટલામાંટે તમોએ પણ તમારા પિતાજીસાથે એક કલાકમાં અત્રેથી ઉપડી જવું."

જાણે હુકમને તાબે થતો હોય, એવી ઢબે પોતાના બાપનીજપેઠે બૅસિલ પણ નમ્યો. એડી-કાંગે તેઓ બંધેને પાછું નમીને તેઓની સલામ કબુલ કીધી; અને પછી ત્યાંથી રવાના થયો.

એક કલાકનાઅરસામાં વૉલમાર અને તેનો બેટો એક ડાગ-ગાડીમાં સાથે ક્રિમિયાતરફ જવામાંટે મુસાફેરી કરતા ચાલ્યા: અને હવે તેઓ સારીરીતે સમજવા લાગ્યા, કે નવા શાહનશાહ આલેકઝાંડરે તેઓ બંધેને સેંટ પીટર્સબર્ગથી દુર કાહાડવાનો તરત પાકો ઠરાવ કીધો હતો, અને તેટલામાંટે તેઓ પોતાને મુબારકબાદી આપવા લાગ્યા, કે સાઇબીરિયા દેશનિકાળ કાહાડવાની ટેપ મારવાનેબદલે તેઓને ઉલટા સારી જગ્યાઓઉપર નેમવામાં આવ્યા હતા.





# પ્રકરણ ૪૫ મું.

## ઘંટ.

હવે આપણે પાછા સેબાસ્ટૉપોલ જઈએ,—તે શેહેરઉપર એકસંપી રાજ્યોનાં લશ્કરોએ નાખેલો ઘેરો હજી ચાલુજ રાખ્યામાં આવ્યો હતો, અને તેઓ તથા શેહેરનાં રશિયન લશ્કરવચ્ચે પરાંઓમાં અવારનવાર ઝપાઝપીઓ ચાલુ થયાજ કરતી હતી. પ્રિન્સ ગૅાર્ટ-સ્ચૅકૉફ—કે જેની હાર આપણે આગળાં પ્રકરણોમાં વર્ણવી ગયા છૈયે, તેમ ડૅન્યુબ નદી-ઉપર થયાજ કીધી હતી—તેને હવે પ્રિન્સ મૅન્ટસ્ચિકૉફની જગ્યાએ ક્રિમિયાનાં રશિયન લશ્કરનો સૌથી વડો સરદાર નેમવામાં આવ્યો હતો. આપણે વળી જોયુંછે, કે ૧૮૫૫ નાં સાલની શરૂઆતમાં બે ગ્રાંડ-ડયુકો, યાને શાહનશાહના બેટાઓને સેબાસ્ટૉપોલખાતે મોકલી આપવામાં આવ્યા હતા; તેઓનાં ત્યાં આવી પહોંચવાથી શેહેરનાં લશ્કરને એક જાતની નવેસરથી હેમત આવી હતી, પણ તેટલાંતો તેઓના પિતાની ભયભિત માંદગીને-લીધે તેઓને રાજધાની શેહેરખાતે પાછા બોલાવી લેવામાં આવ્યા હતા: તેઓની આ ઘેરો ઘાલેલાં શેહેરખાતેથી થયેલી રવાનગી તોયે તદન છુપી રાખવામાં આવી હતી, કારણ જો ઝારનાં નઝદીક આવેલાં મોતની ખબર લશ્કરને થાય, તો તેઓ વધારે નાહેમત બની જાય, એવી ધાસ્તી રાખવામાં આવતી હતી.

આપણે જે બાબત હવે જણાવવાના છૈયે, તે તા૦ ૧ લી માર્ચને દિને સવારના બનવા પામી હતી. મામુરમુજબે સેબાસ્ટૉપોલનાં દરેક દેવલમાં ધર્મની વાયઝો થતી હતી; ત્યાં હાઝેર થયેલાં લોકોને પાદરીઓ ઉપદેશ કરતા હતા—આ વાયઝ સાંભળનારાંઓમાંહેલો એક મોટો ભાગ લશ્કરનાં સેપાહોનો બનેલો હતો—પાદરીઓ તેઓને વધારે ઉત્સાહથી શેહેરનો બંચાવ કરવાનો ચાલુ રાખવાને ઉસ્કેરતા હતા; તેઓ જણાવતા હતા, કે તેઓ અસલ ધર્મનો બંચાવ કરવાને ફક્ત અધર્મી મુસલમાનોસાંમેજ લડતા નહતા, પણ ફ્રેંચો અને ઈંગ્રેજોસાંમે પણ લડાઇ ચલાવતા હતા, કે જેઓ પોતાને ખ્રિસ્ટીઓતરીકે જણાવતા હતા, પણ ખરેખર જોતાં તો અધર્મી મુસલમાનોકરતાં તેઓ ચઢિયાતા નહતા. આવા-આવા વિષયોઉપર ઉપદેશો કરી ગ્રીક પાદરીઓ પોતાનાં સાંભળનારાઓને સેબાસ્ટૉપોલ-ખાતે ઉસ્કેરાયલાનેઉસ્કેરાયલાજ રાખતા હતા: પણ આ સઘળા ધર્મગુરૂઓમાં એક ધર્મ-ગુરૂ ઘણો બોલીદરાઝ હતો, તે એકસંપી લશ્કરોની ધૂળધાણી કરતો હતો, તે પાદરીનું નામ ચુસાડિ કરી હતું. તે એટલોતો જનુનથી ભાષણ કરતો હતો, કે તેનું દેવલ વાયઝ સાંભ-ળવા આવનારાંઓથી હંમેશાં ચિકાર ભરાઇ જતું હતું. જયારે ઉપલા બે બાદશાહી બેટાઓ સેબાસ્ટૉપોલખાતે રેહેલા હતા, ત્યારે તેઓએ આ ચુસાડિને આ પવિત્ર કામમાંટે ખરાં દેલથી અને ભારે ઉલટથી લોકોને ઉસ્કેરવામાંટે ઘણી શાબાશી આપી હતી.

હવે જે દિવસનેમાંટે આપણે આ લખ્યે છૈયે—એટલે કે તા૦ ૧ લી માર્ચને દિને—ચુસાડિની વાયઝ હંમેશકરતાં પણ ઘણી જુશદાર અને છટાદાર હતી, તેણે મુસલમાનોને, ઈંગ્રેજોને, અને ફ્રેંચોને બદનામ કરવાને, તથા તેઓને માઠું બોલવાને કશી બાકાત તે

દિને રાખી હતી નહીં, કે જેથી તેના અભણ પણ ધર્મજનુની સાંભળનારાંઓઉપર તેથી ભારે અસર થવા પામી. જ્યારે બંદગી પુરી થઇ, ત્યારે તે પોતાના ઉપદેશકનાં ઉંચાં આસનઉપર આસાયશ લેવાને બેઠો, કે જ્યારે બંદગી કરવા આવનારાંઓ દેવલમાંથી ધીમે-ધીમે બહાર પડી પોતાને ઘરે જતાં હતાં. તેઓનાં જવાપછી યુસાડિ પોતાની આસનવાળી જગ્યાએથી નિચ્ચે ઉતર્યો, અને દેવલમાં અહીંથીતહીં ચાલવા લાગ્યો; આ વખ્તે તે કાંઇ ભારે વિચારમાં મશ્ગુલ થયેલો જણાતો હતો; વાઅઝ કરતીવેળા તેના ચેહેરા-ઉપર જે જુસ્સો પ્રગટી નિકળેલો હતો, તેનેબદલે હવે તે ઉદાસ લાગતો હતો. જો કોઈ આ વેળા તેનીપાસે હતે, તો તેનાં જોવામાં તરત આવતે, કે તેનાં મનઉપર કોઇ જાતનો ભારી બોજો હતો—અને તેઆગે તે ગંભીરપણે મનમાંનેમનમાં કાંઇ કિયાસ કર્યા કરતો હતો.

આસરે અર્ધો કલાક આમુજબ ત્યાં ફરવાપછી યુસાડિ પોતાનાં કપડાં બદલવાના ઓરડામાં ગયો, અને ત્યાં પોતાનો ઝબ્ભો, વગેરે કપડાં ઉતાર્યાં. ત્યાંથી પાછો બહાર આવ્યો; દેવલમાંથી પસાર થયો; અને તેના મોટા દરવાઝામાંથી બહાર નિકળવાનેબદલે, તે બાજુમાંનાં એક ન્હાનાં નીચાં બારણાંમાંથી અંદર ગયો. ત્યાંથી થઇને તે દેવલના મેનારામાં જ્યાં એક મોટો ઘંટ ટાંગવામાં આવેલો હતો, અને જ્યાં પથ્થરના એક સાંકડા ગોળ દાદરવડે ઉપર જવાતું હતું, ત્યાં ગયો. દેવલનો આ મેનારો આખાં સેબાસ્ટૉપૉલ શેહેરના બીજા ઉંચા મેનારાઓમાંહેલો એક હતો; અને હમણાંસુધી એકસંપી રાજ્યોનાં લશ્કરોએ છોડેલા તોપના ગોળામાંથી વગર નુકશાન થવે, તે બચી જવા પામ્યો હતો,—અને તેવોજ હાલ બીજા દેવલોના ઘણાખરા મેનારાઓનો પણ હતો—કારણકે ફ્રેંચો અને ઈંગ્રેજોએ બનતાં-તુલિક ધર્મનાં આ સ્થળોઉપર પોતાના ગોળાઓ ફેંકી તેઓનો નાશ કરવાનું અધર્મી કામ કર્યું નહતું, અને ખામખા તેઓને બચાવી રાખ્યાં હતાં.

યુસાડિ આ ઉંચા બુર્જનાં સર્વેથી ઉપલા મજલાઉપર ગયો, અને ત્યાં થોભ્યો. આ મજલાઉપર ફક્ત એકજ ઘંટ ટાંગવામાં આવેલો હતો, કે જે આખાં સેબાસ્ટૉપૉલમાંજ નહીં, પણ રશિયાની હકુમતમાંના દરેક ઘંટોમાં—સેવાયકે મૉસ્કોખાતે જે ભાંગેલો ગંજા-વર ઘંટછે—તે સર્વેથી મોટા ઘંટતરીકે પ્રખ્યાત થયેલો હતો. આ મેનારામાં આ એક ઘંટસેવાય બીજા ટાંગેલા નહતા; કારણકે ત્યાં જે લાકડકામ અને પથ્થરકામ કરવામાં આવેલું હતું, તે આ ભારે ઘંટના વઝનઉપરાંત વધુ ઘંટોનો વઝન ખમવાને નાલાયક હતું.

આ મજલો, કે જ્યાં ઘંટ ટાંગવામાં આવેલો હતો, ત્યાં ચારે બાજુએ ચાર બારીઓ આવેલી હતી, કે જ્યાંથી આસપાસનો દેખાવ ઘણોજ સરસ નઝરે પડતો હતો: નિચ્ચે આખું શેહેર દેખાતું હતું—બારાંમાં જ્યાં લડાઇનાં વહાણો તરતાં ઉભાં હતાં, અથવા બીજાં જે ડુબાડી દેવામાં આવ્યાં હતાં, તે જણાતાં હતાં—કેલ્લાઓ, કોટો, અને બીજાં લડાઇને-લગતાં બાંધકામોઉપર ખીચોખીચ હારબંધ તોપો ગોઠવેલી હતી;—તેનેથી વધારે દુર નઝર કરતાં ફ્રેંચ અને ઈંગ્રેજ છાવણીઓમાં મારેલા સંખ્યાબંધ તંબુઓ દેખાતા હતા—દક્ષિણે બાલાકલાવા—પશ્ચિમે કામિએશ—આ બંધે બારાંઓ વહાણોથી ભરપુર દિઠાંમાં આવતાં હતાં; અને પછી તમામ દરિયો આ મેનારાઉપરથી પસ્ગરો દેખાતો હતો, કે જેઉપર મગ-રૂરીથી તરતી મનવારો, તેઓઉપર ઉડતી ઈંગ્રેજી અને ફ્રેંચ ધજાઓસાથે, લંગર કરી પડેલી હતી.

યુસાડિ—"બરાબર વખતે, અને પુરેપુરી રીતે તે સર્વેનો સાહેબ એન્સાફ્ની નેમ પાર પાડશે. એટલુંજ હાલતો બસ તારે જાણવાની ઝરૂરછે. પણ તેં મને એવો સવાલ કાંય કર્યો? તુંને શું આપણે માથે ઉઠાવેલાં ભલાં કામબાબે શકછે ? કે તું ફક્ત બિહેછે ?"

લુટઝન—"મને તે ભલા કામનો જરા પણ શક નથી, પવિત્ર સાહેબ, પણ મારાં મનઉપર કાંઈ બનાવથી અસર થઇછે. ગઇ રાત્રે મેં એક અજાયબજેવો સ્વપ્નો દિઠો હતો——"

યુસાડિ—"એક અજાયબજેવો સ્વપ્નો ? તે શું હતો ?"

લુટઝન—"મેં તમો પૂજ્ય સાહેબને આગળ કદી કહ્યું હતું, કે મારો બાપ અને બપાવો, અને બપાવાનો બાપ, સર્વે મારીઆગમચ આ દેવલના રખવાળ અને ઘોરખોદુઓ-તરીકે નોકરીએ હતા ?"

યુસાડિ—"તારાં કુટુંબમાં આ નોકરી વંશપરંપરા ઉતરતી આવેલીછે, તેબાબે મને ખબરછે. જ્યારે આ દેવલમાં મારા હોદ્દાનો એખતિયાર લેવાને હું પેહેલો આવ્યો હતો, ત્યારે અત્રે નોકરી કરનારા સર્વે જણાની ચાલચલગત, તેઓની લાયકાત, તેઓની હાલત, વગેરે ઝરૂરજોગી બાબતોની ખબર કાહાડવાની મને ઝરૂર જણાઇ હતી."

લુટઝન—(જરા વિચાર કરીને) "પવિત્ર સાહેબ, થોડોજ વખ્ત થયો, આપ સાહેબ આ દેવલના પાદરી નેમાયાછો, ઘણુંતો બેએક વર્ષો થયાં હશે. મને યાદછે, કે તમો લ્યાં એકાએક આવ્યા હતાઃ અને તમારીઆગમચ લ્યાં કામ કરતા પાદરી—જેવણ ઘણા બુઝુર્ગ હતા—તેવણની બદલી ઓડેસામાં કરવામાં આવી હતી."

યુસાડિ—"લુટઝન, તું કેહેછે, તે ખરી વાતછે ! પણ તુંને આવેલા સ્વપ્નાબાબે જે તું મને કેહેવા જતો હતો, તેને આ બાબતસાથે શું સંબંધછે ?"

જે વાત તે કરવા જતો હતો, તે ભુલાઇ ગયેલી તેને પાછી યાદ આપવામાં આવ્યાથી, તે બોલ્યો, "આહ, ખરી વાત, પેલો સ્વપ્નો ! પવિત્ર સાહેબ, હું આપને કેહેવા જતો હતો, કે કદાચ તમોને ખબર નહશે, કે આ મોટો ઘંટ જે અત્રે ટાંગેલોછે, તે જ્યારથી આ મેનારામાં ટાંગવામાં આવ્યોછે, ત્યારથી જેઓના સ્વાધિનમાં આ દેવલ સોંપવામાં આવ્યુંછે, તે સઘળાનો જીવલેણ થઈ પડયોછે. આ ઘંટ ઓતાતો મારા બાપના બપાવાએ નઝરેનઝર દિઠો હતો—જ્યારે તેની જળસંસ્કારની ક્રિયા પાદરીએ કીધી, ત્યારે તે હાઝેર હતો—અને જ્યારે તેને ટાંગવામાં આવ્યો, ત્યારે તે ક્રિયા પણ તેણે જોઈ હતી. પેહેલવેહેલા તેનાજ હવાલામાં તે સોંપવામાં આવ્યો હતો; અને જે દિને શાહનશાહબાનુ કેંઠરાઇન મરણ પામી, તેજ દિને આ ઘંટે મારા વડવાનો પણ જીવ લીધો હતો !"

યુસાડિ—"લુટઝન, તે કેવીરીતે ?"

લુટઝન—"તમો સાહેબને ખબરછે, કે સાધારણરીતે આ ઘંટને વગાડવામાંટે ચાર આસામીઓની ઝરૂર પડેછે—પણ જો ડીંગ-ડૉંગ ડીંગ-ડૉંગ એમ બેવડું વગાડવું પડેછે, ત્યારેતો તેને ઘણો હલાવવો પડેછે, કે જેથી તેનું લુલક, જેને આપણે જીભ કહીએ છૈએ, તે ઘંટની બંધે બાજુએ લાગે, અને તેમ કરવામાંટે છ માણસો જોઇએછે. આમુજબે છ માણસો નિચેથી દોરડું ખેંચીને એકવાર ઘંટ વગાડતા હતા, તેજ વેળાએ મારા બાપનો

જ્યારે યુસાડિ તે ઘંટવાળા બુર્જઉપર જઇ પહોંચ્યો, ત્યારે તેણે જાણ્યું, કે તે ત્યાં એકલોજ નહતો; ત્યાં તે મોટાં ઘંટનેમાટે જે ગંજાવર લાકડકામ ઉભું કર્યામાં આવ્યું હતું, તેને આપવામાં આવેલા મસ મોટા થાંભાઓમાંહેલા એકનીઉપર એક બુઢો મર્દ બેઠેલો હતો; તે બારીમાંથી બહાર ચિંતીચિંતીને ફ્રેંચ છાવણીતરફ જોતો હતો. આ દેખાવ જોતો તે વિચારમાં એટલોતો મશ્ગુલ હતો, કે યુસાડિ ત્યાં આવ્યો, તે પણ તેણે પેહેલાં જાણ્યું નહીં. તેનાં માથાંઉપરના અને દાઢીના બાલ પાકીને તમામ સુફેદ થઇ ગયેલા હતા; તેનો ચેહેરો તદન કરચલી વળી ગયેલો હતો; તેનું કદ, જે એકવાર ઉંચું અને કદાવર હતું, તે હમણાં મોટી વયનેલીધે વાંકું વળી ગયેલું હતું: તોયે તેની આંખોમાં એક જાતનું અજાયબજેવું તીક્ષ્ણપણું હતું—તે ઝાંખી થયેલી નહતી—તેની જોવાની શક્તિ ઘણી તીક્ષ્ણ હતી. પોતે આવ્યોછે, એમ યુસાડિએ પ્રથમતો તે ડોસાને જણાવ્યું નહીં: પણ થોડેક છેટે ઉભા રહીને તેજ બારીએથી તે પણ તેજ દેખાવ જોવા લાગ્યો.

આખરે ચુપકીદી તોડીને યુસાડિ બોલ્યો, "લુટઝન, ફ્રેંચો પોતાનાં બાંધકામો તૈયાર કરવામાં ઘણા રોકાયલાછે."

આ સાંભળી તે બુઢો પોતાની બેઠકઉપરથી ઉઠી ઉભો થયો, અને તે પાદરીને માનથી નમીને જવાબ દીધો, "હા, પવિત્ર સાહેબ, તેમછે ખરૂં. હું અર્ધો કલાક થયો, તેઓને તેમ કરતાં જોઉંછું: બંચાવનેમાટે જે ખાઇઓ તેઓએ ખોદીછે, તેની પેલીમેર તેઓ મધમાખીઓનાં ટોળાંનીપેઠે ઉભાઇ જાયછે, કે જ્યાં તેઓ હાલમાં પોતાનું મુખ્ય મથક કરતા હોય, એમ મને લાગેછે. તે જગ્યાએ તેઓ પોતાની તોપો ચઢાવેછે; અને તોપો પણ ઝબરી મોટી અને મઝબુત જણાયછે!"

**યુસાડિ**—"આ એકસંપી રાજ્યોનાં લશ્કરના સેપાહો, કે જેઓ પોતાને ખ્રિસ્ટીતરીકે ઓળખાવેછે, તેઓ ખરેખરા અધર્મીઓછે, અને તેઓ આપણાં શેહેરઉપર એક ઝબરો ધુનારો લાવવાનો વિચાર રાખતા જણાયછે; પણ ખુદાની મેહરબાનીથી તેઓને પાછા મારી હટાડવામાં આવશે."

**લુટઝન**—"આપણે જે કારણસારૂં લડયે છૈયે, તેબાબે શું તમો સાહેબ એમ ધારોછો, કે આપણે વાજેબી છૈયે? તે એક ભલું કામછે, એમાં તો કશો શક કે સંદેહ નથી——"

**યુસાડિ**—"લુટઝન, તે કારણનું વાજેબીપણું એજ આપણું કુવતછે."

**લુટઝન**—"પવિત્ર સાહેબ, તેમ શું હંમેશાં હોયછે? શું હંમેશાં ઇન્સાફનીજ જય થાયછે? અફસોસ, જો તેમજ હોય, તો ડેન્યુબ નદીઉપર ટર્કિશ નાપાકોને હાથ આપણાં બહાદુર લશ્કરે કેમ ઝબરદસ્ત માર ખાધો?—અને વળી તે દહાડે યુપૅટોરિયાખાતે આપનો પરાજય થયો તેનું કેમ?"

લગાર ગુસ્સાભરેલા સાદે અને દેખાવે યુસાડિએ જવાબ વાળ્યો, "એવા સવાલો પુછવાનું કામ તારાજેવાનું નથી."

**લુટઝન**—(લગાર નમી જઇને) "પવિત્ર સાહેબ, તે તો હું પણ જાણુંછું, કે હું એક મેસ્કીન ઘોરખોદુ અને દેવલનો રખવાળછું: પણ મેં એમ ધાર્યું, કે જે બાબતથી સેવક અજ્ઞાનછે, તેથી તમોજેવા શીખેલા મને વાકેફ કરશો."

**યુસાડિ**—"બરાબર વખતે, અને પુરેપુરી રીતે તે સર્વેના સાહેબ એન્સાફની નેમ પાર પાડશે. એટલુંજ હાલતો બસ તારે જાણવાની ઝરૂરછે. પણ તેં મને એવો સવાલ કાંય કર્યો? તુંને શું આપણે માથે ઉઠાવેલાં ભલાં કામબાબે શકછે ? કે તું ફકત બિહેછે ?"

**લુટઝન**—"મને તે ભલા કામનો જરા પણ શક નથી, પવિત્ર સાહેબ, પણ મારાં મનઉપર કાંઈ બનાવથી અસર થઇછે. ગઇ રાત્રે મેં એક અજાયબજેવો સ્વપ્નો દિઠો હતો——"

**યુસાડિ**—"એક અજાયબજેવો સ્વપ્નો ? તે શું હતો ?"

**લુટઝન**—"મેં તમો પૂજ્ય સાહેબને આગળ કદી કહ્યું હતું, કે મારો બાપ અને બપાવો, અને બપાવાનો બાપ, સર્વે મારીઆગમચ આ દેવલના રખવાળ અને ઘોરખોદુઓ-તરીકે નોકરીએ હતા ?"

**યુસાડિ**—"તારાં કુટુંબમાં આ નોકરી વંશપરંપરા ઉતરતી આવેલીછે, તેબાબે મને ખબરછે. જ્યારે આ દેવલમાં મારા હોદ્દાનો એખતિયાર લેવાને હું પેહેલો આવ્યો હતો, ત્યારે અત્રે નોકરી કરનારા સર્વે જણાની ચાલચલગત, તેઓની લાયકાત, તેઓની હાલત, વગેરે ઝરૂરજોગી બાબતોની ખબર કાહાડવાની મને ઝરૂર જણાઇ હતી."

**લુટઝન**—(જરા વિચાર કરીને) "પવિત્ર સાહેબ, થોડોજ વખ્ત થયો, આપ સાહેબ આ દેવલના પાદરી નેમાયાછો, ઘણુંતો બેએક વર્ષો થયાં હશે. મને યાદછે, કે તમો હ્યાં એકાએક આવ્યા હતા: અને તમારીઆગમચ હ્યાં કામ કરતા પાદરી—જેવણ ઘણા બુઝુર્ગ હતા—તેવણની બદલી ઓડેસામાં કરવામાં આવી હતી."

**યુસાડિ**—"લુટઝન, તું કેહેછે, તે ખરી વાતછે ! પણ તુંને આવેલા સ્વપ્નાબાબે જે તું મને કેહેવા જતો હતો, તેને આ બાબતસાથે શું સંબંધછે ?"

જે વાત તે કરવા જતો હતો, તે ભુલાઇ ગયેલી તેને પાછી યાદ આપવામાં આવ્યાથી, તે બોલ્યો, "આહ, ખરી વાત, પેલો સ્વપ્નો ! પવિત્ર સાહેબ, હું આપને કેહેવા જતો હતો, કે કદાચ તમોને ખબર નહશે, કે આ મોટો ઘંટ જે અત્રે ટાંગેલોછે, તે જ્યારથી આ મેનારામાં ટાંગવામાં આવ્યોછે, ત્યારથી જેઓના સ્વાધિનમાં આ દેવલ સોંપવામાં આવ્યુંછે, તે સઘળાનો જીવલેણ થઈ પડયોછે. આ ઘંટ ઓતાતો મારા બાપના બપાવાએ નઝરોનઝર દિઠો હતો—જ્યારે તેની જળસંસ્કારની ક્રિયા પાદરીએ કીધી, ત્યારે તે હાઝેર હતો—અને જ્યારે તેને ટાંગવામાં આવ્યો, ત્યારે તે ક્રિયા પણ તેણે જોઈ હતી. પેહેલવેહેલા તેનાજ હવાલામાં તે સોંપવામાં આવ્યો હતો ; અને જે દિને શાહનશાહબાનુ કેઠરાઇન મરણ પામી, તેજ દિને આ ઘંટે મારા વડવાનો પણ જીવ લીધો હતો !"

**યુસાડિ**—"લુટઝન, તે કેવીરીતે ?"

**લુટઝન**—"તમો સાહેબને ખબરછે, કે સાધારણરીતે આ ઘંટને વગાડવામાંટે ચાર આસામીઓની ઝરૂર પડેછે—પણ જો ડીંગ-ડૉંગ ડીંગ-ડૉંગ એમ બેવડું વગાડવું પડેછે, ત્યારેતો તેને ઘણો હલાવવો પડેછે, કે જેથી તેનું લુલક, જેને આપણે જીભ કહીએ છૈયે, તે ઘંટની બંધે બાજુએ લાગે, અને તેમ કરવામાંટે ૭ માણસો જોઇએછે. આમુજબે ૭ માણસો નિચેથી દોરડું ખેંચીને એકવાર ઘંટ વગાડતા હતા, તેજ વેળાએ મારા બાપનો

બપાવો તેની લોખંડની ધરીમાં ચર્બી પુરવા ત્યાં માળિયાઉપર આવ્યો. કોઇ અકસ્માતથી તેનાં કપડાં આ મોટાં ચક્રમાં ભેરવાઇ ગયાં: અને તેથી તેનું શરીર કમકમાટભરેલી રીતે કચડાઇ ગયું. હું ફરીથી જણાઉંછું, કે તેજ દિને શાહનશાહબાનુ કૅઠરાઇન પણ મરણ પામી હતી."

**યુસાડિ**—"પણ આ બાબતને અને તારા સ્વપ્નાને શી નેસ્બતછે?"

**લુટઝન**—"પવિત્ર સાહેબ, જરા ધીરજ ધરો. હું તેજ આપ સાહેબને જણાઉંછું. તે મારા બાપના બપાવાની જગ્યાએ મારા બપાવાની નેમણુક થઈ. તેબી આ ઘંટથીજ માર્યો ગયો, અને તે પણ મેં હમણાં જણાવી તેનેજ લગભગ મળતી રીતે. જે દહાડે તે મુઓ, તેજ દહાડે શાહનશાહ પૅાલ પણ મરી ગયો હતો. મારા બાપને આ જીવલેણ નોકરી ન લેવાની તેના દોસ્તોએ ઘણો સમજાવ્યો, એમ તે મરનારે મને વારંવાર જણાવ્યું હતું; પણ તેને કશી પાંતીની દહશત નહતી—તે તો સાફ કેહેતો, કે જો જરાસરખી સાધારણ સંભાળ તેના બાપબપાવાએ લીધી હોત, તો તેઓ આવાં મોતે મરતે નહીં. જ્યારે પણ આ ગંજાવર ઘંટ વાગતો હોય, ત્યારે સાંચાકામઆગળ જવાને અથવા તેનાં ભારે બાંધકામઉપર ન ચઢવાને તે મને વારંવાર ચેતાવતો હતો. તોયે, તેણે ગમેએટલી ચોકસાઈ અને સંભાળ લેવાછતાં, તેનું મોત પણ આ ઘંટથીજ આવ્યું. પવિત્ર સાહેબ, એક ઘંટને 'ચલાવવો' એટલે શું તે તમો સમજોછો?"

**યુસાડિ**—"હું તો તેની મતલબ એમ સમજુંછું, કે ઘંટને છેક ઉંચકીને પછી છોડી દેવો, કે જેથી તે આમથીતેમ ઝબરદસ્ત ઝોળા ખાય."

**લુટઝન**—"બરાબર એમજ. ઘંટની ધરીને નાકે ઉપરથી લાકડાનો જે આ થાંભો ઉભો કર્યોછે, તેને છેડે જે મોટો લોખંડનો ગુંડો જડેલોછે, તે તો તમે જુઓછો? જ્યારે ઘંટ ઉંધો વળેછે, ત્યારે ઓ લોખંડનો કટકો, આ બીજા લોખંડના કટકાને પકડી લેછે, કે જે આ ઉભા થાભાંમાંથી નિકળી આવેલો તમો સાહેબ જુઓછો. આ ગોઠવણથી ઘંટ જ્યારે ઉંધો વળેલો હોયછે, ત્યારે મઝબુત અને થંભ રેહેછે. હવે પવિત્ર સાહેબ, આસરે બારેક મગઝના ખસેલા જવાનોનાં ભેજાંમાં એમજ ચવરી આવ્યું, કે તેઓએ આ ઝબરા ઘંટને એકદમ ઉંધો વાળવો! યાદ રાખજો, કે તેવીરીતે તેને કોઈવાર પણ એકદમ ઉંધો વાળવામાં આવ્યો નહતો: મારો બપાવો અને મારા બપાવાનો બાપ આ રીતે કદી પણ ઘંટ ઉંધો વાળવાનો અખતરો કોઇને પણ કરવા દેતા નહીં હતા; પણ મારો બાપ, પોતે જે ચોકસાઈ રાખતો હતો, તેબાબે ઘણો મગરૂર રેહેતો હોવાથી, તેણે ધાર્યું, કે તેમ કરવા દેવાથી કશું નુકશાન થવાનું નથી—અને એવા વિચારથી તેણે પેલા જવાનોને તેમુજબ કરી ગમત મેળવવાની રજા આપી. જે આવાઝ તેથી થયો, તે ભયંકર હતો; અને જ્યારે આ રાક્ષસી ઘંટ એમથીતેમ હાલવા લાગ્યો, ત્યારે આ આખો મેનારો તેથી ધ્રુજવા લાગ્યો, અને હથોડી તો એમથીતેમ ઉપરાસાપરી આંચકાસમેત ઘંટને ચાલુ અથડયા કરવા લાગી. આખરે તેઓની ખાહેસ પુરી પડી. તે પછી મારો બાપ આ વખ્તે તેને ઉંધો વળી ગયેલી હાલતમાં જોવાને આ માળિયાઉપર આવ્યો; અને પછી શું થયું, તે તો કોઇ બરાબર કહી શકતું નથી, કારણકે તે વેળા ત્યાં બીજું કોઈ હાઝેર હતું નહીં,



( ચિત્ર ૧૮ મું.) " કારણકે ઈજીપશિયન રીજમીટોની એક ટુકડી, * * * તે બહાદુર **સલિમ પા**શાની સરદારીતળે શેહેરમાંથી ત્યાં આવતી હતી ". ( પાનું ૩૦૮ મું.)

પણ એવી અટકળ કરવામાં આવેછે, કે ઉપલા બાર જણાઓએ ખેવડાં દોરડાં ખેંચ્યાપછી, તે ઘંટને મોટે આવાઝે વાગતો કીધો, અને તે ખુબ ઝોળા ખાવા લાગ્યો. મારો બાપ પછી નિચલા માળઉપર જ્યાં આ વગાડનારાઓ હતા, ત્યાં પાછો ફર્યો નહીં: એથી તેઓ તેને શોધવાને તરતજ ઉપર આવ્યા, અને જોયછે શું કે, પવિત્ર સાહેબ, તે તો આ બારીને અઠીંગીને મુવેલો પડેલો; તો જોકે આ બારી, તો ઘંટથી ઘણી દુરછે. ખુદા જાણે, કે ઘંટના ઝબરદસ્ત ઘોંઘાટથી તેનું ભેજું ફાટી ગયું—કે કોણ જાણે આ મોટા ઘંટના હાલવાથી પવનનો જે ભારે સુસવાટો થયો, તેથી તેને લકવો થઈ આવ્યો—કે કોણ જાણે આ ભયંકર દેખાવથી તે ઘણોજ બ્હીધો; તેબાબે ચોકસ કાંઇ કહી શકાતું નથી. કદાચ આ સઘળાં સામટાં કારણોથી પણ તેનું મોત નિપજ્યું હોય——"

યુસાફિ, જે આ બયાન ઘણાંજ ધ્યાનથી સાંભળતો હતો, તે બોલ્યો, "બનવાજોગછે, કે તેમબી હોય, અને લુટઝન, ત્યારે તારો બાપ આરવેસે મરી ગયો?"

**લુટઝન**—"પવિત્ર સાહેબ, હા, એ રીતે તેનું મરણ નિપજ્યું." પછી થોડીકવાર દમ ખાધાપછી તેણે ગંભીર સાદે આગળ ચલાવ્યું, "અને સાહેબ, તેજ દહાડે શાહનશાહ **આલેકઝાંડરે** ટાગાનરૉગખાતે પોતાનો છેલ્લો દમ પણ મુક્યો!"

**યુસાફિ**—(લગાર વિચાર કરીને) "આ બનાવો ઘણા અચરતીભરેલાછે! પણ તારી ખાતેરીછે, કે તું જે દહાડા વાર જણાવેછે, તે ખરાછે? તારાં કુટુંબમાં નિપજેલાં આ ત્રણ મોતો તેં જણાવેલા આ ત્રણ બાદશાહી મરણોનીસાથે બરાબર મળતાં આવેછે?"

**લુટઝન**—"પવિત્ર સાહેબ, પૂરાતન કાળની આ બાબતો આખાં સેબાસ્ટૉપૉલમાં સારીરવેસે જાણીતીછે, અને વળી વધુ શું કહું, તેની નોંધ પણ 'રજિસ્ટર'માં દાખેલ કીધેલી આપ પૂજ્ય સાહેબ જોઇ શકશો—સેવાય, કે તેનેલગતાંજ પાનાંઓ ફાડી નાખ્યામાં આવ્યાં હોય; કારણકે ઘણી વખ્તે પોતાની ખાસ મતલબ સાંધવાનેસારૂં તવાંગર આસામીઓ, કે હોદ્દેદારો ચોકસ નોંધોનાં પાનાંઓનો નાશ કરવાને ચુકતા નથી. તો જોકે મારા વિચારમુજબે, તો આવી પવિત્ર ચોપડીઓસાથે ચેડાં કાહાડવાં, એ ઘણુંજ પાપી અને ધિક્કારવાજોગ કર્મછે——"

"પણ તારો સ્વપ્નો—તે સ્વપ્નો, કે જેબાબે તું મને જણાવવા જતો હતો, તે શું?" આમુજબે યુસાફિ એવોતો અચબુચ બોલી ઉઠયો, કે તેથી તે બાપડો બુઢ્ઢો મર્દ જરા ચોંકયો.

તેનાં જોવામાં આવ્યું, કે આ વેળા યુસાફિનો ચેહેરો, જે હંમેશનો ફિક્કો હતો, તે હવે તો ઘણો વધારે બિહામણો ઉજળો પુણીજેવો થઇ ગયો હતો,—તે બોલ્યો, "પૂજ્ય સાહેબ, હા, હું તે મારા સ્વપ્નાવિષે આપને જણાઉંછું: પણ મને ફેકર લાગેછે, કે જે આગળા બનાવોનું બયાન મેં આપ સાહેબઆગળ હમણાં કીધુંછે, તેથી તમારાં મનઉપર કાંઇ નાખુશ અસર થયેલી જણાયછે."

**યુસાફિ**—"બચિત, તેથી ગંભીર વિચારો મારાં મનમાં ઉભા થાયછે, પણ તારો આ સ્વપ્નો શું હતો, તે મને કહી સંભળાવ."

**લુટઝન**—"પવિત્ર સાહેબ, ગઈ કાલે રાતે મેં સ્વપ્નો જોયો, કે હું કચડાઇ ગયેલો—કમકમાટભરેલી રીતે છુંદાઇછદાઈ ગયેલો—અતિયંત વેદનાથી અમળાતો—છતાં

શુદ્ધિમાં પીડાતો—આ મોટા ઘંટનીનિચ્ચે દબાઇને પડેલો હતો, કે જે ઉપરથી તુટી પડ્યો હતો; પણ હું આ માળિયાની ઝમીનઉપર પડ્યો હતો, કે નિચ્ચે દેવલમાં ભોંયઉપર પડ્યો હતો, તે હું મારા સ્વપ્નામાં બરાબર પારખી શક્યો નહીં. તોયે જ્યારે મારો જીવ ધીરેધીરે નિકળી જતો હતો, ત્યારે હું મારા હુલ્લડપણાંનેમાંટે—મારે બીવકુફાઇનેમાંટે—પાસદીઅગાઉ જ્યારે મારા બાપનું મરણ નિપજ્યું, ત્યારે આ જીવલેણ જગ્યા, કે જેને મારા સર્વે કુટુંબીઓનો ઘાણ વાળ્યો હતો, તે કબુલ રાખવાનું દીવાનાપણું દેખાડવામાંટે, હવે મને ઘણો, ઘણોજ પસતાવો થવા લાગ્યો. પણ પવિત્ર સાહેબ, આખરે તો તે ફક્ત એક સ્વપ્નોજ હતો—અને ખુદા કરે, ને તે ખરો ન પડે! હું કાંઇ મારાજેવા ગરીબ, કોઇને ન જણાયલા, મુફલેસ માણસનેમાંટે એમ ઇચ્છતો નથી, પણ"—અને ઘાં લુટઝનનો ચેહેરો, કે જે કુદર્તીજ બુઝુર્ગ દેખાવનો હતો, તે અતિશય ગંભીર જણાવવા લાગ્યો, તેમજ તેનો સાદ પણ શાંત અને ધીમો પડ્યો—"તેજ વખ્તે શાહનશાહ નિકૉલસનું મોત પણ બીશક ઝાહેર કર્યામાં આવવું જોઇએ!"

યુસાડિ—"આ વાત ગલતછે! તદન બીવકુફાઇભરીછે! લુટઝન, આ વાત લગભગ રાજદ્રોહી કરવાજેવીછે! થોડાક ઉપરાસાપરી બનાવો બનવા પામ્યા, કે જે હું કબુલ કરંછું, કે ઘણાં અજાબજેવી રીતે બંદબેસતાછે, તેઉપરથી તું શું એવું અનુમાન કરવા માંગેછે, કે——"

લુટઝન—(ગંભીરાઇથી) "કે ફરીથી તેમ બનશેજ. હા!—પવિત્ર સાહેબ, ચોકસ જાણજો, કે તેમ બનશેજ! હું તે સમજી શકતો નથી—અને કદાચ આપ પૂજ્ય પણ તેનું કારણ સમજતા ન હશો: પણ કાંઇ અજાયબ સંબંધ આ ઘંટની અને રૉમાનૉફના બાદશાહી કુટુંબનીવચ્ચે હસતી ધરાવેછે, એ વાત તો કદી પણ ના પાડી શકાશે નહીં. સાહેબ, તમારે ગમે તે કહો—પણ મારે મનથી તો તે નસીબમાં લખેલી વાતછે."

યુસાડિએ એનો કશો જવાબ વાળ્યો નહીં: પણ થોડા વખ્તતુલિક તે ઉંડા વિચારમાં ગરક રહ્યો; અને પછી એકદમ ઉતાવળે તે બુર્જનો માળિયો છોડી ગયો.

બીજે દિને સવારના ધારાપ્રમાણે નવ કલાકે ધર્મક્રિયા શરૂ થઇ; અને બંદગી ખલાસ થવાપછી, જ્યારે આસરે સાડા નવનો અમલ થયેલો હતો, ત્યારે યુસાડિ વાઅઝ કરવાને વ્યાસાસનઉપર ચઢ્યો. આ વેળા દેવલમાં ભક્તિ કરવાને પુષ્કળ લોક જમા થયેલું હતું; કારણકે આગળે દિવસે આ ધર્મગુરૂએ કીધેલી ઘણી અસરકારક વાઅઝની તારીફ બહાર જણાઈ ગઈ હતી, અને તેથી તેને સાંભળવાને લોકો ઘણાં એન્તેઝાર હતાં, આટલું બધું લોક જમા થયેલું જોઇને પાદરીને પણ વધારે ઉત્તેજન મળ્યું, અને તેણે પોતાથી બનતી રીતે સરસ વાઅઝ કરવા માંડી: તેનો આવાઝ આખાં મોટાં દેવલમાં ગર્જના કરવા લાગ્યો—તેના ચાળાઓ ઘણા જુસ્સાવાળા હતા--તેણે લોકોની લાગણી ઉસ્કેરવાને પોતાથી બનતું કર્યું. જાણે આ દેખાવને વધારે ભપકાદાર કરવાનો હોય, તેમ ઘેરો ઘાલવામાં આવેલાં આ શેહેરમાંથી, તેમજ ઘેરો ઘાલનારાં બહારનાં લશ્કરોમાંથી તોપો છોડવાના ઝબરદસ્ત ધડાકાઓ દેવલમાં ચાલુ સંભળાતા હતા, અને તેનીસાથે યુસાડિનો ઉંચો ને સ્પષ્ટ ગંભીર સ્વર ભેળાતો હતો.

ઘણાંજ ધ્યાનથી તેની વાઅઝ ભક્તિ કરવા આવેલાંઓ સાંભળતાં હતાં: મર્દો અને ઔરતોનાં દેલમાં આ પાદરીનાં ભાષણથી ભારે અસર થયેલી હતી; અને બુઢો રખવાળ લુટઝન પણ તે ઘણાંજ ધ્યાનથી સાંભળતો બેઠો હતો. વળી બહાર ચાલતી લડાઇઉપર પણ ધ્યાન અપાતું બંધ પડયું હતું.

પણ તેટલાં એકાએક ભક્તિ કરનારાંઓને એક આંચકો લાગેલો જણાયો; જાણે આખું મકાન તેનાં પાયામાંથી ભાંગીને તુટી પડતું હોય, એમ તેઓને લાગ્યું: આ જોઇ યુસાડિ વાઅઝ કરતો મુગો રહી ગયો—અને એક પળસુધી ગંભીર ચુપકીદી સઘળે પથરાઇ ગઇ. પણ તે ફક્ત એકજ "મિનીટ" !—કારણકે ત્યારપછી સર્વેને કાને એક ભયંકર ઘોંઘાટ પડયો,—જાણે લાકડાના ભારવટિયા અને પથ્થરનું બાંધકામ તુટી પડતું હોય, એવો ભારે કડાકો થયો, અને તે સર્વેમાં એક વધારે બિહામણો, અને વધારે મોટો આવાઝ થતો સંભળાયો—તે આવાઝ એવો હતો, કે જાણે છાપડાંને કે મકાનને મથાળેનાં કોઇ બીજા ભાગને ફાડી એક ગંજાવર વઝન નિચ્ચે આવતો હોય; ફરીથી તે ઝબરદસ્ત આવાઝ સંભળાયો; અને હવે દરેકનાં મ્હોંમાંથી ધાસ્તીની ચીસો પડતી સંભળાઇ. છત્રના જે ભાગને મથાળે મેનારો આવેલો હતો, તે ભાંજીતોડીને તે (જુઓ ચિત્ર ૨૧ મું.) ગંજાવર મોટો ઘંટ તુફાનના ગગડાટજેવા ભારે આવાઝસાથે નિચ્ચે આવી પડયો. દુશ્મનની તોપનો એક ગોળો આબાદ મેનારાને લાગ્યો હતો—તેથી ઘંટ તુટી પડયો—તે મેનારાના ત્રણ માળોની ઝમીનનાં પાટિયાં ફાડીતોડીને નિચ્ચે આવી પડયો હતો; અને પોતાનીસાથે વળી ભાંગેલી ઝમીનનાં મોટાં પાટિયાંના કટકાઓ, ઈંટો, અને પથ્થરોનો વરસાદ પણ લેતો આવ્યો હતો.

આ વખ્તે થયેલા ગભરાટ અને આફતનું બયાન કરવું માહાલછે—જે ભારે ભય અને હદવગરનો હડબડાટ વાઅઝ સાંભળવા આવનારાંઓમાં ફેળાયો, તે ન વર્ણવી શકાયએવો હતો. ઘંટ નિચ્ચે આવી પડયો !—અને સાથેસાથે ચુનાકામ અને લાકડકામમાં ચીસો પાડતાં લોકો પણ આવી પડયા હતા; કારણકે મેનારાના છેક નિચ્ચેના મજળાઉપર જે ઘંટ વગાડનારાઓ ઉભેલા હતા, તેઓ પણ ઝમીન તુટી પડવાસાથે ઘંટનીસાથેજ નિચ્ચે દેવલમાં ગબડી પડયા હતા !

અને કેવા ભંયકર ઝબરદસ્ત કડાકાસાથે આ ઝબરો મોટો ઘંટ નિચ્ચે ઝમીનઉપર આવી પડયો હતો;—તેના ભારે વઝનતળે જેઓ ચંપાઈ મુવાં હતાં, તેઓની ચીસો અને પોકારો કેવા કાન ફાડી નાખે અને કમકમાટ ઉપજાવેએવાં હતાં—તેમજ આ વેળાએ જે બીજાંઓ નાસી જતાં હતાં, તેઓની બુમો કેવી હતી ! આ કરૂણારસ બનાવ ખચિતજ ઘણો ભયભિત હતો ! ધાસ્તીથી જડ થઇ ગયેલો, યુસાડિ પોતાનાં બ્યાસાસનઉપરજ બેસી ગયો: જાણે મસ્ખરીનેમાટે એક મુર્દાને પાદરીનો પુશાક પેહેરાવીને બેસાડયો હોય, એવો તેનો દેખાવ લાગતો હતો—અને જાણે જીવતો પાદરી પથ્થરનો બની ગયો હોય, એવો તે જણાતો હતો !

ઘંટ જયારે દેવલની પથ્થરની ચીણેલી જમીનઉપર પડયો, ત્યારે તેનો આવાઝ એટલોતો મોટો હતો, કે જાણે ગાજવીજસાથનું વાઝોડું થતું હોય; અને તેનો નકારો પડઘા પાછો આખાં મકાનમાં થયો હતો; આ વેળા આખી ઇમારત તેનાં મથાળાંથી તે પાયાસુધી ધ્રુજી

હતી; જયારે બારીના કાચોના ટુકડેટુકડા થઇને નિચ્ચે પથ્થરની ભોંયઉપર કરરકરર આવાઝ-સાથે તુટી પડયા હતા!

ઘંટનાં તુટી પડવાથી ત્રીસથી વધુ કમનસીબ છોકરાઓ માર્યાં ગયાં હતાં, કે ધાસ્તી-ભરેલી રીતે છુંદાઇછદાઇ ગયાં હતાં;—અને આ ભયંકરરીતે જોખ્માયલાંઓમાં બુઢો રખ-વાળ પણ હતો. અજાયબજેવી સાચાઈસાથે તેનો સ્વપ્નો ખરો પડયો હતો; અને વંશપરંપરા ચાલતી આવેલી આગમચથી ધારેલી વાત, કે જેનો તેને ઘંટનીસાથે સંબંધ રાખ્યો હતો, તે ઘણી અચરત થવાજોગ ચોકસાઇથી ખરો પડયો હતો.

કારણકે સેબાસ્ટૉપૉલનાં દેવલનો મોટો ઘંટ માર્ચ માસની બીજી તારીખે બપોરના દેવલનાં ઘડિયાળમાં બરાબર દશમાં દશ "મિનીટો" ઓછી હતી, ત્યારે પડયો હતો;—અને બરાબર એજ ઘડિએ સેંટ પીટર્સબર્ગમાં રશિયાના ઝાર નિકૉલસે પણ પોતાનો પ્રાણ છોડયો હતો!





## પ્રકરણ ૪૬ મું.

### યુસાફિ.

તે મોટા ઘંટનો અકસ્માત થયાને થોડા દહાડા વિત્યાકેડે ઝાર નિકૉલસનાં મોતની ખબર સેબાસ્ટૉપૉલખાતે થઈ. જ્યારે આ ખબર પાદરી યુસાફિને કરવામાં આવી, ત્યારે ભારે ધાસ્તી અને અજાયબીમાં તે ગરક થઈ ગયો—તે ગભરાટનેમારે બીકામજેવો થઈ ગયો. કેટલાક દિવસોસુધી તો તે પોતાના ઓરડામાંજ ભરાઇ રહ્યો; બરાબર ખુરાક પણ ખાતો હતો નહીં; અને જો કોઇ તેની મુલાકાતે આવતું, તો તેને તે મળતો પણ નહીં; દેવલમાં થયેલા ભયંકર અકસ્માતથી, અને તે બુઢા રખવાળે જે બ્હીક લાગેએવાં ચોકસાઇપણાંથી બનનાર બનાવવિષે તેને જણાવ્યું હતું તેથી, દેખાઈતીરીતે યુસાફિનાં મનઉપર એવી અસર. થઈ હતી, કે જે સેહેલાઇથી દુર થાય, એવી નહતી.

આખરે—પોતે જે એકાંતવાસમાં પડયો હતો, તેને છઠે દહાડે સાંજનાં—યુસાફિને જણાવ્યામાં આવ્યું, કે રખવાળ લુટઝન મોતને કાંઠે આવેલો હોવાથી, તેણે ખ્રિસ્ટી પાદરીને તેનીઆગળ આવવાને કાલાવાલા કરી બોલાવ્યો હતો. પ્રથમતો યુસાફિએ કરડાપણાંથી તેમ જવાને ચોખેચોખી ના પાડી, જે જોઇ તેનાં ઘરમાં કામ કરતી બુઢી સ્ત્રીનોકરને પણ અજાયબી લાગી, સબબકે તેણીએ પોતાના શેઠને આમુજબે મેઝાજ ખોઇ દેતો આગળ કોઇ વાર પણ દિઠો નહતો, અને વળી એક મરવા પડેલા માણસની વિનંતી તેણે આગળ કદી પણ ના પાડી નહતી. પોતાનાં ના પાડવાથી જે અજાયબી આ બુઢી સ્ત્રીને પણ લાગી હતી, તે જોઇ તેનું પોતાનું ધક પણ પાછું સાવધ થયું, અને લગાર વધારે ઠંડા સ્વભાવે અને આવાજે, તે બોલ્યો, "હું જઇશ."

જે દેવલમાં અકસ્માત થયો હતો, તેની પડોશમાંજ તેનું ઘર હતું, ત્યાંથી તે બહાર નિકળ્યો; અને થોડીક "મિનીટો"માં તે રખવાળનાં ગરીબ રેહેઠાણઆગળ આવી પહોંચ્યો. તેણે જોયું, કે તે બીચારો મરવાની અણીઉપર હતો—છતાં પોતાની પુર શુદ્ધિમાં હતો. એક બુઢી સ્ત્રી તેની ખેદમતમાં રેહેલી હતી, તેણી જેવો પાદરી અંદર આવ્યો, કે ઓરડામાંથી તરત બહાર નિકળી ગઇ; અને હવે યુસાફિ લુટઝનઆગળ તે મુફલેસ ઓરડામાં એકલો રહ્યો.

ઘણા ધીમા પણ બરાબર સંભળાયએવા ખુલ્લા આવાજે લુટઝન બોલ્યો, "પૂજ્ય સાહેબ, જેમ મેં કહ્યું હતું, તેમજ બન્યુંછે—અથવા બરાબર કહું, તો જેવીરીતે મારા સ્વપ્નાએ ભવિષ્યવાણી કહી હતી, તેમુજબે આખરે બન્યુંછે."

જાણે એક યંત્રની મદદથી બોલતો હોય, તેમુવાફેક તે મરવા પડેલા બુઢા રખવાળના શબ્દો યુસાફિ પાછા બોલ્યો, "હા—જેવીરીતે તારા સ્વપ્નાએ ભવિષ્યવાણી કહી હતી, તેમુજબેજ બન્યુંછે."

લુટઝન—"નેક સાહેબ, મેં તો ધાર્યું હતું, કે તમો મારી મુલાકાતે આવશો—તમો મારાં બિછાણાંઆગળ બંદગી કરવા આવશોઃ કારણકે તમોને સારીરવેસે ખબર હતી, કે

મને પણ અકસ્માતમાં ભારે ઇઝા થઇ હતી, અને વળી મેં થોડાક દહાડાઅગાઉ તમોને કહેવાડયુંવટીક હતું, કે તબીબે મારાં સાજા થવાની આશા છોડીછે. પવિત્ર સાહેબ, તમે કાંય આવ્યા નહીં?"

આ સાંભળીને ચુસાડિ એકાએક ચોંકયો; જાણે તેને માથાંથી તે પગસુધી આંચકીઓ આવતી હોય, તેમ તે દેખાઈતીરીતે ધ્રુજતો હતો,—તેણે જવાબ આપ્યો, "લુટઝન, તારાં મોતનાં બિછાણાંઆગળ બંદગી કરવાનેલાયક હું નથી! મરતાં માણસઆગળ એક ખરેખરા ખ્રિસ્તી પાદરીસિવાય બીજા કોઇ પાદરીથી દેલાસો દઈ શકાય નહીં—અને હું તો ઘણો કંગાળ પાપીછું!"

**લુટઝન**—"હા, નેક સાહેબ, તમો જે કહોછો, તે ખરી વાતછે, આપણે સર્વે આ દુનિયામાં પાપીઓ છૈયે, પણ સાધારણ માણસજાતજેવા તમો પણ પાપીછો, એવું તમારૂં ધારવું બનવાજોગ નથી."

આ સાંભળી લગાર જનુની સાદે અને ઘણાં દુઃખી દેખાવે ચુસાડિ બોલ્યો, "તું શું બોલેછે, તેની તુંને ખબર નથી. હું ફરીથી કહુંછું, કે હું એક કંગાળ પાપી માણસછું! મેં એક એવું કર્મ કીધુંછે, કે જે કદી મુઆફ થઇ શકે નહીં,—બુરામાંબુરા વિશ્વાસઘાતનું મેં એક કામ કર્યુંછે—અઘોરમાંઅઘોર તરકટનું મેં એક કામ કર્યુંછે! તેથી શું ખરાબી થઇ હશે, તે તો હું જાણતો નથી: પણ એટલુંતો હું જાણુંછું,—કે તેબાબે મને અતિશય ભારે પસ્તાવો તે દહાડેથી થાયછે. આહ! તું આ સઘળું સાંભળીને અજાયબ થાયછે: પણ હું જે તુંને કહુંછું, તે તદન ખરૂંછે!—ખુદાપાસે માંગી લઉંછું, કે તેમ બન્યું નહતે! જ્યારે હું વ્યાસાસનઉપરથી ઘણો મોટેમોટે અને ભારે જુસ્સાથી ઉપદેશ કરતો હતો, તે કાંઇજ નહીં, પણ એવીજ મતલબથી, કે તે બીજો છુપો આવાઝ, જે મારાં કાનમાં રાત અને દહાડો સંભળાયા કરેછે, તેને મારા પોતાના ભારે આવાઝથી ઢાંકી નાખવાને—તે આવાઝ મારાં હૈયાંમાં આવી ભરાયછે!"

મરવા પડેલા લુટઝનનો ચેહેરો દુઃખ અને બીમારીથી ફિક્કો, તો મારી ગયેલોજ હતો, છતાં ચુસાડિના આ બોલો સાંભળીને તે તો હયેબતાઇજ ગયો, અને તેનો ચેહેરો બિહામણો સફેદ પુણીજેવો થઇ ગયો. તે બોલ્યો, "પવિત્ર સાહેબ, શું આ તમો કહોછો, તે બનવાજોગછે! નહીં, નહીં—આ વાત મને ખરી લાગતી નથી! પેલા ઘંટના ભયંકર અકસ્માતથી તમારાં ભેજાંઉપર ખોટી અસર થયેલી જણાયછે."

પણ પાદરીએ રખવાળને બોલતો અટકાવ્યો, અને મરવા સુતેલા બુઢાતરફ અજાયબીથી જોયું, પછી બોલ્યો, "લુટઝન, ઝાર નિકોલસ મરી ગયોછે, તેની તુંને ખબર પડીછે કે?"

**લુટઝન**—"પૂજ્ય સાહેબ, મને તેની ખબરછે." પછી ગંભીર આવાઝે તે વધુ બોલ્યો, "જે ઘડિએ અકસ્માત થયો તેજ ઘડિએજમેં તો તે જાણ્યું હતું; જ્યારે હું તે ઝબરદસ્ત ઘંટની કોરતળે ચંપાઇ ગયેલો, અને નવધાર લોહીથી ગગરતો પડેલો હતો, ત્યારેજ મેં તો જાણ્યું, કે શાહનશાહનું મોત આવી લાગ્યુંછે. થોડાજ દહાડાઅગાઉ તેની બીમારીની

ખબર મને પડી હતી, અને તેથી મારા વિચારને વધારે મઝબુતી મળી હતી. હા, ઝાર નિકૉલસ મરી ગયોછે!"

યુસાડિ—(ગભરાયલે ચેહેરે) "અને જે ઘડિયે ઘંટ દેવલમાં તુટી પડયો, તેજ ઘડિયે તે પણ મરણ પામ્યો! આહ! આ સર્વ શક્તિમાન બાદશાહના અકાળ મરણથી તેને તેનાં કર્મનો ભયંકર ફેજ મળ્યોછે!"

આ સાંભળી વધારે અજાયબી, અને વધારે શક તે મરવા પડેલા લુટઝનને યુસાડિને-માટે ઉપજ્યો. તે સમજ્યો કે પાદરીનું મગઝ ખસી ગયુંછે કે શું? તેથી તે બોલ્યો, "નેક સાહેબ, તમારી કેહેવાની મતલબ શુંછે?"

લગાર કડવાસ અને દેલગીરીથી તે પાદરીએ જવાબ આપ્યો, "મારી કેહેવાની મતલબ એમછે, કે જે ગુનાહનેમાટે હું પોતાને તકસીરવાર ગણુંછું—જે પાપી લુચ્ચાઇ મેં કીધીછે—તે નિકૉલસની ઉશ્કેરણીથી—નહીં તેના હુકમથી મેં કીધીછે!"

**લુટઝન**—"ખુદા તારો આસરો! શું એ બનવાજોગછે? અરે, સાહેબ! હું, કે જે તમોને નીતિનાં એક નમુનાતરીકે ગણતો હતો—હું, કે જે એમ માનતો હતો, કે તમો જે આ સરસ વાએઝ કરવાની આવી શક્તિ ધરાવોછો, તે તમારી નેકીનેલીધે હતી——"

યુસાડિ—"લુટઝન, તું ઠગાયોછે! ખચિત તું ઠગાયોછે! હું ફરીથી કહુંછું, કે હું એક પાપીછું—અધમમાંઅધમ, ખરાબમાંખરાબ પાપીઓમાંનો હું એકછું. સેબાસ્ટૉપોલનાં આ શેહેરની જે અગતયની અને લાભકારક જગ્યા મને આપવામાં આવીછે, તે મેં કીધેલાં પાપી કર્મની એક લાંચતરીકે મને બખ્શવામાં આવીછે; મેં મારાં અંતઃકરણને પૈસાની લાલચે વેચ્યુંછે. હું મારી ગરીબ જગ્યાએજ રહ્યો હતે, તો ઘણું, ઘણુંજ, અતિ ઘણુ સારૂં થતે——"

લુટઝન—"અરે, સાહેબ! જો આ તમે જે કહોછો, તે ખરૂંજ હોય—અને હવે મને તેબાબે કશો શક રહ્યો નથી—તો તમોને તેનો પશ્ચાતાપ કરવાની મને અર્ઝ કરવા દો! હું જાણુંછું, કે હવે મારૂં મોત નઝદીક આવતું જાયછે! મારી આંખે જે પર્દો ફરી વળેછે, તેઉપરથી હું ચોકસછું, કે યમનો દૂત હવે આવી લાગશે; પણ મને તેનાં આવવાની જરા પણ ફેકર નથી! મેં મારી આખી ઝેંદગીમાં કોઈનું પણ ખોટું કીધું નથી; અને જોકે મારા ગુનાહો એવાછે, કે જે નબળા ખવાસનો માનવી કદી પણ કર્યાવગર રેહેતો નથી, તોયે મારૂં અંતઃકરણ સાફછે, અને મેં જાણીજોઈને કે રાઝીખુશીથી મારા પડોશીને નુકશાન કર્યું નથી, કે દુઃખ દીધું નથી, તેથી મને મરવાની ધાસ્તી નથી. અરે, સાહેબ! તમારૂં મોતબી એવુંજ આવે, તો કેવું સારૂં! હું તમોને આઝીજી કરૂંછું, કે ધુંટણ મરડિયે પડો, ને મારીસાથે બંદગી કરો, અને તમારાં પાપનો પશ્ચાતાપ કરો!"

**યુસાડિ**—"ધણો ભલો માણસ! ખચિત, હું તેમ કરીશ, ઝરૂર કરીશ!" એમ બોલી તે ગરીબની ખાટલીપાસે યુસાડિ ધુંટણિયે પડયો, અને બોલ્યો, "આ વખ્તે મારે-બદલે તારે મને ઉપદેશ કરવો જોઇએછે! તારૂં દેલ પાકછે, હું પાપીછું! મેં તો અઝીમ ગુનાહો કીધાછે, ને તું તો નિર્દોષછે! મારેમાટે તો દુઝખનો દરવાઝો તૈયારછે, પણ

તારેમાંટે તો બેહેસ્તનું બારણું ઉઘાડુંછે! તુંને સ્વર્ગનો દેખાવ દેખાયછે, માંટે ઓ લુટઝન, મને કેહે, કે મારાજેવો બુરો પાપી જો પસ્તાવો કરે, તો તે ખુદા મારી-ઉપર રહેમ કરશેકે?"

લુટઝન—"જો તે પાપનો કરનાર ખરાં દેલથી પશ્ચાતાપ કરે, તો તે સાહેબ દરેક પાપીની ઉપર રહમનો કરનારોછે, પછી તે પાપો ગમેએવાં અઘોર હોય, તો શું થયું. પણ નેક સાહેબ, મને જણાવો, કે તમો એ જે પાપી કર્મ કર્યુંછે, અને તેથી જે ખરાબી થવા પામીછે, તેનો બદલો વાળવાને તમો કશું કરી ન શકો?"

યુસાફિ—"હા, હા, હું ખુદાનો ઉપકાર માનુંછું, કે કરી શકું તેમછે. તેમ બદલો વાળવાનું મેં મારા કબ્ઝામાં રાખ્યુંછે. એટલું તે મારા હાથમાં રાખવાની ખુદાએ પોતેજ મને ઝરૂર પાડીછે, કે જેથી મારાં પાપી કર્મનો બદલો હું પાછો વાળી આપી શકું."

"પવિત્ર સાહેબ, હું મરૂંછું," લુટઝન બોલ્યો, કે જેનો ચેહેરો હવે વધારેનેવધારે ફિક્કો થતો જતો હતો, તેનો સાદ વધારેનેવધારે નબળો પડતો જતો હતો, અને તેની આંખો વધારેનેવધારે ઝાંખી થતી જતી હતી. "મારી મરતી વખ્તની છેલ્લી બંદગી તમારેજમાંટે કરૂંછું!—આ મારા મરતી વખ્તના હોઠોમાંથી જે થોડાઘણા સંભળાયએવા શબ્દો હું બોલુંછું, તે તમારાંજ ભલાંનેમાંટેછે! હજી પણ પશ્ચાતાપ કરવાનાં સાંધણો તમારા હાથમાં-છેઃ—અને તેટલામાંટે પસ્તાવો કરવાની હું તમોને આગ્નેજી કરૂંછું! તમારાં કીધેલાં કર્મનાં પરિણામનો ઇલાજ કરવાનું, અથવા તેમાં સુધારો કરવાનું તમારા હાથમાંછેઃ—તેઉપર અમલ કરવાને એક મરવા સુતેલો માણસ તમોને અર્ઝ કરેછે! તે તમોએ કીધેલું ખોટું કામ પાછું સુધારવાને, અને તેનો બદલો ભલાં કામથી વાળવાને ગમેએટલી મેહેનત પડે, તો હારી ખાતા ના—તેનેમાંટે ગમેએટલી લાંબી મુસાફરીઓ કરવી પડે તો અચકાતા ના—તેને-માંટે ગમેએટલો મોટો ભોગ આપવો પડે, તો પાછા હઠતા ના—પણ ગમેતેમ કરી આ પશ્ચાતાપ કરવાને કોશેશ કરજો! ઝરૂર કરજો, સાહેબ! અને પછી મારાજેવી હમણાંની હાલતમાં જ્યારે તમો આવી પડશો—જ્યારે તમો મોતનાં બિછાણાંઉપર મરવા સુશો—અને જ્યારે તમારાં કપાળઉપર, જાણે તમારાં ભેજાંને ચાલતું બંધ કરતો હોય, તેમ તે દુનિયાની પાયમાલી કરનાર જમનો ઠંડો હાથ પડેલો તમોને જણાશે,—ઓહ! ત્યારેજ, સાહેબ, તમો મારી આ મરતી વખ્તની સલાહને યાદ કરશો—અને જો તમો તેમુજબ ચાલ્યા હશો, તો મરતીવેળા ખુશી થશો—પણ જો તમો તેમ કરવાને ચુક્યા, તો મરણની છેલ્લી ઘડિએ તમોને ભયંકર ખેદ ઉપજશે—તમોને ઘણોજ દુઃખદાયક પશ્ચાતાપ થશે!"

આ સાંભળી યુસાફિ ડુસ્કેડુસ્કે રડવા લાગ્યો. તેની આંખોમાંથી ખરતાં આંસુઓ પ્રથમ તો ગર્મ હતાંઃ પણ જ્યારે લુટઝનનાં શબ્દોથી તેનાં દેલમાં શાંતી થવા લાગી, જ્યારે તેણે વિચાર્યું, કે હજી પણ તેણે કીધેલાં પાપી કર્મનો તે પશ્ચાતાપ કરી શકશે, ત્યારે તેનાં આંસુઓ વધારે ધીરે પડવા લાગ્યાં, અને આખરે તેઓનાં પડવાથી તેને ઘણો મીઠો સધિ-યારો મળ્યો. પછી તે મરતાં માણસનો હાથ પોતાના હાથમાં લઇને યુસાફિએ બંદગી કરવા માંડીઃ અને ઘણે વારે તેને ખબર પડી, કે જેનો હાથ તેણે પકડેલો હતો, તેનો આત્મા તો ધીરેધીરે, શાંતીથી તેનાં કાલબુદમાંથી નિકળી ગયો હતો!

યુસાડિ પોતાને મથકે પાછો ફર્યો; અને પોતાનો વિચાર પોતાની બુઢી સ્ત્રીનોકરને જણાવવાવગર તેણે લાંબી મુસાફેરીએ જવાની તૈયારીઓ કરવા માંડી. પોતાનાં સર્વે કાગઝ્યાંઓ તેને ધ્યાનથી તપાસ્યાં,—જેની હવેપછી ઝરૂર નહતી, તે ફાડી નાખ્યાં, અને બીજાં થોડાંક અગત્યનાં પોતાનીપાસે રાખ્યાં. આ કાગઝ્યાંઓમાં એક દસ્તાવેઝ હતો, કે જે તેણે ખાસ સંભાળથી પોતાનાં ડગલાંનાં છાતીઉપરનાં ગજવાંમાં મુકયો. હાથમાં જેટલું નાણું આવ્યું, તે લીધું,—પોતાનાં જવાથી પોતાની ગરીબ નૌકરની ચાકરી જશે, એવા ભલા વિચારથી નાણાંની એક લાયક રકમ તેણે એક પરબિડિયાંમાં મુકી તેઉપર તેણીનું સરનામું કીધું. થોડીઘણી ઝરૂરની વસ્તુઓ તેણે મુસાફેરીએ લઈ જવાની ચામડાંની એક પેટીમાં ભરી; અને જ્યારે રાત પડી, ત્યારે પોતાનો પાદરીનો પુશાક કાહાડી નાખી, મુસાફેરી કરવાનો એક સાદો પુશાક પેહેર્યો, અને પછી ઘરની બહાર છુપો ચાલી ગયો.

સેબાસ્ટૉપોલના રસ્તાઓ પસાર કરીને, યુસાડિ આખરે તે જગ્યાએ આવી પહોંચ્યો, કે જ્યાંથી ભાડેના મછવાઓમાં બેસી બીજે પાર જવાતું હતું; અને તેમાંના એકનીઉપર તે ચઢી બેઠો. તેને બીજે પાર ઉતારવામાં આવ્યો; અને ત્યાંથી પછી તેને પાઉંપેયાદા પોતાની મુસાફેરી પાછી શરૂ કીધી. તેનો વિચાર કોઇ ગામડાંમાં જઇ પહોંચવાનો હતો, કે જ્યાંથી તે એક ઘોડો ખરીદી શકે: પણ જે પેહેલાંજ ગામડાંમાં તે આવી પહોંચ્યો, ત્યાંથી તેને એવી ખબર મળી, કે જેથી તેને-ભારે નાસેપાસી ઉપજી. બેસવાનાં કામમાં આવે એવો એકેએક ઘોડાનો, અને વળી ખેતીનાં કામમાં વપરાતા ઘણાક ઘોડાઓનોવટીક રશિયન લશ્કરે કબ્જો લઈ લીધો હતો. આગળ વધવાનો કાંઈ ઉપાય તે પાદરીના હાથમાં રહ્યો નહીં: પણ જોકે તે નાઉમેદ તો થયેલો હતો, છતાં તેનું દેલ તુટી ગયું નહીં: તેણે મક્કમ ઠરાવ કર્યો હતો—પોતાની મુસાફેરી આગળ ચલાવવાને તેને મઝબુત મન રાખ્યું હતું, પછી આખી મુસાફેરી તેને પગેજ ચાલીને કરવી પડે, તો શું મુજાકો હતો?

યુસાડિએ સિમફેરૉપૉલના ધોરી રસ્તાઉપરથી આગળ ચાલવા માંડ્યું, કે જે શેહેર સેબાસ્ટૉપૉલથી પચીસ "માઇલો"ને તફાવતે હતું. આખી રાત તેણે ચાલ્યાજ કીધું, પણ વચ્ચેવચ્ચે તે થાક ખાવાને થોબતો હતો; થાકીને લૂસ થયેલો, તે સવારના સિમફેરૉપૉલ આવી પહોંચ્યો. પોતાની શકિત પાછી લાવવાને તેણે આ ઠેકાણે એક ભઠિયારખાનાંમાં થોડા કલાકો ઉતારો લીધો, અને જ્યારે તે ઉંઘાઇ ઉઠ્યો, ત્યારે એક ઘોડો મેળવવામાટે તેણે ખબર કાહાડી. ત્યાં બે કે ત્રણ ઘોડાઓ વેચવાના હતા: તેઓની કીમત એટલીતો આકરી હતી, કે પ્રથમતો તે ખરીદવાને યુસાડિ અચકાયો—કારણકે તેનીપાસે જે થોડી પુંજી હતી, તેમાંથી જો તે એક ઘોડો ખરીદે, તો તેની થાપણમાં મોટું ગાબડું પડી જાય! ત્યારે હવે તેણે કરવું કેમ? તેના વિચારપ્રમાણે હજીતો તેને સેંકડો "માઇલો"ની મુસાફેરી કરવાની હતી—અને તે મુસાફેરી જો તે પગે ચાલતોજ કરે, તો ઘણાં અઠવાડિયાંઓ તેમ કરતાં નિકળી જાય, વળી તેમ કરતાં તે થાકથી દુબળો થઈ જાય, કે કદાચ મરી પણ જાય, અને જો મરી જાય, તો તેણે જે ભલું કામ કરી પોતાનાં પાપનો પશ્ચાતાપ કરવાનો વિચાર રાખ્યો હતો, તે પણ અધુરે જાય. એટલામાટે આખરે તેણે એક ઘોડો ખરીદયો; અને પછી તેઉપર સવાર થઈ યુસાડિ સિમફેરૉપૉલથી આગળ કુચ કરી ગયો.

સિમફેરૉપૉલની ઉત્તરે આસરે ત્રીસ "માઇલ" દુર આવેલાં એક ગામડાંમાં રાતના આઠ અને નવનીવચ્ચે તે આવી પુગ્યો. આ ગામડાંનું નામ ઑર્ટા આલબાન કરી હતું. આ ન્હાનું ગામડું ઘણુંજ મુફલેસ હતું—તેમાં કેળી એક ધર્મશાળા હતી, કે જ્યાં આ પાદરીએ ઉતારો લીધો. ત્યાંના ચવીદારને પોતાનો ઘોડો સોંપી, તે ધર્મશાળાના મુખ્ય ઓરડામાં દાખેલ થયો, કે જ્યાં તે વખ્તે બીજું કોઇ હતું નહીં; પછી ખાણું લાવવાનો હુકમ કર્યો.

જ્યારે "ટેબલ"આગળ બેઠેલો હતો, ત્યારે તેજ "હૉટેલ"આગળ દોડતા આવતા ઘોડાના પગલાં તેને કાને પડયાં; અને પછી થોડીજવારમાં એક મુસાફર તેજ ઓરડામાં દાખેલ થયો, કે જેણે પોતાના પુશાકઉપર રૂઆંટીનાં અસ્તરવાળો જાડો પણ ટુંકો સવારી કરવાનો એક કીમતી ઝભ્ભો પેહેરેલો હતો, તે મુસાફરે યુસાડિને જરાસરખી સલામ કીધી, અને એક બાંકઉપર પડયો—પોતાની રૂઆંટીવાળી ટોપી કાહાડીને ફેંકી દીધી—ઝભ્ભો ઉતારીને બાજુએ મુક્યો—અને ત્યારે જણાયું, કે તેણે એક લશ્કરી અમલદારનો સાદો પુશાક પેહેરેલો હતો. તે "હૉટેલ"માં જે ઉંચામાંઉંચો "વાઇન", અને ઉંચામાંઉંચું ખાણું હોય, તે પોતાનેમાટે લાવવાનો તેણે ઘણા રોબથી હુકમ કર્યો; આ હુકમ ફર્માવીને તે યુસાડિને પેહેલાંનાકરતાં વધારે બારીકીથી જોવા લાગ્યો.

બીજા હાથઉપર જે ઘડિએ તે લશ્કરી મુસાફર આ મોટા ઓરડામાં દાખેલ થયો હતો, તેજ ઘડિએ તેના દેખાવથી તે પાદરીઉપર પણ થોડીઘણી અસર થઇ હતી. યુસાડિને લાગ્યું, કે તેણે તેને આગળ કેથે જોયલો હતો: પણ તે કયાં તે તેને યાદ આવ્યું નહીં. વળી જ્યારે તે મુસાફરે પોતાની ટોપી કાહાડી નાખી, ત્યારેતો યુસાડિની ખાતેરી થઇ, કે તે તેને આગળ કેથે મળ્યો હતો; તોયે તે મુલાકાત કયાં થઇ હતી, તે તેની યાદદાસ્તમાંથી ખસી ગયું હતું.

પણ તેટલાં તે મુસાફરે પોતેજ યુસાડિને પુછ્યું, "સાહેબ, મને ચોકસ જણાવશો, કે આ જગ્યાએથી સિમફેરૉપૉલ કેટલું દુરછે?"

તે પાદરીએ તેનો જવાબ આપ્યો; હવે તે મુસાફરનો ચેહેરોજ નહીં, પણ તેનો સાદવટીક તેને થોડોઘણો જાણીતો લાગ્યો. વળી જાણે યુસાડિને પોતાને પણ તે મુસાફરે આગળ કેથે જોયો હોય, એમ તેની ઢબઉપરથી લાગ્યું; કારણકે થોડોક વખ્તસુધી તેનીતરફ બારીકીથી નિહાળીને, તે બોલ્યો, "હું અનુમાન કરૂંછું, તેમાંટે મુઆફ કરજો—પણ બિચત તમારો ચેહેરો મેં કેથે જોયો હોય, એમ મને લાગેછે."

યુસાડિ—"અને હું પણ એમજ વિચાર કરતો હતો, કે આપણે બન્ને અક્કેકથી તદન અજાણ્યા નથી."

પણ તરતજ તે મુસાફરનાં ધ્યાનમાં એકાએક કાંઇ યાદ આવી ગયું, અને તે બોલી ઉઠયો, "આહ! હવે મને યાદ આવ્યું! તમો એક વખ્ત સેંટ પીટર્સબર્ગખાતે રેહેતા હતાની વારૂં?"

યુસાડિ—"ખરી વાતછે. પણ તોયે હજી હું જાણતો નથી——"

"તમો પરાંમાં રેહેતા હતા, કે જ્યાંના એક દેવલમાં તમો પાદરીતરીકે હોદ્દો ધરાવતા હતા, ખરૂં કે?" તે લશ્કરી અમલદારે પુછ્યું, અને તે પોતાની જગ્યાએથી ઉઠી હવે યુસાડિનો ચેહેરો હજી વધારે બારીકીથી તપાસવા લાગ્યો.

યુસાડિ—"હા—તે તેમ હતું એ ખરી વાતછે. તોયે હજી મારી યાદદાસ્તશક્તિ મને દગો દેછે, અને હું યાદ કરી શકતો નથી, કે મેં તમોને ક્યાં જોયા હતા——"

પણ તેટલાંતો તે અમલદારે તેને બોલતો અટકાવ્યો, અને જે "ટેમ્સ"આગળ યુસાડિ બેઠેલો હતો, તેઉપર વાંકો વળીને બોલ્યો, "તમારા કાનમાં એક શબ્દ કહુંછું, તમોને વૉલમારની બેટી તો યાદ હશે ?"

યુસાડિ—(ચોંકીને) "આહા ! હવે તમે મને યાદ આવોછો ! તમે નામદાર ઝાર નિકૉલસના એડી-કાંગ છો?"

એડી-કાંગ—"તેજ, અને હવે હાલના નામદાર ઝાર આલેકઝાંડરનો એડી-કાંગ છું. પણ પોતાના મરણ પામેલા બાપની છુપી વાતોથી હું કેટલો બધો જાણીતોછું, તેની હાલના નામદાર શાહનશાહને બીલકુલ ખબર નથી; અને તેટલામાંટે, પૂજ્ય સાહેબ, પેલો ન્હાનો બનાવ, કે જેમાં આપણે બંધે એકમેકને મળવા પામ્યા છૈયે, તેઉપર તદન ચુપકીદી હંમેશાં એખતિયાર કરજો. તે વાત બહાર આવવી ન જોઇયે."

યુસાડિ—"ઠીક, હું તેમ કરીશ."

એડી-કાંગ—"ચાલો, આપણે સાથે 'વાઇન' અને ખાણું લેયે, અને આગળી પિછાણનેખાતેર એકજ સફ્રે બેસ્યે. તમો મને હ્યાં મળશો, એમ મેં કદી પણ ધાર્યું નહતું. તમોને દુનિયાનાં કયાં છદા ખુણાંમાં મોકલી દેવામાં આવ્યા હતા, તેની પણ મને તો ખબર પડી હતી નહીં. પણ મને જે ખબર પડી હતી, તે ફક્ત એટલીજ હતી,—અને તે પણ મરનાર નામદાર શાહનશાહનો આ ન્હાનો ભેજનો ફાંટો બજાવ્યાપછી એક કલાકનાજઅરસામાં—કે તમોએ તે દેવલમાંથી ચાલતી પકડી હતી—સબુર કરો, આ સઘળું કેટલા વખતની વાતઉપર બન્યું હતું ?"

આ વાતોથી યુસાડિનાં મનઉપર ઘણીજ નાખુશ અસર થઇ, અને તેથી તેણે ઘણો ઉદાસ ચેહેરે અને દેલગીરીભરેલે આવાઝે ધીમે સાદે જવાબ આપ્યો, "આ બાબત હું તમોને ઘણી ચોકસપણે કહી શકીશ. તે ૧૮૫૨ ના ઑગસ્ટ માસની ૭ મી તારીખે બન્યો હતો."

એડી-કાંગ—"ઓહો ! આટલો બધો વખ્ત પસાર થઇ ગયોછે ? હડી વર્ષોની વાત ! જો તમો ચોક્સ દહાડો જણાવતે નહીં, તો તો હું કદી માનતેબી નહીં !"

જેમતેમ પોતાનો નિસાસો દાબી દઇને યુસાડિએ જવાબ આપ્યો, "અને ખરેખર તેમજછે. હાલમાં જે બાબતઉપર આપણે વાત કર્યે છૈયે, તેનું પરિણામ શું આવ્યું, તે તમો મુને જણાવી શકશો, સાહેબ ? હું પોતેબી તે બનાવ બન્યાપછીથી સેબાસ્ટૉપોલમાંજ રહેલોછું, અને તેથી તે બાબતથી તદન અજાણછું."

એડી-કાંગ—(હસીને) "તે ન્હાનો પરાક્રમ બજાવ્યાપછી મરનાર નામદાર શાહનશાહે તમોને દુરદરાઝ મોકલી દીધા. સાધારણરીતે તે ઝારની એવીજ ચાલ હતી, કે જેઓ કોઇ તેવણને એવી નાઝુક બાબતમાં મદદ કરે, તેઓને દુર ધકેલી દેવા, અને તેજમુજબે તમારાબાબમાં પણ કર્યામાં આવ્યું: ફક્ત મારાજબાબમાં એક અપવાદ હતો, પછી તે કોણ

જાણે તેવણનાં ફાંટાનેલીધે હોય, કે કદાચ શાહનશાહ નિકોલસ સારીપેઠે જાણતા હોવા જોઇએ, કે હું એવી બાબતો છુપાવી રાખવાજેટલી પાકી સમજ અને ખબરદારી ધરાઉંછું. ગમે તે હોય, પણ ફક્ત મનેજ તેવણે પોતાનીપાસે રેહેવા દીધો હતો. અને મારાં સારાં નસીબેજ મને તેમ રેહેવા દેવાનું શાહનશાહને સુઝ પડ્યું, નહીંતો આ વખ્તે સાઇબીરિયાના ભિતરમાં કડકતી ઠંડીનેલીધે સગડીઆગળ બેસીને હું મારી 'સીગાર' કદાચ હમણાં પીતો હોતે! મને પણ અસેમસે કોઈ હોદ્દાઉપર સાઇબીરિયા ધકેલી આપ્યો હતે! પણ સારૂંજ થયું, કે તેમ તે નામદારે કર્યું નથી!"

યુસાડિનાં જોવામાં આવ્યું, કે તે એડી-કાંગ લગાર ઝબાનદરાઝ અને ભારે ટકટકિયો હતો, અને વળી સાથેલાગો "વાઇન"ની બાટલીનું માથું ભાંજ્યો જતો હતો! અને તેટલામાંટે તેણે પોતાના દેખાવ અને ઢબમાં ફેરફાર કરી નાખવાનું વાજેબી ધાર્યું, યાને બહારથી ખોટું ડોળ ઘાલવાનું તેણે દરોસ્ત જોયું—સાંમાને વધારે ખાનગી વાતમાં ઉતારવાની મતલબે, તેણે હવે વધારે હસ્મુખો દેખાવ ધારણ કર્યો, અને પોતાનું "ગ્લાસ" "વાઇન"થી ભરીને, તે બોલ્યો, "મને તમોને યાદ દેવાડવાની કશી ઝરૂર નથી, કે મારૂં નામ યુસાડિછે. જો હું ભુલતો ન હોઉં, તો હું મેજર એલમાનૉફનીસાથે હમણાં વાતો કરૂંછું, ખરૂં કે?"

એડી-કાંગ—"બીઅદબી મુઆફછે, મરનાર ઝારની મેહરબાનીથી હવે મેજર નહીં, પણ કરનલ એલમાનૉફ થયોછું! સેંટ નિકોલસના કસમ! આવી કંગાળ ધર્મશાળાતરફ જોતાં, આ 'વાઇન' કાંઇ ખરાબ નથી, ઠીકછે. આ ગામડાંનું નામ શું?—ઑર્ટા આલબાન?"

યુસાડિ—"હા, 'વાઇન' ઠીકછે. પણ પેલા વૉલમારોનું પછી શું થયું, તેઓની કાંઇ ખબર?——"

**કરનલ એલમાનૉફ**—"આહા! હું આપણી વાતની ચોકસ બાબતજ કેહેતાં ભુલી ગયો. જેમ ઝારે ધાર્યું હતું, તેમજ સઘળું બનવા પામ્યું. તેની સઘળી ઉમેદો પાર પડી. હું ખુલ્લાં દેલથી કબુલ કરી દઉંછું, કે તેની ચંપરખદાંઈ ઝબરી પાપી હતી, અને તેણે શયેતાની રીતે પોતાનો ફાંનો લીધો હતો: કારણકે પેલી છોડી કૅહરાઇન વૉલમાર ઘણી ખુબસુરત મજાહની પોટ્ટી હતી!"

આ સાંભળી યુસાડિને ભારે દુ:ખ ઉપજ્યું, અને તેણે જેમતેમ પોતાના દેલનો ભારે ઉભરો દાબી રાખ્યો: અને જોકે આ વેળા તેને "વાઇન" પીવા ગમતો નહતો, તે તેનાં ગળાંમાં ખુંચી બેસતો હતો, છતાં પોતાનું મ્હોં છુપાવવાના એરાદાથી તેણે પોતાનું "ગ્લાસ" ઉઠાવી જાણે પીતો હોય, તેમ તે આડું ધર્યું.

**કરનલ એલમાનૉફ**—"પણ હું હમણાં તમોને કેહેતો હતો, તેમ બધો તાગડો જેમ ઝારે રચ્યો હતો, તેમ પુરેપુરો પાર ઉતર્યો. ત્રણચાર મહિના તો તે જવાન જોડાંવચ્ચે પ્યાર અને માયાસેવાય બીજું કશું હતું નહીં: પણ પછી પેલા બીવકુફ આશકની હોંસ ધીરેધીરે કમી થતી ગઇ. હું તમોને જણાઉંછું, કે સેંટ પીટર્સબર્ગખાતે, જે બ્રિટિશ એલચી હતો, તેનીઉપર ઝારે પોતાની ભારે મેહરબાનીઓ દેખાડવા માંડી. તેને એવોતો હાથમાં લઈ લીધો, કે તેને ખબર પણ ન પડી, કે ઝાર પોતાની મતલબમાં લોટતો હતો—તેની સમજાવટથી એલચી પેલા જવાન ઈંગ્રેજને વારંવાર શિખામણ દેયા કરતો

હતો, કે રશિયન રાજધાનીમાં એમ આળસુ પડી રેહેવાકરતાં તેણે પોતાનાં દેશની રીજમીંટમાં જઇ પાછું કામે જોડાવું. તે જવાન અમલદારનું નામ મને હમણાં બીલકુલ યાદ આવતું નથી. આ તેની શિખામણ પણ હવે તે જવાન ઇંગ્રેજને વાજેબી લાગવા માંડી; તે હવે કદી ન તોડી શકાયએવા ગાંઠથી લગ્નની જુસરીમાં જોડાઇ જવામાંટે પસ્તાવા લાગ્યો; અને તેભી એક અતિ ખુબસુરત પણ દોહાડિયાંવગરની છોડીસાથે. આ વખ્તે ફેંડરાઇન એક માતા થવાની હાલતમાં હતી; અને તેટલાંમાંટે આ છુપાં લગ્નની વાત તેણીના બાપ, ફીલમારને જણાવવાની પર્વાનગી તેઓએ નામદાર શાહનશાહપાસે માંગવામાંટે એક અર્ઝી મોકલી આપી. ઝાર આએજ તકનેમાંટે વાર જોતો બેઠો હતો——"

યુસાડિ જોકે બહારથી તો શાંતપણાંનો દેખાવ ધારણ કરી આ બધું સાંભળતો હતો, અને વળી જાણે તેથી રમુજ મેળવતો હોય, એવી બહારથી તો છેતરપટી દેખાડતો હતો, છતાં તે સઘળું સાંભળીને તેનું જેગર અંદરથી ચાકચાક થતું હતું; તેનાં હૈડાંમાં અતિ ભયાનક વેદના થતી હતી, તોયે જેમતેમ તે છુપાવીને પુછ્યું, "હં ! અને પછી શું કરવામાં આવ્યું ?"

**કરનલ એલમાનાફ**—"આ અર્ઝી મળ્યાપછી ઝારે ફેંડરાઇનની છુપી મુલાકાત લેવાનું ઠરાવ્યું—અને તે વખ્તે શું બન્યું, તેની મને માહિતી નથી, કારણકે તેઓ બંધે એકલાંજ મળ્યાં હતાં. પણ તેણીનો ખાવંદ—પેલો જવાન ઇંગ્રેજ—તેને તો 'પોલિસે' પોતાને સ્વાધિન લીધો, અને એક ડાગ-ગાડીમાં નાખીને રશિયન હકુમતમાંથી બહાર મુકી આવ્યામાં આવ્યો. જયારે તેને રશિયાની હદબહાર પણ પ્રુશિયાની હદમાં લાવ્યામાં આવ્યો, ત્યારે એક નનામું કાગળ તેના હાથમાં મુકવામાં આવ્યું; આ કાગળમાં તેને જણાવ્યામાં આવ્યું હતું, કે તે જો બર્લિનખાતે જશે, તો ત્યાંની ટપાલ-'ઑફીસ'માં તેને સર-નામે મોકલવામાં આવેલાં કેટલાંક કાગળો તેને આપવામાં આવશે. તેઉપરથી તે જવાન પ્રુશિયન રાજધાનીખાતે ગયો હતો, તે તો ચોકસછે, કારણકે તેને નામનાં તે કાગળો, જો તે લેવા ન આવે, તો બંદોબસ્તમુજબ તે પાછાં રશિયા મોકલી આપવાં જોઇએ, પણ તે પાછાં આવ્યાં નહતાં."

યુસાડિ—"અને પેલાં કાગળો—તેમાં શું લખેલું હતું ?"

**કરનલ એલમાનાફ**—(પેટ પકડીને હસીને) "તેમાનું એક **તમારી** સહીનું હતું, અને તેમાં જણાવેલું હતું, કે——"

"મારી સહીનું હતું ?" પાદરી પોકારી ઉઠયો. ઘડીભર તે પુષ્કળ ગુસ્સે થઇ ગયો ; પણ પાછો જાણે તેમાં કાંઈ દમજેવું નથી એવું ડોળ ઘાલીને તે પણ સાથેસાથે હસવા લાગ્યો, અને ફરી બોલ્યો, "હાઆ ! હાઆ ! કેવી સફાઇથી આ બધું કરવામાં આવ્યું હતું !"

**કરનલ એલમાનાફ**—"ખચિતજ ! ઝાર નિકૉલસ જેભી કાંઇ કરવાનું હાથ ધરે, તે બધું પુરેપુરૂં અને પાકુંજ કરે."

યુસાડિ—"ઠીક, પણ આ કાગળ, કે જેઉપર મારી ખોટી સહી કરવામાં આવી હતી, તેમાં શું લખેલું હતું ?"

**કરનલ એલમાનાફ**—"આહ ! તેમાં લખેલું હતું, કે લગ્નની સહીસાખવાળું પાનું 'રેજિસ્ટર'માંથી ફાડી નાખવામાં આવેલું હોવાથી, તે લગ્ન કાયદાથી રદબાતલજેવાં

હવે ગણાશે—અને આ કામ તમે એક ચોક્સ સત્તાધારીના હુકમથી બજાવ્યુંછે, કે જેનાં ફર્માનને તમો કદી પણ ના પાડી શકો નહીં—આ મોટી સત્તા ધરાવનાર ધણી કોણ હતો, તેનું નામ ઝાહેર કરવાની તમારી મર્ઝી નથી. બીજો કાગઝ રશિયાખાતેના બ્રિટિશ એલચીતરફનો હતો, તેમાં જણાવ્યામાં આવ્યું હતું, કે તે નામદાર આશા રાખેછે, કે તેનો જવાન મિત્ર—તે ઇંગ્રેજને તે નામદાર પોતાના એક મિત્રતરીકેજ ગણતો હતો—રશિયન રાજધાનીમાં જે બીવકુફાઇભરેલું કામ તેણે કીધું હતું, તે હવે સદંતર ભુલી જશે, અને હવે ઇંગ્લાંડ જઇ પોતાની રીજમીટમાં પાછો જોડાશે, કે જેમાં તે કોઇ વખ્તે ઝરૂર નામ કાહાડશે, એવી તેની ખાતેરી હતી."

ચુસાડિ—"અને આ કાગઝો વાંચ્યાપછી તે જવાન ઇંગ્રેજઉપર શું અસર થઇ, તેની તો કદાચ તમોને ખબર પડી નહશે ?"

**કરનલ એલમાનૉફ**—"જે બનાવો બન્યા હતા, તે ધ્યાનમાં લેતાં, જેમ હું ધારતો હતો, તેવીજ અસર તેનીઉપર થઇ હતી, અને તે ઝારની ધારેલી મતલબને પણ બરનીજ હતી. મારી તો ખાતેરીછે, તે જવાન પોરિયો, જોકે ફેડરાઇન અતિ ખુબસુરત હતી, છતાં તેણીથી ધરાઇ ગયો હતો ; અને તેણીને તદ્દન તજી દેવાને જ્યારે આવી સરસ તકો મળી, ત્યારે તેનો લાભ તેણે તરત લઇ લીધો. થોડોક વખ્તસુધી, તો **સેંટ પીટર્સ**-બર્ગખાતે ટપાલ-'ઑફીસ'માં ખુબ ચોકાસી રાખવામાં આવી, કે રખેને કાંઇ કાગઝપત્ર તેનીતરફથી ફેડરાઇનઉપર આવે ; પણ એકબી કાગઝ તેણીનાં નામનું આવ્યું નહીં ; અને જ્યારે આખરે તેણી પોતાનાં બાપીકાં ઘરમાંથી નાસી ગઇ, તોયે ટપાલ-'ઑફિસ'માં તો તપાસ રાખવાનું ચાલુજ રાખ્યામાં આવ્યું હતું, જાણવાને કે તેણી પોતાના બાપ અથવા ભાઇસાથે કોઇ રીતનો પત્ર-વ્યવહાર ચલાવેછે, કે નહીં."

ચુસાડિ—"આહ ! તેણી નાસી ગઇ—ખરી કે ?" એમ બોલી જાણે તે બાબતની તે ઝાઝી દરકાર કરતો નહોય, એવું દેખાડવામાટે તે પોતાનો "વાઇન" જરાજરા પીવા લાગ્યો.

**કરનલ એલમાનૉફ**—"હા—તેણી નાસી ગઈ. હું ધારૂંછું, કે તેણી પોતાની ગર્ભવંતી હાલત વધુ વાર છુપાવી શકી નહીં—અને આ સર્વે બાબતોથી ઝારનું તેણીનીઉપરનું વેર વધ્યું: નામદાર શાહનશાહ તેણીનીઉપર આટલો બધો વેરી શામાટે થયો હતો, તેનું કારણ તો હું ધારૂંછું, કે તમો જાણોછો ? તેણીએ તેની ખરાબ માંગણીઓ ધિક્કારસાથે ના પાડી—અને બીજાને ચાહાવા લાગી: આટલુંજ નિકૉલસને ગુસ્સે કરવાને બસ હતું !"

ચુસાડિ—"હા—એટલીજ વાતની મને પણ ખબર પડી હતી. જ્યારે પેહેલવેહેલાં તે નામદારે મને સૂચવ્યું—અથવા બલકે કહોની કે મને હુકમ ફર્માવ્યો—ત્યારે તે મારાં જાણવામાં આવ્યું હતું—પણ ફેડરાઇનના બાપનું શું થયું, તે મને જણાવશો ?"

**કરનલ એલમાનૉફ**—"મને તમારીસાથે ઇહાં મુલાકાત થઇ ગઈ, એ કેવું અજાયબજેવુંછે, કેમકે હમણાં આ વાલમારોનાજ સંબંધમાં ચોક્સ પગલાં લેવાનું કામ મને સોંપવામાં આવ્યુંછે."

ચુસાડિ—"ખરેખર ! આએ 'વાઇન' મજાહનોછે,—મને તમારૂં 'ગ્લાસ' ભરવા દેઓ."

કરનલ એલમાનૉફ—"એ કેમ બન્યું, તે તો હું જાણતો નથી, પણ જે દહાડે શાહનશાહ નિકૉલસ મરી ગયો, તેજ દહાડે,—બલકે કહોની, કે તેનાં શરીરમાંથી છેલ્લો દમ નિકળવાપછી ફક્ત એકજ કલાકમાં નવા શાહનશાહ આલેકઝાંડરે મને એક ખાસ પયેગામ વૉલમારને અને તેના બેટાને પહોંચાડવાને મોકલ્યો. આ વૉલમારની ખટપટની મને ખાસ ખબરછે, એવો ઝાર આલેકઝાંડરને જરા પણ ખ્યાલ નહતો—તેને જરા પણ ખબર નહતી, કે તેના મરનાર બાપનાં છુપાં કાવત્રાંઓથી હું પુરેપુરો વાકેફ હતો——"

યુસાફિ—"અને તે ખાસ પયેગામ પહોંચાડવાને તમોને મોકલ્યા હતા, તે શું હતો ?"

કરનલ એલમાનૉફ—"કે બંધે વૉલમારે વગરઢીલે સેબાસ્ટૉપૉલ ઉપડી જવું——"

યુસાફિ—(અચરતીથી) "સેબાસ્ટૉપૉલ ? કરનલ એલમાનૉફ, શું તમો એમ ધારોછો, કે આ વૉલમારોનાં સંબંધી પોતાના મરનાર બાપનેલગતી સર્વે બાબતોની ઝાર આલેકઝાંડરને માહિતીછે ?"

કરનલ એલમાનૉફ—"તેબાબે હું કાંઇ અટકલ કરી શકતો નથી. જ્યારે ઝાર આલેકઝાંડરે મને તે પયેગામ પહોંચાડી આવવા ફર્માવ્યું, ત્યારે તે એવી ઢપે બોલ્યો હતો, કે જાણે વૉલમારનાં નામથી હું ચોંકી ઉઠીશ, એમ તે કાંઇ જાણતો નહતો. ખરેખર, તેણે મને ફક્ત એટલુંજ જણાવ્યું, કે આ બાપબેટા બંધેનીઉપર તે મેહરબાની દેખાડવાને આતુર હતો. પણ પછીથી વિચાર ઉલટાઈ ગયો——"

યુસાફિ—"અને આ ઉલટાઇ ગયેલો વિચાર શું હતો ?"

કરનલ એલમાનૉફ—"તે વિચારનેલીધેજ મને હાલમાં ક્રિમિયા જવું પડેછે—બચિત, આ 'વાઈન' ઘણો સરસછે—હું દુરવેરથી અને ઉતાવળે સવારી કરી આવ્યોછું—અને હું મારા હરામખોર સાથીઓને પાછળ પાડી આવ્યોછું, કે જેઓ હજી 'હૉટેલ'માં આવી પુગ્યા નથી—અને તેટલામાંટે આપણને વાતચિત કરવાને હજી થોડો વખ્ત ફાલતુંછે——"

યુસાફિ—"વળી આપણે બન્ને જુની ઓળખાણપિછાણવાળા છૈયે, અને તેમજ પેલાં રમુજી કામમાં બંધે સંડોવાયલા છૈયે, એટલે હવે આપણ બંધેવચ્ચે કોઇબી વાત છુપાવવાની કશી ઝરૂર નથી."

કરનલ એલમાનૉફ—"હા, બચિતજ નહીં ! તેમ કરવાનો કશો સબબ નથી ! પણ હવે તમે જોશો, કે આ મામલો હવે ભેદી થતો જાયછે, અને અટકલ પણ ન થાય, એવો બનેછે. થોડાક શબ્દોમાં હું તમોને કહીશ, એટલે તેટલામાંજ તમો સમજી જશો. તમારે જાણવું, કે વૉલમાર અને તેનો બેટો હુકમમુજબે સેંટ પીટર્સબર્ગથી સેબાસ્ટૉપૉલ જવાને એક ડાગ-ગાડીમાં સવાર થઇ નિકળી ગયા, કે જ્યાં પહોંચવાપછી બાપને એક મુલ્કી હોદ્દાઉપર, જ્યારે તેના બેટા બૅસિલને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફના રેસાલામાં નેમવામાં આવ્યો હતો. પણ સેંટ પીટર્સબર્ગથી તેઓનાં જવાપછી બીજે દિને શાહનશાહ આલેકઝાંડરે પોતાનો વિચાર ફેરવ્યો ; અને જાણવું, કે જ્યારે એક રૂશિયન ઝાર પોતાનો વિચાર ફેરવેછે, ત્યારે તે તેની રૈયતનાબાબમાં હંમેશાં લાભકારક હોતોજ નથી. તેમજ આ બનાવ, કે જેની હું તમારીઆગળ વાત કરૂંછું, તેમાં પણ બન્યું——"

પણ્ણ યુસાફિ તો એલમાનૉફનું "ગ્લાસ" ખાલી થાય, કે લાગલું પાછું "વાઇન"થી ભરીયેંજ જતો હતો, અને તે આ અમલદાર ગટાવી જયા કરતો હતો. પછી યુસાફિએ પુછયું, "પછી શું થયું ?"

**કરનલ એલમાનૉફ**—"સેંટ પીટર્સબર્ગથી તેઓનાં ઉપડી જવાપછી બીજે દીને ઝાર આલેક્ઝાંડરે મને પોતાનીહજુરમાં બોલાવી મંગાવ્યો, અને પછી આ મતલબનું મને કહ્યું :—'કેટલાક બનાવો એવા બનવા પામ્યાછે, કે જેથી મને પેલા વૉલમાર બાપ-બેટા, કે જેઓ ગઈ કાલે સેંટ પીટર્સબર્ગ છોડી ગયાછે, તેઓનાબાબમાં મારો ઠરાવ ફેર-વવાની ઝરૂર પડીછે: એક ઘોડો લેઓ ; તેઓનીપુઠે દોડયા જાઓ, અને જેટલી બનેએટલી ઉતાવળે તેઓને મળો, પણ જ્યારે તેઓને મળો, ત્યારે તેઓની નઝરથી દુરનાદુર રેહેજો, નહીંતો રખે કાંઇ આફત આવી પડે, એવો શક તેઓને ઉપજશે. બને તેમ તેઓની આગમચ નિકળી જવાની વેતરણ કરજો ; અને તમો તેઓને મળો, તે પછી જે પેહેલાં ગામમાં તમો જઈ પુગો, ત્યાંના વડાને, અથવા મુખ્ય સત્તાધિકારીને આ દસ્તાવેઝ હાથો-હાથ આપજો. ઘણી સંભાળ રાખજો, નમકહલાલીથી આ કામ કરજો, આ મારો હુકમ બજાવવામાં સાવધ રેહેજો ; જો તમો તેમ મારૂં આ કામ બજાવશો, તો તમારા સેંટ પીટર્સબર્ગ પાછા ફરવાપછી તમોને તેનો હું સારો બદલો આપીશ.' આપ્રમાણે ઝાર આલેક્ઝાંડર બોલ્યો."

યુસાફિ—"અને તેમુજબ તમોએ તે લોકોને પકડી પાડયાછે કે ?"

**કરનલ એલમાનૉફ**—"તેઓએ તો ઘણી ઝડપથી મુસાફેરી કીધેલી લાગેછે. તેઓએ ડાગ-ગાડીમાં મુસાફેરી કરવાનું માંડી વાળ્યું, અને ઘોડાઉપર સવાર થઈ ટપ્પા બદલતા નિકળી ચાલ્યાછે. એથી પેરેકૉપની સંયોગીભૂમિ પસાર કરી જવાઆગમચ હું તે લોકોના-બાબમાં કશું કરી શકું એમ નથી. ટુંકમાં જણાઉંછું, કે હું તેઓની ત્રણ કે ચાર કલાકોઅગાઉથી નિકળી આવ્યોછું—અથવા બરાબર બોલું, તો આ 'હૉટેલ'માં મેં પેહેલો પગ મુકયો, ત્યારે હું તેઓનીઆગમચ ત્રણચાર કલાકો વેહેલો આવી પહોંચ્યોછું: હવે મારે તરતજ સિમફેરૉપૉલતરફ આગળ વધ્યા જવું જોઇએ, કે જે મથક સર્વેથી નઝદીકમાંછે, કે જયાં મારે મારો મહેરબંધ દસ્તાવેઝ ત્યાંના લશ્કરી અમલદારને હવાલે કરવો જોઇએ."

યુસાફિ—"અને આ મહેરબંધ 'પાકિટ'માં શું જણાવેલું હશે, તેનો તમોને કાંઇ ખ્યાલ આવેછે ?"

**કરનલ એલમાનૉફ**—"મેં મારી નઝરેનઝર અંદરની બાબત વાંચેલી ન હોવાથી તેબાબે હું કાંઇ ખાતરીપૂર્વક તો કહી શકતો નથી. પણ એક રશિયન, કે જેને રશિયન ઝારોનો પુર અનુભવછે, તે શું તેમાંની બાબતવિષે કલ્પના કરી નહીં શકે ? મારા પ્યારા યુસાફિ, એક બોલમાંજ તમોને જણાઉંછું, કે આવા સંજોગોવચ્ચે, અને આટલા બધા અપશુકનભરેલા ભેદોવચ્ચે, તેમાં સાઇબીરિયા બોલ, અને ત્યાંની કંગાળ આફતો સમજી લેવી !" હવે કરનલ દારૂની ખુમારીમાં વધારેનેવધારે મિત્રાચારીભરેલો અને ઘણી ઘરવટ-વાળો થતો જતો હતો. પોતે જે ન જણાવવું કે બોલવું જોઇએ, તે દારૂની નેશામાં જણા-વવા અને બોલવા લાગ્યો.

કરવાની હું પુરતી સંભાળ લઇશ; તેઓતો મનમાં ખુશી થતા હશે, કે તેઓ આખરે સેબાસ્ટૉપૉલ જઇને સુખથી દૂર પડશે, અને ત્યાં જવામાટે તેઓને સિમફ્રેરૉપૉલમાંથી તો પસાર થવુંજ પડશે—એટલે આ દસ્તાવેઝમાં જણાવ્યાપ્રમાણે તો ત્યાં તેઓના-બાબમાં ઉપાયો લેવાશેજ."

યુસાફિનો ઘોડો જલ્દીથી તૈયાર કર્યામાં આવ્યો; તેણે અર્ધાથી પણ વધારે છાકટા થયેલા કરનલ એલમાનૉફ્સાથે "શેક-હાંડ" કીધી—અને પછી ધર્મશાળામાંથી નિકળી આવ્યો. ખોટું દેખાડવામાટે પ્રથમતો તેણે સિમફ્રેરૉપૉલતરફનો રસ્તો ધર્યો: પણ આસરે બસો વારજેટલો રસ્તો કાપ્યાપછી, તે તરતજ ખેતરોમાં આડો ફાટયો, અને પછી એક ટુંક ગોળાકાર માર્ગે પાછો ઑર્ટા આલબાનને ઘોરી રસ્તેથી પેરેકૉપ્‌ની સંયોગીભૂમિ-તરફ જવા માંડયું.





# પ્રકરણ ૪૭ મું.

## આડી ગલી.

આપણે આગળાં પ્રકરણમાં જણાવ્યાપ્રમાણે, ઑર્ટા આલબાનનાં ન્હાનાં ગામડાંનું "હૉટેલ" પાદરી ચુસાડિએ રાતના આસરે અગિયાર વાગતાનેસુમારે છોડયું. યાદ રાખવું, કે આ વેળાએ ચુસાડિએ પોતાનો પાદરીનો ઝભ્ભો નહીં, પણ સાદો સાધારણ આદમીજેવો મુસાફરીનો પુશાક પેહેરેલો હતો; અને તેટલામાંટે તે એક ધર્મગુરૂછે, એમ કોઇ પણ તેનાં લુગડાંઉપરથી જાણી શકેએમ નહતું. પોતે દિવસે જે મુસાફરી કીધી હતી, તેથી ઘણો થાકી ગયેલો હતો,—છતાં ગામડાંમાં તેણે જે થોડી આસાયશ લીધી હતી, તેથી તેને પુરતું કુવત પાછું મળ્યું હતું; અને તેવીજ રીતે તેનો ઘોડો પણ આસુદગી પામ્યો હતો.

રાત અંધારી કીળ હતી; પણ ચુસાડિએ ગામડામાંથી નિકળતાં જે ગોળ ચકરાવો લીધો હતો, તેથી તેની ખાતેરી હતી, કે તે પાછો ઉત્તર દિશાએ પેરેકૉપની સંયોગીભૂમિતરફના ધોરી રસ્તાઉપર પાછો આવી લાગ્યો હતો,—આ સંયોગીભૂમિ ઝમીનનો એક સાંકડો ભાગછે, કે જે ક્રિમિયાના દ્વીપકલ્પને ખંડનીસાથે જોડી નાખેછે, અને રશિયાના મુખ્ય પ્રગણાંમાંથી ક્રિમિયાખાતે ઝમીનને રસ્તે દરેક મુસાફરી કરનારને આ જગ્યાઉપરથી પસાર થવું પડેછે.

આસરે એક કલાકસુધી રસ્તો કાપ્યાપછી, ચુસાડિ એક એવી જગ્યાએ આવી લાગ્યો, કે જયાંથી રસ્તાના બે ફાંટા નિકળેલા હતા; અને થોડીક "મિનીટો"સુધી કયો રસ્તો હવે લેવો, તેનાં વમાસણમાં તે પડ્યો. થોડીક વાર વિચાર કર્યાપછી તેણે જાણ્યું, કે જમણીગમનો રસ્તો પુર્વભણી જતો હતો, જ્યારે બીજો વાયવ્યદિશાતરફ જતો હતો. તેટલામાંટે તેણે પાછળો રસ્તો પકડવાનો ઠરાવ કર્યો.

વળી બીજો એક કલાકસુધી ચુસાડિએ આગળ વધ્યા કર્યું, અને માર્ગમાં તેને એક પણ મુસાફર મળ્યો નહીં,—કે નહીં તેને એક ગામડું મળ્યું, કે જ્યાં તે ખબર કાહાડે, કે તે ખરે રસ્તે મુસાફરી કરતો હતો, કે ખોટે રસ્તે. તેને રસ્તામાં કરનલ એલમાનૉફના ગોઠિયાઓ મળ્યા નહીં, પણ તેથી કાંઈ તેને અજાયબી લાગી નહીં,—કારણકે તે એમ વિચારતો હતો, કે ઑર્ટા આલબાનનું ગામડું છોડી તે જયારે ન્હાનો આડો રસ્તો લેતો હતો, તે વેળાએ કદાચ તે લોકો ગામડાંમાં દાખેલ થયા હશે. પણ તેને વૉલમારો પણ મળ્યા નહીં, ત્યારે તેને લગાર બેચેની ઉપજવા લાગી: કારણકે એલમાનૉફ જ્યારે ઑર્ટા આલબાન આવી પહોંચ્યો, ત્યારે તેઓ ફકત ત્રણ કે ચાર કલાકોને રસ્તે પછવાડે પડેલા હતા, માંટે જો ચુસાડિએ ખરો રસ્તો પકડયો હોય, અને વળી જો તેઓ સિમફેરૉપૉલથી સીધાનેસીધા ચાલ્યા આવતા હોય, ત્યારેતો આટલા વખ્તમાં તેઓ ચુસાડિને મળવાજ જોઈએ.

હવે રાતના એક વાગતાનો વખ્ત થયો હતોઃ અને ચુસાડિને જણાયું, કે પહોળો રસ્તો ધીમેધીમે ઓછો થઈ, ફક્ત એક આડી ગલીજેવો થયો હતો. એક ન્હાની ટેકરી-ઉપર આવી પહોંચ્યાપછી, તેણે પોતાના ઘોડાને ઉભો રાખ્યો, અને આસપાસ આંખો તાણીને અંધારામાં જોવા લાગ્યો, એવી આશાથી કે કોઈ ગામડાંની કે રહેઠાણની રોશની તેનાં જોવામાં જો આવે, તો ત્યાં જઈ તે પોતે આસાયશ લે, અને પોતાના થાકેલા ઘોડાને પણ આપે, તથા વળી તે કયાં હતો, તેબાબે ચોક્સ ખબર પણ મેળવે. પણ ત્યાંતો બધું અંધારૂં ભીત હતું: આકાશઉપર તારાઓ પણ ચળકતા નહતા; અને રાતની પુષ્કળ ઠંડી હતીઃ કારણકે વાંચનારને ખબર તો હશે, કે હમણાં માર્ચ મહિનાની અધવચનો વખ્ત હતો.

જ્યારે ચુસાડિ આ ન્હાની ટેકરીઉપર ઉભેલો હતો, ત્યારે તેણે પોતાનીતરફ આવતા ઘોડાઓનાં પગલાં સાંભળ્યાં, તેથી તે એન્તેઝારીથી કાન દઈને સાંભળવા લાગ્યોઃ અને બે ઘોડેસવારોને પોતાનીતરફ આવતા તેણે દિઠા; તેને ઉમેદ આવી, કે કદાચ તેઓ વૉલમાર બાપબેટા હશે. તે તેઓને નઝરે ઓળખતો નહતોઃ પણ તેણેઆગમચથી ઠરાવ કરી રાખ્યો હતો, કે જે બે ઘોડેસવારો તેને રસ્તામાં મળે, તેઓને લાયકરીતે સવાલો કરવા; વળી તેઓની ઉમરઉપરથી પણ બાપ અને દીકરાતરીકે તેઓ તેને જણાયાવગર રેહેશે નહીં.

તેણે હવે ધીમેધીમે આગળ વધવા માંડ્યુંઃ પણ ઉપલા બે સવારો તો લગાર ઉતાવળે પગલે તેનીતરફ આવતા હતા, એટલે ચુસાડિ તરત તેઓને મળ્યો. તેને જોતાંજ તેઓએ પોતાના ઘોડાઓને ઉભા રાખ્યા, અને હજીતો તે તેઓને સવાલ કરે, તેઆગમચ મેઝાજથી તેને પણ ઉભા રેહેવાનો હુકમ કર્યો. અંધારૂં તો હતું, પણ તે એવું નહતું, કે તેઓ વૉલમારો નહતા, એટલુંતો તે જોઈ ન શકે; કારણકે તેઓ બંધે આસરે ચાળીસ વર્ષોની ઉમરના પુરૂષો હતા—તેઓનો પુશાક બેઢપ હતો—અને તેઓના ચેહેરા કોઈબી રીતે જોવા ન ગમેએવા હતા. તેઓનો જેવો દેખાવ હતો, તેવીજ તેઓની ચાલચલણ પણ હતી—કે જે તેઓએ ચલાવેલી ઉપલી ચાલથી તરત જણાઈ આવી. ટુંકમાં, તેઓ ક્રિમિયાની ટારટર વસ્તીમાંના બે પોશાગીરો હતા, અને ચાલતી લડાઈનો લાભ લઈને લુટફાંટ કરવાનું કામ પોતે ચલાવતા હતા. આપ્રમાણે હજીતો તેઓએ ચુસાડિને ઉભો રેહેવાનો હુકમ નહીં કીધો, કે બંધે જણે પોતાના ઘોડાનાં ઝીનમાંથી બે "પીસ્ટૉલો" બહાર ખેંચી કાહાડી, અને જણાવ્યું, કે તેનીપાસે જેબી કાંઈ કીમતી ચીઝ હોય, તે તરત તેઓને શરણ કરી દેવી, નહીંતો તેનો જાન લેવામાં આવશે.

ચુસાડિ—"હું તમોને અર્ઝ કરૂંછું, કે મને વગરહરકતે પસાર થવા દેવો, કારણકે જે થોડુંઘણું મારીપાસેછે, તે જો તમો લુટી લેશો, તો હું સદંતર પાયમાલ થઈ જઈશ."

આ સાંભળી એક લુટારો તોછડાઈથી બોલ્યો, "તમારા બકબકારાને જહન્નમમાં નાખો! જલદીથી તમારી થેલી બહાર કાહાડો."

હજીતો આપ્રમાણે બોલી રહ્યો નહીં, તેટલાંમાં એક ઘોડો ત્યાં દોડતો આવતો હોય, એવાં પગલાં આ ત્રણે જણાનાં સાંભળવામાં આવ્યાં; અને તેથી તે લુટારાઓમાં એકાએક તરખાટ ફેલાયો, તેનો લાભ લઈને, તેની ઘણો નઝદીકમાં, જે લુટારો ઉભેલો હતો,

તેના હાથમાંથી યુસાડિએ "પીસ્ટૉલ" છિનવી લીધી; અને પોતાના ઘોડાને ચતુરાઇથી તે બંધે લુટારાઓથી ત્રણ કે ચાર વાર દુર હાંકી ગયો. તોયે જે લુટારાના હાથમાંથી તેણે "પીસ્ટૉલ" ઝુંટાવી લીધી હતી, તે બીજીજ પળે તેનીઉપર નાગી તલવારસાથે ધસી આવ્યો; અને તે જોઇ યુસાડિએ પોતાની ઝીંદગી બંચાવવાના ઇરાદાથી પોતાના હાથમાંની "પીસ્ટૉલ" તે પોશાગીરતરફ છોડી. તેમાંની ગોળીથી આ લુટારાનો ડાબો હાથ ચીરાઇને સખ્ત ઝખ્મી થયો; તેણે એક ભયભરેલી ચીસ પાડી, અને પોતાના હાથમાંની તલવારવડે તે પાદરીનાં માથાંઉપર એક ઝબરદસ્ત ફટકો લગાવ્યો. આ ફટકો છટકાવી નાખવાની મકસદે સ્વભાવિકરીતે યુસાડિએ પોતાના હાથમાંની "પીસ્ટૉલ" પોતાનાં માથાંઉપર આડી ધરી. તેની નળીઉપર તલવારનો ફટકો ઝોરથી પડયો: અને જોકે પાદરી એક પણ ઝખ્મ થવાવગર બંચી ગયો, તોયે તે ફટકાને ઝોરે તે પોતાના ઘોડાઉપરથી નિચ્ચે ઝમીન-ઉપર તુટી પડયો.

આ સઘળો બનાવ ફક્ત થોડીક "મિનીટો"માં બનવા પામ્યો; અને આમુજબ જે ઘડિએ યુસાડિ ઝમીનઉપર પટકાયો, તેજ ઘડિએ એક બીજો શખ્સ ત્યાં આવી પહોંચ્યો. એ તેજ મુસાફર હતો, કે જેના ઘોડાનાં પગલાં યુસાડિએ અને પેલા બે લુટારાઓએ સાંભળ્યાં હતાં; અને જ્યારે તે લુટારાઓએ જોયું, કે નવો આવનાર એકલોજ હતો, એટલે તે લોકો ત્યાંથી નાસી ગયા નહીં. જ્યારે યુસાડિએ પોતાના હાથમાંની "પીસ્ટૉલ" તે લુટારાતરફ ફોડી, ત્યારે તેનો આવાઝ સાંભળી આ મુસાફર પોતાના ઘોડાને ઝડફથી દોડાવતો ત્યાં આવ્યો હતો; તેણે જાણ્યું, કે નઝદીકમાં કંઇ ભયંકર બનાવ બનતો હોવો જોઇએ, અને આવતાંનેવાર તેણે પોતાની તલવાર મિયાનમાંથી ખેંચી કાહાડી. જ્યારે તે આ જગ્યાએ આવી લાગ્યો, ત્યારે બીજા લુટારાએ પોતાની "પીસ્ટૉલ" તેનીતરફ ટાંકી, અને છોડી. તેથી તેને કાંઇ પણ ઇઝા તો થઇ નહીં, પણ ફક્ત તેણે રંજક ખાધી; અને બીજીજ પળે તે ખફતો માણસ પોતાના ઘોડાઉપરથી મુર્દું થઇ ઝમીનઉપર પડ્યો. જે લુટા-રાએ યુસાડિઉપર હમલો કર્યો હતો, તે આ જોઇ પોતાના ઘોડાને એડ મારી ત્યાંથી પોબારા માપી ગયો: તેનો ઘોડો ઘણો ઝડપી હોવાથી તે પવનને વેગે ત્યાંથી નિકળી ગયો.

આ નવો આવનાર, કે જેણે યુસાડિનો જાન બંચાવ્યો હતો, તેણે આ નાસતા લુટા-રાનીપુઠે જવાનું દરોસ્ત ધાર્યું નહીં, પણ જે શખ્સને તેણે બંચાવ્યો હતો, તેને વધુ મદદ કરવામાંટે ત્યાંજ ઉભો રહ્યો. ભોંયઉપર પટકાઇ પડેલો યુસાડિ હવે જેમતેમ ઉઠી ઉભો થયો—કારણકે પડવાને સબબે તે ઘણો છોળાઇ ગયો હતો; તે રશિયન ભાષામાં પોતાના બંચાવનારનો ભારે ઉપકાર માનવા લાગ્યો. સાંમાએ પણ તેજ ભાષામાં પાછો ઉત્તર આપ્યો, તો જોકે તેના ઉચ્ચારઉપરથી જણાતું હતું, કે તે કોઇ પારકાં દેશનો રેહેવાસી હતો. તેણે ઘણી માયાથી યુસાડિને કંઇ ઝખ્મ થયો હતો, કે કોઈ જાતની બીજી ઇઝા થઇ હતી કે, તેબાબે પરપુછ કીધી, પણ યુસાડિએ તેને જણાવ્યું, કે ઘોડાઉપરથી પડી જવાનેસબબે તેને કેટલાક ઘસાડાઓ પડયા હતા, અને તે ઘણો દાદરાઇ ગયો હતો, તેસે-વાય બીજી જોખમભરેલી ઇઝા તેને કશી થઈ નહતી. આ વખ્તે તે બીગાનો શખ્સ પોતાના ઘોડાઉપરથી નિચ્ચે ઉતરેલો હતો; અને તે પેલા હાલચાલ કર્યાવગર ઝમીનઉપ

થઇ પડેલા લુટારાઆગળ ગયો, એવી મતલબથી કે તેની જીવવાની કાંઇ આશા હતી, કે નહીં તે તપાસે.

**બીગાનો**—"જોકે એ એક પાકો લુટારોછે, છતાં જો હજી તેનામાં જરા પણ દમ રહ્યો હોય, તો રાતની વેળા આવી કકડતી ટંડીમાં એને કંગાળ મોતે આપણે મરતો છોડી જવો ન જોઇએ."

પણ તે લુચ્ચો તો તદ્દન મરણ પામ્યો હતો; અને તેટલામાંટે ચુસાડિને કે પેલા બીગાના શખ્સને તેનેવિષે વધારે ખટપટ કરવાની કશી ઝરૂર રહી નહતી.

ચુસાડિએ જોયું, કે આ શખ્સ, કે જેણે તેને મદદ કરી તેનીઉપર ભારે આભાર કર્યો હતો, તે મધ્યમ ઉમરનો એક પુરૂપ હતો—કે જે તેની દાઢીના આછા સુફેદ બાલથી જણાઇ આવતું હતું. તેણે સાદો પુશાક પેહેરેલો હતો, અને તેણે ગર્દનથી ખભાંસુધીનો એક ટુંકો લટકતો ઝભ્ભો નાખેલો હતો. એક ભારી અને ઘણીજ સાધારણ જાતની તલવાર એક સાધારણ ચામડાંના પટામાં તેની બાજુએ લટકાવેલી હતી; અને જોકે તેનો દેખાવ એક ખાનગી શખ્સજેવો લાગતો હતો—અલબતાં તેમ તેના પુશાકઉપરથી જણાતું હતું—તોયે આ રીતે આ હથિયારથી તે સજ થયેલો હતો, તેમાં ચુસાડિને કશું નવાઇજેવું લાગ્યું નહીં; કારણકે લડાઇ ચાલતી હોવાને સબબે ક્રિમિયામાં સઘળે ઠેકાણે મામલો અસ્થિર હતો. તે બીગાનો શખ્સ એક રશિયન તો નહીંજ હતો, તે તો દેખાઇતુંજ હતું: વળી ચુસાડિએ જોયું, કે તે એક ટારટર પણ નહતો;—એમ તેણે જયારે તે રશિયન ભાષા બોલ્યો હતો, ત્યારે તેના ઉચ્ચારોથી જાણ્યું હતું; પણ ત્યારે તે કોણ જાતનો હતો, તે આ પાદરી પારખી શક્યો નહીં. તોયે એક વાત તો ચોકસ હતી—કે તે ગમે તે હોય, તોયે ચુસાડિ તેના ભારે અહસાનમાં હતો; અને તેટલામાંટે તેનો ખરાં દેલથી ઘણોઘણો આભાર માનવા લાગ્યો.

પણ તે બીગાનાએ તેને હવે વધુ બોલતો અટકાવ્યો, અને તેથી તે પાદરી બોલ્યો, "અને સાહેબ, હવે જયારે તમોએ મારીઉપર આટલો બધો ઉપકાર કર્યોછે, તો જરા વધારે મેહરબાની કરીને મને આ જગ્યા કઇછે, તે ચોકસ જણાવશો? કારણકે મને ધાસ્તી લાગેછે, કે હું મારો રસ્તો ચુકયોછું——"

**બીગાનો**—"તમે કયે રસ્તે જવાનો ઇરાદો રાખતા હતા?"

**ચુસાડિ**—"ધોરી રસ્તે, કે જે સિમફેરૉપોલથી શરૂ થઇ, ઑાર્ટા આલબાનમાંથી પસાર થાયછે, અને પેરેકૉપની સંયોગીભૂમિતરફ જાયછે."

**બીગાનો**—"ત્યારે તમે જે રસ્તે જવા માંગતા હતા, તે તો ચોકસ આએ નથી. તમો એક રશિયન છોની?"

**ચુસાડિ**—"હા જી. અને તમો મારા ભલા જીવ બચાવનાર કોણ જાતનાછો, તે હું બીલકુલ પારખી શકતો નથી."

**બીગાનો**—(ચુસાડિએ પુછેલો સવાલ જાણે સાંભળ્યો નહીં હોય તેમ ઉડાવીને) "તમે તમારા ખરા રસ્તાથી ઘણા 'માઇલો' આડા ફાટયાછો. તમે હવે ટૅાગાલિનાં ગામડાંથી

ઘણા દુર નથી; હું પોતે પણ ત્યાંજ જતો હતો, માટે જો તમોને કાંઈ અડચણ નહોય, તો હું તમારો સાથી તેમજ ભોમિયો થાઉં, કારણકે મારી ખાતેરીછે, કે તમારો રસ્તો ચુકવાને સબબે તમોને આસાયશની અને ખાણાંની ઘણી ઝરૂરછે."

હવે શું કરવું, ને શું કેહેવું, તેની ગુંચવણમાં યુસાડિ આવી પડયો. તેની પુર ખાતેરી હતી, કે વૉલમારોસાંમે કાંઇ નીચ કાવત્રું કરવામાં આવ્યું હતું, અને તેનીપાસે જે મહોરબંધ "પાકેટ" હતું, તે જો તે વાંચે, તો તેનો ભરમ તે જાણી શકે. પણ હજી તેને આ દસ્તાવેઝ વાંચવાની તક મળી નહતી—ત્યાં અંધારૂં હતું, એટલે તેમ કરવામાટે એક રોશનીની ઝરૂર હતી. તે વૉલમારોને ભેટવામાં ચુકયો હતો, તે તો હવે ચોકસ થયું હતું: જો પાછા ફરીને તેઓને પકડી પાડવા જાય, તો તે પોતે જોખમમાં આવી પડે એમ હતું; તેમ કરતાં તે કદાચ કરનલ એલમાર્નૉફના હાથમાં પાછો સપડાઈ જાય, તો પછી પેલો પયેગામ ન પહોંચાડવાની ક્સુરમાટે તે તેને સખ્ત સઝા કરવાવિના જવા દે નહીં. વળી વૉલમારોનાં નસીબમાં જે હોય તે ખરૂં, એમ ધારી તેઓને પડતા તો તે કદી પણ મુકે નહીં; અને તેઓને પકડી પાડવાની કોશેશ કરવાનો વિચાર છોડી દે, તો સેબાસ્ટૉપોલથી જે મુસાફરી તેણે માથે ઉઠાવી હતી, તેની મતલબ ધૂળ મળી જાય.

તેને ટૉગાલિસુધી પહોંચાડવામાટે જે સવાલ તે બીગાનાએ પાદરીને પુછયો હતો, તેનો કશો પણ જવાબ આપવાનેબદલે તેને આપ્રમાણે ભારે વમાસણમાં પડેલો જોઇ, તે બોલ્યો, "શું કરવું તે તમોએ હજી નક્કી કીધેલું જણાતું નથી."

**યુસાડિ**—"મેહરબાન સાહેબ, ખરેખરૂં કહું, તો તેમજછે. મેહરબાની કરી મને જણાવશો, કે ધોરી રસ્તાથી કેટલાં 'માઇલો' હું આડો નિકળી ગયોછું?"

**બીગાનો**—"આપણે ટૉગાલિથી બે 'માઇલો' દુર છૈયે—કે જે ગામડું પૂર્વતરફના ધોરી રસ્તાથી આસરે દશ 'માઇલો' પશ્ચિમ દિશાએ આવેલુંછે. પણ તમો આવ્યા કયાંથી?"

**યુસાડિ**—"સુમારે બે કલાકોઆગમચ હું ઑર્ટા આલેબાનથી નિકળ્યો હતો."

**બીગાનો**—"અને તે તો હમણાં આપણીપછવાડે આસરે પંદર 'માઇલો' દુરછે, હવે બોલો સાહેબ, તમે શું કરવા માંગોછો? મારો પોતાનો વખ્ત ઘણો કીમતીછે:"—અને એમ બોલવાસાથેજ તે કુદીને ઘોડાઉપર ચઢી બેઠો.

જાણે પોતાના મનમાંજ બોલતો હોય તેમ, પણ ખુલ્લું સંભળાય તેવા આવાઝે તે પાદરીએ કહ્યું, "શું કરવું, તેનો સઘળો આધાર આ 'પાકેટ'માં જણાવેલી બીનાઉપર રહ્યોછે. હું ચાહુંછું, કે મારીપાસે હમણાં એક બતી હતે!"

**બીગાનો**—"હું રશિયન નથી, તેમજ ક્રિમિયાનો એક ટારટર દેશી પણ નથી, તે જોઈ તમોને મારીઉપર લગાર બેવિશ્વાસ થતો હશે, પણ હું તમોને કોલ આપુંછું, કે તમોને મારેથી બ્હીવાજેવું કશું નથી; અને તેની સર્વેથી સરસ સાબેતી એજછે, કે તમોને જયાં જવા ઘટતું લાગે, ત્યાં જવાને તમો છુટાછો, પણ તેમ છતાંબી જો હું તમારી દોસ્તી સાંધવાને નસીબવાન થાઉં, તો——"

**યુસાડિ**—(તરત પોતાનો ઠરાવ નક્કી કરીને) "ગમે તે થાય, તોયે હું તમારીસાથે ટૉગાલિજ આવીશ."

એમ બોલી તે પાદરી પણ પોતાના ઘોડાઉપર ચઢી બેઠો; અને પછી બંધે જણે આગળ કુચ કરવા માંડી.

**બીગાનો**—"તમોને ખબરછે, કે જો તમે થોડાક 'માઇલો' વધારે પશ્ચિમતરફ આડા ચાલ્યા ગયા હતે, તો તમે ચોકસી રાખનારી એકાદ ટર્કિશ ટોળીને હાથ સપડાઇ જતે?"

**યુસાડિ**—"એ શું કહોછો! શું ટર્કો યુપૅટૉરિયાની એટલા બધા અંદર ધસી આવ્યાછે?"

**બીગાનો**—(બેદરકારીથી) "હું ધારૂંછું, કે એક વખ્ત તેઓ ઘણે અંદરતુલિક આવ્યા હતા ખરા—અથવા એવું કાંઇ મને જણાવ્યામાં આવ્યું હતું, પણ ટૉગાલિખાને તો તમો સલામતછો. વળી મને લાગેછે, કે તમે કાંઈ એક લશ્કરી આદમી નથી, એટલે તમોને ટર્કો એક બંદિવાન કરવાની મહેતન લે, એમ મને લાગતું નથી—સેવાય કે જે દસ્તાવેઝ તમારા હવાલામાંછે, એમ તમો જણાવોછો, તેમાં કાંઇ તેઓનેલાયકની અગત્યની ખબર હોય."

**યુસાડિ**—"મને માનવાને કારણછે, કે મારીસોડેના દસ્તાવેઝમાં લડાઇનેલગતી કશી બાબત નથી. હું ધારૂંછું, કે આ દસ્તાવેઝમાં બે શખ્સોનેમાટે જણાવ્યામાં આવ્યુંછે, કે જેઓનું ભલું કરવાની મારાં દેલમાં હું આશા રાખુંછું, મારી ખાતેરીછે, કે હું જેનીસાથે હમણાં વાત કરૂંછું, તેવણ એક આબરૂદાર માણસછે; અને તેટલામાટે તમુને ખુલ્લેખુલ્લું જણાવી દઉંછું, કે આ બે શખ્સોની શોધમાં જતાંજ હું મારો રસ્તો પણ ચુકયોછું."

**બીગાનો**—"જો આપણે જરા ઘોડા દોડાવીશું, તો થોડી 'મિનીટો'માં ટૉગાલિ પહોંચી જઇશું, અને પછી ત્યાં તમારાં 'પૉકેટ'માંના દસ્તાવેઝની બાબત તરત જાણવાની આપણને તક મળશે."

આ ઠરાવપછી બંધે જણા ઝાઝી વાતચિત કરવાવગર તે ગામડામાં આવી પહોંચ્યા, અને એક ન્હાની ધર્મશાળાઆગળ પોતાના ઘોડાઓ હંકારી લાવ્યા. રાતના આટલા મોડેથી—યાને ખરૂં કેહેતાં, તો સવારના સકારે તેઓ ત્યાં જઈ પુગ્યા હતા, છતાં ધર્મશાળામાં રોશની હતી, અને ત્યાં સર્વે જણાં ધામધુમમાં પડેલાં હતાં. યુસાડિ અને તેના સાથીના ઘોડાને એક ચર્વાદાર-ઘોડાવાળાએ આવીને પોતાને હસ્તક લીધા; અને યુસાડિને જણાયું, કે તે ચર્વાદારને તેનીસાથના બીગાના સાથીએ કાંઇ છુપી એશારત કીધી હતી. પણ તે એશારત એટલીતો ઉતાવળે અને ખાનગીરીતે કર્યામાં આવી હતી, કે તેબાબે યુસાડિએ કશી વધારે ખણખોદ કીધી નહીં—તે સમજ્યો, કે તેમ ધારવામાં તે કાંઈ ભુલતો હશે. તેઓને આવકાર દેવાને ધર્મશાળાનો માલેક દરવાઝાઉપર આવ્યો: તે જોઇ યુસાડિનો સાથી જરા આગળ ચાલ્યો, અને તેને કાંઇ આહેસ્તેથી કહ્યું, જે પછી તેઓને ઘણાં માનઅકરામથી માંહે લઇ જવામાં આવ્યા. એક ઓરડામાં તેઓને લઈ જવામાં આવ્યા, કે જ્યાં એક સગડી સળગાવેલી હતી: તે બીગાનાએ જલદી ખાણું લાવવાને હુકમ ફર્માવ્યો—અને પછી તે ધર્મશાળાવાળો ત્યાંથી ગયો.

**યુસાડિ**—"હવે ચાલો, પેલાં મારીપાસેના પયેગામનું કાંઇ કર્યે!"

જાણે તે દસ્તાવેજમાંની બાબત જાણવાને ઝાઝો ઍન્તેઝાર નહોય, એવી ઢપે તે ખીગાનો સગડીઆગળ જઇને ઉભોઃ જ્યારે યુસાડિ પોતે એક "ટેબ્લ"આગળ જઇને બેઠો, અને તે "પાકિટ" પોતાનાં ગજવાંમાંથી બહાર ખેંચી કાહાડયું. તે "પાકિટ"-ઉપર કીધેલી મહોર તોડતાં પ્રથમ તેનાં મનમાં જરા ડગડગો થયોઃ પણ જ્યારે પેલા વૉલમારો, કે જેઓએ ઘણું દુઃખ ખમ્યું હતું, અને કદાચ આ દસ્તાવેજમાં જણાવ્યામુજબે હજી વધારે ખમવું પડે, તેઓનો વિચાર આવ્યો, ત્યારે આ ડગડગો તેનાં દેલમાંથી એકદમ દુર થઈ ગયો. તે દસ્તાવેજના "એનવેલોપ"ઉપર સરનામું કર્યામાં આવ્યું હતું, કે **"........નાં લશ્કરી અમલદાર અથવા બીજા કોઈ વડા અધિકારીને પહોંચે ;"** અને એમુજબે ગામ કે શેહેરનું નામ ખાલી રાખ્યામાં આવ્યું હતું, એવી મતલબથી કે જ્યાં ફાવે, ત્યાં તે સપોરદ કરવામાં આવે.

યુસાડિએ તે મહોર તોડી, અને તેમાંનો દસ્તાવેજ બહાર કાહાડયોઃ પણ તેની ઘડી ઉંઘાડીને જોતાંજ નાસેપાસીની લાગણીનો તેને ઝટકો લાગ્યો; અને બીફામજેવો થઇ જઇ, તેતરફ ટગરટગર જોવા લાગ્યો.

પાંચ "મિનીટો"સુધી તે ઓરડામાં તદન ચુપકીદી પંથરાઇ રહી; અને પછી યુસાડિએ પોતાના જીવ બંચાવનારતરફ જોયું. તે ખીગાનો આ વેળા જાણે કાંઇ ઉંડા વિચારમાં મશ્ગુલ થયો હોય, એવીરીતે બરાબર સગડીનીસાંમે બેસીને તેમાંના આતશતરફ જોતો હતોઃ તે પાદરીની જરા પણ દરકાર કરતો જણાતો નહતો, કે તે ત્યાં હાઝેરછે, તેનુંવટીક તેને ભાન નહતું.

પોતાની કુરશીઉપરથી ઉઠીને યુસાડિ તે ખીગાના શખ્સઆગળ ગયો, અને કહ્યું, "સાહેબ, મેં આ દસ્તાવેજ તો ખોલ્યોછે—પણ તેઉપરની મહોર તોડી તે વેળા જેટલો હું જાણકાર હતો, તેથી રતીભાર પણ આ મહોર તોડયાપછી વધારે હું થયો નથી."

**ખીગાનો**—"એમ કેમ વારૂ ?"

**યુસાડિ**—"તમેજ જુઓની ! એ તો કોઈ ગુપ્ત ભાષામાં લખ્યામાં આવ્યોછે."

તે ખીગાના શખ્સે તેઉપરથી તે દસ્તાવેજ પોતાના હાથમાં લઇ—તેમાં લખેલી વિગત-ઉપર એક ઉતાવળી નઝર ફેરવી ગયો—અને પછી "એનવેલોપ" લઇ તેઉપરની મહોર તપાસી.

"રશિયાનાં બાદશાહી ચિન્હો આ મહોરઉપર પાડેલાં જણાયછે," તે બોલ્યો, અને પછી ટીકીટીકીને તે પાદરીગમ જોવા લાગ્યો. તેને આપ્રમાણે ધારીને જોતો જોઈ પાદરીને ગભરાટ થવા લાગ્યો, અને આખરે બોલી ઉઠયો, "હા, એમછે, તો ખરૂં. તેની હું ના પાડતો નથી ! સાહેબ, આ દસ્તાવેજની વાત મારેથી તમોને કદાચ બીવકુફાઇથી કેહેવાઇ હશે—અને કદાચ તેબાબે સઝા કરવાની સત્તા તમો ધરાવતા હશો—પણ મેં તે તમો-ઉપર પુર વિશ્વાસ રાખીનેજ તમારીહઝુરમાં ખોલ્યોછે——"

**ખીગાનો**—"અને તેમાં શું લખ્યુંછે, તે જાણવાની તમો આર્ઝુ રાખોછો? ઠીક, ત્યારે સાંભળો ! આ દસ્તાવેજની ગુપ્ત ભાષા હું ઉકળાવી શકુંછું."

**યુસાડિ**—(ધાસ્તી અને સાથે અચરતીથી) "શું, તમો ખરૂં કહોછો ? ત્યારે સાહેબ, તમો છેઓ કોણ ? ખુદાનેખાતેર મને શકમાં ડોળતો ના રાખો ! મને લાગેછે, કે

જાણે હું હમણાં નર્કવાસનાં છેક કાંઠાઉપર ભમ્યા કરતો હોઉં, અને ઓય તેમાં ગબડી પડીશ——"

બીગાનો—( તેને બોલતો અટકાવીને ) "બ્હીવો ના. શું કોઈ બીજા દેશના એક ગરીબ રેહેવાસીકરતાં હું કાંઈ જુદોજ શખ્સ લાગુંછું ? તોયે આ પયેગ્રામ વાંચવાની શક્તિ હું ધરાઉંછું: કારણકે ગુપ્ત ભાષામાં લખાયલી બાબતો વાંચવાની છુપી કળા અને ભેદભરમોથી હું વાકેફછું."

યુસાડિ—"પણ સાહેબ, તમારી આવી સર્વે કળા છતાં--તે ઉકળાવવાનો ખુલાસો-કે પત્તો—તો તમોને જાણવો જોઇએ ?"

બીગાનો—"કદાચ તે બાબતમાંની હું કાંઇ અજાણો નથી, પણ જુઓ, સાંભળો ! અગરજો આ દસ્તાવેજમાં કાંઈ એવું હોય, કે જેથી મને મારી મતલબ કાહાડી લેવાને બની શકતું હોય, તો તેમ કરવાની તમો મને પર્વાનગી આપો, તોજ આ દસ્તાવેજ હું તમોને વાંચી સંભળાઉં, નહીંતો એમનોએમ પાછો તમોને ખુશીથી હવાલે કરી દઉં ?"

"ઠીક, ત્યારે હું તે પર્વાનગી તમોને આપુંછું, સાહેબ" તે પાદરીએ જવાબ આપ્યો ; આ વખતે શું કરવું, કે શું કેહેવું, તેના ગુંચવાડામાં તે પડ્યો હતો ; કારણકે તેનાં દેલમાં જે શક હતો, તેમાટે તે આ દસ્તાવેજની હકીકત જાણવાને અતિશય આતુર હતો.

આઉપરથી તે બીગાનાએ પોતાનાં ખીસાંમાંથી એક "પૉકેટ-બુક" બહાર ખેંચી કાહાડી ; અને તે ઉંઘાડીને તેમાં કીધેલી કેટલીક નોંધો વાંચવા માંડી. પછી જે બાબત તેને જોઇતી હતી, તે મળવાથી તેણે તે દસ્તાવેજ લીધો, અને થોડીક "મિનીટો"સુધી ઘણી સંભાળથી તેનો અભ્યાસ કીધો.

બીગાનો--"તમો એક રશિયનછો, અને તેટલામાટે તમારાં રાજ્યમાં જે હઝારો કાવાદાવાની રીતો ચાલેછે, તેથી તમો અજાણ્યા તો નહીંજ હશો. જે બે શખ્સો, કે જેઓનાં ભલાંનેમાટે હમણાં તમો આટલી બધી કાળજી રાખોછો, તેઓનાં નામ વૉલમારોછે, ખરૂં ની?"

યુસાડિ—"હા, બચિત તેમજછે ! તેઓ જાતના પોલછે—તેઓઉપર પુષ્કળ આઝાબ ગુજારવામાં આવ્યોછે ———"

બીગાનો—"અને હવે તે આઝાબો ટોચસુધી ચઢયાછે. પણ મને તમોને બરાબર ખોલાસો કરવા દો ! આ દસ્તાવેજ નવા ઝાર આલેકઝાંડરતરફનું એક હુકમનામુંછે, કે જે હરકોઇ તેના લશ્કરી વડા અમલદારના કિંવા કોઇ બીજા ચઢતા હોદ્દાના અધિકારીના હાથમાં મુકવામાં આવે, તેની જાણમાટે લખવામાં આવ્યુંછે. તેમાં લખવાની મતલબ એમછે, કે બંધે બાપ અને બેટા, વૉલમારોને તરતજ કેદ પકડવા. કેદ પકડવાપછી તે બંધેને એકમેકથી છુટા પાડવા ; બાપને વગરઢીલે સાઇબીરિયાખાતે દેશનિકાળ કરવો— બેટાને કૉકૅસસખાતે લશ્કરમાં મોકલી દેવો."

પોતાના બે હાથો જોડીને યુસાડિ બોલી ઉઠયો, "યા ખુદા, તારો ઉપકાર માનુંછું, કે આ દસ્તાવેજ મારા સ્વાધિનમાં આવવા પામ્યોછે ! ઝારની મતલબ પાર પડે, તેઆગમચ કાંઇ નહીં, તો થોડો વખ્ત તો નિકળી જશે : અને તેટલા વખ્તનાઅરસામાં——"

હજીતો તે આપ્રમાણે બોલેછે, તેટલાંજ તે ધર્મશાળાનો દરવાઝાઆગળ આવી પહોંચેલાં ઘોડાઓનાં પગલાંઓ સંભળાયાં, તેઉપરથી જણાયું, કે બીજા નવા ઉતારૂઓ તે ધર્મશાળામાં આવી લાગ્યા હતા; તરતજ થોડીવારે ધર્મશાળાનો માલેક જ્યાં ચુસાડિ અને પેલો બીગાનો હતો, તે ઓરડામાં આવ્યો.

આ જોઇ તે બીગાના શખ્સે માલેકને કહ્યું, "મુઆફી ચાહાવાનો એક શબ્દ પણ ઓચ્ચરતા ના! તમારી અત્રે આવવાની મતલબ શી છે, તે હું પુરેપુરી પામી ગયોછું. આ એક ઝાહેર ઓરડોછે—બીજા વધારે પરોણાઓ તમારે ત્યાં આવી લાગ્યાછે—તમારીપાસે તેઓને ઉતારો આપવાની બીજી કેથે જગ્યા નથી—બીલાશક તેઓને હ્યાં ઉતારો આપો, અમોને કશી તેબાબે અડચણ નથી."

આ સાંભળી તે માલેકે વાંકા વળીને નમન કર્યું, અને તરત તે ઓરડામાંથી બહાર ગયો. થોડીક "મિનીટો"માં તે ત્યાં પાછો આવ્યો, અને સાથે બે પરોણાઓને પણ ત્યાં લેતો આવ્યો; આ પરોણાઓએ જેવો ઉંબર ઓળંગ્યો, કે તરતજ ચુસાડિ તેઓતરફ આગળ વધ્યો. તેને તરતજ વિચાર આવી ગયો, કે જે બાપબેટાની શોધમાં તે હતો, તેઓજ આ બે જણા હતા; તેઓની ઉમરવચ્ચેનો તફાવત; તેઓના એક ચોકસરીતે મળતા આવતા કુટુંબી ચેહેરાઉપરથી તેણે તરત ધાર્યું, કે આ બે જણા બાપ અને બેટા હોવાજ જોઇએ. વળી આ મળતાપણામાં બીજી એક બાબત એ હતી, કે બાપડી જે ફ્રેંઠરાઇનને ઘાટકીપણે નુકશાન કરવામાં તેનો હાથ હતો, તેણીના અને આ જવાન શખ્સના ચેહેરા ઘણાજ મળતા આવતા હતા.

આગળ વધીને તેણે અધિરાઇથી પુછ્યું, "ગ્રહસ્થો, મને જણાવો, હું તમોને આજીજી કરૂંછું, કે મને જણાવો, કે તમારૂં નામ શું વૉલમાર નથી?"

આ સાંભળીને બાપ અને બેટો એકબીજાતરફ ગભરાઇને જોવા લાગ્યા, કે વળી આ નવી પીડા શી આવી પડીછે! આવો સવાલ, આવી અજાણી જગ્યાએ, અને વળી આવા અજાણ્યા શખ્સથી કરવામાં આવેલો જોઈ, તેઓ ગભરાય એમાં કશી નવાઈ નથી: પણ પછી બીજીજ પળે જાણે તેઓનાં દેલમાં ખાતેરી હોય, કે તેમ સવાલ કરવામાં કશું બ્હીવાજોગ નથી, તેમ ધારી તેઓ બંધે સાથેજ બોલી ઉઠયા, "હા—અમારૂં નામ વૉલમારછે."





## પ્રકરણ ૪૮ મું.

### ટૉગાલિ.

જેવો અકસ્માત ચુસાડિનાબાબમાં બન્યો હતો, તેવોજ વૉલમારોને પણ બન્યો હતો: એટલેકે, તેઓ પણ પોતાનો રસ્તો ચુકયા હતા. ધોરી રસ્તેથી આડા ફાટવાનેસબબે, અને વળી કેથે જોઇતી ખબર મળી ન શકવાનેલીધે, તેઓ પણ રખડતારઝળતા ટૉગાલિખાતે આવવા પામ્યા હતા.

અત્રે જણાવવું જોઇએછે, કે ક્રિમિયાનો આ ભાગ ઘણોખરો ઉજડજેવોછે,--કસબાઓ અને શેહેરો એકેકથી ઘણાં લાંબે તફાવતે આવેલાંછે, અને તેઓનીવચ્ચે બીજે કેથે વસ્તીજેવું કશું હતું નહીં ; આ કારણનેલીધે એક મુસાફર "માઇલો"સુધી સેહેલાઇથી સવારી કરે, છતાં રસ્તામાં ખેડુતની એક છાપરીવટીક તેનાં દિઠામાં આવે નહીં, કે એક ભાંગુંતુટું ઝુપડું પણ મળે નહીં, કે ત્યાંથી જોઇતી ખબર કે ખુરાકપાણી તેને મળી શકે. આ કારણનેલીધે એક હાથઉપર વૉલમારો અને બીજા હાથઉપર ચુસાડિ "માઇલો"ના"માઇલો"સુધી ભટકયા કીધા, તેમાં નવાઇજેવું કશું નહતું—વળી રાતનો વખ્ત હતો ; રાત અંધારી હતી ; છતાં જ્યારે આ બાપબેટા, કે જેઓની શોધમાં ચુસાડિ નિકળ્યો હતો, તેઓજ તેને મળી જવા પામ્યા, ત્યારે તેની ખાતેરી થઇ, કે એમાં તે પાક દાદારનો ગયેબી હાથ હોવોજ જોઇએ.

જેવા તે બાપબેટાએ પોતાનાં નામો જણાવ્યાં, કે ચુસાડિના જાન બચાવનાર બીગાનાએ ચુસાડિને કહ્યું, "બીશક, તમોને આ ગ્રહસ્થોસાથે ખાનગી વાત કરવાની હશે ?—અને તેટલામાંટે હું ત્યાંથી ખસી જાઉંછું."

ચુસાડિ—"નહીં, સાહેબ—મેહરબાની કરી અમોને છોડી જશો નહીં ! તમોએ અત્યારઆગમચની મારી ઘણીજ મોટી સેવાઓ બજાવીછે: તમોએ મને લુટારાઓના હાથમાંથી બચાવ્યોછે—તમો મને આસરો આપેએવી જગ્યાએ દોરવી લાવ્યાછો—તમોએ પેલાં 'પાકેટ'માંનાં દસ્તાવેજની ગુપ્ત ભાષા મારેમાંટે ઉકળાવવાની તસ્દી લીધીછે—વળી તમોએ મને વધુ મદદ આપવાની કબુલાત આપીછે ; અને મારી ખાતેરીછે, કે આ ગ્રહસ્થો, કે જેઓનું ભલું કરવાની ઇચ્છા મારાં દેલમાંછે, તેઓને તેઓના દુશ્મનોનાં તરકટોમાંથી છટકવાને બની આવે, એવી મેહરબાનીભરી મદદ કદાચ તમો આપી શકશો."

બીગાનો—"ત્યારે મારે ત્યાં થોભવું, એવીજ શું તમારી મર્ઝીછે ? જો તેમજ હોય, તો હું ત્યાંજ ઉભો રહીશ."

ચુસાડિ અને આ બીગાના શખ્સવચ્ચે જે ટુંકા સવાલજવાબો થયા હતા, તે વૉલમારોએ અજાયબીસાથે સાંભળ્યા હતા,—તેઓને વધારે અજાયબી એટલાવાસ્તે લાગતી

હતી, કે તેઓ ચુસાડિ કોણ હતો, તેથી કેવળ અજાણ્યા હતાઃ ગુમાઇ ગયેલી કેંઠરાઇનની ખરાબી કર્યામાં આવી હતી, તેનાસંબંધમાં પણ તેઓએ તેનું નામ સાંભળ્યું નહતું.

પછી બૅસિલે ચુસાડિને કહ્યું, "તમો અમારે માથે આવી પડનારી કોઈ આફતવિષે બોલોછો, માંટે જરા મેહરબાની કરી ઉતાવળે તેનો ખોલાસો અમારીઆગળ કરશો ?"

ચુસાડિ—("ટેબ્લ"ઉપર પડેલા દસ્તાવેઝગમ આંગળી બતલાવીને) "તમો જે કાવત્રાંના ભોગ થઈ પડવાના હતા, તેબાબે આ દસ્તાવેઝમાં જણાવેલુંછે." પછી બુઢા વૉલમારતરફ ફરીને તે બોલ્યો, "સાહેબ, તમોને સાઇબીરિયા દેશનિકાળ કરવાનો તેમાં હુકમ કર્યામાં આવ્યોછે." પછી બૅસિલતરફ ફરીને, "અને તમોને, સાહેબ, કૉકૅસસનાં લશ્કરમાં મોકલી આપવા જણાવ્યામાં આવ્યુંછે, કે જ્યાં બીશક તમોને તમારી પદવીઓઉપરથી ઉતારી પાડી, એક સાધારણ હલકા સેપાહતરીકે રાખ્યામાં આવનાર હતા. રશિયામાં જે હલકામાંહલકી પેટભરૂ નોકરી સેપાહોનીછે, તેમાં તમોને નાખવાનો હુકમ તેમાં લખેલોછે."

આ સાંભળી બંધે બાપબેટા કમકમાટથી, અજાયબીથી, અને ગુસ્સાથી એકબીજાગમ ડંગ થઇને જોતા ઉભા રહ્યા. પણ તેઓને હમણાં આ જે ખબર કર્યામાં આવી હતી, તેની સાચાઇવિષે તેઓને હવે જરાપણ શક રહ્યો નહતોઃ કારણકે રશિયન રાજ્યના જુલ્માતભરેલા, અને દગલબાઝ કાવાદાવાથી તેઓની મનપતીજ થયેલી હતી ; તેઓ તેબાબે વિગતવારે જાણકાર હતા.

પછી ચુસાડિનો હાથ પોતાના બંધે હાથોમાં પકડી, તે મમતાથી દાબીને બુઢો વૉલમાર બોલ્યો, "અને ભલા બીગાના મર્દ, તમો પોતે કોણછો ? તમો કોણછો, કે આવીરીતે એક ખયેરખ્વાહનીમુવાફેક અમારૂં ભલું કરવાને બહાર પડયાછો ?"

જાણે આ રીતે મમતાથી તેનો હાથ દાબવામાં આવતો હતો, તેને તે તદન નાલાયક હોય, એવીરીતે ખેંચી લઇને ચુસાડિએ કહ્યું, "અફસોસ, હું કોણછું, અને મેં શું કીધુંછે, તે જ્યારે તમે જાણશો, ત્યારે જે બન્યુંછે, તેમાટે તમો મને શ્રાપ દેશો !—અને આજને દહાડે હું જે પશ્ચાતાપ અને પસ્તાવો કરૂંછું, તેને બીલકુલ લાયક હું નથી, એમ જણાવશો !"

આ સાંભળી, અને ચુસાડિના ચેહેરાઉપર ભારે અપરાધીપણાંની અને દલગીરીની છાપ પડેલી જોઇ, તે બન્ને વૉલમાર બાપદીકરા એકીજ વખ્તે સાથે અતિ એન્તેઝારીથી ઉસ્કેરાઇને બોલી ઉઠયા, "તમારી કેહેવાની મતલબ શી છે ?"

તે કંગાળ પુરૂષે, પોતાના ડગલાનાં છાતીગમનાં ગજવામાંથી એક કાગઝ બહાર ખેંચી કાહાડી, તે બુઢા વૉલમારને આપીને જવાબ દીધો, "હું કોણછું, તે એમાંથી જાણશો."

બાપ અને બેટા બંધેએ તે કાગઝઉપર પોતાની નંઝરો ફેંકી ; એકજ ઘડિએ તે બંધેએ તે કાગઝ આતુરતાથી પોતાના હાથોમાં પકડયું: અને મુંગે મ્હોડે અજાયબીસાથે તેમાં લખેલું વાંચવા માંડયું. તે કાગઝ કેંઠરાઇનનાં લગનની "સરટિફિકેટ" હતી—પોતાનાં ઘરમાં જે જવાન ઇંગ્રેજ આવતો હતો, તેજ કેંઠરાઇનનો આશક હતો, એવોતો તેઓને જરા પણ ખ્યાલ નહતો, તેનીજસાથે કેંઠરાઇનનાં લગનના ગાંઠનો આ કાગઝ પુરાવો

હતો. તેમાં તે લગ્નની ક્રિયા કરનાર ધર્મગુરૂતરીકે યુસાડિનું નામ લખ્યામાં આવ્યું હતું; પણ ત્યાં વળી એક બીજું નામ પણ હતું—ઘણાં ઉંચે વાંચેના અને અતિ મોટા માણસનું—એક એવા પુરૂષનું, કે જે વધુ વાર હયાત નહતો—તે નામ મરનાર ઝાર નિકોલસનું પોતાનું હતું, કે જેણે આ લગ્નના એક શાક્ષીતરીકે પોતાને હાથે સાખ કીધી હતી! આ જોઇ તે વૉલમારોની ગુંચવણ અને ગભરાટનો કશો પાર રહ્યો નહીં. હવે તેઓને પેહેલીજવાર માલુમ પડયું, કે ગુમાઇ ગયેલી કૅઠરાઇન પરણેલી એક બાયડી થયેલી હતી—અને તે પણ એક એવા ધણીની બાયડી, કે જયારે તેણી ઘર છોડીને નાસી ગઈ, ત્યારે તેઓએ તેનો કીનો બીજાઉપર લીધો, છતાં તેનું તો નામવટીક તેઓએ યાદ કર્યું નહતું.

આ જોઈ બંધે બાપદીકરા વૉલમારોની અજાયબી, સવાલજવાબોનો કશો પાર રહ્યો નહીં—વાતમાં કૅઠરાઇનનું નામ, મરનાર ઝારનું નામ, તે જવાન ઇંગ્રેજનું નામ ચાલુ આવ્યા કર્યું, પણ આ સઘળાંનો ઉત્તર તે પાદરી તરત આપી શકયો નહીં: તે તો બાપડો દુઃખ અને દેલગીરીમાં ગુંચવાઈ ગયો હતો, કારણકે જેણીને તેણે નુકશાન કર્યું હતું, તેણીના બાપ અને ભાઇનીસાંમેજ તે હમણાં આવી ઉભો હતો.

પણ આ જે સઘળો બનાવ બનતો હતો, તેમાં હવે પેલા બીગાના પુરૂષે ભાગ લેવાનું શરૂ કર્યું, અને તે બંધે વૉલમારોનીપાસે આવીને બોલ્યો, "મેહરબાની કરીને જે કાગઝથી તમો સર્વે જણાને આટલું બધું લાગી આવ્યુંછે, તે જરા મને જોવા દેશો? તમોએ આ ગ્રહસ્થને જે સવાલો ઉપરાસાપરી પુછયાછે, તેથી હું અર્ધી બીના સમજી જવા પામ્યોછું.'

આ બીગાનાના દેખાવથી, બોલવાના આવાઝથી, અને રીતભાતથી તરત જણાઇ ગયું, કે તે આ કાગઝ ફક્ત હલકી આતુરતાથી જોવા માંગતો નહતો—કે નહીં તેનાં મનમાં કોઈ જાતનો દગોફટકો હતો. આઉપરથી તે કાગઝ તેને તરત આપ્યામાં આવ્યું. ફક્ત એક ઘડીપળ તેમાં લખેલી બાબતઉપર નઝર તે ફેરવી ગયો; અને પછી તે બંધે વૉલમારોને પાછું આપ્યું, અને પછી સગડીતરફ ફરીને ઉભો, અને કાંઇ વિચારમાં ગુંટાયો.

ઘણાજ ગંભીર પણ લગાર કરડા આવાઝે બૅસિલે યુસાડિને કહ્યું, "તમો હમણાં થોડુંકઉપર બોલ્યાછો, કે આ કાગઝ વાંચવાથી તમો કોણછો, તે અમોને માલુમ પડશે. ત્યારે તમારૂં નામ યુસાડિછે?"

હૈયાંથી ડંખાયલા આ પુરૂષે જવાબ આપ્યો, "હા, મારૂં નામ એજછે!"

**બૅસિલ**—"હજી અમોને ગુંચવણ થાયછે, અને કશી સમજ પડતી નથી. ફક્ત એક વાત તો ખુલ્લી થઇછે—કે કાંઇ નીચ કાવત્રું રચવામાં આવ્યુંછે: નહીંતો 'રેજિસ્ટર'-માંથી આ પાનું શામાટે ફાડી નાખવામાં આવે?"

**બુઢો વૉલમાર**—(ગુસ્સાથી) "મને જણાવો, મેહરબાની કરી મને જણાવો, કે એ બાબતમાં મારી કૅઠરાઈન નિર્દોષછે કે? કે ઝારની ભોગ થઈ પડવાથી પોતાની શર્મ છુપાવવામાટે આ લગ્ન કર્યામાં આવ્યાં હતાં?"

**યુસાડિ**—"હું ચોક્કસ માનુંછું, કે તમારી બેટીકરતાં વધારે પાકી બેહેસ્તનો એક ફેરેસ્તો પણ ન હશે!"

"ઓ બૅસિલ, બૅસિલ—મારા બેટા ! આ ખબર સાંભળી મારીઉપર ઘણી અસર થઇછે," એમ બોલી તે બુઢ્ઢો વૉલમાર પડી જવા જતો હતો, પણ તેને તરત તેના બેટાએ પોતાના હાથોમાં પકડી લીધો. "બૅસિલ, ફ્રેડરાઇન નીતિમાન રહીછે, એ તો ખુશાહાલીભરી વાતછે: પણ મરનાર ઝાર તેની ખરાબી કરતાર નહતો, છતાં આપણે તેનીસાથે જે ચાલ ચલાવીછે, તે વિચાર ભારે કમકમાટ ઉપજાવાજોગછે !"

બૅસિલ—(ધીમે સાદે) "ચુપ રહો, બાવાજી ! મુગા રહો ! હજી આ ભેદનો પર્દો બરાબર સમજ પડે એવી રીતે ખોલ્યો નથી—મરી ગયેલા નિકૉલસની બાબતમાં આપણને પસ્તાવાજેવું કશું નથી, એમ મને તો લાગેછે ! જરા શાંત થાઓ, હું તમોને આજીજી કરૂંછું, કે જરા ઠંડા પડો !—અને તેબાદે આ યુસાડિ શું ખુલાસો કરેછે, તે આપણે સાંભળ્યે."

આપ્રમાણે બંધે બાપદીકરા ધીમે સાદે જે વાત કરતા હતા, તે યુસાડિ કે પેલો બીગાનો શખ્સ સાંભળી શકતા નહતા; અને તેથી બુઢ્ઢા વૉલમારે પાછી હેમત ધરી. તે અને બૅસિલ એક "ટેબ્લ"આગળ બેઠા: પછી બાપે યુસાડિને કહ્યું, "તમોએ જે પણ કીધું હોય—ગમે તેવો અપરાધ કર્યામાં આવ્યો હોય, અને તેમાં તમે ભાગ લીધો હોય—છતાં અમારી ખાતેરી થઇછે, કે તમો હવે ખરાં દેલથી તેમાટે પસ્તાવો કરોછો—તમારૂં હૈયું હવે તમોને અંદરથી ડંખેછે—અને તમો તેનો બદલો વાળી આપવાની કોશેશ કરોછો. હું તમોને આજીજી કરૂંછું, કે તમે હવે અમોને બધી વાત ખોલાસાવાર જણાવો—એક પણ બીના અમારેથી છુપાવતા ના !—કારણકે અમોને લાગેછે, કે અમારીઆસપાસ છુપા ભેદના કાળાં વાદળાંઓ પથરાઇ ગયાંછે !"

પશ્ચાતાપ કરતો તે પાદરી વૉલમારોની બરાબર સાંમે "ટેબ્લ"આગળ બેઠો; અને બનેલી વિગતોનું સ્વિસ્તર ચોકસ બ્યાન ખોલાસાવાર કરવા માંડયું. તેણે જણાવ્યું, કે ફ્રેડરાઇન વૉલમારનાં લગ્નની ક્રિયા તે જવાન ઇંગ્રેજસાથે કરવાને તેને મરનાર ઝાર નિકૉલસે અર્ઝ કીધી હતી, બલકે હુકમ કર્યો હતો; અને નિકૉલસે પોતાનો કીનો લેવામાટે આ પગલું શાસારૂં લીધું હતું, તે સઘળાંનું વર્ણન કહી સંભાળાવ્યું.

યુસાડિ આગળ બોલ્યો, "લગ્નની ક્રિયા થઇ રેહેવાપછી જેવું તે પરણેલું જોડું બહાર પડે, કે 'રેજિસ્ટર'માં તે લગ્નની નોંધ જે પાનાંઉપર કરવામાં આવી હતી, તે તેમાંથી ફાડીને તેનો નાશ કરવાનો મને ઝારે તાકિદનો હુકમ કર્યો હતો. તેના દરેક હુકમને તરતોતરત તાબે થવામાં આવેછે, એવી તેની ખાતેરી હોવાથી, તેની પુરજમા હતી, કે હું પણ તેનો હુકમ બોલેબોલ બજાવીશ, પણ આ વખ્તે તેણે ભુલથાપ ખાધી હતી, કારણકે જોકે હું તેના ઝાલમી હુકમને તાબે થયો હતો, તોયે મારાં દેલમાં ખોટું કામ કરવાથી ઘણો ખેદ થયો. શયેતાનના તાબામાં મને તે કેરતારે એકદમ છોડી દીધો નહીં. મારાં મનમાં હજી થોડાં ઘણાં ભલી લાગણીનાં કિરણો પ્રકાશતાં હતાં: અને તેટલાંમાટે હું જે ખોટું કામ કરતો હતો, તે કોઇ વખ્તે પાછું સુધારવાની મતલબ રાખી હતી. મેં તે 'રેજિસ્ટર'માંથી પાનું ફાડી તો કાહાડયું; પણ મેં તેનો સમૂળગો નાશ કીધો નહીં. તેથીઉલટું મેં તેને મારા જીવનીપેઠે સાચવી રાખ્યું—તે હું મારીસાથે સેબાસ્ટૉપોલ લઇ ગયો—મેં તેને

હતો. તેમાં તે લગ્નની ક્રિયા કરનાર ધર્મગુરૂતરીકે ચુસાડિનું નામ લખ્યામાં આવ્યું હતું; પણ ત્યાં વળી એક બીજું નામ પણ હતું—ઘણાં ઉંચે વાંચેના અને અતિ મોટા માણસનું—એક એવા પુરૂષનું, કે જે વધુ વાર હયાત નહતો—તે નામ મરનાર ઝાર નિકૉલસનું પોતાનું હતું, કે જેણે આ લગ્નના એક શાક્ષીતરીકે પોતાને હાથે સાખ કીધી હતી! આ જોઇ તે વૉલમારોની ગુંચવણ અને ગભરાટનો કશો પાર રહ્યો નહીં. હવે તેઓને પેહેલીજવાર માલુમ પડયું, કે ગુમાઇ ગયેલી કૅઠરાઇન પરણેલી એક બાયડી થયેલી હતી—અને તે પણ એક એવા ધણીની બાયડી, કે જ્યારે તેણી ઘર છોડીને નાસી ગઈ, ત્યારે તેઓએ તેનો કીનો બીજાઉપર લીધો, છતાં તેનું તો નામવટીક તેઓએ યાદ કર્યું નહતું.

આ જોઈ બંધે બાપદીકરા વૉલમારોની અજાયબી, સવાલજવાબોનો કશો પાર રહ્યો નહીં—વાતમાં કૅઠરાઇનનું નામ, મરનાર ઝારનું નામ, તે જવાન ઇંગ્રેજનું નામ ચાલુ આવ્યા કર્યું, પણ આ સઘળાંનો ઉત્તર તે પાદરી તરત આપી શકયો નહીં: તે તો બાપડો દુ:ખ અને દેલગીરીમાં ગુંચવાઈ ગયો હતો, કારણકે જેણીને તેણે નુકશાન કર્યું હતું, તેણીના બાપ અને ભાઈનીસાંમેજ તે હમણાં આવી ઉભો હતો.

પણ આ જે સઘળો બનાવ બનતો હતો, તેમાં હવે પેલા બીગાના પુરૂષે ભાગ લેવાનું શરૂ કર્યું, અને તે બંધે વૉલમારોનીપાસે આવીને બોલ્યો, "મેહરબાની કરીને જે કાગઝથી તમો સર્વે જણાને આટલું બધું લાગી આવ્યુંછે, તે જરા મને જોવા દેશો? તમોએ આ ગ્રહસ્થને જે સવાલો ઉપરાસાપરી પુછયાછે, તેથી હું અર્ધી બીના સમજી જવા પામ્યોછું."

આ બીગાનાના દેખાવથી, બોલવાના આવાઝથી, અને રીતભાતથી તરત જણાઇ ગયું, કે તે આ કાગઝ ફકત હલકી આતુરતાથી જોવા માંગતો નહતો—કે નહીં તેનાં મનમાં કોઈ જાતનો દગોફટકો હતો. આઉપરથી તે કાગઝ તેને તરત આપ્યામાં આવ્યું. ફકત એક ઘડીપળ તેમાં લખેલી બાબતઉપર નઝર તે ફેરવી ગયો; અને પછી તે બંધે વૉલમારોને પાછું આપ્યું, અને પછી સગડીતરફ ફરીને ઉભો, અને કાંઇ વિચારમાં ગુંટાયો.

ઘણાજ ગંભીર પણ લગાર કરડા આવાઝે બૅસિલે ચુસાડિને કહ્યું, "તમો હમણાં થોહુંકઉપર બોલ્યાછો, કે આ કાગઝ વાંચવાથી તમો કોણછો, તે અમોને માલુમ પડશે. ત્યારે તમારૂં નામ ચુસાડિછે?"

હૈયાંથી ડંખાયલા આ પુરૂષે જવાબ આપ્યો, "હા, મારૂં નામ એજછે!"

**બૅસિલ**—"હજી અમોને ગુંચવણ થાયછે, અને કશી સમજ પડતી નથી. ફકત એક વાત તો ખુલ્લી થઇછે—કે કાંઇ નીચ કાવત્રું રચવામાં આવ્યુંછે: નહીંતો 'રેજિસ્ટર'-માંથી આ પાનું શામાંટે ફાડી નાખવામાં આવે?"

**બુઢો વૉલમાર**—(ગુસ્સાથી) "મને જણાવો, મેહરબાની કરી મને જણાવો, કે એ બાબતમાં મારી કૅઠરાઈન નિર્દોષછે કે? કે ઝારની ભોગ થઈ પડવાથી પોતાની શર્મ છુપાવવામાટે આ લગ્ન કર્યાંમાં આવ્યાં હતાં?"

**ચુસાડિ**—"હું ચોકસ માનુંછું, કે તમારી બેટીકરતાં વધારે પાકી બેહેસ્તનો એક ફેરેસ્તો પણ ન હશે!"

"ઓ બૅસિલ, બૅસિલ—મારા બેટા! આ ખબર સાંભળી મારીઉપર ઘણી અસર થઇછે," એમ બોલી તે બુઢો વૉલમાર પડી જવા જતો હતો, પણ તેને તરત તેના બેટાએ પોતાના હાથોમાં પકડી લીધો. "બૅસિલ, ફ્રૅડરાઇન નીતિમાન રહીછે, એ તો ખુશહાલીભરી વાતછે: પણ મરનાર ઝાર તેની ખરાબી કરનાર નહતો, છતાં આપણે તેનીસાથે જે ચાલ ચલાવીછે, તે વિચાર ભારે કમકમાટ ઉપજાવાજોગછે!"

બૅસિલ—(ધીમે સાદે) "ચુપ રહો, બાવાજી! મુગા રહો! હજી આ ભેદનો પર્દો બરાબર સમજ પડે એવી રીતે ખોલ્યો નથી—મરી ગયેલા નિકૉલસની બાબતમાં આપણને પસ્તાવાજેવું કશું નથી, એમ મને તો લાગેછે! જરા શાંત થાઓ, હું તમોને આજીજી કરૂંછું, કે જરા ઠંડા પડો!—અને તેબાબે આ ચુસાડિ શું ખુલાસો કરેછે, તે આપણે સાંભળ્યે."

આપ્રમાણે બંધે બાપદીકરા ધીમે સાદે જે વાત કરતા હતા, તે ચુસાડિ કે પેલો બીગાનો શખ્સ સાંભળી શકતા નહતા; અને તેથી બુઢા વૉલમારે પાછી હેમત ધરી. તે અને બૅસિલ એક "ટેબ્લ"આગળ બેઠા: પછી બાપે ચુસાડિને કહ્યું, "તમોએ જે પણ કીધું હોય—ગમે તેવો અપરાધ કર્યામાં આવ્યો હોય, અને તેમાં તમે ભાગ લીધો હોય—છતાં અમારી ખાતેરી થઇછે, કે તમો હવે ખરાં દેલથી તેમાટે પસ્તાવો કરોછો—તમારૂં હૈયું હવે તમોને અંદરથી ડંખેછે—અને તમો તેનો બદલો વાળી આપવાની કોશેશ કરોછો. હું તમોને આજીજી કરૂંછું, કે તમે હવે અમોને બધી વાત ખોલાસાવાર જણાવો—એક પણ બીના અમારેથી છુપાવતા ના!—કારણકે અમોને લાગેછે, કે અમારીઆસપાસ છુપા ભેદના કાળાં વાદળાંઓ પંથરાઇ ગયાંછે!"

પશ્ચાતાપ કરતો તે પાદરી વૉલમારોની બરાબર સામે "ટેબ્લ"આગળ બેઠો; અને બનેલી વિગતોનું સ્વિસ્તર ચોકસ બ્યાન ખોલાસાવાર કરવા માંડયું. તેણે જણાવ્યું, કે ફ્રૅડરાઇન વૉલમારનાં લગ્નની ક્રિયા તે જવાન ઇંગ્રેજસાથે કરવાને તેને મરનાર ઝાર નિકૉલસે અર્જ કીધી હતી, બલકે હુકમ કર્યો હતો; અને નિકૉલસે પોતાનો કીનો લેવામાટે આ પગલું શાસારૂં લીધું હતું, તે સઘળાંનું વર્ણન કહી સંભાળાવ્યું.

સંભાળથી જાળવી રાખ્યું—અને ગઇ કાલની મારી મુસાફેરી કરવાની મકસદ એજ હતી, કે મારે તે તમારા હાથમાં થાવું આપવું."

પછી કરનલ એલમાનૉફસાથે તેની મુલાકાત કેમ થવા પામી હતી, તે યુસાડિએ તેઓને જણાવ્યું—મરનાર ઝારના કીનાની, અને તેનેથી થયેલાં પરિણામોની ઘણીક બાબતો, તે કેવીરીતે કરનલથી જાણવા પામ્યો હતો; તે કહી સંભળાવ્યાં—કેવીરીતે તેને જણાઇ ગયું હતું, કે હમણાંનો ઝાર આ વૉલમારોતરફ નીચ તરકટ ચલાવતો હતો—અને કેવી યુક્તિથી તે ગુપ્ત ભાષામાં લખેલું તે કાગઝ, જે એલમાનૉફ લઇ જતો હતો, તે તેણે તેનીપાસેથી મેળવ્યું હતું; તે સર્વે બાબતો તેણે જણાવી.

અતિશય ઉલટથી આ સર્વે હકીકત આ બંધે વૉલમારોએ ધ્યાનથી સાંભળી. કૅઠ-રાઇન પાક અને નીતિમાન હતી—તેણી રીતસરનાં લગ્નથી એક હકદાર બાયડી થઇ હતી, તેમાં હવે કશો શક રહ્યો નહતો: તેમ બીજા હાથઉપર વળી મરનાર ઝાર જોકે તેણીની પાકદામાન લુટવાને ફાવ્યો નહતો, છતાં તેણીની આબરૂ ધૂળ મેળવવાને તેણે તેણીને અતિ દુ:ખી કીધી હતી, એ પણ ચોક્કસ થયું હતું. તેટલામાંટે મરનાર નિકૉલસઉપર વૉલમારોએ જે કીનો લીધો હતો, તેમાંટે હવે પસ્તાવાનું તેઓને કશું કારણ રહ્યું નહતું. જે ચાલ તેણે ચલાવી હતી, અને જેબાબે હવે તેઓ સર્વે વાતે જાણીતા થયા હતા, તે કરપિણ બીઅક્કૈતીભરેલી, નિર્દય, અને તિરસ્કારજોગ હતી, અને જે ચાલમાંટે તેઓએ પ્રથમથીજ તેને અપરાધી ઠરાવ્યો હતો. ખરી વાતછે, કે તે કૅઠરાઇનની નીતિનો ભંગ કરનાર નહતો, પણ તે તેણીને નિર્દયપણે સતાવનાર તો હતોજ. તેણે તેણીને એક ભરથાર આપ્યો હતો, અને પછી તેઓનાં લગ્નની સાબેતીનો નાશ કરવાની તજવીઝ કીધી હતી—એવી મતલબથી, કે તેણીને પેટે જે ફરઝંદ પૈદા થાય, તે હરામ ઇલતતનું ગણાય, અને તેની માતા ઝેંદગીસુધી બીશર્મીમાં સબડે! આ સર્વે સાંભળી બુઢો વૉલમાર પોતાનો ચેહેરો બંધે હાથોમાં ઢાંકી ડુસ્કેડુસ્કે રડવા લાગ્યો: પણ બૅસિલનાં દેલમાં જે લાગતું હતું, તે તેણે દાબી રાખ્યું. તે બહારથી શાંત અને ઠંડો રહ્યો.

આ સઘળી વાત યુસાડિએ પેલા બીગાના શખ્સનીહઝુરમાંજ કીધી હતી, કે જે સગડીઆગળ બેસીને સાંભળતો હતો, પણ તેનો ચેહેરો તેઓતરફથી ફેરવેલો હતો;—જાણે એવું દેખાડવા કે આ છુપી વાત જાણવાને તે કાંઈ ઘણી એન્તેઝારી રાખતો નહતો. વાતમાં યુસાડિ પોતાનો પશ્ચાતાપ ફરીફરીને જણાવતો હતો, અને એક નિર્દોષ અબળાને દુ:ખી કરવામાં તે એક મળતિયો થયો હતો, તેમાટે તેણીના બાપ અને ભાઇની ઓઝરબાહીથી મુઆફી માંગ્યા કરતો હતો.

પોતાની લાગણીને જેમતેમ દાબીને બુઢો વૉલમાર બોલ્યો, "હું તમોને મુઆફ કરૂંછું. હા—કમનસીબ મર્દ, હું તમોને ખરાં દેલથી મુઆફ કરૂંછું. મને નુકશાન કરવામાં તમે ઘણી મદદ આપીછે! ખુદા જાણેછે, કે મારી વાહાલી કૅઠરાઇનનું શું થયુંછે! અફસોસ, કદાચ પોતાની નિરાશીમાં તેણીએ આપઘાત પણ કીધો હશે: પણ આખરે તમો તેમાટે પુરતો પસ્તાવો કરવાની કોશેશ કીધીછે—અને હમણાંનાં રાજ્યકરતા ઝારના અતિ દુષ્ટ ઝુલ્માતમાંથી તમોએ મને અને મારા વાહાલા બેટાને બચાવ્યાછે, તે અમારે ભુલવું જોઇતું નથી."

જોકે બાપનાજેટલી ઉલટથી નહીં, પણ ઠંડા દેલે પછી બૅસિલ બોલ્યો, "અને કમનસીબ માણસ, હું પણ તમોને મુઆફ કરૂંછું."

પોતાને મુઆફ કર્યામાં આવ્યું હતું, તેમાટે આંખોમાં આંસુઓસાથે પુસાડિએ પોતાનો ભારે ઉપકાર ઝાહેર કર્યો, અને બોલ્યો, "હવે આપણે શું કરવું, તેબાબે વિચાર કરવાની આપણી ફર્ઝછે. થોડાક કલાકોમાં તો કરનલ એલમાર્નૉફને જણાઇ જશે, કે તેનું સોંપેલું 'પાકેટ' સિમફેરૉપાલખાતે પહોંચાડવામાં આવ્યું નથી; અને તેથી તે આપણી શોધ કરવામાટે ટોળીઓને આપણીપુઠે છોડી મુકવાને વીલંબ લગાડશે નહીં. અગરજો હું પકડાઇ ગયો, તો મોતસેવાય બીજો છુટકો નથી: અગરજો તમો પકડાઇ ગયા, તો ઝાર આલેકઝાંડરના કીનાના ભોગ તમે હજી પણ થઇ પડવાના. મારેમાટે તો એક સેહેલ ઉપાયછે, અને તે એજ, કે હું પારકાં દેશમાં વટી જવશ, કે જ્યાં એકાંતવાસમાં પડી મારા કીધેલા ગુનાહોની હું તોજેશ કર્યા કરીશ. પણ તમો——"

**બૅસિલ**—"અને મારેમાટે પણ એક સુતરો માર્ગછે, અને તે લેવામાટે, મારા વાહાલા બાવાજી, જો હું તમોને જણાવીશ, તો તમો પણ ના પાડશો નહીં."

**વૉલમાર**—"મારા બેટા, બોલ, કદાચ મારાં મનમાં જે વિચારછે, તેનેમળતોજ તારો પણ વિચાર હશે."

**બૅસિલ**—"બાવાજી, આપણે જાતના પોલ છૈયે, અને જોકે આપુને રશિયન રાજ્યતરફ વફાદાર રેહેવાની ફર્ઝ પડીછે, તોયે તેઓતરફ આપણી જરા પણ લાગણી નથી. આજ લાંબો વખ્ત થયો મારૂં દેલ ઑસમાનલિઓએ જે કારણમાટે હંમણાં લડાઇ ઉઠાવીછે, તેતરફ તળપાપડ થઇ રહ્યુંછેઃ સબબકે તેઓની આ લડાઇ ચલાવવાની મતલબ પવિત્રછે; તેઓની મતલબ દેશાભિમાનીછે; રશિયન જે લોભી પગપેસારો તેઓની હકુમતઉપર કરેછે, તેનો અટકાવ કરવાની અને તેમાટે તેઓને સઝા કરવાની તેઓની મતલબછે! ખુદા કરે, ને આ ખટપટનેલીધે પૉલાંડમાં બળવો ઉઠવાનું કારણ મળે, અને આપણોદેશ, જેને અત્યારતુલિક કચડીને દાબી રાખ્યામાં આવ્યોછે, તે આ રશિયન ઝુલ્માતમાંથી પાછો છુટો થાય!"

બૅસિલ જે આમુજબે બોલતો હતો, તે વૉલમારના વિચારને મળતું આવતું હતું, એમ તેના ચેહેરાઉપરથી જણાઇ આવતું હતું, અને તેથી તે બોલ્યો, "આગળ ચલાવ, મારા બેટા!—આગળ બોલ!"

**બૅસિલ**—"ચાલો આપણે યુપૅટૉરિયા જતા રહો,—આપણે તે મહાન નામચિન ઑટૉમન સરદારના પગઆગળ પડી આઝીજી કર્યે—આપણને આસરો આપવાને તેને કાલાવાલા કર્યે—મને તેની નૌકરીમાં મારી તલવાર વાપરવા દે, એવો તેને આગ્રહ કર્યે. અને, ઓહ! જો આપણી મુરાદો કદી પાર પણ નહીં પડશે, તોયે આજના જમાનાના એક સર્વેથી મોટા જનરલનો ચેહેરો જોવાનો તો આપણને સંતોષ થશે! અને તે પણ કેવા શખ્સનો ચેહેરો, કે જેનું નામ સાંભળતાંજ રશિયનોનાં દેલમાં ધાસ્તી પૈદા થાયછે!"

બૅસિલનાજજેવી ઉલટ અને અધિરાઇ દેખાડીને બુઢો વૉલમાર બોલી ઉઠયો, "હા, મારા બેટા, આપણે ઉતાવળે બહાદુર ઓમર પાશાઆગળ નિકળી જઇએ-અને ત્યાં જઈને તે ભલા નામદારનો આસરો મેળવવાની અર્ઝ કર્યે."

ચુસાડિ—"ઠીક ત્યારે તેમ કર્યે, અને આ ગ્રહસ્થ, કે જેવણે મારી મોટી સેવાઓ બજાવીછે, તેવણ હવે આપણને જોઇતી ખબર પુરી પાડી, આપણીઉપર વધારે અહસાન કરશે."

બીગાનો—"ચુર્પેટોરિયા, કે જ્યાં ટર્કિશ લશ્કરનું વડું મથક હાલમાં કર્યામાં આવ્યુંછે, તે આ ટૅાગાલિનાં ગામડાંથી આસરે વીસ 'માઇલો'જેટલું દુરછે. પણ મેં હમણાંજ જણાવ્યુંછે, તેમ ઑટૅામનોએ ચોકસી કરનારી ટોળકીઓ જુદીજુદી દિશાઓતરફ શોધનેમાટે ફરતી મુકી દીધીછે; અને આપણે ચુર્પેટૅારિયા જઇ પહોંચ્યે, તેનીઅગાઉ કદાચ આમાંહેલી એકાદ ટોળકીના હાથમાં આપણે સપડાઈ જઈએ, એમ પણ બનવાજોગછે."

આપણે શબ્દ સાંભળીને ચુસાડિ ખુશી થઈ જઈ બોલી ઉઠયો, "આહ; ત્યારે તમારો એરાદો પણ અમારીસાથેજ ત્યાં આવવાનોછે?" આમ ખુશી થવાનો સબબ એજ હતો, કે આ બીગાના શખ્સની વર્ત્તણુક એવી હતી, કે તેથી તેનીઉપર ચુસાડિને પુર વિશ્વાસ બેઠો હતો, અને તે તેઓનાં બંચાવની જાણે એક ઢાળ હોય, એમ તેને લાગતું હતું.

બીગાનો—"હા, હું પણ તમારીસાથેજ આવીશ: જે ચોકસ કામધંધામાં હું પડેલોછું, તેનેમાટે મને ત્યાં જવુંજ પડેછે. પણ થોડા કલાકો આપણે હાં આસાયશ લેયે, તો તેમાં કશું ધાસ્તીજેવું નથી; સવારનું પહર ફાટતાંજ આપણે આપણી મુસાફેરી શરૂ કરીશું."

તેઓને આપવામાં આવેલા ઓરડાઓમાં હવે આ પરોણાઓ આરામ કરવાને ગયા,—પોતે જે કામ માથે ઉઠાવ્યું હતું, તેનું જે સારૂં પરિણામ આવ્યું હતું, તેઉપર ઘણી ખુશી-સાથે ગોર કરવાને ચુસાડિને કારણ હતું—જે જુદીજુદી અને અજાયબજેવી ખબરો બંધે વૅાલમારોને મળી હતી, તેઉપર અપસઅપસમાં વાદવિવાદ ચલાવવાને આ બેઉ બાપબેટાને તક મળી હતી—અને પાદરીના જાન બંચાવનાર પેલા બીગાના મર્દને વળી પોતાનેજલગતી બાબતોઉપર વિચાર કરવાનો હતો.

ક્રિમિયામાં સવારનું પહર ફાટતું હતું, તે વખ્તે ટૅાગાલિની ધર્મશાળામાંથી ઘોડેસવાર થયેલાઓની આ ટોળકીએ પોતાની કુચ શરૂ કીધી, તેઓની સંખ્યા છ માણસોની હતી. તેઓમાં બે વૅાલમાર બાપદીકરા, ચુસાડિ, પેલો બીગાનો શખ્સ, અને બીજા બે ઘણા જવાન પુરૂષો હતા, કે જેઓએ પણ છેલ્લી રાત્રે ધર્મશાળામાં આવી ઉતારો લીધેલો હોય, એમ જણાતું હતું. આ બે જવાનોએ સાદો લેબાશ પેહેરેલો હતો--પણ તેઓ પુરતીરીતે હથિયારબંદ થયેલા હતા; અને જાણે તેઓની અને પેલા બીગાના મર્દનીવચ્ચે કાંઇ સ્હેજ-સાજ પિછાણ હોય, એમ જણાતું હતું.

એક સપાટ જગ્યાઉપર આ ટોળીએ કલાકેકસુધી સવારી કર્યા કીધી, કે જ્યાંનો ઝાડપાનવગરનો એકનોએક દેખાવ ઘણો કંટાળાભરેલો લાગતો હતો, અને જ્યાં "માઇલો"ના "માઇલો"સુધી એક પણ રેહેઠાણ નઝરે આવતું નહતું. વળી પગરસ્તો પણ પડેલો નહતો; અને તેથી આ શખ્સોને છુટાછુટા સવારી કરવી પડતી હોવાથી, તેઓવચ્ચે કાંઇ પણ ચાલુ વાત થયા કરતી નહતી.

બીગાનો—"આહ, જેમ હું ધારતો હતો, તેમજ થયુંછે. ફૅાઝલૅાવખાતે ઝપાઝપી શરૂ થઇ ચુકીછે."

જોકે આ શબ્દો તે ઘણીજ શાંત હેમતથી અને સાવધપણે બોલ્યો હતો, તોયે તે બીગાનાએ પોતાના ઘોડાને કાંટા માર્યા, અને ઉતાવળે થોડાં પગલાં આગળ નિકળી ગયો—તેના ગોઠિયાઓએ પણ તેમજ કર્યું. આસરે દશેક "મિનીટ"સુધી એમુજબે ઝોરમાં ઘોડા દપટાવ્યાપછી, તેઓ એક ન્હાના વિસ્તારની જગ્યાઉપર આવી પહોંચ્યા, કે જ્યાં ઝાડની સુંદર ઘટા લાગેલી હતી,—ટૉગાલિ છોડયાપછી ઝાડોનો પેહેલવેહેલો એજ મોટો ઝુમખો તેઓનાં દિઠ્ઠામાં આવ્યો હતો. જેમજેમ તેઓ ઝપાઝપીવાળી જગ્યાની વધારે નઝદીક આવતા ગયા, તેમતેમ દરેક પળે બંદુકો ફુટવાના આવાઝો વધારે મોટા અને વધારે ઝડપથી સંભળાવા લાગ્યા.

એથી મુસાફિનાં મ્હોડાંઉપર ધાસ્તી ફેલાયલી જણાઈ, અને તે પોતાના જાન બંચાવનારની બરાબર પાસે પોતાનો ઘોડો દોડાવી લાવ્યો, અને બોલ્યો, "જો આપણે રશિયન લશ્કરનાં હાથમાં સપડાઇ ગયા, તો પછી કેમ?"

બીગાનો—"જરા પણ બ્હીવો ના! તમો મારીઉપર પુર એતબાર રાખો!"

આ ઝાડોની ઘટાનીઆસપાસ ગોળ તેઓ જલ્દીથી ફરી ગયા, તો જોકે હવે જગ્યા ઘણીજ ખડબચડી થતી હતી, અને વળી હવે, સપાટ જગ્યાનેબદલે લાં ટેકરીઓ અને ખીણો નઝરે પડતી હતી. તરતજ તેઓ એક એવી જગ્યાએ આવી લાગ્યા, કે જયાંથી આપણા મુસાફેરો લડાઈની જગ્યા બરાબર જોઈ શકતા હતા.

તેઓની ડાબી બાજુએ એક "માઇલ" દુર ક્રૉઝલૉવનાં ગામનો કેલ્લો તેઓને પરગરો દેખાતો હતો; અને બરાબર તેઓનીસાંમેની જગ્યાએ ફ્રેંચ સેપાહોની એક ન્હાની ટુકડી હલ્લો કરવાને આગળ વધતી જતી જણાતી હતી. તેનેથી સ્હેજ દુર ઑટૉમન સેપાહોની ત્રણ રીજમીટો આગળ વધતી હતી; સૂર્ય હવે પુર તેઝથી પ્રકાશતો હતો, અને તેની રોશની બંદુકોઉપર ચડાવેલી બાગનેટોઉપર પડી તે ચળચળ થતી હતી. યુપૅટૉરિયાથી ક્રૉઝલૉવનું ગામ આસરે આઠ "માઇલો" દુર આવેલું છે, અને તેની કેલ્લેબંદી ઘણી મઝબુતછે. આતરફ હવે ફ્રેંચ સેપાહોની ટુકડી આગળ વધતી જણાઇ, કે જે ટુકડી હાલમાં ઓમર પાશાનાં લશ્કરસાથે જોડવામાં આવી હતી, અને તે કારણમાટે સેબાસ્ટૉપોલનીસાંમે પડેલાં ફ્રેંચ મુખ્ય લશ્કરમાંથી તેને છુટી પાડીને લાં મોકલી આપવામાં આવી હતી.

જ્યાં લડાઈ ચાલવાની હતી, તે જગ્યા બરાબર દેખાય એવી એક જગ્યાએ હવે આપણા મુસાફેરોની ટોળી આવીને થોભી, કે પછી મુસાફિ અને બંધે વૉલમારોતરફ ફરીને તે બીગાનો શખ્સ બોલ્યો, "આખરે હવે તમો સહીસલામતછો—અને ભેદમાં રાખવાની હવે કશી વધારે જરૂર નથી."

આ સાંભળીને બૅસિલને કાંઇ એકાએક અગમચેતી થઇ, અને તે પોકારી ઉઠયો, "બાવાજી, ઘોડેથી ઉતરો અને ઘુંટણ ભરડિયે પડો! એવણતો તેજ નામદારછે—એવણ તો ઓમર પાશા પોતેજછે!"



## પ્રકરણ ૪૯ મું.

### શોફ્તેગુ.

તે ખીગાનો મર્દ, કે જેણે પાદરી ચુસાડિને લુટારાઓસાથની મારામારીમાં આટલી બધી અગત્યની મદદ આપી હતી, તે ખરેખર ઑટૉમન લશ્કરનો વખણાયલો સરદાર ઓમર પાશા પોતેજ હતો.

ચુપૅટૉરિયાની મોટી લડાઇપછી, રશિયનો કેટલાક દહાડાઓસુધી લાંબે તફાવતે દુર પાછા હઠી ગયા: પણ આખરે તેઓએ પાછો દેખાવ દેવા માંડયો,—આઉપરથી ઓમર પાશાએ અવારનવાર તપાસ કરવામાંટે પાયદલ ટુકડીઓ, તેમજ ઘોડેસવાર ટુકડીઓ છુપી રીતે મોકલવા માંડી. તેઓવચ્ચે અને રશિયનોવચ્ચે વારંવાર કેટલીક ઝપાઝપીઓ થઇ, કે જેમાં રશિયનો હંમેશાં માર ખાવા લાગ્યા, અને તેઓને ભારે ખોટ ખમવી પડી,—અંતે તેઓ ચુપૅટૉરિયાની પડોશમાંથી સદંતર ગયેબ થઇ ગયા.

વધારે મઝબુતીથી ઘેરો ઘાલવામાં આવે, એવી મકસદથી સેબાસ્ટૉપૉલસાંમે મથક કરી પડેલા ફ્રેંચ અને ઈંગ્રેજ જનરલોએ ઓમર પાશાને ચુપૅટૉરિયાખાતે ઓજરખાહીથી વિનંતી કરી કેહેવાડયું, કે તે નામદારે તે એકસંપી રાજ્યોનાં લશ્કરોસાથે પોતાનાં લશ્કરનો એક ભાગ લઇને આવી જોડાવું. આ અર્ઝ કબુલ કરવાને સરદાર તો ઘણો ખુશી હતો; છતાં ચુપૅટૉરિયા છોડવાઆગમચ રશિયનોનાં લશ્કરની શી મતલબ હતી, તેઓનું બળ તથા સંખ્યા કેટલી હતી, અને તેઓનાં મથકો કયાંકયાં હતાં, વગેરે બાબતોની માહિતી મેળવવાનું તેણે ડાહાપણભર્યું વિચાર્યું. આ કારણનેમાંટે ચુપૅટૉરિયાનીઆસપાસ કેટલાક "માઇલો"સુધી એક ઝરરજેગું લશ્કર તેણે તપાસને અર્થે મોકલ્યું; અને ટર્કોને જે ખબર મળી, તે એટલીજ હતી, કે રશિયનોની એક સંખ્યા ક્રૉઝલૉવનાં ગામમાં મથક કરી પડેલી હતી, કે જે ગામ ચુપૅટૉરિયાથી આઠ "માઇલો"ને તફાવતે આવેલું હતું. પણ આખા દેશમાં ખુલ્લી જગ્યાઓઉપર, કે જ્યાંજ્યાં પણ આ ચોકાસી કરનારી ટુકડીઓ ફ્રી આવી, ત્યાં કેથે એક રશિયન પણ તેઓનાં જોવામાં આવ્યો નહીં; અને વળી આપણે ઉપર જણાવી ગયા છૈયે, તેમ ક્રિમિયાના તે ભાગમાં ભાયગેજ ગામડાંઓ, કે બીજાં છુટાં રેહેઠાણો હતાં, કે જ્યાંથી કોઇ પણ બાબતની ખબર મળી શકે, તોયે રશિયન લશ્કર સિમફેરૉપૉલખાતે જઈ પડયું હતું કે નહીં—કે સેબાસ્ટૉપૉલતરફ વધારે દક્ષિણે તે વધ્યું હતું, કે નહીં—કે હજી તે ચુપૅટૉરિયાની પડોશમાંજ ભમ્યાં કરતું હતું, કે નહીં—તે જાણવાની ઓમર પાશાને અતિ ઘણી અગત્ય હતી.

ટૉગાલિખાતેની પેલી ન્હાની ધર્મશાળાના માલેકની લાગણી ટર્કિશોનીતરફેણમાં ઘણી હોવાથી, તેણે ઓમર પાશાનાં વડાં મથકઉપર કેટલીક અગત્યની ખબરો પહોંચાડી. તેની મતલબ એવી હતી, કે બે રશિયન અમલદારો, કે જેઓ તેનાં "હૉટેલ"માં ખાણુંપીણું લેવાને ત્યાં થોભ્યા હતા, તેઓને અપસઅપસમાં વાત કરતા તેણે સાંભળ્યા હતા, કે

ચુર્પૅટારિયાખાતે તેઓનાં જે લશ્કરને હરાવ્યામાં આવ્યું હતું, તેને સેંટ પીટર્સબર્ગથી હમણાંજ એવો હુકમ મળ્યો હતો, કે સેબાસ્ટૉપૉલખાતે ઉપડી જવું. જો આ ખબર માનવામાં આવે, તો તે ઘણી અગત્યની હતી; અને તેટલામાંટે તેની સાચાઈ જાણવાને ઓમર પાશાએ ઠરાવ કર્યો. તેણે તેમ કરવામાંટે તરત પગલાં ભર્યાં. ખાનગી મુસાફરોના લેબાશમાં તેણે પોતાના બે એડી-કાંગોને ટૉગાલિખાતેની તે ધર્મશાળામાં રવાના કર્યા, કે ત્યાં જઈને તેઓએ ત્યાંની તથા આસપાસની ખબર જો મળી શકે, તો મેળવવી, અને પછી તે નામદાર પોતે ત્યાં તેઓને આવી મળે, ત્યાંસુધી તેજ જગ્યાએ થોભી જવું. પછી પોતે પણ એક સાધારણ મુસાફરનો વેષ ધારણ કરીને, ઑટોમનોનો આ સરદાર ચુર્પૅટારિયાતરફ જવાને ફક્ત પોતાના ભત્રીજા ટવારિકને લઈને અંધારી વખ્તે નિકળ્યો. "માઈલો"ના "માઈલો" ઓમર અને ટવારિકે પસાર કર્યાં; અને છેક ઑટોં આલબાનની સરહદસુધી આ બંધે સાહસિક સરદારો આવી લાગ્યા. આપ્રમાણે જે ચોકાસી કરવા તેઓ જાતે જ્યારે નિકળ્યા હતા, ત્યારે રસ્તામાં કેટલાક વટેમાર્ગુઓ તેઓને મળ્યા, તેઓથી જે ખબરો તેઓને મળી, તેથી તેઓની ખાતેરી થઈ, કે ટૉગાલિના ધર્મશાળાવાળાએ જે ખબરો ઓમરને પહોંચાડી હતી, તે તદન ખરી હતી. આઉપરથી ઓમર પાશાએ ટવારિકને તરતજ પાછો ચુર્પૅટારિયા મોકલી આપ્યો, એવા હુકમસાથે, કે બીજી સવારના તેણે ક્રૉઝલૅાવઉપર હલ્લો લઈ જવો. પછી સરદારે એકલાએજ પોતાની મુસાફરી આગળ ચલાવી; તેનો વિચાર ટૉગાલિખાતે તેના બે એડી-કાંગોને જઈ મળવાનો હતો; અને જેમ આપણે આગળ વાંચી ગયા છૈયે, તેમ તેતરફ જતાં રસ્તામાં તેનો ચુસાડિસાથે ભેટો થયો હતો. હવે ઓમર પાશા અને ચુસાડિ જ્યારે "હૉટેલ"માં બંધે આવી પુગ્યા, ત્યારે ઓમરે ધર્મશાળાના માલેકના કાનમાં કાંઈ ઉતાવળે હલુસે કેહેવાથી તેઓની ત્યાં ઘણી મદારત કર્યામાં આવી હતી, કે જેવિષે પણ આપણે અત્યારઆગમચનાં જાણીતા થયા છૈયે: પણ વળી તેજ વખ્તે ઓમરે પોતાનીસાથના શખ્સની, યાને ચુસાડિની ઓળખ ઘણી છુપી રાખી હતી.

વાંચનાર હવે સમજ્યો હશે, કે તે વેળા બીજા જે મુસાફરો, એજ વખ્તે તે ધર્મશાળામાં ઉતરેલા હતા—અને જેઓને તેના જીવ બંચાવનાર બીગાના સાથીસાથે સ્હેજ પિછાણ હોય, એમ ચુસાડિને લાગ્યું હતું, તેઓ કોઈજ નહીં, પણ સરદારના બે એડી-કાંગો હતા; અને જો તે નામદાર ક્રૉઝલૅાવનીસાંમે કુચ કરી જતી પોતાનાં લશ્કરની ટુકડીઓ જોતાંસુધી પોતે ગુપ્ત વેષમાંજ રહ્યો હતો, તે ફક્ત પુરતી ચોકાસીનેખાતેર હતું; કારણકે જોકે તેનાં દેખતાં ચુસાડિ અને પેલા બે વૅાલમારોવચ્ચે ખુલ્લી વાતો ચાલી હતી, છતાં તે લોકો રશિયન જાસુસો નહતા, અને આમુજબે ઢોંગથી વાતો કરી તેને ઠગતા નહતા, તેબાબે તેની પુરેપુરી ઝામેનગીરી નહતી. તેટલામાંટે જેમ તેઓ દેખાડતા હતા, તેમ ખરેખરા પાદરી અને બાપદીકરાજ હતા કે નહીં, તે પુરવાર કરવાનેમાંટે તે એન્તેઝાર હતો, અને તેટલાસારૂં તેની પોતાની હદસુધી તે તેઓને લઈ જાય, અને ત્યાં તેઓ તેનીસાથે જવાની હેમત કરેછે કે નહીં, તે તપાસવાસારૂં તેણે તેઓને પુછ્યું હતું. પણ જ્યારે ઉપર જણાવ્યામુજબે કુચ કરતું લશ્કર તેઓ સઘળાની નઝરે પડ્યું, ત્યારે પાદરી અને બંધે પોલોતરફ ધારીધારીને ઓમરે જોયું, અને પછી તેની પુરી ખાતેરી થઈ, કે તેઓ જે જણાવતા હતા, તે તદન સાચુંજ હતું.

પોતે જે ગુપ્ત વેષમાં હતો, અને પોતે કોણ હતો, તે જ્યારે ચુસાડિ અને વૉલમારેએ જાણ્યું, ત્યારે તેઓ તેનીતરફ ઘણું માનઅકરામ દેખાડવા જતા હતા, પણ ઓમરે તેઓને તેમ કરતા અટકાવ્યા, અને પોતાના ઘોડાને એડ મારી તે તરત ત્યાંથી જ્યાં લડાઈની ધામધુમ ચાલતી હતી, ત્યાં નિકળી ગયો. જેમ આપણે આગળ જણાવી ગયા છૈયે, તેમ યુપૅટૉરિયાખાતે ઓમર પાશાનાં લશ્કરસાથે ફ્રેંચ લશ્કરનો એક ન્હાનો ભાગ હતો; અને આ ન્હાનું લશ્કર ક્રૉઝલૉવના કેલ્લાઉપર પોતાની કેટલીક તોપોવડે ગોળાઓનો મારો ચલાવતી હતી. વળી ટર્કિશ રેજીમેટો તે જગ્યાઉપર હુમ્લો લઈ જવાને આગળ ધસી જતી હતી, કે જેઓનીઉપર તેમજ ફ્રેંચ લશ્કરઉપર કેલ્લામાંથી તોપોના ગોળાઓ અને બંદુકની ગોળીઓનો વરસાદ વરસાવવામાં આવતો હતો. જ્યારે સરદાર તે જગ્યાએ પોતાનો ઘોડો દોડાવી લાવ્યો, ત્યારે ફ્રેંચ ટુકડીનાં સરદારે તેને તરત પિછાણ્યો; (જુઓ ચિત્ર ૨૨ મું.) અને જે દુરબીનવડે તે *રશિયન કેલ્લેબંદીની તપાસ* કરતો હતો, તે પોતાની આંખોઆગળથી ખસાડી નાખીને ઘણાજ આદરમાનથી તેણે પોતાના વડાને સલામ કીધી,—અને તેને એવીરીતે વેષ ધારણ કીધેલો જોઈ ઘણો અજાયબ થવા લાગ્યો. આપ્રમાણે તેને અચરત થતો જોઇ ઓમરે લગાર હસીને પોતે ગઇ રાત્રે ચોકાસી કરવામાટે નિકળ્યો હતો, તે થોડાક શબ્દોમાં તેને જણાવવાની મેહરબાની કીધી; અને તે સાંભળી આ બહાદુર અમલદાર વડા સેનાધિપતિની આવી અતિ ભારે હેમત જોઈ હયેરત થયો.

બૅસિલ હવે ઓમર પાશાનીઆગળ પોતાનો ઘોડો ચલાવી લાવ્યો, અને કહ્યું, "રશિયનોનીસામે મને જે ભારે તિરસ્કારછે, અને ટર્કોતરપ મારી ભલી લાગણીછે, તે પુરવાર કરવાની તક મને હમણાં મળીછે, તેનો લાભ લેવા દેવાની હું તમો નામદારને *આજીજીભરેલી અર્જ કરૂંછુ.*"

**ઓમર પાશા**—"જેમ તમારી મર્ઝી. હાલ તરત તો હું તમોને ફ્રેંચ લશ્કરની ટુકડીમાં એક 'વૉલનટિયર'તરીકે દાખેલ કરૂંછું; અને જ્યારે આ ઝપાઝપી પુરી થશે, ત્યારે તમારૂં શું કરવું, તેબાબે હું વિચાર કરીશ."

પછી તે ફ્રેંચ અમલદારના હવાલામાં ઓમર પાશાએ બૅસિલને સોંપ્યો; અને કેલ્લાઉપરથી તોપોનો મારો ઝબરદસ્ત ચાલતો હોવાથી તેણે ચુસાડિને અને બુઢા વૉલમારને દુર થઇ થોભવાને ફર્માવ્યું. તે નામદાર પછી પોતાના બે એડી-કાંગોને સાથે લઈને ટર્કિશ લશ્કર, કે જે ક્રૉઝલૉવનો બંચાવ કરવાને આગળ ધસ્યું જતું હતું, તેતરફ નિકળી ગયો. આ લશ્કરનો એક ભાગ ટવારિક બેની સરદારીહેઠલ હતો.

લડાઇના ધુમાડાથી લડનારાઓ સઘળા ઢંકાઇ ગયા હતા, અને ચાલતી લડાઇ થોડીઘણી બુઢા વૉલમારને અને ચુસાડિને દુરથી દેખાતી હતી. આ લડાઇ ફક્ત બેએક કલાકોસુધી ચાલુ રહી: એક બાજુથી ફ્રેંચો તોપોનો મારો ચલાવતા હતા—બીજી બાજુથી ટર્કિશો હલ્લો લાવતા હતા; થોડાક વખ્તસુધી તો રશિયનો આ સામટા મારાનીસામે ટકી રહ્યા, પણ પછી તેઓનો સદંતર પરાજ્ય થયો. તે શેહેરની જગ્યા એવીરીતે આવેલી હતી, કે હારેલા મસ્કૉવીટો તેના પાછળા ભાગઉપર આવેલી એક સાંકડી ઝમીનઉપરથી દક્ષિણતરફના કેનારાઉપર નાઠા, કે જ્યાં એક મોટો સરોવર આવેલો હતો; હવે વડા સેનાધિપતિની

મતલબ પાર પડી, તેનો વિચાર દુશ્મનોને આ મઝબુત જગ્યાએથી મારી હટાડવાનો હતો, કારણકે ત્યાંથી ચુપૅટારિયાઉપર હમલો કરવાની ઘણીજ સવળતા હતી. આમુજબે બપોરના લડાઇ ખતમ થઇ—તે કેલ્લાને દારૂગોળાથી ઉડારી નાખવામાં આવ્યો—અને પછી ઓમર પાશાનાં લશ્કરે ખાણું લેવાપછી, તે પાછું ચુપૅટારિયા કુચ કરી જવા લાગ્યું.

આપણે અત્રે જણાવવું જોઇએછે, કે ટવારિક બે હમણા કરનલની પદવીઉપર ચઢ્યો હતો—તેણે આ ઝપાઝપીમાં પોતાનાં લશ્કરસાથે કેલ્લાઉપર હલ્લો લઇ જવામાં ભારે જવાંમર્દી બતલાવી હતી ; જયારે લડાઇ ખલ્લાસ થઇ, ત્યારે તે પોતાના કાકા વડા સેનાધિપતિઆગળ જઇ તેને મળ્યો, અને તે નામદારને જણાવ્યું, કે તેને તેવણને કાંઇ અગત્યની બીના જણાવવીછે. તેઉપરથી તે નામદાર પોતાના ભત્રીજાનીસાથે એક બાજુએ પોતાનો ઘોડો હંકારી ગયો,—જ્યાં ગયાપછી તે બોલ્યો, "એક બનાવ એવો બન્યોછે, કે તેથી મારૂં દેલ ઘણું આઝુર્દે થયુંછે; પણ તમો નામદાર લશ્કરી ધારાઓને સખ્તાઇથી અમલમાં લાવેલા જોવાને હંમેશાં એન્તેઝાર રહોછો, તે જોતાં મેં જેમુજબે કામ લીધુંછે, તેમ કર્યાવિના બીજો છુટક નહતો."

**ઓમર પાશા**—"ટવારિક, તે શું બાબતછે, તે મને જણાવો. મારી પુર ખાતેરીછે, કે મને નાખુશી ઉપજેએવું કોઇ પણ કામ તમે કરોજ નહીં.

**ટવારિક**—"મારા વાહાલા કાકાજી, તમોએ મને ગઇ રાત્રે જે હુકમો ફર્માવ્યા હતા, તે ઘણાં ખુલ્લા હતા. તમોએ આજની લડાઇમાં લશ્કરના કયાકયા ચોકસ ભાગોએ કામ લેવું, તે મને જણાવ્યું હતું, અને વળી અમલદારોને તમોએ ચોકસ હુકમોમુજબે વર્ત્તવાને ફર્માવ્યું હતું. મેં જે કીધુંછે, તે વાજેબીજ કીધુંછે, એમ પુરવાર કરવાનેમાટે મને આ સઘળું તમો નાંમદારઆગળ બોલી જવું પડેછે. હું રાતના ઘણો મોડેથી ચુપૅટારિયા જઈ પહોંચ્યો ; અને બેએક કલાક ઉંઘ ખેંચી કાહાડી, સવારનું પહર ફાટતાંજ હું મારે મથકેથી તમો નામદારના ફર્માવેલા હુકમો જુદાજુદા અમલદારોને આપવા નિકળી પડ્યો. ત્યાંથી પછી હું તમો નામદારનાં પોતાનાં મથકઉપર ત્યાંના રેસાલાના અમલદારોને તેઓમાટે આપવામાં આવેલા હુકમો જણાવવાને ગયો. જેઓને હું મળવા માંગતો હતો, તેઓ સર્વે ત્યાં હાજેર હતા ; અને તેઓમાં ઇંગ્રેજ મેજર હૅઝલઉડ પણ હતો."

**ઓમર પાશા**—"આહ, હૅઝલઉડ ? ત્યારે હવે મને સમજાયછે, કે જે અમલદારસાંમે તમો 'રીપૉર્ટ' કરવા માંગોછો, તે એજ હોવો જોઇએ ?"

**ટવારિક**—"મારા લૉર્ડ, તેમજછે. મેં કૉઝલૅાવઉપર કયાકયા અમલદારોને કઇકઇ ટુકડીઓસાથે જવાનો હુકમ કર્યામાં આવ્યોછે, તે આ રેસાલાના અમલદારોને કહી સંભળાવ્યું, અને પછી દરેક ચોકસ એડી-કાંગે શું કરવું, તે તેઓને જણાવ્યું. પ્રથમ સર્વેથી ઉંચી પદવીના એડી-કાંગોને, અને પછી તેઓથી જેમજેમ ઉતરતા જતા હતા, તેમ તેઓની પદવીપ્રમાણે દરેકને કહ્યું, અને તેમ કરતાં મેજર હૅઝલઉડની વારી આવે, તેઆગમચ કેટલાકોને કેહેવાની મારી ફર્ઝ હતી, તે મેં બજાવી. મેં જોયું, કે તે પોતાને શું હુકમ ફર્માવ્યામાં આવ્યોછે, તે જાણવાને ઘણોજ એન્તેઝાર થઇ રહ્યો હતો, અને જાણે તેને તે સાંભળવાને ખોટી થવું પડયું હતું, તેમાટે માઠું લાગ્યું હોય અને દેલગીર થતો

હોય, એમ મને જણાયું. મેં તેને જણાવ્યું, કે નામદાર લૉર્ડ રૅગલૅનતરફથી જે છેલ્લામાં-છેલ્લા પયેગામો આવ્યા હોય, તે સંભાળથી વાંચી જવા—અને તેમાંથી ઘટતો સાર ખેંચી કાહાડી લખી કાહાડવો—કે જેથી જ્યારે તમો નામદાર તમારાં મથકઉપર પાછા ફરો, ત્યારે ફક્ત તેઉપર નઝર ફેરવતાંજ સેબાસ્ટૉપોલસામે શુંશું બનાવો બનવા પામ્યાછે, તે દરેક તમો સાહેબ જાણી શકો. આ સાંભળી મેજર હૅઝલઉડ ગુસ્સાથી આકુળો ભૂત બની ગયો—અને મોટેમોટે બુમો પાડી જણાવવા લાગ્યો, કે જ્યારે લડાઇ ચાલે, ત્યારે તે "ટેબ્લ"આગળ બેસીને કંટાળાભરેલા પયેગામો-સાથે માથું ફોડવાનો નથી, પણ કૉઝલૉવસામે લઇ જવામાં આવનારી ચઢાઇનીસાથે જશે, એવો તેણે નક્કી ઠરાવ કર્યોછે. અલબત્તાં, વાજેબી રીતે મેજર હૅઝલઉડની આવી બહાદુરીમાટે મેં તેવણને શાબાશી આપી, અને ઘણી તારીફ કીધીઃ પણ મેં તેને જણાવ્યું, કે તમો નામદારનો હુકમ ઝરૂરનોછે, અને તેટલામાટે તેપ્રમાણે તેને ચાલવું—તે હુકમનો ભંગ કદી પણ કરાય, એવું નહતું—અને શું કામ કરવું, અને શું નહીં કરવું, તે નક્કી કરવાનું કામ તેનું નહતું. બીજા જે અમલદારો ત્યાં હાઝેર હતા, તેઓએ પણ એજમુજબે તેને સમજાવ્યો; પણ હૅઝલઉડ તો જાણે ગુસ્સાનેમારે બેહેરોજ થઇ ગયો હતો. મેં તેને કાલાવાલા કરવાને પણ બાકી રાખ્યું નહીં—કારણકે જે સબબનેમાટે તે આ રીતે હુલ્લડખોર બન્યો હતો, તે તેની બહાદુરી અને લડાઇની તલપ હતી, અને તેટલામાટે તેનીતરફ વધારે માન અને અજાયબીની લાગણીથી હું જોવા લાગ્યો. મેં જ્યારે જોયું, કે ભલી લાગણીથી એક મિત્રતરીકે આપેલા મારા ઠપકાની તેનીઉપર કશી અસર થતી નથી, ત્યારે મને તેને ધમકી આપવાની ઝરૂર પડી; અને મેં તેને ચેતાવ્યું, કે જો તે તરત તમો નામદારના હુકમને તાબે થશે નહીં, તો મને તેને પકડીને પરહેઝ કરવાની દલગીરીભરેલી ફર્ઝ પડશે. હું વધારે કેહેવાને ઘણો દલગીરીછું, કે મેઝર હૅઝલઉડે જણાવ્યું, કે જોઉં તેમ કરવાની હું કેઇરીતે હેમત કરૂંછું—અને તે તો ચઢાઇપર જવાનો ને ફર જવાનો, એમ સૌગંદઉપર જણાવી, તે ઓરડાનીબહાર ધસ્યો."

**ઓમર પાશા**—"તે એક બહાદુર જવાનછે, હું ચાહુંછ, કે જેવો તે બહાદુરછે, તેવોજ દરેક બાબતમાં સારો હતે! હં, પછી શું થયું ટવારિક?"

**ટવારિક**—"રેસાલાના બીજા અમલદારોની સલાહ લઇનિ, ગમેએવોબી તેનો વિચાર સારો હોય, છતાં લશ્કરી કાયદાનો આરીતે ભંગ કરવાનું ચલાવી લેવાય, એવું નહતું. તેટલાઉપરથી મારીસાથે આપણા બે ઑટોમન સેપાહોને લઇને હું મેઝર હૅઝલઉડને મથકે ગયો. આ વેળા તે ચઢાઇઉપર જવાની તૈયારી કરતો હતોઃ મેં ફરીથી તેને સમજાવ્યો—ફરીથી ઠપકો આપ્યો—ફરીથી કાલાવાલા કર્યા—ધમકી આપી—પણ સઘળું વ્યર્થ; અને ત્યારે મને મારી ફર્ઝ બઝાવવાની જરૂર પડી."

**ઓમર પાશા**—"તેમ કરવાસેવાય કાંઇ બીજો છુટક નહતો, ટવારિક પછી શું થયું?"

**ટવારિક**—"વધારે જણાવવાને હું દલગીરછું, કે તેકરતાં પણ વધારે ગંભીર કાયદાનો ભંગ કર્યામાં આવ્યો. હૅઝલઉડે પોતાની તલવાર ખેંચી, અને જણાવ્યું, કે તે તેને પકડવા દેશે નહીં. તોયે સેપાહોએ તો પોતાની ફર્ઝ બજાવી. એક ઘડીમાં ઝબરીથી



( ચિત્ર ૨૦ મું. ) " તેના ભાઇએ * * * પણ નમન કરી શાહનશાહતરફે તેને માન આપ્યું ". ( પાનું ૩૪૭ મું. )

તાબે ફરી કેદ કરવામાં આવ્યો. તેની તલવાર તેનીપાસેથી ખુંચી લેવામાં આવી; અને તેને તેના મથકઉપરજ ભારે ચોકાસીમાં રાખી હું ચાલી ગયો. મારા વાહાલા કાકાજી, આ બનાવ બનવામાંટે મને અતિ ઘણી દિલગીરી લાગેછે——"

**ઓમર પાશા**—(તેને બોલતો અટકાવીને) "ટવારિક, આ બાબતમાંટે તમોને અંદીશો કરવાનો કે ખીજવાવાનો કશો સબબ નથી. આ અપરાધ એવોછે, કે તેનેમાંટે સેહેલાઇથી મુઆફી બક્ષી શકાય: કારણકે તમે પોતેજ હમણાં જણાવ્યુંછે, તેમ આ તકસીર કરવાનું કારણ વખાણવાજોગછે. વળી એને કેદ કરી રાખવામાં આવશે, એજ એને મોટી સઝા થયેલી જાણવી. આહ ! મને હમણાં એઉપરથી એક બીજી વાત યાદ આવેછે. ટવારિક, આસરે મહિનાઉપર કાંઈક અજાયબજેવો અને કેસ્સાહકાહાણીનેમળતો એક બનાવ બન્યો હતો, તેવિષે તમોએ કશું સાંભળ્યુંછે કે? તે જે દહાડે આપણે ચુર્પેટારિયાની લડાઇ જીત્યા તેજ દહાડે બન્યો હતો——"

**ટવારિક**—"તમો નામદાર શું બાબતમાંટે એશારો કરોછો તે હું અટકળી શકુંછું. તે સિડની હૅઝલઉડનો નૌકર એક ઔરત માલુમ પડી, તેમાંટે હશે?"

**ઓમર પાશા**—"હા, મારે કાને તેવીજ ખબર આવી હતી, પણ જાણે તેબાબે હું કશું જાણતો ન હોઉં, એવું ડોળ મેં દેખાડયું. તે વખ્તે અવલતો મેં એમ ધાર્યું, કે આ રીતે નૌકરના વેષમાં હૅઝલઉડે પોતાની રાખેલી રાંડને ચુર્પેટારિયા પોતાનીસાથે લાવવાની ઠગબાજી રચી હતી——"

**ટવારિક**—"પણ, મારા વાહાલા કાકાજી, હમણાં તમારા બોલવાઉપરથી તો એમ સમજાયછે, કે તેમ ધારવામાં તમારી ભુલ હતી?"

ટવારિકની કીધેલી આ ટીકાઉપર કશું લક્ષ ન દેતાં પાશા આગળ બોલ્યો, "ભત્રીજા, તે જવાન ઔરતની હાલત હમણાં કેવીછે, તેની જો તમોને કાંઇ ખબર પડી હોય, તો મને જણાવો."

**ટવારિક**—"તેણી હવે તદન સાજી થઇછે. તે જવાન ઔરતના ખપમાંટે જોઇતી દરેક ચીઝો વાહાલી ઝિલ્લાહે તેણીઉપર મોકલી આપી હતી; અને તેણીનાં ભલાંનેમાંટે તેણી દરરોઝ કાળજીભરી ખબર કહડાવતી હતી. પણ આ સઘળું ઘણું ખાનગી રીતે કર્યામાં આવતું હતું, કારણકે મેજર હૅઝલઉડ પોતે પણ આ વાત દબાઈ ગયેલી જોવાને ઘણો એન્તેઝાર હતો."

**ઓમર પાશા**—"તે જવાંન ઔરત હમણાં કયાંછે? હજીબી તેણી હૅઝલઉડનીસાથે તેનાંજ મકાનમાં રેહેછે, કે?"

**ટવારિક**—"નહીં, મારા લૉર્ડ. એવું જણાયછે, કે ઝખમી થવાપછી તેણીને સૌથી નઝદીકનાં એક મકાનમાં લઈ જવામાં આવી હતી; આ મકાન તેજ કબ્રસ્તાનના રખવાળનું ઝુંપડું હતું, કે જે ચુર્પેટારિયાની લડાઇનાબાબમાં તવારીખમાં યાદગાર રહી જશે."

**ઓમર પાશા**—"હા, ટવારિક, તે જગ્યાએ કાંઈ ઝબરી ઝપાઝપી થઈ હતી; અને ડેન્યુબ નદીના કેનારાઉપર આપણા બહાદુર સેપાહોએ રશિયનોને જે એક પાઠ

૫૧

શીખવ્યો હતો, તેમાં તેથી એકનો વધારો થયો હતો. પણ તમો જે ખોલાસો મારીઆગળ કરતા હતા, તે આગળ ચલાવો."

**ટવારિક**—"હું હમણાં જણાવતો હતો, તેમ આ જવાન ઔરતને હૅઝલઉડ અને આપણા બેએક સિપાહો ઉંચકીને તે ઝુંપડીમાં લઇ ગયા, કે જ્યાં તે કબ્રસ્તાનનો રખવાળ રેહેતો હતો. તે એક ઉમરનો શખ્સછે, અને તેનીસાથે તેની બાયડી, અને ઉમરે પુગેલી એક બેટી રેહેછે. આ બંધે ઔરતોએ તરતજ ઘણી માયાથી હૅઝલઉડની રાખેલી ઔરતની સારવાર કરવા માંડી——"

**ઓમર પાશા**—(તેને બોલતો અટકાવીને) "ટવારિક, જ્યાંસુધી તમારીપાસે ચોકસ મુદ્દા હોય, કે તે ઝખ્મી થયેલી જવાન ઔરત હૅઝલઉડની ખરેખરી રાખેલીજછે, ત્યાંસુધી તેમ અનુમાન કરવું, એ ખોટુંછે—તો જોકે જે બનાવો બન્યાછે, તેપરથી કોઇ પણ એમ ધારે, એમાં કશી અજાયબી નથી. કદાચ તેઓવચ્ચે કોઇ કેસ્સાહકાહાણીમાં જણાવ્યામાં આવેછે, તેવો પ્યાર બાઝેલો હશે, પણ તેમાં અનીતિજેવું કશું નહશે: અથવા તેમાં કાંઈ બીજા ઉંડા ભેદો હશે——"

**ટવારિક**—"ખરૂંછે! હવે મને પણ યાદ આવેછે, કારણકે ઝિલ્લાહે કાહાડેલી ખબરોઉપરથી જણાયુંછે, કે જેટલો વખ્ત તેણી તે કબ્રસ્તાનના રખવાળની ઝુંપડીમાં રહી હતી. તેટલો સઘળો વખ્ત તેણીએ ત્યાં ઘણી સારી ચાલ ચલાવી હતી. હૅઝલઉડ તેણીની મુલાકાતે આવતો હતો—પણ તે ત્યાં ઘણોજ થોડો વખ્ત થોભતો હતો——"

**ઓમર પાશા**—"અને તમો મને જણાવોછો, કે તેણી હવે સદંતર સાજી થઇછે?"

**ટવારિક**—"હા, તદન. આ બનાવની ખબર પ્રથમ અમોને અમારી રીજમીટસાથે જોડાયલા 'સરજ્યન'તરફથી મળી, કે જેને તરતજ તેણીના ઝખ્મઉપર મલમપટો કરવામાંટે ઉતાવળે બોલાવી મંગાવ્યામાં આવ્યો હતો. આ બનાવમાં મારી કાળજી ઉસ્કેરાયલી હોવાથી, મેં તે સર્વે હકીકત ઝિલ્લાહને જણાવી; અને તેણીએ આ 'સરજ્યન'નીમઆરેફતે પોતાની છુપી મદદો તે જવાન ઔરતઉપર મોકલ્યા કીધી. તેટલામાંટે, તેણીની હાલતની ખબર તેનીમઆરેફતે વારંવાર ઝિલ્લાહને મળતી રહી. એવું જણાયછે, કે છાતીની જમણી બાજુએ નિચ્ચે તેણીને ગોળી લાગી હતી; તે સેહેલાઇથી બહાર કાહાડવામાં આવી હતી—અને જાનને નુકશાન થાય, એવા કોઈ પણ ભાગને તેથી ઘણી ઇજા થઇ નહતી—તે ઝખ્મ પણ રૂઝાઇ ગયો, અને ફકત એક નેશાની ત્યાં રહીછે, કે જે બરાબર જણાતી પણ નથી. આ સઘળી ખબર મને તે 'સરજ્યન'નીમઆરેફતે મળીછે."

**ઓમર પાશા**—"હૅઝલઉડ તેણીનીતરફ બીદરકાર રહ્યો હતો કે?"

**ટવારિક**—"નહીં, તેથીઉલટુંજ મને ખબર કર્યામાં આવીછે તેમુજબે, તો આ બનાવપછી જ્યારે તેણીને ઝુંપડાંમાં લઈ જવામાં આવી, ત્યારે તેનીઉપર ભારે અસર થઇ હતી. આખો મહિનો તે તેણીનીઆગળ દરરોઝ આવ્યા કીધો હતો: પણ પોતે કામમાં રોકાયલો હોવાથી તે ત્યાં ઘણોજ થોડી વાર રેહેતો હતો. તેણીને કોઇ રીતની અગવડ ન પડે, તેટલામાંટે તે ઝુંપડીમાં વસનારાઓને નાણાની મોટી રકમો આપ્યો જતો હતો. તોયે

આટલી બધી તેની કાળજીછતાં બીજી ઘણી, ઘણી ચીઝો, કે જે તેણીનાં સુખનેમાટે ઝરૂરની હતી, તે——"

**ઓમર પાશા**—"કે જે યુપૅટૉરિયામાં ગમેએટલા પૈસા વેરવાછતાં મળી શકે નહીં', તે તમારી લાયકીવાળી ઝિલ્લાહે—અને મારી મીઠી ભત્રીજી, કે જેણી જેવી ખુબસુરતછે, તેવીજ ભલી પણ છે, તેણીએ પુરી પાડી હતી. અને શું તમો મને એમ કેહેવા માંગોછો, કે આ જવાન ઔરત હજી તે ઝુંપડાંમાંજ રેહેછે? તેણી હવે પોતાનું શું કરવાનો એરાદો રાખેછે, તેની તમોને કાંઈ ખબર પડીછે?—તેવિષે તેણીએ 'સરજ્યન'આગળ, કે જે બે ઔરતો તેણીની સારવાર કરેછે, તેઓઆગળ કાંઇ કશું કહ્યુંછે?"

**ટવારિક**—"મારા વાહાલા કાકાજી, પોતાનેલગતી દરેક બાબતમાં તેણીએ ઘણી સંભાળભરી ચુપકીદી એખતિયાર કીધેલી જણાયછે. મેજર હૅઝલઉડની તેણી રાખેલી ઔરતછે, એવો વિચાર ઝિલ્લાહનાં મનમાં ઉભો થવાથી, તેણી આ જવાન ઔરતની મુલાકાતે ગઈ નહીં—નહીંતો ઝરૂર તેણીની દોસ્તી કરતે—અને ઝરૂર આવીરીતે ફસી પડેલી પારકા દેશની એક જવાન બાનુતરફ ઘણી મમતા અને મેહર બતલાવતે. કારણકે તેણીની રીતભાત, વાતચિત, અને દેખાવ આ સર્વે એક બાનુનેછાજતાંછે, એમ મને આ લાયકીવાળા 'સરજ્યન'તરફથી જણાવ્યામાં આવ્યુંછે."

**ઓમર પાશા**—"તેણી કયા દેશનીછે, તેની તમોને કાંઇ ખબરછે?"

**ટવારિક**—"નહીં'—આ બાબતમાં જેઓનીસાથે હાલમાં તેણી રેહેછે, તેઓ કશી અટકળો કરી શકતાં નથી; ખુદ 'સરજ્યન' પોતે પણ તે પારખી શકતો નથી. એવું જણાયછે, કે જ્યારે હૅઝલઉડ તેણીની મુલાકાતે આવેછે, ત્યારે તેઓ બન્ને ઇંગ્રેજી ભાષામાં વાતો ચલાવેછે: 'સરજ્યન', કે જે પોતે જાતે એક પોલછે, તો જોકે તેણે ઘણાં વર્ષો ટર્કીમાં ગુજારેલાં હોવાથી, તે ત્યાંના વતનીજેવો થઇ ગયોછે, તે જણાવેછે, કે તેણી પૉલિશ ભાષા ત્યાંના એક રેહેવાસીનાજેવી સારી સફાઇથી બોલેછે. તેણી તેટલીજ સફાઇથી અને ઝડપથી રશિયન ભાષા પણ બોલી શકેછે; તો જોકે મને ખબર કર્યામુજબે તેણીના ચોકસ જાતના ઉચ્ચારોઉપરથી એવું ધારવામાં આવેછે, કે તેણી એક રશિયન તો નથીજ. વળી તેણીને ફ્રેંચ ભાષા પણ આવડેછે: કારણકે તેણીને ગમત પડે, અને વખ્ત વેરાય, એવા વિચારથી હૅઝલઉડ તેણીનેમાટે અવારનવાર કેટલાંક ફ્રેંચ વર્ત્તમાનપત્રો લઈ જાયછે. અને હવે, મારા વાહાલા કાકાજી, જેટલી બાબત હું આ અજાણી ખુબસુરત ઔરતમાટે જાણુતો હતો, તે તમામ મેં તમોને જણાવીછે."

**ઓમર પાશા**—"તમોએ પોતે તેણીને જોઇ નથી કે?"

**ટવારિક**—"હા: જ્યારે તેણી મર્દના છુપા લેબાશમાં ફરતી હતી, ત્યારે બે કે ત્રણ વખ્ત મારાં જોવામાં તેણી આવી હતી, તે જ્યારે હું કામનેસર હૅઝલઉડની મુલાકાતે તેને મકાને જતો હતો ત્યારે. પણ તે વખ્તે મેં હૅઝલઉડના નૌકરની ઝાઝી દરકાર કીધેલી નહીં—તો જોકે મને તેજ વેળાએ લાગ્યું હતું, કે તે જવાન કોઈ ઘણોજ ખાનદાની રીતભાતવાળો અને આપણને જોતાંનેવાર ગમી આવે એવા દેખાવનો હતો. 'સરજ્યન'નાં જણાવ્યામુજબે તેણીએ ધારણ કીધેલો છુપો વેષ ઘણો સરસરીતે કીધેલો હોવો જોઇએ. આ જવાન

બાનુનો ચેહેરો કુદતીજ જોકે ફિક્કો અને ઘણોજ સુફેદ હતો, તોયે કોઈ જાતના રંગથી તેણીએ પોતાનો ચેહેરો અને હાથો રંગેલા હોવાથી, તેણી સામળા રંગની સ્ત્રીજેવી દેખાતી હતી—જાણે લાંબો વખ્ત ગર્મ સૂરજમાં ખુલ્લી રેહેવાથી સામળી મારી ગઇ હોય એવી. વળી તેણી એક ખોટી મુછ પેહેરતી હતી, તે એવીતો કુદતીજેવી બનાવેલી હતી, અને એવીતો હુન્નરમંદીથી ઉપલા હોઠઉપર વળગાવવામાં આવતી હતી, કે ગમેએવી તીક્ષ્ણ આંખોવાળો પણ તે ઠગાઇ પારખી શકે નહીં. તેણીના બાલ કાળા ભમ્મરજેવા, તેણીની આંખો ઘેરા રંગની, અને ભવાં ભરેલાં અને કાળાં હોવાથી, તેણીને છુપો વેપ ધારણ કરવામાં ઘણી મદદ મળી, અને ફક્ત ચેહેરો અને હાથોજ રંગવા પડયા. હવે જયારે હુન્નરથી કીધેલો બધો રંગ અને કાળી મુછો કાહાડી નાખવામાં આવ્યાંછે, અને એક ઔરતનીજપેંઠે તેણીના લાંબા બાલો પાછા છોડી નાખવામાં આવ્યાછે,—ત્યારે હવે તેણી, મને જણાવ્યામાં આવ્યા-પ્રમાણે, અતિશય ખુબસુરત દેખાયછે." લગાર હસીને, "અને હવે, મારા પ્યારા કાકાજી, હવે આ અજાણી ખુબસુરત ઔરત, કે જેણીનેમાટે આપણે અર્ધો કલાક થયો વાતો ચલાવ્યે છેયે, તેણીબાબે મારીપાસે વધુ જણાવવાજેવું બીજું કશું રહ્યું નથી."

આ વાત ચાલતી હતી, ત્યારે વડો સેનાધિપતિ અને તેનો ભત્રિજો પોતાના ઘોડાઉપર સવારી કરતા જતા હતા: અને તેઓનીપછવાડે થોડે તફાવતે આદરમાનસાથે એડી-કાંગો, બુદ્રો વૅાલમાર, અને ચુસાડિ આવતા હતા. બૅસિલ વૅાલમાર તો જે ફ્રેંચ લશ્કરના વિભા-ગમાં તેને તરત વેળા મોકલ્યામાં આવ્યો હતો, ત્યાં હતો; અને અત્યારઆગમચ જે સખ્ત ઝપાઝપી થઇ હતી, તેમાં તેને પોતાની હેમત દેખાડવાની એક તક મળી ગઇ હતી, એમ પણ આપણે અત્રે જણાવવું જોઇએછે.





## પ્રકરણ ૫૦ મું.

### મુલાકાત.

વૃદ્ધો સેનાધિપતિ, તેનો રેસાલો, અને તેનું લશ્કર ચુપૅટારિયા જઇ પુગ્યા; અને તે નામદાર પછી તરત તેને પોતાને મથકે ગયો.

ચુપૅટારિયાનાં જે મકાનમાં તે રેહેતો હતો, તેના દરવાઝાઆગળ આવીને જે વેળા તે ઘોડાઉપરથી ઉતરતો હતો. તે વેળા સરદારને ખબર કરવામાં આવી, કે એક જવાન બાનુ, કે જેણીએ પોતાનું નામ જણાવ્યું નહતું, પણ જેણી દુઃખથી ઘણી પીડાતી હોય, એવી લાગતી હતી, તેણી છેલ્લા બે કે ત્રણ કલાકોમાં ઘણી વાર તેની મુલાકાતમાટે આવી અર્ઝ કરી ગઇ હતી. પુછેલા સવાલના જવાબમાં સરદારને જણાવ્યામાં આવ્યું, કે તેણી પાછી જલ્દી આવનારછે. આઉપરથી તેણે હુકમ ફર્માવ્યો, કે જેવી તેણી પાછી આવે, ત્યારે તેણીને તેનીહઝુરમાં તરત લાવવી.

જે ઓરડામાં તે સર્વે જણાની મુલાકાત લેતો હતો, ત્યાં ઓમર પાશા ગયો, અને તરત બૅસિલને પોતાનીહઝુરમાં બોલાવ્યો; અને જ્યારે તે અમલદાર આવ્યો, ત્યારે તેને તે નામદાર બીજા ઓરડામાં લઇ ગયો, કે જ્યાં તેનો બાપ અને ચુસાડિ હતા.

**ઓમર પાશા**—"કેટલીક ચોકસ બાબતોછે, કે જેઉપર આપણે જલ્દી ધ્યાન આપવું ઝરૂરતુંછે: પણ હાલમાં હું તેઉપર રોકાઇ શકતો નથી, માટે હું તમો ત્રણે જણાને અર્ઝ કરૂંછું, કે મને તમોને પાછા મળવાની ફોરસત મળે, તેટલાં તમો હાંજ ખોટી થશો."

એમ બોલી પાશા તે ઓરડો છોડી ગયો; અને પછી તે પાદરી અને બે પોલોને-માટે ઘણું ઉંચા પ્રકારનું ખાણું ત્યાં લાવી હાઝેર કર્યામાં આવ્યું. તેટલો વખ્ત ઓમર પાશા પોતાના ખાનગી ઓરડામાં ગયો; પોતે જે છુપો વેષ ધારણ કર્યો હતો, તે કાહાડી નાખ્યો; અને પોતાનો હંમેશનો પુશાક પેહેર્યો. ત્યાંથી પછી તે મુલાકાત લેવાના ઓર-ડામાં પાછો આવ્યો, કે જ્યાં કેટલાક અમલદારો તૈયાર હાઝેર થઇ ઉભેલા હતા: હજીતો પોતાની બેઠકઉપર તે બેઠો નહીં, તેટલાં બારણું ઝટ કરી ઉઘાડવામાં આવ્યું, અને એક જવાન બાનુ ત્યાં ધસી આવી. (જુઓ ચિત્ર ૨૩ મું.) તરત પાશાના પગોઆગળ હાથ જોડીને પડી તેણી ફ્રેંચ ભાષામાં બોલી ઉઠી, "એક મેહરબાની માંગુંછું, મારા લૉર્ડ! એક જણ કે જેનીઉપર મારો જીવજાનછે, તેનીઉપર દયા કરવાને તમો નામદારના પગ-આગળ પડી હું આઝેજી કરૂંછું!"

અતિશય સભ્યતાથી પોતાની બેઠકઉપરથી પાશા ઉઠી ઉભો થયો, અને તે બાનુના બંધે હાથો પકડી તેણીને આ આઝેજીભરી ઢબે પડેલી ઉઠાડી, અને બોલ્યો, "ઉઠો, બાનુ—ઉઠી ઉભાં થાઓ!"

તેણી તરત તેના હુકમને તાબે થઇ; અને પછી ઓમર પાશાએ પોતાના એડી-કાંગોને તરત ત્યાંથી જવાની એક છુપી એશારત કીધી. તેમુજબે તેઓ ત્યાંથી ચાલી ગયા; અને તે જવાન બાનુ એકલીજ વડા સેનાધિપતિનીહજુરમાં હવે રહી.

પાશાએ જોયું, કે તેનીસાંમે ઉભેલી જવાન બાનુ આસરે બાવીસ વર્ષોની અને અતિશય ખુબસુરત હતી. તેણીનું કદ ઉંચું, અને મરોડદાર હતું. આપણે જણાવી ગયા છૈયે, કે તેણીના બાલ કાળા ભમ્મરજેવા હતા—તેણીની આંખો પણ તેવાજ રંગની હતી—અને તેણીના ચેહેરાનો રંગ જોકે ફિક્કો, તોબી તંદરોસ્ત અને જાણે સુફેદ સંગેમરમરનાજેવો હતો. ભવાં કમાનદાર અને ભરેલાં હતાં; મ્હોડાંનો કલ્લો ઘણો સરસ,—નાક તદ્દન સીધું અને હોઠો પાતળા અને કેરમેઝી રંગના હતા. તેણી સીધી સોટાજેવી હતી, અને તેણીનું શરીર સરખું એક નાઝુક ઔરતનેછાજતું હતું, અને તેટલાજમાંટે જ્યારે તેણીએ મર્દનો પુશાક એખતિયાર કર્યો હતો, ત્યારે તેણી મર્દતરીકે લગાર પાતળી લાગતી હતી. હમણાં તેણીએ ઔરતનેબરનો પુશાક પેહેરેલો હતો, કે જેથી તેણીનાં શરીરની સુંદર કાંતી ઘણી હુબહુ જણાઇ આવતી હતી.

જ્યારે તેણી ઓરડામાં પેહેલી આવી, ત્યારે ગભરાયલી, દુઃખી, એન્તેઝારીભરેલી, અને આશાવંત હતીઃ પણ પાશાની તેણીનીતરફની, માયા અને મેહરબાનીભરી સભ્યતા જોઇ—તેણી જે આજીજીભરેલી ઢબે ઝમીનઉપર પડી હતી, તેમાંથી એક બાપનાજેવી મમતાથી આ અતિ ભપકાદાર ગ્રહસ્થે તેમજ એક નામિચા લડવૈયાએ તેણીને ઉઠાડી ઉભી કીધી હતી તેથી—હવે તેણીની ઘણી ધાસ્તી દુર થઇઃ તેણીની આશા હવે વધારે મઝબુત થવા લાગી--હવે તેણી લગાર ધીરજથી અને શાંતપણે ઉઠી ઉભી રહી.

જેવા એડી-કાંગો તે ઓરડામાંથી બહાર ગયા, કે સરદારે પુછ્યું, "અને બાનુ, હવે તમો મારેથી શું મેહરબાની માંગોછો?"

શર્માઇને તેણીએ નિચ્ચે જોયું; તેણીના ચેહેરાઉપર શર્મનેમારે રતાસ ધાઈ આવ્યો, અને તેણીએ ઉત્તર દીધો, "એક જણછે, મારા લૉર્ડ, કે જેનામાં મારો જીવજાન સમાયલોછે, તેણે અપરાધ કર્યોછે, કે જેનેમાંટે લશ્કરી ધારા અને નિયમ મજુજ, ઘણી, ઘણીજ સખ્ત સઝા ફર્માવેલીછે——"

તેણીને બોલતી અટકાવીને ઘણાજ ધીમા અને માયાળુ આવાઝે સરદાર બોલ્યો, "બાનુ, તમો શું કેહેવા માંગોછો, તે હું સમજી ગયોછું. તમો મેજર હેઝલઉડનેમાંટે એશારો કરોછો——"

આ સાંભળી તેણીનો ચેહેરો શર્મથી વધારે લાલ થઇ ગયો, અને તેણી ધ્રુજતે આવાઝે બોલી, "હા, મારા લૉર્ડ, હું તેનેજમાંટે તમો નામદારને આજીજી કરૂંછું. હુ એવી અર્ઝ કરૂંછું, તેમાંટે મારેસારૂં ખરાબ વિચાર બાંધશો ના—મારેમાંટે હલકું ધારશો ના—અરે! હું શું બોલુંછું, તેનું પણ મને ભાન રેહેતું નથી! મારેમાંટે આપ નામવરને ગમેતે વિચાર બાંધજો—પણ તેને બચાવજો—તેનીઉપર તમારો ગુસ્સો ખાલી કરશો ના——"

આ સાંભળી પાશાનાં દેલમાં ઘણુંજ લાગી આવ્યું, અને તેણીને વધુ બોલતી અટકાવીને કહ્યું, "બાનુ, શાંત થાઓ! હજી પણ બધુ ઠીકજ થશે."

"મારા લૉર્ડ, હું તમારો હઝારોહઝારગણો ઉપકાર માનુંછું", તે બાનુ ધીરે સાદે બોલી, અને જાણે તે મુબારકીનેમાટે ઉપકાર માનતી હોય, તેમ પોતાના હાથો સાથે જોડીને ઉભી; જાણે દવનાં હીરાજેવાં ટીપાંઓ લાલચટકજેવા ગુલાબોની પાંદડીઓઉપર પડતાં હોય તેમ તેણીની આંખોમાંથી આ વેળા નવધાર આંસુઓ તેણીના ખુબસુરત ગાલોઉપર પડતાં હતાં,—તેણી ફરી પાછી ઑટૉમન વડા સરદારના પગોઆગળ ઘુંટણ મરડિયે પડી.

ફરીથી તેણીના બંધે હાથો પકડી ઓમર પાશાએ તેણીને ઉભી કીધી, અને બોલ્યો, "બાનુ, મને કહો—મને જણાવો, કે જે અમીરી ખવાસની બાનુ હમણાં મારીસાંમે ઉભીછે, તેણી શું તેજ શખ્સની મહેરદાર નથી, કે જેનેમાટે તેણી આમુજબે ઉમદા દેલથી આઝીજી કરેછે?"

ઘડીભર આ બાનુએ સેનાધિપતિના ચેહરાગમ નજર ફેંકી, જાણે તેણી જાણવા માંગતી હોય, કે સરદાર તેઓની બધી વાતથી માહિતગારછે, કે અમથો અટકળ કરેછે. તેણીએ તરતંજ જવાબ આપ્યો નહીં: પોતાનું માથું નિચ્ચું નમાવ્યું—અને તેણીની આંખોમાંથી ચળકતાં આંસુઓ આ વખતે વધારે ખરવા લાગ્યાં.

અતિશય દયાથી અને ખચિત એક બાપનેછાજે એવી માયાથી, સેનાધિપતિ બોલ્યો, "બાનુ, રડો ના! કદાચ તમો અજાયબ થાઓ, એવી બાબતો તમો જાણશો: કદાચ—અથવા હું આશા રાખુંછું, કે કદાચ—હવે જુદાજ બનાવો બનશે—તોયે મને એકદમ જણાવી દો!—શું જેણીસાથે હું વાત કરૂંછું, તે વૉલમારના બેટી નથી?"

આ સાંભળી તે બાનુથી અજાયબીનેમારે એક ચીસ પડાઇ ગઇ; તેણીએ ફરીથી એકવાર પાશાતરફ નજર ફેંકી: અને પછી ઘણે ધીમે સાદે બોલી, "હા, મારા લૉર્ડ—હા! જેમ આપે કહ્યું, તેમજછે. હું એકવાર કૅઠરાઇન વૉલમારનાં નામથી ઓળખાતી હતી."

ફરીથી તેણીને ધીરજ આવે, એવી ઢપે તે ટર્કિશ મારશલે તેણીને કહ્યું, "બાનુ, શાંત થાઓ! ધીરજ રાખો! નવાઇજેવા બનાવો બનવા પામ્યાછે—તમોને અતિશય ખુશી ઉપજે અને તમો ઘણાં અચરત થાઓ, એવી બાબત સાંભળવાને તૈયાર થાઓ—તમોને હવે શર્મથી લાલ થવાનું કશું કારણ નથી; કારણકે સિડની હેઝલઉડનાં તમો પરણેલાં હકદાર ધણિઆણીછો, તેનો પુરાવો હયાતછે!"

અતિ ખુશીનેમારે કૅઠરાઇન બોલી ઉઠી, "શું મારા લૉર્ડ! પુરાવોછે!" એટલું બોલતાંજ તેણીનું માથું ફરવા લાગ્યું, અને જો પાશાએ તેણીને પકડી લીધી નહતે, અને પોતાનીજ બેઠકઉપર લઈ જઇને બેસાડી નહતે, તો આ જવાન બાનુ ઝરૂર ઝમીનઉપર તુટી પડી હતે.

**ઓમર પાશા**—"હા, બાનુ, તમારી શાદીની 'સરટિફિકેટ' મળી આવીછે—તે મૌજુદછે! મેં નઝરોનઝરે તે જોઇછે, અને તે હાલમાં તમારા બાવાના હવાલામાંછે!"

જુશભરી ખુશહાલીથી બે હાથો સાથે જોડીને કૅઠરાઇન બોલી ઉઠી, "મારા બાવાના હવાલામાં? ઓહ! ત્યારે હજી તેવણ જીવેછે—ઓ, મારા વાહાલા બાવાજી!—તેવણ હયાતછે! અને મારો ભાઈ——"

**ઓમર પાશા**—"તે પણ જીવેછે, અને તેઓ બન્ને જલ્દીથી તમોને જોશે. તમો જરા શાંત થાઓ, અને સાંભળો——"

આ સર્વે સાભળી અતિયંત ખુશહાલીના ઉભરાથી કૅડરાઇનનું આખું શરીર કાંપવા લાગ્યું, તેણી ધ્રુજતે સાદે ધીમેથી બોલી, "ઓ, મારા લૅાર્ડ, શું આ બધી વાત સાચીછે ?"

**ઓમર પાશા**—"બાતુ, તે બોલબોલ ખરીછે ! તમારા બાવા અને તમારા ભાઇ ત્યાં નઝદીકમાંજછે—તમો ત્યાં છેઓ, તે ખુશહાલીની વાતની તેઓને હજી ખબર નથી—તેઓને જે, વાહાલુંછે, તેને તેઓ થોડા વખ્તમાં બખ્ખલગીરી કરશે, તેની તેઓને સ્વપને પણ ખબર નથી ?"

**કૅડરાઇન**—"તેઓને વાહાલી ? ઓહ, ત્યારે હું હજી તેઓને વાહાલીછું ? મેં કે જેણે તેઓનું ઘર તજી દીધું હતું—મેં કે જેણે તેઓને આજ બબે વર્શો થયાં એક ચિટ્ઠી કે એક પયેઘામવટીક મોકલ્યો નથી—તેને હજી તેઓ પ્યારથી ચાહેછે ? પણ તેમ કરવામાં મારી મતલબ એટલીજ હતી, કે બીઆબરૂમાં જીવવા કરતાં તેઓ મને મુવેલી ધારે, અને જયાંસુધી હું મારી આબરૂ અને નીતિ પુરવાર કરવાને શકિતવાન થાઉં, ત્યાંસુધી તેઓને મારી હયાતીવિષે અંધારામાંજ રાખું."

**ઓમર પાશા**—"તમો તમારા બાપ અને ભાઇને હજી ઘણાં વાહાલાંછો, તેઓ તમારૂં નામ પ્યારસાથે હંમેશાં યાદ કર્યા કરેછે. મેં મારે કાને તેઓને મ્હોડે એમ બોલતા સાંભળ્યાછે, અને તેથી મારી પુરેપુરી ખાતેરી થઇછે—અને વળી શું હમણાં તેઓની ખાતેરી નથી થઇ, કે આ સઘળો વખ્તસુધી તો તમો પરણેલાં એક હકદાર મહેરદાર હતા ?—તમોએ તે લોકોને જરા પણ લજવાવાજેવું કર્યું નથી—અને તમો એક પાપીમાં પાપી દગલબાઝીના, અને અતિ ધિક્કારવાજોગ તરકટના ભોગ થઈ પડયાં હતાં, તેની શું હવે તે લોકોને ખબર પડી નથી ? વળી મને બીજું આ પણ તમોને જણાવવા દેઓ, કે ખુદ જે પાદરીએ તમારાં અને સિડની હૅઝલઉડના નેકાહના આશીર્વાદ દીધા હતા, તે પોતે પણ અત્રે હાઝેરછેઃ તે હમણા તમારા બાવા અને ભાઇનીસાથેજછે—તે એજ શખ્સછે, કે જેણે તમારી સાદીની 'સરટિફિકેટ' રજુ કરીછે, અને તેથી હવે તમારા ગાલોઉપરથી બીશર્મીનો રતાસ દુર થયોછે !"

આ સઘળું કૅડરાઈને પુર ધ્યાનથી, અને વળી હર્ખ અને ઉપકારની લાગણીસાથે સાંભળ્યું. આ વેળા પણ તેણીનાં આંસુઓ તેણીના ગાલોને ભિંગાવતાં હતાંઃ પણ આ વેળા તે આંસુઓ દુઃખનાં નહીં હતાં—તે આંસુઓ ખરા દેલનાં એકકરતાં વધારે સુખોનાં હતાં; કારણકે હવે જયારે "સરટિફિકેટ" રજુ કર્યામાં આવનાર હતી, ત્યારે તેણી પોતાના બાપ અને ભાઇનીજ માત્ર નહીં, પણ વળી પોતાના પતિની ગોદમાં પણ પાછી જવા પામે એમ હતું !

બહુ પાક ગંભીરાઈથી તે ટર્કિશ **મારશલ** બોલ્યો, "ઘણા અજાયબજેવા સંજોગો બનવા પામ્યાછે—અને ખુદાના હુકમથી તેનાં પરિણામો પણ ઘણાં અચરતી ઉપજાવનારાં આવ્યાંછે ! ગઇ સાંજે પાદરી ચુસાડિ, તમારા બાવા, અને તમારા ભાઇ મને અચાનક મળી ગયા હતા. ચુસાડિએ 'સરટિફિકેટ' રજુ કીધી ; તેનીઉપર જે નામ લખેલાંછે, તે મારી-

હઝુરમાં વાંચી જવામાં આવ્યાંછે; તેમાં સિડની હૅઝલઉડનું નામ જાણતાંજ મને તરત માલુમ પડયું, કે તે કોઈજ નહીં, પણ મારો ઇંગ્રેજ એડી-કાંગ હોવો જોઇએ. મેં તે જાણવાપછી જરા પણ અચરતીજેવું દેખાડયું નહીં, પણ તમારા ખેશાઓ અને ચુસાડિવચ્ચે જે ગોફતેગુ ચાલતી હતી, તે ધ્યાન દઇ સાંભળ્યા કીધી, અને તેમ કરતાં આગળી ઘણીક બાબતો મારી જાણમાં આવી. મારાં મનમાં ધીમેધીમે એક શક ઉભો થવા લાગ્યો: હૅઝલઉડનો જવાન ખેદમતગાર ચુર્પૅટારિયામાં ઝખ્મી થવાપછી, મર્દના વેષમાં ઔરત જણાઇ હતી, તે મેં સાંભળ્યું હતું. તેઉપરથી મેં અનુમાન કર્યું, કે ઝખ્મી થયેલી અને વેષધારણ કીધેલી ઔરત કોઇજ નહીં પણ તે કૅઠરાઇનજ હોય, એ બનવાજોગછે, કે જેણીનેમાંટે ત્યાં આ ત્રણે જણાઓવચ્ચે વાતો ચાલી રહી હતી. આ સઘળું ગઇ રાત્રે બન્યું હતું. હમણાજ—આ છેલ્લા બે કલાકનાઅરસામાં—મેં વળી વધુ ચોકસ બાબતો મારા ભત્રીજા ટવારિક બેતરફથી સાંભળીછે—કે જેથી મારી જે અટકળ હતી, કે ચુર્પૅટારિયાખાતે ઝખ્મી થયેલી બાનુ, કોઇજ નહીં, પણ સિડની હૅઝલઉડની બાયડી હતી, તે અટકળ ખરી પડીછે."

આપ્રમાણે સેનાધિપતિએ લગાર લંબાણ ખોલાસો કહી સંભળાવ્યો—પણ તેમ કરવામાં તેની બીજી કાંઇ મતલબ નહતી—ફક્ત તે એટલીજ હતી, કે તેમ કરવાથી ઉસ્કેરાયલી કૅઠરાઇનને જરા શાંત થવાને વખ્ત મળે, અને હવેપછી જે ભેટો થવાનો હતો, તેમાંટે તેણી વધારે હેમત રાખી શકે.

**કૅઠરાઇન**—"ઓહ, મારા લૉર્ડ! હજી ગઈ ગુજરીનેમાંટે તમો નામદારને ઘણું જાણવાનુંછે. કદાચ આપ નામદાર સાહેબ એમ ધારતા હશો, કે મેં જે વેષધારણ કીધો હતો, તે હૅઝલઉડની રઝાથી કીધો હતો—કે નહીંતો તેમ કરવામાંટે તેણે આંખવિંચામણાં કીધાં હશે—કે જેથી હું લડાઇમાં તેની સાથેસાથે જવા પામું? પણ તેમ નથી. મેં ધારણ કીધેલા વેષથી તે મને પિછાણી શક્યો નહીં—પણ જ્યારે હું મારા ઝખ્મથી બેશુદ્ધ થઇ ગઇ, ત્યારેજ મારી જાતીવિષેનો ભેદ તેનીઆગળ ખુલી ગયો. નહીં—હું કોણછું, તેનો તેને જરા શકવટીક ન ઉપજ્યો:—આ સઘળું તેણે મને ત્યારપછીથી જણાવ્યું હતું!"

**ઓમર પાશા**—(અજાયબીથી) "આ હું શું સાંભળુંછું? એક જણ, કે જે તમારીતરફ આટલો બધો બીદરકાર બન્યો હતો—જેણે તમોને ચાહાવાનું છોડી દીધું હતું—તેનીતરફ આટલી બધી ઉમદા લાગણી તમે દેખાડી? આ ભેદવિષે મારે શું વિચારવું, તે હું સમજી શકતો નથી!"

કૅઠરાઇન આ વેળા ડુસ્કેડુસ્કે રડતી હતી; પણ તેણીએ તરત પોતાનાં આંસુઓ લુછી નાખ્યાં; અને ધ્રુજતે આવાઝે બોલી, "હા, મારા લૉર્ડ, બચિત, તમો નામદારે આ છુપા ભેદનો સબબ જાણી લીધોછે! સાંભળો—હું તમોને વધારે ખોલાસાથી સર્વે જણાઉંછું; કારણકે તમો નામદારને મારી સઘળી છુપી વાત જણાવવાનું હું વાજેબી ધારૂંછું. ૧૮૫૨ ના ડીસેમબર માસમાં ઝારે જે ભયંકર કાવત્રું મારીસાંમે રચ્યું હતું, તેની મને સેંટ પીટર્સબર્ગખાતે ખબર પડી, અને તેજ દહાડે મારા ખાવંદને મારેથી છુટો પાડવામાં આવ્યો. ત્યારપછી બીજા ત્રણ મહિનાઓસુધી હું મારા બાપનાં ઘરમાં રહી: ૧૮૫૩ ના માર્ચ

માસમાં હું મારૂં બાપીકું ઘર છોડી નાસી ગઇ. કારણકે, મારા લૉર્ડ, હું વધુ વખત મારી હાલત છુપાવી શકી નહીં:" શર્માઈ જઈને, "થોડા વખતમાં હું એક માતા થવાની તૈયારીમાં હતી!"

એક "મિનીટ"સુધી થોભીને, તેણીએ કેહેવાનું પાછું શરૂ કર્યું, "મારો વિચાર ઇંગ્લાંડ નાસી જવાનો હતો; મારીપાસે ઘણુંજ થોડું નાણું હતું, એટલે જેમ બને તેમ ત્યાં જલ્દી જઈ પહોંચવાની મને અગત્ય હતી. પણ અફસોસ! હજીતો હું ફ્રેંચ સંસ્થાનમાં દાખેલ થઇ નહીં, તેટલાં એકાએક બીમાર થઈ ગઇ—મનની દુઃખી હાલતનેલીધે તેમ બન્યું—અધુરે વખતે મેં એક બાળકનો જન્મ આપ્યો—અને તે બાળક જન્મતાંને વાર મરણ પામ્યું."

વળી પાછી જરા વાર તેણી ત્યાં બોલતાં થોભી, અને વળી પાછું નિશ્ચે મુજબે શરૂ કીધું:—

"એક ન્હાનાં ફ્રેંચ ગામમાં મને એ કારણનેલીધે ઝરૂરિયાત થોભવું પડવાથી મારી-પાસેની સઘળી ખર્ચી ખુટી ગઇ: પણ ખુદાએ મારીઉપર મેહરબાની કરવાથી, મને એક તવાંગર ઉમરાવઝાદીસાથે મેળાપ થયો: અને તેણીને મેં મારીઉપર વિતેલો બનાવ કહી સંભળાવ્યો. તેણીએ મને ઘણુંક નાણું બખ્શયું, અને ઇંગ્લાંડ જવાપછી શું બનેછે, તે સર્વે તેણીને સ્વિસ્તર લખી જણાવવાનો મને આગ્રહ કર્યો. હું બ્રિટિશ રાજધાનીમાં આવી પુગી; અને પછી ત્યાં શોધખોળ કરવા માંડી. મેં ત્યાં હૅઝલઉડવિષે જાણ્યું: પણ, અફસોસ! મેં સાંભળ્યું, કે તે સર જેમ્સ કુઠબર્ટની ખુબસુરત બેટીના પ્યારમાં પડયો હતો. આ ખબરથી હું લગભગ દીવાનીજેવી થઇ ગઇ: મેં મનમાં વિચાર્યું, કે હવે જ્યારે સિડની મને વધુ વખત ચાહાતો નથી—તેણે હવે જ્યારે મને વિસારી દીધીછે—અને તે હવે જ્યારે આટલો બીવફા નિવડયોછે—તો હવે મારીપાસે મરવાસેવાય બીજો છુટક નથી. તોયે ખુદાએ મારાં દેલમાં સારી લાગણીઓ મુકી; અને મેં મારા ખાવંદને મળવાનો ઠરાવ કર્યો. અમો બંને મળ્યાં!—તેણે મને ઘણુંજ થોડું કોડું આપ્યું, અને ઘણાંજ ઠંડાં દેલે આવકાર દીધો! તોયે મેં હેમત રાખી: હું પણ હવે જીવઉપર આવેલી હતી: અને મારી મગરૂરીએ મને ટેકાવી રાખી. ઝારની લુચ્ચાઇથી હું જે સ્થિતિમાં આવી પડી હતી, તે વધુ વાર ન ખમા-વાથી હું મારૂં બાપીકું ઘર છોડી નાસી આવી હતી, તે મેં તેને કહી સંભળાવ્યું. વળી મેં તેને કહ્યું, કે આપણું બાળક જન્મતાંજ મરી ગયું હતું. પછી તેનાં દેલમાં મારેમાંટેનો પ્યાર મરી ગયો હતો કે નહીં, તે ખુલ્લાં દેલથી મને કહી દેવાને મેં તેને કરગરીને અર્ઝ કીધી—અને ઓહો! તેણે ખરેખર મને મારી નાખેએવાં ખુલ્લાં મનથી જણાવ્યું, કે તેનો પ્યાર તો ખાલી એક તુરંગજેવો હતો—એક સ્વપ્નજેવો તે હતો, કે જે જરા વાર મનમાં આવીને ગુમ થઈ જવાનો હતો—અને હવે તે તેનાં દેલમાં વધુ વાર રહ્યો હતો નહીં! અમારાં લગ્નની 'સરટિફિકેટ'નો નાશ કર્યામાં આવ્યો હતો—કે 'રેજિસ્ટર'માંથી તે કાહાડી લેવામાં આવી હતી—તેની તેને ખબરછે, એવું કાંઇક તેણે મને જણાવ્યું—અને સાથે એમ પણ બોલ્યો, કે તેટલામાટે હવે અમારીવચ્ચેનો લગ્નનો પવિત્ર ગાંઠ તુટી ગયો અને નાશ પામ્યો હતો. તેણે વળી અસોસે મને કહી સંભળાવ્યું, કે મારે હવે તેને વધારે તકલીફ આપવી નહીં, અને તેનો જે વિચાર અને નેમ હતાં, તેની આડે આવવું નહીં: અને જો

હું તેમ કરૂં, તો તે લોકોને જણાવશે, કે હું તો બીચારી ભેજાંથી ગયેલી એક ગરીબ છોકરી હતી, અને મારાં મનમાં એવો ધખારો બેસી ગયો હતો, કે હું તેની બાયડી થતી હતી! અરે ! આ સાંભળીને તો મને ઝબુન દુઃખ લાગ્યું !—અને પછી મેં તેને ખાતેરી આપી, કે તે હવે મારીતરફથી કશું વધારે સાંભળશે નહીં, એમ જણાવી હું તેનીઆગળથી ગઈ."

હ્યાં કૅર્ટરાઇનને એટલું તો દુઃખ ઉપજ્યું, કે કેટલીક "મિનીટો"સુધી તેણી પોતાનો અહવાલ વધુ બોલીવટીક શકી નહીં. પછી તેણીએ પાછું બોલવાનું શરૂ કીધું.

"આ પછી અઠવાડિયાંઓ અને મહિનાઓ પસાર થઇ ગયાં, અને હું હજી બ્રિટિશ રાજધાનીમાંજ રહી. હું હૅઝલઉડઆગળ ફરી ગઈ નહીં, પણ તેને ઉડાવ્યા કીધો ; છતાં જે શેહેરમાં તે વસતો હતો, તે શેહેર છોડી જવાને મારૂં દેલ ચાલ્યું નહીં. તેનો પ્યાર પાછો કેવીરીતે જીતવો, તેબાબે હું મારાં મનમાં હઝારો યુક્તિઓ રચવા લાગી: પણ જ્યારે હું શાંતપણે વિચાર કરતી, ત્યારે તે બધી યુક્તિઓ હું પાછી તર્ક કરી દેતી. મેં મારી માયાળુ સઇ, તે પેલી ફ્રેંચ કાઉંટેસને સઘળું લખી જણાવ્યું, અને તેણીની સલાહમાંટે અર્ઝ ગુજારી. મારૂં કાગઝ વાંચી તેણીએ મને નાણાંની બીજી સારીજેવી રકમ મોકલી આપી: પણ, અફસોસ ! શું કરવું, તેબાબે તેણી મને સલાહ આપવાને અશક્ત હતી. આમુજબ વખ્ત પસાર થવા લાગ્યો: આખાં યુરોપમાં લડાઇનાં નગારાં ઠોકાવાં લાગ્યાં ; અને તમો નામદારની તોપોનો ગગડાટ ડૅન્યુબ નદીના કેનારાઉપર સંભળાવા લાગ્યો. ટર્કિશની મદદે લડવાને ઇંગ્લાંડે અને ફ્રાન્સે પોતાનાં લશ્કરો મોકલવા બહાર પાડયાં ; અને તોયે મારો વર બીજીનો વર થવાની વેતરણ કરતો હતો કે નહીં તે અવિરાઇથી તપાસવાને હું તો લંડનમાંજ પડી રહી ! આખરે બ્રિટિશ લશ્કરને વહાણે ચઢાવ્યાંમાં આવ્યું; અને તેનીસાથે સિડની પણ ગયો. હવે મારાં મનમાં આશાનાં કિરણો પ્રકાશવા લાગ્યાં: મેં એક યુક્તિ શોધી કાહાડી ;—જેમ મેં આગળ યુક્તિઓ રચીને પછી તે તર્ક કીધી હતી, તેમ આ વેળા કરવાનું નહતું. મારી આ યુક્તિબાબે હું લંબાણ કરવા, અને તમો નામવરનો કીમતી વખ્ત ખોવા માંગતી નથી. બસ એટલુંજ જણાઉંછું, કે મર્દનો વેપધારણ કરીને હું પણ ક્રિમિયા આવી. મેં એક ફ્રેંચ વહાણમાં સફર કીધી, અને કામિએશનાં અખાતમાં આવીને ઉતરી. મેં મારો આ એરાદો તે મેહેરબાન ફ્રેંચ કાઉંટેસને લખી જણાવ્યો હતો. હજીતો હું ક્રિમિયામાં પગ મુકુંછું, તેટલાંજ તેણીનીતરફથી આવેલું એક કાગઝ મને મલ્યું ; અને તેમાં એક ઘણીજ અગત્યની ખબર મને જણાવવામાં આવી હતી. તેણીની બેટી એક ઉંચે દરજેના અને મિલકતદાર ગ્રહસ્થસાથે પરણેલી હતી, કે જેઓને પેટે એક બેટો અવતર્યો હતો, જે આ વખ્તે ક્રિમિયામાં ફ્રેંચ લશ્કરમાં એક કૅપટનની પદવીએ હતો ! મારા કાગઝમાં આ બુઝુર્ગ બાઇએ પોતાના આ દોહિત્રાનેમાંટે એક કાગઝ બીડેલો હતો, કે જે દોહિત્રાનું નામ હું હંમેશાં ઉપકારસાથે યાદ કરીશ. તે નામ ઍડ્રિયન ડેલાંશાછે. મેં તેને ફ્રેંચ છાવણીમાંથી ધુંડી કાહાડયો—મારો સર્વે અહવાલ તેને કહી સંભળાવ્યો—અને મારી અજાયબીવચ્ચે મેં જાણ્યું, કે તે મેજર હૅઝલઉડને ઘણો સારીરવેસે ઓળખતો હતો. મારી અને ડેલાંશાવચ્ચેની આ મુલાકાત બાલાકલાવાની લડાઇની એક દહાડોઅગાઉ સાંજના થઈ હતી. તે ભયંકર લડાઇમાં સિડની હૅઝલઉડ ઝખ્મી થયો હતો ; અને આ બનાવથી મારો જે વિચાર હતો, તે પાર પાડવામાં મને મદદ કરવાની

કૅપટન ડેલાંશીને એક અચ્છી તક મળી ગઇ. મેં એક ફ્રેંચ ઝુઆવનો ખોટો વેષ ધારણ કર્યો, અને મને ઍડ્રિયને એક નૌકરતરીકે હેઝલવુડની સેવામાં રાખી, અને મેં મારા પોતાનાજ ખાવંદની એક હલકા નૌકરતરીકે સારવાર કીધી! બીજી વેળા વળી તે ઇનકરમાનખાતે ઝખ્મી થયો, અને વળી પાછી મારીજ જતનથી તેનો જીવ બચવા પામ્યો. થોડોક વખ્તપછી આપ નામદારના રેસાલામાં તેની નેમણુક કર્યામાં આવી, અને તેથી હું તેનીપછવાડે ત્યાં ગઇ. આહ! મારા લૉર્ડ, મેં કેટલી બધી આફતો ખમીછે! મારાં મનઉપર શુંશું દુઃખો પડયાંછે! તેમ વળી બીજા હાથઉપર બાલાકલાવાની લડાઇપછી છેલ્લા થોડા મહિનાઓ મેં કેવી આશામાં પસાર કીધાછે—કે જે આશાઓથી મારો જીવ મગ્ન રહ્યોછે! હું મારા મનમાં વિચારતી હતી, કે 'ખચિત, ખચિત, જ્યારે તે દહાડો આવી લાગશે, કે જેવેળા હું મારા ખાવંદનીસાંમે હું કોણછું, તે જણાવીશ, ત્યારે જે પ્યારથી તે આગળ મને ચાહાતો હતો, તે પ્યાર મારીઉપર પાછો દેખાડશે?' પણ આ દિન આવી પુગે, તેઆગમચ તો ઉડતી ગોળીથી ન ધારેલીરીતે હું એકાએક ઉંધાડી પડી ગઇ. પછી શું બન્યું, તે તો તમો નામદાર સારીરવેસે જાણોછો."

**ઓમર પાશા**—(ઘણી માયાથી) "બાનુ, તમોએ જે દુઃખો ખમ્યાંછે, તેમાંટે મને તમારી ઘણી, અતિ ઘણી રહમ આવેછે, પણ તમોએ તમારા ખાવંદતરફ જે મોટાં દેલથી અતિયંત ભકિતભાવ દેખાડયોછે, તે જાણી મારી અજાયબીનો પાર રેહેતો નથી. બાનુ, મને જણાવો, કે હજી તે પેલી ઇંગ્રેજ બાનુસાથે પરણવાનો વિચાર રાખેછે કે?"

**કૅડરાઇન**—"અફસોસ, મારા લૉર્ડ, હજી તે તેવો વિચાર રાખેછે! ચુર્પૅટારિયાની લડાઇની એકજ દહાડોઆગમચ, જ્યારે હું તેના નૌકરતરીકે કામ કરતી હતી, ત્યારે તેણે મને ટપાલમાં નાખવામાટે કેટલાંક કાગળો આપ્યા હતાં;—આ કાગળોમાંહેલું એક મિસ કુઠબર્ટને સરનામેનું હતું. જો હું તમો નામદારને કહું, કે મેં તે કાગળ ઉખેડયું—તે મેં વાંચ્યું—અને—અને—તેનો નાશ કર્યો, તો તમે ખરેખર મારેમાટે કેટલો ખરાબ વિચાર બાંધશો?"

**ઓમર પાશા**—"શું હું તમારેમાંટે ખરાબ વિચાર બાંધું? નહીં, બાનુ, કદી નહીં! તે તો કુદતીંજ હતું, કે——"

**કૅઠરાઇન**—"પણ વળી બીજો એક અસાધારણ બનાવ બનવા પામ્યો હતો, કે જે કેહેતાં હું ભુલી ગઇછું. આ બહાદુર, અમીરી ખવાસનો, ઉદાર જવાન ફ્રેંચમૅન, કૅપટન ડેલાંશી, કે જેનેમાંટે મેં આપ નામદારને આગળ જણાવ્યુંછે—તે પણ એલૅાઇસ કુઠબર્ટને ચાહેછે; અને તેટલાંમાટે પ્યારની બાબતમાં મારો ખાવંદ અને તે બંધે અક્કેકના મોટા હરીફછે! જ્યારે સિડની પોતાના તંબુમાં બીમાર થઇ ખાટલીઉપર પડેલો હતો, ત્યારે તેણે આ હરીફાઇબાબે ડેલાંશીસાથે વાતો ચલાવી હતી; અને હું ત્યાં હાજેર હોવાથી તે સર્વે વાતો મારા સાંભળવામાં આવતી હોવાથી તેમાંટે ડેલાશી ઘણો ગુંચવણમાં પડ્યો હતો."

**ઓમર પાશા**—"બાનુ, અને હવે એક શબ્દ વધારે હું બોલવા માગુંછું! તમોને ચુર્પૅટારિયાખાતે ગોળી લાગી, અને તેથી તમારી જાત ઉંધાડી પડી ગઈ, તે બનાવપછી જે મહિનો પસાર થયો, તે વખ્તનાઅરસામાં——"

કૅઠરાઇન—(વચ્ચે બોલી ઉઠીને) "આહ! મારા લૉર્ડ, તેબાબે હું તમો નામદારને કેહેતાં તદનજ ભુલી ગઈ. જે બન્યું, તેમાંટે મારા ખાવંદનાં દેલમાં અતિ ઘણું લાગી આવ્યું. તેને હવે લાગેછે, કે તેની ઝેંદગી બંચાવવામાંટે તે મારો ભારે આભારીછે; જો તેના ભલા વિચારોનીવચ્ચે તેની મગરૂરી આડે આવી નહતે, તો તે મને એન્સાફ આપતે. મારા લૉર્ડ આબાબે અમોએ સાથે બેસીને લાંબો વખતસુધી શાંતપણે વાતો ચલાવીછે——"

ઓમર પાશા—"તેની મગરૂરી? બાઇ, તે શું તે હું સમજી શકતો નથી."

કૅઠરાઇન—"સિડની એમ વિચારેછે, કે અમારા લગ્નની 'સરટિફિકેટ'નો નાશ થવાપછી, જો તે મને નવેસરથી પરણે, તો એમ કેહેવામાં આવે, કે તે પોતાની રાખેલી સ્ત્રીસાથે પરણ્યોછે. પણ, ઓહ! મારા લૉર્ડ, હવે જ્યારે 'સરટિફિકેટ' તો મૌજુદછે—હું તેની હક્દાર પણેતરછું એવો પુરાવો હયાતછે, અને હવે ફરીથી લગ્નક્રિયા કરવાની કશી ઝરૂર રહી નથી—ત્યારેતો મારી ખાતેરીછે, કે——"

હજીતો તેણી આ બોલવું પુરૂં કરે, તેઆગમચ ઓરડાનું બારણું ઉઘડયું, અને એક એડી-કાંગે માંહે દાખેલ થઇ જણાવ્યું, "નામવર સાહેબ, એક ફ્રેંચ અમલદાર જનરલ કૅનરૉબર્ટતરફથી પયેગામો લઇ હમણાંજ આવી લાગ્યોછે. તે અમલદારે પોતાનું નામ કૅપ-ટન ડેલાંશી કરી તમો નામદારને જણાવવાની મને અર્ઝ કીધીછે."

કૅઠરાઇન—(અતિશય અજાયબ અને ખુશ થઇને) "ડેલાંશી!"

આ નામ સાંભળીને ઓમર પાશાએ તે બાનુને આહેસ્તેથી કહ્યું, "બચિત, આ તો ઘણું અજાયબજેવુંછે!" પછી પોતાના એડી-કાંગતરફ ફરીને તે બોલ્યો, "કૅપટન ડેલાં-શીને તરત અહીં લાવો."



# ભાગ ૨ જો.

## પ્રકરણ ૫૧ મું.

### સેનાધિપતિનો મુલાકાતનો ઓરડો.

જે "હૉટેલ"માં મેજર હૅઝલઉડ રેહેતો હતો, તેના એક ઓરડામાં તેને મઝબુત ચોકીપહેરાહેઠલ નઝરકેદ કર્યામાં આવ્યો હતો. તેની તલવાર તેનીપાસેથી લઇ લેવામાં આવી હતીઃ જે ઓરડામાં તે રેહેતો હતો, તેના રમણામાં બે ટર્કિશ સેપાહો ચોકી કરતા હતા. પોતાને થયલાં આવાં અપમાનનેલીધે આ બ્રિટિશ અમલદાર પ્રથમતો ભારે ગુસ્સે થયોઃ જેમ એક સીંહ પોતાના પાંજરામાં લાંથીત્યાં ચીડાઈને ફર્યા કરે, તેમ તે પોતાના ઓરડામાં ફર્યા કરવા લાગ્યો; તોયે તે મનમાં હવે બરાબર સમજવા લાગ્યો, કે કરનલ ટવારિક બે તદન વાજેબી હતો, અને તે પોતે તદન ખોટો હતો.

આમુજબે સિડની હૅઝલઉડને કેદ કરવાપછી કલાકો પસાર થઇ ગયાઃ અને જ્યારે તેનો ગુસ્સો નર્મ પડ્યો, ત્યારે આ પંચાતીમાંથી પોતાનો છુટકારો કેવીરીતે કરવો, તેના વિચારમાં તે પડ્યો. તેણે ધાર્યું, કે જો તે ટવારિક બેને એક મુઆફીપત્ર લખે; તો તે પુરતું થઇ પડશેઃ પણ તેમ વળી બીજા હાથઉપર સેનાધિપતિ, ઓમર પાશાનું કેમ કરવું? તે તો પોતાનાં લશ્કરમાં અતિશય મઝબુત નિયમ સાચવવાને ઘણો એન્તેઝાર હતો—અને જો તેનેમાંટે તે નામદારને "રીપૉર્ટ" કર્યામાં આવે, તો તેની લશ્કરી તપાસ થવાવિના રેહે નહીં. જોકે તેની ખાતેરી હતી, કે તે અદાલતમાં આવા સંજોગોવચ્ચે ઘણુંકરીને ઘણીજ નામની સઝા તેને થવાનીઃ પણ એવી એક કસોટીમાંથી પસાર થવાને મેજર હૅઝલઉડ પસંદ કરતો નહતો. તે પોતાની હાલતમાંટે હવે ગંભીરાઈથી વિચાર કરવા પડ્યો, અને પોતાનો છુટકારો કરવામાંટે કાંઈ પગલાં લેવાં, કે જે બને તે ખરૂં, અને ચુપ બેસી રેહેવું, એવાએવા વિચારોમાં તે મશ્ગુલ હતો, તેટલાં ઘોડાઓના, અને કુચ કરતા સેપાહોનાં પગલાંનો આવાઝ તેને કાને પડ્યો. તેઓ પાસેના મહલ્લાઓમાંથી પસાર થતા હતા, તેઉપરથી તેણે જાણ્યું, કે કૉઝલૉવસાંમે જે ચઢાઇ મોકલવામાં આવી હતી, ત્યાંથી તે પાછું ફરેલું હોવું જોઇએ. તરત સિડની હૅઝલઉડ બારીઆગળ ગયો; અને તેની નઝરે કૅથરાઇન—તેની પોતાની બાયડી કૅથરાઈન—પડી; તેણી મહલ્લામાં સાંમી બાજુએ

ઉભેલી હતી, અને દેખાઇતીરીતે જે ખાવંદને તેણી પોતાનાં ખરા જીગરથી ચાહાતી હતી, તેનીઉપર ઘડીપળ પોતાની નઝર ફેંકવાને આતુર ઉભેલી જણાતી હતી.

હૅઝલઉડને જોતાંજ તેણીએ પોતાનો રૂમાલ ઉરાડીને એશારત કીધી; હૅઝલઉડનું હૈયું આ પૉલિશ બાનુની પોતાનીતરફની આટલી બધી જાનફેસાની અને મુહબતના નવાનવા પુરાવાઓ જોઇને હવે તેણીનીતરફ પાછું ઢળતું જતું હતું, તેણે વળી તેણીના ચાહાનો આ નવો પુરાવો જોઇને, ઘણીજ ખુશીથી પોતાનો હાથ હલાવી પાછી એશારત કીધી. તેજ ઘડિએ ટર્કિશ સેપાહોની એક ટુકડી તે મહલ્લામાં કુચ કરતી આવી, કે જે મહલ્લામાં "હૉટેલ"ની બારી પડતી હતી. કુંઠરાઇને ફરીથી પોતાનો રૂમાલ હલાવ્યો, અને પછી એકદમ ત્યાંથી નિકળી ચાલી; આ જોઇ એક સર્દ હાય મારી હૅઝલઉડ પણ બારીઆગળથી ખસી ગયો.

આ હાય કાંઈ એકજ કારણનેમાટે તેણે મારી નહતી: તેનાં ઘણાં કારણો હતાં. જે ચઢાઇઉપરથી તે સેપાહો પાછા ફર્યા હતા, તેમાં ભાગ લેતો તે અટક્યો હતો, તેથી તેને અતિયંત નાઉમેદી થતી હતી. તે સેપાહોના ખુશહાલ અને ઉસ્કેરાયલા ચેહેરાઓઉપરથી ખુલ્લું જણાતું હતું, કે તેઓ ફતેહ મેળવીને પાછા ફર્યા હતા; પોતાના ફાટેલ સ્વભાવનેસીધે જે અવસ્થામાં તે આવી પડયો હતો, તેમાટે તેને હવે ઘણોજ ખીજવાત ઉપજવા લાગ્યો; અને કુંઠરાઇનનો ચેહેરો તેનાં મગઝનીસામે ભમ્યા કરતો હતો, તેથી તેનાં દેલમાં હવે જુદાજ પ્રકારની લાગણીઓ થતી હતી.

એક માણસ પોતાથીજ અસંતોષી થાય, એવી હાલતમાં ખરેખર હૅઝલઉડ હતો,—એવી હાલત, કે જેમાં તે પોતાની આગળી ચાલમાટે પસ્તાવો કરે, તે ચાલ સુધારવાને ચાહે, પણ તેછતાં તેનો પશ્ચાતાપ કરવાની નીતિમાન હેમત તેનામાં હોય નહીં. તે એક "ટેબ્લ"આગળ જઈ બેઠો—પોતાના બંધે હાથોમાં પોતાનું માથું પકડયું—અને વિચારમાં મશગુલ થયો. તેના વિચારો પાછા તે વખતમાટે હતા, કે જ્યારે તેને પેહેલી કુંઠરાઇનસાથે ઓળખ પડી હતી—કે જ્યારે તે પેહેલાં તેણીને ચાહાવા લાગ્યો હતો—કે જ્યારે તે તેણીનીપછવાડે કુરબાન થઇને, તેણીનીસાથે શાદીના પવિત્ર ગાંઠથી જોડાયો હતો. તેણી કેવી ખુબસુરત હતી, તે હવે તેને યાદ આવ્યું—તેણીની ચાલચલણ કેવી ભલી હતી—ખરેખર કોઇનું પણ દેલ જીતી લે એવો તેણીનો કેવો સ્વભાવ હતો—કેવી તેણી હુશિયાર હતી—વગેરે વિચારો હવે તેનાં મનમાં ભમવા લાગ્યા. પછી તેણી હમણાં જેવી હતી, તેનો વિચાર કરવા લાગ્યો; અને તેણી આગળનાંજજેવી હમણાં પણ ખુબસુરત હતી, તે તેનથી ના પાડી શકાયું નહીં,—આટલી બધી વિપ્તિઓ અને હાદેશાઓ ખમવાછતાં તેણીની ખુબસુરતી હજી જેવીનેતેવીજ રહી હતી, અને કુદર્તે તેમાં કશો પણ ફેરફાર કરવાનો કે ખરાબ ન કરવાનો જાણે નિયમજ રાખેલો, તેણે જોયો. આવી એક બાયડી ધરાવવામાટે તેણે મગરૂર થવું જોઈયે, એમ તેણે વિચાર્યું; કારણકે આખી ઝેંદગીસુધી તેણી તેનો સાથી થવાને લાયક હતી—તેનું ઘર શોભાવવાને બરની હતી—એમ હવે તેની ખાતેરી થવા લાગી. જેટલો ખરાં દેલનો પ્યાર કુંઠરાઇન તેનીતરફ રાખતી હતી, તેવો પ્યાર તેનીતરફ એલૅાઇસ કુઠબર્ટ જરા પણ રાખતી નહતી, તે પણ હવે તેનાં જાણવામાં આવ્યું; તેની હવે તમામ લાગણીઓ, તેનો પ્યાર, તેણીનીતરફ ખેંચાતો હતો.




( ચિત્ર ૨૧ મું. ) "ગંજાવર મોટો ઘંટ તુફાનના ગગડાટજેવા ભારે આવાઝસાથે નિચ્ચે આવી પડયો". ( પાનું ૭૬૩ મું. )

યુપેટૉરિયાખાતે જે આલીશાં મકાનમાં ઓમર પાશા હાલમાં ઉતરેલો હતો, તે હૅઝલઉડનાં "હૉટેલ"થી ઘણું તો ત્રણસો વારજેટલું દુર હશે, અને ત્યાં જતાંજતાં એડી-કાંગે હૅઝલઉડને ફૅાઝલૅાવખાતે શુંશું બન્યું હતું, તે ઉતાવળે જણાવ્યું; પણ સેનાધિપતિનાં મકાનમાં તે વેળાએ વૉલમારો, ચુસાડિ, કૅડરાઈન, અને ઍડ્રિયન ડેલાંશી હાજેર હતાં, તેથીએ તેણે એક હરફ પણ કાહાડયો નહીં. ઘર આવી લાગ્યું; અને મેજર હૅઝલઉડને પાશાના મુલાકાત લેવાના ઓરડામાં લઈ જવામાં આવ્યો. તેમ કરીને તે એડી-કાંગ ત્યાંથી જતો રહ્યો; અને હવે તે બ્રિટિશ અમલદાર તમામ ટર્કિશ લશ્કરના વડા સેનાધિપતિનીહજુરમાં એકલોજ રહ્યો.

આ ઓરડામાંથી એક બાગમાં દેખાતું હતું, કે જ્યાંનાં સદા લીલાં રેહે એવાં ઝાડોની તાઝગી બખ્શનારી લીલોતરીથી આંખને ઠંડક પડતી હતી; વળી ત્યાંનાં બીજાં ઝાડોઉપર પણ નવાં પાંદડાંઓ આવતાં હતાં, કારણકે હમણાં વસંતઋતુ બેઠેલી હતી. ઓરડામાં ફુલદાનોમાં શોભિતાં ફુલો ગોઠવી મુકેલાં હતાં; એક મેજઉપર મ્હોં સમારવાનેમાટે ખાવા-પીવાનું તેમજ ફળફળાદી અને મેવો ગોઠવી મુકેલાં હતાં; બીજી "ટેબલ"ઉપર કાગઝો, ઓર્ઝીઓ, કામના સરકારી "રીપૉર્ટો," ખુશ્કીના અને દરિયાઇ નકશાઓના ઢગો પડેલા હતા; ઓરડાને એક છેડે એક પ્હોળી ગાદીવાળી તખ્તરોફી બેઠકઉપર સેનાધિપતિ બેઠેલો હતો. હૅઝલઉડે તે સરદારને અતિ ઘણાં માનથી વાંકા વળીને કુરનેશ બજાવીઃ પણ તે તદન ચુપ તેનેથી દુરજ ઉભો રહ્યો—કારણકે હુકમ થયાવિના પાશાની નઝદીકમાં જવું, કે તે નામદાર જ્યાંસુધી બોલે નહીં, ત્યાંસુધી બોલવું, એ વિવેકના તરીકાથીઉલટું હતું.

સેનાધિપતિ—"મેજર હૅઝલઉડ, નઝદીક આવો, અને બેસો."

આઉપરથી તે ઇંગ્રેજ અમલદાર આગળ આવ્યો, અને તેને બતલાવવામાં આવેલી બેઠકઉપર બેઠો, અને પછી બોલ્યો, "હમણાં મારીતરફ જે ઉદાર દેલ તમો નામદારે બતલાવ્યુંછે, તેમાંટે હું મારાં ખરાં અંતઃકરણથી આપ નામદારનો ઉપકાર માનુંછું." એમ બોલી તેણે પોતાની તલવારતરફ નજર કીધી.

લગાર કરડા આવાઝે અને ગંભીર દેખાવે સરદારે જવાબ દીધો, "લશ્કરી કાયદાનો ભારે અનાદર કરવાનો તમોએ અપરાધ કીધોછે, તેવિષે તો તમે સારીરવેસે માહિતગાર હશોજ. ખરેખરી બહાદુરીને મારાંકરતાં કોઈ પણ બીજો માણસ વધારે માન આપતો નહશેઃ પણ બહાદુરીનેથકી એક વાંકનો જોખમ ઓછો થતો નથી. અગરજો સેપાહો કે અમલદારો આકળા થઈ જાય, તો ખચિત એક લડાઈ હારી જવામાં આવે; અને તેટલાંમાટે એક ખરેખરા લડવૈયાની સાધારણ ચાલચલણ તેમજ તેની લાગણીઓઉપર લશ્કરી નિયમોનો કાબુ રેહેવાની ઘણી જરૂરછે."

હૅઝલઉડ—"મારા લૉર્ડ, હું મારો કસુર કબુલ કરૂંછું, અને તમો નામદારનાં મ્હોં-માંથી હમણાં જે વાજેબી શબ્દો બહાર નિકળ્યાછે, તેની સાચાઇને હું તાબે થઇને નમુંછું. તેમજ એક ગ્રહસ્થનેછાજતી ધીરજથી—મિત્રાચારીથી—અને માયાથી તમો નામદારના ભત્રીજા, કરનલ ટવારિક બેએ પોતાની ફર્ઝ બજાવતાં જે ચાલ ચલાવીછે, તેમાટે પણ હું મારો ઉપકાર જાહેર કરવાની રજા માગુંછું, તો જોકે તે ફર્ઝ તેવણને લશ્કરી કાયદાનેલીધે

બજાવવી પડી હતી, છતાં તે બજાવતાં તેઓનું દેલ ઘણું દુઃખાયું હતું, તે મેં ખુલ્લેખુલ્લું જોયું હતું."

સેનાધિપતિ—"હવે, મેજર હેઝલઉડ, તમો એક બ્રિટિશ લડવૈયાને અને એક બ્રિટિશ ગ્રહસ્થનેછાજતા ઉદારપણાંથી બોલોછો. અગરજો તમારી ઝેંદગીના બીજા દરેક વ્યવહારમાં પણ જો તમો એવુંજ ઉદારપણું દેખાડો, તો ખચિત માનજો, કે તમારાં મનને પુરેપુરો સંતોષ મળવાવગર રેહે નહીં—તમારૂં અંતઃકરણ ઘણું શાંત રેહે—તમારો ટેક રેહે—અને લોકો તમારાં વખાણ કરે. કારણકે, મેજર હેઝલઉડ, હું જે કહુંછું, તે ખરૂં માનજો, કે ઉદાર થવું એ એન્સારી થવાબરાબરછે!"

જ્યારે વડો સેનાધિપતિ આમુજબે બોલતો હતો, ત્યારે આ બ્રિટિશ અમલદાર તેનીતરફ અજાયબીથી ટીકીને જોતો હતો. પાશા શું બાબતઉપર એશારો કરતો હતો, તેનો કંઇક સંસારો તેનાં મનમાં ઉપજ્યો; અને તેથી તેનો ચેહેરો ગુંચવાડાથી અને શર્મથી લાલ થઇ ગયો.

સેનાધિપતિ—"ફક્ત કુવત એજ કાંઈ ખરી મર્દાનગીનો મૂળતત્વ નથી: કારણકે જંગ્લીમાં જંગ્લી, અને અભણુમાં અભણુ લોકો પણ પોતાના દુશ્મનસાથે લડતાં હયેવાનિયતી હેમત દેખાડેછે, તેથી કાંઈ તેઓ મર્દાનગીભર્યા ગણાતા નથી. ખરી મર્દાનગીનેમાંટે બીજા ઘણા ગુણો ધરાવવા જોઇએછે. પોતાનું શૂરાતન દેખાડવાને સંકટ શોધવા આગળા વખ્તના શૂરવીરો જતા હતા, તે દહાડા હવે વહી ગયાછે—તોયે હજી આપણાજેવા લડવૈયાઓમાંટે બીજી ઘણીક ફર્જો નાઝુક પંથતરફ બતાવવાની મૌજુદછે; અને આજના વખ્તમાં એક ખરા શૂરવીરતરીકે ખિલી નિકળવાનેમાંટે એક ખરા લડવૈયાએ પોતાના સંસારી સંબંધોમાં, તેમજ ખાનગી વ્યવહારમાં પણ, જેમ તે લડાઇનાં મયેદાનમાં પોતાનું જોર અને હેમત દેખાડેછે, તેમ ઘણું મોટું દેલ દેખાડવું જોઇએછે."

આ શબ્દોથી તે નામદારની કેહેવાની શી મતલબ હતી, તે હેઝલઉડ તરત પામી ગયો, અને તેથી તેને ઘણું લાગી આવ્યું—તે આ ઉમદા વિચારોની સાચાઈ કબુલ રાખવામાંટે ઘણાં માનથી પાશાને નમ્યો: પણ તે એક હરૂફવટીક બોલ્યો નહીં.

સેનાધિપતિ—"હું હમણાં તમારા વડા અમલદારતરીકે દેમાગભરેલા હુકમો ફર્માવવાજેવી ઢપે બોલ્યો નથી: હું તમારીસાથે એક દોસ્તતરીકે ગોફ્તેગુ કરૂંછું. મેજર હેઝલઉડ, એક વખ્તે તમોએ આપેલો કૌલ જો હું તમોને યાદ દેવડાઉં, તો તે એક શુદ્ધ ગ્રહસ્થતરીકે તે કૌલ પાળવાને તમો તૈયાર થાઓ કે?"

ઘણી અજાયબી અને જીજ્ઞાસાથી તે બ્રિટિશ અમલદારે સરદારતરફ જોઇને જવાબ આપ્યો, "બીશક, મારા લૉર્ડ."

સેનાધિપતિ—"મેજર હેઝલઉડ, ઇનકરમાનની વખાણાયલી લડાઈ વખ્તે બ્રિટિશ અને ફ્રેંચ સેનાધિપતિઓને ચોકસ ખબર આપવામાં આવી હતી, તે તો તમોને યાદ હશે?"

આ વાત જે વલણ લેતી હતી, તેથી વધુને વધુ અચરત થઇને હેઝલઉડ બોલ્યો, "મારા લૉર્ડ, મને યાદછે! તે ઘણી—ઘણીજ અગત્યની ખબર મળવાને સબબે, જ્યારે

મ્હોંમાંથી એવા અર્ધા બીદરકાર સુખનો હજીતો બ્હાર નિકળ્યા નહીં, કે તે નમકહલાલ જીવડાએ—તે મોટાં મનની અને ઉદાર દેલની બાનુએ—મેજર હૅઝલઉડ, ખુદ તમારી મ્હેરદારે—તે તમારી મર્ઝી પુરી પાડવાનો ઠરાવ કર્યો. ફક્ત કૅપટન ડેલાંશીને તેણીએ પોતાનો વિચાર ખાનગીમાં જણાવ્યો. તેણે તેબાબે ઘણો ઠપકો આપ્યો, પણ ફોકટઃ તેણી પોતાના વિચારમાં મક્કમ રહી——"

હૅઝલઉડ—(ઘણોજ ઉસ્કેરાઇને) "ઓહ, મારા લૉર્ડ ! આ સર્વે હું શું સાંભળુંછું ? ફૅઠરાઇને આ સઘળો ભેદ ખોલ્યો કાંય નહીં ?"

સેનાધિપતિ—"કારણકે તેણીને દહેશત હતી, કે આ ભારે પરાક્રમી કામ કરવાછતાં, પોતાનીતરફનો તમારો પ્યાર જીતવાને તે પુરતું નહતુંઃ કારણકે જ્યારે તમોને ઇનકરમાનની જાણીતી લડાઈમાં થયેલા ઝખ્મમાંથી તમો સાજા થવા લાગ્યા, ત્યારે તમો તેણી સાંભળે, તેમ સર જેમ્સ ફુઠબર્ટની બેટીબાબે વાતો ચલાવી—તમોએ કૅપટનં ડીલાંશીને ખુલ્લું જણાવ્યું, કે તેણે તમોઉપર કીધેલા ગમેએટલા અહસાનછતાં, તમો બંધે જણાવચ્ચે તે બાનુમાટે જે હરીફાઇ ચાલતી હતી, તે તમો છોડી દેનાર નહતા !"

"ઓહ, તે વેળા બીચારી ફૅઠરાઇનને કેટલું દુઃખ લાગ્યું હશે !" એમ હૅઝલઉડ પોતાને ઉપજેલા ખેદકારક અતિ શોકસાથે બોલ્યો, "તેણી, કે જેણીએ મારી ઝેંદગી બબે વાર બચાવી—જેણીએ એક ફેરેસ્તાનાજેવી ભલી લાગણીથી મારી સારવાર કીધી—જેણીએ બીદરકારીથી ઓચરેલા મારા શબ્દો આવા ભારે જોખમે બજાવ્યા—ઓહ ! જ્યારે તેણીએ મારે મ્હોંડેથી હરીફાઇ અને બીજીનીતરફના પ્યારના સુખનો સાંભળ્યા, તે વખ્તે તેણીનું વાહાલું જેગર કેવી ઘાતકીરીતે ચીરાઇ ગયું હશે !"

સેનાધિપતિ—"અને તમારા કૉલનું કેમ ? એવું કામ કરનાર જે માંગે, તે આપવાને તમોએ આપેલા કૉલનું શું ?"

હૅઝલઉડ—(ઝપાટામાં પોતાની બેઠકઉપરથી ઉઠી ઉભો થઇને) "મારા લૉર્ડ, હું એક એન્સાફી કામ કરવાને તૈયારછું ! હા—બીજા બધા બનાવોને જહન્નમમાં જવા દો ! હું ફૅઠરાઇનને પરણવાને દેવલમાં લઇ જઇશ ! આખી દુનિયા જોઇએ, તો મારી નિંદા કરે, તેનો શો મુજાકોછે !—તેની કંઈ ફેકર નહીં ! યા ખુદા, તેણીએ મારેમાટે જેજે ભોગો આપ્યાછે, તેના બદલામાં શું મારે પણ ભોગો આપવા ન જોઇએ ?"

સેનાધિપતિ—"તમો ધારોછો, તેવા ભોગો આપવાની કશી ઝરૂર નથીઃ અને વળી દુનિયા તમારી નિંદા પણ કરવાની નથી ! ફૅઠરાઇન તમારી મ્હેરદારછેઃ—મારી ભત્રીજી, બાનુ ઝિલાહે તેણીની દોસ્તી કીધીછે ; અને, મેજર હૅઝલઉડ, તેણી તમારી હકદાર મ્હેરદારછે, માંટે તમારે શર્માઇને એમ લાલ થવાની કશી ઝરૂર નથી. કાંય, વળી તમે મારીતરફ એમ અજાયબીથી શામાટે જુઓછો ? જુઓ ! કરપિણમાં કરપિણ દગાનાં તરકટો ધૂળ મળ્યાંછે !"

એમ બોલી, સેનાધિપતિએ રશિયન દેવલનાં "રેજિસ્ટર"માંથી કાહાડી લેવામાં આવેલું પાનું રજુ કીધું. બીફામજેવા થઈ જઇને હૅઝલઉડે સરદારના હાથમાંથી તે લીધુંઃ ફક્ત જરાસરખી તેઉપર નજર ફેંકતાંજ તેની ખાતેરી થઈ, કે તેની અને વૉલમારની બેટી-

પુષ્કળ મોટી સંખ્યામાં રશિયનો રાતની વખ્તે ઢોળાણોઉપર ચઢી આવ્યા, ત્યારે આખાં બ્રિટિશ લશ્કરનો બચાવ થવા પામ્યો હતો——"

સેનાધિપતિ—"આ ખબર કોણથી અને કેવી ભેદીરીતે અજાયબ સંજોગોવશે મળી હતી, તે તો તમને યાદ હશે ?"

હૅઝલઉડ—(અજાયબીથી ઘણો ઉશ્કેરાઇને) "હા, મારા લૉર્ડ. મને બરાબર યાદછે, કે જ્યારે હું મારાં માંદગીનાં બિછાણાંઉપર પડેલો હતો, ત્યારે મેં મારા ગોઠિયા અમલદારોને કહ્યું હતું, કે અગરજો કોઇ સેબાસ્ટૉપોલમાં ઘુસવા પામે——"

સેનાધિપતિ—(તેને બોલતો અટકાવીને) "હા, અને થોડો વખ્ત વિત્યાકેડે—જ્યારે તમો ઇનકરમાનમાં થયેલા ઝખ્મમાંથી ધીમેધીમે સાજા થતા હતા ત્યારે,—તમોએ એક દહાડે તેજ તમારા અમલદાર દોસ્તોઆગળ એમ પણ જણાવ્યું હતું, કે સેબાસ્ટૉપોલમાં ઘુસી આવેલો આ બહાદુર શખ્સ કોણ હતો; તે જો તમોને જણાય, તો તે જે તમારીપાસે માંગે, તે તેને બખ્શવાને તમો તૈયાર હતા, તમો એટલાસુધી ત્યારે બોલ્યા હતા, કે તે જો તમારી આખી દોલત માંગે, તો તે પણ તમે તેને આંપવાને ના પાડો નહીં; ખરું કે ?".

હૅઝલઉડ—"ખરું, મારા લૉર્ડ !—તદન ખરું !" પણ આ વખ્તે તેનાં મનમાં એકાએક કાંઈ વિચાર આવી ગયો, ને તે પોકારી ઉઠ્યો, "ખુદા ખ્યેર કરે ! શું તેમ તો નહીં હોય ?—નહીં, નહીં ! તેમ કદી બનેજ નહીં !—અને તોયે, બનાવો એવા બનાવ પામ્યાછે—હા, હા,—હવે મને યાદ આવ્યું ! ઈનકરમાનની લડાઈની આગળી રાત્રે કૅપટન ડેલાંશી મારી હાઝેરીમાં રેહ્યો હતો—તેણી, વેષ ધારણ કીધેલો ઝુઆવ, ગેરહાઝેર હતી—ઓહ ! શું ખરેખર તેમજ હશે ?"

સેનાધિપતિ—"મેજર હૅઝલઉડ, તમો કે જે એક શૂરા મર્દનેછાજતી બહાદુરી ધરાવોછો,—તેઓ એક પરાક્રમી ઔરતની હેમતને નહીં વખાણશો ?"

હૅઝલઉડ—(ગણગણતે સાદે) "ત્યારે તે ખરેખર કુંવરાઈનેજ હતી !" અને પછી તેની લાગણી ઘણી ઉશ્કેરાઇ આવ્યાથી તે રડી પડ્યો—આ મઝબુત, મગરૂર મર્દ ડુસ્કેડુસ્કે રડવા લાગ્યો !

સેનાધિપતિ—"અને તેણી સેબાસ્ટૉપોલમાં એમ શામાંટે જઇ આવી ? કીર્ત્તિ મેળવવાનેમાંટે નહીં: તેમ કરવાની તેણીની જો મતલબ હતે, તો પોતે જે સાહસ કર્મ કીધું, તે તેણી ખરાં દેલથી છુપાવતે નહીં. તેણીની તેમ કરવાની મતલબ, મેજર હૅઝલઉડ, ફકત એજ હતી, કે તમારાં બીમારીનાં બિછાણાંઉપરથી તમોએ એવી આર્ઝુ દેખાડી, કે આવું દહશતભર્યું કામ માથે ઉઠાવવાને જો કોઇ હેમતવાન શખ્સ મળી જાય, તો કેવું સારૂં થાય. તે વખ્તે તમોને થોડીજ ખબર હતી, કે તમારો ગરીબ પણ નમકહલાલ અને ભક્તિભાવવાળો ઝુઆવ ખેદમતગાર તમો જે ભાષામાં તમારા અમલદાર દોસ્તોસાથે વાત ચલાવતા હતા, તે ભાષાથી તે પણ વાકેફગાર હતો !—તમોને તે વખ્તે થોડીજ ખબર હતી, કે આલજરાઇન રીજીમેંટના લશ્કરી લેબાશતળે એક ઔરતનું અમીરી, મુહબતવાળું દેલ ધપકતું હતું ! અને છતાં ખરેખર તેમજ હતું ! તમારાં

મ્હોંમાંથી એવા અર્ધાં બીદરકાર સુખનો હજીતો બહાર નિકળ્યા નહીં, કે તે નમકહલાલ જીવડાએ—તે મોટાં મનની અને ઉદાર દેલની બાનુએ—મેજર હૅઝલઉડ, ખુદ તમારી મહોરદારે—તે તમારી મર્જી પુરી પાડવાનો ઠરાવ કર્યો. ફક્ત કૅપ્ટન ડેલાંશીને તેણીએ પોતાનો વિચાર ખાનગીમાં જણાવ્યો. તેણે તેબાબે ઘણો ઠપકો આપ્યો, પણ ફોકટ: તેણી પોતાના વિચારમાં મક્કમ રહી———"

હૅઝલઉડ—(ઘણોજ ઉશ્કેરાઇને) "ઓહ, મારા લૉર્ડ! આ સર્વે હું શું સાંભળુંછું? કૅઠરાઇને આ સઘળો ભેદ ખોલ્યો કાંય નહીં?"

સેનાધિપતિ—"કારણકે તેણીને દહેશત હતી, કે આ ભારે પરાક્રમી કામ કરવાછતાં, પોતાનીતરફનો તમારો પ્યાર જીતવાને તે પુરતું નહતું: કારણકે જ્યારે તમોને ઇનકરમાનની જાણીતી લડાઇમાં થયેલા ઝખ્મમાંથી તમો સાજા થવા લાગ્યા, ત્યારે તમો તેણી સાંભળે, તેમ સર જેમ્સ કુઠબર્ટની બેટીબાબે વાતો ચલાવી—તમોએ કૅપ્ટન ડીલાંશીને ખુલ્લું જણાવ્યું, કે તેણે તમોઉપર કીધેલા ગમેએટલા અહસાનછતાં, તમો બંધે જણાવચ્ચે તે બાનુમાંટે જે હરીફાઇ ચાલતી હતી, તે તમો છોડી દેનાર નહતા!"

"ઓહ, તે વેળા બીચારી કૅઠરાઇનને કેટલું દુ:ખ લાગ્યું હશે!" એમ હૅઝલઉડ પોતાને ઉપજેલા ખેદકારક અતિ શોકસાથે બોલ્યો, "તેણી, કે જેણીએ મારી ઝેંદગી બબે વાર બચાવી—જેણીએ એક ફેરેસ્તાનાજેવી ભલી લાગણીથી મારી સારવાર કીધી—જેણીએ બીદરકારીથી ઓચરેલા મારા શબ્દો આવા ભારે જોખમે બજાવ્યા—ઓહ! જ્યારે તેણીએ મારે મ્હોંડેથી હરીફાઇ અને બીજીનીતરફના પ્યારનાં સુખનો સાંભળ્યા, તે વખ્તે તેણીનું વાહાલું જેગર કેવી ઘાતકીરીતે ચીરાઇ ગયું હશે!"

સેનાધિપતિ—"અને તમારા કૌલનું કેમ? એવું કામ કરનાર જે માંગે, તે આપવાને તમોએ આપેલા કૌલનું શું?"

હૅઝલઉડ—(ઝપાટામાં પોતાની બેઠકઉપરથી ઉઠી ઉભો થઇને) "મારા લૉર્ડ, હું એક એન્સાફી કામ કરવાને તૈયારછું! હા—બીજા બધા બનાવોને જહન્નમમાં જવા દો! હું કૅઠરાઇનને પરણવાને દેવલમાં લઇ જઇશ! આખી દુનિયા જોઇએ, તો મારી નિંદા કરે, તેનો શો મુજાકોછે!—તેની કંઇ ફેકર નહીં! યા ખુદા, તેણીએ મારેમાંટે જેજે ભોગો આપ્યાછે, તેના બદલામાં શું મારે પણ ભોગો આપવા ન જોઇએ?"

સેનાધિપતિ—"તમો ધારોછો, તેવા ભોગો આપવાની કશી ઝરૂર નથી: અને વળી દુનિયા તમારી નિંદા પણ કરવાની નથી! કૅઠરાઇન તમારી મહોરદારછે:—મારી ભત્રીજી, બાનુ ઝિલ્લાહે તેણીની દોસ્તી કીધીછે; અને, મેજર હૅઝલઉડ, તેણી તમારી હકદાર મહોરદારછે, માંટે તમારે શર્માઇને એમ લાલ થવાની કશી ઝરૂર નથી. કાંય, વળી તમે મારીતરફ એમ અજાયબીથી શામાંટે જુઓછો? જુઓ! કરપિણમાં કરપિણ દગાનાં તરકટો ધૂળ મળ્યાંછે!"

એમ બોલી, સેનાધિપતિએ રશિયન દેવલનાં "રેજિસ્ટર"માંથી કાહાડી લેવામાં આવેલું પાનું રજુ કીધું. બીફામજેવા થઈ જઇને હૅઝલઉડે સરદારના હાથમાંથી તે લીધું: ફક્ત જરાસરખી તેઉપર નઝર ફેંકતાંજ તેની ખાતેરી થઈ, કે તેની અને વૉલમારની બેટી-

વચ્ચે થયેલાં રીતસરનાં લગ્નની તે ખરી "સરટિફિકેટ" હતી; અને વળી તેઉપર મરનાર બડેખાં નિકોલસની શાક્ષીતરીકેની સાખ હતી!

જ્યારે હૅઝલઉડ આ કાગઝ ધારીધારીને જોતો હતો, તેટલાં સેનાધિપતિ પોતાની બેઠકઉપરથી ઉઠયો; અને અંદરના ઓરડાનું બારણું ઉંઘાડી, તેણે એક એશારત કીધી, કે તે ઓરડામાંથી એક બાનુ ધસી આવી. તેણી કૅઠરાઇન પોતેજ હતી: અને બીજીજ પળે તેણીના ખાવંદે તેણીને પોતાના હાથોમાં પકડી છાતીસાથે ચાંપી. સિડની હૅઝલઉડે જે હોંસથી તે કીધી, તેથી કૅઠરાઇનની ખાતેરી થઇ, કે તેનું દેલ પાછું પુરેપુરૂં તેણીની-તરફ ખેંચાયું હતું; અને તેટલામાંટે તેની છાતીઉપર પોતાનું માથું નાખી, તેણી ખુશહાલીનાં આંસુઓ પાડવા લાગી. પછી તેનાં હાથોમાંથી છુટી થઇ, તેણી ઓમર પાશાના પગોઆગળ પડી,—અને ખરાં દેલથી પોતાનો આભાર ધ્રુજતે અને ધીમે સાદે માનવા લાગી. સરદારે તેણીને ઉંચકીને ઉભી કીધી, અને પોતાના ખાવંદને તે દિવસે જેજે બન્યું હતું, તે કહી સંભળાવવાને જણાવ્યું.

સેનાધિપતિ તે ઓરડો છોડી ગયો: અને આ ધણીધણિઆણી બે જણાંજ તે ઓરડામાં એકલાં રહ્યાં. કૅઠરાઇને હૅઝલઉડને જણાવ્યું, કે તેણીનો બાપ અને ભાઇ પણ તે વેળા તેજ મકાનમાં હાઝેર હતા; તેણીએ તેઓને દિઠા હતા—તેઓએ તેણીને પોતાનાં હૈયાં-સરસી ચાંપી હતી. તેણીએ વળી તેને જણાવ્યું, કે પાદરી યુસાડિ પણ ત્યાં હતો, અને તેણેજ પેલી ગુમાઇ ગયેલી "સરટિફિકેટ" રજુ કરી હતી.

કૅઠરાઇન—"અને વળી હ્યાં એક મેહરબાન મિત્ર પણ હાઝેરછે, કે જેને તમો ખરા ભાવથી આવકાર આપશો. મારી મતલબ કૅપ્ટન ડેલાંશીનેમાંટે જણાવવાનીછે. હું તેના કેટલા બધા આભારમાંછું, તે તો તમો જાણતાજ હશો. પ્યારા સિડની, સેબાસ્ટૉપૉલમાં હું જઇ આવી, તેવિષે નામદાર પાશાને મેં નકીં, પણ ડેલાંશીએ સઘળું જણાવ્યું હતું."

હૅઝલઉડે ફરીથી પોતાની ખુબસુરત અને સુખી બાયડીને ચાંપીને બથલગીરી કીધી, અને બોલ્યો, "વાહાલામાં વાહાલી કૅઠરાઇન! તારી વર્ત્તણુક કેટલી બધી વખાણવા-લાયકછે! અને, ઓહ! હવે હું મારી ઝેંદગીની છેલ્લી ઘડીસુધી તુંને સુખી કરવાનો યત્ન કરીશ. તારીસાથે મેં જે અપજસભરેલી ચાલ ચલાવીછે, તેમાંટે હું પોતે હવે મારા જીવને શ્રાપ દઉંછું: પણ મારી ખાતેરીછે, કે તેં મને તે સઘળું મુઆફ કીધુંછે. અને વાહાલી કૅઠ-રાઇન," તેણે લગાર ગંભીર આવાઝે કહ્યું, "જે બન્યુંછે, તેમાંથી પણ કાંઇ સારૂંજ પરિ-ણામ નિપજશે!—તેથી મારૂં હૈયું ફેરવાઇ ગયુંછેઃ તેથી હવે હું એક જુદોજ આસામી બની ગયોછું—અને તેથી હું હવે વધારે ભલો માણસ થઇશ!"

આ સઘળો વખ્ત કૅઠરાઇન નર્મ આંસુઓ પાડી રડતી ઉભી રહી હતી—તેણીનાં દેલમાં ઘણું લાગતું હતું—તેણી પોતાનું માથું પોતાના ખાવંદની છાતીઉપર નાખી ઉભી હતીઃ તેણી હવે ધીમે સાદે બોલી, "વાહાલા સિડની, બની ચુકેલા નાખુશ બનાવોનાં સંબંધનો હવે વધારે વિચાર ના કરો!"





## પ્રકરણ પર મું.

### છુપો જાસુસ.

કુંઠરાઇન, તેણીના બાપ અને તેણીના ભાઇવચ્ચેની મુલાકાત વેળા શું શું બન્યું, તેના વિગતે અહેવાલ અત્રે જણાવવાનાં આપણે અખાડાજ કરીશું. તોયે એટલું તો વાંચનારને જણાવવાની ઝરૂર જોઇએ છીયે, કે તે મુલાકાત ઘણી માયાભરેલી હતી, અને તે જવાન બાનુ પોતાના ખેશીઓના આમુજબે પાછો ભેટો થવાથી તેઓની છાતીઉપર પડીને ઝારઝાર રડી હતી. જ્યારે તેણી પાદરી ચુસાડિને મળી, ત્યારે તેણીએ તેને ગઇગુજરી બાબતમાટે મુઆફ કર્યું હતું,—તેજમુજબે મેજર હૅઝલઉડે પણ તેને ખરાં દેલથી મુઆફી બક્શી હતી. આ બ્રિટિશ અમલદાર અને તેના મિત્ર ઍડ્રિયન ડેલાંશીવચ્ચે થયેલો મેળાપ ઘણોજ મમતાભર્યો અને હર્ષભર્યો હતો. આ ઉદાર દેલનાં જવાન ફ્રેંચમૅને, કુંઠરાઇનતરફ જે સભ્યતાભરી અને ઉદાર ચાલ ચલાવી હતી, તેમાંટે હૅઝલઉડે તેના અતિયંત આભારો માન્યા; અને તેના કાનમાં હલુસે કહ્યું, "મારા વાહાલા ઍડ્રિયન, ખુબસુરત એલૅાઇસસાથે પરણીને તમે ઘણા સુખી થાઓ, કે જેણીનો હાથ મેળવવાને તમે પુરેપુરા લાયકછો."

આ ખુશહાલીને દિવસે સાંજના ઓમર પાશાએ એક ઘણી ભપકાદાર ખાણાંની મજલેસ ખોલાવી,—ખુશહાલીની આ મજલેસમાં તે નામદારે પોતાના તમામ એડી-કાંગોને, અને પોતાનાં લશ્કરના સર્વે મુખ્ય અમલદારોને નોત્યાં હતા. ટવારિક બે અને તેની વાહાલી મહેરદાર ઝિલ્લાહ પણ હાઝેર હતાં—તેમજ હૅઝલઉડ અને કુંઠરાઇન—અને ફ્રેંચ લશ્કરી વિભાગના કેટલાક અમલદારોની તથા ઑટોમન લશ્કરમાં નોકરી બજાવતા પૉલિશ અને હંગૅરિયન સરદારોની બાયડીઓ અને બેટીઓ, વગેરે બીજી ઘણીક બાનુઓ પણ ત્યાં પધારેલી હતી. વૉલમાર બાપબેટા અને ડેલાંશી પણ ત્યાં હતા: પણ પાદરી ચુસાડિ ત્યાં હાઝેર હતો નહીં—તે તો પોતાના ઓરડામાંજ રહ્યો હતો—કારણકે તેણે પોતાની બાકીની ઝેંદગી ધર્મક્રિયાઓ અને ધર્મી કામોમાંજ ગુજારવાનો હવે ઠરાવ કર્યો હતો.

આ મજલેસમાં નામદાર સેનાધિપતિએ કુંઠરાઇનને સિડની હૅઝલઉડની બાયડીતરીકે બધાં જણાઓસાથે પિછાણ કરાવી; અને અત્યારસુધી તેણીને હૅઝલઉડે પોતાની પણેતરતરીકે શામાંટે ઝાહેર કીધી નહતી, તેમાંટે થોડાક લાયક શબ્દોમાં પણ મોઘમમાંજ ખોલાસો હાઝેર રહેલાંઓઆગળ કર્યો. તે નામદારે જણાવ્યું, કે તેઓનાં લગ્નની "સરટિફિકેટ" છુપીથી ચોરી જવામાં, અને ઘણી કપિણરીતે તરકટ કરવાની મતલબથી થોડોક વખ્તસુધી દબાવી રાખ્યામાં આવી હતી, પણ આખરે તે ઝાહેરમાં આવવા પામી હતી, અને તેથી સઘળાં લાગતાંવળગતાંઓને તેથી બેહદ ખુશહાલી બરપા થઈ હતી.

વડા સેનાધિપતિજેવા અતિ મોભાદાર પુરૂષને મ્હોંથી આ હકીકત બહાર પડવાને સબબે મૅડેમ હૅઝલઉડને એક હકદાર બાયડીતરીકે એકદમ સ્વિકારવામાં આવી. એથી

ઝિલ્લાહનીજમુવાફિક બીજી બાનુઓ પણ કુંઠરાણીની દોસ્તીનેમાંટે ઉલટમંદ થઈહતી; જ્યારે લશ્કરના બીજા મોટા સરદારો આ ખુશ પ્રસંગનેમાંટે મેજર હૅઝલઉડને મુબારકબાદી આપવા પડયા, કે જે પ્રસંગનેમાંટેજ તે દિને આવી એક ભપકાદાર ખાણાંની મજલેસ ભેગી મળી હતી. બીજે દિને હૅઝલઉડે પોતાની બાયડીને અને પોતાનેમાંટે ચુર્પૅટારિયા ગામમાં એક લાયક ઘર ભાડે લીધું: અને પોતાના ઇંગ્રેજ એડી-કાંગે લશ્કરી ધારાનો અનાદર કરવાનો જે અપરાધ કીધો હતો, તેમાંટે તે નામદારે એક મુખનવટીક ત્યારપછી આપ્યો નહીં, એટલું અમારા વાંચનારાંઓને અત્રે જણાવવાની અગત્યછે.

ખાણાંની મજલેસનીજ રાત્રે મોડેથી વૅાલમાર બાપ અને બેટાવચ્ચે લાંબા વખ્તસુધી એક ઘણી અગત્યની વાતચિત ચાલી.

**વૅાલમાર**—"આપણ બન્નેવચ્ચે એક છુપી વાતછે, કે જે આપણે મ્હોંથી કદી પણ બહાર પડવી ન જોઇએ. આપણે હાથે જે બનવા પામ્યુંછે, તેમાંટે હું પોતે તો જરા પણ દેલગીર નથી. જે કારણસારૂં આપણે તેનીઉપર આપણો કીનો લીધોછે, તે આપણે ધારતા હતા, તેથી જુદુંજ નિકળી આવ્યુંછે—તોયે તેની ચાલ અતિ ઘાતકી અને નઠારે રસ્તે ઉતારનારી હતી."

**બૅસિલ**—"બાવાજી, તમો ખરૂં કહોછો! અને તેટલાંમાંટે તમારીપેઠે હું પણ આપણો કીનો લેવામાંટે જરા પણ દેલગીર થતો નથી."

**વૅાલમાર**--(ઘણા ગંભીર આવાઝે) "તોયે જે બનવા પામ્યુંછે, તેમાંટે હું હવે મારી નિખાલસ દેલની બેટીસાંમે જોવાને નાલાયકછું, તેમજ જે મોટાં માણસોની મંડળીમાં મારૂં આવી પડવું થયુંછે, તેઓમાં ભેળાવાને પણ હું તદન લાયક નથી. હવે શું કરવું, તેનો મેં વિચાર કરી રાખ્યોછે. હું બનતી જોગવાઇએ તરત ચુર્પૅટારિયા છોડી જઇશ: જાણે હું થોડીક મુદતનેમાંટે ત્યાંથી જતો હોઉં, તેવીરીતે હું કુંઠરાઇનથી છુટો પડીશ—પણ તે થોડા વખ્તનેમાંટે નહીં, પણ હંમેશનેમાંટેજ થશે! અને મારા વાહાલા બેટા, તારેથી પણ હું જુદો પડીશ—અને કદાપી એમ પણ બને, કે તે આપણી જુદાઇ આ દુનિયામાં ફરીથી આપણને પાછા ન મળવામાંટેનીજ થશે! હું કોઈ દુરદરાઝ રાજધાની—જેવી કે કદાચ **વિયેના**—કે કદાચ **પારિસ** જઇ ત્યાં એકાંતવાસમાં પડીને મારી વિદ્યાનેલગતી શોધખોળપછવાડે મંડીશ, કે જેથી બનેલા બનાવો થોડાઘણા હું ભુલી જાઉં—એવીરીતે કામમાં રોકાવાથી હાલ જેવો હું થયોછું, તેના દુઃખી વિચારમાંથી થોડોઘણો મોકળો થાઉં."

**બૅસિલ**—"અને મેં તો બાવાજી, મારેમાંટે કાંઇ જુદોજ વિચાર કરી રાખ્યોછે. આજપછી મારી તલવાર હું બહાદુર ટર્કોએ માથે ઉઠાવેલાં ખરાં અને ભલાં કામમાંજ વાપરીશ—અને તેમ કરતાં જો હું મરી જઇશ—કેમકે મને અગમચેતી થાયછે, કે રશિયનોનીસાંમે લડતાંજ હું માર્યો જનારોછું—તો મને એક જાતનો સંતોષ ઉપજશે, કે આપણાં સ્વદેશ પૅાલાંડે આ કરપિણ રશિયનોથી જે દુઃખો ખમ્યાંછે, તેનાં વેરમાં થોડાક ફટકાઓ લગાવ્યાપછીજ હું સુવોછું."

આ વાતચિતપછી બાપ અને બેટો પોતપોતાના ઓરડામાં સુવાને ગયા. બે દિવસો-પછી એક "સ્ટીમર" ત્યાંથી વાર્ના જવાને ઉપડનાર હતી, તેમાં પોતાના બેટા અને બેટીને મળી ભેટીને બુઢો વૅાલમાર યુપૅટારિયાથી ઉપડ્યો. પોતે હજીતો બાપને મળી નહીં, તેટલાં થોડાજ વખ્તમાં આ રીતે તેનેથી છુટાં પડતાં ફ્રેડરાઇનને ભારે દુઃખ ઉપજ્યું, પણ પોતાની નાદરોસ્ત તબિયતનેમાટે હવા ફેરફાર કરવાની ઘણી ઝરૂરછે, એવું બહાનું કાહાડીને, અને તેઓ જલ્દી પાછા મળશે, એવી ખોટી આશા આપીને વૅાલમાર ઉપડી ગયો. પોતાનાં વાહાલાં બચ્ચાંઓને હવે કદી પાછાં તે જોવા પામશે નહીં, એવા વિચારથી બુઢા વૅાલમારનું દેલ અંદરથી ફાટફાટ થતું હતું; તોયે તેણે પોતાની લાગણી બહાર પાડી નહીં, પણ દેલમાંજ તે છુપાવી રાખી;—અને દેશ છોડી જવામાં તેની મતલબ ખોટી હતી, તે ફ્રેડરાઇને કે તેણીના ખાવંદે જાણી નહીં.

આમુજબે જે દિવસે વૅાલમારે યુપૅટારિયા છોડયું, તેજ દિવસે બૅસિલને ટર્કિશ લશ્કરમાં એક મેજરની પદ્વીઉપર નેમવામાં આવ્યો: અને કૉન્સટેન્ટિનોપલખાતેથી વધારાનું એક લશ્કર આવી પુગ્યું હતું, તેમાંની એક ઘોડેસવાર રીજમીટમાં તેને અમલદારતરીકે નેમવામાં આવ્યો. યુપૅટારિયાખાતે બે દિવસો ગુજાર્યાપછી ઍડ્રિયન ડેલાંશીને ઓમર પાશાએ સોંપેલા પયેગામો લઈ જનરલ કૅનરૉબર્ટઆગળ પાછો ફરવાની ફરૂઝ પડી: પણ જ્યારે તે ઑટોમન વડા સેનાધિપતિથી જવાની રજા લેવા ગયો, ત્યારે તેણે ફ્રેડરાઇનતરફ જે બહાદુરીભરેલી અને ઉમદા ચાલ ચલાવી હતી, તેથી તેનેથી ખુશ થઈને એક દોસ્તતરીકેની ચાહના અને માનનેખાતર તે નામદારે ઘણી કીમતી બખ્શેશોથી તેને નવાઝ્યો.

જે "સ્ટીમર"માં બુઢો વૅાલમાર વાર્ના ઉપડી ગયો હતો, તેજ "સ્ટીમર"માં યુસાફ પણ ગયો હતે; પણ તેટલાં તે ઘણો બીમાર થઇ ગયો—જે દિવસે સેબાસ્ટૅાપોલનાં દેવલમાં ઘંટ તુટી પડયો હતો, તે દિવસથી તેનાં મગઝઉપર ભારે અસર થવા પામી હતી, અને તેનાંજ દબાણથી તે હમણાં બીમાર થઈ ગયો હતો. તેટલામાટે પોતાની તબિયતના સુધારાનેમાટે તે યુપૅટારિયાખાતે એક મકાનમાં રહ્યો, કે જે મકાન તેના વપરાસસારૂ ઓમર પાશાએ તેને આપ્યું હતું.

જે બનાવોવિષે આપણે હમણાં જણાવ્યે છીયે, તેની થોડા દિવસોપછી યુસાફ તાઝી હવા ધોરવાને પેહેલવેહેલો પોતાનાં મકાનમાંથી બહાર નિકળ્યો. માર્ચ મહિનાનો તે એક બહુ રળિઆમણો દહાડો હતો, અને બપોરનો વખ્ત હતો: વસંતઋતુનો બહાર ક્રિમિયામાં ખિલી રેહેલો હતો; દરિયાતરફથી પવનની ખુશ અને તાઝી લેહેરી ફુંકતી હતી—યુપૅટારિયાના બાગોમાં ઝાડોઉપર પાંદડાંઓ ફુટી નિકળ્યાં હતાં—કયારાઓમાં ફુલો પોતાનો બહાર દેખાડતાં હતાં. યુસાફ ફરતોફરતો કેલ્લાની પાળઉપર ગયો, અને ત્યાં ફરવા લાગ્યો—તાઝી હવાથી તેને તાઝગી લાગતી હતી—અને તેથી તે બનતી પેહેલી તકે યુપૅટારિયા છોડી જવાનો વિચાર મનમાં કરતો હતો: બીજા કોઈ એવાં દેશમાં તે જવા ઇચ્છતો હતો, કે જ્યાં લડાઇને કશો સંબંધ નહોય. ત્યાં જઈ તે પોતાની બાકીની ઝેંદગી પશ્ચાતાપમાં અને શાંતીમાં ગુજારવાનો એરાદો કરતો હતો.

તે કોટના માંહેલા ભાગઉપર જ્યારે જતો હતો—ત્યારે અવારનવાર ટર્કિશ સંત્રીઓ પોતાની બંદુકો ખભે મારીને પહેરાઉપર એમથીતેમ ફરતા તેનીપાસેથી પસાર થતા હતા—

આ વેળા અતિ સાદાં અને હલકાં કપડાંમાં સજ થયેલા એક ઉંચા કદના પુરૂષઉપર યુસાડિની નઝર પડી. તેનો પુશાક એક ટારટર ગામડિયાનાજેવો હતો. પાદરી આ વેળા પોતાના વિચારોમાં જોકે ઘણો ચક્ચુર હતો, છતાં જાણે તે એક રઝળતો લોફો હોયએવો ખોટો દેખાવ ધારણ કરતો યુસાડિને જણાયો. થોડીક "મિનીટો"સુધી તો તે યુસાડિની આગળઆગળ ચાલ્યા કીધો: એક લાકડીને છેડે એક ન્હાનું પોટળું ખોસી તે તેણે પોતાને ખભે મારેલી હતી; અને એક ટુંકી "પાઈપ"માંથી તંબાકુ પીતો હતો, કે જેમાંથી નિકળતો સુફેદ ધુમાડો આસપાસ બધે પથરાઈ જતો હતો. ટર્કિશ સંત્રીઓ તો તેને એક ખરેખરો ટારટર ગામડિયોજ સમજતા હતા, યાને યુપેટોરિયાની પડોશનાં ટારટર ગામડાંઓમાંના એકમાંનો ખેડુત તેઓ તેને ધારતા હતા.

તરતજ આ શખ્સે એક ઢોળાવવાળા પગરસ્તાઉપરથી ઉતરવા માંડયું, કે જયાંથી ગામમાં જવાતું હતું; આએજ વેળા પેહેલવેહેલી વખ્ત યુસાડિને તેનો ચેહેરો જોવાની તક મળી. તેને એક મોટી કાળી દાઢી ઉગેલી હતી, કે જેથી તેનાં મ્હોડાંનો નિચલો આખો ભાગ ઢંકાઇ ગયો હતોઃ પણ ઉપલા ભાગનો બાજુનો ચેહેરો જોતાં યુસાડિને લાગ્યું, કે તેને આ શખ્સને કેથે જોયલો હતો. તેથી તેને લગાર ચટાપટી થવા લાગી, અને તેથી તેણે પણ બીજા ઢોળાવદાર પગરસ્તે નિચે ઉતરવા માંડયું. જોકે ઉપરથી તો આ રસ્તા જુદાજુદા જતા હતા, પણ છેડે તેઓ પાછા એકઠા મળતા હતા. અને આખરે તેમુજબે તે રસ્તાઓને છેડે તેઓ એકબીજાને પાછા મળ્યાઃ યુસાડિને જોઇને તે કાળી દાઢીવાળો શખ્સ ચોંકયો—અને યુસાડિએ પણ તેને તરત પિછાણ્યો.

એઉપરથી તે શખ્સ ઘણા ધીમા સાદે બોલ્યો, "તમે મને ઉંધાડો પાડશો નહીં? યાદ રાખજો! તમોએ મને ઘણું નુકશાન કર્યુંછે—તમે મને પાયમાલ કરી નાખ્યોછે!"

**યુસાડિ**—"ખચિત, મારેથી તમોને નુકશાની તો થઇજ હશે. મારી પુઠેપુઠે થોડે છેટે આવો—પણ ખબરદાર, જો નાસી જવાની કોશેશ કીધીછતો!"

**બીજો**—"તમે આગળ ચાલો, હું પણ ખચિત તમારીસાથે કાંઇ વાત કરવા માંગુંછું."

તેઉપરથી યુસાડિએ આગળ ચાલવા માંડયું—પણ રખેને પેલો કાળી દાઢીવાળો પુરૂષ પોબારા ગણી જાય, એવી ધાસ્તીથી તે વારંવાર પોતાનું ડોકું ફેરવીને તેનીગમ જોતો હતો. તેણે પોતાનાં ઘરગમનો રસ્તો ધર્યો, કે જે શેહેરના એક એકાંત ભાગમાં આવેલું હતું; જે ઝુપડાંમાં તે રેહેતો હતો, તેની માલેકણ એક બુઢી સ્ત્રી હતી; તેણી તદ્દન બેહેરી હતી, અને આંખે પણ ઘણું થોડું ઝારતું હતું, તેટલામાંટે તેણીને કશો શક ન જશે, એમ તે જાણતો હતો. તે કાળી દાઢીવાળો શખ્સ તેનીપુઠે તેના ઓરડામાં દાખેલ થયો; અને પછી બારણું ઢાંકીને યુસાડિએ કહ્યું, "કરનલ એલમાર્નોફ, તમે યુપેટોરિયાની સરહદમાં આમુજબે છુપો લેબાશ પેહેરીને શામાંટે આવ્યાછો, તે હવે મને જણાવો."

રશિયન શાહનશાહનો તે એડી-કાંગ બોલ્યો, "આપણે બંધેએ પોતપોતાનો ખોલાસો કરવો પડશે, કારણકે તમોએ પેલા દસ્તાવેઝનાં સંબંધમાં મારીસાથે આવો નઠારો દગો શામાટે કર્યોછે, તે જાણવાને હું ઘણો આતુરછું."

યુસાડિ—(ભારે ગંભીરાઇથી) "કારણકે, કરનલ એલમાનૉફ, પેલા વૉલમારોઉપર ભારે ગઝબો ગુજારવામાં આવ્યા હતા!—અને જાણે તે ગઝબો થોડા હોય, તેમ વળી વધુ ગઝબ તે બાપડાઓઉપર ગુજારવામાં આવનાર હતો, કે જે જોવાને મારૂં અંતઃકરણ ના પાડતું હતું."

કરનલ એલમાનૉફ—(લગાર ધિક્કારથી અને મસ્ખરીની ઢબે) "દોસ્ત પાદરી, તમારૂં અંતઃકરણ હમણાં ઘણું નર્મ થતું જતું દેખાયછે!"

યુસાડિ—(કરડાપણાંથી) "સાહેબ, તમારી કરડી ટીકાઓ કરવાના મૌકુફ કરો, અને યાદ રાખજો, કે હમણાં તમો પુરેપુરા મારા સપાટામાં સપડાયલાંછો. તમે આ છુપો વેષ શામાંટે ધારણ કર્યોછે, અને યુર્પેટોરિયામાં તમો શા કારણસારૂં આવ્યાછો, તે જાણવા હું માંગું છું: પણ ખરેખર મને એટલુંબી પુછવાની શી અગત્યછે, મારે સમજી જવું જોઇતું હતું, કે તમો એક છુપા જાસુસતરીકે આ રીતે અત્રે આવ્યાછો——"

એથી ગભરાઇને એલમાનૉફે યુસાડિને બોલતો અટકાવ્યો, અને કહ્યું, "મુગા રહો! ખુદાને ખાતેર ચુપ થાઓ! શું તમો પોતે પણ એક રશિયન નથી?—અને તમે શું તમારા એક વતનીને માર્યો ગયેલો જોવાને ખુશીછો? વળી તમારીજ તકસીરનેલીધે મને અત્રે આમુજબ આવવું પડ્યુંછે——"

યુસાડિ—"મારી તકસીર? અને કદાચ તેમ બને પણ!—ઠીક, આગળ ચલાવો—તમારો ખોલાસો પુરો કરો."

કરનલ એલમાનૉફ—"સિમફેરૉપોલખાતે મારો મહેરબંદ પયેગ્રામ લઈ જઇ નમકહલાલીથી તે પહોંચાડવાનું માથે લઈ તમો ઑર્ટા આલબાનમાં મને છોડી ગયા. તમારાં મનમાં દગોછે, એમ એક ઘડીભર પણ મને શક આવ્યો નહીં. બીજે દિને હું પોતે પણ સિમફેરૉપોલ આવી પુગ્યો,—ત્યાં આવ્યાપછી મને ખબર મળી, કે તે ગામમાં લશ્કરી સરદાર જનરલ ઑસ્ટેન સાકેને પોતાનું તરત વેળા વડું મથક કીધું હતું, તેઉપરથી મેં એમ ધાર્યું, કે તે શેહેરમાં વડા લશ્કરી અધિકારીતરીકે જનરલને પોતાને તમોએ તે 'પાકેટ' સ્વાધિન કીધું હશે. મનમાં એમ ચોકસ માનીને હું તે જનરલનાં મથકઉપર ગયો, તેને એવો કોઇ પણ પયેગ્રામ કે દસ્તાવેઝ બીલકુલ મળ્યો નથી, એમ જ્યારે તેણે મને જણાવ્યું, ત્યારે મને કેવો ગભરાટ થયો હશે, તેનો વિચાર તમોજ કરો! મેં તેનું શું કર્યું હતું, તે કબુલ કરવાની મને હવે ફર્ઝ પડી,—મેં જણાવી દીધું, કે તે મેં એક શખ્સને સોંપ્યો હતો, કે જેને હું મારો દોસ્ત ધારતો હતો, અને જેણે તે થાવું પહોંચાડવાની મને કબુલાત આપી હતી. આ સાંભળી મારી ગફલતીમાંટે તે જનરલે તરત મને કેદ કરાવ્યો, અને જણાવ્યું, કે હું જે દોસ્તનેમાંટે જણાવતો હતો, તેના આવી પુગવામાંટે તે મને અડતાળીસ કલાકોની મેહેતલ આપશે—અને જો તેટલા વખતમાં તે દસ્તાવેઝ તેને ન મળશે, તો મેં ઘણો ભારે દગો કીધોછે, અથવા પુષ્કળ ગફલતી કીધીછે, એમ ધારી તેને જે વાજબી લાગશે, તેવી સઝા તે મને કરશે. અડતાળીસ કલાકો તો વહી ગયા—અને દસ્તાવેઝ તો આવી પુગ્યો નહીં—વળી વૉલમારોની પણ ખબર મળી નહીં, કે જે મેળવવામાંટે જનરલ ઑસ્ટેન-સાકેને મારાં જણાવ્યાથી શોધ કરનારી ટોળકીઓને બધેબધ મોકલી આપી, અને જો તેઓને વૉલમારો મળે, તો પકડી લાવવાનો હુકમ આપ્યો. જન-

રશ તો મારીઉપર ઘણોજ ખફા થઈ ગયો હતો. પેહેલાંતો તેણે મારી લશ્કરી તપાસ કરવાનો વિચાર કર્યો, અને તેમ જો કરવામાં આવતે, તો મને તરત મોતની ટેપ મારવામાં આવતે. પછી વળી તેણે મને જ્યાંસુધી આ બાબતમાં ઝાર આલેકઝાંડરનો જે હુકમ થાય, તે જાણવાતુલિક જીવતો પણ કેદ રાખવાનું ઠરાવ્યું. મેં મારી જીંદગી બચાવવાને તેના ભારે કાલાવાલા કર્યા—મારીઉપર દયા બતલાવવાને ઘણી આજીજી કીધી, અને મારી ગફલતી અને, યુસાફિ, તમારા દગાથી જે ભયંકર પરિણામ નિપજ્યું હતું, તેમાંથી મને બચાવી લેવાને તે જનરલને ઘણું સમજાવ્યું."

યુસાફિ—(દેલગીરીથી) "હા, તમો એવી ખરાબ હાલતમાં આવી પડશો, તેનો તો તે વેળાએ મેં જરા ખ્યાલવકીક કીધો નહતો."

**કરનલ એલમાર્નોફ**—"જનરલ ઑસ્ટેન-સાકેને મને જણાવ્યું, કે સેંટ પીટર્સબર્ગખાતે આ સઘળી બાબતનો તરત 'રીપૉર્ટ' કરવાની ફર્જથી તે બંધાયલો હતો: તોયે આ બાબતસર શું હુકમ મળેછે, તે જાણવાસુધીના વખતમાં—તેણે મને એક કામ સોંપ્યું, અને તે બજાવવામાં જો હું ફતેહ પામું, તો પછી તેણે મારી જીંદગી અને છુટકારાનેમાટે વચ્ચે પડવાનું માથે લીધું. આ કામ એવું હતું, કે તેમાં જીવ જવાનો ઓહો હતો; તોયે મેં ધાર્યું, કે કદાચ તેમાં હું ફતેહ પણ પામું—અને વળી મામલો જીવ સટોસટનો હતો! ટુંકમાં જણાઉંછું, કે તે કામ માથે ઉઠાવવાની મેં હા પાડી;—તેઉપરથી ઘોડેસવારોની એક ટુકડી મને ચોકસ તફાવતસુધી પહોંચાડી ગઈ, કે જ્યાંથી હું, જેમ તમો મને હમણાં જુઓછો, તેમ છુપા વેષમાં યુપૅટારિયા આવ્યો: હવે હું આં શા કારણસર આવ્યોછું, તેની અટકળ કરો. અને યુસાફિ, હવે તમે મને ખુલ્લો પાડીને ફસાવી મારશો?"

યુસાફિ—(ઘણી દેલસુઝીથી) "ખુદા ન દેખાડે—નહીં! મને જરા પણ ખ્યાલ નહતો, કે મારી ચાલથી તમોને આટલું બધું ખમવું પડશે! જાઓ કરનલ એલમાર્નોફ—બીફેકર સીધાવો! પણ જરા થોભો! મેં જેમ હમણાં કીધુંછે, તેમ હું તમારી આગળઆગળ ચાલું—હું તમોને શેહેરના દરવાઝાસુધી લઈ જાઉં, કે જયાંથી પછી ઘણી સેહેલાઇથી તમો બહાર નિકળી જઈ શકશો. આહ! પણ તમે શેહેરમાં ફરીને જેજે અવલોકનો કરી લખી લીધું હોય, તેનેલગતાં સર્વે કાગળિયાંઓ પ્રથમ તમોએ મને હવાલે કરી દેવાં જોઇએછે, એટલી શર્ત હું પેહેલાં તમારીપાસેથી કરી લેવા માગુંછું."

**કરનલ એલમાર્નોફ**—(પોતાના કપાળઉપર આંગળાં ઠોકીને) "તે તો બધું આં લખી લેવામાં આવ્યુંછે. પણ જો તમો મને રસ્તે પાડશો, તો ઝરૂરની વખતે તમો મને મદદગાર થઇ પડશો—જો કોઈ સંત્રી મને પસાર થવા દેવાને ના પાડે, તો તમો તેને બે બોલ કેહેશો, તો તે મને જવા દેશે——"

યુસાફિ—"હા, તે બધું તો ખરૂં, પણ જો આ બનાવથી ટર્કોના હકમાં કાંઇ ખોટું થશે, તો, કરનલ એલમાર્નોફ, મને જન્મસુધીનો પસ્તાવો રહી જશે——"

**કરનલ એલમાર્નોફ**—"તમોએ મારીઉપર જે ઉપકાર કર્યોછે, તે ધ્યાનમાં રાખીને હું કામ કરીશ, માટે તમોએ જરા પણ તેની ફેકર રાખવી નહીં! વળી, મને લાગેછે, કે ટર્કો પોતાનો બચાવ કરવાને ઘણાજ શક્તિવાનછે. લે ચાલો, હવે આપણે ચાલવા માંડયે."

પછી કરનલ અને પાદરી બંધે ઝુંપડાંમાંથી બહાર પડ્યા; અને થોડે દુર ચાલ્યા-પછી, તે છુપા વેષવાળો રશિયન પોતાના હમવતનીથી થોડાંક પગલાં પાછળપાછળ ચાલવા લાગ્યો. આ રીતે જયાંસુધી સર્વેથી નઝદીકના દરવાઝાનીપાસે આવ્યા, ત્યાંસુધી તેઓ આગળ વધ્યા ગયા. પણ આ વખ્તે એક ઘોડેસવારને મારતે ઘોડે તેઓનીતરફ દોડ્યો આવતો તેઓએ દિઠો; અને થોડીજ પળોમાં તે ચુસાડિની છેક પાસે આવી લાગ્યો—અને પોતાના ઘોડાને થોભાવ્યો—તે સિડની હૅઝલઉડ હતો.

તે અતિયંત ઉસ્કેરાયલી હાલતમાં હતો; તે બોલી ઉઠ્યો, "મારી બાયડી, ચુસાડિ! મારી કૅરાઈન! તેણીને અને બીજી બે બાનુઓને ખુલ્લાં મયેદાનમાં રશિયન ઘોડેસવારોની એક ટુકડીએ પકડીને બંદીવાનોતરીકે લઇ ગયાછે!"

ચુસાડિ—(હેબતી જઇને) "બંદીવાન કીધીછે?"

હૅઝલઉડ—"હા! પણ બાજુ થાઓ! હું પાશાઆગળ જાઉંછું!"

પણ આ વેળા ચુસાડિને એકાએક વિચાર આવી ગયો, અને તે પોકારી ઉઠ્યો, "સબુર કરો! તેઓની સલામતીના સાનમાં આ શખ્સને પકડો!"—એમ બોલી તે-કરનલ એલમાનૉફનીઉપર કુદી પડ્યો, કે જે આ વેળા જાણે કોઇ પારકો શખ્સ હોય, એવું ડોળ ઘાલીને ત્યાંથી પસાર થઇ જતો હતો.





# પ્રકરણ ૫૩ મું.

## તપાસ.

યુસાડિનું આ વિચિત્ર કામ જોઇ, મેજર હૅઝલઉડને અજાયબી ઉપજી, અને તેથી તેણે તરત પોતાના ઘોડાને થોભાવ્યો, અને ઘડીભર તે પોતાની બાયડીનાં પકડાઇ જવાનું દુ:ખ પણ ભુલી ગયો. આમ શામાટે યુસાડિએ કર્યું હતું, તેની તેને કશી સમજ પડી નહીં; ઘડીભર તે સમજ્યો, કે તેની નિર્દય મશ્કરી કરવામાં આવી હતી; કારણકે રશિયનોએ જે ત્રણ બાનુઓને કેદ પકડી હતી, તેઓને પાછી છોડી દે, અથવા તેઓતરફ માયાથી વર્તવામાં આવે, એવા ઇરાદાથી એક ગરીબ અને હાલહવાલ કપડાંવાળા ટારટર ખેડુતને પકડીને સાનમાં રાખવો, એ મશ્કરી કરવાજેવુંજ તેને લાગ્યું. પણ ઝાઝો વખત તેને એમ શકમાં રાખવામાં આવ્યો નહીં; યુસાડિ કે જેણે રશિયન એડી-કાંગને ઘણો મઝબુત પકડી રાખ્યો હતો, તે બોલી ઉઠ્યો, "આ એક મસ્કૉવીટ અમલદારછે! એ કરનલ એલમાનૉફ્છે!"

આ નામ હૅઝલઉડને તરત યાદ આવી ગયું. અને "એલમાનૉફ્!" એમ બોલતાંજ તે તરત ઘોડાઉપરથી નિચ્ચે કુદી પડ્યો.

જેવો યુસાડિએ તેને પકડ્યો, કે તેના હાથમાંથી છટકવાને એડી-કાંગે જીવઉપર આવીને ભારે તાણતોડ કીધી. પણ આ વેળા તે પાદરીનાં અંગમાં જાણે એક હઝાર માણસોનાજેવું ઝોર આવી ગયું હતું; અને જોકે ઉશ્કેરાઇને અર્ધા દીવાનાજેવા થઈ ગયેલા એલમાનૉફે તેને ઘણોક ઠપકો આપ્યો અને ગાળો દીધી, છતાં તેણે તેને ખુબ ચિબ્બડ પકડી રાખ્યો. પણ તરતજ હૅઝલઉડે તેને પોતાના મઝબુત હાથેથી કંમરમાંથી પકડ્યો; અને ઝમીનઉપર પટક્યો. તેજ ઘડિએ એક ટર્કિશ નાયક, બે સેપાહોસાથે તે જગ્યાઉપર આવી ચઢ્યો, અને તેઓએ પછી કરનલ એલમાનૉફને બંદીવાન કર્યો.

પોતાના ઘોડાઉપર ચઢતાંચઢતાં, મેજર હૅઝલઉડ બોલ્યો, "એને સરદારપાસે લઈ ચાલો! હું તમારીઆગમચથી જઇ જે બન્યુંછે, તેવિષે તે નામદારને ખબર કરૂંછું."

જલ્દી તે બ્રિટિશ મેજર મારતે ઘોડે ત્યાંથી નિકળી ચાલ્યો: થોડીક "મિનીટો"માં તે ઓમર પાશાના મથકઉપર પુગ્યો; અને તરતજ તે નામદારની મુલાકાત લીધી.

"નામદાર સાહેબ, મેહરબાની કરીને મારૂં કેહેવું સાંભળશો?" તે એટલો તો ઉશ્કેરાઇને અને ઉતાવળે બોલતો હતો, કે તેથી સેનાધિપતિને તેમજ તેનીઆગળ હાઝર રહેલા તેના એડી-કાંગોને ઘણી અજાયબી લાગી. "મારી બાયડીને--તેમજ તમો નામદારનાં લશ્કરમાંના બે પૉલિશ અમલદારોની બાયડીઓને--બંદીવાન કરવામાં આવીછે! ગઈ કાલે જે રશિયન ઘોડેસવારોની એક ટુકડી ત્યાંથી થોડે તફાવતે ભમ્યા કરતી જણાતી હતી, તે જ્યાં

આ ત્રણે બાનુઓ ફરતી હતી, ( જુઓ ચિત્ર ૨૪ મું.) ત્યાં બે 'માઇલો'ને છેટેથી એકાએક દોડી આવી--અને તેણીઓને પકડવામાં આવીછે."

આ વેળા બૅસિલ વૉલમાર પણ સેનાધિપતિના મુલાકાત લેવાના ઓરડામાં હાઝેર હતો, તે પોકારી ઉઠયો, "શું ? મારી બેહેન રશિયનોના હાથમાં પકડાઇછે ?"

**ઓમર પાશા**—"મેજર વૉલમાર, એકદમ જાઓ, અને તમારી ઘોડેસવાર ટુકડીને તમારી સરદારીતળે લઇ—તેઓની પુઠ પકડો. તમારાં ધ્યાનમાં જે વાજેબી લાગે, તે કરજો. જો તેઓના પકડનારાઓના હાથમાં તમો તેણીઓને જુઓ, તો કાંઇ પણ કરીને તેણીઓને છોડવજોઃ પણ જો તેઓ અત્યારઆગમચના દુર નિકળી ગયા હોય, તો થોડા વખ્તનેમાંટે સુલેહનો *સુફેદ વાવટો આગળઆગળથી મોકલી આપજો—દુશ્મનોસાથે વાત કરજો—અને જો આ બાનુઓને છોડવામાં આવે, તો આપણે હાથ આવેલા તેઓના ઉંચી પદવીવાળા અમલદારોને પણ આપણે છુટકારો બખ્શશું."

હૅઝલઉડ—"મારા લૉર્ડ, એક શબ્દ કેહેવાની રઝા આપશો ? આપણા હાથમાં હમણાંજ એક વઝનદાર આસામી કૈદ પકડાયોછે, અને તેને સાનમાં રાખ્યામાં આવ્યોછે ! બીશક, તે આ ગામમાં છુપા જાસુસનું કામ કરતો હતો ! તે કોઇજ નહીં, પણ કરનલ એલમાનૉફ પોતેજછે !"

**ઓમર પાશા**—"આહા ! ઝારનો એક એડી-કાંગ ? તોયે પણ મેજર હૅઝલઉડ, તમો તમારી ઘોડેસવાર ટુકડીને તૈયાર કરવામાંટે જાઓ; અને કુચ કરવાને તમો તૈયાર થશો નહીં, તેટલાં હું તમોને બીજા વધુ હુકમો મોકલી આપુંછું."

આઉપરથી બૅસિલ વૉલમારે વાંકા વળી નમન કર્યું, અને તરત તે ઓરડો છોડી ગયો.

**ઓમર પાશા**—"હવે, મેજર હૅઝલઉડ, આ બાબતવિષે અમોને વિગતવારે જણાવો."

**મેજર હૅઝલઉડ**—"મારા લૉર્ડ, તમો નામદારના ફર્માવ્યામુજબે હું ચોકાસી રાખનારી ટોળીઓપાસેથી પેલા લ્હાંસાં ભટકતા કોસૅકો કંઇ વધારે નઝરે પડયા હતા, કે નહીં તે જાણવાનો 'રીપૉર્ટ' મેળવવામાંટે બહાર ફરતો હતો—તેટલાં તપાસ રાખનારી આપણી ઘોડેસવાર રીજમીટના બેએક સવારો દોડતા મારીઆગળ આવ્યા—અને મને ખબર કીધી, કે રશિયનોએ એકાએક દેખાવ દીધો હતો, અને આપણી ત્રણ બાનુઓને પકડી ગયા હતા. તે બાનુઓનાં આપવામાં આવેલાં વર્ણનઉપરથી તેણીઓ કોણ હતી, તે મેં તરત પારખ્યુંઃ કારણકે મેં મારી બાયડીને તે બીજી પકડાયલી બે બાનુઓસાથે ફરતાંહરતાં આગળ જોઈ હતી. હું તરત તેબાબે તમો નામદારને ખબર કરવાને શેહેરમાં મારતેઘોડે પાછો આવતો હતો,—તેટલાં મને પાદરી યુસાડિ રસ્તામાં મળ્યો ; જે બનાવ બન્યો હતો, તે મેં તેને જણાવતાંજ તે હાલહવાલ કપડાંવાળા એક શખ્સઉપર કુદી પડયો, કે જે તે વખ્તે ત્યાંથી પસાર થતો હતો, અને જે પછવાડેથી કરનલ એલમાનૉફ માલુમ પડયો."

પોતાની કૅઠરાઇનસાથે પકડાયલી તે બીજી બે પૉલિશ બાનુઓનાં નામો હૅઝલઉડે કહી સંભળાવ્યાં ; જેઉપરથી તેઓના ધણીઓને મથકે તરત ખબર મોકલવામાં આવી,—

* જુઓ નોટ ૬૫ મી.

અને જો તેઓની મર્ઝી હોય, તો બૅસિલ વૉલમાર, જે પોતાની બાશિબાઝુકોની ટુકડી-સાથે આ શોધખોળ કરવામાટે જનાર હતો, તેનીસાથે તેઓને પણ જવાની રઝા આપવામાં આવી. હજીતો વડા સેનાધિપતિએ આ પયેગામ મોકલ્યો નહીં, તેટલાં તે ઓરડામાં કરનલ એલમાર્નૉફ્‌ને લાવ્યામાં આવ્યો; પેલોજ નાયક, પોતાના થોડાક સેપાહેસાથે તેને ત્યાં લાવ્યો હતો, અને તેઓનીપછવાડે યુસાડિ પણ ત્યાં આવ્યો હતો.

હવે એલમાર્નૉફની વર્ત્તણુક ઘણી હેમતી ને દ્રઢતાભરેલી થઇ; તે જતુની તુચ્છતા-રસાથે મક્કમ અને શાંત મને ઉભો: જીવઉપર આવીને તે હવે બીનદહશત ઉભો રહ્યો, પણ તેની આ હેમત અને દ્રઢતામાં અર્ધ જંગ્લીપણું હતું; તેમાં સુધરેલી રીતનું ઉદારપણું નહતું. પાદરીના ચેહેરાઉપર ઘણી ગમગીની ફેલાઈ ગયેલી હતી; તેનો ઉશ્કેરાયલો જીવ હવે શાંત થયેલો હતો.

પોતાની ગાદીઉપર સેનાધિપતિ ઠંડા પણ મોભાથી બેઠેલો હતો—ટવારિક બે અને હૅઝલઉડ, તેમજ તેના રેસાલાના આસરે અર્ધો "ડઝન" અમલદારો, સભ્યતાથી થોડે દુર ઉભેલા હતા.

ઓમર પાશા—"એને કેવી રીતે પકડવામાં આવ્યોછે?"

આ સાંભળી પાદરી યુસાડિ થોડાં પગલાં આગળ વધ્યો, અને ઑટૉમન વડા સરદારને ઘણાંજ નમીને સલામ કરી બોલ્યો, "મારા લૉર્ડ, આજના બનાવમાટે બીશક મને મોટો ઠપકો ઘટેછે: છતાં હું તે બધું ખુલ્લાં દેલથી સાચેસાચું જણાવી દઉંછું, અને તેમાટે તમો નામદારની દયામાટે આઝેજી કરૂંછું."

ત્યારપછી એલમાર્નૉફ્‌ને તેણે ટારટર છુપા લેબાશમાં કેવીરીતે ઓળખી કાહાડયો હતો, તેનું વિગતવારે બ્યાન કરી સંભળાવ્યું—તેને પોતાને ઘર કેવીરીતે લઇ ગયો, તે કહી જણાવ્યું—અને એક રશિયન જાસુસતરીકે કેવા દુષ્ટ વિચારથી તે યુર્પૅટારિયામાં આવ્યો હતો, તે ચોકસ દયાળુ લાગણીનેલીધે છુપી રાખવાને તેનું દેલ લલચાયું હતું, તે પણ તેણે કહી સંભળાવ્યું.

હવે પાશાની વધારે નઝદીક આવીને, અને ઘણાજ ધીમા સાદે યુસાડિએ સરદારને કહ્યું, "પણ જ્યારે મેં જાણ્યું, કે મૅડેમ હૅઝલઉડ રશિયન ઘોડેસવારોની એક ટુકડીને હાથ પકડાઇછે—અને બીશક તે તેજ ટુકડી હતી, કે જે એલમાર્નૉફ્‌ને ટર્કિશ ચોકીઓની નઝદીકસુધી પહોંચાડવા આવી હતી—ત્યારે હું મારા જીવઉપર વધુ વાર કાબુ રાખી શક્યો નહીં: મને ફક્ત તેજ બાનુનો વિચાર આવ્યો, કે જેણીએ અત્યારઆગમચ રશિયનોને હાથે ઘણું દુઃખ ખમ્યું હતું, અને તેઓ કદાચ હવે તેણીના બાપ અને ભાઈના છટકી જવાનો ભારે કીનો તેણીનીઉપર લેવાને ચુકે નહીં. રશિયન નામ ધરાવનાર કોઇ પણ શખ્સસાથે હવે વધુ વાર કોઇ પણ જાતનો સંબંધ નહીં રાખવો, એવું મને લાગ્યું—તે નામનેજ હવે હું ધિક્કારૂંછું, અને તે સાંભળતાંજ મને ક્રોધ ઉપજેછે—તો જોકે કમનસીબે મારૂં નામ પણ એક રશિયનજછે, અને હું પોતે પણ એક રશિયનજછું!—અને તેઉપરથી મેં તે જાસુસને પકડયો."

**ઓમર પાશા**—"અને, યુસાફિ, તેમ કરવામાં તમે ઠીકજ કીધુંછે: પ્રથમમાં તમે એને બંચાવવામાં અને છુપાવવામાં તમારી ફર્જથી લગાર દુર ગયા હતા, પણ તેવિષે હવે આપણે વધુ બોલીશું નહીં. તમોને મુઆફ કરવામાં આવેછે;—અને હું આ દયા જે તમારીતરફ દેખાડુંછું, તેનો મુખ્ય સબબ એજછે, કે તેમ કરવામાં તમારો હેતુ ફક્ત દયા દેખાડવાનો હતો, જેમાંટે હું તમોને ઉલટી શાબાશી આપુંછું."

ફરીથી યુસાફિએ અતિ ઘણાં માનથી ટર્કિશ વડા સેનાધિપતિને કુરનેશ બજાવી: અને પછી એક બાજુએ જઇ ઉભો.

પછી ઓમર પાશાએ સવાલ કર્યો, "આ બંધવાના ઝાડા લીધામાં આવ્યાછે ?"

ચોકીદારોના નાયકે જવાબ દીધો, "નહીં, મારા લૉર્ડ. અમો એને પાધરો આપ નામદારતીહજુરમાંજ લાવ્યા છિયે."

**ઓમર પાશા**—"ત્યારે એના ઝાડા લેઓ." પછી ટવારિક બેતરફ ફરીને કાંઈ એશારત કીધી, જેની મતલબ એ હતી, કે તેણે તે કામ બરાબર ચોકસાઇથી બજાવવામાં આવેછે કે નહીં, તેઉપર દેખરેખ રાખવી.

તે પછી પાશાનો ભત્રીજો તે બંધવાની અને ચોકીદારોનીસાથે પાસેના એક ઓરડામાં ગયો, કે જ્યાં તેઓ આસરે દશ "મિનીટો"સુધીભરહ્યા. ઝાડા લેવાનું કામ ટવારિકે બનેએટલી સભ્યતા અને નર્માશથી બજાવ્યું ; જ્યારે એલમાનૉફ તો ધિક્કાર અને મગરૂરીસાથે ચુપ ઉભો રહ્યો. તેનીપાસે જે કાગઝિયાંઓ હતાં, તે જો તેણે ખુશીથી આપી દીધાં હતે, તો તેના પુશાકને ફાડીચીરીને તપાસવામાં ન આવતે: પણ તે તો અદબ વાળીને ચું કે ચાં કર્યાવિના થાંભળાંનીપેઠે ઉભો રહ્યો. પોતાનાં કપડાં ઉતારવામાંવટીક તેણે કશી મદદ આપી નહીં ; તેની ઢપ અહંકારભરેલી, તેમજ સાથે લાગી નીચ અને એક રેંજીપેંજી શખ્સનેલાયકની હતી. તોયે, ટુંકમાં જણાવ્યે છૈયે, કે તેના "બુટો"માં થોડાંક કાગઝિયાંઓ સંતાડેલાં મળી આવ્યાં ; કે જે લઇ ટવારિક ઓમર પાશાપાસે પાછો ગયો—અને બંધવાને તેનાં કપડાં પાછાં પેહેરાવવામાંટે તેના ટર્કિશ ચોકીદારોને સોંપી ગયો.

આ કાગઝિયાંઓ સેનાધિપતિએ તપાસ્યાં,—કે જેમાં જાતજાતની નોંધો અને યાદીઓ ટપકાવી લેવામાં આવી હતી, અને યુર્પેટોરિયા ઓમર પાશાના હાથમાં આવ્યાપછી ટર્કિશ ઇજિનેરોએ જેજે લશ્કરી બાંધકામો ત્યાં ઉભાં કર્યાં હતાં, તેની આકૃતિઓ તેમાં પાડી લીધેલી હતી. જોકે યાદીઓમાં ઘણીજ ચોકાસીથી દમવગરની નોંધો કીધેલી હતી, છતાં સેનાધિપતિનાં જાણવામાં સેહેલાઇથી આવ્યું, કે તેમાં યુર્પેટોરિયાખાતેનાં ટર્કિશ લશ્કરની સંખ્યા, જેટલી એલમાનૉફ જાણવાને શકિતવાન થયો હતો, તે તેમજ તે લશ્કરમાં પાયદલ કેટલું, ઘોડેસવાર કેટલું, તોપખાનું કેટલું, અને ઇજિનેરો કેટલા હતા—ચોકસ જગ્યાએ કયું લશ્કર મથક કરી પડેલું હતું—અને એવીજ બીજી પુષ્કળ નોંધો, જો રશિયન જનરલ ફરી એકવાર યુર્પેટોરિયાઉપર બીજો ભારે હમલો કરવાનો વિચાર કરે, તો તેને કામ લાગે, એવી લખેલી હતી.

સરદાર આ સઘળાં કાગઝિયાંઓ તપાસી રહ્યો નહીં, અને જ્યારે ઝાડા લેવામાં આવ્યા હતા, ત્યારે એલમાનૉફની વર્ત્તણુક કેવી હતી, તેનો "રીપૉર્ટ" ટવારિક આપી

રહ્યો નહીં—તેટલાં બંધવાને તેના ચોકીદારો પાછા મુલાકાતવાળા ઓરડામાં લાવ્યા. પોતાના ચેહેરાનો નિચલો ભાગ છુપાવવામાંટે તેણે પેહેરેલી કાળી દાઢી હવે કાહાડી નાખવામાં આવી હતી; તેમજ તેનાં માથાંના બાલમાં જે બીજા ખોટા બાલોનાં ગુચળાં ભેળવામાં આવ્યાં હતાં, તે પણ દુર કરવામાં આવ્યાં હતાં. તે એક ખુબસુરત માણસ હતો, પણ તેનો ચેહેરો કરડા અને લુચ્ચા દેખાવનો હતો,—કે જેવો દેખાવ પચીસ કે છવીસ વર્ષોની ઉમર પંસાર કરી ગયેલા ઘણાખરા સઘળા રશિયન અમલદારોના ચેહેરાનો જણાતો હતો.

જ્યારે બંધવાને જે ગાદીઉપર ઑટૉમન સરદાર બેઠેલો હતો, તેનેથી છ વારને તફાવતેસુધી લાવ્યામાં આવ્યો, ત્યારે ઓમર પાશા બોલ્યો, "કરનલ એલમાનૉફ, તમારા પુશાકમાંથી ચોકસ કાગઝિયાંઓ મળી આવ્યાંછે; અને બીજી વધુ શાક્ષીઓ બાજુએ રાખતાં, તેઓઉપરથીજ તમો એક જાસુસતરીકે પુરવાર થયાછો. તમોને મોતની સઝા શામાંટે ન કરવામાં આવે, તેનું કાંઈ કારણ તમો જણાવવા માંગોછો?—પણ જો મારા પોતાના કોઈ પકડાઇ ગયેલાઓના છુટકારામાંટે તમોને છુટકારો બખ્શવામાં આવે, એવી જો મારા અમલદારો કાંઇ ગોઠવણ કરે, તો પછી તેમ કરવાને હું બંધાયલોછું."

આગળનાજજેવી મગરૂરી અને હલકાઇથી, અને એક રાજવંશીજેવી પદવી આ વડો સેનાધિપતિ ધરાવતો હતો, તેની જરા પણ દરકાર કર્યાવગર ઘણીજ તોછડાઇથી એલમાનૉફે જવાબ આપ્યો, "પાશા, તમો મારેથી જાણવા માંગોછો, કેમારીઉપર મોતની ટેપ શામાંટે ન મારવામાં આવે, તેનું કારણ મારીપાસેછે? તો તેનો હું જવાબ આપુંછું, કે કાંઈજ નહીં! મને કઇ રીતે મારી નાખવો, તેવિષે પણ અર્ઝ કરવાને હું ખુશી નથી. હું એટલો મગરૂરછું, કે એવી કાંઇ પણ અર્ઝ કરવાની દરકાર કરતો નથી, અને કદાચ જો હું તેવી અર્ઝ કરૂં, તોપણ ટર્કો એવા કીનાબાઝછે, કે તેઓ મારી તેવી અર્ઝ કબુલ પણ કરશે નહીં."

આ તરકડાં ભાષણની ડાહ્યા ઓમર પાશાએ શાંત અને મોભાદાર ધિક્કારથી કશી પણ દરકાર કીધી નહીં, અને તે નામદારે તેનો કશો ઉત્તરવટીક વાળ્યો નહીં. આટલાથીજ એલમાનૉફને પુરતી શિક્ષા થઈ.

**ઓમર પાશા**—"બંધવાને લાંથી લઇ જાઓ;" અને પછી તેણે ટવારિક બેને એશારતથી જણાવ્યું, કે એલમાનૉફને કોઇ મઝબુત અને સલામત જગ્યાએ બંધ કરવામાં આવે તેની ચોકાસી રાખવી.

જ્યારે આમુજબે એલમાનૉફને ટર્કિશ મારશલનીહઝુરમાંથી લઇ જવામાં આવતો હતો, ત્યારે તેને ઘણીજ કડવી લાગણી થઈ, અને મોતનાંજજેવી નામોસીભરી સઝા તેને થઈ. તે તો આશા રાખતો હતો, કે તેનાં આવાં તરકડાં ભાષણથી તેવીજ ઢપનો કાંઇ જવાબ સરદાર પાછો આપશે, તો તે તેનાંકરતાં વધારે તોછડો પ્રત્યુત્તર આપશે, કે જેથી સરદારને અપમાન થશે, પણ તેમાં તો તે નિસ્ફળ થયો. વળી તે ધારતો હતો, કે જનરલ ઑસ્ટેન-સાકેનની સરદારીહેઠલનાં રશિયન લશ્કરની સંખ્યા; તેઓનાં મથકો, વગેરે બાબતોના સવાલો તેને પુછવામાં આવશે, અને તેના જો તે ખરા જવાબો આપશે, તો તેની ઝેંદગી બંચાવવાની કબુલાત આપવામાં આવશે: જો આવી કોઇ માંગણી તેને કરવામાં આવશે, તો તે

માંગણી તે ધિક્કારથી નાકબુલ કરશે, અને તેમ કરી તે પોતાનો મોભો ઉંચો દેખાડવા પામશે, જોકે તે વેળા મોત તેને ડોળા ઘુરકતું હોય, તો શું થયું, પણ તેમ કરવાથી ટર્કિશ સરદારને નિચ્ચું જોવું પડશે. પણ ઓમર પાશા તેનાં મનમાંના સર્વે વિચારો જાણે એક ચોપડીમાં વાંચતો હોય, તેમ પામી ગયો હતો;—અને વળી તેમ કશું ન કરવાનો તે નામદારનો આગમચથીજ વિચાર હતો, આ સઘળાઉપરથી તેનાં દેલની ઉમેદ ધૂળ મળી ગઇ, અને તે ચાટ પડી ગયો. ઓમર પાશાની મતલબ, તો જ્યાંસુધી પેલી ત્રણે બાનુઓનો છુટકારો થાય, ત્યાંસુધી તેને સાનમાં રાખવાનો હતો—અને જો તેમ ન થાય, તો પછી તેને મોતની સઝા કરી બીજાઓમાં ધડો બેસાડવાની હતી.

બંધવાને તેનીહઝુરમાંથી લઇ જવામાં આવ્યાપછી તે નામદાર બોલ્યો, "હવે, મેજર હુંઝલઉડ, તમો ઉતાવળે જંઇ મેજર વૉલમારનીસાથે જોડાઇ જાઓ—અને તેનીસાથે મળી તમારી ધણિઆણી અને તેણીનીસાથની બીજી નાઝુક બાનુઓના છુટકારામાટે રશિયનોસાથે સંદેશા ચલાવો. જો તેટલામાટે કરનલ એલમાનૉફને છુટકારો બક્ષવાની તેઓ માંગણી કરે, તો તે પણ તમો કબુલ રાખજો." ઘણાં શાંતપણે પણ મગરૂરીસાથે તે વધુ બોલ્યો, "આપણા લશ્કરનેલગતી અને આપણાં મથકોનેલગતી ખબરો તેણે એકઠી કીધી હોય, તો તેની આપણે થોડીજ દરકાર કર્યે છિયે. પણ, મેજર હુંઝલઉડ, તમો દોડી પહોંચો! આ બાબતમાં સંદેશા ચલાવવાની સત્તા હું તમોને તેમજ મેજર વૉલમારને આપું છું."

આઉપરથી તે બ્રિટિશ અમલદારે પાશાને નમન કર્યું, અને ઓરડો છોડી ગયો, પોતાના ઘોડાઉપર સવાર થઇ, તે કોટની બહારની હદસુધી ગયો, કે જ્યાં આસરે છસો બાશિ-બાઝુકો બૅસિલ વૉલમારની સરદારીતળે તૈયાર થઇ હારેદોર ઉભા હતા.

આ સેપાહો કાંઈ પુરી કવાયદ લીધેલા નહતા. તોયે તેઓનો દેખાવ વિચિત્ર પણ રમણિય લાગતો હતો. જોકે પુરી કવાયદવાળી સઘળી ઑટોમન રીજમીટોનો પુશાક, તેઓનેલાયકનો એકસરખો હતો, તોયે આ બાશિ-બાઝુકોનો પુશાક કોઇ એક ચોકસ જાતનો નહતો; પણ લડાઇના હંગામમાં જેના હાથમાં જે આવ્યું, તે તેઓ પેહેરી નિકળેલા હતા. આમુજબે કોઈ અર્ધા-યુરોપિયન કપડામાં—તો કોઇ અર્ધા ઍશિયાટિક લેબાશમાં—તો બીજા વળી તદ્દન અસલી ઍશિયાટિક ઢપના મોટા હુક્કાજેવા સૂરવાલો, ટુંકા ઘાઘરાજેવા ઝભ્ભાઓ, અને પાઘડીસાથના પુશાકમાં સજ થયેલા હતા; પણ તેઓ સઘળા ઘણા મઝબુત અને અજાયબજેવી ચપળાઇવાળા ન્હાના ઘોડાઓઉપર સવાર થયેલા હતા. તેઓ પગથી તે માથાસુધી હથિયારબંદ થયેલા હતા;—દરેકે પોતાની બાજુમાં તલવાર લટકાવેલી હતી, દરેકની પીઠે એક બંદુક ટાંગેલી હતી, દરેકના પટામાં ખંજરો અને "પીસ્ટૉલો" ચકચક થતી હતી, અને દરેકના હાથમાં અક્કેકો લાંબો ભાલો પકડેલો હતો. રસોઇ કરવામાટે દરેકના ઝીનસાથે અક્કેકી ચાદાની કે પેણો લટકાવેલો હતો; અને ઝીનના આગળા ભાગઉપર કપડું કે શાલ વિંટાળીને બાંધી લીધેલાં હતાં, કે જેમાં તે સેપાહની કાંઇ અગત્યની ચીઝો કે બીજો માલ ભરેલો હતો.

તેઓના ચેહેરા પણ તેઓના પુશાકનીજપેઠે જુદીજુદી તરાંહના હતા. તેઓમાં કોઈ યુરોપનો ગોરો ટર્ક—તો કોઈ ઍશિયાનો સ્હેજ સામળો ટર્ક હતો—તો વળી કોઈ

*લીવૅનટાઇનના ટાપુઓમાંથી અથવા આફ્રિકાના કોસ્ટાતરફથી આવેલો હજી વધારે સામળો મુસ્લીમ હતો. વળી કોઇ તો ખેડુતનું કામ છોડીને લડાઇનાં કામમાં પડેલો હતો, કે જેનો ચેહેરો તડકાંથી સાવ સામળો મારી ગયેલો હતો: તેમ વળી શેહેરનો, કસ્બાનો, કે ગામડાંનો કોઇ ન્હાનો ધંધાદારી હતો, કે જેનો ચેહેરો ફિક્કા રંગનો હતો. તે પોતાની દુકાન છોડીને લશ્કરમાં જોડાયો હતો, એવી આશાથી કે લડાઇના મયેદાનમાં જો લુટ કરવાની મળે, તો તેમાંથી પોતાના ધંધાકરતાં વધારે મોટો નફો કરે. તોયે આ સઘળા બાશિ-બાઝુકો ઘણી સરસ ઘોડેસવારી કરી શકતા હતા, અને પોતાના ઘોડાને કાંઈ અજાયબજેવી રીતે કાબુમાં રાખી જાણતા હતા. સઘળાનાં મ્હોંડાંઉપર મક્કમ ઠરાવની છાપ જણાતી હતી; પણ તેનીસાથે તેઓના ચેહેરાઉપરથી તેઓ ખુની અને જનુની દેખાતા હતા, કે જેમ બીજા સારી કવાયદવાળા, તાબેદાર અને જાથુકના ટર્કિશ સેપાહોની શકલઉપર દેખાતું નહતું.

આ બાશિ-બાઝુકોની લુટફાંટ કરનારી વળાણો અને ઘાતકીપણાંવિષે બ્રિટિશ વર્ત્તમાનપત્રોમાં ઘણુંઘણું જણાવ્યામાં આવ્યુંછે, પણ એવા લેભાગુ લોકોની બનેલી એક રીજમીટ ઓમર પાશાના ખરાં કવાયદવાળા લશ્કરી સેપાહોની બરાબરીએ તો આવીજ ન શકે, એ બનવાજોગછે. દરેક દેશમાં રદ્દબાતલજેવાં લોકો, તો હોવાંજ જોઇએ, અને કેહેવતછે, તેમ "ગામ હોય, ત્યાં ઢેડવાડો તો રેહેવોજ જોઈએ," અને તેજમુજબે ઑટોમન રાજ્યમાં આ વર્ગના લોકોથી તરત વેળાનું કામચલાઉ લશ્કર 'ઉભું' કર્યામાં આવ્યું હતું. તેઓની મુખ્ય નેમ લુટફાંટ કરવાની હતી, અને તેનીજ આશાએ તેઓ લશ્કરમાં જોડાયા હતા;—અને તેટલામાંટે જ્યારે પણ તક મળે, ત્યારે તેઓ લુટફાંટ કરવાને ચુકતા નહતા; વળી તેઉપરાંત આ બાશિ-બાઝુકો રશિયનોસાંમે અતિશય હાડવેર અને ધિક્કાર ધરાવતા હતા;—અને તેટલામાંટે જો તેઓ રશિયનોને લડાઇના મયેદાનમાં જીતતા, તો પછી તેઓઉપર વગર ઝરૂરે અતિશય કુરપણુ ગુજારતા હતા. તોયે તેઉપરથી ઑટોમન લશ્કરનેવિષે વિચાર બાંધવો જોઇતો નથી; બ્રિટિશ રૈયતથી ઈંગ્લાંડનાં બંદીખાનાનાં મોટા અપરાધીઓ જેટલા જુદા પ્રકારનાછે, તેટલાજ આ બાશિ-બાઝુકો ટર્કોથી જુદા હતા. વળી આ પણ ધ્યાનમાં રાખવું જોઇએછે, કે સુધરેલી પ્રજાના કવાયદ પામેલા સેપાહોવટીક વારંવાર માણસને કમકમાટ ઉપજાવે, એવાં ઘાતકી કામો કરવાને ચુકતા નથી; તો પછી થોડી સુધરેલી પ્રજાના આ સેપાહો તેવાં ક્રુર કર્મો કરે, તો તેઓવિષે આપણે તેઓનો ઘણો વાંક કાહાડવો જોઈતો નથી. હિંદુસ્તાનમાં અને સ્પેનના દ્વિપકલ્પમાં, તેમજ કાફ્રી લોકોના દેશમાં આપણા પોતાના સેપાહોએ ગેરવાજબી હદબહાર કામો કરેલાં નોંધાયલાંછે; તેવીજરીતે આલજીરિયાખાતે ફ્રેંચોએ ચલાવેલી લડાઇ પણ માણસાઇ ખવાસને ઘણી એઙ્ગ્રતદાર તો નહીંજ હતી. ત્યારે હવે ઑટોમન બાશિ-બાઝુકોનો એટલો બધો વાંક કાહાડવાજેવું શું હતું? લડાઈજેવા હંગામમાં જો તેઓ માણસાઈપણાંની હદ ઓળંગી ગયા હોય, અને તેઓ અપવાદો જેવા નહોય, તો તેઓનેજમાંટે અતિ માઠા વિચાર બાંધવો, એ એન્સાફી તો નહીંજ કેહેવાય.

આપણી કથામાંથી આ રીતે લગાર આડા ફાટવાપછી, આપણે આપણી વાર્ત્તાઉપર પાછા આવ્યે છૈયે. આસરે ૬૦૦ બાશિ-બાઝુકોની સંખ્યા મેજર વૉલમારની સરદારીતળે

*જુઓ નોટ ૯૬ મી.

ગોઠવાઇને તૈયાર થઇ ઉભી હતી; હવે મેજર હેઝલઉડ પણ તેઓસાથે તરત આવીને જોડાયો. તેમજ જે બે પોલિશ અમલદારોની બાયડીઓ પણ મેડેમ હેઝલઉડસાથે પકડાઇ ગઈ હતીઓ, તેઓ પણ આ ચઢાઇમાં સાથે જવાને આવી જોડાયા હતા; તેઓ તેમજ ફ્રેડરાઇનનો ભાઇ અને ખાવંદ, સર્વે પોતાની વાહાલીઓને રશિયન જંગ્લીઓના હાથમાંથી છોડવવાને અતિયંત આતુર હતા—એટલુંજ નહીં પણ, તેઓ આ હયેવાની પોશાગીરો, કે જેઓ નિર્દોષ અને કોઈને ઇઝા ન કરેએવી નાઝુક પંથનીઓસાથે પણ લડાઇ ચલાવતા હતા, તેઓઉપર પોતાનો વાજબી કીનો લેવાને અંદરથી ઝળતા હતા.





## પ્રકરણ ૫૪ મું.

### આમણુસામણુ વાતચિત—કેદખાનાંની કોટડી.

યુપૅટૉરિયાથી આ બાશિ-બાઝુકોની ટુકડીએ બહાર કુચ કરવા માંડી, અને ગામનાં ખુલ્લાં મયેદાનતરફ વધવા માંડ્યું. રખેને તેની રીજમીટની બાજુઓઉપર એકાએક છાપો મારવામાં આવે, એવી ધાસ્તીથી મેજર વૉલમારે જુદીજુદી દિશાઓતરફ ત્રણત્રણ ચચાર માણસોની ટોળકીઓને આગળઆગળથી ચોકાસીમાટે મોકલી આપવાની સંભાળ લીધી હતી. ગામથી આસરે દોઢેક "માઈલો" જવાપછી, તરતજ પાછું ફરી જોતાં, વૉલમારે અને તેના સાથીઓએ યુપૅટૉરિયાનાજ કેલ્લામાંથી બીજી એક ઘોડેસવાર ટુકડીને બહાર નિકળતી દિઠી; અને તેઉપરથી તેઓ તરત સમજ્યા, કે જો કામ પડે, તો તેઓને મદદ કરવાને સરદારે બીજું વધારાતું લશ્કર તેઓમાટે મોકલી આપ્યું હતું. આ ટુકડી ટર્કિશ ઘોડેસવાર રીજમીટની હતી, અને તે ટવારિક બેની સરદારીતળે હતી.

થોડીક "મિનીટો" વેહેવાપછી હૅઝલઉડની તીક્ષ્ણ નઝરે થોડે દુર એક ન્હાની ઝાડની ઘટામાંથી કાંઇ બહાર પડતું દેખાયું: તે રશિયનોની તપાસ રાખનારા બે ઘોડેસવાર કૉસૅક ચોકીદારોની એક ટોળી હતી.

પોતાની તલવાર મિયાંનમાંથી બહાર ખેંચી કાહાડીને તે બોલી ઉઠયો, "એ તો દુશ્મનોછે!"

"હા—જુઓ આપણા દુશ્મનોને!" અને બૅસિલે પણ પોતાની તલવાર ખેંચી.

આ સાંભળી ઝપાઝપીનેમાટે આતુર થઇ રેહેલા બાશિ-બાઝુકોએ ખુશહાલીના પોકારો કર્યા; અને હવે તેઓ ઘણી ઝડફે પોતાના ઘોડાઓ દપટાવવા લાગ્યા. આ વખ્તે ઝાડોની તે ઘટામાંથી વધુ અને વધુ રશિયનોએ પણ બહાર દેખાવ દેવા માંડયો—અને આખરે ઑટોમન લશ્કરનીસાંમે આવવાને કૉસૅક ઘોડેસવારોની એક લાંબીનેલાંબી હાર બહાર નિકળી આવતી દેખાઇ. બૅસિલ વૉલમારે હવે પોતાની તલવારની અણીઉપર એક સુફેદ રૂમાલ બાંધ્યો; અને પોતાની ટુકડીને ઉભા રેહેવાનો હુકમ કરી, પોતાનીસાથે ફકત મેજર હૅઝલઉડને, અને પેલા બે પૉલિશ અમલદારોને લઇને તે આગળ વધ્યો. સુલેહનો આ વાવટો જોઇ તેના જવાબમાં રશિયન ઘોડેસવાર રીજમીટના સરદારે પણ પોતાના એક સેપાહને તેના ભાલાઉપર એક સુફેદ વાવટો બાંધી તે દેખાડી થોડા વખ્તની સુલેહ કબુલ રાખવાનો હુકમ કર્યો; તેણે પણ પોતાની ટુકડીને ત્યાંજ થોભાવી, અને પોતે પોતાનીસાથે ત્રણ ન્હાની પદવીના અમલદારોને લઇને તેઓને ભેટવાને આગળ વધ્યો.

આપ્રમાણે બંધે હરીફ ટુકડીઓ એકબીજીથી ભાયગેજ ત્રણસો વારજેટલી દુર આવી ઉભેલી હતી; અને તેઓનીવચ્ચેની ખાલી જગ્યાઉપર સુલેહના પવિત્ર બંચાવહેઠલ બંધે બાજુના અમલદારોવચ્ચે ગોફતેગુ ચાલી, કે જે સઘળાંઓએ હમણાં પોતાની તલવાર મિયાંનમાં ખોસી દીધી હતી. પ્રથમતો પોતે ટર્કિશ નોકરીમાં શું હોદ્દો ધરાવતો હતો, અને પોતાનું નામ શું હતું, તે બૅસિલ વૉલમારે તે રશિયન અમલદારને કહી જણાવ્યું:

ત્યારપછી તેણે સિડની હૅઝલઉડ અને પેલા બે પોલોનાં નામો જણાવ્યાં. તે રશિયન વડા અમલદારે તેજમુજબે પ્રથમ પોતાનું નામ અને પોતાની કરનલની પદવી જણાવી—અને પછી પોતાનીસાથે આવેલા એક મેજર અને બે કૅપટનોની પદવી જાહેર કીધી. જોકે તેની ઢબ ઘણી મગરૂર હતી, છતાં તેણે સભ્યતાથીજ અને ખુલ્લે દીલે વાતો ચલાવી.

રશિયન કરનલ—"મેજર વૉલમાર, તમારૂં નામ મને ખબરછે—અને તેવીજ-રીતે મેજર હૅઝલઉડનાં નામથી પણ હું વાકેફછું. જોકે તેવણનીસાથે મને કશું લાગતુંવળગતું નથી, કારણકે તેવણ એક પારકા દેશનાછે, અને હું તેવણને ઓળખતો નથી, પણ, મેજર વૉલમાર, તમો એક વખ્તે મારીપેઠે મારાજ દેશની નોકરીમાં હતા——"

તેને વધુ બોલતો અટકાવીને બાસિલે ઘણા ઠંડાપણાંથી પણ મક્કમપણાંથી કહ્યું, "કરનલ, હાલ સમયએવોછે, કે હું તમારે મ્હોંથી કાંઇ પણ ઠપકાના શબ્દો સાંભળવાને ઈચ્છતો નથી—અને તેવીરીતે તમોને મારીતરફ એવી સખ્ત ભાષા વાપરવાનો કશો હક પણ નથી, એમ હું બાપોકાર જણાવુંછું. તમો હમણાંજ કહ્યુંછે, કે તમો મેજર હૅઝલ-ઉડનાં નામથી વાકેફછો, તેનું કારણ કદાચ એમ હશે, કે તમોએ હાલમાં તેવણની મ્હોટ-દારને એક બંદીવાન કીધીછે."

રશિયન કરનલ—"હા—અને વળી તમારીસાથના બીજા બે અમલદારો, જેઓનાં નામો તમે હમણાં મને જણાવ્યાંછે, તેઓની બાયડીઓને પણ."

બૅસિલ—"સાહેબ, મને તમોને જણાવવાની જરૂરછે, કે કરનલ એલમાનૉફ, કે જેવણ તમારા શાહનશાહ ઝાર આલેકઝાંડરના એક મુખ્ય એડી-કાંગછે, તેવણને હાલમાં યુપૅટારિયાખાતે એક જાસુસતરીકે પકડીને કેદ કરવામાં આવ્યાછે."

આ સાંભળીને રશિયન કરનલ ઘડીભર ચોંકયો, અને તેનેથી એકાએક બીધ્યાન બોલાઇ ગયું, "આહ ! શું એમ બન્યુંછે !" પણ મન પાછું સાવધ કરીને ઠંડે દીલે જવાબ આપ્યો, "વારૂં, મેજર વૉલમાર, તમોને બીજું વધુ કાંઈ કેહેવુંછે ?"

બૅસિલ—"મને નામદાર ઓમર પાશાતરફથી તમોને માંગણી કરવાની સત્તા આપ્યામાં આવીછે, કે જો તમો ખુશી હોવ, તો આ ત્રણ બાનુઓનો અમો કરનલ એલમાનૉફસાથે અદલોબદલો કરીશું."

રશિયન કરનલ—"મેજર વૉલમાર, એમ બની શકશે નહીં. જનરલ ઑસ્ટેન-સાકેનને મ્હોંડેથી ચોકસ બાબતો જાણવાપછી, તમારી દરેક માંગણીઓ મને નાકબુલ કરવી પડેછે, સેવાય એક કબુલાતે, તે જો કબુલવામાં આવે, તો અમો મેજર હૅઝલઉ-ડની બાયડીને છુટકારો બખ્શશે."

બૅસિલ—(આતુરતાથી) "અને તે એક કબુલાત શુંછે ?"

રશિયન કરનલ—"કે જે વખ્તે અમો તે બાનુને તમારે સ્વાધિન કરૂં, તેજ વખ્તે તેણીના બાપે અને ભાઈએ જનરલ ઑસ્ટેન-સાકેનને શરણ થવું. બાકી ટર્કોના હાથમાં એવા એક 'ડઝન' અમારા કરનલ એલમાનૉફ પકડાયા હોય, તોયે તેઓના સામટા છુટકારાનેમાટે અમો મૅડમ હૅઝલઉડનો છુટકારો કરનાર નથી."

બૅસિલ—"મારા બાવા ચુર્પેટારિયા છોડી ગયાછે, પણ ઘડીભર તેઓ ત્યાં હતે, તોયે એવા એક બુઢા માણસને કમદયાળુ રશિયનોના હાથમાં હું કદી પણ આપતે નહીં. કરનલ, તોયે મારૂં કેહેવું સાંભળો! અગર મારાં શરણ થવાથી જો તમો મારી બેહેનનો છુટકારો કરવાને રાઝી હોવ, તો બોલો, અને હું ઘણી ખુશીથી તમોને શરણ થઇ મારી ઝેંદગીનો ભોગ આપવાને તૈયારછું!"

આ સાંભળી હૅઝલઉડ અને બે પૉલિશ અમલદારો બેસિલતરપ વખાણની નઝરથી ટીકવા લાગ્યા—અને ખુદ રશિયન કરનલ અને તેના સાથીઓ પણ મનમાં તેને શાબાશી આપવાવગર રહ્યા નહીં.

રશિયન કરનલ—"આ તમારી માંગણી મને એકદમ અને સદંતર નાકબુલ કરતાં ઘણી દેલગીરી લાગેછે, તે હું ઝાહેર કરૂંછું, અને વળી જણાઉંછું, કે જો કરનલ એલ-માર્નૉફને છુટકારો બખ્શવામાં આવે, તો તેનાબદલામાં અમો બે પૉલિશ બાનુઓને પણ છુટી કરવાને તૈયાર છૈયે."

બૅસિલ—"આ શર્તે કરનલ એલમાર્નૉફને છોડવાનું કબુલ કરવાની મને સત્તા નથી, સેવાયકે ત્રણે બાનુઓને તેનાબદલામાં છુટકારો બખ્શવામાં આવે."

રશિયન કરનલ—"ઠીક, જ્યારે એમજછે, ત્યારે આપણાવચ્ચે હવે વધુ કાંઇ વાત કરવાની રહી નથી."

એમ બોલી તેણે દમામમાંજ નમન કર્યું; અને પોતાના ઘોડાને ફેરવીને પોતાની-સાથના અમલદારોને લઇ તે પોતાની લશ્કરી ટુકડીતરફ પાછો ફર્યો.

આ જોઇ હૅઝલઉડને ભારે દુઃખ થયું, અને તેનો જીવ કીનો. લેવાને તળપાપડ થઇ રેહેલો હતો, તેથી તે બોલી ઉઠયો, "ચાલો, હવે આ પાપીઓઉપર કીનો લૈયે!"

આ વિચારને બૅસિલ તથા બંધે પૉલિશ અમલદારો બોલેબોલ મળતા થયા, અને તેઓ સઘળા પણ પોતાની લશ્કરી ટુકડીતરપ પાછા ફર્યા. બાશિ-બાઝુકો તો લડવાને અધિરા પડી રહ્યા હતા; તેઓ આ ચાલતી ગોફતેગુ દુર ઉભા રહીને એન્તેઝારીથી સાંભળ્યા કરતા હતા; તેઓ બ્હીતા હતા, કે રખેને તેઓવચ્ચે કાંઈ સુલેહભરેલી કબુ-લાતો થાય, અને તેથી તેઓને લડવાની તક હાથથી જતી રેહે: કારણકે પોતાની તલવા-રોનો ઉપયોગ કરવાવગર એમનાએમ પાછા જવાનું તેઓ પસંદ કરતા નહતા. તેટલામાંટે જ્યારે બૅસિલે જે રૂમાલ પોતાની તલવારની અણીઉપર સુલેહના વાવટાતરીકે બાંધ્યો હતો, પણ જે જ્યારે તલવાર મિયાન કરવામાં આવી, ત્યારે છોડીને પોતાના હાથમાં પકડી રાખ્યો હતો, તે હમણાં તેણે જેવો પોતાનાં ગજવામાં પાછો મુકયો, ને તેઓતરફ પાછો ફરતો દેખાયો, કે બાશિ-બાઝુકોએ ઝબરદસ્ત પોકારો ઉઠાવ્યા, અને તેમ કરીને પોતાની લડવાની અતિ અધિરાઇ ઝાહેર કીધી.

આ વાતચિત થવાપછી હંમેશના નિયમમુજબે પાંચ "મિનીટો" બંધે બાજુવાળા-ઓએ પસાર થવા દીધી, કારણકે લડાઇના કાનુનમુજબે સુલેહ કરનારી ટોળીઓને પોતાને મથકે પાછા ફરવાને તેટલો વખ્ત હંમેશા આપવાની ફર્ઝ હતી, પણ તે વખ્ત પુરો થવા-



( ચિત્ર ૨૨ મું. ) " જે દુરબીનવડે તે રેશિયન કિલ્લેબંદીની તપાસ કરતો હતો ". ( પાનું ૩૯૮ મું.)

લાગ્યો હતો. તેવીજરીતે પોતાની બેહેનને પાછી ખોવામાટે બૅસિલને પણ ભારે ગમ લાગતો હતો. પોતાની બાયડીઓથી છુટા થવામાટે પેલા બે પૉલિશ અમલદારો પણ દુઃખી થતા હતા. તેણીઓઉપર કોઇ જાતનો દુષ્ટ ઝુલ્મ તો ગુજારવામાં ન આવશે, એવી સંધાઓની ખાતેરી હતીઃ પણ તેણીના બાપ અને ભાઇના રશિયન નૌકરી છોડી જવાના કપટી વેરમાં કૅટરાઇનને રખેને સાઇબીરિયાનાં જંગ્લોમાં દેશનિકાળ કરવામાં આવે, તેની હૅઝલઉડને અને બૅસિલને ભારે ચિંતા હતી ; પૉલિશ અમલદારો ફેકર રાખતા હતા, કે તેઓની બાયડી તેઓને પાછી આવી મળે, તેઆગમચ લાંબો વખ્ત કદાચ નિકળી જાય.

પહરાગીરિની જે ચોકીમાં એલમાનૉફને કેદ પુરવામાં આવ્યો હતો, ત્યાં જ્યારે પાદરી ચુસાડિ જઈ પુગ્યો, ત્યારે રાતના લગભગ અગિયાર વાગેલા હતા. વસંતઋતુની આ મૌસમમાં ક્રિમિયાખાતે હંમેશાં નુકશાનકારક ધુમસ પડેછે; અને ચુસાડિ—કે જે તરતનોજ ટુંક પણ સખ્ત માંદગીમાંથી સાજો થતો જતો હતો—તેણે આ વેળા એક ભારી અને મોટો ઝબ્બો પોતાના પુશાકઉપર ઓઢેલો હતો, તે ચોકીમાં દાખેલ થયો, કે જ્યાં એક કંગાળ "ટેબ્લ"ઉપર બળતી ફક્ત એક મોમબત્તિની ઘણી ઝાંખી રોશની પડતી હતી ; ત્યાં એક "ડઝન" સેપાહો ટોળું થઇને બેઠેલા હતા. તેઓ સઘળા પોતાની "પાઇપો" પીતા હતા, કે જેમાંથી નિકળતા ધુમાડાનેલીધે ઓરડામાં વધારે ઝાંખું લાગતું હતું.

આ ચોકીદારોના વડા લફ્ટેનન્ટનેમાટે ચુસાડિએ પુછ્યું ; કે જેઉપરથી તેને પાસેના એક ન્હાના ઓરડામાં લઇ જવામાં આવ્યો, કે જ્યાં તે અમલદાર પણ લેટીને પોતાની "પાઇપ" પીતો હતો, અને થોડેથોડે વારે શર્બતથી પોતાના હોઠો ભિંજવતો હતો.

ચુસાડિએ જ્યારે પોતાને તે ટર્કિશ લફ્ટેનન્ટનીહજુરમાં એકલો ઉભેલો જોયો, ત્યારે તે બોલ્યો, "સાહેબ, બીશક તમોને ખબર તો હશે, કે તમારા નામદાર સેનાધિપતિએ કરનલ એલમાનૉફને મોતની શિક્ષા કરવાનું સવારના છ વાગતાઉપર નક્કી કર્યું છે ?"

**લફ્ટેનન્ટ**—"હા, એવો હુકમ મને તે નામદારતરફથી મળ્યોછે ખરો, અને તમારાં ત્યાં આવવાની મતલબ હું અટકળી શકુંછું."

**ચુસાડિ**—( ઘણાં દેલગીરીભરેલા સાદે ) "હા, જો કમનસીબ બંધવો મારીસાથે બંદગી કરીને ધાર્મિક સંતોષ લેવાને રાઝી હોય તો."

**લફ્ટેનન્ટ**—"તેમ તમોને કરવા દેવામાટે તમો સરદારની સહીસાથની એક પર્વાનગી લાવ્યાછો ?"

**ચુસાડિ**—"હા, હું લાવ્યોછું. આ રહી." એમ બોલી તેણે વડા સેનાધિપતિની મહોર અને સહીસાથનો પર્વાનો કાહાડી તેને દેખાડ્યો.

પોતાના સૌથી વડા અમલદારનો પર્વાનો તેણે અતિ ઘણાં માનસાથે હાથમાં લીધો; અને તેમાં જણાવેલી બાબત ચોકસાઇથી તપાસી, તે બોલ્યો, "એ બરાબરછે. જે કંગાળ બાપડો મરનારોછે, તેનીઉપર અલ્લાહે કરીમ રહમ કરજો ! મારીપછવાડે આવો."

**લફ્ટેનન્ટ** તે પછી પોતાના ઓરડામાંથી બહાર આવ્યો, અને ચોકીદારોના ઓરડામાં ચુસાડિને લઇ પસાર થયો : તેઓ એક સાંકડી ચાલમાં આવ્યા, કે જ્યાં એક

સાથેજ ઝપાઝપી શરૂ થઈ. આગળગમની બાશિ-બાઝુકો ધસ્યા; બીજીમેરથી કૉસૅકોએ હલ્લો કર્યો. બાશિ-બાઝુકોકરતાં કૉસૅકોની સંખ્યા લગભગ બેવડી હતી; અને જોકે પાછળથી બીજી ઑટૉમન ટુકડીઓ ઝડફબંધ કુચ કરી મદદમાંટે આવતી હતી—તોયે તેમ વળી બીજા હાથઉપર કૉસૅકોની પણ એક બીજી ટુકડી દુરથી પેહેલીની મદદે આવતી નઝરે પડતી હતી.

બાશિ-બાઝુકોનો હલ્લો એવોતો ઝબરો હતો—અને બેસિલ, તેના બે પૉલિશ સ્વદેશીઓ, હૅઝલઉડ, તેઓને એવીતો સરસ રીતે હુકમો આપતા હતા, કે આખરે કૉસૅકોએ લડ્ડવા માંડયું, અને પાછા હઠવા લાગ્યા. તેઓને હઠતાં જોઇ બાશિ-બાઝુકો પોતાના ઘોડાઓને કાંટા મારી તેઓનીવચ્ચે બેધડક ધસ્યા—પોતાના હાથમાંના ભાલાઓ ફેંકી દીધા—પોતાની તેઝ તલવારો મિયાનમાંથી ખેંચી કાહાડી—અને ડાબી તેમજ જમણી બંધે બાજુઓએ જનુનથી કાપાકાપી ચલાવી. પણ આ ઝપાઝપી આ વખ્ત લાંબો વાર ટકી નહીં; કારણકે કૉસૅકોએ ઉભી પૂછડીએ નાસવા માંડયું, પણ પછવાડે જે બીજી ટુકડી તેની મદદે આવતી હતી, તેનીસાથે ભેળાયાપછી તેઓ પાછા ગોઠવાઈને ઉભા; અને એજ વેળાએ ટર્કિશોની મદદે આવતી બીજી ટુકડી પણ ટવારિક બેની સરદારીહેઠલ ત્યાં આવી પુગી. કે લડાઇ પાછી શરૂ થઇ: પણ તે ખરેખર લડાઇ કરતાં ઘણી બેતાલ અને ઓછી ખુનખાર હતી: કારણકે રશિયન કૉસૅકો પોતાના ટર્કિશ શત્રુઓસાંમે હાથોહાથ આવવાને દેખાઈતીરીતે ડરતા હતા. આખરે, ટવારિક, કે જેના હાથમાં હવે તમામ ટુકડીઓની વડી સરદારી હતી, તેણે એકદમ સામટો હમલો કરવાનો હુકમ આપ્યો; પણ તેટલો વખ્તસુધી કૉસૅકો ઉભા શું કામ રેહે? તેઓ તો ત્યાંથી ઉભી પૂછડીએ નાઠા. થોડેક દુરસુધી તો ઑટૉમનોએ તેઓની પુઠ પકડી, પણ જ્યારે તેઓ પોતાનાં મુખ્ય લશ્કરની ઘણા નઝદીક દોડી ગયા, ત્યારે તેઓની પુઠ છોડવાની ટવારિકને નાચારીએ ફર્ઝ પડી, કેમકે જો તે તેઓનીપછવાડે પોતાના ન્હાનાં લશ્કરનીસાથે ધસ્યો જાય, [illegible]ો સાવ દીવાનામાં ઠરે. તેઉપરથી તેણે ચુર્પૅટારિયા પાછા કુચ કરવાનો હુકમ આપ્યો. આ [illegible]કાપીમાં આસરે ૪૦ થી ૫૦ રશિયનો માર્યા ગયા હતા—જ્યારે ટર્કોને ફક્ત ૪ કે ૫ [illegible]ોની ખોટ ગઇ હતી.

[illegible]ારે ઑટૉમન રીજમીટો ચુર્પૅટારિયામાં પાછી દાખેલ થઈ, ત્યારે સાંજનો વખ્ત અંધારૂં થતું જતું હતું; અને સામી બાજુવાળાઓસાથે જે વાત થઇ હતી, તેમજ જે પરિણામ આવ્યું હતું, તેનો "રીપૉર્ટ" તરતજ ઓમર પાશાને કરવામાં તે સાંભળી આ વડો સેનાધિપતિ હૅઝલઉડની તેમજ તે બન્ને પૉલિશ અમલદા[illegible]ી દયા કરવા લાગ્યો. પણ આપ્રમાણે દયા દેખાડવાસેવાય બીજું કશું તે તે [illegible]માંટે કરી શકયો નહીં. હવે ફરીથી દુશ્મનોસાથે સંદેશા ચલાવવાનું નકામું હતું: અકસ્માતથીજ તે ત્રણે બાનુઓનો છુટકારો થાય, એમ હતું. હૅઝલઉડને ભારે [illegible]તું હતું, કારણકે ચુર્પૅટારિયાની યાદગાર લડાઇપછી જ્યારથી ઝુઆવ તો કૅઠશાઇન હતી, ત્યારથી તે તેણીને આગળનીજપેઠે ખરા પ્યારથી પાછો ચાહાવા લાગ્યો પીટર્સબર્ગમાં પેહેલવેહેલી જ્યારે તેઓ બંધેવચ્ચે ઓળખાણ થઇ હતી, તે તેણીને ચાહાતો હતો, તે કરતાં ઘણો વધારે હમણાં તે તેણીને પાછો ચાહાવા

સાથેજ ઝપાઝપી શરૂ થઈ. આણીગમની બાશિ-બાઝુકો ધસ્યા; બીજીમેરથી કોસૅકોએ હલ્લો કર્યો. બાશિ-બાઝુકોકરતાં કોસૅકોની સંખ્યા લગભગ બેવડી હતી; અને જોકે પાછળથી બીજી ઑટૉમન ટુકડીઓ ઝડફબંધ કુચ કરી મદદમાંટે આવતી હતી—તોયે તેમ વળી બીજા હાથઉપર કોસૅકોની પણ એક બીજી ટુકડી દુરથી પેહેલીની મદદે આવતી નઝરે પડતી હતી.

બાશિ-બાઝુકોનો હલ્લો એવોતો ઝબરો હતો—અને બેસિલ, તેના બે પૉલિશ સ્વદેશીઓ, હૅઝલઉડ, તેઓને એવીતો સરસ રીતે હુકમો આપતા હતા, કે આખરે કોસૅકોએ લઠડવા માંડયું, અને પાછા હઠવા લાગ્યા. તેઓને હઠતાં જોઇ બાશિ-બાઝુકો પોતાના ઘોડાઓને કાંટા મારી તેઓનીવચ્ચે બેધડક ધસ્યા—પોતાના હાથમાંના ભાલાઓ ફેંકી દીધા—પોતાની તેઝ તલવારો મિયાનમાંથી ખેંચી કાહાડી—અને ડાબી તેમજ જમણી બંધે બાજુઓએ જનુનથી કાપાકાપી ચલાવી. પણ આ ઝપાઝપી આ વખ્ત લાંબો વાર ટકી નહીં; કારણકે કોસૅકોએ ઉભી પૂછડીએ નાસવા માંડયું, પણ પછવાડે જે બીજી ટુકડી તેની મદદે આવતી હતી, તેનીસાથે ભેળાયાપછી તેઓ પાછા ગોઠવાઈને ઉભા; અને એજ વેળાએ ટર્કિશોની મદદે આવતી બીજી ટુકડી પણ ટવારિક બેની સરદારીહેઠલ ત્યાં આવી પુગી. કે લડાઇ પાછી શરૂ થઇ: પણ તે ખરેખર લડાઇ કરતાં ઘણી બેતાલ અને ઓછી ખુનખાર હતી: કારણકે રશિયન કોસૅકો પોતાના ટર્કિશ શત્રુઓસાંમે હાથોહાથ આવવાને દેખાઈતીરીતે ડરતા હતા. આખરે, ટવારિક, કે જેના હાથમાં હવે તમામ ટુકડીઓની વડી સરદારી હતી, તેણે એકદમ સામટો હમલો કરવાનો હુકમ આપ્યો; પણ તેટલો વખ્તસુધી કોસૅકો ઉભા શું કામ રેહે? તેઓ તો ત્યાંથી ઉભી પૂછડીએ નાઠા. થોડેક દુરસુધી તો ઑટૉમનોએ તેઓની પુઠ પકડી, પણ જ્યારે તેઓ પોતાનાં મુખ્ય લશ્કરની ઘણા નઝદીક દોડી ગયા, ત્યારે તેઓની પુઠ છોડવાની ટવારિકને નાચારીએ ફર્ઝ પડી, કેમકે જો તે તેઓનીપછવાડે પોતાના ન્હાનાં લશ્કરનીસાથે ધસ્યો જાય, તો સાવ દીવાનામાં ઠરે. તેઉપરથી તેણે યુપૅટોરિયા પાછા કુચ કરવાનો હુકમ આપ્યો. આ કાપાકાપીમાં આસરે ૪૦ થી ૫૦ રશિયનો માર્યા ગયા હતા—જ્યારે ટર્કોને ફકત ૪ કે ૫ માણસોની ખોટ ગઇ હતી.

જ્યારે ઑટૉમન રીજમીટો યુપૅટોરિયામાં પાછી દાખેલ થઈ, ત્યારે સાંજનો વખ્ત હતો; અંધારૂં થતું જતું હતું; અને સામી બાજુવાળાઓસાથે જે વાત થઇ હતી, તેમજ લડાઇનું જે પરિણામ આવ્યું હતું, તેનો "રીપૉર્ટ" તરતજ ઓમર પાશાને કરવામાં આવ્યો. તે સાંભળી આ વડો સેનાધિપતિ હૅઝલઉડની તેમજ તે બન્ને પૉલિશ અમલદારોની ઘણી દયા કરવા લાગ્યો. પણ આપ્રમાણે દયા દેખાડવાસેવાય બીજું કશું તે તે વેળા તેઓમાંટે કરી શક્યો નહીં. હવે ફરીથી દુસ્મનોસાથે સંદેશા ચલાવવાનું નકામું હતું: હવે તો અકસ્માતથીજ તે ત્રણે બાનુઓનો છુટકારો થાય, એમ હતું. હૅઝલઉડને ભારે દુ:ખ ઉપજતું હતું, કારણકે યુપૅટોરિયાની યાદગાર લડાઇપછી જ્યારથી ઝુઆન તો કૅટરાઇન માલુમ પડી હતી, ત્યારથી તે તેણીને આગળનીજપેઠે ખરા પ્યારથી પાછો ચાહવા લાગ્યો હતો; સેંટ પીટર્સબર્ગમાં પેહેલવેહેલી જ્યારે તેઓ બંધેવચ્ચે ઓળખાણ થઇ હતી, તે વેળા તે જેટલો તેણીને ચાહાતો હતો, તે કરતાં ઘણો વધારે હમણાં તે તેણીને પાછો ચાહવા

લાગ્યો હતો. તેવીજરીતે પોતાની બેહેનને પાછી ખોવામાંટે ઍસિલને પણ ભારે ગમ લાગતો હતો. પોતાની બાયડીઓથી છુટા થવામાંટે પેલા બે પૉલિશ અમલદારો પણ દુઃખી થતા હતા. તેણીઓઉપર કોઇ જાતનો દુષ્ટ ઝુલ્મ તો ગુજારવામાં ન આવશે, એવી સંધાઓની ખાતેરી હતીઃ પણ તેણીના બાપ અને ભાઇના રશિયન નૌકરી છોડી જવાના કપટી વેરમાં ફ્યુઠરાઇનને રખેને સાઇબીરિયાનાં જંગ્લોમાં દેશનિકાળ કરવામાં આવે, તેની હૅઝલઉડને અને ઍસિલને ભારે ચિંતા હતી; પૅાલિશ અમલદારો ફેકર રાખતા હતા, કે તેઓની બાયડી તેઓને પાછી આવી મળે, તેઆગમચ લાંબો વખ્ત કદાચ નિકળી જાય.

પહરાગીરિની જે ચોકીમાં એલમાનૉફને કૈદ પુરવામાં આવ્યો હતો, ત્યાં જ્યારે પાદરી યુસાડિ જઈ પુગ્યો, ત્યારે રાતના લગભગ અગિયાર વાગેલા હતા. વસંતઋતુની આ મૌસમમાં ક્રિમિયાખાતે હંમેશાં નુકશાનકારક ધુમસ પડેછે; અને યુસાડિ—કે જે તરતનોજ ટુંક પણ સખ્ત માંદગીમાંથી સાજો થતો જતો હતો—તેણે આ વેળા એક ભારી અને મોટો ઝભ્ભો પોતાના પુશાકઉપર ઓઢેલો હતો, તે ચોકીમાં દાખેલ થયો, કે જ્યાં એક કંગાળ "ટેબ્લ"ઉપર બળતી ફક્ત એક મોમબત્તિની ઘણી ઝાંખી રોશની પડતી હતી; ત્યાં એક "ડઝન" સેપાહો ટોળું થઇને બેઠેલા હતા. તેઓ સઘળા પોતાની "પાઇપો" પીતા હતા, કે જેમાંથી નિકળતા ધુમાડાનેલીધે ઓરડામાં વધારે ઝાંખું લાગતું હતું.

આ ચોકીદારોના વડા લફટેનન્ટનેમાંટે યુસાડિએ પુછ્યું; કે જેઉપરથી તેને પાસેના એક ન્હાના ઓરડામાં લઇ જવામાં આવ્યો, કે જ્યાં તે અમલદાર પણ લેટીને પોતાની "પાઇપ" પીતો હતો, અને થોડેથોડે વારે શર્બતથી પોતાના હોઠો ભિંજવતો હતો.

યુસાડિએ જ્યારે પોતાને તે ટર્કિશ લફ્ટેનન્ટનીહઝુરમાં એકલો ઉભેલો જોયો, ત્યારે તે બોલ્યો, "સાહેબ, બીશક તમોને ખબર તો હશે, કે તમારા નામદાર સેનાધિપતિએ કરનલ એલમાનૉફને મોતની શિક્ષા કરવાનું સવારના છ વાગ્તાઉપર નક્કી કર્યુંછે?"

**લફટેનન્ટ**—"હા, એવો હુકમ મને તે નામદારતરફથી મળ્યોછે ખરો, અને તમારાં હ્યાં આવવાની મતલબ હું અટકળી શકું છું."

**યુસાડિ**—(ઘણાં દેલગીરીભરેલા સાદે) "હા, જો કમનસીબ બંધવો મારીસાથે બંદગી કરીને ધાર્મિક સંતોષ લેવાને રાઝી હોય તો."

**લફટેનન્ટ**—"તેમ તમોને કરવા દેવામાંટે તમો સરદારની સહીસાથની એક પર્વાનગી લાવ્યાછો?"

**યુસાડિ**—"હા, હું લાવ્યોછું. આ રહી." એમ બોલી તેણે વડા સેનાધિપતિની મહોર અને સહીસાથનો પર્વાનો કાહાડી તેને દેખાડ્યો.

પોતાના સૌથી વડા અમલદારનો પર્વાનો તેણે અતિ ઘણાં માનસાથે હાથમાં લીધો; અને તેમાં જણાવેલી બાબત ચોકસાઇથી તપાસી, તે બોલ્યો, "એ બરાબરછે. જે કંગાળ બાપડો કાલે મરવાનોછે, તેનીઉપર અલ્લાહે કરીમ રહમ કરજો! મારીપછવાડે આવો."

લફટેનન્ટ તે પછી પોતાના ઓરડામાંથી બહાર આવ્યો, અને ચોકીદારોના ઓરડામાંથી યુસાડિને લઇ પસાર થયોઃ તેઓ એક સાંકડી ચાલમાં આવ્યા, કે જ્યાં એક

ઝબરદસ્ત મઝબુત દરવાઝો હતો. આ ચાલની એક બાજુએ પથ્થરની મઝબુત ભીત હતી; બીજી બાજુએ ન્હાનીન્હાની છ કોટડીઓનાં બારણાં આવેલાં હતાં, કે જે કોટડીઓમાં જ્યારે યુપૅટૉરિયા એકસંપી રાજ્યોનાં લશ્કરોએ ક્રિમિયા જીતી લીધું, તેઆગમચ રશિયનો પોતાના લશ્કરી બંધવાઓને કેદ કરતા હતા. લફ્ટેનન્ટના એક હાથમાં બત્તિ, અને બીજા હાથમાં એક ચાવી હતાં. તે ચાવીવડે તેણે એક મોટો દરવાઝો ખોલ્યો; ત્યાં અંદર એક બત્તિ બળતી હતી; અને ત્યાં મુકવામાં આવેલી એક "ટેબ્લ"આગળ એક ભાંગાંતુટાં "સ્ટુલ"ઉપર એલમાનૉફ બેઠેલો હતો,—તેણે પોતાનું માથું એક હાથઉપર ટેકવેલું હતું.

લફ્ટેનન્ટ—(યુસાડિને) "દાખેલ થાઓ, હું આ બારણાંને કળ દેતો નથીઃ અને તેટલામાંટે જ્યારે તમારૂં ધાર્મિક કામ ખલાસ થાય, ત્યારે આ ચાલને નાકેનું બારણું ઠોકજો, કે તે તરત તમારેમાંટે ખોલવામાં આવશે."

પોતાતરફ દેખાડવામાં આવેલી સભ્યતામાંટે યુસાડિએ તે લફ્ટેનન્ટનો આભાર માન્યો—અને પછી તે કોટડીમાં દાખેલ થયોઃ તેના સાંભળવામાં ચાલને નાકેનો દરવાઝો બંધ કરવાનો આવાઝ આવ્યો, તેઉપરથી તેણે જાણ્યું, કે લફ્ટેનન્ટ ત્યાંથી ચાલી ગયો હતો.

કરનલ એલમાનૉફે યુસાડિને પગથી માથાંસુધી તપાસ્યો, પણ એક બોલણી બોલ્યો નહીં. તેનો ચેહેરો પેહેલાંતો અતિશય ગંભીર હતો, પણ પછી પાદરીને લાગ્યું, કે એલમાનૉફનાં દેલમાં તેનેવિષે ધિક્કાર પૈદા થયો હતો.

આખરે ચુપકીદી તોડીને યુસાડિ બોલ્યો, "તમો એક રશિયનછો, અને હું પણ એક રશિયનછું. આપણે બંધે જણા એકજ ધર્મ પાળ્યે છૈયે; અને હું લ્યાં તે પવિત્ર ધર્મનો ઉપદેશ તમારીઆગળ કરવાને આવ્યોછું."

એલમાનૉફે ઘણાં ઠંડા આવાઝે પણ લગાર કરડાપણાંથી જવાબ દીધો, "હા—હું એક રશિયનછું, અને તમો પણ એક રશિયનછો, અને એક રશિયને બીજાને મોતને શરણ કીધોછે."

યુસાડિ—(અતિયંત દેલગીરીથી) "મારી ઝેંદગીની છેલ્લી ઘડીસુધી આ જે દુઃખદાયક બનાવો બનવા પામ્યાછે, તેમાંટે હું અંતઃકરણથી પસ્તાવામાં રહીશ! પણ, કરનલ એલમાનૉફ, એક પાપી કામનો નતીજો ઘણો ભયંકર આવેછે, તેનો આ એક પુરાવોછે. એક ખોટાં કામથી બીજાં એક હઝાર ખોટાં કામો જન્મ પામેછે; અને એક દુષ્ટ કર્મથી અસંખ્ય વિપ્તિઓ વેહવી પડેછે! ખરી વાતછે, કે મને તમોને તમારા દુશ્મનોના હાથમાં ફસાવવા પડયાછે, પણ જો તમો આગળુંપાછળું વિચારીને જોશો, તો જાણશો કે આપણે બંધે જણાએ મરનાર ઝાર નિકૉલસનાં ખરાબ તરકટને જે મદદ આપી હતી, તે ખરાબ કામની સાંકળનાં વળાંની આ છેલ્લી કડીછે."

એલમાનૉફ—"હું તો તેના હુકમને તાબે થયો હતો, કે જેમ જો હું નહીં કરૂં, તો પાયમાલ થઈ જાઉં કે માર્યો જાઉં. પણ તમો તો મારે હવાલે કીધેલો એક દસ્તાવેઝ ચોર્યોછેઃ અને તે તમારી નીચ ચોરીનેલીધેજ મને યુપૅટૉરિયામાં એક જાસુસતરીકે દાખેલ થવાની ફર્ઝ પડી હતી, અને તેમ કરવાનેસબબે હાલ હું આ ખરાબ અવસ્થામાં આવી પડયોછું—અને વળી તેસાથે તમોએ મને ફસાવી માર્યોછે!"

યુસાડિ—(ભારે દુઃખી દેલે, અને ગણગણતે સાદે) "ખરૂં!—અફસોસ, આ સઘળું તમામ ખરૂંછે! પણ, કરનલ એલમાનૉફ, જરા આગળી વાત ફરી યાદ કરશો, તો તમોને માલુમ પડશે, કે જો આપણે ઝારનાં આ નઠારાં કામમાં મદદ કીધી નહતે, તો તમોને આવો એક દસ્તાવેજ લઇ આવવાની ફર્જ પડતે નહીં—અને જો તેમ થતે, તો મને તે દસ્તાવેજ તમારીપાસેથી મેળવવાની પણ ઝરૂર રેહેતે નહીં."

એલમાનૉફ—(ભારે ગુસ્સાથી અને ધિક્કારથી) "બસ, બસ, આ સઘળી તમારી ખોટામાં ખોટી તર્કોછે! શું તમોને ખબર નથી, કે મને મોતની ટેપ મરાઇ ચુકીછે—અને આંવતી કાલે સવારના છ વાગ્તે, જ્યારે સૂર્ય આ પૃથ્વીઉપર પોતાના પૂર તેઝથી પ્રકાશતો હશે, ત્યારે મારી આંખો તો તેથી ઉલટી અંધારામાં ઢંકાઈ જશે?"

આ સાંભળી યુસાડિએ દુઃખી લાગણીથી પોતાનું માથું ધુણાવવા માંડયું, અને પોતાના હાથોનાં આગળાં એકબીજામાં ખોસીને બોલ્યો, "અફસોસ, હું તે જાણુંછું! એમ ના ધારતા કે ટર્કોના ઓઠાંતળે હું મારી કસુર છુપાવવાની કોશેશ કરૂંછું. કે જે કસુરનું આ ભયંકર પરિણામ આવવા પામ્યુંછે! પણ હું તો ફક્ત તમારી એટલીજ ખાતેરી કરવા માગુંછું, કે થોડાં વર્ષોઅગાઉ આપણે જે જુઠું કામ કર્યું હતું, તેનો આ નતીજો આવ્યોછે."

એલમાનૉફ—(ઘણાં જતુનથી તેને બોલતો અટકાવીને) "આ બાબતઉપર હવે પુરતું બોલાયુંછે, માંટે બસ કરો. તમોને હવે મને બીજું શું કેહેવુંછે?"

યુસાડિ—"ત્યારે જાણો, કે નામદાર ઓમર પાશાએ એવો હુકમ કર્યોછે, કે તમારૂં મોત——"

એલમાનૉફ—(વધારે ઝતુનથી) "એક સાધારણ જાસુસનેલાયકનું નહીં હોય? પણ મને બાર ગોળીઓથી વિંધી નાખીને એક સેપાહને મોતે મારવો!" મશ્કરીમાં "વાહ! મારા સંતોષનેમાંટે કેવી સરસ વાત!" પણ તરતજ તેની વળણ ફેરવાઇ ગઈ, તેના હોઠો ધ્રુજવા લાગ્યા, અને તે થરથરતે સાદે બોલ્યો, "ગમે તે રીતે હું મરૂં, તેની મને દરકાર નથી! મને અતિશય ચાહાતાં મારાં માબાપ સેંટ પીટર્સબર્ગમાંછે, કે જેઓ પોતાના જીવથી ગયેલા બેટામાંટે વિલાપ કરીને રડશે!—તે બેટો કે જેને તેઓ કદી ફરી પાછાં મળવાના નથી—અને તેઓના બુઢાપાની ખુશહાલી અને સુખ હંમેશનું જતું રેહેશે!"

યુસાડિ—"અરે! અરે! જો તમોને તેઓને કાંઇ પયેગામ મોકલવો હોય, તો મને કહો—હંમેશના છુટા પડતી વખ્તનો કાંઇ સંદેશો હોય, તો જણાવો, હું તે લખી લઉં—હું સોગંદઉપર કહુંછું, કે તે હું તમારાં માબાપને પહોંચાડવાને ચુકીશ નહીં!"

જરા થોભીને પછી ઘણાજ ક્રોધથી એલમાનૉફે કહ્યું, "હા—તેઓને કેહેજો, કે મારૂં ખુન કર્યામાં આવ્યું—અને તે મારો ખુની પાદરી યુસાડિછે!"

આ સાંભળી કંગાળ યુસાડિ ઘણીજ આજીજીથી બોલ્યો, "અરે! મને આપ્રમાણે ઠપકો ના આપો! ઘુંટણ મરડિયે પડીને મારીસાથે બંદગી કરો! દેખાડો, કે તમોએ મને મારી કસુર મુઆફ કીધીછે! યાદ કરો, કે તમો હમણાં હંમેશગીની જહાનના ઉંબરઉપર ઉભાછો: અને તમો જેમ તમારા ખુદાપાસે મુઆફી મેળવવાની આશા રાખોછો, તેવીજ રીતે

મને પણ મુઆફ કરવાની મેહરબાની કરો!—પણ જુઓ! તમારીઆગમચ હું જ પેહેલાં ઘુંટણ મરડિયે પડું છું! હું તમારા પગઆગળ પડી આઝીજી કરૂં છું, કે તમો મને મુઆફ કરો! પછી આપણે બંધે સાથે મળી ઘુંટણ મરડિયે પડીશું—અને આપણે બંધે બંદગી કરીશું!"

આમુજબ બોલી, યુસાફિએ પોતાની ટોપી કાહાડી "ટેબલ"ઉપર મુકી—પોતાનો ભારે ઝબ્બો કાહાડી નાખ્યો—અને ગંભીરાઇથી ઘુંટણિયે પડી એલમાનૉફની મુઆફી ચાહાવાને માથું નિચ્ચે નમાવ્યું. જે પવિત્ર ધંધામાં તે પડેલો હતો, અને જે દુ:ખી લાગણી તેનાં દેલમાં ઉભી થઈ હતી, તેથી તે કુદર્તી રીતે બંદગી કરવામાં મશ્ગુલ થઇ ગયો; હાથો જોડીને અને માથું નિચ્ચું નમાવીને હજી યુસાફિ ખરાં દેલથી બંદગીમાં ચકચુર થઇ ગયો હતો.

પોતાની બેઠકઉપરથી જ્યારે એલમાનૉફ પેહેલો ઉભો થયો, ત્યારે તેની ધારણા એવી હતી, કે તે પાદરીને લાત મારીને ધિક્કારથી હડસેલી કાહાડે, અને તેને પોતાનીહઝુરમાંથી શ્રાપ દઇને કાહાડી મુકે. પણ તરતજ એલમાનૉફનાં ભેંજાંમાં એક શયેતાની વિચાર આવી ગયો,—નાપાક શયેતાન, જે હંમેશાં નબળાં માણસનાં ભેંજાંઉપર પોતાની નીચ યુકિતઓની અસર કરવામાં ફતેહ પામેછે, કે જે લાલચસાંમે આદમજાત ટકી શકતું નથી, તેવો એક બદ વિચાર આ વેળા એલમાનૉફનાં મગ્ઝઉપર આવી પડ્યો, અને જેવીરીતે એક અઝદાહ પોતાના શેકારઉપર ઓચિંતો તરાપ મારેછે, તેવીરીતે એલમાનૉફે યુસાફિને ગળચીમાંથી પકડયો—બંધે હાથોએ તેની ગર્દન એવીતો મઝબુત પકડી, કે જાણે તે એક લુહારના સેંકડામાં પકડાયલી હોય. તેની દમ લેવાની નળી તે ખુનીનાં આંગળાંઓએ દાબી: ઉંડાને ઉંડાં પોતાનાં આંગળાંઓ તેના માસમાં દાબ્યાં; અને આ વેળા તેનો ચેહેરો દુઝખના એક દેવજેવો પાપી થઇ ગયો.

આથી પાદરીનાં આખાં શરીરને ભયંકર આંચકીઓ આવવા લાગી: એક સાંપને ફટકો મારવામાં આવે, તે વેળા તેનું બદન જેમ કળવાયછે, તેમ તે પણ કળવાવા લાગ્યો. પ્રથમતો તેણે પોતાના બંધે હાથોવડે એલમાનૉફના હાથો પોતાનાં ગળાંઉપરથી ખસેડવાનો યૌન કર્યો; પણ તેમ તે કરી શક્યો નહીં: અને પછી તેનો દમ રૂંધાઈ જવાને દુ:ખે તેણે તે ખુનીના બંધે પગોઆસપાસ પોતાના હાથો વિંટાળ્યા, એવી મતલબથી, કે તે તેને નિચ્ચે તોડી પાડે. આથી એલમાનૉફ પોતાના ઘુંટણઉપર બેસી ગયો,—એમ થવાથી પાદરી ઉંધો પડ્યો—અને તેથી તો ખુનીના હાથમાંથી છટકવાનો કશો પણ ઇલાજ હવે તેને રહ્યો નહીં. ખચિત કોટડીમાં થયેલો આ દેખાવ ઘણો ભયાનક ને કમકમાટ ઉપજાવનારો હતો, નહીં ચીસ કે નહીં બુમ તે પાડી શક્યો, અને તેથી તે કોટડીની ચાર દીવારોવચ્ચે જે કરપિણ કામ થયું હતું, તે કોઇનાં પણ સાંભળવામાં કે જાણવામાં આવ્યું નહીં. ગુંગળાવાનો ગળગળ થતો અને દબાઇ જતો ધીમો સાદ તે કંગાળ પાદરીના હોઠોમાંથી સ્હેજ નિકળતો હતો; આ વેળા તેનો ચેહેરો ઝમીનતરફ હોવાથી તે ખુની પોતાનાં પાપી કામનો દેખાવ જોઈ શકતો નહતો. પણ આ વખ્તે ખુદ એલમાનૉફનો ચેહેરો પણ ભારે બિહામણો અને કમકમાટ ઉપજાવેએવો થયલો હતો,—તેણે પોતાનું શયેતાની કામ પુરૂં કર-

વાનો મક્કમ ઠરાવ કર્યો હતો, અને તેની આંખો એવીતો ખેંચાઇ આવેલી હતી, કે જાણે હવડાં બહાર નિકળી પડશે ! જાણે પાણીમાંથી એક માછલીને તેના પકડનારના ગળમાંથી કાહાડીને ઝમીનઉપર નાખવામાં આવેછે, તે વેળા જેવીરીતે પોતાની પૂછડી ઝમીનઉપર તે અફળેછે, તેમ આ વેળા યુસાડિનું શરીર અફળાતું હતું ; તેના પગો ઉપર ઉંચકાતા, અને પછી પાછા નિચ્ચે અફડાતા,—આમુજબે જ્યાંસુધી તેના ફમકમાટભર્યા આંચકાઓ નબળા પડતા ગયા, અને ઓછા થતા ગયા, અને જયાંસુધી તે મુર્દું થઇને ઝમીનઉપર પડ્યો, ત્યાંસુધી તે ખુનીએ પોતાના હાથો તેનાં ગળાંઉપરથી ખસાડયા નહીં.

આખરે આ ઝબુન કામ ખલાસ થયું: અને એક બિહામણા સ્વપ્નાનીપેઠે આ પાપી ગુનાહની લાગણી તે ખુનીના જેગરઉપર ચીટકી બેઠી. પણ હમણાં તેને વિચાર કરવાનો કે વખ્ત ખોવાનો નહતો ! એલમાનૉફને હજી ઘણું કરવાનું હતું. તેણે તે મુર્દાનાં શરીરઉપરનાં લુગડાં ઉતાર્યાં—અને તેમજ પોતાનાં પણ કાહાડી નાખ્યાં. તેણે પછી તે મુવેલા પાદરીને પોતાનો પુશાક પેહેરાવી, પોતે તેનો પેહેરી લીધો. પછી તેણે તે મુર્દાને પોતાની ખાટલીપાસે ઘુંટણ મરડિયે બેસાડયું, અને તેના બંધે હાથોમાં તેનું માથું, કે જે તમામ કાળું થણક મારી ગયું હતું, અને તદ્દન સુજી આવ્યું હતું, તે મુકયું, એવી ઢબે કે જાણે તે પોતેજ બિછાણાંઉપર પડી બંદગીમાં મશ્ગુલ થયેલો હોય.

એલમાનૉફ પોતાનાં મનસાથે વિચારવા લાગ્યો, કે "જયારે ટર્કો પાછું બારણું ઢાંકવા અંદર નઝર કરશે, ત્યારે તેઓ એમજ સમજશે, કે હું-હા-હુંજ-બંદગી કરૂંછું !"

ત્યારપછી તેણે પાદરીનો મોટો ઝભ્ભો પોતાનાં શરીરઉપર ઓળવ્યો, અને તેની મોટી ટોપી પેહેરી. હવે તેનું નસીબ યારી આપેછે કે નહીં, તે જાણવાનો વખ્ત આવ્યો ; પણ તે ભારે હેમત રાખી તે કોટડીમાંથી બહાર નિકળ્યો, અને તેનું બારણું બંધ કર્યું. તે પેલી ચાલમાંથી પસાર થયો—અને તેને છેડેનું બારણું ઠોક્યું. તે તરતજ ઉઘાડવામાં આવ્યું. એક કલાકઆગમચ જ્યારે યુસાડિ અંદર આવ્યો હતો, તે વેળા ચોકીદારોના ઓરડામાં જેટલું અંધારૂં હતું, તેકરતાં પણ વધારે હમણાં ત્યાં હતું. બીડી પીવાને સબબે ત્યાં ધુમાડો પથરાઇ ગયેલો હતો: એક ખુણામાં "ટેબ્લ"ઉપર ગુળ કાપ્યાવગરની મીણબત્તિ ઝાંખી બળતી હતી. તે મીણબત્તિથી દુરનો દુર બીજીજ બાજુએથી એલમાનૉફ ચાલ્યો: એક બોલ પણ તે વેળા બોલવામાં આવ્યો નહીં—કોઇએ તેને અટકાવ્યો નહીં—તેને પાદરી યુસાડિ સમજી કોઇએ તેની જવાની દરકારવટીક કીધી નહીં. ચોકીદારોના ઓરડામાંથી થઇ, તેનો ઉંબર ઓળંગી, ખુલ્લા રસ્તાની ફરસબંદીઉપર તેનો પગ પડ્યો:—અને જાણે છુટાપણાંની ચોખી તાઝી હવાથી તેનાં ફેફસાંઓ ફુળ્યાં હોય, એવી તાઝગી તેને મળી.





## પ્રકરણ ૫૫ મું.

### શેરનાયામાં તપાસ.

આપણે ઉપર જે હકીકત જણાવી ગયા છૈયે, તેને થોડા દહાડા વિત્યાકેડે, વડા સેનાધિપતિ ઓમર પાશાએ ટર્કિશ, ઇંગ્રેજી, અને ફ્રેંચ કેટલીક "સ્ટીમરો" અને બીજાં વહાણો, કે જે આ વેળાએ યુર્પેટારિયાનાં બંદરમાં લાંગરેલાં હતાં, તેઉપર આસરે ૨૦,૦૦૦ માણસોને ચઢવાનો હુકમ એકાએક આપ્યો. આ હુકમ બનતી ઉતાવળે અને ઘણો સારી રીતે બજા લાવવામાં આવ્યો; પણ તે "સ્ટીમરો" અને વહાણોને કયાં જવાનું હતું, તે તદન છુપું રાખ્યામાં આવ્યું હતું. તા૦ ૭ મી ઍપ્રિલને દિને સવારના આઠ વાગ્તે, ખુદ ઓમર પાશાનાં ઉપડવાનાં માનમાં ઓગણીસ તોપો ફોડવામાં આવી; પોતાના રેસાલાના મુખ્ય અમલદારોને લઈને પોતાનેમાંટે ખાસ રાખવામાં આવેલી એક ન્હાની મનવારઉપર જવાને સરદાર એક સરકારી ભપકાદાર ન્હાની "બાર્જ"ઉપર ચઢયો. આ તોપો કેનારાઉપરનાં તોપખાનાંએ છોડી હતી, જેનો ઉત્તર સઘળાં બારકસોઉપરથી વળતી તોપો છોડીને આપવામાં આવ્યો; અને પછી આખા કાફેલાએ સફર શરૂ કીધી.

સેનાધિપતિનીસાથે તેનો ભત્રીજો ટવારિક બે, મેજર હૅઝલઉડ, ઍસિલ વૉલમાર —તેમજ તેના બીજા એડી-કાંગો હતા; યુર્પેટારિયાથી આરવેસે તેઓને શામાંટે કાહાડી લઇ જવામાં આવતા હતા, તે ફ્રૅઠરાઇનનો ખાવંદ કે ભાઇ સમજી શકયા નહીં, કારણકે તેજ જગ્યાએ તેઓની કેદ થયેલી વાહાલી ફ્રૅઠરાઇનની ખબર મળવાનો તેઓને વધારે સંભવ હતો. વળી આપણે અત્રે જણાવવું જોઇએછે, કે ફ્રૅઠરાઇનનીસાથે કેદ પકડાયલી બીજી બે બાનુઓના પૅાલિશ અમલદારોને પણ આ કાફેલામાં સામેલ કર્યામાં આવ્યા હતા, અને તેઓને ટર્કિશ લશ્કરસાથે જોડવામાં આવ્યા હતા; આમુજબે જેઓ સઘળા આ પકડાઈ ગયેલી ત્રણે બાનુઓસાથે અતલગનો સંબંધ ધરાવતા હતા, તેઓ સઘળા આ કાફેલામાં હાઝેર હતા, અને તેણીઓને જે જગ્યાએથી કેદ કરી લઈ જવામાં આવી હતી, તે જગ્યાએથી સર્વે ઉઠાંગરી કરી જતા હતા.

યુર્પેટારિયાનું બંદર છોડવાપછી થોડાજ કલાકો વિત્યાકેડે ઓમર પાશાએ ઝાહેર કર્યું, કે તે આખો કાફેલો સેબાસ્ટૅાપોલનીસાંમે એક ચોકસ જગ્યાએ જતો હતો. તેણે, ત્યારપછી હૅઝલઉડને, વૉલમારને, અને પેલા બે પૅાલિશ અમલદારોને પોતાનીહઝુરમાં બોલાવ્યા; અને તેઓને નિચ્ચેમુજબે કહી સંભળાવ્યું:—

"ગઈ કાલે મારાં જાણવામાં આવ્યુંછે, કે જનરલ ઑસ્ટેન-સાકેન પોતાનાં હાથનિચ્ચેમાં લશ્કરના મોટા ભાગને લઈને સિમફેરૅાપૅાલની પડોશમાંથી શેરનાયાની ખીણતરફ કુચ કરી ગયોછે. તેની મતલબ જનરલ લિપ્રાન્ડિનાં લશ્કરને જઇ મળવાનીછે, કે જે લશ્કર ફ્રેંચ અને બ્રિટિશ લશ્કરોના જમણા ભાગઉપર હમલો કરવાનો એરાદો રાખેછે. મારી મતલબ શુંછે, તે જણાવવાની ઝરૂર નથી. પણ એક બાબત જે તમો સર્વેને લાગતીવળ-

ગતીછે, તે હું ઝાહેર કરવા માંગુંછું. મને લાગેછે, કે ચોક્સકરીને આ ત્રણે બાનુઓને સેબાસ્ટૉપોલ મોકલી દેવામાં આવીછે, કે જ્યાં તેઓનું શું કરવું, તે રશિયન વડા સેનાધિપતિ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ્ની મર્ઝીઉપર રહ્યુંછે. અગરજો તેમજ હોય, તો તે જગ્યાનીનઝદીકમાં તમો સઘળાઓએ રેહેવું જોઇએ, કે જેથી જેણીઓ તમોને વાહાલીછે, તેણીઓને કદાચ આપણે પાછી મેળવવામાં ફતેહ પામીશું. જોકે હું કબુલ કરૂંછું, કે મને શકછે, તોયે વળી બનવાજોગછે, કે આપણે જો સેબાસ્ટૉપોલઉપર તોપોનો મારો ચલાવીશું, તો તેને તાબે કરીશું. અગરજો તેમ કરવામાં આપણે ફતેહ પામ્યે, તો કદાચ ત્યાં થનારી લડાઇમાં આપણે ઘણાક ઉંચે વાંધેના રશિયનોને કેદ પકડી શકીશું ; અને તેમ જો થયું, તો જનરલ ઑસ્ટેન-સાકેને આપણી જે માંગણી ના પાડીછે, તે કદાચ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ્ને કબુલ રાખવાની ફર્ઝ પડશે—યાને મારી કેહેવાની મતલબ એછે, કે તેઓને છોડવવામાંટે તેને આ ત્રણે બાનુઓને છોડવી પડશે. કમનસીબે કરનલ એલમાનૉફ, પેલો લુચ્ચો જાસુસ, કે જે પછવાડેથી એક અતિ દુષ્ટ ખુની નિવડયોછે, તે આપણા હાથમાંથી છટકી જવા પામ્યોછે ! તોયે બધી રીતે જોતાં, મને એમ વાજેબી લાગ્યું, કે તમો સર્વે મારીસાથે આ ચઢાઇમાં આવો, તો કદાચ પાસો ફેરવાઇ જાય, અને તમો ખોઇ બેઠેલી તમારી વાહાલી બાનુઓને જલદી મેળવવા પામો. ”

પોતાનેમાંટે આટલી બધી માયાભરેલી કાળજી રાખવામાંટે, મેજર હૅઝલઉડે, ઑસિલ વૉલમારે, અને પેલા બંધે પૉલિશ અમલદારોએ ઑટોમન મારશલનો ભારે ઉપકાર માન્યો ; તેઓની પુર ખાતેરી હતી, કે કૅઠરાઇનના અને તેણીનીસાથની બીજી બે બાનુઓના છુટકારામાંટે જે પણ કરવા ઘટે, તે કરવાને ઓમર પાશા કદી પણ હઠશે નહીં.

ટર્કિશ લશ્કર અને લડાઇનો સામાન લઇને આ “સ્ટીમરો” અને બીજાં વહાણોનો કાફેલો વડા સેનાધિપતિને તોપોની સલામીના ભારે ધડાકાઓવચ્ચે કામિએશના અખાતમાં દાખેલ થયો ; કે તરત લશ્કર અને સામાન કેનારે ઉતારવાનું કામ શરૂ થયું. જે જગ્યાએ છાવણી કરવામાં આવનાર હતી, ત્યાં ઑટોમન લશ્કરે તરતાતરત તંબુઓ ઠોકયા ; કે ફ્રેંચ અને ઇંગ્રેજ વડા સરદારો, પોતાનીસાથે પોતાનો રેસાલો, અને લશ્કરના બીજા મુખ્ય અમલદારોને લઇને ઓમર પાશાને નમન કરવાને તરત હાઝેર થયા. જેવી કૅપટન ડેલ્રાંશીને ખબર થઇ, કે મેજર હૅઝલઉડ પણ ત્યાં આવ્યોછે, કે લાગલો તે તેને ભેટવાને દોડયો ; અને તેની બાયડીના કેદ થવામાંટે તેણે પોતાની અતિયંત દેલગીરી જણાવી.

સેબાસ્ટૉપોલનીસાંમે આવી પુગ્યાપછી થોડા દહાડા રહીને ઓમર પાશાએ ફ્રેંચ લશ્કરની તપાસ લીધી, અને તેનો સારો દેખાવ જોઇને તે નામદારે જનરલ કૅનરૉબર્ટ-આગળ પોતાની ખુશહાલી ઝાહેર કીધી. બીજે દિને આ ટર્કિશ મારશલે, પોતાના ત્રણ એડી-કાંગોને સાથે લઇને બ્રિટિશ લશ્કરની કવાયદ લીધી. આ વેળા ઓમર પાશા એક અતિ સુંદર ખુલા રાતા-ભુરા રંગના ઘોડાઉપર સવાર થયેલો હતો: તેણે પોતાનો લશ્કરી પુશાક સજ્યો હતો,—તેની છાતીઉપર પુષ્કળ ચાંદો લટકાવેલા હતા—અને તેના ખંભાઉપરના સોનેરી ગુચ્છાઓ અને છાતીઉપરની સોનેરી પટીઓ સુર્યનાં કિરણોથી ઝગઝગ થતી હતી. તેના ઘોડાનું ઝીન અને સાજ ઘણો કીમતી અને ભપકાદાર હતો, અને તેઉપર

કીમતી ઝવાહેરો મઢેલાં હોવાથી તે ઝળઝળી રેહેલો હતો: કારણકે જ્યારે પણ તે નામદાર લશ્કરની કવાયદ જોવા કે તપાસવા હાઝેર થતો, ત્યારે પોતાના હોદ્દા અને મોભાનેખરનો ઠાઠ કરવાને ચુકતો નહતો,—તો જોકે લડાઇમાં ગુંઠાતો, ત્યારે તેનો પુશાક, અને તેના ઘોડાનો સામાન તદન સાદાં રેહેતાં.

એક ઉંચી જગ્યાએ ઉભા રહીને ઓમર પાશાએ ઈંગ્રેજી લશ્કરને પોતાનીસાંમેથી પસાર થઈ જતું જોયું. તેના જમણા હાથઉપર, તો જોકે બરાબર તેનીપાસેજ નહીં પણ તેનેથી જરા પછવાડે તેનો ભત્રીજો ટવારિક બે હતો: બરાબર તે નામદારનીપછવાડે તેના ફ્રેંચ અને ઇંગ્રેજ એડી-કાંગો, કરનલ ડિયુ અને જનરલ કૅનન, ઉભેલા હતા. ઇંગ્રેજ લશ્કર પોતાનાં વાજાંનાં સુંદર સરોદો વગાડતું તેનીસાંમેથી કુચ કરી ગયું—પ્રથમ પાયદલ, અને પછી ઘોડેસવાર રીજમીટો પસાર થઈ; અને તેઓએ પોતાની બંદુકો અને તલવારો નમાવી પાશાને સલામી આપી, કે જે તે નામદારે સ્વિકારી. આમુજબે લશ્કરી તપાસ ખલાસ થઈ: અને તે જોઈ ઑટોમન વડા સેનાધિપતિએ પોતાનો ભારે સંતોષ ઇંગ્રેજ સેનાપતિ લૉર્ડ રૅગલૅનને ઝાહેર કરી, બ્રિટિશ લશ્કરની સુધરેલી હાલત અને દેખાવમાંટે તેને મુબારકબાદી આપી.

આએજ વખ્તે સેબાસ્ટૉપૉલઉપર તોપોનો મારો શરૂ કર્યામાં આવ્યો; અને એકસંપી રાજ્યોનાં લશ્કરોની પાંચસોથી છસો તોપોએ પોતાનો ભયંકર મારો રૂશિયન કેલ્લાઉપર ચાલુ કર્યો. તેનો રૂશિયનોએ પાછો કેવો ઉત્તર વાળ્યો, તે જણાવવાનું કામ આપણું નહીં, પણ તવારીખ લખનારાઓનુંછે, પણ એટલુંતો અત્રે જણાવવાની અગત્યછે, કે જેવો ભારે તે હમલો હતો, તેટલોજ હેમતી બંચાવ કર્યામાં આવ્યો હતો. આમુજબે તોપોનો મારો ઘણાક દહાડાઓતુલિક ચાલુ રાખવામાં આવ્યો: અને બંધે બાજુએ જે નુકશાન થતું, તે રાતોરાત પાછું દરોસ્ત કરી નાખવામાં આવતું. આ સર્વે બાબત અત્રે વિગતવાર જણાવી પ્રેકટમાં આપણી વાર્તા લંબાવવામાં કશો સાર નથી, કારણકે તે આ બાબતઉપર લખાયલી હરકોઈ સત્તાદાર તવારીખમાં વાંચવાથી જાણ થશે, અને કદાચ અમારાં વાંચનારાંઓમાંનાં ઘણાંકો તેબાબે માહિતગાર પણ હશે; તેટલામાંટે તે સર્વે અત્રે છોડી દઇ આપણને જોઇતી આ વાર્તાનેજલગતી બીજી બાબતોઉપર હવે આપણે આવીશું.

તવારીખમાં યાદગાર રહી ગયેલા સેબાસ્ટૉપૉલઉપર ઓમર પાશાએ આટલાં મોટાં લશ્કરસાથે ઘાલેલા આ ઘેરામાં તે નામદારની શી મતલબ સમાયલી હતી, તે હવે આપણે લંબાણથી જણાવીશું. અગરજો તોપોના ભારી મારાથી સેબાસ્ટૉપૉલનું બહારનું બાંધકામ નાશ પામે, તો પછી એકસંપી રાજ્યોનાં લશ્કરોનાં આખાં બળોએ શેહેરઉપર હમલો કરવાનો, અને ટર્કોને લઇને એક બીજે ઘણી અગત્યને છેડેથી હલ્લો લઇ જવાનો, ઓમર પાશા વિચાર રાખતો હતો. પણ થોડાજ દહાડામાં તે નામદારે જાણ્યું, કે જેવીરીતે આગલે વર્ષે અક્ટોબર માસમાં તોપોનો મારો ચલાવ્યાથી કાંઈ જીવજેવું પરિણામ નિપજ્યું નહતું, તેમજ આ વેળા પણ થયું હતું. સેબાસ્ટૉપૉલના કેલ્લાઉપર કોઇ ઘણી ગંભીર અસર આ એકસંપ થયેલાં રાજ્યોની સામટી તોપો કરી શકે, એબાબે પ્રથમથીજ આ અજાયબજેવી અગમબુદ્ધિના ટર્કિશ વડા સેનાધિપતિને સંદેહ હતો; અને તેમુજબે બનવા

પણ પામ્યું. સેબાસ્ટૉપૉલઉપર હમલો લઈ જવાનો સંજોગ બને, તો તે વેળા મદદ થાય, એવા એરાદાથીજ આ વડા સરદારે કામિએશખાતે લશ્કર ઉતાર્યું હતું: પણ તેમ કરવામાં તે નામદારની એક બીજી પણ મતલબ હતી—તે એ કે જો તોપોનો મારો નિશ્ફળ જાય, તો તેણે શેરનાયાની ખીણમાં એક લશ્કરને લઇ જવાનો ઠરાવ રાખ્યો હતો, કે ત્યાં જઈને તે જનરલ લિપ્રાન્ડિ અને ઑસ્ટેન-સાકેનનાં જોડાયલાં લશ્કરોસાથે લડાઈ ચલાવે. અત્યારઅગાઉ જણાવ્યામુજબે થોડા દિવસનાઅરસામાં જણાઈ ગયું, કે તોપોનો મારો નકામોજેવો હતો: અને તેટલામાટે પોતે રચેલી બીજી બાઝી અમલમાં મેળવાનો ઓમર પાશાનો હવે વખ્ત આવ્યો હતો.

તા૦ ૧૯ મી ઍપ્રિલની સવારે સકારમાં જે તમામ ટર્કિશ લશ્કર કામિએશખાતે આવ્યું હતું, તેને હથિયારબંદ થવાનો હુકમ કર્યામાં આવ્યો. આ હુકમ તરત ઘણી હોંસથી બજા લાવ્યામાં આવ્યો; કારણકે જોકે સરદારનો શું એરાદો હતો, તેની કાંઈ ઘણી ચોકસ ખબર તો પડી નહતી, તોયે એટલુંતો કુદર્તીરીતે અટકળવામાં આવ્યું હતું, કે કાંઈ અગતયની હાલચાલ કરવાનો તે નામદારનો વિચાર હોવો જોઇએ.

ઑટૉમન રીજમીટો ખીચોખીચ હારબંધ ગોઠવાઇને ઉભી હતી: ત્યાં વડો સેનાધિપતિ પોતાનો આખો રેસાલો લઇને આવ્યો, અને કુચ શરૂ કર્યામાં આવી. થોડાજ વખ્તમાં ટર્કિશ લશ્કરસાથે ફ્રેંચ સેપાહોનો એક મોટો ભાગ આવી જોડાયો, કે જેની સરદારી ખુદ જનરલ કૅનરૉબર્ટે પોતે લીધેલી હતી. કુચ ચાલુજ રહી: સેબાસ્ટૉપૉલનાં દેવલો અને મેનારાઓ જાણે ખસતા હોય, એમ દુર થતા જતા દેખાયા; અને વળી થોડા વખ્તમાં આ કુચ કરતાં બન્ને લશ્કરોસાથે ઇંગ્રેજ પલટણો આવીને જોડાઇ ગઇ, કે જેની સરદારી ઇંગ્રેજ સરદાર લૉર્ડ રૅગલૅને લીધેલી હતી. ટર્કિશ, ફ્રેંચ, અને ઇંગ્રેજ, આ ત્રણે લશ્કરોની વડી સરદારી ઓમર પાશાએ પોતે લીધેલી હતી; હવે તમામ લશ્કરમાં એવી અફ્વા ફેળાઈ, કે ઉંચાણ સપાટ ખુલ્લી ઝમીનઆગળ સેરનાયાની ખીણોને જે ટેકરીઓ ઢાંકી નાખેછે, તેની પેલીમેર રશિયનોસાથે લડાઈ ચલાવવાનીછે. આ સપાટ ઝમીન એકસંપી રાજ્યોનાં લશ્કરોનું મઝબુત મથક હતું.

ખીચોખીચ હારોમાં લશ્કરે આગળ કુચ કર્યા કીધી; અને તેનો દેખાવ ભારે ઠાઠવાળો હતો. પોતાના રેસાલાસાથે ઓમર પાશા મોખરે પોતાનો ઘોડો દપટાવતો હતો; તેનેથી થોડેક દુર જમણી બાજુએ જનરલ કૅનરૉબર્ટ; અને તેટલેજ છેટે પણ ડાબી બાજુએ લૉર્ડ રૅગલૅન હતો. દિવસ ઘણો રળિયામણો હતો; અને સેપાહોની બાગનેટોઉપર સૂર્યનાં કિરણો પડવાથી તેઓ ઝળઝળ થતી હતી. પાયદલ લશ્કરના ચાલુ ભારે આવાઝ—ઘોડેસવારોની રીજમીટોના ઘોડાઓનાં પગલાંઓ—તોપોનાં ગારિયાંઓનાં પૈડાંઓનો ગગડાટ—વળી સાથે અત્યારનવાર વગાડવામાં આવતાં વાજાંઓના સુંદર સરોદોથી આગળ જે જગ્યાએ ચુપચાપ હતું, ત્યાં ચાલુ મોટા આવાઝો સંભળાવા લાગ્યા.

આગળનેઆગળ અગ્નિકોણતરફ લશ્કરે કુચ કર્યા કીધી; અને પછી તેઓ તરતજ એક યાદગાર જગ્યાએ આવી પહોંચ્યા. આ જગ્યા તેજ હતી, કે જ્યાં થોડાક મહિનાઓઆગમચ બાલાક્લાવાની લડાઇ થઈ હતી. આ જગ્યા આગળી એક દમામદાર, કીર્ત્તિવંત,

અને ભયંકર યાદ આપતી હતી—પણ મુખ્યકરીને તે ખીણ, કે જ્યાં પેલા બહાદુર "છસો" સેપાહોએ અજાયબજેવો જનુની હમલો કર્યો હતો. આ યાદગાર ઝમીનઉપર વસંતઋતુએ હઝારોહઝાર ફુલોનો બહાર પાંથર્યો હતો; અને જે જગ્યાએથી લશ્કરો કુચ કરી જતાં હતાં, ત્યાં પુષ્કળ ઘાસ ઉગેલું હતું. આ લીલોતરીથીભરેલા ગાલિચાઉપર બીસુમાર ફુલો ખીલી નિકળેલાં હતાં; પણ ઘણીક જગ્યાઓ વળી એવી હતી, કે જ્યાં આસપાસની બીજી જગ્યાઓ કરતાં વધારે સારૂં અને ઘેરા રંગનું ઘાસ ઉગી નિકળેલું હતું, પણ તેમ વળી તે જગ્યાએ ફુલોનો બહાર અતિ કમતી હતો. તે આએજ જગ્યાઓ હતી, કે જ્યાં કદી ન વિસરાયએવી બાલાકલાવાની લડાઈમાં માર્યા ગયેલાઓને દાટવામાં આવ્યા હતા;—જ્યાં લડવૈયાઓ માર્યા ગયા હતા, ત્યાંજ તેઓને ભૂમિદા કરવામાં આવેલા હતાઃ જ્યાં ખુનરેઝી ચલાવી માર્યા ગયેલા દોસ્તો અને દુશ્મનોને એકમેકનીસાથેજ દફન આપ્યામાં આવ્યાં હતાં. ઘાસનો પાક માણસજાતનાં માંસ અને લોહીનાં ખાતરથી ઘણો રસાળ થયેલો હતો, અને તેથી માર્યા ગયેલા લડવૈયાઓની છેલ્લી આરામઘાહની જગ્યા ઓળખાઈ આવતી હતી; અને આ ઘાસનાં ઉત્તમ પાકનેલીધે વધારે નાઝુક સુંદર ફુલો આ પુષ્ટિકારક ગૌચરણમાંથી ઝોર પકડીને ત્યાં ઉગી નિકળ્યાં નહતાં. હા—આએજ જગ્યા તે હતી, કે જ્યાં બાલાકલાવાના માર્યા ગયેલા બહાદુરોની કબ્રો હતી!

પણ જોડાયલાં તુર્કિશ, ફ્રેંચ, અને ઈંગ્રેજ લશ્કરોનાં જોવામાટે હજી એક વધારે બિહામણો દેખાવ બાકી રેહેલો હતો, કે જે લશ્કરો હમણાં પોતાનો રસ્તો તે યાદગાર જગ્યાઉપરથી લેતાં હતાં. તે વેળાએ નઝરચુકથી દાટવાને રહી ગયેલાં એકાદ શબનું હાડપિંજર લાં બહાર ખુલ્લું પડેલું નઝરે પડતું હતું, કે જેની થોડેજ દુર તેનીજ સાથેસાથે લડનારાઓનાં મુર્દાંઓ દટાયલાં પડેલાં હતાં; પણ તે દટાયલાઓની ઘોરો ઝાઝી ઉંડી ખોદેલી ન હોવાથી ઘોડાઓની ભારી ખડીઓથી તેઓનાં અર્ધાં ખવાઇ ગયેલાં અને ફુગાયલાં શબો આ દુનિયાની રોશની જોવાને પાછાં બહાર નિકળી આવતાં હતાં. પણ આ જગ્યા બાલાકલાવાની લડાઇ વખ્તે રૂશિયનોએ હાથ કીધેલી, અને તેટલામાટે ખણાઇ જતી ઝમીનઉપર દાટવામાં આવેલાં મુર્દાંઓ ઘણાંખરાં તેઓનાંજ હતાં. જેમજેમ લશ્કર વધારે આગળ વધવા લાગ્યું, તેમતેમ આ બિહામણા અને શોકકારક દેખાવો વધુ અને વધુ નઝરે પડવા લાગ્યા. કોઇ વખ્તે આખાંને આખાં હાડપિંજરો—તો કોઇ વખ્તે છુટાં પડી ગયેલાં, ફુગાઈ ગયેલાં, કે અર્ધાં સડી ગયેલાં હાડકાંઓને પાયદલ રીજમીટો પોતાના પગોતળે દાબીને કુચ કરતી. કે નહીંતો ઘોડાઓની ખડીઓથી તેઓ લાંત્યાં ઉડી પડતાં, ને પછી પગતળે ચંપાઇને તેનો ભુકો થઇ જતો. વળી અધુરામાં પુરૂં તોપોનાં ગારિયાંનાં ભારી પૈડાંઓથી આ માણસજાતનાં શબના રહી ગયેલા ભાગો કચડાઇ જતા,—અને માથાંની ખોપરીઓ, તથા હાથપગોનાં હાડકાંઓ જાણે દરાઈને તેની ઝીણી ભુકી થઇ જતી.

પણ લશ્કર તો આગળ કુચ કર્યું જતું હતું; અને થોડા કલાકોમાં તે શેરનાયાની ખીણઉપરની ટેકરીઓની હારોઆગળ આવી પુગ્યું. આ જગ્યાએ થોડીવાર વિસામો લેવાનો ઓમર પાશાએ હુકમ આપ્યો, અને થોડાક સવારોને આસપાસ તપાસ કરી આવવાને મોકલ્યા. વળી પોતાની સરદારીહેઠળની જુદીજુદી રીજમીટોની રચનામાં પણ સેનાધિપતિએ કેટલોક ફેરફાર કર્યો; આ વેળાએ સેપાહોને પોતાનીસાથે લાવેલું સુકું-

પાકું ભોજન લેવાને થોડીક ફુરસત મળી. ત્યારપછી કુચ પાછી આગળ શરૂ કર્યામાં આવી: અને તેથી બાલાકલાવાને જમણા હાથઉપર છોડી લશ્કર થોડેક તફાવતે આગળ વધ્યું; હવે લશ્કરોએ શેરનાયાની મોટી ખીણોના એક છેડેના ઢોળાવોઉપરથી નિચ્ચે ઉતરવા માંડયું. જેતરફ તપાસમાંટે સવારોને મોકલ્યા હતા, તેતરફથી બંદુકોના આવાઝોથી અને તેમાંથી નિકળતા ધુમાડાથી જણાયું, કે ત્યાં ઝપાઝપી ચાલતી હતી. આઉપરથી વધારે ઝડફથી કુચ કરવાનો હુકમ ઓમર પાશાએ આપ્યો; આ વેળાએ તે નામદારનાં એક એડી-કાંગે એક નકશો રજુ કર્યો, તેઉપર સ્હેજ નઝર કરી પણ બારીક તપાસ કરીને સરદારે એક હાથઉપર જનરલ કૅનરૉબર્ટને, અને બીજા હાથઉપર લૉર્ડ રૅગલૅનને તેઓએ પોતાના હાથનિચ્ચેના લશ્કરોસાથે શું કરવું, તેબાબે પયેધામો મોકલી આપ્યા.

બીજા એક કલાકમાં રશિયનોનાં ધાડેધાડાં દુરથી દેખાયાં; અને તે વખ્તનાઅરસામાં આગળથી મોકલી આપેલી સવારોની ટુકડી અને મસ્કૉવિટોએ મોકલી આપેલી ચોકીદારોનીવચ્ચે છુટીછુટી ઝપાઝપીઓ ચાલતી રહી હતી. વડા સેનાધિપતિએ હવે પોતાનાં લશ્કરના મોટા ભાગોને આગળ પાડયા; અને રશિયનો પોતાની જગ્યાએ મક્કમ ઉભા રેહેલા હોવાથી જણાયું, કે તેઓ પોતાની જગ્યાનો કબ્જો રાખવામાંટે લડવાને ઠરાવ કરી ઉભા હતા. આઉપરથી ઑટોમન મારશલે પોતાનાં લશ્કરને લડવામાંટે બરાબર ગોઠવ્યું; અને પછી પોતે બીજા જુદાજુદા સરદારોને જે હુકમો ફર્માવ્યા હતા, તે સઘળા તેઓએ બરાબર મનમાનતીરીતે બજાવ્યા હતા, કે નહીં તે એક ઉંચાણ જગ્યાઉપરથી જોઈ પોતાની ખાતેરી કીધી, અને સંતોષ પામ્યો. હવે એક ભારે જંગ જલ્દીથી જાગશે, એ ચોકસ હતું; એકસંપી રાજ્યોનાં લશ્કરોમાં હમણાં ભારે ઉત્સાહ ફેલાયલો હતો. ટર્કિશ લશ્કર તો જાણતુંજ હતું, કે તેઓનો વડો જનરલ જે કરશે, તે સંપૂર્ણજ કરશે, અને તેમાં તેઓને ખચિત ફ્તેહ મળવાવગર રેહેવાની નથી. તેની કીર્તિથી ફ્રેંચો અને ઇંગ્રેજો પણ ઘણા સારીરીતે માહિતગાર હતા; અને વળી તેઓએ જોયું, કે તે નામદાર હમણાં જે રચના કરતો હતો, તે એક કસાયલા સરદારનેલાયકની હતી. આઉપરથી એકસંપી રાજ્યોનાં એકેએક લશ્કરી સેપાહની છાતી, જેમજેમ અક્કેકું પગલું તેઓ રશિયન જગ્યાતરફ આગળ ભરતા હતા, તેમતેમ આશાથી ખીલવા લાગી.

પણ, અરે! આ શું?—શું એમ ખરેખર હતું? દુરથી રશિયન સેપાહોનાં કાળાં ઢાબાં દેખાતાં હતાં, તે હવે ઝાંખા કેમ પડવા લાગ્યાં? આખરે તેઓ દેખાતાં પણ બંધ થયાં, અને જ્યાં મસ્કૉવિટ લશ્કરોની હારોનીહારો હમણાં દેખાતી હતી, તેનેબદલે તો ત્યાં ઉંચાંનિચ્ચાં વયેરાન જંગ્લો દેખાવા લાગ્યાં! રશિયનો લડવાને ખુશી નહતા: તેઓ ત્યાંથી એકદમ વટી ગયા હતા, અને તેઓને પકડી પાડવાની આશાએ ઓમર પાશાએ એકદમ આગળ ધસવાનો લશ્કરોને હુકમ કર્યો. પણ તેઓની પકડવામાં આવેલી આ પુઠ દુશ્મનોએ અતિ ઘણી ઉલટથી દુર કીધી: થોડી "મિનીટો"માં બીજી એક ઉંચી ટેકરી આવી, તેઉપરથી જોતાં જણાયું, કે તેઓ સદંતર ગયેબ થઈ ગયા હતા, અને પછી તે દહાડે તેઓ તે દિશાએ જરા પણ નઝરે પડયાજ નહીં. એકસંપી રાજ્યોનાં લશ્કરો છેક બેદારના કસબાસુધી આગળ ધસ્યા; પણ રશિયનોએ ભારે લડાઈથી છટકવાનો બીશક ઠરાવ કીધેલો

હોવાથી, આખરે સરદારે સેબાસ્ટૉપોલનીસાંમેની પોતાની છાવણીમાં પાછા ફરવાનો લશ્કરોને હુકમ ફર્માવ્યો.

એકસંપી રાજ્યોનાં લશ્કરોએ રશિયનોસાથેની ઝપાઝપીઓમાં કાંઈ આસરે બેએક "ડઝન" રશિયન બંદીવાનો પકડયા હતા; અને ખબર મેળવવાના વિચારથી તેઓને કેટલીક બાબતોના સવાલો પુછવામાં આવ્યા. રાબેતામુજબે, તેઓમાંના કેટલાકો હઠીલાઈથી ચુપજ રહ્યા, કે નહીંતો એવી ખબરો આપી, કે જેઉપર ઝાઝો એતબાર રાખી શકાયજ નહીં. તેઓ સઘળાંની ખબરો એકબીજાથી ઉલટો અર્થ ઉપજાવાયએવી, ઉલટીસુલટી હતી. પણ ફકત એક બંદીવાન તેઓમાં હતો, કે જે બરાબર ખબર આપે, એવો જણાયો; તેણે રશિયન સેપાહોને ખમવા પડતા ભારે હાદેસાઓમાંટે ઘણાં જતુનથી જણાવ્યું; તેણે ખુલ્લાં દેલથી એટલાવટીક કબુલ્યું, કે એવી ભારે કંગાળિયતમાંથી છટકવાના વિચારથી તે જાણી-જોઈને એક બંદીવાનતરીકે પકડાયો હતો. જે ટર્કિશ સેપાહોએ તેને પકડયો હતો, તેઓએ પણ તેનાં આ બોલવાને ટેકો આપ્યો; અને તેટલામાંટે તેને આપેલી ખબરોઉપર વધારે વિશ્વાસ મુકવામાં આવ્યો.

તેણે જણાવ્યું, કે તે એક રીજમીટમાં સેપાહ હતો, કે જે રીજમીટ એક દહાડો-આગમચ સેબાસ્ટૉપોલનાં બંચાવનાં લશ્કરનો એક ભાગ હતો; પણ કોણ જાણે શા કારણને-સર આ રીજમીટની જનરલ લિપ્રાન્ડિનાં લશ્કરમાંહેલી એક બીજી રીજમીટનીસાથે અદલા-બદલી કરવામાં આવી હતી. તે કૈદીએ જણાવ્યું, કે યુપૅટૉરિયાની પડોશમાં થોડુંકજઉપર ત્રણ બાનુઓને પકડવામાં આવી હતી, તેની તેને પુરતી માહિતી હતી, અને તેણે વળી જણાવ્યું, કે તે બાનુઓને સેબાસ્ટૉપોલખાતે મોકલી દેવામાં આવી હતી. તેણે તેઓનાં શરીરો તથા પુશાકોનાં વર્ણન કર્યાં, કે જે કૅઠરાઇન અને પેલી બે પૉલિશ બાનુઓનાં શરીરો અને પુશાકોને તમામ મળતાં આવતાં હતાં, અને તેઉપરથી તરત ધાર્યામાં આવ્યું, કે તે કૈદીનું કેહેવું તદન સાચું હતું. વગરપુછવે તેણેજ વળી વધુ જણાવ્યું, કે જે બાનુઓમાંટે તે બ્યાન કરતો હતો, તેણીઓને ઉમરે પુગેલી એક રશિયન વિધવાના હવાલામાં સોંપવામાં આવી હતી, કે જેણીનો ખાવંદ ઘેરાની શરૂઆતમાં રશિયન લશ્કરમાં એક કૅપટન હતો. આ વિધવા બાનુનું નામ તેણે જણાવ્યું, અને તેણી કયા ચોકસ મહલ્લામાં રેહેતી હતી, તે મહલ્લાનું નામ તેમજ "નંબર" પણ જણાવ્યું. આ ત્રણે બાનુઓનું શું કરવા ધાર્યું છે, તેવિષે તેને કાંઇ ખબર હતી કે, તે પુછતાં, તેણે ના પાડી, કે તેબાબે તેને કશી ખબર પડી નહતી.

આ સઘળી ખબર એતબાર રાખવા લાયક જણાઇ; અને આ તો હવે દેખાઈતુંજ હતું, કે કૅઠરાઇન અને તેણીની સાથવાળી બીજી બે બાનુઓ સેબાસ્ટૉપોલખાતેજ હતી— જો તેમ નહતે, તો તે બંદીવાન તેઓનું આટલું ચોકસ વર્ણન કરી શકતે નહીં; વળી તે જે રીજમીટમાં હતો, તે પણ ઘેરો ઘાલેલાં શેહેરમાં ગયાં થોડાં અઠવાડિયાંઓસુધી હતી, તે પણ વાત ખરી હતી; અને તેટલામાંટે તેણે આ બાનુઓને યુપૅટૉરિયા કે સિમ-ફેરૉપોલખાતે જોઇ હોય, એ ન બનવાજોગ હતું. હૅઝલઉડને અને પેલા બે પૉલિશ અમ-લદારોને હવે દરેક રીતે આશા આવવા લાગી, કે તેઓની બાયડીઓતરફ વિષેકી વર્ત્તણૂક

ચલાવવામાં આવતી હોવી જોઇએ, તો જોકે આખરે તેણીઓનો ફેંસલ શું આવશે, તેબાબે તેઓ કશી કલ્પના કરી શકતા નહતાઃ તોયે તેઓનાં દેલમાં દહશત હતી, કે વધારે મોટા સત્તાધારીઓતરફથી હુકમ મળવાથી, કે નહીંતો કદાપી પ્રિન્સ ગૉર્ટસ્ચેંકૉફનાં એકાએક કાંટાઉપરથી તેણીઓની હાલની હાલત ફેરવાઈ જાય, અને તેણીઓઉપર સેતમ આવી પડે, એ બનવાજોગ હતું.

કૅપટન ઍડ્રિયન ડેલાંશી, કે જે હૅઝલઉડ અને કૅફરાઇનની દરેક બાબતમાં ઘણો મિત્રાચારીભર્યો ભાગ હમેશાં લેતો હતો, તેને આ કેદીએ આપેલી ખબર જણાવવામાં આવી.

આપ્રમાણે ઘણાક દહાડાઓ વહી ગયા, અને તેમાં એવું કશું જાણવાજોગ બન્યું નહીં, કે જે અત્રે અમારા વાંચનારાંઓનેલાયકનું હોયઃ પણ તોએ ૧ લી મેની રાત્રે એક એવો બનાવ બનવા પામ્યો, કે જે જ્યાં દરસાવવાની અગતયછે.

મધરાતના અંધારે વખ્તે ફ્રેંચ છાવણીમાં કાંઇ હાલચાલ થતી જણાઈ; અને લગભગ જીવને જોખમે એક સાહાસ ઉઠાવવાનું એક ફ્રેંચ સરદારે માથે લીધું. તેણે પોતાના હાથનિચેના લશ્કરીઓની એક ટુકડીને તૈયાર કીધી, કે જેમાં મુખ્યકરીને બહાદુર ઝુઆવ પલટણો હતી; આ પલટણોનો સરદાર જનરલ પેલિસિયેર હતો. બનતી ચોકાસીથી ખાનગીરીતે કુચ કરવામાં આવીઃ સેપાહો ઘાસવાળી જમીનઉપર અલગઅલગ ચાલવા લાગ્યા— સેપાહોનાં હથિયારોનો જરા પણ ખણખણાટ ન થાય, તેમાંટે દરેક સંભાળ લેવામાં આવી. આમુજબે અંધારાનીઅંદરથી આ રીજમીટો ચાલી, અને જે જગ્યાએ તે પરાક્રમ બજાવવાનું હતું, ત્યાં થોડાજ વખતમાં આવી પુગી;—પછી તેઓ ત્યાં થોભ્યા.

ઍડ્રિયન ડેલાંશીને જનરલ પેલિસિયેરના રેસાલામાં થોહુંકઉપરજ નેમવામાં આવ્યો હતો; અને તેટલામાંટે આ વખ્તે તે ઉપલા સરદારનીસાથેજ હતો. પેલિસિયેરે તેને કાનમાં કાંઈ હુકમ ફર્માવ્યો; તે સાંભળતાંજ તે વાંકોવાંકો ચાલીને જુદીજુદી રીજમીટોના ફ્રેંચ સરદારોને પોતાને સોંપવામાં આવેલા પયેગામો કહી આવ્યો. સર્વેથી છેલ્લા કૅપટનને તે આમુજબે તે હુકમ આપી રહ્યો નહીં, કે બધાઓએ સામટો હલ્લો કર્યોઃ તમામ રીજમીટોને મોખરે એકદમ અજવાળું થયું, અને બહાદુર ફ્રેંચમેનો દુશ્મનની કેટલા બધા નઝદીક હતા, તે હવે તેઓએ જોયું.

આ ચળકાટનીસાથેજ બંદુકોના ધડાકાઓ સંભળાયા; તમામ બંદુકો સાથેજ છોડવામાં આવી હતી, અને તેવીજ રીતે તેનો જવાબ પણ દુશ્મનોતરફથી પાછો આપવામાં આવ્યો. (જુઓ ચિત્ર ૨૫ મું.) પછી બીજીજ પળે ફ્રેંચો અને રશિયનો એક ખુની ઝપાઝપીમાં જોડાઈ ગયા. રાતનો વખ્ત હોવાથી આ ઝપાઝપી વધારે ખુનરેજીભરેલી અને ભારે ધમકમાટ ઉપજાવનારી હતી.

આપણે આ જગ્યાએ ખોલાસો કરવો જોઇએછે, કે પોતાનાં બહારનાં લશ્કરી બાંધકામોની બહાર રશિયનોએ ઉંડા ખાડાઓ અને ખાઇઓ ખોદી હતી, અને તેમાં બંદુકોસાથના સેપાહોને ભર્યા હતા, કે જેઓ કેટલાક દહાડાઓ અને રાતોસુધી ફ્રેંચોઉપર બંદુકોનો અતિ દુષ્ટ મારો ચલાવી ખરાબી કર્યા કરતા હતા. આ મારો એટલોતો ખાનાંખરાબી-

ભરેલો અને ન સાંખી શકાયએવો હતો, કે આખરે જનરલ પેલિસિયેરે પોતાનાં વડા સેનાધિપતિની મંઝુરિયાત લઈ, આ ખાડાઓઉપર ઓચિંતો હમલો કરવાનો ઠરાવ કર્યો.

ઝુઆવો અને બીજી ફ્રેંચ રીજમીટોએ એવીતો બહાદુરીથી હલ્લો કર્યો, કે તે જીવલેણ હુલડાઇભરેલો લેખાય, પણ વધારે વિચારવંત આદમી તો તેને ઘણો હેમતી અને બહાદુરીભર્યો ગણે. તેઓ સારીરવેસે જાણતા હતા, કે કોઈ પણ રીતે મોત તો આવવાનુંજ હતું,—બંદુકોની ગોળીથી મોત—બાગનેટથી મોત—કે ભારે તલવાર, જે રશિયન સેપાહોને આપવામાં આવી હતી, તેનેથી મોત તો આવવાનુંજ હતું. રશિયનો પણ સારીરવેસે જાણતા હતા, કે લડાઈ કરવાસેવાય ફ્રેંચોસાથે સમજુતીથી પતાવટ થાય એવુંતો કશું હતુંજ નહીં,—એટલે જીવઉપર આવીને તેઓને લડવાવગર બીજો કશો ચારો નહતો. આ કાપાકાપી ભારે ભયંકર હતી. ખાડાઓમાંથી જલ્દીજલ્દી બંદુકો ઉપરાસાપરી છુટવાજ લાગી; અને તેવીજ ઝડફે એકસંપી રાજ્યોનાં લશ્કરોએ પણ પાછો મારો ચલાવ્યો. થોડીજ પળોમાં બંધે એક બીજાની ઘણા નઝદીક થયા: કેટલેક ઠેકાણે તો રશિયનો પોતાના ખાડાઓમાંથીબહાર કુદી નિકળ્યા—કેટલાક ખાડાઓમાં ઉલટા ફ્રેંચો અંદર કુદી પડયા—અને જાણે માણસો લડતાં હોય તેવું નહીં, પણ જાણે છેડાયલા વાઘો લડતા હોય, એવો દેખાવ લઈ લાગ્યો.

ઘડીકમાં ફ્રેંચોને પાછા હઠાવવામાં આવતા—પણ બીજીજ પળે તેઓ પાછા ધસ્યા આવતા. બંદુકો ફુટવાના આવાઝોથી રશિયનોની મદદે બીજું વધારાનું લશ્કર આવી લાગ્યું: ખાડાઓના તળિયાંઓ, અને જ્યાં તેઓને ખોદવામાં આવ્યાં હતાં, તેઓનીવચ્ચેની જગ્યાઓ માર્યા ગયેલાઓથી ભરાઈ ગઈ. જે જુસ્સાથી ઝુઆવો દુશ્મનોઉપર તુટી પડયા, તેની બરાબરી કોઈજ કરી શકતે. તેઓ પોતાના દુશ્મનોને પકડતા—તેઓ તેઓના હાથોમાંથી હથિયારો ઝુંટાવી લેતા—તેઓ તેઓને સપાટ ઝમીનઉપર તોડી પાડતા—તેઓ તેઓને ખાડાઓમાં ગગડાવી મેળતા. મસ્કૉવિટ બંદુકચીઓ પણ જીવઉપર આવીને સામા થતા: પણ આખરે તેઓએ જોયું, કે તેઓની હાલહવાલી થતી હતી—જ્યારે બીજા હાથઉપર ફ્રેંચ લશ્કરે જાણ્યું, કે તેઓની જીત થતી હતી. આરવેસે એકેકપછી ખાડાઓ હાથ કર્યામાં આવ્યા: પણ પછી જણાયું, કે આ ખાડાઓની છેક અંદરની બાજુએ રશિયનો સામે થવાની એક છેલ્લી કોશેશ કરવામાટે જમા થતા હતા.

"મારી પુઠે આવો!" એમ ઍડ્રિયન ડેલાંશીએ પોકાર્યું, અને પોતાની નાગી તલવાર હાથમાં લઇને, કે જે તલવારે આ યાદગાર ઝપાઝપીમાં ઝબરો ભાગ બજાવ્યો હતો, તે ઝુઆવોની સર્વેથી આગળની રીજમીટને મોખરે આવ્યો.

હવે સવારૂં પડવા માંડતું હતું; અને તેનાં ઝાંખાં ઝઝકળાંમાં આ ભારે કતલનો જે પેહેલો દેખાવ પડયો, તે અતિ બિહામણો હતો. આ ઝઝકળાંની મદદથી જે ખાડાઓ માર્યા ગયેલાઓથી ચિક્કાર ભરાઇ ગયા હતા, તેઓને ચુકાવીને, ઍડ્રિયન અને તેનીપુઠે જનારા, આ બહાદુર ફ્રેંચ લડવૈયાઓ છેલ્લી કાપાકાપીનેમાટે આગળ ધસ્યા. તેમાં તેઓની સંપૂર્ણ જીત થઈ; થોડીકવાર સામે થવાપછી રશિયનોએ પાછળ હઠવા માંડયું;—પણ જોઇતી સંભાળની હદ ઓળંગી જવાની ગફલતી કરવાનેલીધે

ઍડ્રિયન હજી આગળ ધસ્યોજ ગયો, એવી આશાથી, કે હારેલાં લશ્કરને ઘેરી લઇ તેઓને બંદીવાન કરે. તેને એટલી પણ ખબર નહતી, કે તેનીપુઠ આ વાર ફકત તેનાં મૂઠીભર સેપાહો આવતા હતા: અને તેની આ ગફલતીનેલીધે તેને પોતાનેજ ઘેરી લેવામાં આવ્યો, અને એક એવોતો ફટકો તેને મારવામાં આવ્યો, કે જેથી તે બીહુશ થઇ ઝમીન ઉપર તુટી પડયો.

જ્યારે પાછો શુદ્ધમાં આવ્યો, ત્યારે તેણે પોતાને એક ન્હાના અને કંગાળરીતે આરાસ્તા કીધેલા ઓરડામાં એક બિછાણાઉપર પડેલો જોયો ; અને એક વૃદ્ધ ઔરત તેને શુદ્ધિમાં લાવવામાટે તેની સારવાર કરતી હતી. તેણે તેણીનીસાથે વાત કીધી: તેનો તેણીએ એવી ભાષામાં જવાબ આપ્યો, કે જે તે બીલકુલ સમજી શકયો નહીં ; પણ તે સારીપેઠ સમજતો હતો, કે તેણી સેબાસ્ટૉપોલની એક ટારટર રહેવાસણ હતી, અને તે પોતે પણ તે શેહેરમાં એક બંદીવાન થઇને પડેલો હતો.





( ચિત્ર ૨૩ મું. ) "તરત પાશાના પગોઆગળ હાથ જોડીને  પડી ". ( પાનું ૪૦૫ મું. )



# પ્રકરણ ૫૬ મું.

## બંદીવાન.

એડ્રિયન ડેલાંશી બીલકુલ ઝખ્મી થયો નહતો, પણ ફક્ત ફટકો લાગવાથી બેભાન થઈ ગયો હતો, કે જે ફટકો તેને બંદુકના હુંદાથી લગાવ્યામાં આવ્યો હતો. જેવો તે પાછો હુશમાં આવ્યો,. કે લાગલો તે પોતાનાં બિછાણાંઉપરથી ઉઠયો, અને અંઘોળ કીધું— કે જેની તેને ઘણી ઝરૂર હતી ; કારણકે તેનું મ્હોંહું અને હાથો દારૂગોળાથી કાળાં થઇ ગયાં હતાં, અને માણસનાં લોહીથી ખરડાઇ ગયાં હતાં. પણ તેણે હમણાં જે લોહી ધોઇ નાખ્યું, તે તેનું પોતાનું નહતું: તે તો જે દુશ્મનોને તેણે ઝખ્હ કર્યા હતા, તેઓનું હતું. તેણે બારીમાંથી બહાર જેયું: સાંમી બાજુએ ઘરોની એક હાર હતી—વળી તેનાં દિઠાંમાં દેવલના મેનારાઓ આવ્યા. તે સેબાસ્ટૅાપોલ શેહેરના વચલા ભાગમાં હતો.

ફરીથી તે બુઢી ઔરતે ત્યાં દેખાવ દીધો ; અને આ વેળા તેણી પોતાના કેદીનેમાંટે ખુરાક લાવી હતી. જે ખુરાક તેનેમાંટે લાવ્યામાં આવ્યો હતો, તે ઘણો ઉત્તમ નહીં, તેમજ છેક નઠારોએ નહતો—મુખ્યકરીને તેનાજેવા એક આસામીનેમાંટે, કે જેને હમણાં છાવણીમાં ઝેંદગી ગુજારવી પડતી હતી, અને જે પોતે અસલથીજ કાંઈ ખાધાપીધાનો બડો શોખીન માણસ નહતો, તેનેમાંટે તો તે ઠીક હતો.

બે કે ત્રણ કલાકો વહી ગયા, કે જે વખ્તનાઅરસામાં ડેલાંશીએ પોતાનો ઓરડો છોડી જવાની એક પણ કોશેશ કીધી નહીં: કારણકે જેકે તેના ઓરડાનાં બારણાંને કળ દેવામાં આવી નહતી, તોયે તે સારીરીતે જાણતો હતો, કે દુશ્મનનાં હાથમાં પકડાયલા એક બંદીવાને કેટલીક બાબતોમાં યોગ્યતા સાચવવી જેઇતી હતી. આખરે તેટલો વખ્ત વિતયાકેડે બારણું ઉંઘડયું ; અને એક રૂશિયન અમલદારે અંદર દેખાવ દીધો. તેણે ડેલાંશીને થોડી-ઘણી સભ્યતાથી સલામ કીધી ; કારણકે તે એક જવાન પુરૂષ હતો, અને કુદરતીરીતેજ વિવેકી હતો, તો જેકે આ વેળા તે બંદીવાનતરફ થોડોઘણો અંકોસ રાખવાની તેની ફરઝ હતી, એમ તે સમજતો હતો. ઠીક ફ્રેંચ ભાષામાં તેણે પોતાને પ્રિન્સ ગૅાર્ટસ્ચૅકાફના એક એડી-કાંગતરીકે ઓળખાવ્યો.

જે જવાબ તેને આપવામાં આવે, તે નોંધી લેવામાંટે પોતાનાં ગજવાંમાંથી એક સુંદર નોંધ-પોથી બહાર કાહાડી, તે રૂશિયન બોલ્યો, "મેહરબાની કરી તમારૂં નામ જણાવશો ? મને તમારી પદવી પુછવાની અગત્ય નથીઃ અમો ફ્રેંચ લશ્કરી પુશાક સારીરીતે સમજ્યે છૈયે." અત્રે તે એક "મિનીટ" સ્હેજ મુછમાં હસ્યો. પછી ફરીથી બોલ્યો, "અને અમો તમારા પુશાકઉપરથી જોઇએ છૈયે, કે તમો કૅપટનની પદવી ધરાવોછો."

ઍડ્રિયને પોતાનું નામ જણાવ્યું, અને વળી કહ્યું, કે તે જનરલ પેલિસિ-યેરના રેસાલામાં હતો.

**એડી-કાંગ**—"તમોને હાલ જે મકાનમાં રાખવામાં આવ્યાછે, તેકરતાં વધારે સારાં તમારી પદવીનેલાયકનાં મકાનમાં અમો તમોને હાલમાં રાખી શકતા નથી, માંટે હું ઘણો દેલગી-

રહ્યું. તોયે તમો એક આબરૂદાર ઓરતના ઘરમાંછો, કે જેણીને તમારી દરેક બાબતમાં સારી બરદાસ્ત લેવાને જણાવ્યામાં આવ્યુંછે. ચોક્કસ વખ્તોએ, અને ચોક્કસ બંધીઓસાથે તમોને એક ખુલ્લી જગ્યામાં ફરવા જવાની રજા આપવામાં આવશે, કે જે જગ્યા બંદીવાનોના ઉપયોગમાટે જુદી કાહાડવામાં આવીછે; છતાં તમોને જ્યારે ગમે ત્યારે ઘરનીપછવાડે આવેલા ન્હાના બાગિચામાં ફરવાની છુટછે. અગરજો તમો તમારી છાવણીમાં તમારા દોસ્તોસાથે કાગળપત્રનો વ્યવહાર ચલાવવા માંગતા હોવ, તો તમોને તેમ કરવા દેવામાં આવશે. પણ તમારાં તે કાગળો ખુલ્લાંજ નામદાર પ્રિન્સ ગૉર્ટશ્કૉફનાં વડાં મથકઉપર તમારે મોકલવાં, કે જ્યાંથી તે નામદાર તેને ઘટતે ઠેકાણે મોકલી આપશે. વખ્તોવખ્ત તમારી મુલાકાતે આવવાની મારી ફર્જછે; અને જો તમો કોઇબી વાજેબી ફર્માયશ કરશો, તો તે તરત સ્વિકારવામાં આવશે. અમો રશિયનોને ઘણાજ જંગ્લીઓતરીકે ઓળખાવવામાં તમારાં ફ્રેંચ અને ઇંગ્રેજી પત્રો ખુશી લેતાં જણાયછે, તે હું જાણુંછું, પણ અમોને જેટલા ખરાબ ચીતારવામાં આવેછે, તેટલા નઠારા કદાચ અમો નથી."

આટલું બોલીને તે જવાન અમલદાર ફરીથી સ્હેજ હસ્યોઃ તેની સભ્યતાભરેલી ભાષામાટે ઍડ્રિયન ડેલાંશીએ તેનો ઉપકાર માન્યો; અને પછી તે એડી-કાંગ ત્યાંથી ચાલી ગયો.

પોતાને તે ઓરડો છોડવાની પુર રજા હતી, એમ જાણીને તે જવાન ફ્રેંચમૅન તેમ કરવા જતો હતો, પણ તેટલાં મહલ્લામાં પસાર થતા સેપાહોનાં ભારી એકસરખાં પગલાંઓનો આવાઝ તેણે સાંભળ્યો; અને તેથી તે બારીભણી ગયો. આ વખ્તે ત્યાંથી એક રશિયન રીજ્મીટ પસાર થઇ જતી હતી; અને જ્યારે તે ઍડ્રિયનની નઝરઆગળથી ગુમ થઇ ગઇ, ત્યારે તે બારીઆગળથી ખસી જવા જતો હતો—પણ તેટલાં તે મહલ્લાને નાકે ઉભાં કરવામાં આવેલાં એક ન્હાનાં પાટિયાંઉપરનું લખાણ તેના જોવામાં આવ્યું. તે લખાણ તે વાંચી શક્યો; અને તેની ભારે અચરતીવચ્ચે તેણે જાણ્યું, કે તે તેજ મહલ્લામાં હતો, કે જ્યાં પેલા રશિયન બંદીવાનનાં જણાવ્યામુજબે કૅઠરાઇનને અને તેણીની સાથની બે પૉલિશ બાનુઓને રાખવામાં આવી હતી—અને જ્યાં કદાચ હમણાં પણ તેઓ રેહેતાં હોવાં જોઇએ.

આ શોધ કીધાપછી, તેવિષે વધારે ખોળ કરવાપાછળ ડેલાંશી મંડ્યો. મહલ્લાની સાંમી બાજુનાં ઘરોનાં બારણાંઓઉપર માંડેલાં "નંબરો" તે બારીકીથી તપાસવા લાગ્યો; અને તેણે જોયું, કે તેઓ છેક બીજે છેડેથી શરૂ થતાં, જ્યાં પેલું પાટિયું મારેલું હતું, ત્યાંનાં ઘરનાં નાકાંસુધી ચઢતાં આવતાં હતાં. તેજ "નંબરો," જેમ ઇંગ્લાંડનાં એક શેહેરમાં હોયછે, તેમ તેનાં ઘરની બાજુએ ચાલુ વધતાંજ જતાં હોવાં જોઇએ, એમ મનમાં ધારીને તેણે ગણત્રી કીધી, કે જે ઘરમાં તે બાનુઓને કૈદ કરવામાં આવી હતી, તેનથી ત્રણ ઘર દુર તેનું પોતાનું ઘર આવેલું હોવું જોઇએ. ડેલાંશી મનમાં દુઆ માંગવા લાગ્યો, કે હજી પણ તે બાનુઓ તેજ ઘરમાં હોય, તો ઘણું સારૂં, કારણકે જો તેણીઓને ત્યાંથી ખસાડવામાં આવી હોય, તો તેથી તેણીઓની હાલતમાં કશો સુધારો થયેલો ગણાય નહીં—વળી જો બીજા હાથઉપર તેણીઓ સેબાસ્ટૉપોલખાતેજ હજી હોય, અને તે પણ વળી તેનાં પોતાનાં રેહેઠાણની આટલી બધી નઝદીક હોય, તો પોતાનો તેમજ તેણીઓનો નાસી જઇને છુટકારો કરવાનું કામ કાંઇ તદનજ ન બની શકે, એવું નહતું.

હવે ડેલાંશી પોતાના ઓરડામાંથી બહાર આવ્યો, અને દાદર ઉતરીને નિચ્ચે ગયો. તેનો ઓરડો પેહેલા મજલાઉપર આવેલો હતો, અને તેને માથે ફક્ત એક બીજો મજલો તે ઘરને હતો—કારણકે તે ઘર વિસ્તારમાં ન્હાનું હતું. નિચ્ચે આવ્યાપછી તેને જણાયું, કે જે ઘરની પેલી બુઢી સ્ત્રી માલેક હતી, તેણી પેહેરવાનાં ગર્મ લુગડાં, ટોપીઓ, અને જોડા, વગેરે વેચવાની એક ન્હાની દુકાન ભોંયતળિયે રાખતી હતી. તે પછવાડે આવેલા ન્હાના બાગિચામાં ગયો—જો તેને બાગિચો કેહેવાય તો, કારણકે હમણાં તેમાં કશું પણ રોપવામાં આવેલું નહતું—કારણકે અગાઉ જેઓ સેબાસ્ટૉપોલમાં બાગબાગિચાઓ બનાવતાં હતાં, તેઓ સઘળાં હાલમાં આ ઘેરો ઘાલવામાં આવેલાં શેહેરનાં બચાવનાં બીજાં જુદાંજુદાં કામોમાં રોકાઈ ગયેલાં હોવાથી, બાગબાનીઉપર કશું ધ્યાન તેઓથી આપવાને બનતું નહતું.

બાગમાં આવ્યાપછી કુદરતીરીતેજ ડેલાંશીની નઝર તે ઘરના પાછળા ભાગની બારીઓતરફ ખેંચાઈ, કે જેમાં પેલી ત્રણે બાનુઓ રેહેતી હતી, એમ તે જાણતો હતો. પણ તેનાં દિઠાંમાં તે બારીઓઆગળ કોઇ આવ્યું નહીં; અને જોકે તે એમુજબે બાગિચામાં બે કલાકોસુધી ફેર્યા કીધો, પણ તેનાં જોવામાં એક પણ માણસ તે ઘરમાં, કે બીજાં ઘરોમાં આવ્યું નહીં. તોપે તે ઘરો કેવીરીતે આવ્યાં હતાં, તેનું તેણે ધ્યાનથી અવલોકન કરી લીધું. દરેક ઘરનીપછવાડે ન્હાના બાગિચાઓ આવેલા હતા; અને તે દરેકનીવચ્ચે નિચ્ચી ભીતો હતી, કે જેઉપર સેહેલાઈથી ચઢી શકાય, યાને જો ડેલાંશી ચાહે, તો પોતાનાં ઘરના બાગિચામાંથી આ દીવારો કુદાવી, તે ઘરના બાગિચામાં જઇ શકે, કે જ્યાં આ ત્રણે બાનુઓને રાખવામાં આવી હતી. અને જે ઘર આપણે આગળ જણાવ્યુંછે, તેમ તેની ગણત્રીમુજબે તેનાં ઘરથી ત્રીજું આવેલું હતું. વળી આ ઘરોના પછવાડેના બાગિચાની દીવારોસામે બીજા ઘરોના બાગિચાઓની દીવારો સાંમસાંમે આવેલી હતી, ત્યાંનો રસ્તો ડેલાંશીનાં ઘરના રસ્તાની સમાતર લીટીમાંજ આવેલો હતો.

એડ્રિયન ડેલાંશી ઘરમાં પાછો આવ્યો—કે જ્યાં તરતજ પછી તેનેમાટે એક સારૂંજેવું ખાણું લાવી હાઝેર કર્યામાં આવ્યું. તેણે ત્યારપછી બે કાગઝો લખ્યાં—એક જનરલ પેલિસિયેરઉપર—અને બીજું સિડની હૅઝલઉડને—તે બંધેમાં તેણે જણાવ્યું હતું, કે તેનીસાથે ઘણી સારીરીતે વર્ત્તવામાં આવેછે. ઈંગ્રેજ મેજરઉપરનાં કાગઝમાં જે ઘરમાં તે રેહેતો હેતો, તે કયા મહલ્લામાં આવેલું હતું, તથા તેનું "નંબર" શું હતું, તે તેને જણાવવાની તેણે સંભાળ લીધી હતી—એવી મતલબથી, કે હૅઝલઉડ જાણી શકે, કે કયે ઠેકાણે તે રેહેતો હતો. તેણે તેમાં એક પણ એવો શબ્દ ન લખ્યો હતો, કે જે કાગઝો તપાસ કરનાર રશિયન અધિકારીનાં ધાર્યામાં વાંધાભરેલો લાગે, કારણકે આ સર્વે કાગઝોને ફ્રેંચ છાવણીમાં સુલેહના એક વાવટાની પનાહહેઠલ મોકલવાઆગમચ તેઓની બારીક તપાસ લેવામાં આવતી હતી. આ કાગઝો ખુલ્લાંજ રાખ્યામાં આવ્યાં હતાં, અને તેઓને એક પરબિડિયાંમાં મુકી, તેઉપર નામદાર રશિયન સેનાધિપતિનું સરનામું કર્યામાં આવ્યું હતું—આ કાગઝને પોતાની એક સ્ત્રીનૌકરપાસે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકાફને મથકે મોકલી આપવાનું તે ઘરની માલેકણે ખુશીથી માથે લીધું હતું.

ફરીથી એકવાર તે બાગિચામાં ફરવા ગયો, અને એમુજબે સાંજ પડતાંસુધી પોતાનો વખ્ત ડેલાંશીએ ગાળી કાહાડયો; પછી તે સકારે સુવાને ગયો; પેલી ત્રણે બાનુઓ ખરેખર તેનીપાસેનાં ઘરમાં હતી, કે નહીં તેવિષે તે હજી ચોકસ હતો નહીં, અને જો તેણીઓ ત્યાં હોય, તો તેઓસાથે કેવીરીતે વ્યવહાર ચલાવવો, તેવિષે પણ તેણે પોતાનાં મનમાં હજી કાંઇ નક્કી ગોઠવણ કરી નહતી.

બીજે દિને નાસ્તો કીધાપછી થોડીજવારમાં તેજ એડી-કાંગ, કે જેને તેણે આગળ જોયો હતો, તે ઍડ્રિયનઆગળ આવ્યો, અને તેને પોતાનીસાથે એક મોટી ખુલ્લી જગ્યાએ લઇ જવાની માંગણી કરી, કે જેથી હમણાં તેને જે ઘરનીપછવાડેની અતિ ન્હાની જગ્યામાંજ ફરવું પડતું હતું, તેકરતાં વધારે બાહોળી જગ્યામાં તે ફરીને પોતાનાં શરીરને કસરત આપી શકે. તેની આ માંગણી તે જવાન ફ્રેંચ અમલદારે ખુશીથી કબુલ કીધી; અને તે એડી-કાંગ થોડીક હંઇનીતહીંની વાતો કરી ડેલાંશીને લઇ ઘરમાંથી બહાર નિકળ્યો. તેઓ મહલ્લામાંથી તેજ દિશાતરફથી પસાર થવા લાગ્યા, કે જ્યાં જવાને ઍડ્રિયન ડેલાંશી ઘણોજ આતુર હતો; તેણે તે બાનુઓવાળાં ઘરનાં "નંબર"વિષે જે ગણત્રી કીધી હતી, તે ખરીજ કીધી હતી, કારણકે તેઉપર બરાબર તેજ "નંબર" પાડેલું હતું. તોયે તેણે તે ઘરની બારીઓતરફ ઘણું ટીકીટીકીને જોવાના અખાડા કર્યા; કારણકે આ વખ્તે પેલો એડી-કાંગ તેનીસાથે વાતો ચલાવતો હતો, અને તેટલામાટે તેની નઝર તેના ચેહેરાતરફજ ફરેલી હતી; અને તેથી જો તે આપ્રમાણે બારીઓગમ ટીકીને જોયા કરે, અને જો એડી-કાંગને જરા પણ કાંઇ શક પડે, તો તેની ધારેલી નેમ ઉંધી વળી જાય.

આ વખ્તે સેબાસ્ટૉપોલમાં ભારે ગડબડ ચાલી રહી હતી; રીજમીટો લ્હાંથીત્યાં કુચ કરી જતી હતી, ભારે તોપો અને બે પૈડાંનાં ભારબરદારી ગાડાંઓ ઘસડી જવામાં આવતાં હતાં, એડી-કાંગો આમથી તેમ પોતાના તેઝી ઘોડાઓ દોડાવ્યા જતા હતા, અને આ સઘળાંઉપરથી ખુલ્લું જણાતું હતું, કે તે શેહેરઉપર ઘેરો ઘાલવામાં આવેલો હતો. તોયે દુકાનોમાં જોતાં એમ ન લાગતું હતું, કે શેહેરઉપર ઘેરો નાખવામાં આવેલો હતો. તેથી-ઉલટું ખુરાકી વેચવાની દુકાનોઉપર ખાધાની દરેક વસ્તુઓ જેટલા જોઇએએટલા મોટા જથાઓમાં ભરેલી હતી; ભઠિયારાઓની દુકાનોમાં વેચવા મુકેલાં પાઉંઓઉપર જરાસરખી નઝર ફેંકતાં, ઍડ્રિયનની ખાતેરી થઇ, કે તેઉપર માંડેલા ભાવો ઘણા સસ્તા હતા.

આપણે જાણવું જોઇએ, કે ઇનકરમાનની યાદગાર લડાઇની આગળી સાંજે ફ્રેડરાઇન સેબાસ્ટૉપોલના જે ભાગમાં હલુસે જઇ આવી હતી, તે ભાગ આ નહતો. જે ભાગમાં હમણાં ડેલાંશી હતો, તે તો ખુદ શેહેર હતું; જ્યારે બહાદુર ફ્રેડરાઇન તો તે શેહેરનાં લશ્કરી બંદરનીસામે આવેલાં કારાબેલનાઇયાહનાં પરાંની મુલાકાત લઈ આવી હતી. ઘણીક સુંદર હવેલીઓઆગળથી હવે ડેલાંશી પસાર થઇ ગયો, અને તેને ઘણાક સારા મહલ્લા-ઓમાંથી દોરવી લઇ જવામાં આવ્યો. ત્યાંના દેવલોનાં શોભાયમાન બાંધકામો જોઇને તે વખાણવાની તેના ભોમિયાએ ડેલાંશીને તક આપી; અને તેમાંહેલાં એક દેવલમાટે તે એડી-કાંગે કહ્યું, "આ દેવલના મેનારાઉપરથી થોડાંક અઠવાડિયાંઓઉપર એક મોટો ઘંટ તુટી પડયો હતો—કદાચ કોઇરીતે તમોને તેબાબે ખબર તો પડી ચુકી હશે. તે ઘંટનો વગાડનાર—

લુટઝન નામે હતો—અને જેનાં કુટુંબમાં આ દેવલની રખવાળી લાંબો વખતસુધી વંશપરંપરા ઉતરતી આવેલી હતી—તે બાપડાને સખ્ત ઇઝા થવાથી માર્યો ગયો હતો.”

આરવેસે વાતો ચલાવતા તેઓ એક ચોગાન ખુલ્લી જગ્યાએ આવી પહોંચ્યા—તે જગ્યાની એક બાજુએ એક કબ્રસ્તાનની દીવાર આવેલી હતી—બીજી બાજુએ કેટલાંક સરકારીખાતાંઓની ઇમારતો આવેલી હતી—અને બીજી બે બાજુઓતરફ ન્હાનાં ઘરોની હારો લાગેલી હતી. ત્યાં ઘણાં લોકો ફરતાં હતાં; ત્યાં ડેલાંશીનાં જોવામાં ઘણાક ફ્રેંચ અને ઇંગ્રેજી લશ્કરી પુશાકવાળાઓ આવ્યા, અને તેણે તરત ધાર્યું, કે તેઓ પણ તેનીજપેઠે દુશ્મનના હાથમાં કેદીઓતરીકે પકડાયલા હોવા જોઇએ. વળી થોડાક ટર્કિશ લશ્કરી પુશાકવાળાઓ પણ ત્યાં હતા; તેમજ કેટલીક બાનુઓ, તથા ઉતરતે વાંધેની ઓરતો પણ ફરતી હતી. આ સઘળાંઓ આ ઘેરી લીધેલી કુસાદે જગ્યામાં ત્યાંત્યાં ફરીને ગમત મેળવતાં હતાં. આસપાસ ચોકસ તફાવતે સંત્રીઓ-પહરો ભરતા હતા—મુખ્યકરીને આડા ફાટતા રસ્તાઓઉપરનાં નાકાંઓઉપર.

એડી-કાંગ—“કૅપટન ડેલાંશી, જો તમોને ગમે, તો આ જગ્યાએ કલાકોસુધી ફર્યા કરવાની તમોને છુટછે, પણ આ ઘેરી લીધેલી જગ્યામાંથી એક સંત્રીનેસાથે લીધાવગર તમોને બહાર જવા દેવામાં આવશે નહીં. જ્યારે તમો ત્યાંથી જાઓ, ત્યારે તમોને પાધરા તમારે ઘરજ જવું પડશે. ત્યાં તમારાં કોઇ પિછાણવાળાંઓ મળે, તો તેઓસાથે બીલાશક વાતો કરજો: પણ તમોને અર્ઝ કર્યામાં આવેછે, કે મેહરબાની કરી એકજ જગ્યાએ ત્રણ કે ચાર જણાંઓએ સાથે ભેગા થવું નહીં. આ બંધી કાંઈ ઘણી સખ્ત નથી——”

ઍડ્રિયન—“નહીં, ખચિતજ નથી, અને તેટલાંમાંટે તે સેહેલાઇથી માન્ય રાખવામાં આવે એવી તેછે.”

ત્યારપછી તે એડી-કાંગ ત્યાંથી ગયો; અને આ જવાન ફ્રેંચ અમલદાર તે ઘેરી લીધેલી જગ્યામાં આગળ વધ્યો; પોતાના સ્વદેશીઓ જેઓ ત્યાં હતા, તેઓમાંના એકપછી બીજાસાથે ગોફતેગુ ચલાવી—અને તેને પણ બંદીવાન કર્યામાં આવ્યો હતો, તેમાંટે તેઓએ પોતાની દિલગીરી જણાવી. વળી ત્યાં એકાદબે ઇંગ્રેજ અમલદારો હતા, કે જેઓને તે ઓળખતો હોવાથી તેઓસાથે પણ તેણે વાતો કીધી. પ્રથમથીજ ત્યાં જે બાનુઓ ફરતી હતી, તેણીઓને તેણે ધ્યાનથી તપાસી: પણ તેણીઓમાં મૅડેમ હૅઝલઉડ તેનાં જોવામાં આવી નહીં. તેના એક સ્વદેશીએ તેને જણાવ્યું, કે જે બાઇઓ ત્યાં ફરતી હતી, તેણીઓ તેજ શેહેરની રેહેનારીઓ હતી, કે રશિયન લશ્કરના કેટલાક મુખ્ય અમલદારોની બાયડીઓ કે બેટીઓ હતી. તેણે પોતાના બે કે ત્રણ હમજાતીઓને પુછયું, કે તેઓએ મૅડેમ હૅઝ-લઉડને અને તેણીની સાથવાળી બે પૉલિશ બાનુઓને જોઈ હતી?—પણ તેણીઓવિષે તેને કશી ચોકસ ખબર તેઓ આપી શક્યા નહીં.

આ રીતે ઍડ્રિયન આસરે એક કલાકસુધી તે જગ્યામાં ભટકયા કર્યો, જ્યારે એક મહલ્લામાંથી ત્રણ બાનુઓને તે ઘેરી લીધેલી જગ્યાએ દાખલ થતી તેણે જોઇ—આ ત્રણેના પુશાકઉપરથી તેણે જાણ્યું, કે તેણીઓને આગળ તેને જોઇ નહતી; અને અધિરાઈ તથા ચટપટસાથે તે તેણીઓનીતરફ આશાભેર ચાલ્યો. તેની બેહદ ખુશા-

ફરીથી એકવાર તે બાગિચામાં ફરવા ગયો, અને એમુજબે સાંજ પડતાંસુધી પોતાનો વખ્ત ડેલાંશીએ ગાળી કાહાડ્યો; પછી તે સકારે સુવાને ગયો; પેલી ત્રણે બાનુઓ ખરેખર તેનીપાસેનાં ઘરમાં હતી, કે નહીં તેવિષે તે હજી ચોકસ હતો નહીં, અને જો તેણીઓ ત્યાં હોય, તો તેઓસાથે કેવીરીતે વ્યવહાર ચલાવવો, તેવિષે પણ તેણે પોતાનાં મનમાં હજી કાંઇ નક્કી ગોઠવણ કરી નહતી.

બીજે દિને નાસ્તો કીધાપછી થોડીજવારમાં તેજ એડી-કાંગ, કે જેને તેણે આગળ જોયો હતો, તે ઍડ્રિયનઆગળ આવ્યો, અને તેને પોતાનીસાથે એક મોટી ખુલ્લી જગ્યાએ લઇ જવાની માંગણી કરી, કે જેથી હમણાં તેને જે ઘરનીપછવાડેની અતિ ન્હાની જગ્યામાંજ ફરવું પડતું હતું, તેકરતાં વધારે ઓહોળી જગ્યામાં તે ફરીને પોતાનાં શરીરને કસરત આપી શકે. તેની આ માંગણી તે જવાન ફ્રેંચ અમલદારે ખુશીથી કબુલ કીધી; અને તે એડી-કાંગ થોડીક હંઇનીતહીંની વાતો કરી ડેલાંશીને લઇ ઘરમાંથી બહાર નિકળ્યો. તેઓ મહલ્લામાંથી તેજ દિશાતરફથી પસાર થવા લાગ્યા, કે જ્યાં જવાને ઍડ્રિયન ડેલાંશી ઘણોજ આતુર હતો; તેણે તે બાનુઓવાળાં ઘરનાં "નંબર"વિષે જે ગણત્રી કીધી હતી, તે ખરીજ કીધી હતી, કારણકે તેઉપર બરાબર તેજ "નંબર" પાડેલું હતું. તોયે તેણે તે ઘરની બારીઓતરફ ઘણું ટીકીટીકીને જોવાના અખાડા કર્યા; કારણકે આ વખ્તે પેલો એડી-કાંગ તેનીસાથે વાતો ચલાવતો હતો, અને તેટલામાટે તેની નઝર તેના ચેહેરાતરફજ ફરેલી હતી; અને તેથી જો તે આપમાણે બારીઓગમ ટીકીને જોયા કરે, અને જો એડી-કાંગને જરા પણ કાંઇ શક પડે, તો તેની ધારેલી નેમ ઉંધી વળી જાય.

આ વખ્તે સેબાસ્ટૉપાલમાં ભારે ગડબડ ચાલી રહી હતી; રીજમીટો હાંથીત્યાં કુચ કરી જતી હતી, ભારે તોપો અને બે પૈડાંનાં ભારબરદારી ગાડાંઓ ઘસડી જવામાં આવતાં હતાં, એડી-કાંગો આમથી તેમ પોતાના તેઝી ઘોડાઓ દોડાવ્યા જતા હતા, અને આ સઘળાંઉપરથી ખુલ્લું જણાતું હતું, કે તે શેહેરઉપર ઘેરો ઘાલવામાં આવેલો હતો. તોયે દુકાનોમાં જોતાં એમ ન લાગતું હતું, કે શેહેરઉપર ઘેરો નાખવામાં આવેલો હતો. તેથી-ઉલટું ખુરાકી વેચવાની દુકાનોઉપર ખાધાની દરેક વસ્તુઓ જેટલા જોઇએએટલા મોટા જથાઓમાં ભરેલી હતી; ભઠિયારાઓની દુકાનોમાં વેચવા મુકેલાં પાઉંઓઉપર જરાસરખી નઝર ફેંકતાં, ઍડ્રિયનની ખાતેરી થઇ, કે તેઉપર માંડેલા ભાવો ઘણા સસ્તા હતા.

આપણે જાણવું જોઇએ, કે ઈનકરમાનની યાદગાર લડાઇની આગળી સાંજે કૅઠરાઇન સેબાસ્ટૉપાલના જે ભાગમાં હલુસે જઇ આવી હતી, તે ભાગ આ નહતો. જે ભાગમાં હમણાં ડેલાંશી હતો, તે તો ખુદ શેહેર હતું; જ્યારે બહાદુર કૅઠરાઈન તો તે શેહેરનાં લશ્કરી બંદરનીસામે આવેલાં કારાબેલનાઇયાહનાં પરાંની મુલાકાત લઈ આવી હતી. ઘણીક સુંદર હવેલીઓઆગળથી હવે ડેલાંશી પસાર થઇ ગયો, અને તેને ઘણાક સારા મહલ્લા-ઓમાંથી દોરવી લઇ જવામાં આવ્યો. ત્યાંના દેવલોનાં શોભાયમાન બાંધકામો જોઇને તે વખાણવાની તેના ભોમિયાએ ડેલાંશીને તક આપી; અને તેમાંહેલાં એક દેવલમાટે તે એડી-કાંગે કહ્યું, "આ દેવલના મેનારાઉપરથી થોડાંક અઠવાડિયાંઓઉપર એક મોટો ઘંટ તુટી પડયો હતો—કદાચ કોઇરીતે તમોને તેબાબે ખબર તો પડી ચુકી હશે. તે ઘંટનો વગાડનાર—

લુટઝન નામે હતો—અને જેનાં કુટુંબમાં આ દેવલની રખવાળી લાંબો વખતસુધી વંશપરંપરા ઉતરતી આવેલી હતી—તે બાપડાને સખ્ત ઇઝા થવાથી માર્યો ગયો હતો.”

આરવેસે વાતો ચલાવતા તેઓ એક ચોગાન ખુલ્લી જગ્યાએ આવી પહોંચ્યા—તે જગ્યાની એક બાજુએ એક કબ્રસ્તાનની દીવાર આવેલી હતી—બીજી બાજુએ કેટલાંક સરકારીખાતાંઓની ઇમારતો આવેલી હતી—અને બીજી બે બાજુઓતરફ ન્હાનાં ઘરોની હારો લાગેલી હતી. ત્યાં ઘણાં લોકો ફરતાં હતાં; ત્યાં ડેલાંશીનાં જોવામાં ઘણાક ફ્રેંચ અને ઇંગ્રેજી લશ્કરી પુશાકવાળાઓ આવ્યા, અને તેણે તરત ધાર્યું, કે તેઓ પણ તેનીજપેઠે દુશ્મનના હાથમાં કેદીઓતરીકે પકડાયલા હોવા જોઇએ. વળી થોડાક ટર્કિશ લશ્કરી પુશાકવાળાઓ પણ ત્યાં હતા; તેમજ કેટલીક બાનુઓ, તથા ઉતરતે વાંધેની ઔરતો પણ ફરતી હતી. આ સઘળાંઓ આ ઘેરી લીધેલી કુસાદે જગ્યામાં હાંત્યાં ફરીને ગમત મેળવતાં હતાં. આસપાસ ચોકસ તફાવતે સંત્રીઓ-પહેરો ભરતા હતા—મુખ્યકરીને આડા ફાટતા રસ્તાઓઉપરનાં નાકાંઓઉપર.

એડી-કાંગ—“કૅપટન ડેલાંશી, જો તમોને ગમે, તો આ જગ્યાએ કલાકોસુધી ફર્યા કરવાની તમોને છુટછે, પણ આ ઘેરી લીધેલી જગ્યામાંથી એક સંત્રીનેસાથે લીધાવગર તમોને બહાર જવા દેવામાં આવશે નહીં. જ્યારે તમો હાંથી જાઓ, ત્યારે તમોને પાધરા તમારે ઘરજ જવું પડશે. હાં તમારાં કોઇ પિછાણવાળાંઓ મળે, તો તેઓસાથે બીલાશક વાતો કરજોઃ પણ તમોને અર્ઝ કર્યામાં આવેછે, કે મેહરબાની કરી એકજ જગ્યાએ ત્રણ કે ચાર જણાંઓએ સાથે ભેગા થવું નહીં. આ બંધી કાંઈ ઘણી સખ્ત નથી——”

**ઍડ્રિયન**—“નહીં, ખચિતજ નથી, અને તેટલાંમાટે તે સેહેલાઇથી માન્ય રાખવામાં આવે એવી તેછે.”

ત્યારપછી તે એડી-કાંગ ત્યાંથી ગયો; અને આ જવાન ફ્રેંચ અમલદાર તે ઘેરી લીધેલી જગ્યામાં આગળ વધ્યો; પોતાના સ્વદેશીઓ જેઓ ત્યાં હતા, તેઓમાંના એકપછી બીજાસાથે ગોફતેગુ ચલાવી—અને તેને પણ બંદીવાન કર્યામાં આવ્યો હતો, તેમાટે તેઓએ પોતાની દિલગીરી જણાવી. વળી ત્યાં એકાદબે ઇંગ્રેજ અમલદારો હતા, કે જેઓને તે ઓળખતો હોવાથી તેઓસાથે પણ તેણે વાતો કીધી. પ્રથમથીજ ત્યાં જે બાનુઓ ફરતી હતી, તેણીઓને તેણે ધ્યાનથી તપાસીઃ પણ તેણીઓમાં મૅડેમ હૅઝલઉડ તેનાં જોવામાં આવી નહીં. તેના એક સ્વદેશીએ તેને જણાવ્યું, કે જે બાઇઓ ત્યાં ફરતી હતી, તેણીઓ તેજ શેહેરની રેહેનારીઓ હતી, કે રશિયન લશ્કરના કેટલાક મુખ્ય અમલદારોની બાયડીઓ કે બેટીઓ હતી. તેણે પોતાના બે કે ત્રણ હમજાતીઓને પુછ્યું, કે તેઓએ મૅડેમ હૅઝ-લઉડને અને તેણીની સાથવાળી બે પૉલિશ બાનુઓને જોઈ હતી?—પણ તેણીઓવિષે તેને કશી ચોકસ ખબર તેઓ આપી શક્યા નહીં.

આ રીતે ઍડ્રિયન આસરે એક કલાકસુધી તે જગ્યામાં ભટક્યા કર્યો, જ્યારે એક મહલ્લામાંથી ત્રણ બાનુઓને તે ઘેરી લીધેલી જગ્યાએ દાખલ થતી તેણે જોઇ—આ ત્રણેના પુશાકઉપરથી તેણે જાણ્યું, કે તેણીઓને આગળ તેને જોઇ નહતી; અને અધિરાઈ તથા ચટપટસાથે તે તેણીઓનીતરફ આશાભેર ચાલ્યો. તેની બેહદ ખુશ-

હાલીવચ્ચે આ ત્રણ બાનુઓમાંની એકને તેણે કુંઠરાઇનતરીકે ઓળખી. તોયે રખેને કોઈને શક ઉપજે, એવા ડાહાપણભરેલા વિચારથી તેણે પોતાની ખુશહાલી અને અધિરાઈને હાથમાં રાખી, અને જાણે તેને જુજ ઓળખાણ હોય, તેવીરીતે નમન કર્યું; અને પછી તેઓની વધારે નઝદીક ગયો..

કુંઠરાઇન—(તેને "શેક-હાંડ" કરવામાટે પોતાનો હાથ આપીને) "ખુદા તારી મદદ! કૅપટન ડીલાંશી! શું તમોબી હ્યાં?"

તેને ઉપરાસાપરી સવાલો પુછવામાં આવ્યાઃ પણ તે સઘળાના તેણે સંતોષકારક જવાબો આપ્યા. તેણે કુંઠરાઇનને અને તેણીની સાથવાળી બીજી બે બાનુઓને જણાવ્યું, કે તેણીઓના વાહાલાઓ સેબાસ્ટૉપૉલનીસાંમે પડેલાં ઑટૉમન સરદારનાં લશ્કરસાથેછે—તેઓ સર્વે સારી તંદરોસ્તીમાંછે, તો જોકે તેઓ તેણીઓના પકડાવાથી ભારે દુઃખમાં દહાડા કાહાડેછે—તેણીઓનું હવેપછી શું થશે, તેમાંટે તેઓ ભારે ચિંતામાં પડેલાછે. તેણીઓ સેબાસ્ટૉપૉલમાંછે, એવી ખબર તેઓને કોણમારફતે પડી હતી, તે સઘળું વિગતવારે તેણે જણાવ્યું; અને એકજ મહલ્લામાં તેણીઓનાં ઘરની પડોશમાંજ તેને પણ રાખવામાં આવ્યોછે, જાણી તેણીઓ ઘણી અજાયબ થઇ. તેને કેવીરીતે બંદીવાન કર્યામાં આવ્યો હતો, તે પણ તેણે જણાવ્યું, અને પોતાનો તેમજ તે બાનુઓનો છુટકારો કેવીરીતે કરવો, તેબાબે તેણે જે વિચાર ધારી રાખ્યો હતો, તે પણ સમજાવ્યો.

હવે કુંઠરાઇને પણ પોતાનીતરફનો ખોલાસો કીધો. તેણીએ કહ્યું, કે તેણીને અને તેણીની બે સખીઓને પકડવાપછી તરતજ તે સઘળાઓને એક ગામડાંમાં મોકલી દેવામાં આવ્યાં હતાં, કે જ્યાં કોઇ ઉંચી પદવીના એક રશિયન અમલદારસાથે તેઓની મુલાકાત કરાવ્યામાં આવી હતી. આ અમલદારે તેઓનાં નામો પુછ્યાં. કુંઠરાઇનની સઇઓને તેણીઓનાં નામો છુપાવવાની કશી ઝરૂર નહતી; પણ કુંઠરાઈનને તો તેમ કરવાની ફર્ઝ હતી, કારણકે તેણી ડરતી હતી, કે જો એમ જણાય, કે તેણી રશિયન નોકરી છોડી ગયેલા પેલા વૉલમારોની બેટી અને બેહેન થતી હતી, તો પછી તેણીને ખમવું પડે. આઉપરથી કુંઠરાઇન એક ખોટું નામ જણાવવા જતી હતી, તેટલાં એક ટારટર, કે જે વારંવાર ચુપૅટારિયા આવી ગયેલો હતો, અને જે રશિયનોનીતરફેણમાં હતો, તેણે તેણી કોણ હતી તે તરત ઝાહેર કરી દીધું: કોઇ કારણમાંટે આ શખ્સ તે વખ્તે રશિયન અમલદારઆગળ આવેલો હતો. આમુજબે એક વૉલમારની બેટી, અને બીજા વૉલમારની બેહેનતરીકે તેણી ઓળખાઇ ગઈ: આઉપરથી તેઓ ત્રણે જણીઓને એક ગાડીમાં બેસાડીને તરત સિમફે-રૉપૉલખાતે રવાના કરી દેવામાં આવી. તે ગામમાં તેણીઓને જનરલ ઑસ્ટેન-સાકેનનાં ઘરમાં ઉતારો આપવામાં આવ્યો, કે જે આ વખ્તે પોતાનાં લશ્કરસાથે ત્યાંથી ગેરહાઝેર હતો. તોયે જનરલની બાનુ *બૅરૉનેસે તેણીઓની ઘણી માયાથી આગસ્તાસ્વાગ્તા કીધી. થોડા દિવસોપછી જ્યારે જનરલ ત્યાં પાછો ફર્યો, ત્યારે તેણે આ ત્રણે બાનુઓને ખુદ પોતાની ગાડીમાં સેબાસ્ટૉપૉલખાતે રવાના કરી દીધી; ત્યાં આવી પુગ્યાપછી પ્રિન્સ ગૉર્ટ-સ્ચૅકૉફે તેણીઓને તે વિધવા બાઇનાં ઘરમાં મોકલી, કે જ્યાં હમણાંતુલિક તેણીઓ રેહેતી

*જુઓ નોટ ૨૯ મી.

હતી. આ બાઇ પણ તેણીઓતરફ અતિશય સભ્યતાથી વર્ત્તતી હતી, તો જોકે તેણીઓને ઘરનીપછવાડેના બાગિચાસિવાય બીજે કેથે કદાચજ ફરવા જવા દેવામાં આવતી હતી; અને હાલમાં જ્યારે તેણીઓ ઍડ્રિયનને મળી હતી, તે ફક્ત બીજીજ વેળા તેણીઓને બહાર જવા દેવામાં આવી હતી.

કેઠરાઇન—"જોકે હાલમાં તે માયાવંતી વિધવા બાઇસાથે દહાડા કાહાડયે છૈયે, છતાં અમારાં દેલમાં રાતદિવસ ભારે ધાસ્તી રેહેછે, કે રખેને અમોને સાઇબીરિયાખાતે ધકેલી દેવામાં આવે. અમારૂં શું થશે, તેબાબે અત્યારઆગમચ અને હમણાં પણ અમો ભારે ચિંતામાં છૈયે. કદાચ તોપોના ભયંકર મારાની ગડબડમાં પ્રિન્સ અમોને ભુલીજ ગયેલો હોવો જોઇએ, પણ હવે તે મારો તો પુરો થયોછે, એટલે બીજી બાબતોનો વિચાર કરવાની તેને ફુરસત મળીછે——"

ઍડ્રિયન—(તેણીને બોલતી અટકાવીને) "મૅડેમ હૅઝલઉડ, આપણે તેનો વિચાર આગમચથી જાણી લેવાની, અથવા તો તેનો અગાઉથી ઇલાજ કરવાની કોશેશ કરવી જોઇએછે:" અને જોકે તે ફ્રેંચ ભાષામાં બોલતો હતો, તોપે પોતાની ચોકસીમાંટે આસપાસ જોઇને, કે રખેને કોઇ સંત્રી નઝદીકમાંજ ઉભેલો હોય,—તે જવાન ફ્રેંચ અમલદારે વધુ કહ્યું, "આપણે હાંથી છટકી જવું જોઇએ!"

આ સાંભળી કૅઠરાઇનના ગાલોઉપર રતાસ ચઢી આવ્યો, અને તેણીએ જવાબ દીધો, "અરે, જો તેમ થાય, તો કેવું સારૂં! કેવી ખુશહાલી! કેવું સુખ! કૅપટન ડેલાંશી, જો તેમ કરવામાં આવે; તો ગમેએવો જોખમ ખેડવો પડે, તો તે માથે ઉઠાવવાને હું તૈયારછું;" પછી પોતાનીસાથેની બંધે બાનુઓતરફ જોઇને, "અને મારી ખાતેરીછે, કે આ મારી વાહાલી સઇઓ પણ જોઇતી હેમત દેખાડવાને ચુકશે નહીં——"

ડેલાંશી—(લગાર વિચારવંત ઢબે) "જ્યાંસુધી હું જાણુંછું, ત્યાંસુધી તેમ છટકી જવાનો ફક્ત એક ઇલાજછે,—અને તે જેમ હું આગળથી ધારૂંછું, તેમ જો તમો ઘરમાંથી રાતના ચોરીછુપીથી નિકળી આવવા પામો, તો——"

કૅઠરાઇન—(તેને બોલતો અટકાવીને) "તે વિધવા બાઇ, કે જેણીનીસાથે અમો રહ્યે છૈયે, તેણી ભલી અને માયાળુછે, પણ તેણી એક ચુસ્ત રશિયનછે—તેણીનો ખાવંદ એક લશ્કરી અમલદાર હતો, કે જે ઇનકરમાનની લડાઇમાં માર્યો ગયોછે. તેણી અમારીઉપર સખ્ત તકેદારી રાખેછે; અગરજો અમો નાસી જવાની કોશેશ કર્યે, તો તેણી બુમો પાડીને——"

ઍડ્રિયન—"તેણીની માયાનો બદલો તેણીનીતરફ નિર્દય થઇને આપવો, એ જોકે ઘણું દેલગીરીભર્યુંછે, તોપે જ્યાં છુટકારાનો સવાલ આવ્યો, ત્યાં અદબઆદાબની બારીકી તપાસવા બેસવું નહીં જોઇયે. જુઓ, હું કહુંછું, તે સાંભળો!"

ત્યારપછી થોડીક "મિનીટો"અગાઉ તેનાં મનમાં જે વિચારો ઉભા થયા હતા, તે સર્વે તેણે કૅઠરાઇનને અને તેણીની સઇઓને ખુલા કરી કહી સંભળાવ્યા: તેણીઓએ તેનું કેહેવું, ખુશીભર્યાં દેલે બહુ ધ્યાનથી સાંભળ્યું—તેણે જે સૂચવ્યું, તે સઘળું તેણીઓએ ઉપકાર અને ખુશીસાથે કબુલ કર્યું; બારીકબારીક બાબતોઉપર બંદોબસ્ત કર્યામાં આવ્યો—અને તે આ ત્રણે બાનુઓથી છુટો પડ્યો, તેઆગમચ દરેક બાબત સંપૂર્ણરીતે નક્કી કર્યામાં આવી.



## પ્રકરણ ૫૭ મું.

### એલમાનૉફ.

જે વખ્તે ઍડ્રિયન ડેલાંશી આ ત્રણ બાનુઓસાથે લડાઇમાં પકડાયલા બંદીવાનોને ફરવા-માટેની ઘેરી લીધેલી જગ્યાએ વાતો ચલાવતો હતો, તે વેળા એક શખ્સ એકલો-અતુલો, ઘણા નિરાશ દેખાવસાથે સેબાસ્ટૉપાલના મહલ્લાઓમાં એમથીતેમ ભટકયા કરતો હતો. આ પુરૂષ કોઇજ નહીં, પણ કરનલ એલમાનૉફ હતો. જે મહલ્લાઓમાં રાહદારીઓની ભારે જાવઆવ હતી, ત્યાં પણ તે જાણે એકલવાયોજેવો હતો: તે કોઇનીસાથે પણ વાતો કરતો નહતો—અને કોઇ તેનીસાથે બોલતું નહતું ; પણ જો કોઇ અમલદાર કે મુલ્કી હોદ્દેદાર તેને ઓળખતો હતો, તો તે તેને જોઇને દેખાઈતીરીતે પોતાનું મ્હોડું મરડીને, બીજી બાજુ જોતો હતો. ખુલ્લીરીતે તેઓ તેનથી દુર રેહેવાને ઇચ્છતા હતા: તેનાં ચેહેરાઉપર એક ખુનીતરીકેની છાપ મરાયલી હતી: કારણકે અર્ધ-જંગ્લી રશિયનોવટીક તેણે જે કરપિણ કામ કર્યું હતું, તે એક તિરસ્કારભરેલું અને નરકવાસી ગણતા હતા.

વાંચનારે જોયુંછે, તેમ ચુર્ગૅટારિયાથી સલામત નાસી જવામાં તો તે ફતેહ પામ્યો હતો ; અને સિમફેરૉપાલખાતે આવીને જનરલ ઑસ્ટેન-સાકેનને તે પાછો મળ્યો હતો. જે અતિ ઘોર કર્મ કરીને એલમાનૉફ છટકવા પામ્યો હતો, તે તરત જણાવાપછી ઓમર પાશાએ ખામોખા ત્રણ કે ચાર રશિયન કેદીઓને બંધમાંથી છુટા કીધા હતા, એવી મતલબથી, કે તેઓ એલમાનૉફની ભારે નીચ દુષ્ટાની ખબર જનરલ ઑસ્ટેન-સાકેનને સથકે જઇને લોકોને ઝાહેર કરે. છોડી મુકવામાં આવેલા આ દરેક રશિયનને સરદારે અક્કેકું જુદું કાગઝ ઑસ્ટેન-સાકેનને પહોંચાડવાને આપ્યું હતું, અને તે દરેક કાગઝમાં એલમાનૉફનાં પાપી કર્મનું તફ્સીલવાર બ્યાન કર્યામાં આવ્યું હતું ; તેમ કરવામાં ટર્કિશ વડા સેનાધિપતિની મતલબ એ હતી, કે સઘળાં નહીં, તો તેમાંનું એક પણ કાગઝ રશિયન સેનાધિપતિના હાથમાં જવા પામશે. અને તેની આ આશા ખોટી નહતી ; કેમકે આખરે એલમાનૉફ કઇરવેસે નાસી જવા પામ્યો હતો, તે ફક્ત જનરલ ઑસ્ટેન-સાકેનનેજ નહીં, પણ તમામ રશિયન લશ્કરની જાણમાં આવ્યું.

એલમાનૉફે પોતાનાજ એક વતનીનું ખુન કર્યું હતું—અને તે પણ વળી એક પાદરીનું, કે જે તેને દેલાસો દેવાની ધર્મી સેવા બજાવવાના પવિત્ર વિચારથી તેના બંદીખાનાંમાં ગયો હતો. રશિયનોની નઝરમાં તેટલામાટે એલમાનૉફનો ગુનાહ બેવડો પાપી થયેલો લાગતો હતો: તેનો ગુનાહ ઓછો થાય, એવી જે બાબતો તેનીતરફેણમાં જતી હતી, અને તે શું હતી, તે આપણે થોડાક શબ્દોમાં જણાવીશું. પ્રથમતો રશિયનોની પક્ષ છોડી ચુસાડિ ટર્કિશોની પક્ષમાં ગયો હતો ; બીજું, કે તેણે એલમાનૉફને ગુસ્સે થવાનું ગંભીર કારણ આપ્યું હતું ; ત્રીજું, કે એલમાનૉફે આ પાપી કામ પોતાને નામોસીભર્યાં મોત-માંથી બચાવવાને કર્યું હતું ; અને ચોથું, કે આ કર્મ લડાઇનાં હંગામઉપર કર્યામાં આવ્યું

હતું, કે જે જો કોઇ બીજે વખ્તે કર્યામાં આવ્યું હતે, તો તેઉપર ભારે સખ્ત ટીકા કરવામાં આવતે, અને તે કદી પણ મુઆફ થઈ ન શકાતે. તેનો ગુનાહ મુઆફ કરવામાંટે, તો નહીં, પણ તે ઓછો ગણવામાંટેનાં આ સર્વે મુખ્ય કારણો હતાં: તોયે તે વગર ખબર લેવાવે પસાર કરી દેવામાં ન આવે, એવો તે ઝબુન ગુનાહ હતો. રશિયનો એવાતો ધર્મ-જનુનીછે, કે તેઓ હંમેશાં જુના વિચારના ગ્રીક દેવલનેલગતા પાદરીઓને ઘણાં માનથી જુવેછે, અને તેઓ તે પાદરીઓને અતિ પવિત્ર ગણેછે. તેટલામાંટે જોકે યુસાડિ ટર્કિશોની પક્ષમાં ગયો તો શું થયું,—તોયે હજી તેણે પોતાનો ધર્મ ત્યાગ કર્યો નહતો—તે વટલીને એક મુસલમાન થયો નહતો—તે પોતાના દેશના અસલ ધર્મને ચુસ્તરીતે વળગી રહ્યો હતો—અને આ સર્વેમાંટે રશિયનો ખરાં ધર્મ-જનુનથી હજી તેને એક પાદરીતરીકેજ ગણતા હતા. આ સર્વેઉપરથી એલમાનૉફનાં અઘોર કર્મઉપર તેઓની ઘણી સખ્ત લાગણી તેનીસાંમે પૈદા થઈ હતી, અને તેનો ગુનાહ ઓછો થવાનાં ગમેએવાં સાબુત કારણો મૌજુદ હોવાછતાં તેનીતરફ ભારે તિરસ્કાર અને અણગમાથી જોવામાં આવતું હતું.

જનરલ ઑસ્ટેન-સાકેન, જોકે ઘણાજ ઉદાર દેલનો એક રશિયન સરદાર હતો, છતાં તે કરનલ એલમાનૉફને તેની આ પાપી ચાલમાંટે ઘણીજ ધિક્કારની નજરે જોવા લાગ્યો: પણ તેમ વળી તેજ વખ્તે, તે જાણતો હતો, કે આ કામમાંટે તેનીઉપર રશિયન કાયદાથી કામ ચલાવી શકાયએમ નહતું. આઉપરથી તેણે આ કંગાળ પુરૂષને લશ્કરી ચોકીપહરાસાથે સેબાસ્ટૉપોલ મોકલી આપ્યો, એવા વિચારથી કે ક્રિમિયાના રશિયન વડા સેનાધિપતિ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફને જે.વાજેબી લાગે, તે કરે. જેવા વિચાર બૅરન ઑસ્ટેન-સાકેન એલમાનૉફબાબે ધરાવતો હતો, તેવાજ વિચાર પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ પણ તેનેમાંટે રાખતો હતો: તેણે જોકે આ કામ ઘણું દુઃખી ધાર્યું, છતાં ઘણાંક કારણોનેલીધે તે કાયદાની ચુંગાલમાં ન આવે, એવું તે નામદારે પણ વિચાર્યું—અને તેમ ધારવાનું વળી મુખ્ય કારણ એ હતું, કે તે પાપી કામ ટર્કિશ અમલતળે કર્યામાં આવ્યું હતું. આમાંટે પ્રિન્સે એલમાનૉફને એક નઝરકૈદીતરીકે ગણીને, યાને તે નાસી ન જશે, એવી પ્રતિજ્ઞાઉપર તેને તરતવેળા છુટો કરીનેજ સંતોષ પકડયો. સેબાસ્ટૉપોલનીઅંદરજ તેને ગમે ત્યાં જવાની છુટ આપવામાં આવી, પણ તેણે તે શેહેરની બહાર પગ કહાડવો નહીં, એવો સખ્ત હુકમ તેને ફર્માવ્યામાં આવ્યો. તે વખ્ત દરમેઆન તેનું શું કરવું, તેબાબે સેંટ પીટર્સબર્ગની સરકારનો નક્કી ચુકાદો પુછાવ્યામાં આવ્યો.

વાંચનારને હવે જણાયું હશે, કે એકપછી એક બબ્બે ઝારોનો એકવારનો માનીતો અને ભરોસાદાર એડી-કાંગ આવી નિચ્ચાંમાં નિચ્ચી સ્થિતિએ કેવીરીતે આવવા પામ્યો હતો?—શામાંટે એક હિણાયલો, અને પાપી ગણાયલો શખ્સ થઈ, તે સેબાસ્ટૉપોલના મહલ્લાઓમાં કંગાળ નિરાશામાં ભટકયા કરતો હતો?—અને શામાંટે તે પોતાનાં ઘરમાં બારણાં ઢાંકીને પોતાની આવી પડતી હાલતમાંટે દેલગીરીથી વિચાર કર્યા કરતો હતો? વળી તે જાણતો હતો, કે તે એક ખુની હતો,—કે જેનાં કપાળઉપર એક કદી ન ભુસાયએવી ખુનીની છાપ પડી ચુકી હતી—એક એવો શખ્સ, કે જેને હવે આ દુનિયામાં ખુશી થવાજોગ કશું રહ્યું નહતું—એક વગર આશાનો નાતબહાર થયેલો પુરૂષ, કે જે હવે પોતાનાં માતપિતાબાબે પણ વિચાર કરી ન શકે, કારણકે તેઓનું દેલ તેનું આ કરપિણ

કામ અને નામોસીભરેલાં માનભંગથી તુટી જવાવિના રેહેવાનું નહતું. અને આપણે જણાવ્યે છૈયે, કે આ માણસ તેજ વખ્તે સેબાસ્ટૉપૉલના મહલ્લાઓમાં દમકતો હતો, કે જે વખ્તે ઍડ્રિયન ડેલાંશી લડાઇમાં પકડાયલા કેદીઓનાં વપરાસમાટે ઘેરી લીધેલી જગ્યામાં તે ત્રણે બાનુઓસાથે વાતો કરતો હતો.

જયારે કૅઠરાઇન, અને તેણીની સાથવાળી પેલી બે પૉલિશ બાનુઓ ફરીહરીને પોતાને મથકે પાછી જતી હતી, ત્યારે તેણીઓનીપછવાડે થોડે દુર એક રશિયન પહરાગીર તેઓને તપાસવાને ચાલતો હતો, કે જેમ દરેક બંદીવાનનાબાબમાં કરવામાં આવતું હતું. રસ્તામાં તેણીઓને કરનલ એલમાનૉફ મળ્યો. તેના ફેરવાઇ ગયેલા, ઝહાંઈ ગયેલા, ચિંતાથી ખવાઈ ગયેલા ચેહેરાછતાં કૅઠરાઇને તેને તરત ઓળખ્યો:—હૅઝલઉડસાથે પોતાનાં થયેલાં લગ્નને દહાડે દેવલમાં જોયલા એડી-કાંગતરીકે તેણીએ તેને પિછાણ્યો: કારણકે આગળ બની ગયલા તે બનાવોની છાપ આ બાનુનાં મગઝઉપર એવીતો સારીરીતે બેસી ગઇ હતી, કે તે જરા પણ તેણીની નઝરઆગળ આવતાં, તે બનાવો તેણીનાં મનમાં પાછા સજીવન થતા હતા. હા—તેણીએ તેને ઓળખ્યો: તેણે જે પાપી કામ કીધું હતું, તે તેણી સારીરવેસે જાણતી હતી; અને તેથી કમકમીને તેણીએ તેનેથી પોતાની આંખો ફેરવી નાખી. બંધે બાજુએ એકમેકને આમુજબે પિછાણ્યાં હતાં ; કારણકે આ કંગાળ પુરૂષે તેણીને વૉલમારની બેટીતરીકે તરત ઓળખી હતી. તે હંમેશાં તેણીને ખુબસુરત ગણતો હતો ; અને આ વખ્તે તો કૅઠરાઇન તેની આંખોમાં ઘણીજ ખુબસુરત દેખાવા લાગી ; કારણકે જે વખ્તે તેની આંખો તેણીનીઉપર પડી હતી, તે વખ્તે તેણીનો ચેહેરો છુટકારાની આશાથી ઘણો રતાસઉપર ચઢેલો હતો ; ઍડ્રિયન ડેલાંશીસાથની વાતો અને ગોઠવણોથી તેણીની મરી ગયેલી ઉમેદો પાછી જાગરૂત થઇ હતી. પણ જેવી તેણીની નઝર તે ખુનીની આંખોઉપર પડી, કે તરત તે રતાસ પાછો ઉડી ગયો ; અને ઉતાવળે પગલે તેણી તેનીઆગળથી પસાર થઇ ગઈ—અને કમકમીને પોતાની સઇઓને ધીમે સાદે કહ્યું, "પેલો રહ્યો એલમાનૉફ, કે જે ખુનીનેમાટે કૅપટન ડેલાંશી હમણાં આપણીઆગળ વાત કરતા હતા !"

એલમાનૉફ પણ આગળ ચાલ્યો ગયો—પોતાને આ રીતે ઉડાવતાં જોઇ તેની લાગણી કળેજાંફાડ રીતે ઝખ્મી થઈ; કારણકે તેની હાઝેરીથી વૉલમારની બેટીને જે કમકમાટ અને ધિક્કાર ઉપજ્યો હતો, તે તેનાં દિઠાંમાં બરાબર આવ્યો હતો. તે ઘણો આગળ વધ્યો નહીં, તેટલાંમાં તેને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફનો એક એડી-કાંગ સામો મળ્યો—જેણે ઘણાંજ ઠંડાં દેલે ભપકામાંજ તેને કહ્યું, "તમોએ એકદમ નામદાર પ્રિન્સને મથકે જવું."

આપ્રમાણે ઘણીજ તોછડાઇથી પોતાનો પયેઘામ કહીને તે એડી-કાંગ પાછો ફર્યે અને એલમાનૉફે હવે પોતાનો રસ્તો રશિયન સેનાધિપતિનાં મકાનતરફ લીધો. ત્યાં જઈ પુગવાપછી લગભગ એક કલાકસુધી તેને એક ન્હાના ઓરડામાં થોભવું પડ્યું, કે જ્યાં ઘણાં જણાંઓની હાઝેરીથી ગરદી થયેલી હતી—ત્યાં કોઇએ પણ તેનીસાથે વાત કીધી નહીં—તે ત્યાં જાણે એક વયેરાન જંગલમાં એકલોઅટુલો હોય તેવીરીતે એકલોજ, ખરાબખસ્તે થયેલો, હિણાયલો ઉભો રહ્યો—ત્યારપછી તેને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફનીઆગળ અંદર લઇ જવામાં આવ્યો. એક પાયમાલ થઈ ગયેલા પુરૂપનીમુવાફેક તેણે ઘણાંજ વાંકા વળીને

નમન કર્યું—જ્યારે પ્રિન્સે તો મગરૂરીથી, ઠંડાં દેલે, અને તોછડાઇથી કહ્યું, "કરનલ એલમાનૉફ, તમારેલગતો એક પયેધામ મને આજ રોઝે સેંટ પીટર્સબર્ગખાતેથી મળ્યોછે. આપણા પરાક્રમી શાહનશાહ આલેકઝાંડર, તમોતરફ ઘણાં કરડા થવાને ખુશી નથી, કારણ તમોએ તેવણની તેમજ તેવણના મર્હુમ પિતાની સેવાઓ બજાવીછે—અને તે સેવાઓ, તેમજ તમોને જે કારણસારૂં ઑટૉમનોના હાથમાં સપડાવું પડયું હતું, તે સર્વે તેવણે ધ્યાનમાં લીધુંછે. તેજ વખતે નામદાર શાહનશાહ એ મુખ્ય બીનાઓઉપર પોતાનો વિચાર ઘણો મઝબુતીથી ઝાહેર કરેછે. પેહેલી બીના તો એ છે, કે તમોને સોંપવામાં આવેલો એક અગત્યનો દસ્તાવેઝ તમે બીજા ધણીના હાથમાં આપ્યો; અને તમારી આ ગફલતીને-લીધે પેલા બે રાજદ્રોહી વૉલમારો છટકી જઇને ટર્કિશોની પક્ષમાં જવા પામ્યાછે. બીજી બીના એછે, કે જ્યારે તમો ટર્કોના હાથમાં પકડાયા, ત્યારે એક સેપાહબચ્ચાનેછાજતી બહાદુરીથી તમે મોતને શરણ ન થતાં તમારાજ એક સ્વદેશીનો જાન લીધોછે—અને તે પણ વળી તમારો જાન બચાવવાનેખાતેર એક સ્વદેશીજ નહીં, પણ વળી એક ધર્મગુરૂનો. આ બે બીનાઓ ધ્યાનમાં લેવાપછી નામદાર શાહનશાહ એમ ધારેછે, કે તમો હવે વધુ વાર તે નામદારનાં શાહનશાહી લશ્કરમાં આબરૂભરેલીરીતે ઉપયોગી થઈ પડો, એ ન બનવાજોગછે. હવે તમો વધુ વાર શાહનશાહી રેસાલાની રીજમીટમાં નથી, એમ જાણવું: પણ તમોને તમારી કરનલની પદવી નામનેખાતેર રાખવાની રઝા આપવામાં આવેછે. તોયે નામદાર શાહનશાહ એટલાતો દયાળુછે, કે તમોને છેકજ પોતાના વિચારમાંથી દુર કરવાને ચાહાતા નથી: તેવણ તમોને પોતાની હકુમતતળેના કોઈ બીજા ભાગમાં નોકરીએ મોકલવાને ઇચ્છેછે; એટલામાટે તમોને જે કાંઇ જોઇતી તૈયારીઓ કરવી હોય, તે કરી રાખજો, કારણકે આવતી કાલે સવારના સૂર્ય ઉગતાંજ તમોને સેબાસ્ટૉપોલ છોડી જવું પડશે."

એલમાનૉફે નમન કર્યું, પણ તે એક બોલબી બોલ્યો નહીં. ગૉર્ટસ્ચૅકૉફના છેલ્લા વાક્યનો અર્થ ઘણા નકામા શબ્દોનાં વાદળાંમાં લપેટાયલો હતો, તોયે તે કેદીને સમજવાને જોઇએએટલો પુરતો ખુલ્લો હતો. તેનું નિર્મિત કીધેલું ઠેકાણું કયાં હતું, તે પોતે મનમાં પુરતીરીતે સમજતો હતો. પોતાની હકુમતતળેના કોઈ બીજા ભાગમાં નોકરીએ મોકલવાનો અર્થ તે સારીપેઠે જાણતો હતો, કે તે બીજે કેથે નહીં, પણ સાઇબીરિયાની ભયંકર જગ્યાએ!

પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ—"આવતી કાલે સવારના સૂર્ય ઉગતાંજ તમો સેબાસ્ટૉપોલથી ચોકીદારોની એક ટુકડીસાથે ઉપડી જવાને તૈયાર રેહેજો. કરનલ એલમાનૉફ, હવે મને તમોને બીજું કશું વધુ કેહેવાનું રહ્યું નથી: પણ જરા મને યાદ કરવા દેઓ, જો કાંઇ તમોને વધુ જણાવવાનું રહી ગયું હોય તો."

આપ્રમાણે બોલી પ્રિન્સે "ટેબલ"ઉપર પડેલા દસ્તાવેઝોનાં ઢગળામાંથી એક સરકારી દસ્તાવેઝ ઉંચક્યો; પણ તેમ લેવા જતાં તે તેના હાથમાંથી નિચ્ચે પડી ગયો. એલમાનૉફ, કે જે હમણાં એક ખવાસની નીચ ગુલામગીરીની હાલતે ઉતરી પડયો હતો—તે આ પડી ગયેલો દસ્તાવેઝ ઉંચકીને પ્રિન્સને પાછો આપવાને આગળ વધ્યો: અને તે લઈ ઘણાંજ વાંકા વળી અદબથી તે ગૉર્ટસ્ચૅકૉફને આપ્યો. ફક્ત એકજ "મિનીટ" તે પયેધામ એલમાનૉફના હાથમાં રહ્યો હતો: તોયે તે કાગઝઉપર શું લખેલું હતું, તે

તીક્ષ્ણ આંખોએ એક પળવારમાં જોઈ લીધું. તેનાં વાંચવામાં ફક્ત બે બોલજ આવ્યા, અને તે "વૉલમારની બેટી," અને "ટૉબૉલસ્કિ," કે જે સાઇબીરિયાની રાજ્યધાનીનું નામ હતું.

પોતાને આપવામાં આવેલો દસ્તાવેઝ ફરીથી વાંચી જોઇને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે કહ્યું, "નહીં, બીજું કાંઈ પણ મને તમોને વધારે જણાવવાનું નથી. હવે તમે સીધારો."

એલમાનૉફે નમન કર્યું, અને તે નામદારનીહઝુરમાંથી ગયો. પોતાને મકાને જઇ પુગવા-પછી, પોતે હમણાં જે સાંભળ્યું હતું, તેવિષે વિચાર કરવા લાગ્યો. તેનેવાસ્તે નેમેલી જગ્યા સાઇબીરિયા હતી, તેબાબે તો હવે તેને કશો શક રહ્યો નહીં. કૅઠરાઇન હૅઝલઉડને પણ દેશનિકાળ કરવામાં આવનાર હતી, અને જે ચોકીપહરાહેઠળ તેને ત્યાં મોકલવામાં આવનાર હતો, તેજ ચોકીપહરાતળે તેણીને પણ મોકલવામાં આવશે, એતો દેખાઈતું હતું. જયાં હંમેશનો શિયાળો રહે, અને પુષ્કળ બર્ફ અને કકડતી ઠંડી પડે, એવાં ઉદાસ મુલ્કમાં દેશનિકાળ થવાના કમકમાટકરતાં તેને તરત મારી નાખવામાં આવે, તે તે વધારે પસંદ કરતો હતો; અને આવીરીતે જન્મસુધી દુઃખ ખમવાનાંકરતાં તો તે પોતાની ઝેંદગી આપવાને ખુશી હતો, કે જે ઝેંદગી બંચાવવાખાતેર થોડુંકઉપરજ તેણે બીજાનો જીવ લીધો હતો. હવે તેનાં મનમાં ત્યાંથી સટકી જવાના વિચારો ઘોળાવા લાગ્યા: તે વિચારો વધારે પ્રફુલ્લિત થતા ગયા—કેમ નાસવું તેમાંટે તેણે તરેહવાર યુકિતઓ મનમાં રચવા માંડી—અને તે દરેક યુક્તિઉપર તેણે વિવેચન કરવા માંડયું; અને તે દરેક વિચારમાં તેની અને કૅઠરાઇનની સરજતો એકજ હતી, તે તેનાં મનમાં આવ્યા કર્યું.

હવે, એવું બન્યું, કે જે ઘરમાં એલમાનૉફ વસતો હતો તેની, અને જે ઘરોમાં ડેલાંશી અને પેલી ત્રણે બાનુઓ રેહેતી હતી, તેનીપછવાડેની બાજુઓ એક સમાંતર લીટીમાં આવેલી હતી. થોડીકવાર આરવેસે વિચારમાં મશ્ગુલ રેહેવાપછી એલમાનૉફ બારી-આગળ ગયો, અને બહાર જોયું. તેજ રાત્રે ત્યાંથી કેવીરીતે છટકવું, તેનો સર્વેથી સરસ ઇલાજ તે શોધતો હતો. પડોશના બાગિચામાં તેણે ત્રણ બાઈઓને ફરતી જોઇ; અને તેણીઓ તેને થોડાક કલાકોઆગમચ રસ્તામાં મળી હતી, અને જેઓમાંની એક કૅઠરાઇન હતી, તેજ હતી, એમ તેણે તરત પિછાણ્યું. હવે અંધારૂં વધતું જતું હતું: તોયે તે છેક એટલું બધું નહતું, કે તેથી એલમાનૉફ તે બાઈઓને તેઓનાં કપડાંઉપરથી ઓળખી ન શકે. તરતજ પેલા બે પૉલિશ અમલદારોની બાયડીઓ ઘરમાં પાછી ફરી, અને એકલી કૅઠરાઈનજ બાગમાં રહી. તેણીએ ત્યાં ફર્યા કીધું:—તેણી પણ આ વખ્તે તે રાત્રે કેવીરીતે છટકી જવું, તેનોજ વિચાર કરતી હતી.

અંધારૂં વધતું જતું હતું, એમ આપણે જણાવી ગયા છૈયે: અને તે એટલું હતું, કે એલમાનૉફ અંધારાંમાં એક બાનુનો આકાર પડોશની વાડીમાં ધીમેધીમે એમથીતેમ ફરતો ફક્ત જોઇ શકતો હતો. તેનાં મનમાં, જે અચોક્કસ યુક્તિ ઘોળાયા કરતી હતી, તે હવે પાર પાડવાનો તેણે નિશ્ચય કર્યો. જેમ બીજા બંદીવાનોનાબાબમાં છુટ મુકવામાં આવી હતી, તેમ એલમાનૉફને પણ તે જે ઘરમાં રેહેતો હતો, તેની વાડીમાં ગમે ત્યારે ફરવાની રઝા હતી: અને હવે તે બાગમાં નિચ્ચે ઉતર્યો, અને બેએક દીવારો કુદાવી, જે બાગમાં કૅઠરાઇન ફરતી હતી, ત્યાં આવ્યો. પોતાનીહઝુરમાં એક માણસનો આકાર એકાએક આવી ઉભેલો જોઇ કૅઠરાઇન ઘણી બિચકી.

એલમાનૉફ—"ચુપ!—બાનુ, એક પણ બોલ બોલશો ના! હું હ્યાં તમારી સેવા બજાવવા આવ્યોછું,—તમોને સાઇબીરિયામાં દેશનિકાળ થતાં બંચાવવામાટે આવ્યોછું!"

આ શબ્દો ઘણા ઉતાવળે—પણ ઘણાં ધીમા સાદે—બોલવામાં આવ્યા હતા, પણ તેટલાંમાંજ કૅઠરાઇને કરનલ એલમાનૉફને પિછાણી કાહાડયો; અને તેને પોતાનીહજુરમાં ઉભેલો જોઈ કમકમાટ અને ધિક્કારનેમારે તેણીના મ્હોંમાંથી એક ચીસ પડાઈ જતી હતી, પણ તેટલાં "સાઇબીરિયા" શબ્દ સાંભળતાંજ તે તેણીનાં ગળાંમાં દબાઈ ગઈ.

આગળનાકરતાં ઘણાં જુસ્સાથી એલમાનૉફ વધુ બોલ્યો, "હા—બાનુ, ખુદાને હાજેર-નાજેર જાણીને હું કહુંછું, કે તે ખરૂંજછે! હું જાણુંછું, કે તમો મને ધિક્કારોછો—મારી-સામે જાય, એવી ઘણી નઠારી બાબતો તમે મારેમાટે સાંભળીછે—અને મારા ગુનાહ ઓછા થાય, એવી કશી બાબતની તમોને ખબર પડી નથી—પણ હું તમારી સેવા બજાવી શકીશ—હું તમોને બંચાવીવટીક શકીશ!—મારીઆગળથી એમ ફરી ના જાઓ—મારૂં કેહેવું સાંભળો!"

તેણીનું મન જરાસરખું સાવધ થતાં કૅઠરાઇનની પેહેલી મર્ઝી આ કરપિણ ખુનીનીહજુ-રમાંથી જતાં રેહેવાની હતી: પણ તેનાં બોલવામાં કાંઈ વજુદ જણાવાથી તેણી ત્યાં ઉભીજ રહી. બીજી દરેક બાબતોકરતાં પોતાનીઉપર આવી પડનારાં સંકટોનો તેણીને વિચાર આવ્યો; અને જોકે પોતે નાસી જવામાંટે કૅપ્ટન ડેલાંશીસાથે અત્યારઆગમચનો બંદોબસ્ત કરી રાખ્યો હતો, છતાં એલમાનૉફ શું સૂચના કરવા માંગતો હતો, તે જાણવાને તેણી અધિરી થઇ, કારણકે તેમ કરવાથી કદાચ ડેલાંશીની યોજનામાં કાંઈ સુધારોવધારો કે ફેરફાર કરવાને તેણીને બની આવે.

એલમાનૉફ—"આજે મને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફસાથે મુલાકાત થઇ હતી, અને બાનુ, હું ટુંકમાં ફક્ત એટલુંજ જણાઉંછું, કે આખરે તમારી પાયમાલીની ટેપઉપર મહોર મરાઈ ચુકીછે! સેંટ પીટર્સબર્ગથી એક હુકમનામું આવી પુગ્યુંછે—અને આવતી કાલે સવારના સૂર્ય ઉગતાંજ તમોને સાઇબીરિયાનાં દુરદરાઝ અને ભયંકર રૂતુવાળા મુલકમાં ચોકીપહરાતળે મોકલી આપવાનો હુકમ થઇ ચુકોછે!"

આ ખબર સાંભળી કૅઠરાઈનનાં હાડેહાડ ધ્રુજવા લાગ્યાં, અને તેણી મનમાં વિચારવા લાગી, "ઓ ખુદા! અગરજો મારી હ્યાંથી છટકી જવાની યોજના નિષ્ફળ ગઈ, અને જે વાહાલા ખાવંદને પાછો મેળવવાને મેં આટલાં દિકટ કામો બજાવ્યાં, ને જેણે આખરે પોતાનો ખરો પ્યાર મને પાછો આપોછે, તેનેથી વિખુટી પાડવામાં આવશે, તો મારૂં શું થશે!"

આ વિચારજ તેણીને ભારે દુઃખમાં ગરકાવ કરવાને પુરતો હતો; અને પોતે એક ખુનીસાથે વાતો ચલાવતી હતી, તે અર્ધું ભુલી જઇને, કૅઠરાઇન બોલી, "કરનલ એલમા-નૉફ—મને કહો—હું તમોને આજીજી કરૂંછું, કે મને જણાવો—કે તમો મને કઇરીતે મદદ આપી શકશો? તમો મને કેવીરીતે બંચાવી શકશો?"

એલમાનૉફ—"બાનુ, ત્યારે હવે જલદીથી સાંભળી લેઓ, કારણંકે આપણાવચ્ચે વાત કરવાનો વખ્ત ઘણોજ થોડોછે. કોઈરવેસે તમો આ ઘરમાંથી મધરાતે બહાર આવી શકશો?"

**કૅઠરાઇન**—"હા, હા, હું આવી શકીશ."

**એલમાનૉફ**—"પણ તમારે એકલાંજ આવવું જોઇશે. હું ફક્ત **તમો**ને એકલાંનેજ અંચાવી શકું એમછે—મને તમારી સાથી બાનુએ સાથે કશું કામ નથી! તેમાંટે તમારે ગમે તેમ વિચારો, પણ યાદ રાખજો, કે ભયંકર ધાસ્તીની વખ્તે અને અતિશય આફતો વેળા માણસજાત તદ્દન એકલપેટું થાયછે, તે તમારે યાદ રાખવું !"

**કૅઠરાઇન**—"આગળ ચલાવો ! મારે શું કરવું, તે મને કહો."

**એલમાનૉફ**—"તમો કહોછો, કે તમો ઘરની બહાર આવી શકશો? પણ તેમ તમોને એક મર્દના છુપા વેષમાં આવવું પડશે——"

**કૅઠરાઇન**—(વચ્ચે બોલી ઉઠીને) "હું તેમ વેષધારણ કરી શકીશ, પછી? આગળ શું?"

**એલમાનૉફ**—"રાતની વેળા આપણ બંધેને સાથે જોવામાં આવે, તો તે સલામતીભરેલું નથી—આપણે જુદેજુદે વખ્તે અને જુદેજુદે રસ્તે જવું, પણ એક ચોકસ જગ્યાએ મળવું—આ જગ્યા તે લશ્કરી બારાંઆગળ, અનાજની કોઠીઓનીનઝદીકનાં પગઠિયાંઓપાસેછે. તમોને તે જગ્યાની માહેતીછે?"

**કૅઠરાઇન**—"મને તે જગ્યાની ખબરછે. હું ત્યાં આવવાનો રસ્તો સારીરીતે જાણુંછું."

**એલમાનૉફ**—(હજી વધારે ધીમે સાદે) "તો તો ઠીક! મધરાતપછી જેમ બને તેમ જલ્દી તે જગ્યાએ મને મળજો! હમણાં મને હવે વધારે પુછતાં ના!—બાકીનું શું કરવું, તે મારીઉપરજ રાખો."

**કૅઠરાઇન**—(મક્કમપણે) "કરનલ એલમાનૉફ, એમ નહીં બને, હું કાંઈ તમારા ભલા એરાદાબાબે શકીલી થતી નથી—પણ આવા જીવજોખમનાં કામમાં તમો મને શું સૂચવવા માંગોછો, તે મારે જાણવું અને તેમ કરવું વાજેબીછે કે નહીં, તે નક્કી કરવું જોઇએછે. કદાચ જે વાત તમોને બની શકેએવી લાગતી હોય, તે મને ન બનવાજોગ લાગે, કોઈ પણ રીતે——"

**એલમાનૉફ**—(વચ્ચે બોલી ઉઠીને) "બાનુ, વધારે ખોલાસાવાર ન જણાવવામાં મારી કાંઇ બુરી નેમ હતી, એમ ધારશો ના. તેમ કરવાની મારી મૂળ મતલબ એજ હતી, કે આપ્રમાણે વાતો કરવામાં આપણો વખ્ત ફોકટનો વ્યર્થ જાય નહીં——"

**કૅઠરાઇન**—"કદાચ તેમ કરવામાં બેચાર 'મિનીટો' વધારે થઇ, તો તેમાં કાંઈ નુકશાનજેવું નથી. મેહરબાની કરી પછી શું કરવાનો તમોએ ઠરાવ કર્યોછે, તે મને જણાવો, કે પછી તેપ્રમાણે ચાલવાનું મારે કબુલ કરવું, કે ના પાડવું, તેઉપર હું વિચાર કરૂં. પણ ગમે તેછતાં હું તમારો ઉપકાર તો માનીશ."

**એલમાનૉફ**—"થોડાજ શબ્દોમાં હું મારો વિચાર શુંછે, તે તમોને જણાવી દઉંછું. સેબાસ્ટૉપોલના આ ભાગમાંથી બહાર નાસી જવું, તો ન બનવાજોગછે, એમ હું સારીપેઠે જાણુંછું: કારાંબેલનાબ્યાહનાં પરામાંથી તેમ કરવાનું બની શકે એમછે, કે જે પરૂં તમો જાણોછો, તેમ લશ્કરી બારાંની બીજી બાજુઉપર આવેલુંછે. અનાજની કોઠીઓની નઝદીકનાં પગઠિયાંઓ આગળ હંમેશાં મછવાઓ લંગર નાખી પડેલા રેહેછે; અને તે જગ્યાએથી

આપણે પસાર થઈ ખુદ પરાંમાં દાખેલ થઈ શકશું. એકવાર ત્યાં પહોંચવાપછી, સેબાસ્ટૉપૉલમાં મારા રેહેવાસ વેળાએ જેમ મારાં સાંભળવામાં અચ્છડતું આવ્યુંછે, તેમ આપણે રીડાન અને માલકાટૉફના બુર્જને જોડવામાંટે જે લશ્કરી બાંધકામ કરવામાં આવ્યુંછે, તેતરફથી કેથે નિકળી જઈ શકશું. બાનુ, હવે તમો હું જેમ લઈ જાઉં, તેમ મારીસાથે આવશો?—હું જે તમારી સેવા બજાવવાને તૈયારછું, તે કબુલ કરશો? આ સેવા બજાવવાથી મરનાર ઝારે તમારી અને તમારાં લાગતાંવળગતાંઓનીસાંમે ચલાવેલાં કાવત્રાંઓમાં મને જે મદદ નાચારીએ આપવાની ફર્જ પડી હતી, તેનો પસ્તાવો થયેલો, અને તમોને થોડોઘણો પણ બદલો આપેલો હું મારા મનમાં જાણીશ."

થોડીક પળો વિચાર કરીને કેંઠરાઇને જવાબ દીધો, "હા—કરનલ એલમાનૉફ, હું તમોઉપર વિશ્વાસ રાખીશ, અને તમો જણાવોછો, તેમ તમારીસાથે આવવાને ખુશીછું."

એલમાનૉફ—"બાનુ, ઠીક, ત્યારે મેં જણાવેલી ચોક્કસ જગ્યાએ મધરાતપછી જેમ બને તેમ જલ્દી મને આવી મળજો."

પછી તેઓ છુટાં પડયાં,—કેંઠરાઇન પોતાનાં ઘરમાં પાછી દાખેલ થઈ, અને બાગિચાની દીવાર કુદાવીને તે રશિયન પોતાને મથકે ગયો.

આ પ્રકરણ પુરું કરતાં કેંઠરાઇનબાબે એલમાનૉફનાં દિલમાં શું મતલબ હતી, તે જણાવીશું. તે મતલબો બેવડી હતી. પેહેલીતો એ હતી, કે એલમાનૉફ હમણાં એવીતો નીચ હાલતમાં આવી પડયો હતો, કે તે આ દુનિયામાં જાણે એકલોઅટુલો થઈ ગયો હતો, અને તેટલામાટે તે એક એવા સાથીની શોધમાં હતો, કે તેણીનીઉપર ઉપકાર કરી તેણીને ભવિષ્યમાં પોતાનાંજ નસીબસાથે જોડેલી રાખવાને તે ચાહાતો હતો. તે તેણીની ખુબસુરતીઉપર દીવાનો થઈ ગયો હતો; અને પોતે જાતે દુરાચારી હોવાથી, તે એમ સમજતો હતો, કે તેણી જો તેનીસાથે નાસી જવાને કબુલ થાય, તોપછી, તેણી પોતાના ધણી મેજર હૅઝલઉડઆગળ પાછી જવા માંગશે નહીં, પણ પછીથી તેનીજસાથે રેહેશે. જોકે બીજી દરેક બાબતમાં એલમાનૉફની ગરૂરી અને અહંકાર કચડાઈ ગયાં હતાં, છતાં આ બાબતમાં તે જેવાનેતેવોજ રહ્યો હતો. છટકી જવાની તેની યોજના એવી હતી, કે શેહેરમાંથી એક એવી જગ્યાએથી બહાર નિકળી જવું, કે જે ઇંગ્રેજી છાવણીની નઝદીક હોય, અને તે છાવણીમાંથી કેંઠરાઇનની મદદવડે એક રશિયનતરીકે ઓળખાયાવગર તે વટી જવાની આશા રાખતો હતો; અને જો બાલાક્લાવા પુગી જવાય, તો પછી ત્યાંથી એક વહાણઉપર ચઢી તે કેંઠરાઇનને પોતાનીસાથે લઇ કોઇ ગ્રીક કે બીજાં ભૂમધ્ય બારામાં નિકળી જાય. તેની બીજી મતલબ પણ એવીજ એકલપેટી હતી. તે એ હતી, કે જો એકસંપી રાજ્યોનાં કોઈ લશ્કરથી તેને બંદીવાન કર્યામાં આવે, અને તે જો ઓળખાઈ જાય—અને તેને જો પછી ટર્કિશ સેનાધિપતિને હવાલે કર્યામાં આવે, તો તેને જણાવવાને બને, કે તેને હાથે મૅડેમ હૅઝલઉડનો છુટકારો થવા પામ્યો હતો, અને તેમ કરી તે ટર્કિશ મારશલથી દયા ચાહે.

આપ્રમાણે, કોઇ પણ બનાવમાં પોતાનાં નાસી જતી વેળા કેંઠરાઇનને પોતાનીસાથે રાખવાની તે આપમતલબિયો એલમાનૉફ, પોતાને ફાયદાજ જોતો હતો. તેટલામાંટે તેણીની મદદ અને હાઝેરીવગર તે આ સઘળું કેમ કરી શકે, તે તે સમજી શકતો નહતો. તેણી-

નાવગર તે કેમ કરી ઇંગ્રેજી છાવણી પસાર કરી શકે?—તેણીનાવગર જો કદાચ પકડાઈ જાય, તો ઓમર પાશાના વાજેબી કીનામાંથી કેમ કરી પોતાનો બંચાવ કરી શકે? તે સારીરવેસે જાણતો હતો, કે જે સાહસ તે માથે ઉઠાવવા માંગતો હતો, તેમાં ભારે જોખમ સમાયલો હતોઃ પણ સાઇબીરિયાના ભયાનક મુલકમાં જન્મસુધી દેશનિકાળ થઈ રીબતી ઝેંદગી ગુજારવાકરતાં તો તે ઇંગ્રેજોના કે ઑટોમનોના હાથમાં કેદ થવાનું ઘણું વધારે ભલું જાણતો હતો.





## પ્રકરણ ૫૮ મું.

### કારાએલનાઇચાહુ.

રાતના આસરે સાડા અગિયાર વાગ્તાનો અમલ હતો, કે જ્યારે ઍડ્રિયન ડેલાંશી પોતાના ઓરડામાંથી ચુપચુપ બહાર નિકળ્યો; વગર ગડબડ કરવે, ઉઘાડે પગે, ભોંયતળિયે આવેલી દુકાનમાં તે નિચ્ચે ઉતર્યો. આપણે આગળ જણાવી ગયા છૈયે, કે આ દુકાનમાં પરચુરણ ભાતભતનાં પેહેરવાનાં લુગડાં વેચવામાં આવતાં હતાં; અને તે સ્ત્રી જેણીએ આ દુકાન રાખી હતી, તેણી જુનાં ઉતારેલાં કપડાં વેચવાનો ધંધો ત્યાં ચલાવતી હતી.

ઍડ્રિયન જોકે નિચ્ચે વગર બત્તિએ ઉતર્યો હતો; તોપે તેણે પોતાનીસાથે બત્તિનો સામાન રાખ્યો હતો. તેટલામાંટે દુકાનમાં દાખેલ થતાંજ તેણે પોતાનીપાસેની મોમબત્તિ સળગાવી, અને પોતાને જોઇતો સામાન ચુંટી કાહાડવા માંડયો. પ્રથમતો તેણે પોતાનાં શરીર-ઉપરથી લશ્કરી પુશાક કાહાડી નાખ્યો, અને ઉંચે વાંધેના કામદાર કે ઉતરતી પદવીના ધંધા-દારીનગરનો પુશાક પેહેરી લીધો. ત્યારપછી તેવાજ ત્રણ પુશાકોની જોડીઓ તેણે ચુંટી કાહાડી; અને તેઓનું બની શકેએટલું ન્હાનું "બંડલ" કીધું. પણ તે બાપડી સ્ત્રીને કોઈ જાતની નુકશાની ન કરવાના હેતુથી તેણે વેચવાની "ટેબલ"ઉપર ત્રણ કે ચાર સોનાના સીક્કાઓ દેખાઇતી જગ્યાએ મુકયા—કે જે રકમ તેણે લીધેલા માલની કીમતકરતાં ઘણી વધારે હતી.

આ સઘળું કામ ફક્ત દશ "મિનીટો"માં તેણે આટોપી લીધું; અને પછી બત્તિ પાછી બુજાવીને ઍડ્રિયન પેલું પોટલું પોતાની બગલમાં મારી બાગમાં છુપો બહાર નિકળ્યો. જે બારીઓમાંથી તે બાગમાં દેખાતું હતું, તે સઘળી બારીઓગમ તેણે પોતાની નઝર ફેરવી, અને જોકે તેમાંની ઘણીક બારીઓમાં દીવાની રોશની પ્રકાશતી હતી, છતાં તેને કોઈ જોતું નહતું, એમ તેણે પેહેલાં પોતાની ખાતેરી કરી લીધી. રાત અંધારી હતી, પણ તદ્દનજ અંધારી ભીત નહતી: રાતનાં અંધારામાં આસપાસની ચીઝો વધારે કાળી સ્પષ્ટ દેખાતી હતી. ઍડ્રિયન દીવારોઉપરથી થઇને, જે ઘરમાં તે ત્રણે બાનુઓ રેહેતી હતી, તેના બાગિચામાં દાખેલ થયો.

હવે આપણે અત્રે આ ઘરમાં શું બનાવ આ વેળા બનતો હતો, તે જોઇયે. આપણે આગળ જણાવી ગયા છૈયે, તેમ આ ઘર એક વિધવા બાઇએ રાખેલું હતું, કે જેણીનો ધણી ઇનકરમાનની ખુનખાર લડાઈમાં માર્યો ગયો હતો. તેણી અધેડ વયની, કુદરતી સારા ખવાસની, પણ દેશની એક ભારે ચુસ્ત રશિયન બાનુ હતી—તેણી હવે ઘણી વધારે કાળજીથી ઇચ્છતી હતી, કે રશિયનોની ફતેહ થાય, તો સારૂં, કે જેથી તેણીના ધણીનું મોત, જે એકસંપી રાજ્યોનાં લશ્કરથી આવ્યું હતું, તેનું વેર વળે. આ કારણમાંટે તેણીના હવાલામાં સોંપવામાં આવેલી ત્રણ બંદીવાન બાનુઓને ગમેએવી લાંચ આપવાંછતાં પણ તેણી છટકી જવા દે, એ કદી ન બનેએમ હતું; આ બાનુઓ સારીરવેસ જાણતી

હતી, કે લાંચ ન સ્વિકારેએવો આ બાઇનો ખવાસ હતો, એટલે તેમ કરવાની કોશેશ કરવી, તે પોતાને વધારે આપદામાં અને ઝાપટામાં લાવી નાખવા બરાબર હતું. તેટલામાંટે તેઓએ વધારે કરડો અને વધારે સખ્ત ઉપાય લેવાનો ઠરાવ કર્યો, કે જે ઉપાય તેણીઓને ઍડ્રિયન ડેલાંશીએ સૂચવ્યો હતો.

રાતના બાર વાગ્યાપછી થોડોક વખ્ત વધારે થયેલો હતો—તે વિધવા બાઇ પોતે પોતાના ઓરડામાં સુવાને ગઈ હતીઃ તેણી બિછાણે ગઇ—અને ઉંઘમાં પડી. એકાએક તેણી જાગી ઉઠી; અને તે ઓરડામાં જે બત્તિ બળતી હતી, તેની રોશનીથી જોયું, કે તે ત્રણે બાનુઓ તેણીનાં બિછાણાંની બાજુમાં આવી ઉભેલી હતી. તેણીનાંજ મરનાર ધણીનાં હથિયારો તે ત્રણે બાનુઓના હાથમાં હતાં, કે જે હથિયારો નિચેના બેસવાઉઠવાના ઓરડામાં ટાંગી રાખવામાં આવેલાં હતાં.

કૅઠરાઇન—"એક પણ બુમ પાડતા ના, નહીતો અમોને કાંઇ નવુંજુનું કરી નાખવાની તમો ફરૂઁ પાડશો!" આપ્રમાણે બોલતીવેળા તેણીનો ખુબસુરત ચેહેરો જેટલો જતુની કરી શકાય, તેટલો તેણીએ ખામોખા કીધો હતો.

કુદર્તીજ તે રશિયન બાઈ બ્હીકણ સ્વભાવની હતી; પણ જ્યારે તેણીએ પોતાની જાતીની ત્રણ બંદીવાન બાનુઓને આરવેસે પોતાને ધમકી આપતાં જોઇ, ત્યારે તેણીના ગભરાટ અને અચરતીનો પાર રહ્યો નહીં. તેણીને પોતાના ગભરાટમાં કૅઠરાઇનના અને બીજી બે બાનુઓના ચેહેરા હતા, તેકરતાં પણ વધારે જતુની દેખાયા.

વિધવા બાઇ—"તમો મારીપાસે શું માંગોછો?"

કૅઠરાઇન—"ઉઠો; ઘરના દરવાઝાની ચાવી અમોને આપો—કપડાં પેહેરો, અને અમારીસાથે ચાલો."

તે વિધવા બાઇએ તેણીઓને ઠપકો આપ્યો—તેણીએ કાલાવાલા કર્યા—ધમકી આપી—પણ તેની કશી અસર તેણીઓઉપર થઈ નહીં; કૅઠરાઇને તો ઉલટું એવું ડોળ ઘાલ્યું, કે જો તેણી તેણીના ફર્માવ્યામુજબે ન કરશે, તો તે બાઇને જીવથીજ મારી નાખશે, પણ ખરેખર તો તેણી આખી દુનિયાનેખાતેર પણ એવું કર્મ કરેએવી નહતી. આથી બ્હીને તે બાપડી બાઇ પોતાના "કોચ"ઉપરથી ઉઠી—તે ત્રણે બાનુઓએ આ વખ્તે એવો દેખાવ ધારણ કર્યો હતો, કે જો તેણી બુમ પાડવાની હેમત કરશે, તો તે ઘડી તેણીની છેલ્લીજ હતી.

પોતાના ઓરડાની એક કબાટમાંથી તે વિધવાએ કુંચીનો એક ઝુમખો કાહાડી, તે કૅઠરાઇનને આપ્યો. પછી તરત પોતાનાં કપડાં પેહેરી લીધાં; અને બહાદુર કૅઠરાઇને એક છુપી એશારત કરવાથી તે વિધવાનાં મ્હોંમાં કપડાંનો ડુચો ઘાલવામાં આવ્યો; તેણીના હાથો એવીરીતે બાંધવામાં આવ્યા, કે તેણી પોતાની મદદનેમાટે કશું કરી શકે નહીં. આ વેળા તે બાઇનો ચેહેરો ધાસ્તીથી ઉજળો પુણીજેવો થઇ ગયો હતો, કારણકે આ વેળા તેણીનાં મનમાં એવો વિચાર ઉપજ્યો હતો, કે તેણીની બંધવીઓ માણસાઇ રૂપમાં ખવિસો હતી, અને તેણીઓ તેણીને મારી નાખવાનો એરાદો રાખતી હતી.

આપ્રમાણે ધાસ્તી ખાઇ જતી જોઇ, કુંઠરાઇન બોલી ઉઠી, "અમારે હાથે તમોને બીનઝરૂરની ઇજા કદી પણ કરવામાં આવશે નહીં, માટે બીફિકર રેહેવું. અમોએ હ્યાંથી છટકી જવાનો ઠરાવ કર્યોછે—અને આ તો ફક્ત અમો જોઇતી સાવચેતીના ઇલાજો લેયે છૈયે. અમારીસાથે ચાલો."

તેણીઓ તે વિધવા બાઇને ભોંયતળિયેનીનીચ્ચે એક ભોંયરાંમાં લાવી, કે જે એવીરીતે આવેલું હતું, કે ત્યાંથી જો બુમો પાડવામાં આવે, તો ઘરના ઉપલા મજલાઉપર, કે તે ભોંયરાંની જાડી પથ્થરની દીવાર અથવા બારણાંમાંથી બહાર રસ્તાઉપર સંભળાય નહીં, તેમાં તેણીઓએ તે વિધવા બાઇને અંદર ધકેલી દીધી; અને પછી બારણું બંધ કરવામાં આવ્યું.

આ ભોંયરાંમાંથી તે ત્રણે બાનુઓ ઉપર ભોંયતળિયાંવાળા મજલાઉપર પાછી આવી, અને એક બારણું બંધ કીધું, જે એવીરીતે આવેલું હતું, કે તે જો બંધ કરવામાં આવે, તો તે ઘરનો નિચલો ભાગ તદન બંધ થઇ જાય. કુંઠરાઇને પછી એક મીણબત્તિ લીધી, અને આહેસ્તેઆહેસ્તે ચુપચુપ એક કાતરિયાંઉપર ગઇ, કે જ્યાં તે ઘરનું કામ કરનારી એક છોડી સુતી હતી. થોડીક "મિનીટો"સુધી બહારથી સાંભળ્યાપછી મૅડેમ હુંઝલઉડની ખાતેરી થઇ, કે તેણી ભરનિદ્રામાં પડેલી હતી. તોપે વધારે ખાતેરી કરવાના ઇરાદાથી તેણી તે ઓરડામાં દાખેલ થઇ, અને તે ઉંઘાયલી છોકરીની આંખોઆગળ પોતાના હાથમાંની બત્તિ ત્રણચાર વાર હલાવી: પણ તેમ કરવાછતાં તે ઉંઘાનારી છોડીના ચેહેરામાં જરા રતી પણ ફેરફાર થયો નહીં; તેણી તો શાંત સુતેલી હતી; અને તેથી કુંઠરાઇન એ ઓરડા-માંથી ચોરી છુપાઇથી બહાર નિકળી પડી.

જ્યારે કુંઠરાઇન કાતરિયાંઉપર આમુજબે તપાસ કરતી હતી, ત્યારે પેલી બીજી બે બાનુઓએ, તે વિધવા બાઇપાસેથી મેળવેલી ચાવીઓમાંની એકવડે ઘરનો પાછલો દર-વાઝો ઉંઘાડ્યો, અને તેજ ઘડિએ ઍડ્રિયન ડેલાંશી તેઓને આવી મળ્યો. ઘણેજ ધીમે સાદે તેણીઓએ તેની ખાતેરી કીધી, કે અત્યારસુધી બધું ફતેહમંદીસાથે સરંજામ ઉતર્યું હતું: અને તેઓએ તેનીપાસેથી તે જે કપડાંઓનું "બંડલ" લાવ્યો હતો, તે લીધું. તે બાગિચામાં જઇને ઉભો, તેટલાં ત્રણે બાનુઓએ ચાલમાં ઉભી રહીને ઉતાવળે તેણીઓને-માટે લાવવામાં આવેલા મર્દના પુશાકો પેહેરી લીધા; કે તેટલા કુંઠરાઇન તેણીઓને આવી મળી. તેણીએ પણ મર્દનો પુશાક પેહેરી લેવાને વિલંબ લગાડયો નહીં; અને વાંચનારને ખબરછે, તેમ મર્દના પુશાકથી તેણી કાંઇ અજાણી નહતી. આપ્રમાણે પેહેરવેશ કીધાપછી ઍડ્રિયનને તે ઘરમાં દાખેલ કરવામાં આવ્યો; અને હવે કુંઠરાઇને પોતાની અને એલમા-નૉફનીવચ્ચે શું વાતો થઇ હતી, તે સર્વે તેને કહી સંભળાવી. જલ્દી એક મસ્લહત કરવામાં આવી: પણ મૅડેમ હુંઝલઉડે તો અત્યારઆગમચતું શું કરવું તે પોતાની સઇઓસાથે મળીને રચી રાખ્યું હતું; જોકે સર્વે બાબત તેજ દિને સવારના રચી રાખ્યામાં આવી હતી, છતાં કુંઠરાઇન અને એલમાનૉફવચ્ચે જે નવો બંદોબસ્ત કર્યામાં આવ્યો હતો, તે ડેલાંશીએ પણ કબુલ રાખ્યો. કેટલાંક કારણનેલીધે તે સુધરેલી રચના સર્વેની પસંદગી પામી.

વાંચનારે જોયું હશે, કે તે ઘરની ચાવીઓનો કબ્જો લેવામાટે બાપડી તે કમનસીબ વિધવા બાઇઉપર કેટલી જાસ્તી ગુજારવાની ઘણી અગત્ય પડી હતી: કારણકે તેમ કરવા-

હતી, કે લાંચ ન સ્વિકારેએવો આ બાઇનો ખવાસ હતો, એટલે તેમ કરવાની કોશેશ કરવી, તે પોતાને વધારે આપદામાં અને ઝાપટામાં લાવી નાખવા બરાબર હતું. તેટલામાટે તેઓએ વધારે કરડો અને વધારે સખ્ત ઉપાય લેવાનો ઠરાવ કર્યો, કે જે ઉપાય તેણીઓને ઍડ્રિયન ડેલાંશીએ સૂચવ્યો હતો.

રાતના બાર વાગ્યાપછી થોડોક વખ્ત વધારે થયેલો હતો—તે વિધવા બાઇ પોતે પોતાના ઓરડામાં સુવાને ગઈ હતીઃ તેણી બિછાણે ગઇ—અને ઉંઘમાં પડી. એકાએક તેણી જાગી ઉઠી; અને તે ઓરડામાં જે બત્તિ બળતી હતી, તેની રોશનીથી જોયું, કે તે ત્રણે બાનુઓ તેણીનાં બિછાણાંની બાજુમાં આવી ઉભેલી હતી. તેણીનાંજ મરનાર ધણીનાં હથિયારો તે ત્રણે બાનુઓના હાથમાં હતાં, કે જે હથિયારો નિચ્ચેના બેસવાઉઠવાના ઓરડામાં ટાંગી રાખવામાં આવેલાં હતાં.

**કૅઠરાઇન**—"એક પણ બુમ પાડતા ના, નહીંતો અમોને કાંઇ નવુંજુનું કરી નાખવાની તમો ફર્ઝ પાડશો!" આપ્રમાણે બોલતીવેળા તેણીનો ખુબસુરત ચેહેરો જેટલો જનુની કરી શકાય, તેટલો તેણીએ ખામોખા કીધો હતો.

કુદર્તીજ તે રશિયન બાઈ બ્હીકણ સ્વભાવની હતી; પણ જયારે તેણીએ પોતાની જાતીની ત્રણ બંદીવાન બાનુઓને આરવેસે પોતાને ધમકી આપતાં જોઇ, ત્યારે તેણીના ગભરાટ અને અચરતીનો પાર રહ્યો નહીં. તેણીને પોતાના ગભરાટમાં કૅઠરાઇનના અને બીજી બે બાનુઓના ચેહેરા હતા, તેકરતાં પણ વધારે જનુની દેખાયા.

**વિધવા બાઇ**—"તમો મારીપાસે શું માંગોછો?"

**કૅઠરાઇન**—"ઉઠો; ઘરના દરવાઝાની ચાવી અમોને આપો—કપડાં પેહેરો, અને અમારીસાથે ચાલો."

તે વિધવા બાઇએ તેણીઓને ઠપકો આપ્યો—તેણીએ કાલાવાલા કર્યાં—ધમકી આપી—પણ તેની કશી અસર તેણીઓઉપર થઈ નહીં; કૅઠરાઇને તો ઉલટું એવું ડોળ ઘાલ્યું, કે જો તેણી તેણીના ફર્માવ્યામુજબે ન કરશે, તો તે બાઇને જીવથીજ મારી નાખશે, પણ ખરેખર તો તેણી આખી દુનિયાનેખાતેર પણ એવું કર્મ કરેએવી નહતી. આથી બ્હીને તે બાપડી બાઇ પોતાના "કોચ"ઉપરથી ઉઠી—તે ત્રણે બાનુઓએ આ વખ્તે એવો દેખાવ ધારણ કર્યો હતો, કે જો તેણી બુમ પાડવાની હેમત કરશે, તો તે ઘડી તેણીની છેલ્લીજ હતી.

પોતાના ઓરડાની એક કબાટમાંથી તે વિધવાએ કુંચીનો એક ઝુમખો કાહાડી, તે કૅઠરાઇનને આપ્યો. પછી તરત પોતાનાં કપડાં પેહેરી લીધાં; અને બહાદુર કૅઠરાઇને એક છુપી એશારત કરવાથી તે વિધવાનાં મ્હોંમાં કપડાંનો ડુચો ઘાલવામાં આવ્યો; તેણીના હાથો એવીરીતે બાંધવામાં આવ્યા, કે તેણી પોતાની મદદનેમાટે કશું કરી શકે નહીં. આ વેળા તે બાઇનો ચેહેરો ધાસ્તીથી ઉજળો પુણીજેવો થઇ ગયો હતો, કારણકે આ વેળા તેણીનાં મનમાં એવો વિચાર ઉપજ્યો હતો, કે તેણીની બંધવીઓ માણસાઇ રૂપમાં ખવિસો હતી, અને તેણીઓ તેણીને મારી નાખવાનો એરાદો રાખતી હતી.

આપ્રમાણે ધાસ્તી ખાઇ જતી જોઇ, કૅઠરાઇન બોલી ઉઠી, "અમારે હાથે તમોને બીનઝરરની ઈઝા કદી પણ કરવામાં આવશે નહીં, માટે બીફિકર રેહેવું. અમોએ ત્યાંથી છટકી જવાનો ઠરાવ કર્યોછે—અને આ તો ફક્ત અમો જોઇતી સાવચેતીના ઇલાજો લેયે છૈયે. અમારીસાથે ચાલો."

તેણીઓ તે વિધવા બાઇને ભોંયતળિયેનીનીચ્ચે એક ભોંયરાંમાં લાવી, કે જે એવીરીતે આવેલું હતું, કે ત્યાંથી જો બુમો પાડવામાં આવે, તો ઘરના ઉપલા મજલાઉપર, કે તે ભોંયરાંની જાડી પથ્થરની દીવાર અથવા બારણાંમાથી બહાર રસ્તાઉપર સંભળાય નહીં, તેમાં તેણીઓએ તે વિધવા બાઇને અંદર ધકેલી દીધી; અને પછી બારણું બંધ કરવામાં આવ્યું.

આ ભોંયરાંમાંથી તે ત્રણે બાનુઓ ઉપર ભોંયતળિયાંવાળા મજલાઉપર પાછી આવી, અને એક બારણું બંધ કીધું, જે એવીરીતે આવેલું હતું, કે તે જો બંધ કરવામાં આવે, તો તે ઘરનો નિચલો ભાગ તદ્દન બંધ થઇ જાય. કૅઠરાઇને પછી એક મીણબત્તિ લીધી, અને આહેસ્તેઆહેસ્તે ગુપચુપ એક કાતરિયાંઉપર ગઇ, કે જ્યાં તે ઘરનું કામ કરનારી એક છોડી સુતી હતી. થોડીક "મિનીટો"સુધી બહારથી સાંભળ્યાપછી મૅડેમ હુંઝલઉડની ખાતેરી થઈ, કે તેણી ભરનિદ્રામાં પડેલી હતી. તોયે વધારે ખાતેરી કરવાના ઇરાદાથી તેણી તે ઓરડામાં દાખેલ થઈ, અને તે ઉંઘાયલી છોકરીની આંખોઆગળ પોતાના હાથમાંની બત્તિ ત્રણચાર વાર હલાવી: પણ તેમ કરવાછતાં તે ઉંઘાનારી છોડીના ચેહેરામાં જરા રતી પણ ફેરફાર થયો નહીં; તેણી તો શાંત સુતેલી હતી; અને તેથી કૅઠરાઇન એ ઓરડામાંથી ચોરી છુપાઇથી બહાર નિકળી પડી.

જ્યારે કૅઠરાઇન કાતરિયાંઉપર આમુજબે તપાસ કરતી હતી, ત્યારે પેલી બીજી બે બાનુઓએ, તે વિધવા બાઇપાસેથી મેળવેલી ચાવીઓમાંની એકવડે ઘરના પાછલો દરવાજો ઉંઘાડ્યો, અને તેજ ઘડિએ ઍડ્રિયન ડેલાંશી તેઓને આવી મળ્યો. ઘણેજ ધીમે સાદે તેણીઓએ તેની ખાતેરી કીધી, કે અત્યારસુધી બધું ફતેહમંદીસાથે સરંજામ ઉતર્યું હતું: અને તેઓએ તેનીપાસેથી તે જે કપડાંઓનું "બંડલ" લાવ્યો હતો, તે લીધું. તે બાગિચામાં જઈને ઉભો, તેટલાં ત્રણે બાનુઓએ ચાલમાં ઉભી રહીને ઉતાવળે તેણીઓનેમાટે લાવવામાં આવેલા મર્દના પુશાકો પેહેરી લીધા; કે તેટલા કૅઠરાઇન તેણીઓને આવી મળી. તેણીએ પણ મર્દનો પુશાક પેહેરી લેવાને વિલંબ લગાડ્યો નહીં; અને વાંચનારને ખબરછે, તેમ મર્દના પુશાકથી તેણી કાંઇ અજાણી નહતી. આપ્રમાણે પેહેરવેશ કીધાપછી ઍડ્રિયનને તે ઘરમાં દાખેલ કરવામાં આવ્યો; અને હવે કૅઠરાઇને પોતાની અને એલમાનૉફનીવચ્ચે શું વાતો થઇ હતી, તે સર્વે તેને કહી સંભળાવી. જલ્દી એક મસ્લહત કરવામાં આવી: પણ મૅડેમ હુંઝલઉડે તો અત્યારઆગમચનું શું કરવું તે પોતાની સઇઓસાથે મળીને રચી રાખ્યું હતું; જોકે સર્વે બાબત તેજ દિને સવારના રચી રાખ્યામાં આવી હતી, છતાં કૅઠરાઇન અને એલમાનૉફવચ્ચે જે નવો બંદોબસ્ત કર્યામાં આવ્યો હતો, તે ડેલાંશીએ પણ કબુલ રાખ્યો. કેટલાંક કારણનેલીધે તે સુધરેલી રચના સર્વેની પસંદગી પામી.

વાંચનારે જોયું હશે, કે તે ઘરની ચાવીઓનો કબ્જો લેવામાટે બાપડી તે કમનસીબ વિધવા બાઈઉપર કેટલી જાસ્તી ગુજારવાની ઘણી અગત્ય પડી હતી: કારણકે તેમ કરવા-

સિવાય બાગિચામાંથી રસ્તાઉપર નિકળવાનો બીજો કશો ચારો નહતો. હવે આગળીગમનો દરવાજો ખોલ્યામાં આવ્યો; અને તેમાંથી કુંઠરાઈન છુપાઇને બહાર નિકળી. હવે આપણે પેહેલાં આ બહાદુર બાનુનીપાછળપાછળ જઇયે.

ઘરની બહાર નિકળીને તેણીએ તરત પોતાનીપછવાડે બારણું પાછું બંધ કર્યું; તેણી મર્દના પુશાકમાં રસ્તામાં ઉતરી; તેણીનો દેખાવ આ વખતે ઉંચે વાંધેના ધંધાદારીના એક ઉછરના જવાન્યાંજેવો લાગતો હતો. તેણીએ પોતાના બાલો સંભાળથી પોતાની ટોપીમાં જમા કરી છુપાવ્યા હતા; અને તે ટોપીની ગામડિયાસહી કોર તેણીનાં ચેહેરાઉપર, જો કોઈ બત્તિની રોશની પડે, તો તે ઢાંકવાનેલાયકની હતી. પણ જેમ આપણે આગળ જણાવી ગયા છૈયે, તેમ રાત અંધારી હતી, તોયે એટલી બધી અંધારી નહતી, કે જેથી આસપાસની ચીજો આછીઆછી પણ ન દેખાય.

કોઇના પણ અટકાવગર કુંઠરાઇન ઉતાવળે આગળ ચાલી: આ વખ્તે સેબાસ્ટૉપોલનાં ઘડિયાળોમાં બાર વાગતા સંભળાયા; અને આસરે દશ "મિનીટો"માં તેણી લશ્કરી બારાંનીબાજુમાં આવેલી અનાજથી કોઠીઓનીનઝદીકનાં પગઠિયાંઓઆગળ આવી પુગી અંધારાંમાંથી એક આકાર તરત બહાર નિકળી આવ્યો. તેણે સાદો પુશાક સજેલો હતો. તે કોઇજ નહીં, પણ કરનલ એલમાનૉફ હતો, કે જેણે પોતાનીસાથે તેજ ઘરમાં રેહેનાર એક ગરીબ શેહેરીનો પુશાક તફડાવીને લટકાવ્યો હતો, અને ત્યાંથી વટીઆવ્યો હતો.

તેણે હલુસે કુંઠરાઇનને કહ્યું, "મારીપછવાડે આવો;" અને પછી તેઓ બંધે તે પગઠિયાંઓઉપરથી નિચ્ચે ઉતર્યાં.

એલમાનૉફે કુંઠરાઇનને આપેલી ખબરમુજબ આ પગઠિયોને છેક નિચ્ચેને છેડે ખરેખર ત્રણચાર મછવાઓ બાંધેલા હતા; પણ તેઓ કોઇનાબી હવાલામાં નહતા; ત્યાં કોઇ હતુંજ નહીં—કારણકે જે ધણીઓના તે મછવાઓ હતા, તેઓ પોતાને ઘરેબારે ગયા હતા, સબબકે મધરાતના આવે વખ્તે ભાડુત મળવાની તેઓને કાંઇ આશા નહતી. એલમાનૉફે આ મછવાઓમાંહેલા એકમાં કુંઠરાઇનને હાથ પકડીને ઉતારી; તેણે પોતે જોરથી હલેસાં મારવા માંડયાં; અને તે લશ્કરી બારાંનીસાંમી બાજુએ તેઓ તરત પહોંચી ગયાં. ત્યાં તેઓ કેનારે ઉતર્યાં; અને કુંઠરાઇન ફરી એકવાર કારાબેલનાઇયાહનાં પરાંમાં આવી, કે જ્યાં થોડાંક અઠવાડિયાંઓઆગમચ તેણી ઇનકરમાનની યાદગાર લડાઇની સાંજના આવી ગઇ હતી.

જ્યાં તેઓ ઉતર્યાં હતાં, ત્યાંથી મુખ્ય "બરાકો" કાંઇ ઘણે લાંબે તફાવતે નહતી; સેબાસ્ટૉપોલનાં આ પરાંવાળાં પ્રગણાંમાંથી પસાર થઈ જવાનું એલમાનૉફે પોતાનાં નસીબઉપર રાખ્યું હતું, કે જ્યાંથી એક ચોકસ જગ્યાએ જઈ ત્યાંથી સટી જવાની તે આશા રાખતો હતો: આ પેહેલીજ વાર તે કારાબેલનાઇયાહમાં આવ્યો હતો. કુંઠરાઇને હવે તેનો હાથ પકડયો, અને બોલી, "વરદીનાં શબ્દનું કેમ? તમોએ તેનો કાંઈ વિચાર કીધોછે કે?"

**એલમાનૉફ**—"છાવણીની હદમાંથી બહાર પસાર થવામાટે વરદીનો શબ્દ જણાવવાની ઝાઝી અગત્ય નથી. અંદરથી બહાર આવતાં જનારને જોવામાં આવે, એજ પુરતુંછે——"

કૅઠરાઈન—(વચ્ચે બોલી ઉઠીને) "નહીં, એમ નથી. સેબાસ્ટૉપૉલના બીજા ભાગો-નીપેઠે પરાંમાંથી આવતાં પણ વરદીનો શબ્દ જણાવવો પડેછે. હું આગળ ત્યાં આવી ગઇછું."

એલમાનૉફ—(અજાયબીથી) "તમો ?"

કૅઠરાઇન—"હા—થોડાક મહિનાઓઅગાઉ. પણ હાલમાં તેનો ખોલાસો કરવાનો વખ્ત નથી. મેં આગળથીજ જાણ્યું હતું, કે દોરવી લઈ જવામાટે તમોને મારીઉપરજ ભરોસો રાખવો પડશે; અને નહીં કે મને તમારીઉપર."

આ સઘળું સુંભળી વધારેને વધારે અચરત થઇ એલમાનૉફે પુછ્યું, "ત્યારે હવે આપણે શું કરવું ?"

"સાંભળો!" કૅઠરાઇને ઘણું હસુસે કહ્યું: પછી થેડીક પળો થોભીને તેણી બોલી, "ત્યાંથી થોડેજ દુર એક સંત્રી રોન ફરેછે. તમો ત્યાંજ થોભો. નિચ્ચે સુઇ જાઓ—અને તમોને કોઈ જોઇ શકશે નહીં. જેવી હું વરદીનો બોલ જાણીશ, કે તેજ પળે તમોને પાછી આવી મળીશ."

કૅઠરાઇનથી છુટાં પડવાનો વિચાર એલમાનૉફને ગળે ઉતર્યો નહીં. પોતે જાતે તરકટ-બાઝ હોવાથી તે બીજાઓને પણ તેવાજ શકની નઝરથી જોતો હતો. પણ તેને તેણીની મર્ઝીને તાબે થવાની ફર્ઝ પડી. એક ન ધારેલી આપદા એકાએક તેનીસામે ઉભી થઇ હતી; અને આ ગુંચવાડામાંથી નિકળવામાંટે તેને હવે પોતાની બાનુ-સાથીઉપર એતબાર રાખવાની ફર્ઝ પડી. તોયે તેનાં દેલમાં ભારે ડગડગો હતો; અને તેણી પાછી ફરી તેટલાં જે પા કલાક નિકળી ગયો, તે તેણે ભારે એન્તેઝારીમાં ગુજાર્યો હતો.

હવે આ પા કલાકમાં શું બન્યું, તે જોઇએ. આ બહાદુર બાનુ, પોતાના ચેહેરાઉપર ઉંધે મસ્તકે ઝમીનઉપર પડી, અને ફસડયાં મારતીમારતી જે જગ્યાઉપર તે સંત્રી રોન ફરતો હતો, ત્યાંસુધી ગઈ. તેની ચોકીમાં એક ફાણુસ સળગાવેલું હતું; અને દરેક વખ્તે જ્યારે તે ચોકીઆગળથી પસાર થતો, ત્યારે અંદર મુકેલી બત્તિની રોશની તેનાં મ્હોડાંઉપર પડતી, તેઉપરથી જણાતું હતું, કે તે ઘણો ક્રુર દેખાવનો અને બદસુરત હતો. આ સંત્રી-નીનઝદીક છેક ચાળીસ વારસુધી કૅઠરાઈન કાંઈ પણ આવાઝ કર્યાવિના ફસડાતીફસડાતી ગઈ; અને પછી તદન ચુપ પડી રહી.

આસરે દશેક "મિનીટો" પસાર થઇ—કે જેપછી તે સંત્રીના પહરાતરફ પરાંમાંથી આવતા કોઈ બીજા શખ્સનાં પગલાંનો આવાઝ સંભળાયોઃ અને તેઉપરથી તે સેપાહે ઘણે ખોખરે આવાઝે સવાલ કર્યો, "ત્યાં કોણ જાયછે ?"

"દોસ્તો! મહામનાપી ઝાર !" આમુજબે તે બે જણાઓએ પોતાને રોકવામાં આવતાંજ તે વરદીનો શબ્દ જણાવ્યો.

સંત્રી—"દોસ્તો, પસાર થાઓ !"

કૅઠરાઇનને હવે વરદીનો શબ્દ માલુમ પડયો; અને પછી પાછી તેણી તેજ જગ્યા, કે જ્યાં એલમાનૉફ પડેલો હતો, ત્યાં ફસડયાં મારતી ગઈ. આટલો વખ્તસુધી તે એન્તે-ઝારીથી અર્ધો મરી ગયો હતોઃ તેણે ધાર્યું, કે મૅડેમ હૅઝલવુડ તેને તેનાં નસીબઉપર

છોડીને વટી ગઇ હતી, અને તેણી પોતાનાજ છુટકારાનેમાટે તજવીઝ કરતી હતી. પણ જ્યારે આસપાસનાં અંધારામાંથી તેણે તેણીને એકાએક પાછી નિકળી આવતી જોઇ, ત્યારે તેને અતિશય આરામ થયોઃ અને તેણી બોલી, "વરદીનો શબ્દ મહાપ્રતાપી ઝાર કરીનેછે. જ્યારે પણ આપુને સંત્રીઓતરફથી ટોકવામાં, અને સવાલ કર્યામાં આવે, ત્યારે તમેજ જવાબ આપજો, કેમકે નહીંતો મારો એક ઓરતનો સાદ સાંભળીને તેઓને શક જશે."

એલમાનૉફ—"હવે આપણે આગળ વધ્યે. આપણો રસ્તો કઇ ચોકસ જગ્યાએ લેવો, તે મેં તમોને જણવ્યોછે, અને તે તો તમોને ખબર હશે? મને તે શોધવાને ફાંફાં મારવાં પડતે, અને ઢંગધડાવગર આપુને જવું પડતે——"

કૅઠરાઇન—"પણ હું ત્યાં તમોને દોરવી જઇશ. મને લાગેછે, કે મારી યાદદાસ્તશક્તિથી હું તેમ કરવાની આશા રાખુંછું."

આમુજબે તેઓ બંધે આગળ ચાલ્યાં—પોતાથી બનેએટલી પોતાની યાદદસ્ત શક્તિનો કૅઠરાઇને ઉપયોગ કર્યો. રાતનું અંધારૂંછતાં, ઘરોની અને સરકારીખાતાંઓની બારીઓમાંથી વારંવાર જે ઝાંખું અઝવાળું બહાર પડતું હતું, તેની મદદવડે તેણી મહલ્લાઓ ઓળખી શકતી, કે જેમાંથી તેણી પોતાની કારાબેલનાઇયાહની આગળી મુલાકાત વખ્તે પસાર થઈ ગઇ હતી. અને હમણાં તેણી તેજ રસ્તે જતી હતી; કે જ્યાંથી આગળ તેણીને ધુમસનેલીધે પાયદલ રીજમીટનીપછવાડેપછવાડે જવું પડયું હતું. સારાં નસીબે આ વેળા ધુમસ નહતોઃ પણ આપણે એકથી વધુ વાર જણાવી ગયા છીયે, તેમ રાત અંધારી હતી.

આખરે તેઓ કારાબેલનાઇયાહની સરહદઉપર આવી પહોંચ્યાં: અને ઇમારતો તથા બંચાવનાં ઉભાં કરેલાં બાંધકામોનીવચ્ચેની ખુલ્લી જગ્યાએ તેઓ દાખેલ થયાં. થોડીજ "મિનીટો"માં એક સંત્રીનો પહેરો ફરવાનો આવાઝ સંભળાયો—તેણે તેઓને રાએતામુજબે ટોક્યાં—અને એલમાનૉફે લશ્કરી ઝડપથી તે વરદીનો બોલ કહ્યો, "મહાપ્રતાપી ઝાર!"

તેઉપરથી રશિયન સંત્રી બોલ્યો, "પસાર થાઓ!" અને વળી પાછું કૅઠરાઇને આગળઆગળ ચાલવા માંડયું; હવે તેણીની ખાતેરી થઈ હતી, કે તેણી ખરે રસ્તેજ જતી હતી.

તે જગ્યા, કે જેઉપર કૅઠરાઇન અને એલમાનૉફ ચાલતાં હતાં, તે સઘળી ખડબચડી અને ઉંચાનિચ્ચી હતી,—તેણી છેલ્લી આવી, ત્યારે તે તેમ નહતી. પસાર થયેલી શિયાળાની આખી રૂતુમાં ભારી તોપોનાં ગારિયાનાં, અને માલના વઝનદાર ગાડાંઓનાં પૈડાંઓથી મહિનાઓની વરસાદથી તર થઈ રેહેલી ઝમીન ખેડાઈ ગઇ હતી; અને જ્યારે સુકી મૌસમ આવી, ત્યારે પડેલી આ સંખ્યાબંધ ગદ્દેરો, એકબીજાઉપર આડીઅવળી પડવાનેલીધે, જાણે હાથની હથેલીઉપરની રેખાઓમુવાફેક થઈ ગઇ હતી, અને આ ખડબચડી આકૃતિઓમાં રસ્તો સુઝાઈને ચાલવાને મુશ્કેલ થઈ પડેએવો બની ગયો હતો. છેલ્લા તોપોના મારા વખ્તે એકસંપી રાજ્યોનાં તોપખાનાંએ છોડેલા ગોળાઓના મોટા ટુકડાઓ ઠામેઠામ પડેલા હતા, કે જેઉપરથી દરેક પગલે કૅઠરાઇન અને એલમાનૉફને ચાલવું પડતું હતું. ગોળ ગોળાઓઉપરથી તેઓ તુટી પડતાં—તેઓના પગો તોપોનાં ગારિયાંઓના કટકાઓસાથે અથડતા—અથવા તેઓ પોતે ગોળાઓથી ઉડી પડેલી ઝાડોની મોટી ડાળીઓઉપરથી ટપકાઇ જતાં

હતાં. વળી જગેજગે ન્હાના ટેકરાઓ હતા, કે જ્યાં કપાઇ મુએલા મસ્કૉવિટ સિપાહીઓનાં મુર્દાંઓને દાંટવામાં આવેલાં હતાં; અને કેટલેક ઠેકાણે એક જાતનો ઉછાળો થાયએવી ગંધકીસાથનો બાફ નિકળતો હતો, તેઉપરથી જણાતું હતું, કે ઘોરો ઘણી છાળકી ખોદવામાં આવેલી હોવી જોઇએ, અથવા તેમાં છેક ઉપરસુધી મુર્દાંઓ સિચીને મટોડીનું ઘણુંજ પાતળું પડ કીધેલું હોવું જોઇએ, કે જેમાંથી કોહોતાં મુર્દાંઓની નઠારી બુ બહાર આવતી હોવી જોઇએ.

એલમાનૉફ—(કાનઉપર પડીને હલુસે) "બાનુ, તમારી ખાતેરીછે, કે તમો ખરે રસ્તેજ જાઓછો?"

કૅઠરાઇન—"હું તદન ચોક્કસછું." આ વખ્તે તેણી ખરેખર ખાતેરીથીજ બોલતી હતી—કારણકે તેણીએ ત્યાં આડોનાં ઢુંઢાઓ જોયાં, કે જ્યાં તેણીની આ જગ્યાએ પેહેલી મુલાકાત વેળા તેણીએ રશિયન સંત્રીને "બ્રાંડી"નો સીસો આપી, તેનીપાસેથી વરદીનો બોલ જાણી લેવાની હેકમત કીધી હતી, અને જે સંત્રીને બીજીવાર તેણીએ જેરૂસૅલેમ અને પવિત્ર જગ્યાએ ટુંકે રસ્તે પહોંચાડી દેવાની ભુલથાપ આપી હતી.

એલમાનૉફ—"પણ, બાનુ, યાદ કરો—મારી વાહાલી કૅઠરાઇન, યાદ કરો, કે મટોડાંનાં કીધેલાં બાંધકામતરફ—તમે શું કેહેવાં જતાં હતાં?"

પોતાનીસાથે આવી નાલાયક છુટથી વાત કરવામાંટે, અને પોતાનાં *ખ્રિસ્ટી નામથી જાણે ઘણી ઘરવટ હોય, તેમ બોલવામાંટે મૅડમ હૅઝલઉડને ઘણો ગુસ્સો ઉપજ્યો હતો, અને તે ગુસ્સો તેણી બતલાવવા જતી હતી, પણ તેટલાં તરતજ પોતાનું સાવધપણું સાચવીને તેણી ઘણા ધીમે સાદે બોલી, "નહીં, કાંઇ નહીં. હું તમોને ફક્ત ખાતેરી આપવા જતી હતી, કે આપણે ખરે માર્ગેજ જઇએ છૈયે."

એલમાનૉફ—"હું તમોઉપર પૂર એતબાર રાખી બેહોછું. હું કેવી કફોડી હાલતમાં આવી પડયોછું, તે તો તમો સારીરવેસે જાણોછો. મેં તમોને જણાવેલે ચોકસ ઠેકાણેથી બાહાર નિકળવાપછી, કે જે તમો મને ખાતેરી આપોછો, કે તમો સારીરવેસે જાણોછો, ત્યાંથી આપણે બ્રિટિશ છાવણીના છેક જમણી બાજુના છેડાઉપર જઈ પહોંચીશું, અને ત્યાંથી પછી ચોકીદારોના ટોકવાછતાં આસાનીથી નિકળી જવા પામીશું. તમો ત્યારે એમ જણાવજો, કે તમો બ્રિટિશ અમલદારની બાયડીછો—મને તમારા એક મિત્રતરીકે ઓળખાવજો—અને લડાઇના હાલના મામલામાં ઇંગ્રેજી સંત્રીઓ તમોને કદી સવાલ પણ ન કરશે, કે તમો મર્દનો લેબાસ શાસારૂં સજ્યોછે, કેમકે લડાઈમાં તેમ તો વારંવાર કર્યામાં આવેછે. શું તમારો પણ એવોજ વિચાર નથી?"

કૅઠરાઈન—"હા, હુએહુ મારો પણ એવોજ એરાદો હતો."

આ સઘળું ખુબસુરત કૅઠરાઈનને કહી સમજાવવાની એલમાનૉફની મતલબ હતી, કારણકે તે અંદરથી લપ્પાં લેતો હતો. તેણે આગળ ચલાવ્યું, "અને તેટલામાંટે આપણે હાથે કરીને બ્રિટિશ છાવણીનોજ પાધરો રસ્તો ન લેવાની સંભાળ લેવી જોઈએછે: કારણકે તમારા ગમેએટલા લાગવગછતાં મને ત્યાંથી પસાર થઇ જવાતું ઘણું આસાન થઇ પડશે નહીં."

*જુઓ નોટ ૯૭ મી.

કૅઠરાઇન—"આ સઘળું હું ધ્યાનમાં રાખીશ."

એલમાનૉફ—(લગાર અચકાઇને પણ આતુરતાથી) "અને હું આશા રાખું—હું એમ ધારૂં—હું મગરૂર થાઉં—કે હવેપછી તું જેવીની સંગતમાં હમેશસુધી રેહેવાને હું નસીબવંત થઇશ——"

કૅઠરાઇન—"મુગા રહો! આપણે પેલાં બાંધકામઆગળ આવી પુગ્યાં છીએ."

હજીતો આ રીતે કૅઠરાઇને હલુસે ચેતવણી આપી નહીં, તેટલાં બીજા એક સંત્રીએ ઘોઘારી સાદે પુછ્યું, " ત્યાં કોણ જાયછે?"

એલમાનૉફ—"મહાપ્રતાપી ઝાર!" તે એવીતો સરસ રશિયન ઢપે આ વરદીનો શબ્દ બોલ્યો, કે તેઓને વગરહરકતે ત્યાંથી પસાર થવા દીધામાં આવ્યાં.

એલમાનૉફ અને કૅઠરાઇન આગળ વધ્યાં; અને થોડીજ "મિનીટો"માં તેઓ એક નિચ્ચા કોટઉપર અથવા મરોડાંના તખ્તાઉપર આવી પહોંચ્યાં. ત્યાં બંધે બાજુએ રોન ફરતા સંત્રીઓનાં પગલાં સંભળાતાં હતાં: ફરીથી તેઓએ આ બન્ને જણાંને ટોકયાં—અને વળી ફરીથી તેઓએ પેલાં વરદીનો શબ્દ કહ્યો—અને હવે તેઓ બન્ને જણાં એક તોપની બાજુમાં વાંકાં વળ્યાં, કે જે તોપનું મ્હોં તેનેમાટે રાખવામાં આવેલાં બકારાંમાંથી બહાર નિકળી આવેલું હતું. એલમાનૉફનું ધ્યાન ખેંચવામાટે આ વખતે કૅઠરાઇને તેના હાથઉપર પોતાનો હાથ અલગો મુકયો; અને તેણી હલુસે બોલી; "આ જગ્યાછે; કે જ્યાંથી હવે આપણે સટકી જવા પામીશું."

"મારી અતિ વાહાલી કૅઠરાઇન, હું તમારીજઉપર વિશ્વાસ રાખુંછું." એલમાનૉફે જવાબ દીધો. તેનો સાથી હવે તેનીસાથે દોસ્તીથી વર્ત્તતી હતી, એમ ધારી, તેણે હવે વધારે છુટ લેવા માંડી; અને સેબાસ્ટૉપૉલના મહેલ્લામાં થોડાજ કલાકોઅગાઉ તેને જોતાં મૅડમ હૅઝલઉડ દેખાંઇતીરીતે ધમકમી હતી, અને તેને ધિક્કાર્યો હતો, તે સર્વે આ ગર્વિષ્ટ, પ્યારમાં આંધળો થયેલો માણસ તદન ભુલી ગયો.

કૅઠરાઇન—"ચાલો! મારી પુઠેપુઠે આવ્યા કરો!"

તોપનેસારૂં પાડેલાં બકારાંમાંથી તેણી સંકોચાઇને પસાર થઇ: તે બાંધકામના ઉભા ઢાળઉપરથી તેણી નિચ્ચે સરી પડી; અને એલમાનૉફે પણ તેણીનીપછવાડે તેમજ કર્યું. છેલ્લી દશ "મિનીટો"માં રાત વધારે અંધારી થઈ ગઇ હતી; અને તે કારણનેલીધે આ બહાદુર બાનુને નાસી જવામાં વધારે ફાવતું પાયું. બંચાવમાંટેની રૂશિયન છાવણી આમુજબે સહીસલામત પસાર કર્યામાં આવી; અને પછી ઘણે ઉતાવળે પગલે કૅઠરાઇન પોતાના સાથીને આગળ ચલાવવા લાગી—કારણકે હવે તેઓ કયાં આવી લાગ્યાં હતાં, તે તેણી ઘણી સારીરીતે જાણતી હતી.

"ત્યાં કોણ જાયછે?" એકાએક કોઇએ મોટે આવાઝે ઇંગ્રેજીમાં પુછ્યું: અને તેજ વખતે જાણે કેટલાંક માણસો, જેઓ આગળ ઝમીનઉપર નિચ્ચે પડેલાં હોય, અને ઉઠીને ઉભાં થતાં હોય, એવો આવાઝ થયો; તેઓએ તરત પોતાની બંદુકો હાથમાં ઉપાડી લીધી.

કૅઠરાઇને પણ ઇંગ્રેજી ભાષામાંજ પાછો ઉત્તર દીધો, "એક મિત્ર! હું મિસિસ હૅઝલઉડ, તે મેજર હૅઝલઉડની ધણિઆણીછું; ને હમણાંજ સેબાસ્ટૉપૉલમાંથી છટકી આવીછું!"



( ચિત્ર ૨૪ મું. ) " જયાં આ ત્રણે બાનુઓ ફરતી હતી ". ( પાનું ૪૩૧ મું. )

આ સાંભળી ખરા બ્રિટિશ સાદે તેઓએ હુરરેરેના પોકાર માર્યા! અને પછી અંધારાંમાથી ચાર કે પાંચ જણાઓ નિકળી આવ્યા: પણ રખેને આમાં કાંઇ દુશ્મનોનો લડાઇનો દાવપેચ હોય, એમ ધારી, તેઓ પોતાની સાવચેતીમાં રહ્યા, તો જોકે તેઓનો શક કાંઈ ઘણો મઝબુત નહતો.

તે બ્રિટિશ પહરાગીરોની ટુકડીઆગળ જઇને કૅંડરાઇને કહ્યું, "મારા મિત્રો, હું યુપૅટોરિયામાં કેદ પકડાઇ ગઈ હતી, તે તો બીશક તમો લોકોએ સાંભળ્યું હશેજ? હવે હું એક મર્દના લેબાશમાં હ્યાં પાછી આવી લાગીછું. હું સાચુંજ કહુંછું, તેવિષે તમારી ખાતેરી કરવા હું તમોને જણાઉંછું, કે મેજર હૅઝલઉડ બાલાકલાવા અને ઇનકરમાનની લડાઇઓમાં ઝખમી થયો હતો——"

આ સાંભળી તે ટુકડીનો સારજંટ બોલી ઉઠયો, "બસ, બાઇ! અમો તમોને ખરાં દેલથી મુબારકબાદી ઇચ્છીએ છૈયે! પણ તમારીસંગાતે એક સાથીછે——"

કૅંઠરાઇન—"હા, ઉતાવળ કરો! એને એકદમ પકડો!"

આ હુકમને તેઓ તરત તાબે થયા; અને તે વેળા કરનલ એલમાનૉફનાં મ્હોંમાંથી ગુસ્સાની એક ચીસ નિકળી.

એલમાનૉફ—"નીચ ઠગારી! આ તારૂં કામ શર્મભરેલુંછે! ખચિત તે ધિક્કારવાજોગછે!"

પણ કૅંઠરાઈન જાણે તે કશું સાંભળતીજ નહોય, તેમ તેની દરકાર કર્યાવગર તેણી બોલી, "સિપાહો, આ રશિયનને—ખચિતજ એ એક રશિયનછે—જેટલી બની શકેએટલી ઉતાવળે ટર્કિશ છાવણીમાં લઈ જાઓ. એનું નામ કરનલ એલમાનૉફછે—અને એની બીવફા-ઇનેમાંટે તથા નાસી જવાસારૂં એને શું સજા કરવી, તે નામદાર ઓમર પાશાનું કામછે."

હવે આપણી વાર્ત્તામાંટે આપણે બીજીગમ જોઇએ. હવે આપણે વાંચનારને જે જગ્યાએ એલમાનૉફને પકડવામાં આવ્યો હતો, તેનેથી થોડે દુર એક કબ્રસ્તાનતરફ લઇ જઇશું. આ કબ્રસ્તાન સેબાસ્ટૉપોલ શેહેરના ખુદ મુખ્ય ભાગમાં બાંધવામાં આવેલાં બંચાવનાં બાંધ-કામોનીસામેજ આવેલું હતું, અને બહારની બાજુનાં રશિયન કોટથી ભાયગેજ અર્ધો "માઇલ" દુર આવેલું હતું. આ કબ્રસ્તાનના અર્ધા ભાગનો ફ્રેંચ લશ્કરે કબ્જો લીધેલો હતો, જેઓએ ત્યાં ઘેરો ઘાલવામાંટે ખાઇઓ ખોદેલી હતી: દાંટવાની આ બોહોળી જગ્યાનો બાકીનો બીજો ભાગ રશિયન કોટના બુર્જતરફ લંબાયલો હતો; અને આ જગ્યાને ખોદકામનાં ઓજારોથી મોકુફ રાખવામાં આવી હતી, યાને તેને કશો હાથ પણ લગાડયામાં આવ્યો નહતો.

આપણે જે હકીકત જણાવી ગયા છૈયે, તે રાત પસાર થઈ, અને સવારનું ઝળકળું પડવા માંડયું હતું, જયારે બૅસિલ વૉલમાર આ કબ્રસ્તાનની પડોશમાં પોતાની સરદારી-હેઠલ પચાસ ટર્કિશ ઘોડેસવારોની એક ટુકડી લઈને આવ્યો—કારણકે તેને તે જગ્યાની-પાસેજ કામિએશના અખાતનઝદીક છાવણી કરી પડેલાં ઓમર પાશાનાં મથકેથી તપાસ કરવામાંટે મોકલવામાં આવ્યો હતો. આ કબ્રસ્તાનની પડોશમાં બૅસિલ પોતાનાં સવારોસાથે

થોભ્યો, અને ઘોડાઉપરથી નિચ્ચે ઉતરીને તે દાંટવાની જગ્યામાં દાખેલ થયો, ત્યાં તે એક-લોજ આગળ વધ્યો. ત્યાં ઉભાં કરવામાં આવેલા કબ્રોના પથ્થરો, લોખંડના "ક્રોસો," અને મુવેલાંઓની યાદગારીમાંટે ઉભાં કીધેલાં બીજાં ન્હાનાં બાંધકામોમાંથી પોતાનો રસ્તો લઇને તે કબ્રસ્તાનનાં છેક છેડાસુધી ચાલ્યો, કે જે છેડો કેલ્લાનીઆગળના બુર્જની સર્વેની નઝદીકમાં હતો. આ જગ્યાએથી જેટલા દેખાય, એટલા રૂશિયનોએ ઉભાં કીધેલાં લડાઇનાં બાંધકામોનો તેણે ચિતાર ચિતારવા માંડયો; તે કામ પુરૂં કરીને તેણે પાછું અહીંતહીં ફરવા માંડયું. વળી બીજે છેડે તે થોભ્યો; અને પછી ઘણી આતુરતા તથા કાળજીથી તે સેબાસ્ટૉપોલનાં શેહેરતરફ જોવા લાગ્યો; તે મનમાં બોલ્યો, "અરે, મારી વાહાલી બેહેન! જો તારા છુટકારાનેમાંટે મને શરણ થવું પડે, તો તેમ પણ કરવાને હું કેવો ખુશી થાઉં!"

એવી ઉંડી લાગણીથી તેનો જીવ ઉશ્કેરાયલો હતો. (જુઓ ચિત્ર ૨૬ મું.) અદબ વાળીને તે ઘેરો ઘાલેલાં શેહેરતરફ જોઇ ઉંડા વિચારમાં મશગુલ થયો, અને ખરેખર તે આ વેળા એવોતો ઉંડા વિચારમાં ગરક થયેલો હતો, કે ઘોરોનીવચ્ચેથી છુપાઇને જેઓ આવતા હતા, તેઓનાં પગલાંવટીક તેનાં સાંભળવામાં આવ્યાં નહીં.

પણ એકાએક તે પોતાના વિચારમાંથી ચોંકયો. તેણે પાછું ફરીને જોયું—અને તેજ પળે તેની તલવાર મિયાનમાંથી બહાર આવી, કારણકે તેણે પોતાની છેક પાસે આસરે છ રૂશિયન સેપાહોને આવેલા દિઠા. તેણે પોતાના સેપાહોને પોતાની મદદે આપવામાંટે પોકારો કર્યા, કે જેઓને તે થોડેક છેટે મુકી આવ્યો હતો, અને બીજીજ પળે તે એક રૂશિયન અમલદારનીસાંમે પોતાનાં છુટકારામાંટે બહાદુરીથી પોતાનો બંચાવ કરવા લાગ્યો. પણ એક બંદુક ફુટવાનો તિણો આવાઝ હવામાં થયો; અને તેજ ઘડિએ ઍસિલ વૉલમાર મરણતોળ ઝખ્મી થઇ ઝમીનઉપર તુટી પડયો.

વળી તેજ વખ્તે તે કબ્રસ્તાનની તમામ જગ્યા રૂશિયન સેપાહોથી ભરાઈ ગઇ, કે જેઓ પાસે આવેલા કેલ્લાના બુર્જઉપરથી ત્યાં ઉતરી પડયા હતા. ટર્કિશ ઘોડેસવારો, કે જેઓએ પોતાના વડાનો પોકાર સાંભળ્યો નહતો, પણ જેઓનાં સાંભળવામાં બંદુક ફુટવાનો આવાઝ આવ્યો હતો—તેઓ તરત ઘોરોનીવચ્ચે ધસી આવ્યા, અને ત્યાં એક જનુની ઝપાઝપી ચાલી.





## પ્રકરણ ૫૯ મું.

### નાયકની રોન.

હવે આપણે પાછા એડ્રિયન ડેલાંશી અને પેલી બે પૅાલિશ બાનુઓતરફ ફર્યે. નાસી જવાની યુકિત આ બહાદુર જવાન ફ્રેંચમૅને અને પેલી ત્રણ ખુબસુરત કેદ થયેલી બાનુઓએ રચી હતી, તે એ હતી, કે તેઓ સઘળાંઓએ સાથે આ કામમાં પડવું: પણ તેટલાં આપણે આગળ જણાવી ગયા છીયે, તેમ કરનલ એલમાનૅાફનાંવચ્ચે આવવાથી તે યુકિતમાં ફેરફાર કરવો પડયો.

કૅઠરાઇન હૅઝલઉડ, જ્યારે બાગિચામાં કરનલની વાતો સાંભળતી હતી, ત્યારેજ તેણીએ નક્કી કરી રાખ્યું હતું, કે તક મળવે તેણીએ આ રશિયન ખુનીને ટર્કિશ એન્સાફની મઝબુત ચુંગાલમાં આપવો, કે જેમાંથી તે નાસી જવા પામ્યો હતો. મંડળીના કાયદાઓને પોતાથી બની શકેએટલી મદદ આપવાની તેણીની અગત્યની ફર્જછે, એટલુંજ તેણી ધારતી નહતી—પણ તેમ કરવામાં તેણીની બીજી મતલબો હતી, કે જે તેણીને અંગત લાગતીવળગતી હતી. પ્રથમતો તેણી ભુલી ગઈ નહતી, કે સેંટ પીટર્સબર્ગમાં જે શયેતાનીભરેલું કાવત્રું તેણીની આબરૂ અને સુખનો ભંગ કરવામાટે રચવામાં આવ્યું, તે રચનારાઓમાંહેલો એક એલમાનૅાફ પણ હતો, અને તેમ કરવા જતાં જે પરિણામ નિપજ્યું, તેમાં તેણીના બાપ અને ભાઇને પણ સાથેલાગુ ખમવું પડયું હતું. વળી તેણીને સારીરવેસે યાદ હતું, કે એલમાનૅાફ ક્રિમિયાખાતે એક ખાનગી પયેગામ લઇને આવ્યો હતો, કે જે પયેગામની મતલબ પોતાના અતિ વાહાલાઓને વધારે ગુદમાતથી દુઃખી કરવાની હતી; એટલામાંટે કરનલ એલમાનૅાફની સલામતી કે ભલાંનેમાંટે તેણીને જરા પણ કાળજી નહોય, એ સ્વભાવિક હતું. બીજું એ, કે તે ચુપૅટારિયામાં એક નીચ જાસુસતરીકે દાખેલ થયો હતો, અને તેની ત્યાં આવવાની મતલબ એજ હતી, કે જેબી કાંઇ ખબર તે એકઠી કરવા પામે, તે બહાદુર ટર્કોનીસાંમે રશિયનોના ઉપયોગનેમાટે કરવી, કે જે ટર્કોએ તેણીનીતરફ, તેણીના બાપનીતરફ, અને તેણીના ભાઇનીતરપ આટલી બધી માયામેહરબાની દેખાડી હતી;—વળી તેનાં બીજાં કુકર્મોઉપરાંત તેણે એક અતિ દુષ્ટ ખુન કર્યું હતું. ત્રીજું એ, કે કૅઠરાઇન—જે પોતાઉપર પડેલા ભારી ગઝબોથી હવે ઘણી ચકોર બની હતી—તેણી એલમાનૅાફની તેણીને મદદ કરવાની આપમતલબ પામી ગઇ હતી. જો તેની મતલબ આપસ્વાર્થી નહોય, તો બીજાં શા કારણસારૂં તે પોતાનાં નાસી જવામાં કૅઠરાઇનને ભાગ આપે? તેને એવી દરખાસ્તો કરવાનો સબબજ શો? દોસ્તીનેલીધે તે એમ કરવાને ઉસ્કેરાયો હતો, એમ તો કહી શકાયજ નહીં; અને એક માણસ જે ખુન કરવાજેવું કઠણ અને કાળું હૈયું ધરાવે, તેનાં દેલમાં પસ્તાવાજેવું તો કાંઇ હોઇ શકેજ નહીં; તે ઉદાર મનનો, અદેખાઇવિનાનો તો થઇ શકેજ નહીં. કૅઠરાઇને તેટલામાંટે તરત જોઇ લીધું, કે તેના બેહદ અહંકારમાં પોતાની મતલબ સાંધવાસારૂં તેને તેણીને એક હથિયાર બનાવી હતી; અને તેણી વળી સારીરીતે સમજતી હતી, કે તે તેણીનીતરફ બદનઝરથી જોવાની

પણ બીઅદબી કરતો હતો. તેટલાંમાટે બાગિચામાં તેનીસાથે વાતો કરતી વેળા શું કરવું, તેબાબે તેણીએ આગમચથી વિચાર કરી રાખ્યો હતો: અને તેણીએ પોતે પોતાનેજ હાથે તેને ટર્કિશ લશ્કરી કાયદાની ચુંગાલમાં ફસાવવાનો ઇરાદો કરી રાખ્યો હતો.

આ સઘળાં કારણોનેલીધે તેણીએ, ડેલાંશીએ, અને પેલી બીજી બે બાનુઓએ સાથે મળી જે કરવાનો ઠરાવ કીધો હતો, તેમાં ફેરફાર કરવાનું કેંઠરાઇને દરોસ્ત ધાર્યું. વળી સર્વેની સલામતીખાતેર તેઓએ જુદીજુદી ટોળીઓમાં વેહેંચાઇ જવાનું બેહતર વિચાર્યું. જ્યારે દરેક બાબત કૅપટન ડેલાંશીને તેણીએ જણાવી, ત્યારે તે પણ તેણીના મતને મળતો થયો; અને તેટલામાટે, આપણે જોયુંછે તેમ, આ બહાદુર બાનુ પોતે એકલી પોતાને મકાનેથી કરનલ એલમાનૉફને નક્કી કીધેલી જગ્યાએ મળવાને બહાર પડી. વખ્ત જતે તેણીની ખાતેરી થઇ, કે એલમાનૉફ, તેણી જેમ ધારતી હતી, તેમજ તેણીનીતરફ ખરાબ નિષ્ટાથી જોતો હતો; અને આ કારણનેમાટે તેણીએ તેને કાયદાના સપાટામાં સપડાવવાનો જે વિચાર આગળથી કરી રાખ્યો હતો, તે તેનાં મનમાંના આ દુર્વિચારથી વધારે મઝબુત થયો. તેણીએ જોયું, કે જો તેણી તેને કેલ્લેબંધીની તે જગ્યાએ દોરવી જાય, કે જ્યાંથી બ્રિટિશોઉપર કરવામાં આવનાર હમલાની જમણી બાજુ આવેલી હતી, તો પછી તે છુટાછવાયા પહરાની ચોકીમાંથી છટકી જવાને સામર્થવાન થાય; અને જો તેણી બુમ પાડે, તો પોતાની મતલબ અને સલામતીનેખાતેર તે તેણીને મારી નાખવાને ચુકે નહીં. આઉપરથી તે જગ્યાએ તેને દોરવી લઇ જવાનેબદલે કેંઠરાઇન તેને બ્રિટિશ છાવણીના વચલા ભાગતરફ લઇ ગઇ—કે જેથી તેનેથી કોઇરીતે છટકી જવાને બની શકે નહીં. તેણી ધારતી હતી, તેકરતાં વધારે જલ્દીથી તેણીની નેમ બર આવી—અને તેનું કારણ એ હતું, કે સેબાસ્ટૉપૉલની દક્ષિણ બાજુઉપરની છાવણીમાંથી જ્યારે તેણી ગેરહાજેર હતી, ત્યારે બ્રિટિશ લશ્કરે પોતાનાં બાંધકામોનું અને ખાઇઓનું કામ તે ઘેરો ઘાલવામાં આવેલાં શેહેરનાં પરાંતરફ ઘણું આગળ વધાર્યું હતું.

મધરાતે જ્યારે પોતાનાં મકાનમાંથી કેંઠરાઇન બહાર પડી હતી, તે વખ્તઉપર હવે આપણે પાછા જઇએ. ઍડ્રિયન ડેલાંશી—એક કારીગરનો વેષ લઇને—તે મકાનની ચાલમાં પેલી બે પૉલિશ બાનુઓનીસાથે થોભ્યો, કે જેણીઓએ પણ મર્દોનો વેષ ધારણ કીધો હતો. તેઓનીઆગળથી કેંઠરાઇન છુટી પડીને ગયાપછી તેઓ ત્યાં આસરે દશેક "મિનીટો"-સુધી થોભ્યાં: પછી ડેલાંશીએ કહ્યું, "હવે મારી વારી આવીછે. તમો બારણાંમાં નઝદીકજ ઉભાં રેહો. અગરજો થોડીક 'મિનીટો'માં હું આવીને બારણાંઉપર ટકોરા મારૂં, તો મને પાછો અંદર દાખેલ કરજો. પણ તેનેબદલે ઉલટું જો હું તરત પાછો ન ફરૂં, તો તમો બંધે જણાં બહાર નિકળજો—અને મહલ્લાને નાકે મને આવી મળજો."

એમ કહી ઍડ્રિયન તે ઘર છોડી ગયો; અને વાંચનારે યાદ રાખવું, કે જોકે રાત અંધારી હતી, તોયે અતિ ઘણી અંધારી નહતી. તે મહલ્લાને નાકેસુધી પસાર થઇ ગયો: બધું ચુપચાપ હતું—જાણે સુલેહની શાંતી ફેલાયલી હોય, તેવીરીતે સેબાસ્ટૉપૉલમાં તદન શાંત હતું. પેલી વેષધારણ કીધેલી બે બાનુઓ તેને આવી મળી, ત્યાંસુધી તે મહલ્લાને નાકે ઉભો રહ્યો: પણ હવે જે જગ્યાએથી તેઓ નાસી જવાનાં હતાં, તે જગ્યાએ જવા-

માંટે તેને પેલી બાનુઓઉપર આધાર રાખવો પડ્યો, સબબકે તેણીઓ સેબાસ્ટૉપૉલની તમામ જગ્યાથી તેનાકરતાં ઘણી વધારે માહિતગાર હતી. વળી તેને તે બંધે બાનુઓમાંહેલી વધારે ઉમરની બાઇને ચેતાવી રાખ્યું, કે જો કાંઇ પણ સવાલો કરવામાં આવે, તો તેના જવાબો ફક્ત તેણીએજ આપવા—તેમ કરતી વેળા તેણીએ એક મર્દનાજેવો ઘાડો સાદ કાહાડવાની તજવીઝ કરવી—અને જો અગત્ય પડે, તો આગળથી નક્કી કરી રાખ્યામુજબ "તોપ મારવા"ને તેણીએ ગુંચવાવું, કે અચકવું નહીં. તે બાનુ, કે જેણીને આમુજબ કેહેવામાં આવ્યું હતું, તેણીએ તેમ સઘળું બરાબર કરવાની તેને ખાતેરી આપી: કારણકે તેણી પોતાના ખાવંદને જઈ મળવાનેજ ફક્ત એન્તેઝારીથી બળતી નહતી, પણ તેણી સારીરીતે જાણતી હતી, કે તેમ કરવાઉપર તેણીની સઇનો અને આ હેમતી જવાન ફ્રેંચ-મૅનનો પણ મોટો આધાર હતો.

તેઓ પછી બે કે ત્રણ મહલ્લાઓ પસાર કરી ગયાં—અને તે વેળા રસ્તામાં તેઓને ફક્ત થોડાક છુટાછવાયા રશિયનોજ મળ્યા—તેમાંના કોઇએ પણ તેઓને હરકત કીધી નહીં. પણ તેટલાં એકાએક તેઓને રોન ફરતા અર્ધો "ડઝન" સેપાહો મળી ગયા, કે જેઓ એક મહલ્લાને નાકે ચોકી કરતા હતા, જે મહલ્લો આપણી આ ટોળી જતી હતી, તેથી આડો ફાટતો હતો. ત્યાં એક ન્હાનાં પીઠાનું બારણું ઉઘાડું હતું: અને ત્યાં સેપાહો ખાતાપીતા હતા: આ રોન ફરનારી ટોળીનો વડો એક હલકી પદવીનો અમલદાર હતો, તે એક મકાનનેલગતાં પથ્થરનાં એક ન્હાનાં ભાંગી ગયેલાં બાંધકામઉપર બેઠેલો હતો, કે જે છેલ્લા તોપના મારા વખ્તે એક ગોળાથી નાશ પામેલું હતું.

તે રશિયન નાયકે પોતાનાં મ્હોંમાંથી તંબાકુની જે "પાઇપ" તે પીતો હતો, તે કાહાડીને ધુંમાડો બહાર કાહાડતાં પુછ્યું, "તમો કોણછો?"

ડેલાંશીએ શીખવવાપ્રમાણે એક ઔરતના સુસ્વરને જેટલો બનેએટલો મર્દનાજેવો ઘાડો સાદ કાહાડીને પેલી વડી બાનુએ ઉત્તર દીધો, "મિત્રો!"

**નાયક**—"મિત્રો? પણ કોણ અને કેવા મિત્રો?"

પોતાની બેઠકઉપરથી ઉઠીને તે હવે આ ત્રણે જણાંઆગળ આવ્યો, અને પીઠાંનાં બારણાંમાંથી જે ઝાંખી રોશની પડતી હતી, તેવડે વધારે બારીકીથી તેઓને ટીકવા લાગ્યો.

**વડી બાનુ**—"કારાબેલનાઇયાહમાં દરિયાઇ લશ્કરીખાતાંની ગોદીમાં કામ કરનારા અમો માણસો છૈયે, અને હમણાં ત્યાં કામની ભારે ધમાલ ચાલેછે, તેની તો તમોને ખબર હશેજ. અમો શેહેરમાંના અમારા કેટલાક મિત્રોને મળવામાંટે મછવાઓના બનાવેલા પૂલ-ઉપરથી જરા ત્યાં ઉતરી પડયા છૈયે."

**નાયક**—"પોરિયા, તારા ઉચ્ચારઉપરથી જણાયછે, કે તું જાતનો એક પોલ હોવો જોઇએ!"

**વડી બાનુ**—"ખચિત તેમજછે. અમો બધાજ પોલ છૈયે, પણ દેલથી અમો કાંઇ ઓછા રશિયનો નથી. તમોને તેની સાબેતી જોઇએછે! આ રહી, લેઓ! ચાલો, તમોને અને તમારા બહાદુર સેપાહોને ખાણાંપીણાંની ગમત આપવાને અમો ખુશી છૈયે. હું

સૌગંદ ખાવાની હેમત કરૂંછું, કે રાકી પીવાનેમાટે તમો લોકોપાસે 'ફ્લુસ માશી-સ 'છે !—" તેણીની કેહેવાની મતલબ સેબાસ્ટૉપોલનાં હલકાં કલાલખાનાંઓમાં જે હલકો ઝેહેરી રાસી દારૂ, રાકી નામનો વેચવામાં આવતો હતો, તેબાબે એશારો કરવાની હતી.

એમ બોલી તે બાનુએ નાયકના હાથમાં કેટલાક રૂપાંના સેક્કાઓ મુકયા: પણ જયારે તે આ પૈસા લેતો હતો, ત્યારે તે આપનારને અને તેના સાથીઓને બારીકીથી જોતો હતો, જેથી જણાયું, કે તેના મનમાં થોડોઘણો સંદેહ ઉપજયો હતો, કે આ સઘળામાં કાંઇ ખોટુંછે.

પણ પછી તરત તે બોલી ઉઠયો, "ઠીક, ત્યારે અંદર આવો, અને અમારીસાથે દારૂ નોશ કરો."

તે બાનુએ જરા પણ અચકાયાવગર જવાબ દીધો, "મોટી ખુશીસાથે ! ચાલો." અને જરાબી આનાકાનીવગર તેણી પીઠાંમાં દાખેલ થઇ; તેણીનીપુઠે તેણીની સઇ અને ઉેલાંશી પણ માંહે ગયાં. પછી લાગલી દારૂ વેચવાની "ટેબ્લ"આગળ જઈ, તેણીએ થોડાક પૈસા તેઉપર ફેંક્યા, અને પીઠાંવાળાંને કહ્યું, "લે ચાલો, તમારીપાસે જે સૌથી ઉંચો 'બ્રાંડી' હોય, તેની એક બાટલી કાહાડો—તમારો પેલો એખરો રાકી નહીં હો !—ચાલો વેહેલા ઉખેડો, અને બધાંને નામો— અરે ! આ તો ઠીક 'સીગારો' જણાયછે."

એમ બોલી જાણે કશાંમાં હોય નહીં, એવી બીદરકારીથી તેણીએ એક "સીગાર" ઉંચકી, તે સળગાવી, અને સરૂકા ભરવા માંડયા, તો જોકે "સીગાર" પીવાની ટેવ ન હોવાનેલીધે તેણીને છાતીમાં ઉછાળો થતો હતો. વેષધારણ કીધેલી બીજી બાનુએ અને ઉેલાંશીએ પણ તેજમુજબે કર્યું: પછી તે "સીગાર"નો "બૉકસ" સેપાહોવચ્ચે ફેરવ્યામાં આવ્યો ; કે તેઓએ લાગલી પોતાની "પાઇપો" એક બાજુએ ફેંકી, અતિ લાલસાથી ઉંચા તંબાકુની "સીગારો"ની મજાહ ચાખવા માંડી. આવા ઉદાર દેલના અને રોક-ડિયા ઘરાકને જોઇ પીઠાંવાળો, તો મગ્નમગ્ન થઇ ગયો, અને ભારે ઉલટથી જે હુકમો તેને કરવામાં આવતા, તે બજાવવા પડયો ; જેવીરીતે "સીગારો"ઉપર સેપાહોએ તરાપ મારી હતી, તેવીજ હોંસથી તેઓએ હવે "બ્રાંડી" ટાંસવા માંડયો. તોયે પણ પેલો નાયક—જો કે પોતે પણ "સીગાર" પીવામાં અને "બ્રાંડી" ટાંસવામાં બીજાઓસાથે સામેલ થયો હતો—તોયે વધારે શાંત અને ઠાવકો રહ્યો ; અને આ ત્રણે જણાંને વધારે બારીકીથી તપાસવાપછી, તેણે પેલી વડી બાનુના કાનમાં કહ્યું, "મેહરબાની કરી તમારીસાથે જરા-સરખી વાત ખાનગીમાં કરવા દેશો ?"

વડી બાનુ જોકે આ સાંભળી અંદરથી ડરતી હતી, કે ચાલો થઇ ચુકયું, તોયે હેમતથી તર-તજ જવાબ આપ્યો, "બીલાશક, જરાસરખી વાત શું કામ, જેટલી તમોને ગમેએટલી."

નાયકે તેણીને પાસેના એક ન્હાના ઓરડામાં જવાની એશારત કીધી, અને ત્યાં હવે તેઓ બેજ જણાં એકલાં હતાં : બારણું ઢાંકવાપછી, જાણે બધો ભરમ પામી ગયો હોય, એવો દેખાવ કરી, તે બોલ્યો, "દરિયાઈ લશ્કરીખાતાંની ગોદીમાં સ્ત્રીઓ કે દહાડેથી કામ કરવા લાગીછે ?"

જાણે આ સાંભળીને ઘણી રમુજ ઉપજી હોય, તેમ ખડખડ હસી પડીને તે બાઇ બોલી ઉઠી, "નાયક, ચાલો, ચાલો, તમે ઘણા ચેડાછો ! તમોને એમ બોલવું ઘટે નહીં !

જોકે હું પોતે કોઠારીનાં ખાતાંમાં એક મજુર નથી, તો શું થયું, પણ મારા ધણી તો ત્યાં એક ન્હાનો 'કલાર્ક' છે કેની?—હું મારા આ બે મિત્રોને લઇને જરા દેલ બેહેલાવવા વડી આવીછું!"

**નાયક**—"હા, પણ વળી તમારા તે મિત્રોમાંની પણ એક તો બાનુછે."

**વડી બાનુ**—"ખચિત! અને બીજી જેછે, તે તેણીનો વર થાય. તમે જાણો—અમારી ગમતમાં ખલલ ના કરતા હું!——"

**નાયક**—"નહીં, હું તેવો નથી. જો બધું ઠીકઠીક હોય, તો ફેકર નહીં, પણ ઔરતોએ આવાં ચેડાં કાહાડવાં તો ખચિત હદ થઈ. તમો છુટે હાથે અમોને મજાહ કરાવીછે—અને તેટલામાંટે કોઇથી તમોને હયેરાન કરવાને તો ચાહેજ નહીં, તોયે બધું શકભરેલું લાગેછે—અને તેટલામાંટે મને જરા વધારે જાણવાની ઝરૂરછે."

**વડી બાનુ**—"ખચિત, મારા ભલા દોસ્ત, તમારે કાંઇ એ બાબતમાં ગડબડ કરી મુકવી નહીં, નહીંતો મારા 'બાર વાગી' જશે. મારા વરને જરાબી ખબર નથી, કે હું તેનાં સૌથી સારાં કપડાં લટકાવીને માટીડો થઇ નિકળીછું! તે ઘણોજ અદેખોછે—મને મારી નાખવાવગર રેહેશે નહીં——"

**નાયક**—"તમો મછવાના બનાવેલા પૂલઉપરથી પરાંમાંથી કેટલે વાગતે આવ્યાં હતાં?"

**વડી બાનુ**—"સાંજની તોપ ફોડવામાં આવેછે, તેનીઆગાઉ. જો તેમ નહીં કર્યે, તો અમો એક ભાડેનો મછવો કર્યાવિના પૂલઉપરથી આવી નહીં શકયે, અને મછવાઓ તો તે વખ્તે ભાડે ફરતા રેહેતા નથી."

**નાયક**—"અને ત્યારે તમારા ધણીને ખબર નહીં પડે, તેમ તમો પાછાં કેમ જશો?"

**વડી બાનુ**—"અરે! તેનો તો અમોએ વિચારજ નહીં કર્યો!" પછી ગજવામાંથી એક સોનાનો સેક્કો બહાર કાહાડી તે દેખાડીને "પણ મારી ખાતેરીછે, કે આ સોનાના સેક્કાની લાલચે કોઈ મછવાવાળો અમોને પોતાના મછવામાં બેસાડીને પેલે પાર ઉતારી આવશે, પણ તેમ કરવામાંટે તેને તેની ઉંઘમાંથી ઉઠાડી લાવવો પડશે."

સોનાનો સેક્કો જોઇને નાયક કાકાની આંખો ખુશહાલીથી ચમકવા લાગી; તેનો જીવ ટપુટપુ થવા લાગ્યો, કે કયારે તે તેને હાથ આવે; તેણે ફરીથી તે બાંનુતરફ શકની આંખે જોયું; અને વળી પાછું પેલા સોનાના સેક્કાગમ જોયું. રશિયનો એટલાતો મુફલેસ હતા, કે એક સોનાનો સેક્કો પણ તેઓને મનથી ન્હાનીજેવી દૌલત હતી. જાણે ઘણી બીદરકાર હોય, તેમ તેણી તે સેક્કાને પોતાનાં આંગળાંની અણીઉપર મુકીને નચાવવા લાગી, અને તેનીસાથે રમવા લાગી, તેમ કરવામાં તેણીની મતલબ નાયકની લાલચ ઉસ્કેરવાની હતી; તેણી સારીરવેસે જાણુતી હતી, કે તે નાયકનો ડોળો સેક્કાઉપર ખોભાયો હતો, અને તેનાં મનમાં આ વાર શું વિચારો પસાર થતા હતા, તે તેણી પુરેપુરી સમજી શકતી હતી. તેનાં મનમાં ગમેએવો શક આવ્યો હોય, તોયે તેની લાલચઆગળ તે દુર થઈ ગયો; અને તે એકાએક બોલી ઉઠયો, "તમોને જ્યારે ગમે ત્યારે પૂલઉપરથી પસાર કેમ થવું, તે હું તમોને જણાવી શકીશ."

જાણે તે બાબતસર ઘણી ખીપરવા હોય, તેવું ડોળ ઘાલીને તે બાનુ બોલી, "આ સોનાનો સેક્કો જેનાં ગમે તેનાં હાથમાં જાય, તેની મને કશી ચિંતા નથી, મને બધું સરખુંછે. આ રાત પુરી થાય તેનીઅગાઉ તે કોઇનાં પણ ખીસામાં તો જવાનોજ—કારણકે આજની મારી ગમતનેમાંટે પ્રથમથીજ ખર્ચ કરવાને હું તૈયાર થઈને આવીછું."

પોતાનાં દેશના ખટકાને સંતોષ આપવાની કોશેશ કરતો હોય, એમ તે નાયક બોલ્યો, "ઠીક, એમાં કાંઇ ઝાઝું નુકશાનજેવું નથી. તમારી વાત ખરી હોય કે ખોટી હોય—પણ આખરે તો તમો એક ઔરતછો,—અને તમો શું નુકશાની કરવાનાં હતાં? ચાલો મને આ સેક્કો આપો—ને જો તમો ખરેખર ઇચ્છતાં હોવ, તો તમારા દોસ્તસાથે પૂલઆગળ જાઓ—જો કોઈ સંત્રીઓ મળે, તો બોલજો, કે 'મહાપ્રતાપી ઝાર'."

નાયકના હાથમાં સેક્કો સેરવી દઈને, તે બાનુ બોલી, "ઠીક! ઠીક! તમો ઘણા ભલા આદમીછો; બીજી વાર જો તમો કારાબેલનાઈયાહખાતે આવો, તો કોહારીની ગોદીમાં વિકૉફ નામનો 'ક્લાર્ક' નોકરીએછે, તેનું ઠેકાણું પુછવાને ભુલતા ના; અને તમોને હું ઘણી મજાહ—પણ જો આવો, તો" આંખ મારી હસીને, "મારો ધણી ઘરમાંથી ગેરહાઝેર હોય, ત્યારેજ આવજો, હં! કેમકે નહીંતો હું તમોને આટલી બધી મજાહ શામાંટે કરાઉંછું, તેનું કારણ જાણશે, તો મારા 'બાર વાગી' જશે."

આ બધું એટલીતો સફાઈથી અને જાણે નાયકની કેટલા લાંબા વખ્તની દોસ્ત હોય, તેવી ઢપથી તેણી બોલી, કે નાયકદાદા સમજ્યા, કે કદાચ તેણીએ જે સઘળું કહ્યું હતું, તે ખરૂંબી હોય; અને તેમાંટે તેણે તેણીનો ઉપકાર માન્યો.

**નાયક**—"હવે તમે તમારા સાથીઓસાથે હાંથી જલ્દી જાઓ, નહીંતો જો મારા સેપાહો જાણશે, કે તમો બંધે જણીઓ ઔરતો છેઓ, તો 'બ્રાંડી' અને 'સીગાર'ઉપરાંત તમોને ચુંમીઓ લેવા માંગશે. પણ આવી મજાહ કરવા ઘડીઘડી ઉતરી પડતાં ના, એવી મારી તમોને સારી સલાહછે."

**વડી બાનુ**—"ભલા દોસ્ત, તમારી સલાહમાંટે ઉપકાર માનુંછું," એટલું બોલી તેણી તે ઓરડામાંથી બહાર નિકળી.

આ વખ્તનાઅરસામાં "બ્રાંડી"ની ખુમારીથી સેપાહો તો ખુબ મસ્તીમાં ને ગેળમાં આવી ગયા હતા; અને દારૂ ચઢાવવામાં અને "સીગાર" પીવામાં એવાતો ચકચુર બની ગયા હતા, કે ડેલાંશી અને પેલી બીજી વેષધારણ કીધેલી બાનુના અંગત દેખાવઉપર કશું પણ ધ્યાન તેઓએ આપ્યું નહીં. ડેલાંશીએ અને તે બીજી બાનુએ બનતાંતુલિક પોતાના ચેહેરા રોશનીથી બીજી બાજુએ રાખ્યા હતા, કે તેઉપર તેઓનું ધ્યાન ઝાઝું ખેંચાય નહીં: પણ પાસેના ઓરડામાં પેલી વડી બાનુનું શું થતું હશે, તેબાબે તેઓ ઘણાં શકમાં અને ચિંતામાં રહ્યાં હતાં. પણ જયારે તેઓએ તેણીને હસ્તે મુખડે જાણે કશું નાપસંદ બન્યું નહોય, એવા ચેહેરાસાથે પાછી ફરેલી જોઇ, ત્યારે તેઓના જીવને ઘણો સધિયારો થયો. પછી તેઓ ત્રણે જણાં પીઠું છોડી ગયાં, અને જેવાં પાછાં રસ્તાઉપર નિકળ્યાં, કે તે વડી બાનુ બોલી, "નસીબ આપુને હમણાં બધીરીતે યારી આપેછે! મને વરદીનો બોલ માલુમ પડ્યોછે!"

ડેલાંશી—"ખરેખર ? જો તેમ હોય, તો તે ઝરૂરની વખ્તે ઘણો કામનો થઈ પડશે."

પછી પોતાની અને નાયકનીવચ્ચે શું વાતો થઇ હતી, અને શું બન્યું હતું, તે આ બાનુએ વિગતવારે કહી સંભળાવ્યું; અને તેણીએ તે વેળા જે સમયસુચકતા વાપરી હતી, તેમાંટે તેણીના સાથીઓએ તેણીને મુબારકબાદી આપી.

તેઓએ મહલ્લાઓમાંથી આગળ રસ્તો કાપવા માંડ્યો, અને સેબાસ્ટૉપૉલની નૈઋર્ત્ય-દિશાતરફ બંચાવમાંટે ઉભાં કીધેલાં બાંધકામોતરફ ચાલવા માંડયું,—આગળ બેત્રણ વાર તે આ ઠેકાણે સરવઈસારૂં આવ્યો હતો, માંટે તે જગ્યાથી ડેલાંશી સારીરીતે વાકેફગાર હતો. માટે ત્યાંથી છટકી જવાનું વધારે અનુકુળ થઇ પડશે, એમ તેની ખાતેરી હતી. જ્યારે તેઓ તે બાંધકામોની વધારે નઝદીક આવી પુગ્યાં, ત્યારે છેલ્લા તોપના મારાથી થયેલી વધારેને વધારે ખરાબી તેઓનાં દિઠાંમાં આવી. રાતનાં અંધારાંમાંથી ભાંગી ગયેલાં રેહેવાનાં મકાનો નઝરે પડતાં હતાંઃ ઘરો, કે જે એકવાર સગવડભરેલાં રેહેઠાણો હતાં, તેનો નાશ થઇ ગયેલો હતો; રસ્તામાં ઠેકાણેઠેકાણે ભાંગી ગયેલાં મકાનોનો કાટ, દીવારો, કે ભારી પથ્થરો પડેલાં હોવાથી ચાલવાને પણ અડચણ થઈ પડતી હતી, અને તેવા ઢગલા-ઓઆગળ રાહદારીઓને ચેતાવવામાંટે વાંસાઓ દાટી તેઉપર ફાણસો ટાંગેલાં હતાં, કારણકે તે કાટને ખસાડવાનો પણ સત્તાવાળાઓને વખ્ત કે તક મળ્યાં નહતાં. કોઇકોઇ જગ્યાએ ગોળાઓના ટુકડાઓ અને બીજી સળગી ઉઠેએવી વસ્તુઓના ઢગો માર્યામાં આવ્યા હતા; અને લડાઇના આ ખાનાખરાબીના ઢગલાઓ પગોને અઠડતા હતા.

તરતજ તેઓ એક મોટા ચોકમાં આવી લાગ્યાં; અને દેવલોના ઘડિયાળોમાં હવે રાતના એક વાગ્તાના ટકોરાના થોકા પડતા સંભળાયા. હવા ખુલ્લી થતી જતી હતી; અને ચોકમાં રાહદારીઓ હતા નહીંઃ પણ હજીતો આપણા સાહસિક ત્રણે જણાંઓ ચોકમાં ત્રીસ વાર જેટલાં આગળ વધ્યાં નહીં, તેટલાં સાંમેથી ઘણાં પગલાંઓના આવાઝો તેઓને કાને પડયા.

ડેલાંશી—"રીજમીટો જમા થાયછે! આપણે કેથે છુપાઇ જવું જોઇએ!"

પાસેજ એક નાશ પામેલું ઘર હતું; અને તરતજ તેમાં તેઓ દાખેલ થઈ ગયાં. ભોંયતળિયાંના ઓરડામાં પસાર થતાં, ઉપર નઝર કીધી, તો તમામ માળો ભાંગી ગયેલા, અને છેક ઉપરનું છાપરૂં તેમાંથી દેખાતું હતું, કે એકાદ ગોળો તે ઘરનાં છાપરાંઉપર પડીને છેક નિચ્ચેસુધી આવી પડયો હતો. ગોળાના ટુકડાઓથી, તેમજ ભાંગી ગયેલાં "ફરનિચર"થી આખી ઝમીન છવાઈ ગઈ હતીઃ બારીઓ ઉડી ગઇ હતી; અને બાંધેલી સગડીઉપર ઝાંખો ચળકાટ પડતો હતો, તેઉપરથી જણાતું હતું, કે એક સરસ મોટો આયનો ભાંગીને ટુકડા થઈ ગયો હતો, અને તેની "ફ્રેમ"માં કાચનો એક ન્હાનો કટકો હજી રહી ગયેલો હતો, જે ચળકતો હતો.

ઍડ્રિયન ડેલાંશીએ અને તેનીસાથની બેઉ બાનુઓએ એક ભાંગી ગયેલી બારીની-પાસે જઇ સાંભળવા માંડયું; અને તેઓનાં સાંભળવામાં આવ્યું, કે તે ચોકમાં રીજમીટો કુચ કરી આવતી હતી. થોડીક "મિનીટો"માં તે રીજમીટો તેજ બારીની બાજુમાં આવતી તે લોકોએ જોઇ. તે ત્યાં આવીને હારેકતાર ગોઠવાઇને ઉભી. ચોકનીસાંમેની બાજુએથી

બીજી રીજમીંટો ત્યાં આવતી જતી હતી; તે જોઈ ડેલાંશી હલુસે બોલ્યો, "કોઈ અગત્યની મતલબસારૂં આ રીજમીંટોને એકઠી કરવામાં આવેછે—કદાચ બહાર આપણા મિત્રોઉપર છાપો મારવાનો એ લોકો એરાદો રાખતા હશે."

બે પૉલિશ બાનુઓમાંની એકે પુછ્યું. "હાં કેટલોક વાર આ રીજમીંટો ઉભી રેહેશે, તમો ધારોછો?"

**ઍડ્રિયન**—"તે કાંઇ અટકળી શકાયએમ નથી, પણ જ્યાંસુધી તેઓ અત્રેથી જાય, ત્યાંસુધી આપણને હાંજ થોભવું પડવાનું."

**બાનુ**—"અને પેલો વરદીનો શબ્દ આપુને હમણાં કાંઈ કામ નહીં લાગે?"

**ડેલાંશી**—"તેમ કરવું ઘણું ધાસ્તીભર્યુંછે—આવો જોખમ માથે હોરી લેવો, એ સરિયામ દીવાનાપણું ગણાય! એકાદ સંત્રી પહરો ભરતો હોય, કે એકાદબે સેપાહોની ન્હાનીસરખી ચોકી પસાર કરવી હોય, તો આ વરદીનો શબ્દ ચાલી શકે: અથવા અડીભીડીની વખ્તે ઘણીજ ઝરૂર પડે, તો તે કામ લાગે. પણ બીજી વખ્તે તે શબ્દઉપર ભરોસો રાખવો એ તદન ધાસ્તીભર્યુંછે. અત્યારસુધી તો બધીરીતે આપણે નસીબવાન નિવડયાં છૈયે: આપણે સાવચેતીથી કામ લેવું જોઈએછે—આપણા હાથમાં આવતી એકએક તકનો આપણે લાભ લેવો જોઇયેછે. બાનુઓ, ધીરજ ધરો! અને આપણી હાલની આપદામાંથી મોકલા થવામાટે વખ્તઉપર વિશ્વાસ રાખો!"

થોડીક "મિનીટો"સુધી પછી તેઓ આ નાશ પામેલાં ઘરમાં તદન ચુપ ઉભાં રહ્યાં: પણ તેમાંથી ચોકમાં દેખાતું હતું, ત્યાં તો રીજમીંટો જમા થયાજ કરતી હતી.

**ઍડ્રિયન**—(હલુસે) "થોડીક વાર હાં ઉભાં રહો—બંધે જણાં સાથે હાંજ થોભો—હું જઇને આ ઘરના પાછળા ભાગની તપાસ કરી આઉંછું, કે જોઇએ ત્યાંથી નિકળી જવાને બનેએમછે. કદાચ તે બાજુએથી બહાર નિકળવાનો રસ્તો હશે."

એમ કહી તે છુપાવાની જગ્યાએ બાનુઓને રાખી, તે ગયો; અને ટંટોસ્તોટંટોસ્તો ભારો અંધારામાંથી તે એક સાંકડા દાદરઆગળ આવી પુગ્યો, જેઉપરથી તે નિચ્ચે ઉતર્યો. પોતાનો રસ્તો શોધવામાટે તેણે પોતાના બંધે હાથો લાંબા કરી રાખ્યા હતા, તે એક બારણાંને અઠડયા: તેનીઉપર ફક્ત આરો ચઢાવેલો હતો—તે ઉતારી તેણે બારણું ઉંઘાડયું. ત્યાંથી એક ન્હાની ઓરડીમાં જવાતું હતું. કે જે ઓરડીનું છાપરૂં તદન ભાંગીને અંદર પડી ગયું હતું: ઍડ્રિયનનાં નાકમાં જાણે ઉલટી થાયએવી બદબુ આવી—અને આગળ ચાલતાં તે ઇંટોના કાટના એક ઢગઉપર તુટી પડયો—કે જેમ પડતાં તેનો હાથ એક મુર્દાનાં ઠંડા ગાલને લાગ્યો. અલબતાં જે બદબુ આવતી હતી, તે આ સડી જતાં મુર્દામાંથીજ નિકળતી હતી. અતિશય કમકમીને ઍડ્રિયન તરત પાછો ઉઠી ઉભો થયો: અને બીજું બારણું ખોળી, તે એક ન્હાના વાડામાં આવી લાગ્યો. પણ ત્યાંતો બધીગમ ઉંચી ફરતી દીવારો હતી, કે જેઉપર એક નીસરણીવગર ચઢાય, એમ નહતું. તેણે ફરીથી આ દીવારનીઆસપાસ જોવા તથા ટંટોસ્વા માંડયું. એવી આશાથી કે જો તેમાં એકાદ દરવાઝો હોય, તો તેમાંથી કોઈ બીજા મકાનમાં જવાય: પણ ત્યાં એક પણ બારણું હતું નહીં. આઉપરથી તે પાછો બેઉ બાનુઓ આગળ આવ્યો—અને પોતે શોધમાં નિષ્ફળ

થયો હતો, તે તેણીઓને જણાવ્યું; પણ પોતાના હાથને જે કમકમાટભરેલું મુડદું લાગ્યું હતું, તે તેણીઓને જણાવવાના તે અખાડા કરી ગયો.

રીજમીટોએ તો ચોકમાં એકઠા થવાનું ચાલુજ રાખ્યું: અને તેટલામાટે આ છુપાઈ બેઠેલાં ત્રણે જણાંઓને તે ભાંગેલાં મકાનમાંજ ધીરજ રાખી થોભવાની ફર્જ પડી; આ વખ્તે સેબાસ્ટૉપોલના મેનારાઓનાં ઘડિયાળોમાં બે વાગ્તા સંભળાયા; છતાં પેલી જમા થયેલી રીજમીટોએ તો ત્યાંથી કુચ કરવાની જરા પણ નેશાનો દેખાડી નહીં. વારંવાર કેટલાક અમલદારો પોતાની જગ્યાએથી બહાર પડતા, અને પોતાની "ચીરૂટો" સળગાવી અરડાઈને પડતા; કોઈકોઇ તો મકાનની છેક પાસેથી પસાર થતા; અને કેટલીક વાર તો તેની ભાંગેલી બારીઓની નિચ્ચેજ ઉભા પણ રેહેતા; પણ આમુજબે રીજમીટોને શા કારણસારૂં જમા કર્યામાં આવી હતી, તે તેઓવચ્ચેની ગોફ્તેગુથી જરા પણ માલુમ પડયું નહીં. જોકે તેઓ પોતે પણ એમ અટકળ કરતા જણાતા હતા, કે કદાચ દુશ્મનો-ઉપર છાપો મારવાનો હશે. તેઓ દેખાઇતીરીતે વધુ હુકમનેમાટે ખોટી થતા હતા.

વખત વેહેતો ચાલ્યો—સવારૂં નઝદીક આવતું ગયું; અને જોકે ઍડ્રિયને પોતાની-સાથની બન્ને બાનુઓને હેમત રાખવાને ઘણુંક સમજાવ્યું, તોયે તે પોતે ખોટી આશા આપી શકતો નહતો, કારણકે તેને પોતાને હવે એમ લાગ્યું, કે આમાંથી કાંઈ સારૂં પરિણામ આવે, એમ નહતું; કારણકે જેમજેમ એકેક પળ વેહેતી ચાલી, તેમતેમ ત્યાંથી છટકવાના સંભવો ઓછા થતા ગયા. તે સારીરવેસે જાણતો હતો, કે જો સવારૂં પડયું, તો તેની રોશનીથી આ છુપાવાની જગ્યાએ લાંબો વખ્ત રેહેવાનું બનશે નહીં—જો જરા પણ કાંઈ અકસ્માત થયો, તો તેઓ પકડાઈ આવવાવગર રેહેવાનાં નથી—અને, વળી જે કામ તેઓએ માથે લીધું હતું, તે સવારનાં ઉજરડાંમાં બની શકવું ન બનવાજોગ હતું. વળી એક બીજી પણ અડચણ હતી:—કે જો વધુ ઢીલ થાય, તો તેટલા વખ્તમાં પેલી રશિયન વિધવા બાઇ તેણીનાં ભોંયરાંમાંની કેદ કીધેલી જગ્યામાંનાં બંધમાંથી છુટી થાય—અને જો તેમ બન્યું, તો તેઓના નાસી જવાની ખબર આખાં સેબાસ્ટૉપોલમાં જલ્દી ફેલાઇ જાય, અને પછી આ નાસી જનારીઓને પાછી પકડવાને બનતા ચાંપતા ઇલાજો લેવામાં આવે. વળી ઍડ્રિયનની પોતાની ગેરહાજેરી તેની ઘરવાળી બાઇની જાણમાં ધાર્યાકરતાં વેહેલી આવે; અને તેનેમાટે પણ પકડવાની ધરપકડ ચાલે. આઉપરથી તે જવાન ફ્રેંચમૅનને લાગ્યું, કે તેની અને તેની-સાથની બાનુઓની હાલત જેમજેમ વખ્ત જતો હતો, તેમતેમ વધારે કઢંગી થતી જતી હતી; અને જોકે, આપણે આગળ જણાવ્યામુજબે, તે તેણીઓને હલુસે તેનેથી બની શકેએટલા ઉત્તેજનના સુખનો કહી સંભળાવતો હતો, તોયે તે બન્ને બાનુઓ તેઓની વધતી જતી જોખમભરેલી માઠી અવસ્થાથી છેકજ આંધળી નહતી.

જોકે આ ત્રણે જણાંઓ પોતાની માઠી હાલતનાં વમાસણમાં પડેલાં હતાં, છતાં તેઓ એક બીજીને ભુલી ગયાં નહતાં, કે જેણીનેમાટે તેઓ ઘણી કાળજી રાખતાં હતાં; અને વખ્તોવખ્ત તેઓ ધીમે સાદે પોતાની આશા જણાવતાં હતાં, કે તેઓનાંકરતાં ફ્રેંડરાંઇન વધારે ભાગ્યશાળી નિવડી હોય, તો સારૂં.





## પ્રકરણ ૬૦ મું.

### કરનલનો કુતરો.

આખરે કોઈ પાસેના મહલ્લામાંથી ચોકનીવચમાં એક ઘોડાને ઝોરથી દોડતો આવવાનાં પગલાં, તે ભાંગેલાં ઘરમાં ઉચ્ચાટ હેલે ભરાઈ બેઠેલાં ત્રણે જણાંનાં સાંભળવામાં આવ્યાં: અને તે જોઇ ઍડ્રિયને પોતાની સાથીઓનાં કાનમાં હલુસે કહ્યું, "બીશક આએ કોઈ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફનો એડી-કાંગછે, કે જે આ સઘળી રીજમીટોના વડા અમલદાર-ઉપર કાંઈ હુકમો લાવ્યોછે."

અને ખરેખર તેમજ હતું: કારણકે આ ઘોડેસવાર શખ્સના આવવાસાથેજ સેપાહોમાં તરત હાલચાલ અને ગડબડ થવા લાગી: બંદુકો ખભે ચઢાવવાના લશ્કરી આવાઝો થયા; અને પછી રીજમીટોએ તે ચોકમાંથી એકપછી એક હારમાં કુચ કરી જવા માંડયું.

તે જોઈ ડેલાંશીએ તે બાનુઓને કહ્યું, "હવે મારી પુર ખાતેરી થઇછે, કે એકાએક છાપો મારવાનો કસ્દ કર્યામાં આવ્યોછે." પણ તરતજ તેટલાં તેને એકાએક એક વિચાર આવી ગયો, અને તેથી તે બોલી ઉઠયો, "કોણ જાણે એમાંથી આપણને પણ લાભજ થશે? જે જગ્યાએ એ લોકો છાપો મારશે, ત્યાંતો ગડબડસડબડ અને ઘોંટાળો થવાનોજ, અને તેમાં આપણને ફાવતું પાઈ જશે!"

જ્યારે સૌથી છેલ્લી રીજમીટ ચોકમાંથી બહાર કુચ કરી ગઈ, ત્યારે દેવલોનાં મેનારાઓમાં ત્રણ વાગતાનાં ઘંટા ઠોકાયા; અને તે સાંભળીને તે જવાન ફ્રેંચમૅને પોતાની સાથવાળી બાનુઓને કહ્યું, "હવે આપણે માથે ઉઠાવેલું કામ પાછું હાથ ધર્યે."

ત્યારપછી તે ભાંગેલું ઘર, કે જેમાં તેઓને ખાસા બે કલાકોસુધી આપ્રમાણે ઘોંઘાઈ રેહેવું પડયું હતું, તે તેઓએ છોડયું: જે ચોકમાં થોડાક વખતઅગાઉજ રીજમીટો જમા થયેલી હતી, તે તેઓ પસાર કરી ગયાં, કે જેમાં હમણાં કોઇ પણ નઝરે પડતું નહતું; કારણકે તેઓને કુચ કરી જતાં રેહેવાસીઓએ પોતાની બારીઓમાંથી સ્હેજ ડોકયું કરીને જોયાં હતાં; રાતે અને દિવસે આમુજબે તેઓએ વારંવાર રીજમીટોને જમા થતી, કુચ કરી જતી જોઈ હતી, એટલે હવે તેમાં તેઓને કાંઇ ઘણું નવાઈજેવું લાગતું નહતું, કે જેથી આ વખતે તેઓ કાંઇ વધારે બારીકીથી જોય.

ડેલાંશી અને તે બાનુઓએ હવે પોતાનો રસ્તો ધીરેધીરે કાપવા માંડયો: તેઓની-આગળ કુચ કરી જતી પલટણોનાં એકસરખાં પગલાં તેઓને કાને અવારનવાર પડતાં હતાં. પણ તરતજ તેઓને જણાયું, કે તેઓની આગળઆગળ કુચ કરી જતી રીજમીટો ઉભી રહી ગઈ હતી, એટલામાંટે એક બીજાં ભાંગેલાં ઘરમાં આસરો લેવાની તેઓને ફરજ પડી. આવાં ભાંગેલાં ઘરો સેબાસ્ટૉપૉલ શેહેરના તે ભાગમાં આ વખતે ઘણાં હતાં, કે જેમાંથી તેઓને હમણાં રસ્તો કાપવો પડતો હતો. હવે

ઝળકળું વધારે ખુલ્લું થતું જતું હતું ; અને તે ઝળકળાંથી ડેલાંશીનાં જોવામાં આવ્યું, કે જે ઘરમાં હાલ તેઓએ આસરો લીધો હતો, તે ઘરની મરામત ચાલતી હતી. તેના નિચ્ચેના ઓરડામાં સઘળી જાતના કડિયાઓનાં ઓજારો પડેલાં હતાં: બીશક આ મકાન કોઇ ઉંચી પદવીના અને હોદ્દાના રશિયન અધિકારીનું હોવું જોઇએ, કેમકે જો તેમ નહોય, તો તેની મરામત આટલી બધી જલ્દી કર્યામાં આવે નહીં.

આસરે અર્ધા કલાકની બીજી ચિંતાતુર ઢીલપછી ડેલાંશી તે બાનુઓને તે મકાનમાંજ રાખીને પાછો મહલ્લામાં ગયો. તેણે જોયું, કે તે રીજમીટો હવે પાછી આગળ કુચ કરી જતી હતી કે નહીં. તેણે એકતરફથી આવતાં નવાં પગલાંઓનો આવાઝ સાંભળ્યો ; તેથી લાગલો તે પાછો બાનુઓનીઆગળ તેજ મકાનમાં આવીને ભરાયો. હજીતો તે તેમાં દાખેલ થયો નહીં, તેટલાં એક ભાંગેલી બારીમાંથી છુપાઇને જોતાં તેણે *બાંધકામ કરનારાં લશ્કરી કામદારોની એક ટુકડીને પોતાનાં કામ કરવાનાં હથિયારોસાથે મહલ્લામાં કુચ કરી આવતી દિઠી. હવે તેણે જાણ્યું, કે શા કારણમાંટે છાપો મારવાનો વિચાર રાખ્યામાં આવ્યો હતો ; અને શામાંટે તે રીજમીટો ખોટી થતી હતી. તે લશ્કરી બાબતોથી પુરતો માહિતગાર હોવાનેલીધે, તેનાં જાણવામાં હવે આવ્યું, કે રૂશિયનો બીજાં નવાં બંચાવનાં બાંધકામો, અને બીજી નવી ખાઇઓ ખોદવાતું કામ શરૂ કરવાનો ઇરાદો રાખતા હતા, અને જ્યારે ઇજનેરીખાતાંનાં આ માણસો પોતાને કામે લાગે, ત્યારે તેઓનું મઝબુતં રક્ષણ કરવાનેમાંટે આ રીજમીટોને તૈયાર રાખવામાં આવી હતી.

જયાં આ ત્રણે જણાં છુપાયલાં હતાં, ત્યાંથી પેલી ઇજનેરીખાતાંની કામ કરનારી ટુકડી પસાર થઇ ગઇ: પણ આ કસાયલા અને કવાયદવાળા ઇજનેરોનીપચ્છવાડે કાંઇ પણ લશ્કરી પુશાકવગરના માણસોનું એક ઝબરદસ્ત ટોળુંબી જતું હતું,—મજુરો, ખલાસીઓ, તોપખાતાંના કામદારો, અને બીજાં સરકારીખાતાંઓના નૌકરો તેમાં હતા ; વળી બીજાં પણ છુટાંછવાયાં ઘણાજ હલકા વર્ગનાં માણસો તેમાં હતાં. આ સઘળાંઓને તરત વેળા વેઠે પકડવામાં આવ્યાં હતાં, કે મુસાહરાની કબુલાતે તેઓ પોતાની ખુશીથી તેમાં સામેલ થયેલાં હતાં ; આ સઘળાં માણસોને ઝમીન ખોદવા કે માટી કાહાડવાનાં ઓજારો આપ્યાંમાં આવેલાં હતાં.

આ જોઇ ડેલાંશીને એકાએક એક વિચાર સુઝયો ; અને તે તેણે પોતાની સાથવાળી બાનુઓને જણાવ્યો. તે સાંભળી તેણીઓ તેપ્રમાણે કરવાને તરત ખુશીથી કબુલ થઇ,—કારણકે ડેલાંશી જે પણ કેહે, તે વાજેબીજ કેહે, એવા વિચારથી તેણીઓ હંમેશાં તેની સૂચનાઓઉપર ખુશીથી અમલ કરતી હતી. થોડીક માટી અને ચુનાના કટકાઓ જમા કરી, તેનેથી ડેલાંશીએ આ બાનુઓનાં વેષધારણ કીધેલાં કપડાં જરા પણ દયાવગર ખરડયાં ; અને પછી પોતાનાં કપડાંઓ પણ તેવીજ રીતે ખરડી નાખ્યાં ; જાણે કોઇ તેઓને જોય, તો હવે એમજ સમજે, કે એ લોકો પણ કડિયાઓજ હશે.

"ચાલો હવે ઓજારો લેઓ !" તેણે કહ્યું: અને એવાં હથિયારો તે ઘરમાં તરેહવાર જાતનાં અને પુષ્કળ પડેલાં હતાં.

* જુઓ નોટ ૫૮ મી.

તે બાનુઓએ અંકોડા ચાંચવા અને પાવડો પોતાને ખભે માર્યો: ડેલાંશીએ પણ તેમજ કર્યું; અને પછી તેઓ તે મકાનમાંથી બહાર પડયાં. પણ એટલા વખતમાં તો પેલા વેઠ પકડેલા, અને ખુશીથી કામ કરતા મજુરોનું પચરંગી ટોળું ઝપાટામાં પસાર થઇ ગયું હતું, અને પાસેના એક મહલ્લામાં વળી જતું હતું. ડેલાંશીએ અને બંધે બાનુઓએ જેમ બને તેમ તેઓને પકડી પાડવાને, અને ટોળાંના પછવાડેના ભાગસાથે જોડાઈ જવાને હવે ઉતાવળે હિંડવા માંડયું,—પણ તેટલાં પાસેનાંજ એક ખુણાંમાંથી એક બીજી રોન ફરનારી ટાળીને આવતી તેઓએ જોઇ.

તે ટાળીના નાયકે હુકમ કર્યો, "સબુર!" આ નાયક તેજ નહતો, કે જેને આ ત્રણે જણાં પીઠાંમાં મળ્યાં હતાં. તેણે પુછ્યું, "તમો લોકો કોણછો?"

વડી બાનુએ વગરઅચકવે તરત જવાબ વાળ્યો, "આ સવાલનો જવાબ અમારો દેખાવજ તમોને આપશે."

**નાયક**—"અમો દેખાવઉપર ભરોસો રાખતા નથી. કોઇનાં નાસી જવાનો ભુમાટો ઉડયોછે—તો જોકે તેની પુરેપુરી ખબર હજી મને મળી નથી—તોપણ તેની કાંઈ ચિંતા નહીં——"

**વડી બાનુ**—"લશ્કરી ઈજીનેરીખાતાંનાં માણસોસાથે અમો કામઉપર જઈએ છીયે. અમોને એક અમલદારે ભાડે રાખ્યાછે——"

**નાયક**—"એ તો બધું ઠીકછે—તે ખોટું હોય, કે ખરૂંબી હોય, પણ તેની પરિક્ષા એક રીતે થઇ શકશે——"

**વડી બાનુ**—"ખચિતજ! 'મહાપ્રતાપી ઝાર!'"

**નાયક**—"બરાબરછે! ચાલ્યા જાઓ!" અને પછી પોતે પણ પોતાની ટુકડીસાથે આગળ ચાલ્યો.

આપ્રમાણે વળી એક નવી પીડામાંથી આ ત્રણે જણાં છટકી જવા પામ્યાં: અને જે સમયસુચકતા તે વડી બાનુએ દેખાડી હતી, તેમાંટે ડેલાંશીએ અને પેલી બીજી બાનુએ તેણીને ફરીથી મુબારકબાદી અને શાબાશી આપી. તેઓને એક વાતની ખબર પડી ગઇ, કે કોઇ નાસી ગયું હતું. તોયેપણ તે કોણનેવિષે હતું, તેથી તેઓ હજી તદન બીખબર હતાં. કદાચ તે ત્રણ બાનુઓમાંટે હોય: કદાચ તે ડેલાંશીનેમાંટે હોય; કે કદાચ તે કરનલ એલમાનૉફનેમાંટે હોય. ગમે તેનેમાંટે પણ હોય, તોયે એટલુંતો ચોકસ હતું, કે તે ખબર તો ફેળાઈ ગઇ હતી, અને તેટલામાંટે રશિયન લશ્કર હવે વધારે સાવચેતીમાં રેહે; એમ હતું: તોયે ડેલાંશીને અને તેનીસાથની બેઉ ખુબસુરત બાનુઓને એક બાબતઉપર પોતાને મુબારકબાદી લેવાની હતી—તે એજ, કે તેઓ હવે પેલો વરદીનો શબ્દ શું હતો, તે જાણવાં પામ્યાં હતાં.

તેઓએ આગળ રસ્તો કાપ્યો: પણ તેઓને પેલા રોન ફરનારા સેપાહોએ થોડી વાર ટોકવાનેસબબે જે ઢીલ થઈ હતી, તેટલાં લશ્કરી ઇજનેરીખાતાંના કામદારો, અને પચરંગી મજુરોનાં ટોળાંથી તેઓ વળી પાછાં છુટાં પડી ગયાં હતાં, અને તેઓને પાછા

પઠ્ઠી પાડવાને ઘણાં આતુર હતાં. જે મહલ્લામાં તે મજુરો વળ્યા હતા, ત્યાં તેઓ ઉતાવળે આગળ ચાલ્યાં; અને બારીઓવાળી દીવારઆગળ આવી પુગ્યાં, કે જે દીવારથી સેબાસ્ટૉપૉલની પશ્ચિમ બાજુનો બચાવ થતો હતો. ત્યાં તેઓને એક સંત્રીએ ટોક્યાં—તેઓએ તેને પેલો વરદીનો શબ્દ જણાવ્યો; અને તે તદ્દન સંતોષ પામ્યો, એટલુંજ નહીં, પણ પેલા મજુરો જે રસ્તે ગયા હતા, તેતરફ જણાવ્યો. ડેલાંશી અને બાનુઓ વળી પાછાં ધસારાબંધ આગળ વધ્યાં; તેઓએ પોતાની ખાંધે ઓજારો મારેલાં હતાં; અને હવે તેઓ એક બારીવાળી દીવારને એક છેડે આવી પહોંચ્યાં, કે જેનો છેડો બુર્જસાથે જોડાયલો હતો. રક્ષણ કરનારી રીજમીટો, લશ્કરી ઇજનેરીખાતાંના કામદારો, પેલું પચરંગી મજુરોનું ટોળું, આ સઘળાઓ હવે કોટની દીવાર પસાર કરી ગયા હતા. ડેલાંશીને અને તેની સાથવાળી બાનુઓને ફરીથી ટોકવામાં આવ્યાં: આ વખ્તે વળી પેલો વરદીનો શબ્દ કામ લાગ્યો; અને બીજા પા કલાકથી પણ ઓછા વખતમાં તેઓ સેબાસ્ટૉપૉલના કોટની દીવારોની બહાર જઈ પુગ્યાં.

હવે તેઓનાં દીઠાંમાં તેઓથી થોડેક દુર રક્ષણ કરનારી રીજમીટો કુચ કરતી જતી આવી—તેઓની પુઠે લશ્કરી કામદારો લશ્કરી કવાયદસાથે ચાલતા હતા—અને તેઓનીપછવાડે વેઠે પકડાયલા અને રાઝીખુશીથી પગારે કામ કરતા મજુરોનાં છુટાંછુટાં ટોળાંઓ જેમ ગમે તેમ આડાંઅવળાં ચાલતાં હતાં. એવી સરસ તક ઍડ્રિયન ડેલાંશીને અને બે બાનુઓને કદી પણ મળતે નહીં: કારણકે જે બેતાલરીતે અને ધોરણવગર ગામના રશિયન મજુરો ચાલતા હતા, તેથી આ ત્રણે જણાંને સાથેના સાથે રેહેવાને બની આવ્યું, અને તેમજ કશો પણ શક ઉભો થવાવગર વળી બીજા મજુરોથી છુટાં ચાલવાંને પણ બની શક્યું.

હવે સવારૂં પડવા માંડ્યું હતું; અને થોડા વખ્તમાં પેલું કબ્રસ્તાન નઝરે પડ્યું. રક્ષણ કરનારી રીજમીટોમાંથી એકાએક એક અમલદાર ઘોડો દપટાવતો પાછો ફર્યો, અને લશ્કરી ખોદકામ કરનારાઓને એકદમ ઉભા રેહેવાનો હુકમ કર્યો; અને અલબતાં તેથી બીજા મજુરોને પણ થોભવાની ફર્ઝ પડી. એમ કરવાનો સબબ એ હતો, કે કેટલીક ચોકાસી કરનારી ટોળીઓને તપાસ રાખવાને આગળઆગળ મોકલી આપવામાં આવી હતી, તેઓના દિઠાંમાં ટર્કિશ લાલ ટોપીઓ પડી, કે જેઓ કબ્રસ્તાનની બીજીમેર છેક દુર હતા; આઉપરથી વધારે ચોકાસી કરવામાંટે રશિયન સેપાહોની એક ટુકડીને મોકલી આપવામાં આવી. પણ ઘણો વખ્ત ગયો નહીં, તેટલાં ત્યાં ઉભેલા સર્વેનાં સાંભળવામાં બંદુકો ફુટવાના આવાઝો આવ્યા; આઉપરથી રક્ષણ કરવામાંટે જે રશિયન રીજમીટોને લાવવામાં આવી હતી, તે સઘળીઓને કબ્રસ્તાનતરફ એકદમ આગળ ધસવાનો હુકમ કર્યામાં આવ્યો, કે જ્યાં દેખાઇતીરીતે ઝપાઝપી ચાલતી હતી. લશ્કરી ખોદકામ કરનારા કામદારો તો અલબતાં પોતાની જગ્યાએ હેમતથી ખડા રહ્યા, અને હવેપછી જે હુકમો તેઓને મળે તેમુજબે ચાલવાને તેઓ તૈયાર ઉભા: પણ વેઠે પકડાયલા અને બીજા મજુરોએ તો ગભરાઇને કોટતરફ પાછા નાસવા માડ્યું. થોડાંક બાયલાઓએ પ્રથમ તેમ નાસવાની પેહેલ કીધી, અને તેઓને જોઈને બાકીનાઓમાં પણ ગભરાટ ફેલાયો; તેઓએ સઘળી બાજુએ નાસવાનું શરૂ કીધું, સેવાયકે એક બાજુએ, કે જેતરફ જો તેઓ જાય, તો ઝપાઝપીવાળી જગ્યાની વધારે નઝદીક તેઓ જઈ લાગે.

"જલ્દી ચાલો!" ઍડ્રિયને પોતાનીસાથની બાનુઓને કહ્યું; અને સઘળાં ત્રણે જણાં પોતાના ઓજારો ભોંયઉપર ફેંકી દઇને ત્યાંથી નાઠાં. પોતાના હાથનિચેનાં આ ત્રણે જણાંઓને આપ્રમાણે નાંસતાં જોઇને લશ્કરી કામદારો મજાકના અને તિરસ્કારના બોલોથી તેઓની મશ્કરી કરવા લાગ્યા. અત્રે અમારાં વાંચનારને જણાવવાની અગત્યછે, કે ઍડ્રિયન કાંઈ હિચકારાપણાંથી આમુજબે બીજાઓનીપેઠે નાસતો નહતો. તે તો ફક્ત છટકવાની કાંઇ સારી તક શોધતો હતો. પોતાનીસાથે તે ખુબસુરત બાનુઓને લઇને તે જેતરફ દોડતો હતો, ત્યાંથી આસરે પા "માઇલ"નેછેટે જમણી બાજુએ તે કબ્રસ્તાન ધુમાડાંથી ભરાઈ ગયું હતું; અને ત્યાંથી લડાઇનો આવાઝ તેને કાને પડતો હતો.

એકાએક પછવાડેથી એક દોડતા આવતા ઘોડાનાં પગલાં સંભળાયાં: ડેલાંશી અને બંધે બાનુઓએ પાછળ ફરીને જોયું, તો એક રશિયન અમલદારને તેઓનીતરફ ઘોડો દોડાવતો આવતો દિઠો.

તેઓની છેક પાસે આવી લાગતાંજ પોતાનો ઘોડો થોભાવીને તે પોકારી ઉઠયો, "બીવકુફો! કમઅકલીઓ! તમારી બીવકુફાઇભરેલી ધાસ્તીમાં તમો કયો રસ્તો લેઓછો? તમોને પકડીને બંદીવાનો કરવામાં આવશે—અરે!" તે એકાએક ચોંકીને બોલ્યો; કારણકે એક "મિનીટ"માં તેણે ઍડ્રિયન ડેલાંશીને ઓળખી કાહાડયો હતો.

આ રશિયન એડી-કાંગ બીજો કોઇજ નહીં, પણ તેજ હતો, કે જે સેબાસ્ટૉપોલમાં ડેલાંશીનાં મકાનમાં તેને મળવા આવતો હતો. અજાયબીથી ઉચારેલા શબ્દોસાથેજ તેણે પોતાનાં ઘોડાનાં ઝીનની કોથળીમાંથી પોતની "પીસ્ટૉલ" બહાર ખેંચી કાહાડી; તે ડેલાંશીનાં માથાંગમ ટાંકીને તેને શરણ થવાનો હુકમ કર્યો, પણ આંખના એક પળકારામાં તે જવાન ફ્રેંચમૅને તેના હાથને આંચકો મારી તે "પીસ્ટૉલ" નિચ્ચે ફેંકી દીધી; અને તે એડી-કાંગનીઉપર ધસી જઇને તેને ઘોડાઉપરથી નિચ્ચે ખેંચી કાહાડયો. આ વખ્તે "પીસ્ટૉલ" ફુટી ગઈ—પણ સારાં નસીબે તેથી કોઇને કશી ઇઝા થઈ નહીં; અને પછી તે ભોંયે પડેલા રશિયન એડી-કાંગની છાતીઉપર પોતાનું ઘુંટણ દાબીને ઍડ્રિયન ઉભો રહ્યો.

એકીજ વખ્તે બંધે પૉલિશ બાનુઓ સાથે બોલી ઉઠી, "રીજમીંટો આગળ ધસી આવેછે!" અને પછી તે વડી બાનુ તરતંજ ખુશહાલીથી બોલી, "તેઓતો તમારા સ્વદેશી સેપાહોજછે!—તેઓ ફ્રેંચોજછે!"

ખરેખર તેમજ હતું; તેજ વખ્તે ફ્રેંચ ઘોડેસવારોની એક ટુકડી તે જગ્યાએ દોડતી આવી; ડેલાંશી અને બંધે બાનુઓ હવે સલામત હતાં—અને તેજ વખ્તે આ રશિયન એડી-કાંગને એક બંદીવાન કરવામાં આવ્યો.

કબ્રસ્તાનમાં ચાલતી લડાઇના આવાઝો ફ્રેંચ મથકે સંભળાયા હતા,—કે જે મથક, આપણે આગળ જણાવી ગયા છિયે, તેમ તે દાંટવાની જગ્યાસુધી લંબાયલું હતું. ટર્કિશ ઘોડેસવારો, કે જેઓને બાપડો કમનસીબ બૅસિલ ધોલમાર ત્યાં લાવ્યો હતો, તેઓ પોતાની હંમેશની બહાદુરીથી કબ્રસ્તાનમાં કકડી જતા રશિયનોસાથે લડયા હતા: અને જો તેટલાં ફ્રેંચ ટુકડીઓ તેઓની મદદે ઝપાટામાં ન આવી હતે, તો આ મુઠીભર ઑટોમનોનો કચડઘાણ સંખ્યાબંધ રશિયનોથી નિકળી ગયો હતે. રશિયનોને તદન હરાવ્યામાં આવ્યા, અને ભારી નુકશાનીસાથે મારી હઠાવ્યામાં આવ્યા.



( ચિત્ર ૨૫ મું. ) " પછી બીજીજ પળે ફ્રેંચો અને રશિયનો એક ખુની ઝપાઝપીમાં જોડાઇ ગયા". ( પાનું ૪૫૪ મું. )

ઍડ્રિયન ડેલાંશી અને તેનીસાથની બે બાનુઓને તરતજ ખબર કરવામાં આવી, કે ગઇ રાત્રે મૅડેમ હૅઝલઉડ સેબાસ્ટૅાપોલમાંથી નાસી જવામાં ફતેહ પામી હતી, અને તેણીએ પોતાનું કામ કાહાડી લેવાપછી કરનલ એલમાનૅાફને ટર્કિશ લશ્કરી સત્તાવાળાઓનાં મઝબુત સપાટામાં સોંપ્યો હતો. બન્ને પૅાલિશ બાનુઓ પોતાના પતિઓના હાથમાં સુખથી જઇ પડી, કે જેઓએ તેણીઓને ફક્ત ઘણાજ પ્યારનેખાતેર નહીં, પણ તે તેણીઓએ જે બહાદુરીભરેલાં કામો કીધાં હતાં, તેમાંટે ઘણા હેતથી ચાંપીને કોટીઓ કીધી.

એવાજ પ્યારથી અને વિચારથી હૅઝલઉડે પણ કૅરરાઇનને પોતાની ગોદમાં દાબી: પણ આ બાનુનાં સુખમાં દુ:ખનો એક કતરો ભેળાવાની સરજત હતી ! તેણીના ભાઇનું મુર્દું કબ્રસ્તાનમાં પડેલું મળી આવ્યું હતું ; કે જે ટર્કિશ છાવણીમાં ઉંચકી લઇ જવામાં આવ્યું. તે જોઇ કૅરરાઇન ઝારોઝાર રડી: તેના અકાળ મરણઉપર તેણીએ ભારે વિલાપ કીધો ; તેણીને થોડીજ ખબર હતી, કે તેનાં દેલમાં જે માઠું કર્મ તેને કીધું હતું, તેનો દગદગો હતો, તેનાંકરતાં મરવું બેહતર હતું—તો જોકે જે કર્મ તેણે કીધું હતું, અથવા તો ખરીરીતે તે કર્મ કરવામાં તેણે જે મદદ કીધી હતી, તે પોતાની બેહેનઉપર જે ઝાલ્મીએ ભારે સેતમ ગુજાર્યો હતો, તેનાં વેરમાં કીધું હતું ! અને બૅસિલને યોગ્ય લશ્કરી માનસાથે ક્રિમિયાની ભૂમિમાં દફનાવ્યામાં આવ્યો: તેની કબ્રઉપર બંદુકોના બાણો ફોડવામાં આવ્યા ; અને જો એક શોક કરતી બેહેનના આંસુઓથી તે જગ્યા ફળદ્રુપ થતી હતે, તો ખચિત તેઉપર ઉત્તમ ફુલોનો બહાર ખીલી નિકળ્યાવગર રેહેતે નહીં, એટલાં બધાં આંસુઓ તેની કબ્રઉપર બીચારી કૅરરાઇનિ ખેરવ્યાં હતાં !

વાંચનારને યાદ હશે, કે રોન ફરનારી બીજી ટોળીનો નાયક જ્યારે ડેલાંશીને અને પૅાલિશ બાનુઓને સેબાસ્ટૅાપોલના કોટની દીવારઆગળ મળ્યો હતો, ત્યારે તેણે કોઇના નાસી જવાબાબે ઉડેલી ભાંગીતુટી અફવા ઉડેલી જણાવી હતી. તે નાસી જવાની ખબર, તો કરનલ એલમાનૅાફનેવિષે હતી. તેના નાસી જવાની ખબર કેમ પડી, તે જાણવાજોગછે.

એવું જણાયું, કે સેબાસ્ટૅાપોલમાં એક બંદીવાનતરીકે એલમાનૅાફને લાવ્યામાં આવ્યો, તેને પેહેલેજ દિવસે ઘણીએ તજી દીધેલો અને અર્ધો ભુખે મુવેલો એક કુતરો લાંથીત્યાં ભટકતો તેનાં દિઠ્ઠામાં આવ્યો. પોતાને પણ લોકોએ તજી દીધેલો અને દુર કીધેલો હોવાથી તેનો કોઇ સોબતી રહ્યો હતો નહીં, તેટલામાટે તેણે આ ગરીબ જાનવરને એક સોબતીતરીકે પોતાનીસાથે રાખવાની ઇચ્છા થઇ ; તેણે તે કુતરાને ખુરાક આપ્યો. એથી તે કુતરો એલમાનૅાફસાથે ઘણો હળી ગયો ; એલમાનૅાફે તેને જે ઘરમાં રાખ્યામાં આવ્યો હતો, ત્યાં પોતાનીસાથે રાખ્યો. તે ઘરમાંથી નાસી જતી વેળા તે કુતરો પણ તેની પુઠેપુઠે આવવા લાગ્યો: પણ રખેને તે કુતરાનેલીધે તે પકડાઇ જવા પામે, એવી ધાસ્તીથી તેણે તેને મારી કાહાડી પાછો મોકલ્યો. એથી તે ઘરના દરવાઝાઆગળ કલાકોસુધી આ કુતરાએ દયા ઉપજાવેએવી રીતે બુમો પાડયા કીધી, અને વિલાપ કર્યા કીધો—આખરે તે ઘરના માલેકને લાગ્યું, કે આમાં કાંઇ ખોટુંછે, એમ ધારી તે રાતના પોતાનાં બિછાણાંમાંથી ઉઠયો. ત્યારે એલમાનૅાફના વઠી જવાવિષે તેને ખબર થઇ.

જાનવરની બુદ્ધી ઘણી અજાયબજેવીછે—કેટલીક બાબતોમાં તો ખરેખર અતિયંત અદ્ભુતછે. જરા પણ ઇધાણીવગર, કે ઝમીનની માહેતીવગર ફાસેદિયાં કબુતરો કેવાં હઝારો

"માઇલો"થી પોતાને અસલ મથકે વગર ભુલ કરવે પાછાં ફરેછે? ચોટ્ટી અને બ્હીકણ બિલાડી ગમેએટલી હિણાવાછતાં, જો તમો એક ટોપલીમાં કે કોથલામાં મુકીને તેને લાંબે તફાવતે દુર લઇ જશો,—કે ગાડીમાં મુકીને લઈ જશો, તો રસ્તો જાણવા કે જોવાવગર, જેવી પાછી છોડી કે પોતાને ઘર આવશે? ત્યારે જો આપણે વાંચનારને જણાવીશું, કે બીજે દિને જ્યારે એલમાર્નોફ ટર્કિશ છાવણીમાં પોતાના તંબુમાં બેઠેલો હતો, ત્યારે તંબુનું કપડું ઉંચકાયું—અને તે નમકહલાલ કુતરો અંદર દાખેલ થયો, અને તેના પગોઆગળ ખુશીથી ગેળ કરવા લાગ્યો, તો તેમાં તેને અજાયબ થવાજેવું કશું લાગશે નહીં.

ત્યારપછી બીજા ત્રણ દહાડાઓસુધી, જ્યારે એલમાર્નોફને 'છવતો રાખવામાં આવ્યો હતો, ત્યારે આ કુતરો તેનો હંમેશનો સાથી થઇ રહ્યો. ચોથે દિને સવારના તે રશિયનને મરવામાટે બહાર કાહાડવામાં આવ્યો. તેણે અર્ઝ કરી માંગી લીધું, કે તેને તેના હોદ્દાનેલાયક રીતે તેનાં લશ્કરી પુશાકમાં મારી નાખવો: અને તેની આ અર્ઝ ટર્કિશ વડા સેનાધિપતિએ કબુલ રાખી. જ્યારે ચોકીદારો તેને મારી નાખવાની જગ્યાએ લઇ જવાને આવ્યા, ત્યારે આ કમનસીબ શખ્સે પોતાના કુતરાને તંબુના થાંભાસાથે બાંધ્યો—તેને છેલ્લીવાર પસવાર્યો—અને પોતાનો હાથ પોતાની આંખોઆગળ ઝડપથી ફેરવીને જરા પણ બ્હીવાવગર ટર્કિશ સેપાહોસાથે ચાલ્યો.

આખરે તે છવલેણ જગ્યાઉપર તેઓ આવી લાગ્યા: બીજા અલકાતુ કોઈ પણ શખ્સને આ વખ્તે હાઝેર રેહેવા દીધામાં આવ્યા નહતા. બંદીવાનઉપરાંત ફક્ત બાર ઑટોમન બંદુકચીઓની એક ન્હાની ટોલકી, અને તેની સઝા બરાબર બજા લાવવામાં આવેછે કે નહીં, તેમાટે દેખરેખ રાખવાને બે અમલદારો ત્યાં હતા. બંધવાએ પોતાનો ડગલો અને કોલાહ કાહાડી ફેંકી દીધાં; તેણે પોતાના હાથમાં એક સુફેદ રૂમાલ પકડયો હતો, કે જે ઝમીનઉપર ફેંકતાંજ તેને મારી નાખવાની નેશાની કરવામાટે પકડેલો હતો.

સઘળી તૈયારીઓ સંપૂર્ણ થઇ; અને જેવો એલમાર્નોફ પોતાનો રૂમાલ નિચ્ચે નાખવા જતો હતો, તેટલાં તેણે પોતાના નમકહલાલ કુતરાને ત્યાં કુદકા મારતો આવતો જોયો—આ વખ્તે તેનાં દેલમાં જે લાગણીઓ થઇ, તેનું વર્ણન કરવું મીથ્યાછે! (જુઓ ચિત્ર ૨૭ મું.) એક હાથે તેણે પોતાનો ચેહેરો ઢાંકયો—અને બીજે હાથે તેમાં પકડેલો રૂમાલ નિચ્ચે નાખ્યો—કે તેજ ઘડિએ બાર બંદુકો છુટી, અને મોતના બાર કાસેદો દોડયા—અને તે રશિયન ખુની ઝમીનઉપર મુર્દું થઈ પડયો.





## પ્રકરણ ૬૧ મું.

### હાકેમ સ્ટિરબે.

કુરનલ એલમાનૉફને મારી નાખવામાં આવ્યાપછી તરતંજ તેનાં શ્વાનને લાયક સભ્યતાથી ઉંચકી લઇ જવામાં આવ્યું, અને તેજ કબ્રસ્તાન, કે જ્યાં થોડા દિવસોઉપર બૅસિલ વૅાલમારને મારી નાખવામાં આવ્યો હતો, અને જ્યાં એક ઝબરી ઝપાઝપી થઇ હતી, ત્યાં દફનાવ્યામાં આવ્યો. પોતાના કાકા ઓમર પાશાના હુકમથી મરનાર કરનલની મરણક્રિયા ટવારિક બેની દેખરેખહેઠલ બરાબર કર્યામાં આવી. પેલા નમકહલાલ કુતરાની વાત જાણીને માયાળુ દેલના ટવારિકથી રડવાવિના રેહેવાયું નહીં; તેણે પોતાના એક ખેદમતગારને તે બાપડાં જાનવરની ઘણી સંભાળ લેવાનો હુકમ ફર્માવ્યો.

પોતાના તંબુમાં પાછા ફરવાપછી, ટવારિકને પયેગ્રામ મળ્યો, કે તેણે તરત ઓમર પાશાનીઆગળ હાઝેર થવું. ઓમર પાશાએ આ વેળા પોતાનું મથક બાલાકલાવાની વાયવ્યદિશાએ કારીયાનિની એક ઉંચી ટેકરીઉપર કીધેલું હતું, કે જયાંથી આસપાસ સઘળે ઠેકાણેનો દેખાવ નઝરે પડતો હતો. ત્યાં ટવારિક ગયો; તેને તેના કાકાના ખાનગી ઓરડામાં લઇ જવામાં આવ્યો, કે જયાં દાખેલ થતાંજ ટવારિકનાં જોવામાં આવ્યું, કે કાંઈ નાખુશ ખબર તેનાં સાંભળવામાં આવશે. પાશાના ચેહેરાઉપરથી જણાયું, કે તે ગુસ્સે અને દેલગીર થયેલો હતો; આ વખ્તે તેની હંમેશની રીતકરતાં તેણે ઉલટીજ લાગણીઓ દેખાડી હતી.

**ઓમર પાશા**—"તે કંગાળ શખ્સને મારી નાખવામાં આવ્યોછે?"

**ટવારિક**—"હા, મારા લૉર્ડ."

**ઓમર પાશા**—(થોડીક વાર થોભીને) "મારા વાહાલા ભત્રીજા, માણસોને મારી નાખવાનાં હુકમનામાંઉપર મારી સહી કરતાં મને જેટલું દુઃખ ઉપજેછે, તેટલું બીજાં કશાંથી ઉપજતું નથી. મેં મારી આખી ઝેંદગી એક લડવૈયાતરીકે ગુજારીછે—મેં જુદીજુદી હઝારો રીતે માણસોને મરતાં જોયાંછે—મેં ભયંકર લડાઇઓમાં ઝબરદસ્ત લશ્કરોને કત્લ ચલાવતાં જોયાંછે—અને દુશ્મનોસાથની કાપાકાપીમાં મારી તેઝ શમ્શીરે ઘણાંકોનાં લોહી પીધાંછે. આવા દેખાવો કાંઇ ઓર દમામવાળા અને બહાદુરી દેખાડનારાછે! કશાં પણ પસ્તાવાના દગદગાવગર એક લડવૈયો લડેછે, કારણકે તેમ કરવાનો તેનો ધર્મ અને ધંધોછેઃ—અને વળી તે જાણેછે, કે જેમ તેમાં તેને ફતેહ મળવાનો સંભવછે, તેમ માર્યાં જવાની પણ ફેકરછે, યાને બધાને તેમાં એકસરખી જોગવાઇ પોતાની બહાદુરી બતાવવાની મળેછે. પણ એક શખ્સને લડવાની તક આપવાવગર તેને કત્લ કરવાનાં હુકમનામાંઉપર સહી કરવી એ મારી લાગણીઓનીવિરૂદ્ધછે!"

**ટવારિક**—"મારા વાહાલા કાકાજી, મને તમારી તે વિરૂદ્ધ લાગણીઓબાબે સારીરવેસ ખબરછે. પણ જયારે લશ્કરોઉપર હકુમત ચલાવનાર એક સરદારને હોદ્દાનીરૂએ લડા-

ઈના હંગામમાં તેમ કરવાની ફર્ઝજ પડેછે, તો તેમાંટે આપ સાહેબે પોતાને એટલા બધા બદનામ કરવાનો શો સબબછે ?"

**ઓમર પાશા**—"ટવારિક, હું મને પોતાને કોઈ રીતે બદનામ કરતો નથી, કે નથી ઠપકો આપતો, પણ જેમ તમે હમણાં કહ્યુંછે, તેમ લડાઇના હંગામમાં તેમ કરવાની ફર્ઝ મારીઉપર પડીછે, તેમાંટે હું અતિયંત દેલગીર થાઉંછું. આ એલ્લમાનોફનાબાબમાં હું શું કરી શકું ? તે એક જાસુસ અને વળી એક ખુની હતોઃ લડાઈના કાયદામાં ફર્માવેલુંછે, કે જો આવો એક શખ્સ જાસુસતરીકે સાબેત થાય, તો તેને મોતની સઝા ફર્માવવી, અને આ શખ્સ તો વળી બેવડો ગુનાહગાર હતો—કારણકે તેને એક, જાસુસતરીકે પકડવાપછી તેણે અતિ ઘોર કર્મ કરીને લુચ્છાઇથી પોતાનો છુટકારો મેળવ્યો હતો. તેને વાજેબી રીતે સઝા કર્યામાં આવીછે ; તોયે જો મારેથી બની શકતે, તો હું ઝરૂર તેને જાનથી બંચાવતે. પણ એકપછી એક જે સાબેતીઓ મળીછે, તેથી ઝાહેર થયુંછે, કે આ શખ્સ મુળ મંડાણથી રશિયન ગુલ્મામાતમાં ભાગ લેનારો હતો. પણ હવે તે વાત જવા દો:—એક બીજી બાબતઉપર હું તમારૂં ધ્યાન રોકવા માંગુંછું."

**ટવારિક**—"વાહાલા કાકાજી, હું આશા રાખુંછું, કે જેઓ આપણને પ્યારાંછે, તેઓબાબે આપ સાહેબે કશા ખરાબ સમાચાર સાંભળ્યા તો નથી ?"

**ઓમર પાશા**—"આપણાં કુટુંબીઓબાબે તો નથી સાંભળ્યા, પણ બીજા દોસ્તો, કે જેઓનાં ભલાંનેસારૂં આપણે કાળજી રાખ્યે છૈયે, તેઓબાબે દેલગીરીભરેલી ખબર મને મળીછે. આ કાગળ વાંચો. એ મને આજે સવારે એક ખાસ કાસેદમઆરેફતે મળ્યોછે."

આપ્રમાણે બોલી ઑટૉમન સરદારે તે કાગળ પોતાના ભત્રીજાને આપ્યો,—તે વાંચતા, તેનાં ચેહેરાઉપર પણ તેના કાકાના ચેહેરાનીમુવાફેક તેવીજ દેલગીરી અને ગુસ્સાની છાપ પડી.

**ઓમર પાશા**—"સંજોગોવચ્ચે અને મારા લાગવગની કુમકે તમારેથી જેટલી મદદ આપી શકાય, તેટલી આપવામાંટે તમો તરત ઉપડી જાઓ. તમારી મતલબ પાર પાડવામાંટે તમોને કામ લાગે, એટલાસારૂં મેં અત્યારઆગમચનાં કેટલાંક ચોકસ કાગઝો લખીને તૈયાર રાખ્યાંછેઃ વળી આ સફર જે તમો માથે ઉઠાવવાનાછો, તેમાંથી બીજાં કામોની ગરજ પણ સરશે. તમોને લઇ જવામાંટે કામિએશના અખાતમાં 'સ્ટીમર ટૅઇફ' તૈયાર કરી રાખવામાં આવીછે ; પ્રથમ તમોને ગમેતો યુપૅટૉરિયા જજો, અને ત્યાંથી મારી લાયકીવાળી ભત્રીજી, તમારાં ધણિઆણી ઝિલ્લાહને 'સ્ટીમર'ઉપર સાથે લેજો. ત્યાંથી મારાં બાકીનાં લશ્કરને હાલના લડાઇના બદલાતા સંજોગોનેલીધે બીશક આગળ વધવામાંટે હુકમ કરવાની મને ફર્ઝ પડશે; અને તેટલામાંટે ઝિલ્લાહને એક વધારે સલામતીભરેલે મથકે ખસાડવાનું તમોને યોગ્ય થઈ પડશે. વાર્નાખાતેનાં પોતાનાં મકાનમાં તમારાં માબાપ તેણીને માયાથી આવકાર દેશે, અને યુપૅટૉરિયામાં બંદર કરી વાર્ના તમે એકદમ ઉપડી જજો. એમ કરવાથી તમોને તમારી મહેરદારને એક સગવડભરેલી અને સલામતીવાળી જગ્યાએ રાખવાની તક મળશે—એટલુંજ નહીં, પણ વળી તમો તમારાં માબાપને પણ મળવા પામશો, અને તેઓને સુખી અને તંદરોસ્ત હાલતમાં જોવાની તક પણ મળશે: પણ વગરકારણે વાર્ના-

ખાતે ખોટી થવાનેબદલે, તમોને હાલમાં સોંપવામાં આવેલાં ખાસ અગત્યનાં કામનેવાસ્તે તમો ઉતાવળા આગળ વધજો."

ટવારિક—"અને હું પણ આ ખાસ અગત્યનું કામ માથે લેવાને ઘણો એન્તેઝારછું, કારણકે આ માયાળુ દોસ્તોનાં ભારે અહસાનમાં હુંછું, કે જેઓ હમણાં અતિ ઝુલ્માત ખમેછે, તે જાણી મારૂં દેલ રંજીદા થાયછે, અને મારૂં લોહી ઉકળેછે."

આમુજબે વડા સેનાધિપતિ અને તેના ભત્રીજાવચ્ચે થોડીક વધુ "મિનીટો"સુધી ગોફ્તેગુ ચાલી; અને પછી કારીયાનિને મથકેથી ટવારિક "સ્ટીમર ટૅર્ફ"ઉપર સવાર થવાને ઉપડયો; આ વખ્તે તરત ઉપડી જવામાટે તે "સ્ટીમર"નાં ઇનજીનો "સ્ટીમ" ચઢાવીને તૈયાર કરી રાખેલાં હતાં, અને તે કામિએશના અખાતમાં ટવારિકના આવવાને-માટે ખોટી થતી હતી.

હવે આપણે આપણી વાર્તાની જગ્યા ખીજીગમ લઇ જઇએઃ અને ક્રિમિયાથી હવે આપણે આપણાં વાંચનારાંઓને વાલાશિયાનાં પ્રગણાંમાં લઈ જશું. તોયેપણ આપણે વાર્તા પાછી લંબાવ્યે, તેઆગમચ થોડોક ખોલાસો કરવાની અગત્યછે.

વાંચનારે જોયું તો હશે, કે કેટલાંક મહાભારત કામોથી અને ઉપરાસાપરી ફતેહોથી ઓમર પાશાની સરદારીહેઠલનાં ડૅન્યુબ નદીઆગળનાં ટર્કિશ લશ્કરે આગળાં વર્ષના ઉન્હાળામાં રશિયન લશ્કરને વાલાશિયા અને મૉલ્ડૅવિયાનાં મુખ્ય પ્રગણાંઓમાંથી કેવી રીતે મારી કાહાડયું હતું. આ રીતે તેઓને મારીને બહાર હાંકી કાહાડવાનું પરિણામ એ આવ્યું, કે તે પ્રગણાંઓ તેના હકદાર બાદશાહ, સુલતાન અબદુલ-મેડજિડની સત્તા-હેઠલ પાછાં આવ્યાં. લડાઇની શરૂઆતમાં—જયારે પેહેલવેહેલાં રશિયનોએ મૉલ્ડૅવિયા અને વાલાશિયાઉપર ચઢાઇ કીધી હતી ત્યારે—સુબા શાહઝાદાઓ, કે જેઓને "હૉસ્પૉડાર"ના અલ્કાબથી ઓળખવામાં આવતા હતા, તેઓ પોતાનાં રાજ્યની જગ્યાએથી નિકળી ગયા,—અને જ્યાંસુધી ત્યાં મસ્કૉવિટોનો કબ્જો રહ્યો, ત્યાંસુધી તેઓ પોતાની હકુમતવાળી જગ્યા-એથી ગેરહાઝેર રહ્યા. પણ રશિયનોને ત્યાંથી હાંકી કાહાડવાપછી તરતજ આ હૉસ્પૉડારોને પાછા ફરવાના આમંત્રણ થયાં, જેઉપરથી પ્રિન્સ ધિકાએ મૉલ્ડૅવિયા પાછા ફરી પોતાની હકુમતનો વહિવટ પાછો પોતાને સ્વાધિન લીધો, જ્યારે પ્રિન્સ સ્ટિરબે વાલાશિયાની રાજ-ધાની બુખારેસ્ટખાતે પાછો આવ્યો. પણ રખેને રશિયનો પાછા આ મુખ્ય પ્રગણાંઓઉપર ચઢાઇ લાવી, તેનો કબ્જો પાછો લે, તેની ચિંતાથી તેઓનો હજી બંચાવ કરવાનું ચાલુ રાખવાનું અગત્યનું ધાર્યામાં આવ્યું; તેમજ વળી ઓમર પાશાનાં લશ્કરને ડૅન્યુબની નોકરીમાંથી મોકલા કરવાની પણ ઝરૂર જણાઇ, કે જેથી તે ક્રિમિયાખાતે જવાને તૈયાર રેહે. આ નેમો બર લાવવાના એરાદાથી ઑસ્ટ્રિયન સરકારે સુલતાનનીતરફથી અને તેને નામે આ મુખ્ય પ્રગણાંઓનો બંચાવ કરવાનું પોતાની ખુશીથી માથે લીધું; અને કમનસીબ ઈંગ્રેજ અને ફ્રેંચ સરકારોએ નામદાર સુલતાનને આ માંગણી કબુલ રાખવાની સલાહ આપી. પણ ઓમર પાશાને ઑસ્ટ્રિયન સરકારસાંમે ભારે બેવિશ્વાસ હતો. તે નામદારને તેઓની ખરી વફાદારી અને તેઓની ભલી નેમબાબે ઘણો શક હતો; અને પોતે જ્યારે ક્રિમિયા-તરફ પોતાનાં લશ્કરનો મોટો ભાગ લઇને જવાને તૈયાર હતો, કે જે જગ્યાએ લડાઇનું

મુખ્ય ધામ હતું, ત્યારે તેણે ઑટૉમન રાજ્યસભાને ઘણા દાનેશમંદ શબ્દોમાં લખેલાં પયગામો મોકલીને ઓજારખવાહીથી ભલામણ કીધી, કે વાલાશિયા અને મૉલ્ડેવિયાખાતે ટર્કિશ થોડુંથોડું પણ લશ્કર રેહેવા દેવું, કાંઇ નહીં તો ત્યાં સુલતાનની સત્તાછે, એમ હંમેશનેમાટે દેખાડવાખાતેર. તેની સલાહઉપર ધ્યાન આપવામાં આવ્યું ; અને જ્યારે તે મુખ્ય પ્રગણાંઓ પોતાનાં લશ્કરના મુખ્ય ભાગોને લઇને છોડી ગયો, ત્યારે બાકીનું ન્હાનું લશ્કર તેણે પોતાના સર્વેથી બહાદુરમાં બહાદુર અમલદારોમાંના એકની સરદારીહેઠલ પછવાડે રેહેવા દીધું—આ સરદાર કોઇજ નહીં, પણ તેજ ઇશમાયલ પાશા હતો, કે જેણે પોતાની બહાદુરીથી સિટાટની યાદગાર લડાઇમાં પોતાનું નામ પ્રખ્યાત કીધું હતું.

ઉપર જણાવેલી ગોઠવણનીરૂએ એક મોટી ઑસ્ટ્રિયન સૈના, ઉમરાવ જનરલ *કાઉંટ કૉરોનિનિની સરદારીતળે વાલાશિયામાં દાખેલ થઇ, અને બુશારેસ્ટખાતે પોતાનું વડું મથક કીધું. આ ગોઠવણનેલીધે વાલાશિયા અને મૉલ્ડેવિયાના જરા પણ અગત્યનાં દરેક શેહેર અને ગામડાંમાં ઑસ્ટ્રિયન લશ્કરની ટુકડીઓ મોકલી આપવામાં આવી ; અને પ્રિન્સ સ્ટિરબેએ એક ઢંઢેરો બહાર પાડી, પોતાની હકુમતતળેનાં વાલાશિયનોને હુકમ કીધો, કે તેઓએ તેઓના આ "બચાવ કરનારાઓ" તરફ લાયકીથી અને માયાથી વર્ત્તવું. બીજા હાથઉપર ઇશમાયલ પાશાએ પણ—ઓમર પાશાએ તેનીઉપર મોકલેલા હુકમને તાબે થઇને વાલાશિયન અને મૉલ્ડેવિયન શેહેરોમાં પોતાનું ટર્કિશ લશ્કર થોડુંથોડું વેહેંચી નાખ્યું. આ વેળા ઓમર પાશા વાર્નાખાતે પોતાનાં લશ્કરનો મોટો ભાગ લઇને ક્રિમિયામાં કેવો મામલો થાયછે, તે તપાસવાને રહ્યો. પણ આ વાત, તો યાદ રાખવાની ઝરૂરનીછે, કે ઇશમાયલ પાશાના હાથમાં જે લશ્કર સોંપવામાં આવ્યું હતું, તે ઑસ્ટ્રિયન લશ્કરનીસાથે સરખાવતાં સંખ્યામાં ઘણું ન્હાનું હતું. ખરીરીતે જોતાં, મુખ્ય પ્રગણાંઓના દરેક શેહેરમાં કે કસબામાં ટર્કિશ સેપાહોની જે સંખ્યા રાખવામાં આવી હતી. તેનાંકરતાં પાંચ કે છગણી વધારે ઑસ્ટ્રિયન સેપાહોની સંખ્યા ત્યાં રાખવામાં આવી હતી.

આ સર્વે બાબતો ધ્યાનમાં રાખવાની વાંચનારને અર્ઝ કર્યાપછી, હવે આપણે આપણી વાર્તા આગળ ચલાવીશું.

ઓમર પાશા અને તેના ભત્રીજાવચ્ચે જે વાતો ચાલી હતી, અને આપણે આ પ્રકરણની શરૂઆતમાં દરસાવી ગયા છૈયે, તેની થોડાક દહાડાપછી એક દિને બપોરે બુશારેસ્ટખાતે એક બનાવ બનવા પામ્યો. વાલાશિયન રાજધાનીમાં આવેલા પોતાના મેહેલના એક ખાનગી ઓરડામાં હૉસ્પોડાર, પ્રિન્સ બાર્બો બિબેસ્કો સ્ટિરબે બેઠેલો હતો. તે આસરે ચોપણ વર્ષોની ઉમરનો, અને અતિશય ખુબસુરત હતો. તેના કાળા ભમ્મર બાલ અને દાઢીઉપર વખ્તની જરા પણ નેશાનીઓ દેખાતી નહતી ; અને જોકે આ ઉમરે તો સાધારણરીતે બાલ પાકવા માંડેછે, પણ તેનાબાબમાં તેમ બન્યું નહતું. તેની આંખો કાળી, મોટી, અને તીક્ષ્ણ હતી—તેનાં ભવાં ભરેલાં અને કમાનદાર હતાં. તેનો ચેહેરો અતિ ઘણો ઘટમદાર હતો ; અને તેની કાળી મુછોનિચ્ચે રોનકદાર હોઠોમાંથી હારેદાર સુંદર દાંતો નઝરે પડતા હતા. તેનો દેખાવ જોતાં, તે જોનારને તરત ગમી આવે, એવો મજાજનો હતો ; અને ઉપરથી જોનારને તેઉપરથી એવું જણાતું, કે તે ઉદાર અને અમીરી ખવાસનો

*જુઓ નોટ ૯૯ મી.

શખ્સ હોવો જોઇએ. પણ જો કોઇ બારીક નઝરે જોનારો તેને જોય, તો તેને તરત માલુમ પડે, કે હૅાસ્પૅાડારનો દેખાવ પાપી હતો—તેની આંખોમાં એક જાતની ખંદાઈ માલુમ પડતી હતી—તેમજ જ્યારે તે હસતો, ત્યારે ભારે નર્માશ દેખાડતો, તોયે તેનાં હસવામાં પણ લુચ્ચાઈ તરત દેખાઇ આવતી હતી. પોતાનો સ્વાર્થ કેમ જાળવવો, તે પ્રિન્સ સ્ટિરબે પુરેપુરીરીતે સમજતો હતો. સૂબાતરીકેની તેની હાકેમીમાં તેના અમલતળેના મુખ્ય પ્રગણાંએ જેજે દુઃખો ખમ્યાં હતાં, તેથી તેણે સુલતાનની બાંહેધરીતળે રેહેવામાં ડાહાપણ જોયું હતું, પણ ખરેખર તો તેની તમામ લાગણી છુપીરીતે રશિયનોનીતરફેણમાં હતી, અને વળી તેજ વખ્તે તેણે ઑસ્ટ્રિયાની મેહરબાની અને વિશ્વાસ ખેંચી લીધાં હતાં. આવીરીતે ત્રણ ભાગો બજાવે,—એકમેકથીવીરૂદ્ધ ત્રણ રાજનીતિ સાથે સંભાળી લે—તે માણસ કેવો હશે, તે લખવાકરતાં વિચારી લેવુંજ વધારે સેહેલછે.

હૅાસ્પૅાડાર પોતાના ઓરડામાં એકલો બેઠેલો હતો; તે પોતાનીઉપર આવેલા ઢગલાબંધ પત્રો વાંચતો હતો. તેણે એક ઘણોજ ઉમદા લશ્કરી પુશાક સજેલો હતો; તેની ખાંધોઉપરના ભારે સોનેરી ગુચ્છાઓમાં વણેલા સેતારાઓમાં હીરાઓ જડેલા હતાઃ તેની તલવારની મૂઠમાં કીમતી ઝવાહેરો મઢેલાં હતાં; અને તેની છાતી ચાંદોથી ભરાઇ ગયેલી હતી. તે મધ્યમ કદથી સ્હેજ ઉંચો, અને પાતળિયો હતો; તેનું શરીર મરોડદાર હતું, અને તેથી તે કોઈ મોટું અને બડેખાં આદમી હોય એવું સ્પષ્ટ દેખાઇ આવતું હતું; તેમાં વળી તેના કીમતી પુશાકથી તેનો દેખાવ ભારે દમામદાર લાગતો હતો. પિછાંઓથી આરાસ્તા કીધેલી તેની લશ્કરી ટોપી, કે જેઉપર હીરાજડિત એક વળું હતું, તેઉપર બગલાની લાલ અને સુફેદ કલગીઓ ખોસેલી હતી. આ ટોપી જે "ટેબ્લ"આગળ તે વાંચતો બેઠેલો હતો, તેઉપર મુકેલી હતી.

પોતાનીસાંમે પડેલા પયેગામો અને દસ્તાવેજોના ઢગલામાંના ઘણાક વાંચ્યાપછી, તેજ "ટેબ્લ"ઉપર મુકેલો એક રૂપાંનો ઘંટ પ્રિન્સે વગાડ્યો. તે સાંભળી ઘણા ઉંચા પુશાકવાળો એક ખેદમતગાર તરત ત્યાં હાઝેર થયો; હૅાસ્પૅાડારે તેને પુછ્યું, "કોઈ બહારના ઓરડામાં મને મળવા આવેલું ખોટી થાયછે?"

નોકર—"હા, જનાબ, દેશના માહેનાં કારભારનેલગતા નામદાર પ્રધાન આપ નામવરને મળવા માંગેછે."

પ્રિન્સ—"તે નામદારને લ્યાં દાખેલ કરો." અને જ્યારે તે ખેદમતગાર ત્યાંથી ગયો, કે તે પોતાની બેઠકઉપરથી ઉઠી ઉભો થયો, અને મનમાંજ બડબડવા લાગ્યો, "આ નવા પ્રધાનને વડા વઝીરના ખાસ હુકમથી મને સત્તા આપવાની ફર્ઝ પડીછે,—તેને મારે રમાડવો જોઇએ—બચિત તેને મારે રમાડી નાખવો જોઇએછે."

થોડીજ "મિનીટો"નાઅરસામાં વાલાશિયા દેશના માંહેના કારભારનેલગતા પ્રધાનને હૅાસ્પૅાડારનીહઝુરમાં દાખેલ કર્યામાં આવ્યો. તે વૃદ્ધ ઉમરનો શખ્સ હતો; તેનો દેખાવ અતિશય બુઝુર્ગીવાળો હતો; તેના ચેહેરાઉપરથી તે ઘણો અકલમંદ અને અતિ ઘણી નેક નૈયતનો દેખાતો હતો. તે વાલાશિયાના ઘણા જાણીતા ઉમરાવોમાંહેલો એક હતોઃ તેની લાગણી તદન ઑટોમનોનીતરફમાં હતી—તે રશિયનો તેમજ ઑસ્ટ્રિયનો

બંધેને ખરાં જીગરથી ધિક્કારતો હતો; તેની ભારે અક્કલહુશિયારી અને મોટા અનુભવનેલીધે હૉસ્પૉડારના મુખ્ય પ્રધાનતરીકે ટર્કીના સુલતાને તેને પસંદ કીધો હતો. તેને નેમવામાં ન આવે, તેમાંટે ખુદ પ્રિન્સે અને ઑસ્ટ્રિયન જનરલ, કાઉંટ કૉરોનિનિએ ઘણાં પણ ફાવા-દાવા ચલાવ્યાછતાં તેનીજ નેમણુક કર્યામાં આવી હતી.

હૉસ્પૉડારનીહજુરમાં દાખલ થતાંજ તે પ્રધાને ભારે દમામથી પણ સભ્યતાથી નમન કર્યું; અને તેના જવાબમાં પ્રિન્સ સ્ટિરબેએ અતિ ઘણી સભ્યતાથી પાછું નમન કર્યું; તે મોટાં હોદ્દેદારસાથે "શેક-હાંડ" કીધી, અને તેને બેસવાનો આગ્રહ કર્યો. અત્રે આપણે જણાવવું જોઇએછે, કે પ્રિન્સ સ્ટિરબેએ પોતાની કેળવણી પારિસમાં લીધી હતી; અને તેથીજ તે ફ્રેંચમેનોના વિવેકો અને સભ્યતા શીખ્યો હતો, તેમજ પોતાના શરીરને શોભિતીરીતે સણગારવા પણ ત્યાંજ શીખ્યો હતો, અને જ્યાં પોતાની મતલબ સારવાની હોય, ત્યાં તે વિવેક અને સભ્યતા, બંધે સારીરીતે વાપરી જાણતો હતો.

**પ્રધાન**—"વાલાશિયાનું રાજ્ય ચલાવવાના કાનુનો કેવીરીતે રચવામાં આવવા જોઇએ, તેનો એક ખરડો હું તમો નામદારને માનપૂર્વકરીતે સમજાવવામાંટે લાવ્યોછું. હું પ્રથમમાં એવી સૂચના કરૂંછું, કે સઘળા 'જડજો' અને ન્યાયાધિશોવચ્ચે એક ઝાહેરનામું ફેરવવું જોઇએ, કે તેઓએ તદન અપક્ષપાતરીતે ધારાઓ અમલમાં લાવવા જોઇએછે, અને તેવીરીતે મુકદ્દમાઓના ફેસલા કરવા જોઇએ. વળી હું વધુ એવી સૂચના કરૂંછું, કે પ્રગણાંનો નાણાંસંબંધી વહિવટ ચલાવનારાઓએ અતિશય બારીક કરકસર કરવી જોઇએછે,—વળી બેહદ મુસાહરાના હોદ્દાઓ કાહાડી નાખવા જોઈએછે—ઉંચે વાંધેના અધિકારીઓના લખલુટ પગારોમાં કાપકુપ કરવી જોઇએછે—જાસુસોનું જે ખાતું રાખવામાં આવ્યુંછે, તે તદન બંધ કરવું જોઇએછે——"

**પ્રિન્સ**—(તેને બોલતો અટકાવીને) "મારા પ્યારા દોસ્ત, તમે ન બનવાજોગ બાબતો સૂચવોછો. ચાલો. બધી વાત છોડી દેઓ, અને આપણે એકબીજાવચ્ચે ખાનગી બંદોબસ્ત કરી લૈયે! હું જાણુંછું, કે તમો ઘણા પ્રમાણિક ગ્રહસ્થછો; અને જોકે તમારો દરજ્જો ઘણો મોટોછે, છતાં તમારી ખાનગી મીરાસ ઘણી નહાનીછે. વખ્તો એવા પણ આવેછે, કે જ્યારે દરેક જણે પોતપોતાનાં 'પેટનું ટાઢું' કરી લેવું જોઇએછે. મજુર તેની મજુરીનેલાયકછે: અને તેમજ હું તથા તમો પણ આ મજુરોના સરદારોમાંના છૈયે—અને આપણી ઉંચી પદવીપ્રમાણે આપણી મજુરી પણ મોટી હોવી જોઇએ——"

**પ્રધાન**—(વચ્ચે બોલી ઉઠીને) "પણ, પ્રિન્સ, હું તમો નામદારને જણાવવાની રઝા માગુંછું, કે——"

**પ્રિન્સ**—(પોતાની હંમેશની રીતપ્રમાણે મન હરી લેએવી રીતે હસવાનું ડોળ ઘાલીને) "હું કાંઇ સમજતો નથી, બસ ફક્ત હું એટલુંજ જાણુંછું, કે આપણે આપણું ભલું થાય, તેની સારીરીતે સંભાળ રાખવી. બીલાશક ખુશીથી તમારી યાદી બહાર પાડો. આનાં-કરતાં સરસ એક સરકારી દસ્તાવેઝ બહાર પડશે નહીં! તરેહવાર કબુલાતો આપો—પણ તે કબુલાતો પાર પાડવાનો વિચાર કરવો એ સરિયામ દીવાનાપણુંછે! મારા પ્યારા પ્રધાન! હું શું કહુંછું, તે સાંભળો. તમારૂં કુટુંબ ઘણું મોટુંછે, અને તમારાં ગરીબ સગાંઓ

સંખ્યાબંધછે. તે સઘળાંનું કલ્યાણ થાય, તેવી ગોઠવણ કરો, અને તેમ કરતાં મારૂં પોતાનું અને મારાં લાગતાંવળગતાંઓનું 'તળિયું ટાઢું' થાય, એવો ખુલ્લો માર્ગ રાખજો, એટલે આપણે બંધે સમજી ગયા! કેમ ઠીક કેની?"

આ સઘળું સાંભળી તે બુઢો ઉમરાવ અર્ધો અચરત, અને અર્ધો ગુસ્સે થયો; તે બોલ્યો, "પણ તમો નામદાર ખચિત એમ તો નહીંજ સમજતા હશો, કે મારાં સગાંઓછે, તેઓ નાલાયક હોય, તોયે તેઓને લાભ કરી આપવો?"

પ્રિન્સ--"હા,—હું એમજ કેહેવા માંગુંછું—કે તે બધાઓને લાભ થાય, એવું કરી આપો! પણ, મારા પ્યારા દોસ્ત,—જોકે આપણે આ ચાર દીવારોવચ્ચે વાતો કર્યે છેયે—અને તેમાંથી કોઇ તે સાંભળે નહીં, તેની મેં પુર ચોકાસી રાખીછે—યાદ રાખજો, કે તમોને **આપવામાટે મેળવવું** જોઈએ, અને તે જો પ્રમાણિકપણાંથી મેળવી શકાતું હોય, તો તો ભલેભલું—પણ કોઇબીરીતે તમારૂં ખીસું તો તર થવુંજ જોઈએ! એ મારી રાજ્યનીતિછે, તે ધ્યાનમાં રાખજો. તમારી યાદી ઝાહેર કરો, બહાર પાડો—તમોને જે ગમે તે કબુલાતો તેમાં આપો—પણ એટલીજ તેમાં સંભાળ રાખજો, કે તેથી આપણા પોતાના લાભોને કોઈરીતે નુકશાની થાય નહીં. વળી હું એટલું વધારે જણાઉંછું, કે જો તમોને તમારા સ્વાર્થની દરકાર ન હોય, તો મારો સ્વાર્થ સાચવવાને, અને મારા લાભો સંભાળવાની તો તમો મેહરબાની કરશોજ! મારા દોસ્ત, સલામ—હવે આપણાવચ્ચેની આ મુલાકાત એક 'મિનીટ' પણ વધુ લંબાવવાની ઝરૂર નથી! તમારી યાદી ઘણીજ સરસછે!—પણ તે ફક્ત કાગઝઉપરજ! તે વાંચતાં ઘણી અચ્છી લાગશે—તે બહાર પાડવાથી તમોને બેસુમાર શાબાશી મળશે."

એમ બોલતાંજ હૉસ્પૉડારે પ્રધાનનો હાથ પકડીને દાબીને "શેકહાંડ" કીધી, અને પોતાની હમેશની રીતપ્રમાણે તેને સભ્યતાથી અને હસીને આંજી નાખ્યો; અને પછી કુરનેશ બજાવી, તેવણને ઓરડાની બહાર કાહાડયા. પ્રિન્સની આ ઝાહેર લુચ્ચાઈ જોઇ તે નેક મનશાનીનો, વ્યવહારૂ, પ્રમાણિક ઉમરાવ તો છક્ક થઇ ગયો; અને તેની ધિક્કારવાજોગ રાજ્યનીતિસાંમે બીજી વધારે તકરાર કરવાને, કે વાંધો ઉઠાવવાને તેને વાજેબી ન લાગવાથી તે મેહેલ છોડી ગયો. પોતાનાં મકાનમાં જતાંને વાર પોતાના હોદ્દાનું રાઝીનામું લખી કાહાડી, તે મોકલી આપવાનો તેણે એકદમ વિચાર કીધો; પણ વધુ વિચાર કરતાં, તે મનમાં બોલ્યો, "નહીં—હું જો મારી સત્તાની લગામ છોડી દેવશ, તો તે કોઇ બીજા એવાના હાથમાં જશે, કે જે હૉસ્પૉડારની બીશર્મીભરેલી મતલબ પાર પાડશે. હું તે સત્તા મારાજ હાથમાં રાખીશ; અને મારેથી બનશે, તેમ હું આ નીચ મતલબ પાર પાડવા દેવશ નહીં, પછી કદી જો સઘળી લાંચ-રૂશ્વતો તદન અટકાવી નહીં શકીશ, તો શું થયું, પણ તે ઓછી તો કરી શકીશ."

પણ જોકે તે સુધા પ્રધાને પોતાના હોદ્દાનું રાઝીનામું તો નહીં મોકલી આપ્યું, તોયે તેણે પોતાની અને બાબાં બિએસ્કો સ્ટિરબેનીવચ્ચે જે ગોફતેગુ થઇ હતી, તેની તમામ હકીકતની એક યાદી લખી કાહાડી,—અને તેની જુદીજુદી નકલો કરી તે કૉન્સટૅન્ટિનોપલના વડા વઝીરને, તેમજ બુશારેસ્ટખાતેના ઇંગ્રેજ અને ફ્રેંચ એલચીઓઉપર મોકલી આપી.





## પ્રકરણ ૮૨ મું.

### આસ્ટ્રિયનો.

હૉર્સ્પૉડારના મેહેલમાંથી હજીતો પ્રધાન બહાર પડ્યો નહીં, તેટલાં પેલોજ શોભિતા પુશાકવાળો ખેદમતગાર પ્રિન્સના ઓરડામાં દાખેલ થયો; અને તેનીઆગળ એક "કાર્ડ" રજુ કરી જણાવ્યું, કે તે "કાર્ડ"ઉપર જણાવેલાં નામવાળો ઉમરાવ તે નામદારની મુલાકાત લેવાને માનપૂર્વક અર્ઝ કરેછે.

"કાર્ડ"તરફ જોઇને, હૉર્સ્પૉડાર બોલ્યો, "ડીમેટ્રિયસ બારની! આહ! રાડૉવાનના બુઢા ઉમરાવનો બેટો, કે જે ટર્કોનીતરફમાંછે તે." પછી પોતાના ખેદમતગારતરફ ફરીને કહ્યું, "લૉર્ડ ડીમેટ્રિયસ બારનીને હ્યાં દાખેલ કરો."

પ્રિન્સને ડીમેટ્રિયસસાથે અંગત પિછાણ નહતી—તે તેને નઝરે પણ ઓળખતો નહતો: કારણકે જે પણ કુટુંબોને ઑટોમનોસાથે લાગતુંવળગતું હતું, તેઓમાંના કોઇને પણ પ્રિન્સ સ્ટિરબે પોતાની ન્હાની દરબારમાં ફક્ત કાંઇ કામકાજનેમાંટે સેવાય કદીપણ દાખેલ કરતો નહતો.

ડીમેટ્રિયસ બારનીને હૉર્સ્પૉડારનીહઝુરમાં દાખેલ કર્યામાં આવ્યો,—કે જેને પોતાનીસાંમે આસરે ત્રીસ વર્ષોની ઉમરના એક મજાહના ઉંચાં કદના ખુબસુરત જવાનને જોયો; તેના બાલો ચળકતા કાળા હતા; મુંછ પણ તેવીજ હતી; અને તેનો દેખાવ દરેકરીતે સુંદર હતો. પણ આ વખ્તે દેખાઇતીરીતે ડીમેટ્રિયસ ઘણો ઉસ્કેરાયલો હતો,—તોયે પોતે જે મોટા હોદ્દેદારનીહઝુરમાં ઉભેલો હતો, તેનાં માનનેખાતેર તે પોતાનો પિત્તો જેમતેમ દાબી રાખવાની કોશેશ કરતો જણાતો હતો. જોકે મોટાં કુટુંબોનાં જે વંશજો જાણીતી રીતે ઑટોમનોની પક્ષમાં હતાં, તેઓતરફ પ્રિન્સ કોઈબીરીતે પોતાની મેહરબાની દેખાડતો નહુતો—છતાં તે જ્યારે તેઓનાં સમાગમમાં આવતો, ત્યારે તેની રાજ્યનીતિ એવી હતી, કે હંમેશાં એકસરખીરીતે તે તેઓની પ્રિતી મેળવી લેતો હતો, કે જેમ તે પોતાની સભ્યતાભરેલી રીતભાતથી કરવાને શક્તિવાન થતો હતો; આ તેનો ખોટાં ડોળ ઘાલવાનો વિવેક પણ તે ફ્રેંચોતરફથી શીખ્યો હતો. તેણે ડીમેટ્રિયસને બેસવાને એશારત કીધી; અને પછી "ટેબ્લ"નીપાસેની પોતાની કુરસીઉપર પાછા બેસીને, તેણે હસ્તે મુખડે સવાલ કર્યો, "લૉર્ડ ડીમેટ્રિયસ બારની, તમોએ આ મુલાકાતનું માન મને શા કારણસર આપ્યુંછે?"

ડીમેટ્રિયસ—"પ્રિન્સ, હું હ્યાં માંગવાને આવ્યોછું—નહીં, હું તમોને આજીજી કરવાને આવ્યોછું, કે જે અતિશય એકુંતવગરની, અને ઘણીજ ધિક્કારવાજોગ, ઘણી શર્મભરેલી ચાલ ચલાવવામાં આવેછે, તે તમે વચ્ચે પડીને બંધ પાડો!"

આ સાંભળીને હૉર્સ્પૉડારનો ચેહેરો ઘડીભર ગંભીરજ નહીં, પણ સ્હેજ કરડોજેવો થઈ ગયો, અને તે બોલ્યો, "મારા લૉર્ડ, તમારા મુખનો લગાર કરડાછે." પણ તરતજ

પોતાની હંમેશની રીતમુજબે મીઠા નર્મ સ્વભાવે લગાર હસીને કહ્યું, "પણ તમો શું કહેવા માંગોછો, અને તમારી અત્રે આવવાની મકસદ શીછે, તે જરા બરાબર ખોલાસાવાર સમજાવવાની તસ્દી લેશો?"

ડીમેટ્રિયસ—"મારા લૉર્ડ, હું પેહેલાંતો જે બનાવો હાં નહીં, પણ બીજે ઠેકાણે બનેછે, તેબાબે જણાવીશ. તેબાબે તમો નામદાર અજાણ્યા હોવ, એમતો બનેજ નહીં, કારણકે મારા બાપે તમો નામદારઉપર કેટલીક અર્ઝીઓ મોકલી આપીછે, કે જેમાં રાડૉવાન અને તેની પડોશમાં વસનારાંઓઉપર જે નહીં ખમી શકાયએવો જુલ્માત તે શેહેરનાં ઑસ્ટ્રિયન લશ્કરને હાથે તેઓને ખમવો પડેછે, તેબાબે ફરિયાદ કર્યામાં આવીછે."

સ્ટિરબે—"એવી કાઇ અર્ઝીઓ આવેલી મને યાદ આવેછે, અને તે મેં તરત મારા પ્રધાનને મોકલી આપી હતી, કે તેવિષે જે ઘટતું કરવા ઘટે, તે કરે, અને તે ફરિયાદો કાઉંટ-ફૅારૅાનિનિના કાનઉપર લાવવામાંટે પણ મેં તેવણને ફર્માવ્યુંછે."

ડીમેટ્રિયસ—(જુસ્સાથી) "પ્રિન્સ, જો તમો જણાવોછો, તેમ કર્યામાં આવ્યું હોય, તોપણ તેનું કાંઇ ફાયદાકારક પરિણામ હજી આવ્યું નથી!" પછી જરા વધારે ઠંડે સાદે અને વધારે માનઅક્રામથી તે વધુ બોલ્યો, "હું તમો નામદારને અર્ઝ કરૂંછું, કે મારી વાતઉપર તમોએ ધ્યાન આપવું. હાલમાં રાડૉવાનખાતે અને તેનીઆસપાસમાં સઘળા મળી ૬૦૦ ઑસ્ટ્રિયનોએ મુકામ કર્યોછે; અને તેઓની ચાલચલગત ત્યાંનાં રેહેવાસીઓના બંચાવ કરનારાઓકરતાં તેઓના અતિ ઘણા વેરી દુશ્મનોજેવીછે. તેઓ એક કેહેવાતા સુધરેલા દેશના સેપાહોકરતાં ખુનીઓ, લુટારાઓ, ગળાંકાપુઓ, અને લફંગાઓની એક ટોળીનીમેસલ વર્ત્તેછે. તેઓ શેહેરમાં દુકાનો, અને ગામડાંમાં ખેતરોમાં લૂટ ચલાવેછે: અને જો કોઇ પણ તેઓનીસામે થવાની જરા પણ હેમત કરેછે, તો જાણે માણસજાતનું નહીં, પણ હલકામાં હલકાં જાનવરોનું લોહી રેડતા હોય, તેમ પોતાની બાગનેટો અને તલવારોનો છુટથી ઉપયોગ કરેછે. મોટા સારા આસામીઓનાં, અને બીજાં સૌથી સારાં મેહેલજેવાં મકાનોમાં તેઓના અમલદારોએ મથકો કીધાંછે, કે જ્યાં તેઓની ચાલચલણ તેઓના હલકા સેપાહોનાજેવીજ ઘાતકી અને લફંગાઓનેલાયકની તેઓ ચલાવેછે. 'બુટો' અને કાંટા લગાડેલા આવા ત્રણ કે ચાર પાપીઓએ આવીને મારા બાપનાં ઘરમાં ધામો નાખ્યોછે;—અને જાણે તે મકાન પોતાનુંજ હોય, તેવીરીતે તેઓ ત્યાં વર્ત્તેછે. તેઓ દારૂ ઢાંસીને ધિક્કારવાજોગ મસ્તી કરવામાંટે તેવણનો ઉંચો દારૂ ભોંયરાંઓમાંથી લુટેછે—અને તેવણના ઘોડાઓઉપર સવાર થઇ તે બીચારાં જાનવરોને મરતતોળ દોડાવેછે—તેઓએ તેવણની ગાડીઓ પોતાનાં કબ્જામાં લઇ લીધીછે—તેઓ તેવણના નોકરોને લાત, મુક્કી, ઠોંસા, ધપ્પા મારી દુઃખી કરેછે—અને પ્રિન્સ, સૌથી બદતર, તો એછે, કે તેઓ મારી બેહેનોને અપમાન કરેછે!"

સ્ટિરબે—"મેં તમો નામદારનું કેહેવું ધીરજથી સાંભળ્યુંછે, અને આ સઘળી ફરિયાદોની હું એક નોંધ કરૂંછું. અલબત્તાં તેમાં જરા વધારે સહરાગાત કીધેલી જણાયછે——"

આ સાંભળી ફરી પાછો ઘણો ઉસ્કેરાઇ જઇને ડીમેટ્રિયસ મોટેથી બોલી ઉઠ્યો, "વાલાશિયાના પ્રિન્સ, હું તમોને સૌગંદઉપર જણાઉંછું, કે મેં જે જણાવ્યુંછે, તેમાં

જરા પણ સહરાગાત નથી! હું ઉસ્કેરાઈ જાઉંછું, તેમાંટે મને મુઆફ કરશો—હું કોઇરીતે તમો નામદારતરફ બીઅદબી દેખાડતો નથી—પણ આ પ્રગણાંના હાકેમતરીકે, અને તમારાં વડા મુરબ્બી સુલતાનના પ્રતિનિધિતરીકે હું તમારીપાસેથી ઈન્સાફની માંગણી કરૂંછું!"

ઠંડા દેલે પણ સભ્યતાથી હૉસ્પૉડારે જવાબ આપ્યો, "તમારી ફરિયાદોઉપર પુરતું ધ્યાન આપવાની મેં તમોને કબુલાત આપીછે."

*ડીમેટ્રિયસ*—"શું! તમો નામદારની કેહેવાની મતલબ એમછે, કે તમો આ બાબતવિષે શરૂડોવાનના ઑસ્ટ્રિયન સરદારને લખી જણાવશો! અને પુછાવશો, કે હું જે આ સઘળું જણાઉંછું, તેમાં કશી વજુદછે કે નહીં? અને તે તો ઝરૂર તમોને જણાવશે, કે નહીં! શું ચોરને પુછવામાં આવે, કે તેં ચોરી કીધીછે? તો તે હા કહી એકદમ કબુલ કરી દેશે? તેવીજરીતે જો આ ખુની, જંગલી, ઘાતકી ઑસ્ટ્રિયનોને પણ તેઓના અન્યાયોમાંટે પુછવામાં આવશે, તો તેઓ તે કબુલ કરશે, એ વિચારજ હસી કાહાડવાજોગછે. આરીતે આ કંગાળ ઑસ્ટ્રિયનોને ત્યાં મોકલી આપવામાંટે ટર્કીને ઘણુંઘણું સમજાવવાસારૂં ફ્રાન્સ અને ઈંગ્લાંડની રાજનીતિઉપર શ્રાપ હોજો! કે જેઓએ આમુજબે તમારાં પ્રગણાંઉપર ખવિસોનાં આ ટોળાંઓને છોડી મુક્યાંછે!"

આ કઠણ ભાષા સાંભળી ફરી એકવાર તેનાં મ્હોંઉપરથી હસવાનું જતુ રહ્યું, તો જોકે તેની બોલવાની ઢબ હજી એક સભ્યતાભરેલા ઠપકાજેવી હતી—તે બોલ્યો, "મારા લૉર્ડ, તમારી આ ભાષા એવીછે, કે જે હું સાંભળી શકું નહીં, અને તે તો તમે સારીરવેસે જાણતા હશો?"

*ડીમેટ્રિયસ*—"મારા લૉર્ડ, ફરીથી એકવાર મારી અકળામણનેમાંટે હું તમોપાસે મુઆફ માંગુંછું. મને હજી ઘણું વધારે કેહેવાનુંછે, અને તેટલાવાસ્તે હું શાંત રેહેવાની કોશેશ કરીશ. મારા બાપનાં ઘરમાં આ ઑસ્ટ્રિયન અમલદારોનું ઘાતકીપણું એટલી હદસુધી વધી ગયુંછે, કે તે વધુ વખ્ત ખમી શકાયએમ નથી. તમો નામદારતરફથી, તમારા પ્રધાનોતરફથી, કે કાઉંટ કૉરૉનિનિતરફથી મારા ઉમરાવ પિતાને દાદ ન મળવાથી—તેવણે પોતાનું ઘર છોડી જવાનો ઠરાવ કીધો, એવી મકસદથી, કે તેમ કરવાથી દારૂ હાંસીને જે અપમાનો તેવણુને તથા મારી બેહેનોને થાયછે, તેમાંથી તેઓ દુર થાય. અને પ્રિન્સ, પછી શું થયું, તેની તમોને ખબરછે? તે અતિ દુષ્ટ કર્મથી મારૂં દેલ અંદરથી ઉકળેછે? તે ઑસ્ટ્રિયન ચંડાળોએ કસમ ખાધા, કે જો મારા બાવા, તે ઘર છોડી જવાની હેમત કરશે, તો તેઓ તેવણુને બંદુકથી નિર્દયપણે વિંધી નાખશે! તેવણ હમણાં તેવણનાં પોતાનાંજ ઘરમાં એક બંદીવાનજેવા થઈ પડયાછે! વાલાશિયાના પ્રિન્સ, હું તમોને પુછુંછું, કે આવા કમકમાટભર્યા અપરાધો ચાલવા દેવામાં આવવા જોઈએ? ત્યારે શું તમારીપાસે ઈન્સાફ માંગવામાં આવે, તે ફોકટમાં?"

ફરીથી સ્ટિરબેએ ઘણાંજ દગલબાજ મીઠાશભરેલે સાદે અને ઢબે ચોકસાઇથી જવાબ આપ્યો, "આ બાબતપર હું પુરતું ધ્યાન આપીશ."

*ડીમેટ્રિયસ*—"જે બનાવો દુર બનેછે, તે મેં તમો નામદારને જણાવ્યાછે. હું હવે ખુદ તમારી રાજધાનીની હદમાં જે બનેછે, તેબાબે જણાવીશ—હા, ત્યાં બુશારેસ્ટમાંજ!—

ખુદ તમો નામદારના મેહેલનીનઝદીકમાંજ! તમો ઉમરાવ આલેસિયૉને તો ઓળખોછો. એક વખ્ત એવો હતો, કે તેને તમો નામદારના દોસ્ત હોવાનું માન હતું: તે દોસ્તી તેણે શામાટે ખોઈ દીધી, તેવિષે એશારો કરવાનું કામ મારૂં નથી——"

ઘણીજ નર્માશભરેલી ઢબે સ્ટિરબે વચ્ચે બોલી ઉઠયો, "મારા લૉર્ડ, હજી એમ કહો, કે તેણે મારી દોસ્તી તજી દીધી. કારણકે હૉસ્પૉડારના સુબાતરીકેનાં તખ્તઉપર મને નેમવાની જે ચુંટણી થઇ, તેમાં તેણે મારીસાંમે પોતાનું મત આપ્યું."

ડીમેટ્રિયસ—"તમો નામદાર અને ઉમરાવ આલેસિયૉવચ્ચે જે જુદાઇ થઈ, તેને મારી હાલની ફરિયાદીસાથે કશો સંબંધ ન હોવાથી, તે હમણાં જણાવવાની મને અગત્ય નથી—ફક્ત એટલુંજ જણાવીશ, કે ઉમરાવ આલેસિયૉસાંમે તમારા મેહેલના દરવાઝાઓ તે દહાડેથી આજસુધી બંધ થયાછે. તોયે હું ફરીથી તમો નામદારને ધ્યાનથી સાંભળવાને આગ્રેજી કરૂંછું. આ ઉમરાવ આલેસિયૉની એક બેટીછે, જે ખુબસુરત અને લાયકીવાળી ફિલિપેસ્કાછે. મેં તેણીના હાથની માંગણી કરવાથી, મારીસાથે તેણીની શાદી કરવાની કબુલાત આપવામાં આવીછે. છેલ્લા બે માસ થયાં હું બુશારેસ્ટમાં રહુંછું——"

સ્ટિરબે—(વચ્ચે બોલીને) "ત્યારે તમારા બાવાને ત્યાં જે બનાવો બનવાબાબે તમો ફરિયાદ કરોછો, તે તમોએ નઝરેનઝર દિઠા નથી?"

ડીમેટ્રિયસ—"મારા લૉર્ડ, આ છેલ્લા બે મહિનાઓનીઆગમચ મેં તે મારી નઝરે જોયા હતા, પણ મારા બાવાએ અને મારી બેહેનોએ કાકલુદીથી વચ્ચે પડવાનેલીધેજ ફક્ત મને મારૂં ઘર છોડવું પડયુંછે; કારણકે તેઓ ડરતાં હતાં, કે કદાચ ગુસ્સાના અને ધિક્કારના આવેશમાં હું કાંઇ ખરાબી કરી દઈશ, સબબકે મારો ગુસ્સો દિનપર દિન અને લગભગ દર કલાકે આ ઑસ્ટ્રિયનોનાં ઘોર કર્મથી વધારેને વધારે ઉસ્કેરાતો જતો હતો, અને જો તેના ઘટતા કીનાંમાં હું કાંઈ ખોટું કામ કરૂં, તો તેનેમાટે પાછું મનેજ સોસવું પડે. તેટલામાટે આજ છેહલા બે માસ થયાં હું બુશારેસ્ટ આવીને રહ્યોછું; પણ ઘરમાં જેમ મને પજવનારી, મન ઉસ્કેરનારી લાગણીઓથી દુઃખી થવું પડતું હતું, અને જેથી હું દીવાનો જેવો થઈ ગયો હતો, તેવીજ લાગણીઓ મને ત્યાં પણ સોસવી પડેછે. બુશારેસ્ટમાં ઉમરાવ આલેસિયૉનાં ઘરમાં પણ અમલદારોએ ઉતારો લીધોછે; અને રીડૉવાનખાતેના આ સુફેદ ડગલાવાળા પાપીઓની જે ચાલવિષે મેં તમો નામદારને હમણાં જણાવ્યુંછે, તેવીજ બુરી ચાલ બોલેબોલ ત્યાંના ચંડાળો પણ ચલાવેછે. મેં આજે જોયુંછે, તેમ તે બુઢા ગ્રહસ્થને અપમાન થતું જોવું—તેની સ્વચ્છ દોલતી, નિર્દોષ અને પાક બેટી ફિલિપેસ્કાનીસાથે જે ખરાબ ભાષામાં વાતો કર્યામાં આવેછે તે સાંભળવી—યા ખુદા," ઘણાં ગુસ્સાથી ડીમેટ્રિયસ બોલ્યો, "વાલાશિયાના પ્રિન્સ! જો તમો વખ્તસર વચ્ચે પડશો નહીં, તો આ મારા હાથોથી લોહી રેડાયાવગર રેહેવાવાનું નથી!"

સ્ટિરબે—"શાંત થાઓ, અને મને તમોને સમજાવવા દેઓ."

ડીમેટ્રિયસ—(ભારે જુસ્સાથી) "તમો મને સમજાવવા માંગોછો? આ બાબતો એવીછે, કે તે સમજાવાય તેવીછેજ નહીં! લજ્જાવાજેવી આ બાબતોએવીછે, કે તેને શ્રાપ દેવાને ભાષામાં પુરતા શબ્દો પણ નથી!"

પોતાની બેઠકઉપરથી ઉઠીને, આ જવાન ઉમરાવને હવે ઘણો ઉસ્કેરાયલો જોઇ, તેને ત્યાંથી ખેરવવાની મતલબે, કે જેથી આ નાપસંદ વાત વધુ થતી અટકે, તે હૉસ્પૉડાર બોલ્યો, "જો તમો મને કેમ ચાલવું, તેઆએ શીખવવા આવ્યા હોવ, જો તમે મને મારૂં કામ કેમ કરવું, તેનો હુકમ ફર્માવવા અહીં આવ્યા હોવ, તો હવે આપણાવચ્ચેની મુલાકાત એકદમ ખતમ થઈછે."

આ સાંભળી ડીમેટ્રિયસ પોતાનો ઉભરો અમર્યાદાથી પાછો જણાવવા જતો હતો,—પણ તેણે તેમ કરતાં પોતાને રોકયો; અને પોતાની ઉસ્કેરાયલી લાગણીને જેમતેમ કાબુમાં રાખીને, ઘણીજ નર્માશ અને ગરીબાઇથી બોલ્યો, "હું તમો નામદારથી દરગુઝર ચાહુંછું. તમો નામદાર હમણાં મને શું કેહેવા જતા હતા, તે કેહેવાની મેહરબાની કરોઃ હું તે ઘણાં માનસાથે સાંભળીશ."

આ જોઈ તે મુલાકાત લંબાવવાની હવે હૉસ્પૉડારને ફર્ઝ પડીઃ ટુંકમાં પટાવવાની જે તક અને બહાનું તેના હાથમાં આવ્યાં હતાં, તે હવે પાછાં છટકી ગયાં.

**સ્ટિરબે**—"તમે હમણાં એક ઘણીજ ભયંકર ધમકી ઝાહેર કીધી હતી; તમોએ ધમકી આપી હતી, કે જેઓનેમાટે તમો ફરિયાદ લાવ્યાછો, તેઓનીસામે તમો એક ખુનખાર કીનો તમારે પોતાને હાથે લેશો. તમારા પ્રિન્સતરીકે—અને તમારો દોસ્તવટીક થવાને હું ચાહુંછું તેતરીકે—હું તમોને સાવચેત રેહેવા ફર્માઉંછું. યાદ રાખજો, કે આ પ્રગણાંમાં આવી રહેલા ઑસ્ટ્રિયનોસામે જો કાંઇ અપરાધો કર્યામાં આવે, તે સઘળાંની તપાસ લશ્કરી કાયદાથી કરવાનું અમલમાં મુકાયુંછે, અને સાધારણ અદાલતોનેબદલે લશ્કરી સત્તા ચાલુ કર્યામાં આવીછે. તમોએ તમારા સ્વભાવને કાબુમાં રાખવો—તમોએ વખ્તપ્રમાણે વર્ત્તવું—તમો જે ફરિયાદો મારીઆગળ લાવ્યાછો, તેઆએ હું જુસ્તોજો કરૂં, તેટલાં થોભવું. હું ફરીથી કહુંછું, કે વિચાર કરજો! જો તમારેથી ગુસ્સાના આવેશમાં એક પણ જીવલેણ ભુલ થઇ, તો તેમાટે તમોને તમારો જાન આપવો પડશે!"

આ વખ્તે ડીમેટ્રિયસ બારનીનું લોહી અંદરથી ખરેખર ઉકળતું હતું, તો જોકે તેણે બહારથી તો શાંતપણાંનો દેખાવ ધારણ કર્યો, અને બોલ્યો, "તમો નામદારને જણાવવાની મને રઝા આપો, કે જેટલો વખ્ત આ તપાસ તમો ચાલુ રાખવાની ઢીલ કરશો, તેટલાંતો બળાત્કારો વધ્યા જશે, ઘાતકીપણું ઉમેરાયું જશે, બદકર્મોઉપર બદકર્મો થતાં જશે—તે એટલેતુલિક, કે તેથી ભેજું પણ ફરી જશે—ગુસ્સો હદની બહાર જશે—અને તેથી તે પોતાને કે પોતાનાં વાહાલાંનેખાતેર કીનો લેશે?"

**સ્ટિરબે**—"મેં તમો નામદારને ચેતવણી આપીછે, અને તમો જે આ સઘળા આરોપો મુકયાછે, તેબાબે જુસ્તોજો કરવાની કબુલાત પણ આપીછે."

**ડીમેટ્રિયસ**—"પ્રિન્સ, હું જે કહુંછું, તેમાટે મને મુઆફ કરશો, કે જયારે અર્ઝીઓઉપર અર્ઝીઓ કરવામાં આવીછતાં તેઉપર કશું પણ ધ્યાન આપ્યામાં આવ્યું હોય, એવી કશી નેશાનીઓ જણાતી નથી—જ્યારે મેં દરેક ઠેકાણેથી એવી ફરિયાદો આ જંગલી, ઘાતકી ફંગાળો, કે જેઓ પોતાને આપણા 'બંચાવ કરનારાઓ'તરીકે કેહેવાની હેમત કરેછે, તેઓસામે ઉઠેલી સાંભળીછે, ત્યારે——"

ભરેલી અને બીઆબરૂભરેલી ચાલ ચલાવી હતી; તે ઘણાં જોરથી યાદ આવી. તેથી તેણે હાય મારીઃ પોતાનાં તે કામનેમાટે પસ્તાવાનો ઝખ્મ તેનાં દેલમાં લાગ્યોઃ અને તેને લાગ્યું, કે તેણે જે દુર્ગુણી ચાલ ચલાવી હતી, તેની હમણાં તેને સઝા થતી હતી.

ડીમેટ્રિયસ હવે ઉમરાવ આલેસિર્યાનાં મકાનના બાગમાં દાખેલ થયોઃ અને હજીતો તે બાગના મોટા દરવાઝા દરવાને બંધ કીધા નહીં, તેટલાં તેનાં દિઠાંમાં એક દેખાવ આવ્યો, કે જેથી તેનો ગુસ્સો એકદમ ઉસ્કેરાઇ આવ્યો. બંધે કૅપ્ટનો, કે જેઓ તદન છાકટ હાલતમાં હતા, તેઓ બાપડા બુઝુર્ગ ઉમરાવ આલેસિર્યાને નીચમાં નીચ અને ગલીચમાં ગલીચ ગાળો ભાંડતા હતા,—અને ઉમરાવ પોતે તેઓની નાલાયક ચાલમાટે ગુસ્સાથી તકરાર કરતો હતો. આ દેખાવ બાગમાંથી મકાનમાં જવાના કોડી પાંઠરેલા રસ્તાઉપર બનતો હતો. આ ઑસ્ટ્રિયનોની ઘાતકી ચાલમાંથી આલેસિર્યાને બંચાવવામાટે જેવો ડીમેટ્રિયસ દોડીને આગળ જતો હતો—તેટલાં એકાએક આ કોરગાઓમાંહેલા એકે તે બુઢા ઉમરાવને એક ફટકો લગાવ્યો, કે જેથી તે બાપડો ઝમીનઉપર તુટી પડ્યો.

આ જોઇ ડીમેટ્રિયસનાં મ્હોંમાંથી ગુસ્સાની એક ચીસ પડાઈ ગઇ, અને તે એકદમ આગળ ધસી ગયો. પણ તેજ ઘડિએ ભારે ચીસો થોડે તફાવતેથી આવતી તેને કાને સંભળાઇ. તેણે પોતાની ફિલિપેસ્કાનો સાદ ઓળખ્યો! ચીસો પાડવાની ચાલુ રહીઃ—જે જગ્યાએથી તે ચીસો આવતી હતી, તેતરફ અતિ ઝડફથી તે દોડ્યો. ઝાડીના એક જાડા પર્દાનીઅંદરથી તે ત્યાં ગયો, અને ફિલિપેસ્કાને લફ્ટેનન્ટ સ્ટૅાલબર્ગના હાથોમાંથી છુટવાનાં ફાંફાં મારતી જોઇ. તેણીનો પુશાક ખોળાઇ ગયેલો હતો—તેણીના બાલો તેણીનાં અતિ સુફેદ ખભાંઓઉપર સઘળા વીખેરાઇને ઉડતા હતા.

ડીમેટ્રિયસ ફક્ત એકજ કુદકામાં તેઓનીપાસે જઈ ઉભો—પોતાની વાળેલી મૂઠીનો ફક્ત એકજ પણ ઝબરો ફટકો તેણે સ્ટૅાલબર્ગને માર્યો—અને ફિલિપેસ્કાને તે ચંડાળના હાથોમાંથી છોડવી. તેણીનો પજવનાર તે ઑસ્ટ્રિયન તો ઝમીનઉપર ચત્તોપાત પટકાઈ પડ્યો. પણ તરતજ પાછો ઉઠી ખડો થયો, અને એક જંગલી જાનવરનાજેવી વિક્રાળ બુમ પાડીને તે ડીમેટ્રિયસ બારનીનાં અંગઉપર ધસ્યો. પોતાની ફિલિપેસ્કાને થયેલાં અપમાન અને તેણીનીઉપર થયેલી બીશર્મ જાસ્તીનેલીધે દીવાનોજેવો થઈ, બારનીએ એક બીજો ઝબરદસ્ત મુક્કો લગાવ્યો—સ્ટૅાલબર્ગ પાછો નિચ્ચે તુટી પડયો, તેનાં મ્હોંમાંથી ધડધડ લોહી વેહેવા લાગ્યું—જેમ એક સર્પને ફટકો માર્યાથી તફડે, તેમ તે તફડ્યો—તેણે છેલ્લો દમ લીધો--પછી સઘળું શાંત થયું: તે મુર્દું થઇ પડ્યો હતો!





## પ્રકરણ ૬૩ મું.

### ફિલિપેસ્કો.

આ બાબત આપણે જે દહાડાનેમાટે લખ્યે છીયે, તેજ દિને રાતના આસરે નવ વાગતાનો-સુમાર હતો; હૉસ્પૉડાર, પ્રિન્સ સ્ટિરબે ફરીથી પોતાના કામકાજ કરવાના ખાનગી ઓરડામાં હતો. તે એકલોજ હતો; અને જોકે જે "ટેબલ"આગળ તે બેઠેલો હતો, તેઉપર સંખ્યાબંધ પયેગામો પડેલા હતા—અને જોકે તેની આંખો તેઓઉપર ઠરેલી હતી—છતાં ખરેખરૂં જોતાં તે તેઓને જોતો નહતો; કે તે વાંચતો નહતોઃ—તેના વિચારો બીજીજ બાબતોઉપર રોકાયલા હતા. તરતજ તેણે પોતાનો ચેહેરો ઉંચકયો; અને પોતાના હાથો પોતાનાં મ્હોંડાંઉપર ફેરવીને—કે જે ચેહેરો થોડીક વારસુધી દુઃખીજેવો લાગ્યો—તે પોતાનાં મનસાથે બડબડયો, "આપણે આદમો બીવકુફ છીયે, કે જેઓ ફક્ત સત્તા ધરાવવાની મતલબે સઘળાં સુખો અને આરામોનો ભોગ આપ્યે છીયે! ખુદા કસ્મ, મને એમ લાગેછે, કે જાણે હું દીવાનો થઇ જાઇશ!"

વાલાશિયાના પ્રિન્સનાં મનમાં એકાએક આવાં ગંભીર વિચારો આવે, એમાં નવાઇજેવું કશું નહતું; કારણકે તેનાં કુટુંબમાં દીવાનાપણું વંશપરંપરા ઉતરતું આવેલું હતું, અને આ કાંઇ પેહેલીજ વખ્તે આ બિહામણો વિચાર તેને આવ્યો નહતો, કે તેનું ભેજું, તેના હોદ્દાની પંચાએતોથી ગજાંકરતાં ભારે કામના બોજાનેલીધે ફરશે, લથડશે, અને આખરે ખસી પણ જશે. પણ તેમાં તેનો પોતાનો કસુર હતો, કારણકે તે પોતે હંમેશાં ચાલુ કાવાદાવાઓમાં પોતાનું મગઝ રોકેલુંને રોકેલું રાખતો હતો.

એક હોદ્દેદાર ઓરડામાં દાખેલ થયો, અને હૉસ્પૉડારને જણાવ્યું, કે ઑસ્ટ્રિયન લશ્કરનો વડો સેનાધિપતિ, કાઉંટ કૉરૉનિનિ તે નામદારને તરત મળવાને ઇચ્છેછે. પ્રિન્સ સ્ટિરબેએ કાઉંટને ત્યાં દાખેલ કરવાને એશારત કીધીઃ પણ તે એશારત તેણે ઘણીજ નાખુશીની ઢબે કીધી હતી, કારણકે જે શખ્સ તેને મળવા ચાહાતો હતો, તે તેને પીડા દેનારાઓમાંહેલો એક હતો. થોડીક "મિનીટો"માં એક વૃદ્ધ વયના, કરડા ચેહેરાવાળા—ઑસ્ટ્રિયન જનરલ અમલદારના પુશાકમાં સજ થયેલા શખ્સે ત્યાં દેખાવ દીધો. જેની ઢબે તેણે હૉસ્પૉડારને સલામ કીધી, તે પોતાનાકરતાં વધારે ચઢતી પદવીના એક માણસનેલાયકની હતી, છતાં તેની ઢબઉપરથી એમ જણાતું હતું, કે સત્તામાં તે હૉસ્પૉડારકરતાં વધારે ચઢિયાતોછે, એમ તેનાં મનમાં તે ફાંકો રાખતો હતો.

"જનરલ, આ એક ઘણો ગંભીર બનાવ બન્યોછે," પ્રિન્સ સ્ટીરબે બોલ્યો, અને આમુજબે તેણે પોતેજ તે બાબતવિષે પેહેલી વાત છેડી, કે જે બાબતઉપર તે થોડુંકઉપરજ વિચારમાં ગુંહાયલો હતો, અને તે સારીરવેસે જાણતો હતો, કે કાઉંટ કૉરૉનિનિની મુલાકાતે આવવાની મતલબ પણ તે બાબતસરજ હતી.

કાઉંટ—"ખરેખર, એ એક ઘણોજ ગંભીર બનાવછે. એક જવાન ઑસ્ટ્રિયન અમલદારનું નિર્દયપણે તમારી રૈયતમાંના એક જણે ખુન કીધુંછે——"

પ્રિન્સ—(વચ્ચે બોલીને) "મને જણાવ્યામાં આવ્યું છે, તેમ તેને ઉસ્કેરાવાને ઘણું ગંભીર કારણ આપવામાં આવ્યું હતું."

કાઉંટ—"તમો નામદાર શું ખુની ડીમેટ્રિયસ બારનીના મુરબ્બી અને બંચાવ કરનાર થવાનો એરાદો રાખોછો?" અને જ્યારે તે ઑસ્ટ્રિયન સેનાપતિએ આ સવાલ કર્યો, ત્યારે તેની હંમેશની આદતકરતાં પણ વધારે ગુસ્સાની નેશાની તેનો ચેહેરો દેખાડતી હતી; તેનાં ભવાંઉપરથી જાણે તે ધમકી અને ચેતવણી આપતો હોય, એમ લાગતું હતું; હૉસ્પૉડારને જણાવવાં માંગતાં હોય, કે ઑસ્ટ્રિયન સત્તાનીસાંમે તેને પોતાને મુકવામાં કેટલો જોખમ તે માથે ખેડેછે, તેથી સાવચેત રેહેવું.

પ્રિન્સ—"હું કાંઈ ડીમેટ્રિયસ બારનીનો મુરબ્બી નથી, અને તેનો બંચાવ કરનારતરીકે તો——"

કાઉંટ—(તેને બોલતા અટકાવીને) "ખરૂંછે! તમો નામદારને તેને બંચાવવાની સત્તાજ નથી. તેનો મુકદ્દમો લશ્કરી ધારાની સત્તામાં આવેછે; જે પણ અપરાધો અમારીસાંમે અને અમારી સત્તાનીસાંમે કર્યામાં આવે, તેનો ફેસલો કરવાનો એખતિયાર અમોને સોંપવાનું ઝાહેર કર્યામાં આવ્યુંછે. આ ગુનાહ તપાસવાનો અધિકાર લશ્કરી અદાલતે અત્યારઆગમચનો પોતાને હસ્તક લીધો પણછે—ટેપ પણ માર્યામાં આવીછે—અને આવતી કાલે સવારના તેને મારી નાખ્યામાં આવનારછે."

પ્રિન્સ—(જુસ્સાથી) "મારા લૉર્ડ, એમ બની શકશે નહીં!"

કાઉંટ—(ઠંડે પેટે) "પ્રિન્સ એમ બનશેજ!"

પ્રિન્સ—(ઘણો ઉસ્કેરાઇ જઇને) "પણ તેમ કરવાથી મામલો ઘણો ધાસ્તીભરેલો, ગુંચવણભર્યો થઇ પડશે, એટલો ધાસ્તીભરેલી રીતે ગુંથાયલો, કે——"

કાઉંટ—(વચ્ચે બોલીને) "નહીં, જરા પણ નહીં, જ્યાંસુધી સઘળી મુશ્કેલીઓનો કદી ન છુટેએવો ગાંઠ એકજ ઝટકે કાપી નાખવાની એક પણ ઑસ્ટ્રિયન તલવાર સાબુતછે, ત્યાંસુધી મને જરા પણ ધાસ્તી કે ગુંચવણ પડનાર નથી!"

આ સાંભળી હૉસ્પૉડારે ગુસ્સાથી પોતાના હોઠો દાંતોમાં કરડયા, અને પોતાના ઓરડામાં અહીંથીતહીં ત્રણચાર ફેરા ખાધા. તેની હંમેશની સભ્યતાભરેલી રીતભાત તે ભુલી ગયો હતો: આ વેળા તેનાં દેલની લાગણીઓ જુદાજ પ્રકારની થઇ ગઈ હતી: એક રીતે બોલતાં તે લાગણીઓ ઉસ્કેરાયલી હતી—બીજી રીતે બોલતાં તે લાગણીઓ ઘણીજ નાઉમેદ થઇ ગયેલી હતી. ઑસ્ટ્રિયન સેનાપતિ, પોતાની તલવારઉપર ટેકવીને બીફિકર ઉભો હતો, અને જાણે પ્રિન્સની જરા પણ દરકાર કરતો નહોય, એવી કરડી નઝરથી તે તેનીતરફ ટીકીટીકીને જોતો હતો. આ વેળા જો કોઇ બીજો ધણી ત્યાં હાઝેર હતે, તો તે સેહેલાઇથી જોઈ શકતે, કે ઑસ્ટ્રિયન જનરલ પોતાને સુલતાનના આ સુબાકરતાં પણ વધારે સત્તાવાળો અને બળવાન ધારતો હતો.

પોતે ચાલતો એકદમ ઉભો રહી જઇને હૉસ્પૉડારે કૉરોનિનિને જાણે અર્ઝ કરતો હોય, એવી ઢબે અને આવાઝે કહ્યું, "કાઉંટ, તમોએ આ બાબતને છેક હદબહાર લઇ

જરી ન જોઇએ. જો ડીમેટ્રિયસ બારનીની તપાસ મુલ્કી ધારામુજબે કર્યામાં આવી હતે, તો તેને જલ્લાદના હાથમાં સોંપતે નહીં; અને તેવીજ રીતે લશ્કરી ધારાએ પણ કરવું જોઇએ! મારી કાંઇ આ બાબતમાં તેનીતરફ દિલસુઝી નથી: પણ મારાં મનમાં ભારે ધાસ્તીઓ ઉપજેછે. જુઓ!" એમ બોલી બાજુએ મુકેલી એક બીજી "ટેબલ", કે જેઉપર બ્રિટિશ અને ફ્રેંચ વર્ત્તમાનપત્રોનો ઢગલો પડેલો હતો, તેતરફ આંગળી દેખાડીને, "આ પરમુલ્કનાં પત્રો વાલાશિયાના કારભારબાબે ચાલુ લખાણો કર્યાં જવાની ફોકટની વેઠ કરેછે——"

કાઉંટ—(તેને બોલતો અટકાવીને) "લંડન અને પારિસનાં પત્રોસાથે અમોને કશી પણ નેસ્બત નથી. વિયેનાનાં પત્રો અમારાં સઘળાં કામોને પસંદ કરેછે, એટલુંજ અમારે-માટે બસછે, અને તેઓના વિચારો તેઓ અમારા મહાપ્રતાપિ બાદશાહ, ઑસ્ટ્રિયાના શાહનશાહના વિચારોજ ફક્ત ઝાહેર કરેછે."

હવે પોતાની હંમેશની નર્માશથી સ્ટિરબીએ જવાબ વાળ્યો, "જનરલ, પણ તમો ભુલી જાઓછો, કે મારે માથે પણ એક બાદશાહછે, કે જેવણ મારાં દરેક કામોનો હેસાબ મારીપાસેથી માંગેછે. મારેથી જેટલું બની શક્યુંછે, તેટલું સઘળું મેં ઑસ્ટ્રિયાના લાભો-માટે કર્યુંછે: અને હું તો આતુરતાથી રાહા જોઉંછું, કે ક્યારે ઑસ્ટ્રિયા ખુલ્લીરીતે રશિયનોની સંફમાં જોડાઇ જવાનું ઝાહેર કરે—જ્યારે આ બુરખો નિકળી જશે—અને જ્યારે મને ખાતેરી આપવામાં આવશે, કે વિયેના અને સેંટ પીટર્સબર્ગની સરકારો સાથે મળીને મને પનાહ આપશે—ત્યારે હું ટર્કીની જરા પણ દરકાર કરીશ નહીં. પણ તેમ થાય તેટલાંતો કૉન્સ-ટૅન્ટિનોપ્લની દરબારનું મને થોડું પણ માન રાખવુ પડશે——"

આ સાંભળી કાઉંટે તેને બોલતો અટકાવ્યો, અને પોતાનો ચેહેરો એવોતો કરડો બનાવ્યો, કે જાણે તે વિકાળ અને જંગ્લી હોય, પછી બોલ્યો, "પ્રિન્સ, મેં તો મારો નિશ્ચય કર્યોછે! લફ્ટેનન્ટ સ્ટૉલબર્ગનો ખુની કાલે સવારના મરવોજ જોઇએ."

પ્રિન્સ—"મારા લૉર્ડ, મને એક વધુ શબ્દ બોલવા દેઓ! તે ઉમરાવ આલેસિયો, કે જેની બેટીઉપર આમુજબે અળપચારી કરવા જતાં સ્ટૉલબર્ગે પોતાનો જાન ખોયોછે, તે ઘણો બુઝુર્ગ શખ્સછે, અને લોકો તેને ઘણું માન આપેછે. ઉમરાવ બારની, તે આ ડીમેટ્રિયસના બાપના પણ પુષ્કળ દોસ્તોછે. તેઓ બંધેએ એકજસરખી રીતે ઝુલ્માત ગુજ-રવાની ફ્રિયાદો કીધીછે: પણ એ ફ્રિયાદોઉપર મેં મારેથી બની શકેએટલું થોડું ધ્યાન આપ્યુંછે. હવે વાતે ઘણું ગંભીર રૂપ પકડયુંછે. હું ફરીથી કહુંછું, કે મને તેઓતરફ જરા પણ લાગણી નથી, પણ હું તો તમો નામદારનેજ સવાલ પુછવા માંગુંછું, કે જો આ રીતે આ જવાનને મોતની સઝા કર્યામાં આવશે, તો તેનાં પરિણામો ગંભીર નહીં નિપજશે?"

કાઉંટ—(તોછડાઇથી) "બસ, પ્રિન્સ, ઘણું થયું! હું તે દરેક બાબતમાટે જવાબદાર રહીશ! યાદ રાખજો, કે ઑસ્ટ્રિયન સરકારના લાગવગથી તમો નામદારને હૉસ્પૉડારની ગાદી પાછી મળવા પામીછે, અને જો તમો આ ગાદી રાખવા માંગતા હોવ, તો તમોએ એશારતથી કે શબ્દોથી તે લાગવગનીસામે જાય, એવી કોઇ પણ લાગણી ન દેખાડવી. તમો નામદારને હવે હું માનપૂર્વક સલામ કરુંછું."

એમ બોલી, અર્ધી માનની ઢબે, અર્ધી જાણે મેહરબાની દેખાડતો હોયએવી ઢબે નમીને કાઉંટ ફૉરૅનિનિ તે ઓરડો છોડી ગયો.

"ખરેખર, એમજ હોવું જોઈએ !" એમ પ્રિન્સ સ્ટિરબેએ પોતાનાં મનમાં વિચાર્યું: ફરીથી તેણે પોતાના હોઠો કરડયા—પણ આ વેળા તેની મગરૂરીને જે ધ્રુટકો લાગ્યો હતો, તેમાંટે હતા. કારણકે તેને લાગ્યું, કે તેની સત્તા તો એક ઓઠાંજેવી હતી, ખરેખરી સત્તા તો ફકત નામનીજ હતી, અને જ્યાંસુધી તે ઑસ્ટ્રિયનોનાં જણાવ્યા-મુજબે તાબે થતો, અને તેઓની મર્ઝીની રાજ્યનીતિપ્રમાણે ચાલતો, ત્યાંસુધીજ તે પોતાની હકુમત ચલાવી શકે એમ હતું.

કાઉંટ ફૉરૅનિનિના ગયાને થોડીજ "મિનીટો" થઇ નહીં, તેટલાં ઓરડાનું બારણું પાછું ઉઘડયું; અને તેજ અધિકારી, કે જે પેહેલાં આવ્યો હતો, તેને ફરીથી દેખાવ દઈ જણાવ્યું, કે ઉમરાવ આલેસિર્યો પોતાની બેટીને લઈને આવ્યોછે, અને હૉસ્પૉડારની મુલાકાત લેવાને અર્ઝ કરેછે.

તે અધિકારીને ત્યાંથી જવામાંટે અધિરાઇથી પોતાનો હાથ હલાવીને પ્રિન્સે જવાબ દીધો, "હું કામમાં રોકાયલોછું, અને મને હરકત થવી ન જોઇએ !"

પણ હજીતો આ અધિકારી ઓરડો છોડી જવાનું કરતો હતો, તેટલાં બુઝુર્ગ ઉમરાવે પોતેજ ઉંબરઉપર દેખાવ દીધો; તે પોતાનીસાથે પોતાની બેટી ફ્લિપેસ્કાને લઈને આવ્યો હતો. આ જવાન બાનુ આગળ ધસી આવી, અને સ્ટિરબેના પગોઆગળ પડી, અને બોલી ઉઠી, "દયા કરો, પ્રિન્સ ! અને જો દયા નહીં કરો, તો એન્સાફ પણ આપો !"

ઉમરાવ આલેસિર્યો ઉંબર ઓળંગીને ઓરડામાં દાખેલ થયો, અને તેજ વખ્તે પેલા અધિકારીને ત્યાંથી જવાની પોતાના હાથવડે એશારત કીધી; આ વખ્તે તેનો અમીરી દમ્સો એવો હતો, તેની વર્તણુક એવીતો દુ:ખભરેલી હતી, કે તેના મુગા હુકમને તાબે થવાવગર રેહેવાય એમ નહતું: એટલામાંટે તે અધિકારી ત્યાંથી ચાલી ગયો, અને ઓરડાનું બારણું પાછું બંધ કીધું, અને તે બાપબેટી હૉસ્પૉડારસાથે હવે તે ઓરડામાં રહ્યાં.

અતિશય સભ્યતાથી, તે પ્રિન્સે કહ્યું, "ઉઠો, બાનુ, ઉઠો અને આમુજબે મને શામાંટે અર્ઝ કરોછો, તેનો ખોલાસો કરો."

તરતજ હુકમને તાબે થઈ ખુબસુરત ફ્લિપેસ્કા ઝમીનઉપરથી ઉઠી ખડી થઇ; અને પોતાની આંખોઉપર પોતાનો રૂમાલ જલ્દીથી ફેરવીને, તેણી બોલી, "પ્રિન્સ, હું જે શબ્દો જુસ્સામાં હમણાં બોલીછું, તેનો ખોલાસો મારા બાવા તમો નામદારઆગળ કરશે."

**ઉમરાવ આલેસિર્યો**—"મારા લૉર્ડ, એક વખ્ત એવો હતો, કે જ્યારે તમારી દોસ્તી ધરાવવાનું માન મને હતું: પણ એક મોટા ઝાહેર ટાકણાંઉપર દેયાનતદારીથી ચાલવાની મેં હેમત ચલાવવાથી, તે દોસ્તી તમો નામદારે મારેથી છિનવી લીધીછે. અગરજો તે મિત્રાચારી આપણાવચ્ચે આ વખ્તે ચાલુ હતે, તો હું હમણાં જે અર્ઝ કરવા આવ્યોછું, તેમાં મને ઘણી મદદ થતે: પણ તેમ તો હાલમાં નથી, એટલે મને તમારેથી દયા માંગવી પડેછે—હું તમારેથી એન્સાફ મેળવવાને આઝોજી કરૂંછું ! શા કારણમાંટે અમો હાં આવ્યાં છૈયે, તેબાબે તો તમો નામદાર અજાણ્યા હશો નહીં——"

સ્ટિરબે—"તેણીને હું અજાણ્યો નથી." અને પછી એકાએક દેલગીરીભર્યો દેખાવ ધારણ કરી, તે વધુ બોલ્યો, "જે સઘળું બન્યુંછે, તેમાંટે હું ખરાં જોગરથી દુઃખીછું. મેં અત્યારઆગમચના કાઉંટ કૅાર્નોનિનિને બોલાવી મંગાવ્યા હતા—મેં તેવણુસાથે તકરારો કીધી—મેં મારો સઘળો લાગવગ ચલાવ્યો—પણ—પણ તેથી કશું વળ્યું નહીં !"

આ સાંભળી પોતાના બંધે હાથો કાલાવાલાની ઢપે જોડીને, એક ઘુંટણઉપર પડીને, અને પોતાના હાથો વાલાશિયાના સરસુબાતરફ આજીજીથી લાંબા કરીને ઘણાં દુઃખથી ફિલિપેસ્કા બોલી ઉઠી, "અરે, પ્રિન્સ, એમ ના બોલો ! તમો ડીમેટ્રિયસ બારનીતું ખુન થવા દેશો નહીં !—નહીં! અરે નહીં ! તેમ થતું અટકાવવાની તમોને સત્તાછે ! તમો એવો એક કરપિણ ગુનાહ કરવા દેવાની બહાલી આપશો નહીં ! તેનો વિચાર કાંઇ ઑસ્ટ્રિયન અમલદારને મારી નાખવાનો નહતો ! ફકત પોતાના બંચાવમાં તેણે બીજી વાર મુક્કી મારી હતી—કે જે આવી પ્રાણઘાતક નિપજવા પામીછે !"

ત્યાં ફિલિપેસ્કાઉપર દુઃખ અને દેલગીરીએ એટલોતો ભારે ગલબો કર્યો, કે તેણી પોતાના હાથોવડે પોતાનો ચેહેરો ઢાંકીને ઘુંટણિયે પડીનેજ ડુસ્કેડુસ્કે રડવા લાગી. તેણીના સુંદર બાલોનો ભારો આ વખ્તે છુટીને તેણીનાં ખભાંઓઉપર અને પીઠઉપર છેક કમરથી પણ નિચ્ચેસુધી લટકતો પડેલો હતો—જે ડસ્કાં તેણી ખાતી હતી, તેથી તેણીની છાતી ઉઠળાતી હતી—અને ઘુંટણિયે પડેલી હોવાથી, સઘળો દેખાવ એવોતો ગંભીર અને ફૅરેશ્તાઇ લાગતો હતો, કે ઘડીભર કઠણ હૈયાંના પ્રિન્સ સ્ટિરબેનાં દેલમાં પણ દયા ઉસ્કેરાઇ આવી. હા—તે એકલપેટો અને આપસ્વાર્થિ જીવ—કાવાદાવા અને તરકટોથીભરેલા તે પુરૂષની પણ ઘડીભર અજાયબજેવી રીતે લાગણી ઉસ્કેરાઇ; તેણે ચાહ્યું, કે આ દેખાવ તેની નઝરે નહીંજ પડયો હતે, તો વધારે સારૂં થતે.

ઉમરાવ આલેસિયેો—"પ્રિન્સ, મારી બેટીની બાજુમાં હું પણ તમારા પગોઆગળ આજીજી કરવા પડુંછું !—તેણીની દયામાંટેની અર્ઝ કરવામાં હું પણ સામેલ થાઉંછું !"

હવેતો દેખાવ ઘણો દયાજનક અને ગંભીર થઇ લાગ્યો હતો. પોતાની બેટીનીહઝુરમાં હવે બુઝુર્ગ બાપ પણ ઘુંટણોઉપર પડયો—વૃદ્ધ વયથી પાકીને સુફેદ થઈ ગયેલાં તેનાં ઝુલ્ફાંઓસાથે તેણીનું તંદરેસ્ત તન અકેકની પાસેપાસે દયાનેમાંટે પ્રિન્સનીસાંમે ઝુકાવેલું, આ દેખાવજ કોઇ પણ જોનારની છાતીમાં અસર કર્યાવગર રેહે નહીં !—હઝારો કાવાદાવા અને તરકટોથીભરેલા આ પુરૂષનાં દેલમાં પણ તે જોઇ દયા ઉપજ્વાવગર રહી નહીં ! તેણે ઓરડામાં ત્રણચાર ફેરા આમથીતેમ ખાધા; અને તેટલા વખ્તમાં તેનું હૈયું પાછું કઠણ થયું—કારણકે આ વેળા ઑસ્ટ્રિયન જનરલે તેને જે ધમકીભરેલી, કરડી ચેતવણી આપી હતી, તે પાછી યાદ આવી !

તેણે ઉમરાવને કહ્યું, "મારા લૉર્ડ," અને પછી ફિલિપેસ્કાતરફ ફરીને તેણીને કહ્યું, "અને બાનુ, તમો બંધે જણાને જો મારેથી બની શકતું હતે, તો આ વેળા હું ઝરૂર મદદ કરતે, પણ મારી તેટલી સત્તા નથી ! ઑસ્ટ્રિયન લશ્કરી અદાલતે જે ટેપ મારીછે, તે ફેસલાનીસાંમે મને 'અપીલ' કરી શકાય, એમ નથી !"

આ સાંભળી પ્રિંસિપેસ્કા પોતાના બાપના હાથને વળગી, કરગરીને બોલી, "બાવા, બાવાજી, તમો એવણ નામદારને આજીજી કરો! ખુદાનેખાતેર કાલાવાલા કરો! આ મહા પાપી કર્મ થવા દેવું ન જોઇએ!"

ધ્રુજતે સાદે તે ઝીપ્ ઉમરાવે જવાબ આપ્યો, "મારાં ગરીબ બચ્ચાં! તારી પોતાની દુઃખી હાલત એ નામદાર પોતાની નઝરેનઝર જુએછે, હવે તેથી વધુ શી આજીજી હું કરી શકું? અરે! એ નામદારને તે ઝેંદગી રેહેંસાતી અટકાવવાની સત્તાછે!"

સ્ટિરબે—(માથું ધ્રુણાવીને) "નહીં તેમ નથી."

**ઉમરાવ આલેસિયો**—"પ્રિન્સ, તમારે હાથે લખાયલી ફ્કત એકજ લીટીથી, જે ઘાતકી, કમકમાટ ઉપજાવનારી અને ધિક્કારવાજોગ સત્તા આ ઑસ્ટ્રિયનોને આપવામાં આવીછે, તે રદ્દ કરી શકાયએમછે—આ સત્તાના બહાનાંતળે તેઓ એક હઝાર જાતનો ઝુલ્માત ગુજારેછે, અને તે તેઓનીસાંમે કરવામાં આવેલા અપરાધોમાંટેછે, એમ તેઓ તદ્દન ખોટું જાણાવેછે!"

પોતાના બાપનો હાથ એકદમ છોડી દઇને, અને એકદમ ભારે હેમત પકડીને, હવે પ્રિંસિપેસ્કા બોલી ઉઠી, "પ્રિન્સ, હું તમોને આજીજી કરૂંછું, કે જરા મારૂં સાંભળો! તેને બચાવવાનું તમો નામદારના હાથમાંછે, તેવિષે તો કશો શક નથી. ખરી વાતછે, કે માણસાઈ અને ઇન્સાફ્ના ધારાને જો તમો નામદાર અમલમાં મુકશો, તો તેથી તમોને ઑસ્ટ્રિયન ધારાનીસાંમે થવું પડશે, કે જે પાપી ધારાઓ હાલ આ પ્રગણાંમાં દાખેલ કર્યાંમાં આવ્યાછે. પણ, ઓ પ્રિન્સ! તમારાં દેલમાં જે વાજેબી લાગે, તે કરવાનું તમો નામદાર પસંદ કરશો, કે ઑસ્ટ્રિયનોનાં દેલમાં લાગે તે?—સઘળા ભલા અને શાણા માણસોની શાબાશી જીતવાનું તમો પસંદ કરશો, કે ઑસ્ટ્રિયન ઝાલમી અને તેના ઘાતકી ઝબરા ઝુલ્મગાર સેપાહો, જેઓ અત્રે આપણાંવચ્ચે આવી પડયાછે, તેઓની શાબાશી મેળવવાનું? શું એવી ખોટી શાબાશીમાંટે તમો નામદાર, તમારી દરેક ઉમદા અને અમીરી લાગણીઓનો પણ ભોગ આપશો? અરે! પ્રિન્સ, તમે એમ ના ધારતા, કે હું તમોતરફ બીઅદબીથી બોલુંછું! જ્યારે હું આ ઑસ્ટ્રિયન ઝુલ્માતોવિષે વિચારૂંછું, કે બોલુંછું, ત્યારે કદાચ મારૂં જવાન લોહી ઉકળી આવતું હશે, અને મારા જવાન ગાલોઉપર રતાસ ચઢી આવતો હશે, પણ જ્યારે તમો નામદાર જાણશો, કે જેની ઝેંદગીનો આધાર તેનીઉપરછે, ત્યારે તમો કાંઇક છુટ મુકશો! હું ડીમેટ્રિયસ બારનીને જેગરથી ચાહુંછું—તેમ કબુલ કરવાને જરા પણ શર્માતી નથી!—પ્રિન્સ, જે ફટકો ડીમેટ્રીયસ બારનીઉપર પડનારછે, તે એકલો તેનીજ ઝેંદગીઉપર પડવાનો નથી!—ફ્કત તેનીજ ઝેંદગીની દોરી તે ફટકો તોડનાર નથી!—પણ આ દુનિયામાં જીવવાની હવે જે થોડી મુદ્દત મારા દુઃખી બાપનેમાંટે બાકી રહી હશે, તેમાંથી તેવણને પણ ખુંચાવી જવામાં આવશે—અને મને પણ મારી જવાનીમાંજ મારા વખ્તઆગમચ ટુંક મુદ્દતમાં પેલી જહાનમાં મોકલી આપશે! વળી એના પોતાના પણ મા અને બાપ અને બેહેનોછે—ઓ પ્રિન્સ! ફ્કત ઘાતકી કીનાનેખાતેર એક ઝેંદગીઉપર જે તરાપ મારવાની મતલબ રાખવામાં આવીછે, તેથી કેટલા બધા ભોગો લેવાશે, તેનો તમોને કાંઇ ખ્યાલ પણછે?"

આ જવાન બાનુનું ભાષણ એટલુંતો દયા ઉસ્કેરવાજોગ, ખરાં દેલની લાગણીસાથનું, અને છટાદાર તેમજ દાનેશમંદીભરેલું હતું, કે હૉસ્પૉડાર ચાહાતે, તો તેણીને એવીરીતે બોલતી અટકાવતે, પણ તેમ કરવાની તેની બીલકુલ હેમત ચાલી નહીં. તેણીનો આ વખ્તે દેખાવ એક ફેરેસ્તાજેવો લાગતો હતો. લેડી ફ્રિલિપેસ્કાનો આ દેખાવ ઘણો ગંભીર, મન પિગળાવેએવો, અને દેલમાં ભલી લાગણી ઉસ્કેરનારો હતો!

પ્રિન્સ—"ફરી એકવાર હું કાઉંટ કૅર્લોનિનિને મળુંછું, અને બાનુ, મારીઉપર વિશ્વાસ રાખજો, કે મારેથી જેટલું બની શકશે, તેટલું હું તમારેમાંટે કરવાને ચુકીશ નહીં;—અને તરત, જેટલા બનેએટલા ટુંક વખ્તમાં, મારી મુલાકાતનું પરિણામ શું આવ્યુંછે, તે હું તમોને જણાવીશ."

પોતાની કબુતરજેવી નર્મ આંખોથી, અને પોતાના રૂપેરી હલકસાથે એવીતો પુષ્કળ આઝીજીસાથે ફિલિપેસ્કાએ ફરી વિનંતી કીધી, કે પથ્થરનાંજેવું કઠણ હૈયું પણ તેથી નર્મ થવાવિના રેહે નહીં. તેણી બોલી, "પ્રિન્સ, આ ઝેંદગી બંચાવો! આ જાન ઉગારો અને તેમાંટે મારી ખરાં દેલની દુઆઓ તમારેમાંટે ખુદાનીહઝુરમાં હું દઈશ!"

પ્રિન્સ—"બાનુ, તમો મારીઉપર વિશ્વાસ રાખો!" અને જો આ ઘડિએ તે પોતાની કબુલાત પાળવાનો વિચાર ન રાખતો હોય, તો તેનાજેવો પાપી માણસ આ દુનિયામાં કોઇ પણ બીજો હતે નહીં.

વાલાશિયાના પ્રિન્સનીહઝુરમાંથી ઉમરાવ પોતાની બેટીને લઇને બહાર નિકળ્યો: અત્યારતુલિક તો તેણીએ જેમ તેમ પોતાની હેમત ટકાવી રાખી હતી: પણ ચાલમાંથી પસાર થતાં, તેણીની હેમત પાછી તુટી ગઇ; તેણી ડસકાં ખાઇને રડતી પોતાના બાપની છાતીઉપર માથું નાખીને પડી. હૉસ્પૉડારના ખેદમતગારોમાંના એકે આ દયાજનક દેખાવ જોઇ પાસેનાજ એક ઓરડાનું બારણું ખોલી મુક્યું; અને ત્યાં આ બાપ અને બેટી, જ્યાંસુધી ફિલિપેસ્કાની ઉસ્કેરાયલી લાગણીઓ મેહેલ છોડી જવાજેટલી શાંત થઇ, ત્યાંસુધી થોભ્યાં.

અરે! કેટલી બધી—કેવી રીબાવતી—કેવી અતિ દુ:ખદાયક એન્તેઝારી આ વેળા વાહાલી ફિલિપેસ્કાને ખમવી પડતી હતી! કેમકે કલાકપછી કલાક પસાર થવા લાગ્યા, પણ પ્રિન્સ સ્ટિરબેતરફથી તો કશો ઉત્તર હજી મળ્યો નહતો! આખરે, છેક મધરાતે, મેહેલમાંથી એક કાસેદ ઉમરાવનાં મકાનમાં એક પયેગામ લાવ્યો; જે વેળા તે પયેગામ તેણીનો બાપ ઉખેડતો હતો, કે જે તેને નામે મોકલી આપવામાં આવ્યો હતો, ત્યારે એન્તેઝારી અને ધાસ્તીનેમારે ઉજળી સપજેવી થઇ તેનાં ચેહેરાતરફ જોતી તેણી ઉભી. તે બુઢો ઉમરાવ પોતાની નઝર તે પયેગામઉપર જલ્દીથી ફેરવી ગયો; અને તે વાંચતાંજ તે કાગઝ તેના હાથમાંથી નિચ્ચે પડયું. આઉપરથી ફિલિપેસ્કાએ જોયું, કે તેણીની છેલ્લી આશા પણ હવે ગુમ થઇ ગઇ હતી:—ડીમેટ્રિયસ બારનીને મોતની સઝા ખમવીજ પડશે!

અગરજો આપણે આ દુ:ખી બનાવનું બારીક વર્ણન કર્યે, તો તે ઉમરાવ અને તેની બેટી તે મધરાતને વખ્તે મેહેલમાં પાછાં કેવીરીતે ગયાં—કેવીરીતે તેઓને અંદર દાખેલ કર્યામાં ન આવ્યાં—કેવીરીતે ત્યારપછી તેઓ ઑસ્ટ્રિયન જનરલને મથકે ગયાં—

અને કેવીરીતે તેઓની ત્યાં પણ મુલાકાત લેવાને ના પાડવામાં આવી—તે સઘળું દરસાવવાની આપણને ફરજ પડે. વળી પછી તેઓ કેવીરીતે બુશારેસ્ટ-ખાતેનાં ટર્કિશ લશ્કરના વડા અમલદારઆગળ ગયાં—તે અમલદારે કેવી અતિ માયાથી તેઓની મુલાકાત લીધી—પણ અફસોસ કેવીરીતે તેણે તેઓને જણાવ્યું, કે તેઓને મદદ કરવાની તેને સત્તા નથી, તે પણ જો વિગતવારે જણાવ્યામાં આવે, અને પછી તેઓ જ્યાં ડીમેટ્રિયસને કેદ નાખ્યામાં આવ્યો હતો, તે બંદીખાનાંમાં તેની મુલાકાતે ગયાં હતાં—ત્યાંથી છુટા પડતીવેળા કેવો કરૂણારસ દેખાવ થયો હતો—એ સર્વે જો જણાવ્યે, તો ખચિત વાંચનાર તુંને પણ તેઓની દયા આવવાવિના રેહે નહીં! તારૂં પણ દેલ તેઓની આફત અને ઝહમતનેમાંટે દુઃખી થવાવગર રેહે નહીં!.. આખરે મોતની સઝા અમલમાં મુકવાનો વખ્ત આવી પુગ્યો, અને કમનસીબ બીચારી ફ્રિલિપેસ્કાને તેણીના આશકનાં બંદીખાનાંમાંથી લગભગ બેભાનજેવી હાલતમાં ત્યાંથી લઈ જવામાં આવી. પણ આપણે આ દેલ કંપાવનારી વાત વધારે ખોલાસાથી જણાવીશું નહીં; તે એટલીતો દુઃખદાયકછે, કે તે વર્ણવવાકરતાં, તેવિષે વિચારીજ લેવાનું વાંચનારની મુન્સેફી-ઉપર મુકયે છૈયે.

હા—સવારૂં પડવાનો વખ્ત થયો હતો, કે જયારે ફ્રિલિપેસ્કાને લગભગ બેભાન હાલ-તમાં જ્યાં ડીમેટ્રિયસને કેદ કર્યામાં આવ્યો હતો, તે બંદીખાનાંમાંથી જે ગાડીમાં તેણીને ત્યાં લઇ જવામાં આવી હતી, તેમાં નાખીને તેણીનાજેવાજ તેણીના દુઃખી બાપના હાથમાં મુકીને પાછી લઈ જવામાં આવી. આ ગાડી મહલ્લામાંથી ધીમેધીમે ઉમરાવનાં મકાનતરફ ચાલી.

પણ, સબુર, આહા! આ પડઘમો શામાંટે વગાડવામાં આવતાં હતાં? આ ટુરનાઇ-ઓના આવાઝ શામાંટે થતા હતા? આ કાંઇ ઑસ્ટ્રિયનોનું લશ્કરી વાજું વાગતું નહતું: આ કાંઇ ડીમેટ્રિયસ બારતીની ઝેંદગીના છેલ્લા અને બંધ થતા દેખાવમાંટે કૉર્ઝેનિનિના સેપાહોને જમા થવામાંટેનો આવાઝ કર્યામાં ન આવતો હતો. આ તો ટર્કિશ વાજાંનો આવાઝ કાને પડતો હતો: આ તો ટર્કિશ લશ્કર હથિયારબંદ થઇ જલ્દી જમા થતું હતું! આ બધાંની મતલબ શી હશે? તે સરોદ સાંભળી ફ્રિલિપેસ્કા તદ્દન શુદ્ધિમાં આવી ચોંકી ઉઠી: તેણીના જેગરમાં આશા પાછી સજીવન થઇ. શું ઑટોમન સેપાહોને કાંઇ હુકમ મળ્યો હતો, કિંવા ઑસ્ટ્રિયનોને તેઓનો છેલ્લો ઝુલ્માત બજાવવાનીસાંમે થવાને તેઓ પોતેજ ઉસ્કેરાઇને બહાર પડયા હતા?

ગાડી ઉભી રહી; કારણકે ઘણાક ઘોડાઓનાં કુદવાનાં પગલાંનો આવાઝ સંભળાયો. સવારનું ઝાંખું ઝળકળું થવા માંડયું: ઘોડેસવારોની એક ટોળી હવે નઝરે પડી: સવારોએ ટર્કિશ લશ્કરી લેબાશ પેહેરેલો હતો. એક ભપકાદાર રેસાલાસાથે એક ઉંચી પદવીનો સરદાર પણ આ ટોળીને માથે હતો: અને પછવાડે ઑટોમન લશ્કરની એક ટુકડી કુચ કરી આવતી હતી. આ સઘળાંની મતલબ શી?

આહ! હવે ફ્રિલિપેસ્કાને અને તેણીના બાપને વધુ વાર શકમાં રેહેવાનું કશું કારણ નહતું! આ ઉંચી પદવીનો સરદાર કોઇજ નહીં, પણ સિટાટનો પહલવાન ખુદ ઇશમાયલ **પાશા** પોતેજ હતો,—તે **જનરલ**, કે જેને નામદાર **ઓમર પાશાએ** ડૅન્યુબનાં લશ્કરની



( ચિત્ર ૨૬ મું. ) " અદબ વાળીને તે ઘેરો ઘાલેલાં શેહેરતરફ જોઈ ઉંડા વિચારમાં મશગુલ થયો ". ( પાનું ૪૮૨ મું. )

સરદારી આપેલી હતી ! અને તેના જમણા હાથઉપર ટવારિક બે હતો, કે જેને પયેગ્રામ આપી ઇશમાયલ પાશાઆગળ તરત રવાના કર્યામાં આવ્યો હતો, કે જેથી આ કટોકટ વખ્તેજ તેઓ બુશારેસ્ટખાતે સારાં નસીબે આવી લાગવાને શક્તિવાન થયા હતા.

વાલાશિયાની રાજધાનીથી થોડેક છેટે તેઓ આવી લાગ્યા, તેટલાંજ તેઓને કાને ઑસ્ટ્રિયનોની આ ઝુલ્માતની વાત પડી ; અને આ પાપી કર્મનો અંત આવે, તેઆગમચ તેઓ બનતી ઝડફે આગળ નિકળી આવ્યા હતા. આ બાબતમાં શું કરવું, તેનો તેજ વખ્તે હેમતવાન ઇશમાયલ પાશાએ નિશ્ચય કરી દીધો: બુશારેસ્ટખાતેના થોડાક મૂઠીભર ઑટોમન સેપાહોને સાથે લઇ ઑસ્ટ્રિયનોનાં અતિ મોટાં લશ્કરસાથે લડવાને તે તૈયાર થયો હતો !—અને કૉરોનિનિનો ઘાતકી હુકમ બજાવવામાં આવે, તેનાંકરતાં તેનો એક પણ સેપાહ જીવતો રેહે, ત્યાંસુધી જીવઉપર આવીને લડવાનો તેણે નક્કી ઠરાવ રાખ્યો હતો. આહ ! હવે ફિલિપેસ્કાની અને તેણીના બુઢા બાપની શી ખુશહાલી ! તેઓની હવે પુરતી ખાતેરી થઇ, કે આખરે સાચાઇની ફતેહજ થાયછે, અને એન્સાફની બાજુ ઝુલ્માતની બાજુઉપર ફતેહ પામવાવિના રેહેવાની નથી.

જે મહલ્લામાં બંદીખાનું આવેલું હતું, તે મહલ્લાનીનઝદીકમાં ઇશમાયલ પાશાએ પોતાનું આસરે ૧,૦૦૦ ઑટોમન સેપાહોનું લશ્કર ખડું કીધું ; જ્યારે ટવારિક બે એ અગત્યની બાબતસર વાત કરવાને હૉસ્પૉડારના મેહેલમાં દોડયો. વાંચનારને યાદ તો હશે, કે ટવારિકને રવાના કરતીવેળા ઓમર પાશાએ તેને કેટલાંક કાગળો સ્વાધિન કીધાં હતાં—તેમાંનું એક—આપણે જાણ્યે છૈયે તેમ—ઇશમાયલ પાશાઉપર હતું—અને બીજું ખુદ પ્રિન્સ સ્ટિરબેઉપરનું હતું—અને તે બંનેમાં હુકમ ફર્માવ્યામાં આવ્યા હતા, કે સંજોગો ધ્યાનમાં લેતાં ટવારિક બેને જે વાજેબી લાગે તેમ કરવા દેવું, અને તેમાં તેને જોઇતી મદદ આપવી.

બંદીખાનાંનીસાંમે ટર્કિશ સેપાહોને ગોઠવીને એવું દેખાડવાની મતલબ હતી, કે તેમાંના બંદીવાનને પકડવા આવવાને જો ઑસ્ટ્રિયન લશ્કરમાં હેમત હોય, તો ત્યાં આવવું ! તેમ વળી બીજા હાથઉપર બંદીવાનને પણ એકદમ છોડી મુકવામાં આવ્યો નહતો; એવું નક્કી કર્યામાં આવ્યું હતું, કે તેને ધારાસુજબે અને લાયકરીતે હૉસ્પૉડારની પોતાનીતરફનો હુકમ મોકલાવીને રીતસર છોડવો. પ્રિન્સ સ્ટિરબે અને ટવારિક બેસાથે શુંશું ગોફતેગુ ચાલી તે જણાવવાને આપણે થોભીશું નહીં: ફક્ત એટલુંજ જણાવવું બસ થશે, કે હૉસ્પૉડારે—ઓમર પાશાનું જગપ્રસિદ્ધ નામ લાંબે છેટેથી પણ સાંભળતાંજ—બ્હી ધ્રુજીને ડીમેટ્રિયસ બારનીનો છુટકારો કરવાના હુકમનામાંઉપર તરત જોઇતી સહી કરી બહાલી આપી.

આ સર્વે હકીકત જાણી ઑસ્ટ્રિયન સેનાપતિના ગુસ્સાનો પાર રહ્યો નહીં, પણ તેણે ઑટોમનોસાથે હાથોહાથ થવાની હેમત કીધી નહીં,—કારણકે તે સારીપેઠે જાણતો હતો, કે આ હાથોહાથમાં તેઓ મોતની છેલ્લી ઘડીસુધી લડેએવા બહાદુર હતા, અને તેમ થવાથી બુશારેસ્ટના મહલ્લાઓમાં લોહીની રેલ ચાલવાવગર રેહેતે નહીં; તેટલામાટે તેણે પોતાનાં લશ્કરને તેઓને મથરેજ રેહેવા દીધું. આપ્રમાણે ડીમેટ્રિયસને છુટકારો બખશા-

વામાં આવ્યો; તેણે ફરીથી એકવાર ફ્રિલિપેસ્કાને પોતાનાં હૈયાંસરસી ચાંપી, પણ તેમ કરતીવેળા આગળ તેણે લાયકીવાળી ઝિલ્લાહસાથે જે નાલાયક ચાલ ચલાવી હતી, તે યાદ કરી, પસ્તાવો કરવાવિના રહ્યો નહીં; કારણકે જેણે તેની ઝેંદગી બચાવી હતી, જેણે તેનો છુટકારો કીધો હતો, જેણે તેને એકવાર પાછો સુખી કર્યો હતો, તે કાઇજ નહીં, પણ મરનાર ઑટોમન દરિયાઇ સેનાપતિની ખુબસુરત બેટીનો પછવાડેથી થયેલો ખાવંદ પોતેજ હતો.





# પ્રકરણ ૬૪ મું.

## એક, બે, ને ત્રણ.

હવે આપણે ફરી રાડૉવાનની પડોશમાં આવેલા ઉમરાવ બારનીના મેહેલમાં પાછા જઈશું.

આ ઝેક ઉમરાવ—કે જેણે પોતાની બાયડી, અને પોતાની બે બેટીઓનીસાથે મળી ઝિલ્લાહતરફ અતિયંત માયા મેહરબાની દેખાડી હતી—જેણે તેણીનાં બાપના મરણપછીથી તે છેક તેણી ટવારિક બેસાથે શાદીના ગાંઠથી જોડાઇ, ત્યાંસુધી પોતાનાં ઘરમાં રક્ષણ આપ્યું હતું—તે અમીરી ખવાસનો ઉમરાવ હવે રાડૉવાનના ઑસ્ટ્રિયનોના ભારે ઝુલ્માતનો ભોગ થઇ પડયો હતો. તે પોતે તો બનતી ધીરજે સર્વે અપમાનો અને ઝુલ્માતો ખમ્યો જતે, પણ જ્યારે તેની બાયડી અને બેટીઓતરફ આવીજ રીતે નઠારી વર્ત્તણુક ચલાવ્યામાં તેનાં જોવામાં આવતી, ત્યારે તેનાં દુઃખનો પાર રહ્યો નહીં. રાડૉવાનખાતે ૧૦૦ ઑસ્ટ્રિયન સેપાહોએ મુકામ કીધેલો હતો ; જ્યારે ટર્કિશ સેપાહો તો ત્યાં ફક્ત આસરે ૧૫૦ જ હતા. એટલામાટે સ્વભાવિક રીતેજ ઑટોમન સેપાહો ઑસ્ટ્રિયનોનીસાથે બનતાંસુધી અઠડામણમાં આવવાને અખાડા કરી જતા હતા. તોયે તે પ્રગણાંમાં, તેમજ કમનસીબ વાલાશિયાના બીજા ભાગોમાં ઝુલ્માત, બળાત્કાર, અને ઝબરજાસ્તીના દેખાવો જોઇ મુસ્લીમ લોહી વારંવાર ઉકળી આવતું હતું.

વખ્ત બપોરનો હતો; જગ્યા ઉમરાવ બારનીના મેહેલનો એક મુખ્ય ઓરડો હતો ; જયાં ૭ કે સાત ઑસ્ટ્રિયન અમલદારો જાણે રાતનો વખ્ત થયો હોય, તેમ દારૂ ઢીંચવામાં મશ્ગુલ થયેલા હતા. દારૂની બાટલી, "ડીકાંટરો," અને ભાતભાતનાં ઉંચાં પકવાનોથી "ટેબ્લ" ચિકાર ભરાઈ ગયેલી હતીઃ જાણે ધુમસમાં બેઠેલા હોય, તેવીરીતે ત્યાં તંબાકુનો ધુમાડો પંઠરાઈ ગયો હતો, કે જે તે અમલદારો "પાઇપો" પીતા હતા, તેમાંથી નિકળતો હતોઃ તેઓ ઉંચા અતિ સુંદર ગાલિચાઓઉપર થુંકતા, લીટો કાહાડતા, કે ગળાંમાંથી બળખા નાખી નજેસાત કરતા—તેઓ પોતાનાં ગલિચ "બુટો"સાથે ઉંચા મખમલના "કોચો" અને ગાદીસાથની બેઠકોઉપર લાંબા થઇને અરડતા—ફક્ત પોતાનો જીવ ખુશ કરવાને બાટલીના બુચો કે તંબાકુ પીવાની "પાઇપો"ના ટુકડા ત્યાં મુકેલી શોભાની કીમતી ચીજોઉપર ટાંકી તેઓનો નાશ કરતા—અથવા "મૅહૉગૅની" કે ખુશ્બુદાર "રોઝઉડ"ના બનાવેલા ઘરના સામાનઉપર પોતાની તલવારોવડે ઉંડા કાપા પાડી, તે ખરાબ કરી નાખતા હતા. જ્યારે ડીમેટ્રિયસ બારનીએ ફરિયાદ કરતાં હૉસ્પૉડારને જણાવ્યું હતું, કે આ ઑસ્ટ્રિયન અમલદારો, જેઓ પોતાને સુધરેલી પ્રજાનાં લશ્કરનેલગતાં ગ્રહસ્થોતરીકે ઓળખાવતા હતા, તેઓ તેવીરીતે વર્ત્તવાનેબદલે અભણ જંગ્લી અને નહીં સુધરેલાઓનાજેવી વર્ત્તણુક ચલાવતા, તેમાં તેણે કશી પણ સહરાગાત કીધી નહતી.

આપણે જણાવ્યુંછે, તેમ બપોરને વખ્તે દારૂ ઢીંચવામાટે આ અમલદારો ઉમરાવ બારનીનાં એક સુંદર દીવાનખાનાંમાં એકઠા મળ્યા હતા. બારણાંઓ, કે જેમાં કાચના ઉંચા

તખ્તાઓ જડેલા હતા—તે ઉઘાડાં હતાં: છતાં ત્યાં પંથરાઇ રહેલો તંબાકુનો ધુમાડો મકાનનીસામેની ઘાસની લીલોતરીવાળી ફરવાહરવાની સુંદર જગ્યાએથી ચોખી હવામાંહે આવવાછતાં નિકળી જતો નહતો. આમાંહેલા કેટલાકોતો દારૂથી તદ્દન ટૈં થઈ ગયેલા હતા; અને તેઓ મ્હોંમાંથી જે ગમે તે ગલિચ અને ભાંડ ભાષા બોલતા હતા. તેઓ દારૂ પીને ઘણાં બિભ્તસ ગીતો ગાતા હતા; અને જેઓ ઓછા છાકટા થયેલા હતા, તેઓવટીક વધારે પીધેલાઓને તેઓની એવી બદ ચાલમાંથી કોઇ રીતે વારવાને જરા કોશેશવટીક કરતા નહતા.

ઉમરાવ, તેની બાયડી, અને તેની બેટીઓએ, જ્યાં આ લફંગાઓ એકઠા થયા હતા, ત્યાંથી ઘણા દુરના એક ઓરડામાં આશ્રય લીધો હતો, છતાં આ નીચો એટલીતો ધુમચક્રી ચલાવતા, બુમો પાડતા, અને ગીતો ગાતા, કે તેનો ગડબડઘોંઘાટ ત્યાં દુરવટીક તેઓને કાને પડતો હતો: પણ પાક દેલની બાનુઓને સારે નસીબે જે નજેસ અને ભાંડ ગીતો આ ડોરગાઓ ગાતા હતા, તેના શબ્દો તે બંધે ઓરડાઓવચ્ચે લાંબો તફાવત હોવાનેલીધે સંભળાતા નહતા. આ ઑસ્ટ્રિયન ઝાલ્મીઓનો પડતો બોલ ઉઠાવવાને તે મેહેલના તમામ નોકરોને હાજેર રેહેવાની ફર્ઝ પડતી હતી: કારણકે જો ઘંટ વગાડતાંનેવાર હાજેર થવામાં તેઓથી જરા પણ ઢીલ થતી, તો તે બાપડાઓઉપર મોટી આફત આવી પડતી હતી, અથવા જો "વાઇન" કે બીજો દારૂ લાવી તરતજ હાજેર કર્યામાં ન આવતો, તો તે બીચારાઓની કમબખ્તીજ થતી હતી.

આવી ઢીંગામસ્તી જરા નર્મ પડી, તેટલાં એક ઑસ્ટ્રિયન અમલદાર બોલ્યો, "જો આપણી આ મજાહમાં ઓરતોની હાજેરી હોય, તો કેવી વધારે ગમત પડે?"

બીજો બોલી ઉઠયો, "બચિત, ઘણીજ!" પછી મોટેમોટે હસીને, "પણ તે આ ઘરમાંની પેલી બુઢી બાનુની નહીં હો! તેણીની ખુબસુરત બેટીઓની હાજેરી હોવી જોઇએ!"

ત્યારે વળી ત્રીજો બોલ્યો, "અરે તે રાંડ બુઢીનો વિચારજ કોણને હતો? આપુને તો જવાનો જોઇએછે. ચાલો આપણે તેણીઓને હ્યાં એકદમ હાજેર થવાનો હુકમ કર્યે—આપણે આપણો દારૂ આ ખુબસુરતીઓની હાજેરીસાથે નોશ કર્યે; અને ખુબસુરતીઓના હોઠો આપણીસાથે દારૂ ગટગટાવશે——"

ત્યારે વળી ચોથો બોલી ઉઠયો, "હા—હા—અને પછી તેજ હોઠો આપણા હોઠોસાથે મળશે. લેઓ, હું તે બાબતનું એક ગીત ગાઉંછું!" એમ બોલી તે શરાબ અને ચુંમીઓવિષે એક ગીત મોટે સાદે લલકારવા લાગ્યો.

જે પેહેલો બોલ્યો હતો, તેણે આ સાંભળીને કહ્યું, "અરે, આ ચાલુ ગીતોને જંહનમમાં નાંખ! ઓરતો, હું કહુંછું, કે પેલી જવાન બાનુઓને બોલાવ્યે!"

આ સાંભળી સર્વે એક આવાજે પોકારી ઉઠયા, "હા, હા, પેલી જવાન બાનુઓ!" અને પછી તેઓમાંહેલો એક પોતાની જગ્યાએથી ઉઠયો, અને ઘંટ વગાડવામાટે દોરી ખેંચવાને લડ્ડતોપડતો ચાલ્યો; જે તેણે એટલાતો જોરથી ખેંચી, કે તે તુટી ગઇ.

એજ વખ્તે તરત એક સુંદર પુશાકવાળો નોકર, બ્હીહેલો અને ધાસ્તીથી ફિક્કો થઇ ગયેલો, ઓરડામાં દાખેલ થયો.

તેને જોઈને આ અમલદારોમાંહેલો જે સૌથી વડો હતો, તે બોલ્યો, "જા, અને ઉમરાવની બેટીઓને જણાવ, કે લાં આવીને તેઓની હાઝેરીથી અમારી 'ટેબ્લ' શોભાવે. હાઆ! જતો કેમ નથી? આપ્રમાણે ઢીલ કરવાની તારી શી મતલબછે?" એમ બોલી ભારે ગુસ્સાથી તે ઉભો થયો. "જલ્દી લાંથી જા! અને આ પયેગામ પહોંચાડ——"

તેનો એક સાથી વચ્ચે બોલી ઉઠ્યો, "પયેગામ નહીં, તમારી કેહેવાની મતલબછે, કે હુકમ? ખુદા કસમ! આ નાપાક તો જાણે આપણે તેને મોતની સઝા કીધી હોય, તેમ આપણીગમ હરણફાડ થઈને જોયા કરેછે."

પેહેલો બોલનાર આઉપરથી ઘાંટો પાડીને બોલી ઉઠ્યો, "અને જો એ તરત આપણા હુકમને તાબે નહીં થશે, તો એ જાણશે, કે ખરેખરજ એનાં મોતની ટેપ મરાઈ ચુકીછે!"

એમ બોલી આ લફંગા અમલદારે પોતાની "પીસ્ટૉલ" કાહાડી "ટેબ્લ"ઉપર સાંમે મુકી; તે જોઇ ધાસ્તીનેમારે તે કમનસીબ નોકર બારણાંઆગળ જઈ ઉભો, અને જો તે પકડી લીધું નહતે, તો ઝરૂર ભોંયઉપર તુટી પડ્યો હતે.

તે હંયેવાની અમલદારે હવે પોતાની "પીસ્ટૉલ" "ટેબ્લ"ઉપરથી ઉઠાવી, અને બોલ્યો, "જા, અને તે જવાન બાનુઓને મારો હુકમ જણાવ! હું કહુંછું, કે જલ્દી જા! ઉતાવળ કર—દોડ—ઉડી જા—અને આ ઘડીથી પાંચ 'મિનીટો'નીઅંદર તેઓ લાં આવે, એમ કર. નિકળ અહીંથી!"

આ ધમકીથી ધ્રુજતોધ્રુજતો તે નોકર ભાંગેતુટે સાદે બોલ્યો, "સાહેબ, આવો હુકમ લઈ જવાની હું હેમત કરતો નથી. હું કદીપણ આવો પયેગામ લઇ નહીં જાઉં! જો કદી લઇ જવાની હેમત પણ કરૂં," પછી એકદમ હેમત અને ગુસ્સાથી તે વધુ બોલ્યો, "તોબી હું તેમ કરવાનો નથી! મેં પંદર વર્ષોસુધી તેનું નમક ખાધુંછેઃ અને તે લાંબા વખ્તનાઅરસામાં આ અમીરી ખનાસના મારા શેઠનાં મ્હોંમાંથી એક આડો સુખનવટીક કોઈ દહાડે મેં સાંભળ્યો નથી. તે નામદારનાં ઉમરાવઝાદી પણ તેવાંજ માયાળુછે. થોડાંક વર્ષોઆગાઉ જ્યારે હું માંદગીને બિછાણે લાંબો થઇ પડ્યો હતો, ત્યારે આ મકાનમાં મારી ઘણીજ માયાથી બરદાસ્ત કર્યામાં આવી હતી, માંટે જેઓને હું મારી ઝેંદગીસારૂં આભારી છઉં, તેઓતરફ એવું કોઈ પણ કામ કરીશ નહીં, કે જેથી હું નમકહરામ થયેલો ગણાઉં! અફસોસ, હું તમારો પયેગામ લઈ જઈ શકતો નથી, તેમ મારેથી બનશેજ નહીં!"

આ સાંભળી તે ટોળીમાંનો સૌથી જવાન, મહા મુસ્કેલીએ પોતાની બેઠકઉપરથી ઉઠ્યો, કારણકે તેણે જોઇએ તેકરતાં વધારે દારૂ ઢીંચેલો હતો; તે લથડતોપથડતો ઉમરાવના નમકહલાલ નોકરતરફ ગયો, અને બોલ્યો, "તારા કાનમાં એક બોલ કહુંછું, તે સાંભળ! આ બારણાંઆગળથી ખસી જા! એમ! એમ! બસ બરાબરછે, એમજ! હજી જરા વધારે ખસતો જા! એમ, બસ, હવે ઉભો રેહે!"

એમ તેને ત્યાંથી ખસાડીને તે ઓરડાનાં બારણાંઆગળ પછી તે પોતે પીઠ કરીને ઉભોઃ નોકર તો થોડે દુર ખસતો જઈને ઉભો હતો—"ટેબ્લ," કે જેનીઆસપાસ આ લફંગા છાકટાઓ બેઠલા હતા, તે હવે તેની અને બારીનીવચ્ચે થઇ—કે જેથી હવે તે નોકરથી તે ઓરડાનીબહાર એકાએક નાસી જવાને બને નહીં.

હવે જે અમલદારે "પીસ્ટૉલ" બહાર કાહાડી મુકી હતી, તે બોલ્યો, "હવે પોરિયા, એમ ના મનમાં મલકાતો, કે અમો તારીસાથે ફક્ત મસ્ખરી કર્યે છૈયે—આએ માત્ર હસ્વાનુંછે, એમજ જો તું સમજતો હશે, તો તેમાટે તુંને તારો જાન આપવો પડશે, હું હવે તુંને ત્રણ વાર પુછીશ——"

બીજો વચ્ચે બોલી ઉઠ્યો, "શું ? ત્રણ વાર ? બીવકુફાઈભરેલી વાતછે! એને બસ છેલ્લીજ વખ્તે પુછો; અને તે વખ્તે જો એ આપણો પયેધામ લઇ જવાને ના પાડે, તો——"

ત્રીજો વળી વચ્ચે પુરાયો, "અને જો પેલી બેઉ પોટ્ટીઆને હંઇ લાવવાને સૌગંદઉપર કબુલ નહીં કરે, તો."

બીજો બોલ્યો, "હા, ખચિત—અને જો પેલી બેઉ પોટ્ટીઆને હંઇ લાવવાને સૌગંદઉપર કબુલ નહીં કરે તો—અને તે પણ જો તે કામ એકદમ તરત નહીં બજાવે, તો—તેનાં કોહેલાં ભેજાંવાળાં માથાંમાં આ ગોળી હું દાખેલ કરીશ."

ત્યારે વળી એક બીજો બોલ્યો, "નહીં, નહીં, એને ત્રણ વખ્ત પુછો, એને ત્રણ તકો આપો!"

જે જવાન અમલદાર તેને ખસાડીને દરવાઝાઆગળ પીઠ કરી ઉભો હતો, તે બોલ્યો, "હા—ત્રણ તકો આપવી! ત્રણ વખ્ત પુછવું!—પણ, ખુદા કસ્મ, જો એણે ત્રીજી વાર તેમ કરવા ના પાડ્યું, તો પછી——"

તે સાંભળી ત્રણ કે ચાર જણાંઓ સાથે મોટે સાદે પોકારી ઉઠ્યા, "ત્યારેતો એક ઘેટાંને કે ડુક્કરને માર્યે, તેમ એને ગોળીથી વિંધવો!"

આ સઘળું સાંભળીને, તે નૌકર, કે જેણે હેમત પકડી હતી, તે હજી પણ છોડી દીધાવગર બોલ્યો, "ગ્રહસ્થો, હું પણ તમોજેવોજ એક ખ્રિસ્ટીછું, અને તમો કાંઇ બીઇમાની ટર્કનીસાથે હમણાં કામ પાડતા નથી—તો જોકે, ખુદા મને મદદ કરે, ટર્કોબી——"

એક ઑસ્ટ્રિયન પોકારી ઉઠ્યો, "સાંભળ્યો, આએ ચંડાળને! મારા કસ્મ, એ એમ કેહેવા જતો હતો, કે બીઇમાન ટર્કો પણ આપણ ખ્રિસ્ટીઓકરતાં વધારે સારાછે. તમોજ જુઓ, કે આ *વાલાકો આપણને ધિક્કારેછેઃ તેઓનાં આપણીતરફનાં હાડવેરનો આ એક ખાસો નમુનોછે."

તેના જવાબમાં ધિક્કારની, નાઉમેદીની, અને આઝોજીની ભેગી લાગણીઓસાથે તે ઉમરાવનો નૌકર બોલ્યો, "જ્યારે તમો અમો લોકોતરફ આવીરીતે વર્ત્તો, ત્યારે અમો લોકો તમોને ચાહીજ કેમ શકયે ? તમો અમારો 'બંચાવ કરનારાઓ' છેઓ, એમ પુરવાર કરો, અને પછી અમો તમોને ચાહીશું!"

એઉપરથી એક ઑસ્ટ્રિયન ભારે ધિક્કારથી બોલ્યો, "હં, તારાજેવા ભૂંડતરફથી તો અમોને ખચિત ઘણો કીમતી ચાહ મળવાનો! તું અને તારાજેવા બીજા સઘળાઓ ઘાતકી ટર્કોનીસાથે વસવાથી નાપાક થઈ ગયાછો, તેવા તારાજેવા એક ચંડાળતરફનો ચાહ! ખુદા ખ્યેર કરે!"

*જુઓ નોટ ૧૦૦ મી.

કેટલાક જણાં મોટા ધાંટા પાડીને બોલી ઉઠયા, "હવે આ ઝઘડો છોડોની! બસ ત્રણ તકો! ત્રણ વાર પુછવાનું! એકદમ બાનુઓ—કે નહીં તો આ પોરિયાનાં માથાંમાં એક ગોળી!"

જે અમલદારે "પીસ્ટૉલ" કાહાડી હતી, તેણે તે ફરીથી હાથમાં ઉંચકી, અને બોલ્યો, "ચાલ, પોરિયા, જો, આ બે નળીની 'પીસ્ટૉલ'છે, જોઈ કે?—એની અક્કેકી નળીમાં અક્કેકી ગોળી ભરેલીછે: આ બધા મારા દોસ્તો તુંને જણાવશે, કે હું ઘણો અચ્છો નેશાનબાઝછું: તુંબી ખાસો ગોળગોળ, બદ્દેણાંની બરણીજેવો, ને ઘણું ખાઇખાઇને દુંબાજેવો માતેલો બન્યોછે, એટલે એક નેશાનબાઝને ગોળી ટાંકવામાટે ખાસો લાયક થયોછે. તારી ઝેંદગીની કીમત તું કેટલી આંકેછે, તે તો હું જાણતો નથી: તે તો હવે જોવાનું બાકી રહ્યુંછે. હું તો તારી ઝેંદગીની એટલી કમ કીમત આંકુંછું, કે મારાં ત્રીજા સવાલનો જવાબ જો તારીતરફથી નકારમાં મળ્યો, તો તારાં ભેજાંમાં આએ ગોળીઓ મારૂં નહીં, તો હું શયેતાનનો બેટો!"

**નોકર**—"સાહેબ, **તમો** એવું દુષ્ટ કર્મ કરશો નહીંજ—ગ્રહસ્થો, **તમો** એવું પાપી કામ કરવા દેશોજ નહીં!" એમ બોલી તે પેલા 'પીસ્ટૉલ'વાળાતરફથી ત્યાં બેઠેલા બીજા મેઝબાની કરનારાઓતરફ જોવા લાગ્યો.

તેઓ સઘળા બુમો પાડી ઉઠયા, "ચુપ, પોરિયા!"

બારણાઆગળ ઉભેલો જવાન અમલદાર બોલ્યો, "તકરાર કરવી ફોકટનીછે, ચલાવો! ચલાવો!"

આ સલાહ તેણે પેલા "પીસ્ટૉલ"વાળાને આપી હતી, કે જેણે પાકો ઠરાવ કીધો હોય એવીરીતે તે "પીસ્ટૉલ"ના બંધે ઘોડાઓ ચઢાવ્યા.

આ જોઈ ધીમા પણ ગંભીર સાદે તે નોકર બોલ્યો, "ત્યારે અલ્લાહ કરીમ, તારી મદદ હોજો!" આ બોલતી વખ્તે, તેનો ચેહેરો જે કુદર્તીજ શોહામણો અને ચંચળ હતો, તે **મક્કમ** ઠરાવના અને પોતાના વિચારસારૂં ભોગ આપવા તૈયાર થયલા એક માણસનાજેવો થયો.

"પીસ્ટૉલ" ધરાવનારે પુછ્યું, "હું પેહેલી વાર તુંને પુછુંછું, કે તું જઇને પેલી બે જવાન બાનુઓને ત્યાં લાવવામાટે સૌગંદઉપર જાયછે કે નહીં?"

તે નમકહલાલ નૌકરે જવાબ આપ્યો, "નહીં, સાહેબ."

"હું તુંને આ બીજી વાર પુછુંછું?"—અને આ વેળા તે પુછનારનો ચેહેરો એક વિકાળ ખુનીનાજેવો થઇ ગયો.

**નોકર**—"નહીં, સાહેબ—હું નહીં જવાનો! અને હવે—મારી ઝેંદગીના મતલબી વિચારથી નહીં, પણ **તમારા** પોતાનાં આત્માનાં ભલાંનેખાતેર, હું તમોને સૌગંદ આપુંછું—હા, હું ખુદાનાં નામથી તમોને કસમ આપુંછું, કે—"

કેટલાક જણા મોટેમોટે ધાંટા પાડીને બોલી ઉઠયા, "તારી વાએઝ નહીં જોઇએ! તારૂં ભાષણ અમોને નથી જોઇતું!"

તે "પીસ્ટૉલ" પકડનારે પુછ્યું, "આ ત્રીજી વાર, અને યાદ રાખજે, કે આ છેલ્લીજ વાર!——"

"ઓ અલ્લાહ, તારી મેહર મારીઉપર હોજો!" તે નોકર મનમાં બડબડ્યો, પણ તદ્દન હેમતવાન અને મક્કમ રહ્યો.

"આ ત્રીજી અને છેલ્લીજ વાર પુછું છું, કે તું અમારા કહ્યાપ્રમાણે ચાલશે કે નહીં?"

વળી આ વેળા તે નમકહલાલ માણસ મનમાં બોલ્યો, "ઓ ખુદા, મારા આત્માને તારે હવાલે લેજે!" અને પછી શાંતપણે અદબ વાળી, તેણે મક્કમ સાદે જવાબ આપ્યો, "નહીં."

આટલું બોલવાપછી તેના હોઠ હાલતા જણાયા—તે કાંઈ ધાસ્તીથી નહતા, પણ તે મનમાં બંદગી કરતો હતો: ત્યારપછી "પીસ્ટૉલ" ફુટવાનો આવાઝ થયો, તે પછી થબ દઈને પડવાનો ભારી આવાઝ થયો—અને પછી સઘળું ચુપચાપ!

તે ઉમરાવના નમકહલાલ નોકરને તેજ જગ્યાએ ગોળીથી વિંધી નાખવામાં આવ્યો હતો: તે ગોળી તેના માંથાની ખોપરી ફાડીને માંહે પેવસ થઈ હતી, અને જ્યાં તે ઉભો હતો, તેનીબરાબર પછવાડેની સુંદર ફરેકાળમાં બેસાડેલાં પાટિયાંઉપર તેનું ભેજું છંટાઇ પડ્યું હતું. આસરે એક "મિનીટ"સુધી તે ઓરડામાં ભારે ચુપકીદી પથરાઈ રહી: તે ખુની અને તેના પાપી મદદગારો સઘળા ભયંકર કમકમાટથી એકબીજાતરફ જોવા લાગ્યા; તે ચંડાળને હવે એમ લાગ્યું, કે તેણે જોઇએ તેકરતાં આગળ પગલાં ભર્યાં હતાં; અને બીજાઓને એમ લાગ્યું, કે તેઓ ધારતા હતા, કે ઇરાદો રાખતા હતા, તેકરતાં વધારે તે ચકાસ્યો હતો. અગરજો તેઓ તદ્દન અભણ જંગલીઓ હતે, તો આ રીતે પસ્તાવાની ધાસ્તીમાંજ તેઓ ચાલુ રેહેતે: જાણી જોઇને જે પાપ કીધું હતું, તેમાંટે કુદતી લાગણીઓ ઉપરવારીજ રેહેતે. પણ તેઓ તો સુધરેલા જંગલીઓ હતા, કે જેઓએ અઘોર પાપ કીધું હતું, તેઓ તો ડોળ ઘાલેલી હેમતતજે, પોતાના હૈડાંનો પશ્ચાતાપ છુપાવવાને તૈયાર હતા. માંટે જેવા એકે જેમતેમ કરી હસવા માંડ્યું, કે બીજાઓ પણ તેથી વધારે મોટે સાદે હસવા લાગ્યા—અને આખરે બધા સાથે હસવા લાગ્યા; અને હમણા તેઓનાં દેલમાં જે લાગણી થતી હતી, તે દાબી દેવામાંટે પછી તેઓએ પોતાનાં "ગ્લાસો" દારૂથી ભર્યાં.

પણ તરતજ ફડાક દેતું કે બારણું ઉઘડ્યું; અને ઉંબરઉપર તે બુઝુર્ગ ઉમરાવ પોતેજ આવીને ઉભો.

**ઉમરાવ**—"ગ્રહસ્થો, હમણાં બંદુક ફુટવાનો આવાઝ થયો, તેની મતલબ શી? ઓ પાક ખુદા! શું આ ખરૂં છે? ના, નહીં—એમ તો નહીંજ બને!" અને પછી તે પોતાનો નૌકર, જે ભોંય ઉપર લાંબો તાટ થઇ પડેલો હતો, તેનીઉપર એકાએક તેની નઝર પડવાથી તેનીતરફ તે દોડી ગયો.

જે અતિ પાપી જીવલેણ કામ કર્યામાં આવ્યું હતું, તે આ ઝેક ઉમરાવનાં જોવામ આવ્યું, અને તે જોઇ થોડીક "મિનીટો"સુધી તેનાં ડચકાંઓથી તેનું હૈડું ઉંચકમેલ થવા લાગ્યું—તેનો સાદવટીક રૂંધાઈ ગયો. પણ તરતજ પછી ભારે ગુસ્સામાં તે ઉમરાવ આવ્યો; અને ઑસ્ટ્રિયન અમલદારોતરફ ફરીને તેણે તેઓને એવી રીતે કહી સંભળાવ્યું, કે જેથી સાફ ખુલ્લું જણાતું હતું, કે ધીરજની હદ આવી રહી હતી, અને ગમે તે થાય, પોતાની

બાયડી અને છોકરાંઓનીવટીક દરકાર કરવાવગર છેલ્લે પાટલે બેસીને તે બોલ્યો, "નીચ, ખુની કંગાળો! તમો ખરાજ ઘાતકી ખુનીઓ છેઓ! માણુસાઈ અવતારમાં ખવિસો છેઓ! ખુદા તમારા સરઉપર આ પાપી કામનો કીનો ઉતારે! શ્રાપપાત્ર ઑસ્ટ્રિયન ઝુલ્માતના શ્રાપપાત્ર હથિયારો—*હૂપ્સઅર્ગના દૈત્યની ઔલાદના શયેતાની આડતિયાઓ! ખુદાના ભારેમાં ભારે શ્રાપો તમારીઉપર ઉતરજો! ઓહ, લોહીના તરસિયા નાપાકો! માણુસના નામને અયેબ લગાડનારા કુતરાઓ! ધિક્કાર હોજો! લ્યાનત પડજો તમારીઉપર! શામાંટે તમોએ આ અધમ કામ કીધુંછે? હવે વધારે ખમવાનો વખ્ત વહી ગયોછે!"

જે ઑસ્ટ્રિયને તે જીવલેણ "પીસ્ટૉલ" ફોડી હતી, તે પોકારી ઉઠયો, "બસ કર, એઈ દીવાના બુઢા! ચુપ થા!—નહીંતો મારો ગુસ્સો ઉસ્કેરાશે, તો તારા નોકરનાંજ મુર્દાંઉપર તું પણ પડશે! હજીતો હ્યાં એક ગોળી બાકીછે——"

જે પાપી કર્મ કર્યું હતું, તેથી વધારે ઉસ્કેરાઈને કમકમાટ અને ધિક્કારસાથે તે બુઢો ઉમરાવ બોલ્યો, "તમો લોકો જાતેજ ખુનીછો, માંટે ફોડ! મને કાપી નાખ—મને મારી નાખ!"

તે ખુની બોલ્યો, "ખુદા કસમ, જો તું મને વધારે ગુસ્સે કરવાની હેમત કરશે, તો જેમ તું વગરવિચારે માંગેછે, તેમ કરવાને હું ચુકીશ નહીં! જા!—અગર નહીંતો હું મારૂં બોલવાનું પુરૂં કરૂં, તેઆગમચ જો તું આ દરવાઝામાંથી બહાર જશે નહીં, તો હું સૌગંદ ખાઈને કહુંછું, કે——"

પણ તેટલાં કેટલાક જણાસાથે બોલી ઉઠયા, "સાંભળો! આ આવાઝ શાનો આવેછે?"

ઘોડાનાં પગલાંનો, ઘણાક જણાનાં સરખાં કદમ ભરવાનો, અને સેપાહોનાં ચાલવાથી તેઓનાં હથિયારોનાં ખખડવાના આવાઝો જેઓ આ ઓરડામાં એકઠા થયેલા હતા, તેઓને કાને પડયા, કે જે ઓરડામાં ખુનતું ઝબુન કામ કર્યામાં આવ્યું હતું. સઘળાઓની નઝર બારણાંતરફ ગઈ: અને તેઓનાં દિઠામાં ટર્કિશ સેપાહોની એક ટુકડી બાગમાંથી તે બારણાતરફજ આવી. પેહેલીજ નઝરે ઑસ્ટ્રિયનોનાં જોવામાં આવ્યું, કે આ ઑટૉમનોની સંખ્યા ઘણી ન્હાની હતી; કારણકે રાડૉવાનખાતે જે ટર્કિશ લશ્કર પડેલું હતું, તે ન્હાનું હતું.

આ જોઈ ઑસ્ટ્રિયન અમલદારોમાં જે સૌથી વડો હતો, તે બોલી ઉઠયો, "ચાલો આપણા સેપાહોઆગળ દોડી જઈએ! ખરાબી કરવાની યોજના રચવામાં આવીછે!—પણ આપણે જલ્દી આ નીચ બીઇમાનીઓને શીખવીશું, કે આપણાં કામનીવચ્ચે પડવાની તેઓને ઝરૂર નહતી!"

બારણાંતરફ ધસી જઈને, અને આગળ વધતા ટર્કોને પોકારીને તે બુઢા ઉમરાવે મોટેથી બુમો પાડી, "જલ્દી કરો, ઉતાવળ કરો! જલ્દી, જલ્દી! ઉતાવળે આ ખુનીઓને પકડી લેઓ!"

આ સાંભળી તે "પીસ્ટૉલ"વાળા અમલદારે, પોતાની બાકી રેહેલી બીજી ગોળી તે ઉમરાવતરફ છોડી, અને બોલ્યો, "ખસેલાં ભેજાંના!"

પણ આ વખ્તે તેની નેમ તે ચુકયોઃ હવે શું આવી બનશે, તેની ધાસ્તીથી તેના હાથો ધ્રુજતા હતા, અને તેથી તેની નેમ આ વાર અચુક નહતી: ને ગોળી બારણાંમાં

*જુઓ નોટ ૧૦૧ મા.

જડેલો કાચનો એક મોટો તખ્તો ટુકડેટુકડામાં ભાંજીને બહાર નિકળી ગઇ—અને ઉમરાવ, જરા પણ ઇજા થવાવગર, બહાર બાગમાં દોડી નાઠો. એક સવાર, કે જેની સરદારીહેઠલ આ ટુકડી કુચ કરી આવતી હતી, તે તરત પોતાનો ઘોડો તે જગ્યાએ દપટાવી લાવ્યો; અને તે ઊેફ ઉમરાવે, આશા અને ખુશહાલીની એક ચીસસાથે, ટવારિક બેને ઓળખ્યો.

થોડાજ બોલોમાં તે ઉમરાવે જે ભયંકર પાપી કર્મ તેનાં મકાનમાં કર્યામાં આવ્યું હતું, તે ટવારિક બેને કહી સંભળાવ્યું; અને તે સાંભળીને તેણે પોતાના ટર્કિશ સેપાહોને તરત હુકમો ફર્માવ્યા. તે પોતે પોતાના ઘોડાઉપરથી નિચ્ચે ઉતર્યો; પોતાની શમ્શીર મિયાનમાંથી બહાર ખેંચી; અને આસરે અર્ધો "ડઝન" આગેવાન સેપાહોને સાથે રાખીને મકાનમાં ધસ્યો—જ્યારે બીજા ઑટૉમનો તે મકાનને ઘેરી લેવા લાગ્યા. તોયે સઘળા ઑસ્ટ્રિયન અમલદારો તરતજ તે ઉમરાવનીપછવાડે તે ઓરડો, કે જ્યાં પેલા નૌદરનું ખુન કર્યામાં આવ્યું હતું, ત્યાંથી વંજો ભાપી જવા પામ્યા—સેવાયકે ફક્ત એકજ જણ. તે એક જણ, કે જેને આ રીતે પકડવામાં આવ્યો હતો, તે કોઇજ નહીં, પણ ખુદ તેજ પાપી હતો, કે જેણે "પીસ્ટૉલ"વડે તે નિર્દોષ નૌકરનું ખુન કર્યું હતું; બાગમાંની છેક નાકેની દીવારઉપર તે ચઢીને નાસી જવાની વેતરણ કરતો હતો, પણ તેટલાં એક ટર્કિશ સેપાહે ફોડેલી બંદુકની ગોળીથી તે નિચ્ચે તુટી પડયો.

બુશારેસ્ટમાં તે ઉમરાવના છોકરાઉપર જે ગઝબ આવી પડયો હતો, અને તેને કેવીરીતે છોડવવામાં આવ્યો હતો, તે સઘળું ટવારિક બેએ તે ઊેફ મર્દને ઉતાવળે કહી સંભળાવ્યું; અને તે સાંભળી ડીમેટ્રિયસનો છુટકારો કરનારતરીકે તે બુઝુર્ગ ઉમરાવે ઑટૉમન સરદારના આ ભત્રીજાને ચાંપીને બગલગીરી કીધી.

**ટવારિક**—"તમારો બેટો, જલ્દીથી તમોને આવી મળશે. તે લૉર્ડ આલેસિયો અને ફિલિપેસ્કાનીસાથે બુશારેસ્ટથી મુસાફેરી કરતો આવેછે. ક્રિમિયામાં મારા મહાપ્રતાપિ કાકાએ ફર્માવેલો હુકમ જલ્દીથી બજાવવાને હું તેઓનીઆગમચ નિકળી આવ્યો: તે હુકમ એજ હતો, કે શર્ડોવાનખાતેથી જેટલા ઑટૉમન સેપાહો મને મળી આવે તેઓને લઇને તમો નામદારના મેહેલઆગળ દેખાવ દેવો. મને જરા પણ ખ્યાલ નહતો, કે જેવખ્તે આવા કમકમાટ ઉપજાવનારાં ઘોર કર્મો કરવામાં આવતાં હતાં, તેજ વખ્તે હું ત્યાં આવી લાગીશ!"

આ વખ્તે ટવારિક બેને ખબર કરવામાં આવી, કે જે ઑસ્ટ્રિયન અમલદારોનીપુઠે ટર્કો દોડયા હતા. તેઓ આ ચંડાળોને પકડવાવગરજ પાછા ફર્યા હતા. જેમ આપણે આગળ જણાવ્યુંછે, તેમ એકસેવાય બીજા સઘળા નાસી જવામાં ફતેહ પામ્યા હતા; એક જે પકડાયો હતો, તે ઉમરાવના નાચાર નૌકરનો ખુની હતો—અને તે ઝખ્મી થયો હતો.

ઘણી નાઉમેદીસાથે તે ઊેફ ઉમરાવ બોલ્યો, "હવે આખું ઑસ્ટ્રિયન લશ્કર આપણીઉપર ઉતરી પડશે! હજી બીજાં ખુનો થશે!—ઝુલમઝાસ્તી અને લુટો ચાલશે!—હા, અને વળી તેથી બદતર!—અરે, મારી વાહાલી બેટીઓ તમારૂં શું થશે!"

**ટવારિક**—(બહાદુરીથી) "મારા લૉર્ડ, બિહોના! મૂઠીભર મારાં માણસોછતાં પણ હું ઝુલ્માતના આ પાપી ગુલામોસાથે લડીશ; અને ખુદા સાચાઇનીતરફેણમાં અમોને ઝોર બખ્શશે!"



# પ્રકરણ ૬૫ મું.

## જંગ.

જ્યારે ઉમરાવ બારનીએ ટ્વારિકને કેહેતાં સાંભળ્યું, કે તેણે ફક્ત ૧૫૦ ઑટૉમન સેપાહોની સરદારી લઈને ૬૦૦ ઑસ્ટ્રિયન સેપાહોસામે થવાનો ઠરાવ કર્યોછે, ત્યારે પ્રથમતો તે ઐક્ ઉમરાવના ચેહેરાઉપર દીલગીરી અને શંકાની નેશાનો પ્રગટ થઈ: પણ જ્યારે તેને કાંઇ યાદ આવી ગયું, ત્યારે તે નેશાનીઓ તેના ચેહેરાઉપરથી એક-દમ દુર થઈ ગઇ—અને તેનેબદલે અજાયબી તથા ખુશહાલી ખીલી નિકળ્યાં. તેણે યાદ કર્યું, કે આગળ એકવાર કેવીરીતે ટ્વારિકે ફક્ત મુઠીભર લડવૈયાઓને લઈને રાડૉવાનના મહલ્લાઓમાંથી એક મોટી રશિયન ફોજને હરાવી, મારી કાહાડી હતી,—કે જે બનાવવેળા તે ઉમરાવનો અને તેનાં કુટુંબનો બંદીખાનાંમાંથી છુટકારો કરવામાં આવ્યો હતો, કે જ્યાં તેઓને તે વખ્તે કેદ પુરવામાં આવ્યાં હતાં.

ટ્વારિકનો હાથ પોતાના હાથમાં માયા અને ઉપકારની હોંસથી પકડીને તે ઉમરાવ બોલ્યો, "બહાદુર જવાંમર્દ! ઑટૉમન લશ્કરોનાં નામચિન સરદારનો ખેશી થવાને તું પુરેપુરો લાયકછે.

ટ્વારિક—"જેવું તમારૂં કાગળ વડા સેનાધિપતિને ક્રિમિયાખાતે તેવણને મથકે મળ્યું, કે તરતજ તેવણે મને જે વાજેબી લાગે, તે કરવાનો, અને મારેથી બનતી મદદ તમોને આપવાનો હુકમ આપી જલદી ત્યાં રવાના કરી દીધો. તે તમારૂં કાગળ—કે જેમાં તમોને અને તમારાં કુટુંબને આ આપદાયક ઑસ્ટ્રિયનોને હાથે જે સઘળા ઝુલમાતો, દુ:ખો, અને બળાત્કારો ખમવાં પડયાં હતાં, તેનું બ્યાન કર્યામાં આવ્યું હતું.—તે વાંચ-તાંજ સરદારને ભારે દીલગીરી અને ગુસ્સો લાગ્યાં; અને મને કેહેવાની ઝરૂર નથી, કે મને પોતાને પણ તેમજ લાગ્યું. જે બાનુ મારી મહેરદારછે, તેણીનાતરફ તમોએ દેખાડેલી અતિશય માયામેહરબાનીમાંટે હું તમારા ભારે અહસાનમાંછું; અને તમોને જે ચંડાળોએ દુ:ખ દીધુંછે, તેઓઉપર કીનો લેવાને મારો જીવ ઘણો તળપેછે. હવેજ તે તક મારે હાથ આવીછે! મારા લૉર્ડ બારની, હું કાંઇ ફડાકામારૂ નથી, પણ જો આ ઘાતકી ઑસ્ટ્રિયનોને ટુંક વખ્તમાં સઝા કરવાને મારા લડવૈયાઓ, કે જેઓ મારી સરદારીતળેછે, તેઓ જો નિશ્ફળ થાય, તો હું મારી ધારણામાં ઘણો ભુલ્યોછું, એમ હું સમજીશ."

ઘણા ઉપકાર અને માયાસાથે ફરીથી તે ઉમરાવે ટ્વારિકનો હાથ પોતાના હાથમાં લઇ પ્યારથી દાબ્યો, અને તે બોલ્યો, "તમારીસાથે હું પણ જંગમાં ઉતરીશ!"

ટ્વારિક—"નહી, તમારી કીમતી ઝંદગી જોખમમાં નાખવી બ્યર્થછે. એક હથિયાર ઓછું કે વધતું, તેમાં કશો ફેર પડનાર નથી. મારા લૉર્ડ, તમારાં કુટુંબને ઉતાવળે જઇ મળો; અગરજો જે જંગ જાગવાનુંછે, તેમાં હું જાનથી જાઉં, તો તમો મારા કાકાજીને

લખી જણાવજો, કે મેં મારી ફર્જ છેલ્લી ઘડીતુલિક બરાબર બજાવી હતી;—વળી તમો મારી વાહાલી ઝિલ્લાહને પણ લખી જણાવજો, કે છેલ્લી ઘડીસુધી મેં તેણીને ચાહી હતી!"

એનો શો જવાબ મળેછે, તે સાંભળવાને થોભવાવગર ટવારિક બે ત્યાંથી ચાલી ગયો—તે તરત પોતાના ઘોડાઉપર કુદી બેઠો, અને તે મેહેલના બાગમાંથી બહાર કુચ કરી જવાને પોતાના સેપાહોને હુકમ કર્યો; કારણકે ઑસ્ટ્રિયનો સાંમા લડવાને આવે, તેટલો વખ્ત થોભવાનેબદલે તેઓને સાંમાં જઇ મળવાનો તેણે એરાદો રાખ્યો હતો.

આ મેહેલ શકૉવાનનાં ગામથી થોડેક છેટે આવેલો હતો: શેહેરની અને મેહેલનીવચ્ચે ઘણાંખરાં ખુલ્લાં ખેતરો આવેલાં હતાં. આ ખેતરોમાંથી વાંકોટાંકો રસ્તો આવેલો હતો; અને તેઉપરથી જ્યારે ટવારિક પોતાની ન્હાની બહાદુર ટુકડીને લઇને આગળ વધતો હતો, ત્યારે તેને માલુમ પડયું, કે સાંમેથી ઑસ્ટ્રિયનો આવતા હતા. તેણે તેટલામાંટે પોતાના સેપાહોને થોડીક "મિનીટો" ઉભા રાખ્યા, અને તેઓઆગળ એક ટુંક પણ જુસ્સાદાર ભાષણ કરી સંભળાવ્યું. મુખ્ય પ્રગણાંઓમાં ઑસ્ટ્રિયનોએ જે ઘાતકીપણું ચલાવ્યું હતું, તેની તેઓને યાદ આપી; અને તેઓ એકવાર ફરીથી એન્સાફ અને માણસાઇ દયાનેમાંટે ખરી બહાદુરીથી લડવાને તૈયાર હતા, કે નહીં, તેબાબે પુછયું. ટવારિકનો આ સવાલ સાંભળતાંજ ભારે ઉલટથી તેઓએ પોકારો માર્યા; અને પછીજ તેણે પોતાની ન્હાની ટુકડીને આગળ ચલાવી.

ઑસ્ટ્રિયનો શેહેરમાંથી તમામ સંખ્યામાં બહાર પડયા હતા; તેઓની સંખ્યા પુરેપુરી ૬૦૦ની હતી; અને તેઓ કુદર્તી રીતે એમજ ફાંકો રાખતા હતા, કે જો ટર્કો તેઓનીસાંમા લડવાને આવશે, તો તે થોડીજ "મિનીટો"નું કામ હતું, અને તેઓ ટર્કોઉપર સેહેલથી ફતેહ મેળવવાવિના રેહેશે નહીં. તોયે છેલ્લી ઘડીસુધી લડવાવગર ઑટોમનો પોતાનાં હથિયારો મુકી દેશે નહીં, એમ તમામ ઑસ્ટ્રિયન સેપાહો સારીરવેસે જાણતા હતા; કારણકે ગામમાં એવી અફવા ફેલાઇ હતી, કે જે ટર્કિશ સરદાર આવી રીતે એકાએક ત્યાં આવી લાગ્યો હતો, અને જેણે તે ગામનાં ન્હાનાં લશ્કરને લડવાને બહાર પાડયું હતું, તે કોઇજ નહીં પણ ટવારિક બે પોતેજ હતો; અને આ તો સર્વેને સારીરવેસે જાણીતું હતું, કે ઓમર પાશાનો આ ભત્રીજો ભારે હેમતવાળો, અને ઝબરી છાતીવાળો એક મર્દ હતો. એઉપરથી ઑસ્ટ્રિયનો તો સારીપેઠે જાણતા હતા, કે એકમેકઉપર ગોળીઓ છોડયાવગર તો રેહેવાવાની નથી, તોયે જીત તો તેઓનીજ થશે, એવી તેઓ ખાતેરી રાખતા હતા.

ટવારિક ઘણો સારીપેઠે સમજતો હતો, કે જો તે દુર રહીને લડશે, તો તેનાં લશ્કરની ખરાબી થવાની. તેઓ આવાં મોટા લશ્કરની બંદુકોસાંમે ટકી શકવાના નથી; તેટલામાંટે તેણે એકદમ દુશ્મનોઉપર ધસી જઇને હાથોહાથ થવાનો જોખમ ખેંચવામાં ડાહાપણ ધાર્યું. ઑસ્ટ્રિયનો તે રસ્તાઉપર હારબંધ આવ્યા: પણ તેઓ પછી તરતજ રસ્તાની બંધે બાજુઓએ પંથરાઇ ગયા, એવી મતલબથી કે જો ઑટોમન લશ્કર તેઓનીવચ્ચે ચાલી આવે, તો તેને ચારે બાજુએથી ઘેરી લેવામાં આવે, અને પછી તેઓઉપર ચારે બાજુએથી બંદુકોનો મારો ચલાવવામાં આવે, અને પેહેલેજ ફટકે પોતે ધારેલી ફતેહ મેળવવા પામે.

બીજા હાથઉપર ટવારિક પોતાનાં લશ્કરને જ્યાંસુધી આગળ વધાય, ત્યાંસુધી આવવા દઇને ખીચોખીચ રાખ્યું,—તે પોતે તેઓને મોખરે પોતાનો ઘોડો ચલાવતો હતો.

હેકમતભરેલી કવાયદથી ટર્કો તરતજ એકાએક ઑસ્ટ્રિયનોનીસાંમે આવી ઉભા, અને તેઓએજ પેહેલો બંદુકનો મારો શરૂ કીધો. તે મારો ભયંકર હતો; પણ ઑસ્ટ્રિયનોએ પાછો મારો ચલાવી તેનો જવાબ આપ્યો. બંધે બાજુએ ભારી ખરાબી થઈ; તોયે તેમાં ઑસ્ટ્રિયનોને ઘણી વધારે નુકશાની ખમવી પડી.

"ધસો!" આ શબ્દ ટવારિકનાં મ્હોમાંથી નિકળ્યો; અને પોતાની તલવાર ફેરવતો, તે પોતાના બહાદુર સેપાહોની ન્હાની ટુકડીને મોખરે પોતાનો ઘોડો ચલાવતો આવ્યો, કે જે ટુકડી બેવડી ઝડપે હવે આગળ ધસી આવી.

આ શું થઈ ગયું હતું, તે ઑસ્ટ્રિયનોની પોતાની આંખોએ પણ કબુલ રાખ્યું નહીં; તેઓ તો ગાફેલ બની ગયા; પણ તેઓના અમલદારો સાવધ હતા, અને તેઓએ ટર્કોને બધી બાજુથી શેકંજામાં લેવામાટે તૈયારી કરવા માંડી. પણ ટર્કો પોતાની આ હાલત ઘણી સારીરીતે સમજતા જણાતા હતાઃ તેઓ સારીપેઠે જાણતા હતા, કે ઘણા જીવઉપર આવીને લડવાવગર તેઓ બંચવા પામવાના નહીં હતા. તેઓ હવે ભારે હેમતવાન બન્યા હતાઃ અને જ્યારે બંદુકોનો બીજો મારો તેઓઉપર છોડવામાં આવ્યો, ત્યારે તેની દરકાર ન કરતાં પોતાની બાગનેટોવડે તેઓએ દુશ્મનોઉપર હલ્લો કર્યો. હવે જતુની અને ખુનખાર જંગ મચ્યુંઃ જાણે અક્કેક ઑટોમનનાં શરીરમાં અક્કેક "ડઝન" માણસોનું કુવત આવ્યું હોય, એવીરીતે તેઓ લડયા; તેઓ ભારે ઉશ્કેરાઇ જવાને સબબે આ ન ધારેલું ઝોર તેઓમાં પૈદા થયું હતું. ઑસ્ટ્રિયનોએ હવે લઠડવા માંડયું, અને તેઓનો વચલો ભાગ તુટી ગયોઃ પણ તેઓના બાજુના ભાગો ટર્કોઉપર તુટી પડયા. ટવારિકનો ઘોડો માર્યો ગયો; અને તેથી ઘડીભર તે ઝમીનઉપર ગબડી પડયો. પણ બીજીજ પળે તે પાછો પગોઉપર ખડો થયો, પોતાના સરદારને કશી પણ ઇઝા થયેલી ન જોઈ, તેના સેપાહોએ ખુશીના પોકારો કર્યા. બંધે બાજુએ ભારે જતુનથી જંગ જારી રહ્યુંઃ પણ થોડાજ વખ્તમાં ટર્કિશ બાગનેટોએ એવુંતો ભયંકર કામ બજાવ્યું, કે ઑસ્ટ્રિયનોએ પાછા ફરવા માંડયુંઃ આ દેખાવ જોઇ ઑટોમનો ઘણા વધારે રસઉપર ચઢયા.

"ફતેહ આપણીછે!" એમ પોકારી ટવારિક ઑસ્ટ્રિયન કરનલના ઘોડાઉપર કુદી ચઢયો, કે જે તેની પોતાનીજ તલવારથી કપાઈ મુવો હતો. તરતજ ઑસ્ટ્રિયનોમાં જણાઇ ગયું, કે તેઓનો મુખી કપાઇ મુવોછે; અને તે જાણી તેઓએ બેતાલ હાલતમાં હવે નાસવા માંડયું. પણ ટર્કો તેઓની સદાબર પુઠે લાગ્યા. એક બંચી જનાર ઑસ્ટ્રિયને પોતાના એક મિત્રઉપર લખેલાં કાગઝમાં જેમ જણાવ્યું હતું, કે જે કાગઝ એક ઝાહેર વર્ત્તમાનપત્રમાં પ્રગટ કર્યામાં આવ્યું હતું, કે "ઑટોમનો ખવિસોનીપેઠે લડયા હતા!" તેમ ખરેખરજ તેઓએ ભારે મર્દાનગી આ વખ્તે દેખાડી હતી. જેઓ પાછા ફરીને તેઓનીસાંમે થયા, તેઓને તેઓએ પોતાની બાગનેટોથી વિંધી નાખ્યા—બીજાઓને પોતાની બંદુકોનાં કુંદાઓથી છુંદી નાખ્યા; તેઓ પોતાની બંદુકોમાં ફરી ગોળીઓ ભરવાને પણ થોભ્યા નહીં—પણ દુશ્મનોનીપુઠે લાગવામાં તેઓની પાસેનાપાસેજ રહ્યા.

નાસતા ઑસ્ટ્રિયનો શેહેરમાં દોડયા, અને તેમાં દાખેલ થતાંજ જે પેહેલો મહલ્લો આવ્યો, તેમાં ભરાયા. ત્યાં તેઓ થોભ્યા, અને હવે છેલ્લા બંચાવનેમાંટે સઘળા ઢગલો થઇને ઉભા. પણ ઑટૉમનોભી નઝદીકમાંજ હતા; હવે ટવારિકે પોતાની તલવાર પાછી મિયાનમાં ખોસી—અને તેજ વખ્તે નેશાની કરી જણાવ્યું, કે તે ઑસ્ટ્રિયનોની બાજુમાં હમણાં જે કોઇ વડો અમલદાર થયો હોય, તેનીસાથે વાત કરવા માંગેછે. કરનલ તો માર્યો ગયો હતો, માંટે ઑસ્ટ્રિયન લશ્કરના એક મેજરે તેની જગ્યા લીધી હતી; તે ટવારિકને મળવાને પાઉંપિયાદો સાંમે આવ્યો, કારણકે તેનો ઘોડો તો માર્યો ગયો હતો.

ટવારિક—"આ કમનસીબ ખટપટથી હમણાંસુધીમાં જે લોહી રેડાયુંછે, તેથી વધુ રેડવાની મારી મર્ઝી નથી, કેમકે જો મહલ્લાઓમાં ફરીથી જંગ મચાવ્યામાં આવે, તો તેથી વળી આ ગામનાં સુલેહભર્યાં શેહેરીઓની નઝરે એક કમકમાટભર્યો દેખાવ પડે——"

ઑસ્ટ્રિયન મેજર—"આ જંગ તો તમે પોતેજ ઉભું કર્યું હતું. તમો પોતેજ ટર્કિશ સેપાહોને ઉમરાવ બારત્તીના મેહેલઆગળ એક દુશ્મનાઇભરેલી ઢબે લાવ્યા હતા——"

ટવારિક—(વચ્ચે બોલી ઉઠીને) "અને તમારા સેપાહો અમારીસાથે હાથ મેળવવાને આવ્યા હતા. પણ જો સાંભળો! ઉમરાવનાં ઘરમાં એક કરપિણ ખુન કર્યામાં આવ્યુંછે; અને હું માંગણી કરૂંછું, કે જે અમલદારો આ કામમાં સામેલ હતા, અને જેઓ પછી ત્યાંથી નાસી ગયા હતા, તેઓને મારે હવાલે કરવા, કે જેથી તેઓની કાયદામુજબે તપાસ કર્યામાં આવે."

ઑસ્ટ્રિયન મેજર—(તોછડાઈથી) "ઇહાં કાયદો છેજ નહીં. જે છે તે અમારા જનરલ, કાઉંટ કૉરોનિનિએ આ પ્રગણાંઓમાં જે જાહેર કર્યોછે, તેજછે, બીજો કોઇ કાયદો અમો જાણતા નથી."

ટવારિક—(કરડાપણાંથી) "ત્યારે ઠીકછે, સાહેબ, આપણે વાતોમાં ફોકટ વખ્ત ગુમાવીશું નહીં. હું ફરીથી, અને છેલ્લીજ વાર માંગણી કરૂંછું, કે ઉમરાવના નૌકરના સઘળા ખુનીઓને—અથવા આ જંગમાંથી જેટલા જીવતા રેહેવા પામ્યા હોય, તેઓને મારે હવાલે કરવા.

ઑસ્ટ્રિયન મેજર—"અને જો તેમ કરવા હું ના પાડું તો?"

ટવારિક—"જો તમો તેમ કરશો, તો તે તમારે પોતાને જોખમે કરશો."

તેજ ઘડિએ પાસેનાં ઘરની એક બારી ફડાક દેતી, કે ઉઘડી; અને ત્યાં એક વૃદ્ધ વયના ગ્રહસ્થે દેખાવ દીધો. સઘળી આંખો હવે તેનીતરફ ફરી; કારણકે તે રાડૉવાન શેહેરનો *કોટવાળ હતો—તેની ઢબઉપરથી એવું જણાતું હતું, કે તે જાણે કાંઇ બોલવા માંગતો હોય. બારીઉપર નાખેલા પર્દાની એક બાજુમાં એક જવાન બાનુ ઉભેલી હતી; તેણીનો ચેહેરો, જોકે રૂપાળો હતો, છતાં પોતાનો બાપ નિચ્ચે રસ્તામાં સામસામી ઉભેલી દુશ્મનોની ટોળીઓને જે ભાષણ કરી સંભળાવવાનો હતો, તેમાંટે દુ:ખભરેલી રીતે ચિંતાતુર દેખાતો હતો.

*જુઓ નોટ ૧૦૨ મી.

જાણવું, કે આ વખ્તે મહલ્લામાં જે જગ્યાએ ઑસ્ટ્રિયનો ઉભેલા હતા, તે ભાગ લગાર ઉંચો હતો: ઑટૉમનો મહલ્લાના પ્રવેસમાર્ગમાં ઉભેલા હતા: આ બંધે ટોળકી-ઓવચ્ચેનો અંતર સો વારથી વધુ ન હશે—અને આ અંતરની અધવચ્ચે, કોટવાળનાં ઘરની બારીનીનિચ્ચે, ટવારિક અને ઑસ્ટ્રિયન મેજર વાતો ચલાવવા ઉભેલા હતા. છેલ્લી ઝપાઝપીની ખબર અત્યારઆગમચની શેહેરમાં પહોંચી વગી હતી; અને તેનું પરિણામ શું આવ્યું હતું, તે પણ ઑસ્ટ્રિયનો જે હાલહવાલ રીતે અને ઢંગધડાવગર મહલ્લામાં નાસી આવ્યા હતા, તેઉપરથી જણાઇ ચુક્યું હતું. સઘળી બારીઓમાં ચિંતાતુર ચેહેરાઓ જોવામાં આવતા હતા. તેઓ બહાર જોતાં હતાં—પણ ચોકસાઈથી અને બ્હીતાંબ્હીનાં; કારણકે એકાએક પાછું જંગ ચાલશે, એવી ધાસ્તી રાખવામાં આવી હતી—અને તેમ જો થાય, તો આડીઅવળી ગોળીઓ પણ લાગી જાય, એમાં કાંઈ કેહેવાઇ શકાય એમ નહતું.

રાડૉવાંનનો કોટવાળ—જે વાલાશિયાનો એક તવાંગર અને ઘણો આબરૂદાર રેહેવાસી હતો—તેણે આપણે આગળ જણાવ્યામુજબે પોતાના ઘરની બારી ઉઘાડી નાખી; અને મોટે સાદે નિચ્ચેપ્રમાણે બોલ્યો :—

"આ શેહેરનાં સુલેહભરેલાં રેહેવાસીઓનાં નામથી હું અર્જ અને આઝીજી કરૂંછું, કે સારો બંદોબસ્ત અને શાંતી પાછી ફેળાવવી! શું આ ઑસ્ટ્રિયનો આપણીવચ્ચે દોસ્તો-તરીકે આવ્યા નથી? અને ત્યારે તેઓએ આપણા દુશ્મનોતરીકે શામાંટે વર્ત્તવું જોઇ-એછે? ઑટૉમનો આપણા દોસ્તો અને આપણાજેવીજ રૈયતછે, તેઓ સુલતાનનો અમલ કબુલ રાખેછે——"

**ઑસ્ટ્રિયન મેજર**—(ગુસ્સાથી પોકારીને) "ચુપ રેહો! અમો તમારાં શેહેરની સત્તા કબુલતા નથી!"

**કોટવાળ**—"જો તેમજછે, ત્યારેતો હું માણુસાઈપણાંનેખાતેર તમોને જણાઉંછું!"

**ઑસ્ટ્રિયન મેજર**—(વધારે ગુસ્સાથી) હું કહુંછું, કે મુગા રેહો! જે બાબતને તમારીસાથે લાગતુંવળગતું નથી, તેમાં તમારે માથું મારવું નહીં!"

**કોટવાળ**—"પણ માણુસાઇ ભલાંનેમાંટે હું બોલવાનો ને બ્રર બોલવાનો! હું તેટ-લામાંટે માંગુંછું, તેમજ આઝીજી કરૂંછું, કે——"

આ સાંભળી મેજરનો ગુસ્સો ઘણોજ ઉસ્કેરાયો, અને તે પોકારી ઉઠ્યો, "કોઇ આ ચસ્કેલાને મુંગો નહીં રાખે?"

હજીતો આ શબ્દ તેના મ્હોંમાંથી બહાર પડયા નહીં, કે એક ઑસ્ટ્રિયન સેપાહે પોતાની બંદુક ખભે ચડાવી: તે ફોડી; રસ્તામાં તેના ધડાકાનો આવાઝ સઘળે પંથરાઇ ગયો; અને બાપડો કોટવાળ પોતાની બેટીના પગોઆગળ પથ્થરજેવો મુર્દું થઇ પડયો.

એથી ભારે દુ:ખથી તેની બેટીએ ચીસ પાડી, અને "મારા બાવાજી!" એટલુંજ બોલી, પોતાના ખુન કરવામાં આવેલા પિતાનાં શરીરઉપર તે જવાન બાનુ પડી.

પોતાની તલવાર પાછી મિયાનમાંથી ખેંચી કાહાડીને ટવારિક પોકારી ઉઠયો, "ખુદાના કસમ, આ કામનું વેર લેવામાં આવશે!"

આપ્રમાણે તેને ફરતો અને બોલતો જોઈને તેના બહાદુર ઑટોમનો રસ્તાનીવચ્ચે ધસી આવ્યાઃ પેલો મેજર પણ પોતાના સેપાહોઆગળ દોડી નાઠો ; અને આ ગોફતેગુ-દરમિયાન બંધે બાજુના સેપાહોને પોતાની બંદુકો પાછી ભરવાને ફોરસત મળેલી હોવાથી આમણસામણ ગોળીઓનો ભારે જીવલેણ મારો શરૂ થયો. લોખંડી વરસાદ ટવારિકનીઆસ-પાસ વરસવા લાગ્યો—પણ તેને એકબી ગોળી લાગી નહીં. જે કરપિણ ખુન હમણાંજ પોતાનીસાંમે કરવામાં આવ્યું હતું, તેથી ગુસ્સાનેમારે દીવાનાજેવા થઈ જઈને, હવે ટર્કો ઑસ્ટ્રિયનોનીઉપર ભૂખ્યા વરૂઓનીપેઠે તુટી પડયા, કે જેવું જનુન તો આગળી ઝપાઝપી-વખ્તે પણ તેઓએ દેખાડયું નહતું. ફરીથી હાથોહાથ, અને પગોપાગ જંગ મચ્યું: વળી ફરીથી બાગનેટોએ ખુની કામ બજાવ્યું. ઑસ્ટ્રિયનોને તે મહલ્લામાંથી માર મારતા હાંકી કાહાડવામાં આવ્યા, કે જે આખો મહલ્લો માર્યા ગયેલાઓથી અને હજી મરતાઓથી તમામ ભરાઈ ગયો હતોઃ ઑટોમનોએ તેઓની પુઠ પકડી, પોતાની બાગનેટોએ તેઓને જરા પણ દયાવગર વિંધી નાખ્યા, કે પોતાની બંદુકોનાં કુંદાંથી તેઓને છુંદી નાખ્યા. પેલો મેજર પોતે પણ ટવારિકની તલવારનો ભોગ થઈ પડયો.

ઑસ્ટ્રિયનોની જે કત્લ થઇ તે ખરેખર ભયાનક હતી. તેઓને ત્યાંની "મારકેટ-" વાળી જગ્યાસુધી હાંકી લઇ જવામાં આવ્યા. આ જંગની વખ્તે તે "મારકેટ"ના દુકાન-દારો પોતાની દુકાનો છોડીને ભાગા હતા, તે દુકાનોમાં હવે કેટલાક ઑસ્ટ્રિયન સેપાહોએ તરત આસરો લીધો—વળી બીજા કેટલાકો "ટાઉન હૉલ"માં જઇ ભરાયા—ત્યારે વળી બીજા કેટલાકોએ ત્રણ કે ચાર ખાલી પડેલાં ઘરોમાં આશ્રય લીધો, કે જેનાં બારણાંઓ ઉઘાડીને તેમાં તેઓ ભરાઈ બેઠા. પણ જ્યાંબી તેઓ ભરાયા, ત્યાં તેઓની પુઠે ટર્કો લાગે-લાજ રહ્યાઃ તેઓએ તેઓને દુકાનોમાંથી ખોલી કાહાડયા—તેઓ "ટાઉન હૉલ"માં ધુસી ગયા—અને બાગનેટોની તીણી અણીઓથી દરેક ઘરમાંથી તેઓને પાછા બહાર મારી કાહા-ડયા. ઑસ્ટ્રિયનોએ દયામાટે અર્જ કીધી નહીં; પણ જીવઉપર આવીને છેલ્લી ઘડીસુધી પોતાનો બંચાવ કર્યા કીધો ; ઑટોમનોને જે વાજેબી ગુસ્સો ઉપજ્યો હતો, તેથી તેઓએ એકેએક ઑસ્ટ્રિયનને મારી નાખ્યો હતે, પણ તેટલાં ટવારિકે આ કત્લ બંધ પાડવાનો હુકમ ફર્માવ્યો. જે ૬૦૦ ઑસ્ટ્રિયન સેપાહોની સંખ્યા ટર્કિશ અતિ ન્હાની સંખ્યાને માર-વાને બહાર પડી હતી, તેમાંથી ભાગ્યેજ ૨૦૦ જણા પોતાની "બરાકો"માં પાછા ફરવાને જીવતા રહ્યા હતાં. પણ પછવાડેથી મરણતોળ ઝખ્મી થયેલાઓને ખેતરો અને મહલ્લાઓમાંથી ઉંચ-કીને "બરાકો"માં લાવ્યામાં આવ્યા હતા; અને આમુજબે ઑસ્ટ્રિયનોના બરાબર અર્ધાઅર્ધ સેપાહો માર્યા ગયા હતા. ટર્કોને પણ ઘણું ખમવું પડયું હતું, તેઓના પણ ૩૦ સેપાહો માર્યા ગયા હતા, અને તેટલીજ સંખ્યામાં ઝખ્મી થયા હતા. પણ તેઓની પુરેપુરી ફતેહ થઈ હતી ; અને તેઓએ ઘાતકી ઑસ્ટ્રિયન સેપાહોને જે સઝા કીધી હતી, તે ઝબરી ભયંકર હતી.

જો બની શકે, તો સઘળા ઑસ્ટ્રિયન અમલદારોને પકડવા, એવો ટવારિક બેએ હુકમ આપ્યો હતો ; તેમ કરવામાં તેની મતલબ એ હતી, કે ઉમરાવના નોકરનું ખુન કરનારાઓનો એન્સાફ કરીને તેઓનેલાયકની સઝા ફર્માવ્યામાં આવેઃ પણ ફકત એકજ અમલદાર કેદ પકડાયો—બીજા બધાઓ માર્યા ગયા હતા. આ અમલદાર તેજ હતો, કે જે પેલો નોકર નાસી ન જાય, માટે ઓરડાનાં બારણાંને આડે ઉભો હતો, અને તેના તેમ કરવાથી



( ચિત્ર ૨૭ મું. ) "એક હાથે તેણે પોતાનો ચેહેરો ઢાંક્યો અને બીજે હાથે તેમાં પકડેલો રૂમાલ નિચ્ચે નાખ્યો". ( પાનું ૪૯૮ મું. )

ઘણુંજ ઘાતકી અને કમકમાતભર્યું ખુન તે નૌકરનું થવા પામ્યું હતું. આ બંધવા અમલદારને ઓલખાવવામાંટે તરત ઉમરાવના મેહેલમાં લઇ જવાને ટવારિકે ફર્માવ્યું. પોતે પણ ત્યાં જાય, તેઆગમચ તે કોટવાળનાં મકાનમાં ગયો, કે જે બીચારાનું ખુન પણ ઉમરાવના નૌકરનાં ખુનકરતાં કોઇ રીતે ઓછું ધિક્કારભરેલું નહતું. તેની ધાસ્તી આખરે ખરી પડેલી તેનાં દિઠ્ઠાંમાં આવી: તે કોટવાલ ત્યાંનો ત્યાંજ તેજ ઘડિએ માર્યો ગયો હતો— તે ઓસ્ટ્રિયન હિચકારાની ગોળી તેનાં રૂદયમાં પેવસ થઇ હતી. પોતાનીપાછળ પોતાની બાયડી અને એક ઓહોળાં કુટુંબને વિલાપ કરતાં મુકી તે આ ફાની જહાનથી કુચ કરી ગયો હતો; તેઓના ગમની પવિત્રતામાં કશી રીતે અડચણ ન કરવાના ભલા હેતુથી ટવારિક એ ત્યાંથી તરત પાછો બહાર નિકળી આવ્યો.

તે હવે ઉમરાવના મેહેલમાં પાછો ફર્યો, કે જ્યાં બે ટર્કિશ સેપાહોના હવાલામાં પેલા પેહેલા કેદ પકડાયલા ઑસ્ટ્રિયન અમલદારને મુકી આવ્યો હતો. ત્યાંજ પેલા બીજા અમલદારને પણ હવે લાવ્યામાં આવ્યો. ઘાતકી ઑસ્ટ્રિયનોને જે ઘટતી સઝા તેણે કીધી હતી, તેમાંટે તેની બહાદુરીનેસારૂં ઉમરાવે અને તેનાં કુટુંબે ટવારિકને ભારે મુબારકબાદી આપી. હવે ટવારિક ઇન્સાફનું ગંભીર કામ બજાવવાઉપર મંડ્યો. તેણે પેલા બંધે ઑસ્ટ્રિયન અમલદારોને પોતાનીહઝુરમાં લાવવા ફર્માવ્યું; રીતિમુજબે તે ઉમરાવે આ હાઝેર કીધેલા બંધે ચંડાળોને ઓળખાવ્યા, કે તેઓ તેના નમકહલાલ નૌકરનાં પાપી ખુન વખ્તે હાઝેર હતા. ખરેખરો ખુની તો જ્યારે પેહેલવેહેલા ટર્કિશ સેપાહોએ પ્રથમ મેહેલઆગળ દેખાવ દીધો હતો, ત્યારે દીવારઉપરથી કુદાવીને નાસી જતી વખ્તે ડાબા હાથમાં ગોળી લાગવાથી પકડાઇ આવ્યો હતો. આમુજબે સરેસ્તાપ્રમાણે તેઓ બંધેને ઓળખાવ્યાપછી, અમલદારોને તેઓના બંચાવમાં કાંઈ કારણો બતાવવાં હતાં, કે કેમ તેબાબે ટવારિકે સવાલ કર્યો. તેઓને શામાંટે મોતની સઝા ફર્માવ્યામાં ન આવે, તેનું કારણ તેઓથી જાણવા માંગ્યું. તે બંધે હિચકારાઓએ પોતાનો જાન બંચાવવામાંટે હવે ભારે કાકલુદી કીધી; અને તે, કે જેને હાથે તે કમનસીબ નૌકર વિંધાઇ ગયો હતો, તે તો પાસે આવેલાં મોતના વિચારથી હિચકારાંનાજેવો બાયલો બની ગયો. પણ ટવારિકઉપર તેઓના કાલાવાલાથી કશી અસર થઇ નહીં: તેણે તો જેઓ સઝાને પુરતીરીતે લાયક હતા, તેઓને શિક્ષા કરવાનોજ મનસુબો રાખ્યો હતો; અને તેમ કરીને આ ઘાતકી ઑસ્ટ્રિયનોમાં એક સખ્ત દાખેલો બેસાડી દેવાની તેની નેમ હતી. વળી તેઓએ એક છેલ્લી મેહરબાની માંગી લીધી, તે પણ તેણે નાકબુલ રાખી: અને તે એજ હતી, કે તેઓને સેપાહબચ્ચાને લાયકરીતે ગોળીથી વિંધીને મારી નાખવા. પણ તેમ ન કરવાનેબદલે તેઓને નીચ ખુનીઓતરીકે ફાંસી દઇને મારી નાખવાનો ટવારિકે હુકમ કીધો; અને તેઉપરથી તે ઉમરાવના મેહેલથી થોડેજ છેટે આવેલાં એક ઝાડઉપર લટકાવી મારી નાખવામાંટે તેઓને ત્યાંથી લઇ જવામાં આવ્યા.

સાંજ પડતામાં ઉમરાવ આલેસિયો, ખુબસુરત ફિલિપેસ્કા, અને ડીમેટ્રિયસ બારની મેહેલમાં આવી પુગ્યાં. જ્યારે તેઓ રાડોવાનમાંથી પસાર થતાં હતાં, ત્યારે તેઓને જે બનાવ બન્યો હતો, તેની ખબર મળી હતી, અને ઑસ્ટ્રિયનોનાં ઘાતકી કૃતોનેમાંટે તેઓને કેવી ભારે સઝા કર્યામાં આવી હતી, તે પણ તેઓની જાણમાં આવ્યું હતું.

જ્યારે ડીમેટ્રિયસ બારનીને ટવારિક્સાથે એકલા મળવાની તક મળી, ત્યારે તે બોલ્યો, "તમો નામદારજેવા એક ઉદાર દેલના શખ્સ મોટાં દેલથી એક ગુનાહ મુઆફ ન કરો, એ તદન ન બનવાજોગછે. અગરજો મારાં હૈયાંમાં ખરાં દેલનો ભારે પસ્તાવો થાયછે, અને તેસાથે તમોતરફ ઉપકારની ભારે લાગણીઓ હું ધરાઉંછું, એવી જો તમારી ખાતેરી થતી હોય, તો મારેથી આગળ જે ખોટું કામ થઈ ગયુંછે, તેમાંટે તમો નામદાર મને મુઆફ કરવાને ચુકશો નહીંજ——"

ટવારિક—(તેને બોલતો અટકાવીને) "બસ ! મારી ખાતેરીછે, કે તમો ખરાં દેલથી પસ્તાઓછો—અને તેટલામાંટે હું તમોને મુઆફ કરૂંછું. ખાતેરી આપુંછું, કે મારી ઝિલ્લાહે પણ તમારી કસુર દરગુઝર કીધીછે. અમારીતરફથી લેડી ફિલિપેસ્કા કદી પણ જાણવા પામશે નહીં, કે જે ચાલથી તમોને ખમવું પડ્યુંછે, તેવીજ વર્તણુક તમોએ પોતે પણ એક વાર ચલાવી હતી. તમો એક ઘણાજ લાયકીવાળા અને ખુબસુરત છોકડાસાથે શાદીનાં ગાંઠથી જોડાવાનાછો: અને હું આશા રાખુંછું, કે જે છેલ્લા અનુભવો તમોને મળ્યાછે, તેનો તમો લાભ લેશો, અને વળી એમ પણ આશા રાખુંછું, કે હવે તમો એક એવી કારકર્દગીભરેલી ઝેંદગી ગુજારવાની કોશેશ કરશો, કે જેથી તમોને દેલગીર થવાનું કશું કારણ મળે નહીં."

ટવારિકનો હાથ નમકહલાલીનાં અને ખરાં દેલના જુસ્સાથી દાબીને ડીમેટ્રિયસે જવાબ દીધો, "હવે હું તેવીજ ચાલ ચલાવીશ, તેની તમો નામદારે ઝરૂર ખાતેરી રાખવી. મારેખાતેર જેઓ સઘળાં મને વાહાલાંછે, તેઓએ જે દુઃખો ખમ્યાંછે, તે કાંઇજ નહીં, પણ મારી આગળી ગેરવર્તણુકની મને શિક્ષા થવાબરાબરછે. ઓહ, હું સાચેસાચું કહુંછું, કે હવેથી હું એક તદનજ ફેરવાઇ ગયેલો આસામી થયોછું !"

ટવારિક—"એક જણ, કે જે આવી કબુલાત આપવાને ખુશીથી તૈયાર થાય, તેનીતરફ મારી દોસ્તીનો હાથ લંબાવવાને મને જરા પણ આનાકાની નથી. હવે ગઈ ગુજરી ભુલી જવા દેઓ—તેનેથી જે સારો અને ઉપયોગી સાર નિકળ્યોછે, તેનો ભવિષ્યમાં લાભ લેવો જોઇએછે."

પછી ટવારિક બેએ અને ડીમેટ્રિયસ બારનીએ એકબીજાસાથે ચાંપીને "શેક-હાંડ" કીધી ; અને તેજ ઘડીથી તેઓવચ્ચે દોસ્તીનું નાતું બંધાયું.

થોડા દિવસોપછી તે બંધે ઉમરાવો અને તેઓના કુટુંબો વાલાશિયા છોડીને સરવિયાખાતે ગયાં, કે જ્યાં તેઓ જ્યાંસુધી તેઓનાં પોતાનાં પ્રગણાંઓમાં સારો બંદોબસ્ત પાછો થાય, ત્યાંસુધી રેહેવાનો વિચાર રાખતાં હતાં. ટવારિક તેઓનીસાથે ત્યાં જઈ શકેએમ નહતું, કારણકે પોતાના હોદ્દાની ફરજોનેલીધે તેને પાછું ક્રિમિયા ફરવાની ઝરૂર હતી. પણ આ પ્રકરણ પુરૂં કરવાઆગમચ, આપણે જણાવીશું, કે સરવિયાનાં રાજધાની શેહેરમાં તેઓ સર્વે સહીસલામત આવી પહોંચ્યાં; અને પછી ટુંક મુદ્દતમાં લૉર્ડ ડીમેટ્રિયસ બારનીની શાદી લેડી ફિલિપેસ્કા આલેસિયૉસાથે તે બંધે કુટુંબોના દરજ્જા, દોલત, અને પદવીપ્રમાણે ભારે ધામધુમથી થઇ.





# પ્રકરણ ૬૬ મું.

## મામેલૉન અને ખાણો.

હવે આપણી વાર્તાની જગ્યા વાલાશિયાથી પાછી ક્રિમિયાખાતે બદલાયછે.

વાંચનાર યાદ રાખશે, કે સેબાસ્ટૉપૉલનો તે ભાગ, કે જે કારાબેલનાઇયાહનાં પરાં-તરીકે આપણે વારંવાર જણાવી ગયા છીયે, તેનીઆસપાસ મટોડાંનાં મઝબુત બાંધકામો તેના બંચાવનેમાટે કીધેલાં હતાં. આ બાંધકામો લશ્કરી બારાંથી તે કૅરીનીંગના અખાતસુધી એક અર્ધ-ગોળાકારમાં લંબાયલાં હતાં. આ કેલ્લેબંદીનાં સર્વેથી અગત્યનાં મથકોમાં માલા-કૉફનો બુર્જ પણ એક હતો, કે જયાંથી પણ આડાંઅવળાં બાંધકામો શરૂ થતાં હતાં, અને તે સઘળાંને "સુફેદ બાંધકામો"તરીકે ઓળખવામાં આવતાં હતાં. આ મથક, કે જેનું આપણે હાલમાં બ્યાન કર્યે છીયે, તે કારાબેલનાઇયાહનાં પરાંનાં બંચાવમાટે તમામ રશિ-યન બાંધકામોમાં ખરેખરૂં જોતાં સર્વેથી વધુ અગત્યનું હતું; અને તે કારણસારૂં બાંધ-કામોઉપર બાંધકામો ઉભાં કરી, તેને વધારે મઝબુત, અગત્યનું, ઉંચું, અને સૌથી વધારે બંચાવનેલાયકનું જેટલી બની શકેએટલી ઝહમત અને ખર્ચે ઉભું કર્યામાં આવ્યું હતું. ખુદ માલાકૉફનો બુર્જ અસલ નક્કર પથ્થરનો બાંધવામાં આવેલો હતો, અને તેના કોટમાં તોપોનેમાટે પુષ્કળ બાકારાં રાખવામાં આવેલાં હતાં: પણ જે વખ્તે સેબાસ્ટૉપૉલઉપર પેહેલવેહેલો ઘેરો નાખ્યામાં આવ્યો, તે વેળા તોપોનો જે મારો ચલાવ્યામાં આવ્યો હતો, તેથી તેનો નાશ થયો હતો, અને તે પછી રશિયનોએ તેને પોતાનાં મધ્ય મથકતરીકે રાખ્યું હતું, કે જયાંથી ઉપર જણાવ્યાપ્રમાણે જમણી અને ડાબી બાજુઓઉપર બાંધકા-મોની અગત્યની સાખાઓ નિકળતી હતી, અને જે સઘળી સાખાઓઉપર ઘણી લાયકરીતે તોપખાનું રાખી શકાયએમ હતું.

માલાકૉફનાં બાંધકામોનીસામે આસરે પા "માઇલ"નેછેટે ખડકોવાળી ખડબચડી એક ટેકરી આવેલી હતી; તે આસરે સો "ફીટ"જેટલી ઉંચી હતી, તેનું નામ મામે-લૉન કરી હતું, કે જે નામ આ ઘેરાની તવારીખમાં જાણીતું થવા પામ્યુંછે. માલાકૉ-ફનાં બાંધકામોની બરાબરસામેજ એક બહારનો કોટ આવેલો હતો, કે જેઉપર કેટલીક તોપો ચઢાવી મુકેલી હતી,—હવે આપણે જે બીજાં અગત્યનાં બાંધકામોવિષે બોલી ગયા છીયે, તે સર્વમાં રશિયનો મામેલૉનનું મથક સૌથી અગત્યનું ધરાવતા હતા, તેની હવે વાંચનારને સેહેલથી સમજ પડી હશે: તે ઉંચાણ જગ્યાઉપર આવેલું હોવાનેસબબે, તેમજ બહાર નિકળેલું હોવાથી રશિયનોને પોતાની તોપો ટાંકવાને તે ઘણુંજ લાયક હોવાથી, આ મથક એકસંપી રાજ્યોનાં લશ્કરોની જમણી બાજુએ આવેલાં ફ્રેંચ લશ્કરને, તથા બ્રિટિશ લશ્કરનાં મધ્ય ભાગને ભારે નુકશાનકારક નિવડયું હતું, કેમકે ત્યાંથી આ બંધે લશ્કરો-ઉપર પાધરો મારો સારીરીતે ચલાવી શકાતો હતો, ખરેખરૂં જોતાં, મામેલૉનનાં આ રક્ષ-

ણુનેલીધેજ રશિયનો માલાકૉફના બુર્જની નઝદીકમાં તેઓના બીજા મોટા કોટો ઉભા કરવાને મુખ્યકરીને શક્તિવાન થયા હતા.

હવેપછી શું બનાવ બનવાનોછે, તે વાંચનારને વધારે સેહેલાઇથી સમજી શકાય એટલામાટે થોડીક વધુ બાબત અત્રે જણાવવી ઠીક થઇ પડશે. માલાકૉફનાં બુર્જની અને લશ્કરી બારાંનીવચ્ચે રશિયન મથકોની વચોવચ, રીડાન નામનું મટોડાનું એક મઝબુત બાંધકામ આવેલું હતું. આ મથક બ્રિટિશોની છાવણીની બરાબર સામે આવેલું હતું, કે જેતરફ એક બહાર નિકળી આવેલું ખુણું હતું. તે બાજુએ તેનાં બે મ્હોંડાં હતાં, અને તેથી ત્યાંથી તોપોનો મારો ઘણી સારીરીતે ચલાવી શકાયએવું હતું. રીડાનથી થોડેજ દુર— રશિયનોએ એક ખાણમાં કેટલાંક બચાવનાં બાંધકામો ઉભાં કર્યાં હતાં, કે જે મોટા ખાડાઓતરીકે કામે લાગતાં હતાં; આ ખાડાઓમાં ઉભા રહીને રશિયન સેપાહો પોતાનું રક્ષણ કરવાઉપરાંત બ્રિટિશ સેપાહોઉપર ઝબરો મારો ચલાવી શકતા હતા. આ રીડાનતરફથી તેમજ મામેલૉનતરફથી માલાકૉફના બાંધકામોનું રક્ષણ સારીરીતે કરી શકાતું હતું: અને માલાકૉફનાં બાંધકામો ખુદ પોતે કારાબેલનાઇયાહનાં પરાંનાં સંપૂર્ણ બચાવની એક ચાવીતરીકે કામે લાગતાં હતાં: હવે આ બાંધકામોઉપર કોશેશ કરવામાં આવે, તેઆગમચ રીડાન અને મામેલૉનને પ્રથમ હાથ કરવાનું ખાસ ઝરૂરનું હતું.

વાલાશિયામાં જે બનાવો બન્યા હતા, અને જેનું બ્યાન આપણે આગળ કરી ગયા છૈયે, તે વખતનાઅરસામાં ક્રિમિયાખાતેનાં ફ્રેંચ લશ્કરમાં એક મોટો અને અગત્યનો ફેરફાર બન્યો હતો. આ ફેરફાર એ હતો, કે ફ્રેંચ જનરલ કૅનરૉબર્ટે પોતાનું સેનાપતિતરીકેના હોદ્દાનું રાઝીનામું આપ્યું હતું, અને તેની જગ્યાએ જનરલ પેલિસિયેરની નેમણુક કરવામાં આવી હતી. તેમ શામાટે કરવામાં આવ્યું હતું, તે જણાવવાનું કામ આપણું નથી. તેમજ એક તવારીખરૂપી વાર્ત્તામાં આ સરદારોની લાયકાતબાબે જણાવવું પણ બંધબેસ્તું નથી, એટલે એ બાબત વધારે વિગતવારે જણાવવાની કશી અગત્ય નથી. ફક્ત એટલુંજ જણાવવું પુરતું થશે, કે કૅનરૉબર્ટ જોકે બહાદુર હતો, તોયે પોતાનું કામ એટલી બધી તો ચોકાસીથી કરતો હતો, કે જાણે તે બ્હીકણુ હોય,—તેનેબદલે પેલિસિયેર, જાતે ભારે હેમતી, અને ઘણા મઝબુત ઠરાવનો એક માણસ હતો; તે ઘણોજ સાહસિક હતો, તેમ વળી ઘણો ઉછાછળા સ્વભાવનો પણ હતો.

ફ્રેંચ લશ્કરની સરદારી જેવી જનરલ પેલિસિયેરે પોતાને હસ્તક લીધી, કે તેણે એક ઝબરદસ્ત ફટકો દુશ્મનોને લગાવવાનો નિશ્ચય કર્યો; તેની તેમ કરવાની ધારણા એ હતી, કે તેમ કરીને કારાબેલનાઇયાહનાં પરાંની પડતી કરવી. તેણે પોતાનો આ યોજના બ્રિટિશ સેનાપતિ, લૉર્ડ રૅગલૅનને તરત જણાવી; અને તે તેણે પણ કબુલ રાખવાથી કાયદાસર ઓમર પાશાની બહાલીમાટે તેઓએ તે નામદારસનમુખ રજુ કીધી. આ યોજના પાર પાડવામાટે ટર્કિશ વડા સેનાધિપતિએ પણ પોતાની જોઇતી મંઝુરિઆત આપી, અને શેરનાયાની ખીણમાં પોતે પોતાનાં લશ્કરસાથે દેખાવ દેવાનું માથે લીધું; તેની એમ કરવાની મતલબ એ હતી, કે જ્યારે કારાબેલનાઇયાહતરફ ફ્રેંચો અને ઇંગ્રેજો હલ્લો લઇ જાય, ત્યારે રશિયનો પોતાનું મુખ્ય લશ્કર લઇને ત્યાં તેઓસામે લડવાને જઇ ન શકે, એટલામાટે તેઓને ત્યાંજ રોકી રાખવા.

તા૦ ૬ ઠી જુનને દિને બપોરના બે અને ત્રણ વાગતાનીવચ્ચે ફ્રેંચ અને ઇંગ્રેજ તોપખાનાંએ સેબાસ્ટૉપૉલઉપર મારો શરૂ કર્યો. એક્સંપી રાજ્યોની બધી મળી લગભગ પાંચસો તોપોએ રશિયન બંચાવનાં બાંધકામોઉપર ગોળાઓનો વરસાદ વરસાવવા માંડ્યો, કે જેનો રશિયનોએ પણ પાછો તેવીજ સખ્તરીતે જવાબ આપ્યો. ભારે જતુનસાથે બંધે બાજુતરફથી કેટલાક કલાકોસુધી તોપોના મારા ચાલુ રહ્યા,—તે થોડો વખ્ત ધીમો પડતો—તો વળી પાછો વધારે જોશથી ચાલુ થતો—અને સૂર્ય અસ્ત પામ્યો, ત્યાંસુધી તે ચાલુ રહ્યો. અંધારૂં થવાપછી પણ કેટલોક વખ્તસુધી બંધે બાજુતરફથી આતશનાં વંટોળિયાઓ થયા કીધા ; અને તેઓના ધડાકાઓથી હવા ગાજી રહી. પણ ધીમેધીમે લડાઇની આ નેશાનીઓ નર્મ પડતી ગઈ, અને રાતનાં તે તદ્દન બંધ પડી ગઇ.

ક્રિમિયાની ટેકરીઓઉપર હજીતો સવારનું પેહેલું ઝઝકળું પડવા માંડ્યું નહીં, તેટલાંતો તોપોના મારા પાછા શરૂ થયા: અને ભારી ઉલટસાથે કેટલાક કલાકોસુધી તે ચાલુ રહ્યા, પણ આપણે જે યાદગાર દિવસનેમાટે આ જણાવ્યે છૈયે—એટલેકે તા૦ ૭ મી જુન ૧૮૫૫ ને દિને બપોરના આસરે ત્રણ વાગતાનેઅમલે—બ્રિટિશ અને ફ્રેંચ તોપખાનું જાણે ગુસ્સાથી દીવાનું થઈ ગયું હોય, એમ લાગ્યું: કારણકે સેબાસ્ટૉપૉલનીસાંમે એક્સંપી રાજ્યોનાં લશ્કરોએ આવ્યાપછી, કદી પણ એવો ઉલટભર્યો અને જુસ્સાવાળો મારો દમબદમ ચલાવ્યો નહતો. ફ્રેંચ તેમજ બ્રિટિશ તમામ લશ્કરોમાં એવો શક ઉઠ્યો હતો, કે તેઓના સરદારો આજે કાંઈ મહાભારત નવુંજુનું કરવાનો ઇરાદો રાખતા હતા—કોઇ ઝબરદસ્ત ફટકો લગાવવાનો તેઓનો વિચાર હતો ; આ વખ્તે ટર્કિશ રીજમીટો શેરનાયાની ખીણતરફ કુચ કરી જવાનું શરૂ પણ કરી ચુકી હતી. પાંચ વાગતાની થોડોક વખ્તપછી જનરલોની યોજના ઝાહેર થઇ: પેલિસિયેરના એડી-કાંગો ફ્રેંચ લશ્કરમાં ઘોડા દોડાવતા નઝરે પડ્યા—અને તેજમુજબે લૉર્ડ રૅગલૅનના એડી-કાંગો ઈંગ્રેજી લશ્કરમાં તેઓના સરદારોતરફ પયેગામો લઇ દોડ્યા જતા હતા. મામેલૉનઉપર એકતરફથી—અને ખાણોનાં બાંધકામોઉપર બીજીતરફથી હલ્લાઓ લઈ જવામાં આવનાર હતા.

આ કામનેમાટે જે રીજમીટોને તૈયાર કરવામાં આવી હતી, તેઓએ આસરે ૭ વાગ્તે હલ્લો લઇ જવામાટે કુચ કરવા માંડી. ફ્રેંચો, જે વેળાએ પોતાનો ધારેલો હલ્લો કરવામાટે મામેલૉનની ટેકરી ચઢતા હતા, ત્યારે તેઓએ ખાણોતરફ બ્રિટિશોને વધ્યા જતા જોયા; ( જુઓ ચિત્ર ૨૮ મું. ) જ્યારે બ્રિટિશ સેપાહીએ પેલિસિયેરના લડવૈયાઓને મક્કમપણે અને ઉલટભર તે ખડકવાળી ટેકરીઉપર ધસી જતા જોયા, ત્યારે તેઓને પોતાને પણ શૂર છુટ્યું.

જે જગ્યાએ જીવલેણ ખુનામરકી ચાલવાની હતી, તેઉપર અસ્ત પામતા સૂર્યના આડાં કિરણો પશ્ચિમદિશાતરફથી પડતાં હતાં. મામેલૉનની ઉભી ખડબચડી ટેકરીઉપર ફ્રેંચ પાયદલ રીજમીટોએ એક જથામાં ચઢવા માંડ્યું નહીં: તેઓ છુટાછુટા અને લગભગ તફરગે હાલતમાં પોતાનો રસ્તો કાપતા હતા; પણ આવે સમયે તદ્દન લશ્કરી કવાયદમુજબેજ કામ લેવાનું વાજેબી લાગતું નહતું.

આ દેખાવ જોઈ પોતાની બહાદુર "હુઝાર" રીજમીટનાં એક ગોઠિયા અમલદારને મેજર હૅઝલવુડે કહ્યું, "ખચિત, આ દેખાવ ઘણો સરસ લાગેછે ?" આ વેળા આ બંધે

ઇંગ્રેજ અમલદારો ખાણોની પડોશમાં સાથે ઉભા રહી ફ્રેંચ રીજમીટોને બહાદુરીથી ઉપર હલ્લો લઇ જતી જોતા ઉભેલા હતા: કારણકે જે પલટણના તેઓ અમલદારો હતા, તેને હાલ તરત જંગમાં ઝુપલાવવાનો હુકમ થયો નહતો, છતાં તેઓ ફક્ત જંગ થતું જોવાની ઉલટે—અને જો કદાચ ઝરૂર જણાય, તો મદદનો હાથ લંબાવવાની આશાએ ત્યાં આવી ઉભા હતા.

હૅઝલઉડ—"જુઓ પેલી ટેકરીઉપર આ બહાદુર ફ્રેંચમેનો કેવા મધમાખીઓનાં ટોળાંનીપેઠે ઉભાઈ જાયછે! રશિયનોની તોપો ફુટતી બંધ પડીછે! પણ તેઓ એમ લાંબો વખ્ત ચુપ બેસી રેહેવાના નથી. એતો તુફાન થવાનીઆગમચ જે શાંતી ફેલાયછે, તેછે!"

હજીતો આ બોલ તે બોલી રહ્યો નહીં, તેટલાંતો મામેલૉનની ટેકરીઉપરના રશિયન બહારના કોટની આખી આગળી બાજુતરફથી આતશના સોળાઓ નિકળતા જણાયા; સઘળે ઝળઝળાટ થઇ રહ્યો; અને કાનના બેહેર ફાડી નાખેએવા તોપખાનાંના ભારે ગગડાટથી જણાયું, કે (જુઓ ચિત્ર ૨૯ મું.) આગળ ધસ્યા જતા ફ્રેંચમૅનોઉપર જે મારો ચલાવ્યામાં આવ્યો હતો, તે કેટલો ભયાનક હતો. ઉપરાસાપરી ચાલુ મારો રશિયન બહારના કોટઉપરથી થોડીક "મિનીટો"સુધી જારી રાખ્યામાં આવ્યો: છતાં પણ તેની પર્વા ન કરતાં બહાદુર ફ્રેંચોએ તો ઉપર ચઢયાજ કીધું.

હૅઝલઉડની તેમજ તેના સાથીની, બંધેની આંખો તો થોડેજ દુર આવેલી મામેલૉનની ટેકરીતરફ ખેંચાયલીજ હતી. આ દેખાવ જોઇ હૅઝલઉડે પોતાના મિત્રને કહ્યું, "હવે જીવલેણ કામ બરાબર શરૂ થયુંછે!"

તે ટેકરીનું મથાળું અને આગળો ભાગ ધુમાડાથી તમામ ઢંકાઇ ગયો હતો, કે જેમાંથી તોપોના અને બંદુકોનાં ફુટવાના પુષ્કળ ચળકાટો દેખાતા હતા, પણ ગંધકવાળા આ પર્દાનીપછવાડે તો લડાઇની બિહામણી કત્લ ચાલી રહી હતી. ફ્રેંચો આગળ વધ્યાજ ગયા: તેઓ તે કોટઆગળ પહોંચી ચુક્યા—તેઓની બંદુકોના ચાલુ ધડાકાથી ભારે ગર્જના થઈ રહી હતી. પણ તેટલાં એકાએક પવન નિકળ્યો, અને ધુમાડો ત્યાંથી ખસી ગયો; અને ખાણોઆગળ ઉભેલા બંધે ઇંગ્રેજ અમલદારોનાં જોવામાં આવ્યું. કે આકળા ફ્રેંચ ઝુઆવો તે કોટની દીવારોઉપર ચઢતા હતા. સૂર્ય આ વેળા *યુકસાઇનના દરિયાની દ્રષ્ટિમર્યાદામાં નિશ્ચે અસ્ત પામતો જતો હતો: પણ તેનાં છેલ્લાં હાલતાં કિરણોની ઝાંખી રોશનીથી લડાઇનો દમામદાર દેખાવ દેખાતો હતો. હવે બંધે લશ્કરોવચ્ચે હાથોહાથ અને પગોપગ જંગ મચ્યું: કારણકે રૂશિયનો પોતાના કોટનીપછવાડે ટોળેટોળાંમાં જમા થયા હતા—અને માલાકૉફનાં બાંધકામોનીસામે તેઓની બીજી રીજમીટો ઉપર મદદમાંટે ધસી આવતી હતી. ખરીરીતે બોલતાં હમણાં ફ્રેંચો ખુદ મામેલૉનનાં ભિતરમાં ઘુસ્યા જતા હતા: રશિયન મારાના ખુદ મ્હોંનીઅંદર આ ફ્રેંચ પહલવાનો નિશ્ચે એકનીપછવાડે એક કુદી પડતા હતા; અને કોટઉપર પોતાનો રસ્તો ઝબરીથી લેતા હતા.

* જુઓ નોટ ૧૦૩ મી.

સૂર્ય અસ્ત પામ્યોઃ તેનાં ઝઝકળાંમાં આ લડાઇ ચાલુ રહી હતી. ખાણોના ખાડાઓઆગળથી જોતાં લડતાં, વઢતાં, દીવાનાજેવાં થઇ ગયેલાં, ઉસ્કેરાયલાં, જીવઉપર આવેલાં માણસોનાં ટોળાનો ગડબડગોટોજેવો જણાતો હતો.

પોતાના ઉલટમંદ ખવાસના જુસ્સાસાથે હૅઝલઉડ બોલી ઉઠ્યો, "તેઓએ કોટ હાથ કર્યોછે! મામેલૉન તેઓનું થયુંછે! નહીં, ખુદા ખ્યેર કરે! ફ્રેંચોને પાછા હઠાવ્યામાં આવ્યાછે! તેઓને કોટઉપરથી ગબડાવી દેવામાં આવ્યાછે! તોપોએ પોતાનો મારો પાછો ચાલુ કર્યોછે!—રશિયનો કોટનીપછવાડેથી ટોળાંબંધ નિકળી આવ્યાછે! ઓ ખુદા! બંદુકોનો કેવો ભયંકર મારો!—આખી ટેકરીને ઉરાડી નાખવાને તે પુરતોછે! પણ, અરે! કેવો તેનો જવાબ ફ્રેંચમેનોએ પાછો આપ્યોછે! પોતાની બંદુકો કેટલી બધી ઝડફથી તેઓએ પાછી ભરીછે! આ વધતાં જતાં અંધારાંમાં તમોને તેઓના આકારો દેખાયછે કે? જુઓ! તેઓ કોટઉપર હમલો કરેછે! ફરી એકવાર તેઓ તેની દીવારોઉપર ચઢેછે! ખુદાના કસ્મ, કોટઉપર ફ્રેંઝ ઝુંડો ઉડતો કર્યામાં આવ્યોછે!"

આ વખ્તે એક વિચિત્ર દેખાવ નઝરે પડયો. એક મોટો ગોળો—કે જે મામેલૉનના અંદરના ઢોળાવમાં રશિયનોનીવચ્ચે પડે એવીરીતે ટાંકીને ઇંગ્રેજી તોપખાનાંમાંથી કોટઉપર ફેંકવામાં આવ્યો હતો—તે ભારે ધડાકાસાથે ફાટયો; અને તેથી ઘડીભર ભારે રોશની પ્રગટી નિકળી. આ રોશની—કે જે મામેલૉનનીપછવાડે થઈ હતી, તેની મદદથી તેઉપર ઉભેલાઓ પરગરા દેખાયા—અને જે બહાદુર ફ્રેંચમૅન કોટઉપર પોતાની પ્રજાની ધજા ઉડતી કરતો હતો, તે તેઓનાં દિઠાંમાં આવ્યો.

તે જોઈ અતિશય ઉલટ અને ખુશહાલીથી હૅઝલઉડ બોલી ઉઠ્યો, "ખુદા કસ્મ, આ તો ડેલાંશી પોતેજછે! એ ઓળખાયાવગર રેહે એમ નથી!"

તોયે ઝપાઝપી હજી ખલાસ થઇ નહતી. રશિયનોને જોકે કોટઉપરથી મારી કાહાડવામાં આવ્યા હતા, તોયે માલાકૉફનાં બાંધકામોનીસામેની તે ટેકરીની અકેક "ઇંચ"જેટલી જગ્યાનેમાટે તેઓ જીવઉપર આવીને લડયાઃ પણ ફ્રેંચો તો તેઓઉપર ભારીનેભારી, ઉપરાસાપરી, એકપછી એક હલ્લો લઇ જતાજ ગયા. બંદુકોનો મારો ઝબરો ચાલુજ રાખ્યો. પણ હવે માલાકૉફના રશિયન તોપખાનાંએ એક સામટો મારો ચલાવ્યોઃ અને આ વેળા ફ્રેંચ શસ્ત્રવિરો, કે જેઓ મામેલૉન અને બીજાં બાંધકામોનીવચ્ચેની જગ્યાએ નિચ્ચે ઉતરતા હતા, તેઓઉપર ગોળાઓ અને ગોળીઓનો ગોયા વરસાદ વરસાવતા હતા.

આખરે આ ભયાનક દેખાવઉપર અંધારાંએ ગલબો કર્યોઃ પણ તોયે ખુનરેઝી તો ચાલુજ રહી;—હજી રશિયનોની લડાઈની ભરતી પાછી હઠતી ગઇ, અને હજી ફ્રેંચોની ભરતી ઝોર અને જુસ્સાથી આગળ વધતીજ ગઇ, કે જેનીસામે થવાને રશિયનો અશકત થઇ પડયા. આખરે જે જગ્યાએ જનરલ પેલિસિયેર પોતે હતો, ત્યાંથી હવામાં બાણોઉપર બાણો છોડવાના શરૂ કર્યામાં આવ્યા, અને આ નેશાનીઓ તેના સેપાહો સમજી ગયા. આ યાદગાર સાંજનેમાટે પુરતું કર્યામાં આવ્યું હતું; અને રશિયનો જે ભયંકર મારો ચલાવતા હતા, તેમાં પોતાના સેપાહોને વધુ વાર જોખમમાં નાખવાને તેણે બીનઝરૂરતું વિચાર્યું. મસ્કૉવિટો, કે જેઓને દરેક નાકેથી મારી હઠાવ્યામાં આવ્યા હતા, તેઓએ હવે પોતાનાં બાંધકામોમાં જઇ

આસરો લીધો: જ્યારે ફ્રેંચો મામેલૉનઉપર પાછા ચઢયા, કે ત્યાં તેઓએ હાથ કરેલી જગ્યા પછી એકદમ મઝબુત કરવા માંડી, કે જે જગ્યાઉપર તેઓનાં રાજ્યની ધજા હમણાં ફડફડતી હતી.

જ્યારે ફ્રેંચો આણીમેર આમુજબે કીર્તિ ખાટતા હતા, ત્યારે બીજીમેર ઇંગ્રેજી લશ્કર ખાણોમાં તેવીજ કીર્તિ મેળવતા હતા. રશિયનો—કે જેઓનો બંચાવ રીડાન અને તેનીઆસપાસનાં બાંધકામોઉપરથી ચલાવેલા તોપોના મારાનેલીધે થતો હતો—તેઓએ પોતાનીઉપર હલ્લો કરનારા આ બહાદુર ઇંગ્રેજ શૂરવિરોઉપર કંટાળાભરેલો બંદુકોનો મારો ચાલુ રાખ્યો. છતાં ઇંગ્રેજ સેપાહો તો તેઓઉપર ધસી ગયા, અને પોતાની બાગનેટોથી બીહદહશત હલ્લો કર્યો. થોડીક "મિનીટો"સુધી તો કાપાકાપી ખુનરેઝીભરી ચાલુ રહી: પણ તે ઝાઝો વાર ટકી શકી નહીં. બ્રિટિશ હેમત ફાવી નિકળી; અને રશિયનોને તેઓનાં બાંધકામોમાંથી મારી કાહાડવામાં આવ્યા. મામેલૉનની ટેકરીઉપર ફ્રેંચ ઝુંડો ઉડતો કર્યામાં આવ્યો, તેનીપછી થોડાજ વખતમાં ખાણોનાં બાંધકામોઉપર ઇંગ્રેજ ધજા ઉડતી કર્યામાં આવી, યાને બંધે રાજ્યોનાં લશ્કરોએ બે જુદાંજુદાં મથકો જીતીને હાથ કર્યાં.

પણ જે જગ્યાએ હમણાં બ્રિટિશો દાખેલ થયા હતા, ત્યાં આખી રાત ચંચળાઇ અને ઝપાઝપી તો ચાલુજ રહી, કારણકે રીડાન અને તેનીઆસપાસનાં બીજાં બાંધકામો-તરફથી છ જુદીજુદી વખતે રશિયનો તેઓઉપર ઉતરી પડયા, અને તેઓના કબ્જામાંથી તે જગ્યા પાછી લેવાની કોશેશો કીધી. તે વેળા જે મઝબુત અને જીવલેણ ઝપાઝપીઓ થઈ, તેનું વર્ણન થઇ શકેએમ નથી; પણ તે દરેક હલ્લાનું પરિણામ ઇંગ્રેજોની ફતેહમાં, અને રશિયનોની હારમાં આવ્યું. મેજર હૅઝલઉડ અને તેનો મિત્ર, કે જે તેનીસાથે ત્યાં ગયો હતો—તો જોકે તેઓ બંધેને આ ખાસ લડાઈમાં કશો ભાગ લેવાની ઝરૂર નહતી—છતાં તેઓએ તે યાદગાર રાત્રે તેમાં ભાગ લીધો; અને તેઓના મઝબુત હાથોથી ઘણાક રશિયન સેપાહોની ભારે ખરાબી થવા પામી હતી.

આખરે આ બિહામણા દેખાવઉપર સવારૂં પડવા માંડયું; અને હવે સઘળે શાંત થઇ ગયું હતું. ઍડ્રિયન ડેલાંશીને શોધી કાહાડવાની આશાએ મેજર હૅઝલઉડ ફ્રેંચ છાવણીતરફ ગયો; તે ડેલાંશીને આગળી રાતની તેની ભારે બહાદુરીનાં પરિણામમાટે મુબારકબાદી આપવાને ઘણો એન્તેઝાર હતો. આ વખતે તે જવાન ફ્રેંચ પહલવાન કઇ જગ્યાએ પોતાના હોદ્દાઉપર રોકાયલો હતો, તે શોધી કાહાડવામાં ફતેહ પામ્યો; અને ત્યાં જઇ, તેણે ડેલાંશીનો હાથ માયાના જુસ્સાથી દાબીને કહ્યું, "મારા વાહાલા દોસ્ત, ખાણોઆગળથી ગઈ રાત્રે મેં તમોને મામેલૉનની ટોચઉપર ફ્રેંચ વાવટો ઉભો કરતાં જોયા હતા."

ડેલાંશી—(અજાયબીથી) "તમે મને જોયો હતો?"

હૅઝલઉડ—"હા, મેં તમોને જોયા હતા. જ્યારે તમો પ્રજાની કીર્ત્તિની તે જગ્યાએ તમારો રાજકિય વાવટો ઉડતો કરતા હતા, ત્યારે અમારાં લશ્કરમાંથી એક ગોળો આવી ફાટયો, જેના ઉજાશથી મેં તમોને તમારૂં નેકનામીભરેલું, બહાદુર કામ કરતાં બરાબર દિઠા હતા. તે વેળા તમો જાણે લડાઇનાં રાતાં કિરણોવચ્ચે ઘેરાઇ ગયેલાજેવા દેખાતા હતા."

ડેલાંશી—"હા, મેં તે ઝુંડો એક જવાન લફ્ટેનન્ટના હાથમાંથી ખેંચી લીધો હતો, કે જે બીચારો આ ફતેહની ખુશહાલી પોતાનાં મ્હોંમાંથી હજીતો બહાર પાડે, તેટલાંજ માર્યો ગયો હતો: અને એમુજબે જે મહાભારત કામ કરવાને તે જીવતો રહ્યો નહીં, તે કામ પુરૂં કરવાને હું શકિતવાન થયો. મારા વાહાલા દોસ્ત, તમોએ મને આપેલી મુબારકબાદીમાંટે હું તમારો એક હઝારગણો ઉપકાર માનુંછું ! પણ ગઇ રાત્રે, તમો આ કાપાકાપીની જગ્યાની નઝદીક આવવા કેમ પામ્યા ? શું તમો હમણાં નામદાર ઓમર પાશાના રેસાલામાં જોડાયલા નથી ?"

હૅઝલઉડ—"નહીં: હું મારી રીજમીટમાં મારા હોદ્દાઉપર પાછો જોડાયોછું. તે નામદારની ખાસ મર્ઝીથી એમ કરવામાં આવ્યુંછે. હું સારીપેઠે જાણુંછું, કે મારી તથા કૅઠરાઇનતરફ માયાળુ લાગણી દેખાડવાના હેતુથીજ તેવણે તેમ કર્યુંછે. જ્યાંસુધી હું ટર્કિશ વડા સેનાધિપતિના રેસાલાસાથે જોડાયલો રહ્યો હતો, ત્યાંસુધી મારાં હોદ્દાની જંજાલોનેલીધે મને મારી બાયડીનીસાથે રેહેવાની ઝાઝી ફોરસત મળતી નહતી ; અને તેણી તો, તમો સારીરવેસે જાણોછો, તેમ છાવણીની દિકટ ઝેંદગી ભોગવીને પણ મારીસાથે રેહેવાને ઘણી આર્ઝુમંદ હતી. હવે જયારે હું વધુ વાર વડા સેનાધિપતિની ખેદમતમાં નથી, એટલે મને વારંવાર લાંબો વખ્તસુધી કૅઠરાઇનસાથે રેહેવાનું મળેછે."

ડેલાંશી—(આતુરતાથી) "અને તેમ થાયછે, તેથી તમો ઘણાં ખુશી થતા હશો ?"

હૅઝલઉડ—"ખચિતજ. અરે, મારા પ્યારા દોસ્ત, એક ઘડીભર પણ તમો ધારતા ના, કે કૅઠરાઇનતરફનો મારો પ્યાર ફરીથી એકવાર જરા પણ ઓછો થાય ! નહીં—તેમ બનવુંજ માહાલછે."

ડેલાંશી—( ઘણો હર્ષ દેખાડીને ) "તમારીતરફથી એવી ખાતેરી અપાયલી સાંભળ હું મારાં ખરાં અંતઃકરણથી ખુશી થયોછું: કારણકે તમારાં ધણિઆણી જેમ એક બાયડીની તરીકે પ્યારને લાયકછે, તેમ એક પરાક્રમી ઔરતતરીકે સઘળાઓની શાબાશી મેળવવાને પણ લાયકછે. હવે મને મારેલગતી એક બાબત તમોને કેહેવાનીછે. આજે બપોરના હું ક્રિમિયા છોડી જાઉંછું—પણ તે થોડાજ વખ્તનેમાંટે——"

હૅઝલઉડ—(અજાયબી અને દેલગીરીસાથે) "તમો ક્રિમિયા છોડી જાઓછો ?"

ડેલાંશી—"હા. મને જનરલ પેલિસિયેરના અગત્યના પયેગામો ફ્રાન્સ લઇ જવાનું કામ સોંપવામાં આવ્યુંછે."

હૅઝલઉડ—"અંહં ! હવે હું સમજ્યો ! ત્યારેતો ફરી એકવાર હું તમોને મુબારકબાદી ઇચ્છુંછું. તમારા જનરલે આ કામમાંટે તમોનેજ ચુંટી કાહાડયાછે, એવી મતલબથી કે ગઇ રાત્રે તમોએ બજાવેલાં પરાક્રમમાંટે તમો જાતે તમારા બાદશાહનો ઉપકાર, એનામ, અને શાબાશી મેળવવાને ભાગ્યશાળી થાઓ."

ડેલાંશી—"થોડાં અઠવાડિયાંનેમાંટે પણ જંગનું મયેદાન છોડી જવાની મને ફર્ઝ પડી નહતે, એમ હું તો ઇચ્છુંછું: પણ મારા વડાના હુકમને મારે તાબે થવું જોઇએછે."

હૅઝલઉડ—" ઍડ્રિયન,. અને તમો ઈંગ્લાંડની પણ મુલાકાત લેશો. તમોને જે અતિ વાહાલીછે, તેણીને મળશો—અને કદાચ તમારી મુહબ્બતનાં દ્રઢપણાંનેમાટે તમોને તેણીનો હાથ મેળવવાનો બદલો મળશે. હું મારાં અંતઃકરણથી ચાહુંછું, કે તેમ થાય! હું તમોને એક પત્ર આપું, તે તમો લઇ જજો. મારી ખાતેરીછે, કે એટલું મારૂં કામ તમે બજાવશો?"

તે બહાદુર જવાન ફ્રેંચમૅને તેનો ઉત્તર દીધો, "એજ નહીં, પણ તમો મને બીજું જે પણ કામ સોંપશો, અને તે જો મારેથી બનવાજોગ હશે, તો હું ખુશીથી બજા લાવીશ. મારા ઉપડી જવાઆગમચ મને એક કલાકની હજી નવરાસછે;" અને તે કલાક હું તમારાં લાયકીવાળાં મૅડેમ હૅઝલઉડસાથે પસાર કરવા માગુંછું."





# પ્રકરણ ૬૭ મું.

## માલાકૉફનો બુર્જ.

વાંચનારને યાદ તો હશે, કે મામેલૉન અને ખાણોનાં બાંધકામો તા૦ ૭ થી જુનને દિને હાથ કર્યાંમાં આવ્યાં હતાં. આ દિવસની બરાબર દશ દહાડાપછી—એટલેકે તા૦ ૧૭ મીની સવારના—અને જેવું ઝઝકળું થવા માંડ્યું: કે એક રશિયન અમલદાર સેબાસ્ટૉપોલખાતેના પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફને મથકે દોડતો આવ્યો. તે નામદાર—કે જેને સવારના સકારે ઉઠવાની ટેવ હતી—તે ઉઠી, પુશાક સજી તૈયાર થયેલો હતો; અને તેટલામાટે તે અમલદારને તરતજ તેનીહઝુરમાં દાખેલ કર્યાંમાં આવ્યો. માલાકૉફનાં બાંધકામોઆગળ પડેલી એક રીજમીટના કરનલતરીકે પ્રિન્સે તેને ઓળખ્યો; આ અમલદાર અત્યારઆગમચનો ફક્ત પોતાની બહાદુરીનેલીધેજ પ્રખ્યાત થયેલો નહતો, પણ વળી તેઉપરાંત, પોતાની તિક્ષણ બુદ્ધિ અને ચંચળાઇનેમાંટે પણ તે જાણીતો થયેલો હતો. તેટલામાંટે તે નામદારે તેને ઘણો માયાભર્યો આવકાર દીધો, અને કહ્યું, "તમો મારેમાંટે શી ખબર લાવ્યાછો?"

કરનલ—"નામવર સાહેબ, હું મારી દુરબીનમાંથી ફ્રેંચો અને ઇંગ્રેજોનાં બાંધકામોઉપર નઝર ફેરવી જતો હતો; અને દુસ્મનોની છાવણીમાં જે દોડાદોડી, ગડબડસડબડ, અને સાથે લાગી તૈયારીઓ ચાલી રહીછે, તેઉપરથી મને માનવાને દરેક કારણછે, કે બીજીવાર તોપોનો મારો ચલાવવાનો તે લોકો એરાદો રાખતા જણાયછે."

પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ—"અને જો મારો ચલાવવાનોજ તેઓનો એરાદો હોય, તો તે ફક્ત દારૂગોળો ને ગોળાઓ વ્યર્થમાં ખપાવવાનેજમાંટે થશે. ફ્રેંચ જનરલ પેલિસિયેર સારીરવેસે સમજેછે, કે ફક્ત તોપોના મારાથી કાંઇ સેબાસ્ટૉપોલનો નાશ થવાનો નથી. અગરજો તેનીઆંગમચ થઇ ગયેલો સેનાપતિ કૅનરૉબર્ટ અકલમંદ હતે—અને સાથે વળી જો લૉર્ડ રૅગલૅન જરા વધારે ચતૂર હતે—તો તેઓ અત્યારઆગમચના જાણી ચુકયા હતે, કે આપણાં શેહેરના બંચાવમાંટે જે બાંધકામો ઉભાં કર્યાંમાં આવ્યાંછે, તે હમલાથી ન લઈ શકાયએવાંછે.

કરનલ—"મારા લૉર્ડ, એમાં તો કશો શક નથી, એબાબે પેલિસિયેરને માહિતી થઇછે. અજાયબજેવુંછે, કે ઓમર પાશા—કે જે ખરેખરો અકલનો એક ભંડારછે—તેણે પોતાના અનુભવનો લાભ આ એકસંપી રાજ્યોના સરદારોને આપ્યો નથી; અચરત થવાજેવુંછે, કે તે નામદારે તેઓને જણાવ્યું નથી, કે ફક્ત તોપોના મારાથી આ શેહેર લઇ શકાયએમ નથી."

પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ—"ખાતેરીથી માનજો, કે એવી સલાહ ઘણું અગાઉની ટર્કિશ સરદારે તેઓને આપી તો હશેજ: પણ કૅનરૉબર્ટ અજ્ઞાન હતો—રૅગલૅન હઠીલોછે—અને આપણે હમણાં જે મત ઉચાર્યુંછે, તે શોધી કાહાડવાનું કામ પેલિસિયેરને નસીબે ચોંટયુંછે."

**કરનલ**—"અને હું તમો નામદારતરફ પુરતાં માનસાથે મારો વિચાર જણાવવાની રઝા લઉંછું, કે જો એકસંપી રાજ્યોનાં લશ્કરો આજે આપણીઉપર પાછો મારો શરૂ કરશે, તો તે આજે રાતના કે આવતી કાલે સવારના કાંઇ જુદીજ કોશેશ કરવાના વિચારથી તેઓ કરશે."

**પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ**—"મારાં મનનોજ હુબેહુ વિચાર તમોએ જણાવ્યોછે, અને તે કોશેશ તેઓ શું કરવાનાછે, તે આપણને કેહેવા આવવાને કોઈ મુવેલાના ભૂતની કાંઈ ઝરૂર નથી. ફ્રેંચો મનમાં ફુંકો રાખેછે, કે જેને તેઓ **મામેલૉન** કેહેછે, તેના બહારકોટને તેઓએ હાથ કીધેલો હોવાંથી, હવે તેઓ સેહેલાઇથી હમલો લાવી **માલાકૉફ**નાં બાંધકામો પણ જીતી જશે; વળી તેમજ બીજા હાથઉપર ઇંગ્રેજો મનમાં ખાંડ ખાયછે, કે ખાણોના બાંધકામોનો કબ્જો પોતાને હાથ રાખવાથી તેઓએ જાણે **રીડાન**ની ચાવી મેળવીછે. મારા દોસ્ત, કદાચ તેથી ઉલટીજ બાઝીનો રંગ તેઓને દેખાડવાને આપણે શક્તિવાન થઇશું."

**કરનલ**—"તમોજેવા દાનાવ જ્યારે એમ જણાવોછો, ત્યારે તો ખચિત તેમ બનવાજોગ હોવું જોઇએ."

**પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ**—(કરડા દેખાવસાથે) "સાહેબ, શું હજી તમો તેને **બનવા-જોગ** કહોછો? અરે, હું કહુંછું, કે ખચિત તેમ **બનવાનુંજ**!"

**કરનલ**—(નમીને) "બીશક, મારા લૉર્ડ, તેમ બનવાનુંજ! સાંભળો! મારો પાછો શરૂ થયોછે!"

તોપોના ભયંકર કડાકા, ધડાકા, ગગડાટ, અને ચમકારાઓ હવામાં થવા લાગ્યા; **પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ** બારીઆગળ ગયો, અને સંતોષકારક દેખાવે બોલ્યો, "આપણા કેલ્લાઓ અને તોપખાનું પણ ઘણો ફક્કડરીતે પાછો જવાબ વાળેછે."

**કરનલ**—"તમો નામદારને તમારા ગરીબ સેવકને કાંઇ હુકમ ફર્માવવાછે? અથવા મારીમઆરેફતે કોઇને મોકલી આપવાછે? કારણકે જો તમો નામવર મને રઝા આપો, તો હવે હું તરત મારા અધિકારઉપર જાઉં."

આ સવાલોનો **પ્રિન્સે** કશો પણ તરત જવાબ આપ્યો નહીં: તે ઉંડા વિચારમાં મશગુલ થયો; અને પછી મર્ઝીઉપરાંત ખુશહાલી અને જીતની પુર નેશાનીઓ તેનાં મ્હોડાં-ઉપર પ્રગટી નિકળી.

થોડીક વાર થોભીને અને પછી પોતાનો હંમેશનો દેખાવ ધારણ કરીને, તે બોલ્યો, "હા, મને અગત્યના પયેગામો લઇ જવામાંટે તમોને સોંપવાનાછે, જેમ-જેમ વધુ મારો ચલાવે, તેમતેમ આપણીતરફથી મારો ધીમો કરતા જવું. અગરજો દુશ્મનો તમામ મારો **માલાકૉફ** અને **રીડાન**ઉપર ચલાવે, તો આપણાં મથકોઉપરથી પાછો મારો ફકત ધીમોજ નહીં કરવો, પણ વખ્ત જતે તે એકદમ બંધ કરવો——"

આ સાંભળી **કરનલ**, એમ સમજ્યો, કે તેને જે કેહેવામાં આવ્યું હતું, તે તેણે બરાબર સાંભળ્યું નહશે, અને તેથી કદાચ તે પોતાના વડાના હુકમોનો ખોટો અર્થ ઉઠા-વશે, તો અણીની ઘિડે તે ભુલથી જીવલેણ ખરાબી થશે, એવી ફેકરથી તેણે પુછ્યું, "મારા લૉર્ડ, શું તે એકદમ બંધ કરવો?"

**પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ**—(ફરીથી) "હા—તે એકદમ બંધ કરવો! પણ બધી તોપો ભરેલી તૈયાર રાખવી—હા, બધી મ્હોંડાંસુધી તમામ ભરેલી રાખવી! જેટલી લઈ જઇ શકાય, એટલી તોપો રીડાન અને માલાકૉફનાં બાંધકામોતરફ લઇ જવી; અને સંભાળ રાખવી; કે ન્હાનામોટા ગોળા, છરા, ગર્ભછાંટ, વગેરેની કશી ખુટ ત્યાં રેહે નહીં, પણ જ્યારે એકવાર રીડાન અને માલાકૉફ ચુપ થયેલા જણાશે"—ફરીથી ભાર મુકીને બોલીને, "**ચુપ થયેલા જણાશે**, પણ ત્યાં જેટલું બનેએટલું લશ્કર પણ એકઠું કરવું."

**કરનલ**—"આહ! મારા લૉર્ડ, હવે હું સમજ્યો!" આ બોલતાંજ તે અમલદારનો ચેહેરો જનુની અને જંગલી જુસ્સાથી ખુલી ગયો—અને ક્રૂર ખુશહાલી તેનાં મ્હોંડાંઉપર પથરાઇ, જાણે એકસંપી રાજ્યોનાં લશ્કરોમાં જે ભયંકર કત્લ થશે, તેઉપર હમણાંથીજ તે ખુશી થતો હોય એમ લાગ્યું.

**પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ**—"હા, માલાકૉફનાં બાંધકામોઆગળ અને રીડાનઆગળ જેટલાં બની શકેએટલાં લશ્કરનો જમાવ કરવો; અને સંભાળ લેજો, કે આ નાંકાઓઉપર બંદુકોસાથે રીજમીટો એકઠી કરી રાખવી! પણ તેઓ દુશ્મનોની નઝરે પડે નહીં, તેવી-રીતે રાખવી: ચોકાસી રાખજો, નહીંતો દુશ્મનો આપણી છાવણીમાં થતી આ હાલચાલ તેઓની દુરબીનોથી પકડી પાડે નહીં."

**કરનલ**—"લાગતાવળગતા સર્વે સરદારોને આપ નામદારના હુકમો હું પહોંચાડીશ."

**પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ**—"અને વધુ હુકમોમાંટે થોભવાને તેઓને જણાવજો, કે જે બાઝી તપાસીને હું તેઓને મોકલી આપીશ."

આ સાંભળી તે કરનલે નમન કર્યું, અને ત્યાંથી વિદાય થયો; જેવો તે ગયો, કે પ્રિન્સે દરિયાવર્દી વડા સેનાપતિને પોતાનીહઝુરમાં બોલાવા મોકલ્યો. આ અમલદારે પ્રિન્સને મથકે આવવાને કશો વીલંબ લગાડ્યો નહીં; અને ગૉર્ટસ્ચૅકૉફે તેને કહ્યું, "તમારી સઘળી 'સ્ટીમરો'ને તૈયાર કરો—અને હું ચોકસ નેશાની કરૂં, કે સર્વેથી મોટા ગોળાઓ દુશ્મનોઉપર છોડવાને તૈયારી રાખજો. લશ્કરી બારાંમાં—માર્ગમાં કારાબેલનાઈ-યાહના આખા કેનારાઉપર—અને કુરીનીંગના અખાતમાં—આ મથકોઉપર તેઓનું કામ પડશે! પણ તમારી સર્વે તૈયારીઓ ઘણીજ ચોકસાઇથી અને ગુપચુપ કરવી, કે જેની હાલચાલની જરા પણ ખબર દુશ્મનો પોતાની દુરબીનોથી પકડી પાડે નહીં. આ સઘળી તૈયારીઓ શામાંટે કરવામાં આવેછે, તે ઘટતે વખ્તે તમો જાણશો."

દરિયાઇ ઍડમિરલે તે નામદારને ખાતેરી આપી, કે તેના હુકમો બરાબર બજાવ્યામાં આવશે; તેણે ત્યારપછી નમન કર્યું, અને ત્યાંથી વિદાય થયો.

ફ્રેંચો અને ઇંગ્રેજોતરફથી તોપોનો મારો પાછો શરૂ કર્યામાં આવ્યો હતો; અને, જેમ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે અગમચેતી કીધી હતી, તેમ સઘળો મારો માલાકૉફનાં બાંધકામો અને રીડાનઉપરજ ચલાવ્યામાં આવતો હતો. આ મારાનો જવાબ રશિયનોએ પોતાની હંમેશની રીતમુજબે ઉલટથી આપ્યો: પણ ધીમેધીમે તે નર્મ પડતો ગયો—પ્રથમ માલા-કૉફનાં બાંધકામોતરફથી—પછી રીડાનતરફથી—તો જોકે કારાબેલનાઇયાહના કેલ્લાઓની બીજી બાજુની હારોઉપરથી, તો તે મારો જેવોને તેવોજ ઝબરો ચાલુ રાખ્યામાં આવ્યો હતો.

બપોરના આસરે બે વાગ્તાનેસુમારે, ટર્કિશ વડા સેનાધિપતિ, **ઓમર પાશા,** પોતાના ભપકાદાર એક રેસાલાસાથે કારિયાનિનાં પોતાનાં મથકઉપરથી ઘોડેસવાર થઇ બહાર પડયો, અને બ્રિટિશ તથા ફ્રેંચ મથકો, કે જ્યાંથી તેઓ હલ્લો કરવાના હતા, તેનીવચ્ચેની એક જગ્યાતરફ આગળ વધ્યો; આ જગ્યાએથી બંધે બાજુઓનું બરાબર દેખાતું હતું. આ જગ્યાએ પાશાનાં આવી પુગવાપછી તરતજ જનરલ પેલિસિયેર પણ પોતાનીસાથે એક મોટો રેસાલો લઇને આવી લાગ્યો. થોડીક વારપછી લૉર્ડ રૅગલૅન પોતાના એડી-કાંગોસાથે ત્યાં આવી ટર્કિશ અને ફ્રેંચ સરદારોસાથે જોડાયો. આપ્રમાણે આ જગ્યાએ એકઠા મળવાનો આગમચથી બંદોબસ્ત કરી રાખ્યામાં આવ્યો હતો. વળી બીજો પણ એક સરદાર ત્યાં આવી પુગ્યો: તે સાર્ડિનિયાનાં લશ્કરનો વડો, જનરલ ડૅલા મારમૉરા હતો. આ લશ્કર થોડુંકઉપરજ ક્રિમિયાખાતે એકસંપી રાજ્યોના લશ્કરસાથે જોડાવાને સેબાસ્ટૉપૉલનીસામે આવ્યું હતું, કારણકે હવે સાર્ડિનિયાનાં રાજ્યે પણ ટર્કીનીતરફથી લડવાને માથે લીધું હતું.

(જુઓ ચિત્ર ૩૦ મું.) આ ચારે જનરલોવચ્ચે જે સલામઅક્રામ થઇ તે ટુંકી પણ સભ્યતાભરી હતી: તેઓ કાંઈ ત્યાં સલામઅક્રામ કરવાને અને એકબીજાતરફ સભ્યતા દેખાડવાને એકઠા મળ્યા નહતા--પણ લડાઇનેલગતી વધારે ગંભીર બાબતોઉપર વિચાર ચલાવવાને ત્યાં આવ્યા હતા.

**જનરલ. પેલિસિયેર**—"બંધે બાજુઓતરફથી તોપોનો મારો ઝબરોછે, પણ હુ વધુ જણાઉંછું, કે અમારીતરફનો તે **ઝબરદસ્ત**છે."

**ઓમર પાશા**—(લગાર ટુંકમાંજ) "તમો નામદાર એક ભારે બોલ વાપરોછો."

**જનરલ પેલિસિયેર**—"અગરજો તમો નામદાર માલાકૉફનાં બાંધકામો અને રીડાનતરપ જરા તમારી નઝર ફેરવશો, તો મારા કેહેવાની સાચાઇ જોશો. આ છેલ્લા કલાકમાં તેઓનો મારો ઠંડો પડતો જાયછે; અને બીજા એક કલાકમાં જો તેઓ એકદમ બંધ ન કરે, તો હું ઘણો ભુલ કરતો હોઉં, એમ માનું."

**લૉર્ડ રૅગલૅન**—"અમારાં તોપખાનાંએ ભારે અસર કીધીછે, તેમાંતો કશો શક નથી."

ઓમર પાશાએ તરત કશો જવાબ વાળ્યો નહીં; પણ પોતાના એક એડી-કાંગના હાથમાંથી એક દુરબીન લઇને તેવડે તેણે ઘણાંજ ધ્યાનથી માલાકૉફનાં બાંધકામોતરફ કેટલીક "મિનીટો"સુધી બારીક તપાસ ચલાવી; અને પછી તેણે તેજપ્રમાણે તેજ દુરબીનમાંથી રીડાનતરફ તપાસ કીધી. આ વેળા બીજા જનરલો તેનીતરફ ભારે એન્તેઝારી અને અજાયબીથી જોતા ઉભા રહ્યા; પણ આ વેળા તેનાં મનમાંથી શું વિચારો પસાર થતા હતા, તે તેઓમાંનો એક પણ તેના ચેહેરાઉપરથી પારખી શકયો નહીં.

આખરે પોતાના હાથમાંની દુરબીન પોતાના એડી-કાંગને પાછી આપતાં તે બોલ્યો, "મેં હમણાં મારો જે વિચાર જણાવ્યોછે, તે પાછો ફેરવવાનું હું કાંઇપણ કારણ જોતો નથી"—પછી પેલિસિયેરતરફ ફરીને "તમો નામદારે **ઝબરદસ્ત** બોલનો હમણાં જે ઉપયોગ કર્યોછે, તે ખરેખર ઘણો મોટોછે, તેવું કશું મને તો જણાતું નથી. હું જોઉંછું, કે રીડાનના કોટઉપરની એક પણ તોપને તોડી પાડવામાં આવી નથી—અને માલાકૉફઉપ-

રની પણ ફક્ત બેજ તોપો પડીછે. વળી તોપોનાં બાકોરાંઓ પણ કાંઇ ઘણાં જોખમાયાં નથી; અને લગાર અજાયબજેવુંછે, કે માલાકૉફનું તોપખાનું, જે કૅરીનીંગના અખાતતરફ જોડાયલુંછે, તે પાછું તરત ગોઠવી દેવામાં આવ્યું નથી. હા—તેઓનો મારો તો ખચિત નર્મ પડતો જાયછે; અને હવેતો તે તદન બંધ પડવા માંડેછે—પણ તે કાંઇ તમારાં તોપખાનાંએ ચલાવેલા મારાનેલીધે દબાઇ જઇને બંધ કરવામાં આવ્યો નથી."

આ સાંભળી જનરલ પેલિસિયેરને અંદરખાનેથી ચટકો તો લાગ્યો—તોયે સભ્યતાનેખાતેર, તેમજ પોતાનાકરતાં ઉંચી પદવીનાતરફ યોગ્ય માનનેખાતેર, તે પોતાનો ખીજવાટ ખુલ્લેખુલ્લો દેખાડતાં અચકયો, અને બોલ્યો, "ત્યારે તમો નામદાર શું ધારોછો?"

**ઓમર પાશા**—"ગ્રહસ્થો, તમો સારીરવેસે જાણોછો, કે જો આ કેલ્લાઓની દીવારોનો ખુરદો થઇ જાય, જો પેલી તોપોને બંધ કર્યામાં આવે, અને ઑટૉમનોનીતરફથી તોપોના જે મારાથી આ જંગલી લસ્કરોને વીખેરી નાખવામાં આવે, તો તેથી હું જેટલો ખુશી થાઉં, તેકરતાં વધારે બીજો કોઇજ થાય નહીં. પણ તે મારી આર્જુઓને હું ભુલથાપ દેવા દઇ શકતો નથી: ગ્રહસ્થો, હું તેટલામાટે જણાઉંછું, કે માલાકૉફનાં અને રીડાનના તોપખાનાંઓઉપરથી ચલાવ્યામાં આવતો મારો કાંઇ તમારી તોપોના **ઝબરદસ્ત** મારાથી બંધ થયો નથી; પણ મને શક લાવવાને ચોકસ કારણછે, કે રૂશિયનો એક દહેશતનાક મારો ચલાવવાની તૈયારીઓ કરેછે."

**જનરલ પેલિસિયેર**—"તમો નામદારતરફ પુરતાં માનસાથે હું જણાવવાની રઝા લઉંછું, કે હું તેથીઉલટુંજ મત ધરાઉંછું; અને" ત્યાં લગાર ઉસ્કેરાઇને તે બોલ્યો, "હું કૉલ આપુંછું, કે મારા સેપાહો આગળથી નક્કી કર્યામુજબે હલ્લો લઇ જશે. લૉર્ડ રૅગલૅન, હું તમારી મદદઉપર આધાર રાખુંછું."

**લૉર્ડ રૅગલૅન**—તમો નામદારને મારી મદદ હું ઝરૂર આપીશ. પણ વળી તેજ વખ્તે——"

**ઓમર પાશા**—"પેલી 'સ્ટીમરો' જુઓ. તેઓ કેનારાતરફ ધીમેધીમે છુપીથી આવતી જાયછે. આહ! અને હવે પેલી એક જે લસ્કરી બારાંમાં ઉભેલીછે, તેમાંથી ધુમાડાનો ગોટો પણ નિકળ્યોછે. મછવાઓના પૂલઆગળથી તે હવે નાળાંની વધારે નઝદીક વધતી જાયછે. દેખાઇતીરીતે હવે આ વહાણો પોતાને વધારે સલામતીભરેલી જગ્યાએ લઇ જવાનેબદલે તમારી તોપોની બરાબર સાંમેજ ખુલી આવતી જાયછે. પ્રિન્સ ગૉર્ટસ્ચૅકાફ બીશક પોતાની યોજનાઓ ઘણી ચતુરાઇથી રચ્યો જાયછે: પણ તે જે ઢોંગો ચલાવેછે, તે કાંઇ છુપા રેહેતા નથી. હું તે શિયાળને સારીપેઠે ઓળખુંછું! મેં ડૅન્યુબ નદીઉપર તેનીસાંમે બબ્બે વાર શું લડાઇઓ ચલાવી નથી? ગ્રહસ્થો, હું તમોને ફરીથી જણાઉંછું, કે આપણને ફસાવવામાટે એક જાળ પાંથરવામાં આવેછે; અને તમારા બહાદુર ફ્રેંચ અને ઇંગ્રેજ સેપાહો જો તેઓને એક ફટકો લગાવે, તો તેનીસાંમે હું તો કદી પણ થાઉં નહીં, છતાં જો તેઓની નાહકની કતલ થતી હોય, કે જો તેઓની હાર થતી હોય, તો તેથી હું સૌથી વધારે દેલગીર થાઉં."

**જનરલ પેલિસિયેર**—"અગરજો ઉપરાસાપરી હલ્લા કર્યાથી સેબાસ્ટૉપૉલ જીતી ન શકાય, તો પછી બીજી કઇરીતે જીતાશે, તે તમો નામદાર મને જણાવશો?"

**ઓમર પાશા**—"તમો નામવર એ બાબતવિષે મારો શો અભિપ્રાયછે, તેથી અત્યારઆગમચનાં વાકેફ તો થઇ ચુકયાછો. આપણાં લશ્કરોને ઉત્તર બાજુએ આગળ વધારી લઇ જઇને આખાં શેહેરને ઘેરી લેવાવગર કદી પણ આપણું ધારેલું કામ પાર પડનાર નથી."

**જનરલ ડેલા મારમૉરા**—"નામવર સરદારનાં મ્હોંમાંથી જે શબ્દો હમણાં જાહેર થયાછે, તેને હું પણ બોલેબોલ મળતો થાઉંછું."

**જનરલ પેલિસિયેર**—"આપણાં લશ્કરોએ આવતી કાલે કેવીરીતે કામ લેવું, તેબાબે જે યોજનાઓ હું આ નામદારનીસાથે" બ્રિટિશ સેનાપતિતરફ એશારો કરીને, "મળીને રચી ચુકયોછું, તે યોજનાઓ ફેરવવાને હવે ઘણું અસુરૂં થયુંછે. ટુંકમાં, **માલાકૉફ**નાં બાંધકામો-ઉપર મારૂં લશ્કર હમલો લઇ જશે, અને તેમ કરતાં જો કદાપી મારા ૧૦,૦૦૦ સેપાહો માર્યા પણ ગયા, તોયે તેની હું પર્વા કરીશ નહીં !"

**લૉર્ડ રૅગલૅન**—"તમો નામદારનો જો આવો જ ઠરાવછે, તો પછી હું આપણવચ્ચે થયેલા બંદોબસ્તને વળગી રહુંછું; અને મારૂં લશ્કર **રીડાન**ઉપર હલ્લો લઇ જશે."

**ઓમર પાશા**—"તમોએ અરસપરસ આમુજબે નક્કી ઠરાવો કર્યાછે, એટલે તેબાબે વધારે ટીકા કરવાનું હું દરોસ્ત ધારતો નથી. ખુદા કરેને તમારા આ ઠરાવોનેમાટે તમોને ભવિષ્યમાં પસ્તાવું ન પડે, કેમકે આ ઠરાવોમાં સંભાળકરતાં બહાદુરી વધારે નજર આવેછે ! ગમેતે રીતે મારૂં પોતાનું લશ્કર **ઑસ્ટેન-સાકેન**નાં લશ્કરને રોકેલું રાખશે, એટલીતો હું તમોને કબુલાત આપુંછું; કે જેમ કરવાથી તે તમારાં કામનીવચ્ચે આવવા આગળ ધસી આવી શકે નહીં."

**જનરલ ડેલા મારમૉરા**—"અને મારૂં લશ્કર તમો નામદારનાં બહાદુર લશ્કરની-સાથે જોડાઇને કામ લેશે."

જે જગ્યાએ આ ગોફતેગુ ચાલી હતી, ત્યાંથી પછી ટર્કિશ સરદાર અને **સાર્ડિનિયા**નો સરદાર પોતાના રેસાલાનાં અમલદારોસાથે પોતાના ઘોડાઓ દપટાવી ગયા: જ્યારે જનરલ પેલિસિયેર અને લૉર્ડ રૅગલૅન પોતે જે કરવાનો એરાદો રાખતા હતા, તેબાબે વધુ વાતો કરવાને થોભ્યા; તો જોકે તેઓએ જે યોજના રચી હતી, તેનીસામે ચતૂર અને દુરઅંદેશી **ઓમર પાશા**એ પોતાની શંકા જાહેર કરી હતી.

ફ્રેંચ અને બ્રિટિશ છાવણીમાંથી તોપોનો મારો ચાલુ રાખ્યામાં આવ્યો: પણ **માલાકૉફ**નાં બાંધકામો અને **રીડાન**ઉપરથી તેનો પાછો જવાબ આપવાનું એકદમ બંધ કર્યામાં આવ્યું. એક કે બે કલાકોસુધી કારાબેલનાઇયાહના બાકીના ભાગોતરફથી એકસંપી રાજ્યોનાં મારાનો ઉત્તર વાળ્યામાં આવ્યો: પણ તે ધીમેધીમે નબળો ને વધારે નબળો થતો ગયો—અને અંતે દરેક **રશિયન** તોપ તદન ચુપ થઇ ગઇ. તે સાંજના મોડેતુલક ફ્રેંચો અને ઇંગ્રેજોએ તોપોનો મારો ચાલુ રાખ્યો: અને જનરલ પેલિસિયેર તો જેમ પોતે આગળ પોતાનું મત ઉચાર્યું હતું, તેમ મનમાં એમજ સમજવા લાગ્યો, કે આ મારાથી આખરે **રશિયનો દબાઇ** ગયાછે. તેના આ વિચારસાથે વળી લૉર્ડ રૅગલૅન પણ એકમત થયો—તોપણ તેની તેબાબે તદન ખાતેરી નહતી; તેનાં મનમાં તેવિષે હજી થોડોઘણો ખત્રો રેહેલો હતો.

તા૦ ૧૮ મી જુનને દિવસે સવારના ઘણા સકારામાં ફ્રેંચ લશ્કર ત્રણ વિભાગોમાં વેહેંચાઈ ગયું, અને માલાકૉફનાં તોપખાનાંઓઉપર એક ભારે હલ્લો કરવામાંટે તેઓએ એકદમ કુચ કરવાની શરૂ કીધી; લગભગ તેજ વખ્તે રીડાનઉપર હલ્લો કરવામાંટે જે લશ્કરને ચુંટી કાહાડવામાં આવ્યું હતું, તેને પણ ચાલુ મુકયું. હજીતો ત્રણ પણ વાગેલા નહતાઃ સૂર્ય પણ ઉગ્યો નહતો; અને લડાઇની તમામ જગ્યા ધુમસથી ઢંકાઇ ગઇ હતી. ફ્રેંચ પલટણોએ એકદમ આગળ વધવા માંડયું; તેઓ ભારે ઉલ્લટમાં આવેલી હતી; તેઓને પોતાના જનરલના ઉંચા વિશ્વાસથી જીતમાંટે ખાતરજમા હતી. માલાકૉફનાં બાંધકામો તો, ચુપજ રહ્યાં. ઘડીભર ફ્રેંચોમાં એવો વિચાર ફેળાયો, કે રશિયનો તદ્દન નાઉમેદ થઇને પોતાનાં મથકની મુખ્ય જગ્યા યાતો છોડીને ચાલી ગયા હશે, કે નહીં તો ખીજવાઇને પોતાની ઝરૂર હાર થશે, એમ જાણીને ત્યાંજ થોભી રહ્યા હશે. ફ્રેંચો એમ ધારતા હતા; અને તેવા વિચારમાં તેઓના ત્રણ વિભાગો આગળ ધસડાયા ચાલ્યા. તેઓને મોખરે કસાયલા અને બહાદુર સરદારો પોતાના ઘોડાઓઉપર સવાર થઇ ચાલતા હતા.

ખડબચડી અને મુશ્કેલ જગ્યાઉપર તેઓ કુચ કરી જતા હતાઃ આ વખ્તે એક નબળોજેવો મારો રશિયનોનાં બાંધકામોઉપરથી મારવામાં આવ્યો. છએક તોપોએ ફક્ત પોતાના ધડાકાઓ કીધા; અને તેજમુજબે માલાકૉફનાં તોપખાનાંતરફથી બંદુકો છોડવામાં આવી; તે પણ ઘણીજ કંગાળ અને જરા પણ અસર ન કરેએવી જણાવાથી ફ્રેંચોએ તેને હસી કાહાડી. જે વિભાગ જમણી બાજુએ હતો, તે હવે ભારે હોંસથી, અને ફતેહની ખાતેરીથી આગળ ધસ્યો. પણ તેટલાં એક ઘડીમાંજ રશિયનોનો દહશતનાક દાવપેચ જણાઇ આવ્યો!

એકાએક રશિયન કેલ્લાઓ લડવૈયાઓથી ઠઠમાર ભરાઇ ગયા. દરેક તોપ હવે ભરીને તૈયાર કર્યામાં આવી; અને મટોડાંનાં જે બાંધકામો કર્યામાં આવ્યાં હતાં, તેના તમામ તબક્કાઓ જાણે સવારના ઝઝકળાંનીસાથેજ ઉંઘડીને તેમાંથી બંદુકચીઓ બહાર કુદી પડયા. અને પછી કેવો એક હમલો!—અરે! તોપના ન્હાનામોટા ગોળાઓ, બંદુકની ગોળીઓ, અને ગર્ભછાંટાનો જાણે ભારે વરસાદજ બાપડા ફ્રેંચોઉપર વરસ્યો!—જાણે કરાં પડતાં હોય, તેમ બંદુકની ગોળીઓનો તેઓઉપર વરસાદ વરસ્યો!—ગઝબનાક કત્લ ચાલી! બીજા બે વિભાગો લડાઇના આ ધડાકા અને ગગડાટ, જે તેઓને કાને પડયા, તેથી ઉસ્કેરાઇને આગળ દોડયા—પણ તેઓનોબી બરાબર તેવોજ હાલ થયો. અને તેટલાં વળી માર્ગમાંના કેનારાઆગળ અને કૅરીનીંગના અખાતમાં પડેલી "સ્ટીમરો"એ ગોળાઉપર ગોળા ફેંકવા માંડયા, કે જે જાણે હવામાં ચીસો પાડતા હોય, તેમ આવીને ફ્રેંચ રીજમીટોની વચોવચ પડી ફાટતા. ખુસ્કીઉપરનો અને દરિયાતરફનો મારો ઝબરો ભારે હતો. થોડીક "મિનીટો" સુધી તો ફ્રેંચોને પાછા ગગડાવી કાહાડયાઃ પણ તેઓ પાછા આગળ ધસ્યા—અને વળી પાછો આગળનીજપેઠે રશિયનોએ તેઓઉપર મારો ચલાવ્યો. આગળ ધસવાને બહાદુર ફ્રેંચોએ ફોકટમાં ફાંફાં માર્યાઃ માલાકૉફનાં બાંધકામોઆગળ ખોડેલી ખાઇઓતરફ ફોકટમાં તેઓના બહાદુર ચાસેરોએ ઝબરો હલ્લો કર્યો; પણ ફોકટમાં; બધું ફોકટમાંઃ—તેઓની લડાઇની ભરતીએ સેબાસ્ટૉપોલની છેક દીવારોસુધી મોજા માર્યા, પણ તેસાથે અફળાઇને પાછી હઠતી!

પણ ત્રીજીવાર ફ્રેંચ સેપાહો આગળ ધસ્યા: અને આ વખ્તે એવીતો હેમતભરી હોંસસાથે—એવાતો શાબાશીલાયક જુસ્સાસાથે—કે તેથી રશિયનો આ વાર ડગમગવા લાગ્યા. હવે સૂરજ ઉગતો જતો હતો ; અને તેના સવારનાં કિરણો જ્યારે ફ્રેંચ સેપાહો માલાકૉફનાં બાંધકામોની બહાર દીવારોને નીસરણીઓ અઢેળાવીને તેઉપર ચઢી જતા હતા, ત્યારે તેઓની બાગનેટોઉપર ચળકતાં હતાં. થોડી "મિનીટો"માં આ બાંધકામોની ટોચ-ઉપર તેઓ ચઢી ગયા: અને જુઓ! ફ્રેંચ રાજ્યની ગરૂડ પક્ષિની નેશાનીવાળા રાજ્યદંડો તેઉપર ઉભા કર્યામાં આવ્યા! આ દેખાવ જોઈ ભારે ધડાકાઓનીઅંદરથી પણ ફ્રેંચ લડવૈયાઓનો હુરરેરેનો હર્ષનાદ આવાઝ સંભળાયો: કારણકે આખરે સેબાસ્ટૉપોલના કિલ્લાની દીવારોઉપર પેહેલવેહેલો ફ્રેંચ વાવટો ફડફડવા લાગ્યો !

પણ અફસોસ! તે ફક્ત થોડી "મિનીટો"નેમાટેજ હતો ; આ થોડીવારની ફતેહપછી પાછી પડતી આવવાની સરજત હતી.





## પ્રકરણ ૬૮ મું.

### રીડાન.—પથ્થરનો પૂલ.

આખરે—ફક્ત થોડીજ "મિનીટો" તે ગરૂડોવાળા ફ્રેંચ રાજ્યદંડો ત્યાં રેહેવા પામ્યા; ફક્ત થોડીજ "મિનીટો"સુધી સેબાસ્ટૉપૉલના કેલ્લાની દીવારોઉપર ફ્રેંચ ધજા ઉડવા પામી.

જાણે તેઓનાં દેલમાં ભૂત ભરાયો હોય, તેમ વિક્રાળજેવા બની જઈ રશિયનો પાછા બંચાવમાંટે ઉસ્કેરાયા: પોતાના દુશ્મનોતરફ ફટા વેરીનાજેવા ધિક્કાર અને ગુસ્સાથી, અને જુસ્સાથી તેઓ લડયા. આ વેળા તેઓએ જે બહાદુરીથી પોતાનો બંચાવ કીધો, તે કદી ના પાડી શકાશે નહીં—તેમાંટે તેઓની વખાણ ન કરવી, તે હલકું મન દેખાડવાજોગછે. ઉતાવળે, ઘણી ઝડપથી તેઓના બંદુકચીઓએ બંદુકોમાંથી જીવલેણ ગોળીઓ છોડવા માંડી: ગર્જના કરતી તોપોએ પાછા ગોળાઓ ફેંકવા માંડયા. હવે વાત ઘણી અણીની વિક્રઉપર આવેલી હતી, જે દીવારોઉપર ફ્રેંચ ગરૂડવાળા રાજ્યદંડો ઉભા કર્યામાં આવ્યા હતા, તે આમથીતાંમ હાલવા લાગ્યા, તેઓએ હવે ઝોલા ખાવા માંડયા, અને જાણે ભારે મૌજાઓમાં એક વહાણના ડોળો હાલે, તેમ હાલવા લાગ્યા. અને આ ગરૂડોની આકૃતિઓનીઆસપાસ મોતનું ભયાનક કામ વધવા લાગ્યું:—હાથોહાથ અને પગોપગ રશિયનો અને ફ્રેંચો લડવા લાગ્યા: આખરે ગરૂડ પક્ષિઓ દેખાતાં બંધ પડયાં: કારાબેલનાઇયાહના કેલ્લાઉપર વધુ વાર ફ્રેંચ ધજાઓ ઉડતી રહી નહીં!

જમણી બાજુનો વિભાગ હવે પાછો ફરવા લાગ્યો: વચ્ચેના વિભાગે પણ હારવા માંડયું: ડાબી બાજુનો વિભાગ, કે જેને કોટની દીવારઉપર પેહેલાં થોડી "મિનીટો"સુધી ધજાઓ ઉડતી કીધી હતી, તે વિભાગે પણ રશિયનોના ઝબરદસ્ત મારાથી હવે લઠડવા માંડયું. તોયે ફ્રેંચો પોતાના શત્રુને તાબે થયા નહીં. તેઓ ફરી એકવાર હલ્લો લઇ ગયા: ફરી એકવાર રશિયન સેપાહોએ દગમગવા માંડયું—જ્યારે તેઓનાં ધાડેધાડાં માલાકૉફનાં બાંધકામોઉપર ધસ્યાં આવ્યાં—ઝારના સેપાહોની મદદે લશ્કરનાં લશ્કર આવી પુગ્યાં! આ લશ્કરો તેજ હતાં, કે જે બ્રિટિશ હમલાઓસાંમે રીડાનનો અત્યારસુધી બંચાવ કરવામાં રોકાયલાં હતાં. પણ ઇંગ્રેજો તે હમલામાં ફતેહ પામ્યા નહીં. ઇંગ્લાંડના સેપાહોને મારી હટાડવામાં આવ્યા હતા;—અને આમુજબે રીડાનનો બંચાવ કરનારાઓ માલાકૉફનાં તોપખાનાંઆગળ પોતાના ભાઇબંધોને સહાય થવાને દોડી આવવાને શકિતવાન થયા હતા. ફ્રેંચો હવે વધુ કાંઈ કરી શકયા નહીં. તેઓના ઘણા સેપાહો માર્યા ગયા હતા—તેઓના સેંકડો મરી ગયેલાઓથી અને હજી મરવા સુતેલાઓથી આ ગઝબનાક લડાઇની જગ્યા ભરાઇ ગઇ હતી. તોયે તેઓ બરાબર કવાયદસાથે પાછા ફર્યા, કે જે તેઓની બહાદુરી અને સારી કવાયદમાંટે તેઓને શાબાશી ઘટેછે; પણ તોયે ફતેહ તો ઝારનાં લશ્કરની થઇ હતી.

આ વખતે ઈંગ્રેજોનીતરફ શું બનતું હતું? આપણે જેમ આગળ કહી ગયા છીયે, તેમ જ્યારે ફ્રેંચો માલાકૉફ્નાં બાંધકામોઉપર હલ્લો લઇ જાય, તેજ વખતે તેઓનું કામ રીડાનઉપર હમલો કરવાનું હતું. જે ઝોરેમંદ તોપખાનું તેઓનીસાંમે છોડવામાં આવતું હતું, તેનીજતરફ આ બહાદુર બ્રિટિશ લશ્કર સવારનાં પહરમાં તેજ વખતે આગળ વધ્યું. તેઓ પણ રશિયનોના દેખાઇતા વગરબંચાવના કેલ્લાઓની હાલત જોઇ વિસ્મય પામ્યા: તેઓ પણ સેહેલથી જીત મેળવવાની ઉમેદમાં રહ્યા. તેઓ આગળ વધ્યા: રીડાન અને તેની પાસેપાસે આવેલાં બંચાવવાળાં સાખાનાં મથકોએ ચુપકીદી ચાલુ રાખી. ચોકસાઇથી આગળ વધવાની કાંઇ અગત્ય નહતી—કારણકે કોઇ સાંમે થતું જણાતું નહતું. પોતે બંચાવમાંટે ખોડેલી ખાઇઓમાંથી ઇંગ્રેજો આગળ ધસી બહાર પડયા; અને તેજ વેળાએ ફ્રેંચોનીતરફથી લડાઇ જાગવાનો આવાઝ તેઓને કાને પડયો. તેઓ રીડાનઉપર ચઢી આવતા હતા, તે શું રશિયનો આગમચથી જાણતા નહતા? શું તેઓએ પોતાનું સઘળું લશ્કર ફ્રેંચોનીસાંમે માલાકૉફ્નાં બાંધકામોનાં બંચાવમાંટે રોક્યું હતું? દેખાતું તો તેમજ હતું; અને એઉપરથી ભારે ઉલટ અને ખાતેરીસાથે બ્રિટિશ સેપાહો આગળ દોડયા ચાલ્યા.

પણ હવે પાછો જે ભયંકર દાવપેચ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે રચ્યો હતો, તે જણાઇ ગયો. આખું રીડાન તેના બંચાવ કરનારાઓથી ભરાઇ ગયું; અને વળી લડાઇનાં મારાથી તે હવે જાગી ઉઠયું. દરેક નાંકેથી જીવલેણ ગોળાઓ અને ગરભછાંટો આવી પડયાં: બ્રિટિશ રીજમીટોઉપર આતશનો વરસાદ વરસવા લાગ્યો: જ્યારે રશિયન બંદુકચીઓ ગોળીઓનો ભારે વરસાદ વરસાવવા લાગ્યા. અત્યારસુધી "સ્ટીમરો," જાણે મરકીનાં વહાણો તેના ખલાસીઓ તજીને નાસી ગયા હોય, એવીરીતે લશ્કરી બારાંમાં થંભ પડી રેહેલી હતી, તે હવે એકાએક ધીમેધીમે હાલવાચાલવા લાગી; તેઓના તુતકોઉપરથી ચમકારાઓ થવા લાગ્યા—ધુમાડાના ગોટેગોટા બહાર નિકળવા લાગ્યા—અને જાણે આગગાડીની સીસોડીઓ ઝોરથી ફુંકાતી હોય, તેવા આવાઝસાથે હવામાંથી ગોળાઓ "સ્ટીમરો"એ ફેંકવા માંડયાં.

તોયે ઉમદા મક્કમપણે બહાદુર બ્રિટિશોએ આગળ વધવાનું ચાલુ રાખ્યું—મોતના લોખંડી દુતોનાં તુફાનસાંમે આપણાં શૂરા સેપાહોએ પોતાનો રસ્તો કાપ્યો. લડાઇની ભરતીના જનુનીમાં જનુની અને મઝબુતમાં મઝબુત મૌજાઓને તેઓએ પોતાની છાતીઉપર ઝીલી લીધા. પણ આ સઘળુંછતાં ઈંગ્લાંડના આ પહલવાનોને તેમાંથી કાંઇ ફાયદો થયો નહીં. થોડોક વખ્તસુધી તો આ ખુનખાર લડાઇસાંમે તેઓ ટકી રહ્યા: જાણે બાલાકલાવા અને ઇનકરમાનનાં કમકમાટો ફરી પાછા જાગરૂત થયા હતા—પણ તેનાંજેવાં સારાં પરિણામો તેમાંથી આ વેળા તેઓ મેળવવા પામ્યા નહીં; કારણકે આ વખ્તે બ્રિટિશ ધજા લડાઇની જગ્યાએ ફતેહસાથે ઉડવા પામી નહીં. આપણા પાછા ફરતા સેપાહો તે પાછી લઇ ચાલ્યા; અને જેવા તેઓ પાછા ફરવા લાગ્યા, કે તરત રશિયન રીજમીટો પોતાના જાતભાઇઓ, કે જેઓ માલાકૉફ્નાં તોપખાનાંમાં ફ્રેંચોસાંમે લડતા હતા, તેઓની મદદે દોડી ગઈ.

હવે એજ વખ્તે ઓમર પાશા પણ કારિયાનીખાતેનાં પોતાનાં મથકમાંથી બહાર પડયો હતો. તે પોતાનાં લશ્કરના મોટા ભાગને જઇ મળ્યો, કે જે લશ્કર શેરનાયાની

ખીણમાં દાખેલ થવાની જગ્યાએ સફ સમારી તૈયાર ઉભું હતું. ત્યાં આવી લાગતાંજ ઑટૉમન સરદારે કુચ તરત શરૂ કરવાનો હુકમ આપ્યો; અને તેણે પોતાના થોડાક સવારોને આસપાસ તપાસનેમાટે પ્રથમ આગળઆગળ રવાના કર્યા. સઘળા મળી ૩૦,૦૦૦ ઑટૉમન સેપાહોએ આગળ વધવા માંડયું—જે જગ્યાએથી તેઓ કુચ કરી જતા હતા, તે સઘળો દેશનો એક ઘણો રમણિય ભાગ હતો. લીલોત્રીવાળાં ખેતરો, અને તેમાં હઝારો સુંદર ફુલો, તેઓના પૂર બહારમાં ખીલી નિકળેલાં હતાં, કે જેમાંથી પાયદલ તેમજ ઘોડેસવાર ટુકડીઓ પસાર થતી હતી. વડો સેનાધિપતિ, પોતાના ભપકાદાર રેસાલાસાથે લશ્કરના મધ્ય ભાગને મોખરે થોડે છેટે પોતાનો ઘોડો ચલાવતો હતો; અને તેની ગરૂડ પક્ષિનાજેવી તિક્ષ્ણ આંખો ખીણનીઆસપાસ હંમેશાં જોતી રેહેતી હતી, એવી આશાથી કે જો દુશ્મન નઝરે પડે, તો તેને હાથોહાથની લડાઇમાં ઉતરવાની તે ફર્ઝ પાડે.

આસરે બે કલાકોસુધી આપ્રમાણે કુચ કર્યાપછી ઑટૉમન લશ્કરનો જમણો ભાગ શૉરગુમનાં ગામડાં નઝદીક આવી પહોંચ્યો, કે જે જગ્યાએ સાર્ડિનિયન લશ્કરે પોતાનું મથક કીધું હતું; અને જનરલ ડેલા મારમૉરાની સરદારીહેઠળના આ બહાદુર *પીડમોનટીસો આ મોટાં લશ્કરસાથે તરત જોડાઇ ગયા. આ બંધે લશ્કરોનાં જોડાણથી જે દેખાવ થયો, તે ઘણો દમામદાર લાગતો હતો; અને લડવૈયાઓનો આ દરિયાવ પોતાના છુવતા મૌજાઓઉપર મોજાઓ વધારે આગળને આગળ શેરનાયાની ખીણમાં વેહેવા લાગ્યા.

આખરે જમણા હાથની બાજુઉપરની પાસેની ટેકરીઓઉપરથી ગોળીઓ છોડવામાં આવી; અને તે દિશાએ સંખ્યાબંધ રશિયન કૉસૅકો હવે નઝરે પડવા લાગ્યા. આ કૉસૅક ઘોડેસવારોને રોકવાને ઓમર પાશાએ તરત એક ઘોડેસવાર ટુકડીને મોકલી આપી: એમુજબે જ્યારે ટર્કો તે ટેકરીતરફ પોતાના ઘોડાઓ દોડાવ્યા જતા હતા, ત્યારે આમણ-સામણ ગોળીઓ છોડવામાં આવી: પણ નઝદીક આવીને હાથોહાથ લડવાને રશિયનો થોભ્યા નહીં. તેઓના વડા અમલદારે પોતાની દુરબીનમાંથી જોયું હતું, કે ઑટૉમન લશ્કરસાથે તેઓનો સરદાર પોતે પણ હતો: અને રશિયનોના કાનોનેમાટે ઓમર પાશાનાં નામકરતાં વધારે થથરાવી મારનારો અને ગભરાટ પૈદા કરનારો બીજો એક પણ શબ્દ હતો નહીં!

ઑટૉમન અને સાર્ડિનિયન લશ્કરોએ આગળ વધવાનું ચાલુ રાખ્યું; તેઓ શેર-નાયાને રસ્તે આગળ ચાલ્યા જતા હતા; આખરે ઇનકરમાનની ઘણી ઉંચી ટેકરીઓ તેઓની ડાબી બાજુએ દેખાવા લાગી. અવારનવાર કૉસૅકો તેઓનીસામે, અથવા તેઓની જમણી બાજુએ દેખાવ દેતા હતા; પણ જેવી આગળથી મોકલેલી ટર્કિશ સેપાહોની ટુકડીઓ તેઓઉપર હલ્લો કરવાને આગળ દોડતી, કે તેઓ ત્યાંથી ગયેબ થઇ જતા હતા. એક વખ્તે રશિયન લશ્કરની ચોકીદારોની એક ટુકડીએ અર્ધા "ડઝન" ગોળાઓ ટેકરી-ઉપરથી તેઓઉપર ફેંકયા; પણ તેથી ઝાઝી નુકશાની થઇ નહીં: અને જ્યારે ઑટૉમન અને સાર્ડિનિયન સેપાહોનો એક ભાગ તે જગ્યાએ ચડયો, ત્યારે જણાયું, કે મસ્કૉવિટો તો ત્યાંથી વંજો માપી ગયેલા હતા, અને નાસતી વેળા પોતાની તોપો પણ સાથે લેતા ગયા હતા.

*જુઓ નોટ ૧૦૪ મી.

તરતજ ઓમર પાશાને ખબર કર્યામાં આવી, કે શેરનાયાનાં એક સાંકડાં નાળાં-ઉપર આવેલા પથ્થરનાં એક પૂલઆગળ રશિયન સેપાહોની એક મઝબુત ટાળકીએ મથક કીધેલું છે. જેઉપરથી સરદારે પોતાના સેપાહોની એક ન્હાની ટુકડીને તેતરફ ધસી જઇ તે પૂલઉપર છાપો મારવાનો હુકમ કર્યો. આ કામ એક બહાદુર જવાન ટર્કિશ અમલદા-રને સોંપવામાં આવ્યું, કે જે પોતાની સરદારીહેઠલ આસરે ૩૦૦ સેપાહો લઇ, વગરવખ્ત ખોવે પોતાના વડા સેનાધિપતિનો હુકમ બજાવવાને નિકળી ચાલ્યો, કે જે સેનાધિપતિની નઝરમાં પોતે વખણાવાને તે ઘણોજ આર્ઝુમંદ હતો.

પૂલઆગળ આવી પહોંચતાં તે ટર્કિશ ટુકડીને જણાયું, કે તેનો બચાવ કરવાને દુશ્મનોની ૮૦૦ થી ૯૦૦ મઝબુત સેપાહોની એક રીજમીટ ત્યાં હાઝેર હતી ; વળી તેઓ-નીસાથે બે તોપો પણ હતી, કે જેમાંથી તેઓએ તરત ગોળાઓ ફેંકવા શરૂ કર્યા, કે જેની અસરથી ઑટૉમનોનીઆસપાસની ઝમીન સઘળી ઉખડી જતી હતી. પોતાનીપાછળ આસરે અર્ધો "માઇલ"જેટલે તફાવતે બે તોપો આવતી હતી, તે ત્યાં આવી પુગેતેટલાં ત્યાં થોભી જવાનો તે ટર્કિશ અમલદારે ઘડીભર વિચાર કર્યો ; પણ તેની ધીરજ લાંબો વખ્ત ટકી શકી નહીં; અને તેટલામાટે તેણે એકદમ વગરઢીલે ધસારો કરવાનો ઠરાવ કર્યો.

તેણે પોતાના સેપાહોને કહ્યું, "મારા બહાદુર સેપાહો, જોકે આપણીસોડે તોપો નથી, પણ પેલા પૂલઉપર બેછે—અને તે ટુંક વખ્તમાં આપણે હાથ આવવી જોઇએ."

આ ટુંક પણ અસરકારક ભાષણ સાંભળી ટર્કિશ સેપાહોએ મોટેથી હુરરેરેના પોકારો કર્યા, અને બેવડી ઝડફે તેઓએ તે પૂલતરફ ધસ્વા માંડયું—આ વેળા તે શૂરો જવાન અમલદાર પોતાના ઘોડાને તેઓની આગળઆગળ ચલાવતો હતો. બંદુકની ગોળીઓ પહોંચી શકેએટલા નઝદીક તેઓ આવ્યા નહીં, કે રૂશિયનોએ તેઓઉપર ગોળીઓનો ઝબરો મારો ચલાવ્યો, અને તેજ વખ્તે પેલી તોપોમાંથી ગોળાઓ પણ ફેંકવા માંડયા, પણ તેથી કાંઇ જીવજેવી નુકશાની થઇ નહીં—તો જોકે તેથી પોતાના ત્રણ કે ચાર ગોઠિ-યાઓને માર્યા ગયેલા જોઇ હવે મુસ્લીમો એટલાતો ઉસ્કેરાઇ ગયા, કે તેઓ મસ્કૉવિટો-સાથે હાથોહાથ લડવાને ઘણા એન્તેઝાર બની ગયા.

તેઓની આ આર્ઝુ ઘણી જલ્દીથી પાર પડી ; તેઓએ પોતાની બંદુકોમાંથી ગોળીઓ છોડીને, પછી પોતાની બાગનેટોસાથે એકદમ રશિયનોઉપર ધસારો કર્યો રશિ-યનો પણ જીવઉપર આવીને લડયા; ગમેએવાં મોટાં લશ્કરના હમલાસામે તે પૂલનું રક્ષણ કરવાને તેઓને હુકમ કર્યામાં આવ્યો હતો, સેવાયકે એટલી મોટી સંખ્યા-સામે તેઓને થવું પડે, કે જેમ કરવું દીવાનાપણું લેખાય. ઝપાઝપી જનુની હતી, તોયે તે લાંબો વખ્ત ટકી શકી નહીં. ટર્કિશ સેપાહોનો એક ભાગ નાળાંનીઉપરથી થઇને ધસ્યો, અને ત્યાં પેલી બે તોપોઆગળ ઉભેલા રશિયન તોપચીઓને પોતાની બાગનેટોથી વિંધી નાખ્યા, અને પછી તે તોપો હાથ કીધીઃ જ્યારે બાકીના ઑટૉમન સેપાહોએ ખુદ પૂલઉપર હલ્લો કર્યો. (જુઓ ચિત્ર ૩૧ મું.) રશિયનો હઠી ગયાઃ તેઓની મોટી સંખ્યા પૂલઉપર મારી ગઇ—બીજાઓને નાળાંમાં ગબડાવી દેવામાં આવ્યા—ઘણાકોને કેદ પકડવામાં આવ્યા—અને જે થોડા બાકી રહ્યા, તેઓએ ઉભી પૂંછડીએ નાસવા માંડયું. હવે પૂલ-

ઉપર ઑટૉમન ધજા ઉડતી કર્યામાં આવી, અને તેના માનમાં પેલીજ એ તોપો જે ટર્કોએ ઘણી બહાદુરીથી હાથ કીધી હતી, તે ફોડી તોપોના ધડાકાસાથે સલામી આપી, અને આ વેળા વડો સેનાધિપતિ તે જગ્યાનીથોડો દુરસુધી આવી પહોંચ્યો હતો, તેને તેમ કરીને ખબર આપી, કે તેનો હુકમ બોલેબોલ બજા લાવ્યામાં આવ્યોછે. કેહેવાની કશી ઝરૂર નથી, કે આ હેમતી અને બહાદુર કામ, તે જે જવાન અમલદારની સરદારીહેઠલ બજાવ્યામાં આવ્યું હતું, તેમાંટે તેને સરદારે ભારે શાબાશી આપી.

સવારના ઘણા સકારેથી તપાસતું આ કામ ચલાવ્યામાં આવ્યું હતું, અને તેમાં ઘણા કલાકો વહી ગયા હતા; અને પૂલઆગળ દુશ્મનના જે સેપાહો કૈદ પકડાયા હતા, તેઓથી ઑટૉમન વડા સેપાહસાલારને ખબર મળી, કે જનરલ આસ્ટેન-સાકેનનું લશ્કર સેબાસ્ટૉપૉલના ઉત્તર ભાગનીપછવાડેનાં મથકઆગળ જઇ પડયું હતું. હાલમાં દુશ્મનોની પુઠ પકડી ત્યાં જવાનું ટર્કિશ અને સાર્ડિનિયન રીજમીટોમાંટે કેવળ ન બનવાજોગ હતું— કેમકે જો તેઓ છેક ખીણમાં એટલેસુધી દુર જાય, તો તેઓઉપર માર્ગમાંનાં તોપખાનાં-ઉપરથી જીવલેણ મારો ચલાવ્યામાં આવે, અને તેનો પાછો જવાબ આપવાને પણ તેઓથી બની શકેએમ નહતું. તેટલામાંટે જે જગ્યાસુધી તેઓ હાલમાં આગળ વધ્યા હતા, ત્યાંજ પડાવ નાખવાનો હુકમ કર્યામાં આવ્યો; અને ત્યાં આસપાસ જે કેટલાંક ટારટરોની વસ્તી-વાળાં ગામડાંઓ હતાં, તેનો ટર્કોએ કબ્જો લીધો.

બપોરને વખ્તે ઓમર પાશાને જનરલ પેલિસિયેર અને લૉર્ડ રૅગલૅનતરફથી લડા-ઇનેલગતા પયેધામો મળ્યા, તેમાં તેઓએ જે બેવડા હલ્લાઓ કર્યા હતા, અને જેમાં તેઓને મોટી ખોટ ખમવી પડી હતી, તે તદન નિશ્ફળ થયેલા તેઓએ જણાવ્યા હતા. આરવેસે ફ્રેંચ અને બ્રિટિશ સરદારોને ઘણું અસુરેથી જણાયું, કે ટર્કિશ વડા સેપાહસાલારની સલાહ દરેક વાતે સત્તાધારી અને ખરી હતી, અને તેની ચતૂર બુધ્ધિથી તે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે રચેલો અથંગ દાવપેચ પુરેપુરો આગળથીજ પામી ગયો હતો.

બરાબર દશ દિવસોપછી—યાને ૨૮ મી જુનને દિને—લૉર્ડ રૅગલૅને પોતાનો છેલ્લો દમ ખેંચ્યો. તેણે ટુંક માંદગી ભોગવી, કે જે જીવલેણ નિવડી.

હવે આપણી વાર્ત્તાની જગ્યા થોડોક વખ્તસુધી બીજે ઠેકાણે લઇ જશું; અને આવતાં પ્રકરણમાં આપણે આપણી વાર્ત્તાથી લગાર આડા ફાટશું, કે જે આપણી અસલ વાર્ત્તાથી તદન જુદીજ બાબતસરની થશે.





## પ્રકરણ ૬૯ મું.

### કેર્ટ્ચ.

આગળનાં પ્રકરણોમાં આપણે લૉર્ડ રૅગલૅનનાં મરણસુધી જાણ્યુંછે, કે જે તા૦ ૨૮મી જુન ૧૮૫૫માં નિપજ્યું હતું: પણ આપણે આપણી આડી વાત જણાવવામાટે એક મહિનો પાછા પછવાડે જઇએ.

તોયેપણ પ્રથમમાં કેટલુંક અવલોકણ કરવાની અગત્યછે. અમારાં વાંચનારાંઓને ધ્યાન હશે, કે ક્રિમિયા, "લૉઝેન્જ," યાને મીઠાઇની ટાંકણીના આકારનો એક દ્વીપકલ્પછે, જે રશિયાના ભૂખંડસાથે પેરેકૉપની સંયોગીભૂમિથી જોડાયલોછે. તેની ત્રણ બાજુએ કાળો સમુદ્ર આવેલોછે; અને ચોથી બાજુએ, અથવા ઇશાનદિશાએ ઍઝૉફનો સમુદ્ર આવેલોછે. એક ન્હાની ખાડી, કે જેને કેર્ટ્ચની સામુદ્રધુનિ કેહેવામાં આવેછે, તે આ બે સમુદ્રોને જોડેછે; અને જો આ જોડાણ નહતે, તો ઍઝૉફનો સમુદ્ર એક સમુદ્રને-બદલે ખરૂં જોતાં ઝમીનથી ઘેરાયલા એક ઝબરા મોટા સરોવરતરીકે લેખાતે. ક્રિમિયા-ના તે છેક પૂર્વના ભાગઉપર—કે જેને ઉપર જણાવેલી સામુદ્રધુનિ લાગેલીછે—ત્યાં એક શેહેર આવેલુંછે, કે જે તેનાંજ નામઉપરથી કેર્ટ્ચનાં શેહેરને નામે ઓળખાયછે. આપણે જ્યારે આ વાત લખ્યે છૈયે, ત્યારે કેર્ટ્ચનું શેહેર ઘણું મોટું હતું; તેમાં સારી બાંધણીનાં મકાનો હતાં; તે સફાઇદાર, અને ભપકાદાર દેખાવનું હતું; અને તેની વસ્તી આસરે ૪,૦૦૦ માણસોની હતી. તેનાં રેહેવાસીઓ મુખ્યકરીને મૉનગૉલ-ટર્કિશ ઔલાદનાં હતાં, કે જેઓ સદીઓ થઈ ક્રિમિયામાં વસ્તાં હતાં, અને તેટલામાટે તે ટારટર પંથનાં કેહેવાતાં હતાં. તેઓઉપરાંત વળી તેમાં યાહુદીઓ, ગ્રીકો, અને આરમીનિયનોની પણ વસ્તી હતી, તેમજ કેટલાંક રશિયન કુટુંબો પણ વસ્તાં હતાં,—કે જેમાંનાં કેટલાંક ધંધાદારી વર્ગનાં, અને બીજાં ઉંચાં વર્ગનાં હતાં. તેઓઉપરાંત વળી ત્યાં એક મઝબુત રશિયન લશ્કર શેહેરનાં રક્ષણમાટે રાખ્યામાં આવેલું હતું, કે જેમાં આસરે ૨,૫૦૦ સેપાહો હતા. સઘળાં સરકારીખાતાંઓમાં ઝારની મસ્કૉવિટ રૈયતને નોકરીએ રાખેલી હતી. કેર્ટ્ચના કેલ્લાઓ અને બીજાં બંચાવના બાંધકામો ઘણાં મઝબુત હતાં, અને રશિયન કેલ્લેબંદીનાં હંમેશનાં ધોરણઉપર ઇજનેરી સારી કળાથી બાંધેલાં હતા—મટોડાંનાં બાંધકામોની બાજુ-ઓઉપર "ગ્રૅનાઇટ" પથ્થરનાં શોભિતાં પણ મઝબુત તોપખાનાંઓ બાંધેલાં હતાં, કે જેઓ-માંનાં કેટલાંકતો મોટાં કદના કેલ્લાઓજેવાં હતાં; તેઓઉપર કોટોના બે કે ત્રણ તબક્કાઓ ઉભા કીધા હતા, અને તેઓઉપર ઝબરદસ્ત તોપો ગોઠવેલી હતી.

આવી પચરંગી વસ્તીમાં એકથી વધુ ભાષાઓ બોલાય, એ તો સ્વભાવિકછે, પણ રેહેવાસીઓ તે સઘળી ભાષાઓ બોલી કે સમજી શકતાં હતાં; હલકાં વર્ગનાં રેહેવાસીઓ-વટીક ત્યાં બોલાતી સર્વે ભાષાઓ બોલી કે સમજી શકતાં હતાં. આમુજબે જેમ આર-મીનિયન ભાષા છુટથી વપરાતી, તેમજ બીજી ભાષાઓ પણ બોલાતી, કે જે બીજી



( ચિત્ર ૨૮ મું. ) "જ્યારે બ્રિટિશ સેપાહોએ પેલિસિયેરના લડવૈયાઓને મક્કમપણે અને ઉલટભેર ને ખડકવાળી ટેકરીઉપર ધસી જતા જોયા". ( પાનું ૫૪૧ મું. )

ભાષાઓ કુમાકાન અને ટારટરિયન ઝબાનોને નામે ઓળખાતી હતી. વસ્તીનો ટારટર ભાગ મુસલમાની ધર્મ પાળતો હતો; તેઓ ઑટોમન ટર્કોનીપેઠે મુસલમાન રીતભાત રાખતાં, અને પુશાક પેહેરતાં, તોયે ટર્કોનાંજેટલાં સુધરેલાં કે વિવેકી રીતભાતનાં નહતાં. તેઓની ઔરતો બુરખા નાખતી, અને ઝનાનાનાં એકાંતવાસમાં રેહેતી: અને રશિયન રાજ્યધિકારીઓ તેઓના મુસ્લીમ ધર્મની ઘણાં થોડા આડે આવતા હતા. તવારીખનાં જાણકાર વાંચનારને જણાવવાની કશી અગત્ય નથી, કે ક્રિમિયા,—તેના દેશી રાજાઓનાં રાજ્યમાં લાંબા કાળોસુધી છુટાપણાંમાં રહ્યું હતું, કે જે રાજાઓ "ખાન"ના અલ્કાબથી ઓળખાતા હતા,—પણ પછી તેઉપર ઑટોમનો ચઢાઇ લાવ્યા, અને ક્રિમિયા જીતી લીધું. તોયે તે જીતી લીધાપછી તે પોતાની હકુમતના એક ભાગતરીકે નહીં, પણ એક ખંડિઆં પ્રગણાંતરીકે રાખ્યામાં આવ્યું. એમ કરવાથી થયું એમ, કે તે જેવું સ્વતંત્ર હતું, તેવુંજ જીતી લીધાપછી પણ પોતાની સુખી હાલતમાં રહ્યું, અને ટર્કીએ પોતાને તેના ખાનતરીકે નામની સત્તા રાખી. તોયે વખ્ત જતે ક્રિમિયાને રશિયાને સોંપી દેવામાં આવ્યું—ખાનોની સત્તા નાબુદ કર્યામાં આવી—અને તે સબરહબર રશિયાનાં રાજ્યસાથે જોડી નાખવામાં આવ્યાથી, તેમાં મસ્કૉવિટ લશ્કરી ધોરણ દાખેલ કર્યામાં આવ્યું.

કેર્ટચનું શેહેર—કે જેઉપર હમણાં આપણે વાંચનારનું મુખ્ય ધ્યાન ખેંચ્યે છૈયે—તે મોટા વેપારનું ધામ હતું, અને ઍઝોફનાં અને યુકસાઇનાં સમુદ્રોનાં બંદરોસાથે મોટો વેપાર ચલાવતું હતું. વળી તે સેબાસ્ટૉપૉલ શેહેરને ખુરાકી, દારૂગોળો, હથિયારો, વગેરે પુરાં પાડનારાં બીજાં શેહેરોમાંહેલું એક હતું—કે જેથી બીજાં શેહેરોમાંથી આવતી ખુરાકી, હથિયારો, વગેરે ઘેરાંની શરૂઆતમાં કેર્ટચમાં મોકલી આપવામાં આવતાં, કે જે ક્રિમિયાનીવચ્ચે આવેલાં મથકો પસાર કરી સેબાસ્ટૉપૉલને પુરાં પાડવામાં આવતાં હતાં. તેના મઝબુત કોટો, અને કેલ્લાઓજેવાં મોટાં તોપખાનાંઓઉપરાંત કેર્ટચ શેહેર તેની હારબંધ બાદશાહી રોનકદાર ઇમારતોમાંટે પ્રખ્યાત હતું, કે જે ઇમારતો ખાડીના કેનારાનીપાસેજ આવેલી હતી; આ મકાનોમાં સૌથી વધારે તવાંગર ટારટરો, રૂશિયન, અને આરમીનિયન કુટુંબો વસ્તાં હતાં. આ સઘળાં મકાનોમાં એક મકાન ઘણું આલીશાં અને મેહેલજેવું સરસ, મોટું, અને ભારે દમામદાર હતું, કે જે રશિયન પ્રિન્સ વૉરૉનઝૉફનેલગતું હતું.

કેર્ટચની સામુદ્રધુનિનીસાંમી બાજુએ સિરકાસિઆન મુલ્ક લંબાયલો હતો, કે જ્યાં પચીસ વર્ષો થયાં ત્યાંના સ્વદેશાભિમાની બંચાવ કરનારાઓ અને રશિયન ધાડપાડુઓવચ્ચે ભારે જંગ ચાલ્યું હતું. લાંબો વખ્તસુધી તેજ પ્રિન્સ વૉરૉનઝૉફ, કે જેનેમાંટે હમણાંજ આપણે જણાવી ગયા છૈયે, તે મસ્કૉવિટ લશ્કરોનો વડો સેનાપતિ હતો, કે જેણે ભારે લડાઇઓ ચલાવી તે મુલ્કનો બંચાવ કરનારાઓને હયેરાન કર્યા કીધા હતા: અને એઉપરથી અમારાં વાંચનારાંઓ જાણશે, કે પોતાની મતલબનેખાતેર, તેમજ અવારનવાર આસાયશનેમાંટે, તથા એકાંતવાસ ભોગવવાસારૂં તે પ્રિન્સે આ સરસ મેહેલ કેર્ટચનાં શેહેરની ઘણો નઝદીકમાં પોતાનેમાંટે બાંધ્યો હતો. આપણને કેહેવાની કશી અગત્ય નથી, કે સિરકાસિઆન મુલ્કઉપર ચઢાઈ લઇ જનાર રશિયન લશ્કરનીસાંમે ઘણાં વર્ષોસુધી હેમતથી અને ખંતથી *શામીલ, યાને ત્યાંનો સ્વદેશહિતકારક શેખ, કે જે કૉકેસસ પહાડઉપરની તમામ જાતોનો રાજ્યકર્ત્તા હતો,

* જુઓ નોટ ૧૧૨ મી.

તે બળતવારીથી સામે થયો હતો, અને રશિયનોને પુષ્કળ હંફાવ્યા હતા. આ સર્વે હકીકત ધ્યાનમાં રાખવાની અમારાં વાંચનારાંઓને એલતેમાસ કીધાપછી—કારણકે તેમાંની દરેક બાબતને આપણી આ વાર્તાના ફાંટાસાથે થોડો કે ઘણો સંબંધછે—હવે આપણે આપણી વાર્તા પાછી આગળ ચલાવીશું.

સેબાસ્ટૉપોલના બંચાવમાંટે રાખવામાં આવેલાં પણ ઘેરામાં સપડાયલાં લશ્કરને, તેમજ જંગના મયેદાનમાં ઉતરેલાં આસપાસનાં બીજાં રશિયન લશ્કરોને ખુરાકી, દારૂગોળો, હથિયારો, અને બીજો તમામ લશ્કરી અસબાબ મળવાનું સાંધણ આ કેર્ટચનું શેહેર હોવાનેસબબે—જોકે લગાર અસુરેથી તોયે કુદર્તીરીતે એકસંપી રાજ્યોનાં લશ્કરોના વડાઓને લાગ્યું, કે તે જગ્યાનો નાશ કરવો ઝરૂરનોછે. આઉપરથી બ્રિટિશ અને ફ્રેંચ કાફેલાઓમાંથી ચુંટી કાહાડેલાં ન્હાનાં વહાણોનો એક બીજો ન્હાનો કાફેલો બનાવ્યામાં આવ્યો; અને ૧૮૫૫ ના મે માસની ૨૪ મી તારીખે આ ન્હાનો કાફેલો કેર્ટચ શેહેરથી દુર આવી લાંગર્યો. આ કાફેલાઉપર બ્રિટિશ, ઑટૉમન, અને ફ્રેંચ સેપાહોની બનેલી એક મઝબુત ફ્રોજ હતી; અને તેને આવતાંને વાર કેલ્લાઓઉપર તોપોનો મારો ચલાવવાનું શરૂ કર્યું. શેહેરના બંચાવમાંટે રાખેલાં રશિયન લશ્કરે લાંબો વખ્ત તે જગ્યા બંચાવવાની કોશેશ કીધી નહીં: જેઉપરથી એકસંપી રાજ્યોનાં આ લશ્કરો કેનારે ઉતર્યાં; અને તેથી ગભરાઇને શેહેરનાં રેહેવાસીઓનો એક મોટો ભાગ નાસભાગમાં પડ્યો. આ નાસી જનારાંઓમાં સઘળાં તવાંગર રશિયન કુટુંબો હતાં, તેમજ તેમાં પૈસાદાર ટારટરો અને આરમીનિયનો પણ હતાં, કે જેઓ ખુલ્લીરીતે રશિયનોનીતરફેણનાં હતાં, પણ ટારટર રેહેવાસીઓનો મોટો ભાગ--કે જે ઘણોખરો ધંધાદારી કે કામદાર વર્ગોનો હતો—તે તો ત્યાંજ રહ્યો; કારણકે તેઓની તમામ લાગણી ઑટૉમનોનીતરફમાં હતી, અને તેથી તેઓએ તો સાંમા તેઓને પોતાનો છુટકારો કરનારાઓતરીકે આવકાર દીધો. યાહુદીઓ પણ વળી શેહેરમાં થોભ્યા; કારણકે તેઓને રશિયન રાજકર્ત્તાઓતરફથી તેઓઉપર ભારે ઝુલ્માત ગુજારીને એટલાતો દુઃખી કરવામાં આવ્યા હતા, કે તેઓની ખાતેરી હતી—અથવા કાંઈ નહીં, તો તેઓ એમ ધારતા હતા, કે તેઓની હાલત વધારે માઠી તો થશેજ નહીં, પણ તેથીઉલટું આ ચઢાઇ લાવનારાં એકસંપી રાજ્યોથી વધારે સુધરશે.

ઑટૉમન, બ્રિટિશ અને ફ્રેંચ સેપાહોના કેનારે ઉતરવાપછી દેશના બંચાવનું રશિયન લશ્કર વધારે વાર સામું થયું નહીં: થોડાક ગોળાઓ તેઓએ તોપખાનાંઉપરથી છોડયા; અને પછી મસ્કૉવિટ સેપાહો કેલ્લાઓ છોડી જતા રહ્યા. તેઓ દેશના માંહેલા ભાગમાં ગયા,—કે જ્યાં તેઓની પુઠ પકડવી સેહેલ નહતી.

પણ હવે કેર્ટચ શેહેરમાં ભયંકર દેખાવ થયો. ફ્રેંચ અને ઇંગ્રેજ સેપાહોએ લુટનેમાંટે અતિ લોભી થઇને તે શેહેરને ખેદાનમેદાન કરવા માંડયું; અને ઑટૉમનોએ પણ કુદર્તીરીતે તેઓને પગલે ચાલીને પોતાનો હંમેશનો દયાળુ ખવાસ અને સહનશિલતા તજી દીધાં. ટારટરોને હવે પોતાનીઉપર લાંબો વખ્તસુધી ઝુલ્માત ગુજારનારાઓઉપર કીનો લેવાની તક હાથ આવી: અને ટર્કોને ભાઈબંધોતરીકે ગણીને, તેઓ જે ઘરોમાં રશિયનો વસ્તા હતા, ત્યાં તેઓને લઇ ગયા. આ મકાનોમાંથી, આપણે જેમ આગળ જણાવી ગયા છૈયે,

તેમ સૌથી દોલતવાન કુટુંબો ઉભી પૂંછડીએ નાસી ગયાં હતાં: છતાં તેઓનાં સુંદર મકાનો ઑટૉમન સિપાહોએ લુટયાં. બીજા અને ત્રીજા વર્ગોનાં બીજાં રશિયન કુટુંબોનાં મકાનો કે જેમાં હજી તેઓ રેહેતાં હતાં—તેઓઉપર ઘણું બીનઝરૂરતું ઘાતકીપણું ગુજારવામાં આવ્યું, એમ આપણને દુઃખ અને દેલગીરીસાથે જણાવવાની ફર્ઝ પડેછે. કેટલાક દાખલાઓમાં તો—ખુદ પોતાની નઝરસાંમેજ જે ખાનાખરાબી કરવામાં આવતી હતી—તેથી જીવઉપર આવીને આ કુટુંબોએ પોતાની મિલકતો બચાવવાનો પ્રયત્ન કર્યો: પણ તેમ કરવામાં તેઓનાં લોહીમાં ઑટૉમન તલવારો બોળાઈ. ફ્રેંચ અને ઈંગ્રેજ સિપાહો તો અવિચારી લૂટ ચલાવવામાં એટલાતો રોકાઇ ગયા, કે તે મકાનો, જે તેઓ લુટીને નાશ કરતા હતા, તે ટારટર દોસ્તોનાં હતાં, કે રશિયન દુશ્મનોનાં તેની જુસ્તોજુ કરવાનેવટીક તેઓ થોભ્યા નહીં. આ વગેરાની તેઓ ફકત રમતિયાળપણાંથીજ કરીને ધરાયા નહીં, પણ તેમાં તેઓએ અતિ ઘણું ઘાતકીપણું, અને કમકમાટ ઉપજેએવાં કામો કર્યાં. અરે! જો આ વખ્તે ઑટૉમન સરદાર ત્યાં હાઝેર હતે, તો માણસાઇ કાયદાપ્રમાણે વર્ત્તવાને તે કેવો તેઓઉપર દબાણ કરતે! આ જીતી લીધેલાં શેહેરનાં રેહેવાસીઓનો કેવાં ઉદાર દેલથી તે બચાવ કરતે! આવી વગરવિચારે ઝબરદસ્તી અને લૂટ ચલાવનારાંઓને તે કેવી સખ્ત સઝા કરતે, કે જે સઘળાં કૃતોમાંટે આપણને હમણાં આટલો બધો ખેદ ઉપજેછે! અરે! જે જીત તેઓ આટલી સેહેલાઇથી મેળવવામાં ફતેહ પામ્યા હતા, તેને નામોસી લગાડવાજેવું જે ભયંકર કામ તેઓએ પછીથી કીધું, તે જો ઓમર પાશા ફકત એક કલાક ત્યાં હાઝેર હતે, તો તે અટકાવવાવિના રેહેતે નહીં, અને જીતનારાઓને વધારે દયાથી વર્ત્તવાની તક મળતે! પણ દયાનેમાંટે કોઇએ પણ પોતાની સત્તાનો પોકાર ઉઠાવ્યો નહીં: કેર્ટચનાં કમનસીબ રેહેવાસીઓને બચાવવાને કોઇ પણ દયાળુ હાથ લંબાયો નહીં, અને જીતનારાઓને જેમ ગમે તેમ કરવાની રઝા મળી.

આ ત્રણે પ્રજાના સિપાહો ઘરોમાં ઘુસી ગયા, તેઓ લૂટ ચલાવવાને તલબગાર થયેલા હતા, અને જે કોઈ તેઓને તેમ કરતાં અટકાવે તેનીઉપર પોતાનો ગુસ્સો અને કીનો લેવાને તૈયાર હતા. આ ચઢાઇ લઈ જનારા સરદારોએ હુકમ કીધો હતો, કે જે ખુરાકીનો જથો તેઓ પોતાનીસાથે લઇ જઇ શકે નહીં, તે સર્વેનો નાશ કરવો: અને તેથી ઉશ્કેરાયલા સિપાહોએ જનુનમાં આવી અનાજના ભંડારો બાળી નાખ્યા. આ હુકમથી તો આગમાં જાણે તેલ નાખવુંજેવું થયું, અથવા તો જાણે દારૂથી મસ્ત થયેલાઓવચ્ચે વધારે જલ્દદ દારૂ વેહેંચવાજેવું બન્યું. તેનું પરિણામ એ આવ્યું, કે મકાનોને ખેદાનમેદાન કરવાથી ન ધરાતાં તેઓને સળગી ઉઠેએવી દરેક વસ્તુઓના ઢગલા કરી તેને બળતી મશાલો લગાડી; અને તેથી આખાં શેહેરમાં મોટી આગો સળગવા લાગી. પોતાનું આ ભયંકર કામ કરવામાં સિપાહો જાણે એક જાતની શયેતાની મોજ મેળવતા હતા: જાણે આખું દુઝખખાતું ત્યાં ઉલટયું હતું;—અને આગળાં તમામ ઘાતકી કામો જે તવારીખમાં નોંધાયલાં હતાં, તે સર્વેને જાણે આ વખ્તનાં અઘોર કામોએ બાજુએ મુકયાં.

અફસોસ! આ ખુનરેઝીભરેલાં કામોનો વિચાર કરતાંજ—આ કરપિણ મહાપાપી કર્મો—આ રાઝીખુશીથી, જાણીજોઇને, અને બીનફીકરનાં કીધેલાં પાપો, કે જે કમનસીબ કેર્ટચની લુટ વેળાએ કર્યાંમાં આવ્યાં હતાં, તે જાણીને—આપણું દેલ થરથર કંપેછે!

ત્યાંનાં સંગ્રહસ્થાનો, કે જેમાંની અમૂલ્ય વસ્તુઓથી આપણાં હાલનાં સંગ્રહસ્થાનો કીમતી થઇ પડે, તેઓનો આગથી નાશ કર્યામાં આવ્યો: મોટામોટા નામાંકિત કવિ ચિતારાઓને હાથના એમૂળાં ચિત્રો મેહેલો અને બીજાં મોટાં મકાનોની ભીતોઉપરથી તોડી પાડીને તેનાં ચીરિયેચીરિયાં કરી નાખવામાં આવ્યાં. આ કામ ન કરવાને જો કોઇ બોલવાની તો શું પણ આજીજીવટીક કરવાની હેમત કરતું, તો તેને વગરદયાએ રેહેંસી નાખવામાં આવતું: ધણીઓ પોતાની મહેરદારોની એઝ્ઝતનેમાંટે અર્ઝ કરતા—માબાપો ઘુંટણિયે પડીને પોતાની બેટીઓનો નીતિમાંટે કાલાવાલા કરતા—તે સઘળાંઓને એકસરખી રીતે આ ખુનઉપર ચડેલા ઘાતકી સેપાહો તત્કાળ ઝબ્હ કરતા.

આપણે આગળ જણાવી ગયા છૈયે, કે આ ચઢાઇ લઇ જનારા સરદારો ખુનામરકી, લૂટ, અને ખાનાખરાબીનું આ કામ અટકાવવાને એવાતો ઠંડે પેટે હુકમ કરતા, કે જાણે તેમ કરી તેઓ પોતાનાં દેલને મારતા, કે તેઓ પોતાની ફર્ઝ બજાવેછે, પણ તેઓની આવી બીદરકાર અને ઢોળઘાળુ ચાલથી સેપાહોને તો ઉલટું એક જાતનું ઉત્તેજન આપવા-બરાબર થતું હતું. જો તેઓ ચાહાતે, તો આવી શર્મભરેલી અને હયેવાનિયતી ચાલ ચલા-વતા પોતાના સેપાહોને એકદમ બંધ કરી શકતે, એટલી સત્તા તેઓના હાથમાં હતી. કાર-ણકે તેવો એક દાખલો—ફક્ત એકજ—હતો, કે જેમાં ઇંગ્રેજ જનરલ, સર જ્યૉર્જ બ્રાઉન ફાવ્યો હતો. અને આ દાખલામાં તે હુકમ મક્કમપણે અને ઘણાં હોંસથી બજા લાવ્યામાં આવ્યો હતો. ટુંકમાંજ કહીશું, કે તેણે એવો હુકમ બહાર પાડ્યો હતો, કે પ્રિન્સ વૉરૉનઝૉફ્નો મેહેલ તારાજ કરવો નહીં, કે તેને કશી પણ અલવલ આવવા દેવી નહીં: તેનો સબબ શો? શું રૈયતના તમામ લોકોકરતાં આ પ્રિન્સતરફ વધારે નાઝુક અને સારી લાગણી આ બ્રિટિશ સરદારને લાગતી હતી?—શું તે ગરીબ હાલતનાંકરતાં ઉંચી પદ-વીના દુશ્મનતરફ વધારે માયાથી જોતો હતો? અથવા શું તેનો સબબ એમ હતો, કે આ બાદશાહી રૂશિયન, પોતાની બાયડીતરફથી, બ્રિટિશ બડેખાંઓનાં મોટાંમોટાં આસામીઓનાં કુટુંબસાથે સગાઇ ધરાવતો હતો, તેમાંટે? અને શું આ સઘળાં કારણોમાંટે કેર્ટચ શેહેર-માંના તેના મેહેલને બચાવ્યામાં આવ્યો હતો?

તેનું કારણ કે મતલબ શું હતાં, તેની આપણુને કશી દરકાર નથી: પણ આ બનાવ ખરો બનેલોછે—અને તેથી તેનીજસાથે આપણને કામછે. પ્રિન્સ વૉરૉનઝૉફ્ના મેહેલનીપાસે બ્રિટિશ સેપાહોની એક મઝબુત ચોકી બેસાડવામાં આવી હતી, અને તેઓને સખ્ત હુકમ કર્યામાં આવ્યો હતો, કે કોઇ પણ રીતે તેની પાયમાલી થતાં અટકાવવી. પ્રિન્સ પોતે ત્યાં હતો નહીં; અને એકસેવાય બીજા સઘળા નોકરો લશ્કરનાં કેનારે ઉત-રતાજ નાસી ગયાં હતાં. આ એક શખ્સ, જે ત્યાંજ રહ્યો હતો, તે ઘરખટલાનો વડો કાર-ભારી હતો. તે વૃદ્ધ ઉમરનો હતો, અને તે લકવાથી થોડોઘણો પીડાતો હતો, છતાં તેની બુદ્ધિ તો જેવીનેતેવી સારી હાલતમાં હતી. તેનું નામ ઇવાન હતું: તે પોતાની બચગીથી પ્રિન્સ વૉરૉનઝૉફ્ની નોકરીમાં રેહેલો હતો, અને પોતાના ધણીનીતરફની અતિશય વફા-દારીમાંટે જાણીતો હતો. જ્યારે ઘરખટલાના સર્વે બીજા નોકરો નાસી ગયા, ત્યારે તેઓએ ઇવાનને પણ પોતાનીસાથે નાસી જવાને ઘણું સમજાવ્યું. પણ કોણ જાણે, કે અંતની ઘડી-સુધી પોતાની વફાદારી બતલાવવાના હેતુથી, અને પોતાના હવાલામાં સોંપેલાં માલમિલકત

છોડી જવાનેબદલે ચઢાઇ લાવનારાઓને હાથે ગમે તેવી ધાસ્તીઓ માથે હોરી લેવાના વિચારથી:--કે કદાચ તેને કાંઈ ખાનગી ખબર કર્યામાં આવી હોય, કે તે મેહેલનો બંચાવ કર્યામાં આવશે—તેથી તે ત્યાંજ રહ્યો, કારણકે તે જાણતો હોવો જોઇએ, કે જો તે મેહેલનો બંચાવ કર્યામાં આવશે, તો તેનીસાથે અલગતાં તેમાં વસનારાંઓનાં જાનમાલનો પણ બંચાવ થશેજ. ગમે તેમ હોય; પણ તે બુઢો મર્દ ત્યાંજ રહ્યો; અને જ્યારે તે મકાનના દરવાઝાંનઝદીક ચોકી બેસાડવામાં આવી, ત્યારે તેણે મેહેલના મોટા દરવાઝાઓ ખાસી તરેહથી ખુલા રાખ્યા, જાણે અડગડા અને આડાથી તેઓને બંધ કરીને તે મકાનનો બંચાવ કરવાને હસી કાહાડતો હોય, અને જે સેપાહોને ત્યાં ચોકીમાંટે રાખ્યામાં આવ્યા હતા, તેઓની કાળજી અને કૉલઉપર તે તદ્દન વિશ્વાસ રાખતો હોય. કોઇ વખ્તે તેના લકવાથી અડી ગયેલા અવયવોથી બની શકે તેમ ધીમેધીમે ચાલીને તે ચોકીદાર સેપાહોમાંટે ઘણાં ઉંચા "વાઇનો" અને સ્વાદિષ્ટ મિષ્ટાન્નો લઇ જતો: વળી કોઇ વખ્તે એક મોટી કુસાદે કુરસીઉપર દીવાનખાનાંના ઉંઘાડા દરવાઝાના ઉંબરઆગળ મહલ્લાગમ મ્હોંડું કરીને બેસતો—અને પેલા ચોકીદારો, જેઓ ત્યાં રોન ફરતા પસાર થતા તેઓને જોઇને હસવાજેવો દેખાવ કરતો. પ્રિન્સ વૉરૉનઝૉફના વડા કારભારી, બુઢા ઈવાનની આ ચાલ હતી.

જે ન્હાનો કાફેલો ત્યાં આવ્યો હતો, તેમાંની એક ન્હાની મનવારઉપર એડગર ઑાસબૉર્ન નામનો એક અમલદાર હતો. તે દરિયાઇ કાફેલામાં એક લફટેનન્ટની પદવી ધરાવતો હતો. તે જવાન, ખુબસુરત, અને અતિ ઘણો ચંચળ હતો. તે ઘણીક ભાષાઓ બોલી જાણતો હતો—અને તે સઘળીમાં આરમીનિયન ઝબાન પણ બોલી શકતો હતો. તેનું કુટુંબ કાંઈ જાણીતું નહતું: કે તેના પગારઉપરાંત તેની બીજી કાંઈ આવક નહતી. *પૉર્ટસમાઉઠની બ્રિટિશ દરિયાવર્ધી કૉલેજમાં કેળવણી લીધાપછી, તે ફક્ત સોળ વર્ષોની ઉમરે એક ન્હાના અમલદારતરીકે તરત નૌકરીઉપર જોડાયો હતો; અને પોતાની હુશિયારીથી પોતાના વડા અમલદારની મેહરબાની મેળવ્યાનેલીધે, તેની દરિયાઇખાતાંમાં મઝબુત ભલામણ થવાથી, જેવી તેણે પોતાની પરિક્ષા પસાર કીધી, કે લફટેનન્ટના હોદ્દાઉપર નેમવામાં આવ્યો હતો. હમણાં તેની વય ત્રેવીસ કે ચોવીસ વર્ષોની હતી, અને હાલમાં તે કાળા સમુદ્રના કાફેલામાંની એક મનવારઉપર ન્હાના અમલદારતરીકે હોદ્દો બજાવતો હતો. આ મનવારને ઉપર જણાવેલા ન્હાના કાફેલાસાથે રવાના કર્યામાં આવેલી હોવાથી તે ક્રેર્ટચની સામુદ્રધુનિ અને ઍઝૉફના મહાસાગરમાં આવવા પામ્યો હતો.

જે વેળા ઉપલાં મચેલાં શેહેરમાં પાયમાલીનું અને લોહી રેડવાનું કામ ચાલતું હતું, ત્યારે બે કે ત્રણ દિવસોસુધી એડગર ઑાસબૉર્નને તેનાં વહાણઉપર પોતાની ફર્ઝોનેલીધે રોકાઇ રેહેવું પડયું હતું. તોયે જે દુષ્ટ કર્મો કર્યામાં આવ્યાં હતાં, તેનો અહવાલ તેનાં સાંભળ્યાંમાં આવ્યો હતો; કે જે સાંભળી તેને ભારે ધિક્કાર ઉપજ્યો હતો. તોયે હાથનિચ્ચેના એક અમલદારતરીકે તેનીવચ્ચે પડવાને તેને શી સત્તા હતી? તેઉપરાંત વળી તે આ ચઢાઇનાં દરિયાઇ લશ્કરીખાતાંનેલગતો હતો; અને આવું હિણપસ્તીભરેલું કામ તો ખુશ્કીનાં લશ્કરે ચલાવ્યું હતું, કે જેનીસાથે તેને કશું લાગતુંવળગતું નહતું. તેટલામાંટે

* જુઓ નોટ ૧૦૫ મો.

ઠપકો આપવાનું કે વચ્ચે પડવાનું તેનેથી ન બની શકે એમ હતું; તોયે આ કરપિણ કામબાબે જાણવાપછી એડગર ઑસર્ઑર્નને તેનાં બિછાણાંમાં રાત્રે નિરાંતે ઉંઘ આવતી નહતી, કે દિવસે તેની લાગણીઓ શાંત રેહેતી નહતી. આખરે તેને આશા આવી, કે જો તે માણસાઈ સારા ખવાસથી સેપાહોને આ કામથી પોતાની થોડીઘણી સમજાવટથી વારવામાં ફતેહ પામશે, તો સારૂં; એવા સેંકડો પાપી કામોમાંથી જો તે ફક્ત એકજ કામ અટકાવવાને સામર્થવાન થાય, તો તેણે માણસતરીકેની પોતાની ફર્જ બજાવેલી ગણાશે, એમ તે વિચારવા લાગ્યો. એટલામાંટે કશો પણ આગમચથી વિચાર બાંધ્યાવગર, પણ કાંઇબી ભલું કામ કરવું એવા ઠરાવથી એડગર ઑસર્ઑર્ને કેનારે જવાની રજા માંગી; કે જે તેને આપવામાં આવી; અને તેથી ભારે હોંસસાથે તે જવા તૈયાર થયો.

બપોરના આસરે ચાર વાગ્તાનેસુમારે લફ્ટેનન્ટ ઑસર્ઑર્ન કેર્ટચના કેનારાઉપર ઉતર્યો; તે એકલો શેહેરતરફ—યાને ખરી રીતે બોલતાં તો તે શેહેરની પાયમાલીતરફ—જતો હતો—તે વખ્તે તેના દિઠામાં જે ખાનાખરાબીનો દેખાવ પડયો, તેથી તેનું દેલ ભારે આઝુર્દે થયું. આસરે પાંચસો કે છસો જણાં—મર્દો, ઔરતો, અને બાળકો—એક ખુલ્લી જગ્યાએ એકઠાં થયેલાં હતાં; તેઓની જુદીજુદી કોમ, જાતી, અને ઉમરપ્રમાણે તેઓ ભારે સેતમમાં ગેરેફ્તાર થયેલાં જણાતાં હતાં, તેઓ સઘળાં ટારટર કોમના હતાં—કે જે તેઓનાં સામળા મ્હોંડાં, તેઓના ઘટમદાર ચેહેરા, અને તેઓની મોટી ચળકતી તિક્ષણ આંખોઉપરથી જણાતું હતું. ઔરતોમાં કેટલીકતો અતિશય ખુબસુરત હતી; અને મર્દોમાં કેટલાક ઘણા સરસ બાંધાના અને ભારે શોહામણા ચેહેરાના હતા, કે જેવા ખુબસુરત ચેહેરા એડગર ઑસર્ઑર્ને આગળ કવચિતજ જોયા હતા.

બીચારા આ સઘળા જીવડાઓ કેર્ટચને લગાડેલી આગોથી ઘરબારવિનાના થઈ ગયેલા હતા. તેઓનાં ઘરો જતાં રેહેવાથી તેઓ કાંઇ ફક્ત દુઃખી હાલતમાંજ આવી પડયાં નહતાં—પણ સાથે વળી તેઓ ભૂખમરાના બોજાતળે કચડાઇ જતાં હતાં! બેદાનમેદાન કરવાછતાં અને લૂટ ચલાવવાછતાં, પોતાની હંમેશની ચાલપ્રમાણે ટર્કિશ સેપાહોએ આ ટારટરોતરફ દયા દેખડાવી હતી—તેઓ હંમેશના તો માયાળું દેલના લોકો હતાં, પણ ફક્ત આએજ એક અપવાદમાં તેઓએ જંગલીપણું દેખાડયું હતું; અને તેઓએ બાપડા નાચારોને ખુરાક પુરો પાડવાને પોતાથી બની શકયું તેટલું કીધું હતું. પણ હવે કેર્ટચનાં તમામ કોઠારો, વખારો, અને દુકાનો નાશ કર્યામાં આવેલાં હતાં, છતાં આ કમનસીબ ટારટરોને ખુદ પોતાના ભાથાંમાંથી ખાવાનું આપીને ઑટોમન સેપાહોએ દયાળું અને મોટું દેલ દેખાડયું હતું. આપ્રમાણે જોઇએ તેકરતાં ફક્ત અર્ધોજ ખુરાક આ ઘરબારવગરનાં કંગાળોને મળતો હતો; અને તેટલામાંટે કુદર્તી માયાથી માબાપો પોતે ભૂખાં મરી પોતાનાં બાળકોનેજ ખુરાક ખવાડતાં હતાં. હવે તેઓઉપર દુકાળની આફ્ત વધારે ગુજરવા લાગી; કે જે એડગર ઑસર્ઑર્નનાં જોવામાં આવ્યાથી તેને ભારે સંતાપ થયો.

જેએ તેની ઘણાં નઝદીકમાં હતાં, તેઓને બોલાવીને તેણે તેઓની હાલતવિષે પરપુછ કીધી. જે, આપણે જોયુંછે તેમ ભારે અફસોસકારક હતી; પણ તેના ઇલાજની તેઓને આશાજ શી હતી? હાલમાંજ તેઓઉપર ફક્ત આફ્ત નહતી—પણ ભવિષ્યમાં

પણ આફત પડવાની હતીઃ હમણાં પાયમાલી—હવે પછી કંગાળિયતઃ થોડાજ દિવસોઅગાઉ જે આશાઓ આ કમનસીબ જીવડાઓ રાખતાં હતાં, તે સઘળી આશાઓ નિરાશામાં બદલાઈ ગઇ હતી !

એક ચંચળ બુઢા ટારટરે એડગર ઑસબૉર્નને કહ્યું, "આ લડાઇના કમકમાટોએ અમોને ઘણું નુકશાન કર્યું છે, અમોને ડુબાવી નાખ્યાંછે, અમારો સદંતર નાશ કર્યોછે. આ બીચારી દુઃખી માતાઓતરફ જુઓ ! કેવી તેણીઓ પોતાનાં બાળકોને છાતીસાથે દાબીને પડીછે, અને મનમાં ઇચ્છેછે, કે તેઓ સઘળાં સાથેજ મરી ગયાં હતે, તો સારૂં ! આ ભરથારોગમ જુઓ ! જેઓ તે દહાડાને કદુઆ દેછે, કે જે દહાડે તેઓ પરણ્યા, અને બાળકોને જન્માવ્યાં ! આ બાપોતરફ જુઓ ! કે જેઓ આસ્માનતરફ જોઇને આ લડાઈ જગાડનારા રૂશિયનોને, અને આ એકસંપી રાજ્યોનાં સીપાહો, કે જેઓ આ લડાઇ અમારાં શેહેરમાં લાવ્યાછે, તેઓને શ્રાપ દેછે ! અને ખુદ આ શેહેરતરફ જુઓ !—કે જે ચાર દિવસોઅગાઉ તો ચઢતી હાલતમાં હતું—જેમાં વેપારની વસ્તુઓનાં બાઝારો હતાં—જેમાં માલોથી ભરપુર દુકાનો હતી—અને જેઓ કામધંધો કરતા તેઓને અન્ન મળતું—અને જ્યાં સઘળાંનેમાટે કામધંધો હતો !—તે સઘળું હવે બળીને ખાક થઇ ઢગલો થઇ પડયું છે !—અમારાં આગ લગાડેલાં, લુટી લીધેલાં, અને બળીને કાળાં મારી ગયેલાં ઘરોનાં કાટોનાં ઢગલા થઇ પડ્યાછે !"

આ બુઢાનાં ભાષણમાં એક કહોર પણ કરડી અબાનદરાજી હતી, કે જેથી આગળનાં-કરતાં પણ હવે વધારે એડગર ઑસબૉર્નનાં દેલમાં લાગી આવ્યું ; તેની આંખોમાંથી આંસુઓ ટપટપ ટીપાવા લાગ્યાં, કે જે આ ઉદાર દેલનાં જવાન ખલાસીએ પોતાના હાથો-વડે લુછીને પુછ્યું, "પણ હાં શું એવી એક પણ જગ્યા નથી, કે જ્યાં સોના નાણું આપ્યાથી ખુરાક મળી શકે? કારણકે જો તેમ હોય, તો મારીપાસે જેબી કાંઇ નાણુંછે, તેની અર્ધાઅર્ધ હું તમારી ખેદમતનેમાંટે આપવાને ખુશીછું !"

બુઢો ટારટર—(એડગરનો હાથ ઝાળીને) "ઉદાર માણસ ! હું હમણાં જે કરડાપણાંથી બોલ્યો, તેમાંટે મને મુઆફ કરશો ! મેં ધાર્યું, કે તમારાં વહાણમાં જેઓ અત્રે આવ્યાછે, તે સઘળા એટસરખા ખવિસોછેઃ પણ નહીં, તું તેઓમાં એક અપવાદછે ! વળી મેં ધાર્યું, કે ઇંગ્રેજો, ફ્રેંચમેનો, અને ઑટૉમનોનો તે સુધારો—કે જે સુધારાવિષે અમોએ લાંબા વખ્તઉપર સાંભળ્યું હતું—તે રૂશિયનોનાં જંગલીપણાંકરતાં કોઇરીતે ચઢિયાતો નહતો, કે જે નાપાકોથી અમોએ આટલાં બધાં દુઃખો વેઠયાંછે ! પણ તેઓમાંથી તું એક અપવાદ-જેવોછે—એક શખ્સ એવો પણ અમોને મળ્યોછે, કે પોતાના દેશી જાતભાઇઓની બુરી ચાલનો બદલો આપવાને અમીરી ખવાસથી બહાર પડયોછેઃ—અને તે તું પોતેછે !"

એડગર ઑસબૉર્ન—(ઘણાં ગમગીન દેલે) "અફસોસ, મારા દોસ્ત, લડાઇનાં દુઃખો એકજરીતે વેહેતાં નથી, તેનો મને અનુભવછે—તેમાંથી કોઈ છટકવા પામતું નથી—તેનો ઘા નિર્દોષ ગરીબોની ઝુંપડીઓઉપર તેમજ ઝાલમી તવાંગરોનાં મેહેલોઉપર એકસરખી રીતે પડેછે—સુંદર જગ્યાઓ વયેરાન થઈ જાયછે—અને તેના નાશકારક સપાટામાં અવિ-ચારીપણાંથી સર્વે ગરક જાયછે."

આ સાંભળી દેલગીરીભરેલી ગંભીરતાથી તે બુઢા ટારટરે પોતાનું ડોકું ધુણાવ્યું, અને તે બોલ્યો, "જોકે તેં કહ્યુંછે, તેમાં ઘણી સાચાઇછે, તોયે દરેક બાબતોમાં અપવાદો હોયછે. તોયે જેઓ અમારા મુલકઉપર આ લડાઇ લાવ્યાછે, તેઓમાં તું પોતે જેમ એક અપવાદજેવોછે—તેવીજરીતે તેં જે ખાનાખરાબીનું વર્ણન હમણાં કરી સંભળાવ્યુંછે, તેમાં પણ અપવાદછે. અમારીઉપર જે જુલમાત આવી પડયોછે, તેમાં દરેક જણ અને દરેક વસ્તુ નાશ પામ્યાંછે, સેવાય કે ફક્ત **એક** ગંજાવર બાદશાહી મેહેલ. કેહેવાયછે, કે આ મેહેલમાં ખુરાકીનો ગંજાવર જથોછે—તેમાં ખુરાકીનો ઝબરો મોટો સંગ્રહ કરી રાખવામાં આવ્યોછે—અને તેબી વળી કાંઇ ફક્ત ઝરૂરિયાત ચીઝોનોજ સંગ્રહ નહીં, પણ અયેશઆરામની દરેક ચીઝો તેમાં ભરેલીછે; છતાં તેના દરવાઝાઓમાંથી જરા કશું કાંઈ બહાર જવા પામતું નથી, સેવાયકે તેની નેગાહબાનીમાંટે જે બ્રિટિશ સેપાહો ત્યાં ચોકી કરેછે, તેઓનેજ ફક્ત ફૂલણજી કરવામાંટે!"

**એડગર ઑસબૉર્ન**—"શું એમછે?"

**બુઢો ટારટર**—"એમજછે. અને અમો સઘળાં હાં ઝુરાબંધ ભૂખે મર્યે છૈયે, ત્યારે પાસેજ ખુરાકીનો ભંડાર ભરેલો પડી રહ્યોછે—અને તે પણ કોહોવામાટે—એ શું નામોસીભર્યું નથી? વળી જે નોકરોને ખવાડવામાંટે તે ભરી રાખવામાં આવ્યોછે, તેઓ તો સઘળાં ત્યાંથી નાસીને વીખેરાઇ ગયાંછે."

**એડગર ઑસબૉર્ન**—"બસ!" એટલુંજ બોલી તે તે જગ્યાએથી ઝપાટામાં ચાલી ગયો.





## પ્રકરણ ૭૦ મું.

### બુઢો કારભારી.

આ નાશ પામેલાં શેહેરમાં દાખેલ થતાં, પ્રિન્સ વૉરૅનઑફ્નો મેહેલ કયો હતો, તે જાણવાને કશી મેહેનત પડી નહીં; કારણકે ફક્ત તેજ એક મકાન આખું ને સલામત ઉભું રેહેલું હતું. જ્યારે લફ્ટેનન્ટ ઑસબૉર્ન તેનીઆગળ જઇ પહોંચ્યો, ત્યારે તેણે તે બુઢા કારભારીને ખોડાતોખોડાતો દરવાઝામાંથી બહાર આવતો દીઠો; તેના હાથોમાં જાતજાતના "વાઇનો," તરેહવાર જાતના મેવાઓ, અને ભાતભાતની મીઠાઇઓથી ભરચક-ભરેલી એક તબક હતી; પોતાના ચોકીદારોના ઉપયોગનેમાટે તે તબક એક સગવડભરેલી જગ્યાએ મુકીને તે વાંકો વળી તેઓને નમ્યો, તે સેપાહોતરફ જોઇને હસ્યો, અને પછી પાછો દીવાનખાનાંમાં દાખેલ થયો—અને પોતાની હંમેશની કુસાદે કુરસીઉપર જઇને બેઠો.

જે સેપાહો ત્યાં ચોકીનેમાટે રાખવામાં આવ્યા હતા, તેઓનીઉપર મિષ્ટાનોની આપ્રમાણે નવાઝેશ થતી જોઇ એડગર ઑસબૉર્નને ન વર્ણવી શકાયએટલો ધિક્કાર છુટયો, કે જ્યારે થોડેજ દુર ઘણાક અભાગ્યાં માણસો ભૂખમરાથી માર્યાં જતાં હતાં. તે આગળ વધ્યો: તેણે એક બ્રિટિશ દરિયાવર્દી અમલદારનો જે પુશાક પેહેરેલો હતો, તેઉપરથી સેપાહોએ તેને તરત ઓળખ્યો, અને ધારાપ્રમાણે હથિયારો નમાવી તેને માન આપ્યું; તેને રોકવામાં કે અડચણ કરવામાં આવી નહીં, અને પછી તે મેહેલના સંગેમરમરના મોટા સુંદર "પૉર્ટિકો"નાં પગથિયાંઉપર ચઢયો. બુઢા ઇવાને અગાઉ ઘણાં ઇંગ્રેજ અમલદારોને કેનારે જોયલા હતા: તેથી તે તેઓનો પુશાક ઓળખતો હતો—અને વળી ઑસબૉર્નતરફ સેપાહો જે માનથી વર્ત્યા હતા, તે પણ જોયું હતું, તેથી તેની ખાતેરી થઇ, કે આ અમલદાર પણ તેના ધણીતરફ સારી લાગણી ધરાવતો હોવો જોઇએ. તે પોતાની મોટી કુરસીઉપરથી ઉઠી ઉભો થયો; અને ત્રણ કે ચાર વાર વાંકા વળીને નમન કીધા-પછી બોલ્યો, "સાહેબ, હું ધારૂંછું, કે આપ સાહેબ મેહેલ જોવાને આવ્યા હશો? તમોને ફેરવીને તે દેખાડવામાં મને ખચિત ઘણી ખુશહાલી ઉપજશે. તમારા ઘણાં સ્વદેશીઓએ અત્યારઆગમચ અત્રે આવી પોતાની હાઝેરીથી મને માન આપ્યુંછે; અને તે સર્વે જણાઓએ અમારો બંચાવ ચાલુ રાખવાની મને ખાતેરી આપીછે."

ઑસબૉર્ન—"તમારી સભ્યતામાટે ઉપકાર થયો. તમારા ધણીનો મેહેલ અંદરથી જોવાથી મને ઘણો આનંદ થશે."

આઉપરથી તે બુઢાએ ફરીથી ઘણાંજ માનથી નમન કર્યું; અને એક બારીના ગોખલાના ન્હાના ખાંચામાંથી ચાવીઓનો એક ઝુમખો લઇ, રસ્તો દેખાડવાને તૈયાર થયો. એડગરનો અસલ વિચાર તો એમ હતો, કે મેહેલમાં ભરેલા ખુરાકીના કોઠારોબાબે, જે હકીકત તેણે સાંભળી હતી, તેવિષે તે બુઢાને એકદમ ખુલ્લેખુલ્લું પુછી જોવું—અને તેની માણસાઇ દયા ઉસ્કેરીને ભૂખે મરતાં દારદરોને મદદ કરવાને અર્જ કરવી, અને તેમ જો તે

ન કરે, તો તેને ધમકીવટીક આપવી, પણ હાલ તરત સર્વે બનાવો તેની તરફેણમાં જતા હતા, તેથી તેણે ચોકસાઇથી અને ધીરજથી કામ લેવાનો ઠરાવ કર્યો—અને પ્રથમતો તેણે ખરેખર તે મેહેલના કોઠારોમાં એવી કાંઇ મદદ તે ટારટરોને આપી શકાય, એમછે કે નહીં તે નક્કી કરવાનો વિચાર કર્યો; કદાચ તે ખોટો ગપાટો કાં નહીં હોય, કે જેઉપર તે બાપડા કમનસીબો એતબાર રાખીને ખરો માનતા હોય ?

બુઢો ઇવાન પેહેલાં તેને એક કુસાદે મોટાં દીવાનખાનાંમાં લઇ ગયો—કે જ્યાં એક મોટા પોહોળા સંગેમરમરના દાદરઉપરથી જવાતું હતું—ત્યાંથી તેઓ એક રમણામાં આવ્યા, કે જે ઉંચાં કીમતી કોઠીનાં ફુલદાનો અને ઉંચી બેહદ કારીગરીનાં કોતરકામોથી સણગારેલું હતું. પછી તે લફ્ટેનન્ટને બીજા ઘણાંજ ભપકાદાર આરાસ્તા કીધેલા ઓરડાઓમાં ફેરવ્યામાં આવ્યો: અને જોકે તેનાં મનમાં તો બીજાજ વિચારો આ વખ્તે રમ્યા કરતા હતા, તોયે તેઓમાં મુકેલાં કેટલાંક સુંદર હુન્નરકામોને—કોઈ અજાયબજેવી વસ્તુને—કે કોઈ ભપકાદાર રાચરચિલું બારીકીથી તપાસવાને તે થોભ્યાવિના રહ્યો નહીં. આમુજબે એક કલાક વહી ગયો: અને આખરે બુઢો ઇવાન બોલ્યો, "સાહેબ, હવે તમોને દેખાડવાજેવું બીજું વધુ કાંઈ રહ્યું નથીઃ માંટે હવે તમોને અમારા ઉમદા 'વાઇન'નું 'ગ્લાસ,' અને થોડુંક સંગીન મ્હોં સમારવાનું આપવાની મને રજા આપશો ?"

ઑસબૉર્ન—(લગાર અચકાઇને) "હં! ત્યારે તમારે ત્યાં એવું ખાવાનું ઘણું ભરેલું હશે ?"

ઇવાન—"અરે સાહેબ બોલો ના, દિન ઉગતે એ બધું કમીનેકમી થતું જાયછે. પણ હજી તે તદ્દન ખલાસ થઇ ગયું નથી."

ઑસબૉર્ન—(જાણે બીદરકારીથી બોલતો હોય, તેવું ડોળ ઘાલીને) "મને લાગેછે, કે મેં હજી આખો મેહેલ જોયો નથી. જુઓ!" એક બારીઆગળ જઇને, કે જ્યાંથી પછવાડે આવેલા એક ચોકમાં દેખાતું હતું, અને જે ચોકની વળી થોડેક દુર મજાહ કરવામાંટે એક જગ્યા આવેલી હતી, તેતરફ દેખાડીને, "જમણા હાથગમ આ એક ઇમારતની હાર આવેલીછે———"

ઇવાન—(વચ્ચે બોલી ઉઠીને) "અરે, સાહેબ! ત્યાંતો તમે જઈ આવ્યા! એતો *ચિત્રો રાખવાની જગ્યાછે. ઉંચી, સાંકડી, મેહરાબદાર બારીઓની હાર જોયલી શું તમોને યાદ નથી ?"

ઑસબૉર્ન—"ખરી વાત! પણ આ ડાબા હાથગમની ઇમારત, ત્યાં શું છે ?"

ઇવાન—(અચકાઇને) "ત્યાંતો ફક્ત નૌકરોને રેહેવાની જગ્યા, ઘોડાના અને ગાડીઓના તબેલાઓછે, અને સામાન ભરી રાખવાના કોઠારોછે.' પછી તે તરત ઉતાવળે વધુ બોલ્યો, "પણ આ કોઠારો તો હવે ઘણાખરા ખાલી થવા આવ્યાછે."

ઑસબૉર્ન—"ફિકર નહીં, તોયે આ ઇમારતનો તે ભાગ જોવાની મારી ઘણી ખુશીછે, અને જો હું અવિવેકી થતો નહોઉં———"

*જુઓ નોટ ૭૭ મી.

આ સાંભળી તે બુઢો આગળકરતાં પણ વધારે ખુશામદખોરી સભ્યતા દેખાડીને બોલ્યો, "ઓહ ! મારો બચાવ કરનારાઓની મર્ઝી, તો તે મારે મનસે હુકમજેવીછે:" પણ ઑસબૉર્નની તિક્ષ્ણ આંખો તેની અતિ ઘણી સભ્યતાનો ઢોંગ પારેખી કાહાડવાવગર રહી નહીં, અને વળી તેના જોવામાં આવ્યું, કે તેમ બોલતી વેળા તે બુઢો કારભારી લગાર બેચેન અને નાખુશજેવો દેખાતો હતો.

જેટલો બનેએટલો ગર અસેમસે તે કારભારીપાસેથી મેળવવાના વિચારથી એડગર બોલ્યો, "અને વળી પેલી મજાહ કરવાની જગ્યાએ એક ડેરોછે—ખચિત, તે મકાન ઘણું શુશોભિત અને દેખાવડુંછે—બારીઓઉપર કેવા સરસ પર્દા નાખેલાછે——"

ઇવાન—(તરત વચ્ચે બોલી ઉઠીને) "અરે ! પણ ત્યાંતો કોઇ રેહેતું નથી ! પણ ચાલો, સાહેબ !—હું તમોને નોકરનાં રેહેઠાણો બતલાઉં—અને પછી 'વાઇન'નું 'ગ્લાસ'—અને મ્હોં સમારવાનું."

તે બુઢા કારભારીની પછવાડેપછવાડે જ્યારે એડગર દાદરઉપરથી નિચ્ચે ઉતર્યો, ત્યારે તે મનમાં વમાસવા લાગ્યો, "આ ડેરામાં પણ કાંઇબી અસાધારણછે ખરૂં ! નહીંતો એ શાસારૂં વગરપુછ્યે બોલી દે, કે તેમાં કોઇ રેહેતું નથી ? હું તો તે બાબતસર કશું પણ બોલ્યો નથી: ત્યાં કોઈ વસેછે, એવોતો એક બોલ પણ મેં ઓચર્યો નથી. અને વળી તેને બંધ કીધેલોછે, એમ પણ જણાવવાની એને શું ઝરૂર હતી ? બીશક જેમ બીજી બધી જગ્યાની ચાવીઓ એના હવાલામાંછે, તેમ તે ડેરાની ચાવી પણ એની પાસેછે. અને વળી ભારે લે દોડથી એ મને મ્હોં સમારવાનો લાલચ દેખાડ્યા કરેછે—જાણે કે તેમ હું કરૂં, તો પછી મારી મુલાકાતનો અંત આવ્યો ગણાય ! પણ મારા બુઢાજી, ખાતેરી રાખજો, કે આ ડેરાને અંદરથી જોવાવિના હું ત્યાંથી સસરવાનો નથી ! આહ !" હજી તે વમાસણ કરતો હતો, તેટલાં તેનાં મનમાં એક ઠીક વિચાર સુઝ પડી ગયો, તેથી તે પાછો મનમાંજ બોલવા લાગ્યો, "કાંય નહીં આ ડેરામાં પ્રિન્સ વૉરૉનઝૉફને છુપાવ્યામાં આવ્યો હોય ? તેમ બનવાજોગ શું નથી ? જો તેમ હોય, તો મારે હાથ એક સધર બીલ્લુ સપડાય ? મારાજેવા એક કમીના ઇંગ્રેજ લફ્ટેનન્ટથી એક મોટામાં મોટો રશિયન જનરલ પકડાય !—આખા રશિયામાંના એક ઘણા મોટા મર્તબાવાળા આસામીને હું મારા વહાણઉપર એક કેદીતરીકે લઇ જવામાં ફતેહ પામું !"

આઉપરથી ઑસબૉર્નનું દેલ ખુશીનેમારે ઉછળવા લાગ્યું: અને થોડીક પળોસુધી ભૂખે મરતા ટારટરોના છુટકારામાટે જે દયાળુ અને પરગજુ વિચારો તે રાખતો હતો, તે પણ તે ભુલી જવા પામ્યો. તેનાં મનમાંના આ વિચારો ખતમ થાય, તેઆગમચ તે ચોકમાં જવાનાં દરવાઝાઆગળ તેઓ આવી પહોંચ્યા ; અને તે બુઢો કારભારી તેને નોકરોનાં રેહે-ઠાણઆગળ લઇ ગયો. આ વખ્તે આ મકાનમાં કુડીબંધ નોકરો નહતા: ત્યાં બેએક ગરીબ ટારટર છોકરીઓ—કે જેણીઓને તે બુઢા કારભારીએ જ્યારે બીજા બધા નોકરો ધાસ્તીને-મારે નાસી ગયા, ત્યારે ભાડે રાખેલીઓ હતી—તેણીઓ ઘરખટલાનું કામ કરતી જોવામાં આવી. તબેલાઓમાં ફકત એકજ ટારટર ઘોડાવાળો ઉમદા ઘોડાઓની બરદાસ્તનેમાટે દિઠામાં આવ્યો: જ્યારે ઉઘાડે પગનો અને ચિંઠરેહાલ કપડાંવાળો એક છોકરો, કોઠારમાંથી ઘોડાઓનેમાટે ખુરાક લાવતો હતો.

ઇવાન—(પટામણાંપણાંથી હસીને) "સાહેબ, તમે જોયું કેની, અમારો ખટલો બધો તુટી ગયોછે તે?—અને—અને—હવે તમારેમાંટે જોવાનું બાકી કાંઈ રહ્યું નથી."

ઑસબૉર્ન—"હા, કાંઈ બાકી રહ્યું નથી, સેવાયકે ઉપરના મજલાપર આવેલા કોઠારો. તેમી જોવાને હું ઘણો ખાહેશમંદછું."

આ છેલ્લા બોલો તે એવાતો મક્કમપણાંથી બોલ્યો, કે ઇવાનને લાગ્યું, કે તેને તાબે થવાવિના બીજો છુટક નથી. ઘડીભર આ બુઢાએ ઑસબૉર્નગમ દેલગીરીભરેલે દેખાવે જોયું; પણ આનાકાની કરવાથી ઉલટું કામ બગડશે, એમ ડાહાપણભર્યું ધારી તેણે તો દરવાઝામાં ચાવી ખોસી.

તે ઉઘાડી તેઓ એક દાદર ચઢયા; અને જ્યારે મથાળે આવી લાગ્યા, કે તે બુઢો કારભારી બોલ્યો, "કદાચ તમે જોવાની આશા રાખી હશે, તેકરતાં થોડુંઘણું વધારે ત્યાં હશે. પણ સાહેબ, યાદ રાખજો—મારા મેહરબાન સાહેબ, ધ્યાનમાં રાખજો, હું તમોને આઝીજી કરીને કહુંછું—કે જ્યારે તમારો કાફેલો ત્યાંથી પાછો ફરશે—કે જેમ મને ખબર કરવામાં આવીછે, કે તેમ જલ્દીથી કરવામાં આવશે—ત્યારે પ્રિન્સના નોકરો પાછા ફરશે: અને તેમ તેઓ પાછા ફરે, તેમાં કાંઇ નુકશાનજેવું નથી, કારણકે તેઓ સઘળા રાંકડા અને નિર્દોષ કોઇને કશી ઇઝા કરે તેવા નથી—અને પછી ઘણા—હા, ઘણાં જણાંનાં હોજરાં ત્યાં ભરવાં પડશે!"

જાણે તેમાં કશું વાંધાજેવું નથી, એવોજ વિચાર તેનોબી હોય, એવા ખ્યાલમાંજ તે બુઢા કારભારીને રેહેવા દેવો, કે જેથી તેની ધારેલી નેમ પાર પડે, એવા વિચારથી તે બોલી ઉઠયો, "તમો કેહોછો તે બચિત ખરુંજછે!"

ઇવાન તેને એક ગંજાવર મોટા કોઠારમાં લઈ ગયો હતો; તેમાં તરેહવાર જાતના અને પ્રકારના કોથળાઓ, બાકસો, કરંડિયાઓ, ગાંસડીઓ, ગુણો, અને પીપો ખીચોખીચ ભરેલાં હતાં. આ જોઇ તે જવાન લેફ્ટેનન્ટની તરત ખાતેરી થઇ, કે પેલા બુઢા ટારટરે તેને જે ખબર આપી હતી, તે બોલેબોલ ખરી હતી. આ કોથળાઓ, ગુણો, વગેરેમાં દેખાઇતીરીતે અનાજ, આટો, અને બીજો પાઉં બનાવવાનો સામાન ચિક્કાર ભરેલો હતો, કે જે પેલાં ભૂખમરો ખમતાં લોકોને ખાસાં ઘણાંક અઠવાડિયાંઓસુધી પુરો પડે; અને વળી આ પ્રકારની ખુરાકીઉપરાંત ત્યાં વળી મોજશોખની બીજી વધારે વસ્તુઓનો પણ કશો ટોટો હતો નહીં. પાસેના એક બીજા કોઠારમાં એવીજરીતે તરેહવાર કેસમનાં "બંડલો" ભરેલાં હતાં; અને જ્યારે એડગર પોતાનીઆસપાસ ભરેલું આ સઘળું બીદરકારીનું ડોળ ઘાલીને જોતો હતો, ત્યારે તેનાં દિઠામાં આવ્યું, કે બુઢો કારભારી તેનો ચેહેરો ભારે એન્તેઝારીથી બાડે ડોળે તપાસતો હતો.

તેઓ પાછા ચોકમાં ઉતર્યા; અને ઇવાન બોલ્યો, "હવે, ખુબસુરત સાહેબ—હવે, મારા મેહરબાન સાહેબ—પેલો સરસ 'વાઇન,' કે જે મેં તમોને પાવા કબુલ્યોછે, તેમાંટે ચાલો, અને, હા જો! હવે મને યાદ આવ્યું, તેની એક 'ડઝન' બાટલીઓ—હા, સૌથી ઉંચામાં ઉંચા 'વાઇન'ની એક 'ડઝન' બાટલીઓ, હું તમારેવાસ્તે તમારાં વહાણઉપર મોકલી આપીશ——"

આ સઘળી છેતરવાની ખુશામદ, તે બુઢ્ઢાનાં મ્હોંડાંઉપરથી, તેનાં બોલવાઉપરથી, અને તેની ચાલચલણઉપરથી એડગર સારીપેઠે સમજી ગયો હતો, તેને જવાબ દીધો, "તમારી માયામાટે મોટી મેહરબાની માનુંછું, પણ પેલો ડેરો——"

શાંત દેખાવની અને જાણે કશું બ્હીવાનું નહોય : એવો દેખાવ કરવાની ગમેએટલી કોશેશ કરવાછતાં આ સાંભળીને તે કારભારી અંદરથી ગભરાવા લાગ્યો, કે જે પુરેપુરૂં ઑસબૉર્નના દિલમાં આવ્યું, પછી તે બુઢ્ઢો બોલ્યો, "અરે, સાહેબ ! ત્યાં જોવાજેવું કાંઇજ નહીં—કાંઇજ નહીં, હું તમોને ખાતેરી આપુંછું !"

ઑસબૉર્ન—"ત્યાં જોવાજેવું નહીંબી હોય, તોયે દરેકેદરેક ચીઝ જોવાવગર હું આ મેહેલ છોડવાને ચાહાતો નથી. જો આ લડાઇમાંથી હું જીવતો મારે સ્વદેશ પાછો ફરીશ, તો ત્યાં મને હંઇની બધી વાતો કરવાને કાંઈ નવુંજુનું જોવાને મળશે. લે ચાલો—આપણે તે ડેરાઆગળ જઇએ !"

એથી તે બુઢ્ઢો કારભારી તેના ખડબચડા મોટાં ભવાં નિચ્ચેથી તે ઇંગ્રેજ લેફટેનન્ટને નિહાળીનિહાળીને જોવા લાગ્યોઃ તે જવાન ફક્ત પોતાની જીન્નાસાખાતેર તે ડેરામાં જવા માંગતો હતો, કે તેમ કરવામાં તેની કોઈ બીજી ઉંડી મતલબ હતી, તેવિષે આ બુઢ્ઢાનાં મનમાં શક ઉપજવા લાગ્યો.

ઑસબૉર્ન—"આ ડેરો ઘણોજ સરસ બાંધેલોછે. જાણે એક ઘણું મોટું ઉન્હાળામાં રેહેવાલાયક ઘર હોય, તેવો તે દેખાયછે. તેની બારીઓઉપર નાખેલા કેરમેઝી રંગના પડદાઓ, તેનાં બાંધકામનાં પથ્થરસાથે અને તેની ઘેરા રંગની 'ઓક'નાં કોતરકામસાથનાં બારીબારણાંનાં ચોકઠાસાથે કેવા ખીલી નિકળ્યાછે. ખચિત, અંદરથી પણ આ ડેરો તેવોજ ઉત્તમ અને શોભિતો હોવો જોઇએ ?"

ઇવાન—"ખરેખર તેવું કાંઇજ નથી, સાહેબ ! તે ઘણોજ સાદીરીતે સણગારેલોછે ! પેલો ઉંચો 'વાઇન'——"

ઑસબૉર્ન—"ખચિત, મારા દોસ્ત——"

ઇવાન—"અને પેલું સારૂંસારૂં મ્હોં સમારવાનું. સાહેબ—કાંઈ સ્વાદદાર અને મજાહતું——"

ઑસબૉર્ન—(તેને બોલતો અટકાવીને) "તેમાંટે તમારો ઉપકાર માનુંછું. આ ડેરો અંદરથી જોયાપછી તમારી તે મેહરબાનીનો વિચાર કરીશું. ચાલો, આપણે વાતમાં ફોકટનો વખ્ત ગુમાવ્યે છીયે—મને તો હવે એમ લાગેછે, કે આ ડેરામાં કાંઈ ઘણું અસાધારણ નવાઇજેવુંછે—એટલુંતો અસાધારણ, કે જ્યારે હું પાછો મારી મનવારઉપર જઇશ, ત્યારે મારા વડા અમલદારઆગળ તેનું બ્યાન કરવાની મને મજાહ પડશે——"

ઇવાન—"ખુદા ખ્યેર કરે ! તમો એમએમ કરતા ના ! ચાલો, સાહેબ—ચાલો ! જેમ તમો માંગોછો, તેમ કરીશું ! તમો એક ડાહ્યા અને પક્કા જવાન ગ્રહસ્થ નઝર આવોછો—મારી ખાતેરીછે, કે તમે ઘણાં શાણાછોઃ અને જ્યારે તમે તે ડેરામાંનું બધું જુઓ—પણ ફેકર નહીં, જો તમારી મર્ઝી એમજછે, તો ચાલો, જલ્દી ચાલો !"

હવે ઑસબૉર્નને લઇને ઇવાન તે ડેરાતરફ ખોડાતોખોડાતો ચાલ્યો. આ ન્હાનું મકાન, એક ઘણીજ શોભિતી મજાહ કરવાની બાગવાળી જગ્યાનીવચ્ચે આવેલું હતું; તેમાં હારેહાર સંગેમરમરનાં ઉત્તમ કારીગરીનાં પૂતળાંઓનો સણગાર કીધેલો હતો, કે જેમાનાં કેટલાંક પૂતળાંઓમાંથી ફુઆરાનીપેઠે પાણી ઉડારવાની કળા કીધેલી હતી. ડેરો અષ્ટકોણ આકારનો બાંધેલો હતો—અને તેનો વ્યાસ આસરે ચૌદ કે પંદર "ફીટ"નો હતો—તેનું છાપરૂં ઉંચું અને અણિયાળું હતું, અને તેનીઉપર પવન કઇતરફ ફુંકેછે, તે દેખાડવામાંટે સોનેરી ઢોળ ચઢાવેલી એક સુંદર ફરતી આકૃતિ ઉભી કર્યામાં આવેલી હતી. આ ડેરાના એક ભાગઉપર ઝાડોનાં ડાંળાંઓ પંથરાઈ જઇને તેઉપર છાંયડો પડતો હતો, પણ જે ભાગતરફ તે કારભારી અને લફ્ટેનન્ટ જતા હતા, તે ખુલ્લો હતો, અને ત્યાંથી લીલોતરીની જગ્યા, અને ફુલોના સુંદર ક્યારાઓ સાફ ખુલ્લા નઝરે પડતા હતા. બાંધકામ શોભિતું અને નાઝુક હતું, તો જોકે તેનો કેટલોક ભાગ તો પથ્થરનો બાંધેલો હતો: પણ પથ્થરનીસાથે "ઓક"નાં લાકડકામની મેળવણી એવીતો સરસ કારીગરીથી કર્યામાં આવી હતી, કે તેથી ભારે બાંધકામનેબદલે જાણે નાઝુક બાંધકામ હોય, એવું સારૂં લાગતું હતું. જાણે અંદરનો દેખાવ બહારથી ન દેખાય, અને બહારનો દેખાવ અંદરથી ન દેખાય, એવી મતલબે સઘળી બારીઓઉપર સુંદર કેરમઝી રંગના પર્દાઓ નાખવામાં આવેલા હતા.

આ સઘળા સંજોગો ધ્યાનમાં લેતાં ઑસબૉર્નનો આગળો શક હવે વધારે મઝબુત થયો, કે ખચિત આ જગ્યાએ પ્રિન્સ વૉરૉનઑફ પોતે છુપાઈ બેઠેલો હોવો જોઇએ; અને તેનાજેવા એક મોભાવાળા પુરૂષને કેદ કરવામાં તે કદાચ ફતેહ પામશે, એવા ખુશહાલી-ભર્યા ખ્યાલથી તેનું હૈયું માંહેથી ધડકવા લાગ્યું. તે પ્રિન્સને નઝરે તો ઓળખતો નહતો; પણ તે ડેરામાં જો કોઇ ઘણાં ઊંફ અને નામાકિંત દેખાવનાં શખ્સને જોય,—કે જેનો દેખાવ તે નામદારબાબે તેણે સાંભળ્યો હતો, તેને મળતો આવે, તો પછી તે તેને એકદમ પકડે, અને તેનેવિષે ચોકાસી કરે, તેટલાં તેને પોતાનો કેદી બનાવે.

તે બુઢો કારભારી એક શોભિતા ન્હાનાં "પૉર્ટિકો"તરફ હવે ચાલ્યો, કે જેનીઅંદર "ઓક"નાં લાકડાનું એક બારણું હતું: અને તેની કળમાં તેણે એક ચાવી ખોસી. જ્યારે તે એમુજબે કરતો હતો, ત્યારે ઑસબૉર્ન પોતાની નઝર તે ડેરાઉપર ફેરવતો હતો: આ વેળા તેને એમ લાગ્યું, કે એક બારીઉપરનો કેરમઝી પર્દો એક ઘડી કોઈએ ખસાડ્યો હતો—પણ તે ઘણોજ થોડો—અને પછી પાછો તરત ઢાંકી દેવામાં આવ્યો હોય, એમ તેનાં દિલમાં આવ્યું હતું.

આ જોઇ ઑસબૉર્ને પોતાનાં મનમાં વિચાર કર્યો, કે "જોકે આ બુઢો ડોળઘાલુ જણાવેછે, કે ડેરામાં કોઇ વસ્તુ નથી, પણ બીશક ત્યાં કોઈ પણ રેહેછે ખરૂં. અને જો ત્યાં ખરેખર કોઇ હોય, તો આવી ભેદભરેલી રીતે પ્રિન્સ વૉરૉનઑફસેવાય બીજું કોણ રેહે વારૂં?"

બારણું ઉઘડ્યું, અને એક સાંકડી ચાલ નજરે પડી; તેને બીજે છેડે એક બારી જણાતું હતું, કે આ ડેરો બે જુદાજુદા ભાગોમાં વેહેંચાઇ ગયેલો હતો. આ ચાલમાં નાવટનો ગાલીચો પાંથરેલો હતો, અને તેને બંધે છેડે અકેકું બારણું હતું.

આમાંહેલું એક બારણું ઉઘાડીને તેમાંથી તે કારભારી એડગર ઑસબૉર્નને એક ઘણુજ સરસરીતે આરાસ્તા કીધેલા ઓરડામાં લઈ આવ્યો. આ વેળા લેફ્ટેનન્ટે પોતાની આંખો ઇવાનઉપર ચોંટાડેલી હતી; અને તેથી તેને જણાયું, કે ઓરડાના ઉંબરઉપરથી દાખેલ થતાં, તે બુઢાએ પોતાની ચશ્મો આતુરતાથી આસપાસ ફેરવી હતી; તેની મતલબ જાણે ત્યાં કોઈછે કે નહીં, તે જોવાની હોય. પણ તોયે તે ઓરડામાં કોઇ હતું નહીં; અને તે જોઈ ઇવાને ઉતાવળમાં કહ્યું, "હાં જરા બેસો—થાક ખાઓ! હું જઇને તમારે-વાસ્તે 'વાઇન' લઇ આઉંછું."

તે ઘણો ઉતાવળથી અને બેન્તેઝારીથી આમુઝએ બોલ્યો હતો, તો જોકે બહારથી તે સ્વસ્થપણું સાચવવાને દેખાઇતીરીતે યત્ન કરતો હતો.

ઑસબૉર્ન—"જ્યારે આપણે આ ડેરો ફરીને જોઈ રહીશું, પછી આપણે 'વાઇન' ચાખીશું." અને પછી તે મનમાં વિચારવા લાગ્યો, "બીજા ઓરડામાં કોઇછે, તેના કાનમાં ચેતવણીનો એક શબ્દ કહી આવવાની આ ખંધો બુઢો શિયાળ એક છેલ્લી તક લેવા માંગેછે—કે નહીંતો તેને તદ્દન સંતાડવાની એની મતલબછે!"

ઇવાને બીજા બારણાંની કળસાથે થોડીક "મિનીટ" ફાંફાં માર્યાં કીધાં: આ વેળા દેખાઇતીરીતે તે ધ્રુજતો હતો. તેનાં નિચલા અર્ધાંગમાં લકવાની જે કસર હતી, તેથી જાણે તેનું આખું શરીર હમણાં કાંપતું હતું. પણ આખરે વધુ વાર આનાકાની કરવાને તે અશક્ત હોવાથી, નાચારીએ તેણે તે બારણું ખોલ્યું: જે જોઇ એડગર ઑસબૉર્ન હવે મનમાં મલકાવા લાગ્યો, "આલો, હવે પ્રિન્સ વૉરૉનઝૉફ્ને પકડીશું!"

તે શખ્સનીઉપર એકદમ ધસી જઇને તેને પોતાનો કેદી કરવાની ઉલટમાં તે ઉંબર ઓળંગી અંદર દાખેલ થયો. બારણાંઆગળથી તે ઓરડાનો જે ભાગ દેખાતો હતો, તે-તરફ તેણે તરત પોતાની નઝર ફેંકી, પણ ત્યાંજ લાકડાંજેવો થઇ ઉભો રહી ગયો; જાણે તેની અક્કલ કબુલ ન કરેએવો જે દેખાવ ત્યાં જોયો હતો, તેથી તે જગ્યાએજ જકડાઇ ગયો હતો!





## પ્રકરણ ૭૧ મું.

### ડેરો.

સુંદર તકિયાહઓના એક ઢગલાઉપર એક જવાન બાનુ બેઠેલી હતી. તણીએ ઉગમણુ-તરફનાં લોકોનો પુશાક પેહેરેલો હતો; અને તેણીની ખુબસુરતી એક કવિને તારીફ કરવાની કલ્પના ઉપજાવેએવી હતી.

તેણીના બાલ ઘેરા રાતા-ભુરા રંગના અને કુદર્તીજ ચળકાટવાળા હતા, કે જે તેણીએ માથે વિંટાળેલા ફેંટામાંથી બહાર તેણીની સુફેદ બર્ફજેવી ગર્દન અને ખભાંઓ-ઉપર પડતા હતા. આંખો મોટી અને કાળી હતી—તેણીની કીકીઓ તદન ગોળ નહીં, પણ સ્હેજ લંબગોળ, અથવા બદામના આકારની હતી, કે જે પુર્વતરફનાં દેશોમાં ઘણી વખણાયછે. તેઓ એટલીતો ચળકતી હતી, કે તે જોનારને દંગ કરી નાખે; અને તેણીનાં લાંબાં, કાળાં પાંપણોથી જાણે તે આંખોઉપર ઝાલર થયેલી હતી. ભમાં પણ તેવાજ રંગનાં, અને ભારે કમાનદાર હતાં—અને છેક કપાળને છેડેસુધી લંબાયલાં હતાં. નાક તદન સીધું હતું—અને નસ્કોરાંનો રંગ ગુલાબી હતો; જ્યારે હોઠો, ન્હાના અને અતિશય રોનકદાર, તથા હિંગળાનાજેવા રાતા હતા. ભરેલા ગાલોઉપર જાણે સેબફળનાજેવો રતાસ હતો—કે જે તેણીનાં મ્હોંની સુફેદ ચામડીઉપર ખીલી નિકળ્યો હતો. કાનો ન્હાના હતા: ડોક લાંબી અને વાંકી હતી;—અને જ્યારે તેણી તકિયાહઉપર અરડાઇને પડેલી હતી, ત્યારે તેણીનાં સુંદર ઝુલફાંઓ તેણીનાં સુફેદ ખુબસુરત ગળાંઉપર પડતાં હતાં. તેણીના હોઠો, જે જરા ઉઘાડા હતા, તેમાંથી તેણીના સુફેદ, ચળકતા દાંતો દીસતા હતા, કે જે તેણીના ફેંટામાં મઢેલાં આબદાર મોતીઓનીસાથે જાણે હરીફાઇ કરતા હતા: જ્યારે તેણીની આંખોમાંનો ચળકાટ તેણીએ પેહેરેલાં ઝવેરાતમાંના હીરાઓનાજેવોજ હતો.

પૂર્વતરફનો જે પુશાક તેણીએ પેહેરેલો હતો, તે એવોતો દેલબેસ્તો હતો, કે તેણી છુટથી વળી શકતી હતી, અને તેમાં હુન્નરથી ટેકાટેકી, કે ઈંગ્રેજ બાનુઓ પોતાનાં શરીરને જેમ પાટાપુટીથી જકડી લેછે, તેવું કશું હતું નહીં. ગળાંનીનિચેથી તેમજ કમરઆગળથી તે પુશાક તંગ હતો, અને તેનીવચ્ચેથી બર્ફજેવી સુફેદ છાતીનો ભાગ જરાજરા નઝરે પડતો હતો. બાહે કોપરિયાંસુધીની ઢીલી હતી, અને હાથનો નિચેનો બાકીનો ભાગ ઉઘાડો હતો, કે જે શરીરના બીજા તમામ ભાગોતીમુવાફેક તદન સુફેદ હતો, અને ઘણીજ સુંદર કાંતીના હતા. તેણીએ કાંડીઓઉપર બંગડીઓ પેહેરેલી હતી, કે જેમાં કીમતી ઝવાહેરો મઢેલાં હતાં. નખો બદામરોકાં, અને કુદર્તી ગુલાબી રંગનાં હતાં, કે જેથી જેમ પૂર્વતરફની ઓરતો ખુબસુરતી દેખાડવામાટે લગાડેછે, તેમ તેઉપર મેંદીનો રંગ આપવાની ઝરૂર નહતી. જે એઝાર તેણીએ પેહેરેલી હતી, તે ઉપરથી ઢીલી અને નિચે પગની ઘુંટીઆગળથી બંધ હતી. અને "બલુન"ના આકારની લાગતી હતી. તેણીએ પગમાં મોઝા પેહેરેલાં ન



(ચિત્ર ૨૯ મું.) “આગળ ધસ્યા જતા ફ્રેંચમેનોઉપર જે મારો ચલાવ્યામાં આવ્યો હતો, તે કેટલો ભયાનક હતો”. (પાનું ૫૪૨ મું.)

હોવાથી ઘુંટીનીનિચ્ચેનો ભાગ ઉઘાડો હતો, પણ તેણીએ પોતાના લાંબા, પાતળા, ડોળદાર પગોમાં નાઝુક સપાટો પેહેરેલી હતી, કે જે ઉંચા "મૉરૉક્કો" ચામડાંની હતી, અને તેઉપર ઝીણાં મોતીઓનું શોભિતું ભરતકામ કીધેલું હતું.

આ ખુબસુરત જીવડો ભાગ્યેજ સોળ વર્ષોથી વધારે ઉમરનો હશે—તો જોકે યુરોપની બાનુઓસાથે દેખાવમાં સરખાવ્યામાં આવે, તો તેણી આસરે અઢાર વર્ષોની વયની હોય, એવી લાગતી હતી. તેણી દેખાઇતીજ નિર્દોષ અને નીતિમાન જણાતી હતી, અને તેણીની જવાની જરા પણ બેડોળ થયેલી નહતી, અને તેણીનો બાંધો જોવાને તેવોજ મઝબુત રેહેલો હતો. આ ખુબસુરતીને જોતાં તરતજ જણાતું હતું, કે જેવી તેણી તને ખુબસુરત, તેવીજ મને પાક હોવી જોઇએ.

બીજી બે છોકરીઓ—તેણીનાંકરતાં સ્હેજ વધારે ઉમરની, અને દેખાઈતીજ ગુલામડીઓ—તેણીની હાઝેરીમાં હતી. તેણીઓ પોતે પણ ખુબસુરત તો હતી, તોયે જોનારની આંખો તેણીઓના ચેહેરાઓ અને શરીરઉપર ફક્ત એક પળવારજ નઝર ફેંકે, કારણકે તેણીઓની શેઠાણીની ચઢિયાતી ખુબસુરતી તે આંખોને પાછી તેણીનીતરફ ખેંચવાવગર રેહે નહીં. દેખાઈતીજ રીતે આ મુલાકાતની કદી આશા રાખેલી ન હોવાથી—અને તેટલામાટે લફ્ટેનન્ટને કારભારીસાથે ત્યાં એકાએક આવેલો જોઇ—તે બાનુએ કે તેણીની સાહેલીઓએ પોતાના બુરખા નાખી દીધા નહીં, કેમકે તે પારકા મર્દનીસાથે બુઢો કારભારી પણ આવેલો હતો. એક ઇંગ્લીશ દરિયાવર્દી અમલદારના ભપકાદાર પુશાકમાં એડગર ઑસબૉર્નને જોઈ તે બાનુ નિર્દોષપણાંથી અને અજાયબીથી તેનીતરફ એક બચ્ચાંનીપેઠે ટીકીને જોવા પડી. તેણી જરા પણ બ્હીવી નહીં, પણ એક જવાન ગ્રહસ્થને પોતાનીગમ અચરતીથી ટીકીટીકીને જોતાં જોઇ તેણીના ગાલોઉપર શર્મનેમારે રતાસ ચઢી આવ્યો: અને પોતાનો બુરખો લઈ, તરત તેણીએ પોતાનાં માથાંઉપર નાખ્યો. તેણીને તેમ કરતાં જોઈ, તેણીની ગુલામડીઓએ પણ તરતજ તેમ કર્યું, અને તેથી એડગર ઑસબૉર્નને લાગ્યું, કે જાણે તેની નઝરઆગળથી બેહેસ્તની હુરીઓ એકાએક વાદળાંમાં છુપાઇ ગઇ હતી.

આપણે આગળ જણાવી ગયા છૈયે, કે જે ઓરડામાં તે લફ્ટેનન્ટ પેહેલો દાખેલ થયો હતો, તે ઘણોજ અચ્છીરીતે આરાસ્તા કર્યામાં આવેલો હતો, અને તેવીજરીતે જે ઓરડામાં આ બાનુ અને તેણીની ગુલામડીઓ હતી, તે પણ સણગારેલો હતો. તે બંધે ઓરડામાંનો સર્વે સામાન યુરોપ્યન તેમજ પૂર્વતરફની ઢબનો ભેલસેલ હતો: ત્યાં દીવારોઉપર સુંદર ચિત્રો ટાંગેલાં હતાં—ખુશ્બુદાર રાતા પડતાં લાકડાંની કુરસીઓ ત્યાં મુકેલી હતી, કે જેઉપર મખમલની ગાદીઓ જડેલી હતી—નિચ્ચી, પોહોળી, તખ્તરેશી કુરસીઓ, કે જેને "ઑટૉમન" કેહેછે, તે દીવારોની હારે ગોઠવેલી હતી—અને જ્યાં તે બાનુ અરઢાઈને પડેલી હતી, ત્યાં ઉઠાવદાર, ભરેલા ગાદી તકિયાહઓનો ઢગ પડેલો હતો બારીઓઉપરથી કેરમઝી રંગના પર્દાઓથી ત્યાં કેરમઝી રંગનો ઉજાસ પડતો હતો—અને ફુલદાનોમાં ભરેલા ગુલાબોથી તે ઓરડામાં ખુશ પમરાટ ફેલાઇ રેહેલો હતો. આ સઘળા દેખાવથી, અને વળી તે બાનુની ત્યાં હાઝેરીથી તે જવાન લફ્ટેનન્ટનું ચિત્ત ચકભમ થઇ ગયું.

તે વિચારમાં ત્યાં ઉભેલો હતો, તેટલાં તે બુઢા કારભારીના નર્મ અને મીઠાશભરેલા સાદે તેનું મન પાછું સાવધ થયું; અને જોકે તે બુઢો ઘણાં માનથી અને ધીમેથી બોલ્યો હતો, છતાં એડગર તેને બોલતાં સાંભળીને સ્હેજ ચોંક્યો.

હોવાથી ઘુંટીનીનિચ્ચેનો ભાગ ઉંઘાડો હતો, પણ તેણીએ પોતાના લાંબા, પાતળા, ડોળ-દાર પગોમાં નાઝુક સપાટો પેહેરેલી હતી, કે જે ઉંચા "મૉરૉક્કો" ચામડાંની હતી, અને તેઉપર ઝીણાં મોતીઓનું શોભિતું ભરતકામ કોર્યેલું હતું.

આ ખુબસુરત છોકરી ભાગ્યેજ સોળ વર્ષોથી વધારે ઉમરનો હશે—તો જોકે યુરોપની બાનુ-ઓસાથે દેખાવમાં સરખાવ્યામાં આવે, તો તેણી આસરે અઢાર વર્ષોની વયની હોય, એવી લાગતી હતી. તેણી દેખાઇતીજ નિર્દોષ અને નીતિમાન જણાતી હતી, અને તેણીની જવાની જરા પણ બેડોળ થયેલી નહતી, અને તેણીનો બાંધો જોવાને તેવોજ મઝબુત રેહેલો હતો. આ ખુબસુરતીને જોતાં તરતજ જણાતું હતું, કે જેવી તેણી તને ખુબસુરત, તેવીજ મને પાક હોવી જોઈએ.

બીજી બે છોકરીઓ—તેણીનાંકરતાં સ્હેજ વધારે ઉમરની, અને દેખાઈતીજ ગુલામ-ડીઓ—તેણીની હાઝેરીમાં હતી. તેણીઓ પોતે પણ ખુબસુરત તો હતી, તોયે જોનારની આંખો તેણીઓના ચેહેરાઓ અને શરીરઉપર ફક્ત એક પળવારજ નઝર ફેંકે, કારણકે તેણીઓની શેઠાણીની ચઢિયાતી ખુબસુરતી તે આંખોને પાછી તેણીનીતરફ ખેંચવાવગર રેહે નહીં. દેખાઈતીજ રીતે આ મુલાકાતની કદી આશા રાખેલી ન હોવાથી—અને તેટલામાંટે લફ્ટેનન્ટને કારભારીસાથે ત્યાં એકાએક આવેલો જોઇ—તે બાનુએ કે તેણીની સાહેલીઓએ પોતાના બુરખા નાખી દીધા નહીં, કેમકે તે પારકા મર્દનીસાથે બુઢો કારભારી પણ આવેલો હતો. એક ઇંગ્રેજી દરિયાવર્દી અમલદારના ભપકાદાર પુશાકમાં એડગર ઑસબૉર્નને જોઈ તે બાનુ નિર્દોષપણાંથી અને અજાયબીથી તેનીતરફ એક બચ્ચાંનીપેઠે ટીકીને જોવા પડી. તેણી જરા પણ બ્હીંધી નહીં, પણ એક જવાન ગ્રહસ્થને પોતાનીગમ અચરતીથી ટીકીટીકીને જોતાં જોઇ તેણીના ગાલોઉપર શર્મનેમારે રતાસ ચઢી આવ્યો: અને પોતાનો બુરખો લઈ, તરત તેણીએ પોતાનાં માથાંઉપર નાખ્યો. તેણીને તેમ કરતાં જોઇ, તેણીની ગુલામડીઓએ પણ તરતજ તેમ કર્યું, અને તેથી એડગર ઑસબૉર્નને લાગ્યું, કે જાણે તેની નઝરઆ-ગળથી બેહેસ્તની હુરીઓ એકાએક વાદળાંમાં છુપાઇ ગઇ હતી.

આપણે આગળ જણાવી ગયા છિયે, કે જે ઓરડામાં તે લફ્ટેનન્ટ પેહેલો દાખેલ થયો હતો, તે ઘણોજ અચ્છીરીતે આરાસ્તા કર્યામાં આવેલો હતો, અને તેવીજરીતે જે ઓરડામાં આ બાનુ અને તેણીની ગુલામડીઓ હતી, તે પણ સણગારેલો હતો. તે બંધે ઓરડામાંનો સર્વે સામાન યુરોપ્યન તેમજ પૂર્વતરફની ઢબનો ભેલસેલ હતો: ત્યાં દીવારો-ઉપર સુંદર ચિત્રો ટાંગેલાં હતાં—ખુશ્બુદાર રાતા પડતાં લાકડાંની કુરસીઓ ત્યાં મુકેલી હતી, કે જેઉપર મખમલની ગાદીઓ જડેલી હતી—નિચ્ચી, પોહોળી, તખ્તરોની કુર-સીઓ, કે જેને "ઑટોમન" કેહેછે, તે દીવારોની હારે ગોઠવેલી હતી—અને જ્યાં તે બાનુ અરડાઈને પડેલી હતી, ત્યાં ઉઠાવદાર, ભરેલા ગાદી તકિયાહઓનો ઢગ પડેલો હતો બારીઓઉપરથી કેરમઝી રંગના પર્દાઓથી ત્યાં કેરમઝી રંગનો ઉજાસ પડતો હતો—અને ફુલદાનોમાં ભરેલા ગુલાબોથી તે ઓરડામાં ખુશ પમરાટ ફેલાઇ રેહેલો હતો. આ સઘળા દેખાવથી, અને વળી તે બાનુની ત્યાં હાઝેરીથી તે જવાન લફ્ટેનન્ટનું ચિત્ત ચકભમ થઈ ગયું.

તે વિચારમાં ત્યાં ઉભેલો હતો, તેટલાં તે બુઢા કારભારીના નર્મ અને મીઠાશભરેલા સાદે તેનું મન પાછું સાવધ થયું; અને જોકે તે બુઢો ઘણાં માનથી અને ધીમેથી બોલ્યો હતો, છતાં એડગર તેને બોલતાં સાંભળીને સ્હેજ ચોંક્યો.

**ઈવાન**—"સાહેબ, તમારી જીજ્ઞાસા પાર પાડવામાં આવીછે. તમારી મર્જી લ્હાં દાખેલ થવાનીજ હતી, તે ખબર લાવ્યામાં આવીછે; અને હું હવે આશા રાખુંછું, કે તમો અત્રેથી વિદાય થવાનું ઘટતું ધારશો?"

જાણે ત્યાંથી જવા કેહેવું, એ તેને અતિ દુઃખમાં નાખવાજેવું હોય, એમ ઑસ્બૉર્નને લાગ્યું, અને તેવીજ લાગણીથી તે તે બુઢા કારભારીતરફ જોવા લાગ્યો. શું જવાબ આપવો, તેની તેને શુદ્ધ રહી નહીં; તે એક હઝાર સવાલો પુછવાને ચાહાતો હતો—પણ તેમ કરવાની હેમતવટીક તેણે કીધી નહીં. તેને લાગ્યું, કે એક ખાનગી જગ્યાએ ઘુસી આવવાની તેણે બીઅદબી કરવી નહતી: પણ તોયે તે ત્યાંથી કેમ કરી પાછો ફરે? જો આ ખુબસુરત બાનુનીહઝુરમાંથી તે જાય, તો તેની ઝેંદગીજ અંધકારમાં ગુમ થયેલી તે સમજવા લાગ્યો. તેણીને કદી ફરીથી તે જોવા પામશે નહીં, કે તેણીનેલગતી બાબતોવિષે તે વધુ જાણવા પામશે નહીં, એવા વિચારોથી તે જાણે ત્યાંથી જવા માંગતો નહોય, તેમ ચુપ ઉભોજ રહી ગયો. ઘડીભર તેને એવો વિચાર આવ્યો, કે આ મેહેલ અને તેને-લગતો ડેરો તે બુઢા રશિયન પ્રિન્સનો હતો, અને કદાચ તેણી પણ તે બુઢા ઉમરાવની રાખેલી ઓરત હશે; પણ બીજી પળે તેણે પોતે પોતાનીજઉપર ગુસ્સે થઇ, તે વિચાર કાહાડી નાખ્યો. નહીં—તેમ બનવુંજ અશક્ત હતું!—કારણકે તે હુરીના મ્હોંઉપર નિર્દોષપણાંની છાપ હતી, અને તેણીનાં કપાળઉપર પવિત્રાઇ એક તાજનીપેઠે દેખાતી હતી!

**ઈવાન**—(ઘણીજ સભ્યતાથી નમીને) "સાહેબ, હું તમારીપાસે મુઆફ માંગી અર્ઝ કરૂંછું, કે સભ્યતાનેખાતેર હવે તમોએ અત્રેથી વિદાય થવું જોઇએછે."

એડગર ઑસબૉર્ન ફક્ત કેળવણીથી અને ધંધાથીજ એક ગ્રહસ્થ નહતો, પણ પોતે જાતે ખવાસથીબી એક ગ્રહસ્થ હતો. તેની લાગણીઓ એક ખરા ગ્રહસ્થનેછાજતી હતી. તેટલામાટે જે બાગેબેહેસ્તમાં તે એકાએક આવી પહોંચ્યો હતો, ત્યાં વધુવાર તે થોભ્યો નહીં. પોતે પ્રિન્સ વૉર્ટૉનઑફનીહઝુરમાં જઇ ઉભો રેહેશે, એવી તે આશા રાખતો હતો, પણ તેનેબદલે તો ત્યાં આ ખુબસુરત જીવડાને જેવી તેણે દિઠી, કે તરત પોતાની લશ્કરી તોપી તેણીનાં માનમાં કાહાડી નાખી હતી: અને જ્યારે તેને ત્યાંથી જવાને બીજીવાર બુઢા કારભારીએ અર્ઝ કીધી, ત્યારે તેણે તે બાનુને નમીને સલામ કીધી, અને તે ઓરડામાંથી બહાર પડયો. ત્યાંથી જવાપછી તેને લાગ્યું, કે જાણે તેનીઆસપાસ પાછો અંધકાર ફેલાઇ ગયો હતો—જાણે કોઇ માણસે કદી ન દિઠેલું સર્વેથી શોભિતું પૂતળું તેની નઝરઆગળથી ગયેબ થઇ ગયું હતું—જાણે માણસને ખુશી કરે અને દેલ હરી લે એવો દેખાવ ધુમસમાં પિગળી ગયો હતો. પ્યાર શું ચીજ હતી, તેનો અત્યારઆગમય એડગર ઑસબૉર્નને કશો ખ્યાલ નહતો. પોતાના દેશમાં તે ઘણી ખુબસુરત બેટીઓની મંડળીઓમાં ભેળાયો હતો: પણ તેમાંની કોઇએ પણ તેનાં હૈયાંઉપર હમણાંનાજેટલી અસર કીધી નહતી. તેના અને ઈવાનના તે ઓરડામાંથી બહાર પડવાપછી ડેરાનું બારણું પાછું ઢંકાયું: તેઓ બંધે સાથે બાગમાંથી જતા હતા, ત્યારે એડગર ઑસબૉર્ને પોતાના સાથીગમ એકાએક જોયું, તો તેને જણાયું, કે તે બુઢો કારભારી તેનીતરફ શકભરેલી રીતે બાડે ડોળે જોતો હતો.

**એડગર**—"આ બાનુ કોણછે? હું તમોને આઝીજી કરી કહુંછું, કે તે મને જણાવો! હું કાંઈ ફક્ત અસભ્ય જીજ્ઞાસાનેખાતેર આ પુછતો નથી——"

આ સવાલનો જવાબ આપવાનેબદલે તે બુઢા કારભારીએ તેને બોલતો અટકાવીને કહ્યું, "હું આશા રાખુંછું, કે તમે જે હમણાં જોયુંછે, તે વાત ઘણી છુપી રાખશો. આ ચઢાઇનેલગતા ઘણા ઇંગ્રેજ અને ફ્રેંચ અમલદારો, પછી શું ખુશ્કીનાં લશ્કરના કે દરિયા-વર્દીખાતાના, આ મેહેલની મુલાકાત લઈ ગયાછે: અને જ્યારે મેં તેઓને આ ડેરામાં દાખેલ ન થવાની અર્ઝ કીધી—અથવા જ્યારે તેઓએ તેવી માંગણી કીધી ને મેં બહાનાં કાહાડયાં—ત્યારે તેઓએ ત્યાં જવાની હઠ લીધી નહતી. પણ તમો સાહેબ, ફકત એકલાજછો——"

એડગર—(લગાર કડવાસથી) "તમારી કેહેવાની મતલબ હું એવી સમજુંછું, કે બીજાઓકરતાં હું ઓછો ઉદારછું, અને મેં મારી જીજ્ઞાસા હદબહાર દેખાડીછે! પણ હું સોગંદઉપર જણાઉંછું, કે ત્યાં જે મેં જોયુંછે, તે જોવાની મેં જરા પણ આશા રાખી નહતી. હું ખુલ્લાં દેલથી તમારીઆગળ કબુલ કરૂંછું, કે તે ડેરામાં તમારો બાદશાહી ધણી છુપાઈ બેઠેલોછે, એમ હું તો ધારતો હતો; અને જો ખરેખર તેમજ હતે, તો હું તેને પકડીને કેદ કરતે, કે જે મારૂં કામ હકદાર ગણાતે."

ઇવાન—(એક નિસાસો ખાઇને) "ખરી વાતછે, સાહેબ! હાલનાં લડાઇનાં હંગામમાં તેમ બને એ ખરૂંછે. પણ હું જે કબુલાત તમારે મ્હોંડે કરાવવા માંગતો હતો, તે હજી તમોએ મને આપી નથી. તમારા ચેહેરાઉપરથી તમો સાફ દેલના જણાઓછો—તમારામાં એક બહાદુર જવાનનાજેવી ભલી લાગણીઓછે—અને તમારૂં દેલ હાતેમછે——"

એડગર—"જો હું કહુંછું, તે સાંભળો. આ બાનુ કોણછે, તે મને કહો—મારી ખાતેરી કરો, કે તેણીને તેણીની મર્ઝીઉપરાંત ત્યાં કેદ રાખવામાં આવી નથી—સાબેત કરો, કે તેણી પોતાની હમણાંની હાલતથી સંતોષીછે—અને મારી ખાતેરી કરો, કે તેણી રશિયન જુલ્માતનો ભોગ થઇ પડી નથી. આ મારા શબ્દોમાંટે મને મુઆફ કરજો! મારી મતલબ કોઈ પણ રીતે તમોને અપમાન કરવાની નથી——"

ઇવાન—(તેને બોલતો અટકાવીને) "સાહેબ, તમો જે જાણવા માંગોછો, તે સાબેત કરવાને હું અશકતછું: કારણકે, જે હું તમોને જણાવીશ, તે સઘળું ખોટુંછે, એમ તમો તો માનશો. તમે પોતેજ વિચાર કરોની! આ બાનુ મોજશોખમાં ને દરેકરીતે ચએશઆ-રામમાં રહેલી તમોએ પોતેજ નઝરોનઝર જોયું કેની? શું તેણી દુ:ખી હોય, એવી તમોને જણાઇ હતી? તેણીને છોડવવાને અર્ઝ કરતી તેણી તમારીપાસે દોડી આવી હતી? બળત્કાર કરનારના આડતિયાતરીકે અથવા જુલ્માતનાં હથિયારતરીકે તેણીએ મારીગમ જરાપણ નાખુ-શીથી જોયું હતું? અરે! મારા જવાન! તમારી જીજ્ઞાસા આગળ વધારવામાંટે જાણીજો-ઇને ખોટો અર્થ ઉઠાવી કાંઇ બહાનું કાહાડવાની કોશેશ ના કરો. તેણી એક રશિયન નથી, અને તેટલામાંટે તમે પોતે, કે તમારા લોકો તેણીને કેદ પકડવાનો દાવો ઉઠાવી શકો નહીં. પણ હું રાઝીખુશીથી સાંમે થવાજેવી ભાષા વાપરતો નથી. હું તો તમોને અર્ઝ કરૂંછું, અને આઝીજીથી માંગી લઉંછું—હું તમારી ભલી લાગણીઓને મેન્નતઝારી કરૂંછું, કે——"

આ સઘળું સાંભળીને એડગરને પાછી પોતાની ફર્ઝ યાદ આવી, અને બોલ્યો, "તમારો અર્ઝ હું ના પાડતો નથી! તમોએ મારે મ્હોં એક વચન બોલાવા માગ્યુંછે,

લગાવ ! તારે એકલાએજ એ બજાવવું જોઈએછે—અમો કાંઈ તુંને મદદ કરવાના નથી—ચોખી રમત સારીછે !"

વધ્યાં જતાં અંધારાંમાં એડગરની નઝરે જે દેખાવ પડયો, તે આપ્રમાણે હતો. તેના પોતાનાંજ વહાણનાં ત્રણ ઇંગ્રેજ ખલાસીઓ ત્યાં હતા, કે જેઓને તે પોતાનીસાથે મછવામાં લાવ્યો હતો ; તેઓ દેખાઈતાજ દારૂ પી "રોશન બાશદ" થયેલા હતા ! બે જણા એક બાજુએ ખસતા ઉભેલા હતા, જ્યારે ત્રીજો એક હરીફ્સાથે હાથચાળાકીમાં ઉતરેલો હતો. આ હરીફ તેના પુશાકઉપરથી એક ટારટર રેહેવાસી જણાતો હતો. ખલાસી પોતાની વાંકી તલવારથી અને પેલો બીગાનો મર્દ પોતાની શમ્શીરથી લડતા હતા ; અને એડગરને.કાને જે શબ્દો પડયા હતા, તે પેલા ખસતા ઉભેલા બેમાંનો એક બોલ્યો હતો.

ખરો બનાવ આ પ્રમાણે બન્યો હતો. ત્રણ પીધેલા ખલાસીઓએ પેલા ફેંટાવાળા આસામીસાથે અલપચારી કરવા માંડી—કે જેમાંટે તે સાંમો થયો, અને તેમાંથી કામ બેહેંકીને તેઓ હાથોહાથ થઇ ગયા. પણ ગમેએટલા દારૂની નેશામાં હોવાછતાં, "સેલર"-બાવાઓએ વાજેબી લડાઈ કરવાનું પોતાનું હંમેશનું મોટું પ્રમાણિક દેલ દેખાડયું હતું ; અને તેટલામાંટે પોતામાંના ફક્ત એકજ જણને પોતાના હરીફ્સાથે લડવાને છોડી મુકયો હતો,—બાકીના બેએ તેમાં ભાગ લેવાનું મોકુફ કીધું હતું, કારણકે જો તેઓ ત્રણે સામટામળી એકલા એક જણઉપર હમલો કરે, તો તેમાં કાંઇ બહાદુરી કરવાજેવું નહીં, પણ હિચકારાપણું દેખાડેલું આ ભોળા ઇંગ્રેજ ખલાસીઓ માનતા હતા. જેવો એડગર ઑસબૉર્ન તે જગ્યાએ જઇ લાગ્યો, કે તેણે જોયું, કે પેલા મુસ્લીમે પોતાની શમ્શીરથી ઇંગ્રેજ ખલાસીને એક એવોતો કળાભરેલો ફટકો લગાવ્યો, કે જેથી તેની તલવાર તેના હાથમાંથી ઉડી ગઇ.

આ જોઈ તે લફ્ટેનન્ટ ખલાસીઓની અને પેલા મુસલમાન પારકા શખ્સનીવચ્ચે ધસી ગયો, અને પોકારી ઉઠ્યો, "બસ કરો, ઘણું થયું !"

હજીતો તેને નઝરે જુએ, તેઆગમચ તે "સેલર" બાવાએ લફ્ટેનન્ટ ઑસબૉર્નનો સાદ પારખ્યો ; અને તેઓ પોતાની *ગામડિયાસઇ રીતે ખુલાસો કરવા, અને મુઆફી માગવા લાગ્યા.

ખલાસીઓમાંનો એક બોલ્યો, "મેહરબાન સાહેબ, એ એમ થયું, કે હું ને મારા ગોઠિયાઓ ત્યાં નિરચે ઉભેલા હતા, તેટલાં આ અડબંગ આવીને અમારાં શરીરસાથે અઢડયો ; અને હજીતો અમો એને આંખ ઉઘાડી રાખીને ચાલવાને ચેતાવતા હતા. તેટલાં——"

**એડગર**—"બસ, બસ, ચુપ રહો ! હું એ બધી વાત સમજી ગયોછું ! તમોએ એનીસાથે ઘણી અસભ્ય ચાલ ચલાવીછે—અને તેમ કરવામાંટે એણે વાંધો કાહાડયોછે. તમોને મછવો છોડીને હાંઆવવાનું કશું કારણ નહતું—અને વળી તમો લોકોએ દારૂ પીધોછે?"

**ખલાસી**—"નામદાર સાહેબ, અમોને એક મોજીલો ફ્રેંચ નાયક મળી ગયો, જેણે પોતાની બાટલીમાંથી જરાં 'બ્રાંડી' ટાંસવાની અમોને માંગણી કીધીઃ તે પોતાની ભાષામાં બોલ્યો, હા—તે બોલ્યો, કે——"

* જુઓ નોટ ૧૦૬ ઠી.

એડગર--(વચ્ચે બોલી ઉઠીને) "જે કાંઇ થોડુંઘણું મેં તેઓવિષે જોયુંછે, તેઉપરથી હું તો ધારૂંછું, કે તમારો તેઓવિષેનો શક નાપાયદારછે; તમો તે બીચારાઓને ગેરઇન્સાફ કરોછો. તેઓને સારીરીતે ખબરછે, કે આ મેહેલની વખારોમાં ખુરાકીનો મોટો જથો ભરેલોછે—તેઓ બાપડા ભુખે મરેછે—અને તેછતાં તેઓ સબુરી એખતિયાર કરી બેઠાછે!"

ઇવાન--"મેહરબાન સાહેબ, ખુલ્લા શબ્દોમાં જણાઉં, તો આ કંગાળ ટારટરો-કરતાં આ અદાઈનિલગતા સેપાહો અને ખલાસીઓનો મને વધારે ડરછે."

એડગર--"આ મેહેલ લુટવામાં ન આવે, તેની સંભાળ લેવામાં આવશે. તમોતરફ સારી લાગણી દેખાડવામાં આવીછે, તેથી શું તમારી હજી પુરતી ખાતેરી થઇ નથી? પણ તમોએ આ ભૂખેમરતાં લોકોને ખુરાક પુરો પાડવામાંટે તમારી ખુશી દેખાડીછે, તેબાબે હું લાગતાવળગતાંઓને રીતસર ખબર આપીશ. તમો ખરાં દેલથી તેમ કરશો, તેની ખાતેરીમાંટે દુકાળથી ભૂખમરો ખમતાં આ કંગાળોની ભૂખ તરત મટાડવામાંટે થોડો જથો ઉતાવળે પહોંચાડો. તમારા મેહેલના દરવાઝાઆગળ ચોકી કરતા બ્રિટિશ સેપાહોની ટુકડી તમારી આ મેહરબાનીભરેલી મદદ તેઓને પહોંચાડવાને ના પાડશે નહીં."

ઇવાને કબુલાત આપી, કે એડગર ઑસબૉર્નની મર્ઝીપ્રમાણે તરત અમલ કર્યામાં આવશે; આ કબુલાત તે બુઢાએ એવીતો ખરાં દેલના ભાવસાથે આપી, કે તે કબુલાત-ઉપર અમલ કરવામાં આવેછે, કે નહીં, તે જોવાને થોભી તેને અપમાન લાગવાજેવું કરવાને તે લફ્ટેનન્ટ ત્યાં વધુવાર ખોટી થયો નહીં, પણ ઇવાને બોહોંસ કરીને તેને "વાઇન"નું એક "ગ્લાસ" આપ્યું, તે પીધું, પણ તેમાંનીજ એક "ડઝન" બાટલીઓ તેનેમાંટે ભેટ મોકલી આપવાની જ્યારે તે બુઢાએ ઇચ્છા બતલાવી, ત્યારે તેની તે માંગણી તેણે સાફ ના પાડી. ઇવાનની સભ્યતામાંટે તેનો ઉપકાર માની, તેનેથી રજા લીધી, અને મેહેલમાંથી બહાર નિકળ્યો.

તે એકવાર પાછો ક્રેટ્ચના ગરદીવાળા મહલ્લાઓમાં આવ્યો, કે જે વેળા અંધારૂં થવા માંડ્યું હતું. સઘળું ચુપ હતું. લુટવાલાયક બીજી દુકાનો હવે રહી નહતી—પાયમાલ કરવામાંટે બીજાં ઘરો બાકી નહતાં: ફ્રેંચ, ઇંગ્રેજ, અને ઑટૉમન સેપાહો પોતાથી બની શકેએટલું નખોદ વાળી ચુકયા હતા, હવે વધારે નુકશાન કરવાજેવું બાકી કાંઇ રહ્યું નહતું. શેહેરની બહાર જ્યાં ટારટર રેહેવાસીઓ જમા થઇ પડેલાં હતાં, તેતરફ પાછા જવાના વિચારથી એડગરે તેતરફ રસ્તો લીધો; તેનો વિચાર આ બાપડાં ગરીબ ઘરબારવિનાનાં કુટુંબોને ખાતેરી આપવાનો હતો, કે તેઓનેમાંટે તરત જોઇતી ખુરાકની મદદ મેળવવામાં તે કેટલેક દરજે ફતેહ પામ્યો હતો.

તે આ નાશ પામેલાં શેહેરને છેડેસુધી આવી પહોંચ્યો નહીં, કે તેણે કોઇનો ભારી જનુનથી તપાતપી કરવાનો સાદ સાંભળ્યો; અને તે પછી હથિયારો ખખડવાનો આવાઝ તેને કાને પડયો. પ્રથમ તેણે ઇંગ્રેજી ભાષાના આવાઝો સાંભળ્યા, અને તે ભાષામાં કઠોર મસ્ખરીસાથે ખરાબ સુખનો અને હસવાના પોકારો ભેળાયલા હતા: અને પછી હથિયારોનો આવાઝ સંભળાયો. એડગર તરત તે જગ્યાતરફ દોડયો; અને જેવો તે આ જગ્યાએ આવી લાગ્યો, કે તેણે એક આવાઝ એમ બોલતાં સાંભળ્યો, "જૅક, બચ્ચા

અને તે કબુલાત હું તમોને આ શબ્દોમાં આપુંછું:—ત્યારે જાણો, કે આજે મેં જે તમારા ડેરામાં જોયુંછે, તેનો એક હરફ્‌વટીક બહાર પડશે નહીં, પણ તેથીઉલટું તે વાત તદ્દન છુપી રેહેશે, એવો હું મારો કૌલ આપુંછું, પણ તે એવી શર્તે, કે તમે જે ખાતેરી-પૂર્વક વચનો મને હમણાં જણાવ્યાંછે, તે ખોટાં પડે, એવી ખબર જો મને હવેપછી મળશે—મારી કેહેવાની મતલબ, કે જો મને જણાય, કે આ ખુબસુરત બીગાની બાનુ તેણીની મર્ઝીથી આ ડેરામાં રેહેલીછે—તેણી કોઇરીતે એક બંદીવાનજેવી નથી—અને તેણી તમારા શેઠ, તે રશિયન પ્રિન્સના કોઇ જાતના ઝુલ્માત, ઘાતકીપણાં, કે બળાત્કારનો ભોગ થઇ નથી પડી."

ઇવાન—"ત્યારે શું મારે એમ સમજવું, કે તમો તેણીનેવિષે તપાસ ચલાવવાનો વિચાર રાખોછો? જો એમજ હોય, તો આ વાત છાની રાખવાના તમોએ હમણાંજ આપેલા તમારા કૌલની તેવિરૂદ્ધ જાયછે."

આ સાંભળી એડગર ઑસબૉર્ન થોડીકવાર વમાસણમાં પડ્યો; અને તરત પછી પોતાનો ભોળો, ભલો, અને ખુબસુરત ચેહેરો તે બુઢા કારભારીતરફ ફેરવીને તે બોલ્યો, "તમારાં દેલમાં ધીરજ રાખો! કોઇ પણ નમકહરામ ચાલ હું ચલાવીશ નહીં! મને લાગેછે, કે આ જગ્યાએ હું એક વગર તેડે ઘુસનારજેવોછું: કદાચ મેં મારી જીજ્ઞાસાને હદબહાર જવા દીધીછે—અને તેટલામાંટે જેમ તમો ઇચ્છોછો, તેમ આ વાત છુપી રાખીને આ મારી ચાલના પસ્તાવાતરીકે તેનો હું બદલો વાળી આપીશ—તોયે યાદ રાખજો, કે તે મેં તમોને હમણાં જણાવેલી શર્તોએજ!"

બુઢા ઇવાને આ સાંભળી પોતાનો આભાર ખુશહાલીસાથે જાહેર કર્યો; અને તેઓ પાછા મેહેલવાળાં મકાનમાં દાખેલ થયા. પણ તેનાં ઉંબરમાં પગ મેળતાં એડગરે ફરી પાછી એકવાર તે ડેરાગમ છેલ્લી નઝર ફેંકી, કે જે આથમતા સૂર્યનાં ઝઝકળાંમાં હવે ઝાંખો દેખાતો હતો. એક ભારે નિસાસો નાખીને જેવી તેણે પોતાની નઝર ત્યાંથી ફેરવી, કે તે અનાજના કોઠારોઉપર પડી; અને તે જોઇને તે જે અસલ કારણસારૂં મેહેલની મુલાકાતે આવ્યો હતો, તે યાદ આવ્યું.

એડગર—"પેલા ડેરાનેમાંટે તો મેં તમોને મારી કબુલાત આપીછે, પણ હવે આપણે બીજાં કામઉપર વાત કરવી જોઇએ. આ પાયમાલ થયલાં શેહેરનાં નાકાંઉપર સેંકડો ટારટરો ભુખે મરેછે—અને તમારા કોઠારો ખુરાકથી અતિશય ભરચકછે. એ ઘણું ખોટુંછે, કે——"

ઇવાન—(તેને બોલતો અટકાવીને) "હું તમારૂં કેહેવું સમજ્યો, સાહેબ! તમારી ઉદાર ચાલ મેં જોઇ લીધીછે. જો, હું કહુંછું, તે સાંભળો! જો તમારા વડાઓ આ વખારોમાં ભરી રાખેલી ખુરાકી બરાબર વેહેંચી આપવાની કાંઇ સારી ગોઠવણ કરે, તો તેમાંનો એક જથો તમોને સ્વાધિન કરવાને હું તૈયારછું. પણ એવી કાંઇ ગોઠવણ કરવાની હું તમોને આજીજી કરૂંછું, કે જેથી ટારટરો આ મેહેલની પડોશમાં ઉભાઇ જાય નહીં: કારણકે જો અદાવતની ઝબાન ખોલી, તો તેઓ બધા ત્યાં ઘુસી આવશે—તેઓ આખાં મકાનમાં ફરી વળશે——"

એડગર--(વચ્ચે બોલી ઉઠીને) "જે કાંઇ થોડુંઘણું મેં તેઓવિષે જોયુંછે, તેઉપરથી હું તો ધારૂંછું, કે તમારો તેઓવિષેનો શક નાપાયદારછે; તમો તે બીચારાઓને ગેરઇન્સાફ કરોછો. તેઓને સારીરીતે ખબરછે, કે આ મેહેલની વખારોમાં ખુરાકીનો મોટો જથો ભરેલોછે—તેઓ બાપડા ભુખે મરેછે—અને તેછતાં તેઓ સબુરી એખતિયાર કરી બેઠાછે!"

ઇવાન--"મેહરબાન સાહેબ, ખુલ્લા શબ્દોમાં જણાઉં, તો આ કંગાળ ટારટરો-કરતાં આ ચઢાઇનિલગતા સેપાહો અને ખલાસીઓનો મને વધારે ડરછે."

એડગર--"આ મેહેલ લુટવામાં ન આવે, તેની સંભાળ લેવામાં આવશે. તમોતરફ સારી લાગણી દેખાડવામાં આવીછે, તેથી શું તમારી હજી પુરતી ખાતેરી થઇ નથી? પણ તમોએ આ ભૂખેમરતાં લોકોને ખુરાક પુરો પાડવામાંટે તમારી ખુશી દેખાડીછે, તેબાબે હું લાગતાવળગતાંઓને રીતસર ખબર આપીશ. તમો ખરાં દેલથી તેમ કરશો, તેની ખાતે-રીમાંટે દુકાળથી ભૂખમરો ખમતાં આ કંગાળોની ભૂખ તરત મટાડવામાંટે થોડો જથો ઉતાવળે પહોંચાડો. તમારા મેહેલના દરવાઝાઆગળ ચોકી કરતા બ્રિટિશ સેપાહોની ટુકડી તમારી આ મેહરબાનીભરેલી મદદ તેઓને પહોંચાડવાને ના પાડશે નહીં."

ઇવાને કબુલાત આપી, કે એડગર ઑસબૉર્નની મર્જીપ્રમાણે તરત અમલ કર્યામાં આવશે; આ કબુલાત તે બુઢાએ એવીતો ખરાં દેલના ભાવસાથે આપી, કે તે કબુલાત-ઉપર અમલ કરવામાં આવેછે, કે નહીં, તે જોવાને થોભી તેને અપમાન લાગવાજેવું કર-વાને તે લફ્ટેનન્ટ ત્યાં વધુવાર ખોટી થયો નહીં, પણ ઇવાને બોહોંસ કરીને તેને "વાઇ-ન"નું એક "ગ્લાસ" આપ્યું, તે પીધું, પણ તેમાંનીજ એક "ડઝન" બાટલીઓ તેનેમાંટે ભેટ મોકલી આપવાની જ્યારે તે બુઢાએ ઇચ્છા બતલાવી, ત્યારે તેની તે માંગણી તેણે સાફ ના પાડી. ઇવાનની સભ્યતામાંટે તેનો ઉપકાર માની, તેનેથી રજા લીધી, અને મેહે-લમાંથી બહાર નિકળ્યો.

તે એકવાર પાછો ક્રેટ્ચના ગરદીવાળા મહલ્લાઓમાં આવ્યો, કે જે વેળા અંધારૂં થવા માંડ્યું હતું. સઘળું ચુપ હતું. લુટવાલાયક બીજી દુકાનો હવે રહી નહતી—પાયમાલ કરવામાંટે બીજાં ઘરો બાકી નહતાં: ફ્રેંચ, ઇંગ્રેજ, અને ઑટૉમન સેપાહો પોતાથી બની શકેએટલું નખોદ વાળી ચુકયા હતા, હવે વધારે નુકશાન કરવાજેવું બાકી કાંઇ રહ્યું નહતું. શેહેરની બહાર જ્યાં ટારટર રેહેવાસીઓ જમા થઇ પડેલાં હતાં, તેતરફ પાછા જવાના વિચારથી એડગરે તેતરફ રસ્તો લીધો; તેનો વિચાર આ બાપડાં ગરીબ ઘરબારવિનાનાં કુટુંબોને ખાતેરી આપવાનો હતો, કે તેઓનેમાંટે તરત જોઇતી ખુરાકની મદદ મેળવવામાં તે કેટલેક દરજે ફતેહ પામ્યો હતો.

તે આ નાશ પામેલાં શેહેરને છેડેસુધી આવી પહોંચ્યો નહીં, કે તેણે કોઇનો ભારી જનુનથી તપાતપી કરવાનો સાદ સાંભળ્યો; અને તે પછી હથિયારો ખખડવાનો આવાઝ તેને કાને પડ્યો. પ્રથમ તેણે ઇંગ્રેજી ભાષાના આવાઝો સાંભળ્યા, અને તે ભાષામાં કઠોર મસ્ખરીસાથે ખરાબ સુખનો અને હસ્વાના પોકારો ભેળાયલા હતા: અને પછી હથિ-યારોનો આવાઝ સંભળાયો. એડગર તરત તે જગ્યાતરફ દોડ્યો; અને જેવો તે આ જગ્યાએ આવી લાગ્યો, કે તેણે એક આવાઝ એમ બોલતાં સાંભળ્યો, "જૅક, બચ્ચા

લગાવ ! તારે એકલાએજ એ બજાવવું જોઈએછે—અમો કાંઈ તુંને મદદ કરવાના નથી—ચોખી રમત સારીછે !"

વધ્યાં જતાં અંધારાંમાં એડગરની નઝરે જે દેખાવ પડયો, તે આપ્રમાણે હતો. તેના પોતાનાંજ વહાણનાં ત્રણ ઈંગ્રેજ ખલાસીઓ ત્યાં હતા, કે જેઓને તે પોતાનીસાથે મછવામાં લાવ્યો હતો ; તેઓ દેખાઈતાજ દારૂ પી "રોશન બાશદ" થયેલા હતા ! બે જણા એક બાજુએ ખસતા ઉભેલા હતા, જ્યારે ત્રીજો એક હરીફસાથે હાથચાળાકીમાં ઉતરેલો હતો. આ હરીફ તેના પુશાકઉપરથી એક ટારટર રેહેવાસી જણાતો હતો. ખલાસી પોતાની વાંકી તલવારથી અને પેલો બીગાનો મર્દ પોતાની શમ્શીરથી લડતા હતા ; અને એડગરને કાને જે શબ્દો પડયા હતા, તે પેલા ખસતા ઉભેલા બેમાંનો એક બોલ્યો હતો.

ખરો બનાવ આ પ્રમાણે બન્યો હતો. ત્રણ પીધેલા ખલાસીઓએ પેલા ફેંટાવાળા આસામીસાથે અલપચારી કરવા માંડી—કે જેમાટે તે સામો થયો, અને તેમાંથી કામ બેહેંકીને તેઓ હાથોહાથ થઇ ગયા. પણ ગમેએટલા દારૂની નેશામાં હોવાછતાં, "સેલર"-બાવાઓએ વાજેબી લડાઈ કરવાનું પોતાનું હંમેશનું મોટું પ્રમાણિક દેલ દેખાડયું હતું ; અને તેટલામાટે પોતામાંના ફક્ત એકજ જણને પોતાના હરીફસાથે લડવાને છોડી મુકયો હતો,—બાકીના બેએ તેમાં ભાગ લેવાનું મોકુફ કીધું હતું, કારણકે જો તેઓ ત્રણે સામટામળી એકલા એક જણઉપર હમલો કરે, તો તેમાં કાંઇ બહાદુરી કરવાજેવું નહીં, પણ હિચકારાપણું દેખાડેલું આ ભોળા ઈંગ્રેજ ખલાસીઓ માનતા હતા. જેવો એડગર ઑસબૉર્ન તે જગ્યાએ જઇ લાગ્યો, કે તેણે જોયું, કે પેલા મુસ્લીમે પોતાની શમ્શીરથી ઈંગ્રેજ ખલાસીને એક એવોતો કળાભરેલો ફટકો લગાવ્યો, કે જેથી તેની તલવાર તેના હાથમાંથી ઉડી ગઇ.

આ જોઈ તે લફટેનન્ટ ખલાસીઓની અને પેલા મુસલમાન પારકા શખ્સનીવચ્ચે ધસી ગયો, અને પોકારી ઉઠયો, "બસ કરો, ઘણું થયું !"

હજીતો તેને નઝરે જુએ, તેઆગમચ તે "સેલર" બાવાએ લફટેનન્ટ ઑસબૉર્નનો સાદ પારખ્યો ; અને તેઓ પોતાની *ગામડિયાસઇ રીતે ખુલાસો કરવા, અને મુઆફી માગવા લાગ્યા.

ખલાસીઓમાંનો એક બોલ્યો, "મેહરબાન સાહેબ, એ એમ થયું, કે હું ને મારા ગોઠિયાઓ ત્યાં નિચ્ચે ઉભેલા હતા, તેટલાં આ અડબંગ આવીને અમારાં શરીરસાથે અડયો ; અને હજીતો અમો એને આંખ ઉંધાડી રાખીને ચાલવાને ચેતાવતા હતા. તેટલાં——"

**એડગર**—"બસ, બસ, ચુપ રહો ! હું એ બધી વાત સમજી ગયોછું ! તમોએ એનીસાથે ઘણી અસભ્ય ચાલ ચલાવીછે—અને તેમ કરવામાટે એણે વાંધો કાહાડયોછે. તમોને મછવો છોડીને હ્યાં આવવાનું કશું કારણ નહતું—અને વળી તમો લોકોએ દારૂ પીધોછે ?"

**ખલાસી**—"નામદાર સાહેબ, અમોને એક મોજીલો ફ્રેંચ નાયક મળી ગયો, જેણે પોતાની બાટલીમાંથી જરાં 'બ્રાંડી' ટાંસવાની અમોને માંગણી કીધીઃ તે પોતાની ભાષામાં બોલ્યો, હા—તે બોલ્યો, કે——"

* જુઓ નોટ ૧૦૬ ઠી.

એડગર—(તેને વધારે લંબાણ કરતાં અટકાવીને) "ઠીક, આ મુસલમાન બીગાના શખ્સને હાથે તમારી હાર થઇ, એજ તમોને પુરતી શિક્ષા થવાબરાબરછે: અને જો તમો હવે મુગામુગા તમારા મછવામાં જશો, તો આ બાબતસર હું વધુ કાંઇ કરીશ નહીં."

આમુજબે ઑસબૉર્ન બોલ્યો, કે ઉપલા ત્રણે ખલાસીઓને તો જાણે "બાપજી પાયા"! તેઓને કાંઇ વધારે સખ્ત શિક્ષા થઈ નહીં, તેથી મનમાં ખુશી થતા તેઓ ત્યાંથી ચાલી ગયા: તેઓનાં જવાપછી એડગર તો ત્યાં પેલા મુસલમાન બીગાના શખ્સઆગળ થોભ્યો ; તેમ કરવામાં તેની મતલબ પોતાના માણસોની બીઅદબ ચાલમાટે તેનીસોડે મુઆફી ચાહાવાની હતી. ખરેખરું જોતાં, તો આવા એક બહાદુર અને સાથે વળી ઉદાર દેલના એક શખ્સસાથે વધારે પિછાણ કરવાની તેની મર્ઝી હતીઃ કારણકે જો તે મુસલમાન ચાહાતે, તો પોતાના હારેલા હરીફને પોતાની શમ્શીરવડે અચ્છો સ્વાદ ચખાડતે, પણ તેણે તેમ કર્યું નહીં, અને તેને મોટાં દેલથી જતો મુક્યો હતો.

જોકે અંધારૂં તો થયેલું હતું, છતાં આ બીગાના શખ્સનો દેખાવ એડગર આસાનીથી જોઈ શકતો હતો ; કારણકે તેને અંધારાંમાં જોવાની હવે ટેવ પડી ગઇ હતી. તોયે આ વખ્તે તેણે જે જોયું, તે કાંઈ બરાબર નહતું, તે તો પછવાડેથી તેણેઆ શખ્સને બરાબર જોયો હતો, એમ આપણે અત્રે જણાવવું જોઇએછે. તોયે આપણી વાર્ત્તા આગળ ચલાવવાઆગમચ આપણે આ શખ્સનું વર્ણન હમણાંથીજ કીધેલું વખ્તસરનું થઇ પડશે.

આ શખ્સ, કે જે પેલા ખલાસીસાથે લડ્યો હતો, તેણે જેવો એડગર ઑસબૉર્નને પોતાનીતરફ આવેલો જોયો, કે તરત પોતાની તલવાર મિયાનમાં ખોસી. તે મધ્યમ કદથી સ્હેજ ઉંચો હતો—તેનું શરીર સરખું, પણ મઝબુત બાંધાનું હતું. તે ઠીંગો નહીં, પણ બાવળની ગાંઠજેવો મઝબુત અને ભરેલો હતો ; અને તેનાં કદસાથે સરખાવતાં તે અતિ ઓરેમંદ હતો. તેની ઉમર આસરે છપણ કે સતાવણ વર્ષોની હતી, છતાં તેના ચેહેરાનો રંગ અતિશય ગોરો હોવાથી, તેમજ તેઉપર એકપણ કરચલી નહોવાથી તે તેની ઉમરકરતાં જવાન દેખાતો હતો ; તેમજ તેના બાલ ખુલ્લા રંગના હોવાથી તેમાં જે થોડાઘણા બાલો પાકેલા હતા, તે પણ જણાતા નહતા. તેના બાલનો રંગ ખુલ્લો રતાસઉપર હતોઃ કપાળઉપરથી બાલો ખરી ગયેલા હતા, અને તાલકાંઉપર પણ ઘણા આછા હતા ; તોયે આસપાસ તો લાંબા બાલો હતા, કે જેથી તેને માથાંઉપર બાંધેલી ગોળ પાઘડીનલીધે તેનું બોડેલું તાલક જણાતું નહતું. તેણે લાલ "ફેઝ"ઉપર સુફેદ સુતરાઉ કપડાંનો ફેંટો વિંટાળેલો હતો. તેને ભરેલી મુછ હતી, કે જેને ગોળ તાવ દીધેલા હતા. તેની દાઢી ઘણીજ ટુંકી કાપેલી હતી. તેનું નાક અણિયાળું હતું ; તેનું મ્હોં ન્હાનું અને શોહામણું હતું, અને તેમાં કળીબંધ દાંતો હજી મૌજુદ હતા, તેઉપરથી પણ તે તેની ઉમરકરતાં વધારે જવાન દેખાતો હતો. તેની આંખો ભુરા રંગની હતી, અને ઘણી ચળકતી તથા ચંચળ હતી, અને તે જોતાં સાંમા ધણીને તરત જણાતું, કે આ શખ્સ પોતાનો સ્વભાવ અને સાવધપણું પુરેપુરૂં સાચવી શકેએવો હતો.

તેની તિક્ષણ આંખોથી તે સાંમાં ધણીનાં દેલમાંની વાત તરત પામી જતો હતો, અને તે કયા પ્રકારનું માણસછે, તે તરત ચેતી જતો હતો. તેના ચેહેરાઉપરથી તે ઘણો

ઠાવકો શખ્સ જણાતો હતો, અને દેખાઇતીરીતે જાણે સંગેમરમરનું પૂતળું કોતરી કાહાડેલું હોય, એવો તેનો ચેહેરો શાંત અને ઠંડો જણાતો હતો. આ સર્વેછતાં તેનામાં ઘણી ચંચળાઈ અને હુશિયારી હતી—તે ઠંડો પણ અતિ બહાદુર અને હેમતવાન હતો—અને ધાસ્તીજેવી ચીજ શી તે તો તે જાણતોજ નહતો, કારણકે તેની આખી ઝેંદગીજ તેણે એવાં કામોમાં ગુજારેલી હતી, પણ જ્યારે કામ પડે, ત્યારે પોતાની હેમતનો તે પુરેપુરો ઉપયોગ કરવાને ચુકે એવો નહતો, તે શાણો અને બુદ્ધિમાન હતો—અને તેનેજલીધે તે હંમેશાં ઠંડો રેહેવા પામતો હતો.

આ શખ્સે પૂર્વતરફના દેશનાકરતાં ટારટર ઢપનો આબરૂદાર પણ તદન સાદો પુશાક પેહેરેલો હતો, છતાં તે પોતે એક ટારટર હતો, એમ માની શકાયએમ નહતું, કારણકે આપણે આગળ જણાવી ગયા છૈયે, તેમ તેના ચેહેરાનો રંગ ઘણો ગોરો હતો, જ્યારે ટારટરો તો ઘણાખરા સામળા રંગના હોયછે, તો જોકે તેઓમાં પણ બીજી જાતોનીપેઠે કોઇકોઇ ગોરા રંગના નિકળી આવેછે. તેના ધંધાવિષે તો ઘણું સેહેલાઇથી અનુમાન કરી શકાયએમ નહતું: પ્રથમતો એડગર ઑસર્બોર્ને ધાર્યું, કે તે આબરૂદાર વેપારી હશે, પણ જાને લડવૈયા ખવાસનો હશે. ગમે તેમ હોય, છતાં આ જવાન ઈંગ્રેજ લફ્ટેનન્ટની તેનીતરફ ઘણી સારી લાગણી ઉસ્કેરાઇ હતી, કારણકે તેનાં દિઠાંમાં આવ્યું હતું, કે આ મુસલમાને ઘણાં મોટાં દેલથી તે ખલાસીને વધારે સઝા ન કરતાં જતો મુકયો હતો.

પોતાના માણસોએ જે અસભ્યતાભરેલી ચાલતેનીતરફ ચલાવી હતી, તેમાંટે લફ્ટેનન્ટ ઑસર્બોર્ને તેનીપાસે આરમીનિયન ભાષામાં મુઆફ માંગવા માંડી, અને વળી સાથેસાથે તેને સમજાવવા માંડયું, કે તેઓ ઇંગ્રેજ ખલાસીઓ હતા, કે જેઓ જરા પણ દારૂ પેટમાં પડેછે, ત્યારે હંમેશાં ચવિત્રા બનેછે, પણ ખરેખરા તો તેઓ સાફ દેલના, ભોળા, અને નિર્દોષ હોયછે.

**બીગાનો**—"એટલુંતો મને પણ તેઓનાં હસ્વામસ્ખરીઉપરથી જણાયુંછે, કેમકે તેઓની બોલી, તો હું સમજી શકતો નથી. તમોને મુઆફી ચાહાવાની કશી ઝરૂર નથી, કારણકે તે લોકોની અવિવેકી મસ્ખરીથી મને તો કશું પણ ખમવું પડયું નથી. છતાં તમો જે ભલાં દેલથી તેમાંટે મુઆફી ચાહાવા બહાર પડયાછો, તેમાટે હું તમારો મોટો ઉપકાર માનુંછું."

**એડગર**—"હું ધારૂંછું, કે તમો એક ટારટર તો નહીંજ હશો? અને જો તમો આ ગામમાં એક બીગાના હોવ, તો મારેથી બની શકેએટલી તમારી મદારત કરવામાં મને ઘણી ખુશી ઉપજશે. હું તમોને ખુલ્લાં દેલથી જણાઉંછું, કે તમોને લડવાને જે શખ્સે ફરજ પાડી હતી, તેને તેની યોગ્ય સઝા કરવાવગર તમોએ જતો મુકવાનું જે ઉમદા દેલ દેખાડયુંછે, તે જોઇ હું ઘણો અજાયબ થાઉંછું."

**બીગાનો**—"તમારા આ વિચારોમાંટે હું તમારો ઘણો અહસાનમંદછું. હું ખરેખર આ જગ્યાથી અજાણ્યોછું; અને આ જગ્યાએ મુસાફરોને રેહેવાની અને ખાવાપીવાની કશી બરાબર જોગવાઇ નથી, એ તો તમો પણ જાણતા હશો?"

**એડગર**—"હા તમો કહોછો, તે તદન ખરી વાતછે! ફોકટની પાયમાલી આ ગામમાં કરવામાં આવીછે. પણ અફસોસ! લડાઇના હંગામમાં હંમેશાં એમજ બનેછે. સઘળી દુકાનો

લુટવામાં આવીછે, અને તે સઘળીનો નાશ કરવામાં આવ્યોછે; તેઓનાં બળીને કાળાં થઇ ગયેલાં ખંડેરો ———"

બીગાનો—"હા, ને તે સર્વેનો નાશ કરવાછતાં ક્રેટ્ચનો એકજ મેહેલ વગર નુકશાન થવે સલામત ઉભો રેહેવા પામ્યોછે."

એડગર—"તે પ્રિન્સ વૉરૉનઝૉફનો મેહેલછે, અને ખુદા જાણે શા સબબસારૂં તે-ઉપર ખાસ ચોકાસી રાખવામાં આવીછે."

બીગાનો—(સ્હેજ ધિક્કારના દેખાવસાથે) "ઓહ, શા સબબસારૂં! પોતાના દુશ્મનોમાં પણ બડેખાંનીતરફેણ•ખેંચવામાં આવેછે, જ્યારે તમામ ગરીબોને કંગાળિયતમાં લાવી નાખવામાં આવેછે. જુઓ, તેનો દાખલો થોડે દુર જમા થઇ પડેલા આ બીચારા ટારટરોજછે."

અલબતાં, તેના આ બોલવાની સાચાઈ લફ્ટેનન્ટ ઑસબૉર્ન મનમાં તો ના પાડી શક્યો નહીં,—તો જોકે પોતે બ્રિટિશ નોકરીમાંનો એક અમલદાર હોવાથી, મ્હોંથી બોલી તે કબુલ કરવાનું તેણે વાજબી ધાર્યું નહીં.

એડગર—"હું તમોને મારાં વહાણઉપર લઇ જઇને ઉતારો આપતે; પણ હમણાં લડાઇ ચાલતી હોવાથી, તેમ કરવું ધારાથીઉલટું છે——"

બીગાનો—"તેની કાંઇ ફેકર નહીં, તોયે તમારી ભલાઇમાંટે હું ઘણો ઉપકાર માનુંછું. કષ્ટી ખમવાની તો મને જરા પણ દરકાર નથી——"

એડગર—"તોયે જો તે દુર કરી શકાતી હોય, તો ખામોખા કષ્ટી વેઠવાની કાંઈ ઝરૂરજ નથી. મને એક વિચાર સુઝેછે! જો તમોને રેહેવાની અને ખાવાપીવાની જોગવાઇ મારેથી થઇ શકતી હોય, તો તેથી મને ઘણી ખુશહાલી ઉપજે; અને વળી તેમ કરવાથી તમોને મારા માણસોને હાથે જે નાપસંદ ગેરવર્ત્તણુક ખમવી પડીછે, તેનો પણ બદલો વાળેલો ગણાય. જે મેહેલબાબે હમણાં આપણે વાતો કરતા હતા, તેમાંજ જો તમોને રેહેવાની કાંઈ ગોઠવણ કરવાને હું શકિતવાન થાઉં, તો કેમ? તમો જાતે મુસલમાનછો, માંટે ત્યાં રેહેવાને તમોને કાંઇ અડચણજેવું તો નથી?"

બીગાનો—"અડચણ? તે બાબતમાં જરાપણ નહીં! ઉલટું તેમ જો થાય, તો હું તમારો ભારે અહસાન માનીશ, મને લાગેછે, કે જો કોઇ બનાવથી આપણે આ દુનિયાંમાં છુટા પડવા ન પામ્યે, તો આગળ ચાલતાં આપણાંવચ્ચે ઘાડી દોસ્તી બંધાય."

આ સાંભળી ઉદાર દેલનાં એડગરે જવાબ આપ્યો, "અને તેમ જો થાય, તો હું પણ મારાં ખરાં દેલથી ખુશી થાઉં!"

ત્યારપછી તેણે પોતાનું નામ, તથા ઇંગ્રેજી નોકરીમાં તેની શી પદવી હતી, તે પેલા બીગાનાને કહી સંભળાવ્યાં.

તે સાંભળીને તે મુસ્લીમ બોલ્યો, "અને મારૂં નામ હાઝી મુરાદછે," એમ કહી ઘણાં ખાલેસ દેલથી તેણે જવાન લફ્ટેનન્ટનો હાથ પોતાના હાથમાં પકડ્યો. પછી આગળ ચલાવ્યું, "આ મેહેલનીઅંદર મને દાખેલ કરવાની શું ખરેખર તમારામાં સત્તાછે?—

અને શું તે મેહેલમાં રેહેનારાઓ મારાજેવાને તેઓની પરોણાગત ચખાડશે? કારણકે તેઓ તો ધર્મના જનુનથી મને એક નાસ્તિક કુતરાતરીકે લેખશે!"

એડગર—"તમો ક્રેઈમમાં લાંબો વખ્ત રેહેલા જણાતા નથી, કારણકે તે મેહેલના એક બુઢ્ઢા મર્દસેવાય બાકીના સઘળા નોકરો નાસી ગયાછે, તે બાબતથી તમો ખીનવાકેફછો. પણ કાંઈ નહીં, ચાલો! મારા હાથમાં હવે ઘણો વખ્ત રહ્યો નથી. તે બુઢ્ઢો થોડોઘણો મારાં અહસાનમાં દબાયલોછે, અને તે જો તેની રાઝીખુશીથી તમોને પરોણાતરીકે રાખશે નહીં, તો મેં કીધેલાં ઉપકારના બદલામાં તેને તેમ કરવાની ફર્ઝ પડશેજ."

હાઝી મુરાદ—"હું ફકત આજે બપોરનાજ ક્રેઈમખાતે આવી લાગ્યોછું, અને તમો કહોછો, તે સઘળી બીનાથી કેવળ અજાણ્યોછું."

"તમો ક્રેઈમ કેવીરીતે આવવા પામ્યાછો?" ઑસબૉર્ને સવાલ કર્યો. તેમ કરવામાં તેની મતલબ એ હતી, કે તેથી કદાચ તેના આ નવા દોસ્તનાં કામધંધા, રોજગારબાબે તેને કાંઈક બાતમી મળશે. "મેં બે કે ત્રણ ગ્રીક વેપારી બારકસોને જોયાં હતાં ખરાં——"

હાઝી મુરાદ—"અનેકુતેમાંનાં એકમાંજ હું અત્રે આવ્યોછું." બસ એટલુંજ તેણે જણાવ્યું, અને કશો વધુ ખોલાસો કરવાનું મૌકુફ રાખ્યું.

આ સઘળી વાત જ્યારે ઑસબૉર્ન તેને લઈને પ્રિન્સ વૉરોનઝૉફના મેહેલતરફ જતો હતો, ત્યારે તેઓવચ્ચે ચાલી હતી; અને થોડીજ "મિનીટો"માં તેઓ તે મકાનઆગળ આવી પુગ્યા. બહાર દરવાઝાઆગળ એક ગાડું ઉભેલું હતું, અને તે બાદશાહી મકાનના બંચાવમાંટે જે ઈંગ્રેજ સેપાહો ત્યાં રાખવામાં આવેલા હતા, તેઓ એક ફાણસની રોશનીની મદદવડે ખુરાકીનો એક જથો તે ગાડાંમાં ભરતા હતા. આ કામઉપર બુઢ્ઢો દીવાન તકેદારી રાખતો હતો; અને ઑસબૉર્ને જોયું, કે કમનસીબ ટારટરોને ખુરાકી પહોંચાડવામાંટે જે કબુલાત તેને આપવામાં આવી હતી, તે પાર પાડવામાં આવી હતી.

લાલ ડગલાવાળા સેપાહોના ચોકીપહરાતળે તે ગાડું ત્યાંથી હંકારી જવામાં આવ્યું. અને તેજ ઘડિએ ઈંગ્રેજ લફ્ટેનન્ટ અને તેનો મુસલમાન મિત્ર બંવે તે જગ્યાએ દરવાઝાઆગળ આવી પહોંચ્યા. ઑસબૉર્ને તે બુઢ્ઢા કારભારીને બોલાવ્યો, કે જેણે તેને જોતાંનેવાર હસીને અને નમીને આવકાર દીધો, પણ તે જવાન અમલદારના મુસલમાન સાથીતરફ શકની નઝરથી અને અજાયબીથી જોવા લાગ્યો.

ઑસબૉર્ન તે કારભારીને એક બાજુએ લઇ ગયો, કે જેથી જો તે કાંઇ નાપસંદ કે અપમાનભરેલું બોલે, તો તે હાઝી મુરાદનાં સાંભળવામાં આવે નહીં. દુર લઇ જઈને તે બોલ્યો, "ભલા દીવાન, મને તમોપાસે એક ઉપકારની માંગણી કરવીછે. આ મુસાફર આ ગામમાં ઘરબારવિનાનો અને ખુરાકીપાણીવગરનો આવી ચઢયોછે, અને તેની તેને ઘણી ઝરૂરછે, અને તેમ કરવામાંટે જો નાણાંની પણ અગત્ય પડે, તો તે આપવાને એ શક્તિવાનછે. હું એનીઉપર ઉપકાર કરી મારીઉપરના થયેલા આભારનો બદલો વાળવા માંગુંછું; અને તે તમારી માયાથી વાળી આપવામાં આવશે, એવી આશા રાખુંછું. તમો મારૂં બોલવું, તો સમજી ગયા હશો?"

ઇવાન—(લગાર જુસ્સાથી) "હું આખાં ઇંગ્રેજ અને ફ્રેંચ લશ્કરોને મારે ત્યાં ઉતારો આપું, પણ આવા ફેંટાવાળા એક બીઇમાનીને તો——"

એડગર—(ગુસ્સાથી તેને બોલતો અટકાવીને) "ઠીક, ત્યારે ખુદાના કસમ ખાઇ કહુંછું, કે જો તમો મારીઉપર આ ન્હાનીસરખી મેહરબાની દેખાડવાને ના પાડોછો, તો તમારી તે હઠીલાઇનેમાટે એકનેબદલે એવા પુષ્કળ જણાઓને હ્યાં લાવી રાખવાનો હું બંદોબસ્ત કરીશ, તેબી એટલા બધા, કે જેનો તમોને જરા પણ વિચાર નહશે!"

ઇવાન—"નહીં, નહીં, જવાન ગ્રહસ્થ, એટલા બધા આકળા ના થાઓ! તમે તો કોઇને જરા વિચાર કરવાનો પણ વખ્ત આપતા નથી. તમો જણાવોછો, કે તમો આ શખ્સને ઓળખોછો?" અને પછી ફાણુસની રોશનીથી તે મુસ્લીમ બીગાનાતરફ ભારે એન્તેઝારીથી જોવા લાગ્યો.

એડગર—"હું તમોને જણાઉંછું, કે હું એને ઓળખુંછું! એ ઘણો આબરૂદાર માણસછે, તેની હું તમોને ખાતેરી આપુંછું!"—પછી તે પોતાનાં મનસાથે બોલવા લાગ્યો, "પોતાના બીઅદબ ઇંગ્રેજ હરીફતરફ જે માણસ મોટાં દેલથી વર્ત્તે, તે અલબતાં આબરૂદાર તો હોવોજ જોઇએ, એમ હું ધારૂંછું."

એડગરની માંગણી સાંભળીને તે બુઢા કારભારીએ એક ભારે નિસાસો ખાધો, તેઉપરથી જણાતું હતું, કે તે લફટેનન્ટની માંગણી કબુલ રાખતાં તેને અતિશય નાખુશી ઉપજતી હતી. આખરે તે બોલ્યો, "જેમ તમારી મર્ઝી. પણ હું તમોને આજીજી કરી જણાઉંછું, કે—"

એડગર—(હવે ખુશ મેઝાજથી હસીને) "તમો ધાસ્તી ના કરો! હું જાણી જોઇને તો બીજા વધુ પરોણાઓ મેહેલમાં લાવીશ નહીં!"

તેણે હવે હાઝી મુરાદને બોલાવ્યો, કે જે આ સઘળો વખ્ત અદબ વાળીને બારણાંને અઢેળીને ઉભો રહો હતો, અને એડગર અને તે બુઢા કારભારીવચ્ચે જે ટુંક ગોફતેગુ ચાલતી હતી, તેનું શું પરિણામ આવેછે, તે જાણવાને ખોટી થતો હતો. લફટેનન્ટે તેને જણાવ્યું, કે તે મેહેલમાં તેની પરોણાગત કરવાનો બંદોબસ્ત કીધામાં આવ્યોછે. તે સાંભળી તેણે એડગર ઑસબૉર્નને એક ખરા મિત્રતરીકે જણાવી ભારે ઉપકાર માન્યો—હવે બીજી વાર એડગરે તે કારભારીઆગળથી રજા લીધી, અને પોતાના નવા દોસ્તને સલામઅલૈકામ કરી પોતાના મછવાતરફ પાધરો પાછો ફર્યો, કારણકે ખુરાકીનું ગાડું ગરીબોનેમાંટે જતું તેણે જોયું હતું, એટલે તેબાબે હવે તેઓને કશું પણ વધુ જણાવવાની અગત્ય રહી નહતી.





# પ્રકરણ ૭૨ મું.

## હાજી મુરાદ.

લેફ્ટેનન્ટ ઑસબૉર્ન પોતાનાં વહાણઉપર પાછો ફર્યો, અને ભૂખે મરતા ટારટરોમાટે જે મદદ આપવાની તેણે બુઢા કારભારીને ફર્ઝ પાડી હતી, તેબાબે સઘળી હકીકત પોતાના વડા અમલદારને કહી જણાવી, પણ પેલા ડેરાબાબે, કે તેમાં રેહેતી ખુબસુરત બાનુમાટે તેણે કશું પણ જણાવ્યું નહીં. એડગરનો કૅપ્ટન,—જે પોતે પણ એક દયાળુ આદમી હતો—તેણે પોતાના લેફ્ટેનન્ટે તે ટારટરોનેમાટે ભરેલાં પગલાંબાબે ભારે ખુશહાલી ઝાહેર કીધી. પેલા ડેરાબાબેજ એડગર ચુપ રહેલો નહીં, પણ હાજી મુરાદનેમાટે પણ તેણે એક હરફવટીક પોતાના અમલદારને કહ્યો નહીં, કેમકે તેમ જો તે કરે, તો પછી પોતાનાજ ખલાસીઓની ગેરચાલબાબે તેને "રીપૉર્ટ" કરવાની ફર્ઝ પડે, કે જે જણાવવાને તે ખુશી નહતો.

તે જયારે પોતાનાં વહાણઉપર પાછો ફર્યો, ત્યારે સાંજના અસુરૂં થયેલું હતું; અને પોતાના કૅપ્ટનસાથે વાતો કરતાં, તેઓ બંધે તુતકઉપર એમથી તેમ ફેરા ખાતા હતા.

**કૅપ્ટન**—"પ્રિન્સ વૉરૉનઝૉફનો કારભારી, મેહેલમાં ભરેલી ખુરાકીની બાબત છુપી રાખવામાં લગાર એક દગાખોર રમત રમેછે. મેં પોતે ગઈ કાલે તે મકાનની મુલાકાત લીધી હતી, અને મી૦ ઑસબૉર્ન, હું કબુલ કરૂંછું, કે તમારાજેટલી ખંતથી મેં ત્યાંના છુપા ભરમો જાણવાની જોઈતી દરકાર રાખી નહીં. પોતાના કોઠારો બંધ રાખી મુકવાની તે કારભારીની અતિશય એકલપેટી ચાલ ઘણી નાપસંદ કરવાજોગછે, કારણકે તે સારીપેઠે જાણેછે, કે તેના ભાઇબંધુઓ ભૂખમરાથી મરણ પામવાવગર રેહેવાના નથી."

**એડગર**—"તે શખ્સમાટે મને પણ ઘણો શકછે. એતો ખરૂંછે, કે તેણે ખુરાકીનો એક જથો ટારટરોમાટે મોકલી આપ્યોછે, પણ તેમ કરવાવગર તેનો બીજો કશો છુટક નહતો, કારણકે તે સારીરવેસે જાણેછે, કે આજે સાંજે હું તેબાબે ઝરૂર ચોકાસી કરવાવગર રહીશ નહીં. પણ સાહેબ, જો આપણો કાફેલો અત્રેથી જલ્દી ઉપડી જાય, તો પછી તે આ કમનસીબ કંગાળોને મદદ આપવાનું ચાલુ રાખશે કે નહીં; તેની ખાતેરી શી? અને મને વધારે જણાવવાની રઝા આપો, કે આપણે કાંઇ આ ટારટરોસાથે લડાઇ ચલાવતા નથી—તેથીઉલટું રશિયનોની જુસરીમાંથી તેઓને છોડવનારતરીકે તેઓએ તો આપણને પ્રથમથીજ આવકાર આપ્યોછે—અને તેટલામાટે તેઓને ભૂખમરામાં સબડતા દેવા એ માણસાઇ કામ કીધેલું ગણાય નહીં—અને વળી તેઓને આવી નાચાર હાલતમાં લાવી નાખવામાં ખુદ આપણા પોતાના સ્વદેશીઓએ પણ ભાગ લીધોછે."

**કૅપ્ટન**—"તમો જે કહોછો, તે બોલેબોલ ખરૂંછે, એમ કબુલ કરતાં મને ભારે સંતાપ થાયછે. મી૦ ઑસબૉર્ન હવે તેમાટે શો ઉપાય કરવો, તેબાબે તમો મને કાંઈ સૂચના કરશો? આ દયાળુ કામ તમે શરૂ કર્યુંછે; અને તે તમારેજ ચાલુ રાખવું ઠીક થઇ પડશે, જો તેમ કરવામાટે તમો મને કાંઈ યોજના બતલાવો તો?"

એડગર—"સાહેબ, પેલો કારભારી પોતાની કબુલાત બરાબર પાળશેજ તેનો જો કાંઇ ચોકસ બંદોબસ્ત મારેથી થઇ શકે, તો હું અતિયંત ખુશી થાઉં. મને તેનો દેખાવ ગમતો નથી. તે મુગલાઇ સભ્યતા બતાવેછે, પણ ઉંડાણમાં તે બડો ખંધો લાગેછે; અને જે માણસ ખંધુ હોય, તે તરકટબાઝ પણ હોવુંજ જોઇએ. આપણે જ્યારે આ ગામનો કબ્જો લીધો, ત્યારે ત્યાં જે કૉસૅક હતા, તેઓ સઘળા નાસી ગયાછે, પણ તેઓ કંઈ નઝદીકમાંજ ભરાઈ બેઠેલા હોવા જોઇએ. મને તો લાગેછે, કે તેઓ ખચિત પહોશનીજ ટેકરીઓની હારોપછવાડે, કે જ્યાં હજી આપણું લશ્કર દાખેલ થયું નથી, ત્યાંનાં ગામોમાં ભટકતા હોવા જોઇએ. પ્રિન્સ વૉરૉનઝૉફનો કારભારી તેઓનીસાથે વ્યવહાર ચલાવતો નથી, એમ આપણી કેમ ખાતેરી થાય?"

કૅપટન—"તે બાબતને આપણાંકરતાં ખુશ્કીનાં લશ્કરખાતાંના વડાઓને વધારે લાગતુંવળગતુંછે: પણ તમારી સૂચના હું જનરલ સર જ્યૉર્જ બ્રાઉનને આવતી કાલે ઝરૂર જણાવીશ. આપણી વાતની બીજી બાબતમાંટે—એટલેકે, ઘરબારવિનાનાં ટારટર લોકોને ખુરાકી પહોંચાડવાબાબે—દયાના નિયમતરીકે તેઉપર અમલ કરવાની આપણને દરેક સત્તાછે. તેબાબે શું કરવાની ભલામણ તમો કરોછો?"

એડગર—"સાહેબ, મેં આ ટારટરોમાંના કેટલાકોસાથે વાતો કીધીછે, અને તેઉપરથી મારી ખાતેરી કર્યામાં આવીછે, કે તેઓના વડાઓ—એટલેકે કુટુંબના વડીલો, કે જેઓતરફ તેઓ માનથી જુએછે—તેઓ દરેક રીતે પ્રમાણિક અને વિશ્વાસુછે. તેટલામાંટે હું એમ ધારૂંછું, કે પ્રિન્સ વૉરૉનઝૉફના પ્રતિનિધિને તેના હવાલામાંની ખુરાકીનો એક ભાગ—કહો કે બરાબર અર્ધો ભાગ—આ ટારટર વડાઓને સ્વાધિન કરી દેવાની જો ફર્ઝ પાડવામાં આવે, તો તેમાં કશું ખોટું કીધેલું ગણાય નહીં. એમ કરવાથી તે કમનસીબોનો બીજા બે કે ત્રણ અઠવાડિયાંઓસુધી ભૂખમરામાંથી બંચાવ થશે, એ તો નક્કીછે; અને મારી તો પૂર ખાતેરીછે, કે આ વડીલો બરાબર ચોકસાઈથી અને કરકસરથી તે ખુરાકી સઘળાંઓમાં વાજેબીરીતે વેહેંચી આપશે. આમુજબે તમો સાહેબને સૂચના કરવાની હું રઝા લઉંછું."

કૅપટન—"અને બીશક તેઉપર ઝરૂર અમલ કર્યામાં આવશે! મી૦ ઑસર્બોર્ન, હું ફરીથી જણાઉંછું, કે આ ભલું કામ તમેજ શરૂ કર્યુંછે, અને તે પુરૂં કરવાનું માન પણ તમેજ ભોગવશો. તમોને જે વખ્તે વાજેબી લાગે તે વખ્તે આવતી કાલે સવારના સકારે તમો પાછા તે મેહેલમાં જજો; અને તમારી માંગણી પ્રિન્સ વૉરૉનઝૉફના કારભારીને જણાવજો. તમો જેમ બને તેમ સકારેથી જઇ આ કામ પાર ઉતારો, તેમ વધારે સારૂં; કારણકે કોઇબી પળે આપણને ત્યાંથી ઉપડી જવાનો હુકમ કર્યામાં આવે, અને તેથી આપણે યોજેલું ભલું કામ કરવાનું કદાચ રહીબી જાય."

અત્રે આ વાતનો છેડો આવ્યો; અને એડગર ઑસર્બોર્ન આરામ કરવાને ગયો; તે પેલા ડેરામાંની રૂપસુંદરીના સ્વપ્ના જોવા લાગ્યો—અને મનમાં મગ્ન થવા લાગ્યો, કે ખુદા કરશે, તો આવતી કાલે ફરીથી એકવાર તેણીને ભેટવાને તે ભાગ્યશાળી થશે.

એડગર એટલોતો ઉદાર મનનો અને એટલોતો ખરાં દેલથી પરદુઃખભંજન હતો, કે તેણે જે સૂચનાઓ પોતાના કૅપટનને કીધી હતી, તે બજાવવાને જરા પણ પછાત પડે-

એવો નહતો. પણ તે છતાં માણસનો કુદરતી ખવાસજછે, કે વગરવિચારે તે પોતાનો લાગ સાચવવાવગર રેહે-નહીં, પછી તે ગમેએવો દયાળુ હોય, તો શું થયું. ટુંકમાં, પોતાનું તેમજ પારકાનું બંધેનું એકીજ વખ્તે સારૂં કરવાનો એક રસ્તોછે ;—અને તેમજ એડગર ઑસ-ઑર્નનાબાબમાં પણ બન્યું હતું. બુઢા કારભારીઆગળ જવાનું કારણ તેણે મેળવ્યું, અને તેમ ફરીને જો બને, તો પેલા ડેરાની પણ મુલાકાત લેવાની તેણે તક મેળવી. કાંઈ નહીં, તો તે સુંદર રેહેઠાણ, કે જેમાં આવી એક ખુબસુરત બાનુ રેહેતી હતી, તેની નઝદીકમાં-વટીક ફરીથી જવાને તે ઘણો આતુર હતો: અને એક શખ્સ, કે જેનાં હૈયાંમાં પ્યાર શી ચીઝછે, તેની પેહેલવેહેલી લાગણી થતી હતી, તેનેમાંટે આમુજબે કરવું, એ એક ઘણો ખુશ અને આવકારદાયક બનાવ હતો. એડગરનાબાબમાં પણ તેમજ હતું ; પેલા ડેરા-માંની ખુબસુરત પૂતળીના વિચારથીજ તેનું દેલ અંદરથી ઉછાળા મારતું હતું.

કેર્ટચની સામુદ્રધુનિની પૂર્વ દિશાના સિરકાસિયન કેનારાઉપર આવેલી ટેકરીઓઉપર સવારૂ પડવા માંડયું હતું, તેજ વેળાએ એડગર ઑસઑર્ન પોતાના મછવામાં બેઠો, કે જે તેને કેનારે લઇ જવામાંટે તૈયાર રાખવાનો તેણે હુકમ કર્યો હતો. તેઓ તરતજ કેનારે પુગ્યાં; અને મછ-વામાંહેલા ખલાસીઓને તે પાછો ફરે તેટલાં ત્યાંજ થોબવાનો હુકમ કરીને ઑસબૉર્ન પ્રિન્સ વૉરોનઝૉફના મેહેલતરફ ઉતાવળે નિકળી ચાલ્યો. તે આલીશાં મકાનનીસાંમે આવી લાગતાંજ, તેના દિલમાં આવ્યું, કે તેના દરવાઝાઓ બંધ રાખવામાં આવેલા હતા—અને સવારના સકારામાં તેમ રાખવામાં આવે, તેમાં કશી નવાઇજેવું તેને લાગ્યું નહીં. મેહેલ-નીઆગળ બેએક બ્રિટિશ સેપાહો ચોકીનેમાંટે રોન ફરતા હતા, અને તેઓએ આ જવાન અમલદારને જોતાંજ પોતાનાં હથિયારો ઉંચકી ધારાપ્રમાણે સલામી આપી. કેટલે વાગ્તે ઇવાન હંમેશાં દરવાઝો ઉઘાડીને દીવાનખાનાંના દરવાઝામાં પોતાની બેઠકઉપર આવી બેસ્તો હતો, તેબાબે તેણે તે સેપાહોથી ખબર કાહાડી—અને તેને જે ખબર કરવામાં આવી, તે-ઉપરથી તેણે જાણ્યું, કે હજી તેને મળવાને બેએક કલાકોનો વિલંબ હતો—સેવાયેકે તે બીનઝરૂરી રીતે તે બુઢાને ઉઠાડીને અડચણમાં નાખે.

આ કારણમાંટે એડગર તે મકાનનીસાંમેની બાજુતરફથી ચાલી ગયો—ને મેહેલના ખુણાંઆગળથી ફરીને તે કેઠારેવાળા ઓરડાની બાજુની બહારની દીવારઆગળથી પસાર થઇ તે મજાહ કરવાનાં બાગિચાના કટેરાઆગળ આવી પહોંચ્યો. આ કટેરાનીઅંદરની બાજુએ ઝાડોની એક હાર આવેલી હતી, કે જ્યાં વળી ઝાડીઓ પણ ઉગેલી હતી, અને તેથી ત્યાં જાણે લીલોત્રીની ભીતજેવી થઇ રેહેલી હતી, કે જેમાંથી જોવાઇ શકાયએમ નહતું. એથી ત્યાંથી તે ડેરાનો જરા પણ ભાગ જોવાઇ શકાતો નહતો—જો તેમ થઇ શકાતું હતે, તો એક ઘડીભર તે મકાન, કે જેમાં તેનાં દેલની પ્યારી વસ્તી હતી, ત્યાં નઝર ફેંકવાને તે ખુશી થતે.

તે કટેરાની વાડની બાજુએ તેણે ચાલવું ચાલુ રાખ્યું, અને આખરે તે વાડને છેડે આવી પુગ્યો. તે આટલો વેહેલો મેહેલમાં આવ્યો હતો, અને વળી તે બુઢા કારભારીને જગાડ્યો નહતો, તેમાંટે તે હવે મનમાં ખુશી થવા લાગ્યો. જોકે તે ડેરાનો જરાપણ ભાગ જોઇ શકાતો નહતો, તોયે તેનીનઝદીકમાં તે હતો, એટલાજ વિચારથી તેનું દેલ

ખુશીનેમારે ઉછળતું હતું. સવારની તાઝી હવાથી બાગમાંના ફુલો ખીલી નિકળ્યાં હતાં, અને તેની જે ખુશ્બુ તે પોતાનો દમમાં લેતો હતો, તેજ ખુશ્બુ તે ડેરામાં તેનાં દેલને છતનારી વસનારી પણ લેતી હતી, એવા વિચારથી તે મનમાં મગ્ન થતો હતો ! અરે, જો તે ફક્ત એક "મિનીટ"જ તેણીની મુલાકાત લઇ શકે—જો તેણીને કોઇ રીતની તેની મદદની ઝરૂર હોય, અને તે તેણીને આપવાને જો તે માંગણી કરી શકે—જો તેણીની તવારીખનો સ્હેજ ભાગબી તે જાણવા પામે—તેણી કોણ હતી—આવાં એકાંતવાસમાં તેણી શામાટે રેહેતી હતી—અને તેણી પોતે એક મુસ્લીમ બાનુ હોવાછતાં એક ખ્રિસ્ટી પ્રિન્સના વાલીપણાંમાં શી રીતે આવવા પામી હતી—એટલુંબી જો તે જાણવા પામે, તો તેને ઘણો સંતોષ ઉપજે: કારણકે આ સુંદર છવડાનેલગતી દરેક બાબત એડગર ઑસબૉર્નને ઘણી પસંદ પડતી શું નહતી ?

પણ હવે તેને એક વિચાર સુઝયો. જે જગ્યાએ તે જઈ લાગ્યો હતો, ત્યાં કોઇ પણ તેને જોઇ શકેએમ નહતું—આસપાસ નઝદીકમાં કોઈ પણ નહતું. તે કટેરાઉપર સેહેલાઇથી ચઢી શકાય, એમ હતું: તેઉપરથી જઈ તે ડેરાના બાગમાં દાખેલ થઈ શકે, એમ હતું; અને ત્યાં દાખેલ થવાપછી ઝાડપાનમાં છુપાઇને, તે પેલો ડેરો જોઇ શકે એમ પણ હતું. આહ ! અને વળી તેમ કરતાં તે બાનુને પોતાને પણ જોવાનો સંજોગ કેમ ન થાય?

આ વિચારને તાબે થવાની ઉલટ એડગર ઑસબૉર્ન દબાવી શકયો નહીં: તેણે ઝાડોમાંથી રસ્તો લીધો: તે એક એવી જગ્યાએ આવી લાગ્યો, કે જયાંથી ડેરાનો આખો દેખાવ તે જોઇ શકે, તો જોકે તે પોતે તો ઝાડપાનમાં છુપાયલોજ રેહે. એથી તેનાં દેલમાં ખુશહાલી બરપા થઇ, જે ઘરમાં પેલી સુંદરીને તેણે જોઈ હતી, તે મકાન તેની નઝરે પડતાંજ તેનું હૈયું ખુશીનેમારે ધડકવા લાગ્યું.

તે ડેરાના સઘળા કેરમઝી પર્દાઓ ઢાંકેલા હતા: કદાચ તેણી હજી સુતેલી હશે ? અને સવારના સકારામાં તેમ હોય, એ શું બનવાજોગ નહતું ?—કારણકે હજીતો છ વાગ્તાનો પણ અમલ થયેલો નહતો. અરે ! તે જ્યારે તેણીનીઆગળ પેલા બુઢા કારભારીસાથે ગયો હતો, ત્યારપછી એક વખત પણ તેણીએ તેનેવિષે વિચાર કર્યો હશે ? શું તેણી ખરેખર પ્રિન્સની રાખેલી ઔરતજ હશે ? આ વિચારથીજ એડગરનું દેલ કમકમવા લાગ્યું : તે વિચારથીજ તેનાં દેલમાં દુઃખ થવા લાગ્યું !

આમુજબે કેટલીક "મિનીટો"સુધી એડગર તે ઝાડપાનમાં છુપાઇને ડેરાતરફ ટીકતો ઉભો રહ્યો. પણ તરતજ તે ડેરાનું બારણું ઉઘડયું ; અને ઓ કેવી ખુશહાલી ! તેમાંથી કોઇજ નહીં, પણ તે બાનુ પોતેજ બહાર નિકળી ! હા—તેણીજ હતી—તદન એકલી—તેણીની ગુલામડીઓવગર એકલી પોતેજ સવારની તાઝી હવા ઘોરવાને તેણી બહાર નિકળેલી હોય, એમ જણાતું હતું: કારણકે તેણી ધીમેધીમે બીદરકારીથી લ્યાંત્યાં ભટકતી હતી,—પણ તેણીની ચાલ કેવી મરોડદાર હતી ! આગળે દિવસે તો ઑસબૉર્ને તેણીને ગાદીતકિયાહઉપર અરડાઇને પડેલી જોઈ હતી ; હમણાં તે તેણીને હાલતીચાલતી જોતો હતો—અને બેઠેલી જેવી તેણી રોનકદાર દેખાતી હતી, તેકરતાં ઘણી વધારે તેણી પોતાની મરોડદાર ચાલહાલથી જણાતી હતી ! આગળે દિને તેણીએ ઘણો ઉંચો લેબાશ સજેલો

હતો, પણ હમણાં ઘણોજ સાદો પેહેરેલો હતો: સવારના ફરવાનો પુશાક તેણીનાં શરીરઉપર આ વખ્તે હતો. લીલોત્રીથીભરેલી ઝમીનની સપાટ જગ્યાએ જ્યારે તેણી પોતાના નાઝુક પગો મુકતી, ત્યારે તેણીની નગ્ન ઘુંટીઓ જાણે સુફેદ સંગેમરમરની બનાવેલી હોય, એવી લાગતી હતી ; અને તેણીનાં બાલનાં ભરેલાં ઝુલ્ફાંઓઉપર ઉગતા સૂર્યનાં કિરણો પડવાથી તેઓ ઝળકઝળક થતાં હતાં.

આ દેલ છીતી લેનાર છોવડાનો દેખાવ જોઇ એડગર પેહેલાંતો એવો બાગબાગ થઇ ગયો—એવોતો દીવાનો બની ગયો—કે પોતાની છુપાવાની જગ્યાએથી બહાર આવવાનો પણ તેણે વિચાર કીધો નહીં, પણ આખરે તેણીનીસોડે દોડી જવાનો તેણે મન્સુબો કીધો—તેણીના પગોઆગળ પડી—જો તેણીને કોઇ રીતની મદદ જોઈની હોય, તો તે પોતાથી બનેએટલી તેણીને આપવાનો તેણે કસ્દ કીધો—હા, અને વળી પોતાનો પ્યાર પણ ઝાહેર કરવાનું તેણે મન કીધું. પણ તેમ કરવાથી તેને એક વિચારે વાર્યો—અને તે વિચાર એજ હતો, કે તેને જોતાં કદાચ આ ખુબસુરત મુસ્લીમ છોકરી બિચકશે, અને વાસ્તી ખાઈ નાસી જશે—તેણી ડેરામાં ભરાઈ જશે—અને તેમ જો થાય, તો તેની આંખોને ઠંડક આપનારો, તેનાં દેલને ખુશી કરનારો, તેનાં મનને મજાહ આપનારો આ મનોહર દેખાવ તેની નઝરઆગળથી ગુમ થઇ જાય. એવા વિચારથી તે લીલોત્રીવાળી ઝાડીમાં છુપાયલોજ હજી ઉભો રહ્યો.

પણ તરતજ તે દેખાવમાં વળી એક બીજો દેખાવ ભેળાયો. મેહેલનાં મકાનની સર્વેથી નઝદીકના બાગને છેડેથી આ જગ્યાએ એક શખ્સ ઘણો ઝડપથી આવતો હતો, અને આ શખ્સ કોણ હતો ? તે કોઇજ નહીં, પણ હાઝી મુરાદ હતો !

તેને આમુજબે ત્યાં આવતો જોઇ ઘડીભર એડગર ઑસર્બોર્નનો પિત્તો ગુસ્સાથી ઉસ્કેરાઇ આવ્યો. તેણે ધાર્યું, કે તે મુસલમાને પરોણાગતનો તરીકો તોડયો હતો,—અને વળી તેની પરોણાગત કરવાને ખુદ તેણે, એડગર ઑસર્બોર્ને પોતેજ, તે બુઢા કારભારીને ભારે ભલામણ કીધી હતી ! એટલે તેની આ ચાલનેમાટે તે પોતેજ જોખમદાર હતો. આઉપરથી તે એટલોતો ઉસ્કેરાઇ ગયો, કે હાઝી મુરાદને આગળ વધતો અટકાવવામાટે તેનાં શરીરઉપર એકદમ ધસી જવાનો તેણે કસ્દ કર્યો. પણ તેટલાં એક એવો બનાવ તેનાં દિઠાંમાં આવ્યો, કે જેથી તે પોતાની છુપાવાની જગ્યાએ જરાપણ હાલવાચાલવાવગર થંભ થઇ ઉભો રહ્યો.

તે રૂપાળી છોડીએ પોતાનીપછવાડે કોઇનાં આવવાનાં પગલાં સાંભળીને તરત પાછું ફરીને જોયું: પછી એક ઘડીભર જાણે શક અને અજાયબીથી ઝમીનસાથે ચોટકી બેઠી હોય, તેવી દેખાઈ: પણ પછી ખુશહાલીની એક મોટી ચીસ પાડીને તેણી આગળ દોડી ગઈ, અને પેલા મુસલમાને લાંબા કીધેલા હાથોમાં જઇ પડી.

હા—એડગર ઑસર્બોર્ને પોતાની છુપાવાની જગ્યાએથી જે બનાવ બનેલો દિઠો, તે આ હતો. હાઝી મુરાદ ઘણીજ પ્યારભરેલી મમતાથી તે કુમારિકાને પોતાની ગોદમાં દાબતો હતો; અને તેણી દેખાઇતી રીતે ખુશહાલીનેમારે રડતી અને ડચકાં ખાતી હતી: બીશક તેઓ-વચ્ચેની આ મુલાકાત તદ્દન ન ધારેલી હોય, એમ ખુલ્લું જણાતું હતું. જાણે એક અતિ મમતાળુ અને વાહાલા પિતાની ગોદમાં તેની ગુમાઇ ગયેલી ઘણી પ્યારી બેટી પાછી

આવવા પામી હોય, એવો આ વખતનો દેખાવ હતો, અને તે જોઇને ઑસબૉર્નનાં દિલમાં ઘણું લાગી આવ્યું. ત્યારે શું આ મુલાકાતનીવચ્ચે તેણે જવું વાજેબી હતું? શું તેઓના એકમેકના પ્યારમાં હરકત કરવી સઝાવાર હતી?—તે આ દેખાવ જોતો હતો, એમ તેઓને જણાવવું શું લાયકીભર્યું હતું? નહીં: આ બન્નેવચ્ચેના પ્યારમાં એક જાતની ગંભીર પવિત્રતા હતી: અને તેટલામાંટે જોકે પોતે તેઓનીસાંમે દેખાવ ન દીધો, તોયે તે પોતાની છુપાવાની જગ્યા પણ છોડી ગયો નહીં.

આહા! હવે તેને બરાબર યાદ આવ્યું, કે જયારે તેણે હાઝી મુરાદને વૉરૉનઝૉફના મેહેલમાં ઉતારો અપાવવાની માંગણી કીધી હતી, તે તેણે ઘણીજ ઉલટથી તરત સ્વિકારી હતી, તો જોકે તેની થોડીજ "મિનીટો"અગાઉ તેણે ખુલ્લેખુલ્લું જણાવ્યું હતું, કે સંકટો ખમવાની તેને આદત હતી. ત્યારે શું તેને આગમચથી ખબર હતી, કે આ ખુબસુરત છોડી, પછી તેણી ગમે તે હોય, તે આ ડેરામાં વસ્તી હતી? અને શું તેણીને મળવાની મતલબથીજ તેણે એડગર ઑસબૉર્નની તે મેહેલમાં રેહેવાની માંગણી તરત કબુલ કરી દીધી હતી? એડગરનાં મનમાંથી પસાર થતા આ સઘળા સવાલો ખરાજ હતા. હા— સઘળું તેમજ હતું.

પણ જયારે આ વિચારો તેનાં મનમાંથી પસાર થતા હતા, ત્યારે તેની આંખો તો હાઝી મુરાદ અને પેલી સુંદર છોડીઉપરજ ટીકેલી હતી. તેઓ બંધે કોટી કરી રહ્યાં હતાં, અને હવે તેઓ ઉતાવળે કાંઇ ધુસપુસ વાતો ચલાવતાં હતાં. વાત કરતીવેળા તે છોકરી વારંવાર મેહેલતરફ જોયા કરતી હતી, જાણે બ્હીતી હોય, કે રખેને તે કારભારી તેણીને આવા એક શખ્સસાથે વાતો કરતી જોય. તેઓનો વાત કરવાનો સાદ એડગરને કાને પડતો હતો, પણ તેઓ જે ભાષામાં વાત કરતાં હતાં, તે તે સમજી શકતો નહતો. તેઓની વાત ફક્ત થોડીજ "મિનીટો"સુધી ચાલી; રખેને ઇવાન તેઓને જોય, તેથી તેઓ દેખાઇતીરીતે બ્હીતાં હતાં; અને પછી એક પાછી બથલગીરી કરીને તેઓ છુટાં પડયાં. તે કુમારિકા ડેરામાં પાછી ફરી, જયારે હાઝી મુરાદ મેહેલતરફ ઉતાવળે પાછો ચાલ્યો.

એડગર ઑસબૉર્ન પણ હવે પોતાની છુપાવાની જગ્યાએથી બહાર નિકળ્યો, અને પાછો તે કટેરા કુદાવી ગયો. જયારે તે વાડની બહાર આવ્યો, કે ઉતાવળો પાછો મેહેલની-સાંમેની બાજુએ આવ્યો; કારણકે હવે શું કરવું, તે તેણે નક્કી કરી રાખ્યું હતું.

તે પોતાનાં મનમાં બોલવા લાગ્યો, "કદાચ તેઓ બાપ અને બેટી હશે, અથવા તેમ નહીંતો ઘણાંજ અતલગનાં ખેશી હશે. ધણી ધણિઆણી તો તેઓ હોયજ નહીં, કેમકે તેઓની ઉમરવચ્ચે ઘણો મોટો તફાવતછે, અને વળી તેઓએ એકબીજાને જેવીરીતે કોટી કીધી હતી, તે આશકમાશુક કરેએવી રીતના પ્યારથી નહતી. તેણીનીઉપર જે વાહાલ તે મુસલમાન કરતો હતો, તે એક બાપનાજેવા પ્યારથી કરતો હતો; અને તેવીજરીતે તેણી એક બાપને ચાહે તેવીરીતે વિશ્વાસથી તેનીતરફ માયા દેખાડતી હતી, અને તેને તેવીજરીતે ખુશહાલીથી વળગી ઉભી હતી. દરેકરીતે જોતાં, મને તો લાગેછે, કે તેણીને આ જગ્યામાં કેદ કરી રાખવામાં આવીછે—ઇવાન તેણીનો રખવાળછે—અને હાઝી મુરાદને ઘણી સાવચેતી અને ચોરીછુપીથી પોતાનું કામ કાહાડી લેવું પડયુંછે. તે બંધેને મારી મદદ આપીશ;

કારણકે તેઓને મદદની ઘણી ઝરૂરછે, એમ ખુલ્લું જણાયછે ! અને, અરે ! જો એક બેટીને તેણીના બાપના હવાલામાં પાછી આપવાને હું શક્તિવાન થાઉં—અગર તેમ નહીંતો એક બેશીને બીજા બેશીના હવાલામાં પાછી આપવા પામું—તો તેથી તેણી મારાતરફ વધારે નાઝુક લાગણીથી શું નહીં જોશે ?—અને જેવીરીતે હાલ હું તેણીને ચાહું છું, તેવીજરીતે પાછી તેણી મને શું નહીં ચાહાશે ?"

એટલામાટે પોતાથી બની શકેએટલી મદદ તેઓને આપવાનો એડગર ઑસૅાર્ને ઠરાવ કર્યો. તેણે તે દેશમાં જે જોયું હતું, તે છાનું રાખવાને બુઢા કારભારીને જે કબુલાત આપી હતી, અને તેમ કર્યું હતું, તે હવે તેને કેટલી બધી કામ લાગશે. અગરજો તેણી ત્યાં એક કેદી નહતી, અને જો તેણીને ત્યાં ઝોરઝુલ્મથી બંધ કરી રાખ્યામાં આવી નહતી—તો પછી તેણે જે કબુલાત ઇવાનને આપી હતી, તેમાંથી તે છુટો હતો. પણ તેણી ખરેખર એક કેદી હતી, એવિષે તો હવે તેને કશો શક રહ્યો નહીં ; અને જો બની શકશે, તો તેણી હાજી મુરાદસાથે નાસી જશે, એવી ઑસૅાર્નની ખાતેરી હતી.

તે જવાન લફ્ટેનન્ટ પાછો એકવાર મેહેલનીસાંમે આવી લાગ્યો ; દરવાઝાઓ હજી બંધજ હતા ; પણ તેણે હવે વગરઅચકવે ઘંટ વગાડયો. તેના જવાબમાં ઇવાન તરત ત્યાં આવી હાઝેર થયો ; અને બ્રિટિશ લફ્ટેનન્ટને જોઈ પોતાની હંમેશની મુગલાઈ રીતમુજબે ઘણાં વાંકા વળી નમન કરવા લાગ્યો. તોયે તેના ચેહેરાઉપરથી જણાઈ જતું હતું, કે આ વેળા તે ઘણો બેચેનજેવો હતો ; જાણે તે બ્હીતો હોય, કે રખેને પેલા ભૂખે મરતા ટારટરોનેમાટે તેનાં ખુરાકીના કોઠારોઉપર ફરીથી તરાપ મારવા ઑસૅાર્ન આવ્યો હોય.

એડગર ત્યાં શી મતલબે આવ્યો હતો, તેનો ખોલાસો તે કરવા જતો હતો, પણ તેટલાં તેજ દીવાનખાનાંમાં હાજી મુરાદે પણ આવી દેખાવ દીધો.



## પ્રકરણ ૭૩ મું.

### અરસપરસનો ખોલાસો.

હાજી મુરાદે લફ્ટેનન્ટ ઑસર્બોર્નને ઘણી મમતાથી આવકાર દીધો; અને વૉરૉનઝૉફના મેહેલમાં તેની જે પરોણાગત કરવામાં આવી હતી, તેમાટે તેણે બુઢા કારભારીનો ભારે ઉપકાર માન્યો. ગઈ સાંજના, કે તેજ દિને સવારના ડેરાનાં બાગમાં જોવાકરતાં વધારે બારીકીથી આ મુસલમાનને જોવાની આ વખ્તે તે ઇંગ્રેજ લફ્ટેનન્ટને હવે તક મળી. જોકે તેનો પુશાક તદન સાદો હતો, છતાં હાઝી મુરાદની ટપટપ અને દેખાવ ઘણો નામચિન હતાં; પણ સૌકરતાં તેની ગંભીરાઈએ એડગરનાં મગ્ઝઉપર ઘણી ઉમદા છાપ મારી. કારણકે જે હોંસથી હાઝી મુરાદે તેને આવકાર દીધો હતો, તે પુરો થવાપછી, તે મુસલમાન પાછો શાંત થયો, અને દમામથી ઉભો.

ઑસર્બોર્ન—(હાઝી મુરાદને) "અગરજો તમો અત્રેથી ઉતાંગરી કરવાના ન હોવ, તો મને તમારીસાથે કાંઈક થોડી વાત કરવાની ઘણી ખુશીછેઃ અને જો તમોને કાંઇ અડચણ નહોય, તો તમો મારીસાથે મારાં વહાણની મુલાકાત લેશો?"

હાઝી મુરાદ—(માયા અને સભ્યતાથી) "જો કોઇપણ રીતે તમારીસાથે વધારે દોસ્તી થઇ શકતી હોય, તો તમો જે કહો, તે કરવાને હું ઘણો ખુશીછું."

ઑસર્બોર્ન—"મને આ કારભારીસાથે થોડુંક કામ કરવાનુંછે, અને જેવું તે ખલાસ થયું, કે પછી હું તમારી સેવામાંછું."

હાઝી મુરાદ—"ઠીક, ત્યારે તમો તમારૂં તે કામ કરો, તેટલાં હું થોડેક દુર તમારેસારૂં ખોટી થાઉંછું," એમ કહી તે મેહેલમાંથી બ્હાર નિકળી ગયો.

તે મુસલમાન ડેરાના બાગમાં ઘુસ્યો હતો, તેવિષે તે બુઢા કારભારીને કશી માહિતી થઇ હતી, કે નહીં તે જાણવાને એડગર ઑસર્બોર્ન ઘણો આતુર હતો; અને તેટલામાટે તે બોલ્યો, "દોસ્ત ઇવાન, જે પરોણાને મેં તમારી પરોણાગત ચાખવાને તમારીસાથે મેળવ્યોછે, તેનેવિષે તમારૂં શું મતછે?"

ઇવાન—"સાહેબ, હું એક ચુસ્ત રૂશછું—અને તે પણ વળી અસલ વિચારનો—હું કાંઇ એમ કહી તમોને માઠું લગાડવાની ધારણા રાખતો નથી—કારણકે તમો ખણખોદ નહીં કરોએવા અને ઠાવકા સ્વભાવના તેમજ ઘણાં ઉદાર દેલનાછો——"

ઑસર્બોર્ન—(હસીને) "તમારી કેહેવાની મતલબ જાણે એમછે, કે તમો કોઇ પણ જાતના ફેંટાવાળા બીઇમાનીને પસંદ કરતા નથી? પણ, જો તમો ખુલ્લેખુલ્લા તેઓને ચાહાતા ન હોવ, તોપણ તેઓને ફોકટમાં ધિક્કારતા તો નહીંજ હશો——"

ઇવાન—"સાહેબ, હું ખુલ્લેખુલ્લી રીતે કબુલ કરી દઉંછું, કે આ મુસલમાન જેને તમોએ મારીસાથે મેળવી આપ્યોછે, તે ઘણોજ આબરૂદાર, ભલી ચાલચલણનો, અને

ઘણોજ સભ્યતાવાળોછે; એવો એક પણ મુસલમાન ગ્રહસ્થ આગળ કદીભી મારાં દિઠામાં આવ્યો નથી. જે બાબતસાથે તેને લાગતુંવળગતું નથી, તેમાં તેણે નાહક્નું માથું મારવાનો યત્નવટીક કીધો નથીઃ મેં જે ખાણું તેનીસાંમે મુક્યું, તે તેણે ખુશીથી ખાધુંછે—સેવાય, કે 'વાઇન'ને જરા અડકવાને પણ તેણે અભાવ દેખાડી ખરી કાળજીથી ના પાડ્યુંછે, અને ફક્ત નિર્મળ પાણી પીધું હતુંઃ રાતના બિછાણે જતી વેળા ચાલમાંથી પસાર થતાં તેણે જમણી કે ડાબી બાજુએ જરા નઝરવટીક ફેરવી નહતી,—અને હમણાં પણ પોતાના ઓરડામાંથી નિચ્ચે આવતાં, ઘણોજ થોડો ને સાદો ખુરાકજ લઈ સંતોષ પામ્યો, અને મેહેલ જોવાની તેની મર્ઝીછે, એવો જરા એશારોવટીક તેણે કીધો નથી."

**ઑસર્બોર્ન**—"અને તેટલામાંટે, ઈવાન, આ મુસલમાન બીગાનાને તમારી પરોણાગત ચખાડવામાંટે તમો કોઇરીતે પસ્તાતા નથીની?"

**ઈવાન**—"સાહેબ, મારાં બોલવાઉપરથીજ તમે જાણી ચુકયા હશો, કે મને ફરિયાદ કરવાનું કશું કારણછે નહીં. પણ હમણાં તમે તે મુસલમાનને જણાવ્યું, કે તમોને મારીસાથે કાંઈ કામછે, તે શું તે હવે જણાવશો?"

**ઑસર્બોર્ન**—"હા, હું તે તમોને તરત જણાવી દઉંછું. ભૂખે મરતા ટારટરોઉપર મેહરબાની કરી ગઈ કાલે સાંજે તમોએ ઉદારતાથી તમારા કોઠારમાંની ખુરાકીનો કેટલોક જથો તેઓને આપ્યોછે, તેબાબે હું ઘટતે ઠેકાણે જણાવીશ, એમ મેં મારો એરાદો તમોને જણાવ્યો હતો, તેની તમોને યાદછે? મેં તેમુજબે મારા વડાને તમારી ભલી ચાલમાંટે 'રીપૉર્ટ' કર્યો હતો; અને કબુલેલો થોડોથોડો જથો મોકલવાની મહેનતમાંથી તમોને બંચાવવાની મતલબથી એવી યોજના રચવામાં આવીછે કે——"

**ઈવાન**—(ઘણાજ દીલગીરીભર્યે ચેહેરે તેને બોલતો અટકાવીને) "ત્યારે એમજ કહોની, કે મેં આપેલી કબુલાતઉપર તમોને એતબાર નથી! સાહેબ, મને જણાવો, કે મારે વધુ શું કરવું? તમારી યોજના ગમેતે હોય, પણ મારે તો જાણવુંછે, કે આ મેહેલની સલામતીમાંટે ખાતેરી આપવામાં આવશે કે?"

**ઑસર્બોર્ન**—"તેબાબે તમારે જરા પણ ફેકર રાખવી નહીં. તમારા કોઠારો અને ભંડારોમાંભરેલી ખુરાકી પુષ્કળછેઃ પણ તેવીજ રીતે ટારટરોની ઝરૂરિયાત પણ ઘણી મોટીછે. દોસ્ત ઈવાન, જો તમો તેમાંનો અર્ધોઅર્ધ જથો આપી દેશો, તો તેથી તમોને કશું નુકશાન થવાનું નથી——"

**ઈવાન**—(ગભરાઈને) "અર્ધોઅર્ધ!"

**ઑસર્બોર્ન**—(મક્કમપણાંથી, અને એવી ઢબે કે જાણે તેના હુકમને તાબે થવુંજ જોઇશે) "અર્ધોઅર્ધ! આપણાવચ્ચે ફેકટનો ઝઘડો ઉભો થવો ન જોઇએ; અને જેવીરીતે આપણે દોસ્તોતરીકે મળ્યા છૈયે, તેવીજરીતે છુટા પણ પડવું જોઇએછે. જો તમો મારી આ માંગણી ખુશીથી કબુલ રાખશો, તો પછીથી તમારી ખુરાકીઉપર વધારે તરાપ મારવામાં ન આવશે. હું આ ઘરબારવગરના ટારટરોના મુખીઓને જણાવીશ, કે તેઓને ખુરાકીનો આ મોટો જથો મળશે; અને તે કેવી સગબડભરેલી રીતે લઇ જવો, તે સૂચવવાનું હવે તમારૂં કામછે."

ઇવાન—"જે આગમાં આ કમનસીબ ગામ નાશ પામ્યુંછે, તેમાં ગામનાં સઘળાં ગાડાં અને ખટારાઓ પણ બળીને ભશમ થઇ ગયાંછે; અને ગઇ રાત્રે ખુરાકીના કોથળા, ગાંસડા, અને પેટારાઓ મોકલી આપવાંમાટે ફક્ત પેલું એક ગાડું મહા મુસ્કેલીએ મારે હાથ લાગ્યું હતું, કે જેમાં સઘળું મેં મારી કબુલાતમુજબે ટારટરોમાટે મોકલી આપ્યુંછે. વળી બળી ગયેલાં ઘરોના કાટનેલીધે રસ્તાઓ પણ બંધ થઇ ગયાછે——"

ઑાસબૉર્ન—"જો, સાંભળો! મને એક યુક્તિ સુઝ પડેછે! હું મારાં વહાણને-લગતા બે કે ત્રણ સૌથી મોટા મછવાઓ ત્યાં લાઉં તો કેમ?—તેમાંના મારા ખલાસીઓ સઘળો સામાન તમારી વખારોમાંથી પાણીની કેનારીસુધી ઉંચકી લઇ જશે; અને પછી કેનારાઉપર કોઈ સગવડભરેલી જગ્યાએ તે પાછો ઉતારી આપશે, કે જ્યાં ટારટરો આવીને તે પોતાને હસ્તક લેશે."

ઇવાન—"એબી ઘણુંજ ઠીકછે, આ તમારી યોજના મને ઘણીજ લાયક જણાયછે. તેઉપર ક્યારે અમલ કર્યામાં આવશે?"

ઑાસબૉર્ન—"હું હમણાંજ એકદમ મારી મનવારઉપર પાછો જાઉંછું. અને મારા 'કૅપટન'નો શો વિચારછે, તે હું તેવણને પુછી જોઉંછું."

એમ કહી થોડા વખતનેમાટે તે ઇંગ્રિજ લફ્ટેનન્ટે બુઢા કારભારીથી રઝા લીધી, અને પાયમાલ થયેલા મહલ્લાઓ પસાર કરીને હાઝી મુરાદને જઈ મળ્યો, કે જે તેનેમાટે ખોટી થતો હતો.

ઑાસબૉર્ન—"જો અત્યારઆગમચની તમોને ખબર નહોય, તો તમોને જણાવવાની મને રઝા આપશો, તડનેફડ કરી દેવું, એ અમો ઇંગ્રેજી ખલાસીઓની ચાલછે; તેવીજરીતે હું તમોને પણ જણાવી દઇશ."

આ સાંભળી હાઝી મુરાદે લફ્ટેનન્ટના ચેહેરાતરફ ચોકસ ઢબે ટીકવા માંડ્યું. તેણે તેને કશો ઉત્તર વાળ્યો નહીં; પણ તેની ભુરી આંખોવડે તે ઇંગ્રેજને જાણે એવી રીતે જોતો ઉભો, કે તેની મતલબ તે પુરેપુરી સમજી ગયો હોય.

પછી શાંત આવાઝે, તેનીતરફથી પોતાની ચશ્મો ફેરવીને, તે ફક્ત એટલુંજ બોલ્યો, "આગળ બોલો"

ઑાસબૉર્ન—"મને કોઇરીતે તરકડો ધારતા ના, પણ હું જે કહુંછું, તે મારી તમારીતરફની ભલી લાગણીથીજ કહુંછું, કે તમોને કોઇ જાતની મદદ જોઇતી હોય, એમ મને લાગેછે—અને જો એવી કોઇ મદદ મારેથી તમોને આપી શકાતી હોય, તો તેથી હું ઘણોજ ખુશી થઇશ."

વળી પાછું હાઝી મુરાદે એકગર ઑાસબૉર્નતરફ ધારીધારીને જોવા માંડ્યું: અને પછી જોકે છેક બેવિશ્વાસથી નહીં, પણ લગાર અતડું રાખીને તે બોલ્યો, "મને કોઇ જાતની મદદની ઝરૂરછે, એમ તમોએ શાઉપરથી ધાર્યુંછે?"

ઑાસબૉર્ન—"ખુદાએ એક માણસને જે બુદ્ધિ આપીછે, તેનો તે ઉપયોગ કરવા-વગર રેહેતો નથી."

હાઝી મુરાદ—( ગંભીરાઇથી ) "અલ્લાહ સૌથી મોટોછે! આગળ ચલાવો."

ઑસર્બાર્ન—"આ બુદ્ધિનો ઉપયોગ કરતાં, મને એમ લાગ્યું, કે આ જગ્યાએ તમો તમારી કોઇ મતલબવગર આવો નહીં, અને તે મતલબનેસરજ તમોને અત્રે શોધવું પડયુંછેઃ બીજું, મને વળી એમ લાગ્યું, કે તમોને વૅારૅાનઝૅાફના મેહેલમાં રાખવાની મારી માંગણી તમોએ ઘણીજ અધિરાઈ અને ખુશીથી કબુલ કરી દીધી, અને તેઉપરથી મને એમ લાગ્યું, કે તેમ થવાથી તમારી કોઈ આશા પાર પડતી હતી, અને તે કેમ પાર પાડવી તેના ગુંચવાડામાં તમો તેઆગમચ હતા."

હાઝી મુરાદ—"તમો કોઇ અજાયબજેવા હાવકાછો. પણ જ્યારે તમારાં મનની સ્થિતિ હાલ અટકળો કરવાની હાલતમાંછે, તો મને પણ તેવી અટકળો કરવા દેઓ." એમ બોલી તે મુસલમાન પોતાની ભુરીભુરી ચસ્મોથી લફટેનન્ટના ચેહેરાગમ ફરીથી ટીકવા લાગ્યો, "જવાન મર્દ, તમોને પોતાને પણ ઘડીઘડી વૅારૅાનઝૅાફના મેહેલની મુલાકાતે આવવાનો કોઇ ચોકસ સબબ જણાયછે. કાંઇને કાંઇ બહાને તમો પણ તેમ કરવાને ઉતરી પડયા કરોછો, અને તેજ કારણને સબબે તમો પેલા બુઢા કારભારીઉપર ચોકસ દબાણ ચલાવોછો. તે પોતાના મોટા દરજાના શેઠનો ફાયદો જાળવવાને એટલોતો નમકહલાલછે, કે તેથી તે પોતાનાં કામમાં ભારે કાળજી બતાવેછે."

પોતાના મુસલમાન ઓળખાણવાળાને, પોતાનીતરફ ટીકતો અને આમુજબે ટીકા કરતો જોઇ એડગર ઑસર્બાર્ન શર્મનેમારે લાલલાલ થઈ ગયો. તે તેના ટીકાની મતલબ તરત સમજી ગયો, કે તે ડેરામાં છુપાવેલી પેલી ખુબસુરત છોકરીને લાગુ પડતા હતા.

હાઝી મુરાદ—"ચાલો, હવે આપણે બંધે એક બીજાસાથે ખુલ્લાં દેલથી વાત કરી દઈએ!" અને જેવા તેના આ શબ્દો હતા, તેવોજ હવે તેનો દેખાવ પણ નિખાલસ થઇ ગયો હતો. "તમો ભલી મનશનીના, પ્રમાણિક, અને ઉદારછો, એમ જો નહીં ધારૂં, તો માણસજાતબાબે મારો આ દુનિયાનો અનુભવ ખચિત ઘણોજ કાચો કેહેવાય, અને મારી ઝેંદગીમાં મેળવેલો મારો અનુભવ ઘણો અધુરો હું ગણું.—તમોએ ડેરાની તે બાનુને દિઠીછે."

ઑસર્બાર્ન—"હા, મેં દિઠીછે! અને તમો પણ તેણીને મળ્યાછો!"

આ સાંભળી એક ઘડીભર હાઝી મુરાદ તો અજાયબીમાં ગરકાવ થઇ ગયો; અને પછી બોલ્યો, "હા—અને ખુદ તેણીનેજ મ્હોંડે મેં સાંભળ્યુંછે, કે બુઢો કારભારી તમોને તેણી-નીહઝુરમાં લઇ ગયો હતો. તમારીતરફ કેવીરીતે વર્ત્તવું, તે તેણી તે વેળા જાણી શકી નહીં—તમોને એક દોસ્તતરીકે ગણવા, કે દુશ્મન——"

ઑસર્બાર્ન—( એકાએક ઉલટથી ) "ઓહો! ત્યારે તેણીને મારી મતલબવિષે શક ઉપજ્યો ખરો! તેણીનેમાટે મને ગમેએવો ભોગ આપવો પડે. તો તે આપવાને હું——"

પણ લાંજ તે બોલતો અટકી ગયો, અને શર્માઇને લાલચોલ થઈ ગયો; કારણકે તે ખુબસુરત છોડીઉપરનો પ્યાર તેને બેધ્યાનમાં ઝાહેર કરી દીધો હતો.

હાઝી મુરાદ—"તે બુઢા કારભારીએ પછીથી તે બાનુને જણાવ્યું, કે તે ડેરામાં પ્રિન્સ વૅારૅાનઝૅાફને કદાચ છુપાવ્યામાં આવ્યો હશે, એવા વિચારથી તમોએ ત્યાં જવાને

ઑસબૉર્ન—(હસીને વચ્ચે ટાપસી પુરી) "અમારા વડા પ્રધાનને" તો જોકે આ ચંચળ સિરકાશિયનનું ભાષણ તેને ઘણું દેલપસંદ લાગતું હતું, અને તે વધુ શું બોલશે, તેની અધિરાઇથી રાહા જોતો હતો.

હાઝી મુરાદે અગળ ચલાવ્યું, "ઝારે તમારા વડા પ્રધાનને અને તમારા પરદેશ-ખાતાંના પ્રધાનને અર્ઝ કીધી, કે સિરકાશિયનોને વધુ વાર તમો લોકોએ હથિયારો અને દારૂગોળો પુરો પાડવો નહીં. તમારા આ પ્રધાનો સર રૉબર્ટ પીલ અને લૉર્ડ ઍબરડીન હતા. તમોએ જોયું હશે, કે તેઓનાં નામો મારી યાદદાસ્તમાં કેવાં ચોક્સ યાદ રહી ગયાંછે ?"

એડગરે આ સાંભળી ઘણી ખુશી અને અજાયબીથી આ સિરકાશિયનતરફ જોયું, કે જે હમણાં આ જવાન લેફ્ટેનન્ટનાં સ્વદેશમાટે ઘણો સારો અનુભવ અને માહિતી-ધરાવતો જણાતો હતો. તે બોલ્યો, "હા—ખચિત તમારી યાદદાસ્તશક્તિ ઘણીજ તેઝછે."

હાઝી મુરાદ—"આ મોટા બડેખાંઓની અર્ઝને જાણે તેના એક હુકમનીબરાબર માન આપવામાં આવ્યું: અને તેઉપરથી એવો હુકમ બહાર પાડવામાં આવ્યો, કે હવેપછી વધારે બંદુકો, કે લડાઇનેલગતાં વધારે હથિયારો બ્રિટિશ વહાણોએ સિરકાશિયન કીસ્ટા-ઉપર લઇ જવાં નહીં. આ હુકમ હમણાંતુલિક અમલમાં આવ્યોછે. મારી મતલબ કોઇરીતે તમોને માઠું લગાડવાની નથી, કે કોઇરીતે તમારી લાગણીઓ દુઃખવવાની નથી—પણ હવે તમેજ મને કહો, કે આ ખરી બાબતપછી સિરકાશિયનો બ્રિટિશોની પોતાતરફની ભલી લાગણીઓવિષે શું વિચારે ?"

ભાષણનો આ છેલ્લો ભાગ સાંભળી એડગર ઑસબૉર્નનું દેલ ઘણું દુઃખી થયું: કારણકે આ ચંચળ સિરકાશિયન જણાવતો હતો, તે વખ્તના બ્રિટિશ પ્રધાનોઉપર મુક-વામાં આવેલો બટ્ટો તદ્દન ખરો હતો. થોડીક "મિનીટો"સુધી તે ગંભીર વિચારમાં પડ્યો; અને પછી બોલ્યો, "પણ લોકલાગણી કાંઇ સરકારનાં કામથી હંમેશાં પુરવાર થતી નથી ! તેઓ હંમેશાં લોકલાગણીનીતરફેણમાં નહીં, પણ સાંમે હોયછે, અને આ બનાવ જે હમણાં તમોએ જણાવ્યોછે, તેમાં પણ એમજ હતું."

આ ખાતરીપૂર્વક ખોલાસો સાંભળી હાઝી મુરાદનાં સંગેમરમરજેવાં સુફેદ મ્હોંઉપર ખુશહાલીથી લોહી ધાઈ આવ્યું, અને તે બોલ્યો, "તમારો આમુજબનો ખોલાસો સાંભળી મને ઘણી ખુશહાલી ઉપજેછે !"

ઑસબૉર્ન—(ઉલટથી) "પણ કદાચને જો આખી બ્રિટિશ પ્રજાની લાગણી તે મોટી અને કીર્ત્તિવંત લડાઇ, કે જેમાં સિરકાશિયનો ઝારના જંગલી લશ્કરોસાંમે ઉત્યાંછે, તેનીતરફેણમાં કદાચ નહીંબી હોય, તોયે એક ઇંગ્રેજછે, કે જેની લાગણીઓ તો ઝરૂર તમારી-તરફેણમાં છેજ—અને તે કોઈજ નહીં, પણ જે ધણી હાલ તમારીસાથે વાત કરેછે તેજછે !"

આથી ઘણાં મગ્ન થઇ હાઝી મુરાદે એડગર ઑસબૉર્નનો હાથ માયાથી પોતાના હાથમાં લઇ તે દાબ્યો: અને તેનીતરફ ભારે પ્યારથી જોવા લાગ્યો.

હાઝી મુરાદ—"તમો જે કહોછો, તે હું માનુંછું—હા, અલ્લાહના કસમ ખાઇને જણાઉંછું, કે તે હું તમામ માનુંછું ! પણ આપણે આપણી આગળી બાબતઉપર પાછા આવ્યે—મારી કેદ પકડાયલી ભત્રીજી, બદુરાનાબાબમાં તમો મને કઇ રીતે મદદ કરી શકશો ?"



(ચિત્ર ૩૦ મું.) "આ ચારે જનરલોવચ્ચે જે સલામઅલામ થઇ તે ટુંકી પણ સભ્યતાભરી હતી". (પાનું ૫૫૦ મું.)

આ સવાલ જે તે મુસ્લીમે કીધો હતો, તેઉપર કશું લક્ષ ન આપતાં એડગરે પોતાની ઐન્તેઝારી તૃપ્ત કરવાને સાંમો સવાલ કીધો, "તેણી કેદ શી રીતે પકડાઇછે?"

હાઝી મુરાદ—"આસરે ચાર વર્ષોઅગાઉ, જ્યારે તેણી ફકત બાર વર્ષોની ઉમરની હતી, ત્યારે કૉકૅસસ પહાડના ઘાટોમાંથી ચોકીદારોના એક રેસાલાસાથે મુસાફેરી કરતી હતી—તે લોકોઉપર રશિયનોની એક મઝબુત ટોળીએ હલ્લો કર્યો—તે આખા રેસાલાને કાપી નાખવામાં કે નસાડી મુકવામાં આવ્યો—અને બદુરાને કેદ કરી તેઓ ઉચકી ગયા. તેણીનો આ ફેજ આવ્યો, તેથાબે તેણીનાં માબાપ કે તેણીનાં કુટુંબના બીજાં સઘળાં જણાંઓ તદન અણજાણ અને હયેરાન રહ્યાં—પણ ફકત થોડાજ દિવસોઉપર એક અકસ્માતથી તેણીવિષેની મને ખબર થવા પામી. જવાન મર્દ, તમોને ખબરછે, કે કાળા સમુદ્રના સિરકાશિયન કેનારાઉપર આવેલા તેઓના કબ્ઝામાંના કેલ્લાઓમાંનો સર્વેથી છેલ્લો આનાપાનો કેલ્લો પણ હવે રશિયનો છોડીને જતા રહ્યાછે તે?"

ઑસબૉર્ન—"હા, ગઇ કાલેજ કેટલાંક વેપારી વહાણો કેર્ટચખાતે સાંજના આવી પુગ્યાંછે, તેમાંનાં એક ગ્રીક વહાણઉપરના લોકોએ આ ખબર અમારા કાફેલાને પુગાડીછે."

હાઝી મુરાદ—"અને આ વહાણોમાંનાં એકમાં હું પોતે પણ આનાપાથી આવ્યોછું. અને હવે અત્રે આવવાની મારી મતલબ તો તમો સમજી ગયાછો: મારી લાંબા વખ્તઉપર ગુમાઇ ગયેલી ભત્રીજી બદુરાને કેદમાંથી છોડવવાની ઉમેદે હું અત્રે આવ્યોછું. તેણી ક્યાંછે, તેનો ભેદ મને કેમ જણાયો, તે હવે હું તમોને જણાઉંછું. તે દિવસે કેર્ટચની સામુદ્રધુનિમાં જ્યારે તમારો કાફેલો આવી લાગ્યો, ત્યારે આનાપાના બચાવમાટે રાખેલાં રશિયન લશ્કરના સિપાહોએ ધાર્યું, કે તમારો કાફેલો તે ગામઉપર તોપોનો મારો ચલાવશે; અને વળી તેઓને ખબર પડી ગઇ હતી, કે જો તમારાં વહાણો મસ્કોવિટ લશ્કરઉપર દરિયાતરફથી હમલો કરશે, તો શામીલ પોતે, પોતાના લડવૈયાઓને લઇને પહાડોઉપરથી નિચ્ચે ઉતરી આવી બીજીગમથી હલ્લો કરશે. આઉપરથી રશિયનો, કે જેઓનું નામજ નખોદ અને નાશસાથે જોડાયલુંછે—તેઓએ આનાપાનો કેલ્લો ઉરાડી મુક્યો, શેહેરને આગ લગાડી, અને એવાતો ચુપચુપ ઉભી પૂંછડીએ ત્યાંથી નાઠા, કે તેઓનાં લશ્કરના પછવાડેનાજ ભાગસાથે પ્રિન્સ શામીલના ચોકીદારોને સ્હેજ ઝપાઝપી થઇ. કેટલાક રશિયનોને બંદીવાન પકડવામાં આવ્યા; અને તેઓમાં એક મરતેહાલ ઝખ્મી થયેલો હતો. અને જવાન મર્દ, હવે મને તમોને ખુલ્લું કહી દેવાની રઝા આપો, કે હું પોતે પણ સિરકાશિયન લશ્કરમાં ઉંચી પદવીનો એક અમલદારછું——"

ઑસબૉર્ન—"આહ! મને ગઇ રાત્રેજ લાગ્યું, કે જેવીરીતે તમોએ તમારી તલવારનો ઉપયોગ કર્યો હતો, તેવીરીતે કોઇ બીનઅનુભવી હાથથી થઇ શકેજ નહીં!"

હાઝી મુરાદ—"તે ઝખ્મી થયેલા રશિયનથી મને મારી ભત્રીજી બદુરાની ખબર મળી: કારણકે તેણીને પકડનારાઓમાંનો તે પણ એક હતો. તેણે મને કહ્યું, કે હમણાં છેલ્લાં તે કેર્ટચખાતે ગયો હતો, અને ત્યાં તેનાં જાણવામાં આવ્યું હતું, કે બદુરાને પ્રિન્સ વૉરૉનઝૉફના મેહેલમાં બંધ કરી રાખવામાં આવીછે. આ સાંભળી મારાં મનમાં કમકમાટ ઉપજેએવા વિચારો ઉભા થયા, અને તેથી મારૂં લોહી ઘણું ઉકળી આવ્યું; પણ તે

સેપાહે તરતજ મારી ખાતેરી કીધી, કે જે ધાસ્તીભરેલી ચિંતા હું કરતો હતો, તેમ નહતું—કારણકે પ્રિન્સની છેવટની ધારણાઓ ગમે તેવી હોય, પણ અત્યારલગણ તો બદુરાને બગાડવામાં આવી નહતી. અને હવે શું કારણસર મને ક્રેટ્ચ આવવું પડયુંછે, તે તો તમો સમજ્યા હશો."

આ ખબર સાંભળીને વળી એડગર ઑસબૉર્નનાં મનને વધારે ધીરજ આવી. પ્રિન્સ વૉરૉનઝૉફ અને બદુરાવચ્ચે બીજી કોઇ રીતનો આડો વ્યવહાર નથી, એમ જાણી તેને ઘણો સંતોષ ઉપજ્યો—કારણકે જ્યારે તેનાં મનમાં તેવું કશું હોવાનો શક ઉપજ્યો હતો, ત્યારે તે કમકમાટભરેલા વિચારથીજ તેનું દેલ ભારે રજીંદા થયું હતું.

હાઝી મુરાદ—"બ્રિટિશોની સિરકાશિયનોતરફની ભલી લાગણીમાટે હમણાં આપણે વાતો કરતા હતા. મારી જો તે લાગણીબાબે ખાતરજમા હતે, તો બદુરાને મારે હવાલે કરી દેવાની માંગણી શું હું તમારા વડાને નહીં કરતે? પણ જ્યારે મેં વૉરૉનઝૉફના મેહેલની સલામતીમાટે બ્રિટિશ સેપાહોને ચોકી કરતા જોયા, ત્યારે મારી પુરેપુરી ખાતેરી થઇ ગઇ, કે એવી કોઈ અર્જ કરવી ફોકટમાં હતી. જો કદાચને હું એવી અર્જ કરતે, તો મને સાફ જવાબ દેવામાં આવતે, કે તે મેહેલનેલગતી કોઇ પણ બાબતમાં હાથ ઘાલવામાં આવશે નહીં, અને વળી ત્યાંથી બદુરાને છુપાછુપ પાછી કાહાડી લઇ જવું વધારે સલાહભર્યું હતું, કેમકે જો બહાર જણાય, કે આ બુઢા રશિયન છિનાળવાના મેહેલમાં ચાર વર્ષોનો લાંબો વખ્ત રેહેવાપછી બદુરાને બહાર લાવવામાં આવીછે, તો આ જવાન બાનુની આબરૂને મોટો ધક્કો પુગે! પોતાના સ્વદેશમાંની જવાન બાનુઓનીઅંદર પછી તેણીને પાછું ફરવું મોતકરતાં પણ ભારે થઇ પડે, અને જોકે તે શક તો વગરપાયાનો હોય, છતાં તેથી તેણીને ઘણું ખમવું પડે."

હાઝી મુરાદની આ વાજેબી અને વિચારવંત દલીલની સાચાઇ એડગર ઑસબૉર્નને તદન ખરી જણાઇ, અને તે બોલ્યો, "હા, હવે હું સમજ્યો! તમારી ભત્રીજી બદુરાનો છુપાછુપ છુટકારો કરવો જોઇએછે—અને આહ! ઉભા રહો, કદાચ તેમ કરવુ આપણાંજ હાથમાંછે!"

ઇંગ્રેજ લફ્ટેનન્ટ જે ખાતેરીભરેલી ઢપે આમુજબે બોલ્યો હતો, તેથી ખુશી થઇને હાઝી મુરાદે પુછયું, "તેમ બનેએમછે?"

ઑસબૉર્ન—"હા, તેમછે, અને તે કેમ તે હું તમોને ખોલાસાવાર સમજાઉંછું."

આમુજબે વાતો ચલાવતા એડગર અને હાઝી મુરાદ આગળ ચાલવા લાગ્યા: પણ તેઓવચ્ચે આ વખ્તે શી વાતો ચાલતી હતી, તે અત્રે જણાવવાનો ઝાઝી અગત્ય નથી, કારણકે આવતાં પ્રકરણમાં આપોઆપ તે વાંચનારને જણાઇ જશે.



# પ્રકરણ ૭૪ મું.

## બંદરા.

હાજી મુરાદ એડગર ઑસબૉર્નસાથે તેની મનવારઉપર ગયો; અને આ સરસ મનવારની અને તેમાંહેલી સઘળી ગોઠવણોની તપાસથી તે મુસલમાન ઘણોજ ખુશી થયો. એડગરે પોતાના કૅપટનની ખાનગી મુલાકાત લીધીઃ અને તેને નિયમમુજબે ખબર કરવામાં આવી.

**કૅપટન**—"મી૦ ઑસબૉર્ન, જ્યારે તમે કેનારે ગયેલા હતા, ત્યારે મને હુકમ મળ્યોછે, અને તેઉપરથી આવતી કાલે સવારનાં સૂર્ય ઉગતાંજ આપણને અત્રેથી ઉઠાંગરી કરી જવી જોઇશે; અને તેટલામાટે તે વખતનાઅરસામાં તમે જે ભલું કામ માથે ઉઠાવ્યુંછે, તેઉપરાંત એક બીજું કામ પણ તમો મેહરબાની કરી બજાવશો ?"

**ઑસબૉર્ન**—"સાહેબ, તમારા જે પણ હુકમો હશે, તે હું દેલોજાનથી બજાવીશ."

**કૅપટન**—"એવું જણાયછે, કે કેટલાંક સિરકાશિયન દેશીઓ લાંબો વખ્ત થયો કેર્ટચખાતે આવી વસેલાંછે, અને જેઓ ત્યાંનાં બીજાં રેહેવાસીઓનીપેઠે ઘરબારવિનાનાં અને પાયમાલ થઇ ગયાંછે. બીશક આ કમતાળેનાંઓ સામુદ્રધુનિની પેલીમેર આવેલાં પોતાના સ્વદેશમાં પાછાં ફરવાને ઘણાં ખુશી હશે; માટે તમો જ્યારે યાર્શનઝાર્ના મેહેલમાંથી ખુરાકી લઈ જઇ તેઓને પુરી પાડો, ત્યારે ત્યાં ભેગાં મળેલાં આ લોકોમાં તલાસ કરજો, કે તેઓમાંનાં કોઈ પોતાને સ્વદેશ જવાને ઇચ્છેછે કે નહીં."

**ઑસબૉર્ન**—"હું ઘણી ખુશીથી આ કામ માથે લઇશ, જે ચંચલ મુસલમાનને હું હમણાં આપણી મનવાર ફેરવીને દેખાડતો હતો, અને જેને હું હમણાં 'કૅબિન'માં મુકી આવ્યોછું, તે પોતે જાતે શામીલનાં લશ્કરમાં એક સિરકાશિયન અમલદારછે; અને તે પોતે પણ પોતાના સ્વદેશીઓતરફ દેખાડવામાં આવતી આ માયામેહરબાનીમાટે બીશક ઘણો ખુશી થશે."

**કૅપટન**—"રશિયનો આનાપા છોડી ગયાછે, એવી જે ખબર આપણે ગઈ કાલે જાણીછે, તે ખબર ખરીછે કે નહીં, તેમાટે ચોકસ જુસ્તોજુ કરવામાટે તે બંદરે જઇ ચોકાસી કરી મારી જાતે ખાતેરી કરવાનો મને હુકમ ફર્માવ્યામાં આવ્યોછે."

**ઑસબૉર્ન**—"સાહેબ, તે ખબર તદન ખરીછે!—તેઉપર તમો પૂર વિશ્વાસ રાખો! કારણકે આ સિરકાશિયન અમલદાર, જે હમણાં આપણી મનવારઉપર આવ્યોછે, તે પોતે ગઇ કાલે આનાપાખાતે હતો; અને મારી પુર ખાતેરીછે, કે તે આપણને ઠગેએવો નથી."

**કૅપટન**—"તેછતાં પણ આપણને ત્યાં જવું તો પડશેજ, કારણકે આપણને જાણવુંછે, કે રશિયનો કેવી હાલતમાં તે શેહેરને મુકી ગયાછે; અને તેટલામાટે આપણે જે સિરકાશિયનો પોતાને સ્વદેશ જવાને ઉલટમંદ હશે, તેઓને પણ સાથે ત્યાં લેતા જઇશું. વળી કદાચ કોઈ ટારટરો પણ આ જગ્યા છોડી ત્યાં પરદેશમાં રેહેવા જવાનું પસંદ કરતાં

હશેઃ અને જો તેમ હોય, તો આપણે તેઓને પણ લઈ જશું. પણ સંભાળવાનું એટલુંછે, કે આ દયાનું કામ કરવા જતાં આપણાં વહાણઉપર અસાધારણ ગરદી ન થાય;—વળી ક્રેર્ટચથી આનાપા ફક્ત આસરે ચાળીસ 'માઇલો'નો રસ્તોછે."

**ઑસબૉર્ન**—"હું તરત કેનારે જાઉંછું, અને સિરકાશિયનો અને ટારટરોસાથે એબાબે વાત કરૂંછું. જો તમો મને પર્વાનગી આપો, તો વૉરૉનઝૉફના મેહેલમાંની ખુરાકી ખસાડવાનું કામ સાંજસુધી હું મુલતવી રાખું; અને તેમ કરવાથી કઇ વસ્તુઓ તેઓને વધારે ઉપયોગી થઇ પડશે, તે નક્કી કરવાનું બુઢા કારભારીને વધારે સવળ થઇ પડશે."

**કૅપ્ટન**—"મી૦ ઑસબૉર્ન, જેમ તમોને વાજેબી લાગે, તેમ કરો, એ કામ મેં બીલકુલ તમારી મુન્સેફીઉપર છોડયુંછે."

આપ્રમાણે ઢીલ કરવાનું કારણ જે એડગરે દેખાડયું, તે કાંઇ તદનજ ખરૂં નહતું, તો જોકે દેખાઇતીરીતે ખરૂંજેવું લાગતું હતું; તેની ખરી મતલબ, તો બદુરાનો છુટકારો કરવામાટે વખ્ત લેવાની હતી. જો મોડું થાય, તો તે સિરકાશિયન છોકરીનું ગયેબ થઇ જવું, તે બુઢો કારભારી સેહેલાઇથી અને તરત જાણી શકે નહીં. દરેકરીતે આ માથે ઉઠાવેલું કામ પાર પાડવાના સંભવો હતા; પ્રથમતો એડગરને ફેકર હતી, કે કદાચ કૅપ્ટન બદુરાને અને તેણીની બાંડીઓને વહાણઉપર લેવામાં વાંધો ઉઠાવશે, પણ હવે જ્યારે તેણે પોતેજ આ જીવતો માલ સિરકાશિયન કોસ્ટઉપર આનાપાખાતે લઈ જવાની મર્ઝી બતલાવી, ત્યારે તે બાનુ, અને તેણીની ગુલામડીઓ, તેમજ હાઝી મુરાદને પોતાને, પણ આ ટોળામાં સેહેલાઇથી લઈ જઇ શકાયએમ હતું.

બપોરના એડગર અને તેનો મુસ્લીમ ઓળખાણવાળો કેનારે પહોંચ્યા; અને તેઓ તરતજ જે જગ્યાએ પેલાં ઘરબારવિનાના લોકો પડેલાં હતાં, ત્યાં ગયા. ઑટોમન સેપાહોની ઉદારતાથી થોડાક તંબુઓ આ કમનસીબોને આપ્યામાં આવ્યા હતા, તે અહીંતહીં ઠોકવામાં આવેલા હતા; અને આગળી સાંજે પ્રિન્સ વૉરૉનઝૉફના કારભારીએ ખુરાકીની જે મદદ તેઓને પુરી પાડી હતી, તેથી આ ઘરબારવિનાનાં કુટુંબોનાં દેલ ખુશીભર્યાં થયાં હતાં. આગળે દિને જે બુઢા ટારટરસાથે એડગર ઑસબૉર્નને વાતચિત થઈ હતી, તે તેને જોતાંનેવાર આવકાર દેવાને આગળ દોડી આવ્યો; અને આ સેંકડો ભૂખે મરતાંઓનીતરફથી તે લફ્ટેનન્ટ જે ઉદારતાથી વચ્ચે પડયો હતો, તેમાંટે આ બુઢો વડો તેનો ઘણોઘણો ઉપકાર માનવા લાગ્યો. તરતજ સઘળાઓમાં ખબર ફેલાઇ ગઈ, કે તે સખી મદદનો અપાવનાર ત્યાં આવ્યોછે, અને તેથી આ આભારી લોકો ઑસબૉર્નનીઆસપાસ વિંટળાઇ ગયાં.

જે બે કારણોનેમાટે તે ત્યાં આવ્યો હતો, તે હવે તેણે તેઓને કહી સંભળાવ્યાં.

**ઑસબૉર્ન**—"પેહેલું, તો મારે તમોને જણાવવું જોઇએછે, કે મેહેલમાંથી ખુરાકીનો બીજો એક મોટો જથો મેળવવામાં હું ફતેહ પામ્યોછું; અને મારાં વહાણનેલગતા મછવાઓમાં તે ભરીને આજ રાત્રે ક્યાં કોઈ સગવડભરેલી જગ્યાએ લાવીને તમારે હસ્તક કર્યામાં આવશે. જ્યારે તમો એક બાણ છોડેલો જુઓ, ત્યારે સમજજો, કે ખુરાકી આવી પુગીછે, અને તે લેવાને તમો કેનારાઉપર આવજો."

આમુજબ બીજી વધુ મદદનેમાટે તેઓએ ખરાં દેલથી તેનો ફરીથી અહસાન માન્યો; આ જવાન લફ્ટેનન્ટને હોંસભરેલા આશીર્વાદો દીધા. માતાઓની આંખોમાંથી ખુશહાલીનાં આંસુઓ તેણીઓના ગાલોઉપર ખરવા લાગ્યાં; તેણીઓ પોતાનાં બાળકોને ઉંચકી તે ઉદાર દેલના ઇંગ્રેજને દેખાડવા લાગી, કે જેણે તે સઘળાંઓને ભૂખમરાથી મરતાં બચાવ્યાં હતાં; ખાવંદો, ભાઇઓ, અને બુઢા મર્દો તેનું નામ જાણવાને કાલાવાલા કરવા લાગ્યા, કે જેથી તેઓ તેનું નામ હમેશાં પોતાની બંદગીમાં ભણે. જો કોઇબી ભલાં કામનો બદલો અહસાનથી વાળવામાં આવ્યો હોય, તો તે આ વખતે એડગર ઑસબૉર્નનાબાબમાં હતો.

ઑસબૉર્ન—"અને હવે મારાં અત્રે આવવાનું બીજું કારણ હું તમોને જણાઉંછું. રશિયનો આનાપા છોડી ગયાછે: આખો સિરકાશિયન કોસ્ટો આ હલ્લો કરનારાઓથી હવે છુટો થયોછે. તમોમાંના જેઓ સિરકાશિયનો છેઓ, તેઓને ત્યાં પાછાં ફરવાની હવે એક તક મળીછે: પણ જો તમો ટારટરોમાંના કોઇ એમ ધારતાં હોવ, કે તમારાં ત્યાં પરદેશ જવાથી તમારી હાલત પણ સુધરશે, તો તમોનેબી ત્યાં ખુશીસાથે અમારી મનવારમઆરેફતે લઇ જવામાં આવશે."

આ ખબર પવનવેગે સઘળાંઓમાં પથરાઇ ગઈ; અને જે કુટુંબો સિરકાશિયન તુખ્મનાં હતાં, તેઓ પોતાને સ્વદેશ લઈ જવામાટે અર્જ કરતાં ત્યાં હર્ષભેર ધસી આવ્યાં. તેઓ સઘળાં મળી આસરે ચાળીસ જણાં હતાં, કે જેઓમાં કેટલાંક બાળકો પણ હતાં; અને ઑસબૉર્નને જણાવ્યાંમાં આવ્યું, કે આ સિરકાશિયન કુટુંબોનાં વડાંઓ પોતાનું સ્વદેશ ઘણાં વર્ષોઆગમચ છોડી આવ્યાં હતાં. તેઓને તરેહવાર કારણોનેલીધે પોતાનું સ્વદેશ છોડી કુર્દિચખાતે આવી વસવાની ફર્જ પડી હતી—તેમાં મુખ્ય કારણ વેપારનું હતું: કારણકે રશિયનો હમેશાં એવીરીતે પરદેશ જઈ વસવાને તેઓને ઉત્તેજન આપતા હતા, અને આ પરદેશીઓને કદી પણ લડાઇના કેદીઓજેવા જાણતા નહતા. મસ્કોવિટ રાજ્યનીતિ એવીજ હતી, કે તેઓથી જેમ બને તેમ સિરકાશિયાને વસતીવિનાનું ઉજાડ કરી નાખવું.

જ્યારે સિરકાશિયન કુટુંબો એડગર ઑસબૉર્નનીઆસપાસ ફરી વળ્યાં હતાં, ત્યારે હાજી મુરાદ પેહેલાંતો અલગને અલગ દુરજ રહ્યો હતો, કે જેમ કરવાથી તે લફ્ટેનન્ટ તેઓની ગણત્રી કરી શકે—તે હવે ત્યાં આવ્યો, અને આ કુટુંબોમાંના કેટલાક મર્દોસાથે ગોફતેગુ ચલાવવા લાગ્યો. તે વખ્તનાઅરસામાં ઑસબૉર્ન ખબર કાહાડવા લાગ્યો, કે કોઇ ટારટરો પરદેશ જવાને ખુશી હતાં કે નહીં; પણ તેની ઘણી અજાયબીવચ્ચે તેણે જાણ્યું, કે તેઓમાંનાં ઘણાંજ થોડાં જણાં તેમ કરવાને ખુશી હતાં. ટારટરો પાછો સારો વખ્ત આવવાની ઉમેદ રાખતાં હતાં: તેઓ પોતાની સ્વદેશભૂમિને વળગી રેહેવાને ચાહાતાં હતાં; અને હવે જ્યારે તેઓને થોડાંક અઠવાડિયાંઓ ચાલેએટલી પુરતી ખુરાકીની મદદ મળવાની કબુલાત આપવામાં આવી હતી, ત્યારે ભવિષ્યમાં કાંઇ પણ કરીને પોતાનો નિર્વાહ કરવાની તેઓને આશા આવી હતી. તેઓની આશાઓમાં મુખ્ય આશા, પોતાનાં ઘરો નવેસરથી બાંધવાની, અને પડોશમાંની ઝમીન ખેડવાની તેઓને હતી, અને તેવી આશાથી પરદેશ જવાની તક મળવાછતાં તેઓએ તેનો લાભ લેવાને મન કર્યું નહીં. તે મનવારમઆરેફતે આનાપા જનારી અને સિરકાશિયનો અને ટારટરોની કુલે સંખ્યા માંડમાંડ હેંસીની પણ

અંદર થઇ હતી; જે મછવાઓ રાતના ખુરાકીનો જથ્થો ભરીને લાવે, તે ખાલી થતાંજ તેઓમચ્યારેફતે મનવારઉપર જવાને તૈયાર રેહેવાને તેઓને ફર્માવ્યામાં આવ્યું હતું.

હવે એડગર ઑસર્બોર્ન અને હાઝી મુરાદવચ્ચે શી યુક્તિ રચવામાં આવી હતી, અને શી ગોઠવણ નક્કી કર્યામાં આવી હતી, તે આપણે વાંચનારને જણાવીશું.

સૂર્ય આથમવાપછી આસરે એક કલાક રહીને—એટલેકે જ્યારે આસપાસ સઘળે અંધારૂં થવાપછી—વૉરૉનઝૉફના મેહેલનેલગતી જગ્યાથી આસરે પચાસ વાર જેટલે દુર કેનારે ત્રણ બોટો, પુરતા ખલાસીઓસાથે આવી લાગી. આ વેળા તેઓને મળવાને લફ્ટેનન્ટ ઑસર્બોર્ન ત્યાં કેનારાઉપર આવી ઉભો હતો: પણ તેનો મિત્ર હાઝી મુરાદ આ વેળા તેનીઆગળ હાઝેર નહતો. તે મછવાઓમાંહેલા ખલાસીઓના મુખ્ય ભાગને પોતાની-પછવાડે આવવા જણાવો, એડગર તેઓને તે મકાનની એક બાજુએ આવેલા દરવાઝાઆગળ લઇ ગયો, કે જ્યાં કોઠારો હતા; ત્યાં બુઢો કારભારી પોતે આપવા કબુલેલી ખુરાકી તેઓને હવાલે કરવાને તૈયાર ઉભેલો હતો. ખલાસીઓએ તરતજ ખુરાકીના કોથળાઓ, ગાંસડીઓ, કરંડિયાઓ, અને બાકસો લઈ જવા માંડયાં; પોતાના શેઠની મતા આમુજબ વખારોમાંથી ઓકી કાહાડતાં ઇવાનથી હાય મારવાવગર રેહેવાયું નહીં. આપ્રમાણે તેને અફસોસ કરતો એડગર ઑસર્બોર્ને જોયો—પણ તેની જરા પણ દરકાર કર્યાવિના ચુપ ઉભો રહ્યો; અને જ્યારેજ્યારે ઇવાન દરવાઝો છોડીને જવા કરતો, કે કાંઇનેકાંઇ મસે લફ્ટેનન્ટ તેને ત્યાં રોકી રાખતો હતો, અને મકાનઆગળથી તેને ખસવા દેતો નહતો. બીજીગમ કાંઇ બીજોજ બનાવ બનતો હતો, તે આ બુઢો ન જાણે, અને તેઓને કશી ખલલ ન થાય, માંટે એવીરીતે તેને રોકેલો રાખવામાં ઑસર્બોર્નની કાંઇ મતલબ હતી.

આખરે ટારટરોના ઉપયોગમાંટે ઇવાને આપવા કબુલેલી ખુરાકીની સઘળી વસ્તુઓ મછવાઓમાં ભરવામાં આવી, કે એડગરે તે બુઢા કારભારીને કહ્યું, "મારૂં વહાણ આવતી કાલે સવારના ઘણે સકારે ઉપડી જવાનુંછે; અને કદાચ તે પાછું ફોર્ટચખાતે આવશે નહીં, માંટે હું તમોને હવે છેલ્લી સલામ કરૂંછું."

**ઇવાન**—"સલામ, સાહેબ. તમો એક ભલા જવાન ગ્રહસ્થછો—તો જોકે તમોએ મારી આ વખારો અર્ધાથી પણ વધારે ખાલી કરી નાખીછે:"—એમ બોલી તે અફસોસસાથે વળી પાછો અર્ધી ખાલી થયેલી વખારોતરફ જોવા લાગ્યો. "પણ—પણ—તમોએ કાંઇ પણ જણાવ્યું તો નથી—હું ખાતેરીથી માનુંછું, કે તમોએ ડેરામાં જે કાંઇ જોયું હતું, તેબાબે કાંઈ પણ જણાવી દીધું તો નથી?"

**ઑસર્બોર્ન**—"મારીઉપર એતબાર રાખો. હું એવું કોઇ પણ કામ કરીશ નહીં, કે જેબાબે પછવાડેથી મારૂં હૈયું મને ડંખ્યા કરે."

**ઇવાન**—(ખુશહાલીથી) "મારી તો તેવી ખાતેરીજ હતી! હું તો પ્રથમથીજ સારીરવેસે જાણતો હતો, કે તમો એક ભલા જવાન મર્દછો!"

"છેલ્લી સલામ," ફરીથી ઑસર્બોર્ન બોલ્યો: અને બુઢા કારભારીઆગળથી ઝપાટામાં ચાલી જઈ, તે જગ્યા છોડી ગયો.

આ વખ્તનાઅરસામાં ખલાસીઓ બધો સામાન લઈ મછવાઓઆગળ જઈ પુગ્યા હતા: પણ એડગર તરત તેઓને ત્યાં જઈ મળ્યો નહીં. બાગના કટેરાઆગળ પહોંચ્યાપછી, તે એક ચોક્કસ આવાઝે હાંસવા લાગ્યો ; આ છુપી નેશાની સાંભળતાંજ ઝાડીમાંથી કોઇનાં કપડાંનો ખડખડવાનો આવાઝ થયો, અને બીજીજ પળે હાઝી મુરાદ કટેરાઓઆગળ હાઝેર થયો ; તેનીસાથેજ ત્રણ ઔરતોના આકારો હતા ; તેઓએ છેક માથાંસુધી શાલો ઓઢેલી હતી, અને ચેહેરાઉપર બુરખા નાખેલા હતા. આ વખ્તે એડગરનું દેલ ખુશીથી કેવું થડકવા લાગ્યું !—જવાન અને અતિ ખુબસુરત બદુરાનો તે થોડોક વખ્ત મનવારઉપર સાથી થનાર હતો !

તે કટેરાઓની ટોચોઉપર શાલોનો ઢગળો કરી નાખવામાં આવ્યો—કે જે ભાંગી ન જાયએવા ઘણા મઝબુત અને જાડા હતા, તેમજ છાતીપુર ઉંચા હતા—હાઝી મુરાદે અંદરની બાજુએથી ઉભા રહી પોતાની ભત્રીજીને તે કટેરા ઓળંગવામાં મદદ કીધી, અને બીજી બાજુએ એડગરે તેણીને પોતાના હાથોમાં ઝાળી લીધી ; અને આ વખ્તે ફરીથી ખુશહાલીથી તેનું હૈયું ઉછળવા લાગ્યું. ઓહ ! કેવો તે લાડકીને પોતાના હૈયાંસાથે દાબવાને તળપી રહ્યો હતો ; પણ તેમ તે આ વખ્તે પોતાની લાગણીમુજબ કરી શક્યો નહીં. તેણી કટેરાની બીજી બાજુએ હલકે પગે કુદી પડી ; અને પોતાના મધુર પણ ધીમા સાદે ઉપકારના સુખનો બોલી.

તેણીની બે ગુલામડીઓને પણ કટેરાઓઉપરથી ઉંચકીને નિચ્ચે ઉતારવામાં આવી: પછી સૌથી છેલ્લો હાઝી મુરાદ કટેરો કુદાવી બહાર પડયો, અને ત્યારબાદ સર્વે જણાં ત્યાંથી ઉતાવળાં સઉથી મોટા મછવાતરફ દોડયાં.

આમુજબે વગરહરકતે તેઓ નાસી જવા પામ્યાં ; અને જોકે માલ ચિક્કાર ભરેલો હતો, છતાં તે ત્રણે મછવાઓ કેનારાતરફથી બનેએટલી ઝડપે હંકારી જવામાં આવ્યા; બદુરા પોતાના કાકા અને એડગરનીવચ્ચે બેઠી, પણ આ વખ્તે તેણીએ પોતાનાં મ્હોંડાંઉપર બુરખો નાખેલો હોવાથી એડગર તેણીનો ખુબસુરત ચેહેરો જરા પણ જોઇ શક્યો નહીં. તોયે તેણીની બાજુમાં તે બેસવા પામ્યો હતો, તેથી તે દેલમાં ખુશી થતો હતો ; અને જયારે તેણે તેણીને પેહેલવેહેલી જોઈ હતી, તે ઘડીને યાદ કરતો, અને તેણીને ફરી જોવા, કે વધારે ઓળખાણ કરવા પામશે કે નહીં, તે સર્વેનો વિચાર કરતો, ત્યારે જાણે સઘળું સ્વપ્નામાં જોતો હોય, એમ તેને લાગતું હતું.

આખરે મછવાઓ સામેના કેનારાની એક એવી જગ્યાએ જઈ પુગ્યા, કે જ્યાં ખુશકીનો જથો ઉતારવાનું સુગમ પડે ; આ વખ્તે ઘરબારવિનાનાં લોકો મછવાઓ આવવાની રાહા જોતાં ઉભેલાં હતાં, તેઓ તેઓને આવી લાગેલા જોઇ કેનારાઉપર ઝપાટામાં એકઠાં થયાં. જેટલી બની શકેએટલી ઉતાવળે એડગરે તે મછવાઓમાંહેલો માલ ખાલી કરાવ્યો ; કારણકે તેને ધાસ્તી હતી, કે રખેને તે બુઢા કારભારીનાં જાણવામાં આવે, કે બદુરા છટકી જવા પામી હતી ; અને જો તે તેમ જાણે, તો તે આ જગાએ દોડતો આવે. જોકે બદુરાને પાછી મેળવવાની દીવાનને કશી સત્તા નહતી, અને જયાંસુધી તેનીપાસે તેની તલવાર હતી, ત્યાંસુધી ઑસબૉર્ન તેણીનો છેલ્લી ઘડીસુધી બંચાવ કરવાને શક્તિવાન

હતો; પણ તે કોઇબી જાતની ખટપટ જગાડવાને ચાહાતો નહતો, કારણકે જો તેવી કાંઇ ભાંજગડ ઉઠે, તો તે જવાન બાનુનાં નાસી જવાની બાબત લોકઝાહેર થઇ જાય. સઘળું સમાધાનીથી પસાર થયું: માલ ઉતારવામાં આવ્યાપછી, તે ટારટરોના વડાઓને સ્વાધિન કર્યામાં આવ્યો, અને પછી પરદેશ જવા ચાહાનારાંઓને તે ત્રણે મછવાઓમાં વેંહેંચીને બેસાડવામાં આવ્યાં. ત્યારબાદ તેઓએ મનવારતરફ રસ્તો લીધો, અને ટુંક વખતમાં આ સઘળાંઓ મનવારના તુતકોઉપર પહોંચી ગયાં.

એડગરે મનવારઉપરની પોતાની "કેબિન" બદુરાના તથા તેણીની ગુલામડીઓના વપરાસમાંટે ખુશીથી સોંપી; અને તેણે તેઓમાંટે કેપટનને ફક્ત એટલુંજ જણાવ્યું, કે તેના મિત્ર હાઝી મુરાદને ક્રેટ્ચખાતે તેની એક જવાન સગી મળી ગઇ હતી, કે જેણીની શોધમાંજ તે હતો. એક ધિક્કારવાજોગ બંદીખાનાંમાંથી પોતાની ભત્રીજીનો છુટકારો કરવામાં જે કીમતી મદદ આપણા લફટેનન્ટે આપી હતી, તેમાંટે તે મુસલમાને તેનો ખરા જેગરથી ઉપકાર માન્યો, એમ કેહેવાની કશી અગત્ય નથી.

સવારનું પેહેલું ઝઝકણું થતાંજ "સ્ટીમર"ના ગંજાવર *પંખાઓએ ફરવા માંડયું; અને નાશ પામેલું ક્રેટ્ચનું ગામ દુર થતું ચાલ્યું. તુતકઉપર પણ એક જોવાજોગ અને દેલ ઉશ્કેરનારો દેખાવ થઇ રહ્યો હતો. તેના એક ભાગઉપર સિરકાશિયનો એકઠાં થઇ પડેલાં હતાં—જયારે બીજા ભાગઉપર ટારટરો હતાં. થોડીજ ઔરતોએ આ વખ્તે પોતાનાં મ્હોંડાંઓઉપર બુરખા નાખેલા હતા, કારણકે તેણીઓ ઘણીખરી ઘણા ગરીબ વર્ગની હતી; અને તેમાંની કેટલીકોનાં શરીરોઉપર તો પુરાંપાધરાં વસ્ત્રો પણ નહતાં; સબબકે તેઓનું સર્વસ્વ તેઓનાં ઘરોને લગાડેલી આગોમાં બળીને ભશમ થઇ ગયું હતું—અને જયારે રાતનીવેળા તેઓને આગ લગાડવામાં આવી હતી, ત્યારે તેઓને તેમાંથી એકદમ નિકળી નાસવું પડયું હતું. સિરકાશિયનો તો પોતાનાં સ્વદેશના કેનારાનો પેહેલો દેખાવ જોવાને તળપી રહ્યાં હતાં, કે જેતરફ હમણાં મનવાર હંકરાતી હતી; જયારે ટારટરો, તો ખુશીસાથે બેચેંનજેવાં હતાં, કારણકે તેઓ તો નવી જગ્યાએ જતાં હતાં, કે જયાં તેઓનું આખરે સારૂંજ થશે, અને જે હાલતમાંથી તેઓ આવ્યાં હતાં, તેથી વધારે બદતર તો નહીંજ થશે, એવી તેઓ દરેક વકી રાખતાં હતાં.

લંગર ઉંચકયાપછી એક કલાક વહી ગયો, કે બદુરાએ તુતકઉપર દેખાવ દીધો; તેણીનીસાથે તેણીનો કાકો હાઝી મુરાદ પણ હતો, કે જે તેણીને "કેબિન"માંથી ઉપરનો સુંદર દેખાવ દેખાડવાને તુતકઉપર બોલાવી લાવ્યો હતો. એડગર ઑાસબૉર્નને જોઇ, પોતાની અહસાનમંદ દોસ્તીની ઇંધાણીમાં તેણીએ તરત પોતાનો બુરખો ઉંચકી નાખ્યો, કે જેથી એકવાર ફરીથી તે અતિશય ખુબસુરત ચેહેરો નિહાળવાની તેને તક મળી. મીઠા અને સુંદર હળકે તેણીએ તેનીસાથે વાતો ચલાવા માંડી; અને કેદખાનાંમાંથી તેણીને છોડવવામાં, તથા તેણીને મેળવવામાંટે પોતાને દેશથી જે વાહાલો ખેશી આવ્યો હતો, તેનીસાથે મેળવી આપવામાં તેણે જે અતિશય ભારે શ્રમ લીધો હતો, તેમાંટે પોતાનો અહસાન ફરીફરીથી માન્યો.

* જુઓ નોટ ૧૪૭ મો.

હાઝી મુરાદ બદુરાને લફ્ટેનન્ટસાથે વાતો કરતી મુકીને બીજાં સિરકાશિયન કુટુંબોને થોડાક માયાના સુખનો કહી સંભળાવવાને ગયો. તેણીની સ્વદેશી ભૂમિનો કેનારો કઇ દિશા-તરફ આવેલો હતો, તેવિષે બદુરાએ ઑસબૉર્નને સવાલ કર્યો, અને એડગરે તે જગ્યા દેખાડી, કે જે આ વખતે દ્રષ્ટિમર્યાદામાં એક ઝાંખી પટીજેવો હમણાં જણાતો હતો આ વાત કરતાં જ્યાં તેઓ ઉભાં હતાં, ત્યાં ટારટરોનું ટોળું હતું; બદુરા વહાણન. બુર્જઆગળ તે કેનારો જોવાને ગઇ; આ વેળા તેણીનો ચેહેરો ખુશીથી ખીલી નિકળ્યો હતો—તેણીએ પોતાની આંખો—પેલી સુંદર કાળી ચળકતી આંખો સિરકાશિયન કેનારાતરફ ફેંકી.

એડગર તેણીથી થોડે છેટે ખસ્તો ઉભો હતો—તે તેણીનો ઉસ્કેરાયલો ચેહેરો, તેણીનું અતિ મરોડદાર અંગ અત્યાનંદથી ટીકતો હતો; પણ આખરે તેની આ ખુશહાલીના પેયાલાંમાં દેલગીરીનો કન્નો ભેળાયો, અને તે પોતાનાં મનસાથે બોલવા લાગ્યો, "આખરે આ ખુશ સ્વપ્નો ઉડી જશે!—આવો સરસ અને ખુબસુરત દેખાવ મારી નઝરોઆગળ લાંબો વખ્ત ટકી રેહેવાનો નથી! હવે છુટાં પડવાનો વખ્ત નઝદીક આવતો જાયછેઃ અને ત્યારે હું શું જણાવીશ? ત્યારે હું શું કરીશ? ત્યારે હું બદુરાના પગોઆગળ પડી, મારો પ્યાર જણાઉં? તેણીના હાથની માંગણી કરૂં?—આ વિચારજ દીવાનાજેવાછે! એમ કેમ બને? ઘડીભર હું એક બાયડીનું પોષણ કરવાજેવી હાલતમાં પણ હોઉં—જેવી અફસોસ! કે હાલ મારી ગુંજાશ નથી—તોયે શું તેણી પોતાનાં સગાંવાહાલાંઓને મારેખાતેર તજી દેશે, કે જેઓને તેણી પાછી મળવાનીછે? અને વળી મારા બાપદાદાઓથી ઉતરી આવેલા ધર્મની પણ તેણી નથી, તો હું શારવેસે તેણીને પરણી પણ શકું? અરે, બદુરા હું તારે ખાતેર સઘળું તજી દઉં, પણ મારો બાપીકો ધર્મ નહીં!—નહીં, તે હું કદી પણ છોડી દઉં નહીં! તેમ વળી તું પણ તારા ધર્મમાંથી વટલીને મારા ધર્મમાં દાખેલ થાય, એમ હું એક ઘડીભર પણ ધારૂં નહીં!—નહીં—અરે, નહીં! જે બીવકુફ આશાઓમાં હું હમણાંતુલિક રહ્યો હતો, તે હવે હવામાં ઉડી ગઇછે! ટુંક વખ્તમાં મને તુંને છેલ્લી સલામ કરવી પડશેઃ અને ત્યારે, ઓ ખુદા! ત્યારે મારૂં આ જેગર અતિશય ભારે દુઃખમાં કચડાશે!"

આ વિચારો આ વખ્તે એડગરનાં મગઝમાંથી પસાર થતા હતાઃ અને તેથી તે વધારેને વધારે ચિંતાતૂર અને દુઃખી હાલતમાં ડુબતો જતો હતો.

પણ આ વખ્તે એક દેલ ઉસ્કેરનારો બનાવ બનવા પામ્યો,—આ બનાવ જોકે તદન સાધારણ અને કુદર્તી હતો, તોયે તેમાં ભારે દયાનો અંશ ભેળાયલો હતો. તુતકઉપર, ટારટરોનાં ટોળાંમાં એક અતિશય રૂપવંતી જવાન ઔરત બેઠેલી હતી, કે જેણીના શરીરનો ઉપરનો આખો ભાગ તદન નગ્ન હાલતમાં હતો. તેણીની સાથવાળાંઓમાં કોઇની પણ પાસે એક ફાલતું લુગડું નહતુંઃ તેણીને પોતાની મર્યાદામાટે ભારે સંતાપ થતો હતો—તેણી બહુ લજવાતી હતી—તેણી ગુંચવાડામાં પડી, પોતાની નાગી છાતીઉપર માથું નમાવીને બેઠી હતી. પણ એકાએક બદુરાની નઝરો તેણીનીઉપર પડી—તેણીની આવી નાચાર હાલત જોઇને શર્મનેમારે તેણીનું જવાન મ્હોં લાલ થઇ ગયું; આ બીચારી ગરીબ ટારટર ઔર-

તની આવી નાચાર હાલત જોઇને તેણીને દેખાઇતીજરીતે દેલમાં લાગી આવ્યું. (જુઓ ચિત્ર ૩૨ મું.) બદુરાના હાથઉપર આ વેળા એક ઘણીજ નાદર ઉંચી કીમતની શાલ નાખેલી હતી; અને જરા પણ માયાનું ડોળ દેખાડવાવિના અતિ ઘણી મમતાથી તેણીએ તે સ્ત્રીનાં નગ્ન ખંભાઓઆસપાસ વિંટાળી. પોતાનીતરફ દેખાડેલી આ માયામાટે તે ટારટર સ્ત્રીએ એવાતો ઉપકારના ઉભરાસાથે બદુરાના ચેહેરાગમ જોયું, કે તે વર્ણવાને પુરતા શબ્દો મળવા પણ કઠણછે: અને પછી તે બાનુનો ન્હાનો સુફેદ બર્ફજેવો હાથ ઝાળી, આ ટારટર ઔરતે તેઉપર હોંસથી બુસો લીધો, અને પછી ડુસકેડુસકે રડવા પડી. તેણીને આમુજબે રડતી જોઇ બદુરાની ચક્ષ્મોમાંથી પણ આંસુઓ તેણીના ગાલોઉપર વેહેવા લાગ્યાં—અને તેઉપર સવારના સૂર્યનું તડકું પડવાથી જાણે ડમાસકસના નામિચા ગુલાબોઉપર દવનાં ટીપાં પડેલાં ચળકતાં હોય, તેવું લાગતું હતું.

બદુરાજેવી ખુબસુરત હતી, તેવીજ માયાળુ પણ એડગર ઑસબૉર્નને માલુમ પડી, અને હવે તે તેણીનીઉપર આગળનાંકરતાં પણ વધારે પ્યારથી દીવાનોજેવો થઇ ગયો.



## પ્રકરણ ૭૫ મું.

### વરાળ યંત્રવાળી ન્હાની મનવાર.

ખુબસુરત બહુરાએ પોતાની આંખો ઉંચકી, તેમાંથી ખરતાં આંસુઓ લુંછી નાખ્યાં, તો તેણીનાં દિલમાં આવ્યું, કે તે જવાન ઈંગ્રેજ લફટેનન્ટ તેણીનીતરફ ભારે અજાયબીથી, અને ઘણી આબરૂભરેલી માયાથી ટીકતો હતો, તે જોઈ તેણીના ગાલો શર્મથી લાલ થઈ આવ્યા. તેણીએ પોતાની ચશ્મો પાછી નિચ્ચી કીધી, તો જોકે તેણીના ચેહેરાઉપરથી જણાતું હતું, કે તેણીને તેના આપ્રમાણે ટીકવાથી મનમાં જરા પણ માઠું લાગ્યું નહતું. આ વખ્તે કોઈએ એડગરના હાથઉપર પોતાના હાથ મુકયા; અને તેથી જાણે બેહેસ્તના ખુશ સ્વપનામાંથી તે એકાએક જાગી ઉઠયો હોય, એમ ચોંકીને ફર્યો, અને હાઝી મુરાદને પોતાનીસોડે આવી ઉભેલો જોયો.

આ વખ્તે તે સિરકાશિયનનો ચેહેરો ભારે ગંભીર અને શાંત હતો, તે બોલ્યો, "મારા જવાન દોસ્ત, મને તમારીસાથે થોડીક વાત કરવાની મર્ઝીછે."

આઉપરથી તે જવાન લફ્ટેનન્ટ પોતાના મુસ્લીમ દોસ્તસાથે તુતકના બીજા ભાગઉપર એકદમ ચાલી ગયો: અને જ્યારે તેઓ ટારટરો અને સિરકાશિયનોથી થોડે છેટે ગયા, કે હાઝી મુરાદ બોલ્યો, "જો મારેથી બનતે, તો હું હમણાં જે વાત કેહેવા માગુંછું, તે અખાડા કરી જતે; પણ સંજોગ એવોછે, કે તે કેહેવાવગર મને ચાલતું નથી."

આ સાંભળી એડગરના ચેહેરાઉપર રતાસ ધાઇ આવ્યો; કારણકે સર્વે કોઈ પોતાનો પ્યાર બીજાઓથી છુપાવવાને ચાહેછે, સેવાયકે જેને તેઓ ચાહાતા હોય, તેનેથી પણ જો તેના તે પ્યારની છુપી વાત જણાઇ ગયેલી તે જાણેછે, તો તેને જાણે કાંઈ ગુનાહ કર્યો હોય, એમ તેનાં દેલમાં લાગેછે.

હાઝી મુરાદ—"જેમ ઓરતોના તેમજ મર્દોના ચેહેરાઉપરથી તેઓનાં દેલની છુપી વાત જણાઇ જાયછે, અને તેમજ, મારા જવાન દોસ્ત, તમારાબાબમાં પણછે. મેં જે લાંબી ઝેંદગી આ દુનિયામાં ગુજારીછે, તે કાંઇ ફોકટમાં નથી. હું દરેક બાબતને તેના ભિતરમાંથી પારખી શકુંછું, પછી તે બાબત ગમેએવી છુપી રાખ્યામાં આવે, તો શું થયું: અને તેટલામાટે હું તમોને આમુજબે કહુંછું, તેથી તમારે કાંઇ ઘણું અજાયબ થવાજેવું નથી."

ઑસૉર્ને તેને કશો જવાબ આપ્યો નહીં: તે ગુંચવણમાં અને ગભરાટમાં પડયો હતો: બહુરાતરફની આ જવાન ઈંગ્રેજની લાગણીબાબે જો હાઝી મુરાદને કાંઇ શક હતો, તો તે હવે તદન દુર થઇ ગયો, કારણકે તેણે તેને ઘણો ગભરાયલોજેવો જોયો.

હાઝી મુરાદ—"તમોએ મારી અને મારી ભત્રીજીની ભારે સેવા બજાવીછે, અને હું ઇચ્છુંછું, કે તે ભારે અહસાનનો બદલો વાળવાનું મારેથી બની શકતું હોતે. પણ હું જાણુંછું, કે તેમ મારેથી બની શકતું નથી;—અને હવે આપણને છેલ્લી સલામ કરવાનો

વખ્ત આવી લાગતો જાયછે—અને તે સલામ ઘણુંકરીને કદાચ હંમેશનેમાટે હશે! ખુલ્લું જણાયછે, કે બદુરાની ખુબસુરતીએ તમારીઉપર ભારે અસર કીધીછે—અને તેમ થાય, એ તદન કુદર્તીછેઃ પણ તમારાં દેલની તે લાગણીઓ દાબી દેવાની ઝરૂરિયાતબાબે તો તમારા જેવા એક શાણા મર્દ સારીરવેસે સમજતા હશો, એટલામાટે છેલ્લીવાર જ્યારે તમારો હાથ પકડી 'શેક-હાંડ' કરવામાં આવે, ત્યારે તે ટુંક વખ્તનાઅરસામાં તમારા પ્યારના આવેશમાં તમો બદુરાને કાંઇ પણ પ્યારના સુખનો જણાવશો નહીં, એવી હું તમોને અર્ઝ કરૂંછું, અને તે અર્ઝ તમોજેવા આબરૂદાર અને ઉદાર ગ્રહસ્થ કબુલ રાખશો, એવી મારી ખાતેરીછે, કારણકે જો તમો તેમ કરશો, તો તેથી બદુરાનું મન ડગમગશે નહીં. આ બાબતવિષે મને તમારીસાથે ગોફ્તેગુ કરવાની ઝરૂર પડેછે."

આ વખ્તે એડગર ઑસબૉર્નનો ચેહેરો તેની હંમેશની રીતમુજબે પાછો મર્દાઇ નિખાલસપણાંનો બન્યો હતો, તેણે જવાબ દીધો, "હું જુઠું બોલુંએવો નથી, કે તેમ વળી જાણીજોઇને ખોટું ડોળ ઘાલવાનું પણ હું પસંદ કરતો નથી. હું એકદમ કબુલ કરી દઉંછું, કે તમો જે બાબત જણાવોછો, તે તદન ખરીછે—તમારી ભત્રીજીની ખુબસુરતીએ મારા હૈયાંઉપર એવીતો ઝબરી અસર કરીછે, કે આગળ કોઇવાર પણ તેવી થઇ નહતી, અને હવેપછી પણ તેવી અસર મારીઉપર કોઇ કદી કરી શકશે નહીં, એવી મારી ખાતેરીછે! ખરી વાતછે, કે મેં એવી આશાઓને મારાં દેલમાં પંપાળીછે, કે તે કદી પણ પાર પડશે નહીં, એમ મને જ્યારે હું ગંભીરાઇથી વિચારૂંછું, ત્યારે લાગેછે. હા, મને કોઈ વાર એવું લાગેછે, કે તે મારી આશાઓ પાર પાડવામાટે હું બધું છોડી દઉં—આ નોકરી, કે જેનેમાટે હું ઘણો મગરૂરછું, તે—મારો સ્વદેશ—મારો ધર્મ—મારા દોસ્તો,—હા, દરેકેદરેક ચીઝ ખુબસુરત બદુરાનેખાતેર તજી દેવાને હું તૈયાર થાઉં! એવા વિચારો ગઇ રાત્રે મને ખાબમાં આવતા હતા—તે ખરા હતા, કે ફક્ત સ્વપ્ન હતો, તે હું જાણતો નથી,— પણ મને એમ લાગ્યું, કે હું સિરકાશિયાનાં ઉંડાં વગેરાનોમાં દાખેલ થયોછું—અને જાણે શામીલનાં બહાદુર લશ્કરમાં જોડાયોછું—અને તે બહાદુર પ્રિન્સનીતરફથી લડુંછું—અને તે બધું શાનેમાટે? ફક્ત બદુરાનેખાતેર! પણ, અફસોસ! તે સઘળો તો એક સ્વપ્ન હતો—અને કદાચ તે સ્વપ્નતરીકેજ રેહેશે પણ! મારીતરફ માયાથી તમો વર્ત્તજો; અને આમુજબે હું તમારીસામે જુસ્સાથી બોલુંછું, તેમાટે મારેવાસ્તે ખરાબ વિચાર ધરાવતા ના."

**હાઝી મુરાદ**—"ઉદાર દેલના ભલા જવાન મર્દ! તમારેમાટે કશું પણ માઠું વિચારવાનું કદી ન બનેએમછે!—તમારેમાટે અવલથીજ, જે સારો વિચાર હું ધરાઉંછું, તે વિચાર દુર કરવાનું કદી પણ ન બની શકેએમછે!—તમો ઘણા અકલમંદછો; અને અને તેટલાજઉપરથી હું તમોને ફરીથી અર્ઝ કરૂંછું, કે મારી ખુબસુરત ભત્રીજીએ તમારાં દેલઉપર જે અસર કીધીછે, તેનો ખ્યાલ તમારાં મનમાંથી કાહાડી નાખો. આનાપાખાતે કેનારે ઉતરવાપછી તરતજ, હું તેણીને મારીસાથે લઇને જતો રહીશ; અને તમો તેણીને મળ્યાછો, એવો વિચારજ તમો તમારાં મનમાંથી તદન ભુલી જજો—તો જોકે મારી અને બદુરાનીઉપર જે ઉદાર દેલના જવાન ઇંગ્રેજે ભારે અહસાનો કીધાંછે, તે અમારી ઝેંદગીના છેડાસુધી અમો ભુલી જઇ શકશું નહીં."

એડગર ઑસબૉર્ને કશો ઉત્તર દીધો નહીં; પણ કાંઇ ઉંડા વિચારમાં મશ્ગુલ થયો; તેના ચેહેરાઉપર ભારે દિલગીરીની છાપ પંથરાઇ. હાજી મુરાદ તેનીતરફ એક ખરા દોસ્તનાજેવી માયા અને દયાથી જોવા લાગ્યો; પણ તેખી હવે મુંગોજ રહ્યો.

આ વેળાએ તે ઇંગ્રેજ મનવાર ફેર્ટચની સામુદ્રધુનિમાંથી સડસડાટ રસ્તો કાપતી આગળ વધતી જતી હતી, અને હવે સિરકાશિયન કોસ્ટો વધારેને વધારે નઝદીક આવતો જતો હતો. તરતજ સર્વેથી ઉંચા ડોળઉપર ચોકાસીમાટે બેઠેલા ખલાસીએ પોકાર કર્યો, કે દુરથી બીજું વહાણ આવતું દેખાયછે. આ ખબર સાંભળી એડગર પોતાના વિચારમાંથી ચોંકી ઉઠ્યો; અને થોડાજ વખ્તમાં એક ઝડપી ચાલતું બારકસ સર્વેની નઝરે પડયું, કે જેના સુફેદ સઢોઉપર ટર્કિશ વાવટો ઉડતો હતો, દુરબીનથી જોતાં તે એક ન્હાનાં કદની ટર્કિશ મનવાર માલુમ પડી; તે પણ આનાપાતરફજ જતી હતી, તો જોકે તે નૈઋત્યદિશાગમથી આવતી હતી, જ્યારે ઇંગ્રેજી મનવાર અગ્નિદિશાતરફથી આવતી હતી. અર્ધા કલાકથી પણ ઓછા વખ્તમાં બંધે વહાણો એકબીજાંની એટલાંતો નઝદીક આવી પુગ્યાં, કે તેઓઉપરથી એકબીજાસાથે વાત પણ થઇ શકે. ત્યારપછી એવું જણાયું, કે આ ટર્કિશ મનવારમાં લડાઇની સામગ્રી ભરી કૉન્સટૅન્ટિનોપ્લથી રવાના કર્યામાં આવી હતી. કે જેમાં કેટલીક હઝાર બંદુકો અને કેટલાંક સો દારૂગોળાંનાં પીપો હતાં, અને તે સર્વે ટર્કીના નામદાર સુલતાનતરફથી પ્રિન્સ શામીલનેમાટે ભેટ તરીકે મોકલવામાં આવ્યું હતું; આનાપાથી ઘણે દુર જઇ ત્યાંના કોસ્ટાઉપર આ સર્વે લડાઇનો અસબાબ ઉતારવાનો આ ઑટોમન મનવારના કૅપ્ટનને પ્રથમ ઠરાવ રાખ્યો હતો—પણ તેટલાં સવારના પહોરમાં રસ્તામાં તેને એક ગ્રીક વેપારી વહાણ મળ્યું, તેનેથી આ કૅપ્ટનને ખબર મળી, કે આનાપા રશિયનો છોડી ગયાછે, અને સિરકાશિયનોએ તે ગામનો કબ્જો પાછો લીધોછે. આ ખબર સાંભળીને તેણે પોતાનો માર્ગ ફેરવીને દુરવેર જવાનેબદલે આનાપાનાજ કોસ્ટાઉપર પોતાનો માલ પ્રિન્સ શામીલને હવાલે કરવાનો વિચાર કીધો. ઑટોમન કૅપ્ટનને મળેલી આ ખબરઉપરથી ઇંગ્રેજ "સ્ટીમર"ઉપરના સૌ કોઇની ખાતેરી થઇ, કે આનાપા છોડી જવાની તેઓની મળેલી ખબર ખરી હતી; થોડીક વખ્તસુધી તો બંધે વહાણોએ સાથેસાથે હંકાયા કર્યું—પણ ઇંગ્રેજી "સ્ટીમર" ઑટોમન મનવારકરતાં વધુ ઝડપી ચાલની હોવાથી, તેઓવચ્ચે અંતરો પડી ગયો.

જ્યારે તેઓ આનાપાનીનઝદીક આવી પહોંચ્યા, ત્યારે દુરબીનવડે જોતાં ત્યાંના આગથી કાળા ગયેલા કોટો અને કેલ્લાઓના ખંડિયરો તેઓનાં દિઠાંમાં આવ્યાં: તોપે હજી શેહેરની હાલત કેવી હતી, તે દેખાઇ નહીં—તો જોકે હાજી મુરાદથી તેઓને અત્યારઆગમચની ખબર પડી ગઇ હતી, કે નિર્દય રશિયનોએ તે શેહેર છોડી જતી વેળા આગથી તારાજ કર્યું હતું. બદુરાએ આ વખ્તે પોતાનાં મ્હોંડાંઉપર પાછો બુરખો નાખ્યો હતો તેણી પોતાંની બે ગુલામડીઓસંગાતે તુતકઉપર ઉભેલી હતી, અને "સ્ટીમર"ની બાજુમાં ઉભી રહી પોતાની સ્વદેશીભૂમિને નિહાળતી હતી, કે જ્યાંથી તેણી ચાર વર્ષોથી વધુ વખ્ત ગેરહાઝેર રહી હતી. હાજી મુરાદ પાછો સિરકાશિયન કુટુંબોસાથે વાતો કરવાને ગયો હતો; અને ઘડીઘડી તે પોતાની ભત્રીજીઆગળ કાંઇને કાંઇ વાતો કરવાનેમસે આવ્યા કરતો હતો; પણ તે તેણીનીઆગળ ઉભો રેહેતો નહતો, તેમજ તે એડગર ઑસબૉર્નનીપાસે પણ ઉભો

રેહેવાના અખાડા કરતો હતો. તે ઉદાર મનનો હતો, અને જો તે આ બંધે જવાને.માંના કોઈ-આગળ ઉભોજ રેહે, તો તેઓવિષે તે શક ધરાવેછે, એવું જણાય, તેટલામાટે તે તેમ કરવાથી પરહેઝ રહ્યો હતો. બદુરાનાબાબમાં કેવીરીતે વર્તવું, તે તેણે એડગરની સારી સમજ અને ઉદારતાઉપર છોડ્યું હતું.

હાઝી મુરાદની આ મતલબ તે જવાન લેફ્ટેનન્ટ સમજી ગયો હતો; અને તેટલા-માટે તેણીના કાકાની અને પોતાનીવચ્ચે જે વાતો થઇ હતી, તેપછીથી તેણે પણ બદુરા-નીપાસે જઇ ઉભા રેહેવાના અખાડા કર્યા. પણ પછી તેને લાગ્યું, કે તેવી ચાલ ચલાવ-વાથી જાણે તે જવાન બાનુતરફ અસભ્યતાથી વર્તતો હોયએવું લાગેછે, અને વળી તેથી હાઝી મુરાદ પણ એમ ધારશે, કે તેનાં કેહેવાથી તેને ચટકો લાગ્યોછે, અને ખીજવાટ ઉપજ્યોછે. વળી તેણે વિચાર કર્યો, કે તેને તો બદુરાતરફ ફક્ત મુહબતની ભાષા વાપર-વાથી વારવામાં આવ્યોછે, અને નહીં કે તેણીનીતરફ થોડીઘણી જોઇતી સભ્યતા દેખાડ-વાથી; કારણકે વહાણઉપર ફક્ત તેજ એક અમલદાર હતો, કે જે બદુરાસાથે પિછાણ ધરાવતો હતો, અને તેટલામાટે તેણીનીસાથે બીજી બાબતોઉપર ગોફતેગુ કરવાને તે વિવેકના-તરીકાથી બંધાયલો હતો. તેનાં દેલની ઉમેદોસાથે અલબતાં તેનાં મનની આ તકરારો વધારે બંધબેસ્તી હતી; અને તેટલામાટે વહાણ આનાપાનાં બંદરનીનઝદીક આવવા લાગ્યું, ત્યારે તે પાછો આ ખુબસુરત સિરકાશિયન કુમારિકાઆગળ ગયો.

તેનીજ રીતે બદુરા કુદર્તીરીતે એડગર ઑસર્બોર્નતરફ તેણીના મુખ્ય છુટકારો કર-નારતરીકે જોતી હતી; અને તેટલામાટે તેણીનું દેલ અહસાનના ઉભરાઓથી છળકાઈ જતું હતું. જ્યારે તે નઝદીક આવ્યો, ત્યારે તેનીતરફ માયાભરેલી સભ્યતા દેખાડવાની મતલબે તેણીએ પોતાનો બુરખો ઉંચકી નાખ્યો: અને તેના તેણીનીઆગળ જવાથી બદુરા કોઇ પણ રીતે નાખુશ નહતી, એવું તેને જણાવાથી, તેનું દેલ અંદરથી તળપાપડ થતું હતું. પ્યારની નજર અજાયબજેવી તિક્ષ્ણ હોયછે; અને જ્યારે એકબીજાનું દેલ એકબી-જાંતરફ ખેંચાયછે, ત્યારે અંદરખાનેથી એક છુપો આવાઝ તે વાત ઝાહેર કરેછે!

ઑસર્બોર્ન—"બાનુ, તમોને જે ઝમીન અતિશય વાહાલીછે, તેઉપર હવે તમે એકવાર ફરી પગ મુકશો."

બદુરા—(નર્માશથી) "અને જે જગ્યાએ હું ફરી એકવાર પગ મુકનારછું, તે જગ્યા દુશ્મનના પાયમાલી કરનારા હાથોથી આવી ભયંકરરીતે ખરાબ થઇ ગઇછે, એ શું મારે-માંટે અપશુકનની નેશાની નથી?"

ઑસર્બોર્ન—(ઘણાજ જુસ્સાથી) "ખુદા ખ્યેર કરે! હું ચાહુંછું, કે ભવિષ્યમાં તમારેમાટે કાંઈ પણ અપશુકનભર્યું ન થાય! તમો ઘણાં સુખી થાઓ, એવી સારી દુઆ ચાહાનારાં બીજાં કોઇ નહીં હોય, તોપણ એક જણ તો છેજ!"

જ્યારે આ વખ્તે ઑસર્બોર્ન ખુબસુરત બદુરાને મળવા ગયો હતો, ત્યારે તે મનમાં પાકો ઠરાવ કરીને ગયો હતો, કે તેણીનીસાથે ઘણી દોસ્તીભરેલી સભ્યતાથી વાતચિત કરવી: પણ હજીતો તે તેણીનીહઝુરમાં ત્રણ "મિનીટો" રહ્યો નહીં, તેટલાંતો તેના તે વિચારો હવામાં ઉડી ગયા! અને તેણીનીતરફ વધારે હોસીલી અને નર્મ લાગણીઓથી પોતાની

મર્ઝીઉપરાંત ખેંચાઈ જવા લાગ્યો. તેની આવી ભાષા સાંભળી, અને પોતાનીતરફ આવી વર્ત્તણુંકથી તેને વર્ત્તતો જોઇ બદુરાના શોહામણા ચેહેરાઉપર ખુશહાલીનેમાટે રતાસ ચઢી આવ્યો; અને ખુશહાલી તેણીના ચેહેરાઉપર પ્રગટ થવાથી, તે તેણીનાં દેલની વાત પકડાઇ આવેછે, એવી બ્હીકથી તેણીએ શર્માઇને નિચ્ચું જોયું.

**ઑસબૉર્ન**—"હા, હું તમારાં ભલાંનેમાટે હંમેશાં બંદગી કરતો રહીશ; અને જોકે તે મારા ધર્મની બંદગીમાં થશે, કે જે ધર્મ તમારો નથી, તોયે તે થશેજ એટ-લુંતો તમે માનશોજ?"

આ સાંભળી ઘણુંજ અજાયબજેવા દેખાવે તે સિરકાશિયન છોડીએ એડગર ઑસ-બૉર્નતરફ પોતાની મોટી કાળી આંખોથી જોયું—તે દેખાવ થોડોક ગભરાયલો, થોડોક દેલગીરીભરેલો, અને થોડોક બીદરકારીભરેલો હતો; અને તેણીએ વળી પાછું નિચ્ચે જોયું તેણીનો ચેહેરો ઘડીમાં રાતો તો ઘડીમાં ફિક્કો એમ ફેરવાયા કરતો હતો.

તેણીએ ઘણાજ ધીમા, ધ્રુજતા, અને અતિશય નર્મ મધુર સાદે કહ્યું, "અને હું પણ—જે તમારી અતિશય અહસાનમંદછું—તે તમારાં ભલાંનેમાટે હંમેશાં બંદગી કરતી રહીશ."

પછી બદુરાએ તરતે પાછું ફરીને જોયું; અને એડગરે તરત જાણ્યું, કે તેમ કરવાની તેણીની મતલબ એવી હતી, કે તેણીનો કાકો નઝદીકમાંછે કે નહીં, તે તપાસવું: પણ તે તો થોડેક દુર સિરકાશિયનોસાથે વાતો કરવામાં રોકાયલો હતો, અને જ્યાં એડગર ઑસબૉર્ન અને તેની ભત્રીજી વાતો કરતાં ઉભાં હતાં, તેતરફ તેની પીઠ ફરેલી હતી. ફરીથી એકવાર તે જવાન બાનુએ થોડા ગભરાયલા અને થોડા બીદરકાર દેખાવે જોયું,—પણ એક મુહબતના દેખાવે નહીં—તેણી ઘણી નિર્દોષ અને ઘણી મર્યાદાવાળી હતી, અને પોતાની લાગણીઓ ખુલ્લી કરી દે તેવી નહતી: તેણીનો દેખાવ એવું ઝાહેર કરતો હતો, કે તેણી અત્યાર-સુધીમાં જે બોલી હતી, તેકરતાં કાંઇ વધારે જણાવવાને ઇચ્છતી હોય—તેણી એડગરને એક દોસ્તતરીકે ગણતી હતી, અને તેટલામાટે તેનીઆગળ પોતાની કાંઈ છુપી વાત ઝાહેર કરવાને જાણે તેણી ચાહાતી હોય, એમ તેણીના દેખાવઉપરથી વધારે ખુલ્લું જણાતું હતું. એવું કાંઇક એડગરને તેણીના ચેહેરાઉપરથી લાગ્યું; અને જાણે તેનું દેલ તેણીનીતરફ વધારેને વધારે ખેંચાતું હોય, એમ તેને માલુમ પડ્યું, પણ બદુરાએ ઘડીભર તેને કાંઈ વધારે કેહેવાનો ઇરાદો કીધો હોય—કે ઘડીભર તેને પોતાની કાંઈ છુપી વાત કેહેવાની આર્ઝુ રાખતી હોય—પણ તેમ ન કરવાનું તેણીએ વધારે ડાહાપણભરેલું ધારેલું જણાયું: કારણકે તેણી મુગી ઉભી રહી.

આ જોઇ એડગરને ભારે નિરાશી ઉપજી, અને વાત પાછી ચાલુ કરવાના ઇરાદાથી, તેણે પુછ્યું, "તમે તમારાં માબાપને જલ્દીથી જઇ મળવાની આશા રાખોછોકે? કારણકે તમારા કાકા હાઝી મુરાદે મને જણાવ્યુંછે, કે તમારાં બાપ તથા મા હજી હયાતછે."

**બદુરા**—(ઘણા ધીમા અવાઝે) "આહ! હું તેઓને ઘણાં જલ્દીથી જોઇશ! હું તે મારા ભલા બાપ અને વાહાલી માતાની ગોદમાં જલ્દીથી જઇ પડીશ, કે જેઓએ મારી ગેરહાઝરીમાટે ઘણો ભારે વિલાપ કર્યોછે. પણ—પણ——"

ત્યાં બદુરા બોલતી એકદમ અચકી ગઇ; અને એડગર ઑસબૉર્નને લાગ્યું, કે આ વેળાએ તેણીએ એક ભારે નિસાસો નાખ્યો હતો. તેને હવે વધારે ખુલ્લું જણાયું, કે તેણીનાં મનમાં કાંઇ ખુલ્લું કરી કેહેવાનું હતું, કે જેમ કરવાને તેણી ડરતી હતી—પોતાની કાંઈ છુપી વાત તેણી તેને જણાવવાને ચાહાતી હતી, પણ તેમ કરવાની તેણીની છાતી ચાલતી નહતી; તેનાં મનમાં એમ લાગ્યું, કે તેણી જે તેને જણાવવા માંગતી હતી, તે તેણી પોતાના કાકાને કેહેવાને પસંદ કરતી નહતી, કે તેમ કરવાની હેમત તેણીનાંમાં નહતી. પણ તે શું હશે? તેમાં કાંઇ પણ ગેરઆબરૂભરેલું તો નહશે, એવીતો એડગરની ખાતેર-જમા હતી. આ જવાન છોકરો પાક અને સદગુણી હતો, એ તો એડગર છાતી ઠોકીને કહી શકે, એમ હતું. વળી જો તેણીની પાક દામાનસંબંધી કાંઇ વાત હોય, તો તેણી તે તેને કેહેવાનેબદલે ઉલટી છુપાવવાનું વધારે પસંદ કરે, અને કદાચ કેહેબી, તો તે કોઈ મર્દ-આગળ તો કદી પણ ઝાહેર ન કરે. પ્રિન્સ ચૉરૅાનઝૉફના મેહેલનાં કેદખાનાંની ભારી કસો-ટીમાંથી તેણી નિષ્કલંક અને પાક દામાનસાથે પસાર થવા પામી હતી, તેવિષે તો તેને કશો પણ શક નહતો. ત્યારે જે છુપી વાત બદુરા જણાવવા માંગતી હતી, તે શું હશે, એવો સવાલ તેણે પોતાનાં મનને ફરી એકવાર પુછયો—તે છુપી વાતથી તેણીને કશું પણ શર્માવાજેવું તો નહતું—કેમકે જો તેમ હોય, તો તેણી તે ખુલ્લી કરવાને એટલી આર્ઝુ ન રાખે.

વળી થોડીક વાર તેઓ બન્ને ચુપ રહ્યાં, કે જે વખ્તનાઅરસામાં આ જવાન બાનુ ચોકસરીતે બેચેન અને ઉસ્કેરાયલી રહી—કાંઇ પણ જણાવવાની દેખાઇતી ઇચ્છા—અને વળી તેમ કરવાને દેખાઇતો ડર—એવી ડગમગતી તેણીની હાલત આ વખ્તે હતી. આમુજબે ચુપ ઉભાં રેહેવાનું એડગરને ભારી અને અયોગ્ય જણાયું, અને તેટલામાટે ચુપકીદી તોડ-વાની મતલબથી તે બોલ્યો, “બાનુ, મને જણાવો, કે તમોએ તમારાં લોકના મોટા સરદાર તે પેલા બહાદુર અને નામચિન શામીલને કોઇ વાર જોયોછે?”

આ સવાલ સાંભળી બદુરાની આંખો ચળચળ થવા લાગી, અને તેણી લગાર અચ-રતીની અને શકની નઝરેથી લફટેનન્ટગમ જોવા લાગી; જાણે ઉસ્કેરાઇને કાંઇ જવાબ આપવા જતી હોય, એવીરીતે તેણીના હોઠો હાલવા લાગ્યા: પણ તેણી જે કાંઈ બોલવા જતી હતી, તેમ કરતાં પાછી અચકી ગઇ, અને ઘણા ધીમા સાદે જવાબ આપ્યો, “હા, મેં પ્રિન્સ શામીલને જોયાછે. મારૂં વતન શેહેર વેડેનોછે, અને ત્યાંજ મારૂં ઘરછે—તેની બરાબર પડોશમાંજ તે નામદારનો કેહલો આવેલોછે.”

**ઑસબૉર્ન**—(ઘણી ઉલટથી) “ઓહો! ત્યારે તમે શામીલને દિઠાછે? તે બળવાન સરદારને ફક્ત એક ‘મિનીટ’ જોવાનેમાંટે હું જે માંગે તે આપું! જ્યારે કોઇ પહલવાન, કે જેણે દુનિયામાં કીર્ત્તિ મેળવી હોયછે, તેનેવિષે જ્યારે હું વિચાર કરૂંછું, ત્યારે મારૂં દેલ એક જાતની અઝબુત લાગણીથી કેવું ઉસ્કેરાયછે, તેનો, બાનુ, તમોને જરા પણ વિચાર ન આવશે. જ્યારે મેં ટર્કિશ વડા સેનાધિપતિને પેહેલો જોયો, ત્યારે એવીજ જાતની લાગણી મારાં દેલમાં પૈદા થઈ હતી——”

“આહ, ઓમર પાશા!” બદુરા બોલી ઉઠી, અને આ વેળા તેણીનો ચેહેરો ખુશ-હાલીનેમારે જાણે ખીલી નિકળ્યો હતો. “બેચિત તે તો દુનિયાના જાણીતા પહલવાનોમાંનો એકછે—કદાચ સર્વેથી મોટો તે છે! મેં તેનાં કીર્ત્તિવાન પરાક્રમોવિષે વાંચ્યુંછે——”



(ચિત્ર ૩૧ મું. ) "રશિયનો હઠીગયાઃ તેઓની મોટી સંખ્યા પૂલઉપર મારી ગઇ". ( પાનું ૫૫૮ મું. )



## પ્રકરણ ૭૬ મું.

### આનાપા.

ગ્રીક વેપારી વહાણોનીમઆરેફતે, તેમજ હાઝી મુરાદનીતરફથી, જે ખબર મળી હતી, કે રશિયનો આનાપા હંમેશનેમાટે છોડી ગયા હતા, તેછતાં ઈંગ્રેજી મનવારના કૅપટને સિરકાશિયન અને ટારટર ઉતારૂઓને ત્યાં ઉતારવાઆગમચ, તેબાબે તહકીક કરવાને એક મછવો મોકલી આપવાનું બેહતર ધાર્યું. શેહેરની કેવી હાલત થઇ હતી, તે વહાણઉપરનાંઓ જાણી શકયાં નહીં, કારણકે શેહેર બંદરઉપરના કેલ્લાઓની છેક ઘણું પછવાડે દુર આવેલું હતું. હાઝી મુરાદે ઑસબૉર્નની પાછી ખાતેરી કીધી, કે મસ્કોવિટ દુશ્મનોથી બ્હીવાનું કશું કારણ હવે નહતું; કારણકે હમણાં તો તે નાશ પામેલી જગ્યાનો કબ્જો શામીલના પોતાના સેપાહોએ લીધો હતો. પણ કૅપટનને તે જગ્યા તપાસી આવવાનો હુકમ તાકિદનો હોવાથી, અને વળી તે કામ ખુદ ઑસબૉર્નને પોતાને સોંપવામાં આવેલું હોવાથી, ગામની તપાસ કરવાને તે એક મછવામાં હથિયારબંદ ઇંગ્રેજ ખલાસીઓસાથે જવાને તૈયાર થયો. તેણે કૅપટનને જણાવ્યું, કે હાઝી મુરાદ વગરઢીલે કેનારે ઉતરવાને ઘણો આર્ઝુમંદ હતો; અને વળી આપણા શૂરા લફટેનન્ટે વધુ સૂચવ્યું, કે તેનો આ મુસલમાન દોસ્ત, જો કામ પડે, તો સિરકાશિયન દેશીઓસાથે વ્યવહાર ચલાવવાને ઘણો ઉપયોગી થઇ પડશે. તેટલામાટે આઉપરથી એવું નક્કી કર્યામાં આવ્યું, કે હાઝી મુરાદ, તેની ભત્રીજી, અને તેણીની બે ચાકરડીઓએ પણ ઑસબૉર્નનીસાથે તેના મછવામાંજ કેનારે જવું.

એડગરને આ ગોઠવણથી વળી પાછી પોતાની ખુશહાલીમાં ખલલ થઈ; તે હવે છુટા પડવાના વખતમાટે દેલથી દેલગીર થવા લાગ્યો: તેનાં મનમાં તરેહવાર વિચારો ઉ[illegible] થવા લાગ્યા: છતાં તેણે બહારથી શાંત દેખાવાની દરેક કોશેશ કીધી, કારણકે હાઝી [illegible] તેની સારી સમજશક્તિ અને તેની ઉદારતાઉપર મોટો આધાર રાખ્યો હતો. મછ[illegible] બદુરા પાછી તેની બાજુમાંજ બેઠી હતી, અને તેણીએ આ વખ્તે પોતાનો ચેહેરો [illegible] ખામાં સંતાડયો હતો: એથી ઑસબૉર્ન તેણીનો ચેહેરો જોઇ શકતો નહતો, અને તેટલા આ વેળા તેણીનાં મનમાંથી શું વિચારો પસાર થતા હશે, તેની અટકળ તે કરી [illegible] નહતો. તેને લાગ્યું, કે તેઓવચ્ચે ચાલેલી વાતો કમનસીબે ટુંકમાંજ ખત્મ થઇ ગઈ [illegible] તે પાછી આગળ ચલાવવાને તેને ફરીથી તક મળી નહતી.

મછવો આખરે બારાંનીનઝદીક આવી પુગ્યો: અને હવે શેહેરનો નાશ પા[illegible] ભાંગીતુટી ગયેલો, અને કાળો મારી ગયેલો કોટ ખુલ્લો દેખાવા લાગ્યો. બારાંમાં [illegible] કોઇ પણ વહાણો હતાં નહીં—ડક્કાઉપર કોઇ પણ માણસ નઝરે પડતું નહતું; એડગર હવે વિચારવા લાગ્યો, કે શેહેરના બંચાવનું સિરકાશિયન લસ્કર પણ તે છોડી ગયું હશે. પોતાનો આ વિચાર તેણે હાઝી મુરાદને જણાવ્યો.

હાઝી મુરાદ—"નહીં', ખુદ ગામનાં ભિત્તરમાં મારા વતનીઓનું લસ્કર [illegible] દુશ્મનનાં વહાણો અત્રે આવનાર નથી, એવી તેઓની ખાતેરી હોવ

ઑસબૉર્ન—"ત્યારે તમારાં કેદખાનાંમાં પણ તમો લડાઇની બાબતોથી અજાણ્યાં રહ્યાં નથી?" આપ્રમાણે બોલતાં એડગરને ભારે ખુશહાલી ઉપજી; કારણકે તેને લાગ્યું, કે તેના તેમજ ખુબસુરત બદુરાના સ્વભાવમાં એક જાતનું મળતાપણું હતું.

બદુરા—"છુટાપણાંસિવાય બીજી દરેક બાબતમાં મને તે ડેરામાં સઘળી છુટ હતી, કે જે ડેરામાંથી તમોએ આવાં ઉદાર દેલથી મારો છુટકારો કરવામાં મદદ કીધીછે. મને ત્યાં મારો વખ્ત ગુજારવો ભારી પડતો નહતો: બુઢો કારભારી, દીવાન, મારીતરફ ઘણો માયાથી અને વિવેકથી વર્ત્તતો હતો—તે જુદીજુદી ભાષાની ચોપડીઓ અને વર્ત્તમાનપત્રોનો મોટો જથો મને પુરો પાડતો હતો, તેમાંનાં મુખ્યકરી ફ્રેંચ ભાષામાં હતાં——"

ઘણીજ આતુરતાથી એડગર વચ્ચે બોલી ઉઠયો, "પણ તમો તે સમજી શકતાં હતાં?"

બદુરાએ પોતાની આંખો નિચ્ચે કીધી, અને ઘણીજ સાલેસાઇથી ધીમા આવાઝે બોલી, "મેં ફ્રેંચ ભાષાનો અભ્યાસ કીધેલોછે—પણ તે હું મારે હાથેજ શિખીછું—હું મારી પોતાનીજ શિક્ષક હતી, પણ તે એટલીતો કાચી, કે મને તે અભ્યાસ પુરો કરતાં મહા મુશ્કેલીઓ પડી હતી."

આ બીના જાણી ઑસબૉર્ન ખુશખુશ થઇ ગયો. તેણે પોતાનીસાંમે એક ખુબસુરતજ નહીં, પણ સાથે લાગી એક ચંચળ બાનુને ઉભેલી જોઇ—એક કેળવાયલી બાનુ તે હતી, કે જેણી પોતાનાં સ્વદેશી સિરકાશિયન બિયાબાનમાં, અને એક અર્ધ-જંગલી પ્રિન્સના મેહેલનાં કેદખાનાંમાં ઉછરેલી હતી. હાઝી મુરાદે જે હુકમ તેને કર્યો હતો, તે આ વેળા તે ભુલી ગયો હતો: બદુરા હાલમાં જેવી હતી, તેથી વધારે તેણી થવા પામશે નહીં, એ બાબતજ તે ભુલી ગયો હતો! એક હઝાર વિચારો તેનાં દેલમાં ઉભા થયા: તરેહવાર ખ્યાલી અત્યાનંદ અને સ્વર્ગસુખદાયક વિચારો તેનાં મગઝમાં આ વેળા ભમતા હતા.

ઑસબૉર્ન—"આ સર્વે શું તમે ખરેખર શિખ્યાંછો?" બદુરાતરફ અજાયબીથી પણ સભ્યતાથી ટીકીને જોઇને તે વધુ બોલ્યો, "શું ખરેખર તમારાં કેદખાનાંમાં પણ તમો તમારાં મનને કેળવવામાં ફતેહ પામ્યાંછો?"

બદુરા—(ઘણાંજ નિર્દોષપણાંથી અને જરા પણ ડોળ ઘાલવાવિના મર્યાદાથી) "ઓહ! તમારે યાદ રાખવું જોઇએછે, કે મને પુષ્કળ વખત મળતો હતો!" અને પછી દેલગીરીભરેલે સાદે, "વળી તે મારો વખ્ત કોઇ પણ કામમાં રોકવાની મને ઝરૂર પડી હતી—તે મારાં મનમાંના વિચારો દુર કરવાને—મારાં સુખી ઘરમાંથી મને ઘાતકીપણે ખેંચી લઇ જવામાં આવી હતી, તે મારી યાદદાસ્તમાંથી કાહાડી નાખવાને—મારાં વાહાલાં માબાપ અને ખેશીઓના ચેહેરાઓ યાદ આવતા ભુલાવવાને—મને મારો વખ્ત કોઇ પણ કામમાં રોકવાની ઘણી ઝરૂર હતી——"

અત્રે કેપટને એડગર ઑસબૉર્નને કાંઈ કામમાટે બોલાવ્યો: કારણકે હવે મનવાર લંગર નાખવાની તૈયારીમાં હતી.



**ઑસબૉર્ન**—"ત્યારે તમારાં કેદખાનાંમાં પણ તમો લડાઇની બાબતોથી અજાણ્યાં રહ્યાં નથી?" આપ્રમાણે બોલતાં એડગરને ભારે ખુશહાલી ઉપજી; કારણકે તેને લાગ્યું, કે તેના તેમજ ખુબસુરત બદુરાના સ્વભાવમાં એક જાતનું મળતાપણું હતું.

**બદુરા**—"છુટાપણાંસિવાય બીજી દરેક બાબતમાં મને તે ડેરામાં સઘળી છુટ હતી, કે જે ડેરામાંથી તમોએ આવાં ઉદાર દેલથી મારો છુટકારો કરવામાં મદદ કીધીછે. મને ત્યાં મારો વખ્ત ગુજારવો ભારી પડતો નહતો: બુઢો કારભારી, ઇવાન, મારીતરફ ઘણો માયાથી અને વિવેકથી વર્ત્તતો હતો—તે જુદીજુદી ભાષાની ચોપડીઓ અને વર્ત્તમાનપત્રોનો મોટો જથો મને પુરો પાડતો હતો, તેમાંનાં મુખ્યકરી ફ્રેંચ ભાષામાં હતાં——"

ઘણીજ આતુરતાથી એડગર વચ્ચે બોલી ઉઠયો, "પણ તમો તે સમજી શકતાં હતાં?"

બદુરાએ પોતાની આંખો નિચ્ચે કીધી, અને ઘણીજ સાલેસાઇથી ધીમા આવાઝે બોલી, "મેં ફ્રેંચ ભાષાનો અભ્યાસ કીધેલોછે—પણ તે હું મારે હાથેજ શિખીછું—હું મારી પોતાનીજ શિક્ષક હતી, પણ તે એટલીતો કાચી, કે મને તે અભ્યાસ પુરો કરતાં મહા મુસ્કેલીઓ પડી હતી."

આ બીના જાણી ઑસબૉર્ન ખુશખુશ થઇ ગયો. તેણે પોતાનીસામે એક ખુબસુરતજ નહીં, પણ સાથે લાગી એક ચંચળ બાનુને ઉભેલી જોઇ—એક કેળવાયલી બાનુ તે હતી, કે જેણી પોતાનાં સ્વદેશી સિરકાશિયન બિયાબાનમાં, અને એક અર્ધ-જંગ્લી પ્રિન્સના મેહેલનાં કેદખાનાંમાં ઉછરેલી હતી. હાઝી મુરાદે જે હુકમ તેને કર્યો હતો, તે આ વેળા તે ભુલી ગયો હતોઃ બદુરા હાલમાં જેવી હતી, તેથી વધારે તેણી થવા પામશે નહીં, એ બાબતજ તે ભુલી ગયો હતો! એક હઝાર વિચારો તેનાં દેલમાં ઉભા થયાઃ તરેહવાર ખ્યાલી અત્યાનંદ અને સ્વર્ગસુખદાયક વિચારો તેનાં મગઝમાં આ વેળા ભમતા હતા.

**ઑસબૉર્ન**—"આ સર્વે શું તમે ખરેખર શિખ્યાંછો?" બદુરાતરફ અજાયબીથી પણ સભ્યતાથી ટીકીને જોઇને તે વધુ બોલ્યો, "શું ખરેખર તમારાં કેદખાનાંમાં પણ તમો તમારાં મનને કેળવવામાં ફતેહ પામ્યાંછો?"

**બદુરા**—(ઘણાંજ નિર્દોષપણાંથી અને જરા પણ ડોળ ઘાલવાવિના મર્યાદાથી) "ઓહ! તમારે યાદ રાખવું જોઇએછે, કે મને પુષ્કળ વખત મળતો હતો!" અને પછી દેલગીરીભરેલે સાદે, "વળી તે મારો વખ્ત કોઇ પણ કામમાં રોકવાની મને ઝરૂર પડી હતી—તે મારાં મનમાંના વિચારો દુર કરવાને—મારાં સુખી ઘરમાંથી મને ઘાતકીપણે ખેંચી લઇ જવામાં આવી હતી, તે મારી યાદદાસ્તમાંથી કાહાડી નાખવાને—મારાં વાહાલાં માબાપ અને ખેશાઓના ચેહેરાઓ યાદ આવતા ભુલાવવાને—મને મારો વખ્ત કોઇ પણ કામમાં રોકવાની ઘણી ઝરૂર હતી——"

અત્રે કૅપટને એડગર ઑસબૉર્નને કાંઈ કામમાંટે બોલાવ્યોઃ કારણકે હવે મનવાર લંગર નાખવાની તૈયારીમાં હતી.





# પ્રકરણ ૭૬ મું.

## આનાપા.

ગ્રીક વેપારી વહાણોનીમરફતે, તેમજ હાઝી મુરાદનીતરફથી, જે ખબર મળી હતી, કે રશિયનો આનાપા હંમેશનેમાટે છોડી ગયા હતા, તેછતાં ઈંગ્રેજી મનવારના કૅપટને સિરકાશિયન અને ટારટર ઉતારૂઓને ત્યાં ઉતારવાઆગમચ, તેબાબે તહકીક કરવાને એક મછવો મોકલી આપવાનું બેહતર ધાર્યું. શેહેરની કેવી હાલત થઇ હતી, તે વહાણઉપરનાંઓ જાણી શકયાં નહીં, કારણકે શેહેર બંદરઉપરના કેલ્લાઓની છેક ઘણું પછવાડે દુર આવેલું હતું. હાઝી મુરાદે ઑાસર્બોર્નની પાછી ખાતેરી કીધી, કે મસ્કોવિટ દુશ્મનોથી બ્હીવાનું કશું કારણ હવે નહતું; કારણકે હમણાં તો તે નાશ પામેલી જગ્યાનો કબ્જો શામીલના પોતાના સેપાહોએ લીધો હતો. પણ કૅપટનને તે જગ્યા તપાસી આવવાનો હુકમ તાકિદનો હોવાથી, અને વળી તે કામ ખુદ ઑાસર્બોર્નને પોતાને સોંપવામાં આવેલું હોવાથી, ગામની તપાસ કરવાને તે એક મછવામાં હથિયારબંદ ઇંગ્રેજ ખલાસીઓસાથે જવાને તૈયાર થયો. તેણે કૅપટનને જણાવ્યું, કે હાઝી મુરાદ વગરઢીલે કેનારે ઉતરવાને ઘણો આર્ઝુમંદ હતો ; અને વળી આપણા શૂરા લફટેનન્ટે વધુ સૂચવ્યું, કે તેનો આ મુસલમાન દોસ્ત, જો કામ પડે, તો સિરકાશિયન દેશીઓસાથે વ્યવહાર ચલાવવાને ઘણો ઉપયોગી થઇ પડશે. તેટલામાટે આઉપરથી એવું નકી કર્યામાં આવ્યું, કે હાઝી મુરાદ, તેની ભત્રીજી, અને તેણીની બે ચાકરડીઓએ પણ ઑાસર્બોર્નનીસાથે તેના મછવામાંજ કેનારે જવું.

એડગરને આ ગોઠવણથી વળી પાછી પોતાની ખુશહાલીમાં ખલલ થઈ; તે હવે છુટા પડવાના વખ્તમાંટે દેલથી દેલગીર થવા લાગ્યો: તેનાં મનમાં તરેહવાર વિચારો ઉભા થવા લાગ્યા: છતાં તેણે બહારથી શાંત દેખાવાની દરેક કોશેશ કીધી, કારણકે હાઝી મુરાદે તેની સારી સમજશકિત અને તેની ઉદારતાઉપર મોટો આધાર રાખ્યો હતો. મછવામાં બદુરા પાછી તેની બાજુમાંજ બેઠી હતી, અને તેણીએ આ વખ્તે પોતાનો ચેહેરો બુરખામાં સંતાડયો હતો: એથી ઑાસર્બોર્ન તેણીનો ચેહેરો જોઇ શકતો નહતો, અને તેટલામાંટે આ વેળા તેણીનાં મનમાંથી શું વિચારો પસાર થતા હશે, તેની અટકળ તે કરી શકતો નહતો. તેને લાગ્યું, કે તેઓવચ્ચે ચાલેલી વાતો કમનસીબે ટુંકમાંજ ખત્મ થઇ ગઈ હતી, તે પાછી આગળ ચલાવવાને તેને ફરીથી તક મળી નહતી.

મછવો આખરે બારાંનીનઝદીક આવી પુગ્યો: અને હવે શેહેરનો નાશ પામેલો, ભાંગીતુટી ગયેલો, અને કાળો મારી ગયેલો કોટ ખુલ્લો દેખાવા લાગ્યો. બારાંમાં બીજાં કોઇ પણ વહાણો હતાં નહીં—ડક્કાઉપર કોઇ પણ માણસ નઝરે પડતું નહતું ; અને એડગર હવે વિચારવા લાગ્યો, કે શેહેરના બંચાવનું સિરકાશિયન લશ્કર પણ તે શેહેર છોડી ગયું હશે. પોતાનો આ વિચાર તેણે હાઝી મુરાદને જણાવ્યો.

**હાઝી મુરાદ**—"નહીં, ખુદ ગામનાં ભિત્તરમાં મારા વતનીઓનું લશ્કર પડેલું છે! પણ હવે કોઇ દુશ્મનનાં વહાણો અત્રે આવનાર નથી, એવી તેઓની ખાતેરી હોવાથી ત્યાં

બંદરઉપર ચોકાસીમાટે લશ્કર રાખવાની તેઓ ઝરૂર જોતા નથી. મારા જવાન દોસ્ત, તમો મને, મારી ભત્રીજીને, તથા તેણીની બંધે ગુલામડીઓને બંદરની સર્વેથી નઝદીકની જગ્યાએ કેનારે ઉતારવાની મારીઉપર મેહરબાની કરશો."

આ અર્ઝ સાંભળીને એડગરનું દેલ નાઉમેદીથી દબાઇ ગયું, તો જોકે હાઝી મુરાદને મ્હોં આવી સૂચના થવાની દરેક પળે તે વકી રાખતો હતો. પણ હવે છુટા પડતાં તેનું જેગર ફાટી જશે, તેનો હમણાં તેને વિચાર આવવા લાગ્યો ; શામીલનાં લશ્કરમાં હાઝી મુરાદસાથે જવાનો બીવકુફાઇભરેલો વિચાર તેનાં મગઝમાં ઉભો થયો. પણ બીજીજ પળે તેણે તે વિચાર પોતાનાં મનમાંથી પાછો દુર કીધો ; તેના પોતાના દેશની નૌકરીમાંથી નાસી જવાકરતાં તે મરી જાય, તો સારૂં, એમ તે વિચારવા લાગ્યો !—પોતાના બાપદાદાઓનો ધર્મ તજીને વટલી જાય, તેકરતાં તે આ દુનિયાં તજી જાય, એ તે વધારે પસંદ કરવા લાગ્યો ! અને તોપણ તે જાણતો હતો, કે આરીતે નાસી જવાવગર, કે ધર્મ ત્યાગ કરવાવગર, બદુરાનાબાબમાં તેને બીજી કશી આશા નહતી. સઘળી બીજી લાગણીઓનો ભોગ પોતાના દેશતરફની અને પોતાના ધર્મતરફની વફાદારીમાટે આગળ કદી પણ કોઇએ એટલો બધો આપ્યો નહશે !

મછવો બંદરની સર્વેથી નઝદીકની જગ્યાનાં પગથિયાંઓની તળેટીઆગળ દોડતો આવ્યો—પોતાના સિરકાશિયન મિત્રોને કેનારે ઉતારવામાં મદદ કરવાની દેખાઇતી સભ્યતાનેખાતેર—પણ બાતેનની મતલબ તો થોડી વાર વધારે રેહેવાની, અને પોતાને છુટાં પડતાં જે દુઃખ ઉપજે તે તેના ખલાસીઓ જોઇ શકે નહીં, તેનેખાતેર—તે લફટેનન્ટ પોતે પ્રથમ કેનારે કુદી પડયો. પ્રથમ તો તેણે બદુરાને મછવામાંથી ઉતરવામાં મદદ કીધી : અને ઘડીભર તેણીના સુંદર હાથો તેના હાથોમાં પકડવામાં આવ્યા હતા, તે દાબવાની લાલચ તે થોભાવી શકયો નહીં. જોકે તેણે હાથો સ્હેજ દાબ્યા હતા:—પણ તેવીજરીતે તેના પોતાના હાથો પણ દાબવામાં આવ્યા, તે અરે, કેવું આ આશકના જાણવામાં આવ્યું ? અરે, ત્યારે બદુરા પણ તેને ચાહાતી હતી !—તેમાં હવે કશો શક રહ્યો નહીં !—તેના પ્યારનો ઉભરો પાછો વાળવામાં આવ્યો હતો !—જેનીરીતે તેનું દેલ અંદરથી મુહબ્બતના ઉછાળા મારતું હતું, તેવીજરીતે આ ખુબસુરત બાનુનાબાબમાં પણ ત્યારે હતું !

આ વિચાર સ્વપ્નાપેરે એડગર ઑસર્બાર્નનાં મગઝમાંથી એક પળવારમાં પસાર થઇ ગયો ; આ જોઇ તેણે તેનાં દેલનો ઉભરો જેમતેમ દબાવી રાખ્યો. તોયે ખુશહાલીથી તેનો ચેહેરો આ વેળા ખીલી નિકળ્યો હતો ; પણ હાઝી મુરાદને પોતાનીગમ બારીકીથી ટીકતો જોઇ, તે ઘણો ગુંચવાડામાં પડયો, અને લાલલાલ થઇ ગયો. જાણે એડગરના દરેક વિચારો આ સિરકાશિયન અમલદાર પામી ગયો હતો, અને જાણે તેનાં દેલની ભારે ઉંડાઇ તે જાણી શકયો હતો, એમ જણાયું. તોયે તે મુસ્લીમ કોઇ પણ રીતે તેનીતરફ કરડાપણાંથી જોતો નહતો: તે તેનીતરફ અર્ધો ઠપકારૂપે, અને અર્ધો દયાની નઝરે જોતો હતો ;—અને તરત આગળ દોડી આવી, તેણે એડગરનો હાથ પોતાના હાથમાં લીધો, અને બોલ્યો, "મારા દોસ્ત, હવે આપણુને છુટા પડવાનો વખ્ત આવી લાગ્યોછે !"

જે વખ્તે તેનો પ્યાર કબુલ રાખ્યામાં આવ્યો હતો, તેજ વખ્તે જાણે મોત તેને પોતાની માશકથી છુટું પાડતું હોય, એવું તેનાં દેલમાં લાગ્યું, અને તે બોલી ઉઠયો,



# પ્રકરણ ૭૬ મું.

## આનાપા.

ગ્રીક વેપારી વહાણોનીમઆરેફતે, તેમજ હાઝી મુરાદનીતરફથી, જે ખબર મળી હતી, કે રશિયનો આનાપા હંમેશનેમાંટે છોડી ગયા હતા, તેછતાં ઇંગ્રેજી મનવારના કૅપટને સિરકાશિયન અને ટારટર ઉતારૂઓને ત્યાં ઉતારવાઆગમચ, તેબાબે તહકીક કરવાને એક મછવો મોકલી આપવાનું બેહતર ધાર્યું. શેહેરની કેવી હાલત થઇ હતી, તે વહાણઉપરનાંઓ જાણી શકયાં નહીં, કારણકે શેહેર બંદરઉપરના કેલ્લાઓની છેક ઘણું પછવાડે દુર આવેલું હતું. હાઝી મુરાદે ઑસબૉર્નની પાકી ખાતેરી કીધી, કે મસ્કોવિટ દુશ્મનોથી બ્હીવાનું કશું કારણ હવે નહતું; કારણકે હમણાં તો તે નાશ પામેલી જગ્યાનો કબ્જો શામીલના પોતાના સેપાહોએ લીધો હતો. પણ કૅપટનને તે જગ્યા તપાસી આવવાનો હુકમ તાકિદનો હોવાથી, અને વળી તે કામ ખુદ ઑસબૉર્નને પોતાને સોંપવામાં આવેલું હોવાથી, ગામની તપાસ કરવાને તે એક મછવામાં હથિયારબંદ ઇંગ્રેજ ખલાસીઓસાથે જવાને તૈયાર થયો. તેણે કૅપટનને જણાવ્યું, કે હાઝી મુરાદ વગરઢીલે કેનારે ઉતરવાને ઘણો આર્ઝુમંદ હતો; અને વળી આપણા શૂરા લેફટેનન્ટે વધુ સૂચવ્યું, કે તેનો આ મુસલમાન દોસ્ત, જો કામ પડે, તો સિરકાશિયન દેશીઓસાથે વ્યવહાર ચલાવવાને ઘણો ઉપયોગી થઇ પડશે. તેટલામાંટે આઉપરથી એવું નક્કી કર્યામાં આવ્યું, કે હાઝી મુરાદ, તેની ભત્રીજી, અને તેણીની બે ચાકરડીઓએ પણ ઑસબૉર્નનીસાથે તેના મછવામાંજ કેનારે જવું.

એડગરને આ ગોઠવણથી વળી પાછી પોતાની ખુશહાલીમાં ખલલ થઈ; તે હવે છુટા પડવાના વખ્તમાંટે દેલથી દેલગીર થવા લાગ્યો: તેનાં મનમાં તરેહવાર વિચારો ઉભા થવા લાગ્યા: છતાં તેણે બહારથી શાંત દેખાવાની દરેક કોશેશ કીધી, કારણકે હાઝી મુરાદે તેની સારી સમજશકિત અને તેની ઉદારતાઉપર મોટો આધાર રાખ્યો હતો. મછવામાં બદુરા પાછી તેની બાજુમાંજ બેઠી હતી, અને તેણીએ આ વખ્તે પોતાનો ચેહેરો બુરખામાં સંતાડયો હતો: એથી ઑસબૉર્ન તેણીનો ચેહેરો જોઇ શકતો નહતો, અને તેટલામાંટે આ વેળા તેણીનાં મનમાંથી શું વિચારો પસાર થતા હશે, તેની અટકળ તે કરી શકતો નહતો. તેને લાગ્યું, કે તેઓવચ્ચે ચાલેલી વાતો કમનસીબે ટુંકમાંજ ખતમ થઇ ગઈ હતી, તે પાછી આગળ ચલાવવાને તેને ફરીથી તક મળી નહતી.

મછવો આખરે બારાંનીનઝદીક આવી પુગ્યો: અને હવે શેહેરનો નાશ પામેલો, ભાંગીતુટી ગયેલો, અને કાળો મારી ગયેલો કોટ ખુલ્લો દેખાવા લાગ્યો. બારાંમાં બીજાં કોઇ પણ વહાણો હતાં નહીં—ડકાઉપર કોઇ પણ માણસ નઝરે પડતું નહતું; અને એડગર હવે વિચારવા લાગ્યો, કે શેહેરના બચાવનું સિરકાશિયન લશ્કર પણ તે શેહેર છોડી ગયું હશે. પોતાનો આ વિચાર તેણે હાઝી મુરાદને જણાવ્યો.

**હાઝી મુરાદ**—"નહીં, ખુદ ગામનાં ભિત્તરમાં મારા વતનીઓનું લશ્કર પડેલું છે: પણ હવે કોઇ દુશ્મનનાં વહાણો અત્રે આવનાર નથી, એવી તેઓની ખાતેરી હોવાથી ત્યાં

બંદરઉપર ચોકસીમાટે લશ્કર રાખવાની તેઓ ઝરૂર જોતા નથી. મારા જવાન દોસ્ત, તમો મને, મારી ભત્રીજીને, તથા તેણીની બધી ગુલામડીઓને બંદરની સર્વેથી નઝદીકની જગ્યાએ કેનારે ઉતારવાની મારીઉપર મેહરબાની કરશો."

આ અર્ઝ સાંભળીને એડગરનું દેલ નાઉમેદીથી દબાઇ ગયું, તો જોકે હાઝી મુરાદને મ્હોં આવી સૂચના થવાની દરેક પળે તે વકી રાખતો હતો. પણ હવે છુટા પડતાં તેનું જેગર ફાટી જશે, તેનો હમણાં તેને વિચાર આવવા લાગ્યો; શામીલનાં લશ્કરમાં હાઝી મુરાદસાથે જવાનો બીવકુફાઇભરેલો વિચાર તેનાં મગઝમાં ઉભો થયો. પણ બીજીજ પળે તેણે તે વિચાર પોતાનાં મનમાંથી પાછો દુર કીધો; તેના પોતાના દેશની નોકરીમાંથી નાસી જવાકરતાં તે મરી જાય, તો સારૂં, એમ તે વિચારવા લાગ્યો!—પોતાના બાપદાદાઓનો ધર્મ તજીને વટલી જાય, તેકરતાં તે આ દુનિયાં તજી જાય, એ તે વધારે પસંદ કરવા લાગ્યો! અને તોપણ તે જાણતો હતો, કે આરીતે નાસી જવાવગર, કે ધર્મ ત્યાગ કરવાવગર, બદુરાનાબાબમાં તેને બીજી કશી આશા નહતી. સઘળી બીજી લાગણીઓનો ભોગ પોતાના દેશતરફની અને પોતાના ધર્મતરફની વફાદારીમાટે આગળ કદી પણ કોઇએ એટલો બધો આપ્યો નહશે!

મછવો બંદરની સર્વેથી નઝદીકની જગ્યાનાં પગથિયાંઓની તળેટીઆગળ દોડતો આવ્યો—પોતાના સિરકાશિયન મિત્રોને કેનારે ઉતારવામાં મદદ કરવાની દેખાઇતી સભ્યતાનેખાતેર—પણ બાતેનની મતલબ તો થોડી વાર વધારે રેહેવાની, અને પોતાને છુટાં પડતાં જે દુઃખ ઉપજે તે તેના ખલાસીઓ જોઇ શકે નહીં, તેનેખાતેર—તે લફટેનન્ટ પોતે પ્રથમ કેનારે કુદી પડયો. પ્રથમ તો તેણે બદુરાને મછવામાંથી ઉતરવામાં મદદ કીધી; અને ઘડીભર તેણીના સુંદર હાથો તેના હાથોમાં પકડવામાં આવ્યા હતા, તે દાબવાની લાલચ તે થોભાવી શકયો નહીં. જોકે તેણે હાથો સ્હેજ દાબ્યા હતાઃ—પણ તેવીજરીતે તેના પોતાના હાથો પણ દાબવામાં આવ્યા, તે અરે, કેવું આ આશકના જાણવામાં આવ્યું? અરે, ત્યારે બદુરા પણ તેને ચાહાતી હતી!—તેમાં હવે કશો શક રહ્યો નહીં!—તેના પ્યારનો ઉભરો પાછો વાળવામાં આવ્યો હતો!—જેવીરીતે તેનું દેલ અંદરથી મુહબતના ઉછાળા મારતું હતું, તેવીજરીતે આ ખુબસુરત બાનુનાબાબમાં પણ ત્યારે હતું!

આ વિચાર સ્વપ્નાપેરે એડગર ઑસબૉર્નનાં મગઝમાંથી એક પળવારમાં પસાર થઇ ગયો; આ જોઇ તેણે તેનાં દેલનો ઉભરો જેમતેમ દબાવી રાખ્યો. તોયે ખુશહાલીથી તેનો ચેહેરો આ વેળા ખીલી નિકળ્યો હતો; પણ હાઝી મુરાદને પોતાનીગમ બારીકીથી ટીકતો જોઇ, તે ઘણો ગુંચવાડામાં પડયો, અને લાલલાલ થઇ ગયો. જાણે એડગરના દરેક વિચારો આ સિરકાશિયન અમલદાર પામી ગયો હતો, અને જાણે તેનાં દેલની ભારે ઉંડાઇ તે જાણી શકયો હતો, એમ જણાયું. તોયે તે મુસ્લીમ કોઇ પણ રીતે તેનીતરફ કરડાપણાંથી જોતો નહતોઃ તે તેનીતરફ અર્ધો ઠપકારૂપે, અને અર્ધો દયાની નઝરે જોતો હતો;—અને તરત આગળ દોડી આવી, તેણે એડગરનો હાથ પોતાના હાથમાં લીધો, અને બોલ્યો, "મારા દોસ્ત, હવે આપણને છુટા પડવાનો વખ્ત આવી લાગ્યોછે!"

જે વખ્તે તેનો પ્યાર કબુલ રાખ્યામાં આવ્યો હતો, તેજ વખ્તે જાણે મોત તેને પોતાની માશુકથી છુટું પાડતું હોય, એવું તેનાં દેલમાં લાગ્યું, અને તે બોલી ઉઠયો,

"હજી નહીં ! તે વખ્ત આવ્યો નથી ! મને શેહેરનીઅંદર તુલિફ તમારાં રક્ષણમાટે સાથે આવવા દેવાની મેહરબાની નહીં કરો ?—તમો તમારા સિરકાશિયન હમવતનીઓને જણાવશો, કે હું એક ઈંગ્રેજછું, અને એક દોસ્ત——"

આ સાંભળી તેને બોલતો અટકાવી, અને જે નજીવું બહાનું તે કાહાડતો હતો, તે પોતે સેહેલાઇથી પામી ગયો હતો, એવું દેખાડીને, અને તેની ખામુશી અને ઉદારતાનો એડગર ખોટો લાભ લેતો હતો, એવું ધારીને હાઝી મુરાદ લગભગ કરડા આવાઝે બોલ્યો, "ત્યાંસુધી આવવાની તમોને કશી ઝરૂર નથી. જવાન મર્દ, હું તમોને જણાઉંછું, કે આ અર્ધાં નાશ પામેલાં શેહેરમાં ફક્ત સિરકાશિયનોજ હવે રહેલાંછે, અને મારૂં આ કેહેવું તમારે માનવું જોઇએછે. પેલી વાવટાકાઠીઉપર મારા દેશની ધજા ઉડેછે, તે શું તમે જોતા નથી ? તમો હાંજ થોભી જાઓ ; તમારા વહાણઉપરનાં સર્વે સલામતછે, અને આપણાં બંધેનાં રાજ્યોવચ્ચે દોસ્તીનું નાતુંછે, એવું દેખાડવામાંટે હું ત્યાં જઇને તમારાં રાજ્યના વાવટાને તોપોના ધડાકાઓથી સલામી અપાવીશ. અને હવે છેલ્લી સલામ ! તમો હાંજ રેહો, અને અમોજ એકલાં અમારા દેશનાં લોકોવચ્ચે જઇએ છૈયે."

એડગરે આઉપરથી બદુરાગમ જોયું: તેનાં હૈયાંમાં અતિ દુ:ખ થતું હતું. તેણે જોયું, કે તેણીનો બુરખો હાલતો હતો—તે બુરખો, કે જે હમણાં તેણીએ ઉંચકેલો નહતો, પણ જેનેથી તે સિરકાશિયન બાતુનો ચેહેરો છુપાયલો હતો—તેથી તેણીની લાગણીઓ પણ ઢંકાઇજ રેહેલી હતી.

હાઝી મુરાદ—(એડગરનો હાથ પોતાના હાથમાં માયાથી પકડીને) "છેલ્લી વાર અમારાં ખરાં દેલનું અહસાન કબુલ રાખો. જવાન મર્દ, જા—જે ઉમદા ખેતર તારેમાંટે ખુલ્લું પડેલુંછે, તેમાં ઝોંકાવ: જે ધંધામાં તું એક ચળકતા હીરાજેવોછે, તેમાં વધુ પ્રકાશ ! એમાંથી તું પાછો હઠતો ના: સઘળા વિચારો, કે જેથી પોતાની ફર્ઝમાં નબળો પડે, કે જેથી પોતાના હાથો કમઝોર કરે, તેવા તમામ વિચારોને એક શૂરા લડવૈયાએ પોતાના પગોતળે કચડી નાખવા જોઈએછે. જવાન મર્દ, જા !—અને જોકે તારાથી જુદાજ ધર્મના શખ્સોને તેં તારી અચ્છી સેલાથી મદદ કીધીછે, તોયે તારાં ભલાંનેમાંટે અને તારી આબાદીનેમાંટે તેઓની ખરાં દેલની દુઆઓની અસર તારીઉપર થશે, એમ ખાતેરીથી જાણજે'

મુસ્લીમના આ છેલ્લા જતુની શબ્દો સાંભળીને તે બાતુનો બુરખો વધારે હાલતો ખુલ્લો દેખાવા લાગ્યો ; અને વળી એડગરને એટલાવટીક જણાયું, કે તેનાં સાંભળવામાં એક ડચકું ખાવાનો આવાઝ પણ ખુલ્લો આવ્યો હતો. પોતાની લાગણી તે વધારે થોભાવી શકશે નહીં, એમ ધારી એડગર ઑસબૉર્ને તરત હાઝી મુરાદનો હાથ મમતાથી દાબ્યો, અને પછી બદુરાને છેલ્લી સલામ કરવાને ફર્યો. અરે ! આ "છેલ્લી સલામ" એટલા શબ્દો બોલતાં તેનો આવાઝ કેવો દુ:ખીજેવો લાગતો હતો ! અને જ્યારે "શેક-હાંડ" કરવામાંટે તે નર્મ સુફેદ હાથ તેને આપવામાં આવ્યો, ત્યારે તે આ શબ્દો ફક્ત ધીમેથી બબડી ગયો ; તેનથી મોટે ખુલ્લે સાદે બોલી પણ શકાયું નહીં ; અને તેને લાગ્યું—અરે ! તેને ખચિત લાગ્યું, કે તેણીનો હાથ તેના હાથમાં ધ્રુજતો હતો.

પછી ઉતાવળે હાઝી મુરાદ અને બદુરા ત્યાંથી ચાલી ગયાં, અને તેઓનીપછવાડે પેલી બે ગુલામડીઓ પણ ગઇ; તેઓને જોતો એડગર ઑસબૉર્ન તે જગ્યાએ જાણે

લાકડાંનીપેઠે થંભ ઉભોજ રહ્યો. જેમજેમ એકેકું પગલું તેઓ તેનેથી દુર જતાં ગયાં, તેમતેમ તે પોતાનાં દુઃખના દરિઆવમાં વધારેને વધારે ઉંડો ગરક થતો ગયો; અને જ્યારે એક નાશ પામેલાં મકાનનાં ખુણાંઆગળથી તેઓ અંદર વળ્યાં, ત્યારે તેને લાગ્યું, કે જાણે આ દુનિયાંમાં જે સર્વેથી ઝળકતું અને ખુબસુરત હતું, તે ગુમ થઈ ગયુંછે—જે વગર હવે આ દુનિયાંમાં રેહેવામાં કશી મજાહજ તેને નહતી !

તેઓનીપછવાડે જવાની તેણે હેમત કીધી નહીં. તે ખુબસુરત આકારને ફરી એકવાર દુરથી પણ જોવા જવાનીવટીક તેણે હેમત કીધી નહીં:—હાઝી મુરાદ શું કરેછે, ને ક્યાં જાયછે, તે જાણવું તેનેમાંટે શોભાભર્યું નહતું. જ્યાં તેઓ તેને છોડી ગયાં હતાં, તે જગ્યાએ તે થોડીક "મિનીટો"સુધી ઉભોજ રહ્યો; સારાં નસીએ જે જગ્યાએ તે ઉભેલો હતો, ત્યાં તેના મછવામાંના ખલાસીઓ તેને જોઇ શકેએમ નહતું—નહીંતો તેઓને શક ઉપજ્યાવગર રેહેતે નહીં. આખરે ધીમેધીમે તેને વિચાર આવવા લાગ્યો, કે તેને તેની ફર્ઝો બજાવવાનીછે: અને અતિ ભારે મુસીબતથી તેણે પોતાનો ચેહેરો શાંત દેખાડવાની કોશેશ કીધી. તે મછવામાં જઇ બેઠો, અને તે બારાંનીઆસપાસ હલેસાં મારી બહારથી મછવાને લઇ જવાને પોતાનાં માણસોને હુકમ કીધો. આમુજબે તેઓએ જે બાંધકામો તપાસ્યાં, તેઓ સઘળાંઉપરથી તોપો કાહાડી લઈ જવામાં આવી હતી, તેઓને ઉરાડી મુકવાથી તેઓ કાળાં મારી ગયાં હતાં, અને તે તદન છોડી જવામાં આવ્યાં હતાં. દારૂખાનાં, કોઠારો, અને કોટો—સર્વે રશિયનોએ તેઓને તજી જવાઆગમચ ઉરાડી મુક્યાં હતાં. આગળ જણાવ્યામુજબે ખુદ શેહેર ત્યાંથી થોડે છેટે હતું; પણ પાણીઉપરથી તે ઘણુંજ થોડું દેખાતું હતું.

ડકાઉપર છુટાં પડવાપછી આસરે અર્ધા કલાકમાં એક તોપ ફુટવાનો ધડાકો થયેલો સંભળાયો; અને તેનીપછવાડે એકપછી એક એમ તોપોના એકવીસ ધડાકાઓ ગણવામાં આવ્યા. હાઝી મુરાદે ખરેખર પોતાનો સુખન પાળ્યો હતો: સિરકાશિયન તોપખાનું ઇંગ્રેજી વાવટાને સલામી આપતું હતું:—મિત્રાચારી અને આવકારની આ ઇધાણી હતી; અને હવે આનાપાની નાશ પામેલી કેલ્લેબંદીની વધારે તપાસ કરવાજેવું કશું એડગર ઑસબૉર્નનેમાંટે રહ્યું નહતું.

ઇંગ્રેજી મનવારે આ સલામીનો પાછો જવાબ વાળવા માંડ્યો: અને એડગર ઑસબૉર્ને પોતાનાં વહાણતરફનો રસ્તો ધર્યો. હમણાં બપોરના અગિયાર વાગ્તાથી વધારે મોહું થયું નહતું: કારણકે મનવારે ક્રેટીચ સવારના પહરમાં છોડ્યું હતું. એડગર પોતાના કુપ્તાનઆગળ ગયો, અને આનાપાખાતેનાં શામીલનાં લસ્કરના સરદારોસાથે કાંઇ વધારે સંદેશા ચલાવવાને, કે ખુદ શામીલ પોતે ત્યાં હતો કે નહીં, તેબાએ હકીકત કરવાને તે ચાહાતો હતો કે નહીં, તેબાબે પુછ્યું—પણ તે ઇંગ્રેજી કુપટને તો ટર્કિશ મનવાર, કે જે તે પાછળ મુકી આવ્યો હતો, તે ત્યાં આવી પુગે, તેટલાં ત્યાં થોબવાને પોતાનો એરાદો જણાવ્યો; તેના વિચારમુજબે ઑટોમન કુપટન એવા કોઈ પણ સંદેશા ચલાવવાને વધારે સત્તા ધરાવતો હતો, કારણકે તેનું વહાણ સિરકાશિયન પ્રિન્સસારૂં આવકારદાયક ભેટોથી લાધેલું હતું. તોયેપણ ઉતારૂઓને કેનારે ઉતારવાનું શરૂ કર્યામાં આવ્યું: પણ તેઉપર દેખ-

"હજી નહીં! તે વખ્ત આવ્યો નથી! મને શેહેરનીઅંદર તુલિક તમારાં રક્ષણમાટે સાથે આવવા દેવાની મેહરબાની નહીં કરો?—તમો તમારા સિરકાશિયન હમવતનીઓને જણાવશો, કે હું એક ઈંગ્રેજછું, અને એક દોસ્ત——"

આ સાંભળી તેને બોલતો અટકાવી, અને જે નજીવું બહાનું તે કાહાડતો હતો, તે પોતે સેહેલાઈથી પામી ગયો હતો, એવું દેખાડીને, અને તેની ખામુશી અને ઉદારતાનો એડગર ખોટો લાભ લેતો હતો, એવું ધારીને હાઝી મુરાદ લગભગ કરડા આવાઝે બોલ્યો, "ત્યાંસુધી આવવાની તમોને કશી ઝરૂર નથી. જવાન મર્દ, હું તમોને જણાઉંછું, કે આ અર્ધાં નાશ પામેલાં શેહેરમાં ફક્ત સિરકાશિયનોજ હવે રહેલાંછે, અને મારૂં આ કેહેવું તમારે માનવું જોઇએછે. પેલી વાવટાકાઠીઉપર મારા દેશની ધ્વજા ઉડેછે, તે શું તમે જોતા નથી? તમો લ્યાંજ થોભી જાઓ; તમારા વહાણઉપરનાં સર્વે સલામતછે, અને આપણાં બંધેનાં રાજ્યોવચ્ચે દોસ્તીનું નાતુંછે, એવું દેખાડવામાંટે હું ત્યાં જઇને તમારાં રાજ્યના વાવટાને તોપોના ધડાકાઓથી સલામી અપાવીશ. અને હવે છેલ્લી સલામ! તમો લ્યાંજ રેહો, અને અમોજ એકલાં અમારા દેશનાં લોકોવચ્ચે જઇએ છૈયે."

એડગરે આઉપરથી બહુરાગમ જોયું: તેનાં હૈયાંમાં અતિ દુઃખ થતું હતું. તેણે જોયું, કે તેણીનો બુરખો હાલતો હતો—તે બુરખો, કે જે હમણાં તેણીએ ઉંચકેલો નહતો, પણ જેનેથી તે સિરકાશિયન બાનુનો ચેહેરો છુપાયલો હતો—તેથી તેણીની લાગણીઓ પણ ઢંકાઇજ રેહેલી હતી.

હાઝી મુરાદ—(એડગરનો હાથ પોતાના હાથમાં માયાથી પકડીને) "છેલ્લી વાર અમારાં ખરાં દેલનું અહસાન કબુલ રાખો. જવાન મર્દ, જા—જે ઉમદા ખેતર તારેમાંટે ખુલ્લું પડેલુંછે, તેમાં ઝોકાવઃ જે ધંધામાં તું એક ચળકતા હીરાજેવોછે, તેમાં વધુ પ્રકાશ! એમાંથી તું પાછો હઠતો નાઃ સઘળા વિચારો, કે જેથી પોતાની ફર્ઝમાં નબળો પડે, કે જેથી પોતાના હાથો કમઝોર કરે, તેવા તમામ વિચારોને એક શૂરા લડવૈયાએ પોતાના પગોતળે કચડી નાખવા જોઈએછે. જવાન મર્દ, જા!—અને જોકે તારાથી જુદાજ ધર્મના શખ્સોને તેં તારી અચ્છી સેવાથી મદદ કીધીછે,. તોયે તારાં ભલાંનેમાંટે અને તારી આબાદીનેમાંટે તેઓની ખરાં દેલની દુઆઓની અસર તારીઉપર થશે, એમ ખાતેરીથી જાણજે'

મુસ્લીમના આ છેલ્લા જતુની શબ્દો સાંભળીને તે બાનુનો બુરખો વધારે હાલતો ખુલ્લો દેખાવા લાગ્યો; અને વળી એડગરને એટલાવટીક જણાયું,. કે તેનાં સાંભળવામાં એક ડચકું ખાવાનો આવાઝ પણ ખુલ્લો આવ્યો હતો. પોતાની લાગણી તે વધારે થોભાવી શકશે નહીં, એમ ધારી એડગર ઑસબૉર્ને તરત હાઝી મુરાદનો હાથ મમતાથી દાબ્યો, અને પછી બહુરાને છેલ્લી સલામ કરવાને ફર્યો. અરે! આ "છેલ્લી સલામ" એટલા શબ્દો બોલતાં તેનો આવાઝ કેવો દુઃખીજેવો લાગતો હતો! અને જ્યારે "શેક-હાંડ" કરવામાંટે તે નર્મ સુફેદ હાથ તેને આપવામાં આવ્યો, ત્યારે તે આ શબ્દો ફક્ત ધીમેથી બબડી ગયો; તેનથી મોટે ખુલ્લે સાદે બોલી પણ શકાયું નહીં; અને તેને લાગ્યું—અરે! તેને ખચિત લાગ્યું, કે તેણીનો હાથ તેના હાથમાં ધ્રુજતો હતો.

પછી ઉતાવળે હાઝી મુરાદ અને બહુરા ત્યાંથી ચાલી ગયાં, અને તેઓનીપછવાડે પેલી બે ગુલામડીઓ પણ ગઇ; તેઓને જોતો એડગર ઑસબૉર્ન તે જગ્યાએ જાણે

લાકડાંનીપેઠે થંભ ઉભોજ રહ્યો. જેમજેમ એકેકું પગલું તેઓ તેનેથી દુર જતાં ગયાં, તેમતેમ તે પોતાનાં દુઃખના દરિઆવમાં વધારેને વધારે ઉંડો ગરક થતો ગયો; અને જ્યારે એક નાશ પામેલાં મકાનનાં ખુણાંઆગળથી તેઓ અંદર વળ્યાં, ત્યારે તેને લાગ્યું, કે જાણે આ દુનિયાંમાં જે સર્વેથી ઝળકતું અને ખુબસુરત હતું, તે ગુમ થઈ ગયુંછે—જે વગર હવે આ દુનિયાંમાં રેહેવામાં કશી મજાહજ તેને નહતી!

તેઓનીપછવાડે જવાની તેણે હેમત કીધી નહીં. તે ખુબસુરત આકારને ફરી એકવાર દુરથી પણ જોવા જવાનીવટીક તેણે હેમત કીધી નહીં:—હાઝી મુરાદ શું કરેછે, ને કયાં જાયછે, તે જાણવું તેનેમાટે શોભાભર્યું નહતું. જ્યાં તેઓ તેને છોડી ગયાં હતાં, તે જગ્યાએ તે થોડીક "મિનીટો"સુધી ઉભોજ રહ્યો; સારાં નસીબે જે જગ્યાએ તે ઉભેલો હતો, ત્યાં તેના મછવામાંના ખલાસીઓ તેને જોઇ શકેએમ નહતું—નહીંતો તેઓને શક ઉપજ્યાવગર રેહેતે નહીં. આખરે ધીમેધીમે તેને વિચાર આવવા લાગ્યો, કે તેને તેની ફરજો બજાવવાનીછે: અને અતિ ભારે મુસીબતથી તેણે પોતાનો ચેહેરો શાંત દેખાડવાની કોશેશ કીધી. તે મછવામાં જઇ બેઠો, અને તે બારાંનીઆસપાસ હલેસાં મારી બહારથી મછવાને લઇ જવાને પોતાનાં માણસોને હુકમ કીધો. આમુજબે તેઓએ જે બાંધકામો તપાસ્યાં, તેઓ સઘળાંઉપરથી તોપો કાહાડી લઈ જવામાં આવી હતી, તેઓને ઉરાડી મુકવાથી તેઓ કાળાં મારી ગયાં હતાં, અને તે તદન છોડી જવામાં આવ્યાં હતાં. દારૂખાનાં, કોઠારો, અને કોટો—સર્વે રશિયનોએ તેઓને તજી જવાઆગમચ ઉરાડી મુક્યાં હતાં. આગળ જણાવ્યાસુજબે ખુદ શેહેર ત્યાંથી થોડે છેટે હતું; પણ પાણીઉપરથી તે ઘણુંજ થોડું દેખાતું હતું.

ડક્કાઉપર છુટાં પડવાપછી આસરે અર્ધા કલાકમાં એક તોપ ફુટવાનો ધડાકો થયેલો સંભળાયો; અને તેનીપછવાડે એકપછી એક એમ તોપોના એકવીસ ધડાકાઓ ગણવામાં આવ્યા. હાઝી મુરાદે ખરેખર પોતાનો સુખન પાળ્યો હતો: સિરકાશિયન તોપખાનું ઇંગ્રેજી વાવટાને સલામી આપતું હતું:—મિત્રાચારી અને આવકારની આ ઇધાણી હતી; અને હવે આનાપાની નાશ પામેલી કેલ્લેબંદીની વધારે તપાસ કરવાજેવું કશું એડગર ઑસબૉર્નનેમાટે રહ્યું નહતું.

ઇંગ્રેજી મનવારે આ સલામીનો પાછો જવાબ વાળવા માંડ્યો: અને એડગર ઑસબૉર્ને પોતાનાં વહાણતરફનો રસ્તો ધર્યો. હમણાં બપોરના અગિયાર વાગ્તાથી વધારે મોડું થયું નહતું: કારણકે મનવારે કૅર્ટચ સવારના પહરમાં છોડ્યું હતું. એડગર પોતાના કૅપટનઆગળ ગયો, અને આનાપાખાતેનાં શામીલનાં લશ્કરના સરદારોસાથે કાંઇ વધારે સંદેશા ચલાવવાને, કે ખુદ શામીલ પોતે ત્યાં હતો કે નહીં, તેબાબે હકીકત કરવાને તે ચાહાતો હતો કે નહીં, તેબાબે પુછ્યું—પણ તે ઇંગ્રેજી કૅપટને તો ટર્કિશ મનવાર, કે જે તે પાછળ મુકી આવ્યો હતો, તે ત્યાં આવી પુગે, તેટલાં ત્યાં થોભવાને પોતાનો ઇરાદો જણાવ્યો; તેના વિચારમુજબે ઑટૉમન કૅપટન એવા કોઈ પણ સંદેશા ચલાવવાને વધારે સત્તા ધરાવતો હતો, કારણકે તેનું વહાણ સિરકાશિયન પ્રિન્સસારૂ આવકારદાયક ભેટોથી લાધેલું હતું. તોયેપણ ઉતારૂઓને કેનારે ઉતારવાનું શરૂ કર્યામાં આવ્યું: પણ તેઉપર દેખ-

રેખ રાખવાનું કામ બીજા ઉતરતી પદવીના અમલદારો હસ્તક સોંપવામાં આવ્યું હતું; અને તેથી હવે પાછા કેનારે જવામાટે એડગરને કાંઇ બહાનું મળ્યું નહીં. ત્યારે શું તેને તેવાં કાંઈ બહાનાની ઝરૂર હતી? શું તે આનાપાનાં પાયમાલ કરવામાં આવેલાં શેહેરતરફ પાછો જવાને આતુર હતો? અરે, હા! અગરજો તેવી કોઇ તક તેને પોતાની ફર્ઝ બજાવવાનેમસે મળે, તો તે ત્યાં જાય; કારણકે ફરી એકવાર બહુરાને જોવાને તે તળપી રહેલે હતો. તે પોતાની "કૅબિન"માં ગયો, અને પોતાના દેલગીરીભર્યા વિચારોમાં મશ્ગુલ થયો,—આજ "કૅબિન"માં ઘણાક કલાકોસુધી તે ખુબસુરત સિરકાશિયન રહી હતી, તે વિચારથી તે મનમાં થોડોઘણો સંતોષ માની લેવા લાગ્યો.

છેક એક વાગ્તે ઑટૉમન મનવારે આવી લંગર કીધું. તે ઇંગ્રેજી મનવારકરતાં બંદરની વધારે નઝદીક ઉભી રાખવામાં આવી હતી. આ વખ્તે વળી પાછી સિરકાશિયન તોપખાનાંએ સલામીની તોપો છોડી, પણ આ વખ્તે તે સુલતાનના વાવટાનાં માનમાં હતી, અને તેટલીજ તોપો છોડી ટર્કીશ મનવારે પણ પાછો જવાબ વાળ્યો. તરતજ પછી ટર્કિશ કૅપટન ઇંગ્રેજી મનવારઉપર ગયો; અને તેને ત્યાં છાજતો આવકાર દેવામાં આવ્યો. તેને ખબર કરવામાં આવી, કે શામીલના એક લશ્કરી અમલદારને બ્રિટિશ મનવારમઆરેફ્તે કેર્ટ-ચથી આનાપાખાતે લાવ્યામાં આવ્યો હતો; અને હાજી મુરાદનીસાથે આ કામમાં ભાગ લેવા-માંટે લફ્ટેનન્ટ ઑસબૉર્નનું નામ તેને જણાવ્યામાં આવ્યું. અગરજો પ્રિન્સ શામીલ આનાપામાં અથવા તેની પડોશમાં હોય, તો તે જાણીતા સરદારને માન આપવામાંટે સાથે કેનારે જવાનો આ બંધે કૅપટનોએ ઠરાવ કર્યો; પણ જો તેથીઉલટુંજ હોય, યાને તે ત્યાં હાઝેર ન હોય, તો શેહેરના બંચાવમાંટેનાં સિરકાશિયન લશ્કરના વડા અમલદારને ભેટવાનું તેઓએ નક્કી કર્યું. એડગર ઑસબૉર્ન શામીલનો એક મોટો વખાણનાર હતો, તેટલામાંટે ઇંગ્રેજ કૅપટને તેને પણ તેઓનીસાથે આ કામસારૂં જવાને ઇર્જ્જિન કર્યું.

આ દરખાસ્ત એડગરે ઘણી ખુશીસાથે કબુલ રાખી, એમ કેહેવાની તો કશી અગત્ય નથી: પણ તેઓ આનાપાનાં બંદરમાં પહોંચ્યા, ત્યારે સાંજના ચાર વાગી ગયેલા હતા; કારણકે ટર્કિશ કૅપટનની જે આગતાસ્વાગતા ઇંગ્રેજી મનવારઉપર કરવામાં આવી હતી, તેથી તેમાં ઘણી ઢીલ થઇ હતી. બન્ને કૅપટનો, એડગર ઑસબૉર્ન, અને હાથ-નિચ્ચેનો એક ઑટૉમન અમલદાર એટલા જણા એક ડકાઉપર ઉતર્યા; અને ત્યાંથી તેઓએ ગામતરફ રસ્તો લીધો. જે બે વહાણો બંદરમાં આવ્યાં હતાં, તે જોવાને કેટલાક સિરકા-શિયન સેપાહો બંદરતરફ હમણાં ધસ્યા જતા હતા; તેઓમાંના કેટલાક સુખીઓને પુછ-વામાં આવ્યું, કે પ્રિન્સ શામીલ ગામમાં કે તેની પડોશમાં હતો કે નહીં? તેનો જવાબ તેઓએ નકારમાં આપ્યો; અને વળી તે પુછનારાઓને જણાવ્યામાં આવ્યું, કે રક્ષણનેમાંટે તે ગામમાં જે સિરકાશિયન લશ્કર રાખવામાં આવ્યું હતું, તેની કુલે સંખ્યા આસરે ૪૦૦ માણસોની હતી, કારણકે શામીલનાં લશ્કરનો મોટો ભાગ કૉકેશિયન ઘાટોમાં રશિયન લશ્ક-રને પાછું ફરતું તપાસવાને, તથા જો પાછું ફરે, તો તેને તેમ કરતાં અટકાવવાને ગયું હતું.

સિરકાશિયન સેપાહો ઇંગ્રેજ અને ઑટૉમન અમલદારોતરફ અતિ ઘણી સભ્યતાથી વર્ત્યા, તો જોકે તેઓને પુછવામાં આવતા સવાલોના જવાબો તેઓ બનતાંતુલિક

ઘણાજ થોડા શબ્દોમાં આપતા હતા ; જોકે કોઈ જાતના અંકુશથી તો નહીંજ, પણ જેટલું કેહેવાની ફર્ઝ પડે, તેથી વધારે તેઓ બોલતા નહતા. હાઝી મુરાદવિષે કાંઈક સવાલ કરવાને એડગર ઑસબૉર્ન ચાહાતો હતો ; તેની મતલબ, ગામમાં તે હજી હતો, કે પોતાની ભત્રીજીને તેણીનાં માબાપને ઘરે પહોંચાડવાસારૂં નિકળી ગયો હતો, તેવિષે પુછવાની હતી: પણ પોતાના વડાઓનીહઝુરમાં કોઈ જાતના સવાલો કરવા એ વિવેકના તરીકાથીઉલટું હોવાથી, તે તેમ કરતાં અચક્યો.

નાશ પામેલા કેલ્લાઓ અને ભાંગીતુટી ગયેલાં બીજાં બંધાવનાં બાંધકામોના ગુંચવણભરેલા રસ્તાઓવચ્ચેથી આ ટોળકીએ પોતાનો રસ્તો લીધો ; અને થોડાજ વખ્તમાં તેઓ ગામની પાદરે જઈ પુગ્યા. જ્યારે આ ગામ રશિયનોના કબ્ઝામાં હતું, ત્યારે આ લતો તમામ મસ્કૉવિટોથી વસેલો હતો: પણ તેઓબી સઘળાં રશિયન લશ્કરસાથે જતાં રહ્યાં હતાં ; અને તેથી પડોશની સિરકાશિયન રૈયત, જે જગ્યા અસલ પોતાની હતી, તેનો પાછો કબ્જો લેવાને ત્યાં પાછી ઉતરી પડી હતી. સર્વે ઠેકાણે ગડબડસડબડ અને દોડધામ થઇ રહેલી હતી. ઘરોને દરેસ્ત કરવામાં આવતાં હતાં—કાટ સઘળો ખસાડી જવામાં આવતો હતો—અને દરેક બાજુએ ગાડાંઓ અને ખટારાઓ આમથીતેમ જતા આવતા જણાતા હતા. તેઓએ હવે ત્યાંના લશ્કરના વડા અમલદારનાં રેહેવાનાં ઠેકાણાની ખબર કાહાડી; અને જે જગ્યાએ તે હોદ્દેદારે હમણાં પોતાનું મથક કર્યું હતું, ત્યાં તેઓને દોરવી જવાને અર્ઝ કીધી.

ઈંગ્રેજ કૅપટન—(એડગર ઓસબોર્નતરફ ફરીને) "તમારા દોસ્ત હાઝી મુરાદની સેવા આ વખ્તે આપણે લઇએ, તો કેમ ? તે જો આપણીસાથે હશે, તો આ વડો અમલદાર આપણને વધારે ખુશીભર્યો આવકાર દેશે. કારણકે જોકે આ સિરકાશિયનો પુરતા સભ્યતાવાળાછે," પછી એક બાજુએ ફરીને આહેસ્તેથી "અને તેમાં મુખ્યકરીને આપણા આ ટર્કિશ સાથીઓતરફ,—તોયે તેઓ મારીને તમારીતરફ લગાર શકની નઝરથી જુએછે, અને જે તેઓની લાગણી તેઓ છુપાવવાની ફોકટમાં કોશેશ કરેછે, એમ મને તમોને કહ્યાવગર ચાલતું નથી."

હાઝી મુરાદનું નામ સાંભળી એડગર અંદરખાનેથી ખુશ થવા લાગ્યો, અને જવાબ દીધો, "હું હાઝી મુરાદબાબે તલાસ કરીશ." એમ તે બોલ્યો ખરો, પણ બીજીજ પળે તેનાં દેલમાં દગદગો થવા લાગ્યો, કે રખેને તેનો મુસ્લીમ દોસ્ત અત્યારઆગમચનો આનાપા છોડી ગયો હોય.

તેણે તરતજ તેબાબે એક સિરકાશિયન અમલદારને પુછ્યું, "બીશક, હાઝી મુરાદ નામના તમારા એક અમલદારને તો તમો જાણતા હશો, કે જેને અમો આજે સવારના અમારાં વહાણમાં કેર્ટચથી અમારી સાથે લાવ્યા હતા?"

**સિરકાશિયન**—(ઘણીજ સભ્યતાથી, પણ લગાર અંકુશથી), "હું તેને નામથી ઓળખું છું."

**એડગર**—"તે હજી આંહે છે કે? કારણ કે જો તેમ હોય, તો——"

**સિરકાશિયન**—"તે ત્યાં નથી." ફક્ત આટલુંજ ટુંકમાં પટાવી, આ સિરકાશિયન સિપાહે લફ્ટેનન્ટને લશ્કરી ઢબે સલામ કીધી, અને પોતાને રસ્તે ચાલતો થયો.

પોતાને જે જવાબ મળ્યો હતો, તે જાણી ઑસબોર્ન પાછો કૅપટનઆગળ ગયો, અને તેને જણાવ્યું, "હાઝી મુરાદ ત્યાં નથી." તેનો આ વડો દેશીઓની ભાષાથી બીનવાકેફ હોવાનેસબબે તેઓસાથે વાતો ચલાવી શકતો નહતો, અને તેટલામાંટે હમણાંસુધી પેલા ઑટૉમન કૅપટને દુભાશિયાતરીકે કામ ચલાવ્યું હતું.

હવે ઑસબોર્નને અતિશય નાઉમેદી ઉપજી; કારણકે તે જે ફેકર રાખતો હતો, તેમજ બનવા પામ્યું હતું. હાઝી મુરાદ જતો રહ્યો હતો, અને બીશક પોતાનીસાથે બદુરાને પણ તેણીના દુર આવેલા સ્વદેશમાં પહોંચાડવામાંટે લેતો ગયો હતો, કે જે તેણીનું સ્વદેશ સિરકાશિયન પહાડોનીવચ્ચે દુરદરાઝ આવેલું હતું; હવે તેણીને ફરી કદી જોવાની ઑસબૉર્નની આશા ભંગ થઇ ગઇ! ફરી એકવાર તે નાઉમેદીના દરિયાવમાં ગરક ગયો—હા, તેની તમામ આશાઓ હવે ભંગ થઇ ગઇ.

હવે મુલાકાતે આવેલી ટોળકીએ સિરકાશિયન વડાનાં મથકતરફ ચાલવા માંડ્યું. તે અધિકારીનીહઝુરમાં પોતાના સાથીઓસાથે જવાની એડગર ઓસબૅાર્નની હવે જરા પણ મરઝી નહતી: તે તો પોતાના વિચારોમાં મશ્ગુલ રેહેવામાંટે તેઓથી એકલો રેહેવાને હવે પસંદ કરવા લાગ્યો, તેઉપરથી તેણે પોતાના કૅપટનને કહ્યું, "સાહેબ, તમોને મારી હાઝેરીની ઘણી અગત્ય નહોય, તો હું પેલાં સિરકાશિયન કુટુંબો, અને બીચારાં ગરીબ ટારટરો, કે જેઓને આપણે આજે સવારે આપણીસાથે આનાપાથી અત્રે લાવ્યા છૈયે, તેઓ કેવી અવસ્થામાં છે, તેની ચોકસાઇ કરી આઉં?"

એમાં લફ્ટેનન્ટની કાંઈ ખાનગી મતલબછે, એવો કશો સંદેહ એક ઘડી પણ કૅપટનને આવ્યો નહીં, અને તેટલામાંટે તેણે માંગેલી રઝા તેને ઘણી ખુશીથી આપી; જેથી એડગર ત્યાંથી ઉતાવળો નિકળી ચાલ્યો: પોતાના કૅપટનની અને ઑટૉમન અમલદારોની નઝરો આગળથી તે દુર થયો, ત્યાંસુધી તેણે ઘણીજ ઝડપથી ચાલ્યા કીધું; પણ પછી પોતાની ચાલ ધીમી કીધી, અને જેમજેમ તે પોતાનાં મનની કલ્પનાઓમાં વધારે ઉંડો ગરકાવ થતો ગયો, તેમતેમ તેની ચાલ પણ વધારે ધીમી થતી ગઇ. હવે તેનું શું થશે, તેની તેને કશી સમજ પડતી નહતી—જાણે તેની ઝેંદગીની મજાહજ હવે જતી રહી હતી—અને પોતાનો ધંધો તે હવે ઉલટથી અને ચાલાકીથી બજાવી શકશે નહીં, એમ તેને લાગ્યું. તેના યુરોપ્યન લશ્કરી લેબાશતરફ સિરકાશિયન લોકો, કે જેઓનીવચ્ચેથી તે બેધ્યાન ચાલ્યો જતો હતો, તેઓ અચરતી અને અજાયબીથી જોતાં હતાં, તેનું પણ તેને કશું ભાન નહતું; અને સવારના તેની મનવારમાં ક્રેટઁચખાતેથી જે કુટુંબોને તે પોતાનીસાથે લાવ્યો હતો, તેઓવિષે કશી પણ ખબર કાહાડવાનેબી તે ભુલી ગયો.

આખરે તેને ધ્યાન આવ્યું, કે શેહેરના જે ભાગમાંથી તે હમણાં પોતાનો રસ્તો કાપતો હતો, તે બીજા ભાગોકરતાં રશિયનોને હાથ વધારે પાયમાલ થઈ ગયેલો હતો. ત્યાંનાં તમામ ઘરો તદન નાશ થઈ ગયેલાં હતાં; અને તે ભાગમાંથી લોકો સદંતર જતાં રેહેલાં હતાં. એડગરે આગળ ચાલ્યાજ કીધું; અને થોડીક "મિનીટો"માં તે એક મહ-

લ્લામાં આવી લાગ્યો, કે જ્યાંનાં મકાનો સદંતર ભાંગીતુટી ગયેલાં હતાં, અને બીજીતરફનાં મકાનોકરતાં તેઓને વધારે નુકશાની થયેલી હતી. તેના પોતાનાં પગલાંના આવાઝસેવાય, બીજો કશો આવાઝ તેને કાને પડતો નહતો: પણ આ એકાંતપણું અને ચુપકીદી તેનાં મનની હમણાંની હાલતને વધારે અનુસરતી હતી. તે મહલ્લાનો છેડો તુટી પડેલા કાટના ઢગલાઓથી બંધ થઇ ગયેલો હતો; અને તેટલામાંટે પોતાનો રસ્તો લેવામાંટે તે બીજી બાજુએ ફર્યો, કેમકે જો તેમ તે ન કરે, તો તે રસ્તો બીલકુલ છોડી દેવાની તેને ફર્ઝ પડે.

આપ્રમાણે કરવાથી તે એક નાશ પામેલાં ઘરના દરવાઝાઆગળ આવી પુગ્યો, તેમાંથી પસાર થવાનો કાંઈ રસ્તો હતો કે નહીં, તે તે જોતો હતો, પણ તેટલાં યા ખુદા! તેણે શું જોયું? રસ્તામાં પડેલા કાટ અને ભાંગીતુટી ગયેલા સામાનનીવચ્ચે—ભારે ઉદાસ ચેહેરે—જાણે કોઇ પણ માણસજાતની નઝર તેણીનીઉપર પડતી નથી, એવા વિચારમાં—ઉંધાડે પગે—અને હાલહવાલ કપડાંસાથે એક બાનુને બેઠેલી તેણે જોઇ,—(જુઓ ચિત્ર ૩૩ મું.) હા, તેણી કોઇજ નહીં પણ અતિ ખુબસુરત અને તેની અતિ વાહાલી બદુરાજ હતી!

આથી એડગર ઑસબૉર્નઉપર ખુશહાલીએ એવોતો ગલબો કર્યો, કે ઘડીભર તો તેને શું કરવું, તે પણ સુઝ પડયું નહીં. પણ પછી તેનાં મ્હોંમાંથી અજાયબીના શબ્દો નિકળી પડયા; અને તે કુદીને આગળ ધસ્યો. બદુરા આવાઝ સાંભળીને ચોંકી ઉઠી: તેણીના મધુર આવાઝે તેણીએ પણ ખુશીનો એક પોકાર કર્યો; અને તેણીનાં દેલમાં ઉઠેલી લાગણીથી-તે પણ તેને ભેટવાને જાણે આગળ દોડી આવવા જતી હતી.

પણ તેજ ઘડીએ પાસેનાં ભાંગી પડેલાં ઘરના કાટનીવચ્ચેથી ઘોડાનાં પગલાંઓનો આવાઝ આ બંધે આશકમાશુકનાં કાનઉપર પડયો. આઉપરથી બદુરાએ પાછું ફરી જોયું: ભાંગેલી દીવારોનાં બાંકાંમાંથી તેણીએ એક ઘોડેસવારને તેઓનીતરફ આવતો દિઠો. ઑસબૉર્ને પણ તેને જોયો--પણ તેને ઓળખ્યો નહીં. પણ બદુરાનાબાબમાં તો તેથીઉલટુંજ હતું: કારણકે એક ઘડીમાંજ લફ્ટેનન્ટને તો વિસારી મુકવામાં આવ્યો—અને પછી બીજી એક ભારે ખુશહાલીની ચીસસાથે તેણી પાસેના કાટમાંથી દોડી તે ઘોડેસવારતરફ ધસી ગઇ.

ઑસબૉર્ન પણ તેણીનીપછવાડે તે બીગાના મર્દની દરકાર કર્યાવગર દોડયો: (જુઓ ચિત્ર ૩૪ મું.) પણ તેટલાં ત્રણ સિરકાશિયન પાયદલ સેપાહો તેનીઉપર તુટી પડયા; અને ઝોરઝુલ્મથી તેને પોતાનો કેદી બનાવ્યો.





## પ્રકરણ ૭૭ મું.

### કૉકેશિયન વચેરાન જંગ્લો.

આગળાં પ્રકરણમાં છેલ્લી થોડી લીટીઓમાં આપણે જે વર્ણન વાંચ્યુંછે, તે વિજળી-જેવી ઝડપે થવા પામ્યું, અને આમુજબે આપણા જવાન લફ્ટેનન્ટે એક ઘડીની-વચમાં પોતાને એક કેદી થયેલો જોયો, અને તેમ તેને શામાટે કેદ કરવામાં આવ્યો હતો, તેનીવટીક તેને કશી સમજ પડી નહીં. આપણે આગળ જણાવી ગયા છૈયે, કે જે ઘોડેસવાર ત્યાં એકાએક આવી પહોંચ્યો હતો, તેનેથી એડગર ઑસૉર્ન તદ્દન અજાણ્યો હતો. તે દેખાઇતો એક સિરકાશિયન હતો: તેની ઉમર આસરે ચાળીસ વર્ષોની હશે; અને જો કે તે ખુબસુરત તો નહતો, છતાં તેનો દેખાવ એક લડવૈયાનેછાજતો હતો. તેની દાઢી તદ્દન સાફ બોડેલી હતી, પણ તેને ભરેલી કાળી મુછ ઉગેલી હતી. જોકે તેનો પુશાક સાદો હતો, છતાં તે ઉંચાં કપડાંનો બનાવેલો હતો; તેનીપાસે પુરતાં હથિયારો હતાં; અને જે ઘોડાઉપર તે સવાર થયેલો હતો, તે મઝબુત અને ઘણો શોહામણો હતો.

આપણે જણાવી ગયા છૈયે, તેમ કેદ પકડવાપછી તરતજ લફ્ટેનન્ટ ઑસૉર્નને તે કાટમાંથી ઉતાવળે બહાર લઇ જવામાં આવ્યો,—કે જેથી ખુબસુરત બદુરા અને પેલો બીગાનો ઘોડેસવાર તેની નજરઆગળથી ગુમ થઇ ગયાં. તેને આપ્રમાણે શા કારણસર પકડવામાં આવ્યો હતો, તે તેણે સિરકાશિયન સેપાહોથી જાણવા માંગ્યું; પણ તે તેઓની સ્વદેશી ભાષાથી બિનમાહિતગાર હોવાથી, તે આરમીનિયન ભાષામાં બોલતો હતો, કે જે ભાષા તેઓ સમજી શકતા નહતા—અગર સમજી શકતા હતા, તો જાણે ન સમજવાનું ખોટું ડોળ ઘાલતા હતા, અને તેથી તેને કશો ઉત્તર તેઓએ ન દીધો. તેઓનીસાંમે થવાનું તો કદી ન બનેએમ હતું; કારણકે તેઓ તેનીઉપર એવાતો એકાએક ધસી આવ્યા હતા, કે તે પોતાની તલવાર ખેંચે, તેઆગમચ તો તે તેનીપાસેથી છિનવી લેવામાં આવી હતી; અને વળી આ સિરકાશિયન સેપાહો ફક્ત પગથી માથાંસુધી માત્ર હથિયાર-બંદજ નહતા, પણ સાથે લાગા ઉંચા, મઝબુત, અને કદાવર બાંધાના તેઓ હતા.

થોડીક "મિનીટો" પસાર થઇ ગઈ, કે જે વેળા એડગરે તેઓથી કાંઇક ખબર મેળવવાની ફેકટમાં તજવીઝ કીધી; પણ તે વખ્તપછી તેઓમાંનો એક ઑસર્બોર્નને તેના બે સાથીઓના હવાલામાં સોંપી તે નાશ પામેલાં મકાનમાં ગયો, પણ તે થોડીજ વારમાં પાછો ફર્યો; અને પોતાના સાથીઓને કાંઇ ઉતાવળે અને હલુસે કહ્યું. એડગરે બીશક જાણ્યું, કે તે શખ્સ નાશ પામેલાં મકાનમાં જઈ પેલા ઘોડેસવારનો હુકમ પુછી આવ્યો હતો; તે હુકમો ગમેતે હોય, પણ એટલુંતો ચોકસ હતું, કે તેઉપર તરત અમલ કર્યામાં આવનાર હતો; કારણકે તે ત્રણે સિરકાશિયનો એડગરને આનાપા ગામની પાદરેથી ઉતાવળે લઇ ચાલ્યા. હવે તેઓને કાંઈ પણ વધુ સવાલો પુછવા, એ વ્યર્થ હતું, એમ તેણે જાણ્યું; અને તેથી તે મુગોજ રહ્યો. તેનીઉપર આપ્રમાણે શામાંટે જાસ્તી ગુજારવામાં

આવી હતી, તે તે સમજી શક્યો નહીં—સિવાયકે તે કોઇ રીતે બદુરાનાબાબમાં હોય; તેમ હોય; તોયે તેમાં હાજી મુરાદનો પણ હાથ હોય, એવી તેની પૂર ખાતેરી હતી.

દશ "મિનીટો"માં તેઓ આસરે બે "ડઝન" તંબુઓની બનેલી એક ન્હાની છાવણીઆગળ આવી પુગ્યા. તેમાંથી અચ્છી રીતે સાજ નાખેલા ચાર ઘોડાઓને બહાર લાવ્યામાં આવ્યા; અને તેઓમાંના એકઉપર સવાર થવાને ઑસબૉર્નને એશારતથી જણાવ્યામાં આવ્યું. મોઘમમાં જણાવવામાં આવેલા આ હુકમનીસામે થવામાં તેને કશો સાર જોયો નહીં: અને તેટલામાટે તેણે તેમ કર્યું. તેના ત્રણે ચોકીદારો—કારણકે હવે આપણે તેઓને તેજ નામે જણાવવા જોઇએછે—બીજા ઘોડાઓઉપર પોતે તરત સવાર થયા; તેઓએ હવે ખુલ્લેખુલ્લી રીતે પોતાનાં હથિયારોતરફ દેખાડીને ઑસબૉર્નને એશારતથી જણાવ્યું, કે તેણે તેઓના હુકમને તાબે રેહેવું, એટલુંજ નહીં, પણ જો તે છટકી જવાની જરા પણ કોશેશ કરશે, તો તેનીઉપર ફીનો લેવામાં આવશે, અને તેમાટે તે પોતેજ જોખમદાર રેહેશે. ઝડફથી આ ટોળીએ કુચ કરવી શરૂ કીધી; અને તેઓ આનાપાનું ગામ પછવાડે મુકી આગળ નિકળી ગયા.

કેથે પણ થોભ્યાવિના તેઓએ એરવેસ્રે આસરે ત્રણ કલાકોસુધી ચાલુ મુસાફેરી કર્યા કીધી. સાંજ પડવા માંડી; સ્હેજ અંધારૂં થવા માંડયું; તોયે જે રસ્તે તેઓ જતા હતા, તે દેખાયએટલો ઉજાશ હજી પડતો હતો; તેઉપરથી લફટેનન્ટનાં દિહાંમાં આવ્યું, કે જેમજેમ તેઓ કોસ્ટાતરફથી અંદરના ભાગમાં જતા હતા, તેમતેમ ત્યાંનો દેખાવ વધારે દમામદાર અને બિયાબાન થતો જતો હતો.

આ ત્રણ કલાકો વિત્યાકેડે તેઓ એક ગામડામાં આવી પુગ્યા: અને ત્યાં આ ટોળકી પોતે ખાણીપીણી કરવા તથા આસાયશ લેવાને, અને પોતાના ઘોડાઓને પણ થાક આપવાને, થોભી. જે જગ્યાએ તેઓએ મુકામ કીધો હતો, તે એક ન્હાની કંગાળ ધર્મશાળા હતી; અને જે ખાવાનું ત્યાં પુરૂં પાડવામાં આવ્યું, તે પણ ઘણું સાદું હતું. સિરકાશિયનોએ ઓરડાનાં એક ખુણાંમાં બેસીને એક ટોળીમાં સાથે ભોજન લીધું,--અને ઑસબૉર્નને એકલો જુદો જમવા બેસાડયો: પણ તેનીતરફ માનનેખાતેર એમ કર્યામાં આવ્યું હતું, કે એક ખિસ્તીસાથે જમવાને તેઓને છીટ હતી, તેથી તેમ કરવામાં આવ્યું હતું, તે એડગર પોતે સમજી શક્યો નહીં.

થોડીકવાર આસાયશ લેવાપછી મુસાફેરી પાછી શરૂ કર્યામાં આવી; અને આખરે તેઓ કૉકેસસના પહાડી મુલ્કમાં દાખેલ થયા. અલબતાં આ સઘળો વખ્ત લફટેનન્ટ પોતાના વિચારોમાં ઘણો મશગુલ રહ્યો હતો. બદુરાનું શું થયું હશે, અને તેણી તે ભાંગેલા ઘરોના કાટવચ્ચે એકલી કેમ આવવા પામી હશે, તેવિષે અંદરખાનેથી તે અજાયબ થવા લાગ્યો. વળી પેલો ઘોડેસવાર કોણ હશે, તેવિષે પણ તે અચરત થવા લાગ્યો: પણ કદાચ તે તેણીનો કોઇ નઝદીકનો સગો હશે, કિંવા તેણીનો બાપ હશે, એમ ધારવા લાગ્યો. પણ જે મુસાફેરી હાલ તેને તેની મર્ઝીઉપરાંત કરવી પડતી હતી, અને તેનો સબબ શો હશે, તેવિષે કશી અટકળ તે કરી શક્યો નહીં, પણ તેની ગેરહાજેરીમાટે તેનો કૅપટન શું વિચારશે? તે જાણીજોઇને લશ્કરમાંથી નાસી ગયોછે, એમ તો તે કદી પણ ધારશે નહીં:

એવી એડગરની પક્કી ખાતેરી હતીઃ પોતાની સારી ચાલમાંટે તેના વડા અમલદારનો ઘણો ઉંચો વિચારછે, અને તે પોતે ઉદાર સ્વભાવનો એક ગ્રહસ્થછે, એટલે તેનેવિષે એક ઘડીણી કશું પણ માઠું તો નહીંજ ધારશે, એવી તેની ખાતરજમા હતી. તેના એકાએક ગુમ થવાથી વહાણઉપરનાં સર્વેમાં અજાયબી અને ધાસ્તી ફેલાશે, અને રખે તેનીસાથે કાંઈ દુષ્ટ તરકટ રમવામાં આવ્યું હોય, એવો શક તેઓને આવવાવિના રેહેશે નહીં. એમ તે સમજતો હતો. તોયે આ સઘળા દુઃખી વિચારોવચ્ચે ફકત એકજ સુખી વિચાર તેને આવતો હતો, કે કદાચ તે બહુરાને પાછી જોવા પણ પામે ખરો; તેની પોતાની ઝેંદગી ધાસ્તીમાંછે, એવી તેને થોડીજ બલકે બીલકુલ ફેકર નહતી, કારણકે તે મનમાં વિચારતો હતો, કે જો સિરકાશિયનો તેનો જાન લેવાનોજ એરાદો રાખતા હતે, તો તેને આટલે લાંબેસુધી લાવવાની મેહેનત શામાંટે લેતે?

આપણે આગળ જણાવ્યુંછે, તેમ મુસાફેરી કેટલાક કલાકોસુધી ચાલુ રાખવામાં આવી; અને પછી વળી બીજીવાર મુકામ કર્યામાં આવ્યો. આ વખ્તે તે એક એવાં ગામડાંમાં કર્યામાં આવ્યો, કે જે બિયાબાન કૉકેશિયન ખીણોના દામાનમાં આવેલું હતું, ત્યાં સઘળે લીલોત્રી હતી, પણ આસપાસ મોટા ઝઝુમી રેહેલા ખડબચડા ખડકો આવેલા હતા. આ ગામડાંની એક ન્હાની ધર્મશાળામાં આ ટોળકી ત્રણ કે ચાર કલાકોસુધી આસાયશ લેવાને તથા ભોજન કરવાને થોભીઃ ખાવાતું પણ ઠીક હતું; અને એડગર એટલોતો થાકી ગયો હતો, કે તે તો ભરઉંઘમાં પડયો. તે પોતાનીમેળે ઉંઘમાંથી જાગૃત થયો નહીં, પણ જ્યારે એક ચોકીદારે જગાડયો, ત્યારેજ ઉઠયો, એટલો ભરઉંઘમાં તે પડયો હતો; આ વેળા સૂર્ય પુર તેઝમાં પ્રકાશતો હતો. હવે વળી મુસાફેરી પાછી શરૂ કર્યામાં આવી; આ વેળા કૉકેશિયન જગ્યાનો દેખાવ બરાબર નિહાળવાની લફટેનન્ટને તક મળી, કે જે દેખાવ ઘણો બિયાબાન તેમ વળી અતિશય રમણિય હતો—તો જોકે તે પોતાના વિચારમાં એટલોતો ગુંઠાયલો હતો, કે તેની ખુબીઓ કે સુંદરતા વધારે ચીપી-ચીપીને જોવાનીવટીક તેણે દરકાર કીધી નહીં.

કેટલેક ઠેકાણે તો પહાડો ઘણાજ ઉંચા હતાઃ જે જોઇ એડગરને ઇટાલીમાં જોયલા આલ્પસ પર્વતો યાદ આવ્યા, કે જેની મુલાકાતે તે બે વર્ષોઆગમચ ગયો હતો. આ કૉકેશિયન જંગ્લોમાં બર્ફના મોટા પટો હતા; અને છેટેછેટે સૌથી ઉંચી ટોંચોઉપર બર્ફ બંધાયલું હતું. અતિ સુંદર ખીણોમાં ગાયમેઢાંનાં પુષ્કળ ટોળાંઓ ચરતાં હતાં: અને જે ગામડાંઓમાંથી આ ઘોડેસ્વારો પસાર થતા હતા, ત્યાં અતિશય ખુબસુરત ઔરતો તેનાં દિઠાંમાં આવી, કે જે સિરકાશિયન ઔરતોની ખુબસુરતીની તારીફ આખી જગતમાં વખ-ણાયલીછે. જે ગામડિયાઓ તેનાં દિઠામાં આવ્યા, તેઓ સઘળા સંપૂર્ણરીતે હથિયારબંદ હતા; અને જેઓ ગાયઢોરો ચરાવતા હતા, તેઓએવટીક પોતાની કમરે બાંધેલા પટાઓમાં ખંજરો ખોસેલાં, અને પીઠઉપર બંદુકો લટકાવેલી હતી. પણ આ રીતે હથિયારબંદ રેહે-વાની સાવચેતી તેઓ કાંઇ દેશના લુટારાઓથી ડરીને, કે તેઓ તેમણીપાસેથી લાગો લેશે કે ગામડાંઓમાં લુટ ચલાવશે, એવી ધાસ્તીથી ન લેતા હતાઃ પણ તે તો શામીલની રાજ્યનીતિનો એક કાયદો હતો, કે દરેકેદરેક પહાડી રેહેવાસીના હાથમાં હથિયારો આપવાં કે જેથી તેઓ તે વાપરતાં શિખે, અને જ્યારે લશ્કરમાં સેપાહોની ભરતી કરવી પડે, ત્યારે

જે નવા સેપાહો લશ્કરમાં દાખલ થાય, તેઓ તદન અજ્ઞાન નહોય; વળી તેની એમ કરવાની બીજી મુખ્ય નેમ એ હતી, કે તેની રૈયત હથિયારબંદ રેહેવાથી જ્યારે પણ રશિયન સેપાહો દેખાવ દે, ત્યારે તેઓનીસાંમે થવામાં પોતાનું અસલી કુદર્તી લડાયક ખમીર દેખાડે.

જ્યારે પોતાના ત્રણ ચોકીદારોનીસાથે એડગર ઑસબૉર્ન મુસાફેરી કરતો હતો, ત્યારે પહાડોના ઢોળાવોઉપર આવેલાં "માઇલો"ના "માઇલો"સુધી લંબાયલાં દમામદાર જંગ્લોથી તે છક થઇ ગયો. ખીણોતરફ દેરખ્તોના છુટાછુટા ઝુંખડાઓ આવેલા, પણ ચઢાણોનીઉપર ઉંચે તેઓ બીલકુલ જણાતા નહતા, અને છેક ટોંચઉપર તો તમામ વયેરાન જંગ્લો હતાં, મથાળે તો કેટલેક ઠેકાણે સઘળું કાળુંકાળું થઇ ગયેલું, જાણે વિજળીથી ત્યાંનાં ઝાડો બળી ગયેલાં હોય, એવું જણાતું હતું. નિચ્ચે લીલોત્રી અને ઉપર બર્ફ જમેલું,—અને પહાડોની હારો વાંકીટીકી, આડીઅવળી, અને ઉંચી નિચ્ચી. સદીઓનાં ઉગેલાં "ઓક"નાં ઝાડો મગરૂરીથી હાલતાં—ઝબરદસ્ત દેવદારનાં ઝાડો—ખીચોખીચ છાંયાદાર "ચેસ્ટનટ"નાં ઝાડો—અસલવારેનાં અંજીરનાં ઝાડો—પોતાનાં રસીલાં ફળોથી ભરાઈને ઝુંમી જતાં પુષ્કળ શેંતુરના ઝાડો—આ સઘળાં સાથે ભેળાઇને અતિ ઘણો રમણિય દેખાવ થયેલો: જ્યારે ખીણોમાં "પીચ"નાં, ઝર્દઆલુનાં, સેબફળનાં, અને પેરનાં ઝાડો અતિશય રસીલાં અને માવાદાર મોટાં ફળોના ભારે ફાલથી ઝુંમી જતાં હતાં, કે જેઓપછવાડે માણસના હાથની મેહેનતની ઝાઝી ઝરૂર પણ નહતી. વળી તેજ ખીણોમાં ખેતરોનાં ખેતરોભરી તંબાકુનાં પાંદડાં ઉગેલાં—અને તેનીજસાથે જવ, "ઓટ," બાજરી, ઈત્યાદિ અનાજનાં છકછક થઇ જતાં પુષ્કળ ખેતરો આવેલાં; તેમજ ખેહુતો અને ગામડિયાઓના બાગિચાઓમાં તરેહવાર જાતની તરકારીઓ ઉગાડેલી, આ સર્વે એડગરનાં જોવામાં આવ્યું.

ઘણેક ઠેકાણે પહાડોની બાજુઓમાંથી ગર્મ પાણીના ઝરાઓ વેહેતા હતા; અને ધાતુના ગુણવાળાં સ્હેજ ખારાં પણ કાચજેવાં નિર્મળ પાણી ચાલુ નિચ્ચેના કુદર્તી બનેલાં કુંડોમાં પડતાં હતાં. જ્યારે આપણા મુસાફેરો મુસાફેરી કર્યા જતા હતા, ત્યારે એડગર ઑસબૉર્નનાં જોવામાં પુષ્કળ ઘોડાઓ આવ્યા, કે જેઓ તેઓની ચપળતા, ઝોર, અને ખુબસુરતીનેમાંટે વખણાયલા હતા. તેઓ તેઓની સહનશકિતનેમાંટે જાણીતા હતા, તે તો જે ઘોડાઓઉપર એડગર અને તેના ચોકીદારો સવારી કરતા હતા, તેથીજ જણાઇ આવ્યું હતું. દેખાવડા બલદો ભારે ગામડિયાસઇ ગાડાંઓમાં જોતરેલા—કે જેમ બીજા દેશોમાં ઘધેડાંઓ અને ખચ્ચરોઉપર માલ લાધવામાં આવેછે, તેમ તેઓઉપર બાધેલો તેનાં દિઠાંમાં આવ્યાં: જંગ્લો પસાર કરતાં રીંછો, વરૂઓ, અને જંગ્લી ભુંડો છંછેરાઇને વારંવાર બહાર નિકળી આવતાં: ચિત્તાઓ અને જંગ્લી બિલાડાઓ ઝાડોમાં છુપાઇને જતાં નઝરે પડતા: પણ આ જાનવરોમાંનાં કોઇએ પણ આપણા આ મુસાફેરોઉપર હમલો કર્યો નહીં; અને તેવીજરીતે આ સિરકાશિયન સેપાહોએ તેઓઉપર બંદુકો છોડી ફોકટમાં પોતાનો દારૂગોળો ખપાવ્યો નહીં. ઉમદા સાબરો અને તેઝી હરણોનાં ટોળેટોળાં આપણાં મુસાફેરોનીપાસેથી દોડયાં જતાં હતાં: પણ તેઓનેબી એડગરના ચોકીદારોએ વગરઇઝાએ પસાર થવા દીધાં. રાતની વખ્તે કહોલાંના પોકારવાના આવાઝો આ વયેરાન જંગ્લોમાં

સંભળાતા હતા—કોઇ વેળા તેઓ દયાજનક, તો કોઇવાર કમકમાટ ઉપજાવેએવો સાદ કાહાડતાં હતાં. દિવસે ઉમદાં ઝબરાં મોટાં ગરૂડ પક્ષિઓ હવામાં ઉડતાં જણાતાં—તેઓ એટલાંતો મોટાં હતાં, કે જાણે તેઓની પાંખો ફફડાવવામાટે ઉપર આકાશમાંજ પુરતી જગ્યા હોય; જ્યારે ગીધો અને સકરાઓ એકદમ નિચ્ચે ઉડતાં આવીને ઘુંઘું કરતા કબુતરોને પોતાના પંજાઓમાં ખુશકનેમાટે એકદમ ઝુંટાવી જતાં હતાં.

આવાઆવા દેખાવો, જાનવરો, અને પક્ષિઓ એડગર પોતે ગમેએવા વિચારમાં મશગુલ હોવાછતાં ઘણી અજાયબી અને ખુશીસાથે કૉકેસસના પહાડઉપર જોવાવગર રહ્યો નહીં. આખરે મુસાફેરી શરૂ કર્યાપછી ત્રીજે દિને આ મુસાફેરોની નઝરે એક પહાડ પડયો, કે જેની ટોંચ જાણે કુદર્તી તુફાનનેલીધે બે અણીઓમાં ચીરાઈ ગયેલી હતી; તે બંધે અણીઓની ઉંચાઇ અને આકાર બરાબર એકસરખાંજ હતાં; તેથી જાણે એમ લાગતું, કે તે પહાડનીવચ્ચેથી એક ફાંચર કાપી કાહાડવામાં આવી હોય, અને તે ફાંચરની અણી છેક પહાડની તળેટીતુલિક નિચ્ચે આવેલી હતી. આ બંધે અણીઓ સોળ હઝાર "ફીટ"થી પણ વધુ હતી; અને ચોકીદારોમાંના એક આ પહાડતરફ આંગળી બતાવી, ફક્ત એકજ શબ્દ બોલ્યો, "અલબરૂઝ !"

જ્યારે એડગર ઑસબૉર્ન ન્હાનો હતો, અને નિશાળે ભણતો હતો, ત્યારે તે સિરકાશિયાની ભૂગોળવિદ્યા શિખ્યો હતો, માંટે તેને જ્યારે આ પહાડનું નામ જણાવ્યામાં આવ્યું, ત્યારે તે તેને તરત યાદ આવ્યું—અને તેનેલગતી કેટલીક તવારીખ હમણાં તેને માન અને ધાસ્તીની ચોક્કસ લાગણીઓસાથે યાદ કીધી. કારણકે હઝારો વર્ષોથી ચાલતી આવેલી દંતકથામુજબે *અલબરૂઝના પહાડઉપર જગરેળ આવ્યાપછી નોઆનું વહાણ પેહેલું આવી ઉતર્યું હતું, અને ત્યાંથી પછી આરારાટનાં મથાળાંઉપર તુફાની રેળથી તરતું ઘસડાઇ ગયું હતું. આ આરારાટનો પહાડ કૉકેસસના પર્વતથી ઘણા "માઇલો" દુર આવેલોછે: અને તેજ દંતકથામાં વળી જણાવેલુંછે, કે, અલબરૂઝના પહાડઉપર નોઆનું વહાણ જગરેળ ઉતરી જવાપછી બેઠું હતું, અને તેથી તેના વઝને આ પર્વત બે ભાગોમાં, જેમ આપણે ઉપર વાંચી ગયા છિયે, તેમ ચીરાઇને જુદો પડી ગયો હતો.

જ્યારે ઑસબૉર્ન અને તેના પહરાગીરો પોતાની મુસાફેરી આ અલબરૂઝના ચીરાઇ ગયેલા પર્વતથી થોડાક "માઇલો"ને છેટેથી એક ભયંકર અને દિકટ આડાઅવળા રસ્તાઉપરથી કરતા હતા, ત્યારે એક બનાવ બન્યો, કે જે આપણે અત્રે દરસાવવો જોઇએછે. બારે ઝડફથી દોડતા એક ઘોડાની ખડીઓનો આવાઝ પછવાડેથી આવતો તેઓએ સાંભળ્યો; અને બીજી થોડીક "મિનીટો"માં આપણા મુસાફેરોની અડોઅડ એક સિરકાશિયન સેપાહ આવી લાગ્યો : તે એક અતિશય ખુબસુરત, ઝડપી ચાલના, અને મઝબુત ઘોડાઉપર સવાર થયેલો હતો. એડગરના ચોકીદારોએ તેને તરત પિછાણ્યો, અને તે કોઈ વધારે મોટી સત્તા ધરાવનાર હોય, એમ દેખાઇતીરીતે જણાતું હતું, કારણકે તેને જોતાંજ તેઓ તરત પોતાના ઘોડાઓઉપરથી ઉતરી પડયા, અને બધાઓએ સાથેજ પૂર્વતરફની દેશી ઢપે ઘણી અદબથી નમીને તેને સલામ કીધી. આ નવો આવનાર શખ્સ એક ઉંચો, મઝબુત, અને ખુબસુરત

* જુઓ નોટ ૧૦૮ મો.

દેખાવનો મર્દ હતો; તેની ઉમર આસરે ત્રીસેક વર્ષોની હતી—અને જોકે તેનું શરીર ઘણું ડોળદાર હતું, છતાં તે ભારે કુવત ધરાવતું જણાતું હતું. તેનો પુશાક ઘણો કીમતી નહીં, તોયે સારો હતો; અને તેના ઘોડાના સાજઉપર ઝવાહેરોનો સણગાર કીધેલો હતો. તેણે સભ્યતાભરેલી રીતે વાંકા વળી એડગર ઑસબૉર્નને નમન કર્યું—અને જાણે કૉકેસસના આ વયેરાન પહાડોનીવચ્ચે બ્રિટિશ લશ્કરી લેબાશ સજેલા એક યુરોપ્યનને જોઇને અજાયબ થવાનેબદલે—તેથીઉલટું તેને મળવાની આશાજ રાખતોજ હતો—એવું તેની ઉપઉપરથી જણાયું, પણ તે એક હરફ પણ બોલ્યો નહીં; અને એડગરે પણ તેવીજ સભ્યતાથી તેને પાછી સલામ કીધી, અને વળી આ નવા બનાવથી શું પરિણામ નિપજેછે, તે જાણવાને શક અને આશાથી મુગો ઉભો રહ્યો.

તે નવા આવનારે પોતાની લાલ "ફેઝ"નીઆસપાસ વિંટાળેલો સુફેદ બર્ફજેવો ઝીણાં કપડાંનો પાટો છોડવા માંડ્યો, કે જે તેનો ફેંટો હતો; અને તેનાં પડોમાંથી તેણે એક કાગળ બહાર ખેંચી કાહાડ્યું. આ કાગળ તેણે પેલા ચોકીદારોમાંના સર્વેથી મોટી ઉમરનાને આપ્યું—કે જે, તે દસ્તાવેજ ઉંધાડતાંને વાર તરત પોતાનાં ઘુંટણોઉપર પડ્યો—ઘણાં માન અને પ્યારસાથે પેહેલાં તેઉપર બુસો લીધો, અને પછી ઘણાંજ માનમરૂવતસાથે પોતાનાં કપાળને લગાડ્યો. આમુજબે કરીને તે ચોકીદારે તે કાગળમાં શું લખ્યું હતું, તે વાંચ્યું—પણ વાંચતી વખ્તે તેણે તે કાગળ એવીરીતે પકડ્યું હતું, કે તેઉપર એડગર આસબૉર્ન પોતાની નઝરો ફેંકી શકે નહીં. તેમાં ઘણુંજ થોડું લખેલું જણાતું હતું, કારણકે તે વાંચી જતાં તે શખ્સને થોડીક "મિનીટો" લાગી; ત્યારપછી તેણે તે કાગળ પોતાના એક સાથીને વાંચવા આપ્યું. બીજાના હાથમાંથી પછી તે ત્રીજાનાં હાથમાં ગયું; અને બરાબર પેહેલાંનીજપેઠે તેઓએ પણ તે કાગળ પોતાનાં હાથમાં લઇ, પોતાનાં ઘુંટણોઉપર પડ્યા—તેઉપર બુસા લીધા—અને પોતાનાં કપાળોસાથે લગાડી—છેલ્લે પછી તે કાગળમાં શું લખેલું હતું, તે વાંચ્યું. એડગરે આ સઘળું ઘણીજ ગમત અને એન્તેઝારીથી જોયા કર્યું; કારણકે તેનાં દેલમાં ખાતેરી હતી, કે આ કાગળમાં કાંઇ પણ તેનેજલગતી બાબત જણાવેલી હતી:—પણ તેને આટલું બધું માન અને એઝ્ઝત આપવામાં આવ્યું હતું, માંટે તે કોણનીતરફથી આવ્યું હશે, તેનો તેને રેહેજ પણ ખ્યાલ આવી શક્યો નહીં.

ઉપર જણાવ્યાપ્રમાણે ત્રણે ચોકીદારોએ તે કાગળ વાંચવાપછી, તે પાછું જે કાસેદ તે લાવ્યો હતો, તેના હાથમાં આપ્યું; અને તેણે તેઉપર બુસો લઇ, પોતાનાં કપાળઉપર લગાડી, પોતાનાં ફેંટાના પડોમાં પાછું મુકી તે ફેંટો પાછો પોતાના માથાંઉપર લપેટ્યો. ત્યારબાદ તે ત્રણે ચોકીદારોએ એડગર ઑસબૉર્નતરફ વાંકા વળી ઘણાંજ માનથી સલામ કીધી; આ જોઇ આપણા જવાન લફટેનન્ટને લાગ્યું, કે તેની હાલતમાં હવે કાંઇ ફેરફાર થયો હતો, યા થવાનો હતો, અને તે વિચારથી તેનું હૈયું ખુશાથી કુદવા લાગ્યું. પણ હવે એક વિચિત્ર દેખાવ બનવા પામ્યો.

ચોકીદારોમાંહેલા એક પોતાની પીઠે લટકાવેલી બંદુક ઉતારી; અને જ્યાં તેઓ થોભ્યા હતા, ત્યાં આસપાસ પોતાની નઝર ફેરવીને જોયું. આ જગ્યાએ એક રસ્તો આવેલો હતો, જેના એક હાથઉપર થોડેજ છેટે એક જંગ્લ આવેલું હતું, જ્યારે બીજા

હાથઉપર લીલોત્રીવાળી ખીણનો ઢોળાવ આવેલો હતો. રસ્તાની અને જંગલનીવચ્ચે એક જગ્યા હતી, કે જેઉપર પુષ્કળ લીલું ઘાસ ઉગેલું હતું, અને જેઉપર કેટલાંક બાદશાહી હરણો કશી પણ દહેશતવિના નિરાંતે ચરતાં હતાં. તરતજ તે સિરકાશિયનની બંદુકનાં ફુટવાના આવાઝથી આસપાસની તે પહાડી જગ્યામાં પડઘાઓ થયા; તે હરણોમાંહેલું એક ઘણુંજ નાદર તેજ ઘડીએ જ્યાં તે ચરતું હતું, ત્યાં મુવેલું પડયું; અને આવાઝથી બિચકીને તેનીસાથવાળાં બીજાં હરણો ત્યાંથી પવનવેગે ઝડપથી નાસી ગયાં.

જે સિરકાશિયને તે હરણને વિંધી નાખ્યું હતું, તે હવે તેનીપાસે ગયો; પોતાનું ખંજર મિયાનમાંથી કાહાડીને, તે તેનાં ગળાંમાં ઘોંચી ઘાલ્યું, કેજ્યાગલું ગર્મ લોહી તેમાંથી વેહેવા લાગ્યું; અને ઑસઑર્નની નહીં વર્ણવી શકાયએવી અજાયબીવચ્ચે તે સિરકાશિયને તે લોહી એક પાણી પીવાનાં *સીંઘડાંનાં પેયાલાંમાં ઝીલ્યું, કે જે મુસાફરીમાં કામ આવે, એવી બીજી કેટલીક અગત્યની વસ્તુઓસાથે તેણે પોતાનીપાસે રાખેલું હતું. જયારે તે પેયાલું લગભગ ઉપરસુધી ભરાયું, કે તે સિરકાશિયન—તે હરણ જ્યાં પડેલું હતું. ત્યાંજ તેને રેહેવા દઇ—રસ્તામાં જ્યાં બીજા મુસાફરો ઉભેલા હતા, ત્યાં પાછો આવ્યો, તેણે તે પેયાલું, તે કાસેદ જે કાગઝ લાવ્યો હતો, તેનીઆગળ ધર્યું; આ શખ્સે તે પોતાના હાથમાં લીધું, પછી એડગર ઑસર્ઑર્ન તરફ ફરી અતિ માનસાથે નમ્યો, અને તે લોહીથીભરેલું પેયાલું પોતાના હોઠોઆગળ ધર્યું; તેમાંથી લોહીનો સ્હેજ ગોટ પીધો: આ દેખાવ જોઇ લફ્ટેનન્ટનું દેલ કમકમવા લાગ્યું. ત્યારપછી તે પેયાલું એકપછી એક ત્રણે ચોકીદારોના હાથોમાંથી પસાર થયું,—તેઓ દરેક પણ કાસેદનીજપેઠે પ્રથમ ઑસર્ઑર્નતરફ માનથી નમીને પછી તેમાંથી અક્કેકો જરાસરખો લોહીનો ગોટ પીધો. જે શખ્સે આ કમકમાટ ઉપજાવેએવી ક્રિયા કીધી, તેણે તે પેયાલાંમાંનું બાકી રેહેલું લોહી ઑસર્ઑર્નના ઘોડાના આગળા પગોઆગળ ઢોલી નાખ્યું.

તે સિરકાશિયનોને કોઇ જાતનું અપમાન ન થાય, એવા વિચારથી એડગરે પોતાને આ બાબતમાં લાગેલો તિરસ્કાર અને કંપારી જેમ બનેએમ છુપાવી રાખ્યાં: કારણકે આ ક્રિયા કરવાની શી મતલબ હતી, તે તો તે સમજી શકતો નહતો, છતાં તેનીતરફ જે આદાબ અને સભ્યતા બતલાવ્યામાં આવ્યાં હતાં, તેઉપરથી તેની ખાતેરી થઇ હતી, કે આ ક્રિયાને કાગઝમાં જણાવેલી કોઈ બાબતસાથે તાલુકો હતો, અને તેથી હવે તેની અવસ્થામાં કાંઈ ફેરફાર થનાર હતો. પણ તેટલાં ત્યાં એક બીજો બનાવ બન્યો, કે જેથી તે ઘણો ચોંક્યો, અને સાથે વળી કાંઇ થોડો બ્હીધો નહીં. તે એ હતો, કે એકાએક પેલા કાસેદે અને ત્રણે ચોકીદારોએ પોતાનાં ખંજરો મિયાનમાંથી બહાર ખેંચી કાહાડયાં, અને તેઓને આપણા જવાન લફ્ટેનન્ટનાં શરીરનીઆસપાસ ભારે જનુનથી ફેરવ્યાં. આ વેળા તેનાં ભેજાંમાં કાંઇ તરકટ અને ખુનના વિચારો આવ્યા; પણ તરતજ તે ખંજરો પાછાં તેનીઆગળથી ખસાડી નાખવામાં આવ્યાં, અને પછી ચારે સિરકાશિયનોએ પોતાના તે હથિયારોની અણીઓ પોતાનીજ છાતીતરફ ધરી, અને જાણે તે તેઓનાં પોતાનાંજ શરીરોમાં ભોકી દેતા હોય, એવા ચાળા કર્યા. તોયેપણ, બીજીજ પળે તે ખંજરો પાછાં મિયાનમાં

* જુઓ નોટ ૧૦૯ મી.

ખોસો દેવામાં આવ્યાં: અને ફરી એકવાર તે સઘળા સિરકાશિયનોએ એડગર ઑસબૉર્નને નમન કર્યું; અને તેણે પણ પછી છુટકારાનો એક દમ ખેંચી, અને તદન સમયસુચકતા વાપરી, તેઓને નમીને પાછી સલામ કીધી.

કાસેદના આવવાના વખતથી, તે સર્વેએ પોતાનાં ખંજરો મિયાન કીધા, તેવિષે આપણે જે વર્ણન ઉપર વાંચી ગયા છિયે, તેમાં સઘળી મળી ભાયગે દશ "મિનીટો" થઈ હશે,—આ વખ્તે એક હરફ પણ બોલવામાં આવ્યો નહતો; પણ હવે તે સઘળું થઇ રેહેવાપછી કાસેદે તે ચુપકીદી તોડી; અને ઑસબૉર્નને આરમીનિયન ભાષામાં કહ્યું, "તમારે કશી ફેકર કરવી નહીં: પણ તમોને અમારીસાથે ઘણે લાંબે તફાવતસુધી આવવું પડશે. પણ તમોને બીજું કશુંબી જણાવવાની મના કરવામાં આવીછે, માંટે તમો મને એક પણ સવાલ પુછશો ના; ફકત સાધારણ અને સહજ બાબતોસેવાય હું કાંઇ પણ બીજી બાબતોબાબે તમારીસાથે વાત કરી શકીશ નહીં. આપણે સાધારણ અને સહજ બાબતોઉપર ખુશીથી ગોફતેગુ ચલાવીશું."

આ ખાતેરીથી એડગરને ઘણી ખુશી ઉપજી: તોયે ચોકસ હદસુધી હજી તે એક બંદીવાનજેવો હતો, તે જાણી તેને અજાયબી ઉપજી: તોયે બીજા હાથઉપર આ બનાવનું શું પરિણામ આવેછે, તે જાણવાને તે અધિરો પડયો હતો—તોયે હવે તેણે ફરીથી બહુરાને ભેટવાની કાંઇક આશા આવવા લાગી. તેઓએ લોહી પીધું હતું, અને ખંજરો ફેરવ્યાં હતાં, તે ક્રિયા કરવામાં શી મતલબ હતી, તે જાણવાને તે ઘણો આતુર હતો; પણ કાસેદે ઘણી સભ્યતાથી તોયે મક્કમપણે જે હુકમ કર્યો હતો, તે સાંભળવાપછી તેમ પુછવાની તેને હેમત કીધી નહીં.

ત્રણે ચોકીદારો પાછા ઘોડેસવાર થયા; અને મુસાફેરી પાછી શરૂ કર્યામાં આવી. રસ્તામાંથી પસાર થતાં તે કાસેદે એડગર ઑસબૉર્નને કેટલીક જાણવાજોગ જગ્યાઓ દેખાડી; અને તે જવાન લફટેનન્ટને જણાયું, કે તે ચંચળ, અને ઉંચા શોખવાળો હતો.





## પ્રકરણ ૭૮ મું.

### મુસાફેરી ચાલુ.

પ્રથમ મુસાફેરી શરૂ કર્યાને બરાબર પાંચ દિવસો થયા હતા ; અને છઠ્ઠા દિવસની સવારે એડગર ઑસબૉર્ન એક ન્હાનાં ગામડાંની એક ધર્મશાળા, કે જ્યાં રાત પસાર કરવામાં આવી હતી, ત્યાં ઉઠયો. પુશાક સજીને, જે ઓરડામાં તેને રાખવામાં આવ્યો હતો, તેમાંથી બહાર નિકળવા જતો હતો,—તેટલાં ઘણાંક ઘોડાઓનાં કુદવાનાં પગલાં તેને કાને પડયાં. તે તરત બારીઆગળ દોડયો, અને બહાર ડોકયું કરી જોયું, તો ઓછામાં ઓછી ૫૦૦ ઘોડેસવારોની બનેલી એક ઘણી દમામદાર પાયગાની સવારી તે ગામડાંમાંથી અતિ ઝડફે પસાર થતી તેનાં જોવામાં આવી—તેઓ જાણે કોઇ દુશ્મનઉપર હલ્લો લઇ જતા હોય એવો દેખાવ લાગતો હતો. પણ તે સિરકાશિયન સેપાહોનાં હથિયારો મિયાન કીધેલાં હતાં, અને તેઓની બંદુકો પીઠાપછવાડે લટકાવેલી હતી.

પણ આ સવારોની આગળ મોખરે એક લડવૈયો પોતાનો ઘોડો દપટાવતો હતો ; તેણે તીખાં લોઢાંની એક ચળકતી કોલાહ, અને તેવીજ ધાતુનું એક બખતર પેહેરેલાં હતાં. હઝારોહઝાર તીખાં લોઢાંની કડીઓનું બનાવેલું ઝાળીજેવું એક આખું બખતર તેણે પેહેરેલું હતું—કે જેવું આગળના વખ્તમાં બહાદુર લડવૈયાઓ પશ્ચિમતરફના યુરોપખંડમાં પેહેરતા હતા. આ સરદાર પોતાના ભપકાદાર રેસાલાસાથે એટલોતો સપાટામાં ત્યાંથી પસાર થઇ ગયો—અને એડગરનું ધ્યાન તેવેળા બીજી બે ચીજોઉપર એટલુંતો લાગેલું હતું—કે તેણે તે લડવૈયાને ઘણોજ થોડો જોયો, અને તેનો ચેહેરો તો તેનાં દિઠાંમાં બીલકુલ આવ્યોજ નહીં.

આ વખ્તે આ જવાન લેફ્ટેનન્ટનું ધ્યાન બીજી એ કઇ બાબતોઉપર ખેંચાયલું હતું, તે હવે આપણે જોઇએ. બખતરમાં સજ થએલો આ સવાર પોતાના રેસાલાનીઆગળ આસરે છ વારજેટલો પોતાનો ઘોડો ચલાવતો હતો ; અને તેનીપછવાડે બુરખામાં પોતાનો ચેહેરો છુપાવીને એક બાનુ એક તેઝી, રાતાભુરા, અને અતિ સુંદર ઘોડાઉપર સવારી કરતી હતી. તેણીનો પુશાક ઘણો શોભિતો હતો ; અને જોકે બુરખાથી તેણીનો ચેહેરો તદન ઢંકાયલો હતો—તથા જોકે તેણી એક સ્વપ્નાનીપેઠે એડગરનીઆગળથી પસાર થઈ ગઈ—તોયે તેનાં ધ્યાનમાં તરત એમજ આવ્યું, કે તેણી કોઈજ નહીં, પણ તેની વાહાલી અને ખુબસુરત બદુરાજ હતી. આ કાંતિદાર શરીર તેણીનુંજ હતું—આ અનુપમ મરોડદાર આકાર, જે તેણે ઘોડાઉપર સવારી કરતાં જોયો, તે તેણીનોજ હતો—એમ તેની મનમાં ખાતેરી થઇ ; અને તેથી ઘડીભર તે અતિશય ખુશીમાં ગરક થઇ ગયો. બીજી જે બાબતે તેનું ધ્યાન ખેંચ્યું, તે તેણીની બાજુમાં જે શખ્સ ઘોડાઉપર સવાર થયેલો હતો, તે હતી ; અને આ શખ્સને તેણે આનાપાના કાટમાં જે બીગાના ઘોડેસવારને જોયો હતો , તે હતો, એમ તેણે તરત પારખ્યું. આ બનાવથી તેની આગળી અટકળ હવે ખરી પડી, કે જે બાનુને તેણે જાણે પવનની પાંખઉપર સવારી કરી જતી જોઇ હતી, તે

કોઇજ નહીં, પણ ખરેખરી બદુરાજ હતી: જાણે તમાશાનો એક દેખાવ તમાશગીરોની નઝરઆગળથી પસાર થઇ જાય, તેવીરીતે અતિ ઝડપથી આ આખી પાયગા ત્યાંથી પસાર થઈ,—અને તેઓના ઘોડાઓનાં પગલાંઓનો આવાઝ પણ હવે સંભળાતો બંધ થયો.

ત્યારે શું જ્યાં બદુરા જતી હતી, ત્યાંજ તેનું કેસમત તેને પણ લઇ જતું હતું?—તેણીને મળવાની તેની આશા શું ખરેખર પરીપુર્ણ થનાર હતી? આ સવાલો એડગર ઓસર્બાર્ન પોતાનાં મનસાથે પુછવા લાગ્યો; અને તેનું પ્યારમાં દીવાનું થયેલું દેલ તેનો હામાં જવાબ દેતું હતું. પણ હવે તેનાં મનમાં તરત એક વિચાર આવ્યો. પેલી ચળકતી પોલાદી કોલાહ અને લોખંડના બખતરવાળો તે લડવૈયો,—શું તે ખરેખર નામાંકિત શામીલ પોતે હતો? સિરકાશિયાઉપર લખાયલાં પુસ્તકોમાં એડગરે વાંચ્યું હતું, કે પ્રિન્સ એવોજ લશ્કરી પુશાક સજેછે, કે જે સિરકાશિયાના અને દાઘેસ્તાનના મુલ્કોનાં પહાડી લોકોનો રાજ્યકર્ત્તા તેમજ પયેગ્રામબર—તથા વળી તેઓનો સુલતાન અને શેખ પણ ગણાયછે. ત્યારે શું તેણે ખરેખર તે પહલવાનનેજ જોયો હતો? ત્યારે શું પોતાની મનવારનીઉપર તેણે બદુરાના કાનમાં આ બહાદુર નરને જોવાની ઉમેદ બતલાવી હતી, તે એકાએક અને ન ધારેલી રીતે પાર પડી હતી? પોતાના ખુબસુરત દોડતા ઘોડાઉપર સવાર થઇને પસાર થતી બદુરાને તેણે જોઇ હતી, એવી જે તેનાં મનમાં ખાતેરી થઈ હતી, તેવીજ ખાતેરી હવે તેની થઇ, કે તેણે ખરેખર શામીલને પણ જોયો હતો.

પણ જ્યાં તેણી જતી હતી, ત્યાંજ જો તેને પણ લઇ જવામાં આવતો હતો, તો પછી શા કારણમાટે તેને આટલા બધા સેંકડો "માઇલો"સુધી દુર લાવ્યામાં આવ્યો હતો?—તેનું પરિણામ શું આવશે? શું તેના ખરા પ્યારનો બદલો તેને આપવામાં આવનાર હતો? શું કુદર્તખાતે તેણીનો હાથ તેને બખ્શવામાં આવશે? આવાઆવા ખ્યાલોમાં આ જવાન ઇંગ્રેજ થોડીક વારતુલિક ગુંથાઇ ગયો: પણ તેના આ ખુશ વિચારમાંથી તેને અતિ દુઃખી વિચારે પાછો નિર્દયપણે જાગૃત કર્યો. તેમ કેમ કરી બને? તેઓ બંધેના ધર્મો જુદા હતા, એજ બાબત તેઓની શાદીનીવચ્ચે આવતી હતી; એજ બાબત તેની ભારે ખુશહાલીનો ભંગ કરતી હતી.

પોતેજ ઉભાં કીધેલાં બેહેસ્તમાંથી તે આમુજબે પાછો ગબડી પડ્યો—એક સુંદર દેરખ્ત જેમ નાશ કરનારી વિજળીના ચમકારાએ એક ઘડીમાં બળીને નાશ પામે, તેવીજ રીતે તેની સર્વે ઉમેદો અને આશાઓ ફક્ત એક પળમાં પાછી નાશ પામી. તેજ ઘડીએ તેને પેલા કાસેદે નિચેના એક ઓરડામાં બોલાવ્યો, કે જ્યાં સવારનું ખાણું તેનેમાટે તૈયાર કર્યામાં આવ્યું હતું. તેણે જોયું, કે તે કાસેદ અને પેલા બીજા સિરકાશિયનો તેનીતરફ ટીકીટીકીને જોતા હતા: તેણે આ પાયગાવિષે કેટલું જોયું હતું, અને તેમાં તેણે કોણકોણને ઓળખ્યા હતા, તેવિષે પોતાની ખાતેરી કરવા જાણે તેઓ આતુર હોય, એમ તેઓની ઢબઉપરથી તેને લાગ્યું. તે પોતે પણ તેબાબે સવાલો કરવાને ઇચ્છા રાખ્તો હતો, પણ તેનો તેને જવાબ મળનાર નથી, એમ તે સારીપેઠે જાણતો હોવાથી ચુપજ રહ્યો: ખાણું ઝડપથી પુરૂં કર્યામાં આવ્યું—ઘોડાઓ તૈયાર રાખવામાં આવેલા હતા—અને મુસાફેરી પાછી શરૂ કર્યામાં આવી.

એડગરે જોયું, કે રસ્તો સારો હોવાછતાં બેત્રણ કલાકોસુધી આગળનીપેઠે તેઓએ ઘણી ઝડપથી મુસાફરી કીધી નહીં: અને તેની ખાતેરી થઈ, કે આ રીતે ધીમે મુસાફરી કરવાની તેના સાથીઓની મતલબ એવી હતી, કે તેઓ પેલી આગળ ગયેલી પાયગાને પકડી પાડે નહીં. તે કાસેદ—ચોકીદારીથી તેને બરાબર ઓળખાવવામાટે તે કાગઝ લાવનારને આપણે કાસેદનેજ નામે હવેપછી જણાવવાનું ચાલુ રાખીશું—તે એડગરસાથે જુદીજુદી બાબતોઉપર આગળનીજપેઠે વાતો ચલાવવા લાગ્યો: પણ પેલી પાયગાબાબે તેણે જરા પણ એશારો કર્યો નહીં, કે લફ્ટેનન્ટને પસંદ પડતી બીજી બાબતોઉપર તેણે વાતો ચલાવી નહીં.

આ આખો દહાડો હંમેશનીમુવાફક મુસાફરી કર્યાજ કરવામાં આવી: પણ આપણા આ મુસાફરોની ટોળકીએ પેલી પાયગાવાળી મોટી ટોળકીને એક વાર પણ ફરી દિઠી નહીં; વળી તેજતરફ તેને લઈ જવામાં આવતો હતો કે નહીં, તેબાબે પણ એડગરને કશી બાતમી મળી નહીં. રફ્તેરફ્તે તે દેશ વધારે બિયાબાન અને ભયંકર થતો જતો હતો: ત્યાં પહાડો વધારે ઉંચા હતા—ખીણો વધારે ઉંડી હતી—અને આગળ જે મુલકમાંથી તે લફ્ટેનન્ટને લઈ જવામાં આવ્યો હતો, તેનાકરતાં આ રંગભૂમિનો દેખાવ વધારે બિહામણો હતો. તે દહાડાને છેડે આસરે બેએક કલાકોસુધી તો એક પણ ગામડું તેની નઝરે પડયું નહીં: ત્યાં ખીણોમાં ગાયઢોરનાં ગોવાળાં પણ હતાં નહીં—કારણકે ત્યાંની ખીણો પણ જંગલોથીભરેલી અને ખડબચડાં નાળાંઓથી ભરપુર હતી. હવે રસ્તો પણ નહતો; અને પહાડોના ઘાટો એવાતો દિકટ હતા, કે મુસાફરોને પોતાના ઘોડાઓઉપરથી ઉતરી ઘણીક જગ્યાએથી તેઓને ધીમેધીમે ચલાવી લઇ જવા પડતા હતા. ઝબરદસ્ત મોટા ધોધો પડતા હતા, કે જેના ભારે આવાઝથી ઝબરો ગગરાટ થતો હતો; ગંધકના તેઝાબવાળા ગર્મ ઝરાઓ, તેમજ ખનિજ ધાતુવાળાં પાણીના ધોધો હવે આગળનાકરતાં ઠેકાણેઠેકાણે મળતા હતા. આખરે જ્યારે અંધારૂં પડવા માંડયું, ત્યારે તે કાસેદ—કે જેણે આ ટોળીને મળવાપછી તેના વડાતરીકેનો એખતિયાર લીધો હતો—તેણે તે રાત એક ગુફામાં આસરો લેવાની ઝરૂરિયાત ઑસબૉર્નને જણાવી; એવી કોઇ સગવડભરેલી ઉતારાની જગ્યા નઝદીકમાં આવેલી હોય, એમ તે જાણતો હોય, એવું જણાતું હતું.

બીજો અર્ધો કલાકસુધી એક રસ્તો એવો આવ્યો, કે તે એક ઉંડાં નાળાંનીઉપર આવેલો હતો, અને તેથી જો જરા પણ ખોટું પગલું ભરવામાં આવે, તો કોઇ પણ અસાવધ શખ્સને તેમાં ઉંધે મસ્તક ગબડી પડવાનો સોદો હતો; અને ત્યાં પણ ઘોડાઓઉપરથી ઉતરી તેઓને ચલાવી લઇ જવા પડયા. જમણા હાથઉપર ઉભાને ઉભા પહાડો ઉભેલા હતા, અને ડાબા હાથઉપર તેઓ ખીણતરફ એકદમ ઢળેલા હતા; વળી વારંવાર બહાર નિકળી આવેલાં ખુણાઓઉપર ચકરાવો લેવો પડતો, કે તેઓ જાણે લડાઇનાં બાંધકામોનાં નાકાંઓ હોય. પણ એડગર ઑસબૉર્નને તે કશાંથી ધાસ્તી લાગી નહીં; અને તેના સિરકાશિયન ગોઠિયાઓ તો તે રસ્તાનાં દરેકેદરેક પગલાંથી સારીરીતે માહિતગાર જણાતા હતા. તે અચરતીથી વિચારવા લાગ્યો, કે પેલો બખતરવાળો લડવૈયો અને તેનીસાથની પાયગા પણ એજ રસ્તે ગઇ હશે કે? પણ તેમ ન બની શકેએમ પછી તેને લાગ્યું, કારણકે રસ્તો વધુનેવધુ દિકટ થતો જતો હતો; અને જો તેમ નહોય, તો તે પણ બહુરાનીપુઠે જતો નહતો, એવા વિચારથી વળી પાછો તે દેલગીર થયો. ખરેખર તે રસ્તો

ઘણોજ ક્લિષ્ટ થતો જતો હતો, અને તેઉપરથી પસાર થતાં ઘણી વધારે ચોકાસી લેવાની ઝરૂર જણાઈ—પણ આખરે ડાબી બાજુનું નાળું ઓછું બિહામણું થતું ગયું; અને જમણી બાજુનીજપેઠે ત્યાં પણ ખડકની એક દીવાર ધીમેધીમે ઉભેલી જણાઈ. આ જગ્યાએ મુસાફરો હવે પાછા ઘોડાઉપર સવાર થયા, કારણકે હવે તેઓ એક લાંબા, ચોગાન ઘાટમાં દાખેલ થયા હતા, કે જેની બંધે બાજુઓઉપર ઉભાને ઉભા, અતિ મોટી ઉંચાઇના ખડકો આવેલા હતા, અને તેઓ તરેહવાર કલ્પિત આકારના અથવા અતિશય નાદર દેખાવના હતા. આગળ ચાલતાં આ ઘાટ પોહોળો થતો ગયો; રસ્તો હવે વધારેને વધારે સારો આવતો ગયો; અને ફરી એકવાર તે મુસાફરો લીલોત્રીવાળી ઉંચીનિચ્ચી જગ્યાએ આવી પુગ્યા.

સાંજ અતિ ખુશનોમા હતી: આકાશ જાણે હીરા જડેલા હોય, એવા ચકચકિત તારાઓથી ભરાઈ ગયેલું હતું, અને તેથી એડગર ઑસબૉર્નને ત્યાંના દેખાવના વચિત્રપણાંથી ઘણીજ ગમત પડી. જે ઘાટમાંથી તેઓ પસાર થતા હતા, તેને નાંકે ફરીથી એકવાર પડાવ નાખવામાં આવ્યો; અને આ પહાડી પ્રવેશમાર્ગને એક છેડે એક ગુફાનું મ્હોં નઝરે પડયું. જલ્દીથી મશાલો સળગાવ્યામાં આવી: અને ત્યાં એટલુંતો સરસ ઘાસ ઉગેલું હતું, કે ઘોડાઓને ચરવાને અને તાઝગી પામવાને પુષ્કળ ખુરાક મળ્યો; વળી સિરકાશિયનોએ પોતે પણ પોતાના ઉપયોગમાંટે ખુરાકીનો એક પુરતો જથો સાથે રાખવાની સંભાળ રાખી હતી. એડગરને ખાણું પિરસ્વામાં આવ્યું, તે તેને ઘણા સ્વાદથી ખાધું; અને આખા દિવસની મુસાફરીથી થાકી ગયેલો હોવાનેસબબે, તે પોતાની ઘાસની બિછાવેલી પથારીઉપર પડયો, કે જે તેનેમાંટે તે ગુફાનાં મ્હોંઆગળજ એક સિરકાશિયન સેપાહે તઈયાર કીધી હતી. તેના સાથીઓએ પણ હવે આરામ કર્યો; એડગરઉપર તકેદારી રાખવાની તેઓને હવે કશી ઝરૂર જણાઈ નહીં; તો જોકે નાસી ન જવામાંટે તેઓએ તેનીપાસે કશી પણ કબુલાત લીધી નહતી, છતાં તેઓ સારીરવેસ જાણતા હતા, કે આ અઘોર પહાડી મુલ્કમાંથી તે એકલો નાસી જવાની કદી પણ હેમત કરશે નહીં, કે જે મુલ્કની ભૂગોળવિદ્યાથી તે બીલકુલ અજાણ્યો હતો.

અને આ તેઓની અટકળ તદન ખરી હતી. વળી જ્યારે આટલે દુરસુધી તેણે મુસાફરી કીધી હતી, તો હવે તેનું પરિણામ શું આવેછે, તે જાણવાને તે લફ્ટેનન્ટ આર્જુમંદ હતો; વળી બદુરાને એકવાર ફરીથી જોવાની તેને ઘણી આશા હતી. એમુજબે તેને ત્યાંથી નાસી જવાનો જરા પણ ખ્યાલ નહતો; તેઉપરથી તે પોતાની ઘાસની બિછાવેલી પથારીઉપર લાંબો થઇ સુતો, અને શાંતપણે ભરઉંઘમાં પડયો. તે આપ્રમાણે કેટલોવાર સુતો હતો, તેની પણ તેને ખબર નહતી: વળી તે કેમ જાગ્યો હતો, તેથી પણ તે અજાણ્યો હતો. તે ઉંઘમાંથી જાગ્યો હતો, એટલુંતો ચોકસ હતું; અને જયારે તે ખાબમાંથી બીદાર થયો, ત્યારે તેનીઆસપાસ તમામ કિલિયાન અંધારૂં હતું. તેને ઘડીભર ઘણી ધાસ્તી ઉપજી: તેને પ્રથમ એવો ખ્યાલ આવ્યો, કે તેને એક કેદખાનાંમાં લાવી નાખ્યામાં આવ્યો હતો. પણ જ્યારે તેણે પોતાનીનિચ્ચે ઘાસની પથારી જોઇ, અને સિરકાશિયનો, કે જેઓ તેની ઘણા નઝદીકમાં ભરનિંદ્રામાં પડેલા હતા, તેઓને ઘોરતા સાંભળ્યા, ત્યારે તેની આ ફેકર તરતજ દુર થઈ ગઇ. મશાલો પણ બુઝાઇ ગઈ હતી; કાળાં વાદળાંથી

આકાશ ઘેરાઇ ગયું હતું, અને તેથી તમામ તારાઓ ઢંકાઈ ગયા હતા. આ સર્વે કારણોને-લીધે ઑસર્બોર્ને પોતાને તદન અંધારાંમાં જોયો, અને બ્હીધો હતો.

જેવો જાગી ઉઠયો, અને પેહેલવેહેલી એડગરને બ્હીક પેઠી, કે તે ઉઠીને બેઠો થયો: પણ જ્યારે તેની ખાતેરી થઇ, કે તે એક કેદખાનાંમાં પડેલો નહતો, અને તેને ત્યાં દગાથી ઉંઘમાં પડેલો ઉંચકી લાવ્યામાં ન આવ્યો હતો, ત્યારે તે પાછો ઘાસઉપર લાંબો થઇ સુવાની તૈયારી કરતો હતો, પણ તેટલાં તેણે થોડેક દુર એક રોશની જોઇ. પ્રથમતો તે તેને ભૂતના ભડકાજેવી દેખાઈ, અને એટલીતો ઝાંખી, કે તેને ધાર્યું, કે તે ખરી રોશની નહીં, પણ કદાચ તેનાં ભેજાંનો ધખારો હશે: પણ તુરતજ તે વધીને તેનું ઝળઝળતું પીલા રંગનું મોટું પોહોળું બળતું થયું. થોડીક ઘડીમાં તેવુંજ એક બીજું, અને તે પછી એક ત્રીજું, એમ બળતાંઓ વધતાં જતાં દેખાયાં, અને પેહેલાંજ બળતાંનીપેઠે તેઓ પ્રથમ ઝાંખાં પંણ પછી તેજસ્વી થતાં ગયાં. પછી આ મોટાં બળતાંઓનીઆસપાસ, બીજાં ન્હાનાં બળતાંઓ, અને પછી માણસોના આકારો દેખાવા લાગ્યા. આ ચમત્કાર જોઈ એડગરને ઘણી અચરતી ઉપજી. આ દેખાવો શું હશે, તેબાબે હજીતો તે વિચાર કરતો હતો, તેટલાં આ બળતાંઓઆગળ ત્યાંથીત્યાં કેટલાંક માણસોના આકારો હાલતા ચાલતા તેની નઝરે પડયા. તેઓ ઘડીમાં ઘુંટણિયે પડતા—તો ઘડીમાં પાછા ઉઠી ઉભા થતા—ઘડીમાં ગયેબ થઈ જતા—તો ઘડીમાં પાછા દેખાતા. પણ વધારે અજાયબી તો તે લ્યુટે-નન્ટને એટલામાટે લાગી, કે આ બળતાંઓ પોતાનીઆસપાસ રોશની ફેળાવતાં નહતાં—પણ ફકત ઝળકાટભરેલાં બળતાં હતાં. જોકે દરેક બળતું, જાણે ઝમીનમાંથી ફુટી નિકળેલુ જણાતું હતું, અને ભભુકદાર અને તેજસ્વી હતું, તોયે તેમાંથી અજવાળું પડતું નહતું. બળતાં બીશક કાંઇ સળગી ઉઠેએવી વસ્તુથી થયેલા નહતાં—અને તેબાબે એડગરને કશો અનુભવ કે જ્ઞાન નહતાં. તેઓને સળગેલાં રાખવામાટે લાકડાં કે કોયલા તેમાં પુરવામાં આવતાં નહતાં; તેમાંથી કશો આવાઝ કે ચિણગારી નિકળતાં નહતાં—તેમાંથી કશું છેક ચકચકાટ બળતું થતું નહતું: તે બળતાં સાફ પીલા રંગનો એક સરખો ઝળકાટ આપતાં હતાં—પણ તેઓના ઝળકાટસેવાય આસપાસ સઘળે ઠેકાણે તો અંધારૂં ભીત હતું !

આ દેખાવની મતલબ શી હશે ? તેમાં કાંઇ અલૌકિક હશે, એમ તો એડગરનાં મઝબુત ભેજાંમાં અને તેની સારી સમજમાં કદી આવેજ નહીં—તો જોકે આ બળતાં અને પેલા કાળા આકારોથી કોઇ પણ માણસ એમ સમજે, કે જાણે જીનના મેહેલનો દેખાવ ધર્તિઉપરની આ વયેરાન પહાડી જગ્યાએ લાવી મુકવામાં આવ્યો હોય. આ માણસોના આકારોએ પ્રાણીનાં રૂવાંવાળાં કપડાં પેહેરેલાં હતાં; તે કપડાં ઢીલાં હતાં, અને આસપાસ ઉડતાં હતાં: પણ ઑસર્બોર્ન તેઓના ચેહેરા જોઇ શકયો નહીં: તેઓનો આખો આકાર બસ તદન કાળાં ધાબાંજેવો દેખાતો હતો. એવા તેઓ બળતાંનીસામે અનિ-શ્ચિતરીતે અને શકભરેલી રીતે બરાબર નઝરે આવતા હતા: પણ જ્યારે તેઓ બળતાં આગળથી ખસી જતા, ત્યારે આસપાસ ફેળાયલાં અંધારાંમાં તેઓના આકારો ગયેબ થઈ જતા હતા, અને બીલકુલ દેખાતા નહતા.

આ દેખાવ ભારે અચરતી, ધાસ્તી, અને અજાયબીથી એડગર ઑસર્બોર્ને કેટલીક "મિનીટો"સુધી નિહાળ્યા કીધો,—પણ તેટલાંતો વળી તેથી પણ વધારે જાણવાજોગ દેખાવ

નઝરે પડયો. એક ઘડીમાં તેવીજ જાતનાં બળતાં તે રસ્તાની યાને ઘાટની બીજી બાજુના ખડકનીઆગળ દેખાવા લાગ્યાં. બળતાંપર બળતાં થવા લાગ્યાં, જાણે કે * દંતકથામાં જણાવેલાં હઝારો જાનવરો ગમત કરતાં હોય. તેઓ ઉંચે ચઢતાં—અને તેથી જાણે બળતાંની એક આખીને આખી ભીત થયેલી હોયએવું લાગતું—તેઓ રમતાં, આમતેમ હાલતાં—આસરે ત્રીસ "ફીટ"ની ઉંચાઈની અને વીસ "ફીટ"ની પોહોળાઈની દીવાર થઈ હોય તેવાં લાગતાં હતાં.

આ અજાયબજેવાં બળતાંનીઆસપાસ આ કાળા આકારો પછી ટોળું થઈને ઉભા. આવો દેખાવ જો કોઇ નાટકની રંગભૂમિઉપર કરી બતાવ્યામાં આવે, તો ખચિત ઘણો નાદર અને ભપકાદાર લાગે: પણ આવો દેખાવ ખામોખા ગમતનેસારૂં કૉકૅસસના પહાડોનાંભિત્તરમાં કરી બતાવ્યામાં આવે, એવો વિચાર કરવોજ હસી કાહાડવાજોગ હતો, ત્યારે આ સઘળાંની મતલબ શી હતી? ઘણીજ ચુપકીદી, અજાયબી, અને ધાસ્તીથી એડગર ઑસબૉર્ને આ ભારે તમાશો જોયા કર્યો.

આ હાલતાં બળતાંના પર્દાઆગળના આકારો તેણે ગણ્યા, તો તે આસરે વીસેક જણાયા. હવે જાણે કે પથ્થરનાં કોતરી કાહાડેલાં પૂતળાં હોય, તેમ તેઓ સઘળા વગર હાલચાલ કરવે ઘુંટણ મરડિયે પડયા હતા. કાંઇ પણ આવાઝ લફ્ટેનન્ટને કાને સંભળાતો નહતો: કશાંથી પણ બળતું કરવામાં આવે, તોબી તેમાંથી ફટફટ થતો આવાઝ નિકળ્યાવિના રેહે નહીં, પણ એમાંથી તો કશો આવાઝ થતો નહતો; અને જો આ આકારો ખરા માણસાઇજ હોય, તો તેઓને વાચા હોવીજ જોઇએ, છતાં તેઓનાં મ્હોંમાંથી એક હરફ્વટીક નિકળતો નહતો! જોકે એડગર મઝબુત મનશકિતનો હતો—જોકે તે એક સીંહનાજેવી હેમત ધરાવતો હતો—અને જોકે ઝેંદગીના સાધારણ બનાવોમાં તે વગરધાસ્તીની હેમત રાખતો હતો—છતાં આ બ્રિટિશ લફ્ટેનન્ટને આ વેળાએ કોઇ ન ધારેલી અને ન જણાયલી દહશત લાગવા માંડી; તે પોતાના સિરકાશિયન સાથીઓને જગાડવા જતો હતો, પણ તેટલાં આ આખો દેખાવ સદંતર તેની નઝરઆગળથી ગયેબ થઈ ગયો; અને તે પાછો અંધારાંગારમાં રહી ગયો.

એડગર અજાયબ થયેલો અને ગભરાયલો પાછો સુતો: તેનાં આખાં શરીરઉપર પરસેવાનાં ઠંડાં ઝરાં ફુટવા લાગ્યાં. આવી હાલતમાં તે અશક્ત અને સુન મારી ગયેલોજેવો જાણે તે સમાધિમાં પડયો હોય, એમ સુઈ રહ્યો. તેના વિચારો સઘળા ગુંચવણમાં પડયા; તેણે જે જોયું હતું, તે તેનાં ભેજામાંથી ભુસાઇ જતું જણાયું, અને તે પાછો ભરઉંઘમાં પડયો.

જ્યારે તે ઉઠયો, ત્યારે સૂરજ પૂર તેઝથી પ્રકાશતો હતો: તેના સિરકાશિયન સાથીઓ પોતાનાં ઘાસનાં બિછાણાંઓમાંથી ઉઠેલા હતા, અને ગુફાનાં મ્હોંઆગળ થોડેક છેટે ઘોડાની સંભાળથી ચાકરી કરતા હતા. એડગર ચોંકીને ઉઠયો, અને રસ્તાની સાંમી બાજુએ જ્યાં તેણે રાતના પેલો વિચિત્ર દેખાવ જોયો હતો, તેતરફ આતુરતાથી જોયું. ત્યાંનો દેખાવ બીજા પહાડોનાજેવોજ આ વખતે હતો: ત્યાં બળતાંથી થયેલા કાળાશની જરા

* જુઓ નોટ ૧૧૦ મી.

પણ નેશાની નહતી. પહાડોની તળેટીઆગળની આસપાસની તમામ જગ્યા વયેરાનજેવી હતીઃ ત્યાં રાખના કશા ઢગળા નહતા—કે લાકડાંનાં બળેલા ટુકડાઓ પડેલા નહતા—કે જેથી તેની એમ ખાતેરી થાય, કે રાત્રે ત્યાં બળતાં સળગાવ્યાંમાં આવ્યાં હતાં. એડગર કાસેદને ઉતાવળે અધિરાઇથી સવાલ કરવા જતો હતો, પણ કદાચને તે ભુલભરેલા એક સ્વપ્નથી છેતરાયો હશે, એમ ધારી તેમ કરવાના તે અખાડા કરી ગયો; અને તે જે બોલવા જતો હતો, તે એવાજ વિચારથી શર્માઇને અચકી ગયો.

ચારે સિરકાશિયનોએ તેને કીધેલી માનપૂર્વક સલામનો પાછો ઉત્તર દઇને જે જગ્યાએ તે ભડકાં થયાં હતાં, તેતરફ જાણે કશું તેણે જોયું નહોય, એવો દેખાવ કરી તે કરવા લાગ્યો. પણ નઝદીક જતાં તેની પુરેપુરી ખાતેરી થઇ, કે તે જગ્યાએ તેમજ ખડકોની બાજુઓઉપર કોઇ પણ બળતાંની નેશાનો બીલકુલ નહતી. આખરે તે માત્ર એક સ્વપ્નોજ હતો, એવા વિચારથી તે હસ્વાની કોશેશ કરવા લાગ્યોઃ છતાં તેનાં મનઉપર તેની જે અસર થઇ હતી, અને જેથી તે ભારે ગુંચવણમાં પડ્યો હતો, તે તે તદન દુર કરી શક્યો નહીં; તેની છાપ તો તેનાં મગ્ઝઉપર પડેલીજ રહી ગઇ. આગળ મુસાફેરી કરતાં જે કસરત થશે, અને મનની લાગણીઓ ઉસ્કેરાશે, તેથી તે આ નિરાશી દુર કરી શકશે એવા વિચારથી ઑસબૉર્ને આ બાબતમાં ચુપકીદીજ એખતિયાર કરવાનો ઠરાવ કર્યોઃ કારણકે જો તે ખરેખરો એક સ્વપ્નજ હોય, તો તેનેથી જે મઝબુત અસર તેનાં મગ્ઝઉપર થઇ હતી, તે આ લડાયક પહાડીઓને જણાવી દેવાને ચાહાતો નહતો.

આગળી સાંજે જેવી ભુખે તેણે પોતાનો ખુરાક લીધો હતો, તેવીજ ભુખે આજે સવારે તેણે પોતાનું ખાણું ખાધું નહીં, અને પોતાના સિરકાશિયન સાથીઓસાથે મુસાફેરી કરતીવેળા તે મુંગો અને વિચારમાંજ ગુંથાયલો રહ્યો. ઇંગ્રેજ પોતાના કાંઇ વિચારમાં મશ્ગુલછે, એવા ખ્યાલથી કાસેદ પણ આ વેળા વાત કરવાથી ખામુશ રહ્યો, અને તેના વિચારોમાં તેને કશી ખલલ કીધી નહીં; અને આમુજબે બીજા બે કલાકોસુધી રસ્તો ચુપકીદીથી કાપવામાં આવ્યો. ફરીથી તે દેશનો અતિશય મનોહર અને ઘણો ખુશનોમા દેખાવ, તેમજ કૉકેશિયન જગ્યાનો ઘણો ભયંકર પણ નાદર દેખાવ પાછો આવવા લાગ્યોઃ વળી પાછી સુંદર ખીણો—તેમાંના ન્હાનાંન્હાનાં ગામડાંઓથીભરેલી—અને ત્યાંની ફળદ્રુપ જગ્યાઉપર ગાયઢોરોનાં ટોળાંનેટોળાં ચરતાં પાછાં નઝરે પડવા માંડયાં. પણ તેટલાં વળી એક એવો બનાવ બનવા પામ્યો, કે જેથી આ વિકારી અને ચિંતાતૂર જવાન લફટેનન્ટનું ધ્યાન પાછું તેઉપર રોકાયું.

મુસાફેરોની આ ન્હાની ટોળી આસરે વીસ "મિનીટો"સુધી જંગલનો એક ભાગ પસાર કરતી હતી, કે જ્યારે એક ટેકરીની ટોચઉપર કે જ્યાંથી એક ન્હાની ખીણતરફ ઢળાવ પડતો હતો, ત્યાંનાં દરખ્તોના ગુંચવણભરેલા ઝુંખડાઓ એકાએક બંધ પડી ગયા. આ ખીણની તલેટીઆગળ, અને જ્યાં એડગર અને તેના ચોકીદારો આવી લાગ્યા હતા, ત્યાંથી આયગે બસો વારજેટલે દુર આસરે વીસ સિરકાશિયન ઘોડેસ્વારો જૅમા થયેલા હતા, જ્યારે તે ખીણનીસાંમેના ઢળાવઉપર—આસરે બસો કે તણસો વાર વધારે દુર—પેલીજ પાયગા, પેલાજ બખતરવાળા લડવૈયાની સરદારીહેઠળ એક પોહોળા અને સપાટ રસ્તાઉપર-



( ચિત્ર ૩૨ મું. ) " અદુરાના હાથઉપર આ વેળા એક ઘણીજ નાદર ઉંચી કીમતની શાલ નાખેલી હતી ". (પાનું ૬૧૦ મું.)

ઉપજાવેએવો ખરો બનાવ હતો! તેની અજાયબીમાં ગરક ગયેલી, અને ધાસ્તીમાં ડુબી ગયેલી આંખોએ તેણે મોતની સઝા થયેલો ખરો બનાવ દિઠો હતો. પોતાના ઘોડેસવાર સેપાહીને પેલા સિરકાશિયન અમલદારે આપેલો હુકમ—ભોગ થઈ પડેલાઓમાંના એક જણે એશારતતરીકે પોતાના હાથમાંથી ઝમીનઉપર નાખેલો સુફેદ રૂમાલ—બંદુકોના ધડાકા—લીલાં ઘાસવાળી જગ્યાઉપર તે ત્રણે બ્રિટિશ અમલદારોનું સાથેજ મુવેલા તુટી પડવું—ઓહ! આ ખરેખર એક ભયંકર કરૂણારસ બનાવ હતો!—અને આવા એક અઘોર અને ખુની કીનાથી જે નીચ દગો રમવામાં આવ્યો હતો, તેથી હવે એડગરનું મગઝ ઘુમવા લાગ્યું! તે દીવાનોજેવો થઈ ગયો!

દુઃખની અને શ્રાપની એક ચીસ પાડીને—ધ્રુજતે શરીરે અને આંખોમાં ક્રોધના આતશસાથે—એડગર પોતાના ઘોડાને તે ખીણતરફ દોડાવા જતો હતો, પણ તેટલાં તેના સિરકાશિયન ચોકીદારોમાંહેલા એકે તેના ઘોડાની લગામ પકડી લીધી: અને તે કાસેદનો આવાઝ તેના કાનઉપર પડ્યો, અને તેને યાદ આપવામાં આવી, કે તે એક બંદીવાન હતો, એટલે તેનેથી ત્યાંથી જવાય નહીં!



થી પોતાનો માર્ગ કાપતી જતી હતી. ઑસઑર્ને તરતજ પેલી ઉડતા બુરખાવાળી બાનુને દિઠી, કે જેણી તે લોખંડની કળીઓનાં બખતરવાળા સરદારનીપુઠે પાછી પોતાનો ઘોડો ચલાવતી હતી, કે જેવીરીતે સવારી કરતી આગળે દિને સવારના તેણે તેણીને જોઈ હતી. ખીણનીનઝદીકના ઢળાવઉપર જમા થયેલા પેલા ઘોડેસ્વારોની ન્હાની ટોળકીની કશી પણ દરકાર કર્યાવિના તેણે પેલી વધારે દુરની પણ મોટી પાયગાતરફ ચોકાસીથી જોયા કર્યું—કે જે આખરે તેની નઝરોઆગળથી ગિચ્ચ ઝાડોની ઘટામાં ગયેબ થઇ ગઇ. અંતે તેણે એકવાર ફરીથી બદુરાને જોઈ ખરી!—કારણકે એડગરની ખાતેરીજ હતી, કે તે તેણીજ હતી; અને હવે તેની વધારે ખાતેરી થઇ, કે જેતરફ તેણી જતી હતી, તેજતરફ તેને પણ લઇ જવામાં આવતો હતો, પણ અલબતાં જુદેજ રસ્તે. આથી તેનાં દેલમાં પાછી ખુશહાલી પેદા થઇ; તેનાં દેલમાં આશાએ પાછું ઘર કર્યું: તેની આશાની આડે તેઓના જુદાજુદા ધર્મોનો જે પર્દો ઉભો થયો હતો, તે તે ઘડીભર ભુલી ગયો!

તેના સિરકાશિયન સાથીઓએ પણ પોતાનો રસ્તો આગળ કાપવાનું ચાલુ રાખ્યું; પણ રસ્તો ઘણો વાંકોટીકો હોવાથી ઘોડાઓ કદમકદમ ચાલતા હતા; અને આમુજબે આગળ સવારી કર્યા જતા સિરકાશિયન ઘોડેસ્વારોની જે ન્હાની ટુકડી ખીણમાં થોબેલી હતી, તેને ઑસઑર્ન જોયા કરી શકતો હતો. કોઇ વસ્તુ કે વસ્તુઓનીઆસપાસ તેઓ હવે વિંટળાઇને ઉભા હતા; પણ તે વસ્તુ શી હતી, તે એડગર તરત વેળા તો જોઈ શકયો નહીં. પણ તરતજ જેતરફથી લફટેનન્ટ નિચ્ચે ખીણતરફ જોતો હતો, તેતરફની બાજુએથી તે ઘોડેસ્વારો ખસી ગયા. તેના દિઠામાં ત્રણ જણા પાઉંપેયાદા ઉભેલા ખુલ્લા આવ્યા; પણ આ ત્રણ જણાઓને બ્રિટિશ દરિયાવર્ધી લશ્કરી પુશાકમાં સજ થયેલા જોઇ, તેનેથી અજાયબીનો પોકાર મરાઇ ગયો!

હા—એમાં કાંઇ પણ ભુલ નહતી? એકનાં શરીરઉપર કૅપટનનો પુશાક—અને બીજા બેનાં શરીરઉપર લફટેનન્ટના પુશાકો હતા. અને તે કૅપટન—તેના ઉંચા, ભરેલા આકારઉપરથી—ઓહ! એડગરને લાગ્યું, કે તેની પોતાનીજ મનવારનો વડો હતો, એમાં કશો શક નહતો!

આ જોઇ અજાયબીથી ઑસઑર્ન બેભાનજેવો થઇ ગયો. તેણે પોતાના ઘોડાને થોબાવ્યો, અને જરા પણ હાલવાચાલવાવગર આંખો ખેંચીને ઝીનઉપર સ્થિર બેસી રહ્યો. બ્રિટિશ દરિયાવર્ધી અમલદારોના લશ્કરી પુશાકવાળાઓ ત્યાં કેમે કરી આવવા પામ્યા હશે? સિરકાશિયનોએ મનવારના અમલદારોતરફ દગો કીધેલો હોવો જોઇએ, એવો વિચાર એડગરનાં ભેજાંમાં તરત આવ્યો. પણ તેટલાંતો એકાએક કાંઇ હુકમ કર્યામાં આવ્યો; તે એડગરને અને તેના ચોકીદારોને કાને પરગટો પડયો—તે જવાન મર્દે પોતાના કૅપટનને પોતાના હાથમાંથી એક સુફેદ રૂમાલ ઝમીનઉપર નાખતાં જોયો—બીજીજ પળે બંદુકો છુટવાના ધડાકા થયા—અને આ ત્રણે બ્રિટિશ દરિયાવર્ધી અમલદારો નિચ્ચે લીલોત્રીવાળી જગ્યાઉપર સાથેજ મુવેલા પડયા!

થી પોતાનો માર્ગ કાપતી જતી હતી. ઑસબૉર્ને તરતજ પેલી ઉડતા બુરખાવાળી બાનુને દિઠી, કે જેણી તે લોખંડની કળીઓનાં બખતરવાળા સરદારનીપુઠે પાછી પોતાનો ઘોડો ચલાવતી હતી, કે જેવીરીતે સવારી કરતી આગળે દિને સવારના તેણે તેણીને જોઈ હતી. ખીણુનીનઝદીકના ઢળાવઉપર જમા થયેલા પેલા ઘોડેસ્વારોની ન્હાની ટોળકીની કશી પણ દરકાર કર્યાવિના તેણે પેલી વધારે દુરની પણ મોટી પાયગાતરફ ચોકાસીથી જોયા કર્યું—કે જે આખરે તેની નઝરોઆગળથી ગિચ્ચ ઝાડોની ઘટામાં ગયેબ થઇ ગઇ. અંતે તેણે એકવાર ફરીથી બદુશને જોઈ ખરી!—કારણકે એડગરની ખાતેરીજ હતી, કે તે તેણીજ હતી; અને હવે તેની વધારે ખાતેરી થઇ, કે જેતરફ તેણી જતી હતી, તેજતરફ તેને પણ લઇ જવામાં આવતો હતો, પણ અલબતાં જુદેજ રસ્તે. આથી તેનાં દેલમાં પાછી ખુશહાલી પૈદા થઇ; તેનાં દેલમાં આશાએ પાછું ઘર કર્યું: તેની આશાની આડે તેઓના જુદાજુદા ધર્મોનો જે પર્દો ઉભો થયો હતો, તે તે ઘડીભર ભુલી ગયો!

તેના સિરકાશિયન સાથીઓએ પણ પોતાનો રસ્તો આગળ કાપવાનું ચાલુ રાખ્યું; પણ રસ્તો ઘણો વાંકોટીકો હોવાથી ઘોડાઓ કદમકદમ ચાલતા હતા; અને આમુજબે આગળ સવારી કર્યાં જતા સિરકાશિયન ઘોડેસ્વારોની જે ન્હાની ટુકડી ખીણમાં થોભેલી હતી, તેને ઑસબૉર્ન જોયા કરી શકતો હતો. કોઇ વસ્તુ કે વસ્તુઓનીઆસપાસ તેઓ હવે વિંટળાઇને ઉભા હતા; પણ તે વસ્તુ શી હતી, તે એડગર તરત વેળા તો જોઈ શકયો નહીં. પણ તરતજ જેતરફથી લફટેનન્ટ નિચ્ચે ખીણતરફ જોતો હતો, તેતરફની બાજુએથી તે ઘોડેસ્વારો ખસી ગયા. તેના દિઠામાં ત્રણ જણા પાઉંપેયાદા ઉભેલા ખુલ્લા આવ્યા; પણ આ ત્રણ જણાઓને બ્રિટિશ દરિયાવર્ધી લશ્કરી પુશાકમાં સજ થયેલા જોઇ, તેનેથી અજાયબીનો પોકાર મરાઇ ગયો!

હા—એમાં કાંઇ પણ ભુલ નહતી? એકનાં શરીરઉપર કૅપટનનો પુશાક—અને બીજા બેનાં શરીરઉપર લફટેનન્ટના પુશાકો હતા. અને તે કૅપટન—તેના ઉંચા, ભરેલા આકારઉપરથી—ઓહ! એડગરને લાગ્યું, કે તેની પોતાનીજ મનવારનો વડો હતો, એમાં કશો શક નહતો!

આ જોઈ અજાયબીથી ઑસબૉર્ન બેભાનજેવો થઇ ગયો. તેણે પોતાના ઘોડાને થોભાવ્યો, અને જરા પણ હાલવાચાલવાવગર આંખો ખેંચીને ઝીનઉપર સ્થિર બેસી રહ્યો. બ્રિટિશ દરિયાવર્ધી અમલદારોના લશ્કરી પુશાકવાળાઓ ત્યાં કેમે કરી આવવા પામ્યા હશે? સિરકાશિયનોએ મનવારના અમલદારોતરફ દગો કીધેલો હોવો જોઇએ, એવો વિચાર એડગરનાં ભેજાંમાં તરત આવ્યો. પણ તેટલાંતો એકાએક કાંઇ હુકમ કર્યામાં આવ્યો; તે એડગરને અને તેના ચોકીદારોને કાને પરગરો પડયો—તે જવાન મર્દે પોતાના કૅપટનને પોતાના હાથમાંથી એક સુફેદ રૂમાલ ઝમીનઉપર નાખતાં જોયો—બીજીજ પળે બંદુકો છુટવાના ધડાકા થયા—અને આ ત્રણે બ્રિટિશ દરિયાવર્ધી અમલદારો નિચ્ચે લીલોત્રીવાળી જગ્યાઉપર સાથેજ મુવેલા પડયા!

ખુદા ખ્યેર કરે! શું આ ખરો બનેલો બનાવ એડગરે જોયો હતો!—કે આ વળી તેનાં ભેજાંનો બીજો ધખારો કે ભયંકર સ્વપ્ન હતો? નહીં: તે ખરેખર એક કમકમાટ

ઉપજાવેએવો ખરો બનાવ હતો ! તેની અજાયબીમાં ગરક ગયેલી, અને ધાસ્તીમાં ડુબી ગયેલી આંખોએ તેણે મોતની સજા થયેલો ખરો બનાવ દિઠો હતો. પોતાના ઘોડેસવાર સેપાહીને પેલા સિરકાશિયન અમલદારે આપેલો હુકમ—ભોગ થઈ પડેલાઓમાંના એક જણે એશારતતરીકે પોતાના હાથમાંથી ઝમીનઉપર નાખેલો સુફેદ રૂમાલ—બંદુકોના ધડાકા—લીલાં ઘાસવાળી જગ્યાઉપર તે ત્રણે બ્રિટિશ અમલદારોનું સાથેજ મુવેલા તુટી પડવું—ઓહ ! આ ખરેખર એક ભયંકર કરૂણારસ બનાવ હતો !—અને આવા એક અઘોર અને ખુની કીનાથી જે નીચ દગો રમવામાં આવ્યો હતો, તેથી હવે એડગરનું મગઝ ઘુમવા લાગ્યું ! તે દીવાનોજેવો થઈ ગયો !

દુઃખની અને શ્રાપની એક ચીસ પાડીને—ધ્રુજતે શરીરે અને આંખોમાં ક્રોધના આતશસાથે—એડગર પોતાના ઘોડાને તે ખીણતરફ દોડાવા જતો હતો, પણ તેટલાં તેના સિરકાશિયન ચોકીદારોમાંહેલા એકે તેના ઘોડાની લગામ પકડી લીધી: અને તે કાસેદનો આવાઝ તેના કાનઉપર પડ્યો, અને તેને યાદ આપવામાં આવી, કે તે એક બંદીવાન હતો, એટલે તેનેથી ત્યાંથી જવાય નહીં !





## પ્રકરણ ૭૯ મું.

### ચીરાડો.

તે જવાન ઇંગ્રેજ લેફ્ટેનન્ટ, જે ચાર સિરકાશિયનોના હવાલામાં તે હતો, તેઓતરફ હવે ભારે જતુનથી, ધિક્કારથી, અને ગુસ્સાથી જોવા લાગ્યો. તેનીપાસે કશું પણ હથિયાર નહતું; જ્યારે તેના ચોકીદારો તો પગથી માથાંસુધી હથિયારબંદ થયેલા હતા. નાસી જવાનું તો ન બનેતેવું હતું; સાંમે થવાનો તો સવાલજ નહતો. ખીણમાં જે ખુનખાર કર્મ કર્યામાં આવ્યું હતું, તેમાં તેના ચોકીદારો પણ મળતીઆ હતા, એમ હવે તે ધારવા લાગ્યો;—જોકે તેઓનો તે કામમાં પાધરો હાથ નહતો, છતાં જેઓએ તે બ્રિટિશ લશ્કરી પુશાકવાળા અમલદારોને ગોળીઓથી ઘાતકીપણે વિંધી નાખ્યા હતા, તેઓનાજ તેઓ પણ જાતભાઇઓ હતા, માંટે તેને તેઓતરફ પણ નાખુશી ને તિરસ્કાર ઉપજતો હતો.

"મને જવા દો !" આમુજબે ઑસબૉર્ને જુસ્સાથી તે કાસેદને કહ્યું, કારણકે તેણે અત્યારલગણ તેનીજસાથે વાતો કીધી હતી, "હું જોઉંછું, કે આ જંગલોમાં જે વિકાળ ચિત્તાઓ અને કહોલાંઓછે, તેવાજ જંગલી અને ક્રૂર આ બિયાબાનમાં વસનારાં આદમીઓ પણ છે ! તમો સઘળા ખુનીઓછો—અને હું તમો લોકોનીવચ્ચે છઉં, તેથી મારાં દેલમાં એક જાતનો ધિક્કાર ઉપજેછે !"

જે સિરકાશિયનને આમુજબે કેહેવામાં આવ્યું હતું, તેને તે સાંભળીને પેહેલાંતો ઘણો ગુસ્સો ઉપજ્યો; તેનો ખુબસુરત ચેહેરો ઘડીભર લાલલાલ થઈ ગયો: પણ બીજીજ પળે તે ગુસ્સો ઉતરી ગયો; અને પછી ઠંડે દેલે અને શાંતપણે તેણે જવાબ આપ્યો, "તમારા ઠપકા આપવાનું હવે મોકુફ કરો; નહીંતો તમો અમારા તદન તાબામાંછો, અને અમારે ગમેતે તમારીઉપર કરી શકીશું, એવી તમારી ખાતેરી કરી આપવાની અમોને નાખુશીનીસાથે ફરજ પાડશો નહીં !"

**ઑસબૉર્ન**—"વારૂ કંઇ નહીં તો તમારા જાતભાઈઓએ ઘાતકીપણે જેઓનાં ખુન કર્યાંછે, તેઓને ઘટતું દફન મને આપવા દેઓ;" પછી ઘણાં દુ:ખી દેલે તેણે આજીજીથી કહ્યું, "આ અઘોર મુસલમાન કીનાના જેઓ ભોગ થઇ પડ્યાછે, તેઓની ઘોરોઉપર ખ્રિસ્તી બંદગી મને ભણવા દેઓ—અરે ! હું તમોને આજીજીભરી અર્ઝ કરૂંછું—હું તમારીપાસે માંગી લઉંછું, કે મને તેમ કરવા દેઓ !"

**કાસેદ**—(ઘણાંજ ઠંડાં દેલે પણ મક્કમપણે) "આપણી મુસાફેરીમાં ખલલ થવી ન જોઇએ; કે જે રસ્તે જવાનુંછે, તેથી આડા ફાટવું ન જોઈએ. તમારીસાથે ફક્ત સાધારણ બાબતઉપરજ વાતો ચલાવવાનો મને હુકમ ફર્માવ્યામાં આવ્યોછે—તેછતાં મને તમોને જણાવવાની કશી આંચકી લાગતી નથી, કે ખીણમાં જે બનાવ બનેલો મેં જોયોછે, તેની

મતલબ શી હશે, તે હું પોતે પણ સમજી શકતો નથી: પણ જુઓ! જેઓએ તે કામ કર્યું છે, અને મારી ખાતેરીછે, કે તેમ કરવામાં તેઓને તદ્દન વાજબીજ રીતે ફર્ઝ પડી હશે, તેઓજ હવે તે અપરાધીઓને પોતાને હાથેજ દફ્‌ન આપેછે!"

**ઑસબૉર્ન**—(અતિશય ધિક્કારભર્યા ગુસ્સાથી) "અપરાધીઓ? તમે આવો શબ્દ બ્રિટિશ અમલદારોને લગાડવાની હેમત કરોછો, કે જેઓ તમારા લોકોને કદી પણ ગુસ્સે થવાનું કારણ આપે નહીં?—પણ ખુલ્લું જણાયછે, કે તેઓ કોઇ ભયંકર ભુલના, કે કોઈ ઘાતકી ફીનાના ભોગ થઈ પડયાછે. ઇંગ્રેજી વહાણ તમારા કોસ્ટાઉપર મિત્રાચારીભરેલા હેતુથી આવ્યું હતું——"

**કાસેદ**—(તેણે વધુ બોલતો અટકાવીને) "સાહેબ, આ તકરાર લંબાવવામાં કશો સાર નથી. આપણે હમણાં જે દેખાવ જોયોછે. તેબાબે હું બીલકુલ બીખબરછું, એમ મે તમોને અત્યારઅગાઉનું જણાવ્યુંછે. આપણે આપણી મુસાફેરી ચાલુ રાખવી જોઇએછે;—અને જયારે તમો ઠંડા પડશો, ત્યારે જે બટ્ટાઓ તમે આ સિરકાશિયન રાજયના રેહેવાસીઓસાંમે મુકયાછે, તેમાંટે કદાચ દેલગીર થયાવિના રેહેશો નહીં."

એડગરે ફરીથી તે ખીણના ઢળાવતરફ પોતાની નઝરો ફેંકી; અને તેનાં દિલમાં આવ્યું, કે તે કાસેદે પેલા માર્યાં ગયેલાઓના દફ્‌નબાબે જે જણાવ્યું હતું, તે બોલેબોલ ખરૂં હતું. આ મોતની સઝા અમલમાં લાવનારાઓમાંહેલા કેટલાક સિરકાશિયનો હવે ઘોડાઉપરથી નિચ્ચે ઉતર્યાં હતા, અને તે મુવેલાઓનેમાંટે ઘોરોના ખાડાઓ ખોદવાનાં કામમાં મસ્ગુલ થયેલા હતા, કે જે માર્યાં ગયેલાઓના કમકમાટભર્યા દેખાવથી તે બ્રિટિશ લફટેનન્ટ આટલો બધો ઉસ્કેરાઇને દુ:ખી થયો હતો. આ ભોગ થઇ પડેલાઓ કોણ હતા, તેની તપાસ કરવાને તે ખુશીથી ત્યાં દોડયો ગયો હતે—તો જોકે તેની ખાતેરી થઈ હતી, કે તેઓમાંનો એક તો તેનો પોતાનોજ કૅપટન હતો, કે જેનેથી થોડાક દિવસોઅગાઉ તેને આનાપામાં છુટો પાડવામાં આવ્યો હતો:—જે ઘોરોમાં તેઓને દાટવામાં આવનાર હતા, તેઉપર બંદગીના થોડાક શબ્દો ભણવાને તે ખુશીથી તે ખીણમાં નિચ્ચે ઉતર્યો હતે! પણ તેની આ મર્ઝી ફોકટની હતી: કારણકે તેના પહરાગીરો હવે તેને આગળ લઇ જવા લાગ્યા; અને આ દહશતનાક દેખાવની જગ્યા દુર થતી ગઇ.

પણ આ દેખાવ જોવાપછી એડગર ઑસબૉર્નની તમામ લાગણીઓ અને વિચારો તદ્દન ફેરવાઇ ગયા. ફક્ત એકજ વિચાર ફેરવાયો નહીં, અને તે એ હતો, કે સિરકાશિયનોપર એતબાર રાખવો નહીં, અને તેની પોતાની ઝેંદગી સલામત નહતી: તે હવે તેઓને દગલબાઝ, ફીનાબાઝ, અને ખુનીઓતરીકે ગણવા લાગ્યો; અને તે મનમાં ધારવા લાગ્યો, કે જો તેના સોબતી અમલદારોને આનાપાથી એટલેસુધી દુર તે ખીણમાં મારી નાખવામાંટે લાવ્યામાં આવ્યા હતા, તો તેની અઝલ પણ એવીજ રીતે વળી કોઇ બીજી નક્કી કીધેલી જગ્યાએ લાવવાસારૂં આ લાંબી મુસાફેરી કરાવ્યામાં આવતી હતી. પણ એક બાબતઉપર હજી તેની લાગણીઓ ફેરવાઇ નહતી, અને તે બહુરાનાબાબમાં હતી. જોકે તેણી પોતે પણ એક સિરકાશિયન હતી, તો પણ તેણીના સ્વદેશી જાતભાઇઓનાજેવી ખુની સ્વભાવની નહતી, એવી તેની પુરેપુરી ખાતેરી હતી. અને હવે જયારે તેને

તેનું મોત પણ નઝદીક આવતું જણાયું, ત્યારે તેને એક બાબતમાટે ભારે સંતાપ થતો હતો, અને તે એજ હતો, કે તે ફરીથી આ ચંચળ અને ખુબસુરત છોકડાને જોવા પામશે નહીં. અરે! જ્યારે દેલ પ્યારમાં ગરક હોયછે, ત્યારે મોતજેવી ચીઝ, તેને પોતાની ધારેલી મુરાદમાં નાઉમેદ કરેછે, એનાજેવું વધારે સંતાપભરેલું બીજું કશું હોતું નથી!

પોતાના ચોકીદારોનીવચ્ચે ગંભીર અને દેલગીર ચુપકીદીસાથે એડગર ઑસબૉર્ને પોતાનો રસ્તો કાપ્યા કીધો; હવે આ ચોકીદારો તેનીઉપર આગળકરતાં પણ વધારે સાવચેતીથી ચોકાસી રાખતા જણાતા હતા. તે કાસેદ એક બોલ પણ હવે વધુ બોલ્યો નહીં, અને જે રસ્તે તેઓ જતા હતા, ત્યાંના આસપાસના સુંદર દેખાવબાબે તેણે હવે કાંઇ પણ વધારે નુકતેચીની કીધી નહીં, કે જે દેખાવ હવે વધારેને વધારે બિયાબાન પણ મનોરંજક થતો જતો હતોઃ વધારેને વધારે ઉંડી પણ અતિ રમણિય ખીણો નઝરે પડતી હતી; અને પહાડોનો ખુશનોમા દેખાવ હવે ફેરવાઇ ભયંકરમાં ભયંકર થતો જતો હતો. ઉજડ ખડકો—ઘેરા અને ગંભીર રંગનાં મોટાં દરખ્તોનાં જંગલો—પોહોળા મોટા ચીરાડો—ખડબચડા અને ભાંગાતુટા રસ્તાઓ—અને ઝબરદસ્ત પાણીના ધોધો—આ સર્વે દેખાવોમાંથી હવે તે બ્રિટિશ લફટેનન્ટને દોરવી લઇ જવામાં આવતો હતો.

જેમજેમ તે દેખાવ ભયાનક થતો જતો હતો, તેમતેમ મોતનો વિચાર પણ તેના દેલમાં વધારે ધાસતી ઉપજાવનારો થતો જતો હતો. અરે! પોતાનાજ સ્વદેશમાં મરણ પામવું—એક કબ્રમાં સુવું, કે જેનીઉપર તેનાં નામસાથનો યાદગારીનો પથ્થર ઉભો કર્યામાં આવેલો હોય, કે જેઉપર તેનાં મોતના શોકમાં રડતાં મિત્રો પોતાની નઝર ફેંકે—અથવા તે ઘોરઉપર ઉગેલાં લીલાં ઘાસઉપર પ્યારભરેલા હાથેથી ફુલો બિછાવવામાં આવે—અરે! તેમ બનતે, તો જુદીજ વાત હતી! પણ આવા એક દુરદરાઝ બિયાબાન મુલકમાં લાવવું, કે જ્યાં એકદમ ખુની કાવત્રાંનો ફાંટાથી, કે નહીંતો આગમચથી નક્કી કરી રાખ્યામુજબે નિર્દય ઘાતકીપણાંથી તેનો જાન લેવો—એવી જગ્યાએ આ દુન્યામાંથી તેને દુર કરવો, કે જે જગ્યાબાબે, કે કવી રીતે તેનો જાન લેવામાં આવ્યોછે, તેબાબે તેનાં વાહાલાંઓ કે મિત્રો હંમેશનાં અજ્ઞાન રેહે—અને કૉકૅસસજેવા દુરદરાઝ મુલકના બિયાબાન જંગલવચ્ચે તેની ઘોર થાય, કે જેઉપર કશું નામનેશાન પણ નહોય—અરે! અરે! આ સઘળા વિચારોજ તેને કમકમાટ ઉપજાવવાને બસ હતા!—આ વિચારોજ તેનાં શરીરમાંનું લોહી દોડતું બંધ કરવાને પુરતા હતા! આ વિચારોજ તેનાં દેલને દુઃખના દરિયાવમાં ડુબાડી દેવાને બસ હતા!—અને આ વિચારોજ તેનાં ભેજાંઉપર લકવાની બુરી અસર કરવાને ઘણા હતા!

એટલામાટે જ્યારે તે પોતાના ચોકીદારોનીવચ્ચે જ્યારે પોતાનો ઘોડો ચલાવતો હતો, ત્યારે કોઇરવેસે તેઓના હાથમાંથી છટકી જવાનો લફટેનન્ટ વિચાર ચલાવે, તો તેમાં કાંઈ નવાઇજેવું નહતું. તે સારીરવેસે જાણતો હતો, કે જો તે નાસી જવામાં ફતેહ પામે, તો પણ તેને આ પહાડી, ખીણોથીભરેલા, અને રેલથી ઉભાતા બોહોળા મુલકમાં એકલાઅટુલા ભારે ધાસતીઓવચ્ચે ભટકયા કરવાની હેમત રાખવી પડશે; પણ જ્યાંસુધી શ્વાસ ત્યાંસુધી આશ રેહેછે—અને તેટલામાટે તેને જો એકવાર પાછું છુટાપણું મળે, તો કોઇ સલામત જગ્યાએ જઇ પહોંચવાના તેને ઘણા સંજોગો મળી આવે. એડગર ઑસબૉર્નને એટલીજ આશા હતીઃ હા—તેને છટકી જવુંઃ પણ તે કઇરીતે? અને કયે રસ્તે?

હવે આસપાસનો દેખાવ વધારેને વધારે બિયાબાન થતો ગયો ; ફરી એકવાર રસ્તો એવો આવ્યો, કે જેની એક બાજુએ ઝબરદસ્ત ઉભાને ઉભા ખડકો હતા, અને બીજી બાજુએ ઉંડીને ઉંડી ચીરાડો અને ખીણો આવેલાં હતાં,—જમણા હાથઉપર કદી ચઢી ન શકાયએવી કુદર્તી દીવાર—અને ડાબા હાથઉપર એક ભયાનક ખાઈ પોતાનું ડાચું ઉંધાડીને ઉભેલી, કે જેમાં પડવું, એ જીવથી હાર મુવાજેવું હતું ! આ જગ્યા એવીતો ડરામણી અને બિહામણી હતી, કે મુસાફ્રેરો પોતાના ઘોડાઓઉપરથી ત્યાં નિચ્ચે ઉતર્યા, આ ધાસ્તી ઉપજાવનારા રસ્તાઉપરથી પોતાનાં જાનવરોને લગામ પકડી ધીમેધીમે ચલાવી લઇ જવા લાગ્યા.

પણ ધીમેધીમે તે ચીરાડો સાંકડો થતો ગયો—અને તેમજ રસ્તો વધારે પોહોળો થતો ગયો ; અને આખરે પહાડની ખડબચડી બાજુ અને ખીણની કોરવચ્ચેનો રસ્તો એટલો પોહોળો આવ્યો, કે ત્યાં મુકામ કરવાને સવળ પડેએવું હતું, કેમકે હવે મુસાફ્રેરોને આસા-યશની ઘણી ઝરૂર હતી. ખીણમાં મોતની સઝા કરવાના દેખાવપછી કેટલાક કલાકો વહી ગયા હતા, અને તેટલામાંટે માણસોને તેમજ જાનવરોને થોડાક વખ્તની આસાયશ અને ખાવાપીવાની ઘણી અગત્ય હતી. આપણે જણાવેલી આ જગ્યા આસાયશ લેવાને ઘણી લાયક હતી. બાજુમાંજ નિર્મળ પાણીનો એક ઝરો વેહેતો હતોઃ પાસેજ ઘાસચારાની એક ફ્ળવંત જગ્યા હતીઃ અને પાસેજ આવેલા ખડકોથી સૂરજની ગર્મીસાંમે સારો છાંયો થયેલો હતો. પણ આ તો તે જગ્યાબાબે આપણે જણાવ્યુંછેઃ તેઉપરાંત આ જગ્યાનું થોડુંક વધુ બ્યાન કરવાની પણ ઝરૂરછે.

આ ઠેકાણે જે ખીણ આવેલી હતી, તે ફ્કત થોડાક વારો પોહોળી હતી, તો જોકે તેની ઉંડાઇ તો ખુદા માલુમ કેટલી બધી ઉંડી હશે; કારણકે તે ખીણમાંથી ભારે ઉંડાઇએ પાણીનો જે ધોધ વેહેતો હતો, તે દેખાતો નહતો, પણ તેનો જે સાદ સંભળાતો હતો, તેઉ-પરથી તે ધોધ ઘણો ઝબરો અને ભારે હશે, એમ જણાતું હતું, અને તે જો નઝદીકમાં વેહેતો હતે, તો તેથી ભારે ગગડાટસાથનો સાદ આવતે, એમ લાગતું હતું. કાંઇ આગળા જમાનાઓમાં ધર્તિકંપથી આ કુદર્તી ચીરાડો થયેલો જણાતો હતો; વળી થોડુંક-ઉપરજ વાઝોડાંસાથનું એક ભારે ઝબરદસ્ત તુફ્રાન થયેલું લાગતું હતું, કારણકે આ ખીણની-ઉપર એક ઝબરૂં મોટું દેરખ્ત ઉખડીને આડું પડેલું હતું,—અને તેથી જાણે એક કામચલાઉ પૂલજેવો બન્યો હતો, કે જેઉપરથી પસાર થઇ જવાને કોઈ જેવીતેવી છાતીનાં માણસનું કામ નહતું. આ ઝાડ અગાઉ ખીણને મથાળે એક બાજુઉપર ઉગેલું હતું ; અને જે તુફ્રાનથી તે તેનાં મૂળમાંથી ઉખડી ગયું હતું, તેનેથીજ તે આ ખીણને મથાળે અને પહાડની તળેટી-ઉપર આવી પડ્યું હતું. તેનાં પાંદડાં તદન ખરી ગયાં હતાંઃ તેનાં હાડપીંજર ડાખલાંઓઉપર એક પણ પાંદડું રહ્યું નહતું, કે જે ડાખલાંઓ ખીણનીસાંમી બાજુએ પહાડનીતરફ્ર પંથરાયલાં હતાં. તે ઝાડ એટલુંતો મોટું અને ભારી હતું, કે હરકોઇ ઘડીએ તે પોતાનાં વઝનથી પડી જાય, યા જે જગ્યાઉપર તે હતું તે ધસી જાય, અને નિચ્ચે ખીણમાં જઇ પડેએવું લાગતું હતું.

જે જગ્યાનું આપણે બ્યાન કરી ગયા છૈયે, ત્યાં હવે પડાવ નાખવામાં આવ્યો. ઘોડાનાં મ્હોંડાંઉપરથી લગામો કાહાડી લેવામાં આવી; અને ઘોડાઓએ પહાડમાંથી ખીણતરફ્ર

વેહેતાં એક ધોધમાંથી પોતાની તરસ છીપાવ્યાપછી—કેનારીએ ઉગેલાં લીલાં ઘાસઉપર ચરવા માંડયું. આ ચીરાડાઉપર જે ઝાડ આડું પડેલું હતું, તેનીનઝદીકમાં ઝમીનઉપર લાંબા થઇ સિરકાશિયનો આસાયશ લેવાને પડયાઃ એડગરે પણ તેમજ કર્યું; ને પછી ખુરાકી બહાર કાહાડી બિછાવવામાં આવી.

ચોકાસીથી અને એન્તેઝારીથી તે જવાન લફટેનન્ટે પોતાના ચોકી-દારોનાં ચેહેરાગમ ટીકીને જોયુંઃ તેનાં મનમાં આ વખ્તે જે વિચારો પસાર થતા હતા, તેનો તેઓને બીલકુલ શક ઉપજ્યો નહતો, એવી તેની ખાતેરી થઇ. જાણે, તેઓકરતાં તે વધારે થાકી ગયોછે, એવું ડોળ ઘાલીને તે ઘાસ-ઉપર અરડાઇને પડયો; અને જાણે ઘણોજ ભૂખો થયો હોયએવો દેખાવ કરી તે પોતાનો ખુરાક ઉતાવળે ખાવા લાગ્યો. તોયે તે મુંગોજ રહ્યો હતોઃ તેવીજરીતે કાસેદ પણ કશું બોલ્યાચાલ્યાવિના ચુપ રહ્યો; અને બાકીના ત્રણ સિરકાશિયનો પોતપોતાવચ્ચે પોતાની ભાષામાં અવારનવાર કાંઇ ટીકાઓ ધીમે સાદે કરી, વાતો ચલાવતા હતા.

આમુજબે એક કલાકસુધી આસાયશ લેવામાં આવી, અને પછી કાસેદ પોતે જે ઠબે અડીંગીને અરડાઇ પડેલો હતો, તેમાંથી ઉઠી ઉભો થયો, અને મુસાફેરી આગળ ચલાવવાનો હુકમ ફર્માવ્યો. તે હુકમ સાંભળતાંજ બાકીના ત્રણે સિરકાશિયનો પણ ઉઠી ઉભા થયા, અને પોતાના ઘોડાઓનાં મ્હોંમાં લગામ પોરવવા લાગ્યા. એક વિજળીની ઝડપે એડગર કુદીને આગળ વધ્યોઃ આ વેળા તેનો એક પગ તે ઝાડનાં થડઉપર હતો—તેણે જરા પણ ઢીલ કીધી નહીં—તેણે પાછું ફરી જોયું નહીં—તે ભયંકર ચીરાડાઉપર જે પૂલજેવો તે દેરખ્તથી બનેલો હતો, તેઉપરથી દોડીને તે ઓળંગી ગયો—તે બીજી બાજુ-તરફ પહોંચી ગયો—અને તેજ પળે આ સિરકાશિયનોનાં મ્હોંમાંથી ગુસ્સાના અને અજા-યબીના પોકારો નિકળ્યા—તેજ ઘડીયે તે ઝાડ ઉંડી ખીણમાં મોટા કડાકાસાથે ગબડી પડયું!

સાંમી બાજુએ દોડી જવાપછી તે બ્રિટિશ લફટેનન્ટ એક બહાર નિકળી આવેલી ટેકરીપછવાડે એક "મિનીટ"માં તેના ચોકીદારોની નઝરોઆગળથી છુપાઇ ગયો; અને જો તેઓએ તેનીપછવાડે બંદુકની ગોળીઓ છોડી હતે, તો તેમાંથી પણ તેનો બંચાવ આ ટેકરીથી થતે. પણ તેઓએ તેમ કરવાની કશી કોશેશ કીધી નહીં; પછી તેણે વાંકાટીકા રસ્તાઉપરથી ઝડપથી આગળ દોડવા માંડયું. આ વખ્તે પેલા સિરકાશિયનો શું કરતા હતા, તે તેનાં જાણવામાં આવ્યું નહીંઃ તેઓ તેની નઝરથી તદન ઢંકાઇ ગયેલા હતા; તેની અને તેઓનીવચ્ચે હવે પેલી ભયંકર ચીરાડ હતી.

પોતે દેરખ્તના જે પૂલઉપરથી નાસી જવા પામ્યો હતો, તે હવે ખાઇમાં ગબડી પડયું હતું, તે એક સારા સગનની નેશાની ઑસર્‌ઑર્ન ધારવા લાગ્યો, કેમકે તેમ થવાથી હવે તેના ચોકીદારો તેઉપરથી થઇ તેને પકડવા આવી શકે એમ નહતું; તોયે જે બહુજ બારીક રીતે તે તેઉપરથી છટકી જવા પામ્યો હતો, તેનો જ્યારે તેને વિચાર આવતો, ત્યારે દહશતનેમારે તેનું આખું બદન કંપતું હતું. કારણકે જોકે તે ઘણોજ હલકે અને ઉતાવળે પગે તેઉપરથી દોડી ગયો હતો, છતાં જે વેળા તે આ દેરખ્તનાં થડઉપરથી ઓળંગી જતો હતો, તે વેળાજ જો તે પડી ગયું હતે, તો તે પણ તેનીસાથેજ નિચ્ચે ઉંડી ખાઇમાં ગબ-ડયો હતે! તોયે છટકવાસારૂં તે જે વિચારો કલાકો પ્રથા કર્યાં કરતો હતો, તે આખરે પાર

પડ્યા: અંતે તે પોતાનું છુટાપણું મેળવવા પામ્યો. પણ, અફસોસ, કેવું છુટાપણું ! હવે કઈ દિશાતરફ તેણે નાસવું ? કઇતરફ તેણે પોતાનાં પગલાં લઈ જવાં ? અગરજો તેને કોઇ જીનનો ન દેખાતો હાથ ત્યાંથી તરત ઉંચકીને—હવામાંથી લઇ જઇ—આફ્રિકાના બોહોળાં રેતીનાં રણનીવચ્ચે લઇ જઇ મુકે, અને પછી ત્યાંથી કોઈ સર્વેથી નઝદીકની ફળદ્રુપ જગ્યા પોતાનીજમેળે શોધી લેવા જણાવે, તો તે વખ્તે જેવો તે જગ્યાથી અજાણ્યો રેહે, તેવોજ હાલ હમણાં પણ તેનો આ સિરકાશિયાનાં બિયાબાન જંગ્લોવચ્ચે થયેલો હતો.

પણ તોયે એડગર નાસેપાસ થયો નહીં: એમ બનશેજ, એવું તેઆગમચથી જાણતો હતો—તેબાબે તેણે પોતાનાં મનમાં અગાઉથીજ વિચાર કરી રાખેલો હતો. તેણે ધાર્યું હતું, કે આવા જંગ્લી મુલ્કવચ્ચે ધીમેધીમે ભૂખમરાથી મરવું, એ ખુની ફીનાખોર સિરકાશિયન દેશીઓને હાથે મરવાકરતાં બેહતર હતું !

પહાડના ઢળાણોઉપર રેહેવાનેબદલે તેણે નિચ્ચે બિયાબાન ખીણમાં પોતાનો રસ્તો લીધો, અને આગળ ચાલવા માંડયું. કારણકે ત્યાં તેના પકડનારાઓ જો કોઇ રીતે ખીણ ઓળંગીને તેની શોધમાં તેનીપુઠ આવે, તો તેઓના હાથમાંથી ગિચ્ચ જંગ્લોમાં છુપાઈ રેહેવાનું વધારે સેહેલું અને સલામતીભર્યું થશે, એમ તેને લાગ્યું. બે કલાકોથી પણ વધુ વખ્ત તે આમુજબે જંગ્લોવચ્ચે ભટકયા કર્યો, કે જ્યાં નહીં તેને કોઇ માણસજાત કે નહીં કોઈ તેઓનું રેહેઠાણ મળ્યું; અને આસપાસનો દેખાવ તો વધારે બિયાબાન અને ધાસ્તી ઉપજાવેએવો થવા લાગ્યો. જ્યારે સાંજ પડવા લાગી, ત્યારે તેણે જંગ્લમાં કહોલાંઓનો પોકારવાનો આવાઝ સાંભળ્યો; ગરૂડ પક્ષિઓ અને ગીધો તેનીઉપર જાણે તરાપ મારવા હવામાંથી નિચ્ચે ઉતરતાં હોય, એમ તેને જણાયું; ચિત્તાઓ અને રાની બીલાડાઓ તેનીપાસેથી પસાર થઇ જતા હતા; અને અતિશય વધી ગયેલાં ઝાડપાનોમાં સર્પો છંછેડાઇને પોતાનો આવાઝ કરતા હતા. હવે રાત કોઇ સલામત જગ્યાએ ગુજારવાનો એડગર વિચાર કરવા લાગ્યો; અને સારાં નસીબે, આસપાસનો ધાસ્તી ઉપજાવેએવો દેખાવ હજી તે જોઇ શકેએટલુંજ અંધારૂં થયું હતું, તેટલાં તેની નઝર એક ખડબચડા ખડકની બાજુમાં કુદર્તને હાથે કોતરાયલા એક ગુફાઉપર પડી. આસપાસ ખડકના ટુકડાઓ પડેલા હતા: આ સઘળાનો તેણે એક ઢગલો કર્યો, કે જેથી તે ગુફાનાં મ્હોંઆગળ એક દીવારજેવી થાય, અને તેથી જંગ્લી જાનવરોથી તેનો બંચાવ થાય—કારણકે ધાસ્તીની વેળા વાપરવાને તેનીપાસે કશું પણ હથિયાર તો હતું નહીં: અને પોતાના આ ન્હાના કેલ્લામાં દાખેલ થઇને તેણે ખડકના જે પથ્થરાઓ આગમચથી ગુફામાં લાવી મુકયા હતા, તેથી તેનું મ્હોં બંધ કરી લીધું.

પછી તે નીરાંતે ઉંઘાયો ; અને સવારૂં પડવાપછી થોડી વારે જ્યારે જાગ્યો, ત્યારે તે ગુફામાંથી બહાર નિકળ્યો. આ વખ્તે હવા ઘણી સરસ હતી: પણ ઉગતા સૂરજની રોશનીથી તેણે પોતાનીઆસપાસ રમણિય અને નાદર દેખાવનેબદલે જંગ્લનો તમામ બિયાબાન દેખાવ જોયો. વિચારવામાં પણ ન આવેએવી ભારે ઉંડી ખીણો, અને મોટાંમોટાં નાળાંઓ—ખડબચડા પહાડો—વયેરાન ખડકો—અને ગંભીર રંગનાં બોહોળાં જંગ્લો—એજ સઘળું તેની નઝરે પડયું. પોતે સિરકાશિયા અને દાધેસ્તાનની ભૂગોળવિદ્યાનો જે અભ્યાસ કર્યો હતો, તે હવે યાદ કરવા લાગ્યો ; અને હવે કઇ દિશાતરફ ચાલવા માંડવું, તેનાં વમા-

સણમાં પડ્યો. તેણે દક્ષિણ દિશાતરફ જવાનો ઠરાવ કર્યો, એવી આશાથી, કે તેમ કરવાથી તે કાળા સમુદ્રનાં એકાદ બંદરતરફ, કિંવા ઍશિયા માઈનરના કોઇ ટર્કિશ મુલ્કતરફ જવા પામશે. પણ આ તેની યોજના તરત તે અમલમાં મેળી શક્યો નહીં, કેમકે તે જગ્યાએથી તેમ જવાને બની શકેએમ નહતું. યાને, બીજા બોલોમાં બોલ્યે, તો પૂર્વ દિશાતરફ જવાની તેને ફર્ઝ પડી—પણ તેને આશા હતી, કે તેતરફ જતાં તેને એક પગરસ્તો મળશે, કે જેઉપરથી પસાર થઇ પછી તે દક્ષિણતરફ પાછો ફરી જઈ શકશે. એક જંગલમાં તેને જંગલી મીઠાં સ્વાદદાર ફળોનો મોટો જથો મળ્યો; અને આ ખુરાકથી તૃપ્ત થઈ, તેમજ નિર્મળ ઠંડાં પાણીના એક ઝરામાં નાહીને, તેણે પાછું આગળ ચાલવા માંડ્યું.

આમુજબે તેણે પેલો રાતવાળો ગુફો છોડવાપછી આસરે એક કલાકસુધી મુસાફેરી આગળ ચલાવી: અને તેછતાં તેણે આ વયેરાન જંગલમાં બીજું એક પણ આદમજાત પોતાનાસેવાય દિઠું નહીં. નહીં ત્યાં ગાયઢોરનાં ટોળાં—કે નહીં ત્યાં ફળદ્રુપ ખીણોમાં માણસોથી વસેલાં ગામડાંઓ—નહીં ખેતીવાડી—કે નહીં પહાડોનાં ઘાટોમાં રસ્તાઓ. જાણે મરકીથી તમામ માણસજાત આ દુનિયાની સપાટીઉપરથી સાફ થઇ ગયેલું, અને જાણે તેજ એક એકલો આ દુનિયામાં જીવતો રહી જવા પામેલો! આ એકાંતવાસ કોઇ પણ હેમતવાળાનાં દેલમાં ડર પૈદા કરેએવો હતો: છતાં એડગર હેમતવાળી છાતીનો એક જવાન હતો, અને તેથી તે એકદમ નાઉમેદ થઈ ગયો નહીં. પણ, અરે! શું હવે તે ખુબસુરત બાનુથી હંમેશનો જુદો થયો નહતો?—હવે કદી પણ તે તેણીને ફરીથી જોવાની ઉમેદ રાખી શકે? નહીં!—ફરીથી આ દુનિયામાં તે આ મનમોહન છોકરીને એકવાર મળવા પામે, એવો બીહુદો, બીવકુફાઇભરેલો, અને કદી ન બની શકેએવો ખયાલજ ધરાવવાની તે હેમત કરી શક્યો નહીં!

આ એક કલાકનાઅરસામાં આપણા આ જવાન નાયકનાં ભેજામાંથી શાશા વિચારો પસાર થઇ ગયા, તેનાં દેલમાં શીશી લાગણીઓ ઉભી થઇ, તે સર્વે જો આપણે અત્રે વિસ્તારીને જણાવવા બેસ્યે, તો બીજાં ઘણાંક પાનાનાં પાનાઓ ભરાઇ જાય, માંટે એટલુંજ જણાવીશું, કે હજીતો એક કલાક પણ પુરો વહી ગયો નહીં, તેટલાં એક પહાડની કઠણેથી જોતાં—કે જ્યાં એક કુદર્તી રસ્તો થયેલો, અને જેઉપરથી તે હમણાં પસાર થતો હતો, અને જે જોકે ઘણો ખડબચડો, ભાંગેતુટો, અને દિકટ હતો—તેને લાગ્યું, કે થોડેક તફાવતે એક માણસના આકારજેવું કાંઈ દીસતું હતું. હા—અને ખચિત તેમજ હતું! તે શખ્સ પગે ચાલતો હતો, પણ હમણાં હાલવાચાલવાવિના એક ઉંચી ખડબચડી ટેકરીઆગળ ઉભેલો જણાતો હતો. રખેને પાછો દુશ્મનોના હાથમાં સપડાય, એવી ફેકરથી એડગરે બીજીગમ ફરી જવાનો પ્રથમતો વિચાર કર્યો: પણ તેનીસાથે બીજા કોઇ શખ્સોને ન જોવાથી, તેણે તેનીજતરફ પાછું આગળ વધવાનો ઠરાવ કીધો.

જ્યાં તે શખ્સ ઉભેલો હતો, તેની વધારે નઝદીક આવી પહોંચ્યો, ત્યારે તેને લાગ્યું, કે આ શખ્સનો આકાર અને પુશાક જાણે તેને જાણીતો હોય; અને જ્યારે તે તેને પુરાં ઓળખ્યાં, ત્યારે ખુશહાલીનો એક પોકાર મારીને આ બ્રિટિશ લફટેનન્ટ તેને ભેટવાને આગળ દોડ્યો ગયો—કારણકે તેની ખાતેરી હતી, કે તેના મિત્ર હાજી મુરાદથી તેને જોઇતી મદદ મળશે! ત્યારે શું તે શખ્સ હાજી મુરાદ હતો? હા, ખચિત, તેમજ હતું.





## પ્રકરણ ૮૦ મું.

### ફેન્સલો.

જોકે આ જવાન લેફ્ટેનન્ટે પોતાના મુસ્લીમ દોસ્ત હાઝી મુરાદને પિછાણ્યો, તેનીઆગમચથીજ હાઝી મુરાદે તો ઑસબૉર્નને તરત ઓળખ્યો હતો, છતાં તે તેને ભેટવાને તેની જગ્યાએથી દોડી આવ્યો નહીં. તે તો જ્યાં ઉભેલો હતો, ત્યાંજ ઉભો રહ્યો; તોયે તેના શાંત ચેહેરાઉપર સંતોષની નેશાની પ્રગટી નિકળેલી જણાતી હતી. આનાપામાં જ્યારે તે એડગરથી છુટો પડયો હતો, ત્યારે જેવો પુશાક તેણે પેહેર્યો હતો, તેવોજ હમણાં પણ તેનાં શરીરઉપર હતોઃ એટલેકે તે પુશાક ઉંચી બનાવટનો અને ઉંચા કપડાંનો, પણ તદન સાદો, અને કશો પણ અફડફુસ નહતો. તેણે ઑસબૉર્નસાથે "શેક-હાંડ" કરવાને પોતાનો હાથ લાંબો કર્યો, કે જે એડગરે ઘણીજ ખુશહાલીના ઉભરાની લાગણીથી પકડીને દાબ્યો; કારણકે હવે તે આ બિયાબાનમાં તદન એકલો નહતો, પણ તેનીસાથે તેનો એક મિત્ર પણ ત્યાં હતો, આ વિચારથી તે ઘણો ખુશી થતો હતો, અને એકવાર તે તદન એકલો હતો, તે બીના પણ તરત ભુલી ગયો હતો.

પોતે એક શખ્સ, કે જેને પોતાના એક મિત્રતરીકે ગણતો હતો,—એક જણ કે જેને તેની રાહબરી અને સંભાળમાંટે જાણે ખુદાએ લાવીને ત્યાં એકાએક મુકયો હતો—તેને મળવાથી આ જવાન લેફ્ટેનન્ટ એટલોતો ખુશહાલીમાં ચકચુર થઈ ગયો હતો, કે તેને ત્યાં જોઇને આ સિરકાશિયન અમલદાર પોતે તો જરા પણ અજાયબ થયો નહતો, તે જાણવાની પણ તેને શુદ્ધિ રહી નહીં. બચિત હાઝી મુરાદ તો જાણે કશી નવાઈજેવું બન્યું નહોય, તેમ ઠંડોજ રેહેલો જણાયો, ફક્ત તેના ચેહેરાઉપર સંતોષની સ્હેજ અસર થયેલી જણાઈ તેજ. જાણે કે તે હાથ તેને પાસેની ભયંકર ખીણમાંથી બહાર ખેંચી કાહાડવાને લંબાવ્યામાં આવ્યો હોય, તેવીરીતે એડગર તો પોતાના તે મુસ્લીમનો હાથ પોતાના હાથમાં પકડીને ખુશહાલીનેમારે હાલવ્યા અને દાબ્યા કર્યો જતો હતો. કારણકે આવા કૅાકેશિયન જંગ્લોનીવચ્ચે દોસ્તીના એક હાથસાથે હાથ મેળવવાનું કેવું પ્યારૂં લાગેછે, કે જે જંગ્લોમાં તે થોડીજ "મિનીટો"અગાઉ તદન વાયેજાન એકલો પડેલો હતો!

થોડીક વારસુધી તો જે લાગણીઓને તે અતિશય વશ થયો હતો, તેમાંથી જ્યારે તે જરા શાંત થયો, ત્યારે એડગર આખરે હોંસથી બોલી ઉઠ્યો, "ખુદા તારો ઉપકાર માનુંછું! કોઈબી બીજા માણસને આ વખ્તે એક દોસ્તની હાઝેરી અને મદદની મારાકરતાં વધારે ઝરૂર નહશે!"

**હાઝી મુરાદ**—"દાખેલ થાઓ, અને જરા આસાયશ લેઓ." અને હવેજ તે લેફ્ટેનન્ટને જણાયું, કે જે જગ્યાએ તે આ સિરકાશિયન અમલદારને ભેટયો હતો, તે તો એક ગુફાનું મ્હોં હતું.

ગુફાનું આ મ્હોં માણસજાતને હાથે તૈયાર કીધેલું જણાતું હતું; કારણકે તે ઢંગઢાળવિનાનું કે બીકાયદાસર બનાવેલું નહતું, પણ એક દરવાઝાનો સંપૂર્ણ આકાર તેને આપવામાં આવેલો હતો. ગુફામાં આસરે વીસ વારને છેટે એક રોશની બળતી હતી; અને જ્યારે એડગર હાઝી મુરાદનીપુઠે અંદર દાખેલ થયો, ત્યારે તેણે જોયું, કે તે રોશની લોખંડનાં એક ફાણુસમાંથી પડતી હતી, કે જે ફાણુસ ગુફાનાં ખડબચડાં છાપરાંઉપર લટકાવેલું હતું. તે ફાણુસની બરાબર નિચ્ચે એક સાધારણ "ટેબ્લ" મુકેલી હતી, કે જેઉપર એક ગ્રંથ ઉંઘાડો મુકેલો હતો: અને તેનાં પાનાઓઉપર નઝર ફેંકતાં એડગરના જાણવામાં આવ્યું, કે તે પવિત્ર કુરાન હતું. "ટેબ્લ"જેવીજ સાધારણ બનાવટનું એક "સ્ટુલ" તેનીપાસે મુકેલું હતું; એસિવાય બીજો કાંઇ પણ સામાન ત્યાં હતો નહીં: તે ગુફા સાંકડો હતો, અને પહાડના ભિત્તરમાં એક લાંબી ચાલનીપેઠે કોતરી કાહાડેલો હતો; કારણકે જ્યાંસુધી તે ફાણુસમાંહેની રોશનીનાં કિરણો પહોંચતાં હતાં, ત્યાંસુધી તે લાંબોને લાંબો નઝરે પડતો હતો—પણ તે રોશનીથી દુર અંધારાંમાં પણ તે પોકળ ચાલ હતી.

પેલાં "સ્ટુલ"ઉપર બેસવાને હાઝી મુરાદે એડગરને એશારતથી જણાવ્યું; અને તે ઘણો ભૂખ્યો થયો હશે, એમ તરત ચેતી જઇને તે ગુફાના એક ગોખલામાંથી કાંઇ ખુરાક લઇ આવ્યો; તેમાં હરણનું પકાવેલું ઠંડુ ગોશ્ત હતું, તથા ઘઉંની રોટી, અને ઠંડા પાણીનો એક કુંજો હતો. તે જવાન લફટેનન્ટ એક હઝાર સવાલો પુછવાને તળપી રેહેલો હતો: પણ હાઝીએ તેને ખાવાની એશારત કીધી; અને તે એટલોતો ભૂખોડાંસ થઇ ગયેલો હતો, કે કાંઈ પણ બોલવાવગર પોતાનીસાંમે મુકેલો ખુરાક ચાંપવા પડી ગયો. જ્યારે તે આમુજબે ખાવામાં ગુંથાયલો હતો, ત્યારે તે સિરકાશિયન અમલદાર દીવારને અઢેળીને ચુપ ઉભો રહી તેનીતરફ ટીકીને જોયા કરતો હતો. તે એવાતો બારીકીથી તેનીતરફ જોતો હતો, કે તેથી એડગરને એમ લાગ્યું, કે હાઝી મુરાદ તે આશા રાખતો હતો, તેકરતાં વધારે ઠંડું દેલ તેનીતરફ દેખાડતો હતો.

પોતાનું ખાવાનું તરત પુરૂં કરીને તે જવાન લફટેનન્ટ બોલ્યો, "હું ઘણા સખ્ત શબ્દો વાપરવા માંગતો નથી, પણ એટલુંતો જણાઉંછું, કે સારીતરફ તમારા જાતભાઇઓતરફથી ઘણી અજાયબજેવી ચાલ ચલાવ્યામાં આવીછે. અને મેં કેટલાક એવા દેખાવો જોયાછે, કે જેથી મને કમકમાટ તેમજ ધાસ્તી ઉપજીછે. પણ મને જણાવશો—શું તમો મારા એક મિત્ર નથી?"

આ સાંભળી ઘણાંજ ઠંડાં દેલે અને ધીમે સાદે, પણ પોતાને પુછવામાં આવેલા સવાલનો જવાબ આપવાના અખાડા કરી જઇને હાઝી મુરાદ ફકત એટલુંજ બોલ્યો, "મારીપછવાડે આવો."

આ ટુંક શબ્દો બોલીને તેણે પેલું ફાણુસ જે સાંકળમાં તે ટાંગવામાં આવ્યું હતું, તેમાંથી છુટું કીધું, અને પોતાના હાથમાં લઇને તેણે પેલી પોકળ ચાલમાંથી આગળ ચાલવા માંડયું. એડગર પણ તેનીપુઠે ચાલ્યો. તેની બેચેની વધતી જતી હતી; તે ડરતો હતો, કે રખેને જે ધિક્કાર તે સઘળા સિરકાશિયનોતરફ ધરાવતો હતો, તેવોજ હાઝી મુરાદતરફ પણ તેને ઉપજે. તોયે તેને તે સિરકાશિયનની પુઠેપુઠે જવાસિવાય બીજો કશો ઈલાજ

નહતો. સુલતાન શામીલનાં લશ્કરનાં એક અમલદારનેલાયકના કરતાં એક યોગીને વધારે લાયકનો તે ગુણ તેને જણાયો. તે બદુશની ખબર પુછવાને ઘણો એન્તેઝાર હતો. વળી તે પોતાઉપર પડેલી વિપત્તિઓ તેને કેહેવાને ઘણો આતુર હતો, અને તેણે જેજે ભેદભરેલા અને ધાસ્તીભર્યાં દેખાયો જોયા હતા, તે સઘળાનો ખોલાસો જાણવાને ઘણો અધિરો થયો હતો; પણ તે તેમાંનો એક બોલ પણ બોલવાની હેમત કરી શક્યો નહીં, કારણકે હાઝી મુરાદ દેખાઇતી રીતે ઘણો ઠંડો અને ચુપજ હતો, કે જેથી વાત કરવાની તેની છાતી ચાલી નહીં, એટલુંજ નહીં, પણ તેને ચુપ રેહેવાની ફર્ઝ પડી. એડગરને લાગ્યું, કે તેની પેહેલી ઉલટમંદ લાગણીઓઉપર બર્ફનું ઠંડું પાણી રેડવામાં આવ્યું હતું.

પેલા મુસ્લીમે તો તે ચાલમાંથી આગળ ચાલ્યાજ કીધું, અને ફાણસની રોશનીથી માલુમ પડતું હતું, કે તે કુદર્તી રીતે નહીં, પણ માણસના હાથથી પહાડમાં કોતરી કાહાડવામાં આવેલી હતી. તેમાં લગાર ઢોળાવ હતો, અને તે એટલીતો લાંબી હતી, કે જાણે તેનો છેડોજ નહોય ; કારણકે પાએક કલાક વિત્યાછતાં જાણે તે અને તેનો મુસ્લીમ ભોમિયો પૃથ્વીનાં પેટાંમાં ચાલ્યા જતા હોય, એમ તેને લાગ્યું. આખરે હાઝી મુરાદ ઉભો રેહો; હવે એડગરને લાગ્યું, કે તેઓ તે ગુફામાંની ચાલને છેડે આવી પુગ્યા હતા ; કારણકે ત્યાં પછી નક્કર ખડકની એક દીવાર આડી આવેલી હતી. તેમાંથી બહાર જવાનો કાંઇ માર્ગ જણાતો નહતો ; અને જો તેમાંથી બહાર નિકળાય નહીં, તો પછી પહાડના ભિત્તરમાં આવી લાંબીને લાંબી ચાલ કોરી કાહાડવાની શી મતલબ હશે, એમ એડગર વિચારવા લાગ્યો. વળી તેને એટલે દુરસુધી અંદર શામાટે લાવ્યામાં આવ્યો હશે, તેથાબે પણ તેને અચરતી ઉપજવા લાગી, કારણકે જો તે મુસલમાનને તેને કાંઇ કેહેવાનું હોય, તો તે ગુફાનાં મ્હોંઆગળજ કાં નહીં કેહેવામાં આવ્યું ?

હાઝી મુરાદ તો એક હરૂફ પણ બોલ્યો નહીં; પણ પેલું ફાણસ પોતાના ડાબા હાથમાં પકડીને તે પોતાનો જમણો હાથ તે ખડકની દીવારઉપર ફેરવવા લાગ્યો, કે જે દીવારઆગળ તેઓ આવી અટક્યા હતા. એમ કરવાની તેની મતલબ કોઇ છુપી ચાંપ શોધવાની હતી, કે જે તેને હાથ લાગતાંજ તેની અસર તરત થયેલી જણાઇ: કારણકે એક બારણું ફડાક દેતું, કે ઉઘડી ગયું. આ આખું બારણું પણ નક્કર પથ્થરતુંજ હતું, અને જાણે તે પહાડની દીવારજ સરખી ચોરસ કોતરી કાહાડેલી હોય, એવું હતું. આ બારણાંથી તે ચાલનો ભાગ, કે જેમાંથી તેઓ ચાલી આવ્યા હતા, તે તથા હમણાં જે બીજી ચાલમાં તેઓ દાખેલ થવાના હતા, તે બંધે જુદી પડતી હતી.

ટુંકમાં, તેઓ આ બીજી ચાલમાં આવ્યા, અને જેવો એડગર ઑસબૉર્ન હાઝી મુરાદનીપુઠે તેનો ઉંબર ઓળંગી ગયો, કે બારણું પોતાનીજમેળે પાછું ફર્યું, ને બંધ થઇ ગયું. આ બીજી ચાલ, અથવા બરાબર બોલ્યે, તો આગળી ચાલ હજી લંબાયલી હતી, તેમાં આસરે પાંચ "મિનિટો"સુધી તેઓ આગળ વધ્યા ; અને તેને છેડે વળી પાછું એક બીજું બારણું આવ્યું ; તે પણ પેહેલાનીજપેઠે અજાયબજેવી છુપી કરામતથી બનાવેલું હતું, તેમાંથી પસાર થઇ તેઓ નક્કર ખડકમાંથી કોતરી કાહાડેલી એક સીડીઆગળ આવ્યા. તે સીડી એક ગોળ દીવારનીઆસપાસ ફરતી આવેલી હતી, અને તેઉપરથી ઉતરત

ઑસબૉર્નને એમ લાગ્યું, કે જાણે તે એક દેવલના મેનારાઉપરથી નિચ્ચે ઉતરતો હોય. આ સઘળો વખ્ત હાઝી મુરાદ એક શબ્દ પણ બોલ્યો નહીં—અને ઑસબૉર્નનાં મનમાં હવે વસવસો થવા લાગ્યો, કે જે પુરૂપને તેણે કેર્ટચખાતે ભારે મદદ કીધી હતી, તે એક દોસ્તનેબદલે તેનો એક દુશ્મન તો નહોય ?

આસરે પચાસ પગથિયાં ઉતરવાપછી ત્યાં એક ત્રીજું બારણું આવ્યું, કે જેમાંથી થઇ વળી એક ત્રીજી ચાલમાં દાખેલ થવાતું હતું: પણ આ ચાલ એટલીતો ટુંકી હતી, કે ફક્ત બેએક "મિનીટો"માં તેને બીજે છેડે તેઓ આવી પુગ્યા. વળી ત્યાં આગળનાંજેવી નક્કર ખડકની દીવાર દેખાઇ, પણ ત્યાં આવી લાગતાંજ હાઝી મુરાદે પોતાના હાથમાંનું ફાનુસ બુજાવી નાખ્યું. ઘડીભર ત્યાં સઘળું અંધારૂં ભીત થઈ ગયું; અને તે પણ એટલીતો ઝડકથી કે કાંઈ ભારે આફ્ત હવે તેનીઉપર આવી પડનાર હતી, એમ એડગરને લાગ્યું, અને તેથી તે ચોંકીને પાછો હઠ્યો. પણ પાછી બીજીજ પળે દિવસનું અજવાળું તેનીઉપર પડયું; કારણકે આ છુપી કરામતવાળું ત્રીજું બારણું તરત ઉઘાડવામાં આવ્યું હતું. તેની બહાર નઝદીકમાંજ ઝાડોનો એક ગિચ્ચ ઝુખડો હતો; અને હવે હાઝી મુરાદે એડગરને તે ગુફામાંથી બહાર આવવાને એશારત કીધી. તેણે તેમુજબે કર્યું: તે મુસલમાન પણ તરત તેનીપછવાડે બહાર નિકળ્યો, અને પછી બહારથી તે બારણું પાછું બંધ કીધું. એડગરે તે લાંબાનેલાંબા ઝમીનની નિચ્ચે કોતરી કાહાડેલા માર્ગમાંથી બહાર આવતાંજ પાછું ફરીને જોયું:—પણ પેલું બારણું ક્યાં હતું ? તેનાં દિઠામાં તો ત્યાં ખડબચડો પહાડ આવ્યો, કે જેનાં પેટાંમાંથી તે પસાર થઇને તેની પેલી બાજુથી આ બાજુએ આવ્યો હતો. બારણાંની જરાસરખી પણ નેશાની ત્યાંહતી નહીં—તે બારણું ક્યાં જડેલું હતું, તે દેખાડવામાટે નહીં ત્યાં એક ફાટ, કે નહીં એક ચીરો ! તે તો ઘડીભર વિચારવા જતો હતો, કે હાઝી મુરાદના હાથમાં કાંઇ જાદુઇ કરામત હતી: પણ તે સારી સમજનો હતો, માંટે તેણે તે વિચાર તરત પોતાનાં મનમાંથી કાહાડી નાખ્યો; અને કુદર્તી રીતેજ વિચાર્યું, કે આ ભેદભર્યાં ઝમીનમાંના રસ્તાઓ સંપૂર્ણ કળાથી છુપાવ્યામાં આવેલા હતા.

પહાડનાં પેટાંમાંથી જે જગ્યાએ ઑસબૉર્ન અને તેનો સાથી બહાર નિકળ્યા હતા, તેનીસાંમેજ જમણી તેમજ ડાબી બાજુઓઉપર વીસ કે ત્રીસ વારજેટલે તફાવતેસુધી પુષ્કળ ઝાડો અને ગિચ્ચ ઝાડીઓથી ત્યાંનો તમામ દેખાવ દેખાતો છુપાવી દેવામાં આવ્યો હતો. ઉપર જોતાં તેની નઝરે ભયંકર અને બિયાબાન ઉભી અને ઝાડોથીભરાયલી ટેકરીઓ આવી, કે જેવી તેણે આગળ કોઇ વાર જોઇ નહતી. પણ તેને ત્યાં શામાંટે લાવ્યામાં આવ્યો હશે, અને તેનો અંત શો આવશે, એવાએવા વિચારો કરવાને તેને લાંબો વખત મળ્યો નહીં: કારણકે હાઝી મુરાદે ફરીથી કહ્યું, "મારીપુઠે આવો."

તેઓ ઝાડોથી બનેલી એક વાડની કોરેકોર થઇને આગળ વધ્યા; અને જેવાં તે ઝાડો ખલ્લાસ થયાં, કે એડગરનાં જોવામાં એક એવો દેખાવ આવ્યો, કે જે જોઇને તે અજાયબી અને ધાસ્તીથી છક્ક થઇ ગયો.

તેણે પોતાને ખડબચડા પહાડોની હારોને મથાળે અધવચમાં ઉભેલો જોયો, કે જેનો ભયાનક દેખાવ બદલાઇને હવે ત્યાં ઝાડોની પુષ્કળ ન્હાની ઘટાઓ જોવામાં આવતી હતી.

આ પહાડોઉપરથી નિચ્ચે એક ન્હાનાં નાળાંમાં દેખાતું હતું; કે જે તદન ચોરસ હતું, અને એક ખીણને છેડે આવી અટકતું હતું; કારણકે તેનેથી વધારે દુર બીજું કાંઈ પણ નહતું— ફકત પાછા પહાડોને પહાડોજ ઉભેલા હતા, પણ તેઓ થોડાજ ખડબચડા હતા, વળી ઘણા ઉંચા પણ નહતા. વળી તેઓઉપર પુષ્કળ ખીચોખીચ ઝાડો ઉગેલાં હતાં. આ નાળાંની સ્હેજ ડાબી બાજુતરફ એક ન્હાનું ગામ આવેલું હતું, કે જેમાંની ઘણીક ઇમારતો સુંદર અને વળી દબદબાવાળી હતી: એડગર આ સર્વે ઘણું સફાઇથી જોઈ શકતો હતો, કારણકે જ્યાં તે ઉભેલો હતો, ત્યાંથી ફક્ત આસરે પા "માઇલ" દુર તે ગામ આવેલું હતું. ખુદ તે ખીણનીવચ્ચે એક મોટો કેલ્લો ઉભેલો હતો, કે જેના મેનારાઓ અને બારીઓવાળી દીવારોથી એડગરને તે જાણે પોતાના સ્વદેશના કોઇ અસલ નૉરમન ન્હાના કેલ્લાનાજેવો લાગતો હતો. તે કેલ્લાના સર્વેથી ઉંચા બુર્જઉપર એક ઘણી મોટી ધજા હવામાં ફડફડતી હતી; તે કેલ્લાનીઆસપાસના ફરતા કોટઉપર તોપો ઉભાઈ જતી હતી: અને દીવારનાં બાકોરાંઓમાં ઝળઝળ થતાં હથિયારો અને સુંદર લશ્કરી લેબાશવાળા સિરકાશિયન સંત્રીઓ નઝરે પડતા હતા, કે જે સંત્રીઓ તે કેલ્લાના કોટની ફરતી દીવારોઉપર ત્યાંથીત્યાં ફરીને પહારો ભરતા હતા.

આ કેલ્લાની છેક પડોશમાં બીજી કેટલીક ઈમારતો જુદાંજુદાં કદોની હતી; પણ એક તેના વિચિત્ર દેખાવઉપરથી દારૂગોળો ભરવાના ભંડારજેવી જણાતી હતી. જ્યાં એડગર ઉભેલો હતો, ત્યાંથી બસો વારનેછેટે એક ઝબરો ધોધ પડતો હતો, કે જેમાંનું પાણી આ દારૂગોળાનીઆગળનાં એક મોટાં ગોળ કુંડમાં પડતું હતું; અને પછી તેમાંથી થઇને એક ઝરારૂપે, તે ખીણમાં ખાલી થતું હતું—કે જેથી નાળું ભરાઇને રેલ ન આવતાં તે ખીણમાંથી વહી જાય. વળી આ કરામતથી તે કુંડ હંમેશાં તાઝાં પાણીથી ભરાયલો રેહેતો,— કે જે કુંડની એક બાજુએ તેણે ઘણાક ઘોડાવાળાઓને પોતાના ઘોડાઓને પાણી પાતા જોયા. આખો કેલ્લો—પાણીનો કુંડ, દારૂગોળાનો ભંડાર, અનાજના કોઠારો, અને બીજી તેનેલગતી કોઠડીઓ, આ સર્વેનીઆસપાસ ઝમીનમાં ઉંડા દાટેલાં મોટાં લાકડાંનાં ઉંચાં ઢીમડાંઓથી ઘેરી લેવામાં આવેલાં હતાં, અને તેઓઉપર કઠણ પથ્થરોસાથે મટોડી મેળવીને એક જાતનું મઝબુત, કઠણ પડ કરી લેવામાં આવ્યું હતું.

લફટેનન્ટ ઑસબૉર્નની નઝરે જે દેખાવ પડયો, તે આવો હતો. એક કલાકઅગાઉ જે મુલકને તે તદન વયેરાન અને વસ્તીવિનાનો ધારતો હતો, તેનેબદલે હવે તેનાં દિઠાંમાં સુંદર દેખાવતું, ગંજાવર, અને દબદબાવાળા કેલ્લાસાથનું એક શેહેર આવ્યું. જે જગ્યાએ હાઝી મુરાદને તે ભેટયો, ત્યાંતો તે એમજ સમજતો હતો, કે નઝદીકમાં કોઇ પણ માણસનું રેહેઠાણ નહશે; અને હવે એક પહાડની પોહોળાઇ પસાર કરી જ્યારે તે અત્રે આવી લાગ્યો, તો તેથીઉલટુંજ તેણે જોયું, અને તે શું ? એક ગંજાવર કેલ્લો, અને સગવડભરેલી શોભિતી ઈમારતોની સંખ્યા !

આ સઘળો દેખાવ ઘણી "મિનીટો"સુધી એડગર ટીકીટીકીને અજાયબીથી નિહાળવા લાગ્યો, અને તેટલો વખ્ત હાઝી મુરાદે કશી પણ અધિરાઈ દેખાડી નહીં, પણ તેને જોયા કરવા દીધું; અને આખરે તે જવાન લફટેનન્ટે એકાએક ફરી જઇને સવાલ કર્યો, "આ ઝબરદસ્ત મકાન દેખાયછે, તે કોણનુંછે ?"

હાઝી મુરાદ—"સિરકાશિયા અને દાધેસ્તાનમાં એવા તો બીજા ઘણાક કેલ્લાઓ છે. મારીપછવાડે આવો—અને હમણાં તમારીસામે જે કેલ્લાને તમો દુરથી જુઓછો, તે વધારે નઝદીકથી જોવાની તમોને તક મળશે."

તેઓ બન્ને તે નાળાંમાંનો એક વાંકોટીકો અને ગુંચવણભરેલો રસ્તો પસાર કરી ગયા; અને બહારના કટેરાઆગળ આવી પ્હોંચ્યા. તેમાંના એક ન્હાના દરવાઝાઆગળ એક સંત્રી પહેરો ભરતો હતો, અને જ્યારે હાઝી મુરાદ તે જવાન ઇંગ્રેજ અમલદારને લઇને તેમાં દાખેલ થઇ તે મઝબુત કેલ્લાઆગળ જતો હતો, ત્યારે કશી પણ અજાયબી દેખાડયાવગર જાણે કશું બનતુંજ નહોય, તેમ બીદરકાર ઉભો રહ્યો. જ્યારે તેઓ કેલ્લાની ઘણા પાસે આવ્યા, ત્યારે ઑસબૉર્ને તે કેલ્લાવિષે જે વિચાર બાંધ્યો હતો, તે તેને તદ્દન ખરો પડેલો જણાયો, એટલેકે તે અતિ ઘણો મઝબુત અને બંચાવ કરવાને ઘણો લાયક હતો. આ કેલ્લાનો મુખ્ય દરવાઝો મુકવીને હાઝી મુરાદ તેને એક સાંકડા પૂલઉપરથી લઇ ગયો, કે જે પૂલ એક ઉંડી ચરઉપર નાખેલો હતો; અને ત્યાંથી થઈ તેઓ એક પાછળા દરવાઝામાં દાખેલ થયા, કે જે દરવાઝાઉપર ભારે તોપો ગોઠવેલી હતી. ત્યાં પણ એક સંત્રી પહારો ભરતો હતો, પણ તેણી આગળા સંત્રીનીજપેઠે ચુપ બીદરકાર ઉભોજ રહ્યો, જ્યારે હાઝી મુરાદ તો પોતાનીસાથે આ ઇંગ્રેજને લઇને અંદર દાખેલ થયો; આ જોઇ એડગરને ઘણી અજાયબી લાગી, કે હાઝી મુરાદ શામીલનાં લશ્કરનો એક અમલદાર હોવાછતાં તેણે હથિયાર નમાવીને, કે કોઇ બીજીરીતે આ બંધે સેપાહોએ સલામી શામાંટે આપી ન હશે?

આખરે તેઓ એક ચોકમાંથી પસાર થઇ એક ન્હાના દરવાઝામાં દાખેલ થયા—અને હાઝી મુરાદ આ જવાન ઇંગ્રેજ લફ્ટેનન્ટને એક ન્હાની પથ્થરની સીઢીઉપરથી થઇને એક સાદા, આરાસ્તા કીધેલા ઓરડામાં લઈ આવ્યો; જોકે આ ઓરડો ન્હાનો અને ઘણોજ સારીરીતે સણગારેલો હતો, તોયે તે પુરતો સગવડભરેલો હતો. ત્યાં આવ્યાપછી તે મુસલમાને ઑસબૉર્નતરફ આગળ દેખાડી હતી, તેકરતાં વધારે માયા અને સભ્યતા દેખાડી; તેણે તેને બેસવાને અર્ઝ કીધી, અને "ટેબલ"ઉપર "વાઇન" લાવી મુક્યો,—અને બોલ્યો, "જોકે દ્રાક્ષનો આ રસ પીવાની મારા ધર્મમાં તો મનાઇછે, તોયે તમારો ધર્મ તેબાબે એટલો સખ્ત નથી; તમો થાકી ગયાછો, માંટે એમાંથી પીઇને તાઝગી મેળવો."

એડગરે "વાઇન" પીધો, કે જે ઘણો જલદ નહતો, પણ અતિશય ઉંચો અને ભારે ખુશ્બુદાર હતો; ઑસબૉર્ન હવે વિચારવા લાગ્યો, કે હાઝી મુરાદને સર્વે બાબતનો ખોલાસો કરવાનો જો વખ્ત આવ્યો હોય, તો તે હવેજછે, એમ વિચારી તે આ મુસલમાનનીતરફ અજાયબી અને અધિરાઇથી જોવા લાગ્યો.

હાઝી મુરાદ—"તમારીઉપર શુંશું વિત્યુંછે, તે મને તમોએ જણાવવાની કશી અગત્ય નથી, કારણકે તે હું સઘળું જાણુંછું. આનાપાનાં નાશ પામેલાં ઘરોના કાટવચ્ચે તમોએ જે ઘોડેસવારને જોયો હતો, તે બદુરાનો બાપ હતો. કેટલાક બનાવો એવા બનવા પામ્યા હતા, કે જેથી તેને અને તેના સેપાહોએ એવું વિચાર્યું, કે બદુરાનાબાબમાં તમો ઘણી બેદાદારતાથી અને તરકટથી વર્ત્યા હતા; અને તેઉપરથી તમોને પકડી કેદ કરી

લઇ જવામાં આવ્યા, કે તમોને વધારે ચઢતા સત્તાવાળાનીસનમુખ ઉભા કર્યામાં આવે. પણ જ્યારે આ બનાવોની ખબર તે મોટા હોદ્દેદારને કરવામાં આવી, ત્યારે તેણે એક હુકમનામું તમારા ચોકીદારોજોગ લખીને તરત રવાના કર્યું, અને તેમાં તેણે તેઓને ફર્માવ્યું હતું, કે તમારીતરફ માયાથી અને માનથી [ વર્ત્તવું——"

એડગર—(આતુરતાથી) "અને તેઓએ હરણનું લોહી પીધું, તેનો સબબ શો ?"

હાઝી મુરાદ—"જ્યારે સિરકાશિયનો અપસઅપસમાં કે કોઇ બીગાનાને દોસ્તીનો કોલ આપેછે, ત્યારે તેઓ લોહી પીને તે કોલ મંઝુર રાખેછે." .

એડગર—"અને તેઓએ પોતાનાં ખંજરો ફેરવ્યાં, તેની શી મતલબ ?"

હાઝી મુરાદ—"તેની મતલબ એવીછે, કે તમારી ઝેંદગી સલામતછે, અને તમારીતરફ તે ખંજરનો ઉપયોગ કાવાદાવાથી કરે, તેનેબદલે તો તેઓ તે પોતાનીજ છાતીમાં ભોકી દે."

એડગર—"પણ એક બીજ્જી વાતછે, કે જેની કદાચ તમોને ખબર નહશે ! ગઇ પરમની રાત્રે મેં એક અજાયબજેવો અને વિચિત્ર દેખાવ દિઠો હતો—તેમાં જાણે જાદુથી બળતાંઓ થતાં મેં જોયાં—માણસોના આકારો આ પીલાં બળતાંનીઆગળ પસાર થતાં——'

હાઝી મુરાદ—(તેનેબોલતો અટકાવીને, અને સ્હેજ હસીને) "બસ ! બસ ! તે બનાવ, કે જેથી તમો આટલા બધા અજાયબ થયા હતા, અને બ્હીધા હતા, તે હું સારીરવેસે સમજુંછું. કૉકેશિયન પહાડોમાં ઉદકજનકવાયુ, કે જેને તમો લોકો 'હાઇડ્રોજન ગાસ' કરી કહોછો, તે ઝમીનમાંથી ઉત્પન્ન થાયછે, અને જે સળગાવ્યાથી સુહેલથી બળેછે. વળી તેવીજરીતે આ પહાડી મુલ્કોમાં હિંદુસ્તાનના આતશ-પરસ્ત લોકો વસેછે, કે જેઓ કાળા રંગનો પુશાક પેહેરેછે, અને તેઓ મધરાતે પોતાની ધર્મક્રિયા ગુપચુપ કરેછે. જ્યાં પણ આ 'ગાસ' નિકળેછે, ત્યાં તેઓ તે સળગાવેછે ; અને તેવીજ સુહેલાઇથી તે બળતાં પાછાં બુજાવી પણ નાખેછે."

એડગર—(ખુશીથી અને અજાયબીથી) "ખુદા ખૈર કરે ! આ બાબતનો ખોલાસો હવે કેવો સેહેલથી થઇ ગયોછે !" પણ પછી તેના ચેહેરાઉપર એકાએક દલગીરી ફેલાઇ, અને તેણે ઘણાં શોકાતુર આવાઝે પુછ્યું, "પણ પેલા ત્રણ અમલદારો કોણ હતા, કે જેઓનાં કરપિણ ખુનો કરવામાં આવેલાં મારાં જોવામાં આવ્યાંછે ?"

હાઝી મુરાદ—"તેઓ ત્રણ રશિયન છુપા જાસુસો હતા, કે જેઓએ બ્રિટિશ દરિયાવધીખાતાંના અમલદારોના લશ્કરી પુશાકો ખોટા ધારણ કર્યા હતા, કે જેથી તેઓ તેઓની મતલબમાં વધારે સારીરીતે ફતેહ પામે."

એડગર—"અરે ખુદા ! શું ત્યારે એમ હતું ?" આ ખોલાસો સાંભળી હવે તેનાં દેલમાં ખુશહાલી પૈદા થઇ, અને તે ખુશહાલીનેમારે તેણે તે મુસ્લીમનો હાથ પોતાના હાથમાં ઘણાં હોંશથી પકડયો. "ઓહ, આ ખોલાસો કરવામાટે તમારો હઝારગણો ઉપકાર માનુંછું !—અને અરે ! આ બાબતમાં તમારા સ્વદેશીઓની ભલી ચાલને મેં કેટલો બધો ગેરઈન્સાફ મારાં મનમાં કર્યોછે ! પણ મને હજી એક વધારે સવાલ પુછવાની રઝા આપો !



( ચિત્ર ૩૩ મું. ) "ઉઘાડે પગે–અને હાલહવાલ કપડાંસાથે એક બાઇને બેઠેલી તેણે જોઇ." (પાનું ૬૨૫ મું.)

એક દહાડે સવારના પહરમાં, બખ્તર પેહેરીને—એક ભપકાદાર પાયગાને મોખરે જતાં જોયા હતા, તે શું નામાંકિત શામીલ પોતેજ હતા ?"

આ સવાલ સાંભળતાંજ હાઝી મુરાદ પોતાની બેઠકઉપરથી ઉઠી ઉભો થયો, અને તેને વધુ બોલતો અટકાવીને કહ્યું, "મારીપુઠે આવો. હમણાં તમે વેહેનોખાતે આવી લાગ્યાછો, કે જે સુલતાન શામીલનો કેલ્લાવાળો મેહેલછે ; જે ઉલટભરી ઉમેદ અને અન્તેઝારી તમો તેનેમાટે હરઘડી બતાવ્યા કીધીછે, તે તમારી હોંસીલી ઉમેદ હવે પાર પડશે."

કૉકેસસના આ નામાંકિત લડવૈયા સરદારનીહઝુરમાં પોતે જશે, એ વિચારથી એડગરનું હૈયું ખુશીથી છળકાવા લાગ્યું ; અને તે તરત પોતાના મુસ્લીમ દોસ્તનીપુઠે ઝપાટામાં ચાલ્યો.

એક લાંબી અને અંધારી પથ્થરની બાંધેલી ચાલમાંથી હાઝી મુરાદ તેને ચલાવી લઇ ગયો, કે જ્યાંથી થઇને મુખ્ય દાદરને મથાળેનાં એક કુસાદે રમણામાં જવાતું હતું ; આ ચાલનું છત્ર ભારે મોટા કોતરેલાં "ઓક" લાકડાંનું બનાવેલું હતું. ત્યાં આવીને હાઝી મુરાદે એક બારણું ખોલ્યું: તેનીઅંદરની બાજુએ મખમલનો એક પર્દો ટાંગેલો હતો, તે તરત બાજુએ ખસાડયો ; અને તેમાંથી થઇને તેઓ એક ઘણા મોટા, ઉંચા, અને ઘણીજ સારીરીતે આરાસના કીધેલા ઓરડામાં આવી લાગ્યા, કે જ્યાં આસરે પચાસેક લડવૈયાઓ એકઠા મળેલા હતા. તેઓના સુંદર અને કીમતી પુશાકોઉપરથી, તેઓએ પોતાના હોદ્દાનેલગતા છાતીઉપર લટકાવેલા ભાતભાતનાં ચાંદો અને બીજાં ચિન્હોઉપરથી, તેઓની દબદબાભરેલી ઢબઉપરથી, ઑસ્બૉર્ને તરત જાણ્યું, કે તેઓ સુલતાન શામીલનાં લશ્કરના સરદારો હોવા જોઇએ;—પણ શામીલ પોતે ત્યારે કયાં હતો ? મુલાકાત લેવાના આ કુસાદે દીવાનખાનાંને છેક છેડે એક તખ્ત મુકેલું હતું: પણ તે ખાલી હતું.

એડગરે પોતાની ચશ્મો આસપાસ ફેરવી ; તેણે જોયું, કે આ દરેક મગરૂર સરદારે પોતાનાં ઘુંટણો વાળ્યાં—દરેક લશ્કરી માથું નિચ્ચે નમાવ્યામાં આવ્યું. પણ આ સઘળું માન, આ ખરાં દેલનો ભક્તિભાવ કોણને આપવામાં આવતાં હતાં ? પણ તરત એડગર ઑસ્બૉર્નનાં મનમાં એક વિચાર આવી ગયો: હવે તે આ સઘળું સમજી ગયો !—કારણકે હાઝી મુરાદ કોઇજ નહીં, પણ કૉકેસસનો સુલતાન અને પયેગામબર શામીલ ખુદ પોતેજ હતો !





## પ્રકરણ ૮૧ મું.

### શામીલ.

તુરત એડગર ઑસબૉર્ન પોતે પણ પોતાનાં એક ઘુંટણઉપર પડયો—તે કાંઇ તેની આલા બાદશાહી-પદવીનેલીધે નહીં, પણ તેની હેમતભરેલી ચાલ અને અમીરી સ્વદેશભક્તિને માન આપવામાંટે હતું. તેની આ અર્ઝભરેલી નિચ્ચી ઢપમાંથી આ જાણીતા સિરકાશિયન વડાએ તે બ્રિટિશ લફ્ટેનન્ટને ઉંચકી પાછો ઉભો કર્યો, અને પછી અતિ ઘણી માયા અને અશ્નાઈથી થોડાક બોલોમાં તેનીસાથે વાત કીધી. પછી તે તેને તે દીવાનખાનાંને છેક છેડે લઇ ગયો; અને ત્યાં મુકેલાં તખ્તઉપર પોતાની બેઠક લઇ, તખ્તની બાજુમાં મુકેલી એક મોટી "આર્મ-ચેર"ઉપર બેસવાને એડગરને એશારતથી જણાવ્યું. ત્યારપછી શામીલે પોતાના મુખ્ય અમલદારો અને સરદારોની મુલાકાત લીધી; અને તે દરેક જણે પોતાના રાજ્યકર્ત્તાને પોતાના "રીપૉર્ટો" કીધા. તેટલાં એડગરે આ સરદારોમાંના સૌથી ઉંચી પદવીવાળાઓમાં બદુરાના બાપને દિઠો; અને પ્રિન્સ અલ્લી—કારણકે આ શખ્સનું તે નામ હતું—તે હમણાં ઘણો દબદબાદાર પુશાક સજીને આવેલો હતો.

સિરકાશિયાના આવા એક મોટા અને નામદાર સરદારની પોતે ભારે સેવા બજાવવાને અકસ્માતથી શક્તિવાન થયો હતો, તે જાણીને તેની ભારે અજાયબીની, અને ખુશહાલીની પેહેલી લાગણીઓ જ્યારે થોડીઘણી નર્મ પડી, ત્યારે એડગરે દેલમાં એક સર્દ હાય મારીઃ કારણકે હવે પોતાની પ્યારીની અને તેનીવચ્ચે વધારે મોટો અંતરો પડેલો તેણે જોયો. બદુરા એક શાહઝાદી હતી--તેણી એક બળવાન રાજ્યકર્ત્તાની ભત્રીજી હતી—અને તેથી તેનાજેવા એક મુફલેસ, ન જણાયલા, દરિયાઇ લફ્ટેનન્ટકરતાં તેણી બેહદ ઉંચો મર્તબો અને પદવી ધરાવતી હતી. પણ હજી ઑસબૉર્નને વધારે અચરતી તો એટલામાંટે ઉપજતી હતી, કે સેંકડો "માઇલો"સુધીના તફાવતે ત્યારે તેને શામાંટે લાવવામાં આવ્યો હતો, અને તે પણ વળી ખુદ શામીલનાં પોતાનાંજ રાજ્યમાં? પોતાની ખુદ દરબારનો દબદબો દેખાડવાની અભિમાનીનેખાતેર આ મોટો સિરકાશિયન સરદાર તેને ત્યાં લાવે, એ તો કદી પણ બનવાજોગ નહતું, તે તે સારીપેઠે જાણતો હતો; ઑસબૉર્ને જોયું, કે બદુરાનો બાપ તેનીતરફ ઘણોજ બારીકીથી જોયા કરતો હતો; જોકે તે તેનીતરફ ગંભીરાઈથી જોતો હતો ખરો, પણ તેના દેખાવમાં કોઇ પણ જાતનું કરડાપણું નહતું; તોપે તે જવાન માણસની ખાતેરી થઈ હતી, કે નામદાર સુલતાન શામીલ જેવી માયા અને મેહરબાનીભરેલી રીતે તેનીતરફ જોતો હતો, તેટલીજ માયા અને મેહરબાનીથી આ તેનો ન્હાનો ભાઇ પ્રિન્સ અલ્લી જોતો નહતો.

તે કુસાદે દીવાનખાનાંમાં મુલાકાત લેવાની ક્રિયા એક કલાકથી પણ વધુ વખ્તવેર ચાલુ રહી; અને જ્યારે ખલાસ થઇ, ત્યારે શામીલ પોતાનાં તખ્તઉપરથી ઉઠી ઉભો થયો, અને તેના દરબારીઓએ તે વેળા વાંકા વળીને માનપૂર્વક રીતે નમન કર્યાં, તેના જવા-

બમાં તે પોતે પણ તેઓને નમ્યો. ત્યારપછી તેણે એડગરને પોતાનીપછવાડે આવવા ફર્માવ્યું; અને તેઓ પછી તે મુલાકાતવાળાં દીવાનખાનાંમાંથી તખ્તની બરાબર પછવાડેજ આવેલાં એક ન્હાનાં બારણાંમાંથી બહાર પસાર થઇ ગયા. તેઓ ત્યાંથી એક બીજા ન્હાના ઓરડામાં આવ્યા, કે જ્યાં આસપાસ અભરાઇઓઉપર તમામ પુસ્તકો રચી મુકવામાં આવેલાં હતાં; ત્યાં વચ્ચે એક "ટેબલ" હતી, કે જેઉપર સરકારી દસ્તાવેજો, નકશાઓ, કાગળપત્રો, વગેરે પડેલાં હતાં—જેઉપરથી જણાતું હતું, કે શામીલ પોતાનાં રાજ્યનાં દરેક ખાતાંઉપર ચોકસીથી ધ્યાન આપતો હતો, અને એક રાજ્યકર્ત્તાતરીકે તેમજ એક સેપાહસાલારતરીકે સરખી રીતે તે પોતાનું કામ તપાસતો હતો. આ ઓરડો તે સુલતાનનું વાતચિત કરવામાટેનું જુદું રાખેલું દીવાનખાનું હતું; ત્યાં આવ્યાપછી એડગરને બેસવાને અર્જ કર્યાપછી, તે નામદાર બોલ્યો, "અત્યારસુધીમાં મેં તમોને જે કાંઇ જણાવ્યુંછે, તે હવે વધારે વિગતવારે જણાવવાને મને ફેરસત મળીછે."

એડગર તે સાંભળી વાંકો વળીને નમ્યો, અને તે જે કહે, તે ધ્યાનથી સાંભળવાને તૈયાર થઇ બેઠો—તેને હવે ખુશીસાથે જોયું, કે તે સિરકાશિયન સરદાર તેનીતરફ ઘણીજ માયાથી અને મિત્રાચારીભરેલી રીતે વર્ત્તતો હતો.

**શામીલ**—"મને કેદ્યખાતે શા સબબસર આવવું પડયું હતું, તેબાબે તો તમો અત્યારઆગમચના વાકિફ થયાછો; અને તમોએ જે ભારે સેવા ઉદાર દેલથી મારી બજાવીછે, તે હું ભુલી ગયો નથી, અને કદી પણ ભુલી જઇશ નહીં. મેં જોયું, કે મારી ભત્રીજી બદુરાની ખુબસુરતીએ તમારાં દેલઉપર ભારે અસર કીધી હતી; પણ મેં જ્યારે પુખ્ત વિચાર કર્યો, અને કદાચ તમે પણ જાણ્યું હશે, કે તમો બંધે શાદીનાં ગાંઠથી જોડાઓ એ કદી ન બનવાજોગ હતું. તમારા અને તેણીના સંસારી દરજાવચ્ચેના મોટા તફાવતનેલીધે કાંઇ મેં એમ ધાર્યું નહતું, પણ તમારો અને તેણીનો ધર્મ એકમેકથી જુદો હોવાનેલીધે તમોવચ્ચે શાદી થવાની દુર ન કરાયએવી આડ નડતી હતી. હું ખુલ્લેખુલ્લું જણાઉંછું, કે મેં એ બાબતસર જ્યારે અમો તમારાં વહાણઉપર થોડા કલાક એકલાં હતાં, ત્યારે બદુરાને ઘણી સંભાળથી અસેમસે પુછ્યું, અને તેણીના બોલવાઉપરથી જણાયું, કે તેણી પણ તમારીતરફ ઘણી બીદરકાર નહતી—તમોએ અમોને જે પેહેલી મદદ આપી હતી, તેથી તેણીનાં દેલઉપર ભારે સારી અસર થવા પામી હતી, જેને આહેસ્તેઆહેસ્તે વધીને પ્યારનું વધારે નાજુક લાગણીનું રૂપ લીધું હતું. મને તો એમ લાગ્યું, કે તમો બંધે જણા જવાન હોવાથી, તમારો આ કાંઈ ખરો એકબીજાંતરફનો મજબુત પ્યાર નહીં, પણ ફક્ત થોડા વખતનો મનનો એક શોખ અને ફાંટો હશે, અને તેઉપરથી તમારાં વહાણનાં તુતકઉપર સવારના જ્યારે તમો અમોને મળ્યા, ત્યારે મેં તમારા ચેહેરાગમ બારીકીથી જોયા કર્યું: અને પછી તમોને એક બાજુએ લઇ જઇને મેં જે તમોને કહ્યું હતું, તે તો તમે ભુલી ગયા નહશો. પણ ટુંકમાં જણાઉંછું, કે આપણે આનાપાખાતે આવી પહોંચ્યાઃ અને તેના ડક્કાઉપર પછી આપણે એકબીજાથી છુટા પડયા. મેં તો ધાર્યું, કે વખ્તે હું તમોને છેલ્લીજ વાર જોતો હોઇશ, અને ફરી કદી પણ તમો મારી નઝરે પડશો, એમ મેં તો કદીબી ધાર્યું નહતું. પણ અલ્લાહ સર્વેથી મોટોછે—અને તે અલ્લાહની એવીજ મર્જી હશે, કે તેથીઉલટુંજ થવું!"

આટલું બોલી શામીલે પોતાનું માથું ગંભીરાઇથી હલાવ્યું ; પણ બદુરા તેની દરકાર કરતી હતી, તે વાત સાંભળીને એડગર ઑસબૉર્નને તો કેટલો હર્ખ ઉપજ્યો હશે, તેનો વાંચનારે વિચાર કરી લેવો. તે તેણીના બાદશાહી કાકાનીતરફથી હજી વધારે સાંભળવાને હવે તતપર થઈ રહ્યો.

**શામીલ**—"કદાચ તમોને જાણીને અજાયબી લાગશે, કે આપણે જ્યારે છેલ્લી વાર છુટા પડયા, ત્યારે પણ મેં મારો દરજ્જો તમો આગળ ખુલ્લો કરી જણાવ્યો નહીં: પણ હું તમોને પુછુંછું, કે કદાચીતને મેં તે તમોને જણાવ્યો પણ હતે, તો તેથી શું સારૂં પરિણામ નિપજતે? વળી તમો સેહેલાઇથી જોઇ શકશો, કે જેવા બનાવોમાં બદુરા વિંટળાયલી હતી, તેથી પણ આ વાત છુપીજ રાખવાની ઘણી ઝરૂર હતી—અને તેટલામાંટે તે છુપાવવામાં ઘણું ડાહાપણભરેલું હતું. સુલતાન શામીલની ભત્રીજી ચાર વર્ષજેટલો લાંબો વખ્તસુધી એક રશિયન પ્રિન્સના મેહેલમાં રહી આવી હતી, તે વાત બહાર ન જણાય, એવી મારી મર્ઝી હતી. મને કાંઇ તમારીઉપર બેવિશ્વાસ નહતો: તેથીઉલટુંજ હું તો તમારો ખવાસ અને ચાલચલગત જોઇ ઘણો હયેરત રહ્યો હતો ; અને મને તમારી આબરૂપર પૂર એતબાર હતો. પણ તોયે હજી હું કહુંછું, કે જવાનીમાં માણસ ફરી જાયએવાં હોયછે ; અને પાકી સમજ હંમેશાં મારો એક મુખ્ય ગુણછે. એટલામાંટે જ્યારે આપણે છુટા પડયા, તેઆગમચ મેં તમોને હું કોણછું, તે ખરેખરૂં જણાવી દીધું નહીં, તેનું કારણ હવે તમે બરાબર સમજ્યા હશો ?"

**એડગર**—"હું તમો નામદારને માનપૂર્વક પુછું, કે પ્રિન્સ વૉરૅાનઝૉફ અને છુદો કારભારી જાણતા હતા, કે લેડી બદુરા એક શાહઝાદીછે, અને તેણી સિરકાશિયાના રાજ્યકર્ત્તાની ભત્રીજી થાયછે ?"

**શામીલ**—"નહીં, તેઓને તેબાબે કશી ખબર નહતી, અને બદુરા, તેમજ તેણીની ગુલામડીઓએ પણ સારી સમજ વાપરીને તે વાત ખાનગીજ રાખી હતી: કારણકે તેઓ એમ ધારતાં હતાં, કે જો આ વાત જણાશે, તો તેણીને તેણીનાં કેદખાનાંમાં ભારે દુ:ખથી રેહેવું પડશે, કારણકે રશિયનો એવા મુઝીછે, કે તેઓ શામીલતરફ, અને તેનાં લાગતાંવગતાંતરફના પોતાના કદી શાંત ન થાયએવા તિરસ્કારના બદલામાં તેણીનીઉપર કીનો લેવાવગર રેહેતે નહીં. વળી બદુરાએ ધાર્યું, કે જો તેણી પોતે કોણ હતી, તે જો જણાવે, તો મારીપાસેથી શર્મભરેલી શર્તો બજા લાવવામાંટે તેણીને સલાહનો કોલ પાળવાની ખાતેરીનેસારૂં સાનમાં રાખી મુકવામાં આવે ; અને તેટલામાંટે તેણીએ એક ખરી સિરકાશિયન ઔરતતરીકે પોતાનું સ્વદેશાભિમાન જાળવી રાખવામાંટે પોતાનું મન માર્યું. પ્રિન્સ વૉરૅાનઝૉફે ધાર્યું, કે તેણી એક સરદારની બેટી હતી ; અને તેણી મારીસાથે આટલી બધી અતલગની સગાઇ ધરાવેછે, તેનો જરા પણ શક તેને આવ્યો નહીં. આ રંડીબાઝ રૂશિયન બીશક એવાજ વિચારમાં રહ્યો, કે તેણી તેના પાપી એશ્કનો ભોગ થઇ પડશે: પણ અલ્લાહની નેગાહબાની તેણીનીઉપર હતી ; અને તેણીની ભલી ચાલચલણ, તેણીની નીતિમાન મગરૂરી, તેણીની નિખાલસ મર્યાદાનેલીધે, અને તેણીના આબરૂદાર વક્રરથી તે પ્રિન્સ બ્હીધો, અને જે વખ્તે તે પોતાના મેહેલમાં રેહેતો, ત્યારે તે તેણીનાં મકાનવાળા પેલા ડેરામાં ફક્ત મુલાકાતે આવતો જતો રહ્યો."

ફરી થોડીક "મિનીટો"સુધી શામીલ બોલતો મુગો રહ્યો; અને પછી પાછું નિચ્ચેમુજબે બોલવાનું શરૂ કર્યું:—

"હવે હું મારી વાતની તે બાબતઉપર આવું છું, કે જ્યારે, લેફ્ટેનન્ટ ઑસબૉર્ન, હું અને બદુરા, આનાપાના ડક્કાઉપર તમારેથી છુટાં પડયાં. રશિયનો આનાપા છોડી જવાપછી તે ગામમાં જે ન્હાનું સિરકાશિયન લશ્કર તેના બચાવનેમાટે રાખવામાં આવ્યું હતું, તેના સરદારનાં વડાં મથકતરફ અમો એકદમ ગયાં. બદુરાનો બાપ સેપાહોની એક ટુકડીસાથે તે ગામથી થોડે છેટે દુર હતો; મેં બનતી ઝડફે તેને જઇ મળવાની સૂચના કીધી, કે જેથી તે પોતાની લાંબા વખ્તની ખોવાયલી બેટીને પોતાની ગોદમાં ચાંપવાને, તથા તેણીને પોતાના આશીર્વાદો દેવાને શક્તિવાન થાય. તે સરદારનાં મથકના એક ઓરડામાં જ્યારે હું અને બદુરા એકલાં પડયાં, ત્યારે અલ્લાહે કેદમાંથી તેણીનો છુટકારો કરવાની, અને તેણીને તેણીના પોતાના સ્વદેશમાં પાછી ફેરવવાની જે કરમ બખ્શેશ તેણીનીઉપર કીધી હતી, તેમાટે તે સાહેબનો અહસાન મારીસાથે માનવાને જણાવ્યું, પણ આ વખ્તે બદુરા મારા પગોઆગળ ઝમીનઉપર પડી, અને કબુલ કરી દીધું, કે તેણી પોતાના બાપદાદાનો મઝહબ તજીને વટળી ગઇ હતી—તેણી એક ખ્રિસ્તી થઇ હતી, આ સાંભળીને મને કેટલી અજાયબી—કેટલું દુ:ખ—કેટલો ગુસ્સો ઉપજ્યો હશે, તેનો વિચાર તમેજ કરો!"

આ શબ્દો તેને કાને પડતાંજ એડગર ઑસબૉર્નથી હર્ખનેમારે એક ચીસ પડાઇ ગઇ. જે મહાન પુરૂષનીહઝુરમાં તે આ વેળા હતો, તે પણ ઘડીભર તે ભુલી ગયો; તેની એવી ખુશહાલીથી આ નામચિન સિરકાશિયનની લાગણીઓ કેટલી બધી દુ:ખાશે, તેનું પણ તેને ભાન રહ્યું નહીં. બસ બદુરા એક ખ્રિસ્તી થઇ ગઇ હતી, તેજ તેનેમાટે પુરતું હતું! અને તેઓવચ્ચે જે એક હરકત હતી, તે તળી ગઇ હતી, અને હવે તે ઉમેદના પૂલઉપરથી પસાર થવાને શક્તિવાન થશે, એમ તે વિચારવા લાગ્યો. હવે તેનાં ધ્યાનમાં કાંઇ બીજીજ વાત આવી ગઇ. તેને યાદ આવ્યું, કે તેની મનવારઉપર જ્યારે બદુરા હતી, ત્યારે તેણી પોતાનાં દેલની એક છુપી વાત તેને જણાવવાને અચકાતી હતી. હવે તે આ છુપી વાત શી હતી, તે તરત સમજી ગયો: જો તેણીએ પોતાની શર્મ અને ફેકર છોડીને તે વાત જણાવી હતે, તો તે વાત શી હતી, તે હવે તે સમજવા લાગ્યો. તેણી તેને જણાવતે, કે તેણી તેના પોતાના ધર્મમાં વટળી હતી; અને તેણીની તે કેહેવાની મતલબ તે તરત ત્યારે પામી જતે. પોતાની ખુબસુરતીએ પ્યારનો જે આતશ તેની છાતીમાં સળગાવ્યો હતો, તેથી તેણી પુરતી વાકેફગાર હતી, અને એટલામાટે જો તેણી આ વાત તેને જણાવતે, તો તેથી એમ ધારવામાં આવતે, કે તેમ કરી તેણી અસેમસે તેનીસાથે પરણવાની મર્ઝી બતલાવતી હતી. વળી તેણી બ્હીતી હતી, કે તેણી ગમેએટલી ધીમે સાદે તે વાત એડગરને કેહે, તોયે તે તેણીના કાકાનાં સાંભળવામાં આવ્યાવિના રેહે નહીં, કે જે કાકો મુસલમાન ધર્મનો અતિશય ચુસ્ત હેમાયતી અને ઉલટમંદ મદદગાર હતો.

એડગર ઑસબૉર્નને મ્હોંથી જે ચીસ પડાઇ ગઇ હતી, તેથી શામીલ જરા પણ ગુસ્સે થયેલો જણાયો નહીં. માણસજાતનાં દેલના છુપા ભેદો અને વળણોથી તે પુરેપુરો

માહિતગાર હતો, અને વળી કુદર્તી રીતેજ ઘણો ઉદાર મનનો હોવાથી, શામીલ હંમેશાં સામા ધણીની લાગણીઓ અને જુસ્સાઓ, કે જે તેઓનાં મનઉપર કાબુ રાખી શકતાં નહતાં, તેઓને દરગુઝરની નઝરથી જોતો હતો. એટલામાટે જોકે તેણે એડગર ઑસર્ઑર્નને કશો પણ ઠપકો આપ્યો નહીં—કે જરા પણ ગુસ્સે થયો નહીં—તોયે આ વેળા તેનો ચેહેરો ઘણો ગંભીર થઇ ગયો હતો; ફક્ત ગંભીરજ નહીં, પણ તે ચોક્સ દરજ્જે દેલગીરજેવો દેખાતો હતો—પણ ગુસ્સે તો તે થયો નહીંજ હતો. તે બ્રિટિશ લફ્ટેનન્ટે તરત જોયું, કે અનેક કારણોનેલીધે તેણે આવી બીઅદબ ચાલ ચલાવવી જોઈતી નહતી, તે હવે ગભરાટથી ગુંચવણમાં પડ્યો; અને તોતરોબોબરો થઇ જઇને મુઆફી ચાહાવા લાગ્યો,—પણ શામીલે તેને તેમ કરતો અટકાવ્યો, અને ઘણાજ મયાભરેલા આવાઝે કહ્યું, "તમો હજી ઘણા જવાનછો, અને તમો તમારી લાગણીઓને તમારા કાબુમાં રાખી શકયા નથી. હું તમોઉપર ગુસ્સે થતો નથી; અને તેટલામાટે તમોને મારેથી દરગુઝર ચાહાવાની કશી ઝરૂર નથી."

પોતે તેનો ભારે પાડ માનતો હોય, એવા દેખાવે એડગરે આ મશ્હુર સિરકાશિયનતરફ જોયું; અને પછી ભારે એન્તેઝારીથી હવે વધુ શું કેહેવામાં આવશે તે સાંભળવાને તે થોભ્યો.

શામીલે આગળ ચલાવ્યું, "હા, મારા પગોઆગળ બદુરા પડી, અને કબુલ કીધું, કે તેણીએ ખ્રિસ્ટી મઝહબ એખતિયાર કીધો હતો. હું ફરીથી જણાઉંછું, કે આ વેળા મને કેટલી અજાયબી અને દુઃખ થયાં હશે, તે હું તમોને કહું, તેનાંકરતાં તમે પોતેજ તેનો વિચાર કરો. મને એટલુંતો દુઃખ ઉપજ્યું, કે જાણે તેણી રશિયન પ્રિન્સના મેહેલમાં ચાર વર્ષોસુધી રહીને ત્યાંથી વેશ્યાજેવી અપવિત્ર થઇને આવી હોય એવું. હું મારો ગુસ્સો તામોશ કરી શક્યો નહીં: કારણકે, અફસોસ! લફ્ટેનન્ટ ઑસર્ઑર્ન, આપણે આખર કર્યેને આદમજાત છૈયે—અને જોકે બીજા થોડાજ મારાજેવા હશે, કે જેઓ પોતાની લાગણીઓને કાબુમાં રાખતા હશે, તોયે કોઇ સંજોગો એવા પણ બનેછે, કે તે ગમેએટલી કોશેશ કરવાછતાં આપણી લાગણી હાથમાં રહી શકતી નથી. તે મારા ગુસ્સાની સઝા મને એજછે, કે તે વેળા હું મારા ગુસ્સાને વશ થઇ ગયો હતો, તે વાત કબુલ કરવાની મને હમણાં ફર્ઝ પડેછે. મેં તે કમનસીબ છોકરીને મારીઆગળથી લાતવડે હંકાળી કાહાડી, અને તેણીને તેણીના બાપઆગળ મારીસાથે તરત જવામાટે તૈયાર થવાનો હુકમ કીધો. વળી બની શકેએટલી વગરઢીલે અમો જવાને નિકળ્યાં; આ વેળા અમારીસાથે એક ન્હાનો રેસાલો પણ લીધો હતો. હું તે પાયગાને મોખરે મારા ઘોડાઉપર સવારી કરતો હતો; અને બદુરા પછવાડે હતી: મેં તેણીનીસાથે ફરી વાતવટીક કીધી નહીં:—હું તેણીનીઉપર ભારે ગુસ્સે થયેલો હતો. અમારો રસ્તો એક જંગલમાંથી થઇને જવાનો હતો; અને અમો જ્યારે ગિચ્ચ ઝાડીવાળા ગુંચવણભરેલા રસ્તાઉપરથી મુસાફેરી કરતાં જતાં હતાં, ત્યારે મારા ઘોડેસવારોમાં કાંઇ ગુસગુસ થતી મેં જોઇ. ત્યારેજ ખરી વાત શી હતી, તે મારે કાને પડી: જે ગાડીમાં બદુરાને લઇ જવામાં આવતી હતી, તેમાંથી તેણી નાસી ગઇ હતી, અને તે વાત જાણવાછતાં તેણીની ગુલામડીઓએ તેઉપર આંખમિંચામણાં કીધાં હતાં. અમોએ આખું

જંગલ ઢુંડી માર્યું--પણ સઘળું ફોકટમાં; અમો જ્યારે સઘળી જગ્યાએ તેણીવિષે ખોળ ચલાવતા હતા, તેટલાં તેણીનો બાપ પ્રિન્સ અલ્લી પોતેજ અમોને આવી મળ્યો, કે જે આ વખ્તે જંગલમાં શેકારે નિકળ્યો હતો. જે બન્યું હતું, તે મેં સઘળું મારા ભાઇને તરત જણાવ્યું; મારા ગુસ્સાના આવેશમાં હું જે બોલ્યો, તેઉપરથી તેણે એમ માન્યું, કે બદુરાને ખ્રિસ્ટી ધર્મમાં વટળાવવામાટે ખ્રિસ્ટીઓએ તેણીઉપર ઝુલ્માત ગુજાર્યો હશે! મને મારાં લશ્કરના મુખ્ય ભાગને જઇ મળવાની ઘણીજ અગત્ય હતી: પણ પ્રિન્સ અલ્લી લાગલો તરત આનાપાતરફ નિકળી ચાલ્યો, કે જોઇએ ત્યાં કાંઇ તેણીની ગુમાઇ ગયેલી બેટીની ભાળ મળેછે. ઉતાવળમાં મેં જે વિગતો તેને જણાવી હતી, તેમાં તમારૂં નામ પણ હું બોલ્યો હતો; અને તમારાં દેલમાં બદુરાબાબે જે પ્યાર પૈદા થયો હતો, તે પણ મેં તેને જણાવ્યું હતું; વળી બદુરા પણ તમોને ચાહાતી હતી, તે કેહેવાને પણ હું ભુલ્યો નહતો. મેં ઉતાવળમાં જે જણાવ્યું હતું, તે બધું ભાંગ્યુંતુટ્યું હતું, કારણકે મને તે કેહેવાને પુરતો વખ્ત નહતો, અને વળી હું ઘણો ઉસ્કેરાયલો હતો. આઉપરથી મારો ભાઇ એવો વિચાર લઇ દોડયો, કે તેની બેટીનો તેણીનાં લોકોના મઝહબઉપરથી એતેકાદ ઉઠાડી દેવામાં તમારો મુખ્ય હાથ હતો. આનાપા આવી પહોંચ્યાપછી અલ્લીએ કેટલાક સિરકાશિયન સેપાહોને બદુરાની પુઠ પકડવાને વીખેરી મુકયા; તે એમ ધારતો હતો, કે તમારી મનવાર છોડવા પેહેલાં તેણીની અને તમારીવચ્ચે કાંઇ છુપી ગોઠવણ થઇ હતી, અને એવા વિચારથી ઠગાઇને તેણે જો તમો તેણીની સંગતમાં જણાઓ, તો તમોને કેદ પકડવાનો હુકમ કીધો હતો.

**એડગર**—(અર્ધાં ગુસ્સાથી અને અર્ધાં દેલગીરીથી) "અરે, એવું નીચ તરફટી કામ કદી ન કરૂં, એવો માણસ હું છું."

**શામીલ**—(અંતઃકરણથી) "હું તે જાણુંછું—હું તે બરાબર જાણુંછું, પણ જરા ધીરજ ધરો, મારૂં કેહેવું સાંભળો. હવે તમોને સમજ પડી હશે, કે જે વેળાએ મારા ભાઇનો બદુરાસાથે કાટનીઅંદર ભેટો થયો, તેજ ઘડીએ તમોને સિરકાશિયન સેપાહોએ પકડયા હતા. આ સેપાહોમાંહેલા એકે પ્રિન્સ અલ્લીને પુછયું, કે હવે તમારૂં શું કરવું; અને તેઉપરથી તેણે તમોને આ કેલ્લામાં એકદમ લઇ જવાનો હુકમ કર્યો, કે મને જે વાજેબી લાગે, તે સઝા તમોને હું કરૂં. બદુરાને પોતાની ગોદમાં દાબવાનેબદલે પ્રિન્સ અલ્લીએ તેણીને સખ્ત ઠપકા આપ્યા; અને તમો તદન નિર્દોષછો, એવી તેની ખાતેરી કરવામાટે તમારીતરફથી એક બોલવટીક તેણીને બોલવા દીધા નહીં. તેણીને પહાડોનીવચ્ચે લઇ જવામાં આવી, કે જ્યાં તેજ વખ્તે હું પણ મારાં લશ્કરના મુખ્ય ભાગને આવી મળ્યો હતો. એટલા વખ્તમાં મારો ગુસ્સો દબી ગયો હતો—મને આ બાબતઉપર પુખ્ત વિચાર કરવાનો પુરતો વખ્ત મળ્યો હતો—અને મારી વાહાલી ભત્રીજીતરફ મેં જે ઘાતકી ચાલ ચલાવી હતી, તેમાંટે મને મારાં દેલમાં પસ્તાવો થતો હતો. જ્યારે મને ખબર કરવામાં આવી, કે તમોને એક કેદી કરી વેડેનોખાતે લાવવામાં આવતા હતા, ત્યારે મેં ચોકસ બાબતોઉપર બદુરાને ચાંપીને પુછયું; અને તેણીનો ખોલાસો જાણવાપછી પણ તમોને આ કેલ્લામાં લાવ્યામાં આવે, એવો મેં ઠરાવ કીધો—પણ તેમ કરતાં તમારીતરફ તમારા ચોકીદારો માનથી વર્ત્તે, એમ મેં ચાહ્યું. આ કારણસારૂં મેં એક કાસેદને તમોને લાવવામાં આવતા હતા. તે રસ્તાતરફ તરત રવાને કર્યો——"

એડગર—(અધિરાઇથી) "ત્યારે શાહઝાદી બહુરાનું શું થયું ? તેણીના બાપે તેણીને મુઆફ કર્યું કે ?"

શામીલ—"જ્યારે સઘળી ખરી વાત પ્રિન્સ અલ્લીએ જાણી, ત્યારે તેનું દેલ તેની બેટીતરફ પિગળી ગયું ; અને તે પણ મારીજમુવાફક તેણીનીતરફ પોતે ચલાવેલી સખ્ત ચાલમાટે દેલથી દેલગીર થયો, અને પસ્તાવા લાગ્યો. એવું જણાયું, કે પેલા રશિયનના મેહેલમાં તેણીઉપર મુસ્લીમ ધર્મ તજી દેવાસારૂં કોઈ પણ જાતનો જુલ્માન ગુજારવામાં આવ્યો નહતો. તે કારભારી, બુદ્ધો ઇવાન, તેણીને હંમેશાં ચોપડીઓ લાવી પુરી પાડતો હતો ; અને આ ચોપડીઓમાં ખ્રિસ્તી ધર્મનાં ઇશ્વરવિદ્યાનેલગતાં તરેહવાર ચોપડીચોપાનિયાં, અને ઇતિહાસો પણ હતા. તે વાંચવાથી તેણીનું દેલ ખ્રિસ્તી ધર્મતરફ ધીમેધીમે ખેંચાવા લાગ્યું. પોતાનાં મનમાં જે વાત ઠસી ગઇ હતી, તેઉપર તેણીનો કશો કાબુ રહ્યો નહીં—અને પોતે દોષવાનછે, એમ તેણીએ ધાર્યું—તો જોકે તેમ ધારવામાં તેણી ભુલેછે, એમ હું ખુલ્લું જણાઉંછું. તોયે, ખ્રિસ્તી ધર્મના ઉપદેશો તેણીનાં મગઝઉપર ઘણા મઝબુત ઠસી ગયેલા હોવાથી, કે જેવીરીતે પ્રથમ અલ્લાહના બક્ષેલા ખરા એસ્લામી મઝહબતરફ તેણીના વિચારો હતા, તેણીના બાપે કે માએ તેણીને ઠપકો આપવાનું મોકુફ કીધું; અમો હવે તેણીની દયા ખાવા લાગ્યા, અને અમારા પોતાના મઝહબમાંથી તેણીને વટલી જવાન જે સંજોગો મળ્યા હતા, તેબાબે ભારે અફસોસ કરવા લાગ્યા. હવે મારે જણાવવું જોઇએ કે આનાપાની પડોશમાં આવેલા સિરકાશિયાનો સઘળો ભાગ રશિયન લશ્કર બિલકુલ તજી જવાપછી—અને આ મસ્કોવિટ રીજ્મીટોસાથે લડવાની મને કાંઈ ઝરૂર ન જણાવાથી—હું વગર વખ્ત ખોવે આ કેલ્લાતરફ નિકળી આવ્યો. આ વખ્તનાઅરસામાં બહુરાઉપર મેં તેમજ તેણીના બાપે પાછું વાહાલ કર્યું હતું, અને તેણી પણ અમારીસાથેજ આવી. જે પાયગાને મોખરે હું ચાલતો હતો, તેમાં તેણીને તો તમોએ જોઇ હતી: પણ મને ખબર નહીં, કે જ્યારે અમો ત્યાંથી પસાર થતા હતા, ત્યારે તમોએ અને તમારા ચોકીદારોએ તે ધર્મશાળામાં આસાયશસારૂં ઉતારો લીધેલો હતો."

ત્યાં ફરી પાછો શામીલ થોડીક "મિનીટો" ચુપ રહ્યો ; અને પાછું નિચ્ચેમુજબે બોલવાનું શરૂ કીધું:—

"હું હવે એક એવી બાબતઉપર આઉંછું, કે જેબાબે થોડાક ખોલાસાના સુખનો મેં તમોને અત્યારઆગમચનાં કહી સંભળાવ્યાછે—પણ હવે તે હું તમોને વધારે વિગતવારે જણાઉંછું. જે પળે એકસંપી રાજ્યોના કાફેલાઓ એઝોફના મહાસાગરમાં દાખેલ થયા, ત્યારે લુચ્છા રશિયનોએ ધાર્યું, કે તે કાફેલાના સરદારો ઝરૂર મારીસાથે મિત્રાચારીભરેલો વ્યવહાર ચલાવ્યાવિના રેહેશે નહીં, અને જો તેમ કરવામાં આવશે, તો કૉકેસસના મુલ્કમાં રશિયન હકુમતને મોટો ધોકો પુગવાવગર રેહેવાનો નથી. એટલાઉપરથી તેઓએ ઘણાક રશિયન જાસુસોને જુદાજુદા વેષોમાં મોકલી આપ્યા ; એવી મતલબથી કે તેઓ મારી રૈયતમાંના કેટલાક ખોટે રસ્તે દોરવાયલા શખ્સોસાથે સંદેશા ચલાવે ; કારણકે આ શખ્સો પોતાની અતિ લોભી મતલબથી રશિયનોની પક્ષમાં ગયેલા હતા. તે એટલેવેર કે તેઓએ મારી સ્વદેશીભૂમિના બચાવની ગોઠવણો અને રાજ્યનીતિસામે થવાની હેમત કરી મારીસામે

માથું ઉંચક્યું હતું. ગઇ કાલે સવારના આ જાસુસોમાંના ત્રણને મારા સેપાહીની એક ટુકડીએ પકડયા; અને તેઓનાં શરીરોઉપરથી કેટલાક દસ્તાવેજો મળી આવ્યા, કે જેથી તેઓ મારા પોતાના બાદશાહી હકોનીસામે રાજ્યદ્રોહીના વાંકમાંટે ગુનાહગાર ઠર્યા. તેઓએ બ્રિટિશ દરિયાવર્દીખાતાંના લશ્કરી અમલદારોના વેષ ધારણ કર્યા હતા, કે જેમ કરવામાં તેઓની મતલબ એવી હતી, કે તેઓ વધારે સેહેલાઇથી જરા પણ શક આવવાવિના મારો મુલ્ક પસાર કરવામાં, અને પોતાનું તરકટી કામ બજાવવામાં ફતેહ પામે. તેઓને પકડવામાં આવ્યાપછી થોડીક વારે મારૂં પણ તેજ જગ્યાએ મારા રેસાલાસાથે આવી લાગવું થયું; અને મેં તરતજ તે હુકમ ફર્માવ્યો, કે જે મારેબદલે બીજો કોઇ પણ જનરલ, કે બીજો કોઇ પણ બાદશાહ એવા સંજોગોવચ્ચે ફર્માવતે. કારણકે સઘળા દેશોમાં જાસુસની સઝા મોતજછે! આ વખ્તે તમો અને તમારા ચોકીદારો આટલાબધા નઝદીકમાંછો, તેની મને ખબર નહોતી; નહીંતો હું તમોને આ દેખાવ જોવાથી ખોલાસાની ગેરહાઝેરીમાં તે વેળાએ જે દુઃખ થયું, તેમાંથી બચાવી શકતે. પછી તમો નાસી ગયા તેવિષેની ખબર મને આજે સવારે ઘણે સકારે કરવામાં આવી; અને તેઉપરથી તમોને પાછા પકડવાના ઇલાજો લેવામાં આવ્યા. પણ નસીબ સંજોગે તમોજ મને તે ગુફાનાં મ્હોંઆગળ મળી ગયા, કે જે ગુફામાં હું મારા વિચારો એકાંતપણે કરવાસારૂં, મારા પયેગ્રામબરનાં પવિત્ર ફર્માનો, યાને મારૂં પવિત્ર કુરાન વાંચવામાંટે, અને મારે માથે પડેલી જોખમદારીઓમાં મને મદદ કરવામાંટે તે પાક પયેગામબર સાહેબની ગયેબી બસારત મેળવવાસારૂં હું હંમેશાં એકલો આઉંછું. પહાડના પેટમાંથી જે આ રસ્તો ઓળંગી જાયછે, તેથી મારાં લશ્કરના સૌથી ઉંચે દરજ્જેના સરદારોસિવાય બીજા કોઈ માહિતગાર નથી. આ રસ્તાનું મ્હોં તમોએ દિઠુંછે, તેમ આ ઘિકટ ઢોળાવોતરફ આવી લાગતા અણધાર્યા રાહદારીઓની નઝરથી ઘણીજ સારી રીતે છુપાવ્યામાં આવ્યુંછે. અગરજો કોઇ વખ્તે દુશ્મનો ભારે હલ્લો મારા કેલ્લાઉપર લાવવા પામે, તો આ નાળાંમાંથી થઇને આ રસ્તાવડે અમો નિકળી જઇ અમારો બચાવ કરવાને શક્તિવાન થઇ શકયે; અને તેટલામાંટે, લફ્ટેનન્ટ ઑસર્બોર્ન, પહાડના પેટમાંના આ છુપા રસ્તાથી તમો પણ હવે જાણીતા થવા પામ્યાછો, તે તમારાં દેલમાં ખાનગીજ રાખજો, અને તેબાબે કોઇને કાંઈ જણાવશો નહીં, એવી હું ઉમેદ રાખુંછું."

આ છુપા રસ્તાની મદદથી શામીલ પોતાનાં મથકોખાતે એકદમ આવીને દેખાવ દઇ શકતો હતો, કે જ્યારે તેના સેપાહો તો એમજ સમજતા હતા, કે તે ઘણો દુર હતો, પણ આ વાત તેણે એડગરને જણાવવાના આખાડા કર્યા: અને હમણાં વાંચનારઆગળ જે રસ્તાનું બયાન આપણે કર્યુંછે, તેવા તો બીજા અનેક રસ્તાઓ યુક્તિથી બીજા પહાડોમાંથી કોતરી કાહાડેલા હતા, તેથી પણ તેણે તેને અજાણ્યેજ રાખ્યો. પણ તેમ કરવામાં શામીલની ઉંડી મતલબ હતી. તેની રૈયત અને સેપાહોમાં તે એવો વિચાર બેસાડવા માંગતો હતો, કે અદ્દભુત શક્તિઓ તે ધરાવતો હતો, અને ખુદાતરફથી તેને ખાસ મદદ મળતી હતી, પોતે એક રાજા હોવાઉપરાંત, વળી એક પગેગ્રામબર હોવાનો દાવો ધરાવવા તે માંગતે હતો; અને તેમ કરી પોતાની રૈયતઉપર ધર્મસંબંધી તેમજ સાંસારિક ભેગી સત્તાએ

ધરાવવાને તે ચાહાતો હતો, અને હતું પણ તેમજ. એમ કરવામાં શાગીર્દની કોઈ રીતિ નગઝાઇ જણાતી નહતી: પણ તેને તેમ કરવાની પોતાની ઉચ્ચી પદવીનેલીધે ફર્જ પડતી હતી;—તે ભારે બુદ્ધિમાન હોવાથી, પોતાની સત્તાને વધારે મઝબુત કરવાને ભુલ્યો નહતો, કે જે સત્તા તેણે પોતાનાં ઉમદાં સ્વદેશાભિમાન અને લડાઇનાં મહાન પરાક્રમોથી કૉકેશિયન મુલ્કોના જંગલી નાયકોઉપર મેળવેલી હતી.





## પ્રકરણ ૮૨ મું.

### શર્તો.

એડગર ઑસ્ઑાર્ને ખુશીસાથે સુલતાન શામીલને કબુલાત આપી, કે તેને જે પણ ખાનગી વાતોથી જાણીતો કર્યામાં આવશે, તે તે કદી પણ તોડશે નહીં, પણ તદ્દન ખાનગી રાખશે; અને હવે આ સિરકાશિયન રાજ્યકર્ત્તાની ઢબઉપરથી તેનાં દિઠામાં આવ્યું, કે તે વળી કોઇ નવી બાબતઉપર વિવેચન કરવા જતો હતો. એથી એડગરનું દેલ ભારે અધિરાઇ ને આશાથી ઉછળવા લાગ્યું: કારણકે શામીલ તેને ચેડૉબાતે આટલે દુરવેર શામાટે લાવ્યો હતો, તેસિવાય હવે બીજી કંઈ બાબતવિષે તેને તે જણાવવાનો હોય ?—અને તે બાબત તેને પોતાને અને ખુબસુરત બદુરાનેલગતી નહોય, તો બીજી શી હોય ? તે બ્રિટિશ લફ્ટેનન્ટ તો તેવીજ ઉલટમંદ આશા રાખતો હતો: કારણકે એક ઘણી મોટી અડચણ—ધર્મનેલગતી—તો દુર થઇ ગઈ હતી, તો હવે તે બીજી આશા કાં ન રાખે ?

શામીલ—"આનાપાથી થોડાક 'માઇલો'ને તફાવતે તે જંગલમાં મારીઆગળથી, બદુરા જતી રહી હતી, તે બાબતઉપર હું હવે પાછો આઉંછું. તે બાપડી છોકરી—મારી તેણીનીતરફની સખ્ત વર્ત્તણુકથી ઘણી દુઃખી થઈને, અને રખે તેણીનો બાપ તેણીને મારાકરતાં પણ વધારે સખ્ત રીતે તેણીનીસાથે વર્ત્તે એવી દહશતથી—અને એમ ધારીને, કે જોકે ખ્રિસ્ટી મઝહબ તેણીને વાજેબી લાગવાથી એખતિયાર કર્યો હતો, છતાં તેના જાત-ભાઇઓ તેણીનીતરફ ધિક્કારથી અને નાખુશીથી જોશે, અને સઘળા ભલા સિરકાશિયને તેણીનીઉપર ફિટકાર વરસાવશે—એવાએવા વિચારોથી ઘણાં દુઃખી દેલે પોતાનાં કુટુંબીઓ અને જાતભાઈઓઆગળથી હંમેશનેમાંટે જુદી થવાનો તેણીએ ઠરાવ કર્યો. તેઉપરથી તેણીએ પોતાની ગુલામડીઓને તેણીનાં નાસી જવાબાબે આંખવિંચામણા કરવાને સમજાવ્યું; આ બાંડીઓ પોતાની જવાન બાઇઉપર પોતાનો જીવ આપવાને પણ ખુશી હોવાથી, પોતાને ગમે તે ખમવું પડે, તોપે તેની ફેકર ન કરતાં તેણીને નાસી જવા દેવાસારૂં કબુલ થઇ. આ ગોઠવણ કીધાપછી બદુરા જંગલના ગિચ્ચ ઝાડીવાળા રસ્તાઓમાં દાખેલ થઇ: અને તેણીના આમુજબે નાસી જવાને કેટલોક વખ્ત નિકળી જવાપછી તે વાત ઝાહેર થવાથી, જયારે તેણીનેમાટે શોધખોળ ચલાવવામાં આવી, તેટલાંતો તેણી કયાંનીકયાં જતી રેહેવા પામી હતી. અફસોસ! આ વેળાએ તે કમનસીબ છોકરીનાં મનની હાલત કેવી દુઃખી થઈ હશે, તેનો મને પુરેપુરો ખ્યાલ આવેછે—જયારે કે તેણી દેલમાં એમજ સમજતી હતી, કે જે ખેશાઓને તેણી પોતાનાં અંતઃકરણથી ચાહાતી હતી, તેઓથી હવે તેણી હંમેશને-માંટે છુટી થઇ જશે—તેણી કે જે ઘણીજ માયા અને સંભાળથી પર્વરીશ થયેલી તે હવે ઘરબારવિનાની એક રખડતીરઝળતી થઈ જશે!—દુઃખી હાલતમાં બિયાબાન જંગલોમાં હાડ-માર થયેલી—ઝાડીઓથી તેણીના પુશાકનાં ચીરિયેચીરિયાં ઉતરી ગયેલાં—તેણીનાં નાઝુક બદનમાં કાંટાઓ ભોંકાઇને ઝખમી થયેલું—કાદવમાં તેણીની સુંદર સપાટો નિકળી ગયેલી——"

આ સાભળતાંજ એડગર ઑસબૉર્નનાં મ્હોંમાંથી પ્યારભરેલા શબ્દો અજાણપણે બેધડક નિકળી પડયા, "અરે ! બદુરા ! બદુરા !"

આ વખતે શામીલ પોતાની ચશ્મો તે જવાન લફટેનન્ટતરફ ફેરવીને તેનીતરફ ઘણી બારીકીથી જોવા લાગ્યો, અને પછી પુછ્યું, "તમો તેણીને ત્યારે ઘણુજ પ્યારથી ચાહોછો ?"

એડગર—"મારી પોતાની ઝેંદગીકરતાં પણ તેણી મને વધારે વાહાલીછે? અને હવે જ્યારે મારાં જાણવામાં આવ્યુંછે, કે તેણી એક ખ્રિસ્ટી થઈછે——"

પણ એટલું બોલતાંજ તે અચકી ઉભો, કારણકે તેને ધાસ્તી લાગી, કે રખે વધુ બોલવાથી સુલતાન શામીલને ગુસ્સો લાગે; પણ શામીલ તો પોતાની નઝરો હજી તેનીજ-ઉપર ટીકેલી રાખીને બોલ્યો, "લફટેનન્ટ ઑસબૉર્ન, હું તમારૂં કેહેવું માનુંછું; અને તેટલામાંટે હવે વધારે ખુલ્લાં દેલથી અને ગભરાટવગર હું હવે મારી વાત તમોને આગળ જણાઉંછું. હા—બદુરાએ તે જંગલમાંથી પોતાનો રસ્તો લીધો; અને પાધરી આનાપા-તરફ નાઠી. અગરજો તેણી દુનિયાદારીમાં વધારે માહિતગાર એક ઔરત હતે, અને તેણીની જાતનેછાજતા ગુણોથી વધારે અનુભવી હતે, તો આમુજબે તેણી પગલાં ભરતે નહીં. પણ તે બીચારી તદન નિર્દોષ હોવાથી—દેલમાં કાંઇ પણ છળકપટ નહોવાથી—તેણીએ એમજ ધાર્યું, કે એક શખ્સ, કે જેણે તેણીનીતરફ આટલી બધી દોસ્તી બતલાવીછે, તે આ વખતે તેણીનો મદદગાર થઇ પડશે. તેણીને એટલી પણ ખબર ન રહી, કે તેણી આમુજબે કરેછે, તેમ કરવાને તેણીને તેણીનાં દેલમાંનો પ્યાર ઉશ્કેરેછે——"

એડગર—(ભારે ખુશહાલીથી) "શું ખરેખર એમછે ? અરે ! ત્યારે શું આ વખતે ખુબસુરત અને વાહાલી બદુરા મારેમાંટેજ વિચાર કરતી હતી ? હું એમ ધારવાની હેમત કરી શકું ?"

શામીલ—"હા, તેમજ હતું, અને તેથીજ તેણી આનાપા પાછી ફરી. તેણીના પોતાના મુસ્લીમ ખેશીઓએ દુર કરવાથી, તેણીએ હવે એક ખ્રિસ્ટીની દોસ્તી શોધવાનો ઠરાવ કર્યો. તેણીએ ધાર્યું, કે તે તેણીને કદાચ મળવા પામશે—તેણીએ ખચિત તેવીજ ઉમેદ રાખી હતી; અને આ ઉમેદનેલીધે આનાપાનાં નાશ પામેલાં પરાંસુધી તેણી જેમતેમ ઘસડાતી તણાતી જવા પામી. પણ હવે થાકથી તેણી બીહુશજેવી થઈ ગઇ હતી, અને તેટલામાંટે જે પેહેલી સગવડભરેલી જગ્યા મળી, ત્યાં થાક ખાવાને બેઠી; અને આ છોક-રી—એક બાદશાહની ભત્રીજી—એક પ્રિન્સની બેટી—પોતે ખુદ એક શાહઝાદી—ઉંઘાડે પગે, થાકેલી, આઝોર્દે થયેલી, એક ભાંગીતુટી ગયેલા ઘરમાં બેઠી—તેણીની ફકત એકની-એક ઉમેદ તે ખ્રિસ્ટીની દોસ્તીમાં સમાયલી હતી ! પછી શું થયું, તેની તો તમોને ખબ-રછે. તમોએ ત્યાં તેણીની હાઝેરીમાં દેખાવ દીધો; અને લગભગ તેજ વખતે તેણીનો બાપ પણ—કે જેને તેણીનેબાબે કાંઇક ખબર મળી હતી, તેઉપરથી—તેજ જગ્યાએ આવી પહોંચ્યો."

એડગર—(વધારે ખુશહાલીભર્યાં દેલે) "અને તેણીએ ત્યારે મારી દોસ્તીઉપર ભરોસો રાખ્યો ખરો ? ઓહ ! આ તેણીનો ભરોસો કાંઇ ખોટો નહતો ! અગરજો તેણી એક

મુસ્લીમ હતે, તો હું આ વેળા તેણીના એક ભાઇતરીકે થઈ રેહેતે—અને એક ભાઈતરીકેની મારી સઘળી પવિત્ર અને ખરા ભાવની ફરજો તેણીનીતરફ બજાવતે; પણ જો હું જાણતે, કે તેણી એક ખ્રિસ્ટી થઇછે, તો હું તેણીના પગોઆગળ ઘુંટણિયે પડતે—હું તેણીને જણાવતે, કે જોકે હું ગરીબછું, તોપણ પાઉંના એક ટુકડાઉપર જીવીને તેણીને, મારી બાયડીતરીકે લાડમાં અને સુખમાં રાખતે."

"જવાન મર્દ, તમો શું આ ખરૂં કહોછો ?" શામીલે એમ પુછી, પોતાનો હાથ ઓડગરને આપ્યો, કે જે તેણે ઘણા પ્યારથી પોતાના હાથમાં લઇ દાબ્યો, પછી શામીલ વધુ બોલ્યો, "હાઝી મુરાદતરીકે મેં મારી દોસ્તીનો જે કોલ તમોને આપ્યો હતો, તે હવે હું સિરકાશિયા અને દાઘેસ્તાનના સુલતાનતરીકે વધારે પાકો કરી આપુંછું."

આ સાંભળતાંજ ઑસબૉર્ન એક ઘુંટણઉપર પડયો, અને શામીલના હાથઉપર બુસો લીધો. પણ સુલતાને તેને પાછા ઉઠી પોતાની જગ્યા લેવાની ફરજ પાડી, અને બોલ્યો, "હું તમોને એક ઉતરતી પદવીનાતરીકે ગણતો નથી: કારણકે જે દેલો ઉદારછે, તે ધરાવનારાઓ પણ એકજ પંગતીના માણસોછે. લફટેનન્ટ ઑસબૉર્ન, તમોએ જાણ્યુંછે, કે જેવો પ્યાર તમે બહુરાતરફ ધરાવોછો, તેવોજ તેણી પણ તમારીતરફ ધરાવેછે. મેં આગળ જણાવ્યામુજબે જ્યારે તેણીનો બાપ તેણીને મારીહઝુરમાં પાછી લાવ્યો, ત્યારે મેં તેણીને કેટલાક સવાલો કર્યા: અને આનાપા નાસી જવામાં તેણીની શી મતલબ હતી, તેનો તેણીએ ખુલ્લાં દેલથી એકરાર મારીઆગળ કર્યો; અને તમોને એક કેદી કર્યામાં આવ્યાછે, તે જાણી તેણી તમારેખાતેર ભારે અફસોસમાં પડી. ત્યારેજ મેં જોયું, કે આ કાંઇ તેણીનો અમથો મુહબતનો ખાલી તુરંગ નહતો—પણ તેણી તમોને ખરાં દેલથી ચાહાતી હતી. મેં તેણીના બાપસાથે મસ્લહત ચલાવી; અને શું કરવું, તે નક્કી કર્યું. હવે તમોને વેડેનૉખાતે શાસારૂં લાવ્યામાં આવ્યાછે, તેનો કાંઈ ખ્યાલ તમોને આવ્યો હશે. ઝરૂરતું હતું, કે ત્યાં—મારા પોતાના કેલ્લાવાળા મેહેલમાં—સર્વે બાબતનો ખોલાસો કરવામાં આવે,—ત્યાં, ખુદ આજ જગ્યાએ, તમોને જણાવ્યામાં આવે, કે હાઝી મુરાદતરીકે જેનીસાથે તમોએ દોસ્તી બાંધી હતી, તે તમારો દોસ્ત તો સુલતાન શામીલ હતો. પણ આટલેવેર દુરસુધી તમોને લાવવાનો સબબ વળી એક બીજો પણ હતો. તે એજ હતો, કે બહુરાને પોતાને વેડેનૉખાતે આવવાની ફરજ પડી હતી, કે જેમ કરવાથી તેણી પોતાની માતાને જોવાને શકિતવાન થાય, કે જે માતા પોતાની લાંબા વખ્તની ગુમાઇ ગયેલી બેટીને પોતાની ગોદમાં ચાંપવાને તળપાપડ થઇ રેહેલી હતી. અને તેટલામાંટે, હું જે શર્તો તમારીસાહેથી કબુલાવવા માંગુંછું, તે જો તમે કબુલ કરો, તો તમોને પણ તે મોટે દરજ્જેની શાહઝાદીઆગળ રજુ કર્યામાં આવે, કે જેથી તેણી પોતાની નઝરેનઝર પોતાની બેટીના થનાર ખાવંદને જુએ !"

આ સાંભળતાં ખુશહાલીનેમારે વળી પાછી ફરીથી એક ચીસ તે બ્રિટિશ લફટેનન્ટને મ્હોંથી નિકળી પડી: અને વળી ફરીથી તે પાછો શામીલના પગોઆગળ નિચ્ચે પડયો—વળી ફરીથી તેણે આ અતિ ઉદાર ખવાસના બાદશાહ અને અતિ ઝોરમંદ લડવૈયાના હાથઉપર બુસા લીધા.

શામીલ—"હા,—એડગર ઑસબૉર્ન, જે અતિ ઘણો પ્યાર તમે બદુરાતરફ ધરાવોછો, તેનો લાયક બદલો તમોને મળવોજ જોઇએ. પણ પાછા તમારી બેઠકઉપર બેસો, અને હું શું કહુંછું, તે ધ્યાનથી સાંભળો. બદુરા એક ખ્રિસ્ટી થઈ ગઇછે; અને જો કદાચ તેણી તમોને ચાહાતી પણ નહતે, તોયે તેણી હવે પોતાના કોઇ જાતભાઇને તો પરણી શકેજ નહીં. એક ચુસ્ત મુસ્લીમ એક ગબ્રસાથે શાદીનાં ગાંઠથી જોડાઇ શકે નહીં—અને વળી એક વટળેલસાથે તો તેમ બીલકુલજ બની શકે નહીં. તેણી એક ખ્રિસ્ટી થયેલી હોવાથી, હવે તેણીએ એક ખ્રિસ્ટી ખાવંદસાથેજ શાદીનાં ગાંઠથી જોડાવું જોઇએછે; તેણીએ પોતાનો બાપીકો મઝહબ છોડી દીધેલો હોવાનેસબબે હવે તેણી પોતાનાં મુસલમાન ખેશીઓવચ્ચે રહી શકે નહીં, અને તેટલામાટે તેણીએ ખ્રિસ્ટીઓવચ્ચેજ વસવાટ કરવો જોઇએછે. મારી કેહેવાની મતલબ તમો સમજોછો ? તમો તેણીને એક શાહઝાદીતરીકે પરણશો નહીં ; તેમજ તમો અમારા આ મુલકમાં એક પ્રિન્સતરીકે ગણાશો નહીં. તમો તેણીને તેણીની ખુબસુરતી અને સદ્‌ગુણોસાથેજ મેળવવા પામશો—બીજી કોઇ રીતની પહેરામણી તેણીનીતરફથી તમોને મળવાની નથી. તમો પોતે જાતે ગરીબછો, અને તેણીને પણ ગરીબાઇમાંજ હવે રેહેવું પડશે. હવેપછી તમોને આ દુનિયામાં એકજ જણનેવાસ્તે નહીં, પણ બબે જીવડાઓવાસ્તે મહેનત કરવી પડશે. બોલો, હવે આ શર્તોએ તમો મારી ભત્રીજી બદુરાને કબુલ રાખોછો ?"

જાણે તે આ જે સર્વે સાંભળતો હતો, તે ખરૂં નહોય, અથવા તો તેના કાનો તેને ઠગતા હોય, એવું એડગરને લાગ્યું, અને તે ખુશહાલીથી બોલી ઉઠ્યો, "અરે ! હજી શું તમો નામદાર મને એ સવાલો પુછોછો ? શું હું એક સ્વપ્ન જોઉંછું ? કે આ સઘળી ખરેખરી વાત સાંભળુંછું ?"

શામીલ—"નહીં, આ સ્વપ્ન નહીં, પણ તમામ ખરૂંછે." અને આ મુલાકાત વેળા ફકત પેહેલીજવાર તેના ગંભીર ચેહેરાઉપર હસવાની નેશાની જણાઇ. "ત્યારે મેં જે શર્તો તમોને જણાવીછે, તે શર્તોએ તમો મારી ભત્રીજીને તમારી મહેરદાર કરવાને કબુલ થાઓછો ?"

એડગર—"તરસની વેદનાથી રેતીનાં રણમાં મરવા સુતેલા અરબને પુછો, કે તેનાં મ્હોંઆગળ દયાને હાથે ધરવામાં આવેલો પાણીનો પેયાલો તે કબુલ રાખેછે ? ઘરબારવિનાના અને ખુરાકવગર ભૂખે મરતા ફકીરને પુછો, કે તે એક મોટી દૌલત અને મોહેલ કબુલ રાખેછે ? તેવીજ રીતે, ઓ મોટા દરજાના સુલતાન, તમારે હાથે જે મોટી બખ્શેશ મને કરવામાં આવેછે, તે મને વાહાલીછે ! તમો મને જણાવોછો, કે પૈસાનીબાબતમાં બદુરા લગનની રીતવગર મારીસાથે પરણશે: પણ તેણીની ખુબસુરતી, તેણીની લાયકી, અને તેણીના સદ્‌ગુણો, એક એવો ખઝાનોછે, કે જેની કીમતજ નહીં થાય. તમો મને કહોછો, કે તેણી એક શાહઝાદીતરીકેનો પોતાનો દરજો ખોહી દેશે: ભલે ખોહે, હું તેણીને એક બ્રિટિશ અમલદારની બાયડીતરીકેનો દરજો આપીશ—અને જો તેણી મને ચાહાતીજ હશે, તો આ દરજો તેણીને મગરૂર થવાને પુરતોછે. વળી તમો મને જણાવોછો, કે તમારા મુલ્કમાં હું એક પ્રિન્સ થઈ શકીશ નહીં:—ઓહ ! મારા દેશની જે નૌકરીમાં મેં ઓહોદો મેળવ્યુંછે, તે ઘણી માનપૂર્વકછે—અને બદુરાના મારીતરફના પ્યારને સબબે મને તેમાં આગળ વધવાની ઘણી

ઉલટ થશે! હા, નામવર સુલતાન, હું તમો નામદારે જણાવેલી સર્વે શર્તોએ તમારી ભત્રીજીનો હાથ કબુલ રાખુંછું; અત્યારતુલિક શામીલનું નામ માનસાથે યાદ કરતો હતો, પણ હવેથી હું તે મોટાં અહસાનસાથે યાદ રાખીશ."

ફરીથી સુલતાને પોતાનો હાથ એડગર આગળ ધર્યો, અને ફરીથી એડગરે તે પોતાના હાથમાં પકડી તેઉપર માન અને પ્યારથી બુસો લીધો; હવે શાદીની ક્રિયા કેવી-રીતે કરવી, તેબાબે થોડોક વખ્તસુધી ગંભીરપણે તેઓવચ્ચે મસ્લહત ચાલી. શામીલે સુચવ્યું, કે વેડેનોખાતે એક આરામીનિયન ખ્રિસ્તી પાદરી રેહેતો હતો, કે જેનીઆગળ ભક્તિને-માંટે લોકો એકઠાં થતાં હતાં, તેણે આશીર્વાદ સારવાની આ પવિત્ર ક્રિયા કરવી: પણ એડ-ગરને હવે યાદ આવ્યું, કે પારકી જગ્યાએ થયેલાં લગ્ન ઈંગ્લાંડના ધારામુજબે હકદાર ગણાતાં નહતાં, સેવાયકે તે પ્રતિષ્ટા કીધેલાં અને મુકરર કીધેલાં દેવલમાંજ કર્યામાં આવ્યાં હોય; એવીરીતે હકદાર રીતસરની ક્રિયામાટે કોઇ બીજો ઇલાજ નહતો, સેવાય-કે તે કૉન્સટૅન્ટિનોપ્લનાં બ્રિટિશ એલચીનાં દેવલમાં કર્યામાં આવે. આબાબે શામીલે કશો વાંધો ઉઠાવ્યો નહીં—પણ તેથીઉલટું પોતાથી બની શકેએવી રીતે તે કામ પાર પાડવામાં મદદ આપવાની ખુશી દેખાડી.

**શામીલ**—"ઑટૉમનોના સુલતાન, આલા દરજેના અને બળવાન અબદુલ-મેડ-જિડઆગળ હું મારો એક ખાસ એલચી મોકલી આપવાનો વિચાર રાખુંછું:—અને તે કામમાંટે મારા વાહાલા અનેનમકહલાલ ભાઇ પ્રિન્સ અલીકરતાં વધારે બેહતર માણસ મને કોણ મળવાનો હતો? તેટલાવાસ્તે તે અને તેની શાહઝાદી કૉન્સટૅન્ટિનોપ્લખાતે રવાના થશે; અને તેઓનીજસાથે બદુરા પણ ત્યાં જશે. એક મિત્રાચારીભરેલું ગ્રીક વહાણ હાલમાં અત્રે આવે-લુંછે, તેમાં તેઓ સિરકાશિયાનાં એક બંદરેથી ઉપડી જશે; અને જો અલ્લાહની મેહર-બાની હશે, તો તેઓ ટર્કિશ રાજધાનીખાતે તમો ત્યાં જઈ પુગશો, તેઆગમચ પહોંચી જશે. પણ કૉન્સટૅન્ટિનોપ્લખાતે જવામાંટે તમોને તમારી મનવારઉપરથી ગેરહાઝેર રેહેવાની રઝા મળશે, એમ તમારી ખાતેરીછે?"

**એડગર**—"જે સઘળું બન્યુંછે, અને જે સુખ મારા સરજતમાં નેમાયલુંછે, તે જો મારા વડા અમલદારને જણાવવાની તમો નામદાર મને રઝા આપશો, તો મને કશો શક નથી, કે મને જોઇતી રઝા હું મેળવી શકીશ."

**શામીલ**—"ઠીક, ત્યારે તેમ કરજો, અને હવે મારીસાથે આવો."

એમ કહી સુલતાન એડગરને એક બીજા ઓરડામાં લઇ ગયો, કે જ્યાં એડગરે બદુરાના બાપને એક અતિ ખુબસુરત બાનુસાથે બેઠેલો જોયો; આ બાનુ આસરે ત્રીસ વર્ષોની ઉમરની હતી. તેણીનો પુશાક ઘણો કીમતી અને શોભિતો હતો; તેણીની રીત-ભાત અને દેખાવ સુધરેલાં અને ઠસ્સાવાળાં હતાં. શામીલ એડગર ઑસબૉર્નસાથે જે શર્તો કરવાનો હતો, તેથી તેઓ વાકેફ હતાં; અને જ્યારે સુલતાને આ જવાન લેફ્-ટેનન્ટસાથે તેઓની પિછાણ કરાવી, ત્યારે તેઓએ તેને અતિ ઘણો માયા-ભરેલો આવકાર દીધો. હવે ઑસબૉર્ને જાણ્યું, કે જ્યારે તે પ્રથમ દીવાનખાનાંમાં

દાખલ થયો હતો, ત્યારે પ્રિન્સ અલ્લીએ, તેનીતરફ કરડાપણાંથી, કે દ્વેષભાવથી જોયું નહતું; પણ થોડાજ વખતમાં તે પોતાની બેટીથી, અને તે પણ કદાચ હંમેશનેમાટે, છુટો પડનાર હોવાથી તે નામદાર અતિ ઘણો દિલગીર હતો. એજ કારણનેસારૂં જ્યારે "શેક-હાંડ" કરવા પોતાનો હાથ પોતાના જમાઈને આપ્યો, ત્યારે શાહઝાદી પણ ઘણી રડવા લાગી; તોપણ તેણી તે કારણસર એડગરતરફ કોઇ રીતે ઓછી માયાળુ નહતી.

પણ હવે પાછો વખત આવ્યો, કે જ્યારે તે બ્રિટિશ લફટેનન્ટ એકવાર ફરીથી તે રૂપાળી બદુરાનીહજુરમાં આવી ઉભો—જે બન્યું હતું, તેમાંટે તેણીનેઆગમચથી જણાવ્યામાં આવ્યું હતું; પોતાનાં માબાપ અને ખેશીઓથી તેણી છુટી પડવાનીછે એવા વિચારથી જ્યારે તેણીના ગાલોઉપર આંસુઓ ખરતાં હતાં, ત્યારે બીજા હાથઉપર પોતે આ ખુબસુરત જવાન ઇંગ્રેજસાથે શાદીનાં ગાંઠથી જોડાઇને સુખી થનાર હતી, તેની ખુશહાલીમાં તેણીના ગાલોઉપર રતાસ ચઢી આવતો હતો.

વેડેનોખાતે પોતાના મેહેલમાં ગમેએટલો વખ્ત રેહેવાને શામીલે એડગરની મર્ઝીઉપર રાખ્યું હતું, એટલામાંટે જે દિવસે તે ત્યાં આવ્યો હતો, તેઉપરાંત બીજા બે આખા દહાડાઓ તે ત્યાં થોભ્યો, અને પછી સિરકાશિયાનાં બાદશાહી કુટુંબની રઝા લઇને તે એક લાયક રેસાલાસાથે આનાપાની લાંબી મુસાફેરીએ પાછો નિકળ્યો. જતી વેળા પ્રિન્સે અને તેની શાહઝાદીએ તેનીઉપર કેટલીક ભારે કીમતી ભેટોની નવાઝેશ કીધી: પણ શામીલે તો ફકત સોનાની એક સાદી વીંટી ભેટ આપી, કે જેનીઉપર તેનાં નામના હરફો કોતરેલા હતા. આઠ ઘોડેસવારોને સાથે લઇને વેડેનો અને આનાપાવચ્ચેનો ઘણો લાંબો છેટો એડગરે કાંઇ પણ જાણવાજોગ બનાવવગર આસાનીથી પુરો કર્યો; અને આનાપા આવી પહોંચતાં તેને જણાયું, કે તેની મનવાર હજી તેનાં બારાંમાંજ પડેલી હતી.

જેમ તેણે ધાર્યું હતું, તેમજ તેના વડા અમલદારે પણ તેનેવિષે ધાર્યું હતું, કે એડગર રાઝીખુશીથી નોકરી છોડી નાસી તો કદી પણ જાય નહીં, માંટે જ્યારે તેણે એડગરનો તમામ અહવાલ સાંભળ્યો, ત્યારે ઘણો અજાયબ અને ખુશી થયો—દરેક બારીકબારીક વિગતથી એડગરે તેને વાકેફ કર્યો, સેવાયકે વેડેનોનાં નાળાંઆગળના પહાડના છુપા રસ્તાવિષે, કે જેબાબે તે એક હરફ પણ તેનીઆગળ બોલ્યો નહીં.

કૉન્સટૅન્ટિનોપલ જવામાંટે થોડાંક અઠવાડિયાંની રઝા તેને તેના વડાએ ખુશીથી આપી: કારણકે આ જવાન લફટેનન્ટની આખી તવારીખ એટલીતો કેસ્સાહકાહાણીથી ભરપુર હતી, કે જે સાંભળી તેના ઉદાર દિલના કૅપટનને તેનીતરફ ઘણી માયા આવી. આ ભલા અમલદારને કૉન્સટૅન્ટિનોપલખાતેના બ્રિટિશ એલચીસાથે સારી પિછાણ હોવાથી, તેણે તેને ભલામણ-પત્રો આપ્યાં હતાં, તે લઈ એડગર ઑટોમન રાજધાનીતરફ જવા નિકળ્યો. ટર્કિશ રાજધાનીખાતે પ્રિન્સ અલ્લી, તેની શાહઝાદી, અને ખુબસુરત બદુરા બે દહાડા આગમચનાં આવી પુગેલાં હતાં; તેઓએ આ જવાન ઇંગ્રેજને માયાભર્યો આવકાર દીધો:—જવાન બદુરા પોતે પણ ભવિષ્યના ખુશહાલીભર્યા હંગામમાંટે શર્માતી હતી.

બ્રિટિશ એલચીખાતાંનાં દેવલમાં તેઓનાં લગ્નની ક્રિયા પ્રૉટેસટંટ પંથના રવાઝમુજબ કર્યામાં આવી,—બ્રિટિશ એલચીએ તેણીનાં માબાપની ગેરહાઝ-

રીમાં કન્યાને દીધી; કારણકે ખ્રિસ્તી ધર્મનાં એક મકાનમાં તેઓનાં જુદા ધર્મને લીધે તેઓને દાખેલ થવાની હરકત હતી. જ્યારે શાદીની ક્રિયા પુરી થઇ રહી, અને તે સુખી વરરાજા પોતાની ખુબસુરત બાયડીને બૉસફૉરસ નદીના રળિયામણા કેનારાઉપર આવેલા એક ન્હાના બંગલામાં લઇનિ ગયો, કે જે મકાન પ્રિન્સ અલીએ તેઓના ઉતારામાટે તૈયાર કરાવી રાખ્યું હતું,—ત્યારે ત્યાં આવવાપછી શર્માતી બદુરાએ અજાયબ કારીગરીનો એક દાબડો તેનાં હાથમાં મુકયો. તે સુખડનો બનાવેલો હતો; તેનીઉપર સીપનું અતિ ઉત્તમ મિનાકામ કોધેલું હતું; અને તેની કોરો નક્કર સોનાથી મઢેલી હતી. આ દાબડાનીઉપર જડેલી એક સીપઉપર સુલતાન શામીલનાં નામના દસ્તખતો કોતરેલા હતા. આ દાબડો ઉઘાડતાં, એડગરને જણાયું, કે તેમાં અતિ મોટી કીમતનાં નામિચાં ઝવાહેરોની એક સંખ્યા હતી,—તેઉપરાંત તેમાં કૉન્સટૅન્ટિનોપલના એક *આરમીનિયન શરાફઉપર સાડા સાત લાખ રૂપિયાની કીમતની એક શાહજોગી હુંડી હતી.*

આ દાબડામાંહેલી દૌલત તે બદુરાને આપવામાં આવેલી લગનની રીત હતી: જ્યારે સુલતાન શામીલે એડગરને જણાવ્યું હતું, કે તેની ભત્રીજી કાંઇ પણ પહેરામણીવગર ખાલી હાથેજ તેને પરણશે, તે ફક્ત આ જવાન લફ્ટેનન્ટનું હીર જોવામાટે હતું, કે જોઇએ તે દૌલતનેલીધે પરણતો હતો, કે પોતાના ખરા પ્યારનેમાટે.



જનરલ ફ્રૉઝકિને પોતાના એડી-કાંગોતરીકે પોતાનીસાથે ઑટૉમન રાજ્યધાનીખાતે લઈ જવા. પોતાના ઉપડી જવાઆગમચ સરદારે જે સઘળું લશ્કર સેબાસ્ટૉપૉલની પડોશમાં જમા થયેલું હતું, તે આખાં ટર્કિશ લશ્કરની કવાયદ કરાવી; અને જ્યારે તે તેઓની તપાસને અર્થે રીજમીરીઆગળથી પોતાના ઘોડાઉપર સવાર થઇ પસાર થયો, ત્યારે તેણે તેઓને રાજધાનીની મુલાકાતે જવાનો પોતાનો ઠરાવ બાપોકાર ઝાહેર કીધો.

ઓમર પાશા—"પણ મારા બહાદુર સેપાહો, હું જલદીથી તમોવચ્ચે પાછો ફરીશ!" આ બોલતી વેળા તેનાં દેલમાં ઘણું લાગતું હતું, કારણકે તેનું ભાષણ સાંભળી તેનીતરફની માયા અને ચાહના તેઓનાં મ્હોંડાંઉપર પ્રગટી નિકળેલાં તેનાં દિલમાં આવ્યાં.

ઘણાક સેપાહો પોકારી ઉઠયા, "જો તમો નામદાર ઉતાવળા પાછા નહીં ફરશો, તો અમો આવીને તમોને લઇ આવીશું!"

આમ બોલવું એ લશ્કરી કાયદાથીઉલટું હતું, તેવટીક આ વેળા આ બહાદુર ઑટૉમન લડવૈયાઓ ભુલી ગયેલા જણાયા; તેઓ પોતાના સરદારઉપર બહુજ ફેદા હતા. કે જે સરદારના હાથહેઠલ, અને તેની રાહબરીતળે તેઓએ લડીને ડૅન્યુબ નદીનો આખો કેનારો જીતી લીધો હતો, તેમજ યુપૅટૉરિયાખાતે મોટાં સાહસકર્મો ભજી બતાવ્યાં હતાં. આ શબ્દો તેઓનાં દેલની ખરી અને મઝબુત લાગણીઓ દરસાવતા હતા; અને એમ બોલવાથી તેઓ કાંઇ પોતાના માનીતા સરદારતરફ બીઅદબીભરેલી ઘરવટજેવું દેખાડતા નહતા, પણ એક લશ્કરનાં સરદારને તેનેલાયકનાં ભારે વખાણ કરતા હતા.

સાંજની નેમાઝનો વખ્ત હતો; અને કૉન્સટૅન્ટિનોપ્લની દરેક સુંદર મસ્જેદોના મેનારાઓઉપરથી "અલ્લાહ સર્વેથી મોટોછે!" એવા સાદો બાંગીઓ પોકારતા હતા, તેજ વેળાએ તોપોના ધડાકાઓ થતા શેહેરમાં સંભળાયા, જેઉપરથી તરત ખબર થઇ, કે કોઇ ઉમરાવી પદવીનો શખ્સ આવ્યો હતો; આ ધડાકાઓના ગગડાટથી મસ્જેદોની "ગૅલરી"-ઓમાં પોકાર કરતા બાંગીઓના આવાઝ પણ ઢંકાઇ ગયા. ટર્કિશ લશ્કરની ઉપર જણાવેલી કવાયદની તપાસ લેવાપછી ત્રીજે દિને સાંજનાં આ બનાવ બન્યો હતો; આ વેળા એક બાદશાહી દબદબાવાળી મનવાર ગોલ્ડન હૉર્નનાં પાણી કાપતી તેમાં ભપકાથી દાખેલ થતી હતી. તેના સૌથી ઉંચા ડોળઉપર ઉડતી ધજાઉપરથી જણાયું, કે તે મનવાર સૌથી વડા સેનાધિપતિને લઈ આવી હતી; અને જે તોપો ફોડવામાં આવી હતી, તે આ મહાન પુરૂષનાં માનમાં હતી. આખાં કૉન્સટૅન્ટિનોપ્લમાં ખુશ ખબર જંગલની એક આગમસલ ફેલાઈ ગઈ, કે ઓમર પાશા આવતો હતો; અને જે ધર્મી પુરૂષો આ વેળા પોતાની સાંજની નેમાઝ પઢવાને જતા હતા, તેઓ મસ્જેદના દરવાઝાઓમાં દાખેલ થવાને, બદલે ત્યાંથી ઉતાવળે પસાર થઇ જઇ, જ્યાં તે નામદાર ઉતરવાનો હતો, ત્યાં બંદરતરફ ઝડપથી જવા લાગ્યા; તમામ રૈયતને પોતાના માનીતા, જાણીતા, બહાદુર સરદારનો મુબારક ચેહેરો જોવાની તલપ થઈ હતી. વડા દરિયાઇ સેનાધિપતિ, કાપુદાન પાશા, પોતાના બાદશાહી સુશોભિત મોટા મછવામાં બેસીને તરત, જે વહાણમાં આ નામચિન પહલવાન આવ્યો હતો, તેઉપર તેને એસ્તેકબાલ લેવાને દોડી ગયો; અને જેટલી મનવારે આ વખતે ગોલ્ડન હૉર્નનાં બારાંમાં લંગર કરી પડેલી હતી, તે સઘળાઓએ કેનારાઉ-

પરથી સલામીમાટે છોડવામાં આવેલી તોપોના જવાબમાં પાછી તોપો છોડી, આ બહાદુર લડવૈયાને તેનેલાયકનું માન આપ્યું. લડાઇખાતાંના પ્રધાન, પોતાના ભપકાદાર રેસાલાસાથે સરદારને આવકાર દેવાને બંદરઉપર ગયો; અને નામદાર સુલતાને પોતે ભારે કીમતી સાજવાળા ઘોડાઓ ઓમર પાશાને, તેમજ તેના રેસાલાને લાવવામાટે મોકલી આપ્યા.

આમુજબે તોપોના ધડાકા, અને બીજાં ભારે માનપાનવચ્ચે ઓમર પાશાએ ઘણે વર્ષોની ગેરહાઝેરીપછી ફરી એકવાર કૉન્સર્ટેન્ટિનોપ્લમાં પગ મુકયો. આ મુદ્દતનીઅંદર તેણે કેટલી બધી કીર્ત્તિઓ મેળવી હતી! કેવાંકેવાં પરાક્રમોથી તેણે પોતાનાં નામને દીપાવ્યું હતું? પોતાના કરી લીધેલા દેશની તેણે કેવી મહાભારત સેવાઓ બજાવી હતી? અને જ્યારે તેણે ગયો ગુજરેલો વખ્ત પાછો યાદ કર્યો, અને પોતાનાં મનમાં તે દિવસને પાછો યાદ કર્યો, કે જ્યારે તે એક ગરીબ ન જણાયલો જવાન આ શાહનશાહી શેહેરમાં પેહેલવેહેલો આવ્યો હતો, અને સુલતાનની નોકરીમાં ફક્ત રોટી પૈદા કરવામાટે પોતાની તલવાર ધરી હતી, તેબાબે જ્યારે તે ફરીથી વિચાર કરતો, ત્યારે તેનાં દેલમાં કેવી લાગણીઓ ઉભી થઇ? થીયોડોર લાટૉસનું નામ, કે જે તે વખ્તે ધરાવતો હતો, તે ત્યારે ન જણાયલું અને અંધારાંમાં હતું; જ્યારે તેનું હમણાંનું ઓમર પાશાનું નામ આખી જગમાં આસ્કાર થવા પામ્યું હતું. અને હવે રૈયતના અતિ ખુશહાલીના ભારે પોકાર અને હર્ષનાદવચ્ચે ઑલ્તેનિત્ઝાનો આ છતનાર કૉન્સર્ટેન્ટિનોપ્લના મહલ્લાઓમાંથી પસાર થતો હતો: કારણકે દરેક જણને ખબર હતી, કે તેનીજ હુશિયારી અને જવાંમર્દીથી ઝારનાં હમલો લાવનારાં લશ્કરોથી તેઓના દેશનો છુટકારો થવા પામ્યો હતો, અને તેમાટે તેઓ દરેક જણ તેના ભારી આભારી હતાં; અને દરેક દેશાભિમાની મુસલમાનને તે દિવસને આશીર્વાદ દેવાનું કારણ હતું, કે જે દિને ઓમર પાશાને સુલતાનના સરદાર અને સેપાહસાલારતરીકેના હોદ્દાની સનદ આપવામાં આવી હતી.

આમુજબે અર્વાચીન એસ્તમ્બોલના મહલ્લાઓમાંથી વડો સેનાધિપતિ—તેના જમણા હાથઉપર લડાઇખાતાંનો પ્રધાન—તેના ડાબા હાથઉપર દરિયાઇખાતાંનો નામદાર વડો સેનાધિપતી—અને તેઓની બરાબર પછવાડેજ સરદારના એડી-કાંગો, ખુબસુરત જવાન ટ્વારિક બે અને અનુભવી લડવૈયો ફ્રૉઝકિ પસાર થતા હતા. પોતાના મેહેલજેવાં મોટાં મકાનતરફ સરદારે પોતાનો રસ્તો ધર્યો—લોકોનાં ટોળેટોળાં હુરરેના ઝબરદસ્ત પોકારોથી કાનોના બેહેર ફાડી નાખતાં હતાં—અને મકાનોનો એકેએક ઝરુખો અને છાપરાંની ધંચેધંચજેટલી જગ્યા તમાશબીનોથી ચિકાર ભરાઇ ગયેલાં હતાં, કે જેઓ આમુજબે ઉલટભેર લોકસન્માન આપવાને ત્યાં ભેગાં મળ્યાં હતાં. બરાબર વખ્તે તેનું આલીશાં મકાન નઝરે પડવા લાગ્યું; અને ત્યાં આ બાદશાહી ઇમારતનાં પગથિયાંઆગળજ પાશાની મોહેરદાર, લેડી અયશા, પોતાનીસાથે પોતાની સ્ત્રીનોકરોને લઇને, ખુશહાલીથી ધડકતી છાતીસાથે પોતાના પહલવાન ખાવંદને ભેટવાને એન્તેઝાર ઉભેલી હતી!

તે રાત્રે આખાં કૉન્સર્ટેન્ટિનોપ્લમાં ઘણી સરસ ભભુકદાર રોશની કર્યામાં આવી હતી; અને પુષ્કળ ઘરોમાં ઓમર પાશાનાં તે દેશની રાજધાની શેહેરમાં પાછા ફરવાનાં માનમાં ખાણાંની મજલેસો અને ખુશીખુશહાલી કર્યામાં આવી હતી, કે જે દેશની તે નામ-

દારે ઘણીજ નમકહલાલીથી અને બહાદુરીથી અચ્છી સેવા બજાવી હતી. બીજે દિવસે, બરાબરબપોરને વખ્તે, (જુઓ ચિત્ર ૩૬ મું.) તે નામદાર સુલતાનની મુલાકાતે તેના શાહનશાહી મેહેલમાં પધાર્યો. આ વેળા તેનીસાથે ફક્ત જનરલ ક્રૉઝફિ અને ટવારિક બે એજ જણા હતા : પણ પોતાના નામચિન જનરલને ઉંચામાં ઉંચું માન આપવાના ઇરાદાથી નામદાર સુલતાને પોતાનીઆસપાસ પોતાના પ્રધાનો, અને તેની દરબારના બીજા મોટા હોદ્દેદારોને જમા કર્યાં હતાં. પૂર્વતરફની રીતમુજબે જ્યારે ઓમર પાશા પોતાના સુલતાનનાં તખ્તઆગળ ઘુંટણ મરડિયે પડવા જતો હતો, ત્યારે તરતજ તે નામદાર પોતાનાં તખ્તઉપરથી નિચ્ચે ઉતરી આવ્યો, અને તે નામદારને તેમ કરતાં અટકાવ્યો. આ વેળા સુલતાન અબ્દુલ-મેજિદના કુદર્તી ફિક્કા ગાલોઉપર અહસાન અને અજાયબીથી રતાસ ચઢી આવેલો હતો; તેની મોટી કાળી ચશ્મો અસાધારણ ચળકાટથી ચમકતી હતી; અને જ્યારે તેણે સરદારને આવકારના શબ્દો કહ્યા, ત્યારે તે નામદારનો આવાઝ ઘણી ઉશ્કેરાયલી લાગણીથી ધ્રુજતો હતો.

**સુલતાન**—"એવો એક પણ ખેતાબ, કે એવું એક પણ માન બાકી રહ્યું નથી, કે જે તમો નામદારને બખ્શવાવાસ્તે બાકી રહ્યું હોય; કારણકે તમારાં ભારે પરાક્રમોથી મારા હાથમાં જે બખ્શવાજેવું હતું, તે તો તમો તમામ અત્યારઆગમચના મેળવી ચુકયાછો, અને આખી દુનિયામાં તમારૂં નામ આશ્કારા કરી દીધુંછે. તમોતરફ હું કેટલો અહસાનમંદછું, તે કેહેવાને મારી ઝબાનમાં ઝોર નથી. પણ જો તમો નામદારને મારીપાસે કાંઇ માંગી લેવું હોય, તો બોલો, અને એમજ સમજજો, કે તે તમોને બખ્શવામાં આવ્યુંછે."

**ઓમર પાશા**—"મારા આલા દરજેના મહાપ્રતાપિ નામવર સુલતાન, રશિયન લશ્કરો તમો નામદારની હકુમતમાંના એશિયા માઇનરમાંના મુલ્કોઉપર હવે હુમલો લઇ જવાની ધમકી આપેછે. લડાઇની તે રંગભૂમિઉપર હું મારી નાચીઝ સેવા લઇ જવાની તમો નામવરપાસે રઝા ચાહુંછું. તમો નામવરના ખુદ શાહનશાહી હાથોથી આ હુકમનામું મેળવવાને હું કૉન્સટૅન્ટિનોપ્લખાતે આવ્યોછું."

લગતી બાબતોઉપર વધારે સારી રીતે ગોઠવણ કરી શકે. તે રાતના સુલતાને સરદારને એક ભપકાદાર ઝેયાફત આપી; અને કેટલાક દિવસોસુધી પછી વડા વઝીરે અને બીજા પ્રધાનોએ સુલતાનને પગલે ચાલીને ઓમર પાશાને મેઝબાનીઓ આપી.

ઓમર પાશા ઑટોમન રાજધાની છોડી જાય, તેઆગમચ બ્રિટિશ એલચી, લૉર્ડ સ્ટ્રાટફર્ડ ડે રેડક્લિફનાં પેરાનાં પરાંમાં આવેલાં મકાનમાં એક ઘણી ગંભીર ક્રિયા કરવામાં આવી હતી. આ ક્રિયા નામદાર ઓમર પાશાને *"ઑરડર આવ ધ બાઠ" નો અતિ ઉંચો લશ્કરી ખેતાબ એનાયત કરવાની હતી. જે રસ્તેથી ઓમર પાશા પસાર થવાનો હતો, ત્યાં ઑટોમન લશ્કર સફ સમારી ઉભું હતું; અને સુલતાનની દરબારના તમામ પ્રધાનો અને મોટામોટા હોદ્દેદારો બ્રિટિશ એલચીના મકાનમાં એકઠા થયા હતા. ફ્રેંચ અને સાર્ડિનિયાના એલચીઓ પણ પોતાના એલચીખાતાંના સઘળા અમલદારોસાથે હાઝેર હતા. હાઇલૅંડ બ્રિગેડ અને ગાર્ડોની ઘીજી રીજમીંટની આખી ટુકડીઓ પોતાના અમલદારોની સરદારીહેઠલ એલચીનાં મોટાં મકાનમાં મુખ્ય દાદરઆગળ અને ચાલમાં પોતાના હથિયારોસાથે હારેદાર ગોઠવાઇને આ દુનિયામાં જાણીતા થયેલા પુરૂષને લશ્કરી માન આપવાને તૈયાર ઉભી હતી. ટુંકમાં, બ્રિટનની નામદાર મહારાણી અને બ્રિટિશ સરકારતરફથી, બ્રિટિશ પ્રજાને નામે, આ નામચિન માણસને માન અને અગત્યતા આપવામાં કશી ખામી રાખવામાં ન આવી હતી, કે જે શખ્સનેમાટે લંડનનાં આગેવાન વર્ત્તમાનપત્રોએ તે વેળા જણાવ્યું હતું, કે "કોઇબી લડાઇમાં આવો વિલક્ષણ બુદ્ધિનો જનરલ પેદા થયો નથી."

ઓમર પાશા ઘણો ભપકાદાર લશ્કરી પુશાક સજીને, અને પોતાના તમામ ચાંદો છાતીએ લટકાવીને આવ્યો હતો. તેને એસ્તેકબાલ લેવાને ઑટોમન હોદ્દેદારોના અને પારકાં રાજ્યોનાં એલચીખાતાંના હોદ્દેદારોના જુદાજુદા પ્રતિનિધિઓનાં ચાર મંડળો, જે તખ્તવાળા ઓરડામાં લૉર્ડ સ્ટ્રાટફર્ડ ડે રેડક્લિફ એક ઉમદા રેશમી છત્તરતળે બેઠેલો હતો, ત્યાં તેને લઈ જવાને લેવા આવ્યા. નામદાર બ્રિટિશ એલચી તે નામદારનાં ત્યાં આવી લાગતાંજ ઉઠીને વડા સેનાધિપતિને આવકાર દેવા તૈયાર ઉભો, કે જે તખ્તનાં પગથિયાંઆગળ એક ભપકાદાર રેસાલાસાથે ગયો, કે જે રેસાલો તેને માન આપવાને જમા થયેલો હતો. ત્યાં પુગ્યાબાદ બ્રિટિશ એલચીએ સરદારને નિચેમુજબ ભાષણ કરી સંભળાવ્યું:—

"ઓમર પાશા, મને નામદાર મહારાણીજીતરફથી તમો નામદારને 'ઑરડર આવ ધ બાઠ'નો સર્વેથી ઉંચો અને માનભરેલો લશ્કરી ખેતાબ એનાયત કરવાની સત્તા આપવામાં આવીછે. લડાઇનાં સાહસકર્મો કરનારને સર્વે દેશોમાં અને સર્વે વખ્તે લોકોતરફથી વખાણવામાં આવેછે; અને જેઓ આ રીતે કીર્ત્તિનાં કામો બજાવેછે, તેને બાદશાહો પણ મોટા ખેતાબોથી નવાઝવાને ચુકતા નથી. લશ્કરી પરાક્રમોનો બદલો વાળવાને ઇંગ્લાંડનું તાજ હંમેશાં આગેવાનીભર્યો ભાગ લેછે. તવારીખ તપાસતાં જણાશે, કે કેટલી બધી વખ્ત, અને વગરઢીલે એવાં માનો ઉદારતાથી અમારી સરકારે બખ્શયાંછે, કે જે માનકરતાં વધુ ચઢિયાતાં માન લડાઈના યોદ્ધાઓમાટે બીજાં છેજ નહીં, અને જે માન મેળવનાર વરસો ગુજરવાપછી પણ ભુલી જવાયો નથી. 'નાઇટ હુડ'નો ખેતાબ જોકે થોડા જણાઓને બખ્શા-

* જુઓ નોટ ૧૧૧ મો.

વામાં આવેછે, તોયે તે શરૂઆતનો ખેતાબછે, અને તે ઘણુંકરીને જેઓ બુદ્ધિમાં, સદ્‌ગુણમાં, અને કીર્ત્તિમાં ચઢિયાતા હોયછે, તેઓનેજ તે બક્ષવામાં આવેછે, પણ 'ઑરડર આવ ધ બાઠ' નો ચઢિયાતો ખેતાબ તો જેઓએ ઝાહેર સેવામાં નામ કાહાડ્યું હોયછે, તેઓનેજમાંટે ખાસ રાખવામાં આવ્યોછે, તેટલામાંટે એક શાહુનશાહ, કે જે મારાં કૃપાળુ રાજ્યકર્તા મહારાણીસાથે ઘાડા સંબંધમાં આવેલાછે, તેવણુની ઘણી માન પામેલી રૈયતતરીકે, તેમજ એક લશ્કરના વડા સરદારતરીકે, કે જે લશ્કર એક એનસાફી કારણમાટે ઈંગ્લાંડ, ફ્રાન્સ, અને સાર્ડિનિયાસાથે જોડાઇ ગયુંછે, તમોને આ ખેતાબ મુબારક હોજો ! એકગણો, બમણો નહીં, પણ ત્રણગણો વધારે આ ખુશીભર્યા અને શુભ અવસરે તે તમો નામદારને મુબારક હોજો ! તમો નામદારે, તમારાં કેટલાંક પરાક્રમોથી જગમાં નામ કાહાડ્યુંછે; તમો નામદારે તમારા સુલતાનનાં રાજ્યને અજાયબજેવી લાયકાતથી તે લડાઇમાં બંચાવ્યુંછે, કે જેનો અંત સિલિસ્ટ્રિયાના છુટકારામાં ઘણો સરસરીતે આવ્યોછે. જ્યારે તમોને તમારા દેશની સરહદનો બંચાવ કરવાનું ફેરવીને ખુદ દુશ્મનના મુલ્કઉપર ચઢાઇ લઇ જવાને બોલાવ્યામાં આવ્યા, ત્યારે તમોએ તે અર્જને ઉલટમંદ હોંસથી કબુલ રાખી, અને તમારા હાથહેઠલ લડતાં બહાદુર લશ્કરે આ મુશ્કેલ કામમાં ઘણો સરસ ભાગ બજાવ્યો, કે જેથી કરીને આપણા સર્વેના સાધારણ દુશ્મનને કેર્ટચ અને આનાપાથી નાસવું પડ્યું હતું, તેથી તે દુશ્મનના હમલામાંથી યુપૅટોરિયાનો છુટકારો થયો હતો, અને હજી પણ હું ધારૂંછું, કે તે ખુદાની મદદથી, આખરે સેબાસ્ટૉપોલ પણ શરણ થશે. આ ઝબરી મહેનતની ફર્ઝો બજાવવામાં તમોએ તમારા જાનની પણ દરકાર કીધી નહતી; તમારાં ફતેહમંદ પરાક્રમોમાં તમો દયાળું દેલ દેખાડવાને ભુલ્યા નહતા, કે જેથી કરીને લડાઇની સખ્તાઇઓ ઘણી ઓછી થઈ હતી, અને તેથી સુલતાનની ધજામાં એક નવું ચિન્હ ઉમેરાવા પામ્યુંછે. અતિ નામચિન પાશા, આવાંઆવાં કારણોનેસબબે તમો ઉંચા ખેતાબોનેલાયક થયાછો, કે જેમાંના સર્વેથી ઉંચા ખેતાબથી નામદાર મહારાણીજીની ઇચ્છાથી આજે તમો નામદારને અભિષેક કરવાને મને ફર્માવ્યામાં આવ્યુંછે, કે જેમ કરતાં, હું તમો નામદારને ખાતેરી આપુંછું, કે મને પોતાને અતિશય ખુશહાલી પેદા થાયછે, અને તે નામદારનો હુકમ બજાવવામાંટે હું ઘણો મગરૂરી માની લઉંછું. આ મોટાં રાજ્યની તવારીખમાં આવો બનાવ આગળ કદી બન્યો નથી, અને તેટલામાંટે આ ક્રિયા તમો નામવરજેવા ઉંચે દરજેના અને સદ્‌ગુણોથીભરેલા એક શખ્સને મારાજેવા નાલાયકને હાથે થવામાંટે હું ઘણો મગરૂરછું. તેથી કરીને પૂર્વ અને પશ્ચિમના દેશોવચ્ચે વધારે ઘાડો એખલાસ અને મિત્રભાવ વધશે, અને સૌથી વધારે તો તેથી ભવિષ્યમાં સુલેહનો ફેલાવો થશે, કે જે સર્વે ખુદ આ લડાઇનાં પરિણામથી નિપજેલું ગણાશે."

આ ભાષણ પુરૂં થવાપછી, બ્રિટિશ એલચીખાતાંના એક સેક્રેટરીએ નામદાર ઓમર પાશાને આ ઉંચા ખેતાબની સનદનો તરજુમો ટર્કિશ ભાષામાં બુલંદ આવાઝે વાંચી સંભળાવ્યો; અને ક્રિયાનો આ ભાગ પુરો થવાપછી, એલચીએ કાયદાસર ક્રિયાસાથે તેનો ચાંદ સરદારની છાતીએ લટકાવ્યો.

**ઓમર પાશા**—"બ્રિટિશ રાજ્યકર્ત્તાના પ્રતિનિધિતરીકે તમો નામદારનો ઉપકાર ઝાહેર કરતાં જે માનની નવાઝેશ મારીઉપર કર્યામાં આવીછે, અને જે વખાણના શબ્દો તમો નામદારે મેં મારા મહાપ્રતાપિ બાદશાહની બજાવેલી સેવાઓમાંટે જણાવવાની મેહ-

રવાની કીધીછે—તેમાંટે હું કબુલાત આપુંછું, કે ભવિષ્યમાં મારાં કામોથી હું આ માનને લાયક રેહેવાને કોશેશ કરીશ; બ્રિટિશ પ્રજાની મારાતરફની આ ભલી લાગણીઓમાંટે હું સદા મગરૂર રહીશ: મારી શક્તિ, પછી તે મનની કે હરકોઈ, જે મેં મારા સુલતાનનેખાતેર વાપરીછે, તે મને અલ્લાહતરફથી બક્ષવામાં આવીછે—પણ મારી સર્વે લાગણીઓને લીધે હું એક લડાઇમાં ઉતર્યોછું, કે જે લડાઈ ગેરએન્સાફનીસાંમે એન્સાફ મેળવવાવાસ્તે ચલાવ્યામાં આવી હતી; કે જે લડાઇ એક પગપેસારો કરતી ઝાલમી પ્રજાનીસાંમે દેશાભિમાની બીજી પ્રજાએ ચલાવી હતી. આ લડાઇનું કારણ કાંઇ ફક્ત ઑટોમનોનીસાંમેજ નહીં, પણ આખાં યુરોપનીસાંમે હતું. પણ અલ્લાહની કેતાબમાં લખાયલું હતું, કે ઓગણીસમી સદીમાં ટર્કી યુરોપ્યન સુધારાનીઉપરના રશિયન જંગ્લીપણાંના હમલાનીસાંમે ટકર લડશે. જો હું તમો નામદારને યાદ આપું, કે આ ઑટોમન સેપાહો, કે જેઓની સરદારી ધરાવવાનું મને માન હતું, અને જેઓને તકબ્બુરી રશિયનોએ શરૂઆતમાં તુચ્છકારી કાહાડયા હતા, તેઓ જ્યાં પણ લડયાછે, ત્યાં રશિયન તલવારોના ટુકડેટુકડા કરી નાખ્યાછે, અને જ્યાં પણ તક મળીછે, ત્યાં લડીને રશિયન ધજાને કાદવમાં રગડોળીછે; આમ જણાવવામાંટે અહેંકારીનો આળ મને લગાડશો નહીં. હવે હું લડાઇની નવીજ રંગભૂમિઉપર કુચ કરી જનારછું; અને ડેન્યુબના મારા કસાયલા લડવૈયાઓની મદદથી જ્યૉર્જિયાની સરહદોઉપર હું રશિયનોને—અને કદાચ તેઓનાં પોતાનાંજ પ્રગણાઓમાં—જેવા ધડાઓ તેઓને ઑલ્તેનિત્ઝા, કાલાફાટ, સિલિસ્ટ્રિયા, અને ગિરગેવોખાતે શિખવ્યામાં આવ્યા હતા, તેકરતાં પણ વધારે સખ્ત બીજા ધડાઓ શિખવવાની ઉમેદ રાખુંછું."

ઓમર પાશાના આ ભાષણને તાળીઓની ગર્જનાથી વધાવી લેવામાં આવ્યું; અને જેવી તાળીઓ રોડવાનું પુરૂં થયું, કે બ્રિટિશ એલચીનાં મકાનમાંથી એક હોદ્દેદારે તે તખ્તવાળાં દીવાનખાનાંની બારીમાંથી એક નેશાની કીધી, કે જે હુકમને તરતજ પડોશનું એક તોપખાનું તાબે થયું; અને ઓગણીસ તોપોની સલામીએ ઑટોમન રાજધાનીને ખબર આપી, કે ખેતાબ આપવાની શુભ ક્રિયા ખલાસ થઇ હતી. પાસેનાંજ એક દીવાનખાનાંમાં એક ઘણી સરસ ઝેયાફત તૈયાર કર્યામાં આવી હતી; જે પુરી થવાપછી જ્યારે ઓમર પાશાએ બ્રિટિશ એલચીથી રોખસત લીધી, ત્યારે તેને દરેક રીતે લાયક માન આપવામાં આવ્યું—લાર્ડ સ્ટ્રૅટફર્ડ ડે રેડક્લિફ પોતે, અને બીજા સર્વે પરોણાઓ તે નામદારને મકાનના છેક બહારના દરવાઝાસુધી મુકવા ગયા, કે જ્યાં તેનો ઘોડો તેનેમાંટે તૈયાર લાવી રાખ્યામાં આવ્યો હતો.

કદાચ અમારાં કેટલાંક વાંચનારાઓને આ બાબત તવારીખનેલગતી જણાશે, પણ ઓમર પાશા આ પુસ્તકનો મુખ્ય નાયકછે, અને તેટલામાંટે તેનેલગતી બાબતો પણ તવારીખરૂપી કેસ્સાહની હોવીજ જોઇએ, અને કૉન્સટૅન્ટિનોપ્લ પાછા ફર્યાપછી જેજે માનપાન તે નામદારને મળ્યાં, તેનું વર્ણન છોડી દેવું વાજેબી ગણાય નહીં. તેટલામાંટે આ વર્ણન પુરૂં કરવામાંટે આપણે અત્રે જણાવવું જોઇએછે, કે સુલતાને તે નામદારે ઑટોમન રાજ્યનાં ભલાંનેમાંટે બજાવેલી ભારે સેવાઓસારૂં આ વડા સેનાધિપતિને બે ઘણી ઉમદા અને સંગીન જાગીરો—એક યુરોપમાં, અને બીજી ઍશિયામાં—બક્ષેશ આપી.



(ચિત્ર ૩૪ મું.) " પણ તેટલાં ત્રણ શિરકાશિયન પાયદલ સેપાહો તેનીઉપર તુટી પડયા. "! (પાનું ૬૨૫ મું.)



# પ્રકરણ ૮૪ મું.

## પ્રુશિયન કરનલ, અને તેની બેટી.

હવે વળી પાછાં આપણે આપણી મુખ્ય વાતથી આડા ફાટીશું, અને આપણી તે વાર્ત્તાનો દેખાવ પ્રુશિયાખાતે લઇ જઇશું.

પ્રુશિયા પોતાનાં બળ અને અગત્યતાનેલીધે યુરોપના પેહેલા વર્ગનાં રાજ્યોમાંનું એક ગણાતું હતું, અને તેટલામાટે આ લડાઇની શરૂઆતમાં, તે કઇ બાજુએ ઢળેછે, તે જાણવાને કુદર્તીરીતે દરેક જણની નજર તે દેશતરફ ખેંચાયલી હતી, કારણકે જે પક્ષનીતરફ તે થાય, તેથી તેને અગત્યની મદદ મળેલી ગણાય, એમ હતું. તોયે હૉહેનઝૉલર્નનું બાદશાહી કુટુંબ રશિયાના શાહનશાહી રૉમાનૉફના કુટુંબસાથે લગ્નના નાતાંથી જોડાયલું હતું; અને આ કારણનેલીધે હાલના પ્રુશિયન રાજા ફ્રેડરિક વિલિયમની તમામ લાગણીઓની વલણ રશિયનોનીતરફેણમાં હતી. તોયે રાજાઓની નજરમાં કુટુંબની સગાઇકરતાં ઘણુંકરીને પોતાનો સ્વલાભ વધારે વાહાલો હોયછે. વળી તે શું રાજ્યનીતિ એખતિયાર કરેછે, તે જાણવાને જ્યારે આખી દુનિયાની નજર તેનીતરફ ખેંચાયલી હતી, ત્યારે ફ્રેડરિક વિલિયમને રશિયા તરફ ઢળવાનું એક બીજું વધારે મુસ્તકીમ કારણ હતું. તે પોતે એક જુલ્મી રાજા હતો, અને પ્રજાસ્તાક રાજ્યનો હડહડતો ધિક્કારનાર હતો, તે તેનાજજેવા ઝાલ્મી રશિયન ઝારને જુલ્માતનાં એક હેમાયતી, અને પ્રજાસ્તાક રાજયને પોતાના લોખંડી પગોથી કચડી નાખનાર એક બાદશાહતરીકે લેખતો હતો. તે બ્હીતો હતો, કે રખેને આ લડાઇની મહોકાણમાંથી તેની પ્રજાનો જુસ્સો ઉશ્કેરાય; અને યુરોપનાં મુખ્ય રાજ્યોમાં બળવા જાગે. ૧૮૪૮ નાં સાલના બનાવોથી તેને ધડો મળ્યો હતો, કે રાજ્યમાં ઉઠલપાઠલ કરેએવો જુસ્સો એક ભારે ઉડતા રોગજેવો હતો; અને તેટલામાટે તે ફેકર રાખતો હતો, કે જો તેવો કોઈ જુસ્સો લૉમબાર્ડી, હંગેરી, અથવા પૉલાંડમાં સળગી ઉઠયો, તો તે તેના પોતાના મુલ્કમાં પણ ફેલાયાવિના રેહેનાર નહતો. ઝાલ્મીઓનાં અંતઃકરણ કદી શાંત હોતાં નથી; અને તેવીજરીતે પોતે પોતાની રૈયતતરફ ચલાવેલાં કુકર્મોમાટે ફ્રેડરિક વિલિયમનું અંતઃકરણ પણ અંદરથી ધ્રુજતું હતું, અને તે ડરતો હતો, કે બીજા દેશોમાં રાજ્યની ઉઠલપાઠલનો જ્વાળામુખી આતશ, તેનાં પોતાનાં રાજ્યને પણ કદાચ ધ્રુજાવે.

તેમજ વળી, *પૉલાંડના અધર્મી ભાગલા પાડવામાં આવ્યા, ત્યારે તે વેહેંચી નાખેલા મુલ્કનો એક ભાગ પ્રુશિયાને ફાલે પણ આવ્યો હતો; અને તેટલામાટે જો આવો કોઇ પૉલિશ બળવો જાગે, તો તેને આવો ખોટી રીતે મેળવેલાં મગણાંઓ પાછાં ગુમાવી દેવાં પડે, એવી ફ્રેડરિક વિલિયમને ધાસ્તી હતી. આ સર્વે સબબોનેલીધે ટર્કિશનીતરફેણમાં પશ્ચિમના રાજયવાળાઓની રાજનીતિ તે નાપસંદ કરતો હતો, અને ગમેતેમ કરીને આ લડાઇની ખટપટનો અંત આવી જાય, અને રશિયાના લાભને વધારે વઝન મળે, એવું તે અંદરખાનેથી ઇચ્છતો હતો. પણ જ્યારે લડાઇ તો પુરેપુરી શરૂ થઈ ચુકી, અને જ્યારે તેમાં

* જુઓ નોટ ૭૨ મી.

પશ્ચિમતરફનાં રાજ્યોએ પણ ભાગ લીધો, ત્યારે પ્રુશિયાના રાજાએ ઠરાવ કર્યો, કે તેથી કરીને તેનાં પોતાનાં રાજ્યમાં કોઇ રીતની ઉહલપાહલ થવા ન પામે, એમ કરવું ; અને તેવા વિચારથી તેણે પોતે સુલેહ જાળવવાની રાજનીતિ એખતિયાર કીધી. તે સારીરવેસે જાણતો હતો, કે આપ્રમાણે ખુલ્લી રીતે બંધે બાજુઓતરફ અલગ રેહેવાથી, યુરોપનાં મોટાં રાજ્યોની દરબારોમાં પ્રુશિયાનો એક રાજ્યતરીકેનો વકર ઘણો ઓછો થઇ જશે; વળી તે સારીપેઠે જાણતો હતો, કે તેમ અલગ રેહેવાથી તેની રૈયતની લડાયક ઉલટમાં કડવાસ ઉપજશે, અને એટલું પણ તે સારીરવેસે જાણતો હતો, કે તેમ કરવાથી તેનીઉપર હિચકારાપણાંનો દોષવટીક મુકવામાં આવશે. પણ આ સઘળી આપદાઓછતાં લડાઇનો જુમો અને જોખમ માથે ઉઠાવવાને તે પસંદ કરતો નહતો ; અને વળી તેમ અલગ રેહેવાના ઓથાંતળે, તે જે બાજુતરફ પોતાની લાગણી ધરાવતો હતો—યાને રશિયાનીતરફ—તેને ઘણીક મદદ કરવાને તે શક્તિવાન થશે, એમ આ રાજા ધારતો હતો. જ્યારે ગ્રેટ બ્રિટન અને ફ્રાન્સના એકસંપી કાફલાથી ફિનલાંડના અખાતના માર્ગો રશિયન વેપારનેમાટે બંધ કરવામાં આવ્યા, ત્યારે પ્રુશિયન મુલકોને રસ્તે રશિયન નિકાશ અને આયાતનો વેપાર ચલાવ્યામાં આવ્યો ; અને તેથી જરમનીને માર્ગે રશિયન વેપારીઓને પોતાનો વેપાર ચાલુ રાખવામાં મદદ મળી ગઈ. પ્રુશિયાના રાજાએ આમુજબે કોઈ પણ બાજુની પક્ષ ન લેતાં અલગ રેહેવાના ઢોંગ કરવાનેલીધે રશિયાનાં લાભોને નીચ અને તરકટભરેલી મદદ આપવાનું તેને એક ઓઠું મળ્યું: કારણકે રશિયાસાથે ઘણી દોસ્તીનું નાતું રાખવાનો તેનો એરાદો આ રાજપતિ પ્રમાણિક ખુલ્લાં દેલે અને બાહેમતથી ઝાહેરમાં દેખાડી શક્યો નહીં ; પણ એક હાથઉપર પશ્ચિમનાં રાજ્યવાળાઓની અને બીજા હાથઉપર રશિયાનીવચ્ચે દુધમાં અને દહીમાં રહ્યો, અને એવું કાંઇ પણ ન કીધું, કે જેથી તે કોઈ પણ બાજુતરફ ખાસ મેહરબાની દેખાડતો હોય, એમ માલુમ પડે.

પ્રુશિયનો એક એવી રૈયતછે, કે તેઓએ પોતાના રાજ્યકર્ત્તાઓના ઝુલ્માતછતાં, છુટાપણાં અને એન્સાફના ઘણા ઉમદા વિચારો ગ્રહણ કીધેલાછે ; અને તેઓ તેટલામાંટે શરૂઆતથીજ ટર્કિશોતરપ સારી લાગણીઓ, અને ઝારનીસાંમે ભારે ધિક્કારની લાગણીઓ ધરાવવા લાગ્યા. સઘળાં લશ્કરોને કુદર્તી રીતે લડાઇતરપ પ્રીતિ હોયછે ; અને લશ્કરી ઉલટ હોયછે, તેટલામાંટે પોતાની તે ઇચ્છા તૃપ્ત કરવાને કોઇ પણ તકો તેઓને મળે એવી તેઓ હંમેશાં આર્ઝુ રાખેછે. જ્યારે પૂર્વતરફ લડાઈનું વાદળું ઘેરાવા લાગ્યું—અને કઈ રાજનીતિ એખતિયાર કરવી, તેબાબે હજીતો ફ્રેડરિક વિલિયમ કોઇ પણ નિવેડાઉપર આવે—તેઆગમચ પ્રુશિયન સેપાહો પોતાનું ઝોર દેખાડવાને આતુરતાથી વાર જોવા લાગ્યા. પણ જ્યારે તેઓએ જાણ્યું, કે તેઓનો રાજા લડાઇથી અલગ રેહેવાનો વિચાર રાખેછે, ત્યારે તેઓની નાસેપાસી તરતજ ધિક્કારમાં બદલાઈ ગઇ; તેઓ આ અલગપણું તેઓનાજેવી એક આગેવાન પ્રજાનેમાંટે ઘણું બીઆબરૂભરેલું ધારવા લાગ્યા; તેઓ જાણે કુવતમાં નબળા હોય, અને હિચકારા હોય, એવો ખ્યાલ બહાર બેસે, તે તેઓને પસંદ આવ્યું નહીં. રાજા પોતે અવલથીજ રૈયતના અણગમામાં આવેલો હતો, તેમાં તેણે હવે પોતાની આ ધારણ કીધેલી રાજનીતિથી વધારો કીધો. જ્યારે ૧૮૪૮ નાં સાલમાં આખાં યુરોપમાં રાજદ્વારી ઉહલપાહલનું તુફાન ફેલાયું હતું, ત્યારે પોતાની રાજધાનીમાં જે ખુનખાર

બનાવો બન્યા હતા, તેના એક ઉસ્કેરનારતરીકે રૈયત તેને આગમચથીજ ધિક્કારતી હતી: તેને એક દગલબાઝ કાવનાંખોરતરીકે લેખવામાં આવતો હતો, કે જે પોતાની તરેહવાર નકામી છેતરપટ્ટીથી અને નીચ રાજદ્દુઆરી છળભેદોથી પોતાની રૈયત જે થોડુ ઘણું છુટાપણું આગળ ભોગવતી હતી, તે દગાઇથી તેઓપાસેથી છિનવી લીધું હતું; વળી પોતે પોતાની ખાનગી ઝેંદગીમાં એક હડહડતો રંડીબાઝ અને પુરો છાકટો હોવાથી, તેનામાં નીતિમાન વર્ત્તણુકનો જરા પણ અંશ બાકી રહ્યો નહતો, કે જે તેને આવે વખ્તે મદદે આવે. આમુજબે, આપણે જે સઘળું જણાવી ગયા છૈયે, તેનો થોડા બોલોમાં સાર એજ હતો, કે ફ્રેડરિક વિલિયમની અલગ રેહેવાની રાજનીતિ પ્રુશિયાના હકમાં એક બળવાન રૈયતતરીકે ઘણીજ નુકશાનકારક હતી; તેની રૈયતને ઘણી પઝવનારી હતી; અને તેની પોતાની અત્યારઆગમચની નુકશાન પામેલી આબરૂને વધારે ગેરઆબરૂભરેલી કરનારી હતી.

જે બનાવોનું આપણે વર્ણન કરનાર છૈયે, તે વખ્ત એજ હતો, કે જ્યારે ખુબસુરત બદુરા અને એડગર ઑસઑર્નનેલગતી વાર્ત્તા આપણે જણાવી ગયા છૈયે.

પૉટસડૅમનું ગામ પ્રુશિયાની રાજધાની બર્લિન શેહેરથી ફક્ત થોડાક "માઇલો" ને તફાવતે આવેલુંછે. તે ઘણું સુંદર રીતે બાંધેલુંછે, અને તેમાં મેહેલો અને સંગ્રહસ્થાનો, તેમજ બડેખાંઓની મોટીમોટી ઇમારતો આવેલીછે. જેમ પારિસ શેહેરનું વરસેલ્સછે, અને કેટલીક બાબતોમાં જેમ લંડન શેહેરનું વિંડસરછે, તેમ બર્લિન શેહેરનું પૉટસડૅમછે. પૉટસડૅમમાં જાણીતો "સાં સુસિ" નો મેહેલ આવેલોછે—કે જે હોહેનઝૉલર્નનાં રાજ્યકર્ત્તા કુટુંબનું માનીતું રેહેઠાણછે.

પૉટસડૅમથી આસરે વીસ "માઇલો"ને તફાવતે, ગામના એક ઘણાજ એકાંત પણ રળિયામણા ભાગમાં, એક સગવડભરેલું મકાન આવેલું હતું; તેનો દેખાવ એક ખેડુતનાં મકાનજેવો હતો, તો જોકે તે એક ખેડુતનું મકાન નહતું, કે તેમાં એક ખેડુત વસ્તો નહતો, પણ તેમાં રેહેનારો પ્રુશિયન લશ્કરની નોકરીમાંથી ફારેગ થયેલો ઑપેનહીમ નામનો એક કરનલ હતો. તે આસરે સાઠ વર્ષોની ઉમરનો—કદે ઘણો ઉંચો—અને વક્કરદાર ઢબછબનો એક પુરૂષ હતો. જોકે તે આટલી મોટી ઉમરનોછતાં, કમ્મરમાંથી જરા પણ વાંકો વળેલો નહતો; અને જોકે વૃદ્ધ વયનેલીધે તેના બાલો પાકીને સુફેદ થયેલા હતા, તોયે તેની બુદ્ધિ અને એક ઘડાયલા સેપાહતરીકેની તેની લશ્કરી ઉલટ જેવીને તેવીજ તેઝ હતી. જે ઘરમાં તે રેહેતો હતો, તે તેની વંશપરંપરા ઉતરેલી મિલકત હતી: લશ્કરી નોકરી છોડયાપછી બાકીની ઝેંદગી શાંતીમાં ગુજારવાના ઇરાદાથી તે ત્યાં આવી વસ્યો હતો; તેનીસાથે તેની એકપુરી બેટી સૉફ્રાયા પણ ત્યાંજ રેહેતી હતી.

આપણે જણાવવું જોઇએછે, કે લશ્કરી નોકરી તેણે પોતાની રાઝીખુશીથી છોડી નહતી. તે પોતાની લાયકાતથી ધીમેધીમે એક સારી રીજમીંટની સરદારીઉપર ચઢવા પામ્યો હતો; તે પોતાની આ રીજમીંટમાટે ઘણો મગરૂર હતો, અને પોતાના મરણસુધી તેની સરદારી ભોગવવાની આશા રાખતો હતો. પણ ૧૮૪૮ નાં સાલમાં જ્યારે બર્લિનના લોકોએ કેટલાક સુધારાઓ રાજ્યમાં દાખેલ કરવાની ધમકીભરેલી માંગણીઓ કીધી, કે જે તેઓ પોતાના લાભોમાટે અતિ ઘણી અવશ્યની ધારતા હતા, ત્યારે કરનલ ઑપેનહીમની

રીજમીટને પણ બીજી રીજમીટોનીસાથે લોકોઉપર પોતાની બંદુકો છોડવાનો બાદશાહી હુકમ ફર્માવ્યામાં આવ્યો. આ હુકમને અમલમાં મુકવાને બહાદુર દેલના આ બુઢા લડવૈયાએ ધિક્કારથી ના પાડયું; અને રાજાનો જે એડી-કાંગ આ હુકમ તેનીઆગળ લાવ્યો હતો, તેને એવો જવાબ આપ્યો, કે જો તેથીઉલટોજ તેણે આપ્યો હતે, તો તે તેના હકમાં લાભકારક નિવડતે, અને એક દરબારીતરીકે તે ઓળખાતે. પણ તેના આપેલા જવાબથી પરિણામ એ આવ્યું, કે તેની પોતાની રીજમીટ લોકોઉપર હલ્લો કરી તેઓઉપર પોતાની બંદુકો છોડવાનેબદલે પોતાની "બરાકો" માંજ બેસી રહી; અને જ્યારે થોડાક મહિનાઓ વિત્યાકેડે રાજા પોતાની જુલ્મી હકુમત પાછી મેળવવા પામ્યો, કે, જે હકુમત કેટલોક વખત-સુધી નબળી પડી ગઇ હતી, ત્યારે તેણે કરનલ ઑપેનહીમઉપર પોતાનો કેહેર ખાલી કીધો. તોયે આવા એક બહાદુર અમલદારસાથે એકદમ સખ્ત થવાનું તેણે પ્રસંગયોગ્ય ધાર્યું નહીં, એવી ધાસ્તીથી કે તેમ કરવાથી તેની રીજમીટમાં નાખુશ જુસ્સો તેનીતરફમાં ઉશ્કેરાશે; તેટલામાટે કરનલ ઑપેનહીમને મોઘમમાં એવો અણસારો કર્યામાં આવ્યો, કે જો તે પોતાની રાઝીખુશીથી પોતાના હોદ્દાનું રાઝીનામું આપશે, તો લશ્કરી તપાસ કરી તેની બીઆબ્રુતી કરવામાં આવશે નહીં. લશ્કરી અદાલતથી તેની તપાસ ચલાવવામાં આવે, એ વિચાર કરનલને પસંદ આવ્યો નહીં, કારણકે તેની ખાતેરી હતી, કે તેનો ફેસલો કરનારાઓ ઝરૂર તેનીવિરૂદ્ધમાં ચુકાદો આપવાવિના રેહેનાર નથી; પોતાના દેશની સેવામાં જે ધણીએ ઝખ્મો ખાધેલા, અને ચાંદો મેળવેલા, તેની તપાસ એવી રીતે થાય, એ વિચારજ તેને ભયંકર લાગ્યો, અને તેટલામાંટે ઝુલ્માટથી જે રસ્તો લેવાની તેનીઉપર ફર્ઝ પાડવામાં આવી હતી, તે રસ્તો તેણે અતિ દેલગીરીસાથે લેવો પડયો, યાને તેણે પોતાની રીજમીટ, કે જેમાંટે તે મગરૂર હતો, તેના હોદ્દાનું રાઝીનામું આપ્યું; અને એકાંતવાસમાં ઝેંદગી ગુજારવા લાગ્યો.

કરનલ ઑપેનહીમે જે મહેનતુ નૌકરી ઘણા વર્ષોતુલિક બઝાવી હતી, તે વેળા તેને પરણવાનો જરા પણ ખ્યાલ આવ્યો નહીં, પણ જ્યારે ચાળીસ વર્ષોની ઉમરનો થયો, ત્યારે પોતાનાજ એક ગોઠિયા અમલદારની વિધવાસાથે તેણે શાદી કીધી. આ લગ્નથી તેઓને પેટે ત્રણ કે ચાર ફર્ઝંદો અવતર્યાં: પણ તે સઘળાં બાળપણમાંજ મરી ગયાં, ફક્ત એકજ બાળક મોટું થવાને જીવવા પામ્યું—અને આ બાળક તે ઉપલી સૉફાયા હતી, કે જેણી-નેમાંટે આપણ આગળ જણાવી ગયા છૈયે. તેણીને મુખ્ય ભાગે તેણીની મરનાર માતાની બાનુ ખેશીઓએ ઉછેરી મોટી કીધી હતી—તેઓ એકાંત પણ આબરૂદાર લોકો હતાં, અને ઘણુંકરી ગામડાંમાં રેહેતાં હતાં, અને મોટાં શેહેરોની ગડબડસડબડ અને મોઝશોખને ધિક્કારતાં હતાં. કરનલ ઑપેનહીમ પોતાની લશ્કરી નૌકરીની ફર્ઝોમાં રોકાયલો રેહેવાથી, પોતાની બેટીને આ બાનુઓના હવાલામાં તદન સોંપી બેઠો હતો. તોયે પણ તેઓએ તેણીની કેળવણીપછવાડે જેટલી બની શકેએટલી સંભાળ અને કાળજી રાખી હતી; અને તેથી જેમ તેણી ઉછરતી ગઇ, તેમ ખુબસુરત, તેમજ ઘણી હુશિયાર થતી ગઇ. આ વખ્તે જ્યારે આપણે તેણીની વાંચનારસાથે ઓળખાણ કરાવ્યે છૈયે, ત્યારે તેણી ઓગણીસ વર્ષોની ઉમરની હતી; અને છેલ્લાં આસરે ચાર કે પાંચ વર્ષો થયાં પોતાના બાપસાથે રેહેતી હતી. પોતાની ખેશીઓનાં એકાંતવાસમાંથી હવે તેણી પોતાના પિતાનાં ઘરનાં એકાંતવાસમાં આવી હતી; અને

તેથી કરીને તેણીને દુનિયાદારીનો ઝાઝો અનુભવ નહતો. સાફ દેલની અને નિષ્કપટીનીસાથે તેણી અતિ ઘણી નિર્દોષ હતી; અને તેણીની સારી સમજનેલીધે તેણી એક વાંક કરવાજેટલી પણ ભુલ કરતી નહતી. હમણાં તેણી ઓગણીસ વર્ષની હતી, અને જરમનીમાં પૈદા થયેલી ખુબસુરત નારીઓમાંની એક અતિ ખુબસુરત બાનુ તેણી હતી. સંગેમરમરજેવા સુફેદ કપાળઉપર તેણીના સેંટો પાડેલા સુંદર બાલો હતા: તેણીની મોટી આસ્માની આંખો, આકાશી રોશનીનો જાણે પડછાયો નાખતી હતી. તેણીના ગાલો ગુલાબી, અને ચેહેરાની ચામડી ગુલછડીનાજેવી ચોખી સુફેદ હતી. તેણીના હોઠ પરવાળાંજેવા—અને દાંતો મોતીજેવા હતા. તેણીનું કદ મધ્યમ ઉંચાઇથી સ્હેજ વધારે, તેણીની ચાલ ચપળતાભરેલી, અને શરીર એક પરીનાંજેવું કાંતીદાર, અને સરખું ભરેલું હતું. તેણીનો સ્વભાવ કુદર્તી રમુજી અને સંતોષી હતો—તેણી કવિતા તથા કેસ્સાહકાહાણીની શોખીન હતી—તોયે દુનિયામાં તેણી ઝાઝી ભેળાયલી નહોવાથી કુદર્તીજ રીતે તેનાં પાપી કામોથી અજાણી હતી.

જયારે કરનલ ઑપેનહીમ એકાંતવાસમાં ઝેંદગી ગુજારવા આવ્યો, ત્યારે તે પોતાની બેટીના સાથથી ઘણો ખુશી થવા, તથા સારીરીતે વખત ગુજારવા લાગ્યો. તે તેણીને અતિશય ચાહાવા લાગ્યો, અને આટલાં વર્ષોસુધી તે તેણીથી કેવીરીતે છુટો રેહેવા પામ્યો હતો, તેવિષે અજાયબીસાથે વિચાર કરવા લાગ્યો. એટલામાંટે પોતાનાં દુઃખી થયેલાં જેગરને આ બેટીની હાઝેરીથી જાણે એક ખુશ કરનારો મલમજેવો હતો, અને તેણીનેલીધે પોતાના નમકહરામ રાજાએ તેનીઉપર ગુજારેલા ઝુલ્માતને વિસરવા લાગ્યો, કે જે રાજાની તેણે એકસેવાય બીજી દરેક બાબતમાં અચ્છી સેવા નમકહલાલીથી બજાવી હતી: આ રીતે કદાપી કરનલની ઝેંદગી સુખશાંતીમાં પસાર થઈ ગઈ હતે, પણ તેટલાં એક બનાવ એવો બન્યો, કે જેથી દરેક દેશહિતકારી પ્રુશિયનનું મન ખીજવાયું, કે જેવિષે આપણે આ પ્રકરણની શરૂઆતમાં જણાવી ગયા છૈયે.

મે મહિનાની આખેરીની એક સાંજ હતી—અને જયારે સૂર્ય અસ્ત પામવાનો વખ્ત થયો હતો—ત્યારે સૉફ્રાયા, તેણીની સાદડીની ટોપી પેહેરીને ઉભેલી હતી; આ વેળા તેણી અતિશય ખુબસુરત દેખાતી હતી; તેણીની ટોપીઉપર જડેલી લાંબી રેશમી પટીઓ હવામાં ફરફર ઉડતી હતી; તેણી પોતાના બાપનાં ઘરનેલગતી મોટી વાડીમાં ફરતી હતી. આ વાર કરનલ પોતાનાં વાંચવાલખવાના ઓરડામાં બેઠેલો હતો, કે જે ઓરડામાં તે હમણાં કેટલુંક થયું ઘણોવાર રોકાયલો રેહેતો હતો, કારણકે છેલાં થોડાંક અઠવાડિયાં થયાં તે ઘણાં કાગઝપત્રો લખવામાં અને કેટલાક મુલાકાતે આવનારાઓને મળવામાં રોકાયલો રેહેતો હતો. જે સઘળા કાગઝો તે લખતો, તે ઘણી સંભાળથી પોતે પોતાનેજ હાથે પડોશનાં ગામડાંની ટપાલ "ઑફિસ" માં લઇ જઇ નાખતો હતો; અને જેઓની તે મુલાકાત લેતો હતો, તેઓ દેખાઇતી રીતે કાંઇ અગત્યના કામમાંટે તેની આગળ આવતા હતા—કેમકે તેઓનીસાથે તે પોતાની બેટીની ઓળખાણપિછાણ કરાવતો નહતો, કે જેણી તેઓ આવતા તે વખ્તે એક ન્હાનાં બેસ્વાનાં ઓરડામાંજ રેહેતી હતી. ખરેખર હમણાં થોડુંક થયું, તે પોતાનાં કોઇ કામમાં એટલોતો રોકાયલો રેહેતો હતો, કે સૉફ્રાયાએ પોતે એક પુરૂષસાથે જે દોસ્તી માંડી હતી, તે તેને જણાવવાની પણ તક તેણીને મળી નહીં

—તો જોકે તેણીએ એક દોસ્તી પાડી હતી. તેથી તો તે જાણીતો હતો. આ ઓળખાણ કોણનીસાથે, અને કેવી રીતે કરવામાં આવી હતી, તે આપણે તરત જાણીશું.

સૉફાયા ફરતીફરતી વાડીના એક ભાગઉપર આવી, કે જે મકાનથી સૌથી વધારે દુર હતો, અને જ્યાં એક ન્હાનો દરવાઝો એક ગળીતરફ પડતો હતો, કે જે ગળીમાંથી થઇને ધોરી રસ્તાઉપર નિકળાતું હતું. એ ધોરી રસ્તાને એક નાકેથી ગામડાંમાં અને બીજે નાકેથી પૉટસડૅમ જવાતું હતું. આ દરવાઝાઆગળ આવી પહોંચતાં, તે ગળીમાં તેણીએ ઉતાવળે ડોકિયું કીધું; અને એક ઘોડેસવારને પોતાનીતરફ આવતો જોઇને હર્ષનેમારે તેણીના ગાલોઉપર રતાસ ચઢી આવ્યો. તે શખ્સ પોતાનો ઘોડો કુદાવતો દરવાઝાઆગળ આવ્યો; અને પોતાના ઘોડાઉપરથી નિચ્ચે કુદી પડીને તે કુમારિકાનો સુંદર હાથ પોતાના હાથમાં લઇ તેઉપર પ્યારથી બુસો લીધો. આ વખતે તેણીના ગાલોઉપર ગુલેઅનારનાં ફુલજેવો રંગ ધાઈઆવ્યો: પણ તેણી કોઇ રીતે ગુસ્સે થઈ નહીં—તેથીઉલટું તેણીનું હૈયું ખુશહાલીથી ધડકતું હતું—અને પેલા આશકને પોતાનીતરફ પ્યારભરી રીતે જોતાં જોઇ શર્માઇને તેણી ઝમીનતરફ જોવા લાગી.

તે આસરે ચોવીસ વર્ષોની ઉમરનો એક જવાન હતો, અને અતિ ઘણા દેખાવડા ચેહેરાનો અને સારા બાંધાનો હતો. તેના બાલો ઘેરા ભુરા રંગના હતા: અને તેની આસ્માની આંખોઉપર લાંબાં કાળાં પાંપણો હતાં. તે કદે ઉંચો—સરખા ડોળદાર કદનો—અને રોનકદાર ચાલનો હતો. તેનો દેખાવ કોઇ મોટાં માણુસની ઢપનો હતો; તેની રીતભાત સભ્યતાભરેલી હતી; અને તેણે બહુ શોભિતો અને નવી "ફૅશિન" નો પુશાક પેહેરેલો હતો. ખચિત, આ સર્વેઉપરથી સિદ્ધ થતું હતું, કે તે કોઈ ઉંચી પદવીનો માણુસ હતો. પોતાનીતરફ તે જવાન બાઇને પાછી માયા દેખાડતી જોઇને તેની આંખો ખુશાથી ચમકતી હતી. પણ તરતજ એકાએક તેના ચેહેરામાં કાંઇ અજાયબજેવો ફેરફાર થઇ ગયો; અને તેઉપર નહીં વર્ણવી શકાયએવા દુઃખની નેશાની જણાઈ;—કદાચ તે મનનાં, કે કદાચ તનનાં દુઃખથી પણ હોય. કદાચ તેનાં હૈયાંમાં ઉભા થયેલા પસ્તાવાનેલીધે પણ તેમ હોય; કદાચ તેનું દેલ કોઇ બાબતસર અંદરખાનેથી ડંખતું હોય, તેથી પણ તેમ બન્યું હોય. જોકે તેનો દેખાવ ઘણો દુઃખી બની ગયો હતો—અને તેનું કારણ ગમેતે પણ હોય, તોયે તે તેના ખુબસુરત ચેહેરાઉપર પળભાર દેખાઇ આવ્યું હતું. સૉફાયાએ દુઃખની તે નેશાની તેનાં મ્હોંઉપર પ્રગટી નિકળેલી દિઠી નહીં; અને જ્યારે તેણીએ પોતાના આશકનીગમ જોવાને પોતાની આંખો પાછી ઉંચકી, ત્યારે જાણે કશું બન્યુંજ નહોય, તેમ તેનો ચેહેરો પાછો શાંત અને પ્યારભરેલો બની ગયો હતો.

તે ન્હાના દરવાઝાનીસાથે પોતાના ઘોડાની લગામ તેણે પછી એવીરીતે બાંધી, કે જેથી તે જાનવર ત્યાં ઉગેલું ઘાસ ચરી શકે; એમ કરવાપછી તે દરવાઝામાં દાખેલ થયો. બાગમાં પછી આ બંધે આશકમાશુક ઘણી છાયાંવાળી જગ્યાએ ગયાં; પણ જેવા તેઓ ત્યાં જઇ લાગ્યાં, કે ઘરના આગળા દરવાઝાઉપરનો ઘંટ કોઇને વગાડતાં તેઓએ સાંભળ્યો.

"આજે સાંજના વળી તારા બાવાઆગળ કોઈ મુલાકાતે આવ્યાછે?" સૉફાયાની બાજુમાં ચાલતા તે જવાન ગ્રહસ્થે પુછ્યું; આ વેળા તેનો હાથ તેણીની નાઝુક કમરઆસપાસ તેણે વિંટાળેલો હતો.

સૉફાયા—"પ્યારા કાર્લ, એમ લાગેછે ખરૂં, પણ કોઇ તેવણને મળવા આવનાર છે, તેની મને ખબર પણ નહતી."

કાર્લ—" મારી વાહાલી સૉફાયા, મેં તુંને છેલ્લી જોયાપછી ફક્ત ત્રણ દહાડા વિત્યાછે, તોયે મને તો જાણે મહિનો વહી ગયો હોય, એવું લાગેછે. પણ તુંને તો સૉફાયા—"

સૉફાયા—(વચ્ચે બોલી ઉઠીને, જાણે નર્મ ઠપકો આપતી હોય, તેવે સાદે) "અરે! ત્યારે શું તમે ધારોછો, કે તમે જાઓછો, ત્યારે તમારો વખ્ત જલ્દીથી વહી જાયછે કે?" પછી એક હાય મારીને, પણ તે હાય દેલગીરીની નહીં, પણ અતિયંત સુખની મારીને તેણી વધુ બોલી, "આહ! કાર્લ, જે દહાડેથી મને તમારીસાથે ઓળખાણ પડીછે, તે દહાડાથી તમારી મુલાકાતોનીવચ્ચેનો મારો વખ્ત તો ઘણોજ ભારી ને કંટાળાભરેલો જાયછે. જ્યારે તમો લાંથી જાઓછો, ત્યારે તમો મને બીશક હંમેશનીમુવાફેક કહોછો, કે 'સૉફાયા બે કે ત્રણ દહાડામાં હું પાછો આવીશ' :—અને તમો મારી નજરઆગળથી દુર થાઓછો, તેની અને તમોને પાછા આવતાં ગળીને નાંકે હું જોઉંછું, તે વખ્તનીવચ્ચેનો વખ્ત મારે મનથી ખરેખર એક જમાનાજેટલોજ લાંબો હોયછે."

આ સાંભળી કાર્લે તેણીને પ્યારથી એટલીતો ચાંપીને પોતાની ગોદમાં દાબી, કે જેથી તેણીને ખચિત ઇઝા થઇ, અને પછી જુસ્સાના આવેશમાં આવેલે સાદે બોલ્યો, "વાહાલામાં વાહાલી સૉફાયા; તારે મ્હોંથી આપ્રમાણે બોલતાં સાંભળી મારૂં દેલ નહીં કેહેવાયએવાં સુખથી ભરાઇ જાયછે? પણ જો સાંભળ! વળી કોઇએ આગળા દરવાઝાનો ઘંટ વગાડ્યો છે. ઓહ! તારા બાવા આજ સાંજના વળી પાછા મળવા આવનારાઓની મુલાકાત લેછે, તેથી મને ખુશહાલી ઉપજેછે : આપણે તેથી ખચિત વગરહરકતે કલાકેકસુધી લાં વખ્ત ગુજારી શકીશું!"

સૉફાયા—(ધીમે સાદે અને અચકાતીઅચકાતી) "કાર્લ, તમોને ખબરછે, કે કોઇ વખ્તે મારાં મનમાં એમ લાગેછે, કે આપણી આ મુલાકાતો જાણે ચોરીછુપીની અને છાની હોય?"

કાર્લ—"પણ શું હું તારા બાપને સારી રીતે પિછાણતો નથી? અને તુંને મારીસાથે ઓળખાણછે, એ શું તારા બાવા જાણતા નથી? ઘણીક વખ્ત ખુલ્લીરીતે શું હું તારા ઘરમાં મુલાકાતે આવતો નથી? અને તે વખ્તે શું તેવણ મને માયાથી આવકાર આપતા નથી?"

સૉફાયા—(અધિરાઇથી) "હા—અને મારી ખાતેરીછે, કે મારા બાવાજી તમોને ચાહેછે, કારણકે જે મતો તેવણ ધરાવેછે, તેવાજ વિચારો તમે પોતે પણ ધરાવોછો—અને તેટલામાંટે તેવણ તમોતરફ ઘણા ખુશીછે! આવી મુલાકાતોપછી જ્યારે તમો જાઓછો, ત્યારે તેવણ તમોને એક સાચા પ્રુશિયનતરીકે ઝાહેર કરેછે. આહ! અને મને યાદછે," પોતાનો આશક ખુશી થાય, એવું કાંઇ તેણીને જણાવવાનું હોવાથી તે જવાન છોકરી નિર્દોષ ખુશહાલીમાં આવી ગઇ, "કે મારા બાવાજી એકવાર બોલ્યા હતા, કે જો પ્રુશિયાના બધાજ જવાનો તમારાજજેવી ઉલટ ધરાવતા હોય, તો દરબારની અને સરકારની રાજનીતિ આટલી બીશર્મીભરેલી અને બીઆબરૂભરેલી દેશનેમાંટે જેવી હમણાંછે, તેવી થાય નહીં. કાર્લ, ત્યારે મને જણાવો," ઘણીજ માયા અને આજીજીથી પોતાના આશકના

ચેહેરાતરફ જોઇને, "કે તમો મને આ રીતે હંમેશાં દરવાઝાઆગળ તમોને ભેટવાને કાંય જણાવોછો? તમો આગળ જેમ આવતા હતા, તેમ હંમેશાં ઘરમાં ખુલ્લી રીતે આગળે દરવાઝેથી અંદર કાંય નહીં આવતા?"

**કાર્લ**—"વાહાલી સૉફાયા, તું હંમેશાં મને એના એજ સવાલનો જવાબ ફરીફરીથી કેહેવાને ફર્ઝ પાડેછે. શું મેં તુંને જણાવ્યું નથી, કે મારો બાપ દરબારમાં રાજાની પક્ષનો એક ચુસ્ત હેમાયતીછે?—અને રાજાનો એક ઘણો ભારે વખાણનારછે?—અને વળી હાલના સમયમાં અલગ રેહેવાની અને સુલેહ જાળવવાની રાજનીતિનો તે એક ઘણો હેમાયતીછે? વળી મેં તુંને બીજું એમ પણ ન સમજાવ્યું હતું, કે ૧૮૪૮ નાં સાલમાં જે યાદગાર બનાવ બન્યો હતો, કે જેમાં રાજાની હકુમતનો નાશ કરવાને પ્રજાસ્તાક ટોળીવાળાઓએ બળવો કર્યો હતો, તેમાં આપણા રાજાની વર્ત્તણુક તેણે ઘણી હોંસથી પસંદ કીધી હતી?"

**સૉફાયા**--(ફરીથી એક સર્દ હાય મારીને) "અફસોસ, હા! હું હવે બરાબર સમજીછું. તે કારણસારૂં તમારા બાવા, કાઉંટ ડે મૅન્સફેલ્ડટનીહઝુરમાં મારા બાવા, કરનલ ઑપેનહીમનું નામ તો લેવાયજ નહીં, સબબ તેવણે તો રાજાનીસાંમેની પક્ષમાં ભાગ લીધો હતો?"

**કાર્લ**—"સૉફાયા, **તારા** બાવાવિષે **મારા** બાવાનાં મનમાં માઠો વિચાર બેસી ગયોછે, અને તેથી જો હું છાની રીતે તારી મુલાકાતે આઉંછું, એમ જણાય, તો તેથી તે એમજ સમજે, કે હું પણ રાજાની સાંમી પક્ષનોછું, અને તે મારી ચાલથી મને ખમવું પડે."

**સૉફાયા**—"ત્યારે એજ હું સમજી શકતી નથી, કે તમો આપણાવચ્ચેની આ મુલાકાતો **તમારા** બાવાથી છુપી રાખવા માંગોછો, તે તો ઠીકછે, પણ તે **મારા** બાવાથી છુપી રાખવામાં તમારી શી મતલબછે?——"

વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટે તેણીને બોલતી અટકાવીને બોલી ઉઠયો, "જો, મારી અતિ વાહાલી સૉફાયા, હું કહુંછું, તે સાંભળ! અગરજો તારો બાપ જાણે, કે હું તારો હાથ મેળવવાને ઉમેદવાર થયોછું—જો તેને ખબર પડે, કે આ તારા મીઠા હોઠોએ તેં મારો પ્યાર કબુલ રાખ્યોછે—તો તેવિષે મારા પોતાના બાપને તે આગમચથી જણાવ્યાવગર આપણને આ રીતે વધુ વાર પ્યાર કરવા દે નહીં, તો પછી તેનું પરિણામ શું આવે?"

**સૉફાયા**—"કાર્લ, તેમછતાં પણ હું તમોને ખુલ્લાં દેલની જણાઉંછું, કે ઘણી વખ્તે આ વાત મારા બાવાજીને જણાવી દેવાની અણીપર હું હતી, કે મેં તમારી વારંવાર મુલાકાતો તેની જાણવગર લીધીછે; પણ મારા શરૂઆતના બોલોજ જાણે મરાં ગળાંમાં રૂંધાઇ જાયછે, અને તેથી હું તે તેવણને જણાવતાં અચકી જાઉંછું. જયારેણી હું તેવણને કેહેવા જાઉંછું, ત્યારે એકાદ કાગળ આવી પુગેછે—કે કોઇને કોઇ મુલાકાતે આવી લાગેછે—કે નહીંતો મારા બાવા બીજાં કામમાં એટલાતો રોકાયલા હોયછે, કે——"

કાર્લ—(ઠપકાથી) "અરે! શું ત્યારે સૉફાયા, તેં આ વાત તારા બાપને જણાવી હતે કે? અને પછી તેનાં પરિણામમાં આપણ બન્નેને છુટાં થવું પડતે!"

સૉફાયા—"મારા અતિ વાહાલા કાર્લ આપણી આ મુલાકાતો ચોરીછુપીથી થાયછે, એમ તમે મને આગળ તો કોઇ વાર પણ ઉઘાડી રીતે ખુલ્લું જણાવ્યું નહતું, તે તો તમે આજેજ સાંજના બોલ્યાછો. મને તો એમજ લાગતું હતું, કે જાણે આપણે ચોરીછુપીથી એકમેકને મળતાંભેટતાં હોઇએ; પણ તેમ તમે જાણીજોઇને કરતા નથી, પણ અકસ્માતથી તેમ બની જાયછે, એવું હું તો આજસુધી સમજતી હતી. એમ સમજીનેજ જો તક મળે, તો મારા બાવાને હું આ સર્વે બીનાથી વાકેફ કરવાની હતીઃ કારણકે, ઓહ! કાર્લ, હું એક છુપું કામ કરૂં, અને તેબાબે મારા અતિ વાહાલા બાવાજી કશું ન જાણે, એ વિચારજ મને પસંદ નથી!"

આપ્રમાણે બોલતી વેળા આ જવાન છોડીની આંખોમાંથી ગડગડ આંસુઓ ખરવા લાગ્યાં; અને તે જોઇ ડે મૅન્સફેલ્ડટ દેલથી અતિશય દુઃખી થયો. તે તેણીનીતરફ માયા અને કાળજીથી જોવા લાગ્યો; પણ પછી જ્યારે તેણીએ ધીમેધીમે પોતાનો રડતો ચેહેરો તેની છાતીઉપર નાખ્યો, ત્યારે પાછી તેના ચેહેરાઉપર અતિશય દુઃખની છાપ પડેલી જણાઇ.

કાર્લ—(ઘણે ધીમે સાદે) "સૉફાયા, તારાં દેલને પસ્તાવાથી દુઃખ થાય, એવું કાંઈ પણ કરવાની હું મરતાં તુંને સલાહ આપું નહીં; તેમજ તારાં નિર્દોષ મનમાં જે બાબત ચોરીછુપીથી થતી લાગતી હોય, તે કરવાને હું તુંને કદી પણ સલાહ આપું નહીં, તોયે મારી વાહાલી સૉફાયા, તું આગળ જાણતી હતી, તેકરતાં હવે વધારે સારીરીતે મારી કઢંગી હાલત સમજી ગઇ હશે, એમ હું ધારૂંછું—અને આપણાંવચ્ચેના પ્યારની વાત જ્યાંસુધી વધારે પ્રસંગોપાત વખ્ત આવે, ત્યાંસુધી છુપી રાખવામાંટે આપણાંવચ્ચે જે ગોઠવણ મોઘમમાં કીધી હતી, તે પણ તુંને યાદ હશે? એક બાપનાં મરણનેમાંટે વિચાર રાખવો, એ ઘણુંજ કમકમાટભર્યુંછે, તે તો હું ખુદાને હાજેરનાજેર જાણીને તુંને જણાઉંછું: એમ વિચારનાર પોતાનાજ બાપના ખુનીજેવો મને તો જણાયછે! પણ તેછતાં, સૉફાયા, મને ધાર્યાવગર રેહેવાતું નથી, કે મારો બાપ ઘણો બુઢો થયોછે—અને તે હવે લાંબો વખ્ત જીવવા પામેએમ નથી—અને તેનાં મરણપછી હું મારો પોતાનો ધણી થઇશ. પણ, જો મારાં હૈયાંના ફેરેસ્તા! જો આ છુપી મુલાકાતોથી તારાં દેલમાં દુઃખ ઉપજતું હોય——"

સૉફાયા—"અરે, કાર્લ, આપ્રમાણે ના બોલો! મેં તમોને હમણાંજ જણાવ્યું નહીં, કે આપણાંવચ્ચેની મુલાકાતોવચ્ચેનો અંતર મારે મનથી એક જમાનાજેવો લાંબો લાગેછે?—અને તમારી મુલાકાતથી મને કેવી ખુશહાલી ઉપજેછે, તે મેં તમોને હમણાંજ જણાવ્યું નહીં? પણ હમણાં પેહેલીજવાર તમે મને જે ખોલાસો કર્યોછે, તે જો હું મારા બાવાજીને જણાઉં, તો તેમાં શી હરકતછે? મારા પિતાજીને ખબરછે, કે તમારા બાવા રાજાની પક્ષનો ઘણો ચુસ્ત વિચાર ધરાવનારાછે: પણ તેમ તેવણ એમખી જાણેછે, કે તમે પોતે તો તમારા બાવાના વિચારથીઉલટાજ વિચારો ધરાવોછો."

કાર્લ—(તેણીને બોલતી અટકાવીને) "મારી પ્યારી સૉફાયા, હું ફરીથી તુંને આઝીજી કરૂંછું, તે ધ્યાન દઇ સાંભળ. જ્યારે મને અકસ્માત થયો, અને તમારાં ઘરમાં લાવ્યામાં આવ્યો, ત્યારે તમારા બાવાએ ચોકસ પર્દો રાખીને મને ઘરમાં લીધો: પછી જ્યારે હું તેવણની મુલાકાતે આવ્યો, ત્યારે મને એક આવકારદાયક ઓળખાણવાળાતરીકે એવણ મારીસાથે વર્ત્યા; અને પછવાડેથી ધીમેધીમે તેઓ મને પોતાના એક દોસ્તતરીકે ગણવા લાગ્યા. પણ આ સઘળાંઉપરથી તારે એમ નહીં સમજવું, કે તેવણ મને તારા હાથના એક ઉમેદવારતરીકે કબુલ કરશે. જેવીરીતે મારા બાપ, કાઉંટ ડે મૅન્સફેલ્ડટનાં ભેજામાં રાઇછે, તેવીજ રીતે કરનલ ઑપેનહીમ પણ મગરૂરછે; અને તેટલામાટે તે પોતાની બેટીને એક એવા પુરૂષસાથે પ્યાર કરવા દે નહીં, કે જેનો બાપ તેણીને પોતાની વહુતરીકે લે કે કબુલ કરે. સૉફાયા, તું હવે જોશે, કે તેં મને સઘળું ખુલ્લું કરી તુંને કેહેવાની ફર્જ પાડીછે——"

સૉફાયા—(બિચારી બહુ રડી પડીને) "અરે! તમે મને જે બધું કહ્યુંછે, તેથી હું ઘણી, ઘણીજ દુ:ખી થઇછું, કારણકે હવે મારી આંખઉપરથી અજ્ઞાનપણાંનો પર્દો દુર થયોછે,—અને હું જાણે સ્વપ્નો જોઇ ઉઠી હોઉં, એમ મને લાગેછે. હવે મને મારા બાપતરફની મારી બેટીતરીકેની ફર્જ, અને તમારીતરફનો મારો પ્યાર, એ બેમાંથી એક પસંદ કરવું જોઇએછે,—ટુંકમાં, મારે તેના પગોઆગળ પડી સઘળી બાબત કબુલ કરી દેવી જોઇએછે, કે જેમ કરતાં કદાચ આપણ બંધેને હંમેશસુધીનાં છુટાં થવું પડે,—અથવા મારે તમોને હમણાંનીપેઠે ચોરીછુપીથી મળવાતું ચાલુ રાખવું જોઇએ."

આ વખતે સૉફાયા ડચકાં ખાઇ એટલીતો રડતી હતી, કે તેણીનો જીવ પણ જાણે રૂંધાઈ જતો હતો.

ફરીથી કાર્લ ડે મૅન્સફેલ્ડટને ઘણું દુ:ખ ઉપજતું હોય, એવું જણાયું: શું કેહેવું કે શું કરવું તે તે સમજી શક્યો નહીં; તે મનમાં ગુંચવાવા લાગ્યો. તે ભારે વમાસણમાં પડી ખુબસુરત સૉફાયાતરફ જોવા લાગ્યો, જાણે કે તેણીનાં દેલમાં આ વખ્તે શું વિચારો પસાર થતા હતા, અને તેણી શું નિવેડાઉપર આવી હતી, તે જાણવાને ચાહાતો હોય. રડવાથી તેણીનું ભરાઈ આવેલું હૈયું ખુલ્લું પડયું: અને ધીમેધીમે તેણીનાં ડચકાં ખાવાના પણ બંધ પડયાં.

સૉફાયા—(ધીમે સાદે) "ઓ કાર્લ! તમારેથી છુટા પડવાનું તો કદી ન બનેએવું છે!—અને મને તમારીઉપર એટલો બધો વિશ્વાસછે, કે જો આ હાલના સંજોગોમાં હું તમારીસાથે મારા બાપથી છુપી રીતે મળ્યા કરવાતું ચાલુ રાખું, તો તેમાં કશું ખોટું નથી, એમ જો તમો મને ફકત જણાવો, તો——"

કાર્લ—(ભારે હોંસથી) "અરે! અરે જેટલો હું તુંને ચાહુંછું, તેટલીજ જો તું મને ચાહાતી હોય, તો જે કરવાનુંછે, તેમ કરવાને તું એક ઘડીબી શકમાં રેહે નહીં. પણ હું તારીસાથે વધારે તકરાર કરવા, કે તુંને વધારે સલાહ આપવા માંગતો નથી. સૉફાયા, તુંને જે વાજેબી લાગે, તે કરવાનું હું તારી મુન્સેફીઉપર છોડુંછું. તોયે એક

બાબતછે, કે જે મારે તુંને ઝાહેર કરવી જોઇએછે; અને તે એજ છે, કે સઘળી વાત તારા બાપને જો તું જણાવે, અને તેથી કરનલ ઑપેનહીમ મને પોતાનાં ઘરમાં આવતો-જતો અટકાવે, અથવા તુંને મને મળવાને મના કરે, તો તેથી મારાં તમામ સુખનો ભંગ થાય. હું નહીં ધારતો, કે જો તેમ થાય, તો હું જીવતો રેહેવા પામું. ના—નહીં—ખચિતજ નહીં! ઓ, સૉફાયા! મારો તારીઉપરનો પ્યાર કેવો અને કેટલોછે, તે તું જાણતી નથી!—તે પ્યારની મારીઉપર શું અસર થાયછે, તેની તુંને ખબર નથી—તેથી મને કેટલા બધા ભોગો આપવા પડેછે, તે——"

**સૉફાયા**—(વચ્ચે બોલી ઉઠીને) "ભોગો?" અને આ સાંભળી તેણી અજાયબ થવા લાગી.

**કાર્લ**—"હા, ભોગો!" એમ બોલી તેણે ઘડીભર પોતાનો હાથ પોતાનાં કપાળઉપર દાબ્યો, જાણે તેનાં ભેજાંમાં કાંઇ દુઃખ થતું હોય, તે નર્મ પાડવા માંગતો હોય. પછી આગળ બોલ્યો, "સૉફાયા, મારો બાપ, આજ કેટલીક વખ્ત થયો મારો હાથ એક જવાન, માતબર, અને મારે ઉમેરવું જોઇએ, કે વળી એક ઉંચા કુળની ખુબસુરત બાનુને આપવાની માંગણી કરવાને મને કહ્યા કરેછે; પણ તેમ કરવાને મેં ના પાડયુંછે!"

આ સાંભળી થોડીક "મિનીટો"સુધી સૉફાયા વિચારમાં મસ્ગુલ થઇ; અને પછી ધીમા ધ્રુજતા આવાજે બોલી, "તમો મારેખાતેર ભોગો આપ્યાછે—પણ તમેજ ભોગો આપો, અને હું તેનાબદલામાં નહીં આપું, એમ બને નહીં. કાર્લ, મેં મારો ઠરાવ નક્કી કર્યોછે! અને તે એછે, કે જયાંસુધી તમે મને રઝા આપો નહીં, ત્યાંસુધી આ વાત હું મારા બાપને જણાવીશ નહીં."

જવાન વાઇકાઉંટે આ સુખનો સાંભળતાંજ તે ખુબસુરત અને ભોલી કુમારિકાને પોતાની ગોદમાં ચાંપી; અને આ ઠરાવ કરવામાંટે જુસ્સાથી તે ઉપકારનાં સુખનો તેણીને કેહેવા લાગ્યો. થોડીકવાર વધારે તેઓ બાગમાં હંઇતહીં ફર્યાં: અને છેક અંધારૂં થયું, ત્યારે તેઓ છુટાં પડયાં. કાર્લ ડે મૅન્સફેલ્ડટ પોતાના ઘોડાઉપર ચઢયો; અને તેનાં છુટાં પડતી વખ્તના બોલો એ હતા, કે તે જલ્દીથી પાછો આવશે. પછી તે ધીમેધીમે પોતાનો ઘોડો ચલાવી ગયો. અંધારાંમાં દેખાયું, ત્યાંસુધી સૉફાયાએ તેનો જતો આકાર ડોળા ખેંચી-ખેંચી જોયા કીધો; પણ જયારે તે દેખાતો બંધ પડયો, ત્યારે ઘરમાં પાછી ફરી. કાર્લને મ્હોં, જે અતિ પ્યારની ખાતેરીના શબ્દો તેણીએ સાંભળ્યા હતા, તેથી તેણીનાં મનમાં ખુશહાલી વ્યાપી રહી હતી—પણ તેમ વળી તે ખુશહાલીસાથે તેણીને દેલગીરી પણ લાગતી હતી, કે તેણીએ પોતાના બાપથી સઘળી વાત છુપી રાખવાનો કૌલ કાર્લને આપી, તેમ-માણે ચાલવાને તેણી બંધાઇ ગઈ હતી.

કરનલ ઑપેનહીમનાં એકાંત મકાનની વાડીમાં આ આશકમાશુકનાં છુટાં પડવાપછી આસરે બે કલાકો રહીને પૉટસડૅમખાતે એક બનાવ બન્યો, કે જે આપણે આ પ્રકરણ પુરૂં કરવાઆગમચ વાંચનારને જણાવીશું.

પ્રુશિયાનો રાજા પોતાનાં કુટુંબની, અને દરબારીઓની એક ચુંટી કાહાડેલી મંડળી-સાથે "સાં સુસિ"ના મેહેલમાં ખાણું લેતો હતો. પોતાની હંમેશની ટેવમુજબે તે અવારે-

તુલિક જમવાની "ટેબ્લ"ઉપરજ બેસી રહ્યો; આ વેળા તેઓવચ્ચે ચાલતી ગોષ્ટેગુ લડાઇ-નેલગતી હતી. અલબતાં, કુદર્તી રીતે પોતાનો રાજા જે વિચારો જણાવે, તે તેનીજ બાદશાહી "ટેબ્લ"ઉપર બીરાજેલા અને મોઝ મારનારા ઉંચા દરજાના હોદ્દેદારો હાજીહા કરતા હતાઃ ખરેખર તો તેઓ મનમાં તેનેથી જુદોજ વિચાર ધરાવતા હતા—પણ તેઓ સઘળા તેની રાજનીતિને બહાલ રાખનારા તથા ટેકો આપનારા હોવાથી તેઓને તેમ હાજીહા કરવાની ફર્જ પડતી હતી. તોયે રૂશિયાનો પાટવીકુંવર, અને ગાદી-વારેસ ચુપજ બેસી રહ્યો; અને રાજા પોતે સારીરવેસે જાણતો હતો, કે તેનો બેટો તેના વિચારોથી જુદો મત ધરાવતો હતો, તેથી તેણે તેને પાધરેપાધરો કશો સવાલ ન પુછવાના અખાડાજ કીધા. પણ આખરે, તેની ચાલુ ચુપકીદીથી ચીડાઇને તે નામદારે કાંઇ એવો એશારો કીધો, કે જે જોકે શાહઝાદાને પોતાને પાધરો લાગુ પાડવામાં આવ્યો નહતો, છતાં જાણે તે તેનેજમાટે હોય, એમ જણાતું હતું. આટલી બધી હદસુધી રાજાએ છુટ લેવાછતાં ગાદીવારેસ તો ભારે ચુપકીદી એખતિયાર કરી બેસી રહ્યો, અને પોતાની રકાબીમાં તરત-નાજ લીધેલાં એક સ્વાદિષ્ટ ફળસાથે રમ્યા કીધો.

હવેતો રાજાના ગુસ્સાની હદ આવીઃ પણ તે ગુસ્સો બહાર પાડવાથી, તેની પદવીને હલકુ લાગશે, એવા ડરથી તેણે તેમ કીધું નહીં, પણ તેથીઉલટુંજ તેણે પોતાનો તે ગુસ્સો છુપાવ-વાની કોશેશ કીધી; અને "ટેબ્લ"આગળથી ઉઠી, તે ઓરડો છોડી ગયો.

પોતાના કામકાજના ખાનગી ઓરડામાં જવામાંટે તે રાજા એક મોટા દાદરઉપર ચઢયો, કે જે ઓરડામાં, દરબારીઓમાં જે ગપાટા ચાલતા હતા તેમુજબે, મોડી રાતસુધી દારૂના દેવની પૂજા કરવાની તેની ટેવ હતી, તો જોકે બહાર તો તે એવો દેખાવ કરતો હતો, કે ત્યાં તે પોતાના દરબારી આચરિયાંઓ અને પયેગામો વાંચવામાં ને લખવામાં વખ્ત ગુજારતો હતો. એક મોટી ચાલ પસાર કરીને તે ઓરડામાં જવાતું હતું; અને કોઇ અક-સ્માતથી અથવા ભુલથી તેમાં જે બત્તીઓ સળગાવવામાં આવતી હતી, તે બુઝાઈ ગયેલી હતી. તેછતાં મોટી ઉંચી બારીઓની હારમાંથી તે ચાલમાં રળિયામણાં ચાંદરણાંનો રૂપેરી ચળકાટ પડતો હતો. બીશક ચાંદરણું એવું તો તેઝસ્વી હતું, કે રાજા પોતે ગુસ્સાભરેલા સ્વભાવમાં હોવાછતાં દીવાઓની ગેરહાઝેરીઉપર તેનું ધ્યાન પણ ખેંચાયું નહીં.

જયારે તે પોતાના ખાનગી ઓરડાના દરવાઝાતરફ તે ચાલમાંથી પસાર થતો હતો, ત્યારે તેને એવું લાગ્યું, કે જાણે ખુદ તે ચાલની ગાલિચો બિછાવેલી ઝમીનમાંથી તેનેથી થોડે છેટે કાંઇ ધુમસજેવું નિકળતું હોય. તેણે પોતાની આંખોઉપર હાથ ફેરવ્યો, અને ફરીથી નિહાળ્યું, તો ખરેખર તે ધુમસ વધારે ખુલ્લો થતો જતો તેને દેખાયો; અને તેનીવચ્ચે માણસનાજેવો એક આકાર ધીમેધીમે પ્રગટો નિકળ્યો. રાજા તો આ જોઇને સ્તબંધ થઇ ગયો; તેનાં મ્હોંડાંઉપર ધાસ્તી પથરાઇઃ કારણકે આ ચમત્કારીક દેખાવ શું હશે, તેબાબે તેનાં દેલમાં ધાસ્તીભરેલી શંકા ઉભી થઇ. અને જયારે તેણે વધારે ટીકીને બારીકીથી જોયું—ત્યારે તેની નેશોમાં ફરતું લોહી પણ બંધાઇ ગયું—તેના બાલો ઉભા થયા—અને તેનાં દિઠાંમાં પેહેલાંતો એક ઘણો ઝાંખો આકાર આવ્યો, પણ પછી તે આકાર વધીને એક ખુબસુરત ઔરતનો થયો, કે જેણીએ શુદ્ધ સુફેદ પુશાક પેહેરેલો હતો. તેણીનો ચેહેરો

સંગેમરમરજેવો તમામ ઉજળો ફ્ક્ક હતો—છતાં એક ખુબસુરત ઔરત મોતમાં જેવી દેખાયતેવો હતો. દેલગીરીસાથે—અરે! કેવી ન દરસાયએવી દેલગીરીભરેલી આંખોથી તે ભૂતે રાજાનીગમ જોયું; અને કદી ન દુર થાયએવાં ગંભીરપણાંથી તેણી જાણે તેને ઠપકો અને ચેતવણી આપતી હોય, એવો ચેહેરો કીધો.

થોડીક પળોસુધી રાજા ધાસ્તીનેમારે જાણે તેને લકવો થયો હોય, એમ (જુઓ ચિત્ર ૨૭ મું.) પૂતળાંનીપેઠે ઉભોજ રહ્યો. તેની ચાલવાહાલવાની શક્તિજ જાણે ગુમ થઈ ગઇ; પણ પેલી બીજી દુનિયાની ઔરતનું તેનીતરફ ટીકીને જોયા કરવાનું તે વધારેવાર સાંખી ન શકવાથી, તેણે પોતાની આંખો પોતાના હાથોવડે ઢાંકી દીધી. તેણે ત્યારપછી પાછું તેણીનીતરફ જોયું: પણ તે ઓળો ગયેબ થઇ ગયેલો હતો—નહીં ત્યાં ધુમસ કે નહીં ત્યાં ભૂત—બંધે ગયેબ થઇ ગયેલાં—અને સામી દીવારઉપર જે ચાંદરણું પડતું હતું, તેમાં કશી હરકતજેવું વચ્ચે ન દેખાતું હતું.

"પાક પરવરદેગાર, આ તો **સુફેદ પુશાકવાળી બાનુ** હતી!" એમ રાજા ખોખરે, ગભરાયલે સાદે બોલી ઉઠયો; અને પછી પડતોખડતો પોતાના ઓરડામાં જઇને જોરથી ઘંટ વગાડયો.

પેહેલાંતો ધાસ્તીનેમારે તેણે પોતાનાં કુટુંબને અને દરબારીઓને બોલાવી, તેઓને આ સર્વે અહવાલ જણાવવાનો વિચાર કર્યો; પણ જ્યારે એક ખેદમતગાર ઘંટ સાંભળી, ત્યાં આવી હાજેર થયો, તેટલાંતો ફ્રેડરિક વિલિયમ પાછો પુરતો સાવધ થયો હતો, અને તેથી તેણે તે બાબતવિષે અખાડા કરી જવાનો ઠરાવ કીધો. તોયે એક ખેદમતગારને પોતાનીહઝુરમાં બોલાવેલો હોવાથી, તેને કાંઈ હુકમ ફર્માવવાની કે કાંઇ કેહેવાની તેને ફર્ઝ પડી; તેનાં ભેજાંમાં તે વખ્તે એકાએક યાદ આવી જવાથી, તેણે તે નોકરને સવાલ કર્યો, "વાઇકાઉંટ ડે **મૅન્સફેલ્ડટ** મેહેલમાંછે?"

**ખેદમતગાર**—"નામવર મુરબ્બી, તેવણ હમણાંજ પાછા આવ્યાછે."

**રાજા**—"ત્યારે તેવણને તરત હ્યાં આવવાને ફર્માવ," અને તેઉપરથી થોડીજ "મિનીટો"માં સૉફાયા ઑપેનહીમના આશકને તે નામદારનીહઝુરમાં દાખેલ કર્યામાં આવ્યો.





## પ્રકરણ ૮૫ મું.

### સુફેદ પુશાકવાળી બાનું.

જો કે જ્યારે ખેદમતગાર તેનાં બોલાવ્યાથી આવી હાજેર થયો, ત્યારે પ્રુશિયાના રાજાએ પોતે મન ઠેકાણે રાખીને તેનીસાથે વાત કરી શકેએટલું સાવધપણું રાખ્યું, તોએ તેને જે હયેબત ભરાઇ હતી, તે તેના ચેહેરાઉપર પ્રગટી નિકળી હતી; અને જ્યારે તે નામદારનીહઝુરમાં વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટને દાખેલ કર્યામાં આવ્યો; ત્યારે તે નેશાનીઓ હજી તદન દુર થઈ નહતી. કાર્લે અંદર દાખેલ થતાંને વાર ઘણું નમીને આદાબ બજાવી; અને તેમ કરી રેહેવાપછી જ્યારે તેણે પોતાની ચશ્મો રાજાનાં મ્હોંતરફ ફેરવી, ત્યારે તે ઓરડામાં બળતી ઝળકદાર બત્તીઓથી તેનાં દિહ્નાંમાં આવ્યું, કે કોઈ અસાધારણ બનાવ રાજાનાબાબમાં બનેલો હતો. હમેશાં તો રાતના આ વખ્તે દારૂની ખુમારીથી રાજાનો ચેહેરો લાલતુતીજેવો રેહેતો હતો, પણ હમણાં તો તે સુફેદ પુણીજેવો થઇ ગયેલો હતો, —તેને ખાધેલી ધાસ્તીથી તે ધોળો રૂજેવો થયેલો હતો.

રાજાએ કાર્લને બેસવાને ફરમાંવ્યું—આવું માન તે નામદાર ફકત પોતાની દરબારના સૌથી ઉંચી પદવીના હોદ્દેદારોનેજ, કિંવા જેઓ તેના માનીતા કે તેના ઘણા વિશ્વાસુ હોય તેઓનેજ ફકત આપતો હતો. ફ્રેડરિક વિલિયમ પોતે પણ એક લખવાની "ટેબ્લઆગળ" કુરસીઉપર બેઠેલો હતો, કે જે "ટેબ્લઉપર" પુષ્કળ ઓચરિયાંઓ, સરકારી દસ્તાવેજો વિખેરાઇનિ પડેલાં હતાં. તે ઉંચાં કદનો, અંગે સ્હેજ ભરેલો, પણ ખરેખર કાંઇ દોંગો નહતો: તેના બાલ કરચલિયા હતા—તેની ઉમર સાઠ વર્ષોની હતી, તો જોકે તે તેથી વધારે ઓછી વયનો દેખાતો હતો. તે જાતે ખુબસુરત તો હતોજ નહીં, પણ સોહામણો-વટીક નહતો: પોતે જાતે અભિમાની હોવાથી, તથા દરેક જણતરફથી માન મેળવતો હોવાથી તે જાણે ખરેખરો બાદશાહી ઠસ્સાવાળો હોય, એવી રીતે ડોળ ધરાવતો હતો: તોયે એક ચતુર જોનાર જો ફ્રેડરિક વિલિયમના ચેહેરાતરફ બારીકીથી નઝર કરે, તો તેની તરત ખાતેરી થાય, કે તે જાતે એક હિચકારો પુરૂષ હતો—કે તેના જુસ્સાઓ પાપી હતા—અને તે ઘાતકી કર્મો કરવાને તેમજ નીચમાં નીચ લુચ્ચાઇભરેલા કાવાદાવા કરવાનેલાયકનો હતો.

કાર્લ જ્યારે પોતાને ફરમાંવ્યામુજબ બેઠો, કે રાજાએ સવાલ કર્યો, "આજે રાતના તમે મારેમાંટે શી ખબર મેળવી લાવ્યાછો?"

કાર્લ—"મુરબ્બી સાહેબ, આજે તો કાંઇ પણ ખબર મેળવવા હું પામ્યો નથી."

રાજા—કાંઈ પણ નહીં! "તમારો જવાબ હંમેશાંજછે, કે 'કાંઈ પણ નહી'!"

કાર્લ—(ભારે મુસ્કેલીથી એક સર્દ હાય દબાવી દઇને) "મુરબ્બી સાહેબ, હું તો મારેથી બનતી કોશેશ કરૂંછું, અને મારાં કરતાં બીજો કોઇ પણ શખ્સ વધારે કરી શકશે નહીં.'

રાજા—(વધારે તપી જઇને) "નહીં બની શકેએવું હું કાંઈ તમોને પુછતોજ નથી, પણ જે બની શકે, તે તમારે બજાવવુંજ પડશે, એવો હું તમોને હુકમ કરૂંછું.

તમો ઘણા બીદરકારછો, અથવા આંધળાધુંધળાછો, કે દગાખોરછો—એમાંનું કયું તે હું સમજી શકતો નથી; પણ જે રાજાએ તમોને નોકરીએ રાખ્યાછે, તેની આંખોમાં તમે તકસીરવાર ઠરોછો. યાદ રાખજો, કે તેજ રાજા તમારી સેવાનો સારોજેવો બદલો વાળશે, કે નહીંતો તમારી ગફલતીસારૂં સખ્ત સઝા કરશે."

કાર્લ—(અતિ તાબેદારીથી) "મુરબ્બી સાહેબ, હું બીલકુલ બીદરકાર રહ્યો નથી. તમો નામદારે મને જે કામ સોંપ્યુંછે, તેતરફ બનતી ચોકાસીએ હું મંડેલોછું, તે હું પુરવાર કરી આપીશ——"

રાજા—(તેને બોલતો અટકાવીને) "ઠીક, ઠીક, ત્યારે તમો જોઈતી તિક્ષ્ણ નઝર ધરાવતા નથી—તમારાંમાં તીવ્રબુદ્ધિની કુતાહછે—મેં હમણાં જણાવ્યુંછે, તેમ તમે આંધળાધુંધળાછો."

કાર્લ—"મુરબ્બી સાહેબ, જો મનની કે તનની કુદર્તી ખામીઓ ધરાવતો હોઉં, તો તેમાં મારી કશી કસુર નથી, પણ જેટલી હુશિયારી હું ધરાઉંછું, તે તમો નામદારે સોંપેલાં કામમાંટે વાપરવાને હું જરા પણ બાયકો કરતો નથી."

રાજા—"ત્યારેતો ખુદાના કસમ ખાઈ જણાઉંછું, કે તમો બચિતજ દગલબાઝ હોવા જોઇએ! અને જવાન માણસ, જો તેમજ મને જણાશે, તો યાદ રાખજો, કે *સ્પાન્ડૉનો કેલ્લો ત્યાંથી કાંઈ ઘણો દુર નથી, અને જેઓને ત્યાં એકવાર પુરવામાં આવ્યાછે, તેઓ ત્યાંથી સેહેલાઇથી પાછો છુટકારો મેળવવા પામ્યા નથી હં!"

કાર્લ—"હું સારીરીતે સમજુંછું, કે સઝા ફર્માવવામાં તમો નામદાર ઘણા શક્તિવાનછો, પણ——"

આટલું બોલતાંજ તે એકાએક અચકી ગયો, અને પોતાનો હાથ પોતાના ચેહેરા ઉપર ઝડફથી ફેરવ્યો; કારણકે જ્યારે તે સૉશયાની હાઝેરીમાં હતો, ત્યારે જેવો તેનો ચેહેરો ફેરવાઇ ગયો હતો, તેવોજ હમણાં પણ પાછો બદલાઇ ગયો હતો—અને તે પોતાનાં દેલની લાગણીઓ અટકાવી શકયો નહતો!

રાજા—"ઠીક, ઠીક, કદાચ હું તમારીસાથે જોઇએ તેકરતાં વધારે સખ્તાઇથી વર્ત્યો હોઇશ—કદાચ મેં તમારાવિષે વધારે કરડો મત બાંધ્યો હશે—અને તેટલામાંટે તમોને દેલમાં દુઃખ ઉપજતું હશે;" કારણકે ફ્રેડરિક વિલિયમે જોયું, કે આ જવાન ઉમરાવ કોઇ જાતના મનસંતાપથી દુઃખી થતો હતો—અને તે આમુજબે બોલ્યો હતો. "પણ હમણાં જે બનાવ બન્યોછે, તે જો તમો જાણો, તો——"

પણ અત્રે રાજા પોતે પણ વધુ આગળ બોલતો અચકી ગયો; અને ઘણા ઉંડા વિચારમાં પડ્યો.

આઉપરથી કાર્લે આખરે પુછવાની હેમત કીધી, "મુરબ્બી સાહેબ, હું આશા રાખુંછું, કે કાંઈ નાખુશ બનાવ તો બન્યો નહીં હશે—તમો નામદારને કાંઈ ઘણી નાપસંદ ખબર તો મળી નહશે——"

* જુઓ નોટ ૧૧૩ મી.

**રાજા**—"નહીં, નહીં, તે બાબતનેલગતું કાંઇ નથી! પણ ડે મૅન્સફેલ્ડટ મને જણાવો, કે"—અને આમ બોલતાં ફ્રેડરિક વિલિયમે તે જવાન ઉમરાવના ચેહેરાતરફ ધાસ્તીભરેલી આતુરતાથી જોયું,—"મને કહો, કે તમે કોઇવાર સુફેદ પુશાકવાળી બાનુબાબે આગળ કદી સાંભળ્યું છે?"

**કાર્લ**—"મુરબ્બી સાહેબ, હા, મેં સાંભળ્યું છે ખરૂં," આટલું બોલી તે ઘણીજ અધિરાઇભરેલી એન્તેઝારીથી વધુ સાંભળવાને થોભ્યો—કારણકે તેને તરત જણાયું, કે રાજાનાં દેખાવ અને રીતભાતમાં જે ફેરફાર થઇ ગયો હતો, તે આ કાહાણીનાંસંબંધમાંજ હતો.

**રાજા**—"અને આ સુફેદ પુશાકવાળી બાનુ દેખાવ દેછે, તે વાત તમો માનોછો કે? તમે જે માનતા હોવ, તે મારીઆગળ ખરેખરૂં ખુલ્લાં દેલથી બોલજો!"

**કાર્લ**—"મુરબ્બી સાહેબ, હું કબુલ કરૂંછું, કે હું વેહેમી વિચારો માનુંએવો નથી—આ સુફેદ પુશાકવાળી બાનુની વાત કાહાણીકિસ્સાહનેલાયકની હું ગણુંછું, હું તો તે ખરી માનતો નથી. પણ વળી હું એમ પણ કબુલ કરી દઉંછું, કે એ બાબતસર મેં ઘણુંજ થોડું સાંભળ્યુંછે——"

**રાજા**—(તેને બોલતો અટકાવીને, અને જાણે હલુસે કેહેતો હોય, તેમ ઘણા ધીમા સાદે) "તોયે તમોને એટલીતો ખબર પડી હશેજ, કે આ સુફેદ પુશાકવાળી બાનુને હૉહેનઝૉલર્નનાં બાદશાહી કુટુંબસાથેજ ફક્ત સંબંધછે? વળી તમોને એમબી ખબર તો પડીજ હશે, કે જ્યારે આ કુટુંબમાંનાં કોઇનું મરણ થવાનું હોયછે—યાને જો કોઇ ભારે આફ્ત આ કુટુંબઉપર આવી પડવાની ધાસ્તી હોયછે, ત્યારેજ તેણી ઘણુંકરીને દેખાવ દેછે—એટલુંજ નહીં, પણ જ્યારે કાંઇ ખરાબખસ્તે કરનારી અસર તેઓનાબાબમાં થવાની હોયછે, ત્યારે પણ તેણી દેખાવ દેછે? અલબતાં, આ સઘળાંવિષે તો તમો જાણતાજ હશો?"

**કાર્લ**—"હા, મુરબ્બી સાહેબ, એમજ સર્વે કાંઇ મારા સાંભળવાંમાં પણ આવ્યુંછે."

આગળકરતાં પણ વધારે ધીમે સાદે, રાજા બોલ્યો, કે જેમ કરતાં તેનાં દેલમાં એક જાતની ધ્રુજરી છુટતી હતી, "મારાં કુટુંબમાં એક તવારીખતરીકે જાણીતુંછે, કે સુફેદ પુશાકવાળી બાનુએ વારંવાર એમુજબે દેખાવ દીધાછે. જ્યારે પણ મારાં આ કુટુંબમાં મોતનો દૂત પોતાનો હાથ લંબાવવાનો હોયછે—જ્યારે પણ કોઇ કદી સાજી ન થાયએવી બીમારી મારાં કુટુંબનાં કોઇનીઉપર ગલબો કરવાની હોયછે—અથવા, મેં હમણાં તમોને જણાવ્યુંછે, તેમ જ્યારે પણ કોઇ એવો બનાવ બનવાનો હોયછે, કે જેથી અમારાં કુટુંબનું સુખ, શાંતી, અને સલામતીમાં ખલલ થવાની હોયછે, અથવા એક હૉહેનઝૉલર્નનાં ભલાંમાં અડચણ થવાની હોયછે, ત્યારે આ સુફેદ પુશાકવાળી બાનુ પોતાની કબ્રની ચુપકીદીમાંથી જાગી ઉઠેછે, અથવા તેણીનો ભૂત પેલી દુનિયાંમાંથી બહાર નિકળેછે. જ્યારે મારો બાપ પોતાનાં મોતનાં બિછાણાંઉપર પડેલો હતો, ત્યારે આ સુફેદ પુશાકવાળી બાનુ અમારાં કુટુંબનાં બીજાં આસામીઓની નઝરે પડી હતી. ૧૮૪૮ નાં સાલના બળવાનીઆગમચ બર્લિનનાં બાદશાહી મેહેલમાં આ અમારી ખેશીનો પ્રેત ઘણા ગંભીર દેખાવે પ્રગટી નિકળ્યો હતો, અને મારી દરબારનાં કેટલાક હોદ્દેદારોના દિઠાંમાંવટીક તે આવ્યો હતો. વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટ, તેવીજ રીતે આજે રાતના આ



( ચિત્ર ૩૫ મું. ) " આ સભાનું વડપણ ઓમર પાશાને આપવામાં આવ્યું હતું. " ( પાનું ૬૭૪ મું. )

સુફેદ પુશાકવાળી બાનુ ફરીથી નઝરે આવીછે; અને—અને——" અત્રે રાજાએ અતિ ઘણા ધાસ્તીભરેલા અને ગંભીર સાદે વધાર્યું, "આએ વખ્તે મેં ખુદ પોતે તેણીને જોઇછે?"

**કાર્લ**—(ઘણીજ અજાયબી અને હયેબતથી) "શું? મુરબ્બી સાહેબ, તમે પોતે?"

**રાજા**—"હા—મેં પોતે! હું કહુંછું, તે ખરૂં માનજો, તે કાંઇ ફક્ત મનનો ભુલાવો નહતો; તેણીએ મારીતરફ એવું તો ટીકીટીકીને જોયું, કે જેથી મારાં શરીરમાં ફરતું લોહી પણ જાણે બંધાઇ ગયું, તો જોકે તેણીનાં જોવામાં કોઇ પણ રીતે કમકમાટ ઉપજાવાજેવું તો નહતું. એબાબે શું ધારવું, તે હું સમજી શકતો નથી! તેણીનો ચેહેરો જાણે ઠપકો અને ચેતવણી આપતાં હોય, તેવો લાગતો હતો, અને જાણે મને મારી પોતાની ચાલમાંટે ઠપકો આપતો હોય, અને તે ચાલથી જે પરિણામ નિપજવાનું હોય, તેમાંટે ચેતવણી આપતો હોય, તેવો તે લાગતો હતો, તો જોકે હું જાણુંછું, કે મેં તો સાચાઈનીજ માર્ગ એખતિયાર કર્યોછે—અથવા તેવે રસ્તે ચાલવાની આશા રાખુંછું—હું તેવીજ ઉમેદ રાખુંછું!"

રાજા આપ્રમાણે બોલ્યો, પણ પાછા પોતાના બોલો ફેરવી તોલ્યા, કારણકે આ વખ્તે તે એક ગંભીર દહશતની અસરતળે દબાયલો હતો; અને તેને તે ભૂતની ચેતવણી મળી હતી, એવી તેની ખાતેરી હોવાથી તે જુઠું બોલતો હતો, અને ધાસ્તીનેમારે ધ્રુજતો હતો.

**કાર્લ**—"મુરબ્બી સાહેબ, તમારો કમીનો નોકર એક સવાલ કરવાની હેમત કરેછે, તેમાટે દરગુઝર કરશો."

**રાજા**—"બોલો, બોલો! હું હમણાં તમારીસાથે ખુલ્લાં દેલથી અને વિશ્વાસથી વાતો કરૂંછું: એક રાજા અને રૈયતવચ્ચે અદબઆદાબનો જે અંતરો હોયછે, તે ઘડીભર હું એક બાજુએ રાખુંછું, માટે તમારે જે કેહેવું હોય, તે બીલાશક કહો."

**કાર્લ**—"મુરબ્બી સાહેબ, તમારાં હૉહેનઝૉલર્નનાં બાદશાહી કુટુંબની તવારીખમાં આ સુફેદ પુશાકવાળી બાનુને એક નેક પ્રેતતરીકે લેખવામાં આવેછે, કે ભુંડા?"

રાજાએ આનો ઉત્તર તરત દીધો નહીં: પણ પોતે જે બોલવા જતો હતો, તેથી જાણે બ્હીતો હોય, તેમ પોતાનીઆસપાસ નઝરો ફેરવીને પેહેલાં જોયું. આખરે હેમત પકડીને તે નિચ્ચેમુજબે બોલ્યો:—

"આ સુફેદ પુશાકવાળી બાનુનેમાંટે અમારાં કુટુંબમાં તરેહવાર કથાઓ બોલાયછે: પણ એક જે વધારે સત્તાદાર ગણાયછે, તે એછે, કે તેણી હૉહેનઝૉલર્નનાં બાદશાહી કુટુંબનીજ એક શાહઝાદી હતી, અને જેણી બે કે ત્રણ સદીઓઆગમચ તેણીની દુષ્ટ ચાલો, તેણીની બદફેલીઓ, અને તેણીનાં પાપી કર્મોમાંટે ઘણીજ જાણીતી હતી. તેણીની ઝીંદગી ટુંક હતી: તેણી પોતાની ખુબસુરતીના બહારમાં મરી ગઇ હતી: તેણીનું મોત બળાત્કારથી નિપજ્યું હતું—પણ તેણીનું ખુન કર્યામાં આવ્યું હતું, કે તેણીએ પોતે આપઘાત કીધો હતો, તે તવારીખમાં બરાબર જણાવ્યામાં આવ્યું નથી. કોઇ વાર તેણી એનાતો ખરાબ અને કરડા ચેહેરાસાથે દેખાવ દેછે, કે આવી ખુબસુરત બાનુમાંટે તેવો ચેહેરો ખરેખર ઘણોજ ભયંકર ગણાય. પણ તેમ વળી કોઇવાર તેણી ઘણાજ શાંત, સોહામણા પણ ભારે દેલગીરીભર્યા

ચેહેરાસાથે દેખાવ દેછે. એવાજ ચેહેરાસાથે મેં આજ રાતના તેણીને જોઇ હતી. કોઇ વેળા જ્યારે તેણી દેખાવ દેછે, ત્યારે તેણીનો શુદ્ધ સુફેદ પુશાક લોહીના ધાબાંઓથી તમામ ભરાઇ ગયેલો હોયછે; અને તે વેળા તેણીનો ચેહેરો પણ ધાસ્તી, પસ્તાવો, તથા અતિશય દુઃખની નેશાનોસાથનો હોયછે. વાઇકાઉંટ ડે મેન્સફેલ્ડટ, સુફેદ પુશાકવાળી બાનુની તવારીખ આમુજબેછે."

કાર્લ—"નામવર મુરબ્બી, હું મારો વિચાર જણાવવાની છુટ લઉંછું, તેમાંટે મને મુઆફ કરશો. હું આપને માનપૂર્વકરીતે જણાઉંછું, કે આ સુફેદ પુશાકવાળી બાનુના દેખાવનાબાબમાં એક સાદો આત્મજ્ઞાન શાસ્ત્રનો નિયમ સમાયલોછે. કદાચ આગળનાં તમારાં જે કુટુંબીઓ આ બનાવ જણાવી ગયાછે, તેઓએ તેમ કદાચ પોતાના અજ્ઞાનપણાંનેલીધે કે પોતાની નઠારી ચાલનેલીધે એવા વેહેમી વિચારોને જન્મ આપ્યો હોય. એવા વિચારો કેટલાંક ચોકસ મનઉપર અસર કરેછે; અને પછી તે વેહેમી વિચારોની અસર તેજ કુટુંબમાં વંશપરંપરા કુદર્તી રીતે ઉતરી આવેછે. મારૂં આ કહેલું જો ખરૂં ધારી લૈયે, તો પછી એમ બને કે કુટુંબનું જો એકાદ આસામી રોગી હાલતમાં હોય, અને તે વેળા તેનું મન તરેહવાર વેહેમી ખ્યાલોને વશ થતું હોય, તો પછી તેનાં ન્હાનપણથી જે વિચારો તેનાં મનઉપર ઠસેલા હોય, તે એવી વેળા વધારે જાગૃત થાયછે. આ મારી તકરારથી હું એવા અનુમાનઉપર આવવાની હેમત ન કરૂં, કે આજ રાત્રે જોયલા ભૂતસાથે તમો નામદારનો ખ્યાલ પણ કાંઇ તાલુકો ધરાવતો કાં નહોય?"

રાજાએ વાઇકાઉંટ ડે મેન્સફેલ્ડટનું આ બોલવું અતિ ઘણાં ધ્યાનથી સાંભળ્યું, અને પછી જવાબ દીધો, "હું ચાહુંછું, કે જેમ તમો જણાવોછો, તેમજ બનતું હોય. પણ આ પ્રેતની હયાતી ઘણીજ સારી રીતે જાણીતી અને તે પણ સારી સત્તાથી જણાયલીછે, એટલે તેમાં હવે કશો શક લાવવાજેવું રહ્યુંજ નથી. મારાં આ હૉહેનઝૉલર્નનાં કુટુંબનાં ઘણાંજ મઝબુત ભેજાંના ડાહ્યા રાજાઓએ આ સુફેદ પુશાકવાળી બાનુને નઝરેનઝર દિઠેલીછે, અને તે પણ એવી વેળાએ કે જ્યારે તેઓની તનની કે મનની હાલત જરા પણ રોગી નહોય ત્યારે. મારો નામાંકિત વડવો *મહાન ફ્રેડરિક જ્યારે માંદો પડ્યો, કે જે માંદગીનાં બિછાણાંમાંથી તે પાછો જીવતો ઉઠવાજ નહીં પામ્યો હતો, ત્યારે તેણે પોતે પોતાની માંદગીની-આગમચ તેણીને દિઠી હતી; અને જ્યારે તેણે તેણીનો આ અપશુકનભર્યો પ્રેત જોયો હતો, ત્યારેતો તે સાજો તાઝો અને પુર તંદરોસ્તીમાં હતો. વળી જ્યારે પણ તેણીનો આકાર દેખાવ દેછે, ત્યારે કાંઈ ફકત એકજ જણની નઝરે તે પડતો નથી, પણ ઘણાં જણાંને તે દેખાયછે. મેં હમણાંજ તમોને જણાવ્યું નહીં, કે ૧૮૪૮ નાં સાલની શરૂઆતમાં આ સુફેદ પુશાકવાળી બાનુ બર્લિનના મેહેલમાં પુષ્કળ જણાંઓને દેખાઇ હતી?—અને તેઓ એવાં આસામીઓ હતાં, કે જેઓ એક જુઠી વાત ઉભી કરવાને, કે નીચ ઠગાઇ ચલાવવાને જરા પણ મન કરે નહીં. ડે મેન્સફેલ્ડટ, મેં પોતે તેણીને એક કલાકઅગાઉ જેવી રીતે હું તમોને ત્યાં બેઠેલા જોઉંછું, તેવીજ સ્પષ્ટ રીતે ખુલી મારી નઝરોએ જોઈ હતી. તેણી જાણે ધુમસમાં લપેટાયલી હતી, કે જે પ્રથમતો ઓરડામાં પડતાં ચાંદરણાંને અટકાવતો હતો.

* જુઓ નોટ ૧૧૪ મી.

તેણીનો આકાર ખુલ્લો અને જાણે હાથને લાગેતેવો હતો—પણ જાણે મોતજેવો—પણ આહા! કેવો ખુબસુરત! અને તેણીના પુશાકઉપર લોહીના ડાઘા નહતા; તેમજ તેણીના ચેહેરાઉપર બિહામણા ગુસ્સાની કશી પણ નેશાનીઓ નહતીઃ પણ મેં હમણાંજ તમોને જણાવ્યુંછે, તેમ તેણીના ચેહેરાઉપર ભારે દેલગીરી, અને ગંભીર દુઃખની નેશાનીઓ પ્રગટ થયેલી હતી."

આ સઘળું સાંભળીને તે જવાન વાઇકાઉંટ તો તદન સાવજજેવો થઇ ગયો; અને પોતે જે છેલ્લા વિચારો જાહેર કર્યાં હતા, તેથીવિરૂદ્ધ બાબત સાંભળી તે ભારે અંદીશામાં પડયો. તો જોકે જેમ તેણે જણાવ્યું હતું, તેમ તે કોઈ પણ રીતે વેહેમી વિચારોને વશ થાયએવો નહતો—છતાં આ સંપૂર્ણ શાહેદીને તે કેવી રીતે તુચ્છકારી કાહાડે? તે ચુપજ બેસી રહ્યો, અને ભારે વિચારમાં મશ્ગુલ થયો, કે જેમાંથી જ્યારે રાજાએ પાછું બોલવાનું શરૂ કીધું, ત્યારે તે સાવધ થયો.

તે નામદાર હવે પાછા સત્તાભરેલા સાદે બોલ્યો, "વાઇકાઉંટ, હવે એટલાઉપરથી તમે જોશો, કે હૉહેનઝૉલર્નનાં કુટુંબના કોઇ મોટા આસામીની ઝેંદગી, શાંતી, અથવા સલામતી ભારે જોખમમાં આવી પડીછે. આ ચેતવણી શું બતલાવેછે, તેનું અનુમાન કરવાનું ન બનેએવુંછે; અને આ અચોકસપણાંનેલીધેજ મને મારેથી બનતી સાવચેતીના ઇલાજો લેવા એ અગત્યનુંછે. તેટલામાટે એક ચોકસ કામ તમો બજાવશો, એવો હું તમારીઉપર ભરોસો રાખુંછું:—અને ખબરદાર તે કામ બજાવવા જો તમો નિશ્ફળ નિવડયાછો તો! તે બાબતવિષે જો થોડાક દિવસોમાં તમો મારીઆગળ ચોકસ ખબર મેળવી નથી લાવ્યા, તો હું તરત જાણીશ, કે તમો મારીસાથે દગો રમોછો. અને તેવા બનાવમાં ચેતેલા રેહેજો! ત્યાંથી સ્પાન્ડૉનો કેલ્લો ઘણે દુર નથી, તે તમોને ફરીથી યાદ આપવાની કાંઇ ઝરૂરછે? તેનું કેદખાનું ઘણું ઉંડું ભોંયરાંમાંછે, તે શું મારે તમોને જણાવવું જોઇએછે?—તેના દરવાઝા ભારે મઝબુતછે, એમ કેહેવાની કાંઇ અગત્યછે?—અને જે રાજા તમોને ત્યાં ધકેલી દેશે, તેની મર્ઝીસિવાય બીજી કોઈ રીતે તેમાંથી તમારો છુટકારો થવા પામવાનો નથી, તેબાબે તમોને ચેતાવવાની શું ઝરૂરછે? અને હવે તમે ત્યાંથી જાઓ!—મને એકલો રેહેવા દેઓ! પણ આહ! એક શબ્દ કહુંછું, તે સાંભળતા જાઓ! હમણાં આપણાંવચ્ચે પેલી સુફેદ પુશાકવાળી બાનુબાબે જે વાતચિત થઇછે, તેનો એક હુકારો પણ બહાર કાહાડતા ના!"

વાઇકાઉંટ પોતાની કુરસીઉપરથી ઉઠયો—ઘણીજ આદાબથી નમન કર્યું—અને બાદશાહી હઝુરમાંથી બહાર નિકળ્યો. તેના ગયાપછી તે દીવાનખાનાંનું બારણું બંધ થવાપછીજ તેણે દુઃખની હાય મારી; અને આપણે આગળ જણાવી ગયા છૈયે, તેવી દુઃખની નેશાની આ જવાન ઉમરાવના ખુબસુરત ચેહેરાઉપર પ્રગટી નિકળી.

કાર્લ દાદરઉપરથી નિચ્ચે ઉતર્યો, ચોકમાં દાખેલ થયો, પોતાના ઘોડાઉપર પાછો ચઢી બેઠો, કે જે એક બાદશાહી હલકો નોકર તેનેમાટે પકડીને ઉભેલો હતો. ત્યારપછી તે "સાં સુસિ"ના મેહેલની હદઉપરથી ધીમેધીમે હંકારી ગયો; અને જ્યારે તે આસુજબે ગામમાં ખુલી જગ્યાએ જતો હતો, ત્યારે તેને રસ્તામાં એક ભપકાદાર ગાડી મળી, કે જેનાં ફાનુસોની ઝળકતી રોશનીઆગળ રસ્તાનાં ફાનુસોની રોશની તો સાવ ઝાંખીજેવી દેખાતી

હતી. તે ગાડીનાં બારણાંઉપર તેનાં માલેકની કુટુંબી નેશાનો ચિતારેલી હતી—તેમાં ઉંચા કીમતી સાજવાળા બે સુંદર ઘોડાઓ જોડેલા હતા—અને તેઉપર બેઠેલા નૌકરોના પુશાકો ભારી ભપકાદાર હતા. તે ગાડીનાં ફાણુસોમાંથી એવીતો તેજદાર રોશની પડતી હતી, કે જેથી તેમાં બેઠેલી બે બાનુઓની નઝરે આ જવાન ઉમરાવનો આકાર અને ચેહેરો ખુલ્લાં દેખાયાં; અને જોકે હમણાં તેનો મેઝાજ ઠીક નહતો, તેથી તે તેણીઓને ખુશીથી ઉડાવીને આગળ ચાલ્યો જતે, પણ તેમ જો કરે, તો તેણીઓતરફ બીશક અસભ્યતા વાપરેલી ગણાતે: વળી રસ્તો એટલોતો સાંકડો હતો, કે તેણીઓને જાણે દિઠી નહોય, એમ તેઓઆગળથી પસાર પણ થઇ જવાયએમ નહતું. આંઉપરથી તેણે આ બંધે બાનુઓતરફ જોઇને માથાંઉપરથી પોતાની ટોપી ઉંચકી સલામ કીધી; અને ગાડી હાંકનારે પણ તેને ઓળખવાથી તરત પોતાના ઘોડાઓને ઉભા રાખ્યા. હવે કાર્લને હસતું મ્હોંડું રાખીને ગાડીના દરવાઝાઆગળ આવવાની ફર્ઝ પડી.

આ ગાડી જવાન, તવાંગર, અને ખુબસુરત કાઉંટેસ આવ ઍલનસ્ટીનની હતી, કે જે ઉમરાવઝાદીનીસાથે હમણાં તેણીની કાકી—જે તેણીની સંભાળ લેનારી અને સાથે ફરનારી બાનુ હતી—તેણી હતી; કારણકે કાઉંટેસ પોતે માબાપવિનાની હતી. તેણીએ વીસ વર્ષો પુરાં કીધેલાં હતાં, અને મરાયા વૉન ઍલનસ્ટીન ખરેખર એક અતિશય ખુબસુરત બાનુ હતી; તેણી પ્રુશિયન દરબારી મંડળમાં ઘણીજ મ્હોં પમાડનારી અને દેલ જીતી લે-એવી એક બાનુતરીકે થોહુંક થયું જાણીતી થયેલી હતી. તેણીના બાલો ઘેરા ભુરા, અને ભરેલા હતા: તેણીની આંખો મોટી, કાળી, અને નર્મ હતી. તેણીનું શરીર સરખું અને પોખાયલું હતું; અને હમણાં સુંદર ભપકાદાર પુશાક સજેલો હોવાથી તે ઘણું શોભિતું લાગતું હતું: કારણકે કાઉંટેસ અને તેણીની કાકી કોઇ બડેખાંને ત્યાં મજલેસમાં જતાં હતાં. જ્યારે તેણીએ ખુબસુરત વાઇકાઉંટને જોયો, ત્યારે ખુશીથી તેણીને હસવું આવ્યું: અને જ્યારે તે ઉમરાવ ગાડીની ઉંઘાડી બારીઆગળ આવી પહોંચ્યો, ત્યારે તેણીએ પોતાનો ખુબસુરત સુફેદ હાથ તેને "શેક-હાંડ" કરવા આગળ ધર્યો, કે જે પોતાના હાથમાં લઇ તેઉપર ઉમરાવે બુસો લીધો.

કાઉંટેસ—"શું તમે બ્રાનડેનબર્ગવાળાંઓને ત્યાંની મજલેસમાં આજ રાતના આવવાના નથી કે?"

કાર્લ—"મને ઇજનતોછે, પણ દેલગીરછું, કે મને ખાસ અગત્યનું કામ હોવાથી હું ત્યાં આવી શકવાનો નથી;—અને વળી તમો નામવર બાનુ પણ ત્યાં જ્યારે જવાનાછો, એમ જાણીને તો મને વધારે દેલગીરી લાગેછે."

બારીમાંથી ડોકું બહાર કાહાડીને, અને જાણે નર્મ ઠપકો આપતી હોય, એવે ધીમે સાદે તેણી બોલી, "તમો નામવર? કાર્લ, તમો આજે મારીસાથે અંતરો રાખીને વાત કરોછો! મારીસાથે એમ રીતભાતથી બોલવાની તમારી મતલબ શી?"

કાર્લે પણ તરત ઘણા ધીમા સાદે જવાબ વાળ્યો, "વાહાલી મરાયા, મને મુઆફ કરો! હું જે કામમાંટે હમણાં જાઉંછું, તેમાં મારૂં ભેજું એટલુંતો રોકાયલું હતું, કે મારેથી તેમ બોલાઈ ગયું."

"અને આ તમારૂં કામ શું એટલું બધું અગત્યનુંછે?" ખુબસુરત કાઉંટેસે સવાલ કર્યો. તેણી પણ બીજી સ્ત્રીઓનીપેઠે દરેક વાત જાણવાને ઘણી આતુર હતી, અને આ

વેળા ઉમરાવે પોતેજ તે તેણીને ન જણાવી દેવાનેસબબે તેણીનાં મનમાં ઓછું આવ્યું હતું: તેણી તો બીશક એમજ જાણતી હતી, કે તેઓ બંધુવચ્ચે એટલોતો એખલાસ હતો, કે કોઇ પણ વાત તેઓવચ્ચે ખાનગી હોવી નહીંજ જોઇએ.

**કાર્લ**—"હા—તે કામ ખરેખર ઘણું અગત્યનુંછે." એટલું બોલતાંજ તેને લાગ્યું, કે વળી પાછી તેના ચેહેરાઉપર દુ:ખની નેશાની પ્રગટી નિકળશે, તેથી તે તરત બોલી ઉઠયો, "તે કામ મને મારા બાવાએ સોંપ્યુંછે."

**કાઉંટેસ**—"અને તેટલામાંટે તમો હમણાં શું ઘરજ જતા હતા કે? ચાલો, ત્યારે હું તમોને વધારે વાર રોકવા ચાહાતી નથી."

**કાકી**—(વચમાં બોલી ઉઠીને) "પણ કદાચ કાલે જો **વાઇકાઉંટ** આપણને મળવા ઘર આવશે, તો ખચિત આપણને ઘણી ખુશહાલી ઉપજશે?"—આટલું બોલી તેણી તે જવાન ઉમરાવતરફ જોઇ જાણે તેને જોવાથી ખુશી થઈ હોય, તેમ હસવા લાગી.

**કાર્લ**—(બેધ્યાનથી) "કાલે? હા—ઓહ, હં, હા! એક દહાડોવટીક એવી મોઝ હું કેમ ખોઉં?——"

પછી બોલતો વચ્ચેજ અટકી જઇને, તેણે પાછી પોતાની ટોપી ઉંચકી તે બાનુઓને સલામ કીધી—અને પોતાના ઘોડાને એડ મારી ત્યાંથી દોડાવી ગયો, અને પૅાટસડૅમ છોડી ગયો.

જ્યારે ગાડી માજી પ્રધાનનાં મકાન, "બ્રાનડેનબર્ગ હાઉસ"તરફ જતી હતી, કે જ્યાં તે રાતના પ્રધાનની બાયડીએ એક મળવાભેટવાની મજલેસ બોલાવી હતી, ત્યારે ખુબસુરત કાઉંટેસ આવ ઍલનસ્ટીન બોલી, "આજે વાઇકાઉંટની રીતભાત કાંઇ ઘણી અજાયબજેવી હતી."

**કાકી**—"મારી વાહાલી મરાયા, પ્યાર તરેહવાર રીતે ઝાહેર કરી શકાયછે; આજ કેટલાંક અઠવાડિયાંઓ થયાં મેં જોયુંછે, કે **વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટ** પોતાનાં સારાં નસીબનેલીધે ઘણો ખુશીમાં ગરક થયેલો હોય, એવા ચેનચાળા બતાવેછે."

**કાઉંટેસ**—(હાય મારીને) "તેમ વળી ઉલટું, તે આજ રાતનીપેઠે કોઇકોઈ વાર ઘણા ઉંડા વિચારમાં મશ્ગુલ થયેલો લાગેછે; મને તો કોઈ વાર એમ પણ લાગેછે, કે જાણે તે નિરાશ થઇ ગયેલો હોય——"

**કાકી**—"તારી આ વાત તદન ન બનવાજોગછે! તેને તો ખુશી અને મગન થવાને દરેક કારણછે, તો પછી નિરાશ શામાંટે થાય વારૂ?"

જ્યારે આ બંધે બાનુઓ જેનેમાટે વાતો ચલાવતી હતી, ત્યારે તે પોતે તો ખુલ્લાં મયેદાનમાંથી પોતાનો ઘોડો ઝડફથી દોડાવ્યો જતો હતો; અને આસરે અર્ધા કલાકમાં તો તે એક બાગના દરવાઝાઆગળ આવી પહોંચ્યો, કે જે દરવાઝો તેના ઘોડાનાં પગલાં સાંભળતાનેવાર તરતજ એક દરવાને ઉંઘાડી મુકયો હતો. ઘણાં દમામદાર દરખ્તોથી બનેલા આસરે પા "માઇલ"જેટલા લાંબા એક રસ્તાઉપરથી થઇ માંહેનાં મકાનઆગળ પહોંચાતુ હતું, એટલા મોટા વિસ્તારનો તે વઝીફો હતો. તેને નાંકે એક આલીશાં મકાન ચાંદરણાંમાં નઝરે પડતું હતું, કે જેનો એક ભાગ અસલી ઢપનાં બાંધકામનીપેઠે તોપો રાખવામાંટે

કેથ્લારેડ્રો હતો, જ્યારે બીજો ભાગ હમણાંની ઢપનો બાંધેલો હતો. આ મકાનમાં કાર્લનો બુઢો બાપ, કાઉંટ ડે મૅન્સફ્રેલ્ડટ, રેહેતો હતો—અને કાર્લનું પોતાનું પણ તે ઘર હતું.

પોતાના ઘોડાની લગામ એક ઘોડાવાળાને ફેંકીને, કે જે તે કામમાટેજ ત્યાં ઉભેલો હતો, કાર્લ તે મકાનનીઆગળના મેહરાબની શોભિતી, મોટી, પોહોળી સીડીઉપર ઝડફથી ચઢયો, અને એક મોટું દીવાનખાનું વટાવ્યું, કે જ્યાં ચાર કે પાંચ ખેદમતગારો લાંતર્યા ફરતા હતા, અને પછી એક ઘણા અચ્છી રીતે આરાસ્તા કીધેલા ઓરડામાં ઘુસ્યો, કે જ્યાં તેનો બાપ બેઠેલો હતો. તે બુઢો કાઉંટ રંડાયલો હતો—કાર્લ તેનું ફકત એકજ ફર્ઝંદ હતું—અને તેઓનાં કોઇ બીજાં સગાંસ્નેહીઓ તેઓનીસાથે આ મકાનમાં રેહેતાં નહતાં.

"કેમ આજ રાતની શી ખબર?" તે બુઢા કાઉંટ ડે મૅન્સફ્રેલ્ડટે લગાર આતુરતાથી કાર્લને આવેલો જોઇને પુછ્યું.

**કાર્લ**—"બાવાજી, આજે તો કાંઇ નવી ખબર નથી—એટલેકે જે બાબતવિષે તમો જાણવા માંગોછો, તેની તો કશી પણ નવી ખબર નથી, પણ હું રાજાને મળ્યો હતો; અને તે નામદારે મારા કાન ખોલ્યાછે, કે જો બીજા ઘણા થોડા દિવસોમાં હું ફતેહ નહીં પામીશ, તો તેવણ મારીઉપર ભારે નાખુશ થશે. તેવણે મને સ્પાન્ડૉમાં કેદ કરવાની ધમકીવટીક આપીછે!"

**કાઉંટ**—"ખુદા ખ્યેર કરે! શું ખરેખર એમછે?" તે ઘણો બુઢો મર્દ હતો; તેનો દેખાવ એક બીમારજેવો, અને તેનું શરીર તદ્દન નાતવાન થઈ ગયેલું હતું; તે હવે પગથી માથાંસુધી ધ્રુજવા લાગ્યો.

**કાર્લ**—"હા, બાવાજી, હું જેમ તમોને કહુંછું. તેમજછે." એમ બોલી તે નિરાશીસાથે બેસી ગયો.

**કાઉંટ**—"ત્યારે તુંને રાજાનાં કહ્યામુજબે કરવુંજ જોઇશે. જો તું બરાબર બાઝી ખેળશે, તો ઝરૂર તેમાં ફતેહ પામશે! મારા પ્યારા કાર્લ, એનાં પરિણામથી આપણો લાભ જે હાલ જોખમમાંછે, તેને પણ ફાયદો થશે!"

**કાર્લ**—(જુસ્સાથી) "બાવાજી, હજી બેહતર, કે હું ભીખારી હાલતે આઉં, પણ——"

**કાઉંટ**—(તેને બોલતો અટકાવીને) "ચુપ, કાર્લ—ચુપ રેહે! આવા શબ્દો તારે મ્હોંથી નિકળવા ન જોઇએ! ભવિષ્યનેમાટે તે ભારે કમકમાટભર્યાંછે!" જાણે લકવો થયો હોય, તેમ વળી પાછું તે બુઢા ઉમરાવનું શરીર કાંપવા લાગ્યું. "આ કામ જે તેં માથે ઉઠાવ્યુંછે, તેનું પરિણામ ફતેહમંદ ઉતરવું જોઇએછે, કે જેથી ડે મૅન્સફ્રેલ્ડટનાં મગરૂર કુટુંબનાં નાશ થઇ જતાં નસીબને તું પાછું ટેરવી શકે. અને વળી તારી ધારેલી સગાઇની બાબતમાં તો બધું ઠીક સમાધાન ઉત્યુંછે; જ્યારે તે વાત બહાર ઝાહેર થશે, ત્યારે દરબારમાંના સઘળા જવાન ઉમરાવો બળીને ખાક થઈ જશે! તું આજે કાઉંટેસને મળ્યો હતો કે?"

જાણે તેણીનું નામ સાંભળવાને પણ તે નારાઝ હોય, તેવીરીતે લગાર અધિરાઇથી કાર્લે જવાબ આપ્યો, "હમણાંજ થોડીક 'મિનીટો' હું તેણીને મળ્યો હતો. પણ બાવાજી મને કહો—શું તમારી નાણાંસંબંધી હાલત એટલી બધી ખરાબછે, કે——"

**કાઉંટ**—(વચ્ચે બોલી ઉઠીને) "કાર્લ, મેં તુંને અત્યારઆગમચનું સમજાવ્યુંછે, કે જો ટુંક વખ્તમાં એક ચોકસ રકમ ધારાના એક ઝુલ્મગાર ખાધરાને પાછી ભરવામાં નહીં

આવશે, તો આપણી મિલકતઉપર તે તરાપ મારશે—અને જો તેમ થયું, તો આપણા બાપદાદાઓનો આ કીમતી, ઓહોળો વઝીફો, અને આ સુંદર મકાન આપણા હાથમાંથી હંમેશનેમાંટે જતાં રેહેશે! હજી પણ આ માઠો બનાવ અટકાવવાનો વખ્ત આપણા હાથમાંછે—પણ જો આ માઠો બનાવ બનવાજ પામ્યો, તો પછી હું વધુ વખ્ત જીવી શકું એમ નથી! હજી તો ભલુંછે, કે મારી આ નાણાંસંબંધી ખરાબ હાલતવિષે કોઇને બહાર ખબર પડી નથી. ખુદ રાજા પોતે પણ તે જાણતો નથી—કાઉંટેસને કે તેણીની કાકીને તો તેનો જરા પણ ખ્યાલ નથી——"

કાર્લ—(તેને બોલતો અટકાવીને) "ના, નહીં--તેઓને તેબાબે જરા શક પણ આવ્યો નથી!" પછી તે ધીમેથી બોલ્યો, "તેઓ તે જાણતાં હોતે, તારે તો સારૂંજ થતે, કે જેથી આ સઘળી પીડાનો અંત આવી ગયો હતે!"

કાઉંટ—"કાર્લ, તું હમણાં શું બોલ્યો?" કારણકે બુઢો કાઉંટ બધી રીતે ખડખડપાચમ થઈ ગયેલો હતો, તેમાં વળી સાથે લાગો જરા કાને પણ ઉંચો હતો. "તું તારા ગરીબ બાપનેખાતેર કાંઇ પણ કરવાને ચુકશે નહીં? કાર્લ, મને કેહે, કે તેં શું તેમ કરવાનો ઠરાવ કર્યો નથી? તું જાણેછે, કે એક માયાળુ બાપતરીકે હું કેવી રીતે તારીસાથે વર્ત્યોછું—હવે આ દુનિયાંમાં મને લાંબો વખત જીવવાનું નથી, અને તેટલામાંટે આપણી આ પડતી હાલત પાછી સુધારવાની જે હું કાળજી રાખુંછું, તે મારાકરતાં તારેવાસ્તે વધારેછે. અરે, કાર્લ, યાદ રાખજે, કે તું એક પુરાણાં અને અમીરી કુટુંબનો નબીરોછે! ઘણીનેઘણી ઓલાદોસુધી આ વઝીફો ડે મૅન્સફેલ્ડટનાં કુટુંબમાં વંશપરંપરા ઉતરતો આવેલોછે; અને જો આપણું આ પુરાણું, માનીતું આલીશાં મકાન આપણાં હાથમાંથી સદંતર જતું રેહે, તો મારૂં તેમજ તારૂં જેગર તુટી નહીં જાય?—જાણે આપણે બીગાના પરદેશીઓ હોઇએ તેમ પીઠ ફેરવીને તે છોડી જઇએ, તે તુંને ગમશે?—આવાં બાદશાહી દીવાનખાનાંઓમાં આપણે કદી ફરી પગ મુકશે નહીં, કે આવા સરસ બાગમાં ફરી દાખેલ થઇએ નહીં, કે જેમાં આપણા નામચિન બાપદાદાઓના વખ્તમાં રોપેલાં જંગી દેરખ્તો ઉભેલાંછે, એ સઘળું શું તું સાંખી શકશે?"

કાર્લ—(ઘણાજ કડવાસથી) "બસ, બાવાજી—બસ કરો! ગમેતે પણ ભોગે આ મકાન અને વઝીફો તો બંચાવવોજ જોઇએ—હા, હું કહુંછું, ઝરૂર બંચાવવો જોઇએછે!"

કાઉંટ—(અજાયબીથી) "ભોગે, મારા વાહાલા બેટા? તું શું બોલેછે, તે હું સમજી શકતો નથી! ખચિત તું તેણીને ચાહેછે—કેની?——"

કાર્લ—(આગળનાજજેવા જુસ્સાથી) "હા, બાવાજી—હું ચાહુંછું! હું તેણીને કેટલો ચાહુંછું, તેતો મારો ખુદાજ જાણેછે! પણ હું કહુંછું, કે બસ કરો! હું કંટાળી ગયોછું,—મેં આજ આખી સાંજ ઘોડાઉપરજ કાહાડીછે—હું થાકીને લૂસ થઇ ગયોછું! બાવાજી, સાહેબજી."

આમ બોલીને તે જવાન વાઇકાઉંટે પોતાના બાપનો હાથ પકડયો, અને પછી ઉતાવળે ઓરડો છોડી ગયો. તેણે જેવીરીતે બુઢા બાપને "શેકહૅન્ડ" કીધી, તે ઘણી જોરમાં હતી, પણ બાપ તો સમજ્યો, કે તેના દીકરાએ તેનીતરફ બાપતરીકેના પ્યારથી તે કીધી હતી.



# પ્રકરણ ૮૬ મું.

## કાચનું બારણું.

હવે આપણે પાછા કરનલ ઑપેનહીમનાં ઘરતરફ ફર્યે, કે જે આગળ જણાવ્યામુજબે ગામડાંમાં એકાંત જગ્યાએ આવેલું હતું: આપણે આગળાં પ્રકરણમાં જે બાબત જણાવી ગયા છૈયે, તેપછીના બીજા દિવસની સાંજનો વખત હતો, અને ખુબસુરત સૉફ્યા ફરીથી બાગના દરવાઝાઆગળ આવી ઉભેલી હતી. તેણીનો આશક એટલો જલ્દી પાછો તેણીને મળવા આવશે, એવી તેણીને જરા પણ આશા નહતી: પણ તેણીનાં મનમાં એમજ આવ્યા કરતું હતું, કે આજે ઝરૂર તે પોતાનો દેખાવ દેશે: કારણકે છેલ્લીવાર જ્યારે તેઓ મળ્યાં હતાં, ત્યારે તેણીએ વાઇકાઉંટને જણાવ્યું હતું, કે તેનેખાતેર તેણી કોઇ પણ ભોગ આપવાને તૈયાર હતી, અને જેના બદલામાં તે ઉમરાવે પોતાનો પ્યાર તેણીનીતરફ અતિ ઘણોછે, તેની અચૂક સાબેતીઓ આપવાને પોતાનીતરફથી ખાતેરી આપી હતી.

તેણી દરવાઝાઉપર ટીંગાઇને ગળીને નાંકે આતુરતાથી નિહાળતી હતી; આ વેળા તેણી ખચિત ઘણીજ ખુબસુરત લાગતી હતી. તેણીનાં હૈયાંમાંની આશાઓથી તેણીના ગાલો ઉપર રતાસ ચઢેલો હતો; અને પવનની ધીમી લેહેરીઓથી તેણીના બાલનાં ઝુલફાંઓ, તેમજ તેણીની સાંદડાંની ટોપીઉપરની રેશમી પટીઓ ઉડતી હતી, કે જે દેખાવ ખરેખર મનોહર હતો. તેણીના કેરમઝી હોઠો સ્હેજ ઉઘાડા હતા, જેઉપરથી જણાતું હતું, કે તેણીનું દેલ ઉમેદની લાગણીથી ભરાયલું હતું; અને પરવાળાંજેવા આ હોઠોવચ્ચેથી મોતીજેવા દાંતોની બે હારો સાંમા જોનારનો પ્યાર ઉસ્કેરે એવીરીતે દેખાતી હતી. આખરે એક ઘોડાની ખડીઓ અફડાવાનો આવાઝ તેણીને કાને ધીમો પડયો; અને આહેસ્તેઆહેસ્તે પોતાનાં દેલની ઉમેદને ગળીને નાંકેથી તેણીનાં મકાનતરફ આવતી તેણીએ જોઇ. થોડીજ "મિનીટો"માં તે ત્યાં આવી પુગ્યો: તરત પોતાના ઘોડાઉપરથી નિચ્ચે કુદી ઉતર્યો—અને તેણીને પોતાની ગોદમાં દાબી.

**કાર્લ**—"મારી અતિ વાહાલી, તેં આજે મારા આવવાની આશા રાખી હતી કે? તું શું મારેજમાટે ખોટી થતી હતી કે?" એમ બોલી તે આ નિર્દોષ છોડીના ખુશહાલીથી લાલ થયેલા ચેહેરાતરફ અતિશય પ્યારથી જોવા લાગ્યો, કે જેણી હમણાં તેની ગોદમાંથી ધીમેથી છુટી થઇ હતી.

**સૉફ્યા**—"મેં ધાર્યુંતુંજ કે તમો આજે આવશો. મેં આશા રાખીતીજ, કે તમો આજે ઝરૂર આવવાનાજ! અરે, કાર્લ, હું જ્યારે મારા બાપથી આ મુલાકાતોની વાત જાણીજોઇને અને રાઝીખુશીથી છુપાઉંછું, ત્યારે તમારી હાઝેરીમાંજ ફક્ત મારૂં સુખ સમાયલું હું સમજુંછું!"

આ સાંભળી કાર્લે લગાર ગુસ્સાની ઢપે કહ્યું, "મારી વાહાલી સૉફ્યા, તે દહાડાની સાંજની તકરારો વળી પાછી તું તાઝી ના કર." જોકે તેના ગુસ્સાની નેશાની ઘણીજ

નહીંજેવી હતી, છતાં પ્યારમાં પડેલી બાપડી તે છોડીનાં જાણવામાં તો તે આવી, અને તેઉપરથી તેણી બોલી, "મારીસાથે ગુસ્સે ના થાઓ." ફક્ત આટલું બોલતાંજ તેણીના બંધે ગાલોઉપર મોટાંમોટાં આંસુઓ ટપકવા લાગ્યાં; તેણીએ કાર્લતરફ ર્‌હેજ ઠપકાની નઝરથી જોયું, અને તે વેળા તેનાં હૈડાંમાં એક હઝાર વિચારો આવી ગયા.

કાર્લ—"તારીસાથે ગુસ્સે થાઉં, મારી વાહાલી લાડકી? અરે, ના! તેમ બનવુંજ અશક્યછે! તું ઘણીજ ભલી, નર્મ, મિલનસાર. અને હું—પણ સૉફાયા, મને કેહે" પોતાનું બોલવું તરત ફેરવી નાખીને "વળી આજે તારા બાવા કામમાં રોકાયલાછે કે? અને વગર અડચણે આપણે એકબીજાસાથે કલાકેકસુધી વાતો કરીને ગમત મેળવી શકીશું કે?"

પોતાના બાપવિષે આ સવાલ થયેલો સાંભળી, તે કુમારિકાએ એક નિસાસો નાખ્યો, કારણકે તેણી જાણતી હતી, કે તેણી પોતાના બાપને આ બાબતમાં ઠગતી હતી. તેણીએ જવાબ આપ્યો, "હા: મારા બાવાજીઆગળ તેવણના પાંચ કે છ મિત્રો આજે મળવાને આવ્યાછે. સાંભળો! આગળા દરવાઝાઉપરનો ઘંટ વાગેછે!—વળી કોઈ બીજો આવ્યોછે."

અત્રે આપણને જણાવવાની અગત્યછે, કે ઘરના આગળા મુખ્ય દરવાઝાઆગળથી ગલીનો એક બીજો ફાંટો નિકળતો હતો; તેથી જેઓ તે આગળે રસ્તે આવતા જતા; તેઓ જ્યાં આ આશકમાશુક મળતાં હતાં, તે જગ્યાએથી પસાર થતા નહતા; કે તેઓને જોઈવટીક શકતા નહતા; આ બાબતથી કાર્લ ડે મૅન્સફેલ્ડટ જાણીતો હતો, અને તેટલામાંટે આ છુપી મુલાકાતો તે બીનઅનુભવી જવાન છોડીસાથે કરવામાંટે તેણીને ધીમેધીમે અને દગાથી ફોસલાવતો હતો.

પોતાના ઘોડાની લગામ મોટા દરવાઝામાં પોરવતાંપોરવતાં, અને તેમાં દાખેલ થતાં કાર્લ બોલ્યો, "મારી અતિ વાહાલી સૉફાયા, તારા બાવા હમણાંહમણાં ઘણાં જણાઓની મુલાકાત લેછે ની?"

તે ભોળી કુમારિકાએ જવાબ દીધો, "હા, અને તેઓ શું કામમાંટે ત્યાં આવતા હશે, તે હું સમજી શકતી નથી. હું તેઓમાંના કોઈનું નામ પણ જાણતી નથી: કારણકે મારા બાવાજીએ તેઓસાથે મારી પિછાણ કરાવી નથી. તેવણની ચાલચલણ હમણાં ઘણી અજાયબજેવી રીતે ફેરવાઇ ગઇછે——"

કાર્લ—"પણ સૉફાયા, તારીતરફ તેવણની માયા તો ફેરવાઇ નથી કેની?"

સૉફાયા—"અરે નારે!—તે તો જેવીનેતેવીજછે! મારી કેહેવાની મતલબ તો એમછે, કે તેવણ હમણાંહમણાં કામમાં ઘણા રોકાયલા રેહેછે——"

કાર્લ—"કદાચ તેવણ ઘણાં કાગઝપત્રો લખવામાં રોકાતા હશે?"

આ સવાલથી મનમાં જરા પણ શક ન લાવતાં તે જવાન છોડીએ ભોળાપણાંથી જવાબ આપ્યો; "હા,—અને તે સઘળાં પોતેજ ટપાલ-"ઑફિસ"માં લઈ જાયછે. વળી તેવણઉપર પણ ઘણાં કાગઝો આવેછે, પણ તેઓ કેઈરીતે આવેછે, તેવટીક હું જાણતી નથી: કારણકે ટપાલવાળો તો ક્વચિતજ અમારાં ઘરમાં આવેછે—અને જ્યારે આવેછે, ત્યારે ઘણુંકરીને મારી કાકીઓતરફથી મારીઉપર આવેલાં કાગઝો પહોંચાડવાનેજ આવેછે

પણ કદાચ એમ હશે, કે બાવાજીઉપર જે ઢગલાબંધ કાગઝો આવેછે, તે આ તેવણના મિત્રોજ લખતા હશે. હું જ્યારે પણ તેવણના વાંચવાલખવાના ઓરડામાં મળવા જાઉંછું, ત્યારે તેવણને આ સર્વે કાગઝોમાંજ રોકાયલા જોઉંછું."

જાણે ફક્ત બીપર્વાઈથી વાતો કરતો હોય, તેવીરીતે કાર્લે પુછ્યું, "પણ આ ગ્રહસ્થો કદાચ પડોશમાંથીજ કેયેથી આવતા હશે, એમ હું ધારૂંછું?"

**સૉફાયા**—"તેઓ ક્યાં રેહેછે, તેની હું તો જાણતી નથી; કે તેઓ કેટલે દુરથી આવેછે, તેની પણ મને ખબર નથી—તેઓ હ્યાં શામાંટે આવેછે, તેની પણ મને માહેતી થી. કદાચ તેઓ બાવાજીના જુના લશ્કરી મિત્રો હશે—અને મારા બાવાજી પોતાને મનગમતી વાતો તેઓસાથે ચલાવવામાં મઝાહ લેતા હશે, અને તેમાં મને કશો સ્વાદ લાગે નહીં, એમ તેવણ ધારતા હશે."

**કાર્લ**—"કદાચ તેઓમાંના કોઇ મારી ઓળખાણના પણ હોય—તેઓ ઉમરાવો, ગ્રહસ્થો, કે લશ્કરી અમલદારો હોય, કે જેઓનાસમાગમમાં હું આબરૂદાર મંડળીઓમાં આવ્યો પણ હોઉં, કે જ્યાં હું હંમેશાં ફરતો રેહુંછું? જો તેમજ હોય, તો મારી અતિ વાહાલી સૉફાયા, આપણા લાભમાં મોટું નુકશાન થયાવગર રેહે નહીં—આપણા પવિત્ર પ્યારમાં ખલલ પહોંચ્યાવિના રેહે નહીં—તેઓમાંનો કોઈ પણ એકાએક આપણીઆગળ આવી પણ લાગે, તો મોહોકાણ વળી જાય."

"અરે! આ બાબતનો તો મને આગળ જરા ખ્યાલખી નહીં આવ્યો હતો!" અને રખે તેણીનું આ અત્યાનંદ સ્વપ્નરૂપી સુખ નાશ પામે, એ વિચારથી ધાસ્તીનેમારે તેણી દેલગીર થઇ ગઇ.

**કાર્લ**—(ઘણાજ ગંભીર સાદે) "આ બાબત એવીછે, કે તેને જેવીતેવી જાણી આપણે બીદરકાર રેહેવું ન જોઇએ. આ શખ્સો તારા બાવાના જીવેજાનના મિત્રોછે, એટલે તેઓ ઝરૂર તેવણને તુંને મારો હાથ નાકબુલ કરવાને સમજાવ્યાંવગર રેહેશે નહીં! આહ! સૉફાયા, મારા બાવા તારા બાવાના રાજદુઆરી વિચારોથી જુદાજ વિચારો ધરાવેછે, એ એક અફસોસની વાતછે, હું તારા પ્યારમાંછું, એમ જો તે લોકો જાણે, તો તારા બાવાના આ સઘળા મિત્રો મારીતરફ ઘણા શકની નઝરથી જોવાવગર રેહે નહીં!"

**સૉફાયા**—(ધાસ્તી ખાઇને) "મારા અતિ વાહાલા કાર્લ, એનો કાંઇ ઇલાજ હોય, તો મને જણાવો—આપણને આ નુકશાની ન પહોંચેએવી કાંઇ તદબીર નહીં થઇ શકે? જો થઇ શકતી હોય, તો તે મને જણાવો. અરે, હવે તમારેથી છુટું પડવું, તે મારા જાનથી છુટા પડવાજેવું હું મારે મનથી તો સમજુંછું!"

"મારી અતિ વાહાલી સૉફાયા, મારા જાન!"—એમબોલી કાર્લે તે જવાન છોકરીને પોતાનીતરફ ખેંચી તેણીનું માથું પોતાની છાતીસાથે દાબ્યું. તેમ કરવામાં તેની મતલબ એજ હતી, કે આ વેળા તેનાં દેલમાં ઉભી થયેલી લાગણીઓથી તેના ચેહેરામાં જે ફેરફાર થયો હતો, તે તેણી જોઇ શકે નહીં. પછી તે વધુ બોલ્યો, "હા—એનો એક ઉપાયછે, અને આ બનાવ કે જેનો તરતોતરત ઉપાય કરવો જોઇએ, તેમાંટે તેજ એક ઉપાય મારાં ધ્યાનમાં આવેછે."

સૉફાયા—(અધિરાઈથી) "અને તે ઉપાય શોછે?"

કાર્લ—"તે એજછે, કે જો બની શકતું હોય, તો મારે તારા બાવાની મુલાકાતે આવનારાઓને નઝરે જોવા, પણ તે એવીરીતે, કે તેઓ મને જોઈ શકે નહીં. હું જો તેઓને એકવાર જોઉં, તો મારી ખાતેરી થાય; કે તેઓમાંના કોઈસાથે મને અંગત પિછાણ છે કે નહીં."

સૉફાયા—"શું એટલુંજ? એમાં શી મોટી મુસ્કેલીની વાતછે! એનાંકરતાં સેહેલું કામ તો બીજું કાંઇજ નથી!"

કાર્લ—"વાહાલી, ત્યારે તે કેમ પાર ઉતરે તે મને સમજાવ."

સૉફાયા—"મારા બાવાજીના લખવાવાંચવાના ઓરડાનીપાસેજ એક બીજો ન્હાનો ઓરડોછે. તે બંધે ઓરડાઓનીવચ્ચે એક કાચનું બારણુંછે, કે જેઉપર પર્દાઓ નાખેલાછે. તે પર્દાઓ કાંઇ ઘણા મઝબુત જડેલા નથી, તેથી તેની કોરમાંથી તમો અંદર સેહેલાઈથી જોઇ શકશો. હું ધારૂંછું, કે થોડીજ 'મિનીટો'માં તમારી મતલબમુજબે તમો ત્યાં એટલા બધા જણાંઓને જોઇ શકશો—અને તેમાં કાંઇ નુકશાન આવે, એવું પણ નથી——"

કાર્લ—"નુકશાન? જરાબી નહીં! એમાં નુકશાન આવવાજેવું છેબી શું? પણ મારી અતિ વાહાલી સૉફાયા, તું ધારેછે, તેમ નુકશાન આવવાજેવું તો તેમાં કાંઇ નથી, પણ હું પકડાઈ જાઉં, એવું તો કાંઇ નથી?—કારણકે તારા બાવા અને તેવણના પરોણાઓ-વચ્ચેની ખાનગી મુલાકાત હું છુપાઇને જોતો હતો, એમ જો જણાઇ જાય, તો તે મને ઘણું નાપસંદછે."

સૉફાયા—"એમ પકડાઇ જવાનો તો જરા પણ સંભવ નથી, કારણકે જો કદાચિતને તે કાચનું બારણું એકાએક ઉઘાડવામાંબી આવે, તોપણ તેની બરાબર પછવાડે એક ખાંચોછે—અને તે ખાંચામાં મહાન ફ્રેડરિકનું એક મોટું અર્ધ-બાવળું એક બેડકઉપર મુકેલુંછે. તેનીપછવાડે તમો સેહેલાઇથી છુપાઇ જઈ શકશો."

રખેને પોતાનો આશક ખોવો પડે, એવી ધાસ્તીથી આ જવાન છોડીએ એવી સૂચના તેને કીધી, કે જે બીજે શાંત વખ્તે જણાવવાને તેણી ઝરૂર આનાકાની કર્યાવગર રેહેતે નહીં. કાર્લ ડે મૅન્સફેલ્ડટે આ સઘળું સાંભળીને તેણીના કાનમાં અતિ પ્યારના મીઠા શબ્દો કહ્યા, અને પછી તેઓ બંને તે બાગના વાંકાટીકા રસ્તાઓઉપરથી થઇ મકાનનીપછવાડેના ભાગમાં ગયાં; ત્યાંથી એક પાછળા દરવાઝામઆરેફતે તેઓ ઘરમાં દાખેલ થયાં, તે એવીરીતે કે કોઇ પણ નોકરનાં દિઠાંમાં તેઓ આવે નહીં. એક ચાલ પસાર કરી, તેને નાકે આવેલાં એક બારણાંવાટે તેઓ પેલા ન્હાના ઓરડામાં આવી લાગ્યાં; સૉફાયાએ તરત પેલું કાચનું બારણું કાર્લને આંગળીવડે બતલાવ્યું, કે જેઉપર લીલા રંગના પર્દાઓ નાખેલા હતા, કે જેથી પાસેના ઓરડામાંનું દેખાય નહીં. એટલું કરીને તેણી બાગમાં પાછી ફરી; જ્યારે કાર્લ, પગનાં આંગળાઓઉપર જરા પણ આવાઝ કર્યાવગર તે કાચનાં બારણાંઆગળ ગયો.

આ વેળા ધાસ્તી, પસ્તાવો, દુઃખ, અને પોતાનીજતરફના ધિક્કારનેલીધે તે ફિક્કોફચ થઈ ગયો હતો, અને એવો તેનો ચેહેરો જો આ વખ્તે કોઇ જોતે, તો તેનીઉપર તેથી

મઝબુત અસર થયાવગર રેહેતે નહીં. તે જ્યારે તે બારણાંઆગળ થોભ્યો, ત્યારે તેને એમ લાગ્યું, કે હજી પણ તે પાછો ફરે, અને પોતે માથે ઉઠાવેલું કામ પડતું નાખે. પણ તેટલાં તેનાં મનમાં બીજા વિચારો ઉભા થયા; અને તેથી તે ત્યાંથી જતો રેહેવાનેબદલે ત્યાંજ ઉભો રેહેવાને વધારે લલચાયો: અને ત્યાંજ ઉભો રહ્યો।

તેણે તે પર્દામાંથી અતિ ઘણી ચોકસાઇ અને સંભાળથી માંહે જોયું; બુઢો કરનલ ઑપેનહીમ એક "ટેબ્લ"આગળ બેઠેલો તેનાં દિઠામાં આવ્યો, તેનીઆગળ બીજા સાત ગ્રહસ્થો બેઠેલા હતા, કે જેઓ તે કરનલનાં મ્હોંમાંથી નિકળતો દરેક શબ્દ ઘણાંજ ધ્યાનથી સાંભળતા હતા. સૉફ્યાનો પિતા ઘણે ધીમે સાદે બોલતો હતો; અને તે જે બોલતો હતો, તે વાઇકાઉંટ જરા પણ સાંભળી શકતો નહતો, અને તેથી તેની બોલવાની મતલબથી અજ્ઞાનજ રહ્યો. તોયે તેણે જોયું, કે આ સાતમાંના ચાર ગ્રહસ્થો તેનીસાથે અંગત પિછાણ ધરાવનારા હતા:—બાકીના ત્રણથી તે તદન અજાણ્યો હતો. આ બીગાના શખ્સોના ચેહેરા તેણે ઘણાં ધ્યાનથી તપાસ્યા: અને પોતાનાં મગઝમાં ઠસાવ્યા. જાણે તે પર્વાના તપાસનારો હોય, એવી ચોકસાઇથી તે તેઓને ટીકતો હતો.

થોડીક "મિનીટો" બોલ્યાપછી કરનલે વાત કરવાનું બંધ કર્યું, અને પોતાની બેઠક-ઉપરથી ઉઠયો. એક ગ્રહસ્થ, કે જેનેથી કાર્લ અજાણ્યો હતો, તેને તેડીને તે તેજ કાચનાં બારણાંઆગળ આવ્યો, કે બીજીજ પળે તે જવાન વાઇકાઉંટ મહાન ફ્રેડરિકનાં અર્ધ-બાવ-ળાંની મોટી બેઠકપછવાડે સલામતીથી સંતાઇ ગયો. તે કાચનું બારણું ઉઘડયું: કરનલ અને પેલો ગ્રહસ્થ તેવાટે બહાર આવ્યા, અને બારણું પાછું ઢાંક્યું. આપણે અત્રે જણા-વવું જોઇએછે, કે આ શખ્સ, જે કરનલ ઑપેનહીમનીસાથે તેના વાંચવાલખવાના ઓર-ડામાંથી બહાર આવ્યો હતો, તે આસરે ચાળીસ વર્ષોની વયેનો હતો—તે મધ્યમ કદનો, અને લગાર ભરેલો હતો—તેના બાલો કાળા હતા; તેને થોભા નહતા, અને તેના ચેહેરા-ઉપર સહિઓડનાં ચાઠાં પડેલાં હતાં. જે ન્હાના ઓરડામાં વાઇકાઉંટ છુપાયલો હતો, તેની એક બારીઆગળ આ શખ્સને કરનલ લઇ આવ્યો, અને જાણે કાંઇ ગંભીર અને ખાનગી વાત તેનીસાથે કરવા માંગતો હોય, એવી તેની ઢબ આ વખ્તે જણાતી હતી.

**કરનલ**—"જે વાંધાઓ ઉઠાવ્યામાં આવ્યાછે, અને જે તમોએ હમણાં સાંભળ્યાછે, તે જાણવાપછી મેં તે બાબતઉપર વધારે દબાણ કરવાનું વાજેબી ધાર્યું નહીં: પણ પાસેના ઓરડામાં તમોએ તમારો મત કશો ઝાહેર નહીં કીધો, માટે તે શુંછે તે જાણવા-માંટે હું તમોને ઘાં બોલાવી લાવ્યોછું. જો હું ભુલતો નહોઉં, તો મેં તમોને એકવાર બોલતા સાંભળ્યા હતા, કે તમો ડે મૅન્સફેલ્ડટનાં કુટુંબવિષે કાંઇ થોડીવણી માહેતી ધરાવોછો?"

**બીગાનો**—(હાલ તરત આપણે તેને બીગાનાનાંજ અલ્કાબથી ઓળખાવીશું, કાર-ણકે કાર્લ તેને બીલકુલ પિછાણતો નહતો) "હું બુઢા કાઉંટને થોડોઘણો પિછાણુંછું. પણ જવાન વાઇકાઉંટને તો હું નઝરે પણ ઓળખતો નથી. આ બાબતમાં હવે શું પગલાં ભરવાં તે, કરનલ, તમો પોતે વધારે સારીરીતે સમજોછો."

**કરનલ**—"આપના રાજદુઆરી વિચારો ઘણા સખ્તછે; અને તે ઘણો આપણીસાંમેછે."

બીગાનો—"તેનામાં પોતાનાં વંશની મગરૂરી ઉતરેલીછે, અને તેના વડવાઓનીપેઠે તે પણ સઘળા બાદશાહી ગુદરમાતોને ટેકો આપનારોછે. પણ તમો કહોછો, કે તેનો બેટો——"

કરનલ—"બેટો વારંવાર મારી મુલાકાતે આવી ગયોછે. એક અકસ્માતિક બનાવને-લીધે મારી તેનીસાથે ઓળખાણ પડીછે. તે એમ બન્યું, કે મારા એક ઘોડાવાળાએ મારો એક ઘોડો ચોર્યો, કે જેણે, મને પાછળથી જણાયું તેમ, મારી બીજી ઘણીક ચોરીઓ કીધી હતી. ઘોડાની આ ચોરીબાબે મેં બર્લિનનાં વર્ત્તમાનપત્રોમાં ઝાહેરખબરો છપાવી; અને થોડાજ દહાડામાં વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટ મને મળવા આવ્યો. તેનીસાથે તેનો એક નોકર પણ આવ્યો હતો. તેઓ બંધે મારો ચોરાયલો ઘોડો પોતાનીસાથે લાવ્યા હતા. એવું જણાયું, કે તે ઘોડો વાઇકાઉંટે કોઇ અજાણ્યા શખ્સપાસેથી પૉટસડૅમખાતે ખરીદ્યો હતો; અને તેનું વર્ણન ઝાહેરખબરમાં વાંચવાથી, તેણે તરત જાણ્યું, કે તે ઘોડો મારોજ હતો. તેટલામાટે તે મને પાછો સ્વાધિન કરવાને આવ્યો હતો. તેની આ ચાલ ઘણીજ સભ્યતાભરેલી હતી, ખરેખર કહું, તો અતિ ઉદાર હતી; કારણકે જોકે તેણે તો એક સારી રકમ આપી તે જાનવર ખરીદ્યું હતું, તોયે તે ઘોડો મને પાછો સ્વાધિન કરતાં તેની કીમતમાંની એક પૈ પણ મારીપાસેથી પાછી મેળવી મને નુકશાનીમાં મુકવાનું તેણે વાજેબી ધાર્યું નહીં."

બીગાનો—"અને તે વખ્તપછીથી તે હ્યાં મુલાકાતે આવ્યો હતો કે?"

કરનલ—"ઘણી વખ્તે તે આવ્યો હતો. પ્રથમમાં તો હું તેનીસાથે ભારણોજમાંજ રહ્યો, કારણકે મને લાગ્યું, કે કુદર્તીરીતે તે પણ તેના બાપનાજેવાજ વિચારો ધરાવતો હોવો જોઇએ. પણ જ્યારે મને જણાયું, કે કાર્લ ડે મૅન્સફેલ્ડટ તો ખાનગી રીતે વધારે છુટા વિચારો ધરાવતો હતો, ત્યારે મારી અજાયબી અને ખુશહાલીનો તમોજ વિચાર કરો."

બીગાનો—"તમે હમણાં થોડુંકઉપર તેને જોયોછે કે?"

કરનલ—"નહીં'—મેં તેને આજ કેટલાંક અઠવાડિયાંઓ થયાં બીલકુલ જોયો નથી. હું ધારૂંછું, કે મને યાદ આવેછે, કે આ જગ્યાનીનઝદીકમાં તેને કોઇએ એકવાર જોયલો મને જણાવ્યો હતોઃ પણ જો તેમ હોય, તો તે કદાચ કાંઈ બીજા કામમાટે હ્યાં આવ્યો હશે—કારણકે તે આ ઘરમાં મુલાકાતે તો આવ્યો નહીં હતોઃ મને લાગેછે, કે તેને મેં કોઇ રીતે ગુસ્સે કીધો હશે—અને તોયે પણ તે કઇ રીતે તે હું વિચારી શકતો નથી."

બીગાનો—"ઠીક, મેં તમોને આગળ કહ્યુંછે, તેમ તેને આપણી છુપી બાબતમાં દાખેલ કરવો, અને આપણીસાથે જોડાવાને બોલાવવો કે નહીં, તે નક્કી કરવાનું કામ તમારૂંછે. એક શખ્સનો બાપ સાંકડા વિચારો ધરાવતો હોય, તો તેટલાજવાસ્તે તેના બેટાને ત્યાગ કરૂં, એવો માણસ હું નથી. પણ તેમ વળી બીજા હાથઉપર" થોડીકવાર વિચાર કરીને તે બીગાનોએ વધાર્યું, "પાસેના ઓરડામાંના આપણા મિત્રોની બહુમતીથી સાંમા જઈ કામ કરવું, એ પણ ડાહાપણભરેલું કે વાજેબી નથી."

કરનલ—"ઠીક, ત્યારેતો આ બાબત હાલ જેમછે તેમજ રેહેવા દેઓ. ચાલો, હવે આપણે આપણા સાથીઓને પાછા જઇ મળ્યે."

આપ્રમાણે વાતચિત પુરી થઈ, અને તેનો દરેક બોલ જવાન વાઇકાઉંટે સાંભળ્યો હતો; તેને આ વાતથી ઘણું જાણવાને તો બન્યું, પણ જ્યારે કરનલ ઑપેનહીમ અને પેલો બીગાનો પાછા વાંચવાલખવાના ઓરડામાં ગયા, ત્યારે તેના જીવને ઘણી નિરાંત થઇ. પછી કાર્લ પોતાની છુપાવાની જગ્યાએથી હલુસે બહાર નિકળ્યો, અને બાગમાં સૉફ્રાયાને જઇ મળ્યો.

જ્યારે તે જવાન કુમારિકા બાગમાં એકલી હતી, ત્યારે તેણીને તરેહવાર વિચારો આવવા લાગ્યા, કે પોતાના બાપ અને મિત્રોવચ્ચેની ખાનગી મસ્લહત છુપીથી જોવાને પોતાના આશકને ઘરમાં દાખેલ કરવાનું શું ઘટારત હતું? તેણી તદન નિષ્કપટી અને સાચે રાહે ચાલનારી હતી. તેથી તેણી પોતાનાં મનમાં હવે વિચારવા લાગી, કે કાર્લતરફનો તેણીનો પ્યાર તેણીને ન્હાની ઠગાઇઓ અને મકરબાઝીઓ કરવાને ઉસ્કેરતો હતો, અને આ વિચારોથી તેણીને હવે પસ્તાવો થવા લાગ્યો. તેણી રડવા લાગી—અને જે ગેરવાજેબી અને ખોટું કામ તેણી કરતી હતી, તે તેણીએ ન કર્યું હતે, તો સારૂં, એવાએવા વિચારોમાં તેણી મશગુલ થયેલી હતી. આ વેળા તેણીનાં મનની હાલત દુઃખી હતી; તેણીને એમ લાગતું હતું, કે આ સર્વેનું પરિણામ નઠારૂં આવવાનું, અને તેથી તેણી મનમાં બોલતી, "ખુદા કરેને આ સઘળામાંથી કાંઈ માઠું ન થાય તો સારૂં!"

પણ જ્યારે કાર્લ તેણીને પાછો આવી મળ્યો,—જ્યારે તેણીએ જાણ્યું, કે પકડાવા-વગર તે પોતાનું કામ સરંજામ ઉતારી આવ્યો હતો—જ્યારે તેણીએ તેના પ્યારભર્યા શબ્દો ફરીથી સાંભળ્યા—જ્યારે તેણે તેણીનો હાથ પોતાના હાથોમાં લઇને પ્યારથી દાબ્યો—ત્યારે તેણી ફરી એકવાર પોતાનાં મનમાંના દુઃખી વિચારો વીસરી ગઇ: અને તેણી પાછી પોતાના વાહાલાનીપાસેછે, એવા ખુશહાલીભર્યા વિચારથી તે સઘળા દુઃખી વિચારોઉપર પાણી ફરી વળ્યું: પણ હવે વાઇકાઉંટ લાંબો વખ્ત તેણીનીઆગળ થોભ્યો નહીં: તેણે તેણીને જણાવ્યું, કે તેને તેના બાપને ચોકસ વખ્તે કામસર મળવાનું હતું—સૂર્ય અસ્ત પામતો હતો—અને તેને દુરવેર સવારી કરવાની હતી. તોયે આ વેળા સૉફ્રાયાથી છુટાં પડતાં કાર્લને ઘણુંજ લાગ્યું; તેને દેલગીર થયેલો જોઈ આ જવાન છોડી એમજ સમજવા લાગી, કે હવે કદાચ તેઓ ફરી મળવા પામશે નહીં; એવી ધાસ્તીથી તેણીની પોતાની ખુશહાલી પણ ઉડી ગઇ! તેને પ્યારથી વળગીને તે બીચારી ઝારઝાર રડવા લાગી. આ જોઇ કાર્લે ભારે સખ્તીથી પોતાની દેલગીરી તરત દુર કરી નાખી; ફરીથી જલ્દી તે તેણીને આવી મળશે, એવી આશાઓથી તે તેણીને દેલાસા આપવા લાગ્યો, અને પછી એકદમ જુસ્સામાં આવી જઇ તેણીને પોતાની ગોદમાં ઝોરથી ચાંપી; પોતાના ઘોડાઉપર ચઢી બેઠો, અને તે દોડાવી ગયો.

આ બનાવ બન્યાપછી આસરે દોઢેક કલાક રહીને પૉટસડૅમના મહલ્લાઓમાં એક દોડતા ઘોડાની ખડીઓનો આવાઝ સંભળાયો; અને વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટ બાદશાહી મેહેલના રોનકદાર દરવાઝાઆગળ પોતાનો ઘોડો દોડાવી લાવ્યો. તે તરત ઘોડાઉપરથી નિચ્ચે કુદી પડ્યો—નોકરના હાથમાં લગામ ફેંકી—અને ઉતાવળે મેહેલનાં દીવાનખાનાંમાં ગયો—ત્યાં હાઝેર રેહેલા એડી-કાંગોમાંના એકને અર્ઝ કીધી, કે તેનાં આવવાની ખબર રાજાને પુગાડવી. તે એડી-કાંગે જોયું, કે તે જવાન ઘણી ઉસ્કેરાયલી હાલતમાં હતો; અને તે શું કામમાટે આવ્યો હતો, તેથી બીલકુલ અજાણ્યો હતો, છતાં તેને એટલીતો ખબર

હતી, કે કાંઇ અગત્યનું ખાનગી કામ તેને નામદાર રાજાતરફથી સોંપવામાં આવ્યું હતું, એઉપરથી તેને વાઇકાઉંટને શાંત થવાને અર્ઝ કીધી.

"શાંત! ત્યારે શું હું ઉસ્કેરાયલો લાગુંછું કે?"—એમ બોલી કાર્લ ખોટું ડોળ ઘાલી હસવા લાગ્યો: પણ તેટલાં જે બન્યું હતું, તે સઘળું તેને યાદ આવી ગયું, અને પાછી તેની વર્ત્તણુક એક ઘડીમાં બદલાઇ ગઇ, અને ઘણાજ ધીમા આવાઝે તે બોલ્યો, "હા, હું શાંતજછું."

પાંચ "મિનીટો"પછી તેને બાદશાહી ખાનગી ઓરડામાં દાખેલ કર્યામાં આવ્યો, કે જ્યાં ફ્રેડરિક વિલિયમે તેની મુલાકાત લીધી.

**રાજા**—(અધિરાઇથી) "તમો ફતેહ પામ્યાછો કે? મને તમારાં મ્હોંડાંઉપરથી લાગેછે, કે તમો ખચિત ફતેહ પામ્યાછો!"

**કાર્લ**—"હા, મુરબ્બી સાહેબ. મને ફતેહ મળીછે."

**રાજા**—(ખુશહાલી, ધાસ્તી, અને અંદીશાથી) "બેસો, અને મને નામો જણાવો—અથવા તમોએ જે શોધી કાહાડયું હોય, તે કહો. જુઓ! હું તે સઘળાંની નોંધ કરી લઉંછું:"—એમ બોલી તે નામદારે એક કલમ પોતાના હાથમાં લીધી.

**કાર્લ**—"સૌથી પેહેલું, કરનલ ઑપેનહીમ," આ નામ જણાવતાં જાણે તેનાં ગળાંમાં રાખ ભરેલી હોય, તેવી રીતે તે ભારે મહેનતથી દમ લેવા લાગ્યો, "બીજું શૂરવીર આઇર્લો; ત્રીજું કાઉંટ આવ હેટલિન; ચોથું બૅરન રૂડૉલસ્ટાડટ; અને પાંચમું વાઇકાઉંટ ગૉશીનેન. તેઉપરાંત બીજા ત્રણ જણાઓ ત્યાં હતા—પણ હું તેઓનાં નામો મેળવી શકયો નહીં—અને વળી તેઓને હું ઓળખતો પણ નથી."

**રાજા**—"પણ તેઓનું કાંઇ વર્ણન, કે તેઓ કેવા હતા?"

જેવીરીતે તેણે આ ત્રણ જણાઓને બારીકીથી જોયા હતા, તેવીજ બારીકીથી તેણે તેઓના ચેહેરા, શરીર, કપડાં, વગેરેનું વર્ણન રાજાને કહી સંભળાવ્યું.

આ સઘળું રાજા કાગઝઉપર ટપકાવી લેતો હતો, તે પુરૂં થવાપછી, તે બોલ્યો, "અને હવે બીજું શું?"

**કાર્લ**—"કરનલ ઑપેનહીમ પુષ્કળ કાગઝપત્રોથી વ્યવહાર ચલાવેછે, પણ તે અતિ ઘણી ચોકાસીથી. એસેવાય બીજું કશું વધારે મને તમો નામદારને જણાવવાનું હવે બાકી રહ્યું નથી."

**રાજા**—"અને આટલુંજ પુરતુંછે! દગલબાઝો! તેઓને શિક્ષા થવી જોઇએછે! અરે! ખચિત પેલી સુફેદ પુશાકવાળી બાનુએ તે રાત્રે દેખાવ દીધો, તે કાંઈ ફોકટમાં નહતો! પણ મને ઘણી સંભાળથી કામ લેવું પડશે. પેહેલવેહેલાં તો પેલા બુઢા કાવત્રાંબાઝનાં સઘળાં કાગઝપત્રો મારા હાથમાં આવવાં જોઇએછે——"

**કાર્લ**—(લગાર શકથી) "હવે તમો નામદારને **મારી** સેવાની તો ફરીથી ઝરૂર ન પડશે?"

**રાજા**—"નહીં, નહીં—હું આપણાંવચ્ચેની શર્તમુજબજ ચાલીશ. હવે મને તમારાં એનામનો ચુકાદો કરવો જોઇએછે! હું તમોને મારા મેહેલમાં ખુદ મારી ઝેંદગીની પાસ-

ખાનીમાટે રાખેલી બાદશાહી લશ્કરી ટુકડીના એક લફ્ટેનન્ટ નેમુંછું, કે જેથી તમો હુંમેશાં મારીઆગળનાઆગળ નોકરી કરો. મારાં કબુલેલાં ઈનામનો બીજો ભાગ આ રહ્યો!"

એમ બોલી, રાજાએ કાર્લના હાથમાં એક "પૉકેટ-બુક" સેરવી દીધી; અને જયારે જવાન વાઇકાઉંટ બાદશાહીહઝુરમાંથી બહાર નિકળ્યો, ત્યારે તેનાં જોવામાં આવ્યું, કે તેમાં ત્રણ લાખ રૂપિયાની ચલણી "નોટો" ભરેલી હતી. પણ શું તેને આવી ઉંચી લશ્કરી પદવી બખ્શવામાં આવી હતી, તેથી તે મગ્ન થયો હતો?—જયારે તેને ઉતાવળે ઘર જઇને તે "પૉકેટ-બુક" પોતાના બાપને આપી, ત્યારે શું તે સુખી થયો હતો? શું તેણે પોતાનાં હૈડાંમાં થતો પસ્તાવો છુપાવ્યો હતો? અને શું તે હવે દરબારી ઝેંદગીની મોઝ-મઝાહ ભોગવશે, તથા કાઉંટેસ આવ ઍલનસ્ટીનસાથે તેની ભપકાદાર સાજવારી થશે, તેથી શું તે પોતાની દગલબાઝી, તેમજ ખુબસુરત સૉફાયાતરફનો પ્યાર ભુલી જવા પામશે? આપણ તે જોઇશું.

આ બનાવ બન્યાને ત્રણ દિવસો વિત્યાકેડે સાં સુસિના મેહેલમાં એક અતિ દમામ-દાર ઝેયાફત કર્યામાં આવી હતી,—પ્રથમતો લશ્કરી કવાયદ કરાવ્યામાં આવી હતી, જે પુરી થવાપછી બાદશાહી દીવાનખાનાંઓમાં ખાણું આપ્યામાં આવ્યું હતું. ઘરખટલાને-લગતાં લશ્કરનો વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટ પણ હવે એક અમલદાર નેમાવાનેસબબે, તેને પણ ખાણાંઉપર બીરાજવાનું ઇજ્જ઼ન કર્યામાં આવ્યું હતું, તે ખાણું બપોરના ત્રણ વાગતાને-સુમારે શરૂ કર્યામાં આવ્યું હતું; અને ખાણાંની "ટેબ્લ"ઉપર જવાન અને ખુબસુરત કાઉંટેસ આવ ઍલનસ્ટીનની બાજુમાંજ તે બેઠો હતો. હવે વાઇકાઉંટ ઉદાસજેવોછે, એવી ફરિયાદ કરવાનું તેણીને કશું કારણ નહતું: તેનું હૈયું ખુશહાલીથી છળછળ થતું હતું, અને બાદશાહની હાઝેરી ત્યાં હોવાથી વિવેકથી તેને વર્ત્તવું પડતું હતું, નહીંતો તે વધારે રંગીલો બન્યો હતે. તોયે રૂપાળી મરાયાનાં મનમાં તેની આ સઘળી ખુશહાલીબાબે લગાર શક અને ફેકર હતાં; તેણી એમ ધારતી હતી, કે તે તાણીતોડીને ખુશ હોવાનો દેખાવ કરવાનો પ્રયત્ન કરતો હતો. વખ્ત જતે આ શંકા વધારે મઝબુત થતી ગઇ, અને તેટલા-માટે જયારે આખી મજલેસ "ટેબ્લ"ઉપરથી જમીને ઉઠી, ત્યારે તેણીનાં મનને એક જાતનો કરાર થયો. ખાણાંપછી પરોણાંઓને સાં સુસિના મેહેલમાંનાં ચિત્રોવાળાં દીવાનખાનાંઓ, કેતાબખાનું, સંગ્રહસ્થાન, નાટકશાળા, દેવલ, અને બીજાં મુખ્ય દીવાનખાનાંઓ જોવાની આજે રાજાએ છુટ મુકી હતી.

અને તરતજ ગાયનનો જલસો કરવાના એક ઓરડામાં વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટ અને કાઉંટેસ આવ ઍલનસ્ટીન સાથે એકલાં મળી ગયાં. કાર્લ આ વખ્તે ઘણો ખુશીમાં હતો: તે તેણીતરફ ઘણી પ્યારભરી ભાષાથી વાતો કરવા લાગ્યો—તે તેઓની જલ્દી થનારી શાદીબાબે અતિ હર્ખભરેલા શબ્દોમાં બોલવા લાગ્યો—અને તેણીની તારીફપર તારીફ કરવા લાગ્યો, કે જે સઘળું સાંભળતાં આ જવાન, ખુબસુરત ઉમરાવઝાદીના ગાલો શર્મથી લાલ થઇ ગયા હતા. તેણીને તેને પોતાની બાજુમાં બેસવા ફર્માવ્યું; તેણીએ તે વાતો ફેરવી બીજી વાતો ચલાવવા માંડી. તેણી ઘણી શાણી હતી, અને તેટલામાટે તેણી જાણવાને ઇન્તેઝાર હતી, કે કાર્લની આ બધી ખુશહાલી ખરાં દેલની હતી, કે તે પોતાનાં મનઉપરનો કોઇ બોજો ઢાંકવાનેખાતેર એમ તાણીતોડીને ખુશી દેખાવાનું ડોળ ઘાલતો હતો?

પણ હજીતો તેણીએ પોતાના મધુર સુંદર હલકે તેને થોડાક શબ્દો કહ્યા નહીં, તેટલાંતો તેણી બોલતી એકાએક ચુપ થઇ ગઇ; અને તેઓ બંધેની નઝરો એક ચમત્કારિક દેખાવ જે તેઓનીસાંમે થોડે દુર બનતો હતો, તેતરફ ખેંચાઇ. કારણકે જે ઓરડામાં તેઓ બેઠેલાં હતાં, તેને છેક નાંકે જાણે સુફેદ ધુંઆના ગોટેગોટ ઝમીનમાંથી ધીમેધીમે નિકળવા લાગ્યા; અને તેઓ તેતરપ ટાંકીટાંકીને જોતાં હતાં, તેટલાંજ તે ધુંઆએ એક ઔરતનો આકાર આહેસ્તેઆહેસ્તે લેવા માંડયો.

આ દેખાવ જોઇ કાર્લ ન વર્ણવી શકાયએટલી ધાસ્તીથી દુ:ખના બેફ્રા સાદે બોલ્યો, "સુફેદ પુશાકવાળી બાનુ!" અને કાઉંટેસ પણ એટલીતો હયેબતી ગઇ, કે જ્યારે તે ભૂતનો આકાર તેઓને બરાબર દેખાયએટલો ખુલ્લો આખો પ્રગટી નિકળ્યો, ત્યારે (જુઓ ચિત્ર ૩૮ મું.) તેણી દિગ્મૂઢ થઇ જઇ બેહોશાકળાપણાંથી કાર્લને વળગી પડી.



## પ્રકરણ ૮૭ મું.

### બાપ અને બેટી.

સુફેદ પોશાકમાં સજ થયેલી—કે જેનો એક છેડો માથાંઉપરથી થઇને નીચલા ભાગસાથે મળી ગયેલો—તે સુફેદ પુશાકવાળી બાનુની સુરત અને રૂપ, જાણે તેણી ઘણી શોકાતૂર હોયએવાં લાગતાં હતાં. તેણીનું માથું આગળથી બહાર ઢળેલું હતું—તે પડી ગયેલું નહીં, પણ જાણે એક સંગેમરમરનું પૂતળું ઘોરઉપર દેલગીરીથી જોતું હોય; તેવું લાગતું હતું. તેણીનો ચેહેરો અતિયંત ખુબસુરત હતો—પણ એવોતો ઉજળો કે તેનીઆગળ સંગેમરમર પણ ઝાંખો લાગે: અને જોકે તેણીનો દેખાવ એક ભૂતનાજેવો અને ઓળાનો હતો, તોયે જોનારાં તો એમજ જાણે, કે માંસ અને લોહીનું બનેલું માનવી તેઓનીસાંમે ઉભેલુંછે; તેણીના બાલ ઘણાજ ફિક્કા પીલા રંગના હતા, અથવા ખરેખર કહો, તો કેરબાના રંગના હતા. તે તેણીનાં કપાળઉપર જરા પણ ચળકાટવગરના બેઠા હતા; અને તે તેણીનાં માથાંઉપરના પુશાકમાં ઢંકાયલા હોવાથી સ્હેજ દેખાતા હતા. તેણીની આંખો આસ્માની રંગની, પણ મુવેલા માણસની હોય, તેવી જરા પણ જણાતી નહતી: ઉલટી તે જાણે જીવતાં આદમીની હોય, તેમ ચળકચળક થતી હતી—તોયે તે નર્મ હતી, કે જેથી જાણે તેણી ઘણી દેલગીરીમાં હોય, તેમ લાગતું હતું. તેણીના હોઠ ફિક્કા હિંગળાનાજેવા લાલ હતા—પણ પાતળા અને રોનકદાર હતા: તેણીના ચેહેરાનો ઘાટ ઘણો એકસરખો અને નાજુક હતો—તેણીની આંખોમાં ખાડા પડેલા નહતા, કે નહીં તે માંહે બેસી ગયેલી હતી. જોકે તેઓએ આગળ આ સુફેદ પુશાકવાળી બાનુને દિઠેલી નહતી, તેછતાં કાર્લ ડે મૅન્સફેલ્ડટ અને મરાયા વૉન ઍલનસ્ટીને તરત કુદર્તીરીતે જાણ્યું, કે જે આદમીતરફ તેઓ જોતાં હતાં, તે બીજી દુનિયામાંથી આવેલું હતું. વળી તે ઓરડામાંની હવા જે અગાઉ ગર્મ અને ખુસ્બુદાર હતી, તે હમણાં ફેરવાઇને ઠંડી થઇ ગઇ હતી, અને તેનો પમરાટ પણ જતો રહ્યો હતો. આ સર્વે કારણોનેલીધે ખુબસુરત મરાયા બ્હીધુજીને વાઇકાઉંટને વળગી પડે, તો તેમાં નવાઇજેવું જરાએ નહતું.

આ સુફેદ પુશાકવાળી બાનુએ પોતાનો ડાબો હાથ પોતાની છાતીઉપર મુકેલો હતો, અને તેણી કાર્લ અને કાઉંટેસતરફ પોતાની શોકાતૂર આંખોથી ટીકતી ઉભી હતી; તેઓ પણ તેણીનીતરફથી પોતાની આંખો ખસાડી શક્યાં નહીં, તો જોકે ધાસ્તીનેમારે તો તેઓએ તેમ કરવું હતું. તે પ્રેતનો આકાર તેઓનીહઝુરમાં કેટલી વારસુધી રહ્યો હતો, તેવટીક તેઓ પછીથી કહી શક્યાં નહીં:—તેઓનાં ધારવામાં તો જે થોડી "મિનીટો"સુધી તે ત્યાં રહ્યો, તે તેઓને ઉપજેલી હયેબતનેલીધે જમાનાઓજેવો લાંબો લાગ્યો: પણ ખરૂં તો એછે, કે આ અદ્‌ભૂત દેખાવ ફક્ત એક "મિનીટ"સુધીજ રહ્યો હતો. એક "મિનીટ"!—આહ, પણ જ્યારે જીવ સંકટમાં હોય, અને જ્યારે નઝર ધાસ્તીમાં હોય, ત્યારે આવા દેખાવથી સાઠ પળો પણ આખી સદીઓજેવી લાંબી લાગેછે! ધીમેધીમે તે આકાર હવામાં પિગળી

ગયો: અને જ્યારે સમૂળગો દેખાતો બંધ થયો, ત્યારે જવાન કાઉંટેસ વૉન ઍલનસ્ટીને છુટકારાનો એક ધીમો દમ ખાધો, અને કે મૅન્સફેલ્ડટના હાથોમાં બીશુદ્ધ થઇ પડી.

તે ઓરડામાં પાણી હતું; અને તેવડે ટુંક વખ્તમાં તે તેણીને પાછી શુદ્ધિમાં લાવ્યો. જ્યારે તે મરાયાના ફિક્રા પડી ગયલા ચેહેરાઉપર આ બિલોરી પ્રવાહી છાંટવામાં ગુંટાયલો હતો, ત્યારે ત્યાં બીજું કાંઇ પણ આવ્યું નહતું; અને તેણીએ જ્યારે પોતાની આંખો ખોલી, ત્યારે જાણે જે બન્યું હતું, તે તેણીને પાછું યાદ આવવાથી તેણી એકાએક ચોંકી; અને જે જગ્યાએ તે પ્રેતના આકારે દેખાવ દીધો હતો, ત્યાં તેણીએ બ્હીતાંબ્હીતાં નઝર ફેરવી. પણ ત્યાં તેણીનાં દિસાંમાં કશું ન આવવાથી તેણીનાં મનને ભારે શાંતી થઇ. કાર્લે તેણીને દેલાસા દેવામાંટે કાંઇક બોલવાનો યત્ન કર્યો, પણ તેમ તે કરી શક્યો નહીં—તે જે બોલવા જતો હતો, તે તેનાં ગળાંમાં જાણે ખુંટી બેસ્તું હતું; આ વખ્તે તેનું ગળું જાણે સુકાઇ ગયું હતું.

ધાસ્તીનેમારે ઘણાજ ધીમા સાદે મરાયાએ પુછ્યું, "કાર્લ, ખુદા ખ્યેર કરે! આ શું ખરો બનાવ હતો, કે હું ફક્ત સ્વપ્ન જોતી હતી?"

હવે વાઇકાઉંટની ઝબાન છુટી પડી હતી, તોયે તેની ધાસ્તી સદંતર દુર થઇ નહતી, માંટે તેણે પણ ધીમા અને ખોખરા સાદે ઉત્તર દીધો, "તે ખરો બનાવ હતો—એક ભયંકર, હયેબતનાક ખરો બનાવ તે હતો!"

પોતાના સુંદર સુફેદ હાથો તેના હાથઉપર મુકીને, અને જાણે અર્ધી આઝીજીની ઢપે, અર્ધી બ્હીદેલી તેનાં મ્હોંડાંતરફ જોઇને તેણીએ સવાલ કર્યો, "ઓહ! એ કાંઇ આપણેમાંટે નુકશાન કરનારી નેશાની તો નથી?"

કાર્લ—(ઉતાવળે) "ના, નહીં! તે કાંઈ આપણેમાંટે અપશુકનભરી નથી! એતો હૅાહેનઝૉલર્નનાં બાદશાહી કુટુંબનાં આસામીઓને કાંઇ આવી પડનારી આફ્તવિષે આગમચથી ચેતાવવાનેમાંટે ફક્ત આ પ્રેત દેખાવ દેછે."

કાઉંટેસ—(લગાર અંદીશાથી) "અને તોયે મને તો બસ એવોજ વિચાર આવ્યા કરેછે, કે આ દેખાવથી આપણાં પોતાનાં સુખમાં ખલલ થવાવગર રેહેવાની નથી. કાર્લ, જો, મને ખરૂં જણાવો, કે તમો ખરેખરા સુખીછો? જમવાનાં દીવાનખાનાંમાં તમો જે ખુશહાલી દેખાડતા હતા, તે શું ખરાં દેલની હતી? શું તે તમારાં ખરાં અંતઃકરણમાંથી ઉભાતી હતી? જો, હું તમોને આઝીજી કરીને કહુંછું, કે જે સાચેસાચું હોય, તે મને કહી દેઓ! કારણકે તેવિષે મારાં મનમાં જરા શક ઉભો થયોછે!"

વાઇકાઉંટે જોયું, કે આ જવાન બડેખાં બાનુના પ્યારે તેનાં દેલની છુપી વાત પારખી કાહાડીછે, અથવા કંઇ નહીં, તો તે પ્યાર શકમાં પડ્યોછે, કે તેની ખુશહાલી તદન બનાવટી હતી: તોયે તેણીનું મન પાછું શાંત કરવાના, અને તેણીને ઉડાવવાના વિચારથી તે ઉતાવળે બોલી ઉઠ્યો, "આહ! મારી અતિ વાહાલી, હું તુંને જણાઉંછું—પણ તે ઘણીજ છુપી વાતછે. તે દહાડે આ સુફેદ પુશાકવાળી બાનુએ મેહેલમાં દેખાવ દીધો હતો—હા, રાજાએ તેણીને દિઠી હતી—અને તેબાબે તે નામદારે મને જણાવ્યું હતું! તે વખ્તે મારાં મગઝઉપર એક ચોકસ જાતની અસર થઈ હતી——"

આ ખોલાસાથી તદ્દન સંતોષ પામીને કાઉંટેસ બોલી, "આહા! તેમાં કશી નવાઇ નથી! પણ ગમેતે હોય, તોયે મેં મારાં દેલની વાત તમોને જણાવી દીધીછે, તેથી કાર્લ, હું ઘણી ખુશીછું; કારણકે હવે મને ધીરજ આવીછે, કે આપણાં પોતાનાં સુખનેલગતી કશી ચિંતા તમારાં મનઉપર નથી."

"નહીં—જરા પણ નહીં!" કાર્લ જેમતેમ મહા મુશ્કેલીએ આટલુંજ બોલવા પામ્યો: અને પછી તેણે કાઉંટેસને પોતાનાં હૈયાંસરસી ચાંપી.

સુફેદ પુશાકવાળી બાનુની આ બાબત બનતાંતુલિક સર્વેથી છુપીજ રાખવી, એવો બંદોબસ્ત તેઓએ અપસઅપસમાં કીધો, કારણકે રાજાએ તે છુપી રાખવાનો કાર્લને સખ્ત હુકમ ફર્માવેલો હતો. કાઉંટેસની પણ મર્ઝી આ બાબતમાં વધારે ચાવાચીવી કરવાની નહતી; અને તેટલામાંટે જ્યારે ડે મૅન્સફ્રેલ્ડટે તેણીને તે વાત છુપી રાખવાની ભલામણ કીધી, ત્યારે તેણીએ તે ખુશીથી સ્વિકારી.

આ બનાવપછી એક પખવાડિયું વહી ગયું, કે જે વખ્તનાઅરસામાં કાર્લ કરનલ ઑપેનહીમનાં એકાંત રેહેઠાણુનીનઝદીક પાછો ગયોજ નહીં; અને તેની આ ચાલુ ગેરહાઝેરીથી બાપડી સૉફાયા અતિશય મુઝાવા લાગી. તે તેણીનીતરફ બેવફા થયોછે, એવો તે નિર્દોષ છોકીને જરા વેહેમવટીક આવ્યો નહીં. જેવી પોતે સાચાં દેલની હતી, તેવોજ તેને પણ તેણી ધારતી હતી. પણ તેણીને ચિંતા ઉપજતી હતી, કે રખેને તે બીમાર થયો હોય. તેબાએ ખબર કાહાડવામાટે તેણીનીપાસે કશો ઉપાય નહતો: તેને કાગઝ લખવાની તેણી હેમત કરતી નહતી, બ્હીને કે રખેને તેણીનો પત્ર તેના બાપના હાથમાં જાય, કે જે બાપ રાજદુઆરી બાબતોમાં તેણીના બાપના મતથીઉલટો મત ધરાવતો હતો. દરરોઝ હંમેશને વખ્તે આ જવાન છોકી બાગના ગલીતરફના દરવાઝાઆગળ આવી ઉભી રેહેતી: પણ કાર્લ ડે મૅન્સફ્રેલ્ડટે તો દેખાવ દીધોજ નહીં. દહાડેદહાડે તેણીના ગાલો ફિક્કા થતા ગયા—દહાડેદહાડે તેણીનો ચેહેરો વધારેનેવધારે ઉદાસ થતો ગયો; દરેક વખ્તે જ્યારે તેણી દરવાઝાઆગળ જતી, કે નિરાશ થઇ ઘરમાં પાછી ફરતી, ત્યારે તેણીની ચાલ ધીમીનેધીમી થતી ગઇ! અને, અફસોસ! કેવી કાળજીથી આ કુમારિકાની આસ્માની આંખો ગલીને નાંકેસુધી ખેંચાતી હતી!—અને જ્યારે તે નહીંજ આવતો, ત્યારે કેવો દુઃખી નિસાસો નાખી તેણી પોતાનાં મનસાથે બોલીને પાછી ફરતી, "હવે આજે સાંજે કાંઇ એવણ આવે નહીં!"

પોતે માથે ઉઠાવેલાં ખાનગી કામમાં કરનલ ઑપેનહીમ એટલોતો ગુંટાયલો રેહેતો, કે તેને પોતાની બેટીના ફેરવાયલા દેખાવ અને સ્વભાવની કશી પણ ખબર ન પડી: અથવા કદાચને જો તેને થોડોઘણો શક પણ આવ્યો હતો, કે તેણીનાંમાં ચોકસ ફેર પડયોછે, તો તે પોતાનાં કામમાટે તેણીને અંદીશો થતો હશે, એમ ધારી તેઉપર તેણે ઝાઝું ધ્યાન આપ્યું નહીં; અને રખેને તેણી તેનાં ખાનગી કામમાંટે કાંઇ સવાલ કરે, એવી બ્હીકથી તે બુઢ્ઢા બાપે પોતાની છોકરીને એક શબ્દ પણ પુછયો કે કહ્યો નહીં.

આખરે, એક દિવસે—તે પખવાડિયું પુરૂં થતાંજ એક સવારના કરનલના મિત્રોની સભા, જે પેલા કાચનાં બારણાંવાળા ઓરડામાં મળી હતી, તે બરખાસ્ત થવાપછી—નાસ્તાની

'ટેમ્પલ'' ઉપર તેણે અણધાર્યો સવાલ પુછ્યો, "સૉફ્રાયા, મારા ચોરાયલા વોડાનાબાણમાં જે જવાન ઉમરાવ પ્રમાણિકપણે મારીસાથે વર્ત્યો હતો, અને જે પાછળથી કેટલીક વાર આપણી મુલાકાતે આવ્યો હતો, તેને તો તું ભુલી ગઇ નહશે?"

· તેને ભુલી જાય? અરે! કાર્લ ડે મૅન્સફેલ્ડટનાં નામની યાદ તો હંમેશનેમાટે સૉફ્રાયાની છાતીમાં કોતરાઇ રહેલી હતી! તેને ભુલી જાય? તે કદી ન બનવાજોગ હતું! તેની મૂર્ત્તિ દિવસે તેણીનાં મનઉપર પડેલી રેહેતી હતી—અને જ્યારે તેણી પોતાના તકિયાહઉપર માથું નાખી ઉંઘવિનાની રાત પસાર કરતી, ત્યારે પણ તે મૂર્ત્તિ તેણીની નઝરસાંમેજ આવી ઉભી રેહેતી!—અને જરાસેરખી ઉંઘમાં જ્યારે તેણી પડતી, ત્યારે સ્વપ્નામાં પણ તેણી તે મૂર્ત્તિનેજ નિહાળતી! જાણે તેની સુરત તેણીનાં દેલસાથે વણાઇ ગયેલી હતી.

જ્યારે આ સવાલ તેણીના બાપે કર્યો, ત્યારે સૉફ્રાયાને સારે નસીબે તે તેણીનીતરફ જોતો નહતો: તેની આંખો આ વેળા પોતાના હાથમાં ધરેલાં એક વર્ત્તમાનપત્રનીઉપર બીદરકારીથી દોડતી હતી. જ્યારે બુઢા ઑપેનહીમે સૉફ્રાયાને સવાલ કર્યો, ત્યારે તેણીના ગાલોઉપર ઘડીભર લોહી ધાઇ આવીને લાલ થયેલા હતા: પણ પછી તેણીનો ચેહેરો જાણે એક મુવેલાં માણસનાજેવો ઉજળો ફ્ક થઇ ગયો; જ્યારે તેણીએ જાણ્યું, કે હવે કાંઇ કશું તેણી પોતાના આશકબાબે સાંભળશે, ત્યારે અતિ એન્તેઝારીથી તેની કાંપવા લાગી. તે શું હશે? કદાચ તેનાં મોતની ખબર તો નહોય? ઓ, ખુદા! જો તેમ હોય, તો તેણી એક ઝબરી ચીસ પાડવાવિના રેહેતે નહીં. જોકે તેણી આટલી બધી ગભરાયલી, આટલી બધી ઉસ્કેરાયલી હતી, છતાં મન સાવધ રાખીને શાંતપણે તેણીએ જવાબ આપ્યો, "નહીં, બાવાજી—હું તેને ભુલી ગઇ નથી."

હજી પણ પોતાની આંખો વર્ત્તમાનપત્રતરફજ રાખીને કરનલ બોલ્યો, "સૉફ્રાયા, તું માનશે? તે જવાન યાતો પૈસાથી વેચાયોછે, કે કોણ જાણે તે બધા છુટાપણાંના વિચારો જ્યાં આપણીહઝુરમાં જણાવતો હતો, તે બધા ઢોંગ હતા."

આ સાંભળી તે છોડીનો ભારે એન્તેઝારીમાંથી છુટકારો થયો; ત્યારે કાર્લ ખરેખર મરી ગયો નહતો! પણ બીજીજ પળે જાણે દુ:ખની લાગણી તેણીનાં દેલમાં ઉભી થઈ; કારણકે તેણીના બાપનાં બોલવાઉપરથી તેણીએ તરત જાણ્યું, કે વાઇકાઉંટે કાંઇ તરકટી ચાલ ચલાવેલી હોવી જોઇએ;—અને જો તે પોતાના રાજદ્વારી વિચારોમાં વટલ્યો હોય, તો પછી પ્યારમાં તે કેમ કરી ન ફેરવાઇ જાય વારૂં!

કરનલ—"હા, મને ઘણી ધાસ્તી લાગેછે, કે આ સઘળો વખ્ત વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટ બાતેનમાં ઢંગધડાવગરનો અને કોડીને કામનો હતો. તેણે બાદશાહી લશ્કરી ટુકડીમાં નોકરી કબુલીછે—તે હંમેશાં મેહેલમાં પોતાના હોદ્દાઉપર રેહેછે—અને તે રાજાતરફ ઘણો ઢળેલો રેહેછે."

આ સાંભળવાથી તો સૉફ્રાયાની છાતીમાં આશાનાં કિરણો પાછાં પ્રકાશ્યાં; તેણી ઉલટભર બોલવા જતી હતી, પણ મહા મહેનતે પોતાની ઉસ્કેરાયલી ઉલટને દાબી દઈ આગળનીજપેઠે શાંત સ્વભાવે અને ધીમા સાદે બોલી, "બાવાજી, તેનાજેવો એક જવાન

ઉમરાવ, પોતાના રાજદ્વારી વિચારો ત્યાગ કરવાવગર હરકોઇ એક આબરૂદાર હોદ્દો કબુલ કરે, તેમાં શું છે?"

**કરનલ**—"સૉફ્રાયા, હું પણાંની, આપસ્વાર્થની, જીવની રેશ્વતી લાગણીની બાબતોમાં તું ઘણીજ નિર્દોષ અને અજ્ઞાનછે, કે જે સર્વે અવગુણો માણસના ખવાસમાં ઘણા દાખેલ થયેલા હોયછે. જેઓ પોતાની રાજનીતિને પસંદ કરતા હોય, અને તેનાં કુકર્મોને મદદ આપતા હોય, તેવાજ શખ્સોને રાજા પોતાનીઆસપાસ રાખેછે; કોઇ પણ સારી નીતિનો અને મક્કમ ઠરાવનો માણસ જે બાદશાહી વિચારોનીસામે મત ધરાવતો હોય, તે કદી પણ રાજાની મેહરબાની કબુલ રાખે નહીં. વળી કાઉંટેસ વૉન એલનસ્ટીન એવાં એક કુટું-બનીછે, કે જે કુટુંબ હંમેશાં પ્રુશિયાના રાજાઓના ઝુલ્માતોની તરફદારી કરતું આવ્યુંછે: તેણીનો બાપ—કે જે એક જનરલ હતો—તે થોડાંક વર્ષોઅગાઉ રાજાનીતરફેણમાં લડતાં લોકોને હાથ માર્યો ગયો હતો: તે તેજ ઝપાઝપીમાં માર્યો ગયો હતો, કે જે ઝપાઝપીમાં મેં રાજાનીતરફથી મારી તલવાર ખેંચવાને ધિક્કારસાથે ના પાડ્યું હતું."

**સૉફ્રાયા**—"પણ બાવાજી, આ કાઉંટેસને વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટસાથે શું લેવા-દેવાછે?"—આમ સવાલ કરતી વેળા તેણીનાં મનમાં કાંઇ અગમચેતી થવાથી તેણી માથાંથી પગસુધી ધ્રુજવા લાગી.

**કરનલ)**—બીદરકારીથી) "ઓહ! હું તો ધારતો હતો, કે મેં તુંને જણાવ્યું હશે. બહાર અફવા ફેલાઇછે, કે કાર્લ ડે મૅન્સફેલ્ડટ કાઉંટેસ વૉન એલનસ્ટીનસાથે પરણવાનોછે."

આ સાંભળી એક શબ્દ પણ સૉફ્રાયાનાં મ્હોંમાંથી બહાર પડ્યો નહીં: તેણી રડી પડી નહીં—તેણીએ કશી અજાયબી દેખાડી નહીં. તેણીની છાતી એક પણ નિસાસાથી ઉંચકાઈ નહીં. તેણી બીશુદ્ધ થઈ ગઇ નહીં—કે તેણી જરા ચોંકીવટીક નહીં; અને તેણીનો બાપ તેણીનીતરફ જોતો ન હોવાથી, તેને ખબર પણ ન પડી, કે તે અજાણપણે તિક્ષ્ણ તીરોથી તેણીનું હૈડું વિંધી નાખતો હતો. પણ જો આ વખ્તે તેણે પોતાની નઝર તેણીની-તરફ ફેંકી હતે, તો તે જોઈ શકતે, કે સૉફ્રાયા આ વખ્તે સંગેમરમરનાં એક પૂતળાંજેવી ઉજળી સપ થઈ ગઈ હતી: તેણીનું શરીર અને તેણીનો ચેહેરો કરડો અને જડ થઇ ગયાં હતાં—જાણે તેણી લકવાથી અડી ને અકડી ગઈ હતી.

આજતુલિક જે બાબત તેણે પોતાની બેટીથી ઘણી ખંતથી ઉડાવી હતી, તેવિષે હવે જણાવતાં કરનલ બોલ્યો, "એતો ઠીક થયું, કે જ્યારે આ જવાન વાઇકાઉંટ આપણી મુલાકાતે ત્યાં આવતો હતો, ત્યારે જે બાબતમાં હું ઘણો રોકાયલોછું, તેનો કશો સંસાર તેને જણાયો નથી, અને તેથી તેનાં મનમાં કોઇ રીતે શક ઉભો થયો નહીં. હું કોઈની-તરફ કરડી નઝરથી જોવાને ઇચ્છતો નથી: પણ હમણાં હું જે સઘળું કાર્લ ડે મૅન્સફેલ્ડટને માટે તુંને જણાઉંછું, તે ગઇ રાત્રે મેં જ્યારથી જાણ્યુંછે, ત્યારથી તેની અત્રે આવવાની મતલબવિષે મારાં મનમાં પુરેપુરો શક બેઠોછે. તોયે પણ, જો તે ત્યાં એક જાસુસ-તરીકે આવ્યો હોય——"

"શું? બાવાજી, એક જાસુસતરીકે?" એમ બોલી, એક ચીસ પાડી સૉફ્રાયા પોતાની કુરસીઉપરથી ઝડકથી ઉઠી ઉભી થઇ. "ના, નહીં—તેમ કદી હોયજ નહીં! ફરીથી તે

ભયંકર બોલ તમો ના બોલતા!—તે કમકમાટભરેલો શક તમારાં મનમાંથી કાહાડી નાખો!"

"ઓ મારા ખુદા! આટલી બધી ઉશ્કેરાવાનો શો સબબ!" કરનલ ઑપેનહીમ બોલ્યો, અને તેજ ઘડીએ તેણે પોતાની બેટીતરફ પાતાની આંખો ફેરવી.

પોતાના બંધે હાથો જોડી, જાણે ઘેલી થઇ ગઈ હોય, એવા દેખાવસાથે સૉફાયા બોલી ઉઠી, "બાવાજી! મારા બાવાજી! મેં તમોને ઠગ્યાછે—મેં તમારેથી એક વાત છુપાવીછે! ઓ ખુદા! પણ હવે તે વાત વધુ વાર તમારેથી છુપાવવાની કશી ઝરૂર નથી!"—પોતાનો હાથ પોતાનાં કપાળઉપર દાબીને જે કુરસીઉપરથી આ દુઃખી છોડી ઉઠી હતી, તેઉપર ધપ કરીને પાછી બેસી ગઇ.

આ સર્વે જોઇ કરનલનાં ભેજાંમાં તરત એક ભયંકર શક ઉભો થયોઃ અને તેણીની કાંડી ઘણાં ઝોરથી બેધ્યાનપણે પકડીને તેણે પુછ્યું, "કમનસીબ પોરી, તારી કેહેવાની શી મતલબછે? જલ્દી બોલ!"

**સૉફાયા**—"બાવાજી, હું કાર્લને ચાહાતી હતી—હું હમણાં પણ તેને ચાહુંછું—તેણે મને કસમઉપર જણાવ્યું હતું, કે તે પણ મને ચાહાતો હતો——"

**કરનલ**—(તેણીને બોલતી અટકાવીને, અને ધારતીથી ઉજળો પુણીજેવો થઇ જઇને) "સૉફાયા, તું મને એમ ના કેહેતી, કે મારી બેટીએ મારી બીએઝ્ઝતી કીધીછે—નહીંતો હું તુંને મારીજ નાખશ!"

ઘડીભર આ જવાન છોડીએ અજાયબી અને શકથી પોતાના બાપતરફ જોયું,—તેણી એટલી પવિત્ર અને નિર્દોષ હતી, કે પેહેલાંતો તેણી તેનાં બોલવાનો અર્થ પણ સમજી ગઇ નહીં. પણ બીજીજ પળે તેનાં બોલવાની મતલબ તેણી પામી ગઈ: અને લાલલાલ થઈ જઇને, છતાં એક કુમારિકાની મગરૂરીસાથે બોલી—"નહીં, બાવાજી—નહીં! તેવું કશું નથી. તમોને તમારી બેટીની એવી કોઇ કુચાલમાટે કશું પણ શર્માવાનું કારણ નથી!"

આ સાંભળી તે બુઢા લડવૈયાને ઘણી ધીરજ આવી, અને બોલ્યો, "ખુદા તારો ઉપકાર માનુંછું!" અને પછી તરતજ એક વાત સાંભરી આવવાથી તેણે ઘણી ઉતાવળે અને અધિરાઇથી પુછ્યું, "હમણાં થોડુંકઉપર તું તેને મળીછે કે? મને ખબર પડીછે, કે તે આપણાં ઘરનીનઝદીકમાં નઝરે પડયો હતો——"

**સૉફાયા**—"હા, બાવાજી—હું બધું કબુલ કરી દઉંછું! અમો બંધે ચોરીછુપીથી એકબીજાને મળતાં હતાં—અમો અનેકવાર એકબીજાને મળ્યાં છૈયે——"

**કરનલ**—"સૉફાયા! શું આ ખરૂંછે? પણ મને કેહે, કે——"

**સૉફાયા**—"ઓહ, હું હવે તમારેથી કાંઈ પણ છુપું રાખીશ નહીં! પણ બાવાજી, મને મેહરબાની કરી મુઆફ કરો!"—અને તેણીએ આઝીજીનેમાટે પોતાના બંધે હાથો તેનીસાંમે જોડયા.

**કરનલ**—(ઘણીજ અધિરાઇથી) "કેહે—મને કેહે, કે જે મારા મિત્રો મને આં મળવા આવેછે, તેઓવિશે તેં કાંઇ તેને કહ્યુંછે કે?—હું જે કાગઝો મોકલુંછું, અને જે મારીઉપર આવેછે, તેબાબે કશું તેં તેને જણાવ્યુંછે કે?——"

આ સાંભળી સૉફાયાનાં મનમાંથી એક ભારે અને કમકમાટભર્યો શક તરત પસાર થઇ ગયો. ફરીથી તેણીથી એક ચીસ પડાઇ ગઈ, અને પોતાના પિતાના પગઆગળ ફસડાઇ પડીને તેણી ઝારઝાર રડવા લાગી, અને અતિ દુઃખી આવાઝે જવાબ દીધો. "હા—મારો, મને મારી નાખો! કારણકે જો તમોને કશી પણ અલવલ આવશે, તો તે તમારી કંગાળ, અભાગણી બેટીની ભુલનેલીધેજ આવશે!"

"ત્યારેતો હવે મારૂં આવી બન્યુંછે!" કુરનલે કહ્યું: અને જેવીરીતે એક બહાદુર લડવૈયો પોતાનીસામે આવેલાં મોતને તાબે થાય, તેવીરીતે અદબ વાળીને થોડીક "મિનીટો"-સુધી તે શાંત અને હેમતથી ઉભો. પણ તેટલા વખ્તમાં તેને કાંઇ યાદ આવ્યું, કે તેની બેટી તેના પગોઆગળ આઝીજી કરતી ઘુંટણભરડિયે પડેલી હતી, તે જોઈ તે બોલ્યો, "સૉફાયા, ઉઠ! હું તુંને ફર્માઉંછું, કે ઉઠી ઉભી થા!—અરે, મારી ગરીબ બેટી!" માયાળુ બાપતરીકેની તેની પ્રીતિ ઉશ્કેરાઇ, અને તે વધુ બોલ્યો, "તેં જે પણ કીધું હોય, તે સઘળાંમાટે હું તુંને મુઆફ કરૂંછું!"

**સૉફાયા**—(રડતીરડતી) "અરે, બાવાજી! હું તમારી મુઆફીને જરા પણ લાયક નથી! મારૂં માથું ઘુમેછે—અને હું બીલકુલ દીવાની થઇ જાઉં, તેનીઆગમચ મને જે કેહેવાનુંછે, તે સાંભળી લ્યો—મને જે વાત ખુલ્લી કરી કેહેવીછે, તેઉપર ધ્યાન દયો—કે જેથી મોડું થાય તેઆગમચ તમો પોતાને બચાવી શકો!"

**કુરનલ**—"બોલ, સૉફાયા, બોલી દે!—અને ખુદાનેખાતેર જરા શાંત થા! મારી વાહાલી છોડી, મારી અતિ પ્યારી, એટલી બધી નાઉમેદ ના થઇ જા!"—આટલું બોલતાંજ આ કસાયલા બુઢા લડવૈયાની આંખોમાંથી ગડગડ આંસુઓ તેના ગાલોઉપર ખરવા લાગ્યાં, અને તેણે પોતાની વાહાલી બેટીને પોતાની છાતીસાથે ચાંપી.

**સૉફાયા**—(ઘણા જનુનથી) "ના, નહીં! હું તમારા આટલા બધા પ્યારનેલાયકની નથી! આહ, હવે મને બધી વાતની સમજ પડીછે! હા—હા—તે ખરેજ એક દગલબાઝછે—તે ખરેજ એક જાસુસ હતો!—અરે, આ કેવું ભયંકર!"

**કુરનલ**—(આઝીજીથી) "સૉફાયા, હમણાંતો તું વધારે શાંતપણે બોલતી હતી. હુ તુંને અર્ઝ કરૂંછું, કે પાછી શાંત થા! કેટલી હદસુધી ખરાબી થવા પામીછે, તે મને જાણવા દે—કદાચ હજી પણ આપણે તેનો ઇલાજ કરી શકીશું!"

**સૉફાયા**—(તેની મતલબ તરત સમજી જઇને) "અરે, આશા! ખુદા કરેને હજી પણ મોડું થયું નહોય! હા, હા—હું શાંત થાઉંછું! પ્યારા બાવાજી, જો સાંભળો હું એક ભયંકર ઠગાઇનો ભોગ થઇ પડીછું—અને ઘણાંજ કરપિણ કાવત્રાંનું અજાણપણે સાધણ થઇ પડીછું. મેં તેને ન્હાના ઓરડામાં દાખેલ કર્યો—તેનાં કાચનાં બારણાંમાંથી તેણે તમોને તમારા મિત્રોસાથે બેઠેલા જોયા—અરે, એમ ચોંકો ના!"

**કુરનલ**—(ભારે આતુરતાથી) "આગળ ચલાવ, સૉફાયા, આગળ બોલ!—મારા વાહાલાં બચ્ચાં, પછી શું થયું, તે મને જણાવી દે! તેં આ સઘળું અજાણપણાંમાં ભોળાપણાંથી કીધુંછે—અને હું તુંને તેમાંટે મુઆફ કરૂંછું—હુ કેવાં ખરાં દેલથી તુંને મુઆફ કરૂંછું, તેનો ગવાહ મારો ખુદાછે! પણ મને બધું કહી દે!"



( ચિત્ર ૩૬ મું.) "તે નામદાર સુલતાનની મુલાકાતે તેના શાહનશાહી મેહેલમાં પધાર્યો." ( પાનું ૧૭૭ મું. )

સૉફાયા—"હા, બાવાજી, હું બધું કહી દઉંછું! આ બનાવ એક પખવાડિયાં-આગમચ બન્યો હતો—મને તેને ફોસલાવીને પુછયું, તેથી મેં તેને તમો તમારી મુલાકાતે આવનારાઓને કેવી રીતે મળોછો—તમો ભારે કાગઝપત્રોનો વ્યવહાર કેવી રીતે ચલાવો-છો—તમો કેવી રીતે તમારાં કાગઝો પોતે ટપાલ-"ઑફિસ"માં લઇ જાઓછો, તે સર્વ કહ્યું, અને——"

કરનલ—(અતિ અધિરાઇથી) "સૉફાયા, અને બીજું શું જણાવ્યું?"

સૉફાયા—"એટલુંજ—કારણકે તેથી વધુ હું પોતે પણ જાણતી નથી. પણ, અરે, બાવાજી! તમે કેવી રીતે ફસી ગયાછો?—તમોએ એવું તે શું ફસ્વાજેવું કીધુંછે?"

પોતાની બેટીના આ સવાલની દરકાર કરવાવગર કરનલ બોલ્યો, "આજેજ સવારનાં હું થોડાંક પત્રો ટપાલ-"ઑફિસ"માં આપી આવ્યોછું—સવારના નાસ્તો લેવાનીઆગમચ હું ચાલતો ગામડાંમાં ગયો હતો—પણ કદાચ હજીભી મોડું થયું ન હશે! સૉફાયા, ખુદાનેખાતેર જરા શાંત થા! હું ઘણી વાર ગેરહાઝેર રેહેવશ નહીં—ઘણું તો પા કલાક થશે—હું ઉતાવળો ગામડાંતરફ જાઉંછું! મારી સલામતી—મારી ઝેંદગી—મારી ઝડપ-ઉપર આધાર રાખેછે!"

"તમારી ઝેંદગી?" બાપડી દુઃખી અને નિરાશ થયેલી સૉફાયા હરણફાડ થઇ મોટેથી બોલી ઉઠી, અને પોતાના બાપને ગળે વળગી પડી.

"ના, નહીં!—મારી ઝેંદગી કેહેવાની મારી મતલબ નહતી!" તે જુસ્સાથી બોલ્યો: કારણકે જે અતિશય જોખમમાં તે હતો, અને ઉડાવવાની તેની જે મતલબ હતી, તે તેનેથી અજાણમાં ખુલ્લું કરી દેવાયું હતું. તે હવે આ વાત ઉલટાવવા લાગ્યો. "ઠંડી પડ—શાંત થા—હું જલ્દીથી પાછો ફરીશ!—પણ, સબુર! મને એક સારો વિચાર સુઝેછે!"

સૉફાયા—(આતુરતાથી) "બાવાજી, તે શુંછે? તેમાં મારેથી કાંઇ બની શકેએમછે?"

કરનલ—"હા, હા—તેમાં તારું પણ કામછે! હવે દરેક ધાસ્તી અને જોખમોનેવાસ્તે આપણે તૈયારીઓ કરી રાખવી જોઇએછે—જે ઘડી જાયછે, તેમાં કદાચ અમો સપડાઇ જશું, અને ગમેતે થાય, તોયે જેઓએ મારીસાથે કામ બજાવ્યુંછે, તેઓની સલામતીનો મારે પેહેલો વિચાર કરવો જોઇએછે. જો, સાંભળ, સૉફાયા! એમ બન્યુંછે, કે એક પખ-વાડિયાંથી પણ વધુ વખ્ત થયો મેં કશાં પણ પત્રો ટપાલમાં નાખ્યાં નહતાં, પણ ફકત આજેજ સવારે તે હું ત્યાં નાખી આવ્યોછું. તેટલામાંટે જો સરકારી હોદ્દેદારો અમારી-પછવાડે ચોકારી રાખતા રેહેતા હશે, તો તેઓના હાથમાં મારાં કોઇ પણ પત્રો સપડાય એમ નથી. પોતે જે જાસુસને અમારીપછવાડે મુકયો હતો, તેની ખબરઉપરાંત, બીજા વધારે ધરખમ પુરાવાઓ અમોને સપડાવવાને જોઇએ, એમ સરકારને દેખાઇતીરીતે જણા-યલું હોવું જોઈએ. પણ, અરે, આ પુરાવાઓ મેં મારે પોતાને હાથે ટપાલમાં નાખેલાં આજનાં પત્રોથી મળી આવે, એમ છે! જો તે પાછાં મારે હાથ મળવા પામે, તો તો અમો બચી ગયા જાણ. પણ જો તેમ નહીં બને, તો——"

**સૉફાયા**—(ઘણીજ અધિરાઇથી) "અરે! ત્યારે વાહાલા બાવાજી, હું શું કરી શકું એમછે?"

**કરનલ**—"મારા મિત્રોને ચેતાવવા જોઇએછે! પણ—ચોંક ના—મને કોઈ પણ ઘડીએ પકડવામાં આવશે! આપણી બંધેનીવચ્ચે કોઇ ચોક્કસ નેશાનીનો બંદોબસ્ત કરવો જોઇએછે. સૉફાયા, એક 'પીસ્ટૉલ' ફોડવાજેટલી હેમત તારામાંછે?"

પોતાના ફિક્કા મારી ગયેલા ચેહેરાઉપર એક અજાયબજેવું મક્કમપણું બતલાવીને તેણીએ જવાબ દીધો, "બાવાજી, કંઇ પણ બજાવવાને મારામાં હમણાં હેમતછે."

**કરનલ**—"ત્યારેતો ઘણુંજ સારૂં!" એમ બોલી તે લખવાની એક "ટેબ્લ"આગળ ગયો, અને તેનાં ખાણાંમાંથી બે "પીસ્ટૉલો" બહાર કાહાડી. "જો, આ બંધે 'પીસ્ટૉલો' ભરેલીછે! એક તું રાખ—ને બીજી હું રાખુંછું, હું જાઉં, કે તું ઘરનાં છાપરાંઉપર ચઢી આસપાસ ગામડાંમાં ચોકાસી રાખ્યા કરજે. અગરજો તારાં જોવામાં આવે, કે સેપાહો, કે એન્સાફના અમલદારો, અથવા ત્રણ કે ચાર શખ્સો એક ટોળું થઇને સામટા આપણાં ઘરતરફ આવેછે, તો આ 'પીસ્ટૉલ' તું હવામાં ફોડજે. હું તેનો આવાઝ સાંભળીશ—અથવા તેમાંથી નિકળતો ગોળ ફરતો ધુમાડો જોઇશ; અને તેઉપરથી મને ચેતવણી મળશે, કે હું તરત નાસી જવા પામીશ; ભારે છુપો વેપ ધારણ કરીને હું મારા બીજા મિત્રોને ચેતાવવામાં વખ્ત ખોઇશ નહીં. તું તારે ઘરમાં રેહેજે—ત્યાં તુંને, મારાં ગરીબ બચ્ચાં, કોઇ દુઃખ દેશે નહીં!—પછી શું કરવું, તે હું તુંને મારા કોઇ વિશ્વાસુ માણસસોડે તરત કેહેવાડીશ."

**સૉફાયા**—(મક્કમ ઠરાવથી) "બાવાજી, જેમ તમે મને ફર્માવ્યુંછે, તેમ હું બોલેબોલ બજા લાવીશ. પણ—પણ" હવે લગાર ધ્રુજતે આવાઝે, "શું તમો ધારોછો, કે હવે આપણે છુટાં પડી જઇશું?"

પોતાની બેટીના આ સવાલથી તે બુઢા લડવૈયાનાં દેલમાં દુઃખનો એક તીર લાગ્યો, પણ પોતાની તે દુઃખી લાગણી જેમતેમ દબાવીને તે બોલ્યો, "મારી અતિ વાહાલી, હેમત રાખ—અને હજી પણ ખુદા આપણને મદદ કરશે! પણ હજી એક બીજી વાત કેહેવાની રહી ગઇછે. મારાં બચ્ચાં, ધાર કે—આ તો ફક્ત મારી અટકલછે હં—તોયે તેબાબે પણ આપણે સાવચેતીના ઉપાય લઇ રાખવા જોઈએછે—માંટે સમજ, કે જો મને ગામડાંમાં કે તેની પડોશમાં કેથે પકડવામાં આવ્યો, તો તે વખ્તે મારીપાસેની આ બીજી 'પીસ્ટૉલ' હું હવામાં ફોડીશ. તો તે તુંને જાણે ચેતાવવાછે, એમ તારે સમજી જવું, અને જરા પણ વખ્ત ખોવાવગર હું જે જણાઉંછું, તેમ કરવું. તારે તરત ઘર છોડી જવું—વગરઢીલે ઝડફથી મુસાફેરી કરવાનો ઉપાય કરવો—અને મારા મિત્રોને જે ચેતવણી હું આપી શકું નહીં, તે તારે જઇને તેઓને તરત આપવી. ઉભી રેહે! આ પૈસાછે તે તારીપાસે રાખ—અને આ કાગઝઉપર જેઓનાં નામો તથા ઠેકાણાં લખ્યાંછે, તે તારીસોડે રેહેવા દે, અને તેમાં જણાવેલા શખ્સોની તું મુલાકાત લેજે. અને તે દરેકને અમો કેવી રીતે ફસી ગયા છૈયે, તે જણાવજે—હા, મારાં વાહાલાં બચ્ચાં, જોકે તે દગલબાઝનું નામ જણાવતાં તુંને દુઃખ ઉપજશે, તોયે તે તેઓને જણાવવાને ચુકતી ના. તેમ કરવાથી તેઓ જાણશે, કે કઇ

રીતે અમો સપડાઈ જવા પામ્યા છૈયે, અને તે જાણવાપછી તેઓ પોતાની સલામતીમાંટે ઇલાજો કરશે. સૉફ્યા, આ સઘળું તું બજાવશે કે?"

**સૉફ્યા**—(ઘણીજ ઉલટથી) "એક પણ જીવ બંચાવાશે, તોબી હું તે સઘળું બરાબર બજા લાવીશ, અને જો ઝરૂર જણાશે, તો તે દગાખોર જાસુસનું નામ જણાવવાને પણ હું ચુકનાર નથી, કે જેણે આ સઘળો ઘોંટાળો વાળ્યોછે; તેમ કરતાં મને જે દુઃખ થશે, તે મારાં તેનીતરફનાં ભોળપણ, અને તમારીતરફની ઠગાઇનો મને બદલો મળેલો હું જાણીશ!"

**કરનલ**—"ત્યારે છેલ્લી સલામ, મારી વાહાલી છોકરી—છેલ્લી સલામ, મારાં પ્યારાં જેગર!" એમ બોલી તેણે પોતાની બેટીને ઘણા પ્યારથી પોતાનાં પાસાંમાં દાબી, અને પછી ઉતાવળે તે ઓરડો છોડી ગયો.



## પ્રકરણ ૮૮ મું.

### "પીસ્ટૉલ" ફોડીને આપેલી ચેતવણી.

સૉફાયા અર્ધી બેભાનજેવી એક બેઠકઉપર પડી, થોડીક "મિનીટો"સુધી તો તેણીને એમ લાગ્યું, કે તેણી દીવાની થઈ જતી હતી, અને ચેતવણીની નેશાની કરવામાટે, જે "પીસ્ટૉલ" તેણીના હાથમાં મુકવામાં આવી હતી, તે પોતાનીજઉપર ફોડીને આપઘાત કરવાનો જાણે તેણીને વિચાર આવ્યો. તેણીનો પ્યાર એકદમ ધિક્કારમાં ફેરવાઇ ગયો હતો, એમ તો આપણેથી કહી શકાય નહીં; કારણકે તેણીનો આવો કુદરતીજ અતિ રાંક, દયાળુ, અને સ્વભાવ મળતાવડો હતો, અને તેથી એકદમ દુશ્મનાઇ પકડેએવો તેણીનો ખવાસ નહતો— અને કીનો લેવો, એતો તેણીના સ્વપનામાં પણ આવે એમ નહતું. તોયે તેણીને લાગ્યું, કે તેણીને પોતાના બાપતરફ ફર્ઝ બજાવવાની હતી, અને કે જે સર્વોપરી હતી; અને તેટલામાટે જ્યારે તેણીનું દુઃખ જરા ઓછું થયું, કે તેણીએ પોતાની છેલ્લા પ્યારની લાગણીને કચડી નાખી, જો અગત્ય પડે, તો પોતાના આશકનું નામ એક બેવફા જાસુસ-તરીકે ઝાહેર કરી દેવાનો નિશ્ચય કર્યો.

કરનલ ઑપેનહીમનાં ઘર છોડી જવાપછી થોડીક "મિનીટો" રહીને સૉફાયા ઓરડામાંથી બહાર નિકળી, કે જ્યાં તેણીનો પિતા તેણીને છોડી ગયો હતો. તેણીએ ઘરના એક નોકરને શોધી કાહાડ્યો, કે જે એક પ્રમાણિક પણ લગાર જડબુદ્ધિનો ગામડિયો હતો, કે જેને ગામડાંમાંથી લાવી નોકરીએ રાખવામાં આવ્યો હતો; તેણીએ તેને એક ગાડી ભાડે લાવવા ફર્માવ્યું, કે જે થોડે છેટે રેહેતા એક ખેડુતપાસે હતી; સૉફાયાની ખાતેરી હતી, કે જો તે ગાડી બીજે કેથે ભાડે ફરવા ગઇ નહશે, તો ઝરૂર તેણીને મળશે. તેણીએ તે નોકરને પોતાના બાપના ઘોડાઉપર સવાર થઈ જવાનો હુકમ કર્યો, કે જેથી તે જલ્દીથી જાય, અને ગાડી લઇ ઉતાવળો પાછો આવે. છેવટે તેણીએ તેને ફર્માવ્યું, કે જો તે ગાડી લાવે, તો તેના ઘોડા છોડવા નહીં, પણ ગાડીમાં જોડેલાજ તબેલાના ચોકમાં રાખવા, કે જેથી ઝરૂર પડે, તો તરત કામમાં આવી શકે. તે નોકરે તેણીનો હુકમ તરત બજાવવાને કબુલ કીધું; અને તે બાપડો એટલોતો મંદ બુદ્ધિનો હતો, કે આ ગડબડમાં કાંઈ ભેદભરમછે, એટલું પણ તે તરત સમજી શક્યો નહીં.

આ હુકમો આપતીવેળા સૉફાયાએ પોતાનો સ્વભાવ ઘણોજ ઠંડો રાખ્યો, અને નોકરનાં ત્યાંથી જવાપછી ઘરનાં છાપરાંઉપર ચઢી; આ વેળા તેણીના હાથમાં તેણીના પિતાએ આપેલી "પીસ્ટૉલ" પકડેલી હતી. તે છાપરૂં તદન સપાટ હતું, અને ત્યાંથી આસપાસ સઘળે ઠેકાણે દુરવેર દેખાતું હતું. તે છોડીએ પ્રથમ આસપાસ બધે નઝર ફેરવી, અને જોયું, કે હજી ધાસ્તીજેવું કશું નહતું, જેથી તેણીના જીવને થોડી રાહત થઇ. તેણીએ બધી દિશાતરફ ફરીફરીને જોયા કર્યું—પણ મુખ્યકરીને ગામડાંતરફ, એવી મતલબથી કે જો

કદાચ તેણીના બાપે ફોડેલી "પીસ્ટોલ" તેણીનાં સાંભળવામાં ન આવે, તોયે તેમાંથી નિકળતો ધુમાડો તેણી દેખી શકે.

આમુજબે ખાસી આસરે વીસ "મિનીટો" પસાર થઇ ગઈ—કે જે આ જવાન છોડીનેમાટે ભયંકર એન્તેઝારીભરેલી હતી! નહીં સીપાહો—નહીં "પોલિસ"ના અમલદારો—કે નહીં શકભરેલા શખ્સો ઘરનીતરફ આવતા નઝરે પડ્યા; અને ગામડાંતરફ સર્વે ઠેકાણે તમામ ચુપચાપ હતું. તેણીએ છાપરાંઉપરથી નોકરને ગાડી લઇને આવતો દિઠો; અને તે જોઇ તેણી મનમાં બડબડી, "ઠીક છે, જો અગત્ય પડશે, તો આ બંદોબસ્ત કરી રાખેલો કામ લાગશે."

હવે કરનલ ઑપેનહીમનું શું થયું, તે જોઇએ. તે ઘરમાંથી નિકળ્યો તેવોજ ગામડાંતરફ ઉતાવળે ગયો. ત્યાં પહોંચ્યાપછી તેણે સાવચેતીનેખાતેર આસપાસ જોયું; પણ કોઇબી અજાણ્યા શખ્સો આ વેળા તેના ન્હાના રસ્તાઉપર દમકતા નહતા. તોયે કોણ જાણે શાં કારણસારૂં ગામડાંનો દેખાવ તેને ઘણો અસાધારણ લાગ્યો: હંમેશની ત્યાં દેખાતી ખુશીખુશહાલીનેબદલે સઘળું ગંભીર હતું—આ કારણથી જાણે કાંઈ અપશુકન થવાનું હોય, એમ તેને લાગ્યું—જાણે સઘળે ઠેકાણે તેના પગોનિચ્ચે દારૂગોળાથીભરેલી ખાણો તૈયાર કરી રાખેલી હોય, અને તેની જમણી તથા ડાબી બાજુએ સઘળાં ઘરો "પોલિસ" થીભરેલાં હોય, એમ તેને જાણ્યું. તેણે પાછું ફરીને જોયું—તેનાં દિઠાંમાં દુર પોતાનાં ઘરનાં છાપરાંઉપર કાંઇ સુફેદસુફેદ દેખાયું; અને તેણે જાણ્યું, કે સૉફ્રાયા તેનાં ફરમાંવ્યામુજબે છાપરાંઉપર ચોકાસી રાખવામાટે ઉભેલી હશે. તેનાં મનમાં તરેહવાર શકો આ વેળા ઉભા થતા હતા—કરનલ ઑપેનહીમે પોતાનો રસ્તો ટપાલ-"ઑફિસ"-તરફ લીધો. તે એક ન્હાનું મકાન હતું; તેની એક બાજુએ એક ખાંચોજેવો હતો, કે જેની એક બાજુએ પત્રો નાખવાની પેટી જડેલી હતી, અને વળી ત્યાંજ એક સેરવવાનું ફાળકું હતું, કે જયાં પુછપરછમાટે લોકો આવતાં હતાં. જ્યારે કરનલ ઑપેનહીમ તે ખાંચાઆગળ આવી પુગ્યો, ત્યારે ત્યાં કોઇ હતું નહીં. જેઉપરથી તે ઉપલા ખાંચામાં દાખેલ થયો, અને પેલાં ફાળકાંનીઉપર ટકોરા માર્યા. તે તરતજ ઉંઘાડવામાં આવ્યું; આ વેળા તેને લાગ્યું, કે તેનાં નસીબનો બારીક સમય તેજ હતો. પણ જ્યારે "પોસ્ટ-માસ્ટર"નો ચેહેરો તે ફાળકાંવાળી બારીમાં નઝરે પડયો, ત્યારે તેને લાગ્યું, કે તેનો દેખાવ બદલાઈ ગયેલો અથવા લગાર અસાધારણજેવો હતો. તે અઘેડ વયનો અને ગંભીર દેખાવનો પુરૂષ હતો. કરનલ પોતે એક સીંહજેવો બહાદુર હતો: તોયે આજે તેને સઘળું ગંભીર, એકાંત, અને ચુપ લાગતું હતું, તેથી તેને સ્હેજ ધાસ્તી લાગવા લાગી.

**કરનલ**—"એક કલાકઅગાઉ હું કેટલાંક પત્રો આ 'ઑફિસ'માં લાવ્યો હતો; તેઓઉપર મારા મિત્રોનાં સરનામાં કર્યાંમાં આવેલાંછે, અને તેમાં એક ચોકસ તારીખે મેં તેઓને ઇન્જન કીધેલાંછે, જે તારીખ હું બદલવા ચાહુંછું. મેહરબાની કરી તે મને પાછાં આપો. તેઓનાં સરનામાં હું તમોને જણાવીશ; મેં ઉપર "ટીકેટો" તો મારેલીજછે, એટલે જો તમો તે જરા મને આપશો, તો તેમાં તમોને કશી અડચણજેવું ન થશે."

**પોસ્ટ-માસ્ટરે**—"કરનલ ઑપેનહીમ, કાગળો એકવાર પેટીમાં નાખ્યાં, કે પછી તે મોકલનારાંઓનો માલ ગણાતો બંધ થાયછે."

"પોસ્ટ-માસ્ટર"નો આજનો દેખાવ જોકે તેને પસંદ આવ્યો નહીં, તોયે તે ફક્ત ધારાની બારીકીનો સવાલ અમથો ઉઠાવેછે, એવી આશાથી કરનલ બોલ્યો, "હા, તે તો હુંબી જાણુંછું, પણ ફક્ત એક મેહરબાની અને સભ્યતાનેખાતેર——"

હજીતો તે પોતાનો વાક્ય પુરો કરે તેઆગમચ તે ખાચાંમાં બે આકારોનાં દાખેલ થવાથી અંધારૂંજેવું થયું. તેઓ બંધે "પોલિસ"ના અમલદારો હતા; અને તેઓમાંનો એક બોલ્યો, "કરનલ ઑપેનહીમ, તમો અમારા કેદીછો!"

"હું શરણ થાઉંછું," તે બુઢા લડવૈયાએ જવાબ આપ્યો; અને એમ બોલી જેવો તે ખાંચામાંથી બહાર પડ્યો, કે તેની ઉંચી પદવી અને વૃદ્ધ વયને માન આપવાનેખાતેર તે અમલદારોએ તેનાં શરીરને જરા હાથવટીક અડાડ્યો નહીં.

પણ કરનલે તો લાગલી પોતાની "પીસ્ટૉલ" બહાર ખેંચી કાહાડી—તે હવામાં ફોડી—અને પછી ઝમીનઉપર ફેંકી દઇને બોલ્યો, "ગ્રહસ્થો, આઉપરથી તમો જોશો, કે હુ કાંઈ પણ વાંધો ઉઠાવ્યાવગર તમોને શરણ થાઉંછું."

છાપરાંઉપર ઉભેલી સૉફાયા ઑપેનહીમે તે બંદુક ફુટવાનો આવાઝ સાંભળ્યો, તેમજ તેમાંથી નિકળતો ધુંઓ પણ જોયો; અને ઘડીભર દુ:ખથી પોતાના હાથો સાથે જોડીને તેણી બબડી, "અરે ખુદા, બીચારા મારા બાવાજી!"

પછી પોતાની સઘળી હેમત પાછી ધરીને, તેણી દાદરોઉપરથી નિચ્ચે ઉતરી આવી—તબેલાના ચોકમાં ગઇ—અને તૈયાર રાખેલી ગાડીમાં દાખેલ થઇ પોતાના નૌકરને તે ઉતાવળે પૉટસડૅમખાતે હંકારી જવાનો હુકમ કર્યો.

હવે આપણે આપણી વાર્ત્તાનું મથક પૉટસડૅમખાતે બદલ્યે. આપણે હમણાં જે આ બાબત લખ્યે છૈયે, તેજ દહાડે બરાબર બપોરનો વખ્ત થયેલો હતો, કે જ્યારે એક ગાડી એક ઘરના દરવાઝાઆગળ આવી ઉભી. બહારના દેખાવઉપરથી લાગતું હતું, કે તે ઘરમાં રેહેનાર આબાદ હાલતનો કોઇ શખ્સ હોવો જોઈએ. તેના આગળા દરવાઝાઉપર પીતળનું નામનું પાટિયું જડેલું હતું, કે જેઉપર "બી૦ માઇકલસેન, સૉલિસિટર" કરી નામ કોરેલું હતું. તે ગાડીમાંથી બુઢો કાઉંટ ડે મૅન્સફેલ્ડટ, અને તેનો બેટો કાર્લ ઉતર્યા. તેઓએ વગાડેલા ઘંટથી એક "ક્લાર્ક" હાઝેર થયો, તેને તેઓએ પુછ્યું, કે માઇકલસેન ઘરમાં હતો કે નહીં. હાનો જવાબ આપી તે "ક્લાર્ક" કાઉંટને અને તેના બેટાને બહારની એક "ઑફિસ"માંથી થઇને અંદરની એક બીજી "ઑફિસ"માં લઇ ગયો, કે જ્યાં એક "ટેબલ"આગળ "સૉલિસિટર" પોતે બેઠેલો હતો. પણ તેને જોતાંજ કાર્લની અજાયબીનો પાર રેહો નહીં, કારણકે જોકે તે તેને આગળ ઓળખતો નહતો, છતાં તેને તરતજ કરનલ ઑપેનહીમનાં ઘરમાં જોયેલો તેણે તરત ઓળખ્યો.

હા—બેબાબે તો કશો શક નહતો: એ તેજ પુરૂષ હતો, કે જેને સૉફાયાના બાપે પોતાના વાંચવાલખવાના ઓરડામાંથી બહાર બોલાવ્યો હતો, અને જ્યારે કાર્લ પેલાં અર્ધ-બાવળાંની બેઠકપાછળ છુપાયલો હતો, ત્યારે તેનીસાથે વાતો કરતાં સાંભળી હતી. તેનાબાબમાં કશી ભુલ થાય એ કદી ન બનવાજોગ હતું; કારણકે તેનાં મ્હોંડાંઉપર થોબા નહતા,

તે સહિયડનાં ચાહાંઓથી ભરાઈ ગયેલો હતો. તેટલામાંટે જ્યારે તે વેળા તેણે કરનલને જણાવ્યું હતું, કે "તે બુઢા કાઉંટ ડે મૅન્સફેલ્ડટવિષે થોડુંઘણું જાણેછે, તો જોકે ઘણું નહીં—અને જવાન વાઇકાઉંટને તો તે નઝરેવટીક ઓળખતો નથી," તો તે એમ કેહે, તેમાં કશી નવાઇ નહતી. તોયે તે સાંજે કાર્લ કરનલનાં ઘરમાં ઘુસ્યો હતો, અને વાતો સાંભળી હતી, તેથી તો માઇકિલસેન ખીલકુલ અજ્ઞાન હતો; અને તે જવાન વાઇકાઉંટે આ વકીલની "ઑફિસ"માં દાખેલ થતાંજ, અને તેને જોતાંજ, પોતાનાં મનનું સાવધપણું પાછું મેળવ્યું, અને તેથી તેને કાર્લે ઓળખી કાહાડયો હતો, એવો શકવટીક તેને આવ્યો નહીં.

કાઉંટે પોતાના બેટાસાથે "સૉલિસિટર"ની પિછાણ કરાવી,—અને બોલ્યો, "મારા વારેસતરીકે વાઇકાઉંટ પોતાની નઝરેનઝર જોય, કે મારી મિલકતઉપરનું લફરૂં આખરે દુર કર્યામાં આવ્યુંછે, માંટે તેને અત્રે લાવવાનું મેં વાજેબી ધાર્યુંછે."

માઇક્લિસેન—"એવણ નામદારની ઓળખ થવામાંટે હું ઘણો ખુશી થયોછું", તો જોકે તે અંદરખાનેથી તો તે બાપ અને દીકરા બન્નેને નાપસંદ કરતો હતો; પણ હમણાં તો ધંધાનેલગતું કામ કરવાનું હતું, એટલે થોડીક વારસુધી તેણે પોતાના રાજદુઆરી વેહેમોને બાજુએ મુકયા હતા.

કાઉંટ—"જે રકમ હું તમોને આજે આપવા આવ્યોછું, તેની મુદ્દત તો ખરૂં જોતાં એક અઠવાડિયાંઆગમચની પાકી ગઇછે. તે રકમ તો મારીપાસે તૈયાર હતી; હું પોતે તે ભરવાને આવ્યો હતો—પણ, સાહેબ, તમો ઘરમાં નહતા."

માઇકેલસેન—(લગાર હસીને) "મારા લૉર્ડ, હું તમારીતરફ ઘણો કરડો થવા માંગતો નથી. જો તેમ થવા માંગું, તો જે લખતનીરૂએ મેં તમોને નાણાંની રકમ ધીરીછે, તેમાં જણાવેલી સખ્ત શર્તોમુજબે હું હમણાં તમારૂં નાણું લેવાની સાફ ના પાડી શકું, અને તમારાં મકાનનો અને આખા વઝીફાનો કબ્જો લઈ શકું."

કાઉંટ—(ગભરાઇને) "ના, નહીં—હું જાણુંછું, કે તમો તેમ કરોજ નહીં!"

માઇક્લિસેન—"ખચિતજ નહીં, મારા લૉર્ડ. હું મારા વ્યવહારમાં એટલોબધો કરડો નથી. હું જે કહુંછું, તે તો ફકત એક મિત્રતરીકે તમોને સલાહના રૂપમાં જણાઉંછું. કારણકે, મારા લૉર્ડ, હું આજે જો તમારી તરફથી નાણું ન સ્વિકારૂં, તો તેમાં કશું ખોટું નથી. લખતની શર્તોમુજબે તેમ કરવાનો મને પુરતો હકછે, અને હું તેમ કરવાને સત્તા ધરાઉંછું, કારણકે જોકે હું ઘરમાં નહતો, તોયે તમોએ તે નાણાં મારા 'ક્લાર્ક'ને ભરવાં હતાં, અને તેનીપાસેથી તમારૂં ગીરવીખત, અને ઘરનું ખત માંગી લેવાં હતાં. મારી તીજોરીની ચાવી એનીપાસે પણ રેહેછે, અને મારીતરફથી તે તમારીસાથે કામનો ફેસલો કરી શકતે. તોયે નુકશાનીજેવું કશું થયું નથી, પણ યાદ રાખજો, કે જો કોઇ બીજા માંગનારના હાથમાં તમો સપડાયા હતે, તો આ વખ્તે તમોને ઘણું ભારી પડતે, અને તેટલામાંટે" ફરીથી જરા હસીને "ફરીથી તમો ધારાના એક હેમાયતીસાથે એવું કામ પાડો, ત્યારે વધારે સાવચેત રેહેજો."

કાઉંટ—"ભલી નિષ્ઠાથી તમોએ મને જે સલાહ આપીછે, તેમાંટે તમારો ઉપકાર માનુંછું. પણ ખુદા કરેને હવે ફરીથી તમારાજેવા ધંધાદારીનું મને કામ પડે નહીં.

પણ એમ કહીને હું કાંઈ તમોને હલકું લગાડતો નથી હો! કારણકે મારીતરફની તમારી વર્ત્તણુક તો ઘણીજ મેહરબાનીભરી અને ઇમાનદારછે."

પોતાને આપવામાં આવેલાં આ માનમાટે માઇકેલસેન નમ્યો; અને બુઢ્ઢા ઉમરાવે પાછું બોલવાનું ચાલુ કીધું:—

"મને ખબર નહીં હતી, કે ધારામુજબે મને નાણું તમારે ત્યાં તેજ દિવસે તમારી ગેરહાઝેરીમાં પણ ભરવુંજ જોઇતું હતું; હું તો સમજતો હતો, કે તે ખુદ તમોનેજ આપવુ જોઇએ, અને તમારીજ સાથે કામ કરવું જોઇએ; જો હું એમ જાણુતે, તો ઝરૂર તમારા 'કલાર્ક'ને હવાલે કરી જતે."

**માઇકેલસેન**—"મારા લૉર્ડ, હું ફરીથી જણાઉંછું, કે કશી અડચણજેવું નથી. લેઓ, આ રહ્યાં તમારાં ઘરનાં અને ગીરવી ખતો:—" એમ બોલી તે "સૉલિસિટરે" એક તીજોરી ખોલી; તેમાંથી દસ્તાવેઝોનું એક "પાકેટ" બહાર કાહાડ્યું, અને પોતાની લખવાની "ટેબ્લ"ઉપર મુક્યું.

"અને આ રહ્યાં તમારાં નાણાં," એમ કહી બુઢ્ઢા કાઉંટે પોતાની "પૉકેટ-બુક" ગજવામાંથી બહાર કાહાડી, અને એક પખવાડિયાંની પણ અગાઉ, પોતાની નીચ બીઇમાનીમાંટે એનામતરીકે રાજાના હાથમાંથી તેના દીકરાને જે ચલણી "નોટો" મળી હતી, તે તેમાંથી કાહાડી.

**માઇકેલસેન**—"મને કશો પણ શક નથી, કે આ રકમ બરાબર હશેજ, તોયે રીતસર મારે તે ગણી લેવી જોઇએ."

એમ બોલી તેણે તે "નોટો"નું "બંડલ" પોતાના હાથમાં લીધું; જ્યારે બુઢ્ઢા ઉમરાવે, ખુશહાલીથી ધ્રુજતા અને અંદરથી હરખાતા, પોતાના બેટાના કાનમાં હલુસે કહ્યું, "મારા પ્યારા બેટા, હવે તો તું ખુશી થયોછે કેની? આપણી મિલકત આપણે સ્વાધિન પાછી થઇછે—અને હવે તું વગરહરકતે કાઉંટેસ વૉન ઍલનસ્ટીનસાથે પરણી શકશે! તેણીના બાપે આ એક ઘણીજ અસાધારણ કલમ પોતાનાં વસિયતનામામાં નાખી હતી, કે—"

**કાર્લ**—(જેના ચેહેરાઉપર આ સાંભળતાં દેલગીરીની છાપ પડી હતી) "બસ કરો! અખાડા કરો! એવી બાબતોઉપર તકરાર કરવાની આ કાંઇ જગ્યા નથી!"

**માઇકેલસેન**—"મારા લૉર્ડ, રકમ બરાબરછે. હું તમોને તેની પહોંચ લખી આપુંછું—"

હજીતો તેનાં મ્હોંમાંથી આ શબ્દો બહાર પડયા નહીં, તેટલાં તેના ઓરડાનું બારણું ઉંઘડ્યું; અને એક "કલાર્કે" અંદર આવીને જણાવ્યું, "સાહેબ, એક બાનુ તમારીસાથે તરતોતરત વાત કરવાને ઇચ્છેછે. તેણી તમોને એક 'મિનીટ'થી વધારે વાર ખોટી કરશે નહીં."

**માઇકેલસેન**—"હમણાં હું રોકાયલોછું, તે બાનુને ફર્માયેશ કરો, કે થોડી 'મિનીટો' થોભે."

"નહીં—તેમ બની શકેએમ નથી!" આમુજબે એક ઔરતનો આવાઝ બહારની "ઑફિસ"માંથી આવતો સંભળાયો: કારણકે "સૉલિસિટર" જે બોલ્યો હતો, તે આ

બાનુને કાને પડ્યું હતું. "મને તમારીસાથે તરતજ વગરઢીલે વાત કરવી જોઈએછે"—આમ બોલી તેણી છેક ઉંબરઉપર આવી ઉભી.

આ વખતે જવાન વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટ પોતાની જગ્યાઉપરથી ઉઠી ઉભો થયેલોજ હતો: કારણકે તેણે તે સાદ તરત પિછાણ્યો હતો; તે સાદ કોઇનો નહીં પણ સૉફ્રાયાનો કદી ન ભુલાયએવો હતો—તે તેણીનોજ હતો, કે જેણીનેજ ફક્ત તે ખરાં દિલથી ચાહાતો હતો.

આ બાનુને કરનલની બેટીતરીકે માઇકલસેને તરત ઓળખી, અને ફક્ત એકજ શબ્દ તેનાં મ્હોંમાંથી નિકળી પડ્યો, "આહ !"

કાર્લને જોતાંજ સૉફ્રાયા એક મુવેલાં માણસનાજેવી ફિક્કીફચ થઇ ગઇ. તેણી લઠડતી દરવાઝાભણી ગઇ; અને જે કામ તેણીએ માથે ઉઠાવ્યું હતું, તે જાણે નહીં કરવું, એમ તેણીને ઘડીભર લાગ્યું. પણ આ વેળા શું કરવું, તે જવાન વાઇકાઉંટને તો બીલકુલ સુઝ પડ્યું નહીં; તે ડંખાયલે હૈડે ત્યાંજ ઉભો રહી, અંદરથી કંપવા લાગ્યો—અને તેનું કારણ સોફ્રાયાસિવાય ત્યાં ઉભેલા બીજા કોઇએ જાણ્યું નહીં.

પણ જ્યારે આ જવાન છોડીને પોતાના બાપના પકડાવાની વાત યાદ આવી—પોતાના પિતાતરફની પોતાની ફર્ઝ જ્યારે તેણીને યાદ આવી—જે ગંભીર કબુલાતો તેણીએ તેને આપી હતી, તે યાદ આવી—ત્યારે તેજ ઘડીએ તેણીએ પોતાનો વિચાર પાછો મક્કમ કીધો, તેણીએ પેલા "ક્લાર્ક"ને ત્યાંથી જવાની એશારત કીધી: અને તેના ત્યાંથી જવાપછી બારણું બંધ કર્યું. પછી લખવાની "ટેબલઆગળ" જઇને તેણીએ બુઢા કાઉંટતરફ આંગળી બતાવી તે "સૉલિસિટર"ને પુછ્યું, "એવણ કોણછે ?"

આ સવાલથી અર્ધી અજાયબી અને અર્ધી ધાસ્તીથી માઇકલસેને જવાબ આપ્યો, "એવણ કાઉંટ ડે મૅન્સફેલ્ડટછે."

સૉફ્રાયા—"મેં એમજ ધાર્યું હતું ?" આ વખતે તેણીની વર્ત્તણુક ઘણી વિચિત્ર અને અપશુકનભરેલી હતી, પણ તેણી શાંત અને મક્કમ હતી. "ત્યારે મને તમોને જે જણાવવાનુંછે, તે હું એ નામદારનીહઝુરમાંજ તમોને કહીશ.—સાહેબ," "સૉલિસિટર"નીજતરફ જોઇને તેણીએ આગળ ચલાવ્યું, "મારા બાવાજીએ મને તમોને ચેતાવવાને ફર્માવ્યુંછે, કે બધું જણાઈ ગયુંછે—અને તે જણાવનાર પાપી——"

એકાએક ચોંકીને અને ભારે દુઃખી દેખાવસાથે કાર્લે અર્ઝ કીધી, "સૉફ્રાયા !"

આ જણાવતાં તે જવાન છોડીનાં આખાં શરીરમાં એક અતિ દુઃખદાયક લાગણીની અસર થઈ; તેણીનું માથું ઘુમવા લાગ્યું—અને જાણે દીવાની હોય, તેમ એક ચીસ પાડવા જતી હતી. પણ તેટલાં પોતાના પ્યારા પિતાની પ્રતિમાં તેણીની નઝરસાંમે જાણે ઉભેલી દેખાઈ; તેણીએ ઘડીભર દમ ખાધો—અને તેણીની છાતી જાણે અબઘડી ફાટી જશે, તેમ ઉથલાવા લાગી—પછી તેણી બોલી, "અને તમો લોકોને ફસાવનાર પેલો રહ્યો!

દુ:ખનો એક આવાઝ કાહાડીને જવાન વાઇકાઉંટ પોતાની કુરસીઉપર બેસી ગયો, કે જેથી તેના અપરાધવિષે તે ધારાશાસ્ત્રીનાં મનમાં હવે કશો શક રહ્યો નહીં.

માઈકેલસેન—"અરે! શું એમછે કે? ત્યારે હું ફાંસીને લાકડે મરીશ, પણ ઉ મૅન્સફેલ્ડટની મિલકત અને વઝીફો મારા બેટાનો વારસો થશે! મારા લૉર્ડ, તમારા પૈસા પાછા લેઓ—અને હું ખતોનો કબ્જો લઉંછું!"

એમ બોલી, માઈકેલસેને એક હાથે "નોટો"ના ચોડા બુઢા કાઉંટતરફ ફેંક્યો, અને બીજે હાથે તેને ઘરનું ખત અને ગીરવીખત ઝુંટાવી લીધાં; અને તે બંધે પોતાની તીજોરીમાં ફેંકીને તેને ચાવી દઇ, કુંચી પોતાનાં ગજવામાં મુકી. આ સઘળું એક "મિનીટ"નું કામ હતું; પણ તેટલા ટુંક વખ્તનાઅરસામાં કાર્લની લાગણીમાં ફેરફાર થઇ ગયો, અને તેણે બીજોજ ઠરાવ મનમાં કરી દીધો.

પોતાની કુરસીઉપરથી એકદમ ઉઠીને, તેણે તે "સૉલિસિટર"ને પકડયો, અને બોલ્યો, "હું તમોને રાજાનાં નામથી પકડુંછું? આ ખતો આપી દેશો, તો હું તમોને નાસી જવા દઇશ!—જો તમો તેમ નહીં કરશો, તો યાદ રાખજો, કે તમોને ફાંસીને લાકડે લટકાઈ મરવું પડશે."

"મારા લૉર્ડ, એવણને છોડી દો, અને પાછળ હઠી ઉભા રેહો!" એમ બોલી સૉફાયાએ પોતાનીપાસેની "પીસ્ટૉલ" બહાર કાહાડી, અને તે કાર્લનાં માથાંતરફ ધરી.

આ જોઇ તે તરત તેણીના હુકમને તાબે થયો: કારણકે "પીસ્ટૉલ" જોઇ તેનાં હાજાં ગગડી ગયાં હતાં.

બીછ્છજ પળે માઈકેલસેન તે ઓરડામાંથી બહારના બીજા ઓરડામાંથી થઇ નિકળી ગયો; તેના જવાપછી બારણું બંધ કરવામાં આવ્યું; અને સૉફાયા તે બારણાંગમ પીઠ કરીને આડી ઉભી. અને પેલા ગભરાઈ ગયેલા બુઢા કાઉંટને અને તેના કંગાળ બેટાને કહ્યું, "મારી રજાવગર એક પગલું પણ ત્યાંથી ખસવાની જો તમો હેમત કરશો, તો જાણજો, કે તે ઘડી તમારી છેલ્લીજછે!"





## પ્રકરણ ૮૯ મું.

### "સૉલિસિટર"નો બેટો.

૧૮૪૮ નાં સાલના માર્ચ મહિનામાં બર્લિનના રેહેવાસીઓએ એક ઝગરૂં બંડ ઉઠાવ્યું હતું; તેઓનીસાંગે એક લશ્કરી ટુકડીની સરદારી લઇ ખુબસુરત કાઉંટેસનો બાપ, જનરલ કાઉંટ વૉન ઍલનસ્ટીન રાજાતરફથી ગયો હતો, પણ તેમાં લોકોને હાથ તે માર્યો ગયો હતો. તેનાં મરણબાદ તેની લખવાની "ટેબ્લ"નાં ખાણાંમાંથી તેનું વસિયતનામું નિકળ્યું હતું; અને તેમાં એક વિચિત્ર કલમ નાખવામાં આવી હતી. પોતાની ગંજાવર દૌલત પોતાની એકપુરી બેટી કાઉંટેસ મરાયાને તે વારસામાં આપી ગયો હતો, પણ તે એવી શર્તે, કે જયારે તેણી પચીસ વર્ષોની વયની થાય, ત્યારેજ તે દૌલત તેણીને મળે,—તેટલો વખ્તસુધી તેણીને ફકત તે દૌલતમાંથી જે બ્યાજ ઉપજે, તેજ આપવામાં આવે, અને મુદ્દલ થાપણને કશો પણ હાથ લગાડવામાં આવે નહીં. અગરજો આ વયે પુગવાઅગાઉ તેણી જો પરણવા ચાહે, તો તે એક એવા શખ્સસાથે હોવું જોઇએ, કે જે તેણીનાજજેવી ઉમરાવી પદવીવાળો અને પૈસાદાર હોય, કે નહીંતો વારસામાં જેને પૈસા મળવાની પુરેપુરી વકી હોય, પણ તે વારસો મળશે, એવું તેણે ચોકસરીતે પુરવાર કરવું જોઇએ—જો તેની દૌલત ઝમીનમાં કે મિલકતોમાં રોકાયલી હોય, તો તે મિલકતો ગીરવી મુકેલી હોવી ન જોઇએ. વળી તેજ કલમમાં એમ પણ જણાવેલું હતું, કે જો તેણીના હાથનો ઉમેદવાર પોતે તે મિલકતનો ધણી નહોય, તો ફેકર નહીં, પણ તે એવી દૌલત કે મિલકતોનો વારેસ થનાર હોવો જોઇએ: પણ ગમેતે રીતે મિલકતો ગીરવી મુકેલી તો નહીંજ હોવી જોઇએ. બીજા હાથઉપર જો કાઉંટેસ મરાયા પોતાના બાપના વસિયતનામાંમાં લખ્યાનીવિરૂદ્ધ જઇને ઉપર જણાવેલાજેવા એક લાયક પુરૂષસાથે ન પરણે, તો તેણીને તે વારસો ન મળતાં દુરના એક ખેશીને જાય; અને તેણીને તો ફકત એક ન્હાની વાર્ષિક રકમજ મળે.

કાઉંટ વૉન ઍલનસ્ટીનની આવું વસિયત કરવાની મતલબ ઘણી ખુલ્લી હતી, જોકે પેહેલી નઝરે તો તે ઘણું વિચિત્ર લાગતું હતું. મરાયાની મા લાંબા વખ્તઆગમચની મરણ પામેલી હતી; અને તેટલામાંટે કાઉંટનાં પોતાનાં મરણપછી તો તેણી તદનજ માબાપવગરની થઈ જાય, એટલાઉપરથી તેણીના બાપે એક હુશિયાર "સૉલિસિટર"ની મદદવડે, પોતાની બેટીને કોઈ ઉડાઉના હાથમાં ભોળવાતી અથવા ભોગ થઈ પડતી અટકાવવામાંટે આમુજબે શર્તો નાખી હતી. વળી તે પોતે બડેખાં ઉમરાવ હોવાથી, પોતાની ઉંચી ઔલાદ સારી રીતે જળવાઇ રેહે, એવા ઉંડા વિચારથી પણ આ શર્તો નાખી હતી. મરાયાના વાલીઓ અને "ટ્રસ્ટી"ઓ એવા હતા, કે તેઓએ પોતાના મરનાર મિત્રનાં વસિયતનામાંને પ્રમાણિકપણે અમલમાં લાવવાનો પાકો ઠરાવ રાખ્યો હતો; અને તેટલામાંટે આ જવાન બાનુને પોતાની મરજીમજબે ચાલવાને બનેએમ નહતું.

ઘણાંક જુદાંજુદાં કારણોનેલીધે બુઢા કાઉંટ ડે મૅન્સફેલ્ડટની મિલકતની કીમત પુષ્કળ ઘટી ગઈ હતી, અને વળી તે કરજમાં ડુબી ગઇ હતી; એટલામાંટે આખરે તેને માઇકેલ-સૅન "સૉલિસિટર"પાસેથી નાણાંની એક રકમ તે મિલકતઉપર કહડાવવાની ફર્ઝ પડી. જયારે તે નાણાં પાછાં ભરવાનો વખ્ત નઝદીક આવ્યો, ત્યારે બુઢો કાઉંટ મનમાં ઘણોજ મુઝાવા લાગ્યો, પણ તેટલાં તેનાં દિલમાં આવ્યું, કે તેનો બેટો કાર્લ તવાંગર અને જવાન કાઉંટેસ વૉન ઍલ્નસ્ટીનસાથે પ્યાર ચલાવતો હતો, જે જોઇ તેનાં મનને ઘણો સધિયારો આવ્યો. વળી જો આ જોડું સંધાય, તો તેમાં તેને કશું અડચણજેવું જોયું નહીં. તેપછીથી બુઢા કાઉંટે પોતાની હાલત કેવી હતી, તે ખુલ્લેખુલ્લી પોતાના બેટાને જણાવી દીધી; અને મરનાર જનરલ વૉન ઍલ્નસ્ટીનનાં વસિયતનામાંની શર્તો જાણીતી હોવાથી કાર્લને પોતાની ધારેલી મુરાદવચ્ચે એક મોટી અડચણ નડતી જણાઇ. કાઉંટના એક વારેસતરીકે તેની પદવી તો ઉંચી હતી, પણ તે મરાયાના વાલીઓ અને "ટ્રસ્ટીઓ"સોડે તેણીના હાથની માંગણી કરે, તેઆગમચ તેઓની ચોકસ ખાતેરી કરવી જોઇએ, કે જે મિલકતનો તે વારેસ થનારછે, તે કોઇ રીતે ગીરવી મુકવામાં આવેલી નથી. પણ તેમ બની શકેએમ નહતું; કારણકે મિલકતની માલેકીના હકના દસ્તાવેજો તો નાણું ધીરનાર માઇકલસૅનના હવાલામાં હતા.

પોતાના બાપને નાણાંસંબંધી આવી ભીડમાં જાણીને કાર્લ તો નાસેપાસ થઇ ગયો. તે એમ ધારતો હતો, કે તે જવાન અને ખુબસુરત કાઉંટેસ વૉન ઍલ્નસ્ટીનને ચાહાતો હતો; તેણીના હાથના બીજા ઘણા ઉમેદવારો બહાર પડયા હતા, કે જેઓ પણ તેણીના બાપનાં વસિયતનીરૂએ તેણીનો હાથ મેળવવાને પુરેપુરા લાયક હતા; અને તેટલામાંટે જો તે તેણીને પરણવામાં ફતેહ પામે, તો તેની મગરૂરી અને અહંકારીને ઘણું શોભાભરેલું લાગે, એમ તે ધારતો હતો. વળી કદાચને તેના બાપની મિલકત ગીરવી મુકવામાં ન પણ આવેલી હોય, તોયે તેને જે વારસો મળે, તેનાંકરતાં કાઉંટેસની દૌલત અતિ ઘણી વધારે હતી: અને તેટલામાંટે જો તે આવી એક શાદી કરે, તો તેનો વકર ઘણો વધી જાય. જવાન કાઉંટેસ તેને ચાહાતી હતી: તેણે તેણીના હાથની માંગણી પણ કીધી હતી—તેણીએ તેની માંગણી મંઝુર રાખી હતી—તેણીની કાકી પણ ખુશી હતી—હવે ખોટી ફકત તેણીના બાપનાં વસિયતનામાંના "ટ્રસ્ટી"ઓની ખાતેરી કરવાની બાકી હતી, પણ ત્યાંજ મોટી અડચણ નડતી હતી!—મિલકત તો માઇકલસૅનને ગીરવી મુકવામાં આવેલી હતી!

હવે શું કરવું તે બુઢો કાઉંટ અને તેનો દીકરો કાર્લ સમજી શકતા નહતા, પણ તેટલાં બુઢા બાપને દરબારમાંના એક ભારે લાગવગવાળા મિત્રથી ખાનગી રીતે ખબર મળી, કે રાજા એક એવા શખ્સને નૌકરીએ રાખવા માંગેછે, કે તેને જે પણ કામ સોંપવામાં આવે, પછી તે ગમેએવું ખોટું હોય, તોયે તે બજાવવાને ખુશી હોય—પણ તેમ તે કામના બદલામાં ઘણું ઉદાર એનામ આપવાની પણ તે નામદારે ખુશી જણાવી હતી. આ કામ શું હતું, તેની બુઢા કાઉંટે પ્રથમમાં ખાનગી રીતે ખબર મેળવી; અને પોતે પોતાની નાણાં-સંબંધી બાબતમાં ઘણો નિરાશ થઇ ગયેલો હોવાથી તેણે ઠરાવ કર્યો, કે કાર્લે આ કામ માથે ઉઠાવવું જોઇએ. તે બુઢો ઉમરાવ પોતે પણ કાંઇ ઘણો સાચાઇને રસ્તે ચાલનારો કે પ્રમાણિક નહતો; અને પોતાનો બેટો એક છુપા જાસુસનું નીચ કામ કરે, તે અલબતાં

પેહેલાંતો તેને પણ ગમ્યું નહીં, પણ જ્યારે પૈસાની વાત આવી, ત્યારે તેણે એમ ધારીને પોતાનાં મનને માર્યું, કે તાઝને ટેકો મળે, અને રાજાની નેમો બર આવે, તો તેમ કરવામાંટે જેબી કામ કરવું પડે, પછી તે ગમેએવું નીચ હોય, તોબી તે આબરૂભરેલું હતું. કાર્લ પોતે પણ આ આ ખોટી તર્કને મળતો હતો; અને તેટલાઉપરથી જ્યારે તેની રાજાસાથે મુલાકાત કરાવવામાં આવી, ત્યારે વાંચનારે આગળ જાણ્યુંછે, તેમ તેણે એક જાસુસતું કામ કરવાનું માથે લીધું.

આપણે અત્રે જણાવવું જોઇએછે, કે ઝાલ્મી સરકારો જે હઝાર રસ્તે છુપી બાતમીઓ મેળવેછે, તેમાંની એકથી પ્રુશિયાના મધ્ય ભાગના પ્રધાનને સંસારો થયો, કે કરનલ ઑપેનહીમ છુપી રીતે સરકારસામે બીદેલી ફેલાય, અને રાજ્યમાં ઉઠલપાઠલ થાય, એવાં કોઇ કાવત્રાં રચેછે, અને ફીતુર ચલાવેછેઃ પણ આ ખબર એટલીતો ભાંગીતુટી મળી હતી, કે તેઉપરથી સરકારથી કરનલને પકડી શકાયએમ નહતું. તેઉપરાંત વળી એકસંપ ચલાવનારાઓની શી મતલબ હતી—તેમાં કોણકોણ આગેવાનો હતા–અને તે કાવત્રું કેટલી હદ સુધી આગળ વધ્યું હતું, વગેરે બાબતો પણ જાણવાની ઘણી અગત્ય હતી; આ સઘળાં કારણોનેલીધે એક હુશિયાર જાસુસની ઝરૂર જણાઇ. કામ તો આ હતું—તે નૌકરી નીચ અને ધિક્કારવાજોગ હતી—પણ કાર્લ ડે મૅન્સફેલ્ડટે તે કામ માથે ઉઠાવ્યું.

પાપી ધારણા રાખનારાઓને હંમેશાં અકસ્માતોથી સારી મદદ મળી જાયછે, અને તેવીજ રીતે જ્યારે આ જવાન વાઇકાઉંટ કોઇ રીતે કરનલ ઑપેનહીમની ઓળખાણ પાડવાનું સાંધણ શોધતો હતો, તેટલાં તેના ચોરાયલા ઘોડાથી તેને તેમ કરવાની એક અચ્છી તક મળી ગઇ. કાર્લ તે એકાંત મકાનતરફ ગયો, અને છુટા વિચારો ધરાવેછે, એવું ડોળ ઘાલ્યું; એવી આશાથી, કે તેમ કરવાથી તેને પણ એકસંપ કરનારાઓની સંઘમાં દાખેલ થવાને અર્ઝ કર્યામાં આવશે. પણ કરનલનાં ઘરમાં એક ફેરેસ્તાને મળવાની તેણે જરા પણ આશા રાખી નહતી!—જે માણસને તે નીચ રીતે ફસાવવાની વેતરણ કરતો હતો, તેનીજ બેટીના પ્યારમાં તે સપડાશે, એમ તેને ખબર નહતી!—તોયે બન્યું તો તેમજ; હવે કાર્લની આંખો ઉઘડી, અને હવેજ તેણે જાણ્યું, કે તે કાંઇ ખરેખરા પ્યારથી કાઉંટેસ વૉન ઍલનસ્ટીનને ચાહાતો નહતો—અથવા તેમ નહીં, તો જે ખરા પ્યારથી તે સૅાફ્રાયા ઑપેનહીમને ચાહાતો હતો, તેટલા પ્યારથી તો તે કાઉંટેસને ચાહાતો નહીંજ હતો. વાંચનારે જોયુંછે, તેમ તે એકસંપ કરતારાઓની ટોળીમાં દાખેલ થવા તો નહીં પામ્યો; અને તેનો પ્યાર સૅાફ્રાયાતરફ દિનપરદિન વધતો જવાથી, દિનપરદિન જાસુસતરીકેતું કામ બજાવવાની તેની ઉલટ ઠંડી પડતી ગઈ. રાજા તો અધિરો બની ગયો હતો, અને તે આ જવાન વાઇકાઉંટને સ્પાન્ડૉના કેલ્લામાં કેદ પુરવાની ધમકી આપતો હતો. બીજીગમથી તેનો બાપ બુઢો કાઉંટ તેને આ કામ પાર પાડવાની દુઃખભરેલી આઝોજીસાથે ગોદગોદ કરતો હતો, કે જેથી જો એનામ મળે, તો બંધે જણાની ખરાબી થતી અટકે; અને કાર્લતું મન પાછું દમકવા લાગ્યું; ને વળી પાછો મરાયા ઍલનસ્ટીનસાથે પરણીને પોતાની હાલત ઉંચે દરજેની કરવાને લલચાયો. આ રીતે બધીગમથી ઘેરાણમાં આવી જવાનેલીધે તે છેવઉપર આવી ગયો, અને તે સૅાફ્રાયા ઑપેનહીમની એક છેલ્લી મુલાકાતે ગયો; અને તે નિર્દોષ છોડીનીમબારેફતે પોતાની દગલબાઝીમાં ફાવ્યો. તેમ કરવાથી તેને હંમેશને-

ઘણાંક જુદાંજુદાં કારણોનેલીધે બુઢા કાઉંટ ડે મૅન્સફેલ્ડટની મિલકતની કીમત પુષ્કળ ઘટી ગઇ હતી, અને વળી તે કરજમાં ડુબી ગઇ હતી; એટલામાંટે આખરે તેને માઇકેલ-સેન " સૉલિસિટર "પાસેથી નાણાંની એક રકમ તે મિલકતઉપર કહડાવવાની ફરજ પડી. જયારે તે નાણાં પાછાં ભરવાનો વખ્ત નઝદીક આવ્યો, ત્યારે બુઢો કાઉંટ મનમાં ઘણોજ મુઝાવા લાગ્યો, પણ તેટલાં તેનાં દિલમાં આવ્યું, કે તેનો બેટો કાર્લ તવાંગર અને જવાન કાઉંટેસ વૉન ઍલનસ્ટીનસાથે પ્યાર ચલાવતો હતો, જે જોઇ તેનાં મનને ઘણો સધિયારો આવ્યો. વળી જો આ જોડું સંધાય, તો તેમાં તેને કશું અડચણજેવું જોયું નહીં. તેપછીથી બુઢા કાઉંટે પોતાની હાલત કેવી હતી, તે ખુલ્લેખુલ્લી પોતાના બેટાને જણાવી દીધી; અને મરનાર જનરલ વૉન ઍલનસ્ટીનનાં વસિયતનામાંની શર્તો જાણીતી હોવાથી કાર્લને પોતાની ધારેલી મુરાદવચ્ચે એક મોટી અડચણ નડતી જણાઇ. કાઉંટના એક વારેસતરીકે તેની પદવી તો ઉંચી હતી, પણ તે મરાયાના વાલીઓ અને " ટ્રસ્ટીઓ"સાડે તેણીના હાથની માંગણી કરે, તેઆગમચ તેઓની ચોકસ ખાતેરી કરવી જોઇએ, કે જે મિલકતનો તે વારેસ થનારછે, તે કોઇ રીતે ગીરવી મુકવામાં આવેલી નથી. પણ તેમ બની શકેએમ નહતું; કારણકે મિલકતની માલેકીના હકના દસ્તાવેજો તો નાણું ધીરનાર માઇકલસેનના હવાલામાં હતા.

પોતાના બાપને નાણાંસંબંધી આવી ભીડમાં જાણીને કાર્લ તો નાસેપાસ થઇ ગયો. તે એમ ધારતો હતો, કે તે જવાન અને ખુબસુરત કાઉંટેસ વૉન ઍલનસ્ટીનને ચાહાતો હતો; તેણીના હાથના બીજા ઘણા ઉમેદવારો બહાર પડયા હતા, કે જેઓ પણ તેણીના બાપનાં વસિયતનીરૂએ તેણીનો હાથ મેળવવાને પુરેપુરા લાયક હતા; અને તેટલામાંટે જો તે તેણીને પરણવામાં ફતેહ પામે, તો તેની મગરૂરી અને અહંકારીને ઘણું શોભાભરેલું લાગે, એમ તે ધારતો હતો. વળી કદાચને તેના બાપની મિલકત ગીરવી મુકવામાં ન પણ આવેલી હોય, તોયે તેને જે વારસો મળે, તેનાંકરતાં કાઉંટેસની દૌલત અતિ ઘણી વધારે હતી: અને તેટલામાંટે જો તે આવી એક શાદી કરે, તો તેનો વકર ઘણો વધી જાય. જવાન કાઉંટેસ તેને ચાહાતી હતી: તેણે તેણીના હાથની માંગણી પણ કીધી હતી—તેણીએ તેની માંગણી મંઝુર રાખી હતી—તેણીની કાકી પણ ખુશી હતી—હવે ખોટી ફક્ત તેણીના બાપનાં વસિયતનામાંના " ટ્રસ્ટી "ઓની ખાતેરી કરવાની બાકી હતી, પણ ત્યાંજ મોટી અડચણ નડતી હતી !—મિલકત તો માઇકલસેનને ગીરવી મુકવામાં આવેલી હતી !

હવે શું કરવું તે બુઢો કાઉંટ અને તેનો દીકરો કાર્લ સમજી શકતા નહતા, પણ તેટલાં બુઢા બાપને દરબારમાંના એક ભારે લાગવગવાળા મિત્રથી ખાનગી રીતે ખબર મળી, કે રાજા એક એવા શખ્સને નૌકરીએ રાખવા માંગેછે, કે તેને જે પણ કામ સોંપવામાં આવે, પછી તે ગમેએવું ખોટું હોય, તોયે તે બજાવવાને ખુશી હોય—પણ તેમ તે કામના બદલામાં ઘણું ઉદાર એનામ આપવાની પણ તે નામદારે ખુશી જણાવી હતી. આ કામ શું હતું, તેની બુઢા કાઉંટે પ્રથમમાં ખાનગી રીતે ખબર મેળવી; અને પોતે પોતાની નાણાં-સંબંધી બાબતમાં ઘણો નિરાશ થઇ ગયેલો હોવાથી તેણે ઠરાવ કર્યો, કે કાર્લે આ કામ માથે ઉઠાવવું જોઇએ. તે બુઢો ઉમરાવ પોતે પણ કાંઇ ઘણો સાચાઇને રસ્તે ચાલનારો કે પ્રમાણિક નહતો; અને પોતાનો બેટો એક છુપા જાસુસનું નીચ કામ કરે, તે અલબતાં

સટકી જાય નહીં. જે શખ્સ તે ઓરડામાં દાખેલ થવાની કોશેશ કરતો હતો, તેણે ઉતાવળે સૅાફ્રાયાના કાનમાં હલુસે કહ્યું," મારા બાવા સહીસલામતછે!—અને તેણે પોતાના કમનસીબ મિત્ર કરનલ ઑપેનહીમની બહાદુર બેટીનો હઝારગણો ઉપકાર માનવાને મને જણાવ્યુંછે."

આઉપરથી સૅાફ્રાયાએ જાણ્યું, કે જે શખ્સ તેણીનીસાથે વાત કરતો હતો, તે માઇકેલસેનનો બેટો હતો: અને તેઉપરથી તેણીએ તેને ઓરડામાં દાખેલ થવા દીધો. તે એક જવાન પુરૂષ હતો—ખચિત ઘણોજ જવાન, ભાયગે ઓગણીસ વર્ષોની વયનો—જોકે તે કાંઇ શોહામણો નહતો—તોયે પોતાની ન્હાની વયછતાં કામકાજથી અને દુનિયાદારીથી માહિતગાર અને ઘડાયલો જણાતો હતો. સૅાફ્રાયા ઑપનહીમનાં કાનમાં ઉપલા શબ્દો કહ્યાપછી, આ જવાન માઇકેલસેન "ઑફિસ"માં અંદર દાખેલ થયો—અને ઠંડા પણ કરડા સાદે કાર્લ ડે મૅન્સફેલ્ડટને કહ્યું, " મારા જાણવામાં આવ્યુંછે, કે તમો નામદારે એક નીચ જાસુસતરીકે કામ બજાવ્યુંછે. બીશક તેના બદલામાં તમોને નાણાંની રકમ મળીછે, કે જે તમારા બાવા પોતાની મિલકત ગીરવીમાંથી છોડવવાને ત્યાં લઇ આવ્યાછે?—પણ તે મિલકતો તો હવે જાવેદાનનેમાટે ડે મૅન્સફેલ્ડટનાં કુટુંબના હવાલામાંથી ગઇછે!—મારા લૉર્ડ, "હવે બુઢ્ઢા કાઉંટતરફ ફરીને તે આગળ બોલ્યો, " હું હવે ધારાના સત્તાધિકારી અમલદારોને સાથે લઇને મારા બાપને નામે તમારી મિલકતોનો કબ્જો મારે સ્વાધિન લેવાને જાઉંછું. આમુજબ કરવાને મને મારા બાપતરફથી કાયદાસરનો લખેલો પર્વાનો મળ્યોછે; અને આનાકરતાં બીજું કોઇ પણ કામ કરવાને મને વધારે ખુશહાલી ઉપજશે નહીં."

આ સાંભળી બુઢ્ઢો કાઉંટ તો પોતાનાં હાથો એકમેકસાથે ઝોરથી ઘસવા લાગ્યો. કાર્લે સૅાફ્રાયાતરફ એક ઉતાવળી નઝર ફેંકી: પણ તેણીના ચેહેરાઉપર આ વેળા જરા પણ દયાની કે ભલી લાગણીની અસર થયેલી તેનાં દિઠામાં આવી નહીં.

પછી જવાન માઇકેલસેને કરનલની બેટીને કહ્યું, " મારા બાવા હવે તદ્દન સલામતછે, અને તેટલામાટે, બહાદુર જવાન બાનુ, તમે હવે આ શખ્સોને બીલાશક ત્યાંથી જવા દો." તેણે આ વખ્તે બુઢ્ઢા ઉમરાવ અને તેના બેટાતરફ ધિક્કારથી "શખ્સો" બોલ વાપર્યો હતો. " અરે! પણ જયારે વિચાર કરૂંછું, ત્યારે હજી મને થોડુંક વધારે કેહેવાનું બાકી રેહેલું લાગેછે!" પછી કાઉંટ ડે મૅન્સફેલ્ડટતરફ ફરીને તે બોલ્યો, " મારા લૉર્ડ, અગરજો તમો તમારાં મકાનતરફ પાછા ફરવાનો વિચાર રાખતા હોવ, કે જે મકાન છેલ્લાં તમારી માલેકીનું હતું, તો હું તમો નામદારને ખુલ્લી ચેતવણી આપુંછું, કે ત્યાંથી તમોને નિર્દયપણે હાંકી કાહાડવામાં આવશે! તમારીજ આંખવિંચામણીથી તમારો છોકરો એક જાસુસ બન્યો હતો—કદાચ તમારી ઉસ્કેરણીથી—એમાં તો કશો શક હવે રહ્યો નથી. કારણકે તેની દગલબાઝીનેમાટે જે નાણું તેને આપવામાં આવ્યુંછે, તેનો તમોએ લાભ લીધેલો જણાયોછે. ખાવંદોને અને બાપોને સૂળીએ ચઢાવી, તમોએ કંઇક ઘરોને ઉજ્જડ કરી નાખ્યાં હતે! હવે આ કારણનેમાટે હું જો તમો બન્નેને તમારા બાપદાદાનાં ઘરમાંથી હંકાળી કાહાડું, તો તેમાં મને જરા પણ દેલગીરી કે પસ્તાવો થાય, એમ શું તમો ધારોછો? જરાબી નહીં."

આ સાંભળી બુઢ્ઢો કાઉંટ એક બચ્ચાંનીમુવાફેક ડચકાં ખાવા અને રડવા લાગ્યો—પણ કાર્લે તો કરડાપણાંથી, બલકે લગભગ ધિક્કારથી પોતાના બાપગમ જોયું, કારણકે તેઓ બન્નેની ફઝીહતી અને પાયમાલીનો કર્ત્તા તેજ હતો.

માટે સૉફ્રાયાને ત્યાગ કરવી પડશે, અને તેણીના બાપને ફાંસીએ ચઢવું પડશે, એ વિચારોથી અકળાતાં તેનાં દેલમાં અતિશય દુઃખ ઉપજ્યું !

પણ હવે એક ઘડીનીવચમાં જે ઈમારત નીચમાંનીચ લુચ્ચાઇથી અને ભારેમાંભારી તરકટથી ઉભી કર્યામાં આવી હતી, તે ઝમીનદોસ્ત થઇ ગઇ, રમવાનાં પાનાંનાં બનાવેલાં એક ઘરનીપેઠે તેનો નાશ થઇ ગયો; અને "સૉલિસિટર"ની "ઑફિસ"માં તેનું દુષ્ટ પરિણામ જોવામાં આવ્યું. માઇકલસેને હવે પોતાના મઝબુત હકનો લાભ લીધો—જે નાણાં તેને પાછાં આપવાની માંગણી થઇ હતી, તેને વખતનો બાંધ લાગેલો હોવાથી, તે કબુલ રાખવાને તેણે ના પાડયું હતું—તેણે ખતો પોતાને કબ્જે રાખ્યાં હતાં, કે 'જેથી હવે તે ડે મૅન્સ-ફેલ્ડટનાં આલીશાં મકાન અને આખા વઝીફાનો માલેક થયો હતો. તે નાસી જવા પામ્યો હતો; અને તેથી કાલાવાલા કરીને તેને સમજાવી લેવાની આશા પણ હવે ભ્રષ્ટ થઇ ગઈ હતી. હવે બુઢ્ઢો કાઉંટ પોતાની મિલકતો ખોઇ બેઠો હતો !—ને ત્યાં બેઠોબેઠો તે હેમતવાન છોડીતરફ નાઉમેદીથી અને અર્ધો બેભાનજેવો ટીકયા કરતો હતો, કે જેણી "સૉલિસિટર" બરાબર છટકી જાય, એવી મતલબથી બારણાંઆગળ હાથમાં "પીસ્ટૉલ" પકડીને ઉભેલી હતી. અને વળી કાર્લે ડે મૅન્સફેલ્ડટ પણ ત્યાં "ટેબલ"ની બીજી બાજુએ અદબ વાળીને શર્મ અને દુઃખનેમારે નિચ્ચે ઝમીનતરફ જોતો ઉભેલો હતો—તેના ગાલો ઉજળાફક થઈ ગયેલા હતા—તેના હોઠો તમામ ફિક્કા મારી ગયેલા હતા—તે જરા પણ હાલતોચાલતો નહતો—તે તદન નાસેપાસ થઇ ગયો હતો !

પોતાના પિતા અને તેનાં મિત્ર માઇકેલસેનતરફ પોતે જે પુરેપુરી ફર્ઝ અદા કીધી હતી, તેમાંટે આ જવાન છોડીનાં દેલમાં એક જાતની મારે ખુશહાલીની લાગણી પૈદા થતી હતી —અને પોતે પોતાનું મન કેવી રીતે મારીને કાર્લને ઉંઘાડો પાડયો હતો, તેમાંટે તેણી ઘણો સંતોષ માની લેતી હતી. પોતે પોતાની ફર્ઝ પુરેપુરી બજાવવામાંટે, અને પોતાની આગળી ભુલોને-માંટે જે બદલો વાળી આપ્યો હતો, તેમાંટે તેણી હવે પોતાનાં મનમાં મગરૂરી માનતી હતી —તો જોકે જે ભુલો તેણીથી થઇ હતી, તે ખુદા જાણેછે, કે તદન નિર્દોષપણે તેણીથી થવા પામી હતી ! તેણી આગળ કાર્લતરફ જે અતિશય પ્યાર ધરાવતી હતી, તેને હવે ઝબરો ધક્કો પુગ્યો હતોઃ કારણકે તેણી હવે તદન એક ફેરવાઇ ગયેલી કુમારિકા બની ગઇ હતી. એટલામાંટે હવે જરા પણ તે લાગણી પાછી તાઝી કરવાવગર, આ વખ્તે જે દેખાવ તેણીનાં નઝરે પડતો હતો, તેતરફ તેણી શાંત દેલે જોતી ઉભી હતી.

"ઑફિસ"માંથી માઇકલસેનના છટકી જવાપછી આસરે પાંચ "મિનીટો" પસાર થઇ ગઇ હતી; પણ તે વખ્તનાઅરસામાં તેઓવચ્ચે એક શબ્દ પણ વધારે વાતચિત થઈ નહતી, સેવાયકે સૉફ્રાયાએ જે ધમકી આ બંધે બાપબેટાને આપી હતી, કે "મારી રઝાવગર એક પગલું પણ ત્યાંથી જો ખસ્વાની તમો હેમત કરશો, તો જાણજો, કે તે ઘડી તમારી છેલ્લીજછે !"

આમુજબે પાંચ "મિનીટો" પસાર થવાપછી કોઈએ તેણીનીપછવાડેનું કડું ફેરવવાની કોશેશ કીધી; અને સૉફ્રાયાએ બારણું જરાસરખું ઉંઘાડવા દીધું—પણ તોયે "પિસ્ટૉલ" હાથમાં રાખી ચોકાસોમાંજ રહી, કે જેથી બુઢ્ઢો કાઉંટ કે તેનો દીકરો ઓરડામાંથી બહાર



( ચિત્ર ૩૭ મું. ) " થોડીક પળોસુધી રાજા ધારતીનેમારે જાણે તેને લકવો થયો હોય, એમ પૂતળાંનીપેઠે ઉભોજ રહ્યો. " ( પાનું ૬૯૩ મું. )

**જવાન માઇક્લસેન**—( હવે વાઇકાઉંટતરફ ફરીને ) "આહા ! મારા લૉર્ડ, અને તમે શું કાઉંટેસ વૉન ઍલનસ્ટીનનો હાથ મેળવવાની ઉમેદ રાખતા હતા કે ? ઠીક, ઠીક, હવે તેણીનીઆગળ જઇને તેણીના હાથની માંગણી કરો !—વળી કેહેજો, કે જે મિલકતોના તમે વારેસ થવાના હતા, તે તો પારકે હાથ હવે ગઇછે—અને જોજો, કે હવે તેણીના વાલીઓ તમોને તેણીના ખાવંદતરીકે કબુલ રાખેછે કે ! એક કલાક નહીં થશે, તેટલાંતો આ સર્વે હકીકત તેણીને જણાવ્યામાં આવશે ! તેણીને વળી ચેતાવવામાં આવશે, કે તેણીનીસાથે શાદીનાં ગાંઠથી જોડાવાનેલાયક થવામાંટે, તમોએ એક નીચ જાસુસતરીકે નોકરી બજાવીછે, અને તમારી તે દગલબાઝીનેમાંટે તમોને જે રકમ મળતે, તેમાંથી તમો તમારા બાપની મિલકતો ગીરવીમાંથી છોડવવાના હતા. હા—આ સઘળું મરાયા વૉન ઍલનસ્ટીનને બાપોકાર ઝાહેર કર્યામાં આવશે—અને પછી તમો તે ડાહી અને ઉદાર મનની જવાન બાનુની હાઝેરીમાં જવાની હેમત કરજો, અને જોજો કે તેણી તમોને કેવો સરપાવ આપેછે તે !"

જવાન માઇક્લસેનનું આ બોલવું સાંભળી હવે સૉફ્રાયાએ જાણ્યું, કે કાર્લ ડૅ મૅન્સફેલ્ડટે કેટલી હદસુધી દગાખોર ચાલ ચલાવી હતી; અને તેનીતરફ થોડો પણ જે પ્યાર રેહેલો હતો, તે તેણીનાં હરૃદયમાંથી હવે સંદતર દુર થઇ ગયો. ફરીથી તે જવાન ઉમરાવે એક કાકલુદીભરી નઝર સૉફ્રાયાતરફ ફેંકીઃ તેણીના ચેહેરાતરફ જોયું—પણ તે ચેહેરાઉપર હવે ધિક્કાર, ગુસ્સો, અને નાખુશી પ્રગટ થયેલાં તેણે જોયાં. આવો દેખાવ અને આવી લાગણી એક વારની માયાળુ, લાયકીવાળી, નર્માશવાળી, અને ડાહી સૉફ્રાયા ધરાવે એ તેનાં સ્વપ્નામાં પણ નહતું. તેણીનો આ દેખાવ જોઇને તે થરથર કંપવા લાગ્યોઃ જો આ વખ્તે ઝમીન ફાટીને તેમાં તે ગરક થઈ ગયો હતે, તો તે વધારે સારૂં થયેલું તે ગણતે;—કારણકે આ વેળા આ જવાન પુરૃષને જે ખેજાલત અને દુઃખ લાગતા હતાં, તે વર્ણવાને આપણીપાસે લાયક શબ્દો નથી !

**જવાન માઇક્લસેન**—"લે ચાલો, હવે હાંથી નિકળો ! જાઓ, બંધે જણા હાંથી ચાલ્યા જાઓ !"

આ દુઃખભરેલા, ભયંકર, અને ફઝીહતી કરનારા દેખાવ વેળા કાર્લ ચુપજ ઉભો રહ્યો હતો, તેણે હવે પેહેલીજ વાર તે ચુપકીદી તોડી—અને તે જવાન વાઇકાઉંટ ધીમા અને ખોખરા સાદે બોલ્યો, "બાવા, આ સઘળું તમોએજ કીધુંછે ! તમોએજ મને બીઆબરૂમાં લાવી નાખ્યોછે ! ચાલો, કંગાળ બુઢા માણસ—ચાલો—કે આપણે કોઇ જગ્યાએ જઇને આપણાં કાળાં મ્હોડાં હંમેશનેમાંટે છુપાવ્યે !"

જાણે ચાવી આપેલું રમકડું હોય, તેમ બુઢો કાઉંટ આ હુકમને તાબે થયો. અલંકારિક રીતે બોલ્યે, તો તેને ભોંય ભારી પડી ગઈ. તે નિચ્ચી મૂંડીએ ઉઠી ઉભો થયો. કાર્લ પોતાના બાપનો હાથ અધિરાઇથી પકડીને તેને ઓરડાની બહાર લઈ જતો હતો—પણ તેટલાં તેને કરનલની બેટીને કેહેવાજેટલી હેમત આવી, અને તે બોલ્યો. "સૉફ્રાયા, જે ખુદા ઉપર બેઠેલોછે, તેને હાઝેરનાઝેર જાણીને તુંને હું જણાઉંછું, કે હું તુંને ખરા અને અતિ પ્યારથી ચાહાતો હતો ! ઓ, મારા ખુદા ! આ બધું મેં શું કીધુંછે ! ગઇ ગુજરીનો

છું, તેકરતાં વધારે તો તું મને ધિક્કારી શકશેજ નહીં ! હા—હું મારી પોતાનીજ આંખોમાં અપરાધીમાંઅપરાધી થયેલો જોઉંછું ! પણ તું મને મુઆફ નહીં કરી શકે ?—અરે, મને એટલુંજ કેહે, કે તું મને મુઆફ કરશે !"

આ વેળા સૅાફાયા ઘણી બીપર્વાઈથી, ઠંડા દેલે અને કદી પણ શાંત ન થાયએવી રીતે તેનીતરફ જોતી ઉભી હતી; તે આ સાંભળીને ઘણાજ દયાહિણુ અને કરડા સાદે બોલી, "તમો મારા બાપના ખુનીછો !"

કાર્લે અતિશય દુ:ખથી એક ભારે ડસ્કું ખાધું; આ વેળા ન વર્ણવી શકાયએવો સંતાપ તેનાં મ્હોંડાંઉપર પ્રગટી નિકળેલો જણાતો હતો; અને પછી તે પોતાના બાપને લઈ તે ઓરડાંમાંથી બહાર ચાલ્યો.

તેઓ હજીતો ગયા નહીં, તેટલાં એક માણસ, તમામ ધુળથી ભરાયલો, "સૅાલિસિટર"નાં ઘરઆગળ ઘોડાઉપર સવાર થયેલો આવી પુગ્યો; તે તરત ઘોડાઉપરથી ઉતરીને "ઑફિસ"માં ધસ્યો ગયો. ધુળથી તમામ ભરાઈ ગયેલો હતો, છતાં તેનો પુશાક જેટલો દેખાતો હતો, તેઉપરથી જણાતું હતું, કે તે હલકે વાંધેનો એક પુરૂપ હતો. તરતજ સૅાફાયાને બોલાવીને, તેણે પુછ્યું, "કરનલ ઑાપેનહીમના બેટી તમોજ કે ?"

**સૅાફાયા**—( અતિશય અધિરાઈ અને એન્તેઝારીથી ) "હા, હુંજ. તમો મારા બાવાજીતરફથી કાંઈ ખબર લાવ્યાછકે ?"

તે માણસે તરત મહોર કીધેલી એક ચિઠ્ઠી રજુ કીધી, અને સૅાફાયાએ તે ઝડફથી ઉખેડી; અને પછી તરતજ તેણીનાં મ્હોંમાંથી ભારે ખુશહાલીની એક ચીસ પડાઇ ગઈ.

તેણીના બાપને "પોલિસ"ના અમલદારોએ કેદ કરવાપછી ફકત અર્ધોજ કલાકમાં તે તેઓના હવાલામાંથી નાસી જવા પામ્યો હતો; અને તે ચિઠ્ઠીમાં તેણે સૅાફાયાને ફ્રૅંકફોર્ટખાતે તેને આવી મળવાને જણાવ્યું હતું—કે જે જગ્યાએ તેઓનો એક તવાંગર સગો રેહેતો હતો; તે જોકે દુરનો સગો હતો, તોયે કરનલતરફ અતિ ઘણી સારી ચાહાના રાખતો હતો.



છું, તેકરતાં વધારે તો તું મને ધિક્કારી શકશેજ નહીં ! હા—હું મારી પોતાનીજ આંખોમાં અપરાધીમાંઅપરાધી થયેલો જોઉં છું ! પણ તું મને મુઆફ નહીં કરી શકે ?—અરે, મને એટલુંજ કેહે, કે તું મને મુઆફ કરશે !"

આ વેળા સૅાફાયા ઘણી બીકવર્તીથી, ઢંડા દેલે અને કદી પણ શાંત ન થાયએવી રીતે તેનીતરફ જોતી ઉભી હતી; તે આ સાંભળીને ઘણાજ દયાહિણ અને કરડા સાદે બોલી, "તમો મારા બાપના ખુનીછો !"

કાર્લે અતિશય દુ:ખથી એક ભારે ડસ્કું ખાધું; આ વેળા ન વર્ણવી શકાયએવો સંતાપ તેનાં મ્હોંડાંઉપર પ્રગટી નિકળેલો જણાતો હતો; અને પછી તે પોતાના બાપને લઈ તે ઓરડામાંથી બહાર ચાલ્યો.

તેઓ હજીતો ગયા નહીં, તેટલાં એક માણસ, તમામ ધુળથી ભરાયલો, "સૅાલિસિટર"નાં ઘરઆગળ ઘોડાઉપર સવાર થયેલો આવી પુગ્યો; તે તરત ઘોડાઉપરથી ઉતરીને "ઑફિસ"માં ધસ્યો ગયો. ધુળથી તમામ ભરાઈ ગયેલો હતો, છતાં તેનો પુશાક જેટલો દેખાતો હતો, તેઉપરથી જણાતું હતું, કે તે હલકે વાંધેનો એક પુરૂષ હતો. તરતજ સૅાફાયાને બોલાવીને, તેણે પુછ્યું, "કરનલ ઑપેનહીમના બેટી તમોજ કે ?"

સૅાફાયા—(અતિશય અધિરાઈ અને એન્તેઝારીથી) "હા, હુંજ. તમો મારા બાવાજીતરફથી કાંઈ ખબર લાવ્યાછોકે ?"

તે માણસે તરત મહોર કીધેલી એક ચિઠ્ઠી રજુ કીધી, અને સૅાફાયાએ તે ઝડફથી ઉખેડી; અને પછી તરતજ તેણીનાં મ્હોંમાંથી ભારે ખુશહાલીની એક ચીસ પડાઇ ગઈ.

તેણીના બાપને "પોલિસ"ના અમલદારોએ કેદ કરવાપછી ફક્ત અર્ધાજ કલાકમાં તે તેઓના હવાલામાંથી નાસી જવા પામ્યો હતો; અને તે ચિઠ્ઠીમાં તેણે સૅાફાયાને ફ્રૅંકફૅાર્ટખાતે તેને આવી મળવાને જણાવ્યું હતું—કે જે જગ્યાએ તેઓનો એક તવાંગર સગો રેહેતો હતો; તે જોકે દુરનો સગો હતો, તોયે કરનલતરફ અતિ ઘણી સારી ચાહાના રાખતો હતો.





## પ્રકરણ ૯૦ મું.

### સુફેદ પુશાકવાળી બાનુએ ત્રીજીવાર દીધેલો દેખાવ.

રાજા સાં સુસિના મેહેલમાં કામકાજ કરવાના પોતાના ખાનગી ઓરડામાં બેઠેલો હતો. તે નામદારનીસાંમે કાગળપત્રોનો એક મોટો ઢગલો પડેલો હતો; આ પત્રો તેજ હતાં, કે જે કરનલ ઑપેનહીમે ગામડાંની ટપાલ-"ઑફિસ"માં તે દહાડે સવારના પહરમ નાખ્યાં હતાં, પણ જે મધ્યભાગના પ્રધાનના હુકમથી પકડવામાં આવ્યાં હતાં. આ પત્રો વાંચવાપછી, જે એકસંપ રચવામાં આવ્યો હતો, અને જેનો વડો કરનલ ઑપેનહીમ હતો તેની સઘળી બીનાથી રાજા હવે વાકેફ થયો હતો. આ એકસંપની મતલબ એ હતી, કે સરકારે લડાઇમાંથી અલગ રેહેવાની જે હિચકારી રાજ્યનીતિ એખતિયાર કીધી હતી, તેઓ નીસાંમે જે કેટલાક આગેવાન પુરૂષો હતા, તે સઘળાઓને એકઠા કરવાં, અને પ્રુશિયાન, મુખ્ય શેહેરોમાં જેમ બની શકેએમ આ યોજનાને ફેલાવવી. જ્યારે સઘળું કામ પાકું થાય ત્યારે બર્લિનનાં લોકોને એકદમ ઉસ્કેરીને સરકારનીસાંમે થવાનો એક ગંજાવર દેખાવ ઝાહેર કરવો; અને તેજ વખ્તે પ્રગણાંનાં બીજાં શેહેરોમાં પણ તેવીજ હાલચાલ કરવી. આ એકસંપ કરનારાઓની નેમ તો તેથી પણ આગળ વધીને રાજ્યમાં ઉઠલપાઠલ કરવાની હતી—અને તેમ કરતાં જો શરૂઆતમાંજ રાજા પોતાના હમણાંના પ્રધાનોને હાંકી કાહાડીને બીજા રાજ્યદુઆરી માણસોની એક સભા બનાવે, કે જેના સઘળા સભાસદો ટર્કી અને પશ્ચિમના બીજાં રાજ્યોનીતરફેણમાં હોય, તો ઠીક, નહીંતો ભારે હુલડો મચાવવાં. ટુંકમાં, સઘળી રચના સંપૂર્ણ ગોઠવવામાં આવી હતી—અને સર્વે ગોઠવણો સારી રીતે કરવામાં આવી હતી; અને જો પોતાના જાસુસનીમઆરેફતે આતરકટ પકડવા, અને તેથી આ દગાને એકજ-પટકે કચડી નાખવામાં તે નિશફળ થયો હતે, તો તેનું પરિણામ કેટલું ભયંકર નિપજતે, તે વિચારથીજ રાજા ધ્રુજવા લાગ્યો.

હજીતો તે નામદાર આ પત્રો વાંચી ન રહ્યો, તેટલાં બાદશાહી લશ્કરી ટુકડીનો એક અમલદાર તેના ઓરડામાં દાખેલ થયો.

**રાજા**—(અધિરાઈથી) "કરનલ હાર્ટમૅન, કેમ શું ખબર લાવ્યાછો? આ એકસંપ કરનારાઓને સ્પાન્ડૉના કેલ્લામાં કેદ કરવામાં આવ્યા કે?"

**કરનલ હાર્ટમૅન**—(ચિંતાતૂર દેખાવે) "મુરબ્બી સાહેબ, તેઓને વખ્તસર ચેતવણી મળેલી જણાયછે: કારણકે તેઓ છટકી ગયાછે. તેઓમાંનો એક પણ પોતાના ઘરમાં મળે નહીં!"

**રાજા**—(ગુસ્સાથી પોતાની બેઠકઉપરથી એકદમ ઉઠી ઉભા થઇ) "શું એમ થયું?"

**કરનલ હાર્ટમૅન**—"અફસોસ, મુરબ્બી સાહેબ, એમજછે! પણ બહાર ઘણી અજાયબજેવી અફવા ફેલાઇછે. એમ કેહેવાયછે, કે વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટ કાઉંટેસ વૉન એૅલનસ્ટીનમાંકરતાં કરનલ ઑપેનહીમની બેટીઉપર વધારે ફેદા થયેલો હતો——"

રાજા—( અધિરાઇથી ) "શું તમો ધારોછો, કે જવાન ડે મૅન્સફેલ્ડટ આપણીતરફ ખીઈમાન નિવડયોછે?—અને કરનલ ઑપેનહીમની બેટીની મેહરબાની મેળવવામાંટે તેણે છુપી-રીતે આ એકસંપ કરનારાઓને ચેતાવ્યાંછે——"

કરનલ હાર્ટમૅન, કે જે પોતે પણ ઉંચી પદવી ધરાવતો હતો, તેણે કહ્યું, "તમો નામદારે હમણાં જે સૂચવ્યુંછે, તેજ હું પણ હમણાં જણાવવા જતો હતો." અત્રે આપણે જણાવવું જોઇએછે, કે કરનલ કાઉંટ વૉન હાર્ટમૅન કાર્લનો મિત્ર નહતો; અને તેટલામાંટે રાજાની નજરમાં વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટને હલકો પાડવાને તેણે ઉડતી અફ્વાનો શકભરેલો અર્થ રાજાને કહી સંભળાવ્યો હતો.

રાજા—"આ જવાન પુરૂષ, કે જેનીઉપર હું બીજી ઘણીક મેહરબાનીઓ હજીતો બતલાવવાનો હતો, તેને હવે હું સખ્ત સઝા કરવાવગર રેહેનાર નથી. પણ સૉલિસિટર માઇકલસેન, કે જે આ એકસંપીઓનો કરતોકાવરતો જણાયછે, તે——"

કરનલ હાર્ટમૅન—"તેણી, મુરબ્બી સાહેબ, વરેણા વાવી ગયોછે, અને વધુ તો એછે, કે તેના નાશી જવાનીઆગમચ તેની ઑફિસમાં વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટ, અને તેનો બાપ, બંધે જણા હતા——"

રાજા—"હવે ત્યારે એમાં શકજેવું તો કશું રહ્યુંજ નથી!—આ તો સાબેત મુદ્દો છે! આ બંધે ડે મૅન્સફેલ્ડટ બાપદીકરા પોતાની કોઇ મતલબનેસર આપણીસાથે દેખાઇતી રીતે દગાથી વર્ત્યાછે. અને હું તો એમજ ધારતો હતો, કે વાઇકાઉંટ તો ઝરૂર કાઉંટેસ વૉન ઍલનસ્ટીનનીસાથે શાદીનાં ગાંઠથી જોડાશે!"

કરનલે કશો ઉત્તર દીધો નહીં: રાજા પણ થોડીક "મિનીટો"સુધી હવે આ ડે મૅન્સફેલ્ડટ બાપદીકરાનુ શું કરવું, તેના વિચારમાં ગુંટાયો.

આખરે તેણે હાર્ટમૅનને કહ્યું, "મારા લૉર્ડ, જાઓ, અને વાઇકાઉંટ ડે મૅન્સ-ફેલ્ડટને તરત મારીહઝુરમાં આવવાનો હુકમ કરો; અને જેવો હું હુકમ કરૂં, કે તેને કેદ કરવામાંટે તમો પણ તમારા સેપાહોની એક ન્હાની ટુકડીસાથે ત્યાંજ તૈયાર રેહેજો."

કાઉંટ વૉન હાર્ટમૅન પોતાને ફર્માવ્યામાં આવેલા હુકમો બજાવવાને રાજાના ઓર-ડામાંથી બહાર પડયો; તે પોતાના હરીફની પડતીમાંટે હવે મનમાં મળકાવા લાગ્યો. જેવો તે રાજાનીહઝુરમાંથી ગયો, કે તાઝનેલગતો વડો ધારાશાસ્ત્રી—કે જેને તેડવા મોકલ્યો હતો—તેને બાદશાહનીહઝુરમાં દાખેલ કર્યામાં આવ્યો. શું કાવત્રું રચવામાં આવેછે, તે જાણવામાંટે રાજાએ જેજે ઉપાયો લીધા હતા, તેથી આ ધારાશાસ્ત્રી સારી રીતે અત્યારઆ-ગમચનો વાકેફગાર હતો; અને તેટલામાંટે પકડાયલાં તમામ કાગઝો આ વડા ધારાના હેમા-યતીઆગળ રજુ કર્યાંમાં આવ્યાં.

પણ હવે આપણે પાછા કાઉંટ અને વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટતરફ જઇએ. "સૉ-લિસિટર"ની "ઑફિસ"ના દરવાઝાઆગળ, કે જેમાંથી હવે તેઓ બીએઝુતીસાથે બહાર નિકળ્યા, ત્યાંજ તેઓની ગાડી તેઓનેમાંટે ખોટી થતી હતી; તેમાં તેઓ ગુપચુપ જઇને બેઠા. એસ્કી પુશાકવાળો ખેદમતગાર, જે ગાડીના દરવાઝાઉપર હાઝેર હતો, તેણે

ગાડીનું બારણું ઢાંક્યું, અને વધુ હુકમમાટે ઉભો રહ્યો. ગાડીને ક્યાં હંકારવાની હતી? બુઢ્ઢો કાઉંટ તો જે સઘળું બન્યું હતું, તેથી એવોતો નાસીપાસ, અને ચકભમ થઇ ગયેલો હતો, કે તેને હુકમ આપવાની પણ ફામ રહી નહીં.

કાર્લ—(ગંભીર અને શોકાતૂર આવાજે) "બાવા, હવે તમે ક્યાં જવાનો વિચાર રાખોછો?"

કાઉંટ—(પોતાની બીકામીમાંથી ચોંકી ઉઠીને) "ઘરે! ઘરે! આપણે તેઓને ઘરમ આવતા અટકાવીશું!—આપણે આપણો બંચાવ કરીશું!—આપણે 'પોલિસ'ની પણ સામે થઇ આપણો કબ્જો રાખીશું!"

ઉશ્કેરાઇને બોલેલું આ સઘળું તે ખેદમતગારે સાંભળ્યું નહતું; કારણકે "ઘર" બોલ સાંભળતાંજ તે તો ગાડીનાં બારણાંઆગળથી ખસી જઇને "કોચમેન"નીપાસે "કોચ-બૉક્સ"ઉપર પોતાની જગ્યાએ ચઢી બેઠો હતો. પછી ગાડી એકદમ માઇકેલસેનનાં ઘર-આગળથી દોડવા લાગી.

કાર્લ—"બાવા, તમારી આ યોજના બીલકુલ હસી કાહાડવાજેગછે, અને હું તેમાં ભાગ લેવાનો નથી. આપણે આપણા બાપદાદાઓના વઝીફાની છેલ્લીજવાર મુલાકાત* લઇશું; અને પછી તેને હંમેશસુધીનેમાટે છેલ્લી સલામ કરી જઇશું!" પછી ઘણા કડવાસથી તે બોલ્યો, "બાવા, હવે તમારી ખાતેરી થઇ હશે, કે તમારી નામીચી યોજના કેવી સરસ રીતે પાર ઉતરીછે તે! આપણે પાયમાલ થઇ ગયાછૈયે——"

કાઉંટ—"ના, નહીં—પાયમાલ નથી થયા! અરે!" એકાએક ચીસ પાડી ઉઠીને "માઇકેલસેને જે નાણાં લેવાને ના પાડયાં, તે તો હું તેની 'ઑફિસ'માંજ ભુલી આવ્યોછું!"

હમણાંસુધીમાં જે શોકાતૂર હાલતમાં તે હતો, તેમાંથી કોઇ બદ વિચારથી ખુશી થઇને જવાન વાઇકાઉંટ બોલ્યો, "ખચિત? હું જઇને તે પૈસા લઇ આઉંછું. તમો ઘરે જાઓ, અને બીજાં કામનાં કાગઝો, અવેજ, અને કીમતી ચીઝો, વગેરે જેબી તમો તમારીસાથે લઇ જવા માંગતા હોવ, તે સ્વાધિન લેઓ. હું તરત તમો ત્યાંને આવીને મળુંછું."

"મારા પ્યારા બેટા, ઠીક જેવી તારી મર્ઝી." આટલું બોલતાં તે બુઢ્ઢા ઉમરાવની આંખોમાંથી ગડગડ આંસુઓ ખરવા લાગ્યાં. પછી તે વધુ બોલ્યો, "પણ, કાર્લ, તું મારી-સાથે ગુસ્સે ના થા!—તું હમણાં જેવી અસભ્યતાથી અને ઘાતકીપણે તારા ગરીબ બાપ-સાથે બોલ્યો, તેમ ના બોલ! મેં જેબી કીધુંછે, તે તારે પોતાનેખાતેરજ કીધુંછે——"

કાર્લ—(તેને બોલતો અટકાવીને) "બાવા, મુગા રહો!—નોકરો આપણું બોલેલું સાંભળશે." કારણકે આ વેળાએ તેણે ઘંટ વગાડયો હતો, અને ગાડી ઉભી રાખવામાં આવી હતી. "હું તમોને તરત આવી મળુંછું."

તે જવાન ઉમરાવ ગાડીમાંથી બહાર કુદી પડયો: અને માઇકેલસેનનાં ઘરતરફ ચાલવા લાગ્યો. હજી તેનો ચેહેરો ફિક્રોજ મારી ગયેલો હતો: તેનો દેખાવ હજી કરડોજ હતો, જાણે તેણે અંદરખાનેથી કોઇ મક્કમ ઠરાવ કર્યો હોય, તેવો તે લાગતો હતો. થોડી "મિનીટો"માં તે "સૉલિસિટર"નાં ઘરઆગળ આવી પુગ્યો: પણ ફરીથી તે સૉફાયાને મળશે, એવા

વિચારથી તે ઉંબરઆગળજ ઘડીભર થોભ્યો. તોયે તરતજ પાછી હેમત પકડીને તે " ઑફિસ "માં દાખેલ થયો—કે જ્યાં તેણે કરનલ ઑપેનહીમની બેટીને જવાન માઇકલસેનની-સાથે બેસીને વાતોમાં મશ્ગુલ થયેલી જોઇ, અને જેવી થોડીક વારઉપર તેણી નિરાશજેવી લાગતી હતી, તેથીઉલટી હમણાં દેખાઇતીજ ખુશ જણાતી હતી.

કાર્લને દાખેલ થતો જોઇ, ઘણાજ ધિક્કારસાથે જવાન માઇકલસેન પોતાની બેઠકઉપરથી ઝટ ઉઠી ઉભો થયો, અને બોલી ઉઠ્યો, " આહ! શુંછે?—તમો હાં પાછા?"

કાર્લ—( ઠંડા, ધીમા આવાઝે ) " હું પેલા પૈસા લેવા આવ્યોછું; તે પૈસા કે જે હું મારી બીઇમાનીથી કમાયોછું, અને જે તમારા બાવાએ વાજેબી ધિક્કારસાથે મારા બાવાનીઉપર ફેંક્યા હતા, તે પૈસા લેવા મને આવવું પડયુંછે."

જવાન માઇકેલસેન—( ધિક્કાર અને મગરૂરીથી ) " હા—તમારા પૈસા લેઓ! કોઇ દહાડે પણ નહીં જણાયલી એવી બીઇમાનીની તે કીમતછે!"

કાર્લ—" હું તે જાણુંછું. પણ થોડા કલાકો વિતશે નહીં, તેટલાં તમે જાણશો, કે મારી પોતાની તે ચાલનો ભારે પસ્તાવો કરવાને મેં શું કીધુંછે. સૉફાયા, હું ફરીથી તારી-પાસે મુઆફી ચાહાતો નથી—કારણકે મારો અપરાધ કદી મુઆફ ન થાય, એવો ઝબુનછે, તે હું સારીરવેસે જાણુંછું! પણ જ્યારે તું સાંભળે—પણ તેની ફેકર નહીં!" તે હાં બોલતો વચ્ચે અટકી ગયો, અને લખવાની " ટેબ્લ " આગળ જઇ, તેણે તે " નોટો " નું " બંડલ " લીધું, કે જે તેનો બાપ ભુલમાં પછવાડે મુકી ગયો હતો.

જવાન માઇકેલસેન—" મારા લૉર્ડ, જાણો કે તમારો મુખ્ય ભોગ તો નાસી જવા પામ્યોછે! અત્યારઆગમચનો કરનલ ઑપેનહીમ તો હાંથી સહીસલામત જગ્યાએ જઇ બેઠોછે!"

" એમ છે? " કાર્લે એકાએક ચોંકીને કહ્યું, અને આ વેળા તેનાં દેલમાં હર્ખ સમાયો જતો નહતો; તે ખુશીથી દીવાનોજેવો થઈ ગયેલો લાગતો હતો.

જવાન માઇકેલસેન—" હા, એ ખરી વાતછે, માટે હવે રાજા, તે તમારા બાદશાહી શેઠઆગળ જાઓ—અને તે નામદારને આ ખબર કહો!"

" હા—હું હમણાં રાજાઆગળજ જાઉંછું, " કાર્લે ઉત્તર આપ્યો, પણ ફરીથી તેનો દેખાવ આગળનાજજેવો કરડો અને અજાયબજેવો થયો હતો. પછી ધીમા પણ ઉશ્કેરાવાથી ધ્રુજતા આવાઝે તે વધુ બોલ્યો," સૉફાયા, કદાચ હું હવે તુંને કદી ફરી જોવા પામીશ નહીં! અગરજે હું કેટલો બધો હવે પશીમાન થાઉંછું, તે જો તું જાણે——"

સૉફાયા—( ઠંડાં દેલે ) " બસ, હવે ઘણું થયું, મારા લૉર્ડ! અગરજે હું કેટલી બધી હવે બદલાઇ ગઇછું, તે જો તમે જાણો, તો આવી રીતે મારીસાથે વાત કરવાનું વાજેબી ધારો નહીં!"

ઘડીભર નહીં કેહેવાઇ શકાયએવી દુ:ખી લાગણીથી કાર્લ ડે મૅન્સફેલ્ડટે સૉફાયાગમ જોયું: અને જાણે દુ:ખથી તેનું હૈડું ઓય ફાટી જશે, એવી લાગણીસાથે તે તરત ત્યાંથી નિકળી ગયો. તેના જવાપછી તરતજ એક ગાડી તે " સૉલિસિટર "ની " ઑફિસ "ના

દરવાઝાઆગળ આવી ઉભી: જવાન માઈકલસેને તે ગાડીમાં સૅાફાયાને તેણીનો હાથ પકડી બેસાડી, કે લાગલી તે ત્યાંથી દોડાવી જવામાં આવી. તે ગાડી આ જવાન કુમારિકાને લઇને ફ્રૅંકફૉર્ટતરફ ચાલી, કે જ્યાં તેણી પોતાના બાપને જઈ મળનાર હતી. જ્યારે "સૉલિસિટર"ના બેટો ઉંબરઉપર ઉભો રહી, તે જતી ગાડીતરફ જોતો હતો, તેટલાં એક "ક્લાર્ક," કે જેને તેણે બહાર કામે મોકલ્યો હતો, તે ત્યાં આવી પુગ્યો, અને તેનીસાથે કરડા દેખાવના બે કે ત્રણ આસામીઓ પણ હતા.

**જવાન માઈકલસેન**—"તમોએ મારૂં કાગળ કાઉંટેસ વૉન એૅલનસ્ટીનને પહોંચાડયું કે?"

**ક્લાર્ક**—"હા, સાહેબ, તેવણ પાસેના મહલ્લામાં એક દુકાનમાં જવા પોતાની ગાડીમાંથી ઉતર્યાં; કે તે નામદારના ખુદ હાથમાંજ તે કાગળ મેં આપ્યું હતું."

**જવાન માઈકલસેન**—"અને પેલી બીજી ગાડી?"

**ક્લાર્ક**—"આ રહી, સાહેબ, તે હાંજ આવેછે."

**જવાન માઈકલસેન**—"આહા! ઠીક થયું! હવે આપણે જઇને ડે મૅન્સફેલ્ડટના વઝીફાનો કબ્જો લઇએ." કારણકે જે કરડા દેખાવના શખ્સો "ક્લાર્ક"નીસાથે આવ્યા હતા, તેઓ "બેલિફો" હતા, અને તેઓને એ કામમાટે બોલાવ્યામાં આવ્યા હતા.

આ વખતનાઅરસામાં કાર્લ ડે મૅન્સફેલ્ડટ ચલણી "નોટો" પોતાનાં ગજવામાં રાખીને સાં સુસિના મેહેલતરફ જતો હતો. પાસેના મહલ્લામાં દાખેલ થતાં તેણે કાઉંટેસ વૉન એૅલનસ્ટીનની ભપકાદાર ગાડી એક બડેખાં દુકાનનીઆગળ ઉભેલી જોઇ; અને તેજ ઘડીએ કાઉંટેસ પોતે પણ પોતાની કાકીના હાથઉપર ટેકવીને દુકાનમાંથી બહાર નિકળી. આ વેળા તે જવાન બાનુનો ચેહેરો ઉજળો સપ મારી ગયેલો, અને ઘણું દુ:ખીજેવો દેખાતો હતો, જાણે હમણાં તેણીને કોઇ જાતનો ભારે ત્રાસ ઉપજ્યો હોય. કાર્લને તરત તેનું કારણ જણાયું: તેની ભયંકર છુપી વાતની તેણીને ખબર પડી ગઇ હતી—તે "સૉલિસિટર"ના દયાહિણ દીકરાએ પોતાનો કીનો લેવામાં વખ્ત ખોયો નહીં હતો! તે દોષિત વાઇકાઉંટ, જાણે તે જગ્યાએ જકડાઇ ગયો હોય, એમ પળવાર ઉભોજ રહી ગયો: મરાયાનો ચેહેરો જોઇ તેને ફરી એકવાર નવેસરથી પસ્તાવો થવા લાગ્યો. તે ત્યાંથી પાછો ફરીને ઉભી પૂંછડીએ નાસવા જતો હતો,—તેટલાં તરતજ તે બડેખાં બાઇએ પોતાનાં મનનું સાવધપણું પાછું મેળવીને પોતાની કાકીનો હાથ છોડી દીધો; અને કાર્લનીપાસે આવી, તેનીતરફ ભારે તિરસ્કાર અને ગુસ્સાથી જોવા લાગી,—અને સાથે બોલી, "તમો એક ઝબરા લુચ્ચાછો, ધિક્કારને પણ નાલાયકછો! હું તમોને આગળ જેટલી ચાહાતી હતી, તેથી ઘણા વધારે હવે ધિક્કારૂંછું!"

એટલું બોલી તેણી ફરી ગઇ, અને પોતાની ભપકાદાર ગાડીમાં દાખેલ થઈ; જ્યારે કાર્લ તો ધુળમાં રગડોળાયો હોય, તેવીરીતે જેમતેમ કરીને ભારી દેલે આગળ ચાલ્યો. આ વેળા તેનાં મનના સંતાપનું બ્યાન કર્યાકરતાં વાંચનારે પોતેજ સમજી લેવું.

પણ તેજ વેળાએ એકાએક કોઇએ તેનાં ખભાંઉપર હાથ મુકયો: અને પાછું ફરીને જોયું, તો તેનીસાંમેજ કરનલ કાઉંટ હાર્ટમૅનને ઉભેલો દિઠો.

કરનલ હાર્ટમૅન—"રાજાએ તમોને તે નામદારનીઆગળ તરત હાઝેર થવાનો હુકમ કર્યોછે." આ વેળા તેના ચેહેરાઉપર કીનાખોર ફતેહની છાપ પડેલી હતી.

કાર્લ—"હું પોતે મારી ખુશીથીજ બાદશાહી મેહેલમાં હમણાં રાજાપાસે જતો હતો."

કનરલ હાર્ટમૅન—(અર્ધી અજાયબી અને અર્ધા કીનાથી) "હું ધારૂંછું, કે થોડીજ 'મિનીટો 'અગાઉ તમોને 'વાઇકાઉંટેસ વૉન ઍલનસ્ટીનસાથે લગાર વિચિત્રરીતે મુલાકાત થઇ હતી. તમો બંધેએ એકબીજાને 'શેક–હાંડ 'વટીક કીધી નહીં; અને જાણે તેણીએ તમોને ધિક્કારીને ઝાટકી કાહાડયા હોય, એવીરીતે તે નામદાર બાનુઆગળથી તમો ચાલી ગયા હતા."

કાર્લને ખબર હતી, કે આ કરનલે પણ કાઉંટેસનો હાથ મેળવવામાંટે તેનીસાથે હરીફાઇ કીધી હતી; અને ખુબસુરત કાઉંટેસસાથની તેની મુલાકાત વખ્તે જે બનાવ બનવા પામ્યો હતો, તે તેના આ હરીફે જોયલો જાણી, તેને વળી દુઃખઉપર ડામ દેવાજેવું થયું. તેણે કરનલને કશો ઉત્તર આપ્યો નહીં: પણ શોકાતૂર, જાણે કાંઇ મક્કમ ઠરાવ કરીને જતો હોય, એમ ધૂંધવાતોધૂંધવાતો મેહેલતરફ ચાલ્યો.

તરતજ મેહેલનું મકાન આવી લાગ્યું; અને ત્યારે કરનલ હાર્ટમૅન બોલ્યો, "મારા લૉર્ડ, રાજાના ખાનગી ઓરડાનો રસ્તો તો તમોને ખબરછે, માંટે હવે તમેજ એકલા ત્યાં જાઓ."

જવાન વાઇકાઉંટે ઠંડાં દેલે નમન કર્યું, અને પછી દાદરઉપર ચઢવા માંડયું—જ્યારે કાઉંટ હાર્ટમૅન રાજાએ ફર્માવેલો બીજો હુકમ બજાવવાને ચોકીદારોના ઓરડામાં ગયો.

કાર્લ ડે મૅન્સફેલ્ડટ બાદશાહના ખાનગી ઓરડાતરફ ચાલ્યો; જ્યાં જતાં ત્યાં ઉભેલા એક ખેદમતગારે બારણું ઉંઘાડયું, કે જે અંદરના ઓરડામાં હાઝેર હતોઃ આ જવાન નોકરને રાજાતરફથી હુકમ આપી મુકવામાં આવ્યો હતો, કે જેવો વાઇકાઉંટ આવે, કે તરત તેને અંદર દાખેલ કરવો. જે ઘડીએ કાર્લ રાજાના ઓરડામાં દાખેલ થયો, કે તેજ ઘડીએ તેણે તાજના વડા ધારાશાસ્ત્રીને તે નામદારને કેહેતાં સાંભળ્યો, "હા—નામદાર સાહેબ—આ કાગઝો અતિ ઘણાં કામનાં થઇ પડેએમછે——"

પણ તેટલાં કાર્લને દાખેલ થયેલો જોઇ, તે બોલતો ચુપ થઇ ગયો.

કાર્લે અંદર દાખેલ થતાંજ વાંકા વળી રીતસર રાજાને નમન કર્યું, પણ તેને કશુંબી કોઠું આપ્યાવગર ઘણીજ ખારીલી નઝરે તેનીગમ જોઇને તે નામદારે તે ધારાશાસ્ત્રીને કહ્યું, "આગળ ચલાવો. એ નામદારનીહઝુરમાં બોલવાને તમોને અચકાવાની કશી ઝરૂર નથી; કારણકે આ કાગઝોનેમાંટે આપણે એવણનાજ આભારી છૈયે."

આ ટોકારભરેલી ભાષા સાંભળી કાર્લે પોતાના હોઠો દાંતોમાં કરડયા; અને તે વડા ધારાશાસ્ત્રીએ આગળ બોલવા માંડયું, "મુરબ્બી સાહેબ, આ કાગઝપત્રો ઘણાંજ અગત્યનાં છે; કારણકે તેઓવગર આ નીચ એકસંપ કરનારાઓસાંમે ફકત વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટની આધાધુધી મુખઝબાનીઉપરથી મુકદ્દમો ઉભો કરી શકાયએમ નથી."

**રાજા**—"એકસેવાય સઘળા કાવત્રાંખોરો ધાશની ચુંગાળમાંથી છટકી જવા પામ્યાછે. પણ તે એક—જે મુખ્યછે—તે 'પોલિસ'ના હાથમાં સપડાયલોછે : તેનાં લખેલાં કાગઝો પકડાયાપછી તેને તેજ વેળાએ પકડવામાં આવ્યો હતો——"

**કાર્લ**—(વચ્ચે બોલી ઉઠીને)" નહી મુરબ્બીસાહેબ ! તેમ નથી ! કરનલ ઑપેનહીમ પણ છટકી ગયોછે!"

**રાજા**—(અઝાયબીથી અને ગુસ્સાથી વાઇકાઉંટગમ જોઇને)"છટકી ગયો ? ત્યારે તેઓ સઘળા નાસી ગયાછે ! વાજેબી એન્સાફને ઠગવામાં આવ્યોછે ! એન્સાફની નેમ ઉંધી વળીછે ! પણ ખુદાનો હજી ઉપકાર માનુંછું—એન્સાફની અદાલત હજી પણ તેઓને 'ટેપ મારી શકશે—તેઓને મોતની સઝા ફર્માવ્યામાં આવશે—અને તેમ થવાથી તેઓ હંમેશસુધીના પોતાના વતનમાંથી દેશનિકાળ થશે ! આ કાગઝોને બાંધીને તેઉપર મહોર કરો," રાજા ફ્રેડરિક વિલિયમે વડા ધારાશાસ્રીને કહ્યું," અને જ્યાંસુધી 'સેશન'ની મોટી અદાલત ભેગી મળે ત્યાંસુધી તેઓને સંભાળથી રાખજો."

ત્યારપછી "ટેબ્લ"ઉપર મુકેલો રૂપાંનો એક ઘંટ રાજાએ વગાડયો; તે સાંભળી એક ખેદમતગાર આવી હાઝેર થયો ; અને તે દસ્તાવેઝોને એક પરબિડિયાંમાં મુકી તેઉપર મહોર કરવામાં આવે, એટલામાટે તેણે તે નોકરને એક મોમબત્તિ સળગાવવાનો હુકમ ફર્માવ્યો. તે ખેદમતગારે તેમ કર્યું, અને પછી ત્યાંથી ગયો. પણ હજીતો તેનાં જવાપછી બારણું તેણે બંધ કર્યું નહીં, તેટલાં કાર્લ ડે મૅન્સફેલ્ડટ બોલી ઉઠયો," તેમ કદી બનનાર નથી !" અને એમ બોલી તેણે તે કાગઝો ઝુંટાવી લીધાં, કે જે ઉંધાડાંજ એકઉપર એક ગોઠવીને મુકેલાં હતાં; તે લઇને તેણે તે સર્વેના ટુકડેટુકડા કરી નાખ્યા. પછી ઓરડામાંની સગડીમાં તે ટુકડાઓને નાખી, "ટેબ્લ"ઉપર મુકેલી મોમબત્તિની આંચ તેને લગાડી, અને તેઓ તરત ભરભર સળગી ગયા.

આ સઘળું ફકત થોડીક "મિનીટો"માં બનવા પામ્યું. તે જોઇ રાજા તો સ્તબંધ થઈ ગયો; અને વડો ધારાશાસ્ત્રી અજાયબી અને ધાસ્તીથી જાણે તેને લકવો થઇ આવ્યો હોય, તેમ હાલવાચાલવાવગર ચુપ બેસી રહ્યો.

પણ પોતાની તે ગભરાટભરેલી હાલતમાંથી પાછા જાગૃત થઇને રાજાએ મોટેથી પોકાર્યું, "રાજદ્રોહિ !" અને તેણે ઘણાં ઝોરથી ઘંટ વગાડયો.

**કાર્લ**—"આહ ! જે બનવાનુંછે, તેનેમાટે તો હું તૈયારજ થઇ આવેલોછું ! પણ હજી મેં મારૂં કામ પુરૂં કીધું નથી ! મહારાજ, લેઓ !—એક પાપી માણસ થવામાટે તમોએ જે એનામ મને આપ્યુંછે, તે પાછું લેઓ !"—એમ બોલી તેણે લખવાની "ટેબ્લ" ઉપર ચલણી "નોટો"નું "બંડલ" તિરસ્કારથી ફેંકયું.

આવી બીઅદબીઓ જોઇ ફ્રેડરિક વિલિયમ ગુસ્સાથી ઉજળો પુણીજેવો થઈ ગયો; તે કાંઇ હુકમ ફર્માવવા જતો હતો; પણ ગુસ્સાનેમારે તેનાં ગળાંમાંથી સાદવટીક નિકળી શક્યો નહીં—જાણે ગુંગળાઇ જતો હોય, તેમ તેને દમ લેવા માંડયો—અને ભારે દુઃખનો આવાઝ કરી તેને કુરસીઉપર પોતાનું ધડ નાખી દીધું.

આ વેળા ચાર સેપાહોને લઇને કરનલ હાર્ટમૅન ઓરડામાં દાખેલ થયો; અને ફાર્લનાં ખભાંઉપર પોતાનો હાથ મુકીને તે બોલ્યો, "તમે મારા કેદીછો !"

પણ તેટલાંતો રાજ્યના વડા ધારાશાસ્ત્રીએ બુમો પાડી, "રાજા ! રાજા ! ખુદા ખ્યેર કરે ! તે નામદાર એકાએક ઘણા બીમાર થઇ ગયાછે !"

તરતજ રાજાની મદદે સર્વે દોડી ગયા: તેનો ગળપટો તરત ઢીલો કરી નાખ્યામાં આવ્યો—અને તેનાં મ્હોંઆગળ પાણી ધરવામાં આવ્યું. તરત બાદશાહી વૈદને બોલાવી મંગાવ્યામાં આવ્યો; અને તેના હુકમથી રાજાને તેના પોતાના ઓરડામાં લઈ જવામાં આવ્યો, કે જ્યાં તેનાં કુટુંબનાં સર્વે જણાં તેનાં બિછાણાંઆસપાસ ભેગાં થયાં. આસરે એક કલાકસુધી ફ્રેડરિક વિલિયમ મોત અને જીંદગીનીવચ્ચે લટકતી ઘણી ધાસ્તીભરેલી હાલતમાં રહ્યો. પણ આખરે બારીક સમય વિટી ગયો—તરતની ધાસ્તી દુર થઇ, તો જોકે રાજાને જે ખમવું પડયું હતું, તેથી તે ઘણોજ નબળો થઇ ગયો હતો.

આ યાદગાર દિવસે જરા મોડેથી, બે બાદશાહી તબીબો બીમારનાં બિછાણાંઆગળ એકલા ઉભેલા હતા. તેઓ રાજાને છાતી તપાસવાની ભુંગળીથી તપાસતા હતા; અને હમણાં તે નામદાર શાંત, ઠંડો, અને ધીરજવાળો પડેલો હતો.

જ્યારે તેને તપાસ્વાનું કામ પુરૂં થયું, ત્યારે ફ્રેડરિક વિલિયમે પુછ્યું, "મને જણાવો, હું તમોને અર્ઝ કરૂંછું, કે મને કહો—નહીં, તેથી પણ વધારે તમોને વફાદાર જાણીને હુકમ કરૂંછું—મારી હાલતવિષે જે સાચેસાચું હોય, તે મને જણાવી દો ! જો કોઈ જીવલેણ બીમારીથી મારો જાન જોખમમાં હોય—અથવા કોઇ દગાખોર દર્દ મારાં શરીરના સજીવન ભાગોઉપર તરાપ મારતું હોય—તો તે પણ મને કહી દેવાને હું તમોને ફર્માઉંછું."

આ સાંભળી બંધે તબીબો એકબીજાતરફ જોવા લાગ્યા : અને પછી તેઓમાંનો એક બોલ્યો," તમો નામદારે હમણાં અમોને હુકમ ફર્માવ્યોછે, તેઉપરથી જણાવવાની મારી ફર્ઝછે, કે——"

એકાએક ચોંકીને ફ્રેડરિક વિલિયમ બોલી ઉઠયો, "અરે ? તે શું છે ?" આ વેળા તેની આંખો બિછાણાંના તેના પગતરફ કોઈ ચીઝઉપર ટાંકેલી હતી.

તેજ વખ્તે, એક પાતળો, સુફેદ, જાણે પારદર્શક ધુમસ હોય, એવા ધુંઆમાંથી એક ખુબસુરત બાનુનો આકાર ધીમેધીમે નિકળવા લાગ્યો; અને તેતરફ જોઇ બંધે વૈદો ધાસ્તીથી ધ્રુજવા લાગ્યા. તે પ્રેતે પોતાની ભારે શોકાતૂર નઝર રાજાઉપર ફેંકી ; અને પછી તે આકાર ધીરેધીરે હવામાં નાબુદ થઈ ગયો.

પોતાના હાથો જોડીને, અને આંખો બંધ કરીને રાજા દુ:ખભરેલે આવાઝે બોલ્યો, "સુફેદ પુશાકવાળી બાનું !" પણ જાણે બંદગી કરતો હોય, તેમ તેના હોઠો હાલવા લાગ્યા.

એકજ કલાકમાં સાં સુસિના મેહેલમાં સઘળે ઠેકાણે સર્વેમાં ખબર ફેલાઇ ગઈ, કે રાજા હ્રદયમાં પાણી ભરાવાથી પટકાઇ પડયોછે ; અને તેટલામાંટે હોહેનઝૉલર્નનાં બાદશાહી કુટુંબનો વડો લાંબો વખ્ત જીવવા પામશે નહીં !





## પ્રકરણ ૯૧ મું.

### પિતા.

બુઢ્ઢા કાઉંટ ડે મૅન્સફેલ્ડટઉપર ઉપરાસાપરી ગઝબો પડવા લાગ્યા. આગળ જણાવ્યામુજબે તેના બેટાથી છુટાં પડતાં, તે પોતાના બાપદાદાનાં આલીશાં મકાનમાં ગયો, અને ત્યાં તે એક મોટા અને અતિશય ભપકાથી સણગારેલા ઓરડામાં બેઠો; તે ઘર કે જ્યાં તે આટલી લાંબી મુદ્દતસુધી વસ્યો હતો, અને જ્યાં તે મરવાની આશા રાખતો હતો, તેને છેલ્લી સલામ કરવાની તેને ફરજ પડવાના વિચારથી તે એક બચ્ચાંનીમુવાફેક ડચકાં ખાઇને રડતો હતો. આખરે આગળા દરવાઝાઆગળ એક ગાડી આવીને ઉભી રેહેવાના આવાઝથી આ કંગાળ શખ્સ પોતાના દુઃખી વિચારમાંથી જાગૃત થયો; અને ઉઠી ઉભા થઈ બોલી ઉઠ્યો, " કાર્લ આવ્યો ખરો ! પૈસાબી લાવ્યો હશે !—હજી અમો છેક ભીખારી તો નથી થઇ ગયા !"

પોતાના બેટાને ભેટવાની આશામાં તે ઓરડાનાં બારણાંઆગળ ધસ્યો; પણ ત્યાં તો તેને જવાન માઇકેલસેન મળ્યો, કે જે " બેલિફ "સાથે ત્યાં તેની મિલકતોનો કબ્જો લેવાને આવ્યો હતો.

તેને જોઇને જાણે ચીસ પાડીને બોલતો હોય, તેમ આ ઉમરાવ બોલી ઉઠ્યો, " આહ ! તમો તમારી ભયંકર ધમકી અમલમાં મુકવા માંગોછોની ?" આ વખતે તેની ભારે કંગાળિયત એક દયાજનક દેખાવ આપતી હતી. " તમે મારૂં ઘર ને મારો વઝીફો મારીપાસેથી લેવાના નહીં ! પણ મારો બેટો ક્યાં છે ? કંઇ નહીંતો હજી મને સુખ આપવાને તે બાકી રહેલોછે ! તેનેખાતેર તો આએ બધું મેં કીધુંછે !—ઓહ, હા—ફકત તેને એકલાનેજખાતેર !"

**જવાન માઇકેલસેન**—( કરડાપણાંથી અને વેરભાવથી ) " મારા લૉર્ડ, તમારો બેટો મારી ' ઑફિસ 'માં પાછો આવ્યો હતો, તમે જે નાણાં ભુલમાં ત્યાં મુકી ગયા હતા તે લીધાં, અને પછી ગયો; જતી વખ્તે તે કાંઇ ધમકીના શબ્દો બોલતો ગયો, કે જે હું સમજી શકયો નહીં. આહ, ખરી વાત ! મને હવે યાદ આવ્યું. તે કાંઇ એમ બોલ્યો હતો, કે તે રાજાનીઆગળ જતો હતો !"

**કાઉંટ**—" શું ? રાજાઆગળ ? ત્યારેતો બીશક તેને હજી કાંઈ આશા હશે ! પણ તે જલ્દીથી અહીં આવશેઃ—તે મને બધું જણાવશે !"

**જવાન માઇકેલસેન**—" મારા લૉર્ડ, અને તેટલા વખ્તમાં હું આ વઝીફાનો કાયદાસર કબ્જો લઇશ. તમારાં ખાનગી ઓચરિયાંઓ, તમારૂં ઝવેરાત, અને તમારાં કપડાં સાથે લઇ જવાની તમોને છુટછે; અને હું તમોઉપર સખ્ત થવા માંગતો નથી, ( લગાર અણકાથી ) માંટે તમારે ગમેતો તમારા ગાડીઘોડા પણ સાથે લેતા જાઓ. એથી વધારે હું તમારીતરફ ઉદારતા દેખાડી શકતો નથી !"

આખાં ઘરમાં તરત ખબર ફેલાઇ ગઈ, કે તે મિલકત ડે મૅન્સફેલ્ડટનાં કુટુંબના હવાલામાંથી હવે સબરદબર જતી રેહેવાની હતી. અને તેઉપરથી કેટલાક નોકરો ને ચાકરો વગ.

ઉમરાવની નોકરીમાં લાંબા વખતના રેહેલા હતા, અને તેટલામાટે તેનીતરફ મમતા ધરાવતા હતા, તે તેને દેલાસા દેવાને તેનીઆસપાસ એકઠા થયા; જ્યારે બીજાઓ, પુછપરછ કરવા મંડયા, કે તેઓના ચઢેલા પગારો કોણ આપશે. આ ગડબડ ચાલતી હતી, તેટલાં એક કાસેદ તે મકાનમાં આવી લાગ્યો. તેણે બુઢા કાઉંટને એકલા મળવાને જણાવ્યું; અને તેની આ માંગણી કબુલવામાં આવ્યાથી તેણે જણાવ્યું, કે સાદા પુશાકમાં તે એક લશ્કરી સેપાહ હતો; જ્યારે વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટને બાદશાહી લશ્કરી ટુકડીમાં એક અમલદારની પદવી મળી હતી, ત્યારે તેને તેના અંગત નૌકરતરીકે નેમવામાં આવ્યો હતો. જે નાખુશ બનાવ મેહેલમાં બન્યો હતો, તેનું આ સેપાહે બ્યાન કરવા માંડયું—તેણે જણાવ્યું, કે જવાન વાઇકાઉંટે રાજાતરફથી મળેલી નાણાંની એક મોટી રકમ તેનીઉપર બીઅદબીથી પાછી ફેંકી હતી—જે સઘળાં કાગઝપત્રો મળ્યાં હતાં, અને જેઉપરથી એકસંપ કરનારાઓઉપર અદાલતમાં કામ ચલાવવાનું ધારવામાં આવતું હતું, તે સર્વે કાગઝપત્રોનો તેણે નાશ કર્યો હતો, અને તેટલામાટે તેને પકડીને સ્પાન્ડૉના કેલ્લામાં કેદ પુરવામાં આવ્યો હતો. વળી તે સેપાહે બુઢા કાઉંટને જણાવ્યું, કે કાઉંટ વૉન હાર્ટમૅને કાર્લઉપર એવો આરોપ મુકયો હતો, કે તેણે આ એકસંપ કરનારાઓને છુપી ખબર આપવાનેસબબે તેઓ સઘળા ધારાની ચુંગાલમાં સપડાતા છટકી ગયા હતા; અને આ સઘળી બાબતોથી રાજા એટલોતો ઉસ્કેરાઇ ગયો હતો, કે જેથી તે ઘણો બીમાર થઇ ગયો હતો.

આ સર્વે સાંભળીને તે બાપડા કંગાળ બુઢા ઉમરાવને લાગ્યું, કે તે દીવાનો થઇ જશે; આ ખબરોથી તેનાં દુ:ખનો પેયાલો છલાછલ ભરાઈ ગયો. જવાન માઇકલસેનને જેજે ઓચરિયાંઓ અને કીમતી વસ્તુઓ તેને લઇ જવાની પર્વાનગી આપી હતી, તે "પૅક" કરવાને તેણે એક વિશ્વાસુ ખેદમતગારને જણાવી, પોતે પોતાની ગાડીમાં બેસીને પૉટસડૅમતરફ ગયો. ત્યાં તેણે સરકારી વડા ધારાશાસ્ત્રીની મુલાકાત લીધી, અને પોતાના બેટાતરફથી વચ્ચે પડવાને તેને કાલાવાલા કર્યા. તેણે આ ઉંચે દરજેના હોદ્દેદારને ખાતેરી આપી, કે કાર્લ કદી પણ તે એકસંપ કરનારાઓને વખ્તસરની ચેતવણી આપે નહીં, કે જેવી કોઇ ચેતવણીથી તેઓ નાસી જવા પામ્યા હતા: શા કારણસારૂં તે પોતે અને કાર્લ "સૉલિસિટર"ની "ઑફિસ"માં ગયા હતા, તે પણ ખુલ્લેખુલ્લું હવે તેણે કહી દીધું: અને ત્યાં શુંશું બનાવો બન્યા હતા, તે સર્વે વિગતવારે જણાવ્યા. આ સઘળાંઉપરથી તે ધારાશાસ્ત્રીની ખાતેરી થઇ, કે આ ચેતવણી આપનાર ઉમરાવનો બેટો કાર્લ નહીં, પણ કરનલ ઑપેનહીમની બેટી સૉફાયા હતી; અને "સૉલિસિટર" માઇકલસેનને નસાડનાર તો તેણીજ હતી, એ તો જાણીતુંજ હતું.

**સરકારી વકીલ**—"મારા લૉર્ડ, આ સઘળી બીના જાણવાપછી હું ધારૂંછું, કે તમારા બેટાસાંમે જે અપરાધ મુકવામાં આવ્યોછે, તે ટકી શકેએવો નથી. તોયે બીજા ગુનાહો તેણે કીધાછે, કે જેમાટે તે તકસીરવારછે—બીઅદબીથી તેણે રાજાઉપર 'નોટો' ફેંકી—અને વળી તેથીબી વધારે ખરાબ તો એછે, કે તેણે તમામ કાગઝપત્રોનો નાશ કર્યોછે."

**કાઉંટ**—(ઘણીજ કાકલુદીથી) "પણ કમનસીબ કાર્લ કંટાળીને છેકઉપર આવી ગયેલો હતો!—અને તેમાં તો કશો શક રહ્યોજ નથી! ખુદાનેખાતેર મને મારો બેટો પાછો

મેળવી આપો. રાજાની તરફદારી હેલાજાનથી કરવા જતાં મેં મારૂં સર્વસ્વ ખોઇ દીધુંછે! હું ભીખારી થઇ ગયોછું! બસ મને મારો બેટો પાછો આપો!—અગર તેમ નહીં તો તેનીસાથે મને પણ કેદમાં મોકલો!"

આ બુઢા પુરૂષનો સંતાપ જોઇને તે સરકારી વકીલને દયા આવી; અને વળી કેટલાંક રાજદુઆરી કારણો પણ તેનીતરફથી લડત ચલાવવાને તેનીપાસે હતાં. કાવત્રાંનેલગતા સઘળા પુરાવાઓનો નાશ કર્યામાં આવ્યો હતો; અને તેટલામાંટે ન્યાય કરનારાઓને તેનેલગતો મુકદ્દમો સાંભળવાનો અધિકાર તુટી ગયો હતો; એટલાઉપરથી આ બાબત ઉપર હવે બીલકુલ અખાડા કરી જવાનું આ ચતુર ધારાશાસ્ત્રીએ ડાહાપણભર્યું ધાર્યું. રાજ્યને કચડી નાખનારા કાવત્રાંબાઓને પકડીને સાસન કરવામાં એક ઝુલ્મી સરકાર હંમેશાં એમ સમજેછે, કે તેથી તેઓનું બળ વધતું રેહેછે; અને તે કાવત્રાં કેવી હિચકારી અને ગેરઆબરૂભરેલી રીતે પકડવામાં આવ્યાં હોયછે, તે ઝાહેર કરવાને સરકાર હેમત રાખતી નથી. પણ જ્યારે તેઓનીઉપર સરકાર પોતાનો કીનો લઇ શકતી નથી—જ્યારે તે કાવત્રાં કરનારાઓ તેના સપાટામાંથી છટકીને નાસી જાયછે—અને જ્યારે સરકારને તેઓ સદંતર હંફાવેછે—ત્યારે પોતાની તે નિસ્ફળતા ઝાહેર કરીને બીવકુફ બનવાને તે ઇચ્છતી નથી; વળી તે પકડવામાંટે મોટા પગારના અને સારી રીતે નવાજેલા જાસુસો રોકવામાં આવેછે, એવું ઝાહેરમાં લાવીને તે રૈયતના વધારે ફિટકારમાં આવવાને ચાહાતી નથી. આ સઘળાંઉપરથી સરકારી વડા ધારાશાસ્ત્રીએ ધાર્યું, કે આ બાબતને હવે પડતી મુકવામાં, અને કાર્લને તેના વાંકામાંટે અદાલતમાં નહીં ઘસડવામાંજ શોભાભરેલું હતું; કારણકે જો તેમ કરવામાં ન આવે, તો ઘણીક ખાનગી વાતો પ્રજાની જાણમાં આવવાવિના રેહે નહીં, અને જો તેમ થાય, તો તેઓ વધારે ઉસ્કેરાયાવગર રેહે નહીં.

**ધારાશાસ્ત્રી**—" મારા લૉર્ડ, હું તમોને થોડીક આશા આપુંછું, કે ટુંક વખ્તમાં તમોને તમારો બેટો પાછો મળી શકશે: પણ તેમ હું રાજાની બહાલીવગર કરી શકતો નથી. તે નામદાર હમણાં ઘણાંજ બીમારછે: થોડાક દહાડામાં તેવણની તબિયત જરા સુધરશે; અને ત્યારે તમારીતરફેણ જાય, એવી ભલામણ હું તે નામદારને કરવાને ચુકીશ નહીં."

આ કબુલાતઉપર તે બુઢા ઉમરાવને હાલ તરત સંતોષ પકડવાની ફરજ પડી: અને ઘણોઘણો ઉપકાર માનીને તે સરકારી ધારાશાસ્ત્રીનીહજુરમાંથી ગયો. પાધરો તે સ્પાન્ડૉખાતે ગયો, કે જે પૉટસડૅમથી થોડા "માઇલો"ને છેટે હતું; ત્યાં જઇ તેણે પોતાના બેટાની મુલાકાત લીધી. આ મુલાકાત ખરેખર ઘણી દયાજનક હતી. પ્રથમતો કાર્લ પોતાના બાપતરફ ઠંડાં દેલનો, ભપકામાં, અને ગુસ્સામાંજ રહ્યો: પણ જ્યારે તેણે પોતાના પિતાને અતિ દુ:ખી થતો જોયો, અને પોતાની મિલકત, તથા રાજાના પૈસા એ સઘળું જતું રેહેવાછતાં, તે બુઢો પોતાના બેટાનો છુટકારો કરવા મથ્યો હતો, એમ પણ જ્યારે તેણે જાણ્યું, ત્યારે આખરે તેનું દેલ જરા પિગળ્યું! તેથી કાર્લે હવે વધારે માયાભરેલી રીતે તેનીસાથે વાતો કરવા માંડી: તોયે આગળ તે જેવો પોતાના બાપતરફ હતો, તેવો આ વખ્તે નહતો: કારણકે તે તેઓ બંધેની પાયમાલી, ફજીહતી, અને બીઆબરૂતીના કર્ત્તાતરીકે હજી પોતાના બાપનેજ દોષ દેતો હતો. તોયે કાર્લ પોતાનો છુટકારો થયેલો જોવાને અતિયંત આતુર હતો,

કે જેમ થવાથી, યાને સ્પાન્ડૉના કેલ્લાના ભારે દરવાઝામાંથી બહાર પડવાપછી તે કાંઇ બીજું ચોકસ પગલું ભરવાનો વિચાર રાખતો હતો.

બુઢા કાઉંટે પૉટસડૅમ પાછા આવીને એક મકાનમાં પોતાનો રેહેવાસ કર્યો, કે જે તેણે ટુંક મુદ્દતમાંટે ભાડે રાખ્યું હતું: પણ બીજાં ત્રણ અઠવાડિયાંઓસુધી ચાલુ દરરોઝ તે સરકારી વડા ધારાશાસ્ત્રીની મુલાકાતે જયા કીધો; અને તેવીજરીતે તે દરરોઝ પોતાના બેટાની પણ મુલાકાત લેતો હતો. ઘણા ઉસ્કેરાવાથી જે ભયંકર બીમારી રાજાને એકાએક પોતાના ખાનગી ઓરડામાં લાગુ પડી હતી, તેમાંથી તે નામદાર હવે સાજો થતો ગયો; તો જોકે તે કદી તદ્દન સાજો ન થાય, એવી એક બીમારીનો જન્મસુધીનો ભોગ થઇ પડયો હતો, અને અલબતાં તેની આ માંદગીને પેલી સુફેદ પુશાકવાળી બાનુના પ્રેતસાથે ઘણું લાગતુંવળગતું હતું. આ ત્રણ અઠવાડિયાંની મુદ્દત વિત્યાકેડે તે નામદાર એટલી હદસુધી સાજો થયો હતો, કે તે બેસીને પોતાનાં રાજ્યના મુખ્ય અધિકારીઓસાથે કામકાજ ચલાવવાને શકિતવાન થયો હતો. તેટલામાંટે બાવીસમે દિવસે જયારે બુઢો કાઉંટ હંમેશના ધારામુજબે સરકારી વકીલને મકાને મળવા ગયો, ત્યારે તે વડા હોદ્દેદારે તેને કાંઇક નક્કી ખબર આપી.

**સરકારી ધારાશાસ્ત્રી**—"મેં કેટલીક બાબતો રાજાને સમજાવવાની હેમત કીધીછે, અને તે તે નામદારે ખુશીથી સ્વિકારીછે; અને તેટલાઉપરથી વાઇકાઉંટ ડે મૅન્સફેલ્ડટને ચોકસ શર્તે મુઆફી બખ્શવામાં આવીછે."

**કાઉંટ**—(ભારે અધિરાઇથી) "ચોકસ શર્તે? એ શર્ત શુંછે? ખુદા કરેને તે એવી નહોય, કે જે કાર્લ કબુલ કરવાને ના પાડે!—કારણકે હમણાં તેની પ્રકૃતિ તદ્દન બદલાઈ ગઇછે!"

**સરકારી ધારાશાસ્ત્રી**—"મારા લૉર્ડ, તે શર્ત ફકત એટલીજછે, કે તમારા બેટાને છોડી મુકતાંજ તેણે તરત પ્રુશિયન રાજ્યનેલગતા મુલકો છોડી જવા, અને ફરીથી કોઇવાર પણ ત્યાં પગ મુકવો નહીં. પોતાનીહઝુરમાં જે બીઅદબીભરી ચાલ ચલાવવાનો અપરાધ વાઇકાઉંટ કાર્લ ડે મૅન્સફેલ્ડટે કર્યોછે, તેમાંટે રાજા તેનેબીલકુલ મુઆફી બખ્શી શકેએમ નથી."

**કાઉંટ**—"હા, હા.—તે આ શર્ત કબુલ કરશે! અને આ શર્ત કરવામાં આવીછે, તે પણ એક રીતે તો વધારે ફાયદાકારકછે. પ્રુશિયાનાં મુલકોમાં હવે અમો બન્નેને રેહેવાજેવું રહ્યુંછેજ શું? અમારી મિલકતો અમારા હાથમાંથી ગઈ—અમો ભીખારી હાલતે પુગ્યા—અમારી સઘળી આશાઓ ધુળ મળી—એટલે હવે અમારી સ્વદેશીભૂમિઉપર વધુ વાર ભટકવામાં અમોને કશો ફાયદો નથી! હા, હા—અમો ત્યાંથી જતા રહીશું."

પછી સરકારી ધારાશાસ્ત્રીથી રૂઝા લઈ, તે બુઢો કાઉંટ સ્પાન્ડૉખાતે ગયો—કે જયાં નબળાઇથી ધ્રુજતાં, એક બચ્ચાંનાજેવી મૂર્ખ ખુશહાલીસાથે જે શર્તે તેને મુઆફી બખ્શવામાં આવી, તે તેણે કાર્લને જણાવી.

**કાર્લ**—"બાવાજી, હું તે શર્ત કબુલ રાખુંછું! અને જે શર્તોએ મને મારૂં છુટાપણું બખ્શવામાં આવેછે, તેપ્રમાણે હું પોતેજ મારી રાઝીખુશીથી વર્ત્તવાનો વિચાર કરતો હતો. મારા સ્વદેશઉપર હવે મને ધિક્કાર છુટેછે—અને હું ત્યાં ફરીથી પગ મુકું, કે નહીં તેની મને હવે જરા પણ દરકાર નથી!"

બાદ બાપબેટા બન્ને કેલ્લામાંથી બહાર પડયા ; અને ગાડીમાં બેઠાપછી બુઢા ઉમરાવે કાર્લને પુછ્યું, "આપણે કયાં જવું ?"

કાર્લ—"બાવાજી, હાલ તરત તમોને ગમે તેતરફ ગાડી હંકરાવો, કારણકે તે ચાલતી હશે, તેટલાં થોડીકવાર આપણને કેટલીક વાત કરવાની મળશે. મેં પોતે તો ફ્રૅન્કફૉર્ટ જવાનો ઠરાવ કર્યોછે !"

ગાડી કયાં હંકારવી તેનો હુકમ લેવાને ગાડીનાં બારણાંઆગળ જે નોકર ઉભેલો હતો, તેને બુઢા ઉમરાવે કહ્યું, "ઠીક, ત્યારે અમો ફ્રૅન્કફૉર્ટ જઇશું." પછી જયારે ગાડી દોડવા લાગી, ત્યારે તેણે કાર્લને પુછ્યું, "પણ મારા બેટા, તું ફ્રૅન્કફૉર્ટ કાંય જાયછે ?"

કાર્લે ઠંડાં સ્વભાવથી પણ મક્કમ ઠરાવથી અને નાસેપાસીસાથે શોકાતૂર સાદે જવાબ દીધો, "બાવાજી, મારો શું વિચારછે, તે હું તમોને ખોલાસાવાર જણાઉંછું," આવેળા જોકે તે પોતાના પિતાતરફ માનભરેલીરીતે અને માયાથી વર્ત્તતો હતો, છતાં પોતાના બાપની સત્તાથી તદ્દન સ્વતંત્રરીતે ચાલવાનો તેણે ઠરાવ કરેલો જણાતો હતો. તે બોલ્યો, "બાવાજી, રાજાઓની કાવાદાવાભરેલી રાજ્યનીતિથી હવે મને બીલકુલ ધિક્કાર છુટેછે, એમ જયારે હું તમોને કહીશ, ત્યારે તમે અજાયબ થશો નહીં—મેં નીચ અને હલકાં તરકટો અને કાવા-દાવાઓ પુરતા જોયાછે, અને મને તેનો ઘણો સારો અનુભવ મળ્યોછે—મારી આશા ધુળ મળ-વાથી અને મારી નાણાંસંબંધી હાલતનો નાશ થવાથી, મેં હવે મારેમાંટે નવીજ કારકીર્દીમાં ઝીપલાવવાનો ઠરાવ કર્યોછે. મેં પ્રથમ કરનલ ઑપેનહીમને ફાંદામાં લેવામાંટે જે ખોટા વિચારો જણાવવાનું ડોળ ઘાલ્યું હતું, તે હવે હું ખરેખરા ઓખતિયાર કરનારછું. જે ત્રણ અઠવાડિયાંઓ હું કેદ રહ્યોછું, તે ટુંક વખ્તમાં મેં ઘણોક વિચાર કર્યોછે; અને તેનાં પરિણામમાં હું દરેક બાબતમાં ફેરવાઇ ગયોછું. હું જોઉંછું, કે હાલની લડાઇના હંગામમાં પોતાના બહાદુર પરાક્રમો દેખાડવાનેબદલે પ્રુશિયા તેમાં એક હિચકારી બાઝી ખેલેછે. મેં તેટલામાટે મારી પ્રુશિયન તલવાર ટર્કીની અને તેની સાથેના એકસંપી રાજ્યોની ભલી નેમનીતરફેણમાં ખેંચવાનો ઠરાવ કર્યોછે !"

આ સાંભળી બુઢો કાઉંટ ગભરાટ અને ધાસ્તીનેમારે ધ્રુજવા લાગ્યો, અને બોલ્યો, "મારા બેટા, એ તું શું બોલેછે ?"

કાર્લ—"બાવાજી, હું એમ કહુંછું, કે હું ક્રિમિયાખાતે લડાઇઉપર જાઉંછું, અને ત્યાંનાં એકસંપી રાજ્યોનાં લશ્કરોનો જે પણ જનરલ મને નોકરીએ રાખશે, તેનાં લશ્કરમાં નોકરીએ રહીશ. ફ્રૅન્ચ, ઇંગ્રેજ, ટર્કિશ, કે સાર્ડિનિયાનાં લશ્કરમાં એક સાધારણ સેપાહતરીકેબી જો મને જોડાવું પડશે, તો હું જોડાઇશ, તેની હું જરા પણ દરકાર કરતો નથી !—મેં મારો ઠરાવ નક્કી કર્યોછે ! અને હમણાં તમે મને પુછ્યું, કે હું ફ્રૅન્કફૉર્ટ શામાંટે જાઉંછું ? તે એટલામાટે કે તે દેશના આ ભાગમાં 'એવી અફવા ફેલાઇછે, કે જેઓને લોકો કાવત્રાંબાઝો ધારેછે, તેઓ ત્યાં જમા થયાછે; અને હું પણ રણસંગ્રામમાં જાઉં, તેઅગાઉ જેઓને મેં નીચપણે ફસાવી માર્યાછે, તેઓને થોડોક ખોલાસો કરવાને હું ઇચ્છુંછું."

પોતાના બેટાનો આ ઠરાવ જાણીને બુઢા કાઉંટને ભારે દુઃખ ઉપજ્યું. તે રડવા લાગ્યો; તેણે કાલાવાલા કીધા—તે ભારે દયા ઉપજાવેએવી રીતે કળાપિટ કરવા લાગ્યો, અને કાર્લને આ ઉછાછળું પગલું ન ભરવાને ઘણી મેહનતઝારી કીધી. તેણે જણાવ્યું, કે તેમ કરવાથી તેઓ બંધે છુટા પડી જશે; અને આખરે ઘુંટણિયે પડીને તેને કાર્લને પોતાના ગરીબ બાપને છોડી ન જવાને ઘણો સમજાવ્યો, પણ કાર્લઉપર તેના કાલાવાલાથી કશી અસર થઇ નહીં; તે એકથી બીજો થયો નહીં; અને કાઉંટ ફક્ત એટલુંજ કરી શક્યો, કે ફ્રૅંકફૉર્ટસુધી તેનીસાથે જવાની તેણે રજા મેળવી.

ડાગ-ગાડીમઆરેફતે તેઓએ મુસાફેરી કીધી; અને તે આખી મુસાફેરી દરમેઆન તે બુઢા ઉમરાવે પોતાના બેટાને સમજાવવામાં કશું બાકી રાખ્યું નહીં; તેણે તેને પોતાનો ઠરાવ ફેરવવાને અને કોઇ બીજો ધંધો એખતિયાર કરવાને ઘણો સમજાવ્યો. પણ જોકે વાઇકાઉંટ પોતાના વૃદ્ધ બાપસાથે હવે દયાથી વર્ત્તતો હતો, છતાં તે પોતાના ઠરાવમાં મક્કમ રહ્યો. સ્પાન્ડૉથી ફ્રૅંકફૉર્ટસુધીનું હડીસો "માઇલો"નું છેટું બની શકેએટલી થોડી ઢીલે તેઓએ કાપ્યું; અને આખરે તેઓ ફ્રૅંકફૉર્ટ આવી પહોંચ્યા.

ત્યાં આવી પુગ્યાપછી બંધે બાપદીકરાએ એક સાધારણ "હૉટેલ"માં ઉતારો લીધો. બુઢો કાઉંટ મુસાફેરીની થાકથી, તથા મનનાં દુઃખથી એટલોતો થાકી ગયો હતો, કે તે ત્યાં જતાંજ માંદગીને બિછાણે પડયો; અને જે "ડાક્ટરો"ને બોલાવ્યામાં આવ્યા, તેઓએ કાર્લને જણાવ્યું, કે તેના બાપના સાજા થવાની ઝાઝી વકી નહતી. આઉપરથી જવાન વાઇકાઉંટ કાવત્રું રચનારાઓને મળવામાટે ખાસ ફ્રૅંકફૉર્ટ આવ્યો હતો, તે તેઓને મળવાનેબદલે પોતાના પિતાનાં બિછાણાંપાસેજ તેની મદારત કરવાને રહ્યો, અને તે બીમારની સારવાર ઘણી ખંત અને માયાથી કરવામાં ગુંટાયો.

તે બુઢા પુરૂષની માંદગીને બીજે દિવસે તેનેમાટે ઉમદા અને સ્વાદિષ્ટ તાઝા મેવાથી ભરેલી એક ટોપલી "હૉટેલ"નો એક નોકર લાવ્યો. કાર્લે ધાર્યું, કે તે "હૉટેલ"ના માલેક અથવા તેની બાયડીતરફથી મેહરબાનીની રાહે તે મોકલી આપવામાં આવી હશે; અને તેઉપરથી તેણે તેવિષે કશો સવાલ તે નૌકરને પુછ્યો નહીં. આપ્રમાણે લગભગ એક પખવાડિયાંસુધી બુઢો કાઉંટ ધાસ્તીભરેલી હાલતમાં રીબ્યા કીધો; અને તે વખ્તનાઅરસામાં દરરોઝ એવીજ ભેટ તેનેમાટે આવ્યા કીધી, કે જેમાં બીમારનેલાયકની તરેહવાર અગત્યની અને સ્વાદિષ્ટ કેટલીક વસ્તુઓ હતી. હજી પણ કાર્લે તેબાબે નૌકરને કશું પુછયું નહીં; અને હજી પણ તે "હૉટેલ"ના માલેકોનીમેહરબાનીથી આવતી હતી, એવા ખ્યાલમાં તે રહ્યો. બીમાર થવાપછી ચૌદમી રાત્રે બુઢા કાઉંટે પોતાનો પ્રાણ છોડયો,—પણ મરવાની ત્રણ કે ચાર દહાડાઅગાઉ તો તે તદનજ બેભાન હાલતમાં રહ્યો—તેનીઆસપાસ શું થતું હતું, તેનું પણ તેને કશું ભાન રહ્યું નહતું. આવો માઠો બનાવ બનશે, એમ કાર્લ તો આગમચથીજ જાણતો હતો; તોયે જ્યારે તે બનાવ બન્યો, ત્યારે તેને ભારે દુઃખ ઉપજ્યું,—કારણકે તે સારીરવેસે જાણતો હતો, કે તેના બુઢા બાપે જે ખોટાં કામો કીધાં હતાં, અને તેનાં તરકટોથી જે ગંભીર પરિણામો નિપજ્યાં હતાં, તે સઘળાં તેની પોતાનીતરફના પ્યારનેલીધેજ તેણે કીધાં હતાં.

તે બુઢા ઉમરાવનાં મરણની વળતે દિવસે કાર્લના હાથમાં એક મહોરબંધ "પાકિટ" મુકવામાં આવ્યું. તેઉપર કાઉંટ ડે મૅન્સફેલ્ડટતરીકે તેનું પોતાનુંજ નામ લખેલું હતું. કારણકે તેના પિતાનાં મરણથી હવે તે વાઇકાઉંટઉપરથી વધીને કાઉંટનો ઉંચો ખેતાબ મેળવવા પામ્યો હતો. તેઉપરનું સરનામું દેખાઈતીરીતે બનાવટી દસ્તખતે લખવામાં આવેલું હતું; અને જ્યારે તેણે તે "પાકિટ" ઉખેડયું, ત્યારે તેમાં તેણે આસરે રૂપિયા ૭૫૦૦ની ચલણી "નોટો" બીડેલી જોઈ. સાથે કાગઝની એક કાપળી માંહે હતી, જેઉપર પણ પરબીડિયાંનીઉપરનાજેવાજ બનાવટી અક્ષરે થોડીક લીટીઓ લખેલી હતી; અને આ લીટીઓની મતલબ એ હતી, કે "કાઉંટ ડે મૅન્સફેલ્ડટની પૈસાટકાસંબંધી હાલત ઘણી ભીડમાં હશે, માટે તેને આસાથે મોકલેલી રકમનો ઉપયોગ કરવાની અર્ઝ કર્યામાં આવેછે."

કાર્લ—(ઘણી અજાયબીથી નોકરને) "આ 'પાકિટ' કોણુતરફથી આવ્યુંછે?"

નોકર—"મારા લૉર્ડ, તેજ શખ્સતરફથી, કે જેનીતરફથી આગળી સઘળી ભેટો દરરોઝ મોકલવામાં આવી હતી."

કાર્લ—"ભેટો? ખુદા ખ્યેર કરે! ત્યારે તમારા શેઠ કે શેઠાણીતરફથી શું તે મોકલવામાં આવી નહતી? તે ભેટો કોણ લાવતું હતું?" અને હવે કાર્લનાં ઉશ્કેરાયલાં હૈયાંમાં શક પેઠો, કે આ સઘળી ઉપયોગી અને ઝરૂરજોગી વસ્તુઓ સૉફાયા ઑપેનહીમતરફથી આવેલી હોવી જોઇએ.

નોકર—"મારા લૉર્ડ, પાસેના મહલ્લામાંનાં મોટાં 'હૉટેલ'નો એક નોકર તે દરરોઝ લાવતો હતો."

કાર્લ—"પણ તે સઘળું કોણ મોકલતું હતું? તમોને તો બીશક તેબાબે ખબર પડીજ હશે?—તમોને તે પુછવાની કાળજી તો થવીજ જોઇએ? હા, હા—હવે મેં જાણ્યું—હું ખરોજછું! તમારા દેખાવઉપરથીજ પુરવાર થાયછે, કે હું ખરોજછું!"

નોકર—"મારા લૉર્ડ, જો સાચેસાચું કહું, તો હું જાણુંછું, કે તે મોકલનાર એક બાઇછે—પણ મને તેણીનું નામ ખબર નથી——"

કાર્લ—(અધિરાઇથી) "એક બાઇ? અરે ખુદા! તે કોઇજ નહીં, પણ સૉફાયાજ હશે!—અને ત્યારે આખરે તેણીએ મને મુઆફ કીધુંછે!"

ધકધકતી છાતીસાથે—અતિ ખુશહાલીસાથે, કે જેમાં તે પોતાના બાપનાં મરણનું દુઃખ પણ ઘડીભર ભુલી ગયો—કાઉંટ ડે મૅન્સફેલ્ડટ તરત ઓરડામાંથી બહાર નિકળ્યો. તેનાં "હૉટેલ"ના નોકરે જણાવેલાં "હૉટેલ"માં તે ગયો; ત્યાં જઈને મરનાર કાઉંટ ડે મૅન્સફેલ્ડટનેમાટે કયો નોકર દરરોઝ ભેટ લાવતો હતો, તેવિષે ખબર કાહાડી. બન્યું એમ, કે જે નોકરને તે આ સવાલ કરતો હતો, તેજ દરરોઝ મરનારનેમાટે ભેટ લાવતો હતો. આ ખબર જાણીને તેણે તેને ફર્માવ્યું, "મને તરત તે બાઇનીહઝુરમાં લઇ જાઓ! તેણીની ઉદાર માયાનેમાટે મારે તેણીનો પાડ માનવોછે!"

તેના હુકમમુજબ કરવાને તે નોકર તૈયાર થયો; અને તે કાર્લને પેહેલા મજલાઉપર લઇ ગયો. તેણે એક ઓરડાનું બારણું ઉંઘાડયું; અને જવાન કાઉંટ હવે સૉફાયા ઑપેનહીમનીહઝુરમાં જશે, એવા ખુશહાલીભર્યા વિચારથી આગળ ધસ્યો. પણ કેવી ન બ્યાન થાય એવી તેની અઝાયબી—નહીં, ખરૂં કેહેતાં, તો તેની નાઉમેદીવચ્ચે તેણે જેયું, કે જે એક બાઇ તેને આવકાર દેવામાટે ઉઠી ઉભી થઇ હતી, તે તો કાઉંટેસ વૉન ઍલનસ્ટીન હતી !



## પ્રકરણ ૯૨ મું.

### કાઉંટેસ વૉન ઍલનસ્ટીન.

દીલમાં તો ગમેએટલી, અને ગમેએવી લાગણી ધરાવતી હોય, છતાં બહારથી તો મરાયા વૉન ઍલનસ્ટીન શાંત અને ઠંડીજ રહી. આ જવાન બહેનીંબાઇ ઠસ્સામાંજ હતી, તોયે તેથી તેણીની ખુબસુરતીમાં કોઇ પણ રીતનો ફેરફાર જણાતો નહતો. આ વખ્તે કાર્લ તેણીની ખુબસુરતીવિષે કશો વિચાર કરતો નહતો. તેણીને જોતાં પ્રથમતો તે અજાયબ અને નાઉમેદ થયો; તોયે મોતને બિછાણે પડેલા પિતાતરફ જે ચાહાના અને મમતા તેણીએ દેખાડયાં હતાં, તે જ્યારે તેને યાદ આવ્યાં, ત્યારે તેને તેણીનો ઉપકાર માનવાનો વિચાર સુઝયો. તો જોકે તેણીનીતરફનો આવો પરોપકાર અને આવી મમતામાટે તે બંધે બાપબેટા તદન નાલાયક હતા!

તેના મનમાંથી આ વેળા શું વિચારો પસાર થતા હતા, તે મરાયા વૉન ઍલનસ્ટીન ઝટ પામી ગઇ, અને તેણી જરા પણ લટડવાવગર બોલી ઉઠી, "ખચિત, તમો નામદારે મને હ્યાં મળવાની જરા પણ આશા રાખી નહશે?"

હવે વધારે ધરવટથી કાર્લે બોલવાનું વાજેબી ન ધાર્યું, અને તે હંમેશની સાધારણ રીતિમુજબે બોલ્યો, "બાનુ, હું સાફ દેલથી કબુલ કરૂંછું, કે જયારે હું હ્યાં મારા મરવા પડેલા—અરે, હવે તો મરણ પામ્યાછે—બાવાતરફ જે અતિ મેહરબાની દેખાડવામાં આવીછે, તેનો ઉપકાર માનવાને આવ્યો, ત્યારે હું તો કોઇ બીજીજ બાનુને મળવાની આશા રાખતો હતો!"

આ વેળા જાણે નિસાસો નાખતું હોય, એવો સ્હેજ આવાઝ તે ઓરડામાં થયેલો સંભળાયો. ઘડીભર કાર્લે ધાર્યું, કે તેણે ખચિત તેવો કાંઇ આવાઝ સાંભળ્યો હતો; પણ ફરી જયારે તેણે મરાયા વૉન ઍલનસ્ટીનના ચેહેરાતરફ નઝર કીધી, ત્યારે તેણીનો ચેહેરો ઘણો શાંત હતો, તેથી તેણે ધાર્યું, કે કદાચ તે ભુલતો હશે.

પોતે એક બેઠકઉપર બેસતાં બોલી, "મારા લૉર્ડ, બેસો. હું થોડીક ખોલાસો કરૂંછું, તે થોડીક 'મિનીટો' ધીરજથી સાંભળવાને અર્ઝ કરૂંછું. સઉથી પેહેલાંતો" અત્રે તેણી ઘણાજ ધીમા અને ગંભીર આવાઝે બોલી, જાણે તે ઓરડામાં કોઇ ગુજરી ગયેલું પડેલું હોય, "તમોને તમારા બાવાનાં મરણથી ભારે ફટકો લાગ્યોછે, તેમાં હું દેલસુઝી ધરાઉછું."

કાર્લ—(જુસ્સાથી) "મરાયા—મારી કેહેવાની મતલબ કે બાનુ, હાલ હું જે સ્થિતિમાં આવી પડયોછું, તે મારા બાપનેલીધેજછે—પણ તેમાંટે હું તેવણને મુઆફ કરૂંછું—હું મારાં ખરાં અંતઃકરણથી તેવણને મુઆફ કરૂંછું! મોતનીઆગમચ જે બેભાનીમાં તેવણ પડયા, તેનીઆગમચ તે મુઆફીના શબ્દો કાંઇ સેંકડો વખ્ત હું તેવણના કાનમાં બોલ્યો હતો!"

આથી ખુબસુરત કાઉંટેસનાં દેલમાં ઘણું લાગી આવ્યું, અને તેણીએ પોતાનો રૂમાલ પોતાની આંખોઉપર ફેરવ્યો; જાણે કાંઇ બોલવા માંગતી હોય, પણ પોતાનું હૈયું ભરાઇ આવવાનેલીધે તેણી તેમ કરી શકતી નહોય, તેવી રીતે થોડીક "મિનીટો" સુધી તો તેણી

મુગીજ બેસી રહી. આખરે તેણીએ તે ચુપકીદી ધીરેધીરે તોડી, અને બોલી, "મારા લૉર્ડ, તમારા અને મારાવચ્ચેનો આગળનો સંબંધ જો તુટી ગયો નહતે, તો હું તમોને આજે મળતે પણ નહીં: કારણકે સાચું કહુંછું, કે તમો મને મળવા આવશો, એવી આશા હું રાખતીજ હતી—ખરેખર કહું, તો હું ચાહાતીજ હતી, કે તમે મને મળો. તમારી બધી વાત મને જણાઇછે; અને મારી ખાતેરી થઇછે, કે જેમ તમોએ જાણીજોઇને ખોટું કીધુંછે, તેમ વળી તમો સંજોગના ભોગ પણ થઇ પડયાછો. પણ તેમાંટે તમોને ઘણી સખ્ત સઝા ખમવી પડીછે; શિક્ષા કરવાનું કામ ખુદાનુંછે, આપણું માણસનું નથી—વળી તેમાંટે કશું પણ કેહેવાનો આપણને માનવીને હક નથી, કારણકે ખુદાની લાકડીનો આવાઝ નથી."

કાર્લ—(ભારે લાગણીથી) "અરે, તમારા આ વિચારો ઉમદાછે! હું ચાહુંછું, કે જે સઘળાંઓને મારે હાથે નુકશાની થઇછે, તેઓ સઘળાં એવાજ વિચારો ધરાવે, અને મને એવીજરીતે ઠપકો આપે!"

કાઉંટેસ—"હા, જે સઘળા બનાવો બન્યાછે, અને તમોને જેજે બાબતોમાં ખમવું પડયુંછે, તે સર્વેની મને ખબર કરવામાં આવીછે. જોકે તમારૂં દેલ કાંઇ ખરેખરૂં મારી-તરફ નહતું, તેછતાં મારો હાથ મેળવવાની કોશેશ કરવામાંટે હું તમોને ઠપકો આપી શકું એમછે—હું તમારીસાથે ગુસ્સે થાઉં, તો તેમાં કશું ખોટું નથી; તોયે મારેથી બની શકશે, એટલો થોડો ઠપકો તમોને આપીશ; કારણકે તમો તમારા બાપના મોતનાં બિછા-ણાંઆગળથી આવ્યાછો, તે હું ભુલી ગઈ નથી, કે જે મોતનાં બિછાણાંઆગળ તમોએ એક દિકરાનેલાયકની ફર્ઝ રાત અને દહાડો ચાલુ ખરાં દેલથી બજાવીછે!"

કાર્લની આંખોમાંથી આ વેળા આંસુંઓ તેના ગાલોઉપર ટપકતાં હતાં, તે ધીમે સાદે બોલ્યો, "એ ખરી વાતછે! એ ખરી વાતછે! મારા બાવા મને અતિ ઘણા ચાહાતા હતા!—તેવણનો મારીઉપરનો પ્યાર દુનિયાવર્ણનો હતો—તેવણ માણસના સુખનેમાંટે શું કરવું, તેમાં ભુલ્યા હતા; અને તેવણે મારાં ભલાંનેમાંટે જોઇએ તેકરતાં વધારે કાળજી રાખવાથીજ તેનો હું ભોગ થઇ પડયોછું! તેવણના બીમાર થવાની થોડો વખ્તઅગાઉ મારૂં હૈયું તેવણની આ ચાલમાંટે તેવણની ઘણું સાંમે થયું હતું; પણ અરે! જયારે મેં તેવણને મોતનાં બિછાણાંઉપર લાંબા થઇ પડેલા જોયા, ત્યારે મારી તેવણનીસાંમેની આ તમામ લાગણીઓ જતી રહી."

કાઉંટેસ—"તમારી તમારા બાવાતરફની આ વર્ત્તણુક જો હજી પણ ચાલુજ રેહેશે, તો તેથી ભવિષ્યમાં તમોએ કીધેલાં કામનો પસ્તાવો કરવામાંટે ઘણી કામ લાગશે—તો જોકે તે વર્ત્તણુકમાંથી તમારો છુટકારો તો કદી પણ થવાનો નથી. હવે મને જે ખોલાસો કર-વાનોછે, તે સાંભળો. મને સરકારી વડા ધારાશાસ્ત્રીતરફથી ખબર પડીછે, કે તમો સત્તાભ-રેલા સંજોગોને આધીન થયા હતા. તેમાંટે મેં તમોને કદાચ મુઆફ કર્યું હશે;" અત્રે કાઉંટેસે પાછી પોતાની માયાળુ વર્ત્તણુક ફેરવી નાખી, અને લગાર કઠણ દેલથી બોલી, "તોયે જે આપમતલબી વિચારથી તમોએ મારો હાથ મેળવવાની તજવીઝ કીધી હતી, તે તો હું તદન ભુલી જઇ શકું એમ નથી. તોયે હું તમારી દયા ખાઉંછું, પણ તમારાકરતાં

પેલી બીચારી ખુબસુરત, લાયકીવાળી, અને ભોળી જવાન છોકરીની વધારે દયા ખાઉંછું, કે જેને તમારીતરફથી ઘણું ખમવું પડયુંછે! જે વેળાએ તમારા બાવા તમોને છોડવવાની મહેનત કરતા હતા, તેજ વખ્તે હું કોઇ બીજીજ બાબતમાંટે તજવીઝ કરતી હતી, અને તે બાબત એ હતી, કે કરનલ ઑપેનહીમને પુરેપુરી મુઆફી બખ્શવામાં આવે, કે જેમ થવાથી તે અને તેની બેટી પોતાને ઘર પાછાં ફરે, અને અગર સુખમાં નહીં, તોબી શાંતીમાં પોતાના દહાડા ગુજારે. મને જણાયુંછે, કે રાજા કીનાખાઝ, સાંકડાં મનનો, અને નીચ દુશ્મનાઈ ધરાવનારોછે; એક રાજાનેછાજતો મોભો કે દયાળુ માણસાઇ ખવાસ તેનામાં બીલકુલ નથી. વળી મને એમ પણ માલુમ પડયુંછે, કે એક અથવા બે અપવાદોસિવાયે તે દુર્ગુણી શખ્સોવચ્ચે ઘેરાયલોછે. પણ તોયે—મારાં સારાં નસીબે—તે અપવાદો મૌજુદ હતા; અને આ અપવાદોમાં સરકારી વડો ધારાશાસ્ત્રી પણ એક હતો. તોયે બીજા બધા કાવત્રાંબાઝોને મુઆફી બખ્શવાવિના તેના મુખીને મુઆફી બખ્શવામાં આવે, એમ નહતું. આ કામ મારેમાંટે દિકટ થઇ પડયું;—અને તોયે ખુદાની મેહરબાનીથી તે પાર ઉતર્યુંછે!"

**કાર્લ**—( ઘણીજ ખુશહાલીથી ) "અરે, શું ખરેખર તેમ થયુંછે? મારાં તરફથી જે ખરાબી થવા પામીછે, તેમાં તમારી આ ભલી ચાલથી ઘણો સુધારો થયોછે!"

**કાઉંટેસ**—"મારૂં સાંભળો, મેં હજી મારૂં બોલવાનું પુરૂં કીધું નથી. સર્વેથી પેહેલાં, તો તમારી પોતાનીતરફ મારા જે વિચારો ફેરવાઇ ગયાછે, તેબાબે હું જણાઉંછું—તમારીતરફનો મારો ધિક્કાર અને ગુસ્સો હવે દયા અને કાળજીમાં બદલાઇ ગયાંછે,—અને તમોને કેવા ખોટા આકારમાં રાજાનીઆગળ કાઉંટ વૉન હાર્ટમૅને ચિતાર્યા હતા, તેની મને માહેતી થઇછે. આ શખ્સ મારો હાથ મેળવવાને ઉમેદવાર હતો; પણ મેં તેની મારીતરફની પ્યારની માંગણીઓ ધિક્કારસાથે તુચ્છકારી કાહાડીછે. કાવત્રું રચનારાઓનાં કાગઝપત્રોનો તમોએ નાશ કરી નાખ્યો: લાંચતરીકે તમોને મળેલી નાણાંની રકમ તમોએ પાછી આપી: અને તમોએ આગળ બજાવેલાં વિશ્વાસઘાતી કામનો પસ્તાવો કરવામાંટે તમારા હાથમાં જે એકજ ઉપાય હતો, તે કરવામાંટે તમોએ રાજાના ગુસ્સાનીવટીક દરકાર ન કીધી. આ સઘળું તમારીતરફેણમાં જાયછે. તેની મારીઉપર શું અસર થઇછે, તે હું તમોને દેખાડીશ. કાવત્રું કરનારાઓને મુંઆફી મેળવવાપછી તેનેલગતો દસ્તાવેઝ ખુદ સૉફાયા ઑપેનહીમના હાથમાં મારે પોતાને હાથે મેળવાને હું ફ્રૅંકફૉર્ટ આવવા ઉપડી. હું તેણીને મળવાને ઘણી એન્તેઝાર હતી—તેમાં મારી એક મતલબ હતી. મેં ધાર્યું, કે કદાચ તેથી હજી પણ હું તેણીનું સુખ પાછું મેળવવાને ફતેહ પામીશ—કદાચ તેણીનો બાપ તમોને મુઆફ કરશે—કદાચ તેણી પોતે પણ જે બન્યુંછે તે ભુલી જશે—ટુંકમાં, તે જવાન જીવડાને સુખી થયેલી જોવાને હું ઘણીજ એન્તેઝાર થઇ હતી, કે જેણીનાં ભલાંમાં હું હવે ઘણો લાભ લેતી હતી. હું ફ્રૅંકફૉર્ટ શામાંટે આવીછું, તેનું કારણ તો હવે તમે સમજી ગયા હશો. પણ ત્યાં આવ્યાપછી મને તરત ખબર પડી, કે તમો અને તમારા બાવા પણ આએજ શેહેરમાં આગળે દિવસે આવ્યા હતા. ત્યારપછી તમારા પિતા બીમાર થયા. તમો તેવણતરફ કેવી વર્ત્તણુક ચલાવોછો, તેની મેં ખબર કાહાડી; અને મેં તમારેમાંટે જે સાંભળ્યું, તેથી મારી ખાતેરી થઇ, કે હજી તમારા ભલા ગુણો એકદમ નાબુદ થઇ ગયા નથી. એથી મેં મારી અસલ યોજના કેટલીક ફેરવી નાખી. સૉફાયા ઑપેનહીમને ઢુંડી કાહાડી, પેલો દસ્તાવેઝ, કે જેમાં તેણીના બાપને અને

તેની સાથવાળા બીજા કાવત્રું રચનારાઓને મુઆફી બખ્શી તેઓને ઘર પાછા ફરવાની રઝા આપવામાં આવી હતી, તે દસ્તાવેઝ તેણીના હાથમાં મુકવાઆગમચ મેં થોડોક વખ્ત થોભવાનો ઠરાવ કર્યો. હવે મને એકજ શબ્દ તમોને વધારે જણાવવાનોછે. આ રહ્યા તે દસ્તાવેઝ ! તમો પોતેજ તે સૉફાયાઆગળ લઇ જાઓ, કે જેણી એકવાર તમોને અતિયંત અને ખરા પ્યારથી ચાહાતી હતી, અને કદાચ તેણીનો તમારીતરફનો પ્યાર પાછો ઉસ્કેરાશે !"

એમ બોલી મરાયા વૉન ઍલનસ્ટીને તે સરકારી કાગઝિયું જવાન કાઉંટ ડે મૅન્સ-ફેલ્ડટના હાથમાં મુક્યું: જે હાથે તે ઓચરિયું, તેને આપવામાં આવ્યું હતું, તેઉપર તેણે એક બુસો લીધો; અને ભારે અહસાનના શબ્દો તે ધીમેથી બડબડવા લાગ્યો: પણ તેની લાગણીઓ આ વેળા એટલીતો ઉસ્કેરાયલી હતી, કે તે બોલતાં જાણે ગુંગળાઇ જવા લાગ્યો.

**કાઉંટેસ**—" અને હવે, મારા લૉર્ડ, છેલ્લી સલામ ! જેઓને હવે તમારે ધુંડી કાહાડવાનાછે, તેઓને તમો સેહેલાઇથી શોધી કાહાડી શકશો. કરનલ ઑપેનહીમ, તેણીની બેટી, અને તેના મિત્રો સર્વે આ શેહેરમાંજ વસેછે; મેં તમારેમાટે જે કીધુંછે, તેના પાડમાં હું ફક્ત તમોપાસે એટલુંજ માંગી લઉંછું, કે મારેમાટે તમો સૉફાયાઆગળ એવા સારા સુખનો ઓચરજો, કે જેથી તેણી મને પોતાનીજ સમજીને મારીઆગળ આવે. મારા લૉર્ડ, છેલ્લી સલામ !"

એમ બોલીને આ અમીરી ખવાસની કાઉંટેસ વૉન ઍલનસ્ટીન ઝડફથી ઓરડો છોડી એક દરવાઝામાંથી પાસેના બીજા ઓરડામાં ચાલી ગઈ. પોતાનીતરફ તેણીની આ ભલી વર્ત્તણુક જોઇ કાર્લ ડે મૅન્સફેલ્ડટ એક બચ્ચાંનીપેઠે ડચકાં ખાઇ પોકેપોક રડવા લાગ્યો. આખરે તે ત્યાંથી ગયો, અને પોતાનીસાથે પેલો દસ્તાવેઝ પણ લેતો ગયો, કે જેમાં કરનલ ઑપેનહીમને અને તેના મળત્યાઓને બાદશાહી મુઆફીનું ફર્માન હતું. તે પોતાના " હોટેલ " માં પાછો ફર્યો,—અને જેજે બનાવો બન્યા હતા, તેઉપર વિચાર કરતો બેઠો. તે વમાસ્વા લાગ્યો, કે તેણે તરત સૉફાયાને જઇને ભેટવું, કે તેના બાપને દફન દેવામાં આવે, તેટલાં બેત્રણ દહાડા થોભવું. પણ તેણે તરત ઠરાવ કર્યો, કે તેની પાપી ચાલથી જે ભારી નુકશાની થવા પામી હતી, તેનો તરત ઉપાય કરવાને તેણે એક " મિનીટ " પણ વધુ વાર ઢીલ કરવી ન જોઇએ;—અને તેટલાઉપરથી કરનલ ઑપેનહીમ ક્યાં રેહેતો હતો, તેબાબે ખબર કાહાડીને તે ત્યાં ગયો.

વાંચનારને યાદ તો હશે, કે ફ્રૅંકફૉર્ટખાતે કરનલ ઑપેનહીમનો એક તવાંગર ખેશી હતો, કે જેને ત્યાં તે અને તેની બેટી રેહેશે, એવી તે આશા રાખતો હતો. પણ પ્રુશિયન " પોલિસ " ના અમલદારોના હાથમાંથી છટકી જવાપછી જ્યારે તે ફ્રૅંકફૉર્ટ આવી પુગ્યો, ત્યારે કરનલ ઑપેનહીમને માલુમ પડયું, કે થોડાંજ અઠવાડિયાંઓઆગમચ તેનો ખેશી તો મરણ પામ્યો હતો, અને તેની દૌલત તેનાં કુટુંબની બીજી સાખાઓના હવાલામાં ગઇ હતી. તેનેમાટે આ એક દેલગીરીભર્યો ફટકો હતો, કારણકે તે પોતાનીસાથે ઘણું થોડું નાણું લાવ્યો હતો—અને તે જાણતો હતો, અથવા કંઇ નહીં, તો એવી આશા રાખતો હતો, કે જો તેના દેશની અદાલત તેની કસુરનેસારૂં તેની ગેરહાઝેરીમાં તેને સઝા કરશે, તો તેનું નાણું

લશ્કરી ટીપમાંથી છેકી નાખવામાં આવશે, અને તેથી તેની આવકનાં સાંધણો બંધ થશે. તેણે તેટલામાટે એક ગરીબ મકાન ભાડે લીધું, કે જ્યાં તેની બેટી તેને આવી મળે; અને તેમ તેણી તેને જલ્દીથી ફ્રૅન્કફૉર્ટ ખાતે આવી મળી. ત્યાંજ વળી કાવત્રાંમાં ભાગ લેનારા બીજાઓ પણ આવ્યા; અને તેઓ પણ જે મહલ્લામાં કરનલ ઑપેનહીમ અને તેની બેટી રેહેતાં હતાં, ત્યાં આવીને સઘળા સાથેજ રહ્યા.

પૉટસડૅમથી એક કાગળ જવાન માઇકેલસને તેઓઉપર લખ્યું, કે જેમાં કાલેં કેવીરીતે તેઓનાં લખેલાં કાગળપત્રોનો નાશ કર્યો હતો—કેવા ધિક્કારથી તેણે રાજાતરફથી મળેલી નાણાંની રકમ પાછી ફેંકી હતી—અને તેટલામાટે તેને સ્પાન્ડૉનાં કિલ્લામાં બંદીખાને નાખવામાં આવ્યો હતો—તેની તમામ કયેફેયત જણાવેલી હતી: કારણકે શા સબબમાટે તેને કેદ કર્યામાં આવ્યો હતો, તે વાત પ્રજાની જાણમાં આવી, તો જોકે સાં સુસિના મેહેલમાં તો તે છુપી રાખવાની ભારે કોશેશ કર્યામાં આવી હતી. તોયે આ એકસંપ કરનારાઓને એવી ખબર પડી નહતી, કે બુઢો કાઉંટ અને તેનો બેટો પણ ફ્રૅન્કફૉર્ટ આવ્યા હતા: પણ જ્યારે તે બુઢા ઉમરાવનાં મોતની ખબર ફેલાઈ, ત્યારેજ તેઓની જાણમાં તે વાત આવવા પામી હતી.

બુઢા કાઉંટનાં મરણની રાતપછી બીજે દિને બપોરના જે ઘરમાં સૉફાયા અને તેણીનો પિતા રેહેતાં હતાં, તેનાં ન્હાનાં દીવાનખાનાંમાં તેણી એકલી બેઠેલી હતી. પોતાનાં કામનેલગતી બાબતોઉપર વધારે મસ્લહત ચલાવવાને કરનલ પોતાના મિત્રોઆગળ ગયેલો હતો. તેઓ પોતાનો નિયમ ન તુટે અને આબરૂસાથે પોતાને સ્વદેશ પાછા ફરે, તેનો કોઇ તોડ સોધવાનો વિચાર ચલાવતા હતા. તેટલામાટે સૉફાયા ઘરમાં એકલીજ હતી. તેણીનીસાંમે તેણીનું સીવવાનું કામ પડેલું હતું: પણ તેને તેણીએ હાથવટીક લગાડયો નહતો; તેણી કોઇ ભારે દુ:ખી અંદીશામાં પડેલી હતી. અફ્સોસ ! જેણીનું સુખ જતું રેહેલું—જેણીનો પ્યાર તુટી જવા પામેલો—જેણીની આશાઓનો ઘાતકીરીતે નાશ થયેલો—તેણી દુ:ખી વિચારમાં કાં નહોય ? સૉફાયા ઑપેનહીમઉપર જેજે આવી પડયું હતું, તેથી તેણીનો વિશ્વાસ માણસાઇ ખવાસઉપરથી ઉઠી ગયો હતો—તેણી તમામ દુનિયાને અસત્યતા અને દગલબાઝીથી ભરપુર ગણતી હતી—આ પૃથ્વીના સર્વેથી સુંદર દેખાવોને તેણી શકની નઝરથી હવે જોતી હતી, જાણે સર્વેથી સુંદર ફુલોના કિયારાઓવચ્ચે ઝેહેરી સર્પો વસ્તા હોય!

તેણી આ વેળા કાર્લબાબે વિચાર કરતી હતી—તે જેજે મીઠા શબ્દો તેણીના કાનમાં બોલ્યો હતો, તેનો તેણી વિચાર કરતી હતી—તેણી પોતાનાં નિખાલસ દેલથી એમ ધારતી હતી, કે તે તેણીને સાચા પ્યારથી ચાહેછે, તે વિચારના સુખી વખ્તને તેણી યાદ કરતી બેઠી હતી. પણ હમણાં તેનેમાટે તેણી કેવા ફેરવાયલા વિચારો ધરાવતી હતી ! તેણીની આંખોમાંથી હવે કશાં આંસુઓ વરસ્તા નહતાં. જો તેણીને હજી સ્હેજ પણ તેના પ્યારબાબે આશા હતે, તો તેણી રડવાવિના રેહેતે નહીં; પણ આશા તો તેણીનાં હૈડાંમાં હવે તદ્દન મરીજ ગઈ હતી: અને તેણીનું મન હવે દેલગીરીભરેલી નિરાશીમાં ગરક ગયું હતું, કે જેનેલીધે આંસુઓ કદી ટપકી શકેજ નહીં. તેણીને હવે ખબર તો થઇ હતી, કે તે પણ તેજ શેહેરમાં આવેલો હતો: અને તેટલામાટે તેને મળવાનેબદલે, ઉલટી હવે તેણી તેનેથી કેમ દુર રેહેવું;

તેનો વિચાર કરતી હતી. કુદતી રીતે તેણીએ ધાર્યું હતું, કે તે ફરી એકવાર તેણીની મુલાકાત લેવાનો કસ્દ કરી તેણીનીઆગળ આવવાનો ખરો: પણ તેથી કોઈ જાતની ઉમેદ તેણીનાં દેલમાં પૈદા થઇ નહતી.

આમુજબે તેણી ભારે અંદીશામાં બેઠેલી હતી—તેણી ઘણીજ ફિક્કી, દુબળી, અને ફેરવાઇ ગયેલી હતી—પણ તોયે કેવી મધુરી, કેવી ખુબસુરત તેણી હજી દેખાતી હતી! આમુજબે તેણી તે ઓરડામાં તદન એકલી બેઠેલી હતી—તેટલાં આહેસ્તેથી બારણું ઉઘડ્યું, અને કાર્લ ડે મૅન્સફેલ્ડટે તેણીનીસાંમે દેખાવ દીધો.





# પ્રકરણ ૯૩ મું.

## જવાન સૉફ્રાયાનો ઠરાવ.

આપણે આગળ જણાવી ગયાછિયે, કે કાર્લ તેણીને ઝરૂર મળવા આવવાનો પ્રયત્ન કરશે, એવી સૉફ્રાયા ઑપેનહીમ આશા રાખતીજ હતી: તેણી જોકે અતિશય દેલગીર હતી, તોયે કોઇ રીતે ઉસ્કેરાયલી નહતી, અને તેટલામાટે જ્યારે કાર્લે દેખાવ દીધો, ત્યારે તેણી કોઇબી રીતે ચોંકી કે અજાયબ થઇ નહીં: પણ પોતાના હિણભાગ્યને તાબે થઇને પોતે દ્રઢપણાંની ઢબે તેને આવકાર દેવાને ઉભી થઇ. તેણીના ફિક્કા પડી ગયેલા ગાલોઉપર આ વખતે પણ જરાબી રતાસ ચઢી આવ્યો નહતો; કે તેણીની આસ્માની મોટી આંખોમાં ખુશીનો ચળકાટ પ્રકાશી નિકળ્યો નહતો. તેણીના દેખાવ અને ઢબછબમાં એક જાતનો ચોકસ ઠસ્સો હતો—તે ઠસ્સો એવું દેખાતો હતો, કે તેણીનીતરફ ઘણી ખરાબ ચાલ ચલાવ્યામાં આવી હતી, તોયે જાણે તેણીને એમ લાગતું હતું, કે તેણીને ઇજા કરનારાઓ-ઉપર ખુદાનો કોપ ઉતરી ચુકેલો હતો, અને તેટલામાટે હવે ઠપકો આપવા, કે વેર લેવા-જેવું કશું બાકી તેણીનેમાટે રહ્યું નહતું. તોયે કાર્લને તો એમજ લાગ્યું, કે સૉફ્રાયા તેનીતરફ ભારે તિરસ્કાર અને ધિક્કાર દેખાડતી હતી; તે ઓરડાનાં બારણાંઆગળ ઉભો રહ્યો—અને શર્માયલો, નાઉમદે થયેલો, શું કરવું તેની તેને ખબર રહી નહીં.

કાર્લને દેખાઈતી રીતે અનાડીજેવો ઉભેલો જોઈ રખેને પોતે પણ પોતાનો ગભરાટ દેખાડી દે, એવી ફેકરથી સૉફ્રાયાએ પોતેજ બોલવા માંડયું "મારા લૉર્ડ, મારી મુલાકાત લેવાની તમારી શી મતલબછે? કદાચ તમો મારા બાવાજીને મળવા માંગતા હશો?"

તેના વાંકો લગાર ઓછા દુષ્ટ હતે, તો ઝરૂર આ ઉદાર દેલની જવાન બાનુઉપર જરા પણ અસર થતે, એમ ધારી અતિયંત શોકાતૂર, નિરાશ અને પસતાવાને સાદે તેણે જવાબ દીધો, "નહીં, સૉફ્રાયા, તારા બાવાને નહીં, પણ તુંનેજ હું મળવા આવ્યોછું. હું અર્ઝ કરૂંછું, કે ફક્ત થોડીજ 'મિનીટો' મારૂં બોલેલું સાંભળ!—કારણકે મને તુંને એક બાબત જણાવવાનીછે, કે જે તારા બાવાના અને તેના મિત્રોના લાભનીછે."

સૉફ્રાયા—"તમોએ અમોને જે નુકશાની કીધીછે, તેનો બદલો વાળવાને જો તમો નામદારના હાથમાં હોય, તો બોલો—હું તે સાંભળીશ. પણ મારા લૉર્ડ, ટુંકમાંજ તે જણાવજો: કારણકે હું તમોને ખાતેરીથી જણાઉંછું, કે જો તમે મને મળવાઆગમચ હું તમારી મુલાકાત લઇશ કે નહીં, એમ પુછાવતે, તો હું ચોકસ તમોને **નાજ** પાડતે."

કાર્લ—(ઘણુંજ દુઃખી દેલે) "સૉફ્રાયા, શું ત્યારે તું મને એટલો બધો ધિક્કારેછે? હું સારીરવેસે જાણુંછું, કે જો તું મને એક હડતા દુશ્મનતરીકે પણ ધિક્કારશે, તોયે તારી-તરફનો મારો પ્યાર તેથી જરા પણ ઓછો થનાર નથી."

સૉફ્રાયા—(ઘણાજ ભપકાથી અને અતિ ઠંડાં દેલથી) "મારા લૉર્ડ, પ્યાર શબ્દ તમે બોલતાજ ના. મારાં દેલમાંથી તે શબ્દ હવે હંમેશનેમાટે મરી ગયોછે પ્યારનો પાયો



( ચિત્ર ૩૮ મું. ) " આ દેખાવ જોઇ કાર્લે ન વર્ણવી શકાય એટલી ધારતીથી દુઃખનાં બેશ સાદે બોલ્યો, 'સુફેદ પુશાકવાળી બાનું ! ?" ( પાનું ૭૧૩ મું. )

એકબીજાતરફના વિશ્વાસ, અજાયબી, અને સારા વિચારઉપર રચાયલોછે: પણ જ્યારે તે પાયોજ ધસી જાયછે, ત્યારે તેઉપરનો ઇમલો ઝમીનદોસ્ત થઇ જાયછે. અને મારા લૉર્ડ, શું પ્યાર એક ધર્મ, અને એતબારજેવો પવિત્ર નથી?—પણ જ્યારે એક ખોટી મૂર્ત્તિને પ્યાર અર્પણ કર્યામાં આવેછે, ત્યારે આ એતબારનો શો અંજામ આવેછે? મારા લૉર્ડ, આકાશમાંથી ખરતા એક ચળકતા ખરતાતારાની પૂજા એક બીનકેળવાયલો જંગ્લી માણસ તેની-ઉપર વિશ્વાસ અને એતબાર રાખીને ધુંટણિયે પડી કરેછે; પણ જ્યારે ખરતાતારાની રોશની ગુમ થઇ જાયછે—જ્યારે તે આ પૃથ્વીઉપર આવી પડેછે, અને ત્યારે જણાયછે, કે તે તો ફક્ત એક કાળો થઇ ગયેલો પથ્થરછે,—ત્યારે તેની જે પૂજા કરવામાં આવી હોયછે, તેનું શું થાયછે! મારા લૉર્ડ, જ્યારે તમો મારીહઝુરમાં આવ્યા, ત્યારે આ બાબતવિષે જરા પણ વાત ન કરવાનો મેં ઠરાવ કર્યો હતો—અને તેબી વળી આટલી બધી લાંબી: પણ તમો તે શબ્દ બોલ્યા—અને વળી હું તમોને ચાહાતી નથી, એવા ઠપકાના શબ્દો જ્યારે તમોએ ઓચર્યા, ત્યારે મારો પ્યાર શામાંટે મરી ગયોછે, તે જણાવી મારીતરફનો બચાવ કરવાને મને ફરજ પડીછે. મારાં ભોલાં જવાન દેલથી થોડુંકઉપરજ હું બોલતી હતી, કે 'હું તમોને ચાહુંછું!' પણ મારા લૉર્ડ, તમોએ મારૂં હૈયું કચડીને તેનો સદંતર નાશ કરી નાખ્યોછે; અને તેટલામાટે તેમાંથી જો પ્યારજેવો શબ્દ બહાર નહીં નિકળે, તો તેનેમાટે તમોએ મને નહીં, પણ તમોને પોતાનેજ ઠપકો આપવો ઘટેછે!"

આ સઘળું સૅાફાયા ઑપેનહીમ એવા ઠંડા, ધીમા, કંટાળાભરેલા સાદે બોલી, કે તેથી જણાતું હતું, કે હવે તેણીનાં દેલમાં કોઇરીતની આશાજેવું બાકી રહ્યુંજ નહતું—અને આ વેળા તેણીનો ચેહેરો તદ્દન શાંત હતો—તેણી કોઇ રીતે ઉસ્કેરાયલી નહતી—તોયે તેણીના આ સઘળાં બોલવામાં અને દેખાવમાં ઘણી દયા દેખાડનારી લાગણી સમાયલી હતી.

અર્લ—(દુઃખથી બંધે હાથો સાથે જોડીને) "ઓ મારા ખુદા! આ શબ્દો સાંભળવા, અને તેથી નાસેપાસીમાં ગરક જવું, મારે મનથી અતિશય કાતેલ ઝેહેરજેવુંછે! સૅાફાયા, હું ખુદાપાસે માંગી લઉંછું, કે મારેમાટે તારાબાગમાં આશાનું ફક્ત એકજ કિરણ રહ્યું હતે! અગરજો તેં મને હમણાં સખ્ત ઠપકો આપ્યો હતે—જો તું મારીઉપર ઘણીજ ગુસ્સે થઇને ઉસ્કેરાઇ હતે—તેં મને નઠારામાંનઠારા શબ્દોથી ધોઈ નાખ્યો હતે—તો તે જુદીજ વાત હતી! તો તું મને ધિક્કારેછે એવી તેથી મારી ખાતેરી થઇ હતે—તેથી હું પણ ગુસ્સે થઇ મારો તારીતરફનો પ્યાર ભુલી જવા પામતે! પણ જ્યારે હું તારીતરફથી સાંભળુંછું, કે તું મને ધિક્કારતી નથી—પણ મારીઉપરનો તારો વિશ્વાસ અને સારો વિચાર ઉડી જવાથી તું મને ચાહાતી બંધ પડીછે—અને હવે મારે તારો પ્યાર પાછો મેળવવાને જરા પણ આશા રાખવી નહીં—ત્યારે મારે હવે એમજ સમજવું, કે આપણ બંધેવચ્ચેનો સંબંધ સદંતર દુર થયેછે, અને હવે હું જો તારો વિશ્વાસ, તારો મારાવિષેનો સારો વિચાર પાછો મેળવવાને જો મારેથી બનતી કોશેશ કરૂં, તોબી——"

સૅાફાયા—(ઘણાજ તોરથી તેને બોલતો અટકાવીને) "બસ, મારા લૉર્ડ, હવે ઘણું થયું, બંધ કરો! હું હવે તમારીતરફથી આવી ભાષા સાંભળવા માંગતી નથી. તમોએ પૉર્ટ-સઈમખાતે જે સર્વે કર્યુંછે, તેથી હું પુરેપુરી માહેતગારછું,—તમોએ કાગઝપત્રોનો કેવીરીતે

નાશ કર્યો—કેવીરીતે રાજાતરફથી મળેલી લાંચ તેનીઉપર પાછી ફેંકી—અને કેવીરીતે તમોએ બંદીખાનું સેવ્યું, તે દરેકેદરેક બાબતની મને ખબર પડીછે. મારા લૉર્ડ, ખચિત આ સઘળું બતલાવેછે, કે તમોએ ઘણો પસ્તાવો કીધોછે: પણ જોકે ગુનાહપછી પશ્ચાતાપ થાય, તોયે દેલતો ફક્ત તે અપરાધીની દયા ખાઇનેજ રહે, પણ આગળો વિશ્વાસ અને સારી લાગણી તો કદી પાછી આપી શકે નહીં."

એક ધીમા કાકલુદીભરેલા આવાઝસાથે, અને અતિયંત દુઃખી ચેહેરાસાથે કાર્લે કહ્યું; "સૉફાયા, તારે તું શું એક નિર્દયમાં નિર્દય ઔરતતરીકે ગણાવા માંગેછે?"

સૉફાયા—"મારી લાગણીઓ એક ઔરતનાજજેવીછે, અને હું પણ તેની અસરપ્રમાણેજ વર્તુંછું. મારેથી જુદી રીતે વર્તેએવી એક પણ ઔરત શું તમો મને દેખાડી શકશો?"

કાર્લ—(અધિરાઇથી) "અરે, સૉફાયા, જો તારી ચાલચલણને બીજી ઔરતની ચાલચલણસાથે સરખાવ્યાથી તારૂં દેલ પિગળાવી શકાતું હોય——"

સૉફાયા—"મારા બાવાએ જે ખમ્યુંછે—તેના મિત્રોએ જે ખમ્યુંછે—મેં જે તમારેથી ખમ્યુંછે તેટલું બીજા કોણે ખમ્યુંછે, કે તમો તેની સરખામણી મારીસાથે કરી શકો?"

કાર્લ—"સૉફાયા, સાંભળ! એક જણી એવીછે, કે જેણીનીતરફ પણ મેં પ્યાર દેખાડયો હતો, અને તેછતાં તેણી જાણેછે, કે મેં તેણીને ખરેખર કદી ચાહી નહતી—જ્યારે સૉફાયા, મેં તુંને તો ખરા પ્યારથી ચાહી હતી, અને હજી પણ તારા પ્યારમાં દીવાનો થયેલોછું! હવે આ બનાવમાં તો તારાકરતાં તેણીને વધારે ફરિયાદ કરવાનુ કારણ મળેલુંછે, છતાં તેણીએ જોકે મને કાંઇ બીલકુલ મુઆફ તો નથી કીધું, તોયે એક ભલા ફેરેસ્તાતરીકે પોતાને પુરવાર કીધીછે."

સૉફાયા—"મારા લૉર્ડ, બીશક તમો કાઉંટેસ વૉન ઍલનસ્ટીનબાબે એસારો કરોછો." પોતાની એકવારની હરીફનું નામ બોલતાં, ઘડીભર તેણીના ચેહેરાઉપર દુઃખની નેશાની પ્રગટ થઈ નિકળી, અને તેણીનો આવાઝ ધ્રુજતો જણાયો: પણ ઔરતજાતની તે કુદર્તી નબળાઇ ફક્ત એક પળવારજ રહી—એક ઉડતા ઓળાજેવી માત્ર ક્ષણભંગુરજ દેખાઇ; અને પછી તે તરત દુર થઇ ગઇ.

કાર્લ—"હા—હું મરાયા વૉન ઍલનસ્ટીનનેમાટેજ એસારો કરૂંછું. કદાચ તુંને ખબર તો પડી હશે, કે હવે મારા બાવા વધુ વાર હયાત નથી——"

સૉફાયા—"મને તેની ખબરછે." આ વખ્તે પળવાર તેણીના દેખાવમાં અને આવાઝમાં દયાની લાગણી ઉભી થયેલી જણાઇ. તોયે તેણી પોતાનીતરફથી તે માઠા બનાવમાંટે દેલસુંઝી દેખાડવાવગર રહી નહીં, કારણકે જો તેણીનો પોતાનો બાપ જો તે વેળા મુવેલો પડેલો હતે, તો તેણીને કેટલું બધું લાગતે, તેનો તેણીને તે વખ્તે વિચાર આવ્યો.

કાર્લ—"મારા પિતાજીની માંદગી વેળાએ મરાયા વૉન ઍલનસ્ટીને છુપી રીતે એક હઝારગણી મેહરબાનીઓ અમારીતરફ દેખાડીછે. પણ ફક્ત એટલુંજ નથી! તેણીએ પોતે એટલુંવટીક કબુલ કરી દીધુંછે, કે હું સંજોગોનો ભોગ થવા પામ્યો હતો; અને જોકે તેણી

હવે મારીતરફ વધુ વાર પ્યાર ધરાવતી નથી, તોયે તેણી એમ માનેછે, કે હજી ભવિષ્યમાં તેમ થવાની આશાછે. નહીં, વળી એટલુંજ નથી! તેણી પોતાના ઉમદા અને અમીરી ખવાસનેલીધે તારીતરફ હવે દેલસુઝી ધરાવેછે—તુંને ચાહેછે—અને તુંને એક સઇતરીકે બધલગીરી કરવાને આતુર રાખેછે. તેણી એમ માનેછે—અને એવી આશા રાખેછે, કે હજી પણ તુંને સુખ મળશે; અને તે આશાને પરીપૂર્ણ કરવામાંટે તેણીએ પોતાથી બનતું કર્યું છે. સૉફ્રાયા, આ જો!—મારાં પાપી કામોથી જે નુકશાની હું તુંને કરવા પામ્યો હતો, તે નુકશાની દુર કરવામાંટે તેણીએ મને આ દસ્તાવેઝ આપ્યોછે, એવી નેમથી, કે તે હું પોતેજ પહોંચાડું! તારી સ્વદેશીભૂમિના દરવાઝા તારા બાવાનેમાંટે અને તેના મિત્રોનેમાંટે પાછા ખુલ્યાછે:-તેઓ સઘળાઓને મુઆફી બખ્શવામાં આવીછે!"

આ સાંભળી સૉફ્રાયા ચોંકી: તેણીના ફિક્કા પડી ગયેલા ગાલોઉપર સ્હેજ રતાસ ચઢયો—અને તેણીની આસ્માની આંખોમાં અજાયબી અને ખુશહાલીનો ચમકાટ દેખાયો. પણ આ સઘળું ઉસ્કેરાવાનું ઘડીભરનુંજ હતું: અને જ્યારે તેણીએ તે દસ્તાવેઝ કાર્લના હાથમાંથી લઇને ઉતાવળથી તપાસ્યો, કે પછી આગળનીજપેઠે એક સંગેમરમરનાં પૂતળાનીમુવાફેક બહારથી ઠંડા દેલની થઇ ગઇ.

સૉફ્રાયા:—"તમોએ મારી અને કાઉંટેસ વૉન ઍલનસ્ટીનની ચાલચલણવચ્ચે મોકાબલો કર્યોછે: પણ તે મોકાબલો તમોએ બરાબર કર્યો નથી. કાઉંટેસને તો પોતામાંટેજ ખમવું પડયુંછે, અને કોઈ બીજાઓનેમાંટે નહીં; તમોએ જે અપરાધ કીધોછે, તે તેણી સારીરવેસે જાણેછે—પણ તેણીનીમઆરેફતે કાંઇ તેણીના પિતાને અને તેના મિત્રોને મારીપેઠે ખમવું પડયું નથી!" અત્રે સૉફ્રાયાનો સાદ ધ્રુજતો હતો, અને તેણીની આંખોમાંથી નવધાર આંસુઓ વરસતાં હતા. "અરે! હું બચિત કાઉંટેસની ઘણી, ઘણીજ આભારીછું! હા—જે અમીરી ઉમદા ખવાસ તેણીએ બતલાવ્યોછે, તેમાંટે હું પોતે જાતે તેણીનીરૂબરૂમાં જઈ મારી ઉપકારની લાગણીઓ જણાવીશ. પણ તેણી મારે અને તમારેમાંટે જે આશા હજી રાખેછે," ત્યાં સૉફ્રાયાનો આવાઝ પાછો લગાર કરડો થયો, "તે તો કદી પણ પાર પડવાની નથી! નહીં—કદી નહીં!" એમ બોલી તેણીએ પોતાની આંખોમાંના આંસુઓ લુછી નાખ્યાં.

કાર્લ—"સૉફ્રાયા, એક શબ્દ વધુ સાંભળ!—એક છેલ્લોજ શબ્દ!" આ વેળા તેનો પોતાનો સાદ પણ સૉફ્રાયાનીજપેઠે ધ્રુજતો હતો. "જ્યારે મને જે કેહેવુંછે, તે હું તુંને જણાવી રહું, પછી જો તું મને જણાવશે, કે મારે જરા પણ આશા રાખવી નહીં, તો હું તે તારા ઠરાવને નમીશ—અને ફરીથી, સૉફ્રાયા, આ દુનિયામાં આપણે કદી પણ પાછાં ફરીથી મળીશું નહીં! મારા બાવાની લાશને તેવણની છેલ્લી આરામગાહમાં સુવ્યાપછી, હું લડાઇનાં મયેદાનમાં જતો રહીશ. ત્યાં ટર્કી અને તેનીસાથનાં બીજાં એકસંપી રાજ્યોનીતરફેણમાં એક વધુ મુશિપન તલવાર ઉમેરાશે. તું મને જરા પણ આશા આપે, કે તું મને નાઉમેદીમાં ડુબાડે, તોયે મારો હાથ તો એકસરખીજ ઉલટથી મારી તલવાર ફેરવશે. અગરજો તું મને આશાસાથે જવા દેશે, તો હું મારૂં નામ કાહાડવાનો પ્રયત્ન કરીશ, કે જેથી મારાં આગળાં, કાળાં કરતુકો ઢંકાઇ જશે; અને જે હાથ મેળવવાને હું ઉમેદવારછું, તે હાથ મેળવવાને ભાગ્યશાળી થઇશ: પણ તેનેબદલે તું જો મને નિરાશ કરીને મોકલશે,

તો જ્યાં ભારે જંગ ચાલતું હશે, ત્યાં હું બેધડક ધસ્યો જઇશ, કે જેથી દુશ્મનોની જેટલી ખરાબી મારેથી થાય, તે કરીને મોતને શરણ થઈશ, અને તેથી તેં મને જે કરવાની ફર્ઝ પાડીછે, તેમાટે મને સધિયારો મળશે."

તેનું આ સંભાષણ સાંભળી તે જવાન છોડીને દેખાઈતીરીતે દેલમાં લાગતું હતું: તેણીના હોઠો ધ્રુજતા હતા: તેણીના ગાલોઉપર સ્હેજ રતાસ ચઢતો ને પાછો જતો રેહેતો હતો: અને દેખાઇતીરીતે તેણીનું શરીર કાંપતું હતું. કાર્લનાં દિલમાં તે સઘળું આવ્યું: અને તેનો શક આ વખ્તે નહીં કલપી શકાયએવો હતો. જાણે આશા અને ધાસ્તીવચ્ચે કલેજાંફાડ ભારે લડાઈ ચાલતી હતી. પણ અરે! જ્યારે તેણે જોયું, કે તેણીના હોઠો ધ્રુજતા બંધ થયા હતા—તેણીના ગાલોઉપરનો રતાસ ઉડી જઇ તે પાછા ફિક્કા ફચ થઇ ગયા હતા—તેણીનું દેલ કાંપતું બંધ પડ્યું હતું—અને તેણી સંગેમરમરનાં એક પૂતળાંનીપેઠે ફરી એકવાર થંભ ઉભી હતી—ત્યારે તેનાં દેલમાં જે દુ:ખ, સંતાપ, ધાસ્તી, શક, વગેરે પૈદાં થયાં, તેનું વર્ણન કરવુંજ ફોકટછે. તેનું દેલ જાણે અંદરથી આ વખ્તે મરીજ ગયું હતું.

**સૉફ્રાયા**—"નહીં, મારા લૉર્ડ, તમો જે આશાની વકી રાખોછો, તે હું તમોને આપી શકતી નથી! પ્યાર તો મારાં હૈડાંમાંથી સમુળગો મરી ગયોછે. પણ આટલુંતો હું તમોને જણાવીશ—કે હવેપછીથી હું તમારી શત્રુ નથી! તોયે આ મારા કેહેવાથી તમોએ જરા પણ આશા ન રાખવાની, મારા લૉર્ડ, સંભાળ લેવી: અગરજો તમે તેમ ધારશો, તો તેમાં મોટી ભુલથાપ ખાશો! જેવીરીતે એક જોગણ પોતાની જોગણુશાળામાં એકાંત અને એકલી રેહેછે, તેમ હવે મારૂં દેલ પણ મારાં શરીરમાં એક જોગણનીજપેઠે રેહેશે. કાર્લ, હું આ નામથી હવે તમોને છેલ્લીજવાર બોલાવીશ, તમો હવે જાઓ! જાઓ—અને ખુદા કરેને તમારી ભવિષ્યની કીર્ત્તિનો ઝળકાટ તમારાં આગળ કીધેલાં, તમારાજ શબ્દોમાં કહું, તો કાળાં કરતુકોને ઢાંકી નાખે! જાઓ—લડાઇની રણભુમિઉપર જાઓ!—અને ખુદા કરેને જેમ તમે ઇચ્છોછો, તેમ તમારૂં મોત જવાનીમાંજ ન આવે, પણ તમો ભારે કીર્ત્તિ ખાટી આ દુનિયામાં નામ કાહાડો! કાર્લ, જાઓ!—જોકે આ મારા હોઠોમાંથી હું તમોને ચાહુંછું, એવા શબ્દો તો હવે કદી નિકળનાર નથી, તોયે મેં તમોને મુઆફ કીધુંછે, એવા શબ્દો નિકળશે!"

જેમજેમ તેણીનું બોલવું પુરૂં થવા આવ્યું, તેમતેમ તેણીનો આવાઝ વધારેનેવધારે ધ્રુજતો ગયો—સૉફ્રાયાએ છેલ્લી સલામ કરવામાંટે પોતાનો હાથ હલાવ્યો—અને બીજીજ પળે તેણી કાર્લની નઝરોઆગળથી જતી રહી.

**કાર્લ**—"થોભ! ખુદાનેખાતેર જરા થોભ!" ભારે દુ:ખના આવેશમાં તે બોલ્યો, અને જે બારણાંવાટે સૉફ્રાયા અંદરના ઓરડામાં જતી હતી, તેતરફ ધસ્યો: પણ તેણીએ તેની આ માંગણી કબુલ રાખી નહીં—તેની કાકલુદીભરી અર્ઝઉપર તેણીએ કશું ધ્યાન આપ્યું નહીં; પણ તરત બારણું બંધ કરી તેને કળ દીધી.

કાઉંટ ડે મૅન્સફેલ્ડટ એક કુરસીઉપર પડ્યો, અને એક બચ્ચાંનીપેઠે ડચકાં ખાઇ રડવા લાગ્યો. એક બચ્ચાંનીપેઠે!—કે જેવીરીતે બાળપણામાં એક બચ્ચાનું દેલ સ્હેલથી ઉશ્કેરાયછે, પણ તેનાં પોતાનાં બચપણમાંતરીક કાર્લ આવીરીતે દુ:ખથી રડયો નહતો. આમુ-

જાણે તે કાલજું ફાડી નાખે એવો પોતાનાં દુઃખનો ઉભરો કાહાડતો કેટલીક "મિનીટો"-સુધી ત્યાં બેસી રહ્યો. પણ યાદ રાખવું, કે ભારે તુફાનપછી હંમેશાં શાંતી થાયછે; અને જેમ વધારે ભયંકર તુફાન, તેમ વધારે જલ્દી શાંતી પથરાયછે. તેનાબાબમાં પણ હાલ તેમજ હતું. તેનાં ડચકાં ખાવાનાં બંધ પડયાં—તેણે પોતાની આંખોમાંથી વરસતાં આંસુઓ લુછી નાખ્યાં—પણ ભારે, અતિશય ભારે નિરાશી તેનાં દેલમાં રહી ગઇ.

તે તેણીનું ઘર છોડી ગયો; અને પોતાનાં "હૉટેલ"માં પાછો ફર્યો. ત્યાંથી તેણે કાઉંટેસ વૉન ઍલનસ્ટીનઉપર એક કાગળ લખી મોકલ્યો, અને તેમાં પોતાની અને સૉફાયા ઑપેનહીમનીવચ્ચે જે બન્યું હતું, તે સર્વે લખી જણાવ્યું. સાંજના તેને આ કાગળનો પાછો જવાબ મળ્યો. મરાયા જેવી દેલની ઉદાર હતી, તેવીજ ઉદાર અને ભલી લાગણીઓથી તેણીએ આ જવાબ લખ્યો હતો; અને તે કાગળમાં તેણીએ કાર્લને વગર વખ્ત ખોવે ક્રિમિયાની લડાઇનાં મયેદાનમાં જવાની ભલામણ કીધી હતી: એક બહાદુર માણસનીપેઠે પોતાનાં નસીબને તાબે થવાની તેણીએ તેમાં તેને સલાહ આપી હતી; અને સૉફાયા ઑપેનહીમતરફની સઘળી આશાઓ છોડી દેવાને તેણીએ તેને જણાવ્યું હતું. આઉપરથી કાર્લે તરત જાણ્યું, કે તે બંધે બાનુઓવચ્ચે મુલાકાત થઇ હતી, અને કાઉંટેસ વૉન ઍલનસ્ટીને તેનીતરફથી ગમેએટલું સમજાવવાછતાં કરનલની બેટીએ પોતાનો મક્કમ ઠરાવ ફેરવ્યો નહતો.

પોતાના બાપને દફન આપવાના વખ્તસુધીજ કાર્લ ફ્રૅંકફૉર્ટમાં થોભ્યો; અને પછી તે આ શેહેર છોડી ગયો. તેણે ફરીથી કાઉંટેસ વૉન ઍલનસ્ટીનની કે સૉફાયા ઑપેનહીમની મુલાકાત લીધી નહીં: તોયે શાંત હૈડે તે આ શેહેર છોડી ગયો, કારણકે હવે વધુ નિરાશ થવાજેવું તેનેમાટે કાંઇ બાકી રહ્યુંજ નહતું !

કાઉંટ ડે મૅન્સફેલ્ટથી હવે થોડી વાર આપણે રજા લઇ, કાવત્રું રચનારાઓનું શું થયું, તે તપાસ્યે. પોતાની અને કાર્લનીવચ્ચે જે બન્યું હતું, તે સઘળું સૉફાયાએ પોતાના બાપને બોલેબોલ જણાવ્યું; અને તેણીની વર્ત્તણૂક તે બુઢા કરનલને ઘણી પસંદ આવી—તોયે ગમેએટલો દયાળુ દેલનોછતાં તેને ઘણીજ નાખુશીથી કબુલ કરવું પડયું, કે તે કદી પણ પોતાની બેટીનો હાથ એક વિશ્વાસઘાત કરનાર પુરૂષને આપતે નહીં, કરનલે અને તેનાં સર્વે મિત્રોએ ખુશીથી પોતાને બખ્શવામાં આવેલી મુઆફી કબુલ રાખી, કે જેથી તેઓને પ્રુશિયન શેહેરીઓતરીકેના હકો પાછા મળ્યા હતા: જ્યારે કાર્લ અને સૉફાયાવચ્ચે મુલાકાત ચાલતી હતી, તેજ વેળાએ હવે શું કરવું, તેની યોજનાઉપર મસલહત ચલાવવાને તેઓ એકઠા મળ્યા હતા. ફકત "સૉલિસિટર" માઇકેલસેન તે વેળા હાજેર નહતો. તેણે તો તરત પૉટસડૅમ જઇને પોતાનાં આગળાં કામઉપર મંડવાનો ઠરાવ કર્યો હતો: પણ કરનલ ઑપેનહીમે, શુરા આર્ઇલૉએ, કાઉંટ આવ હેટલિને, બૅરન રૂડૉસસ્ટાડટે, અને વાઇકાઉંટ ગૉશિનેને તો જંગનાં મયેદાનમાં ઝીપળાવી ટર્કીની અને તેનીસાથવાળાં એકસંપી રાજ્યોનીતરફથી પોતાની પ્રુશિયન તલવારોનો ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો. આ ખબર સાંભળીને સૉફાયા ઘણીજ આતુરતા અને પોતાના પિતાતરફના પ્યારથી એક અર્ઝ કરવાનો વિચાર કરતી હતી: પણ તેણીએ પોતાને તેમ કરતાં અટકાવી—

એક વિચાર તેણીનાં મનમાં ઉભો થયો, અને તેટલામાંટે તેણીએ પોતાની અર્ઝ ઝાહેર ન કરવાનો ઠરાવ કર્યો. પણ પોતાની બેટીનાં દેલમાં શું થતું હતું, તે કરનલ ઑપેનહીમ તરત ચેતી ગયો; અને થોડીક વાર ભારે વિચારમાં મશ્ગુલ રેહેવાપછી તેણે તેણીને પોતાની છાતીસાથે વાહાલથી દાબી, અને બોલ્યો, “હા, મારાં અતિ વાહાલાં બચ્ચાં! તું મારીસાથે આવજે. તેં જે ઉમદા ચાલ કાઉંટ ડે મૅન્સફેલ્ડટતરફ ચલાવીછે, તે જાણ્યાપછી હું કદી પણ એમ ધારૂં નહીં, કે તારી મતલબ તે શખ્સનીપુઠે જવાનીછે. હું એમ ધારીને તારી ભલી નિશ્ટાને અપમાન કરવા માંગતો નથી. હા—તું મારીસાથે લડાઇની જગ્યાએ બીલાશક આવજે! મારાં અતિ પ્યારાં બચ્ચાં, જ્યાંસુધી મોત આપણને છુટાં પાડશે નહીં, ત્યાંસુધી આપણ કદી પણ છુટાં પડનાર નથી.”





## પ્રકરણ ૯૪ મું.

### સ્વીબૉર્ગ અને શેરનાથા.

હવે આપણી વાર્તાની જગ્યા થોડોક વખતસુધી યુરોપના બીજા ભાગતરફ લઇ જઇશું.

જો વાંચનાર નકશામાં જોશે, તો તેને માલુમ પડશે, કે ફિનલાંડનો અખાત બાલ્ટિક સમુદ્રથી પૂર્વતરફ લંબાયલોછે, અને રશિયાના એસ્થોનિયન પ્રગણાંને ફિનિશના મુલકથી છુટો પાડેછે. ફિનલાંડના અખાતને છેડે અને નીવા નદીનાં મુખઆગળ—કે જે નદીઉપર સેંટ પીટર્સબર્ગનું બાદશાહી શેહેર આવેલુંછે—ત્યાં ક્રૉનસ્ટાડટનો ટાપુ આવેલોછે. જેવીરીતે દક્ષિણે સેબાસ્ટૉપૉલછે, તેમજ ઉત્તરે આ જગ્યા રશિયાનું મોટું લશ્કરી મથક ગણાયછે. ૧૮૫૪ અને ૧૮૫૫ નાં બંધે સાલોમાં, ઇંગ્લાંડે એક ઝબરદસ્ત દરિયાઇ કાફેલો બાલ્ટિક સમુદ્રતરફ મોકલ્યો હતો. છેક ક્રૉનસ્ટાડટનીસાંમે તુલિક આ કાફેલો આગળ વધી ગયો હતો, કે જે વેળા તેનીસાથે ફ્રેંચ વહાણોનો એક બળવાન કાફેલો પણ હતો: પણ આ બંધે કાફેલાના વડા દરિયાઈ સેનાપતિઓને આ તોપખાનું હમલાથી નહીં લેવાઇ શકાયએવું મઝબુત લાગવાથી, તેઓએ તેઉપર હલ્લો કર્યો નહીં. બે હઝાર વારસુધી ગોળા ફેંકી શકેએવી મોટી તોપોવાળા આવા ઝબરદસ્ત કાફેલાઓસાંમે મથક ટકી શકે કે નહીં, તે કામને આપણી વાર્તાસાથે કશી નેસ્બત નથી; તેઉપર તકરાર ચલાવવાનું કામ રાજદ્વારી પત્રોનુંછે. પણ આટલું તો ચોકસછે, કે ક્રૉનસ્ટાડટનીસાંમે કશો પણ દુશ્મનાઇ હમલો ઉપલાં બે વર્ષોદરમેઆન લઇ જવાનો પ્રયત્ન કર્યામાં આવ્યો નહતો.

ફક્ત બાલ્ટિકના રશિયન બારાંને ઘેરીને, અથવા તે સમુદ્રમાં ફર્યા કરીને પોતાના ઉત્તમ કાફેલાએ જે વખ્ત ગાળી કાહાડ્યો હતો, તેથી બ્રિટિશ રૈયત ઘણી ગુસ્સે થઇ હતી. અને તેઓનો આ ગુસ્સો જોઇને બ્રિટિશ દરિયાઇ સેનાપતિએ તેતરફ રશિયનોને કોઇ પણ રીતે એક ફટકો લગાવવાનું વાજેબી ધાર્યું.

ફિનલાંડના દક્ષિણ કોસ્ટાઉપર સ્વીબૉર્ગ—હેલસિંગફૉર્સનું શેહેર આવેલુંછે. સ્વીબૉર્ગનો ખરો અર્થ તો હેલસિંગફૉર્સનાં શેહેરતરફના માર્ગમાં તેના બંચાવનેમાંટે આવેલા ટાપુઓના સઘળા કેલ્લાઓનું એક સાધારણ નામછે,—આ શેહેર કામકાજ તેમજ મોઝશોખનેમાંટેનું એક મથકછે, અને તેને ફિનલાંડનાં રાજધાની શેહેરતરીકે પણ ગણી શકાય. તેની વસ્તી ફક્ત આસરે ૧૭,૦૦૦ માણસોની બનેલીછે: અને તે એક મોટું દરિયાઈ લશ્કરી મથકછે, કે જેમાં દરિયાઇ વડા સેનાપતિનું મકાન, ગોદીઓ, તોપખાનાંઓ, દારૂગોળાના ભંડારો, અને એક આખા કાફેલાને પુરા પાડી શકાયએટલા લડાઇનાં સામાનના કોઠારો, વગેરે આવેલાં હતાં. આવી એક જગ્યાના બંચાવનેમાંટે કાંઇ જેવોતેવો બંદોબસ્ત તો રાખ્યામાં આવ્યો નહીંજ હોય, એ તો કોઇ પણ સેહેલાઇથી સમજી શકે; વળી આ જગ્યા કુદર્તીરીતે એવી આવેલીછે, કે ત્યાં બંચાવનાં બાંધકામો પણ સારા પાયાઉપર રચી શકાય. જ્યાંજ્યાં પણ છુટાછુટા નક્કર ખડકો હતા, અને જે દરિયાની સપાટીથી જુદીજુદી ઉંચાઇએ

આવેલા હતા, ત્યાંત્યાં સઘળે બંચાવનાં બાંધકામો ઉભાં કર્યાંમાં આવેલાં હતાં. આ ખડકો રશિયનોએ એવીરીતે કાપી કાહાડેલા હતા, કે તેઓનો દેખાવ જાણે ઉંચી પીઠસાથના બેસ્વાના "સોફા" કે કુરસીઓ હોય:—બેસ્વાની બેઠકોઉપર મઝબુત તોપખાનાંઓ ઉભાં કર્યાંમાં આવેલાં હતાં: અને પીઠતરફથી ઉંચી દીવારો આવેલી હોવાથી તેતરફથી સેહેલાઇથી હલ્લો લઈ જવાયએમ નહતું, સેવાયકે તોપના ગોળાઓને બરાબર સીધી લીટીમાં ફેંકવામાં આવે. હવે માર્ગમાં આવાં મઝબુત બાંધકામો હોવાથી દુશ્મનનો કાફલો જો હેલસિંગ-ફૉર્સઉપર હલ્લો લાવવાનું બિડું ઝડપે, તો તેને પ્રથમમાં આ બાંધકામો છતી લેવાં જોઇએ,

બ્રિટિશ અને ફ્રૅંચ કાફલાઓમાં મોટી સંખ્યામાં "ગન-બોટ્સ" અને બીજાં ન્હાનાં લડાયક બારકસો હતાં; અને તેઉપરથી એક્સંપી રાજ્યોના સેનાપતિઓએ સ્વીઑર્ગ-ફૉર્સઉપર તોપોનો મારો ચલાવવાની કોશેશ કરવાનો ઠરાવ કર્યો. તેટલાઉપરથી આપણે આ બાબત જણાવ્યે છિયે, તે વર્ષના, યાને ૧૮૫૫ નાં સાલના ઑગસ્ટ માસની ૯ મી તારીખે સવારના, બ્રિટિશ અને ફ્રેંચ વહાણોની એક સંખ્યાએ સ્વીઑર્ગનીસાંમે આવી પોતાની જગ્યા લીધી, અને પછી ન્હાનાં બારકસોએ ગોળાઓ પહોંચી શકે એટલે નઝદીકસુધી આવીને હમલો શરૂ કર્યો. અડતાળીસ કલાકોસુધી તેઓએ આ જગ્યાઉપર લોખંડી વરસાદ વરસાવ્યો. ગોળાઓ અને તોપોના સપાટામાં જેબી સળગી ઉઠેએવી ચીજો આવી તે દરેક બળી ગઇ. ઘણીજ અચ્છી અને ઉમદા નેમથી બ્રિટિશ અને ફ્રેંચ ખલાસીઓએ તોપો છોડી; અને જે હઝારો ખાનાખરાબીના ગોળાઓ, બાણો, વગેરે સ્વીઑર્ગના કોટો, દારૂખાનાંઓ, અને તોપખાનાંઓઉપર છોડવામાં આવ્યાં હતાં, તેથી દુશ્મનની ભયંકર ખરાબી થવા પામી. આટલુંછતાં હેલસિંગફૉર્સ શેહેરના કેનારાઉપર ઉંચે પુષ્કળ રશિયન અને ફ્રિનિશ બાનુઓ કલાકનાકલાકોસુધી ઉભી રહી, તોપોનો આ મારો નિહાળતી હતી, જાણે તેઓની ગમતનેખાતેરજ આ દેખાવ કર્યામાં આવતો હોય; કારણકે હજીસુધી એક પણ ગોળો ખુદ શેહેરમાં પહોંચી શક્યો નહતો—અને આ રૂપાળી બાનુઓના કોઇનાં પણ રોનકદાર મકાનને તેથી જરા પણ નુકશાની થઈ નહતી.

જેવી સરસ નેમથી ગોળાઓ ફેંકવામાં આવતા હતા, તેવીજ સરસ હુશિયારીથી આ ફ્રેંચ અને ઇંગ્રેજી ન્હાનાં બારકસોને ચલાવવામાં આવતાં હતાં. જોનારાઓને એમ લાગતું, કે તેઓ જાણે ન્હાના ચકરાવામાં ગોળનેગોળ ફર્યા કરતાં હોય—તેઓ જરા પણ થોબતાં નહીં, પણ ચાલુ ફર્યાજ કરતાં હતાં. જોકે રશિયનો તેઓના મારાનો જવાબ તેઓઉપર પોતાની તોપો છોડીને આપતા હતા, પણ આ ન્હાનાં બારકસો હરદમ ફરતાંજ અને હાલતાંજ રેહેવાનેલીધે આ અડતાળીસ કલાકોનાઅરસામાં તેઓઉપરના એક જણની પણ કઝા થઇ નહીં. જયારે દુશ્મનોનાં દારૂખાનાં અને ગોદીઓ ભાંગીને ભુકો થઇ જતાં હતાં—જયારે ભારે ગગડાટસાથે દારૂગોળાના ભંડારો ઉડી જતા હતા—અને જયારે લડાઇની સામગ્રીથી અને હથિયારોથી ઠસોઠસભરેલાં મોટાં મકાનો બળીને ઝમીનદોસ્ત થઇ જતાં હતાં—ત્યારે બ્રિટિશ અને ફ્રેંચ "સેલર"બાવાઓ કોઇ પણ જાતની નુકશાનીથી નિરાળા રેહેલા હતા. સ્વીઑર્ગનાં તોપખાનાંના એક ભાગમાં કાપેલાં અને સુકાં લાકડાંઓને એક ગંજાવર મોટો જથો ભરી રાખેલો હતો; અને આ જથાનીવચ્ચે એક બળતો બાણ ઉડીને જઇ પડયો. તરતજ ત્યાં ભડકો ઉઠયો, અને એક ઝબરી ભારે આગ લાગી. પણ

અડતાળીસ કલાકો વિત્યાકેડે તોપનો મારો બંધ થયો ; અને એકસંપી રાજ્યોના કાફેલાઓએ સ્વીબૉર્ગનીસામેથી પાછા ફરવા માંડયું. કેલ્લાઓને તો કાંઈ જીવજેવી નુકશાની થઇ નહીં: પણ તોપખાનાંની ભારે ખરાબી થઈ.

હવે ફરી એકવાર આપણે ક્રિમિયાતરફ પાછા ફર્યે—કે જ્યાં સ્વીબૉર્ગઉપરના તોપના મારાપછી ફક્ત થોડાજ દહાડા રહીને લડાઇનો એક બીજો યાદગાર બનાવ બનવાની સરજત હતી.

તારીખ ૧૬મી ઑગસ્ટને દિને સવારનાં પરોઢિયાંમાં શેરનાયા નદીના આખા કેનારાઉપર ચોકીમાટે રાખવામાં આવેલા ફ્રેંચ સંત્રીઓને એમ જણાયું, કે સ્હેજ થયેલાં ઝઝકળાંમાં સાંમેના કેનારાઉપર માણસોના આકારના ઓળાઓ ઉતરી આવતા હતા. આઉપરથી તે ફ્રેંચ સેપાહોએ તેઓને ટોકયા: પણ તેઓતરફથી કશો જવાબ ન મળવાથી, તેઓઉપર ગોળીઓ છોડવામાં આવી. શેરનાયાની ઉપરની ટેકરીઓવચ્ચે આ બંદુકો ફુટવાના આવાઝનો પડઘો થયો : અને પછી સઘળું ચુપચાપ થઇ ગયું—તેમજ વળી પેલા નાસ્તા આકારો પણ વધુ વાર દેખાયા નહીં. આસરે દશ "મિનીટો "માં આ ચુપકીદી તુટી, અને થોડે દુર બહુંકો ફુટવાના આવાઝો સંભળાયા ; ફ્રેંચ સંત્રીઓએ પોતાના અનુભવી કાનોથી જાણ્યું, કે બંદુકો ચોકાસીમાંટે રાખવામાં આવેલા સાર્ડિનિયન લશ્કરના સેપાહોતરફથી ફોડવામાં આવતી હતી, કે જેઓને ખીણના ઉપલા છેડાતરફ ટેકરીઓઉપર ચોકાસીમાંટે મુકવામાં આવેલા હતા.

હવે સવારૂં પડવા માંડયું ; અને દ્રષ્ટિમર્યાદામાં જ્યારે રોશનીનું ઝાંખું અજવાળું થયું, કે રશિયન સેપાહોની એક ટુકડીએ સાર્ડિનિયન સંત્રીઓઉપર ગોળીઓનો એક ભારે મારો ચલાવ્યો. વળી તેજ વખ્તે મસ્કૉવિટ લશ્કરની એક મોટી ટુકડી પૂલતરફ આગળ વધી,—પથ્થરનો એ તેજ પૂલ હતો, કે જે થોડુંકની વાતઉપર તપાસનેમાંટે નિકળેલા ઓમર પાશાના સેપાહોએ હાથ કીધો હતો, અને જેવિષે આપણે એક આગળાં પ્રકરણમાં જણાવી ગયા છિયે. હાલમાં આ પૂલની એખતિયારી ફ્રેંચ સેપાહોના હાથમાં હતી ; અને તેઓએ ભારી બહાદુરીથી આગળ વધતી રશિયન સેપાહોની ટુકડીસાંમે તેનો બંચાવ કર્યો. જેમજેમ સવારૂં પડતું ગયું, તેમતેમ ટેકરીઓઉપરનાં રશિયન તોપખાનાંએ ફ્રેંચ અને સાર્ડિનિયન લશ્કરોઉપર એક ઝબરો મારો ચલાવ્યો ; અને આ મારાનીઅંદર ઢંકાઇને દુશ્મનની બે મોટી ટુકડીઓ આગળ વધી આવી ; તે બંધે ટુકડીઓ અક્કેકનીસાંમે ચાલતી હતી, અને તે બંન્નેનીવચ્ચે ભાયગેજ ત્રણસો વારજેટલી પણ જગ્યા ખાલી હોય. આ ધસી આવતી ટુકડીઓના સેપાહોની બાગનેટોઉપર ઉગતા સૂર્યનાં કિરણો પડવાનેલીધે તેઓ ચળકચળક થતી હતી ; અને તેવીજરીતે ફ્રેંચ અને સાર્ડિનિયનોનાં લડાયક હથિયારો પણ ઝળકતાં હતાં. હવે એકસંપી રાજ્યોનાં લશ્કરોની તોપોએ છુટવા માંડયું; અને ખરેખરી ઝપાઝપી હવે શરૂ થઈ ચુકી. ટેકરીઓઉપર—શેરનાયા નદીતરફ નિચ્ચે ઢળતા ઢોળાવોઉપર—અને ખુદ નદીના કેનારાઓઉપર ધુમાડાના ગોટેગોટા ઉડવા લાગ્યા ; અને તે ભારે ધુમાડાનીવચ્ચે દુશ્મનો એક બીજાસાથે લડતા હતા. જે રશિયનોને પેહેલવેહેલા પકડવામાં આવ્યા હતા, તેઓમાંના એકથી એકસંપી રાજ્યોનાં લશ્કરોના વડાઓને ખબર મળી, કે

જનરલ લિપ્રાન્ડિની સરદારીહેઠલનું આસરે ૫૦,૦૦૦ સેપાંહોનું આખું લશ્કર હમલો લાવવાને આગળ વધ્યું આવતું હતું; અને પ્રિન્સ ગૉર્ટસ્કૅફાક પોતે તમામ લશ્કરોઉપર હુકમ કરતો હતો. ફકત ૧૪,૦૦૦થી ૧૫,૦૦૦ ફ્રેંચો અને સાર્ડિનિયનો ખીણોમાં, અને શેરનાયાંની ટેકરીઓઉપર પુરતા આગળ વધેલા હતા, અને તેઓને પેહેલી કત્લ ખમની પડી; પણ પ્રથમથીજ આ બહાદુર લડવૈયાઓએ દુશ્મનને દુરનોદુર રાખ્યો—અને ટુંક વખતનાઅરસામાં તો તેઓઉપર હલ્લો થવાનેબદલે ઉલટા તેઓજ રશિયન દુશ્મનોઉપર હલ્લો કરનારા થઈ પડયા. કામ પડે, તો મદદે દોડી જવાને થોડેક દુર કેટલીક ઈંગ્રેજી ઘોડેસવાર રીજમીટો સફ સમારીને તૈયાર ઉભેલી હતી; તેવીજરીતે ફ્રેંચ અને સાર્ડિનિયન લશ્કરોની બીજી રીજમીટો ઝડફથી આ લડાઇનાં મયદાનમાં આગળ પડવાને તૈયાર થઈ રેહેલી હતી.

ઓમર પાશા હમણાં કૉન્સટૅન્ટિનોપ્લખાતે હતો: પણ તેણે પોતાનું લશ્કર બહાદુર અને કસાયલા સરદાર' ઑસમાન પાશાની સરદારીતળે મુકયું હતું. આ વેળા ટર્કિશ લશ્કરનું મથક લડાઈનાં મયેદાનથી થોડેક દુર હતું; પણ જેવી ઑસમાન પાશાને ખબર થઇ કે રશિયનો ધસ્યા આવેછે, કે તરત તેણે પોતાનાં લશ્કરને હથિયારબંદ તૈયાર થવાનો હુકમ કીધો. એટલુંજ નહીં, પણ જે રીજમીટો લડાઈની જગ્યાની સર્વેથી નઝદીકમાં હતી, તેઓને ઝડફથી આગળ ધસી જવાને ફર્માવ્યું; પણ તે દહાડે ઈંગ્રેજ અથવા ઑટોમન લશ્કરનાં નસીબમાં લડાઇની કીર્ત્તિ ખાટવાનું માન સરજેલું નહતું; કારણકે ઝપાઝપી એક ઘણીજ સાંકડી જગ્યાએ થઈ, અને તે વળી ફ્રેંચોની અને સાર્ડિનિયનોની હેમતનેલીધે ટુંક વખ્તમાં પુરી થઇ ગઇ. જીરઉપર આવીને રશિયનોએ આગળ વધવાની હેમત કીધી; અને શેરનાયા નદીઉપર કામચલાઉ ન્હાના ખસાડી શકાયએવા પૂલો ઉતાવળે ઉભા કરીને, તેઉપરથી તેઓ ફ્રેંચ મથકોઉપર તુટી પડયા. પણ તેજ વખતે ઘણી અજાયબજેવી સરસ નેમ ટાંકીને સાર્ડિનિયન તોપખાનાંએ દુશ્મનોઉપર તોપોનો મારો ચાલુ કર્યો, અને તોપોના ધડાકાઓસાથે બંદુકોના કડાકાઓથી એવોતો ભારે ઘોંગાટ પથરાયો, કે જાણે એક હઝાર મોટા પાણીનાં ધોધો ચાલુ પડતા હોય. ટેકરીઓની ઓજોઉપરથી ઝુઆવો આગળ ધસ્યા; તેઓ ઢોળાવોઉપરથી, જાણે ગીધોનું એક મોટું ટોળું પોતાના શેકારોઉપર તરાપ મારતું હોય, તેમ નિચ્ચે તુટી પડયા. પછી નદીના કેનારાઓઉપર. એક ઝબરદસ્ત લડાઇ થઇ, અને ત્યાંનો દેખાવ તમામ ખુનામરકીભરેલો થઇ લાગ્યો. સેંકડોબંધ રશિયનો માર્યા ગયા, કે મરણતોળ ઝખ્મી થઇ પડયા,—તેઓ સઘળા ઉંચા ઢોળાવોઉપરથી ગગડતાગગડતા જઇને નિચ્ચે નદીમાં પડતા,—જેઓમાં જરા પણ જીવ બાકી રેહ્યા હતો, તેઓ નદીનાં ગદળાં પાણીમાં પડીને મરે, તેટલા ટુંક વખતમાં પણ દુ:ખની ચીસો, અને કાન ફાડી નાખેતેવી બુમો પાડતા હતા. ઝુઆવોએ તેઓતરફ જરા પણ દયા દેખાડી નહીં; તેઓએ દુશ્મનોસાથે હાથોહાથ અને પગોપગ સજડ બાથ ભીડી; અને ઘણાક કદાવર રશિયનોને આ ઝુઆવોએ પોતાના મઝબુત હાથોથી ભારે ઝોરસમેત નદીનીઅંદર ગગડાવી મુકયા.

પણ તરતજ આ વેળાએ સાર્ડિનિયનોનાં મથકની નઝદીકની ઓજોમાંની એકઆગળ આસરે ૧૦૦ માણસોની એક ન્હાની ટોળકી ધસી આવી,—તેઓ સઘળાઓએ એકસરખા ઘેરા આસ્માની રંગના તદન નવા અને સુંદર પુશાકો સજેલા હતા, અને તેથી જાણે

તેઓ સઘળાઓ લશ્કરી અમલદારો એકઠા મળ્યા હોય, એવો સરસ દેખાવ લાગતો હતો. તેઓ સઘળા પાઉંપેયાદા હતાઃ તેઓ તલવારો અને બંદુકોથી હથિયારબંદ થયેલા હતા; અને તેઓને માથે એક સરદાર હતો, કે જેનો ઉંચો દમામદાર દેખાવ અને લશ્કરી ઢબછબથી તે દરેકરીતે એક પુરેપુરા બહાદુર લડવૈયાજેવો લાગતો હતો. આ શખ્સ કોઈજ નહીં, પણ કરનલ ઑપેનહીમ પોતે હતો; અને તેના હાથતળે જે ન્હાની ટોળકી હતી, તે પ્રુશિયન અને પૉલિશ ગ્રહસ્થ "વૉલનટિયરો"ની બનેલી હતી; આ સઘળાઓ સાર્ડિનિયન લશ્કરસાથે જોડાઈ ગયેલા હતા.

કોરેકોર તેઓ આગળ ધસ્યા. ઢોળાવઉપરથી તેઓ નિચ્ચે ઉતર્યા; અને તરતજ તેઓએ ભારે ઝપાઝપીમાં ભાગ લીધો. જોકે તેઓની સંખ્યા ન્હાની હતી, પણ તેઓના કસાયલા સરદારે પોતાની તિક્ષ્ણ આંખોથી જોઇ લીધું, કે કઇ બાજુએ લડવાની વધારે અગત્ય હતી, કે જ્યાં તેઓ પોતાનું નામ કાહાડે. તે જગ્યા એવી હતી, કે જ્યાં રશિયનો ઉતાવળે એક તોપખાનું ગોઠવતા હતા, કે જેથી તે પૂલનો કબ્જો તેઓ રાખી શકે,— અને જો તેમ કરવામાં તેઓ ફતેહ પામે, તો તેથી તેતરફ આવેલા ફ્રેંચોને તેઓ ખુમ પડાવી શકે. પણ પોતાનાકરતાં ચારગણી વધારે સંખ્યાની એક રશિયન ટુકડીઉપર આ બહાદુર સો "વૉલનટિયરો"એ હલ્લો કીધો, અને તેમાં તેઓને પુરેપુરી ફતેહ મળી; અને તેઓએ બે તોપો જીતી લીધી. પોતાની મદદે આવેલા આ બહાદુર "વૉલનટિયરો" એ મેળવેલી ફતેહથી સૌથી ઘણાં નઝદીકમાં આવેલા ફ્રેંચ સેપાહોને પણ હવે શૂર છુટયું, અને તેઓ પણ હવે રશિયનોઉપર તુટી પડયા—પણ આજ પળે એક અપશુકનભરેલો આવાઝ થયો—અર્ધો સણસણ થતો, અર્ધો ચીસ પાડતો—તે આવાઝ હવામાંથી પસાર થયો; અને રશિયનોએ ટેકરીઉપરથી છોડેલો દારૂથીભરેલો એક ગોળો, પકડેલી તોપનીપાસેજ આવીને પડયો.

તરતજ સાવધપણે "વૉલનટિયરો" તે જગ્યાએથી એકદમ ખસી ગયા; પણ કરનલ ઑપેનહીમનો પગ એક વેળાના રોપામાં ભેરવાઇ જવાથી તે ઝમીનઉપર તુટી પડયો. તે ગોળો તેનેથી ફક્ત ત્રણ વારજેટલો દુર આવી પડયો હતો—તેનો કાકરો હજીતો બળતો હતો. તેજ પળે એક સાધારણ ફ્રેંચ સેપાહના પુશાકમાં સજ થયેલો સેપાહ કુદકો મારી આગળ દોડયો—હજી સળગતો તે ગોળો હાથોમાં ઉપાડી લીધો—તે લઇને ત્યાંથી થોડાંક પગલાં દુર દોડી ગયો—અને પછી તે પોતાના હાથોમાંથી દુર ફેંકી દીધો. આથી કરનલ ઑપેનહીમ બંચી જવા પામ્યો; પણ આ બહાદુર જવાન પુરૂષ, કે જેણે આ ભયભીત પરાક્રમ બજાવ્યું હતું, તે એક ભારે ચીસ પાડી ઝમીનઉપર તુટી પડયો. જેઓ નઝદીકમાં હતા, તેઓ સઘળા તરત તેની મદદે દોડી ગયા; પણ તેને ઉઠાડીને બેસાડવામાં કરનલ ઑપેનહીમ પેહેલો જઈ લાગ્યો હતો;—પણ જ્યારે તેણે કાર્લ ડે મૅન્સફેલ્ડટનો ચેહેરો જોયો, ત્યારે તેને જે અચરતી ઉપજી, તેનું પુરૂં વર્ણન કોણની કલમ કરી શકે!

આ ખાનાખરાબીભરેલા ગોળાના ફાટવાથી તે જવાન ઉમરાવને ભયંકર ઈજા થઇ હતી; તે ગોળામાં ભરેલી જ્વલેણ વસ્તુઓથી તેનાં શરીરના જુદાજુદા ભાગો ભયભરેલી રીતે ઝખ્મી થયા હતા; પણ તેના ખુબસુરત ચેહેરાને જરા પણ અલવલ આવી નહતી.

જ્યારે તેણે કરનલ ઑપેનહીમતરફ જોયું, ત્યારે તેનાં પોતાના મ્હોડાંઉપર ફતેહ- ભરેલા સંતોષથી હસવાની નેશાની જણાતી હતી—પણ પછી તે બેશુદ્ધ થઇ ગયો.

આ વખ્તનાઅરસામાં ફ્રેંચો અને સાર્ડિનિયનોએ રશિયનોઉપર પુરેપુરી ફતેહ મેળવી હતી; અને તેથી રશિયનો જીવ લઇને પાછા ફરતા હતા; તેઓ પોતાનીપાછળ હઝારો માર્યા ગયેલા, મરણતોળ થયેલા, અથવા બંદીવાન પકડાયલાઓને મુકી નાઠા હતા. ઝખ્મીઓને લઇ જવાની હાથગાડીઓ તરત મયદાનમાં આવી; અને તેઓમાંની એકમાં કાર્લને મુકવામાં આવ્યો. તરતજ એક "સરજ્યન"ને બોલાવ્યામાં આવ્યો, કે જેણે તેના ઝખ્મો ઉતાવળે તપાસીને તેને બાલાકલાવા મોકલી આપવાની સલાહ આપી, કે જ્યાં ઉભી કરવામાં આવેલી "હૉસ્પિટલ"માં તેની બરાબર માવજત કર્યામાં આવે. કરનલ ઑપેનહીમ પોતે તે હાથગાડીનીસાથે ગયોઃ આ વેળા તે કાર્લના ભુડાં કામો ભુલી ગયો હતો—અને જો તે તેને યાદ આવતાં, તો તેને અફસોસ થતો, કે આવો હેમતવાન, સારી નિષ્ઠાવાળો શખ્સ સંજોગોનેલીધે ખોટે માર્ગે દોરવાઇ જવા પામ્યો હતો.

બાલાકલાવાનાં પરાંમાં તેઓ આવી પુગ્યા; અને ત્યાં નઝદીકમાંથીજ મર્દો અને ઓરતો થયેલી લડાઈનું પરિણામ જાણવાને આતુરમંદ દોડતાં આવતાં હતાં. તેઓમાં સૉફાયા ઑપેનહીમ પણ એક હતી. પોતાના બાપને પાછો સહીસલામત આવી પુગેલો જોઇ, હર્ખની એક ચીસ પાડી તેણી તેના હાથોમાં દોડી જઇ તેને ગળે વળગી પડી;— અને આ વેળા પેલી હાથગાડી પણ ઉભી રાખવામાં આવી.

**કરનલ**—(ગંભીરાઇથી) "સૉફાયા, આ ગાડીમાં જે પડેલોછે, તેને હું મારી ઝેંદગીનેમાટે આભારીછું!"

"તે કોણછે?" આ માયાળુ બેટી બોલી; તેણી પોતાનાં ખરાં દેલથી તે શખ્સનો આભાર માનવાને હવે ઘણીજ આતુર થઈ રહી હતી; પછી તે શખ્સ ગમેતે હોય; કારણકે તેણે તેણીના વાહાલા પિતાનો કીમતી જાન બંચાવ્યો હતો.

તે ગાડીઉપર નાખેલો પર્દો ઉંચકીને કરનલ બોલ્યો, "જો!" સૉફાયાની નઝરે ઝર્દ મારી ગયેલો કાર્લ ડે મૅન્સફેલ્ડટનો ચેહેરો પડયો; અને તે જોઇ તે દીગમૂઢ થઇ જઇ ત્યાંજ ઉભી રહી ગઇ.

ઘણુંજ ધીમા અને મરતી વખ્તનાં આવાઝે કાર્લ બોલ્યો, "અરે, સૉફાયા! જો મારી ઝેંદગીમાં હું તુંને એક શ્રાપજેવો થઇ પડયો હતો, તોયે મારાં મોતમાં હું તુંને એક આશીર્વાદજેવો થઇ પડયોછું!"

અતિ દુઃખી થયેલી તે કુમારિકા બોલી, "અરે! તમોએ જીવવુંજ જોઇએ! મારા બાપની ઝેંદગી બંચાવનાર હવેથી મને ઘણો પ્યારો લાગશે!"

આ સાંભળી તે મરવા પડેલા કાર્લનો ઝર્દ ચેહેરો નહીં વર્ણવી શકાયએવી ખુશહાલીથી હસ્તો થયો; તેણે પોતાનો હાથ બહાર લંબાવ્યો—સૉફાયાએ તે પોતાના બંધે હાથોમાં પકડીને માયાથી દાબ્યો.

**કાર્લ**—( ઘણાજ નબળા સાદે )" બસ, એટલુંજ કેહે, કે તું મને મુઆફ કરેછે! એટલુંજ જણાવ, કે મારા વાંકોમાટે મેં પુરેપુરો પસ્તાવો કીધોછે!"

**સૉફ્રાયા**—( દુઃખી જેગરે અને લડડતે સાદે )" અરે, મેં તો અત્યારઆગમચનું તમોને મુઆફ કીધું હતું! અને પસ્તાવાનેમાંટે, તો——"

**કરનલ**—( ગંભીરાઇથી )" તે તો પુરેપુરો કર્યામાં આવ્યોછે!"

હા—કાર્લ ડે મૅન્સફેલ્ડટનાં મોતથી તે પુરેપુરો કર્યામાં આવ્યો હતો! કારણકે તેજ ઘડીએ—હજી પોતાના ચેહેરાઉપર ખુશહાલીથી હસ્વાની નેશાનીસાથે—પોતાના ઝખ્મોથી જાણે જરા પણ દુઃખ ખમ્યું નહોય, એવી શાંતીથી તે આ ફાની દુનિયા છોડી ગયો!



## પ્રકરણ ૯૫ મું.

### ગ્રીક કુટુંબ.

હવે આપણે પાછા ઍડ્રિયન ડેલાંશીતરફ ફર્યે, કે જેનેવિષે આપણે લાંબો વખ્ત થયો કશું બોલ્યા નથી. વાંચનારને તો સારીરવેસે યાદ હશે, કે મામેલૉન હાથ કીધાપછી તરતજ તા૦ ૬ ઠી જુન ૧૮૫૫ ને દિને, વડા ફ્રેંચ સેનાપતિ જનરલ પેલિસિયેરે, આ બહાદુર જવાન અમલદારને પારિસખાતેના લડાઇખાતાંના પ્રધાનઉપર કેટલાક પયેગ્રામો સોંપી મોકલ્યો હતો, કે જે પયેગ્રામોમાં તેનાં પરાક્રમનો એક વિગતવાર અહવાલ જણાવેલો હતો. તેમજ વળી કૉન્સટૅન્ટિનોપ્લખાતેના ફ્રેંચ એલચીનેસારૂ કેટલાક અગત્યના દસ્તાવેજો પહોંચાડવામાંટે પણ તેને આપવામાં આવ્યા હતા. આ દસ્તાવેજો તે એલચીને હાથોહાથ હવાલે કરવામાંટે ડેલાંશીને તે શેહેરમાં થોભવાનું હતું : આ પયેગ્રામો પહોંચાડવામાંટે જે વખ્ત જોઇએ, તેકરતાં ઘણો વધારે લાંબો વખ્ત ગેરહાઝર રેહેવાની તેને રઝા બખ્શવામાં આવી હતી; અને તેમ કરવામાંટે આ ફ્રેંચ જનરલે જે ડાહાપણ અને લાયકી વાપર્યાં હતાં, તે તારીફલાયક હતાં. કારણકે તેનાં જાણવામાં આવ્યું હતું, કે ઍડ્રિયન એક ખુબસુરત ઇંગ્રેજ બાનુના પ્યારમાં હતો, કે જે લંડનખાતે રેહેતી હતી: અને તે કારણ આગમચથી જણાવ્યાવગર પેલિસિયેરે લશ્કરી અમલદારોને જે ચોક્કસ મુદ્દતસુધીની રઝા આપવામાં આવેછે, તેવી રઝા લાંબા વખ્તમાંટે ડેલાંશીને આપી હતી, એવી મતલબથી, કે તેથી તેને સર જેમ્સ કુહબર્ટની બેટીની મુલાકાત લેવાની એક તક મળે.

ફ્રેંચ શાહનશાહી દરિયાઇ કાફેલાનેલગતી એક "સ્ટીમર"માં ઍડ્રિયન ડેલાંશી જવાને સવાર થયો; અને "સ્ટીમર" ઉતાવળી કૉન્સટૅન્ટિનોપ્લ આવી પુગી. જ્યારે ઍડ્રિયન આ ટર્કિશ રાજધાની શેહેરમાં આવી પહોંચ્યો, ત્યારે સાંજના આસરે આઠ વાગ્તાનો અમલ થયેલો હતો; અને પેરાખાતે, કે જે પરાંમાં ફ્રેંચ એલચીનું મકાન આવેલું હતું, ત્યાં કેનારે ઉતરવાપછી, તે તરત તેને ભેટવાને ગયો. એલચીએ તેને માયાભર્યો આવકાર દીધો, અને ડેલાંશીએ પોતાને સોંપવામાં આવેલા પયેગ્રામો તેને હવાલે કર્યા; વળી ફ્રેંચોએ મામેલૉન જીતી લેતી વેળા જે બહાદુરી બતલાવી હતી, તેનું તેણે બારીક બ્યાન એલચીને કહી સંભળાવ્યું. તોયે મામેલૉનની ટેકરીઉપર ફ્રેંચ વાવટો પેહેલવેહેલો ઉડતો કરનાર બહાદુર જવાન તે પોતેજ હતો, એમ કેહેવાનાં ડેલાંશીએ જાણીજોઇને લાયકીને અર્થે આખાડા કર્યા: પણ જનરલ પેલિસિયેરના પયેગ્રામો વાંચતાં તે એલચીને તરત માલુમ પડ્યું, કે ડેલાંશીએ જણાવેલી બાબતો બોલેબોલ ખરી હતી; અને તેટલામાંટે તેણે બતાવેલી જવાંમર્દીમાંટે આ જવાન પહલવાનને ઘણા શાબાશીભર્યા શબ્દોમાં મુબારકબાદી દીધી.

આ પયેગ્રામોમાં કેટલીક બીનાઓ એવી હતી, કે તે ટર્કિશ પ્રધાનોને જણાવવાની એલચીને અગત્ય હતી; એટલુંજ નહીં, પણ કેટલીક બીનાઓ ખુદ પોતાની ફ્રેંચ સરકારને જણાવવાની પણ ઝરૂર હતી. ઍડ્રિયન પોતે પારિસ જવાનોજ હતો, તેટલામાંટે તે તકનો

તોયે તે મકાનમાંથી, કે તેનીનઝદીકમાં દયાજનક અને દુઃખી ચીસો નિકળતી તો ચાલુજ રહી; અને તેથી ઍડ્રિયનને લાગ્યું, કે વળી કોઈ બીજું કરપિણ ખુની કામ ત્યાં ચાલતું હતું. તે અજાણ્યો પુરૂષ જરા પણ હાલ્યોચાલ્યો નહીં, અને ઠંડો થતો જણાયો એથી ઍડ્રિયન તેને મરી ગયેલો સમજીને જેતરફથી તે ઔરતની દુઃખી ચીસો સંભળાતી હતી, તેતરફ ઝપાટામાં દોડયો.

હ્યાં આપણને જણાવવાની ઝરૂરછે, કે જે જગ્યાએ આ મકાન આવેલું હતું, તે પરાંનાં એકાંત ભાગમાં હતું; ત્યાં મકાનો પણ ઘણાં થોડાં અને દુરદુર આવેલાં હતાં, અને વળી મદદનેમાટે નઝદીકમાં "પોલિસ"ના ચોકીપહરા પણ નહતા. આપણે આગળ જણાવેલાં મકાનઆગળ ઍડ્રિયન થોડી "મિનીટો"માં આવી લાગ્યો, અને તેણે દુરથી જોઇને જેમ ધાર્યું હતું, તેમ તે ઘણુંજ આબરૂદાર દેખાવનું એક મકાન હતું. તેનાં મુખ્ય દીવાનખાનાંમાંથી તે દુઃખની ચીસો નિકળતી હતીઃ અને જાળીવાળી બારીઓ ઉંઘાડી હોવાથી, તેમાંથી નિકળતી ચીસો લાંબે તફાવતેસુધી સંભળાતી હતી. જોકે બારીઓ તો ખુલ્લી હતી, છતાં બારણું બંધ હતું; આ ઉંઘાડી બારીઓમાંની એકમાંથી ડેલાંશીનાં દિઠામાં જે દેખાવ આવ્યો, તે નિચ્ચેમુજબે હતો.

તે શોભિતાં દીવાનખાનાંની ચોકડીદાર ભોંયઉપર એક ખુબસુરત જવાન છોકરી, કે જેણીની ઉમર ભાગ્યે સોળ વર્ષોની હશે, અને જેણીનો પુશાક દેખાયતી રીતે ગ્રીક જાતનો હતો, તેણી ઘુંટણિયે પડેલી હતી. તેણીના કાળા ભમ્મરજેવા બાલો તેણીનાં ખભાં અને પીઠઉપર વીખેરાઇને પડેલા હતા; કસબ અને મોતીથીભરેલી તેણીની લાલ "ફેઝ" ઝમીનઉપર પડેલી હતી. આ વેળાએ તે ગ્રીક છોડીનો ખુબસુરત ચેહેરો શુદ્ધ સુફેદ સંગેમઃ રમરનાં એક પૂતળાંજેવો લાગતો હતો; તેણીના ચેહેરાઉપર ફમકમાટ અને દુઃખની નેશાનો હતી, અને તેણી ઘુંટણિયે પડીને પોતાનીસાંમે ઉભેલા એક મર્દતરફ જોતી હતી. આ પુરૂષની ઉમર આસરે પચાસ વર્ષોની હતી; અને તેનો પુશાક પણ એક ગ્રીકનાજેવોજ હતો. તે કદે ઉંચો, અને ઠીંગો નહીં પણ લગાર ભરેલો હતો; તેનો ચેહેરો પણ કુદર્તી તો ખુબસુરત હતો, પણ આ વખ્તે ગુસ્સાનેમારે અતિ વિક્રાળ થઇ ગયેલો હતો. ખચિત, તેના ચેહેરાઉપર અતિ ઘણાં જનુનની નેશાની જણાતી હતી—કે જે ચેહેરાઉપર સ્હેજ ગુંચળાંદાર કાળી દાઢી હતી. તે એક લાંબી છરી કે ખંજરજેવું હથિયાર ઘુમાવતો હતો, કે જે હથિયારની અણી લોહીથી ખરડાયલી હતી. બીજા બે જવાન મર્દો, કે જેઓની ઉમર એકવીસ અને ત્રેવીસ વર્ષોની અનુક્રમે હશે, તેઓ ઉપલા પુરૂષની બાજુમાં ઉભેલા હતા; આ ત્રણે મર્દો ઘાંટેઘાંટાં પાડીને અતિ ઘણા ગુસ્સાથી, સઘળા સાથે કાંઇ બોલતા હતા, કે જે તેઓનું બોલવું ડેલાંશી સમજી શકતો નહતો, તો જોકે તેની ખાતેરી હતી, કે તેઓ આ જવાન છોડીને સખ્ત ઠપકો આપતા હતા, અને ભારે ધમકી દેખાડતા હતા. જેવો ઍડ્રિયન બારીઆગળ જઇ લાગ્યો, કે આસરે ત્રીસ વર્ષોની વયની એક ઔરત, કે જેણી એક હલકી નૌકરડીજેવી લાગતી હતી, તેણીએ એક છેલ્લી ચીસ પાડી, અને ઝમીનઉપર બેશુદ્ધ થઇ પડી. તે જવાન બાનુ પોતે પણ ઘણી આજરબાહીથી કાકલુદી કરતી હતી; અને ડેલાંશીને જણાયું, કે તેણે દુઃખભરી જે ચીસો સાંભળી હતી, તે તેણીની તેમજ પેલી સ્ત્રીનૌકરની હતી.



( ચિત્ર ૩૯ મું. ) " લગ્નની ક્રિયા કરીમાં આવી. " ( પાનું ૮૦૨ મું. )

આપણે જે આ બ્યાન વાંચી ગયા છૈયે, તે સર્વે એક નજર ફેરવતાંસાથેજ ડેલાંશી જોઈ લેવા પામ્યો. તે જોઇ જરા પણ ઢીલ કર્યાવિના તે બારીઉપર ચઢયો, અને તે દીવાનખાનાંમાં કુદી પડયો, કે જે દીવાનખાનાંને મથાળેથી એક ફાનુસ લટકાવેલું હતું, અને તેની રોશની આખા ઓરડામાં પંથરાઇ રહેલી હતી. પોતે તદ્દન હથિયારવગરનો હતો, તેનો જરા પણ વિચાર કરવાને એડ્રિયન થોભ્યો નહીં—કારણકે તે પોતાની તલવાર "સ્ટીમર"-ઉપર મુકી આવ્યો હતો,—અને તે ત્રણ ગ્રીકોમાંના સૌથી વડાના હાથમાં તો લોહીથી ખરડાયેલું ખંજર પકડેલું હતું. એક જવાન બાનુને ધાસ્તી અને વિપ્તિમાં પડેલી જોવુંજ તેનેમાંટે બસ હતું; અને તે ખંજરઉપરનું લોહી જોઇ તેનાં દેલમાં એવીજ ધાસ્તી પેઠી હતી, કે તે લોહી તેણીનુંજ હતું. તેને દીવાનખાનાંમાં એકાએક આવી ચઢેલો જોઈ, તે જવાન બાનુ ચોંકીને ઉઠી ઉભી થઇ; જ્યારે તે ત્રણે મર્દો તેને પોતાનાં મકાનમાં આવીરીતે ધુસી આવેલો જોઇ ગુંચવણમાં પડી ગયા. તોયે સર્વેથી વડાએ પોતાનું મન તરત પાછું સાવધ કીધું; અને એડ્રિયનતરફ આગળ વધીને તેણે ગુસ્સાથી તેનો ત્યાં આવવાનો સબબ પુછયો. પણ તે શું બોલેછે, તે આ જવાન ફ્રેંચમેન સમજી શકયો નહીં; પણ કદાચ તે ગ્રીક ફ્રેંચ ભાષા સમજી શકશે, એવા ખ્યાલથી તેણે પોતાની સ્વદેશી ભાષામાં ઘણાજ ધિક્કારથી પુછયું, "આ સઘળાંની મતલબ શું છે?"

તેનો સવાલ સાંભળીને તે સર્વેથી વડો ગ્રીક, લગાર શુદ્ધ ફ્રેંચ ભાષામાં બોલી ઉઠયો, "આહ, આ તો એક ફ્રૅંકછે!"

**જવાન બાનુ**—(ઘણાજ કાકલુદીભર્યા સાદે) "મને બંચાવો, સાહેબ—મને બંચાવો. મને મારા બાપ અને મારા ભાઇઓને હાથથી બંચાવો!"

વડો ગ્રીક, કે જે તેણીનો બાપ થતો હતો, તેણે મોટેથી ધાંટો પાડીને કહ્યું, "ચુપ રેહે, ઓનોરિયા! આપણાં કુટુંબનેલગતી ખાનગી બાબતમાં પારકાઓને વચ્ચે પડવાની શી ઝરૂરછે?——"

**ડેલાંશી**—(ભાર મુકીને) "હા! જ્યારે એક બાપ કે ભાઇઓ પોતાનો બાપ અને ભાઇઓતરીકેનો પ્યાર ભુલી જાય, ત્યારે પારકાઓનેવચ્ચે પડવાનો બીશક હકછે——"

**વડો ગ્રીક**—(પોતાના હાથમાંનું ખંજર ફેરવીને) "સાહેબ, હું તમોને કહુંછું, કે હાંથી ચાલ્યા જાઓ!—આ કાંઇ તમારૂં મકાન નથી! જાઓ, તમોને ગમેતો જઇને મારીસાંમે ફરિયાદ કરો! કાઝીની અદાલત તેમ કરવામાંટે તમારેસારૂં ખુલ્લીછે—અને તમો તમારી અભિમાનીમાં જેવીરીતે વચ્ચે પડીને મને અપમાન કરોછો, તેનાંકરતાં વધારે માનમર્તબો તે ન્યાયાધિશ તવાંગર વેપારી કાલેરગિતરફ દેખાડશે, એમ તમો તમારી નઝરે જોશો."

જ્યારે તે ગ્રીક વેપારી કાલેરગિ આપમાણે બોલતો હતો, ત્યારે તેના બન્ને બેટાઓ ડેલાંશીતરફ ધમકીની નઝરેથી જોતા હતા, અને તેઓની બેહેન, ઓનોરિયા, ધ્રુજતી અને કાંપતી, પોતાના હાથો સાથે જોડીને આઝીજી કરતી, ધાસ્તીથી ગભરાઇ ગયેલી, અને અતિશય દુઃખથી એકતરફથી બીજાતરફ જોતી ઉભી હતી.

"

ઘણાજ ગુસ્સાથી ઍંડ્રિયને કાલેરગિને જવાબ આપ્યો, "આ બાબતની સઘળી તપાસ તો બીશક ટર્કિશ ન્યાયાધિશ કરશેજ, કારણકે જો હું ભુલતો નહોઉં, તો આ મકાનમાં એક ખુની કામ કર્યામાં આવ્યુંછે !"

આ વેળાએજ તેને પેલા ઝખ્મી થયેલા અજાણ્યા પુરૂષનું ભાન આવી ગયું, અને તેણે જ્યારે જોયું, કે ઑનૉરિયાને તો તેના બાપનાં ખંજરથી કશી ઇજા થયેલી નહતી, ત્યારે તેની અણીઉપર જે લોહી લાગેલું હતું, તે ખચિત પેલા ખુબસુરત જવાનનાં ખભાંમાંથી નિકળેલું હોવું જોઇએ, કે જે લોહી તેણે પોતાના રૂમાલથી ચુસી લીધું હતું, અને જે જવાનને તે થોડેક છેટે ઝમીનઉપર મરી ગયેલો ધારી છોડી આવ્યો હતો.

ઑનૉરિયા "ખુન" શબ્દ સાંભળીને ચોંકી ઉઠી, અને દુઃખથી ચીસ પાડી બોલી, "ખુન ?—અરે, નહીં ! ખુદાનેખાતેર એમ ના બોલો ! અને તોબી મારા ખુદા ! તેને ઘણો ઝોરથી ફટકો લગાવ્યામાં આવ્યો હતો ખરો ! અરે બાવા, બાવાજી, રખેને તમે તેને મારી નાખ્યો હોય !"

એમ બોલી તે દુઃખી પણ ખુબસુરત છોડીએ પોતાના બન્ને હાથો પોતાના કપાળ ઉપર દાબ્યા, અને ભારે કલ્પાંટ કરવા માંડ્યું.

ડેલાંશી—"જલ્દી ચાલો ! કદાચ હજીબી ઘણું મોડું થયું નહશે !—હજી તેનો જીવ તદન ગયો નહશે !—માંટે ચાલો, જલ્દી ચાલો !"

હવે કાલેરગિ પણ દેખાઇતીરીતે ગભરાયલો જણાયો. આ જવાન ફ્રેંકની હેમતી અને મક્કમ વર્ત્તણુક જોઇને તેનો ગુસ્સો ધાસ્તીમાં ફેરવાઇ ગયોઃ તેણે પોતાના હાથમાંનું હથિયાર ફેંકી દીધું, અને બોલી ઉઠયો, "હા—ચાલો જઇએ, અને હજીબી જો બની શકે, તો તેને બચાવ્યે !"

આમુજબે બોલીને કાલેરગિએ દરવાઝો ખોલ્યો, અને ઘરમાંથી બહાર દોડયો; તેની પછવાડે ડેલાંશી, તેના બેટાઓ, ઑનૉરિયા, અને પેલી સ્ત્રીનોકર પણ દોડયાં, કે જે નોકર આ વખ્તે પાછી શુદ્ધિમાં આવી હતી. બધી દોડાદોડ અને ગભરાટ થઇ ગયો; અને ઑનૉરિયાનો બાપ અને ભાઇઓ એટલાતો ગભરાઇ ગયા હતા, કે તેઓએ તેણીને ઘરમાંજ રેહેવામાંટે એક શબ્દ પણ કેહેવાનું કશું ભાન રહ્યું નહીં. હવે ડેલાંશીની ચોકસ ખાતેરી થઇ, કે તે અજાણ્યા જવાનને ઝખ્મી કરનાર કોઇજ નહીં, પણ કાલેરગિ પોતેજ હતો; અને વળી હવે તેણે સારીરવેસે જાણ્યું, કે વાત ઘણી ગંભીર થઇ પડીછે, એવું જાણતાંજ તે ત્રણે ગ્રીકો ભારે ધાસ્તીમાં પડયા હતા.

જે જગ્યાએ ડેલાંશી તે જવાનને છોડી આવ્યો હતો, ત્યાં તેઓ સર્વે ઘણાંજ જલ્દીથી જઇ પુગ્યાં; અને ત્યાં હાલચાલ કરવાવગર પડેલાં શરીરઉપર દુઃખની એક ઝબરી ચીસ પાડીને નિરાશીસાથે ઑનૉરિયા પડી. ઉતાવળ અને ગડબડમાં પણ ડેલાંશીએ જે અનુમાન કીધું હતું, તે હવે આ જવાન બાનુની વર્ત્તણુકથી તેને ખરૂં લાગ્યું; તે એજ, કે આ સઘળો મામલો અરસપરસના પ્યારનેલીધે બનવા પામ્યો હતો, અને ઝખ્મી થયેલો જવાન તે કુમારિકાના હાથનો, તેણીના બાપ અને ભાઇઓની મર્ઝીઉપરાંત, ઉમેદવાર હતો.

દેખાઇતીરીતે મુર્દાજેવું સ્થિર પડેલું તે શરીર જોઈને કાલેરગિ અને તેના બેઉ બેટાઓ હચેબતાઇ ગયા: અને પછી બંધે બેટાઓ પોતાના બાપને ઠપકો આપવા લાગ્યા.

તે બંધેમાંનો વડો ભાઇ બોલી ઉઠયો, "બાવા, તમે ઘણા ઉતાવળા થયા હતા—હવે આપણે સઘળા પાયમાલ થઈ જઇશું !"

ન્હાનો ભાઇ નિરાશીભરેલે સાદે બોલ્યો, "બાવા, તમારા ગુસ્સાનેલીધે અમારી તદન ખરાબી થઇ ગઇછિ—અને આપણું હવે આવી બન્યુંછે !"

આ ઠપકાઓ સાંભળી, તેમજ પોતાને ઉપજેલી ધાસ્તીથી અર્ધો દીવાનોજેવો થઇ જઇને કાલેરગિ બોલી ઉઠયો, "તેમાંટે તમારી બેહેનને ઠપકો આપો, કે જેણીએ એક બેઇમાન મુસ્લીમસાથે પ્યારમાં પડવાની હેમત કીધીછે !"

પણ આ વખ્તનાઅરસામાં ડેલાંશી આગળ ધસી ગયો; અને લગભગ બેભાનજેવી હાલતમાં પડેલી ઑનૉરિયાને તે લાંબા થઇ પડેલા જવાન ટર્કના—કારણકે તે ખરેખરો એક ટર્ક હતો—શરીરઉપરથી ઉંચકીને—તેણીને પેલી સ્ત્રીનૌકરના હાથોમાં જલ્દીથી સોંપી. પછી વાંકા વળીને તેણે ટર્કિશ જવાનના હરૂદયઉપર પોતાનો હાથ મુક્યો; અને તેને જયારે જાણ્યું, કે જોકે ઘણુંજ નબળુંછતાં પણ હજી તેનું હરૂદય ચાલતું હતું, ત્યારે તેણે આશાવંત ખુશહાલીનો પોકાર માર્યો. આ પોકાર સાંભળી ઑનૉરિયા હવે તદન શુદ્ધિમાં આવી; અને પોતાની નૌકરના હાથમાંથી છટકી જઇને, તેણી તરત ઘુંટણિયે પડી, અને પોતાના આશકનું માથું ઉંચકયું. આ ઘડીએ તેણીનો બાપ અને ભાઇઓ તે જવાન ટર્કને હજી જીવતો જાણી એટલાતો ખુશી થઇ ગયા હતા, કે તે ખુશહાલીનેમારે તેની જે સારવાર ઑનૉરિયા કરવા મંડી ગઈ હતી, તેમાંથી તેણીને અટકાવી નહીં; અને ડેલાંશી બોલ્યો, "એને હાંથી તરત ખસાડવો જોઇએછે !" પછી તે વેપારીતરફ ફરીને તેને રોબથી કહ્યું, "સાહેબ, એની જોઇતી આગતાસ્વાગતા અને સારવાર તમોને કરવાની ફર્ઝછે."

જયારે ડેલાંશીની નઝર ઑનૉરિયાતરફ ફરી ત્યારે તેણે જોયું, કે તેણી દેખાઇતીરીતે કમકમતી હતી, અને તેજ વેળા તેણી બોલી ઉઠી, "ના, નહીં ! તેઓ એનો જાન લેશે !—તેઓના હાથમાં એની સલામતી રેહેવાની નથી !"

બાપ—"નાફર્માન છોકરી, આપ્રમાણે બોલવાની તું હેમત ના કર !"

ડેલાંશી—"ચુપ રેહો ! આ વખ્ત એકમેકને ઠપકા આપવાનો નથી ! બાનુ," ઑનૉરિયાતરફ ફરીને, "આ જવાન ગ્રહસ્થને તમારા બાપનાં ઘરમાં લઇ જવાની ઘણી ઝરૂરછે. હું જેમ કહું, તેમ કરો !—તેઓ એને જરા પણ ઇઝા કરવાની હેમત કરશે નહીં ! હું એક ફ્રેંચ લશ્કરી અમલદારછું—હાલમાં હું મારા દેશના એલચીનીસાથેજ રેહેલોછું—અને જેઓએ એનીસાથે આગળ ખરાબ વર્ત્તણુક ચલાવીછે, તેઓ એને વધારે ઇઝા કેવીરીતે કરેછે, તે હું જોઉંછું ? કમબખ્તી લાગી હોય, તોજ તેમ તેઓ હવે ફરીથી કરે !"

આ સાંભળી તે ગ્રીક વેપારી ધાસ્તીનેમારે ધ્રુજવા લાગ્યો, અને બોલ્યો, "સાહેબ, ખુદાનેખાસ્તે અમોને ઉંધાડા પાડતા ના ! હું કસમ ખાઇને કબુલાત આપુંછું, કે મારાં

ઘરમાં આ જવાન ટર્કની જેટલી બની શકશે, એટલી સારી માવજત હું કરીશ!—પણ જો તમો બધી વાત જાણો, તો——"

ડેલાંશી—"બસ! આપણે એક 'મિનીટ' પણ ખોવી જોઇતી નથી!—ચાલો આપણે એને તમારે મકાને લઇ જઇએ!—અને તમો, સાહેબ, એક 'સરજ્યન'ને બોલાવવા દોડી જાઓ!"

આ છેલ્લો હુકમ તેણે એમાંના વડા ભાઇને ફર્માવ્યો હતો; અને તે સાંભળતાંજ તે બજાવવાને તે ત્યાંથી એકદમ દોડયો ગયો. વળી ઍડ્રિયને પોતાની લશ્કરી પદવી, અને ફ્રેંચ એલચીસાથની પોતાની મિત્રાઇ જાહેર કીધેલી હોવાથી તેની અસર જુદીજ થવા પામી,—તેથી તે વેપારી અને તેના બન્ને બેટાઓને જાણે એક જાતની ધમકી અને દમ આપવામાં આવ્યાં હતાં, અને ઍનૅારિયાને તેથી એક જાતની આશા અને ખાતેરી મળી હતી. આથી પોતાના બાપ અને ભાઇઓને હાથે પોતાના આશકની ઝીંદગીને કશી વધારે ઇજા થવા ન પામશે, એમ જાણી તેણી હવે ધ્રુજતી બંધ પડી, અને તેણીની લાગણીઓમાં તદન ફેરફાર થઇ ગયો; તેણીએ પણ હવે તેને પોતાને ઘર લઇ જવાને ઇચ્છયું; તેણી તેબાબે થોડીજ "મિની-ટો"અગાઉ કમકમતી અને બ્હીતી હતી, પણ હવે તેમ થયેલું જોવાને તેણી ભારે ઉલટ-મંદ થઇ, અને ડેલાંશીની આ સુચનાને ઘણી ખુશીથી તાબે થઇ; તેણીએ તે જવાન ટર્કનાં માથાંને ટેકો આપ્યો—જ્યારે ઍડ્રિયન, કાલેરગિ, અને તેના જવાન બેટાએ હજી બેશુદ્ધ થઇને પડેલા આ શખ્સનાં શરીરને ઝમીનઉપરથી ઉંચક્યું. આમુજબે તેઓ તેને વેપારીનાં ઘરમાં ઉંચકી લઇ ગયા, અને એક સારીરીતે આરાસ્તા કીધેલા ઓરડામાં મુક્યો, કે જ્યાં તે ઝખ્મી થયેલા જવાનને પાછો શુદ્ધિમાં લાવ્યામાં આવ્યો, તોયે તેનીઆસપાસ શું બનાવો બનતા હતા, તેનું તેને કશું ભાન નહતું. તરતજ એક ગ્રીક "સરજ્યન" કાલેરગિના વડા બેટાસાથે આવી લાગ્યો; અને તે "ડાકટર"—કે જે દેખાઇતી રીતે આ કુટુંબનો એક અત-લગનો મિત્ર જણાતો હતો—તેણે કશા પણ સવાલો કર્યાવગર તે જવાન ટર્કનો ઝખ્મ તપાસવા માંડયો. તપાસ કીધાપછી તેણે પોતાનો મત આપ્યો, કે તે ઝખ્મ કોઇ રીતે જીવ-લેણ નહતો, અને વળી તે કોઇરવેસે ધાસ્તીભર્યો પણ નહતો. બીશક તેઉપરથી જણાયું, કે ઘણા ઉસ્કેરાવાથી તેમજ લોહીના જવાથી આ ટર્ક—કે જેનું નામ સિનાન મહમદ હતું—તે બેશુદ્ધ થઇ તુટી પડયો હતો, અને જેથી ઍડ્રિયન ડેલાંશીને આટલી બધી તેનેવિષે ધાસ્તી ઉપજી હતી.

તે "સરજ્યને" ભલામણ કીધી, કે બીમારને તદન ચુપ અને શાંત રાખવો; અને એક બીમારના ઓરડામાં શું કરવું, તે હુકમ ફર્માવવાનો એક "ડાકટર"ને જે હક હોયછે, તે હકનીરૂએ તેણે ફર્માવ્યું, કે ઍનૅારિયાની સ્ત્રીનોકરે તેની સારવાર કરવી. તે જવાન બાનુએ જોયું, કે હવે તેણીને તેની માવજત કરવા દેવામાં આવશે નહીં, એટલે તેણીએ પોતાના ઝખ્મી થયેલા આશકના ખુબસુરત પણ ઉજળા ચપ થઇ ગયેલા ચેહેરાતરફ ઘણાજ પ્યારથી ફક્ત એકવાર નઝર ફેંકી; અને પછી ઓરડામાંથી બાહાર નિકળી. ડેલાંશી, તેમજ તેણીનો બાપ, અને ભાઇઓ તેણીનીપુઠે ગયા; પણ "ડાકટર" તો તેજ ઓરડામાં પાછળ રહ્યો, કેમકે તેને પેલી સ્ત્રીનોકરને જતી વેળા તે બીમારની માવજતબાબે કેટલાક હુકમો આપવાના હતા.

તે ઓરડાનીબહાર ચાલમાં ખુબસુરત ઑનૉરિયાએ મર્યાદા અને ઉપકારના દેખાવ-સાથે પોતાનો હાથ ડેલાંશીને આપ્યો—અને બોલી, "ઉદાર દેલના કુંક. તમોએ મારીઉપર જે અહસાન કીધુંછે, તે જણાવવાને મારીપાસે પુરતા શબ્દોવટીક નથી! પણ તોયે હુ તમારીપાસે એક અર્ઝ માંગી લઉંછું. તે એજછે, કે જો તમો આ બનાવબાબે તમારા એલચીઆગળ વાત કરો, તો તમો તેવણને અર્ઝ કરશો, કે આ જે સઘળું બન્યુંછે, તેનો માંટે મારા બાપઉપર કોઇ રીતે આઝાબ ગુજારવામાં ન આવે——"

ડેલાંશી—"જો તમારા બાવા મને ખાતેરી આપે, કે હવેપછી તમારીતરફ કે આ જવાન ઝખ્મી મુસ્લીમતરફ કોઇરીતનું ઘાતકીપણું કે ગેરવર્તણુક ચલાવ્યામાં ન આવશે, તો આ બાબતઉપર ઑટૉમન કાયદાનો અમલ કર્યામાં ન આવશે. પણ, બાનુ, વળી તેજ વખ્તે મારેથી તમારા બાવાની તેમજ તેવણનાં કુટુંબની ખટપટવચ્ચે પડાય એમ નથી——"

"સાહેબ, હું તમારા બોલવાની મતલબ સમજી ગઇછું," આમુજબે ઑનૉરિયા બોલી, કે જે વખ્તે તેણીનો ખુબસુરત ચેહેરો લાલ થઇ આવ્યો હતો, અને તેણીની મોટી કાળી આંખો શર્મથી અર્ધી ઢંકાઇ ગઇ હતી. તેણીએ પછી ધ્રુજતે સાદે અને બ્હીબ્હીને કહ્યું, "છેલ્લી સલામ, સાહેબ, ખુદાના ઘણાઘણા આશીર્વાદો તમારે સર ઉતરજો!"

આટલું બોલી ઑનૉરિયા તે ચાલમાંથી પસાર થઇ ગઇ, કે જેને છેડે એક બારણું આવેલું હતું, તેમાંથી તેણીએ અંદર જઇ તે બંધ કર્યું.

કાલેરંગિ—(ડેલાંશીને) "સાહેબ, તમારે તેમજ મારેખાતેર કેટલોક ખોલાસો કરવાની ઘણી ઝરૂરછે. મેહરબાની કરી મારીસાથે એક ઓરડામાં પધારો, કે જ્યાં આપણે ખાનગી-રીતે વાતો કરી શકયે."

તેણે પોતાના બેટાઓને ત્યાં ન આવવાને એશારત કીધી; તે આ જવાન ફ્રેંગ્રમ-નને એક અતિ શોભિતીરીતે આરાસ્તા કીધેલા ઓરડામાં લઇ ગયો, કે જ્યાં તે દીવાનખાનાંમાંથી જવાતું હતું, કે જે દીવાનખાનાંમાં આપણે જણાવી ગયેલો દુઃખદાયક અને દેલ ઉસ્કેરનારો બનાવ પ્રથમ બન્યો હતો.





# પ્રકરણ ૯૬ મું.

## હુમલો કરનાર.

કાલેરગિએ ભારે ગંભીરતાથી, અને સાથે પોતાને હાથે જે થઇ ગયું હતું, તેમાટે ઘણીજ દેલગીરી અને તાબેદારીથી બોલવા માંડયું. તે દેખાઇતીરીતે ઘણોજ ગુસ્સાવાળો અને તામસી સ્વભાવનો એક માણસ હતો: તેણે જે કામ કીધું હતું, તે તેના આ નઠારા સ્વભાવ અને ગુસ્સાનેલીધે હતું—તે વખ્તે તે એવો તો ઉસ્કેરાઇ ગયો હતો, કે તેનાં હાથમાં તેનાં સ્વભાવનો કાબુ રહ્યો નહતો: પણ હવે જ્યારે તેનો ગુસ્સો નર્મ પડયો, ત્યારે તેને ભારે પસ્તાવો, દેલગીરી, અને ચિંતા થવા લાગી.

જે ઓરડામાં તે ડેલાંશીને લઇ ગયો હતો, તેનું બારણું બંધ કરવાપછી, તે બોલ્યો, "સાહેબ, જે ખોલાસો હું કરવા માંગુંછું, તે થોડાજ શબ્દોમાં કહી શકાશે. હું એક વેપારીછું: અને જો તમો કોઇ વખ્તે પણ પૂર્વતરફ વેપાર કીધો હશે, તો ખચિત તમોને ખબર હશે, કે નિકાસ કાલેરગિનું નામ બીજા કોઇ પણ આબરૂદાર ગ્રીક વેપારીનાંજેટલુંજ જાણીતુંછે. મારી બેટીને તો તમોએ જોઇછે: તેમજ મારા બેટાઓને પણ. તેઓની મા હમણાં જીવતી નથી; અને તેટલામાંટે બાપઉપરાંત માતરીકેની ફરજો પણ મારેજ માથે આવી પડીછે. અલબતાં, મારાં બચ્ચાંઓનાં ભલાંકરતાં વધારે કાળજી મને શાની હોય? ફકત તેઓનેજખાતેર હું દૌલત એકઠી કરૂંછું. મારા બેટાઓ તાબેદાર, ઉદ્યોગી, અને સારી ચાલનાછે—તો જોકે ખુલ્લી રીતે કબુલ કરૂંછું, કે કોઇવાર તેઓ પણ તેઓના બાપજેવાજ આકળા અને ઉતાવળા બની જાયછે. વળી હમણાંસુધી હું એમજ સમજતો હતો, કે ઑનોરિયા પણ ઘણીજ તાબેદાર બેટી હતી. પણ તેમ ધારવામાં મેં કેટલી ભુલ કીધીછે, તે હવે તમો સાહેબ જોશો?"

ત્યાં તે ગ્રીક વેપારીએ થોડીક "મિનીટો" દમ ખાધો: દેખાઇતીજરીતે તે ઘણો આઝોર્દે થયેલો જણાતો હતો: પણ પોતાની લાગણીઓ દાબી દઇને તેણે નિશ્ચેમુજબે આગળ બોલવા માંડયું:—

"મારી બેટી ખુબસુરત હોવાથી, અને વળી તેણી મોટી દૌલતની વારેસ થવાની હોવાથી, મેં તેણીનેમાટે એક લાયક કારજ કીધું. આસરે ત્રણ કે ચાર વર્ષો થયાં હું એક ગ્રીક વેપારીસાથે લેવડદેવડ ચલાવતો હતો; તે પોતાના વ્યવહારમાં મને ઘણો ઇમાનદાર જણાયો, અને વળી વેપારનાસંબંધમાં આવ્યાથી મને જણાયું, કે તેની દૌલતનું પ્રમાણ કેટલું હતું. તે પોતે જવાનછે, અને સારી આબરૂ ધરાવેછે: તેની ઉમર પચીસથી વધારે વર્ષોની નથી. તેણે પ્યારની નજરથી મારી બેટીતરફ જોવા માંડયું: તેણે તેણીના હાથની માંગણી કીધી: તેની ચાલચલગત ઘણી શુદ્ધ હતી, અને તેણે પોતેજ પોતાની રાઝીખુશીથી મારી ખાતેરી કીધી, કે હું જે દૌલત ઑનોરિયાને તેણીની શાદીની રીતમાં પહેરામણી—

તરીકે આપવાનો ઇરાદો રાખતો હતો, તેકરતાં ચારગણી વધારે તેની પોતાની દોલત હતી. પ્રથમ મને લાગ્યું, કે તેનો તેણીનીતરફ દેખાડવામાં આવતો પ્યાર તેણીને કોઇરીતે નાપસંદ નહતો: પણ એક બનાવ એવો બન્યો, કે જેથી તેણીની તે લાગણી ફેરવાતી જતી જણાઇ, અને તેથી મેં જે ખુશહાલીભરેલી આશાઓ બાંધી હતી, તે પણ ધૂળ મળવા લાગી. ટ્રેબિઝૉન્ડખાતે વસ્તો એક ટર્કિશ વેપારી, કે જે મારો એક આડતિયો પણ થાયછે, તેણે બેમુળા કેટલાક હીરાઓ અને બીજાં કીમતી ઝવેરાતો આપીને તે વેચવામાંટે પોતાના બેટાને કૉન્સટૅન્ટિનોપ્લ મોકલ્યો. હું પોતે હીરા કે ઝવાહેરોનો વેપાર કરતો નથી: તોયે તે વેપારીએ પોતાના તે બેટાને મારાં વાલીપણાંહેઠલ મોકલીને, જેટલો વખ્ત તે આ બાદશાહી શેહેરમધે રેહે, તેટલો વખ્ત મારી સલાહમુજબે ચાલવાને તેને ફર્માવ્યું. મારા ધર્મના આચારવિચારમુજબે, અને એક ગ્રીક ઘરખટલાની રીતભાતમુજબે તેને મારાં ઘરમાં ઉતારો આપવાને ઇર્જન કરવાનું ન બનેએમ હતું: પણ તોયે મેં તેને આ ઘરમાં વારંવાર પરોણાતરીકે આવવાને ઇર્જન કીધું. તેણે ગોલ્ડન હૉર્નનીસામેના કેનારાઉપર ખુદ શેહેરનીઅંદર એક આબરૂદાર 'હૉટેલ'માં ઉતારો લીધો; અને મેં કીમતી ઝવાહેરોનો વેપાર કરનારા મુખ્ય આરમીનિયન વેપારીઓઆગળ તેની ભલામણ કીધી. જે જવાન પુરૂષબાબે હું બોલુંછું, તે તેજ સિનાન મહમદછે, કે જેની ઝેંદગી મારા વાજેબી ગુસ્સાથી આજ સાંજે ધાસ્તીમાં આવી પડી હતી."

ફરીથી તે ગ્રીક વેપારીએ વળી જરા વાર દમ ખાધો; અને પછી પોતાની વાત નિચ્ચેમુજબે પાછી આગળ ચલાવી:—

"સિનાન મહમદે પોતાનાં ભલામણ–પત્રો મારાં ઘરમાં રજુ કીધાને આસરે બે માસ થવા આવ્યાછે. આવી કીમતી શોખની ચીઝોનું વેચાણ હમણાંના લડાઇના હંગામમાં જેવું જોઇએતેવું સારા ભાવથી થાય નહીં; અને તેનાં ઝવાહેરોમાંટે જે કીમત આપવાની માંગણીઓ થઇ, તે તેના બાપે ઠેરવેલી સૌથી ઓછી રકમકરતાં પણ વધારે ઓછી હતી. આઉપરથી મેં તેને ઉતાવળા થઇ એવી ઓછી કીમતે તે ન વેચવાને ફર્માવ્યું; કારણકે તેનો બાપ તવાંગરછે—અને વળી મને લાગ્યું, કે સિનાન પોતેબી આ ટર્કિશ રાજધાનીમાં થોડો વખ્ત વધારે થોભી જવાને ઘણો ખુશી થશે. તે વારંવાર મારાં ઘરમાં મુલાકાતે આવતો; અને, ટુંકમાં કહુંછું, કે મારી બેટી તેનીસાથે પ્યારમાં પડી. જુલિઆન પાટ્રૉસ નામના જે જવાન ગ્રીક વેપારીને હું મારી બેટીસાથે શાદીનાં ગાંઠથી જોડાયલો જોવા ઇચ્છતો હતો, તેનાકરતાં વધારે લાભ તેને મળ્યો,—કારણકે પાટ્રૉસને વારંવાર વેપારનેમાંટે સફરે જવાની ફર્જ પડવાથી તે ઘણો ગેરહાઝેર રેહેતો હતો, જ્યારે જવાન સિનાન ચાલુ ઑનૉરિયાની સંગતમાં રેહેવા પામતો હતો. પણ મને જરા પણ શક નહતો, કે એશ્કના ચાળાઓ દેખાવથી અને શબ્દોથી તેઓ બન્નેવચ્ચે ચાલી રહ્યા હતા; તે વાતની ખબર તો મને થોડા દિવસોઅગાઉજ પડી. તે કેમ જણાઇ ગયું, તે હું તમોને જણાઉંછું:—થોડાક કલાકોસુધી સિનાન હંઇ મારાં ઘરમાંજ હતો, જ્યારે તે મને છોડીને ચાલી ગયો, એવું જણાવીને, કે તેને એક તવાંગર આરમીનિયન વેપારીસાથે કામનેવાસ્તે મળવાનો બંદોબસ્ત કીધેલોછે, અને તેણે તેનીઆગળ તે ઝવાહેરોનું જે બ્યાન કર્યુંછે, તેવાંજ જો તેને જણાશે, તો તે વેપારીએ તેનાં ઝવાહેરો સારી રકમે વેચાતાં લેવાની કબુલાત આપીછે: કારણકે હજી તે વેપારીએ તે

ઝવાહેરો નઝરેનઝર દિઠાં નથી. સિનાનને ગયાને ઘણો વખ્ત થયો નહીં, તેટલાંજ તે પાછો ફર્યો, અને અતિ ઘણો ગમમાં ગેરેફ્તાર થયેલો જણાયો. તેણે મને જણાવ્યું, કે તેની ગેર-હાઝેરીમાં 'હૉટેલ'ના તેના ઓરડામાં કોઇ દાખેલ થયું હતું, અને તેનાં તમામ ઝવાહેરો ગયેબ થઇ ગયાં હતાં. આ સાંભળી ઑનૉરિયાને તેનું ઘણું લાગી આવ્યું, અને તેઉપરથી તેનીતરફનો તેણીનો છુપો પ્યાર ઝાહેર થઇ ગયો. એથી હું તેઓ બંનેઉપર ઘણો ગુસ્સે થયો, અને ચોરાયલા હીરાઓબાબે સિનાને જણાવેલી વાતઉપર મને શક આવવા લાગ્યો. હું તરત 'હૉટેલ'માં ગયો, અને ત્યાં મારી ખાતેરી કરવામાં આવી, કે કોઇબી શકમંદ ચાલનું માણસ ત્યાં હતું, કે આવ્યું હતુંજ નહીં. વળી તેજ વખ્તે મને ચોક્સ ખાતેરીદાર આસામીઓથી કેટલાક એશારા કર્યામાં આવ્યા, તેઉપરથી મેં જેવી આશા રાખી હતી, અને ધારતો હતો, તેવી ચાલ સિનાન પોતાના કૉન્સટૅન્ટિનોપલ આવ્યાપછી ચલાવતો નહતો, એમ જણાયું. તેણે જુગારીઓ અને તેવાજ બીજા હલકી ચાલચલગતના આસામીઓની સંગત કીધી હતી: ખચિત, મારાં જાણવામાં તેની ચાલબાબે પુરતું આવ્યું, અને તેથી મારી ખાતેરી થઇ, કે તેના બાપે, જે ઝવાહેરો તેના હવાલામાં સોંપ્યાં હતાં, તેનો તેણે ખોટે માર્ગે ઉપયોગ કર્યો હતો, અને હવે તે તેના હાથમાંથી જતાં રેહેવાનેસબબે તેણે ચોરીનું ફકત બહાનું તરત જોડી કાહાડ્યું હતું. તમોને ત્યારે શું અજાયબી લાગશે, કે આ બીનાઓ જાણી હું ઘણો ગુસ્સે થયો, અને તરત ઘર જઇ, તેને ફરી મારાં ઘરમાં પગ ન મુકવાનો હુકમ કીધો? કાવાદાવાના અને ખોટું ડોળ ઘાલવાના હુનરમાં આ જવાન શખ્સ કેટલો પૂર્વિણછે, તેનો તમોને જરા પણ ખ્યાલ ન આવશે—જયારે હું તેને અપરાધી જાણતો હતો, ત્યારે તે પોતાને નિર્દોષ જણાવવાના ઢોંગ કરવા લાગ્યો! તોયે હું તેનેથી ઠગાઉંએવો નથી; અને તેથી મેં તેને બીઅબ્રુત કરી ઘરની બહાર હાંકી કાહાડયો,—અને તેજ વખ્તે મેં તેને તેના બાપઆગળ જવામાટે નાણાંની જોગવાઇ કરી આપી. હું આશા રાખતો હતો, કે તેમ તે ગયો હશે: પણ આજે સાંજે ઑનૉરિયા આશા રાખતી હતી, તેમ કશો ન ધારેલો હું મારા બેટાઓસાથે ઘરે પાછો ફર્યો, અને જોઉંછું, તો આ નાફર્માન છોકરી દાખેલ થવાનાંજ દીવાનખાનાંમાં સિનાન મહમદસાથે ગોપ્તેગુમાં રોકાયલી હતી. આથી મારા ગુસ્સાને પાર રહ્યો નહીં: મારી અને સિનાનનીવચ્ચે ટપાટપી થઇ—હું ધારૂંછું, કે મેં તેને માર્યો—ભારે હોંસાતોંસી ચાલી—તેણે મને ખરાબ સુખનો ઓચરીને બદનામ કર્યો—અને—અને—મારૂં ખંજર——પણ પછીની વાતથી તો તમો માહિતગારછો."

**ડેલાંશી**—"જે જવાન પુરૂષનેમાટે મેં આટલી બધી કાળજી દેખાડીછે, તેનાવિષે આવો ખરાબ અહવાલ સાંભળીને મને ભારે દેલગીરી લાગેછે. સાહેબ, તમોને ઘણા પઝવામાં આવ્યાછે; પણ તેમ તમે તેનો કીનો પણ ભારે ભયંકર લીધોછે—તે લગભગ જીવલેણ હતો, એમ કહું, તો તેમાં કશું ખોટું નથી. કોઇની કુટુંબી ખટપટનીવચ્ચે પડવાનું કામ કદી સારૂં તો નથી: પણ આ દાખેલામાં હું વચ્ચે પડયોછું, તેમાટે મને જરા પણ ઠપકો હું પોતાને આપતો નથી—સંજોગો જોતાં તેમ કરવું કુદતી હતું." એમ બોલીને ડેલાંશી ત્યાંથી જવાનું કરતો હતો, પણ તેટલાં કાંઇ વધારે જણાવવાનો તેને વિચાર આવ્યો.

**ડેલાંશી**—"સાહેબ, આપણે પેહેલા મળ્યા, તે વેળાએ મેં જે વિચાર તમારેવાસ્તે બાંધ્યે હતો, તે તમારી આ સર્વે હકીકત સાંભળવાપછી ઘણો ફેરવાઇ ગયોછે. હવે તમારેવિષે

મારી ખાતેરી થઇછે, કે તમારાં ઘરમાં તમો ઝરૂર સિનાન મહમદની સારી માવજત કરશો. તેની ઝેંદગી કાંઇ ધાસ્તીમાં નથી; અને જ્યારે તે સાજો થવા આવે, ત્યારે તમો તેને તેના બાપનીઆગળ મોકલી આપવાની ગોઠવણ કરજો. આવા સંજોગોવચ્ચે હવે આ સઘળી બાબતથી ફ્રેંચ એલચીને વાકેફ કરવાની હું ઝરૂર જોતો નથી."

કાલેરગિ—"અને, સાહેબ, હું કસમ ખાઇ કહુંછું, કે તમોએ જે વિશ્વાસ મારી-ઉપર મુકયોછે, તે વિશ્વાસનો ભંગ હું કદીબી કરીશ નહીં."

ડેલાંશી—"પણ વળી તેજ વખ્તે હું તમોને ખરાં દેલથી સલાહ આપુંછું, કે ભવિષ્યમાં તમારાં ખંજરનો ઉપયોગ કરતીવેળા ઘણી સંભાળ રાખજો."

ઘણા પસ્તાવાસાથે તે ગ્રીકે આ સલાહ સાંભળીને નમન કર્યું: આ વેળા તેના ખરે-ખરા ખુબસુરત ચેહેરાઉપર જનુનની જરા પણ અસર નહતી; અને અતિ ઘણા માનઅકરા-મસાથે તે ઍડ્રિયનને પોતાનાં ઘરનાં એક આગળાં બારણાતુલિક પહોંચાડવા ગયો.

ડેલાંશીએ હવે ફ્રેંચ એલચીનાં મકાનતરફ પોતાનો રસ્તો ધર્યો, અને તે વેળા જે સઘળો બનાવ બન્યો હતો, તેઉપર તે મનમાં ગોર કરતો હતો. સિનાન મહમદજેવા એક નાલાયક શખ્સસાથે ખુબસુરત ઑનૉરિયાએ જે પ્યાર બાંધ્યો હતો, તેમાટે તે દેલમાં ખરે-ખર તેણીનેસારૂં દયા કરવા અને દેલગીર થવા લાગ્યો,—અને તેણીનો બાપ અને ભાઇઓ આવા એક નાલાયક શખ્સસાથના તેણીના પ્યારમાટે ધિક્કાર બતાવે, એ તદન કુદતી હતું, એમ તેને હવે જણાવા લાગ્યું. દીવાનખાનાંમાં જે બનાવ તેણે જોયો હતો, પણ જેબાબે નિકાસ કાલેરગિએ કશો ખોલાસો તેનીઆગળ કીધો નહતો, તે તો આ જવાન ફ્રેંચ અમલદાર તરત સમજી ગયો હતો. તે વેપારી અને તેના બેટાઓએ બીશક ઑનૉરિયાને તે જવાન ટર્કનો ખ્યાલ છોડી દેવાને, અને ઉતાવળે પેલા ગ્રીક વેપારી જુલિઆન પાટ્રો-સની મહોરદાર થવાને કબુલવાને કસમ લેવાડવાની કોશેશ કીધી હતી; પણ તેણીએ તેની-સાથે પરણવાને જુસ્સાથી સાફ ના પાડી, સિનાન મહમદતરફ જેવીરીતે વર્ત્તવામાં આવતું હતું, તેમાટે તેઓને ઠપકો આપવા તથા તેનીતરફ દયા દેખાડવાને આજીજી કરવા માંડી. આ સઘળી બાબત ખરેખર ઘણી દયાજનક હતી, અને હવે ઍડ્રિયન મનમાં વિચારવા લાગ્યો, કે તે ત્યાં જવા નહીંજ પામ્યો હતે, તો સારૂં થતે, કે જેથી આ સઘળો બાબત તેનાં જાણવામાં આવતે નહીં,—તોયે જો તે ત્યાં જવા પામ્યો નહતે, તો પોતાને થયેલા ઝખ્મથી તે જવાન ટર્કની ઝેંદગી બંચવા પામતે નહીં, અને તે જ્યાં પડયો હતો, ત્યાંજ કશી પણ લાયક સારવારવગર તે પોતાનો પ્રાણ છોડી દેતે.

જ્યારે ડેલાંશી તે ગ્રીક વેપારીનાં ઘરમાંથી ફ્રેંચ એલચીનાં મકાનતરફ પાછો ફરતો હતો, ત્યારે એક ઇમારતમાંનાં બારણાંમાંથી તેણે રોશની બહાર પડતી દિઠી; અને કેટલા વાગ્યાછે, તે પોતાનાં ઘડિયાળમાં જોવામાટે તે તે બારણાંઆગળ ગયો. આ વેળા તેના હાથમાં મુઝાં પેહેરેલાં નહતા; અને તેની એક આંગળીઉપર ઝળકતા હીરાની એક વીંટી ચળકચળક થતી હતી. તેણે પોતાનું ઘડિયાળ બહાર કાહાડયું, અને જોયું, તો જણાયું, કે તે વખ્તે સાડા દશનો અમલ થયેલો હતો. જે મકાનનીસાંમે તે ઉભેલો હતો, તે એક પીઠું હતું; અને તેજ ઘડીએ બેએક ખલાસીઓ તેમાંથી બહાર નિકળ્યા. તેઓ એકબીજાસાથે

ફ્રેંચ ભાષેમાં વાતા ચલાવતા હતા; અને તેઓનાં મ્હોંમાંથી જે શબ્દો બ્હાર પડતા હતા, તે મામેલાન જીતી લેવાબાબે ઉલટભેર ખુશહાલીમાં હતા; કારણકે તેબાબેની ખબર, જે "સ્ટીમર"માં ઍડ્રિયન ડેલાંશા કૉન્સટૅન્ટિનોપલ આવ્યા હતા, તેનીજમઆરિફતે ત્યાં આવી પુગી હતી. આ ખુશ ખબરમાટે પોતાના સ્વદેશી ભાઇબંધે ખુશહાલીમાં દારૂનું "ગ્લાસ" ચઢાવી તહેવાર પાળે એવો ઉદાર વિચાર આ બહાદુર ફ્રેંચ અમલદાર અટકાવી શક્યો નહીં; અને પોતાની પૈસાથી છલછલ થતી કોથળી બહાર ખેંચી કાહાડી, તેમાંથી રૂપાના થોડાક સક્કાઓ તેઓને બક્ષેશ કીધા. પોતાનાંજ એક સ્વદેશી સાથે ભેટો થવાથી તે ખલાસીઓ પણ ઘણા મગન થયા, અને ઘણાં માનસાથે તેનુ નામ જાણવા માંગ્યું: અને જ્યારે તે તેઓને જણાવવામાં આવ્યું, ત્યારે મામેલાનની ટેકરીઉપર ફ્રેંચ વાવટો પેહેલવેહેલો ઉડતો કરનાર ધણી તેજ હતો, એમ જોણી તેઓની ખુશહાલીનો પાર રહ્યો નહીં. તેઓએ એઉપરથી સોગંદ ખાઈ જણાવ્યું, કે ફ્રેંચ સિપાહીઓએ જે પરાક્રમ બજાવ્યું હતું, તેની ખુશહાલીમાં દારૂ પીતી-વેળા તેઓ ઝરૂર તેની તંદરોસ્તી ઇચ્છી સલામતી લેશે. સારી સમજથી ડાહ્યા થઇને દારૂ પીવાની સલાહ ઍડ્રિયને તેઓને હસ્તાંહસ્તાં આપી; અને પછી પોતાને રસ્તે ચાલતો થયો.

હવે જ્યારે પેલાં પીઠાના બારણાઆગળ રોશનીમાં ઉભો હતો, તે વેળાએ ઍડ્રિયનનું સોનાનું ઘડિયાળ, ઝકઝક કરતી હીરાની વીંટી, અને ઉપરસુધી પૈસાથીભરેલી થેલી એક જણ, કે જે તેનથી થોડેક છેટે ઉભેલો હતો, તેનાં દિઠાંમાં આવ્યાં હતાં. તોયે તે રોશનીમાં નહીં; પણ તદન અંધારામાં તે ઇમારતના ઓથામાં ઉભેલો હતો; અને તેથી તે ડેલાંશીનાં કે ખલાસીઓનાં જોવામાં આવ્યો નહતો.

ઍડ્રિયન આગળ વધ્યો,—તે ઍનોરિયા, સિનાન મહમદ, અને તેઓનલગતી બાબતોઉપર વિચારમાં મશ્ગુલ હતો: આ વેળાએ વળી તેને પોતાની પ્યારી અને ખુબસુરત એલોઇસ યાદ આવી, કે જેણીને ટુંક વખતમાં જોવાની તે આશા રાખતો હતો, અને જેણીનો હાથ મેળવવાનો દાવો તે હવે કરી શકે, એમ હતું. તે હાલ જે રસ્તે જતો હતો, ત્યાં થોડેક તફાવતેતુલિક ઝમીનનો એક ટુકડો આવેલો હતો, કે જ્યાં કોઇનાં પણ રેહેવાનાં મકાનો નહતાં—પણ જમણા હાથઉપર ફક્ત એક મોટો ઇમારતી લાકડાંનો વાડો હતો—અને ડાબા હાથઉપર નદીનું પાણી અને તેમાં થોડેક છેટે વહાણો લંગર કરી પડેલાં હતાં. ચંદ્ર હજી પુર તેઝમાં પ્રકાશતો હતો: પણ તે વાડાની ભીત આડે આવવાથી ઝમીનઉપર તેનો કાળો ઓળો પડતો હતો; અને તેનેથી થોડેક દુર સામે લાકડાંનાં ઢીમડાંઓની બે કે ત્રણ ઝબરદસ્ત મોટી થડીઓ મારેલી હતી. જ્યારે થડીઓમાંની એકઆગળથી ડેલાંશી પસાર થતો હતો, ત્યારે તેને જાણે એમ લાગ્યું, કે તેનીપછવાડે કોઈ છુપાઇને આવતુ હોય, તેવો અવાઝ થતો હતો; અને તેટલામાટે જેવો તે એકાએક ફરીને જોવા ગયો, કે તેની પીઠમાં દગાથી મારવામાટે એક ખંજર ઉગામેલામાં આવેલું તેણે જોયું; તેને એક પળવારમાં પોતાનો હાથ ઉચકીને તેનો ઘટકો છટકાવી નાખ્યો; ફક્ત એક "મિનીટ" જો મોડુ થયું હતે, તો તે વધુ વાર જીવવા પામતે નહીં: બીજીજ પળે જે ખુની તે આપ્રમાણે ઘટકો લગાવવા જતો હતો; તેને ઍડ્રિયન વળગી પડ્યો; અને તેઓ બંનેવચ્ચે જનુની બાઝમબાઝી ચાલી; તે શખ્સ ઘણો જોરાવર અને ચપળ હતો: તેણે તે ખંજર પોતાના હાથમાં ઘણુ મઝબુત

પકડી રાખ્યું, કે જેની અણી તે ડેલાંશીને ભોંકી દેવાની ભારે કોશેશ કરતો હતો. જે હાથમાં તે ખુની હથિયાર પકડવામાં આવ્યું હતું, તેની કાંડી જો જરા પણ આપણા આ જવાન ફ્રેંચ બહાદુરે ઢીલી કીધી હતે, તો તે ઘડી તેની છેલ્લીજ હતીઃ પણ તેણે તે કાંડી જાણે લોખંડનાં સેંકડાંમાં પકડી હોય, એવી મઝબુત પકડી રાખી; અને આમુજબે તેઓવચ્ચે બાઝમબાઝી ચાલુ રહી. પણ આખરે પોતાનીઉપર નીચ હમલો કરનારને ડેલાંશીએ ભોંયઉપર પટક્યો, અને તે પણ એવા ઝોરથી, કે તે અર્ધો બેભાનજેવો થઇ ગયો; એમ થવાથી હવે આ જવાન ફ્રેંચમૅન તે કરપિણ માણસના હાથમાંનું ખંજર સેહેલાઇથી ઝુંટાવી લઇ શક્યો.

તેજ ઘડીએ કોઇનાં નઝદીક આવવાનાં પગલાંઓ સંભળાયાંઃ ટર્કિશ "પોલિસ"ની એક ટુકડી રોન ફરતી ત્યાં આવી લાગીઃ અને તે જોઇને ડેલાંશીઉપર હમલો કરનાર લફંગો ધાંટો પાડીને કાંઇ બોલવા લાગ્યો, કે જે ઍડ્રિયન પોતે સમજી શક્યો નહીં, પણ બુમો શામાટે પાડવામાં આવી હતી, તેનું કારણ હમે તરત માલુમ પડયું; કારણકે તે ટુકડીના સેપાહો ઘણાં જંગ્લીપણે ઍડ્રિયનનીઉપર તુટી પડ્યાઃ અને તેને પોતાનો બંધવો બનાવ્યો. તે જોઇ તેણે પોતાની સ્વદેશી ભાષામાં ઘણા ગુસ્સાથી ખોલાસો કરવા માંડયો—અને પેલો બીજો શખ્સ એક ચોર હતો, એમ બોલવા લાગ્યો; રોન ફરનારી આ ટુકડીનો જે અમલદાર હતો, તેણે તેઉપરથી પેલા બીજા શખ્સને પકડ્યો, અને ડેલાંશીને ફ્રેંચ ભાષામાં કહ્યું, "અલ્લાહ કસમ! જો તમો બંધે એકબીજાને ચોર જણાવશો, તો તમો બન્નેને કેદ કરીશું— અને કાઝી તમારો એન્સાફ કરશે!"

ડેલાંશી—"અરે! જ્યારે તમો ફ્રેંચ ભાષા બોલી શકોછો, ત્યારેતો ઘણુંજ સારૂં! તમારા માણસોને મને છોડી દેવા જણાવો. હું એક ફ્રેંચ લશ્કરી અમલદારછું—જનરલ પેલિસિયેરતરફથી મારાં રાજયના અત્રેના એલચીઉપર પયેઘામો લઇને આવ્યોછું——"

પેલો ખુની વળી પાછો ધાંટો પાડી ગુસ્સાથી કાંઇ બોલવા લાગ્યો; અને તે જોઇ તે ટર્કિશ અમલદાર શું કરવું તેનાં વમાસણમાં પડયો.

અમલદાર—"તમો બન્ને જણાઓ જણાવોછો, કે તમો આબરૂદાર આસામીઓછો, અને તે પુરવાર કરવામાટે સારી ખાતેરી આપવા તૈયાર થયાછો. હવે મારે શું સમજવું? હું કોણને માનું?" પછી ડેલાંશીતરફ ફરીને તેને કહ્યું, "સાહેબ, તમો કહેોછો, કે આ આસામીએ તમારીઉપર લુટફાંટ કરવાના એરાદાથી ખુની હમલો કર્યો હતોઃ જ્યારે તે જણાવેછે, કે ઉલટું તમોએ તેમ કર્યું હતું."

ડેલાંશી—(ઘણો ગુસ્સે થઇને) "મને એકદમ ફ્રેંચ એલચીને ત્યાં લઇ જવાની હું તમોને માંગણી કરૂંછું!"

પેલો પણ વળી પાછો કાંઇ મોટેમોટે બુમો પાડી બોલવા લાગ્યો; તે સાંભળી ટર્કિશ અમલદાર બોલ્યો, "એબી કેહેછે, કે એને તેને ઘેર લઇ જવો, કે જેથી તે કોણછે, તે દેખાડે, અને ઘણોજ આબરૂદારછે તે સાબેત કરી આપે. અને બેશક, સાહેબ, તમો એટલુંતો કબુલ કરશો; કે શાક્ષિ તો એનીતરફેણમાં પડીછેઃ કારણકે જયારે અમો આ જગ્યાએ આવી લાગ્યા, ત્યારે તમોએ તેને નિચ્ચે નાખી દીધેલો હતો—તમો એક ખંજર

ફેરવતા હતા—વળી તમે કાંઇ બુમો પાડતા નહતા—પણ એ મદદનેવાસ્તે બુમો પાડતો હતો, કે તમોએ એને લુટવાની અને એનું ખુન કરવાની કોશેશ કીધી હતી."

ડેલાંશી—( અધિરાઇથી ) "હા, પણ તેતો એનું પોતાનુંજ ખંજર હતું, કે જે મેં એનીપાસેથી ખુંચવી લીધું હતું ! જરામાં હું એને હાથે ઝબ્હ થતો બચી ગયોછું: મેં મારા પોતાના બચાવમાં એનીઉપર હમલો કર્યો હતો. ખુદા ખ્યેર કરે! શું તમોને મારો દેખાવ એક ભટકતા, ભામતા ચોરજેવો લાગેછે ? આ જોવ !—આ મારી થેળી પૈસાથી તમામભરેલીછે—મારાં શરીરઉપર ઝવેરાતછે——"

તેનીસાંમેવાળો વળી પાછો બુમો પાડી બોલવા લાગ્યો,—તેણે પણ તેવીજ છલાછલભરેલી પૈસાની એક થેળી બહાર કાહાડીને દેખાડી, તેમજ એક ઘણુંજ સરસ ઘડિયાળ, અને પોતાનાં આંગળાંઓઉપર હીરાની વીંટીઓ બતલાવી.

**અમલદાર**—"બહારના આબરૂદાર દેખાવમાં તો તમો બન્ને એકસરખાછો."

ડેલાંશીએ જોયું, કે તે મુસ્લીમ અમલદાર જે કેહેતો હતો, તે પણ ઘણુંખરૂં ખરૂંજ હતું; કારણકે તેનીસાંમેવાળાએ પણ તેનીજપેઠે સારો પુશાક સજેલો હતો—લગભગ તેનાજજેવી સારી ઢબનો, સેવાયકે તેણે એક ઇંગ્રેજી ટોપીનેબદલે લાલ "ફેઝ" પેહેરેલી હતી: પણ તે એક ગ્રીક હતો, કે ટર્કિશ હતો, કે આરમીનિયન હતો, તે અૅંડ્રિયન પારખી શક્યો નહીં.

**અમલદાર**—"આ ભેદી બાબતનો ગુંચવાડો હું સમજી શકતો નથી. હું જે કરી શકું, તે ફકત એટલુંજછે, કે હું તમો બેઉને આખી રાત ચોકીઉપર બંધ કરી રાખવાને બદલે ન્યાયાધિશઆગળ એકદમ લઇ જાઉંછું; અને કાઝી પોતાનાં ડાહાપણથી એનો ચુકાદો કરશે."

ડેલાંશીએ પણ જોયું, કે આવા સંજોગોવચ્ચે કાંઇપણ બીજો ચુકાદો તે ટર્કિશ અમલદાર કરી શકેએમ નહતું; અને તેટલામાટે તે બોલ્યો, " ઠીક, ત્યારે કાઝીઆગળ આપણે જઇએ: પણ એક મહાપરાધીનીપેઠે મને મહલ્લાઓમાંથી ઘસડી લઇ જતા ના !"

**અમલદાર**—" મારા માણસો તમોને છોડી શકે નહીં, અને તમો જોશો, કે આ બીજો શખ્સ, કે જે પણ પોતાને આબરૂદાર જણાવવાનો દાવો કરેછે, તેને પણ તમારીજમુવાફેક પકડીને લઇ જવામાં આવશે. આપણે હવે સઘળું કાઝીની મુન્સેફીઉપર છોડીશું, કે જેવણનું ઘર ત્યાંથી કાંઇ ઘણું દુર નથી."

અને ખરેખર તેમજ હતું; આ વખ્તે મહલ્લાઓ બીલકુલ ખાલી હોવાથી, ડેલાંશીના જીવને ધીરજ આવી, કે તેને વધુ નામોસી ખમવી પડતી નહતી; નહીંતો જો ઘણાં રાહદારીઓ ત્યાં હતે, તો તેની આવી બીએજ્જૅત હાલત તેઓનાં જોવામાં આવવાથી તેને ઘણુંજ ખરાબ લાગતે. તેઓ સઘળા કાઝીને ઘર આવી પુગ્યા: બારણું ખોલવામાં આવ્યું; અને તે સેપાહો બંધવાઓને એક સારી રોશનીવાળા ઓરડામાં લઈ ગયા. ચાંદરણાંની ઝાંખી રોશનીમાં જોયો હતો, તેકરતાં વધારે સારીરીતે ડેલાંશીએ હવે તપાસીને તે લુચ્છા શખ્સને જોયો—જ્યારે તે શખ્સે એક મોટો પોકાર કરીને અૅંડ્રયનના હાથો અને કપડાં દેખાડયાં.

તે જોવાપછી ટર્કિશ ચોકીદારોનાં મ્હોંમાંથી કમકમાટની બુમો નિકળી; અને પેલો મમલદાર જનુનથી ડેલાંશીને કેહેવા લાગ્યો, " આ તારા જવાન અને ખુબસુરત તનમાં તું એક પાપી અને કાળું હૈયું ધરાવનારછે ! ખુની, આજે રાતના બીજાં શું અઘોર કર્મો તે ધાંછે ? આ તારા હાથો અને પુશાકઉપરનાં લોહીના ડાઘાઓજ તારી હકીકત કહી આપેછે !"

આ સાંભળીને ડેલાંશી ઘણો ચોંકયો— અને તેનો દેખાવ તે વખ્તે એવો થઇ ગયો, કે મુસ્લીમ ચોકીદારોનાં દેલમાં પણ તેના અપરાધવિષે ખાતેરી થઇ— ઍડ્રિયન પોતાના હાથો અને પોતાનાં કપડાં જોવા પડયો: અને ખરેખર તેઉપર લોહીના ડાઘાઓ પડેલા તેણે જોયા.



## પ્રકરણ ૯૭ મું.

### કાઝીની અદાલત.

આ ડ્રિયન ડેલાંશીનાં શરીરઉપર લોહીના ડાઘો શાના હતા, તેતો બીશક વાંચનારે સારીરીતે જાણી લીધું હશે. ઝખ્મી થયેલા જવાન ટર્ક, સિનાન મહમદના સમાગમમાં આવ્યાથી તે તેનાં શરીરઉપર લાગ્યા હતા. પણ તેને જે ગભરાટ થયો હતો, તે આવા સંજોગોવચ્ચે થાય, એમાં કશી નવાઇ નથી; કારણકે જ્યારે તેને જણાવ્યામાં આવ્યું, કે તેનાં શરીરઉપર લોહીના ડાઘો હતા, ત્યારે તે પેહેલાંતો પોતેજ અજાયબ થયો, પણ જ્યારે તેને યાદ આવ્યું, કે આ ડાઘો કેમ પડ્યા હતા, તે જો તે જણાવશે, તો તેથી નિકાસ કાલેરગિ પણ ઉઘાડો પડશે, જ્યારે તેણે તો તે વેપારીને અને તેની બેટીને તેમ ન કરવામાંટે, અને તેઓની વાત છાની રાખવામાંટે કબુલાત આપી હતી.

પણ જ્યારે તે પાછો સાવધ થયો, તોયે આ કારણનેમાંટે તેના ચેહેરાઉપર તો ચોક્સ ફેરફાર રહીજ ગયો, કે જેથી ચોકીદારો અને તેઓનો અમલદાર તેને અપરાધી ધારે, એ બનવાજોગ હતું.

ડેલાંશી—"દુષ્ટ કર્મ કરવાનો શક મારીઉપર લાવવાની હેમત કરતા ના!—અને મારીઆગળ પાપી કર્મોવિષે બોલવાની હેમત કરતા ના! કારણકે જોકે કદાચને મારા આ હાથો ટર્કીનીતરફેણમાં લડતા, અથવા જુદેજુદે વખ્તે અને જુદીજુદી જગ્યાએ ઝખ્મી થયેલાઓને મદદ કરતાં લોહીથી રંગાયા હશે,—તોયે એક ખુનીતરીકે મારા હાથો લાલ રંગથી કદીપણ રંગાયા નથી!"

તે ટર્કિશ અમલદાર તો એમજ સમજ્યો, કે આ બધી ફડાકી પોતાનું પાપી કર્મ ઢાંકવામાંટે તે મારતો હતો: પણ તેણે કશો જવાબ દીધો નહીં, અને ગંભીર અવિશ્વાસથી ફક્ત પોતાનું માથું ધુણાવ્યા કર્યું. તરતજ જે ઓરડામાં તેઓ હતા, તેનીઅંદરના બીજા એક ઓરડાનું બારણું ઉઘડ્યું, અને એક ખેદમતગારે તે આખી ટોળીને તે અંદરના ઓરડામાં કાઝીનીહઝુરમાં જવાને એશારતથી જણાવ્યું. આ ન્યાયાધિશ—કે જે અધોડ ઉંમરનો, ઘણા કરડા ચેહેરાવાળો, અને તિક્ષ્ણ આંખોવાળો હતો, તે એક મોટા અને ઘણી રોશનીવાળા ઓરડાને છેક છેડે એક ઉંચા માચડાઉપર લખવાની એક "ટેબલ"આગળ બેઠેલો હતો. તેની "ટેબલ"ની બરાબર સાંમે એક બીજી ન્હાની "ટેબલ"આગળ એક "કલાર્ક" બેઠેલો હતો; અને "ઑફિસ"નો તે ભાગ, કે જ્યાં ન્યાયાધિશ અને તેનો "સેક્રેટરી" બેઠેલા હતા, ત્યાં લોઢાંનો એક મઝબુત સળિયો હતો, કે જેથી તેઓ અને તેઓનીસાંમે ઉભા રેહેનારાઓવચ્ચે અંતરો રેહેતો હતો. જેમ ઇંગ્રેજી "માજિસ્ટ્રેટો"ની "ઑફિસ"માં હોયછે, તેમ ત્યાં શાક્ષિનાં પાંજરાંજેવું કશું નહતું: પણ જેઓ ઝબાની આપવા આવેલા હોય, અથવા ફક્ત અદાલતમાં ચાલતું કામ જોવા આવ્યા હોય, તેઓને બેસવામાંટે ત્યાં બેઠકો હતી. આપણે અત્રે જણાવવું જોઇએછે, કે પેરા એક 'પરૂ' હતું,

અને ત્યાંની વસ્તી મુખ્યકરીને પારકા દેશોના લોકોની હોવાથી ઉપલા "ક્લાર્ક"ને વારંવાર દુભાષિયાતરીકે પણ કામ કરવું પડતું હતુ; અને તેટલા કારણસારૂં તે કેટલીક ઝબાનોથી માહેતગાર હતો.

આ બંધે બંધવાઓને પેલા લોખંડના સળિયાસુધી ચોકીદારો લઇ આવ્યા, કે જે સળિયો ઓરડાની દીવારને એક નાંકેથી બીજે નાંકેની દીવારસુધી છાતીપૂર ઉંચો જડેલો હતો:—જોકે ખરેખર તો હાલમાં ડેલાંશીઉપર હમલો કરનાર લફંગાને એક બંધવો કહી શકાય નહીં, કારણકે ચોકીદારોએ જેવા ડેલાંશીનાં કપડાંઉપર લોહીના ડાઘો જોયા, કે તેનેજ અપરાધી ધારીને ખરા અપરાધીને છુટો મુકી દીધો હતો. ડેલાંશીને હવે પોતાનીઉ-પર હમલો કરનારનો દેખાવ બરાબર નિહાળવાની ફોરસત મળી; અને જ્યારે તેણે તેનો ચેહેરો બારીકીથી જોયો, ત્યારે તેને લાગ્યું, કે સઘળા સંજોગો તેનીસાંમે જાય, એમ હતું. કારણકે તે કાંઇ ફક્ત ખુબસુરતજ નહતો, પણ તેનો ચેહેરો બરાબર એક ગ્રીક મર્દના ચેહે-રાજેવો ઘાટદાર હતો--અને તે ચંચળ, ભોળો, અને મર્દાની હતો. આવો એક આસામી ભટકતો ચોર, કે છુપાતો ખુની હોય, એ તદન ન માનવાજેવું લાગતું હતું. વળી તે એક જવાન પુરૂષ હતો,—તેની ઉમર દેખાઇતીરીતે વીસ અને ત્રીસનીવચ્ચેની હતી: તે કદે ઉંચો—તેનો બાંધો સીધો—તેનું શરીર એકસરખું અને ગંથાયલું હતું; અને આપણે આગળ જણાવી ગયા છૈયે, તેમ તેનો પુશાક એક ગ્રહસ્થને છાજતો હતો, અથવા કંઈ નહીં તો, એક સારી સ્થિતિના શખ્સનેલાયકનો હતો.

કાઝીએ હવે ઝાહેર કર્યું, કે તેનીસાંમે આવેલા આ મુકદ્દમાની તપાસ કરવાને તૈયાર તે હતો, કે જેથી પેલા ટર્કિશ ચોકીદારોના અમલદારે જે બનાવ બન્યો હતો, તે વિગતવારે, ઘણોજ ચોકસ, અને કોઇની પણ પક્ષ ખેંચવાવગર જે હતો, તે ખરેખરો કહી સંભળાવ્યો, કે કેવીરીતે તેને અને તેના ચોકીદારોએ તે બંધે શખ્સોને પકડ્યા હતા. ઍડ્રિયન ડેલાંશીના હાથમાંથી જે ખંજર તેણે ખુંચાવી લીધું હતું, તે તેણે ત્યાં રજુ કર્યું; અને વળી તે જવાન ફ્રેંચમૅનના હાથો અને કપડાંઉપર પડેલા લોહીના ડાઘો પણ બતલાવ્યા. કાઝીએ સવાલ કર્યો, કે એવા લોહીના કાંઇ ડાઘો તે ગ્રીકનાં શરીરઉપર હતા કે?—અને તે ઝપા-ઝપીમાં તેને કાંઈ ઝખ્મ થયો હતો કે? અલબતાં આ સવાલોના ઉત્તરો નકારમાં આપ્યામાં આવ્યા; અને તેઉપરથી ખુલ્લું થયું, કે ડેલાંશીનાં શરીર તથા કપડાંઉપરના ડાઘો કોઇ આગળા બનાવનેલીધે પડેલા હોવા જોઇએ. તે ટર્કિશ ન્યાયાધિશે તેઓને ઘણીજ બારીકીથી તપાસ્યા; અને એમ માલુમ પડ્યું, કે ઍડ્રિયનના ડગલાની એક બોહેઉપરનો લોહીનો ડાઘ હજીસુધી તાઝોજ હતો.

આએજ ઘડીએ રાતની ચોકી કરનારા બીજા બે વધુ સેપાહો "ઑફ્સિ"માં દાખેલ થયા; અને તેઓએ કાઝીને કાંઈ કહ્યું, કે જેનો અર્થ ડેલાંશીને "ક્લાર્કે" એક દુભાષિયા-તરીકે કહી સંભળાવ્યો. તે એ હતું, કે ઇમારતી લાકડાંના વાડાની થોડે દુર એક ખુલી જગ્યાનીવચ્ચે લોહીનું એક ખાબોચિયું માલુમ પડ્યું હતું—પણ તે જગ્યાએ કે તેની પડો-શમાં કેથે પણ કોઇ મુર્દું કે ઝખ્મી થયેલું આસામી જડ્યું નથી—તોયે આ કાળાં કરતુકની તપાસ કરી તેનો ભેદ ખોળી કાહાડવાને એક હુશિયાર અમલદારને ત્યાં રાખી આવવામાં આવ્યોછે.

આમુજબે સઘળા સંજોગો ઍડ્રિયન ડેલાંશીનીસામે વધારેનેવધારે જવા લાગ્યા; અને તેનીસામેવાળો ગ્રીક તો હવે એક બંધવાનેબદલે જાણે વાદી કે ફરિયાદી હોય, તેમ ગણાવા લાગ્યો. તોયે આ જવાન ફ્રેંચમૅને પોતાનાં મનનું સાવધપણું કે પોતાનો અંદરખાનેનો વિશ્વાસ ખોઇ દીધાં નહીં: તેની સ્થિતિ ઘણી કઢંગી થઇ પડીછે, એમ તો તે સારીરવેસે સમજતો હતો—તોયે પણ તે જાણતો હતો, કે જો વાત ઘણીજ ખરાબ થશે, તો તેનાં શરીર ઉપરના લોહીના ડાઘો, અને લોહીનાં પેલા ખાબોચિયાંબાબે તે એક પળવારમાં ખોલાસો કરી તેઓની પતીજ કરી શકશે.

**કાઝી**—"આ મુકદ્દમાની વધારે તપાસમાં આજની રાતે ઉતરવાનેબદલે હું આ શખ્સને (એટલેકે ડેલાંશીને) કેદ કરવાનો હુકમ કરૂંછું; અને જ્યારે ફરિયાદી પોતાનું નામ અને ઠેકાણું મને જણાવશે, ત્યારે તેને તરત વેળા છુટો કરવો, કે આવતી કાલસુધી અટકાવી રાખવો, તેનો હું વિચાર કરીશ. કારણકે જ્યાંસુધી આ મુકદ્દમો પુરેપુરો ખલાસ ન થાય, ત્યાંસુધી તે પુરવાર થયેલો હું ગણુતો નથી; અને મને મુકદ્દમાના ફરિયાદીઓ તેમજ બંધવાઓની હાઝેરીની ખાતેરીવાસ્તે પગલાં ભરવાની ઝરૂરિયાત વારંવાર માલુમ પડીછે."

આ ભાષણની મતલબ પણ ડેલાંશીને કહી સંભળાબ્યામાં આવી; અને તેઉપરથી તેણે કાઝીને કાંઇક જણાવવાની રઝામાંટે તે "કલાર્ક"નીજમઆરેફતે અર્ઝ કીધી. આ તેની અર્ઝ તરતજ મંઝુર રાખ્યામાં આવી; અને ડેલાંશીએ નિચ્ચેમુજબે કહ્યું:—

"ચોકીદારોના અમલદારને મેં અત્યારઆગમચનું જણાવ્યુંછે, કે હું એક ફ્રેંચ લશ્કરી અમલદારછું. ક્રિમિયામાં ટર્કીનીતરફથી લડાઇઓમાં લડવામાં મેં મદદ કીધીછે; અને હાલના સંજોગો મને કાંઇક જણાવવાની ફર્ઝ પાડેછે, કે જે ફકત બડાઇનિખાતેર મારે મ્હોંથી કદી પણ બહાર પડતે નહીં. મામેલૉનની ટોંચઉપર ફ્રેંચ વાવટો પેહેલવેહેલો ઉડતો કરનાર હાથ મારો હતો! મારૂં નામ ઍડ્રિયન ડેલાંશીછે: હું જનરલ પેલિસિયેરતરફથી ફ્રેંચ એલચીઉપર પયેઘામો લઇને આવ્યોછું, તેમજ વળી બીજા લઇને પારિસમાં લડાઇખાતાંના પ્રધાનનીઆગળ જવાનોછું. તરતજ તેબાબે ફ્રેંચ એલચીખાતાંમાં ખબર કહડાવો, અને મારાં બોલવાની સાચાઇવિષે તમારી તરત ખાતેરી થશે. હવે લોહોના આ ડાઘાબાબે જણાઉંછું, કે એક ઝખ્મી થયેલો માણસ હમણાંજ ત્યાંથી થોડેજ દુર મને જણાયો; અને તેને મેં મારીથી બનતી મદદ આપીછે. મને જે અપરાધમાંટે ત્યાં લાવ્યામાં આવ્યોછે, તેનેમાંટે હું એટલુંજ પુછવાની રઝા માંગુંછું, કે મારાજેવો એક ફ્રેંચ અમલદાર, મારી પદવીવાળો આવું નીચ અને બીશર્મ કામ કરવાને કદી પણ કોશેશ કરે એ શું બનવાજોગછે?"

ડેલાંશીએ ભાષણ ઘણા રોબથી અને જાણે ઘણા ધિક્કારથી બોલતો હોય, તેમ કર્યું—કે જેનો તર્જુમો દુભાષિયાએ કાઝીને કહી સંભળાબ્યો. સઘળાઓ તેનીતરફ શક અને અજાયબીથી જોવા લાગ્યા; પછી કાઝી બોલ્યો, "જ્યારે એમજછે, ત્યારે તો આ મુકદ્દમાની તપાસ હું આગળ ચલાઉંછું. તમારા માણસોમાંથી એકને ફ્રેંચ એલચીખાતાંતરફ રવાના કરો, અને ત્યાં જોઇતી પુછપરછ કરાવો."

આ પાછળા શબ્દો તેણે ચોકીદારોના અમલદારને કહ્યા હતા; પણ પોતાના સેપાહોમાંથી એકને તેમ કરવામાંટે રવાના કરવાનેબદલે તે પોતેજ આ કામ બજાવવાને ગયો.

કાઝી--(ગ્રીકને)" તમારૂં નામ શુંછે? અને તમો કોણછો?"

ગ્રીક—"મારૂં નામ કૉન્સટૅનટાઇન કારૅાનિછે; હું એક વેપારીછું; અને મારૂં રેહેવાનું ઠેકાણું બ્રિટિશ એલચીખાતાંની ઘણું નઝદીકમાંછે."

કાઝી—"આ શખ્સનેઘર એક જણ જાઓ, અને એ જણાંવેછે, તે વાત ખરીછે કે નહીં તેની તહકીક કરો."

આ હુકમને તાબે થઇ ચોકીદારોમાંનો એક સેપાહ હજીતો ગયો નહીં, તેટલાં અંદરના ન્હાના ઓરડાનું બારણું પાછું ઉંઘડયું, અને "પોલિસ"ના બે સેપાહોએ દેખાવ દીધો, અને તેઓ પોતાનીસાથે એક બીજા બંધવાને લેતા આવ્યા હતા. ડેલાંશીએ તેને તરત પિછાણ્યો,—તે કોઈજ નહીં, પણ પેલો ગ્રીક વેપારી, નિકાસ કાલેરગિ હતો. તે વેપારીએ પણ ડેલાંશીને ઓળખ્યો; પણ આ ઉદાર દેલના જવાન ફ્રેંચમૅનને એક બંધવાતરીકે ત્યાં જોઇને ઍાનૅારિયાના બાપને ઘણીજ તાઆજ્જુબી લાગી. પણ તેટલાં તરતજ બીજી પિછાણ થઇ: કાલેરગિએ જેવી પોતાની નઝર ઍડ્રિયનના સાંમેવાળાઉપર ફેંકી, કે તે તરત બોલી ઉઠયો, "શું! તમો જુલિઆન પાટ્રૉસ પણ વળી હ્યાંછો?"

જોકે આ શબ્દો ગ્રીક ભાષામાં બોલવામાં આવ્યા હતા: પણ તેમાંનું જુલિઆન પાટ્રૉસ નામ ડેલાંશીએ તરત પિછાણ્યું: અને ઘણીજ અચરતીસાથે તે બોલી ઉઠયો, "શું એ ખરેખર બનવાજોગછે?—આ શખ્સ જુલિઆન પાટ્રૉસ!—અને હમણાંજ એણે તો પોતાનું નામ કૉન્સટૅનટાઇન કારોનિ કરી જણાવ્યુંછે!"

"કૅાઝે" અત્રે સર્વેને ચુપ થવાનો હુકમ કર્યો; અને કાઝી બોલ્યો," આ નવો મુકદ્દમો વળી શુંછે?"

જે બે સેપાહોના કબ્જામાં નિકાસ કાલેરગિને લાવ્યામાં આવ્યો હતો, તેમાંના એક જોઇતો ખોલાસો કરવા માંડયો: પણ આપણે અત્રે જણાવવું જોઈએછે, કે કાલેરગિએ તેને ઓળખી કાહાડવાનેસબબે ઍડ્રિયનની સાંમેવાળો ગ્રીક તો તદન ફગળાઇ ગયો હતો; વળી તેણે કાઝીને પોતાનાં નામથી જુદુંજ નામ ઝાહેર કીધેલું હોવાથી, હવે તેના ગભરાટનો પાર રહ્યો નહીં.

પોલિસ સેપાહ—"ઈમારતી લાકડાંના ચોકથી થોડે અંતરે એક ખુલ્લી જગ્યાએ લોહીનું એક ખાબોચિયું માલુમ પડવાથી, હું તે જગ્યાએ વધારે જુસ્તોજુ કરવાને થોભ્યો. ચાંદરણું ઘણું સરસ પડતું હોવાથી મારા જોવામાં લોહીનાં ટીપાંઓની એક હાર જણાઈ, કે જે છેક એક ચોકસ મકાનસુધી લંબાયલી હતી. હું તે ઘરમાં દાખેલ થયો, અને તેના માલેકસાથે વાતો કીધી—કે જે અત્રે હાઝેરછે. થોડીક આનાકાનીપછી તેણે કબુલ કરી દીધું, કે એક જવાન ટર્કિશ વેપારીએ તેને ગુસ્સે કરવાથી, તેણે તેને ઝખ્મી કીધો હતો: આઉપરથી મેં તેને પકડયો. તેનું નામ નિકાસ કાલેરગિછે: તે અતિ તવાંગર અને ઘણો આબરૂદાર માણસછે. હું અદાલતમાં જે કેદીને લાવ્યોછું, તે એજ શખ્સછે."

કાલેરગિ—"અને હું સર્વે કયેફેયત સાચેસાચી જણાવી દઉંછું."

કાઝી—"સબુર! પેહેલાં જે શખ્સોને અત્રે લાવવામાં આવ્યાછે, તેઓના મુકદ્દમાનો ફેસલો કર્યાપછી, આ બીજો મુકદ્દમો હું સાંભળીશ, કે જે પેહેલા મુકદ્દમાના બધે શખ્સોને તમો ઓળખતા હોવ, એમ જણાયછે."

કાલેરગિ—"આ ઉદાર દેલના જવાન ફ્રેંચ ગ્રહસ્થનો હું અહસાનમંદછું, કે જેણે સિનાન મહમદની જીંદગી બચાવીછે, અને જેને મેં મારા બીઍખતિયાર ગુસ્સામાં ઝખ્મી કીધો હતો."

કાઝી—"અરે! ત્યારે આ બધે મુકદ્દમાઓ તો એકબીજાનેલગતાજછે. ઠીક, ત્યારે તો તમોજે ખોલાસો કરવા ઇચ્છોછો, તે હું સાંભળીશ."

આઉપરથી જે વાત નિકાસ કાલેરગિએ ઍડ્રિયન ડેલાંશીને જણાવી હતી, તે બોલેબોલ પાછી કાઝીને કહી સંભળાવી,—તેણે કેવીરીતે પોતાની બેટીને જુલિઆન પાટ્રાસસાથે અટકાવી હતી—તેણી કેવીરીતે સિનાન મહમદને ચાહાતી હતી—કેવીરીતે તે જવાન ટર્કે પોતાના બાપે વેચવા આપેલા હીરાઓ અને બીજાં કીમતી ઝવાહેરો ઉડાવ્યાં હતાં—અને તેટલામાટે કેવીરીતે તે તેનાં ખજંરથી ઝખ્મી થવા પામ્યો હતો, તે સઘળું વિસ્તારીને જણાવ્યું. વળી તેમાં ઍડ્રિયન ડેલાંશીએ કેટલો અને કેવો ભાગ લીધો હતો, કે જેની આપણાં વાંચનારાંઓને ખબરછે, તે પણ સર્વે જણાવ્યું.

આ સઘળું કાઝીએ ઘણું જ ધ્યાન દઈ સાંભળ્યું; અને જ્યારે કાલેરગિએ બોલવાનુ બંધ કીધું, કે તેણે "પોલિસ"ના સેપાહોમાંના એકને પોતાનીપાસે બોલાવ્યો; તેનાં કાનમાં હલુસે કાંઇ હુકમ કહ્યો:—તે સાંભળી તે સેપાહે કાઝીને નમન કર્યું, અને અદાલત છોડી ગયો.

પોતાનાભાવિયાનીમઆરેફતે કાઝીએ ડેલાંશીને કહ્યું, "તમારા બદનઉપર લોહીના ડાઘો કેવીરીને પડયાછે, તેનો તમામ ખોલાસો હવે થઈ ગયોછે. મુકદ્દમાની બીજી બાબતઉપર બોલવાનું હું મોકુફ રાખી ફક્ત એટલુંજ જણાઉંછું, કે તમારી ચાલ ખરેખર ઘણી ઉદાર અને સ્વભોગ આપનારીછે. જો તમે પ્રથમથીજ ખોલાસો કરતે, તો તે તમારા લાભમાં જતે, પણ તમોએ તેમ કરવાની મર્ઝી દેખાડી નહીં, કારણકે તેમ કરવાથી તમોએ તે વાત છુપી રાખવાનો જે કૌલ નિકાસ કાલેરગિ અને તેની બેટી ઑનોરિયાને આપ્યો હતો, તેનો ભંગ કીધેલો ગણાતે."

કાઝીને મ્હોંથી આ સુખનો સાંભળી ઍડ્રિયન ડેલાંશી નમ્યો; અને આ જવાન ફ્રેંચ મૅનને હવે લાગ્યું, કે આગળ જે સંજોગો તેનીવિરૂદ્ધ ગયા હતા, તે આખરે તેનીતરફેણમાં ગયા હતા.

કાઝીએ હવે ગ્રીક વેપારીતરફ ફરીને કહ્યું, "નિકાસ કાલેરગિ, તમોએ તંમામ હકીકત જણાવતાં મને એમ જણાવ્યુંછે, કે સિનાન મહમદ જે 'હૉટેલ'માં રેહેતો હતો, ત્યાં તેનાં ઝવાહેરો ચોરાવાની ખબર તેણે જ્યારે તમોને જણાવી, ત્યારે તમોએ તે માની નહીં, સબબકે તમોને એક ખાતેરીદાર આસામીથી એશારો કર્યામાં આવ્યો હતો, કે આ જવાન મુસ્લીમની ચાલચલગત તેના કૉન્સટૅન્ટિનોપ્લખાતે આવ્યાપછી જેવી જોઇએતેવી સારી અને સીધી હતી નહીં, તમોને આ ખબર કોણતરફથી મળી હતી?"

કાલેરગિ—"મારા દોસ્ત જુલિઆન પાટ્રાસતરફથી, કે જે હમણાં ત્યાં હાજરછે."

કાઝી—"તમો જુલિઆનં પાટ્રાસને કદી પણ કૉન્સટૅનટાઇન કારેનિનાં નામથી જાણતા હતા?"

કાલેરગિ—"ના, કદી નહીં. મને તેનીસાથે ત્રણ કે ચાર વર્ષો થયાં લેવડદેવડ ચાલેછે, પણ——"

કાઝી—"તે લેવડદેવડ શી બાબતસર હતી?"

કાલેરગિ—"હું તો હંમેશાં ખરીદનાર હતો, અને કદી પણ જુલિઆન પાટ્રાસને કશું વેચતો ન હતો. મેં તેનીપાસેથી ઉંચું કાપડ, ઝરકશી લુગડાં, રૂઆંટીવાળાં નાદર ચામડાં, શાલો, અને બીજી ઘણીક કીમતી વેપારી જેન્સો ખરીદીછે."

કાઝી—"પણ તે તમારી લેવડદેવડમાં તેની આબરૂદાર ચાલચલણબાબે તમોને કશી ભરોસાદાર ખબર મળી ન હશે? એ કયાં રેહેછે, તે તમો જાણોછો?"

કાલેરગિ—"હું તો હંમેશાં એમજ સમજતો હતો, કે તેનું રેહેવાનું ઠેકાણું કોઇ એક ચોકસ જગ્યાએ નથી, કારણકે તે સફરી વેપારીછે; અને જ્યારે કૉન્સટૅન્ટિનોપ્લ આવેછે, ત્યારે ઘણુંકરી કોઇ 'હૉટેલ'માં ઉતારો કરેછે."

કાઝી—"જે ઠેકાણે સિનાન મહમદે ઉતારો લીધેલોછે, તે 'હૉટેલ'માં એ જાણીતોછે?"

કાલેરગિ—"હા—ત્યાં તે સારીરવેસે જાણીતો હોવો જોઇએ, કારણકે તે 'હૉટેલ'માં તેણે ઘણીક વાર ઉતારો લીધોછે. હું ત્યાં તેની મુલાકાતે જતો હોવાથીજ તે 'હૉટેલ'-વિષે મને સારો મત બેહો હતો; અને તે કારણથીજ મેં સિનાન મહમદને પણ તેમાં ઉતરવાની ભલામણ કીધી હતી."

કાઝી—"ત્યારે જુલિઆન પાટ્રાસ કૉન્સટૅનટાઇન કારેનિનું નામ ચલાવતો હતો, અને તેનું એક રેહેઠાણ બ્રિટિશ એલચીનાં મકાનની તદનજ પડોશમાં હતું, તેથી તમે બિનમાહેતગારછો?"

કાલેરગિ—"આ બાબતોથી હું તદન અજાણ્યોછું." એમ બોલી તે પાટ્રાસનીગમ અજાયબીથી જોવા લાગ્યો—અને તેમ અજાયબ થાય, તેમાં કશી નવાઇ નથી, કારણકે તે શખ્સ અને ઍડ્રિયન ડેલાંશી કાઝીનીહઝુરમાં શામાટે આવેલા હતા, તેથી તે હજી બીખબર હતો.

જુલિઆન પાટ્રાસનો પોતાનો દેખાવ તો હવે દેખાઇતી રીતે બેચેન થતો જતો હતો અને તેની વર્ત્તણુક પણ ગભરાટમાં હોય, તેવી લાગતી હતી—તો જોકે તે પોતે તો હજી જાણે સાવધપણાંનો, અને પુર એતબારમાં હોવાનો ખોટો દેખાવ ધારણ કરવાની કોશેશ કરતો હતો.

હવે અંદરના ઓરડાનું બારણું પાછું ઉંઘડયું; અને ટર્કિશ ચોકીદારોના અમલદારે પાછો દેખાવ દીધો; તે પોતાનીસાથે ફ્રેંચ એલચીખાતાંના એક મુખ્ય મદદનિશને લેતો આવ્યો હતો. આ ગ્રહસ્થ તરતજ ઍડ્રિયન ડેલાંશીનીઆગળ ગયો, તેનો હાથ પોતાના હાથમાં લઈ ઘણીજ માયાથી "શેકહાંડ" કીધી; જ્યારે તે ટર્કિશ અમલદારે કાઝીને જણાવ્યું, કે પોતાનેલગતી જે સર્વે બાબત ડેલાંશી એ કહી હતી, તે બોલેબોલ ખરી હતી. આ

બાબત ઝાહેર કરવામાં આવતી હતી, અને તેથી જે લાગણી ફેલાઇ, અને ડેલાંશી પોતાનો અહવાલ તે મદદનિશને અને ગ્રીક વેપારીને જણાવતો હતો, તેનો લાભ લઇ જુલિઆન પાટ્રૉસે અદાલતમાંથી સટી જવાની વેતરણ કીધી : પણ તરતજ સેપાહો તેનીઉપર તુટી પડયા ; અને તેની છટકી જવાની આ કોશેશથી જેઓ પેહેલાં તેનીતરફેણમાં વિચાર ધરાવતા હતા, તેઓનો શક પણ હવે મઝબુત થયો.

હજીતો આ બનાવ બનેછે, તેટલાં બીજા બે સેપાહો અદાલતમાં દાખેલ થયા. તેમાંનો એક તેજ હતો, કે જેને જુલિઆન પાટ્રૉસનાં ઘરમાં ખબર કાહાડવા મોકલ્યો હતો; બીજો તે હતો, કે જેના કાનમાં કાઝીએ કાંઈ હલુસે કહ્યું હતું, અને તેનો તે હુકમ બજાવવાને તે તરત ત્યાંથી ચાલી ગયો હતો. આ સેપાહો પોતાનીસાથે સુખડનાં લાકડાંની બનાવેલી ત્રણ કે ચાર ન્હાની પેટીઓ લેતા આવ્યા હતા : અને કાઝીનીહઝુરમાં રજુ થતાંજ ક્લેરગિનાં મ્હોંમાંથી અજાયબીનો આવાઝ નિકળ્યો ; અને તે બોલી ઉઠયો, "આતો સિનાનના ગુમાયલા હીરાઓની પેટીઓછે !"

તેજ ઘડીએ જુલિઆન પાટ્રૉસનાં ગળાંમાંથી જાણે દુ:ખનો આવાઝ નિકળી પડયો; કારણકે તેણે જોયું, કે તે હવે પુરેપુરો ઉઘાડો પડી ગયો હતો. તે સેપાહોએ કાઝીને "રીપૉર્ટ" કરવા માંડયો, કે કૉન્સટૅનટાઇન કારોનિ અથવા જુલિઆન પાટ્રૉસ—ગમેતે તેનું ખરૂં નામ હોય—તેનાં ઘરની ઝડતી લેતાં ત્યાં તેઓનાં દિઠાંમાં સઘળી જાતની કીમતી વસ્તુઓનો જથો જોવામાં આવ્યો હતો,—કે જેઓમાં હાલ રજુ કર્યામાં આવેલી ઝવાહેરોની પેટીઓ ચોરાવાબાબેની ખબર અને તેઓનું વર્ણન થોડાજ દિવસોઅગાઉ "પોલિસ"ના સત્તાવાળાઓને આપવામાં આવ્યાં હતાં. વળી તે સેપાહોએ વધુ જણાવ્યું, કે તેના પડોશીઓ હંમણાતુલિક કારોનિને જરા પણ ડાઘવગરની આબરૂનો માણસ ધારતા હતા ; તેઓ તો તેની વારંવારની ગેરહાઝેરીમાંટે એમજ સમજતા હતા, કે તે એક સફરી વેપારી હોવાથી પોતાના વેપારનેઅર્થે બહારગામ જતો હશે. સિનાન મહમદની ચાલવિષે આરવેસે ખોલાસો થયો, તે જોઇ ઍડ્રિયન ડેલાંશી તો બેહદ ખુશી થઇ ગયો ; જયારે આ અપરાધી પાટ્રૉસનીઉપર આંધળા થઈ બેહદ એતબાર મુકવામાંટે, તથા નિર્દોષ જવાન ટર્કનેમાંટે ગેરઈન્સાફીભર્યો શક લાવવામાંટે નિકાસ ક્લેરગિ તો પોતાને ભારે ઠપકો દેવા લાગ્યો, અને તે ફ્રેંચ અમલદારને બાજુએ લઇ જઇને કહ્યું, " આ બાબતમાં હું જે એકજ બદલો આપી પસ્તાવો કરી શકું, તે આ નુકશાન પામેલા જવાનને મારી બેટીનો હાથ આપવાથી થશે ! "





# પ્રકરણ ૯૮ મું.

## શાદી.

કાઝીની અદાલત હવે બરખાસ્ત કર્યામાં આવી: અને જ્યારે એકગમથી જુલિઆન પાટ્રૉસને કેદખાને પુરવાને લઈ જવામાં આવતો હતો, ત્યારે બીજીતરફ નિકાસ કાલેરગિએ અને ઍડ્રિયન ડેલાંશીએ ઉતાવળા તે ગ્રીક વેપારીનાં મકાનતરફનો રસ્તો ધર્યો. જો જે ઝખ્મ તેણે સિનાન મહમદને કીધો હતો, તે પ્રાણઘાતક નિવડે, તો જ્યારે હુકમ કર્યામાં આવે, ત્યારે તરત હાઝેર થવામાટે, અને ધારાને ઝોખ્મદાર રેહેવામાટે કાઝીએ કાલેરગિનાં હાથમચકડા લઇ તેને છોડી મુક્યો. ડેલાંશી તે ગ્રીકનીસાથે તેને ઘર જતો હતો, એવા વિચારથી કે ઑનૉરિયાનેમાટે હવે જે સુખી વખ્ત આવ્યો હતો, તેમાં તે પણ ભાગ લે; કારણકે તે સાંજના જે ચાલુ ઉપરાસાપરી બનાવો બન્યા હતા, તેથી હવે તે જવાન ફ્રેંચ અમલદાર સિનાન મહમદ અને તે ગ્રીક વેપારીની બેટીવચ્ચેના પ્યારમાં પોતે પણ ઘણો ભાગ લેતો હતો.

આખરે તેઓ ઘર જઈ પુગ્યા: અને જેવો આગળા દરવાઝાઉપરનો ઘંટ વાગ્યો, કે કાલેરગિના બન્ને બેટાઓ અને તેની બેટી પોતાના બાપને પાછો હર્ખભર્યો આવકાર દેવાને દરવાઝાઆગળ દોડી આવ્યાં. જ્યારે તેને પકડવામાં આવ્યો હતો, ત્યારે તેણે તેઓમાંના કોઈને પણ પોતાનીસાથે અદાલતમાં આવવા દીધાં નહતાં; કારણકે તેને ત્યાં સઘળી હકીકત ખુલ્લાં દેલથી જણાવી દેવાનો ઠરાવ કર્યો હતો; અને જો ઝરૂર પડે, તો પાછો હાઝેર થવામાટે પોતાનાં ગામમાં જણાયલી સારી આબરૂ અને સંસારી મોભાની ઝામેનગીરી આપવાને તે તૈયાર હતો. પોતાના બાપનીસાથે તે જવાન ફ્રેંચ અમલદારને પણ પાછો આવેલો જોઇ ઑનૉરિયા અને તેણીના ભાઇઓ અજાયબ થાય, તેમાં નવાઇજેવું કશું નહતું: પણ છેલ્લા બે કલાકોનાઅરસામાં જે બનવા પામ્યું હતું, તેવિષે જ્યારે તેઓએ જાણ્યું, ત્યારેતો તેઓને ઘણી વધારે અચરતી ઉપજી. હીરાની બાબતમાં પોતાનો આશક બીગુનાહછે, એમ જાણીને ઑનૉરિયાની ખુશહાલીનો પાર રહ્યો નહીં: અને જ્યારે તેણીના બાપે આ ખુબસુરત છોડીને પોતાની છાતીસાથે પ્યારથી દાબીને ઉસ્કેરાયલા અને ધ્રુજતા આવાઝે કહ્યું, ત્યારે તેણીને જે લાગ્યું, તેનું વર્ણન કરવું ન થઇ શકેએવુંછે. તે બોલ્યો, "સિનાન મહમદનાં સાચવટબાબે તુંને જે ઉંચો વિચાર હતો, તે આજના બનાવોથી તદ્દન ખરો પડયોછે; અને પેલા લુચ્ચા પાટ્રૉસનીઉપર આંધળો એતબાર રાખવામાં મેં જે ભુલ કરીછે, તેમાટે હું હવે અતિશય પસ્તાઉંછું. આજ સાંજના તમામ બનાવોમાં તે પાક પર્વરદેગારનો હાથ દેખાઇતો જણાયછે; અને તમો બંધેનો ધર્મ જુદોછતાં, મારાં વાહાલાં બચ્ચાં, હું તારો હાથ શાદીનાં પવિત્ર ગાંઠમાં જોડાવામાટે તે જવાન માણસને આપીશ, કે જેને ખોટીરીતે ઘણું ખમવું પડયુંછે, અને જેને તું ખરાં દેલથી ચાહેછે!"

કાલેરગિના બેઉ બેટાઓ પોતાના બાપના વિચારો અને હુકમોઉપર હંમેશાં પુરો વિશ્વાસ રાખતા હતા: અને જોકે માંથાફેરાવણ અને આકળાછતાં વળી જાતે ઉદાર દેલના

હોવાથી, જે ગેરઅન્સાફી તે જવાન ટર્કને તેઓતરફથી કર્યામાં આવી હતી, તેમાંટે તેઓને અતિશય દુઃખ ઉપજ્યું. તેઓએ તેટલામાંટે પોતાના પિતાના ઠરાવને ઘણી ઉલટથી પસંદ કીધો; અને જે સુખ હવે તેણીને મળનાર હતું, તેમાંટે તેઓએ પોતાની બેહેનને મુબારકબાદી ઇચ્છી:—કારણકે જે ઝખ્મ તેણીના આશકને થયો હતો, તે સારૂં કોઇ પણ રીતે ધાસ્તી રાખવાનું કારણ નહતું, અને તેઓની ખાતેરી હતી, કે તે હવે જલ્દીથી સાજો થવા પામશે.

આ સઘળા બનાવનું સુખી શેવટ ઍડ્રિયન ડેલાંશીનેલીધેજ આવવા પામ્યું હતું, તેટલામાંટે તેઓ સર્વે હવે તેનીતરફ માયા અને ઉપકારની લાગણીથી જોવા લાગ્યાં; હવે સર્વે જણાં તેનો ભારે અહસાન માનવા લાગ્યાં. ગ્રીકો પોતાથી બની શકેએટલી તેની પરોણાગત કરવા મંડી ગયા; અને આવતી કાલે તેને કૉન્સટૅન્ટિનોપ્લ છોડી જવાની ફર્ઝ પડેછે, એમ જ્યારે તેઓએ જાણ્યું, ત્યારે તેઓને ભારે નિરાશી ઉપજી. તોયે તે ગ્રીક વેપારીએ કૅપટન ડેલાંશીસાથે લંડનખાતે કાગઝપત્રથી વ્યવહાર ચલાવવાની, અને તેમાં સિનાન મહમદની તબિયત કેવીરીતે સુધરતી જાયછે, તેબાબે તેને ખબર આપવાની કબુલાત આપી; એટલુંજ નહીં, પણ જ્યારે ઍડ્રિયન તે ગ્રીક કુટુંબમાંથી છુટો પડયો, ત્યારે ઘણો આગ્રહ કરી તેનીપાસેથી પણ કબુલાત કરાવી લીધી, કે જો તે ફરી કોઈ વાર કૉન્સટૅન્ટિનોપ્લખાતે પાછો આવે, તો તેઓની મુલાકાત લઇ તેઓઉપર ઉપકાર કરવાને ચુકે નહીં.

આ બહાદુર ફ્રેંચ અમલદારવિષે આપણે વધારે જાણયે, તેઆગમચ આ વાતનાં ફાંટાનીઅંદર જે થોડા કલાકોનાઅરસામાં જેઓના સમાગમમાં તે આવ્યો હતો, તેઓવિષે થોડુંક બોલીશું. વળતે દિવસે જુલિઆન પાટ્રૉસને કાઝીનીસનમુખ તેની ફરીથી તપાસ ચલાવવામાંટે ઉભો કર્યામાં આવ્યો હતો; આ વેળા તેની વર્ત્તણુક ઘણી નીચ સ્થિતિની હતી. એવું બરાબર સાબેત થયું, કે જે દિવસે સિનાન મહમદે પોતાના હીરાઓ ગુમાવ્યા હતા, તેજ દિવસે જે "હૉટેલ"માં આ જવાન ટર્ક રેહેતો હતો, ત્યાં પાટ્રૉસ તેની મુલાકાતે આવ્યો હતો; પણ આ ગ્રીકને ત્યાં સર્વે કોઇ સારીપેઠે ઓળખતું હોવાથી, અને તેને ઘણા આબરૂદાર આસામીતરીકે ધારતા હોવાથી, તે વખ્તે તેનીઉપર કશો પણ શક લાવવાનું કારણ નહતું. પેલા ચોકીદારોએ જેમ કાઝીને જણાવ્યું હતું, તેમ બંધવાનાં ઘરની ઝડતી લેતાં તેમાંથી સઘળી જાતની કીમતી વસ્તુઓ હાથ લાગી હતી; કે જેમાંની ઘણીક ચીઝો જુદાજુદા આસામીઓએ પોતાનીતરીકે ઓળખી, કે જે સઘળાઓનીઉપર રાતની વેળા એકાંત જગ્યાએ હમલો કરીને, કે માથાંમાં કાંઈ મારીને બેભાન કરીને કોઇ લુચ્ચાથી લુટવામાં આવ્યા હતા—વળી બીજી કેટલીક બાબતો એવી પુરવાર થઇ હતી, કે જે કેટલાકોના ખેશીઓ અથવા મિત્રોની હતી, કે જેઓ એકાએક ભેદભરેલી રીતે ગયેબ થઈ ગયા હતા, અને જેઓનો પતોજ મળ્યો નહતો. ટુંકમાં, જુલિઆન પાટ્રૉસનીસાંમે અઘોરમાં અઘોર અને કરપિણુ અપરાધોની એક ટીપ નોંધાઇ હતી; અને તેથી આખરે તેને મોતની ટેપ મારવામાં આવી. પણ પછવાડેથી આ ટેપ ફેરવીને તેને જન્મદેશનિકાળ કર્યામાં આવ્યો, કારણકે તે વખ્તનો ટર્કીનો સુલતાન, અબદુલ-મેડજિડ અતિશય રહમી ખવાસનો હતો. અને તે નામદાર કોઇને પણ મોતની સઝા થયેલી જોઇ શકતો નહતો.

સિનાન મહમદ જલ્દી તદન સાજો થવા લાગ્યો; તેને જે ખુશહાલી ઉપજી હતી, તેથી તેની તબિયત જોઇએ તેકરતાં વધારે ઉતાવળે સુધરવા લાગી. તેના બાપને આ બનાવથી વાકેફ કર્યામાં આવ્યાથી, તે ટ્રેબિઝૉન્ડથી આવી પહોંચ્યો; અને જ્યારે તેને તે સર્વે હકીકત બોલબોલ જાણી, ત્યારે તેણે પોતાના બેટાને ઝખ્મી કરવામાંટે તે ગ્રીક વેપારીને ઠપકાનો એક શબ્દ પણ કહ્યો નહીં. તે બુઢો મુસ્લીમ તો ઑનૉરિયાજેવી આવી ખુબસુરત, આવી લાયકીવાળી, અને આવી તવાંગર વહુ મેળવવામાંટે ઉલટો ખુશીખુશી થઇ ગયો; અને થોડાંક અઠવાડિયાંઓમાં સિનાન મહમદ જ્યારે પાછો પુર તંદરોસ્ત થયો, ત્યારે તેની શાદી ઑનૉરિયાસાથે કર્યામાં આવી.

પણ આ સઘળો વખ્ત નિકાસ કાલેરગિનાં ઘરમાં સર્વે કોઈ ઍડ્રિયન ડેલાંશીનું નામ ઘણા અહસાન અને પ્યારસાથે યાદ કરતું હતું. ટ્રેબિઝૉન્ડનો પેલો મુસલમાન વેપારી અતિ ઘણો તવાંગર હતો, તેમજ કાલેરગિ પોતે પણ હતો; તેટલામાંટે તેઓએ પોતાની તેનીતરફની ભલી લાગણી બતલાવવામાંટે આ જવાન બહાદુર ફ્રેંચ અમલદારને કાંઇ લાયક ભેટ મોકલવાનો પોતપોતામાં ઠરાવ કર્યો. કાઝીની અદાલતમાં ફ્રેંચ એલચીખાતાંના વડા મદદનિશને કાલેરગિસાથે પિછાણ થઇ હતી—અને તેટલામાંટે તેણે આ ગ્રહસ્થતરફથી જાણ્યું, કે ઍડ્રિયન એક ઉંચે વાંધેની જવાન ઇંગ્રેજ બાનુસાથે પરણવાનેમાંટે કબુલ થયેલો હતો, અને તેણીનું નામવટીક તેણે તેને જણાવ્યું. ટ્રેબિઝૉન્ડના વેપારીસાથે મસ્લહત કરતાં, એવું નક્કી કર્યામાં આવ્યું, કે ડેલાંશીમાંટે ઘણા કીમતી હીરાઓનો એક "સેટ" ભેટ મોકલવો, કે જે હીરાઓ તેનીજ મદદથી તે પાછા મેળવવા પામ્યો હતો; અને આ કીમતી ભેટમાં નિકાસ કાલેરગિએ પોતે તેટલીજ કીમતી બીજી નાદર ભેટો ઉમેરી.

હવે આપણે જવાન ફ્રેંચ અમલદારનું પોતાનું શું થયું, તે જોઇએ. કૉન્સટૅન્ટિનોપ્લથી મારસેલ્સસુધીની સફર સલામતીસાથે અને ઉતાવળી કરવામાં આવી; અને ત્યાંથી તે પાધરો પારિસ ગયો, કે જ્યાં જનરલ પેલિસિયેર અને ફ્રેંચ એલચીએ સોંપેલા પયેગામો લડાઇખાતાંના અને પારકા દેશના પ્રધાનોના હાથમાં મુકવાની તેની પેહેલી ફર્ઝ હતી. મામેલૉનની ટેકરીઉપર ફ્રેંચ વાવટો ઉશડનાર સર્વેથી પેહેલો તે હતો, તેમાંટે તેની આ બહાદુરીના એનામતરીકે ઍડ્રિયનને મેજરની પદવીઉપર ચઢાવ્યામાં આવ્યો, તેમજ *"લીજિયન આવ ઑનર" નો માનવંત ખેતાબ તેને બખ્શવામાં આવ્યો.

પારિસમાં હવે તે પોતાનાં ખેશીઓ અને મિત્રોવચ્ચે હતો. એક સુખી બાપ—એક હરખાતી મા—ભાઇઓ, બેહેનો, અને બીજાં ખેશીઓ સર્વે આ જવાન પહલવાનનેમાંટે મગરૂર હતાં—અને તે સઘળાંઓએ તેને પોતાનીવચ્ચે માયાભર્યો આવકાર દીધો. પોતાને ઘર જ્યાં તે પાછો ફર્યો હતો, ત્યાં ખાણીપીણી અને ખુશખુશહાલી ચાલી રહી હતી; અને જોકે પોતાની વાહાલી એલૉઇસને ભેટવાને તે આતુર બની રહ્યો હતો, તોયે પોતાની ફર્ઝતરીકે તે પોતાના પશ્ચિમ યુરોપ પાછા ફર્યાપછી એક અઠવાડિયુંતુલક તેણે પોતાના માબાપ અને ખેશીઓનીવચ્ચેજ ગુજાર્યું. સર જેમ્સ કુઠબર્ટની બેટીતરફના તેના પ્યાર અને આશાઓથી તેઓ અત્યારઆગમચના જાણીતાં થયેલાં હતાં; અને જ્યારે તેણે લંડન

* જુઓ નોટ ૧૧૫ મી.

જવામાટે તેઓને છેલ્લી સલામ કીધી, ત્યારે તેઓએ તેની ધારેલી નેક મુરાદો પાર પડે, એવી ખરાં અતંકરણથી દુઆ ચાહી.

૧૮૫૩નાં સાલની શરૂઆતમાં આપણે અડ્રિયન ડેલાંશીની અને એલૅાઇસ કુઠબર્ટની ઓળખ વાંચનારસાથે કરાવી હતી;—અને તે વખ્તપછીથી છડી વર્ષોથી પણ વધારે મુદ્દત પસાર થઇ ગઇ હતી. તેઉપરથી વાંચનાર જાણશે, કે હમણાં ઍડ્રિયનની ઉમર ચોવીસ વર્ષોની, જ્યારે એલૅાઇસની એકવીસ વર્ષોની હતી. આ ટુંક વખ્તનાઅરસામાં સર જેમ્સ કુઠબર્ટની બેટી ફુલની એક કળીનીપેઠે ખિલી નિકળી હતી; ન્હાની છોકરીઉપરથી તેણી હમણાં ઉછરીને એક જવાન બાનુજેવી થઇ હતી. તેનીજરીતે એ વખ્તનાઅરસામાં ઍડ્રિયનનો છોકરવન દેખાવ ફેરવાઇને વધારે મર્દાનગીભર્યો થયો હતો; અને આઉપરથી જ્યારે આ બંધે આશકમાશુક એકબીજાંને મળ્યાં, ત્યારે તેઓને એકબીજાંને જોઇને નાસેપાસ થવાનો કશો સબબ નહતો.

અને ઍડ્રિયન હવે જનરલનાં ઘરમાં કેમ આવવા પામ્યો! બે વર્ષોની વાતઉપર જ્યારે તે એલૅાઇસને સલામ કરી ગયો હતો, ત્યારે તે ફક્ત એક લફ્ટેનન્ટની પદવી ધરાવતો હતો; અને જોકે તે વેળા લશ્કરી કવાયદબાબે તેણે રચેલાં ઉપયોગી અને નામાકિંત પુસ્તકથી તેનું નામ ઝાહેરમાં વખણાયલું હતું, છતાં લડાઇનાં મયેદાનમાં તેણે કોઇ રીતે કીર્ત્તિ મેળવેલી નહોતી. હવે તેણે તે ઇંગ્રેજ જનરલનાં ઘરમાં એક મેજરની પદવીસાથે દેખાવ દીધો: તેની છાતીઉપર લીજિયન આવ ઑનરનો ચાંદ લટકાવેલો હતો; અને જીતી લીધેલાં મામેલૅાનના ભાંગી ગયેલા કેલ્લાઉપર પેહેલવેહેલી ફ્રેંચ ધજા ઉરાડનાર પહલવાનતરીકે તેનું નામ જગ આસ્કાર થયેલું હતું. શું ત્યારે આવા એક જવાનને ભારે આવકાર દેવાને સર જેમ્સ કુઠબર્ટ ના પાડે? શું તેને માનથી ભેટવાને હવે તે આનાકાની કરે! એ બનેજ કેમ?— પોતે જાતે એક બહાદુર લડવૈયો, તે આવા એક લાયક પુરૂષને પોતાની બેટીનો હા [illegible] માં પછાત પડે? ના, નહીં!—અને તેટલાંમાટે જનરલે પોતે અને એલૅાઇસે તે[illegible] અને મમતાથી આવકાર દીધો, અને તેથી તેનાં દેલમાંની માનીતી ઇચ્[illegible] આશા તેને આવી.



( ચિત્ર ૪૦ મું. ) " તેનું લાલ અજવાળું પાણીઉપર પડતું હતું, અને તેનેલીધે શેહેરમાંહેલી સર્વથી નઝદીકની ઇમારતો ખુલ્લી દેખાતી હતી. " ( પાનું ૮૧૧ મું. )

જવામાંટે તેઓને છેલ્લી સલામ કીધી, ત્યારે તેઓએ તેની ધારેલી નેક મુરાદો પાર પડે, એવી ખરાં અતંકરણથી દુઆ ચાહી.

૧૮૫૩નાં સાલની શરૂઆતમાં આપણે અડ્રિયન ડેલાંશીની અને એલૉઇસ કુઠબર્ટની ઓળખ વાંચનારસાથે કરાવી હતી;—અને તે વખ્તપછીથી હડી વર્ષોથી પણ વધારે મુદ્દત પસાર થઇ ગઇ હતી. તેઉપરથી વાંચનાર જાણશે, કે હમણાં ઍડ્રિયનની ઉમર ચોવીસ વર્ષોની, જ્યારે એલૉઇસની એકવીસ વર્ષોની હતી. આ ટુંક વખ્તનાઅરસામાં સર જેમ્સ કુઠબર્ટની બેટી ફુલની એક કળીનીપેઠે ખિલી નિકળી હતી; ન્હાની છોકરીઉપરથી તેણી હમણાં ઉછરીને એક જવાન બાનુજેવી થઇ હતી. તેવીજરીતે. એ વખ્તનાઅરસામાં ઍડ્રિયનનો છોકરવન દેખાવ ફેરવાઇને વધારે મર્દાનગીભર્યો થયો હતો; અને આઉપરથી જ્યારે આ બંધે આશકમાશુક એકબીજાંને મળ્યાં, ત્યારે તેઓને એકબીજાંને જોઇને નાસીપાસ થવાનો કશો સબબ નહતો.

અને ઍડ્રિયન હવે જનરલનાં ઘરમાં કેમ આવવા પામ્યો ! બે વર્ષોની વાતઉપર જ્યારે તે એલૉઇસને સલામ કરી ગયો હતો, ત્યારે તે ફક્ત એક લફ્ટેનન્ટની પદવી ધરાવતો હતો; અને જોકે તે વેળા લસ્કરી કવાયદબાબે તેણે રચેલાં ઉપયોગી અને નામાકિંત પુસ્તકથી તેનું નામ ઝાહેરમાં વખણાયલું હતું, છતાં લડાઇનાં મયેદાનમાં તેણે કોઇ રીતે કીર્ત્તિ મેળવેલી નહોતી. હવે તેણે તે ઇંગ્રેજ જનરલનાં ઘરમાં એક મેજરની પદવીસાથે દેખાવ દીધો: તેની છાતીઉપર લીજિયન આવ ઑનરનો ચાંદ લટકાવેલો હતો; અને છતી લીધેલાં મામેલૉનના ભાંગી ગયેલા કેલ્લાઉપર પેહેલવેહેલી ફ્રેંચ ધજા ઉરાડનાર પહલવાનતરીકે તેનું નામ જગ આસ્કાર થયેલું હતું. શું ત્યારે આવા એક જવાનને ભારે આવકાર દેવાને સર જેમ્સ કુઠબર્ટ ના પાડે ? શું તેને માનથી ભેટવાને હવે તે આનાકાની કરે ! એ બનેજ કેમ ?—પોતેજાતે એક બહાદુર લડવૈયો, તે આવા એક લાયક પુરૂષને પોતાની બેટીનો હાથ આપવામાં પછાત પડે ? ના, નહીં !—અને તેટલાંમાંટે જનરલે પોતે અને એલૉઇસે તેને ભારે માન અને મમતાથી આવકાર દીધો, અને તેથી તેનાં દેલમાંની માનીતી ઇચ્છાઓ પાર પડવાની આશા તેને આવી.

અને હવે, શાદી થાય તેનીઆગમચ જે થોડાં અઠવાડિયાંઓ પસાર થયાં, તે વખ્તે વારંવાર ઍડ્રિયન અને એલૉઇસ જનરલનાં દીવાનખાનાંમાંનું પેલું પથ્થરનું ઘડિયાળ નિહાળતાં, કે જેઉપર ગ્રેટ બ્રિટન અને ફ્રાન્સવચ્ચેની દોસ્તીની આકૃતિઓ પાડેલી હતી. આપણી વાર્તાનાં આગળાં એક પ્રકરણમાં જણાવ્યાપ્રમાણે જ્યારે જેમ્સ કુઠબર્ટે પોતાની બેટીસાથે પેલી યાદગાર સાંજે લગાર ઠપકારૂપી રીતે વાતો કીધી હતી, ત્યારે તેને થોડોજ ખ્યાલ હતો, કે તે ઘડિયાળઉપરની આકૃતિમાં જણાવ્યાસુજબેજ ખરેખરો મિત્રાચારીભર્યો સંબંધ આ બંધે પ્રજાઓવચ્ચે થવા પામશે ! તેણે તે વખ્તે જણાવ્યું હતું, કે ફ્રેંચો ઇંગ્રેજોના અસલથીજ કુદર્તી દુશ્મનોછે; પણ તે જોવાને જીવવા પામ્યો—અને તેણી વળી ઘણાજ ટુંક વખ્તમાં—કે કેવીરીતે આ બે મહાન પ્રજાઓના લડવૈયાઓ એકજ મતલબનેસારૂં એકસંપ થઇને લડયા હતા. અને જોકે તેણે તે વખ્તે ધાર્યું પણ નહતું—અને તેવો ઉંડો વિચાર તેને સુઝયો પણ નહતો,—છતાં તેનાં બોલવામાં કાંઇ આધાહીજેવુંજ હતું, કે જ્યારે તેણે તે



(ચિત્ર ૪૦ મું.) "તેનું લાલ અજવાળું પાણીઉપર પડતું હતું, અને તેનેલીધે શેહેરમાંહેલી સર્વથી નજદીકની ઇમારતો ખુલ્લી દેખાતી હતી." (પાનું ૮૬૧ મું.)

વખ્તે પોતાની બેટીને જણાવ્યું હતું, કે " જો હું આ બંધે ધજાઓને એકજતરફથી સાથે ઉડતી જોઉં—તેઓ બંધે એકજ કારણસારૂં મળે—એકજ ફતેહ મેળવવામાંટે ઇંગ્રેજ અને ફ્રેંચસાથે જોડાઇ જાય—તો હું ખચિત મારો વિચાર ફેરવું, મારા વિચારો બદલાઇ જાય: અને હમણાં હું તુંને આ જવાન ફ્રેંચમૅનતરફથી પ્યારની લાગણીઓ મેળવવાને જે મના કરૂંછું, તેથીઉલટું હું તેનીસાથની તારી શાદીથી મગરૂર થાઉં, અને સંતોષ પામું, કે જે શાદીથી મારાં પોતાનાં કુટુંબમાં વધારે દબદબાવાળું, વધારે ગંભીર, અને વધારે અગત્યનું જોડાણ થયેલું હું સમજું ! "

અને આ જોડાણ હવે ખરેખર થયું ; અને આગળ સર જેમ્સ કુઠબર્ટ જે કદી ન બનવાજોગ ધારતો હતો, તેજ ખરેખર બન્યું હતું ! તેણે આપેલો કોલ તેટલામાંટે હવે પાળવાની ઝરૂર હતી, અને મેજર ડેલાંશીની સાજવારી એલૅાઇસસાથે નક્કી થઇ. આ શાદીમાંટે ધર્મનો પણ કાંઇ બાધ નહતો ; કારણકે ઍડ્રિયનતું પોતાતું કુટુંબ પણ પ્રૉટેસટંટ પંથનું હતું, અને તે હ્યુજીનૉટની વખણાયલી ઔલાદથી ઉતરી આવેલો હતો.

કૉન્સટૅન્ટિનોપ્લખાતે એક ઉડતી મુલાકાત આપી આવ્યાપછી આસરે એક માસ રહીને આ જવાન ફ્રેંચ અમલદારને પેલા ગ્રીક અને ટર્કિશ વેપારીઓતરફથી મોકલી આપવામાં આવેલી ઉમદા ભેટો મળી. તેઓની આટલી બધી ભારે ઉદારતાનેમાંટે તે ઘણોજ ખુશી અને વળી અજાયબ થયો ; કારણકે જે ભેટોથી તેઓએ તેનીતરફની મિત્રાચારીભરેલી લાગણી દેખાડી હતી, તે ઘણાક હઝાર રૂપિયાની કીમતની હતી. જે હીરાઓ મોકલી આપવામાં આવ્યા હતા, તે એલૅાઇસને બખ્શેશ કરવામાં આવ્યા; અને જો ઘણાં આબરૂદાર ઝવેરાતો ઘણાં ખુબસુરત માણસે પેહેરવાં એમ હોય, તો બેશક આ હીરાઓ સર જેમ્સ કુઠબર્ટની બેટીનાંકરતાં બીજા કોઈ વધારે ખુબસુરત જીવડાને સણગારી શકતે નહીં.

જે દિવસે શાદી થવાની હતી, તે સુખી દિવસ ઉગ્યો ; અને જ્યારે તે બ્રિટિશ જનરલે આવો ખુબસુરત વરરાજા જોયો—જ્યારે તેણે ઍડ્રિયનના ઘણા ભલા ગુણો અને અમીરી ચાલચલગતવિષે વિચાર કર્યો—ત્યારે આવા એક લાયક પુરૂષને પોતાની બેટી આપવાને તેણે કેમ કરી આનાકાની કીધી હશે, તેબાબે તે પોતેજ અજાયબ થવા લાગ્યો; ઍડ્રિયનના કાળા અને કુદર્તી ગુલ્ફાંદાર બાલો તેનાં ઉંચાં અને ખુલ્લાં કપાળઉપર શોભતા હતા : અને જ્યારે તે હસ્તો, ત્યારે તેની ઝીણી મુછમાંથી સુંદર સુફેદ દાંતોની બે હારો તેની ખુબસુરતીમાં વધારો કરતી હતી. તેનું સીધા સોટાજેવું ઉંચું અને મરોડદાર શરીર તેણે પેહેરેલા પુશાકથી દીપી નિકળ્યું હતું ; અને આપણે અગાઉ જણાવી ગયા છૈયે, તેમ જો કોઇબી ખુબસુરત દેખાવના, હુશિયાર મગઝના, અહસ્થાઇ રીતભાતનાં, મોટાં મનના, અને જરા પણ ડાઘવગરની ચાલચલણના જવાન પુરૂષો એક કુમારિકાનાં હેડાંમાં છાપ મારી શકે, તો ઍડ્રિયન તેમાંનો એક હતો.

પોતાની શાદીને દહાડે એલૅાઇસ ઘણીજ ખુબસુરત લાગતી હતી, એમ કેહેવાની કાંઇ ઝરૂર પણ છે ? તેણીનો ચંચળ દેખાવ, અતિ રૂપાળો ચેહેરો, હસ્તું મ્હોંડું, અને શર્માળ સ્વભાવ કોઇનું પણ દેલ જીતી લેવાને બસ હતું. એકવાર જે આંખોમાંથી એક ઘડીએ ખુશહાલી ચમકતી હતી, તેજ આંખોમાંથી પાછાં બીજી ઘડીએ નવધાર આંસુઓ વરસ્તાં

હતાં—કારણકે આ વાહાલી બેટીને પોતાના પ્યારા પિતાથી હવે છુટું પડવાના વિચારથી ભારે દુ:ખ ઉપજતું હતું. પણ આ દુનિયામાં જરા પણ ગમીના કત્રાવગરનું તમામ સુખજ કયાંછે ?

( જુઓ ચિત્ર ૩૯ મું. ) લગ્નની ક્રિયા કર્યામાં આવી. જે ઉમદામાં ઉમદા લડાયક હતો; તે ખુબસુરતમાં ખુબસુરત્સાથે હવે શાદીથી જોડાયો ; અને જે મિત્રો . આ ક્રિયા વખ્તે હાજેર હતાં, તેઓપછીથી અપસઅપસમાં ગુસગુસ વાતો ચલાવવા લાગ્યાં, કે તેઓએ આજનાજેવો ખુબસુરત વરરાજા, કે આજનાજેવી ખુબસુરત કન્યા આગળ કદી જોયાં નહતાં.





## પ્રકરણ ૯૯ મું.

### છેલ્લી તૈયારીઓ.

આપણે એકવાર ફરીથી સેબાસ્ટૉપોલનાં શેહેરતરફ જઇએ. શેરનાયાઉપર ટ્રાકટિરની લડાઇ થવાપછી થોડા દહાડાપછીનો આ બનાવ હતો; અને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ; જે મકાનમાં પોતાનું વડું મથક કીધેલું હતું, તેના પોતાના ખાનગી ઓરડામાં એકલો બેઠેલો હતો. પોતાના હાથનિચ્ચેના મુખ્ય સરદારોતરફથી આવેલા "રીપૉર્ટો" અને પયેગામો વાંચવામાં તે રશિયન વડો સેનાપતિ રોકાયલો હતો: અને દરેક પયેગામ જેમજેમ તે વાંચતો ગયો, તેમતેમ તેનાં મ્હોંડાંઉપર દીલગીરી અને ગુસ્સાની નેશાનો વધતી જતી જણાતી હતી. તરતજ તે પોતાની જગ્યાઉપરથી ઉઠયો. અને ગંભીર દેખાવે તથા ધીમે કદમે ઓરડામાં આંહીથીત્યાં ચાલવા લાગ્યો: તોયે આ વેળા પ્રિન્સ કોઈરીતે ઉસ્કેરાયલો નહતો.

"હવે નાટક દેખાઇતીરીતે પુરો થતો જણાયછે," તે ધીમે સાદે બડબડયો, પણ એટલો ધીમે નહીં, કે જો તેનીપાસે કોઇ ઉભેલું હોય, તો તે સાંભળી ન શકે, "અર્વાચીનકાળની તવારીખના આ અતિશય મોટા અને જાણીતા ઘેરાનો હવે છેડો આવતો જણાયછે! તોયે જોકે હું હારીશ, તોપણ મને માન તો મળશેજ: કારણકે જમાનાઓસુધી આ લડાઇ તવારીખમાં નોંધાશે, કે સેબાસ્ટૉપોલનો બચાવ જેવી બહાદુરીથી, જેવી ચીવટાઇથી, અને જેવી અકલમંદીથી કર્યામાં આવ્યો હતો, તેવો બીજા કોઇ પણ શેહેરનો આગળ કર્યામાં આવ્યો નહતો. આ તો ખરૂંછું, કે જે કીર્ત્તિઓ મેં આગળ લડાઇઓમાં મેળવેલી હતી, તે ડૅન્યુબ નદીના કેનારાઉપરની લડાઈમાં ગુમાવી દીધીછે. હા! આ સાચાઇ હું સારીરવેસ જાણુંછું, હું કાંઇ છેકજ આંધળો નથી. દરેક ઠેકાણે મને હરાવ્યામાં આવ્યોછે—દરેક ઠેકાણે મારાકરતાં વધારે હુશિયાર જનરલો સાબેત થયાછે; દરેક ઠેકાણે મને નિસ્ફળતા મળીછે; માર મારવામાં આવ્યોછે; હલકો પાડવામાં આવ્યોછે! પણ તોયે મારી હારવચ્ચે હાં—હું મારૂં નામ એક ભયંકર કીર્ત્તિથી અમર કરી શકીશ; અને જ્યારે આ નાટકનો પડદો છેલ્લીવાર ઉંચકાશે, ત્યારે હું એવું કરી બજાવીશ, કે જેથી ગૉર્ટસ્ચૅકૉફની યાદગારી ધાસ્તીભરેલી રીતે વખણાવા પામશે!"

જ્યારે તે આમુજબે પોતાનાં મનસાથે બોલતો હતો, ત્યારે એક જાતનો વિક્રાળ સંતોષ તેને થતો હતો; તે "ટેબ્લ"આગળ આવી પાછો બેઠો; અને પોતાના પયેગામો વધારે ધ્યાનથી વાંચવાના શરૂ કીધા. પણ તરતજ તે પાછો ઉઠી ઉભો થયો; અને બારણું ઉઘાડી, તે ઓરડામાંથી બહાર નિકળ્યો. એક ખાનગી દાદરઉપરથી નિચ્ચે ઉતરીને તે પાછળે દરવાજેથી તે મકાન છોડી ગયો—એક ચોક વટાવી ગયો—અને એક બીજા ન્હાનાં ઘરમાં પાછળે દરવાજેથી દાખેલ થયો, કે જેનો આગળો દરવાજો બીજા એક મહલ્લામાં આવલો હતો. તે ઘરના દાદરઉપર ચઢી, તેના પેહેલા મજલાના એક ઓરડાનું બારણું પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે ઘણુંજ ધીમેથી ઠોકયું; અને તે સાંભળી એક બુઢી દાયાએ ત્યાં પોતાનો દેખા-

દીધો. પ્રિન્સને ઓળખતાંજ તેણીએ ઘણી અદબથી નમીને સલામ કીધી—અને તે ઓરડામાં તેને દાખેલ થવામાંટે ખસીને રસ્તો આપ્યો,—કે જે ઓરડામાંથી પછી તેણી પોતે બહાર નિકળી ગઇ.

આ ઓરડાનો વાપરનાર એક બીમાર હતો—અથવા બરાબર કહીએ, તો એક ઝખ્મી થયેલો શખ્સ હતો;—જેનો ચેહેરો તેને ખમવાં પડતાં દુઃખનેલીધે બિહામણો ઉજળો ફક્ક મારી ગયેલો હતો, પણ તોયે તેની આંખોએ તેની ઘણી ઉંચી બુદ્ધિનો તેઝ ખોઇ દીધો નહતો. તેની ઉમર ત્રીસ અને ચાળીસની બરાબર વચ્ચેની હશે; અને તેની કબાટનાં અર્ધાં ઉઘાડાં બારણાંમાંથી એક જનરલની પદવીના અમલદારનો પુશાક ટાંગેલો દેખાતો હતો, કારણકે તે શખ્સ, કે જેની હમણાં આપણે વાંચનારસાથે પિછાણ કરાવ્યે છૈયે, તે વખણાયલો રશિયન ઇજનેર, ટૉટલબેન હતો, કે જેની હુશિયારીથી સેબાસ્ટૉપૉલનાં બંચાવનાં ગંજાવર બાંધકામો ઉભાં થયાં હતાં, અને જે બાંધકામોએ એકસંપી રાજ્યોને ખુબ હંફાવ્યાં હતાં, તેજ હતો.

ગૉર્ટસ્ચૅકોફે તે ઝખ્મી થયેલા જનરલની તબિયતવિષે પુછપરછ કીધી; અને તેનો સંતોષકારક જવાબ મળવાથી, તે બીમારના "કોચ"આગળ બેઠો.

ગૉર્ટસ્ચૅકોફ—"મારા પ્યારા જનરલ, છેલ્લો દેખાવ હવે નઝદીક આવતો જણાયછે, એકવાર વધારે મને તમારી હુશિયારી—તમારી બુદ્ધિ—તમારી કલ્પનાનો લાભ લેવાની ઝરૂર પડીછે——"

**ટૉટલબેન**—(તેને બોલતો અટકાવીને)"જોકે મને આ બિછાણે અડવું પડયુંછે, તોયે તમો નામદારતરફ, અને આપણા બાદશાહી શેહતરફ, જે ફર્ઝથી હું બંધાયલોછું, તેબાબે હું બીદરકાર રહ્યો નથી. હા—મને કાંઇ વિચાર સુઝયોછે—પણ મારા લૉર્ડ, પેહેલાં મને જણાવો, કે આપણને ટ્રાકટિરની લડાઇમાં ગયેલી નુકશાનીબાબે તમોને જનરલ લિપ્રાન્ડિતરફથી કાંઇ 'રીપૉર્ટ' મળ્યોછે?"

ગૉર્ટસ્ચૅકોફ—(ઘણાં ગંભીર કરડાપણાંથી) "હા, મને મળ્યોછે. તે અભાગ્યા દિવસે આપણા ૩,૦૦૦ થી વધારે સેપાહો માર્યા ગયાછે, અને આસરે ૬,૦૦૦ ઝખ્મી થયાછે. આપણા ૫૦૦ બહાદુર સેપાહો કૈદ પકડાયાછે; અને તમો નામદારને ખબર તો હશે, કે જનરલ રીડનાં મરણથી ભારે દેલગીરી ફેલાઈ છે——".

**ટૉટલબેન**—(એક નિસાસો નાખીને)"મારો અંગત મિત્ર, અને એક ઘણોજ વખણાયલો અમલદાર! પણ લડાઇનું અંજામ એવુંજ આવેછે! અને મારા લૉર્ડ, હવે મને જણાવો—દુશ્મનની ધારણાંનાં નવાં ચિન્હો શું જણાયછે?"

ગૉર્ટસ્ચૅકોફ—"મામેલૉનનાં તોપખાનાંનીઅંદર બંચાવ લઇને ફ્રેંચો પોતાની ખાઇઓનું કામ આગળ વધાર્યાં જાયછે, તે એટલેસુધી કે તેઓ હવે લગભગ માલાકૉફની હદસુધી આવી પહોંચ્યાછે ઇંગ્રેજો પોતાની હાલચાલમાં હજી ધીમાછે: તોયે તેઓ પણ રીડાનતરફ રસ્તો ખોદીને આગળ વધ્યાછે; અને આ બંધે દુશ્મનોનાં લશ્કરોએ પોતાને મોખરે કેટલીક ઝબરદસ્ત તોપો લાવી ગોઠવીછે, અને પુષ્કળ દારૂગોળાનો જથો પણ તૈયાર

રાખ્યોછે. તેટલાંમાંટે હવે જલ્દીથી આપણીઉપર બીજીવાર તોપોનો મારો ચાલશે, એમ મને લાગેછે, અને તેવીજરીતે આપણાં આ બંધે બાંધકામોઉપર નવેસરથી હલ્લો લાવ્યામાં આવે, એમ જણાયછે."

**ટૉટલબેન**—"તમો નામદાર તો સારીપેઠે જાણોછો, કે આપણાં મથકની મુખ્ય ચાવી તો **માલાકૉફ**ની કેલ્લેબંદીછે. અગરજો તે દુશ્મનના હાથમાં ગયું, તો તો આપણે શહેમાત થયા, એમ નક્કી જાણવું."

**ગૉર્ટસ્ચૅકૉફ**—"એ સર્વે હું ઘણું સારીપેઠે સમજુંછું, અને તેટલાજમાંટે મેં પણ મારી તૈયારીઓ ઝબરી ભારે ચલાવીછે——"

**ટૉટલબેન**—(આતુરતાથી) "તરાપાઓનો પૂલ?"

**ગૉર્ટસ્ચૅકૉફ**—"પુરો થયોછે. આ કામ ઘણુંજ સરસછે : તમારા ફર્માવ્યામુજબે તે પુરેપુરૂં સંપૂર્ણ પાર ઉતાર્યુંછે——"

પોતાની કરવામાં આવેલી વખાણઉપર જરા પણ લક્ષ ન દેતાં, તે વખણાયલા ઇજનેરે પુછયું, "અને છુટા તરાપાઓ?"

**ગૉર્ટસ્ચૅકૉફ**—"છુટા તરાપાઓ પણ સઘળા તૈયાર કર્યામાં આવ્યાછે. ગઇ રાત્રે અંધારૂં થવાપછી તેઓને એક ન્હાની 'સ્ટીમર'સાથે બાંધીને તેઓની તપાસ લેવામાં આવી હતી : અને તેનું પરિણામ ઘણુંજ સારૂં આવ્યુંછે. ટુંકમાં, માણસોની ઝબરી સંખ્યા, પુષ્કળ ઘોડાઓ, ખુરાકી અને બીજા માલોના રાહબાનોને લઇ જવાના ઉપાયો સઘળા સારીરીતે તૈયાર કર્યામાં આવ્યાછે. વળી આપણી હાલતવિષે મેં વિગતવારે **સેંટ પીટર્સબર્ગ** લખીને ખોલાસો કર્યોછે; અને મેં આપણા બાદશાહી શેઠને ખાતેરી આપીછે, કે જો આપણાબાબમાં માઠું પરિણામ આવશે, તોયે એવા ઉપાયો કરી રાખ્યામાં આવ્યાછે, કે જેથી એકસંપી રાજ્યોને તેઓની ફતેહનેમાંટે ઘણું ખુશી થવાજેવું થશે નહીં. પણ મારો આ કૌલ પુરેપુરો પાર પાડવામાંટે, હું તમો નામદારની શોધકબુદ્ધિઉપર આધાર રાખુંછું."

પોતાના "કોચ"ઉપર હવે જનરલ **ટૉટલબેન** ખડો થઇ બેઠો; અને પોતાના તકિયાહતળેથી એક નકશો બહાર કાહાડી તે ઉંઘાડયો, પછી તે બોલ્યો, "**માલાકૉફ**નાં બાંધકામો, અને મોટાં **રીડાન**નીનિચ્ચે તમો નામદારની પર્વાનગીથી જે ખોદકામ મેં કરાવીને ત્યાં મોટાં ભોંયરાંઓ બનાવ્યાંછે, તેનો ચોકસ ઉપયોગ હવે તમો નામદાર બરાબર સમજી શકશો. જુઓ!" પેલા નકશાઉપર પોતાની આંગળીવડે દેખાડીને, "આ લીટી જે મેં દોરીછે, તે ધાતુનો તાર જાણવો, કે જેનો સંબંધ **માલાકૉફ**નીનિચ્ચેનાં ભોંયરાંસાથે જોડવામાં આવશે : અને આ બીજો તાર તેવીજરીતે **રીડાન**નીનિચ્ચે ખોદેલી ખાણસાથે જોડવામાં આવશે. આ બંધે તારો કારાબેલનાઇયાહનાં પરાંમાં એક બીજાને ઓળંગી જશે, અને તેઓને માર્ગમાં ઝમીનમાં આડા દાંટવા. મારે તમોને જણાવવાની કશી ઝરૂર નથી, કે આ તારોના બીજા છેડાઓ ઉત્તરતરફના કેનારાઉપર એક વિજળીક 'બૅટરી'સાથે જોડવામાં આવશે. પછી શું કરવાનું તે તો તમો નામદાર હવે સમજી ગયા હશો?"

ટૉટલબેનનો હાથ ઝાળી; તે ભારે ઉત્સાહથી દાબીને, કે જ્યારે એક વિકાળ સંતોષ **પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ**ના ચેહેરાઉપર પ્રગટી નિકળ્યો હતો, તે બોલ્યો, "હા, **હા**—હું તે

સમજ્યો !—અને હું તમારો ઉપકાર માનુંછું ! અગરજો આપણાબાબમાં કાંઇ માઠું થવા પામશે, તો એકસંપી રાજ્યોનાં લશ્કરોમાંટે પણ એક ભારે કરૂણારસ બનાવ બનવા પામશે હું ત્યાંથી જલ્દી જઇને તારો ઝમીનમાં નાખવાનો હુકમ આપુંછું. ”

“ તારો પણ આ કાગઝમાં દરસાવ્યાપ્રમાણેનાજ બનાવવા,” ટૉટલબેન બોલ્યો ; અને પોતાના તકિયાહતળેથી તેણે એક બીજું કાગઝ બહાર કાહાડયું, અને તે પ્રિન્સને હવાલે કર્યું.

રશિયન વડા સેનાપતિએ ત્યારપછી આ જાણીતા ઇજનેરની હુશિયારી અને કલ્પનાશક્તિનાં ભારે વખાણ કર્યાં : કારણકે આગળાં એક પ્રકરણમાં આપણે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફની ચાલવિષે જણાવી ગયા છૈયે, તે વાંચનારને યાદ તો હશે, કે જેઓ તેની પ્રીતિ સંપાદન કરી લેતા, તેઓતરફ તે હંમેશાં ઘણીજ ભલમણસાઇ અને સભ્યતા દેખાડતો હતો. પણ જેવો તે ઝખ્મી થયેલા જનરલના ઓરડામાંથી બહાર પડયો, કે તરતજ તે જનરલ પોતાના તકિયાહઉપર થાકીને પડયો ; અને તે દિવસનો બાકીનો સઘળો વખ્ત તેને સખ્ત તાવ ચઢયો, કે જેથી તેના “ ડાકટરો” ઘણા ફીકરમાં પડયા. પણ એનાજેવીજ કાળજીથી રશિયાના ઝારની નૌકરી બીજા સઘળાઓ બજાવતા હતા, કે જેઓને તેણે ઉંચા અને માનભરેલા હોદ્દાઓ સોંપ્યા હતા. આવા મક્કમ ઠરાવનાં અને ઠરેલ મસ્કૉવિટ સરદારોની કદી ફેરવાય નહીં એવી નમકહલાલી આવાં કામકરતા વધારે સારાં કામનેલાયકની હતી !

પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ જનરલને ત્યાંથી નિકળેલો પાધરો કારાબેલનાઇયાહનાં પરાંમાં આવેલાં તોપખાનાંમાં ગયો; અને ત્યાં બે ઝબરા તારો તરત બનાવવાનો હુકમ આપ્યો, કે જે તારોઉપર “ગટાપરચા”નું પડ કરી લેવા તેણે જણાવ્યું, અને સઘળાની જાડાઇ એક દોરડાનાજેટલી જાડી કરવાની હતી. હજીતો તે નામદાર કારખાનું છોડી જાય, તેઆગમચ કેટલાક સો કામદારો તેઓને સોંપવામાં આવેલાં આ અગત્યનાં કામઉપર મંડી પણ ગયેલા હતા ત્યાંથી આ વડો સેનાપતિ મોટાં રીડાન અને માલાકૉફનાં બાંધકામતરફ ગયો, અને તેઓનીનિચ્ચે ખોદી કાહાડેલા ભંડારો તપાસ્યા; અને ત્યાં સિચી મુકેલાં દારૂગોળાનાં બીસુમાર પીપો જોઇને તેને પણ અંગમાં કંપારી છુટવા માંડી. પણ જ્યારે તેણે આ ભંયકર ખાણોનાં છત્રો તપાસ્યાં, કે જેમાં તોપનો ગોળો પેવસ ન થઇ શકે, એવાં મઝબુત તે હતાં, ત્યારે તેને તેના પોતાના સેપાહોની સલામતીમાંટે ધીરજ આવી; તોયે તે જ્યારે ઉરાડી નાખવામાં આવે, ત્યારે જે ખાનાખરાબીભરેલો જ્વાળામુખી ધડાકો થઇને તેના ફ્રેંચ અને બ્રિટિશ હઝારોહઝાર દુશ્મનોને ઉરાડી મુકીને હંમેશની જહાંનમાં પુગાડી દેશે, તેનો જ્યારે તેને વિચાર આવ્યો, ત્યારે તે અંદરથી ઘણો મગ્ન થવા લાગ્યો !

ત્યાંથી પ્રિન્સ પોતાને મથકે પાછો ફર્યો; અને પોતાના ખાનગી “સેક્રેટરી”ને પોતાના ઓરડામાં બોલાવી મંગાવ્યો.

ગૉર્ટસ્ચૅકૉફ—“જનરલ લિપ્રાન્ડિતરફથી આવેલો આ “રીપૉર્ટ” લેઓ, અને તેઉપરથી એક ઘટતો પયેઘામ સેંટ પીટર્સબર્ગખાતેના લડાઇખાતાંના પ્રધાનમંડળને મોકલવામાંટે ઘડી કાહાડો.”

"સેક્રેટરી"એ બ્હીને શકથી પુછયું,"તેમાં શું લખવું, તેબાબે તમો નામદાર કાંઇ સૂચના કરવા માંગોછો ?" કારણકે તે તેજ શખ્સ હતો, કે જેની ઓળખ આપણે વાંચનારસાથે આ વાર્તાનાં એક આગળાં પ્રકરણમાં કરી ગયા છિયે.

ગૉર્ટસ્ચૅકાફ—(ગુસ્સાથી)"સૂચના ? તમારી ક્હેવાની શી મતલબછે ? જોતા નહીં, કે 'રીપૉર્ટ' પોતેજ જીવલેણ સૂચના કરવાજેવોછે તે ?"

સેક્રેટરી—(પગથી માથાંસુધી ધ્રુજીને)"મારા લૉર્ડ, મારી ક્હેવાની મતલબ એવીછે, કે તેમાં જણાવેલા આંકડાઓમાં કદાચ તમો નામદારને કાંઇ ન્હાનીજેવી ભુલ જણાઇ હોય— કાંઇ નજરચુક માલુમ પડી હોય—તેમાં જણાવેલી માર્યા ગયેલાઓની, ઝખ્મી થયેલાઓની, અને કેદ પકડાયલાઓની સંખ્યા——"

ગૉર્ટસ્ચૅકૉફ—(ઘણાંજ કરડાપણાંથી)" તેમાં જણાવેલી ખરી બાબતનેજ વળગી રહો. એક દહાડાની થયેલી ખરાબી જો બીજે દિને ફતેહ મળે, તો ઉલટાપુલટાવી શકાય, પણ હવેતો એવું આવી બન્યુંછે, કે તેનીસાથે ચેડાં કહડાયએમ નથી. હવેતો સઘળા રશિયાઓના ઝારને પણ ખાનાખરાબીના સમાચાર જણાવવા જોઇએછે. હવેતો સાચાઇઉપર અખાડા કરી જવાનો, ને 'તોપ મારવાનો' દહાડો વહી ગયોછે; હવે વધુ વાર ઢાંકપિછોડો થાય, એમ નથી; કારણકે હવેતો આપણે ભારે દુષ્ટ પરિણામનીહજુરમાં ઉભેલા છિયે."

પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ એવા આવાજે બોલ્યો, કે તે "સેક્રેટરી" સાંભળી શક્યો, તો જોકે તેની મતલબ કાંઇ તેને સમજાવવાની નહતી, તે તો પોતાનાં મનસાથેજ બોલતો હતો. તેનાં મનના વિચારો તે બોલીને જણાવતો હતો, અને ઓરડામાં એમથીતેમ ચાલ્યા કરતો હતો. તરતજ ઓરડાનું બારણું ઉઘડયું, અને એક એડી–કાંગ એક પયેગામ અંદર લાવ્યો, કે જે તરતનોજ સેંટ પીટર્સબર્ગખાતેથી આવી પહોંચ્યો હતો.

પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે તે પયેગામ ખોલ્યો; અને તે વાંચતાંજ ઘણા ગુસ્સાથી તેનાં ભવાંનો ચીલો ચઢયો; અને જોકે તે હંમેશાં શાંત અને સાવધ રેહેતો હતો, તોયે હમણાંતો તેને ઘણીજ ઝાંઝ ચઢી, અને તે પયેગામ એક બાજુએ ફેંકીને તે કોઇને પણ સંભળાય, એવીરીતે બડબડવા લાગ્યો, "હંમેશાંજ નહીં બનેએવી વાતો ! એમ કરો ને તેમ કરો, એવાં કાગળોઉપર કાગળો લખવાં ઘણાં સેહેલછે ! જ્યારે હું વાલાશિયામાં સરદારી ભોગવતો હતો, ત્યારે મરનાર ઝાર નિકૉલસ ચાલુ લખીને મને હુકમ કરતો, કે મારે ડૅન્યુબઆગળથી ટર્કોને મારી કાહાડવા—જાણે, કે તે નામદાર એક દેવતાજ હોય, ને જાણે તે જે ફર્માવે તે થવુંજ જોઇએ ! અને હવે હાલનો ઝાર પણ તેવીજ ઢબે લખી મોકલેછે: તે મને હુકમ ફર્માવેછે, કે મારે છ દહાડાની મુદતમાં આ એકસંપી રાજ્યોનાં લશ્કરોને દરિયામાં હાંકી કાહાડી, તેઓના ખુની હમલામાંથી ક્રિમિયાનો છુટકો કરવો ! કદી નહીં બનવાજેવી વાતો તે કરેછે ! હંમેશાં ન બનવાજોગ વાતો તેઓ ફર્માવેછે !"

પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ પાછો પોતાની જગ્યાએથી ઉઠી ઉભો થયો; અને આ વેળા જ્યારે તે ઓરડામાં આમથીતામ ચાલતો હતો, ત્યારે દેખાઇતીરીતેજ તેની ચાલ ઉશ્કેરાયલી અને સંતાપભરેલી હતી. તેને એમ લાગ્યું, કે તે એવા એક ધણીની નૌકરી બજાવતો હતો;

કે જે તેનીપાસે કોઇ પણ આદમજાતથી ન બજાવી શકાયએવું કામ કરાવવા માંગતો હતો; અને તેમછતાં પણ પોતાના શેઠતરફની તેની નમકહલાલી જરા પણ ડગમગી નહીં: તે ફકત ફફડતોચટકતો, અને મનમાં માઠું લાવતો હતો, કે જ્યારે તે પોતાથી જેટલું બની શકેએટલું કરતો હતો, છતાં તેને આવા હુકમો મોકલી આપવામાં આવતા હતા, કે જે હુકમો કદી પણ અમલમાં મુકી શકાય નહીં, એવા હતા.

ચાલતો એકાએક ઉભો રહી જઇને, અને લખવા બેઠેલા પોતાના "સેક્રેટરી"નાં ખભાંઉપરથી કાગઝતરફ જોઇને, તેણે પુછયું, "તમોએ 'રીપૉર્ટ' પુરો કીધો કે?"

સેક્રેટરી—"હા, મારા લૉર્ડ. મેં જેમ તમો નામદારે ફર્માવ્યુંછે—તેમજ—તેવી-જરીતે——" તે બોલવા જતો હતો, કે "બધું સાચુંજ," પણ તેબદલે તે બોલ ફેરવીને બોલ્યો, "જનરલ લિપ્રાન્ડિની પોતાની મોકલેલી હકીકતમુજબે 'રીપૉર્ટ' લખી કાહાડયોછે."

ગૉર્ટસ્ચૅકૉફ—"હવે નામદાર શાહનશાહની ખાસ માહેતીમાંટે એક ખાનગી કાગઝ તેવણઉપર લખો." પછી જરાકવાર થોભીને, કે જે વખ્તનાઅરસામાં સેરેસ્તામુજબનું મથાળું તે "સેક્રેટરી" એ લખી કાહાડયું, તેઉપર વડા સેનાપતિએ નિચ્ચેમુજબે લખાવવા માંડયું:—

"મને જણાવવાને બેહદ દેલગીરી ઉપજેછે, કે આપણો જાણીતો અમલદાર જનરલ ટૉટલબેન, પોતાને થયેલા સખ્ત ઝખ્મોથી એટલોતો અશકત થઈ પડયોછે, કે હાલમાં તે પોતાનું કામ બજાવવાને બીલકુલ નાલાયક થઇ ગયોછે. તે બેભાન પડયોછે, અને તેનીઆસપાસ શું બનેછે, તેનુંવટીક તેને ભાન નથી. એટલામાટે, મેં મારી પોતાની નાકેશ અકલમુજબે કેટલીક ગોઠવણો કીધીછે, કે જેથી જો સેબાસ્ટૉપૉલના બંચાવનાં બહાદુર લસ્કરઉપર કોઇ જાતની આફત આવી પડશે, તો તેનાબદલામાં તમો નામદારે ઉઠાવેલાં ભલાં કામમાંટે અને આપણા અસલ ધર્મનેખાતેર તમો નામદારનાં લોહીના તરસ્યા અને દયાહિણ દુશ્મનોઉપર એક ભંયકર કીનો લેવાને બની આવે. આ મારી ગોઠવણો શું અને કેવીછે, તેબાબે આવતી કાલે એક ખાનગી પયેધામમઆરેફતે તમો નામદારને હું માનપૂર્વક જાણીતા કરીશ."

વળી આ પયેધામમાં પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે બીજું કાંઇ વધારે લખાવ્યું: પણ તેમાં આપણાં વાંચનારાંઓને કાંઇ રસ મળે, એવું ન હોવાથી, તે અત્રે જણાવવાની ઝરૂર નથી.

ગૉર્ટસ્ચૅકૉફ—"હવે આ પયેધામ બીડીને તેયાર કરો, અને એક ખેપિયાને આપી તે તરત રવાના કરી દેઓ."

આ વખ્તે તે નામદાર પોતાના એક એડી-કાંગને કાંઇ હુકમ આપવામાંટે તે ઓરડાની બહાર ગયો; અને તેનાં ત્યાંથી જવાપછી જેવું બારણું બંધ કર્યામાં આવ્યું, કે તે "સેક્રેટરી"એ એક "નોટ-પેપર" લીધું, અને તેઉપર થોડીક લીટીઓ કોઇ બીજો ઉકળાવી ન શકેએવી જાવત ભાષામાં લખી કાહાડી, જેની મતલબ નિચ્ચેપ્રમાણે હતી:—

"નામદાર જનરલ ટૉટલબેન પોતાને થયેલા ઝખ્મોમાંથી ઘણી ઝડફથી સાજા થતા જાયછે. તે નામદાર તદ્દન શુદ્ધિમાંછે; અને પોતાના બીમારીના ઓરડામાંથી પણ ઇજનેરી-

ખાતાંની તપાસ ચાલુ રાખવાને ચુકતા નથી. જે ગોઠવણોબાબે નામદાર પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે પત્રેધામમાં એશારો કર્યોછે, તે ગોઠવણો બીશક જનરલ ટૉટલબેનનાં ચાલાક ભેજાંમાંથી ઉભી થયેલીછે."

આ ચિઠ્ઠી "સેક્રેટરી"એ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે લખાવેલા પત્રેધામનીઅંદર ઠસી દીધી; અને પછી રીતસર તે પત્રેધામને બીડી, તેઉપર સરકારી મહોર કરી, તેઉપર નામદાર શાહનશાહ ઝાર આલેકઝાંડરનું રીતસરનું સરનામું કીધું. આઉપરથી વાંચનાર જોશે, કે આ ખાનગી "સેક્રેટરી" તો ખરેખરૂં જોતાં વડા સેનાપતિના કામકાજોઉપર દેખરેખ રાખનારો એક જાસુસ હતો. દેખાઈતીરીતે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ જનરલ ટૉટલબેનતરફ અદેખો હતો, છતાં જયારે તક મળતી, ત્યારેતો તેને પોતાની મતલબનેખાતેર ભારે શાબાશીઓ અને મુબારકબાદીઓથી નવાઝતો હતો: પણ શાહનશાહઉપરના ખાનગી પત્રેધામોમાં તો તે તેની લાયકાત ઉતારી પાડવાને, કિંવા આ વખણાયલા ઇજનેરે યોજેલી રચનાનું માન પોતે પચાવી દેવાને તે લેશભાર પણ ચુકતો નહતો. તોયે ઉપલા ખાનગી "સેક્રેટરી"એ જે ખરી બીના હતી, તે જણાવી હતી; અને તેથી સેંટ પીટર્સબર્ગખાતેની સરકાર ખરો મામલો શું હતો, તેથી પુરેપુરી વાકેફ થઇ હતી. રશિયન ઝાલમી રાજ્યની હંમેશાંજ એવી રાજનીતિછે; કારણકે ઝાલમી રાજ્યો હંમેશાં બેવિશ્વાસી હોયછે; અને તેટલામાટે તેના તમામ કારભારમાં છુપી ખબર મેળવવાનાં જાસુસીખાતાંની સાખાઓ ફેલાયલી હોયછે. તોયેપણ પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફની ગમેએટલી ખામીઓ અને ખોડોછતાં એટલુંતો ખરૂં હતું, કે તેના શાહનશાહી ધણીનીતરફેણમાં તેની નમકહલાલીભરેલી ચાલ ઘણાક દાખલાઓમાં પુરવાર થઇ હતી; અને તેટલાજમાટે જોકે તેનીસામે છુપી ખબરો તેની સરકારને મળતી જતી હતી, છતાં તેને તેના આ જોખમભર્યા હોદ્દાઉપરથી ખસાડવામાં આવ્યો નહતો.

વાંચનારને ખબર તો હશેજ, કે ટ્રાકટિરની જાણીતી લડાઈ તા૦૧૬મી ઑગસ્ટને દિને થઇ હતી; અને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે જનરલ ટૉટલબેનને જણાવ્યું હતું, તેમ બીજીવાર તોપોનો મારો ચલાવવામાટે એકસંપી રાજ્યોનાં લશ્કરોતરફથી ઉતાવળી તૈયારીઓ ચાલી રેહેલી જણાતી હતી. એવા બીજા હમલાસામે માલાકૉફનાં બાંધકામોનો ફતેહમંદીસાથે બચાવ કરવાની આશા પ્રિન્સે તદન છોડી દીધી નહતી: તોયે પણ જો તેમાં તે નિશ્ફળ થાય, તો સેબાસ્ટૉપૉલની દક્ષિણતરફની બાજુ છોડી જવાની તેણે સઘળી તૈયારીઓ આગમચથી કરી રાખી હતી. સપટેમબર માસની શરૂઆતમાં આપણે જણાવેલી એકસંપી રાજ્યોતરફની આ તૈયારીઓ વધારે ખુલ્લીરીતે જણાવા લાગી; અને પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે તેઉપરથી જે ઘણાંક કુટુંબોનીસાથે તેનો વધતોઓછો ઘરોબો અને મિત્રાચારી હતી, તેઓને શેહેર છોડી જવાની ખાનગીરીતે ભલામણ કીધી: તોયે તેઓની શેહેર છોડી જવાની આ હાલચાલ અતિ ઘણી સંભાળથી કરવામાં આવી હતી, કેમકે જો તેમ કરવામાં ન આવે, તો રશિયન સેપાહોમાં ગભરાટ ફેલાવાની ધાસ્તી હતી; તોયે આ બાબેની ખબર બહાર ફેલાઈ—મસ્કૉવિટ સેપાહોની રીજમીટોમાં તેવિષે ચાવાચીવી થવા લાગી—અને જોકે તેઓ ખુલ્લીરીતે, તો તેવિષે કાંઈ બોલી શકતા નહતા, તોયે તેઓને લાગ્યું, કે હવે સેબાસ્ટૉપૉલની ખરાબી આવી લાગી હતી. આ તેઓની લાગણી અમલદારો તેઓના સેપાહોના ચેહેરાઉપરથી પામી ગયા; ખુદ વડા સેનાપતિને પણ તે વાતથી ખાનગીરીતે વાકેફ કર્યામાં આવ્યો; અને તેઉપરથી

તેણે જુદીજુદી "બરાકો"માં દારૂનો મોટો જથો મોકલી આપવાનો, અને તે સેપાહોવચ્ચે તેઓના ભાથાંસાથે છુટે હાથે વેહેંચવાનો હુકમ કર્યો.

જનરલ ટૅાટલબેને સુચવ્યામુજબે ધાતુના તારો ઝમીનમાં નાખવામાં આવ્યા; અને જ્યારે હમલો લાવવાની નેશાનીઓ વધારે ખુલ્લી જણાઇ, ત્યારે શેહેરનાં બચાવમાંટેની, અથવા આખરે તે જો પડી ભાંગે, તો પોતાનું ધારેલું કામ પાર ઉતારવાની પ્રિન્સ ગૅાર્ટ-સ્ચૅકૅાફની તૈયારીઓ પણ ઝડફથી થવા લાગી.





# પ્રકરણ ૧૦૦ મું.

## સેબાસ્ટૉપૉલનું પડી ભાંગવું.

૧૮૫૫ નાં સાલના સપટેમબર માસની ૫મી તારીખે સવારના પહરમાં—યાને એકસંપી રાજ્યોનાં લશ્કરોએ ક્રિમિયાઉપર ચઢાઇ લઇ જવામાટે વાર્ણા છોડ્યાની બરાબર એક વર્ષપછી—ફ્રેંચ અને ઇંગ્રેજી તોપખાનાંઓએ સેબાસ્ટૉપૉલના દક્ષિણ બાજુતરફનાં બચાવનાં બાંધકામોઉપર તોપોનો મારો શરૂ કર્યો. આપણે આગળાં પ્રકરણમાં જણાવી ગયા છીયે, તેમ ફ્રેંચોએ માલાકૉફનાં બાંધકામોની છેક નજદીકસુધી ખાઇઓ ખોદી હતી: પણ ઇંગ્રેજો મોટાં રેડાનથી હજી વધારે દુરજ જઇ પુગ્યા હતા. આગળા સઘળા તોપોના મારા આ વખતના મારાઆગળ કુચ્છ બિસાદમાં નહતા—આ મારાનાં રક્ષણહેઠલ ખાઇઓમાંથી છેલ્લો હમલો લાવ્યામાં આવ્યો.

હજીતો સવારનું ઝઝકળું થયું નહીં—હજીતો રાતનો ધુમસ ક્રિમિયાના દ્વીપકલ્પઉપર પડતો હતો—તેટલાંજ એક નેશાની થતાંજ ઘેરો ઘાલનારાં લશ્કરનાં તોપખાનાંએ એકદમ તોપોના ગોળા છોડયા. જરા પણ ખાંચો ખાધાવગર તે આખો દહાડો ઝબરદસ્ત મારો ચાલુ રાખવામાં આવ્યો, અને રશિયન તોપખાનાંએ પણ તેવોજ પાછો ઉત્તર દીધો. કારાબેલનાઇયાહનાં બચાવનાં બાંધકામોઉપરથી ઉપરાસાપરી તોપો છોડવામાં આવી; અને બાજુતરફથી તોપોના ગોળાઓ હવામાં ગુમવા લાગ્યા—તેઓનાં કાકરાઓ હજીતો પજરતા હતા—કે જે પડવાપછી ભયંકર ધડાકાસાથે પછી ફાટીને ખાનાખરાબી પાંથરતા હતા.

આમુજબે કલાકો વહી ગયા: ખાનાખરાબી અને મોતનું કામ આગળ વધવા લાગ્યું; અને સાંજનું અંધારૂં હવે ભયભિત દેખાવઉપર પડવા લાગ્યું; ત્યારે તોપોનો મારો બંધ પડ્યો—ફક્ત અવારનવાર એકાદ ગોળો કે ગોળી છુટયા કરતી હતી; અંધારૂં ભારે હતું, જાણે કુદર્તજ આ ભયંકર કામ થોડો વખ્ત બંધ કરવાને તેઉપર પર્દો નાખવા ચાહાતી હોય; પછી એક બાજુ ગમેએટલી પણ લડવામાટે વાજેબી હોય.

પણ બારાંનીવચોવચ આવું ઝળઝળતું બળતું શાનું થયું હતું? (જુઓ ચિત્ર ૪૦ મું.) તે વધવા લાગ્યું: તેનું લાલ અજવાળું પાણીઉપર પડતું હતું, અને તેનેલીધે શેહેરમાંહેલી સર્વેથી નજદીકની ઇમારતો ખુલ્લી દેખાતી હતી. જાણે એક પર્દાઉપર જ્વાળામુખી પર્વતનું સુંદર ચિત્ર હોય, એવો દેખાવ આ વખ્તે લાગતો હતો. ઓહો! એ તો એક રશિયન વહાણઉપર આગ લાગી હતી! ફ્રેંચ તોપખાનાંમાંથી ગમેતેમ છોડેલા એક ગોળાથી તે દબદબાવાળું બારકસ સળગી ઉઠયું હતું. તેથી જે ઝબરી રોશની થઇ હતી, તેથી તરાપાઓનો બનાવેલો પૂલ સાફ ખુલ્લેખુલ્લો દેખાઇ આવ્યો; અને લાકડાંના તે પૂલઉપરથી પુષ્કળ ગાડાંઓમાં નાખીને ઝખ્મી થયેલા રશિયનોને બારાંની ઉત્તર દિશાતરફ લઇ જવામાં આવતા જણાઇ ગયા. એકસંપી રાજ્યોના સેપાહોનાં દિઠાંમાં આ સર્વે ખુલ્લી

નઝરેએ પડયું; પણ દુરબીનવડે જોતાં તે વધારે સ્પષ્ટ ખોલાસાવાર દેખાયું. સંખ્યાબંધ સ્ત્રીઓ પણ આ પૂલ ઓળંગી જતી હતી—તેમાંની કેટલીકોના હાથમાં ન્હાનાં છોકરાંઓ હતાં—તેઓને પોતાનાં ઘરો રાતની વેળા આ પાયમાલ થયેલાં શેહેરમાંથી ચોરીછુપીથી છોડી નાસી જતાં, જે ભારે દુઃખ લાગતું હતું, તે તેઓનાં મ્હોંડાંઉપરથી અને તેઓની ઢબછબઉપરથી જણાઇ આવતું હતું !

પણ હજી પેલું વહાણ તો બળ્યાજ કરતું હતું. આ વખ્તનો દેખાવ નર્મ દબદબાવાળો, અને અતિશય શોભિતો લાગતો હતો. જાણે આસપાસના દેખાવને રોશની આપવાને રૂશિયન મનવારની એક મોટી મશાલ સળગાવ્યામાં આવી હતી. આ અભાગ્યાં વહાણમાંના ખલાસીઓ તેઓના મછવાઓમાં બેસી તે છોડી જતા દેખાતા હતા : તે બળતાં વહાણને બંચાવવાની સઘળી આશા હવે છોડી દેવામાં આવી હતી. આમુજબે ચાર કલાકોસુધી આગ ચાલુ રહી; અને સૅબાસ્ટૉપૉલ શેહેરનાં એક દેવલનો ઘંટ જ્યારે ઠોકાયો, ત્યારે મધરાતનો વખ્ત થયેલો હતો, અને તેજવખ્તે બળતાં વહાણનું તુતક અંદર તુટી પડયું—તરતજ બળતાંના સોળાઓ ઉંચે આકાશતરફ ઉઠયા—પછી પાછું અંધકાર થયું—અને ભારે ધુમાડાના ગોટેગોટા, અંધારાનાંકરતાં પણ વધારે કાળા તે જગ્યાએ પંથરાઈ ગયા, કે જ્યાં થોડાજ વખ્તઉપર તે વહાણ બાદશાહી મગરૂરીસાથે તરતું હતું, પણ હવે ડુબી ગયું હતું !

પહર ફાટતાં, તા૦ ૬ ઠીની સવારે વધારે જોસથી તોપોનો મારો પાછો ચાલુ કર્યામાં આવ્યો. તોપોના ધડાકાથી ધર્તિ ધ્રુજવા લાગી : અને માણસજાતે કદી પણ આગળ ન દિઠેલો એવો એક સર્વેથી વધારે દબદબાભરેલો, તેમજ તેજ વખ્તે સૌથી ઘણો ભયંકર દેખાવ જોવામાં આવ્યો. આ માનીતાં શેહેરઉપર ગોળા અને ગોળીઓનો વરસાદ પડયોજ ગયો : એકસંપી રાજ્યોનાં તોપખાનાંએ એકપછીએક ઝડફથી અને ઉપરાસાપરી ગોળાઓ તેઉપર છોડયાજ કીધા. થોડીક “મિનીટો”સુધી જ્યારે ધુમાડો નિકળી જતો, ત્યારે તે મારાથી થયેલી અસર અવારનવાર દેખાતી હતી. ત્યાં નાશ પામેલાં ઘરોમાંથી પઝરતા આતશઉપરથી જણાતું હતું, કે આંગળ મોહેલરોકી ઈમારત ત્યાં થોડુંકઉપરજ ખડી ઉભેલી હતી; ત્યાં એક મેનારો ગયેબ થઈ ગયેલો, કે જે થોડોજ વખ્તઅગાઉ પોતાનું સર આસમાનસાથે લગાડી મગરૂરીથી ઉભેલો હતો; અને આગળ જે ઠેકાણે કુસાદે રેહેવાનાં મકાનો ઉભેલાં હતાં, ત્યાં હવે ભાંગીતુટીને પથ્થરોના કાટ પડેલા હતા—જ્યારે પાછી સાંજ પડવા આવી, ત્યારે તે શેહેરનાં હવે જલ્દી પડી ભાંગવાબાએ એકસંપી રાજ્યવાળાઓ પોતાને મુબારકબાદી આપવા લાગ્યા; જ્યારે તેજ વખ્તે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ મહલ્લાઓમાંથી ઘોડાઉપર પસાર થઇ જતો હતો; તે મનમાં દુઃખસાથે સંતોષ માની લેતો હતો, કે તે જગ્યા છોડી જવામાટે તેણે જે તૈયારીઓ કરી રાખી હતી, તે કાંઇ નકામી નહતી.

તા૦ ૭ મીએ પાછો તોપોનો મારો ચાલુ કર્યામાં આવ્યો; અને આજે તો તેનેથી શેહેર અને બંચાવનાં બાંધકામોઉપર થયેલી માઠી અસર વધારે જણાતી હતી. શેહેરમાં હવેતો ઠેકાણેઠેકાણે આગો સળગી હતી, અને ભડકાંઓ થતાં હતાં : માલાકૉફનાં બાંધકામોને પણ ભારે નુકશાની થઈ હતી; તેના અટકાવ કરવાસાટે ઉભા કીધેલા ભારી કટેરા-

ઓનો મોટો ભાગ ગોળાઓથી ઉડી ગયો હતો ; તેનાં તોપોનાં બગારાંઓ ભાંગીટુટી ગયાં હતાં, અને તેમાંની તોપો પણ દેખાતી નહતી ; તે તોપોનો નાશ થઇ જઈ વધારે વખ્ત મસ્કૉવિટ તોપચીઓનાં કામમાં ન આવે, એવી તે રદ્દ થઇ પડી હતી. સાંજના આસરે છ વાગ્તાનેસુમારે વળી બીજું વહાણ સળગી ઉઠયું. બળતાં તેના ડોળો અને દોરડાંઓઉપર ફરી વળ્યાં; જાણે તેઓઉપર આતશના સર્પો ફરી વળ્યા હોય. જ્યારે થોડીવાર ધુમાડો દુર થયો, ત્યારે સઘળાઓની નઝરો આ દેખાવતરફ ખેંચાયલી હતી,—પણ તેટલાંજ તેઓનું ધ્યાન બીજીતરફ ખેંચાયું. કારણકે ત્યાં એક એવોતો ઝબરો આવાઝ થયો, કે જાણે તેનીઆગળ તોપો ફુટવાના આવાઝો તો કશી બિસાદમાં નહોય; અને પછી એક ઝળઝળ કરતો આતશનો પર્દો ઉંચે હવામાં દેખાયો. દારૂગોળાથીભરેલી એક કોઠાર આખી સળગીને ફાટી હતી; અને તેથી રશિયનોમાં થયેલી ખોઆરી ઘણીજ ભયંકર હતી.

તે પછી રાત પડી ; પણ આજે રાતનીવેળા પણ મારો બંધ કર્યોમાં ન આવ્યો હતો : અને વચ્ચેવચ્ચે જ્યારે ધુમાડો દુર થઇ જતો, ત્યારે ઝખ્મીઓનું એક લાંબુંનેલાંબું સરગસ તરાપાઓના બનાવેલા પૂલઉપરથી ઉત્તરતરફ જતું દેખાતું હતું. આખી રાત આમુજબે હારોનીહારો જતી ચાલુજ રહી ; તેઓ સઘળા સેબાસ્ટૉપૉલનું મોટું બારૂં ઓળંગી પોતાનો રસ્તો કાપતાં હતાં ; જ્યારે છુટા તરાપાઓ, જે ન્હાની "સ્ટીમરો"સાથે બાગર કીધેલા હતા, તે પણ કામમાં ભારે રોકાઇ ગયેલા હતા. રાતનાં અંધારી વખ્તે પણ એકસંપી રાજ્યોનાં તોપખાનાંઓએ ચલાવેલો મારો ઘણો દબદબાભરેલો હતો : અને તેનેથી થતી ખરાબી પણ તેટલીજ ભારે હતી.

એકસંપી રાજ્યોનાં લશ્કરોમાં ખબર ફેળાઈ ગઇ, કે બીજે દિને શેહેરઉપર હલ્લો લઇ જવામાં આવનારછે; અને તેથી તેઓ સર્વેમાં ભારે ઉલટ ફેળાઇ. દરેક રીજમીટ ભારે એન્તેઝારીથી આશા રાખતી, કે આ કીર્ત્તિવંત કામમાં તેઓને મોકલવામાટે પસંદ કર્યોમાં આવે. જે તોપોનો મારો ચાલતો હતો, તે સેબાસ્ટૉપૉલનાં મરણનેમાટે જાણે ઘંટ વગાડવામાં આવતો હોય, એમ જણાતો હતો ! ઘણાક બહાદુર લડવૈયાઓ મનમાં વિચાર કરતા, કે ઈંગ્લાંડ અથવા ફ્રાન્સમાં જ્યારે આ ખબર થશે, ત્યારે શું કેહેવામાં આવશે? કેહેવામાં આવશે, કે આ ચાલુ જમાનાનું દિકટમાંદિકટ કામ આખરે પાર પાડવામાં આવ્યુંછે.

ખુદ સેબાસ્ટૉપૉલ શેહેરનીઅંદર પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ ભયંકર તૈયારીઓ કરતો હતો. તે રાત્રે કોઇને પણ આરામ કરવા જવા દીધામાં આવ્યું નહીં,—કોઇને, એટલેકે જે કામ ચાલતું હતું, તેમાં મદદ કરવાને શક્તિવાન હોય, તેઓના કોટો સેપાહોથી ચિકાર ભરાઇ ગયેલા હતા ; પણ જેઓ કેલ્લાઓના બંચાવમાટે પોતાની ફર્ઝોઉપર નહતા, તેઓ બીજા કામોમાં ઉદ્યોગથી રોકાઇ ગયા હતા. ખાણો ખોદવામાં આવતી હતી ; ભંડારોમાંથી મોટા જથ્થામાં દારૂગોળો આ ખોદી કાહાડેલાં દગાખોર ભોંયરાંઓમાં લઈ જઇ ભરવામાં આવતો હતો; અને પોતે જે ઉતાવળાં પગલાં ભરતો હતો, તેતરફ આ રશિયન વડો સેનાપતિ એક જાતના વિક્રાળ સંતોષસાથે ઠંડે પેટે જોતો ઉભો હતો. તેનીપાસે બેસિયાર દારૂગોળો હતો ; અને જાણે પોતાની શ્યેતાની મતલબનેમાટે માલાકૉફ અને રીડાનનીનિચ્ચે ખોદેલાં ભોંયરાંઓમાં દારૂગોળો પુરતો ભરેલો નહોય, તેમ તેણે દારૂગોળાનાં બીજાં ઘણાં વધારે પીપો મંગાવીને ત્યા સીંચાવ્યાં, તે એટલાં બધાં કે પછી ત્યાં જરા પણ વધારે જગ્યા ન રહી.

યાદગાર તા૦ ૮ મી સપટેમબરની સવાર પડી; અને તોપનો મારો જે આખી રાતમાં એકવાર પણ ધીમો પડયો નહતો, તે વધારે જોશથી ચાલુ રાખ્યામાં આવ્યો. એકસંપી રાજ્યોનાં લશ્કરોના વડા સેનાપતિઓએ જે ગોઠવણો કીધી હતી, તે આખરે ઝાહેર કર્યામાં આવી; જે ફ્રેંચ અને ઈંગ્રેજ રીજમીટોને કરવામાં આવનાર હમલામાં ભાગ લેવાનું માન મળ્યું હતું, તેઓની પસંદગી કરવામાં અને તે ઝાહેર કર્યામાં આવ્યું. જોખમનાં આ કામોમાંટે જે લડવૈયાઓને ચુંટી કાહાડવામાં આવ્યા હતા. તેઓમાં જે ઉલટ ફેળાઇ, તેનું વર્ણન કરવું અશકતછે; પણ બીજા હાથઉપર પ્રિન્સ ગૅાર્ટસ્ચૅકૉફને પોતાના સેપાહોવચ્ચે જહ્લદ દારૂનો મોટો જથો વેહેંચી આપવાની ઝરૂર જણાઈ.

બરાબર બપોરને વખ્તે, તે યાદગાર શનિવારને દિને, યાને તા૦ ૮ મી સપટેમબરે, ફ્રેંચોનો હલ્લો લઈ જનારો લશ્કરી વિભાગ, બહાદુર જનરલ બૉસ્કેની સરદારીહેઠલ, ખાઈમાંથી બહાર ધસી આવ્યો, અને માલાકૉફનાં બાંધકામો જે ઠેકાણે આવેલાં હતાં, તેના દિકટ અને ખડબચડાં ચઢાણવાળા રસ્તાઉપર ઝડફથી આગળ વધવા લાગ્યો. તેઓનીઉપર રશિયનોએ ભયંકર મારો ચલાવ્યોઃ છતાં ત્રણવાર મસ્કૉવિટોને પાછા મારી હઠાવ્યામાં આવ્યા—પણ તેટલીજ વખ્તે તેઓ પોતાનાં બાંધકામોના બંચાવનેમાંટે પાછા ફર્યા, કારણકે જે જહ્લદ દારૂનો અર્ક તેઓએ ઢીંચ્યો હતો, તેથી તેઓ ઘેલાજેવા બની ગયા હતા; અને આખરે માલાકૉફનાં બાંધકામોની ટોંચઉપર ફ્રેંચોની *ત્રણ રંગી ધજા ફડફડવા લાગી.

રશિયનોનાં મથકની આ ચાવીઉપર જેવી તે ધજા ઉડતી દેખાઇ, કે ઇંગ્રેજો મોટાં રીડાનઉપર હલ્લો લઈ જવાને આગળ વધ્યા. આ ઝબરદસ્ત બાંધકામની બહાર નિકળી આવેલાં ખુણાંની અને ખોદેલી ખાઇઓનીવચ્ચે એટલો બધો તો તફાવત હતો, કે તેટલો છેટો કાપતાંતુલિકમાં દુશ્મનોના મારાથી તેઓને ભારી નુકશાની ખમવી પડી. પણ આખરે તેઓ તે ખુણાંસુધી જઇ પહોંચ્યાઃ ઉપર ચઢી જવામાંટે નીસરણીઓ મુકવામાં આવી—મધમાખીઓનાં ટોળાંઓનીપેઠે તેઓ સંખ્યાબંધ તેઉપર ચઢી ગયા—તેઓ કેલાની છાતીપૂર ઉંચી બહારની ફરતી દીવારોઉપર પહોંચી ગયા—રશિયનો તેઓને આવેલા જોઇ નાઠા. પણ આ બહાદુર ઇંગ્રેજ લડવૈયાઓને મદદ કરવામાંટે રાખેલું ખાસ લશ્કર કયાં હતું? બ્રિટિશ સેપાહોની બહાદુરી તેઓના સરદારોની નાલાયકાતનેલીધે કેવી વગરકામની થઈ પડી હતી, તેઉપર નિબંધ લખવાનું કામ આવી એક ઇતિહાસિક વાર્ત્તાને બંધબેસ્તું ન ગણાય, માંટે તેવિષે અત્રે કશું પણ જણાવવાની ઝરૂર જોતા નથીઃ—ફક્ત એટલુંજ કહીશું, કે તે વાત ખરીછે. રીડાનનીઅંદર એક બીજું બંચાવનું બાંધકામ હતું, કે જયાંથી તે બહાર નિકળી આવેલાં ખુણાંનો બંચાવ થઇ શકતો હતોઃ બ્રિટિશ હલ્લો લઇ જનારાઓએ હવે પોતાનીસાંમે મોત આવી ઉભેલું જોયુંઃ તે બહાદુર, ખોટે રસ્તે દોરવાયલા, અને મદદવગરના મૂઠીભર બ્રિટિશ સેપાહોઉપર દુશ્મનના સેપાહોએ બંધે બાજુતરફથી બંદુકો છોડી ઝબરો મારો ચલાવ્યો. આખરે—જીવઉપર આવીને અને ભારી ઝહમતે લડયાપછી—આ ન્હાની ટુકડીના બાકી રેહેવા પામેલા અને હાડમાર થયેલા સેપાહોને તેઓના અમલદારો ત્યાંથી કાહાડી લઇ ગયા; અને રીડાન તો આગળનીપેઠે રશિયનોનાજ હવાલામાં રહ્યું.

* જુઓ નોટ ૧૧૬ મો.

પણ મસ્કૉવિટ લશ્કરને મળેલી આ ફતેહ શાં કામની હતી? માલાકૉફ—કે જે રશિયનોના તમામ મુલ્કનું મુખ્ય મથક, યાને ચાવી હતી—તે તો એકસંપી રાજ્યોને હાથ ગયું હતું. તેટલામાંટે જ્યારે રાત પડી, ત્યારે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે શેહેર છોડી જવામાંટે જે તૈયારીઓ કરી રાખી હતી, તે અમલમાં મુકી.

તેજ રાત્રે બરાબર દશ વાગ્તાને અમલે, તેણે હુકમો બહાર પાડયા; અને ખાનાખરાબીનું ભયંકર કામ શરૂ કર્યામાં આવ્યું. આ વખ્તે દેલમાં દહશત ઉપજાવેએવી જે ગંભીરતા ત્યાં પંથરાઇ ગયેલી હતી, તે એકસંપી રાજ્યોનાં લશ્કરની નઝરે પડતી હતી. શેહેરના કેટલાક ભાગોમાં ઝાંખી પણ ચાલુ આગો સળગેલીજ હતી—બીજા ભાગમાં ભયંકર ધડાકાઓસાથે આંખને આંઝી નાખેએવાં બળતાંની રોશની જણાતી હતી—સારી ઇમારતોમાંથી આગના ભભુકાઓ બહાર નિકળતા હતા—વિજળીનીપેઠે આગો પંથરાતી જતી હતી—અને ખાણો ફાટીને ધડાકાસાથે ઉડી જતી હતી—અને આ ખાનાખરાબી અને પાયમાલી થતાં ગગડાટ, કડાકા, ધડાકા, અને મોટા આવાઝો નિકળતા—આ સઘળી સાબેતીઓ આ યાદ્દયાર આખી રાત ચાલુ રહી, અને તેઉપરથી નક્કી થયું, કે આખરે સેબાસ્ટૉપૉલ શેહેરનો અંત આવવાનોજ. તે યાદગાર રાતના દશ અને અગિયાર વાગતા નીવચ્ચે જ્યારે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફનીઆસપાસ આ સઘળી ખાનાખરાબી થતી હતી, તેજ વખ્તે તેને મ્હોંથી જીવલેણ હુકમો બહાર પડયા; આ વેળા પોતાને મળેલી નાસેપાસીથી આ જનરલ દીવાનોજેવો અને ક્રૂર બની ગયો હતો. તોયે વેર લેવાના જનુની સંતોષસાથે તેણે આ શબ્દો પોતાના શાહનશાહી શેઠને વાંચવામાંટે પોતાને હાથે લખી મોકલ્યા:—
"દુશ્મનને દક્ષિણ ભાગમાં લોહીથી ખરડાયલાં અને પાયમાલ થયેલાં મકાનોસેવાય બીજુ કશું વધારે મળવાનું નથી!"

પ્રિન્સે ખુદ પોતાને હાથે તમામ રશિયાઓના શાહનશાહઉપર આમુજબે થોડા શબ્દો લખ્યા. લોહીથી ખરડાયલાં અને પાયમાલ થયેલાં મકાનો, ખરેખર! પણ તે કોણુનલોહીથી ખરડાયલાં? જ્યાં ખાનાખરાબી અને પાયમાલીનું કામ ચાલ્યું હતું—જ્યાં તોપખાનાંઓનો નાશ થયો હતો—જ્યાં રેહેવાનાં મકાનો આગમાં ભશમ થઇ ગયાં હતાં—જ્યાં ખુરાકી અને લશ્કરી માલની વખારો અને કોઠારો સળગીને નાશ થયાં હતાં—અને જ્યાં નિચ્ચે ખોદેલી અને દારૂગોળાથીભરેલી ખાણો ફાટવાથી શેહેરના રસ્તાઓ ઉપસી આવ્યા હતા,—ત્યાં જેબી માણસજાતની ઝેંદગીની ખરાબીની ખુનખાર નેશાનો જણાતી હતી, તે સઘળી રશિયનોનીજ હતી!

આહ! પણ આ રશિયન સેનાપતિએ પોતાના શાહનશાહને જે લખ્યું હતું, તે તો, પોતે જે ભયંકર કરૂણારસ કામ કરવાનો હતો, તેની આશામાં હતું. જ્યારે દિવસ ઉગ્યો ત્યારે રાજ્યવાળાઓનાં દિઠાંમાં આવ્યું, કે શેહેરના બંચાવનેમાંટેનું બાકીનું રશિયન લશ્કર પણ હવે તરાપાઓના પૂલઉપરથી પોતાનો રસ્તો લેતું હતુ; અને તેજ વખ્તે શેહેરનીઅંદર વળી નવા ધડાકાઓ થયા. દારૂગોળાથી સિંચેલી ખાણો ઉડી ગઇ હતી: આ દારૂગોળાનાં સળગવાથી, અને ફાટવાથી જે ધડાકાઓ થયા, તેથી ધર્તિ પણ ધ્રુજવા લાગી, અને જાણે આકાશ પણ હમણાં ફાડી નાખશે, એવું લાગ્યું. તે શેહેર સર્વેથી છેલ્લો છોડી જનાર પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ પોતે હતો.

ઇંગ્રેજોને રીડાન હવે તદન તજી દીધેલું જણાયું. ટુંક વખ્તમાં પણ ધીમેધીમે તેઓ મોટાં બાંધકામોઉપર આગળ વધ્યાઃ આહેસ્તેઆહેસ્તે વધારે અંદર દાખેલ થયા; અને પોતે આસપાસ સઘળે તપાસ્તા હતા, તેટલાં તેઓનું ધ્યાન કાંઇ ચીઝઉપર ખેંચાયું. રીડાનની પછવાડેના ભાગમાં એક ગોળો જઇ પડવાથી ત્યાંની ઝમીન થોડી ઉખડી ગઇ હતી; અને એક જાડાં દોરડાંજેવું ઝમીનની સપાટીથી આસરે એક "ફુટ" ઉંડું થોડુંક તેઓની નઝરે પડયું. તે શામાટે હશે, શું હશે, તેનો કશો પણ ખ્યાલ કર્યાવિના એક ઇંગ્રેજ કામદારે કુહાડીવડે તેઉપર એક મઝબુત ફટકો લગાવ્યો. પણ તે તુટું નહીંઃ તેણે બીજો ફટકો માર્યો, અને તેને કાપી નાખ્યું. તેજ વખ્તે માલાકૉફનાં બાંધકામોની પડોશમાં કેટલાક ફ્રેંચ સેપાહોએ પણ તેવીજ એક અગત્યની શોધ કીધી. એવુંજ એક બીજું દોરડું ઝમીનમાં દાટેલું એક તોપના ગોળાથી તુટી ગયેલું તેઓનાં દિઠાંમાં પણ આવ્યું. આ સઘળાંની મતલબ શું ? વધારે તપાસ કરતાં જે ભયંકર કામમાટે આ બહારથી દોરડાંજેવા દેખાતા તારો નાખવામાં આવ્યા હતા, તેની મતલબ જણાઇ ગઇ: તેઓ તો ધાતુના તારો હતા, અને તેઓ ઉપર "ગટાપરચા"નું પડ કર્યામાં આવેલું હતું, અને બીજા છેડાઓ વિજળિક "બૅટરી"સાથે જોડેલા હતા. વધારે જુસ્તોજુ કરતાં માલાકૉફ અને રીડાનનીનિચ્ચે દારૂગોળાથીભરેલા ભંડારો પકડાયા, કે તેઉપરથી રશિયન વડા સેનાપતિએ કરવા ધારેલું ભયભિત કાવત્રું પકડાઇ ગયું. પણ તેની નેમ કેવી અજાયબજેવી રીતે ધૂલ મળી! બારાંની ઉત્તર દિશાતરફ જવાપછી—જ્યારે તેને દુરબીનવડે જોતાં જણાયું, કે બ્રિટિશો રીડાનઉપર ભભરી જાયછે—અને ફ્રેંચોની મોટી સંખ્યાએ માલાકૉફનો કબ્જો લીધોછે—ત્યારે પોતાનો ક્રૂર કીનો લેવાનો ટાંકણાંસર વખ્ત આવી પહોંચેલો તેણે ધાર્યો, અને વિજળીક "બૅટરી" આગળથી તે ભંડારોમાં ચિણગારીઓ આપવાનો હુકમ ફર્માવ્યો. આ વખ્તે તે ઘણો ગુસ્સામાં હતો. અરે! પણ આ શું ? વિજળીનાં ગમેએટલા આંચકાઓ આપ્યાછતાં, તેની કશી પણ અસર થયેલી જણાઇ નહીં! તેણે આશામાંનેઆશામાં અધિરાઇથી માલાકૉફતરફ જોયું—તેણે પોતાની નઝરો રીડાનતરફ ફેરવી: ઘડીભર તેનાં દેલમાં દુશ્મનોની હવે ખાનાખરાબી થશે, એવા વિચારથી ખુશહાલી પૈદા થઇ! પણ અફસોસ, બીજીજ પળે નાઉમેદીથી તેનું હૈયું દુઃખી થઈ ગયું! જે વિજળીક આંચકાઓ આપવામાં આવ્યા હતા, તે થોડેકસુધી ઝમીનમાંથી, અને પાણીમાંથી પસાર થયા, પણ ત્યાંજ તેઓનો છેડો આવી ગયોઃ તે આંચકાઓ તેને ધારેલે મુકામે પહોંચવા પામ્યા નહીં. ક્યાંથી પહોંચે ? તારો તો ફ્રેંચો અને ઇંગ્રેજોએ તોડી નાખ્યા હતા! જ્યાં તે કીનાખોર રશિયન મોટા ધડાકાસાથે દારૂગોળાથીભરેલાં ભંડારો હવામાં ઉડી ગયેલાં, અને હઝારો દુશ્મનો તેમાં માર્યા ગયેલા જોવાની પાપી ઇચ્છા રાખતો હતો, તે ઇચ્છા તો ઉંધી વળી ગઈ! તે ભંડારોઆગળ તો જેવીનેતેવીજ શાંતી પથરાયલી રહી! સવારના સૂર્યની રોશનીવાળી હવા તેનાં ધાર્યામુજબ ધુમાડાથી કાળી થઇ નહીં, કે તેમાં માર્યા ગયેલાઓનાં શરીરોના ટુકડાઓ ઉડતા દેખાયા નહીં!

તા૦ ૯ મી સપટેમબરની બપોરે પોતે મોકલવા કાહાડેલા પયેગામનીનિચ્ચે એક તાઝેકલમમાં તેણે જણાવ્યું હતું, કે શેહેર તદન છોડી જવામાં આવ્યુંછે—પણ તે ફકત સો માણસોનીજ નજીવી ખોઆરીસાથે બજાવ્યામાં આવ્યુંછે—પણ (પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફના

પણ શબ્દઉપર ધ્યાન આપજો, હો!), તેને તેના ૫૦૦ સખ્ત ઝખ્મી થયેલા સિપાહોને ત્યાં દક્ષિણતરફ છોડી આવવાની દુઃખભરેલી ફરજ પડીછે. તે તો પોતાનાં આ શેહેર છોડી જવાનાં કામને એક મહાભારત કામતરીકે ઠોકી બેસાડતે; તોયે દેખાઇતી જે ખાનાખરાબી થઇ હતી, તેઉપર તદનજ અખાડા કરી જવાનું, તેનેથી બનેએમ નહતું.

આપ્રમાણે સેબાસ્ટૉપોલની આખી દક્ષિણ બાજુ—કે જેમાં ખુદ શેહેર અને કારાબેલનાઇબાહનું પરૂં પણ આવેલું હતું તે—તેમાંનું દરિયાઇ લશ્કરીખાતું, તોપખાતું, ગોદીઓ, માલના કોઠારો, અને દારૂગોળો—વગેરે, વગેરે જેબી કાંઇ રશિયનોના ખરાબીભર્યાં હાથોથી બંચવા પામ્યું હતુ, તે, સર્વે જીતનારાઓ, એકસંપી રાજ્યોનાં હાથમાં એનામતરીકે આવ્યું. જે દબદબાભરેલાં અને મગરૂર વહાણો થોડાજ વખ્તઅગાઉ કાળો સમુદ્ર ઓળંગી ગયાં હતાં, અને સાઇનોપખાતે મહાભારત પરાક્રમો બજાવ્યાં હતાં, તે હવે નહતાં. ઘેરો ઘાલવાની શરૂઆતમાં ઘણાંક રશિયન વહાણોને પ્રિન્સ મેન્ટશિચ્કૉફે ડુબાડી દીધાં હતાં: અને તેનીપછવાડે વડા સેનાપતિ થનાર, પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફે બાકીનાંને ડુબાડી દીધાં, અને બાળી નાખ્યાં હતાં; એટલામાટે જે દરિયાઇ કાફેલો ઉભો કરવાને ત્રીસ વર્ષો લાગ્યાં હતાં, તેનો ફક્ત એક વર્ષમાં નાશ કર્યામાં આવ્યો. તે કાળા સમુદ્રના તે દરિયાઇ કાફેલાકરતાં વધારે લાંબા વખ્તના સેબાસ્ટૉપોલના મુખ્ય કેલ્લાઓ પણ નહતાં. તે જાણીતું શેહેર, કુદતીં રીતે મરનાર ઝાર નિકૉલસના મુલકનો બંચાવ કરી શકે, એવી જગ્યાએ આવેલું હતું, કે જે ઝારે ૧૮૨૫ નાં સાલમાં ગાદીઉપર બેસતાંજ જેમ ક્રૉનસ્ટાડટ ઉત્તરમાં બંચાવનું મઝબુત મથક હતું, તેમ દક્ષિણમાં સેબાસ્ટૉપોલને બનાવવાનો ઠરાવ કર્યો હતો. હમલાથી કદી પણ જીતી ન શકાય, એવું મઝબુત તેને બનાવવામાં તે ફતેહ પામ્યો હતો: તે મથકનેમાટે તે મગરૂર હતો—અને વળી તેની મુખ્ય ઉમેદ એ હતી, કે તેનો દરિયાઇ કાફેલો ત્યાંથી પસાર થઇને ઑટોમનોનાં બાદશાહી શેહેરને તાબે કરશે. પોતાના નહીં તૃપ્ત થાયએવા લોભ અને જનુની સ્વભાવને વશ થઈ, તેણે જે આ લડાઇ જગાડી હતી, તેમાં તેના આએજ મગરૂરી લીધેલા કેલ્લાને ઘલાયલો ઘેરો જોવાને તે જીવ્યો હતો: અને ત્યારપછી તેના બેટાના અમલનાં પેહેલાંજ વર્ષમાં સેબાસ્ટૉપોલનાં તે શેહેરનો નાશ થવા પામ્યો હતો.





## પ્રકરણ ૧૦૧ મું.

### કાર્સઉપરનો ઘેરો.

હવે આપણી વાર્તાની જગ્યા બદલીને ટર્કિશ ઍશિયા માઇનરતરફ લઇ જઇએ. આએ મુલ્ક—કે જે બોહોળા વિસ્તારનો, અને કુદર્તી દેખાવમાં અને તેનાં લોકોનાબાબમાં ઘણો વિચિત્ર રીતે રળિયામણોછે—તેને ઑટૉમન રાજ્યનાં મુખ્ય મથકતરીકે તવારીખનવીસો હંમેશાં જણાવતા આવ્યાછે. આએજ મુલ્કમાં *ઑસમાન—કે જે એક ન્હાનાં ટોળાંનો વડો હતો, કે જે ટોળું ઑલીમપસના પહાડની ટેકરીઓઉપર ઉન્હાળામાં ઢોરો અને ઘેટાં ચરાવતું, અને શિયાળામાં થોડાંક મુફલેસ શેહેરો અને કંગાળ ગામડાંઓમાં વખ્ત કાહાડતું હતું—તે ટોળાંના વડાએ તે ગંજાવર મુલ્કનો પ્રથમ પાયો નાખ્યો, કે જે મુલ્ક આજે દુનિયાના મોટા ભાગઉપર પોતાની કીર્ત્તિ પાંથરવાને સામર્થ્યવાન થયોછે. ઑટૉમન રાજ્યની ચઢતી અને પડતી ખડકોવાળાં બિયાબાનમાંના એક ન્હાના ઝરાજેવીછે—તે ચઢતી-પડતી જોકે હંમેશાં નઝરે પડતી નથી, તોયે ચાલુ વેહેતી અને દુઃખો ખમતી આગળ વધતી જાયછે—જેમ એક ઝરો વચમાં નડતી કોઇ અડચણનેલીધે પોતાનો માર્ગ બદલી નાખેછે, અને જ્યારે તેનાં પાણી ઘણા જમા થાયછે, ત્યારે તે નડતરને તોડીને પાછો પોતાનો પ્રવાહ આગળ વધારેછે, તેવીજરીતે તેની ચઢતીપડતી પણ નડતી મુશ્કેલીઓછતાં આગળ વધતીજ જાયછે—તે રાજ્ય કોઇવેળા દબાયલું, તો કોઇવાર છુટાપણું ભોગવતું રહ્યુંછે, પણ કદીએ તાબે થયું નથી. એમુજબે ઑટૉમન રાજ્યનો જીવતો ઝરો પણ ઑલીમપસનાં બિયાબાનો-માંથી નિકળ્યોછે—તે ઍશિયા માઇનરના ઘણાં ફળદ્રુપ પ્રગણાંઓમાંથી આગળ વેહેતો ગયોછે—અને સંખ્યા અને શક્તિમાં વધીને યુરોપનાં પૂર્વતરફનાં પ્રગણાંઓમાં ફેલાયોછે. તેની પોતાનીસાંમે આવતી ગ્રીક ભરતીને હઠાવી મુકીછે, અને તેમ કરી આખરે આફ્રિકાનાં પૂર્વ-તરફનાં સઘળાં પ્રગણાંઓમાં ફેલાઇ ગયોછે. તેટલામાટે, ટર્કિશ તવારીખ વાંચનારને, ઍશિયા માઇનરવિષે વાંચતાં અતિયાનંદ ઉપજેએવી રસથી ભરપુર તવારીખ જાણવાને મળેછે; અને ઑટૉમન રાજ્યના આ ભાગતરફ હવે આપણી વાર્ત્તા બદલ્યે છૈયે.

સુલતાનના ઍશિયાટિક મુલ્કની પૂર્વે કાર્સનું પ્રગણું આવેલુંછે—અને તે પ્રગણાંનાં રાજધાની શેહેરનું નામ પણ તેજછે. આ શેહેર, કે જે સારી વસ્તીવાળું અને સારીરીતે બાંધેલુંછે, તે એક ટેકરાના ઢાળઉપર આવેલુંછે, અને તેનો મુખ્ય ભાગ પૂર્વ દિશાતરફથીછે. ટર્કિશ હદની બીજી બાજુએ રશિયાનું જ્યૉર્જિયાનું પ્રગણું આવેલુંછે, કે જે સિરકાશિયાને જોડેછે. વાંચનારને ખબર તો હશેજ, કે ઍશિયા માઇનરનો મામલો ઘણો ધાસ્તીભરેલો થઇ પડયો હતો ; અને તેટલામાટે ઓમર પાશાએ પોતાની રાઝીખુશીથી સુલતાનપાસેથી તે નામદારના તેતરફના બાદશાહી મુલ્કનાં લશ્કરોની સરદારી માંગી લીધી હતી. આસરે ૪૦,૦૦૦ થી ૫૦,૦૦૦નીવચ્ચેની સંખ્યાનું એક રશિયન લશ્કર, ઘણીસરખી

*જુઓ નોટ ૧૫ મી.

તોપોસાથે જ્યૉર્જિયાથી ટર્કિશ સરહદ ઓળંગીને આગળ વધ્યું હતું, અને કાર્સ શેહેરઉપર ઘેરો ઘાલ્યો હતો. આ મોટું સૈન્ય એક જાણીતા સરદાર, જનરલ મુરાવીફની સરદારીહેઠલ હતું, કે જે એક અચ્છા લશ્કરી અમલદારઉપરાંત વળી એક ઘણો બાહોશ ઈજનેર પણ હતો. કાર્સ શેહેરના બચાવનું ટર્કિશ લશ્કર ભાયગેજ ૧૫,૦૦૦ માણસોનું હતું— કે જેઓનો મુખ્ય ભાગ *બાશિ-બાઝુકોનો, યાનો નિયમવગરની કવાયદવાળી ઘોડેસવાર રીજમીટોનો બનેલો હતો. આ લશ્કરનો સરદાર વાસિફ પાશા હતો; તે ઘણો ઉમરે પહોંચેલો હતો, છતાં એક જનરલતરીકેની સારી નામના ધરાવતો હતો; તે ભારે હેમતવાળો, અને ઘણી સાચવટવાળો એક મર્દ હતો. આપણે જણાવી ગયા છૈયે, તેમ જ્યારે ઍશિયા માઇનરનો મામલો ઘણો બારીક થઇ પડ્યો, ત્યારે ઇંગ્રેજ સરકારે જનરલ વિલિયમસને, "કમિશનર"નાં લગાર શકભરેલાં નામહેઠલ, પણ ખરેખરૂં જોતાં, તો જો ઝરૂર જણાય, તો ટર્કિશ સરદારને સલાહ આપવામાંટે, ત્યાં મોકલી આપ્યો પણ ત્યાં આવી પુગ્યાપછી તરતજ જનરલ વિલિયમસને જણાયું, કે તેની સલાહની વાસિફ પાશાને ઝરૂર પડે, એમ નહતું; કારણ કે તે પોતે શેહેરનો બચાવ કરવાને પુરેપુરો લાયક અને હુશિયાર હતો. તોયે પાશાને માલુમ પડયું, કે આ ઇંગ્રેજ કમિશનર એક ઘણો ચાલાક, ઉલટમંદ, અને ખબરદાર આસામી હતો, અને તેટલામાંટે તેણે તેને ચોકસ સત્તા આપી, અને મસ્કોવિટ લશ્કરનીસાંમે કાર્સના બચાવમાંટે જે કામો ચાલતાં હતાં, તેની ગોઠવણોઉપર દેખરેખ રાખવાનું કામ તેને સોંપ્યું. વળી આપણે અત્રે વધુ જણાવવું જોઇએછે, કે વાસિફ પાશાના રેસાલામાં કેટલાક બહાદુર હુંગેરિયન અને પૉલિશ અમલદારો પણ હતાઃ પણ આ જાતની ઇતિહાસિક વાર્તામાં લંબાણ ન કરવામાંટે તે સઘળા અમલદારોનાં નામો બનતાંતુલિક ન જણાવવાની આપણે ઝરૂર જોઇએ છૈયે.

જનરલ મુરાવીફની સરદારીતળે રશિયનોએ કાર્સ શેહેરને ઘેરો ઘાલ્યો; અને તેને તમામ ઘેરી લીધું. રાત અને દિવસ ત્યાં પડેલાં ટર્કિશ લશ્કરે બચાવનાં બાંધકામો ઉભાં કરવાની મહેનત લીધી, કે જે બાંધકામોના નકશાઓ વાસિફ પાશાએ તૈયાર કીધા હતા, અને તે ઉભા કરવાઉપર જનરલ વિલિયમસ દેખરેખ રાખતો હતો. રશિયનો તે શેહેરની-આસપાસ બરાબર ફરી વળ્યા હતા, કે જેથી શેહેરમાં ખુરાકી કે વધુ લશ્કરની મદદ આવતી તેઓ અટકાવી શકે. આ ઘેરો એક ઘણો અગત્યનો થઈ પડયો હતો, કારણકે તેનાં પરિણામઉપર સુલતાનના ઍશિયા માઇનરનાં પ્રગણાઓનાં નસીબનો આધાર લટકેલો હતો. કારણકે જો રશિયનો કાર્સ હાથ કરવામાં ફતેહ પામે, તો તેઓના હાથમાં બીજાં સઘળાં પ્રગણાંઓની ચાવી આવેલી ગણાય, કે જે સઘળાં પ્રગણાંઓઉપર ફરી વળવાની તેઓની નેમ હતી. તોયે આ વખતે આખી દુનિયાનું તમામ ધ્યાન સેબાસ્ટૉપોલના ઘેરાઉપર ચોંટેલું હતું, અને તેવા મહાભારત કામનેલીધે કાર્સઉપરના ઘેરાને લોકોએ નજીવો ધાર્યો, અને તેથી તેઉપર તેઓનું ધ્યાન ઝાઝું ખેંચાયું નહતું. તોયે ઍશિયા માઇનરમાં ચાલતી લડાઇ વધારે અગત્યનીછે, એમ ચતુર અને બાહોશ ઓમર પાશાને તરત માલુમ પડયું; અને તેટલાજઉપરથી તેણે સુલતાનસોડેથી આનાટૉલિયાનાં સૈન્યની મુખ્ય લશ્કરી સત્તા માંગી લીધી હતી.

પોતે ચાહેલી સરદારીઉપર તેની નેમણુંક થતાંજ આ નામીચા સરદારે બાદુમખાતેથી વહાણોઉપર પોતાની, જાતી દેખરેખહેઠલ ઉતાવળે લશ્કર ચઢાવવા માંડયું, કે જે કાર્સની

* જુઓ નોટ ૧૧૦ મી.

સર્વેથી નઝદીકનું ઍશિયામાં દરિયાઇ બારૂં હતું. પણ આ કામ સરદાર ઘણી આતુરતાથી ચાહાતો હતો, તેટલી ઝડફથી આગળ વધ્યું નહીં; તે તો જેવીરીતે તેણે ડૅન્યુબઉપર રશિયનોને ફટકાવી કાહાડીને ધડા શિખવ્યા હતા, તેવીજરીતે તેઓને ઍશિયામાં પણ શિખવવાને અતિ ખંતી હતો; પણ સેપાહોની સંખ્યાનાં પ્રમાણમાં તેઓને લઈ જવાનેમાટે જોઈએએટલાં વહાણોની પુરતી સંખ્યાની જોગવાઇ થઇ નહીં. એટલાવાસ્તે ઓમર પાશાની ગમેએટલી ચંચળાઇછતાં, તે જેટલી ઝડફથી કૉન્સટૅન્ટિનોપ્લ છોડી જઈ ઍશિયાની ધર્તિઉપર લડાઇ શરૂ કરવાને ચાહાતો હતો, તેમ તેનાંથી બની શક્યું નહીં.

આ વખ્તનાઅરસામાં રશિયન લશ્કરે કાર્સનાં શેહેરને મઝબુત ઘેરી લીધું; અને તે ઘેરો ઘલાયલાં શેહેર અને ઑટોમન સરકારસાથનો વ્યવહાર બંધ થઇ જવાથી, શેહેરની-અંદરનાં લશ્કરની હાલત કેવી હતી, તે બરાબર પાકી ખાતેરીથી નહીં, પણ ફક્ત અટકળ-થીજ વિચારી શકાતી હતી. તોયે તે ખુરાકીની તંગીથી હેરાન થતું હતું, તે તો ખાતેરી-પૂર્વક હતું; અને તેટલામાટે એવી ધાસ્તી રાખવામાં આવતી હતી, કે ભૂખમરો પડવાથી આખરે તેને શરણ થવાની ફર્ઝ પડશે. ફક્ત ૧૫,૦૦૦ માણસો પોતાનાંકરતાં ત્રણગણી વધારે સંખ્યાનાં લશ્કરસામે ભારે લડાઇ કરવાને શેહેરમાંથી બહાર પડે, એમતો બની શકેજ નહીં; અને જોકે, બીજા હાથઉપર સુલતાનને પોતાના માનીતા સેપાહોની બહાદુરીમાટે પુર એતબાર હતો, અને તેની પાકી ખાતેરી હતી, કે જો શેહેરઉપર હલ્લો કર્યામાં આવશે, તો તેઓ તેનો બંચાવ કરવાને પોતાથી બનતું કરવાવિના રેહેનાર નથી,—તોયે, સઘળા સંજોગો ધ્યાનમાં લેતાં કાર્સની હાલત ખચિત ઘણીજ બારીક થયેલી ધારવામાં આવતી હતી.

આપણે અત્યારઆગમચનાં જણાવી ગયા છૈયે, કે કાર્સસાથનો તમામ સંબંધ દુશ્મનોએ કાપી નાખ્યો હતોઃ પણ જો બની શકે, તો વાસિફ પાશાને ફક્ત એટલુંજ જણાવવાનું ઘણું લાભકારક હતું, કે તે ઘેરાયલાં શેહેરના છુટકારામાંટે ભારે તૈયારીઓ ચાલી રહીછે. કાન્સટૅન્ટિનોપ્લખાતે વાજેબીરીતે સર્વે કોઇ આતુર હતું, કે જો ફક્ત એટલીજ ખબર કાર્સનાં લશ્કરને અને રેહેવાસીઓને મળે, કે ઍશિયા માઇનરનાં તમામ લશ્કરોની સરદારીઉપર બહાદુર ઓમર પાશાની નેમણુક સુલતાનતરફથી કર્યામાં આવીછે, તો તે ખુશીભરેલી ખબરોથી તેઓમાં વધારે ઉલટ પૈદા થાય, અને તેઓને વધારે હેમતથી લડવાને અને ધીરજથી ભૂખમરો ખમવાને એક જાતની આશા આવે.

ઍશિયા માઇનરમાંનો મામલો કેવો હતો, તેનો ટુંક ખોલાસો કર્યાપછી, હવે આપણે આપણી વાર્ત્તાના આ નવા ફાંટામાં દાખેલ થઇએ. સપટેમબર માસની આખેરીનો વખ્ત હતો, સેબાસ્ટૉપૉલ હાથ કરી લીધાને ત્રણ અઠવાડિયાંઓ વિતી ગયાં હતાં જે વેળા એક એકલો ઘોડેસવાર કાર્સની વાયવ્યદિશાતરફથી એક મોટું મયેદાન પસાર કરી પોતાનો રસ્તો કાપ્યો જતો હતો. બપોરના આસરે ત્રણ વાગતાને અમલે તેને રશિયનોના તંબુઓ દેખાવા લાગ્યા; જયારે શેહેર તો હજી દુર હતું, અને તે દ્રષ્ટિમર્યાદામાં ફક્ત એક ભાંગાતુટા આકારજેવું દેખાતું હતું. આ મુસાફેરે લડાઇની વખ્તે પેહેરવાનો નહીં, પણ આડી વખ્તે પેહેરવાનો ઑસ્ટ્રિયન લશ્કરી પુશાક સજેલો હતો; અને જોકે તેને ભરેલી ગુંચલાંવાળી દાઢી અને થોભા હતા, તોયે કોઇ તિક્ષણ નઝરનો આસામી તરત જોઈ શકે,

કે આવી દાઢી અને શોભાછતાં, તેનો ચેહેરો ઘણો નાઝુક બાંધાનો અને ઘટમદાર હતો, અને જોકે મોટી, ભરેલી, મર્દનેછાજતી દાઢી તેને હતી, છતાં તેના ચેહેરાની ઢબ એક જવાનને-છાજતી હતી. તેનું કદ પાતળિયું અને તદન રોનકદાર હતું; તે પોતાના તીખા ઘોડાઉપર ધાસ્તીવગર શાંતપણે અને ઘણો સારીરીતે સવારી કરતો હતો; અને જ્યારે તેની નઝરે રશિયન તંબુઓ પેહેલા પડયા, ત્યારે તેની ખુબસુરત આંખોમાં એક અજાયબજેવો ચમકાટ પ્રકાશવા લાગ્યો.

જ્યારે તે રશિયન છાવણીઆગળના પહરા ભરતા સેપાહોની ચોકીઆગળ વધારે નઝદીક આવી પુગ્યો, ત્યારે આપણા આ મુસાફરે પોતાના ઘોડાને થોભાવ્યો, અને પોતાની-આસપાસ નઝર ફેરવી સર્વે દેખાવ ઠંડે પેટે જોવા લાગ્યો. ત્યાં દુર એક ટેકરીના ઢોળાણઉપર કાર્સનું શેહેર એક અર્ધ-ગોળાકારમાં આવેલું હતું: અને જ્યાંસુધી તેની નઝર પહોંચી, ત્યાંસુધી જોતાં તેની નઝરે ઘેરો ઘાલનારાં લશ્કરના તંબુઓ અને ઝુંપડાંઓ પડયાં. તેણે પાછું આગળ વધવા માંડયું, અને થોડા વખ્તમાં રશિયન સેપાહોની સર્વેથી નઝદીકની ચોકીઆગળ આવી પુગ્યો. ત્યાં તેને સંત્રીઓએ ટોકયો; અને તેણે તેઓને પોતાને જનરલ મુરાવીફનીહઝુરમાં એકદમ લઇ જવાની અર્ઝ કીધી. તેની અર્ઝ તરત કબુલ રાખવામાં આવી: તેને રશિયનોની છાવણીની હારોમાંથી દોરવી જવામાં આવ્યો; અને આસુજબે લગભગ એક કલાકસુધી છાવણીમાંથી પસાર થવાબાદ, તેને માલુમ પડયું, કે તેને લઇ આવનારા ભોમિયાઓ તેને લગાર મઝબુત બાંધણીનાં એક ખેડુતનાં ઘરઆગળ લાવ્યા હતા, કે જે એક ન્હાની ટેકરીઉપર આવેલું હતું, અને તે મકાનની ટોંચઉપર ઉભી કરવામાં આવેલી એક વાવટાકાઠીઉપર એક મોટો મસ્કૅાવિટ વાવટો ઉડતો હતો. પોતાના ઘોડાઉપરથી તે ઉતર્યો, અને પછી તે ઑસ્ટ્રિયન અમલદારને—કારણકે તેણે પોતાને એક ઑસ્ટ્રિયન અમલદારતરીકે ઓળખાવ્યો હતો,—તે ઘરમાં લઇ જવામાં આવ્યો; તેને થોડીક "મિનીટો"સુધી એક ઓરડામાં થોભાવ્યામાં આવ્યો, અને પછી એક બીજા ઓરડામાં લઇ જવામાં આવ્યો, કે જ્યાં જનરલ મુરાવીફ એક "ટ્રેબલ"આગળ બેઠેલો હતો. કે જે "ટ્રેબલ"ઉપર ઘણાક પયેઘામો અને દસ્તાવેઝો પડેલા હતા. તેના રેસાલાના ત્રણ કે ચાર અમલદારો પણ ત્યાં હાઝેર હતા. જનરલ પોતે પણ એક સારા દેખાવનો, લશ્કરી ઢબછબવાળો માણસ હતો; તેના ચેહેરાઉપરથી તે મક્કમ ઠરાવનો અને અતિશય ચંચળ પુરૂષ જણાતો હતો. તે હજી ભરજવાન હતો: અને તેના બાલો એટલાતો સ્હેજ કરચલિયા હતા, કે તે છેક નઝદીકથી અને બારીકીથી જોવાવગર જણાય પણ નહીં.

આપણો મુસાફેર રશિયન ભાષા ફકત પોતાની મતલબ સમજાવી શકે, એટલી ભાંગી-તુટી બોલી શકતો હતો. તોયે જનરલ મુરાવીફ ઘણીક ભાષાઓ જાણતો હોવાનેલીધે, તેણે તેનીસાથે ફ્રેંચ ભાષામાં વાત કીધી; અને આ ભાષા તે મુલાકાતે આવનારો ઘણી સારી રીતે જાણતો જણાયો. મુરાવીફના પુછેલા પેહેલા સવાલોના જવાબમાં તેણે જણાવ્યું, કે તેનું નામ સામબૅાર હતું—તે ઑસ્ટ્રિયન લશ્કરી નોકરીમાં એક મેજરની પદવી ધરાવતો હતો—અને તે વાલાશિયાખાતે પડેલાં ઑસ્ટ્રિયન લશ્કરના વડા સેનાપતિ, કાઉંટ કૅારૅાનિનિના રેસાલામાં હતો. તે જે જણાવતો હતો, તે પોતે ખરૂં માનેછે, એવી કાંઇ પણ નેશાનીઓ બતલાવ્યાવગર, તે રશિયન જનરલે પુરતી સભ્યતા બતલાવી: અને પોતાની મુલા-

કાતે આવનારને બેસ્વાની અર્જ કરી, મુરાવીફ બોલ્યો, "બીશક તમો તમારા સેનાપતિતરફથી મારીઉપર કાંઈ પયેધામો લાવ્યા હશો ?"

**મેજર સામબૉર**—"તમો નામદાર મને તમારીસાથે ખાનગીમાં વાત કરવાની રજા આપશો ?" એમ બોલી તે તેના એડી-કાંગોતરફ મતલબની નજરથી જોવા લાગ્યો.

**જનરલ મુરાવીફ**—"બીશક !" એમ કહી તેણે પોતાના રસાલાના અમલદારોને ત્યાંથી જવાની એશારત કીધી, પછી વધુ બોલ્યો, "અને હવે તમોને અત્રે શું કારણસર આવવું પડયુંછે, તે ઉતાવળે જણાવશો ?" આમ બોલતાં તે ઘણીજ બારીકીથી, તો જોકે અસભ્યતાથી નહીં, તે મુલાકાતે આવનારના ચેહેરાતરફ ટીકવા લાગ્યો

**મેજર સામબૉર**—"તમો નામદાર મને પુછોછો, કે હું કાંઇ પયેધામો તમારેમાટે લાવ્યોછું ? અને તેનો હું તરત ખુલ્લાં દેલથી જવાબ દઇશ, કે હું **નથી** લાવ્યો. તેનું કારણ દેખાઇતુંછે. મને જો એવા કોઈ દસ્તાવેજો સોંપ્યામાં આવ્યા હતે, તો બાટુમખાતે જ્યાં હું ઉતર્યો હતો, ત્યાં મને ટર્કિશ સત્તાવાળાઓએ તપાસ્યો હતે; અને જો તે મારીપાસેથી મળી આવતે, તો મને એક જાસુસતરીકે તેઓ મારી નાખતે."

**જનરલ મુરાવીફ**—(લગાર કચવાટથી) "**મેજર સામબૉર**, તમારો આ ખોલાસો કાંઇ મનમાનતો નહીં, તોબી સાદોછે. વારૂ, આગળ ચલાવો."

**મેજર સામબૉર**—"હું તમો નામદારને અત્યારઆગમચનેજ જણાવી ચુકયોછું. કે હું કાઉંટ કૅારૅાનિનિના રેસાલાનેલગતોછું, અને હવે હું વધુ જણાઉંછું, કે તે નામદારે તમો નામદારઆગળ મને મોકલી આપ્યોછે. હવે હું થોડોક ખોલાસો કરૂંછું, તે મેહરબાની કરી ધીરજથી સાંભળશો. **ઑસ્ટ્રિયા** સુલેહ થયેલી જોવાને ઇચ્છેછે; અને આ દુઃખદાયક દુશ્મનાઇનો છેડો લાવવાને **ઑસ્ટ્રિયા**એ જે પુષ્કળ કોશેશો કીધીછે, તેવિષે તમો નામદારને યાદ આપવાની કશી ઝરૂર નથી. બીશક તમો નામદારને ખબર તો પડી હશેજ, કે સેબાસ્ટૉપૉલનો દક્ષિણ ભાગતો એકસંપી રાજ્યોવાળાઓના હાથમાં ગયોછે——"

**જનરલ મુરાવીફ**—(તોછડાઇથી) "મને તેની ખબરછે. આગળ ચલાવો."

**મેજર સામબૉર**—"જે ઘડીએ આ બનાવની ખબર કાઉંટ કૅારૅાનિનિને પડી, કે તેને લાગ્યું, કે અમારી સરકારે જે હુકમો તેને આગમચથી આપી રાખ્યા હતા, તેઓને અમલમાં લાવવાનો હવે બરાબર વખ્ત આવી લાગ્યોછે, અને તેને હવે ચોકસ પગલું ભરવું જોઈએછે, તેઉપરથી તે નામદારે મને આ હમણાંનું કામ સોંપ્યુંછે. સેબાસ્ટૉપૉલ એકસંપી રાજ્યોના હાથોમાં ગયુંછે: પણ આવી પડતી પછી તરતજ **રશિયા** સુલેહ કરવાબાબે સંદેશાઓ ચલાવવાને કબુલ થાય, એ તો કદી બનેએમ નથી. એક **રશિયન**નીજઆગળ આપ્રમાણે બોલવામાંટે તમો નામદાર મને મુઆફ કરશો——"

**જનરલ મુરાવીફ**—(તેને બોલતો અટકાવીને) "એવી બાબતઉપર ખુલ્લેખુલ્લું બોલવાને આંચકી ના ખાઓ. આવા કરડા વખ્તમાં વધારે કરડી સાચાઇ જણાવવી જોઇએછે."

**મેજર સામબૉર**—"તમો નામદારે આ વિચાર જણાવી, મને આગળ બોલવાનું ઉત્તેજન આપ્યુંછે, તેમાંટે હું તમો નામદારનો ઉપકાર માનુંછું. નામદાર **કાઉંટ કૅારૅા**-

નિનિ આપ્રમાણે વિચાર ધરાવેછે—કે સુલેહના સંદેશા ચલાવવામાટે રશિયા વિયેનાખાતે લાગવગ ચલાવે, તેઆગમચ રશિયન મગરૂરીને જરા લગાર ખુશ રાખવી જોઇએછે; રશિયાએ સેબાસ્ટૉપૉલ ખોયુંછે:—પણ રશિયા જો કાર્સ જીતી લે તો કેવું ?"

**જનરલ મુરાવીફ**—"અને રશિયન તે જીતી લેવાની આશા રાખેછેજ. તે જે બહાદુર લશ્કરની સરદારી ધરાવવાનું મને માનછે, તે લશ્કર સેબાસ્ટૉપૉલખાતે રશિયન કીર્ત્તિને લાગેલી ઝાંખ કાર્સખાતે જીત મેળવીને દુર કરવાને તલપી રહ્યુંછે."

**મેજર સામર્બાર**—"તમો નામદારનાં લશ્કરની બહાદુરીવિષે તો કશો પણ શક નથી, અને હું કાંઈ ફોકટ ખુશામદ કરતો નથી, પણ જે ખરી વાતછે, તે જણાઉંછું, કે આ લશ્કર એવા એક સરદારના હાથતળેછે, કે જેનેમાટે તે વાજેબી રીતે મગરૂરી લઇ શકે, તોયે કાર્સને હાથ કરવાને લાંબો વખત જોઇશે. ઘણાં બળવાન લશ્કરોનીસાંમે, અને ઘણાં હુશિયાર જનરલોનીસાંમે કેલ્લાઓ અને શેહેરોએ લાંબો વખતસુધી પોતાનો બંચાવ કીધેલોછે—"

**જનરલ મુરાવીફ**—"ખરી વાતછે !" અને પછી આગળકરતાં પણ વધારે બારીકીથી મેજર સામર્બારને ટીકીટીકીને જોયાપછી, તેણે લગાર મશ્કરી કરવાજેવું મ્હોંડું કરીને પુછ્યું, "પણ તમારીપાસે શું કાંઇ તેલેસ્મછે, કે જેની મદદથી તમો કાર્સને એકદમ મારા હવાલામાં મુકવાને શકિતવાન થાઓ ?"

"હા, હું તેમ કરવાને શકિતવાનછું !" આવો હેમતી જવાબ આ મેજરનાં મ્હોંમાંથી નિકળ્યો: અને આ વેળા જ્યારે તે રશિયન જનરલે તેની તરફ બારીકીથી ટીકીને જોયું, ત્યારે તેથી તે જરા પણ ડગમગ્યો નહીં.

**જનરલ મુરાવીફ**—"ખરેખર ! ત્યારે તે કેમ બને તે મેહરબાની કરી જરા વધારે ખોલાસાથી સમજાવો."

**મેજર સામર્બાર**—"હું જે માગુંછું, તે ફકત એટલુંજછે, કે મારી મુલાકાત ઇંગ્રેજ કમિશનર જનરલ વિલિયમસસાથે થવી જોઇએ; અને તેને હું એવી ચોકસ બાબતો જણાવીશ, કે જેથી તે વાસિફ પાશાને ચોકસ શર્તોએ શત્રુને શરણ થવાની મઝબુત ભલામણ કરશે."

**જનરલ મુરાવીફ**—"પણ જે ચોકસ બાબતો તમો જનરલ વિલિયમસને જણાવવા માંગોછો, તેથી મને પણ વાકેફ કરવો જોઇએછે. સાહેબ, જો ધ્યાન રાખો ! તમો એક એવાં કામમાટે આવ્યાછો, કે જેમાં ઘણાક શખ્સોને લાગતુંવળગતુંછે, અને તેઓમાંનો હું પણ એકછું. તેટલામાટે તમોએ ખુલ્લાં દેલથી અને નિખાલસપણાંથી મારીસાથે વર્ત્તવું જોઇએછે, મેજર સામર્બાર, હું આમ ખુલ્લેખુલ્લું બોલી દઉંછું, તેમાટે મને દરગુઝર કરશો: પણ હમણાં તમે જે વિચારો જણાવ્યાછે, તેઉપરથી મને પણ આપ્રમાણે બોલવાની ઝરૂર પડેછે."

**મેજર સામર્બાર**—"અને તમો નામદાર જોશો, કે હું પણ તમારી સાથે બીલકુલ સાફ દેલથીજ વર્ત્તવાને તૈયારછું. બુશારેસ્ટખાતેનો બ્રિટિશ કૉનસલ-જનરલ નામદાર વિલિયમસનો એક જાની મિત્રછે ; અને હમણાંના બનાવમાં કાઉંટ કૅારૅાનિનિના વિચારને દેલોજાનથી તેણે ટેકો આપ્યોછે. મને તેટલામાટે કમિશનર વિલિયમસને કૅાનસલ-જનરલનીતરફથી જણાવવુંછે, કે જો કાર્સ શેહેરને શર્તોથી શત્રુને શરણ કરી દીધામાં આવશે,

તો ઇંગ્રેજ સરકાર દેલગીર થશે નહીં; એમ કરવાથી સલાહ કરવામાંટે નવેસરથી તજવીઝ કરવામાં સવળતા થઇ પડશે, અને તેથી રશિયન સરકારનો પણ ટેક રેહેશે."

**જનરલ મુરાવીફ**—"અને મેજર સામઑાર, આ અગત્યનાં કામસારૂં તમોને મોકલવામાં આવ્યાછે, તેબાબે મારી ખાતેરી કરવામાંટે તમારીપાસે કાંઇ પણ સાબેતી નથી?"

**મેજર સામઑાર**—(સાફ દેલથી) "નહીં, જનરલ, તેવી કોઈ પણ સાબેતી હું ધરાવતો નથી! મેં તો પેહેલે ધરથીજ તમો નામદારને જણાવી દીધુંછે, કે જો જે કામવાસ્તે હું આવ્યોછું, તેનેવિષે એશારા કરનારા કાંઈ પણ પયેધામો મારાહસ્તકમાં હતે, તો બાટુમખાતે પગ મુકતાંનેવાર મને ઑટોમન સત્તાવાળાઓ પકડીને કૈદ કરતે, અને જાસુસતરીકે મને મોતની શિક્ષા કરતે."

રશિયન જનરલે થોડીક "મિનીટો"સુધી વિચાર કર્યો; અને આખરે તે બોલ્યો, "મેજર સામઑાર, જો હું તમોને કહું, કે હું તમારાબાબમાં ભારે ગુંચવણમાં આવી પડયોછું, તો તમે અજાયબ થશો નહીં. તમે બધું મને જણાવ્યુંછે, તે ખરૂંબી હોયઃ અને તમે જે કામમાંટે આવેલા જણાવોછો, તેમ હોયબી—અને તેમાંટે જો બોલીને કે મારી વર્તણુકથી હું બેવિશ્વાસ બતલાઉં, તો તેમાંટે હું ઘણોજ દેલગીર થવાવગર રહું નહીં. પણ આવા લડાઇનાજેવા કટાકટીના વખ્તમાં ચોકાસીથી અને કરડાપણાંથી કામ લેવાની અગત્યછે, તે તો તમે ના પાડશો નહીં ત્યારે એમ કાંય નહીં બને, કે તમો ટર્કિશોનીતરફેણમાં હોવ! ખુલ્લા શબ્દોમાં કહું, તો તમે ટર્કિશોના લાભમાંટે એક જાસુસતરીકે કાં નહીં આવ્યા હોવ?—અને આ બધું જે તમે મને હમણાં જણાવ્યુંછે, તે ફક્ત કાર્સમાં દાખેલ થવાવાસ્તે તમોએ બધું ખોટું જોડી કાંય નહીં કાહાડયું હોય?"

**મેજર સામઑાર**—"સાહેબ, જો તમોને એમ લાગતું હોય, કે તમો ગુંચવણમાં પડયાછો, તો હું પણ તેનેમાંટે આગસચથીજ ધારતો હતો, કે મારૂં કામ એક ભારે મુશ્કેલછે! એ તો એક બાજુથી આબરૂ અને બીજી બાજુથી વિશ્વાસની બાબત થઇ પડીછે."

**જનરલ મુરાવીફ**—"હું તે સમજુંછું—મને પણ એમજ લાગેછે. મારા શાહનશાહી શેઠને ઑસ્ટ્રિયાએ તે નામદારતરફ કીધેલા ઘણાં અહસાનોની પુરી માહેતીછે; અને તેટલામાંટે એક ઑસ્ટ્રિયન જાસુસતરફ હમણાંના બનાવમાં જો હું બેવિશ્વાસથી જોઉં, તો તેથી મને ખચિત ઘણુંજ દુઃખ ઉપજશે, એમ હું તમોને ફરીથી જણાઉંછું. પણ તેમ વળી બીજા હાથઉપર આ પણ ઘણુંજ અગત્યનુંછે, કે કાંઇ પણ બહારની ખબર આ ઘેરો ઘલાયલાં શેહેરનાં રેહેવાસીઓને થવી ન જોઇએ. આનાટોલિયાનાં લશ્કરોના વડા સરદારતરીકે ઓમર પાશાની નેમણુક થઇછે, તેબાબે મને ખબર થઇ ચુકીછેઃ અને તે ખબર જાણીને કાર્સના બચાવમાંટે પડેલાં લશ્કરઉપર કેવી અસર થશે, તેથી પણ હું અજાણ્યો નથી. તેમજ વળી પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફ સેબાસ્ટૉપોલની દક્ષિણતરફનો મુલ્ક છોડી ગયોછે, તખી એક ખબર તેઓને ઘણી જાણવાજોગછે,—આ ખબરની હજી કાર્સ શેહેરમાં

બીલકુલ જાણ થઇ નથી. આ બધી અગત્યની ખબરો, જો તમો ચાહો, તો તેઓને જણાવી શકો; અને તેટલામાટે હું ફરીથી તમારેથી જાણવા માંગુંછું, કે તેમ કરવાની તમારી મતલબ નથી, તેની ઝામેનગીરી શી ?"

**મેજર સામર્બૉર**—(લગાર મગરૂરીથી) "જનરલ મુરાવીફ, તમોને જે ગમે તે ધારવાને તમો મુખતિયારછો."

**જનરલ મુરાવીફ**—"મેં જે ગંભીર વિચારો હાલ તમોને જણાવ્યાછે, તેઉપર પુખ્ત દરયાફ્ત કરવાપછી, મારા હાથમાં ફકત એકજ ઇલાજ કરવાનો બાકી રહ્યોછે. તે આ મુજબછે:—ફ્રેંચ ભાષા જાણનારા મારા બે એડી-કાંગોને હું ચુંટી કાહાડુંછું; હું તેઓનીસાથે સુલેહનો એક વાવટો આપી તમોને કાર્સનાં બહારનાં બાંધકામોતુલિક મોકલી આપુંછું; તેઓ જનરલ વિલિયમસને મળવા જણાવશે; અને તમોને જે કાંઈ તેને કેહેવુ હોય, તે આ મારા અમલદારોનીહઝુરમાં જણાવજો. પણ મારે તમોને વધુ જણાવવાની ઝરૂર નથી, કે તમોએ મને જણાવેલીજ બાબત, કે જેમાટે તમો ત્યાં જવા માંગોછો, તેઉપરાંત જો બીજું કાંઇ પણ બોલીને કે એશારતથી તેને જણાવશો, તો તમોને તેજ ઘડીએ, અને તેજ જગ્યાએ લશ્કરી ધારામુજબે શિક્ષા કર્યામાં આવશે."

**મેજર સામર્બૉર**—"હું તમારી શર્તો કબુલ રાખુંછું, તો જોકે એક જણ, કે જે રશિયનોના લાભો વધારવાના હેતુથી હ્યાં આવ્યોછે, તેનેસારૂં આ શર્તો ઘણી હલકી પાડનારીછે. તોયે ફીકર નહીં, જે કામ મેં માથે ઉઠાવ્યુંછે, તે પાર પાડવાની ભલી નેમતરફ જોઇને હું મારી લાગણીઓનો ભોગ આપવાને ખુશીછું."

આ બાબતપર વધુ તકરાર ચલાવવાને જનરલ મુરાવીફ ખુશી હોય, એમ જણાયો નહીં: અને તેણે પોતાના બે એડી-કાંગોને તરત પોતાનીહઝુરમાં બોલાવ્યા.

ઘણા મક્કમ ઠરાવના આવાઝે તેણે પોતાના અમલદારોને કહ્યું, "ગ્રહસ્થો, થોડા વખ્તનેમાટે સુલેહનો એક વાવટો બતલાવીને તમો **મેજર સામર્બૉરને** રકિંશ છાવણીસુધી લઇ જાઓ. ત્યાં જઈ ઇગ્રેજ કમિશનર, **જનરલ વિલિયમસસાથે મેજર સામર્બૉરનીતરફથી** વાત કરવાની માંગણી કરજો. અલબતાં, તેઓવચ્ચે ફ્રેંચ ભાષામાં વાતો ચાલશે,—કે જે ભાષા મારી જાણમુજબે તે ઇગ્રેજ કમિશનર ઘણી સારી જાણેછે: કારણકે આપણી બધેની છાવણીઓમાં ઝખ્મી થયેલાઓબાબે "હૉસ્પિટલ"ની અને બીજી ગોઠવણો, કે જેઓને તોપોના મારાથી મુકત રાખવાબાબે અમો બન્નેવચ્ચે કાગળપત્રોનો વ્યવહાર તેજ ભાષામાં ચાલ્યો હતો. **મેજર સામર્બૉરની** આ મુલાકાત લેવાની મતલબ જનરલ વિલિયમસને ખુશારેસ્ટના ઇગ્રેજ કૉનસલ-જનરલતરફથી ચોકસ બાબતો જણાવવાનીછે. તે મુલાકાતનું જે પરિણામ આવે, તેબાબે આપણે **મેજર સામર્બૉરને** કોઇ રીતે જોખમદાર ગણતા નથી. તોયે એવણ કોઇ રીતે દુશ્મનને ઉશ્કેરનારી કે ઉલટ આવે, એવી ખબર ન આપે, તેમાટે એવણને જોખમદાર ગણ્યે છૈયે—મુખ્યકરીને એવી ખબરો, જેવી કે સેબાસ્ટૉપોલનો દક્ષિણ ભાગ આપણે છોડી ગયા છૈયે, અથવા સુલતાનના **આનાટૉલિયાનાં** તમામ લશ્કરોના સરદારતરીકે નામદાર **ઓમર પાશાની** નેમણુક કર્યામાં આવીછે. હવે, ગ્રહસ્થો, તમો મારી મતલબ તો પુરેપુરી સમજ્યા હશો. જે શર્તે આ વાત કરવાની હું એવણને રઝા બખ્શું-

છું, તે શર્તોનો ભંગ કરીને જો બીજો એક પણ હરૂપ મેજર સામબૉરનાં મ્હોંમાંથી બહાર પડે, તો એવણને એક જાસુસતરીકે ત્યાંજ ગોળીથી વિંધી નાખજો."

થોડીક "મિનીટો"સુધી તે રશિયન જનરલે દમ ખાધો, કે જે વખતનાઅરસામાં તેણે ફરીથી ઘણી બારીકીથી મેજર સામબૉરતરફ ટીકીને જોયા કીધું: પણ આ શખ્સની વર્તણુક મક્કમ, પાકા ઠરાવની, અને દ્રઢ હતી.

**જનરલ મુરાવીફ**—"તમારી મતલબ કોઇરવેસે અપ્રમાણિક રીતે વર્તવાનીછે, એવું જણાવી, હું એક ઘડીભર પણ, **મેજર સામબૉર**, તમોને અપમાન કરવા ચાહાતો નથી પણ લડાઇના હંગામનેલીધે મને તેમ કરવાની નાચારીએ ફર્જ પાડેછે. જો તમો વાત કરીને પાછા ફરશો, તો મારો સંપૂર્ણ વિશ્વાસ મેળવવાલાયક થઇને ફરશો; અને તે વખ્તે મિત્રાચારીનો હાથ હું તમોતરફ લંબાવીશ. વળી હમણાં જે સખ્તાઇથી હું તમારીસાથે વર્ત્તુ-છું, તેમાટે મારાં ખરાં દેલથી હું તમારી મુઆફી ચાહીશ. હવે હું કાંઇ પણ વધારે જણાવવાની અગત્ય જોતો નથી. તમો પોતે પણ એક લશ્કરી આદમી છેઓ, એટલે સારીપેઠે સમજતા હશો, કે હું તો ફક્ત મારી ફર્જ બજાઉંછું."

**મેજર સામબૉરે** એનો કશો ઉત્તર આપ્યો નહીં, પણ ફક્ત નમ્યો: તોયે તેનો ઘણોજ ભોળો ચેહેરો, અને તેની હેમતી વર્ત્તણુક જોઇ જનરલને અને તેના રેસાલાના અમલદારને તેઓએ તેનીતરફ ચલાવેલાં કરડાંપણાંનેમાટે અંદરથી ઘણી દેલગીરી લાગવા લાગી. પોતે તેનીતરફ ચલાવેલી ચાલનો બદલો વાળવાના હેતુથી **જનરલ મુરાવીફે** પોતાના **એડી-કાંગને** થોડીવાર થોભવાને એશારત કીધી: અને એક ઘંટ વગાડયો, જે સાંભળીને એક નોકર હાજેર થયો, તેને મ્હોં સમારવાનું તથા દારૂ લાવવાનો હુકમ કીધો.

ઘણીજ સભ્યતા અને વક્કરથી, **મેજર સામબૉર** બોલ્યો, "હું તમો નામદારનો ઉપકાર માનુંછું, પણ હાલના સંજોગોવચ્ચે હું તમારી 'ટેબ્લ'ઉપર રોટી ખાઈ, કે, 'વાઇન' પી શકતો નથી. મારીઉપર શક નાખવામાં આવ્યોછે, એમ કેહેવાની તો હવે કશી અગત્ય નથી: તમારી ચાલથીજ તે પુરવાર થઈ ચુકયુંછે; અને જે વાત તમો નામદારની અને મારીવચ્ચે ખાનગી રેહેવી જોઇતી હતી, તે હવે તમારા એડી-કાંગોનીહજુરમાં જાહેર થઇ ચુકીછે. તમોએ જે શર્તો મારીસાથે કીધીછે, તે મેં એટલાજમાટે મંજુર રાખીછે, કે તેમ કરવાસેવાય બીજો કશો ઈલાજ તમોએ મારા હાથમાં રાખ્યો નથી. અને હવે મને **જનરલ વિલિયમસ**સાથે વાતો કરવા જવાની રજા આપશો."

**જનરલ મુરાવીફ**—"એક બોલ વધારે મને જણાવવા દેશો! **મેજર સામબૉર**, જો તમો એક સેપાહબચ્ચાતરીકે અને એક ગ્રહસ્થતરીકે સોગંદઉપર તમારો સાચો કૌલ આપો, કે તમોએ જે બાબતો જણાવીછે, તે તદન ખરીજછે—અને કાર્સના સેપાહોથી અને રેહેવાસીઓથી મેં જે એ બાબતો છુપાવવાને તમોને અર્જ કીધીછે, તેવિષે તમારાં યકીનથી તમો ચુપજ રેહેશો, તો——"

**મેજર સામબૉર**—(તેને બોલતો અટકાવીને)"સાહેબ, બસ કરો! તમારા કરાર-મુજબજ હવે આ બાબત રેહેવા દેઓ. હું તમારા **એડી-કાંગો**સાથે જવાને તૈયારછું."

આથી હવે **જનરલ મુરાવીફ** કશું વધારે બોલી શકયો નહીં; અને તેટલામાટે તેણે પોતાના રેસાલાના અમલદારોને **મેજર સામબૉરને** લઇ જવાને એશારતથી જણાવ્યું;—

અને જ્યારે તે ઓરડો છોડી જવાને ફર્યો, કે તે નામદારે પોતે ઘણીજ સભ્યતાથી નમીને મેજરને સલામ કીધી. તે એડી-કાંગોનીસાથે દાદરઉપરથી નિચ્ચે ઉતર્યો; તેઓના તેમજ મેજર સામબૅારના ઘોડાઓ તૈયારજ હતા; તેઓ સવાર થયા, અને છાવણીમાંથી સવારી કરવા માંડી. મેજર સામબૅાર વચ્ચે,—અને તેની બન્ને બાજુએ રેસાલાનો અક્કેકો અમલદાર સવારી કરતો હતો. તેઓ જ્યારે આરવેસે આગળ વધ્યા જતા હતા, ત્યારે તે ખુશહાલ જીવે અને સાફ દલે તેઓસાથે વાતો ચલાવતો હતો; અને તેઓ પણ ફ્રેંચ ભાષાથી પુરતા માહિતગાર હોવાથી, તેવીજ મિત્રાચારીથી તેનીસાથે વાતો કરવા લાગ્યા. જ્યારે તેઓ કેલ્લાની-બહારનાં બાંધકામોનઝદીક આવી પુગ્યા, ત્યારે તેઓમાંના એક એડી-કાંગે પોતાની તલવા-રને છેડે એક સુફેદ રૂમાલ બાંધ્યો, અને તે પોતાનાં માથાંઉપર ઉંચે ધર્યો. થોડા વખતમાટે માંગેલી સુલેહના આ સુફેદ વાવટાની એધાણી જોઇ, તેવીજ નેશાન પાછી કેલ્લાની બહારની દીવારની પારઉપર કર્યામાં આવી, તે જોઇ તે રશિયન અમલદારો, અને તેઓનો સાથી લગાર ઉતાવળે પગલે પોતાના ઘોડાઓને આગળ ચલાવવા લાગ્યા. આમુજબે તેઓ રશિયન છાવણીમાંથી પસાર થઈ એક ભરી લીધેલી ભારે મઝબુત વાડઆગળ આવી પહોંચ્યા, કે જ્યાંથી આગળ વધવાનો રસ્તો બંધ કરી લેવામાં આવ્યો હતો.

થોડીક "મિનીટો"માં કેટલાક ટર્કિશ સેપાહો—કે જેઓમાંના એકના હાથમાં એક સુફેદ વાવટો પકડેલો હતો.—તેઓ કેલ્લાની દીવારની પારઉપરથી નિચ્ચે કુદી પડી, તે વાડઆગળ આવ્યા. એડી-કાંગોમાંનો એક, કે જે ટર્કિશ ભાષા જાણતો હતો, તેણે તે મુસ્લીમ સેપાહોને જણાવ્યું, કે એક ઑસ્ટ્રિયન અમલદાર છેક બુશારેસ્ટથી આવી લાગ્યોછે, અને જનરલ વિલિયમસસાથે વાત કરવા ઇચ્છેછે. હવે એતેફાક એવો બન્યો, કે કેલ્લાની પારઉપરથી ઑટૉમનો ઉતરીને જે વાડઆગળ આવ્યા હતા, ત્યાં તેજ વખ્તે બ્રિટિશ કમિશનર પણ ઉભેલો હતો; અને તેટલામાટે તેને બોલાવી મંગાવવાજેટલો વખ્ત પણ ફોકટમાં ગુમાયો નહીં.

જનરલ વિલિયમસે તરત પોતે દેખાવ દીધો; આ વેળા તે ઘોડાઉપર સવાર થયેલો હતો, અને તેનીસાથે તેનો ફક્ત એકજ એડી-કાંગ પણ ઘોડેસવાર થયેલો હતો. પોતાને કોઈ મળવા માંગેછે, તે જાણી કમિશનરના ચેહેરાઉપર લગાર અજાયબીની નેશાની જણાઇ: કારણકે પેહેલાંતો એક ઑસ્ટ્રિયન અમલદાર છેક બુશારેસ્ટથી આટલે લાંબેવેર તેને મળવાનેમાટે મુસાફેરી કરતો આવે, એજ બીના તેને વિચિત્ર ધારી; અને બીજું, તો પોતે તદન પ્રમાણિક, ઘણો શુદ્ધો હોવાથી, તેમજ વળી તદન ટર્કિશોનીતરફેણમાં લાગણી ધરાવતો હોવાથી, હાલની લડાઇનાં હંગામમાં ઑસ્ટ્રિયનો વચ્ચે પડે, તેબાબે તેને આગળથીજ ઘણો શક અને બેહદ ધિક્કાર હતો. તોયે તેણે એમ ધાર્યું, કે કદાચિત કોઇ ઑસ્ટ્રિયન પોતાની ગમતને માટે મુસાફેરી કરતો આવી લાગ્યો હશે, અને કોઇ ઠેકાણે અને કોઇ વખ્તે તેને તેનીસાથે ઓળખાણ પડી હશે: પણ જ્યારે પેલી લાકડાંની ભરી લીધેલી ઝબરી વાડઆગળ તે આવી પહોંચ્યો, અને બે રશિયન એડી-કાંગોનીવચ્ચે ઑસ્ટ્રિયન લશ્કરી લેબાશવાળા એક શખ્સને દિઠો, ત્યારે તેણે તેને કેથે પણ જોયલો યાદ આવ્યો નહીં.

મેજર સામબૅારે જોયું, કે આ વખ્તે હવે તે બંધે એડી-કાંગોએ અક્કેકી "પીસ્ટૉલ" બહાર ખેંચી કાહાડી હતી; અને કામ પડે, તો તેઓનો ઉપયોગ જલ્દીથી કરી શકાય, એવી

રૂપે તે પકડી હતી. પણ જાણે તે તેણે જોયું નહીં હોય, એવીરીતે તે જનરલ વિલિયમસસાથે ફ્રેંચ ભાષામાં વાત કરવા લાગ્યો.

**મેજર સામર્બાર**—"હું ધારૂંછું, કે કાર્સના હાકેમ, પ્રાસિદ્ધ પાશાનેલગતા બ્રિટિશ કમિશનરનીસાથે વાત કરવાનું મને માનછે ?"

જનરલ વિલિયમસે હા કેહેવામાટે નમન કર્યું: અને પેલા રશિયન રેસાલાના બે અમલદારોએ પોતાના ઘોડાના ઝીનમાંથી "પીસ્ટોલો" બહાર ખેંચી કાહાડી હતી, તે જોઇ ઘણો અચરત થયો.

**મેજર સામર્બાર**—"હું તમોને ઘણી 'મિનીટો' રોકીશ નહીં, પણ હું જે જણાવવા માંગુંછું, તે ધ્યાનથી સાંભળી લેવાની અર્જ કરૂંછું, અને તેથી તમારાં મનઉપર ઘટતી અસર થશે, એવી આશા રાખુંછું"—પછી કલપી પણ ન શકાય, એટલી બધી ઝડપથી, જાણે બ્હીતો હોય, કે તે જે બોલવા માંગતો હતો, તે પુરૂં થાય, તેનીઆગમચ જીવલેણ ગોળીઓ તેને ઠાર કરી નાખશે, તે બોલી ઉઠયો, "સેબાસ્ટોપોલ પડી ભાંગ્યુંછે—ઓમર એશિયામાં આવેછે !"

જે ઘડીએ તે આ શબ્દો બોલ્યો, કે તેજ ઘડીએ, તેણે પોતાના બંધે હાથો તેતાં માથાંતરફ ટાંકવામાં આવેલી બન્ને "પીસ્ટોલો"ને બાજુએ હડસેલી દેવામાટે ઉંચકયા. તેમ કરવામાં તે ફતેહ પામ્યો; તે ફકત એક "મિનીટ"નું કામ હતું—તેના એમ કરવાથી તે બંધે બંદુકો ફુટી—પણ તેથી તેને સ્હેજ પણ ઇજા થઇ નહીં; અને બીજીજ પળે તેણે પોતાની તલવાર તેની મિયાનમાંથી બહાર ખેંચી કાહાડી. અજાયબજેવી ચતુરાઇથી તેણે પોતાના ઘોડાને પાછળ હઠાવ્યો, કે જેથી તે પેલા બેઉ એડી-કાંગોનીવચ્ચેથી દુર થઇ જવા પામે; તરતજ તે બંધે જણાઓએ તેનીઉપર પોતાની તલવારોથી હમલો કર્યો. તે કાંઇ પેહેલો હમલો કરનાર નહનો;—આ બનાવથી જે ગભરાટમાં તેઓ પડયા હતા, તેનો તેણે ગેરવાજબી લાભ લીધો નહીં, પણ જેવાં તેઓ બન્નેએ પોતાનાં હથિયારો તેનીસાંમે ઉગામ્યાં, કે પછી તેણેબી પણ તેઓતરફ જરા પણ દયા ન દેખાડવાનો ઠરાવ કીધો. ફરીથી સઘળું એક "મિનીટ"માં બની ગયું:—આંખના એક પળકારામાં તેણે એક રશિયનને કાપી નાખ્યો, કે તે પોતાના ઘોડાઉપરથી નિચ્ચે તુટી પડયો; અને બીજાનો ઘોડો આ વખતે ચમકવાથી, તેણે પોતાના સવારને ઝમીનઉપર ઝોરથી પટકયો.

તરતજ તે વાડનો દરવાઝો ઉઘાડવામાં આવ્યો, કારણકે જેને તેઓ ઓસ્ટ્રિયન ધારતા હતા, તે તો ટર્કોને અને જનરલ વિલિયમસને બીશક એક દોસ્ત માલુમ પડયો; તો બીકે તેઓ હજી જાણતા નહતા, કે તે ખરેખરો કોણ હતો. તેણે પોતાનાં ચેહેરાઉપર પેહેરેલી ખોટી દાઢી તરત ખેંચી કાહાડી, તો જણાયું, કે આ મુસાફર જેટલી ઉમરનો લાગતો હતો, તેટલી ઉમરનો નહીં, પણ ફકત પાંત્રીસ વર્ષોની વયનો હતો, પણ તોએ તેથીબી ઘણો જવાન જણાતો હતો:—પણ જ્યારે તેણે પોતાને નામચિન સરદાર ઓમર પાશાના ભત્રીજા, જાણીતા ટર્વારિક બેતરીકે ઝાહેર કર્યો, ત્યારે જે ખુશહાલી અને ઉલટથી તેને આવકાર દેવામાં આવ્યો, તેમું વર્ણન થઇ શકેએમ નથી.





# પ્રકરણ ૧૦૨ મું.

## કાર્સની લડાઈ.

પોતાની હંમેશની જાતી બહાદુરીથી ટવારિક બેએ એક ઘણો ધાસ્તીભરેલો પણ અતિ અગત્યનો સાહસ બજાવ્યો હતો. તે રશિયન છાવણી પસાર કરી આવ્યો હતો, અને તેમ કરીને કાર્સખાતે એ ઘણીજ અગત્યની ખબરો લાવ્યો, કે જેથી તે શેહેરના બચાવનાં લશ્કરને અને રેહેવાસીઓને એક જાતની ભારે હેમત અને ધીરજ આવી હતી. તેણે જે સાહસકર્મ કરવાની હામ ભીડી હતી, કે જેમાં જો એક સંભવ ફતેહ મેળવવાનો હતો, તો એક હઝાર સંભવો તેમાં નિસ્ફળ થવાના હતા. તેબાબે તેણે પોતાની બાયડીનેવટીક કશું પણ જણાવ્યું નહતું, કે ઓમર પાશાની બહાલી પણ લીધી નહતી. તોયે તેણે એક કાગઝ લખી ઝિલ્લાહને જણાવ્યું હતું, કે તે એક કામ તેના કાકા વડા સેનાધિપતિનેમાટે બજાવવાને ઉપડી જવાનોછે; અને તેવીજરીતે તે એક બીજી ચિઠ્ઠી તે મોટી પદવીના સરદારનેમાટે પણ પાછળ મુકી આવ્યો હતો, જેમાં તેણે જણાવ્યું હતું, કે તે અગત્યની ખબરો કાર્સના સેપાહો અને રેહેવાસીઓને પહોંચાડવાનું ઘણું અગત્યનું ધારી પોતાના જીવને ભોગે બજા લાવવાનો તેણે ઠરાવ કર્યો હતો. અલબતાં, વાંચનારે જાણવું જોઇએછે, કે જે દાવપેચ ટવારિક બે જનરલ મુરાવીફને ઠગવામાટે રમ્યો હતો. તે લડાઇજેવા હંગામઉપર તદન વાજેબી હતો; વળી તેમજ વાંચનાર સમજશે, કે હાલના બનાવમાં ઑસ્ટ્રિયનોના વચ્ચે પડવાની વાત, અને બુશારેસ્ટના બ્રિટિશ કૉનસલ–જનરલતરફનો કમિશનર વિલિયમસઉપરનો પયેધામ, એ સઘળું બનાવટથી જોડી કાહાડેલું હતું. સંખ્યાબંધ બાબતો ટવારિકે હુન્નરમંદીથી પોતાની ધારેલી મોરાદ પાર પાડવાના હેતુથી એવીતો સરસરીતે ઉભી કીધી હતી, કે તે તદન બનવાજોગ અને માનવાજોગ લાગતી હતી;—અને તે સર્વેમાં તે કેવી સારીરીતે ફતેહ પામ્યો હતો, તે તો વાંચનારે જોયુંછે.

તેટલામાટે જ્યારે તેણે પોતાનું નામ ઝાહેર કર્યું, ત્યારે જનરલ વિલિયમસે અને ટર્કિશ સેપાહોએ તેને અતિ ઘણો ઉલટભર્યો આવકાર દીધો. જ્યારે તેના આ સાહસકર્મની સઘળી બીનાઓ ઝાહેરમાં આવી, ત્યારે ઓમર પાશાના આ ભત્રીજાની ભારે હેમતી ચાલ, તેમજ તેમાટે જીવને જોખમે માથે ઉઠાવેલાં કામનેવાસ્તે જે શાબાશી તેને મળી, તે કાંઇ જેવીતેવી નહતી. જે ખબરો તે લાવ્યો હતો, તે જંગલની એક આગપેરે આખાં શેહેરમાં ફેલાઇ ગઈ; અને જ્યારે ટવારિક સેનાપતિ વાસિફ પાશાનાં મથકતરફ આવ્યો, ત્યારે તેને માન આપવામાટે મહલ્લાઓ લોકોનાં ટોળાંઓથી તમામ ભરાઈ ગયા હતા. કાર્સનાં લશ્કરના વડા સરદારે તેને પોતાને ત્યાં ભારે આદરમાનથી આવકાર દીધો; અને પાશાનાં પોતાનાંજ મકાનમાં તેના ઉતારામાટે ઓરડાઓ આપવામાં આવ્યા. એક ઑસ્ટ્રિયન અમલદારનો ધિક્કારવાજોગ છુપો લેબાશ તેણે હવે કાહાડી નાખ્યો,—તો જોકે તેજ પુશાકે તેને માથે લીધેલું જોખમકારક કામ બજાવવામાં મદદ કીધી હતી; પણ હવે તેણે પોતાંની પદવીનેલાયકનો, અને પોતાનાં રાજ્યનાં લશ્કરનેબરનો પુશાક મેળવીને તે પેહેર્યો.

તેને માલુમ પડ્યું, કે કાર્સ ખુરાકીની તંગીથી ભારે હયેરાન થતું હતું—રેહેવાસીઓ ખુરાકની સંકડામણમાં અતિ હલાક થતાં હતાં, અને લશ્કરને ઘણું ઓછું ભાથું આપવામાં આવતું હતું. પણ જે ખબર તે લાવ્યો હતો, તેથી ભારે ઉલટ આખાં શેહેરમાં ફેલાઇ, અને વાસિફ પાશાએ લડાઇની એક સભા બોલાવી, જેમાં એવો ઠરાવ કર્યામાં આવ્યો; કે વળતે દિને રશિયનોઉપર એક ઝબરો છાપો મારવો. મસ્કૉવિટ છાવણીમાંથી પસાર થતી વેળા ટવારિકે પોતાની આંખોનો સારો ઉપયોગ કર્યો હતો; અને તેટલામાંટે દુશ્મનનાં લશ્કરની કેવીરીતે વેહેંચણી કરવામાં આવી હતી, તેબાબે તેણે ઑટોમન સેનાપતિને ઘણીક અગત્યની ખબરો આપી.

શેહેરમાં પડેલાં લશ્કરની વાસિફ પાશાએ તપાસ લીધી; અને તેને માલુમ પડ્યું, કે હથિયાર વાપરી શકેએવું ફકત ૮,૦૦૦ થી ૯,૦૦૦ માણસ કામમાં લેવાઇ શકાયએવું હતું. આગળ જે લેશ્કર આસરે ૧૫,૦૦૦ સેપાહોનું બનેલું હતું, તેમાંથી બીમારી અને ભૂખમરાનેલીધે, તેમજ ઘેરો ઘાલનારાઓની બંદુકના ભોગ થઇને બાકીના પુરા થઇ ગયા હતા: એવું જણાયું હતું, કે મુરાવીફનું લશ્કર ૪૦,૦૦૦ થી ૫૦,૦૦૦નીવચ્ચેની સંખ્યામાં હતું. પણ આ સૈન્યને શેહેરનીઉપર ફરતો ઘેરો નાખવાનેસબબે ઘણું વેહેંચી નાખવામાં આવ્યું હતું. તોયે ગમેતે જગ્યાએથી પણ રશિયનોઉપર છાપો મારવામાં આવે, તોયે ત્યાંનું લશ્કર તો ટર્કિશ. લશ્કરકરતાં ઘણી વધારે સંખ્યામાં હોવુંજ જોઇએ, એતો દેખાઇતું હતું: પણ તેની આ બહાદુર મુસ્લીમો જરા પણ દરકાર કરતા નહતા, એમ જણાતું હતું: તેઓ તો પોતાને મળેલી ખબરોથી ઘણા ઉસ્કેરાયલા હતા, તેમજ જે બહાદુરીથી ટવારિક તે ખબર શેહેરમાં લાવ્યો હતો, તેથી પણ તેઓને એક જાતનું શૂર છુટ્યું હતું.

પણ આ વખ્તનાઅરસામાં જે દાવપેચથી પોતાને ઠગવામાં આવ્યો હતો, તેથી જનરલ મુરાવીફ ભારે ગુસ્સે થયો હતો, અને તેમ શામાંટે કરવામાં આવ્યું હતું, તેની મતલબ તે હવે પુરેપુરી સમજી ગયો હતો. જે બે એડી–કાંગો ટવારિકનીસાથે કાર્સનાં બહારનાં બચાવનાં બાંધકામોસુધી ગયા હતા, તેઓમાંનો એક તો ઓમર પાશાના બહાદુર ભત્રીજાને હાથે લગાર વધારે ઝખ્મી થયો હતો; અને બીજો ઘોડાઉપરથી તુટી પડવાનેલીધે બેભાનજેવો થઇ ગયો હતો. તેઓ બંધેને કેદ કરવામાં આવ્યા હતે, પણ તેઓ તો સુલેહનો વાવટો લઇને આવેલા હોવાથી, તેઓને છુટાપણું બખ્શવાનું વધારે વાજેબી ધાર્યામાં આવ્યું, તો જોકે જે ઘડીએ આ એડી–કાંગોએ પોતાનાં હથિયારો બહાર કાહાડયાં, તેજ ઘડીએ ખરેખર જોતાં તો સુલેહનો ભંગ કીધેલો, અને તેટલામાંટે તેનો અંત આવી ગયેલો લેખાય. કેટલાક રશિયન સેપાહો, કે જેઓ ચોકીઉપર હતા, તેઓ તરત ત્યાં દોડી આવ્યા; અને ત્યાંના ઑટોમનોએ તેઓને જરા પણ ઇઝા કે હયેરાન કર્યાવગર, રેસાલાના આ બન્ને અમલદારોને ઉંચકી લઈ જવા દીધા. ટવારિકની તલવારથી જે ઝખ્મ થયો હતો, તે જોકે ઘણો કારી હતો, પણ ધાસ્તીભર્યો નહતો; જ્યારે બીજાને તો ફકત થોડાક ઘસારાજ લાગ્યા હતા. જનરલ મુરાવીફ—જે હંમેશાં ઠંડો, શાંત, અને સાવધ રેહેતો હતો—તે પોતાના એડી–કાંગોને મ્હોંથી સર્વે હકીકત જાણીને ભારે ગુસ્સે થયો. તેણે તેઓને હિચકારા ઠેરવ્યા, કારણકે તેઓના હવાલામાં સોંપેલા ફકત એક આસામીને હાથ તેઓ માર ખાઇને આઠ્યા હતા; અને તેઓને થયેલી ઈઝા ધ્યાનમાં લઇને તેણે તેઓને બીજી વધુ સખ્ત સઝા કીધી નહીં.

ટર્કિશોની ચાલથી પુરો માહેતગાર હોવાથી આ રશિયન સેનાપતિએ ખાતેરીથી માન્યું, કે હવે તેઓ ઝરૂર તેનીઉપર છાપો મારવાવિના રેહેનાર નથી; અને તેણે તેમાંટે આગમચથી વિચાર કરી રાખ્યો હતો. તેણે વિચાર્યું, કે જો કાર્સનાં બાંધકામોઉપર તે એક સામટો હલ્લો લઇ જાય, તો ઑટોમન સેપાહોને—કે જેઓની સંખ્યાબાબે તે સારીરીતે ગણત્રી કરી શકતો હતો તેઓને—એવીરીતે વેહેંચી નાખવામાં આવશે, કે જેથી કોઈ પણ ઠેકાણે તેઓનું ઝોર મઝબુત રેહેજ નહીં, પણ સઘળે ઠેકાણે તેઓનું ઝોર નબળુંજ રેહેશે; અને તેઉપરથી મુરાવીફે ધાર્યું, કે તે શેહેર ઘણું ઉતાવળે તેના કબ્ઝામાં આવવા પામશે. વળી—જેમ વાંચનારને આગમચથી ખબરછે તેમ—તેને ખબર હતી, કે ઓમર પાશાની એશિયામાં જલ્દી આવી પહોંચવાની વકી હતી; અને તે સારીરવેસે જાણતો હતો, કે તે આવતાંનેવાર નવુંજુનું કરવાવિના રેહેવાનો નથી. તે ઉતાવળી મંજલો કાપતો આવીને રશિયન લશ્કરઉપર પાછળથી હમલો કરશે, અને તેમ કરી તેઓને કાર્સઉપરનો ઘેરો ઉંચકવાની ફર્ઝ પાડશે; અને તેટલામાંટે બધી બાબતો ધ્યાનમાં લેતાં મુરાવીફે એક ઝબરો ફટકો વગરઢીલે લગાવવાનો નિશ્ચય કર્યો.

૧૮૫૫ નાં સાલની ૨૯ મી સપટેમબરની યાદગાર સવારના હજીતો જે જગ્યાએ ભારે જંગ થવાનું હતું, ત્યાંનો ધુમર દુર થયો નહતો,—તેટલાં રશિયન લશ્કરે સફ સમારી, અને શેહેરની બહારના કોટતરફ આગળ ધસ્વા માંડયું. તેઓ એટલાતો ગુપચુપ કુચ કરી જતા હતા, અને એટલીતો ચોકસીથી તોપખાનાંને આગળ ધસડી જવામાં આવતું હતું, કે કેટલીક વારસુધી તો થનાર હમલાવિષે તેઓને કશી પણ ખબર પડી નહીં: પણ આ વખ્તે તેઓ પણ ધારેલો છાપો દુશ્મનનાં લશ્કરઉપર મારવાના વિચારથી તૈયાર થતા હતા; અને તેટલામાંટે જ્યારે રશિયન લશ્કર આગળ ધસ્યું આવતું હતું, ત્યારે તમામ ટર્કિશ લશ્કર પણ હથિયાર સજીને તૈયારજ ઉભેલું હતું. જ્યારે સવારૂં થયું, અને ધુમસ દુર થવા લાગ્યો, ત્યારે દુશ્મનની હાઝેરીની શેહેરમાંનાં લશ્કરને ખબર પડી; અને શેહેરનીઆસપાસની કલ્લેબંદીઉપર ગડબડ થઇ રહી.

રશિયનોએ તોપોનો ઝબરો મારો ચલાવીને જંગ શરૂ કર્યું: પણ ઑટોમનોએ તેનો તરતજ તેવોજ ઝબરો પાછો જવાબ વાળ્યો. વાસિફ પાશાએ રચેલી ગોઠવણો ઘણી ઉત્તમ હતી: તેમાં તેને કમિશનર વિલિયમસે અને સેનાપતિના હાથતળેના બીજા અમલદારોએ ઘણી સારી મદદ કીધી હતી; જ્યારે ટવારિક બે એક ઘોડેસવાર રીજમીટની સરદારી લઇને રશિયન હલ્લો કરનારાઓનીવચ્ચે ધસી જવાને એક સારી તકની રાહ જોતો ખોટી હતો. બરાબર ૨૭,૦૦૦ રશિયન સેપાહો શેહેરનાં બચાવનાં મુખ્ય બાંધકામોઉપર હલ્લો લાવવામાં રોકાયલા હતા; અને એઉપરથી દર ત્રણ રશિયન સેપાહોએ ફક્ત એક ટર્કિશ સેપાહની રાસ આવી હતી.

આસરે બે કલાકોસુધી તોપોનો મારો ભારે જોશથી ચાલુ રહ્યો; અને તેનાં રક્ષણતળે રશિયનો હલ્લો કરવાને આગળ વધ્યા. પણ ઑટોમનોએ જીવઉપર આવીને જે બચાવ કર્યો, તેવો કોઇજવાર આગળ કર્યામાં આવ્યો હશે. બંધે બાજુએથી એકમેકઉપર બંદુકોનો મારો ચલાવ્યામાં આવ્યો; અને તેના આવાઝોસાથે તોપખાનાંના વધારે ભારે ગગડાટો ભેળાઇ જતા હતા. મસ્કૉવિટો એવીતો બહાદુરીથી લડયા, કે જેમાંટે તેઓને ભારે શાબાશી ઘટેછે; અને જો બની શકે, તો ઝરૂર કાર્સ હાથ કરવું, એવો તેઓએ પાકો ઠરાવ કીધેલો લાગતો

હતો. બીજા હાથઉપર, છેક અંતની ઘડીસુધી તે શેહેરનો બંચાવ કરવાનો ટર્કોએ નિશ્ચય કીધેલો હતો; અને આમુજબે કદી ન જોયલાં જનુનસાથે બંચાવના ત્રીજા ભાગઉપર સઘળે ઠેકાણે લડાઈ ચાલી રહી.

એક વખ્ત એવો જણાયો, કે ઝરૂર રશિયનો ફતેહ પામશે, એવું લાગ્યું: કારણકે એકપછીએક તોપો તેઓ ચાલુ મોખરે લાવવા લાગ્યા—અને તોપોની આ ગંજાવર હારે એવોતો લોખંડી વરસાદ વરસાવ્યો, કે બંચાવ કરનારાઓનું આગળું તોપખાનું નાશ પામી ગયું. આ નાશ પામેલાં તોપખાનાંની જગ્યાએ મસ્કૉવિટો પગપેસારો કરવાને શક્તિવાન થયા: ફાર્સના બહારના કોટઉપર ઝારની ધજા ઉભી કરવાનો વખ્ત આવી પુગ્યો હતો. આ જગ્યાએ ચાલેલું જંગ હવે ભારે ખુનખાર થયું. બંધે બાજુવાળાઓ લશ્કરી કાયદો કે કવાયદ ભુલી ગયા; જાણે એવું લાગતું હતું, કે બે ભીડો એકમેકને મળી જવાથી ભેળાઇ ગઈ હતી, અને એવી ભેલમભેલામાં તેઓ એકબીજાસાથે લડતા હતા. પણ આખરે રશિયનો તેઓઉપર છાપો મારનારાઓથી લઠડવા લાગ્યા: નાશ પામેલાં તોપખાનાંનીજઅંદર તેઓને હડસેલી કાહાડવામાં આવ્યા: તેઓ સઘળા અબડગબડ ગોટાળામાં પાછા ફરવા લાગ્યા, અને હવે ઑટૉમનો તેઓનીપુઠે લાગ્યા. ફતેહમંદ મુસ્લીમો રશિયન તોપખાનાંઓઉપર આગળ ધસ્યા; અને જ્યાંજ્યાં તોપો હતી, ત્યાંત્યાં એક ભયંકર ખુનામરકી થઇ રહી; પણ આખરે ટર્કિશ બહાદુરી ફાવી—રશિયનોની તોપોમાં ખીલા ઠોકી તે રદ કરવામાં આવી—અને આ જીતનારાઓ હવે બીજીવાર જ્યાં ઝરૂર હતી, ત્યાં મદદ કરવાને દોડયા.

જોકે લડાઇ કલાકોસુધી ચાલુ રહી હતી, તોયે આ વખ્તપછીથી તેનું પરિણામ ઘડીભર પણ અચોસ નહતું. મસ્કૉવિટ લશ્કરની રીજમીટપછી રીજમીટ એકપછીએક આગળ વધ્યા કીધી—તેઓની અસંખ્યાબંધ બાગનેટો સૂર્યનાં કિરણોમાં ચકચક થતી હતી—તેઓનું ભારી તોપખાનું એવી જગ્યાએ ઘસડી લાવ્યામાં આવ્યું હતું, કે તેમાંની તોપોનાં મ્હોંમાંથી છુટતા જીવલેણ ગોળાઓ બરાબર અસર કરેએવી રીતે બહાર નિકળી ખાનાખરાબી પાંથરતા હતા. પણ આ દરેક નવો હમલો પાછો હઠાવ્યામાં આવતો: તેમાં મુરાવીફને પોતાના કેટલાક જાણીતા અમલદારો માર્યા ગયેલા જોઇ ભારે શોક થવા લાગ્યો. આખરે રશિયનોએ છેકજ હારી જઈ નાસવા માંડયું; તમામ ટર્કિશ પોતાની જગ્યા છોડી, ખુલ્લાં મયેદાનમાં બહાર પડયું. પોતાના બાશિ-બાઝુકોની ટુકડીઓની સરદારી લઇ ટવારિક બે હાડમાર થયેલા અને અકળામણામાં પડેલા રશિયનોઉપર તુટી પડયો; તેનો આ હમલો, એવોતો આઘુંપાછું જોયાવગર જીવઉપર આવીને કર્યામાં આવ્યો હતો, કે ઘડીભર એમ લાગ્યું, કે તેનો એકેએક બહાદુર સેપાહ જાનથી માર્યો જશે. કારણકે એકાએક એક છુપાવી રાખેલાં તોપખાનાંએ મારો શરૂ કર્યો; અને વળી બીજીગમથી કૉસૅક ઘોડેસવારોની મોટી સૈન્ય જમણીતરફની એક ટેકરીઉપરથી તેઓઉપર ધસી આવતી દેખાઇ. ટવારિકની તિક્ષણ અને અનુભવી આંખોએ તરત જોયું, કે તે પોતે અને તેનો સેપાહો ભારે જોખમમાં આવી પડયા હતા: અને તેમાંથી બંચવાનો એક ઇલાજ દુશ્મનોનું તોપખાનું હાથ કરી લેવાનો રહ્યો હતો. તેઉપરથી પોતાની શમ્શીર પોતાનાં માંથાઉપર ફેરવીને તે તેઉપર એકદમ હલ્લો લઇ ગયો. ખરાખીભરેલા એક મારાનીવચ્ચેથી પણ તે તોપખાનાંઆગળ જઇ પુગ્યો: રશિયન તોપચીઓને તેણે અને તેનાં બહાદુર બાશિ-બાઝુકોએ તેઓની તોપોઆગળજ

રેહેંસી નાખ્યા—તોપોમાં ખીલા ઠોકી તે રદ્દ કરી નાખી—અને આ બહાદુર પરાક્રમ જોઇ ક્રૅાસૅકો તો દંગજ થઈ ગયા, અને પાછા ફરી ઉભી પૂંછડીએ નાસવા માંડયું. બાશિ-બાઝુકો લડાઇનાં આખાં મયેદાનમાં વિખેરાઇ ગયા, અને પોતાને હાથ આવેલી કીમતી લૂટ ચલાવવા લાગ્યા; ટવારિક પોતે વાસિફ પાશાઆગળ દોડી પહોંચ્યો, અને પોતે કીધેલા હલ્લાનું પરિણામ તેને ઝાહેર કર્યું.

જંગનાં મયેદાનના બીજા સઘળા ભાગોમાં રશિયનો નાસતા હતા, અને તેઓનીપુઠે ફતેહમંદ ટર્કો લાગેલા હતાઃ પણ ટર્કોના ઘોડેસવારો ફકત મુઠીભર હોવાથી, તેઓનીપુઠ દુરવેર દોડયા જવું નામુનાસેબ હતું. તોયે રશિયનોની ખુઆરી ઝબરી થઈ હતી, તેઓના માર્યા ગયેલા અને ઝખ્મી થયેલા સેપાહોની સંખ્યા ઑટોમન જીતનારાઓના આખા લશ્કરની બરાબરની હતી. ટર્કોને પણ ભારે ખોટ ખમવી પડી હતી—તોયે પોતાના મસ્કૉવિટ દુશ્મનોની થયેલી ભયંકર ખુઆરીસાથે સરખાવતાં તે કુચ્છ હિસાબમાં નહતી. પુષ્કળ ખુરાકીનો, હથિયારોનો, અને દારૂગોળાનો જથો, તેમજ કેટલીક તોપો આ જીતનારાઓને હાથ આવ્યાં હતાં; અને પોતાને મળેલી મહાન અને કીર્ત્તિવાન ફતેહની ખુશહાલીમાં તે રાત્રે કાર્સ શેહેરમાં અતિશય ભભુકદાર રોશની કરવામાં આવી હતી.

કાર્સની લડાઇનું પરિણામ ઑટોમનોના હકમાં અતિ ઘણું અગત્યનું હતું; તો જોકે તેમ થવાછતાં જનરલ મુરાવીફ તે શેહેરઉપરનો ઘેરો ઉઠાવી લીધો નહીં, તોયે જે પરિણામ આવ્યું, તેથી રશિયન લશ્કર ઘણું નાઉમેદ થઇ ગયું—અને તેથીઉલટું શેહેરના બહાદુર બચાવ કરનારાઓને એક જાતની આશા અને વિશ્વાસ આવ્યાં. તેમજ વળી તેઓને પુરતી ખુરાકી અને દારૂગોળો મળ્યાં; અને તેથી પણ વધારે અગત્યનું તો એ હતું, કે જે કેટલાક પસાર થયેલાં અઠવાડિયાંઓસુધી તેઓનો વ્યવહાર બહારની દુનિયાસાથે બંધ થઇ ગયો હતો, તે હવે પાછો ખુલ્લો થયો.

વળતે દિને ટવારિકે વાસિફ પાશાને, જનરલ વિલિયમસને, અને ઑટોમન લશ્કરના બીજા બહાદુર સરદારોને મળીભેટીને ત્યાંથી રૂઝા લીધી; અને પાછો બાટુમ જવાને ઉપડયો. આ વેળા તે એકલો મુસાફેરીએ નિકળ્યો નહતોઃ પણ તેની સંભાળમાટે વાસિફ પાશાએ ત્રણ ઘોડેસવારોને તેનીસાથે મોકલ્યા હતા. આ બહાદુર અને કસાયલા સરદારે ટવારિકને ઉમદા અને કીમતી ભેટોથી નવાઝયો; તેમજ તેણે નામદાર ઓમર પાશાને હવાલે કરવાને કેટલાક પયેગામો પણ તેને સોંપ્યા.

ટવારિકનો એરાદો નૈઋત્યદિશાતરફથી લાંબો ચકરાવો લઈને જવાનો હતો, કે જેથી રશિયનોની કોઇ ભળતી ટોળીનાસમાગમમાં આવી જવાની તેને તક મળે નહીં. જે ઘોડેસવારોની બહાદુર રીજમીટને પોતાની સરદારીહેઠલ તેણે તે યાદગાર લડાઇમાં ઝોકાવી હતી, તે આખી રીજમીટ તેને કાર્સથી એક દહાડાને રસ્તેસુધી વળાવવાને તેનીસાથે ગઇ—અને કદાચ તેથી પણ વધારે આગળ જતે, પણ તેણે હવે કશું ધાસ્તીભરેલું ન જોવાથી તેને પાછી વાળી. તેટલામાટે કાર્સ શેહેર છોડયાપછી બીજે દિને વાસિફ પાશાએ સાથે મોકલેલા ફકત ત્રણ ઘોડેસવારોનીસાથે મુસાફેરી કર્યો જતો હતો, તેણે તે દિને આસરે એંએક ફરસાંગસુધી મુસાફેરી કર્યાપછી—જ્યારે તે પોતાના સાથીઓથી જરા આગળઆગળ પોતાનો

ઘોડો દપટાવતો હતો—અને કાર્સખાતે તેઓને મળેલી ભારી ફતેહની વાત સાંભળીને તેનો સરદાર કાકો ઘણોજ ખુશી થશે, એવો વિચાર મનમાં કરતો હતો—તેટલાં એકાએક સાત રશિયન ઘોડેસવારોએ દેખાવ દીધો. વળી તેજ વખ્તે દુશ્મનોએ કેટલીક "પીસ્ટોલો" પણ છોડી: પણ સારાં નસીબે તેથી ટવારિકને કે તેના સાથીઓને કશી ઇઝા થઇ નહીં. જરાસરખી નઝર ફેંકતાંજ ઓમર પાશાનાં ભત્રીજાએ તે ન્હાની ટોળીના સરદારને ઓળખી કાહાડયો; તે તેજ રશિયન એડી-કાંગ હતો, કે જેને કાર્સની વાડઆગળ તેના ઘોડાએ નિચ્ચે ફેંકી દીધો હતો. તરતજ પોતાની તલવાર મિયાનથી ખેંચીને ટવારિક હમલો કરવા આગળ ધસ્યો—તેને જોઇ તેના ત્રણે સાથીઓએ પણ તેમજ કર્યું. જોકે તેઓ ફક્ત ચાર જણા-હતા, અને રશિયનો તો સાત જણા હતા, તોયે તેઓવચ્ચે ઘણોજ થોડો વખ્તસુધી ઝપાઝપી થઇ. ટવારિકે તે એડી-કાંગને ઝખ્મી કરી તેના ઘોડાઉપરથી નિચ્ચે નાખ્યો, અને તે કંગાળ માણસ પોતાનાજ બિચકેલા ઘોડાના પગતળે ચંપાઈ મુઓ. બીજો એક ભયંકર ફટકો ટવારિકને હાથે પડતાંજ વળી એક બીજો રશિયન મુડદું થઈ ઝમીનઉપર પડયો: તેના ત્રણેસાથી-ઓએ પણ અક્કેકા દુશ્મનને ઠાર કર્યા; અને બાકી રેહેલા બે હવે ત્યાંથી જીવ લઇને નાઠા.

આ સઘળું ફક્ત થોડીજ "મિનીટો"માં બનવા પામ્યું; અને તેપછી ટવારિકે પોત નીસાથના સેપાહોને લઇ પોતાનો રસ્તો આગળ કાપવા માંડયો; તોયે તેઓએ દેખાડેલા બહાદુરીમાટે તે તેઓને શાબાશી આપ્યાવિના રહ્યો નહીં. બીશક એમ જણાયછે, કે તે રશિયન એડી-કાંગે અટકળ કીધેલી હોવી જોઇએ, કે ટવારિક કાર્સખાતેથી ઉતાવળો પાછો ફરશેજ—અને વળી તેણે એમ ધારેલું હોવું જોઇએ, કે પાછાં ફરતાં તે પોતાનીસાથે ઘણોજ ન્હાનો રેસાલો રાખશે—અને એવા વિચારથી તેણે ટવારિકને રસ્તાવચ્ચે ઘેરીને પક-ડવાનો ઠરાવ કીધેલો હોવો જોઇએ: અલબતાં, આ રીતે જો તે તેને પકડવામાં ફતેહ પામે, તો ઝરૂર તે જનરલ મુરાવીફનો ગુસ્સો ઠંડો પાડવામાં પણ ફતેહ પામે. પણ તે રશિયન તેને પકડવાનેબદલે મોતનો ભોગ થઇ પડવાનેજ ત્યાં આવ્યો હતો; અને તેનું છુંદાઈછિદાઈ ગયેલું મુડદું જ્યાં ઝપાઝપી થઇ હતી, ત્યાંજ નાખી જવામાં આવ્યું. કાંઈ પણ વધારે જાણવાજોગ બનાવ બનવાવગર ટવારિકે પોતાની મુસાફેરી ચાલુ રાખી; અને થોડાજ દિવસોમાં તે સહી-સલામત બાટુમખાતે આવી પહોંચ્યો. ત્યાં આવ્યાપછી તેને ખબર થઈ, કે જે લશ્કરને ત્યાં ઓમર પાશાના હાથતળે નોકરી બજાવવાને મોકલી આપવામાં આવ્યું હતું, તેને સર-દાર, કે જે હજી કોન્સટેન્ટિનોપ્લખાતેજ હતો, તેનીતરફથી મળેલા અચણુચ હુકમનીરૂએ સુચુમ-કાલેહખાતે રવાના કર્યામાં આવ્યું હતું.





# પ્રકરણ ૧૦૩ મું.

## સુચુમ-કાલેહ.

સુચુમ-કાલેહ કાળા સમુદ્રના મિનગ્રેલિયન કેનારાઉપર આવેલી એક ન્હાની જગ્યા છે. તે ઇશાનદિશાતરફના કોસ્ટાથી કૉકૅસિયન સીમાનો એક ભાગ બનેલોછે, અને ત્યાં ચુકઝિનનો દરિયો લાગેલોછે, કે જ્યાં રૂશિયાએ કેલ્લાઓની એક હાર બાંધેલી હતી, પણ તે સઘળા કેલ્લાઓ છેલ્લાં બે કે ત્રણ વર્ષો થયાં તેને છોડી દીધા હતા. મિનગ્રેલિયા કૉકૅસસના મુલ્કોનેલગતું એક ન્હાનું પ્રગણુંછે, અને સુચુમ-કાલેહ જ્યાંસુધી રશિયનોના હાથમાં જવા પામ્યું, ત્યાંસુધી એકવાર એક આબાદ શેહેર હતું, પણ રૂશિયનોના હાથમાં આવ્યાપછી તેનો વેપાર ઘણો જલ્દી ભાંગી પડવા લાગ્યો; તો જોકે તેની આગળી જાહોજલાલીની ઘણીક નેશાનો ત્યાં હજી મૌજુદછે.

ઓમર પાશાની સરદારીતળે જે નવું જંગ જગાડવાનું નક્કી કર્યામાં આવ્યું હતું, તેનેમાટે બાટુમથી લશ્કરને સુચુમ-કાલેહખાતે રવાના કર્યામાં આવ્યું હતું. સરદારને ખબર મળી હતી, કે મિનગ્રેલિયા અને ઇમેરેશિયાનાં પ્રગણાંઓમાં રૂશિયનોની કેટલીક લશ્કરી ટુકડીઓ પડેલી હતી; અને તેટલામાટે તેણે આ ટુકડીઓઉપર હલ્લો લઈ જવાનો મોતેબર વિચાર કર્યો હતો, એટલાસારૂં કે પછી તેને ઝરૂરની વખ્તે કાર્સ શેહેરની મદદે દોડી જવાને બને, કિંવા તે ત્યાંથી રશિયન જ્યૉર્જિયાની રાજધાની ટિફ્લિસખાતે કુચ કરી જવાને શક્તિવાન થાય.

તા૦ ૩ જી અક્ટોબરની સવારના સૂર્ય મિનગ્રેલિયન ટેકરીઓઉપર હજીતો પ્રકાશતો હતો, તેટલાં સુચુમ-કાલેહનાં બારાંમાં પડેલી મનવારઉપરથી ઓગણીસ તોપો ફોડી સલામી આપવામાં આવી, અને તેઉપરથી ત્યાં એકઠાં થયેલાં લશ્કરને ખબર થઇ, કે વડો સેનાધિપતિ આવી પહોંચ્યો હતો. ઇંગ્રેજી "સ્ટીમર" સાઇક્લૉપ્સ, કે જે હમણાં બારાંમાં દાખેલ થતી હતી, તેણે પોતાના ડોળઉપર વાવટો ચઢાવી, ચેતવણી આપી, કે સરદાર તેઉપર હતો; અને તેઉપરથીજ તોપો છોડી તેને માન આપવામાં આવ્યું હતું. સાઇક્લૉપ્સ બારાંમાં દાખેલ થઇ; અને જ્યારે ઓમર પાશા તેને કેનારે લઇ જનાર મછવામાં ઉતર્યો, ત્યારે તે ઇંગ્રેજી "સ્ટીમર"ઉપરથી પાછી તોપો છોડી સલામીનો જવાબ વાળ્યામાં આવ્યો. આ "સ્ટીમર," તેમજ બારાંમાં પડેલી ટર્કિશ, ઇંગ્રેજી, અને ફ્રેંચ મનવારોએ તેમજ લશ્કર લાવનારાં બીજાં વહાણો, કે જે ઑટોમન લશ્કરને સુચુમ-કાલેહ લાવ્યાં હતાં,—તેનાં પરબાણોઉપર માણસો સજ્જ સમારી ઉભેલાં હતાં; જ્યારે કેનારે સેપાહોમાં ભારે ઉલટ અને ગડબડસડબડ ફેલાઇ રેહેલાં હતાં. સઘળું મળી આસરે ૨૦,૦૦૦ માણસોનું લશ્કર સુચુમ-કાલેહખાતે જમા થયેલું હતું, તે સઘળું પોતાના માનીતા સરદારને આવકાર દેવાને સજ્જ સમારી ઉભું હતું. તેઓમાં ઘણાખરા કસાયલા લડવૈયાઓ હતા, કે જેઓએ ડેન્યુબના કેનારાઓઉપર, અથવા જ્યારે મૉન્ટીનીગ્રિનોને જીત્યા હતા, અને બળવાખોર બૉસનિઆકોને

તાબે કર્યા હતા, ત્યારે તેના હાથહેઠલ નોકરી બજાવી હતી. આ નામચિન સરદાર, કે જેના હુકમતળે તેઓ ઘણા પ્રસંગોઉપર લઢીને ફતેહ મેળવવા પામ્યા હતા, અને જેના હાથહેઠલ તેઓ નવી કીર્ત્તિઓ મેળવવાની આશા રાખતા હતા, તેને આવેલો જોઇ, તેઓએ ખરૂં દેખયા અને ભારે ખુશહાલીથી આવકાર દીધો. ભારે ઉલટ અને હર્ષનાદથી તેઓએ તેને માન આપ્યું; અને જ્યારે તે તેઓની સરુઆગળથી પોતાનો ઘોડો ચલાવી ગયો, ત્યારે તેણે તેઓને થોડાક શબ્દોમાં કબુલાત આપી, કે ટુંક વખતમાં તેઓને તેઓની દલેરી દેખાડવાની તક મળશે: પણ તેનાં બોલવાકરતાં તેનો ચેહેરો તે જે જણાવવા માંગતો હતો, તે વધારે ખુલ્લી રીતે દેખાડી આપતો હતો.

થોડા દહાડામાં ટવારિક બે કાર્સની ફતેહમંદ લડાઇના શુભ સમાચાર લઇ સુખુમ-કાલેહ આવી પુગ્યો. આ ખુશ ખબર સાંભળી વડો સેનાધિપતિ ખરેખર ઘણો ખુશ થયો; કારણકે તેણે જોયું કે હવે મિનગ્રેલિયા અને ઇમેરેશિયામાંથી રૂશિયન લશ્કરી ટુકડીઓને હાંકી કાઢાડવાનું, અને પછી ખુદ જ્યૉર્જિયાનીઅંદર જંગ મચાવવાનું કામ વધારે સેહેલાઇથી બજાવી શકાશે. કાર્સઆગળ રશિયનોને જે શિક્ષા તેઓના ભાઇબંધોએ કીધી હતી, તે જાણીને તેના સેપાહેોમાં ન વર્ણવી શકાયએટલી ઉલટ ફેલાઇ: અને ક્યારે તેઓના તંબુઓ ઉંચકી નાખવાને અને મિનગ્રેલિયામાંથી કુચ કરવાને તેઓનો વડો સેનાધિપતિ હુકમ આપે, તેમાટે તેઓ રતળવતળ કરવા લાગ્યા.

આગળ કેટલાક પ્રસંગોઉપર સરદારને પોતાના ભત્રીજા ટવારિકને તેની બહાદુરી અને હિમતમાટે ખુશી થવાનું અને તેને એનામ આપવાનું કારણ મળ્યું હતું, પણ હવેતો તેને તેમ કરવાને વધારે મુસ્તકીમ કારણ મળ્યું; તેણે જીવ સટોસટ અને અવિચારી જોખમ-કારક કામ માથે ઉઠાવવામાટે ઠપકો ઘટતો હતો, છતાં ઓમરે તેને કશો પણ ઠપકો આપ્યો નહીં: તે તેમાં ફતેહ પામ્યો હતો, એટલુંજ તે નામદારને સંતોષ આપવાને બસ હતું, અને વળી તેની ફતેહથી ઘણાં લાભકારક પરિણામો નિપજ્યાં હતાં. ઓમર પોતાના ભત્રીજાનેમાટે ઘણો મગરૂર હતો, અને વળી તેનેમાટે વાસિફ પાશાએ પણ પોતાના પત્રવ્યા-મોમાં અતિ ઘણાં વખાણો કીધાં હતા. આઉપરથી સરદારે ટવારિક, કે જે હમણાં એક કરનલની પદવી તો ધરાવતોજ હતો, તેને તેઉપરથી વધારીને મેજર-જનરલની પદવી આપી, અને લશ્કરના એક વિભાગનો વડો તેને નેમ્યો. વળી તે નામદારે જણાવ્યું, કે બીજી તક તે ટવારિકને "એક ઘોડાની પૂંછડીના પાશા"નો ત્રીજા વર્ગનો પણ માનભરેલો ઇલ્કાબ બખ્શશે.

આપણે જણાવવું જોઇએછે, કે કેલ્લાઓ છોડી ગયા, ત્યાંસુધી ઘણાંક વર્ષોતુલિક મિનગ્રેલિયાનું પ્રગણું ખરેખર તો રશિયનોને સ્વાધિન હતું, તોયે તેને ફક્ત નામનેખાતેર સ્વતંત્રતા બખ્શવામાં આવેલી હતી. ત્યાંના દેશી શાહઝાદાઓને તેઓનેલગતી કામોઉપર સત્તા ચલાવવા દેવામાં આવતી હતી—પણ તે શાહઝાદાઓની લાંચ દેસ્વતી ચાલની પ્રથમમાં રૂશિયાએ પોતાની ખાતેરી કરી, અને તેઓને પોતાને લાંચ આપી પોતાની પક્ષમાં ગણેલા હતા. એટલામાટે, જોકે દેખાઇતી રીતે તો આ ન્હાના રાજવંશીઓ આપએખતિ-યાર સત્તા ધરાવતા જણાતા હતા. પણ ખરેખર તો તેઓ છુપીરીતે રશિયન રાજનીતિ-

તરફ ઢળેલા કે દબાયલા હતા; અને જોકે રશિયન ધારાઓ અને કાયદાઓ ખુલ્લીરીતે મિનગ્રેલિયામાં દાખેલ કર્યામાં આવ્યા હતા, છતાં જે વખ્તે એકસંપી રાજ્યો ક્રિમિયાંખાતે ચઢાઇ લઇ ગયાં, તે વેળા ઝારનું લશ્કર તે પ્રગણું તજી ગયું, ત્યાંસુધી તો ત્યાં ખરેખરો રશિયાનોજ અમલ ચાલતો હતો.

સુચુમ-કાલેહની પડોશમાં એક ઘણાં સુંદર મેહેલજેવાં મકાનમાં પ્રિન્સ માઇકલ રેહેતો હતો, કે જે મિનગ્રેલિયાના દેશી સરદારોમાં સર્વેથી વધારે વગવાળો અને અગત્યનો હતો. તેણે પોતાની કેળવણી રશિયામાં લીધેલી હતી, અને નિમકહલાલીથી રશિયાનીતરફેણમાં વળગી રેહેલો હતો. પણ હવે, જ્યારે તેણે જોયું, કે તેના જુના મિત્રોની તે પ્રગણાંમાં પાછા ફરવાની, અને તેનો કબ્જો પાછો લેવાની કશી વકી નથી, ત્યારે પ્રિન્સ માઇકલ ઓમર પાશાને પોતાનો ભક્તિભાવ અને તાબેદારી દેખાડવાને ઉતાવળો ગયો. અંદરખાનેથી જોકે તે નામદાર આ પ્રિન્સને ધિક્કારતો હતો, તોયે બહારથી ભલમણસાઇનું ડોળ દેખાડી તેણે તેને આવકાર દીધો. સરદારે એક અચ્છી કુનેહબાઝ રાજનીતિ એખતિયાર કરવાનો વિચાર કીધો. તેણે પ્રિન્સ માઇકલને સુચુમ-કાલેહ અને તેનેલગતાં નઝદીકનાં તમામ પ્રગણાંઓની હકુમત આપવાની માંગણી કીધી; અને જોકે તે પોતાની હંમેશની સભ્યતાથી તે જણાવતો હતો, છતાં જાણે તે માંગણી સ્વિકારવાનો હુકમ કરતો હોય, અને તે જો નાપસંદ પડે, તો ના પાડી ન શકાય, એવી ઢબથી તે બોલતો હતો. આઉપરથી પ્રિન્સે તે માંગણી કબુલ રાખી; તેની નેમણુક ભારે યોગ્ય દબદબા અને ક્રિયાથી કરવામાં આવી; અને ઓમર પાશાએ પોતે નેમેલા આ મુલકી સુબાતરફ તાબેદારી દેખાડવામાટે તે પ્રગણાંની રૈયતમાં એક ઢંઢેરો બહાર પાડ્યો. આ દિવસથી મિનગ્રેલિયનો, કે જેઓ ખરેખર તો ખ્રિસ્તીઓ હતા, અને આગળ રશિયાનીતરફેણમાં હતા, તેઓ હવે સુલતાનનીતરફેણમાં થઇને ઘણાખરા તેનીતરફ ભક્તિભાવ દેખાડવા લાગ્યા.

ઓમર પાશાએ પેહેલું પખવાડિયું સુચુમ-કાલેહખાતે મુખ્ય રસ્તાઓ અને પ્રગણાંઓની તપાસ કરવામાં ગુજાર્યું, કારણકે જ્યારે તેનું બાકીનું લશ્કર આવી પુગે, ત્યારે ટુંક વખ્તમાં તેતરફ જવાનો તેનો વિચાર હતો. અકેકી વખ્તે પચાસથી સાઠ " માઇલો" આ વડો સેનાધિપતિ પોતાના ઘોડાઉપર સવારી કરવામાં કાંઇ ઝાઝું દમજેવું ધારતો નહતો,—અને તેનીપુઠે તેના રેસાલાના અમલદારો અને બીજા સેપાહો પણ જતા હતા; જાણે એવું લાગતું, કે થાક શી તે તો તે જાણતોજ નહતો; કારણકે પોતાની આમુજબની તપાસ કરીને પાછા ફર્યાપછી, તે નવી આવેલી લશ્કરી રીજમીટોની તપાસ લેતો—તેઓની કવાયદ તપાસતો—અને રાતના મોડેસુધી પોતાના ખાનગી ઓરડામાં કામકાજ આટોપતો. સવારના સકારામાં તો સરદાર પાછો ઘોડેસવાર થતો,—અને વળી દેશના બીજા ભાગની તપાસ કરવા નિકળતો, અથવા પાછો પોતાનાં લશ્કરને જમા કરી, તેઓને કવાયદ કરાવતો, કે ખોટી લડાઇ કરાવી તેઓને કેળવતો હતો. જ્યારે કામ હોય, ત્યારે આરામ કરવાની પણ તેને દરકાર ન કરતો જોઇ, તેના સેપાહોને પોતાના જનરલઉપર ભારે વિશ્વાસ બેઠો. વહાણો ભરાઇભરાઇને નવી રીજમીટો આવતીજ ગઇ, અને તે ખબર લાવતી, કે હજી બીજાં વહાણો એવીજરીતે લશ્કર લઇ આવવામાટે નિકળી ચુકેલાં ચુકઝિનનો દરિઓ ખેડતાં હતાં,—જેમ-

તાબે કર્યાં હતા, ત્યારે તેના હાથહેઠલ નોકરી બજાવી હતી. આ નામચિન સરદાર, કે જેના હુકમતળે તેઓ ઘણા પ્રસંગોઉપર લડીને ફતેહ મેળવવા પામ્યા હતા, અને જેના હાથહેઠલ તેઓ નવી કીર્ત્તિઓ મેળવવાની આશા રાખતા હતા, તેને આવેલો જોઇ, તેઓએ ખરાં દિલથી અને ભારે ખુશહાલીથી આવકાર દીધો. ભારે ઉલટ અને હર્ષનાદથી તેઓએ તેને માન આપ્યું: અને જ્યારે તે તેઓની સફઆગળથી પોતાનો ઘોડો ચલાવી ગયો, ત્યારે તેણે તેઓને થોડાક શબ્દોમાં કબુલાત આપી, કે ટુંક વખતમાં તેઓને તેઓની દલેરી દેખાડવાની તક મળશે: પણ તેનાં બોલવાકરતાં તેનો ચેહેરો તે જે જણાવવા માંગતો હતો, તે વધારે ખુલ્લી રીતે દેખાડી આપતો હતો.

થોડા દહાડામાં ટવારિક બે કાર્સની ફતેહમંદ લડાઇના શુભ સમાચાર લઇ સુખુમ-કાલેહ આવી પુગ્યો. આ ખુશ ખબર સાંભળી વડો સેનાધિપતિ ખરેખર ઘણો ખુશ થયો: કારણકે તેણે જોયું કે હવે મિનગ્રેલિયા અને ઇમેરેશિયામાંથી રશિયન લશ્કરી ટુકડીઓને હાંકી કાઢાડવાનું, અને પછી ખુદ જ્યૉર્જિયાનીઅંદર જંગ મચાવવાનું કામ વધારે સેહે-લાઇથી બજાવી શકાશે. કાર્સઆગળ રશિયનોને જે શિક્ષા તેઓના ભાઇબંધોએ કીધી હતી, તે જાણીને તેના સેપાહોમાં ન વર્ણવી શકાયએટલી ઉલટ ફેલાઇ: અને ક્યારે તેઓના તબુઓ ઉંચકી નાખવાને અને મિનગ્રેલિયામાંથી કુચ કરવાને તેઓનો વડો સેનાધિપતિ હુકમ આપે, તેમાંટે તેઓ રતળવતળ કરવા લાગ્યા.

આગળ કેટલાક પ્રસંગોઉપર સરદારને પોતાના ભત્રીજા ટવારિકને તેની બહાદુરી અને હિંમતમાટે ખુશી થવાનું અને તેને એનામ આપવાનું કારણ મળ્યું હતું, પણ હવેતો તેને તેમ કરવાને વધારે મુસ્તકીમ કારણ મળ્યું; તેણે જીવ સટોસટ અને અવિચારી જોખમ-કારક કામ માથે ઉઠાવવામાંટે ઠપકો ઘટતો હતો, છતાં ઓમરે તેને કશો પણ ઠપકો આપ્યો નહીં: તે તેમાં ફતેહ પામ્યો હતો, એટલુંજ તે નામદારને સંતોષ આપવાને બસ હતું, અને વળી તેની ફતેહથી ઘણાં લાભકારક પરિણામો નિપજ્યાં હતાં. ઓમર પોતાના ભત્રીજાનેમાટે ઘણો મગરૂર હતો, અને વળી તેનેમાટે વાસિફ પાશાએ પણ પોતાના પયેગ્રા-મોમાં અતિ ઘણાં વખાણો કીધાં હતા. આઉપરથી સરદારે ટવારિક, કે જે હમણાં એક કરનલની પદ્વી તો ધરાવતોજ હતો, તેને તેઉપરથી વધારીને મેજર-જનરલની પદ્વી આપી, અને લશ્કરના એક વિભાગનો વડો તેને નેમ્યો. વળી તે નામદારે જણાવ્યું, કે બીજી તંક તે ટવારિકને "એક ઘોડાની પૂંછડીના પાશા"નો ત્રીજા વર્ગનો પણ માનભરેલો અક્કાબ બક્ષશે.

આપણે જણાવવું જોઇએછે, કે કલ્લાઓ છોડી ગયા, ત્યાંસુધી ઘણાંક વર્ષોતુલિક મિનગ્રેલિયાનું પ્રગણું ખરેખર તો રશિયનોને સ્વાધિન હતું, તોયે તેને ફકત નામનેખાતેર સ્વતંત્રતા બક્ષવામાં આવેલી હતી. ત્યાંના દેશી શાહજાદાઓને તેઓનેલગતી કામોઉપર સત્તા ચલાવવા દેવામાં આવતી હતી—પણ તે શાહઝાદાઓની લાંચ રૈશ્વતી આલની પ્રથ-મમાં રશિયાએ પોતાની ખાતેરી કરી, અને તેઓને પોતાને લાંચ આપી પોતાની પક્ષમાં ગણેલા હતા. એટલામાંટે, જોકે દેખાઇતી રીતે તો આ ન્હાના રાજવંશીઓ આપએખતિ-આર સત્તા ધરાવતા જણાતા હતા. પણ ખરેખર તો તેઓ છુપીરીતે રશિયન રાજનીતિ-

તે નોકરે તે કાસેદને ઘરમાં દાખેલ કર્યો, અને પછી આગળું બારણું બંધ કર્યું. દરવાઝાનીપાસેજ એક ઓરડો હતો, કે જયાંથી એક સુંદર બાગમાં દેખાતું હતું: અને આ ઓરડામાં પ્રિન્સ માઇકલનો હંમેશાં બેસ્વાનો રવૈયો હતો. હમણાં પણ તે ત્યાંજ હતો. એમ માનવાને વડા સેનાધિપતિને ચોકસ કારણ હતું, કારણકે તે ઓરડાની ચોકઠાંવાળી બારીમાંથી બત્તીની રોશની ઝળકતી હતી. થોડીક "મિનીટો" સરદારે થવા દીધી: પછી તે બાગનીઆસપાસની ન્હાની વાડ કુદાવીને, તે બાગમાં દાખેલ થયો. પ્રિન્સ માઇકલનાં ઓરડામાંથી એક બારણું બહાર બાગમાં પડતું હતું: અને આ બારણું સરદારે જરા પણ અચકયાવગર એકદમ ઉંઘાડયું. માંહે જઇ જોયું, તો પ્રિન્સ માઇકલ ત્યાં પેલા કાસેદસાથે બેઠેલો હતો; અને, એક શખ્સને અંદર આવેલો જોઇ તેઓ બંધે ઉઠી ઉભા થયા: અલબત્તાં, તે કાસેદ તો સરદારને તદન ઓળખતો નહતો, પણ આ વેળા પ્રિન્સ પણ તેને તેના છુપા લેબાશમાં પિછાણી શકયો નહીં. કોઈ બીગાનો વગરરઝાએ અંદર ધુસી આવ્યોછે, એમ સમજી તેને ઘણો ગુસ્સો ચઢયો; પણ પાશાએ તરત પોતાની ટોપી કાહાડી નાખી, અને પોતાના ઝબ્ભાનો ગળપટો નિચ્ચે વાળી દઇને પોતાનો ચેહેરો તેને દેખાડયો. સરદારને અચણુચો ત્યાં આવી ચઢેલો જોઈ પ્રિન્સ માઇકલ ગભરાયલો દેખાયો; અને ફરીથી તેનાં મ્હોંમાંથી અજાયબીનો આવાઝ નિકળી પડયો; તેણે તરત તે કાસેદને જણાવ્યું, કે આ મુલાકાતે આવનાર કોઇજ નહીં, પણ ઑટોમન વડો સેનાધિપતિ હતો.

આ સાંભળી હવે તે મિનગ્રેલિયનની ગભરાવાની વારી આવી; અને તેના ચેહેરાઉપર અપરાધી ધાસ્તીપણાંની નેશાની જણાઇ. શું કરવું તે કાંઇ તેને સુઝયું નહીં—પણ ઓમરની તિક્ષ્ણ આંખો તેનીતરફ ટીકાતી જોઇ, આખરે તે ઘણોજ ધ્રુજીને ધુંટણિયે પડયો.

ઓમર—"ઉઠી ઉભા થાઓ, અને હું જે સવાલો કરૂં, તેના જવાબો આપો. તમો એક મિનગ્રેલિયનછો—તમો શાહઝાદી ડાડિઆનતરફથી આવ્યાછો—અને તમો નામદાર પ્રિન્સનેવાસ્તે એક પયેગામ લાવ્યાછો. તમે લખી જાણોછો?"

કાસેદ—"નહીં, મારા લૉર્ડ."

ઓમર—(એવી ઢપે, કે જાણે શું કરવું, તેબાબે તેણે નક્કી વિચાર કર્યો હોય) "તેની કાંઇ ફેકર નહીં! મારા લૉર્ડ" પ્રિન્સ માઇકલતરફ ફરીને, "કુટુંબનેલગતી બાબતમાં વચ્ચે પડવામાંટે હું ઘણો દેલગીરછું: પણ લડાઇના હંગામમાં સરદારોને કોઇકોઇ વખ્તે સંસારી ઝેંદગીની ન્હાની નર્માશ અને સભ્યતાને બાજુએ મુકવાની ફર્ઝ પડેછે. જે પયેગામ તમોને હમણાં મળ્યોછે, તેમાં મને લાગતુંવળગતું હોય કે નહીંબી હોય. જો તેને મને લાગતુંવળગતું હશે, તો તે હું જાણું, તો સારૂં: જો તેને મને લાગતુંવળગતું નહશે, તો તે હું ઘણીજ છુપી રાખોશ, અને તેનો કશો ઉપયોગ હું કરીશ નહીં. હવે તમો નામદારે કાગઝના એક ટુકડાઉપર આ કાસેદે તમોને જે કહ્યુંછે, તે બોલેબોલ લખો: જ્યારે આ કાસેદ તે બાબત એક ખુણાંમાં આવી મને કાનમાં કેહેશે. જો તમારૂં બન્નેનું જણાવવું એકસરખું ઉતરશે, તો હું જાણીશ, કે તમો બંધે જણા મારીતરફ રાસ્તીથી વર્ત્યાછો; પણ જો તેમાં ફેર પડશે, તો હું ખાતેરીથી માનીશ, કે હુલ્લડખોર સંદેશાઓ ચલાવ્યામાં આવેછે, અને તેટલામાંટે તેમુજબે હું તમો બન્નેસાથે વર્ત્તીશ. એક હરફ વધારે

જેમ ઓમર પાશાને એકેકી નવી ખબર મળતી, કે તે પોતાની યોજનાને વધારે સારીરીત રચતો ગયો.

એક સાંજે સરદાર એકલોજ પાઉંપેયાદો જે ટેકરીઉપર તેની છાવણી મારેલી હતી, તેની હદમાં ભટકતો હતો. તેણે આ વેળા તદન સાદો પુશાક સજેલો હતો: તેણે પોતાના પુશાકઉપર પેહેરેલા લશ્કરી ઝભ્ભાનો ગળપટો ઉંચો રાખેલો હોવાથી તેના ચેહેરાનો નિચલો ભાગ ઢંકાયલો હતો; અને ગામડિયાસઈ એક ટોપીથી તેના ચેહેરાનો ઉપલો ભાગ પણ ઢંકાયલો હતો. આમુજબે વેષ ધારણ કરીને પોતે ફર્માવેલા હુકમો શેહેરમાં અને છાવણીમાં બરાબર બજાવવામાં આવેછે, કે નહીં, તેબાબે તપાસ કરતો; તે એકાંતમાં ફરતો હતો.

આ વખ્તે તે નામદારનાં દિઠાંમાં આવ્યું, કે એક શખ્સ પ્રિન્સ માઇકલનાં મકાનતરફ ભારે ઝડફથી જતો હતો. આ શખ્સ ટર્કિશ છાવણીની બહાર હતો; અને તેટલામાટે તેને કોઇ પણ સંત્રીતરફથી ટોકવામાં આવ્યો નહીં. ઓમરને લાગ્યું, કે ઑટોમનોની ચોકીઓ ચુકાવવાના એરાદાથી ખામોખા આ પુરૂષ લગાર લાંબો રસ્તો લઈને જતો હતો; અને તેથી સરદારનો શક વધારે મઝબુત થયો. તેણે ધાર્યું, કે જો તે આ અજાણ્યા શખ્સનીપુઠે જશે, તો તે જોઇ તે ઝરૂર ચેતી જશે, અને પોતે જે કામમાટે જતો હશે, તે ગમેતેવું છતાં, તે બજાવવાવગર પાછો ફરશે. પણ જો તે શખ્સની કાંઇ ખરેખર છુપી નેમ હોય, તો તેની મતલબ શી હતી, તે જાણવાનો સરદારે તો નક્કી ઠરાવ કરેલો હતો. તેટલામાટે તેણે પણ જમણો હાથતરફથી એક લાંબો રસ્તો લીધો, જ્યારે તે પારકો પુરૂષ તેવીજરીતે ડાબા હાથતરફથી જતો હતો; અને પ્રિન્સ માઇકલનાં મકાનનીપડોશમાં આવ્યાપછી, વડો સેનાધિપતિ આગળાં દરવાઝાનીનઝદીક કેટલાંક ઝાડોનીપછવાડે છુપાઈ ગયો.

સાંજનું અંધારૂં થયેલું હતું, છતાં સરદારે આ પુરૂષને નઝરની બહાર જવા દીધો નહીં—કે જે શખ્સ થોડીક "મિનીટો"પછી—તે મકાનના દરવાઝાઆગળ જઈ પહોંચ્યો. તેણે ઘંટ વગાડ્યો, કે તરતજ એક નૌકર આવી હાઝેર થયો, જેના હાથમાં એક બત્તી પકડેલી હતી. આ બત્તીની રોશનીથી ઓમર પાશાનાં જોવામાં આવ્યું, કે જે શખ્સનીપુઠ તેણે પકડેલી હતી, તે આબરૂદાર દેખાવનો પુરૂષ હતો, અને જાતે એક મિનગ્રેલિયનજેવો જણાતો હતો. ઓમર પાશા ઘણીક ભાષાઓથી માહેતગાર હોવાથી, જે શબ્દો હવે તેને કાને પડયા, તે તે સારીપેઠે સમજી શક્યો.

મિનગ્રેલિયન—"તેવણ નામદાર ઘરમાંછે?" અલબતાં, તેની મતલબ પ્રિન્સ માઇકલબાબે પુછવાની હતી.

તેનો જવાબ "હા"માં આપવામાં આવ્યો,—અને પછી નૌકરે તેને સવાલો કર્યા "તમો કોણછો? અને તમે કયાંથી આવ્યાછો?"

મિનગ્રેલિયન—"હું નામદાર શાહઝાદી ડાડિઆનતરફથી આવ્યોછું, અને પ્રિન્સનેમાટે અતિ ઘણો ખાનગી પયેગામ લાવ્યોછું."

ઓમર પાશાને સારીરવેસે ખબર હતી, કે પ્રિન્સ માઇકલની બાયડી, પ્રિન્સેસ ડાડિઆન, થોડેક છેટે રેહેતી હતી, અને તેણી ખરાં જેગરથી રશિયનોનીતરફેણમાં હતી. તેટલામાટે તેણે તરત જાણ્યું, કે આ મિનગ્રેલિયન કાસેદ કાંઈ અગત્યની ખબર લાવ્યો હશે.

તે નોકરે તે કાસેદને ઘરમાં દાખેલ કર્યો, અને પછી આગળું બારણું બંધ કર્યું. દરવાઝાનીપાસેજ એક ઓરડો હતો, કે જ્યાંથી એક સુંદર બાગમાં દેખાતું હતું: અને આ ઓરડામાં પ્રિન્સ માઇકલનો હંમેશાં બેસવાનો રવૈયો હતો. હમણાં પણ તે ત્યાંજ હતો. એમ માનવાને વડા સેનાધિપતિને ચોકસ કારણ હતું, કારણકે તે ઓરડાની ચોકઠાંવાળી બારીમાંથી બત્તીની રોશની ઝળકતી હતી. થોડીક "મિનીટો" સરદારે થવા દીધી: પછી તે બાગનીઆસપાસની ન્હાની વાડ કુદાવીને, તે બાગમાં દાખેલ થયો. પ્રિન્સ માઇકલનાં ઓરડામાંથી એક બારણું બહાર બાગમાં પડતું હતું: અને આ બારણું સરદારે જરા પણ અચકયાવગર એકદમ ઉઘાડયું. માંહે જઇ જોયું, તો પ્રિન્સ માઇકલ ત્યાં પેલા કાસેદસાથે બેઠેલો હતો; અને, એક શખ્સને અંદર આવેલો જોઇ તેઓ બંધે ઉઠી ઉભા થયા: અલબતાં, તે કાસેદ તો સરદારને તદન ઓળખતો નહતો, પણ આ વેળા પ્રિન્સ પણ તેને તેના છુપા લેબાશમાં પિછાણી શકયો નહીં. કોઈ બીગાનો વગરરઝાએ અંદર ઘુસી આવ્યોછે, એમ સમજી તેને ઘણો ગુસ્સો ચઢયો; પણ પાશાએ તરત પોતાની ટોપી કાહાડી નાખી, અને પોતાના ઝબ્ભાનો ગળપટો નિચ્ચે વાળી દઇને પોતાનો ચેહેરો તેને દેખાડયો. સરદારને અચાનુચો ત્યાં આવી ચઢેલો જોઈ પ્રિન્સ માઇકલ ગભરાયલો દેખાયો; અને ફરીથી તેનાં મ્હોંમાંથી અજાયબીનો આવાઝ નિકળી પડયો; તેણે તરત તે કાસેદને જણાવ્યું, કે આ મુલાકાતે આવનાર કોઇજ નહીં, પણ ઑટોમન વડો સેનાધિપતિ હતો.

આ સાંભળી હવે તે મિનગ્રેલિયનની ગભરાવાની વારી આવી; અને તેના ચેહેરાઉપર અપરાધી ધાસ્તીપણાંની નેશાની જણાઇ. શું કરવું તે કાંઇ તેને સુઝયું નહીં--પણ એમરની તિક્ષણ આંખો તેનીતરફ ટીકાતી જોઇ, આખરે તે ઘણોજ ધ્રુજીને ઘુંટણિયે પડયો.

**ઓમર**—"ઉઠી ઉભા થાઓ, અને હું જે સવાલો કરૂં, તેના જવાબો આપો. તમો એક મિનગ્રેલિયનછો—તમો શાહઝાદી ડાડિઆનતરફથી આવ્યાછો—અને તમો નામદાર પ્રિન્સનેવાસ્તે એક પયેઘામ લાવ્યાછો. તમે લખી જાણોછો?"

કાસેદ—"નહીં, મારા લૉર્ડ."

**ઓમર**—(એવી ઢપે, કે જાણે શું કરવું, તેબાબે તેણે નક્કી વિચાર કર્યો હોય) "તેની કાંઇ ફેકર નહીં! મારા લૉર્ડ" પ્રિન્સ માઇકલતરફ ફરીને, "કુટુંબનેલગતી બાબતમાં વચ્ચે પડવામાટે હું ઘણો દેલગીરછું: પણ લડાઇના હંગામમાં સરદારોને કોઇકોઇ વખ્તે સંસારી ઝેંદગીની ન્હાની નર્માશ અને સભ્યતાને બાજુએ મુકવાની ફર્ઝ પડેછે. જે પયેઘામ તમોને હમણાં મળ્યોછે, તેમાં મને લાગતુંવળગતું હોય કે નહીંબી હોય. જો તેને મને લાગતુંવળગતું હશે, તો તે હું જાણું, તો સારૂં: જો તેને મને લાગતુંવળગતું નહશે, તો તે હું ઘણીજ છુપી રાખોશ, અને તેનો કશો ઉપયોગ હું કરીશ નહીં. હવે તમો નામદારે કાગઝના એક ટુકડાઉપર આ કાસેદે તમોને જે કહ્યુંછે, તે બોલેબોલ લખો: જ્યારે આ કાસેદ તે બાબત એક ખુણાંમાં આવી મને કાનમાં કેહેશે. જો તમારૂં બન્નેનું જણાવવું એકસરખું ઉતરશે, તો હું જાણીશ, કે તમો બંધે જણા મારીતરફ રાસ્તીથી વર્ત્યાછો; પણ જો તેમાં ફેર પડશે, તો હું ખાતેરીથી માનીશ, કે હુલ્લડખોર સંદેશાઓ ચલાવ્યામાં આવેછે, અને તેટલામાટે તેમુજબે હું તમો બન્નેસાથે વર્ત્તીશ. એક હરફ વધારે

જણાઉંછું! મારીસાથે રાસ્તીથી વર્ત્તજે; અને આ શખ્સ ગમેતે પયેધામ લાવ્યો હશે, અને જે તમો નામદારે મેળવ્યોછે, તોયે હું મારો ખરો કોલ આપુંછું, કે તમો બંધેની સલામતી હું સાચવીશ.”

આ છેલ્લી ખાતેરી આપવામાં આવી, ત્યાંસુધી તો મિનગ્રેલિયન પ્રિન્સ અને કાસેદના ચેહેરા તદન ફિક્કાફચ્ચ થઇ ગયા હતા: પણ ખાતેરીભરેલા શબ્દો સાંભળવાપછી તેઓ પાછા શાંત થયા.

**પ્રિન્સ માઇકલ**—“અમો તમો નામદારસાથે રાસ્તીથીજ વર્ત્તશું, અને મારા માયાળુ લૉર્ડ, હું તમોને જણાવવાની અર્ઝ કરૂંછું, કે મારી બાયડી શાહઝાદી જેવી કાંઇ પયેધામો મોકલે, તેમાટે હું કોઇ પણ રીતે જોખમદાર નથી.”

**ઓમર**—“બચિતજ નહીં! અને હવે મારા લૉર્ડ, લખી કાહાડો.”

તેણે એવાતો દેખાવ અને આવાઝે આ હુકમ કીધો, કે તેઉપરથી સાફ જણાયું, કે તેણે તેઓને તાબે કરવાનો નિશ્ચય કીધો હતો; પછી સરદાર તે કાસેદતરફ ફર્યો, અને મોટા ઓરડાનાં દુરનાં એક ખુણાંમાં તેને લઇ ગયો. હવે આ શખ્સનાં દેલમાં વિશ્વાસ આવેલો જણાતો હતો; કારણકે તેણે જોયું હતું, કે પ્રિન્સ માઇકલે પણ ઓમર પાશાને સાચેસાચું જણાવી દેવાની કબુલાત આપી હતી.

**ઓમર**—“હવે તમે જે પયેધામ લાવ્યાછો, તે બોલેબોલ ખરો મારા કાનમાં કેહેવાની મેહરબાની કરો.”

પ્રિન્સ માઇકલનાં સાંભળવામાં ન આવે, એમ ઘણાજ ધીમા સાદે તે કાસેદ બોલ્યો, “શાહઝાદી ડાડિઆને ઇનગુરિનાં પ્રગણાંમાં આવેલાં પોતાનાં ગામડાંમાંનાં મકાનમાંથી મને મોકલ્યોછે. તે નામદારે મને તેણીના જાણીતા ખાવંદઆગળ આવી, તેવણને એકદમ છુપાછુપ નિકળી આવવાની અને તેણીને ત્યાં જઇ મળવાની અર્ઝ કરવાને હુકમ ફર્યો હતો. ટર્કિશોનીતરફેણમાં જવામાટે, અને ઑટોમન સરકારના હાથતળે એક હોદ્દો સ્વિકારવામાટે તે નામદાર ઘણી ગુસ્સે થઇછે. વધુ નામદાર શાહઝાદી ડાડિઆને તેણીના જાણીતા ખાવંદને જણાવવાને મને ફર્માવ્યું હતું, કે ઇનગુરિ નદીની સાંમી બાજુએ એક મઝબુત રશિયન લશ્કર છાવણી કરી પડ્યુંછે, અને તે ફક્ત મદદમાટે બીજાં આવતાં લશ્કરમાટે ખોટીછે; વધારાતું આ લશ્કર ઇમિરેશિયાનાં પ્રગણાંમાંથી આવી પુગ્તાંજ તમામ લશ્કર તમો નામદારનીસાંમે કુચ કરી આવશે, અને તમારાં લશ્કરને દરિઆમાં એકદમ હંકાળી કાહાડશે.”

આટલું બોલી તે કાસેદ ચુપ ઉભો રહ્યો: અને તે પાછળા શબ્દો, જે તેના કાનમાં કેહેવામાં આવ્યા હતા, તે સાંભળી ઓમર પાશાનાં મ્હોંડાંઉપર ઘડીભર ધિક્કારસાથે સ્હેજ હસ્સું આવેલું દેખાયું.

**ઓમર**—“ઠીકછે, મને લાગેછે, કે તમો રાસ્તજ બોલ્યાછો; અને જો તેમજ હશે, તો તમે સલામતછો—તો જોકે તમો એક બંડખોર પયેધામ લાવ્યાછો, અને એક જાસૂસનું કામ બજાવ્યુંછે.”

પછી વડો સેનાધિપતિ "ટેમ્બલ"આગળ ગયો, કે જે "ટેમ્બલ"પાસે બેસીને પ્રિન્સે પણ પોતાનું લખવાનું પુરૂં કીધું હતું; અને સરદારે તે આ મિનગ્રેલિયન પ્રિન્સના હાથમાંથી લીધું. તેમાં લખેલું, જે તે કાસેદે તે નામદારના કાનમાં હલુસે કહ્યું હતું, તેને બોલેબોલ મળતુંજ હતું.

**ઓમર**—"તમે બંધે જણે ડાહાપણભર્યું કામ કર્યુંછે, અને હું મારો કૉલ પાળીશ. તમારી સલામતીમાંટે ખાતેરી રાખજો. પણ, મારા લૉર્ડ, થોડા દિવસોસુધી તમારાં માનમાં હું ચોકીદારોની એક ટુકડી તમારીહઝુરમાં રાખવાનું વાજેબી ધારૂંછું,—અને વળી ભલામણ કરૂંછું, કે તમારી બાયડીના આ પયેગામચીને થોડાક દિવસોસુધી તમો નામદારના મેહેલમાંજ રાખશો,—કેમકે આજે સાંજે હ્યાં જે બન્યુંછે, તે ઇનગુરિનાં પ્રગણાંમાં જઇને એ તરત ઝાહેર કરે, તે મને ઠીક લાગતું નથી."

પછી **ઓમર પાશાએ** કાગઝના એક ટુકડાઉપર થોડીક સત્રો લખી, અને તે કાગઝની કાપળી પ્રિન્સ **માઇકલના** એક નોકરસોડે પોતાના રેસાલાના વડા, ફેરહાદ **પાશા**-ઉપર મોકલી આપી.

આસરે પાએક કલાકમાં એક ઉતરતી પદવીનો અમલદાર પોતાનીસાથે છ સેપાહોને લઇને પ્રિન્સનાં મકાનમાં આવી લાગ્યો; તેને સરદારે ખાનગીરીતે ચોકસ હુકમો આપ્યા; તેની મતલબ એ હતી, કે જાણે તેઓએ બહારથી તો એવો દેખાવ કરવો, કે તેઓ મુલ્કી હાકેમના મેહેલમાં તે નામદારનાં માનમાટે રાખવામાં આવેલા પહરાગીરો હોય, પણ અંદરખાનેથી તકેદારી રાખવી, કે થોડા દહાડાઓસુધી પ્રિન્સ **માઇકલ** કે પેલો પયેગામચી તે જગ્યા છોડી છુપાછુપ ત્યાંથી નાસી ન જાય, તેમજ કોઇબી ઘોડેસવાર કાસેદને શાહઝાદી ડાડિઆનઆગળ ઇનગુરિના કેનારાઉપર પડેલાં લશ્કરના રશિયન સરદારઆગળ રવાના કરે નહીં.

વળતે દિને, સવારના પહરમાં નામદાર વડા સેનાધિપતિએ છાવણી ઉંચકી નાખવાનો, અને પોતાનાં લશ્કરના મોટા ભાગને એકદમ કુચ કરી જવામાંટે તરત તૈયાર થવાનો હુકમ કર્યો,—આ હુકમ સાંભળી **ઑટોમન** સેપાહોમાં ઘણીજ ખુશહાલી અને ભારે ઉલટ પંથરાઇ.





## પ્રકરણ ૧૦૪ મું.

### ઇનગુરિ.

આપણે આગળ જણાવી ગયા છૈયે, તેમ જ્યારે સુખુમ-કાલેહની છાવણીમાંથી કુચ કરવામાં આવી, ત્યારે ઑટોમન લશ્કરની ખુશહાલી અને ઉલટનો કશો પાર નહતો. ઑસમાન પાશા—તેજ બહાદુર સરદાર, કે જેને ક્રિમિયામાં ટર્કિશ લશ્કરઉપર ઓમરની ગેરહાજેરીમાં સરદારી ભોગવી હતી—તેની સરદારીહેઠલનાં લશ્કરનો મોખરાનો ભાગ ખુદ મુખ્ય ભાગથી ઘણો લાંબે તફાવતે આગળ વધ્યો ગયો હતો. મિનગ્રેલિયાનાં પ્રગણાંમાંથી પુષ્કળ નાળાંઓ અને નદીઓ પસાર થાયછે, જે સર્વે કૉકૅસસના પહાડઉપરથી નિકળીને સમાંતર લીટીમાં વહી કાળા સમુદ્રમાં ખાલી થાયછે. એટલામાટે આ નદીઓ-ઉપરથી તોપખાનાંને લઈ જવાસારૂં કામચલાઉ પૂલો નાખવાની ઝરૂર પડી; અને જોકે લશ્કરના સેપાહોએ તે કામ ઘણી હોંસથી બજાવ્યું, તોયે તેથી કુચ કરવામાં વારંવાર અડચણ નડવાથી જગેજગ થોભવાની ફર્ઝ પડી. વળી તે દેશનો મુખ્ય ભાગ એવો હતો, કે જે વળી આગળ વધવાની ઝડપમાં આડો આવતો હતો; કારણકે જ્યારે કોઇ વાર પોહોળાં અને રળિયામણાં મયેદાનો આવતાં, ત્યારે વળી બીજા ભાગોમાં પહાડી ઘાટો, વાંકાટીકા અને ભાંગાતુટા રસ્તાઓ, અથવા ઝાડોથીભરેલી જગ્યાઓ મળતાં; આ કારણોનેલીધે લાંબો ચકરાવો લઇ કુચ કરવી પડતી હતી.

બે કે ત્રણ દિવસો વિત્યાકેડે ઑટોમનોને ખબર પડી, કે તેઓનીઆગળ રશિયન લશ્કરનો એક વિભાગ હતો, અને તેઉપરથી હાથોહાથ ઝપાઝપી થવાની દરેક વકી હતી. પણ જેમજેમ મુસ્લીમ લશ્કર આગળ વધતું, તેમતેમ મસ્કૉવિટોએ પાછળ હઠવાનું ચાલુ રાખ્યું; અને લડાઇ કરવામાંટે ઑસમાન પાશાના હાથતળેનાં મોખરાનાં લશ્કરે ઘણાંબી ફાંફાં માર્યાં, તોયે લડાઇ કરવાસારૂં રશિયન સેપાહો જરા પણ થોભ્યા નહીં.

ઓમર પાશાનાં લશ્કરને મિનગ્રેલિયન રૈયતે ઘણો ઉલટમંદ આવકાર દીધો. જેજે ન્હાનાંમોટાં ગામડાંઓમાંથી ટર્કો પસાર થતા ત્યાંથી—તેમજ છુટાછવાયા ખેડુતોના ઘરો અને ઝુંપડાંઓમાંથી—રેહેવાસીઓ બહાર નિકળી આવતાં; તેઓ તાઝી મેવાની, "કેકો"ની, અને બીજાં સઘર મિષ્ટાંનોની ભેટ તેઓને કરીને પોતાનો છુટકારો કરનારાં લશ્કરની હાજેરીમાંટે પોતાની ખુશહાલી ઝાહેર કરતાં. દેશી શાહઝાદાઓ ઓમર પાશાને સુલતાનના પ્રતિનિધિતરીકે માન આપવાને તથા નમન કરવાને આવ્યા ; અને તેઓ, કે જેઓએ વર્ષોસુધી રશિયનોના લાભેસારૂં પોતાનું સ્વતંત્રપણું વેચેલું, અને જેઓ રશિયન સેનાને નમતા હતા, તેઓ હવે ઑટોમન વડા સેનાધિપતિના *ઝભ્ભાની કોરને ચુંબન કરવાને તેનીસાંમે ઘુંટણિયે પડવા લાગ્યા.

---

* જુઓ નોટ ૧૧૮ મી.

ઓમર—"રાસ્ત કહ્યું ! અને વળી આજ રોઝે આપણે તે લોકોને બીજો ધડો શિખવીશું. મારી ખાતેરીછે, ટવારિક, કે તમો તમારા હાથનિચ્ચેનાં લશ્કરની ટુકડીસાથે તમારી ફર્ઝ બરાબર બજાવશો !"

ત્યારપછી વડો સેનાધિપતિ નદીઉપરથી પસાર થવામાટેની ગોઠવણો કરવા ગયો. તે પોતાના રેસાલાસાથે રશિયનોએ કીધેલાં મથકની બારીક તપાસ કરવાને સલામતીસાથે જેટલું જવાયએટલો નઝદીક ગયો : તેનાં દિઠાંમાં આવ્યું, કે તેઓ ખરેખર એક ઘણુંજ મઝબુત મથક હાથ કરી પડેલા હતા ; તેણે જાણ્યું, કે કદાચને જો દુશ્મનોનું લશ્કર સંખ્યામાં તેનાં પોતાનાં લશ્કરકરતાં ઓછું પણ હતે, તોયે તેઓ નદીના કેનારાઉપર ઉંચે હોવાથી, તેઓને તેથી ઘણો લાભ હતો. સરદારે પછી પોતાનાં લશ્કરને ચાર ભાગોમાં વેહેંચી નાખ્યું, અને નક્કી કીધું, કે તે ચારે ભાગોએ ચાર જુદીજુદીગમથી તે નદી ઓળંગવાની કોશેશ કરવી. તેણે પોતાનાં તોપખાનાંને એક ઘણીજ લાયક જગ્યાએ ગોઠવ્યું : અને લડવામાટે એશારત કરવાઆગમચ તેણે તે દરેક ભાગના સેપાહોસાંમે એક ન્હાનું પણ સુભાષિત ભાષણ કરી સંભળાવ્યું. તેણે પોતાના કસાયલા લડવૈયાઓને તેઓની આગળી ફતેહો અને જીતો યાદ આપી ; અને તેઓ પોતાની આજની ફર્ઝમાં પછાત પડશે નહીં, એવી પોતાની પુર ખાતેરી દેખાડી.

ત્યારબાદ ટર્કિશ તોપખાનાંઉપરથી મારો ચાલુ કર્યામાં આવ્યો ; અને રશિયનોએ તરત તેનો પાછો જવાબ આપ્યો. ચાર જુદાજુદા ઝુંડઓમાં ઑટોમન લડવૈયાઓ નદી-તરફ આગળ વધ્યા : અને જ્યારે તેઓ કેનારાઉપર આવી પુગ્યા, કે રશિયનોએ પોતાના મથકઉપરથી બંદુકો છોડી તેઓઉપર ઝબરો મારો ચલાવ્યો. પણ મુસ્લીમોએ તો આગળ વધવાનું ચાલુજ રાખ્યું, અને તે મારાનો પાછો જવાબ દેતા ગયા ; અને પછી નાળાંમાં ઝોંકાવ્યું. તેઓ પાણીમાં કાખસુધી ડુબેલા હતા, અને તેઓઉપર તોપો અને બંદુકોનો ભારે મારો ચાલતો હતો,—જેઓ કેનારાઉપર રહ્યા હતા, તેઓએ પણ મરતેઅલાહી મારો પાછો મારવાનો ચાલુ રાખ્યો, જે બિનદહશતની બહાદુરીથી ટર્કોઆગળ ધસ્યા, તેનું વર્ણન કરવુંજ અશક્તછે. રશિયનો પોતાનાં મથકઉપરથી ટોળાંબંધ બહાર નિકળી આવ્યા, અને જે કેનારાતરફ ટર્કો જતા હતા, ત્યાં સાંમે આવી હારબંધ ઉભા; અને આમુજબે બંધે બાજુતરફથી ઝબરો મારો એકબીજાઉપર ચાલુ રાખવામાં આવ્યો.

પણ લડાઇનો સર્વેથી ભયંકર વખ્ત તે હતો, કે જ્યારે મુસ્લીમો નાળું પસાર કરી જવાપછી સાંમા કેનારાઉપર ચડતા હતા. જોકે છેક ગર્દનસુધી તેઓ ભિંજાઇને તરબોળ થઇ ગયલા હતા—અને જોકે તેઓએ પોતાના જમણા હાથોમાં બંદુકો, અને ડાબા હાથમાં કારટુસના "બૉકસો" પકડેલાં હતાં—કે તેઓ ભિંગાઇને રદ થઈ જાય નહીં—તોયે તેઓ સામા કેનારાઉપર ધસ્યા ગયા, અને પોતાની બાગનેટોથી રશિયનોઉપર હલ્લો કીધો. આપ્રમાણે નાળાંના ચાર ભાગોમાંથી તેઓનાં ટોળેટોળાં પાણીમાંથી પસાર થતાં સૂર્યનાં કિરણો તેઓની ચળકતી બાગનેટો ઉપર પડવાથી તે ઝળઝળ થતી હતી—તેઓનાં ચેહેરા ઉલટ અને હોંસથીભરેલા હતા.

રશિયનો પણ ભારે બળતવારીથી લડયા. તેઓ પોતાથી બનેએટલાં ઝોરથી પોતાના મુસ્લીમ દુશ્મનોના ઝબરા હલ્લાનીસાંમે થયા ; પણ તેઓ કેનારાઉપરનું પોતાનું 'મથક

જાળવી રાખી શક્યા નહીં : દરેક નાંકેથી તેઓને પાછળ મારી હઠાવ્યામાં આવ્યા : અને તોપોની ભારી ગર્જના અને બંદુકોનાં ફુટવાના ધડાકાઓના ઝબરા ઘોંગાટની પણ ઉપર તેઓના પોકારો ઉઠાવતા આ બહાદુર મુસ્લીમ લડવૈયાઓની માણસાઇ ભરતી પાણીની ભરતીમાંથી આગળ ધસી, અને કેનારાઉપર થઇને પોતાનીઆગળ જે આવ્યા તેઓને સપાટામાં લઇ લીધા. આ વખતનો દેખાવ ઘણો દબદબાભરેલો હતો—તેની અસર ઝબરી હતી.

અને હવે એક બીજો અતિશય સરસ દેખાવ નઝરે પડ્યો. ઓમર પાશા, કે જે એક ઉંચી ટેકરીઉપરથી હુકમો આપતો હતો, અને પોતાના સેપાહોની પેહેલી હાલચાલ તપાસતો હતો. તે પોતાના મોટા અને દમામદાર રેસાલાને મોખરે ઘોડો કુદાવતો દોડ્યો આવ્યો ; અને પોતે પણ નાળાંનાં પાણીમાં ઝિપળાવ્યું. એકપછી એક તેના રેસાલાનો અમલદાર પોતાના બિનદહશત, બહાદુર સરદારનીપુઠે પાણીમાં પડ્યો, અને જાણે શેકારીઓથી નાસીને તેટલાં જંગલી જાનવરો પાણીમાં પડતાં હોય, તેવો મોટો આવાઝ તે પાણીમાંથી થવા લાગ્યો ; તેઓ સઘળા ઇનગુરિ નદીમાં પડ્યા હતા. રશિયનોએ આ ટર્કિશ વડા સેનાધિપતિને આવતો દિઠો ; અને જ્યારે તેઓના ઘોડાઓ તેઓને લઇને નાળું ઓળંગી જતા હતા, ત્યારે ઓમરની અને તેના રેસાલાનીઆસપાસનું સઘળું પાણી જાણે તેઓઉપર છોડવામાં આવેલા તોપોના ગોળાઓ, અને બંદુકની ગોળીઓથી છવાઈ ગયું. પણ ઓમર પાશા તો જાણે જાદુઇ ઝેંદગી ધરાવતો હતો : અને તે વગરદહશતે પોતાનો રસ્તો આગળ કાપ્યોજ ગયો. તેઓ સાંમે પાર જઇ પુગ્યા : તે પોતાનાં લશ્કરનાં એક ભાગઆગળ પોતાનો ઘોડો દપટાવતો, અને પોતાની હાઝેરીથી પોતાના સેપાહોને શૂર આપતો —જોકે તેઓ તો પહલવાનોનીપેઠે આગળથીજ લડતા હતા : પણ હવે, પોતાના માનીતા સરદારને પોતાનીવચ્ચે જોવાથી તેઓનું શૂરાતન ઘણું વધી ગયું.

રશિયનોને નદીને કેનારેથી પાછા હાંકી કાહાડવામાં આવ્યાથી, તેઓમાંના થોડા પાછા પોતાને મથકે આગળ ખોદેલી ખાઇઓતરફ દોડ્યા, અને થોડાકો પાછા હાથોહાથ લડવાના વિચારથી મયેદાનમાં એકઠા મળ્યા. ઑટોમનો પણ રશિયનોનાં મથકઆગળ ખોદેલી ખાઇઓતરફ ધસ્યા—તેઓઉપર પોતાની બાગનેટોથી હલ્લો કર્યો—અને ત્યાંથી પણ તેઓને મારી કાહાડયા. ઓમર પાશાના સેપાહો રશિયનોનીપુઠે એટલાતો જોશથી લાગ્યા, કે તેઓને લડવામાંટે પાછા એકઠા થવાની પણ જોગવાઇ મળી નહીં. તોયે બે કલાકોસુધી લડાઇ જારી રહી : ઑટોમન લશ્કરનો મોટો ભાગ ઇનગુરિ નદી ઓળંગી પણ ગયો હતો, અને લડાઇનો છેડો આવી જશે, એવી ઓમર પાશાની પુર ખાતેરી હતી.

હવે ખરેખરૂં જંગ શરૂ થયું. ટવારિકને તેની ટુકડીની સરદારી આપીને વડા સેનાધિપતિએ રશિયનોની બાજુમાં ધસી જવાને રવાના કર્યો : પણ તેઓની આ હાલચાલની મતલબ મસ્કૉવિટ સરદાર તરત પામી ગયો ; અને તેટલામાંટે તેણે એક ટેકરીઉપર ચાર તોપો લઇ જઇ, ત્યાંથી ટવારિકની ટુકડીઉપર મારો ચલાવવાનો હુકમ કર્યો. ઓમર પાશાના બહાદુર ભત્રીજાએ જોયું, કે કાંઈ પણ કરીને આ તોપખાનાંને હાથ કરવું જોઈએ ; અને જો તેમ કરવામાં આવે, તો રશિયન લશ્કરની જમણી બાજુઉપર તેની ટુકડી સેહેલાઇથી હલ્લો કરી શકે, એમ હતું ; અને પોતે પોતાના બાશિ-બાઝુકોને લઇને કાર્સખાતે જે

સાહસકર્મ કર્યું હતું, તે યાદ કરીને ટવારિકે પોતે શું કરવું, તેનો તરત ઠરાવ કરી દીધો.

**ઓમર**—(પોતાના એડી-કાંગોને) "મારો બહાદુર ભત્રીજો, પોતાનું કામ પુરેપુરૂં બજા લાવશે." કારણકે આ વડા સેનાધિપતિની ચકોર આંખોએ ટવારિક શું કરવાનો ઇરાદો રાખતો હતો, તે જોઇ લીધું હતું. "તમારામાંના એક જણ દોડતા **ઑસમાન પાશાઆગળ** જાઓ, અને દુશ્મનનાં લશ્કરના વચલા ભાગઉપર હલ્લો લઇ જવાને તેવણને જણાવો! બીજા એક જણ પાછા નદી ઓળંગી જાઓ, અને છ તોપોને પેલી ઝાડીમાં ઘસડી લાવવાને હુકમ કરો: તે તોપો રશિયનોની ડાબી બાજુ આરપાર ફોડી નાખશે!" પછી એક ત્રીજા એડી-કાંગને સરદારે કહ્યું, "તમો ફેરહાલ પાશાઆગળ દોડી જાઓ, અને તેવણને પેલી કૉસૅકોની ટુકડીસાથે બાથ ભીડવાને જણાવો."

આ અને એવા બીજા હુકમો વડા સેનાધિપતિએ ઝપાઝપ ફર્માવ્યા; અને તે સાંભળતાંજ પોતાના પયેગામો લઇ જુદાજુદા એડી-કાંગો જુદેજુદે ઠેકાણે દોડયા. આ વખ્તનાઅરસામાં ટવારિક પોતાની ટુકડીની સરદારી લઈ ઝડફથી રશિયનોનાં તોપખાનાંતરફ ધસ્યો ગયો, અને જોકે આ વેળા તેઓએ તેનીઉપર તોપોનો જીવલેણ મારો ચલાવવાનુ તરતજ શરૂ કર્યું હતું, તોયે તેની તેણે જરા પણ દરકાર કીધી નહીં. પોતાનીતરફ આમુજબે બીદહશત મુસ્લીમોને ધસ્યા આવતા જોઇ, રશિયનો તો દંગજ થઇ ગયા: પણ થોડીજ "મિનીટો"માં ટવારિક તો પોતાની ટુકડીને લઇને તેઓઉપર હલ્લો કીધો, અને રશિયનો પણ જીવઉપર આવી સામે થયા, અને હવે તે જગ્યાએ આ લડાઇનેલગતી એક ઝબરી ખુનરેઝી ચાલી રહી: પણ આખરે રશિયનોએ જોયું, કે તેઓ વધારે વખ્ત તેઓસામે ટકી શકશે નહીં, એટલે તેઓએ પોતાની તોપોને ખીલા મારી રદ કરી નાખી, અને જયાં પોતાનાં લશ્કરનો મુખ્ય ભાગ હતો, તેતરફ નાઠા. તોયે ટવારિક અને તેનાં હાથનિચ્ચેના લડવૈયાઓએ તેઓનીપુઠ પકડેલી રાખી; મસ્કૉવિટોને તો લાગ્યું, કે તેઓનીઉપર માણસજાતનેબદલે દૈત્યો ટુટી પડયા હતા,—એવી ભયંકર ખુનરેઝી તેઓને ખમવી પડી. વિજળીનાં એક ચમકારાનીપેઠે ટવારિક એ રશિયનોનાં લશ્કરના મુખ્ય ભાગની બાજુમાં ધસી આવ્યો; અને તેજ ઘડીએ **ઑસમાન પાશાએ**, તેવાજ જુસ્સાથી, દુશ્મનના વચલા ભાગઉપર હમલો કર્યો.

હજી કાપાકાપી, અને લડાલડી તો ભારે ચાલુજ રહી: કારણકે હજી રશિયનો જીવઉપર આવી લડતા હતા. તોયે ફેરહાલ પાશાની રીજમીટોસામેથી કૉસૅકોએ હવે પાછું ફરી નાસવા માંડયું; અને તેજ વખ્તે ઝાડીમાંનાં ટર્કિશ તોપખાનાંએ રશિયનોની ડાબી બાજુઉપર મારો ચાલુ કર્યો. હવે ટર્કિશ વડા સેનાધિપતિએ ખાસ તૈયાર રાખેલા સેપાહોને કુચ કરવાનો હુકમ કર્યો, અને તેઓને મોખરે ખુદ પોતે પોતાનો રેસાલો લઈને બહાર પડયો. રશિયનોની હારે હવે તુટી; નાસભાગ સાધારણ થઇ પડી; અને તેઓએ ઉભી પૂંછડીએ નાસવા માંડયું. ટર્કોએ થોડોક વખ્તસુધી તેઓનીપુઠ પકડી રાખી; પણ ભાગતા દુશ્મનોએ છેટે આવેલા પહાડી ઘાટોમાં અને જંગલોમાં આસરો લીધો, કે જ્યાંસુધી તેઓનીપુઠે જવું વાજેબી નહતું; કારણકે જો તેઓ તેમ કરે, તો તેઓના હકમાં ઘણું નુકશાનકારક થઇ પડે, એમ હતું.

આમુજબે, પાંચ કલાકોની ભયંકર ઝપાઝપીપછી, ઇનગુરિની લડાઇ ટર્કો જીતવા પામ્યા. જેઓને ઘટતું હતું, તેઓને એનામો વેહેંચી આપતાં, વડા સેનાધિપતિએ જે ઇખ્ખુલાત પોતાના બહાદુર ભત્રીજાને સુચુમ-કાલેહખાતે આપી હતી, તે તે નામદાર ભુલી ગયો નહીં; અને પોતાને સુલતાનતરફથી બખ્શવામાં આવેલી સત્તાનીરૂએ સરદારે ટવારિકને "પાશા"નો અલ્કાબ બખ્શયો, અને હવે ટવારિક બેનેબદલે તે ટવારિક પાશા થયો.

ઓમર પાશાની વધુ કારકીર્દી અત્રે દરશાવવાનું આપણી હાલની વાર્તાસાથે તાલુકો ધરાવતું નથી, એટલે અત્રેજ તે ખતમ કર્યે છેયે. આપણે તેને એવી વખ્તે છોડી જઇએ છેયે, કે જ્યારે તેણે ભારે નવીનવી કીર્ત્તિઓ મેળવી હતી, અને જ્યારે તેણે મિનગ્રેલિયાની ન જણાયલી ઇનગુરિ નદીને તવારીખમાં જગઆશ્કાર કીધી હતી. આપણે તેને તેની ભારે જીતના વખ્તમાંજ છોડી જઇએ છેયે—આપણે તેને લડાઇનાં ફતેહમંદ અને કીર્ત્તિવંત મયેદાનનો એકલો ધણી મુકી જઇએ છેયે—કે જે વેળા તેના દુશ્મનો તેનીઆગળથી ભાગતા હતા. જેમ એકરીતે તેણે પોતાનું નામ વધારે આશ્કારા કર્યુંછે—તેમ બીજીરીતે ઓમર પાશાનાં નામથી વધારે દહશત ઉભી થવા પામીછે. ઇનગુરિની લડાઇ એક એવું પરાક્રમ હતું, કે જેથી એકતરફથી ટર્કીના દોસ્તોમાં ખરેખરી ખુશહાલી ફેલાઇ હતી, અને બીજીતરફથી રશિયાની પક્ષ ખેંચનારાઓનાં દેલમાં ભારે ધાસ્તી પેઠી હતી. ભારે કીર્ત્તિથી ઑટૉમનોએ પોતાની આ નવી ચઢાઇ શરૂ કીધી હતી:—અને હવે ઇનગુરિના લોહીથી રંગાયલા કેનારાઓઉપરથી આ મહા બળવાન, અને દેલેર સરદારનું લશ્કર મિનગ્રેલિયાના ફળદ્રુપ પ્રગણાંઓઉપર પાછું ફર્યું.

વાંચનાર, તવારીખમાં અતિ જાણીતા થઇ ગયેલા બહાદુર નરેશેરની કારકીર્દી તેં ધ્યાન અને ધીરજથી વાંચીછે—તેને હલકી પદવીથી સર્વેથી ઉંચી પદવીએ ચઢેલો જોયોછે—તેની હેમત, બહાદુરી, પરોપકારબુદ્ધિ, માયાળુ ખવાસ તેં જાણ્યોછે, એટલે હવે તુંને છેલ્લી સલામ કરવાની રજા લઉંછું!





# નોટો.

## નોટ ૧ લી, પાનું ૧ લું.

**ગ્રીક દેવલનો પંથ રો**મના **પો**પથી તદન વેગળોછે. આ બંધે પંથોવચ્ચે વારંવાર ધર્મસંબંધી મતફેરો ઉભા થયા હતા, પણ સર્વેથી મોટો મતફેર છેક ઘણા આગળા વખતમાં, એટલેકે છેક ૮૦૨ નાં સાલમાં ઉભો થયો હતો, અને તે વડા ધર્મગુર **ફ્રો**ટિયસના વખતમાં હતો. તોયે આ ધર્મગુરૂનાં પડી ભાંગવાપછી થોડોક વખતસુધી તેઓવચ્ચેનો ઝગડો થોડોઘણો નર્મ પડયો હતો, પણ ૧૧ મી સદીમાં ફરી પાછો તે ઉભો થયો, અને તેઉપરથી સંવત ૧૦૫૪ નાં સાલમાં, જ્યારે **લિયો** ૧૦ મો **પો**પતરીકે ગાદીઉપર હતો, ત્યારે તેણે આ પંથના વડા પાદરી **મા**ઇકલ **સે**રૂલૅરિયસને ન્યાતબહાર કાહાડયો, કે જેણે પાદરીઓની ઘણીક ખોડખાપણો ઉઘાડી પાડી, અને પશ્ચિમના મુલ્કોના પાદરીઓની ભૂલો દેખાડી આપી હતી. ત્યારપછી બંધે બાજુવાળાઓતરફથી પાછી મિત્રાચારી કરવાનો યત્ન કર્યામાં આવ્યો, પણ તે નિષ્ફળ ગયો. તે વખતના **પો**પો પોતાની હકુમતતળેના મુલ્કો વધારવાની આશાથી પાછી મિત્રાચારી થયેલી જોવાને ઉલટમંદ હતા; અને **કૉ**ન્સટૅન્ટિનોપ્લના શાહનશાહોઉપર **ટ**ર્કોનું ઝોર વધારે થવાથી, તેઓ પશ્ચિમ રાજ્યવાળાઓતરફથી તેઓનીસામે થવામાં મદદ મેળવવાની મતલબે આ બંધે પંથવાળાઓવચ્ચે પાછું જોડાણ થયેલું જોવાને ઘણા આતુર હતા, અને તેટલામાંટે તેઓ પૂર્વતરફના પંથવાળાઓને **રો**મના **પો**પની હકુમતતળે પાછા લાવવાને મથ્યા. તેવીજરીતે **પ્રો**ટેસ્ટંટ પંથવાળાઓએ પણ યત્ન કર્યા, તેનું પણ કાંઇ સંતોષકારક પરિણામ આવ્યું નહીં. **ગ્રી**ક ધર્મના પંથવાળાઓ **પો**પની સત્તા કબુલ રાખતા નથી, અને ખુલ્લું જણાવેછે, કે **રો**મનો પંથ કાંઇ ખરેખરો **કૅ**થલિક દેવલનેલગતો પંથ નથી. **કૉ**ન્સટૅન્ટિનોપ્લ, **આ**લેકઝાંડ્રિયા, **આ**ન્ટિઓક, અને **જે**રૂસૅલેમનાં દેવલોના વડા ધર્મગુરૂઓ સર્વે એકસરખી પદવી ધરાવેછે, તો જોકે **કૉ**ન્સટૅન્ટિનોપ્લના વડા ધર્મગુરૂને વધારે માન આપવામાં આવેછે. આ પંથવાળાઓ **ક્રા**ઇસ્ટના કોઇ પણ પ્રતિનિધિને **પો**પના પંથવાળાઓનીપેઠે માનતા નથી, અને વળી તેઓની ઘણીક ધર્મક્રિયાઓ પણ કબુલ રાખતા નથી. જેઓએ ભારે પાપો કર્યાં ન હોય, પણ ર્‌હેજ હલકાં પાપો આ દુનિયામાં કીધાં હોય, તેઓ ચોક્સ ધર્મક્રિયાઓ કરવાથી પોતાનાં પાપોની મૂક્તિ મેળવી સ્વર્ગમાં જાયછે, એવો વિચાર આ પંથવાળાઓ બિલકુલ હસી કાહાડેછે, તોયે તેઓ મરણ પામેલાંઓનાં રૂહમાંટે બંદગી કરવાની ફર્ઝ કબુલ રાખેછે. તેઓ પોતાનાં દેવલોમાં કોઇ પણ જાતની કોતરેલી મૂર્તિઓ રાખતા નથી, તોયે ઘણાં કીમતી ચિત્રો ટાંગેછે, કે જેતરફ તેઓ ઘણાં માનથી જુએછે, અને તેઓઉપર સોનાનો અને ઝવાહેરોનો ભારે શણગાર કરેછે. **ક્રા**ઇસ્ટને તેઓ પૂંજેછે, પણ તેની મા **મે**રીને તથા બીજા ફેરેશ્તાઓને પણ તેનેથી ઉતરતું માન આપેછે. મ્હોંઘી પોતાનો અપરાધ પાદરીસનમુખ કબુલવાથી પોતાનાં પાપોમાંથી મૂક્તિ મળેછે, એવા વિચારો તેઓ કબુલ રાખતા નથી, તો જોકે પશ્ચાતાપ કરવાથી એક માણસ પોતાનાં પાપોમાંથી મૂક્ત થઇ શકેછે, એ વિચારને તેઓ કબુલ રાખેછે. પવિત્ર વસ્તુઓવડે શરીરને પાક કરવાથી એક માંદો શખ્સ પોતાની તંદરોસ્તી પાછી મેળવી શકેછે, અને તેણે કીધેલાં પાપો ધોવાઈ જાયછે, એવો વિચાર આ પંથવાળાઓ ધરાવેછે. આ પંથનેલગતા વડા ધર્મગુરૂઓ અને જોગીઓ પરણી શકતા નથી. તોયે બીજા ચોક્સ વર્ગના પાદરીઓને ફક્ત એક વાર લગનનાં ગાંઠથી જોડાવાની છુટ હોયછે, અને તે પણ એક કુંવારી સ્ત્રીસાથેજ. જેઓ પાદરી ન હોય, તેઓને પોતાની બાયડીનાં મરણપછી ત્રણવાર ફરીફરીથી પરણવાની છુટ મળેછે, પણ તેથી વધુ વાર નહીં. **રો**મન **કૅ**થલિક પંથવાળાઓનીપેઠે તેઓ પણ દંતકથા અને પવિત્ર ધર્મપોથી "**બા**ઇબલ"ને કબુલ રાખેછે. તોયે ચોક્સ બાબતોમાં તેઓવચ્ચે અને **પ્રો**ટેસ્ટંટ પંથવાળાઓવચ્ચે ઘણો મતફેરછે. તેઓ બહારની ક્રિયાઓ ઘણી કરેછે, અને વાઅઝો કે ધર્મશિક્ષણ કવચિત આપેછે. તેઓ **રો**મન **કૅ**થલિકોકરતાં પણ વધારે અપવાસો પાળેછે, અને તે પણ ચુસ્ત અયેતેકાદથી. તેઓના પાદરીઓ ચઢતા તથા ઉતરતા એવા બે વર્ગોમાં વેહેંચાઇ ગયેલાછે. આ **ગ્રી**ક ધર્મનો પંથ સાત કરોડથી પણ વધારે લોકોમાં ફેલાયલોછે, કે જેમાંનો ઘણોખરો ભાગ **રૂ**શિયામાં, તેથી ઉતરતો **ટ**ર્કીમાં, તેથી ઉતરતો **ઑ**સ્ટ્રિયામાં, પછી **ગ્રી**સમાં, ત્યારપછી **મૉ**ન્ટિનીગ્રોમાં, અને ઘણોજ ન્હાનો ભાગ **જ**રમનીમાંછે. તેઓ પોતાને જુના વિચારનાતરીકે માનેછે. તેઓના સૌથી વડા ધર્મગુરૂઓની સંખ્યા ચારનીછે.

## નોટ ૨ જી, પાનું ૪ થું.

**મારશલ.** યુરોપના જુદાજુદા દેશોનો આ એક ઉંચી પદવીનો ખેતાબછે. તો જોકે દરેક દેશમાં તેની પદવી કાંઇ એકસરખી હોતી નથી, આ શબ્દનો અસલ અર્થ એક "ઘોડાવાળો," કે "ઘોડાઓનો

કારભારી" એવો થાયછે. અભણેલ પણ લડાયક રૈયતોમાં એવો એક અમલદાર ઘણો વજનદાર ગણાતો હતો, અને તેથી તે મોટી લશ્કરી સત્તાવાળો લેખાવા લાગ્યો. ઈંગ્લાંડમાં "અર્લ-મારશલ"નો હોદ્દો વિલિયમ ધ કૉનકરરે દાખેલ કર્યો હતો. ઈંગ્લાંડનીપેઠે ફ્રાન્સમાં પણ મારશલની પદવી એક ઘણી વજનદાર લશ્કરી પદવી ગણાયછે. આ શબ્દ કેટલીક વાર ચોકસ ગંભીર ક્રિયાઓ કરતીવેળા, જે શખ્સ તે કરેછે, તેને પણ લાગુ પાડવામાં આવેછે.

## નોટ ૩ જી, પાનું ૫ મું.

**કરનલ.** જુદીજુદી લશ્કરી ટુકડીઓની બનેલી એક રીજમીટનો વડો અમલદાર. આ હોદ્દો ફક્ત નામનોજછે, કારણકે ખરી રીતે જોતાં, તો તેના હાથનિચેના અમલદારના હાથમા રીજમીટની સત્તા આપવામાં આવેલી હોયછે, કે જેને "લેફ્ટેનન્ટ-કરનલ" કરી કેહેવામાં આવેછે, અને તેનેજ ટુકડીઓની કવાયદ, વગેરેનું કામ તપાસવું પડેછે. લેફ્ટેનન્ટ-કરનલની પદવી કરનલથી ઉતરતી, પણ એક મેજરથી ચઢતી ગણાયછે.

## નોટ ૪ થી, પાનું ૭ મું.

**લેફ્ટેનન્ટ.** એક હલકી પદવીનો લશ્કરી અમલદાર. તે કૅપટનકરતાં ઉતરતી પદવીનો ગણાયછે- જો કૅપટનનું મરણ નિપજે, કે તે કોઇ બીજા કારણસર ગેરહાજેર હોય, તો તેટલો વખ્ત તેનો હોદ્દો લેફ્ટેનન્ટ ચલાવેછે. દરિયાવર્દી લશ્કરમાં દરેક ટુકડીએ બે લેફ્ટેનન્ટો હોયછે. તેઓને "વડો લેફ્ટેનન્ટ," અને "બીજો લેફ્ટેનન્ટ" કરી કેહેવામાં આવેછે. લશ્કરના લેફ્ટેનન્ટના ડગલાના ગળપટાની બંધે બાજુએ એક તાજનાં ચિન્હો પેહેરેલાં હોયછે. દરિયાવર્દીખાતાના લેફ્ટેનન્ટની પદવી ખુશ્કીના એક કૅપટનની બરાબરની લેખાયછે.

## નોટ ૫ મી, પાનું ૧૦ મું.

**બરાક.** લશ્કરી સેપાહોને રેહેવા તથા ઉતારામાંટે બાંધવામાં આવેલાં મકાનો, કે જેમાં તેઓને- લગતા અમલદારોને રેહેવાનાં પણ જુદાં મકાનો બાંધ્યાંમાં આવેલાં હોયછે. વળી તેમાં સેપાહોને માટે દવાખાનું, કેદખાનું, ઘોડાના તબેલાઓ, ઇત્યાદિની ગોઠવણો કીધેલી હોયછે. એક શખ્સના હસ્તકમાં આ સર્વે મકાનો સોંપેલાં હોયછે. કે જેને "**બરાક-માસ્ટર**" કરી કેહેવામાં આવેછે, અને તેનેજ હસ્તક સેપાહોને ખુરાકી, વગેરે પુરૂં પાડવામાં આવેછે.

## નોટ ૬ ઠી, પાનું ૧૨ મું.

**એડી-કાંગ.** આ શબ્દ ફ્રેંચ ભાષાનોછે, અને તેનો ખરો ઉચ્ચાર "એડ-ડે-કૅાં" કરી થાયછે, પણ આપણે તેને સાધારણરીતે એડી-કાંગનાં નામથી બોલ્યે છેયે. એક એડી-કાંગ, જે જનરલના હાથ નિચ્યે તે હોદ્દો બજાવેછે, તેના ફર્માનો લઇ જવા, બજાવવા, વગેરેની ફર્ઝો બજાવવાનું કામ કરેછે. લશ્કરમાં તેમજ વડાં મથકોઉપર તે ઘણોખરો જનરલના એક ખાનગી "સેક્રેટરી" જેવોછે, અને તેઉપરાંત તેના ઘરખતલાનેલગતું કામ પણ તેને બજાવવું પડેછે. તેની પદવી લગભગ એક કૅપટનની પદવીજેવી ગણાયછે. બાદશાહો પોતાની નોકરીમાં ઘણા એડી-કાંગો રાખેછે, કે જેમાંના કેટલાકોને ફક્ત માનભરેલા હોદ્દાનેખાતેર ચુંટી કાહાડવામાં આવેછે, જ્યારે બીજા ઘણાઓની નેમણુક તેઓની આગળી જાણીતી સેવાઓમાંટે કરવામાં આવેછે. આ વેળા તેઓને કરનલની પદવીઉપર ચઢાવ્યામાં આવેછે. એવીજરીતે વળી દરિયાવર્દીખાતાના એડી-કાંગોને પણ બાદશાહના ખેદમતમાં નેમવામાં આવેછે.

## નોટ ૭ મી, પાનું ૨૨ મું.

**ડ્રૅગુન.** ઘોડેસવાર સેપાહોની રીજમીટ, જે ૧૬૦૦નાં સાલમાં મારશલ ડે બ્રિસાકે ઉભી કીધી હતી. તેઓને એક ચોકસ જાતનું હથિયાર આપવામાં આવેછે, જે "ડ્રૅગુન" જાતના જાનવરનાં ઉંઘાડાં જડબાંઓના આકારનું હોવાથી, તેઓને ડ્રૅગુનનાં નામથી ઓળખવામાં આવેછે. આ ડ્રૅગુન જાનવર એક સર્પના આકારનું હોયછે, અને તેની બાજુમાં પાંખો ઉગેલી, અને પગના પંજા અણિયાળાં નખોના હોયછે, અને તે મ્હોંમાંથી આતશનાં બળતાં બહાર કાહાડેછે. અલબતાં, આ જાનવર દંતકથામાંજ ફક્ત જણાવ્યામા આવેલુંછે.

## નોટ ૮ મી, પાનું ૨૫ મું.

**મુસાફેરખાના** તે હાલના વખ્તનાં "હૉટેલો" સમજવાં. તેઓને ઇંગ્રેજી ભાષામાં hostelry અથવા inn કરી કેહેછે. આ મુસાફેરખાનામાં રેહેવા, સુવા, ખાવા, વગેરેની સઘળી ગોઠવણ હાલનાં "હૉટેલો"નીજ- પેઠે હોયછે. તેઓને ઘણીવાર "ધર્મશાળા" પણ કેહેવામાં આવેછે.

## નોટ ૯ મી, પાનું ૨૬ મું.

ટર્કો **ઑટોમન**નાં નામથી પણ ઓળખાયછે. પોહોળી ગાદીવાળી કુરસીને "ઑટોમન" કેહેછે, તે આઅેજ શબ્દઉપરથી નિકળેલોછે, કે જેવી "ફારશીન"ની બેઠકો ટર્કોમાં ઘણી વપરાતી હતી, અને હજી પણ વપરાયછે.

## નોટ ૧૦ મી, પાનું ૨૭ મું.

એક ધર્મચુસ્ત મુસલમાન ચોવીસ કલાકનાઅરસામાં પાંચ વાર નેમાઝ કરવાને ચુકતો નથી.

## નોટ ૧૧ મી, પાનું ૩૧ મું.

**ગોલડન હૉર્ન**, એ કૉન્સટૅન્ટિનોપ્લનું બારૂંછે. આ બારૂં ઘણું મોટું અને સુંદરછે, અને તે બૉસફૉરસની ખાડીમાં આવેલુંછે.

## નોટ ૧૨ મી, પાનું ૩૫ મું.

**ફેઝ**, લાલ રંગની ફુંમટાંવાળી ટોપીછે, કે જે ટર્કો પેહેરેછે. મુંબાઇમાં આ ટોપીઓ ઘણી સાધારણરીતે વાપરવામાં આવેછે, અને તે મુસલમાનો ઉપરાંત ઘણી ખરી દરેક કોમનાં લોકો વાપરેછે.

## નોટ ૧૩ મી, પાનું ૩૫ મું.

**દીવાન.** એક બેઠી, પોહોળી, ગાદીવાળી બેઠક યાને કુરસી, કે જેઉપર ટર્કો પોતાની રસમમુજબે પલાંઠી વાળીને બેસેછે. આ જાતની કુરસી હિંદુસ્તાનમાં પણ ઘણી સાધારણરીતે વપરાયછે. તે તખ્ત-રોકી હોયછે, અને તેટલામાટે એવી નાદર કુરસીઓ ન્હાના રાજાઓ કે સરદારો પોતાની દરબારમાં એક તખ્તનેબદલે પણ વાપરેછે.

## નોટ ૧૪ મી, પાનું ૩૭ મું.

**જૅનિસૅરી.** ટર્કિશ પાયદલ રીજમીટની ટુકડી. આ શબ્દનો અસલ ઉચ્ચાર "યેનિસ્કેરી," યાને નવા સેપાહો કરી થાયછે. એક ટર્કિશ તવારીખનવીસના જણાવ્યામુજબે આ જૅનિસૅરીઓને સુલતાન ઓરખાને ૧૩૨૯નાં સાલમાં ઉભા કર્યા હતા, પણ ૧૩૭૨નાં સાલસુધી તેઓને બરાબર ગોઠવેલા નહતા, કે જે વર્ષમાં આમુરાદ ૧ લાએ કેટલાક દક્ષિણ મુલ્કોઉપર ચઢાઈ કીધી, અને તે લડાઇમાં પકડાયલા, મઝબુત બાંધાંના જવાનોની સંખ્યાના પાંચમાં ભાગઉપર પોતાની લુટતરીકેનો દાવો કર્યો, અને તેઓને એસલામી મઝહબમાં વટલાવીને સેપાહોતરીકે કેળવ્યા. આ કામ તેણે ઘણીજ સંભાળથી કીધું. આ નવા સેપાહોને તેણે પેહેલાંતો એશિયા માઇનરના ખેડુતોમાં વેંહેંચી નાખ્યા, કે જેથી તેઓ ગામડાંની જેંદગીથી ખરતલ થાય, અને મુસલમાન ધર્મમાં સારીરીતે હળી જાય. અને ખરેખર તેમજ તેઓ પોતાના નવા ધર્મતરફ ઘણો ચાહ બતલાવવા લાગ્યા. તેઓને કેટલાક હકો બખ્શવામાં આવ્યાથી, તેઓ બંચાવનેમાટે ઘણા બળવાન થયા. તેઓની જુદીજુદી ટુકડીઓ કરવામાં આવી, કે જે દરેક ટુકડીમાં કૉન્સટૅન્ટિનોપ્લખાતે ૧૦૦ સેપાહોની, અને બીજીજગમ ૨૦૦ થી ૩૦૦ ની સંખ્યા સુલેહના વખ્તમાં મુકરર કર્યામાં આવી, પણ લડાઇને પ્રસંગે તે દરેક ટુકડીમાં ૫૦૦ સેપાહો એકઠા રાખવામાં આવતા. તેઓની સરદારી એક સેના-પતિને સોંપવામાં આવતી, કે જેને "આગા"નાં નામથી ઓળખવામાં આવતો હતો. પ્રથમમાં આ મઝબુત સેપાહોએ ટર્કિશ રાજ્યની ભારે સેવાઓ બજાવી. પણ આહેસ્તેઆહેસ્તે આ ટુકડીઓમાં ઘણા હલકા અને ગરીબ વર્ગનાં લોકોને દાખેલ કર્યામાં આવ્યા, અને તેથી એમ થયું, કે આ સેપાહો નાફર્માન થવા લાગ્યા. ૧૮૨૬નાં સાલમાં સુલતાન માહમુદે આ સેપાહોને કાહાડી નાખવાના ઉપાયો યોજ્યા. તેણે તે સઘળા-ઓને દાવપેચથી એક ઠેકાણે જમા કર્યા, અને તેઓની "બરાકો"માં જીવતા બાળી નાખ્યા, અથવા મયેદાનમાં તોપને મ્હોંડે ઉડારી મુક્યા; જેઓ જીવતા રેહેવા પામ્યા, તેઓને દેશનિકાળની સઝા કર્યામાં આવી આમુજબે ઘણા હઝાર જૅનિસૅરીઓનો ઘાણ કાહાડી નાખવામાં આવ્યો, અને પછી સુલતાનના એક ખાસ-ફર્માનનીરૂએ તેઓનું લશ્કર કાહાડી નાખવામાં આવ્યું.

## નોટ ૧૫ મી, પાનું ૪૧ મું.

**ઑસમાનલિ.** ઑટોમન, યાને ટર્કિશ હકુમતનો સ્થાપનાર ઑસમાન નામનો એક શખ્સ હતો, કે જેને ઓથમાન ૧લાને નામે પણ ઓળખવામાં આવેછે. તેને અલ-ગાઝી, યાને "ફતેહમંદ"ના ખેતાબથી પિછાણવામાં આવતો હતો. પ્રથમમાં તે બિથીનિયામાં એક ન્હાનાં પ્રગણાંનો મુખી હતો. પણ ૧૨૯૯માં નિશિયાના આખા મુલ્કઉપર તે ચઢાઈ લાવ્યો, અને ૧૩૦૧ માં શાહનશાહ એન્ડ્રૉનિકસને હરાવ્યો. ૧૩૦૭ માં તેણે મારમોરાનું પ્રગણું પોતાની હકુમતમાં જોડી નાખ્યું, અને ધીમેધીમે પોતાની ફતેહો છેક કાળા સમુદ્રતલિક લંબાવી. આ શખ્સનાં નામઉપરથી તમામ ટર્કોને ઑસમાનલિનાં નામથી ઓળખવામાં આવેછે.

ઑસમાન બિથીનિયાંનાં સુકુટ ગામમાં ૧૨૫૯નાં સાલમાં જન્મયો હતો, અને ૧૩૨૬માં મરણ પામ્યો હતો.

## નોટ ૧૬ મી, પાનું ૪૭ મું.

અર્ધ-ચાંદ (Crescent)ની આકૃતિ, કે જેના બંધે છેડાઓ ઉપર વળેલા હોયછે, તે ટર્કિશ રાજ્યનું ચિન્હ ગણાયછે. પ્રથમતો તે ગ્રીકો અને બાઇઝૅન્ટાઇન રાજ્યોનું ચિન્હ ગણાતું હતું. હજી પણ રૂશિયાનાં ઘણાંક દેવલોઉપર આ ચિન્હો મુકવામાં આવેછે, પણ તેમાં અર્ધ-ચાંદ ઉપરાંત એક "ક્રૉસ" પણ દાખેલ કરેલો હોયછે. ૧૮૦૧નાં વર્ષમાં સુલતાન સેલિમ ૩જાએ એક નવો ખેતાબ ઉભો કર્યો, કે જે ટર્કિશ ઑરડર આવ ક્રેસ્ટનાં નામથી ઓળખાયછે; પણ મુસલમાનોને આવા ચાંદો પેહેરવાની ધર્મથી મનાઇ હોવાનેલીધે, તે સુલતાનતરફથી ફકત ઉંચે વાંધેના ખ્રિસ્તીઓનેજ, કે જેઓએ ટર્કિશ રાજ્યની ભારે સેવા બજાવેલી હોય, તેઓનેજ એનાયત કર્યામાં આવેછે. આ અર્ધ-ચાંદની આકૃતિનો એક હીરાજડીત ચાંદ ૧૭૯૮માં ટર્કીના સુલતાને મહાન લડવૈયા લૉર્ડ નેલસનને, આબુકિરની લડાઇપછી બક્ષ્યો હતો, કે જે તે નામાંકિત ઍડમિરલ પોતાની છાતીએ હંમેશાં લટકાવેલો રાખતો હતો.

એવોજ એક બીજો અર્ધ-ચાંદની આકૃતિનો ખેતાબ નેપલ્સના રાજાના ભાઇ, રેને, ડયુક આવ ઍન્જોએ ૧૪૬૪ માં ઉભો કર્યો હતો.

## નોટ ૧૭ મી, પાનું ૫૧ મું.

બે અથવા બેગ. આ એક ટર્કિશ ખેતાબછે, કે જેનો અસલ અર્થ એક "મુખી" અથવા "અમીર" થાયછે. આ ખેતાબ ઘણાં ન્હાનાં પ્રગણાંઓના હાકેમોને, ઉંચી પદવીનાં લશ્કરી અમલદારોને, કે બીજા ઉંચે દરજ્જેના પુરૂષોને બખ્શવામાં આવેછે.

## નોટ ૧૮ મી, પાનું ૫૩ મું.

પાશા અથવા પાશ્છા. આ શબ્દ ફારસી ઝબાનઉપરથી નિકળેલોછે. પા એટલે પગ અથવા ટેકો, અને શાહ એટલે રાજ્યકર્તા. આ ખેતાબ ટર્કિશ રાજ્યમાં પ્રગણાંઓના હાકેમોને, ખુશ્કી કે દરિયાવર્દીખાતાના ઉંચે વાંધેના અમલદારોને બખ્શવામાં આવેછે. પણ આગળ તો તે બાદશાહી ખાનદાનના શાહજાદાઓનેજ ફકત એનાયત કરવામાં આવતો હતો. એક લાકડીઉપર એક ઘોડાની ઉડતી પૂંછડી, એ આ ખેતાબનું ચિન્હછે. આ ખેતાબના ત્રણ વર્ગો છે. "એક ઘોડાની પુંછડીનો પાશા," તેથી ચઢતો "બે પૂંછડીનો પાશા," અને સર્વેથી ચઢતો "ત્રણ પૂંછડીનો પાશા" અને એમુજબે તે લાકડીઉપર એક, બે, કે ત્રણ ઉડતી પૂંછડીઓ લટકાવવામાં આવેછે, અને બહાર ફરતી વેળા આ લાકડી તેનીસાથે રાખવામાં આવેછે.

## નોટ ૧૯ મી, પાનું ૫૪ મું.

મેજરની પદવી લફટેનન્ટ-કરનલથી ઉતરતી ગણાયછે, અને તેની ગેરહાઝેરીમાં તે તેનું કામ ચલાવેછે. જનરલથી ઉતરતી ત્રીજી પદવીના અમલદારને મેજર-જનરલ, તેમજ વગર સનદી હલકા અમલદારોમાં સર્વેથી ચઢતી પદવીનાને સારજંટ-મેજર, અને વડા પડઘમ વગાડનારને ડ્રમ-મેજરનાં નામથી ઓળખવામાં આવેછે.

## નોટ ૨૦ મી, પાનું ૫૪ મું.

એક લશ્કરી વિભાગની સરદારી જેને આપવામાં આવી હોયછે. તેને "બ્રિગેડિયર-જનરલ" ના અલકાબથી ઓળખવામાં આવેછે. જુદીજુદી રીજમીંટોના કુરનલોમાંથી એકને ચુંટી કાહાડવામાં આવેછે. આ પદવી એક કુરનલ અને મેજર-જનરલનીવચ્ચેની ગણાયછે. તેના એડી-કાંગતરીકે જે અમલદાર કામ કરેછે, તે "બ્રિગેડ-મેજર"નાં નામથી ઓળખાયછે. તેને કુપટનોમાંથી ચુંટી કાહાડવામાં આવેછે.

## નોટ ૨૧ મી, પાનું ૫૯ મું.

સર્વેથી ઉંચી લશ્કરી પદવી ધરાવનારને "જનરલ" કેહેવામાં આવેછે, તો જોકે તે "ફીલ્ડ-મારશલ"ની પદવીથી ઉતરતી પદવીનો ગણાયછે, અને વળી તેઓથી ઉતરતાને "લફટેનન્ટ-જનરલ" કેહેવામાં આવેછે. લફટેનન્ટ-જનરલથી ઉતરતો "મેજર-જનરલ" ગણાયછે.

## નોટ ૨૨ મી, પાનું ૭૪ મું.

મામેલુકો અથવા મેમલુકો. આ શબ્દ અર્બી ભાષાના "મેમાલિક" એટલે "એક ગુલામ"-ઉપરથી નિકળ્યોછે. સેપાહીની એક ટોળી, કે જેણે ઘણાં વર્ષોતુલીક ઇજીપ્ટમાં હકુમત ચલાવી હતી, તેને આ નામ આપવામાં આવ્યું હતું. આસરે ૧૩મી સદીની અધવચે સુલતાન માલેક સાલેકે તેઓને તે દેશમાં દાખેલ કર્યા હતા. તેઓ ઍશિયાખંડના જવાનો હતા, અને તેઓને મુખ્યકરી સિરકાશિઆન મુલ્કોમાંથી લાવ્યામાં આવ્યા હતા. તેઓને જેનઘીસખાનપાસેથી ગુલામોતરીકે વેચાતા લેવામાં આવ્યા હતા, કે જેઓને

હાથ તેઓ કેદ પકડાયા હતા. તેઓને લશ્કરી તાલીમ આપવામાં આવી હતી, અને પછી તેઓનું ૧૨,૦૦૦ માણસોનું લશ્કર ઉભું કર્યામાં આવ્યુ હતું, જેઓને "મેમલુક"નાં નામથી ઓળખવામાં આવતા હતા. વખ્ત જતે તેઓએ નાફર્માની કરવા માંડી, અને ૧૨૫૪ નાં સાલમાં તેઓએ માલેક સાલેકપછી થયેલા સુલતાન તુરાનશાહનું ખુન કર્યું, અને તેનેબદલે પોતાનામાંનાજ એક આઇબેક નામના શખ્સને ગાદીઉપર બેસાડયો. ત્યારપછીથી બાહરી નામના ટર્કિશ વંશના સુલતાનો ગાદીઉપર આવ્યા. કે જે સઘળાઓને આ મામેલુકોએજ ગાદીનશીન કીધા હતા, અને તેઓમાંના વળી કેટલાકોને ગાદીઉપરથી ઉઠાડી મુકયા, કે કતલ કીધા હતા, એટલું તે લોકોનું તે વખ્તમાં ચલણ હતું. આ સુલતાનોએ સીરિયા જીતી લીધું, ડમાસકસ હાથ કીધું, અને ખલીફાહઓનાં અમલનો અંત આણ્યો. ૧૩૮૨ માં મામેલુકોનું એક ન્હાનું ટોળું, કે જે "બોરગી"ને નામે ઓળખાતું હતું, તેઓએ ઉપલાં બાહરી વંશનો અમલ તોડી નાખ્યો. બોરગીનો અર્થ "એક કેલ્લો" થાયછે, કારણકે તેઓ ઇજીપ્ટના કેલ્લાનો બંચાવ કરવાનાં કામમાં પ્રથમ રોકાયલા હતા. તેઓએ પોતાના સરદાર, દૌલત-અલ-મેમલુકને પછી સુલતાન બનાવ્યો; અને તેનાં વંશોએ ઠેક ૧૫૧૭નાં સાલસુધી રાજ્ય ચલાવવાનું ચાલુ રાખ્યું, કે જેપછીથી ટર્કોએ તેઓને તાબે કર્યા, અને તે વખતપછીથી ઇજીપ્ટ કૉન્સટૅન્ટિનોપલને તાબેનો મુલક થયો. તોયે ટર્કિશ સુલતાને મામેલુકોની સત્તા તદન છિનવી લીધી નહીં, તેઓને તે દેશના લશ્કરી ખડેખાંઓતરીકે રેહેવા દીધા, અને તેઓ ત્યાં મોટો વક્કર ધરાવવા લાગ્યા. ૧૭૯૮ માં જયારે આ દેશઉપર બૉનાપાર્ટ ચઢાઇ લાવ્યો, ત્યાંસુધી આમુજબે મામલો ચાલુ રહ્યો. તા૦ ૨૧ મી જુલાઇ ૧૭૯૮ માં પીરામિડોની લડાઇવળા મામલુકો મોટી સખ્યામાં જમા થયા, અને ભારે હેમતથી ફ્રેંચોઉપર હમલો કર્યો, પણ ભારે કતલસાથે તેઓને મારી હઠાડવામાં આવ્યા. તેઓનાં આસરે ૨,૫૦૦ જણા ભારે દુઃખી અને નાસીપાસ થયેલા ઇજીપ્ટના ઉપલા ભાગમાં અને ન્યુબિયાખાતે નાસી જઇ ભરાયા. ફ્રેંચોને ઇજીપ્ટમાંથી હાંકી કાહાડવાપછી, મામેલુકોને હાથ થોડીઘણી સત્તા પાછી આવી, પણ રખેને તેઓ પોતાની પુર સત્તામાં પાછા આવે, એવી ધાસ્તીથી ટર્કો પોતાથી બનતીરીતે તેઓની સામાં થયા, અને એકથી વધુ વાર કાવાદાવાથી તેઓની કતલો ચલાવી. લશ્કરીઓ અને રાજદ્વારીઓતરીકે તેઓને છેલ્લો ફટકો પાશા મેહમતઅલ્લીએ લગાવ્યો, કે જેથી તેઓ છેક તર જડમૂળથી ઉખડી ગયા, આ મેહમતઅલ્લીએ તા૦ ૧લી માર્ચ ૧૮૧૧ને દિને તેઓના સરદારો અને બીજા મુખ્ય આસામીઓ મળી આસરે ૪૭૦ જણાંઓને કેરોના એક ન્હાના કેલ્લામાં મસ્લહત કરવાને બહાને બોલાવ્યા, અને પછી તે કેલ્લાના દરવાઝાઓ બંધ કરાવી, પોતાના સેપાહોને તેઓઉપર બંદુકોનો મારો ચલાવવાનો હુકમ આપ્યો. તેઓમાંહેલો ફક્ત એક જણ કેલ્લાની ઉંચી દીવારઉપરથી પોતાના ઘોડાઉપર બેસીનેજ કુદાવી જઇ છટકવા પામ્યો. જોકે તે પોતે તો વગરઇઝાએ છટકી ગયો, તોયે ઉપરથી તુટી પડવાનેસબબે તેનો ઘોડો માર્યો ગયો. તરતજ પછી દરેક પ્રગણાંમાં આ મામેલુકોની કતલો ચલાવવાનો હુકમ આપ્યામાં આવ્યો; તેઓમાંના થોડાકો છટકીને ડૉનગૉલા જઇ ભરાયા, કે જયાંથી પછી આખરે તેઓ વિખેરાઇ ગયા; અને તેપછીથી તેઓનો ટોળો બંધ પડયોછે.

## નોટ ૨૩ મી, પાનું ૭૪ મું.

**બૉસફૉરસ.** કાળાની અને કૉન્સટૅન્ટિનોપલની સામુદ્રધુનિઓ, કે જે યુકઝાઇનના સાગરને પ્રૉપૉનટિસસાથે જોડી નાખેછે, તે ભાગ. તે એટલીતો સાંકડીછે, કે શાંત દિવસે સામસામે કેનારે ઉભેલા બે શખ્સો એકબીજાસાથે વાતો કરી શકેછે. આ બોલનો અર્થ "બલદોનો પ્રવાહ" થાયછે, અને તે ઇંગ્રેજી "ઑકસફર્ડ" બોલનેજ મળતો આવેછે.

## નોટ ૨૪ મી, પાનું ૫૭ મું.

જ્યારે એક તોપખાનું હારી જાયછે, ત્યારે તેઓની તોપો દુશ્મનને હાથ જાયછે. તેનો તેઓ સામો ઉપયોગ ન કરે, એટલામાટે તેઓ તેને છોડી જતી વખ્તે તેનાં મ્હોંમાં મોટા ખીલા મારી રદ કરી નાખેછે. આવીરીતે ખીલા મારેલી તોપો પાછી કારખાનાંમાં મોકલી દરોસ્ત કરવાઆગમચ દુશ્મનો તે વાપરી શકતા નથી.

## નોટ ૨૫ મી, પાનું ૭૫ મું.

**સીરાલિયો** (Seraglio). આ શબ્દ ઇટાલિયન ભાષાનોછે. તેનો અર્થ પૂર્વતરફના એક બાદશાહનો મેહેલ કરી થાયછે, પણ તેનો સાધારણ અર્થ, જેમાં ઔરતોને રાખવામાં આવેલી હોય, તે મકાનનો થાયછે.

## નોટ ૨૬ મી, પાનું ૫૮ મું.

ઇંગ્રેજી સેપાહોને જે ટોપીઓ પેહેરાવવામાં આવેછે, તેને ઇંગ્રેજીમાં "હેલમેટ" (Helmet) કરીકેહેછે. સેપાહો ઉપરાંત બીજા ગ્રહસ્થો પણ સૂર્યનાં તડકાંથી પોતાનાં માથાંનો બંચાવ કરવામાટે આ જાતની ટોપીઓ સાધારણરીતે વાપરેછે.

## નોટ ૨૭ મી, પાનું ૭૦ મું.

બુઝુર્ગ કે ઉંચી પદવીના મર્દ યા ઓરતના હાથને બુસો લેવા દેવામાં આવે, તો તે બુસો લેનારને ઘણું માન આપેલું ગણાયછે. ફકત પોતાનાકરતાં વડા માણસનો હાથ લઈ માનથી તે કપાળસાથે લગાડવામાં આવેછે, તેકરતાં બુસો લેવાની છુટ ઘણી મોટી અને વધારે માનભરેલી ગણાયછે.

## નોટ ૨૮ મી, પાનું ૭૭ મું.

**અબ્દુલ-મેડજિડ**, **માહમુદ** રાજાનો (જુઓ નોટ ૧૧૯ મી) બેટો, તેનીપછી તા૦ ૧ લી જુલાઇ ૧૮૩૯ ને દિને ટર્કીની ગાદીએ સુલતાનતરીકે આવ્યો હતો. સુલતાનોના બેટાઓને જેમ ઘણુંકરીને ઝનાનામાં ઉધારવામાં આવેછે, તેવીજરીતે એને પણ ઝનાનામાંજ રાખીને મોટો કર્યામાં આવ્યો હતો. તો જોકે તેના બાપની ઘણી મર્જી હતી, કે તેને ઇંગ્રેજી કેળવણી આપવી, પણ ચાલતા આવેલા રવાજનીવિરૂદ્ધના તેના આ વિચારની-સામે મુસલમાન ધર્મગુરૂઓ થયા, અને તેથી તેને નાચારીએ તે વિચાર છોડી દેવો પડયો. જ્યારે તે ગાદીએ આવ્યો, ત્યારે ટર્કીનો મામલો ઘણો બારીક હતો. તેના રાજ્યની રૈયત તેના બાપે દાખેલ કીધેલા નવાનવા સુધારાઓથી ડગમગી રેહેલી હતી, છતાં સુલતાન **માહમુદ** કરડો અને મક્કમ ઠરાવનો હોવાથી, તેમજ મજબુત હાથે કામ લેનારો આસામી હોવાથી તેઓ ખુલ્લીરીતે તેનીસાંમે બળવો ઉઠાવવાની હેમત કરી શક્યા નહોતા, પણ તેનાં મરણપછી અસલી રવાજો પાછા એખતિયાર કરવાને તેઓનેમાંટે રસ્તો પાછો ખુલ્લો થયો. ઇજીપ્ટમાં **મેહમત અલ્લી**એ ઉઠાવેલા બળવાનો યુરોપનાં મુખ્ય રાજ્યોના વચ્ચે પડવાથી અટકાવ થયો, અને તેથી આ જુના રાજવંશનો નાશ થતો અટક્યો. તેના અમલનાં થોડાંક વર્ષોસુધી તો તેનું ખુન થવાની ધારતી રાખવામાં આવી, પણ ધીમેધીમે **અબ્દુલ-મેડજિડ** લોકોમાં માનીતો થવા લાગ્યો, અને આખરે તો લોકો ફકત તેને માન આપવાજ નહીં, પણ ખરાં દેલથી ચાહાવા લાગ્યાં. તેનાં રાજ્યના જુદાજુદા ભાગોમાં ઉઠેલાં બંડો દાબી દેવામાં આવ્યાં, અને તેણે પોતાની રૈયતની હાલત સુધારવામાટેનાં કાળજીના જગપ્રસિદ્ધ રાજદ્વારી પુરૂષોએ પણ વખાણ કર્યાં હતાં. તેણે ફરમાન કાહાડયું હતું, કે સઘળા ધર્મોના કબેલ પુરૂષોને તેનાં રાજ્યમાં ધારાતીરૂએ એકસરખા ગણવા. રૂશિયાના શાહનશાહો લાંબા મુદ્દત થઇ **બૉસફૉરસ**ની ઉત્તરેનો **ટર્કી**નો બની શકે એટલો ભાગ પચાવી જવાની વેતરણ કરતા રહ્યા હતા, અને તે વખત હવે આવી લાગેલો તેઓએ ધાર્યો. તેઉપરથી ૧૮૫૩નાં સાલમાં શાહનશાહ **નિકૉલસે** ખ્રિસ્ટી પવિત્ર જગ્યા બંધાવવાના હકમાં ઉઠેલા કાંઇક વાંધાનું બહાનું લીધું, અને ટર્કીમાં **ગ્રીક** ખ્રિસ્ટીઓનું રક્ષણ કરવાનો હક **ટર્કી**નાંકરતાં પોતાનો વધારેછે એવો ખોટો દાવો ઉઠાવ્યો, કે જેનીસાંમે સુલતાને વાંધો લીધો, અને તેઉપરથી એક લડાઈ ઉભી થઇ. પણ આ સઘળો વખત **અબ્દુલ-મેડજિડ** મક્કમ રહ્યો, કે જેમાંટે સઘળાંની દેલસુઝી તેનીતરફ ખેંચાઇ, અને તેના પરિણામમાં **ફ્રાન્સ** અને **ઇંગ્લેંડ** પણ **રૂશિયા**નીસાંમે થવા **ટર્કી**નીસાથે જોડાઇ ગયાં. ૧૮૫૫સુધી ભારે લડાઇ ચાલુ રહી, કે જે વખતનાઅરસામાં **સાર્ડિનિયા**નું રાજ્ય પણ આ એકસંપી રાજ્યોસાથે જોડાયું. એજ વર્ષમાં **સેબાસ્ટૉ-પૉલ** પડી ભાગ્યું, અને પછી ટુંક મુદ્દતમાં સુલેહ થઇ. ૧૮૪૮ માં **કૉસથ** અને **હુંગેરી**નાં રાજ્યમાં થયેલી ઉઠલપાઠલ વેળાએ જે લોકોએ તેનાં રાજ્યમાં પનાહ લીધી હતી, તેઓને પોતાને શરણ કરી દેવામાટે આ બંધેએ સુલતાનપાસે માગણી કીધી, કે જેમ કરવાને તેણે ૧૮૫૦માં સાફ ના પાડી; અને ઉપલી રૈશિયન લડાઇનો સઘળો વખત તેણે એવીતો ડાહાપણભરી અને હેમતી ચાલ ચલાવી, કે જેથી તે તેની રૈયતના આંખોમાં ઘણો વધારે ભલો અને લાયક માલુમ પડયો. તેવીજરીતે તેની પક્ષે રહી લડાઇમાં ઉતરેલા એકસંપી રાજ્યોની નજરોમાં પણ તે એક ખાનગી આસામીતરીકે અને એક રાજ્યકર્ત્તાતરીકે ઘણો ચઢતો દેખાયો. તે ૧૮૨૩ માં જન્મી, ૧૮૬૧ માં જવાન વયે મરણ પામ્યો હતો.

## નોટ ૨૯ મી, પાનું ૭૯ મું.

**બૅરન**, એ બીજા સર્વે ઉમરાવી ખેતાબોમાંનો સૌથી ઉતરતો ખેતાબછે. તેનેથી એક ચઢતી પદવી "**વાઇ-કાઉંટ**"નો ખેતાબ ગણાયછે. આગળ ગમે તે પદવીના ઉમરાવો હોય, તોયે તેઓને **બૅરન**નુંજ નામ લાગુ પાડવામાં આવતું હતું, કારણકે સઘળા ઉમરાવો **બૅરનો**થીજ ઓળખાતા હતા, તો જોકે તેઓ ગમેએટલો ઉંચો બીજો ખેતાબ ધરાવતા હોય, તોપણ. **બૅરનો**ને તાજ પેહેરવાનો હક રાજા **ચાર્લ્સ** ૨ જાએ પેહેલવેહેલો બખશાયો હતો. એક **બૅરન**ના બેટાબેટીઓ "**ઑનરેબ્લ**"નાં નામથી બોલાયછે.

આગળા વખતમાં રાજ્યની જગ્યા **બૅરનો**ને તેઓની લશ્કરી કે કોઇ બીજી સેવાઓમાંટે બખશવામાં આવતી હતી, અને તેટલામાંટે તેઓજ ફકત રાજ્યની ઝમીનના માલેકો હતા. જ્યારે પણ તેઓને હુકમ થાય, ત્યારે રાજાની દરબારમાં હાજર થવાને તેઓ બંધાયલા હતા, અને ત્યાં એન્સાફનાં અને બીજાં કામોમાં રાજાને મદદ આપતા હતા.

એક **બૅરન**ની બાનુ "**બૅરૉનેસ**"ના અલકાબથી ઓળખાયછે.

*** બીજા ખેતાબોમાંટે જુઓ નોટ ૧૨૦ મી.

## નોટ ૩૦ મી, પાનું ૮૨ મું.

**"સાત મેનારનો કેલ્લો"** કૉન્સટૅન્ટિનોપલમાં એક ઘણો મજબુત કેલ્લો ગણાયછે, કે જેનાં આગળા વખ્તમાં મોટી સઝા પામેલાઓને કેદ કરવામાં આવતા હતા. જેવીરીતે લંડનમાં "લંડન ટાવર" લેખાતો હતો, તેવીજરીતે કૉન્સટૅન્ટિનોપલમાં "સાત મેનારનો કેલ્લો" ગણાતો હતો.

## નોટ ૩૧ મી, પાનું ૮૪ મું.

Postillions=**પૉસ્ટિલિયન્સ.** ગાડીને જોડેલાઘોડાઓઉપર સવાર થયેલાઘોડાવાળાઓ. યુરોપમાં તેમજ બીજે ઠેકાણે બેથી વધુ ઘોડાઓ જે ગાડીમાં જોતરેલા હોયછે, તો તેઓને "કોચ બૉક્સ" ઉપરથી હાંકવાને-બદલે ઘોડાવાળાઓ ઘોડાઉપર બાંધેલાં ઝીનઉપર બેસીને હાંકેછે. આગળ જ્યારે આગગાડી નહતી, ત્યારે ડાઘ અથવા ટપાલ આવીજરીતે જોતરેલા ઘોડાઓની ગાડીઓમારફતે મોકલવામાં આવતો; ઠેકાણેઠેકાણે ટપ્પાઓઆગળ ઘોડાઓ બદલવામાં આવતા; અને લોકો પણ તેમાંજ એક ગામથી બીજે ગામ મુસાફરી કરતાં હતાં આવી રીત હજી પણ હિંદુસ્તાનમાં કેટલેક ઠેકાણે ચાલુછે મુંબાઇમાં આપણા નામદાર "ગવરનર"ની અને રાજવંશીઓની ગાડીઓને એવીજરીતે ઘોડેસવાર થયેલાઓ હાંકેછે, અને તે અમારાં દરેક વાંચનારે જોયું હશે.

## નોટ ૩૨ મી, પાનું ૯૨ મું.

Undress=**અનડ્રેસ.** લશ્કરી કે "પોલિસ"નાસેપાહો તથા અમલદારો બે જાતના પુશાકો સજેછે. એક લડાઈઉપર કે મેળાવડામાં હાઝેર થતી વેળા પેહેરવામાં આવેછે, અને બીજો જ્યારે લડાઇઉપર કે હોદ્દા-ઉપર નહોય, ત્યારે સજવામાં આવેછે, તો જોકે તે અર્ધ-લશ્કરી પુશાકઉપરથી પણ તરત જણાઇ જાયછે, કે આ માણસ એક લશ્કરી કે "પોલિસ" ખાતાંનેલગતોછે.

## નોટ ૩૩ મી, પાનું ૯૬ મું.

**કૅપ્ટન.** પાયદલ, ઘોડેસવાર, કે તોપખાનાંની એક ટુકડીના વડા અમલદારને "કૅપ્ટન" કેહેવામાં આવેછે. તેમજ લડાઇનાં એક બારકસના સર્વેથી વડા અમલદારને પણ સભ્યતાનેખાતેર એજ નામે ઓળખવામાં આવેછે. તો જોકે આ હોદ્દા લડાંઇનાં વહાણના એક વડાની અને એક ઍડમિરલનીવચ્ચેનોછે. આગળ તેઓને "પોસ્ટ—કૅપ્ટન"ની પદવીથી ઓળખવામાં આવતા હતા. એક વેપારી વહાણના વડા અમલદારને પણ સાધારણરીતે એમજ બોલવામાં આવેછે, પણ તે ભુલભરેલુંછે. તેઓ તો "માસ્ટર" કે "કમાનડર" ને નામે ઓળ-ખાયછે. ખુશ્કીનાં લશ્કરનાં કૅપ્ટનના હાથમાં તેની ટુકડીનેલગતો ખર્ચ, કવાયદ, પુશાક, હથિયાર, "બરાકો," વગેરે બાબતોની તમામ સત્તા આપવામાં આવેલી હોયછે. ખુશ્કીના કૅપ્ટનકરતાં દરિયાઇ કૅપ્ટનની પંદવી વધારે ચઢિયાતી ગણાયછે, કારણકે તેને માથે વધારે જોખમ સમાયલો હોયછે, કેમકે લશ્કરની દેખરેખ રાખવા-ઉપરાંત વહાણ ચલાવવાનો જોખમ પણ તેનેજ માથે હોયછે.

## નોટ ૩૪ મી, પાનું ૧૦૧ મું.

યુરોપમાં અતિશય ઠંડી પડવાનેલીધે ઓરડાનાં બારણાંઓ હંમેશાં બંધ રાખવામાં આવેછે, અને તેટલામાંટે જો ત્યાં દાખેલ થવું હોયછે, તો માંહે જનાર બારણાંઉપર ટકોરા મારી રઝા પુછીને માંહે દાખેલ થાયછે. મજલેસ વેળા ઘરનો વડો નોકર પરોણાંઓનાં નામો પોકારેછે, અને પછી તે અંદર દાખેલ થાયછે. (જુઓ **"વિવેક વાણી,"** યાને ઇંગ્રેજી રીતભાતનું પુસ્તક, પાને ૧૪૧ મેં.)

## નોટ ૩૫ મી, પાનું ૧૦૩ મું.

ખાણું પોકારવાવિષે જુઓ **"વિવેક વાણી,"** યાને ઇંગ્રેજી રીતભાતનું પુસ્તક, પાને ૧૪૭ મેં.

## નોટ ૩૬ મી, પાનું ૧૦૪ મું.

**પ્રિન્સ આલેકઝાંડર સેરજેવિટચ મેન્ટસિચૅકૉફ** એક જાણીતો રેશિયન ઍડમિરલ અને જનરલ હતો. તેને પ્રથમ વિયેનાખાતેના એલચીખાતાંમાં દાખેલ કર્યોમાં આવ્યો, પણ ૧૮૧૨માં, ઝાર આલેકઝાંડરનો એડી-કાંગ નેમવામાં આવ્યાથી તેને જનરલની પદવીએ ચઢાવ્યામાં આવ્યો હતો જ્યારે ઝાર નિકોલસ ગાદીઉપર આવ્યો, ત્યારે તેણે મેન્ટસ્ચિકૉફને ઇરાનનાં શાહ અબાસ મિરઝાં-આગળ રાજદુઆરી કામમાંટે રવાના કર્યો, પણ આ વખતનાઅરસામાં રેશિયન લશ્કરમાં બળવો જાગવાથી તેનો લાભ લઈ શાહે ઝારસાથના કરારો તોડી નાખ્યા, અને તેટલામાંટે તેનીઆગળ મોકલેલા આ એલચીને પોતાના જાનનેખાતેર નાસી જવું પડયું. ૧૮૨૪માં રેશિયન લશ્કરના એક વિભાગની સરદારી એને સોંપવામાં આવી હતી, કે જે લશ્કરે આનાપા જીતી લીધું, અને પછી વાર્નાના ઘેરા વખ્તે તે સખ્ત ઘાયલ થયો હતો. ૧૮૩૧માં તેને, ફિનલાંડનો હાકેમ નેમવામાં આવ્યો, અને ૧૮૩૪માં ઍડમિરલની પદવી એનાયત

કર્યામાં આવી. ૧૮૫૩માં ઝાર નિકોલસે કેટલીક પવિત્ર જગ્યાઓનાસંબંધમાં તેને એલચી નેમીને ટર્કીખાતે મોકલ્યો, પણ તેની તકબ્બુરી અને હઠીલાઇનેલીધે જે કામમાટે તેને મોકલવામાં આવ્યો હતો, તે હાર પડ્યું નહીં. તેને પોતાની છેલ્લી માગણી સુલતાનઉપર મોકલી આપી, અને પછી પોતે તરત ટર્કી છોડી ગયો. તેનાં આ કામથી રૅશિયાસાથે જંગ ઉઠ્યું, અને જ્યારે એકસંપી રાજ્યો ટર્કીનીસાથે ક્રિમિયાને કેનારે ઉતર્યાં, ત્યારે રૅશિયન લશ્કરની વડી સરદારી તેનેજ હસતક હતી. ઈનકરમાનની લડાઇમાં હાર ખાધાપછી, અને ઝારનાં મરણપછી, તે પોતે પણ માંદો પડ્યો, અને તેઉપરથી તેની જગ્યાએ ક્રિમિયાના સેનાપતિતરીકે પ્રિન્સ ગૉર્ટસ્ચૅકૉફને નેમવામાં આવ્યો. તોયે થોડાક માસપછી ઇંગ્રેજી અને ફ્રેંચ એકસંપી રાજ્યોનાં કાફેલાઓનીસાંમે પવાને અને ક્રૉનસ્ટાડનો બંચાવ કરવાને તેને પાછી સત્તા આપવામાં આવી. ૧૮૫૬માં ઝાર આલેકઝાંડરની દરબારમાં એક હોદ્દાઉપર વળી પાછી તેની નેમણુક થઇ. રૅશિયાની એક જુના વિચારની પણ વગવાળી ટોળીનો મૅન્ટસ્ચિકૉફ આગેવાન હતો, અને તેથી તે દરેક સુધારાઓનો એક ઝાહેર શત્રુ હતો.

તે ૧૭૮૯માં જન્મી, ૧૮૬૯માં મરણ પામ્યો હતો.

## નોટ ૩૭ મી, પાનું ૧૦૪ મું.

ઘણાં ઉંચે વાંધેના અમલદારોને શાહઝાદાઓનીજ બરાબરની પદવીનો "પ્રિન્સ"નો ખેતાબ આપવામાં આવેછે.

## નોટ ૩૮ મી, પાનું ૧૦૫ મું.

લડાઇનીજ વખતે લડવાને બહાર પડે, પણ સુલેહની વખતે પોતાનો ખાનગી ધંધો કરે, એવાં માણસોનું બનેલું જે લશ્કર રાખવામાં આવેછે, તેને "મિલિશિયા" કરી કેહેછે. આ જાતના સેપાહોને રાજ્યતરફથી કેટલીક છુટો આપવામાં આવેલી હોયછે. જેવીરીતે ખાનગી આસામીઓ કવાયદ લઈને દેશનો બચાવ કરવામાટે લડવાને તૈયાર થાયછે, અને જેઓને "વૉલન્ટિયર" તરીકે ઓળખવામાં આવેછે, તેનેજ કેટલીકરીતે મળતું "મિલિશિયા" પણ હોયછે.

## નોટ ૩૯ મી, પાનું ૧૦૫ મું.

એક શેહેરમાં જ્યારે એલચીઓ આવી વસેછે, ત્યારે તેઓ પોતાનાં મકાનોઉપર પોતાનાં રાજ્યના ચિન્હો મુકેછે, તથા વાવટા ઉડતા કરેછે. પણ જો તે રાજ્યનાં રાજ્યકર્તા અને તે એલચીનાં રાજ્યવચ્ચે કાંઇ વાંધો ઉઠેછે, તો તે એલચી તે શેહેર છોડી જાયછે, અને તે વેળા પોતાનાં રાજ્યનું ચિન્હ તથા વાવટો કાહાડી લેછે, એવું દેખાડવા, કે તેઓવચ્ચેનો સંબંધ બંધ થયોછે. એવાં ચિન્હો તથા વાવટાઓ મુંબઇ સેહેરમાં ઠેકાણેઠેકાણે મુકેલાં અમારાં વાંચનારાંઓએ દિઠાં હશે.

## નોટ ૪૦ મી, પાનું ૧૦૮ મું.

જેવીરીતે અર્ધ-ચાંદ મુસલમાન રાજ્યનું ચિન્હછે, તેવીજરીતે "ક્રૉસ" રૅશિયન રાજ્યનું ચિન્હ મણાયછે. બ્રિટિશનો સીંહ, તેમજ કેટલાક રાજ્યનું ચિન્હ ગરૂડ પક્ષિ, ઇત્યાદિ ગણાયછે. રાજ્યનાં આ ચિન્હો વાવટાઓઉપર, જાહેર ઈમારતોઉપર, બાદશાહી ગાડીઓઉપર, લશ્કરી પુશાકોઉપર, વગેરે પાડવામાં આવેછે.

## નોટ ૪૧ મી, પાનું ૧૧૭ મું.

હૉસપૉડાર. આગળ મૉલ્ડૅવિયા અને વાલાશિયાના શાહઝાદાઓને ચોકસ સત્તાસાથે ટર્કીતરફથી નેમવામાં આવતા હતા. આ બે મુખ્ય પ્રગણાંઓ હવે ટર્કીની સત્તાતળેથી છુટાં થઇ રૂમાનિયાનાં રાજ્યતરીકે ઓળખાયછે.

## નોટ ૪૨ મી, પાનું ૧૨૦ મું.

વૉલન્ટિયર, એટલેકે એક પુરૂષ, કે જે પોતાની રાઝીખુશીથી લડાઇને વખતે પોતાના દેશતરફથી લડવાને તૈયાર થાયછે તે. ૧૭૯૪નાં સાલમાં, અને જે વખતે બૉનાપાર્ટ ઈંગ્લાંડઉપર ચઢાઇ લાવવાનો એરાદો રાખતો હતો, ત્યારે લાખો વૉલન્ટિયરોની ફૌજો ઈંગ્લાંડમાં ઉભી કર્યામાં આવી હતી; અને તે પછી વળી ૧૮૫૯નાં વર્ષમાં આ હીલચાલને મહારાણી વિક્ટૉરિયાની સરકારે બહાલી આપી. હમણાંના સુધરેલા વખતમાં દરેક રાજ્યમાં વૉલન્ટિયર ફૌજો હવે હસ્તી ધરાવેછે.

## નોટ ૪૩ મી, પાનું ૧૨૧ મું.

કૉસૅકસ. રૅશિયા, ટારટરી, ટર્કીનો ઉત્તર ભાગ, મૉનગૉલિયા, અને ચિનની સરહદઉપર વસતા લડાયક લોકોનું આ નામછે. જોકે રૅશિયાએ તેઓને જીતી તાબે કીધેલાછે, તોયે તેઓના પોતાનાજ કાયદાઓથી તેઓઉપર હકુમત ચલાવ્યામાં આવેછે. તેઓની ચોકસ રાહરસ્મો ઘણીજ જુદા પ્રકારનીછે. રૅશિયાનાં લશ્કરમાં તેઓને પણ દાખેલ કીધેલાછે, અને લડાઇનીવેળા તેઓ પોતાનું ૧,૦૦,૦૦૦ માણસોનું લશ્કર રૅશિયાને

પુરૂં પાડેછે. તેઓ યુરોપના રશિયામાં લગભગ ૧,૦૦,૦૦૦ ચોરસ "માઇલો"ના વિસ્તારની જગ્યાઉપર વસેલાછે, અને તેઓની કુલે વસ્તી ૯,૦૦,૦૦૦ માણસોની ગણાયછે. તેઓમાં પણ જુદીજુદી જાતોછે.

## નોટ ૪૪ મી, પાનું ૧૨૩ મું.

**ચાસેર.** પાયદલ ટુકડીઓને ફ્રેંચોએ આ નામ આપ્યુંછે, કે જે રીજમીટો આપણી સાધારણ પાયદલ રીજમીટોનાજ ધોરણનીછે.

## નોટ ૪૫ મી, પાનું ૧૨૪ મું.

**વઝીર**નો ખેતાબ ટર્કિશ રાજ્યમાં લશ્કરી તેમજ મુલ્કી ચોકસ મોટા હોદ્દેદારોને બખ્શવામાં આવેછે. પ્રથમમાં આ ખેતાબ ફકત રાજ્યના સૌથી વડા પ્રધાનને આપવામાં આવતો હતો, પણ ધીમેધીમે તે વધુ જણાઓને બખ્શવામાં આવ્યો, અને હવે પ્રગણાઓના ચોકસ હાકેમોને પણ એનાયત કર્યામાં આવેછે. "ત્રણ પૂંછડીના" સઘળા **પાશા**ઓ આ માનવંત ખેતાબ ધરાવેછે. વડો વઝીર, રાજ્યનો સૌથી વડો, તથા સુલતાનનો પ્રતિનિધિ લેખાવાનેસબબે તે રાજસભાનો સરનશીન ગણાયછે, અને તેટલામાંટે તે માંહેલા કારભારનો સર્વે એખતિયાર ધરાવેછે. રાજ્યનો તે સર્વેથી ઉંચે વાંધેનો અધિકારીછે. તેની નેમણુક થતીવેળા, સુલતાન તેને એક મહોર સ્વાધીન કરેછે, કે જેઉપર તે નામદારનું નામ કોતરેલું હોયછે, અને આ મહોરને તે પોતાના પુશાકનીનિચ્ચે છાતીઉપર લટકાવી રાખેછે, અને તે તેની સત્તાની એક ઇધાણીછે.

## નોટ ૪૬ મી, પાનું ૧૨૪ મું.

"**હાઇનેસ.**" માનનો આ ખેતાબ બાદશાહો, શાહઝાદાઓ, અને બાદશાહી તુખ્મના નબીરાઓને લાગુ પાડવામાં આવેછે. **હાઇનેસ**નો આ ખેતાબ પેહેલવેહેલો રાજા ૭માં **હેન્રી**ને આપવામાં આવ્યો હતો, અને તે ખેતાબ તેમજ "**યૉર** ગ્રેસ"ના ખેતાબો રાજા ૮ મો **હેન્રી** વાપરતો હતો, કે જેણે પોતાનાં રાજ્યના પાછળા વખ્તમાં "**યૉર** મૅજેસ્ટી"નો વધારે માનવંત ખેતાબ ઉપલા ખેતાબોનેબદલે ધારણ કર્યો હતો. તે વખ્તપછીથી રાજા અને રાણીઓના બેટાબેટીઓને "**યૉર** રૉયલ હાઇનેસ"ના ઑલ્કાબથી બોલાવ્યામાં આવેછે.

## નોટ ૪૭ મી, પાનું ૧૨૪ મું.

"**એક્સેલન્સી.**" આ ખેતાબ પ્રથમ **લૉમબાર્ડ** રાજાઓએ એખતિયાર કર્યો હતો, અને તે પછી પશ્ચિમના બીજા કેટલાક શાહનશાહોએ ધારણ કર્યો હતો. પછવાડેથી તે ઉતરતે વાંધેના શાહઝાદાઓને એનાયત કર્યામાં આવતો, તેમાં મુખ્યકરીને ઇટાલીના શાહઝાદાઓને. પણ ૧૬૩૦ માં **પોપ અરબૅન** ૮ માંએ પોતાના હાથહેઠલના **કારડિનલો**ને **એમિનન્સ**ના ખેતાબ બખ્શવાથી તેઓએ પણ પછવાડેથી તે ત્યાગ કર્યો તે વખતપછીથી **એક્સેલન્સી**નો ખેતાબ ફકત નોકરી કે હોદ્દાનેમાંટેજ આપવામાં આવેછે, પણ તે વંશપરંપરા નથી, કે જેને મળ્યો હોય, તેનેથી કુટુંબના કોઇ બીજા આસામીને ફેરવી આપી શકાતો નથી, પણ ફકત જયાંસુધી પોતે હોદ્દાઉપર રેહે, તેટલોજ વખ્ત તે વાપરી શકેછે. **યુરોપ**માં જે પ્રધાનો હોદ્દાઉપર હોયછે, તેઓને તેઓના હોદ્દાની મુદતસુધી તે લાગુ પાડવામાં આવેછે, તેમજ દરબારનેલગતા કે લશ્કરી મોટા અધિકારીઓને, તથા એલચીઓને તે બખ્શવામાં આવેછે. વળી ઇંગ્રેજી સંસ્થાનોના હાકેમોને **એક્સેલન્સી**ના ખેતાબથી બોલાવ્યામાં આવેછે.

## નોટ ૪૮ મી, પાનું ૧૨૪ મું.

**પ્રિન્સ માઇકલ ગૉર્ટસ્ચૅકૉફે** ઘણીએક રશિયન લડાઇઓમાં આગેવાન ભાગ લીધો હતો, અને ૧૮૫૫માં તેને **ક્રિમિયા**માં લડવા ગયેલાં લશ્કરની સરદારી **પ્રિન્સ મેન્ટસ્ચૅકૉફ**ની પછી આપવામાં આવી હતી.

તેનો જન્મ ૧૭૯૫માં થયો હતો, અને ૧૮૬૧માં તે મરણ પામ્યો હતો.

## નોટ ૪૯ મી, પાનું ૧૨૫ મું.

**Outposts=આઉટપોસ્ટસ,** યાને આમાં લશ્કરની આગળઆગળ થોડે તફાવતે ચોકાસીમાંટે મોકલવામાં આવતી થોડાક સેપાહોની ન્હાની ટુકડીઓ, કે જેઓ દુશ્મનોની હાલચાલની બારીક તપાસ રાખેછે, અને જો હમલો કરવાની કે બીજી કોઈ ધારતીજેવું જણાયછે, તો તેવિષે તરત લશ્કરના વડા અમલદારોને તેની ખબર આપેછે.

## નોટ ૫૦ મી, પાનું ૧૨૯ મું.

**સારજંટ.** દર સો સેપાહોની ઉપરનો એક ઘણીજ ઉતરતી પદવીનો લશ્કરી અમલદાર. તેની પદવી દેશી લશ્કરના એક જમાદારનીબરાબરની લગભગ ગણાયછે. તે નવા શિખાઉઓને લશ્કરી કવાયદની તાલીમ આપેછે. આ પદવીના પણ જુદાજુદા વર્ગો કીધેલા હોયછે, જેઓ જુદીજુદી બાબતોઉપર ઉપરીજેવા ગણાયછે.

## નોટ ૫૧ મી, પાનું ૧૫૧ મું.

**સેંટ પીટર્સબર્ગ** રશિયાનું રાજધાની શેહેરછે. તે **નેવા** નદીના મુખઆગળ આવેલુંછે. આ નદીના બધા મળી ૧૪ ફાંટાઓ નીકળેલાછે. **સેંટ પીટર્સબર્ગ** શેહેર દરિયાની સપાટીથી ૫૦ "ફીટ"થી

વધુ ઉંચાઈએ આવેલુંછે, અને તેના કેટલાક ભાગો નિચાણમાં આવેલા હોવાથી, હજી પણ ત્યાં વારંવાર પાણી ભરાઈ જાયછે. નેવા નદી ઘણી પહોળી પણ છાળકી હોવાથી, તેની ઘણાંમાંઘણી ઉંડાઇ નવ "ફીટ" નીછે, એ કારણનેલીધે મોટાં કદનાં વહાણો શેહેરનીનઝદીકસુધી આવી શકતાં નથી. તેના કેટલાક મહલ્લાઓ ઘણા સરસછે, તેમાં મુખ્યકરીને નેવસ્કોઇ પ્રૉસપેકર યુરોપના મોટા અને સુંદર મહલ્લાઓમાંનો એક ગણાયછે. તે આસરે ૧૩૦ "ફીટ" પહોળોછે, અને તેમાં કેટલેક ભાગે ઝાડો રોપેલાંછે, અને તેમાં મેહેલો, ઘણા સારીરીતે સણગારેલાં દેવલો, સરસ ભપકાબંદ દુકાનો અને વખારો આવેલાંછે. આ મહલ્લો બડેખાંઓનો ગણાયછે. બીજા મહલ્લાઓ પણ ઘણા મોટા અને સુંદરછે. તેમાં સાંકડી ગલીઓ નથી, અને ન્હાનામાં ન્હાની ગલીવટીક ૪૦ "ફીટ"ની પહોળાઈનીછે. આ શેહેરમાં બધા મળી આસરે ૫૦૦ મહલ્લાઓ, અને ૬૪ મોટા ખુલ્લા ચોકો આવેલાછે. શેહેરના કેટલાક ભાગોમાં ઘરો તમામ લાકડાંના બાંધેલાંછે; પણ વધારે સારા અને અગત્યના ભાગોમાં ઈંટનાં, શોભિતાં આરકાંઓવાળા, અને દેખાવડા ઝરૂખાવાળાં ઘણાં ભપકાદાર ઘરો આવેલાંછે, શેહેરમાં ઘણીક ન્હાનીમોટી નાટકશાળાઓ, પુષ્કળ બાગિચાઓ, અને રમતગમતનાં બીજાં મકાનોછે શેહેરનીવચ્ચેથી નેહેરો પસાર થાયછે, કે જેઉપર મઝબુત શોભિતા પૂલો બાંધવામાં આવેલાછે.

શિયાળામાં અતિશય ઠંડી પડેછે, પણ ઉન્હાળામાં હવા ઘણીજ નર્મ અને મનપસંદ રેહેછે.

**સેંટ પીટર્સબર્ગ**ને "મેહેલોનું શેહેર" કરી કેહેવામાં આવેછે, ત્યાં ૧૭૦૩નીઆગમચ તો ફકત બે કે ત્રણ ઝુપડાંઓસેવાય બીજું કાંઈ પણ હતું નહીં. પ્રથમ **ઝાર પીટર** ૧ લાએ હયાં એક બંચાવનું બારૂં બાંધવાનો ઠરાવ કર્યો, કે જ્યાં ઉન્હાળામાં કાદવ, અને શિયાળામાં બર્ફ બંધાઈ રેહેતું હતું. પણ ૧૭૦૯પછી તેણે તે વધારવા માંડયું, અને ૧૭૨૫માં તેનાં મરણઆગમચ તો તે એક શેહેરતરીકે ગણાવા લાગ્યું. તે વખ્તપછીથી ગાદીઉપર આવતા **ઝારો**, અને તેમાં મુખ્યકરીને શાહનશાહબાનુ **કેથરાઇન** ૨ જીએ તેને ઘણું વધારી મુંકયું, અને તેણીએજ રાજ્કર્ત્તાઓના રેહેવાનું તેને મથક પણ બનાવ્યું.

## નોટ ૫૨ મી, પાનુ ૧૫૭ મું.

**સાઇબીરિયા.** ૧૬મી સદીમાં **વા**લાસિ **યે**રમાક નામના એક **કોસૅકે** પોતાના ભારે ગુનાહોનેલીધે પોતાનાજજેવા શખ્સોનાં એક ટોળાંસાથ **રેશિયા**થી નાસી આવીને પશ્ચિમ **સાઇબીરિયા**માં એક સંસ્થાન વસાવ્યું હતું. ૧૬૦૪માં **રેશિયનો**એ **ટૉમ્સક** નામનું શેહેર ત્યાં સ્થાપ્યું. ૧૮૪૫માં **આ**મુર નદીના ડાબા કેનારાસુધી તેઓ પહોંચી ગયા, અને ૧૮૫૮માં પૂર્વતરફના કેનારાનો ભાગ પોતાની હકુમતસાથે જોડી નાખ્યો. મધ્યમ અને પશ્ચિમ પ્રગણાંઓના રેહેવાસીઓ ઘણાખરા **રેશિયન** કે **પોલ** ઓલાદનાછે, કે જેઓમાંના મુખ્ય ભાગને રાજદ્રુઆરી કે ફોજદારી અપરાધોમાંટે ત્યાં દેશનિકાળ કીધેલા હોયછે. તેમ વળી કેટલાકો **રેશિયન** સરકારની બાંહીધરીહેઠલ ત્યાં આવી વસેલા હોયછે.

ત્યાં જંગલી જાનવરોની પૈદાશ ગણી મોટીછે. કેટલીક જાતના જાનવરોનાં રૂઆંટીવાળાં ચામડાં આખા **યુરોપ**માં વખણાયછે, અને તેની ભારે કીમત આવેછે. ઉત્તરતરફ **રેનડિયર**ની પૈદાશ ભારેછે. **સાઇબીરિયા**ના કુતરાઓ પણ વળી અતિશય કદાવર અને મઝબુત હોવાથી, વગરપૈડાંની હોડકાંજેવી ગાડીઓ, કે જેને "સ્લેડજ" કેહેછે, તેમાં જોડવામાં આવેછે, કે જવીરીતે **રેનડિયરો** પણ ઘણાં કામમાં આવેછે. આ જગ્યાનું સૌથી ધાસ્તીભર્યું જાનવર રીંછછે, અને તે આ મુલકમાં સઘળે ઠેકાણેથી મળી આવેછે. તેમજ વરૂઓનો ઉપદ્રવ પણ ભારેછે. ત્યાં અતિશય ઠંડી પડેછે.

સોનું પણ સારા જથામાં મળેછે. તેમજ ત્રાબાં, લોઢાં, અને સીસાંની ઝબરદસ્ત કીમતી પુષ્કળ ખાણો ત્યાં આવેલીછે. તેઉપરાંત સુર્મો, કલાઇ, સોમલ, અને ગંધક પણ પુષ્કળ જથામાં મળી આવેછે. વળી અબરખની પણ ખાણો ત્યાં આવેલીછે. સિંદુર, ફટકી, નવસાગર, મોરથુથુ, સુરોખાર, વગેરે પણ ઘણું મળેછે. ભારે કીમતી ઝવાહેરો, તેમાં મુખ્યકરીને લીલમ અને પોખરાજ પણ મળી આવેછે.

ખારાં પાણીના મોટા સરોવરોઉપરાંત, ત્રણ નદીઓ, **ઑબિ**, **યેનેસિ**, અને **લિના**, તેમાંથી વેહીને ઉત્તર ધ્રુવના મહાસાગરમાં ખાલી થાયછે.

**સાઇબીરિયા**ને **રેશિયન** રાજ્યનેલગતું એક દુઝખ ગણવામાં આવેછે. એક લખનાર, કે જે **રેશિયા**ની દેશનિકાળ કાહાડવાની આં જગ્યાએ જઈ આવ્યો હતો, તે પોતાના અનુભવઉપરથી જણાવેછે, કે "**સા**ઇબીરિયા શબ્દ સાંભળતાંજ આ દુનિયામાં જેજે સંકટો અને અતિ વેદનાઓ ખમવાં પડેછે, તે સર્વેનો આ જગ્યાએ એક જમાવ થયેલો જાણવો. હરકોઇ પદવીનું **રેશિયન** પછી મર્દ કે ઓરત, જવાન કે બુઢું, આ બોલ સાંભળતાંજ 'ક્રૉસ'ની નેશાની કરેછે, અને આકાશતરફ નજર ફેરવીને બોલેછે, કે 'યા અલ્લાહ, તારી દયાં મારીઉપર હોજો!' કંગાળમાં કંગાળ આ જગ્યાએ રસ્તા કે પૂલોજેવું તો કશું છેજ નહીં, પણ ફકત થોડાકજ પગરસ્તાઓ પડેલા હોયછે. ખરેખર જોતાં, તે એક ભયંકર રણછે, તેમાં સેંકડો 'માઇલો'સુધી લંબાયલાં શોકાતુર દેખાવનાં જંગલોછે, અને તે જંગલો મોટાં કદનાં તમામ જતુની અને ભુખ્યાં રીંછો અને ફાડીખાનારાં વરૂઓથી ભરેલાં હોયછે. તેમાંથી પાણીના ઝબરદસ્ત ઝરાઓ પસાર થાયછે, અને તે સર્વે ઉત્તર ધ્રુવના મહાસાગરમાં ખાલી થાયછે, અને તેનું પાણી કોઇ પણ સારાં કામમાં આવતું નથી; લાંબાંને લાંબાં, છેડાવગરનાં, કાદવવાળાં પાણીનાં ગલીચ ખાબોચિયાંઓથી આ જંગલો ભરપુરછે, કે જેની ઝહરી હવા માણસજાતને નબળાં તથા

સખ્ત બીમાર કરી નાખેછે. ફકત ઉપર આકાશ અને નિચ્ચે વયેરાનસેવાય ત્યાં કુદરતની રહેજ પણ બલીહારી નથી, અને તેના કેટલાક ભાગોમાં તો હજીસુધી માણસજાતે પગવટીક મુકેલો જણાતો નથી. ૭ અઠવાડિયાંસુધી ત્યાં સૂર્ય તપેછે, અને પછી ૭ અઠવાડિયાંતુલીક કાળી ભયંકર રાત રેહેછે!"

કૅપટન વીગીન્સ નામનો એક મુસાફેર ત્યાં જલમાર્ગે તેમજ બીજીરીતે વેપારનો સંબંધ ચલાવવાનો યત્ન કરતો હતો, અને તેમાં જો તે ફતેહમંદ નિવડે, તો તેથી તમામ માણસજાતને અને મુખ્યકરીને બીચારાં દેશનિકાળ થયેલાં કંગાળોને, કે જેઓથી ઘણોખરો આ મુલ્ક વસાયલોછે, તેઓને થોડોઘણો પણ ફાયદો થાય! તેમ થવાથી આ રણોના રણમાં આગગાડીઓ અને "સ્ટીમરો" અજાયબીઓ દાખલ કરશે. ભલા દિવસો, રશિયન રૈયતનેમાંટે હવે આવતા જણાયછે.

## નોટ ૫૩ મી, પાનુ ૧૭૭ મું

**ઍડમિરલ.** દરિયાવર્ધી અમલદારોમાં સર્વેથી ઉંચી પદવી ઍડમિરલની ગણાયછે. આ શબ્દ અરબિક ભાષાના "અમીર" ઉપરથી નિકળેલો કેહેવાયછે, કે જેનો અર્થ "વડો" અથવા "સરદાર" થાયછે. ઈંગ્લાંડના રાજાઓ અને સુલતાનોવચ્ચે ધર્મની લડાઈઓ ઉઠી હતી, કે જે "ક્રુઝેડ"ને નામે તવારીખમાં જાણીતીછે, તે વેળાએ મુસલમાનોનાં સમાગમમાં આવ્યાથી આ ખેતાબ પ્રથમ એક ઇંગ્રેજ અમલદાર, વિલીયમ ડે લીબૉર્નને ૧૨૮૬ નાં સાલમાં બખ્શવામાં આવ્યો હતો. બ્રિટિશ દરિયાવર્ધીખાતાંમાં ઍડમિરલથી ઉતરતી પદવી, વાઇસ-ઍડમિરલની, અને તેનેથી ઉતરતી પદવી રિયર-ઍડમિરલની ગણાયછે. જે વહાણઉપર તેઓ હોયછે, તેના જુદાજુદા ડોળોઉપર થોડી કે ઘણી ઉંચાઇએ વાવટાઓ ચઢાવ્યામાં આવેછે, કે જેથી તે મનવારમાં કોણ હોદ્દેદારછે, તે તરત જણાઇ આવેછે. એક કૅપટનને જ્યારે ઉંચી પદવીએ ચઢાવ્યામાં આવેછે, ત્યારે તે રિયર-ઍડમિરલ થાયછે. અને પછી વાઇસ-ઍડમિરલ, અને છેલ્લે ઍડમિરલ. ઍડમિરલનો હોદ્દો ફકત માનનોછે, તે કશા પણ હુકમો કરતો નથી, અને તેઓની સંખ્યા ઘણીજ થોડી હોયછે. એક ઍડમિરલ અને એક જનરલ સરખી પદવીના ગણાયછે.

## નોટ ૫૪ મી, પાનું ૧૭૮ મું.

**સેબાસ્ટૉપૉલ,** એ એક રશિયન બારૂં. કેલ્લો, અને દારૂખાનુંછે, અને તે ક્રિમિયાની દક્ષિણ-પશ્ચિમ બાણીઉપર આવેલુંછે. તેનું બારૂં ઘણું સારૂંછે. તેની સરસ ગોદીઓ, કોટો, અને શેહેરના મુખ્ય ભાગનો નાશ ૧૮૫૪-૫નાં યાદગાર ઘેરા વખતે કર્યામા આવ્યો હતો, કે જેવિષે વાર્તા વાંચતાં જણાશે.

## નોટ ૫૫ મી. પાનું ૧૮૫ મું.

**"સરજ્યન".** સસ્ત્રવૈદ્ય. માણસનાં આખાં શરીરનો જેણે પૂર્ણ અનુભવ હોય, તેવો તબીબ. લશ્કરમાં "સરજ્યનો" અમલદારોનીબરાબરનીજ પદવી ધરાવેછે. લડાઇમાં ગોળી લાગતાં, તે તરત પાછી બહાર ખેંચી કાહાડવાનું, કે ઝખ્મી થયલા, કે કપાઇ ગયલા ભાગોને મલમપટો, વગેરે કરવાનું કામ "સરજ્યન"નું હોયછે, અને તેટલામાંટે તેઓને પણ લડાઇનાં મયેદાનમાં પોતાના જીવને જોખમે જવું પડેછે. એક સારો "સરજ્યન" થવાને ઘણો મઝબુત અને ઠરેલ હાથ, ચંચળ ભેજું, ભારે હેમત, તિક્ષ્ણ આંખો, અને ઠંડા સ્વભાવની અતિશય ઝરૂર હોયછે. તેવીજરીતે પોતાનાં સસ્ત્રો હુશિયારીથી વાપરી જાણવાની પણ ઘણી અગત્યછે, અને તેટલામાંટે માણસનાં શરીરનાં દરેક ભાગની, યાને રગેરગની તેને પુરેપુરી માહિતી હોવી જોઇએછે. એક અચ્છો "સરજ્યન" પોતાના બંધે હાથો એકસરખારીતે કામમાં લઇ શકેએવો હોવો જોઇએછે. એવા કુશળ "સરજ્યનો"ને લશ્કરીખાતાંમાં સારો મુસાહરો મળેછે. તેઓ પણ અમલદારોનીજપેઠે હલકી પદવીઉપરથી ઉપર ચઢતા જાયછે.

## નોટ ૫૬ મી, પાનું ૧૮૭ મું.

**મસ્કૉવીટ.** રશિયનોનું આ એક બીજું નામછે. જેમ ટર્કોને ઑટ્ટોમનોનાં બીજાં નામે બોલાવ્યામાં આવેછે, તેમ રશિયનોને મસ્કૉવીટો પણ કેહેવામાં આવેછે.

## નોટ ૫૭ મી, પાનું ૧૯૯ મું.

**ફીલ્ડ મારશલ.** એ એક સર્વેથી ઉંચી લશ્કરી પદવીછે, કે જે ઘણુંખરૂં જેઓએ લડાઇનાં મયેદાનમાં નામ કાહાડ્યું હોયછે તેઓનેજ, અથવા રાજારાણીસાથે સગાઇ ધરાવનારા શાહજાદાઓનેજ બખ્શવામાં આવેછે. બ્રિટિશ નોકરીમાં આ ખેતાબ માનનેમાંટે હોયછે, અને તે ધરાવનારને કોઇ જાતની નોકરી બજાવવી પડતી નથી. જેવીરીતે સેનાધિપતિઓ, વગેરેને ચોક્કસ ફર્જ ન બજાવતાં ફકત માનનેખાતેર હોદ્દો બખ્શવામાં આવેછે, તેવીજરીતે ફીલ્ડ-મારશલની ઉંચી પદવી પણ માનનેખાતેર એનાયત કર્યામાં આવેછે. આ પદવી ઘણી અસલવારેનીછે. ઈંગ્રેજી લશ્કરની સર્વેથી વડી સરદારી અસલમાં એક ઉમરાવને આપવામાં આવતી હતી, કે જે લૉર્ડ-મારશલ, કિંવા અર્લ-મારશલનાં નામથી ઓળખાતી હતી. પણ આ પદવી જ્યારથી નૉરફૉકના ડ્યુકોને વંશપરંપરા આપવાનું નક્કી કર્યામાં આવ્યુંછે, ત્યારથી તે એક લશ્કરી પદવી ગણાતી બંધ થઇછે, અને હવે લશ્કરના મારશલોના હોદ્દા તક મળવે બીજાઓને આપવામાં આવેછે, તો જોકે ઘણી ન્હાની સંખ્યામાં આ હોદ્દાઓ હાલમાં થોડા જણાઓ ધરાવેછે.

તે શબ્દ જણાવે, તેઓને લશ્કરી હદનીબહાર જવા દેવામાં કે માંહે આવવા દેવામાં આવેછે. પ્રથમ વડો અમલદાર ગમે તે એક શબ્દ ચુંટી કાહાડીને તે પોતાના હાથનિચેના અમલદારોને ખાનગીરીતે જણાવેછે. અને તેઓ થાણાંઓઉપર કે બહાર ચોકાસીનેમાંટે જનારા સિપાહોને પછી તે શબ્દથી જાણીતા કરેછે. જો દુશ્મન, જાસુસ, કે હરકોઇ બીજો તરાહેત ધણી વરદીનો તે શબ્દ જાણવાવગર છાવણીનીઅંદર કે બહાર જવાની પેરવી કરેછે, તો તેને ગોળી મારી ઠાર કરવામાં આવેછે.

## નોટ ૬૮ મી, પાનું ૨૭૧ મું.

**જેરૂસલેમ.** આ જગ્યાએ ખ્રિસ્ટીઓના પયેગામબર **જીસસ ક્રાઇસ્ટ**ની કબ્ર હોતાથી, તે અતિશય પવિત્ર ગણાયછે, અને તે જગ્યા મુસલમાનોના કબ્જામાં હોવાથી, તેનો કબ્જો લેવામાંટે આગળા વખ્તમાં ખ્રિસ્ટી અને મુસલમાન રાજાઓવચ્ચે ઘણાંક વર્ષોસુધી ચાલુ ભારે લડાઈઓ થઈ હતી, પણ તેમાં ખ્રિસ્ટીઓ ફાવ્યા નહતા. તો જોકે તેઓને ત્યાં હજ્જ કરવા જવાની પુર છુટ મુસલમાન સુલતાનોએ મુકી હતી. આપણી વાર્તામાં જણાવેલી **ક્રિમિયા**ની લડાઇ પણ એવાંજ કારણનેમાંટે ઉઠી હતી. આ પવિત્ર જગ્યા **ટર્કી**ના સુલતાનોને હસ્તક હતી.

## નોટ ૬૯ મી, પાનું ૨૭૩ મું.

જેવીરીતે દરેક રીજમીટને "નંબર" આપવામાં આવેછે, તેવીજરીતે તેઓને મોટા પુરૂષો, સ્ત્રીઓ, કે જગ્યાઓનાં નામથી પણ ઓળખવામાં આવેછે, જેમકે "**રા**જાની રીજમીટ," "**મ**હારાણીજીની રીજમીટ," "**મું**બાઇની ૨૧ મી પાયદલ," "**મ**દરાસની ૧૪ મી પાયદલ" ઇત્યાદિ.

## નોટ ૭૦ મી, પાનું ૨૭૬ મું.

**"નાઉટ"** યાને **રશિયન** ભાષામાં એક ચાબુક. ચામડાંસાથે ધાતુના તારોને વણીને બનાવેલી દોરીઓનો એક લાંબો. જાડો ચાબુક, કે જે **રશિયા**માં શિક્ષા કરવામાંટે વાપરવામાં આવતો હતો. તે એવાતો સખ્ત રેહેતો, કે જો તે વાપરી જાણનાર જલ્લાદ તેવડે એક ઇંટઉપર મઝબુત ફટકો લગાવે, તો એકજ ફટકે તે ઇંટનો ભાગીને બારીક ભુકોભુકો થઇ જતો! ગુનાહગારને બે થાંભાઓસાથે બાંધીને તેની ઉંઘાડી પીઠઉપર તેવડે ફટકા લગાવ્યામાં આવતા હતા ઘણામાંઘણા ૧૦૦થી ૧૨૦ ઝપેટા ઝુરવામાં આવતા, અને તે મોતની શિક્ષા કરવાબરાબર લેખાતું. પણ જો તેમાંથી તે અપરાધી જીવતો રેહેવા પામતો, તો વધુ ફટકા મારવાનેબદલે તેને **સા**ઇબીરિયામાં જન્મદેશનિકાલ કરવામાં આવતો. આ શિક્ષા **રશિયા**ના શાહનશાહ **નિકૉલસે** બંધ કરી તેનેબદલે કોરડાથી માર મારવાનો હુકમ કાહાડયો હતો. "નાઉટ"થી મારવાની સજા અતિ ઘણી ઘાતકી હતી, અને ફક્ત મર્દોનેજ નહીં, પણ નાઝુક ઔરતોઉપર પણ તે ફર્માવ્યામાં આવતી હતી. એ સજા થયેલી જાણતાંજ અપરાધી બ્હીને અધમુવો થઇ જતો હતો. વળી જો કામ પડે, તો આ ઝાલેમ ચાબુકવડે જલ્લાદ એક માણસની ગર્દનઉપર ફટકા લગાવતો, કે જેથી તે બાપડાનો તેટલો ભાગ ફક્ત એકજ ઝટકામાં તે ઉતારી પાડતો, અને જો તેનાં પેટઉપર સપાટો લગાવ્યામાં આવતો, તો તેમાં ઉંડા કાપો પડતા, અને તેની ઇજાથી તે બાપડો સેહેલાઇથી મરી જતો!

## નોટ ૭૧ મી, પાનું ૩૦૪ મું.

**Discharge="ડિસચાર્જ."** લશ્કરમાં દાખેલ થવાપછી ચોકસ મુદ્દતબાદ એક સેપાહને કે અમલદારને નોકરી છોડી જવાની છુટ હોયછે. કોઇ ગેરવર્ત્તણુકમાંટે જો એક લશ્કરીને કાહાડી મુકવામાં આવેછે, તો તેને આખી રીજમીટસામે લાવી, તેના લશ્કરી પુશાકઉપરથી "બટનો," તેના હોદ્દાની પટીઓ, વગેરે કાહાડી નાખવામાં આવેછે. અને પછી પડઘમોના આવાઝસાથે તેને નોકરીમાંથી હાંકી કાહાડવામાં આવેછે. આ રીતે કાહાડી મુકવાનું ઘણુંજ નામોસીભર્યું ગણાવાથી તેમ થવાનેબદલે એક ખરેખરો સેપાહબચ્ચો મોતની શિક્ષા થયેલી જોવાને વધારે પસંદ કરેછે.

## નોટ ૭૨ મી, પાનું ૩૧૦ મું.

**Pole="પોલ."** **પૉ**લાંડના રેહેવાસીઓને **પોલ** કરી કેહેછે. તે **રશિયા**ને તાબેનું એક રાજ્યછે. તેની ઉત્તરે તથા પશ્ચિમે **પ્રુ**શિયા, દક્ષિણે **ઑ**સ્ટ્રિયા, અને પૂર્વે **રશિયા**ના મુલ્કો આવેલાછે. તેની ઝમીન ઘણી ફળદ્રુપછે. તેનો ચોથો ભાગ તમામ જંગલોથી ભરપુરછે. ઉન્હાળામાં ત્યાંની હવા અતિશય ગર્મ રેહેછે, તેમ શિયાળામાં પુષ્કળ ઠંડી રેહેછે. આગળ તે એક સ્વતંત્ર રાજ્ય હતું, પણ **રશિય**નોએ તે તાબે કીધાપછી તેના ભાગલા કરી **રશિયા**, **પ્રુ**શિયા, અને **ઑ**સ્ટ્રિયાએ પોતપોતામાં વેંહેંચી લીધા. પ્રથમ **પૉ**લાંડના લોકો પોતપોતામાંથી એક મુખીને ચુંટી કાહાડતા, કે જે તેઓઉપર સત્તા ચલાવતો હતો, અને તેને "**ડ્યુક**"ના ખેતાબથી ઓળખવામાં આવતો હતો. ૮૪૦નાં સાલથી **પ્રિ**આસટસ નામે તેઓનો મુખી નેમાયો, કે જેના વંશોએ પાંચ સૈકાથી પણ વધુ વખ્ત હકુમત ચલાવી. પણ ત્યારપછીથી લોકમતે ચુંટી કાહાડેલા એક **ડ્યુક**ને તાજ પેહેરાવવામાં આવતું. આપ્રમાણે ચુંટી કાહાડવામાં આવેલા લાયક રાજ્યકર્ત્તાઓની હકુમતમાં **પૉ**લાંડની ઘણી આબાદાની અને સત્તા વધી ગયાં, પણ આખરે માંહોમાંહેના ટંટાથી રાજ્યની પડતી થવા માંડી. આ ટંટાની ગડબડસડબડનું બહાનું કાહાડીને આસપાસનાં રાજ્યોએ તેઓનાં કામવચ્ચે માથું માર્યું, અને આખરે તે દેશના ભાગલા કરી ઉપલાં ત્રણે મોટાં રાજ્યોએ પોતપોતામાં વેંહેંચી લીધું. ૧૭૭૨નાં સાલમાં **રશિયા**એ તેનાં પૂર્વતરફનાં પ્રગણાંઓનો મોટો ભાગ જપત કીધો, જ્યારે **ઑ**સ્ટ્રિયાએ તેનો નૈરૃત્ય દિશાનો ભાગ પચાવી લીધો, અને

પ્રુશિયા તેનું વાઽયભૂણું ખાઇ ગયું. ૧૭૯૧માં આ ત્રણે રાજ્યોએ સાથે મળી ફરીથી એકવાર તેઉપર ચઢાઇ કીધી, તેમાં મુખ્યકરીને રશિયાએ. અને ૧૭૯૩માં તેના બીજી વાર ભાગલા થયા. ૧૭૯૪માં વળી એક છેલ્લી વાર વેંહેંચણી તેનાં બાકીના પ્રગણાંઓની થઇ. અને દરેક વખ્તે રશિયા તેનો મોટો ભાગ ચાંપી ગયું! મહાન બોનાપાર્ટે મેળવેલી ફતેહનેલીધે પ્રુશિયાને ભાગે પોલાંડનો જે ભાગ આવ્યો હતો, તે તેણે તેનીપાસેથી ખુંચવી લીધો, અને તેવીજરીતે બીજા ઘણાક ફેરફારો થવા પામ્યા. પણ ફ્રેંચ સત્તા પડી ભાંગવાપછી પ્રુશિયા અને ઑસ્ટ્રિઆને તેઓના ભાગો પાછા સ્વાધિન કર્યામાં આવ્યા, અને થોડો ભાગ રશિયાને મળ્યો. ૧૮૩૦માં એક મોટી ઉઠલપાઠલ થઇ, પણ તેમાં તેનું રાજ્યધાની શેહેર વૉર્સૉ તાબે થયું, અને પોલોને, વિખેરી નાખવામાં આવ્યા. ૧૮૩૨માં પોલાંડનો બાકી રેહેલો ભાગ રશિયાના રાજ્યની હકુમત ગણાઇ. પોતાની સ્વતંત્રતા મેળવવામાટે ૧૮૪૬નાં સાલમાં ફરી એકવાર કોશેશ કર્યામાં આવી, અને ક્રાકાઉ કે જયાં આ બંડ ઉઠયું હતું, તેની પ્રજાસ્તાક સત્તા પણ છીનવી લઇ, બાકીનો રેહેલો ભાગ ઑસ્ટ્રિયાસાથે જોડી નાખવામાં આવ્યો. ૧૮૬૩ અને ૧૮૬૪માં ફરી એકવાર ઝબરદસ્ત બળવો ઉઠાવ્યામાં આવ્યો, પણ તે ઝબરે હાથે રશિયાએ દાબી નાખ્યો. આમુજબે પોલાંડ રશિયાના હાથમાં આવ્યું હતું, છતાં ત્યાંની રૈયત રશિયાતરફ ઘણીજ ધિક્કારની નજરથી અને દુશ્મનાઇની લાગણીથી જોતી રહીછે.

## નોટ ૭૩ મી, પાનું ૩૧૦ મું.

**Granite.**= "ગ્રૅનાઇટ." આ એક ઉંચી જાતનો પથ્થરછે. તે કાળા, લાલ, સુફેદ, ભુરા, ઇત્યાદિ તરેહવાર રંગનો મળી આવેછે. મોટી ઇમારતોનાં બાંધકામમાટે આ પથ્થર ઘણો કીમતી ગણાયછે, કારણકે તે ઘણો કઠણછે ડેવનશાયર અને કૉર્નવૉલનો "ગ્રેનાઇટ" ઘણોજ ટકાઉ અને મઝબુત હોયછે, તેમજ પગરસ્તાઓઉપર જડવાસારૂં જે "ગ્રેનાઇટ" વાપરવામાં આવેછે, તે એબરડીનખાતેથી મળી આવેછે. પીટરહેડખાતે ઘણુંકરીને લાલ રંગનો "ગ્રેનાઇટ" મળેછે. જુદીજુદી જગ્યાએથી જુદાજુદા રંગોનો "ગ્રેનાઇટ" મળી આવેછે. આ પથ્થર ઘડવામાં ઘણો ભારે પડેછે, તેમજ તેને "પૉલિશ" કરતાં પણ મેહેનત પડેછે, છતાં એકવાર તેને ઘડીને ચળકતો કરવાપછી, તેની ચળક ઘણી લાંબી મુદતસુધી ચાલુ રેહેછે. મુંબાઇમાં બંધાયલી ઘણીક ઇમારતોનાં થાંભલાઓ, વગેરેમાં આ પથ્થર ઘણો વાપરવામાં આવ્યોછે. તે ઘણોજ શોભિતોછે.

## નોટ ૭૪ મી, પાનું ૩૧૦ મું.

રશિયામાં ઘણા મહીનાઓસુધી ઠંડી પડવાનેલીધે નદીના પાણી બંધાઇ જાયછે, અને રસ્તાઓમાં પણ બરફ બંધાયલું હોવાનેલીધે તેઉપર લોકો મછવારોથી, કે ખુરસીરોથી પણ વગરપૈડાંની ગાડીઓમાં આવજાવ કરેછે. આવી રૂતુનેમાટે ત્યાં પૈડાંવાળી તેમજ પૈડાંવગરની બે જાતની ગાડીઓ રાખવી પડેછે. આ ગાડીઓમાં એકથી ત્રણ ઘોડાઓ જોડવામાં આવેછે, અને તેઓ ઘણી સડસડાટ દોડવાનેલીધે તેમાં ઝડપથી મુસાફરી થઇ શકેછે. આઇસબર્ગમાં હંમેશાં એવીજ વગરપૈડાંની ગાડીઓ વાપરવામાં આવેછે.

## નોટ ૭૫ મી, પાનું ૩૧૬ મું.

**નિકૉલસ ૧ લો** રશિયાનો શાહનશાહ હતો. તે શાહનશાહ પૉલ ૧ લાનો ત્રીજો બેટો હતો. તે જ્યારે ફકત પાંચ વર્ષની વયનો હતો, ત્યારે તેના બાપનું ખુન કર્યામાં આવ્યાથી, તેને ઉછારવા તથા કેળવવાની ફરજ તેની મા સૉફી ડૉરૉઠિયાને માથે આવી પડી, કે જેણીએ તેને વિદ્યા, હુન્નર વગેરેમાં ઘણી સારી તાલીમ આપવાને ભારે શ્રમ લીધો, એટલુંજ નહીં, પણ તેની પોતાની સ્વદેશી રશિયન ભાષાનીજપેઠે ફ્રેંચ અને જરમન ભાષાઓ પણ સારીરીતે બોલતાં શિખવ્યો. તે ન્હાનપણથીજ લડાઇનેલગતી બાબતોઉપર ઘણો શોખ રાખતો હોવાથી, તેમાં પણ તેને સારી કેળવણી આપવામાં આવી, અને તેજમુજબે તે લડાઇની બાબતમાં ઘણો આગળ વધી ગયો. ૧૮૧૬માં તે પોતાનાં રશિયન પ્રગણાંઓની મુલાકાતે નિકળ્યો, અને તેજ વખ્તે ઈંગ્લાંડની પણ મુલાકાત લીધી. ૧૮૧૭માં તે પ્રુશિયાના રાજા ફ્રેડ્રિક વિલિયમ ૩ જાની વડી બેટી શાહઝાદી ફ્રેડ્રિકા-લુઇસાસાથે પરણ્યો. ૧૮૨૫માં પોતાના વડા ભાઇ આલેકઝાંડરનાં મરણપછી તે રશિયાની ગાદીઉપર બેઠો, કે જેને પેટે કાંઇ સંતાન નહતું. તો જોકે ગાદીઉપર ખરો હક, તો વચલા ભાઇ કૉન્સટૅનટાઇનનો હતો, પણ તેણે બે વર્ષોઅગાઉ ગાદીઉપરનો પોતાનો હક છોડી દીધો હતો. શાહનશાહ થવાની આગમચ એક ભારે બળવો ઉઠયો હતો, કે જે કેટલાક ભારે સત્તા ધરાવતા લશ્કરી અમલદારો અને ઉમરાવોએ ઉઠાવ્યો હતો. આ કટોકટ વખ્તે નિકૉલસે જરા પણ ધાસ્તી દેખાડી નહીં, પણ મઝબુત હાથે કામ લીધું. કે જેથી બળવાના મૂખીઓ દહશત પામી ગયા, કે જેઓમાંના કેટલાકોને ગોળીથી વિંધીને, અને કેટલાકોને ઝબ્હ કરીને મારી નાખવામાં આવ્યા. અથવા સાઇબીરિયાખાતે દેશનિકાળ કર્યામાં આવ્યા. ગાદીઉપર બેઠાપછી થોડાજ વખ્તમાં તેણે ઇરાનના શાહસામે લડાઇ ઉઠાવી, અને ઘણીક ઝપાઝપીમાં તેને હરાવ્યો. શાહે પોતાની હાર થયેલી જોઇ, ચોકસ શર્તો કબુલ કીધી, ચોકસ પ્રગણાંઓ ઝારને હવાલે કર્યાં, અને તેઉપરાંત સાડા ચાર કરોડ રૂપિયાનો દંડ ભર્યો. આ વેળા ગ્રીકો પોતાનું છુટાપણું મેળવવાને લડતા

હતા, તેઓને ઈંગ્લાંડ અને ફ્રાન્સની સરકારો મદદ આપતી હતી, તેઓસાથે ઝાર નિકોલસ પણ જોડાયો, અને આ રાજ્યોનીસાથે પોતાનો પણ વહાણોનો કાફેલો ટર્કીના કાફેલાનીસાંમે લડવાને મોકલ્યો. ૧૮૨૮માં રૂશિયા અને ટર્કીવચ્ચે લડાઇ ઉઠી, અને તેનાં પરિણામમાં ઍડ્રિયાનોપલખાતે થયેલા કોલકરારોમુજબે રૂશિયાને ઍશિયામાં મોટામોટા મુલ્કો મળવાઉપરાંત ટર્કીના સઘળા ભાગોમાં, અને ડૅન્યુબ નદીઉપર વેપાર ચલાવવાની, અને ડારડૅનલ્સની ખાડીમાંથી પસાર થવાની છુટ મળી. ૧૮૩૦માં ફ્રાન્સખાતે જે રાજ્યદ્વારી ખટપટો ઉઠી હતી, તેમાં તેણે રાજાતરફથી ભાગ લીધો, અને તેજ વર્ષમાં પોલાંડખાતે એક બળવો જાગ્યો, કે જે દશ મહિનાઓસુધી ભારે ખરાબીસાથે ચાલુ રહ્યો. આ વેળા બહાદુર પણ નિષ્ફળ થયેલા પોલ લોકોઉપર સખ્ત હાથે કામ લેવામાં આવ્યું; અને તેઓમાંના ઘણાકોને સાઇબીરિયાખાતે દેશનિકાળ કર્યામાં આવ્યા, કે કૉકૅસસખાતેનાં લશ્કરમાં જોડવામાં આવ્યા, તેઓની પાઠશાળાઓ બંધ કર્યામાં આવી, અને નામિચી "લાઇબ્રેરી"ઓ અને બીજાં મોટાં ખાતાંઓને સેંટ પીટર્સબર્ગખાતે મોકલી દેવામાં આવ્યાં અને આખરે ૧૮૩૨માં પોલાંડનું રાજ્ય સખરદબર નાશ પામ્યું. ૧૮૩૯માં સિરકાશિયનોનીસાંમે લડાઈ ઝાહેર કર્યામાં આવી, કે જેઓનીસાથે લાંબો વખત થયો રૂશિયનોને ખટપટ ચાલ્યાજ કરતી હતી. આ ખટપટ પોતાની આખી ઝેંદગીસુધી ઝાર નિકોલસે ચાલુ રાખી હતી, પણ આ બહાદુર પહાડી લોકોને નિકોલસનીપછી થનાર ઝાર આલેકઝાંડરે તદન તાબે કીધા હતા. એજ વર્ષમાં તેણે ખિવા જીતવામાટે મધ્યમ-એશિયામાં એક ચઢાઇ મોકલી. પણ તેમાં તે ફતેહ પામ્યો નહીં. ૧૮૪૪માં બીજીવાર નિકોલસ ઈંગ્લાંડની મુલાકાતે ગયો, કે જ્યાં તેને મર્હુમ મહારાણીજી વિકટોરિયાએ ઘણો મમતાભર્યો આવકાર દીધો. ૧૮૪૯નાં સાલમાં હુંગેરિયનોએ પોતાના રાજાસાંમે બળવો ઉઠાવ્યો, અને તેમાં તેણે ઑસ્ટ્રિયાના રાજાને મદદ આપી: હુંગેરિયનોને સદંતર કચડી નાખ્યા. ૧૮૫૩માં તેણે પ્રિન્સ મેન્ટશિકૉફને ટર્કીના સુલતાનની દરબારમાં મોકલ્યો, એવી મતલબથી, કે ટર્કીના રાજ્યદ્વારી ખટલામાં તેને વચ્ચે પડવાની, અને ઑટોમન રાજ્યમાં વસ્તી ગ્રીક રૈયતનો બંચાવ કરવાની સત્તા તેને મળે. પણ તેની આ મુરાદ પાર પડી નહીં, અને તેનાં કારણે ક્રિમિયાની લડાઇ જાગી, કે જેબાબે આપણે વાર્તામાં બોલ્યે છૈયે. આ લડાઇમાં રૂશિયાની ઉપરાસાપરી ભારે હારો થવાથી શાહનશાહને એટલુંતો લાગ્યું, કે તેથી આખરે તેની બીમારી વધી જઇ, તેણે પોતાનો જીવ ખોયો. તે ફેફસાંનાં દર્દથી પીડાતોજ હતો, તેમાં આ કારણે તેની બીમારી અતિ ઘણી વધી ગઇ હતી. આ વખતે તે વધારે જોશથી ટર્કીસાંમે લડવાની બીજી તૈયારીઓ કરવામાં ગુંઠાયલો હતો, તેટલાં મોતે તેને તેમ કરતો અટકાવ્યો. શાહનશાહ નિકોલસ ઘણો મિતાહારી અને અતિશય ઉદ્યોગી હતો; તેની હુશિયારીથી તે યુરોપનાં રાજ્યોઉપર ચોકસ કાબુ ધરાવવાને શક્તિવાન હતો. તેની ભારબોજવાળી રીતભાત, અને દબદબાભરેલાં કદનેલીધે તેની રૈયતમાં તે ઘણો માનીતો હતો, છતાં તેને મજબુત હાથે પોતાની રૈયતનું તમામ છુટાપણું છીનવી લીધું હતું. અને ખરું જોતાં, તો તે પોતાની રૈયતઉપર ઝાલમી હાથે રાજ્ય ચલાવતો હતો.

તેનો જન્મ ૧૭૯૬માં સેંટ પીટર્સબર્ગખાતે થયો હતો, અને તેજ શેહેરમાં તે મરણ પામ્યો હતો

## નોટ ૭૬ મી. પાનું ૩૩૫ મું.

**Winter-Palace.**="વિંટર પૅલેસ" રૂશિયાના ઝારોના ઘણાંક મેહેલોછે, કે જેઓમાંના અકેકમાં તેઓ જુદીજુદી રૂતુમાં રેહેવા જાયછે. શિયાળો પસાર કરવાનો આ મેહેલ ઘણોજ શોભિતો અને ભપકાદારછે. એવીજરીતે ઈંગ્લાંડના અને બીજા રાજાઓના પણ મેહેલો હોયછે. આ રૂઢી આપણા દેશમાં "ગવરનરો" અને "ગવરનર-જનરલો" નાંબાબમાં પણ રાખવામાં આવીછે, અને તેઓ પણ "મહાબ્લેશ્વર", "સિમલા", વગેરે સ્થળે હવાખાવા, અને ગર્માની મૌસમ ગુજારવાને જાયછે.

## નોટ ૭૭ મી, પાનું ૩૪૧ મું.

**Picture-Gallery.**="પિકચર ગૅલરી". યુરોપનાં લોકો ચિત્રકળામાં ઘણાં પુર્વિણ અને શોકીન હોયછે. પોતાનાં, પોતાનાં બૈરીઓનાં, મહાન નરનારીઓનાં, તેમજ કુદર્તી દેખાવોનાં ઘણા નામિચાં ચિત્રોનો સંગ્રહ તેઓ કરી રાખેછે, અને તેનો એટલોતો શોખ રાખેછે, કે હઝારો તો શું પણ લાખો રૂપિયાવટીક તેપછવાડે ખર્ચવાને અચકાતાં નથી. એક ગ્રહસ્થ પોતાની પડતીના વખતમાં પોતાનું સર્વસ્વ વેચી નાખવાને અચકશે નહીં, પણ પોતાનીપાસેનો ચિત્રોનો સંગ્રહ વેચવાને તે કદી ખુશી થશે નહીં. આગળા નામાંકિત ચિતારાઓને હાથે ચિતારેલાં "પિક્ચરો" યુરોપમાં ઘણાંછે, અને તેની ફકત નકલવટીક હાલના ચિતારાઓ બરાબર કરી શકતા નથી. આ ચિત્ર રાખવાને મેહેલોમાં, અને બીજા બડેખાંઓનાં ખાનગી મકાનોમાં ખાસ જુદાં દેવાનખાનાંઓ રાખ્યામાં આવેછે, કે જેને "પિકચર-ગૅલરી" કરી કેહેછે. મુસાફરોને અને બીજાઓને આ દીવાનખાનાંઓ ખાસ હુકમથીજ ફકત દેખાડવામાં આવેછે.

વળી રાજ્યો પણ સરકારી ખર્ચે એવાં કીમતી ચિત્રોનો સંગ્રહ પ્રજાનેમાટે કરી રાખેછે, અને તે રાજ્યની મિલકત ગણાયછે કેટલાંક ઉદાર દેલનાં ગ્રહસ્થો અને બાનુઓ પોતાનીસોડેના નામિચા ચિતારાઓને હાથના "પિક્ચરો" પોતાનાં મરણબાદ પોતાનાં વસિયતનીરૂએ પ્રજાના લાભનેમાટે ઝાહેર "પિકચર-ગૅલરી"ઓને બખ્શેશ કરી જાયછે. અને તેમ કરીને પોતાનું નામ એકરીતે યાદગાર રાખી જાયછે

ચિત્રોઉપરાંત અસલવારેની વસ્તુઓ, જેવીકે નાદર પુતળાંઓ, કોતરકામ, કોઠીકામ, લાકડકામ, ધાતુકામ, હથિયારો, પુસ્તકો, ઇત્યાદીનાં સંગ્રહો પણ કર્યામાં આવેછે, અને તેઓની કીમતો લાખોથી લેખાયછે. તેઓનો આ શોક ઘણો ઉંચોછે, અને તે ખિલવવાને દેશદેશની પ્રજા એકબીજાસાથે ભારે હરીફાઇ ચલાવેછે, અને નાણાંની ગંજાવર રકમો ખર્ચવાને જરા પણ અચકાતી નથી.

## નોટ ૭૮ મી, પાનું ૩૪૧ મું.

**ઈવાન્સ ૩ જો,** મૉસ્કોનો ગ્રાંડ-ડયુક, અને રેશિયન રાજ્યનો સ્થાપનાર હતો. એણે ૧૪૬૨થી ૧૫૦૫ સુધી રેશિયામાં રાજ્ય કર્યું હતું. ૧૪૮૧નાં સાલમાં એણે પોતાના દેશને ટારટરોના હાથમાંથી છોડવ્યું, અને સાત વર્ષોતુલિક ઘેરો નાખીને નૉવગ્રોડ શેહેરનો કબ્જો લીધો હતો. તેણે પોતાના અમલમાં સુધરેલા હુન્નરો દેશમાં પેહેલા દાખેલ કર્યા હતા. તેની બીજી બાયડી સોફાયા નામની હતી, કે જેણી, બાઇઝેંનટાઇનના શાહનશાહની ભત્રીજી થતી હતી. "ઝાર"નો ખેતાબ પેહેલો ધારણ કરનાર એજ બાદશાહ હતો, અને પોતાનાં રાજ્યની નેશાનીતરીકે કૉન્સટૅન્ટિનોપ્લની બે માથાંવાળાં ગરૂડ પક્ષિની આકૃતિ ઉભી કીધી હતી.

## નોટ ૭૯ મી, પાનું ૩૪૧ મું.

**બૅસિલ,** એણે ૪થા ઈવાનને નામે રેશિયામાં રાજ્ય કર્યું હતું. એને "ઘાતકી ઈવાન"નાં નામથી ઓળખવામાં આવતો હતો. ૧૫૩૩માં ચાર વર્ષની ઉમરે એને રાજ્યાભિષેક કર્યામાં આવ્યો હતો, અને તેટલામાંટે એની માને રાજ્યકારોબાર ચલાવવામાંટે સત્તા આપ્યામાં આવી, કે જે સત્તાનીસાંમે રાજ્યના અમીરઉમરાવો થયા હતા. ૧૫૪૪માં તેણે જ્યારે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી, ત્યારે તેણે પોલ, સ્વીડસ, અને ટારટર લોકોનીસાંમે લડાઇઓ ચલાવી, અને વારાફરતી તે સઘળાઓને હાર આપી. તેણે આ લોકોઉપર, તેમજ ખુદ પોતાની રૈયતઉપર અતિયંત ક્રૂરપણું ચલાવ્યું, અને ખુદ પોતાને હાથે પોતાના વડા બેટાને મારી નાખ્યો; તો જોકે આટલુંછતાં એના વખ્તમાં દેશમાં ભારે સુધારાઓ દાખેલ થવા પામ્યા હતા. તેણે ઈંગ્લાંડની રાણી એલિઝાબેઠસાથે વેપારનેલગતા કોલકરારો કીધા હતા.

તે ૧૫૨૯માં જન્મી, ૧૫૮૪માં મરણ પામ્યો હતો.

## નોટ ૮૦ મી, પાનું ૩૪૨ મું.

**ફ્યિૉડોર આઈવૅનૉવિટચ.** એણે ૧૫૮૪માં રાજ્ય કરવાનું શરૂ કર્યું. તે મન તથા તનને નબળો હોવાથી, તેણે પોતાનાં રાજ્યની લગામ ગૉડુનૅાફ નામના પોતાના એક અધિકારીને સોંપી, કે જેણે તેઉપર ઘણો સારીરીતે અમલ કર્યો હતો. એના અમલમાં મસ્કોવીના ખેડુતોને ગુલામજેવી હાલતમાં લાવી નાખ્યામાં આવ્યા હતા, તો જોકે અવલમાં તો તેઓ છુટાપણું ભોગવતા હતા. ગૉડુનૅાફે સાઇબીરિયા હાથ કીધું હતું, અને બીજાં રાજ્યોસાથે ઘણાક જાણવાજોગ કોલકરારો કર્યા હતા. એટલામાંટે આ બાદશાહનો અમલ કોઈરીતે નઠારો લેખી શકાયએમ નથી.

તેનો જન્મ ૧૫૫૭માં, અને મરણ ૧૫૯૮માં થયાં હતાં.

## નોટ ૮૧ મી, પાનું ૩૪૨ મું.

**ડીમેટ્રિયસ.** એ રેશિયાના ઝાર ૪થા ઈવાનનો બેટો હતો, કે જે જ્યારે તેનો બાપ મરી ગયો, ત્યારે પાળણાંમાં એક ન્હાનું બાળક હતું. તે ફ્યિૉડોરનો ભાઇ, અને એકલોજ વારેસ હતો. તેના કાકા લોભી બૉરિસ ગૉડૉનૉવે તેને મારી નખાવ્યો, અને એમુજબે પોતે ગાદીઉપર આવવામાંટે રસ્તો લીધો. ડીમેટ્રિયસના ગયબ થઇ જવાથી તેની ગાદીઉપર આવવાને ઘણાક દાવાદારો ઉભા થયા, કે જેઓમાં ગ્રેગૉરી ઑટ્રેપીફ નામનો એક જોગી પણ હતો, કે જેણે ગાદીઉપર પોતાનો હકછે, એમ પુરવાર કરી ૧૬૦૫માં તખ્તે બેઠો, પણ થોડાક મહિના ગાદીઉપર રહ્યાપછી ૧૬૦૬માં તેનું પણ ખુન મૉસ્કો શેહેરમાં કર્યામાં આવ્યું. આમુજબે છેક ૧૬૧૩નાં સાલસુધી ડોળઘાલુ દાવાદારો ઉભા થયાજ કીધા, પણ તેટલાં રૉમાનૉફ વંશની ચઢતી થવાથી તેઓ તેમ ઉભા થતા બંધ પડયા.

એનો જન્મ ૧૫૮૨માં થયો હતો, અને ૧૫૯૨માં તે મરણ પામ્યો હતો.

## નોટ ૮૨ મી, પાનું ૩૪૨ મું.

**બૉરિસ ગૉડૉનૉવ,** એ પણ રેશિયાનો એક ઝાર થઈ ગયોછે. અને પોતાના અમલમાં રાજ્યમાં ગુલામગીરી દાખેલ કીધી હતી. ૧૫૯૮માં પોતાના ખેશી, રૂરિક વંશના છેલ્લા ઝાર ફ્યિૉડોર ૧લાનીપછી તે ગાદીએ આવ્યો હતો. ૧૬૦૫માં એને પદભ્રષ્ટ કરવાની ધમકી આપવામાં આવ્યાથી, તે આપઘાત કરી મુવો હતો.

જન્મ ૧૫૫૨માં; મરણ ૧૬૦૫માં.

## નોટ ૮૩ મી, પાનું ૩૪૨ મું.

**આલેકસિસ, માઈકલૉવિટચ.** એ રશિયાના ઝાર માઇકલનો બેટો હતો. તે ૧૬૪૫માં પંદર વર્ષોની ઉમરે ગાદીએ આવ્યો હતો. એના રાજ્યમાં ગાદીમાંટે બે દાવાદારો ઉભા થવાથી ભારે

ઉશ્કેરણીથી ટર્કીએ ઝારસાથના કૌલકરાર તોડયા, અને તેને તેનાં લશ્કરસાથે ૧૭૧૧માં પ્રુથના કેનારાઉપર બધીગમથી ઘેરી લીધો. આ કચકટીના વખતમાં પોતાની સમયસુચકતાથી તેની બાયડી કૅથરાઇને તેને બચાવી લીધો. તેણીએ ખાનગીરીતે ટર્કીના વડા વઝીરસાથે સંદેશાઓ ચલાવ્યા, તેણીની માંગણીઓ તેને કબુલ રાખી, અને આખરે પાછી સુલેહ થાઇ. આ બનાવની યાદમાં ઝારે "સેંટ કૅથરાઇન"નો માનવંત ખેતાબ ઉભો કીધો, કે જેનો તેણી વડી હતી. ૧૭૧૩ની આખરીએ તેણે સ્વીડશોનીપાસેથી ઘણીક જગ્યાઓ જીતી લીધી. શાંતી ફેળાયાપછી પીટર ડેનમાર્ક, હૉલાંડ, અને ફ્રાન્સખાતે બીજી મુસાફેરીએ નિકળ્યો, આ વખતનાઅરસામાં તેનો બેટો, પ્રિન્સ આલેક્સિસ થોડાક બંડખોરોસાથે મળી ગયો, કે જેઓ પીટરે કીધેલા ફેરફારો અને સુધારાઓથી ગુસ્સે થયા હતા, પણ ઝારે પોતાના બેટાની તપાસ કરાવી, અને તેના "જડજો"એ તેને મોતની ટેપ મારી. પણ આ ટેપ અમલમાં આવી નહીં, કારણકે જણાવ્યાપ્રમાણે તેનો વડો બેટો માથે લોહી ચઢવાથી તરત મરણ પામ્યો. તોયે તેના બાપઉપર તેનાં મરણબાબે ઘણોક શક રહી ગયો, કારણકે તેને તેના મરનાર બેટા આલેક્સિસના ઘણાક મિત્રોને મારી નખાવ્યા હતા. ૧૭૨૨માં ઇરાનની સરહદઉપર એક રશિયન લશ્કરી ટુકડીની ટારટરોએ કત્લ ચલાવવાથી પીટર ત્યાં ગયો, અને ડરબેન્ડનું શેહેર, તેમજ બીજાં ત્રણ મગણાંઓ જીતી લીધાં. આ ચઢાઇપછી ઝારે પોતાનાં રાજ્યનાં માંહેના ખટલાઉપર મન લગાડયું, અને પોતાનાં રાજ્યમાં ઘણાક ફેરફારો અને સુધારા કર્યા. તેમાં પાદરીઓબાબે ઘણો સુધારો કર્યો; પોતાનાં મોટાં લશ્કરનું નવેસરથી બંધારણ કીધું; દરિયાઇ કાફેલો ઉભો કીધો; સઘળાં મોટાં શેહેરોને કેહલેબંદી કીધી, અને શેહેરોમાં મુલ્કી બંદોબસ્તો કીધા; દરિયાઇ કેળવણીમાટે એક શાળા સ્થાપી; મૉસ્કૅા, પીટર્સબર્ગ, અને કિવખાતે મોટીમોટી પાઠશાળાઓ ઉભી કીધી; શરીરછેદન વિદ્યા (Anatomy) શિખવવામાટે ઝાહેર ભાષણો અપાવવાનાં બંદોબસ્તો કીધા, કે જે વિદ્યામાં તે પોતે પણ ઘણો પ્રવિણ હતો; એક વેદશાળા (Observatory) ઉભી કીધી; આખી દુનિયાનાં ઝાડપાનોને, એક બાગ (Botanical Garden) ઉઘાડયો; છાપાખાનાંઓ અને એક બાદશાહી પુસ્તકખાનું સ્થાપ્યાં. એવતરોગે એણે બીજાં ઘણાંક કામો એવાં કીધાં, કે જેથી રશિયા ઘણું આગળ વધવા પામ્યું. પણ એ સર્વેમાં સૌથી સરસ કામ જે એણે બજાવ્યું, તે એક પોચી અને ભીની ઝમીનઉપર સેંટ પીટર્સબર્ગનું નામિચું શેહેર સ્થાપવાનું હતું. તેનાં મરણપછી કૅથરાઇનને શાહનશાહબાનુંતરીકે ઝાહેર કર્યામાં આવી, કે જેણીએ બે વર્ષોસુધી રાજ્ય ચલાવ્યું.

પીટર મૉસ્કૅાખાતે ૧૬૭૨માં જન્મયો, અને ૧૭૨૫માં મરણ પામ્યો હતો.

* પ્રિન્સ વાસિલિ ગાલિટઝિન એક રશિયન ઉમરાવ હતો, કે જે ૧૬૮૦માં ઝાર ફ્રિયૉડોર આલેક્સૉવિટચનો પ્રધાન નેમાયો હતો. તેણે પોતાના શાહનશાહને ઉમરાવોના ખેતાબો કાહાડી નાખવાની, અને પોતાની રૈયતને પોતાની જાતી હુશિયારી અને બહાદુરીથી વધવા દેવાની સલાહ આપી. ઝારો પીટર ૧ લા અને ઇવાનની બેહેન, અને રાજ્યનો અમલ ચલાવનારી પ્રિન્સેસ સૉફાયાનો તે ઘણોજ માનીતો હતો, અને તેટલામાટે તેણીના અમલમાં ઘણી ભારે સત્તા ધરાવતો હતો. પણ તેણીએ પોતાના ભાઇ પીટરસામે ચલાવેલા કાવાદાવાઓ પકડાઇ આવ્યાથી, તેણીને એક મઠમાં પુરવામાં આવી, અને ગાલિટઝિનને દેશબહાર કાહાડવામાં આવ્યો.

૧૬૩૩ માં જન્મી, ૧૭૧૩ માં તે મરણ પામ્યો હતો.

## નોટ ૮૬ મી, પાનું ૩૪૩ મું.

**આલેક્સિસ.** પીટર ધ ગ્રેટની આગળી બાયડી યુડૅાકિયા લાપુકિનને પેટનો બેટો. એ જ્યારે બાળક હતો, ત્યારે તેને રશિયન પાદરીઓને હવાલે સોંપવામાં આવ્યો હતો, કે જેઓએ તેનાં ભેજાંમાં તેઓના સઘળા જંગલી વહેમો ભર્યા હતા. તેના બાપે કીધેલા તમામ સુધારાઓનો નાશ કરેએવા સ્વભાવનો તે હતો. ૧૭૧૬માં ગાદીઉપરનો પોતાનો હક છોડી દેવાની તેને ફર્જ પાડવામાં આવી. ત્યારપછી તે વિયેનાખાતે નાસી જઇ, ત્યાં રાજા ચાર્લ્સ ૬ ઠાનાં રક્ષણતળે ભરાયો, કે જેણે તેને પ્રથમ ઇન્સબ્રુક, અને પછી નેપલ્સખાતે રવાના કરી દીધો. તોયે મુઆફી બખ્શાવાની લાલચે તેને પાછો મૉસ્કૅા ફરવાને જણાવ્યામાં આવ્યું, કે જ્યાં આવ્યાપછી તેને બંદીખાને નાખવામાં આવ્યો; ત્યાં તેની ખાનગી તપાસ કર્યામાં આવી, અને મોતની સઝા થઈ. તેની આ તપાસનો અહવાલ શાહનશાહ પીટરના હુકમથી છપાવ્યામાં આવ્યો. જે ઝાહેરનામું બહાર પાડવામાં આવ્યું, તેમાં જણાવ્યામાં આવ્યું, કે તે તો માથે લોહી ચઢવાથી મરી ગયો હતો, પણ એવો શકછે, કે તેને છુપીરીતે મારી નાખવામાં આવ્યો હતો.

તેનો જન્મ ૧૬૯૫માં મૉસ્કૅાખાતે થયો હતો, અને ૧૭૧૮માં તે મરણ પામ્યો હતો.

## નોટ ૮૭ મી, પાનું ૩૪૩ મું.

**કૅથરાઇન ૧ લી.** રશિયાની આ શાહનશાહબાનુ ઘણાંજ ગરીબ લિવૉનિઆન માબાપને પેટ જન્મેલી હતી. તેણી એક સ્વીડીશ ડ્રૅગુન સારજંટની બાયડી થઇ, કે જે રશિયનોને હાથ માર્યો ગયો

ખટપટ ચાલી હતી. આ દાવાદારોમાંનો એક જાણીતો ડીમેટ્રિયસ હતો. ખુદ તેનાં પોતાનાં રાજ્યમાં અને પારકા મુલકોસાથે ભારે લડાઇઓ એના વખતમાં જાગી હતી. વળી આ રાજા પૉલાંડસાથે લડ્યો હતો, અને તેમાં ફતેહ મલવાથી તેનાં ઘણાક પ્રગણાંઓ એણે હાથ કરી લીધાં હતાં. વળી એણે એક ભારે લડાઇ સ્વીડનસાથે લાંબો વખતસુધી ચલાવી હતી, પણ તે રાજ્ય વધારે બળવાન નિવડવાથી એને પોતાનાજ મુલકમાં પાછું ફરવું પડ્યું હતું. પછી પૉલાંડના રાજાનીસાથે મળીને તે ટર્કોસામે લડયો, અને કોલુઝોખાતે ઑટૉમનોઉપર એક કીર્ત્તિવંત ફતેહ મેળવી. ટર્કીસાથે થોડોક વખત સુલેહ થઇ, પણ તે સુલેહની શર્તો પૉલાંડના મુખીને સંતોષકારક ન જણાવાથી પાછી લડાઇ જાગી, અને તે પુરી થાય, તેઆગમચ આલેક્સિસ મરણ પામ્યો. તે સુધો પણ કરડો રાજા હતો, અને એણેજ રૂશિયાનાં રાજ્યના ધારાઓ પેહેલવેહેલા છપાવ્યા હતા. તે વિદ્યાહુન્નરને, તેમજ વેપારવણજને ઘણુંજ ઉત્તેજન આપતો, અને તેનેલગતી યોજનાઓ પોતાના બેટા મહાન પીટરનીસાથે મળીને ઘડતો, અને પછી તે અમલમાં મેળતો.

## નોટ ૮૪ મી, પાનું ૩૪૨ મું.

**ફિયૉડોર આલક્સિવિટ્ચ**, એ રશિયાના મહાન શાહનશાહ, પીટર ધ ગ્રેટનો વડો ભાઈ હતો જ્યારે ફકત ૧૯ વર્ષની ઉમરનો હતો, ત્યારે તે રશિયાની ગાદીઉપર બેઠો હતો. તે મક્કમ ઠરાવનો હોવાથી રાજ્યમાં જે સુધારાઓ એના ન્હાના ભાઇએ દાખેલ કર્યાં હતા, તે એ પોતેજ જો જીવવા પામતે, તો દાખેલ કરી શકતે. તેના અમલમાં એક યાદગાર બનાવ બનવા પામ્યો હતો, અને તે એ હતો, કે મસ્કૉવિટ ઉમરાવોમાં હું વડો કે તું વડો એવી ખટપટ જાગવાથી તેણે તેઓને પોતાનીહઝુરમાં બોલાવ્યા, અને સર્વેની પદવીઓ એકવાર નક્કી કરી આપી.

તે ૧૬૫૭માં જન્મી, ૧૬૮૨માં મરણ પામ્યો હતો.

## નોટ ૮૫ મી, પાનું ૩૪૨ મું.

**પીટર ધ ગ્રેટ.** એ ઝાર આલેક્સિસ સાઇકલૉવિટ્ચનો બેટો હતો, અને એને "મહાન પીટર"-ના અલ્કાબથી ઓળખાવવામાં આવેછે. એ એના સાવકા ભાઈ ફિયૉડોરનાં મરણપછી બીજા ભાઇ ઈવાનનો હક બાજુએ મુકીને ગાદીએ આવ્યો હતો, કારણકે તે નબળાં મગ્ઝનો અને દુબળો હતો. તેની બેહેન સૉફાયાએ ઈવાનનીતરફમાં થઈને લશ્કરને ઉસ્કેર્યું, અને રખેને રાજ્યમાં લડાઇ જાગે, એવી ધાસ્તીથી એમ નક્કી કર્યામાં આવ્યું, કે બંધે ભાઇઓએ સાથે મળી રાજ્ય ચલાવવું, અને તે બંધેને માથે શાહઝાદી સૉફાયા દેખરેખ રાખે. આ વખતે રશિયા લગભગ જંગ્લીજેવું હતું. ૧૭મેં વર્ષે પીટર પરણ્યો. અને જ્યારે જણાયું, કે તેની રાણી હમ્લદાર હતી, ત્યારે *પ્રિન્સ વાસિલિ ગાલિટ્ઝીને (* આનોટને છેડે જુઓ.) બળવો ઉઠાવ્યો, પણ તેને હરાવીને દેશનિકાળ કર્યામાં આવ્યો, અને પ્રિન્સેસ સૉફાયાને પણ એક મઠમાં બંધ કર્યામાં આવી, જયાં તેણી પોતાના મરણસુધી રહી. ત્યારપછી તેણે એકલાએ રાજ્ય ચલાવવામાં માંડયું, અને તેને પેહેલું કામ રાજ્યમાં તથા લશ્કરમાં સુધારાઓ કરવાનું હાથ ધર્યું, અને તેમાં ઘણીક અડચણો નડવાછતાં તે ફતેહમંદીથી પાર પાડયા. ૧૬૯૬માં તેણે ઍઝૉફ હાથ કર્યું, અને ટારટરોનીસાંમે તેનો બંચાવ થાયએવી સારી હાલતમાં તે મુકયું. પછી તેણે પોતાનું ધ્યાન નાણાંસંબંધી બાબતઉપર લગાડયું, અને તેમાં જે ઘણીક લુચ્છાઈઓ થતી હતી, તે બંધ કીધી. ૧૬૯૭માં તે યુરોપની મુસાફેરીએ નિકળ્યો, કે જેમ કરવાની તેની મતલબ વિદ્યાહુન્નર, વગેરેનું જ્ઞાન સંપાદન કરવાની હતી, જરમનીમાંથી પસાર થતાં, પીટર મિઁમરમાનનું ધારણ કીધેલાં નામથી તે ત્યાંની ગોદીમાં વહાણ બાંધનારી મંડળીમાં દાખેલ થયો, અને ભારે ઉલટથી ધ્યાન આપી, કામ કરવા લાગ્યો. ૧૬૯૮માં તે ઈંગ્લાંડ ગયો, અને ત્યાંનાં જાહેર ખાતાંઓ, કારખાનાંઓ, વગેરેનો અનુભવ મેળવવામાં, તેમાં મુખ્યકરી વહાણ બાંધવાનો હુન્નર શિખવામાં પોતાનો વખત ગાળ્યો. જ્યારે આ દેશમાં તે હતો, ત્યારે ઑકસફર્ડની પાઠશાળાએ તેને D. C. L. ની માનવંત પદવી બખ્શી. ત્યાંથી ઝાર વિયેનાખાતે ગયો, તેની મતલબ ત્યાંથી થઇ ઈટાલી જવાની હતી, પણ તેટલાં રૂશિયામાં બળવો જાગવાની ખબર તેને મળવાથી તેને પોતાને સ્વદેશ ઉતાવળે પાછું ફરવું પડયું. ત્યાં ગયાપછી કેટલાક બળવાખોરોને તેણે મારી નખાવ્યા, અને ઘણાકોને સાઇબીરિયાખાતે દેશનિકાળ કીધા. ૧૭૦૩માં તેણે સેંટ પીટર્સબર્ગ શેહેર સ્થાપ્યું. બીજે વર્ષે તેણે સ્વીડનના રાજા ચાર્લ્સ ૧૨માંસાંમે લડાઇ જાહેર કીધી, પણ તેમાં તે નિશ્ફળ ગયો. પણ તેથી તે નાઉમેદ થયો નહીં, અને આખરે સ્વીડીશોને તે હરાવશે, એવી આશા રાખી. અને ખરેખર તેમજ બન્યું. ૧૭૦૯માં તેણે પલટૉવાખાતે એક ફતેહ મેળવી, ઘણાક સ્વીડીશ સિપાહોને કેદ કર્યા, અને તેઓનો રાજા ટર્કીખાતે જઇ ભરાયો. કેદ પકડાયલાંઓમાં એક જવાન છોડી હતી, કે જેણીનો વર સ્વીડીશ લશ્કરમાં એક સારજંટની હલકી પદવી ધરાવતો હતો. આ છોડી ફકત એકજ દિવસઆગમચ તેનીસાથે પરણી હતી, અને બીજેજ દિને તે માર્યો ગયો. આ જવાન છોડી પીટર ધ ગ્રેટની પેહેલવેહેલાં રાખેલી સ્રીતરીકે તેનીસાથે રહી. અને પછીથી તેની બાયડી થવા પામી. તેણીને ૧૭૧૧માં

ઉશ્કેરણીથી ટર્કીએ ઝારસાથના કૌલકરાર તોડયા, અને તેને તેનાં લશ્કરસાથે ૧૭૧૧માં પ્રુઠના કેનારાઉપર બધીગમથી ઘેરી લીધો. આ કટાકટીના વખતમાં પોતાની સમયસુચકતાથી તેની બાયડી કેંઠરાઇનેં તેને બચાવી લીધો. તેણીએ ખાનગીરીતે ટર્કીના વડા વઝીરસાથે સંદેશાઓ ચલાવ્યા, તેણીની માંગણીઓ તેને કબુલ રાખી, અને આખરે પાછી સુલેહ થાઇ. આ બનાવની યાદમાં ઝારે "સેંટ કેંઠરાઇન"નો માનવંતે ખેતાબ ઉભો કીધો, કે જેનો તેણી વડી હતી. ૧૭૧૩ની આખરીએ તેણે સ્વીડીશોનીપાસેથી ઘણીક જગ્યાઓ જીતી લીધી. શાંતી ફેલાયાપછી પીટર ડેનમાર્ક, હૉલાંડ, અને ફ્રાન્સખાતે બીજી મુસાફેરીએ નિકળ્યો, આ વખતનાઅરસામાં તેનો બેટો, પ્રિન્સ આલેક્સિ થોડાક બંડખોરોસાથે મળી ગયો, કે જેઓ પીટરે કીધેલા ફેરફારો અને સુધારાઓથી ગુસ્સે થયા હતા, પણ ઝારે પોતાના બેટાની તપાસ કરાવી, અને તેના "જડજે"એ તેને મોતની ટેપ મારી. પણ આ ટેપ અમલમાં આવી નહીં, કારણકે જણાવ્યાપ્રમાણે તેનો વડો બેટો માથે લોહી ચઢવાથી તરત મરણ પામ્યો. તોયે તેના બાપઉપર તેનાં મરણબાબે ઘણોક શક રહી ગયો, કારણકે તેને તેના મરનાર બેટા આલેક્સિના ઘણાક મિત્રોને મારી નખાવ્યા હતા. ૧૭૨૨માં ઇરાનની સરહદઉપર એક રશિયન લશ્કરી ટુકડીની ટારટરોએ કતલ ચલાવવાથી પીટર ત્યાં ગયો, અને ડરબેન્ડનું શેહેર, તેમજ બીજાં ત્રણ પરગણાંઓ જીતી લીધાં. આ ચઢાઇપછી ઝારે પોતાનાં રાજ્યનાં માંહેના ખટલાઉપર મન લગાડયું, અને પોતાનાં રાજ્યમાં ઘણાક ફેરફારો અને સુધારા કર્યા. તેમાં પાદરીઆબાબે ઘણો સુધારો કર્યો; પોતાનાં મોટાં લશ્કરનું નવેસરથી બંધારણ કીધું; દરિયાઇ કાફેલો ઉભો કીધો; સઘળાં મોટાં શેહેરોને કેલ્લેબંદી કીધી, અને શેહેરોમાં મુલકી બંદોબસ્તો કીધા; દરિયાઇ કેળવણીમાંટે એક શાળા સ્થાપી; મૉસ્કો, પીટર્સબર્ગ, અને કિવખાતે મોટીમોટી પાઠશાળાઓ ઉભી કીધી; શરીરછેદન વિદ્યા (Anatomy) શિખવવામાંટે જાહેર ભાષણો અપાવવાનાં બંદોબસ્તો કીધા, કે જે વિદ્યામાં તે પોતે પણ ઘણો પૂર્વિણ હતો; એક વેદશાળા (Observatory) ઉભી કીધી; આખી દુનિયાનાં ઝાડપાનોનો એક બાગ (Botanical Garden) ઉઘાડયો; છાપાખાનાંઓ અને એક બાદશાહી પુસ્તકખાનું સ્થાપ્યાં, એવતરોજે એણે બીજાં ઘણાંક કામો એવાં કીધાં, કે જેથી રશિયા ઘણું આગળ વધવા પામ્યું. પણ એ સર્વેમાં સૌથી સરસ કામ જે એણે બજાવ્યું, તે એક પોચી અને ભીની ઝમીનઉપર સેંટ પીટર્સબર્ગનું નામિચું શેહેર સ્થાપવાનું હતું. તેનાં મરણપછી કૅંઠરાઇનને શાહનશાહબાનુંતરીકે જાહેર કર્યામાં આવી, કે જેણીએ બે વર્ષોસુધી રાજ્ય ચલાવ્યું.

પીટર મૉસ્કૉખાતે ૧૬૭૨માં જન્મયો, અને ૧૭૨૫માં મરણ પામ્યો હતો.

* પ્રિન્સ વાસિલિ ગાલિટઝિન એક રશિયન ઉમરાવ હતો, કે જે ૧૬૮૦માં ઝાર ફ્રિયૉડોર આલેકસૉવિટચનો પ્રધાન નેમાયો હતો. તેણે પોતાના શાહનશાહને ઉમરાવોના ખેતાબો કાહાડી નાખવાની, અને પોતાની રૈયતને પોતાની જાતી હુશિયારી અને બહાદુરીથી વધવા દેવાની સલાહ આપી. ઝારો પીટર ૧ લા અને ઇવાનની બેહેન, અને રાજ્યનો અમલ ચલાવનારી પ્રિન્સેસ સૉફ્રાયાનો તે ઘણોજ માનીતો હતો, અને તેટલામાંટે તેણીના અમલમાં ઘણી ભારે સત્તા ધરાવતો હતો. પણ તેણીએ પોતાના ભાઇ પીટરસાંમે ચલાવેલા કાવાદાવાઓ પકડાઇ આવ્યાથી, તેણીને એક મઠમાં પુરવામાં આવી, અને ગાલિટઝિનને દેશબહાર કાહાડવામાં આવ્યો.

૧૬૩૩ માં જન્મી, ૧૭૧૩ માં તે મરણ પામ્યો હતો.

## નોટ ૮૬ મી, પાનું ૩૪૩ મું.

**આલેક્સિસ.** પીટર ધ ગ્રેટની આગળી બાયડી યુડૉક્સિઆ લાપુકિનને પેટનો બેટો. એ જયારે બાળક હતો, ત્યારે તેને રશિયન પાદરીઓને હવાલે સોંપવામાં આવ્યો હતો, કે જેઓએ તેનાં ભેજાંમાં તેઓના સઘળા જંગ્લી વહેમો ભર્યા હતા. તેના બાપે કીધેલા તમામ સુધારાઓનો નાશ કરેએવા સ્વભાવનો તે હતો. ૧૭૧૬માં ગાદીઉપરનો પોતાનો હક છોડી દેવાની તેને ફર્જ પાડવામાં આવી. ત્યારપછી તે વિયેના-ખાતે નાસી જઇ, ત્યાં રાજા ચાર્લ્સ ૬ ઠાનાં રક્ષણતળે ભરાયો, કે જેણે તેને પ્રથમ ઇન્સબ્રુક, અને પછી નેપલ્સખાતે રવાના કરી દીધો. તોયે મુઆફી બખ્શવાની લાલચે તેને પાછો મૉસ્કો ફરવાને જણાવ્યામાં આવ્યું, કે જયાં આવ્યાપછી તેને બંદીખાને નાખવામાં આવ્યો; ત્યાં તેની ખાનગી તપાસ કર્યામાં આવી, અને મોતની સઝા થઈ. તેની આ તપાસનો અહવાલ શાહનશાહ પીટરના હુકમથી છપાવ્યામાં આવ્યો. જે જાહેરનામું બહાર પાડવામાં આવ્યું, તેમાં જણાવ્યામાં આવ્યું, કે તે તો માથે લોહી ચઢવાથી મરી ગયો હતો, પણ એવો શકછે, કે તેને છુપીરીતે મારી નાખવામાં આવ્યો હતો.

તેનો જન્મ ૧૬૯૫માં મૉસ્કૉખાતે થયો હતો, અને ૧૭૧૮માં તે મરણ પામ્યો હતો.

## નોટ ૮૭ મી, પાનું ૩૪૩ મું.

**કૅંઠરાઇન ૧ લી.** રશિયાની આ શાહનશાહબાનુ ઘણીજ ગરીબ લિવૉનિઆન માબાપને પેટે જન્મેલી હતી. તેણી એક સ્વીડીશ ડ્રેગુન સારજંટની બાયડી થઇ, કે જે રશિયનોને હાથ માર્યો ગયો

હતો. ત્યારપછી તેણીને જનરલ બૉયરે એક રાંડતરીકે રાખી, અને ત્યારપછી તેણી પ્રિન્સ મેન્ઝિકૉફના કુટુંબમાં નોકરીએ રહી, કે જે પ્રિન્સ તેણીની ખુબસુરતીથી ઘણોજ અંજાઇ ગયો હતો, પણ તેટલાં ઝાર પીટર ધ ગ્રેટની જાણમાં તેણી આવી, અને ૧૭૧૧માં તેની બાયડી થવા પામી. તેનાં મરણપછી તે તેણીને ગાદી આપી ગયો, અને તેથી ૧૭૨૫નાં સાલમાં તેણીને શાહનશાહબાનુતરીકે ઝાહેર કર્યામાં આવી. પોતાના મહાન ખાવંદે જે કામો આરંભ્યાં હતાં, અને જે સંપૂર્ણ કરવાઆગમચ તે મરી ગયો હતો, તે તેણીએ પાર ઉતાર્યાં. પીટરથી તેણીને પેટે આઠ બાળકો થયાં હતાં, કે જેમાંની એન અને એલિઝાબેથ (કે જેણી પછવાડેથી શાહનશાહબાનુ થવા પામી હતી), તેમેવાય બીજાં સઘળાં મરણ પામ્યાં હતાં. તેણીની ઝેંદગીના છેલ્લા વખતમાં તેણીને દારનું વ્યસન લાગુ પડ્યું, અને સાથે વળી તેણી ઘણીજ વ્યભિચારી થઇ હતી.

તેણીનો જન્મ લિવૉનિયાખાતે ૧૬૮૩માં થયો હતો, અને મરણ ૧૭૨૭માં નિપજ્યું હતું.

## નોટ ૮૮ મી, પાનું ૩૪૩ મું.

**પીટર ૨ જો,** પીટર ધ ગ્રેટનો પૌત્રો, અને આલેક્સિસનો બેટો થતો હતો. તે ૧૭૨૭માં કૅથરાઇનપછી રેશિયાની ગાદીઉપર આવ્યો. ફક્ત એકજ વર્ષઅગાઉ કૅથરાઇને તેને રેશિયાના ગ્રાંડ—ડ્યુકતરીકે ઝાહેર કર્યો હતો. તેના રાજ્યનો સર્વેથી જાણવાજોગ બનાવ વડા પ્રધાન મેનશ્ચિકૉફને નામોસીસાથે સાઇબીરિયામાં દેશનિકાળ કરવાનો હતો. તે સહિયડ આવ્યાથી મરણ પામ્યો હતો.

જન્મ ૧૭૨૪માં; મરણ ૧૭૩૦માં.

## નોટ ૮૯ મી, પાનું ૩૪૩ મું.

**આના ઇવાનૉવના,** રેશિયાના ઝાર મહાન પીટરનાભાઇ, ઝાર ઇવાનની બેટી હતી, તેણી રેશિયાની શાહનશાહબાનુ થઇ. તેણીના વર, ફ્રેડ્રિક વિલિયમ, ડ્યુક આવ કુરલાંડનાં મરણપછી, તેણીએ અરનેસ્ટ જૉન બિરેન નામનાં અતિ હલકી ઔલાદના એક પુરૂષને પોતાની મેહરબાનીતળે લીધો, અને તે મેહરબાનીઓ એટલી હદસુધી વધારી દીધી, કે આખરે તેણીએ તેને પોતાના મરનાર ખાવંદની જગ્યા આપી. પણ તેણીની ઝેંદગીના છેડાસુધી આ હલકા શખ્સે તેણીનીઉપર આપેખતિયાર સત્તા ચલાવી. તેણી ૧૭૩૦માં રેશિયાની ગાદીએ આવી, પણ રાજ્યનો ખરેખરો વહીવટ તો બિરેન ચલાવતો હતો, અને એવું કેહેવાયછે, કે તેણે પોતાની સત્તાના વખતમાં બધા મળી ૨૦,૦૦૦થી વધુ જણાંઓને સાઇબીરિયા દેશનિકાળ કીધાં હતાં, અને બીજાં ૧૧,૦૦૦ જણાંઓને રીબાવીને મારી નખાવ્યાં હતાં

તેણી ૧૬૯૩માં જન્મી, ૧૭૪૦માં મરણ પામી હતી.

## નોટ ૯૦ મી, પાનું ૩૪૩ મું.

**પીટર ૩ જો** એનો બાપ હૉલસ્ટિન–ગૉટૉર્પનો ડ્યુક કાર્લ ફ્રીડરિક હતો, અને તેની મા પીટર ધ ગ્રેટની બેટી આના પેટ્રૉના હતી. તેને તેની કાકી શાહનશાહબાનુ એલિઝાબેથ ૧૭૪૨માં રેશિયાનો ગ્રાંડ–ડ્યુક ઝાહેર કર્યો હતો. તે પ્રુશિયાના રાજા મહાન ફ્રેડ્રિકનો એક અતિ વખાણનાર હતો, અને જો તેનામાં તેનાજેવી સારી બુદ્ધિ હતે, તો ઝરૂર તે પણ તેને પગલે ચાલતે. પણ પીટર નબળાં મગઝનો, દુબળો, અને ઢંગધડાવગરનો હતો, અને તેટલામાંટે ગાદીએ આવ્યાપછી તેની બાયડી કૅથરાઇને તેને ગાદીઉપરથી ઉઠાડી મુકી, પોતે શાહનશાહબાનુ ઝાહેર થઇ. એટલુંજ નહીં, પણ પોતાના માનીતા * કાઉંટ ઑરલૉફ્સાડે (* આ નોટને છેડે જુઓ) તેને ગુંગળાવીને મારી નખાવ્યો હતો.

જન્મ ૧૭૨૬માં; મરણ ૧૭૬૨માં.

* **કાઉંટ ગ્રેગૉરિ આરલૉફ.** તે પ્રથમમાં લશ્કરમાં નૌકરીએ હતો; પણ કૅથરાઇનનું ધ્યાન તેનીતરફ ખેંચાવાથી, તે તેણીનો માનીતો થયો. ૧૭૬૨માં તે કાવાદાવામાં જોડાયો, કે જે કાવાદાવાઓનેલીધે ૩ જા પીટરનું ખુન કર્યામાં આવ્યું હતું, અને તેથી તેની બાયડી કૅથરાઇન ૨ જી તરીકે ગાદીએ બેસવા પામી હતી. આ વખતપછીથી શાહનશાહબાનુએ તેનીઉપર ભારે મેહરબાનીઓ દેખાડવા માંડી, અને મોટામોટા ખેતાબોથી તેને નવાઝયો. કેહેછે, કે તેણીને પેટે થયેલું બાળક પણ એનેજ પેટનું હતું. ઑરલૉફ હવે તેણીનીસાથે પરણવાને અને તેણીનીસાથે ગાદીઉપર બેસવાને ઉમેદવાર થયો. આખરે તેના ઝુલ્માતથી કંટાળીને શાહનશાહબાનુએ તેને ગાટચિનાખાતેના તેના વછેરામાં દેશનિકાળ કાહાડયો, છતાં તેને "પ્રિન્સ"નો ખેતાબ એનાયત કર્યો. ઘણાક વર્ષોસુધી ભારે ઠાઠમાઠસાથે રેહેવાપછી, આખરે તે દીવાનો થઇ ગયો, અને સેંટ પીટર્સબર્ગખાતે મરણ પામ્યો.

૧૮૩૪માં જન્મી, ૧૮૮૩માં તે મરણ પામ્યો હતો.

## નોટ ૯૧ મી, પાનું ૩૪૩ મું.

**કૅથરાઇન ૨ જી.** તેણીનું અસલ નામ સૉફાયા–ઑગસ્ટા કરી હતું, પણ ૧૭૪૫માં રેશિયાના ગ્રાંડ–ડ્યુકસાથે તેણીની શાદી કરવામાંટે ગ્રીક દેવલના ધારામુજબે તેણીને કૅથરાઇન આલિકઝિવના નામ

આપવામાં આવ્યું. આ ચૉંડ-ડયુકપછી પીટર ૩ જાતરીકે રશિયાની ગાદીએ આવ્યો હતો. તેણીને પેટે બે ફરજંદો થયાં હતાં. એક બેટો પૉલ, કે જે તેણીનીપછી ગાદીએ આવ્યો હતો, અને બીજી બેટી એન, કે જેણી બાળપણમાંજ મરણ પામી હતી. ૧૭૬૧માં શાહનશાહબાનું એલીઝાબેથનાં મરણપછી પીટર ગાદીએ આવ્યો, અને પછી પોતાનો બેટો તેનીપછી ગાદીએ ન આવે તેનો, તથા કેથરાઇનને તલાક આપવાનો મનસુબો કરવા લાગ્યો. પણ તેનો આ વિચાર કેથરાઇન પામી ગઇ, અને તેનીસાંમે કાવતરૂં રચવા માંડયું, અને ઉમરાવોસાથે મળી જઇ, તથા લશ્કરને હાથ કરી પીટરને પોતાનું તખ્ત રાજીખુશીથી તજી દેવાને તેનીપાસેથી તા૦ ૨૭મી જુન ૧૭૬૨ને દિને સહી મુકાવી, કે જેમ થવાપછી તેણીએ તેને કેદ કરાવ્યો, અને તા૦ ૧૭મી જુલાઇને દિને પોતાના એક માનીતા શખ્સ, ઑરલૉફપાસે શાહનશાહને ગુંગળાવીને મારી નખાવ્યો, અને પછી જાહેર કર્યું, કે તેને ચૂંકો થવાથી તે તો મરી ગયો હતો. ખરેખર તેણીએજ તેનું ખુન કરાવ્યું હતું કે નહીં,તે ચોકસ જણાયું નથી, પણ એટલુંતો ખરૂંછે, કે ખુનીઓનીસાંમે તેણીએ કશાં પગલા ભર્યાં નહીં, અને તેપછીના સેપટેમબર માસમાં મૉસ્કૉખાતે તેણીને તાજ પેહેરાવવાની ક્રિયા કર્યામાં આવી હતી તેણી મહાન પીટરનેજ પગલે ચાલવા લાગી, અને પોતાની રૈયતનું દેલ જીતી લીધું. પોતાનાં રાજ્યમાં જોઇતી શાંતી ફેલાય, ત્યાંસુધી તેણીએ પારકાં કોઇ પણ રાજ્યસાંમે લડાઇ ઉઠાવી નહીં. તેણી વિદ્યા અને ઉંચા હુનરોની શોકીન હોવાથી તે પોતાના દેશમાં દાખેલ કરવાને બેહદ ઉત્તેજન આપતી હતી, અને તેટલામાંટે યુરોપના ઘણા નામિચા કાબેલ પુરૂષોસાથે પત્રવ્યવહાર ચલાવતી હતી. તેણીએ રીબાવવાની સજા પોતાના દેશમાંથી તદન કાહાડી નાખી હતી, અને પોતાની રૈયતમાં કેળવણીનો પ્રસાર કરવાને ઘણી ઉલટ રાખતી હતી. ટૂંકમાં, તેણી પોતાની રૈયતને કેળવવાને, તેની ચઢતી સ્થિતિ કરવાને કશું બાકી રાખતી નહતી. ૧૭૬૪માં તેણીએ પોતાના માનીતા પૉનિયાટાઉસ્કિને પૉલાંડનો રાજા બનાવ્યો. ૧૭૬૯માં ટર્કીએ રશિયાસાંમે લડાઇ જાહેર કીધી, કે જેનાં પરિણામમાં પૉલાંડના પેહેલવેહેલી વેળા ૧૭૭૨માં ભાગલા પાડવામાં આવ્યા, અને તે કેથરાઇન, ઑસ્ટ્રિયાના જોસેફ રાજા, અને પ્રુશિયાના ફ્રેડ્રિક, એ ત્રણેવચ્ચે તે વેહેંચી લેવામાં આવ્યા. આમાંહેલો એક-ત્રતિઆઉંસથી પણ વધુ ભાગ રશિયાને ફાળે આવ્યો. ૧૭૭૪માં ક્રિમિયાને ટર્કીની સત્તાથી છુટું પાડવામાં આવ્યું. પણ ૧૭૮૫માં તેણીએ ક્રિમિયાઉપર તરાપ મારી, અને તે કારણથી ટર્કી એટલુંતો ગભરાયું, કે ફરીને લડાઇ જાગતે, પણ તેટલાં જરમની રશિયાસાથે મળી જવાથી લડાઇ થતી અટકી, અને ટર્કીને એ ગેરઈન્સાફ મુંગે મ્હોંડે ખમી જવો પડયો. પણ થોડા વખ્તમાં રશિયા અને ટર્કીવચ્ચે પાછો જઘડો ઉઠયો. જરમનીએ રશિયાની અને સ્વીડને ટર્કીની તરફેણ કીધી, અને તેથી ભારે ખુનખાર લડાઇ અને કાપાકાપી ચાલી. પણ તેમાં દરેક ઠેકાણે ટર્કીની હાર થવાથી ૧૭૯૨માં પાછી સુલેહ થઇ. આ વેળા પૉલાંડમાં ઘણી બીદલી ફેલાયલી હતી, અને પોલો રશિયાની જુસરીમાંથી નિકળી જવાનો વિચાર કરતા હતા, પણ તેઉપરથી એક રશિયન લશ્કર ત્યાં મોકલી આપવામાં આવ્યું, અને વૉરસૉના રેહવાસીઓની એક ઝબરી કત્લ ચલાવ્યામાં આવી. આ વેળા ફરીથી તે દેશના ભાગલા પાડી, રશિયા, જરમની, અને પ્રુશિયાવચ્ચે તે વેહેંચી લેવામાં આવ્યા. આ બીજી વારના ભાગલા ૧૭૯૩માં પાડવામાં આવ્યા હતા, અને ત્રીજા ભાગલા તેવીજરીતે વળી ફરીથી ૧૭૯૫માં પાડવામાં આવ્યા હતા. તેણીનું મરણ એકાએક માથે લોહી ચઢી જવાથી નિપજ્યું હતું. તેણી નીતિમાન નહતી.

જન્મ ૧૭૨૯માં; મરણ ૧૭૯૬માં થયું હતું.

## નોટ ૯૨ મી, પાનું ૩૪૩ મું.

**પૉલ ૧ લો.** શાહનશાહ પાલ, પીટર ૩ જા અને કેથરાઇન ૨ જીનો બેટો હતો. તેની પેહેલી બાયડી ૧૭૭૬માં મરણ પામવાપછી તેને બીજીવાર પ્રુશિયાના રાજાની ભત્રીજી, વરટેમબર્ગની શાહજાદી, પ્રિન્સેસ ડૉરૉથીસાથે શાદી કીધી. ૧૭૯૬માં કેથરાઇન ૨ જીના મુવાબાદ તે ગાદીએ આવ્યો, અને થોડોક વખતસુધી તો સારી રાજ્યનીતિની નેશાનો દેખાડવા લાગ્યો. તેણે પોતાના બાપનાં ખુનમાં સામેલ, થનારાઓની બીએઝુતી કીધી; અને પૉલાંડના મુખ્ય વડાઓને કેદખાનેથી છોડી મુકયા, કે જેઓને આગળ રાજ્યનીવેળા પકડીને બંદીખાને પુરવામાં આવ્યા હતા. પણ ધીરેધીરે તેણે ન્હાના ઝુલમાતો કરવા શરૂ કર્યા અને તેનો ખરો ખવાસ જણાઇ આવવા લાગ્યો, અને તેથી તે રૈયતનો અકારો થવા લાગ્યો. ૧૭૯૯માં તે ઑસ્ટ્રિયા, સાથે એકસંપ થઇ ફ્રાન્સનીસાંમે થયો, અને એક મોટું લશ્કર ઇટાલી મોકલી આપ્યું; પણ તરત પાછો-પોતાનો વિચાર ફેરવી નાખી, તેણે પોતાનું લશ્કર એકદમ પાછું બોલાવી લીધું, અને ઉલટો નૅપૉલિયન બૉનાપાર્ટસાથે મળી ગયો, અને ઇંગ્લાંડે તેને માલ્ટા ન આપવાનેલીધે તેણે પોતાના દેશનાં ઇંગ્રેજોને કેદ કરવા, તથા તેઓનો માલમિલકત જપત કરવા માંડી. એજવેળા તે વળી પોતાની રૈયતસાથે પણ ઘણાં કરડાપણાંથી વર્ત્તવા લાગ્યો, આઉપરથી તેની દરબારના અમલદારોએ એક કાવતરૂં તેનીસાંમે રચ્યું. આ કાવતરૂં રચનારાઓ, રાતની વેળાએ શાહનશાહના ઓરડામાં બેધડક દાખેલ થયા, અને રાજ્ય છોડી દેવામાંટે

પોતાની સહી એક દસ્તાવેજઉપર કરવાનો તેને હુકમ કર્યો. આ હુકમ તેણે માન્ય ન રાખવાથી તેઓ હાથો-હાથ થયા, અને પૉલને પકડી ગુંગળાવી મારી નાખ્યામાં આવ્યો. જ્યારે તેનાં મોતની વાત બહાર આવી, ત્યારે સેંટ પીટર્સબર્ગનાં લોકો ઘણાં ખુશી થયાં, એટલો તે તેઓનો અમારો થઇ પડયો હતો.

તે ૧૭૫૪માં જન્મી, ૧૮૦૧માં મરણ પામ્યો હતો.

## નોટ ૯૩ મી, પાનું ૩૪૩ મું.

આલેકઝાંડર ૧ લો, રશિયાનો ઝાર, શાહનશાહ પૉલ અને વર્ટેમબર્ગના શાહજાદા યુજીનીની બેટી મરાયાનો બેટો હતો. ૧૭૯૩માં તે બેડનના પ્રિન્સની બેટી, એલિઝાબેથસાથે પરણ્યો હતો. ૧૮૦૧ના માર્ચ મહિનાની તા૦ ૨૪મીએ તેના બાપનું ખુન કર્યામાં આવ્યું, અને તેપછી આલેકઝાંડર ગાદીએ બેઠો. આ વખ્તે રશિયા ઈંગ્લાંડસાથે લડાઇમાં ઉતરેલું હતું; અને બ્રિટિશ દરિયાવર્ધી ચઢતીનેલીધે રશિયાનો વેપાર તદન ભાંગી પડતો જોઇને, તેણે આ બંધે રાજ્યોવચ્ચેની ખટપટ દુર કરવામાંટે ઉતાવળાં પગલાં ભરવા માંડયાં. આઉપરથી તેઓવચ્ચે ૧૮૦૧ના જુન માસની તા૦ ૧૭મીએ કૌલકરારો થયા. એજ વખ્તનાઅરસામાં નેપૉલિયનની મહાન ફતેહોનેલીધે આખાં યુરોપના ઘણાખરા રાજ્યકર્ત્તાઓમાં ગભરાટ ફેલાઈ ગયેલો હતો, તેઉપરથી તા૦ ૧૧મી એપ્રિલ ૧૮૦૫ને દિને આલેકઝાંડર ઈંગ્લાંડસાથ જોડાઇ ગયો, કે જેઓનીસાથે પછીના ઑગસ્ટ માસની ૯મી તારીખે ઑસ્ટ્રિયા, અને તા૦ ૩જી અકટોબરે સ્વીડન પણ જોડાઇ ગયું. જે વિજળીક ઝડપથી નેપૉલિયન લડાઇઓ ચલાવ્યો જતો હતો, તે જોતાં રશિયાનો લાગવગ તો કુચ્છ બિસાદમાં નહનો; કારણકે ઉપરાસાપરી જે લડાઇઓ તા૦ ૬ઠીથી તે તા૦ ૧૮મી અકટોબરસુધીમાં તેણે ચલાવી તેમાં રશિયન લસ્કરની મદદ આવી પુગે, તેઆગમચ તો બાપડું ઑસ્ટ્રિયા છુંદાઇજ ગયું. તા૦ ૨૫ મીએ આલેકઝાંડરે બર્લિનખાતે દેખાવ દીધો, અને પ્રુશિયના રાજાસાથે એક છુપો કૌલકરાર કર્યો, અને તે પાળવામાંટે રશિયાનો ઝાર અને પ્રુશિયાનો રાજા, ફ્રેડ્રિક ધ ગ્રેટની કબ્રઆગળ મધરાતે સાથે ગયા, બંધેએ એકબીજાનો હાથ પકડી એકમેકને સહાય થવાને સૌગંદ ખાધા, અને તેમાંટે તે મહાન બાદશાહનાં કફનને ચુંબન કર્યાં, અને પછી તે ગંભીર કબ્રસ્તાનમાંથી પાછા બહાર પડયા. ત્યાંથી નિકળેલો ઝાર હવે ઑસ્ટ્રિયાના શાહનશાહને મદદ કરવાને દોડયો. તા૦ ૨ જી નવેમબરને દિવસે રશિયન અને ઑસ્ટ્રિયન લસ્કરો, પોતપોતાના શાહનશાહની સરદારીહેઠલ ફ્રેંચોનીસાંમે થયાં, પણ ઑસટરલિટ્ઝખાતે તેઓને ફ્રેંચોએ માર માર્યો. આઉપરથી ઑસ્ટ્રિયાને ફ્રાન્સસાથે સુલેહના કૌલકરારો કરવા પડયા, તે જોઇ આલેકઝાંડર પોતાનાં બાકી રહી ગયેલાં હાલહવાલ લસ્કરને લઇ ત્યાંથી નિકળી ગયો. પાછો દમ ખાવા, અને પોતાનાં લસ્કરનું બળ મઝબુત કરવાના વિચારથી આલેકઝાંડરે સુલેહ-નેમાંટે વ્યવહાર ચલાવવાના ખોટા ઢોંગ કર્યા, પણ પછી તે વ્યવહાર પાછો બંધ કરી નાખ્યો, અને જે થોડી-ઘણી શર્તો કરવામાં આવી હતી, તે તોડી નાખીને પાછી દુસ્મનાઇ દેખાડવા માંડી. જેઉપરથી જેના અને આઇલૌખાતે લડાઇઓ થઇ, કે જેમાં નેપૉલિયનની જીત થઈ, અને તા૦ ૨૪મી જુન ૧૮૦૭ને દિને રશિયા અને પ્રુશિયાનાં એકત્ર થયેલાં લસ્કરોનો ફ્રીડલાંડની ખુનખાર લઢાઇમાં કચઘાણ નિકળી ગયો, અને તેઓને નાસીને નીમેનની છેક દુર જતાં રેહેવું પડયું. આ ભયંકર બનાવપછી આ ચઢાઇનો છેડો આવી ગયો. તા૦ ૨૧ મીએ ચોકસ થોડી મુદતનેમાંટે લડાઇ બંધ પાડવાનો બંદોબસ્ત બંધે બાજુઓતરફથી કર્યામાં આવ્યો, અને તેમ થવાપછી પાંચ દિવસો રહીને રશિયા અને ફ્રાન્સના શાહન-શાહો પ્રુશિયાની નીમેનની મોટી નદીનીવચ્ચે એક તરાપાઉપર ઉભા કીધેલા તંબુમાં સાથે મળ્યા. એમ ધાર્યામાં આવ્યું, કે દુસ્મનો હવે દોસ્તો થઇ ગયા હતા, અને તે પછીના જુલાઈની ૭ મી તારીખે ટિલસિટખાતે સુલેહના કૌલકરારો થયા, અને તેમાં આલેકઝાંડરે ફ્રેંચોનીસાથે મળી જઇ ઈંગ્લાંડસાંમે લડવાની એક શર્ત કીધી હતી. આ કૌલકરારો થવાથી આલેકઝાંડરના આગળા સર્વે દોસ્તો તેના દુસ્મનો થઇ ગયા. નેપૉલિયને યોજેલી રચનાપ્રમાણે તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૦૮ને દિને આલેકઝાંડરે સ્વીડનનીસાંમે લડાઈ જાહેર કીધી, અને ભારી જંગ મચ્યા પછી સ્વીડનના ફિનલાંડનો કબ્જો લીધો. તા૦ ૨૭ મી સપટેમબરે ફ્રેંચ અને રશિયન શાહનશાહો ફરી એકવાર એરફર્ટ ખાતે ભેગા મળ્યા, અને તમામ યુરોપમાં સામટી સુલેહ પાંથરવામાંટે જુદાજુદા રાજ્યોની એક "કૉનગ્રેસ" ભેગી મેળવવામાં આવી; અને નેપૉલિયન તથા આલેકઝાંડરે સાથે મળી ઈંગ્લાંડસાથે કૌલકરારો કરવાની ઈચ્છા બતલાવી, તોયે તેમ બની શક્યું નહીં, અને તેથી થોડાંજ અઠવાડિયાંઓમાં "કૉનગ્રેસ" વિખરાઈ ગઇ. આ બંધે શાહનશાહોવચ્ચેની દોસ્તી પાંચ વર્ષોતુલિક ચાલુ રહી, અને વિયેનાખાતે તા૦ ૧૪ મી અકટોબર ૧૮૦૯ને દિને સહી થયેલા કૌલકરારોનીરૂએ ઑસ્ટ્રિયાએ ઉત્તર ગાલિશિયાનો મુલક રશિયાને આપી દીધો. પણ ૧૮૧૧નાં સાલની આખરીએ આ બંધે શાહનશાહોવચ્ચે પાછી ખટપટો ઉઠવા

માંડી, અને એટલીતો વધી ગઇ, કે તેમાંથી કાંઈ કામ વધી જશે, એમ લાગ્યું, અને ખરેખર તેમજ થવા પામ્યું. પછીના માર્ચ માસની તા ૦ ૧૯ મીએ આલેકઝાંડરે નૅપૉલિયનનીસામે પાછી લડાઇ ઝાહેર કીધી. આ વખ્તે રૂશિયાને ટર્કીસાથે જંગ ચાલતું હતું, પણ આલેકઝાંડરે તે રાજ્યસાથે સુલેહ કરી દીધી, અને પછી તા૦ ૨૫ મી જુને, નૅપૉલિયન એક મોટાં લશ્કરની સરદારી લઇ રૂશિયન ઝમીનઉપર ધસી ગયો. આ વખતનાઅરસામાં સ્વીડનના ક્રાઉન-પ્રિન્સ બૅરનાડૉટસાથે ફિનલાંડમાં આલેકઝાંડરને મુલાકાત થઇ હતી, અને ફ્રેંચ લશ્કર તો સ્મૉલિનસ્કસુધી વધ્યું આવ્યું હતું, પણ કાંઇ પણ કરીને તેને પાછું મારી હઠાવવાનો આલેકઝાંડરે નિશ્ચય કર્યો હતો. આખરે તા૦ ૭ મી સપટેમબરે બૅારૉડિનોખાતે એક ઝબરી લડાઇ થઇ, અને અને તેમાં બંધે બાજુના મળી ૫૦,૦૦૦ માણસો માર્યાં ગયાં. ૧૪ મી તારીખે ફ્રેંચો મૉસ્કોમાં દાખેલ થયા પામ્યા, પણ ત્યાં આવીને જોતાં, તો તેઓને જણાયું, કે તે તો બળતું અને તદન નાશ પામેલું શેહેર હવે હતું. હવે નૅપૉલિયને પાછા ફરવા માંડ્યું; અને ૧૬ મી ડીસેમબરે નૅપૉલિયન પોતાનાં ગંજાવર લશ્કરના બાકી રેહેલા સેપાહોને લઇ નીમેન નદી ઓળંગી ગયો, તેવળા તેનાં લશ્કરના ૩,૦૦,૦૦૦ માર્યા ગયેલા સેપાહોનાં હાડકાં રૂશિયાનાં મયેદાનોમાં ખુલ્લાં પડેલાં હતાં. આલેકઝાંડર પોતાનું લશ્કર લઈ નૅપૉલિયનનીપુઠે ગયો, અને તા૦ ૨૬ મી અને ૨૭ મી ઑગસ્ટે થયેલી ડ્રેસડનની લડાઇમાં તે હાઝેર હતો; તેમજ તા૦ ૧૮મી અકટૉબરે થયેલી લીપઝિકની લડાઇમાં પણ તે હાઝેર હતો; અને તા૦ ૨૪મી ફેબ્રુવારી, ૧૮૧૪ને દિને શોઁમૉંટખાતે પ્રુશિયાના રાજાને જઇ મળ્યો. પોતાના દેશો પાયમાલ થઇ જાય, તોયે ફ્રાન્સનીસાંમે લડાઇ ચાલુ રાખવામાટે ત્યાં આ બંધે શાહનશાહોએ પોતપોતાવચ્ચે કૌલકરારો કર્યાં. ત્યારપછીની તા૦ ૩૦મી માર્ચે તેઓ ફતેહમંદીસાથે ફ્રેંચ રાજધાનીમાં દાખિલ થયા. નૅપૉલિયનને ગાદીઉપરથી ઉઠાડી મુકવાપછી, ટુંક વખ્તમાં પ્રુશિયાના રાજાનીસાથે આલેકઝાંડર ઇંગ્લાંડની મુલાકાતે ગયો, અને ત્યાં તેને ભારે દબદબાભરેલો આવકાર દેવામાં આવ્યો, અને તા૦ ૨૫ મી જુલાઇને દિને તે પોતાનાં રાજધાની શેહેર સેંટ પીટર્સબર્ગમાં દાખિલ થયો, કે જ્યાં તેનીઉપર મોહિત થયેલી તેની પ્રજાએ તેને ઘણોજ માયાળુ આવકાર આપયો. તા૦ ૩ જી નવેમબર ૧૮૧૪ને દિને ઉંધાડવામાં આવેલી તમામ રાજ્યોની વિયેનાની "કૉનગ્રેસ" માં આલેકઝાંડરને પૉલાંડના રાજાતરીકે કબુલ રાખવામાં આવ્યો; કે જે રાજ્ય કેટલોક વખ્તઅગાઉનું તેનાં રાજ્યસાથે જોડી નાખવામાં આવ્યું હતું. એલ્બાના ટાપુમાંથી નૅપૉલિયન નાસી જવા પામવાનેલીધે, અને તેઉપરથી બનેલા બનાવોને કારણે, આલેકઝાંડરને પારિસ આવવું પડ્યું, કે જ્યાં તા૦ ૨૬ મી સપટેમબર ૧૮૧૫ને દિને તે, ઑસ્ટ્રિયાને શાહનશાહ, અને પ્રુશિયાનો રાજા, આ ત્રણે જણે મળી એક લખતઉપર સહીઓ કીધી, કે જેની મતલબ ખ્રિસ્તી કાયદોમુજબે વગરકોકટની લડાઇઓ ન કરવાબાબેની હતી. અને જે લખતને "પવિત્ર એકસંપ"-તરીકે કેહેવામાં આવતું હતું. પછીની તા૦ ૧૩ મી ડીસેમબરે તે પોતાની રાજધાનીમાં પાછો ફર્યો. નૅપૉલિયનને દેશનિકાળ કરવાસાથે આલેકઝાંડરની રાજદ્દુઆરી કારકીર્દીઓનો પણ છેડો આવ્યો. ૧૮૨૫-નાં શાલની શરૂઆતમાં તેણે પોતાનાં દક્ષિણતરફનાં પ્રગણાંઓની મુલાકાત લેવાને સેંટ પીટર્સબર્ગ છોડ્યું, અને ક્રિમિયાનાં મુખ્ય શેહેરોમાં ફરીને આઝોફના સમુદ્રઉપર આવેલાં ટાગાનરૉગ શેહેરમાં આવી પહોંચ્યો. ભોં ત્યાંના સાધારણ આંતરિયા તાવનો તે ભોગ થઇ પડયો, અને તેમાં તે બેભાન થતો જઇ, આખરે મરણ પામ્યો. એક રાજ્યકર્તાતરીકે તેણે પોતાની રૈયતનું સુખ વધેએવું ઘણું કર્યું હતું, તેઓની વિદ્યામાં વધારો કીધો હતો, તેઓમાં સુધારા દાખેલ કર્યા હતા, અને બીજી દરેકરીતે તેઓને આગળ વધારી હતી. ગરીબ વર્ગનાં લોકોના લાભઅર્થે તેણે ૨,૦૦૦ થી વધુ નિશાળો, અને ૨૦૪ કસરતશાળાઓ સ્થાપી હતી, તેમજ સાત મોટી પાઠશાળાઓને સુધારીવધારી સારા પાયાઉપર મુકી હતી. તેણે દેશમાંથી ગુલામગીરી નાબુદ કીધી હતી, અને પોતાના દેશને હલકી પદવીઉપરથી વધારીને યુરોપનાં બીજાં મોટાં રાજ્યોનીબરાબર લાવ્યો હતો. તેનાં મરણ વખતે એવી અફવા ફેલાઈ હતી, કે તેને પણ ઝહર દઇ મારી નાખવામાં આવ્યો હતો, પણ આ અફવાની સાચાઇવિષે કશો પુરાવો મળેલો જણાતો નથી.

તે ૧૭૭૭ માં જન્મયો હતો, અને ૧૮૨૫ માં ટાગાનરૉગખાતે મરણ પામ્યો હતો.

## નોટ ૯૪ મી, પાનું ૩૫૪ મું.

રૂશિયાની તવારીખથી માહિતગાર દરેક જણ જાણતો હોવો જોઇએ, કે રૂશિયાના શાહનશાહ પીટર ધ ગ્રેટનાં રાજ્ય અમલપછીથી દશ ઝારો રૂશિયાંની ગાદીઉપર આવ્યાછે, અને આ દશમાંના સાત શાહનશાહોનાં ખુન ઝબરદસ્તીથી કે ઝહર દઇને કર્યાંમાં આવ્યાંછે, યાને જેવીરીતે રૈયતઉપર બેહદ ઝુલમજાસ્તી ગુજરવામાં આવીછે, તેવીજરીતે તેના રાજ્યકર્તાઓ પણ કોઈરીતે તેમાંથી છુટી જવા પામ્યા નથી.

ખદનીતિના, મોજશોકવાળા, અને પારકે હાથે ખુનો કરાવી બીજાઓનાં કાટલાં કાહાડી નાખવામાં, પોતાના માનીતાઓને, કે જેઓ પણ ઘણાખરા પોતાના શાહનશાહોનીજ ચાલચલણના હોતા, તેઓને હદવગરની સત્તા આપવામાં આવતી, અને તેઓના દુર્ગુણોતરફ ઝાહેરરીતે આંખમિંચામણા કર્યામાં આવતાં, તે એટલી હદસુધી, કે સ્ત્રીઓ પણ પોતાની ખુબસુરતી, અને દૌલતનેલીધે એવાં ક્રુર કર્મોમાં ફાવી જતી.

એથી બીચારા ભલા, પ્રમાણીક, રાંક આદમીઓને પોતાની આબરૂ ગજવામાં લઇ, અને જીવ મૂઠીમાં રાખી ફરવું પડતું હતું.

### નોટ ૯૫ મી, પાનું ૪૩૧ મું.

લડાઇનીવેળા જો કાંઇ વાતચિત કરવામાટે, કે હરકોઇ બીજા કારણમાટે એક બાજુતરફથી બીજી બાજુઉપર સેપાહીઓને, અમલદારોને, કે કાસેદોને મોકલવામાં આવેછે, તો તેઓ એક સુફેદ વાવટો ઉંચો ધરીને જાયછે. તેના જવાબમાં સામી બાજુતરફથી પણ એક સુફેદ વાવટો પાછો બતલાવવામાં આવેછે, જાણે એવું જણાવવા, કે અમો તમોને ઈજા કરીશું નહીં. વાતચિત થવાપછી ચોકસ વખત તેઓને પાછા ફરવામાટે આપવામાં આવેછે, અને કદી પણ તેઓને ઇજા કરવામાં કે કેદ પકડવામાં આવતા નથી. સુધરેલી પ્રજાઓમાં આ ધારો ઘણી સખ્તાઈથી અમલમાં મુકવામાં આવેછે, અને તેનો ભંગ કરવો, એ નીચમાં નીચ, પાપીમાં પાપી, ઘણું બીઆબરૂભરેલું, અને હિચકારાપણાંનું કામ કીધેલું ગણાયછે.

### નોટ ૯૬ મી, પાનું ૪૩૬ મું.

**લીવૅનટાઇનના ટાપુઓ** ભૂમધ્ય સમુદ્રના પૂર્વતરફના કેનારાઓઉપર આવેલાંછે. મુખ્યકરીને **એ**શિયા **માઇ**નર અને **સી**રિયાના, કે જ્યાં **યુ**રોપનાં લોકો વેપારનેમાટે વધારે આવજા કરેછે.

### નોટ ૯૭ મી, પાનું ૪૭૯ મું.

ખ્રિસ્ટીઓમાં એવો રવાજછે, કે દોસ્તો અને ઓળખાંણપિછાણવાળાંઓ એકબીજાંને બોલાવતીવેળા સભ્યતાથી બોલાવેછે, જેમકે **મિસ ફ્રૅડરાઇન વૉલમાર, મી૦ જેમ્સ બ્રાઉન.** પણ અતલગનાં દોસ્તો કે સગાંવાહાલાં એકમેકસાથે વાતો ચલાવતાં ફક્ત ફ્રૅડરાઇન કે જેમ્સથી બોલાવવાનો હક ધરાવેછે. એટલામાટે થોડી પિછાણવાળાંઓ જો ખ્રિસ્ટી નામ ફ્રૅડરાઇન કે જેમ્સ વાપરે, તો તે એક બીઅદબી કીધેલી ગણાયછે. **વૉ**લમાર અને **બ્રા**ઉન એ કુટુંબી નામ ગણાયછે. (જુઓ પ્રકરણ ૧૩ મું. "સંભાષણ યાને વાતચિત," **વિવેક વાણી**માં.)

### નોટ ૯૮ મી, પાનું ૪૯૩ મું.

**Sappers & Miners="સૅપર્સ ઍન્ડ માઇનર્સ,"** એ લશ્કરનો એક અગત્યનો ભાગછે. તેઓનું કામ લશ્કરી બાંધકામો ઉભાં કરવાનું અને તેઓનો બચાવ કરવાનું, તેમજ દુશ્મનોનાં એવાં બાંધકામોઉપર હમલો કરવાનુંછે. તેઓનાં કામમાં મુલકી અધિકારીઓ પણ વારંવાર ભાગ લેછે. તેમાંના સર્વે કામદારો યંત્રને અને બાંધકામનેલગતું કામ જાણનારા મજુરો હોયછે. બાંધકામઉપરાંત પૂલો, આગગાડી, "ટેલીગ્રાફ," વગેરે કામની જો ઝરૂર પડેછે, તો તે પણ આ લશ્કરીઓમઆરેફતેજ કરવામાં આવેછે, અને તેઓનાં કામમાં અગત્યની વખતે લશ્કરી સેપાહીઓ પણ મદદ કરેછે, કિંવા જ્યારે તેઓ કામઉપર હોયછે, ત્યારે દુશ્મનથી તેઓનો બચાવ કરેછે. આ ખાતું ૧૭૬૩માં પ્રથમ ઉભું કર્યામાં આવ્યું હતું. અને ૧૮૧૨ માં તે **"સૅપર્સ અને માઇનર્સ"** રીજમીટને નામે હુશિયાર લશ્કરી ઇજનેરોના હસ્તકમાં મુકવામાં આવ્યું હતું, કે જે પછીથી તેઓએ એવાં ઉપયોગી કામો બજાવ્યાંછે, કે તેની અગત્ય હવે ઝાઝી જણાયછે. તેઓના અમલદારો, કે જેઓ પસાર થયેલા ઇજનેરો હોયછે, તેઓને પ્રથમ શિખાઉતરીકે રહી પરિક્ષા પસાર કરવાપછીજ તેઓના હોદ્દાઉપર નેમવામાં આવેછે.

### નોટ ૯૯ મી, પાનું ૫૦૨ મું.

**કાઉંટ.** ડયુક અને **બૅ**રનનીવચ્ચેનો આ એક અમીરી ખેતાબછે, અને એક કસબો, કે જેને ઇંગ્રેજીમાં "**કાઉંટી**" કરી કેહેવામાં આવેછે, ત્યાં તેની જાગીરી હોયછે, અને હકુમત ચાલેછે. તોયે કશી પણ જાગીરી ધરાવવાવગર પણ કેટલીક વાર એલચીઓ અને રાજદુઆરી મોટા પુરૂષોને આ ખેતાબ બખશવામાં આવેછે. **ઇં**ગ્લાંડમાં આ ખેતાબ વપરાતો નથી. પણ **યુ**રોપખંડના બીજા દેશોમાં તે ઘણો વપરાયછે. એક "**અર્લ**"ની પદવીના ઉમરાવની, તેમજ એક "**કાઉંટ**"ની બાયડી "**કાઉંટેસ**" ના અલકાબથી ઓળખાયછે.

### નોટ ૧૦૦ મી, પાનું ૫૨૬ મું.

**વા**લાશિયાના રેહેવાસીઓને "**વાલીકો**" કરી કેહેવામાં આવેછે.

### નોટ ૧૦૧ મી, પાનું ૫૨૯ મું.

**હૅપ્સબર્ગ. ઑસ્ટ્રિ**યાનાં શાહનશાહી કુટુંબનું નામછે, કે જે તેઓના હૅબ્સબર્ગના કેલ્લાઉપરથી નિકળેલું જણાયછે, અને તેનો અર્થ **Hawk's Castle**, યાને "બાજ પક્ષિનો કેલ્લો" કરી થાયછે. આ કેલ્લો ૧૧ મી સદીમાં, **આર** નદીના જમણીતરફના કેનારાઉપર બાંધવામાં આવ્યો હતો. તે **સ્વિ**ટઝરલાંડમાં આવેલોછે.

### નોટ ૧૦૨ જી, પાનું ૫૩૪ મું.

**મૅયર.** એક પરાંના, કસબાના, કે શેહેરના મુખ્ય "માજિસ્ટ્રેટ"ને **મૅ**યર કેહેવામાં આવેછે, અને **લં**ડન, **યૉર્ક**, તથા **ડબલિનના મૅ**યરો "**લૉર્ડ મૅયર**"ના માનવંત અલકાબથી ઓળખાયછે. તેઓની સત્તા અને ફરજો **પા**ર્લામેંટે ઘડેલા ખાસ કાયદાઓથી આપવામાં આવેલી હોયછે. તેઓ સૌથી વડા શેહેરીઓ લે-

ખાયછે, અને ઘણા ઠાઠમાઠથી તેઓનેલગતાં સરકારી મકાનમાં રેહેછે. તેમ્આની નેમણુક દર વર્ષે કર્યામાં આવેછે, અને ઘણું કરીને તવાંગર પુરૂષોને આ હોદ્દામાંટે પસંદ કર્યામાં આવેછે. તેઓ જે ભપકાદાર ખાણાં આપેછે, તેઉપર રાજા, રાણી, અને રાજકુટુંબો બીરાજેછે, આ હોદ્દો ઘણો માનવંત ગણાયછે. આપણી સાધારણ બોલીમાં તેને શેહેરનો કોટવાળ કહ્યે, તો ચાલે.

## નોટ ૧૦૩ જી, પાનું ૫૪૨ મું.

**યુકસાઈન.** એને "કાળો સમુદ્ર" પણ કેહેછે. તેની પશ્ચિમે **ટર્કી**, ઉત્તરે **રૂશિયાના** દક્ષિણતરફનાં પ્રગણાંઓ, પૂર્વે **સિરકાશિયા** અને ટ્રાન્સકૉકેશિયા, અને દક્ષિણે **ઍશિયા માઇનર** આવેલાંછે. આ સમુદ્રમાં ન્હાનીમોટી મળી લગભગ ચાળીસ નદીઓ ખાલી થાયછે. ગંભીર દેખાવના કાળા અને ખડકવાળા કેનારાઓ એનીઆસપાસ આવેલા હોવાથી, એને "કાળો સમુદ્ર" કેહેછે.

## નોટ ૧૦૪ થી, પાનું ૫૫૭ મું.

આગળ **સાર્ડિનિયાનાં** રાજ્યનું એક મુખ્ય પ્રગણું, **પીડમૉન્ટ** નામે હતું, કે જે પછવાડેથી ઇટાલીને હવાલે ગયું હતું. આ **પીડમૉન્ટના** રેહેવાસીઓને **પીડમૉન્ટીસો** કરી કેહેવામાં આવતા, કે જેઓ આ વાર્ત્તા લખાયછે, ત્યારે **સાર્ડિનિયાનાં** રાજ્યની રૈયતતરીકે લેખાતા હતા.

## નોટ ૧૦૫ મી, પાનું ૫૬૫ મું.

ઇંગ્લાંડમાં **પૉર્ટસમાઉઠખાતે** એક વિદ્યાશાળા, યાને **કૉલેજ**છે, કે જેમાં સારાં કુટુંબના છોકરાઓને રાખી, ખવાડી, શિખવી, ને દરિયાઇ કવાયદની તાલીમ આપવામાં આવેછે. ત્યાંથી જેઓ પરિક્ષામાં પસાર થાયછે, તેઓને પછી ન્હાની પદવીના અમલદારોતરીકે **બ્રિટિશ** દરિયાઇ કાફેલાની મનવારોઉપર ન્હાના પગારે ન૊કરીએ રાખવામાં આવેછે, કે જ્યાં પછી તેઓ પોતાની હુશિયારી, બહાદુરી, અને સારી ચાલથી વધીને મોટા અમલદારો થવા પામેછે, અને ઘણીવાર વધીને છેક **ઍડમિરલની** પદવીસુધી જાયછે.

બાદશાહી દરિયાઈ કાફેલામાં પ્રથમ તેઓને સર્વેથી ન્હાની જે પદવીઉપર મુકવામાં આવેછે, ત્યારે તેઓને "મિડશિપમૅન" કરી કેહેવામાં આવેછે. તેઉપરથી વધીને તેઓ **સબ-લફ્ટેનન્ટ** થાયછે, અને ૧૯ વર્ષની ઉમર થતાંસુધી તેનેથી આગળ વધાતું નથી, પણ તે ઉમર પુરી કરવાપછી જો કોઇ જગ્યા ખાલી થાયછે, તો **લફ્ટેનન્ટના** હોદ્દાઉપર તેનો નેમણુક કર્યામાં આવેછે.

## નોટ ૧૦૬ ઠી, પાનું ૫૮૨ મું.

જાણવું જોઇએછે, કે **યુરોપનાં** ઘણાંખરાં ખુશ્કીના તેમજ દરિયાવર્દીખાતાંનાં લશ્કરોમાં ન૊કરી બજાવતાં સેપાહો અને ખલાસીઓ મોટે ભાગે ગામડાંઓમાંથી ચુંટી કાહાડવામાં આવેછે, અને તેટલામાંટે જેવીરીતે આપણા ગામડિયાઓ ભાષા બોલેછે, તેવીજરીતે તેઓ પણ ગામડિયાસઇ ભાષા વાપરેછે.

## નોટ ૧૦૭ મી, પાનું ૬૦૮ મું.

આગળ વરાળથી ચાલતી "સ્ટીમરો"ની બે બાજુએ મોટાં પૈડાંઓ બનાવ્યામાં આવતાં, કે જેથી તેઓ "પૅડલ સ્ટીમર"ને નામે ઓળખાતી હતી. સાધારણરીતે આપણાં લોકો, તેને "પંખા" કરી કેહેતાં હતાં. પણ નવાનવા સુધારાઓ દાખેલ થતા ગયા, અને હમણાં તે પંખાઓ નિકળી જઇ "સ્ટીમર"નીપછવાડે એકજ પંખો યાને ચક્કર નિચે પાણીમાં ઝોરથી ફરેછે, અને તેથી "સ્ટીમર"ને ચાલવાની ગતિ મળેછે. આ જાતના પંખાને ઇંગ્રેજીમાં "પ્રૉપેલર" કરી કેહેવામાં આવેછે, કે જે અંદર પાણીમાં રેહેવાનેસબબે બહારથી દેખાતા નથી.

## નોટ ૧૦૮ મી, પાનું ૬૩૦ મું.

**કૉકેસસનો** પહાડ, કે જે આસરે ૭૫૦ "માઇલો" લાંબો, ૬૫ થા ૧૫૦ "માઇલો" પોહોળો, અને લગભગ ૧૮,૪૫૦ "ફીટ" ઉંચોછે, તેની મુખ્ય ટોચ "અલબરૂઝ"ની ગણાયછે, કે જે આસરે ૧૮,૪૯૩ "ફીટ" ઉંચીછે. તેની આસરે ૧૦,૫૦૦ "ફીટ" ની ઉંચાઇએ બર્ફ બંધાયલું રેહેછે. આ પહાડના ઢોળાવો તમામ જંગ્લોથો ભરાયલાછે, અને તેની ઉંડી ખીણો ઘણી ફળદ્રુપછે. કેટલાક વિદ્વાનો આ પહાડના મુલ્કોમાંથી પ્રથમ ગોરા આદમીઓ ઉત્પન્ન થયલા માનેછે, કે જેઓની ઔલાદથી આખા **યુરોપના** અને **ઍશિયાના** મોટા ભાગોની વસ્તી થયેલી તેઓ માનેછે, અને તેટલાજઉપરથી તેઓને "કૉકેસિયન જાત"ના કરી ગણવામાં આવેછે.

આ **અલબરૂઝના** પહાડઉપર **નો**આનું વહાણ જળપ્રળયપછી આવી ઉતર્યું હતું.

## નોટ ૧૦૯ મી, પાનું ૬૩૨ મું.

અસલના વારામાં શું **યુરોપમાં** કે **ઍશિયામાં** જ્યારે કોડીનાં કે મટોડીનાં પેચાલાં કે બીજાં વાસણો નહતાં, ત્યારે સીંઘડાંનાં, લાકડાનાં, કે બીજી કોઇ ધાતુનાં પેચાલાં, અને બીજાં વાસણો દારૂ, પાણી, વગેરે પ્રવાહિઓ પીવામાંટે વપરાતાં હતાં. એવાં ઘણાંક વાસણો આગળાં ખંડિયરો ખોદતાં હાથ લાગેલાંછે, કે જે દેશોદેશનાં સંગ્રહસ્થાનોમાં જમા કરી રાખવામાં આવેલાં

## નોટ ૧૧૦ મી, પાનું ૬૩૯ મું.

**Salamander=સૅલૅમૅનડર.** અજ્ઞાન લોકોમાં એવો વેહેમ હોયછે, કે ચોક્કસ જાતના થોડાક નિર્દોષ જીવડાઓ હોયછે, કે જેઓને "આતશની બેટીઓ"તરીકે ઓળખવામાં આવેછે, અને એમ માનવામાં આવેછે, કે તેઓ વનસ્પતિને ઝહરી બનાવેછે. આ વેહેમની ઉત્પત્તી કેવીરીતે થવા પામીછે, તેવિષે કશું જણાતું નથી. પણ બીશક તેનું મૂળ, આ જીવડાઓ જે જુદાં જુદાં અજાયબજેવાં રૂપો ધારણ કરેછે, તેઉપરથી નિકળેલું હોવું જોઇએ. તેઓનો બહારનો આકાર થોડો-ઘણો ગરોળી કે સરડાનેમળતો આવેછે.

## નોટ ૧૧૧ મી, પાનું ૬૭૮ મું.

**Order of the Bath="ઑરડર આવ ધ બાઠ".** આ ખેતાબ"નાઈટહુડ"નોછે. "બાઠ" એટલે નાહાવું. આગળ આ ખેતાબ એનાયત કરવાઆગમચ અંગોળ કરવાની ઝરૂર પડતી હતી, તેઉપરથી આ શબ્દ નિકળેલો જણાયછે. આ ખેતાબ ઘણો અસલવારેનોછે. રાજા ૪ થા હેનરીએ ૪૬ લડવૈયાઓને આ ખેતાબ એકીજ વખ્તે એનાયત કર્યા હતા, અને પછીથી જ્યારે પણ નવા રાજાને ગાદીનશીન કરવામાં આવતો ત્યારે, તેમજ બીજા મોટાં બનાવોઉપર આ ખેતાબ આપવાનો ચાલ પડી ગયોછે, જેવાકે રાજરાણીની તાજપોશી, પ્રીન્સ આવ વેલ્સને અભિષેક, બાદશાહી કુટુંબમાં બાળકનો જન્મ, અથવા લગ્ન, ઈત્યાદી. અસલ રીતીમુજબે બાઠના નાઇટોના ખેતાબો ૧૬૬૧માં જ્યારે રાજા ચાર્લ્સ ૨ જો ગાદીએ બેઠો, ત્યારે આપવામાં આવ્યા હતા, કે જે વખ્તપછીથી તે આપવા બંધ કર્યામાં આવ્યા, પણ ૧૭૨૫ માં રાજા જ્યૉર્જ ૧. લાએ તે આપવાના પાછા ચાલુ કીધા. તેણે નવો ધારો કાહાડયો, કે આડત્રિસથી વધારે ખેતાબો આપવા નહીં. તેમાં બાદશાહ પોતે, બાદશાહી વંશનો એક શાહઝાદો, એક "ગ્રાંડ માસ્ટર," અને બીજા પાંત્રીસ જણાઓજ હોવા જોઇએ. આ વખ્તે આ એક લશ્કરી ખેતાબ ગણાતો હતો, પણ ૧૮૪૭નાં સાલથી તે મુલ્કી "નાઇટો"ને પણ બખ્શવામાં આવ્યો. એજ વખ્તે આ ખેતાબને પણ ત્રણ ચઢઉતર વર્ગોમાં વેહેંચી નાખવામાં આવ્યો.

૧ લો વર્ગ. "નાઈટસ ગ્રાંડ ક્રૉસ" (K. G. C.). આ વર્ગમાં ફકત ૫૦ જણાનેજ તેઓની લશ્કરી સેવાઓમાટે ખેતાબો બખ્શવામાં આવતા, પણ તેમાં બાદશાહ પોતે, બાદશાહી લોહીનો એક શાહઝાદો, તથા બીજા થોડાક પરમુલ્કોના મોટા આસામીઓ, તથા ૨૫ મુલ્કી નોકરીવાળા આસામીઓ પણ સમાઇ જતા હતા

૨ જો વર્ગ. "નાઇટ કુમાનડર્સ" (K. C. B.). આ વર્ગમાં ૧૦૨ લશ્કરી અને ૫૦ મુલ્કી આસામીઓ વગેરે.

પેહેલા તથા બીજા વર્ગના આ ખેતાબ ધરાવનારાઓ "સર"ના અલ્કાબથી ઓળખાયછે, અને બીજા "સર નાઇટો" કરતાં ચઢતાં દરજાના ગણાયછે.

૩ જો વર્ગ. "કુમપૅનિયન્સ" (C. B.). આ વર્ગમાં ૫૨૫ લશ્કરી, અને ૨૦૦ મુલ્કી આસામીઓને મુકવામાં આવ્યાછે. આ વર્ગવાળાઓને "સર"નો અલ્કાબ લાગુ પડતો નથી.

## નોટ ૧૧૨ મી, પાનું ૫૬૧ મું.

**શામીલ** કૉકૅસસની સ્વતંત્ર જાતોનો એક વડો હતો. તે એક અતિ દૌલતવાન અને નામિચાં કુટુંબમાં જન્મયો હતો. ૧૮૨૪નાં સાલથી તેની લડાયક કારકર્દગી શરૂ થઈ હતી. આ વર્ષમાં કાસી-મુલ્લાં કે જે તે વખ્તે તેના દેશનો સૌથી વડો હતો, અને જેને રૂશિયનોસાથે ખટપટ ચાલતી હતી, તેનીતરફથી શામીલે ખરાં દેલથી તે ખટપટમાં ભાગ લીધો. ૧૮૩૧સુધી સિરકાશિઆનોએ પોતાના દુશ્મનસાંમે પોતાનો બંચાવ ફત્તેહમંદીસાથે કરવાનો ચાલુ રાખ્યો; પણ આ વખ્તે જનરલ રૉસેન નામે એક સરદાર, કે જેને એક ઝબરાં મોટાં લશ્કરસાથે તેઓસાંમે મોકલી આપવામાં આવ્યો હતો, તેણે તેઓને તેઓની જગ્યાએથી હાંકી કાહાડયા, અને હીમ્રીના તેઓના કેલ્લાને ઘેરો ઘાલ્યો, કે જે કેલ્લો દાઘેસ્તાનની ઉત્તરે આવેલો હતો. પણ આખરે તે કેલ્લો જીતી લેવામાં આવ્યો, તો જોકે તેમ કરતાં રૂશિયનોની ભારે ખુવારી થઇ. આ લડાઇમાં કાસી-મુલ્લાં અને તેનાં લગભગ તમામ માણસો માર્યાં ગયાં, અને તે ખુનરેઝીભરેલાં મયેદાનઉપર શામીલને પણ મુવેલો સમજી નાખી જવામાં આવ્યો. પણ જ્યારે તેણે પાછો દેખાવ દીધો, ત્યારે લોકો તો એમજ સમજવા લાગ્યાં, કે તે મુવેલાઓમાંથી પાછો સજીવન થઇ આવ્યો હતો. આ વેળા દેશમાં એક બીજો સરદાર હકુમત ચલાવતો હતો, પણ તેના હુકમો બોલિબોલ બજાવવાને શામીલ ખુશીથી તૈયાર થયો. તોયેપણ આ સરદારને તેના આખા રેસાલાસાથે કાપી નાખવામાં આવ્યો, કે જે રેસાલામાં શામીલ પણ હતો, તોયે ચમત્કારિકરીતે આ વખ્તે પણ ફરી એકવાર તે છટકી જવા પામ્યો. આ વખ્તપછીથી સિરકાશિયાનો તેને પોતાનેજમાટે જન્મેલા એક સરદારતરીકે ગણવા લાગ્યા, એટલુંજ નહીં, પણ તેની ચાલચલગત એટલીતો નેક હતી, કે તેઓ તેને પોતાના એક પયેગામબરતરીકે પણ માનવા લાગ્યા. ૧૮૩૬માં તેણે રૂશિયનોસાંમે એક ધર્મસંબંધી લડાઇ ઉઠાવી, અને તે લગભગ પા સદીસુધી ચાલુ રાખી, કે જેમાં ફકત મૂઠીભર સેપાહો સાથે રાખી, તે દુશ્મનનાં મોટાંમોટાં લશ્કરોને અટકાવમાં રાખતો હતો. પોતાના સ્વદેશના કેલ્લાઓનો તે એકપછી એક બંચાવ કરતો, તથા પોતાની જાતી હુશિયારી અને બીઅદબીથી પોતાના હરીફોને પોતાની છુપાવાની જગ્યાએ ખેંચતો. અથવા લડાઈમાંથી

નાસી જવાની ફરજ પાડતો, કે જેમ કરતાં તેઓનો ધાણ નિકળી જતો. તોયે ૧૮૫૯માં તેના ચણાક સ્વદેશી સરદારો તેને છોડી ગયા, કે જેઓની કુમક રૂશિયાનીસામે લડવાનું ચાલુ રાખવામાટે ઘણી જરૂરની હતી. થોડોક વખતસુધી તો તેણે નિયમવગરની લડાઇ ચાલુ રાખી, પણ આખરે તે અને તેનો બેટો બન્ને કેદ પકડાયા, અને તેઓને સેંટ પીટર્સબર્ગખાતે મોકલી આપવામાં આવ્યા. તોયે રૂશિયાના ઝારે તેઓને ઘણો મમતાભર્યો આવકાર દીધો, અને તેને વાર્ષિક નાણાંની રકમ આપવાઉપરાંત રેહેવાની એક સારી જગ્યા કાલુગાખાતે નક્કી કરી આપી, એટલુંજ નહીં, પણ પાછા ફરવાનો કોલ તેનીપાસેથી લઇ ૧૮૭૦માં તેને મક્કે હજ્જ કરવા જવાની રઝાચીઠીક આપી.

તેનો જન્મ ૧૭૯૭માં દાઘેસ્તાનમાં થયો હતો, જયારે મરણ મદિના શેહેરમાં ૧૮૭૧માં નિપજ્યું હતું.

## નોટ ૧૧૩ મી, પાનું ૬૯૫ મું.

સ્પાન્ડૉ પ્રુશિયાનું એક કેલ્લેબંદીવાળું શેહેરછે, કે જે બ્રૅનડનબર્ગના પ્રગણાંમાં આવેલુંછે. તે બર્લીન શેહેરની પશ્ચિમે સાત "માઇલો"ઉપર આવેલુંછે. કેલ્લો શેહેરની બહાર હૅાલ નદીમાં આવેલા એક ટાપુઉપરછે. આ કેલ્લામાં જાણીતા, ઝોરાવર, અને ઘાતકી લડવૈયા બૅરન ટ્રેન્કને કેદ પુરવામાં આવ્યો હતો, અને વળી આ કેલ્લો ઘણો મજબુત હોવાથી જરમન રાજયનો ખઝાનો પણ ત્યાંજ રાખવામાં આવતો હતો.

## નોટ ૧૧૪ મી, પાનું ૬૯૮ મું.

**ફ્રેડરિક ૨ જો.** એને સાધારણરીતે "મહાન ફ્રેડરિક" કરી કેહેતા હતા, તે રાજા ફ્રેડરિક વિલિયમ ૧ લાનો બેટો હતો, જેને લશ્કરી કવાયદનો અતિ ભાવ હોવાથી, અને કેળવણીનો ધિક્કાર હોવાથી ફ્રેડરિક ૨જાને જોઇતી કેળવણી આપી નહીં. જવાન ઉમરે પુગતાં તેણે વિદ્યા અને ગાયનનો એટલોતો શોખ બતલાવ્યો, કે તેથી તેનો બાપ અતિશય નાખુશ થયો, અને તેની નાખુશીમાંથી બંચવામાટે ૧૭૩૦નાં સાલમાં તેને પ્રુશિયા છોડીં નાસી જવાનો યત્ન કર્યો, પણ તેમ કરવા જતાં તે પકડાઇ ગયો, અને તેને કુશટ્રિનના કેલ્લામાં કેદ પુરવામાં આવ્યો, અને કુટ નામના તેના એક જવાન સાથીને ફ્રેડરિકનીજ નઝરસાંમે મારી નાખવામાં આવ્યો. કેટલાક મહિનાઓસુધી બંદીખાનું સેવ્યાપછી, તેને મુઆફી બખ્શવામાં આવી, તો જોકે સારી સત્તાથી જણાવ્યામાં આવ્યુંછે, કે તેના બાપે તેનો જાન લેવાનો કસ્દ કર્યો હતો, પણ સ્વીડન અને પૉલાંડના રાજાઓએ તેનીતરફથી વચ્ચે પડવાનેલીધે તેનો જીવ બંચવા પામ્યો. ૧૭૩૩માં તેના બાપના હુકમને તાબે થઇ તેણે બ્રુન્સવિક-વૉલફેનબુટલની શાહઝાદીસાથે લગ્ન કીધાં, અને રૂપિનખાતે જઇ રહ્યો, કે જ્યાં પોતે ગાદીએ આવ્યો, ત્યાંસુધી તે વિદ્યાઅભ્યાસમાં તથા ગાયનના અભ્યાસમાં પોતાની વખત ગુજારવા લાગ્યો. ૧૭૪૦માં તે ગાદીએ આવ્યો. હુંગૅરીની રાણી, મરાયા ટેરેસાની બંચાવવગરની હાલત જોઈ, તે સિલેશિયાઉપર ચઢાઇ લઇ ગયો, અને બ્રેસ્લૉખાતે થયેલા કોલકરારમુજબે તે પોતાની હકુમતસાથે જોડી નાખ્યું. ૧૭૪૪માં ફરીથી તેણે હુંગૅરીની રાણીસાંમે લડાઇ ઉઠાવી, અને તેજ વર્ષમાં ફ્રેડરિકે પ્રૅગ લઇ લીધું, પણ લૉરેનનો શાહઝાદો એક સૅકસન લશ્કર લઇ આવીલાગવાથી આખરે તેને તે છોડી દેવું પડયું. ૧૭૪૫નાં સાલમાં તેણે તે શાહઝાદાને ફ્રીડબર્ગખાતે હરાવ્યો, અને પછી બોહીમિયામાં કુચ કરી ગયો, કે જયાં, તેણે પોતાનાકરતાં વધારે મોટાં એક ઑસ્ટ્રિયન લશ્કરને માર માર્યો. તેપછી ટુંક વખતમાં તેણે ડ્રેસડન જીત્યું, કે જ્યાં, એક ભારે દંડ નાખી, તેણે સુલેહના કોલકરારો કીધા, કે જેનીરૂએ સિલેશિયા તેને હવાલે આવ્યું, અને એમુજબે સિલેશિયાની બીજી વારની લડાઇનો અંત આવ્યો. તેપછી અગિયાર વર્ષોસુધી સુલેહ ચાલુ રહી, કે જે સઘળો વખત તેણે પોતાની હકુમતતળેના દેશોનીઅંદરનો મામલો સુધારવા, કેટલાંક વિષાનેલગતાં પુસ્તકો રચવામાં, અને ધારાનો એક ગ્રંથ રચવામાં ગુજાર્યો. ૧૭૫૦માં વૉલટેર પ્રુશિયાની મુલાકાતે આવ્યો, કે જેને ફ્રેડરિકે ઘણો મમતાભર્યો આવકાર દીધો; પણ આખરે તેઓવચ્ચેની દોસ્તીમાં ભંગાણ પડયું, જેઉપરથી આ ફ્રેંચ ફીલસુફ બીઅંકુતીસાથે એકાએક પ્રુશિયા છોડી ગયો. ૧૭૫૬માં ઇંગ્લાંડ અને પ્રુશિયાવચ્ચે એક કોલકરાર થવાથી બીજો એક સાંમો કોલકરાર ફ્રાન્સ, ઑસ્ટ્રિયા અને રૂશિયાવચ્ચે થયો. ફ્રેડરિકે સૅકસનીઉપર ચઢાઇ લઇ જવાને, અને પિરનાની છાવણી લેવાનેલીધે "સાત વર્ષોની લડાઇ" નામનું એક ભારે જંગ ઉભું થયું. તેનીપછી બીજે વર્ષે તેને પ્રૅગખાતે ઑસ્ટ્રિયનોઉપર એક મોટી ફતેહ મેળવી, કે જે શેહેરઉપર તેણે ઘેરો ઘાલી, તેને પુષ્કળ હયેરાનગતીમાં મુકયું હતું, પણ મારશલ ડૅાન નામના સરદારે તેને કૉલિનખાતે હરાવીને સૅકસનીખાતે પાછા ફરવાની ફરજ પાડી. હવે ફ્રેડરિકનીઆસપાસ બધાજ દુશ્મનો થઇ લાગ્યા; ફ્રેંચો હૅનોવરમા દાખેલ થયા, રૂશિયનો અને સ્વીડો પ્રુશિયાઉપર ધસી ગયા, અને ઇમપીરિયલિસ્ટો સૅકસનીમાં તેનીપુઠે લાગ્યા. તોયે આ સઘળાંથી તે જરાપણ ડર્યો નહીં; તેણે ફ્રેંચો અને ઑસ્ટ્રિયનોઉપર હમલો કરી તેઓને રૉસબૅકખાતે હરાવ્યા; પછી સિલેશિયાઉપર ચઢી ગયો, બીજા એક લશ્કરને લિસાખાતે માર માર્યો, અને બ્રેસ્લૉ પાછું

હાથ કીધું. એથી રૂશિયનો અને સ્વીડો પ્રુશિયામાંથી ઉભી પૂંછડીએ નાઠા; અને હૅનૅવેરિયનો બ્રન્સ-વિકના શાહઝાદાની સરદારીહેઠલ મયેદાનમાં બહાર પડયા. ૧૭૫૮માં તેને ઇંગ્લાંડતરફથી નાણાની એક મોટી રકમની મદદ મળી; અને એજ વર્ષમાં તે મૉરૅવિયામાં દાખેલ થયો, કે જ્યાં તેણે ઑલમુટઝઉપર ઘેરો નાખ્યો, પણ મારશલ ડૉને તે જગ્યાનો છુટકારો કીધો. ત્યારપછી તે રૂશિયનોનીસામે ધસ્યો ગયો, કે જેઓએ ક્રુસટ્રિનને ઘેરો ઘાલેલો હતો, અને એક ખુનખાર લડાઇ કરી તેઓને ઝૉર્નડૉર્ફખાતે હરાવ્યા. તોયે તરતજ પછી હૉકકિરશેનખાતે ડૉને તેનીઉપર છાપો મારીને હરાવ્યો. બીજે વર્ષે રૂશિયનોએ એક ભારે સખત લડાઇપછી ફ્રેડરિકને હરાવ્યો; અને ૧૭૬૧માં ઉપલાં એકસંપી રાજ્યોનાં લશ્કરો બ્રૅનડનબર્ગમાં દાખિલ થયાં, અને બર્લિન જીતી લીધું. તોયેપણ ટૉરગૉખાતે ડૉનને હરાવીને ફ્રેડરિકે લડાઇનો પાસો ફેરવી નાખ્યો, અને તેઉપરથી રૂશિયનોને અને સ્વીડોને તેના મુલ્કો છોડી જવાની ફર્ઝ પડી. ૧૭૬૨નાં સાલમાં તેની અને રૂશિયા તથા સ્વીડનનીવચ્ચે સુલેહ થઇ; અને ૧૭૬૩માં એક કૌલકરાર થયો, કે જેનીરૂએ સિલેશિયા પ્રુશિયાની હકુમતતળે આવ્યું, અને જેથી "સાત વર્ષોની લડાઇ"નો પણ અંત આવ્યો. તોયે પોતાનાં રાજ્યનો વિસ્તાર વધારવાના લોભખાતેર, ૧૭૭૨માં તેણે પૉલાંડના ભાગલા પાડવાની યુક્તિ રચી, અને તેનાં પરિણામમાં તેને હેસ્સે પૉલાંડનો એક મોટો ભાગ આવ્યો, આ વખ્તપછીથી પ્રુશિયાનાં રાજ્યને પૂર્વ અને પશ્ચિમ પ્રુશિયા એમ બે ભાગોમાં વેહેંચી નાખવામાં આવ્યું, ૧૭૭૮માં શાહ-નશાહ જૉસેફ બૅવૅરિયા પચાવી જવાના કાવાદાવા કરતો હતો, પણ ફ્રેડરિક તેનીસામે થયો, અને શાહન-શાહનીસામે ખુદ પોતે લડાઇમાં ઉતર્યો; પણ કશી લડાઇ થઇ નહીં, અને ૧૭૭૯માં ટેશનખાતે થયેલા કૌલકરારનીરૂએ આખરે ઑસ્ટ્રિયાની દરબારને પોતાની મતલબ છોડી દેવી પડી. ૧૭૮૬નાં વર્ષમાં તેણે અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટ્સસાથે મિત્રાચારી અને વેપારનેલગતા કૌલકરારો કર્યા; પણ હવે તેની અજલ નજદીક આવતી હતી, અને તેથી તેજ વર્ષમાં તે પોતાના "સાં સુસિ"ના માનીતા મેહેલમાં, ૪૭ વર્ષોસુધી રાજ્ય ચલાવી મરણ પામ્યો. ફ્રેડરિક પોતાની સ્વદેશી ભાષાને અને વિદ્યાને ધિક્કારતો હતો, અને તેનો તમામ શોખ અને ભાવ ફ્રેંચ ભાષા અને ફ્રેંચ ચીઝોઉપરજ હતો. તે ઘણો ફાંટેલ અને તરકડો હતો. તેમજ વળી કોઇકોઇ વખ્ત ઘાતકી અને વેરી પણ થતો હતો; તો જોકે જ્યારે મર્ઝીમાં આવે, ત્યારે રીતભાતમાં ઘણો સભ્યતા વાપરતો. તે એક ઝબરો બાહુશ રાજદ્વારી પુરૂષ હતો. એક સરદારતરીકે તે પેહેલે દરજ્જેનો હતો; બહાદુર, ચંચળ, અને કોહતીબાઝ હતો, અને એકવાર હાર્યાપછી તરત મનનું સાવધપણું મેળવી શકતો હતો, અને જે ઠરાવ કરતો તે મક્કમપણે અમલમાં મેળતો હતો. તેનાં ભેજાંમાં ઘણીક નજીવી અહેંકારીઓ હતી, તેમાં મુખ્યકરીને વિદ્યાનેલગતી, અને તેટલામાટે તે પોતાને એક વિદ્વાન પુરૂષ સમજતો હતો. તેને પેટે કશાં સંતાન નહતાં. તેણે પોતાની હયાતીમાં ચાર પુસ્તકો બહાર પાડયાં હતાં, તેમજ તેનાં મરણ-પછી તેને હાથે લખાયલાં બીજાં ઘણાંક બહાર પાડવામાં આવ્યાં હતાં.

તેનો જન્મ ૧૭૧૨માં થયો હતો, અને તે ૧૭૮૬માં મરણ પામ્યો હતો.

## નોટ ૧૧૫ મી, પાનું ૭૯૯ મું.

"લીજિયન આવ ઑનર"નો ખેતાબ ૧૮૦૨માં નૅપૉલિયને ફ્રાન્સમાં સ્થાપ્યો હતો. આ ખેતાબ હરકોઇ પુરૂષને પોતાના દેશની કોઇ ભારે સેવાના એનામતરીકે બખશવામાં આવતો હતો. તે લશ્કરી તેમજ મુલ્કી બન્ને સેવાઓમાં એકસરખીરીતે એનાયત કરવામાં આવતો; જો કોઇ વિદ્યાહુન્નરમાં, વેપારવણજમાં કે બીજી કોઈરીતે નામ કાહાડતો, તો તેને તેમજ એક બહાદુર સેપાહને કે ખલાસીને એકસરખીરીતે તે મેળવવાનો હક રેહેતો હતો. આ ખેતાબ ચઢતાઉતરતા પાંચ વર્ગોમાં વેહેંચી નાખવામાં આવેલોછે. પ્રજાસત્તાક રાજ્યે, તેમજ રાજાઓએ એકસરખીરીતે આ ખેતાબ ચાલુ રાખ્યો હતો. પેહેલા વર્ગમાં આ ખેતાબ ધરાવનારને ૪૦૦ "ફ્રાંક"નું એક ન્હાનું વરસાણ પણ મળેછે. ૧૮૫૪–૫૬માં રૂશિયાની લડાઇમા નામ કાહાડનાર ઘણાક બ્રિટિશોને પણ આ માનવંત ખેતાબ બખ્શવામાં આવ્યો હતો, અને તેમજ પારિસનાં મહર્શનોમાં પણ આ ખેતાબની નવાઝેશ કર્યામાં આવેછે.

## નોટ ૧૧૬ મી, પાનું ૮૧૪ મું.

બાશિ–બાઝુકો, ટર્કિશ લશ્કરની વગરકવાયદવાળી ઘોડેસવાર રીજમીટના સેપાહોછે. ક્રિમિયાની લડાઇવેળા તેઓ વારંવાર દુશ્મનોસાથે લડયા હતા; પણ તેઓ તુફાની અને નાફર્માન થતા, અને જરા પણ તક મળતાં લૂટ ચલાવવાને ચુકતા નહતા, એટલામાટે દુશ્મનોકરતાં ખુદ દોસ્તોને તેઓ ઘણા કંટાળાભરેલા થઈ પડતા હતા. ૧૮૭૮નાં સાલમાં બલગૅરિયાખાતે જે ભયંકર બનાવો બન્યા હતા, તેમાં આ બાશિ-બાઝુકોએ ભારે ઘાતકીપણાંથી કત્લ ચલાવી હતી.

## નોટ ૧૧૭ મી, પાનું ૮૧૯ મું.

દરેક રાજ્યની ધજા જુદાજુદા રંગો અને તરાંહોની હોયછે, તેવીજરીતે ફ્રેંચ ધજા ત્રણ રંગોના પટાઓની બનેલીછે.

## નોટ ૧૧૮ મી, પાનું ૮૪૨ મું.

ઘુંટણિયે પડીને જબ્બાની કોરને ચુંબન કરવું, એ તાબેદારી અને માનની નેશાનીતરીકે ગણાયછે. એવા રવાજ રોમન કૅથલિકોમાં પણ છે, કે જેઓ પોતાના પોપના, કે બીજા ધર્મગુરૂઓના જબ્બાને ચુંબન કરેછે. આરીતે ચુંબન કરનારને પોતાને પણ જાણે માન મળ્યું ગણાયછે. આ રવાજ ખ્રિસ્ટીઓમાં, તેમજ મુસલમાનોમાં ઘણો સાધારણછે.

## નોટ ૧૧૯ મી, (જુઓ નોટ ૨૮ મી.)

**માહમુદ ૨ જો.** ૧૮૦૮નાં સાલમાં જૅનિસૅરિઓના વડા, મુસ્તફા બયેરાકતારે એને ટર્કીના સુલતાનતરીકે ગાદીએ બેસાડયો હતો. એના અમલમાં બુખારેસ્ટખાતે થયેલી સુલેહના કૌલકરારોનીરૂએ બેસઅરૅબિયા રૂશિયાને હવાલે કરવામાં આવ્યું. ૧૮૧૨ અને ૧૮૧૭ના વર્ષોનીવચ્ચે સર્વિયા, મૉલ્ડેવિયા, અને વાલાશિયા છોડી જવામાં આવ્યાં, અને આઇયૅાનિયન ટાપુઓએ પણ પોતાનું સ્વતંત્રપણું જાહેર કર્યું. ૧૮૨૦નાં સાલમાં ગ્રીસે બળવો જગાડયો, અને આઠ વર્ષોની મારામારીપછી તે ટર્કીની ધુસરીમાંથી છુટું થયું. હવે એક નવી લડાઇ ટર્કી અને રૂશિયાનીવચ્ચે જાગી, અને યુરોપનાં બીજાં રાજ્યો જો વચ્ચે પડયાં નહોત, તો રૂશિયા કૉન્સટૅન્ટિનોપલનો કબ્જો લેવાને ચુકતે નહીં, પણ તેઓના વચ્ચે પડવાથી ૧૮૨૯માં ઍડ્રિઆનોપલખાતે સુલેહ થઇ. આ વખતનાઅરસામાં જાનિનાના પાશા, અલ્લીએ સુલતાન માહમુદની સત્તાનો અનાદર કર્યો, અને વળી ઇજીપ્ટનો પાશા, મુહમત અલી પણ સ્વતંત્ર થઇ ગયો. ૧૮૨૬માં જૅનિસૅરિઓનો દોર તોડવામાટે તેઓને જડમુળથી ઉખેડી નાખવામાં આવ્યા, અને રાજ્યમાં કેટલાક સુધારાઓ દાખેલ કર્યામાં આવ્યા, પણ તેથી સુલતાન માહમુદને કાંઇ કશો લાભ થયો નહી. ૧૮૩૩માં તેને ઇજીપશિયનોએ ત્રણ વાર હરાવ્યો, અને અનકિયાર—સ્કેલેસીના કૌલકરારોથી તે તદન રૂશિયાની દયાને આધારે આવી પડયો. તે મુહમત અલ્લીસાથે બીજીવાર લડાઇ ચલાવવાનો એરાદો રાખતો હતો, પણ તેટલાં તે મરણ પામ્યો. આ સુલતાન ઘણો હુશિયાર અને ઉદયોગી હતો; તેણે પોતાનાં રાજયમાં વિદ્યાહુન્નર, તેમજ પશ્ચિમના દેશોનો વેપારનો વ્યવહાર વધારવાને ઘણી મેહેનત લીધી હતી. તેનો જન્મ ૧૭૮૫માં થયો હતો, અને મરણ ૧૮૩૯માં નિપજ્યું હતું.

## નોટ ૧૨૦ મી, (જુઓ નોટ ૨૯ માને છેડે.)

ઇંગ્લાંડમાં સર્વેથી ઉંચી પદવીના ઉમરાવને "ડયુક" નો ખેતાબ આપવામાં આવેછે. આ ખેતાબ માનનેખાતેર પેહેલવેહેલો રાજા એડવર્ડ ૩ જાએ પોતાના બેટાને બખ્શયો હતો, અને તે બેટો જે "એડવર્ડ બ્લૅક પ્રિન્સ"નાં નામથી ઓળખાતો હતો, તે ડયુક આવ કૉર્નવાલના ખેતાબથી ૧૩૩૫માં ઓળખાવા લાગ્યો, અને તે દહાડેથી આજસુધી સઘળા પ્રિન્સ આવ વેલ્સોને તે ઉતરતો આવેછે. ઉપલા બનાવપછી આ એક પદવીનો ખેતાબ ફકત રાજવંશી શાહજાદાઓનેજ, કિંવા જેઓ રાજાસાથે સગાઇનો તાલુકો રાખતા હોય, તેઓનેજ એનાયત કર્યામાં આવતો હતો, પણ ૧૪૫૦નાં વર્ષમાં આ ખેતાબ સ્ટૅફર્ડસ બૉર્શા, અને બીજા કુટુંબોમાં પણ એનાયત કર્યામાં આવ્યો. ૧૮૧૪માં નામાકિંત યોધા વૅલિંગટનને તેની રાજયતરફની ભારે સેવાઓમાટે આ ખેતાબ બખ્શવામાં આવ્યો હતો.

**અર્લ.** આ ખેતાબ ઉમરાવોને ફકત માનનેખાતેર આપવામાં આવેછે, કે જે મારકિવસ અને વાઇકાઉંટનીવચ્ચેનોછે. ડયુક, મારકિવસ, અર્લ, વાઇકાઉંટ, બૅરન, ઇત્યાદિ ઉમરાવો અને તેમણી ઉમરાવઆદીઓને ચોકસ જાતનાં તાજો પેહેરવાનો હક હોયછે.

**મારકિવસ**નો ખેતાબ ડયુકથી ઉતરતોછે, અને જે ઉમરાવ ડયુકનો ખેતાબ ધરાવેછે, તે મારકિવસનો ખેતાબ પણ ધરાવવાનો હક રાખેછે. ડયુકના વડા બેટાને સભ્યતાનેખાતેર મારકિવસનાં નામથી બોલાવ્યામાં આવેછે, પણ તે કાંઇ ખરેખરો ઉમરાવ ગણાતો નથી.

**નાઇટ.** આ એક નિચી પદવીનો માનનો ખેતાબછે, અને તે બૅરૉનેટથી ઉતરતો, પણ એસકવાયરથી ચઢતોછે. આ ખેતાબવાળો પોતાનાં નામનીઆગળ "સર" મુકેછે, કે જેવીરીતે એક બૅરૉનેટ પણ મુકેછે. એક નાઇટ અથવા બૅરૉનેટની બાયડી "લેડી"ના અલકાબથી ઓળખાયછે. આ ખેતાબ લશ્કરીઓને, તેમજ જેઓએ વિદ્યાહુન્નરમાં કે રાજદુઆરી કામોમાં મોટો ભાગ ભજવ્યો હોયછે, તેમજ મુલકી હોદ્દેદારોને બખ્શવામા આવેછે. આ ખેતાબ ધરાવનારને તે ધારણ કરતીવેળ રાજાના પગઆગળ ઘુંટણ મરડિયે પડવું પડેછે, કે જે વેળા તે નામદાર પોતાના હાથમાંની તલવાર તેના ખભાંઉપર મુકીને ધારામુજબે થોડાક શબ્દો ઓચરેછે.

**બૅરોનેટ,** એટલેકે "ન્હાનો બૅરન." રાજા જેમ્સ ૧ લો પૈસાની ભારે તંગીમાં આવી પડવાથી, તેણે ૧૬૧૧માં આ ખેતાબ ઉભો કર્યો, અને સારાં કુળના, તથા વર્ષ દહાડે ૧૫,૦૦૦ રૂપિયાની આમદાનીવાળા ૨૦૦ ગ્રહસ્થોને તે એનાયત કીધા, પણ તે એવી શર્તે, કે તે દરેકે બાદશાહી તીજોરીમાં ત્રણ હફ્તે બધા મળી આસરે ૧૭,૧૬૦ રૂપિયા ભરવા. તેમાંનો પેહેલો હફતો સનદ લેતી વેળાએજ ભરવો. વળી તેજ વેળાએ એવું પણ નકકી કર્યામાં આવ્યું હતું, કે રાજાએ ૨૦૦ થી વધુ જણાને આ ખેતાબ બખ્શવો નહીં. અને

જેમજેમ આ ખેતાબ ધરાવનારા મરતા જાય, તેમતેમ તેઓની જગ્યાએ બીજા નવા બૅરૉનેટો કરવા નહીં; પણ આ શર્તઉપર પાણી ફરી વળ્યું છે, અને હવે દર વર્ષે નવા બૅરૉનેટો કરવામાં આવેછે. સર નિકૉલસ બૅકનને સર્વેથી પેહેલો બૅરૉનેટ બનાવ્યામાં આવ્યો હતો. આ ખેતાબ હવે પૈસાથી મેળવી શકાતો નથી. તોયે આગળનીપેઠે તે મેળવનારાઓને તેઃ સરકારી તીજોરીખાતાંમાંથી જાણે તે રકમ ભરી હોય, એવો પર્વાનો મળ્યો જાયછે. વંશપરંપરા ઉતરી આવતા ખેતાબોમાંનો સૌથી છેલ્લો ખેતાબ બૅરૉનેટનોછે. તોયે તે ધરાવનારથી કોઇ મુકરર કીધેલું મુગટ, ઝભ્ભો, કે બીજાં ચિન્હો પેહેરાતાં નથી, પણ ફકત સ્કૉટિશ બૅરૉનેટે પીળા રંગની પટીસાથે એક ચિન્હ પેહેરેછે. આ ખેતાબ ૧૬૧૯નાં સાલથી આયર્લાંડમાં પણ બખ્શવામાં આવ્યો હતો.

## નોટ ૧૨૧ મી, પાનું ૩૧૦ મું.

નિવા. રૂશિયાની એક મોટી નદીછે. તેને એક છેડે સેંટ પીટર્સબર્ગનું રાજધાની શેહેર, અને બીજે છેડે શ્લુસેલબર્ગ શેહેર આવેલુંછે. તેની લંબાઇ સઘળી મળી ૪૦ "માઇલો"જેટલીછે. તેનાં પાણીનો રોહ ઘણો ભારેછે, પણ વર્ષના પાંચ મહિનાથી પણ વધારે વખત તેમાં બર્ફ બંધાયલું રેહેછે.




